# ગુજરાત

## ચૈત્ર ૧૯૮૨ થી ભાદ્રપદ ૧૯૮૨ સુધીના
## પુસ્તક નવમાની અનુક્રમણિકા



તંત્રી

સાહિત્યસંસદ તરફથી


રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ. એલએલ. બી. એડવોકેટ.





પ્રકાશક:

ધી સાહિત્યપ્રકાશક કંપની લીમીટેડ

૫૩, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ



ઓફીસ:

"ગુજરાત" કાર્યાલય,

૧૦–૧૪, એકહાઉસ લેન, મેડાઝ સ્ટ્રીટ,

કોટ, મુંબાઇ નં. ૧.

# વિષયવાર અનુક્રમણિકા

# લેખકોની અનુક્રમણિકા

ધી "સાહિત્ય પ્રીન્ટીંગ વર્ક્સ", કોટ—મુંબાઈ





પુસ્તક ૯] અધિક ચૈત્ર ૧૯૯૨ [અંક ૧


# ગુજરાત અને યુગધર્મ

ગુજરાતે સંસ્કારનો નવો યુગ આરંભ્યો છે. તેની સંસ્કૃતિની મહત્ત્વાકાંક્ષા વધી ગઈ છે, તે સામગ્રીઓથી સમૃદ્ધ બન્યું છે.

એના પુરુષત્વમાં ત્યાગ છે ઉત્સાહ છે, ઊંડી વ્યવહારિકતા ને ઊંચી અભિલાષા છે એમાં વ્યવસ્થાશક્તિ છે ને સ્વાતંત્ર્યપ્રેમ છે; મુત્સદ્દીપણું છે અને નિશ્ચલતા છે; ભાવનાશીલતા છે અને સેવાધર્મ ને પ્રેમ છે; અને ભગીરથ તપથી માનવતા વિકસાવવાની હોંસ છે.

એના સ્ત્રીત્વમાં ફુલની સુકુમારતા છે, ને છતાં સતીની અડગતા છે. એમાં રસિકતા છે ને સંરક્ષક વૃત્તિ છે; કાવ્યમયતા છે ને તે વ્યવહારિક છતાં બુદ્ધિ સતેજ છે; ધર્માંધતા નથી છતાં, શ્રદ્ધાળુ હૃદયની શક્તિ છે; એમાં પુરુષના સમાન થવાની હોંસ છે, છતાં પુરુષને પડખેજ ઉભા રહેવાનું ડહાપણ છે; નવાનવા ઉલ્લાસો છે, છતાં દુઃખ સહન કરવાની હીંમત છે. અને પુરુષો ને સ્ત્રીઓમાં વિશુદ્ધ પ્રેમની જ્યોત જાગવા માંડી છે.

ગામેગામમાં નવયુગનું ચેતન પ્રસરી રહ્યું છે—ઘેરઘેર નવા સંસ્કારનો સંચાર થાય છે.

જાણ્યેઅજાણ્યે બધા એક ને અવિભક્ત ગુજરાતનાં અંગ બને છે; અને જેમ અંગેઅંગની એકતાનતા પરથીજ આત્મા પરખાય છે તેમ ગુજરાતી સંસ્કૃતિના પ્રતાપી આત્માની સાક્ષી દે છે. કાર્તવીર્ય ને પરશુરામની આ ભૂમિ આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ લઈ ઉભી છે; અને આર્યત્વનાં સનાતન તત્ત્વો મહત્ત્વાકાંક્ષા ને વીરતા; સ્વમાન ને સ્વાશ્રય; શુદ્ધિ, સ્વાતંત્ર્ય ને વ્યવસ્થા; તપ, શક્તિ ને સંયમ; પિતૃભક્તિ ને જીવદયા; શબ્દબ્રહ્મની સર્વાંગસેવા; અને પ્રેમ–નિર્મલ ને નિરંકુશ– આ પુરાણા નવ-આર્યાવર્તની પ્રેરણાથી દશે દિશામાં પ્રસરશે.

—'ગુજરાત-એક સાંસ્કારિક વ્યક્તિ'માંથી





ગુજરાતી સાહિત્ય પરિષદના આદ્ય સ્થાપક

**સ્વ. રણજીતરામ વા. મહેતા**

—ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસ

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# ગુજરાતી સાહિત્ય પરિષદનો ઈતિહાસ

લેખકઃ
રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,
બી. એ.

આપણે અહીં છેક પ્રાચીન સમયથી તત્ત્વજ્ઞાન અને વિદ્વત્તાના પ્રશ્નો પર વાદવિવાદ અને ચર્ચા, રાજદરબારમાં અને પંડિતોની સભામાં થતાં અને તેનાં અનેક પ્રમાણ આપણને આપણા પ્રાચીન ઇતિહાસમાથી મળી આવે છે. જનક વૈદેહીના દરબારમાં યાજ્ઞવલ્કય અને અષ્ટાવક્રે કરેલા અધ્યાત્મ વિષયક વાદો સુપ્રસિદ્ધ છે. બૌદ્ધ ધર્મમાં મતભેદ પડતાં તેના સમાધાન અને નિર્ણય અર્થે મહાન સામ્રાટ અશોકે બૌદ્ધ ધર્મીઓની પરિષદ ભરેલી અને એવી ત્રણ ચાર પરિષદો મળેલી જાણવામાં છે. વિક્રમ, હર્ષ, ભોજ વગેરે રાજાઓના દરબારમાં વિદ્વાન કવિઓનો સારો સારો સત્કાર થતો એના દાખલા આપણા સંસ્કૃત ગ્રંથો આપે છે. અને આપણા પૂજ્ય ધર્માચાર્યો, મહાત્મા બુદ્ધ, મહાવીર સ્વામી, શ્રીશંકર, ગૌરાંગ પ્રભુ, શ્રીમદ વલ્લભાચાર્ય વગેરે–એઓએ ચોતરફ ફરીને, સ્થળે સ્થળે પંડિતોની સભા ભરીને, સામા પક્ષ–મતનું ખંડન કરી, સ્વકીય સિદ્ધાંતો સ્થાપી, દિગ્વિજય કરેલા એ ઇતિહાસ પણ જેમ કીર્તિમંત છે તેમ આપણી સંસ્કૃતિ પર સારો પ્રકાશ પાડનારો છે.

વાસ્તવિક રીતે આપણી પ્રાચીન શિક્ષણ પદ્ધતિમાં શિષ્ય ગુરુ પાસે જ્ઞાન સંપાદન કરી તેમાં ઉત્તીર્ણ થએલો સારે ગણાતો કે એકાદ વિષયમાં નિષ્ણાત થઇ, તેમાં બીજા હરીફોને હંફાવે યા વિરુદ્ધ મતનું ખંડન કરી, પોતાની સિદ્ધાંતોનું પ્રતિપાદન કરે અને એ રીતે પોતાના વ્યક્તિત્વની છાપ બેસાડી, ગુરુની પ્રસન્નતા અને આશીર્વાદ મેળવે અને આપણું સંસ્કૃત સાહિત્ય તેની વિધવિધ શાખામાં આટલું બધું ખેડાયું છે અને અનેક દૃષ્ટિએ વીચારાઈને વિકાસ પામ્યું છે તે પ્રસ્તુત શિક્ષણપદ્ધતિ અને વાદવિવાદની પ્રથાને ઓછું આભારી નથી.

પરંતુ એ જ્ઞાન–પ્રણાલિકાને મુસલમાન સમયમાં જેટલો ધોકો ન પહોંચ્યો તેનાથી વિશેષ અને સખત ફટકો, અઢારમા સૈકામાં દેશમાં સર્વત્ર બંડ અને અરાજકતા વ્યાપી રહેલાં તેમજ

અજ્ઞાન અને વહેમનું સામ્રાજ્ય જામતાં, પડયો; તેથી એ જ્ઞાન પરંપરાનો સમુળગો લોપ થયો, એટલે સુધી કે આપણને આપણી સંસ્કૃતિનાં ગૌરવ અને મહત્તાનું ભાન ન રહ્યું અને વળી આપ પાછલો ઇતિહાસ પણ ભુલ્યા.

૨

ઓગણીસમી સદીની શરુઆતમાં બ્રીટીશ રાજ્ય અમલ સુદ્રઢ થતાં દેશમાં સુલેહ શાંતિ પથરાઇ રહી અને સુવ્યવસ્થા અને કાયદા કાનુનનું પ્રાબલ્ય જામ્યું. પછી ક્રમે ક્રમે શાળાઓ નીકળી કેળવણીનાં બીજ રોપાયાં; સને ૧૮૫૭ માં યુનીવર્સીટી સ્થપાઇ. આ પ્રમાણે કેળવણીનો પ્રચાર સાર્વત્રિક અને સમાન (uniform) થતો ચાલ્યો. પરંતુ સને ૧૮૫૪ના કંપની સરકારને લખી મોકલેલા ખારીતામાં નવા પધારનાર આપણા વોઇસરોય લોર્ડ અર્વીનના વડવા સર ચાર્લસવુડે અંગ્રેજી કેળવણી પામેલો શિક્ષિત વર્ગ પોતે સંપાદન કરેલા નવીન જ્ઞાનનો લાભ એમના અન્ય બંધુઓને માતૃભાષા દ્વારા આપશે, એવી આશા રાખેલી તે ફલિભૂત થઇ નહીં. અને અંગ્રેજી કેળવણીની છાપ આપણા પર એટલી સજ્જડ બેઠી કે સામાન્ય જીવન વ્યવહારમાં, હાલતાં ચાલતાં અને વાતચીતમાં ઇંગ્રેજી ભાષા સ્થાયી ઘર કરી બેઠી, એટલે સુધી કે આપણે આપણું સ્વત્વ-સ્વાભિમાન વીસરી જઇ, પાશ્ચાત્ય આચારવિચારને અનુસરવામાં રાચવા લાગ્યા, અને પાશ્ચાત્ય જીવન અને સંસ્કૃતિને જીવનનું ધ્યેય માન્યું.

પણ એ સદીનાં છેલ્લાં બે વર્ષ હીંદ માટે બહુ વસમાં દુઃખનાં ગયાં દેશમાં પૂર્વે નહીં અનુભવેલો એવો ભારે દુકાળ પડયો.

કુદરતની આફતમાંથી બચી પ્રજા હજુ જંપીને બેઠી નથી તેમાં લોર્ડ કર્ઝનના પાછળના ભાગના મોગલાઇ અમલે પ્રજાને વધારે ખળભળાવી મુકી અને ઉશ્કેરી.

અગાઉ પ્રાંત પ્રાંત વચ્ચેનું સંગઠન અને એકતા, સર સુરેન્દ્રનાથનું 'પ્રજાજીવનનો વિકાસ A nation in making' એ નામનું પુસ્તક વાંચતાં, માલુમ પડે છે કે રાજ્ય સામેની સામાન્ય ફરીઆદો અને અડચણો દૂર કરવા અને તે માટે દાદ મેળવવા અને વળી પ્રજાકીય' હક્કો સંપાદન કરવા, પ્રથમ જુદા જુદા શહેરોમાં જાહેર સભાઓ ભરી અને ઠરાવો પસાર કરીને અને પાછળથી સમસ્ત ભારત વર્ષ માટે હિંદી પ્રજાકીય કોંગ્રેસ સ્થાપીને પ્રાપ્ત કર્યા હતા.

પરંતુ હીંદી રાષ્ટ્રનું સ્વતંત્ર વ્યક્તિત્વ મેળવવા માટેની ભાવના તે માટેની ઝુંબેશ-તો રુસોજાપાનીઝ યુદ્ધ પછી અને બંગભંગના પરિણામે પ્રકટી નીકળી અને તેનો પડઘો સુરત કોંગ્રેસમાં જોશભેર સંભળાયો. ખરી હીંદી રાષ્ટ્રીય નવજીવનની શરુઆત સને ૧૯૦૪-૫ થી થઇ એમ આપણે ચોક્કસ કહી શકીએ.

૩

માતૃભાષાના વિકાસ અને અભિવૃદ્ધિ માટે સ્વ. મહાદેવ ગોવિંદ રાનાડેએ ખુબ શ્રમ ઉઠાવેલો અને તેમના પ્રયત્નથી મુંબાંઇ યુનીવર્સીટીએ સન. ૧૯૦૧-૨ માં એમ. એ. ના અભ્યાસ ક્રમમાં દેશી ભાષાને સ્થાન આપેલું. પરંતુ તેના અભ્યાસની શરુઆત છેક હાઇ સ્કુલના વર્ગથી થવી જોઇતી હતી તેને બદલે છેવટની પરીક્ષામાં તેને દાખલ કર્યાથી ઇચ્છિત પરિણામ નજ આવે એ સ્પષ્ટ સમજાય એમ છે. વસ્તુતઃ પરિસ્થિતિ એટલી વિરોધી ઇંગ્રેજી માટેના પક્ષપાત અને મોહથી ભરેલી હતી કે તે સાહિત્યની કંગાલીઅત અને અધુરા-

પણાને આગળ ધરી, દેશી માતૃભાષાની અવગણના કરવામાં પરિણામતી.

પણ દુરબીનનો દૃષ્ટિકોણ બદલાતાં જેમ જુદું જ દૃશ્ય નજરે પડે છે તેમ આપણામા રાષ્ટ્રીયત્વ અને સ્વતંત્રતાની ભાવના ઉદ્દભવતાં માતૃભાષા માટેની લાગણી સતેજ અને આગ્રહી બની તેમજ તે માટે મમત્વ બંધાયું. જનતાની મુક્તિ માટે એજ આવશ્યક સાધન લેખાયું.

ગુજરાતમાં એ નવજીવનનો સદેશો સ્વ. ભાઇ રણજીતરામે પ્રથમ ઝીલ્યો; અને તેના વિકાસ અને પ્રચાર અર્થે પ્રયત્ન આદર્યા. એમના સમાગમમાં આવેલા સૌ કોઇને સુવિદિત કે એમણે પોતાનું આખું એ જીવન ગુજરાતની અસ્મિતાને પોષવાને અને ગુજરાતની સંસ્કારિતાને જીવંત અને જાગૃત રાખવામાં વ્યતિત કર્યું હતુ. નવ ગુજરાતની એવી થોડી હીલચાલો હશે, નવ ગુજરાતની એવી થોડી સંસ્થાઓ હશે કે જેની સાથે એમનો નિકટ અને ગાઢ સંબંધ બંધાયો નહીં હોય કે જેના કામકાજ પર એમણે વધતી ઓછી પણ સજડ છાપ પાડી નહીં હોય. નવ ગુજરાતના આદર્શ સેવક અને નવજીવનના પરમ ઉપાસક તરીકે સ્વ. ભાઇ રણજીતરામનું નામ સદા યાદગાર રહેશે.



રા. મનહરરામ હરિહરરામ મહેતા,
સાહિત્ય રંજક મંડળ અને સાહિત્ય સંસદના મંત્રી

એમને સન ૧૯૦૪ માં ગુજરાત સાહિત્ય સભા સ્થાપવાની પ્રેરણા થઇ આવી અને પછી એમણે ગુર્જર સાક્ષર જયંતિઓ ઉજવવાની પહેલ કરી પણ એમના તલસતા આત્માને એટલી પ્રવૃતિથી તૃપ્તિ વળી નહીં. તેથી આપણા સાહિત્યનું કાર્ય વધારે વ્યવસ્થિત અને વેગભર્યું બને, તેનો પદ્ધતિસર અભ્યાસ અને ચિંતન થાય, અભ્યાસીઓ અને વિદ્વાનો, એક બીજાના પરિચયમાં આવી, વિચારની આપ લે અને ચર્ચા કરે, અને જ્ઞાનગોષ્ટી દ્વારા મિત્રતા સાધે એવા આશયથી યુરોપમાં ભરાતી ઓરીએન્ટલ કોંગ્રેસના ધોરણ પર ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાની યોજના તેમણે ઘડી કાઢી અને તે વીશે મિત્રો સાથે ચર્ચા કરી, તેમજ આગેવાન વિદ્વાનોના અભિપ્રાય મેળવ્યા બાદ સન. ૧૯૦૫ માં પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ ઇસ્ટરના તહેવારમાં અમદાવાદમાં બોલાવવાનું નક્કી કર્યું.

આવી જાતનું સાહિત્ય સંમેલન ગુજરાતમાં નહીં પણ સમસ્ત દેશમાં પ્રથમજ હતું મરાઠી સાહિત્ય સંમેલન તે પછી બીજે વર્ષે સન.

૧૯૦૬ માં ભરાયું હતું; બંગાલી સાહિત્ય સંમેલન બારીસાલમાં રાજકીય કૉન્ફરન્સ સાથે ભરવાનું નિયોજાયું હતું પણ કૉન્ફરન્સ વીખેરી નખાતાં, સાહિત્ય સંમેલન પણ અટકી પડયું. પછી સને. ૧૯૦૮ માં તેની બેઠક ભરવાનું બની શકયું અને હીંદી સાહિત્ય સંમેલન તો છેક સને. ૧૯૧૦ માં ભરાયું.

આમ સાહિત્ય પરિષદ બધા પ્રાંતોમાં સૌ પ્રથમ ભરવાનું માન ગુજરાતને છે અને તે માટેનો યશ સ્વ. રણજીતરામને ઘટે છે.

૪

સને ૧૯૦૫ ના તહેવારમાં પહેલી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરવાનુ નક્કી થએલું પણ અમદાવાદમાં મરકીનો ચેપી રોગ ફાટી નીકળતા, પરિષદ તેજ વર્ષમાં જુનની આખરે પ્રેમાભાઇ હૉલમાં 'સરસ્વતીચંદ્ર'ના મહાન લેખક સ્વ. ગોવર્ધનરામના પ્રમુખપદ હેઠળ મળેલી તેમાં જાણીતા બધા વિદ્વાનો પધારેલા અને સર્વ કામકાજ ઉત્સાહમા અને આનંદમાં પસાર થયેલું. તત્ત્વચિંતકને યોગ્ય શૈલીમા પ્રમુખે ગુજરાતી ભાષાના વિકાસનું ઐતિહાસિક દૃષ્ટિએ વિવેચન કરેલું અને રાસ રમનારાઓ દાંડીયાવતી તાલ લેતાં તાલ ભંગ થતાં પણ તાલ બદ્ધ બની તેમાં લીન થાય છે, તેમ સાહિત્યસેવકો પણ કરે એમ ઇચ્છેલું. વળી પરિષદમાં ઠરાવો ન કરવા વીશે પણ સૂચના કરેલી.

આ સીવાય પરિષદમાં રજુ થએલા નિબંધો-માં પ્રો. નરસિંહરાવનો 'જોડણી' પરનો નિબંધ રા. બ. કેશવલાલનો 'વાગ્ વ્યાપાર' વીગેનો લેખ, સ્વ. રણજીતરામનો 'લોકગીત' વીશેનો લેખ અદ્યાપિ મનનયોગ્ય માલુમ પડશે અને અન્ય લેખો પણ આપણા કાર્યક્ષેત્રની જુદી જુદી દિશાઓનું સારું સૂચન કરે છે.

તે વખતે એક લિપિનો પ્રશ્ન આપણે અહીં બહુ ચર્ચાતો તેનો પણ એમાં સમાવેશ કરવામાં આવેલો છે; ખાસ કરીને જોડણીના ગુંચવાઇ ગએલા પ્રશ્નનો ઉકેલ આણવા એક સબ–કમીટી નીમાઇ હતી.

આમ, પહેલી પરિષદ કેટલુંક સંગીન કાર્ય કરી તેના પ્રયોજકે જે આશા રાખી હતી તેમાં સફળતા મેળવી વીખરાઇ હતી.

બીજી પરિષદ મુબાઇમાં રા. બ. કેશવલાલ ધ્રુવના પ્રમુખપણા હેઠળ સને. ૧૯૦૭ માં ભરાએલી. પ્રમુખે તેમના વ્યાખ્યાનમાં ગુજરાતી ભાષાનો સમય છેક સિદ્ધરાજ સુધી લંબાવેલો. એજ પરિષદમાં જૈન સાહિત્ય પ્રતિ ખાસ ધ્યાન દોરાએલું. પ્રમુખે રજુ કરેલો 'પદ્ય રચનાના પ્રકાર' રા. બા. રમણભાઇનો 'અલંકાર શાસ્ત્ર' વીશેનો લેખ; રા. નરસિંહ-રાવનો 'અભિનય કળા' વીશેનો લેખ; અને રા. કૃષ્ણલાલ ઝવેરીએ બંગાલી સાહિત્ય સાથે ગુજરાતી સાહિત્યની કરેલી તુલના, તેમજ પ્રો. કરકરીઆ અને ડૉ. જીવણજી મોદીના ગુજરાતમાં આવેલા પરદેશી મુસાફરો અને ફીરસ્તે સંજાણ વીશેના લેખો કીંમતી માલુમ પડશે, જો કે રજુ થએલા બીજા લેખોમાં પણ જાણવા જેવું ઘણું છે.

ત્રીજી પરિષદ પ્રો. બળવંતરાયના પ્રયાસથી રાજકોટમાં સને. ૧૯૦૯ માં મળેલી. તે વખતે પરિષદના પ્રમુખનો પ્રશ્ન બહુ ચર્ચાએલો; અને દી. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇની પસંદગી થતાં તેઓ એક સાહિત્યકાર નહીં હોવાનો વાંધો લેવામાં આવેલો. પરંતુ દી. બા. અંબાલાલની વિદ્વતા અને ભાષા પ્રેમ માટે ભાગ્યેજ બે મત હોય. અને પરિષદના પ્રમુખ તરીકે અને તેજ અરસામાં ગુજરાત વર્નાક્યુલર સોસા-ઇટીના પ્રમુખ તરીકે તેમણે આપેલાં વ્યાખ્યાનો



ગુજરાત ]   સરસ્વતીચંદ્રના મહાન લેખક   [અધિક ચૈત્ર ૧૯૮૨

ગોવર્ધનરામ ત્રિપાઠી,

પ્રમુખ પહેલી સાહિત્ય પરિષદ, અમદાવાદ

—ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસ





રા. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ,
પ્રમુખ, બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ.

વાંચ્યાથી તેમની શક્તિ અને લાયકાતની પુરી પ્રતીતિ થશે જ. અને વળી નવા અને સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી જેણે સાહિત્યના ક્ષેત્રમાં વિશેષ કાર્ય કર્યું ન હોય તેવાની પસંદગી વખતો વખત પરિષદના પ્રમુખ તરીકે યોગ્ય થઇ પડે એવા અભિપ્રાય સાથે ઘણા સંમત થશે પ્રમુખનુ ભાષણ જેમ અનુભવપૂર્ણ અને વ્યવહારુ હતુ તેમ રાજકોટ પરિષદની કાર્ય વ્યવસ્થા અને યોજના દૂર-અંદેશી ભરેલી, વ્યવસ્થિત અને પરિષદના કાર્યને વેગ આપી તેને સ્થાયી અને પગભર કરનારી હતી અને એ પરિષદનો રીપોર્ટ જોનારને ખાત્રી થશે કે એ કાર્ય પાછળ તેના કાર્યવાહકો એ કેટલી કાળજી, ખંત, શ્રમ અને વ્યવસ્થા દાખવ્યાં છે.



રા. હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ,
સાહિત્ય પરિષદ મંડળ અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના મંત્રી

એજ વખતે પરિષદ ભંડોળ કમિટી, પરિષદ પુસ્તકાલય, પરિષદ ચંદ્રક, પરિષદ વ્યાખ્યાન માળા અને પરિષદ પ્રદર્શનની શરુઆત થએલી અને વળી પરિષદનુ કામ અને હેતું સમજાવવાને પ્રો બળવંતરાયે મોટા મોટા શહેરોની મુલાકાત લઇ જાહેર વ્યાખ્યાનો આપવાની પ્રથા દાખલ કરેલી એથી પરિષદના કાર્યને વેગ મળેલો અને તે પ્રવૃત્તિ લોકમત કેળવવામા પણ સહાયભૂત થએલી અહીં રા નરસિંહરાવે ઉપસ્થિત કરેલા પ્રેમાનંદના નાટકોનો પ્રશ્ન હજુ વિવાદગ્રસ્ત રહેલો છે.

રા. બા. રમણભાઇનો 'ગુજરાતી ભાષાનો આરંભ' એ લેખ જેમ મનનીય છે તેમ રા ડાહ્યાભાઇ પી. દેરાસરીએ રજુ કરેલો 'કાહ્નડદે પ્રબંધ' વીશેનો નિબંધ અને શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીનો 'આપણુ ઐતિહાસિક સાહિત્ય', એ લેખો જેમ ઇતિહાસના અભ્યાસની નવીન દિશા સુચવે છે તેમ તેના અભ્યાસ માટે ઉપયોગી મુદ્દાઓ રજુ કરે છે.

વળી નવી વાચનમાળા વીશે ત્યાં ઠીક ચર્ચા થએલી અને તે વાચનમાળા જેમ બને તેમ સસ્તી કીમતે વેચાય એવો પ્રબંધ થવા પ્રયત્ન કરવામાં

આવેલો; છતાં એ પ્રશ્ન પાછળથી પડતો મુકવાથી તેમાં અદ્યાપિ કંઈ પ્રત્યક્ષ પરિણામ આણી શકાયું નથી પણ તે પ્રતિ દુર્લક્ષ થવુ ન જોઇએ.

આ વખતે મીશનરી બધુઓએ પણ નિબંધો મોકલી સારી મદદ આપેલી ડૉ. ટેલરનો 'મુસલમાન સમય પહેલાંના સિક્કા' વીશેનો લેખ કીંમતી છે, તેમ બાઇબલનો ગુજરાતી તરજુમો, એ વીશેનો રેવ. સ્ટીફન્સનનો લેખ, આપણું ધ્યાન ખેંચે છે અને પારસી અને મુસલમાની સાહિત્યની પેઠે ખ્રીસ્તી ભાઇઓના ગુજરાતી સાહિત્યની પણ ગણના થવાની જરુર છે

એ પરિષદમાં ૧૦૭ નિબંધો રજુ થએલા એ બધાની તુલના કરવાનું આ સ્થાન નથી પણ બહારથી આવેલો ડૉ. દેવદત્ત ભંડારકરનો 'મેવાડના રાણાઓ' વીશેનો લેખ, આપણા પ્રાચીન ઇતિહાસના અભ્યાસ માટે મહત્વનો છે. એટલું અહીં નોંધવુ જોઇએ.

ખાસ કરીને પ્રદર્શનની વ્યવસ્થા સરસ રીતે ગોઠવી, જુના હસ્ત લિખિત સાહિત્ય પ્રતિ વિશેષ લક્ષ આપવામાં આવ્યું હતુ અને તે દિશામાં હજુ ઘણું કરવાનુ રહે છે એ આપણા સાહિત્ય રસિકોની નજર બહાર રહેવુ ન જોઇએ.

ચોથી સાહિત્ય પરિષદ સને. ૧૯૧૨ માં વડોદરામાં દી. બા રણછોડભાઇ ઉદયરામના પ્રમુખપદ હેઠળ મળેલી. તેમણે અર્વાચીન ગુજરાતી સાહિત્યની સમાલોચના કરેલી. રા. બા. રમણભાઇએ ગુજરાતી ભાષાના બંધારણ વીશે એક કીંમતી લેખ લખી મોકલેલો પ્રેમાનંદના નાટકો એ વિષય પર પણ પ્રત્યુત્તર રુપે લેખો લખાઇ આવેલા અને વળી પ્રેમાનંદનુ નાટક પણ ભજવી બતાવવામાં આવેલું; તેમજ જોડણી કમીટીનો રીપોર્ટ મંજુર રાખી તે રેકર્ડ (નોંધવાનુ) કરવાનું નક્કી થએલુ. જુના કવિઓના ગ્રંથોની એક યાદી રા. છગનલાલ વિદ્યારામ રાવળે શ્રમપૂર્વક તૈઆર કરી મોકલી આપેલી, તે કાર્ય પણ પ્રશંસાપાત્ર હતું.

પણ આ બધા કરતાં શ્રીમંત મહારાજા સાહેબે પરિષદને માન આપ્યું તે તે તેમજ ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષ માટે એક લાખ રુપીઆ બક્ષીસ આપ્યા, એ કાર્ય શ્રીમંતની કીર્તિમાં જેમ ઉમેરો કરનારું તેમ ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનારું હતુ.

સન ૧૯૧૫ માં પાંચમી સાહિત્ય પરિષદ સાક્ષર શ્રી નરસિંહરાવભાઇના પ્રમુખપદે સુરતમાં મળી હતી. તેની વ્યવસ્થા કરવા માટે સ્વ. ભાઇ રણજીતરામ એક માસ અગાઉથી ત્યાં જઇ રહ્યા હતા. રા. નરસિંહરાવનું ભાષણ ગુજરાતી ભાષાનું બંધારણ અને ઇતિહાસ જાણવા માટે બહુ કીમતી છે. તેમણે તેમાં પરિષદની ભાવના અને યોજના સંબંધી પણ સારી માહીતી આપેલી છે; સ્વાગત કમીટીના પ્રમુખ સ્વ. મધવછરામનું ભાષણ તેમની વિચિત્ર શૈલીને લીધે ખેંચાણકારક નીવડ્યું હતુ. પરિષદમાં રજુ થએલા લેખોમાં સ્વ. તનસુખરામનો ગુર્જરો વીશેનો નિબંધ, સ્વ. ભાઇ દલાલનો, 'પાટણના જૈન ભંડારો' વીશેનો નિબંધ, જુની ગુજરાતી અને જુની ગજસ્થાની વીશે ડૉ. ટેસેટોરીનો લેખ, જૈનોનું પ્રાચીન ગદ્ય સાહિત્ય; કર્મણનું સીતા હરણ; ગુજરાતમાં સ્થાપત્ય; વગેરે ઉપયોગી લેખો આવ્યા હતા; તેમજ પ્રદર્શન વિભાગમાં સ્વ. મણિલાલ બકોરભાઇ વ્યાસે રજુ કરેલો અહેવાલ પણ પ્રાચીન સાહિત્યના અભ્યાસીને ઉપયોગી અને માર્ગદર્શક માલુમ પડશે.

અહીં પરિષદ તરફથી કાવ્યની હરીફાઇ કરાવી ઇનામો આપવાની વ્યવસ્થા થઇ હતી.

છઠ્ઠી પરિષદ પાંચ વર્ષના લાંબા ગાળા પછી અમદાવાદમાં સન ૧૯૨૦ માં રા. બા. હરગોવિંદદાસના પ્રમુખપણા હેઠળ મળી હતી. એ વર્ષો દરમીઆન દેશમાં મોટા ફેરફારો થઇ રહ્યા હતા અને પ્રજા પણ નવીન ભાવના વિચાર અને આદર્શથી ખળભળી ઉઠી હતી; ખરે, પ્રજા મહાત્મા ગાંધીજીનો નવજીવનનો સંદેશો ઉત્સાહ પૂર્વક ઝીલી રહી હતી.

તે લક્ષમા લઇને અમદાવાદ પરિષદે કેટલાક ફેરફારો પરિષદના કાર્યક્રમમાં દાખલ કરેલા તેમજ પરિષદનું કાર્ય સતત ચાલુ રહે તે માટે પરિષદ મંડળની યોજના કરેલી; પરિષદમાં આવેલા નિબંધોની સારી રીતે વ્યવસ્થા થઇ શકે તે માટે વિભાગની પ્રથા પાડેલી; જનસમૂહની રસવૃત્તિ ઉત્તેજવાને જાહેર વ્યાખ્યાન માળા યોજેલી, એટલુંજ નહીં પણ કવિવર રવીન્દ્રનાથ ટાગોરને ખાસ નિમંત્રણ આપી, પર પ્રાંતના આપણા મહાન સાહિત્યકારો અને કવિઓનો સમાગમ સાધવાને નવી પરંપરા આરંભેલી

રજુ થએલા નિબંધોમાં નાગરોત્પત્તિ, પંડિત ભગવાનલાલનો એક જુનો નિબંધ, વિભાગોના અધ્યક્ષનાં ભાષણો, વિજ્ઞાન સમિતિનું કામકાજ અને જાહેર વ્યાખ્યાનો, એ બધું પરિષદની મહત્તામાં ઉમેરો કરનારું હતું. તેમજ બાળ સાહિત્ય કમીટીનો રીપોર્ટ, પર પ્રાંતની સાહિત્ય વિષયક સંસ્થાઓ અને હીલચાલોની નોંધ, બંધારણ કમીટીનો રીપોર્ટ, એ પણ એટલા ઉપયોગી માલુમ પડ્યા હતા.

પ્રમુખ શ્રી કાંટાવાળાએ પરિષદ માટે રૂ. ૧૦,૦૦૦) તેમજ તેમના મિત્ર રા નરસેશંકર તરફથી રૂ ૫૦૦૦) ની બક્ષીસ જાહેર કરીને પરિષદના કાર્યને ખુબ



૨૧. ભરતરામ ભાનુસુખરામ મહેતા,
સાહિત્ય પરિષદ મંડળના મંત્રી

પ્રોત્સાહન આપેલું અને ગુજરાતી કૉલેજનો ઠરાવ મહાત્માજીએ રજુ કરતાં અને આચાર્ય ધ્રુવે/ જરુર પડે, તેમાં માનદ કાર્ય કરવાની તત્પરતા દર્શાવતાં, પરિષદના આનંદની સીમા રહેલી નહીં.

આ પ્રમાણે ઉત્સાહ, આનંદ અને આશામાં છઠ્ઠી પરિષદ સમાપ્ત થએલી.

સાતમી પરિષદ ભાવનગરમાં ઇ. સ. ૧૯૨૪ માં ભરાઇ, ત્યાં પણ ઉત્સાહનો પર નહોતો. તેની જવાબદારી વહન કરનાર મુખ્ય વ્યક્તિ એકજ હતી અને તે રા. માનશંકરભાઇ. તેઓ શાંત અને ગંભીર પ્રકૃતિના હતા પણ સહમંત્રી રા. રમણલાલના પુરપાટ જુસ્સામાં તેઓ પણ ખેંચાતા, એટલે બધો એ ભાઇનો પરિદપદના કાર્ય માટે ઉત્સાહ હતો

પરિષદનું પ્રમુખપદ રા. બા. કમળાશંકરને અપાયું હતુ. તેમના વ્યાખ્યાનમાં કોઇ ખાસ વિશિષ્ટતા નહોતી, છતાં સાહિત્યમાં રસ લેનારાઓ માટે તે ઉપયોગી છેજ.

પરિષદના કામકાજમાં પ્રીન્સીપાલ સંજાણા વયોવૃદ્ધ થતાં ખુબ રસ લેતા, એટલુંજ નહીં પણ તેનો બોજો સારી રીતે ઉઠાવતા એજ પ્રમાણે કામકાજમાં રા. લલ્લુભાઇ શામળદાસની હાજરી અને સર પ્રભાશંકરની કાર્યદક્ષના અને ખબરદારી સૌ કોઇનું ધ્યાન ખેંચતાં. વળી વિશ્વકોષનું કાર્ય પરિષદ તરફથી ઉપાડી લેવામાં આવે તો ભાવનગર દરબાર તરફથી સર પ્રભાશંકરભાઇએ રુ. ૩૫૦૦ ની મદદ આપવાનું જણાવ્યું હતુ. એ પણ નાનોસુનો લાભ નહોતો.

છેવટે પૂર્વે લખ્યું છે તેમ જૈન વિભાગ એ ત્યાંની ભાવનગરની વિશિષ્ટતા હતી. રાત્રિના કથાવાર્તા અને લોકગીત સાંભળવાના પ્રસંગો એ નવીન તત્ત્વ ત્યાં ઉમેરાયું હતું અને એ કાર્યક્રમ બહુ પ્રિય થઇ પડયો હતો. ખાસ કરીને પરિષદ મંડળ સ્થાપવાને થએલો છેવટનો ઠરાવ તેમજ જોડણીનો પ્રશ્ન ઉકેલવાનો બતાવવામાં આવેલો આગ્રહ, એ ત્યાંનાં યાદગાર સ્મરણો રહી જશે અને તેનો યશ ભાવનગર પરિષદનેજ છે.

૫

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ ચાલુ સાલે ઇસ્ટરના તહેવારમાં મુંબાઇમાં મળશે તે વખતે પરિષદ સ્થપાયાને ૨૧ વર્ષ પુરાં થશે, એટલે કે કાયદાની દૃષ્ટિએ પણ તે પોતાની વ્યવસ્થા સ્વતંત્ર રીતે ઉપાડી લેવાને યોગ્ય ગણાશે.

પરિષદનો જન્મ થયા પછી લોકભાવના તદ્દન બદલાવાની સાથે સમાજજીવન પણ પલટાઇ ગયું છે અને અત્યારે પ્રજા નવજીવનથી ખળભળી ઉઠી, તેની મહત્ત્વકાંક્ષા વધી છે એટલુંજ નહીં પણ પોતાનાં રાષ્ટ્ર અને સંસ્કૃતિ માટે મગરુરી લેતી થઇ છે.

આ નવા સંજોગોમાં પરિષદ વખતોવખત વિદ્વત્તા અને જ્ઞાનની ચર્ચા અને વિચાર વિનિમય અર્થે મળે એ બરોબર છે પણ તે સાથે તેના અંગે એક સ્થાયી મંડળ અસ્તિત્વમાં આવી, આપણી જરુરીઆતો પુરી પાડવાને ઘટતાં પગલાં લે એ પણ એટલું અગત્યનું છે.

પરિષદ નવું સાહિત્ય હુકમ કરી ઉત્પન્ન ન કરાવી શકે એ ખરું છે, પણ તે આપણા સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિનાં અભ્યાસ, સંશોધન અને વૃદ્ધિ અર્થે, ફેલોશીપ કે સ્કોલરશીપો સ્થાપી ઉત્તેજન આપી શકે; તે દ્વારા ઘણું સંગીન કાર્ય કરી શકે.

વળી આપણા સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિના અવશેષો, જેવા કે હસ્તલિખિત પુસ્તકો સીક્કા, કીંમતી અને નાદર પુસ્તકો, તામ્રપટો, લોકગીત, લોકકથા વગેરેના સંગ્રહ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૩]



ગુજરાત ] [ અધિક ચૈત્ર ૧૯૮૨

રમણલાલ ક. યાજ્ઞિક

—ગુજરાતી સાહિત્ય પરિષદનો ઈતિહાસ



 સત્કાર મંડળના પ્રમુખ 

શ્રીમાન કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઇ

—ગુજરાતી સાહિત્ય પરિષદ્‌નો ઈતિહાસ

# સાહિત્યરસિકોને આવકાર

—o—

લેખક.
રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

સાહિત્યપરિષદના સભાસદો, સન્નારીઓ તથા સદ્‌ગૃહસ્થો.*

આજથી શરુ થનારી ગુજરાતી સાહિત્ય-પરિષદને અંગે નીમાએલા સત્કારમંડળ તરફથી આપને સૌને હું ખરા દીલથી આવકાર આપું છું. બાનુઓ અને ગૃહસ્થો, આ અતિ વ્યવસાયી શહેરને અંગે રહેતી ઘણી મુશ્કેલીઓને લીધે તમારું આતિથ્ય અમારે જેટલી સારી રીતે કરવું જોઇએ તેટલી સારી રીતે કરી શકયા નથી એ અમે સમજીએ છીએ. રાજકોટ, વડોદરા કે ભાવનગરનાં જેવાં માત્ર સરભરાજ કરવાને ટેવાઇ રહેલાં સરભરાખાતાં અમારી પાસે નથી, અને તેથી મુકાબલે અમારી વ્યવસ્થામાં એટલી ન્યૂનતા રહી છે, એ અમે સમજીએ છીએ, પરંતુ તમને આવકાર આપવામાં અમારા અંતઃકરણની લાગણીઓ તીવ્રતામાં કોઇ રીતે ત્યાંના વ્યવસ્થાપકોની લાગણીઓથી ઉતરતી, નથી, એ બાબત હું તમને પુરેપુરી ખાત્રી આપું છું. છતાં આપને સૌને કોઇ રીતે અગવડ પડી હોય તો તેની અમારા મનના ખરા ભાવ તરફ જોઇ અમને ક્ષમા આપશો.

આજે લગભગ ઓગણીસ વર્ષે ગુજરાત કાઠીઆવાડનાં સાહિત્યવિલાસી નગરોનું આતિથ્ય સ્વીકારી ગુજરાતી સાહિત્યપરિષદ ફરી અમારે આંગણે પધારી છે. દરમ્યાન મુબાઇ શહેરમાં ઘણા ઘણા ફેરફારો થઈ ગયા છે. કવિ નાનાલાલ મુંબાઇ માટે સાચુંજ કહે છે, કે અહીં—

> નિત્ય નવ ખીલે ફુલે અભિરામ,
> લક્ષ્મી મ્હોર્યે લક્ષ્મીના ધામ;

અહીં નિત્ય નિત્ય ફેરફારો થતાજ જાય છે, રોજ ને રોજ કૈંક ને કૈંક નવીનતા નજરે પડે છે. તો પછી આવા લાંબા અરસામાં તો મહત્વની ઉથલપાથલ થયા વગર રહેજ કેમ? છતાં સદ્‌ભાગ્યે તે વખતે પરિષદની બેઠકને ફત્તેહ બનાવનાર મંડળનો મોટો ભાગ આજે પણ એ શુભ કાર્યને સહાય કરવા હયાત છેઃ પ્રોફેસર ગજ્જર, મણિશંકર ભટ્ટ, રણજીતરામ ભાઇ હાજી મહમ્મદ, આદિ સમર્થ સહાયકોને

---

* આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઇ ૧-૪-૨૬ના સત્કાર મંડળના પ્રમુખપદેથી આપેલાં ભાષણમાંથી સારરૂપ.

અમે ગુમાવ્યા છે. પરંતુ ઇશ્વ રકૃપાથી તે સમગ્રે પણ પરિષદના કાર્ય માટે ભગીરથ પ્રયત્ન કરનાર શેઠ સાહેબ પુરુષોત્તમ વિશ્રામ માવજી, રા. વિશ્વનાથ વૈદ્ય, ભાઇ નગીનદાસ માસ્તર, જેવાઓ હજુ તેવીજ લાગણીથી અમને મદદ કરવા કમ્મર કસી મંડ્યા રહ્યા છે, એ માટે અમારે પ્રભુનો પાડ માનવાનો છે.

આપણા સાહિત્યની સર્વાંગે ઉન્નતિ એ આપણી પરિષદનું ધ્યેય છે. એ ધ્યેયને આપણી સાહિત્યરસિક વ્યક્તિઓએ લાંબા કાળથી પોતાની દૃષ્ટિ આગળ રાખી કામ કર્યું છે. પ્રેમાનંદના અંતઃકરણને જે "ધગશ" ધગધગાવતી હતી તે જ "ધગશે" કવિ નર્મદાશંકરના અંતઃકરણને પણ હચમચાવી મુકયું હતું, અને હાલના સમયમાં પણ જે સેંકડો પુસ્તકો લાંબી નવલકથાઓ, નાની નાની વાતો, કાવ્યના ગ્રંથો, ચોપાનીઆં, ખબરપત્રો, દિનપ્રતિદિન પ્રસિદ્ધિ પામતાં જાય છે, તે પણ એજ "ધગશ"ની સાક્ષી પુરે છે. "સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે ધારો ગિરી ગુર્જરી" * થી માંડીને "સિદ્ધરાજના રંગ"થી—

'પણ અધિક સરસ રંગ ગરો સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાન્હ શોભશે. વીતી ગઈ છે રાત.

અને

"હીંદુ, મુસલમીન, પારસી સર્વે,
માત! અમે તુજ બાળ
અંગ ઉમંગ ભરી નવ રંગે,
કરીએ સેવા સહુ કાળ,"

એ શ્લોકો, ત્રણસે વરસના અરસામાં ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષનો પ્રવાહ સતત વહ્યા કર્યો છે તેના સાક્ષીભૂત છે. એ પ્રવાહ હજુ પણ "જ્વલંત, જીવંત" છે, અને તેની સાબીતી એ આજથી શરુ થતી આપણી પરિષદ.

એ પ્રવાહે આપણા સાહિત્યના ઇતિહાસમાં જુદે જુદે વખતે જુદા જુદા રંગ દેખાડ્યા છે; દયારામના વખત સુધી તેને મુખ્યત્વે ધાર્મિક પૌરાણિક વિષયનો રંગ લાગેલો, નર્મદાશંકર દલપતરામના વખતમાં, સંસાર સુધારા જેવા વિષયોને એને રંગ લાગેલો, વળી હાલના સમયમાં નવલકથા, નવલિકા, માસિકો, વાર્તાસાહિત્ય વગેરેના રંગથી એ પ્રવાહ રંગાએલો જણાય છે; પરંતુ એ વિવિધતા છતાં પણ એક વાત તો નિઃશંક તેમાંથી જણાઇ આવે છે. અને તે એ કે—"વીતી ગઇ છે રાત ઉર પ્રભાત સમા અજવાળાઇ, અંધકાર ટળી જતો જાય છે. તમસો મા જ્યોતિર્ગમય, એવું પ્રાર્થવાની સ્થિતિમાંથી જો કે હજી આપણે છુટા થયા નથી, તો પણ સેંકડો વર્ષથી નજર આગળ રાખેલું ધ્યેય તો આપણે ચુકયા નથીજ.

પરંતુ હજુ જે કરવાનું રહ્યું છે તેને મુકાબલે જે થયું છે તે ઘણું થોડું છે. હજુ માત્ર પાયો પુરાયો છે, ચણતરકામ બધું બાકી છે, અને તે કામમાં મદદ આપવાને ઘણી વ્યક્તિઓ, ઘણી સંસ્થાઓ, ગુજરાતી ભાષા બોલતા વર્ગો ગુજરાત અને ગુજરાતની બહાર, ભરતખંડની બહાર વસતા ગુજરાતીઓ, સ્ત્રી અને પુરુષ બંને મથી રહ્યાં છે. ઢાંકેલા વાસણમાંના ઉકળતા ખળખળતા પાણીમાંથી જેમ વરાળ બહાર પડવાને મથે છે, તેવી હમણાંની આપણી સ્થિતિ છેઃ એ વરાળને સીધે રસ્તે દોરી આપણને ઉપયોગી થઇ પડે એવી રીતે વાપરવી, એ આપણા સાહિત્યમાં રસ લેતી વ્યક્તિઓ અને સંસ્થાઓની ફરજ છે. અગ્નિ મંદ પડી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૯૫].

* આ પંક્તિ પ્રેમાનંદની કૃતિ છે કે નહીં તે જુદી વાત છે, પરંતુ પોતાની ભાષાની ઉન્નતિ માટેની એની લાગણીનું પ્રતિબિંબ એમાં હુબહુ પડે છે.



# સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી†

લેખક:

**રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ**

સાહિત્યરસિક સન્નારીઓ અને સજ્જનો,

ગુજરાતી સાહિત્ય પરિષદની આ બેઠકના પ્રમુખપદે મારી પસંદગી કરવામાં આવી તે માટે હું કૃતજ્ઞ છું.

આ સાહિત્ય પરિષદનો જન્મ થયાને એકવીસ વર્ષ થયાં છે, અને કાયદાએ મનુષ્યની જાત માટે ઠરાવેલી અવધિ પ્રમાણે આ પરિષદની પુખ્ત તથા લાયક ઉંમર થઈ છે. આ પ્રસગે પરિષદની બાલ્યાવસ્થાના અનુભવ તરફ કંઈક અવલોકન કરવાનું પ્રાપ્ત થાય છે.

સાહિત્ય પરિષદ ભરવાની યોજના પ્રથમ ઉપસ્થિત કરનાર સ્વ. રણજીતરામ વાવાભાઈ મહેતા આજે આ લોકમાં દુર્ભાગ્યે હયાત નથી. એમના અકાલ અવસાનથી ગુજરાતને ભારે ખોટ પડી છે. યુરોપમા મળતી ઓરીએન્ટલ કૉન્ગ્રેસને ધોરણે મળનારી સંસ્થા ગુજરાતમાં પણ થાય એ તેમની ઉત્કટ ઇચ્છા હતી. ગુજરાતી ભાષાના વિદ્વાનોની વિદ્વત્તાનો નિષ્કર્ષ એકત્ર કરી તે સુલભ અને ફલદાયક કરવાનો આ ઉદ્દેશ જેમ મોટી આકાંક્ષાઓ ભરેલો છે તેમ તેમાં સાહસ પણ રહેલું છે. મહત્ત્વની આકાંક્ષાથી જેમ ઊર્ધ્વ ગતિની વૃત્તિ થાય છે, તેમ આ કાર્યમાં જોખમ રહેલું છે કે આનુષંગિક ફલરૂપે એવા સંજોગો ઉત્પન્ન થાય કે વિમાર્ગની દિશામાં ઘસડી જનારાં બળની પ્રવૃત્તિ થાય.

સાહિત્ય પરિષદને વિમાર્ગે તાણી જનારાં બળ આ રીતે પ્રવર્તિત થયાં છે. સાહિત્ય પરિષદના જન્મથી થએલા ઉમંગને લીધે કેટલાએકને એવી ઇચ્છા થઇ કે જે જે સાર્વજનિક પ્રવૃત્તિઓ

† આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઈમાં તા. ૨-૪-૨૬ ના રોજ પ્રમુખસ્થાનેથી આપેલા ભાષણમાંથી સારરૂપ

વિશેષ આગળ કરવા જેવી પોતાને જણાતી હોય તેનો સાહિત્ય પરિષદના પ્રયોજન સાથે સબધ હોય કે ન હોય તોપણ તે સૌનો સાહિત્ય પરિષદમા સમાવેશ કરવો આ રીતે નીશાળોનો અભ્યાસક્રમ સાહિત્ય પરિષદના કાર્યક્રમમા દાખલ કરવાનો કેટલાકે આગ્રહ કર્યો છે વક્તૃત્વકળાનુ ઉત્તેજન સાહિત્ય પરિષદે માથે લેવુ જોઇએ એમ કેટલાકને અભિલાષા થઇ છે હીંદુસ્થાનના ભાષા પ્રમાણે પ્રાન્તવિભાગ પાડવાની યોજના સાહિત્ય પરિષદે હ થમા લેવી જોઇએ એમ કેટલાક તરફથી સુચના થઇ છે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એક છે એ ચર્ચા સાહિત્ય પરિષદે કરવા જેવી છે એમ કેટલાકને લાગ્યુ છે પુનર્જન્મનો પ્રશ્ન સાહિત્ય પરિષદે ઉપાડી લેવો જોઇએ એમ એક તરફથી સુચના થઇ છે સાહિત્ય પરિષદનુ વિશેષ કાર્ય પૃથક રીતે હાથમા લેવાના હેતુની આ સર્વ પ્રયાસોમા વિસ્મૃતિ થાય છે જે કાર્યો સગ્ન લાગે તે સર્વ એક સસ્થામા જોડાયાથી સર્વ સ્થળે છે એ આવા પ્રયત્નમા ધ્યાનમા રહેતુ નથી

પરિષદના કાર્યમા ક્ષતિ કરનાર બીજો એક અવરોધ એ ઉત્પન્ન થયો કે સાહિત્ય પરિષદનુ લક્ષ્ય વિદ્વત્તા ઉપર છે એ ભુલ ઈ જઈ કેટલેક સ્થળે એવી માન્યતા થઈ છે કે સારા માણસને અમુક માનની પદવી આપવાનુ માથે લેવુ એ પરિષદનુ કાર્ય હોવુ જોઇએ તે માટે, અમુક વિદ્વત્તાભર્યું કાર્ય અમુક મનુષ્યે કર્યુ હોય તે લક્ષમા લેવા ઉપરાત અમુક કાર્ય અમુક મનુષ્યે નથી કર્યુ છતા તે કરવા તે સમર્થ છે અથવા ઇન્તેજાર છે તે લક્ષમા લઇ પરિષદે તેને ધન્યવાદ આપવો અથવા પદવી આપવી એવી કેટલાકને તીવ્ર ઇચ્છા થઈ છે

એક ગુચવાડો 'સાક્ષર' શબ્દથી થયો છે પરિષદે એ શબ્દનો પ્રચાર નથી કર્યો, પરિષદ સ્થપાયા પહેલા એ શબ્દ ગુજરાતમા વપરાવા લાગ્યો છે, પરતુ પરિષદની સ્થાપના થયા પછી સામાન્ય વ્યવહારની ભાષામા એ શબ્દ વિશેષ મહત્ત્વ પામ્યો છે, ઘણા લેખકોને એવી ઇચ્છા થઇ છે કે અમે 'સાક્ષર' છીએ એવુ ઘોષણ પરિષદ તરફથી થવુ જોઇએ જેઓ વિદ્વાન લેખકો નથી એવા ઘણાને આવી ઇચ્છા થવા લાગી છે, અને, 'સાક્ષર' કયા માણસને કહેવા એ બાબતમા સાહિત્ય પરિષદે કે પ્રયાસ નથી કર્યા સાહિત્ય પરિષદે અમુક મનુષ્યોને સાક્ષર કહ્યા, અમુકને નિરક્ષર કહ્યા એવુ બન્યુ નથી, તે છતા જેમને એમ લાગે છે કે અમને 'સાક્ષર' પદવી નથી અપાતી એ માટે પરિષદ જવાબદાર છે તેઓ પરિષદ અમુક પક્ષની છે—પરિષદમા વાડા છે એવો પુકાર કરે છે સામાન્ય વાચકો અમુક લેખકોને 'સાક્ષર' કહે કે ન કહે તે એ વાચકોની ખુશીની વાત છે જેમને વાચકો તરફથી પોતાની એ પદવીનો અગીકાર કરાવવો હોય તેઓ વાચકોની રુચિ સપાદન કરે, પણ એ સબધમા સાહિત્ય પરિષદને માથે શી રીતે જવાબદારી આવે ? પરિષદ તરફથી કોઇ લેખકોના લાભમા કે વિરુદ્ધ કે વિવેચન કરવામા આવતુ નથી પરિષદમા સામીલ થવાની સૌને છુટ આપવામા આવે છે પરિષદમા સામેલ થવાની કોઇને ના કહેવામા આવતી નથી પરિષદમા સામીલ થનાર પુરુષોએ પરિષદ બહાર અમુક વિચાર દર્શાવ્યા હોય તે ઉપરથી પરિષદને માથે જવાબદારી ઠરાવી શકાય નહીં આમ છતા પરિષદ અમુક પક્ષનેજ સ્વીકાર કરે છે એમ શા ઉપરથી કહી શકાય ?

સોનાની શી ગણતરી ? અમુક ગૃહસ્થ સાહિત્ય ના અમુક કામ માટે અમુક રકમ આપવા તૈયાર છે માટે તેને પરિષદના પ્રમુખપદે પસંદ કરવા જોઇએ એ દલીલ પણ આવે પ્રસગે થઇ છે

આ સંબંધે અહીં એટલુંજ કહીશું. જેને પોતાના લેખની ઉત્તમતાનો સ્વીકાર કરાવવો હોય તેને માટે એજ માર્ગ છે કે તેણે ઉત્તમ લેખ લખવા; બીજુ બધુ પોતાની મેળે થઇ રહેશે. પરંતુ શીશીમાં પાણી ભરી તેના પર 'શરબત'ની ચીટ્ઠી ચોઢાવવાનો આગ્રહ કરવો કે લોક એ રીતે પાણીને શરબત ગણી પી જાય અને શીશીમાંના પાણીની પ્રશંસા કરે એ વ્યર્થ છે ચીઠ્ઠીઓ ચોઢી માણસોને વિદ્વાન બનાવવાની પરિષદમાં શક્તિ નથી

ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ એ સાહિત્ય પરિષદનું લક્ષ્ય છે. ભાષા અને સાહિત્યનો ઉત્કર્ષ ભાષા અને સાહિત્યમા પ્રવૃત્તિ કર્યાથી અને તે કાર્યમાં શિષ્ટતા સંપાદન કર્યાથી થાય છે. બીજાં ધોરણો આ વિષયમાં નિરર્થક છે એ વસ્તુસ્થિતિનો અનાદર કર્યાથી ઉપર કહ્યાં તેવાં પરિણામ થાય છે. શિષ્ટતા ઉપર આગ્રહ કરવાની આવશ્યકતા છે. શિષ્ટતાની સંપત્તિ માટે લેખમાં જે અંશો જરુરના છે તેની ગણના કૈંક આમ થઇ શકે: (૧) બહુશ્રુતપણાના સંસ્કાર ઉત્તમ ઉત્તમ લેખોનાં વાંચન, અભ્યાસ તથા વિવેચનથી વિદ્વત્તાના સંસ્કાર કેળવ્યા વાણી અને વિચારની શુદ્ધતા, સામર્થ્ય અને ઉદાત્તતા. વિચારના તત્ત્વમાં અને તેનાઉચ્ચારણમાં નિર્મલતા ન હોય ત્યાં જુગુપ્સા ઉત્પન્ન થાય છે જેમાં ઉદાત્તતા ન હોય, વાચનારા કે સાંભળનારાના ચિત્તને ગ્રહણ કરવાની અને ઉચ્ચ માર્ગે દોરવાની તથા ઉચ્ચતાનું દર્શન કરાવવાની શક્તિ ન હોય તે મોળું, નિર્વીર્ય થઇ પડે છે. (૩) અપૂર્વતા અને કલ્પનામયતા. લેખકોનો કોઇ ખાસ સંદેશો છે, તેના વક્તવ્યમાં અથવા ઉક્તિપ્રકારમાં કૈં નવીનતા છે, તેના ચિત્તે કૈં ઉત્પન્ન કર્યું છે, અર્થને પ્રકાશિત કરવા કે કલ્પનોનો આશ્રય કર્યો છે, એમ લાગે ત્યાં સુધી આકર્ષતા નથી આવતી. (૪) વિષયનિરુપણ ગંભીરતાવાળું અને સમતોલપણાવાળું હોવું જોઇએ. વિષયના નિરુપણમાં ઉછાંછળું, તોછડાપણું, બાલિશતા, પક્ષપાતીપણું, વિવેકહીનતા અથવા અવિચારી અત્યુક્તિ જણાય ત્યારે તેનું સામર્થ્ય ન્યૂન થાય છે, લેખ ઉપર માનવૃત્તિ થતી નથી અને તેનું લખાણ આદરને પાત્ર થતુ નથી, તથા નિરુપણ અસર કરી શકતું નથી. (૬) લેખન-શૈલીમાં ઓજસ્ પ્રસાદ તથા માધુર્ય હોવાં જોઇએ સંસ્કૃત અલંકારશાસ્ત્રમાં લેખનના આ ગુણો આવશ્યક કહ્યા છે. ઓજસથી શૈલીમાં વીર્ય, ચિત્તનો વિસ્તાર કરનારી દીપ્તિ તથા સ્ફુર્તિ આવે છે અને તે વિના મંદતા વ્યાપે છે. પ્રસાદથી અર્થની સ્પષ્ટતા થાય છે, ભાષામાં નીતર્યા પાણી જેવી સ્વચ્છતા અને વિશદત્વ આવે છે. તે ન હોય તો લેખન ડોહોળાઇ ગએલુ લાગે છે. એકને બદલે અનેક અર્થનો ભાસ થવાથી ગુંચવાડો થાય છે, અને અર્થરહિતતાની શંકા નડે છે માધુર્યથી ભાષામાં મીઠાશ આવે છે, નિરુપણ રમણીય લાગે છે. તેની રુચિકરતાથી મનોરંજકતા વ્યાપે છે તથા નિરુપણ આકર્ષક થાય છે આ રીતે આ ગુણો લેખનમાં આવશ્યક છે

આપણો મુખ્ય ઉદ્દેશ સાહિત્યના ઉત્કર્ષ માટે કરવાના પ્રયાસનો છે "સાહિત્ય" શબ્દની વ્યાખ્યાનું એ માટેજ મહત્વ છે. ભાષાનો ઉત્કર્ષ સાહિત્યના ઉત્કર્ષ સાથે સંકળાએલો છે બંનેનો વિચાર તથા બંનેનો પ્રયાસ એક બીજાને અવલંબીને થાય છે. ઉત્તમ લેખ લખવામાં રોકાએલું મન પોતાના એ પ્રયાસની સાથેજ ઉત્તમ ભાષા લખવાના પ્રયાસમાં રોકાય છે. જેમ ઉંચા પ્રકારની ભાષા લખવાની શક્તિ વિના ઉંચા પ્રકારના લેખ લખી શકાતા નથી, ભાષા ઉપરનાં કાબુ વિના

લેખન ઉપર–વિચારપ્રકાશન ઉપર–કાબુ આવતો નથી, તેમ ઉંચા પ્રકારના લેખ લખવાની સાથે ઉંચા પ્રકારની ભાષા આપોઆપ લખાય છે, લેખની શક્તિ અને ભાષાની શક્તિ સાથે સાથે પ્રવર્તે છે, કારણ કે, વિચારની ઉત્કટતા અથવા લાગણીની તીવ્રતા બહુશ્રુતપણાનાં બીબાં રજુ કરે છે અને એ બીબાંમાં છપાઇ છપાઇને એ ઉદ્દ્ગાર બહાર પડે છે, અને એ બીબાંમાં શિષ્ટ વાણી અન્તર્ભૂત રહેલી હોય છે, તે એવે પ્રસંગે પોતાનુ બળ બહાર પાડે છે. શિષ્ટ લેખકોની જે વાણી ચિત્તને પ્રેરવામાં સહાયભૂત હોય છે તે વાણી પોતાનું મિષ્ટ સ્વરુપ સ્ફુરણ પામી મૂર્તરૂપ ગ્રહણ કરતા વિચારોમાં ભેળે છે જેઓ બહુશ્રુતપણાના સસ્કારથી રહિત હોય તેઓ વિચારની ઉત્કટતા અથવા લાગણીની તીવ્રતાને વશ થઇ લેખ લખવાના પ્રયાસ કરે ત્યારે વગર કેળવાયેલા વિચારમા રહેલી સરકૃત વાણીની અશક્તિ તેમના પ્રયાસને નિષ્ફલ કરે છે, અથવા, તેમના ઉદ્દ્ગાર અજ્ઞાન તથા ગ્રામ્યતા ભરેલા, અપરિપકવ તથા તથા કઠોરરુપે અર્થાત્ અશિષ્ટ સ્વરુપે બહાર પડે છે

આ માટે, સાહિત્યના દ્વારમાં બહુશ્રુતપણાના સંસ્કાર ઉમરા પર રહેલા છે. અસંસ્કૃત વિચારોનો ઢગલો વાણીમય થાય તોપણ તેવા વિચારોની અસંસ્કૃત વાણી સાહિત્યમાં સ્થાન પામતી નથી લોર્ડ મોર્લી પ્રથમ સાહિત્યમા કેળવાયા પછી રાજકીય વિષયમા તેમની પ્રવૃત્તિ થઇ ત્યારે તેમના સાહિત્યસંસ્કારોએ તેમના સાહિત્યના સંસ્કાર તેમા છપાયા નહોતા. ગુજરાતી સાહિત્યમાં એ સાવચેતી રાખવાની છે કે ધાર્મિક અથવા રાજકીય વિચારોના લખાણના ઢગલામાં બાહુલ્ય હોય છતાં બાહુલ્ય જાતેજ જે લખાણને સાહિત્યમાં ઉંચું સ્થાન અપાવવા સમર્થ નથી તે વિચારો પ્રકટ કરનારના અનુયાયીઓના ઉત્સાહથી એવા લખાણમાં સાહિત્યોચિત ઉચ્ચતા પ્રાપ્ત થતી નથી. સાહિત્યમાં બહુશ્રુતપણાના સંસ્કારથી આરંભ થાય છે અને શિષ્ટતાથી ઉચ્ચ રૂપ બંધાય છે. એવી શિષ્ટતા વગરની વાણીને સાહિત્યમાં ઉંચું સ્થાન આપવાની માગણી સાહિત્યનો અપકર્ષ કરે છે.

આ માટે એ આગ્રહ કરવાની જરુર છે કે ગુજરાતી લેખકો બહુશ્રુત હોવા જોઇએ. કોઇ પણ મરાઠી સુપુસ્તક ઉઘાડીને વાંચીશું તો લેખકની વિદ્વત્તા પ્રથમ આપણા ચિત્તનું આકર્ષણ કરે છે. વર્તમાન ગુજરાતી સાહિત્યમાં વિદ્વત્તા હાલ આદર્શરૂપે ગણાતી નથી એ શોચનીય છે વર્તમાન પત્રોમાં વપરાતી શૈલી અને ભાષા તે સાહિત્ય માટે આદર્શભૂત થઇ શકે નહીં. મરાઠી વર્તમાનપત્રોમાં વિદ્વતાના સંસ્કાર સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે તે સ્થિતિ પણ ગુજરાતીમાં નથી.

સાહિત્ય પરિષદમાં વિદ્વતાભર્યા લેખ રજુ થતા તેથી રસિકતા અને વિદ્વત્તાનો શોખ જાગ્રત થવો જોઇએ, પણ, વિવેચકોની વિવેચનપદ્ધતિ તે સર્વને રદ કરે છે. વર્તમાન પત્રોની પદ્ધતિએ થતુ વિવેચન નિબંધોના વિષય તથા તેમાંની ચર્ચાની અવગણના કરે છે અને સાહિત્ય પરિષદની વ્યવસ્થાનેજ પ્રધાનતા આપે છે કોઇ નિબંધના લેખક વીશે આ વિવેચનમાં ચર્ચા કરવામાં આવે છે તો તેણે દર્શાવેલા વિચારોના સ્વરૂપ વીશે નહીં પણ તેની બોલવાની રીત, તેના દીદાર અને તેની નાતજાત વીશે ચર્ચા કરવામાં આવે છે. આ રીતે વિદ્વત્તાનું વાતાવરણ ઉભું કરવામાં કે સહાયતા થતી નથી અને વિદ્વતાનો વિષય

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૯૯]



# ગઈ કાલે શરુ થએલો ગુજરાતી સાહિત્યનો નવો યુગ

અથવા

## જુની સંસ્કૃતિનો અસ્ત અને નવીન સંસ્કૃતિનો ઉદય


લેખક:

રા. ખટુભાઇ લાલભાઇ ઉમરવાડીઆ

સભ્ય, સાહિત્ય સંસદ.


### ૧. જુના યુગની મર્યાદા

આપણા સાહિત્યમાં નવીન યુગ શરુ થયો છે એમ તો બધા સ્વીકારે છે. એ યુગની આરંભતિથિ બધા નર્મદના વખતથી લેખે છે. જેમને હું પૂજ્ય માનું છું એવા કેટલાક સાહિત્યસ્વામીઓ પણ એવુંજ કહે છે એટલે એમ નથી લાગતું એવું છચોક મારાથી કહેવાય એમ નથી છતાં એ વીશે મારા એક બે વિચારો પ્રકટ કરવાની ધૃષ્ટતા કરું છું

હું જાણું છું કે નર્મદના વખત પછી ગુજરાતી જીવનના રંગો બધા બદલાયા છે. જીવનમાં ગુપ્ત રહેલું જોમ પ્રકટ થયું છે. પ્રજાની ભાવના અને કલ્પના સતેજ થઇ છે. જીવનનો ઉત્સાહ પ્રકટયો છે. લોકદૃષ્ટિની મર્યાદા વિશાલ થઇ છે. જીવન અને સાહિત્યનાં કેટલાંક અતુટ મનાએલાં બંધનો ત્રુટી ગયાં છે; તથા ભાષા–શૈલી અને રસની સમૃદ્ધિ વધી છે. નર્મદથી શરુ થતા કાળમાં આવું આવું ઘણું થયું છે એટલું તો સ્વીકારી શકાય એવું છે. તે છતાં મને લાગે છે કે ગઇ કાલથી શરુ થએલા નવા મન્વંતરનો મનુ નર્મદ નહીં. નર્મદ અને તેની પછીના સાહિત્યકારોનું કાર્યક્ષેત્ર વિશાલ અને સજીવ થયું એ ખરું, પણ એ મધ્યકાલીન સાહિત્યની સરખામણીમાં અને તેમાં પણ મને ખાસ નવીન તત્ત્વો ઉમેરાયાં હોય એમ નથી લાગતું. વધુ ચર્ચા અગાઉ એક દૃષ્ટાંત આપવાનું મન થાય છે. એક માણસને જુદી જુદી અવસ્થાઓ પ્રાપ્ત થાય છે; પરમદહાડાનો બાળક કાલે યુવાન હતો, આજે વૃદ્ધ થયો છે. એક દૃષ્ટિએ જોતાં પરમ દિવસે કે કાલે તે હતો એવો આજે નથી રહ્યો એ તો દેખીતું છે. છતાં તે એનો એ માણસ છેઃ એનું કુટુંબ, વતન, ટુંકમાં એનો સંસાર એનો એ રહ્યો છે. બીજી બાજુથી એ માણસ ધર્મફેર કરે કે કાયમને માટે દેશફેર કરે તો, એનો જુનો સંસાર લુપ્ત થાય છે ને એ નવા સંસારમાં

પ્રવેશ કરે છે. મને લાગે છે કે નરસિંહ મહેતાથી માંડી છેક ગઈ કાલના સાહિત્યકારો એ બધા એકજ સનાતનના માનવીઓ છે. કારણ કે એ બધાના જીવન અને કવનમાં એકજ સંસ્કૃતિની રસધારા, ભલે જુદા જુદાં રૂપ ને પ્રમાણમાં છતાં એકજ મૂલ સ્વરૂપમાં દેખાય છે એકજ આર્ય-સંસ્કૃતિનાં એ બધા સુંદર ફુલો છે. એમના રંગ જુદા છે પણ સુગંધ એની એ છે. જુની સંસ્કૃતિના મુખ્ય મુદ્દાઓ ધ્યાનમાં રાખીએ તો આ વાત સ્હેલથી સમજાય એવી છે. તાજેતરમાં[1] ગ મુનશીએ જે ધોરણોએ આ વિષય તપાસ્યો છે તેજ ધોરણોએ આ વિષયને પ્રથમ ઉકેલવો વધારે અનુકુળ લાગે છે. એમણે કહ્યું હતુ કે મધ્યકાલીન કવિઓ મનુષ્ય દેહને ક્ષણભંગુર ગણતા, મૃત્યુથી બીવાં કરતા, પરજીવનના મોહમાં આ જીવનને વેડફી દેતા; જ્યારે નર્મદથી શરુ થતા યુગના કવિઓની ભાવના એથી જુદી હતી: એમાં દેહના સુખની વાસના જન્મ પામી કોણ જાણે, મને તો લાગે છે કે મનુષ્યની અલ્પતા, પામરતા અને નિર્બલતા, આ દેહની ક્ષણભંગુરતા એબધું તો છેક ગઇ કાલ સુધી ગવાતુ દાખલા તરીકે નાનાલાલ જેવા "અર્વાચીન" કાળના કવિ પણ કહે છે કે:—

જયા

દાસી, તુ શુ લેઇશ ?
સુખ કે શાંતિ ?

દાસી

સુખ, જયાબા.

જયા

શાંતિ, દાસી, ભુલી.
શું લેઇશ ? આત્મા કે દેહ ?

દાસી

દેહ, જયાબા.

જયા

આત્મા, દાસી ! ભુલી.
દેહ નશ્વર છે, આત્મા અમર છે.

આ વિશાલ વિશ્વમાં માનવ અલ્પ પ્રાણી છે અને માનવ જીવન ક્ષણભંગુર છે એ માન્યતા આર્યસંસ્કૃતિનું એક અંગ મનાય છે. એજ ભાવના "અર્વાચીન" યુગના નરસિંહરાવે અમુક રીતે વ્યક્ત કરી છે:—

જનસમુદાય વિશાલ સિંધુ તેમાં બુદબુદ હું,
શો કરવો ફફડાટ, મદે ભર્યું શું વળી ફુદવું.
તરંગરાજ અનંત, નાત માટાં જે ગળતાં,
તે પણ ક્ષણમાં પડે ત્યાં મુજ તે શી ગણના

ગઇ કાલનો કલાપી પણ એજ કહે છે કે

છે જન્મ, મૃત્યુ, જીવવું સહુ ભાસ માત્ર,
તો મૃત્યુથી રુદન, જન્મથી હાસ્ય શાને ?

એજ પરમ સનાતન ભાવના બુલાખીરામ એની એ રીતે રજુ કરે છે—

જે ઉગ્યુ તે આથમે ખીલ્યું તે કરમાય,
એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય.
અરે, અણુ એ માનવી, મનમાં શું મલકાય,
ધાટ થશે શો ઘડી પછી જે જાયુ તે જાય
ભુજબલના ધરણીધરા, પડતા જેના પાય,
એના નર ઉપડી ગયા જે જાયું તે જાય.

માણસ અલ્પ જીવ છે અને વિશ્વ અને વિશ્વકર્તાની રચના અકળ અને અગમ્ય છે એમ પણ છેક નાનાલાલ સુધી માનવામાં આવ્યું હતું.

નાનાલાલનાં કલ્પનાચિત્રો સતેજ છે પણ છતા ગૂઢ અને ગેબી છે:

ગૂઢ કો ઘુમટો ઘુમે, પ્રકૃતિ ને પુરુષ બે,
એહ બ્રહ્માંડનામાથી બ્રહ્માંડો ગેબમાં વહે.

આ જીવનભાવના સાચી કે ખોટી છે કે નહીં એ ચર્ચવાનો મુદ્દો નથી: હું એટલુંજ સુચવવા ઇચ્છું છું કે એ ભાવના આર્યસંસ્કૃતિનું એક રૂપ છે અને તે ગઇ કાલ સુધી કાયમ રહ્યું છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૨૭]

૧. અર્વાચીન સાહિત્યનો પ્રધાનસ્વર



દીવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ,
પ્રમુખ, ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ.



દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામ,
પ્રમુખ, ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ.



ગુજરાત ] [ અધિક ચૈત્ર ૧૯૮૨

શ્રી. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ,
પ્રમુખ, પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ.

—ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસ.



# ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન


લેખકઃ

**રા. મનહરરામ હરિહરરામ મહેતા,**

મંત્રી, સાહિત્ય સંસદ.


---

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો !
સમય મંગલ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો.
અન્ય તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણીએ આપણી રહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોડે;
તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે,
એ વાણીના અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શતશત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જરગીરનો જય ગાઓ !
જય ગાઓ, જય ગાઓ

વિશ્વવંદિત સર્જનજુની મહાવાણી માન છે;
બંગલા હીંદી મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની એ લટકાળી,
ગોવર્ધન ગાંધી ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જરગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ !

જે ભૂપર શ્રીકૃષ્ણ પ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મત્વનો વિજય કીધો,
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદભિ સતત અખિલ જગમાં આજે.

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જરગીરનો જય ગાઓ !
જય ગાઓ, જય ગાઓ !







શ્રી હર્ષદેવ પ્રણિત

( પંચાંકી નાટક )

—o—

અનુવાદક :

રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ બી. એ.

ચિત્રકાર :

રા. રવિશંકર શિવશંકર પંડિત બી. એ.


## પાત્રો

| | |
|---|---|
| સૂત્રધાર | નટી |
| જીમૂતવાહન (નાયક) | મલયવતી (નાયિકા) |
| વિદૂષક | ચતુરિકા ( ચેટી ) |
| મિત્રાવસુ | મનોહારિકા ( ચેટી ) |
| શંખચૂડ | વૃદ્ધા |

—o—

## આગલા પ્રવેશોનો સાર

નાંદીના અંતે વિદ્યાધરવંશ જીમૂતવાહન તેના મિત્ર વિદૂષક સાથે પ્રવેશ કરે છે. જીમૂતવાહનનાં માતપિતા સંન્યસ્થાશ્રમમાં છે અને જીમૂતવાહન તેમની સેવા કરે છે. માતાપિતાની આજ્ઞાથી ને તેના મિત્ર વિદૂષક સાથે મલયપર્વત તરફ ફલફૂલાદિ લેવા જાય છે. મલયપર્વત પાસે સિદ્ધકુમારી મલયવતી યોગ્ય પતિ મેળવવા ગૌરીના મન્દિરમાં પૂજા કરે છે. મલયવતીને ગૌરીએ રાત્રે સ્વપ્ન આપ્યું હતું તેનું વૃતાંત તે તેની સખીને કહે છે. તે વિદૂષક અને નાયક એક ઝાડની પાછળ છુપાઇ સાંભળે છે. અંતે વિદૂષકના આગ્રહથી બંને છતા થાય છે અને મલયવતી તથા જીમૂતવાહન વચ્ચે સ્નેહનું આરોપણ થાય છે.

મલયવતી પોતાની પ્રેમપીડા ચેટીને કહે છે અને એકાંત શોધવા ચંદનલતા ગૃહમાં જાય છે. ત્યાં સ્નેહથી વ્યાકુળ થઈ નાયક અને તેનો મિત્ર વિદૂષક આવતા હોય છે એટલે તેઓ બંને એક ઝાડ ઓઠે સંતાઈ જાય છે. નાયક મનને કૈંક શાંત કરવા તેની પ્રિયતમાનું ચિત્ર એક શિલા ઉપર આંકે છે. મલયવતી એ સમજી શકતી નથી એટલે પોતાનો સ્નેહી કોઈ અન્યને ચહાય છે એમ માની ચેટીને દૂર કાઢી ફાંસો ખાવા તૈયાર થાય છે અને તે વખતે તે પકડાઈ જાય છે. નાયક મલયવતીને તે ચિત્ર કોઈનું નહીં પણ તેનુંજ છે તેની ખાત્રી કરાવે છે. ત્યાં લગ્નની વેળા સૂચવનારા શ્લોક સંભળાય છે એટલે સૌ જાય છે. લગ્નનો ઉત્સવ ઉજવવા કુસમાકરો દ્યાનમાં સૌ એકઠાં થયાં છે. ઉત્સવના રમઝટ ચાલી રહી છે ત્યાં મિત્રાવસુ આવી જીમૂતવાહનને મતંગની ચઢાઈના સમાચાર આપે છે.

(હવે આગળ વાંચો)

## અંક ચોથો

હાથમાં રાતા વસ્ત્રોની જોડ લઈ કંચુકી પ્રતિહાર સાથે પ્રવેશ કરે છે

### કંચુકી

અંતઃપુરે સર્વ કરું વ્યવસ્થા,
પ્રતિપદે વિઘ્ન બધાએ ટાળું;
હું વૃદ્ધ જો કે પણ દંડથી આ,
રાજા તણી વૃત્તિ બધીએ ધારું.

### પ્રતિહાર

આર્ય વસુભદ્ર! કયા ચાલ્યા?

### કંચુકી

મલયવતી તથા જમાઈરાજને પહેલા દસ દિવસ પહેરવા, કુમારશ્રી મિત્રાવસુજીનાં માતાજીએ આ રાતા વસ્ત્રો લઇ જવાની આજ્ઞા કરી છે. રાજદુહિતા મલયવતી અત્યારે સાસરે છે કુમાર જીમૂતવાહન યુવરાજ મિત્રાવસુ સાથે સમુદ્ર કીનારે ફરવા ગયા છે એવી ખબર મળી છે, એટલે રાજકુમારી પાસે જવું કે જમાઈરાજ પાસે જવું તે મેં હજી નક્કી કર્યું નથી.

### પ્રતિહાર

આર્ય! રાજનંદિની પાસે જવું સારું. વેળા થવા આવી છે એટલે જમાઈરાજ પણ પાછા ફર્યા હશે.

### કંચુકી

ઠીક કહ્યું હાં, પણ સુનંદભાઇ! તમે કઇ તરફ?

### પ્રતિહાર

મને પણ મહારાજ વિશ્વાવસુએ આજ્ઞા કરી છે કે આ દીવાળી પછીના નવીન વર્ષના ટાંકણે મલયવતી તથા જમાઇરાજને ઉત્સવને અનુસરતું કૈંક આપવું જોઇએ એમ મિત્રાવસુને કહેવું; તેથી આર્ય! તમે રાજબાલા પાસે સત્વર સીધાવો. હું પણ યુવરાજ મિત્રાવસુને બોલાવવા જાઉં.

બંને જાય છે

### વિષ્કંભક સમાપ્ત.

મિત્રાવસુ તથા જીમૂતવાહન પ્રવેશ કરે છે

### નાયક

શય્યા ઘાસની, આસનો શુચિશિલા, વૃક્ષો નીચે વાસ, ને
શીતળ પાન સદાએ નીર ઝરણે, કન્દો ક્ષુધા ટાળી દે;
મિત્રોમાં મૃગલાં મળે વન વસ્યે,—સૌ સુખનું સ્થાન એ,
દુઃખી કો ન મળે પરોપકરણે—એ એક ત્યાં દોષ છે.

### મિત્રાવસુ

[ઉંચે જોઇને] કુમાર! જલદી કરો, જલદી કરો. ભરતીનો સમય થઇ ગયો છે.



વૃદ્ધા અરે દીકરા ! ઘડીક તો ઉભો રહે તારા મુખારવિંદ જોવા છે

નાયક

[સાંભળીને] ઠીક કહ્યું—

ઉછાળે જલકુંજરો સલિલને, વેગે પડે પાણી એ,
સુણાતા પડછંદ જેની રવથી, ગિરિ ગુફાના મુખે,
જન્મી અંતર ઊર્મિઓ ઉછળતી, એવો ધ્વનિ થાય છે,
લાવે શંખ અસંખ્ય તે ઘસડતી, બહેરા કરે કાનને ,

મિત્રાવસુ

ખરેજ, જાણે છેક આવી પહોંચી જુઓ—

ભક્ષી લવગ પત્રો, વારિ સુરભિ  કરિ વહીને,
એવી સમુદ્રવેલા રત્નની જ્યોત થકી આપે
માટે ચાલો ભરતી ચઢવાના માર્ગથી દૂર હઠી,
આ ગિરિશૃગના પંથે પળીએ

આમ તેમ ફરે છે ને દૃશ્ય નીહાળે છે

### નાયક

મિત્રાવસુજી! જુઓ, જુઓ, શરદના ધોળા વાદળોથી આ મલયાચલના શિખરો છવાઇ ગએલા છે જેથી તો હિમાદ્રિની કાંતિનો ભાસ થાય છે

### મિત્રાવસુ

કુમાર! મલયાચલના આ શૃગો નહોય, એ તો નાગનો અસ્થિપુજ છે

### નાયક

અરેરે! આટલા બધા નાગ એક સાથે અવસાન શી રીતે પામ્યા?

### મિત્રાવસુ

એમ નહો કુમાર! બધાએનુ સાથેજ અવસાન નહીં થએલુ સાભળો! એમ બન્યુ હતુ કે પહેલા શ્રી વિનતાનન્દન ગરુડ હમેશા અહી આવતો પોતાની પાખો ફફડાવી એના પવનથી સિંધુજલને બે ભાગમા વહેચી દેતો પછી ઠેક નીચે રસાતલમા જઇ એક એક નાગ ઉંચકી લાવી તે ભક્ષ કરતો

### નાયક

(ઉદ્વેગથી) અફસોસ! ઘણુજ ખરાબ કામ કહેવાય હો! પછી . પછી ?

### મિત્રાવસુ

એટલે નાગ લોકના રાજાધિરાજ વાસુકિને લાગ્યુ કે એવી પરિસ્થિતિ કાયમ રહેશે તો આખા નાગ લોકનો સત્વર વિનાશ થશે એ ત્યથી એમણે ગરુડને વીનવ્યા

### નાયક

(આદરથી કે પહેલા એમનુ ભક્ષણ કરે?

### મિત્રાવસુ

અરે! ના, ના

### નાયક

ત્યારે વળી?

### મિત્રાવસુ

એમણે એમ વીનવણી કરી કે "હે ગરુત્મન્! આપણા હુમલાથી વ્યાકુલ થઇ હજારો નાગકન્યાઓ ગર્ભપાત કરે છે નાના બાલકો પારણામાજ પચત્વ પામે છે આમ તમામ સતતિનો સમુળો નાશ થાય છે એમા આપને પણ નુકશાનજ છે આપને હુમલો કરવો પડે છે તેનુ નિમિત્તજ દૂર કરી દઇએ તો કેમ? સમુદ્રતટે હમેશા આપ પધારજો પ્રતિદિન આપને ૯ એક એક નાગ ભક્ષણાર્થે મોકલી આપીશ

### નાયક

નાગરાજે કેવો ભયકર ઉપાય શોધી નાગવૃન્દનુ રક્ષણ કર્યુ?

શુ બે હજાર જીભમાથી એકકે

વણી શુભા એમ વદી ન પ્રીતે,

મારા દઉં દેહ ગરુડ! આજે

બાકી રહ્યા પન્નગ રક્ષવાને?

પછી પછી ?

### મિત્રાવસુ

પક્ષિરાજે એ વાત માન્ય રાખી—

આવા ઠર્યા નિયમને કદી ના ઉથાપે
એકેક આ ગરુડ નિત્યજ નાગ ખાયે
દીનો વહ્યા વળી વહે વહશે ઘણાએ,
હિમાદ્રિશૃગ સમ અસ્થિ વધ્યા જરી એ

### નાયક

આશ્ચર્ય!

પાપનો પુજ કહેવાયે, કૃતઘ્ની ને વિનાશી છે,
તુચ્છ એ દેહને માટે, મૂઢો પાપ કર્યા કરે

શાતમ્ પાપમ્! શાતમ્ પાપમ્! નાગ લોકોની

વિપત્તિ દૂર કરવી અશકય [મનમાં] મારે દેહ પાડી એકાદ નાગ રક્ષાય તો કેવું સારું ?

પ્રતિહાર પ્રવેશ કરે છે

**• પ્રતિહાર**

ગિરિશૃગ ઉપર ચઢી આવ્યો, ચાલ, મિત્રાવસુજીને શોધી કાઢું [આમતેમ ફરે છે] આ રહ્યા મિત્રાવસુજી જમાઇરાજની સાથેજ ઉભા છેને ? [પાસે જઇ પ્રણામ કરી] કુમારો-નો જય થાઓ !

**મિત્રાવસુ**

કેમ સુનદ ! અહીં કેમ આવવુ પડ્યું ?

**પ્રતિહાર**

[ કાનમા કહે છે. ]

**મિત્રાવસુ**

કુમાર ! પિતાજી મને બોલાવે છે

**નાયક**

પધારો !

**મિત્રાવસુ**

આ પ્રદેશમા અનેક વિઘ્નો ઉપસ્થિત થાય તેમ છે માટે કુતૂહલથી વધુ વાર ન થોભશો હો !

[ પ્રતિહારની સાથે જાય છે ]

**નાયક**

હુ પણ ગિરિશૃગથી નીચે ઉતરી સિંધુતટે ફરુ

નીચે ઉતરે છે

( નેપથ્ય ) હા ! પુત્ર શખચૂડ ! તારુ ભક્ષણ થતુ મારે જોવાનુ ?

**નાયક**

( સાભળીને ) અરે ! આ કોઇ સ્ત્રીનો વિલાપ જણાય છે ચાલ, તેની પાસે જાઉં. એ કોણ છે ને એને શો ભય છે વગેરે વાતોથી માહીતગાર થાઉં ( જાય છે )

શખચૂડ પ્રવેશ કરે છે એની વૃદ્ધ માતા રડતી રડતી પુઠળ ચાલી આવે છે એક નોકર વસ્ત્રયુગલ છુપાવી સાથે ચાલી રહ્યો છે

**વૃદ્ધા**

[ રુદન કરતી હા ! પુત્ર શંખચૂડ ! તારું ભક્ષણ થતું મારે જોવાનુ ? [ શંખચૂડની હડપચી પકડી ] આ મુખચંદ્ર વિના પાતાલમાં અંધકાર છવાશે !

**શંખચૂડ**

અરે મા ! દુખથી વિહ્વલ શાને થાય છે ?

**વૃદ્ધા**

[ બહુવાર એના સામે જોઇ રહી, પુત્રના અંગને અડકતી ] હા, પુત્ર ! તારી દેહલતાએ સૂર્યના કિરણ સરખાએ જોયા નથી ક્રૂર હૃદયનો ગરુડ આ સુકુમાર શરીરનો આહાર કેવી રીતે કરી શકશે ? [ ગળે વળગી રડે છે ]

**શંખચૂડ**

માતા ! બહુ થયુ છાના રહો. જુઓ—

જન્મ પામ્યા પછી પહેલા અ કે લે છે અનિત્યતા,
ધાત્રી પેઠે પછી અ કે માત લે શોક કા વૃથા ?

જવાનુ કરે છે

**વૃદ્ધા**

અરે દીકરા ! ઘડીક તો ઉભો રહે તારુ મુખારવિંદ તો જોવા દે

**કિંકર**

ચાલો કુમાર શંખચૂડ ! તમારી માતા તો વાત્સલ્ય વિમોહિતા છે રાજકાર્ય નથી સમજતા એમના બકવાદના સામે કા જુઓ ?

**શંખચૂડ**

આર્ય ! આ આવ્યો

**કિંકર**

[મનમા] વધ્યશિલા પાસે આમને લઇ આવ્યો છું. આ રાતું વધ્યચિહ્ન આપી એને વધ્યશિલા બતાવુ

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૧૫ ]




લેખક:
રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

૧

'કાલે એ વાતનો નિર્ણય સમશેરથી થશે' ક્રોધથી લાલ થઇ જતાં પ્રબલસિંહે કહ્યું.

જ્યાં આ વાત ચાલી રહી હતી તે સ્થળ આવી વાત 'માટે ભાગ્યેજ યોગ્ય ગણાય, છતાં ક્રોધથી કે ઇર્ષ્યાથી બળી રહેલ પ્રબલસિંહ વધારે રાહ જોઇ શકે તેમ નહોતું; એટલે દરબારીઓ બધા ઉભા થયા તેનો તેણે લાભ લઇને આ શબ્દો કહ્યા

ઘણાને લાગશે કે પ્રબલસિંહનો ક્રોધ સકારણ હતો વાત એમ બની કે મહારાજાની બળેવની સવારી ઠાઠમાઠથી દરબારગઢ પાસેથી ચાલી રહી હતી. એ સવારી જોવા મકાને અને અટારીએ, દુકાને અને રસ્તે, ચકમાં કે ખુલ્લામાં સ્ત્રીપુરુષોની હારની હાર લાગી રહી હતી. એ સવારીમાં મહારાજાના હાથીથી થોડેક આગળ બે સરદારો ઉમદા ઘોડા ઉપર દમામથી સ્વાર થઇ ચાલતા હતા. બંનેના નૈસર્ગિક સૌંદર્યને કાળજીથી સજેલા રુઆબદાર પોષાકે વધારે દીપ્તિ આપી હતી પ્રબલસિંહ ઉંચો, જાડો, કદાવર, મજબુત સ્નાયુનો અને શરીરમાત્રના દેખાવથી બીજાને ગભરાવે એવો હતો. તેની ભમ્મર લાંબી ને વાંકી હતી. તેની નીચેની આંખોમાં એક લાલ દોરો દેખાતો, તે તેનો સ્વભાવ વ્યક્ત કરતો. તેનો સાથી વીરસિંહ કદમાં મધ્યમ; નહીં બહુ ઊંચો, નહીં છેક ઠીંગણો એવો હતો. તેની આંખો ઝીણી પરંતુ તેજસ્વી હોવાને લીધે હીણી ન લાગે એવી હતી તેની મુદ્રા ઉપર સ્મિતની એક કાયમી છાપ પડી રહેતી અને હસતાં કોઇવાર તેની નાની આંકડા વાળેલી મુછ હાલે કે ગાલમાં ખાડા પડે તે પ્રસંગે એક મોહક ચિત્ર બની રહેતુ. બેમાં કોણ વધારે ખુબસુરત તેનો નિર્ણય કરવો કઠિન હતો. લગ્નના બજારમાંજ માણસનાં સૌંદર્યની કીંમત અંકાય એવો જેમને ભ્રમ હતો તેઓ આ વાતનો નિર્ણય કરવાની કડાકુટમાં પડતાજ નહીં. કેમકે બંને માટે

પત્ની નિર્ણીત થઇ ગઇ છે એમ બંધાની માન્યતા હતી.

પ્રબલસિંહ એમાં મોટો સરદાર હતો. તે ઘણું કરીને રાજકુમારી સાથે લગ્ન કરશે એમ બધા માનતા. વીરસિંહ રાજકુમારીની મસીઆઇ અને તેની સખી સાથે બંધાઇ ચુકયો હતો છતાં તેને પણ રાજકુમારીને જીતવાનો લોભ હતો. એમાંથી એકપણ જો આજના જમાનમાં હયાત હોત અને તેમણે પોતાના અંતરની ઊર્મિ રાજકુમારી સમક્ષ રજુ કરી હોત તો કદાચ કંઇ બનત પણ નહીં અને આ વાત લખાત પણ નહીં.

પણ તેમ કરવાને બદલે તેઓ શુદ્ધ રજપુતની માફક મૌન ધારી રહ્યા. દરબારગઢ પાસેથી પસાર થતાં બંનેની નજર ચક પાછળ છુપાઇ રહેલી, કાળાં વાદળમાંની વીજળી માફક ચમકી રહેલી કેટલીક આંખો તરફ ગઇ. ત્યાં એકદમ કંઇક અકસ્માત થવાથી એક બારીનો ચક નીચે પડી ગયો અને ત્રણેક યુવાન બાળાઓ ગભરાએલા જેવી ઉભી થઇ ગઇ. બંને સરદારોની નજર ત્યાંજ હતી. વીરસિંહ એકદમ ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો અને પેલી બારીમાં ઉભેલ રાજકુંવરીને—તે રાજકુમારી અને તેનું સખીમંડલ હતું—નીચા વળીને માનપૂર્વક કુર્નીસ બજાવી અને પછી જાણે કંઇજ બન્યું ન હોય તેમ એકદમ ઘોડા ઉપર સવાર થઇને ચાલતો થયો. વીરસિંહની


મોટા વડ ઉપર માંચી નખાવીને રાજકુમારી તથા તેનું મંડલ બેઠું હતું.

થનાર પત્ની પણ ત્યાં હતી. આ ઉદ્ધત વિનયથી સ્ત્રીમંડલમાં તેનું તથા રાજકુમારી એ બેનાં હૃદય જાણે વીંધાઇ ગયાં· વીરસિંહની થનાર પત્નીનું સર્પના દંશથી હોય તેમ; અને રાજકુમારીનું ગુલાબના કાંટાથી હોય તેમ. પ્રબલસિંહે આ બનાવ જોયો; અને પોતાના ગુસ્સાને ખાલી કરવાનો પ્રસગ શોધવા લાગ્યો.

એ પ્રસંગ તેને છેક દરબાર પુરો થતી વેળા મળ્યો તરત તે વીરસિંહ પાસે જઇ બોલ્યો "સરદાર આપની થનાર પત્ની માટે આપ અસતુષ્ટ હો તોપણ બીજી બાળાઓથી તો આપ દૂર રહો એમાજ આપની સલામતી છે."

"વહાલા ભાઇ!" વીરસિંહ હસીને બોલ્યો; "તમારી જીવનની ફીલસુફીમાં ભુલ છે. આનંદ મેળવવામાજ જીવનનુ સર્વસ્વ આવી જાય છે; તમે કા રાજકુમારીના પતિ થવાના આનંદના હક્કદાર તમતેજ માનો છો?"

' એ વાતનો નિર્ણય કાલે સમશેરથી થશે" દાત પીસીને પ્રબલસિંહે કહ્યું

દરબારમા મોટેથી વાત થાય તેમ હતુ નહીં, અને બોલનારાઓ એમ માનતા કે ચક પડવાની વાતની કે આ વાતચીતની કોઇને ખબર પડવાની નથી પણ એક યુવાન ચકતા બનાવને ધ્યાનપુર્વક જોઇ રહ્યો હતો. તેણે પ્રબલસિહના મુખ ઉપર છવાએલું કાળુંવાદળું જોયું હતુ. દરબારમા પણ તેણે એ બે સરદારો ઉપરથી નજર ખસેડી ન હતી તેણે પ્રબલસિંહને વાત કરતાં જોયો અને તેની મુદ્રા ઉપરથી શી વાત થાય છે તે સમજી શકયો. એકદમ એ પણ ત્યાં ગયો અને બોલ્યો:—" જો તમે ચક પાછળની બાનુઓ માટે લઢવાના હોય તો મને પણ લઢનાર તરી ગણવાનો છે?"

"કેમ તમે પણ રાજકુમારીના હાથના ઉમેદવાર છો? વીરસિંહે પુછ્યું.

"નહીં, હું રાજકુમારીને પરણવા માગતોજ નથી. માત્ર તેના નામનું જે અપમાન કરે તેની જોડે લઢાઇ કરવા માગું છું."

"કુમાર! તમારી ઉંમર નાની છે. તમારા દેખાવ ઉપરથી રણાંગણ કરતાં રણવાસમાં તમે વહેલા વિજય મેળવશો."

"વિજયની મને દરકારનથી, મને રાજકુમારીના માનની દરકાર છે, અને...અને એ પ્રકારના યુદ્ધમાં હું સંગ્રામનું યુદ્ધ વધારે સહેલું માનું છું.

૨

સાંજ સુધીમાં ત્રણ જણાના થનાર યુદ્ધની વાત બધે ફેલાઇ ગઇ. બે જણા તો રાજકુમારીના હાથના ઉમેદવાર થવા માટે લઢતા હતા. પણ ત્રીજો નિર્મલસિંહ શા માટે લઢતો હતો તે કોઇને સમજાયું નહીં. તે પાસેના એક ગામનો નાનો કુમાર હતો તેના સ્વભાવમાં સૌને વિચિત્રતા ભાસતી. તે કયારે શું કરશે તે થોડાજ કલ્પી શકતા. બધા તેને યુદ્ધ માટે નકામો ગણતા. ઘણીવાર તે તરવાર કરતાં પુસ્તકોનો વધારે શોખીન દેખાતો. કસરતથી શરીર કસવા કરતાં, કે શરીરને ટાઢતડકો સહન કરતાં શીખવવા કરતાં પુલવાડીની સુવાસ લેવામાં કે ઘર આંગણાંની સ્વચ્છ હવા લેવામાં તે વધારે સુખી થતો તેનો આવો સ્વભાવ છતાં તેણે પોતાને અપ્રિય યુદ્ધનો પ્રસંગ વહોરી લીધો હતો તેથી આખા બનાવમાં નવીનતા આવી હતી.

રાજકુમારી અને તેના સખીમંડલ સુધી આ વાત ગઇ હતી. રાજકુમારી તેજસ્વી બુદ્ધિની અને સ્વતંત્ર મીજાજની હતી. તેના હાથની ઉમેદવારી કરનાર બે સરદારો યુદ્ધ કરવાના હતા એમ સાંભળી તેને ખુબ હસવું આવ્યું. તે પોતે તો ત્રણમાંની એકેએને પસંદ ન કરે એવું લગભગ બોલી ગઇ. તેનો મત એમ હતો કે કદાચ ત્રણે

નકામા હોય અથવા પહેલો પડનાર સૌથી સારો પણ હોય કે ગમે તેમ હોય. એવા યુદ્ધના વિજયને લગ્નની લાયકાત માટે પ્રમાણરૂપ ગણવા સામે તેને સૌથી મોટો વાંધો હતો. લગ્ન જો હોય તો તે બન્નેના વિકાસ માટે અને વ્યક્તિત્વની પૂર્ણતા માટે હોવાં જોઈએ એ રાજકુમારીનો મત હતો.

એ યુદ્ધ વખતે રાજકુમારીએ હાજર રહેવા નિશ્ચય કર્યો.

× × ×

પ્રબલસિંહને રાત આખી નિદ્રા આવી નહીં. પ્રબલસિંહ સૌથી જોરાવર સરદાર હતો. તેના વિજય માટે કોઈને શંકા ન હતી. પણ તે રાતના સ્વસ્થ નજ થયો. તેણે તરવારની ધાર જોઈ ઢાલ તપાસી અને એ પ્રમાણે આ-સુધો તપાસવામાં રાત્રિ નિર્ગમન કરી.

વીરસિંહ ઘેર જતો હતો ત્યારે તેને એક ચીઠ્ઠી મળી. તેમાં થોડાજ શબ્દો હતા. "રાજકુમારીના ઉમેદવારને બીજીની શી પરવા? બીજી આજે તમારાથી દૂર થાય છે જો તમે રાજકુમારીને નહીં જીતો તો બીજીને પણ નહીંજ જીતો. જો જીતશો તો બીજીની દરકાર નહીં કરો. માટેજ આવો નિર્ણય થયો છે." નીચે કોઈનું નામ નહોતું. વીરસિંહ આ વાંચી જરા અસ્વસ્થ થયો. વિનાકારણ તેના નોકર ઉપર ગુસ્સે થયો, બરાબર જમ્યો પણ નહીં અને માદક પદાર્થ લઈ વહેલો નિદ્રાવશ થયો.

નિર્મલસિંહના વર્તનમાં કંઈ ફરક ન હતો.



એક ઝટકાથી નિર્મલસિંહનો હાથ ફર્યો.

જાણે કંઈ બન્યુંજ નથી, એવી લગભગ ખાત્રી હોય તેમ નિશ્ચિત જીવે તે સુઈ રહ્યો.

× × ×

યુદ્ધ માટે નિયત થએલ મયદાનમાં કોઈ માણસ દેખાતું નહતું. એક તરફ દૂર ખુદ મહારાજ

બેઠા હતા બીજી તરફ એક મોટા વડ ઉપર માંચી નખાવીને રાજકુમારી તથા તેનું મંડલ બેઠું હતું.

મયદાનમાં થોડીવાર પછી ત્રણે જણા આવીને હાજર થયા. પ્રબલસિંહના મુખ ઉપર જો કે આગલી રાતના ઉજાગરાનાં ચિહ્નો હતાં છતાં તે ભવ્ય લાગતો. તેનાં તંગ કપડામાંથી તેનાં કસાયેલ સ્નાયુઓ દેખાતા હતા. હાથમાં પકડેલી વજનદાર શીરોહીની તરવારને તે આમ તેમ વીંઝતો હતો તે જોઇ, તેજ વિજય મેળવશે એમ બધાને લાગ્યું. તે બધી રીતે યુદ્ધના પોષાકમાં સજ્જ થયો હતો અને તેનું બખ્તર સૂર્યના પ્રકાશમાં ચળકતુ હતુ

નિર્મલસિંહે યુદ્ધ માટે તે આવ્યો છે તે સુચવનાર એક તલવાર સીવાય બીજું કૈં રાખ્યુ ન હતુ. બખ્તર પણ પહેર્યું નહોતું પણ સાથે એક નોકર હતો. તેની પાસે થોડીક ખાવાની વસ્તુઓ અને દુધ હતાં. જોનારને કોઇને આ દેખાવથી હસવુ કે દીલગીર થવુ તે સમજાયું નહી, નિર્મલસિંહ મરવાનો એમ સૌને ચોકકસ લાગ્યું અને બખ્તર પણ પહેર્યા વિના તે આવ્યો એ બધાએ તેની મુર્ખાઇ ગણી. કોઇકે કહ્યું 'એ તો વૈદ્યુ છે વૈદ્યુ', તરવાર ફેરવતાં પણ ચોપડીમા વાંચી જોશે, કે ઘા કેમ કરવો.'

વીરસિંહ તેની સાથે મલમપટ્ટા કરનાર હકીમને લેતો આવ્યો હતો. હકીમને જોઇ પ્રબલસિંહ બહુજ ગુસ્સે થયો અને ગર્જ્યો: "તમે શુ એમ ધારો છો કે પ્રબલસિંહના ઘા પછી હકીમની જરુર પડશે? એમ હોય તો તમે ભુલો છો. કોઇને લાવવાજ હતા ત્યારે તો તમારે થોડાક ઉપાડનારા કાંધીઆ સાથે લાવવા જોઇતા હતા."

વીરસિંહે હસીને ઉત્તર આપ્યો: "સરદાર હકીમને હું મારે માટે નથી લાવ્યો પણ ન કરે નારાયણ અને આપને જખમ થાય તે માટે હકીમને હાજર રાખ્યો છે."

"બસ, બસ, વાતોમાં વખત ગાળવા હું તૈઆર નથી. મારે આ વાતનો જલદી ઉકેલ લાવવો છે."

અને યુદ્ધ શરુ થયું. પહેલાં તો એમ લાગ્યું કે પ્રબલસિંહના એકજ પ્રહારે તેનો હરીફ હેઠો પડશે. પણ બીજી તરફ વીરસિંહનું કૌશલ્ય જુદાજ પ્રકારનું હતું. પ્રબલસિંહના ઘણા પ્રહારો વીરસિંહની તલવાર ઉપર આવતા અને બંનેમાંથી આગના તણખા ઝરતા. જેમજેમ પ્રહારો નિષ્ફલ થતા ગયા તેમતેમ પ્રબલસિંહે રૌદ્રરુપ ધરવા માંડયું. પણ તેને જુદાજ પ્રકારના હરીફ સાથે કામ લેવાનું હતું જે કેવળ પોતાને માટે લાગ શોધતો હતો અને ન મળે ત્યાં સુધી માત્ર સામાના પ્રહારો નિષ્ફલ કરવામાં વખત ગાળતો હતો. અંતે એ સમય આવ્યો. તેણે પ્રબલસિંહનો હાથ વેગથી પોતાના ખભા તરફ નીચે આવતો જોયો. તેણે પોતાના શરીરને બીજી બાજુ વાળી લીધું પણ તલવાર ઉંચી સીધી રાખી. પ્રબલસિંહને ખબર પડે તે પહેલાં વીરસિંહની તલવાર તેના હાથની આરપાર ગઇ. અને પ્રબલસિંહની તલવાર અવાજ સાથે દૂર જઇ પડી.

વીરસિંહ અટકી ગયો. નિર્મલસિંહ હકીમને ઘસડીને ધસી આવ્યો. પ્રબલસિંહ વધારે ઉશ્કેરાયો: "મારે હકીમની જરુર નથી. હું ડાબે હાથે લડીશ" તે બોલ્યો.

નિર્મલસિંહે પ્રબલસિંહનો હાથ પકડી રાખ્યો, "સરદાર આપના હરીફ સાથે હું યુદ્ધ કરીશ પરિણામે જો તે જીતશે તો આપ તેની સાથે લડી શકશો અને"......તે જરા અટકયો, વળી બોલ્યો; "અને જો નહીં જીતે તો હું તેમને આપની સાથે લઢી શકે એમ રાખીશ."

પ્રબલસિંહ ચાલ્યો ગયો અને વીરસિંહ અને નિર્મલસિંહ સામસામા રહ્યા. આ દ્વંદ્વ પહેલાંના

જેટલુજ વિચિત્ર હતુ નિર્મલસિંહે માત્ર એક ઢાકા મલમલનુ પહરણું અને ઉરેબ્બી સુરવાલ પહેર્યા હતા પ્હેરણમાંથી તેના સ્નિગ્ધ ગોરા અવયવો બ્હાર દેખાતા હતા એકપણ સ્નાયુ ખુબ કસરતથી ફુલી જઇ ઉપસી આવેલ કે બેડોળ ન હતો તેનુ વદન ભરાવદાર હતું ને બાલક જેવુ નિર્દોષ અને મોહક લાગતુ તેના અવાજમા મીઠાશ હતી તેના ખુલ્ના માથા ઉપર વાળના ઝુલફા દેખાતા

વીરસિંહ તેમજ યુદ્ધ જોનાર સર્વ સ્તબ્ધ અને ખિન્ન થયા વીરસિંહ જેવા પ્રબલ શત્રુ સામે સહેજ પણ રક્ષણ વિના લઢવુ એ મરવા બરાબર હતુ એમ બધાને લાગ્યુ કોઇએ એવો તર્ક પણ કર્યો કે તે જીંદગીથી કટાળી મરવાજ ઇચ્છતો હશે પણ આપઘાત કરવાને બદલે તેણે આ માર્ગ પસદ કર્યો હશે નિર્મલસિંહે પોતાની ખાસ દમાસ્કસની બનાવટની તલવાર મ્યાનમાથી ખેચી કાઢી, અને હવામા ફેરવી સૂર્યના કિરણોમા વીજળીના જેવો તલ્વારનો ઝબકારો થયો. વીરસિંહે પોકાર કર્યોઃ તૈઆર હુ સજ્જ છુ " નિર્મલસિંહે તલવાર નીચી કરી

"સરકાર! હમણાજ યુદ્ધ કરવુ ઠીક નથી તમે યુદ્ધ કરી થાકી ગયા છો અને હુ તાજોજ છુ વળી શ્રમથી તમને ભુખ પણ લાગી હશે હુ મારી સાથે બે માણસને થાય એટલો ખોરાક લાવ્યો છુ ચાલો પહેલા આપણે ખાઇએ અને પછી લઢીએ વીરસિંહ આ સૌજન્યથી આશ્ચર્ય પામ્યો નિમત્રણ કબુલ કર્યું ખાતા ખાતા નિર્મલસિંહે વીરસિંહના કપાલ ઉપર એક ઘાનો કાપ જોયો તેણે પુછ્યું "સરદાર, આ ઘા રજપુતનો નથી શુ કોઇ મોગન જોડે આપને યુદ્ધમા ઉતરવુ પડયુ હતુ?"

વીરસિંહ વધારે ચકિત થયો, "હા, બનામર મોગલની જોડે લઢતાજ એ ઘા વાગ્યો છે પણ તમે કેમ જાણ્યુ?"

"હુ એમ ધારતોજ હતો વળી તમે કેવી રીતે ઉભા હશો તેનો પણ મને સ્પષ્ટ ખ્યાલ છે તમારો હરીફ તમારાથી ઉચે તમારી જમણી તરફ હશે અને સીધી તરવારથી ઘાયલ કરવાનો જે દાવ તમે પ્રબલસિંહ સાથે રમ્યા એ ચુકાવવા તેણે પોતાની તલવાર ખભાથી ઉપર આડી વીંઝીને તમારે કપાળે ઘા કર્યો હશે તે વખતે રક્ષણનો એક પણ ઉપાય નથી એકજ ઉપાય છે તે એ કે પોતાનુ માથુ પાછળ નાખી દેવુ" વીરસિંહ આ બાલક જેવા લાગતા યોદ્ધાના જ્ઞાનથી વિસ્મિત થયો નિર્મલસિંહે બોલવુ જારી રાખ્યુ, 'તમે એ દાવ સામે થવા ટેવાયા નથી મહને લાગે છે કે હુ પણ તમને એવોજ એક ઘા કપાલની બીજી તરફ મારી તમારી આકૃતિને સમપ્રમાણ બનાવી દઇ શકુ."

તેઓ જમી રહ્યા અને યુદ્ધ માટે તચાર થયા જેવો વીરસિંહ શરુ કરવા જતો હતો તેવોજ નિર્મલસિંહે તેને રોકયો, "સરદાર એક સલાહ હજી મારે તમને આપવાની છે તમે શત્રુ ઉપર એકદમ ધસારો કરો છો અને વળી રક્ષણ મટે પાછા જાઓ છો એ ટેવ સારી નથી કેમકે એમા શક્તિનો નકામો વ્યય થાય છે સારો માર્ગ એ છે કે તમારે તમારીજ જગ્યાએ ઉભા રહેવુ અને તમારા હરીફને તમારી ઉપર ધસારો કરવા દેવો."

વીરસિંહનો આથી મીજાજ ગયો "છોકરા! હું તારી સાથે લઢવા આવ્યો છુ તારી પાસે ભણવા નહીં ચાલ તૈઆર થા" અને તે એકદમ નિર્મલસિંહ ઉપર ધસી ગયો

જોનારાના હૃદય ક્ષણભર થભી ગયા નિર્મલસિંહ જેવા સુકુમાર શરીરને થોડાજવારમા કપાઇ ગએલુ જોવાના ભયે સૌ કપી

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૧૯]




લેખક:
રા. કુસુમાકર

[ગતાંક પૃષ્ઠ ૬૫૯ થી અનુસંધાન]

ફાલ્ગુન સુદ બીજ.

કોણ નથી માનતુ કે મનુષ્યજીવન એ શમણુ છે–ચાર સુખી દહાડાનું ચાંદરણુ છે? આ લાગણીથી મારું દીલ કેટલું રંગાએલુ છે? શુ એ ભ્રમણાએ હું ભ્રમિત થયો છું? કેટલી સંકુચિત મર્યાદાની અંદર આપણી ચપલ વૃત્તિઓ અને પૃચ્છઃ બુદ્ધિને ઘેરાઇ રમવું પડે છે! રોજની જરુરીઆતોને પુરી પાડવામાં આપણી કેટલી કાર્ય શક્તિઓનો વ્યર્થ વ્યય થઇ જાય છે! આ બધા જગત કોલાહલનો હેતુ પેટોબાની પૂજા–ક્ષુલ્લક ઉદરપૂર્તિ–રે પામર ઉદરભરિતા! આ માટીના માળખાંને જેમ તેમ ટકાવી રાખવું એટલેજ! જીવ–શિવની ફીલ્સુફીનાં પીંજણ કરનાર સૌ જગત ડાહ્યાને મન પેટોબા પહેલા ને વિઠોબા પછી! જ્ઞાનના ગહન વિષયોનાં અન્વેષણોમાં કેટલીએ વાર આપણી ચાંચ બુડતી નથી! કેટલાંએ કોકડાં ઉકેલાતાં નથી ત્યારે આપણી રંક માનવ બુદ્ધિનું દૈન્ય, લાચારી અને નિરુપાયતા આપણને સાલતાં નથી? અને આપણાં કુંઠિત બુદ્ધિ મંદિર પર જાણે સુવર્ણ કળશ ચઢાવતા હોઇએ તેમ આપણી કેદખાનાની દીવાલોને રંગી ઝળહળતાં પુતળાંથી શોભાવી અને રમણીય ક્ષિતિજ દર્શનોથી શણગારી રાચી રહીએ છીએ જ્યારે આ બધાંના મને વિચાર આવે છે ત્યારે અરુણ! હું સ્તબ્ધ બની જાઉં છું, નિરુત્તર બની જાઉ છુ.

ઘડીક આંતર નિરીક્ષણ કરું છું તો શી દુનીઆં દૃષ્ટિ સન્મુખ ખડી થાય છે? એ આલમ સ્પષ્ટ, ગમ્ય, જીવન્ત શક્તિઓ કરતાં નિભૃત મનોવાંચ્છના કલ્પના અને તરંગોની છે. ત્યારે જગત સમસ્ત મારી વૃત્તિઓને ઇંદ્રિઓને

તરતું ઝોલાં ખાતું ભાસે છે. એ ખુદાઇ ખ્વાબના તરંગે ચઢી પાછો સસ્મિત હું રસ વીચિના કોઇ હેલે ધકેલાઇ આ સ્થૂલ સૃષ્ટિમાં જાગું છું.

બહુશ્રુતો અને વિદ્વાન વિદુષીઓ એકમત છે કે બચ્ચાંને પોતાની પલટતી વાસના અને ઇચ્છાના કારણનું ભાન નથી હોતું. પરંતુ, પુખ્ત ઉંમરનાં સ્ત્રીપુરુષોએ આ જગત રંગ-ભૂમિ પર નાદાન બચ્ચાંની માફક અટવાતાં માલુમ પડતાં નથી? નથી તેઓ જાણતાં કે તેઓ ક્યાંથી આવે છે, નથી તેઓને ખબર કે 'આખરના ઉતારા' ક્યાં છે! ચકડોળે ચડેલાં ચિત્તને નિર્ણીત હેતુ કે મક્કમ સિદ્ધાંતનું કેન્દ્ર ક્યાંથી હોય! નાદાન બચ્ચાં કે મદારીનાં માંકડાંની માફક ટીકડી, કાજુ, બદામ, દરાખ, માટે ઝાંવા મારી ડુગડુગીને નાદે મોટી કે ચાબુકની દોરીએ દોરવાઇ અહીં સૌ નાચણાં નાચે છે. આ સ્થિતિનું પરિદર્શન કોઇને ગળે ઉતરે એમ નથી અને છતાંએ મારું કથન સત્ય, દીવા જેવું સાફ છે એમાં તારાથી ના પડાય એમ નથી. તું આના જવાબમાં શું કહીશ તે હું જાણું છું. 'કબુલ' કે જેઓ બચ્ચાંની માફક રમકડે મન રંજન કરી શકે છે, નાજુક ઢીંગલીઓને કપડાં ધાલી કે તેઓ પરથી વસ્ત્ર ઉતારી, કે એવા વ્યવસાયથી ઢીંગલી શણગારે છે કે દે છે અને બાએ જ્યાં પૂરીનો દાબડો મુક્યો છે એ સીંકા પર કાગને ડોળે ટાંગી રહે છે, અને આખરે મીઠો હલુક કોળીઓ મળતાં તાનમાં આવી નાચે કુદે છે ને વધુ માટે સવાસલાં કરે છે, તેના જેવો સુખીઓ જીવ કોણ હોઇ શકે? 'મંજુર' કે આવા નિર્દોષ જીવોને ને સુખના સાગરને એક વેંત છેટું નથી હોતું!

આદમની ઓલાદને મારે ને તારે ક્યાં નથી ઓળખવી રહી છે! કેટલાએ પોતાના પામર વ્યવસાયને ખાલી આડંબરી ગૌરવ આપે છે! કેટલાએ પોતાની ક્ષુદ્ર વાસનાને જનતાના હિત અને મહિમા ખાતર થતી ઉમદા કૃતિનો ઢોળ ચઢાવે છે! પણ જે ઇન્સાન આ બધાનું ઢમઢોલ અને માંહે પોલ જોઇ શકે છે તેની આંખ આગળ પડળ નથી હોતાં! તેને ખબર હોય છે કે એક સુખી સંતોષી નાગરિક પોતાની નાની ફુલવાડીનું નંદન રચે છે. તે જાણે છે કે પીઠ પર લાદેલા બોજાથી ચગદાતો ક્લાન્ત ગામડીઓ પોતાનો શ્રમિત માર્ગ વિધિ સામે એક શુકન'એ બબડ્યા વિના રફતે રફતે આસ્તે કદમ કાપતો જાય છે; તે કેટલી ધીરજ કેળવી રહ્યો છે! તેને ખબર છે કે માનવ માત્રને આ જીંદગીરૂપી દિવસમાં આથમતા સૂર્યનાં છેલ્લામાં છેલ્લાં કિરણનો કેટલો મોહ હોય છે! આ બુઝાતા દીપકની દીવેટ સંકોરાય તે પહેલાં જીંદગીનાં તેલનાં છેલ્લાં ટીપાંની શું પુરુષ કે શું સ્ત્રી સૌને કેટલી માયા હોય છે!

અતુલ શાંતિના ભોક્તાને હું તો સ્થિત-પ્રજ્ઞ કહું. આવો પુરુષ પોતાના મનોભવનમાં એક નાની શી દુનીઆ રચે છે ને રાચે છે! મારે મન તે માત્ર પુરુષ નથી–પુરુષોત્તમ છે. તારા શબ્દમાં કહું તો નર-શાર્દૂલ છે. આવો નર–પુંગવ ગમે તેટલું મર્યાદિત એનું કાર્યક્ષેત્ર હોય, તોપણ એના હૃદયમંદિરમાં મુક્તિ અને સ્વાતંત્ર્ય લહરિની, પ્રસ્થાન–પ્રતિષ્ઠા કરી રહ્યો હોય છે અને તેને સંપૂર્ણ આત્મભાન હોય છે કે ગમે તે ક્ષણે તેના પગેહેજખાનાંની દીવાલ ભેદી તે ગગનવિહારી બની ઉડવા સમર્થ છે.

ફાલ્ગુન સુદ સાતમ

કેવી રીતે મોજ ઉડાવવી મને ગમે છે એ તારાથી ક્યાં અજાણ્યું છે? દૂર-વિદૂર એકાંત

અતુલ સ્થાનમાં એક પર્ણકુટિ પસંદ કરી- દરેક અગવડ સગવડ વેઠી મને ગમે છે. એવો નિર્જન એકાંત ખુણે મને અહીં મળી રહ્યો છે. મને તો એની અજબ મોહિની લાગી છે.

નગરથી બેએક કોશ દૂર રસવાટિકા નામનું ગુલશન સમુ એક એકાંતભવન છે. ગિરિશૃંગની બાજુએ એ રમણીય સ્થળ આવી રહ્યું છે. અંહીથી ગામથી બહાર જતી એક પગથી પર આગળ ધપતાં સુહામણી ખીણનું સમગ્ર દર્શન થઇ શકે છે.

નજદીકમાં એક ભલ દાદીમા રહે છે ને એક નાનુ સાદું ભોજનગૃહ ચલાવી રહ્યાં છે. ચહા, કોફી, બટાકા, મસાલાનુ દુધ વગેરેની પણ તે સગવડ રાખે છે. બુઢ્ઢી છે ગમતી, તેનાં બોખાં મોઢાંનુ ખડખડ હાસ્ય એ જોવા જેવું છે. બુઢાપાનુ ચીઢીઆપણું લવલેશ નહીં. પાસે 'ભોળાભીમનાથ મહાદેવ'નું મંદિર છે. દાદીમા "ભોળો ભસ્મનો છે ભોગી. કહાવે નિત જોગી, શંકર વસે કૈલાસમાં, કંઠે રુંઢમાળ ધરી, અંગે ભસ્મ લગાયો, શકર વસે કૈલાસમાં" આ કૈંક ગાન સાયંકાળે, આરતી સમયે ટકોરો વગાડી કરી રહે છે. પાસે એક વટવૃક્ષ ઘટાટોપ પાથરી શીળી છાંયડી અહીં કરી રહ્યો છે. આસપાસ ખેડુતોનાં ઝુપડા, તેમનાં ખેતરો, ખળાવાડ અને ખોડી બારું છે. આવું એકાંત, નિર્જન, નિરવ અને શાંત સ્થાન બીજે ભાગ્યેજ સાંપડે દાદીમાના ઉપહારગૃહમાંથી આંહી નાનાંશાં ટેબલ ખુરશી ગોઠવી ચહા, કોફી લઉ છું ને કલાપીની ગઝલો ગુંજુ છું.

એકવાર અકસ્માત ખરે બપોરે હું અહીં આવી ચઢયો અને આ સ્થળે જાણે કાળો કાગડોએ ફરકતો ન હોય એવું નિર્જન મને ભાસ્યું. સૌ ખેતરમાં હતાં, માત્ર એક ચારેક છોકરી મોતેરી સુંચળાવાળા ૭ એક મહીનાના 'કનૈયા' ને ઘુંટણની વચ્ચે રાખી જમીન પર બેઠો હતો. બંને હાથનો ઉભડક સ્વસ્તિક રચી વચ્ચેની વેત્રાસન જેવી ખોલમાં બચ્ચાંને ગોઠવીને તેને હૈયાં સરસા ચાંપતો હતો. અને તે નાનો લુચ્ચો નટવર તેની કાળી કીકીમાં વીજળી ઝબુકતી હતી છતાં મુંગો બેસી રહ્યો હતો. આ નિર્દોષ દૃશ્યે સ્વાભાવિક રીતે મારું મન હરી લીધું સામેના હળ ઉપર હું બેસી ગયો ને આ નિર્દોષ મનોરમ બંધુ વાત્સલ્યનું ચિત્ર દોરી કાઢયું. સમીપની વાડ, ખાવાનું બારણું, ભાગ્યાં તુટયાં ગાડાંનાં પૈડાં, તથા અચરકચર બીજું બધું ત્યાં પડયું હતું તેની રેખાઓ મારા ચિત્રમાં ઉમેરી દીધી. અરધાએક કલાકમાં પ્રકૃતિનું એક સ્વ ભાવિક મહનર દૃશ્ય મારા ફલક ઉપર નર્તી રહ્યું.

આ સુંદર પરિણામે પ્રકૃતિનાજ રંગોને આધીન રહેવાના મારા નિશ્ચયને મક્કમ કર્યો. ભાગ્યવંતના હસ્તપદ્મની માફક તે અખુટ –વિપૂલ છે ને મહાન કલાકારોને અવતારી શકે છે.

સમાજશાસનની તરફેણમાં જેટલું કહી શકાય તેટલુંજ કલાકાનુનોના પક્ષમાં કહી શકાય એની મને ખબર છે. સમાજના કાંનુનોનું સહેજ પણ ઉલ્લંઘન ન કરનાર જેમ અસહ્ય સન્નિવેશી, ગ્રામ્ય શબ્દમાં ચોખ્ખો ભામટો ન હોઈ શકે, એમ કલાના સર્જક નિયમોના હરફેહરફ અનુસરનાર કદૂપ અને કઢંગું કૈં ન ચીતરે એટલું સ્વીકાર્ય છતાં, કલાના કૃત્રિમ નિયમો પ્રકૃતિના રંગ અને સ્વંભૂ સદ્ભાવ દર્શનને ગુંગળાવે તો છેજ.

મને કહીશ નહીં આ સંયમ વિકટ છે અને બીનજરુરી રેખાઓનું વિલોપન કરે છે. મને અભિપ્રેત સ્વાતંત્ર્ય લહરીને અનુરુપ–અનુકુળ

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૨૧ ]





રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા.
પ્રમુખ, ૭મી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઇ

—ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસ



ગુજરાત ] [ અધિક ચૈત્ર ૧૯૮૨

રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી;
પ્રમુખ, સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ.

—ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસ.

# ગુજરાતી સાહિત્યનો પ્રવાહ

## —સાહિત્યકોની દૃષ્ટિએ—

સંગ્રાહક :
રા. દયાશંકર મ. ભટ્ટ

આરંભ કાળથી માંડી પ્રવર્તમાન યુગ સુધીના સાહિત્યકોના કથન સંબંધે જુદા જુદા લેખકોના અભિપ્રાયો એકઠા કરી આ લેખ તૈયાર કર્યો છે, અને સંયોગી કડીરૂપે અગર જેના પીરો યોગ્ય કંડિકા ન મળી તેટલો ભાગ મેં પોતે લખવાની છુટ લીધી છે. દરેક કંડિકાને અંતે જે નંબર નાખ્યા છે તે લેખકનો છે અને લેખના અંતે તે જોવાથી મળી શકશે. સાલવારી ઈસુના વર્ષ પ્રમાણે, અને મુખ્યત્વે શ્રી કૃષ્ણલાલભાઈના Mile Stones ના આધારે નાખેલી છે—સંગ્રાહક.

### આરંભકાળ (ઈ સ. ૭૭૯થી ૧૪૦૩)

ગુજરાતી ભાષા કયારથી શરુ થઇ તે નિશ્ચિતપણે કહી શકાતું નથી; પરંતુ તે સુમારે નવમે વર્ષથી ચાલે છે એમ કહી શકાય (૧)

વિક્રમના દસમા સૈકા પહેલાં હીંદી, વ્રજ અને સંસ્કૃત ભાષાની પ્રબલ સત્તા હતી; અને આવી શિષ્ટ ને કેળવાએલી ભાષાઓ વચ્ચે અપભ્રંશને સ્થાન મળેલુ નહીં, અરે ઈ સ. ૧૨૯૮ થી ૧૮૨૦ સુધી મુખ્યત્વે પ્રાકૃત અને સંસ્કૃત ભાષાજ વપરાશમા હતી (૨)

પરંતુ વિક્રમના અગીઆરમા શતકથી ગુજરાતી ભાષાનો ઇતિહાસ યથાય રીતે લખી શકાય તેમ છે (૩)

આ સમયનું સાહિત્ય પ્રધાનતઃ ધાર્મિક હતુ અને માત્ર એકજ જૈનેતર * કવિ વિના તત્કાળના સાહિત્યમાં જૈન સાધુઓનુજ સામ્રાજ્ય હતુ, ને આ સમયમાં બ્રાહ્મણ અને જૈનેતર વર્ગ શાંત હતો (૨)

### હેમયુગ

પરંતુ આ યુગનો યુગનેતા તો માત્ર હેમચંદ્રાચાર્યજ હતો. આ યુગ 'કલિકાલ સર્વજ્ઞ' હેમચંદ્રના પ્રકાશથી દેદીપ્યમાન દેખાય છે.. એ એ સર્વજ્ઞ બીરૂદધારી મહાપુરુષનું અક્ષર જીવન ઘણું વિશાલ છે (૪)

આ જૈનાચાર્યનાં કોષ, વ્યાકરણ, અલંકાર, ચરિત, સ્તુતિ આદિ વિષયના અનેક ગ્રંથો સુપ્રસિદ્ધ છે. સંસ્કૃત જેવા ગ્રંથો ગુજરાતીમાં રચીને પ્રેમાનંદે જેમ ગુજરાતી ભાષા દીપાવી તેમ હેમચંદ્રાચાર્યે જૈન શાસ્ત્રોમાં બ્રાહ્મણ જેવા

* ઘણે ભાગે બાવનપુરનો વિષ્ણુદાસ




કવિ ભાલણ

લોકાદરને નહી પામેલું એટલે એ યુગની બાદિ ર સીમાએ આપણો ગરો બને હાથ લાગી જડતી નથી નરસિંહ યુગ (ઇ સ ૧૪૮૩ થી ૧૫૪૪) ધાર્મિક વાતો, લોકવાર્તાઓ, ચરિત્રો અને ઉપયોગી વિષયો ઉપર કાવ્યો રચવાની શરુઆત નરસિંહ મહેતાએ સ ૧૪૭૦ થી કરી અને ત્યારથી ગુજરાતીનો અભ્યુદય શરુ થયો, અને ભાષા કેટલાએ શતકો આગળ ધપી (૨)

ભાષા અને સાહિત્યના ગ્રંથોની જે ખોટ હતી તે પુરી કરવા શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન વગેરે રચ્યા ભાષા ઉપર તેમનો હાથ સફાઇથી ને સરળતાથી ફરતો, તેમનુ કવિત્વ મધુર હતુ (૫)

આ સમય નું સાહિત્ય કાવ્યમાજ હતું માત્ર ઇ સ ૧૩૮૯ ના અરસામાં શ્રી મુનિ સુંદર સૂરિએ 'ક્ષાત રાસ' નામનો ગદ્ય ને પદ્યમાં ગ્રંથ લખ્યો હતો (૨)

પરંતુ આ સમયનું સાહિત્ય ખાસ આકર્ષક ન હતું કે વિશે




નરસિંહ

અને આદિ કવિનું માન સંસ્કૃતમા જેમ વાલ્મિકીજીને છે, ઇંગ્લાંડમા ચોસરને છે તેમ ગુજરાતીમા નરસિંહ મહેતાને મળે છે (૬)

નરસિંહ મહેતાનો કાળ ઇ. સ. ૧૪૧૪ થી ૧૪૮૩ નો ગણાય છે. તે ભક્ત કવિ હતો અને તેનાં કાવ્યો ભક્તિની ખુમારીમાં શૃંગાર અને વૈરાગ્ય એમ બે વિભાગમાં વહેંચાઇ જાય છે. તેની શૈલી સાદી ને સરલ છે. તત્ત્વજ્ઞાનના ગૂઢ વિષયો તે સમજી શકાય તેવી વાણીમાં કહે છે.(૨)

આ યુગના મુખ્ય કવિઓ ભીમ, ભાલણ, લાવણ્યસમય, પદ્મનાભ અને મીરાંબાઇ છે.

ભીમ (ઇ. સ. ૧૪૮૮) સિદ્ધપુરપાટણનો મોઢ બ્રાહ્મણ હતો. તેણે બોપદેવના ભાગવત ઉપરથી ગુજરાતીમાં પ્રથમ ભાગવત રચ્યું હતું.




ભાલણ (ઇ. સ ૧૪૩૯—૧૫૩૯)નો જન્મ સોળમા શતકના પ્રારંભમાં ગુજરાતના પાટનગર પાટણમાં થયો હતો. એનું મૃત્યુ સંવત ૧૫૭૦ ના સુમારે થયું હશે એમ જણાય છે, કાદંબરીના રસિક પદ્યમય ભાષાંતરથી અને વત્સલ રસભર્યા કાવ્યોથી તેણે ગુજરાતી ભાષાનું ગૌરવ વધાર્યું છે. તેનાં કાવ્યો બહુ રસિક છે ને કવિતા પ્રસાદવાળી છે.(૭)

પાટણના જૈન મુનિ લાવણ્યસમયે (ઇ. સ. ૧૪૬૪—૧૫૨૪) 'વિમલ પ્રબંધ' રચ્યો છે. વિમલ પ્રબંધમાં કવિની નૈસર્ગિક કાવ્ય શક્તિ અને રસિકતાનો આપણને પરિચય થાય છે. આખાએ પ્રબંધની ભાષા અને શૈલી રસ ઉત્પન્ન કરે એવી છે.(૮)

ત્યાર પછી પદ્મનાભ (ઇ. સ. ૧૪૫૬) આવે છે. તેનું ઐતિહાસિક કાવ્ય 'કહાન્ડદે પ્રબંધ' એ પ્રારંભના ગુજરાતીમાં અપૂર્વ છે.(૨)

નરસિંહ પછી આ યુગની બીજી અગ્રગણ્ય વ્યક્તિ તે ગુજરાતની કાવ્યમૂર્તિ મીરાં (ઇ. સ. ૧૪૦૩-૧૪૭૦); મીરાં જન્મથી ગુજરાતી નહોતી પરંતુ તે કૃષ્ણભક્તિમાં ચકચુર બની દ્વારકામાં વસેલી અને આ વસવાટ દરમ્યાન તેણે ભક્તિ રસભર્યાં સુંદર કાવ્યો ગુજરાતીમાં રચ્યાં છે. એનાં કાવ્યો અને પદો શિક્ષિત તેમજ અશિક્ષિત વર્ગમાં એટલાં પ્રિય થઇ પડ્યાં છે કે તે આજે પણ રસપૂર્વક ઠેર ઠેર ગવાય છે.(૨)

મીરાંનાં થોડાંજ પદો આપણને મળી આવે છે. પરંતુ તેણે મોટી સંખ્યામાં કાવ્યો લખ્યાં હશે એમ માનવાને કારણ નથી. કવિતા રચવાનો તેનો ધંધો ન હતો. તે તો કવિતા મૂર્તિ હતી. સ્થૂલ વસ્તુઓથી ... એવા દિવ્ય ભાવનાના સર્વવ્યાપી

તેનું મગજ સદાએ વીહરતું. જે પદો તે બનાવતી તે ક્ષણુજીવી કીર્તિ મેળવવા નહીં, સાહિત્યના રસીઆઓનો ચંચલ શોખ પુરો પાડવા નહીં, તેમજ હૃદયશૂન્ય ટીકાકારોની ભયંકર કસોટીમાંથી પાર ઉતરવા પણ નહીં; ભવિષ્યની પ્રજાઓ પાસે અમરપદની ભીખ માગવા પણ તેણે કાવ્યો રચ્યાં ન હતાં; તેનાં કાવ્યો તે શુદ્ધ કવિ હૃદયના નિષ્પ્રયત્ન ઉમળકા સંગીતના અવતાર સમા, કોઇ સુસજ્જ અને સંવાદી વીણામાંથી નીકળતા દિવ્ય અને મધુરા ધ્વનિ જેવા હતા.(૯)




કવિ ભોજો

મીરા ભક્ત પણ હતી એટલે ઉત્તમોત્તમ કવિ બની. સ્વભાવની સુકુમારતા, કવિત્વ-શક્તિની કસોટીરૂપ સૂક્ષ્મ ભાવ અનુભવવાની શક્તિ, જે કાવ્યમયતાનું મુળ છે તે તેનામાં સંપૂર્ણ કલાએ પામી હતી.(૯)

તે સ્ત્રી હોઇ, કૃષ્ણને વરેલી હોઇ, પતિપત્ની કે ને મનન્ય સંબંધ બંધાઇ રહે છે તેના હતું કે વિશેષ તેનાં પદોમાં થયાં છે; તેનાં પદો-માં કોમળતા અને હૃદયમાં તીર પેઠે લાગી સચોટ અસર કરે તેવું સામર્થ્ય સર્વત્ર વ્યાપી રહ્યું છે 'પ્રેમની પ્રેમની પ્રેમની રે', 'કાનુડો ન જાણે મોરી પ્રીત' 'સત્યભામાનું રુસણું' ઇત્યાદિ પદો જેણે જેણે સાંભળ્યાં હશે તેને તો આ ભક્તબાઇના ઉભરાતા ભાવ અને તેનાં જોમભર્યાં ગાનનો અનુભવ થયો હશે (૧૦)

આ સાથે ગુજરાતી કાવ્યનો પ્રથમ યુગ પુરો થાય છે. આ યુગનું પ્રધાન લક્ષણ ભક્તની કૃષ્ણભક્તિ છે અને તે તેઓએ ગાઇ છે. નરસિંહ અને મીરાં બંનેએ પોતાનાં સ્વજનો સાથે કૃષ્ણની ભક્તિ માટે તકરાર કરી છે; અને આ તેમણે ગાઇ છે. અને હજીએ તે ગુજરાતનાં નરનારીઓને કંઠે છે.(૨)

નરસિંહ, ભાલણ, ભીમ પદ્મનાભ ને મીરાંને હાથે થોડાં પણ કેવળ ઐતિહાસિક દૃષ્ટિ, કરતાં વધારે હીર દાખવતાં કાવ્યો રચાયાં છે. એમનો યુગ ધર્મમુલક હતો, છતાં જ્ઞાન ભક્તિનાં પદો ઉપરાંત બીજા રસના ગ્રાહક શ્રોતા પણ હતા એમ ભાલણની કાદંબરી તથા પદ્મનાભનો કહાન્ડદેપ્રબંધ ને લાવણ્યસમયનો વિમલ-પ્રબંધ સાક્ષી પુરે છે.(૧૧)

**નાકર યુગ (ઇ. સ ૧૫૪૫–૧૬૪૧)**

સત્તરમા સૈકાના પ્રારંભમાંજ આ સમયને શોભાવે તેવા બે મુખ્ય કવિઓ નાકર અને અખો નજરે પડે છે. વસ્તો, વછરાજ વગેરે કવિઓ પણ આ યુગના પ્રતિનિધિઓ બની રહે છે.


નવલરામ

ના કરે (ઇ.સ.૧૪૯૪–૧૫૭૪) મહાભારત અને રામાયણનાં ઘણાં પર્વ અને કાંડ કવિતાબદ્ધ કરેલાં છે. તે પ્રસંગે પ્રસંગે રસજમાવટ સારી કરી શકે છે. તેની ભાષાશૈલી ઘડાએલી અને સંસ્કારી છે: તેનાં વિચારદર્શન, વર્ણન અને ભાષાલેખન ઉચ્ચ કોટિનાં છે.(૧૨)

વરતાએ અને વછરાજે લોકવાર્તાનાં છુટાં છુટાં કાવ્યો ટુંકાં અને લાંબાં લખ્યાં છે. તેમની કથાઓમાં અદ્દભુત રસનાં બીજ લાગે છે.

સાર પછી આ યુગનો બીજો મહાકવિ અખો ભક્ત (ઇ. સ. ૧૬૧૫–૧૬૭૫) સૌનું ધ્યાન ખેંચે છે. ૭૪૬ છપ્પા અને ૬૦ પદમાં તેણે દુનીઆદારીની રીતો બહુ સારી રીતે બતાવી છે. તે જાતે સોની હતો. તે કંઈ ખાસ શિક્ષિત પુરુષ ન હતો એટલે એનાં કાવ્યોમાં શિષ્ટતાનો અભાવ જણાય છે; પરંતુ તેની કાવ્ય સરિતાનો ધોધ અનુભવનાં ઉચ્ચ શિખરેથી દેમાર કરતાં પડે છે ને લોકની રુઢિઓ ને દંભને વિદિર્ણું કરી નાખે છે. તે ભક્ત હતો પરંતુ મોટો પ્રહારક કવિ હતો; જો કે પોતે જ્ઞાની કહેવરાવવાનું પસંદ કરે છે. તેણે છંદશાસ્ત્રને અનુસરી કાવ્યો કર્યાં નથી પરંતુ લોકગીતમાં – હૃદયની ઊર્મિને માર્ગ આપી શકાય તેવા રાહમાં તેણે ગાયું છે. તેની આ અજાણી પણ હૃદયભેદક કાવ્યશક્તિ નવો યુગ શરુ કરે છે. તેનાં કાવ્યો તદ્દન સ્વતંત્ર છે. અને તેની જ્ઞાનગુંથણી એવી અટપટી છે કે વાચકને તેનાં ઉંડાણ શોધવા ઉંડા ઉતરવું પડે છે (૨)

**પ્રેમાનંદ યુગ (ઇ. સ. ૧૬૩ થી ૧૭૩૪)**

અખાના અસ્ત સાથે ગુજરાતી ભાષામાં નવીન યુગની શરુઆત થાય છે. અને આ યુગનો પ્રધાન પુરુષ–યુગનેતા ગુજરાતનો સર્વોપરિ કવિ પ્રેમાનંદ ઇ. સ. ૧૬૩૬ થી ૧૭૩૪ સુધી એકચક્રે રાજ્ય કરે છે.

ગુજરાતી સાહિત્યમાં આ યુગ બહુજ ઉજ્જ્વલ છે. તેમાં પ્રેમાનંદ અને વલ્લભ, ધીરજી, શ્રીધર, રત્નેશ્વર, હરિદાસ વગેરેનું તેનું



નંદશંકર

શિષ્ય મંડળ તેમજ શામળ એક આયુગના સાહિત્યકો છે

પ્રેમાનંદ ભૂતકાલની આર્ય સંસ્કૃતિ-પરાક્રમી કારકીર્દી, અપૂવ સાહિત્ય ને વિશુદ્ધ ભાવનાથી જાજ્વલ્યમાન એવી પવિત્ર ને શ્રેષ્ઠ સંસ્કૃતિનો તે વારસ હતો-પ્રતિનિધિ હતો (૯)

તેની પ્રેરણા સંસ્કૃત સાહિત્ય હતુ, તેનુ લક્ષ્ય ગુજરાતી સાહિત્યના વિકાસ પર હતુ. દરેક પુરાણ, દરેક કથાનો તેણે ઉપયોગ કર્યો, તેણે ગુજરાતને વિશિષ્ટ સાહિત્ય આપ્યુ, ને તે સાહિત્યદ્વારા તેની સંસ્કૃતિને સતેજ કરી તેની જીભે સંસ્કૃત વાગીશ્વરીએ ગુજરાતી અવતાર લીધો (૯)

ગુજરાતીને ગર્વવાળી અને સર્વાંગે વિકસિત કરવાની ધગશવાળો પહેલો કવિ થયો હોય તો તે પ્રેમાનંદ છે અને તેણે ગુજરાતીને સંસ્કૃત જેટલી સમૃદ્ધિશાળી કરી ગુજરાતને પ્રકાશવતી કીધી છે (૧)

તે માણભટ્ટ હતો અને તેની કાવ્યશક્તિ પ્રાસાદિક હતી તેણે ગુજરાતીનો અભ્યુદય કરવા-તેને સંસ્કૃત સમી કરવા પહેલવહેલો એક સંઘ કાઢયો હતો તેમા ઘણા સ્ત્રી પુરુષો કવિઓ અને લેખકો હતા

વર્ણન, અલંકાર અને રસ ઉપર તેનુ પ્રભુત્વ અદ્ભુત હતુ રસની બાબતમા કોઈ પણ ગુજરાતી કવિ પ્રેમાનંદના પેંગડામા પગ ઘાલે એવો નથી, હજી લગી એના જેવી પાત્રતા જાળવી શકે એવો કોઈ ગુજરાતી કવિ થયો નથી (૧૩)

આ યુગની બીજી આકર્ષક વ્યક્તિ પ્રેમાનંદ નો પ્રબળ હરીફ શામળભટ્ટ (ઇ સ ૧૬૪૦-૧૭૩૦ ના અરસામા) હતો તેણે લોકવાર્તાઓ



મહીપતરામ



ઈચ્છારામ

કાવ્યમા કરી છે ને અદ્ભુત રસની અજબ
જમાવટ કરી છે કવિ ભક્તિમા બ્રાહ્મણને

દયારામ ઉપર મુકવામા આવે છે તે તેના રસને
માટે નહીં પણ તર્કને માટે સંસાર સંબંધી

વાર્તા પોતાની અક્કલથી યોજીને લખવાનો સંપ્રદાય આપણા કવિ મંડળમાં હજી નહી. તેથી એમાં પ્રથમ કરવાનું માન શામળને ઘટે



મનસુખરામ

છે એના દોહરા, ચોપાઇ અને છપ્પાએ એને અક્ષય કીર્તિ અપાવી છે.(૧૩)

આ પ્રેમાનંદ યુગમાં કવિતાનું ક્ષેત્ર વિશાલતર થયું; ભાષામાં શબ્દભંડોળ વધ્યો, વિષયોનું બાહુલ્ય સ્વીકારાયું, તથા શ્રોતાજનને જ્ઞાન આપવા તેમજ રંજન કરવાના આશયનો અંગીકાર થયો, ભાષાને કેળવી બીજી ભાષાઓ સાથે સરખામણીમાં પાછી ન પડે તેવી તેને કરવાની અભિમાનવૃતિ ઉત્પન્ન થઇ.(૧૦)

**દયારામ યુગ** (ઇ. સ. ૧૭૩૪થી ૧૮૫૨)

સંવત ૧૭૯૦ થી શરૂ થતા યુગનો અધિષ્ઠાતા ગુજરાતનો લાડકો કવિ દયારામ છે. પોતાના પ્રેમલક્ષણા ભક્તિમય઼ કાવ્યોના રસમાં ગુજરાતને પ્રેમનું દરદ દેખાડનારને અલૌકિક પ્રેમનો ખરો પાઠ ભણાવનાર તે એજ. એનો જન્મ સંવત ૧૮૩૩ માં થયો હતો અને મૃત્યુ સંવત ૧૯૦૮ માં થયું હતું. તેની મીઠાશભરી ગરબીઓ હજીએ ગુજરાતના કાનમાં ગુંજારવ કરી રહી છે.(૧૪)

ગુજરાતના કવિઓમાં દયારામભાઇની લોકપ્રિયતા બીજા કવિઓ કરતાં કંઇક વિશેષ છે. ગુજરાતીઓના જીવનમાં મધુરતા, કોમળતા, કે રસિકતા છે એવો કોઇને પ્રત્યક્ષ પુરાવો જોઇએ તો દયારામભાઇની કવિતા કોઇપણ કાળે એ આપી શકશે.(૧૫)

આ યુગના પ્રથમ ભાગમાં શિવ ભક્તો, વિષ્ણુ ભક્તો, દેવી ભક્તો, જૈનો, સ્વામીનારાયણ ભક્તો એ પ્રમાણે સર્વ ભક્ત કવિઓ તથા કેટલીક સ્ત્રી કવિઓ પ્રસિદ્ધિમાં આવ્યાં છે આ યુગ સંવત ૧૭૯૦ થી શરૂ થઇ સંવત ૧૯૦૮ સુધી ચાલ્યો.(૧૪)

ધીરા ભક્તની (ઇ. સ ૧૭૫૩–૧૮૨૫) યોગના કરતાં જ્ઞાન તરફ વૃતિ વિશેષ ઢળેલી હતી. ધીરાની કાફીઓ પ્રખ્યાત છે. ભોજા (ઇ. સ. ૧૮૭૫–૧૮૫૦) ના ચાબખા અતિ પ્રિય થયા છે. તેનાં કાવ્યો બહુધા આત્માનુલક્ષી છે, તે સીધા બળ્યા ઝળ્યા હૃદયના કંઇપણ બંધન વિનાના ઉદ્ગાર છે.



ગુજરાત ] [ અધિક ચૈત્ર ૧૯૮૨

હરિ ઉઠાડ્યા ગ્રહી હાથ રે, રુખીજી લીધા રુદયા સાથ રે.
—પ્રેમાનંદ (સુદામાચરિત્ર)

—ગુજરાતી સાહિત્યનો પ્રવાહ





શામળભટ્ટ



—ગુજરાતી સાહિત્યનો મવાલ.

સ્વામીનારાયણ સપ્રદાયે આ યુગમા સાહિત્યના વિકાસમા યોગ ફાળો આપ્યો છે. સહજાનદ સ્વામી સારી પેઠે સમજતા હતા કે જનસમૂહમા તો પ્રાકૃત ભાષાનેજ વધારે સ્થાન આપવુ જોઇએ તેથી તેમણે તેમના શિષ્યોને આજીવન પ્રાકૃત ભાષામા લખવાની આજ્ઞાઓ કીધી હતી અને આની રીતે કેટલાક સાધુએ અમુક પદો લખ્યા વિના જમતા નહીં અને આ રીતે તેમણે એક લેખક મડળ તૈયાર કર્યું હતુ (૧૬)

સહજાનદ સ્વામીના વચનામૃતોનો સગ્રહ એનો ગુજરાતી ભાષાનુ એક રત્ન છે (૧૬)

સ્વામીનારાયણ સપ્રદાયના અગ્રગણ્ય કવિ તરીકે પ્રેમાનદ સ્વામી (ઇ સ ૧૭૭૯–૧૮૪૫) નું નામ જાણીતુ છે ડભોઈમા દયારામભાઇ જેવા પ્રેમભક્તિના પદો બનાવતા તેવાજ સુન્દર પદો તે સમયમા વડનાગમા સ્વામીનારાયણ સપ્રદાયના એક સાધુ પ્રેમાનદ સ્વામી કરીને હતા તે બનાવતા હતા એ નૈસર્ગિક કવિ હતા એમની કવિતામા ઓજસ્ અને માધુર્ય દયારામની કવિતા પેઠે ઉભરાઇ જાય છે (૧૪)

આ યુગમા સ્ત્રી કવિઓએ મીરાની પેઠે પદો રચ્યા છે પરતુ તે મીરા જેટલી ખ્યાતિ નથી મેળવી શકયા

કાણાને કાણુ કહીએ તો લાગે કડવુ,
અને સાચુ કહીએ નો રુચે વદવુ

આ લોકપ્રિય લીટીઓના કર્તા ભક્ત કવિ બાપુ સાહેબ ગાયકવાડનો જન્મ (ઇ સ. ૧૭૭૯–૧૮૪૩) વડોદરામાં થએલો. તે પોતાની તમામ કવિતાઓમાં નીરાંત તથા ધીરાને પોતાના ગુરુરૂપે વર્ણવી તેમનો મહિમા ગાવાનું ચુકતા નથી



તનસુખરામ

તેમણે ષડરિપુઓના રાજીઆ, બ્રાહ્મણ શુદ્ર ભેદના પદો, ધર્મવેષ અગ, જ્ઞાનોપદેશની કાફીઓ વગેરે સસારની શૂન્યતા બતાવનારી, ધર્મના ઢોંગને પ્રકટ કરનારી તથા ભેદભાવનુ ખડન કરનારી કવિતાઓ બેધડક રીતે લખી છે તેમની કવિતાઓ જ્ઞાનની છે, એટલે કવિતાની દૃષ્ટિએ રસાલકાર વિનાની છે એવુ કહીએ તો ચાલી શકે ખરું (૧૭)

પ્રેમાનંદ યુગ પછીનો ગુજરાતી ભાષાનો

## નર્મદયુગ (ઇ. સ ૧૮૫૨ થી ૧૮૮૬)



અનેગીલાલ

સંવત ૧૯૦૮ થી ગુજરાતી સાહિત્યમાં વળી એક નવો ઉભરો આવે છે અને કાવ્ય તેમજ પદ્ય સાહિત્યમા મહાન ને અગત્યના ફેરફાર શરુ થાય છે

આ નવા થતા મનવંતરનો મનુ મહારાજ સુરતનો રગીલો કવિ નર્મદ (ઇ સ ૧૮૩૩–૧૮૮૬) બની રહે છે

નર્મદ વીર હતો, અને તે સમાજ સુધારવા મથ્યો તે તત્ત્વદ્રષ્ટા હતો અને તેને સસ્કારમા રહેલુ રહસ્ય સમજાયું એટલુ નહી પણ પરમસ્કારને વીસારી નાખી, સામસ્કારને પુનર્જીવન આપનાર મહાગુજરાતીઓની અનતમાલા અનાદિ કાલથી ચાલી આવે છે તેનો એ મણકો થઇ રહ્યો તેણે માદિત્યની ગેરાને સસ્કારસરક્ષણમા અગ્રસ્થાન આપ્યુ (૯)

લેખ સમય લાગ્યા અને શિથિલ જણાય , ધીરો ભોજા આ દયારામ ઉપરાંત નાના નાના લેખોના લખનારા ઘણા થયા છે, છતા કોઇપણ પ્રતાપશાલી અને મુકટધારી લેખક નહી હોવાથી તે સમયને મંદયુગજ નામ આપ્યુ છે મદયુગના છેવટના ભાગમા દયારામે મદતા દૂર કરવા જેવા લખાણો કર્યા ખરા છતા પણ આખો લાબો સમય વીચારત તો તેને મદ વિશેષણજ ઠીક લાગ્યુ છે (૧૦)



દલપતરામ

તેના સાહિત્યમાં નવું ચેતન છે. તેની વાણીમાં વીરનો વિજયઘોષ છે. પેટે પાટા બાંધી સાહિત્યમાં નવો યુગ તે સ્થાપે છે.(૯) એક માણસથી બની શકે તેટલું બધુંએ ગુજરાતીના લાભમાં કરવાને તેણે કશાએ પ્રયત્નની કચાશ રાખી નથી.(૧૩)

નર્મદની કાવ્યદેવીને પશ્ચિમના પવનો લાગે છે. તેની કાવ્ય સરિતા વ્યવહારના પટને ભેદી શાસ્ત્રીય કે કાલ્પનિક પ્રદેશમાંજ ભ્રમણ કરવાનું પસંદ કરે છે ગુજરાતી ભાષામાં પ્રથમ કોષકાર પ્રથમ પિંગળકાર, પ્રથમ રસાલંકારની સમજ આપનાર અને પ્રથમ રૂઢ ગદ્ય લખનાર નર્મદાશંકરજ છે. નોકરીનો ધંધો છોડીને કલમનેજ પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કરવાનું મહામાન નર્મદાશંકરનેજ છે (૧૩)

વિદેશી કવિ તથા કવિતાનું અધ્યયન, દેશની બદલાએલી સ્થિતિ અને પોતાની નૈસર્ગિક સ્વતંત્ર ને શુદ્ધ વૃત્તિ: એ ત્રણેનો લાભ લેઇ નર્મદે ગુજરાતી કવિતાની નવી 'સ્કુલ' સ્થાપી હતી.(૨૦)

નર્મદાશંકરની સાથે નવલરામ અને દલપતરામ મુખ્ય કવિઓ આવે છે.

નવલરામનો જન્મ સને ૧૮૩૬ માં અને મૃત્યુ સને ૧૮૮૮ માં થએલું.

બાળલગ્ન નિષેધક સભા અમદાવાદમાં ઇ. સ. ૧૮૭૦ ના સુમારમાં સ્થપાઇ હતી. તેના મંત્રી તરીકે કામ કરીને, અને એને અંગે તેમજ પોતાના ઉત્સાહથી એ વિષયનું સાહિત્ય પોતાના સમર્થ લેખથી સચેતન અને સબળ બનાવીને. 'નવલગ્રંથાવલિ' જોનારને તરત જણાઇ આવશે કે કાવ્ય, વિવેચન, સાહિત્ય ચર્ચા, ભાષા શાસ્ત્ર જેવા વિષયોની ચર્ચા, શાળા શિક્ષણના લેખ અને વિવિધ વિષયના લેખો—આ સર્વ પ્રદેશમાં



બાલાશંકર

એમની કલમ સમર્થ રીતે ફરી વળે છે જો કે 'બાળ ગરબાવળી' બાળકીઓને માટે રચાએલી ગરબીઓનો સંગ્રહ છે છતાં તેમાં નવલરામભાઇનું કવિત્વ, રસિકતા, શૈલી, સુઘટ સુંદરતા, જનસમુદાય અને વિશેષ લોકોના સ્વભાવાદિકનું સંક્ષિપ્ત શૈલીમાં આલેખન એમની કેશરીતિ,

ધાર્મિકતા ઇત્યાદિક અનેક લક્ષણોનું સચોટ દર્શન થાય છે (૧૮)

ગુજરાતી ભાષાના પ્રથમ વિવેચક તરીકે તેમનું સ્થાન નિર્વિવાદિત છે. વિવેચકની ઉંચી પદવી આ કવિત્વ અને પંડિતપણાના સબળ સ્તંભો ઉપર ટકાવીને નવલરામભાઇએ પોતાના સમયમાં–અને એક દૃષ્ટિએ આજ સુધી પણ– અદ્વિતીય પદ પ્રાપ્ત કર્યું છે,—જે પદગુર્જર સાહિત્યના ઇતિહાસમાં ખરેખર અનન્ય પ્રકાશ-થી દીપતું રહેવાને પાત્ર છે. એકંદર રીતે જોતાં વિવેચકનું ઉચ્ચ પણ મોટી જવાબદારીનું આસન નવલરામે અદ્વિતીય શક્તિથી, ઉત્સાહથી, ન્યાય અને ઉદારતાના સુંદર મિશ્રણથી દોઢ દસકા સુધી દીપવ્યું.(૧૮)

નર્મદ ગુજરાતના દક્ષિણ ભાગમાં ઉગતો હતો ત્યારે ઉત્તર ભાગમાં દલપતરામ કવિ



મણિલાલ દ્વિવેદી



કાન્ત

(ઇ. સ. ૧૮૨૦–૧૮૯૮) ફોર્બસની સહાયથી રાજા મહારાજાઓમાં અને લોકસમૂહમાં ગુજરાતી રાણીની વકીલાત કરી રહ્યા હતા. નર્મદ કરતાં વયમાં દલપતરામ મોટા છે અને એમણે સાહિત્યના ઉત્કર્ષના પ્રયત્નો પણ વહેલા ધર કરેલા, તેથી ઘણા આને નર્મદ–દલપત યુગ પણ કહે છે.

કવીશ્વર દલપતરામનો જન્મ વઢવાણમાં સંવત ૧૮૭૬ માં થએલો. તેમણે અનેક છુટાં છુટાં કાવ્યો અને લાંબાં કાવ્યો પણ લખ્યાં છે. તેમની ભાષા સામાન્ય જનસમૂહના માટે હતી. તેમના રસ કે ગાંભીર્ય સંબંધી ટુંકા સાક્ષર મંડળમાં ગમે એવા વિવિધ અભિપ્રાયો હો પણ એ

વાત તો નિશ્ચય છે કે લોકના સાધારણ સમૂહમાં સર્વોપરિ જનપ્રિય કવિ આ જમાનામા આપણા ગુજરાત પ્રાંત માટે દલપતરામજ છે (૧૩)

તેની કવિતા નવેરસમાં પ્રસંગોપાત વીચરે છે, પણ તે શાંતિ અને વિવેકની સાથે–વિવેકની



રણછોડભાઇ

મર્યાદા એજ આ કવિતામા રસના સંભવા–સંભવની મર્યાદા છે હાડકુ હાસ્ય, મર્માળા કટાક્ષ, વાણીની મીઠાશ, અને રચનામા વિવિધ પ્રકારનાં ચાતુર્ય એ વડે દલપતશૈલીના શાંત ને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યા છે (૧૩)

દલપતરામ 'જુની અને નવી 'સ્કુલ' વચ્ચેની સંયોગી કડી' જેવા છે. તેનામાં જુના કવિઓની અસર દેખાતી છે અને બીજા બધા કરતા શામળની છાયા પુરેપુરી છે. તેની લેખન શૈલી હીંદીને અનુસરતી છે તેઓ તે ભાષાના પણુ સારા વિદ્વાન હતા.(૧૦)

આ કવિ મંડળમાંના એક લેખક તે મજલાલ શાસ્ત્રી. એમણે ગુજરાતી ભાષાનો પ્રથમ વાર ઇતિહાસ લખી ગુજરાતી સાહિત્યની ઉત્તમ સેવા કરી છે

તેઓ કવિતાઓ પણ કરતા પરંતુ તેમનું ઘણું ખરું લખાણ ગદ્યમાં છે કઠિન શાસ્ત્રીય લેખનુ વિષયોને સરળ શુદ્ધ ભાષામા લખવાની કળા તેઓ જાણતા. ગુજરાતી ભાષાને શાસ્ત્રીયતા આપનારનો તેજ (૨)

ગદ્યના આરંભના લેખકોમાં નર્મદ અને નવલરામની સાથે જે નામ લેવું જોઇએ એવા એક લેખક તે એના સમકાલીન નંદશંકર તુળજાશંકર જે અરસામા સીધા સરળ ગુજરાતી ગદ્ય લખાણોનો કોઇજ નમુનો નહોતો તે અરસા-



બળવંતરાય ઠાકોર

માં 'કરણ ઘેલો' જેવી કૃતિ ખરેખર એક નવીન ચમત્કૃતિજ લાગે એમાં નવાઇ નહીં. તેમાં ભાષાનું શિષ્ટત્વ, વિચારોનુ ગાંભીર્ય, પ્રસંગનું વૈવિધ્ય એવા ગુણો છે (૧૦)

નવલકથા લખવાનો પ્રથમ પ્રયાસ 'કરણ-ઘેલો' ના 'કર્તા નંદશંકર' તુળજારામે કર્યો.



[illegible]

અને આ સુંદર નવલકથાએ તેમને સાહિત્ય-માં અમર કર્યા છે. તેમની રીતભાત વર્ણવા-ની શક્તિ અને પ્રસંગોને સાદશ્ય કરી શકે તેવી લેખનશક્તિ ખરેખર ઘણીજ અદ્-ભુત છે.(૧૮)

આ અરસામાં સુધારાના અને પરદેશ ગમનના અગ્રગણ્ય નેતા મહીપતરામે વહેમ વિનાશક સાહિત્ય રચવા માંડ્યું હતું. તેમણે સુધારા ઉપર નિબંધો લખવા માંડ્યા. ને ભવાઈસંગ્રહ પ્રસિદ્ધ કરી હાસ્યરસ પ્રજા આગળ ધર્યો.

ઉંચા સાહિત્યના ઉત્પાદક કરતા સાહિત્યનો શોખ ઉત્પન્ન કરનાર તરીકે પોતાના સમયનાં જરુરનાં ગણાય તેવાં પુસ્તકોના લખનાર તરીકે, ગુજરાતને સુધારાનો પ્રકાશ આપવા માટે સમર્થ પ્રયત્ન કરનાર તરીકે અને દેશની સર્વતોમુખી ઉન્નતિમાં હૃદયથી ભાગ લેનાર તરીકે મહીપતરામનું નામ ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાંજ નહીં, પરંતુ ગુજરાત સમસ્તના ઇતિહાસમાં સ્મરણીય રહેશે.(૧૦)

'ગુજરાતી' પત્રનાં તંત્રી તરીકે તથા કાવ્ય-દોહનના સંગ્રાહક ને સંશોધક તરીકે ઇચ્છારામનું નામ અને કામ ગુજરાતી સાહિત્યસૃષ્ટિમાં આખર સુધી રહેશે.

'હીંદ બ્રીટાનીઆ'દ્વારા આપણને રાજકીય બનાવોનાં ઇચ્છારામે આપેલાં વૃતાંતોથી બહુ રસ પેદા થાય છે. લખવામાં તેમના આવેશ અને ભાવ એવા જોરથી ઉછળે છે કે આપણે ઘણીવાર તેમાં તણાઇ આપણા પોતાના નિશ્ચય પરથી ચ્યૂત પણ થઇએ છીએ.(૧૯)

ઝવેરલાલ યાજ્ઞિકે મુનસ્મૃતિના ભાષાંતરથી પોતાની અંતરવૃતિનું તે સમયમાં પણ દર્શન કરાવ્યું હતું.(૧૯)

આ અરસાના એક મહાન વિદ્વાન



છોટાલાલ નરભેરામ ભટ્ટ

મનઃસુખરામનું નામ ભુલી શકાય તેમ નથી. તેમની અવગણના કરવી સહેલ છે; તેમની આડંબરી ભાષાની મશ્કરી કરવી તેથી પણ સહેલ છે; પણ મનસુખરામે અંગ્રેજી યુગની શરુઆતમાં, પરસંસ્કારની અસર ચારે તરફ ફરતી હતી તે વખતે સંસ્કૃતની અડગભક્તિ કરીને સ્વસંસ્કારમાં નિશ્ચલ શ્રદ્ધા રાખી, નવો સંપ્રદાય સ્થાપવાની હીંમત રાખી એજ તેમની મહત્તા દેખાડે છે. યુગોના યુગ થયાં જે સાંસ્કારિક ગંગે આપણને સજીવ રાખ્યા હતા અને આર્યસંસ્કૃતિ-ને વિજયી કરી હતી તેની ખંડિત થતી ધારને ફરીથી તેણે પાણી પાયું.(૯)



ભાનુસુખરામ મ્હેતા

મન.સુખરામના ગ્રંથો જ્ઞાનના ભંડાર-રુપ છે. પ્રવૃત્તિધર્મ તથા નિવૃત્તિધર્મનો બોધ આપનાર છે. જ્ઞાનની સાથે અનુભવ તથા અવલોકનનું તેમાં મિશ્રણ થએલું છે (૧૯)

તેમને નવીન પ્રવૃત્તિનું અવગાહન થયું હતું. સાથે સાથે સંસ્કૃત સાહિત્ય અને દર્શનનો અભ્યા થતો જતો હોવાથી પ્રાચીન ભારત અને ના આચાર્યો માટે તેમને અભિમાન સ્ફુર્યુ હતુ (૨૦)

ભોળાનાથે (ઇ. સ. ૧૮૨૩–૧૮૦૧) 'ગદ્ય પદ્યાત્મક પ્રાર્થના' રચીને પ્રાર્થના સમાજને 'નિરંતર દ્રવ્ય'નું સાધન આપ્યું છે અને પોતાનું નામ ભક્તકવિની પ્રથમ પદવીમાં અમર કર્યું છે. તેમનાં પુસ્તકોમાં કવિતા, મધુરતા, પ્રૌઢતા છે તેમ સ્થળે સ્થળે જ્ઞાનના અંશ પણ વિષયભૂત થએલા છે (૨૨)



અંબાલાલ જાની



ડૉ. કાંતિલાલ પંડ્યા

ભીમરાવ (ઈ. સ. ૧૮૫૧–૧૮૯૦) માં કવિત્વના અંશો છે. તેમની કાવ્યરચનામાં માધુર્ય ને શબ્દલાલિત્ય છે; રસનિષ્પત્તિ કરવાનું તેમનામાં સામર્થ્ય છે; તેમની રસવૃત્તિ વિશુદ્ધ છે.(૧૯)

એમની કાવ્ય પ્રવૃત્તિ ઈ. સ. ૧૮૯૦ થી બંધ પડી હતી. અવસાન ૧૮૯૬ માં થયું.

એમની કવિતામાં સંસ્કાર ઘટિત યોજના ઇત્યાદિ ગુણો દેખા દે છે. તેમની વાણીનું સૌષ્ઠવ, સંસ્કૃત ભાષાના સંસ્કારથી શોભિત, સ્વ. બોટાદકરના સૌષ્ઠવને કંઈક મળતું આવે છે. મેઘદૂતના ભાષાંતરકારોમાં આ નામ ગુંથાઇ જાય છે.(૧૮)

ભીમરાવની કૃતિમાં સુઘડ ઘટના, ચારુ, વાણીનાદ સૌંદર્ય, લાલિત્ય, લાવણ્ય એ અપ્રતિમ



કવિ ખબરદાર



ગણપતરામ ભટ્ટ

લક્ષણ છે. ભીમરાવનાં અપ્રસિદ્ધ કાવ્યોનો સમુદાય ઘણો મોટો નથી અને સર્વ રાગ ધ્વનિ સંગીત કાવ્યો હોઇ છુટાં છુટાં અને નાનાં નાનાં છે-સર્વમાં સ્થળે સ્થળે કવિની રસિકતા અને સૌંદર્યભાવનાનું દર્શન થાય છે.(૨૧)

*ડૉ હરિલાલ (ઇ. સ. ૧૮૫૬–૧૮૯૦)* એક ઉંચા પ્રકારના નવી શૈલીના અનુયાયી કવિ હતા. તેમણે 'વસંત વિલાસિકા' તથા 'કુંજ વિહાર'ના કાવ્યગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. તેમની કવિતાઓ સ્વાનુભવનું દર્શન કરાવનારી લાવણ્યમયી તથા સારા સંસ્કારવાળી ને મોહક છે.(૧૭)

તેમણે પોતાની કવિતાનો સંગ્રહ 'કુંજ વિહાર' નામનાં પુસ્તકમાં કરેલો છે. તેની વિચાર દર્શાવવાની શૈલી, શબ્દોની ચુંટણી અને રચનાની ખુબી હૈ વિચિત્ર છે.(૧૦)



મ જુલાલ દવે

નવીન કાવ્ય સાહિત્યના ઉષ કાળમા આપણને ભીમરાવ, હરિલાલ ધ્રુવ, દ્રોલતરામ પંડ્યા અને બાપાલાલ ભટ્ટ નજરે પડે છે

ભીમરાવ, ને હરિલાલ ધ્રુવની કૃતિઓ સાથે અગર એ કોડારુપે ન વીસરાય એવુ નામ તે કવિ બાપાલાલ ભાઇશકર ભટ્ટનુ છે

સ્વ બાપાલાલ ભાઇશકર ભટ્ટ વિનીત-અતિ વિનીત કવિ હતા તેથી એમની કૃતિઓ જે પ્રકાશને યોગ્ય હતી તે એમને મળ્યો નથી 'સુબોધ ગરબાવળી'માથા 'રા' ખેગાર અને રાણકદેવી કાઉપરના John Gilpin નામના રમુજી કાવ્યનું રુપાન્તરયુક્ત અનુકરણ 'સુમચદરોઠની ઉજાણી,' નામનુ વગેરે રસયુક્ત છે તેમની કવિતા દલપતરામની શૈલીથી કૈંક ભિન્ન પણ તદ્દન એ બધમાથી છુટી ના શકેલી છતા પશ્ચિમની કવિતાના કિરણો કવચિત આછાં આછા પડેલા એવી મિશ્રરૂપ છે (૧૮)



નથુરામ મનિ

આ યુગમા કવિતામા માધુર્ય, રચનાચાતુય, તથા સરળ અને મનગમતી બાની અને જુસ્સો, શૌર્યનો ઉકળાટ દેશદાઝની લાગણી, હૃદયની વૃતિઓને સચેતન કરી ક્ષોભ ઉત્પન્ન કરનાર તમનાટ એ નર્મદાશકરે જગાવ્યા કલ્પના એ કવિતાનુ જીવન છે એમ મનાવા લાગ્યુ અક્કલ હોશીઆરીના છદબદ્ધ પ્રશ્નોત્તરો, ધમ આખ્યાનના ગાણાં તથા જે કૈં ગવાય તે કવિતા એવી માન્યતામા ફેર થયો અને કવિતાનાં ખરાં સ્વરૂપના જ્ઞાન તરફ પ્રયાણ થવા લાગ્યુ આ

યુગમા કવિતાની રચનાનો ફેર થયો ખડ કાવ્યો, અમુક લાગણી કે અમુક પ્રસગનુ સુન્દર સપૂર્ણ વર્ણન થઈ જાય તેવા નાના લેખો વાળુ સાહિત્ય ખીલી ઉઠયુ (૧૦)

**ગોવર્ધનયુગ (ઈ સ ૧૮૯૬ થી ૧૯૦૩)**

નર્મદયુગ પછી ગુજરાતી સાહિત્યમા ગોવર્ધનરામ થી એક મહાન પ્રકરણ ઉઘડે છે

અગ્રેજોની જામતી નવી રાજસત્તાથી કાઠીઆવાડ મા નિયમ ને વ્યવસ્થા જામ તા હતા સ્વ તત્ર સત્તા અને ક્ષાત્રોદ્રેક ન્યૂનથતા હતા ત્યારે સક્રાતિ કાળમા જુના નવા રાજા, જુના નવા કારભારીઓ, પોલીટીકલ એજટ વગેરે ના આચાર વિચાર ને ખટપટમા વસનાર ગોવર્ધનરામ (ઈ સ ૧૮૫૫-૧૯૦૭) નવલકથા લખવા બેઠા (૨૦)



લલિત

આ યુગમા મણિલાલ, બાલાશકર, રણછોડભાઇ, ભગવાનલાલ ઈદ્રજી, ઉત્તમલાલ ત્રિવેદી કમળાશકર ત્રિવેદી, કલાપી, કાન્ત અને નરસિહરાવ, રમણભાઇ, આનદશકર, કૃષ્ણલાલ ઝવેરી, બળવતરાય ઠાકોર, કેશવ, હ ધ્રુવ, તથા નર્મદાશકર ભટ, મણિલાલ છબારામ, વગેરે ઘણા લેખકોએ શબ્દબ્રહ્મનીસેવા આરાધી છે

ઇ સ ૧૮૮૭ ની વસતઋતુમા 'સરસ્વતી ચદ્રની કથા પ્રકટ થઇ અને ગુજરાતી સાહિત્યમા અને પ્રજાજીવનમા પ્રચડ પ્રકાશ પડ્યો કલ્પના, રસ, વિચાર ભાવ ના, કલા, જનસ્વભાવની વિવિધ ત્રુટિ ઓ આ ગ્રથ મા દૃગગોચર થાય છે પ્રકાશથી તિમિર ઉડી ગયા— અનેક પદાર્થો 'મા તેનુ પરિવર્તન થવાથી તેઓ પ્રકાશવા લાગ્યા— ચેતન અને જીવન સર્વત્ર સ્ફુરવા લાગ્યા આજ વર્ષમા 'રસસુદરી અને તત્ત્વાનદ સ્વામી'નુ અપૂર્ણ કાવ્ય લખાવા માડ્યુ (૨૦)

લેખક અને વ્યક્તિ તરીકે ગોવર્ધનરામનુ જીવન ઉચ્ચ હતુ એમણે ગુજરાતને જે જે આદર્શો અર્પ્યા છે તે ભવ્ય અને ગભીર છે

આવો ઉષ્માવાન પ્રકાશ ગુજરાતમાં પહેલો પડયો નહોતો અને હવે ક્યારે પડશે તે ભવિષ્ય જાણે છે પ્રાચીન ભારતના ગુણદોષના તેઓ જ્ઞાતા હતા—એ જ્ઞાનને બળે નવીન ભારતના નેતા થવાની જે યોગ્યતા એમનામા આવતી હતી તે યોગ્યતાના લાભ પ્રજાને મળી શક્યા નથી. મનુષ્ય માત્રને ધર્મ છે—હક્ક નથી એવુ કહેનાર અને આચરનાર જે જે ચેતન જગાડી ગયો છે તેની ગુજરાત અર્ચના કરે છે ને તેમા આ લેખક પણ ભાગુંતુટું સ્તોત્ર કરી વિરમે છે.(૨૦)

ગોવર્ધનરામની શૈલી પ્રૌઢ, બલવતી તથા શિષ્ટ છે. સસ્કૃત અગ્રેજી, ગુજરાતી તથા હીદી અવતરણરૂપે વેદાંતથી માંડીને અંબણ ઓંડાવાળાના અથવા રાત્રે શોખ મારતો મીર્યાંભાઇનાં ગાયનો સુધીનો એમની લખાવટ સાથે ગુંથાયા છે તે એમની શૈલીમાં વિદ્વતા તથા રસિકતાનો વિરલ ઉચ્ચ સયોગ કરાવે છે.(૨૨) પ્રાચીન પુરાણકથા અને દંતકથાઓનો નવીન વિચારના શરીર તરીકે ઉપયોગ કરવાની ગેટેની પદ્ધતિ તેમણે અંગીકાર કરી હતી (૨૦)

અને આ મનુષ્ય બુદ્ધિ અને હૃદયના અસંખ્ય તરગોથી છવાએલો ગોવર્ધનરામનો 'મીઠો મહેરામણ' સૌથી વધારે વિશાલ અને ગભીર છે એમ સૌને જણાશે (૫)



ચુનીલાલ શાંહ

તન સુખરામ જેટલું જ્ઞાન મેળવવાની મહેનત કરતા તેટલીજ મહેનત તે બહાર નહીં પાડવા કરતા નહીં તો જરુર ગુજરાતી સાહિત્ય કારોમા તેમનુ સ્થાન ઘણુજ મોટુ હોત એમની પ્રવૃતિ ઘણી ખરી ફોર્બસ સભા ચલાવવામા રોકાતી (૯)

સ્વ. રણછોડભાઇ દીવાન બહાદુરે ગદ્ય તથા પદ્યમા અનેક કૃતિઓ પ્રસિદ્ધ કરેલ છે તેમનો મુખ્ય શોખ તો નાટક અને કવિતા તરફ હતો અને તે વિષયનુ તેમનુ જ્ઞાન વિશાલ હતુ પિગલ ઉપર 'રણપિંગળ' નામનુ પુસ્તક તેમણે લખેલું છે ઇ સ ૧૯૧૨ માં વડોદરામાં ભરાએલ ચોથી ગુજરાત સાહિત્ય પરિષદનુ તેમને પ્રમુખસ્થાન આપવામાં આવેલુ હતું તે પ્રસગે તેમણે ઘણુંજ મનનીય ભાષણ આપ્યું હતુ સરકારે ઇ સ ૧૯૧૫ માં

તેમની સાહિત્ય સેવા બદલ તેમને દીવાન-બહાદુરનો ખીતાબ આપ્યો હતો.(૧૦)

રણછોડભાઈએ સંસાર સુધારણાના ઉદ્દેશથી કેટલાંક સારાં નાટકો લખી ગુર્જર નાટકકારમાં પ્રથમ હોવાનું માન પ્રાપ્ત કર્યું છે (૧૯) તેમણે ગુજરાતી નાટકોને વલણ આપવામાં બહુ પ્રયત્ન કર્યા હતા. સંસ્કૃત નાટક ઉપરથી વસ્તુ લઈને કે પુરાણની કથાનો આધાર લઈને તેમણે ઘણાં નાટકો લખ્યાં છે અને બધાં નાટકોમાંથી 'લલિતા દુઃખદર્શક' અને 'જય કુમારી વિજય' એમ નાટક ગુજરાતના સંસાર પર સારી અસર કરનાર નીવડયાં છે.(૧૦)

મણિલાલ દ્વિવેદી (ઇ સ. ૧૮૫૮–૧૮૯૮) ના સાક્ષર જીવનનું સ્વરૂપ 'પ્રિયંવદા' અને 'સુદર્શન' માં બહુ સારી રીતે પ્રકટ થાય છે. તેમનું અદ્વૈત તે રસભર્યો મધપુડો છે, ખાલી ખોખું નથી, તેથી ધર્મ, ગૃહ, રાજ્ય અને સાહિત્ય એમ ચાર વિષયમાં એમણે પોતાની પ્રતીતિ ગોઠવી છે, અને એને અંગે સ્વમુદ્રાંકિત વાક્ય વિન્યાસથી ઝળકતા અનેક સમર્થ લેખો લખ્યા છે (૫)



કેશવ. હ. શેઠ

મણિલાલની મહાનદી આડાંઅવળાં વહેતાં અનેક નાનાં ઝરણોને પોતામાં ખેંચી લઈ આસપાસનાં ખેતરોને વધારે ફલદ્રુપ કરતી જવામાં આવે છે (૫)

તેમણે કવિતા ઘણી થોડી લખી છે અને લખેલીમાં ઘણીખરી બધી આત્મજ્ઞાન સંબંધની જ છે તોપણ તે ગવાઈ શકે તેવી ગઝલોમાં તે કવિતાઓ લખાએલી હોવાને લીધે વધારે લોકપ્રિય થઈ રહી છે તેમણે 'આત્મનિમજ્જન' ઉપરાંત 'કાન્તા' નામનું સ્વતંત્ર નાટક લખ્યું છે, જેમાંની કવિતા કવિતા તરીકે તો ઉંચી યોગ્યતા ધરાવે છે 'જય જય ગરવી ગુજરાત' એ લાવણીના અનુકરણથી એવી સુંદર કવિતાઓ લખાઈ છે કે તે લાવણીને હવે મણિભાઈની અગર તો ઉત્તમગ્રામ ચરિતની લાવણી એવું નામ મળી ચુક્યું છે (૧૦)

કવિ તરીકે તથા અનુવાદક તરીકે પણ ગુજરાતી ભાષાની એમણે અતુલ સેવા બજાવી છે. 'ગુલાબસિંહ' ઝનોનીનું અનુકરણ છે તે પ્રથમ વર્ગમાં ન મુકી શકાય તોપણ એના કેટલાક



સાગર

પ્રેરણાફમાં જે જીવનભર્યું છે તે વાંચનારને સચેત કર્યા વિના રહે એવું નથી. શૈલી પણ અપૂર્વ, ઉદાત્ત ને ઓજવાળી છે.(૫)

બાલાશંકર કંથારીઆ (ઇ. સ ૧૮૫૯–૧૮૯૮) ભારતીભૂષણમાં જ્યારે તેઓ પોતાની સાહિત્ય ભાવના વિસ્તારી રહ્યા હતા ત્યારે 'ઇતિહાસમાલા'માં તેમણે પોતાના ફારસી જ્ઞાનના આધારે ગુજરાતી અને હીંદુસ્થાનની ખરી ઐતિહાસિક માહીતી બહાર પાડવાનો યત્ન આરંભ્યો હતો. શાસ્ત્ર માત્રના પારિભાષિક શબ્દોનો એક સર્વસંગ્રહ તેમણે રચવા માંડયો હતો. સર્વ કરતાં મુખ્ય તો અતિ આકર્ષક, અતિ લાવણ્યમયી, અતિ મધુર પ્રાસાદિક કાવ્ય કલાન્ત તેમનું નામ અમર કરી શકે તેવી છે. સંગીતનો અતિ નિપુણ પરિચય હોવાથી તેમના કાવ્યોદ્‌ગારમાં પણ બહુ સંગીત રહેતું. કાવ્યપદ્ધતિ પરત્વે નવીન શૈલીને અનુસરતા છતાં તેઓ સર્વદા કવીશ્વર દલપતરામને પોતાના ગુરુ માનતા કેમકે તેમની કને પ્રથમ કાવ્યકલા તેઓ શીખ્યા હતા.(૧૯)

બાલાશંકરે આભાસ–સુરીવાદનાં કાવ્યો પ્રથમ ગુજરાતી સાહિત્યમાં આણ્યો. તેમણે ગઝલ—ફારસી કાવ્યોમાં જેને ગઝલ કહે છે તે અર્થમાં ગઝલ ગુજરાતીમાં પ્રથમ દાખલ કરી તે પણ યાદ રાખવાનું છે. તેમની કાવ્ય કૃતિઓમાં સંસ્કૃત અને ફારસી સાહિત્યના સંસ્કાર મુખ્યત્વે છે; અંગ્રેજી કવિતા સાહિત્યની અસર બહુ જણાતી નથી, પણ એમનાં કાવ્યોમાં શબ્દ માધુર્ય અને ભાવનું સબળ વહન એ ગુણો એ કૃતિઓને ઉચું પદ આપે છે.(૧૮)

ફારસી ભાષાની ખરી મીઠાશ અને તેની મસ્તી—જે અંગ્રેજી કે સંસ્કૃતમાં મળી શકેજ



સૌ. કુમુખહેન દવે

નહીં તે દાખલ કરવામાં સ્વર્ગસ્થ બાલાશંકરે બહુ ભાગ લીધો છે. 'ગઝલ' નામથી ઓળખાતા રૂપમાં સાખીઓની રસિક મેળવણી કરેલા શબ્દ કલેવરમાં પ્રેમમત્ત, આત્મલક્ષીગાન. બુલબુલના મુખમાં કલ્પિત રીતે મુકીને આપણા રા. ડાહ્યાભાઇ દેરાસરીએ અપૂર્વ રસભર્યું કવિત ગાન 'બુલબુલ' નામના સંગીત કાવ્યમાં રેલાવેલું તે સમયમાં બધાને આકર્ષણ અને મોહ કરે એવું હતું. (૧૮)

દલપતરામના સમયથી ફોર્બસ વગેરે અંગ્રેજ મિત્રોને ગુજરાતી સાહિત્ય ઉપકારવશ થએલું છે. પરંતુ જે અંગ્રેજોએ ગુજરાતી ભાષામાં કંઈ પણ પ્રયત્નો કર્યા છે તેમાં રે. ટેયલરનું નામ મોખરે શોભે છે. અંગ્રેજી ઢબ પ્રમાણે ગુજરાતીમાં વ્યાકરણ રચવાનો તેનો પ્રથમ પ્રયાસ હતો. તે ભાષાપ્રેમી હતો ને તે સાહિત્ય હિતચિંતક હતો. તે પોતાનો પ્રેમ આ પ્રમાણે વ્યક્ત કરે છે:—



રે. ટેયલર

"સામળાદિ ગુજરાતી કવિઓના ગ્રંથમાં જુવો, ઠુકે ઠુકે આયાસનાં પ્રમાણ દેખાય છે. મનોયત્ન કર્યા પૂર્વે ગુજરાતી દેખાય પણ પછી ખરી પાકી જણાશે. યત્નકારી અધુરો તો તેની ભાષા પણ અધુરી; પણ જો વાપરનારાના રત્ન સંપૂર્ણ, તો ગુજરાતી પણ સંપૂર્ણ; હા, સણગારેલી પણ દેખાય. ગુજરાતી–આર્ય કુળની સંસ્કૃતની પુત્રી–ઘણી ઉત્કૃષ્ટ ભાષાઓની સગી! તેને કોણ કદી અધમ કહે?

પ્રભુ એને આશિર્વાદ દેજો. જુગના અંત લગી એની વાણીમાં સદ્‌વિદ્યા, સદ્‌જ્ઞાન, સદ્ધર્મનો સુબોધ હોજો, અને પ્રભુકર્તા, ત્રાતા, શોધક–એનું વખાણ સદા સુણાવજો." (ટેયલરનું ગુજરાતી વ્યાકરણ ત્રીજી આવૃત્તિ ૧૮૯૩)

આ અરસામાં એક પ્રાચીન શોધક ગુજરાતને સાંપડ્યા તે પંડિત ભગવાનલાલ. (ઇ. સ. ૧૮૩૮). તેણે માત્ર ગુજરાતમાંજ નહીં પણ પરદેશમાંએ કીર્તિ મેળવી છે.

'શિલા લેખો સમજનાર યુવાનશાસ્ત્રી' પંડિત ભગવાનલાલે નેપાળના ઇતિહાસને લગતી શોધો કરેલી. પંડિતજીની વિદ્વતા આખા હીંદમાં વખણાએલી એટલું તો નહીં પરંતુ તેમને યુરોપના વિદ્વાનોથી પણ મોટાં મોટાં માન ચિન્હો મળેલાં (૧૭)

રાજકવિ નથુરામ સુંદરજી (ઇ. સ. ૧૮૬૨–૧૯૨૩) સાહિત્યના સારા અભ્યાસી

હતા. કવિતા અને નાટકોનાં ઘણાં પુસ્તકો એમણે લેખેલાં છે. આધુનિક વાચક વર્ગ તેમની સાક્ષરસપ્તક નામની કાવ્યમાધુર્યમાં પ્રકટ થએલી કવિતાથી તેમને પીછાનતા હોવા જોઇએ. તે સંસ્કૃત, હીંદી અને વ્રજભાષાના અભ્યાસી હતા અને તેમની ગુજરાતી કવિતા ઉપર તેની છાપ પડી રહેતી.

આ યુગનો આપણા સાહિત્યનો ઇતિહાસ વિલોકતાં એટલો ઉદ્‌ગાર કાઢયા વિના રહેવાતું નથી કે ખરેખર આપણી ભૂમિ ઉપર પ્રભુની મહેર છે. આ સમયનો આપણો સાહિત્ય પ્રદેશ પૂર્વ ભાગ કરતાં ઉત્તર ભાગમાં જરા પણ ઓછો રસાળ નથી. આપણે આપણી વાટમાં નર્મદ ને નવલરામરુપી જે જળાશયો પાછળ મુકયાં તે કરતાં ગોવર્ધનરામ અને મણિલાલનાં જળ કૈં ઓછાં મનોહર નથી.(૫)

નવા યુગની શરુઆતમાં અંગ્રેજીમાંથી તે સંસ્કૃતમાંથી ભાષાંતરો થવા લાગ્યાં, તે બધામ સ્વ. મણિભાઇ નભુભાઇ તથા સા. શ્રી. કેશવ હ. ધ્રુવનાં ભાષાંતરો પણ મુળ ગ્રંથનો મોહ જારી રાખે તેવાં અને રસભર્યાં છે.(૧૯)



કનૈયાલાલ મુનશી.

મુદ્રારાક્ષસના ગુજરાતી ભાષાંતરની નવી આવૃતિમાં ઉપોદ્‌ઘાતમાં જે ઐતિહાસિક ભાગ રા. કેશવલાલ ધ્રુવે લખ્યો છે તે હીંદના ઇતિહાસના એક અંધકારગ્રસ્ત પ્રદેશ પર પ્રકાશનું કિરણ ફેંકે છે. તેમની ભાષાંતર શૈલી સરળ અને રસિક તથા પ્રસાદી છે. વિશાખદત્તની બાની કરતાં ભાષાંતરકારની બાની વિશેષ હૃદય સ્પર્શી છે.(૨૦)

એમની ભાષા ઉપર સંસ્કૃત ગદ્ય ભાષાની સબળ અસર છે. પરંતુ સમાસ અને શ્લેષનો ત્યાગ કર્યો છે એટલેજ એ અસર દીપી નીકળે છે.(૨૦)

અંગ્રેજી કવિતાની પ્રતિચ્છયા પાડવામાં અત્યાર સુધીમાં પ્રથમ પદ સા. શ્રી. નરસિંરાવને



આનંદશંકર ધ્રુવ



કેશવપ્રસાદ

આપવું જોઇએ 'કુસુમમાળા'માં અંગ્રેજી કવિઓનાં છુટાં છુટાં નાના કાવ્યોની અમલ છાપ પડી રહેલી છે, સૃષ્ટિનિરૂપણમા નવીનતા ઉમેરાઇ છે અને આજ સુધી નહીં અપાએલા એવાં સુંદર અને તદ્રૂપ ચિત્રો પાડવામા આવ્યા છે. 'ચંદા' જેવા રમતીઆળ કાવ્યની દીનચમન તરંગવૃત્તિ સર્વ વાચકને મોહ પમાડે છે અને 'હૃદયવીણા'મા હૃદયને કરુણ ભાવથી આર્દ્ર કરી નાખે તેવા પ્રસગો ઘણા છે (૧૦)

તેમની 'કુસુમમાળા' ને ગુજરાતી કવિતામા પ્રથમ પદ મળે છે નરસિંહરાવની કલ્પના જેટલી વિશાલ ને દૂર પહોચનારી છે તેટલીજ લલિત અને મનોહર છે ભાવનું દર્શન આપવાની તેમની ઘણુખરું એકજ રીતિ છે પણ તે કલામા કદી દોષ આવતો નથી. ચિત્ર રચનાની કુશલતા જે બાયરનમા નહોતી તે નરસિંહરાવમાં સંપૂર્ણ ને ઉત્કૃષ્ટ છે.(૨૧)


ચ દ્રશંકર પડયા

રા. નરસિંહરાવ માત્ર ગોવર્ધનયુગના વિવેચક નથી તેમની પ્રવૃતિ તે યુગની પહેલાથી માંડી અર્વાચીન યુગ સુધી વિસ્તરે છે નર્મદયુગ, ગોવર્ધનયુગ, નાનાલાલયુગ ને અર્વાચીનયુગ એ ચારેમાં તેમણે સંગીન કામ કર્યું; ચારે યુગમાં પ્રકરેલું સાહિત્ય તેમણે જોયું છે ને પારખ્યુ છે. તે વિવેચક છે, કવિ છે, તે વ્યાકરણ ને ભાષાશાસ્ત્રના અંગ અભ્યાસી છે, પિંગલના વેત્તા છે (૯)

ગોવર્ધનરામ અને મણિલાલમા લખાણ શરૂ થયાં તે અરસામા રમણભાઇ પણ 'જ્ઞાનસુધા' મા ગદ્ય લખાણને ખેડી રહ્યા હતા શુદ્ધ સાહિત્યની ચર્ચા કરવામા રમણભાઇએ જે સેવા બજાવી છે તે ખરેખર બહુ ઉપકારક છે એમ કહી શકાશે છ અને પ્રાસશક્તિમય ભાવાભાસ, કવિતારીતિ વગેરે અનેક ગંભીર વિષયોને વાચકની કોટિ ધ્યાનમાં લઇ સરલ દૃષ્ટાંત દલીલથી સમજાવવાના પ્રયાસ હજુ સુધી ઘણા થયા નથી અને જે થયા છે તેમાં રમણભાઇના લેખ પ્રથમ પંક્તિ ધરાવે તેવાજ છે (૧૦)

રમણભાઇએ નવલરામ પછી કેટલાક વર્ષે 'મકરન્દ' નામથી સાહિત્ય વિવેચનના પ્રદેશમા દેખા દીધી અને પોતાના સમર્થ, સૂક્ષ્મ અને રસિક વિવેચનોથી એ ખાલી પડેલી 'ગાદી' લેવાનો પોતાનો અધિકાર પ્રાપ્ત કર્યો એથી ગુર્જર સાહિત્યના ભક્તોને સંતોષ જ માનવાનુ કારણ છે (૧૮)

એક સમર્થ વિવેચક કરીકે તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી અને આપણા વિવેચન સાહિત્યમા મેકોલેના નિબંધોની પેઠે પાછળથી કવિતા અને સાહિત્ય નામથી પ્રસિદ્ધ થએલો તેમનો એ લેખ સગ્રહ સંદરણ ઉપયોગના એક સિદ્ધ ગ્રથ તરીકે બહુ ઉંચુ સ્થાન ભોગવે છે (૨૩)

રમણભાઇની સાહિત્યસેવા બે પ્રકારની છે: પ્રત્યક્ષ અને પરોક્ષ–લેખોદ્વારા અને સંસ્થાઓમાં કરેલા કાર્યદ્વારા

વક્રોક્તિ, કટાક્ષ, ઉપહાસ વગેરે સ્વરૂપો આપણા સાહિત્યમા જોઇએ તેટલા ખીલ્યાં નથી, અને 'ડોન ક્વીકઝોટ' અથવા 'પીકવીક પેપર્સ'

ની ભૂમિકાના આક્ષેપ ગ્રન્થો આપણે ત્યાં હજી ઉત્પન્ન થવા બાકી છે, છતાં રમણભાઇના 'ભંદ્રભદ્રે' ગુજરાતમાં પુષ્કળ સંક્ષોભ ઉત્પન્ન કર્યો હતો. બીજા કોઇપણ પુસ્તક કરતાં 'ભંદ્રભદ્ર' સાથે એમનું નામ વધારે જોડાએલું રહેશે (૨૯)



મસ્તફકીર

'વસંત' ના તંત્રી તરીકે, બહુશ્રુત ને સંસ્કૃતના પારંગત ને પ્રૌઢ શૈલીના વાહક તરીકે આપણા સાક્ષર મંડળમાં આનંદશંકરભાઇનું સ્થાન અનોખું છે. સાહિત્યના એક પ્રખર ઉપાસક તરીકે ને બાહોશ વિવેચક તરીકેની તેમની કીર્તિરેણુ ગુજરાતમાં ખુબ પથરાએલી છે.

એઓ રસિક વિવેચક અને વિદ્વાન્ નિબંધકાર છે એટલે 'મેન ઓફ લેટર્સ' ના અર્થમાં સાક્ષર શબ્દ વાપરીએ તો એમને શુદ્ધ સાક્ષર કહી શકાય તેમ છે. વિજ્ઞાન સીવાયના લગભગ દરેક વિષયમાં એઓ નિષ્ણાત છે. સંસ્કૃતના તો એ અધ્યાપકજ છે પરંતુ અંગ્રેજી સાહિત્યનો પણ એમણે ઉંડો અભ્યાસ કીધો છે. (૩૫)

આનંદશંકરભાઇ પત્રકાર કે ભાષણકાર કરતાં શૈલીકાર તરીકે વધારે વખણાય છે મણિલાલ દ્વિવેદીનો ઝભ્ભો શૈલી વિષયમાં પણ એમના પરજ પડયો છે. જગતમાં અનેક સાહિત્યો અને ભિન્ન ભિન્ન શાસ્ત્રોનું પરિશીલન કરેલું હોવાથી, એઓ વિષયને અનુકુળ શૈલી ગ્રહણ કરી શકે છે. એમની શૈલીમાં વિશદતા ને તેજસ્વિતા છે; કેટલીકવાર તેમાં કોમળતા ને મધુરતા પણ વિલસે છે. એમની ભાષા પ્રૌઢ છે. સંસ્કૃત તત્સમો એમાં પુષ્કળ આવે છે પણ એનો ઉપયોગ એટલી યથાર્થતાથી થયો હોય છે કે લખાણ આડંબરી નથી લાગતુ. (૩૫)

સરસ્વતીચંદ્રનાં સ્ત્રી પાત્રોની મર્મગ્રાહી સમાલોચના કરી, તેમનું સારું પીછાન આપનાર ઉત્તમલાલ અવારનવાર ગદ્ય લેખ લખતા હતા તેમનાં લખાણમાં સુવિચાર, સમતોલપણું અને સૂક્ષ્મ નિરીક્ષણ એવા સારા પ્રમાણમાં હતાં કે ગુજરાતને તેમની પાસેથી બહુ બહુ મેળવવાની આશા હતી છતાંએ તેમણે ટીળકની ગીતાનું *જે ભાષાંતર કર્યું છે તે તો ગુજરાતી સાહિત્ય*માં ઉંચું સ્થાન પામે તેવું થયું છે (૧૦)

રા. બ હરગોવિંદદાસે ગદ્ય તથા પદ્ય બન્નેમાં લખાણ કર્યું છે. પરંતુ તે લખાણને લીધે તેમની કીર્તિ સાહિત્યના ઇતિહાસમાં જેટલો વખત ટકી રહેશે તેના કરતાં તેમણે પ્રાચીન ગુજરાતી સાહિત્યને પ્રગટ કરવામાં જે અત્યંત ખંત રાખી હાથ લાગ્યું તેવું બધું જે સાહિત્ય પ્રજા સમક્ષ મુકવાના જે પ્રયાસો કર્યા છે તેને લીધે તેમની કીર્તિ સાહિત્યના ઇતિહાસમાં વધારે



કાકા કાલેલકર

લાંબા વખત સુધી સ્મરણીય રહેશે.(૧૦)

તેમના પ્રાચીન સાહિત્યના સંશોધન કાર્યમાં મદદ કરનાર મિત્રો તરીકે નાથાશંકર શાસ્ત્રી, છોટાલાલ નરભેરામ ભટ્ટ તથા ગણપતરામ રાજારામ ભટ્ટ મુખ્ય હતા.

ગણપતરામ ભટ્ટ (ઇ. સ. ૧૮૪૮–૧૯૨૦)

પ્રતાપનાટકના વીરરસભર્યા નાટકથી એ ગુજરાતી સાહિત્ય રસિકોને જાણીતા છે. પાર્વતી કુંવર ચરિત્ર, ભરુચ જીલ્લાનો કેળવણી ખાતાનો ઇતિહાસ, લીલાવતીની કથા વગેરે પુસ્તકો એમણે લખ્યાં છે.

બંગાળી ફારસી તથા અંગ્રેજીમાંથી ભાષાંતરરૂપે ફારસી સાહિત્ય અને સાહિત્ય-

કારોની પીછાન આપવારૂપે પ્રસંગે પ્રસંગે સ્વતંત્ર નિબંધ અને લેખરુપે અને સૌથી વિશેષ તો 'ધી મોડર્ન રીવ્યુ' નામના અંગ્રેજીમાં પ્રકટ થતા વિશિષ્ટ હીંદી માસિકમાં ગુજરાતી પુસ્તકોની ટુંક નોંધ લેઇ ગુજરાતી લેખકોને સકળ હીંદના વાચકો આગળ રજુ કરવાના ચાલુ પ્રયાસરુપે શ્રી કૃષ્ણલાલ ઝવેરી પોતાની અત્યંત જવાબદારીવાળી ફરજોમાંથી જે સમય ગુજરાતીની સેવામાં કાઢે છે એ ધન્યવાદને પાત્ર છે; તેમનાં Mile-Stones નાં પુસ્તકો ગુજરાતી લેખકોની ઐતિહાસિક અને પ્રાસ્તાવિક નોંધ લેનાર એ પહેલાંજ પુસ્તક છે.(૧૦)

'ઉગતી જુવાની' 'દર્શનીયું' અને 'પૃથ્વી છંદ'થી ખાસ ખ્યાત થએલા બળવંતરાયની ભાષા ટુંકી હાંસી હાંસીને ભરેલી હોય તેવી, કૈંક



કલ્યાણજી મહેતા

ભારે અને હંમેશાં સીધી હોય છે, છતાં વિષયને તલસ્પર્શી રીતે છણવાની રીત હોવાથી વાચકને સમજવા માટે શ્રમ લેવો પડે તેવી બની જાય છે. 'સાક્ષરી ભાષા' કહેવાય તેવી ઘણે ઘણે ઠેકાણે બની જાય છે.(૧૦)

'પૃથુરાજ રાસા અને ચંદબરદાયી' મણિલાલ છબારામનો આ લેખ ચંદના લેખના સારરુપ હોઇ પૃથુરાજને નામે લખાએલા બીજા બધા લેખોમાં સર્વોપરિ છે.(૨૦)

ઐતિહાસિક અને સામાજિક ગુજરાતી નવલકથાઓ લખનારા વર્ગમાં રા. મણિલાલ પ્રતિષ્ઠિત છે. એમની કૃતિઓ લોકપ્રિય થઇ છે તેમ કેટલેક અંશે વિદ્વત્પ્રિય પણ થએલી છે. તેઓ સાદી ને રસભરી ભાષા લખે છે. એમના વિચારો ગહન કે તત્ત્વદર્શી નથી પણ વ્યવહારુ છે અને સામાન્યતઃ સમજાય અને આદર પામે એવા છે.(૨૦)



છછરંગરાય ઓઝા

નવીન તેજના ઝલકારમાં નહીં અંજાએલ એવો એક સમૂદાય આ નવીન યુગમાં કવિતા ગાઇ રહ્યો છે તેની નોંધ લેવાનું પણ ચુકવું જોઇએ નહીં. 'સુધારા' ના નામથી ઓળખાતા ધર્મ, નીતિ અને રીતિમાં ચાલેલા વિપર્યયથી અલગ રહી એક વર્ગ એવો નીકળ્યો છે કે મુળ હીંદુ ધર્મના સિદ્ધાંતોને ચુસ્તપણે, વળગી રહે છે. અને તે 'શ્રેયઃ સાધક અધિકારી વર્ગ' નામે પ્રચલિત છે. આના મુળ સ્થાપક નૃસિંહાચાર્ય છે અને તેના લખનારાઓમાં છોટાલાલ માસ્તર, નગીનદાસ સંઘવી અને કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા છે. તેમની કવિતામાં કંઈ પણ નવીનતા પેસવા પામી હોય તો તે રાગ રાગિણીઓની.(૧૦)

લાઠીના ઠાકોર સાહેબ શ્રી સૂરસિંહજી: તખ્તસિંહજી ગોહેલ 'કલાપી'ના ઉપનામથી લખતા. તે પચીસ વર્ષની યુવાન વયે મૃત્યુ પામ્યા અને આથી કરીને તેમને કીટ્સ કવિ સાથે



રતિપતિરામ પંડયા

સરખાવવામા આવે છે (૧)

કલાપીના કેકારવમા મધુરતા છે, મૃદુતા છે, સરલતા છે, ઉદારતા છે દયા છે કહો કે પ્રભુતા છે કરુણા એ કલાપીના હૃદયનો સ્થાયી ભાવ છે નાનાં નાનાં ગીતોમા એ રસની કલા જમાવી આસુ પાડી અને પડાવી શકે છે (૨૪)

નૈસર્ગિકપણુ એ કલાપીની કવિતાનો મુખ્ય ગુણ છે અને તેમાજ તેની કવિતાનુ ચિરંજીવ સ્વરૂપ રહેલુ છે તેના ઉદ્દગારો સાથે વાચક સમભાવશીલ થઇ જાય છે. તેના ભાવ અને લાગણીએ વાચકને એકતાન બનાવી દે છે.(૨૫)

કલાપીએ પુરુષજીવનમાં સ્નેહશૂન્યતા પુરનાર સ્નેહરાશી મેળવવાની આર્ત ચીસ અને પ્રબલ રુદન પોતાની કવિતામાં કર્યા છે અને એવા રુદનના પડઘા હજુ પણ એમના અવસાન પછી ગુજરાતમા બંધ પડ્યા નથી (૦૦)

કલાપીની ઓથે ઉભા રહેનાર મણિશંકર રતનજી ભટ્ટ 'કાન્ત' ના નામે જાણીતા છે. તેમની કમનીય, કોમળ ભાષા, સુંદર સુશ્લિષ્ટ કલ્પના, હૃદયને એકદમજ અસર કરી દે તેવી સ્વાભાવિક લાગણીની છાપ અને તે સાથે સુગેય તત્ત્વોની કર્ણપ્રિય મીલાવટ એ બધા ગુણોથી તેમનાં કાવ્ય દરેક વાંચનારને એકદમ પ્રિય થઈ પડે છે. એટલુંજ નહીં પણ વાચકની સ્મૃતિમાં તે ભાષાના તે ગાનના રણકાર ઘણા લાબા વખત સુધી ઘુમતા રાખે છે (૧૦)

કલાપીના નાનકડા મંડળમાં અગત્યનુ સ્થાન રોકનાર કવિ સાગર પણ છે. તેમની ગઝલો અને દીવાને સાગરનો કાવ્યસંગ્રહ એમને કદી ભુલાવી શકશે નહીં



તારાપોરવાલા

કમળાશંકર ત્રિવેદી મુખ્યત્વે તો એક પ્રખર કેલવણીકાર તરીકે જાણીતા છે અમદાવાદની મેલ ટ્રેનીંગ કોલેજના પ્રીન્સીપાલનુ પદ લાંબા કાળ સુધી તેમણે શોભાવ્યું હતુ. તેમણે ગુજરાતી ભાષાને પોતાનુ બૃહદ્ વ્યાકરણ સંસ્કૃતને પોતાની સંસ્કૃત શિક્ષિકા અને અંગ્રેજીને ઈંગ્લાંડનો ઇતિહાસનાં પુસ્તકો આપ્યાં છે.

સરકારી હોદ્દા પરથી નિવૃત્ત થયા પછી પણ તેમનો સાહિત્ય સેવા કરવાનો ઉત્સાહ ઘટ્યો નહોતો તેમણે પ્રાથમિક શાળાઓ માટે વાચન માળાઓ તૈઆર કરી અને છેક છેવટ સુધી 'સમાલોચક' માસિકદ્વારા પોતાના 'અનુભવ વિનોદ' પ્રજા સમક્ષ રજુ કરતા હતા અને ભાવનગરમા મળેલી છેલ્લી સાહિત્ય પરિષદમા તેમને પ્રમુખસ્થાન આપવામા આવ્યુ હતુ

આપણા પ્રાચીન સાહિત્યનું અથાગ શ્રમ લેઇ સંશોધન કરવામા રા જાનીનો ઉત્સાહ અને ફાળો અસ્ખલિત વહ્યા કરે છે એમની કૃતિમા ઊંડો અભ્યાસ ઉપલબ્ધ જેટલી હોય તેટલી બધી સામગ્રી, ઐતિહાસિક દૃષ્ટિ અને ઉચ્ચ પ્રકારની રસિકતા જોઇ શકીએ છીએ (૧૫)

સ્વ મણિશંકર ભટ્ટના સંપર્કમા આવેલા વિદ્યાભ્યાસંગી મંડળમા એક આશાવાન યુવક અજ્ઞાતપણે ઘુમતો, પોતાના આત્માના કૈં કૈં અકથ્ય ભાવોને કોઇ ધન્યક્ષણે એ સરસ્વતીની મધુર વીણામા ગુંજતો, (૨૭) પરંતુ 'કાન્તમાલા' માટે કવિતાઓ એકઠી કરવા માંડી ત્યારેજ 'શાપસંભ્રમ'ના ઉગતા કવિ નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ (ઇ સ ૧૮૭૪–૧૮૯૯) રા બ ક ઠાકોરની દૃષ્ટિએ પડ્યા અને ગુજરાતી સાહિત્ય રસિક વર્ગને તો ઇ સ ૧૯૨૫ના વર્ષમાજ નજરે પડ્યા, 'શાપ સંભ્રમ' એ ખરેખર આ કવિની ઉત્તમ શક્તિ દર્શાવતું કાવ્ય છે ઉપસંહ કરેલા પ્રસંગમા નિરુપણમા ડગલે ડગલે મનોહર ચિત્રમયતા છે, દરેક ચિત્ર સુરેખ, ભાવવાહી ખુબની રોશનીમા દીપતુ અને અસરકારક છે (૨૮)

## નાનાલાલ યુગ (૧૯૦૦ થી ૧૯૧૪)

આ યુગનો પ્રધાન પુરુષ ગુજરાતનો કવિવર નાનાલાલ છે આ યુગમા 'સાક્ષારતા'નો ચેપ વધી પડે છે, ગદ્ય અને પદ્યના ઝરણા ઠેરઠેર ફુટી નીકળે છે.

નાનાલાલની કાવ્ય રચનામા કે વિશેષ



રામલાલ મોદી



ઝવેરચંદ મેઘાણી

પ્રકારની સુકોમલતા રહેલી છે અને તેનો ચમત્કાર કૈં અવનવો લાગે છે. એમની-કવિતામાં કલ્પનાની રમણીયતા અને વાણીના લાલિત્ય સાથે ભાવની ઝાંખી કરાવનારા સામર્થ્યનો પણ અનુભવ થાય છે. તેમની શૈલી અને રીતિ બહુધા આજ પ્રકાર-નાં છે. 'સ્નેહ વેલ્યના ફાલ' 'પુણ્યનાં પુષ્પ' 'હૃદય મોતી' 'તિમિર વરસે ભીજંત અંગ-અંગે' 'રસચંદ્રિકા' સ્નેહામ્બુ તરંગ' 'અંધાર હાસ્ય' 'આભનાં આંગણાં' એવાં એવાં કલ્પનાવચનો તેમના કાવ્ય સંગ્રહમાં સ્થળે સ્થળે નજરે પડે છે. અંતરમા-ના વિચારો અને બહારના પદાર્થો ઘણું ખરું અમુક તરંગની મુદ્રાથી અંકિત થઈનેજ તેમની કાવ્ય સૃષ્ટિનાં ઉપાદાનમાં ઉપયોગી થાય છે.(૧૬)

શૈલી બહુશઃ અલંકૃત છતાં અલંકારો જુના સાંકેતિક નથી, પણ નાનાલાલના પોતાના છે. અને આ સામગ્રી વડે જાગ્રત કરેલા ભાવ પણ નવીન અને અદ્દભુત છે. મહા સત્યોનાં વાક્યો શોકકલાન્ત કવિના ઉદ્દગારમાંથી નીકળે છે; 'ભડકાનો ભેખ' કવિની કવિતાને બ્રહ્મગામી કરે છે.(૨૧)

નાનાલાલની કવિતા ધ્વન્યાત્મક છે અને એમાં રહેલા ધ્વનિનો રસાનુભવ જેમ વિશેષ તેમ આનંદ પણ ઉન્નત અને ચિરસ્થાયી. 'વસંતોત્સવ' ધ્વન્યાત્મક ખંડ કાવ્ય છે. તેમની કવિતામાં સૌંદર્ય, રસ, પ્રસાદ, પ્રતાપ સંદેશા આદિ રહેલાં છે.(૨૦)

નાનાલાલ રસ પ્રદેશના ભંડખોર જેવા સંકુચિત જીવનના કેટલાક પુરુષોને લાગે. પરંતુ એવો દિવસ આવશે કે રસની રેલ તો એ વિરલ



વિષ્ણુપ્રસાદ



શંકરપ્રસાદ રાવળ

કવિહૃદયની પ્રસાદી માથીજ વહે છે એવુ ગુજરાત કબુનશે (૨૦)

રસનુ પુણ્યમય સાત્વિક અને પ્રતાપી દર્શન તો એમનીજ કવિતામા થાય છે કલાનુ પણ સુઘડ અને સુષ્ઠુ દર્શન એ કવિતા કરાવે છે નાનાલાલની કવિતામા રહેલા આશાવાદ ગભીર વિચારો, ઉત્કટ કે સરળ રસ લલિત અને યોગ્ય પદાવલિ મને હર લન દૂરગામી કલ્પના, તીવ્ર અને સતેજ ધાર્મિકતા એ કવિતાના વાચનારને આનદ આપ્યા વિના રહેતા નથી તેઓ આપણને જુના રાગો નવા આત્માથી ભરેલા આપે છે (૨૦)

આ યુગમા શૌર્યભરી વાણીમા 'ગુજરાત'ના જયગીત ગાતો પારસી કવિ ખબરદાર ઘુમે છે

અરદેશર ફરામજી ખબરદારના કવિત્વ તથા ભાષા શુદ્ધિથી સર્વ કોઇ ગુજરાતી રસિકજનને આનદ થયા વિના રહેતો નથી ×× સર્વોત્તમ અને બહુધા સ્વાભાવિક શુદ્ધિનો નમુનો ખબરદારની કૃતિઓમા પ્રગટ થાય છે ખબરદારની કૃતિમા આધુનિક સસ્કારી ગુજરાતીનુ પ્રતિબિમ્બ સ્પષ્ટ જણાય છે (૧૮)

આપણા કાવ્ય સાહિત્યમા તેમજ રાષ્ટ્ર ગીતોના સાહિત્યમા ખબરદારનુ સ્થાન વિલક્ષણ અને અનન્ય છે તેમના રાષ્ટ્રગીતો વાચ્યા પછી એક સસ્કાર સચોટપણે મન પર પડેજ છે ભારતના અને વિશેષ કરીને ગુજરાતની

ઘડાતી રાષ્ટ્રીયતાને તેમણે આશા અને ઉલ્લાસથી વધાવી છે. તેમ તે અંગના જીવન સાથે એકતાનતા સાધે છે.(૨૬)

'ક્યાં છે મજા' એ કાવ્ય સુદર્શનમાં છપાયું ત્યારથી ગુજરાતને લલિતનો પરિચય શરુ થયો હતો. તેમની 'મઢુલી'એ તો ઘણાના નિવાસને તે નામ આપ્યું છે અને અનુકરણ કાવ્યો પણ લખાયાં છે. લલિતના કાવ્ય પ્રવાહની શરુઆત જો કે કરુણ પ્રસંગોથી થઇ હતી તો પણ તેમાં ગૃહજીવનના મીઠા પ્રસંગો તો પ્રારંભથીજ આલેખાએલા માલમ પડે છે.(૧૦)

નાનાલાલ કવિની પ્રબળ અસર મંજુલાલ દવે અને સ્વ. કનુબહેન દવે ઉપર ખાસ થઇ છે. અને ત્યાર પછી રા. કેશવ. હ. શેઠનાં કાવ્યોમાં તે જણાય છે. કેશવ. શેઠ ઉગતા ને આશાસ્પદ કવિ છે. તેમનો રાસસંગ્રહ સૌને પરિચિત છે.

ડૉ. હરિપ્રસાદ દેસાઇ સાહિત્ય પરિષદના એક કાર્યવાહક છે એટલુંજ નહીં પરંતુ તેમને પ્રાચીન ભારતીય કલાનો અતિ શોખ છે.

'પ્રજાબંધુ' અને તેની ઐતિહાસિક નવલકથાઓથી ચુનિલાલ વર્ધમાન શાહની સાહિત્ય પ્રીતિની સૌને પીછાન છે. રસ ને છંદ શાસ્ત્રમાં તે સારો રસ લેઇ શકે છે અને ઉગતા સાહિત્યની વિવેચના કરી, સાહિત્યભક્તિને તે ઉત્તેજે છે. તે સાદા ને સરળ ભાષાના લેખક છે પણ 'સાક્ષરી ભાષા' પણ જરુર પડે લખી શકે છે. ગુજરાતના મુસલમાની ઇતિહાસના એ પીઢ અભ્યાસી છે.

જયસુખરાય જોષીપુરાએ નાટક અને ભક્તિરસભર્યાં કાવ્યો લખ્યાં છે. ખાસ કરીને તે 'સાક્ષરમાળા' અને 'મેરસિંહ મહેતા' વિગેરેના લેખથી પ્રખ્યાતિ પામેલા છે.

પ્રો. કાન્તિલાલ પંડ્યા છે તો ગુજરાતના વિજ્ઞાન શાસ્ત્રી પરંતુ તેમણે સાહિત્યમાં રસ લીધેલ છે અને ગોવર્ધનરામનું જીવન ચરિત્ર લખ્યું છે. ઉપરાંત અમદાવાદની સાહિત્ય પરિષદમાં વિજ્ઞાન વિભાગના તે પ્રમુખ હતા.

ભાનુસુખરામ મહેતા પ્રેમાનંદના અભ્યાસી તરીકે જાણીતા છે. તેમણે 'પ્રેમાનંદની પ્રસાદી' વગેરે પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે.



ધનસુખલાલ મહેતા

મોહનલાલ દવેએ લેન્ડોરના કાલ્પનિક સંવાદોમાંના કેટલાકનું ભાષાંતર રસિકતાથી કર્યું છે. તેમણે સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ પણ પ્રસિદ્ધ કર્યો છે. કેટલાંક કાવ્યો પણ એમણે લખ્યાં છે. તેમની રસિકતા અને ભાષાંતર કરવાની સફલ કલાથી ગુજરાત પરિચિત છે અને એમણે આપણા સાહિત્યકારો પૈકી ભાષાંતરકાર તરીકે નિર્મલ કીર્તિ અને ઉચ્ચું સ્થાન નૈસર્ગિક

લેખકો જેવું લગભગ-પ્રાપ્તવ્યુ છે.(૧૫)

હીંમતલાલ અંજારીઆએ રસવૃત્તિથી ભિન્ન ભિન્ન કવિઓની કવિતા તપાસી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ કર્યો છે એટલું જ નહીં પરંતુ ગુજરાતી કવિતાના ઇતિહાસ પર ઉપોદ્ઘાતમાં એક વિદ્વતાભર્યો નિબંધ લખ્યો છે.(૨૦)

ગુજરાતમાં પ્રથમ સ્ત્રી ગ્રેજ્યુએટ તરીકે સૌ. વિદ્યાબહેન અને સૌ. શારદા બહેનનાં નામો સૌને જાણીતાં છે. વિદ્યાબહેને 'હાસ્ય મંદિર'માં પતિને પડખે ઉભા રહી અને સાહિત્ય સંસ્થાઓમાં ભાગ લેઇને તેમજ કેટલાંક જીવનચરિત્રો લખીને ગુજરાતી સાહિત્યમાં પોતાનો હીસ્સો આપ્યો છે. એમની ભાષામાં સ્ત્રીત્વની કુમાશ અને સરળતા સહેજે જણાઇ આવે છે. 'મહિલા મિત્ર' (વાર્ષિક) નાં તંત્રી તરીકે વિદ્યાબહેન અને શારદાબહેનનાં નામ સ્ત્રીઓના સાહિત્યમાં અમર રહેશે.



રમણલાલ દેસાઈ

વિદ્યાબહેન સાહિત્યક કરતાં સુધારક વિશેષ છે ત્યારે સૌ. શારદાબહેન સાહિત્યક કે સુધારક કરતાં કેળવણીકાર વિશેષ કહેવાય. સાહિત્ય ને સુધારો બંનેને તે કેળવણીના દૃષ્ટિબિંદુએ નીરખે છે અને એ લક્ષ્ય સાધવાંને તેનો ઉત્તમ હથીઆર તરીકે તે ઉપયોગ કરે છે. વાર્તાઓ લખે કે નિબંધ લખે પરંતુ તે આજ દૃષ્ટિએ. એમનાં લખાણોમાં કૌટુંબિક વાતાવરણ અને વત્સલતા તરી આવે છે. તે સાદી ને સરળ ભાષામાં વધુ કહી શકે છે.

સ્વ. વસંતબા કવિ ને સારાં પત્ર લેખક હતાં અને એ પત્રોનો સંગ્રહ જે દિવસે છપાશે તે દિવસે એમની લલિત સરલ ઉચિત રમતીઆળ છતાં ગંભીર શૈલી અને જીવનની વિવિધ સામગ્રીમાંથી મેળવેલો રસ વાચકોને આનંદ આપ્યા વિના નહીં રહે.(૨૦)

સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદીમાં કવિત્વ કૈંક વધારે સારા પ્રમાણમાં હશે એમ લાગે છે. તેમનાં કાવ્યો ઘણાં હોય એમ લાગતું નથી. પણ જે થોડાં છે તે ભાવથી અને સરળતાથી લખાએલાં છે (૧૦)

સૌ. સુમતિ 'દીનબાલા' તરીકે અને કેટલીક વાર્તાઓના તથા દક્ષિણ યાત્રાના લેખક તરીકે જાણીતાં થયાં છે. એમનાં કાવ્યો 'હૃદયઝરણાં' એ નામથી છપાયાં છે.(૧૦)

'વીસમી સદી'ના વિધાતાનાં અનેકવિધ સંસ્મરણોના સમૂહમાં એકજ મૂર્તિની રુપરેખા નજરે ચઢે છે, અને તે બંદાજન હાજીમહમદની.

[વધુ માટે જુઓ પાન ૮૪]




('સ્મરણમુકુર'—લેખાંક ૩૨ મો)

લેખક:

રા. નરસિંહરાવ ભોળાનાથ,
બી. એ., સી. એસ.

હાજી મહમ્મદ જોડે પ્રથમ ઓળખાણ મ્હારા પુત્ર નલિને કરાવ્યું હતું એ વાત છેલ્લા મુકુરદર્શનમાં જોઈ હતી. તેથી આમ એ પ્રિય પુત્રનું સહજ રીતે મુકુરમાં બિમ્બ પડેછે કે શું! નલિન મ્હને હાજી મહમ્મદનો અમૂલ્ય ગ્રંથ સંગ્રહ—ઉમર ખય્યામની આયાતનો—જોવાને લઈ જવાનો હતો, એ સંજોગ ના જ બન્યો, એ પણ કહી ગયોછું. હાજી મહમ્મદ જોડે હેને ઓળખાણ મ્હારી અગાઉ થયેલું તે પ્રસંગ પણ સાહિત્યપ્રવૃત્તિના યોગથી જ બન્યો હતો. "નૂર જહાન"ની વાર્તા નલિનકાન્તે જોગેન્દ્રસિંહના અંગ્રેજી ઉપરથી કરી હતી તે પ્રસિદ્ધ કરતા પ્હેલાં હાજી મહમ્મદની "મહેરુ-ન્નિસા" જોઈ જવાની જરૂર હતી, અને તે પ્રયોજને એ બે વચ્ચે મેળાપ કે પત્રવ્યવહાર થયાનું યાદ આવેછે. છેવટે, "સ્મરણ સંહિતા"નો નિર્વાપભૂત નલિન એ મ્હારા કાવ્યની પ્રસિદ્ધિને અંગે હાજી મહમ્મદનો સહકાર;—એ પણ આજના મુકુરદર્શનનું પ્રેરક બળ થાયછે.

હરિકીર્તન કરવાનો આરમ્ભ મ્હેં ૧૮૯૧ માં કર્યો, તે પછી થોડી મુદતે બીજું કીર્તન કર્યું. તે પછી અનેક વર્ષે સાન્ટાક્રુઝમાં કહાનજી શેઠને બંગલે કીર્તન કર્યું તે વખતે મ્હારી જોડમાં સંગીતસહાયક થયેલાં મ્હારાં બંને સંતાન—નલિન અને ઊર્મિલા—પ્રત્યેક કીર્તનમાં એ સ્થાન લીધે ગયાં. હેમના અવસાન પછી કેટલીક મુદતે મ્હારા કીર્તનની માગણી મિત્રો કરતા ત્ય્હારે મ્હને બળ કહિંથી પણ મળતુ નહિં; હજી પણ મળતું નથી મ્હારો ડાબો ને જમણો બંને હાથ ભાગી ગયાછે. છતાં હેમને હાજર માનીને જ હરિકીર્તન કરુંછું; અને—વાચકને હૃદયનું રહસ્ય કહું?—એ હાજરી કોઈ વાર પ્રેરકબળ બનેછે ને કોઈ વાર ક્ષોભકબળ પણ બનેછે. તદસ્તુ.

· શિશુ નલિનને જોઉંછું; શોલાપુર જિલ્લાના માળશિરસ તાલુકામાં હું સકુટુમ્બ સવારીમાં ફરતી વખતે હેનું મુખ જોઈને મ્હેં મ્હારા બન્ધુને

પત્રમો સ્પર્શ્યું, હેના મુખસૌન્દર્ય વિશે; એ નજીવી વાતછે. પરંતુ એ શિશુ અવસ્થામાં ભવિષ્યનું ક્ષતિકર બીજ વવાયું; સતારા જિલ્લા અને માળશિરસ તાલુકાની સમાન સીમા ઉપર—સતારાની હદમાં આવેલું—શિંગણાપુરના મહાદેવનું સ્થળ જોવાને હમે ગયાં; રમણીય લઘુ પર્વતમાળમાં સ્થાન સુન્દર તળાવની સમીપ રમણીય હતું. ત્હાં કોઇક અદૃષ્ટ રોગબીજ એ શિશુ શરીરમાં પેઠું.—લાંબી માંદગી પ્રગટ થઈ. પછી પાછો સુધારો થઈ ગયો. પરંતુ મ્હને લાગેછે કે છેવટ સુધી કેટલીક શરીરપીડા ગૂઢ રહી ત્હેનું બીજ એ વખતનું જ.—આ તો વિષયાન્તરતા થઈ. એ શિશુ નબળો પડ્યા પછી, રીખતો રીખતો, હેની દાઢ પૂણાબે વર્ષે મ્હોટી બ્હેન ઊર્મિલાના ઉપર મુવેલા મંકોડા જમીન ઉપરથી પકડી પકડીને ફેંકીને ચીઢવેછે અને ખુશ થાયછે;—આ જૂનુ ચિત્ર, ત્રણ દસકા ઉપરનુ જૂનું ચિત્ર, સહુથી પ્રથમ પ્રગટ થાયછે, અને કરુણરસ દ કાઈ જઈ ને આર્દ્રહાસ્યરસ દેખા દેછે

કારવારમાં ઈ. સ ૧૮૯૨ માં હું ગયો, ચાર વરસ રહ્યો, એ ગાળામા આરમ્ભના સમયમાં ચાર પાંચ વર્ષનો નલિન ભણવામા પોતાની માતાને શ્રમ આપતો જોઉંછું અક્ષર લખે ને પણ અણઘડ; માતાને નિરાશા થાયછે; આ છોકરાને કદી પણ લખતા આવડશે? મ્હોટો થયો ત્યાં સુધીમાં એ જ છોકરાના અક્ષર સુન્દર બની ગયા. ઉચ્ચાર? ક વર્ગને બદલે ચ વર્ગ. "ચૌન તુમચુ જાલી દિયા? હમ તુમચુ જાલી દિયા?" એમ હિન્દુસ્તાનીમાં લઢનો, ચાર વર્ષનો બાલક, ઓટલા ઉપર વાંકોવાંકો થઈ ને બોલેછે—એ ચિત્ર નજર આગળ આવતાં રમૂજ ઊપજેછે.—ભાઈ બ્હેનની જોડી બાલ્યકાળથી અવિયોજ્ય હતી. બ્હેને લગ્ન કરી લીધું જે-જાણતાં ભાઈની પ્રથમ માગણી એક એટલી કે હમારી પાસેથી દૂર એ ના જાય. આ ભગિનીસ્નેહની તીવ્રતાનો છેવટનો પ્રસંગ ચિત્રપટ ઉપર આવેછે: સત્તાવીસ વર્ષની ઉમરે એ ભગિની પ્રભુના દરબારમાં ગઈ; વાંદરાનો સમુદ્ર હેનું સનાતન શોકગાન ગાતો હતો; રાત્રિનો આરમ્ભ તારાજડિત આકાશમાં તિમિર અને તેજના મિશ્રણથી ઝણઝણકાર કરતો લાગતો હતો; શોકમૌન ભર્યાં મિત્ર-આપ્ત-જન આગલ્યા ખંડમાં બેશી રહ્યાં હતાં. "મ્હને એક વાર હેનું મુખ જોવા દો!"—બન્ધુની માગણી થઈ. હેને શબનું દર્શન કરાવ્યું: મરણમાં પણ દિવ્ય કાન્તિથી દીપિત શાન્ત સૂતેલીને જોઈ, હાથ જોડી પ્રાર્થના કરીને નલિન પાછો આગલ્યા ખંડમાં આવી મેજ પાસે બેઠો. "નલિન! અંજારિયાને ચિઠ્ઠી લખીને ખબર કરય."—મ્હારી આ આજ્ઞા પાળતાં, લખતાં લખતાં, કાગળ ઉપર પેનસિલ અટકી પડી, અને નલિન મૂર્છાવશ થયો, માથું મેજ ઉપર ઢળી ગયું. હુ શે પસ્તાયો! હજી પસ્તાઉંછું. મ્હારા વજ્રહૃદયને શુ કહુ? મ્હેં જાતે જ શા માટે લખવાનું ના સ્વીકાર્યું?

ચિત્રપટ ખસેડી દઉં.—પાછો બાલ્યકાળમાં જાઉં: કારવારથી પંદરેક માઇલ દૂર બેલીકેરીનો સરકારી બંગલો સમુદ્રના તરંગ ગણતો ઊભો છે. ત્હાં એક બે મહિનામાં હમારી સ્થિતિ હતી, હું અને પુત્રપુત્રી સહિત પત્ની. વર્ષાઋતુનો અગ્રચર એકાએક ગાજવીજ સાથે એક વર્ષાઘાત પડયો.—બધે આનન્દ આનન્દ પસર્યો. નલિનના હૃદયનો આનન્દ શરીરમાંથી ફૂટી નીકળ્યો અને હર્ષનર્તનમાં પ્રગટ થયો. એમ નાચવા દોડવા માટે હમે હેને વાર્યો (શા માટે? યાદ નથી મૂર્ખતા જ) આજ્ઞા માની. નલિનનું નૃત્ય બન્ધ થયું? છેક નહિં. રૂપાન્તર પામ્યું. ધીમે ધીમે પણ લાં...બી

લાં...બી ફલંગોથી વરંડામાં ચાલવાની ક્રિયામાં હર્ષના ભાવનો ઊભરો વહ્યો. આ ચિત્ર હજી આનન્દ આપે છે.

બીજું એક ચિત્રઃ ઈ. સ. ૧૯૦૨ માં ઉનાળામાં ટીથળમાં દરિયા કિનારાનો એક બંગલો; મ્હારા બન્ધુ કૃષ્ણરાવ બે ચાર દિવસ રહેવાને હમારે ત્ય્હાં આવેલા તે ગાવાને બેઠા. હાર્મોનિયમ ઉપર આંગળીઓ રમત રમતી જાય, નલિનની નજર મનુભાઈના મ્હો તરફ સ્થિર, અને વગાડતી વખતે મ્હો પ્હોળું કરીને ડોકું વાંકું રાખેલું–હેવો આ છોકરો ચીતરી લેવા જેવો હતો.

સંગીત શિક્ષણ ન્હાનપણમાં થોડુંક મેળવેલું, પછી આપબળ; મિત્રો કનેથી પૂછી પૂછી શીખી લેવાની કળા, અને સતત અભ્યાસ, એ



સ્વ. નલિનકાન્ત

નલિન ચૌદ વર્ષની ઉમરનો. જોડે હાર્મોનિયમ વગાડવા બેઠો. મનુભાઈ (કૃષ્ણરાવ) કંઠગાનમાં પુરા પ્રવીણ તાન પલટા લેવા લાગ્યા; નલિનની કસોટી લેવા માટે, હેને ભૂલાવવા માટે બહુ તાન પલટા લીધા; પણ એ લગારે ચૂક્યો નહિં. આ વખતની હેની છબી લઈ લેવા જેવી હતીઃ સાધનો વડે નલિન હાર્મોનિયમ અને વાયોલીન વગાડતાં શીખ્યો; કંઠગાનમાં પણ અકુશલ નહોતો. શાન્તારામ નામના મિત્ર કનેથી એક રાગની ચીજ, માગણી કર્યા કરી છતાં, કસબચોરી કરનારા એ ગૃહસ્થ કનેથી નલિનને ના જ મળી, એ વાત પૂર્વના મુકુર-દર્શનમાં આવી

ગઈ છે.‡ સંગીત સાથે હાસ્યરસના મિશ્રણનું એક ચિત્ર: હું રત્નાગિરિમાં નાકરીને લીધે રહેતા હતો; કુટુમ્બ વાંદરામાં રહેતું હતું (લઢાઈ થવાથી નહિં; છોકરાંને મુંબાઈમાં શિક્ષણ આપવાને માટે). વખતો વખત 'કિરકોળ' રજા લઈને હું વાંદરે આવતો. હેવા એક પ્રસંગે, ઊર્મિલાએ કે સુશીલાએ કહ્યું: "નલિનનો વાયોલીન ઉપરનો એક ખેલ જોયોછે?"—નલિને થોડીક આનાકાની પછી વાયોલીન હાથમાં લીધું, એક ઝડપ ભરેલી ગીતપંક્તિ વગાડતો ગયો અને તોફાની નૃત્યમાં પગ ઊછાળતો ગયો, અને હાલમાં ફરી વળ્યો —પછી થાક્યો આ આનન્દવર્ષી સ્વભાવના બળનું જ પરિણામ હતુ. હેનુ "હાર્ટ" કેટલું રોગાવિષ્ટ હતુ તે કોઈને તે વખતે જાણવામાં નહોતુ; જે રોગે હેનો અંત આણ્યો.

કાંઈ ને કાંઈ શરીરની વ્યાધિગ્રસ્ત દશા છતાં, નિસર્ગલબ્ધ આનન્દી સ્વભાવની પ્રબલતા—એ નલિનનુ ખાસ લક્ષણ હતુ. હેના એ લક્ષણના અનેક નમૂનામાંથી થોડાકનું જ દર્શન કરીશું; એ આનન્દી સ્વભાવનુ એક રૂપ હાસ્યરસની વૃત્તિ છે તે નલિનમા સ્વભાવસિદ્ધ હતી એ હેની રમૂજમાંથી કોઇ પણ માણસ મુક્ત નહોતુ રહેતુ, ટેકનિકલ ઇન્સ્ટિટ્યૂટમાં જોવા આવેલા ભોળા ગામડિયાને ઈલેકટ્રિક લાઈટની ચાપ (switch) બીજા મિત્ર કને ગુપ્ત રીતે દબાવડાવીને પ્રત્યક્ષ દર્શનમાં ફૂંક મારીને એ દીવો હોલવી બતાવીને આશ્ચર્યમૂઢ કરવો એ બહુ મ્હોટી રમૂજ નહોતી એ કૉલેજમાં લેકચર ચાલતે ખાનગી રમૂજ સહાધ્યાયી જોડે થતાં બંને ખૂબ હસ્યા અને પ્રોફેસરે બંનેને તે દિવસે કાઢી મૂકયા તેથી ખિન્ન ના થતાં ઘેર આવીને રમૂજ રૂપે જ કથા કહી, એ બનાવમાં પણ વિશેષ ચમત્કાર નહોતો; પરંતુ કોઇ પણ સ્ત્રી કે પુરુષને જોતાં વાત, કોઇ પણ બનાવ બનેલો જાણવાની સાથે, "હેમાંના રમૂજી અંશનું દર્શન હેને તત્કાળ થતું: એક વાર ટ્રામમાં પાંચ સાત ગામડિયા—ગુજરાત તરફના—ચઢ્યા; ટ્રામ બે ફાંટામાંથી એક ફાંટા તરફ ચાલી, ગામડિયાઓને બીજી બાજૂથી જવું હતુ, તેથી કંડકટરને કહેવા લાગ્યા: "હવે અંહીથી જ હાકોને, બે દોઢિયાં વધારે આલીશુ". એ ટોળામાંથી એકની ટ્રામ ટિકિટ હાથમાંથી ઊડી ગઈ એટલે આખું ટોળુ હુડુડુડુ કરીને ઊભું થયું ને ઊતરી પડ્યું;—આ બનાવો નજરે જોઈને ઘેર આવીને રમૂજ સાથે નલિને કહેલા. ઘરમાં મ્હારી પણ હસવા જેવી રીતિયોની નકલો કરતે ચૂકયો નથી. પોતાની માને તો રમૂજનો વિષય અનેક વાર બનાવેલી: માથેરાનમાં ઘોડા ઉપર બધાં ફરવા ગયાં, હેના ઘોડાને ઘેર પાછા આવતે ઊધરશ આવી એટલે નલિન બોલ્યો. "ઘોડા ! ત્હને ઊધરશ થઈ છે? કાંઈ નહિં; ઘેર જઈને ત્હને ગળપટો બાંધીશુ અને મોતીવાળાની ગોળી ખવડાવીશુ"—પોતાની મા જરાજરામાં આ વિધિ હેના ઉપર ચલાવતી હતી, તે વાત ને લક્ષ્ય કરીને આ વચન કહેલું ચાટલામાં મ્હો જોઈને પોતે કાંઇક ૪૦–૫૦ તરેહનાં વિકૃત મ્હો કરેલા, અને છુપછી મુખના સ્નાયુ થાકી ગયેલા; જાતે પાતળો, એટલે એ જાડી સુન્દરાબાઈ નામની યુવતીની નકલ કરતે બે હાથ કૂદણીમાંથી વિસ્તારીને, ગાલ ફૂલાવીને, હેના જાડપણની નકલ કરી; વગેરે અનેક રમૂજો હેના અન્યથા કરુણ રસથી—ગૂઢ કરણ રસથી—દબાયલા હૃદયને પ્રફુલ્લ રાખતું હતુ. રત્નાગિરિમાં એકવાર ખરેઘાટ જજ અને હેમનાં પત્ની, તથા બે ત્રણ ગણતર મિત્રોને ચ્હા પીવાને મેંહ બોલાવ્યા; તે વખતે કોઈ ખેલ કરનારો આવ્યોછે. એમ નામ

‡ "કેટલાક સંગીતાચાર્યો," સ્મરણમુકુર, લેખાંક ૨૮ મો; પૃષ્ઠ ૪૮૬, કોલમ ૧: ' '

દીધા વગર મિત્રોને સૂચના આપી; પછી પડદો પાછળથી નલિન નીકળ્યો; પારસી યુવક, હેની વૃદ્ધ માતા અને ત્રીજું એક પાત્ર હેમની વચ્ચેના સંવાદની, ત્રિવિધ પાત્ર પોતે જ બનીને, નકલ અત્યન્ત રમૂજ ભરેલી, તાદૃશતાથી અંકિત કરી; વળી અંગ્રેજ ડોશી, બંગાળી બાબૂ, વગેરે એ ત્રણ જણની The Charge of the Light Brigade બોલી બતાવવાની હાસ્યરસ ભરી નકલો કરી; વગેરે ન્હાનું સરખું પ્રોગ્રામ ભજવીને બધા મંડળને હસાવી માર્યા.–વધારે ઉદાહરણોથી લંબાણ કરવુ અનિષ્ટ છે. પણ હેનો રમૂજી સ્વભાવ વિષમ દુઃખમાં પણ કે'વો સ્ફુરી નીકળતો તે દર્શાવનારુ એક ચિત્ર પ્રગટ થાયછે સંધિ વાતની વિષમ, અસહ્ય, પીડાથી હેની છેવટની માંદગીમાં નલિન પીડાતો હતો તે વખતે પણ એક નવી નર્સ આવી તે અસાધારણ પુષ્ટ શરીરની દીઠી; નામ નર્મદાબાઈ સાંભળ્યું; એટલે નલિન હમને કહેઃ "નર્મદાના પૂલનું ભૂગળું!"; "આજ ખાવાનું વધારે, ખાસ વધારે, રંધાવજો."

આમ છતાં, બાલ્યકાળમાં, કોઈ ધૃષ્ટ મશ્કરી કરે તો નલિન સહન કરતો નહિઃ ઈ. સ. ૧૮૯૬–૭ માં હૈદરાબાદ (સિંધ) માં હમે હતાં; સરહદ ઉપર ન્હાની લઢાઈ થવાનો સંભવ હતો તે વખતે એક લશ્કરી અમલદાર, કૅપ્ટન, સ્નો નામનાની સાથે હું મુલ્કી ખાતા તરફથી મદદગાર તરીકે transport સારુ ગધેડાં ખરીદ કરાવવાને ગયો:–હસવાનું હામા નથી; એ તરફનાં ગધેડાંમાંથી ઉમદા નંગની કીમતો ૨૦૦) રૂ. ૨૫૦) રૂ. ૩૦૦) રૂ. સુધી થતી હતી. અસ્તુ; આ પ્રસંગે નલિન મ્હારી સાથે (આઠ વરસની ઉમરનો નલિન) જિલ્લામાં ફરવાને એકલો આવ્યો હતો. કૅપ્ટન સ્નોના બટલરે નલિનને એક મુકામે ચીઢવવાને કે રમૂજ માટે કહ્યું: "બાબા! બીડી પીએગા?" "ચૂપ રહો! હમ તુમ્હારા સાબકા બોલ દેગા!" કહીને નલિને બાળક છતાં મ્હોટી ઉમરનાનું ગૌરવ ધારણ કર્યું.–એ મુદતમાં હૈદરાબાદમાં એક મુસલમાન દરજી હમારે ઘેર શીવવાને બેસાડ્યો હતો તે કહેઃ "બાબા! અકલ બડી કે ભેંસ?" તરત નલિન બોલ્યોઃ "ચૂપ! તુમ્હારેસેં હમ જ્યાદે પઢા હે."

આ લક્ષણરેખામાં ગૂઢ અંશો શા હશે? અમુક પ્રકારના લોકો તરફ અંતઃકરણની વિમુખતા, એ બીજ હશે. હું જાણુંછું, અમદાવાદમાં એક ધૃષ્ટ, દુષ્ટ, પુરુષ હતો, સારાં સારાં ઘરમાં પ્રવેશ પામેલો એ હતો. એ બાળક નલિનને વાટે ને ઘાટે સલામ કરે, બોલાવે, પણ નલિન હેનો ગૌરવયુક્ત અનાદર જ કરતો. હેના દુર્ગુણથી નલિન અજાણ્યો હતો, છતાં હેનું ઊંડૂ હૃદય જ એ દુષ્ટ તરફ અણગમો કરાવતું હતું. નલિનના અંતર્ગૂઢ આત્મિક સૌન્દર્યનું દર્શન એક મિત્રે મ્હને કરાવેલું પ્રત્યક્ષ કરુછું. એ મિત્રને નલિનનો પરિચય અલ્પ જ થયેલો; હું તો એ મિત્રને ઓળખતો પણ ન્હોતો; નલિનના અવસાન પછી આશ્વાસનપત્ર લખતાં એ મિત્રે લખ્યું હતુ કેઃ "He had inherited not only the best traits within you, but he had more valuable additions in his intellectual calibre and moral stamina—things for which credit was due to his own soul rather than to any heredity."

જરાક અણઘડ વાણીમાં, છતાં શુદ્ધ ભાવથી, ગુણદર્શન આ વચનોમાં કરેલુંછે.

નલિનની સત્ય અને શુદ્ધ ઈશ્વરભક્તિનું બીજ પણ હેના આ સ્વભાવમાં જણાયછે. એક

„ મ્હને ભૂલ્યમાંથી બચાવનારો પ્રસંગ: આશરે પંદર વર્ષ ઉપર મુંબાઇના નાગરમંડળના વાર્ષિક સમારમ્ભમાં પ્રમુખપદ સ્વીકારવાની માગણી કરવાને રા. હિમ્મતલાલ ગણેશજી અંજારિયાના નેતૃત્વ સાથે કાઠિયાવાડી નાગર ગૃહસ્થો ચાર પાંચ જણા બ્લ્યૂ બંગલે મળવા આવ્યા. મ્હેં હેમની ઇચ્છા પ્રબળ માનીને હા પાડી. વિગતોની ચર્ચા કરતે કરતે મ્હારા હાથમાં મૂકેલાં છાપેલાં કાગળિયાંમાંથી પ્રોગ્રામની પ્રત ઉપર આરમ્ભમાં "હાટકેશ્વરની સ્તુતિ" એ શબ્દો તરફ નલિને મ્હારુ ધ્યાન ખેંચ્યું. મ્હેં તરત જ ક્ષમા માગી લીધી, અને સંમતિ પાછી લઈ લેવાની છૂટ માગી. કારણ દર્શાવવાનો આગ્રહ એ ભાઇયોનો થવાથી ખરું કારણ કહ્યું: મ્હારા ધર્મ સંબન્ધી મતને ક્ષોભ આપવો પડે એમ આ વિષયથી થશે તે કારણ બતાવ્યું. રા. અંજારિયા કહે: "હાટકેશ્વરની સ્તુતિ" એ વસ્તુ પ્રોગ્રામમાંથી બાતલ કરિયે. મ્હેં જોરથી ના કહી "મ્હારા વ્યક્તિગત વિચારને ખાતર મડળ સમસ્તના ઉપર એ ભાર મૂકું જ નહિં." આ બનાવ પછી મંડળમાંના કેટલાક ભાઇયો તરફથી મ્હને અનેક અપવાદનો સરપાવ મળેલો, એ વાત અહિં અપ્રસ્તુત છે. નલિન વિશેની વાત જ મુખ્ય છે.

નલિનકાન્તની મતદઢતાનું એક બીજું ઉદાહરણ: ઈ. સ. ૧૯૧૪ ના ડીસેમ્બરમા નૅશનલ કૉંગ્રેસને પ્રસંગે નલિન કેટલાક મ્હારા સ્નેહીઓની સાથે મદરાસ ગયેલો તે વખતે રા. ગિરજાશંકર ત્રિવેદીની જોડે કેટલાંક સ્થળ જોવાને એ ગયો. એક મહાદેવના દેવાલયમાં એ ગયા. પૂજારીએ બધું ફરીને બતાવ્યું. છેવટે આરતીની થાળ હેણે ધરી ત્હેમાં ગિરજાશંકરે પાવલી કે કાંઈક નાંખ્યું. તરત નલિને હેમને અડાવ્યા: "ત્હમે હાવા ચુસ્ત પ્રાર્થના સમાજી થઈને આ શું કર્યું?" ગિરજાશંકરે ફાંફાં મારીને બચાવ કર્યો: "એ તો હેણે બધું ફરીને બતાવ્યું તે માટે 'બક્ષીસ' આપી." નલિન કહે: "'બક્ષીસ' આપવી'તી તો એમને એમ પછીથી આપવી'તી; પણ આરતીમાં શા માટે મૂક્યું!"— ગિરજાશંકરે ભૂલ્ય કબૂલ કરી.

આ મદરાસની નલિનની મુસાફરીની સાથે એક કરુણ પ્રસંગ તરી આવેછે: હેણે મ્હને ત્ય્હાંથી લખેલો એક પત્ર જોઉંછું; હેમાં હેના હૃદયની ગૂઢ વ્યથા મિત્રવત્ પુત્રે લખી જણાવીછે. આ સૂક્ષ્મ, પવિત્ર, રહસ્ય પ્રગટ કરું? કરીશ જ; એ કોમળ હૃદયનું ખરુ પ્રતિબિમ્બ પાડવા માટે એ કર્તવ્યરૂપ ગણુંછું. આ માટે ઈ. સ. ૧૯૧૩ માં પાછા જવું પડશે. એ વર્ષના ઉનાળામાં હમે દાર્જીલિંગ ગયા હતા ત્યહાં એક પ્રતિષ્ઠિત બંગાળી કુટુમ્બ સાથે હમારો સર્વનો પરિચય બંધાયો. હેમાં એક તરુણ કન્યા તરફ નલિનનું હૃદય આકર્ષાયું; વાંદરે આવીને મ્હને પોતાનું હૃદયરહસ્ય કહ્યું:—એક ચિઠ્ઠીમાં લખી જણાવ્યું. હમે કેટલાક મિત્રો મારફત માગુ મોકલ્યું; ઉત્તર સભ્ય નકારનો આવ્યો, નલિન નિરાશ થયો. કાલક્રમે વાત વિસારે પડી પણ દોઢ વર્ષે આ મદરાસની મુસાફરીમાં એ કન્યાનાં માતાપિતા તથા એ કન્યા નલિનને મળ્યાં; મદરાસમાંજ મળ્યાં. હેને બોલાવ્યો. સભ્યતાના વ્યવહારથી મળવા ગયો. હૃદયનો ગૂઢ વ્રણ તાજો થયો. પત્ર મ્હને લાંબો લખ્યો; આ બનાવ કરુણ વાણીમાં હેણે હૃદય ઊઘાડીને વર્ણવ્યો.— કશો ઉપાય ન્હોતો. મદરાસથી પાછા આવતે ટ્રેનમાં મિત્રો ચાર પાંચ હતા. હેમાં એક દાકતર હતો. કોઇને આ હૃદયરહસ્યની ખબર નહોતી. ટ્રેનમાં રસ્તામાં એક વખતે નલિન મૂર્છાવશ થયો ઉપચાર કર્યાથી સ્વસ્થ થયો. અહિં આવ્યા પછી એ દાકતરે મ્હને કહ્યું: નલિનને

minor epilepsy નો વિકાર છે તે તમે જાણોછો ?—મ્હેં હા કહી:—બાહ્ય કાયિક વિકાર એ હશે; હૃદયનું ઊંડું રહસ્ય હું જ જાણતો હતો. કોઇને કહેવાય એમ નહોતું.

ગ્રાન્ટ મેડિકલ કૉલેજના ગુજરાતી વિદ્યાર્થીઓએ રમણભાઈનું "રાઈનો પર્વત" નાટક ભજવવાનું ધાર્યું. મ્હારી તથા નલિનની અમુક બાબતમાં મદદ હેમણે માગી. મ્હેં સંસ્કૃત નાટકોની ઢબની સૂત્રધારની પ્રસ્તાવના રચી આપી. નલિન દરેક rehearsal (અભ્યાસ પ્રયોગ) માં મદદ કરવાને જવા લાગ્યો. એ પ્રસંગમાં rheumatic fever (સંધિવાતજ્વર) ના જન્તુઓએ અલક્ષ્ય પ્રવેશ કર્યો. નાટક ભજવાતું જોવાનો વારો આવ્યો જ નહિં; એ જન્તુઓએ જીવલેણ વ્યાધિથી નલિનને ઘેર્યો. એ અઢવાડિયાની અસહ્ય માંદગી ભોગવીને હેણે દેહત્યાગ કર્યો


સ્વ સૌ ઊર્મિલા

આ માંદગીમાં સંનિપાત અવસ્થામા હેને પેલી હેના હૃદયમાં સંતાયલી કન્યાનાં દર્શન થયાં. સાવધ અવસ્થામાં પોતાની માતાને નલિને પૂછ્યું: " સુશીલા ! અહિં નલિની આવી હતી ખરું ? મ્હારી સારવાર કરતી હતી." માતાએ જુઠ્ઠી હા કહી.

ઘણી વાર વિચાર આવેછે; તે વખત, નલિનના અવસાન પછી તરત. વિચાર આવ્યો હતો, કે હેનું heart (હાર્ટ) વિકારથી વધેલું હતું અને તેથી સંધિવાતે pericarditis ઉત્પન્ન કરી હેનો અંત આણ્યો તે ખરું, તથાપિ એ કાયિક વિકારને આઘાત મળ્યો આ ભગ્નાશતાને લીધે, અને ખરે, મહાશ્વેતાના પ્રેમાઘાતથી પુંડરીકનું અવસાન થયું, હેવોજ આ પ્રકાર કાંઇક હતો.

એક ચિત્ર પ્રગટ થાયછે. તા૦ ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૫; જીવનચિત્ર વિલોપનના દસ દિવસ પૂર્વે.—કરુણાશંકર માસ્તર હેમના શિષ્યમિત્રમંડળ સાથે મળવા આવ્યા. (૧૪ મીએ એ મંડળ આનેક વાગ્યે આવેલું, હુ મુંબાઈ જતો હતો, પાછો હું ૧૧ વાગ્યા પ્હેલાં નહિ આવી સકું કહેલું તો કહે હમે બનશે તો રોકાઈશું; ખરે, તે રોકાયા જ હતા, ચાર કલાક સુધી; અને ઘરમાં આવ્યા પછી નલિન માંદો છતાં—આરમ્ભની માંદગીમાં—તણાઈને બ્હાર આવીને કરુણાશંકર જોડે વાતોમાં ભાગ લેવાને આવીને ખાટલામાં પડ્યો હતો.—આ બીજીવાર ખાસ નલિન માટે આવ્યા). નલિન વધારે માંદો હતો, છતાં હેમને હેણે અંદર બોલાવ્યા; એ આવ્યા; હેમની સાથે નલિને સુરેખ વાતો કરી; લખવા કરવાનું તે વખત જતું રહ્યું હતુ

પ્રસંગની નોંધ જ ઊતારુઃ "લવંગીએ ... ખાટલા પાસે બેશીને મન્દસ્વરે "પ્રેમસિન્ધુ! પ્રેમનો પ્રસાદ સર્વને" એ ભજન ગાયું. નલિન પણ ગાવામાં ઝીણે સ્વરે શામિલ થયો. આખું ભજન ગાયું. What a sweet and sacred sight it was! Oh! Lord!"

ખરે દેહ કરતાં આત્મા વધારે બલવાન્ છે. વ્યાધિની પીડા દૂર સરી ગઈ, તત્કાળતો દબાઈ ગઈ.

એક તીવ્ર સંવેદન મ્હને નિરન્તર દમ્યા કરેછે. નલિન પંદરેક વરસની ઉમરનો હતો; ભગવાનદાસ માધવદાસના ઘરમાં, મુંબાઈમાં હમે રહેતા હતાં. નલિનને કાંઈક મન્દ જોઈને મ્હેં કારણ પૂછ્યુ; "કોણ જાણે!" એ ભાવ દર્શાવનારી હાથની ચર્યા કરી, મુખચર્યા પણ વિચિત્ર કરી; મ્હે હેની સૂક્ષ્મ લાગણી જોડે સમભાવ ના સાધ્યો; બેપરવાપણા માટે મ્હેં સખત ઠપકો દીધો. થોડી વારે શાન્ત હમે બંને થયા, દીનતાથી નલિન મ્હારી કને આવ્યોઃ "નનુભાઈ! માફ કરો!" મ્હેં હેને વત્સલભાવે આશ્લેષમા લીધો. આ નજીવી વાત હશે પણ આ પછી અનેકવાર દુર્વાદરામાં કાયમ મ્હારુ કુટુમ્બ સ્થપાયુ તે ગાળામા નલિનને મ્હેં નિરર્થક ક્રૂર ઠપકા દીધેલા યાદ આવેછે, અનેકવાર પરસ્પર ગેરસમજ થયેલી અને હેના મનને ઉદ્વેગ કરાવેલો યાદ આવેછે,—ત્યારે મ્હને જે પશ્ચાત્તાપ હવે થાયછે, તે શી રીતે પ્રગટ કરુ? હૃદયના લોહીનાં અશ્રુમાં લેખની બોળીને લખુ તોપણ ખરુ પ્રતિબિમ્બ નહિં પડે. મ્હને ખાતરી છે કે એ મ્હને ક્ષમા આપી ચુકયોછે., "અન્યનાં ઉર વાંચતાં ક્ષમાધર્મ સધાયછે" (*Tout comprendre c'est tout pardonner*) એ જેનું જીવનસૂત્ર હતુ તે હવે મ્હારું ઉર વાંચી જ સકેછે એમ માનુંછું. માટે આ શ્રદ્ધા. છતાં હું મ્હારી જાતને ક્ષમા આપી સકતો નથી.

આ અપ્રિય દર્શન લુપ્ત થાઓ! શાશ્વત સંબન્ધ તો હમારો વાત્સલ્યની પરાકાષ્ઠાનો જ હતો. એટલુંજ નહિં મિત્રવત્ પુત્ર મ્હારો નિત્યસહચારી હતો. દાર્જીલિંગ મ્હારા કરતાં બે અઠવાડિયાં અગાઉ એ ગયો હતો. હું, સુશીલા અને લવંગિકા ત્ય્હાં પ્હોચ્યાં. હિમાલયના બરફની શૃઙ્ગશોભા મ્હને દર્શાવવાને નલિન અતિશય ઉત્સુક હતો. એ શોભા પ્રગટ થતાં ઉલ્લાસથી મ્હને દર્શાવી. હમે સાથે એ સૌન્દર્યનું પાન કર્યું. આ પ્રસંગોનું અન્ય સ્થળે મ્હેં અનુલક્ષણ કર્યું જ છે,§ અને જ્ઞાનગિરિનાં શૃંગને ભક્તિકિરણો રંગતાં એ આત્મિક સૌન્દર્ય-દર્શન પણ ત્ય્હાં કર્યુંછે.

એ નિત્યસહચાર ભૌતિક તેમ જ હૃદયવર્તી પણ હતો. ભૌતિક સહચાર જોનારો મ્હારો પ્રિયમિત્ર શ્રીધર ભાણ્ડારકર મુંબાઈ પ્રાર્થનામન્દિરમાં નલિન વિનાનો મ્હને જોઇને બોલ્યોઃ "'You are alone". આ ત્રણ જ શબ્દો કેટલા ઊંડા, સૂક્ષ્મ, સ્નેહભર્યા સમભાવના શબ્દો! મ્હેં કહ્યું: "હા, હું એકલો!"—ખરે, મુંબાઈમાં તે સમયમાં જ્ય્હાં જ્ય્હાં હું ફરતો ત્ય્હાં ત્ય્હાં સહચારીની ઊનતા, મ્હારી હૃદયશૂન્યતા, મ્હને વીજળીના આઘાતો વારંવાર આપતી. "હા, હું એકલો હવે છું!"— જીવનવનમાં પણ એકલો છું? ના, ઈશ્વરે એ એકલાપણામાં ભાગ લેનારુ એક હૃદય સાચવી રાખ્યુંછે. અને—" પદપદે પ્રત્યક્ષ તુ" એમ કહેનારો હું એકલો નથી.

§ "સ્મરણ સંહિતા", ખંડ ૧ લો, શ્લો. ૨૫-૨૬-૨૭.

### ઊર્મિલા

હું એકલો એ ભાન મ્હને તીવ્ર શા માટે હતું?

નલિનનું અવસાન હેની પ્રિયભગિનીનાં અવસાન પછી સવા વર્ષમાં જ આવેલું તે કારણનો મ્હારી એકલદશાના સંવેદનમાં કાંઈક અંશ ખરો. આ પ્રસંગે મ્હને બર્કનું એક વચન યાદ આવેછે:

"They who ought to have succeeded me have gone before me; they who should have been to me as posterity are in the place of ancestors.' †

આ પુત્રીનું પુનર્દર્શન કરું:

"નનુભાઈ! મ્હને બેટી કહો"; ત્રણ વર્ષથી પણ ન્હાની, શૈશવની મુગ્ધ દશામાં, તેજસ્વી નારંગી રંગના સાન્ધ્ય વ્યોમમાં બાલશુકનારાનીપેઠે, વિહરતી પુત્રીનું આરમ્ભમાં પ્રસન્ન દર્શન થાયછે. આ ચિત્રમાં રંગ પુરવાની જરૂર નથી. હૃદયમાં એ ચિત્ર પ્રગટ થતાં વાંત હૃદય જ રંગ પૂરી દેછે. હેની પ્રતિબિમ્બમુદ્રા છાપવી અશક્ય છે.

આ કરતાં પૂર્વે અતિશૈશવ કાળનું ચિત્ર આવેછે: મુંબાઈમાં રાત્રે ગ્રાન્ટરોડ સ્ટેશન ઉપર, અમદાવાદ જવાની મેલટ્રેન સાધવાને, હમે જઈયે છિયે; વિકટોરિયામાં મ્હારી સાથે બેઠેલી હેની માતાના ઉછંગમાં એ બાલકી સતી છે; સતી સૂતી ઊંચે ઝાડનાં ડાળીપાંદડાની પાર રહેલા વ્યોમદીપકો, રૂપેરી તારાગણ, તરફ, વાણીનો ઉચ્ચાર આવડતો નહોતો એટલે મૂક ભાવે અંગુલીનિર્દેશ કરીને હમારું ધ્યાન તે તરફ દોરેછે. હેનો ધ્વનિ શો હશે? "એ તારાગણમાંની હું એક તારકણી આ માનવલોકમાં ઊતરી આવીછું; એ મ્હારી સખીઓનું સૌન્દર્ય જુવો."—આ હેની આત્મકથા હશે?

વાચાશક્તિ પ્રગટ થયેલું વય આવ્યું. મુંબાઈથી શોલાપુર અને શોલાપુરથી મુંબાઈ અનેકવાર પ્રયાણ હમારી સાથે બાળક ઊર્મિલાએ કર્યાં, તે સમયે આગગાડીનાં વેગગતિથી લોખંડના પાટા ઉપર નૃત્ય કરતાં પયડાંનો નાદધ્વનિ સાંભળીને હેનું અનુકરણ એ બાળકીએ અપૂર્વ જ કર્યું. ઉદરનિર્વાહ માટે દૃષ્ટિ રાખનારા, ઘાટ ઉપર રેલ્વે બંધાતી વખતે મજૂરી કામે જનારા, ઘાટીઓ પોતાના જીવનવ્યવહારને અનુરૂપ અનુકરણ કરેછે: કશા સાટી? પોટા સાટી, સંડાવ્યાચ્યા ઘાટા સાટી—એ અનુકરણથી ભિન્ન જ ઊર્મિલાનું અનુકરણ: "ઢક ઢકપ્રક્ટા, ભપી ભપી ભાડા." હામાં અર્થ કશો નહિં, માત્ર નાદધ્વનિનું રૂપાન્તર; પૂર્વાર્ધમાં ગાડીના પયડાંનો ધ્વનિ; ઉત્તરાર્ધમાં એંજિનના ફૂંફાટાનો ધ્વનિ. આ નાદધ્વનિના રૂપમાં ઢ જેવા ઉચ્ચારવિષમ સંયુક્તાક્ષર કરતાં પણ વધારે વિષમ 'ક્ટા' એ સંયુક્તા-ક્ષર ઉપરથી એક સ્મરણ પ્રગટ થાયછે. બાલ્યકાળથી જ એ બાલિકાના શબ્દોચ્ચારની શુદ્ધિયે સ્વ. માધવદાસ રઘુનાથદાસનું ધ્યાન ખેંચેલું. હેમને ઘેર હમે અનેકવાર ઊતરતાં. હેમના દાક્ષિણ બાલકો વિલક્ષણ ગડબડિયા, સ્ખલન યુક્ત,* ઉચ્ચાર કરતા તે મનમાં હોઈને માધવદાસ બોલતા "આ, જુવો ઊર્મિલા કેવા શુદ્ધ ઉચ્ચાર કરેછે!" માત્ર એક અપવાદ હતો:

---

† Burkes' "Letters to a noble Lord."
(Chambers Encyclopœdia of English Literature Vol. II p. 549.)

* નહિં ઢ, નહિં ધ, હેના મિશ્ર અધ્વસ્થ ઉચ્ચાર માટે $\frac{ધ}{ઢ}$ એમ પ્રતિબિમ્બ હું આ સ્થલે યોજુંછું. વાણીનું અસામર્થ્ય નથીજ છે, તેમ વાણીના રૂપબિમ્બનું અસામર્થ્ય પણ છે, એ આજ અનુભવ થાયછે. બાળકિશોરાના સંપર્કથી દૂષિત સંસ્કાર લેનારા તાલવ્ય અને દંત્ય ટ એ બેનું મિશ્રણ પણ હેવું જોઈએ.

જડયું નથી. કેશવલાલભાઈ ધ્રુવને પૂછવું પડશે. સતેન્દ્ર (હાલ એ પણ પરભૂમિમાં પ્રવેશ કરી ગયેછે, તે) ઊર્મિલા મ્હોટી થયા પછી પણ "ન્યાપા ફૂટી!" એમ કહીને હેને મૃદુ ભાવે ચીઢવતો તે મધુરે દર્શન કદી લુપ્ત નહિં થાય.

એક બીજું ન્હાનું ચિત્રઃ ઊર્મિલા પાંચ વર્ષની બાળકી હતી તે વખતે મ્હારી બદલી કારવાર—કાનડા જિલ્લામાં—થઈ તે માટે આગબોટમાં મુંબાઇથી ઊપડીને હું સકુટુમ્બ કારવાર જતો હતો. શૂન્ય, વેરાન, સમુદ્રમાં આગબોટ જતી હતી; ડાબી બાજૂ કોંકણપટ્ટીનો કિનારો છેક અદસ્ય નહિં, છેક સ્પષ્ટ નહિં, એમ સરકતો જતો હતો. જમણી બાજૂ કેટલાક ખરેખરી એકલદશા ભોગવતા ખડકો હમારી પાછળ ચાલ્યા જતા હતા. સમય સન્ધ્યાકાળનો; આગબોટ સમુદ્રમાં સરી જતી હોય તે વખતે આ સન્ધ્યા સમય હમેશાં સુનસુનકારભર્યો લાગેછે. આ સમયે પેલા ખડકો તરફ નિર્દેશ કરીને બાલક ઊર્મિલા પૂછેછેઃ "નતુભાઈ! આ ખડકોને અહિં એકલા કેમ ગમતુ હશે?" *—હમે માનવસંઘમાંથી છૂટાં પડેલાં હતા તે સ્થિતિની છાયા આ વિચારમાં આડકતરી હશે. પરંતુ હેનું ઊંડું બીજ તો માનવજાતિના સમાજજીવી સ્વભાવમાં વિશેષ છે.

આ હૃદયસ્વભાવના તત્ત્વદર્શનનો વિષય; હવે માનસશાસ્ત્ર. (Psychology) ને અથવા અતિલૌકિક શાસ્ત્ર (*Metaphysics*) ને સામગ્રી પૂરી પાડનારા બાલવિચારોમાંથી એક નમૂનો 'મુકુર'માં આવેછેઃ સમય, ઈ. સ. ૧૮૯૬, સ્થળ હૈદરાબાદ (સિંધ); ઊર્મિલા હવે ૯–૧૦ વર્ષની થઈ છે. એક વાર કાંઈ પણ પ્રસંગ વિના-મ્હારો ભત્રીજા, સત્યેન્દ્ર, ઊર્મિલાને માથામાં ટપલો મારતા એટલે કહેતી; "ન્યાપા ફૂટી?" એટલે "માથું ફૂટશે." 'માથુ' શબ્દનો 'ન્યાપુ' એ શા વાગ્વ્યાપારને નિયમે વિકાર થયો હશે તે હજી જ એ પૂછવા લાગીઃ "નતુભાઈ! આપણે બધાં જાનવરોનાં કે કશાનાં નામ કહિયે છિયે, તે મૂળમાં તો ગપ્પો જ મારેલી કની?" હું સમઝ્યો નહિં; ખુલાસો પૂછ્યો. ઉત્તર આપ્યોઃ "ગાય હોય; ત્હેને 'ગાય' એમ નામ પાડ્યું તે પ્રથમ તો ગપ મારીને જ કની?" હું હવે સમઝ્યો. મિલ્ટને Paradise Lost માં ચિત્ર આપ્યુંછેઃ આદમની આગળ થઈને બધાં પ્રાણી ચાલ્યાં જાયછે અને પ્રત્યેકને એ જાતિવાચક નામ આપેછે. ભાષાની ઉત્પત્તિ માનવસંકેતમાં છે કે કેમ—એ કૂટ પ્રશ્નના આ ખુલાસા છે. બાલક ઊર્મિલાએ પણ ભાષાનું નિદાનદર્શન આદિ-સંકેતમાં, યદૃચ્છાકલ્પનમાં, કર્યું. અલબત, એ દર્શન કાંઈ શાસ્ત્રીય પરીક્ષણશક્તિના વ્યાપારથી નહોતું જ; કેવળ ઈશ્વરી પ્રેરણારૂપ હતું.

કાલક્રમે ઊર્મિલા મ્હોટી થઈ. કેટલાક હૃદયના આઘાતોને પરિણામે હેની હૃદયદશા બદલાઈ. મુંબાઈના "સેવાસદન"માં આદ્ય-વિધાયિકાઓમાં સ્થાન લીધું. કેટલીક ગેર-સમઝણોને પરિણામે ત્હાંથી મુક્ત થઈને વાંદરામાં સેવાસદન સ્થાપ્યું; ચલાવ્યું;—એ સર્વ વ્યાપૃતિને અગે કાંઈ યોગ્યતા પ્રાપ્ત કરી. ચિત્રકળામાં નૈસર્ગિક શક્તિને બળે સુન્દર વિજય મેળવ્યો. હેના હાથનાં ત્રણ ચિત્રો મ્હારા સ્થળના એક ખંડમાં નિત્યસ્મારકરૂપે ટંગાયાંછે. બીજી કળાઓ—ગૂંથણ કામ ઇત્યાદિ—માં પણ હેની ઉચ્ચ કારીગરીના નમૂના સ્મારકરૂપે રાખ્યાછે.† મુંબાઈના સેવાસદનમાં એક આંધળી છોકરીને લેસ ગૂંથતાં શીખવવા માટે ઊર્મિલાએ પોતે પોતાની આંખ્યો બંધ કરીને ગૂંથી; પછી છોકરીના હાથ ઝાલીને શીખવ્યું. સ્વકીય કલ્પનાનો વ્યાપાર આમ થયો. સંગીતનું શિક્ષણ

* "સ્નેહીઓનાં સહજીવન" નામના મ્હારા લેખમાં આ બાલક વિચારનો ઉલ્લેખ નામનિર્દેશ વિના મ્હેં કર્યોછે. 'વસન્ત', માઘ સં. ૧૯૭૦, પૃ. ૧૫ મું જુવો.

† આ કારણથી જ હમણાં થયેલા "ભગિનીસમાજ"ના પ્રદર્શનમાં Not For Sale, 'વેચવાના નથી' એ નિશાના હેઠળ માં એ નમૂના મૂક્યા હતા.

બાલ્યકાળમાં આરમ્ભાયલું, પણ પાછળથી પોતાનાજ પ્રયાસથી કેળવેલું હતું. સતાર શીખવનાર એક ગુરુ આવતા હતા, શ્રીકૃષ્ણ નામના, તે ગમે તેમ શીખવતા તે ઉપરાંત ઊર્મિલાએ પોતાની બુદ્ધિથી ગતોનાં પ્રતિબિમ્બ કાગળ ઉપર નવીન પ્રકારથીજ યોજ્યાં હતાં;–એ જોઈને મ્હારા મિત્ર મેરવાન કારભારી (હાઇ કોર્ટ પ્લીડર)–સંગીતકળામાં નિપુણ છે હેમણે એ યોજનાની અપૂર્વતા વખાણી હતી.

"ઉષાનન્દિની" ("Heifer of the Dawn" નામના Bain ના પુસ્તકનું ભાષાન્તર), 'કમલિની' (Mrs. Satyanathan ની 'કમલા' નામની વાર્તાનું ભાષાન્તર) એ બે ઊર્મિલાની મુખ્ય કૃતિયો ગુજરાતી વાચક વર્ગની સમક્ષ મૂકાઈ છે. એમાંની એકે પ્રસિદ્ધ થયેલી જોવાને એ રહી નહિં. હેના અવસાન પછી બે માસના અંતરે "ઉષાનન્દિની" પ્રગટ થઈ; "કમલિની" એક વર્ષને અંતરે.

એ ભગિનીને અનુપમ સ્નેહથી ચ્હાનારો બન્ધુ નલિન પણ બે સાહિત્ય કૃતિયો પ્રસિદ્ધ મૂકી ગયોછે: 'નૂરજહાન' (સરદાર જોગેન્દ્રસિંહની અંગ્રેજી વાર્તાનું) અને 'ઇન્દુકલા' (બેઇનના "The Digit of the Moon" નું) ભાષાન્તર. 'નૂરજહાન' તો હેના જીવનકાળમા પ્રગટ થઈ; પણ 'ઇન્દુકલા'હેના અવસાન પછી.

બંનેની અપ્રસિદ્ધ કૃતિયો, ગદ્ય તેમજ પદ્ય, ઘણી પડી રહીછે. હેમાં ગુણયુક્ત હશે તે પ્રસિદ્ધિમાં મૂકવાનો મનોરથ ક્ય્હારે સફળ થશે તે હું જાણતો નથી.

બંને સંતાનોના અવસાન પછી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખવાનો વખત મ્હારે આવ્યો. 'કમલિની' માં 'ત્રિકાલ સ્વપ્ન" એ કાવ્યદ્વારા હૃદયના તાજા ઉદ્ગાર કાઢ્યા. આમ મ્હારાં પૂર્વજનું સ્થાન લેનારાં અનુજોની ઉત્તરક્રિયા અનેકવિધ મ્હેં કરી...!

ફરી મનમાં થાયછે: હું એકલો છું! ઉત્તર પૂર્વવત્. અહિં એક વાર્તાનું સ્મરણ થાયછે. એ ક્ય્હાં હતી?–હા. જડી. વિવર્તલીલામાં "જ્ઞાનબાલે"† આપીછે, તે જ અહિં આપું: (વક્તા એક અપ્રખ્યાત પાત્ર છે.)

"દક્ષિણના એકાન્ત પ્રદેશમાં શાન્તનીરા સરિતા વ્હેછે; ત્ય્હાં મ્હારી દૃષ્ટિ અત્યારે ફરેછે; નદીના પાત્રમાં એક ન્હાનો બેટ જોઉંછું; બેટમાં ઊંચાં પ્રચંડ બાવળનાં ઝાડની વિશાળ ઘટામાં એક બે ધોળાં તંબૂ જોઉંછું; તંબૂની બ્હાર એક બાઈ અને હેની દાસી બેઠાંછે; સમય બપોરનો છે; બેટમાં સર્વત્ર ગમ્ભીર શાન્તિ છે. જુઓ, સાંભળો:

બાઈ:—"સકીના! આ ઝાડની ઘટામાં કેટલા બધા હોલા લાગલગટ કુ કૂ...કૂ? કુ કૂ......કૂ!" કરી ગમગિનીના સૂર ખેંચતા લાગેછે!"

દાસી: બાઈ સાહેબ! એ તો એક બુઢ્ઢી માની વાત છે. જાણોછો? એક બુઢ્ઢીનાં બે જવાન છોકરાં એક પછી એક ગુજરી ગયાં; એક છોકરો અને એક છોકરી. પછી એ જંગલમાં છોકરાંને સોધતી, પુકારતી ફરવા લાગી. 'લેકા તૂં! લેકી તૂ!' ખુદાને હેના ઉપર રહેમ આવી તેથી એકદમ હેને હોલી બનાવી દીધી; ત્ય્હારથી દુનિયામાં બધાં હોલાં આમ બોલેછે; 'લેકા તૂ! લેકી તૂં!"

આટલું બોલી એ વક્તા એકાએક સ્વપ્નદર્શન લુપ્ત થઈ ચમક્યો હોય તેમ જાગૃત થઈ બોલ્યો:—

"ભાઈ! શું એ દૂર, દૂરતમ, ગયેલું સ્વપ્ન! ત્ય્હાર પછી લગભગ ત્રણ દાયકા ગયા, અને પ્રભુએ મ્હારાં પ્રિય લેક લેકીને બોલાવી લીધાં. આ બે અંકોડા શું વિચ્છિન્ન ગણશો? પેલો દૂરતમ અંકોડો તે આ છેવટના અંકોડા જોડે આગામિ સૂચનના સંબન્ધથી જોડાયલો ન્હોતો? કોઈ કહી સકશે?"

આટલું જ કહી 'લેકા તૂ!' 'લેકી તૂ!' એમ કરુણધ્વનિ કરતો કરતો એ અર્ધ ઉન્મત્તની પેઠે ચાલ્યો ગયો. પેલી બાઇ તે હેની પત્ની હતી. કથા આત્મકથા હતી."

હું પણ 'લેકા તૂં! લેકી તૂં!' એ ઉદ્ગાર કરતો જીવનના જીર્ણારણ્યમાં ભટકું છું.

† 'વસન્ત સં. ૧૯૭૫ ફાલ્ગુન પૃષ્ઠ ૯૭–૯૮.




## સોળ સુંદર ચિત્રો

રવિશંકર રાવલની પીંછીથી દોરાએલાં સોળ સુંદર ચિત્રોનો સંગ્રહ ગયા માસમાં બહાર પડયો છે. ગુજરાતના કલારસિક નરનારીઓની કલાભુખને સંતોષવાનો અથવા ખરું કહીએ તો સતેજ કરવાનો એમાં પ્રયત્ન છે. અને કૃતિઓ ફક્તાએ મહાન કલાકારની આત્મજ્યોતિથી એ દીપે છે

ભાઇ રવિશંકરની કલા–ફકીરીની જાણ ગુજરાતને કેટલાંએ સમયથી છે અને ચિત્રોની શોખીન આલમમાં એક ઉંચી પ્રતિના ગુજરાતી કલાકાર તરીકે એમનું સ્થાન અનોખું છે. એમણે ભાવનાની દૃષ્ટિએ કલાને કેળવી છે તેથી એમની કલામાં કે ત્રુટિઓ રહી હોય તોએ એમના ચિત્રોમાં તરી આવતા ભાવને લીધે એનું ભાન જોનારને તરત થતુ નથી.

સંગ્રહને હાથમાં લેતાંની સાથેજ રાધાકૃષ્ણની પ્રણય–બંસરીનું ત્રિરંગી ચિત્ર નયનને આકર્ષે છે અને પહેલીજ નજરે જોનારનું મન હરે છે. સુંદર રંગ મીલાવટ, વાતાવરણમાં વ્યાપેલી અનુપમ શાંતિ, સૃષ્ટિ પર પથરાએલું બસી તન્મયતાનું સામ્રાજ્ય અને સુયોગ્ય છાયા ભેદ આ ચિત્રને એક ઉત્તમ ચિત્ર તરીકે સિદ્ધ કરે છે. વાછરુ ને ગાયો એક ચિત્તે એ બંસી-ગાન સાંભળે છે, દૂર બેઠેલું એક ગોપયુગલ પણ તેનાથીજ મંત્રમુગ્ધ થએલું દીસે છે. જમુનાનાં જળ અને વૃક્ષો પણ એ સાંભળતાં સ્થિર થઇ રહ્યાં હોય એવાં લાગે છે.

પાનું ફેરવતાંજ ચિત્રોની સમજ અને તે પછી ભરત અને મૃગનું બીજું ત્રિરંગી ચિત્ર નજરે પડે છે. આ ચિત્ર સુંદર છે એમાં શક નથી પણ મુખપૃષ્ઠનું ચિત્ર જોતાં જે ભાવ થાય છે એવો આમાં નથી થતો. દરેક વસ્તુ ઘણી વધારે પડતી સપ્રમાણતાને સુચવતી લાગે છે. મૃગને આતુર, સ્નેહભીની આંખો ન હોત તો એને રમકડાંનો સુંદર મૃગ માનવાનું મન થઇ જાય એવો છે. ઝુંપડી પણ એટલી બધી સુવ્યવસ્થિત છે કે એમાં હજુ સુધી કોઇએ વાસજ નહીં કર્યો હોય એવું લાગી આવે છે. પણ તપસ્વીની ઉંડી ને નદેખાતી નજરમાંથી પ્રત્યક્ષ સ્નેહ ઝરતો હોય એવું એમનાં પ્રત્યેક અંગનું વલણ આ ચિત્રને જીવંત બનાવે છે.

'માતૃદેવો ભવ' એ ચિત્ર ચિત્રકાર મુલરનું અનુસરણ હોય એવું પહેલી નજરે સહેજ લાગે છે. કલાની છટા મુલરને મળતી છે પણ ચિત્ર નૈસર્ગિક છે, અને એમાંની ભાવના નિત્ય

[ વધુ માટે જુઓ પાછળનાં પૃષ્ઠ ]

સૌ. વિદ્યાગૌરી



સૌ. શારદાગૌરી [અધિક ચૈત્ર ૧૯૮૮

# ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસ

[અનુસંધાન પૃષ્ઠ ૧૦ થી]

અને સંરક્ષણ અર્થે તાકીદે વ્યવસ્થા યોજે એટલુંજ નહીં પણ શિષ્ટ અને ઉપયોગી સાહિત્ય પ્રસિદ્ધ કરે એ આપણા વિકાસ અને પ્રગતિ માટે સૌ કોઇ આવશ્યક લેખશે.

યુનીવર્સીટી તરફથી ઉચ્ચતર શિક્ષણ —પોસ્ટ ગ્રેજ્યુએટ શિક્ષણ માટે તજવીજ થઇ રહી છે તેવે વખતે આ પ્રકારનું કાર્ય તુરત હાથ ધરવું પડશે; તોજ આગળ વધી શકાશે.

પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાનો નામદાર મુંબાઇ સરકારે કાયદો કરેલો છે અને તે વહેલો મોડો બધે અમલમાં આવશે, પરંતુ કેળવણીનું બીજું એક અંગ, જ્ઞાન પ્રચારનું સાધન પુસ્તકાલય, ગામેગામે સ્થાપવા પરિષદ મંડળે તજવીજ કરવી જોઇએ. પૂર્વે વડોદરા રાજ્યની લાઇબ્રેરીઓના આસી. ક્યુરેટર રા. મોતીભાઇ નરસિંહભાઇ અમીને સ્થળે સ્થળે મિત્ર મંડળ પુસ્તકાલય સ્થાપીને બહુ સુંદર કાર્ય કર્યું હતું અને તેની અસર પણ સારી થઇ હતી. એજ કાર્ય પાછળથી રા. ભાઇ ઇન્દુલાલ યાજ્ઞિકે ઉપાડી લઇ, ગોખલે વાચનાલયદ્વારા પણ ઉપયોગી કાર્ય કરેલું અને તે માટે અદ્યાપિ માગણી થયા કરે છે; અને બીજી પુસ્તકાલય પરિષદ જે ચોથી માર્ચે દ્વારિકામાં મળી, તેના પ્રમુખસ્થાનેથી સૌ. શારદાબહેને પરિષદ મંડળ સાથે અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી સાથે સહકાર સાધી, ગામેગામ પુસ્તકાલય કાઢવાને વીનંતી કરી હતી અને તે વીનંતી વ્યાજબી હતી. હું ધારું છું કે પરિષદ મંડળ એ કાર્ય થોડે ઘણે અંશે ઉપાડી લેવા શક્તિવાન થાય તો મંડળ તે દ્વારા પ્રજાને શિષ્ટ સાહિત્યનો પરિચય કરાવી શકશે અને લેખકને પણ તેનાં પુસ્તકો પુરતી સંખ્યામાં ખરીદી તેને ઉત્તેજન આપવામાં સહાયભૂત થશે. અને જો તે પ્રકાશન કાર્ય હાથ ધરે તો સારાં પુસ્તકો, સસ્તી કીંમતે આપી શકે; પણ એ પ્રશ્ન ભવિષ્યમાં વીચારવાનો રહ્યો.

વળી કોષ, વિશ્વકોષ, ચારિત્રાત્મક ગ્રંથો રેફરન્સનાં પુસ્તકો, વિજ્ઞાનનું સાહિત્ય, સચિત્ર સાહિત્ય, ઇતિહાસ અને સાહિત્યનો ઇતિહાસ એ બધી જરૂરીઆતો ઉભેલી છેજ.

પણ ખરી રીતે ગુજરાતની અસ્મિતા અને સંસ્કૃતિનું પરિષદ મંડળ મુખ્ય કેન્દ્ર બને એ ખાસ અગત્યનું છે. પોતે નવું સાહિત્ય તૈઆર થવાને અનુકુળ ભૂમિકા તૈઆર કરી આપે, અને વળી પ્રવર્તિત સાહિત્યનાં બળોને યોગ્ય વલણ આપી, આપણા સાહિત્ય, ઇતિહાસ અને સંસ્કૃતિની અભિવૃદ્ધિ થાય એવા પ્રયાસ કરે, તો પ્રજા જીવનમાં પરિષદ મંડળ માનનું સ્થાન પ્રાપ્ત કરે એટલુંજ નહીં પણ એક જીવંત અને બલપ્રેરક સંસ્થા બની રહે.



# ગુજરાતી સાહિત્યનો પ્રવાહ



[અનુસંધાન પૃષ્ઠ ૭૦ થી]

તે બંદીજન કલાની પ્રશંસામાં મશગુલ રહેતો; પ્રશંસા સાર્થક કરવાનાં દૃષ્ટિબિંદુઓ સદાએ જોયા કરતો. તે કલાનો ભક્ત હતો. ગુજરાતમાં કલાનો શોખ વધે, કલાકારોની કીંમત અંકાય, કલામયતા પ્રસરે—આજ તેનો જીવન આદેશ હતો. (૯) હાજી મહમદને સાક્ષર કહેવા કરતાં પત્રકાર કહેવા વધુ ઠીક પડશે.

ઇલમેરહાની વિદ્વાનો પ્રભાવ દાખવતી 'રશીદા' નામની સચિત્ર વાર્તા હાજી મહમદે પ્રગટ કરી હતી તે ગુજરાતી સાહિત્યના અદ્વિતીય મુસલમાન સેવક હતા તે કાવ્ય, વાર્તા, ધર્મ વગેરે વિષયોથી આપણું સાહિત્ય અલંકૃત કરે છે. એમના ગ્રંથોની છપાણી બાંધણી વગેરે એમની રસિકતા કેટલી ઉંચી છે તેનો ખ્યાલ આપે છે (૨૦)

ગુજરાતી સાહિત્યની અને હીંદની સાર્વજનિક સેવા કરવા બહાર પડેલા ગુજરાતી યુવાનોમાં વિભાકરનું નામ તદ્દન પાછળ નથી (૨૦)

રાજકારણ અને સમાજજીવન 'સાહિત્ય અને કલા દરેક વિષયમાં એમની સેવાઓ એમણે અર્પી છે, પણ મુખ્યત્વે તો આપણી 'રંગભૂમિ'ને અત્યારની પ્રચલિત અધોગામી વૃત્તિઓમાંથી મુક્ત કરવાના કાર્યનેજ તેમણે પોતાનું જીવનકાર્ય કલ્પ્યું હતું. આ મનોરથોની સિદ્ધિને અર્થે તેમણે કેટલાંક નાટકો લખ્યાં છે અને 'રંગભૂમિ' નામનું ત્રૈમાસિક પણ કાઢ્યું હતુ.

બોટાદકર જો કે અંગ્રેજી કવિતાના અભ્યાસી નથી તોપણ તે ધાટીની કવિતા—હાલના નવા યુગને સંપૂર્ણ રીતે અનુકુળ રચી પોતાનાં 'કલ્લોલિની' 'નિઝરણી' 'સ્રોતસ્વિની' વગેરે પુસ્તકોથી તેમણે આપણને પોતાની શક્તિની ઓળખ આપી છે.(૨)

બોટાદકરનાં કાવ્યોના મુખ્ય વિષયો ચાર છે: ગૃહજીવન, ગ્રામ્ય જીવન હૃદયના ભાવો અને કુદરત. તેમના કાવ્યો ગુજરાતને મીઠી ધરતી સુવાસ આપી રહ્યાં છે.

બોટાદકરનું સ્થલ અંતરાય યુગમાંથી નીકળી નવીન યુગમાં પ્રવેશ કરનારું છે;. પરંતુ પ્રાચીન સંસ્કૃતિનો પલ્લવ સાહીને એમની કવિત દેવી નવીન મંદિરમાં પગ મુકે છે તે વીસરવાનું નથી. એ સંસ્કૃતિઓનું સુભગ મિશ્રણ એમનાં કાવ્યોમાં સ્થળે સ્થળે નજરે પડે છે.(૧૮)

જુની ગુજરાતીના જે ગણ્યા ગાંઠ્યા અભ્યાસકો હાલ ગુજરાતમાં મોજુદ છે તેમાં મણિલાલ વ્યાસ ઘણું અગ્રસ્થાન ભોગવતા હતા. સાહિત્ય સંસદના તેઓ સભ્ય હતા અને સંસદે 'ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ' તૈયાર કરવાનુ કાર્ય હાથમાં લીધું છે તેમાં તેમની સહાય ઘણીજ અગત્યની હતી.

વિમળ પ્રબંધ નામનો જુની ગુજરાતી ભાષાનો ગ્રંથ તેમણે સંવત ૧૯૭૧ માં પ્રગટ કર્યો હતો, આ ગ્રંથના ઉપોદ્ઘાતમાં એમણે ગુજરાતી ભાષાનો ઇતિહાસ લખ્યો છે જે સાક્ષર વર્ગમાં સર્વત્ર વખણાયો છે. આ ગ્રંથને માટે ગાયકવાડ સરકાર તરફથી તેમને રૂ. ૩૦૦ નું ઇનામ મળ્યું હતું.

નાનાલાલ યુગની એક અવિસ્મરણીય વ્યક્તિ તે ભાઇ રણજીતરામ મહેતા. રણજીતરામ વિદ્વાન હતા એ વાત તો જે જે ગૃહસ્થો એની મદદ લેઇ વિદ્વાનમાં ખપતા હતા તેજ પુરવાર કરશે. ગુજરાતનાં ઐતિહાસિક સાધનોનો એવો અભ્યાસી; ગુજરાતી સાહિત્યનો એવો નિરંતર ભક્ત, યુરોપીઅન આધુનિક સાહિત્યનો એવો વાચક અને વિવેચક મેં હજુ જોયો નથી.

કેટલાક એને સહકારણ, જીવન્ત સર્વજ્ઞાન સંગ્રહ (Living Encylopeadia) કહેતા. સાક્ષર તરીકે ઘણે ભાગે તેણે નાટકો લખ્યાં, થોડી ટુંકી વાર્તા અને એક અધુરી નવલકથા લખી, ગુજરાતનાં ઇતિહાસનાં કેટલાંક સાધનોનાં સંશોધન કર્યાં, ગુજરાતની એકતા વીશે નિબંધો અને સાહિત્ય, ઇતિહાસ, રાજ્યનીતિ અને સામાજિક ઉત્ક્રાંતિ વીશે લેખો લખ્યા. તેમની ભાષામાં પ્રભાવ કરતાં વિશુદ્ધિ તેમજ સમૃદ્ધિ વધારે હતાં.(૯)

તે માણસ નહોતા—એક ભાવના હતા. ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાના એ અવતાર હતા તેનેજ માટે તે જીવતા. એમની નજર આગળ નવીન ગુજરાત સ્વપ્ન નહોતું—જીવન્ત વ્યક્તિ હતી. એ બધાને પ્રેરતા તો એકજ લક્ષ્ય તરફ—ગુજરાતનાં ગૌરવ, એકતાનતા, અસ્મિતા, વિવિધતાથી ભરપુર ગામેગામના લેખકોના- એ—આ ભાવનાના અવતાર—કેન્દ્ર-સ્થાન હતા. આ ભાવના પ્રસારવી એજ એનો જીવન મંત્ર હતો. તેણે સાહિત્ય સભા કાઢી, સાહિત્ય પરિષદ કાઢી ને સાક્ષર જયંતીઓના પ્રસંગો યોજ્યા—તેનો હેતુ એજ. (૯)

અનાકારી સિદ્ધાંતોએ રસકલ્પનાના પ્રદેશમાં આમ આક્રમણ કર્યું એ જેમ ગોવર્ધનયુગની સૌથી મોટી મર્યાદા હતી, તેમ એ જ સિદ્ધાંતોની સાવેશ ભક્તિના પરિપાકરૂપે વિદ્વત્તાને કંઈક અસાધારણ વેગ ને પોષણ મળ્યાં એ હકીકત તે યુગની છેલ્લી તેરવર્ષીની સૌથી મોટી સિદ્ધિ હતી. પંડિત માનસોની શોધકવૃત્તિ ચિંતકવૃત્તિ અને વિવેચકવૃત્તિ ૧૮૮૬–૧૯૦૦ કરતાંએ ૧૯૦૧–૧૯૧૩ માં વધારે વિકસી છે.(૨૬)

પાંડિત્યપ્રેરક ધીર ગુગંભીર વિચારસરણી જે યુગનાં સ્વભાવ જ બની ગયા હોય તેની લાક્ષણિક ઉત્પત્તિઓ છે.- અને આપણે જ્યારે આ સૌના કાર્યને પડછે એ સમયના બીજા કવિ ઉપકવિ કે વાર્તાનવેશોએ રચેલી લલિત વાડ મય-ની સૃષ્ટિ ધરીએ છીએ ત્યારે એમાં પણ રસ-વેત્તાનો નહીં એટલો વિચારમયતા કે વિદ્વત્તાનોજ સંભાર ભરાએલો નજરે ૫ડે છે.

**પ્રવર્તમાન યુગ (ઇ. સ. ૧૯૧૪ થી)**

ઇ. સ. ૧૯૧૪ થી ગુજરાતી સાહિત્યનો પ્રવર્તમાન યુગ શરુ થાય છે. આ યુગમાં સાહિત્ય ચારે તરફ ઉભરાય છે. અત્યાર સુધીના સાહિત્યમાં જે બળ નહોતું તે આ યુગમાં આ સાહિત્યમાં આવે છેઃ તે આંતર રાષ્ટ્રીય જીવન અને સાહિત્યની અસર.(૯)

ઉગતા સાહિત્યની નેમ જન, જનસ્વભાવ ને જનહૃદયનું આલેખન છે. લોક શાસનના આ દિવસોમાં સામાન્ય જનના હૃદયમાં વસતા ભાવોનેજ એ કીંમતી ગણે છે. મનુષ્યનું વ્યક્તિત્વ તેના સ્વભાવમાં રહેલી ઝીણવટો, ને તેના અંતરમાં ઉછળતી ઊર્મિઓનું કથન તેનેજ ઉંચામાં ઉચું કવન લેખે છે.(૯)

આ આદર્શમાં અભિમાન હોય, આ આદર્શમાં પૂજ્ય બુદ્ધિનો અભાવ હોય કે આ આદર્શમાં રસિકતા ઓછી હોય તોપણુ આજ ઉગતા સાહિત્યના માનીતા આદર્શો છે. આ આદર્શને પરિણામે કવિ આત્મલક્ષી બને છે. મહાકાવ્ય, ખંડકાવ્ય કે નાટક છોડી આ આદર્શ કવિને 'લીરીક' ઊર્મિગીત યા સંગીત કાવ્ય રચવા પ્રેરે છે. સાહિત્યકોને ઇશ્વર પર પુષ્પ-રુપે ભાવ ચઢાવવાની નમ્રતા કે પરવા રહેતી નથી; પ્રેમની ઊર્મિઓ ટીંગાવવા રાધા કૃષ્ણની ખીંટીઓ કરવી પડતી નથી; એમને પોતાનું અભિમાન છે અને તે ભાવ દર્શાવે તો તે પોતાની પ્રિયતમા તરફ અને તેને માટેજ.(૯)

ઉગતા સાહિત્યનો બીજો પ્રકાર પત્રો છે. ને આજ-વૃતિનું બીજું અંગ રેખાચિત્રો છે.

નોએક અગત્યનું સ્વરુપ નવલકથા છે. આવાં અનેક અંગો ઉગતા સાહિત્યનાં છે.(૯)

આ યુગમાં સાહિત્યનો વિકાસ સાધવા જેમ અનેક સાહિત્યકો ઉગી નીકળ્યા છે તેમ સામાન્ય રીતે સ્વભાવ ને આદર્શોથી એકજ દિશાએ પ્રયાણુ કરનાર શબ્દબ્રહ્મના ઉપાસકોની જુદી જુદી ટુકડીઓ પડી ગએલી જણાય છે.(૯)

આ યુગમાં સાહિત્યમાં પ્રબળ પ્રભાવ પાડતી વ્યક્તિ તે બેઃ ગાંધીજી અને મુનશી. ગાંધીજીની ભાષા સાદી, બળવાળી સ્પષ્ટ અને વાહક. ગાંધીજીની સહૃદયતા અને નિર્મલતા તેમનાં કૃત્યોમાં જેટલી સ્પષ્ટ થાય છે તેટલીજ તેમની વાણીમાં દેખાય છે, અને તેઓ જે લખે છે તે એટલી બધી લાગણીથી લખે છે તેથીજ તેમને કોઇ શૈલી ધારણુ કરવી પડતી નથી. તેમને ભાષા સ્વયંભૂ આવે છે અને તેમના વિચારમાં રહેલ ઉંડાં મનન અને તેમના જીવનમાં રહેલ અપૂર્વ સાધુતાના બલથી તે અદ્વિતીય બની જાય છે. લોકો તે વાંચે છે અને એ શૌર્ય, એ ભાવો ઝીલીને પ્રેરણા મેળવે છે.(૩૩)

ગાંધીજીએ ગુજરાતી સાહિત્યની અનહદ સેવા કરી છે. એમની ગૌરવશીલ ને તલવારની ધાર સમી તીક્ષ્ણુ છતાં સચોટ શૈલીએ ગુર્જર ગદ્યમાં નવું લોહી વહેતું કર્યું છે. પહેલાં ઘણા ધારતા કે 'શું શાં પૈના ચાર'માં પ્રૌઢ ને પ્રતાપી ભાવનાઓ પ્રેરવાનું બલ નથી; પણુ એક લેખિનીએ આખી ભાષાનું ભાવિ બદલી નાખ્યું છે.(૯)

મહાત્મા ગાંધી આ યુગના સાક્ષર વીર છે. 'નવજીવન'નાં લખાણોએ જેમ આધુનિક યુગની ગુજરાતી ભાષાનું ઘડતર કર્યું છે તેમ 'યંગ-ઇન્ડીઆ'ના લેખકે અંગ્રેજી આલમને અંગ્રેજી ભાષાનું સાચું સત્વ દાખવ્યું છે એટલેજ યુરોપનો સાક્ષરવીર રોમાં રોલાં અને અમેરીકાના અનેક સાહિત્યકારો ગાંધીને આજે જગત સાક્ષરોની વંદનીય વિભૂતિ ગણે છે. તે આ યુગના સારામાં સારા પ્રતિભાવંતા લેખક છે અને વકતૃતાના બેનમુન કલાધર છે. સાક્ષરવીર-ની સંપૂર્ણતા એમનામાં છલોછલ ભરી છે.(૩૦)

ગાંધીજીના મંડળમાં ઇન્દુલાલ યાજ્ઞિક, મહાદેવભાઇ, કાલેકર, સ્વામી આનંદાનંદ, રામનારાયણુ પાઠક, નરહરિ પરીખ, કિશોર-લાલ મશરુવાળા વગેરે ઉચ્ચ કોટિનું ગદ્ય લખનારા લેખકો છે. એમના લેખો રાષ્ટ્રીય આંદોલનોને વેગ આપવામાં મોટો ભાગ આપે જાય છે.(૧૫)

લેખનદ્વારા જેટલે દરજ્જે ગુજરાતને પ્રબળ અને પ્રગતિમાન એક અને અતુલ બનાવી શકાય તેટલુ બનાવવાનો કનૈયાલાલ મુનશીએ 'પાટણુની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' લખીને સુંદર પ્રયત્નો કર્યા છે. આ બે નવલ-કથાઓથી દરેક ગુજરાતીના હૃદયમાં ગુજરાતના ગૌરવ વીશે શ્રદ્ધા ઉત્પન્ન થશે, ગુજરાત વીશે પ્રેમ અને ભક્તિ જાગશે. અને ભુતકાળની અસ્પષ્ટ ભુતકાળની ઝાંખી કરાવનાર એક કાલ્પ-નિક ચિત્રને લીધે ગુજરાતનું ઐતિહાસિક ભવિષ્ય ઉજ્જવળ કરવાનો નિશ્ચય ઘણા યુવાનો કરશે, તેમાં શક નથી. લાંબાં લાંબાં વર્ણન આપ્યા વગર અથવા પ્રણય અને દેશભક્તિ ઉપર લાંબાં લાંબાં વ્યાખ્યાનો લખ્યા વગર મુનશી હૃદયને ઉત્તેજિત કરે છે અને એજ એમની સાધારણુ કાવ્યશક્તિ બતાવે છે.(૩૧)

ગુજરાતી સાહિત્યમાં પ્રણય કથાઓ અને પ્રણય કવિતાઓ લખાએલી છે. પણુ પ્રણય ભાવથી હૃદય દૌર્બલ્ય આવેલુંજ ઘણે ભાગે જોઇએ છીએ. સદ્ભાગ્યે આ બે નવલકથાઓમાં એ દોષ ઓછો છે અને તેથીજ ભરપુર શૃંગાર હોવા છતાં, એટલુંજ નહીં પણુ નીતિબાહ્ય

પ્રેમનું વર્ણન હોવા છતાં આ બે નવલકથાઓની વાચક ઉપર બુરી અસર થતી નથી.(૩૧)

તેમની ભાષા મનહરણી છે લાંબાં લાંબાં વર્ણનોનો અભાવ જોઇને લગભગ દરેક વાચકે ગ્રંથકારને સાભાર આશીર્વાદ આપ્યા હશે. ડગલે ડગલે કવિની પ્રતિભા પંચામરના કમળની પેઠે ખીલે છે અને કથાના ધોધ સાથે દોડતાં છતાં દરેક કમળ ઉપર ક્ષણેક ઠરવાની વાંચક—માનસહંસને લાલસા ઉપજે છે. 'પાટણની પ્રભુતા' અને 'ગુજરાતનો નાથ' લખીને મુનશીએ જે અપૂર્વ રસાસ્વાદ ચખાડયો છે તેને માટે તેમને હાર્દિક ધન્યવાદ ઘટે છે (૩૧)

મુનશીની છાયા નીચે ઘણા સાહિત્યકોની શૈલી ઘડાઇ રહી છે. મુનશીના પડખે શબ્દબ્રહ્મની સેવા કરવા ખડેપગે રહેનાર સાહિત્ય સંસદ છે. પરંતુ તેમાંએ સૌ. લીલાવતી મનહરરામ, બટુભાઇ, વિજયરાય, શંકરપ્રસાદ ચંદ્રશંકર પંડ્યા, દુર્ગાશંકર શાસ્ત્રી, ધનસુખલાલ મહેતા, મસ્તફકીર, કુસુમાકર, પૃથુશુકલ, પ્રો. કે. ટી. શાહ વગેરેનું મંડળ નજરે પડે છે.

આ ઉપરાંત ધૂમકેતુ, મટુભાઇ કાંટાવાળા ઉછરંગરાય ઓઝા, રતિપતિરામ પંડ્યા, વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, રામલાલ મોદી, રમણલાલ વસંતલાલ દેસાઇ, ભરતરામ ને હીરાલાલ પારેખ સૌના ઉપર ગાંધીજી અને મુનશીનાં વ્યક્તિત્વની અસર થએલી માલમ પડે છે.

કાકા કાલેલકર ગુજરાતમાં આબાલવૃદ્ધ સૌને 'નવજીવન' દ્વારા પરિચિત છે. આ દેશના ધાર્મિક ઇતિહાસનો પણ એમણે ઉંડો અભ્યાસ કર્યો છે (૪)

અધ્યાપક કાલેલકરે થોડાં વર્ષોમાં આપણા સાહિત્યની જે સેવા કરી છે તે એટલી બધી વ્યાપક અને સત્વ ભરી છે કે એ મહારાષ્ટ્રીય બંધુ વીશે આપણને પ્રેમભર્યો પક્ષપાત કે અભિમાન થયા વગર નથી રહેતાં.(૧૫)

કાલેલકરનું ગદ્ય વિવિધ અને સંગીન રસ સામગ્રીપૂર્ણ અનેકદેશીયતાથી ઓતપ્રોત છે. પુરાણાં આદર્શો એ ભુલી જઇ શકતા નથી એમનામાં ઘણું જુનું છે છતાં નવીન રીતે એને કહી જાણે છે અને નવીન કરી શકે છે. એમનાં દ્રષ્ટિબિંદુઓને એ કલાની દ્રષ્ટિથી નક્કી કરી એના કલા પ્રદેશનું વતુલ સફલ પૂર્ણતાથી ખીલવી શકે છે.(૧૫)

રામનારાયણ પાઠક પ્રાચીન સાહિત્યના ભક્ત છે. તેમણે સંસ્કૃતમાંથી રસિકલાલ પરીખની સાથે મળી કાવ્ય પ્રકાશનો સરસ અનુવાદ ગુજરાતીમાં કર્યો છે. તેમનાં લખાણોમાં ઉંડી વિચાર શક્તિ ને સફલ વિવેચક શક્તિ જણાઇ આવે છે.

ગુજરાતમાં પુરાતત્વ મંદિરના સ્થાપક અને તેને લોકપ્રિય કરનારને પાલી, પ્રાકૃત કે જુની ગુજરાતીમાં રહેલા જૈનસાહિત્યના અઠંગ અભ્યાસી મુનિ જિનવિજયજી છે. તે સાહિત્ય ને કે સીકકાઓને પુરાતત્ત્વની દ્રષ્ટિથી પારખે છે અને નવગુજરાતના ઉગતા સાક્ષરો કે પુરાતત્ત્વવિદો માટે સંગ્રહે છે.

કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા ગાંધીજીના મંડળના એક કવિ લેખક છે તેમણે 'ગોપકાવ્યો' વગેરે લખ્યાં છે અને રણજીતકૃતિ સંગ્રહ વગેરે બહાર પાડ્યાં છે.

સમકાલીન સાહિત્યમાં સૌ. લીલાવતીનો પ્રવેશ એ ઘણી રીતે મહત્વનુ સીમાચિન્હ છે. સર્જનાત્મક સાહિત્યથી ગુજરાતની વાઙ્મયને વૈભવશાળી બનાવવાની જે શરુઆત સર્વે સદ્ગત તેમજ હૈયાત બહેનોએ કરેલી, તેનો નવન હાલે તેનો પરિપાક સૌ. લીલાબહેનકૃત 'રેખાચિત્રો અને બીજા લેખો'માં પ્રફુલ્લતાથી

થએલો આપણે જોઇએ છીએ. તેમની વાર્તાઓનો પ્રધાન સ્વર ઊર્મિ છે.(૨૬)

એમની વાર્તાનું વસ્તુ હરેક વાર્તામાં સાદુ હોય છે; પાત્રાલેખન બહુ સુરેખ કે ઓજસ્વી નહીં એટલું ભાવાત્મક છે. લાગણીમયજ વધારે છે. પણ એ લાગણીમાં પુર વહે છે ત્યારે તો વાંચનારની વૃતિ માત્રને થંભાવીને અલૌકિકતાની ઝાંખી કરાવે છે. અને તેમાંએ, માલવિકાનું હૈયું વીંધતા વલેપાતનો નાનો શો—સત્તાત્રણજ પાનાનો—પત્ર તો ખુદ બાણભટ્ટની સુપ્રસિદ્ધ નાયિકાએ એવાજ સંજોગોમાં ઉચ્ચારેલાં વિલાપ વચનોથી પણ ચઢી જાય તેવો છે.(૨૬)

મનહરરામ મહેતાની સાહિત્યભક્તિ વર્ષોથી પ્રસિદ્ધ અપ્રસિદ્ધ ચાલુ રહેલી છે. કાવ્ય, સંગીત, વિવેચન એ ઉપરાંત કેટલાંક હાસ્ય-રસિક સામાજિક ચિત્રોનું આલેખન એ એમના ગમતા વિષયો છે એમની મોટી પ્રસિદ્ધ કૃતિઓમાં વાલ્મિકીના બાલકાંડનુ રસભર્યું ભાષાંતર છે. તેમાં ભાષાંનરકારની ઉંચી કક્ષાની કલા છે ને મનોહરતા છે. નાની કૃતિઓમાં શિવાજીનું અને અફઝુલખાનનું દ્વંદ્વ યુદ્ધ એ પણ સફળ કૃતિ એમની છે (૧૫)

ચંદ્રશંકર ગોવંધન યુગના આદર્શો વચ્ચે ઉછર્યા છતાં નાનાલાલયુગ ને પવર્તમાન યુગનાં આંદોલનો ઝીલી રહ્યા છે. સ્વભાવે અને શક્તિએ જેને 'Man of letters' અક્ષર કહેવાય છે એવા તે છે. વસ્તુ કરતાં સ્વરુપની સુંદરતા તે સારી સાધી શકે છે આ કારણથી એમના ગદ્ય લેખોના વિચારને દષ્ટિ-બિંદુ કરતાં એમની છટાદાર શૈલીની મોહકતા વધારે આંજે છે. એમની કવિતાઓ સાદામાં સાદા કૌટુમ્બિક ( Domesic ) ભાવોને યાદ રહે એવી ટુંકોમાં મૂર્તિમાન કરે છે. એમનું વક્તૃત્વ એક વખત ગુજરાતમાં અગ્ર સ્થાન ભોગવતું હતુ. અત્યારે પણ ગુજરાતના ઉત્તમ વક્તાઓમાં એ એક છે

કૌમુદીના તંત્રી તરીકે ભાઇ વિજયરાય પ્રકાશમાં આવ્યા તે પહેલાં એમણે 'વીસમીસદી, 'ચેતન' અને 'ગુજરાત' માસિકોદ્વારા ગુજરાતી સાહિત્યની સેવા કીધી છે. તલસ્પર્શી, વ્યાપક ને વિશાલ વિવેચન એ એમનો પ્રિય વિષય છે. પાશ્ચાત્ય વિવેચનકારોની દૃષ્ટિથી એ વિવેચન કરે છે; કોઇ કોઇ હાસ્યપ્રચુર લેખોમાં તો કોઇ કોઇ વાર વાર્તાઓમાં પણ તેચંચુપ્રવેશ કરે છે. મુનશીની પ્રેરણાની સબળ છાયા એમનાં લખાણ કામમાં છુપી રહી શક્તિ નથી. (૧૫)

દુર્ગાશંકર શાસ્ત્રીજી, નવીન યુગની દૃષ્ટિએ પુરાતત્વોને ઉકેલી શકે છે. એમનો ઇતિહાસ અને ઇતિહાસમાં સાર જોવાની શક્તિ ઘણી વેધક છે સંસ્કૃત વિવેચન શૈલીમાં સમિશ્રણ કરી એ વિવેચનો પણ કેટલીક વાર લખે છે. એ પુરાણ, શાસ્ત્રો, ઇતિહાસ ને આયુર્વેદને વાંચે છે, વિચારે છે ને સંશોધનપૂર્વક રજુ કરે છે.

શંકરપ્રસાદ રાવળની સાહિત્ય સેવાની શરુઆત ઇ. સ. ૧૯૧૦ થી શરુ થાય છે. 'રસ વિહારી' ઉપનામથી એમણે 'બુદ્ધિ પ્રકાશ' 'સુંદરી સુબોધ' અને 'ગુજરાત' વગેરે માસિકોમાં રસિક કાવ્યોનું ગુજરાતી પ્રજાને આસ્વાદન કરાવ્યુ છે. 'ભાંગેલું ગામ' નામક કાવ્ય તેમણે 'ડેઝરટેડ વીલેજ'ના કાવ્યનું ભાષાંતર કરી પ્રસિદ્ધ કર્યું છે અને ટુકી વાર્તાઓ પણ કોઇ કોઇ સમયે એમણે લખેલી છે; પરંતુ વિવેચન એ એમનો પ્રિય વિષય છે. કવિ દયારામના સારા અભ્યાસી છે અને તેના પરિપાક-રુપ તેમનું જીવનચરિત્ર તેમણે પ્રસિદ્ધ કર્યું છે.

પ્રવર્તમાનગુજરાતના સર્જનાત્મક સાહિત્ય-કારોમાં બહુભાઇને એક પ્રતિષ્ઠાભર્યું સ્થાન ઘટે

છે. પૂર્વ અને પશ્ચિમની સાહિત્ય નદીઓના સંગમસ્થાને ઉભા ઉભા એ આપણું જુનું અને નવુ ત્યાંનું જુનું અને નવુ સાહિત્યધન એમની નવીન લાક્ષણિક ને વ્યક્તિગત શૈલીમાં સુઘડ અને સુગ્રથિત કલામાં ઉતારી રજુ કરવાનું સામર્થ્ય તે ધરાવે છે. સમર્થ અને સફલ કલાકારની અને અપૂર્વ કલાને એ એમના રસિક હૃદયવૈભવથી મનાવી પોતાની કરી શકે છે.(૧૫)

તારાપોરવાળાનું કાર્ય સંશોધક કરતાં સંગ્રાહકનું છે. એમને એમની માતૃભાષા અને સાહિત્ય માટે ઉંચા પ્રકારનું અભિમાન છે. ગુજરાતી ભાષાના અવતાર પહેલાંના અને પછીનાં કેટલાંક સૈકાનો તલસ્પર્શી અભ્યાસ કરી તેનું ફલ પ્રસિદ્ધ કરી શકે એવા ભાષારસિક તરીકે તારાપોરવાળા છે.(૨૬)

સાહિત્યના તંત્રી તરીકે મટુભાઇ કાંટાવાળાનું નામ સાહિત્ય રસિકોથી અજાણ્યું નથી, 'મટુભાઇ કાંટાવાળા એટલે વડોદરાના "સાહિત્ય'ના સ્થાપક અને પ્રણેતા અને 'તલપદા' સંપ્રદાયના અધિષ્ટાતા એમની ભાષા સરળ અને સચોટ છે એમનાં દૃષ્ટિબિંદુઓ જેટલાં વિદ્વાનોને મનનીય થાય તેટલાંજ પ્રાકૃત જનોને હૃદયંગમ થઇ પડે છે. આસ કરીને સાહિત્યમાં પ્રકટ થતાં એમનાં વિવેચનો ગુજરાતી સાહિત્યમાં એક વિશિષ્ટ સ્થાન ભોગવે છે. તેમાં વિવિધતા ઓછી હોય છતાં તેની ઉદારતા, તેની નિષ્પક્ષપાતવૃત્તિ અને તેની નિર્ભયના લાક્ષણિક છે. 'નારદ'ના નામથી પ્રકટ થતી, એમની વાર્તા સામાન્ય જનસમહનું અંતર વ્યક્ત કરે છે.

ગુજરાતી સાહિત્યના કેટલાક અનન્ય ભક્તોમાં રા. હીરાલાલ પારેખ નિર્વિવાદ રીતે એક સ્થાન રોકે છે. જુનું અને નવું ગુજરાત તેનો ઇતિહાસ, તેનાં સાહિત્યો, એ એમના હયેઘના મનના પ્રિય પ્રદેશો છે. એમની ઐતિહાસિક દૃષ્ટિને આજના નવીન ગુજરાતથી માંડીને પ્રાચીનતાના ગુજરાતમાં વેધક રીતે ફરી વળવાનું ગમે છે. સીક્કાઓના, ઐતિહાસિક અવશેષોના, અને જુનાં થોથાંમાં છુપાઇ રહેલા છતાં ઉપયોગી જુના સાહિત્યના એ શોખીન અભ્યાસી છે. એ બધાની વિગતવાર સંપૂર્ણ યાદી તૈયાર કરવા અથાગ મહેનત કર્યા કરશે. પ્રાચીન હસ્તલેખિત પ્રતોનો એ જ્યાંથી ત્યાંથી જથ્થો ભેગો કરશે, એનું સંશોધન કરશે અને ઉછરતા સાહિત્યકોને સર્વેના એ હાજર જવાબી વિશ્વકોષ માલમ પડશે. સાહિત્યનાં વિવિધ અંગોના પ્રદેશોનું દફતર એમના સંગ્રહોમાંથી આપણને જ્યારે જોઇએ ત્યારે હાથ લાગશે.

આપણા પ્રાચીન સાહિત્યના એક સુઘડ સંશોધક તરીકે મજમુદારે પોતાને પ્રેમાનંદના 'રણયજ્ઞ'થી અને વાજીઆના 'રણજંગ'થી પુરવાર કર્યા છે.(૧૫)

રામલાલ મોદી ભાલણના તદ્દન તરીકે ઘણાં વર્ષોથી જાણીતા છે. સયાજી સાહિત્યમાળાના ચરિત્ર ગુચ્છોમાંનું એક સૌથી સારુ—કદાચ શ્રેષ્ઠ—તે એમનું ભાલણ.(૨૬)

'ભવનાસૃષ્ટિ'ના લેખક પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી આ યુગના એક સારા નિબંધકાર તરીકે બહાર તરી આવ્યા છે. નર્મદ વીશેના એમના વ્યાખ્યાને ગુજરાતી સાહિત્યકોને નિબંધમાં નવીન શૈલીનો પરિચય કરાવ્યો છે.

ત્રિભુવન વ્યાસનાં 'નવાં ગીતો' ગુજરાતમાં રજુ થયા પછી જરુર તેમની કવિતા શક્તિની શિષ્ટતા માટે ગુજરાતમાં બે મત રહેવા જોઇએ નહીં. તેમનાં ગુજરાતી ગીતો છે. તેમાં ગુજરાતના કુદરતી દૃશ્યોની કલ્પના છે; તેમાં ગુજરાતી ભાષાના ઉલટા સુલટા પલટા છે. અને

તેમાં ગુજરાતના કંઠમાં ભળે એવાં આલાપ અને ગુંજારવ, ઢાળ અને ઢબ છે. તેમનાં ગીતો હાલના સમયમાં ખરી રીતે 'નવાં ગીતો' જ છે–હમણાં હમણાં છેલ્લા દસકામાં પ્રેમનાં ગીતો, દેશભક્તિનાં ગીતો, બોધનાં ગીતો લખાયાં છે. પરંતુ નિર્મલ સંદેશા આપનાર સૃષ્ટિલીલા તરફ કવિઓનું લક્ષ બહુ વળેલું નહીં. ત્રિભુવનનાં 'નવાં ગીતો' (ભા. ૧) માં ૩૪ ગીતોમાંથી લગભગ ૨૦ કેવળ સૃષ્ટિ લીલાના વિષયો ઉપર છે.(૩૪)

અર્વાચીન યુગનાં સ્ત્રીકવિઓમાં બહેન જ્યોત્સ્ના શુકલનું સ્થાન નૈસર્ગિક કવિ તરીકેનું ઉચું છે. ગદ્ય અને પદ્ય બંનેમાં તે રસ અને ભાવનાની સારી જમાવટ કરી શકે છે.

ગયા વર્ષમાં ત્રણ ચાર સારી નવલકથાઓ બહાર પડેલી તેમાં 'અજેજી ઠાકોર' પણ છે અને તેના કર્તા ઉછરંગરાય ઓઝાને પ્રજામિત્રના તંત્રી તરીકે સૌ પીછાને છે. પ્રાચીન સાહિત્યનો એમને શોખ છે અને જેને 'વિદ્વાનોની ભાષા' કહીએ તેવા ઓળા એમના લખાણોમાં ઠેરઠેર જણાઇ આવે છે.

ગુજરાતી નવલકથાઓમાં પરદેશનાં વાતાવરણ અને સંયોગો તે સફલતાથી ઉત્પન્ન કરી શકે છે; અને એક પત્રકારની કુનેહથી તે વાચકને અંત સુધી વાંચવાનો રસ સારી રીતે જમાવી શકે છે.

નરસિંહરાવની કવિતાના દોષો ગણાવતાં યુગધર્મદ્વારા કાન્તના પુત્ર મુનિકુમારે સાહિત્યના પ્રદેશમાં પ્રવેશ કર્યો. એમની ટુંકી વાતો, કૌમુદીમાં પ્રસિદ્ધ થતાં અવલોકનો અને આનરસિંહ નટવર સુધીના કવિઓનાં કવન પ્રતિકાવ્યરુપે એકઠાં કરી તેમણે સાહિત્યસુંદરીની સેવામાં અર્પણ કર્યા કર્યુ છે. એમનાં અવલોકનો કરતાંએ એમની ટુંકી વાતો વાંચવામાં વાચકને વધારે રસ પડે છે. કલાપીના પત્રો અને ગાંધીજીની ગદ્ય સેવાનો પરિચય એ બે લેખોએ તેમને અવિસ્મરણીય સ્થાન ગુજરાતી સાહિત્યમાં અપાવ્યું છે.

શારદાના તંત્રી રાયચુરા માત્ર કવિ નથી પણ સરસ વાર્તાકાર છે એનો પરિચય એમણે 'રાયચુરાની રસીલી વાર્તાઓ' અને 'કાઠીઆવાડીની લોકકથાઓ' દ્વારા કરાવ્યો છે. લોકવાર્તાઓને નવાં સ્વરૂપ પહેરાવી તે રસિક બનાવી શકે છે અને રાષ્ટ્રભાવનાભર્યાં કાવ્યો તે લખી શકે છે. કાઠીઆવાડમાં સાહિત્ય પ્રીતિ જાગ્રત કરવાનું મહામાન તેમને મળવું જોઇએ એમ તેમનાં છેલ્લાં ત્રણ વર્ષના ત્યાંના નિવાસ અને કાર્યથી સૌને લાગશે.

'નવચેતન'ના તંત્રી ભાઇ ચાંપશી મુખ્યત્વે ભક્તિરસભર્યા કાવ્યો લખે છે; પરંતુ કેટલીક વખત તે કુદરતના સૌંદર્યનું પણ રસાસ્વાદન કરાવે છે. એક વખત 'જ્ઞાનસુધા'ના તે નિયમિત લેખક હતા અને ત્યારે એકાંકી નાટકો અને કાવ્યો ગુજરાતી સાહિત્યદેવીને ચરણે તે ધરાવતા હતા.

ગુજરાત સાહિત્યનો એક અગત્યનો ભાગ બાળકોનું સાહિત્ય પણ છે. તેમને માટે રસિક ને બોધપ્રદ સાહિત્ય ઉત્પન્ન કરનાર તરીકે 'બાળકોના આનંદ'ના કર્તા ભોગીન્દ્રરાવ દીવેટીઆ, 'નીતિશિક્ષણ'ના કર્તા આચાર્ય આનંદશંકર ધ્રુવ, 'કેળવણી'ના મંત્રી કલ્યાણરાય નથુભાઇ જોષી, 'દેશદેશની રસમય વાતો' ને 'એક ગ્રેજ્યુએટની આત્મકથા' લખનાર હરિલાલ માણેકલાલ દેસાઇ, 'બાલમિત્ર' ના તંત્રી ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ, 'બાળક' ના તંત્રી ભીખાભાઇ વ્યાસ વગેરેનાં નામ અને કામ નોંધવા જેવાં છે.

ગુજરાતી સાહિત્ય સાથે અવિયોજ્ય સંબંધ ધરાવતું એવુ જૈન સાહિત્ય છે. અને



મુનિ જિનવિજયજી



ડાહ્યાભાઇ દેરાસરી

આ સાહિત્યમાં જૈન સાહિત્યના ઉદ્ભવથી માંડી પ્રર્વતમાન યુગ સુધીના સાહિત્યની સચોટ, સર્વગ્રાહી ને સવિગત હકીકત ધારનાર તરીકે મોહનલાલ દલીચંદ દેસાઇનું નામ જાણીતું છે. ગુજરાતી પ્રજાને જૈન સાહિત્યનો સારો પરિચય કરાવવા માટે મોહનભાઇ કેટલાકને સર્વસંગ્રહ જેવા પણ લાગ્યા છે.

કુસમાકર ગુજરાતી માસિકોના એક કવિ લેખક છે, અને તેમણે તેમની લાલિત્ય ભરી શૈલીમાં કાવ્યોને વાર્તાઓ લખ્યાં છે.

ભાઇ શયદા એક મુસ્લીમ છતાં ગુજરાતી કવિ છે. 'વીસમી સદી' દ્વારા એમનો કૈંક પરિચય ગુજરાતને થયો છે. 'સંસાર નૌકા' નામના નાટકના લેખક તરીકે એ મુબાઇની નાટક રસિક આલમમાં જાણીતા છે. 'અમીઝરણાં' ને 'અમીના'ની એમની વાર્તાઓ અને 'જયભારતી'નાં કાવ્યો સામાન્ય જનસમૂહમાં પ્રિય થઇ પડ્યાં છે. એક ખોજા ગૃહસ્થ છતાંએ તેઓ શુદ્ધ સંસ્કારી ગુજરાતી લખી શકે છે.(૧૫)

હમણાં હમણાંમાં 'શંકિત હૃદય'ના દસ્ય નાટકથી જનતાની નજરમાં રમણલાલ વસંતલાલ દેસાઇ એક સફલ નાટકકાર તરીકે વસ્યા છે. એમણે નાટકોમાં શુદ્ધ ગદ્યનાં ગાયનો યોજી પ્રજાનું ધ્યાન શુદ્ધ સંગીત તરફ દોર્યું છે.

સૌ. હંસા બહેન મહેતા કવચિત કવચિતજ લખે છે પણ જ્યારે જ્યારે લખે છે ત્યારે મર્મગ્રાહી ને સચોટ વિચારો સરળ ભાષામાં રજુ કરે છે.

સૌ. ચૈતન્યબાળાએ ગઇ સાહિત્ય પરિષદમાં 'લલિતકળા'ના નિબંધથી સૌનું ધ્યાન ખેંચ્યું છે. તેઓ એક સારાં લેખક છે અને પ્રાચીન સાહિત્યના શોખીન પતિની સાથે રહી એ પણ કોઇ કોઇ વાર પ્રાચીન સાહિત્યનાં ઉંડાં જળમાં ડુબકી મારી આવી 'મહીના'નું કે 'વાર'નું અગર 'સ્વયંવરો'નું સાહિત્ય રત્ન લેઇ આવી આપણને અર્પણ કરે છે.

ધનસુખલાલ મહેતા હાસ્યરસના લેખક છે. તેમના લેખોનો આધાર કૈંક અંગ્રેજી લેખકોના ટુચકા પરથી લેવાએલો છે એમ તેઓ જાતેજ કહે છે પરંતુ એમનું પોતાનું આપેલું સ્વરુપ એવું સુઘડ અને સંપૂર્ણ ગુજરાતી હોય છે કે એટલો સ્વીકાર કર્યો ન હોય તો ભાગ્યેજ આધાર હોવાની કલ્પના કરી શકાય. તે હરહંમેશની જીંદગીમાંથીજ પ્રસંગો શોધી કાઢે છે અને આપણા રોજના જીવનનીજ વાતો કરે છે.(૧૦)

હાસ્યરસના ઇજારદારોમાં મસ્તફકીરનો ઇજારો ન્યારોજ છે. એમની પુર બહારમાં એમણે 'વીસમી સદી' ને 'ગુજરાત'માં ને બીજાં સામયિક માસિકોમાં હાસ્ય નિર્બંધરીતે વહેવડાવ્યું છે. 'બોડકું માથું' અને 'મારા કાકાનો કાકોકૌવો'એ લેખો એ તેમના હાસ્યરસના ઇજારદાર તરીકેના હક્ક કાયમ કર્યા છે.

'ધૂમકેતુ' એટલે ગૌરીશંકર જોષી. 'ધૂમકેતુ' નામની પાછળ રહેલું અપૂર્વ વ્યક્તિત્વ થોડાને પરિચિત છે. પરંતુ તેમની કૃતિઓથી તે સર્વને પ્રિય થઇ પડેલા છે. ટૂંકી વાતો, એકેક વિચાર કે એકાદ આદર્શની ઝાંખી કરાવી તેની આસપાસ વસ્તુ ગુંથીને ગોઠવેલી રસવાળી ટૂંકી વાતો તથા સાહિત્ય વિષયક મનનપૂર્વક લખાએલી ટીકા માટે તેઓ પહેલા મશહુર થયા. એમની નવલ કથા કરતાં ટૂંકી વાતો વધુ વખણાય છે. વાતને અંતે કર્તાનો વિચાર સામગ્રી કલ્પના શકિત અને રચનાત્મક કળા—એ ત્રણેને એક સામટાં વખાણવાં પડે છે. એમની શૈલી કૈંક અટપટી ને આંટી ઘુંટીવાળી છે, તોપણ એમાં રહેલા વિચાર બળને લીધે ને આપણા સાહિત્યમાં નવીભાત પાડે છે (૧૨)

ભાઇ રતિપતિરામ પંડયા સંસ્કૃતના અને તેમાંએ મહાભારતના ખાસ અભ્યાસી છે. તેમણે પ્રમાણો આપીને મહાભારત પૂર્વેનો સમય, મહાભારત ઇતિહાસ છે કે કેમ, તેના સમયનો નિર્ણય, તે વખતની પ્રજાની સ્થિતિ, સૈન્ય વ્યવસ્થા, રાજ્ય વ્યવસ્થાની રીતો, મહાભારત ગ્રંથનાં જુદાં જુદાં સ્વરૂપો, તેના પાત્રોનો પરિચય વગેરે બાબતોનો યોગ્ય સ્ફોટ કરી બતાવ્યો છે. એમની ભાષાંતર કરવાની શૈલી પણ એવી સરસ છે કે જાણે સ્વતંત્ર ગુજરાતી પુસ્તક ન હોય એવી રીતે વાચી જવાય વળી સરળ અને સહેલી શૈલી હોવાથી ગમે તે જણ વાંચી સમજી શકે (૩૨)

મારી વીસ વાર્તાઓના લેખક કેશવપ્રસાદ દેસાઇ 'સ્ત્રીબોધ'ના તંત્રી છે અને તેમણે સ્ત્રીઓને સાહિત્ય પ્રીતિ ઉત્પન્ન કરવામાં બહુ અચ્છો ભાગ આપ્યો છે શામળની વાર્તાઓના તે પ્રેમી છે અને અદ્ભુત રસભરી વાર્તાઓ લખવાનો તેમને શોખ છે

'મહાત્મા શેખ સાદી'નું જીવન ચરિત્ર લખનાર અને 'બાદુરશાહ ઝફર'ના કરુણ કીસ્સાઓ પ્રજા આગળ ધરનાર ભાઇ સાદીક હવે કૈં ગુજરાતી સાહિત્યરસિક આલમથી અજાણ્યા નથી તેમણે જન્મથી અરબ્બી છતા ગુજરાતીને માતૃભાષા બનાવી છે અને એમનો નમ્ર હીસ્સો પણ સાહિત્યના પૂજનથાળમાં યોગ્ય ભાગ ધરાવે છે.

'રઢીઆળી રાત' અને 'સૌરાષ્ટ્રની રસધાર' દ્વારા કાઠીઆવાડની સંસ્કૃતિનું દોહન કરી ગુજરાતને તેનું હીર વાર્તાઓ ને લોકગીતોમાં આપનાર તરીકે ભાઇ મેઘાણીને ગુજરાત ઓળખે છે. શૌર્ય અને વિયોગ, શૃંગાર અને સંયમભરી એમની રસિક વાર્તાઓ—જુના લોકપ્રસંગોને નવી દષ્ટિએ રસીને પ્રજા આગળ મુકવાની એમની તત્પરતા અને વિવેક સૌમાં એમના હૃદયની ઉચ્ચ રસિકતાનું આપણને ભાન કરાવે છે. બે ઘડી શુર ચઢે અને 'મારો, મારો' કરે તેવી પ્રોત્સાહક ને પ્રેરક ભાષા તે લખી શકે છે અને એના જુસ્સાથી વાચકને આગળ ને આગળ ઘસડી લેઇ જઇ શકે છે. 'સૌરાષ્ટ્ર'નાં વ્યક્તિત્વ ને વિશિષ્ટતા ઘડવામાં એમનો ભાગ વિશેષ છે.

'ફુલ પાંદડી'ના પુસ્તકથી પૃથુલાલ શુક્લ ગયા વર્ષમાં સાહિત્યસૃષ્ટિમાં દેખા દે છે કવિવર રવીન્દ્રનાથ ટાગોરનાં કાવ્યોનાં ગદ્યનાં ભાષાન્તરની શૈલીનાં નાનાં 'ગદ્ય કાવ્ય' એમની 'ફુલ પાંદડી'માં છે. પ્રત્યેક 'ગદ્ય કાવ્ય'માં વિશેષ જુદો ભાવ રહેલો છે અને ઠેર ઠેર ભાવમાં મોહકતાનો અનુભવ થાય છે. ભાવનાખ્યાપનમાં કલ્પનાનું દર્શન થાય છે. સર્વનું સામાન્ય લક્ષણ એ છે કે મનુષ્ય જીવનમાં ઉદ્ભૂત થતા વિવિધ પ્રશ્નો લેખકની પૃથકતાથી રંગી રુચિકર ચિત્રોદ્વારા પ્રદર્શિત કરવામાં આવ્યા છે. (૨૧)

આ રસગ્રંથમાનાં રસકાવ્યો ખરેજ ફુલ-પાંદડીઓ છે છુટ્ટી છુટ્ટી, નાની નાનકડી, વિધવિધની સુગંધ ભરેલી ફુલપાંદડીઓ છે (૬)

આ ઉગતા સાહિત્યનાં ઉપર જણાવેલાં અંગો જુના સાહિત્યનાં અંગ કરતાં સારાં છે કે નરસા એનો ન્યાય આપણે કરી શકીએ એમ નથી. પણ આ દરેક અંગમાં વિશિષ્ટતા પ્રાપ્ત કરવાની વૃત્તિ દેખાય છે; અને ધીમેધીમે આ નવાં સ્વરૂપો અપૂર્વતા પ્રાપ્ત કરતાં જશેજ. ઉગતા સાહિત્યમાં જેને શ્રદ્ધા હોય તેને તો શિષ્ટ સાહિત્યની નિશ્ચલ સેવા; પોતાની રસિકતાનો અનિયંત્રિત વિકાસ—એ બે સાધવાંજ જોઇએ. આ સાધ્યા પછી જે પોતાની શક્તિને પુરેપુરો ઝોક આપશે; જે શબ્દબ્રહ્મની નિરંતર ભક્તિ અને

શિષ્ટ આદર્શોના સતત સેવા આદરી પોતાનો આત્મા વ્યક્ત કરવા મથશે, તેજ ઉગતા સાહિત્યની સેવા કરી શકશે. (૯)

લેખમાં આપેલા નંબરો માટેની નામવાર યાદી આ પ્રમાણે છેઃ—

૧. રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા.
૨. કૃષ્ણલાલ ઝવેરી. (માઇલ સ્ટોન્સ)
૩. ચીમનલાલ દલાલ.
૪. દુર્ગાશંકર શાસ્ત્રી.
૫ આણંદશંકર ધ્રુવ.
૬. નાનાલાલ દલપતરામ કવિ.
૭. રામલાલ મોદી.
૮. મણિલાલ વ્યાસ.
૯. કનૈયાલાલ મુનશી.
૧૦. હીમતલાલ અંજારીઆ.
૧૧. મંજુલાલ મજમુદાર.
૧૨. અંબાલાલ જાની.
૧૩. નવલરામ.
૧૪. શ્રી. જગજીવનદાસ મોદી.
૧૫. શંકરપ્રસાદ રાવળ.
૧૬. કિશોરલાલ મશરુવાળા.
૧૭. જયસુખરાય જોષીપુરા.
૧૮. નરસિંહરાવ દીવેટીઆ.
૧૯. મણિલાલ દ્વિવેદી.
૨૦. રણજીતરામ.
૨૧. રા. બ. રમણભાઈ.
૨૨. કાંતિલાલ પંડ્યા.
૨૩. હીરાલાલ પારેખ.
૨૪ કાન્ત.
૨૫. રમણલાલ દેસાઇ.
૨૬. વિજયરાય.
૨૭ સૌરાષ્ટ્ર. (૨૮–૧૧–૧૯૨૫)
૨૮ બ. ક. ઠાકોર
૨૯ ચંદ્રશંકર પંડ્યા.
૩૦. છેલશંકર વ્યાસ.
૩૧. કાકા કાલેલકર.
૩૨. સાહિત્ય
૩૩ મુનિકુમાર ભટ્ટ.
૩૪ કલ્યાણરાય જોષી.
૩૫. ઉમેશચંદ્ર પાઠકજી.



આપણા સાહિત્યની મોટામાં મોટી ઉણપ ત્રણ ચાર વિષય પરત્વે, બતાવવામાં આવે છે. એક તો કોષ, બીજી એક સારું વ્યાકરણ, ત્રીજી એક ગુજરાતનો—જુના ગુજરાત–કાઠીઆવાડનો સંશોધાએલો ઇતિહાસ, અને ચોથી એક જોડણીનું સર્વમાન્ય ધોરણ. થોડા વખતપર એક અંગ્રેજ મીશનરી કે જેણે આપણી ભાષાનો ઘણો સારો અભ્યાસ કર્યો છે, અને હજુ કરે છે, તેની જોડે મારે વાત થએલી, અને તેણે મને ફરીઆદ કરેલી કે ઘણી વખતે ગુજરાતી પુસ્તકો વાંચતાં વાંચતાં અમને (એટલે એમના જેવા પરદેશીઓને) કેટલાક શબ્દો સમજાતા નથી, અને ડીક્ષનેરીમાં જોતાં તે શબ્દો મળતા નથી. આપણા *idioms*-રૂઢિપ્રયોગો તથા ઘરગથ્થુ શબ્દોની સમજણ મેળવવાનાં સાધનની ઉણપ માટે પણ તેવીજ ફરીઆદ હતી. વ્યાકરણની ખામી પણ તેણે દર્શાવી અને છેવટે જોડણીની બાબતમાં પણ પોતાની ગુંચવણ સમજાવી.

ગુજરાતનો ઇતિહાસ–કેટલાક કહે છે કે ગુજરાતનો ઇતિહાસ છેજ નહીં–હાલ જેને આપણે ઇતિહાસ કહીએ છીએ તે અર્થમાં નથી. કાઠીઆવાડના પણ નથી, અને તેમ છે તે બાબત આપણે શરમાવાનું છે ગુજરાતના ઇતિહાસનું પુસ્તક રચવું એ મુશ્કેલ કામ છે. કામ કરનારને ઓછામાં ઓછી ચાર પાંચ ભાષા, સંસ્કૃત, ગુજરાતી, નવી ને જુની, ફારસી અને અંગ્રેજીની માહીતી હોવી જોઇએ તામ્રપત્ર, શીલાલેખ, સીક્કા, એવી એવી વસ્તુઓ ઉકેલતાં આવડવું જોઇએ, એ વસ્તુઓ મેળવતાં આવડવું જોઇએ. ધૈર્ય જોઇએ, અને ઉંવટ સંશોધન તથા સંશોધનનાં પરિણામને અમુક રીતે ગોઠવવાની આવડત (ટુંકામાં Historical sense)* જોઇએ. એ બધા સાથે નાણાં જોઇએ. આટઆટલી મુશ્કેલી છતાં પણ એ દિશામાં આપણે કામ કરવું શરુ કર્યું છે, અને જો મારી સમજફેર ન થતી હોય તો સાહિત્યની જોડે સંબંધ ધરાવતા વિષયોના સર્વભક્ષી રા. કનૈયાલાલ મુનશીએ એ બાબત યોજના ઘડી કાઢી તેને અમલમાં મુકવા બંદોબસ્ત કર્યો છે તે બદલ આપણી તેમને મુબારકબાદી! એમની આંધી (તોફાન) ના વેગ (Whirlwind-activity) જેવી ત્વરા અને બીજા પાસે કામ લેવાની શક્તિ (driving force) જરુર એ કામમાં એમને જશ મેળવી આપશે.

ગુજરાતમાં તો અલબત્ત સાહિત્યસમુદ્રનું મન્થન ઘણા વેગથી ચાલે છે. એ વલોણાની રવાઇને બાંધેલાં નેતરાંને ખેંચવામાં પુરુષ, સ્ત્રી, બાળક સૌ પોતપોતાની શક્તિ મુજબ ભાગ આપે છે. સ્ત્રી કેળવણીએ વધારે જોરથી પોતાનું અસ્તિત્વ બતાવવા માંડયું છે, અને બી. એ. ની પદવી ધારણ કરેલી અથવા તો તેથી થોડી ઉતરતી કેળવણીવાળી આપણી બહેનોના એક ઝુમખાએ સાહિત્ય ખેડવામાં સ્તુત્ય ભાગ લેવા માંડયો છે. વળી વિશેષમાં બાળકો પણ પોતપોતામાં નિર્દોષ સાહિત્યખેલ કરી રહ્યાં છે. એમના હસ્તલિખિત માસિકો, પાક્ષિકો જેમના જોવામાં આવ્યાં હશે તેઓ જરુર સહર્ષ તેની કદર કરશે. એમાંનાં કેટલાંક ચિત્રમય હોય છે, ને તે ચિત્ર એ બાળકોએજ દોરેલાં હોય છે. આ પ્રમાણે નાનપણથી તેઓ સાહિત્યરસિક, કલારસિક થતાં આવે છે. પાછળ પડી ગએલું સૌરાષ્ટ્ર પણ હવે ખોએલો વખત પાછો મેળવવા એકપગે થઇ રહ્યું છે. છેલ્લાં

* આ શબ્દ એમણે પોતે નમેલ સંસ્કારિતા અથવા સુધારાનું વિશેષ લક્ષણ બતાવવા એક અમુક પ્રેરતાના ઉપોદ્ઘાતમાં વાપર્યો છે.

ત્રીસ ચાલીસ વરસમાં સૌરાષ્ટ્ર મોખરે આવી ગયું છે એટલુંજ નહીં પણ મહાત્માજીના મહાસત્રની શરુઆત થયા બાદ તો કાઠીઆવાડીઓએ પ્રદેશનાં ઐતિહાસિક સાહિત્ય, લોકસાહિત્ય, ગીતસાહિત્ય વગેરેની કીંમત પુરેપુરી આંકી તેને પ્રસિદ્ધિમાં લાવવા માટે એકસરખો પ્રયત્ન આદર્યો છે. સૌરાષ્ટ્રથી પણ વધારે પાછળ પડેલા કચ્છ પ્રદેશે–જેને અત્યાર સુધી કોઇ ગણત્રીમાં લેતું નહતું તેણે–પણ પોતાનો બહાર જણાવવા માંડયો છે. ગુજરાતની બહાર વસતા ગુજરાતીઓ, જેના વસતીસ્થાનને–પછી તે હીંદુસ્થાનમા હો કે હીંદુસ્થાનની બહાર, આફ્રીકા, એશીઆ, યુરેપમાં હો,–મહા ગુજરાત અથવા બૃહદ્ ગુજરાત એવુ નામ આપવામાં આવ્યું છે, તેઓ પણ પોતાની માતૃભાષા માટે મગરુરી લઇ કૈં ને કૈં તેના સાહિત્યમાં ફાળો આપે છે એ રીતે જોતાં ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્ય પ્રત્યે પૂર્વે જે ધૃણા જોવામાં આવતી હતી તે લગભગ નીકળી ગઇ છે એમ કહીએ તો ચાલે અંગ્રેજી ભાષાના અતિશય અધ્યનયને લીધે આપણી લેખનશૈલી દૂષિત છે: 'તમારાપર મને વિશ્વાસ છે,' 'ઇશ્વરપર મારી આસ્થા છે.' એને બદલે અંગ્રેજી રૂઢિને અનુસરી આપણે 'તારામાં મને વિશ્વાસ છે,' 'ઇશ્વરમાં મારી આસ્થા છે.' એવાં એવાં ખોટા વાકયો લખીએ છીએ. અંગ્રેજી વ્યાકરણને અનુસરી નિર્જીવ વસ્તુને સજીવ ગણી એક કરતાં વધારે વસ્તુ દર્શાવવા માટે બહુ વચન વાપરીએ છીએ. બારીબારણા કે મેજ ખુરશી જેવી ચીજો વીશે બહુવચનમાં બોલવું કે લખવું હોય ત્યારે "તેને" ને બદલે "તેમને" બોલીએ કે લખીએ છીએ. કેટલાક અંગ્રેજી રુઢિપ્રયોગો ન સમજાય તોપણ તેવા ને તેવા આપણી શૈલીમાં ઉતારી લઇએ છીએ. દાખલા તરીકે, "જાહેર પુરુષોએ પોતાની પીઠ પહોળી રાખવી જોઇએ,' એવું વાકય એક રોજીંદા ખબરપત્રમાં વાંચવામાં આવ્યું હતું. છતાં આપણી લેખનશૈલીનો ઝોક બદલાયો છે. જેમ આપણું પોતાનું જે કૈં હોય તે નકામું ને બીજાનું સારું, એવી આપણી પૂર્વની માન્યતા બદલાએલી જોવામાં આવે છે, તેમ આપણી ભાષા સંબંધી પણ આપણું દૃષ્ટિબિંદુ ફેરવાયુ છે અને હવે આપણે દિનપ્રતિદિન આપણી નૈસર્ગિક ખામીઓ તરફ વધારે ને વધારે વળતા જઇએ છીએ.

ગુજરાત અને કાઠીઆવાડમાં ઠેરઠેર કેવળ સાહિત્ય અને સાહિત્યનો મૂળ પાયો, કેળવણી તેને ઉત્તેજવા સંસ્થાઓ હસ્તીમાં આવી છે, અને તેની મારફતે યોગ્ય દિશામાંજ પ્રગતિ થતી જોઇ આપણને હરખાવાનું કારણ મળે છે. નવજીવન પ્રકાશન મંદિર, પુરાતત્ત્વ મંદિર, સૌરાષ્ટ્ર કાર્યાલય, સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન, એકસરખું અણમોલુ કાર્ય કરી રહ્યા છે.

કોઈ પણ દેશના સાહિત્યનો ઉત્કર્ષ મ્હોટે ભાગે તેના કેળવાએલા વર્ગપર આધાર રાખે છે, એ નિ:શંક છે આપણી કેળવણીનો ઉચામાં ઉચો "ટચ" (touch) યુનીવર્સીટી મારફતે મળે છે, માટે જો એ દ્વાર આપણી ભાષાને માટે ખુલે તો આપણે ઘણા આગળ વધી શકીએ આ વાત ધ્યાનમાં રાખી આશરે દોઢબે દાયકાથી આપણી માતૃભાષાને યુનીવર્સીટીના શિક્ષણક્રમમાં સ્થાન અપાવવાને આપણા વિદ્વાનો પ્રયત્ન કરતા આવ્યા છે, અને લાંબો વખત અભેદ્ય રહેલા એ કીલ્લાની દીવાલમાં ઘણી જગાએ છિદ્ર, બાકોરાં પડયાં છે, પરંતુ હજુ એ દીવાલ જોઇએ તેટલી નબળી નથી થઇ આપણો ઉદ્દેશ તો એજ છે કે ધીમેધીમે પણ

મક્રમપણે આપણું બધું શિક્ષણજ આપણી માતૃભાષામાં અપાય, એ દિશા તરફ જતા જવું. કદાચિત મુંબાઇ જેવા પાટનગરમાં તેમ કરવામાં મુશ્કેલી આવે, કારણ અહીંનાં વિદ્યાલયોમાં કેળવણી લેતા ઉમેદવારોની માતૃભાષા જુદી જુદી હોય, જેવી કે મરાઠી, ગુજરાતી, ઉર્દુ, પરંતુ ખુદ ગુજરાત પ્રાંતમાં જો યુનીવર્સીટી સ્થપાય તો ત્યાં તો એ મુશ્કેલી નજ નડે. ગુજરાત, કાઠીઆવાડના વતનીઓ, હીંદુ, મુસલમાન, પારસી, અને જે થોડા દક્ષણીઓ ત્યાં પોતાનું વતન કરી રહ્યા છે તે સઘળાઓ પોતાનો વ્યવહાર ગુજરાતીમાંજ ચલાવે છે, તો પછી એવી પ્રાંતિક યુનીવર્સીટીને તો એ મુશ્કેલી હોવજ નહીં. માતૃભાષામાં ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપવું શક્ય છેઃ જો એ પ્રમાણે શિક્ષણ આપવાનો આપણે પાકો ઠરાવ કરીએ તો તેને માટે પાઠ્ય પુસ્તકો મળી શકે, નવા પુસ્તકો લખાવાઇ શકે, તે લખનારા નીકળી આવે, એ બધું ગુજરાત વિદ્યાપીઠે સાબીત કરી આપ્યુ છે, કરી બતાવ્યું છે, વંદન હજો એ આપણા સાહિત્યના ઉત્કર્ષના અગ્રણીઓને!

કેટલાએક ફરીઆદ કરે છે કે સાહિત્યને અંગે નવા ઉગતા કાર્યકરો સંકડોની સંખ્યામાં ઉભરાઇ જાય છે, તેમની ગતિ લક્ષ્યવિહોણી હોય છે, તેમને કોઇ દોરવનુ નથી અને તેથી તેમનો શ્રમ નકામો જાય છે. એવા કાર્યકરોની સંખ્યા સેંકડોની છે, એ વાત ખરી છે. અને એથી પણ વધશે, વધતી જશે. કારણ એ જમાનાની તાસીર છે જે રસ્તે, જે ધોરણે આપણને કેળવણી આપવામાં આવે છે, તેમાંથી એજ પરિણામ આવે. વળી હાલનું વાતાવરણ એવું છે કે દરેક લેખક પોતાને કંઇક વજુદવાળો સમજે છે. અને તેથી તેને કોઇ માર્ગદર્શકની જરુર છે એમ તેને લાગતું નથી. જો તેને વિવેચક વિવેચન કરી ભુલ બતાવે તો તેને સામો કડક જવાબ આપે છે. સૃષ્ટિનો નિયમ Survival of the fittest' જેમ બીજાને તેમ ઉગતા લેખકોને પણ લાગુ પડે છે, ને છેવટ તેમાંથી યોગ્યતાવાળાઓનેજ કંઇ ઉચ્ચ શ્રેણીમાં બેસવાનો અધિકાર મળે છે. વળી જ્યારે કેળવણીના ધોરણમાં વિશેષ વિવિધતા આવશે, એટલે કે, કાયદા, વૈદક અને ઇજનેરી વિષયો સીવાય બીજા વિષયો ધંધાદારી વિષયો, હુન્નર વગેરે વિશેષ પ્રમાણમાં શીખવાતા જશે, ત્યારે માત્ર સાહિત્ય તરફ લક્ષ દોડાવનારાઓની સંખ્યા ઓછી થતી જશે, કારણ તમનું ધ્યેય માત્ર કલમકશી નહીં પણ હુન્નરનાશી થશે.

પરિષદની ભાવિ પ્રવૃતિઓ જમાનાને અનુસરી પોતાનું બંધારણ બાંધશે. આપણા ઉદ્દેશ ઉચ્ચ છે, આપણી ભાવના ઉચ્ચ છે, આપણે સૌ એક વિચારના છીએ, કે આપણા સાહિત્યની ઉન્નતિમાં આપણે સૌએ યથાશક્તિ ફાળો આપવો, એ ઉદ્દેશ અમલમાં મુકવાને આપણે પરિષદમંડળ જેવી સંસ્થા મળી છે. એમ કહો કે સાહિત્ય પરિષદે તેને પોતાના એક જ્યુકના અંગ તરીકે ઉપજાવી કાઢી છે. એ મંડળ માટે ઉત્સાહી, અનુભવી, રસિક અને જરુર પડે પૈસાનો ભોગ આપનારા સભાસદો આપણને મળ્યા છે તો પછી આપણા ભવિષ્ય માટે કોઇ પણ રીતે આપણે ચિંતા રાખવાની જરુર નથી. આપણી બહેતરીના જે જે પ્રશ્નો આજે આપણી આગળ ઉભા છે તેનો યોગ્ય નીકાલ થશેજ, કારણ આપણે સૌ એકજ તીર્થે જનારા યાત્રાળુઓ છીએ, આપણી ભાવના શુદ્ધ છે; આપણનેજ સહાય કરશેજ. આશા અમર છે, તો આપણે આશાવાદીજ થવું.

# સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી

[અનુસંધાન પૃષ્ઠ ૧૬ થી]

ગૌણતા પામે છે. સમસ્ત સાહિત્ય પરિષદના શ્રોતાઓમાં વિદ્વત્તામાં રસ લેનારા બહુ થોડા હોય છે અને બહારની વાતોમાં તથા સમારંભની ગોઠવણમાં રસ લેનારા ઘણા હોય છે. તેથી સુસંસ્કાર અને શિષ્ટતા એક ખુણામાં પડી જાય છે અને તમાશગીરોને પ્રિય થઇ પડે એવું ધાંધલ આગળ પડે છે વિદ્વાનોની વિદ્વતાનો નિષ્કર્ષ આ રીતે ફલવંત થતો નથી અને ભાષા તથા સાહિત્યના ઉત્કર્ષ ઉપર ધ્યાન ઝાઝું ખેંચાતું નથી.

× ×

પ્રાચીન સમયમાં કાવ્યસાહિત્ય અગ્રેસર પદવી ધરાવતું. આનું કારણ એ છે કે મનુષ્ય જાતમાં પ્રથમ લાગણી થાય છે, પછી વિચાર થાય છે. અને હાલ પણ કાવ્યસાહિત્યની પદવી ઘણી મોટી છે. તે તરફ પ્રથમ લક્ષ લઇ જઇશુ. કાવ્યના સ્વરુપ વીશે અનેક પ્રકારે વિવેચન થયું છે અને તે વીશે વિવેચન આ સંબંધમાં પ્રસ્તુત નથી માત્ર કાવ્યસાહિત્યના કેટલાક અંશ આ પ્રસંગે ધ્યાનમાં લેવા યોગ્ય છે.

પ્રથમ કવિતા સભામાં વાંચી સંભળાવવામાં આવતી તે સ્થિતિ હવે રહી નથી. એટલુંજ નહીં, પણ, કવિતા મોટેથી વાંચવાનો અથવા વાંચી સંભળાવવાનો અભ્યાસ બહુ ઓછો થઇ ગયો છે, અને, દરેક વાંચનાર પોતાની મેળે ધાંટા પાડ્યા વિના કાવ્ય વાંચી લે એ પદ્ધતિ સામાન્ય થઇ ગઇ છે. આને લીધે કવિતામાં તાલનું મહત્ત્વ ઘણું ઓછું થઇ ગયું છે, અને માત્રામેળ છંદો જ્યાં તાલનું મહત્ત્વ વિશેષ હોય તેમાં માત્રાને આધારે કવિતા રચાય અને તાલની અવગણના થાય એમ બનવા લાગ્યું છે. ઊર્મિ અનુસાર આન્દોલનવાળી વાણીમાં રચના થાય તેથી કવિતાના ગુંજનમાં તાલ અવશ્ય આવવાનો અને આન્દોલન સુવ્યસ્થિત હશે ત્યાં તાલનો નિયમ યથાર્થ રીતે સચવાવાનો પરંતુ તાલ સંબધી જે શિથિલતા ઉદ્ભવ પામી છે તે સમુળગી કાઢી નાખી શકાય તેમ નથી. અક્ષરમેળ વૃત્તની લઘુ ગુરુ માપવાળી તથા યતિના વિભાગવાળી રચનાની અશિથિલતા જેવી ગુંજનની સુકરતા માટે આવશ્યક નથી અને પદ્ય રચના મોટેથી બોલવાની ન હોય ત્યાં તાલની અવ્યવસ્થા નભી જાય તેમ હોય તેવે ઠેકાણે તાલની ખામી પર ધ્યાન ઓછું ખેંચાય એ સ્વાભાવિક છે, પણ, જ્યાં માત્રામેળછંદમાં તાલની ગોઠવણ પર ચરણના બંધારણને આધાર હોય ત્યાં તાલનો અનાદર નભી શકે તેમ નથી. વળી જ્યાં ચરણનો અમુક અક્ષર લઘુ કે ગુરુ આવે એ નિયમ સાચવ્યાથી તાલ જળાવતી હોય તેવે ઠેકાણે મોટેથી બોલ્યા વિના છંદ રચનાર તાલ કરતાં લઘુ ગુરુ અક્ષરના નિયમ પર વધારે ધ્યાન દે એવો સંભવ છે. ઉદારણ, હરિગીત છંદમાં દરેક ચરણમાં અઠ્ઠાવીસ માત્રા આવે, છેવટે ગુરુ અક્ષર આવે, અને 'ત્રીજી ઉપર પછી ત્રણ ચતુર પર એમ આઠે તાલ છે,' તથા તાલમાં જગણ ન આવે : કૈંક સંકુલ નિયમને બદલે 'ગાગાલગા, ગાગાલગા' ગાગાલગા' એ માપનો નિયમ સચવાય અને દરેક 'ગાગા લગા'માં પાચમી માત્રાએ લઘુ અક્ષર આવે એ નિયમ પળાય તો તાલનો નિયમ આપોઆપ સચવાય અને જેટલામી માત્રાપર તાલ હોય તે માત્રા અને તે તાલ તુટતાં 'લાગે કવિતા લંગડી' એ જોખમ ના રહે. પહેલાં જ્યારે પદ્ય રચના મોટેથી બોલીને સંભળાવવા-

ની પ્રથા હતી ત્યારે તાલના નિયમવાળી માત્રામેળ છંદની રચનામાં પદ્ય વિશેષ જોડાતાં અને, હવે જ્યારે પદ્ય રચના મનમાં વાંચી જવાની પ્રથા વિશેષ છે ત્યારે અક્ષરમેળ વૃત્તની રચનાવાળાં પદ્ય વધારે જોડાય છે તેનું આ એક કારણ છે. અક્ષરમેળ વૃત્તમાં લઘુ ગુરુ અક્ષરની મર્યાદા સાચવ્યાથી પદ્ય જોડાય છે અને તાલ આપોઆપ આવી રહે છે એથી રચનારને સુકરતા લાગે છે.

× ×

આજથી ત્રીસ ચાલીસ વર્ષ પર ગુજરાતી કવિતા લખનાર ઘણા ખરા શિક્ષક વર્ગના હતા, અને તે વેળા એ સર્વમાન્ય ગણાતું કે :–

'પિંગળ પાઠ પઢયા વિના, કાવ્ય કરે કવિ હોય;
વળિ વ્યાકરણ વિના વદે, વાણી વિમળ ન હોય.'

આ કારણથી સર્વ લેખકો પિંગળનો અભ્યાસ કરતા અને પિંગળનું અનુસરણ કરતા. હવે પિંગળનું અજ્ઞાન પ્રસર્યું છે અને તેની મર્યાદાના નિયમનો ભંગ કરવામાં વિશેષતા છે એમ મનાવા લાગ્યું છે. માટે, નિયમસર રચનાવડે કવિતાનાં આન્દોલન તથા સુન્દરતા સચવાય છે એ ધ્યાનમાં રાખી નિયમનો આગ્રહ કરવો આવશ્યક છે. તેનો અપકર્ષ થયો છે. અને વિરસતા હોય ત્યાં તે છતાં પિંગળનો અનાદર કર્યાથી ખુબી આવી છે એમ મનાય છે. આને પરિણામે કાવ્યસાહિત્યમાં શિથિલતા વ્યાપી છે. મથાળે જે છંદનું નામ લખ્યું હોય તે છન્દનું માપ રચનાના ચરણોમાં મળે નહીં, અને અનેક છંદોના કકડા ઢંગધડા વિના એકઠા કરેલા જોવામાં આવે, માપમાં જ્યાં લઘુ અક્ષર જોઇએ ત્યાં ગુરુ જોવામાં આવે, ગુરુ અક્ષરને ઉતાવળે વાંચી લઘુ માનવાનો હોય અને ઉદ્દિષ્ટ કરેલા છન્દને બદલે તે છન્દની ચાલ ગણવાની હોય, એ વગેરે અનિયમિતતા અનેક પ્રકારે જોવામાં આવે છે.

પિંગળના અનાદર સાથે વ્યાકરણનો અનાદર પણ પ્રવર્ત્તમાન થવા લાગ્યો છે, તથા અલંકાર ઔચિત્યવાળા તથા રુચિકર હોવા જોઇએ એ વાત ઉપર પણ દુર્લક્ષ થવા લાગ્યું છે. એક પ્રકારની શિથિલતા જોડે અનેક પ્રકારની શિથિલતા નીભાવી લેવાની વૃત્તિ થાય છે.

ગુજરાતી કાવ્યસાહિત્યના સામર્થ્યમાં આથી ક્ષતિ થાય છે. એ સામર્થ્ય જ્યારે યથાર્થ રીતે જળવાશે ત્યારે કાવ્યસાહિત્ય આગળ વધવાનું શકય થશે.

× ×

નિયમો પાળ્યાથી કવિત્વ આવે છે એમ કહેવાનો હેતુ નથી. કવિત્વ તો સ્વાભાવિક શક્તિથી આવે છે, પરન્તુ તેનો મૂર્તિમન્ત આવિર્ભાવ કદર્થિત ન થાય તે માટે નિયમો પાળવાની જરુર છે. અનુભવીઓના લાંબા અનુભવને પરિણામે નિયમો ઘડાય છે; તે માટે અલંકારશાસ્ત્રમાં નિયમોને મહત્ત્વ આપ્યું છે. અલંકારશાસ્ત્રીઓ કહે છે તેમ રસવિષયમાં બારીક બાબતોમાં सचेतस एव प्रमाणम्। હૃદયજનોની પરીક્ષા એજ પ્રમાણ છે.

× ×

કાવ્યેતર સાહિત્યમાં પ્રથમ નવલકથાને મુકીશું. નવલકથા કવિતા પેઠે કલ્પનાપ્રધાન છે. વાર્તાઓ પ્રથમ કાવ્યમાં કહેવાતી એ મુળમાંથી નવલકથા નીકળી છે અને એ મુળના પ્રરોહનાં કેટલાંક લક્ષણ નવલકથાના અંગમાં હજી રહ્યાં છે. ગુજરાતી ભાષામાં વાર્તા રચનાર જુના કવિ શામળભટની રચના કાવ્યમાં હતી. પ્રેમાનન્દનાં આખ્યાનની શૈલી કોઇએ ગ્રહણ કરી હોય તો તે કવિ દલપતરામે (વેનચરિત્રમાં) ગ્રહણ કરી છે તથા તેમાં સામર્થ્ય દાખવ્યું છે. એ માર્ગે હાસ્યરસની તેમજ વીરરસની રચના

થઇ શકે તેમ છે

નવલકથાનુ સાહિત્ય ગુજરાતી ભાષામાં હાલ નવુ થએનુ છે ગયા સૈકાના ઉત્તરાર્ધથી એ સાહિત્યનો આરભ થયો છે પ્રેમાનદના "આખ્યાન ' અને શામળભટની "વાર્તા" ની વસ્તુ અને શૈલી આ નવનકથા સાહિત્યમા ઉતર્યા નથી હાલની ગુજરાતી નવલકથા અગ્રેજી સાહિત્યમાની "રોમેન્સ' અને "નૉવેલ"ના નમુનાના મિશ્રણથી ઉત્પન્ન થઇ છે "રોમેન્સ"માના અમાનુષતાના કે અલૌકિક ચમત્કારના અશ ગુજરાતી નવલકથામા આવ્યા નથી, પણ, ઐતિહાસિક કથાની રીત લઇ અદ્દભુત વૃત્તાત દર્શાવવાનો "રોમેન્મ'નો પ્રકાર ગુજરાતી નવનકથામા દાખલ થયો છે વતમાન સમયના સાસારિક લોકજીવનનુ ચિત્ર અને ચાલતી જાહેર સવાલોની ચર્ચા એ 'નૉવેલના અશ પણ ગુજરાતી નવનકથામા તેનામા આવ્યા છે, કેટલીક વિશિષ્ટ કૃતિઓ સીવાય નવનકથા સાહિત્યમા ઐતિહાસિક અશ ઓછો થયો છે અને સાસારિક વધ્યો છે નવનકથા સાહિત્યનો વિશેષ વિકાસ શકય છે અને આવશ્યક છે પણ એ કાય કરનારા લેખકોનુ બાહુલ્ય ગુજરાતી ભાષામા નથી ઐતિહાસિક કથાની રીત માટે ઇતિહાસનો બહોળો અભ્યાસ આવશ્યક છે, અને સસારિક લોકજીવનના ચિત્ર માટે કલ્પનાશીનતાની આવશ્યકતા છે તથા સાસારિક જીવનમાથી નવલકથામા દાખલ કરી કાયમ રાખવાના અશો ચુગી કાઢવામા નિપુણતા તથા તે પર તત્ત્વાન્વેષણની દૃષ્ટિ નાખવાની શક્તિ આવશ્ય છે એ સવમા અદ્દભુતતા તથા કુશળ વસ્તુસકલના અને ભાવનામયતા આવશ્યક છે સાસારિક લોકજીવનના ચિત્રમા વર્તમાન પ્રશ્નો સુચવવાનો તથા તેનુ પૃથક્કરણ કરવાનો પ્રયાસ આવવો જોઇએ અને એ પ્રશ્નો ઉકેલવાનો પ્રયાસ આવવો જોઇએ અદ્દભુતતા માટે તો કહેવુ જોઇએ કે ગુજરાતી પ્રજાના જીવનમા અદ્દભુતતા ઝાઝી રહી નથી અને હીંદુસ્થાનના સામાન્ય જીવનમા પણ તે રહી નથી મે એક પ્રસગે કહ્યા હતા તે વચનો અહીં ઉતારી કહીશુ કે "હીંદુસ્થાન માથી જગલો કપાઇ ગયા છે પ્રાન્તો વચ્ચેના યુદ્ધ બધ થઇ ગયા છે, પગરસ્તાની લાબી મુસાફરીઓ અને વણઝારાની પોઠો નાબુદ થઇ ગઇ છે, તેથી અદ્દભુત વાર્તાઓના પ્રસગ રહ્યા નથી, તેમજ સાહસ ખાતર અજાણ્યા સમુદ્રોની સફર કરવાને પ્રજાને ટેવ પડી નથી અને એ રીતે જીવનવ્યવહારમા અદ્દભુતતાના અશ આણી શકાય તેમ નથી ' એક બીજુ કારણ કહેવા જેવુ એ છે કે પ્રજામા સમૃદ્ધિ રહી નથી તેથી મોજ શોખ ને ભોગોપભોગ કે જાહોજલાલીને લીધે અદ્દભુત પ્રસગો ઉત્પન્ન થવાનો અવકાશ નથી 'પણ પ્રજાનુ જીવન પ્રબળ ભાવનાઓથી ધબકારા મારી રહ્યુ છે રેલ્વેથી, ટપાલથી અને વર્તમાનપત્રોથી આખા હીંદુસ્થાનમા એક નગર પેઠે સબધોની આપલે થાય છે પ્રેમના અને ચારિત્ર્ય પ્રભાવના અનેક અવસર ઉત્પન્ન થાય છે ત્યા નવનકથાની અસાધારણ મોહકતા દર્શાવવા માટે જોઇએ તેવા પ્રસગ મળે તેમ છે અને સિદ્ધાતો ચર્ચવા માટે જોઇએ તેટલી સામગ્રી મળે તેમ છે " પરતુ નવનકથા લખવાના શોખવાળા લેખકોની શક્તિનો વ્યય માસિકોમા અલ્પ પ્રમાણની અને ટુકી વસ્તુની નવલકથા લખવામા થઇ જાય છે વિસ્તારી થા લખવા જેટલો પ્રયાસ કરવાની તથા કલ્પના પ્રભાવ દોડાવવાની શક્તિવાળો નવલકથા લેખક વર્ગ હજી બધાયો નથી આપણા

લેખકોની વૃત્તિ મીમાંસા તરફ જલ્દી વળી જાય છે, પરંતુ સંસારની અસારતાના અતિશય ચિન્તનમાંથી ઘડી ભર છુટા થઇને પણ પંડિતોએ આ કાર્ય હાથમાં લેવા જેવું છે અને એ હાથમાં લેતાં સંસારની માયા બહુ સારી રીતે દર્શાવી શકાશે એમ તેમને માલુમ પડશે ' નાની નાની કથાઓ કરતાં વિસ્તારી નવલકથા રચવામાં પરિશ્રમ વધારે કરવો પડે તથા અભ્યાસ વધારે કરવો પડે એ ખરું, પરંતુ પરિશ્રમ તથા અભ્યાસ વિના બીજા વિષય પેઠે સાહિત્યમાં પણ સિદ્ધિ થઇ શકે તેમ નથી પ્રજા જે જીવન જીવે છે તેનું જીવન નવલકથા વડેજ પ્રજા સમક્ષ આમેહુબ ઉભું થઇ શકે તેમ છે અને એ રીતે પ્રજાને પોતાની દૃષ્ટિ અંતર તરફ વાળતાં શીખવાય તેમ છે આના પ્રયાસથી બીજો અવાન્તર લાભ એ થાય છે કે હાલની નવલકથાના સાહિત્યમાં જે નીરસતા અને અયોગ્યતા છે તે શિષ્ટ નવલકથાલેખક વર્ગના ઉદ્ભવથી આપોઆપ લુપ્ત થઇ જશે નવલકથાલેખન એ મનોરંજક વિષય છે, અને, સુશિક્ષિત સ્ત્રી પુરુષોમાંથી ઘણા તે હાથમાં લઇ શકે તેમ છે તે કાર્ય માટે પ્રજામાં રુચિ અને ઉત્સાહ ઉત્પન્ન કરવા તે તો આ પરિષદ્ સરખી પ્રવૃત્તિથી થઇ શકે તેમ છે લેખક વર્ગમાંથી જે મોટો ભાગ માસિકો માટે કાવ્યો લખવામાં તથા ટુકી વાર્તાઓ લખવામાં પોતાની શક્તિનો ઉપયોગ કરે છે તે લોકજીવનનું ચિત્ર આપી તેમાંથી મર્મ દર્શાવવાનું આ કાર્ય માથે લે તો સાહિત્યની તેમજ પ્રજાની ઘણી સેવા થાય

નાટકમાં કાવ્ય અને નવલકથા બન્નેનો સમાવેશ થાય છે વિવિધ રસની નિષ્પત્તિના નાટકમાં પ્રસંગ આવી શકે છે તેમજ કલાની આવશ્યકતા તથા શકયતા નાટકમાં સ્થળે સ્થળે ઉપસ્થિત થાય છે કવિતામાં અને નવલકથામાં આવતાં મનોરંજક વર્ણન સંક્ષિપ્ત રસમય સારરુપે નાટકમાં દાખલ થઇ શકે છે હૃદયગ્રાહી વસ્તુસંકલનાનો નાટકમાં અવકાશ છે સર્વત્ર કુશલ કલાવિધાન વિના લેખકને સિદ્ધિ મળતી નથી તે કારણથી અથવા વિસ્તારી રચના શ્રમસાધ્ય હોવાના કારણથી હાલ નાટક રચના તરફ ઘણા થોડા લેખકોનું લક્ષ જાય છે પચાસ વર્ષ ઉપર ગુજરાતી ભાષામાં નાટકો લખાવા માંડયાં, પણ, હાલ તે પ્રવાહ અટકી ગયો છે રંગભૂમિ ઉપર નાટકો ભજવવાનો પ્રયોગ ઘણો વધ્યો છે તે છતાં શિષ્ટ નાટકોનું સાહિત્ય બહુ જુજ હોવાથી રંગભૂમિ માટે ખાસ ઉપયોગી થાય એવાં નાટકો લખનારનો વર્ગ ઉત્પન્ન થયો છે આ વર્ગને હાથે ઉત્તમ રચના થાય એ શકય નથી રંગભૂમિ ઉપરની પડદા તથા રોશનીની ગોઠવણો, કસરતો, ધડાકા તથા બીજી યુક્તિઓને અનુકૂળ થાય એવી રચના રચવા તરફ તેમની વૃત્તિ હોય છે ઉત્તમ લેખકોનાં નાટકોની રચના રંગભૂમિને અનુકૂલ રચનાઓ કરે એમ વણીનાર બને છે સંગીતને રંગભૂમિ પર વિશેષ મહત્ત્વ આપવામાં આવે છે તથા સર્વ પાત્રો સર્વ પ્રસંગે સંગીતમાંજ ઉચ્ચાર કરે અને નાટક તે સંગીતવિધાનનો ખેલ (opera) હોય એવી માન્યતા થાય છે આને પરિણામે નાટકની કાવ્યમયતા ગૌણ થઇ જાય છે અને રંગભૂમિ પર કવિતા તથા અભિનય કરતાં પડદા, દેખાવ, કસરતો, એ વગેરે યુક્તિઓ તથા સંગીત પ્રધાનપણું પામે છે આ રીતે નાટક તે કવિતા છે એ વાતનું વિસ્મરણ થાય છે અને અભિનયદ્વારા કવિતા દર્શાવવાને બદલે ચાળા તથા યુક્તિઓદ્વારા એ કાર્ય થઇ શકે એમ માનવામાં આવે છે નાટકકારની રસિ

કલાને આવે સ્થાને પોષણ મળવાનું શક્ય નહોતું આનો એજ ઉપાય છે કે શિષ્ટ લેખકો તરફથી નાટકો લખાય અને રંગભૂમિ ઉપર તે ભજવવાની ગોઠવણ શોખ ખાતર ભજવનાર (amateur) વર્ગ તરફથી પ્રયાસ થાય. આમ થાય તોજ નાટકસાહિત્ય અને રંગભૂમિનો ઉત્કર્ષ થાય. ઉત્તમ પ્રકારનાં નાટકો રચાય અને પડદા, રોશની વગેરે કૃત્રિમ સામગ્રીના બાહુલ્ય વિના તે ભજવાય તથા જ્યાં મનોભાવનો સંગીતમય આવિર્ભાવ યથાયોગ્ય હોય અથવા સંગીતનો ખાસ પ્રસંગ હોય ત્યાંજ નાટકમાં સંગીતનો પ્રયોગ થાય આવી અનુકુળતા આવી મળે તો નાટકસાહિત્ય તથા રંગભૂમિની ઉન્નતિ થાય અને સંગીતનુ ગૌરવ રચવાય. રંગભૂમિ અને નાટકસાહિત્યની ગતિ સમકાલીન હોય છે અને રંગભૂમિ રસિકતાને અનુકૂલ હોય તે વિના નાટકસાહિત્ય પરિપૂર્ણ સામર્થ્યથી ઉદ્‌ભૂત થતું નથી. નાટક માટે જે વિશેષ પ્રતિભા આવશ્યક છે તે પ્રયત્ન કરી ઉપજાવી શકાતી નથી, પણ, તેના આવિર્ભાવને જે કૃત્રિમ સામગ્રીઓનો અંતરાય નડે છે તે દૂર કરવાથી તે પ્રતિભા જ્યાં હોય ત્યાં તેનો વિકાસ થાય એ શક્ય છે. આ માટેની અભિલાષા પ્રકટ કરતાં એ આશા દર્શાવીશુ કે અનેક દેશોના સમર્થ નાટકકારોની કૃતિઓનો ઉંડો અભ્યાસ ગુજરાતના વાચકવર્ગમાં ફેલાશે અને જનસ્વભાવપરીક્ષા તથા કલ્પનાના ઉડ્ડયનવડે પાત્રાલેખનની તથા વસ્તુસંકલનાની કળા વિકાસ પામશે. વ્યવહારના અને વાતચીતના સામાન્ય પ્રસંગો ઉંડા હૃદયાન્વેષણ વિના લઘુભાર કથામાં દાખલ કરવાનો હાલના યુરોપના નાટકસાહિત્યનો ધ્વનિ ગુજરાતીમાં આણવાનો કેટલોક પ્રયાસ થાય છે. પરંતુ, સર્વાનુભવરસિક કવિતાની ગહનતા યથાર્થ રીતે દર્શાવનારું સાહિત્ય થાય તે પછી એવા લઘુભાર સાહિત્યનો અવકાશ આવે. હાલ તો પાત્રોના સ્વભાવનાં સૂક્ષ્મ પૃથક્કરણ તથા અન્વેષણ કરનારાં નાટકોના સાહિત્યની આવશ્યકતા છે. અમુક જાતના મનુષ્યસ્વભાવ વિધવિધ પ્રસંગો આવતાં કેવાં પરિવર્તન પામે છે, જુદી જુદી પરિસ્થિતિમાં જુદા જુદા રસની નિષ્પત્તિ વેળા જુદા જુદા મનુષ્યો કેવી વૃત્તિમાં આવે છે, કેવાં વચન ઉચ્ચારે છે અને કેવાં આચરણ આચરે છે, એ સૂક્ષ્મ પરીક્ષા કરવાની અને પ્રકટ કરવાની શક્તિ ખીલે ત્યાં ત્યાં સુધી નાટકસાહિત્ય સામર્થ્યહીન રહે છે, અને, એવા સામર્થ્યનો ઉલ્લાસ થતા પહેલાં નાટકકારો એ શક્તિ અજમાવવાનો પ્રયાસ છોડી દઇ લઘુભાર રચનામાં પ્રવૃત્ત થાય તો નાટકસાહિત્યનો ઉદય શક્ય નથી.

નિબંધનું સાહિત્ય રચવાનો આરંભ કવિ નર્મદાશંકરે કરેલો તે પછી નિબંધનું સાહિત્ય કૈંક આગળ વધ્યું છે, પરંતુ જેવી સુદૃઢ, સુઘટિત તથા મધુર શૈલીવાળું ગદ્ય સામર્થ્યવાન થાય તેમ છે તેવુ ગદ્ય ગુજરાતી ભાષામાં હજી બંધાયું નથી.

પ્રૌઢ સુંદર ગદ્ય શૈલી માટે ઇતિહાસના બહોળા સાહિત્યની આવશ્યકતા છે. એમ જણાય છે કે ઇતિહાસ લખવાનો શોખ ગુજરાતી લેખકોમાં હજી જાગ્યો નથી ઐતિહાસિક વૃત્તિ ઉત્પન્ન થાય એવું ઇતિહાસવાંચન ગુજરાતી પ્રજામાં ફેલાવો પામ્યું નથી. ઇતિહાસના સાહિત્યમાં જીવનચરિત્રનો સમાવેશ થાય છે. ગુજરાતી ભાષામાં થોડા ઇતિહાસ લખાયા છે અને ઘણાં થોડાં જીવનચરિત્ર લખાયાં છે. ઇતિહાસ તરફની આ બેદરકારી શોચનીય છે. ઇતિહાસ તથા જીવનચરિત્ર સારું કરવાની શોધખોળ તથા સામગ્રીસંગ્રહ માટે બહુ ઓછા પ્રયાસ થાય છે.

એ શોધખોળ માટે વિશાલ ક્ષેત્ર છે. પરંતુ કોઇ પ્રકારના આલસ્યથી આપણે અનૈતિહાસિકતામાં બંધાઇ રહીએ છીએ. જે પ્રજાત્વની ભાવના દેશમાં સ્ફુરાયમાન થઇ રહી છે તે પણ ઐતિહાસિક વૃત્તિને ઉત્તેજિત કરતી નથી. બીજાઓના લખેલા ઇતિહાસોના ભાષાન્તરવડે આપણે ચલાવી લઇએ અને તેમાથી ઇતિહાસની સામગ્રી વીણી કાઢી સંતોષ માનીએ, એ આપણી આકાંક્ષાનું અલ્પ પ્રમાણ દર્શાવે છે. માત્ર નીશાળોમાં શીખવવાના શાળોપયોગી અને બાળોપયોગી ઇતિહાસ રચાય તેનું કૈં બહુ મહત્ત્વ નથી. આપણા દેશનાં અને આપણી પ્રજાનાં ઇતિહાસ તથા જીવનચરિત્ર આપણે હાથે આપણી ભાષામાં લખાવાં જોઇએ. આપણા ઇતિહાસનાં સાધનો આપણે શ્રમ કરી સાધ્ય કરવાં જોઇએ. આપણા પ્રજાજીવનની જુના કાળની હકીકત આપણે યથાર્થ રીતે ચીતરવી જોઇએ, એટલુજ નહીં, પણ ઇતિહાસ અને જીવનચરિત્રના ક્ષેત્રમાં આપણે આગળ પગલાં ભરી બીજા દેશોના ઇતિહાસ રચવા તરફ પ્રવૃત્તિ કરવી જોઇએ. આપણા દેશનાં મહાન સ્ત્રીપુરુષોની જીવનકથામાં રહેલું પ્રજાત્વ આપણે પ્રદર્શિત કરીશું નહીં તો એ કાર્ય બીજું કોણ કરશે? હીંદુસ્થાની પ્રજામાં ઐતહાસિક વૃત્ત મન્દ છે એમ કહેવામાં આવ્યું છે તેનો રદીઓ ઘણા પ્રાન્તોએ ઇતિહાસના ગ્રંથો રચી આપ્યો છે, પણ, ગુજરાતમાં એવા પ્રયત્ન થવાનાં ચિહ્ન જણાતાં નથી. ઇતિહાસરચનામાં માત્ર તવારીખ આપવાનું નથી હોતુ, પણ, રાજકીય ક્રાન્તિ, સમાજજીવનની ઘટના તથા ભાષાનો ક્રમ મુળમાંથી દર્શાવવાનાં હોય છે, અને તેમાંથી ફલિત થતું તત્ત્વજ્ઞાન સુચવવાનું હોય છે. મેકોલે કહે છે તેમ ઇતિહાસમાં કવિતા આવે છે તેમજ ફીલસુફી આવે છે, વિશિષ્ટતાવાળા તથા દૂર પહોંચતા પરિણામવાળા બનાવોનાં વર્ણનમાં રસિકતા ઉદ્દભૂત કરવાનો પ્રસંગ હોય છે અને બનાવોના અને તેમનાં કારણો તથા પરિણામના વર્ણનમાં તત્ત્વમીમાંસાનો પ્રસંગ આવે છે. જનસમાજમાં પ્રવર્તેલા રીવાજ, પ્રજાનું સાહિસ, દેશમાં ફેલાએલા ધર્મ, દેશની કારીગરી, ઉદ્યોગ, વેપાર, એ સર્વનું ચિત્ર કાઢવામાં કલ્પનાવ્યાપારની સહાયતાથી વીખરાએલાં દૃષ્ટિબિંદુઓને એકત્રિત કરી શકાય છે. આ સર્વ કાર્ય ગંભીરતાથી કરવાનું માથે લેનારા ઇતિહાસ લેખકો ઉદ્દભુત થાય ત્યારે ઉચ્ચ ગદ્ય ભાષામાં લખાય અને ઉત્તમ શૈલીનો ભંડાર ભરાય.

અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, રાજનીતિશાસ્ત્ર, એ વગેરે વિષયોનું સાહિત્ય ગુજરાતી ભાષામાં છેજ નહીં. એ ખોટ ચાર પાંચ ભાષાંતરોથી પુરાય તેમ નથી. એ શાસ્ત્રના અભ્યાસમાં નિપુણ પંડિતો તરફથી નવા મૌલિક (Original) ગ્રંથો એ વિષયના રચાય ત્યારે એ સંબંધી સાહિત્ય થવા માંડે અને એ વિષયના વિચાર તરફ લક્ષ જતાં નવા વિચાર પ્રદર્શિત કરવાની વૃત્તિ થવા માંડે. જાહેર જીવનના પ્રસંગોમાં આ વિષયોની છુટક ઉપલકીઆ ચર્ચા કરવા આપણે તત્પર રહીએ છીએ, પરંતુ આ વિષયોનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનો શ્રમ લેવાની ઇચ્છા આપણામાં વિદ્યમાન નથી. એ વિષયોના નાના નિબંધ હજી લખાવા માંડયા નથી તો વિસ્તારી પરીક્ષાવાળા ગ્રંથો–શ્રમસાધ્ય ગ્રંથો લખાવાની હાલ શી રીતે આશા રાખી શકાએ! આપણે આ પ્રવૃતિથી સર્વથા વિમુક્ત છીએ એટલું કબુલ કરી આ વિષયોના અભ્યાસપૂર્ણ શિષ્ટ ગ્રંથો લખાશે એની આશા રાખવામાંજ હાલ તો સંતોષ માની શકાશે.

ઇતિહાસ જીવનચરિત્ર, અર્થશાસ્ત્ર, સમાજ-

શાસ્ત્ર, અને રાજનીતિશાસ્ત્ર, સરખા વિષયો પર પ્રૌઢ ગ્રંથો લખાય; માત્ર તવારીખના ઇતિહાસ સંબંધી નહીં પણ લોકજીવનનો ઇતિહાસ, ભાષાનો ઇતિહાસ, સાહિત્યનો ઇતિહાસ, ધર્મનો ઇતિહાસ, એ વગેરે ઇતિહાસના ગ્રંથો લખાય—તે વિના ગુજરાતી ભાષાનું ગદ્ય સમર્થ, વેગવાન અને વિવિધ વિષયોને પહોંચી વળનારું થવાનું નથી. આધ્યાત્મિક વિષયો સંબંધી, નીતિમીમાંસા સંબંધી, અને તત્ત્વ ચિંતન સંબંધી મૌલિક ગ્રંથોની પણ અપેક્ષા છે. માત્ર એ વિષયમાં જોખમ એ રહેલું છે કે એવા વિષયોમાં પ્રવેશ કરતાં આપણે આપણી સામાન્ય નિર્વેદવૃત્તિમાં પડી જઇએ અને "સંસાર માયા છે." "નસીબ બળવાન છે," એવાં નિર્જીવ વાક્યોની શુષ્ક પુનરુક્તિમાં ખેંચાઇ જઇએ તો આ વિષયોમાં કૈં મીમાંસા થાય નહીં અને નવું સાહિત્ય રચાય નહીં. આપણે હીમ્મતથી એ ભયની સામે થઇ શકીએ અને જીવન જીવવાનું છે તો તે સફળતાથી જીવી શકીએ અને, જેટલા ગર્ત આવે તેટલાની પાર જઇ શકીએ એવી સબળ દૃઢતા ધારણ કરી શકીએ ત્યાં સુધી આ પણે ઉત્કર્ષને માર્ગે ક્રમણ કરી શકીએ એમ નથી. એ લક્ષમાં રાખીશુ તો નિરાશાવાદમાં ડુબી જતા બચીશું.

જ્ઞાનના જે વિષયો છે તે સર્વમાં પ્રગતિ કરનારા સાહિત્યની આવશ્યકતા છે. વિજ્ઞાન, ગણિત વ્યાકરણ. એ વિષયના ગ્રન્થો માત્ર બાલોપયોગી કે શાળોપયોગી નહીં તેમજ ભાષાન્તરમય નહીં પણ મૌલિક કૃતિના અને વિસ્તારવાળા લખાવાની જરુર છે. એવું સાહિત્ય હજી થવા માંડ્યું નથી, પરંતુ, તે થવા માંડશે ત્યારે આપણામાં જાગૃતિ આવી છે એવી ખાત્રી થશે. પંડિતો આ સંબંધી વિ[illegible] ના માંડશે ત્યારે પછી તેમના વિચારનુ [illegible] લખાશે.

ગુજરાતી ભાષાનો વિસ્તારી કોષ રચવાની પરમ આવશ્યકતા સર્વમાન્ય છે, છતાં એ કામ હજી અધુરું છે. નર્મદાશંકરે એકલે હાથે એ વિષયમાં ભારે પ્રયાસ કરેલો તે પછી એટલા આગ્રહથી બીજા કોઇએ એ કામ ઘણા વખત સુધી ઉપાડી લીધું નહીં એ ખેદજનક છે. રા. રા. લલ્લુભાઈ ગોકળદાસ પટેલે અને રા. રા. જીવનલાલ અમરશીએ એ ધોરણે ગુજરાતી કોષ બહાર પાડેલા છે અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો મહાન પ્રયાસ હજી ચાલુ છે. અધુરી સામગ્રીના કોષથી હવે ચાલે તેમ નથી. અનેક વિદ્વાનો તરફથી જાતજાતના કોષ રચાશે ત્યારે આ મોટું કાર્ય આગળ વધશે. ગુજરાતના જુદા જુદા સ્થળોના અને જુદા જુદા ધંધાના ખાસ શબ્દોવાળો વ્યુત્પત્તિ સાથેનો તથા શબ્દોના ઉપયોગના ઉદાહરણ દર્શાવનારા ઉતારા સાથેનો સચિત્ર કોષ રચાય અને સંસ્કૃત, ફારસી, બંગાળી, હીંદી, મરાઠી, વગેરે ભાષાઓમાંના સમાનાર્થ શબ્દો તેમાં દર્શાવવામાં આવે: એ કાર્ય હવે થોડા સમયમાં સિદ્ધ થશે એમ કહીએ તો આપણે અત્યારન્વિત ગણાઇશું નહી.

હીંદુસ્થાનના બીજા પ્રાન્તોની ભાષા તથા તેના સાહિત્ય વીશેનો પરિચય સુજ્ઞ જનો માટે આવશ્યક છે; અને એવો પરિચય મેળવ્યા વિના વ્યક્તિની કેળવણી અધુરી રહે છે, એ ભાવ ઉત્પન્ન થશે ત્યારે બીજા પ્રાન્તોની ભાષાની તથા તેના સાહિત્યની ગુજરાતી ભાષા ઉપર કેવી અસર થઇ શકે તેમ છે: એ સાક્ષાત્કાર થશે. ગુજરાતી ભાષામાં પુસ્તકો લખાવા માંડયાં તે પહેલાં હીંદુસ્થાનના બીજા પ્રાન્તોની પેઠે ગુજરાતમાં પણ વિદ્વાનો વ્રજ ભાષામાં પુસ્તકો લખતા એ પ્રથા હવે જતી રહી છે. પણ વ્રજભાષાથી ગુજરાતી ભાષા પર તથા ગુજરાતી સાહિત્યપર પડેલા સંસ્કાર હજી

કાયમ છે. એ લક્ષમાં લેતાં વ્રજ ભાષાનો અને તે પછી થએલી હીંદી ભાષાનો પરિચય ગુજરાતી ભાષાનું બંધારણ સમજવા માટે તથા ગુજરાતી સાહિત્યનો ઈતિહાસ સમજવા માટે કેવો આવશ્યક છે તેનો સાક્ષાત્કાર ત્યારે થશે. આથી કૈક ઓછે દરજ્જે મરાઠી ભાષા ગુજરાતી ભાષા સાથે સંપર્કમાં આવી છે. ગુજરાતમાં પેશ્વાનું રાજ્ય રહ્યું તે દરમીઆન ઘણા મરાઠી શબ્દો સાધારણ વ્યવહારમાં અને ખાસ કરી રાજ્યતંત્રના વ્યવહારમાં પ્રચલિત થયા. અને વડોદરામા ગાયકવાડનું રાજ્ય સ્થપાયા પછી મરાઠી ભાષાનો ને મરાઠી સાહિત્યનો સંસર્ગ ગુજરાતના લોકોને વિશેષ થયો. હીંદી અને મરાઠીનો પરિચય હાલના જમાનામાં ગુજરાતમાં પ્રવર્તમાન નથી. હવે બંગાળી સાહિત્યનો પરિચય ગુજરાતના વાંચકોને વિશેષ થવા લાગ્યો છે. એ ભાષાઓનો પરિચય આ સ્થિતિને લીધે ઉપયોગી છે, તેમજ સમસ્ત ભરતવર્ષમાં વસતા લોકોની ભાષા તથા તેમનું સાહિત્ય દરેક પ્રાન્તના સુજ્ઞ જનોએ સારી રીતે જાણવુ જોઇએ. તે વિના ભારતવર્ષના જીવનથી તેઓ ઘણા અણુવાકેફગાર રહે અને સમસ્ત દેશનું જીવન જીવી શકે નહીં. એ કારણથી પણ એ જરુરનું છે કે હીંદુસ્થાનમાં બોલાતી મુખ્ય ભાષાઓઓમાં તથા તેમાંના સાહિત્યમાં ગુજરાતના વિદ્વાનો નિપુણ હોવા જોઇએ.

ગદ્ય સાહિત્યમાં કયા કયા વિવિધ વિષયો ગુજરાતી ભાષામાં ખીલવવા જાઇએ તે વીશે ઉપર કેટલીક સુચનાઓ કરી છે. પરંતુ, પદ્ય સાહિત્ય માટે એવી સુચના કરી નથી; આનું કારણ સુગમ છે. પદ્ય સાહિત્યમાં મુખ્યભાગ તે કવિતા છે, અને કવિતામાં લાગણી અને ભાવના આવિર્ભાવના લેખ લખાય છે. એક વેળા પદ્યમાં ઈતિહાસ, ભૂગોલ, વગેરે રચવામાં આવતાં પણ તે સમય હવે ગયો છે. સ્મૃતિને મદદ કરવા માટે પણ એવા વિષયો હવે પદ્યમાં રચાતાં નથી.

ઇરાન હીંદુસ્થાનને, સાયામ અર્બસ્તાન;
બ્રહ્મ, ચીન, જાપાન ને, રુશઆ તુર્કસ્તાન.
"કહું મરાઠારાજ્ય, શિવાજીને સંભાજી;
વળતી રાજારામ. પછીથી શિવાજી."

"એ. બી. સી. ડી ઈ એફ. જી. એચ. આઈ. જે. જાણ્‌. કે. એલ ને એમ. પછી, એન. ઓ પી. કયું આણ્‌ આર. એસ. ટી. યુ વી. ને, ડબલ્યું. વળતી એક્ષ વાઇ ઝેડ મુળાક્ષરો, અંગ્રેજી આ પેખ

એવી રચના હવે પદ્યમાં થતી નથી. તેમજ જ્ઞાન, ઉપદેશ; અને તત્ત્વચિન્તનનાં પદ્ય બહુધા રચાતાં નથી કવિતાનો પ્રધાન હેતુ તે આનન્દ છે, અને પ્રત્યક્ષ રીતે શિક્ષક પેઠે કે ભાષણકર્ત્તા પેઠે બોધ આપવો તે કવિતાનું કામ નથી એ બહુધા સર્વત્ર સ્વીકાર થયો છે.

બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહીએ
હુંકારા વીણ વાત ન કરીએ, ઇચ્છા વીણ નવ જમીએ જીરે.

એવાં ઉપદેશનાં પદો હવે બહુધા રચાતાં નથી. તત્ત્વચિન્તન અમૂર્તરુપે હજી પદ્યમાં લખાય છે, પરંતુ, કવિતમાં લાગણી અને ભાવનું પ્રાધન્ય હોવું જોઇએ એ ભાવના સર્વમાન્ય થાય છે એમ જણાય છે. લાગણી અને ભાવ એ કવિની સ્વયંભૂ ઊર્મિનો વિષય છે તેથી કવિતામાં શુ લખાવું જોઇએ, તેનુ વિવેચન થઇ શકે તેમ નથી. કયા વિષયો કવિત્વને યોગ્ય નથી એટલોજ નિર્દેશ થઇ શકે એમ છે. આ સંબંધમાં અહીં એટલુંજ કહીશું કે વીરરસ કવિતામાં દાખલ કરવા જે પ્રયાસ નર્મદાશંકરે કરેલા તે તેમના પછી ભીમરાવ ભોળાનાથ તથા હરિલાલ હર્ષદરાય ધ્રુવ સીવાય બીજા કોઇએ કર્યા નથી. તેથી

ગુજરાતી કાવ્ય સાહિત્યમાં વીરરસની અપેક્ષા છે. અને તે રસ પણ ખીલવવો જોઇએ, એટલું કહેવું અપ્રાસંગિક નથી.

વીરરસ સાથે દેશભક્તિનાં કાવ્યો પણ નર્મદાશંકરે અને ભીમરાવ ભોળાનાથે તથા હરિલાલ હર્ષદરાય ધ્રુવે લખેલાં તે પણ કવિવર્ગની દૃષ્ટિ આગળ રજુ કરીશું કે એ વિષયની વિસ્મૃતિ ન થાય.

સાહિત્યમાં જેનો સમાવેશ થઇ શકે એવા અનેક વિષયો ગણાવતાં સર્વ વિષયોના સાહિત્યને નિયંત્રિત કરનારા તથા યોગ્ય મર્યાદામાં રાખનાર વિવેચન સાહિત્યની ગણના કરવાનું ભુલી જવું ન જોઇએ વિવેચનની કસોટીમાં સમસ્ત સાહિત્ય જરૂર મુકાવુ જોઇએ તે વિના ગ્રંથોનું યથાયોગ્ય મૂલ્ય થઇ શકતુ નથી. કવિ કાળીદાસ કહે છે તેમ—

हेम्न सलक्ष्यते ह्यग्नौ विशुद्धि: श्यामिकापि वा !

સુવર્ણને અગ્નિમાં નાખ્યા વિના જણાતુ નથી કે તેમાં શુદ્ધતા છે અને ભેગને લીધે થએલી કાળાશ કેટલી છે.

દોષૈકદર્શન એ વિવેચનનું કાર્ય નથી પરંતુ કૃતિમાંના ગુણ અને દોષ જુદા પાડવા, કૃતિમાં કયા ગુણ છે અને કયા દોષ છે, તે ખોળી કાઢી રજુ કરવા, કૃતિની ખુબીઓ તેમજ ખામીઓ દર્શાવવી, અને કૃતિનું સમસ્ત સ્વરૂપ લક્ષમાં લઇ તેની તુલના કરવી એ વિવેચનનું કાર્ય છે આવા વિવેચન સાહિત્યની ગુજરાતી ભાષામાં ખોટ છે. તેનું કારણ કે વાચકોના તેમજ લેખકોના લક્ષમાં વિવેચનનું મહત્ત્વ ઉતર્યું નથી. ગ્રંથોની યથયોગ્ય તુલના થાય તે લેખકોને લાભપ્રદ છે. તેમજ વાંચકોને લાભપ્રદ છે. એવી તુલના વિના સાહિત્યમાં સુસ્થતા આવતી નથી, પોતાની કૃતિની કીંમત લેખકોને સમજાતી નથી, તેમજ લેખકોની કૃતિઓની કીંમત શી રીતે આંકવી તેનુ માર્ગદર્શન વાંચકોને મળતું નથી. આ કાર્ય કરવાનું માથે લેનાર વિવેચકની જવાબદારી ભારે છે. બે પ્રશંસાનાં વચન અને બે દોષ-દર્શનનાં વચન કહ્યાથી એ કાર્ય સિદ્ધ થતું નથી. વિવેચક પોતે બહુશ્રુત હોવો જોઇએ, અને પોતાના અભ્યાસનો લાભ વાચકોને મળે એવી રીતે તેણે પ્રવૃત્તિ કરવી જોઇએ.

× ×

ગ્રંથની પરીક્ષા સબંધમાં "નિયમો" અને "સિદ્ધાંતો" એવા ભેદ કરવામાં આવે છે. "નિયમો" વસ્તુ, છંદ, ભાષા અને શૈલી જેવી ઓછા મહત્ત્વની બાબતો વીશે હોય છે. અને "સિદ્ધાંતો" મુદ્દાની બાબતો વીશે હોય છે. એટલે સમસ્ત કૃતિથી વાંચનારના મન પર કેવી અસર થાય છે, તથા તેની કલ્પના કેવી રીતે ઉત્તેજિત થાય છે એ પરીક્ષા સિદ્ધાંતો વીશેની છે. વિવેચનમાં "નિયમો ગૌણ છે અને "સિદ્ધાંતો મુખ્ય છે તથા વિચારમાં લેવા યોગ્ય છે, એમ કેટલાકનું કહેવુ છે. નિયમોથી ગુણદોષનુ દર્શન થાય છે, પણ જમાના બદલાતાં તેનું મહત્ત્વ બદલાય છે, પરંતુ, સિદ્ધાંતો મનુષ્યના મનને લગતા હોવાથી સર્વકાલમાં એના એ રહે છે, એમ કેટલાકનુ માનવું છે. નિયમોને હદ ઉપરાંત મહત્ત્વ આપવાથી વિવેચન કૃત્રિમ થઇ જાય છે, એ ખરું છે, પરંતુ નિયમો પણ રસિકતાનાં કોઇ ધોરણો પર રચાએલા હોય છે, અને જમાને જમાને રુચિઓ બદલાય, પરંતુ રસિકતાનું ધોરણ બદલાય નહીં એ લક્ષમાં લેતાં નિયમો છેક અવગણના પાત્ર છે એમ કહી શકાશે નહીં અલબત્ત, નિયમોને અક્ષરશઃ વળગી રહેવું ન જોઇએ, પરંતુ નિયમોમાં રહેલું હાર્દ ધ્યાનમાં રાખવુ જોઇએ. ઉદાહરણાથ, કોઇ શબ્દ કે વિચારની પુનરુક્તિ ન થવી જોઇએ

એવો નિયમ છે, પરંતુ કેટલેક પ્રસંગે શબ્દ તથા વિચારની પુનરુક્તિનો સંભવ હોય છે અને તે પુનરુક્તિ વિના ન્યૂનતા જણાય છે. એવા પ્રસગમાં નિર્ણયિક વાત એ છે કે બીજા શબ્દ કે વિચારની ખામીને લીધે અથવા વિના પ્રયોજન પુનરુક્તિ થવી ન જોઇએ એટલે અંશે એ નિયમ માન્ય રાખવા જોગ છે. રસિકતાના ધોરણો શી રીતે ગોઠવવાં એ અભ્યસ કરવાની મનને ટેવ પડે અને તુલના કરવામા મન કસાય એ નિયમોની મોટી કીંમત છે વિવેચક નિયમેથી માહીતગાર હોવો જોઇએ પણ નિયમોનો કયાં ઉપયોગ કરવો અને કયાં ન કરવો એ નિર્ધારણ કરવાની વિવેચકમાં શકિત હોવી જોઇએ. અને નિયમોના અનુસરણથી કૃતિમાં સત્ત્વ આવતુ નથી, એ મોટી વાત ભુલી જવી ન જોઇએ. સત્વર તો લેખકના મનમાં રહેલી ભાવનાવડે સિદ્ધ થાય છે. પણ ભાવનાનો પ્રકાર ઉત્તમ હોય ત્યાં નિયમોમાં પરિહાર્ય કહેલા દોષ દૂર રહે છે, એ મનોવ્યાપાર ભુલી જવો ન જોઇએ.

વળી, ગ્રથમાં જોવાની મુખ્ય વસ્તુ તે તેનુ વકતવ્ય પ્રદર્શિત કરવાની રીત તે એટલી પ્રધાન નથી. પરંતુ, વકતવ્ય પ્રદર્શિત કરવાની રીત એ લેખકની કલાનું પરિણામ છે અને લેખકની કલા અરુચિકર હોય તો વાંચનારના ઉપર અસર થઇ શકતી નથી. આ રીતનો બહોળો અર્થ લેતાં પ્લેટોએ એ ધોરણ ગ્રહણ કરેલું કે વસ્તુનું પ્રતિપાદન નીતિમય હોય તે સીવાય તેમા ઉત્તમતા હોઈ શકે નહીં તથા જ્યાં રીતિમાં ન્યૂનતા હોય ત્યાં વિચારમાં સલ્લક્ષણમાં ન્યૂનતા હોવી જોઇએ.

× ×

માસિક પત્રો અને ત્રૈમાસિક પત્રો વીશે કરેલા ઉલ્લેખથી એ પત્રોના વિકાસ વીશે સૂચન કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સદ્દગત હાજી મહમદ અલારખીઆએ ઉચ્ચ પ્રકારનું સચિત્ર માસિક કાઢી જે માર્ગ ખુલ્લો કર્યો તે માર્ગનું અનુસરણ હજી સુધી ચાલુ છે એ આનન્દજનક છે. માસિકોમાં અને ત્રૈમાસિકોમાં વાર્તા તથા વિવેચન ઉપરાંત સામાન્ય જ્ઞાનના લેખનો સમાવેશ થવો જોઇએ અને એ રીતે તેમની ઉપયોગિતા અનેક પ્રકારની થવી જોઇએ એટલું કહીશું તો બસ થશે.

ગુજરાતી ભાષા બોલનાર વિવિધ કોમો ગુજરાતી સાહિત્યની ઉન્નતિના કાર્યમાં સામીલ થવા ઈન્તેજાર છે એ સંતોષજનક છે. જૈન, પારસી, મુસલમાન, સર્વ કોમો સાહિત્ય સેવામાં પોતાનું સાહિત્ય રજુ કરે છે, અને એ સર્વના સંમિલનથી ગુજરાતનાં વિસ્તાર તથા મહત્ત્વનું દર્શન થાય છે. આ બાબતમાં એક સાવચેતી ધ્યાનમાં લેવાની જરૂર છે અને તે એ છે કે જુદી જુદી કોમો વચ્ચેનો ભેદ આગળ કરવો ન જોઇએ, પણ સર્વ એક ભાષા બોલનાર છે એ કારણથી ઉપજતું ઐક્ય આગળ કરવુ જોઇએ. આ માટે જ્યાં ધર્મનો ભેદ છે ત્યાં જુદી જુદી કોમના ધર્મનું સાહિત્ય બાજુ પર રાખી જે સાહિત્યમાં બધી કોમોને રસ પડે તેમ હોવું જોઇએ તેને પ્રધાનપણું આપવુ જોઇએ. દરેક કોમના લેખકોએ પોતાની કોમના સાહિત્યમાં ગુજરાતી વાચકને રુચિ ઉત્પન્ન કરનારા અંશો કયા કયા છે તે પર ધ્યાન ખેંચવું જોઇએ. જે કોમના લેખકોની સાહિત્યસેવા સામાન્ય ગુજરાતી વાચક વર્ગની દૃષ્ટિ આગળ રજુ કરવા જેવી હોય તે લેખકોની કૃતિઓ પર ધ્યાન ખેંચવું અને તેના ગુણ દોષ આગળ પાડવા એ તે કોમના લેખકોની ફરજ છે, એ કાર્યમાં ધર્મની વિશેષતા પર ભાર મુકવો ન જોઇએ, પણ, કૃતિની વિશેષતા

આગળ કરવી જોઇએ. જૈન તથા મુસલમાન ગુજરાની લેખકોએ પ્રવર્તમાન ગુજરાતી ભાષા કાયમ રાખી લેખનપ્રવૃત્તિ કરી છે. હાલની ગુજરાતી ભાષાના આરંભકાળથી જૈન લેખકો ગુજરાતી સાહિત્યની સેવામાં હાજર થયા છે. અને ગુજરાતી ભાષા તે પોતાની ભાષા છે એમ માની લઇ પ્રવૃત્ત થયા છે. તેમની એ સેવા માટે ગુજરાત ઋણી છે; એ સેવા તેઓ ચાલુ રાખશે એમ ગુજરાતી પ્રજા આશા રાખે છે.

× ×

આ સંબંધે કવિ નર્મદાશંકરનાં વચન લક્ષમાં લેવા યોગ્ય છે.

"કોની કોની છે ગુજરાત?

પૂર્વજ જેના જે વળી આજે જન્મથકી ગુજરાતી થયા,
કોઈ રીતની તોપણ ને વળી આર્યધર્મને રાખી રહ્યા

તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત.
તેની તેની છે ગુજરાત.

વળી પરદેશી બીજા જેને ભૂમેએ પાળી મોટા કર્યા,
પરધર્મી પણ હિત ઈચ્છનારા માવતણું તે ભાઈ કર્યા,

તેની તેની છે ગુજરાત,
પછી હોય ગમે તે જાત
તેની તેની છે ગુજરાત"

અંતરમાં આપણ સર્વની ભાષા તથા તથા સાહિત્યના ઉત્કર્ષ માટેની અભિલાષા ઈશ્વરકૃપાથી પરિપૂર્ણ થાય એમ આશા દર્શાવી યાચના કરીશું કે विन्देम देवतां वाचमगृतामात्मनः कलाम्॥

# ગુજરાત યુનીવર્સીટી



ગઈ તા. ૫–૩–૨૧ ને શુક્રવારના રોજ સાંજના ૭ વાગે મુંબાઇ યુનીવર્સીટીના સીન્ડીકેટ રુમમાં સર ચીમનલાલ સેતલવાડ, (વાઇસ ચાન્સેલર, મુંબાઇ યુનીવર્સીટી)ના પ્રમુખપણા નીચે ગુજરાત યુનીવર્સીટી કમીટીની એક સભા મળી હતી જેમાં નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતાઃ—

૧. સર ચીમનલાલ સેતલવાડને કમીટીના પ્રમુખ ચુંટવામાં આવે છે.

૨. અમદાવાદ કે ગુજરાતમાં બીજા કોઇ પણ યોગ્ય સ્થળે ગુજરાત માટે શિક્ષણ આપનારી અને વિદ્યાલયોને અંગીકાર કરનારી યુનીવર્સીટી સ્થાપવાની યોજના ઘડવાને માટે નીચેના સદ્ગૃહસ્થોની (પાછળ યાદી આપી છે તે પ્રમાણે) કમીટી નીમવામાં આવે છે.

૩. ડો. કે જી. નાયક અને શ્રી. કે. એમ. મુનશીને કમીટીના સેક્રેટરી નીમવામાં આવે છે.

૪. ૧૯૨૧ ના જુલાઇની ૧૫ મી તારીખ સુધીમાં નીચેના પ્રશ્નો ઉપર તપાસ કરવા અને તેનો અહેવાલ રજુ કરવા એક પેટા કમીટી નીમવામાં આવે છે.

અ. યુનીવર્સીટી માટે સુયોગ્ય સ્થળ,

બ. ગુજરાતની સ્થિતિને અનુકુળ થાય તેવી શિક્ષણ આપનારી અને કોલેજોને અંગીકાર કરનારી યુનીવર્સીટી સ્વરૂપની રુપરેખા.

ક આવી યુનીવર્સીટી માટે જમીન, મકાનો, અને જરુરીઆતોના ખર્ચનો અડસટ્ટો; અને

ડ યુનીવર્સીટી માટે જરુર પુરતી આર્થિક સહાય મેળવવાના રસ્તા શોધવા અને આ આર્થિક સહાય મેળવવા જરુરી પત્રવ્યવહાર શરુ કરવાની સત્તા આ પેટા કમીટીને આપવામાં આવે છે.

૫. નીચેના સદ્ગૃહસ્થોની પેટા કમીટી બનશેઃ—

૧. સર ચીમનલાલ એચ. સેતલવાડ, કે. સી. આઇ. ઇ. ઇ. બી. એ. એલ. એલ. ડી. એમ. એલ. એ એડવોકેટ (ચેરમેન.)

૨. શ્રી. લલ્લુભાઇ શામળદાસ, સી. આઇ. ઇ. (વાઇસ ચેરમેન).

૩. ,, એ. એમ. કાજીજી, બી. એ. એલએલ બી. બાર–એટ–લૉ.

૪. ડો. પી. ટી. પટેલ, એમ ડી. એમ. આર. સી. પી ડી. ટી. એમ. એન્ડ, એચ. એફ્. સી. પી. એસ.

૫. ડો. જીવરાજ, એન. મહેતા, એમ. ડી. એમ. આર. સી. પી.

૬. પ્રો. કે. ટી. શાહ, બી. એ. બી. એસ સી. બાર–એટ–લૉ. (બોમ્બે યુનીવર્સીટી)

૭. ખાનબહાદુર ફેરદુનજી એમ. દસ્તુર, એમ. એ. આઇ. ઓ. એસ. (રજીસ્ટ્રાર બોમ્બે યુનીવર્સીટી)

૮ પ્રીન્સીપાલ એન એમ શાહ, એમ એ એફ સી પી એચ, એસ (ન્યુ પુના કૉલેજ)

૯ ધી હોન મી એ એમ કે દેહલ્વી.

૧૦ રાવબહાદુર રમણભાઇ એમ નીલકંઠ, બી એ એલએલ બી

૧૧ શ્રી શેઠ અંબાલાલ સારાભાઈ

૧૨ શ્રી કે એસ વકીલ, બી એ એમ ઇ. ડી આઇ ઇ એસ (એજ્યુ- ઇન્સ્પેકટર નોર્થર્ન ડીવીઝન

૧૩ મીસીસ શારદાગૌરી સુમંત મહેતા, બી એ

૧૪ શ્રી મટુભાઇ એચ કાંટાવાલા, એમ એ

૧૫ ડૉ કે જી નાયક, એમ એ ડી એસ સી એફ આઇ સી (સેક્રેટરી)

૧૬ શ્રી કે એમ મુનશી, બી એ એલએલ બી એડવોકેટ (સેક્રેટરી)

૬ સબકમીટીનો કારભાર ચલાવવા રુ ૫૦૦૦) નું ફંડ ઉભું કરવાની, સેક્રેટરીઓને આ ફંડ ભેગુ કરવાની અને કમીટીના ઉદ્દેશો પાર પાડવા સેક્રેટરીને યોગ્ય લાગે તે પ્રમાણે ખર્ચ કરવાની સત્તા આપવામા આવે છે

૭ સબકમીટીનુ કાર્ય સરળ કરવા ગુજરાતમા જુદા જુદા સ્થળે સ્થાનિક મંડળો ઉભા કરવાની સત્તા સેક્રેટરીઓને આપવામા આવે છે

## મુંબાઇ

૧ સર ચીમનલાલ એચ સતલવાડ કે સી આઇ ઇ બી એ એલ એલ ડી એમ એલ એ એડવોકેટ ચેરમેન (મુંબાઇ અને અમદાવાદ)

૨ ધી ઓનરેબલ જસ્ટીસ સર લાલુભાઇ એ શાહ કે ટી એમ એ એલ એલ બી ( મુંબાઇ અને અમદાવાદ)

૩ એ એમ કાજીજી બી એ એલ એલ બી બાર-એટ લૉ (મુંબાઇ અને અમદાવાદ)

૪ ધી ઓનોરેબલ સર ઇબ્રાહીમ રહીમતુલ્લા કે સી એસ આઇ સી આઇ ઇ (મુંબાઇ)

૫ સર પરસોતમદાસ ઠાકોરદાસ કે ટી બી એ (મુંબાઇ અને અમદાવાદ)

૬ ધી ઓનરેબલ સર ચુનીલાલ વી મેહતા કેટી એમ એ એલ એલ બી (મુંબાઇ અને સુરત)

૭ સર કરીમભાઇ ઇબ્રાહીમ (મુંબાઇ)

૮ ધી ઓનરેબલ મી વી જે પટેલ, બાર-એટ લૉ પ્રેસીડન્ટ લેજીસ્લેટીવ એસેમ્બ્લી (મુંબાઇ)

૯ ધી ઓનરેબલ મી રતનસી ડી મોરારજી, (મેમ્બર કાઉન્સીલ ઓફ સ્ટેટ) (મુંબાઇ)

૧૦ લલ્લુભાઇ શામળદાસ સી આઇ ઇ (મુંબાઇ અને ભાવનગર)

૧૧ ધી ઓનરેબલ મીસ્ટર જસ્ટીસ વી એફ તારાપોળવાળા (મુંબાઇ)

૧૨. બી. જે. દેશાઇ એમ. એ. એલએલ. બી. એડવોકેટ (મુંબાઇ અને વલસાડ)
૧૩. શેઠ મફતલાલ ગગલભાઇ (મુંબાઇ અને અમદાવાદ)
૧૪. ડૉ. જીવરાજ એન. મેહતા એમ. ડી. એમ. આર. સી. પી. (મુંબાઇ)
૧૫. ડૉ. પુરશોતમદાસ ટી. પટેલ એમ. ડી. એમ. આર. સી. પી. ડી. ટી. એમ. એન્ડ એચ. એફ. સી. પી. એસ. (મુંબાઇ ને વડોદરા)
૧૬. કૃષ્ણલાલ એમ. ઝવેરી એમ. એ. એલ એલ. બી. (મુંબાઇ અને ભરુચ)
૧૭ જે. બી. પીટીટ જે. પી. (મુંબાઇ)
૧૮. પ્રો. નરસિંહરાવ બી. દીવેટીઆ બી. એ. (એલ્ફીન્સટન કોલેજ) (મુંબાઇ)
૧૯. પ્રો. પી. એ. વાડીઆ એમ. એ. (વીલ્સન કોલેજ) (મુંબાઇ)
૨૦. પ્રો. કે. ટી. શાહ બી. એ. બી. એસ. સી. બાર-એટ-લૉ (મુંબાઇ)
૨૧. કનૈયાલાલ એમ. મુનશી બી. એ. એલએલ. બી. એડવોકેટ (મુંબાઇ અને ભરુચ)
૨૨. ત્રીભોવનદાસ એન. માલવી એમ. એ. એલએલ. બી. સોલીસીટર (મુંબાઇ અને સુરત)
૨૩. પ્રો. એ. એમ. મસાણી એમ એ. બી. એસ. સી. (મુંબાઇ અને વડોદરા)
૨૪. કે. એફ. નરીમાન એમ. એલ. સી. (મુંબાઇ)
૨૫. ત્રીકમદાસ દ્વારકાદાસ (મુંબાઇ)
૨૬. ચંદ્રશંકર એન. પંડયા બી. એ. એલ. એલ. બી. (મુંબાઇ અને નડીઆડ)
૨૭. શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી. (મુંબાઇ અને સુરત)
૨૮. ધી ઓનરેબલ મી. એ. એમ. કે. દેહલાવી. (મુંબાઇ અને સુરત)
૨૯. ખાનબહાદુર ફરદનજી એમ દસ્તુર એમ. એ. આઇ. એસ. ઓ. (મુંબાઇ)
૩૦. શેઠ નરોતમ મોરારજી ગોકુલદાસ (મુંબાઇ)
૩૧. શેઠ લાલજી નારણજી એમ. એલ. સી. (મુંબાઇ)
૩૨. મણીલાલ એચ મેહતા બી એ. એલએલ. બી. (મુંબાઇ અને ગોધરા)
૩૩. નગીનદાસ ટી. માસ્તર. સોલીસીટર. (મુંબાઇ)
૩૪. કાનજી દ્વારકાદાસ (મુંબાઇ)

## સુરત

૩૫. દીવાન બહાદુર હાકોરરામ કપીલરામ મહેતા. બી. એ. એલ. એલ. બી. (સુરત)
૩૬. સી. એમ. ગાંધી બી. એ. એલ. એલ. બી. એડવોકેટ (સુરત)
૩૭. ડૉ. એમ એમ. મહેતા એલ. એમ. એન્ડ એસ. એમ. એલ. સી. (સુરત)
૩૮. ડૉ. એમ. કે. દીક્ષીત એલ. એમ. એન્ડ એસ. એમ. એલ. સી. (સુરત)

## વડોદરા

૩૯. હીઝ એકસેલન્સી સર મનુભાઇ એન. મેહતા કે ટી. સી. એસ. આઇ. એમ. એ. એલ. એલ. બી. (વડોદરા અને સુરત)

૪૦. મટુભાઇ એચ. કાંટાવાલા એમ. એ. (વડોદરા)
૪૧. ડો. કે. જી. નાયક એમ. એ. ડી. એસ. સી. એફ. આઇ. સી. (વડોદરા કોલેજ)–વડોદરા અને સુરત.
૪૨. મીસીસ શારદાગૌરી સુમન્ત મેહતા. બી. એ. (વડોદરા).
૪૩. નન્દનાથ કે. દીક્ષીત, બી. એ. એમ. સી. પી. (વડોદરા)

## અમદાવાદ

૪૪. સર ગીરજાપ્રસાદ ચીનુભાઇ બેરોનેટ. (અમદાવાદ)
૪૫. ખાનબહાદુર ડૉકટર બી. એચ. નાણાવટી, એલ. એમ. એન્ડ એસ (અમદાવાદ)
૪૬. રાવબહાદુર રમણભાઈ એમ. નીલકંઠ બી. એ. એલએલ બી. (અમદાવાદ)
૪૭. રાવબહાદુર કેશવલાલ એચ. ધ્રુવ, બી. એ. (અમદાવાદ)
૪૮. પ્રીન્સીપાલ આણંદશંકર બી ધ્રુવ, એમ. એ. એલએલ. બી. (બનારસ યુનીવરસીટી.) અમદાવાદ.
૪૯. શેઠ મંગલદાસ ગીરધરદાસ, (અમદાવાદ)
૫૦. શેઠ અંબાલાલ સારાભાઇ, (અમદાવાદ)
૫૧. શેઠ માણેકલાલ મનસુખભાઇ, (અમદાવાદ)
૫૨. શેઠ કસ્તુરભાઇ લાલભાઇ, એમ એલ. એ. (અમદાવાદ)
૫૩. પ્રોફેસર જે. સી. સ્વામીનારાયણ એમ. એ. એમ. એલ. સી. (અમદાવાદ)
૫૪. પ્રીન્સીપાલ વી. બી. દીવેટીયા, એમ. એ. (ગુજરાત કોલેજ) અમદાવાદ
૫૫. કે. એસ. વકીલ, બી. એ. એમ ઇ. ડી. આઇ. ઇ. એસ. (અમદાવાદ અને સુરત)

## વલસાડ

૫૬. કાવસજી ધનજીશા ધનભુરા (વલસાડ)

## નવસારી

૫૭. દીનશાહ દાણુ, (નવસારી)
૫૮. ડૉક્ટર દોરડી, (નવસારી)

## નડીઆદ

૫૯. રાવસાહેબ દાદુભાઇ પી. દેશાઇ, બી. એ. એમ. એલ. સી. (નડીઆદ)
૬૦. પ્રોફેસર કાતિન્લાલ સી. પંડ્યા, એમ. એ. પી. એચ. ડી. (સેંટ જોન્સ કોલેજ આગ્રા) નડીઆદ.

## ભરુચ

૬૧. દીવાન બહાદુર અંબાશંકર યુ. માલજી. (ભરુચ).
૬૨. શેઠ ફીરોજશા વખારીયા. (ભરુચ).

## ગોધરા

૬૩. વામન એસ મુકાદમ એમ. એલ. સી. (ગોધરા).

## પુના

૬૪ પ્રીન્સીપાલ એન. એમ. શાહ એમ. એ એફ. સી. પી. એચ. એસ. (ન્યુ પુના કોલેજ) (પુના અને સુરત).

૬૫ પ્રોફેસર બલવંતરાય કે. ઠાકોર બી એ. (પુના અને ભરુચ.)

## ધરમપુર

૬૬ અનુપચંદભાઈ જે. મોદી (ધરમપુર).

## પાલણપુર

૬૭ મોરારજી એ તના બી. એ. એલએલ બી. (પાલણપુર).

## ભાવનગર

૬૮. સર પ્રભાશંકર ડી. પટણી કે. સી. આઇ. ઇ. (ભાવનગર).

૬૯ કે જે. સંજાણા એમ એ. (ભાવનગર).

૭૦. ભાસ્કરરાવ વી. મેહતા એમ. એ. એલએલ. બી. એડવોકેટ (ભાવનગર).

## ધ્રાંગધ્રા

૭૧. રાજરાણાશ્રી માનસીંહજી એસ. ઝાલા સી. આઇ. ઇ. (ધ્રાંગધ્રા).

૭૨ કે ડી આચાર્ય એમ. એ. (ધ્રાંગધ્રા)

## જુનાગઢ

૭૩ વજીર સાહેબ મહમદભાઇ (જુનાગઢ)

૭૪ પ્રોફેસર હરીલાલ એમ. એ. (બાહુદીન કોલેજ.) જુનાગઢ.

## મોરબી

૭૫. રણછોડદાસ વી. પટવારી બી. એ. એલએલ બી. (મોરબી).

## જામનગર

૭૬. મેરવાનજી પેસ્તનજી (જામનગર).

## લીંબડી

૭૭. ટી. જે. રાજા એમ. એ. એલએલ. બી. (લીંબડી).

## ભુજ (કચ્છ)

૭૮. સુર્યશંકર ડી. મેહતા. (ભુજ).

## નાગાનંદમ્



[ અનુસંધાન પૃષ્ઠ ૨૫ થી ]

નાયક

[જોઇને] આ રહી પેલી બાઇ [શંખચૂડને જોઇ] ખરે! તેના આ પુત્ર ઉપર કૈં આફત આવી પડી હશે તેથીજ એ રડે છે. [ચારે બાજુ ભાળી] પરંતુ એમના ભયનું કૈં કારણ જણાતું નથી. શી આફત છે તે એમની પાસે જઇ પુછું? પણ... વાતચીત થતી હોય તેમ લાગે છે. કદાચ એથીજ સર્વ જણાઇ આવશે. લાવ, આ વૃક્ષની પાછળ છુપાઇ સાંભળું. [તેમ કરે છે.]

કિંકર

[આંસુ આણી હાથ જોડી] કુમાર શંખચૂડ! કદાચ હું નિષ્ઠુર લાગતો હોઇશ. પરંતુ સ્વામીનો આદેશ છે એટલે નાઇલાજ.

શંખચૂડ

ભદ્ર! મહારાજની શી આજ્ઞા છે?

કિંકર

નાગલોકના સ્વામી વાસુકી આજ્ઞા કરે છે કે—

શંખચૂડ

[માથે હાથ જોડી પૂજ્યભાવથી] શી છે સ્વામીની આજ્ઞા?

કિંકર

—તમારે આ રાતાં વસ્ત્રો પહેરી આ વધ્યશિલા પર ચઢવું. રાતાં વસ્ત્રોની નીશાનીથી ગરુડ તમને ઓળખી કાઢશે; ને તમને લઇ જઇ પોતાની ક્ષુધા શાંત કરશે.

નાયક

અરે, આ શું સાંભળું છું? આ બીચારાને વાસુકીએ સજી દીધો છે. ગરુડના આહાર માટે તેને અહીં મોકલવામાં આવ્યો લાગે છે.

કિંકર

શંખચૂડ! આ લો. [વસ્ત્રો આપે છે.]

શંખચૂડ

[માનથી] લાવો, [લઇને] સ્વામીના આદેશને માથે ચઢાવું છું.

વૃદ્ધા

[પુત્રના હાથમાં વસ્ત્રયુગલ જોતાં છાતી કુટતી] હા વત્સ! આ તો વજ્રપાત! [મૂર્છા પામે છે.]

કિંકર

ગરુડને આવવાની વેળા થઇ, ચાલ, સત્વર અહીંથી ચાલ્યો જાઉં.

જાય છે.

શંખચૂડ

માતા! સાવધ થા! સાધવ થા!

વૃદ્ધા

[સાવધ થઇ વિલાપ કરતી] હા જાતવાન્! હે વહાલા બાળક! હજારો મનોરથે પ્રાપ્ત થએલા, હા ભક્ત! હા વિનયસાગર! પૂર્ણિમાના ચંદ્ર જેવું તારું વદન ક્યાં નીહાળીશ. [આલિંગન દઇ રડે છે.]

નાયક

[અશ્રુ સારતો] અરેરે! કેટલી ગરુડની નિર્દયતા?

અશ્રુવાર શી નીતરે નયનથી એના વિલાપો થકી,
"તારો રક્ષક કોણ? બસ!" વદતી દિશા દરી બાળની,
નાનું બાળક અંકમાં વીહરતું મારે કરુણા ત્યજી,
માનું કે ઉર વજ્રનું ગરુડનું—ચંચુ ન વજ્રે બની.

શંખચૂડ

[અતિશય દુઃખના આવેશથી કદાચ માતાનું હૃદય ફાટી જશે એવી શંકા ધારતો—માતાને]:

જે અત્યંત દયા થકી ન ભૂલતા 'અર્થી' તણી માર્થના,
જે કરુણા ધરી સ્વાર્થને ન ગણતા, બીજા તણા લાભમાં
જે હંમેશ દુઃખી થતા પરદુઃખે—એવા મનુષ્યો ગયા—
માતા! અશ્રુપ્રવાહ દૂર કરને—ક્યાં આ વિલાપો વૃથા?

[સ્વહસ્તે માતાનાં અશ્રુ લોહી નાખે છે] માતા! આમ દુઃખી શાને થવું? ના, ના, સાવધ થા! ધૈર્ય ધર!

વૃદ્ધા

[આંસુ લાવી] બેટા! હીંમત કેવી રીતે રાખવી? તું એકનો એક પુત્ર છે એમ ધારી, દયા લાવી, નાગાધિરાજ વાસુકીએ તને જતો કર્યો તે માટે? હા! ક્રૂર યમરાજ! તમારા કઠોર હૃદયને મહાવિસ્તારવાળા વિશ્વમાંથી એક મારોજ પુત્ર જડયો? હા, મંદભાગિનિ! મારું સર્વસ્વ લુંટાઇ ગયું.

ફરી મૂર્છા પામે છે.

નાયક

[ કરુણાથી ]

દુઃખથી કંઠ છે પ્રાણ ત્યજયો છે સ્વબંધુથી,
આને જો ના બચાવું તો શ્રેય શું દેહને ધરી?

લાવ, તેમની પાસે જાઉં.

શંખચૂડ

માતાજી! શાંત થાવ.

વૃદ્ધા

હા! વહાલા શંખચૂડ! મને તો હવે શાંતિ દુર્લભ છે. નાગલોકના રક્ષક વાસુકિએજ સ્વયં તારો ત્યાગ કર્યો તો બીજું તને કોણ બચાવશે—

નાયક

[સત્વર ફને જઇ] હું બચાવીશ હું.

વૃદ્ધા

[ગભરાય છે; ગરુડ આવ્યો એમ ધારી ઉત્તરીયથી પુત્રને ઢાંકી દે છે—નાયકને] હે વિનતાનંદન! મને ખાઓ નાગરાજે આપના આહાર માટે મને નિર્માણ કરી છે.

નાયક

[અશ્રુ સારતાં] અહો! કેવી આની પુત્રવત્સલતા!

ગરુડ આને જોઈ પીડાએલી નિજ પુત્ર તણા વહાલે,
કરુણાહીન પણ એનું હભરાશે દીલ દયા થકી આજે

શંખચૂડ

માતાજી! આમ ત્રાસ ન પામો. ન હોય આ નાગશત્રુ.

જુઓ—

સદા મહા પન્નગ શિર તોડી,
લોહી થકી ચાંચ કઠોર રંગી;
ક્યાં એ ગરુડ? આ ક્યાં તપસ્વી?
સાધુ જણાતા શુભ દર્શનેથી.

વૃદ્ધા

અરે બાલુડા! તારા મરણના ભયથી હું તો આખા જીવલોકને ગરુડમયજ માનું છું.

નાયક

માતા! બીહીશો મા! હું તો એક વિદ્યાધર છું, ધીરજ ધરો!

વૃદ્ધા

[હર્ષથી] વત્સ! વારંવાર એવી વાત સંભળાવ.

નાયક

માતા! ફરી ફરી વદે શો લાભ? કર્મથીજ એ સિદ્ધ કરી બતાવીશ.

વૃદ્ધા

[માથે હાથ મુકી] બેટા! ચિરંજીવ!

નાયક

માતા! મને વધ્યનીશાન દોને!
પહેરી સુખે જાઉં ગરુડ પાસે;
આ બાલના જીવન રક્ષણાર્થે,
આ દેહ પાડું અરિ ભક્ષણાર્થે.

વૃદ્ધા

[કાન બંધ કરી] અમંગલ દૂર થાઓ! અરે અરે જાતવાન! તું તો શંખચૂડના જેટલોજ મને વહાલો છે. કુટુંબીજનને વીસારી મેમી,

તારો દેહ પાડી, શંખચૂડનું રક્ષણ કરવા માગે છે; એટલે તો એનાથી પણ પ્રિયતર છે

શંખચૂડ

[ ખેદથી ] અહો ! આ મહાનુભાવનું વર્તન તો જગતથી વિપરીત જણાય છે.

વિશ્વામિત્રે શ્વમાંસે નિજઉદર ભર્યું એક ચંડાલ પેઠે,
નાડીજંઘ નિવાર્યો ઉપકૃત તદપિ ગૌતમે દેહ માટે;
પેલા તાર્ક્ષ્યે હંમેશાં ફણિધર હણતાં ક્ષુગ કાઢયા ઘણાએ,
કિંતુ એ પ્રાણ ત્યાગે પરહિત કરવા તૃણ જેવા ગણીને.

[ નાયકને ] હે મહાત્મન ! પ્રાણ હોમવાની ઇચ્છા જણાવીનેજ આપે દયાલુતા દર્શાવી છે. હવે બહુ થયું જુઓ—

જન્મ પામે, મરે અંતે, વિશ્વમાં ક્ષુદ્ર પ્રાણીઓ;
પરાર્થે આપના જેવા રાચતા વિરલા જનો.

તો પછી આમ આગ્રહ કર્યે શો ફાયદો ? કૃપા કરો. આ પ્રયાસ છોડી દો.

નાયક

[ શંખચૂડનો હાથ ઝાલી ] કુમાર શંખચૂડ આજ ઘણે દિવસે પરમાર્થ કરવાનો મારો મનોરથ સિદ્ધ થવા આવ્યો છે. એમાં અંતરાય નાખવો એ ઠીક નહીં હોં ! માટે લાંબા ટુંકા વિચાર છોડી દો. વધ્યચિન્હ મને આપી દો.

શંખચૂડ

હે મહાત્મન ! હે સાહસિકાગ્રણી ! શાને વૃથા મથો છો ? આ શંખચૂડ શંખ જેવા શ્વેત શંખપાલના કુલને કદાપિ લાન્છન નહી લગાડે. જો અમે દયાપાત્ર હોઇએ તો અમારી આ વિપત્તિથી વિહ્વલ થએલી માતા પ્રાણત્યાગ ન કરે એવો વિચાર શોધી કાઢવો જોઇએ.

નાયક

પણ વિચારવાનુંજ શુ છે? એનો ઉપાય તો ક્યારનોએ શોધી કાઢ્યો છે તમારાજ હાથમાં છે.

શંખચૂડ

કયો તે ?

નાયક

મરે જો તું, મરી જાશે, જીવતાં, જીવશે નહીં;
જીવતી ભાળવા ચાહું, જીવ, આ પ્રાણદાનથી.

એજ એનો ઉપાય. માટે વધ્યચિહ્ન સત્વર આપી દો. એને મારા શરીર પર વીંટી હું વધ્યશિલા પર ચઢીશ, તમારાં માતાજીને આગળ કરી, તમે આ પ્રદેશથી દૂર સીધાવો. પાસેનું વધસ્થાન જોઇને નારી જનને સ્વાભાવિક ડર લાગે; એથી કદાચ એ પ્રાણત્યાગ કરે. પન્નગોનાં હાડકાંથી ભરપુર આ શ્મશાન આપ નથી જોતા શુ ?—

ચંચુના અગ્રભાગે પિશિત લવ કરી,
ઉડતાં ગ્રાસ લોભે,
પાંખે ગીધો ઘણાંએ સકલ સ્થલ મહીં
શ્યામતા ગાઢ છાએ;
વહેતાં કલ્લોલિનીએ વમળ ચરબીના
લોહીના રેલ લાવે,
શીઆળોના મુખેથી અનલ અડકતાં
ગર્જના 'છીમ્' સુણાએ.

શંખચૂડ

ન કેમ જોઉં ?

પ્રતિદિન પન્નગ હારે, વિનાયકે વળી પ્રીત ધરી લાગે,
શશિધવલાસ્થિ કપાલે રુદ્રવપુ સમ સ્મશાન આ ભાસે.

માટે જાઓ, આવા દીલાસા શાને? ગરુડને આવવાનો સમય થયો છે. [માતાની આગળ ધુંટણીએ પડી, હાથ જોડી માથા ઉપર રાખે છે] માતાજી ! તમે પણ અહીંથી પાછાં વળો.

જન્મ પામીશ હે માતા ! વળી જે જે ગતિ થશે;
યોનિ મર્ત્યકમાં તુંએ માત વહાલી સદા થજે.

[ પાય લાગે છે.]

વૃદ્ધા

[ રડતી મનમાં ] હાય ! આ વચનો છેલ્લાં તો નહીં ? [ પ્રગટ ] દીકરા ! તને મુકી બીજે

જવા મારા પગ નથી ઉપડતા. હું પણ તારી સાથેજ મરીશ.

શંખચૂડ

[ઉભો થાય છે ] પાસેજ ભગવાન દક્ષિણ ગોકર્ણનું મંદિર છે. એમની પ્રદક્ષિણા કરી સ્વામીની આજ્ઞા માથે ચઢાવું. [માતા સાથે જાય છે]

નાયક

અરે રે! મનની માણી મનમાંજ રહી. હવે શો ઉપાય—

[એકાએક કંચુકી પ્રવેશ કરી]

કંચુકી

આ રાતાં વસ્ત્રો—

નાયક

[જોઇને, હર્ષથીઃ મનમાં] ચાલો! ઘણુંજ સારું થયું. અણધાર્યાં રાતાં વસ્ત્રો તો મળ્યાં; મનોકામના પૂર્ણ થઇ.

કંચુકી

—મિત્રાવસુજીનાં માતાજી મહારાણીએ મોકલ્યાં છે. આપ એને પરિધાન કરો, કુમાર!

નાયક

કંચુકી! લાવ.

[કંચુકી બે રાતાં વસ્ત્રો આપે છે

નાયક

[લે છેઃ સ્વગત] મલયવતીનું પાણિ-ગ્રહણ સફલ થયું [પહેરે છે; પ્રકાશ] કંચુકી! જાઓ, દેવીને મારા પ્રણામ કહેજો!

કંચુકી

જેવી કુમારની આજ્ઞા. [જાય છે]

નાયક

રાતાં વસ્ત્રો મળ્યાં બે આ યોગ્યકાલે વીચારતાં;
વધારે ચાહના થાયે પરાર્થે દેહ હોમવા.

[ચારે દિશાએ જોઇને] મલયાચલનાં શિખરોને પણ ચળામમાન કરી નાખે એવો પ્રચંડ વાયુ વાય છે. પક્ષિરાજ પાસે આવી પહોંચ્યા હોય તેમ જણાય છે.

યુગાન્તે મેઘ પેઠે, ગમન દ્વિજ તણી
પાંખથી જે છવાયે,
વેગે તીરે ઉછાળે જલધિ જલ ભૂમિ
ઢાંકવા વાયુ વાએ;
આણે કલ્પાંત શંકા ભયથી નિરખતા
હાથીઓ શ્રી દિશાએ,
જાણે બારે સવિતા પ્રગટ થઇ દિશા
દેહ જ્યોતે ભરે છે.

માટે પેલો શંખચૂડ આવી પહોંચે તે પહેલાં સત્વર વધ્યશિલા ઉપર ચઢી જાઉં. [તેમ કરે છેઃ પથ્થરને અડકતાં] અહા! આનો સ્પર્શજ—

આવું ના સુખ આપે ચંદનધારી મલયવતી અંગે,
આશા ઉરની પુરે વધની આવી શિલા છતાં, સ્પર્શે.

અથવા ક્યાં મલયવતીનો સ્પર્શ—

સુવતાં માતા અંકે અનુભવ્યું સુખ બાલ્ય મહીં મેં જે,
તેનાથી એ અદકું થાયે આ વધ તણી શિલા સંગે.

લ્યો, ગરુડ આવી પહોંચ્યા. ચાલ, મારા શરીરને ઢાંકી દઇ ઉભો રહું.

[તેમ કરે છે ગરુડ પ્રવેશ કરે છે.

ગરુડ

જોઇને ચંદ્ર બિંબે, ભયભીત થએલી,
શેષમૂર્તિ સ્મરીને,
આત દે સૂર્ય ભાવ્યો, ગલિત રથ મહીં,
અગ્રજે અશ્વ બીન્યે;
પાંખે આધાં ખસેડયાં જલધર સમૂહો;
ઓપતો એવી તેજે,
આવ્યો સિન્ધુ સમીપે, મલયગિરિવરે,
સર્પના ભક્ષણાર્થે.

નાયક

[સંતોષથી]

રક્ષી અહીં પન્નગ પૂષ્ય મેં જે શરીર
દાને દઈ મેળવ્યું છે,
ભવે ભવે તેથી હમેશ મારે પ્રાપ્તિ થજો
દેહ તણી પરાર્થે.

ગરુડ

[નાયકને જોઇ]

સામે રક્તશિલાતલે પડી રહ્યું, સર્પો બીજા રક્ષવા,
ભેદું ભક્ષ અચુક વજ્ર સમી આ ચાંચે હવે છ તીમાં;
મારી બીક થકી વિચ્છિન્ન હરથી ચાલ્યુ વહી લોહી આ,
રાતાં વસ્ત્ર થકી વીંટેલ લઇ એ હડુ ઉંચે આભમાં.

તરાપ મારી નાયકને પકડે છે: નેપથ્યે દુંદુભિનાદને પુષ્પવૃષ્ટિ થય છે.

ગરુડ

[વિસ્મય પામે છે] અહો! આ દુંદુભિનાદ શાનો! આ પુષ્પવૃષ્ટિ કયાંથી? [ઉંચુ જોઇ શ્રવણ કરે છે.]

ગધે કાં પુષ્પવૃષ્ટિ અલિયૂથ હરી આવતી અમ્બરેથી?
દુંદુભિના નિનાદે અમરભૂમિ થકી સૌ દિશાઓ પુરાતી,

[હસીને] હાં! જાણ્યું—

પારિજાતે ગમનગતિ થકી કમ્પતું સર્વ વાથી;
ધીમાં સંવતક ઘ્રો, પ્રલય થઇ જશે, ગર્જતાં એમ ધારી.

નાયક

[મનમાં] હાશ! હવે કૃતાર્થ થયો.

ગરુડ

[નાયકને નીહાળી]

નાગને રક્ષનારો આ ભારવાહી જણાય છે;
સર્પના ભક્ષની કાંક્ષા આજ દૂર કરી જશે.

ચાલ, આને લઇ મલયપર્વત પર ઉડું ત્યાં એનો નીરાંતે આહાર કરીશ.

નાયકને લઈ ઉડી જાય છે.

ચોથો અંક સમાપ્ત.

[આ રસિક નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં]

# પૂર્ણતાપ્રાપ્ત

[ અનુસંધાન પૃષ્ઠ ૩૧ થી ]

ઉઠયા નિર્મલસિંહે ફરી પોતાની તલવાર વીંઝી, પણ પોતાને સ્થાને ઉભો રહ્યો યુદ્ધ નિપૂણ માટે આ દેખાવ અતિ રસિક હતો નિર્મલસિંહ લઢતોજ નહતો તે રમત કરતો હોય એમ દેખાતુ તેને શ્રમ પણ પડતો નહતો, વીરસિંહનો હાથ નજીક આવે ત્યા સુધી તે નિશ્ચત ઉભો રહેતો અને પછી સહેજ તલવાર વાળીને આવનાર ઘાને વ્યર્થ કરી મુકતો.

લઢતી વખતે સામો માણસ છેક શાંત હોય તેના જેવી પજવનાર વાત બીજી થોડીજ હશે વીરસિંહ વધારે ગુસ્સે થતો ગયો અને વધારે ને વધારે દાવ ખેલતો ગયો થોડીવાર પછી તેને થાક વધારે લાગવા માડયો નિર્મલસિંહને પણ વધારે યુદ્ધ ચલાવવા મરજી ન રહી. અને જેવો સીધી તલવાર રાખીને વીરસિંહ, નિર્મલસિંહના હાથને ઘાયલ કરવા ગયો તેવોજ એક ઝટકાથી નિર્મલસિંહનો હાથ ફર્યો એક ક્ષણમા કયાક નિર્મલસિંહની તલવાર ચમકી ક્ષણમા વીરસિંહના કપાલ પાસથી ચાલી ગઇ અને જ્યા તે અડકી ત્યા નાહીની ટશરો ફુટી નીકળી નિર્મલસિંહે તરવાર એકદમ દૂર ફેંકી દીધી અને પોતાના પહેરણમાથી એક ટુકડો ફાડયો વીરસિંહ હજી શું મન્યુ તે સમજે ત્યાર પહેલા નિર્મલસિંહે કહ્યુ ' ભાઇ, તમે ઘાયલ થયા છો, મે તમને આ પ્રકારના હલ્લા માટે ચેતવણી આપી હતી. એક બાજુ તમને ઘા હતોજ; હવે બીજી બાજુ પણ થયો, લાવો હુ તે બાધી લઉ "

વીરસિંહ યુદ્ધમા પરાજિત ન થયા તેટલો આ વિવેકથી થયો

એટલામા હકીમ આવી પહોંચ્યો તેણે ઘા જોઇ જાહેર કર્યુ કે અતિ બાહોશ હાથનુજ એ કામ હતુ ઘા જરા પણ ઉંડો ન હતો બે ત્રણ દિવસમાં સારું થઇ જશે એમ તેણે કહ્યુ

જોનાર સાંભળનાર સૌ વિસ્મયથી સ્તબ્ધ થઇ નિર્મલસિંહને જોઇ રહ્યા નિર્મલસિંહે તલવાર ફેંકી દીધી હતી એટલે વિજય વીરસિંહનો ગણાય છતા પ્રશ્ન એ હતો કે ત્રણેમાં સૌથી બહાદુર કોણ! કાયદા પ્રમાણે જીત વીરસિંહની હતી, બલ પ્રબલસિંહનુ સૌથી વધારે હતુ. વાસ્તવિક રીતે બીજા યુદ્ધનો નિર્ણય થયોજ નહોતો છતાં નિર્મલસિંહે પ્રબલસિંહના જીતનારને જીત્યો હતો.

કોઇ બોલ્યુ: " એ તો વિધિના ખેલ "

કોણ સૌથી બહાદુર તેનો નિર્ણય કરવા મહારાજાએ અગ્રગણ્ય સેનાનિઓને બોલાવ્યા તેમણે મત આપ્યો કે પ્રબલસિંહ જો કે જોરાવર હતો છતા કાયર હતો, તેથીજ ધાસ્તીમા તે નિદ્રા ન લઇ શકયો, અને નાસી જવાની ઇચ્છા કે મરી જવાનો ભય દબાવવા તેણે સૌથી પ્રથમ યુદ્ધ શરું કર્યુ વીરસિંહમા કૌશલ્ય હતુ, છતા સાવધતા નહતી તેનો પ્રયત્ન ભય આવે ત્યાર પહેલા તેનો નાશ કરનારના જેવો હતો ધૈર્ય અને નિડરતાને લીધે સૌથી હીંમતવાન નિર્મલસિંહ હતો તેણે છેક છેલ્લે સુધી યુદ્ધ માટે રાહ જોઇ હતી. તે કાયર ન હતો કેમકે તેણે પોતેજ બને સરદારોને યુદ્ધ માટે આહ્વાહન કરેલું, તેમજ અસાવધ પણ નહોતો કેમકે જો કે તેણે ઢાલ કે બખ્તર કે ધારણ કર્યું ન હતુ છતા તે જરા પણ ઘાયલ થયો ન હતો વગેરે વગેરે.

આ નિર્ણયની વાત રાજકુમારીને કાને ગઇ તેના સખી મડલનો આગ્રહ રાજકુમારીના પતિની પસંદગી આ યુદ્ધના નિર્ણય પ્રમાણે

કરવાનો હતો રાજકુમારીને તેનો પતિ પોતે પસંદ કરવાની મહારાજા તરફથી છુટ મળી હતી રાજકુમારીએ કહ્યુ કે બધાનો મત નિર્મલ સિંહ નિડર છે એવો થયો ને સાચો છે પણ એવી નિડરતા દોષરૂપ હતી કેમકે તેનુ પરિણામ એ આવે કે તેને કશાનો—ઇશ્વરનો સુદ્ધા ભય ન ન રહે રાજકુમારીનો મત એમ હતો કે માત્ર સત્ય પક્ષમા હોય ત્યારેજ નિડરતા સ્થાને છે તેની નિડરતા ઉપર અંકુશની જરુર હતી અને તેની *હીંમત જે યુદ્ધમા કસોટીએ ચઢી ઘડાઇ હતી* તેને બીજા પ્રકારે કસી જોવાની જરુર હતી

કોક બોલ્યુ "ત્યારે તો બા! આપ વીરસિંહ જીનુજ નામ મહારાજાને આપશોને ?"

"ચુપ!" રાજકુમારીએ કહ્યુ "મને લાગે છે કે મારે લગ્ન કરવાની જરુર છે તેના કરતા નિર્મલસિંહને પરણાવવાની જરુર વધારે છે, તે અનુભવ તેના ચારિત્ર્યની પૂર્ણતા માટે જરુરનો છે હુ તેની જોડે લગ્ન કરીશ"

"પણ મા તે પોતે આપ સાથે" સખી બોલી "લગ્ન કરવા ઇચ્છતા નથી તેનુ કેમ ?"

"તે મારે જોવાનુ છે, જાઓ! કોઇ જઇને નિર્મલસિંહને મારી પાસે હાજર કરો!"

નિર્મલસિંહ આવ્યો એટલે સખીમંડલ ચાલ્યુ ગયુ રાજકુમારીએ તેનો સિદ્ધાત મહારાજાનો નિર્ણય વગેરે વિસ્તારથી સમજાવ્યા પછી કહ્યુ કે તેટલા માટે, તમારી પૂર્ણતા માટે તમારે લગ્ન કરવા જોઇએ

"માફ કરો કુમારી! પણ લગ્ન કરવાની મારી હીંમત નથી."

"એ હીંમત માટેજ તમારે લગ્ન કરવાની જરુર છે"

"પણ હુ લગ્ન કરવા ઇચ્છતોજ નથી"

"છતા તમો લગ્ન કરો એમ હુ ઇચ્છુ છુ"

"કોની જોડે મારા લગ્ન કરાવવા ઇચ્છો છો?"

રાજકુમારી તેની પાસે આવી ઉભી રહી; "મારી સાથે"

નિર્મલસિંહની આંખો ચમકી રહી, "શુ તમારી સાથે?" રાજકુમારીના ખભા ઉપર બે હાથ ટેકવી તે ઉભો રહ્યો પછી નિશ્ચય કરતો હોય તેમ બોલ્યો, "અશક્ય છે, *તમારી જોડે લગ્ન કરવાની હુ ના કહુ છુ*"

"તમારા દીલથી ઉલટી વાત તમે બોલો છો તમારા વદન ઉપર દેખાય છે કે તમારી લગ્ન કરવાની હા છે"

દૂર ઉભા રહી નિર્મલસિંહે કહ્યુ "ના, ના, ના"

નિર્મલસિંહના ગળા ઉપર પોતાના બને હાથ ભેરવી જાણે ફરજ પાડતી હોય તેમ રાજકુમારી બોલી "હા, હા, હા"

નિર્મલસિંહ રાજકુમારીના નિશ્ચયી મુખ સામે જોઇ રહ્યો "જો હીંમતને પૂર્ણતાએ પહોચાડવા તમારી સાથે લગ્ન કરવુ પડતુ હોય તો હીંમત બહુ ઇચ્છવા જેવો સદ્‌ગુણ નથી"

"જો મારી સાથે લગ્ન કરવાથી હીંમતની પૂર્ણતા મેળવાતી હોય તો હીંમત સીવાય બીજો ઇચ્છવા જેવો સદ્‌ગુણ એકે નથી"

નિર્મલસિંહ નિર્મલ હાસ્ય હસ્યો રાજકુમારી તેના બાહુપાશમા હસી રહી

"ખરેખર હીંમત જો ઉમદા વસ્તુની પ્રાપ્તિ માટે ન હોય તો તે હીંમતજ નથી"

નિર્મલસિંહે ઉત્તર આપ્યોઃ "બરાબર, એક ફારસી ફીલસુફ* પણ એમજ કહી ગયો છે"

* એરીસ્ટોટલ

# અરવિંદનાં આંસુ



[ અનુસંધાન પૃષ્ઠ ૩૪ થી ]

એક ઉપમા લઉં. મારું વિવક્ષિત સ્પષ્ટ સમજાવવા એક સુંદર દૃષ્ટાંત લઇશ પ્રેમ અને પ્રકૃતિનું સામ્ય જરા જોઇએ. ધાર કે એક વિલાસી તરુણને એક મુગ્ધા સાથે હૃદયગ્રંથિ બંધાય છે પ્રેમદેવીનો તે પુજારી પોતાની પ્રેયસી સન્મુખ જુગલકર જોડી કરી 'ખડે પાંઉં' રહે છે. તેની મોહબ્બત–મીઠાશમાં લોહીનાં પાણી કરે છે, તબીઅત નીચોવે છે, તેને અહરનિશ પ્રસન્ન રાખવા તેના ગજવામાં જાણે કુબેરના ભંડાર હોય તેમ સંપત્તિ વેડફે છે. માન મરતબા-વાળો, જમાનાનો ખાધેલ પુરુષ વચ્ચે પડી તેને આમ ટપેરે છે; "ભલાભાઇ, પ્રેમ પાશ તો સ્વાભાવિક છે; પરંતુ તારે મર્યાદામાં રહી એ મોહ જાળમાં સપડાવું ઘટે. તારા સમયને યોગ્ય હીસ્સાઓમાં વહેંચી નાખી, યોગ્ય ભાગ ફલપ્રદ કાર્ય વ્યવસાયમાં ગાળ અને તારી દેવીના સંપર્કમાં આરામની ઘડીઓ ગુજાર. તારી સમૃદ્ધિનો બરાબર આંક કાઢ અને જન્મોત્સવે કે એવા કોઇ રસપર્વે યોગ્ય પ્રમાણમાં તારી પ્રેયસીને ઉપહાર આપ." આ સલાહ ને માર્ગ દર્શનાનુસાર ખરે તે સમાજનો ઉપયોગી અંગભૂત સભ્ય બને એમાં શંકા નહીં પરંતુ આ વજ્રપાતના પરિણામરૂપ તેના પ્રેમવિમોચનનું શું? જો તે કલાકાર હોય તો તેની પ્રતિભાની પાંખ કુંપાવાની એ નિઃશંક અને નિર્વિવાદ છે.

પ્રિય સુહૃદ! અન્તર્યામીમાં ગરકાવ થતા આત્માને અમૃતવીચિઓમાં ગુંગળાવતા પ્રતિભાના ધોધવાના દરેડા શા માટે ભાગ્યેજ ફુટી ઉછળી નીકળે છે? કારણ સ્પષ્ટ છે. એ રસ ઝરણની બંને કીનારીએ ઠંડાગાર ભદ્ર લોકનાં ભવનો આવી રહ્યાં છે. અને આ પાગલ મસ્તરસ ધોધનાઓ એમની ગ્રીષ્મકુંજો અને ફુલવાડીઓ કે ધાન્ય ક્ષેત્રોને ઇજા કરે એમ હોય છે, જેથી તેઓ ઝઝુમતા જોખમને ખાળવા ખાઇઓ ખોદી મુકે છે ને કૃત્રિમ પુસ્તાઓ ઉભા કરે છે

ફાગણ સુદ આઠમ

આનંદોર્મિ, ખંડન અને ઉપમાઓમાં હું કયાં ફસકાઇ ભેરવાઇ પડયો! પરિણામે પછી પેલા નિર્દોષ કનૈયા–નટવરનું શું થયુ તે તને લખવાનું રહી ગયું. ગઇ કાલના મારા પત્રમાં જે કલાત્મક ચિંતનોનો મેં ઇશારો કર્યો છે તેમાં ડુબી જઇ લગભગ એક પહોર હું હળ પર ધ્યાનસ્ત બેસી રહ્યો. લગભગ દીવાબત્તી ટાણે હાથમાં એક ટોપલી લઇને એક તરુણી બચ્ચાં તરફ દોડતી હાંફળીફાંફળી આવી પહોંચી. આ બધો વખત બચ્ચાંઓ તો સાંથી એક ડગલુંએ ચસ્કયાં નહોતાં થોડે દૂરથી તે બોલી ઉઠી "કના બહુ ડાહ્યો મારો ભાઇ!" મને ત્યાં ઉભેલો જોઇ જરા ખંચકાઇ પરંતુ જરા હીંમત ધરી પછી મને આવકાર દીધો. ભલી બાઇ! તેનું મોઢું કેવું હસું હસું થઈ રહેલું દીસતું હતું! હું તેની પાસે ગયો ને કહ્યું: "આ રમકડા જેવું બચ્ચું તમારો દીકરો થાય?" હકારમાં તેણે ઉત્તર આપ્યો ને નટુને લઇ હૈયાં સરખો ચાંપી મીઠુ વહાલ કર્યું. વધુ નિવેદન કરતાં તેણે આગળ ચલાવ્યું: "નટુને કનાને સોંપી સુંદરને લઇ હું ચહા, ખાંડ, ગોળ ને પરચુરણ ચીજો લેવા ગઇ હતી." પણ તે માતૃવાત્સલ્યનું શબ્દચિત્ર આલેખવા હું અસમર્થ છું. "નટુ, ભાઇ તું ડાહ્યો થઇ પડી રહ્યો માટે આજ તને શીરો શેકી દઇશ ને કના તેં ને સુંદરે કાલ ધમાચકડી કરી ગોળો ફોડી નાખ્યો છે એટલે તમને કશું નહીં મળે." તેણે નાનાને પંપાળ્યો ને વચેટ ને મીઠી ધમકી

આપી એટલામાં સુંદર આવી ચઢયો ને કનાને એક પાંદડાંની પીપુડી આપી. તે ભલી બાઇ જોડે પછી હું જરા, વાતે ચઢયો. મને માલમ પડયું કે તે મહેતાજીની દીકરી હતી. તેનો ધણી નજદીકના મગાના મૃત્યુથી વારસો મળવાની વકી હતી. તેની તજવીજ કરવા પરગામ ગયો હતો. "ભાઇ, અમે લખી લખીને થાકયા પણ જવાબમાં એક હરફ ન મળે, એટલે પોતે ગયા અને હવે હેમખેમ પાછા ફરે એટલે જાણે ગંગા નાહ્યાં!" દીલસોજીનાં વેણ કહી સુંદરને ચોપડાના, કનાને સારાં નવાં ખમીસના ને નટુને માટે દ્રાક્ષ ને ખજુરના પાચ રુપીઆની નોટ આપી હું વીદાય થયો.

પ્રિય સુહૃદ! ધોધમાર જોસમાં જ્યારે મારા મસ્ત તરંગો ઉછળે છે. ત્યારે આવાં નિર્દોષ જીવનનું દૃશ્ય બેચેન મસ્તિષ્કનો બોજો ઘટાડે છે ને મને શાંતિ અર્પે છે પોતાના નાના કાર્ય પ્રદેશમાં તે ભલી બાઇ કેવી નિશ્ચિંત ઘુમે છે! રોજની ઘટમાળ રોજ ઉકેલતી અને આવતી કાલની આજ શી પડી છે એવી વિશુદ્ધ બેપરવા તથા પરવરદેગાર પરની શ્રદ્ધાની નિશ્ચલતા તેની પ્રકૃતિને કેવી શાંત રાખે છે! ઝાડપરથી પાંદડાં ખરતાં જોતાં રત બદલાશે એ સીવાય તેને અન્ય તર્ક સ્ફુરતો નથી. કેટલી શાંત અને સંતોષી જીંદગી!

હવે અવારનવાર તે બાઇને ત્યાં મારો જવરો ખરો. બચ્ચાંઓ તો મારી સાથે ખુબ હળી ગયાં છે. હું ત્યાં ચહા, કે કૉફી પીઉં ત્યારે સાકરનો એક ગાંગડો જરુર મળવાનો. ઘણીવાર તેઓ મારી સાથે સાંજરે દહીં ભાત કે માખણને રોટલો ઝાપટે છે. ગોધુલિની વેળા તેના નવા દોસ્તની તેઓ નક્કી માર્ગ પ્રતીક્ષા કરવાના અને કદાચ સંજોગવશાત્ કોઇ અનિવાર્ય વિઘ્નને લીધે મરાથી ત્યાં ન જવાય તો જરુર નિરાશ થવાની ઘણીવાર હું તેમને ભીમનાથ મહાદેવ દર્શન કરવા લઇ જાઉં છું. ને નાના નટુને ઉંચો કરી ટોકરો રણકાવવાનો લ્હાવો દેવાનું ચુકતો નથી.

મેં તને લખ્યું તેમ હું નાના નટુ ને સુંદરનો છેક દોસ્ત બની ગયો છું. મારી સાથે આ ભોળીઆં ભુલકાં ખુલ્લા દીલે ખુબ તડાકા મારે છે. ગામનાં બીજાં ભટુરીઆં સાથે તેઓ જ્યારે આનંદહિન્ડોલે ચડે છે ત્યારે તેઓના બાળ સ્વભાવનાં નિર્દોષતા અને સરલતાથી હું મુગ્ધ થાઉં છું અને આનંદ પામુ છું. આ બાળારાજાની પારદર્શક નિખાલસતા, એમની હઠમાનશાઇ ગેલ અને એમનાં ટોળ ટીખળ રખેને મને અડચણરુપ થાય એ આ ભલી બાઇની હંમેશ ફીકર હોય છે. પણ ભાઇ! હું બંડેખાંએ નથી ને તુંડમીજાજીએ નથી એટલે આ નિર્દોષ બાળલીલા મને ઉલટી પારાવાર આનંદરુપ થઇ જાય છે.

---

## તંત્રીસ્થાનેથી



[અનુસંધાન પૃષ્ઠ ૮૨ થી]

જીવનની ને હૃદયસ્પર્શી છે. જુના વૈભવશાલી આર્યજીવનની સુંદરતાનાં કાલ્પનિક ચિત્રો પણ તેને જોતાં ચિત્રમાં રચાઇ જાય છે.

"શા માટે મા તારાં શુષ્ક નયન" એ ચિત્ર જોતાં તો ગમે તેવું કઠોર હૃદય પણ દ્રવે. ભારત જનનીનો દીન, મલિન વેષ અને એ માના સ્વાતંત્ર્ય માટે તલસતા નવ યુવાનવીરની આંખમાં અને અંગેઅંગમાંથી નીકળતો આર્તસ્વર આપણા અંતરમાંએ એવોજ ઉંડો ધ્વનિ જગાડે છે.

'ભારત સૌભાગ્ય' ભાવનાની દૃષ્ટિએ ઉત્તમ છે, સર્વ વર્ણ અને સર્વજન ભારત દેવીના દર્શને પુષ્પો લઇ આવેલાં છે. સૌ પોતપોતાની ભેટ તેના ચરણે ધરી કૃતાર્થ થાય છે. સૃષ્ટિ સૌંદર્ય આપણા દેશનુંજ છે. મંદિર ને મસ્જીદ કોમો વચ્ચેનો સહકાર સુચવે છે ગજ, સિંહ અને મયૂર દેશનાં બલ, પરાક્રમ અને કલાના પ્રતિનિધિરૂપે છે.

તે પછી આવતુ મીરાંબાઇનું દ્વિરંગી ચિત્ર મીરાંનોજ સાક્ષાત્કાર કરાવતુ હોય એવું છે. આ ચિત્ર કોઇ દિવસ મીરાંના ખરા ચિત્ર તરીકે ઓળખાવશે એની ભવિષ્યવાણી કરવામાં જરાએ અતિશયોક્તિ લાગતી નથી.

શ્રીમતિના ચિત્રમાંની સુંદરતા ઘણા થોડાજ પુરેપુરી પીછાની શકશે. એકાગ્ર ભક્તિ એની આંખમાં મૂર્તિમંત થઇ છે. એના પ્રત્યેક અંગમાં સૌષ્ઠવ દીસે છે, એની સુકુમાર દેહમાંથી લાવણ્ય-ને રસિકતા ઝરે છે. અને સંભાળથી તૈયાર કરેલી એની પુજા સામગ્રીમાં એના ઉરની આતુરતાનાં દર્શન થાય છે.

પણ હજુ તો ઘણાં ચિત્રો રહ્યાં. પુરાંગી એકલવ્યની એકાગ્રતા અને ગુરુભક્તિ, વીરાંગના લક્ષ્મીબાઇનો વીર વેષ, આંખને ખુંચે એવું જલ ભરતી સુંદરીનું દેહ વલણ બાદ કરતાં સંધ્યાના આરામાં સૃષ્ટિ પર ઉતરી જળમાં પ્રતિબિંબિત થતા સંધ્યાના અનેક રંગ અને અબોલા રાણીનુ પરિચિત Silhautte ચિત્ર સૌએ સુંદર છે. તે પછીનાં પાંચ ચિત્રો સરસ્વતીચંદ્ર, મોહિની, અરુણ, દિલીપ અને સિંહ અને ગુર્જર સુંદરી-માં મોહિની અને ગુર્જર સુંદરીના ચિત્રો ચિત્રની દૃષ્ટિએ વધારે સુંદર ગણી શકાય.

રા. રવિશંકરનાં ચિત્રોની વિશિષ્ટતા એ ચિત્રોમાંની ભાવનામાં છે. એમનાં ચિત્રો એ માત્ર ચિત્રો—જોઇને ભુલી જવાય એવાં ચિત્રો-નથી પણ દરેકની અંદર આર્યભાવતા અને આર્યજીવનને પોષતાં અથવા એનાથી પોષાએલા તત્વો હોય છે, અને તેથી જોતાંની સાથે જોનારના હૃદયમાં પણ એ ભાવના સ્ફુરવા માંડે છે. રાવલનું ધ્યેય ભારતીય કલાના ઉદ્ધારનું અને તે દ્વારા જીવનને સંસ્કારી ને વધારે ઉચ્ચગ્રાહ સેવડાવવાનું છે. એમનો આદર્શ ગુજરાતી જીવનમાં કૈક અંશે સફળ થતો દેખાય છે.

આવા કલાના એક અનન્ય ભક્તની કૃતિઓને સત્કારવામાં ગુજરાત પોતાનોજ સત્કાર કરે છે એમ માનવું વધારે પડતું નહીંજ લેખાય.

### ભગિની સમાજ પ્રદર્શન

આ માસની ગઇ તા. ૧૪ મી થી ૨૨ મી સુધીમાં મુંબાઇના ભગિની સમાજે માધવ-બાગમાં ચિત્રકળા અને ગૃહકળાઓનું પ્રદર્શન ભરી પુણ્યપર્વ ઉજવ્યું હતું. પુણ્યપર્વ એટલા માટે કે આ પ્રદર્શન માત્ર

પાર્થિવ દ્રષ્ટિબિંદુથી" નહોતું ભરવામાં આવ્યું પરંતુ એની પાછળ સર હરકીશનદાસ હીંદુ હોસ્પીટલને આ પ્રદર્શનની ઉત્પન્ન આપવાના મહાન નિશ્ચયની પરમ ભાવના રહેલી હતી. મુંબાઈમાં વસતી ને જાહેર જીવનમાં સહેજે રસ લેતી દરેક સન્નારીએ આ પ્રદર્શનમાં પોતાની કૈં ને કૈં સેવા આપી હતી. તેમની એ સેવાભાવના માટે તેઓને ધન્યવાદ ઘટે છે.

આ પ્રદર્શનના અંગે ગુજરાત વ્યાયામ મંડળના બેન્ડસહિત શારીરિક પ્રયોગો, પ્રો. સી. સી. શાહના અને પ્રો. ભાટીઆના અંગબળના પ્રયોગો, જાતજાતની બોલીઓનું અનુકરણ કરનાર ભાયલીકરના પ્રયોગો પણ રાખવામાં આવ્યા હતા.

આ પ્રદર્શનને પાર ઉતારવા અથાગ પ્રયત્નો કરનાર સૌ ભાઇ બહેનોને અભિનંદન ઘટે છે !

## વસંતોત્સવ

સંસ્કાર અને ભાવનાઓનું વાતાવરણ દિવસે દિવસે પ્રબળ બનતું જાય છે અને તેનો સાક્ષાત્કાર નવગુજરાત જે જે પ્રવૃત્તિઓ હાથમાં ધરે છે તે દ્વારા થાય છે. આવી એક સુંદર પ્રવૃતિ તે ગુજરાતે વસંતોત્સવ ઉજવવાની પાડેલી નવી પ્રથા.

વીલેપારલે સાહિત્ય સભાના ઉત્સાહી મંત્રી ભાઇ ગોકુલદાસ ભટે મુંબાઇમાં નવગુજરાતના વસંતોત્સવીઆ નાનાલાલના અધ્યક્ષપણા નીચે હુતાશણીના દિવસોમાં વસંતોત્સવ યોજી બે દિવસ સુધી રસલહાણ કરીને કરાવી એને માટે તેમને અભિનંદન ઘટે છે.

## આઠમી સાહિત્ય પરિષદને આવકાર

આઠમી સાહિત્ય પરિષદને અમે અંતરનો આવકાર આપીએ છીએ. ઓગણીસ વર્ષે ફરીથી આ નગરીમાં પરિષદની બેઠકમાં સમસ્ત ગુજરાતનાં સાહિત્યરસિકો આજે ભેગાં મળે છે. પ્રત્યેકના પ્રયાસો પ્રત્યે અમારો ઉંડો સમભાવ છે. આપણી પરિષદનું આ એકત્રીશમું વર્ષ શકવર્તી નીવડે એવી અમારી ઉમેદ છે. જે ઉત્તેજક અને નિયામક બલ સાહિત્યની આ સંસ્થામાં છે તે અનેકધા વૃદ્ધિંગત થાય અને આપણી સાહિત્યની વાડીને નવરસથી વિલસતી રાખે એવું અમે ઇચ્છીએ છીએ. સાહિત્યની અધિષ્ઠાત્રી દેવી અમારા અને અમારા સહકારી બંધુઓના સાહિત્ય મનોરથો સફલ કરો !



# ગુજરાત યુનીવર્સીટી



ગુજરાત યુનીવર્સીટી તરફથી શ્રી. લલ્લુભાઇ શામળદાસ (પેટાકમીટીના ઉપ-પ્રમુખ) શ્રી. કે. એમ. મુનશી અને ડો. કે. જી. નાયક (મંત્રીઓ) અને શ્રી. કે. ટી. શાહનું એ ડેપ્યુટેશન ગુજરાત યુનીવર્સીટી માટે મદદ અને મહકારની ઇચ્છાથી તા. ૨૧-૩-૨૬ ના રોજ નામદાર ગાયકવાડ સરકાર પામે ગયું હતુ.

ડેપ્યુટેશન તરફથી શ્રી. લલ્લુભાઇ શામળદાસે ટુંકાણમાં ગુજરાત માટેની જુદી યુનીવર્સીટીની રૂપરેખા જણાવી હતી અને નામદાર ગાયકવાડ સરકારને આ કાર્યમાં સહકાર કરવ નિમંત્રણ આપ્યું હતુ. મહારાજા સાહેબે તદ્દન વિમાલ સાથ આ વિચાર સાથે સહાનુભૂ પ્રદર્શિત કરી હતી અને અત્યારની યુનીવર્સીટીની કેવળ નકલ સામે નાપસંદગી પ્રદર્શિત કરત જણાવ્યું કે ગુજરાત અને વડોદરા સહકાર કરે તો કમીટીને નવી યુનીવર્સીટીની યોજના રજ કરવા સુચવ્યું હતુ અને તેવી યોજના રજુ થયે મદદ કરવા વીશે પોતે વધારે ચોક્કસ વિચાર કરી શકશે એમ જણાવ્યું હતુ.

---

# ગઈ કાલે શરૂ થએલો ગુજરાતી સાહિત્યનો નવો યુગ



અનુસંધાન પૃષ્ઠ ૨૫ થી]

આજ પ્રમાણે ભાવિ–એનું સર્વોપરિપણું અને એની અકળ રચના અને કાર્યક્રમને લીધે ગઇ કાલ સુધીના બધા લોકોની બુદ્ધિ કોઇ કહેતું હતુ તેમ બહેર મારી ગઇ હતી જુઓઃ

બળવંતરાયને કૈં સમજ નથી પડતીઃ

ગુરો, પુછું શું. હું નથી, નથીજ શક્તિ સમજવા.

નરસિંહ મહેતો કહે છેઃ

ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડિયાં.

મધ્યકાલીન દયારામ પણ એજ ચિત્તવૃત્તિ દાખવે છેઃ

ચિત તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે;
ધણીનો ધાર્યો મનસુબો, હરબ્રહ્મ‌થી નવ ફરે.

અને અર્વાચીન યુગના હરિહર્ષદ ધ્રુવનું પણ એજ વક્તવ્ય છેઃ

ભાવિ નહીં ફીટનાર–ફુલડાં ખીલી ખરી પડનાર.

અને બાળાશંકર પણ એમજ કહે છે કે

ગુજારે જે શિરે તારે જગતનો નાથ તે સ્હેજે
ગણ્યું જે પ્યારું પ્યારાએ અતિ પ્યારું ગણી લેજે.

દોલતરામ પંડ્યાએ પણ એજ કહ્યુ

વિધિ યદા ભૂલવે નહીં ત્યાં ગતિ.

આ ચિત્તવૃત્તિ મને તો अवश्यं भाविनो भावा ની જુની માન્યતાની વારસ લાગે છે. અને તે ઠેઠ આદિકાળથી માંડી ગઇ કાલ સુધી એના એજ સ્વરુપમાં કાયમ રહી છે. અને

मूकं करोति वाचाल,
पंगुं लघयते गिरिम्
यत्कृपा तमहं वदे परमानंद माधवं—

એ સ્તુતિસુત્રનો બરાબર પડઘો રમણભાઇની લગભગ નિબંળ લાગી જાય એવી વાણીમાં આજે । : 'બળાય છેઃ

પ્રભુથી સહુ કૈં થાય છે; અમથી થાય ન કાંઇ,
રાઇનો પર્વત કરે, પર્વત બાગની માંહીં.

આજથી શરુ થએલા અથવા શરુ થતા યુગની ભાવના આથી જુદી છે. આજનો માણસ ભાવિ, કે ઇશ્વર કરતાં માણસ વધારે બળવાન છે એમ કહેતો નથી એ તો ભાવિ કે ઇશ્વરમાં માનતોજ નથી. મૃત્યુથી એ બીતો નથી એ તો રહ્યું પણ મૃત્યુ તરફ એ આંખમીચામણાં કરે છે અથવા મૃત્યુ આવશે કે નહીં એનો વિચાર કરવાની એને ફુરસદ નથી. નરસિંહરાવે "મૃત્યુ મરી ગયું રે લોલ" એમ કહ્યું તે ઉપરથી રા. મુનશીએ એમ નિર્ણય કર્યો લાગે છે કે "જમની કચેરી જીતવી કઠણ છે" કહેના દયારામ કરતાં કે "નામ સર્વનો નાશ છે" એમ સુચવનાર મધ્યકાલીન શામળ ભટ્ટ કરતાં અર્વાચીનકાળના નરસિંહરાવ ચટે. શામળ કે દયારામની આ કવિતાઓમાં કે ભોજાએ કહ્યું કે "આ તો સ્વપ્નું છે સ સાર" એમાં કેવળ મૃત્યુની બીક અને મનુષ્યની કાયરતાજ છે કે એમ કહવામાં એ કવિઓનો બીજો કૈં હેતુ હતો એ નિરીક્ષવાનું પણ આ સ્થાન નથી.

આપણે જો માની લઇએ કે એ બધા બીકણ હતા, મૃત્યુનું નામ સાંભળી એમનાં ગાત્ર ઢીલાં થઇ જતાં તો નરસિંહરાવ મૃત્યુને મારી નાંખે છે અથવા "જગત નીમ છે જનનમરણનો, દૃઢ રહેજે હીંમતથી' એમ સલાહ આપનાર ભાઇ નર્મદ કે "કરી લે ચાહે તે કીસ્મત" એમ ચેલેંજ આપનાર મણિલાલમાં વધારે આત્મશ્રદ્ધા અને વધારે આત્મગૌરવ હતાં એમ સ્વીકારવું જોઇએ. પરંતુ હું તો એમ કહું છું કે એ આત્મગૌરવ અને આત્મશ્રદ્ધા अहंब्रह्मास्मि કહી સંસાર, માયા, ઇશ્વર સૌને ખસી જઇ પોતાને જગા આપવાની આજ્ઞા કરતા આર્યાવર્તીને નવીન લાગે કે આશ્ચર્ય પમાડે એવાં નથી. મણિલાલની

એ આત્મશ્રદ્ધા, ને નરસિંહરાવની અમુક જાતની એ ધૃષ્ટતા આર્યસંસ્કૃતિએ કલ્પી અને અનુભવી હતી. અને એ કારણે મણિલાલ અને નરસિંહરાવને નરસિંહ શામળ અને દયારામના જુના યુગમાં મુકવા હું લલચાઉં છું.

રા મુનશીએ એજ પ્રસંગે જીવનના ઉલ્લાસને નવા યુગનું લક્ષણ ગણાવ્યું છે. નર્મદ પહેલાંના કવિઓ સંસારને અસાર માનતા અને નર્મદ પછીના કવિઓએ સંસારમાં જીવનનો લહાવો લેવા માંડ્યો છે એવું એમનું સૂચન છે. આ વાત ઝટ ગળે નથી ઉતરતી—દલપતરામે જેમ ભાખ્યું કે

અપાર સસાર સમુદ્ર આ છે,
સદાય તે સંકટની સીમા છે.

તેમજ નરસિંહરાવે કહ્યું કે

છે માનવી જીવનની ઘટમાળ એવી,
દુઃખ પ્રધાન સુખ અલ્પ થકી ભરેલી.

અને કલાપી જેવા મસ્ત કવિએ પણ એમજ ગાયું કે

સુખે ચાલ્યો જાતો દિવસ સુખમા ના ગત થશે,
મળ્યા અલ્પાનંદો મનુજ દિલને તે ખરી જશે.
રહેશે રોવું ! તે રુદન મનુનુ બાંધવ ખરુ;
બધુ વહાલુ બીજું મરણ શરણે જાય વહતુ.

બળવંતરાય પણ આવાંજ સૂત્રો ઉચ્ચારે છે. દાખલા તરીકે.

"ભવસાગર નહીં શાન્ત સરોવર."

અને

"દુનીઆ આ છે ફાની, અરેરે, દુનીઆ આ છે ફાની"

એટલુંજ નહીં પણ

પાકે વહેલું, ખરેજ પહેલુ—અરરર કુદરત ધારો,
ફૂ જેવા અદકચરા કેરો ક્રમે નાંવે વારો.

એ ભાવનામાં રહેલી કડવાશ અને જીંદગીનો કંટાળો પણ અવારનવાર દેખાય છે.

આ પ્રમાણે છેક હમણાંજ અસ્ત પામતી ગઈ કાલ સુધી કવિઓ માનવજીવન દુઃખમય છે એમજ કલ્પતા આવ્યા છે. પછી નવો યુગ મંડાયો. નવા યુગના લોક માનવજીવન દુઃખમય છે એમ માનતા નથી. એકંદરે માનવ જીવન સુખમય છે કે દુઃખમય એવી ફીલસુફી ચુંથવાની પણ એમને નવરાશ નથી. આ પળ મધુર છે પછી ગઈ કાલ ને આવતી કાલની શીદ ચિંતા કરે છે? આજનું લગભગ આવું વલણ છે.

× × ×

સ્ત્રી તરફની પુરુષની લાગણી એ પણ સંસ્કૃતિનું એક ધોરણ ગણાય છે. આ વિષયને દષ્ટિથી તપાસીએ.

ગોવર્ધનભાઈની કુમુદસુંદરી વસંત ગુફામાંથી સરસ્વતીચંદ્રને કહે છે કેઃ

કાયા પ્રાણનો યોગ ન માગે,
પ્રાણ પ્રાણપણાથી ન રાચે;
પ્રાણનાથને ચરણ પડ્યા એ,
પ્રાણનાથ તારે કે ડુબાડે;
પ્રાણનાથ ડુબાડો કે તારો,
રસ નષ્ટ કરો કે વધારો;
ક્ષમા આપો કે ક્રોધથી શાપો,
હાથ ઝાલો કે લાતથી મારો;
વિધાતાએ તો લેખ લખ્યા છે,
પ્રાણનાથ શું પ્રાણ જડ્યા છે.

આ પ્રસંગ વીશે રા. મુનશી કહે છે કેઃ "સ્ત્રી હૃદયનો, પોતે વરેલા પ્રાણેશની ભક્તિ કર્યા કરવાના અણમુલા અધિકારનો સ્વીકાર લેખક કરે છે; અને ગોવર્ધનરામ અર્વાચીનતાના એક પયગંબરની પદવી લે છે."

હું પણ કહું છું કે "પ્રાણનાથ તારે કે ડુબાડે" એમ કહી ગોવર્ધનભાઈ "પ્રાણેશની ભક્તિ કર્યા કરવાનો અધિકાર" સિદ્ધ કરે છે-પણ તે અધિકાર તે "ભક્તિ કર્યા કરવાનો." અને નવા યુગની સ્ત્રી કંઈ "પ્રાણેશની ભક્તિ કર્યા કરવા" નથી ઇચ્છતી. પ્રાણ-પ્રાણનાં લગ્ન એ હીંદુ સંસ્કૃતિની કલ્પના છે—નવીન

કલ્પના નથી. 'પ્રાણનાથ તારે કે ડુબાડે' સ્ત્રીની એ નિરાધારતાની ભાવના પણ આર્ય સંસ્કૃતિમાંથીજ ઉતરી આવી છે. આજની સ્ત્રી પ્રાણેશની ભક્તિ કર્યા કરવાના અધિકારને અધિકાર નથી લેખતી તો પછી એને અણમુલો અધિકાર તો કયાંથીજ ગણે? આજના યુગની સ્ત્રીને સ્વતંત્ર થવું છે: પ્રાણનાથ પોતાને તો શુ તારે કે ડુબાડે, પ્રાણનાથને જોઈએ તો એ પ્રાણનાથને તારશે કે ડુબાડશે: કંઈક આવા એના ભાવો અને મનોરથો છે.

કંઈક વિષયાંતર થાય છે પણ અહીં એટલુ તો સ્વીકારવુ જોઈએ કે પ્રમાદધનને પરણવા છતાં ગોવર્ધનરામે કુમુદ પાસે સરસ્વતીચંદ્રનું માનસપૂજન કરાવ્યું છે એ એક રીતે આગળ પડતું નો છે પણ કુમુદને પરપુરુષનું ચિંતવન કરવાનો અધિકાર આપે છે એટલી નવીનતા હોવા છતાં આર્યસંસ્કૃતિ લેખકમાં એટલી ઓતપ્રોત હતી કે પેલી "પ્રાણનાથ તારે કે ડુબાડે"ની ઘરઘરની થએલી પ્રાચીન ભાવના જાણે કે અજાણે આવી ગઇ છે. રમણભાઇમા પણ લગભગ આવુજ થાય છે. શીતળસિંહ કહે છે (¹)

'લગ્નની ક્રિયા વિના લીલાવતીના પતિ થવામા આપને સંકોચ હોય તો એવી ક્રિયા કરાવજો. જુવાની આવ્યા પછી લગ્નની ક્રિયાનો ઉલ્લાસ ખરેખરો અનુભવાશે"

અને રાઇ કહુ઼ે છે કે "પુનર્લગ્નનો માર્ગ ખુલ્લો હોવો જોઇએ." ત્યારે શીતળસિંહ પુછે છે.

"રુઢિ વિરુદ્ધ એમ હદપાર જવાનું આપ કહો છો તો લીલાવતી રાણીના પુનર્લગ્નમાં અનીતિ શી?'

રાઇ પાછળથી વિચારે છે તેમ શીતળસિંહ રાઇના ચિત્તમાં "સૌંદર્ય મોહનો કીડો" મુકી જાય છે. પછી રાઇના હૃદયમાં ગડમથલ થાય છે, એક બાજુથી નીતિ અને અનીતિનું ગુચ્છળું તેને ગભરાવે છે: બીજી બાજુથી. લીલાવતી રાણીનું અપૂર્વ સૌંદર્ય તેને આકર્ષે છે.

> જે સૃષ્ટિ કેરા યશની પતાકા,
> જે પ્રેરણાઓ તણી ખાણ મોંઘી;
> જેનાં ત્રિલોકે ગુણગાન થાય
> સૌંદર્ય તે શુ મુજ દ્વેષયોગ્ય?

નીતિ વિરુદ્ધ સૌંદર્યનો આટલો "આદર" કરવાની "ઉદારતા" રમણભાઇમાં છે પણ પાછી પેલી નીતિ અને પેલો ઇશ્વર આવી ચઢે છે અને રાઇ "ઘુંટણીએ પડીને" બોલવા મંડી જાય છે કે

> "પતિતોદ્ધારક પ્રભુ!
> સન્મતિ પ્રેરી દે જેવી આપજો બલ તેહવું,
> કે હું સર્વસ્વ છોડીને, આપને વળગી રહું.

Old habit, you see–સૈકાઓથી રુધિરમાં જે ભાવનાઓ વહેતી આવી છે એનો આમ તત્કાળ બહિષ્કાર થતોજ નથી. બીચારી કિરણ કહે છે-તેમ "આપણે આપણી જાતને નવી રીતભાતમા ગમે તેટલાં કેળવીએ પણ સૈકાઓથી ઉતરી આવેલી રીતો આપણને કદી નહીં છોડે. અને 'કિશોર કહુ઼ે છે કે: ભાભી, ભાભી, તે સાળું, આ કિરણ કહે છે તેમ સૈકાઓથી ઉતરી આવેલી એ રીતો છોડતીજ નથી"(²) બસ, અહીં રાઇની બુદ્ધિની સીમા પુરી થાય છે. આ જુના યુગનું લક્ષણ છે નવા યુગનો માણસ તો છેક છેવટની ઘડી સુધી બુદ્ધિની લગામે દોરાય છે. એ બે યુગોની સંસ્કૃતિઓની તુલનાત્મક ચર્ચા કરવાનું મારે પ્રયોજન નથી. અહીં એ બે વચ્ચેનો તફાવત જોવાનો પ્રયત્ન માત્ર મેં કર્યો છે.

જુના જમાનામાં "નારી નર્કની ખાણ" ગણાતી હતી. કોને ખબર, નિરાશ થએલા કેટલાક

૧. રાઇનો પર્વત. પ્રવેશ. ૪–૫ પ. ૭૭–૮૨.

૨ મોંઘવારી, યુગધર્મ, વૈશાખ ૧૯૮૧ પૃ. ૮૮.

માણસો કદાચ હમેશ એમ કહેતા હશે. એ તો સૌ સૌના અનુભવની વાત છે. તુલસીદાસ કહે છે કે સ્ત્રી "તાડનની અધિકારી" છે. શામળ જેવા અસંસ્કારી જીવો એમ પણ કહે છે કેઃ

વળી નારીવશ જે નાવ છે,
નીચ પંથ તે તો ચઢે.

પણ આ આદર્શ સંસ્કૃત નથીઃ પ્રાકૃત છે. અને એ બે પ્રકારના આદર્શો દેવ અને દાનવ, પાપ અને પુણ્ય, પ્રકાશ અને અંધકારના યુગલો સમાં સંસારમાં ચાલ્યાં આવે છે અને સર્વ કાળે વત્તા ઓછા પ્રમાણમાં દેખા દે છે. એજ પ્રમાણે "નારી તાડનની અધિકારી" એ પ્રાકૃત આદર્શની સામે

त्व जीवित त्वमसि मे हृदयद्वितीय
त्व कौमुदी नयनयोरमृत त्वमगे।[1]

નો સંસ્કૃત આદર્શ ખડો છે. લગ્ન વીશેની હીંદુ ભાવના પણ એવીજ છે. आत्मना आत्मानं संदधामि, प्राणैस्ते प्राणान्।

અને હું ધારું છું કે કોઇ પણ દેશ કે કાળમાં આ હીંદુ ભાવના કરતાં લગ્ન વીશે વધારે ઉચ્ચ ભાવના પ્રકટ થઇ નથી. એમ કહેવામાં આવ્યું છે કે[2] નર્મદ પછીના યુગમાં સ્ત્રી 'રસધર્મ વરનારી દેવી', 'પ્રેમાગ્નિ હોત્રપથમાં સહધર્મચારિણી', 'પ્રાણેશ્વરી પતિની જીવન સાથ કેરી', 'પ્રિયસખિ'ને 'અર્ધાત્મા' થઇ છેઃ પણ મને તો લાગે છે કે એ આદર્શો હીંદુ સંસ્કૃતિનાંજ સુંદર કુસુમો છે, અને આ વિશેષણો પણ સંસ્કૃત સાહિત્યમાંથીજ ઉધ્ધૃત થએલાં લાગે છે. કલાપી કહે છે કે

તું જાતાં હું નહીં રહું, જીવિતનો લોભી નથી હું પ્રિયે
તું સ્વર્ગે કર વાસ કે સમજજે આ દાસ ઉભો તહીં.

પ્રિયતમાની પાછળ સ્વર્ગે વિચરવાની આ ભાવના પણ નવીન કાળની નથી. એક દૃષ્ટાંત બસ થશે.

गृहिणी सचिव सखी मिथः
प्रिय शिष्या ललिते कलाविधौ
करुणा विमुखेन मृत्युना
हर तात्त्वा वद किंन मे हृतम्[3]

ઇંદુમતિના અવસાન વખતે મહારાજ અજનું આવું કલ્પાંત છે અને છેવટે

लाभं प्रियानुगमने त्वरया स मेने[4]

આ ભાવના અને જીવન કરતાં કલાપીની ઉપર દર્શાવેલી ભાવના જુદી નથી. પ્રીતમ પ્રિયતમાના સંબંધની હીંદુભાવના મને તો અપૂર્વ લાગે છેઃ

મેઘદુતનો યક્ષ રામાદ્રિમાં આવી વસે છે ત્યાંઃ

વ્હાલી કેરો વિરહ સહીને ગાળીયા કૈંક માસ,
અંગે ઝાંઝો કૃષ થઈ જતાં, કષ્ટથી શોધી શોધી,
સોના કેરુ સરી ગયું કડું, દુબળા હાથમાંથી,[5]

આ યક્ષ અજીવ મેઘ આગળ હૈયું ઠાલવે છે. એ 'ઘેલછા' જેવી લાગણી કરતાં વધારે ઉચ્ચ અને વધારે સબળ ભાવના કલ્પી કલ્પાતી નથી. યક્ષનું છેક છેવટનું વાક્ય પણ એટલુંજ દર્દભર્યું છે.

મા થાશો રે ! ક્ષણ વીજળીથી આમ તારે વિયોગ.

---

૧. તું જીવ, તું હૃદય છે મમ પ્યારી બીજું, તું કૌમુદી નયન ને, તું સુધા મમાંગે.
—ઉત્તરરામ ચરિત-મણિલાલનું ભાષાંતર

૨ રા. મુનશી જીવનનો ઉલ્લાસ.

૩. ગૃહિણી ઘરની પ્રધાન ને પ્રિયશિષ્યા મધુરી કલાની તું,
થઇ નર્દય આજ મૃત્યુએ, હરત શું નથી માહરું હર્યું —રઘુ. સર્ગ ૮.

૪. ઉપાય એક ગુણકારી ત્વરાથી તેણે માન્યો પછી જવું પ્રિયાની પછાડી એને.
—(હરિલાલ મહેતાનું ભાષાંતર)

૫. કીલાભાઇ ઘનશ્યામનું ભાષાંતર.—મેઘદુત. પુર્વમેઘ ૮.

આ એક નાનકડા વાકયમાં કવિએ દુનિયાંના બધા વિરહી પ્રિયતમોની હૃદયવ્યથાની આખી સારીગમ ઉતારી છે; એમ મને તો લાગે છે.

આથી ઉલટું કલાપી જેવો અર્વાચીન ગણાયલો કવિ પણ કહે છે કે

ગુલો કાંટા વિનાનાં, ને સનમની હાફતી છાતી,
હમારી બાદશાહીમાં હમારી એ હતી ગાદી.

આ લક્ષણ જુના યુગનું નથી. હીંદુ આદર્શો પર અંધકારના થર ચઢયા હતા ત્યારે એટલે મધ્યકાળમાં માણસોના આવાંજ લક્ષણો હતાં. મને આ લાગણી મધ્યમકાળના વારસા રૂપ લાગે છે; એમાં "પુરુષના વિલાસી સ્વભાવ ઉત્તેજવાના ને સંતોષવાના" સ્વાર્થ સીવાય બીજું કૈં જણાતું નથી. અને એ કારણે કલાપીને હું નવીન યુગના નથી ગણતો. એમની કલ્પના સંસ્કૃત ભાવનાઓના પુરમાં કોઇક વાર રંગાય છે. બાકી તો એમની ઘણી ભાવનાઓ પ્રાકૃત છેઃ ગમે તેમ પણ નવીન નથી.

સ્ત્રીપુરુષના સંબંધની દૃષ્ટિએ ગોવર્ધનભાઇ પણ જુના કાળના છે.

"સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય, ને તે મુક્તાથી ને સ્વતંત્રતાથી કુટુંબની મુખ્ય ઇચ્છાઓ અને કલેષોમાંથી છુટી, એ કુટુંબનું ખરું કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહીની બને. કુટુંબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે; સાધ્વી પત્ની થઇ પતિનું જીવન ઉન્નત કરે, પતિપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડુબતા ભાંડુના આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રો તરીકે હીંદમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિરૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યા કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ–એજ આર્ય સુંદરીઓના જીવનની સફલતા છે."

એ ઉપદેશમાં

कार्येषु मन्त्री, करणेषु दासी
भोज्येषु माता शयनेषु रंभा
मनोनुकूला क्षमया धरित्री
गुणैश्चनार्यः कुल मुद्धरन्ति.

એ જુના પુરાણા આદર્શનો આછો પડઘો સંભળાય છે.

દોલતરામની સ્ત્રી પણ પુરુષને પરમેશ્વર માને છે. પોતે અબળા છેઃ પુરુષને લીધે સનાથ છે એ લાગણી તેને નિરંતર રહ્યાં કરે છે. સુલોચના કહે છે "શિરછત્ર સનાથ થઇ તમથી—"

અને

અબળા પર રોષ ન હોય કર્યો,
કહ્યું પ્રીતિ ધરી મનમાં ધરશો[1]

બળવંતરાયની ભાવના પણ કૈંક આવીજ છે. જુઓઃ

અરેરે હું મુર્ખી, સમજી નહીં વેળાસર બધુ

લોકો કવિ નાનાલાલને પણ નવીન યુગમાં ગોઠવે છે. પણ એ સાચું જણાતું નથી. કવિ આર્ય સંસ્કૃતિના અથંગ હિમાયતી છેઃ "આર્યત્વનો ઝુંડો" દશે દિશામાં ફરકાવવા એ ઇચ્છે છે.[2] એમનો રસવૈભવ સંસ્કૃત રસિકતાનું રૂપાંતર છે. એમના જીવનના આદર્શો કાલિદાસ ને ભવભુતિના રસસાહિત્યે પોષ્યા છે. એમનો જયંત કહે છે.

જાહ્નવી અઇં, જયા,
ને તાર્યાં સગર પુત્રોને;
પોતા કાજે નહીં પણ પરકાજે,
તું પે ઉદર ને તાર.

1 [illegible] કાવ્ય. 2 જુઓ રાજર્ષિ ભરત. અંક ૩ પ્ર. ૪. પૃ. ૧૧૪.

અને આ આદર્શ તો નવીન યુગના આદર્શની સાવ વિરુદ્ધ છે. "પર કાજે નહીં પણ પોતા કાજે" નવીન સ્ત્રીનો એ મુદ્રામંત્ર થતો લાગે છે.

## ૨ નવો યુગ

આ બધું જોતાં મને લાગે છે કે ગુજરાતી જીવન પર અત્યાર લગી મુખ્ય બે જાતના સંસ્કારો પડ્યા હતા : એક જુની હીંદુ સંસ્કૃતિના, બીજા મધ્યકાલના. આજ લગીના સાહિત્યમાં જે રસર્વસ્વ, જે ઔદાર્ય, જે વિશાળતા જણાય છે તે સર્વને હું હીંદુ સંસ્કૃતિનાં ફળરૂપ લેખું છું; અને બલહીનતા, ટૂંકી દૃષ્ટિ, કૈંક ઉતરતા પ્રકારની ભાવનાઓ એ બધું મધ્યકાલનો વારસો છે એમ માનું છું. આ દૃષ્ટિએ ઉપર જણાવેલી બીનાઓને જોઇયે છીએ ત્યારે એક મુદ્દો સ્પષ્ટ થાય છે. આખા ગુજરાતી સાહિત્યમાં બેજ યુગો મંડાયા છે એક આરંભકાળથી માંડી લગભગ ઈ. સ. ૧૯૦૦ સુધીનો બીજો ત્યાર પછીનો. પહેલા યુગના સાહિત્યકારોની ભાવનાઓ કાંતો સંસ્કૃતમાંથી ઉધ્ધૃત છે અથવા સ્વભાવે પ્રાકૃત છે. આ વિષયને ઝીણવટથી જોઇએ તો એમ પણ લાગી આવે છે કે આ જુના યુગના સાહિત્યકોએ અત્યાર લગી ખાસ નવું કાંઇ કર્યું જ નથી. સર્વ પ્રાચીન સંસ્કૃતિઓની માતામહી સમી આર્યસંસ્કૃતિના એ વારસોએ સૈકાઓથી એ કામધેનુને દોહ્યાં કરી છે. આ ખોટું હશે પણ આવી શકા કોઇવાર થઇ જાય છે ખરી એ સત્ય હકીકત છુપાવવાથી કાંઇ લાભ નથી; પરંતુ આની વધુ ચર્ચા અહીં અસ્થાને છે. અત્યારનો મુદ્દો એ છે કે ગઇ કાલથી આરંભાયલા યુગના લક્ષણો આ બેઉથી ભિન્ન અને ન્યારાં છે. સ્તુત્ય છે એમ નહીં પણ કૈંક રીતે અપુર્વ છે. ગ્રાહ્ય છે કે નહીં તે કોણ જાણે પણ વિચાર કરવો પડે એવાં છે. આ ભિન્નતા માત્ર ભાષા કે શૈલીની નથી. નરસિંહરાવે હકાર શરુ કર્યાને વર્ષો વહી ગયાં, નાનાલાલની અજોડ જોડણી લગભગ ઘસાવા આવી પણ તે વખતે કોઇએ આજની કુશંકાઓ કે આજની આશાઓ જાહેર કરી હોય એમ જાણમાં નથી. સાહિત્યનું સ્વરૂપ પણ એટલેજ અંશે અનેકવાર બદલાયું હતું. નરસિંહ મહેતો પ્રભાતીયાં ગાતો, શામળે છપ્પા રચ્યા ને બળવંતરાયે પૃથ્વીછંદ યોજ્યો પણ તેથી કોઇને આટલી ગભરામણ થઈ હોય એમ કલ્પના નથી જતી. આનું કારણ એ કે નરસિંહ મહેતાનાં "ધ્યાન ધર હરિ તણું, અલ્પમતિ આળસુ, જે થકી જન્મનાં દુઃખ જાયે" એ પ્રભાતિયાંથી માંડી બળવંતરાયની "પ્રભો, શિર નમ્યુંઃ નમ્યુંજ ધરું સર્વદા એટલી, વિશુદ્ધ મતિ રાખજે, સકલ અન્ય એમાં લહું" કે નરસિંહરાવના "મંગલ મન્દિર ખોલો, દયામય." સુધી એકજ સંસ્કૃતિનો સૂર છે. નરસિંહ કે મીરાંનાં ભજનની ધુનો, અખાની જ્ઞાનવાર્તા, પ્રેમાનંદના મામેરાં, શામળના છપ્પા, ધીરા ભગતના ચાબખા, દયારામની રસિક પ્રેમ હોરીઓ, નર્મદનો આવેશ, ગોવર્ધનભાઇની કુટુંબજાળો અને લખ–અલખની ધુનો, મણીલાલની અભેદોર્મિ કે કલાપીની દર્દભરી ચીસો, નાનાલાલની બ્રહ્મઅહાલેક ને લલિતની ફુલની પાંખડિઓ એ બધાં મ્હને તો એકજ સંસ્કૃતિનાં અનેક સુન્દર ફુલો લાગે છે. એ બધાં એકમેકથી ન્યારાં છેઃ એમનાં દૃષ્ટિબિન્દુઓ જૂદાં પાડી શકાય એવાં છેઃ એમની ભાવનાઓમાં ભરતીઓટ આવે છેઃ એમની રસસરિતાઓનાં જળ ખારાં મીઠાં કે ઉંડાં અને છીછરાં થાય છેઃ એમનાં હૃદયની કુમાસમાં ફેર પડે છે તથા એમની ભાષા અને કલ્પનામાં ન્હાનો મ્હોટો તફાવત નજરે પડે છે છતાં એ બધામાં એકજ સંસ્કૃતિની સ્પષ્ટ ને સુરેખ ભાવનાઓ દેખાય છેઃ એ બધાં હિન્દુ

સંસ્કૃતિનાં અનેકરંગી રૂપાંતરો લાગે છે

આ પછી છેક હમણાં–કોઈ ન જાણે તેમ, એક પ્હેરોડે એક નવી સંસ્કૃતિ જન્મી. એની ચોક્કસ જન્મતિથિ કોઇ જાણતું નથી એને સ્પષ્ટ સ્વરૂપે કોઇએ દીઠી નથી છતાં આજે બધાંને એનું અસ્તિત્વ સ્વીકારવુ પડે છે કેટલાક લોકો એને ચળવળ, ધતીંગ કે હીલચાલ એવાં નામે ઓળખે છે. તે હશે પરન્તુ એનું અસ્તિત્વ બધાંને સ્વીકારવુ પડયુ છે

એ નવી સંસ્કૃતિના સિદ્ધાંતો જુદા છેઃ એની ઢબછબ ને રીતભાત જુદી છે લક્ષ્ય અને લક્ષણો જુદાં છેઃ એનું રહસ્ય અને આકર્ષણ જુદું છે. એ ફેર કેવળ ભાષા કે શૈલીનો નથી કે રસના વધઘટનો નથી જુના અને આ નવા યુગ વચ્ચે સૈકાઓની સંસ્કૃતિઓનો અંતરાય આડે આવે છે. આ નવા યુગમાં સંસ્કાર ને સંસાર બદલાયા છે અને આપણા ઇતિહાસ અને ભુગોળ બદલાતાં હોય એવુ લાગી આવે છે. "પોર્ટ સૈયદ છોડતા એકથી બીજા ખંડમાં જઇએ છીએ, એવુ ભાન થાય છે" એમ મુસાફરો કહે છે તેવી લાગણી ગઇકાલથી થવા માડી છે

ડાહ્યાં લોક કહે છે કે જુનાનુ સારુ અને નવાનું સારું એમ સારગ્રાહી થવાય તો આપણા જીવનની અનેક ગુંચો ઉકલી જાય દાખલા તરીકે રણજીતરામ એક ઠેકાણે[1] સુચવે છે કે

"જમાનો બદલાયો છે એ બરાબર સમજી આપણે સુખી કેમ થઇએ તેના ઉપાય કેડ બાંધી યોજવા જોઇએ હતુ તે રહેવાનુ નથી અને રહે તેટલુ રાખવું; બાકી નવું જેટલું સારું મળે તે લેવું."

મને આ વાત અશકય લાગે છે જુના અને નવા આદર્શો વચ્ચે કંઇ સંબંધ નથી એટલુંજ નહીં પણ બેઉ પરસ્પરના વિરોધી ભાસે છે. દાખલા તરીકે આજની સ્ત્રી પુરુષ પાસે સમાન હક્ક માગે છે. તે કહે છે કે જોઇએ તો અમે પણ કમાઇશું: પણ તમારે અમારી સાથે વાસણ તો અજવાળવા પડશે અને કુટુંબના વડીલને એમ કહેતાં પહેલાં આપણે તો અટકવું પડે છે તે વડીલ બીન અક્કલ અને કદરુપો હોય અને તે કોડી પણ કમાતો નહોય અને પેલી સ્ત્રી રુપ ગુણ બધામાં તેના કરતાં ચઢીઆતી હોય છતાં શુ થયું ? પેલો વડીલ છે આપણે એને વાસણ અજવાળવાનુ કહીએ તો એટલુંજ નથી કહેતાં પણ વડીલ મરી જવાનુ કહીએ છીએ. અને આટલું કરીએ તો જુની સસ્કૃતિનુ મદિર તુટી જશે. પછી વિનય અને વિવેક નહીં રહે: શિષ્ટાચાર નહીં રહે એકત્ર કુટુંબની પ્રાચીન ભાવના નહી રહે આયત્વને નામે ઓળખાતા અનેક આચરણોની પરંપરા નહી રહે[2]

મનુસ્મૃતિ લઇને બેસીએ કે સંસ્કૃતિનાં તત્વો એકએક તપાસીએ તો પાર ન આવે. સાહિત્ય અને જીવનના આદર્શો એટલા બધા બદલાયા છે કે મનુને Lawgiver તરીકે ચાલુ રહેવુ હોય તો એણે ફરી જનમવુ જોઇએ મનુમહારાજ તો આઘા રહ્યા. આજના ગાધીજી જેમને રા મુનશી અર્વાચીન યુગના ગણાવે છે[3] તેઓ લખે છે કેઃ

"જે માણસ હીંદુસ્થાનમાં હીંદુકુળમાં જનમીને વેદ ઉપનિષદ ગ્રંથોને ધર્મગ્રંથરુપે માને, જે માણુસ સત્ય અહીંસાદિ પાંચ યમોને વીશે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે, જે માણુસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે, તેમ છતાં દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમાં આવજા કર્યા કરે છે,

(૧) સાહેબરામ પૃ. ૫૯. (૨) વધુ માટે જુઓઃ તમને એ નહીં સમજાય (ટોલ્સટોયના સંવાદો, મનુભાઇ દેસાઇ.) પ્રસ્તાવના. પૃ ૧૦. (3) જીવનનો ઉલ્લાસ.

તેને મોક્ષ છે અને મોક્ષ એજ પરમ પુરુષાર્થ છે એમ માને જે વર્ણાશ્રમ અને ગોરક્ષાને માને તે હીંદુ છે."[1]

મોક્ષ માટેની આ બધી ગડમથલમાં નવા યુગના માનવીને મઝા નથી પડતી. એ ધર્મમાં માનતો નથી. એ પાપ પુણ્યમાં માનતો નથી. એ બધાં એને નિર્બળ માનવોની નિરર્થક કલ્પનાઓ લાગે છે. યમ અને યજ્ઞોને એ મનનાં ભુત ગણે છે' મીરાંની કૃષ્ણભકિત એને perverted sexual instinct ના રૂપમાં જણાય છે.[2] સ્વર્ગને એ ભોળા લોકોને ભુલવવાની લાલચ ગણે છે. નર્કને એ વ્હેમી લોકને કબજે રાખવા બુદ્ધિશાળી માણસોએ શોધી કાઢેલું એક સાધન લેખે છે. નવા યુગના માણસને આ બધાં જોડે કાંઇજ સંબંધ નથી. ભવાટવીનું રટણ કરવાનું છે કે કેમ એની એને ચીંતા નથી. એનું જગત ટુંકું છે. એની ચીંતાઓ પણ ટુંકી છે. પોતાના જન્મથી એનો સંસાર શરુ થાય છે. પોતાનાં મરણ સાથે દુનિયાં એને મન ડુબી જાય છે. આજ લગી ઇશ્વરદત્ત ગણાયલી બુદ્ધિને એ પોતાની સંપત્તિ લેખે છે અને એનો આધાર રાખી એ પોતાનુ જહાજ હંકાર્યે જાય છે.

એ માણસ કલાપી પેડે એમ નથી કહેતો કે

જીવ ને જન્મનાં કૃત્યો છે આકસ્મિક સા અરે,
પાસા ફેંકે જનો સર્વે દા' દેવો હરિ હાથ છે.

એ તો કહે છે કે મારાં કૃત્યો વળી આકસ્મિક શાનાં? વિજ્ઞાન અને બુદ્ધિવાદના જમાનામાં કાંઇજ આકસ્મિક નથી. મારો પુત્ર કવિ કે ગણિતશાસ્ત્રી થાય એમ હું ઇચ્છું અથવા એ સહેલાણી થાય કે મહેનતુ થાય; એનું નાક ગરુડના જેવું થાય કે સીધું સાદું થાય એમ મારી ઇચ્છાનુસાર વિજ્ઞાન મારી સંતતિ પણ સર્જી શકે છે: એટલે સુધીની તો આજના યુગના માણસની શ્રદ્ધા છે.

એની કુટુંબભાવના પણ લગભગ આજ પ્રકારની છે.

ગથિ માથે મૂકી નાચ્યો હતો એ શાકુન્તલની પેલી ચિરંજીવી ભાવના:

धन्यास्तदंग रजसा मलिनी भवन्ति

એને આકર્ષતી નથી. આજના પુરુષને સંતતિ પીડા રૂપ લાગે છે: અને પોતાના સ્વતંત્ર વિકાસમાં બાળકો અંતરાય રૂપ છે સ્ત્રીની એવી માન્યતા થતી જાય છે. "હું અને તુ" એ બે વ્યક્તિઓ એમનો સંસાર ભરી દે છે. આ નવીન વૃત્તિથી જૂની કુટુંબ ભાવના અને વસુધૈવ કુટુંબકમૂની ફીલસુફી શતજોજન દૂર છે: એ ઉભયની સંધિ મને તો utopian dream લાગે છે.

નવા અને જૂના યુગનો ભેદ કેવળ ફીલસુફીના વિષયમાંજ નથી: જીવનના ખરે ખરે નવા આદર્શો જૂના આચાર વિચારોની સામે આવી ઉભા રહ્યા છે. એમ નથી કે નવો યુગ બગડયો છે. ના, યુગ બદલાયો છે. The old order has changed yeilding place to new જેને આપણે સદ્ ગણતા આવ્યા હતા એ અસદ્ છે એમ મનાય છે: જે અસદ્ ગણાતું હતું તે સદ્ લેખાય છે: આમ આજના જીવનનો આખો દૃષ્ટિ કોણ ફેરવાઈ ગયો છે. અસલના શરીરના મોહથી લોક ચેતતા રહેતા સ્ત્રીના રૂપ સંબંધમાં એક જુના કવિએ કહ્યું છે કે:

ખરું રૂપ સ્રીનું નથી ખાલડામાં,
ઝવેરી જુવે રૂપ નહીં દાબડામાં.[3]

અસલી ગાંધીજી આજે પણ કહે છે કે "બહારની શોભાથી સુન્દર દેખાવું એ વેશ્યાનો ભાવ છે."[4] ત્યારે આજના યુગનો માનવી કહે

---

૧ ગાંધી શિક્ષણ. ભાગ ૨. ધર્મ પૃ. ૮૫.

૨. of Religions Experiences! James.

૩. દાયાભાઈ. ૪. શ્રી સ્વાતંત્ર્ય પૃ. ૨૫.

છે કે શરીર પૂજા ન કરવી એ પાપ છે. આજ પ્રમાણે અસલમાં માણસ કુદરતમાં સમાઇ જવા ઇચ્છતો; આજે કુદરતનાં બધાં બળો જીતવા મથી રહ્યો છે. જીવનનાં વહેણ આમ અવળી તો કોણ જાણે પણ નવીન દિશામાં વહી રહ્યાં છે.

× × ×

ત્યારે આ નવીન યુગનો વિધાયક કોણ? એ પ્રશ્ન પુછવાની જીજ્ઞાસા સહજ થઇ આવે છે. પહેલું કોણ જન્મ્યું: જીવન કે સાહિત્ય? એ પ્રશ્નના ઉત્તર જેટલો આનો ઉત્તર કઠણ છે. શું જીવન કે શું સાહિત્ય એકકે કોઇ એક માણસ સર્જિ શકે નહીં. અનેક કાર્ય કારણોના તરંગોમાંથી એ બેઉ જન્મે છે. અને એ પણ ખરું છે કે નવું જીવન જન્મે છે તે નવીન સાહિત્યને જન્મ આપે છે અને નવીન સાહિત્યમાંથી નવીનતર જીવન જન્મ પામે છે. આમ છે એટલે અનેક તરંગોમાંથી ઉત્પન્ન થયલા આ યુગનું કારણ શોધવું એ કા મ્હને તો કઠણ લાગે છે.

ગયા સૈકામાં હીંદુ સંસ્કૃતિમાં જે જે નિંદ્ય જણાતું એ બધું બ્રાહ્મણ સંસ્કૃતિને આભારી છે એવું બ્રાહ્મણેતર વિદ્વાનો કહેતા. આ મુજબ આજના કેટલાક વિદ્વાનો નવા યુગના દોષો રા. કનૈયાલાલ મુનશીને આરોપે છે. કદાચ આટલું તો વાસ્તવિક નથી. મુન્શીની સાહિત્ય પ્રવૃત્તિનું ખાતમુહૂર્ત થયું તે પહેલાં કોડિયાંના દીવાઓ અદષ્ટ થયા હતા અને ઘેરઘેરથી ગ્યાસતેલનો આછો પાતળો ધુમાડો નજરે પડતો હતો. જો એવાં બધાં માટે રા. મુનશીને જવાબદાર ગણીએ તો આપણી ન્યાયવૃત્તિને હીણપદ લાગે એમ હું માનું છું. તે છતાં એમના સાહિત્યમાં નવા યુગનાં કેટલાંક લક્ષણો મૂર્તિમંત થયાં છે. તે ખાતે તથા એ નવા યુગના તત્વોને મુનશીએ સ્વીકાર્યાં, વિકસાવ્યાં, ને સાહિત્યમાં મૂર્તિમંત કર્યાં તથા એની ગતિને વેગ આપ્યો એ માટે મુનશીને જવાબદાર ગણવા હોય તો ગણી શકાય એમ છે.

× × × ×

નવીન યુગનાં લક્ષણો શા શાં છે એ આજે નક્કી કરવું મને અશક્ય લાગે છે. એ યુગની હજી ઉષા પ્રગટી છે. ક્યા સ્વરુપમાં એનું રૂપાંતર થશે એ જોષ જોવાની મારી હીમત નથી: છતાં આજે સ્પષ્ટ કે અસ્પષ્ટ સ્વરુપે એનાં જે લક્ષણો મને જણાય છે તે કૈંક આવાં છે:

પહેલું ધ્યાન ખેંચે એવું આ યુગનું લક્ષણ તે અધાર્મિકતા: એ અને એની સાથે સંકળાએલો અશ્રદ્ધાળુ, શંકાશીલ અને સ્વતંત્ર સ્વભાવ એ બુદ્ધિવાદનાં પરિણામો છે. કેટલાક માને છે તેમ લોકો પાપી થયા નથી. એટલુજ છે કે એમની બુદ્ધિએ બંડ કરવા માંડયું છે. જ્યાં લગી પોતાની બુદ્ધિ સંતોષાય નહીં ત્યાં સુધી કોઇની કોઇપણ વાત માન્ય ગખવા એ તૈયાર નથી. બુદ્ધિની જાગ્રતિમાંથી એનું સ્વમાન પણ જન્મ્યું છે. એક નાટકમાં નવનીત નામનો એક sceptic વિચારે છે: મને લાગે છે કે મનુમહારાજ જબરા અરસિક હતા. માણસો એશઆરામ અને તેના પરિણામે આખરે પતિત થાય એવા બધાજ રસ્તાઓને એમણે એકસામટા ત્યાજ્ય કરી નાખ્યા. નહીં તો વળી रजसाभिलुप्तां नारी नरस्य ह्युपगच्छतः। प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ આટલું બધું કહી નાંખવાનો શો અર્થ? માત્ર એટલુંજ કે આવું કહી નાખે તો રજસ્વલા સ્ત્રીની સામે પણ કોઇ જુએ નહીં ને બીજો કોઇ દોષ તો થાયજ નહીં. તે માણસો શું એટલાં અસંયમી થતા હશે ખરાં કે આવાં પ્રતિબંધની જરુર પડે છે? કોઇ સમાજશાસ્ત્રી આપણને આમ હલકાં માની લે એ આપણી વર્તમાન યુગની બુદ્ધિ તો સહી પણ નથી શકતી.[1]

૧ મનનાં ભૂત, યુગધર્મ ચૈત્ર ૧૯૮૧ પૃ. ૩૪.

આ વિચારોનું સાચા ખોટાપણું જોવાનો હેતુ નથી. એમાં બુદ્ધિનો હળવો, પણ સ્પષ્ટ સંચાર થતો જણાય છે એ નોંધવો ઘટે છે અને એને અર્વાચીનતાનું લક્ષણ ગણી શકાય. Logic ન્યાય, બુદ્ધિ એનું આ વિચારોમાં દર્શન થાય છે. 'લઘુવયે' હિત કે અહિત ના સમજી શક્યાં માટે "પુનરલગ્ન" કરવું ઘટે: આજની પણ એજ દલીલ છે પણ આ અર્વાચીનતા ઝાઝી ટકી શકતી નથી. અંગ્રેજી યુગની અસરને લીધે તર્કને આટલો અવકાશ મળ્યો પણ અંતમાં બુદ્ધિને રજા મળે છે ને પ્રાચીન ભાવના જીતે છે. રમણભાઇના રાઇના પર્વતમાં પણ આંવુજ છે, એમ અગાઉ જોયું છે એટલે પુનરોક્તિ કરવાનું પ્રયોજન નથી. આ સંબંધમાં ગોર્ધનભાઇનો વિચાર અહીંઆજ ઉતારું છું.

"કુમુદ ! સરસ્વતીચંદ્ર હજી જીવે છે. એણે મુર્ખતા કરી તો ખરી પણ તેના હ્રદયમાં જે યજ્ઞ તારી તૃપ્તિને અર્થે આરંભાયલો તે હજી હોલાયો નથી"

વિદ્યાચતુર આટલો વિચાર કરી શકે છે: પણ આગળ કહે છે કે..."

"પણ તને તેનો યોગ કરી આપવામાં જેટલું સાહસ મારે છે તેટલું સાહસ તારો સ્વીકાર કરનારને પણ છે..."

અને અંતે પ્રાચીન સંસ્કારોમાં ઉછરેલો વિદ્યાચતુર નિશ્ચય કરે છે કે:

"હરિ ! હરિ ! પ્રિય કુમુદ, તારો પિતા અત્યારે દુઃખથી ઘેલો થયો છે. ઘેલછાના કાળે કરેલા વિચારો હું આચારમાં મુકતો નથી.[1] આ નિશ્ચય યોગ્ય છે કે નહીં: પોતે શંકા કરે છે તેમ એ Social-moral-coward છે કે નહીં એ બધા પ્રશ્નો ચર્ચવાનું સ્થલ નથી. 'રસ ઐક્ય વણુ મન ઐક્ય નહીં, મન ઐક્ય વણુ નહીં મિત્રતા.[2] એમ સ્વીકારનાર ગોવર્ધનરામને ખબર હતી કે પ્રમાદ અને કુમુદના રસ અને મનની એકતા હતી નહીં અને "સ્રીપુરુષ કેરું લગ્ન એવી મિત્રતાનો હેતુ છે" એ સંસ્કૃત ભાવના એમને કંઠસ્થ હતી છતાં કુમુદ વિધવા રહી અને સરસ્વતીચંદ્ર કુસુમને પરણ્યો. આમ પ્રાચીન યુગદ્રનાં સંસ્કારો ગોવર્ધનરામ ભુંસી શક્યા નહીં. નાનાલાલ કહે છે કે:

આત્મા ઓળખે તે વર,
ને ન ઓળખે તે પર. [3]

એ તો છેસ્તો. પણ કુદરતનો તો જાણે એ નિયમ થયો છે કે આત્મા ઓળખે તે પર હોય છે ને ન ઓળખે તે વર હોય છે. यां चिन्तयामि सततं मयि सा विरक्ता, साप्योन्यमिच्छति जनं स जनोन्यसक्तः॥[4] પછી શું થાય ? એ પ્રશ્ન નાનાલાલે ખાસ ચર્ચ્યો હોય એવું ધ્યાનમાં નથી.

"ઉષા"માં એક પ્રસંગે વાર્તાનાયક કહે છે: તુંયે જબરી છો ઉષા, દુનિઆના ડાહ્યાઓનેયે થાપ દીધી.

ત્યારે ઉષા કહે છે: "ત્યારે શુ એકે ચુંબેલી બીજાને પરણે ?"[5]

હવે નવા યુગનો આદર્શ જોઇયે. એ આદર્શ બધી રીતે નવીન છે. ગોવર્ધનરામે સંયુક્ત કુટુંબની જે પ્રાચીન ભાવનાને સત્કારી છે તે વિશે એક સ્રી લેખક કહે છે કે: સયુક્ત કુટુંબની સંસ્થાએ પણ સ્રીઓની અવનતિ કરવામાં મોટો ભાગ ભજવ્યો છે...એ કાયમ છે ત્યાં સુધી સ્રીઓની સ્વતંત્રતા આકાશ કુસુમવત્ છે"[6] અને ગમે તેમસ્રીઓની સ્વતંત્ર થવુંજ છે. "શાસ્રોમાં અનુજ્ઞા હોય કે ન હોય, રુઢિ હોય કે ન હોય, પુરુષોની ઇચ્છા હોય કે ન હોય પણ આ પ્રગતિમાન જમાનામાં સ્રીઓને

૧. સરસ્વતીચંદ્ર ભાગ ૩. પૃ. ૩૫૧. ૨. સ્નેહમુદ્રા પૃ ૩૨. ૩. ઇંદુકુમાર અં. ૧. ૪. ભર્તુહરિ શતક, ૫. ઉષા પૃ. ૧૭૬. ૬ સ્રીઓ અને સ્વતંત્રતા I. સરોજિનિ મહેતા, સ્રીબોધ પ્ર., સપ્ટં. ૧૯૨૧.

સર્વ પ્રકારની સ્વતંત્રતા આપ્યા વિના છુટકોજ નથી."[1]

જુના યુગમાં સારો પતિ મેળવવો એ સ્ત્રીનું જીવનકાર્ય ગણાતું:

> કીધાં હશે વ્રત તપ અપાર,
> તે સ્ત્રી પામી હશે આ ભરથાર. [2]

નવી સ્ત્રીના જીવનમાં પતિ પદચ્યુત થયો છે એટલુજ નહીં પણ સ્ત્રી માત્રને એકાદ પતિ હોવોજ જોઇએ એમ પણ એ માનતી નથી. સ્ત્રી કહે છે: મ્હારે પતિનું શું કામ? મારે ત્યાં એક કુતરો છે જે ઘર સંભાળે છે: એક પોપટ છે જે ટકટક કર્યા કરે છે ને એક બિલાડો છે જે છાનોમાનો ઘરમાં આવે છે.[3]

જૂનો આદર્શ[4] એ હતો કે:

> નર્ધાણ્યાતું જયમ ક્ષેત્ર ખવાર છે,
> પતિ વિના વિધવા ત્યમ નાર છે [4]

સ્ત્રી આટલી બધી અબળા ગણાતી આજે એ આદર્શ ફેરવાયો છે.

એ અબળા પતિના મૃત્યુ પછી એક સ્ત્રી પાત્ર કહે છે: "પતિના મૃત્યુની દીલગીરી તો થતી પણ એમનો વિયોગ બહુ સાલતો નહોતો. એ જીવ્યા હોત તો હું માત્ર એમની વૃત્તિઓની દાસી રહેવાને સરજાએલી હતી. એમના મૃત્યુથી મને આનદ તો ન હતો પણ સ્વતંત્રતાની શાંતિ તો હતીજ. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પે એ સીવાય એમને માટે હું વધારે શું કહી શકું?"[5]

પ્રેમ નથી તે નથી: પછી ઢોંગ શા? કુમુદ પેઠે એક પુરુષનું અંતરમાં ચિંતવન કરવું ને બહારથી બીજાની સેવા કરવી એવું બેવડું જીવન આજની સ્ત્રી સહન કરી શકતી નથી: એને એ અસત્ય કહે છે.

વળી સ્ત્રીત્વનો હીંદુ આદર્શ એ છે કે તે સદા રક્ષણ યોગ્ય છે.

> पिता रक्षति कौमारे भर्तारक्षति यौवने।
> रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातंत्र्यमर्हति॥[6]

સ્ત્રી સ્વાતંત્ર્યના એક સ્ત્રી હિમાયતી કહેછે કે "હાલના જમાનાના પુરુષો સ્ત્રીઓમાં આ સદ્ગુણો (બુદ્ધિ સ્વાતંત્ર્ય, સ્વમાન અને જ્ઞાન) નથી ઇચ્છતા કારણકે તે ગુણો સ્ત્રીઓને સ્વતંત્ર થત શિખવે છે; પણ સ્ત્રીઓ તો ઇચ્છે છેજ."[7]

આજની સ્ત્રી "સરક્ષણ અને સુકુમારતાથ રીઝાતી" નથી; "એને તો જીવનના કાંટા દૂર કરે તેના કરતાં એ કાંટા દૂર કરવામાં મદદ માંગે એવો સંગાથી'[8] જોઇએ છે.

સુલોચના મ્હેતા નામની એક સ્ત્રી લેખ તો એમ પણ કહે છે કે:

"જીવ એટલે Stagnant ખાબોચિયું નહિ જીવ એટલે વહેતી નદી; ઘડી ઘડીએ ન વાતાવરણ, નવો પ્રદેશ, ન નવી વનસ્પતિ બધી નવીનતા, અને એજ ખરું જીવન. આપણે તો એકજ પુરુષની તાબેદારી ઉઠાવવામાં જ ખાબોચિયા જેવું જીવન રાખવું પડે છે."[9] આવો જ પ્રમત વિચાર વામમન્દિરની 'દેવી' ઉચ્ચારે છે

> જેટલી રાત્રિઓ એટલા છે રસિયા,
>
> વળી,
>
> અમારાયે હામ છે તમ જેવા,
> તમારા જીવન જીવનનાં,
> અમારાં દિવસ દિવસનાં;
> મૂકી, વટાવી, કૂદી ગઈ,
> પતી ધર્મનાં ખબોચિયાંની પાળો.[10]

આ વિગતને બુદ્ધિની કસોટિયે ચઢાવવ જેટલી મ્હારામાં શક્તિ નથી. અત્યારનો એટલો મુદ્દો છે કે હિન્દુ ભાવના બદલાઇ છે ને પતિ પ્રભુ માનતી આવેલી સ્ત્રી કહે છે:

---

૧ સ્ત્રીઓ અને સ્વતંત્રતા સૌ. સરોજિની મહેતા સ્ત્રીબોધ સપ્ટે. ૧૯૨૧, ૨ પ્રેમાનંદ, સુદામા ચરિ ૩ મેરિ કોરેલી ૪. ઇંદ્રજિત વધ કાવ્ય, પૃ ૯૩. ૫. અવસાન, પૃ. ૧૧૦ ૬ મનુસ્મૃતિ, અ. ૯, શ્લોક ૩ ૭. સૌ. સરોજિની મહેતા. યુગધર્મ વૈશાખ ૧૯૮૧, પૃ. ૯૩. ૮. રેખાચિત્રો પૃ. ૧૩૪ તથા જુઓ 'રમ કોહિનૂર' સૌ. સરોજબહેન મહેતા, ગુણસુંદરી ઓક્ટોબર ૧૯૨૫. ૯. પુરુષનો બિહાર લે. સુલોચના મહેતા, વીણા, ૧૯૨ ૪. જયા જયંત પૃ. ૧૯.

પુરુષોનો ધિક્ ધિક્ ધિક્કાર,
ધિક્ ધિક્ ધિક્કાર,
ધિક્ ધિક્ ધિક્કાર

આ મુદ્દા પરત્વે છેલ્લું ઉદાહરણ આપું છું. કવિકુલશિરોમણિની દીકરી મંજરી સંસ્કૃત ભણી છે, અંગ્રેજી ભણી નથી. ગોવર્ધનરામની કુમુદસુન્દરીના મનપર અંગ્રેજી અને સંસ્કૃત એઉ સંસ્કારો મુદ્રિત થયા છે છતાં મંજરી નવીન યુગની છે; કુમુદ પ્રાચીન યુગની છે. એઉને નહિ ગમતા પુરુષોને પરણવું પડે છે, એટલુંજ નહિ પણ કાક મંજરીને અનેકવાર જીવનદાન સુદ્ધાંત આપે છે છતા મંજરી પોતાના સાચા ખોટા સ્વમાનથી, પોતાના હૃદયવ્રતથી ચૂકતી નથી. ઘ્નીમન્વેત્તિશ્વા જેવું સંસ્કારી પુરુષના સ્વમાનના ચૂરેચૂરા કરી નાખે એવું વજ્રસમાન વાક્ય કહેનાર મંજરી કાકને કહે છેઃ

"કાક, તમે મારા પર અનહદ ઉપકાર કર્યો છે. એક ઉપકાર વધારે કરશો?

કાકે કબૂલ કર્યું. જે કહેશો તે

"મને પરણ્યા પછી મારા દાદાને ઘેર મૂકી આવજો[1]

મંજરી "ધરિત્રી જેવી અવિચળ" છે.[2] અને ધરિત્રી જેટલી ધીરજથી તે પોતાની સ્થિતિ વેઠવા તૈયાર થાય છે. ત્હેના સ્વામિઓ તો કાલિદાસ અને પરશુરામ હતા કયાં તે અને કયાં આ "લાટનો ભટકનો ભટ્ટ" જેને "નથી આવડતું સંસ્કૃત–નથી પુરા સસ્કાર" આવા સંસ્કાર હીણા પુરુષ માટે એને એવા કમકમાં થતાં કે કાકઃ સૌભાગ્યનાથો મમ એ શબ્દો બોલતાં એ અટકી પડી હતી.[3] એ પોતે કહે છે તેમ 'બા, હું તમારા કાલની નથી, ત્રિભુવન ગજાવનારા મહા કવિઓના કાલની છું. હું પાટણની બ્રાહ્મણી નથી. પણ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રને ખોળામાં છૂપાવવાની હોંસ ધરતી બીજી અનસુયા છું." આવી મંજરીને કાક એનો સ્વામિ છે એટલું સ્વીકારતાં પણ કૈંનું કૈં થઇ જાય છે.

આની વિરુદ્ધ કુમુદની દશા જોઇએ. પેલો "શશિ જતાં પ્રિય રમ્ય વિભાવરી" નો સરસ્વતીચંદ્રે લખેલો શ્લોક "તેણે કોઇને બતાવ્યો ન હતો અને બતાવતી ન હતી; માત્ર કંચુકીમાં છાતી સરસો સાચવી રાખતી, એકાંત વખતે લાગ મળ્યે કહાડી જોતી, શ્લોક મોંડે થયો હતો તો પણ કાગળ વાંચીજ ગાતી, કાગળ જોઇ શ્લોક ગાઇ રોતી અને આંસુ સારતી, અને કોઇને દેખે એટલે કાગળ સંતાડી સજ્જ તથા સાવધાન થતી."[4] ગણિકા પદ્માના મોહમાં વશ થયેલા પતિની છબીને જોઇ રહી એક પ્રસંગે આ સતી ગાય છે.

પ્રમાદધન મુજ સ્વામી સાચા
એ વણ જૂઠું સર્વ બીજું
પ્રમાદધન મુજ સ્વામી – મ્હારા!
એ વણ ન્યારું સર્વ બીજું!
પ્રમાદધન મુજ સ્વામી વ્હાલા!
એ વિણ અપ્રિય સર્વ બીજાં.

એમ કૈં કૈં પદ ઉલટાવી રચવા–ગાવા, લાગી, સારંગીમાં ઉતારવા લાગી. અને ઘેલી બની હોય એમ એની એ કડીઓ–અનુપ્રાસ વિનાની–અલંકાર વિનાની–જપવા લાગી "પ્રમા–દ–ધ–ન, પ્રમા–દ–ધ–ન, પ્રમાદધન" એ નામજ પ્રત્યક્ષરે ભાર મુકી બોલવા લાગી......"[5]

આ બે આદર્શોનો ફેર સ્પષ્ટ છે. કિયો ઉત્કૃષ્ટ છે એ વધારે ગુણજ્ઞ પરીક્ષકો કહી શકશે.

× × ×

જુની અને નવી સંસ્કૃતિઓને એક બીજા ધોરણે તપાસી આ આછું પાતળું પૃથક્કરણ પુરું કરીયે.

સાહિત્યના પાત્રોનાં ધોરણે પણ જુની સંસ્કૃતિ અસ્ત થતી જાય છે અને કોઇક નવીન

---

૧. ગુજરાતનો નાથ, ૨. જયાજયંત અં. ૧ પ્ર. ૨. પૃ. ૧૬. ૩. ગુજરાતનો નાથ પૃ. ૧૬૧.
૪. સરસ્વતીચંદ્ર ભાગ ૧. પૃ ૧૯. ૫. સરસ્વતીચંદ્ર ભાગ ૧. પૃ. ૩૦૫.

સંસ્કૃતિ જન્મી છે એ મત દ્દતર થાય છે. સંસ્કૃત અલંકારમાં ચાર પ્રકારના નાયકો હોય છે. ધીરોદાત્ત, ધીરલલિત, ધીરશાંત અને ધીરોદ્ધત. જાણવામાં એમનાં લક્ષણો આવાં છે.

नेता विनीतो मधुरस्त्यागी दक्षः प्रियंवदः ।
रक्तलोकः शुचिर्वाग्मी रूढवंशः स्थिरो युवा ॥
बुद्ध्युत्साह स्मृतिप्रज्ञा कलामानसमन्वितः ।
शूरो दृढश्च तेजस्वी शास्त्रचक्षुश्च धार्मिकः ॥
भेदैश्चतुर्धा ललित शान्तोदात्तोद्धतैरयम् ॥

આ બધાં લક્ષણો આપણા સાહિત્યના નાયકો માટે આવશ્યક ગણાયાં નથી છતાં પ્રત્યેક નાયકમાં અમુક ગુણો હોવાજ જોઇએ એ પરા પુર્વની માન્યતા બહુધા આજ લગી પળાઇ છે. ઘણું ખરું તે વીર નર હોય, સદ્દગુણી હોય, સ્વરૂપવાન હોય, સત્ત્વવાન હોય, ઉદાર હોય, ગંભીર હોય, ઇત્યાદિ. આ નિયમ 'સરસ્વતીચંદ્ર'ના philosophic vagabond ગણાયલા નાયકથી કંઇક અંશે ફેરવાઇ અને કથાનાયક ભુલો કરી શકે એ નવાં સુત્રનો સાહિત્યમાં સ્વીકાર થયો છતાં પ્રચલિત માન્યતા પ્રમાણે વખતના પ્રમાણમાં સરસ્વતીચંદ્ર આદર્શ પુરૂષ પણ છે. કોઇએ કહ્યું હતું કે વાર્તાના નાયકની પરીક્ષા કરવી હોય તો તેને કોઇ દીકરી આપે કે કેમ? એ નજરે પરીક્ષા કરવી જોઇએ સરસ્વતીચંદ્ર આ નજરે તો આદર્શ લાગે છે. વિદ્યા, સંસ્કાર, સાહસ સંપત્તિ, યૌવન—મેં કહ્યું તેમ વખતના પ્રમાણમાં—સરસ્વતીચંદ્રમાં એ બધું છે.

મુનશીએ આ આદર્શને ફેરવ્યો લાગે છે. કાક બુદ્ધિશાળી છે એ ખરું પણ મંજરી ફરીઆદ કરે છે કે એને સંસ્કૃત નથી આવડતું ને એનામાં "નથી પુરા સંસ્કાર." કોઇ તો શું, પહેલાં તો મંજરીજ પરણવા ના પડે છે. સરસ્વતીચંદ્ર પેઠે એ aristocrat નથી; સામાન્ય વર્ગનો માણસ છે અને એનામાં સામાન્ય ગુણો છે. સરસ્વતીચંદ્ર પેઠે ઉચ્ચ આદર્શોની ધખસમાં અથવા Philosophical vagabondism એનામાં નથી[1] Sound common sense એ એનું આકર્ષણ અને વ્યક્તિત્વ છે. ગુજરાતી સાહિત્યના બધા નાયકોમાં આ કારણે એ ભાત પાડે છે. પૃથ્વીવલ્લભ મુંજ નાયકના આદર્શ તરીકે જુના વાચકોને કાક કરતાંએ વધારે વાંધાભર્યો લાગે છે. એ માણસ ભીખ માંગે છે અને સિંહાસનો દાનમાં આપે છે, રમણીઓના રસભંડાર લુંટે છે. વિધવા જોડે અનાચાર કરે છે ને શ્રુતિ વાક્યોના પાઠ કરતાં દેવોને પણ દુર્લભ એવી તપશ્ચર્યા આદરે છે[2], અભિસારિકાને આપેલા એક વચન ખાતર જાત અને રાજ્યને જોખમમાં નાંખે છે; અને મરવાનું આવે છે ત્યારે આનંદની સમાધિમાં મૃત્યુને ભેટે છે.[3]

× × ×

આ સર્વ જોતાં લાગે છે કે શું જીવન અને શું સાહિત્ય—બધું જગત બદલાયું છે. બગડયું છે કે સુધર્યું તે તો કોણ જાણે પાડું મારી પ્રેમપ્રશ્ન કરનાર મંજરીને જોઇ જુના લોક કહે છે કે કળિયુગ આવ્યો છે; અને એ બીચારાં સતયુગને સંભારી રુદન કરે છે ત્યારે નવાંલોક કહે છે કે:

"હાલ હલાહલ કળિયુગ વ્યાપી રહ્યો છે એમ કહેવાય છે. પણ એ કહેવાતા સતયુગમાં જે કેટલાંક કૃત્યો થયાં હતાં તેવા તો આ કળિયુગનાં મનુષ્યો પણ કરતાં આંચકો ખાય. હાલના જમાનામાં પણ ઘણીયે સુશિલ માબી ઓઓની નીચ લોકો નાહક નીંદા કરે છે પણ કોઇ સુજ્ઞ પતિઓ રામચંદ્ર પેઠે પત્નીને જંગલમાં મોકલી દેતા નથી. ઘણાંએ લોકો જુગારમાં

૧. વધુ માટે જુઓ: કાક અને મંજરી, સુવર્ણમાળા, ૧૯૮૨, ૫. ૨. પૃથ્વીવલ્લભ ક. મા. મુનશી; ૩. જુઓ, અદ્ભુત પૃથ્વીવલ્લભ, કૌમુદી પૌષ ૧૯૮૨ ૯૮.

સર્વસ્વ હારી જાય છે પણ યુધિષ્ઠિર પેઠે પત્નીને હોડમાં મૂકવાની ધિક્કારપાત્ર અધમતા બતાવતા નથી કે નળરાજા પેઠે અસાહ્ય સ્ત્રીને વનમા અર્ધી રાત્રે એકલી મૂકીને નાસી જવાની કાયરતા બતાવતા નથી ઘણાંએ લોકોનાં ઘર બહાર જપ્ત થઇ જાય છે ને લહેણદારો તકાદો કરે છે પણ હરિશ્ચંદ્ર પેઠે ભર બજારમા પત્નીને વેચતા નથી! વળી આ કળિયુગમાં પાચ પતિની પત્ની 'સતી' કહેવાતી નથી આપણે જેને સત્યયુગ કહીએ છીએ તેમા આવા આવા નો અનેક કૃત્યો થયા છે અને તેમાથી રામનો સીતા ત્યાગ અને હરિશ્ચંદ્રનો પત્નીવિક્રય તો આપણે વખાણની દૃષ્ટિથી જોઇએ છિએ પોતાનું વચન પાળવુ એ મનુષ્યનુ કર્તવ્ય છેજ પણ ગમે તેવા અધમ માર્ગ ગ્રહણ કરીને પણ વચન પાળવુ એ ઉચિત છે? કહેવાતા સત્યયુગમા ભલે તે ઉચિત મનાતુ હોય, આ બુદ્ધિ સ્વાતંત્ર્ય ના જમાનામા તો તેમ માનવુ કઠણ છે"[1]

આની સામે ઘરડાઓ કહે છે કે સત્યયુગને જુવાનિયાઓ આમ વખોડે છે એજ દેખાડે છે કે વિનાશકાળે વિપરિત બુદ્ધિ થઇ છે ને કળિયુગ બેસી ચૂક્યો છે એ બધુ તો કોણ જાણે કળિયુગ કે બળયુગ એ તો કોને ખબર, પણ એટલુ તો ખરુ કે સૈકાઓથી હીંદુ સંસ્કૃતિનો મહાનદ ધ્રુધવતો ચાલ્યો આવતો હતો તેના નીર આજે થંભી ગયા છેઃ ને તેમાથી એક નવીન અને તેજસ્વી કાળ જન્મ્યો છે પાપ કલંક અને અધારાથી અસારલગી ભય પામતા જગતમા લોકો કહે છે કે "કલંક પાપીઓને હોય, ભ્રષ્ટ અશુદ્ધ હોય તે થાય નિર્બળ ાય તેનાં તપ પર પાણી ફરે"[1] આમ પાપ-પુણ્ય અને સ્વર્ગ-નર્કની પુરાણી ધારણાઓની સીમીટ ઉખડવા માંડી છે માનવ બુદ્ધિ સ્વતંત્ર થઇ છે સ્ત્રી પુરુષોમાં cave-man નુ જેમ પ્રકટ્યું છે અને પ્રકૃતિની સરલતા સાપડી છે અને એ યુગનો પક્ષવાદી આશા ઉત્પન્ન કરે છે કેઃ

"Some day, a stronger age than this rotting & introspective present must he sooth come to us, even the redeemer of Great love and scorn, the creative spriti, rebounding by the impetus of his own force back again away from every transcendental plane and dimension......this man of future.... who will redeem us from the old ideal, as he will from that ideal's necessary corollary of Great nausea, will to nothingness and Nihilsem, this focsin of noon and of the great verdict, which renders the will again free, who gives back to the world its goal and to man his hope, this Antichrist and Antinihilist, this Conqueror of God and of Nothingness—*he* must one day come"[2]

આ પરમ સમર્થ પુરુષની કલ્પના કરતો હું આખ મીંચુ છુ, ને મારા નિર્મલ મગજતતુઓ બહેર મારી જાય છે, જાગ્રતિ જતી રહે છે ને ગાત્રો શિથિલ થાય છે માત્ર કાલના મહાસાગરમા એક વિશાળ જગત ડુબતુ હું દેખું છુ ને એ ઉછળતા, રુદ્ર મહોદધિમાથી એક નવીન જગત સર્જાતુ જણાય છે.

---

૧ સત્ય યુગ સૌ. સરોજિની મહેતા યુગ ધર્મ, વૈશાખ ૧૯૮૨ પૃ. ૯૨ ૧. મુનશી. પૃથ્વીવલ્લભ
૨ Freidrich Nietzsche The Genealogy of morals પૃ ૯૨

# ગુજરાત



હીઝ એકસેલન્સી સર મનુભાઇ નંદશંકર મહેતા.

સાહિત્ય સંસદ તરફથી

શ્રી




પુસ્તક ૯] ચૈત્ર ૧૯૮૨ [અંક ૨

# ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાને;
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;
જગ તરછોડે ભલેને દીન ને દુબળી કહી;
જેવી તવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

વિશ્વવંદિત સર્જનજુની મહાવાણી માત છે,
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં અવાજુ કર્યો માના મોડે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલે કોડે,
જય ગાઓ, જય ગાઓ.

નરસૈંયાએ પ્રથમ ધરી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી,
નાનાલાલજીએ મૃદુ કરી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કવિએ કીધી સમૃદ્ધશાળી
જય ગાઓ, જય ગાઓ

સાત લાખ સહુ સ્વજન તણા પ્રિય મુખમાં એ વાણી મહાલે
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
સાત સાત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ ગૂર્જર વાણીના ભણનારા.
જય ગાઓ, જય ગાઓ.

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રનો વિજય કીધો,
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો ગાજે,
તેની વાણીના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં વાજે.
જય ગાઓ, જય ગાઓ.



# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ

## થોડાક પ્રસંગો ને સંસ્કારો


લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ;
પ્રમુખ, સાહિત્ય સંસદ.


આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઇ, વિસર્જન થઇ, ને સફલ થઇ. તા. ૧૮–૪–૨૪ ના રોજ મેં સસદ તરફથી ભાવનગર પરિષદને તાર કર્યો ત્યારથી તે તા. ૫–૪–૧૯૨૬ ની રાતે ગુજરાત મેલ પર કોલાબે મેં ને લીલાએ પ્રમુખ અને સૌ. વિદ્યાબ્હેનને વદાય કર્યાં ત્યાં સુધી એ પરિષદ માટે મારી અલ્પમતિ ને શક્તિ પ્રમાણે પરિષદની, ગુજરાતી સાહિત્ય ને સંસ્કાર વ્યક્ત કરવા મથતી એક લોકપ્રિય સંસ્થાની બની તે સેવા કરી છે. નિમંત્રક સંસ્થાના પ્રમુખ તરીકે, એક કાર્યકર્તા તરીકે, સ્થાનિક કારોબારી સભાની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ તરીકે એ મુદત દરમીઆન, અધિકારની રુએ જે બોલવું પડે તે સીવાય બીજું ન બોલવું એવો નિર્ણય કરી, મારે મોંઢે મેં તાળું માર્યું હતું. જ્યાં સુધી પરિષદમાંથી ન પરવારું ત્યાં સુધી તે સંબંધે મારી કે સંસદની

**મારું મૌન.**

વર્તણુક વીશે જે વિવાદ ચાલતો હતો તેમાં ન પડવું એ નિશ્ચય, કેટલાક અપવાદરુપી જરુરના પ્રસંગ સીવાય, મેં સાચવ્યો છે.

× × ×

પણ આ મૌનથી જાણે પરિષદના કાર્યકર્તાઓ અને મારા પર કરવામાં આવેલા આક્ષેપો સત્ય પુરવાર થઇ ગયા હોય એમ કેટલાક લખ્યે જાય છે.

**મૌનભંગની જરુરીઆત.**

પરિષદની પૂર્ણાહુતિ થઇ ત્યાં સુધી હું આઠમી પરિષદનો–મેં છેલ્લા ભાષણમાં કહ્યું તેમ—'હમાલ–જનરલ" હતો; એટલે મારા કે મારા સહયોગીઓના કાર્ય પર કરવામાં આવેલા હુમલા વીશે વિવાદમાં ઉતરવું અસ્થાને હતું. હવે એ ફરજ માથે રહેતી નથી સામાન્ય રીતે આક્ષેપ કરનારા બે પક્ષો છે. એક પક્ષ મારા અંગત હિતૈષીઓનો. તે ઘણાજ થોડા છે. તેમની સંખ્યા ગણતાં એક હાથની આંગળીઓથી વધારાની જરુર નથી. તેમને પરિ-

પદની કે સાહિત્યની કે ગુજરાતની પરવા નથી, સંસદ ને મુનશી—તે તેમને ડીકન્સના ડીકની માફક 'પહેલા ચાર્લ્સ' નુ માથું છે કોઇ પણ રીતે, કોઇ પણ પ્રકારે અમે ગમે તે કાર્ય હાથમા ધરીએ તે નજ થવા દેવુ, એજ એમના દિવસોના સકલ્પો ને રાત્રિના સ્વપ્ના છે આ મુદ્દો પાર પાડવાના કાર્યક્રમમા ગમે તે પ્રવૃત્તિ તમને આદરણીય છે અને ગમે તે ટીકા ગુરુચિવાળી છે આ પક્ષ તો સદા એ પોતાનુ કર્તવ્ય બજાવે જવાનો એને સતોષવાનો કે સમજાવવાનો પ્રયત્ન સદા નકામોજ—હેવાનો દ્વેષ એટલે પરિવર્તન પામેલો પ્રેમ પ્રેમ કદી ધરાયો છે?

પણ આક્ષેપ કરનારો બીજો પક્ષ છે, જે બનતો ન્યાય આપવાનો પ્રયત્ન કરે છે, અને કરશે તેમને પુરતી માહીતી પુરી પાડવામા આવતી નથી તે પહેલા પક્ષના સર્વવ્યાપી પ્રયત્નોના પઞામાં અજાણતા આવી જાય છે, અને ખુશીથી પ્રસરાવેલા જુઠાણાને સાચા માની તેના પર ધોરણો રચ્યું છે આ પક્ષ માટે મને માન છે. એમાના કેટલાક ને અમારી વચ્ચે ભિન્ન આદર્શોનો વિરોધ છે. અને છતા એ ભિન્નતા તરફ ઔદાર્ય દાખવી ન્યાય આપવા તેઓ તત્પર છે એવાને અમારું દૃષ્ટિબિંદુ ને કાર્ય સારી રીતે સમજાય એમ હુ અંત કરણપૂર્વક ઇચ્છું છુ. આદર્શ વિરોધીઓ તરફ 'Sportsman' થવુ—અને વિરોધ પણ દ્વેષની હોળી રાખવી એમાજ હુ ગૌરવ માનું છુ આવો પક્ષ સતોષાય નહી એ પણ બને—ને સમજશે તો ખરોજ એવો મને વિશ્વાસ છે

એ ઉપરાત એક ઘણો મોટો પક્ષ ઉત્સાહી મિત્રો નો, મદદગારોઓનો, અને શુભેચ્છકોનો એમનો વિશ્વાસ ને સહાય એજ અમારુ અમૂલ્ય ધન છે આક્ષેપોએ એમનાં દીલો પણ દુભવ્યા છે એમની સહાયથી અમે પરિષદ પાર ઉતારી છે અને સત્ય હકીકત ને અમારુ દૃષ્ટિબિંદુ ગ્રહ્યુ થાય તેમાં એમને સતોષ



રા બ રમણભાઈ મહીપતરામ નીલકઠ
પ્રમુખ, આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ

થયા વિના રહેવાનો નથી પણ એમ કહેવાય છે કે જે મિત્રો અને સહયોગીઓ છે તે કાં તો સ્વાર્થી કે કાં તો સ્નેહીઓ છે એ પણ મારું સદ્‌ભાગ્ય એક ગૃહસ્થને ઉલ્લેખી એક મિત્રે પરિષદમાં એક પ્રસગે કહ્યુ "એ ભાઇ તો મુનશીના મિત્ર" મેં જવાબ આપ્યો–અને તે ખરોજ હતો–કે "પરિષદમાં ૯૯૭ મિત્ર છે ને ત્રણ દૂષીઓ છે" તેજ પ્રમાણે વિષયવિચારિણી સમિતિમાં ને તેજ પ્રમાણે સન્માનકારિણી સભામાં હતુ. રા. રમણભાઇ, નરસિંહરાવ ભાઇ, કેશવલાલ ભાઇ, કૃષ્ણલાલકાકા (રા કૃષ્ણલાલ ઝવેરી) ને મટુભાઇથી માંડીને, સ્ત્રી મંડળના નબ્બો ને સ્વયંસેવકો સુધી બધા જે મહેનત, પૈસા ને શક્તિ આપી પરિષદને વિજયી કરવાના નેમથી સમત થએલા સ્ત્રીપુરુષો તે મિત્રો. પણ આ બધા તો નકામા, દરેક પ્રસગે વીખવાદ ઉભો કરવા તત્પર આશ ત્રણ માણસો–અને હોલની બે બાજુ પર પરિષદ તોડવા તત્પર થઇ બેઠેલા બે ચાર એકજ કુટુંબના સભ્યો—તે ખરા સ્વાતંત્ર્યના પયગંબરો ને પરિષદના ઉદ્ધારકો !

આક્ષેપોનો કૈં પાર કે મર્યાદા રહ્યા નથી દરેક વસ્તુ પર રાક્ષસી હેતુનું આરોપણ, ને દરેક ડગલે શબ્દ, પ્રસંગ ને મુદ્દાનો હેતુપૂર્વક મચડાટ–એ આક્ષેપશાસ્ત્રના સામાન્ય સિદ્ધાંતો સારી રીતે સચવાયા છે. તે ઉપરાંત મારા અંગના લક્ષણો–ઝીણી આંખોથી માંડી ટુંકડા શરીર સુધી–પરિષદના સદ્‌ભાગ્ય પર કલંક હોય તેમ ઉપયોગ થયો છે રાજકીય પત્રકાર ને સાહિત્યસેવકને જેટલા જડે તેટલા શબ્દોથી આક્ષેપસાહિત્યને સમૃદ્ધ કરવાના પ્રયત્નો થયા છે 'મુડીવાદી', 'નેપોલીઅન', 'જુલ્મી ડાયર', 'અનીતિના અખાડાબાજ', 'સાહિત્ય સ્વાતંત્ર્યનો વિધ્વંસક', 'ગુલામોનો માલીક'—એવા અનેક બીરદોમાં મારી જાતને હું શોધ્યો જડતો નથી 'એક હથ્થુ સત્તા' કરી ગુજરાતી સાહિત્ય પરિષદના અસંખ્ય સુલકોને, અઢળક ધનવૈભવને તાબે કરી, સ્વચ્છંદે સર્વાધિકારી થવા ઇચ્છતા ભયંકર મુનશી અને અને તેટલી મહેનતે પરિષદ પાર પાડવા ઇચ્છતો ને દરેક રાજી રહે તેવા પ્રયાસો આચરી રહેલો હું–એ બેનો સંબંધ મને હજુ સમજાયો નથી મને અનેક ધમકીઓ આપવામાં આવી હતી, સાહિત્યનું મેંટ હેલેના–જર્જરિત અલ્પતા–ભાવિ જનતાનો શાપ–ભાવિ સાહિત્યનો પુણ્યપ્રકોપ શું આનંદમય લહાવાની પરંપરા ? ટુંકામાં હું



રા કૃષ્ણલાલ ઝવેરી, સ્વાગત મંડળના પ્રમુખ.



રા નરસિંહરાવ દીવેટીઆ

આખા નાટકનો દુષ્ટબુદ્ધિ–Villain of the piece! આની હુ ફરીઆદ કરતો નથી કાર્ય કરી કોઇને ચિરંજીવ યશ મળ્યો નથી,–ને યશ મળવા હુ કે ઇચ્છતો નથી આ મારો અભિપ્રાય ન હોય તો પણ લોકશાસનાત્મક જમાનામા ગાંધીજીની મેનાની અવગણના થઇ ગઇ છે, *યુરોપીય વિગ્રહના વિજેતા લોઇડ જ્યોર્જને* સાભળનાર કોઇ મળતુ નથી, પ્રીમીયરની મહેનત નો એક પુરો બદલો–જતા પહેલા–vote of censure આ જમાનામા કોની મગદુર કે આ સિદ્ધાતના અપવાદ થવાની આશા રાખે?

પણ આટલેથી આક્ષેપપુરાણ અટક્યુ હોત તો ક ખોટુજ નહીં મને જે મદદ કરે તે ભાડુતી કે ખુશામતીઓ મારી જોડે સમત થાય તે અજ્ઞાએલો મારી સાથે કાર્ય કરે તે સ્વાતત્ર્ય હીણો હુ કોઇ જોડે સમત થાઉં તો તે ગુનેહ હુ સમાધાન ઇચ્છું તો તે હારીખાધુ તેથી ભાઇ ચંદ્રશંકર, મનહરરામ, લાભશંકર ને શંકરપ્રસાદ મારી સાથે મુગે મોઢે રાત ને દિવસ કામ કરે તે નરાધમ, 'મેકયો પાપડ ભાગ્યા વિના' હોદ્દાઓની ઉમેદવારી કરી, દરેક ઠેકાણે પહેલો એકડો એમનો રાખવાની મને ચેતવણી ને તે ન મળે તો બધુ તોડવાની ધમકી આપનાર આખરે નિષ્ફલ થઇ વિરોધી થાય ત્યારે મહાત્મા! જે અમારી સાથે સમત થઇ કામ કરે કે અધમ થઇ જાય, ભુલેચુકે એક શબ્દ વિરુદ્ધ લેખાય એવો બોલે કે તેનુ સ્વાતત્ર્ય ને ગૌરવ ઝળકી ઉઠે રા કૃષ્ણલાલ કાકા ને મારી વચ્ચે કૈંક દષ્ટિભેદ દેખાય કે તે ન્યાયી ને પ્રતિષ્ઠાવાન, જો અમે એકમતે કામ કરીએ તો જરુર તે મારા 'Thumb' –'અગુઠા' નીચે! જે ઠરાવ હુ પરિષદ મડળની આજ્ઞાથી લાવતો હોઉ તો તેની સામે નગીનદાસ માસ્તર પડે તો પ્રબળ આગેવાન, અમે જો સમાધાની કરીએ ને એકબીજાના દષ્ટિબિંદુઓ ફેરવવા તત્પર થઇએ તો તેમની કીંમત નકામી

—અને મારા લગ્ન જેવી અગત બાબતને પરિષદ પ્રકરણમા દાખલ કરતા કેટલાકને આનદ માયો નથી પહેલા લીલાવતી વિદુષી–સાહિત્યની પ્રથમ પક્તિની સેવિકા, તે મારી સાથે જીવનયાત્રા સ્વીકારતા–અર્વાચીન સુધરેલા સ્વાતત્ર્યપ્રેમી ગુજરાતમા એવો એક શબ્દ નહીં, એવો એક તિરસ્કાર નહી, સુરુચિનો એવો એક ભગ નહીં કે જે તેને માટે ઉપયોગમા ન લવાય

અને આ બધુ કરનાર, વ્યાપક બખાળા સરજનાર ને સમૃદ્ધ કરનાર માત્ર થોડાકજ આ રીતે પણ સાહિત્યક્ષેત્રમા જાગૃતિ આણનાર કોઇ તો જોઇએ?

× × ×

હવે પરિષદની હકીકત ૧૯૨૪ના એપ્રીલમા સંસદે નિમત્રણ મોકલ્યુ, પહેલા કોઇએક વ્યક્તિ

નોતરી આવતી. આ વખતે એક સંસ્થાએ નોતરું મોકલ્યું. એ કેટલાકને પાલવ્યું નહીં. મુનશી–સંસદ–તે વળી નોતરે? કોણ થાય? એ એક વિરોધના મંત્રનો હજુ સુધી જાપ થાય છે.

× × ×

પરિષદનું નવું બંધારણ થયું તે પહેલાં પરિષદ શું હતી તેની કોઇએ વાસ્તવિક તપાસ કરી છે?

**જુની પરિષદ.**

પરિષદ માત્ર શંભુમેળો હતી. એક પ્રમુખ–તે ભાષણ આપી પરવારી જાય. એક સત્કાર મંડળ જે કંઈ પણ કારણે લઢે. અને એક સભા જે શોભા પુરતી મળે; કંઈક નજીવો મતભેદ થાય,–અને વિસર્જન થાય. એના બંધારણમાં, અમદાવાદ સુધી, કોરો કાગળીઓ; અમદાવાદ પછી થોડાક કાનુનો–જેની દરેક કલમમાં તકરારનું મુળ. એના કાર્યવાહકોમાં ત્રણ સામાન્ય મંત્રીઓ–જે ભાગ્યેજ કંઈ સતત કામ કરે. એના પરિણામે એક અહેવાલ. એને જીવન નહીં; એને ધ્યેય નહીં; એને કાર્યક્રમ નહીં; એને ચલાવવાને કંઈ તંત્ર નહીં; એને મેળવવાનો કોઇ નિયમ નહીં. આ આપણી પુરાણી પરિષદ–એની પાછળ કેટલાકે સારેલાં આંસુ એટલીજ એની કીંમત. જેણે એ ચલાવી છે, તે એની કીંમત બરોબર જાણે છે.

× × ×

આ આકાશ સમી અસ્પર્શ્ય પરિષદને લક્ષમાં લાવવાનો પહેલો પ્રયાસ કરનાર

**પરિષદ મંડળનો ખ્યાલ.**

પ્રો. બલુભાઇ ઠાકોર. પ્રથમ જો કોઇએ એ પરિષદને ઉપયોગી કરવાનું કાર્ય આરંભ્યું હોય તો એમણે. એમણે લોકજાગૃતિ કેળવી; અને બે પાંચ વર્ષે ભરાતા સમૂહોથી સ્વતંત્ર એવું કાયમનું મંડળ સ્થાપવાનો એમનો



પ્રો. બળવંતરાય ઠાકોર.

પહેલો ઇરાદો. આ મંડળ પરિષદથી અનિયંત્રિત રહે એ એમનો મૌલિક સિદ્ધાંત; અને હજુ પણ એજ મતના એ પોતે છે એમ જ્યારે જાહેર રીતે મુંબાઇમાં મળેલી પરિષદની વિષયવિચારિણી સમિતિમાં એમણે જણાવ્યું ત્યારે મારા આનંદનો પાર રહ્યો નહીં.

× × ×

સુરત (૧૯૧૫) માં પરિષદનું બંધારણ ચોક્કસ કરવા એક સમિતિ નીમાઇ હતી. તેમાં સદ્‌ગત ભાઇ ત્રિભાકર, ચંદ્રશંકર ને હું હતા. એ સમિતિ બે ત્રણ વખત મળી. પણ પ્રયાસ નકામોજ ગયો. ૧૯૨૦ માં અમદાવાદમાં પરિષદ મળી ત્યારથી રા. મટુભાઇ કાંટાવાળાએ સ્થાયી બંધારણ માટે પ્રયત્ન આદરવા માંડયો. ત્યાં બંધારણ કંઈક ઘડાયું–અશકય જેવું. તેમાં એક સ્થાયી મંડળ સ્થાપવાનો શુભાશય હતો–ભંડોળ કમીટીને સાથે લઇને. તે મંડળ ન થયું. પ્રો. બલુભાઇ ને રા. હીરાલાલ પારેખ ને રા. મટુભાઇ વચ્ચે પત્રવ્યવહાર થયો એટલુંજ. ૧૯૨



પરિષદ મંડળને સાહિત્ય સંસદના મંત્રી
રા. મનહરરામ મહેતા

ની ભાવનગરની પરિષદે ભંડોળ કમીટી મંડળ જોડે એક ન થઇ તે ચોપડે નોંધી મંડળ સ્થાપ્યું અને તેને રજીસ્ટર કરાવવું એવું ફરમાવ્યું 'પરિષદે ત્યારેજ પોતાના મૃત્યુ પત્ર પર સહી કરી' એક ગૃહસ્થે જણાવ્યું હતું. જો પરિષદની, વિનયને ખાતર, જીવતી સંસ્થામાં ગણત્રી કરીએ તો એ વાત ખરી સભાની એ આજ્ઞા માથે ચઢાવી માત્ર એક મંડુભાઇની મહેનતથી પરિષદ મંડળ થયું, અને નાનું જેવું એક બંધારણ થયું. પાંચ સાત માણસ વડોદરામાં મહોત્સવ હતો ત્યારે ભેગા મળ્યા; અને ૨૫ માણસની વ્યવસ્થાપક કમીટી ચુંટી કાઢી

**પરિષદ મંડલનું જુનું બંધારણ.**

જે મંડલના બંધારણનું ખુન કરવાનો મારા પર આરોપ આવે છે તેનું બંધારણ માત્ર આટલુંજ હતું કે મંડલ એક વ્યવસ્થાપક સમિતિ નીમે. આ બંધારણમાં મંડલ સીવાય બીજા કોઇને સ્થાન નહોતું તેમાં સ્થાયી તત્ત્વ કે પણ નહોતું તેમાં પરિષદના પ્રતિનિધિઓને સ્થાન નહોતું તેમાં પરિષદ જોડેનો સંબંધ સ્પષ્ટ નહોતો એમાં સાહિત્યની સંસ્થાઓના અભિપ્રાય માટે પરવા નહોતી એમાં બધી સાહિત્ય પ્રવૃત્તિનું તે કેંદ્રસ્થાન બને એવી યોજના નહોતી એટલે બે પાંચ ગૃહસ્થો ધારે તો આ મંડલ ચલાવે–નહીં તો સુવાડે એવી એમાં ખુબીઓ હતી જો એકહથ્થુ સત્તાનોજ કોઇને શોખ હોય તો સહેલાઇથી આ કમીટી હાથ કરી પરિષદને બંધારણ વિના મરવા દેવાની એમાં સરલતા હતી. જે સ્વાતંત્ર્યનો કોટ–તે આ નિર્જીવ બંધારણ

× × ×

પરિષદની ચળવળ શરુ કરવાની સંસદે શરુઆત કરી, તે પહેલાં વિરોધના ડંકાઓ તો

**પરિષદ વીશે પ્રવૃત્તિની શરુઆત.**

ક્યારના શરુ થયા હતાઃ–સંસદની પરિષદમાં જાહેર મતને સ્થાન નથીજ રહેવાનું. એ તો બધું ઘરને ખુણે થશે. મુનશીને સત્કાર મંડલના પ્રમુખ થવું છે તેથી પરિષદ બોલાવી છે. આ બંને જાણી જોઇને પ્રસારવામાં આવેલાં જુઠાણાં હતાં.

૧ જાહેર સભામાં કાર્યવાહી સભાન શરુઆત કરવાનો સંસદના કાર્યકર્તાઓનો નિશ્ચ

મે મહીનાથી જેટલા પુછતા તેને જણાવતો અને ૧૯૨૫ ના સંસદના વાર્ષિક ઉત્સવમાં તે જાહેરમાં મુકાયો.

૨ ૧૯૨૫ ના જુલાઇમાં હું રા. કૃષ્ણલાલ કાકાને મળી, તેમણે કારોબારી મંડલ ને સત્કાર મંડલના પ્રમુખ થવા કબુલવું એવું વચન લઇ આવ્યો હતો.

× × ×

તા. ૧-૧૦-૨૫ ની સંસદની સભામાં કેટલાક સંભાવિત ગૃહસ્થોને બોલાવી જાહેર સભા વીશે કેટલીક વાતચીત કરવામાં આવી અને સભાની તારીખ નક્કી કરી. તે વખતે કારોબારી સભાની શી ફી રાખવી એ વીશે ચર્ચા થઇ. કેટલાકનો મત રૂ. ૨૫) રાખવાનો હતો, કેટલાકનો ૨૦ ને ૧૫ નો હતો. આખરે રૂ. ૧૦) રાખવી એવો નિશ્ચય થયો. તે વખતે કારોબારી સભામાં કોને લેવા તેનાં નામો પણ લખાયાં; અને તે યાદીમાંથી એક પણ સાહિત્ય-રસિક સંસ્થા, વ્યક્તિ કે સમૂહ રહી ગયો નહોતો. સભા વચ્ચે એવો મત દર્શાવાયો કે સંસદે પરિષદ બોલાવી છે, અને તેના સભ્યોએ કારભાર-ઉઠાવવોજ જોઇએ; એટલે મુંબાઇ રહેતા અથવા મુંબાઇમાં આવતા તેના બધા સભ્યોએ કારોબારી મંડળમાં જોડાવું. સંસદના ઘણા સભ્યો પૈસાવાળા નથી; અને નિર્ણિત તારીખે દસ રુપીઆ કાઢવા અસમર્થ પણ નીવડે એવી મુશ્કેલી રજુ થઇ. આ ઉપરથી આખી સભા વચ્ચે એમ નક્કી થયું કે સંસદના સભ્યો અને ત્યાં બેઠેલા જે કોઇને કારોબારી સભામાં જોડાવું હોય તો તેની ફી નિર્ણિત તારીખે સંસદ ભરી દેશે; અને પછીથી તે ગૃહસ્થોએ જ્યારે અને જેટલા બને તેટલા પૈસા સંસદને આપવા.

તા. ૮-૧૦-૨૫ ના રોજ નિર્ણિત કરેલે સ્થળે ને સમયે જાહેર સભા મળી–રા. કૃષ્ણલાલ



પરિષદ મંડળના મંત્રી રા. ચંદ્રશંકર પંડયા.

કાકાના પ્રમુખપણા નીચે. કોઇને સ્થાન પસંદ નહીં પડયું-કોઇને વખત પસંદ નહીં પડયો. એ બધામાં પણ ઉત્સાહી ને સાહિત્યઘેલી જનતાને દૂર રાખવાનો ઉંડો મુદ્દો કેટલાકને દેખાયો. એ સભામાં આશરે ૧૫૦ સભ્યોનાં નામ સુચવાયાં. તેમાં કેટલાક એવાનાં નામ હતાં કે જે કદી જોડાય નહીં. તેથી જેઓ તા. ૧૦-૧૦-૨૫ પહેલાં દસ રુપીઆ આપે તેનેજ મત આપવાનો અધિકાર રહેશે એવો નિર્ણય થયો.

આ પ્રમાણે લગભગ ૮૦ ગૃહસ્થોએ ફી આપી. એમાં આશરે બારેક જણની ઉપર આપેલી સુચના પ્રમાણે સંસદે આપી. તેમાંથી લગભગ આઠેક જણે પૈસા પાછા આપ્યા.

બસ થયું! મુનશીએ ભાડુતી સભ્યો દાખલ કરવા માંડ્યા. એક હથ્થુસત્તા શરુ થઇ. જુઓ

જુઠાણું.

અમે નહોતા કહેતા? અને સાથે પૈસા આપેજ મત અપાશે એ ઠરાવ થયાથી વગર પૈસા આપે સાહિત્યરસિકોને મત આપવાનો અધિકાર છીનવી લેવાયો. થોડાક

પત્રે પત્રે આ સગીત શરૂ કર્યું. મને ખબર નહોતી કે દસ રુપીઆ જેટલી નાની રકમ આપવાની જવાબદારી સ્વીકાર્યા વિના, અમારા પ્રયાસોમા ડખલ નાંખવાનો કેટલાકને જન્મસિદ્ધ હક્ક મળ્યો હતો બાકી અમે તો કોઇ પણ જવાબદાર સમૂહ પૈસા ને મહેનત ને ભોગે પરિષદ ભરવા તૈયાર હોય તો તેને સુગમતા કરી આપવા તદ્દન તત્પર હતા

વળી એક બીજી વાત પહેલા એમ વાત હતી કે સસદજ પોતાની પરિષદ ...ર વાની છે. જ્યારે જાહેર સભા બોલાવી ત્યારે ઉચ્ચારાયુ કે સસદે પરિષદ નીમત્રી ને હવે તેનાથી બનતુ નથી ત્યારે જાહેર જનતાને માથે બોજો નાખ્યો. સત્ય હકીકત આટલીજ કે સસદ અને તેના

મિત્રોએ તન, મન, ને ધનથી પહેલેથી છેલ્લે સુધી મહેનત કરી છે; અને બહારના કોઇ પણ સહયોગ કરવા આવ્યા હતા તેમનો સાભાર સત્કાર કર્યો છે, અને તેમને સ્થાન ને અવકાશ મને આપ્યો છે હા જે વિના શરૂ વૃત્તિથી આવ્યા તેને ફાવવા દીધા નથી એ ગુનહો હુ કબુલ કરુ છુ

તા ૧૦૧૦૨૫ ના રોજ કારોબારી સભાના અધિકારીઓ ચુટાયા પહેલા અમારો વિચાર ચાર મત્રીઓનો હતો પણ એકે સમૂહનો પ્રતિનિધિ રહી ન જાય માટે દસ મત્રીઓ ચુટાયા આનદની વાત તો એ છે કે મત્રીઓ સખ્યામા આટલા બધા હતા છતા બધા એકતાનતાથી કાર્ય કરી રહ્યા હતા રા મનહર રામે બધી વસ્તુ પર નજર રાખી, દરેક પ્રવૃત્તિનું



આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદના મત્રી ગ સ્વ બહેન વસિકમણિ દેસાઇ

એકીકરણ કરી મંત્રીપદને પુરેપુરો ન્યાય આપ્યો હતો. છેલ્લા દસ દહાડા તો તેમણે જે કામ કર્યું તેની કીંમત કરવી અશક્ય છે. તેમણે જે સાવધાનતા ને દૂરઅંદેશીપણું રાખ્યું હતું તેનેજ લીધે પરિષદનો કાર્યક્રમ સુસંબદ્ધ રહ્યો હતો. રા. ચંદ્રશંકરના વિશ્વાસપાત્ર સહયોગની કીંમત પણ અંકાય એમ નથી. અને એમની સ્થિતિ જરા કફોડી હતી. જે મારી પાસે ધુંચવાડો ન પેદા કરી શકે તે ગમે તેવી એમની તબીઅત હોય છતાં એમની પાસે જઇ એમને દરખવાની સુગમતા મેળવતા. એમને તેઓ ખુશામતીઆ, ગોર, શિથિલ વગેરે ખીતાબો આપતા. એમની ને બીજા કાર્યકર્તાઓ વચ્ચે વીખવાદ થાય ને એ પરિષદ તોડવામાં મદદ કરે એવી ઘણીએ ઇચ્છાઓ એમણે નિષ્ફલ કરી. પહેલો વિચાર હુ તેમની સાથે કરતો. પરિષદ મંડળ તથા પરિષદના દરેક કાર્યમાં તેની સંમતિ વિના એક ડગલું મે ભર્યું નથી. અને એણે મારી સાથે કદી જુદાઇ ગણી નથી, ને વીખવાદ સંભવે એવો પ્રસંગ ઉભો થવા દીધો નથી. અને હિતૈષીઓના સતત પ્રયાસ છતાં પણ અમે રહ્યા છીએ સ્નેહાળ મિત્રો ને નીખાલસ સહયોગીઓ

રા. લાભશંકરની મુગી છતાં સંગીન સેવા જે એને ઓળખે છે તેજ જાણી શકે. જરાક મીજાજ તીખો ખરો. પણ પહેલા દિવસથી પરિષદને બીજે દિવસે, અથાગ શ્રમથી એમની તબીઅત પડી ભાંગી ત્યાં સુધી એણે મહેનત કરી છે. ને રા. કેશવપ્રસાદ દેસાઇ એમના હંમેશના ઉત્સાહથી કાર્ય કર્યે ગયા. ઘણી વખત અસંતોષ દૂર કરવાનું માથાકુટીઉં કામ એમને માથે પડતું અને તે એ સફળતાથી કરતા. રા. ગોકુળભાઇ ભટનું કામ શાંત છતાં સગીન હતું; એમણે માથે લીધેલા કર્તવ્યમાં કદી ઉણપ રહેતી નહીં; સ્વાગત ને સભામંડપનુ કામ એમણે સુંદર રીતે કર્યું હતુ. એમનુ શાંત સ્મિત કદી મોઢા પરથી અદષ્ટ થયું નથી; એમની ધીરજભરી મીઠાશે કટુ પ્રસંગને પણ સુમધુર કર્યો છે. રા મોતીચંદ કાપડીઆએ મહાવીર વિદ્યાલય આપ્યું એ તો નાની સેવા; પણ એમની રા. મણિલાલ નાણાવટી, ને રા. મગળદાસ મહેતા સાથે રહી પૈસા ઉઘરાવવામાં કરેલી સેવા વિના ભાગ્યેજ આટલું ઉઘરાણુ અમે કરી શકત

ગં. સ્વ. બહેન રસિકમણી દેસાઇને મેં ઘણું સમજાવી મત્રીપદ વળગાડયું ત્યારથી ગુજરાતી સ્ત્રી મડળના એ આત્માએ જે જહેમત ઉપાડી તે ઘણીજ પ્રશંસનીય કહેવાય. પરિષદમાં સંગીત અને પાર્ટીમાં ગરબા આટલા આકર્ષક થયા એ પણ એમનોજ પ્રતાપ બીજાં સ્ત્રી મંત્રીના કાર્ય વીશે લખું તો પક્ષપાતનો આરોપ તરતજ આવે. માટે એવો આરોપ વહોરવા કરતાં, શ્રમને લીધે



સ્વયંસેવકોના સરદાર, રા દયાશંકર ભટ્ટ.

એમણે નીમ ત્રેલો તાવ, પરિષદ ગઇ છતા, પરોણાચાકરી કરાવ્યા કરે છે તેનીજ નોધ લઇ વીરમીશ

ગ ચારણીઆ અને રા હોડીવાના પણ વખતો વખત મદદ કરતા પાછળથી વ્યવસ્થામા એકતા આણવા રા શકરપ્રસાદ રાવળને નીમવામા આવેલા, અને પગારદાર હોવાથી અકારામા અકારુ કામ એને માથે પડતુ દરરોજ બે વાગતા સુધી ઉજાગરા કરી પરિષદ વખતે એમનુ શરીર ને મગજ, કામના બોજાથી જડ થઇ ગયા હતા પરિષદ વિજયી થઇ તેમા એમનો પણ મોટો ફાળો છે

**બીજા કાર્ય કર્તાઓ**

અધિકારીઓના કાર્યની નોધ લેતા સ્વયસેવકોના નાયક, 'ગુજરાત'ના સચાલક રા દયાશકર ભટ્ટની રાત દિવસની સેવા નીમરખી ન જોઇએ 'ગુજરાત'નો અક કાઢવો, અને



રા વ્યોમેશચદ્ર પાઠકજી



રા મણિલાલ નાણાવટી

પરિષદનુ કામ કરવુ એ બને એમણે સતોષકારક રીતે કર્યાં હતા, અને જો કે સસદના તે સભ્ય નથી, છતા સસદની સારામાં સારી કાર્યદક્ષતાની ભાવના નજર આગળ રાખતા, એ અને એના હાથ નીચે કામ કરતા જયતકુમાર ભટ્ટ, સનત્કુમાર વીણ—અને એવા બીજા અનેક સ્વયસેવકોની અથાગ મહેનતથી પરિષદનુ કાર્ય સફળ થયુ બે પુરુષોની સેવાની કીંમત—બીજાથી અજાણી પણ મારાથી અણવીસરાય એવી—બાકી અકાર્ય એવી નથી રા નર્મદાશકર ત્રિવેદી—મારા અગત કારભારી—એટલે નિયમિતતા, ચોકસાઇ, ખત, ને સચોટ મહેનત એણે મારા કામમા અદ્ભુત તાદાત્મ્ય સાધ્યુ હતુ, અને



સ્નેહસમેલનમા ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના વિદ્યાર્થીઓની બેન્ડ પાર્ટી.

મારી પળેપળની—શુ કહુ ? 'સર્વભક્ષી'—પ્રવૃત્તિમાં પણ આદર્શ કારભારીના આત્મસમર્પણ ને તત્પરતા બતાવ્યા હતાં બીજા પુરુષ તે મારા નાનાભાઇ સમા મનુભાઇ ઠાકર. પરિષદ પુરી થયે અમે પાર્ટીમાં ગયા ત્યાં સુધી મેં તેના તરફ જોયું નથી. પાર્ટીનાં નિમંત્રણો, તૈયારી, ને ગોઠવણ એ બધાંનો ભાર તેણે એકલે હાથે ઉઠાવ્યો; અને જે આકર્ષકતા પાર્ટીમા હતી તેનો આખો યશ ઇસ્ટરની રજા ખોઇ મહેનત ઉઠાવનાર એ મિત્રનો. એ ઉપરાંત રા. ભરતરામ, રા બટુભાઇ ઉમરવાડીઆ, રા. પૃથુ શુકલ જેવા અનેકનાં ઉત્સાહપૂર્વક કરેલાં કામનું સ્મરણ અત્યારે થાય છે. છેલ્લા દિવસોમાં આ બધા કાર્યકર્તાઓ, કામને લીધે કચવાઇ ઉઠયા હતા. વગર કારણે લઢુવઢું થઇ ગયા હતા. એકમેકને ઘણા ન કહેવાનું કહી નાંખતા; કોઇકને મારાથી પણ કૈં કહેવાઇ જતું. અને છતાં બધા અદ્ભુત વ્યવસ્થા વૃત્તિથી કામ કર્યે જતા હતા. જો સંસદે કૈં પણ વ્યવસ્થા વૃત્તિ કેળવી હતી તો તેનું ગર્વ લેવાય એવું દૃષ્ટાંત આ વખતે મળ્યું હતું.

× × ×

**સત્કાર મંડળના પ્રમુખ.**

હવે પરિષદની કથા આગળ ચલાવુ તા. ૧૦-૧૦-૨૫ ના રોજ સત્કાર મંડળના પ્રમુખની ચુંટણી કરવાની હતી. રખેને મુનશી તે સ્થાન લઇ લે તે માટે સભ્યો કરવાનો કેટલાકે પ્રયત્ન કર્યો: પણ બે પાંચ પોતાની ટીકીટ લીધા સીવાય ઝાઝી મદદ તેમનાથી થઇ નહીં. અને છતાં કાર્યકર્તાઓના પ્રયત્નથી સભ્યો થતાજ ગયા. પત્રોમાં શંકાઓ દર્શાવાઇ: "સંસદ કેટલા સભ્યો કરે છે ને શા માટે?" મુનશી કૈં કરે તેમાં સારું તો હોયજ નહીં; એટલે સત્કાર મંડળના વધારે સભ્યો થાય એ પણ કૈં વીચારવા જેવું ખરું જ! આખરે એક વાત બહાર પડી. રા. કૃષ્ણલાલકાકાને છેતરવા હું એમનું નામ સત્કાર મંડળના પ્રમુખ તરીકે રજુ કરવાનો;

અને પછી કોઇ મારું નામ રજુ કરશે. અને મારે પૈસે (?) થયેલા સભ્યો વધુ મતે મને સ્વીકારશે. આ જુઠાણું હતું–અપ્રમાણિક હડહડતું જુઠાણું હતું. અને રા. કૃષ્ણલાલકાકા ને મારી વચ્ચે જે એકતા હતી તે તોડવાનો એમાં મુદ્દો હતો. ચુંટણીને છેલ્લે દિવસ સુધી આ વાત સાંભળનારાઓ મને કહી ગયા. રા. કૃષ્ણલાલ કાકાને કાને પણ ગઇ હશે. મને એમની પાસે જઇ ખુલાસો કરવાનું મન થયું. પણ તે મેં માંડી વાળ્યું. જો એમને મારામાં વિશ્વાસ હશે તો આવા જુઠાણાંથી જવાનો નથી; જો નહીં હોય તો મારે કશે વધવાનો નથી. સભામાં મારી દરખાસ્તથી રા. કૃષ્ણલાલ કાકા સર્વાનુમતે પ્રમુખ ચુંટાયા.



રા. હરસિદ્ધભાઇ દીવેટીઆ. (પરિષદ્‌મંડળના કાર્યકર્તા).

અને આખી પરિષદમાં મારા નાયકને માન, સહકાર ને તાદાત્મ્ય જે મારે આપવાં જોઇએ તે મે એમને આપ્યાં; અને એમની નીખાલસ સલાહ, ઉદાર નેતૃત્વ, દૃઢ છતાં સૌજન્યશીલ હકુમતથી સમિતિમાં ને સભામાં અનેક ખાડાખાબોચીયાં અમે પાર ઉતર્યા. પ્રમુખશ્રી જ્યારે પણ વિષયસમિતિ કે પરિષદમાં નાદુરસ્ત તબીઅત અને દાંતના દુખાવાથી અધિકાર ચલાવવા અશક્ત થતા ત્યારે તે અધિકાર યોગ્ય રીતે રા. કૃષ્ણલાલકાકા વાપરતા. અને મારી જોડે રહી પ્રપંચ કરવાનો આક્ષેપ આખી વિષય સમિતિ પર કરવામાં આવ્યો, ત્યારે પણ હીંમત ને તિરસ્કારથી તેમણે તેને યોગ્ય ન્યાય આપ્યો. અને પરિષદ મંડળના કાર્યવાહકોની ચુંટણી વખતે કાર્યકર્તાઓની સંમતિથી નક્કી થયે કાર્યવાહકો ન ચુંટાય, અને એમની અને મારી વચ્ચે વૈમનસ્ય ઉભું થાય એ હેતુથી એમનું નામ ઉપપ્રમુખ તરીકે રજુ થયું ત્યારે એમની સાથે મેં હરીફાઇ કરવાની ના પાડી એ હેતુને પાર પડવા દીધો નહીં; અને જ્યારે એમને લાગ્યું કે એમનું નામ આવા હેતુથી સુચવાયું હતું, ને એ સુચનાનો મુદ્દો પરિષદ મંડળની કાર્યવાહક સમિતિમાં મારાથી કંઇ ન થઇ શકે એવું સ્થાન આપવાનો હતો ત્યારે આખી મધ્યસ્થ સભાની લગભગ સર્વાનુમતી સુચનાથી–

**રા. કૃષ્ણલાલ ઝવેરી.**

એમણે ઉપપ્રમુખપદનુ રાજીનામુ આપી એ હેતુ ને મુદ્દાને છેદી નાંખ્યો હતો મારી સુચનાથી આ જે ગૃહસ્થે નેતૃત્વ સ્વીકાર્યું હતુ તેનુ નેતાપણુ, દઢતા, ને માર્ગદર્શક બુદ્ધિ જોઇ મને ડગને ડગલે ગર્વ લેવાનુ કારણ મળ્યુ હતુ

× × ×

પરિષદના કાર્યમા આગળ પડતી બીજી વ્યક્તિ તે સુ નરસિંહરાવભાઇ એમનામા વિશિષ્ટતા હોય તો એ કે એમનો પોતાનો શો મત છે તે સપૂર્ણ રીતે તે જાણે છે He knows

**રા. નરસિંહરાવ**



ગ સ્વ બહેન રંસિમ્મણિ અને ગોફ ગુ થનાર બહેનો

his own mind એમને અભિપ્રાય બાધતા વાર નથી લાગતી અને એમની બુદ્ધિ, અભિપ્રાયો, ને હીંમતભર્યા નેતૃત્વનો લાભ જેવો આ પરિષદને મળ્યો છે તેવો ભાગ્યેજ કોઇ બીજી પરિષદને મળ્યો હશે એમને દઢ રહેતા આવડે છે, અને જરુર જણાયે—આ માટે લોકો એમને યશ આપતા નથી તો પણ—એ સમાધાન કરી શકે છે પરિષદના એ કાર્યકર્તા થયા તેમાં પણ એમને થોડુંક સહેવુ પડયુ છે જો એમના મત સાથે અમે સમત થઇએ તો એમને રીઝવવા અમે ઢળી ગયા, જો એ અમારા મતને મળે તો એ મુનશીથી અજાઇ ગયા "मौनान् मूक प्रवचनपटुश्चाटुलो जल्पको वा" વાળી વાત એમની સમાધાનવૃત્તિનુ છેલ્લુ દષ્ટાંત કોલેજના અભ્યાસક્રમમા ગુજરાતીના સ્થાન વીગેનો ઠરાવ હતો જે મત માટે વિષયસમિતિમા એમણે તુમુલ યુદ્ધ કર્યુ, તેને સવારે છોડી વિરુદ્ધ ઠરાવને અનુમોદન આપવાનુ જે માનસિક ઔદાર્ય—Open mind દાખવ્યુ એજ બતાવે છે કે એમને પીશે મત બાધનારા ને દર્શાવનારામા આવી શક્તિ, હીંમત ને ડહાપણભર્યા મગજની કમોગી કરવાની શક્તિ કે સામર્થ્ય નથી

ખરી વાત તો એટલીજ હતી કે બધા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૯]

# સદાકાળ ગુજરાત*

—ꕥꕥꕥ * ꕥꕥꕥ—

લેખક

રા. અરદેશર ફરામજી ખબરદાર



( પદ )

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી,
ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!
જ્યાં જ્યાં ગુજરાતી મોનાર્તા,
ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત (ધ્રુવ)

ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ
જ્યાં ગુર્જરના વાસ
સૂર્યતણા કિરણો દોડે ત્યાં,
સૂર્ય તણોજ પ્રકાશ

જેની ઉષા હસે હેલાતી તેના તેજ પ્રફુલ્લ પ્રભાત
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત

ગુર્જર વાણી ગુર્જર લહાણી,
ગુર્જર શાણી રીત
જંગલમાં પણ મંગલ કરતી
ગુર્જર ઉદ્યમ પ્રીત

જેને ઉર ગુજરાત હુલતી તેની સુરવન ત્યાં મીરાત
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત

કૃષ્ણ દયાનંદ દાદા કેરી
પુણ્ય ભરેલ રસ ભામ
ખંડ ખંડ જઇ ઝળે ગર્વ
કોણ જાત ને કેમ

ગુર્જર ભરતી ઉછળે છાતી ત્યાં રહે ગરવી ગુર્જર માત
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત

અણકીધાં કરવાના કોડે,
અધુરાં પુરાં થાય
સ્નેહ, શૌર્ય ને સત્ય તણા ઉર
વૈભવ રાસ રચાય

જય જય જન્મ સફળ ગુજરાતી! જય જય ધન્ય અમર ગુજરાત!
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત!

---

* ખાસ સાહિત્ય પરિષદ માટે રચી મોકલાવેલું




# મીરાંબાઈ: એક દૃષ્ટિ *

લેખક:
સૌ. લીલાવતી કનૈયાલાલ મુનશી,
સભ્ય, સાહિત્ય સંસદ

—o:—

સુંદરીઓ સદા રસિકતાની પ્રત્યક્ષ મૂર્તિ સમી ગણાય છે અને કવિતા રસિકતાનો પ્રગટ આવિર્ભાવ મનાય છે. કવિને મન સુંદરી ને કવિતા ઘણુંખરું સરખાંજ પ્રિય હોય છે. રસિક હૃદયનો આનંદ કવિતાના સ્ફુરણમાં કે સુંદરીના દર્શન સમયે ઘણું ખરું એકજ પ્રકારનો હોય. સૌંદર્ય કવિતાનો વિષય છે; કવિતા સૌંદર્યનો સ્ફોટ કરવા સરજાએલી છે, અથવા સૌંદર્યદર્શનથી ક્ષોભ પામતી રસવૃત્તિનું પ્રગટ સ્વરૂપ કવિતા છે. અને સર્વ સૌંદર્યનો સાર તો સુંદરીજ છે. કવિતા જ્યાં સૌંદર્ય પોષક સનાતન ભાવોને ગાતી નથી ત્યાં કવિતા કવિતા નથી રહેતી.

કવિતા અને સુંદરીનો આવો નિકટ સંબંધ છતાં કવિના ગાતી સુંદરીઓ કોણ જાણે કેમ સંસારમાં બહુ થોડીજ નજરે પડે છે. પોતામાં રહેલા સૌંદર્યના પોતેજ દૃષ્ટા ન થઇ શકાય એ કારણ તો ન હોય? પોતામાં રહેલા સૌંદર્યનું અજ્ઞાન અને બહારનું સૌંદર્ય જોવાની અશક્તિ એ બે કારણોએ કવિના અને સુંદરીને ઘણું ખરુ દૂરનાં દૂર રાખ્યાં છે. સુંદરીઓને જોવા વીચારવાના સંકુચિત પ્રદેશો, સંસારનાં બંધનો કે લોગ્યદશામાં રહેલી પરતંત્રતા કે પરને અનુકુળ થવામાં સ્વત્વના વિકાસનો વિનાશ એ બધાં પણ આ દશા આણવામાં કારણભૂત ગણી શકાય. માણસ પોતાનું વ્યક્તિત્વ વીકસાવી પછી તેનું સમર્પણ કરે અને વ્યક્તિત્વ વીકસ્યા પહેલાં જ એનું દાન દઇ દેવાય એ બે સ્થિતિ વચ્ચે બહુ ફેર છે. એકમાં સૌંદર્યદર્શનની શક્તિની પરાકાષ્ઠાએ પહોંચાય છે. અને તેમાંજ માણસ સ્વત્વ ખોઇ વિલીન બને છે બીજામાં તો એ દર્શન કરવાની શક્તિજ આવતી નથી અથવા બીજરૂપે હોય તો એ સ્વત્વ ખોતાં એ શક્તિનોએ વિનાશ થાય છે. સ્વત્વના ભાન વિના સૌંદર્યદર્શનની શક્તિ વિકસતી નથી. દેવ મંદિરમાં વીકસેલાં પુષ્પ ચડે તો સુવાસ અને શોભા સધાય તેમ વિકાસ પામેલા વ્યક્તિત્વના સમર્પણથીજ

* સાહિત્ય સંસદ તરફથી આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં અપાએલો ને વંચાએલો નિબંધ.

સૌંદર્ય અને રસનાં ઝરણ વહે અને મહત્તા પમાય. પુષ્પની અને વ્યક્તિત્વની અણવીકસી કળીઓમાંથી શુ શુ થઇ શકે તેનાં સ્વપ્નો કોઇ કવિ ભલે રચે પણ એ બધાં સંભવો કવચિતજ શકય બને છે.

કવિતા ગાતી સુંદરીઓ બહુ ન મળવાનુ એક બીજુ પણ કારણ છે. પહેલાં સંસ્કાર પામવા એ જનસમાજનો સામાન્ય વારસો ન હતો પણ શ્રીમંત અને ઉચ્ચ ગણાતાં કુળોમાજ એને માટે સગવડ અને સમય હતાં. સામાન્ય જનસમાજમાંથી પુરુષો સંસ્કારી પાકતા કારણ કે એ લોકો સંસ્કારની શોધમાં બહાર જઇ શકતા, પણ સંસ્કારી કુટુંબોમાંએ સ્ત્રીઓની સંસ્કાર મર્યાદા તો ઘરની દીવાલ જેટલીજ રહી હતી. સંસ્કાર વિના સૌંદર્ય-દર્શન થતુ નથી અને સૌંદર્યદર્શનને મર્યાદાઓ પ્રાપ્ત થતી નથી. જ્યાં જ્યાં સ્ત્રીઓની આસપાસ રચાએલો આ કોટ તુટયો છે કે તેમણે પોતાને હાથે તોડયો છે ત્યાંજ સ્ત્રીઓ પોતાના આત્માના પરિમલ પ્રસારવા શકિતમાન થઇ છે. દ્રૌપદીએ એ કોટ તોડયો અને પુરાણ કાળમા એ અદ્વિતીય સ્થાને વીરાજી રહી. નુરજહાંએ એ તોડયો અને ભારતમાં બીજી નહીં એવી અપૂર્વ સામ્રાજ્ઞી તરીકે પ્રકાશી રહી મીરાંએ એ તોડયો અને સદીઓ થયા લોક હૃદયનાં ઉંડા તંતુઓને હલાવનારી એ પ્રેરણા-મૂર્તિ બની રહી.

મીરાંનુ જીવન અને કવિતા એ આવા એક મહા પ્રયત્નનું પરિણામ છે. બાલપણથીજ મીરાંનું મન સંસારમાં રાચેલું નહતુ, અત્યંત પ્રેમભાવના વેગથી એની આંતરવૃત્તિ રંગાએલી હતી. આ વૃત્તિ ભક્ત પિતામહને ત્યાં બાળપણમાં પોષાઇ. વૈધવ્યે એને જીવનમાં વણવાની તક આપી. મહારાણીપદ અને રાજકુળે એના સંસ્કારો વિકસાવ્યા, અને પ્રતિકુલતાઓ સામે ઝઝુમતાં ટકવાની તાકાત અને માનેલા આદર્શનો સાક્ષાત્કાર કરવાનો ઉત્સાહ આપ્યાં. અને આ બધાના પરિણામે એના વિકાસ પામેલા વ્યક્તિત્વે આદર્શની પાછળ આત્મસમર્પણ કરી ચિરંજીવતા મેળવી.

મીરાંની કવિતા અને જીવનને એક બીજાં-થી જુદાં ન પાડી શકાય. એના જીવનરસના નિર્ઝરણમાંથી એની કવિતા બની છે; એના કવિતાના રસપ્રવાહમાંથી એનું જીવન રચાયું છે અને એ બંને—એનું જીવન અને એની કવિતા એકબીજાંથી એટલાં અભિન્ન છે કે એમને છુટાં પાડતા બંને સામાન્ય થઇ રહે.

સૈકાંઓ થયાં આ સ્ત્રીનુ આકર્ષણ હજુ ઉતર્યું નથી અને એણે કરી હોય તેથીએ ઘણી કવિતાઓ એને નામે ગવાઇ છે. કોઇ પણ સારું કાવ્ય ગમે એનુ હોય છતાંએ એને નામે ગાવામાં લોકોને આનંદ આવે છે. મીરાંની લોકપ્રિયતા-નાં મુળ આટલાં ઉંડા કેમ ઉતર્યા હશે !

એની લોકપ્રિયતાનાં એક નહીં પણ ઘણાં કારણો છે. લોકો પોતે ઘણી સામાન્ય રીતે જીવે છે પણ કોઇકના જીવનની અદ્દભુતતામાં એમને ઘણો રસ પડે છે. અને તેમાંએ આ તો સ્ત્રી જાતિ, રાજકુળમાં જન્મેલી મહારાણી પદને માટે નીર્માએલી, એવી સ્ત્રીના જાદુ લોક હૃદય પર કેમ ન ચાલે ! એનો પ્રતાપ ગીરધરલાલના સાક્ષાત્કારને ચમત્કાર કરવાની માન્યતા પર રચાયો છે. એની શ્રદ્ધાની અવિચલતાથી એનો પ્રભાવ ફેલાયો છે. ઉપરાંત પ્રવાસને લીધે એનું ભાષાજ્ઞાન વધ્યું અને ઘણી ભાષામાં કવિતા રચવાની એની શક્તિએ એને ઘણા પ્રાંતોમાં પરિચિત કરી. હજારો વર્ષોથી આર્ય હૃદયને આકર્ષનારો કહાન અને તેથીએ સનાતન

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૧ ]



ચિત્ર] [૧૯૨

સ્ત્રી કવિઓમાં પ્રથમ અને અજોડ ભક્ત કવિ

મીરાંબાઈ

—મીરાંબાઈ: એક દૃષ્ટિ —પૃષ્ઠ ૧૫૦



ગોફ ગુથનાર બ્હેનો   છેલ્લો પ્રસંગ



સ્નેહ સમેલન

# સાક્ષરોનાં શબ્દચિત્ર

દોરનાર :
'શીખાઉ શબ્દચિત્રક

સાક્ષરોનાં શબ્દચિત્ર—કેવી ધૃષ્ટતા! જેમનો જન્મારોજ શબ્દોનાં ચિત્ર દોરવામાં ને શિલ્પ ઘડવામાં વીતે છે; જેમને રમત માત્રમાં શબ્દોનીજ રમત સૌથી વહાલી છે, જેમની કલ્પના પોતાનાં ભવ્ય તેજોમય કે વિનોદી દર્શનોને જે શબ્દોની મનમોહક ચિત્ર સૃષ્ટિમાં મૂર્ત કરવા મથતી હોય છે; એવા સાક્ષરોનાં વળી શબ્દચિત્રો દોરવાં—અને તે પણ સાહિત્ય પરિષદ જેવે પ્રસંગે તેમની પધરામણી થઇ તેનાં ચિત્રો દોરવાં, એ કામ અત્યંત આકર્ષક છતાં ચિત્રકારમાં અસાધારણ શકિતઓ માગી લેનારું છે. તેવી શકિત તેનામાં હોય તોપણ, તેનો ઉપયોગ બહુ સાવધાની અને નાજુકાઇથી કરવો પડે એવું વિકટ એ કાર્ય છે. અને એ સાહસ આરંભનાર જે ભારે જવાબદારી ઉઠાવે છે તેનું તો પુછવુંજ શું?

પણ, આગે કૂતેહ છે માટે હમણાં તો યાહોમ કરીને ધસવું એ તો આપણો રાષ્ટ્રમંત્ર છે. એના વિના આ જરીપુરાણા ગુજરાતનો—જરી જેવા ઝલકદાર છતાં પુરાણો જેટલા પ્રાચીન ને કાલાતીત ગુજરાતનો—ઉદ્ધાર નથી. એટલે આ સાહસ પણ ખેડેજ છુટકો.

અને એ મહાભારત કામ હું કોઇ વધારે લાયક લેખિની માટે રહેવા દેત. પણ મુંબાઇની સાહિત્ય પરિષદનાં વૃત્તાંતો ને સંસ્કારચિત્રો ને સ્મરણો ને ટીકાઓ ને ચર્ચાઓ વધુ ઓછી લાયકાતવાળા એટલા બધા લેખકોએ કર્યાં છે ને કરશે, કે કોઇકે પણ નવી દૃષ્ટિએ એ ઐતિહાસિક પ્રસંગને જોવા સારુ આ શબ્દ ચિત્રોનો કે એને મળતો માર્ગ લેવોજ પડે.

એક બીજી વાત: "સાક્ષર" શબ્દનો અર્થ આ લેખના હેતુઓ અને આશયોને માટે ખુબ વિશાલ અને ઉદારતાભર્યો કરવામાં આવશે. કવિ કે સાહિત્યકાર હોય, પુરાતત્ત્વનો પંડિત હોય કે શબ્દવિદ્યાનો વિશારદ હોય: એ બધા વીશે તો અલબત્ત બોલવામાં આવશેજ; પણ તે ઉપરાંત, સાહિત્યના પોર્શીદા એવા એ વિષયમાં ચાંચ બોળી શકનાર મહાજન હોય, સામાજિક, આર્થિક કે રાજકીય મહત્તાને પ્રતાપે કરીને સાહિત્યસેવકમાં ખપનાર કોઇ સજ્જન હોય, ઉછરતો આશાસ્પદ લેખક હોય, યા તો હોંશીઆર પત્રકાર કે છાપાંની દુનીઆનો છેલ્લામાં છેલ્લો, નવામાં નવો કલમ બહાદુર હોય — એ સૌને પણ આ સાક્ષરી શબ્દચિત્રાવલિમાં સ્થાન આપવામાં આવશે. આપણા એ સોળે કળાથી પ્રકાશતા સાક્ષરેન્દુઓ, આઠબાર કળાને વિકસાવનાર છોટા સાક્ષરો, અને એક દોઢ કે પોણાબબ્બે કલાના અધિકારી એવા લગભગીઆ

સાક્ષરો આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં કેવાક શોભતા હતા, એમના દેખાવ ને હાલચાલમાં શું આગળ પડી આવતું, અમુક ખાસ પ્રસંગે એમના વર્તન કે વલણમાં એમનો સ્વભાવ કેવોક ઝળકતો કે ઝંખવાતો, એમણે કેટલો ગુપ્ત કે પ્રગટ પ્રભાવ આ અધિવેશન પર પાડયો, કાર્યવહન ને કારભારમાં તેમનો કયા પ્રકારનો ઉજળો ઘેરો હીસ્સો હતો, પોતે જે સાહિત્યસેવા વડે કરીને અહીં આવી શકયા એ કેવી હળવી ગરવી કે વચલા વડની છે—વગેરે વગેરે દૃષ્ટિબિંદુઓમાંથી જેને જે લાગુ પડતું હશે તે વાપરીને આખા સમારંભને અવલોકીશું. તેમ કરતાં કેટલાક અગ્રણીઓ વીશે વિસ્તારથી લખીશું, કેટલાક ને બે ચાર કે છ લીટીમાંજ પતાવી દઇશુ, અને બાકી રહે તેમનું કેવલ નામ સ્મરણ કરીને પાવન થઇશું—જો એટલું કરવાનીએ જગ્યા લેખને અંતે ફાજલ હશે તો.



મી. હોડીવાળા.
મંત્રી, આ. ગુ સાહિત્ય પરિષદ.

સાક્ષરની મુખ્ય ફરજ અજ્ઞાન સામે લઢત ચલાવવાની છે. એ લઢતમાં તે પોતાની શક્તિઓ અને સંજોગ અનુસાર અતિરથી કે મહારથી, સારથી, રથી કે સાદો સૈનિક બને છે અને પોતપોતાનાના ક્ષેત્રમાં, આવડે તેવી કમાણી કીર્તિની કરી જાય છે. આ સાહિત્ય પરિષદમાં પણ એ પાંચે વર્ગના મળીને સોએક લઢવૈઆ હાજર હતા અને વત્તાઓછા જોમથી સૂક્ષ્મ કે સ્થૂલ ભૂમિકા પર ઝઝુમી રહ્યા હતા. આપણે અહીં એમને આલેખવાના છે તે પણ એમની એ ચઢઉતર પદવીઓનેજ આધારે.

## અતિરથીઓનું સપ્તક

પ્રાંતની સાહિત્ય સેવા કરવામાં નીરસતારૂપી દાનવ સામે કે પછી કટ્ટર વિરોધી માનવો સામે અડગ ટક્કર જીંદગીભર ઝીલ્યા પછી આજે જેમના કેશ રજતવર્ણા સોહે છે એવા સાક્ષર શિરોમણીઓને અતિરથી પદથી અલંકૃત કરવા એ આપણો પહેલો ધર્મ છે. એ વિરલ માનના સાત ભોક્તાઓ પરિષદમાં વીરાજતા હતા અને પોતાના અતુલ ગાંભીર્યથી વાતાવરણમાંની ભારોભાર ચંચલતાને જાણે હરી લેવાના સબળ પ્રયત્નો કરી રહ્યા હતા.

પોતાના વ્યક્તિ પ્રભાવથી એ રીતે આઠમી પરિષદને ગૌરવાન્વિત કરનારાઓમાં રા. કેશવલાલ ધ્રુવ—જીવંત પ્રમુખોમાંના સૌથી જુના—પ્રેક્ષકનું ધ્યાન સૌથી પહેલું ખેંચતા હતા. એ પુરુષના પાંડિત્યને વધારે વખાણવું કે તેની રસિકતાને, એ પણ સાહિત્યચર્ચાનું મોટું ઉખાણું છે. પરિષદમાં જે બે ત્રણ વાર એમને બોલવાનો પ્રસંગ આપ્યો ત્યારે પણ આ ઉભય ગુણો સહેજે આગળ તરી આવતા હતા. એમને સાંભળતાં ઘણાંએ સંસ્કારી હૃદયોને થએલું "કેવી મધુર વાણી! શી સરલ વહેતી મૃદુતા! કેવો શાંત બુદ્ધિપ્રભાવ! કેટલા શુદ્ધ ને સ્પષ્ટ, સમપ્રમાણ ઉચ્ચાર!" અને એમને નિબંધ વાંચતા કે વધારે ભાષણ કરતા સાંભળ-

વાનો લહાવો આ વખતે ન મળ્યો તેથી ખેદ પણ થતો.

રા. ધ્રુવની નિરભિમાનતા, સાદાઈ ને પ્રગટ સૌમ્યતા અમુક બીજા માજી પ્રમુખમાં શોધવી એના જેવી ભુલ એકે નથી, પણ રા. નરસિંહરાવને ઓળખનાર કોઈ પણ માણસ એમની શાંત પળોનાં ભોળપણ, ઋજુતા અને નિર્દોષ બાલ્યભાવથી અજાણ ન હોઈ શકે. વિષયસમિતિમાં પોતાના પ્રિય સિદ્ધાંતને ખાતર લઢે, રીસાય ને મનાય; ખુલ્લી બેઠકમાં વળી એજ સિદ્ધાંતનો ભોગ, પોતે ઝગડાખોર નથી એવું કહેવડાવવાનો જશ ખાટવાને આપવા લલચાય; મોડી રાતે લાધેલ દિવ્ય સ્વપ્નને ભરી પરિષદમા કવિત્વથી વર્ણવી બતાવીને લોકહૃદયોને એક વાર બહેલાવે, તો વળી બીજી વાર રાયચુરાના છેલ છબીલા લોકગીત સામે પોતાનો અમીરી તિરસ્કાર ઉભય આંખેથી બેધડક વર્ષાવે—આવી આવી બહુરૂપી રસભરી બાળલીલાઓમાં રાચનાર એ પચાસથીએ વધુ વર્ષના પૂજ્ય બાલકનાં ચરણારવિંદમાં આપણા શતકોટિ પ્રણામ હો!

ત્રીજા અતિરથી તે બલવંતરાય ઠાકોર જો લઢાયકપણું એ સાક્ષરતાનો વિશેષ ધર્મ હોય—અને આજકલના ગુજરાતમા તો એમજ છે ને?—તો એમના કરતા વધારે સાચ્ચો, વધારે નગદ સાક્ષર જડવો અશક્ય છે; કે નહીં તો, આ પરિષદે તો એમ સાબીત કર્યું જ. એમનો એ શૌર્યશાળી મહિમા જાહેર બેઠકોના સભાજનોને તદ્દન અગમ્ય રહ્યો, પણ વિષયસમિતિ એમના વિના નિષ્પ્રાણ નહીં તો નીરસ તો જરુર બનત એવો મત તેનો હરેક સભ્ય—ઠાકોરપક્ષ ખરો હતો કે ખોટો, તેની ચર્ચામાં ન પડનાર પણ—આપશે. ગમે તેમ પણ એમના મંતવ્યનો એ ઝપાઝપીમાં કેટલોક વિજય થયો એથી એમને પોતાને સંતોષ ઉપજે એ તો સ્વાભાવિક છે, પણ એમના પ્રતિસ્પર્ધીઓએ કદાચ સ્વીકારશે કે આ ઐતિહાસિક અધિવેશનના કીર્તિમંદિરમાં એક નાનોશો ગોખ બલુભાઈને ભાગે પણ આવવાનો.

પરંતુ બધાએ સાક્ષરસત્તમો યુયુત્સુક નહોતા તેનો પુરાવો પણ ત્યાંજ હતો. લઢાઈઓ, હારજીત, રાગદ્વેષ ને ક્રોધ વિરોધથી પર, લાભાલાભ અને જયાજયની છેક બેપરવા એવી ત્રણ ચાર વ્યક્તિઓ પણ દૃષ્ટિગોચર થતી હતી. રા. રમણભાઈ, સૌમ્યતા અને



રા. લાભશંકર પ્ર ભટ્ટ
મત્રી, આ ગુ સા પરિષદ

સમાધાનીની મૂર્તિરુપ, રા. કૃષ્ણલાલ ઝવેરી, જેમનો રુપાની ઘંટડી જેવો રણકતો સ્વર ઘણાને ઘણા વખત લગી યાદ રહેશે તે, સૌ. વિદ્યાગૌરી નીલકંઠ, અને જેમનો પહાડી બુલંદ સ્વર ખીલકુલ સભળાયોજ નહીં એવા રા ડાહ્યાભાઈ દેરાસરી—ચારે આ ચિરસ્મરણીય દિવસોનાં શણગારરૂપ હતાં. એ માનવંતાઓના ચતુષ્ટયમાંથી પહેલા વીશેજ જરા વિગતથી અહીં લખી શકાય તેમ છે.

રા. રમણભાઈના પ્રમુખ તરીકેના કાર્યનું,

સમગ્રપણે અવલોકન કરતાં જે પ્રશ્ન સૌથી પહેલો ઉઠતો હતો તે આ હતો કે જીવનભરની સાહિત્ય સેવાનો એમને થાક ચઢ્યો છે કે શું? એમ ન હોય તો આટલી બધી કંટાળાની વૃત્તિ શી? આખા સમારંભ પ્રતિ આવડો ઉદાસીનતાનો ભાવ શા માટે? આ પ્રશ્નોના ખુલાસામા એમને કે એમના ચુંટનારાઓ ને શુ કહેવાનુ છે તે કોણ જાણે પણ મને તો એમનો એક મુખ્ય ઉકેલ આમ સુઝે છે કે ગુજરાતની સાહિત્ય પરિષદના પ્રમુખપદનુ માન અને ફરજો એ બેશક રા રમણભાઇને શોભે તેવી વસ્તુઓ છે, પણ એ વસ્તુઓ એમને ભાગે અતિશય મોડી આવી છે એ પણ એટલુજ સ્પષ્ટ છે. એમનુ ભાષણ સાહિત્યના જે સુપરિચિત ને પ્રાથમિક સત્યો વડે ગુંથાએલું છે તેનો સત્કાર પણ, એ બાર–ચૌદ વર્ષ વહેલું અપાયું હોત તો કેટલો વધારે થાત? આજે તો તે ગુજરાતી સાહિત્યના વિષયમાં પહેલો પ્રવેશ કરનાર મેટ્રીક પ્રીવીઅસના ભણતર નીશાળીઆઓ સીવાય બીજા કોઇને ભાગ્યેજ આકર્ષી શકે તેવું છે; પણ આ મર્યાદાઓ છતા, અને છેલ્લે દિવસે લગભગ છેલ્લી ઘડીએ તેમણે જે નહીં સમજાય તેવી



સર પ્રભાશંકર પટ્ટણી ને રા મુનશી સ્નેહ સ મેલનમા.

નિર્બલતા દેખાડી તે છતાં, એમણે પરિષદનુ કામકાજ એકંદરે શાંતિ અને સમભાવથી ચલાવ્યું હતુ એ વીશે તો મતભેદ પડવા સંભવ નથી

## ધુરંધર મહારથીઓ

મહારથી એટલે? શાસ્ત્રના પુરાતન ગ્રંથો તેની ગમે તે વ્યાખ્યા આપતા હોય; હું તો જેમની વ્યવસ્થા, યોજનાશકતિ ને કાબેલ વહીવટદારીએ સાહિત્ય પરિષદને હેમખેમ પાર ઉતારી તેમને એ મથાળા નીચે નોંધું છું. અને જેમના સતત વિરોધે કાર્યકરોને નવાં બળ ને સવિશેષ તીવ્રતા અર્પ્યાં એવા બે ત્રણ દુષ્પ્રખ્યાતોને (યાને "નોટોરીઅમ કેરેકટર્સ" ને) પણ તેમાજ ગણવાં ઉચિત ધાર્યાં છે

તમને ખબર છે કે એ પુરુષે કેવુ ભગીરથ કામ માથે લીધુ હતુ?......



સ્નેહ સંમેલનમાં સર મનુભાઇ મહેતા

ઇંડીઅન નેશનલ કોંગ્રેસની ભાગીરથીને પોતપોતાને આ ગણે વહેવડાવનાં આપણા ફીરોઝશાહ ને બેનરજીએ, દાસ, નહેરુ ને વલ્લભભાઇએ બેશક ભારે જહેમત ઉઠાવેલી પણ હીસાબ કાઢવામાં આવ્યો છે કે એ જહેમત, સાહિત્યની આ પતિતપાવનીને વેપાર ઘેલા મુંબાઇમાં વહેવડાવનારનાં તપ, જપ અને દાન દક્ષિણાઓ પાસે તો કુછ બીસાતમાં નથી.

સાહિત્ય પરિષદની આઠમી બેઠક અનેરી ને ઇતિહાસ પ્રસિદ્ધ બને, તે સુઘટિત ને સજીવ સંસ્થા થાય, તેને સારુ છ છ મહીના લગી રાત ને દહાડો તે અનુરક્ત ભક્તે પરિષદ દેવીનું-જ ચિંતવન કર્યા કર્યું છે; તેનાં પાદાંબુજો સેવીને જાણે આભધરતી એક કર્યાં છે; અને આવી એકાગ્ર આરાધનામાં આડે આવનાર દુષ્ટ દનુજો, વિઘ્ન સંતોષીઓ અને સાહિત્ય-અહિત ચિંતકોને વિદારવાની પ્રાર્થનાઓ પણ, માતાજી સમક્ષ ઉત્કંઠ રહીને, પુષ્કળ કરી છે. તેમને આટલી તન્મયતાથી સમારંભ પહેલાં તેમજ એના દિવસોમાં કામ કરતા જેણે જેણે જોયા છે તેનાથી ઉદ્ગાર કાઢ્યા વિના રહેવાયું નથી "કેટલો ઉત્સાહ! કેટલો અભિનિવેશ! કેટલી કાર્યકુશલતા ને વ્યવસ્થા બુદ્ધિ! શક્તિનો કેવો અખુટ ઝરો?—આટ આટલાં વૈતરાં છતાં નહીં થાક, નહીં કંટાળો......" અને એજ પળોમાં કોઇ કોઇ ખુણેથી જુદા ભાવના ધ્વનિ પણ ઉઠતા:


રા. મનુભાઈ ઠાકર

"કેટલી અધીરાઇ! કેટલી ચીવટ —ધાર્યું જ કરવાની!...... ઉંચી ભાવનાઓ છતાં, સારા હેતુ છતાં, તેની તીણી ને નિર્મલ આર્ષ દૃષ્ટિમાં આટલી સંકુચિતતા કેમ ભાસે છે? અને આમાં રાજરમત......" ટીકાઓ કરનારના આ બંને પ્રકારના ધ્વનિનો અનુભવ એ નાયકવરને ઇસ્ટરના તહેવારોમાં ઠીક પ્રમાણમાં થએલો એ જાણીતું છે. પણ એ હરખ શોક—ટીકાકારોના કે ટીકા વિષયના—તો ક્ષણિક ગણાવા જોઇએ. જે સ્થાયી અને સંગીન ક્રમનો જશ કનૈયાલાલ મુનશીને ખાતે કાળનો ચીરસ્તો લખી રાખશે એ તો પરિષદની સંમેલન દશા ટાળીને તેને જીવતી, દિનપ્રતિદિન કામ કર્યે જતી સંસ્થાની દશામાં લાવવાનો, તથા બેદરકાર ગુજરાતીઓને, સાક્ષર-અસાક્ષર સૌનેજ, પહેલાં કરતાં વધારે ઉમંગ ને કાળજીથી સાહિત્યમાં રસ લેતા કરવાનો. તેમની આ બે સ્પષ્ટ ને પ્રકાશમાન સેવાઓને રાગદ્વેષના ધુમ્મસમાંથી ઝગમગતાં કિરણરુપે એકદમ આગળ તરી આવતી હું જોઉં છું અને એ તેજ રેખાઓને વખત વહેવા સાથે વધારે સ્થિર, વધારે વિસ્તારવંતી કરવાનાં બળ ને સન્મતિ શુભ્રવસના સરસ્વતી એમને અર્પે, એવું માગું છું.

અસ્તુ, મહારથીગણમાં બીજા કોણ કોણ શોભતાં હતાં તે જોવા હવે નજર ફેરવીએ.

સૌને ખબર છે તેમ, કેટલાંક વર્ષોથી નક્કી થયું છે કે ગુજરાત એક મહાવૃક્ષ છે આજે આપણે સાહિત્ય પરિષદ પરત્વે પણ એમજ ઠરાવીએ તો કૈં ખોટું નહીં, કેમકે તેના નવક્ષ સ્વરૂપના મુળમાં મુનશીનો કર્મયોગ છુપાયો છે અને તેની ડાળે લીલાબહેન ને ચંદ્રશંકરરૂપી કુંપેરો ફુટી છે. એ કુંપેરોની કુમાશ અને નરમાશે આઠમી બેઠકની મંત્રણાઓ, હીલચાલો ને તૈયારીઓમાં જે મહત્વનો ભાગ ભજવ્યો છે તેનો વિગતવાર ઇતિહાસ કોઇક દહાડે લખાશે તો આપણા સાહિત્ય જીવનનું એક ઐતિહાસિક પ્રકરણ પ્રકાશમાં આવશે. એ ઇતિહાસમાં નોંધાશે તે એક અગત્યનો મુદ્દો અહીં પણ ટપકાવી લેવા જેવો છે; ચંદ્રશંકરનો હીસ્સો લીલાબહેન જેટલો એકલક્ષી ને સાતત્યવાળો ન ગણાય.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૮]





લેખક :
રા. લલિત
સભ્ય, સાહિત્ય સંસદ




૧

આકાશેથી ન શું અવતરે સૂર્ય સોનેરી રંગે?
ને એ ત્યાંથી ન શું અભિસરે ચંદ્રમા શ્વેત અંગે?
તારા ધારે ન શું રસઝરે મેહુલો વીજ સંગે?
તો સ્વર્ગેથી ન તું કયમ ધરે પૃથ્વીને પુણ્ય ગંગે!

૨

ગંગા! તું તો ગહન ગરવી ધીર ગંભીર વે'તી,
તું કૈલાસે હિમગિરિ શિરે બ્રહ્મને રન્ધ્ર રે'તી;
ચિંતા ટાળી ચમક ભરતી ચિત્તમાં ચિંતનેથી,
ઓ કલ્યાણી! તુજ સુકૃતિમાં જોઉં છું નેતિ નેતિ.

૩

તારા સ્વર્ગે દ્યુતિ રસ વહે તે તું આકાશ ગંગા!
જ્યોતિરેખા પરમશિવની! ઉર્ધ્વ દૃષ્ટિની ગંગા!
પૃથ્વી હૈયે કરુણ હિતની તું કરુણાની ગંગા!
પુણ્યાત્માની પ્રણય-સરિતા તુજ સંસાર-ગંગા!

૪

સૌન્દર્યે તો રસ રમણી તું! નીર નારાયણી તું!
શૃંગારે તો ભર્ત સુહવતી સર્જને સ્વામિની તું!
ગૌરાંગે તો દિવસ સમી તું પ્રાણ-ચૈતન્ય દેવી!
શ્યામાંગે તો રજની સમી તું આત્મ-ઐશ્વર્ય દેવી!

૫

દીઠી તેવી પ્રથમજ તને- શ્રી હરદ્વાર ગંગા !
લાગી જાણી અમ જીવિતની શ્રી ગૃહદ્વાર ગંગા !
માતા એ'હેનાં ગૃહિણી દુહિતા લાડીલી ભાવ-ગંગા !
એ સર્વેનાં સ્વરૂપ નીરખું દર્શને તુજ ગંગા !

૬

પ્રીતિ ઘેલાં મીન શું ઉછળે ભક્તિમાં ધ્યાન ગુંજે,
ને વાત્સલ્યે અનુભવી જનો ઝુલતાં પુણ્ય-કુંજે;
દિવ્યાત્માની શી રસપ્રભુતા રેલવે તુજ ગંગા !
સૃષ્ટિમાં છો વિભુની વિભૂતિ માનવી ને તું ગંગા !

૭

એનાં એ આ મુખર ભગવાં વ્યોમ પૃથ્વી સદાનાં-
છાનાં પોષે સહુ જીવનને ને કરે ખુબ વાનાં !
એ બંનેનાં મન હૃદયની સાંકળી સ્નેહની તું !
ગંગા ! તારા લલિત જલમાં શાંતિ અધ્યાત્મ દે તું !

૮

આવું છું હો ઉદધિતટથી ગુર્જરાષ્ટ્રેથી આજેઃ
ને પીઉં છું મધુર જલને તુજ, જ્યાં તું વિરાજેઃ
ના'ઉં વન્દુ સ્મરણ અમીની અંજલિ અર્પુ આ જે-
તેની વૃદ્ધિ દૂર સ્વજનને દિવ્ય દૂતિ ! તું લા'જે ! ૮



આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ:

# ઉડતી નોંધ

લેખક:
રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ
બી. એ.

—:o:—

મુંબાઇમાં મળેલી આઠમી સાહિત્ય પરિષદનો વિચાર કરતી વખતે સત્તર વર્ષ પૂર્વે રાજકોટમાં મળેલી સાહિત્ય પરિષદ આપણી આંખ આગળ ખડી થઇ જાય છે. મુંબાઇ સાહિત્ય પરિષદ બીજી કોઇ સાહિત્ય પરિષદ જોડે વધારેમાંવધારે મળતી આવતી હોય તો તે રાજકોટ પરિષદ જોડે આવે છે. એ બંને પરિષદો માત્ર એકજ વ્યકિતના અથાગ પરિશ્રમના પરિણામ રુપે હતી. રાજકોટ પરિષદના સૂત્રધાર પ્રો. બળવંતરાય ઠાકોર હતા અને મુંબાઇ પરિષદના સૂત્રધાર રા. કનૈયાલાલ મુનશી હતા. સને ૧૯૦૯ ની સાલમાં રાજકોટ પરિષદ, ઠાકોર પરિષદના નામથી ઓળખાતી હતી. મુંબાઇની છેલ્લી પરિષદને આપણે મુનશી પરિષદ કહીએ તો તે અયોગ્ય નહીં કહેવાય. પણ બે સૂત્રધારો વચ્ચે ફેર એટલોજ છે કે અનુકુળ પરિસ્થિતિને લીધે કહો કે તેમની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા શક્તિને લીધે કહો—પ્રો. ઠાકોર પરિષદની બેઠક દરમ્યાન તદ્દન નવરા તથા ચિંતારહિત દેખાતા હતા. તેમના મુખ પર શ્રમ ચિંતા કે પરિષદને માટે કાળજીનાં ચિહ્નો બીલકુલ દેખાતાં નહોતાં તેઓ એટલી બેદરકારીથી હરતાફરતા હતા કે કોઇ પણ અજાણ્યો માણસ ભાગ્યેજ કલ્પના કરી શકે કે પરિષદની ઉત્તમ વ્યવસ્થા આ એકજ વ્યક્તિના પરિશ્રમ તથા કાર્યદક્ષતાને આભારી છે મુંબાઇ પરિષદમાં તેમ નહોતું પરિષદની બેઠક વખતે રા. મુનશીના મોં પર અથાગ શ્રમ, ચિંતા, અધીરાઇનાં ચિહ્નો સ્પષ્ટ દેખાઇ આવતાં હતાં. પરિષદના હોલમાં ખુરશીઓની ગોઠવણ બરોબર થઇ છે કે કેમ, પ્રમુખને માટે વખતસર ચાહની તૈયારી થઇ છે કે કેમ વગેરે નજીવી બાબતોથી માંડીને ઠરાવો ઉપર બોલવાનું કોને સોંપવું, અમુક સમિતિમાં કોની નીમણુક કરવી, અમુક વ્યક્તિઓને અમુક વખતે પરિષદમાં ભાષણ કરવાનું છે માટે તે વખતે તેઓ હાજર રહે તેની ગોઠવણ કરવી એ સઘળી ચિંતાઓ રા મુનશીને રાખવી પડતી. પરિષદના કાર્યની પૂર્ણાહુતિ

થતા પ્રમુખનો ઉપકાર માનતી વખતે રા. મુનશીએ છુટકારાઓનો જે દમ ખેંચ્યો હતો તે પરથી સ્પષ્ટ દેખાઇ આવતુ હતુ કે પરિષદનુ સઘળું કામ સાંગોપાંગ પાર પડ્યુ એટલે રા મુનશીના માથા પરનો સખત બોજો દૂર થઇ ગયો અને તેથી આનદ અને ઉલ્લાસમા આવી જઇ તેમણે છુટકારાનો દમ ખેચ્યો હતો.

મુબાઇ અને રાજકોટ પરિષદો વચ્ચે આ ઉપરાંત બીજી બાબતમાં પણ સામ્ય હતુ. પ્રત્યે ભાવ ઉત્પન્ન કર્યો હતો. પરિષદનું સઘળું કામકાજ યશસ્વી રીતે ફત્તેહમંદીથી પાર પડે તેને માટે સર્વેએ યથાશક્તિ ફાળો આપ્યો હતો. પરિષદ માત્ર એ દિવસના તમાસામાં સમાપ્ત ન થઇ જાય પરતુ તે દ્વારા નિરંતર કામ આખુ વર્ષ થયા કરે તેને માટે પ્રો. ઠાકોરે પરિષદ ભડોળ કમીટી, પરિષદ વ્યાખ્યાનમાળા, પરિષદ પુસ્તકાલય, પરિષદ ચંદ્રક વગેરેની યોજના કરી હતી. એજ પ્રમાણે રા.



ગાફ ગુંથતી બહેનો

રાજકોટ પરિષદ પહેલાં સાહિત્ય પરિષદ એ માત્ર ગણ્યા ગાંઠ્યા સાક્ષરોનું સંકુચિત મંડળ હતુ. પ્રો. ઠાકોરે તેને જનસમૂહની સંસ્થા બનાવવા અથાગ શ્રમ લીધો હતો અને તે વખતે તો તેમના એ પ્રયાસમાં તેમને સંપૂર્ણ ફત્તેહ મળી હતી એમ કહીએ તો ચાલે પ્રો. ઠાકોરે રાજકોટમાં એક પ્રાથમિક શિક્ષકથી માંડીને ઠેઠ પોલીટીકલ એજન્ટ સુધી સર્વેના મનમાં પરિષદ મુનશીએ પણ મુબાઇમાં વસતાં નાનાં મોટાં સર્વે ગુજરાતી સ્ત્રીપુરુષોને પરિષદના કાર્યમાં રસ લેતાં કરવાને બનતો પ્રયત્ન કર્યો હતો. પરંતુ જેટલી સહેલાઇથી પ્રો. ઠાકોર સને ૧૯૦૯ માં રાજકોટમા જે કાર્ય કરી શક્યા હતા તે સહેલાઇથી સને ૧૯૨૬ માં મુબાઇમાં રા. મુનશી કરી શક્યા નહોતા એ તો સર્વને સુવિદિત છે. એનાં કારણો પણ

ઘણાં છે. આ છેલ્લા સત્તર વર્ષમાં ગુજરાતમાં અને તેમાં ખાસ કરીને મુબાઇમાં વ્યક્તિ સ્વાતંત્ર્યનો પવન પુષ્કળ જોરથી વાયો છે. પોતાની યોગ્યતા, કામ કરવાની વૃત્તિ કે શક્તિ, તેનો વિચાર કર્યા વગર પ્રત્યેક મનુષ્યને આગળ પડવાની, મોટા મનુષ્ય તરીકે ગણાવાની, હોંસ હોય છે કેટલાકની એ હોંસ પુરી પડેલી નહીં હોવાથી તેમને રા. મુનશી ઉપર રોષ ચઢ્યો હોય એ સ્વાભાવિક છે તેથી ગમે તે ભોગે પણ રા. મુનશીના કાર્યને ...કું પાડવુ અને તેમને અપકીર્તિ અપાવવી ...ે માટે કેટલાક તૈઆર થઇ રહ્યા હતા. કેટલાકોને રા. મુનશીની સામે અંગત વિરોધ હોવાથી તેઓ પરિષદના ચાલતા કાર્યને પણ ખલેલ પહોંચાડવા તૈઆર થઇ બનતું કર્યું હતું. પરિષદના વ્યવસ્થાપક મંડળમાં કેટલાક તો માત્ર શોભાના ગાંઠીઆ જેવા હતા અને પોતાના હાથ પગને તેમજ મગજને બીલકુલ તસ્દી આપ્યા વગર મોટા માણસમાં ખપી પરિષદની બેઠકમાં પહેલી હારમાં પોતાની ખુરશી ગોઠવાય એ સીવાય પરિષદને માટે તેમને કશી ચિંતા જણાતી નહોતી. કેટલાકમાં કાર્યદક્ષતાની ખામી હતી તેથી અણીને સમયે એવો છબરડો-વાળી દેતા કે બગડી બાજી ઠેકાણે લાવતાં બીચારા મુનશીને ઘણીજ મહેનત પડતી. આવી પ્રતિકૂલ પરિસ્થિતિમાં પરિષદનું કામકાજ ફત્તેહમંદીથી પાર પાડવા માટે રા. મુનશીને ખાસ અભિનંદન ઘટે છે. આટલું છતાં અમારે કબુલ કરવું પડે છે કે વ્યવસ્થાની બાબતમાં રાજકોટ પરિષદ કરતાં મુંબાઇની પરિષદ ઘણીજ ઉતરતી માલમ પડી હતી.

પરિષદનું કામકાજ માત્ર બે દિવસના તમાસામાં સમાપ્ત થાય નહીં પરંતુ પરિષદદ્વારા ગુજરાતની અનેક દિશાએ પ્રગતિ થાય એવું કામકાજ આખું વર્ષ થયે જાય એ રા. મુનશીની મોટામાં મોટી આકાંક્ષા હતી. આ આકાંક્ષા પાર પાડવાના હેતુથી તેમણે પરિષદ મંડળના બંધારણના પ્રશ્નને આ પરિષદમાં બહુજ મહત્વનું સ્થાન આપ્યું હતું. પરિષદ તેમજ વિષયવિચારિણી સભાનો ઘણો વખત આજ કામમાં ગયો હતો. અને આને લીધેજ પક્ષાપક્ષી અને કટુતાનું વાતાવરણ પરિષદની આજુબાજુ ફરી વળેલું જોવામાં આવેલું હતું. અનેક મુશ્કેલીઓ છતાં પણ પરિષદને હવે સ્થાયી બંધારણ આપવામાં આવ્યું છે. મધ્યસ્થ સભા તથા કાર્યવાહક મંડળની યોજના ઘડાઇ ગઇ છે તેથી આશા પડે છે કે નડીઆદમાં નવમી પરિષદ ભરાય ત્યાર પહેલાં પરિષદ મંડળ કૈં સગીન કામ કરી બતાવશે. સાહિત્યના ઉત્કર્ષ ઉપરાંત પરિષદે બીજાં બે મહત્વનાં કાર્યો માથે લીધાં છે: (૧) ગુજરાત યુનીવર્સીટીની યોજના (૨) મુંબાઇ યુનીવર્સીટીના ફર્સ્ટ ઇયર આર્ટસમાં તથા ઇન્ટર મીડીએટમાં ગુજરાતી ભાષાને સ્થાન અપાવવું.

આ બે બાબતમાં પણ જો પરિષદ કૈં સંગીન કાર્ય કરી બતાવે તો મુંબાઇની પરિષદને ઘણી સારી ફત્તેહ મળી એમ આપણે વિના સંકોચે કહી શકીએ.

યુવાન અને ઉછરતા લેખકોનું સંમેલન એ મુંબાઇ પરિષદની વિશેષતા હતી. હવે પછીની પરિષદોમાં આવા સંમેલનોની વ્યવસ્થાપૂર્વક યોજના થવાની ઘણી જરૂર છે. પરિષદના પ્રમુખને મળવા ખાતર રા. કનૈયાલાલ મુનશીએ અને અ. સૌ. લીલાવતી મુનશીએ પોતાને ખર્ચે એક ભપકાદાર ગાર્ડન પાર્ટીની યોજના કરી હતી. અને બનેના આમંત્રણને માન આપી તે વખતે મુંબાઇમાં હાજર રહેલાં

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૩]




લેખક:
રા. મુનિકુમાર મણિશંકર ભટ્ટ

ગ્રાંટરોડને સ્ટેશને પોતાના વદન ઉપર કંટાળાની અત્યંત સ્પષ્ટ રેખાઓ વ્યક્ત કરતો એક પુરુષ ફરતો હતો. તેનો હાથ અનેક ચોપાનીઆંથી અલંકૃત હતો તેમાં 'બે–ઘડી મોજ' વગેરે છાપાં હતાં. ત્યાં તેનો કોઇ સાથી સામેથી આવ્યો

"કાં લાલ, સાહિત્ય પરિષદ કેવી ?"

"જવાદેને યાર, એમાં કૈં નહીં."

"કેમ ? કૈં નહીં ! તેં ભાષણો તો સાંભળ્યાં ને ?"

"હા, પણ પ્રમુખનું ભાષણ બહુ નિરાશાજનક હતું."

"નિરાશાજનક કેમ ? રમણભાઇ તો બહુ વિદ્વાન છે"

"તે હશે પણ આગલી ખુરશીમાં એક અધિપતિ બેઠા હતા તે કહેતા હતા કે ભાષણ નિરાશાજનક છે"

"તે કહેતા હતા એટલા માટે તું પણ કહે છે ?"

"ના, ના, એમ તો નહીં. મને પણ બહુ નિરાશાજનક લાગ્યું."

"કેવી રીતે ?"

"રમણભાઇએ જાહેર કર્યું કે પરિષદ કોઇ માણસને સાક્ષર બનાવવાનો ધંધો માથે નહીં લઇ શકે. એટલે મે કેટલાએ વખતથી સાક્ષર થવા માટે મહેનત કરી તે બધી ધુળમાં મળી ગઇ"

"તેં શુ મહેનત કરી હતી ? અને તે ધુળમાં કેમ મળી ? તારા લેખો ઉત્તમ હોય તો તેની તો કદર થવાનીજ."

"ના. મેં કૈં લેખ લખ્યા નથી હું તો જાહેરજીવનમાં ભાગ લઉં છું. એટલે માસિક, પાક્ષિક, અઠવાડિક દરેકમાં કોઇ કોઇ વાર લખું છુ, પણ આ વખતે તો બે ત્રણ તંત્રીઓ સાથે મળીને મેં સાક્ષર થવાનો યત્ન કર્યો હતો અને તેઓ એક ઠરાવ લાવવાના હતા પણ આ ભાષણ વાંચીને અટકી ગયા."

"ત્યારે તો તને એકને નિરાશા થાય પણ ભાષણ નિરાશાજનક કેમ કહેવાય ?"

"તે તો કોણ જાણે પણ પેલા તંત્રી બધે ફરીને બધાને કહેતા હતા કે ભાષણ નિરાશાજનક છે."

× × ×

ત્રીજા દિવસે બધુ સપૂર્ણ થયા પછી સાંજે બે મિત્રો વાતો કરતા હતા, એકને માથે ખાદીની ટોપી હતી, બીજાને કપાળે વૈષ્ણવનુ ટીલુ હતુ

"પરિષદમા ત્યારે શુ થયું?"

"મોટુ મીંડુ. પરિષદ તદ્દન નકામીજ હતી"

"એમ કેમ? કોઇના નિબધ નહોતા વંચાયા?"

"તે તો કોણ જાણે. મને તો એમ હતુ કે સારુ સારું જોવાનું ને સાંભળવાનુ મળશે પણ તેવું કૈં નહોતુ અને મારા નકામા ત્રણ રુપિઆ ગયા."

"જોવા માટે પ્રદર્શન હતુ ને?"

"તે તો હતુજ પણ તેમાએ બધી જુની થઇ થએલ ચીજો અને કાગળીઆ ને ચિત્રોને એવુ એવુજ હતુ, એમા શુ જોવુ?"



સાહિત્ય પરિષદની ખુલ્લી બેઠકમા

"નિબંધ તો વંચાયા હતા, પણ એમા કૈં નહીં. બધી ન સમજાય એવી વાતો"

"ન સમજાય એની એટલે શુ વિજ્ઞાનની વાતો હતી?"

"નારે ના હતી તો સાહિત્યની પણ મને સમજાઇ નહીં"

"પરિષદમા સાહિત્યની વાતો ન કરાય તો શેની કરાય?"

"હા, પણ સર મનુભાઇનુ ભાષણ તો હતુ ને? તે કેટલું સરસ હતું!"

"નારે ના એતો બધુ બનાવટી હતું. લોકોને છેતરવા માટે. એટલી હોંશીઆરી ન હોય તો થોડુંજ વડોદરાનું રાજ ચલાવી શકાય!"

"પણ રાજ ચલાવાની વાતજ ક્યાં છે? એ ભાષણ તો ફીલસૂફને શોભા આપે એવું છે"

[વધુ માટે જુઓ પૃ. ૨૦૫.]

# રસાયનશાસ્ત્રની સેવા*

જર્મન પ્રજાએ કરેલી રસાયનશાસ્ત્રની સેવાનાં કેટલાંક ઝાંખાં ચિત્રો અને તે સેવાનાં થોડાં ફળ

લેખક:
ડૉ. કુંવરજી ગોસાઈભાઈ નાયક

શરીરમાં થતી ક્રિયા વિક્રિયાથી માંડીને, કુદરતમાં બનતા અદ્‌ભુત બનાવો સુધી, હરેક પગલે, રસાયન શાસ્ત્રનું પ્રધાનપદ જોવામાં આવે છે. સાધારણ જીવનની ઉપયોગી વસ્તુઓ, મોજમજાની ચીજો વગેરેને, બનાવવામાં રસાયનિક જ્ઞાનનો પુરેપુરો ઉપયોગ કરવામાં આવે છે. તત્વજ્ઞાનના પ્રધાનપદને લીધે, વિજ્ઞાનની શોધખોળોમાં, હીંદુસ્થાન આજના જમાનામાં ઘણું પાછળ ગણાય. દુનીઆમાં કોઇ પણ વખત આગળ પડતા ગણાતા, કોઇ પણ દેશના ઇતિહાસને તપાસીએ તો આપણને માલમ પડશે કે, મનુષ્યજાતિ રસાયણિક પ્રયોગો 'તરફ ખાસ રસપૂર્વક ધ્યાન આપતી હતી. તેનાં મુખ્યત્વે કરીને એજ કારણ—(૧) જીવનને ટકાવી રાખી મરણને દૂર રાખે એવી દવાની શોધ. (૨) કીમીઓ–અમર થઇ જવાય એવા ઔષધોની શોધ કરવાના પ્રયોગોને લીધેજ, મુખ્યત્વે કરીને, રસાયન શાસ્ત્રનો વિકાસ થયો હતો.

ધીમેધીમે, જેમજેમ આ પ્રયોગોની સંકલના એકજ નજરે જોવાતી ગઇ, તેમ તેમ રસાયણિક જ્ઞાનના મુખ્ય મુખ્ય મુદ્દાઓ નજરે આવતા ગયા. આયુર્વેદમાં વર્ણવેલાં ઔષધોને તૈઆર કરવાની ક્રિયાઓમાં, રસાયણિક ક્રિયાઓનો સમાવેશ થઇ જાય છે. પણ પાછલા પચાશેક વર્ષમાં, પશ્ચિમના દેશો, મનુષ્યજાતિનાં સુખ તેમજ વિનાશનાં સાધનોની શોધખોળ કરવાને રાત દહાડો મંડ્યા રહેવાથી, રસાયનશાસ્ત્રે નવુંજ સ્વરૂપ ધારણ કર્યું છે. દરેક પ્રજા જેમ વસ્તીમાં વધતી ગઇ, અને જેમ તેનાં ખોરાક મેળવવાને, સાધનો ખુટતાં ગયાં તેમ બહારથી ખોરાક મેળવવાને બદલામાં કૈંક બીજી પ્રજાને આપવુ જોઇએ, તે માટે નવાનવા પ્રયોગો કરી, સસ્તે દરે મોજનાં નવાંનવાં સાધનો બનાવી, બીજી પ્રજા

* આઠમી સાહિત્ય પરિષદમાં વંચાએલો નિબંધ.

આગળ ધરવા લાગી પરિણામે, કાચા પદાર્થો હીંદુસ્તાનથી ધસડાઇ પાશ્ચાત્ય દેશોમાં જવા લાગ્યા, અને તે દેશો તેમાંથી હરનીશ ઉપયોગમાં આવે એવા પદાર્થો બનાવવા લાગ્યા. એ પદાર્થો ધીમેધીમે, હીંદુસ્તાનના માણસોના જીવનને જરુરી થઇ પડયા, અને પશ્ચિમના દેશોએ, હીંદને જ્યુની પરતંત્રતાની એડી પહેરાવી. કોઇ કહેશે કે હીંદુસ્તાન એ પદાર્થો કાં ન બનાવે? તો તે બાબત આગળ પર ચર્ચીશ. હાલ તો એ ચાર મુખ્ય ઉદ્યોગો જેમાં હીંદુસ્તાનના લાભ ગેરલાભ સમાએલા છે, તેનીજ વાત કરીશુ

ગળીનો પાક મુખ્ય તો કરીને હીંદુસ્તાનમાંજ થાય છે. બંગાળા ઇલાકાના લોકો, અસલ જથાબંધ ગળીના છોડ ઉગાડતા અને તે છોડના પાંદડામાથી ગળી કાઢતા હતા હીંદુસ્તાનની ગળીથી વીલાયતનુ કાપડ રગાતુ. વીલાયતના તાબામાં હીંદુસ્તાન ગયું, એટલે વીલાયતને ગળીના ઉદ્યોગમા સ્વાર્થ જાગ્યો. ત્યાના ધનાઢય લોકોએ હીંદુસ્તાનમા ગળીનાં વાવેતર કરવાને મંડળો સ્થાપ્યા હીંદુસ્તાનની સરકારે તેમને ખેતીવાડીના મોટા મોટા ટુકડાઓ આપી ખાસ તેમના લાભના કાયદાઓ કરી, મજુરી વગેરેની દરેક સગવડ કરી આપી ગીરમીટીઆ મજુરો ગળીના ખેતરમાં કામે લગાડવામાં આવ્યા અને વીલાયતના લોકોને અનહદ નફો થવા માંડયો. હીંદુસ્તાનના માણસોને તો, મનુષ્ય જાતને હીણપત લગાડે એવી ગુલામગીરીના બંધન સીવાય, બીજો કૈજ-ફાયદો થયો નહીં ગળીનાં ખેતરોપર થતા અત્યાચારોને લઇને ઇશ્વર કોપ્યો હોય, કે કોણ જાણે કેમ, પણ જર્મન રસાયનશાસ્ત્રીઓએ કોલસામાંથી ગળી બનાવવાના પ્રયોગો હાથ ધર્યા. ગળીનું પૃથક્કરણ થયું; તેની સંઘટના કેમ થાય તે જાણી. અથાગ મહેનત પછી પ્રયોગશાળામાં કોલસામાંથી ગળી તૈયાર થઇ આ માન બેડીશી, એનીલીન, સોડા ફેબ્રીક કંપનીના રસાયન શાસ્ત્રી, વૉન બાયરને મળ્યું. પણ હજુ ગળી તો માત્ર પ્રયોગશાળામાંજ બની હતી. નાના પાયા પર કરેલા પ્રયોગથી બનેલી વસ્તુઓ, મોટા પ્રમાણમાં પેદા કરવાને, અને સસ્તે દરે વેચાતી કરવાને, જુદાજ સાધનો જોઇએ છે સાથે સાથે વેપાર ઉદ્યોગનું જ્ઞાન ધરાવનારા, ફેક્ટરી ચલાવનાર, ઇન્જીનીઅરો, મેનેજરો, કારીગરો, પૈસાની ઉથલ બેવડ કરનારા શાહુકારો—આ બધું એકત્ર થાય અને એક દીલથી આ બધા કામ કરવા માંડે, તોજ ગળી સસ્તી પેદા થાય, અને બજારમાં વેચાતી હીંદુસ્તાનની ગળી સાથે હરીફાઇમા ટકી શકે. ગળીના પ્રયોગ કરવામાંજ લગભગ દોઢ કરોડ રુપીઆનો ખરચ થઇ ગયો હતો, છતા જર્મનો હીંમત હાર્યા નહીં. જર્મન સરકારે ગળીના વેપારીઓનું રક્ષણ કર્યું. હીંદુસ્તાનની સસ્તી ગળી સામે જર્મન ગળી વેચાતાં, જે ખોટ જતી, તે બદલે દર વર્ષે જર્મન સરકાર અમુક ટકા ભરી આપતી દર પદર વર્ષ બાદ ગળીના વેપારીને સરકાર તરફથી કૈં મદદ મળે નહીં, એવી ગોઠવણો થઇ. તેટલા વખતમાં ગળીની બનાવટ સુધારી લઇ, હીંદુસ્તાનની ગળીનું સત્યાનાશ કાઢવા જર્મન વેપારીઓએ તનતોડ મહેનત કરી આપણા ઉપર રાજ્ય કરતી વીલાયતી પ્રજા, જર્મન ગળી જરા સસ્તી પડી એટલે ત્યાંથી ખરીદ કરવા લાગી. જર્મનોને ખોટ જાય તે તેની સરકાર પુરી પાડે, એટલે તે લોકોએ, હીંદુસ્તાનના કરતાં સસ્તે ભાવે ગળી વેચવા

માંડી. હીંદુસ્તાનના ગળીના ખેતીકારોનો નફો ઓછો થતો ગયો. શણના પાકમાં ઠીક પડતું જણાયું. વીલાયતને શણની પણ જરુર હતી. એટલે તે પાક પેદા કરવામાં, ગળીના ખેડુતો જોડાયા, અને ગળીનો પાક ઓછો થતો ગયો. ઈગ્લાંડના વેપારીઓ, હીંદુસ્તાનની ગળી જરા મોંઘી પડે, એટલે તેની દરકાર શેના કરે? પરિણામે, ગળીનો ઉદ્યોગ નાશ પામ્યો. એટલામાં લઢાઇ જાગી. માન્ચેસ્ટરના કારખાનાવાળાઓને ગળી મળી નહીં. હીંદુસ્તાન તરફ, સ્વાર્થીઓ પાછા નજર નાખવા મંડ્યા. હીંદુસ્તાનની ગળીનો ઉપયોગ પાછો સનેજ કરો, એવો પોકાર કરી મુકયો. હીંદનું હિત હૈયે ધરાવનાર બ્રીટીશ સરકારે, ગળીનો ઉદ્યોગ પાછો ખીલવવાને હીંદુસ્તાનમાં ફરીથી અખતગ શરુ કર્યા પણ હવે શુ.. વળે? લઢાઇ પછી જર્મન ગળી પાછી આવવા લાગી, અને સરકારે હીંદ માટે નીમેલા ગળીના સલાહકારને હીંદ છોડી જવાની પાછી ફરજ પાડવામાં આવી. સસ્તી ગળી મળી એટલે; માન્ચેસ્ટર શાંત થઇ ગયું. આ ફરીથી હાથ ધરેલા પ્રયોગોમાં, હીંદુસ્તાનના ખરચાએલા લાખો રુપીઆ પાણીમાં ગયા. પરતંત્રતા શી વસ્તુ છે તેનુંજ માત્ર ભાન થયું. આ પ્રમાણે રસાયન શાસ્ત્રની મદદથી, જર્મનીએ હીંદનો ગળીનો ઉદ્યોગ સદાને માટે ઉખેડી નાંખ્યો.



ડો. કુંવરજી નાયક
ઉપ-પ્રમુખ, ગ્રા. ગુ. સાહિત્ય પરિષદ.

બીજો એક દાખલો લઇએ. ગોળ અને તેમાંથી ખાંડ બનાવવાનો ઉદ્યોગ, હીંદુસ્તાનમાં ઘણે ભાગે ચાલતો હતો. લોકો સાધારણ તો ગોળજ વાપરતા, અને તે બધો અહીંજ બનતો. વીલાયતના લોકોને સુમાત્રા, જાવા, મોરીસ વગેરેવગેરે સ્થળેથી ખાંડ પુરી પાડવામાં આવતી. જ્યાં સુધી લઢાઇ જાગી નહોતી, ત્યાં સુધી ઢગલે ઢગલા ખાંડ પરદેશથી આવતી જર્મની પણ અસલથી પોતાની ખાંડ બહારથીજ લાવતું બીસ્માર્કે જોયું કે જર્મની લઢાઇમાં જોડાય, તો પ્રજાને ખાંડ જોઇએ, અને દરીઆમાર્ગે ખાંડ લાવવાનાં સાધન બંધ પડતાં જર્મનીમાં ખાંડનો દુકાળ પડે. "માર્ગેરોફ" (Margaroff) નામનાં

એક રસાયન શાસ્ત્રીએ શોધી કાઢ્યું કે, 'બીટ' નામના ઝાડનાં મુળીઆં, જે સ્વાદમાં મીઠાં લાગે છે, તેમાં ચાર ટકા જેટલી ખાંડ રહેલી છે. રસાયણિક પદ્ધતિથી તૈઆર થતું ખાતર આ ઝાડને આપી, બરોબર માવજત કરી, છોડને નીરોગ રાખતાં, ખાંડનું પ્રમાણ એ ઝાડમાં જર્મન રસાયનશાસ્ત્રીઓની મદદથી, તેર ટકા જેટલું વધ્યુ. પછી તેમાંથી ખાંડ કાઢી, સાફ કરી, દાણા પાડવાના હજારો રસાયણિક પ્રયોગો થયા, અને ખાંડ બજારમાં વેચાવા લાગી. ગળીની રક્ષણ રાજ્યનીતિ ખાંડને લાગુ પડી. ખાંડ બનાવવાનો ઉપયોગ પણ જર્મનીએ પગભર કર્યો. હીંદુસ્તાનની બજારમાં સસ્તે દરે ખાંડ આવવા લાગી. શેરડી ઉગાડનાર ખેડુતને, સાધારણ નફો પણ ન રહ્યો, એટલે તેણે કોસ, વરત, બળદ વગેરે શેરડી પાવાનાં સાધનોને ફેંકી કાઢી, કુવાઓને અંખડ કરી, કપાસનું વાવેતર કરવા તરફ લક્ષ વાળ્યું. વીલાયતને તો ખાંડ બરોબર મળતી, અને કાપડનો ધમધોકાર રોજગાર ચાલે, એટલે હીંદુસ્તાનમાં કપાસનાં વાવેતર વધ્યાં એ તો ભાવતુંજ થયું. કપાસ વધુ પાકે અને એજ પાછો કાપડરુપે હીંદુસ્તાન આવે, અને વીલાયતી પ્રજાને નફો મળ્યે જાય. કપાસના ભાવ વધતા ગયા, કપાસ પકવનારા પ્રાંતોમાં કપાસ ઉગાડવાનું નફાકારક જણાયું. પરિણામે શેરડીનો પાક લગભગ ગયો. એ અરસામાં લઢાઇ જાગી. વીલાયતનાં વહાણોને જર્મન સબમરીનના ત્રાસથી પરદેશમાંથી ખાંડ લાવતાં વિટંબણા પડતી. ખાંડના ભાવ ચઢયા. પણ બીચારું હીંદ શું કરે? અખ્ખડ પડેલા કુવાઓ, ભુખે મરતા ખેડુતો, તુરતાતુરત ક્યાંથી સાધનો લાવી શેરડીનો પાક શરુ કરે? સરકારી ખેતીવાડી ખાતાએ શેરડીના વાવેતર ખીલવવાને પાછી હીમાયત કરી. લઢાઇ પુરી થઇ. આગલી વાત હેવાઇ ગઇ બીચારું હીંદુસ્તાન હતું તેજ દશામાં રહ્યું. ચહાનો વાપર વધી ગયો. ખાંડના ઢગલે ઢગલા વપરાતા થયા. પરદેશ, જે ભાવ માંગે તે ભાવ આપી, ખાંડ ખરીદ કર્યેજ છુટકો; અગર ખાંડનો વાપર ઓછો કર્યે છુટકો. હીંદુસ્તાનનો ખાંડનો ઉદ્યોગ માર્યો ગયો. રાજ્ય કર્તાઓની બેદરકારી અને સ્વાર્થ વૃત્તિથી આ દેશના બે ઉદ્યોગો ગયા.

આજ પ્રમાણે હીંદુસ્તાનના રંગો, અત્તરો, વગેરે પણ ગયાં. આપણા લોકોની જીવનની જરુરીઆત બહુ ઓછી હતી તે વધી ગઇ, અને લોકો પરદેશી માલ જેવા કે કાચની ચીજો, સાબુઓ સોડા, દવાદારુઓ, અત્તરો, રંગો, પુતળાંઓ, ચીનાઇ માટીનાં વાસણો વગેરે વાપરતા થઇ ગયા. આ ચીજો જીવતની જરુરીઆત થઇ એટલે લોકો પરતંત્ર થયા, અને ગુલામી વહોરી. ઉપર જણાવેલી દરેક ચીજો, હીંદુસ્તાન શી રીતે બનાવી શકે, તે સૌ વિગત બીજી કોઇ વખતે હું તમોને આપી શકું.

લઢાઇ પહેલાં જર્મન પ્રજાના રસાયન શાસ્ત્રીઓ હીંદુસ્તાન અને ઈંગ્લાંડને લગતા મુખ્ય ધંધાઓને હાથ કરવાને, જે પ્રયત્નો કરી રહ્યા હતા, અને લડાઇના અંતરાયને લીધે જેમાં ફતેહમંદ થવાને વિઘ્નો નડયાં, તેવા ધંધાની બેચાર વાત કરું. યુરોપની પ્રજાઓમાં જર્મની અને ઈંગ્લાંડની પ્રજાઓ, હાલના જમાનામાં હુનર ઉધોગમાં આગળ પડતી ગણાય. વરાળયંત્રના પ્રચારની સાથે સાથેજ, યુરોપમાં, હુનર ઉધોગમાં ઈગ્લાંડ, પ્રથમ પંક્તિએ મુકાયું. પોતાના ઉછરતા ઉદ્યોગો

[વધુ માટે જુઓ પાન ૧૯૩]

मनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



પ્રસિદ્ધ મંડળીની જનેતા :
રા. મટુભાઇ કાંટાવાળા





રા મુનશી અને સૌ લીલાવતી મુનશીએ સાહિત્ય પરિષદના પ્રમુખના માનમાં ગોઠવેલા સ્નેહસમેલન પ્રસંગે

# લલિત કલા*

લેખક :
હીઝ એક્સેલન્સી સર મનુભાઇ નંદશંકર મહેતા

કલા એ સાહિત્યનુંજ અંગ છે.

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદના આશ્રય નીચે લલિત કલા તથા પ્રાચીન અને અર્વાચીન હસ્તલિખિત ગ્રંથોનું પ્રદર્શન ભરવામાં આવ્યું છે તે ખુલ્લું મુકવાનો સમારંભ આજે થવાનો છે તેમાં હાજર રહેતાં મને ઘણો આનંદ થાય છે. સાહિત્યપરિષદ સાથે આવી કલાનું પ્રદર્શન પણ ભરવાની કલ્પના ઉત્તમ છે. કારણ કલા એ એક સાહિત્યનુંજ અવશ્યનું અંગ છે. ખરા સાહિત્યનો પ્રારંભ અને અંત માત્ર વાઙ્મય સાહિત્ય સાથે આવતો નથી. જેવી રીતે એક સુંદર કાવ્યમાં રસાત્મક ચમત્કાર છુપાયલો હોય છે તેવોજ રમ એક સુંદર ચિત્રપટ જોયાથી કે એક ખુબસુરત પ્રતિમા નીહાળવાથી અનુભવી શકીએ છીએ. એટલે સાહિત્યનો પ્રદેશ બહુરત્ના વસુંધરા જેવોજ વિસ્તીર્ણ છે.

## હસ્ત લિખિત ગ્રંથો ઉપરથી ઇતિહાસના સાધન.

પ્રાચીન ગ્રંથો વાંચ્યાથી ઇતિહાસનાં સાધનો ઉપલબ્ધ થાય છે. અમુક કાળમાં સમાજની સ્થિતિ કેવી હતી તે જાણવા માટે આવા પ્રાચીન ગ્રંથોમાં આભૂષણોનાં વર્ણન, પહેરવેશની માહીતી, જુના સિક્કાઓનો સંગ્રહ, સાધના માળાના ગ્રંથોમાંથી વૈદિક અથવા તાંત્રિક મેવા, તથા પુજા અર્ચાની વિધિ વગેરેની વિગતો વાંચ્યાથી તે કાલનો ચિતાર નજર આગળ મૂર્તિમાન ખડો થાય છે. અને આવાં સાધનોથી જે તે દેશ કાલના ઇતિહાસની આરસી ઉપરથી અંધકારનો પટ ભુસી શકાય છે. આ સર્વ સાહિત્યનાજ ફાંટા છે. તેમને સાહિત્ય પરિષદ આશ્રય આપે છે તે સંતોષની વાત છે.

## એકવારનું સૌંદર્ય તે સદાનું સૌંદર્ય.

આજથી દશ વર્ષ પહેલાં સુરતમાં પાંચમી સાહિત્ય પરિષદનું સંમેલન થયું હતું તે વેળાએ પણ લલિતકળાનું આવું પ્રદર્શન ખુલ્લું મુકવાની વિનંતિ મેં કરી હતી. આજે પણ તેજ સંસ્થા ખુલ્લી મુકવાનો આનંદ પ્રારબ્ધે મને અપાવ્યો તેથી સંતોષ થયા વિના રહેતો નથી. પ્રથમ જ્યારે આ સુચના સાક્ષરરત્ન રા. કનૈયાલાલ મુનશીએ મને કરી ત્યારે આ માન સ્વીકારવા મને આંચકો

* આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં લલિતકળા અને ગ્રંથોનું પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે આપેલું ભાષણ.

લાગ્યો. પહેલીજ કલ્પના પુરુરવે જેવી રીતે ઉર્વશી બાબતમાં કરી કે વેદાભ્યાસથી જડ થઇ ગયલા વિધિની આ કૃતિ નહોય તેજ પ્રમાણે રાજવ્યવસ્થાના ખટરાગથી શુષ્ક થઇ ગયલા અપીલ, આબકારી અને આયપત વેરાના કીચડમાં ગળાં સુધી ડુબેલા એક અમલદાર પાસે લલિત કળાની સુંદરી ઉપરનું ઉત્તરીય ઉઘાડવાનું બીડું ઝડપવું એ માત્ર ધૃષ્ટતાજ ગણાશે—એવી ઉભી થઇ—પરંતુ થોડીવારે હીંમત આવી યાદ આવ્યું કે સૌંદર્યનું પાન કરવું તે મનુષ્ય માત્રની સ્વભાવસિદ્ધ બક્ષીસ છે." "સફળ સૌંદર્ય તે સદા સૌંદર્ય" એ ન્યાય ખરો સમજાયો. અને પૂર્વાવસ્થામાં લલિતકલાનો મોહ જો અનુભવ્યો હતો તો આજે પણ તે સમજવા જેટલો અનુરાગ બીજી ભાવનાઓ ભસ્માવશેષ થઇ હશે તો પણ સજીવ રહ્યો હશે એમ માની લઇ આપનું આમંત્રણ મેં સ્વીકારવાની હીંમત કરી છે. તરવાની અને તસ્કરવાની કલા એકવાર આવડી હોય તો તે ભુલાતી નથી. તે પ્રમાણે સૌંદર્યની તૃષ્ણા એક પ્રકારના અશિક્ષિત બોધ જેવીજ પ્રેરણા શક્તિ છે. આજે તે મહાન શક્તિની સહાય માટે આટલી નાંદી રૂપે સ્તુતિ કરી આગળ પગ મુકવા રજા માગું છું.

## કલાની વ્યાખ્યા.

કલા એટલે શું? તેનો અર્થ કરતાં તેના પ્રસિદ્ધ પુજારી રસ્કિને કહ્યું છે કે—ઉત્તમ કલાનો હેતુ કુદરતની ખામીઓ સુધારવાનો નથી તેમ તેની ખામી છુપાવવાનો પણ નથી. પરંતુ તેવી દેખાતી ખામીઓના પડદા પાછળ જ્યાં જ્યાં સૌંદર્ય છુપાયલું હોય, જ્યાં જ્યાં પવિત્ર ભાવના અંધારામાં આવી ગઇ હોય તે તે સુંદર અને પુનિત કૃતિઓ ઉપરનું આવરણ દૂર કરી તેને આકર્ષક સ્વરૂપમાં પ્રગટ કરવી એમાંજ કળાનું રહસ્ય રહેલું છે. જેટલા પ્રમાણમાં ચિત્રકાર સૃષ્ટિસૌંદર્ય તરફ પોતાનો પ્યાર દર્શાવી શકે તેટલા પ્રમાણમાં તેની કળા વખણાવા પામે. માત્ર ચિત્રકારે કદી પણ પોતાના ચમત્કારથી સત્યનું બલિદાન આપવાનું નથી. રસ્કિનની પરીક્ષાની આવી કસોટીમાં કદાચ ભ્રમણાનો દોષ આવી જવાને માર્ગ છે. જો કુદરતની ખામીઓ સુધારવાનું અગર તે છુપાવવાનું કલાકોવિદનું કામ નથી તો શું કલા માત્ર કુદરતની નકલ કરવામાંજ આવી રહી છે? જ્યાં માત્ર આબેહુબ અનુકરણ કરવામાંજ કલાની પરાકાષ્ઠા મનાતી હોય ત્યાં કલાની પ્રગતિ કેવી રીતે થાય? કલા કૈં નકલી બહુરૂપી સ્વરૂપની નથી કલામાં રચનાત્મક શક્તિ તો તેના જીવ જેટલી આવશ્યક છે ઉત્પાદક શક્તિ વિના કલા પોષાયજ નહીં. પોતાની રચેલી સૃષ્ટિઓમાં કુદરતમાં જે સૌંદર્ય ન જોવામાં આવે તેવાં સૌંદર્યની ખુબી પણ આણવી તેનેજ કલા આશેખવી જોઇ.

## કુદરત કરતાં કલા વધારે સુંદર.

આપે ઘણા પ્રસંગે અનુભવ્યું હશે કે આપની ભાવનામાં જે સૌંદર્ય રહ્યું હોય તે આપ જગતના વ્યવહારમાં જોવા પામતા નથી. જે ખુબી પોતાના આદર્શ પટમાં સમાયલી છે તે કુદરતના ખડબચડા માંચડામાં ઉતારી શકાતી નથી. જે ચમત્કાર કવિની દૃષ્ટિ આગળ ચમકારા માર્યા કરતો હોય તે સૃષ્ટિની જડ પાષાણની મૂર્તિમાં સ્ફુરી શકાતો નથી. વર્ડ્સવર્થને "યારો વીઝીટેડ" નું કાવ્ય લખતી વેળા કેટલો વિષાદ થયો હશે? સ્વાતંત્ર્યપ્રિય ગ્રીસ દેશના કીનારા ઉપર પ્રથમ પગ મુકતાં બાયરને "શું આ થર્મોપીલી!" કહી જે નિઃશ્વાસ મુકયો હતો તેથી તેની કલ્પના અને ખરી વસ્તુસ્થિતિ વચ્ચે આસમાન જમીન જેટલો તફાવત

તેણે વ્યક્ત કર્યો હતો. મગનચુંબી ગિરિરાજ અને લીલી હરીઆળીના આચ્છાદનોથી ઘેરાયલી ગિરિગહ્વરો અને કન્દરોના મોહન મંત્રોથી મુગ્ધ થએલો પ્રવાસી હીમાલયના પાષાણો ઉપર ચઢી નીચે તાપથી સસડતી ખીણમાં ઉતરતાં પ્રકૃતિનું ખરું ભાન તેને થતાં કુદરત અને કલા વચ્ચે કેટલો ભેદ છે તે તેને સહજ સમજાય છે. છતાં ખામીવાળી કુદરતની માત્ર નકલ કરવામાંજ સત્યનું સંરક્ષણ કરવાનો કલાનો ધર્મ છે એમ આપને ગળે ઉતરી શકે છે? આ કોહેડાનો અર્થ ઉકેલવાના કામે "સત્ય" એટલે શું તેનું નિરીક્ષણ કરવાની જરૂર છે.

**સત્યનો અર્થ**

પ્લેટોએ કહ્યું છે કે "જનસમાજમાં ખરોખર મળી આવે એવો એક કુદરતી માણસ લો, અને ઉચ્ચ કોટીની કલાથી ચીતરાયલો એક માણસ તેના મુકાબલામાં મુકો તો તમને માલુમ પડશે કે કુદરતની કૃતિ તુચ્છ અને ઓછી ખુબસુરત છે. કારણ કુદરત કરતાં કલા ને સત્ય વધારે વહાલું છે." આ વચનમાં આપને વક્રોક્તિ અગર વિરોધનો ભાસ જણાશે. પરંતુ પ્લેટોનાં વચનો સરલ અને ખરા તત્ત્વજ્ઞાનવાળાંજ હોય છે. પ્લેટોની શિક્ષા પ્રમાણે જે સત્યનું સંરક્ષણ કરવાની કલાની ફરજ છે તે આપણા માત્ર ચર્મચક્ષુને જે ખરું લાગે તે સત્ય નહીં. સત્ય સદા સાપેક્ષ છે. દિવ્યચક્ષુથી જોતાં નિરાળીજ સૃષ્ટી સત્ય લાગશે. માયાનાં ચશ્મા કાઢી નાંખી જડ સૃષ્ટીની યવનિકા પાછળ સંતાયલી દિવ્ય સૃષ્ટીની ઝાંખી કરો; ચર્મપટલથી આચ્છાદિત કાનની શ્રવણ શક્તિ તીવ્ર કરી દિવ્ય સુંદરીઓના ગવાતા તાન સાંભળવાની શક્તિ ખીલવો. માત્ર શુક્ર શોણિત શરીરના તુચ્છ પાશબંધ તોડી અમૃતનો સ્વાદ ચાખી તમારી પીપાસા શાંત કરવાનો આદર્શ કેળવો તો પછી ખરું સત્ય આબેહુબ તમારી કલ્પના આગળ ખડું થશે; અને તેને પ્રકટ કરવાની શક્તિ તેજ ખરી કલા. આ પ્રમાણે હરેક સાત્વિક સૃષ્ટીની પાછળ આદર્શ સૃષ્ટીની આવશ્યકતા છેજ. સત્ વિનાના ચિત્માં જેમ જીવ નથી તેમ ચિત્ વિનાના સત્માં શણગાર નથી, સૌંદર્ય નથી. એ એનાં સંબંધમાંજ સદ્ચિદાનંદ સમાએલું છે. અને તે આનંદ પ્રકટ કરાવવાની શક્તિ તેજ કલા. મનુષ્ય જીવનના સુખ માટે આવી ઉચ્ચ કલાની બહુ



સ્નેહસંમેલનમાં સૌ. લીલાવતી મુનશી આવકાર આપે છે.

જરૂર છે. તેવી કલાની સહાયથીજ ચક્ષુદ્વારા મનને પોષણ મળે છે. અને મનની છાયા પાછી ચક્ષુદ્વારા સૃષ્ટી ઉપર પડે છે સોળ કલાના સૂર્યથી મન અને આંખ સતેજ થાય છે એક વિદ્વાને ગણિતના કોષ્ટકમાં ઉમેર્યું છે કે હજાર વાત કરનારા માણસો મળે ત્યારે સો વિચાર કરનારા સાંપડે. અને સો વિચાર કરનારા મળે તો એક અવલોકન કરી શકે એવો સુલક્ષણો માણસ મળે અવલોકન કરવાની શકિત બહુ અમૂલ્ય છે. અને અવલોકન શક્તિ ઉપર જ કલાની ઇમારત રચાયલી હોય છે. કલાનો ઉદ્દેશ આંખને કેળવવાનો છે. તેને છેતરવાનો નહીં, અને આંખ કરતાં પણ મન સાથે તેનો વધારે નિકટનો સંબંધ છે.

## સત્ય તેજ સદ્ગુણ અને તેજ સૌંદર્ય.

કલાથી ખુલેલાં આવાં અંતશ્ચક્ષુ વડેજ આપણે જોઇ શકીએ છીએ કે જે ખરું સત્ય છે તે જ વિશુદ્ધ અને સારું છે. અને સત્ય, સદ્ગુણ અને સૌંદર્ય એ સર્વ એકાકાર એક જ સ્વરૂપ છે. વીકટર ક્યુસોંએ કહ્યું છે કે "સત્ય, સદ્ગુણ અને સૌંદર્ય એ માત્ર ઇશ્વરનાં ત્રણ અંગો છે. આપણને એ ત્રણેમાં જે તત્વ આકર્ષક લાગે છે તે તેની પાછળ રહેલુ ચેતન, અગર દિવ્ય સ્વરૂપ છે તે; અને પરમાત્મા તરફની આપણી ભકિત માત્ર આ ત્રણ તેના અંગો તરફના આપણા પ્રેમભાવે પ્રાદુર્ભાવ પામે છે." આ કારણના લીધેજ કલાકાર પોતાની સારામાં સારી કૃતિથી પણ સંતોષ પામતો નથી. કારણ તેનાં અંતશ્ચક્ષુ જેમ જેમ ઉઘડે છે તેમ તેમ તેના ધ્યેય વધારે ને વધારે દૈવી બનતા જાય છે. અને સૌંદર્ય તથા સત્યની આ પરિસીમાએ જ્યાં સુધી પહોંચાતુ નથી ત્યાં સુધી અસતોષ જ રહી વધારે ને વધારે સુધારાની ટોચે પહોંચવાની તેની તીવ્ર આતુરતા કાયમજ રહે છે. આવો અસતોષ એજ પ્રગતિનો ચાલક હેતુ થઇ પડે છે. મહાન સતોષની દશા જેમ સુધારાના પ્રયત્નોની પરાકાષ્ટાનું પરિણામ છે તેમ વધારે સુધારાની જીજ્ઞાસાનું પણ તેમાંજ વિરામ છે. મનુષ્ય જીવનને તેમજ કલાને કોઇવાર પણ શ્રેષ્ટ ઉન્નતિના શિખર ઉપર આવવાનું શકય નથી. સદાકાળ તે પ્રગતિના પગથીઆં ઉપરજ ચઢતું ને ચઢતું રહી શકે. પરિણતિ નહીં પણ પરિપૂર્ણ થવાની પ્રવૃત્તિ એજ આપણી ઇશ્વરી બક્ષીસ છે. સિદ્ધિ નહીં પણ સાધનોની અખંડિત શ્રેણી એજ જનસમાજનો પણ વારસો છે.

## કલા અને વિજ્ઞાન.

આ પ્રમાણે જ્યારે સત્ય, સદ્ગુણ અને સૌંદર્ય એ માત્ર એકજ વાજીંત્રના ત્રણ તારો છે એમ આપણને દેખાય છે ત્યારેજ કલા અને વિજ્ઞાનનો નિકટનો સંબંધ આપણે સમજી શકીએ છીએ વિજ્ઞાનથી આપણે સત્યનું સંશોધન કરી શકીએ છીએ; ત્યારે સૌંદર્યનું દર્શન આપણને માત્ર કલા દ્વારાજ થઇ શકે છે વિજ્ઞાન અને કલા એ બેને ઘણીવાર સહચરી, બે બહેનોની ઉપમા આપવામાં આવે છે. વધારે વાસ્તવિક રીતે જોતાં તેમનો સંબંધ ભાઇ બહેનના જેવો છે. લલિત કલા લલનાના જેવી છે. વિજ્ઞાનની પેઠે તેને તનતોડ કષ્ટ કરવાની જરુર પડતી નથી. પરંતુ ગૃહિણી પેઠે પરિશ્રમમાંનો પણ આનંદ વ્યક્ત કરાવી ગૃહ જીવનમાં જ્યાં જ્યાં નજર પડે ત્યાં ત્યાં સૌંદર્યની પ્રતિભા આગળ ધરી મોહમત્રથી શાંતિ ફેલાવો એવો કલાનો સદેશો છે. વિજ્ઞાનના વિહારમાં મસ્તિક અને હસ્તનો ઉપયોગ કામમાં આવે છે. પણ કળાની કેલીમાં તો હસ્ત અને મસ્તિક ઉપરાંત હૃદયના પણ ધબકારા ગણવા પડે છે.

### કલા અને ધર્મ.

કલાના વિકાસમાં આ પ્રમાણે સહૃદયતા અને રસિકતાનો સંબંધ આવેલો હોવાથી કલાની ઉત્પત્તિ ધર્મની ભાવનામાંથીજ થઇ શકે છે કુદરતમાં જે સૌંદર્ય દેખાતુ હોય તેથી પણ અધિક ચમત્કારવાળાં સૌંદર્યને જન્મ આપવા કલાની ઘેલછા હોવાના કારણે આપણે આપણા આદર્શો ઉચ્ચ અને અધિક ઉચ્ચ કોટી ઉપર ચઢાવી રાખવા પડે છે આવા ઉચ્ચ આદર્શો માત્ર દૈવી જીવનમાં ઉપલબ્ધ હોવાના કારણે આપણે દેવોની આરાધના ભક્તિભાવથી કરવાની જરુર પડે છે. મનુષ્યની મલિનતાથી દૂર રહેવુ હોય તો દેવો તરફની ભક્તિ જીવતી જ્યોત જેવી સતજ રાખવી જોઇએ. પવિત્ર ગંગાજીની કેટલી મલિનતા, કેટલી અધોગતિ થઇ છે તે હુગલીના પાણીમા પગ મુકયાથી સમજાય એમ છે. પરંતુ તેની વિશુદ્ધતાનો અનુભવ લેવો હોય તો કલકત્તાથી હરદ્વાર સુધી ચઢી ત્યાના પવિત્ર સ્રોતની આનંદ લહરી અનુભવી તેથી પણ ઉપર ભાગીરથીની સહસ્રધારાના મુળ તરફ ચઢતાં ચઢતાં ગંગોત્રી સુધી જવુ જોઇએ અને ત્યાંના હિમાચલ શિખરો ઉપર ચઢી સ્વયભૂ શંભૂની જટા સુધીની વિશુદ્ધિની કલ્પના કરી આપણા આદર્શમાથી સર્વ તુચ્છ અને મલિન અંગો ધોઇ નાંખવા જોઇએ આવી દિવ્ય કલ્પના વિના આધુનિક કલાનો વિનિપાત કેટલો થયો છે તે સમજી શકાશે નહીં

### કલાનું દિવ્ય અંગ

ગ્રીસ દેશના પુરાણોમાં એવી એક દંતકથા છે કે જ્યારે ત્યાંના પ્રસિદ્ધ શિલ્પકાર પ્રોમીથીયુસે મિનરવા–દેવી શારદાની–પાષાણની પ્રતિમા બનાવી ત્યારે તેના અતિશય સૌંદર્યથી દેવી સરસ્વતી પોતે તુષ્યમાન થઇ કારીગરને સ્વપ્નામાં સુચવ્યું કે તને જો એ પ્રતિમા હજુ વધારે સુંદર બનાવવા માટે સ્વર્ગમાંથી પણ કંઇ દેણગી જોઇતી હશે તો દેવી પોતે તે લાવીને આપશે શાણા પ્રોમીથીયુસે આરાધના કરી કે તેને પોતાને સ્વર્ગમાં દેવીએ દાખલ કરવો. કે ત્યાંની દિવ્ય સામગ્રી પોતે તપાસી જરુરનાં સાધનો પોતે પૃથ્વી ઉપર આણી શકે. મિનરવા તેને સ્વર્ગમા પોતે ઉચકી ગઇ અને ત્યાંથી પ્રોમીથીયુસે અગ્નિ પૃથ્વી ઉપર આણ્યો. અને તેની અમર જ્યોતિનું સ્ફુરણ કરી પાષાણની સુંદર પુતળીમાં જીવ મુકયો, કે જેમાંથી એક અતિ રૂપવંતી યુવતી પ્રકટ થઇ શકી. આપણી કલાના આદર્શ દિવ્ય રાખ્યાથી આવી ઇશ્વરી બક્ષીસ પ્રાપ્ત કરી શકાય છે

### કલાનો અમર આત્મા

પિગમેલીઅન નામના બીજા ગ્રીક શિલ્પકારે એક યુવતીની પ્રતિમા એવી સુંદર ઘડી કે તે પોતે પોતાની કૃતિના મોહપાશમાં ફસી પડી મુગ્ધ બની જઇ પોતાનું કામ પણ ભુલી ગયો. આહાર વિહાર નિદ્રા વગેરેને તિલાજ્લી આપી પોતાની આદર્શ દેવીની આરાધના કરવામાં તે એટલો નિમગ્ન બની મશગુલ રહ્યો કે થોડા કાળ પછી સૌંદર્યની અધિષ્ટાતા–દેવી–વીનસે તેના ઉપર તુષ્યમાન થઇ તેની પાષાણની પુતળીમાં રતિનુ રુપ હતુંજ તે સાથે જીવની પણ બક્ષીસ આપી. પુતળું સજીવન થયું. પિગમેલીઅન તેની સાથે પરણ્યો અને સુખી થયો. આ પ્રમાણે જડ પ્રકૃતિ પાછળ છુપાએલા ચેતનની અનન્ય ભક્તિથી આરાધના કરવાથી આપણા ઉચ્ચ આદર્શો પ્રફુલ્લ કરી શકાય છે તેનું આ દૃષ્ટાંત છે.

### કલામાં પ્રેમનો અંશ

ખુબસુરત નરકીસસ નદીના પ્રવાહમાં પડેલા પોતાનાજ પ્રતિબિંબથી એટલો મોહિત થઇ ગયો કે પોતાનું ભાન ભુલી તે અશાશ્વત પ્રતિબિંબ

તળે છુપાએલાં અનાદિ અને અનન્ત તત્વની આરાધના કરતાં કરતાં તે ઇશ્વરી સત્તા સાથે તન્મય તદાકાર થઇ, નદીમાંનું પ્રતિબિંબ ચુંટવા જતાં ડુબી મુઓ. પરંતુ તે જગ્યાએ તે ઇશ્વરી સત્તાની હયાતી સુચવનારૂં નરગીસનું સુકોમલ અને સુવાસવાળું ફુલ ઉગી નીકળ્યું.

## કલાનો દૈવી આશય

આ સર્વ દૃષ્ટાંતોનો બોધ એ છે કે આપણી કલાના આશયો અને આદર્શો ધાર્મિક અને દિવ્ય જ્યોતીવાળા રાખવા જોઇએ. અકબર બાદશાહે કહ્યું છે કે કલાને સન્માર્ગે ચઢાવી હોય તો તેથી ઇશ્વરી સત્તા અને ઇશ્વરી સદ્ગુણો સમજવામાં ઘણી સહાય મળે છે. મનુષ્ય જીવનમાં માનસિક વિકાસ અને આધ્યાત્મિક ઉન્નતિ સાધવી હોય તો કલાનો દૈવી સંદેશો આપણે સારી રીતે સમજવો જોઇએ. અકબર બાદશાહે પોતાનો એક નવો ધર્મ "ઇલાહી" ધર્મ પ્રચારમાં લાવવા પ્રયત્ન આદર્યો હતો, આ નવીન ધર્મ કૈં જુદાં જુદાં ધર્મ સિદ્ધાંતોમાંથી માત્ર સુગંધી ફુલો ચુંટી તેના મિશ્રણ (Eclectic mixture) ના સ્વરૂપનો ન હતો, પરંતુ તેમાં રચનાત્મક (Synthetic) અંગ પોષવાનો ને બાદશાહનો ઉચ્ચ આશય હતો. અને તેજ ઉદ્દેશથી તેણે કલાને ધર્મની પરિચારિકા ( Handmaid ) તરીકે કલ્પેલી હતી.

## જ્ઞાનનું મુળ અચંબો

એ સિદ્ધાંત તો ખરો છે કે જેમ જ્ઞાનની ઉત્પત્તિ અચંબામાંથી ઉદ્ભવે છે, તેમ કલાનો પ્રાદુર્ભાવ ધર્મની ભાવનામાંજ થાય છે જ્યા સુધી સૃષ્ટીના કોઇ અવનવા પ્રસગથી આશ્ચર્ય કે વિસ્મયની ભાવના થતી નથી ત્યાં સુધી તેના રહસ્ય સમજવાની જીજ્ઞાસા થતી નથી. જ્ઞાનની પ્રગતિ કોઇ પણ અદ્ભૂત કાર્યનું કારણ શોધવામાંજ થાય છે. આપણા ભારત વર્ષની કલાઓ ધાર્મિક ભાવનાને કેટલી ઋણી છે તે સહજ વિચારથી સમજાશે. લલિત કલાઓના મુખ્ય સ્વરુપ પૈકી આ પ્રસંગ માટે માત્ર ત્રણ સ્વરુપો ઉપર આપણું લક્ષ પરોવીશું. એક શિલ્પ કલા, તેના બે ભાગ હોય છે. architecture એટલે ઇમારતી શિલ્પ અને બીજું Sculpture એટલે પ્રતિમાનું શિલ્પ બીજી ચિત્રકળા. આ ત્રણે કલાઓની પ્રગતિનો ઇતિહાસ તપાસશો તો માલમ પડશે કે પ્રારંભથીજ તેની સાથે ધર્મની ભાવના સચોટ જોડાયલી છે. પ્રથમ તો દેવની કલ્પના સાધારણ મનુષ્યો માટે આકર્ષક કરવા માટે તેની મૂર્તિ પ્રતિમા બનાવવી જોઇએ. પરંતુ આ પ્રતિમા સ્થાપવા માટે તેથી પણ પૂર્વે મંદિર બાંધવું જોઇએ. મંદીર બંધાયા પછી તેમાં દેવની મૂર્તિની સ્થાપના કર્યા બાદ તેની અહોનિશ ઘેર બેઠાં પણ આરાધના થઇ શકે તે માટે તેના ચિત્ર આલેખવાં જોઇએ. આ વિચાર શ્રેણીને અનુસરી કોઇ પણ દેશમાં શિલ્પની બંને કળાઓનો તથા ચિત્રકલાનો પ્રારંભ થયો છે એવું સહજ જણાય છે.



## યુરોપના શિલ્પના નમુના

યુરોપમાં જોશો તો ત્યાંના ( આર્કિટેકચર) શિલ્પના શ્રેષ્ઠ નમુના ત્યાંના મંદિરો અને દેવગૃહો અને ધાર્મિક પ્રગતિ માટેજ બંધાયલા જણાશે. લંડનમાં વેસ્ટમિન્સ્ટર એબી તથા સેંટપોલ્સ કેથીડ્રલ. પારીસમાં મેડેલીન તથા નોટ્રડામના દેવળો, રોમમાં સેંટપીટર્સ ચર્ચ તથા પાંથીઅન, વેનીસમાં સેંટ માર્કો, ઇસ્તંબુલમાં સેંટ સ્ટીફન એ ભવ્ય મકાનોમાં શિલ્પશાસ્ત્રની પરાકાષ્ટા નજરે પડે છે. એ સર્વ ધર્મની ભાવનાનો પ્રતાપ છે. હીંદુસ્તાનમાં જો કે હીંદુ ધર્મની

પરિચારિકા તરીકે શિલ્પકળા બહુ ખીલેલી નથી તો પણ દક્ષિણ હીંદુસ્થાનામા મદીરના ભવ્ય દેવાલયો, તજાવર અને ત્રીચીનાપલ્લીના હેરત પમાડે તેવાં મંદીરો આ ધર્મની ભાવનાનાજ ચિન્હો છે તેજ પ્રમાણે બૌદ્ધધર્મના પ્રચારની નીશાનીઓ તરીકે એલોરાની ગુફા અને બીજા સ્તૂપો હજી કાયમ છે ઇસ્લામી ધર્મના ઉત્સાહના પરીણામે આપણા દેશમા ઘણી સુદર મસ્જીદો તથા મકબ્રાઓ બધાયા છે જગવિખ્યાત તાજમહેલ તથા ફત્તેહપુર સીક્રીમા સેલીમ ચિસ્તી ઓલીઆની કબર પણ શિલ્પના નમુના તરીકે મશહુર છે ધાર્મિક ભાવનાનાજ પગલે પગલે મહાન પુરુષો તરફના આપણા આદરભાવને પણ આ સીઢીના બીજે પગથીએ સ્થાન મળે છે

**હીંદુસ્થાનમાં ઇમારતી શિલ્પ**

અને આ દેશના મહારાજાઓ, બાદશાહો બ્રીટીશ શહેનશાહતના પ્રતિનિધિ વાઇસરોયોએ બધાવેલા ભવ્ય મકાનો દેશની (આર્કીટેકચરલ) શિલ્પ-સમૃદ્ધિમા વધારો કરી રહ્યા છે. દીલ્હીના કુતુબ મિનાર, અને દીવાનેખાસ તથા મોતી મસ્જીદ, આગ્રાનો કિલ્લો, લખનૌમા ઇમામ બારાનું મકાન તથા હુસેનાબાદ તેમજ હાલના જમાનામાં બાંધેલા કલકત્તામાં વીક્ટોરીઆ મેમોરીઅલ તથા મુબાઇમા ગેટવે ઓફ ઇંડીઆના મકાનો આજ વર્ગમાં આવે છે. આપણા દેશમાં મહાન અશોકે બાધી રાખેલા કીર્તિસ્તંભોનો પણ આ દેશની શિલ્પ કલાની પ્રગતિના સુચક ચિન્હો (Mile Stones) તરીકે સ્વીકાર કરી શકાય એમ છે.

**કઇ કલા પ્રથમ પ્રફુલ્લ થવા પામી?**

લલિતકલાઓની પ્રગતિની રૂપરેખા દોરવાના architecture એટલે પુર અને પ્રાસાદના શિલ્પને જો કે મેં પહેલું સ્થાન આપ્યુ છે, પરતુ તેથી કાળના ક્રમમાં શિલ્પની આ શાખા પહેલી પ્રગતિમા આવી એમ મારો અર્થ નથી કાળ ક્રમે પહેલું સ્થાન તો પ્રતિમાના શિલ્પને (Sculpture) આપવુ જોઇએ. પ્રતિમા અગર મૂર્તિ એ મનુષ્યની સૌથી વધારે સ્થૂલ અને ગૌણ ઇંદ્રીયના પ્રદેશ સાથે મબધ રાખે છે સ્પર્શેન્દ્રીય સર્વથી પહેલી ખીલે છે અને તે કેવળ સરલ અને અક્લિષ્ટ હોય છે. પથ્થરની કલ્પના કરવામા



સ્નેહસ મેલનમાં અતિથિઓ

જ્યાં માત્ર આસ્થાથી સંતોષ થતો નથી ત્યાં એક જડ પાષાણનો કકડો, માદળીયું, તાવીજ સહેલાઇથી સમજી શકાય છે. છાતી સરસું તે દાબી શકાય છે. ચક્ષુજન્ય જ્ઞાન આવતાં વાર લાગે છે. પણ સ્પર્શજન્ય જ્ઞાન તો પ્રેરણા જેવુંજ અશિક્ષિત પ્રાપ્ત થાય છે. તેથી ચિત્ર કરતાં પ્રતિમા દ્વારા ઇશ્વરનું ભાન આપણને સહેલું લાગે છે. ચિત્રશાસ્ત્રમાં જેટલી બારીકાઇ અને સંદેહ સંભ્રમને માટે અવકાશ છે તેવો અવકાશ શિલ્પશાસ્ત્રમાં નથી. અને તેજ કારણથી ચિત્રકલા કરતાં શિલ્પકલાને પ્રથમ પ્રફુલ્લતા પ્રાપ્ત થયલી હોવી જોઇએ.

## અવતાર

આપણા ભરતખંડમાં તો શિલ્પ અને ચિત્રકલા બંને પ્રારંભમાં ધર્મની ભાવનાથી જ પોષાવા લાગી. જ્યારે જ્યારે પૃથ્વી ઉપર ધર્મની ગ્લાનિ થાય છે તે તે યુગમાં ઇશ્વર મનુષ્યનો અવતાર ધારણ કરી મનુષ્યદેહ જન્મ લે છે, આ કલ્પના કેટલી ગહન છે. છતાં તેમાં કેટલું સૌંદર્ય રહ્યું છે. અવતારના સંબંધથી જેવી રીતે દેવને પણ કામ ક્રોધ મોહ લોભરૂપી મનુષ્યના ષડ્રિપુનો ચેપ લાગે છે તેવી રીતે તેના બદલામાં પામર મનુષ્યમાં પણ દૈવી સદ્ગુણોનો પ્રાદુર્ભાવ થતો નજરે પડે છે. આ પ્રમાણે સારા નરસા ગુણોની દેવ અને દાનવો વચ્ચે આપસે અને લડાઇ થતાં આખરે સત્યનોજ વિજય થાય છે. એવા પ્રસંગોથી જેવી રીતે સત્ય તરફ આપણી આસક્તિ વધે છે તેજ પ્રમાણે નીતિ તરફ આપણી નમ્રતા અને પક્ષપાત પોષાય છે. અને તેના જ પ્રભાવથી સૌંદર્ય તરફ આપણી પ્રીતિ ઉભરાય છે. આ સર્વ ધાર્મિક ભાવનાનો પ્રભાવ છે. અને હીંદુસ્થાનમાં શિલ્પકલા અને ચિત્રકલા તેજ કારણથી પ્રારંભમાં દેવોની જ સેવા માટે નિર્મિત થયલી હોવી જોઇયે.

## નિર્માણશિલ્પ

ઇમારતી શિલ્પ architecture માં ચિત્રકલા કરતાં પણ વધારે ચઢીયાતી એક પ્રકારની અપૂર્વ સૂક્ષ્મતા રહેલી છે. અખંડ, અનાદી અને અનંત શક્તિ તરફ મનુષ્યના હૃદયમાં જે આદરભાવ છે તે માત્ર બાથમાં ભીડી શકાય તેવી મૂર્તિ તરફની સ્પર્શમર્યાદિત ભાવનામાં લય પામી શકતો નથી. તેમ માત્ર ચક્ષુને આલ્હાદ આપનારાં ચિત્રપટમાં તે વિરામ પામી શકતો નથી. તે મહાન અમૂર્ત દિવ્ય અદૃષ્ય તરફની આતુર આસક્તિની તૃપ્તી માટે તો તેવુંજ સૂક્ષ્મ અને અદૃષ્ય સૌંદર્યનું સ્ફુરણ કરાવે એવી ગંભીર કૃતિ જોઇયે. એક ભવ્ય અને રૌદ્ર રસને તૃપ્ત કરે એવાં છતાં અતિ સુંદર કેથીડ્રલનું વર્ણન કરતાં મેડમ દી સ્તાલે કહ્યું છે કે તેના ગંભીર સહવાસમાં આવતાં હીમ જેવા શિલીભુત સંગીતનું તે ભાન કરાવતું હતું (Frozen Music) જડમાં ચૈતન્ય, પાષાણમાં ચિત્ત ચેષ્ટા (Thought in stone). ની તે પ્રતીતિ આપતું હતું અને તેનાં ગવાક્ષ રૂપી ચક્ષુઓ (Windows) પારદર્શક રંગની રશ્મિનો પ્રવાહ વરસાવી રહ્યાં હતાં. અનંત અગોચર અજરામર શક્તિના ધામે પહોંચવાની પિપાસા હોય તો આવા શિલ્પના સૌંદર્યનાજ ઘુંટડાથી તૃષ્ણા મટાડી શકાશે. આપણા સંસ્કૃત સાહિત્યમાં પણ પુર અને પ્રાસાદના શિલ્પ બાબત ગ્રંથો રચાએલા જણાય છે. હાલમાંજ વડોદરા રાજ્ય તરફથી ગાયકવાડ પ્રાચીન સાહિત્યમાળામાં "સમરાઙ્ગણ" નામનો ગ્રંથ પ્રકટ થયો છે તેમાં આ શિલ્પની ભાવનાનું સારી રીતે દિગ્દર્શન કરેલું છે.

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૨૫)




રા. ભુલાભાઈ જીવણજી દેસાઇ એડવોકેટ જનરલના હોદ્દા પર કામચનાઉ નીમાયા છે. ર ા ભુલાભાઇ ઘણા સચોટ ધારા શાસ્ત્રી છે, એમની વકાલત—મીઠી સમજાવટથી સખત ફ્રુજાત સુધીના લગભગ બધા સ્વરુપમા—ઘણાજ ઉંચા પ્રકારની છે આ હોદ્દાને એમની નીમણુકથી ગૌ વ મળ્યુ છે, અને ગુજર ત ગર્વ લઇ શકે એવા એક આગેવાન ધારાશાસ્ત્રી એ પદની મહત્તાને પુરો ન્યાય આપશે એવી અમને ખાત્રી છે હીંદુ તરીકે એડવોકેટ જનરલની પદ્વીએ નીમાનાર રા ભુલાભાઇ પહેલા છે હીંદુ શીવાય દરેક કોમની લાય કાતની સમજણ સરકારને ઘણી વહેલી પડે છે તેનુ એક આ દૃષ્ટાત છે


રા ભુલાભાઇ જી દેસાઈ
એડવોકેટ

<u>ભગિનીસમાજ નિબધમાળા</u>

ભગિનીસમાજ તરફથી જે નિબધોની હરીફાઇ માટેની યોજના પ્રસિદ્ધ કરવામા આવી છે તેને અમે વધાવી લેઇએ છીએ અને આ હરીફાઇમા ઉતરવા ગુજરાતણોને વિનતિ કરીએ છીએ

સ્ત્રીઓ માટે ઇનામી નિબંધની હરીફાઇ

ઇનામ રુ ૩૦૦ ત્રણ નિબધ

૧ હેતુ:—ગુજરાતી સ્ત્રીસમાજ સારાં પુસ્તકોનુ વાચન અને મનન કરી તે ઉપર વિચાર કરતાં અને પોતાના વિચારો છુટથી દર્શાવતા શીખે એ હેતુની સાધના માટે આ યોજના તૈઆર કરવામા આવી છે

**નિબધો માટે વિષયો:**—૧ આપણા સામાજિક કુરીવાજો અને તેથી થતી આરોગ્ય તથા નીતિધર્મની હાની—તે નિવારવા સ્ત્રીઓ શુ શુ કરી શકે છે? આ વિષયનું જ્ઞાન નીચેના પુસ્તકોથી મળશે

૧ ગાધીજી કૃત ત્યાગમૂર્તિ અને બીજા લેખો

૨ ગાધીજી કૃત આરોગ્ય વીશે સામાન્ય જ્ઞાન

૩ ગાધીજી કૃત ધમ નીતિ તથા નીતિધર્મ

૪ સસાર સુધારા ઉપરના ભાષણો, લેખો તથા માસિકો વિ

૨ **સ્ત્રીઓનો કાર્યપ્રદેશ:**—આપણા પ્રાતની પરિસ્થિતિ જોતાં આ કાર્યપ્રદેશ કેવો હોવો જોઇએ? આ સબધમા ભગિનીસમાજ શુ કરી શકે?

**આ વિષય સબધી વાચવાના પુસ્તકો.**

(૧) સ્ત્રીઓનો કાર્ય પ્રદેશ—શુ ૧ મોસાઇટી

(૨) સ્ત્રીઓનો દરજ્જો—મહારાણી ગાયકવાડના પુસ્તકનું સૌ. શારદાબહેન તથા સૌ. વિદ્યાબ્હેને કરેલું ભાષાંતર.

(૩) તારાબહેન મોડકનો લેખ. (દક્ષિણામૂર્તિ–ત્રૈમાસિક)

(૪) નારી પ્રતિષ્ઠા: મણીલાલ નભુભાઇ.

(૫) સ્ત્રીઓ અને સમાજસેવા તથા ભગિની સમાજની પત્રિકાઓ.

૩. શ્રીયુત ગોખલે અને મહાત્મા ગાંધીના જીવનધ્યેય અને કાર્યપદ્ધતિ એમના જીવન ઉપરથી શો બોધ મળે છે?

**આ વિષય સબંધી વાંચવાનાં પુસ્તકો.**

(૧) ગોખલેજીનું જીવનચરિત્ર (જીવનલાલ અમરસીનું) (હીંદ સેવક સમાજ) સર્વંટસ્ ઓફ્ ઇંડીઆ સોસાયટીનું બંધારણ.

(૨) ગાંધીજીનું જીવનચરિત્ર (નવજીવનમાંથી આત્મકથા.) સત્યાગ્રહ આશ્રમની યોજના.

(૩) જગતનો મહાન પુરુષ (સસ્તુ સાહિત્ય કાર્યાલય)

દરેક વિષયમાં મુખ્ય ત્રણ ત્રણ ઇનામો છે. રૂ. ૫૦) ૨૫) ૧૫) બીજાંઓને યોગ્યતા પ્રમાણે પુસ્તકો તેમજ પ્રમાણપત્રો મળશે.

વિષય ૧ અને ૩ દરેકમાં એક એક વધુ ઇનામ રૂ. ૧૫) નું પંદર વર્ષ અને તેથી નીચેની કન્યાઓ માટે રાખેલું છે.

**હરીફાઇમાં કોણ ભાગ લઇ શકે?**

આ યોજનામાં કોઇ પણ કોમની સ્ત્રી ભાગ લઇ સકશે. અને કોઇ પણ સ્થળેથી એ યોજનાને અંગે નિબધો લખીને મોકલી શકશે. તેમજ નિબંધ લેખનની પરીક્ષામાં બેસી શકશે. આ યોજનામાં ભાગ લેનાર બ્હેન એક કરતાં વધુ નિબંધ લખી શકશે. પરંતુ લખનાર બહેનનાં એક કરતાં વધારે નિબંધો પ્રથમ ઇનામને પાત્ર હશે તો તેને એક પ્રથમ ઇનામ અને એક પ્રમાણપત્ર સાથે વધારામાં બીજા નંબરના ઇનામની રકમ આપવામાં આવશે.

**પરીક્ષક સમિતિ**

નિબધો નીચેના પાંચ બહેનોની પરીક્ષક સમિતિ તપાસશે અને તેમનો નિર્ણય છેવટનો ગણાશે.

૧ અ. સૌ. તારાબહેન માણેકલાલ, જે. પી.
૨ „ „ શારદાબહેન સુમંત મહેતા, બી. એ.
૩ „ „ વિદ્યાબહેન રમણભાઇ નિલકંઠ બી. એ.
૪ „ „ તારાબહેન મોડક, બી. એ.
૫ „ „ બહેન હંસા જીવરાજ મહેતા, બી. એ.

**મુદત**

જે બહેનો આ ઇનામી નિબંધ લેખનની હરીફાઇમાં ભાગ લેવા ઇચ્છતાં હોય તેમણે પોતાના વિષયો પસંદ કરીને તા. ૩૦ મી જુન, ૧૯૨૬ સુધીમાં લખી જણાવવું. નિબધો સપ્ટેમ્બરની ૩૦ મી તારીખ સુધી સ્વીકારવામાં આવશે. દરેક વિષય માટે વાંચવાનાં પુસ્તકોની ભલામણ કરવામાં આવી છે તે ઉપરાંત એ વિષયને લગતાં અન્ય પુસ્તકોનો ઉપયોગ થઇ શકશે. નિબંધો માત્ર વિષયને વળગી રહીને મુદ્દાસર લખાય એટલી કાળજી રાખવી. નિબંધો પરના સર્વ હક્ક ભગિની સમાજને સ્વાધીન રહેશે.

નિબંધો કાગળની એક બાજુએ, સફાઇથી લખવા જોઇશે. નિબંધોની પરીક્ષામાં વિષય નિરુપણ, ભાષા, લખાણની ઢબ તથા સફાઇ ઉપર ખાસ લક્ષ આપવામાં આવશે.'

**ખાસ સગવડ**

જે સ્થળેથી પાંચ કે વધુ બહેનોની અરજી એકજ વિષય ઉપર નિબંધ લખવા માટે આવી હશે, તે સ્થળે એ વિષયના અભ્યાસ માટે ખાસ વર્ગની ગોઠવણ—જરુર હશે તો કરી આપવામાં આવશે.

' (વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૩૨)

# ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ



તા. ૧૪–૨–૧૯૨૬ ના રોજે વડોદરામાં મળેલી મંડળની સભાએ કરેલા ૫ મા ઠરાવ અનુસાર સભાસદો નોંધવાનું કામ પ્રથમ હાથમાં લેવામાં આવેલું અને તા. ૧૦–૩–૨૬ સુધીમાં સર્વ પ્રકારના સભાસદો મળી એકંદર ૨૦૮ સભાસદોના નામ નોંધાયલાં, ત્યાર બાદ મધ્યસ્થ સભાની ચુંટણીનું કામ હાથમાં લેવામાં આવેલું. એનું પરિણામ તા. ૨–૪–૨૬ના રોજ મળનારી મંડળની સભામાં રજુ કરવાનું હતું. તે પ્રમાણે મંડળની સભાની ચુંટણીનું પરિણામ જાહેર કરવા તેમજ પ્રમુખની રજાથી જે કૈં કામ સભા સન્મુખ રજુ કરવામાં આવે તેનો નીકાલ કરવા, તા. ૨ જી એપ્રીલ ૧૯૨૬ને રોજ શુક્રવારે સવારે મુંબાઇ, ગોવાળીઆ તળાવ ઉપર આવેલા શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં મળી હતી. તેમાં નીચે મુજબ સભાસદો હાજર હતાઃ—

રા. બ. રમણભાઇ નીલકંઠ
,, કૃષ્ણલાલ ઝવેરી
,, બ. કેશવલાલ ધ્રુવ
,, નરસિંહરાવ દીવેટીઆ.
રા. ચન્દ્રશંકર પંડ્યા
,, વ્યોમેશચંદ્ર પાઠકજી
,, મંજુલાલ યાજ્ઞિક
,, પ્રહલાદ દીવાનજી
,, અંબાલાલ જાની
,, રતિપતિરામ પંડ્યા
,, પુરુષોત્તમ વિશ્રામ માવજી
રા. રમણીયરામ ત્રિપાઠી
,, મનહરનાથ ધારેખાન
,, ચંદુલાલ શાહ
,, વિજયરાય વૈદ્ય
,, મહમદ સાદીક
,, શયદા
,, જમનાદાસ બ્રહ્મભટ
,, જયંતીલાલ મોરારજી (નડિયાદ સાહિત્ય સભાના પ્રતિનિધિ)
,, વિઠ્ઠલદાસ અંકલેસરીઆ
,, જનુભાઇ સૈયદ
,, રાજેન્દ્ર દલાલ
રા. મણિલાલ નાણાવટી
,, સનત્કુમાર વીણ
,, ગોકુલભાઇ ભટ્ટ
,, રમણલાલ યાજ્ઞિક
,, મંજુલાલ મજમુદાર
,, ગોકુલદાસ રાયચુરા
,, મટુભાઇ કાંટાવાળા
,, જયસુખલાલ જોષીપુરા
,, શંકરપ્રસાદ રાવળ
,, વસંતલાલ પાઠક
,, મનહરરામ મહેતા
,, નર્મદાશંકર ત્રિવેદી
,, લાભશંકર ભટ્ટ
,, નટવર વીમાવાળા
,, હીરાચંદ ઝવેરી
રા. જયકૃષ્ણ વર્મા
,, દયાશંકર ભટ્ટ
,, હીરાલાલ પારેખ
,, પ્રાણલાલ દેશાઇ
ડૉ. હરિપ્રસાદ દેશાઇ
રા. રમણિક મહેતા
,, દલપતરામ પાઠક
,, ચંદ્રશંકર મ. ભટ્ટ
,, બાપાલાલ શાહ
,, કનૈયાલાલ મુનશી
સૌ. લીલાવતી મુનશી
રા. જન્મશંકર બુચ
,, ભરતરામ મહેતા
,, કેશવપ્રસાદ દેશાઇ
,, પરશુભાઇ શર્મા

રા. મટુભાઇ કાંટાવાળાની દરખાસ્ત અને રા. હીરાલાલ પારેખના અનુમોદનથી સભાનુ પ્રમુખપદ રા. રા. નરસિંહરાવ દીવેટીઆને આપવામાં આવ્યું હતુ.

બાદ મતપત્ર તપાસનારી સમિતિએ તૈયાર કરેલો મધ્યસ્થ સભાની ચુંટણીને લગતો અહેવાલ (પરિશિષ્ટ નં. ૧) મંડળના મંત્રી રા. મનહરરામ મહેતાએ વાંચી સંભળાવ્યો હતો. તે પ્રમાણે નીચેના સભાસદો ચુંટાયલા જાહેર કરવામાં આવ્યા હતાઃ—

**સન્માન્ય સભાસદો (૧૦)**

રા. આનંદશંકર ધ્રુવ
,, કૃષ્ણલાલ ઝવેરી
,, કનૈયાલાલ મુનશી

રા. મટુભાઇ કાંટાવાળા
સૌ. વિદ્યાગૌરી રમણભાઇ
રા. લલ્લુભાઇ શામળદાસ
સૌ. લીલાવતી મુનશી
સર મનુભાઇ નંદશંકર
રા. જન્મશંકર બુચ
સર પ્રભાશંકર પટ્ટણી

**આશ્રયદાતા અને આજીવન સભાસદોના પ્રતિનિધિઓ (૫)**

રા. મણિલાલ નાણાવટી
સૌ શારદા મહેતા
રા. પુરુષોત્તમ વિશ્રામ માવજી
પ્રોફેસર ખુશાલ શાહ
રા. મગલદાસ મહેતા

**સામાન્ય સભાસદોના પ્રતિનિધિઓ (૧૨)**

પ્રોફેસર રમણલાલ યાજ્ઞિક
રા. હરસિદ્ધભાઇ દીવેટીઆ
,, ગોકુળદાસ રાયચુરા
,, શંકરપ્રસાદ રાવળ
ડૉ. હરિપ્રસાદ દેશાઇ
રા. દુર્ગાશંકર શાસ્ત્રી
,, બટુભાઇ ઉમરવાડીઆ
,, ભાનુસુખરામ મહેતા
,, જનુભાઇ સૈયદ
,, પ્રાણલાલ દેશાઇ
,, લાભશંકર ભટ્ટ
,, મોતીચંદ કાપડીઆ

**સંસ્થાઓ તરફના પ્રતિનિધિઓ (૧૦)**

રા. હીરાલાલ પારેખ
,, ચંદ્રશંકર પંડયા
,, મનહરરામ મહેતા
,, બ્યોમેશચંદ્ર પાઠકજી
ડૉ. કાન્તિલાલ પંડયા
રા. ભરતરામ મહેતા
રા. કરીમ મહમદ માસ્તર
,, પ્રહ્લાદ' દીવાનજી
,, છોટાલાલ પુરાણી
,, મંજુલાલ મજમુદાર

બાદ મંડળના મંત્રી રા. ભરતરામ મહેતાએ પરિષદમાં રજુ કરવા માટે તૈયાર કરેલો મંડળનો અહેવાલ (પરિશિષ્ટ નં. ૨) વાંચી સંભળાવ્યો હતો.

ત્યાર બાદ રા. મુનશીની સૂચના અને રા. મટુભાઇ તથા રા. ચંદ્રશંકર પંડ્યાના ટેકાથી જોડણીના નિયમો પુરવણી તરીકે દાખલ કરી અહેવાલ મંજુર કરવાનો ઠરાવ થયો હતો.

બાદ પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી

આ પછી તા ૪-૪-૧૯૨૬ ને રોજ આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી નીચેના સાત સભાસદો મંડળની મધ્યસ્થ સભા માટે ચુંટી કાઢવામાં આવ્યા હતાઃ—

રા. અંબાલાલ જાની
,, રાજેન્દ્ર દલાલ
,, મહમદ સાદીક
,, રમણીયરામ ત્રિપાઠી
,, માવજી ગોવિંદજી શેઠ
,, નગીનદાસ માસ્તર
પ્રો બલવંતરાય ઠાકોર

**મધ્યસ્થ સભાના સભાસદોની સભા**

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની મધ્યસ્થ સભાની પ્રથમ સભા તા. ૫ મી એપ્રીલ ૧૯૨૬ ને સોમવારે સાંજના, મુબાઇ, ગોવાલીઆ તળાવ પાસેના શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં ભરાઇ હતી તેમાં નીચેના સભ્યો હાજર હતાઃ—

રા. બ રમણભાઇ નીલકંઠ

રા. કૃષ્ણલાલ ઝવેરી
,, પુરુષોત્તમ વિશ્રામ માવજી
,, મનહરરામ મહેતા
,, મંજુલાલ મજમુદાર
,, જન્મશંકર બુચ
,, શંકરપ્રસાદ રાવલ
,, મણિલાલ નાણાવટી
,, હીરાલાલ પારેખ
પ્રો. રમણલાલ યાજ્ઞિક
રા. મોતીચંદ કાપડીઆ
,, ભાનુસુખરામ મહેતા
,, કનૈયાલાલ મુનશી
સૌ. લીલાવતી મુનશી
રા. ચંદ્રશંકર પંડ્યા
,, હરસિદ્ધભાઇ દીવેટીઆ
,, અંબાલાલ જાની
,, રાજેન્દ્ર દલાલ
,, વ્યોમેશચંદ્ર પાઠકજી
,, નગીનદાસ માસ્તર
,, પ્રહ્લાદ દીવાનજી
,, નરસિંહરાવ દીવેટીઆ
ડૉ. હરિપ્રસાદ દેશાઇ
રા. મગળદાસ મહેતા
,, ભરતરામ મહેતા
,, મહમદ સાદીક
,, રમણીયરાય ત્રિપાઠી

પ્રમુખપદ રા બ. રમણભાઇ નીલકંઠને આપવામા આવ્યુ હતુ

બાદ કાર્યવાહક સમિતિના સભાસદોની ચુંટણી સંબંધમાં પ્રમુખના પ્રારંભિક પ્રસ્તાવ પછી રા રમણીયરામ ત્રિપાઠીએ રા. રા કૃષ્ણલાલ ઝવેરીને ઉપપ્રમુખ તરીકે ચુટી કાઢવાની દરખાસ્ત રજુ કરી. રા મનહરરામ મહેતાએ તે સામે રા કનૈયાલાલ મુનશીને ઉપપ્રમુખ તરીકે, ચુટી કાઢવાનો સુધારો મુકયો તેને રા મણિલાલ નાણાવટી અને મોતીચંદ કાપડીઆએ અનુમોદન આપ્યુ.

પણ રા. મુનશીના આગ્રહથી રા મનહરરામે સુધારો પાછો ખેચી લીધો એટલે મૂળ દરખાસ્ત પસાર થતાં રા કૃષ્ણલાલ ઝવેરી મંડળની કાર્યવાહક સમિતિના ઉપપ્રમુખ ચુંટાએલા જાહેર થયા

આગળ જતાં રા રમણીયરામ ત્રિપાઠીએ રા કનૈયાલાલ મુનશી, રા રમણલાલ યાજ્ઞિક, રા ચંદ્રશંકર પંડ્યા અને રા. નગીનદાસ માસ્તરને મંડળના મંત્રીઓ તરીકે ચુંટવાની દરખાસ્ત મુકી રા મુનશીએ તે વખતે મંત્રી તરીકે કામ કરવાની પોતાની નામરજી બતાવી કે મારે મંત્રી થવુ નથી માટે મારુ નામ રાખવામાં નજ આવે

રા મુનશીએ તે પછી એવો સુધારો રજુ કર્યો કે મંત્રીઓ તરીકે રા મનહરરામ મહેતા, રા ચંદ્રશંકર પંડયા, રા હીરાલાલ પારેખ અને રા ભરતરામ મહેતાને ચુટવા પોતાના સમર્થનમા રા મુનશીએ ઉમેર્યું કે નવીન પરિષદ મંડળની હસ્તી આ ગૃહસ્થોને આભારી છે માટે તેઓ મંત્રીઓ તરીકે ચુંટાવા જોઇએ. તેમણે અત્યાર સુધી કામ કરી જે વ્યવસ્થા કરી છે તેને ચાલુ રાખવા માટે તેઓ પાછા ચુંટાવા જોઇએ

મત લેવાતા રા મુનશીનો સુધારો ૨૩ વિરુદ્ધ ૨ મતે પસાર થયો

રા મુનશીએ તે પછી દરખાસ્ત મુકી કે રા મોતીચંદ કાપડીઆને અને રા વ્યોમેશચંદ્ર પાઠકજીને સમિતિના ખજાનચીઓ ચુટવા આ દરખાસ્ત ઉપર રા હીરાલાલ પારેખે ડૉકટર હરિપ્રસાદ દેશાઇના અનુમોદનથી એવો સુધારો રજુ કર્યો કે ખજાનચી તરીકે રા કનૈયાલાલ મુનશી અને રા વ્યોમેશચંદ્ર પાઠકજીને ચુટવા

રા. મુનશીએ આ બાબતમાં ખુલાસો કર્યો કે મારે ખજાનચી થવું નથી. એ પ્રકારનું કામ મારાથી થઇ શકશે નહીં. જાહેર સંસ્થાઓના ખજાનચી થવાનું મને પસંદ નથી. પ્રમુખ, ઉપ-પ્રમુખ અને મંત્રીઓ જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં કામ કરવાને હું તૈયાર છું.

રા. ચંદ્રશંકર પંડ્યાએ કહ્યું: મંત્રી તરીકે રાજીનામુ આપવા હું તૈયાર છું. રા. ભરતરામ મહેતાએ પણ પોતા માટે તેમજ કહ્યું.

રા. કૃષ્ણલાલ ઝવેરીએ આ પછી કહ્યું: રા. મુનશી તો જોઇએજ. એમના વગર મારાથી તો કામ નજ થઇ શકે. હું તો અલંકારરુપ થાઉં.

રા. મુનશીએ કહ્યું: પણ તમે છો એટલે હું જ છું. તમે તો હોવાજ જોઇએ.

રા. કૃષ્ણલાલ ઝવેરીએ તેજ વખતે પોતાનું રાજીનામુ લખી આપી પ્રમુખને આપ્યું.

પ્રમુખે રાજીનામું સ્વીકારી ફરી ચુંટણી કરવા જણાવ્યું. રા. રમણીયરામ ત્રિપાઠીએ કાનુનનો પ્રશ્ન ઉઠાવ્યો અને કહ્યું કે એક ચુંટણી થયા પછી તરતજ, બીજી ચુંટણી થઇ શકે? પ્રમુખે જવાબ વાળ્યો: ચુંટણી પુરી થઇ નથી એટલે ચુંટાએલા કામ કરવા નારાજ હોય તો નવી ચુંટણી થઇ શકે છતાં આ બાબત હું સભાનો મત લઇશ.

મત લેવાયા અને સભાએ ચુંટણી કરવાનો મત આપ્યો.

રા. વ્યોમેશચંદ્ર પાઠકજીએ રા. મોતીચંદ કાપડીઆના અનુમોદનથી રા. કનૈયાલાલ મુનશીને ઉપ-પ્રમુખ તરીકે ચુંટી કાઢવાની દરખાસ્ત રજુ કરી ને તે પસાર થઇ.

બાદ ગુજરાતમાં આવેલી જુદી જુદી સાહિત્ય સંસ્થાઓના કાર્યના સમન્વય માટે (આઠમી પરિષદના ઠરાવ ૧૧ અનુસાર) કાર્યવાહક સમિતિ ઉપરાંત ડૉકટર હરિપ્રસાદ દેશાઇ અને રા. હરસિદ્ધભાઇ દીવેટીઆની—વધુ સભાસદો ઉમેરવાની સત્તા સાથે—એક ઉપ-સમિતિ નીમવાની દરખાસ્ત રા. મુનશીએ રજુ કરી ને તે પસાર થઇ.

બાદ રા. નગીનદાસ માસ્તરની દરખાસ્ત અને રા. વ્યોમેશચંદ પાઠકજીના અનુમોદનથી પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ.

## કાર્યવાહક સમિતિના સભાસદોની સભા

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની કાર્યવાહક સમિતિના સભાસદોની એક સભા તા. ૫ મી એપ્રીલ ૧૯૨૬ ને સોમવારને રોજ સાંજે, મુંબાઇ, ગોવાળીઆ તળાવ ઉપર આવેલા શ્રી મહાવીર જૈન વિદ્યાલયના મકાનમાં મળી હતી. તેમાં નીચે મુજબ સભાસદો હાજર હતા:—

રા. બ. રમણભાઇ નીલકંઠ, પ્રમુખ
,, કનૈયાલાલ મુનશી, ઉપ-પ્રમુખ
,, મનહરરામ મહેતા, મંત્રી
,, ચંદ્રશંકર પંડ્યા ,,
,, હીરાલાલ પારેખ ,,
,, ભરતરામ મહેતા ,,
,, મોતીચંદ કાપડીઆ, ખજાનચી
,, વ્યોમેશચંદ્ર પાઠકજી, ,,

(૧) મંડળનું કાર્યાલય તરત વેળાને માટે મુબાઇ ખાતે સાહિત્ય પ્રેસ ૧૦-૧૪ એકહાઉસ લેન, કોટ, મુબાઇ નં. ૧ માં તથા

(૨) મંડળનું લેવડદેવડનું ખાતું બેંક ઓફ ઇન્ડીઆ, લીમીટેડ, મુંબાઇમાં રાખવું: એ બે ઠરાવ પસાર કરી સભા પુરી થઇ.

# આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઈ, ૧૯૨૬.

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ એપ્રીલ માસની તા. ૨, ૩ અને ૪ શુક્રવાર, શનિવાર અને રવિવારને રોજ રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠના પ્રમુખપદે, મુંબાઇ, ગોવાળીઆ તળાવ પાસેના શ્રી મહાવીર જૈન વિદ્યાલયમાં મળી હતી.

પરિષદનો આરંભ તા. ૨ જી ને શુક્રવારે બપોરના ૧ વાગે થયો. તેમાં મુંબાઇના અને ગુજરાતના સાહિત્યરસિકો ઉપરાંત સુપ્રસિદ્ધ પ્રતિષ્ઠિત સાહિત્યકારો, વિદ્વાનો, લેખકો, બેરીસ્ટરો, સોલીસીટરો, વકીલો અને સંભાવિત ગૃહસ્થો અને સન્નારીઓ, છાપાના પ્રતિનિધિઓ અને અન્ય પ્રેક્ષકોએ લગભગ ૧૫૦૦ ની સંખ્યામાં હાજરી આપી હતી

સંગીતથી આરંભ થયા પછી સત્કાર મંડળના પ્રમુખ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાનું ભાષણ વાંચી સંભળાવ્યું.

બાદ પરિષદના મંત્રી રા. મનહરરામ હરિહરરામ મહેતાએ પરિષદને વિજય ઇચ્છનારા તારના મંદેશાઓ અને પત્રો વાંચી સંભળાવ્યા

તે પછી રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆની દરખાસ્તથી, રા. બ કેશવલાલ હર્ષદરાય ધ્રુવના અનુમોદનથી અને રા. મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળાના તથા રા. જહાંગીર વીમાદલાલના વિશેષ અનુમોદનથી રા. બ. રમણભાઇ નીલકંઠે પ્રમુખપદ લીધું. તેમનું પ્રમુખ તરીકેનું ભાષણ તેમનાં પત્ની સૌ. વિદ્યાગૌરી નીલકંઠે વાંચી સંભળાવ્યું હતુ. પહેલા દિવસનો કાર્યક્રમ પુરો થયા પછી તેજ વખતે વિષયવિચારિણી સમિતિની ચુંટણી થઇ. રાત્રિએ સાડા નવ વાગે વનિતા વિશ્રામ હોલમાં રા. ગોકુલદાસ રાયચુરાનાં લોકગીત, લોકવાર્તાઓ અને બારોટ માવદાનજી વગેરેની લોકવાર્તાઓ થયાં હતાં

બીજે દિવસે—એપ્રીલ તા. ૩ જી શનિવારે—સવારે સાડા આઠ વાગે સંગીત પછી નિબંધોનું વાચન કરવામાં આવ્યું હતુ. પછી શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીએ સાહિત્યકલાપ્રદર્શનને ખુલ્લું મુકવાને સર મનુભાઇ નંદશંકર મહેતાને વિનંતી કરનારું ભાષણ કર્યું હતું. તે બાદ સર મનુભાઇએ ભાષણ કરી પ્રદર્શન ખુલ્લું મુકવાનો વિધિ કર્યો હતો.

બપોરના ત્રણ વાગે ફરી પરિષદની બેઠક શરુ થઇ ને નિબંધવાચન ઉપરાંત શરુઆતના ઠરાવો થયા હતા.

રવિવાર તા. ૪ થી એપ્રીલના સવારમાં સંગીત પછી નિબંધોનુ વાચન થયું. બપોરે પરિષદ ફરી મળતા સંગીતથી શરુઆત કર્યા પછી બાકીના ઠરાવો પસાર કરવામાં આવ્યા.

તે પછી પરિષદનો ઉપસંહાર થયો અને રાત્રિએ વનિતા વિશ્રામના મેદાનમાં રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ પરિષદના પ્રમુખના માનમાં એક સ્નેહસંમેલન કર્યું હતુ.

### પરિષદમાં પસાર થયેલા ઠરાવો

(તા. ૩ જી અને ૪ થી એપ્રીલ, ૧૯૨૬)

ઠરાવ ૧—પરિષદની સાતમી બેઠકના પ્રમુખ રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના અવસાનની આ પરિષદ શોકપૂર્વક નોંધ લે છે, અને પોતાની માન્યતા પ્રકટ કરે છે કે તેઓશ્રીના જવાથી ગુજરાતે એક અનુભવી શિક્ષણશાસ્ત્રી અને ગુજરાતી ભાષા તથા સાહિત્યના એક

સમર્થ વિદ્વાન્ તેમજ સંસ્કૃતના એક આરુઢ પંડિત ગુમાવ્યા છે.

[પ્રમુખસ્થાનેથી]

ઠરાવ ૨—આ બેઠક મુનિશ્રી બુદ્ધિસાગરજી, કવિશ્રી બોટાદકર, રા. નૃસિંહદાસ વિભાકર, રા. પે. ખ. તારાપોર, રા. બમનજી નવરોજી કાબ્રાજી, રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ, રા. મધુવચરામ બ હોરા અને રા. સત્યેંદ્રરાવ દીવેટીઆનાં અવસાનની ખેદપૂર્વક નોંધ લે છે.

આ ઠરાવો સદરહુ સદ્‌ગતોના કુટુંબોને મોકલી આપવાની સત્તા પ્રમુખને આપવામાં આવે છે.

[પ્રમુખસ્થાનેથી]

ઠરાવ ૩—પરિષદ્ મંડળ તરફથી રજુ થએલા દ્વિવાર્ષિક અહેવાલની આ પરિષદ નોંધ લે છે

[પ્રમુખસ્થાનેથી]

ઠરાવ ૪ મૂળ :—આ બેઠક પરિષદ્ મંડળે રજુ કરેલો પરિષદને લગતો બંધારણનો આઠમો વિભાગ સુધારા વધારા સાથે મંજુર કરે છે.

રજુ કરનાર : રા. કનૈયાલાલ મુનશી.

અનુમોદન આપનાર : રા. નગીનદાસ માસ્તર

આમા નીચે પ્રમાણે સુધારો કરવાની દરખાસ્ત મુકવામાં આવી હતી:—

વિષય વિચારિણી સભામા જે ઠરાવ થયો હોય તે ઠરાવ પર ખુલ્લી પરિષદમાં પ્રમુખની પરવાનગીથી સુધારો રજુ થઇ શકશે

સુધારો મુકનાર : રા મટુભાઇ કાંટાવાળા

અનુમોદન આપનાર : પ્રો બળવતરાય ઠાકોર.

આ સુધારા સહિત ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

ઠરાવ ૫ મૂળ—પરિષદ મંડળના નવા બંધારણ પ્રમાણે પરિષદ્ તરફથી પરિષદ મંડળની મધ્યસ્થ સભામાં નીચેના સાત સભ્યો ચુંટવા:—

૧. રા. અંબાલાલ જાની
૨. ,, મનસુખલાલ માસ્તર
૩. ,, મોહનલાલ દેશાઇ
૪. ,, ગૌરીશંકર જોષી
૫. ,, વિજયરાય વૈદ્ય
૬. ,, સન્મુખલાલ પંડ્યા
૭. ,, ગોકુળભાઇ ભટ્ટ

રજુ કરનાર· રા હીરાલાલ પારેખ (અમદાવાદ)

અનુમોદન આપનારઃ રા. ભરતરામ મહેતા (વડોદરા).

આ ઉપર નીચે પ્રમાણે સુધારો રજુ કરવામા આવ્યો હતો:—

આ ઠરાવમાં ઉપર જણાવેલાં સાત નામોને બદલે નીચે જણાવેલાં સાત નામો રાખવાનો સુધારો રજુ કરવામાં આવ્યો હતો:—

૧ પ્રો. અતિસુખશંકર ત્રિવેદી
૨ ,, મોહનલાલ દવે
૩ રા. હીમતલાલ અંજારીઆ
૪ ,, કેશવપ્રસાદ દેશાઇ
૫ પ્રો. મંજુલાલ દવે
૬ રા નગીનદાસ મારતર
૭ ,, અંબાલાલ જાની

સુધારો મુકનારઃ રા. રમણીયરામ ત્રિપાઠી

અનુમોદન આપનારઃ રા દલપતરામ પાઠક

આ સુધારો મુકાયા બાદ બીજાં કેટલાંએક નામો પણ સુચવવામાં આવ્યાં હતાં. છેવટે સર પ્રભાશંકર પટ્ટણીએ સભાને એવી સૂચના કરી કે ચુંટણીની ખટપટમાં ઉતરવાને બદલે રજુ થયલાં નામોમાંથી સાત નામોની ચુંટણી કરવાનું કામ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૩૧]

## રસાયનશાસ્ત્રની સેવા

[અનુસંધાન પૃષ્ઠ ૧૭૬ થી

ખીલવવાને, અમેરીકાને બધી જાતના સાધનો યત્રો વગેર જે જોઇતુ તે બ્રીટનના લોખંડ ના કારખાનાઓમાથી તૈયાર થતુ તે વખતે બ્રીટીશ કારખાનાઓને અનહદ નફો થતો, અને ન નફો, સાચો, યત્રો વગેરેને સમારી નવા રાખવામા, અને તેને અગે નવીનતી શોધ ખોળ કરવામા વાપરવાને બદલે, પાઇએપાઇ સુધી વહેચી લેવાતો આથી પથ્થર જત, ઇંગ્લાંડ ઉદ્યોગની હરીફાઇમા પાછળ પડતુ ગયુ

જર્મનીની આદ્યોગિક ઉન્નતિ આશરે પચાસેક વર્ષ થયા શરૂ થઇ એમ કહીએ તો ચાલે ઇંગ્લાંડના કરતા, જર્મનીનો દરીઆ કિનારો, વિસ્તારમા બહુ નાનો, એટલે પરદેશના કાચો માલ લાવવાને લીવરપુલ જેવી સગવડ જર્મનીને નથી તેમજ સાના લોખંડ નીપજે એવા ખનીજ પદાર્થો તેમજ કોયલા પણ, ઇંગ્લાંડના કરતા ઉતરતા દરજ્જાનો આના દેશમા, વ્યક્તિગત પ્રયત્નોથી દેશની ઉન્નતિ નહી થાય, એ વાત દરેક જર્મનના મનમા પાની હમેશી હતી આ વ્યક્તિગત પ્રયત્નોને નજર તરફની સહાનુભૂતિ મળવાની ખાસ જરૂર છે એમ દરેક જર્મન માનતો આ સહાનુભૂતિની પહેલી શરુઆત, રેલ્વેનો કબજો રૈયતે લઇને કરી તેની સાથે સાથે, નહેરો બાધવાની પણ શરુઆત થઇ રેલ્વે અને નહેર માર્ગે, માલને લાવ લઇજા કરવાના દરોમા હરીફાઇ જાગી અને પરિણામ સસ્તે દરે જર્મનીના દરેક ખુણામા કાચો માલ પહોચાડી, તેમાથી તૈયાર થએલો માલ, પરદેશ મોકલવાને, જર્મન દરીઆના બદરે પહોચાડાતો દેશના દરીઆ કાઠાના બદરો, દેશની અંદર નહેરોની સાથે રેલ તેમજ નહેરની જાળથી જોડાઇ ગયા બર્લીન જેવુ શહેર, જે દરીઆના કાઠાથી આશરે ૩૦૦ માઇલ દૂર આવેલુ છે, તે પણ વેપારનુ મોટું મથક થઇ ગયુ

જર્મન રેલ્વે તથા વહાણો બાધવા માટે; જથાબધ લોખંડની જરૂર, જર્મન પ્રજાને જણાઇ—દેશમા, લોખંડની ખાણોમા, ઉતરતા દરજ્જાના ખનીજ પદાર્થો હતા, તેમજ તેને ગાળના માટે ઉતરતા દરજ્જાનો કોલસો હતો આવી કુદરતી અવકૃપા છતા, ચઢતા દરજ્જાની ખાણવાળા ઇંગ્લાંડ સાથે લોખંડ પેદા કરવાની હરીફાઇમા, જર્મનીને ઉતરવુ પડયું ઇંગ્લાંડથી સસ્તે દરે લોખંડ લાવી રેલ્વે બાધે, તોપણ પૈસો પરદેશ ઘસડાઇ જાય એ જર્મન પ્રજાને કેમ ફાવે? માટે, આના ઉતરતા દરજ્જાના સાધનોથી પણ દેશમા સસ્તે દરે લોખંડ પેદા કરવાનુ જર્મનીએ નક્કી કર્યું લાખો રુપીઆ ખર્ચ કરીને રાત દિન શોધખોળ ચલાવી ઉતરતા દરજ્જાના કોલસામાથી નીકળતી બધી વસ્તુઓ ઉપયોગમા લઇ તેજ કોલસા વડે આવા ઉતરતા દરજ્જાના લોખંડના ખનીજ પદાર્થોમાથી સસ્તે દરે લોખંડ કાઢવા માટે, જર્મન લોકો તથા જર્મન સરકાર મંડી રહી જર્મન પ્રજા સ્વતંત્ર હતી. સરકાર પણ તેમની હતી એટલે પ્રયોગ કરવાને ખુલ્લે હાથે પૈસા અપાતા છેવટે ફતેહમંદ થઇ—સને ૧૮૯૩ મા તો બ્રીટનની સરખામણીમા જર્મની એક નાના અંશ માત્ર જેટલુજ લોખંડ તૈયાર કરતુ હતુ અને ૨૦ વર્ષમા એટલે સને ૧૯૧૩ મા તો જર્મની બ્રીટન કરતા ૧૦૦ ટકા જેટલુ વધારે લોખંડ બનાવતુ થઇ ગયુ રસાયન શાસ્ત્રના પ્રયોગો ખતથી કરવાની આ બલીહારી! શરુઆતમા તો જથાબધ પેદા થતા પદાર્થો જેવા કે સોડા, ગંધકનો તેજાબ, ફટકડી વિગેરેના ઉદ્યોગમા જર્મની, બ્રીટન સાથે હરીફાઇ ન કરી શક્યુ પણ જર્મન પ્રજાને વહેલીજ ખબર પડેલી કે આના દરેક ઉદ્યોગના વિકાસમા વિજ્ઞાનના જ્ઞાનનો પરેપુરો ઉપયોગ, જે પ્રજા કરે તેજ પ્રજા આખરે જીતે

જર્મનીએ, પોતાની ઔદ્યોગિક ઉન્નતિ માટે, ખેતીવાડી તરફ પોતાનુ લક્ષ વાળ્યુ

ખેતીવાડીને સુધારવાનાં દરેક સાધનો જર્મનીએ લઇ બેઠું જર્મન જમીનમાં મુખ્ય પાક બટાટાનો થતો. ખાતર પુરી હજારો ટન બટાટા ઉગાડવા માંડયા. તેનો ઉપયોગ કરવાને રસાયનશાસ્ત્રની મદદ માગીઃ બટાટાને સુકવી, દળાવી, લોટ ભેગો કર્યો, પણ તે ઝાઝો વખત ટકયો નહીં. નવા અખતરાઓ કરી, એમાંથી દારૂ ગાળવા માંડયો. દારૂમાંથી ધ્યુર, કલોરોફોર્મ આઇડોફોર્મ, વગેરે દવાના હજારો પદાર્થ બનવા માંડ્યા. કોલસામાંથી નીકળતા ટારમાંથી, રકમ રકમના પદાર્થો છુટા પડી, ઉપર બનાવેલા રસાયણિક પદાર્થોની મદદથી, જર્મન દવાદારૂના કારખાનાની સ્થાપના થઇ. આ કારખાનાઓમાં પણ વખત જતે શોધખોળ ચાલી, અને કુદરતમાં અવનવી રીતે બનતા પદાર્થો, જે દવાદારૂમાં વપરાતા, તે જથાબંધ પ્રમાણમાં, આ કારખાનાઓની પ્રયોગશાળાઓમાં, બનવા માંડયા. એજ પ્રમાણે દુનીયામાં પ્રખ્યાત થએલાં, સૌથી મોટામાં મોટાં રંગનાં કારખાનાંઓની શરૂઆત થઇ. એ કારખાનાઓમાં આજે, કુદરતનાં કોઇપણ રંગનું અનુકરણ કરી શકે, બલ્કે તેના કરતાં પણ ચઢી જાય એવા, હજારો રંગનું એક લશ્કર તૈયાર થયું. હીંદનો રંગનો ઉદ્યોગ પડી ભાંગ્યો. લડાઇના અંગે કરોડોની થાપણવાળા, ઇંગ્લાંડમાં સ્થપાયલાં રંગનાં કારખાનાં, સરકારની પુરી મદદ છતાં, તેમજ પરદેશી જર્મન રંગના વપરાશની વિરૂદ્ધ કાયદા ઘડાયા છતાં, આજે તો નાહી ઉઠયાં છે. એ પણ જર્મન રસાયણ શાસ્ત્રીની બલીહારી!

જર્મનીના ઉદ્યોગની ખીલવણીમાં, પરસ્પર સહાયક અને પોષક બળ વાપરવાના મંત્રનો, હજારો દિશામાં ઉપયોગ થવા માંડયો. લોખંડ ગાળવાની ભઠ્ઠીઓની નજીકમાં, કોલસાને સુધારવાની ભઠ્ઠીઓ બંધાઇ તેમાંથી નીકળતી ગૅસ બાળી, તે વડે વીજળીના ડાઇનેમો ચલાવી, અગણિત વીજળીક બળ પેદા કરાયું. અને તે બળ સસ્તામાં સસ્તે દરે જર્મનીમાં ઝુંપડે ઝુંપડે વહેંચાયું. આથી નાના પાયા ઉપર ઘરગતુ ઉદ્યોગો શરૂ થયા. એને પરિણામે, દરેક જાતના હાથથી બનતો અથવા નાના સાંચાની મદદથી બનતો માલ જર્મન પ્રજા, સસ્તે દરે વેચવા લાગી. દરેક ગામડાના સ્ત્રીપુરૂષો, નવરાશને વખતે, ઘરધંધો કરતાં થયાં, અને દેશની આબાદાની વધી. એ અરસામાં ઈંગ્લાંડે, સુતરાઉ અને ઉનનો માલ બનાવવાને, તેને ધોવાને, રંગવાને, રાક્ષસી પાયા પર કારખાનાંઓ સ્થાપ્યાં. પણ એ કામને માટે જોઇતા રસાયણિક પદાર્થો તો, જર્મનીથીજ લાવવા માંડ્યા. લડાઇ વખતે આ પદાર્થો પુરતા જથામાં નહીં મળવાથી બ્રીટીશ કારખાનાને બહુજ સોસવું પડ્યું. એ કારણોને લઇને, એ પદાર્થો બનાવવાનાં નવાં કારખાનાં બંધાયાં. લડાઇને અંગે ડાહી થએલી બ્રીટીશ શહેનશાહતે, લડાઇ પુરી થતાં, આ કારખાના તરફ પોતાની સહાનુભૂતિ ઓછી કરી અને છેવટે એ કારખાનાંઓ એવી કઢંગી હાલતમાં, અને મોટી ખોટોમાં, આવી ગયાં છે કે તેઓને બંધ કર્યેજ છુટકો છે. લોકો પાછો સસ્તો જર્મન માલ લેતા થઇ ગયા છે. બ્રીટનમાં પણ આ દશા છે.

બીજા એક ઉદ્યોગની વાત આ સાથે જણાવવાની રજા લઉં છું. અને તે ચીનાઇ માટીનાં વાસણો બનાવવાનો—કુંભારનો—ધંધો છે. જ્યાં સુધી ચીનાઇ માટીનાં વાસણો બનાવવાને. ચોખ્ખા કાચા માલ, તથા કારીગરની કારીગરી ઉપરજ આધારરાખવો પડતો, ત્યાં સુધી તો, ઈંગ્લાંડનું એક રીતે નભી ગયું, પણ વીજળીના તેમજ સુધરાઇના બહોળા પ્રચારની સાથે, આ ધંધામાં નવાં નવાં બીબાં નાંખી, રસાયણિક કારીગરીનો બહોળો ઉપયોગ

કરવાનો વખત આવ્યો, એટલે જર્મન માલ વધુ પ્રમાણમાં અને સસ્તો બનવા માંડ્યો. બ્રીટીશ માલને નાસવું પડ્યું. લડાઇ પહેલાં દુનીઆનો વીજળીક બરનો સામાન લગભગ બધોજ, જર્મની એકલે હાથે પુરું પાડતું, એમ કહીએ તો ચાલે. લાખો પાઉન્ડનો ખર્ચ કરી, સુધરાઇને લગતો સામાન, જે આજ સુધી ઇંગ્લાંડ એકલે હાથેજ બનાવતું હતું, તે પર જર્મન પ્રજાએ લક્ષ દોરવી, તેને પોતાને કબજે લીધો

જમીનની પાકવાર વહેંચણી કરવામાં, ખેડનાં સાધનોમાં અને તેમાંથી ઉત્પન્ન થતા પાક જેવા કે, બટાટા, બીટનાં મુળીઆં વગેરે ઉપયોગમાં લેવામાં, જર્મનીએ વિજ્ઞાનને પોતાની મદદે દોડાવ્યું. તેજ પ્રમાણે નાના નાના ધંધાઓ, જેવા કે અત્તર, તેલ વગેરે બનાવવામાં, જર્મનીજ આગળ પડતો ભાગ લે છે. હીંદુસ્તાનમાં સેંટ બનાવવાનો ધંધો છુટોછવાયો થાય છે. તે પણ એ જર્મન અત્તરોને લઇનેજ. જોડીઆ પ્રાંતમાં લખનૌ, કાનપુર વગેરે સ્થળોએ ઘણાં સરસ અત્તર બને છે; પણ ફુલો વગેરેમાથી બનાવવા, તથા તેને ગાળવા માટે બહુ મોટી કડાકુટ પડે છે, એટલે તેઓ બહુજ મોંઘાં પડે છે. જર્મનીએ એ અત્તરોનું પૃથક્કરણ કરી, તેને કોલસાના ટારમાંથી નીકળતા રસાયણિક પદાર્થોમાંથી બનાવવાના અખતરા કરવા માંડ્યા દાખલા તરીકે, ગુલાબનું કુદરતી અત્તર, વીસ જુદા જુદા પદાર્થોનું બનેલું હોય છે. તે દરેકનું સંગઠન જુદું. તે દરેકમાં મુખ્ય તત્વની ગોઠવણ જુદા પ્રકારની. તે બધીનો અભ્યાસ કરી, હજારો પ્રયોગો કરી, એ વીસ જુદા જુદા પદાર્થો કયાકયા પ્રમાણમાં ગુલાબના અત્તરમાં રહેલા છે તે નક્કી કરી, લગભગ પાંચ, દશ વર્ષોના ચાલુ અભ્યાસ પછી, જર્મન રસાયનશાસ્ત્રીઓએ ગુલાબનું અત્તર પ્રયોગશાળામાં બનાવ્યું. લગભગ ૧૨૦૦ વીઘા જેટલી જમીનમાં ગુલાબના છોડ ઉગાડી, તેમાંથી નીકળતા અત્તરનો 'દર વર્ષે ઉપયોગ કરનારાં,' કૈસરના રાણીને, સને ૧૯૧૧ ની સાલમાં, જર્મન રસાયનશાસ્ત્રીઓએ, કોલસામાંથી બનાવેલા અત્તરની ભેટ આપી. બનાવટી અને ખરા અત્તર વચ્ચેનો ભેદ કળી શકવો એ, તેમને મુશ્કેલ લાગ્યું. રસાયનશાસ્ત્રની આ પરાકાષ્ટાજ ગણાય. હીંદુસ્તાનનો અત્તરનો ધંધો પણ જવા બેઠો છે.

દુનીઆમાં રસાયનશાસ્ત્રીઆમાં, પ્રો. એમીલ ફીશર નામનો જર્મન રસાયનશાસ્ત્રી મહાન વિદ્વાન ગણાય છે. એ માત્ર બે, ત્રણ વરસ પર ગુજરી ગયો. એણે ચાહ અને કોફીમાં રહેલાં મુળતત્વોનું શોધન કર્યું તેનાં પૃથક્કરણ કરાયાં, અને તેનું સંગઠન નક્કી થયું. પછી તેને કોલસામાંથી બનાવવા માટે પ્રયોગો શરુ કર્યા. લડાઇ પહેલાં મામલો એટલે સુધી આવ્યો કે, એ મુળ જેનું નામ કેફીઇન છે, તે તૈઆર થયું. ચહા તથા કોફીનો સ્વાદ કેફીઇનવાળા—પાણીમાં લાવ્યા, પણ ચા કોફીમાંથી નીકળતી અજબ તરેહની ગંધ, લહેજત, લાવવાની બાકી રહી. તેના પ્રયોગો શરુ થઇ ગયા હતા. જર્મન રસાયન શાસ્ત્રીઓએ છડેચોક, ચોખ્ખે ચોખ્ખું કહી નાખ્યું હતું કે, પંદરથી પચીસ વર્ષમાં, તેઓ લોકોને બનાવટી ચા તથા કોફી પાઇ શકશે. આનો અર્થ સ્પષ્ટ છે, અને તે એ, કે હીંદમાં ઉગાડવા માડેલા, ચા કોફીના બગીચાઓનું, મોડું વહેલું, સત્યાનાશ નીકળશે. જેમ ઇંગ્લાંડના મુડીદારો ગળીના વાવેતરમાં નાહી ઉઠ્યા, તેમ ચાના વાવેતરની બાબતમાં પણ બને ખરું ! ઇંગ્લાંડ આ કેમ સાંખે? લોખંડના વેપારમાં ઇંગ્લાંડ હાર્યું; મોજાં વગેરે પરચુરણ સામાન પણ જર્મની સસ્તે દરે પેદા કરવા લાગ્યું; ચીનાઇ માટીનાં વાસણોના મોટા વેપારને ખલાસ કર્યો; હીંદુસ્તાનના ગળી અને ખાંડનાં

વાવેતર ગયાં, છેવટે ચાના બગીચાનું પણ સત્યાનાશ કાઢવા જર્મની તૈયાર થયું. એટલામાં લડાઇ જાગી, અને જર્મનીનું નખોદ નીકળી ગયું.

બીજી એક બે બાબતો પણ સાથે સાથે ટાંકી લેઉં. ચામડાં કેળવવાંમાં હરડાં, બેડાં, આમળાં તથા આવળ, બાવળ, ગુંદી વિ. ની છાલમાંથી નીકળતા "ટેનીન" નામના પદાર્થનો ઉપયોગ થાય છે. હીંદનાં ચામડાં પરદેશ જાય છે. હરડાં, બેડાં વિ પરદેશ જાય છે. ચામડું કેળવાઇ, રંગાઇ, તૈયાર થઇ હીંદ પાછું આવે છે કાચો માલ બધો હીંદનો પોતાનો, પરદેશના મજુરો મજુરી ખાય, પરદેશના મુડીવાળાઓ હીંદના માણસોને નીચોવે, અને એજ માલ પાછો અહીં આવી વેચાય. અહીંના લોકો ભુખે મરે, અને હીંદના હિતરક્ષક તરીકે હોવાનું દાવો કરનારા આ લખલુટની રાજ્યનીતિની હીમાયત કરે!!! થોડા વર્ષ ઉપર રંગનાં કારખાનાંવાળાના રસાયણશાસ્ત્રીએ જણાવ્યું, કે રંગ બનાવતાં, વચ્ચે એવા કેટલાક પદાર્થો બને છે, કે જે ચામડાં કેળવવાના કામમાં આવી શકે. આ બનાવટી પદાર્થોની મદદથી, ચામડાં કેળવવાની તૈયારી થવા માંડી એટલામાં લડાઇ જાગી, અને આ બનાવટી "ટેનીનને" બજારમાં આવતાં વિલંબ થયો. સાધારણ રીતે વનસ્પતિની મદદથી ચામડાં કેળવવાને ત્રણ અઠવાડીઆથી વધારે વખત લાગે છે. લડાઇમાં એટલું તો ચોક્કસ માલમ પડયું, કે નવી જર્મન રીતો પ્રમાણે એક અઠવાડીઆથી ઓછા વખતમાં ચામડું કેળવી શકાય. જર્મનીના બેડીશીએનીલીન કંપનીના કારખાનાંવાળાઓ, આ બનાવટી પદાર્થોને કુદરતી પદાર્થો સાથે મેળવી, ચામડું કેમ સસ્તે દરે કેળવી શકાય તેના અખતરાઓ કરવા મંડ્યા છે. આ અખતરાઓમાં સને ૧૯૨૧ માં મેં પણ થોડો ભાગ લીધો હતો. જર્મનીને જો બીજાં દસ વર્ષ શાંતિનાં મળે, તો શું નહીં થાય તે કોણ કહી શકે? આખરે કુદરતે આપેલાં આપણાં જંગલો, જે હાલ સરકારે અનામત રાખ્યાં છે, તે હંમેશને માટે, આ ધંધાર્થે, નિરુપયોગી પણ થઇ જાય.

દવા દારુની બનાવટોમાં - કેટલું વર્ણવું? હરેક જાતના રસાયણિક પદાર્થો દવા દારુમાં શા શા ઉપયોગમાં આવે, તે માટેના પ્રયોગો, અસલથીજ ચાલ્યા આવે છે. કુદરતે નહીં બનાવેલા એવા પદાર્થો માણસે બનાવ્યા. એક તોલા જેટલો, ઉંઘ લાવે એવો, કોલસામાંથી બનાવેલો પદાર્થ, જો સરખે ભાગે આ સભાને વહેંચીને—ખવરાવીએ તો આઠ કલાક સુધી બધાજ સુઇ જાય. રક્તનું એક બિંદુ પણ પડવા દેવા વગર, વાઢકાપ થાય, વાઢકાપ કરતા દરદીને દરદ ન થાય, અને દરદી પોતાની વાઢકાપ જોઇ શકે, એવા એવા પદાર્થોની શોધ થઇ છે. ગએલી જુવાની પાછી મેળવવાને પ્રયોગો શરુ થયા છે. અમુક દરદ ઉપર અસરકારક નીવડેલી દવા, જે એક પૌંડ જેટલી બનાવવાને ૪૦,૦૦૦ બળદોનો ભોગ આપવો પડતો, તે દવા હાલ કોલસામાંથી ઘણી સસ્તી બને છે. બાર હજાર રંગીન માછલીમાંથી ૨૩ ગ્રેન જેટલો ભુરો રંગ નીકળતો જેના રંગથી સીઝર (રોમના રાજા) જેવાનાં કપડા રંગાતાં, તેના એક રતલની કીંમત લગભગ રુ ૧૫૦૦૦ જેટલી થતી, તે આજે કોલસામાંથી સાતથી દશ રુપીએ રતલ તૈયાર થાય છે. કુદરતી રીતે બનતા કપુરની સાથે, કોલસામાંથી બનતું કપુર હરીફાઇ કરી રહ્યું છે એ ઉપરાંત હાલમાં પ્રચલિત થએલી "સીરમથેરપી"ની 'ટ્રીટમેન્ટ' વીગે અદ્ભુત વાતો મનાય છે. આ બાબતમાં રસાયનશાસ્ત્રે શું શું કીધું! મધ્ય આફ્રીકામાં પ્રસરતો જીવ-

લેણું; "જીવંતનિદ્રા" નો રોગ મટાડવાને રસાયનશાસ્ત્રે માથે લીધું. એ રોગ "સેત્સે" નામની માખીના કરડવાથી થાય છે તેના જંતુઓને જંતુશાસ્ત્રીઓએ શોધી કાઢ્યા છે. ત્યારપછી ડૉ. એર્લીશે દવા બનાવવાના પ્રયોગ શરુ કર્યા. સોમલ અને કોલસામાંથી નીકળતા બીજા પદાર્થોના મિશ્રણ ઉપર રસાયણિક ક્રિયાઓ કરી. તેમાંથી નવા પદાર્થોની હારમાળા બનાવવાનુ શરુ કર્યું. દરેક નવા પદાર્થને પીચકારીદ્વારા જીવંત નિદ્રાના રોગવાળાં સસલાં, વાંદરાં ગીનીપીગ વિ પ્રાણીઓની નસમાં દાખલ કરવામાં આવતો. આ પ્રયોગો માઇસ્ટર લ્યુશી અસ અને બ્રુનીંગ કંપનીના કારખાનામાં થતા મેં નજરે જોયા છે. ફીઝીઓલોજીમાં પ્રસિદ્ધ ડૉકટરો, રસાયનશાસ્ત્રીઓ, તથા જંતુ શાસ્ત્રીઓની આશરે ૧૦૦ માણસની ફોજને, આ પ્રયોગો કરવાનું સોંપાયું છે. જે પદાર્થ પ્રયોગશાળામાં બનાવાય તે પીચકારીદ્વારા રોગથી પીડાતા પ્રાણીના રક્તમાં દાખલ કરવામાં આવે. તેનું લોહી દિનપ્રતિદિન તપાસાય, તેના શરીરમાં–થતા ફેરફારોની નોંધ લેવાય. તેના વજનની નોંધ લેવાય, તેનું મરણ નીપજે તો શાથી થયું એ શોધાય વિ. હજારો જાતની ચોકસી શરુ થઇ દશબાર વર્ષ રાત દિવસ કામ ચાલ્યું. નંબરવાર દવા બનવા લાગી, અને બીજા ભયંકર રોગો ઉપર પણ અજમાવવા માંડી. એ હારમાળામાંની નં ૬૦૬ ની દવા "સીફીલીસ" (ઉપદંશ) ઉપર લાગુ પડે એમ જણાયું. મોડે વખતે એ દવાથી અંધાપો આવે એવી અસર માલમ પડતાં નં. ૭૧૪ લાગુ પાડી આખરે સને ૧૯૨૩ માં જીવંત નિદ્રાના રોગનું ઔષધ હાથ લાગ્યું. એમ જાહેર થયું. દુનીઆની અજાયબી વચ્ચે, આ વ્યાધી માટે દવા બનાવાઇ, અને તેના અખતરાનાં પરિણામો સારાં આવ્યાં ભવિષ્યમાં લાખો માણસોના જાન ઉગરશે.

કોઇ એમ કહેશે, કે રસાયન શાસ્ત્રની મદદથી નાશકારક સાધનો કેટલાં તૈયાર થયાં? જવાબમાં એટલુંજ કહેવું બસ છે કે રસાયણિક પ્રયોગો કરતાં કરતાં ઘણી વસ્તુઓ પેદા થાય, જેના ગુણદોષોનો અભ્યાસ થાય. મનુષ્યને ઉપયોગી પદાર્થોને પ્રસિદ્ધિમાં લાવી તેનો ઉપયોગ થવા માંડે. નાશકારક પદાર્થોનો ઉપયોગ લડાઇમાં મચી રહેનાર પશ્ચિમની પ્રજાઓ કરે, તેમાં રસાયનશાસ્ત્રનો શું વાંક? વિનાશ કરવાનાંજ શસ્ત્રો ખોળવાં, એવો કંઇ આ શાસ્ત્રનો ઉદ્દેશ નથી. રુમાંથી ભયંકર ફુટે એવો દારુગોળો પણ બને, તેજ પદાર્થમાંથી રેશમનું અનુકરણ કરનાર (ઇમીટેશન સીલ્ક) કાપડ પણ બને, અને વળી તેમાંથી કચકડું પણ બને. જેને જેનો ખપ, તે તેના ગુણદોષનું ગ્રહણ કરી, એકજ પદાર્થ પાસે જુદું જુદું કામ લે, એમાંજ રસાયનશાસ્ત્રની પરાકાષ્ટા.

હીંદમાં આ રસાયનશાસ્ત્રનો અભ્યાસ, તથા તેનો ઉપયોગ કેમ કરવો, તે વાત આ ટુંકા સમયમાં નહીં થાય. તેને માટે બીજું વ્યાખ્યાન આપવું પડે. હીંદમાં ખનિજ પદાર્થો, કુદરતી વનસ્પતીઓ, તેમજ બીજાં સાધનોની ત્રુટી નથી. પણ હાલનો હીંદની પરતંત્રતામાં શું થાય? આ જ્ઞાન ખીલવવાને હીંદે શું શું કરવું તે ભવિષ્યમાં નક્કી થશે. માત્ર એટલુંજ કહું, કે મારા યુરોપના પ્રવાસ પછી, જર્મની તથા ઇંગ્લાંડના હુન્નર ઉદ્યોગ નજરે જોયા પછી, ત્યાંની રસાયણિક પ્રયોગશાળાઓનું બારીક નિરીક્ષણ કર્યા પછી, મારી એક માન્યતા દૃઢ થઇ છે કે–હીંદુસ્તાને પહેલું સ્વતંત્ર થવું જોઇએ. સ્વરાજ મળે તો તે પણ દક્ષિણ આફ્રીકાના જેવું જ મળે તો કંઇ કામ આવે. ત્યાર પછી આપણો જ્ઞાનનો ઉપયોગ કરવાનું સુઝે. પરતંત્રતાની બેડીમાં રાજ્ય કરનાર પ્રજાના સ્વાર્થ નીચે કચડાવાનુંજ, હાલ તો આપણા નશીબમાં છે. હું જ બનાવું, ને હું વાપરું એવું વ્રત હીંદુસ્તાને લેવું. મોજ શોખ છોડવો, નાહકના પૈસા વેરવા નહીં; સાદું જીવન ગાળવું, નિયમિત થવાનો શપથ લેવા, તોજ આપણો ઉદ્ધય છે. દરેક પ્રાંતે, ન્યાતે પોતાનું હું પદ મુકી, ભાઇઓ થવું, (જોડણીના ઝઘડા પણ મુકી દેવા પડશે.) તોજ ઠેકાણે પડશું. નહીં તો ભવિષ્યમાં, વિલાયતના મુડીવાળાઓની ગુલામગીરીજ કરવી પડશે. ખેતીવાડી પણ જતી રહેશે. અને છેવટે મજુર થવું પડશે. પ્રભુ સૌને ચેતાવે તો સારું. તથાસ્તુ.

---

## સાક્ષરોનાં શબ્દચિત્ર

[અનુસંધાન પૃષ્ઠ ૧૯૫ થી]

ચંદ્રશંકરભાઈએ જે ધ્યેયને રા. મુનશીના અખંડ સહચારી તરીકે મહીનાઓ લગી સેવ્યું હતું તેનાજ હિતની ખાતર તેમણે છેલ્લી ઘડીએ 'ગુજરાતી'કારની હુંફાળી પાંખમાં આશરો લેવાની લાલચને રોકી રાખી હોત, અને સાહિત્ય પરિષદના દિવસોમાં પાછા માંદા પડી જવાય એટલી બધી, એટલી બેહદ સેવા નાગર પરિષદની ન કરી હોત તો સાહિત્ય પરિષદ તરફનું પોતાનુ ઋણ એમણે પુરેપુરું અદા કર્યું લેખાત. આ બધી હકીકતો છતાં પ્રસ્તુત ચિત્રાવલિમાં એમને ઉંચું સ્થાન ઘટે છે, કેમકે ઘણા કટોકટીના પ્રસંગોએ એમણે કાર્યવહનમાં કરેલી મદદ સામાન્ય પ્રકારની નહોતી, તેમજ સુવાચાળ પ્રચારક તરીકે એમનું કાર્ય યશસ્વી અને પ્રશંસાપાત્ર નીવડયું હતું.

મોટાં કામોને નિર્વિઘ્ન આટોપવામાં જેટલી મોટાં માણસોની જરુર પડે છે તેટલીજ જુદી જુદી શક્તિઓવાળાં મધ્યમ માણસોની પણ પડે છે. તેમનામાં ધીરજ અને કર્તવ્યબુદ્ધિ જોઇએ, વ્યવસ્થાશક્તિ, સમતોલ ચિત્ત અને હંમેશ હાજર આવડત જોઇએ, તેમ ઉપરીઓના અવનવીન તરંગો ઝીલવાની અને કોઇ વાર તેમના તોર સહેવાની અખુટ શક્તિ પણ હોવી જોઇએ. જરાક પણ તથમાં તસુ ઓછું પડતાં રીસાઇ જઇને રાજીનામું ચીતરવાની ટેવથી તેઓ અલિપ્ત હોય, પોતાનું વ્યક્તિત્વ વધારે પડતો વિકાસ ન સાધી બેસે તેની નિરંતર ચિંતા રાખનાર હોય, તોજ મહાભારત પ્રયાસો ને પ્રયોગોની કરોડ ક્ષેમે તેઓ અડગ ઉભા રહી શકે છે.

આઠમી સાહિત્ય પરિષદનાં વડાં સદ્‌ભાગ્ય કે આ સકળ ગુણોથી અલંકૃત એવી ચાર વ્યક્તિઓ, પરિષદ દેવીની ચાર બલવાન ભુજાઓ સમોવડી, એને સાંપડી હતી. મંત્રીવર્ય મનહરરામ, મહામહેનતુ શંકરપ્રસાદ, સૌ જેને શોધતા ને સૌએ જેનાથી ભડકતા એવા અપૂર્વ કમવીર લાભશંકર, સ્વયંસેવકોના છબીલા ને ચબરાક સરદાર દયાશંકર—આવાં શુભ નામાભિધાનો એ ચાર વ્યક્તિઓનાં છે. આમાંથી એક માત્ર સરદાર બહાદુર પરિષદમાં ચોમેર ઘુમતા વારે ઘડીએ દેખાયા કરતા હતા, જ્યારે બીજાઓને બહુધા પોતપોતાનાં આસનેથી—ઓફીસમાં કે બેઠકોમાં—પરિષદનું તંત્ર ચલાવવાનું હતું, અને એ ફરજ તેમણે શાંતિ ને કુનેહથી બજાવ્યે રાખી—લોકદૃષ્ટિમાં ળળકવાની કશીએ ઉમેદ કે પરવા વગર. આ કોઠિના વધુ કાર્યકરોમાં ગોકુળભાઇ ભટ્ટ, બહેન રસિકમણિ, ભાનુસુખરામ, સન્મુખલાલ અને કેશવપ્રસાદનાં નામો પણ ગણાવવાં ઘટે. એ સર્વની ખંતીલી, નિરાડંબર ને એકનિષ્ઠ સેવાઓ વિના ઘણાં કામો અધુરાં રહ્યાં હોત અને બહુ બહુ અગવડ પડી હોત એ ચોક્કસ છે.

ભગવાનને વેરભાવે ભજનાર ભવાટવીમાંથી વહેલો છુટે છે એ સનાતન સત્ય છે. આ પરિષદને પણ એ રીતે ભજીને સાહિત્યાટવીમાંથી વેળાસર છુટવા મથનાર પાંચ મુક્તિમાર્ગીઓની ટુકડી પહેલેથીજ દેખા દેખી હતી. તેમાં અંબાલાલ જાની હતા, જેઓ સર્વદા willing to strike but afraid to wound—એ કહેતીના મૂર્તિમંત દૃષ્ટાંત લાગતા; તેમાં નગીનદાસ માસ્તર હતા, જેમણે વિષયસમિતિમાં પહેલાં તો જબરું આક્રમણ આદર્યું પણ અંતે સમાધાનીનો સલવો રસ્તો

લીધો; તેમાં પેલા રમણીયરામ પણ હતા, જેઓ પહેલાં કાવ્ય ઉત્સાહ ને અધુરી અક્કલના આબાદ નમુના લેખે પ્રખ્યાત થયા, પણ છેવટે પ્રમુખની મહેરબાનીથી કૈંક ફાવી શકયા; તેમાં એમના "જયસેકુ તયસા મીલ્લા" એવા એમના શાગીર્દો પરશુભાઇ ને ઉછરં—ખલ—રાય હતા, જેમાંના એકે છેલ્લી રાત્રે બેઅદબીથી બળવો ઉઠાવીને કૃષ્ણલાલભાઇ જેવાની પણ ખફગી વહોરી અને બીજાએ—પણ ના, એ બીજાનું જે કૈં પરાક્રમ હતું એ પડદા પાછળથી થએલું, અને તે એવા અંધારાનુંજ અધિકારી હોવાથી તેને વીશે આટલેથીજ મૌન ધરશું.

## આઠ નવ સારથીઓ

આપણી પરિષદો, સંમેલનો ને મહાસભાઓના રથીને આપણે વારંવાર ભારેખમ વિદ્વત્તા વડે ભરી મુકીએ છીએ યા તો ભાષણબાજીથી ગાજતો વાજતો કરી નાંખીએ છીએ, એ તો બધું બરાબર; પણ એને સદાકાળ એમ ને એમ થીર થાવર રાખવાને બદલે તેને ગતિ અને વેગ આપનાર સારથીઓ કોણ હોય છે?—અલબત્ત, સમાજના પ્રતિષ્ઠિત મોભાદાર ને પૈસાદાર મહાજનોજ. જે વિષયની પરિષદ હોય તેમાં તેમને રસ પડતો હોય કે નએ પડતો હોય, પણ એમની થેલીનું મોં ખુલે નહીં અને એમનાં પુણ્ય પગલાં આપણી સભાને પાવન કરે નહીં, ત્યાં લગી ગાડું અટકેલુંજ સમજવું. એમના વિના આપણાં બધાંએ પાંડિત્ય, બધીએ યોજનાઓ, બધા ઠરાવો ને વાક્છટાઓ શણગારેલા શબ જેવાં લાગે એ કોણ નથી જાણતું?

આઠમી સાહિત્ય પરિષદમાં પણ આ વર્ગના આઠ નવ પ્રતિનિધિઓ હતાજ. ત્યાં મંડળની શોભામાં અભિવૃદ્ધિ કરનાર અથવા એથી વધારે સંગીન રીતે પણ પરિષદને સહાયભૂત થનારાઓમાં ઇલાકાની વરિષ્ઠ અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિ સર લલ્લુભાઇ શાહ હતા; રાજા પ્રજા ઉભયના માનીતાઓ સર ચુનીલાલ મહેતા અને રા. લલ્લુભાઇ શામળદાસ હતા—જેમાંના બીજાનો તો સાહિત્યમાં પણ થોડાંક ડગલાંનો પ્રવેશ ખરો, એમ એમના પરિચિતો સાક્ષી પુરશે; એમના કરતાં બી ઉંડો પ્રવેશ જેમનો ગણાય એવા શેઠ પુરુષોત્તમ વિ. માવજી પણ ત્યાં હતા. તેમનું કલા વીશેનું વ્યાખ્યાન ઘણી માહીતી ને થોડા ઉપયોગી વિચારોવાળું હતું; વળી ત્યાં સમર્થ ગુજરાતી એડવોકેટ જનરલ અને સ્વભાષામાં બોલવાનો સફલ યત્ન કદી કદી કરનાર (જો કે પરિષદમાં તો તેમણે ઉચ્ચાર સરખોએ ન કર્યો ને હાજરી નામનીજ આપી). રા. ભુલાભાઇ દેસાઇ હતા; અને જાહેર કરતાં વધારે ખાનગી રીતે પરિષદના કામનો ઘણો બોજો ઉઠાવનાર શેઠ ગુલાબચંદ ઝવેરી, રા. મણિલાલ નાણાવટી અને રા. મંગળદાસ મહેતાની સેવાઓ પણ આભારપૂર્વક નોંધવાજોગ હતી.

આ સૌ હતા. પણ સારથીઓમાંથી જે બે જણનાં નામ આ વખતના અધિવેશન જોડે સદાસર્વદા સંકળાએલાં રહેશે એમને તો ગણાવવા બાકીજ છે. એ બે સજ્જનો તે સર મનુભાઇ નંદશંકર અને સર પ્રભાશંકર પટણી. બેઉ માનવંતોએ જુદે જુદે વખતે જુદી જુદી રીતે પરિષદની નાક જાળવી એમ કહેવામાં હકીકતનુંજ કથન છે. બીજી રીતે બહુધા નીરસ બનેલી અમદાવાદની પરિષદની લાજ જેમ ટાગોર અને ગાંધીજીની હાજરીએ રાખી, અને ભાવનગરમાં જેમ ખબરદારના ભાષણથી તથા કેશવલાલ, બળવંતરાય ને બહેન ચૈતન્યબાળા જેવાંના નિબંધોથી સફળતા સાધી શકાઇ, તેમ સાહિત્ય દૃષ્ટિએ મુંબાઇની પરિષદનાં યશોગાન.

ગવરાવનાર તો વડોદરાના વ્યવસાયી દીવાનનું પરમ સંસ્કારી ઉન્નત વ્યાખ્યાનજ હતું. આપણી કલા ચર્ચાના સાહિત્યમાં તેનાથી એક કાયમનો ઉમેરો થયો છે અને વર્ષો સુધી તે નવીનો તેમજ નિષ્ણાતોના માર્ગને પ્રકાશમાન કરશે એ નિર્વિવાદ છે.

સર પ્રભાશંકરે ભજવેલા ભાગે તો એ ધીર મુત્સદ્દી ને ઘેરેઘેર ને છાપે છાપે મશહુર—ત્યાર સુધીમા હતા તેથી પણ જરા વધારે મશહુર—બનાવી દીધા છે એટલે એ વાતનો વધુ ઉલ્લેખ બીનજરૂરી છે પણ એક બે સવાલ પુછ્યા વિના રહેવાતુ નથી; ગીત ગવાતું'તુ સારે જે લોક બહેલામણો શ્મશ્રુ–અભિનય એમણે ઝટ દેતાકને કર્યો, તેવો ભાવનગર રાજ્યની હદમાં કરવાની ઊર્મિ તેમને કદીએ થઇ આવત ખરી? અને અહીં એ કરવાથી પરિષદના કે પોતાના ગૌરવમા એમણે કેટલા ટકાનો વધારો કર્યો?

## રથીઓ અને સૈનિકો

થયું પરિષદ–પલટણના મુખ્ય નાયકો તો આમ ઉકલી ગયા, હવે આપણે તેના રથીઓ ને સૈનિકોનાજ આછાં ચિત્ર આપવાના રહ્યાં. અને એ પતે એટલે લેખ પણ પતવાની અણી પર સમજવો.

રા. મટુભાઇ કાંટાવાળાએ પોતાના પ્રિયતમ આમવર્ગ જોડે કરાર કર્યો લાગે છે. "તમને હરે પરિષદે હું એકેક હક અપાવીશ; બદલામાં તમારે મને 'તમારો' નેતા નીમ્યા કરવો." એ રીતે એમણે ભાવનગરમાં જોડણીનો અને અહીં ઠરાવ પર સુધારાઓ આણવાનો હક અપાવ્યો એ જાણીતું છે. બીજા રથી હીરાલાલ પારેખમાં જો ભરતરામની સ્ફુર્તિ અને મટુભાઇની અસરકારક 'અવાજ–પ્રભુતા હોત' તો પોતાની નૈસર્ગિક શક્તિઓને તેઓ ઘણી વધારે દીપાવી શકત. તો પણ, એમણે અને રા. ભરતરામે પરિષદને લગતા વહીવટી કામમાં લાંબા વખતથી આપેલો ફાળો નાનો સુનો નથી એ સ્વીકારવું જોઇએ. એજ રીતે, રા. હરગોવનદાસ પારેખે પ્રદર્શનના વ્યવસ્થાપક તરીકે તથા રા. મોતીચંદ કાપડીઆએ મકાન વગેરેની સગવડને લગતો ઘણો ભાર ઉપાડી લીધેલો તેને માટે પણ કાર્યવાહકો તેમનાં લાંબા વખત લગી ઋણી રહેશે. રા. કાપડીઆએ તો વિદ્વત્તા ભરેલો નિબંધ પણ વાંચ્યો હતો. નિબંધ ક્ષેત્રમાં સારું ખેડાણ કરી બતાવનાર ભાઇ બહેનોનો ઉલ્લેખ પણ અહીંજ થવો જોઇએ. તેમાં ડો. નાયક, રા. હોડીવાળા, રા. વ્યોમેશચંદ્ર, રા મુનિકુમાર, રા રમણલાલ યાજ્ઞિક, સૌ. સરોજિની મહેતા સૌ ચૈતન્ય બાળા, રા. સંજાણા પ્રો. દૂરકાળ, રા. મોહનલાલ દેસાઇ, ગ. વિજયલાલ ધ્રુવ વગેરેનુ કાર્ય પ્રશંસાપાત્ર અને પોતપોતાની રીતે રસમય બનેલું હતું. અને કવિરાજો લલિતજી અને રાયચુરાજીને પણ કેમ ભુલાય? તેઓ ન હોત, અને અહીંઆં ન ગણાવાયલા 'ભિન્ન ભિન્ન વયના ને કક્ષાના સાહિત્ય સેવકો ન હોત, તો પરિષદમાં ઉત્સાહનાં મોજાં ક્યાંથી ઉછળ્યાં હોત? અને આપણે અંતમાં ક્યાંથી સાનંદ પુકારી શક્યા હોત કે "બોલો શ્રી સાહિત્ય પરિષદ માતકી જે......!"?

## મીરાંબાઇ: એક દૃષ્ટિ

[અનુસંધાન પૃષ્ઠ ૧૯૦ થી]

પ્રેમ એણે પ્રિયતમા ભાવે ગાયો. અને તેએ પંડિતાઇનું પ્રદર્શન કરાવીને નહીં પણ લોકોના નિત્યજીવનના પ્રસંગોમાં રમિકાનો ઉમળકો પુરીને, એની લોકપ્રિયતાનાં આ બધાં કારણો છે. અને જનહૃદયની એક સ્વાભાવિક નિર્બલતા—મહા પત્નીવાન જન સાથે પરિચયથી વર્તવાનો સંતોષ—એ પણ એક કારણ ગણવું હોય તો ગણાય એવું છે.

પણ હરિની અને લોકોની લાડલી મીરાનાં કાવ્યોને માત્ર કાવ્યો તરીકેજ જોતાં એમાંનાં ઘણાં કાવ્યો સામાન્ય છે એમ કહેવાની હીંમત કોઇ કરે તો એમાં ધૃષ્ટતા લેખી શકાય એવુ નથી મીરાંનાં મુળ કાવ્યો કેટલાં છે એનીજ પુરી પ્રતિતી અત્યારે તો કોઇને થતી નથી એના હાલ જે કાવ્યો પ્રસિદ્ધિમાં છે એમાંથી એનાં પોતાના કેટલાં હશે એ વીશે સંશોધકોના ઘણા જુદા જુદા મતો છે. ઘણીવાર એનાં જુદા જુદા કાવ્યોમાં માત્ર એકની એકજ વસ્તુ એને કહેવાની હોય,છે. અને મીરાને નામે પ્રચલિત કાવ્યોમા તો ગ્રામ્યતા-પણ ઘણીવાર દેખાય છે.

આ દોષો દેખાડવાથી મીરાંની કવિતાનુ મૂલ્ય ઉતરી જતું નથી. એને કહેવાની એકજ વાત છે અને એનું જ્ઞાન પરિમિત છે તેથી એના કાવ્યોમાં વિવિધતા કરતાં લાલિત્ય અનેકોમળતા વધારે આવ્યાં છે.

પણ એનામાં વિવિધતા નથી એમ તો કોઇથી ન કહેવાય. એણે સંન્યાસ લીધો છતા શૃંગાર ગાયો. એણે તપસ્વિની થઇને રસિકતા પોષી. વિરાગિની છતાં રાગ—પ્રેમની ધુન એણે જગાવી. સંસાર છોડયો છતાં સંસારીના સર્વ ભાવોથી એણે ગીરધરલાલને ગાયો. અને આ બધાં પરસ્પર વિરોધાભાસી મિશ્રણોએ એન કવિતામાં એક જુદોજ રસ અને પ્રફુલ્લત આણ્યાં છે. મીરાંની કવિતામાં વિશાલતા નથ એ દોષ એના જ્ઞાનની સાંકડી સીમાઓએ લીધે આવ્યો છે; એના હૃદયનો નથી હૃદયે એન ભાવોમાં પ્રબલતા આણી; જ્ઞાને એની દિશાઓ ને મર્યાદિત કરી. મીરાં જ્ઞાની નથી. જ્ઞાન હોવાનો એનો દાવો પણ નથી. અંતરપ્રેરણાથ જડે એટલું જ્ઞાન એને સ્વયંભૂ સ્ફુર્યું છે મીરાં એટલે ડહાપણ નહીં, એ તો મા ઊર્મિઓની પરંપરા.

મીરાં એટલે સત્તા નહીં પણ પ્રેમનો દોર અને વિલાસ નહીં પણ શોભા મીરામાં ગહન તા નથી પણ રસિકતા અને ભાવ છે યૌવન એના ગીતમાંથી ઉલ્લાસ જડે છે પ્રૌઢ વયમ રમવૃત્તિને એ કરમાયા વિનાની રાખે છે વૃ અંતરમાં એનાથી અનિ વૃદ્ધતા આવતી અટ છે. એના સુરમાં લહેજ્જત અને સનાતન ઇશ્વરને પુકાર છે. મીરાંના ભજનના સુરમાં બુદ્ધિને અને સ્થિતિનો ભેદ સર્વદા ભુલાઇ ગયો છે અ બુદ્ધિમાન કે અજ્ઞાન, ગરીબ કે તવંગર સૌ એન ભજનો ગાતાં રસ નિમગ્ન બની રહે છે

મુક્તિના બધા માર્ગોમાં વૈષ્ણવ ધર્મમ ભક્તિમાર્ગનો મહિમા વધારે ગાયો છે અ તેને પરિણામે સાહિત્યમાં અને તે દ્વારા લો હૃદયોમાં ભક્તોનું સામ્રાજ્ય વધારે અ પ્રવર્તી રહ્યું છે. આપણે ત્યાં જ્ઞાનીઓ પાક્ત પણ તેમાંનો મોટો ભાગ વિતંડાવાદ દિગ્વિજયના મોહમાં શુદ્ધ જ્ઞાનના અખ આનંદને ભુલી જતો. લોકોને એમની વિદ્વતાન આડંબરમાં સમજણ પડતી નહીં અને એમન ચર્ચાઓના અખાડા સાહમારી જોવા જેટલે રસ પુરો પાડતા.

કવિ અને ભક્ત ઘણીવાર એક અર્થમ

જપરાતાં, અથવા ભક્ત હોય તેજ ઘણું ખરું કવિ થતા. વૈષ્ણવ કવિઓમાં કૃષ્ણ કે રામને સમુળગા ન ગાયા હોય એવો કવિ ભાગ્યેજ કોઇ મળી આવશે. ભક્તિ એજ આદર્શ મનાતો અને એ દ્વારા શ્રીકૃષ્ણ સ્વરૂપમાં સમાવાની ભક્તોની ઉંડી વાંચ્છના હતી એ વિગ્રહભર્યા કાળમાં જ્ઞાનદ્વારા આવતી તર્ક પરંપરા કરવાની કોઇને ફુરસદ કે ઇચ્છા નહતાં. જ્ઞાન પામવાનાં સાધનો પણ બહુ ઓછાં હતાં અને તેથી શ્રદ્ધાથી પળાય તેવી સહેલી મુક્તિનુ આકર્ષણ સૌને વધારે થતું.

મીરાંનો આદર્શ પણ આવો પ્રેમલક્ષણા ભક્તિનોજ છે અંતઃપુરના અંધારામાં અને એવા અશાંતિ અને વિગ્રહના સમયમાં જ્ઞાન માર્ગ એને માટે શકયજ નહતો. નૈસર્ગિક બુદ્ધિનો ચમકાર તો એનાં પદોમાં સ્થળે સ્થળે દેખાઇ આવી એની સરળ કવિતાને શણગારે છે.

આદર્શભક્તિ દ્વારા માનવ આત્માનો સાક્ષાત્કાર કરે છે અને તેટલે અંશે એ મહત્તા પ્રાપ્ત કરે છે. એવી મહત્તાનું માપ પણ આદર્શ-ના પ્રમાણ ઉપરથી મપાય છે. ગીરધરલાલની પાષાણ મૂર્તિમાંથી આદર્શ ઘેલી મીરાંએ પ્રભુત્વ પ્રગટાવ્યું ને એ પોતે એ પ્રભુત્વને પામીને અમર થઇ. એની કવિતાનું બળ પણ એમાં રહેલા શબ્દોમાં નથી પણ એ શબ્દોની પાછળ દીપતી એની ભક્તિજ્યોતમાં છે.

મીરાંની કવિતામાં બીજુંએ ઘણું ઘણું છે; એમાં પ્રણયઘેલી સ્ત્રીની ધૃષ્ટતા છે અને નવોઢા સમી આતુરતા છે. મોહનવરને ગાતાં એ મોહના બને છે. ગિરીધરને એ ગોપી ભાવે ગાય છે. વિરહની વેદનાનું તીવ્ર ભાન છતાં મીલનની આશા એને કદી છુટી નથી. પણ એની આશા તો નિત્ય પરિચિત ભાવોથી પુરાય એવી લાગે છે. મીરાંનો કહાન ગોપીઓમાં રાસ રમનારો છે; વૃંદાવનની ગાયો ચારનારો છે; મોર મુકુટ ધારનારો છે; દહીં માંખણને ચોરનારો છે; ગોવર્ધનને ધરનારો છે, પનીહારીઓને સતાવનારો છે, વેણુને વગાડનારો છે ને ઘેલી વૃજનારીઓની આશા પુરનારો છે. વૈભવે એને સતાવી છે તેથી વૈભવી શ્રીકૃષ્ણને એ બહુ સંભારતી નથી; વિગ્રહો જોઇ એ કંટાળી છે તેથી મહાભારતના મહાબાહુ શ્રીકૃષ્ણરુપે ભજવાનુ એને બહુ આકર્ષણ થતું નથી. મીરાંનું મન એના વેણુનાદે મોહ્યું છે. શ્રીકૃષ્ણના શસ્ત્રોના ખડખડાટ તો એ સ્વામીભાવ હોવાથીજ સહી લે છે.

સ્ત્રી કવિઓમાં પ્રથમ અને અજોડ એવી આ ભક્તકવિના ગીતના રણકાર સૈકાંઓ થયાં સંભળાય છે છતાં હજુ વીસરાયા નથી. અને કોણ કહેશે કે એ કદીએ વીસરાશે ?



## ઉડતી નોંધ

[ અનુસંધાન પૃષ્ઠ ૧૭૦ થી ]

અને મુબાઇમાં વસતાં અનેક ગુજરાતી સ્ત્રી પુરુષોએ પાર્ટીમાં હાજર રહી પરિષદના ગૌરવમાં વધારો કર્યો હતો. લેજીસ્લેટીવ એસેમ્બલીના પ્રમુખ, મુબાઇ સરકારની કારોબારી સભાના સભ્ય, મુબાઇની હાઇકોર્ટના જજો, વડોદરા રાજ્યના દીવાન, ભાવનગર રાજ્યના એડમીનીસ્ટ્રેટર, તથા અનેક આગળ પડતા વકીલો, વિદ્વાનો, વેપારીઓ વગેરે પરિષદમાં અને પાર્ટીમાં હાજર રહેલા જોઇ ગુજરાતના ગૌરવનો આપણને ઘણો સારો ખ્યાલ આવતો હતો. હવે પછીની પરિષદોમાં આવી ભપકાદાર ગાર્ડન-પાર્ટીની ગોઠવણ કરવાનું ન બને તોપણ માત્ર લેખકો તથા સાહિત્ય રસિક સ્ત્રી પુરુષોનું એક નાના પાયા પર સંમેલન પરિષદને અંગે થવું જોઇએ એવી મારી નમ્ર સુચના છે.

ભાવનગર પરિષદ પછી, પરિષદના સાહિત્યમાં 'આમવર્ગ' એવો એક નવીન શબ્દ ઘુસી ગયો છે અને તે વર્ગના પ્રતિનિધિ હોવાનું અનુપમ માન શ્રીયુત મટુભાઇ કાંટાવાળાને વિના પ્રયાસે મળી ગયું છે. અને અહીંઆં એક પ્રશ્ન પુછવાનું મન થાય છે કે પરિષદનો 'ઉમરાવ વર્ગ' કયો ! અને તે વર્ગના પ્રતિનિધિ થવાનું માન કયા ભાગ્યશાળીને પ્રાપ્ત થયું છે ? પ્રમુખની ચુંટણીની દરખાસ્તને અનુમોદન આપતી વખતે શ્રી મટુભાઇ કાંટાવાળાએ જણાવ્યું હતું કે આમ વર્ગ તરફથી આ દરખાસ્તને હું અનુમોદન આપું છું. આથી એમ અનુમાન થાય છે કે શ્રી મટુભાઇના પહેલાં આ દરખાસ્ત પર બોલનારા ઉમરાવ વર્ગના હોવા જોઇએ. પરિષદના શબ્દકોશમાંથી આમ વર્ગ અને ઉમરાવવર્ગ જેવા શબ્દોને વહેલી તિલાંજલિ આપવામાં આવે તો સારું. સાહિત્યના ક્ષેત્રમાં તો કેવળ સમાનતાજ હોવી જોઇએ. આવા કૃત્રિમ ભેદોને એ ક્ષેત્રમાં બીલકુલ સ્થાન મળવું જોઇએ નહીં.

× × ×

આ જમાનામાં ચુંટણી અને મતગણત્રી દરેક બાબતમાં અગત્યનું સ્થાન ભોગવે છે. સાહિત્યના નિર્દોષ ક્ષેત્રમાં પણ આ વર્ષથી તેમણે પોતાનો પગપેસારો શરૂ કરી દીધો છે. તેમને અંગે રહેલી ઇર્ષ્યા, કટુતા અને ખટપટ આ પરિષદમાં સ્પષ્ટ દેખાઇ આવી હતી. જો ચુંટણી વગર પરિષદને નજ ચાલતુ હોય તો તેમાંથી કટુતા અને ખટપટ તો દૂર થવાંજ જોઇએ. ઘણાં અગત્યનાં સ્થળોમાં સાહિત્યની સંસ્થાઓ છે, તો સાહિત્ય પરિષદમાં પ્રતિનિધિઓ મોકલી આપવાનો અધિકાર માત્ર તેમનેજ હોવો જોઇએ અને તેમના તરફથી આવેલા પ્રતિનિધિઓજ મતાધિકાર ભોગવી શકે. બીજાઓ ભલે પ્રેક્ષક તરીકે પરિષદમાં હાજર રહી શકે. પ્રતિનિધિની ટીકીટ આપતી વખતે જરૂર જોગાં મતપત્રો તથા સુચનાપત્રો દરેક પ્રતિનિધિને આપી દેવાં જોઇએ. પ્રતિનિધિઓ બારોબાર પ્રમુખને અથવા બીજા કોઇ જવાબદાર અધિકારીને મતપત્રો આપી દે અને મતપત્રો ગણવાનું કામ વિશ્વાસપાત્ર માણસો પ્રથમથી કરી લે અને પ્રમુખનું ભાષણ વંચાઇ રહ્યા પછી પરિણામ જાહેર કરે તો પરિષદની ચાલતી ખુલ્લી બેઠકમાં નકામું ધાંધલ અને સમયનો વ્યય થતો અટકે.

મુંબાઇની પરિષદમાં બેઠકની વ્યવસ્થા સંતોષકારક નહોતી. હોલ ઘણોજ નાનો હતો. પ્લેટફોર્મ તથા રોસ્ટ્રમ ઘણાં નીચાં હતાં. અને શ્રોતાજનોને અગવડ પડતી હતી. બે ચાર અપવાદ બાદ કરતાં નિબંધો ઘણી ઉતરતી પંક્તિના અને પરિષદને શોભે એવા નહોતા. દરેક નિબંધ

વાંચનારને પોતાની કૃતિ ઉપર પક્ષપાત હોય તે સ્વાભાવિક છે તેથી ક્યારે બેસી જવું જોઇએ તેનું ભાન ઘણા થોડા નિબંધકારને હોય છે તેથી નિબંધના પરીક્ષકોએ વાંચવાનો ભાગ નિબંધ-માંથી પ્રથમથીજ નક્કી કરી આપવો જોઇએ જેથી સભામાં ન છાજતા દેખાવો થવા પામે નહીં.

× × ×

પરિષદના ઠરાવો ઉપર બોલનારાઓની પસંદગી કરવામાં મુંબાઇના કાર્યવાહકોએ જોઇતું લક્ષ આપ્યું નહોતું. અમુકજ બોલનારા-ઓને એક કરતાં વધારેવાર બોલવાનું સોંપવાની ખાસ શી જરૂર હતી? દાખલા તરીકે પ્રમુખની ચુંટણીનો ઠરાવ રજુ કરવાનું કામ શ્રીયુત નરસિંહરાવભાઇને સોંપવામાં આવ્યું હતું તો પછી પ્રમુખનો ઉપકાર માનવાનું કામ પાછું તેમને સોંપવાની શી જરૂર હતી? 'ગુજરાતી યુનીવર્સીટી' તથા 'યુનીવર્સીટીમાં ગુજરાતી ભાષાને સ્થાન' આ બંને ઠરાવો ઉપર શ્રી. નરસિંહરાવ તથા શ્રી. કેશવલાલભાઇને બોલવા ઉભા કરવાની ખાસ જરૂર નહોતી. આ બેમાંનો એક ઠરાવ આ બેમાંના એક સાક્ષરને સોંપવો જોઇતો હતો અને બીજો બીજા સાક્ષરને સોંપવો જોઇતો હતો અને અનુમોદનનું કામ કોઇ અન્ય ગૃહસ્થોને સોંપાયું હોત તો સભા સમક્ષ વિધવિધ વક્તાઓ આવી શકયા હોત અને શ્રોતાજનોને આલ્હાદ થાત.

સ્પર્ધા, ઇર્ષ્યા તથા કટુતા આ પરિષદમાં ઘણી દેખાઇ હતી તેથી ઘણાને દીલગીરી થઇ હશે તેમ છતાં પણ મુંબાઇની પરિષદનું કાર્ય એકંદરે ફત્તેહમંદીથી પાર પડયું ગણી શકાય. પરિષદના કાર્યવાહકોએ તથા અગ્રગણ્ય નેતાઓ-એ ખરેખરી દ્રઢતા અને હીંમત બતાવી બંધારણના પ્રશ્નનો ઉકેલ આણ્યો છે એ પ્રસંશનીય છે. કાર્યવાહક મંડળ, કેટલાક કહે છે તેમ, ભલે એકપક્ષી હોય પરંતુ તેને માથે સંગીન કામ કરવાની જવાબદારી છે. એ જવાબદારી બરોબર તે નહીં બજાવે તો સમસ્ત પરિષદનો વિશ્વાસ તે ગુમાવશે અને ફરીથી ચુંટાશે નહીં. કાર્યવાહક મંડળદ્વારા સાહિત્યના ઉત્કર્ષને માટે, તથા ગુજરાતની અસ્મિતા ખીલવવા માટે સંગીન કાર્ય થશે તો મુંબાઇ પરિષદ, સાહિત્ય પરિષદના ઇતિહાસમાં ચિરસ્થાયી રહેશે.

મતભેદ, અસંતોષ, વિરોધ એ બધાં પ્રગતિ-નાં-જીવનનાં ચિહ્નો છે તેનાથી ગભરાવાનું કંઇ કારણ નથી. પરિષદ કૈં પણ કામ કર્યા વિના માત્ર બે દિવસનો તમાસો કરી આખું વર્ષ શબવત્ સ્થિતિમાં પડી રહે તેના કરતાં આવી જાતની ધક્કા મુક્કી અને અથડામણ પસંદ કરવા યોગ્ય છે. આથીજ નવું જીવન પ્રાપ્ત થશે. જાહેર જીવનની શરૂઆતમાં વ્યક્તિગત ગેર-સમજ થાય એ સ્વાભાવિક છે પણ છેવટે તો જનસમૂહ સેવા અને ત્યાગની કદર કરશે એ નિઃસંદેહ છે. માત્ર ધાંધલીઆઓ હંમેશને માટે જનસમૂહનો વિશ્વાસ કદી પણ પ્રાપ્ત કરી શકશે નહીં.

## કેટલાંક દૃષ્યો

[અનુસંધાન પૃષ્ઠ ૧૭૨ થી]

"તું તો હજીએ વેદીઓ ઢોર રહી ગયો, એટલી અક્કલ નથી કે સર મનુભાઇને આવું સારું ભાષણ કરતાં આવડતું હોય તો તે પોતેજ બોલત નહીં, ભાષણ તો છાપેલું હતું."

"છાપેલું હોય એટલે ભાષણ ખરાબ થઇ ગયું?"

"તોબા, તમારાથી તો ભાઇ, અરે એ ભાષણજ તદ્દન ખોટું ને બનાવટી હતું બનાવટી."

"બનાવટી તો શી રીતે કહેવાય?"

"કેમ સર મનુભાઇનું હતું એટલે, એમની કરેલ કોઇ ચીજનાં વખાણ કરવાંજ નહીં જોઇએ એમ મારા મિત્ર ક્ષ– કહેતા નહોતા?"

× × ×

"મારો તો પરિષદમાં બધો વખત નકામો ગયો."

"ત્યારે ત્યાં ગયાજ શા માટે?"

"ગયો હતો તો ધંધાની હમણાં મંદી હતી એટલે પણ બીજે દિવસે ખાત્રી થઇ કે પરિષદે કંઇજ કર્યું નહીં."

"કેમ કંઇજ કર્યું નહીં! શું કોઇ ઠરાવો નહોતા થયા?"

"ઠરાવો તો થયા હતા, પણ તેમાં કંઇ નહીં."

"ત્યારે શું ભાષણો નહોતાં થયાં કે નિબંધો નહોતા વંચાયા?"

"એ બધું તો હતું પણ વ્યવસ્થા સારી નહોતી."

"એનું શું કારણ?"

"એનું કારણ મુનશી. જ્યાં જુવો ત્યાં એજ હોય પછી ક્યાંથી વ્યવસ્થા રહે!"

"કેમ એમ કહો છો! મુનશીએ તો કહ્યું હતું કે સાહિત્ય પરિષદ બોલાવવી એ બહુ વિકટ કામ છે કેમકે બધાજ ઇન્દ્રો ભેળા મળ્યા છે. અને બંધારણ વગેરેના ઠરાવો પણ થઇ તો ગયાજ વળી સ્વયંસેવકો પણ સારું કામ કરતા હતા એમ છાપાંમાં મેં વાંચ્યું. આ ઉપરથી તો મુનશીને ધન્યવાદ આપવા જોઇએ."

"શું ધૂળ ધન્યવાદ. તું કહે છે તે બધું ખરું હશે પણ મુનશીએ એ કર્યું માટેજ મને ગમતું નથી."

"એવું તે મુનશીએ તારું શું બગાડ્યું છે?"

"કેમ તેણે હમણાં લગ્ન કર્યાં છે ને?"

"લગ્ન ને પરિષદને શું સંબંધ?"

"તું બેવકુફ છે. પરિષદ ભરાઇ હતી જૈનોના મહાવીર વિદ્યાલયમાં અને તેના. લીલાવતી પણ જૈનજ છે; હવે સમજ્યો આખી રમત?"

"ના."

"પરિષદ માટે હોલ મળી શકે માટે તો મુનશીએ જૈન કોમમાં લગ્ન કર્યાં."

"એ વાત મારે ગળે ઉતરે તેમ નથી પરિષદ બોલાવવી અને તે પણ મુંબઇમાં તેમાં ઘણી મહેનત પડે છે, અને મારેજ જોઇએ પરિષદનો કારભાર ચલાવ્યો તેણે ઘણી સારી રીતે ચલાવ્યો ગણાય."

"હા બીજો કોઇ માટે તેમ કહેવા માટે હું તૈયાર છું પણ બધું મુનશીએ કર્યું માટેજ મને ગમતું નથી.

× × ×

એક માણસ હાથમાં પરિષદની ઓફીસમાં દાખલ થાય છે.

"અરે કેવા માણસો છો તમે? તમારા કોઇ માણસે મારો ફોટોગ્રાફ મંગાવ્યો અને હવે છાપવાની ના પાડે છે, એવું અપમાન કરવા અમને બોલાવ્યા છે"!

"આપ કૃપા કરી કહેશો કે આપ શા કારણે ગુસ્સે થયા છો, અને આપનું નામ શું"?

"મારું નામ પણ હજી તમે જાણતા નથી ત્યારે પરિષદ શું જોઇને બોલાવી છે, પહેલાં તો મારો ફોટો પણ તમે મંગાવ્યો નહોતો એટલે મારેજ તમારું ધ્યાન ખેંચવું પડેલુ; હજી મને તમે ઓળખ્યો નહીં? સાક્ષર હોવાની આ શિક્ષા! જુલમ, જુલમ!"

"ઉશ્કેરાયા વિના આપ કહી શકશો કે આપનું નામ શુ અને આપનું અત્રે કેમ આવવું થયું?"

મારું નામ રા. ક્ષ. હુ તેત્રીસ સમિતિઓનો મંત્રી છુ મારી છેલ્લી વાર્તા......"

"વારુ પણ આપનું કેમ આવવું થયું?"

"મારો ફોટો તમારા 'ગુજરાત'માં કેમ છાપતા નથી?"

"પ્રીંટર!" પ્રીંટર આવે છે.

"ગમે તે જગ્યાએ અને ગમે તે રીતે આ જેન્ટલમેનનો ફોટો છાપી નાખજે."

"બીજું કંઈ?" ઉશ્કેરાએલા જુવાન ચાલ્યા જાય છે."

× × × ×

"ચમન, આજે મેં એક શોધ કરી."

"શી?"

"તેં 'ઝહરી સાપ'ના નાટકમાં 'દેખુંગી પ્યારે અબ્બાકે મુખડે'ની ચીજ સાંભળી છે ને?"

"હા તેનું શું."

"તે તો એક બહુ જુના રેંટીઆ વીશેના લોકગીતની ઢાળ છે."

"હોયજ નહીં, ગુજરાતનાં લોકગીત કરતાં એ તરજ જુદી જાતની છે."

"અરે તને શું ખબર પડે, સાંભળ, મુળ ચીજ આ પ્રમાણે છે. "કાંતો રે મોરી છેલણુ બાળીઆં."

"આ કંઈ લોકગીત લાગતું નથી."

"લોકગીત કેમ ન હોય? શું રાયચુરાએ કહ્યું તે ખોટું? તને ખબર છે કે રાયચુરાએ લોકગીત માટે તો જીવન અર્પણ કર્યું છે જીવન!"

"તે હશે, પણ એથી આ વસ્તુ લોકગીત કેમ થાય? શું રાયચુરાની ભુલ નહીં થતી હોય?"

"તું તો છોજ દોઢ ડાહ્યો. રાયચુરાએજ કહ્યું કે એ લોકગીત છે તે શું આમસ્થુંજ કહ્યુ હશે?"

× × ×

"એઇ મીસ્ટર આ કોણ વાંચે છે?"

"ખબર નથી?"

"શા વિષય ઉપર વાંચે છે?"

"ખબર નથી."

"પ્રમુખે નામ અને વિષય તો કહ્યાં હશેને?"

"સાંભળયાં નથી."

"તમે શરુઆતથી સાંભળતા હતાં."

"હા"

"ત્યારે એ શુ બોલ્યા તે કહેશો?"

"યાદ નથી?"

"ક્યારથી બોલે છે?"

"લગભગ અરધા કલાકથી."

"ત્યારે તમે જરા આ ખુરશી ખાલી કરો તો હું એક ઝોકું ખાઇ લઉં. બીજો બોલનાર આવે ત્યારે જગાડજો."

× × ×

"મોટાભાઇ આજે ઠરાવો આવવાના છે?"

"હા."

"શાની ઉપર."

"અંધારણ વીશે."

"તેમાં શું નક્કી કરવાનું છે"?

"મને ખબર નથી"

"ત્યારે તમે શું કરશો"

"મત આપીશ"

"પણ શું સમજીને મત આપશો"?

"મુંગો મર, મત આપવામાં સમજણની જરૂર નથી. મુનશી જે પક્ષમાં હોય તેની વિરુદ્ધ મત આપવાનો છે."

× × ×

"એ વોલન્ટીયર! આ ભાષણ કરવા ઉભા છે તે નાટકમાં નોકર છે"?

"ના. એ તો સાક્ષર છે"

"પણ ત્યારે આમ નાટકીઆની જેમ કેમ બોલે છે"?

"એ તમે ન સમજો. એવી રીતેજ કવિતાની સુંદરતા સમજી શકાય."

"અરે જુઓ હમણાં એ ગળગળા થઇ ગયા. પેટમાં ચુંક આવતી હશે"?

"ના, ના, તમે નવા દેખાઓ છો, એ તો કરુણરસને લીધે એમ લાગે છે."

"પણ બોલે છે તેમાં કરુણરસ ક્યાં આવ્યો"?

"મને ખબર નથી."

× × ×

"બધી પરિષદોને મુકાબલે આ પરિષદ કેવી હતી"?

"નિબંધો કેવા હતા"?

"ઠરાવોમાં શું નવીન હતું"?

"વ્યાખ્યાનો કેવાં હતાં"?

"જરા ધીરા પડો, એક સાથે બધા પ્રશ્નોના ઉત્તર કેમ દેવાય? પરિષદ ઘણા માણસોના સહકાર સીવાય ફત્તેહમંદ થઇજ ન શકે અને આ વખતે ઘણાનો સહકાર ઓછો હતો. આ વખતના નિબંધો બધા વખત કરતાં ઓછા રસિક હતા. એક માણસ મહીનાઓ સુધી મહેનત કરી લેખ લખે તે થોડી મીનીટમાં વાંચી નાખવાનો. પછી તે પુરો ન થાય, સાંભળનારા અધીરા બને, અને ધ્યાનથી સંભળાય નહીં તેથી એ કંટાળાભર્યું કામ બની જતું હતુ. ભાષણોમાં રમણભાઇનું ભાષણ અને સર મનુભાઇનું એ ઘણાં સુંદર હતાં પણ તેની ખુબી સાંભળ્યાથીજ સમજાય. ઘેર બેસીને ફરી વાંચી જવાં જોઇએ, તે કરવાની કોઇને ફુરસદ ન હોય એટલે ભાષણ સારાં નહોતાં એમ બધા કહે, ઠરાવો આવ્યા પહેલાંજ કેટલાકની લાગણી મુનશી વિરુદ્ધ, કેટલાકની નડીઆદ પક્ષમાં, કેટલાકની અન્ય પક્ષોમાં વહેંચાઇ ગઇ હતી એટલે સભ્યોની ચુંટણી વેળા ઘણી હો હા થઇ હતી. પણ સર પ્રભાશંકર પટ્ટણીએ તોડજોડ કરી એટલે એ પ્રશ્નનું બંને પક્ષના અસંતોષે સમાધાન થઇગયું અને બધી તોડજોડમાંહમેશાં તેમજ બને છે. નવીન યુગમાં વિદ્વત્તા કરતાં વિદ્વાન તરીકેની કીર્તિની વધારે આકાંક્ષા છે એ સામે રમણભાઇના પ્રહારો ઉચિત હતા, એમ જ્યારે પરિષદ પુરી થઇ ત્યારે સમજાયું. બાકી એકંદરે પરિષદ 'ખરાબ થઇ ખરાબ થઇ' એમ કહેતા પહેલાં એટલું સમજી લેવાની જરૂરજ છે કે પરિષદને સફળ કરવાને કેટલાએ પ્રયત્નો કર્યા અને બધાની મહેનત ઉપર પાણી ફેરવી તેને નિષ્ફલ કરવા કેટલા બધા તૈયાર હતા. એ બધાનો વિચાર કરશો એટલે પરિષદની યોગ્યાયોગ્યતાની તુલના આપોઆપ થઇ જશે.

---

## આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદ

[અનુસધાન પૃષ્ઠ ૧૫૭ થી]

કાર્યકર્તાઓમા કોઇને કૈં જીદ્દ હતીજ નહીં બધા ભ્રાતૃભાવથી, સમાધાનવૃત્તિથી, અને આપને કરવાની ઉત્સુકતાથી વર્તતા, અને દરેક પ્રશ્નનો સમાધાનીથી, અને છેવ્વે ન બને તો લોક શાસનના પરમ સિદ્ધાત–બહુમતિથી નીવેડો આણતા, અને દરેક જણ મતભેદ વીસરી એ નિર્ણયને અમલમા આણવા તૈયાર રહેતા શાંતિ ને સમાધાની એજ દરેક સમિતિનુ વાતાવરણ હતુ એક વખત કોઇએ સમિતિમા બેસી નોટસ લેતા મારા બીચારા કારભારી પગ–અને એ રીતે મારા પગ–મીનઅધિકારે મત આપવાનો આક્ષેપ મુકેલો આ આક્ષેપ કોઇનો ગુબ્બોજ હતો મીનીટબુકની નોધથી અને મત આપનાર માર સભ્યો–કારભારી સીવાય–સરખે ભાગે વહેચાયા હતા એ ગણિતને ધોરણે એ આક્ષેપ ખોટો હતો અને સમિતિનો કોઇ સભ્ય આવુ અપ્રમાણિક જુઠાણુ પ્રસારે એ તો અશકયજ હતુ તે વીશે પ્રમુખ મુ નરસિંહરાવભાઇની આજ્ઞાથી મત્રીઓ રા કેશવપ્રસાદ ને રા લાભશકરે ખરી હકીકત રજુ કરી હતી પણ તેમા શુ ? કા તો મુનશીએ એવુ કર્યું હશે, સુચવ્યુ હશે, નહીં તો કરાવવાનો ઇરાદો હશે અને એમ નહીં હોય તો એવુ કૈંક, અને એવુ કંઇ નહીં તો એના જેવુ કૈંક હશે–નહીં તો હોવુ જોઇએ–નહીં તો હોયા વગર રહે નહીં કોણ કહેશે કે ગુજરાતમા કલ્પના નથી ?

સ કાર મડળના પ્રમુખ ચુંટાયા, સમિતિ ઓ થઇ, અને પરિષદના વિભાગ કરવા કે નહીં એ વીશે ચર્ચા થઇ મને વિભાગવારી પરિષદમા બીલકુલ શ્રદ્ધા નથી એનાથી વખતનો વ્યય થાય છે વિભાગોમા જઇ શકે એટલો ને એવો શ્રોતાગણ પરિષદમા આવતો નથી એનાથી માત્ર કેટલાકને 'લગભગીઆ' પ્રમુખપદની લા બતાવી નિબધ લખાવવાની પેરવી કરવામા આવે છે અને એકાગ્ર કામ થઇ શકતુ નથી એમા ખાસ કરી આ વખતે બધારણ ચર્ચવાનુ હોવાથી શક્તિનો નિરર્થક વ્યય મને રુચતો નહોતો જે વખતે ચર્ચા થઇ, તે વખતે ઘણે ભાગે જવાબદાર અભિપ્રાય વિભાગ કરવાની વિરુદ્ધ હતો Oriental Conferenceમા જઇ આવનારા ઘણા પણ એ પદ્ધતિથી વિરુદ્ધ હતા જુની પરિષદોમા પણ એ પદ્ધતિ સારી રીતે અમલમા મુકાઇ નહોતી એમ કેટલાકોનો મત હતો મતભેદ સખત હતો મત લેતા ૨૯ વિભાગ ની વિરુદ્ધ અને ૫ તેની તરફેણમા અને છતા કેટલાકે જાણે મેં Magna Charta નો ધ્વસ કર્યો હોય એવો દેખાવ કર્યો એ દેખાવ નીચે રહેલુ રહસ્ય આટલુજ હતુ રા કૃષ્ણલાલકાકા, મુ નરસિંહરાવભાઇ કે રા વિશ્વનાથ વૈદ્ય જેવાનો અનુભવ ને અભિપ્રાય નકામા, બહુમાનનો દગાવ પણ નકામો, મારો તો મત હમેશાં ખોટોજ હોય અમારે માત્ર થોડા વિરોધીઓનાજ ફર-માનને માન આપવુ

× × ×

પછી રા ચદ્રશકર ને હુ પરિષદ તરફથી નિમત્રણ આપવા નીકળ્યા એ પ્રથા પ્રો બનુભાઇ ઠાકોરે રાજકોટમા પાડેલી, અને એના ફાયદા દેખીતા ને મોટા છે એનાથી સ્થાનિક કાર્યકર્તાઓ ગુજરાતના મુખ્ય સાહિત્યના વહેણની જોડે સજીવ સબધ બાધી શકે છે પહેલુ ભાષણ મેં ન્યાયમૂર્તિ લલ્લુભાઇ સાહેબના પ્રમુખપણા નીચે મુબઇમા આપ્યુ પછી રા ચદ્રશકર, પરધુભાઇ વગેરે ગુજરાતી સ્ત્રી મડળમા ભાષણ આપી આવ્યા પછી રા ચદ્રશકર ને હુ સુરત,

**પર્યટણ**

વડોદરે ને અમદાવાદ જઇ આવ્યા. રાઃ ચંદ્રશંકર પછી કાઠીઆવાડ જઇ આવ્યા. આ પણ કેટલાકને ન રુચ્યું. કોઇને 'સ્વમત પ્રચાર' લાગ્યો; કોઇક-ને રાજકીય પ્રવૃત્તિની ગંધ આવી. કોઇકે સવાલ ઉઠાવ્યો કે કોની રજાથી અમે પરિષદના ભંડોળ-માંથી પૈસા ખરચતા હતા—અને આ સવાલ એવા તરફથી ઉઠ્યો કે જેણે નાણાં ભરાવવાની તસ્દી લીધી હોય એવું જાણમાં નથી. જ્યારે કહેવામાં આવ્યું કે એ ખરચ ખાનગી પૈસામાંથી કરવામા આવતો હતો ત્યારે રા. ચંદ્રશંકર-ને નાશક ચટાવવાનો પ્રયત્ન થયો; "તમે કોને પૈસે મુસાફરી કરો છો?" રા. ચંદ્રશંકરે સ્પષ્ટ જવાબ આપ્યો કે "આ વાત મારી ને પૈસા ખરચનાર વચ્ચેની છે. ત્રાહીતને વચ્ચે પડવાનો અધિકાર નથી."

આ પર્યટણનો મને ફાયદો એ થયો કે સુરત, વડોદરા ને અમદાવાદના પરિષદના કાર્ય-કર્તાઓ સાથે હું ગાઢ પરિચયમાં આવ્યો; અને વિચારના વિનિમયથી અમારું સંગઠન વધ્યું ને અમારો એકમેકમાં વિશ્વાસ વધારે દૃઢ થયો.

× × ×

આ વખતે પરિષદ મંડળને પાકે પાયે મુકવાની સુચના મને કરવામાં આવી; અને તે સુચનાને આધીન થઇ સપ્ટેંબરમાં મેં અંગ્રેજીમાં એક બંધારણનો ખરડો તૈઆર કર્યો; અને તે મુ. નરસિંહરાવભાઇ, મુ. કેશવલાલભાઇ, મુ. હરગોવિંદદાસભાઇ, રા. કૃષ્ણલાલકાકા, રા. રમણભાઇ, પ્રો. બલુભાઇ ઠાકોર, રા. મટુભાઇ કાંટાવાળા, રા. હીરાલાલ પારેખ, રા. ચંદ્રશંકર, રા. ભરતરામ વગેરે કેટલાક ગૃહસ્થોને મોકલી આપ્યો.

**પરિષદ મંડળનું બંધારણ.**

એમાં નવીન વસ્તુઓ આટલીજ હતીઃ—

૧. ૨૦ જણની વ્યવસ્થાપક કમીટીને બદલે ૫૧ જણની મધ્યસ્થ સભા કરવામાં આવી.

૨. વ્યવસ્થાપક કમીટી જે માત્ર એકલું પરિષદ મંડળજ ચુંટતું હતું તેને બદલે મધ્યસ્થ સભાના સભાસદો આ પ્રમાણે રાખ્યાઃ—

(अ) ગત પરિષદના પ્રમુખો અધિકારની રુએ.

(आ) આજીવન સન્માન્ય સભ્યો.

(इ) પરિષદ મંડલે ચુંટેલા સભ્યો.

(ई) સભાસદ સંસ્થાઓએ ચુંટેલા સભ્યો.

(उ) આજીવન સભાસદોએ ચુંટેલા સભ્યો.

(ऊ) પરિષદે ચુંટેલા સભ્યો.

૩. ચાર મંત્રીઓને બદલે એક પ્રમુખ, એક ઉપપ્રમુખ, ચાર મંત્રીઓ ને બે ટ્રીઝેરરની કાર્યવાહક સમિતિ કરવામાં આવી.

આ રચના માટે હું એકલો જોખમદાર છું. એમા નીચેના મુદ્દા સમાયા છેઃ—

૧. વધારે જણની મધ્યસ્થ સભા કરવાથી પ્રતિનિધિત્વ વધે છે; અને વધારે માણસ રસ લઇ શકે. અને જેમ સંખ્યા વધારે તેમ જુદા જુદા સમૂહો વચ્ચે એકતાર થવાની શકયતા વધારે.

૨. (अ) ને (आ) પ્રતિષ્ઠિત વિદ્વાનોને આ-જીવન સભ્યો કરવાથી મધ્યસ્થ સભાનું ગૌરવ તેમજ તેની વિશિષ્ટતા જળવાઇ રહે. સાહિત્ય-વિષયક સંસ્થાનું એક એવું અંગ તો જોઇએ કે જે સાહિત્યના આદર્શો ઉચ્ચ રાખવાની ફરજ સમજે, તેમજ આ સભ્યોથી એક સ્થિર તત્ત્વ પણ સંસ્થાને મળે. લોકશાસન એ સારામાં સારા નેતા ચુંટવાનું જેમ સાધન છે, તેજ પ્રમાણે વર્ગશાસન સારા નેતાઓ બનાવવાનું સાધન છે. અને સાહિત્યમાં નવાં તત્ત્વો આકર્ષવા લોકશાસનની જરુર પડે તેમ પ્રૌઢ તત્ત્વો સાચવવા વિદ્વાનોની જરુર પડે.

(ઇ) પરિષદ મંડળના પ્રતિનિધિઓ જે પહેલાં વ્યવસ્થાપક મંડળમાં એકેચક્રે રાજ્ય કરતા હતા તેમને એક અંગ બનાવ્યા. પરિષદ મંડળના સામાન્ય સભ્યો એટલે વર્ષે ત્રણ રૂપીઆ આપનાર–સામાન્ય સાહિત્યરસિક વર્ગ. એમાં હરકોઇ આવી શકે. આ પ્રતિનિધિઓ તે પ્રજામતના ખરા પ્રતિનિધિ.

(ઈ) સભાસદ સંસ્થાઓના પ્રતિનિધિ એટલે સાહિત્યવિલાસીઓને ખેંચી રહેલા સાહિત્ય પ્રવાહોના પ્રતિનિધિ. દરેક મોટા ગામમાં એક સાહિત્ય સંસ્થા થાય ને તે પરિષદ મંડળ સાથે જોડાય અને પ્રતિનિધિ ચુટે તો આખા ગુજરાતના સાહિત્ય રસપ્રવાહો પરિષદ મંડળમાં એકત્રિત થાય. સંસ્થાઓને પ્રિય એવા સ્થાનિક કાર્યકર્તાઓ ઘણે ભાગે આ વર્ગમાં આવવાના અને સંસ્થાઓ વચ્ચે એકીકરણ કરવાની તક મળવાની.

(ઉ) પરિષદે ચુંટવાના પ્રતિનિધિઓ મારા કરેલા બંધારણમાં દાખલ થયા પહેલાં નહોતા. પરિષદ ને મધ્યસ્થ સભા વચ્ચે સતત સંબંધ રહે, અને પરિષદ પણ મંડળમાં રસ લે તે માટે મેં આ યોજના કરી. આ પ્રતિનિધિઓ ઘણે ભાગે જે સ્થળે પરિષદ મળી હોય ત્યાંના અસંતુષ્ટ વર્ગમાંથી આવશે; અને પોતે જાણે બધાનો હીસાબ લેવા આવ્યા હોય એવો ડોળ કરશે. પણ પરિષદને પરિષદ મંડળમાં સ્થાન જોઇએ; અને ગમે તેટલું તોફાની તત્ત્વ હોય પણ અંકુશ પુરતું તે ઉપયોગી છે એમ ગણી મેં દાખલ કરેલું. લોકોના હક્ક ડુબાવવાની જેને દાનત હોય તે ભાગ્યેજ આવા અસંતોષી તત્ત્વને સ્થાન આપે.

૩ માત્ર ત્રણ મંત્રીઓ પાસે કારભાર રહે તેના કરતાં સમિતિ પાસે રહે તો સમગ્ર પ્રવૃત્તિમાં જવાબદારી આવી શકે.

એ ઉપરાંત એક આક્ષેપ કરવામાં આવ્યો છે કે કાર્યવાહક સમિતિ પાસે ઘણી સત્તા છે; હું પુછું છું કે પહેલાં મંત્રીઓ પાસે સત્તા રહેતી ને પાંચ વર્ષે પરિષદ મળતી ત્યારે કેવીક સત્તા તેમની પાસે હતી? જુના બંધારણમાં વ્યવસ્થાપક સમિતિના ચાર મંત્રીઓને શુ સત્તા ઓછી હતી? ઉલટું મધ્યસ્થ સભા ને કાર્યવાહક સમિતિનો સંબંધ નિયમબદ્ધ થવાથી જવાબદારીનું તત્ત્વ વધશે. જો આથી ઓછી સત્તા સમિતિને આપવામાં આવે તો મધ્યસ્થ સભાનો એક તોફાની સભ્ય બધું કાચ ઉંધું કરી શકે.

**એકહથ્થુ સત્તાની બીક.**

આ દેશમાં સ્વાતંત્ર્ય છે નહી; ઘણી સંસ્થાઓ એક વ્યક્તિને આધીનજ હોય છે; એક વ્યક્તિ જતાં પ્રવૃત્તિ મંદ પડી જાય છે; ને વ્યવસ્થિત ઉત્સાહ હજુ અશક્ય છે. આ જ્યાં દીવા જેવુ ચોખ્ખું છે ત્યાં સ્વાતંત્ર્યના આદર્શોની અસ્પષ્ટ વાતો કરવાની ખાસીઅત પડી ગઇ છે. પહેલાં નવાબ દીવાન નીમતો; અને બીજે દહાડે તે પોતાના અધિકારનો ગેરઉપયોગ કરે નહીં માટે તેની પાછળ છુપા જાસુસો મુકતો. આ ગુલામોની મનોદશામાંથી આપણે મુકત થયા નથી કાર્યવાહકો ચુંટતાં તેની ગમે તે કસોટી કરો, એ ખરી વાત. પણ એક વખત તે ચુંટાયા પછી તેને માટે વહેમ ખાવો, તેની પાછળ જાસુસો રાખવા, તેની સત્તા નિયમિતજ રાખવી—એ હીણભાગી દશામાં રહેવું એ વ્યવસ્થાશક્તિની ઉણપ દેખાડે છે. જેને કાર્યવાહકો નીમવા તેમનામાં વિશ્વાસ રાખવો, તેમને વ્યવસ્થિત સહાય આપવી, તેમની સત્તાને–તેમના રાજ્યકાલ દરમીઆન-અપ્રતિહત રાખવી એજ પાશ્ચાત્ય સ્વતંત્ર શાસનોનાં ધોરણો છે. આવું ન હોય ત્યાં સુધી, કયો સત્વશાળી ને ગૌરવ-

વાળો માણસ, મહેનત કરવાનું કામ ઉપાડે ?

આ બધારણ ઘડતાં બંધારણનાં ઉપયોગી તત્ત્વો એમાં રાખવાની મેં બનતી કાળજી કરી છે; અને છતાં જ્યારે તેને વીશે ટીકાઓ વાંચું છું ત્યારે એમ થયા વગર રહેતુ નથી કે ટીકાકારો એ બંધારણની કીંમત આંકયા કરતાં, તેના ઘડનારની વિરુદ્ધ પડવાના આકર્ષક લોભથી વધારે તણાઇ ગયા છે.

આ બંધારણના મુત્સદ્દામાં પહેલાં રા. કૃષ્ણલાલકાકા અને રા. નરસિંહરાવભાઇએ સુચવેલા ફેરફારો દાખલ કર્યા. પછી રા. મટુભાઇ કાંટાવાળા ને રા. ભરતરામ જોડે તેને વીશે સવિસ્તર વિવાદ કરી તેમના સુચવેલા ફેરફારો દાખલ કર્યા. આમ ફેરફાર થએલો ખરડો પરિષદ મંડળના સભ્યો પર મોકલવા રા. હીરાલાલ પારેખ પર મોકલી આપ્યો, અને તેમણે તે બધાને મોકલ્યો. પછી તા. ૧૭-૧-૨૬ રોજ રા. ચંદ્રશંકર, રા. મનહરરામ ને હુ અમદાવાદ ગયા. અમારા પહોંચ્યા પહેલાં કેટલાક હિતૈષીઓએ અમારાથી સાવચેત રહેવાના સંદેશાઓ પહોંચાડ્યા હતા. ત્યાં પરિષદ મંડળની અસાધારણ સભા રા. કેશવલાલભાઇના પ્રમુખપણા નીચે મળી અને સાવચેતીના સંદેશાઓ ધ્યાનમાં લઇ કાનુને કાનુન લઇને આખી સભાએ ખરડો તપાસ્યો અને સર્વાનુમતે સુધાર્યો; અને એક પેટા સમિતિને છેલ્લી તપાસણી માટે મોકલ્યો. તે સમિતિએ સુધારેલો ખરડો વડોદરામાં તા. ૧૪–૨–૨૬ ને દિવસે રા. હરગોવિંદદાસભાઇના પ્રમુખપણા નીચે સભા મળી ત્યાં રજુ થયો.

**પ્રો. ઠાકોર.**

તે વખતે પહેલી વાર પ્રો. બલુભાઇ ઠાકોરે બંધારણનો વિચાર મુલતવી રાખવા ને કેટલાક સુધારા કરવા માટે પત્ર લખ્યો. પ્રો. ઠાકોર મારા મુરબ્બી મિત્ર છે; પરિષદના એક વખતના સ્તંભ હતા. રાજકોટ પરિષદમાં ભંડોલ કમીટી સ્થપાઇ ત્યારથી લોકોમાં એક ખોટો કે ખરો–છતાં સર્વવ્યાપી મત છે કે તે કમીટીને તેમણે એકહથ્થુ કરીને પરિષદની સત્તાને તિરસ્કારી છે. ૧૯૨૦ થી ભંડોલ કમીટીને પરિષદ મંડળ સાથે જોડવાના પ્રયત્નો નિષ્ફલ ગયા એ ભાવનગર પરિષદના ઠરાવ પરથી લાગે છે. પ્રો. ઠાકોરે ભંડોલ કમીટીની વ્યવસ્થા સરસ રીતે કરી છે તે હુ જાણું છું; કમીટીએ ઘણુંજ ઉપયોગી કામ કર્યું છે એમ હું ખાત્રીથી કહી શકું છું.

મેં બંધારણનું કામ માથે લીધું તે એમને ન રુચ્યું. મુરબ્બી તરીકે એમણે મને એ કામ માથે લેવાની મુશ્કેલી વીશે સુચના કરી. મેં માથે લીધેલું કામ ન છોડયું તેથી જરાક એમને અસંતોષ પણ થયો. ઓકટોબરમાં મોકલેલા બંધારણ વીશે એમણે અભિપ્રાય ન મોકલાવ્યો એ પણ એજ અસંતોષનું પરિણામ હશે. હું એમની મનોદશા કંઇક સમજ્યો હતો. એમને લાગતુ હશે કે મેં પરિષદની આટલી સેવા કરી; જ્યારે કોઇ તેને જીવતી નહોતું રાખતું ત્યારે જીવતી રાખી; તનતોડ મહેનત કરી ભંડોલ કમીટી ચલાવી હતી–અને છતાં ઉછરતા જુવાનીઆઓ એમની આ મહેનતને અન્યાય આપતા હતા આ અન્યાયથી દાઝેલું એમનું હૃદય મને તે વખતે ન્યાય ન આપી શકયું. એમને અન્યાય કરવાનો મારો હેતુ હતો નહીં, હોઇ શકે નહીં.

પરિષદ મંડળના બંધારણની કથા અહીંઆંજ પુરી કરું. વડોદરે પ્રો. ઠાકોરની સુચનાને

**પસાર થએલું બંધારણ.**

ફેરફારના સુધારા ગણી સભાએ ચર્ચ્યા ને એક અપવાદ સીવાય બાકીના નામંજુર થયા. પરિષદ મંડલનું 'નવું' બંધારણ પસાર થયું–સર્વાનુમતે.

આ બંધારણનો ઇતિહાસ. એમાં પરિષદના રાજ્યવૈભવ લુંટવાના ઇરાદા; ગુલામગીરીનું જોતરું નાખવાનો ઇરાદાપૂર્વક પ્રયત્ન; સાહિત્યકારોનું સ્વાતંત્ર્ય છીનવી લેવાનું કાવત્રું; અસહિષ્ણુતા ને ઉતાવળ કયાં દેખાય છે એ મને સમજાતું નથી.

આ બંધારણ વિષયવિચારિણી સભા આગળ આવ્યું; પ્રો. ઠાકોર પહેલાં તો ઉકળ્યા;

**વિષયવિચારિણી સમિતિ આગળ બંધારણ.**

મારા ઉતાવળા પ્રયાસ પર આક્ષેપ કરી અમે સાત મહીનાથી આટલી મહેનત કરી જે કર્યું હતું તે એક રાતમાં સુધારી આપવાની સુચના કરી. રા. નગીનદાસ માસ્તરે પણ બંધારણ શરુ થતું અટકે તેવી સુચના કરી. પ્રો. ઠકોર ધુરકયા—મને પણ કંઈક સંભળાવી; હું પણ જરાક ધુરકયો—ધુરકાઇ ગયું. વિષયસમિતિ—પરિષદ મંડળે કરેલું બંધારણ કાયમ રાખ્યું. જ્યાં સાંથી બંધારણનો પ્રશ્ન આ પરિષદ ન લે એજ આગલી રાતના પ્રયત્નોનો મુદ્દો મને લાગ્યો. એ પ્રશ્ન આજ પરિષદમાં પુરો થાય એ પર વિષયસમિતિ મક્કમ હતી.

ગરમી વગરનો મતભેદ નકામો; અને તેમજ ઔદાર્ય ને નીખાલસપણા વિનાનો વિરોધ તિરસ્કરણીય. હું પ્રો. ઠાકોરના નીખાલસ હૃદય, ને ઉચ્ચાભિલાષને પીછાણતો હતો. પરિષદના તે સ્તંભ હતા ને છે તે હું વીસરવા નહોતો માગતો. મેં સવારે જઇ કહ્યું: "બલુભાઇ, પરિષદ મંડલ તોડવું છે કે સુધારવું છે? તોડવું હોય તો લઢીએ. સુધારવું હોય તો સુધારા સુચવો. બનશે તેટલાનો સ્વીકાર કરીશું." પરિષદના હિતૈષી ને સ્વભાવે ને અનુભવે ચુસ્ત વ્યવસ્થાભક્ત પ્રો. ઠાકોરની સમાધાનવૃત્તિ મેં નિમંત્રી હતી. તેમણે આતિથ્યનો સત્કાર કર્યો. તેમણે જવાબ વાળ્યો: 'હું સુધારા બપોરે રા. કૃષ્ણલાલભાઇને સુપ્રવીશ.' એમણે સુચવેલા સુધારા વિષય સમિતિએ સ્વીકાર્યા.

રા. નગીનદાસ માસ્તરની મીઠી ન્યાય દૃષ્ટિનો પણ મને અનુભવ મળ્યો. એમના વાદમાં કદી કટુતા કે દ્વેષ હોતો નથી. એમનાં દૃષ્ટિબિંદુ હું સમજ્યો; અને એમણે સૂચવેલા લગભગ બધાજ ફેરફારો મેં કબુલ રાખ્યા. ને વિષય સમિતિ ને પરિષદે બંધારણ પસાર કર્યું'.

આ બધા મતભેદમાં થોડાક અપવાદો સીવાય વ્યાવહારિકતા, ઔદાર્ય, ને વ્યવસ્થાવૃત્તિ હતાં; અને સુમધુર સમાધાનવૃત્તિ હતી. પરિષદના ને સત્કાર મંડલના પ્રમુખો પરિષદ મંડલે કરેલા બંધારણની તરફેણમાં હતા છતાં આસનને માન આપી ન્યાયતુલા અજબ રીતે સાચવી રહ્યા હતા. બધા નેતામાં પરિષદના અગ્રણીઓને શોભે એવો જુસ્સો હતો; પરિષદના ઇતિહાસમાં આ અગત્યનું પગલું આમ સર્વાનુમતે લેવાયું એ શુભ શુકન હું લેખું છું. પ્રો. ઠાકોરે સુધારા સ્વીકાર્યા એટલુંજ નહીં પણ 'ગુજરાતી'માં દર્શાવેલા ભડોલ કમીટી વીશેના એમના મત વીશે મને માન ઉપજે છે. અને એથી વધારે સંતોષકારક તો એ છે કે એમના જેવા પરિષદભક્ત પર આક્ષેપ ને અન્યાય હતા તે હંમેશને માટે દૂર થયાં છે; અને પરિષદ મંડળને પ્રો. બલુભાઇને પોતાના કરવાનો, ને એમની મહેનત ને સલાહનો લાભ લેવાનો અધિકાર પ્રાપ્ત થયો છે.

× × ×

પણ પરિષદની કથા રહી ગઇ. પ્રમુખ ચુંટવાનો વખત થયો ને મુંબાઇના સાહિત્ય આકાશમાં વાદળાં ઘેરાવા માંડ્યાં. આ પરિષદમાં બંધારણનો પ્રશ્ન હતો એટલે થયું. નહીં તો પ્રમુખના પ્રશ્નમાંજ સામાન્ય લોકોને રસ પડે છે; અને ન હોય ત્યાં મતભેદ ઉભા કરી, બેઘડી

જોવા જેવું બને છે. રા. રમણભાઇએ પ્રમુખ-સ્થાનેથી કહ્યું તે ખરું છેઃ—

"જે સખ્ખમોને ગુજરાતી ભાષાના અને ગુજરાતી સાહિત્યના પ્રશ્નોમાં ઝાઝો રસ પડતો નથી અને પરિષદ તમાશા તથા ધાંધલરૂપેજ આકર્ષક લાગે છે તેમને પરિષદના પ્રમુખની પસંદગીનો પ્રશ્ન ઘણો અસ્વસ્થ કરે છે, હીંદની મહાસભાના પ્રમુખપદના પ્રશ્ન કરતાં પરિષદના પ્રમુખપદના પ્રશ્નથી તેમને વિશેષ બેચેની થાય છે, પરિષદમાં કરવાનુ કાર્ય તેમને ગૌણ જણાય છે, અને, પ્રમુખની પસંદગીના વાદવિવાદનો કોલાહલ તેમને પ્રધાન જણાય છે."

સાધારણ રીતે એક પક્ષે ગાંધીજીનું નામ આગળ મુક્યું; બીજાએ નાનાલાલ કવિનું; કાર્યકર્તાઓનો વિચાર રા. રમણભાઇને પ્રમુખ ચુંટવાનો થયો.

રા. રમણભાઇ આજે વીસ વર્ષ થયાં જીવતી મરતી પરિષદને ટકાવી રહ્યા હતા; રા આનંદશંકરભાઇએ કહ્યું હતુ તેમ એમના જમાનામા થએલા સાહિત્યકોના વડીલ હતા; ગુજરાતી ભાષામા 'ભદ્ર ભદ્ર' જેવી અપ્રતિમ કૃતિના સર્જક હતા. 'ગોવર્ધન યુગ'ના એ શ્રેષ્ઠ ટીકાકાર હતા એ ઉપરાંત મારું દૃષ્ટિબિંદુ પણ એક હતુઃ બંધારણ આ વખતે અમલમાં આવવાનું; અને તેથી બે વર્ષ સુધી હંમેશાં ઉપયોગી લાગે એવા પ્રમુખ ચુંટવા જોઇએ.

× × ×

ગાંધીજીની પસંદગી માટે ચારે તરફથી ઝુમ્બરાણ ઉભી કરવામાં આવી. જેને પરિષદમાં એક નાટક પુરતોજ રસ હોય તેને ગાંધીજી ઘણાજ રુચે. કારણ જેવું પદ એ શોભાવે ને પ્રેક્ષકો આકર્ષે તેવું બીજું કોઇ નહીં. પરિષદના નિમંત્રક તરીકે મારે આ ઘણું સારું. પરિષદની વાહવાહ જરૂર થાય. પણ લાંબો વિચાર કર્યા પછી ગાંધીજીની પસંદગી દરેક દૃષ્ટિબિંદુથી ઇચ્છવાજોગ ન લાગી.

૧ ગાંધીજી આવ્યાથી, અમદાવાદમાં થયું હતું તેમ, પરિષદનો રસ માત્ર એક વ્યક્તિમાંજ વિરામ પામે, અને બીજા વિદ્વાનો તેજનષ્ટ થવાની બીકે જોઇતો રસ નહીં લે.

૨ ગાંધીજીના આવ્યાથી સામાન્ય રીતે ભક્તિનું વાતાવરણ પ્રસરે છે અને વ્યવહારુ વાતાવરણ સામાન્ય માણસોમાં પેદા કરવું અશક્ય થઇ પડે.

૩ ગાંધીજીને મન સાહિત્ય સાધન છે, ધ્યેય નથી. સાહિત્ય પરિષદને પ્રમુખસ્થાને સાહિત્ય જેનું ધ્યેય છે એવું કોઇક જોઇએ.

૪ ગાંધીજી અત્યારે ચરખા પર એટલું એકાગ્ર ધ્યાન આપી રહ્યા છે, કે શુદ્ધ સાહિત્યમાં જોઇતો રસ ન પણ લે.

૫ ગાંધીજી એટલા મોટા વર્તુલમાં ફરે છે કે મંડળનું અસ્તિત્વ, ને તેના બંધારણના ઝગડામાં ધ્યાન દઇ ન ઉતરે ને પરિણામે વિષય સમિતિમાં એમની હાજરીનો લાભ નએ મળે.

૬ એમના વ્યવસાયને લીધે ગાંધીજી બે વર્ષ પરિષદ મંડળની પડખે નહીંજ ઉભા રહે.

આ મારાં અંગત કારણો. એમની પસંદગીની વિરુદ્ધ કાર્યકર્તાઓ છે એ જાણી કેટલાકોએ મારા પર 'ગાંધી દ્વેષ'નો આક્ષેપ મુકયો. પરિષદને ઉપયોગી પ્રમુખ કોણ તેના

**મારો 'ગાંધી દ્વેષ'!**

નિર્ણયમાં મારો 'ગાંધી દ્વેષ'—નથી; છતાં હોય તો પણ—હું શા માટે લાવું? પણ ખરું જોતાં મને ગાંધીજી તરફ જે વિચારપૂર્ણ ને કેટલેક અંશે વિરોધપૂર્ણ પૂજ્યભાવ છે તે મહાત્માના અનુયાયીઓની ભક્તિ કરતાં વધારે ઉંડા નિરીક્ષણ —ને ન્યાયદૃષ્ટિ પર પણ રચાયો છે. એમના દૃષ્ટિબિંદુ ને મારા વચ્ચે—માનપૂર્વક કહું તો—ઘણો

ફેર છે એમના ઘણા જીવનમંત્રો—કોણ જાણે મારે કેવે નશીબે–હુ ગળે ઉતારી શકયો નથી અને તન, મન ને ધન કોઇ પણ 'નારાયણ' ને અર્પણ કરવાની મને સ્વભાવજન્ય અરૂચિ છે છતા ગુજરાતના શુ–પણ હીંદના જ્યોતિધર તરીકે–પ્રેરક બળોના મવિનાનારાયણ તરીકે–ગુજરાતી સચોટ ગદ્યના સ્રષ્ટા તરીકેનુ એમનુ સ્થાન મારા લેખોના મે સ્પષ્ટ કર્યું છે બધાની માફક એ એક યુગના નથી એમની કીર્તિ સનાતન છે એ સ્વીકારવાને ગુજરાતી તરીકે લોભ મુકાતો નથી છતા પણ હુ 'ગાધી દ્વેષી' તરીકે ગોળાઇ જાઉં તો પરિષદમા વિઘ્ન આવે ખરુ—એવો ઠીક મુદ્દો મને તે વખતના કેટલાક લખાણોમા સ્પષ્ટ દેખાયો

હ ગાંધીજીને પોતાને મળ્યો મે એમની આગળ ઉપર આપેલા દૃષ્ટિબિંદુઓ નીખાલસ પણે રજુ કર્યા મને એવી અસ્પષ્ટ આશા હતી ખરી કે જો કોઇ રીતે ગાધીજી પરિષદ મડળ સાથે બે વર્ષ કામ કરવાની ઇચ્છા દર્શાવે તો બધા દૃષ્ટિબિંદુઓ બાજુએ મુકી એમને પ્રમુખ પદ સ્વીકારવાની પ્રાર્થના કરી પણ એમના ભકતો ધારે છે તેનાથી વધારે સ્પષ્ટતાથી ગાધીજી પોતાનુ કાર્યક્ષેત્ર સમજે છે "ચરખામાથી એક પગ દૂર થાઉં છુ એમ ને મને જીવ જતો લાગે છે ગુજરાતી ભાષા ને સાહિત્યનો મારી જરુરીઆત પુરતો હુ ઉપયોગ કરુ છુ સાહિત્યકારોની માફક એની પાછળ હુ વખત ગાળી શકુ એમ નથી ને પરિષદના નાના પ્રશ્નોમા મને રસ નથી એમણે ત્યાર પછી પોતાની નારાજી દર્શાવતો પત્ર લખ્યો હતો જે સત્કાર મંડળમાં વચાયો હતો

આથી નહીં સતોષ પામતા કેટલાકોએ ગાધીજીને એ પદે તે ચુટાય તો તે પદ સ્વીકારવા ની વીનતી કરેલી પણ એટલામા તો એમણે ક્ષેત્રસન્યાસ લીધો પછી થોડીક યોજનાઓ થઇ એમની પાદુકા મુકીએ તો? લક્ષ્મણે કયુ હતુ ને? દાસની માફક એમને પ્રમુખ કરીએ ને ઉપપ્રમુખ કોઇ બીજાને કરીએ તો કેમ? પણ એ સુચનાઓ વ્યવહારુ ક્ષેત્રમા અસરકારક રીતે આવી શકી નહીં

× × ×

ગાધીજી રસાકસીમાથી દૂર થયા અને અમે રા રમણભાઇને ચુટવાની તરફેણમા, એટલે કોઇ તો ઉભુ કરવુંજ જોઇએ કવિ

**કવિ નાનાલાલ**

નાનાલાલ તો આવે એમ હતુંજ નહીં આ અરસામા રા ચદ્રશકર ને હુ કવિ નાનાલાલને પરિષદમા નિમત્રણ કરવા ગયા હતા–માત્ર અમારા હોદ્દાની રુએજ પરિણામે અડધા કલાક સુધી–સમયને ક્રમે એવી વાણીનો પ્રહાર સાભળવાનુ સદ્ભાગ્ય અમને પ્રાપ્ત થયુ ને કહેવામા આવ્યુ કે 'સત્કાર મડળ નિમત્રણ કામનુ નહીં પરિષદ મને બોલાવે ને મારી ને પ્રો બળવતરાય વચ્ચેની તકરારનો ન્યાય કરે તો હુ આવુ પરિષદ ત ક્યથી નીમત્રવાની અમારી સત્તા નહોતી કવિની ને પ્રો ઠાકોરની સર્જનજુની ગેરસમજ ઇતિહાસનો વિષય થઇ ગયો હતો તેને મુદતનો કાયદો જ્યારનો એ લાગુ પડતો હતો અને ખાનગી તકરાર ચુકવવાનુ પરિષદના હેતુઓની બહાર હતુ એમ તપાસતા લાગ્યુ આ કારણથી કવિશ્રીની પરિષદમા ગેરહાજરી થવાની એ ખ્યાલનો આઘાત જેમ તેમ સહન કરતા કરતા અમ પાછા વળ્યા

પરિષદને છે ને દિવસે તા ૪ થી એપ્રીને એ આઘાતનો વ્રણ તાજો થવાનો પ્રસગ આવ્યો કોઇકે કહ્યુ કે કવિ મુબાઇમા આવ્યા છે રા મનહરરામે અને મે વિચાર કર્યો કે કવિનુ સાહિત્યમા સ્થાન જોતા એમને એક ખા ણ મોકલાવવુ પરિણામે રા

મનહરરામ તેડવા ગયા. જવાબમાં એટલોજ નિશ્ચલ સંદેશો કે "પરિષદ પાસે ઠરાવ કરાવો તો હું વિચાર કરું." કેવો ઠરાવ કવિ કરાવવા માંગતા હતા તે કલ્પવું અશક્ય હતુ સંતોષકારક પુરા થવા આવેલા સમારંભના ભાગ્યમાં ન્યાયની અદાલતમાં ફેરવાઇ જવાનું નહીં લખ્યું હશે તેથી એ સુચના વ્યવહારિકતાની ક્ષિતિજ પર આવીજ નહીં. હજુ આપણા મોટા માણસો શીખ્યા નથી કે વ્યકિત કરતાં સંસ્થા—ગમે તેવી નાની હોય તોપણ—મોટીજ છે.

× × ×

**રા આનદશંકર.** હજુ પણ કેટલાકને રા. રમણભાઇ રુચ્યા નહીં. એક કારણ તો એ કે કાર્યકર્તાઓએ એમને પસંદ કર્યા હોવાથી કેટલાકની એ ફરજ લાગતી હતી કે સામે પડવું. બીજું કારણ મને આ વખત સમજાયું. ખોટું હોય એમ ઇચ્છું છું; ખોટું નથી એમ મને ખાત્રી છે. જ્યારે નાગર સાહિત્યરસિકો—રા. ચંદ્રશંકર જેવા ઉદાર અપવાદો સીવાયના—નાગર સાહિત્યકારોની કીંમત આંકવા બેસે છે ત્યારે તે ચુસ્ત નાગર છે કે નહીં એ વિચાર પણ જાણે અજાણે આવે છે. રા. આનંદશંકરભાઇ—એ પોતે રમણભાઇનું નામ સુચવ્યું હતું છતાં તેમનું નામ આગળ કરવામાં આવ્યું.

ચુંટણીને દિવસે મત લેવાતાં શુ પરિણામ આવશે તેનો કૈં સંશય નહોતો. પણ રા. આનંદશંકરભાઇનું નામ નિષ્ફલ રસાકસીમાં તેમની વગર ઇચ્છાએ ખેંચવાની રા. રમણીયરામે ના પાડવાની ભલમનસાઇ છેલ્લી વારે બતાવી. —અને રા. રમણભાઇ સર્વાનુમતે પ્રમુખ ચુંટાયા. બીજા અનેક કામમાં હું રોકાઇ ગયો હોવાથી ત્યાર પછી પૈસા ઉઘરાવવાનું કામ રા. મણિલાલ નાણાવટી, ને રા. મંગળદાસ મહેતાને માથે પડ્યું; અને એ સાહિત્યસેવા કરવા સદા ઉત્સુક યુગલે કરેલી સફળ મહેનતવડે પરિષદનું ભંડોલ વધ્યું.

અત્યારસુધી પ્રદર્શન થશે કે કેમ એ વીશે મને ઘણી ચિંતા હતી. લલિતકળાનું પ્રદર્શન તો

**પ્રદર્શન.** પરિષદના બંધારણમાં આવતું નહોતુ—માત્ર સાહિત્ય વિષયક પ્રદર્શન આવતું. એટલે ખરચ ને મહેનત તો ઓછીજ પડતી. પણ પ્રદર્શનની કોઇને પડી નહોતી; ને જુની હસ્તપ્રતોનો વિષય ખાસ અભ્યાસીનો. આ મુશ્કેલીમાંથી રા. સન્મુખલાલ પંડયાએ બચાવ્યા. ખાસ શોખ ને અભ્યાસને બદલે એમના કામ કરવાનાં મહેનત, ખંત ને ઉત્સાહથી એ વ્યવસ્થાશીલ કાર્યકર્તાએ થોડા વખતમાં પ્રદર્શનની પ્રવૃત્તિને ઝોક આપ્યો. એટલામાં વડોદરેથી રા. ભાનુસુખરામ આવી પહોંચ્યા. આવા પ્રદર્શનના તો એ ભક્ત છે. એને માટે ઉંઘ, ભુખ, કે સગવડની તેમને પરવા નહોતી. અને પછી રા. હરગોવિંદદાસ પારેખ આવ્યા એટલે કૈં જોવાનું રહ્યુંજ નહીં જ્યાં પણ કલા પ્રદર્શન હોય ત્યાં રા. પારેખ એક પગે કામ કરવા તૈઆર થાય. પ્રદર્શન પેટા સમિતિના પ્રમુખ પુરુષોતમ વિશ્રામ શેઠનું જ્ઞાન, ને તેમને ત્યાં સંગ્રહેલી વસ્તુઓના લાભથી પ્રદર્શનનું રૂપ ફરી ગયું. કલાપ્રેમ એજ પુરુષોતમ શેઠના જીવનનો ઉલ્લાસ છે; એટલે એમની મદદથી પ્રદર્શનમાં પ્રાણ આવ્યો. એમનું અગ્ર સંભાષણ પણ માહીતી ને ઉત્સાહથી ભરપુર હતુ.

પ્રદર્શન ખુલ્લું મુકવા માટે વાંસદાના રાજા સાહેબને પુછાવ્યું, પણ તે મુંબાઇ આવી શકે એમ નહોતું. સર મનુભાઇને પુછાવ્યું પણ તેમનાથી પરિષદના અરસામાં મુબાઇ આવી શકાય એમ નહોતું. પ્રદર્શન કોણ ઉઘાડશે એ પ્રશ્ન જરા ગંભીર સ્વરુપ પકડતો

હતો; એટલામાં સર મનુભાઈએ મને ખબર આપી કે તેઓ મુંબાઈ આવી શકે એમ છે.

સર મનુભાઈના આવ્યાથી પ્રદર્શનદ્વાર ખોલવાની ક્રિયામાં અજબ આકર્ષણ આવ્યું.

**સર મનુભાઈ.** સાહિત્યના ઉંડા અભ્યાસી, ને સુરેખ ગુજરાતી ગદ્યના વિધાયક, ગુજરાતના આભૂષણ રૂપ મુત્સદીએ પ્રૌઢ વયે વડોદરાની નોકરીની અટપટી ધુંચોમાં કે આયપતવેરાની ગુંગળાવતી શુષ્કતામાં નથી ખોયો ગુજરાતી સાહિત્યનો પરિચય, નથી છોડયો કલા સાહિત્યનો સમાગમ ને નથી ગુમાવી અપૂર્વ સરસતા પાછળ મુમુક્ષુની તીવ્રતાથી ઘેલી બનેલી સૂક્ષ્મ કલાદૃષ્ટિ. વ્યક્તિત્વની છટા, મધુર અવાજ ને સૌજન્યશીલ રીતભાત એ લક્ષણોથી આકર્ષક બનેલા પ્રમુખે એમની કલાદૃષ્ટિ વ્યક્ત કરતા સુંદર ભાષણથી પ્રદર્શન ખોલ્યું; એ ભાષણને પરિષદે તરતજ બધા ભાષણમાં અગ્રસ્થાન આપ્યું.

× × ×

પરિષદના પ્રદર્શનોમાં સામાન્ય વર્ગ માટે આકર્ષણ હોતું નથી. હસ્તપ્રતોની હજુ ગુજરાતમાં કીંમત હમણાંજ થવા માંડી છે. હજુ ગામેગામ ભંડારે ભંડાર અણજાણી પ્રતો પડી હશે. એવું સંશોધન ને મુદ્રણ ભારે પગે–ધીમે ધીમે ને ડગલે ડગલે ચાલે છે. એટલામાં અજ્ઞાન ને ઉધાઈ તેટલીએ મહેનત ઓછી કરે છે. કોઈ એક સ્થળ એવું જોઈએ કે જ્યાં બધી પ્રતોની નકલો અભ્યાસીઓને મળે. અજબ છે કે કોઈનું તે પર ધ્યાન ગયું નથી. મુંબાઈમાં મ્યુઝીઅમમાં, શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીને ત્યાં, ફાર્બસ સભા પાસે, વડોદરા પુસ્તકાલયમાં, શેઠ જીવણચંદના સંગ્રહાલયમાં, ને ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પાસે જે પ્રતો છે એ લગભગ બધી છપાવવા યોગ્ય છે. ચિત્રકલાની બાબતમાં પ્રદર્શન અસંતોષકારક નીવડયું. પરંતુ સોમાલાલ શાહ, જગમોહન મીસ્ત્રી ને કનુ દેસાઈ એ નવા આશાસ્પદ ચિત્રકારો લાગ્યા.

રા. મોતીચંદ કાપડીઆના સૌજન્યથી મહાવીર વિદ્યાલય મળ્યું એ પણ સારું થયું.

**પરિષદનો હોલ.** પરિષદનો હોલ, પ્રદર્શન, ઉતારો, ઓફીસ એ બધું એકજ મકાનમાં હોવાથી કાર્યકર્તાઓ ને પ્રેક્ષકો–બંનેને ઠીક થઈ પડયું. પહેલે દહાડે હોલ નાનો પડયો. હું ધારું છું કે સોએક માણસ પાછું ગયું હશે. બીજે દિવસે હોલ પુરતો હતો. ત્રીજે દિવસે મોટો પડયો. ત્રીજે માળે પ્રદર્શન પણ ભરાઈ રહ્યું. સામે 'શારદા' ને આર. વનમાળીદાસ પુસ્તકો વેચવા સ્ટોલ પણ ઉઘાડી શકયા. મધ્યસ્થ જગામાં ને થોડી જગામાં બધાનો સમાવેશ થયો. કાવસજી જહાંગીર હોલની ભવ્યતા પરિષદે ત્યાગી દીધી તે કેટલાકને ન રુચ્યું. પણ રજાના દિવસો; વાઈસરૉયની સ્વારીને લીધે બંધ રહેતા રસ્તાઓ; ગામને જુદે જુદે છેડે પરિષદ ને પ્રદર્શન—આ બધી મુશ્કેલીઓ જોતાં એ ત્યાગ ઘણોજ લાભકારક નીવડયો.

× × ×

સંગીતનું કામ રા. નરસિંહરાવભાઈ, ને રા. મનહરરામની દેખરેખ હેઠળ બે સ્ત્રી મંત્રીઓએ ઉપાડયું હતું. ગાયનો બધાં સુંદર, સુમધુર ને સુયોગ્ય હતાં. તેના સુરોપર પણ જોઈએ તેના કરતાં વધારે ધ્યાન ને ચીવટ અર્પ્યું હતું, એમ મારા જેવા અજ્ઞાનને લાગ્યું પણ હોય. ભાઈ શંકરપ્રસાદનું ગીત મણિશંકરની કૃતિની આદરણીય છાયા હતી. રા. મનહરરામનું ગીત બધાથી સરસ ને પ્રવાહ તેમજ પ્રભાવભર્યું હતું. તેના ભાવ, શબ્દો ને સંગીત મને ઘણાંજ મોહક લાગ્યાં. બધાને તે રુચ્યું.

હક છીનવવો નહીં તો તકરાર કરી નિયમ વિરુદ્ધ કરવું એ આપણા સ્વાતંત્ર્યનું બીજું દૃષ્ટાંત.

આખરે વિષય સમિતિ શરુ થઇ; ગાજવીજ થઇ. તે અંતમાં પરિષદ મંડળનો ઠરાવ વધુમતે રાતના અગીઆર વાગે શરુ થયો. એ વીશે ઉલ્લેખ હું કરી ગયો છું.

× × ×

પ્રમુખની તબીઅત આખો વખત નાદુરસ્ત હતી; અને એમનું ઘણું ખરું કામ રા. કૃષ્ણુલાલ કાકાને કરવું પડતું. આપણે અહીંઆં પ્રમુખનો આદર્શ ન્યાતના ભલા શેઠીઆનો છે. પ્રમુખ એટલે સભાની વ્યવસ્થા જાળવનાર, બધાનું વર્તન નિયમસર કરનાર, સભાના સમગ્ર ગૌરવનો પ્રતિપાલ એ ખ્યાલ હજુ પેઠો નથી. અને જેમ સભા નિયમ વિનાની તેમ વધારે મજબુત પ્રમુખ જોઇએ. એવો કોઇ પ્રમુખ મળે તોજ કામ સાંગોપાંગ ઉતરે છે. માંદગીને લીધે કેટલેક અંશે અશક્ત એવા રા. રમણભાઇ રા. કૃષ્ણુલાલકાકાની અને એક વખત સર પ્રભાશંકરની મદદથી કામ પાર ઉતારી શક્યા.

× × ×

બીજા દિવસના કાર્યક્રમમાં કૈં નહોતું. અને વિષયસમિતિમાં બંધારણ વીશે સમાધાન થઇ ગયું હોવાથી આખો દહાડો નિર્વિઘ્ને પસાર થયો. થોડીકવાર ડા. નાયકે પ્રમુખપદને યોગ્ય રીતે ન્યાય આપ્યો.

**નિબંધવાચન.**

નિબંધ વાચન કેટલાકને પ્રિય છે. મને અકારું લાગે છે. લાંબાં ભાષણો 'taken as read' વાંચ્યાં એમ શા સારુ નહીં લેવાતાં હોય?

લેખીત ભાષણો વાંચવા જેવું કંટાળાભર્યું કામ એકે નથી હોતું. આંખથી આંખ મળે નહીં, સંબોધનને અપરોક્ષ સંબંધ બંધાય નહીં ત્યાં સુધી કવચિતજ ભાષણ આકર્ષક નીવડે છે. પણ આપણે ત્યાં વાંચી જવામાં વકતા આનંદ માને છે; અને તે સંગીતથી ઘેન આણવામાં શ્રોતા મોજ માણે છે. તેમાં પરિષદમાં તો એટલું બધું વંચાય છે કે લોકો કેમ સાંભળી રહે છે તે મને સમજાતું નથી.

વિદ્વત્તાપૂર્ણ નિબંધને હઝાર માણસ આગળ દશ મીનીટમાં વાંચવો ને તેનાથી જ્ઞાન કે ઉત્સાહ પ્રસારવો એ અશક્ય થઇ પડે છે. આવી સભાને તો માત્ર ગમ્મત જોઇએ. સભાની દૃષ્ટિથી સરસમાં સરસ બીજે દિવસે રા. ભાઇ રાયચુરાએ ગાએલું રેંટીઆનું ગીત—એમનો બુલંદ અવાજ, એમના અભિનય, એમની વિનોદપૂર્ણ ટીકા, એમના ગીતનો લય, ને તેની હાસ્યજનક વસ્તુ, અને ખાસ કરી સર પ્રભાશંકરની હાજરીમાં દાઢીનો ઉલ્લેખ—આમાંજ સભા એકતાર થઇ; અને પલવાર સાહિત્ય પરિષદનું વ્યાસપીઠ રંગભૂમિના આછા રંગથી છવાઇ ગયું. સભાને ગમ્યું; ઘણી તાળીઓ પડી; ઘણી હસાહસ થઇ. પણ આનો આટલો રસ પડયો એથી એ સભા સાહિત્યમાં કેવો ને કઇ પ્રકારનો રસ લે છે તેનું શોચનીય પ્રદર્શન થયું એમ મને લાગ્યું. આ સભા આગળ ગંભીર નિબંધનું વાચન કરવું—એટલે માત્ર એક દૃષ્ટિએ વાંચનારની ઓળખ આપવી એટલુંજ; બીજી દૃષ્ટિએ બગાસાં ખાવાં—એથી વધારે નહીં.

× × ×

નિબંધો માટે કહેવાયું કે પાંચ છ મહીનામાં કેમ તૈઆર થાય! જે તૈઆર કરે છે તેને બાર

મહીના લાગતા નથી, જે તૈઆર કરી શકતો નથી તેને ગમે તેટલો

**નિબધો** સમય નકામો છે લેખો ઘણા આવ્યા તેમાં સારા માત્ર જાણીતા લેખકો છે તેમનાજ—માત્ર ડો કુવરજી નાયક જેવાના અપવાદ સીવાય સસદે પોતાના સાહિત્યના ઇતિહાસ માટે તૈઆર કરાવેલા ઘણા લેખો આ વખતે પરિષદને આપ્યા એટલે આ વખતનો નિબધ સંગ્રહ બીજી કોઇ પરિષદ કરતા ઉતરતો થયો છે એ માન્યતા બીનપાયાદાર છે કેટલાક વિદ્વાનો ન લખી શકયા કેમ કરીએ ? બેએક લેખો પહેલા પ્રગટ થએલા તે પરિષદમા આવ્યા એમ કહેવાય છે આ વાત લેખકે જોવી જોઇએ નિબધ સમિતિ એ બધી સર્વજ્ઞતા કયાથી લાવે ? મારે માટે તો હમેશની માફક કૈં રસદાર આરોપણ જોઇએજ કેટલાક પત્રોએ લખ્યુ ' મુનશીએ લેખ લખ્યો નહોતો, એટલે વચાય કયાથી ? માત્ર નામજ મુકેલુ ' કોઇ વાતમા કૈં પણ આક્ષેપ કરી શકાય છે ?—એ મનોવૃત્તિનું આ એક દૃષ્ટાત છે મારો લેખ તૈઆર હતો, જેટલો વાચવાનો ભાગ હતો તે છાપીને તૈઆર હતો, પણ એટલા બધા નિબધ વાંચવાના રાખ્યા હતા, કે તે બધાને માટે પુરતો સમય નહોતો એટલે બીજા કોઇને વખત ટુકાવવાનો કહુ તે પહેલા મારુ વાચન કાઢીજ નાખુ તો સારુ એજ વિચારે મે મારો નિબધ વાચનાનું છોડી દીધુ

× × ×

ઠરાવો તો ખરુ જોતાં માત્ર બેજ હતા ગુજરાતની યુનીવર્સીટી વીશે, ને અભ્યાસક્રમમા ગુજરાતીના સ્થાન વીશે આ ખરી મુદ્દાની વાત પર થોડાક અપવાદો સીવાય બીજા બેપરવા હતા—એ આ સભાની વ્યવહારિકતાનુ એક દૃષ્ટાત પરિષદ કોઇ જન્મારે વ્યવહારિક સભા—business meeting—થશે ખરી ?

× × ×

એકજ પ્રસગ જરાક કઠણુ આવ્યો રા હીરાલાલ પારેખે વિષય સમિતિએ પસદ કરેલાં સાત નામો સુચવ્યા ત્યારે

**પ્રમુખની લવાદી** કેટલાક માણસો કૈં કારણસર તોફાન કરવા તત્પર તો હતાજ, અને આ એક પ્રસગ મળ્યો રા વિજયરાય કલ્યાણરાય કોમુદી ના તત્રી જેવા વિવેચક રા જોષી—ધૂમકેતુ જેવા નવલકથાકાર રા મોહનલાલ દલીચદ દેસાઇ જેવા વિદ્વાન,—એમની ચુટણી વીશે પરિષદ માત્ર વિરુદ્ધ પડવાના આનદને ખાતર નારાજી બતાવે એ પરિષદની ચુટણી કરનાની શક્તિ પર અજવાળુ પાડે છે રા અબાલાલ જાની, રા સન્મુખલાલ પડ્યા ને રા મનસુખલાલ માસ્તર તો જે પક્ષ બધારણની સામે પડયો હતો તેના અગ્રણી હતા પણ ચુટણી કોને કરવી હતી ? બીજા સાત નામો આવ્યા પછી કચ્છી વગેરે પ્રાતિક ભેદો આગળ થયા પછી નામોનો વરસાદ વરસવા લાગ્યો

કાર્યકર્તાઓ એ માટે તૈઆર હતા મત પત્રો છપાઇને હાજર હતા ને શાતિથી મત આપી શકાત ને જે પરિણામ આવત તેમા કોઇને અસતોષનુ કારણ નહીં રહેત સર પ્રભા શકરે તોડ કાઢયો, ને પ્રમુખની લવાદી સુચવી જરા પણ કોઇ તોફાન કરે, કે તેને લવાદીનુ માન આપવાનુ ઘણાને નહીં રુચ્યુ પણ બધા સમત થયા પ્રમુખે લવાદી ફેસલો કર્યો

× × ×

પરિષદનું આ વખતનું દશ્ય જુની ન્યાતે મળે છે એવું જરા વધારે હતું. અને તેજ

**પરિષદમાં અસ્વસ્થતા.**

પરિષદનું બંધારણ કે પણ વ્યવસ્થિત કાર્ય માટે કેવું નકામુ હતું તેનો પુરાવો આપતુ હતુ. અને અત્યાર સુધી પરિષદ કંઈ કાર્ય ન કરી શકી, તે પણ સમજાય એમ હતુ. સ્થાનિક તોફાનીઓને શરણે જે સંસ્થા હોય, ને સાહિત્યવિષયક સંસ્થામાં ત્રણ રુપીઆ પુરતો જેને સાહિત્યમાં રસ છે તે નિર્ણય કરનારા હોય ત્યાં કોણ પૈસા આપે, કોણ તેને માટે મહેનત કરે? પરિષદ મંડળની હસ્તીનો સબળમા સબળ હેતુ પરિષદના આવા ઢીલા બંધારણ ને આવા નકામા વાતાવરણમાથીજ ઉદ્ભવ્યો છે. આ પરિષદ જ્યાં સુધી વિદ્યા-વિલાસીઓની વ્યવહારુ સભા ન થાય ત્યાં સુધી આવુજ વાતાવરણ થોડે વધતે અંશે કાયમ રહેવાનુ.

× × ×

સાંઝે ગાર્ડનપાર્ટી થઇ મુબાઇમાં ગુજરાતીઓની આવી પાર્ટી ઘણીજ થોડી થાય

**સ્નેહસંમેલન.**

છે એટલે ઘણા લોકો આવ્યા હતા. અને પ્રમુખ સાહેબના માનમા એ વીઠલભાઇ પટેલ, સર મનુભાઇ, સર પ્રભાશંકર, સર ચુનીલાલ મહેતા, રા. ભુલાભાઇ દેસાઇ જેવા અગ્રગણ્ય ગુજરાતીઓએ હાજરી આપી અમને કૃતાર્થ કર્યાં હતાં. જે સ્નેહ ને સૌજન્ય ત્યાં દેખાયાં તે ઉપરથી પરિષદનું કામ સારી રીતે પાર પડયું એમ માનવાને કારણ મળે છે. પરિષદના પ્રમુખને માન આપવા મેં આટલા બધાને બોલાવ્યા તે પણ કેટલાકને ખુંચ્યું. સારું છે કે એવા કેટલાકને રીઝવવા હું કંઈ કરતો નથી, નહીં તો ખરેખર એવાને રીઝવવા કરતાં સકતામાંથી તેલ કાઢવા કે સસલાનું શીંગડું હાથ કરવા બેસી જવું એ વધારે સારું છે.

× × ×

પાંચ છ મહીનાની પરિષદની પ્રવૃત્તિ પુરી થઇ. પરિષદ્ સફળ થઇ કે કેમ એ પ્રશ્નો પુછાય

**મુબાઇની પરિષદની સફળતા.**

છે. જાત્રાનો મેળો સફળ ક્યારે થએલો ગણાય? જનારને ગમ્મત પડે ત્યારે. જરા તોફાન થયું, જરા ભાષણો સાંભળ્યાં, થોડા-ઘણાને મળ્યા ને મુંબાઇની મઝાહ કરી. એટલે *પરિષદની દૃષ્ટિએ દર વખત આથી શુ ઓછું કે* વધતું થાય છે કે થવાનું છે? આ પરિષદ એક રીતે સીમાચિન્હ છે. હવે એ પરિષદ મંડલનું માત્ર એક અંગ બની છે આ નવો અવતાર એણે મુબાઇમાં લીધો. આ વખતની પરિષદનુ આ ખરું ફળ. પરિષદને આ નવે અવતારે આણવી એમાં આખા ગુજરાતના પરિષદના જવાબદાર શુભેચ્છકો એક મતના હતા. પણ જ્યારે વ્યવસ્થા કરવાની હોય છે, ત્યારે ગેરવ્યવસ્થાનાં તત્ત્વો ફૂફડી ઉઠે છે; અને કોઇને પણ દુશ્મન તરીકે વીણી કાઢી તેના પર હુમલા કરવા મંડી જાય છે; અને પોતાનો પ્રાણ ન જાય તે માટે ફાંફાં મારે છે. આ સ્વાભાવિક સ્થિતિ છે. સ્વચ્છંદ, *અરાજકતા ને નિર્માલ્ય શિથિલતામાં પડી રહેલો* પરિષદપ્રેમ–મને લક્ષ્ય બનાવી હુમલા કરવા મંડી ગયો. એમાં કોઇનો વાંક નથી–માત્ર સ્વાભાવિક નિયમોનાં કોઇ ને કોઇ સાધનો બને છે.

પરિષદની પાછળ ભાવના ગુજરાતની અસ્મિતાની છે. એ જેટલે અંશે અસ્પષ્ટ હતી તેટલે અંશે પરિષદ સુસંબદ્ધ નહોતી. જેટલે અંશે એ ભાવના સ્પષ્ટ ને સુરેખ થતી ગઇ તેટલે અંશે ગુજરાતીઓએ એ સંસ્થાને સુગ્રથિત બનાવવાનો પ્રયાસ આદર્યો. એ પ્રયાસની

મૂર્તિ તે પરિષદ મંડલ અને મુંબાઇની પરિષદ તે પરિષદ મંડળના વિજયધ્વજની પ્રથમ સ્થાપનાનો પ્રસંગ

× × ×

મુંબાઇની પરિષદમાં વિઘ્નસંતોષીઓ છેવટે સુધી ન નડયા હોત તો આ પરિષદમાં માત્ર પરિષદ મંડળનો વિજય ધ્વજ સ્થપાત નહીં પણ તેનું વિજયપ્રયાણ પણ શરુ થાત ત્યાં ને ત્યાં પરિષદ મંડળની નવી પ્રવૃત્તિઓની રૂપરેખા રજુ થાત ને તેને માટે જોઇતી સહાય ને ઉત્સાહ મળત પણ મરુ જોતાં તો આટનું થશે તેની મે આશા રાખી નહોતી, કારણ કે થયુ તે પણ ઘણાં વર્ષો પર થવું જોઇતું હતું, પણ અન્તસ્થાનાં તત્ત્વો તેને થવા દેતાં નહીં

**પરિષદ મંડળની સમિતિ**

પરિષદ મંડળની કાર્યવાહક સમિતિની ચુંટણીનો સવાલ આવ્યો જે જે સમૂહોએ પરિષદ મંડળને જન્મ આપવામાં મહેનત લીધી હતી તે બધાના પ્રતિનિધિઓને તેમાં સ્થાન મળવું જોઇએ એવો મારો વિચાર હતો પહેલેથીજ રા કૃષ્ણલાલકાકાએ ઉપપ્રમુખ થવાની આના કાની બતાવી હતી રા મટુભાઇ કાંટાવાળા પરિષદ મંડલની જનેતા છે એમણે અમદાવાદમાં તેની રુપરેખા સ્પષ્ટ કરાવી, ભાવનગરમાં તેની સ્થાપના કરાવી, તેને રજીસ્ટર કરાવ્યુ, તેની જોડણી નક્કી કરાવી એમને ઉપપ્રમુખપદ લેવા રા હીરાલાલ પારેખે અને મે ઘણું દબાણ કર્યુ પણ તે એકના બે થયા નહીં

મંત્રીપદને માટે તો રા હીરાલાલ પારેખ, રા મનહરરામ, રા ચન્દ્રશંકર ને રા ભરતરામના પ્રતિનિધિત્વને લાયકાતવીશે કંઈ સવાલ હતો નહીં સુરતના પ્રતિનિધિ રા પાઠકજી, ભાવનગર મુંબાઇ ને જૈન કોમ, ત્રણેમાં વગ ધરાવતા સાહિત્યવિલાસી રા મોતીચંદ કાપડીઆ,–એ બનેને ટ્રીઝેરર તરીકે સ્થાન આપવાથી આખી સમિતિ સર્વાંગ સુંદર થાય એમ હતી

મારે ઉપપ્રમુખ થવું એ પણ એક સૂચના હતી મને હોદ્દાની પરવા નથી જે કાર્યકર્તાઓની ભાવના મારી ભાવનાને અનુકૂલ હોય ત્યાં બનતું કરવા હું સદાએ તત્પર છું જ્યાં તે પ્રતિકુલ હોય ત્યાં કામ કરતાં કરતાં વખત ને શક્તિ બીજે ઠેકાણે વાપરવામાં ક્ષણભંગુર દેહનું વધારે સાર્થક છે એ મારો સિદ્ધાંત છે એટલે ઉપર આપેલા ગૃહસ્થો સમિતિમાં આવે તો તેની સાથે કામ કરવા હું તૈયાર હતો

રા મટુભાઇ એકના બે નજ થયા એમને કાર્યવાહકની જોખમદારી લેવી નહોતી ડાહ્યા માણસ! એ જતાં ઉપપ્રમુખ મારે થવું એ દબાણ થયું છ મહીના થયાં જે સંસ્થાને સબળ કરવા પ્રયત્ન કર્યો તેને મદદ કરવાની ના પાડવામાં કંઈ અર્થ નહોતો ચુંટણી વખતે રા કૃષ્ણલાલકાકા ને મારી વચ્ચે વિરોધ કરાવવાની તરકીબ વીશે મે આગળ કહ્યું છે એ ઉપપ્રમુખ થયા હોત અને બીજા કાર્યકર્તા જે થયા તેજ હોત તો તન દઇને કામ કરવા હું તૈયાર હતો, એમણે ને મધ્યસ્થ સભાએ મને નિમન્ત્ર્યો તો મારા મિત્રો સાથે કાર્યવાહક સમિતિમાં સહયોગ સાધવા હું તૈયાર હતો

× × ×

પરિષદ મંડલ એટલે ગુજરાતની સંસ્કારિ અને સાહિત્યવિષયક અસ્મિતામાં માનતા સ્ત્રી પુરુષોનો સહયોગ એ સહયોગમાં જેમ વધારે ઉત્સાહી માણસો જોડાય તેમાજ મંડળની સફલતા છે એ સહયોગ સફલ થાય એજ દરેક ગુજરાતીની ઇચ્છા હોઇ શકે એ સહયોગને પરિણામે સાહિત્ય ને સંસ્કાર સમૃદ્ધ થાય એ બીજા

દરેકની આશા હોઇ શકે. મંડલના અધિકારીઓની પ્રવૃત્તિને સાનુકૂલ વાતાવરણ ઉભું થાય; તે ધારેલું કામ પાર પાડે; તેમના કાર્યને પરિણામે ગુજરાત સુદૃઢ ને સંસ્કારી બને; અને એમણે આદરેલી જે કે થોડી વધતી પ્રવૃત્તિથી ગુજરાત વ્યક્તિત્વ પ્રાપ્ત કરવા તરફ પગલાં માંડે—એજ મારો તો આશય તે ઇચ્છા પાર પાડતાં ગુજરાતના ભક્તોનો સહયોગ—ને સહયોગ નહીં તો સહાનુભૂતિ—ની આશા નિષ્ફલ નહીંજ જાય એવી મને શ્રદ્ધા છે.

× × ×

અને જે સંસદે શક્તિ ને વ્યવસ્થા દાખવી પરિષદ પાર ઉતારવામાં મુખ્ય ભાગ લીધો તેના કાર્યની નોંધ લેતાં ઘણાને સંતોષ થયો છે તેમાંનો હુ પણ એક છું.

× × ×

મને મોટામા મોટો લાભ મળ્યો તે ઘણા મિત્રોને મળવાનો. હુ મુબાઇ છોડી જઇ શકતો નથી; બધા કૈં મુબાઇ આવી શકતા નથી. પણ ભરગુજરાતમાં ગામેગામ સાહિત્ય તરંગો સરજાવતા, સાહિત્યવિલાસનાં ધોરણો રચતા ગુજરાતીઓના સમાગમનો લહાવો મને મળ્યો. સમસ્ત ગુજરાતના બધા તરંગ એકજ સાગરની લહેર છે એ મારી માન્યતાનો મેં સાક્ષાત્કાર કર્યો આ તરંગોમાં Renaissance (પુનર્ઘટના)નો જુસ્સો છે; ધાર્મિક જવાબદારી છે; અને છતાં સરસતાનાં દર્શન કરવા મથતી કલાદૃષ્ટિ છે. આ તરંગોમાંથી સર્વાંગ સરસ કલાલક્ષ્મી ક્યારે બહાર પડશે ?

× × ×

આ લખ્યા પછી એક પ્રતિષ્ઠિત દિશા તરફથી ગુબ્બો આવ્યો કે પરિષદ ફંડમાંથી રા. વિજયરાયને મેં સેકંડ કલાસ ભાડુ અપાવ્યું, ને છતાં થર્ડ કલાસમા મુસાફરી કરી વચ્ચેનો ફેર એ ખાઇ ગયા. પરિષદ ફડે એક પૈસો વિજયરાયને આપ્યો હોય એમ મને ખબર નથી. આક્ષેપશાસ્ત્રની નીચતાને મર્યાદા હોય છે ખરી ?



## લલિત કલા

[અનુસંધાન પૃષ્ઠ ૧૮૪ થી]

### કલાની અધોગતિ

આ ત્રણે કલાઓની આપણા દેશમાં એક વેળા કેવી અધોગતિ થઇ હતી તેનો ખ્યાલ કરતાં કોને ખેદ નહીં થાય? શિલ્પકલાના સુંદર નમુના હજુ આપણી ગુફાઓ અને ગહ્વરોમાં મોજુદ છે. એલોરાની ગુફામાં શિલ્પની યશસ્વી કારકીર્દીનું આપણને સારું ભાન થાય છે. અને જો કે મુસ્લીમ સત્તાના હાથ તળે પ્રતિમાઓ ખંડિત થઇ, પ્રતિમા કરવાની કલા છિન્ન વિછિન્ન થઇ ગઇ, તો પણ જે દેવાલયો પાછળથી બંધાયાં અગર જે મુસલમાન બાદશાહોની છતરાજીના ભોગ થઇ પડતાં બચ્યાં તેમાંની શિલ્પ કારીગીરી હજુ પણ આપણા મનને રંજાડવા સમર્થ છે. દેલવાડાના સુંદર દેવાલયો જોઇને કોના હૃદયમા આલ્હાદનો ઉમળકો ઉછળ્યો નહીં હશે?

### મુગલ શહેનશાહત

ચિત્ર કલાની પણ અવદશા આપણા દેશના કાળચક્રના પરિણામે આવતી ગઇ. અકબર બાદશાહે પોતાના દરબારમા ઘણા પ્રખ્યાત કલા વિશારદોને એકત્ર કરી રાજ્યાશ્રય આપ્યો હતો. અને તેની કારકીર્દીમાં ચિત્ર કલાએ સારી પ્રગતિ કરી હતી. બાદશાહ જહાંગીર તથા શાહજહાન લલિતકલાના કેટલા પ્રેમી હતા તેનો ખ્યાલ આજે પણ કાશ્મીરના પ્રવાસીને શાલીમાર તથા નીશાત બાગ અને અચ્છાબલ તથા વેરીનાગના સુંદર બાગો નીહાળ્યાથી તથા ત્યાંનાં રમણીય કલરવ કરતાં ઝરણાંનો ઝણકાર નાદ સાંભળ્યાથી સહેજ થઇ શકે એમ છે. આજે પણ ચિત્રકલા જે એ પંથે આ દેશમાં ઉતરી આવ્યા છે તેમાંનો મુગલચિત્ર પ્રબંધ આ બે બાદશાહોનાજ પ્રતાપે પોષાયો હતો. બીજો રજપુત ચિત્રોનો પ્રબંધ વિક્રમાદિત્યનો અને રાજા ભોજના આશ્રય તળે વિખ્યાતિ પામ્યો હતો એમ આપણને તે કાળનાં કાવ્યો અને નાટકો ઉપરથી સહજ સમજાય એમ છે. કવિ ભવભુતિના ઉત્તરરામચરિતમાં જે ચિત્રપટનો હૃદયવેધક ચિતાર આપ્યો છે; અને કવિ કાલિદાસે શંકુતલાના ચિત્ર તરફ દુષ્યન્તની મૃગતૃષ્ણા જેવી ઘેલછા જે ખુબીથી વર્ણવી છે તે કાળથી હીંદુ ચિત્રકલા ઉતરતી ઉતરતી રજપુત ચિત્રોના પ્રબંધમાં વિરામ પામી. ઉદેપુર, જયપુર, જોધપુર, બીકાનેર તથા બુંદી કોટાનાં રાજ્યો મરાઠા અને મુગલ સૈન્યોથી પરાજય પામી નિસ્તેજ થયાં તે સાથે રાજ્યાશ્રયનો પણ અસ્ત થયાથી ચિત્રકલાનો ઝરો સુકાઇ ગયો. બીજી તરફ દીલ્હીના તખ્ત ઉપર જ્યારથી ધર્મઝનુની ઔરંગઝેબ બેઠો ત્યારથી ચિત્ર અને શિલ્પ કળા ધર્મના સિદ્ધાંતોથી નિષિદ્ધ હોવાથી વૈધવ્ય પામી.

### અરાજ્યનો સમય

પરંતુ આગળ જતાં જયારથી આ દેશ ઉપર વાણિજ્ય પ્રેમી કંપની સરકારની સત્તા સ્થપાઇ ત્યારથી તો લલિતકલાઓને દેશવટો મળ્યો હોય એમ તેમનો લોપ થઇ ગયો. ચિતારાની પીંછીને ઉધાઇ લાગવા માંડી અને શિલ્પકારની કાનસને કાટ ચઢવા માંડયો. એવુ એક સિદ્ધાંત સમાજ શાસ્ત્રમાં સ્વીકારવામા આવ્યું છે કે કોઇપણ દેશના સુધારાનું માપ કાઢવુ હોય તો તે દેશમાં નારીપ્રતિષ્ઠાની ભાવના કેવી છે તે તપાસવું જોઇએ. લલિતકલા પણ એક લલના છે. તેથી જે દેશમાં લલિતકલાનો અસ્ત થતો હોય તો તે દેશની આબાદી અને સુઘરાણાનો પણ શતમુખ વિનિપાતજ નિર્મેલો હોય છે. લલિતકલાનો વિસ્તાર અને પ્રગતિને તે દેશની આબાદી આપવાનું તેનું શીનોષ્ણ માપ લેવાનું

એક યંત્ર છે એક તરફ વિધર્મી રાજકર્તા અને નવાબોના ઝુલમથી બચવા ખાતર જ્યાં સ્ત્રીઓને પડદા પાછળ ભરાવું પડયું ત્યાં લલિતકલાની અધિષ્ટાતા દેવીઓનો સમાજમાંથી લોપ થવાથી ચિત્રકલામાંનું સત્ય અને તે સત્યનું ઓજસ નિસ્તેજ થઇ પડયું. બીજી તરફથી જ્યાં ઠગ પીંઢારા આદિ લુંટારાનાં વાદળ જેવાં દળોથી વસ્તી કચડાતી ગઇ ત્યાં અબલા જાતિનો આરો રહ્યો નહીં અને લલિતકલાનું લાવણ્ય ધરણથી ઘેરાયું શિલ્પકલાવિશારદને સલાટ અને પથ્થરફોડો કહી સંબોધવા લાગ્યા સમરાંગણ સૂત્રધારને સુતાર અગર ગજ્જર કહી તેનુ અપમાન થવા લાગ્યુ. પ્રતિમા બનાવનારો કુંભાર અને ચિત્રકાર ચિતારા અગર રંગરેજ તરીકે ઓળખવા લાગ્યો. લલિતકલાનો અસ્ત હજુ વધારે કલ્પી શકાય એમ છે?

## નિરાશામાં આશા

પણ દુનીઆમાં નિરાશા માટે સ્થાન નથી. કા તો મનુષ્યના હૃદયમાં આશાના અંકુરો હંમેશાં તાજા રાખવા જોઇએ, અગર તેમ થવું અશકયજ હોય તો સમુદ્રમા ડુબકી ખાઇ તેના તળીયામાથી શો દિલાસો મળી શકે છે તે જોના અને સમુદ્રસુંદરીઓ સાથે વિહાર કરવા જળશાયી થવું જોઇએ. અસ્તોદયના ચક્રની ઘટમાલ અનંત અને અખંડ છે. ત્યારે આપણા દેશની અધોગતિએ પહોચેલી લલિતકલાઓનો પણ પુનરુદ્ધાર કરવાની આશા અમર છે આ વાદળની પાછળ હાલ પણ એક સોનેરી કિરણ જોર કરી ઝબકારા મારી રહ્યુ છે આપણા દેશની ચિત્રકલાના ઉચ્ચ આદર્શો બંગાલાના યુવકો ફરી પોષવા લાગ્યા છે અવનીન્દ્રનાથ ઠાકુરના ચિત્રોમાં એક અવનવા ચમત્કારની ઝાખી થવા લાગી છે ઉમ્મરખય્યામના રુબીયાતનાં ચિત્રો તેણે આલેખી સારી નામના મેળવી છે તેના અનુયાયી મંડળમાંથી નંદલાલ બોસ અને સુરેંદ્ર ગંગુલીએ ચિત્રકળાની સારી સેવા બજાવી છે. આપણાજ મુબાઇ ઇલાકામાં છેલ્લા દાયકામાં યુવાન ચિત્રકારોએ પીછી ઉપર સારો કાબુ મેળવેલો જણાય છે. ફેઝી રાહમીન, ધુરંધર, શ્રીમાન પુરુશોત્તમ, રવિશંકર રાવલ, ગોવર્ધનભાઇ પટેલ, દત્તાત્રેય જોગલેકર, કનૈયાલાલ, રવિશંકર પંડિત તથા ઘાસીરામ એ નામો સાહિત્ય સંસ્કારના ચિત્રકારો તરીકે ખ્યાતિમાં આવવા લાગ્યા છે. શિલ્પકળા માટે મહાત્રે, તાલીમ, ફણીન્દ્ર બોઝ, વાઘ, ફડકે, કોલાટકર વર્ખંડી વિગેરે યુવાનો એ નામના મેળવવા પહેલ કરી છે. એ સર્વ શુભ ચિન્હોથી આપણી લલિતકલાનું નસીબ હજુ પણ ઉઘડશે એવી આશા બાંધવા જતાં શશશૃંગ જેવો અસંભવ જણાતો નથી

## પરદેશ ગમન

પરંતુ આપણી મૃતપ્રાય થએલી કલાઓને પાછી ધીકતી અને ધસ્તી શક્તિ આપવી હોય તો આપણા અનુભવની મર્યાદા વિસ્તીર્ણ કરવી જોઇએ. દેશના ઉછરતા અને હોનહાર યુવાનો જેઓ લલિતકલામા સારો રસ લેતા હોય એવા કલાકોવિદોને યુરોપના દેશોની મુલાકાત લેવા મોકલવા જોઇયે યુરોપની કલા જોઇ તેઓના સાંકડા મનના પડલો ઉઘડી જશે તેમની કલાના આદર્શો ઉદાર અને આલ્હાદકારક થવા માંડશે પારીસ શહેરમા સુંદર રોયલ ઓપેરાની ઇમારત ઉપરાત ભવ્ય લુવ્રના કલાના ખજાનાઓ જોઇ તેમના ધ્યેયમાં જુસ્સો આવશે વીનસ ડી માઇલોની રસભીની પુતળીઓ જોઇ તેનુ હૃદય આર્દ્ર થઇ ચંદ્રકાતની પેઠે તેમાંથી રસના ઝરણ ફુટશે પ્રાચીન રોમનગરની મુલાકાત લેતા વેટીકનમાંનાં ચિત્રો, માયકલ એંજેલોનું લાસ્ટ જજમેંટનુ જગવિખ્યાત ચિત્ર તથા રાફેલનુ સીસ્ટાઇન મેડોનાનું હૃદયદ્રાવક ચિત્ર

જોઇ માતૃપ્રેમની પવિત્રતા અને બાલચેષ્ટાની નિર્દોષિતાના પરસ્પર સંઘાતથી તેના હૃદયમાં સાનંદાશ્ચર્યકારક ઉત્ક્રાન્તિ અનુભવાશે. નેપલ્સની મુલાકાત લઇ ત્યાંનાં ચિત્રોના સંગ્રહસ્થાન તથા વીસુવીયસના ધરતીકંપથી નાશ પામેલા પોંપેઆઇના ખંડીઅરો જોયાથી રોમન શહેનશાહતની ભરયુવાનીમાં શિલ્પ તથા ચિત્ર કલા કેટલી ટોંચે પહોંચ્યાં હતાં અને તેમાં વૈભવ અને વિલાસવૃત્તિની અનીતિ કેવી દાખલ થવા પામી હતી તેનાં સારાં ઉદાહરણો તેને જોવાનું સાધન મળશે ફ્લોરેન્સ શહેરમાં વીનસ ડી મેડીચીની સુંદર પ્રતિમાના અભ્યાસથી જીવન સાગરનું મંથન કરવાની શક્તિ તે પ્રાપ્ત કરી શકશે અને ત્યાંના સુંદર ચિત્રોની પીતી તથા ઉફીઝીથી બંને ગેલેરીઓ જોયાથી તેને કોઇવાર પણ ચિત્રકળાના અમોઘ આયુધો ઉપર અવિશ્વાસ પેદા થશે નહીં.

## યુરોપની કલા

આદ્રીયાટીક સમુદ્રની પટરાણી વેનીસની મુલાકાત લીધાથી તે શહેરના શિલ્પ રત્નોની કીંમત તે સારી રીતે સમજી શકશે અને કેનોવાના વીનસ આદી દેવીઓની પ્રતિમા જોઇ, તેના આદર્શ ઉંચા ને ઉંચા ઉડવા લાગશે મીલાનનું ભવ્ય કેથીડ્રલ, કોલોનનુ ગગન ચુંબી દેવળ અને સેવીલનું સુંદર રોણકદાર મંદીર નીહાળવાથી યુરોપના શિલ્પ શાસ્ત્રની શક્તિનુ તેને ભાન થશે અને ડ્રેસ્ડનની ગેલેરીમા પ્રખ્યાત રેફાઇલના મેડોનાના સુંદર ચિત્રોથી તેના મન ઉપર ઘણી ઉમદા છાપ પડશે ટીસ્યન બોટીચેલી, લીયોનાર્ડોદીવીંચી ગીદોરીની તથા ટીંટોરેટો - વિગેરે રીનાસાંઝ વખતના ચિત્રોમાં લાવણ્યની ખાણ છે તે તેના ફાયદા માટે ખુલ્લી મુકાયાથી તેમાંથી જેટલી ક્લાનુ અપહરણ કરવું હોય તેને માત્ર તેની શક્તિનીજ મર્યાદા દોરાએલી તેને જણાશે ત્યાંથી પૂર્વ તરફ આવતાં વીયેનાની ખુબસુરતીઓ નીહાળતા બાઇઝેનટાઇન તથા સેરેસીન ઢબના બાંધેલા પ્રાસાદોના શિલ્પ વખાણવા તેને માર્ગ મળશે.

## વિદેશી કલાનો સ્પર્શ, સ્વાર્થ

કદાચ તમે કોઇ આથી કહેશો કે આતો બધી વિદેશી કલા અને તેના આભડછેટથી આપણી શુદ્ધ સ્વદેશી કલાનું વ્યકિતવિશિષ્ટત્વ રહેશે નહીં. પરતુ આવી ભીતિ રાખવાનું કંઇ કારણ નથી. જ્યાં સુધી આપણી કળાના વિષયો આ દેશના પહેરવેશ, આ દેશની મુખાકૃતિ, જાળવી રખાય ત્યાં સુધી માત્ર ચિત્રની શૈલી વધારે પ્રગતિ પામેલા અને સુધરેલાં ચિત્રોની વિદેશી ઢબ ઉપર આંકયાથી આપણા સ્વદેશપ્રેમને આઘાત આવવો ન જોઇએ વળી પ્રારંભમાંજ આપણે કહી ગયા તે પ્રમાણે ખરી કલાની ખુબી અનુકરણ કરવામાં નહીં પણ સારા નમુના જોઇ તે ઉપરથી ઉત્પાદક શક્તિ ખીલવવામાં રહી છે. જ્યારે આપણામાં સ્વમાનના અંકુરો ફુટયા છે, સ્વદેશાભિમાનની જ્યોત સળગી છે અને સ્વોન્નતિની મહત્વાકાંક્ષા પોષાયી છે ત્યારે માત્ર આ વિદેશી કલાના દર્શનથી ધાસ્તી રાખવાની જરૂર નથી હાલ પણ કોણ કહી શકશે કે આપણા ચિત્રોમા વિદેશી કલાની છાયા નથી? જેવી રીતે મોગલ ચિત્રોમાં ઇરાનની કલાની અસર આવી ગઇ છે તેવી જ રીતે બંગાલાની ચિત્રકલા ઉપર જાપાનની કલાની છાપ સહજ સમજાઇ શકે તેવી છે. બંગાલના ચિત્રો સામે સારા કલાવાતિકકારોની એવી ટીકા છે કે તે ચિત્રોમાં કંઇ શક્તિ નથી રંગની પસંદગીમાં સુધારાને હજુ સ્થાન છે ચિત્ર રેખામાંથી રાષ્ટ્રીય નબળાઇ પકડાઇ આવે છે. આપણા હીંદુસ્તાનની સર્વ

લલિતકલાઓ સામે આક્ષેપ એજ છે કે જો કે તેમાં લાવણ્ય ( Melody ) અને સૌંદર્ય છે છતાં તેમાં એકતાર અને સમતોલપણું (Harmony) નથી. મનુષ્યના શરીરના સમતોલ ચિત્રો દોરી શકાય તે માટે શરીર શાસ્ત્રના સારા અભ્યાસ ઉપરાંત શરીરના ઉમદા નમુના જોવા જોઇએ. આ દેશમાં કલા માટે " મોડલ " નમુના મેળવવાની ઘણી મુશ્કેલીઓ છે. ગ્રીક કલાની વિશિષ્ટ ખુબી નગ્ન ચિત્રો તથા નગ્ન પુતળાંઓમાં રહેલી હતી. વીનસ દી માયલો તથા એપોલો બેલવેડેરના જગવિખ્યાત પુતળાંઓ જોઇને તે દેશમાં શરીરશાસ્ત્રનો કેવો ઉંચો અભ્યાસ થયો હશે તે સહેજ સમજાય એમ છે. રોમન કળામાં ચિત્રો તથા પુતળાંઓને વસ્ત્રો પહેરાવેલા હોય છે. છતાં આ વસ્ત્ર ધારણ કરાવવામાં પણ કેટલી ખુબી, કેવો એકતાલ, કેવી ઝણઝમક (Rhythm )સચવાયાં છે તે તેની સુંદર કારીગીરીના નમુના જોયાથી ખાત્રી થાય છે. આપણી કલાઓમાં પણ તેવી એકસૂરતા, એકતાલ આણી શકાયતે માટે પરદેશની કલાના શ્રેષ્ઠ નમુનાઓ જોવાની બહુ જરુર છે. પરદેશના સહવાસ છતાં સ્વદેશની વિશિષ્ટતા જાળવી રાખવી એજ નિખાલસપણાની પ્રતીતિ છે. કોઇ પણ કલાને મહત્ત્વ પ્રાપ્ત કરવું હોય તો તેણે નિષ્કપટ અને નિખાલસ, સરળ અને શુદ્ધ રહેવું જોઇએ.

## સ્વાર્થ

વળી હાલ આપણા પોતાનાજ સ્વાર્થ ખાતર આવી પરદેશી કલાના સંઘર્ષણની જરુર છે. હાલનો જમાનો વ્યપાર અને વાણીજ્યનો છે. જો આપણા દેશની કલા કારીગીરીની વસ્તુઓનો સારો ઉઠાવ થાય એવું જોવાની આપણી ઇચ્છા હોય તો આપણે તેની રૂપરેખા તથા રચના સુધારવાની બહુ જરુર છે. એકને એક નમુનાને વળગી રહ્યાથી કલાની પ્રગતિ થતી નથી. આ વિષયમાં રોયલ એકેડેમીના પ્રમુખ સર ફ્રેડરીક લેઇટને શીખામણ દીધી છે કે "દેશની પડતી જતી આબાદી ટકાવી રાખવામાં કલાનો ઉપયોગ કરવાનો હવે વખત આવ્યો છે, ભિન્ન ભિન્ન દેશો વચ્ચે વ્યાપારની એટલી બધી હરીફાઇ અને ચડસાચડસીનો પ્રસંગ આવ્યો છે કે આ વેપારની શરતના ખેલમાં જો જીતવુ હોય તો માત્ર શ્રેષ્ઠ કારીગીરી અને વસ્તુઓની ઉત્તમ પસંદગી ઉપર બેસી ન રહેતાં તેમાં સૌંદર્ય અને નકશીની ખુબી આણી તેને ખુબસુરત બનાવવા પ્રયત્ન થવો જોઇએ."

## વેમ્બલીનું પ્રદર્શન

વેમ્બલીના પ્રખ્યાત પ્રદર્શનમાં આપણા દેશના જે કારીગરો વીલાયત ગયા હશે તેમની આંખ હવે ઉઘડી ગઇ હશે. તે પ્રદર્શનમાં જતાં પહેલાં ઘણા ગૃહસ્થોની એવી માન્યતા હતી કે આપણી કલા, કારીગીરી તથા હુન્નરના નમુના પરદેશમાં મોકલ્યાથી આપણા દેશને કે ફાયદો નથી. માત્ર આપણા કૌશલ્યનું તેથી અપહરણ થવા પામે છે. અને આપણી કલાઓનાં ગળાં તેવી હરીફાઇમાં રેંસાઇ જાય છે. આ ભીતિ કેટલેક દરજ્જે ખરી હશે. તો પણ જે કારીગરો અને હુન્નરના ઉસ્તાદો પોતે તે પ્રદર્શન જોવા ગયા હશે તેમનાં મન તો વધારે મોકળાં થયાંજ હશે. અને વધારે ઉદાર વધારે ઉદાત્ત આદર્શો ક્રમઇનેજ તેઓ પાછા ફર્યા હશે. આપણા હુન્નરના સંકોચ અને કારીગરોના સાંકડા મનનો જમાનો હવે રહ્યો નથી. પાટણમાં પટોળાં વણનારાઓ અને સંખેડાના સંઘાડીઆઓ એટલા સાંકડા વિચારના હોય છે કે તેઓ પોતાનો ધંધો પોતાની દીકરીઓને પણ શીખવા કે જોવા દેતા નથી. કે રખેને તેમની

મારફતે તે' કારીગીરી. પોતાના વહેવાવાઇના કુટુંબમાં જતી રહે. : આવી ઇર્ષાથી દેશને કૈં લાભ નથી. જમાનો બદલાઈ ગયો છે. સાત સમુદ્રથી ઘેરાયલા અને સાત પર્વત માળથી રક્ષાયલા એકાકી જંબુદ્વિપની કલ્પના હવે તજી દેવી જોઇએ. આપણો દેશ એક રાહદારી માર્ગ થઇ પડયો છે. આગગાડી, આગબોટ અને હવે તો એરોપ્લેનના રસ્તે પણ પરદેશીઓના હલ્લા ચાલુજ રહેશે. પરદેશીઓનો અને આપણા દેશનો સંબંધ માત્ર નદીનાવ સંજોગ જેવો આકસ્મિક રહ્યો નથી. જગતના સંઘર્ષણમાં આવ્યા પછી ધક્કા ખાવા અને ધક્કા મારવાની પણ શક્તિ ખીલવવાની જરૂર છે.

## ઝેરનો પ્રતિકાર

સર્પદંખનું ઝેર સર્પજ પાછો ચુસી લઇ શકે છે, ડંખ ઉપર મોખરો ચોંટાડ્યાથી ઝેર તરત ચુસાઇ જઇ ઝેરનો પ્રતિકાર થાય છે. વિવેકાનંદ સ્વામીનું વચન એવું હતુ કે આપણા દેશની કલાઓ, હુન્નર કારીગીરીને યુરોપના સર્પનો ડંખ લાગ્યો છે. તો તે યુરોપી પ્રજા પાસે ફરીથી ચુસાવી લેવો જોઇએ; આપણી કલાઓ હુન્નર અને વ્યાપાર ચુસી જઇ તેના કુચા થુંકી યુરોપના વ્યાપારીઓ દેશમાંથી દ્રવ્ય લઇ ગયા છે, તો આપણા દેશના વ્યાપારીઓએ પરદેશ જઇ વ્યાજ સાથે એ ઋણ ચુકાવવુ જોઇએ.

## ગંગા સિંધુનો સંગમ

આ હરીફાઇમાં નિરાશ થવાની જરુર નથી. કહેવામાં આવ્યું છે કે પૂર્વ તો પૂર્વજ રહેશે અને પશ્ચિમ સાથે તેનો કદાપિ મેળ પડશે નહીં. સિંધુ અને ગંગા વચ્ચે છેડો છુટકો થયા પછી સિંધુ અને ગંગાના પ્રવાહનો કોઇવાર સંગમ થઇ શકરોજ નહીં એકનું વહેણ પૂર્વમાં ઉતરશે તો બીજો પ્રવાહ પશ્ચિમમાં ચાલુ રહેશે. આવી સ્પર્ધા કરનારા ભુલી જાય છે કે એક વાર સાહારાના રણમાં પણ સમુદ્ર ઘુઘવતો હતો અને રજપુતાનાના રણમાં સમુદ્ર જેવાં સરોવર હતાં એમ ભૂગર્ભશાસ્ત્રના પ્રમાણો છે. વળી વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોય તોપણ નિરાશ થવાનું કારણ શું? સૂર્ય ઉગશે તો પૂર્વમાંજ.

## પરસ્પર સંમેલન

અસ્તોદયની ગતિ ન્યારી છે. જે પૂર્વને Unchanging East (ગતિશૂન્ય પૂર્વ) એવો મજાકનો આક્ષેપ હતો, તેણે પોતાનાં પીંછાં ખંખેરવા માંડ્યા છે. જાપાને પ્રગતિની પહેલ કરી છે અને ચીન દેશની ઉત્ક્રાંતિકરી પુર્વના દેશોના સામર્થ્યમાં વધારો કરવા જોશભેર પ્રયત્નો આદર્યો છે. કાળની ગતિની બલીહારી છે. જે યુરોપને જડવાદી માનવામાં આવતું હતુ તેની આંખ મહાન યુદ્ધ વખતે ઉઘડી; જર્મનીના પગલે પગલે આધ્યાત્મિક Spiritual થવાનું વલણ પણ તે ગ્રહણ કરે. આવા પરસ્પર સંમેલનથી અણધાર્યાં અણકલ્પેલાં પરિણામ આવશે. તે વેળાએ ભારતવર્ષીઓ શું પોતાના જંબુદ્વિપમાં બેસી રહી શકશે? રણમાં દાવાનળ સળગી રેતીનો પ્રચંડ ઝંઝાવાત તથા મોટું વાવાઝોડું થઇ તોફાન જાગે ત્યાં શાહમૃગની માફક રેતીમાં માથુ ઘાલી દઇ નિરપેક્ષ નિઃસ્વાર્થ જીંદગી ટકાવી રાખી શકાશે?

## દસ આદેશ

આપનો મેં ઘણો વખત લીધો તે માટે ક્ષમા માગું છું. આજનો વિષય પુરો કરતાં પહેલાં માત્ર આપણી લલિત કલાના પુનરુદ્ધાર માટે શું શું થવા આપણો દેશ આપની પાસે આશા રાખી શકે તે માટે દેશનો સંદેશ જણાવવાની જરુર છે. બાઇબલમાં જેવી રીતે Ten Commandments એટલે દસ આદેશો

આપ્યા છે; તે પ્રમાણે આપણે પણ દસ ફરમાનો પાળવાની જરૂર છે. તે ગણાવી આજનું પ્રદર્શન ખુલ્લું મુકયાનું જાહેર કરીશ.

૧ કોઇ પણ હીંદીવાનને પ્રાસાદ, હર્મ્ય કે બંગલો બંધાવવો હોય તો તેણે હીંદુ શિલ્પ-શાસ્ત્રના અભ્યાસવાળા સુત્રધાર પાસે તેનો નકશો કરાવી તેના હસ્તકજ તે બંધાવવો.

૨ કોઇ પણ હીંદીવાને પોતાના ઘરનો શણગાર કરવો હોય તો ખુરસી, કોચ, ફરનીચર વગેરે સર્વ ગૃહશૃંગારના ઉપસ્કરણ હીંદી કારી-ગીરીના પસંદ કરવા.

૩ સૃષ્ટિ સૌંદર્ય અને કલાલાવણ્ય માટે આદરભાવ ઉભો થાય તે માટે શાળાઓના મકાનો તથા બીજાં સર્વ જાહેર મકાનો આસપાસ સુગંધી ફુલ સાથેના બાગ બગીચા, જળાશયો, ફુવારા વિગેરે મનરંજન થાય તેમ રચાવવાં.

૪ લાવણ્યની પુજા માટે જાપાન દેશ પ્રમાણે જાહેર તહેવારો પસંદ કરવા–જેવા કે વસંત ઋતુમાં વસંતપંચમી; શરદ ઋતુમાં શરદ-પૂર્ણિમા; હેમંતોત્સવ કે જે દિવસે કમળ અગર કુમુદિનીના ફુલોથી સર્વ ઉત્સવવિહારીઓ સજ્જ થાય કે અશોકના પહેલાં અંકુર ફુટવાના પ્રસંગે લલનાઓ અલક્ત લગાડેલા પગે તેને લતા મારી સૌંદર્યની પૂજા સ્થાપે.

૫. ધાર્મિક ઉત્સવના દિવસોએ પણ પૂજા અર્ચાની વિધિમાં ફળ ફુલોવાળાં વૃક્ષ રોપવાની વિધિ દાખલ કરાવવી.

૬. શાળાના મકાનો તેમ શહેરના બીજા જાહેર મકાનો ઉપર દેશના પુરાણોમાંથી બોધ અને નીતિસૂચક ચિત્રપટો દીવાલના શૃંગાર માટે ચીતરાવવાં.

૭. ધનાઢ્ય ગૃહસ્થોએ પોતાના ગૃહશૃંગાર-માં હીંદુસ્થાનની ચિત્રકલાના નમુનેદાર ચિત્રો એકત્ર કરી તેનું પ્રદર્શન કરાવવું.

૮. દેશના સંગ્રહસ્થાનોમાં હીંદુસ્થાનના શિલ્પના પુતળાંઓ તથા ચિત્રોનો સંગ્રહ કરાવવો.

૯. પરદેશની લલિત કલાઓના અભ્યાસ માટે હોંશિયાર યુવાનોને શિષ્યવૃત્તિ આપી કલાની કેળવણી માટે પરદેશ મોકલવા; અને

૧૦. દેશના કારીગરોએ પોતાનાં સાંકડાં મન પ્રફુલ્લ કરી સૌંદર્યની ઉપાસના માટે પરદેશના લાવણ્યમય નમુનાઓને પોતાના કાર-ખાનાઓમાં સ્થાન આપવું.

આટલા આદેશો પળાવ્યાથી લલિતકળાનું ભવિષ્ય સુધરશે એવી હું આશા રાખું છું. તથાસ્તુ.



## આઠમી ગુ. સા. પરિષદ, મુંબાઇ ૧૯૨૬

[અનુસંધાન પૃષ્ઠ ૧૯૨ થી]

પ્રમુખનેજ સોંપવું." આ સૂચનાનો સ્વીકાર થતાં પ્રમુખે નીચેના સાત સભ્યો ચુંટી કાઢયા હતા ને પરિષદે તે માન્ય રાખ્યા હતાઃ—

૧ રા. અંબાલાલ જાની
૨ ,, નગીનદાસ માસ્તર
૩ ,, રમણીકરામ ત્રિપાઠી
૪ પ્રો. બળવંતરાય ઠાકોર
૫ રા. રાજેન્દ્ર દલાલ
૬ ,, મહમદ સાદીક
૭ ,, માવજી ગોવિંદજી શેઠ

ઠરાવ ૬—આ પરિષદ પોતાનો મત જાહેર કરે છે કે ગુજરાતી પાઠય પુસ્તકોને અંગે ફેરફાર તથા અભિવૃદ્ધિ કરવાનો સમય ક્યારનોએ થઇ ચુકયો છે, માટે પરિષદ મંડળે તે સંબધમાં પગલાં લેવાં.

રજુ કરનાર : પ્રો. અતિસુખશંકર ત્રિવેદી (સુરત).

અનુમોદન આપનારઃ—રા. હીમતલાલ અંજારીઆ (મુંબાઇ).

વિશેષ અનુમોદન આપનારઃ—રામનારાયણ પાઠક (અમદાવાદ).

ઠરાવ ૭—આ પરિષદ ગુજરાત યુનીવર્સીટીના સંબંધમાં નીમાયલી સમિતિના આશયનું અને કાર્યનું સમર્થન કરે છે, અને તે સમિતિની સાથે સક્રિય સહકાર કરવા પરિષદ મંડળને સૂચના કરે છે.

રજુ કરનારઃ—રા. બ. કેશવલાલ ધ્રુવ (અમદાવાદ).

અનુમોદન આપનારઃ—રા. મનસુખલાલ માસ્તર (મુંબાઇ).

વિશેષ અનુમોદન આપનારઃ—પ્રો. જયેન્દ્રરાય દુર્કાળ (સુરત)

ઠરાવ ૮—આ પરિષદ ઠરાવ કરે છે કે યુનીવર્સીટીના અભ્યાસક્રમમાં ફર્સ્ટ ઇયર ને ઇન્ટર આર્ટ્સમાં બીજી ભાષા તરીકે દેશી ભાષા બનતી તાકીદે દાખલ કરવી.

રજુ કરનારઃ—રા. બ. કેશવલાલ ધ્રુવ (અમદાવાદ)

અનુમોદન આપનારઃ—રા. નરસિંહરાવ દીવેટીઆ (મુંબાઇ).

ઠરાવ ૯—સાહિત્ય પ્રચારના એક શ્રેષ્ઠ સાધન તરીકે પુસ્તકાલય સિદ્ધ થઇ ગએલું હોવાથી તેની ગુજરાતને ગામડે ગામડે સ્થાપના કરવા સંબંધી અને તે સંબંધમાં વડોદરા પુસ્તકાલય પ્રવૃત્તિ સાથે સહકાર સાધવા આ પરિષદ પરિષદ-મંડળને સૂચના કરે છે

[પ્રમુખસ્થાનેથી]

ઠરાવ ૧૦—ગુજરાતના પ્રાચીન ઇતિહાસ અને કલાના રક્ષણ માટે પ્રાચીન ઐતિહાસિક અવશેષોના સંશોધન અને નિરીક્ષણની તથા પ્રાચીન શિલાલેખો, તામ્રપત્રો, મૂર્તિઓ અને કોતરકામના સંગ્રહની આવશ્યકતા આ પરિષદ સ્વીકારે છે અને તેના પ્રબંધ માટે સમિતિ નીમવા પરિષદ મંડળને સુચના કરે છે

[પ્રમુખસ્થાનેથી]

ઠરાવ ૧૧—આ પરિષદ ગુજરાતમાં જુદે જુદે સ્થાને આવેલી સાહિત્યસંસ્થાઓના કાર્યના સમન્વય માટે એક ઉપ-સમિતિ નીમવા પરિષદ મંડળને સૂચના કરે છે

[પ્રમુખસ્થાનેથી]

ઠરાવ ૧૨—નડીઆદની સાહિત્ય સભા તરફથી આવેલા આમંત્રણથી પરિષદની આવતી બેઠક નડીઆદમાં ભરવાનું ઠરાવવામાં આવે છે

રજુ કરનારઃ—શા અંબાલાલ જાની (નડીઆદ).

અનુમોદન આપનાર.—ચંદ્રશંકર પંડ્યા (નડીઆદ)

ઠરાવ ૧૩—શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો પરિષદની બેઠક ભરવા સારુ ઉપયોગ કરવા દેવા માટે, વિદ્યાલયની વ્યવસ્થાપક સમિતિનો આ પરિષદ આભાર માને છે.

[પ્રમુખસ્થાનેથી]

ઠરાવ ૧૪—પરિષદના સ્વયંસેવકો તથા પરિષદને અંગે ભરાયલા પ્રદર્શનમાં વસ્તુઓ મોકલનાર પ્રદર્શકોનો આ પરિષદ આભાર માને છે.

[પ્રમુખસ્થાનેથી]

## તંત્રીસ્થાનેથી

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૧૮૬ થી]

નિબંધ લખનારને જરુરી પુસ્તકો વિ. સાહિત્ય મેળવી આપવામાં પણ બનતી મદદ કરવામા આવશે

અરજીમા ઉમેદવારનુ પુરું નામ, તથા ઠેકાણુ; પિતા અથવા પતિનું નામ, પોતાની જ્ઞાતિ, ઉંમર તથા અભ્યાસ લખી મોકલવા વિનંતિ છે.

સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવો.–

(૧) સૌ. બહેન હંસા મહેતા, બી.એ,
ભગિની સમાજ જ્ઞાન મંદિર,
શેઠ ભગવાનદાસ નરોતમદાસ, કપોળ નિવાસ
હૉલ, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઇ ૪.

આ ઇનામી હરીફાઇની પત્રિકા જે કોઇના વાંચવામા આવે તેમને નમ્ર વિજ્ઞાપ્તિ છે કે તેમણે હરીફાઇમા ઉતરી શકે તેવી બહેનોને નિબંધો લખવા પ્રેરણા કરવી.




પુસ્તક ૯] વૈશાખ ૧૯૮૨ [અંક ૩

# ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
અમર મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો,
અજ્ઞ તરછોડે ભલેને દીન ને દુબળી કહી
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી

પ્રથમ શબ્દ મે એ વાણીમા શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મે એ વાણીમા ઉચ્ચાર્યો કાલા કોડે

તાતભ્રાત સહુ સ્વજન તણા પ્રિય મુખમા એ વાણી મહુ લે,
એ વાણીના અમૃતઝરણા અંતરમા નિશદિન ચાલે,
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમા પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વરંજિત સર્જનજીની મહાવાણી માત છે,
બંગલા, હીંદી મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી,
નાનાલાલતણા મૃદુ કરથી લચિત બની શી લટકાળી
ગોવર્ધન, ગાંધી ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રત્વનો વિજય કીધો,
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમા ગાજે

જય ગાઓ, જય ગાઓ.





ઇચ્છેલા વર આપે ગ્રહે શરણે ગએલ જીવોને,
ચરણે નમું છું તારા, વિદ્યાધર વન્દિતા ગૌરી।

—પૃષ્ઠ ૨૯૪

—આનંદમ




શ્રી હર્ષદેવ પ્રણિત

( પંચાંકી નાટક )

અનુવાદક :

રા. રમણિકલાલ જયચંદભાઇ દલાલ બી એ.

ચિત્રકાર :

રા. રવિશંકર શિવશંકર પંડિત બી એ

## પાત્રો

| | |
|---|---|
| સૂત્રધાર | નટી |
| જીમૂતવાહન (નાયક) | મલયવતી (નાયિકા) |
| વિદૂષક | ચતુરિકા ( ચેટી ) |
| મિત્રાવસુ | મનોહારિકા ( ચેટી ) |
| શંખચૂડ | વૃધ્ધા |

## આગલા પ્રવેશોનો સાર

નાંદીના અંતે વિદ્યાધરવંશ જીમૂતવાહન તેના મિત્ર વિદૂષક સાથે પ્રવેશ કરે છે. જીમૂતવાહનનાં માતપિતા સન્યસ્થાશ્રમમાં છે અને જીમૂતવાહન તેમની સેવા કરે છે. માતાપિતાની આજ્ઞાથી તે તેના મિત્ર વિદૂષક સાથે મલયપર્વત તરફ ફલફુલાદિ લેવા જાય છે મલયપર્વત પાસે સિદ્ધકુમારી મલયવતી યોગ્ય પતિ મેળવવા ગૌરીના મંદિરમાં પૂજા કરે છે. મલયવતીને ગૌરીએ રાત્રે સ્વપ્ન આપ્યું હતું તેનું વૃતાંત તે તેની સખીને કહે છે. તે વિદૂષક અને નાયક એક ઝાડની પાછળ છુપાઇ સાંભળે છે. અંતે વિદૂષકના આગ્રહથી બન્ને છતા થાય છે અને મલયવતી તથા જીમૂતવાહન વચ્ચે સ્નેહનું આરોપણ થાય છે.

મલયવતી પોતાની પ્રેમપીડા ચેટીને કહે છે અને એકાંત શોધવા મદનલતા ગૃહમાં જાય છે. ત્યાં સ્નેહથી વ્યાકુળ થઈ નાયક અને તેનો મિત્ર વિદૂષક આવતા હોય છે એટલે તેઓ બંને એક ઝાડ ઓથે સંતાઈ જાય છે. નાયક મનને કૈંક શાંત કરવા તેની પ્રિયતમાનું ચિત્ર એક શિલા ઉપર આંકે છે. મલયવતી એ સમજી શકતી નથી એટલે પોતાનો સ્નેહી કોઈ અન્યને ચહાય છે એમ માની ચેટીને દૂર કાઢી ફાંસો ખાવા તૈયાર થાય છે. અને તે વખતે તે પકડાઈ જાય છે. નાયક મલયવતીને તે ચિત્ર કોઈનું નહીં પણ તેનુંજ છે તેની ખાત્રી કરાવે છે. ત્યાં લગ્નની વેળા સૂચવનારા શ્લોક સંભળાય છે એટલે સૌ જાય છે. લગ્નનો ઉત્સવ ઉજવવા કુસમાકરો દ્યાનમાં સૌ એકઠાં થયાં છે. ઉત્સવના રમઝટ ચાલી રહી છે ત્યાં મિત્રાવસુ આવી જીમૂતવાહનને મતંગની ચઢાઈના સમાચાર આપે છે. શંખચૂડની માતાનો વિલાપ સાંભળી કુમાર શંખચૂડને બદલે પોતે વધ્યશિલા ઉપર જઈ ગરુડનો આહાર થવા માગણી કરે છે. અને શંખચૂડને ત્યાંથી દૂર સીધાવવા જણાવે છે. ગરુડ આવી કુમારને ઉપાડી જાય છે અને મલય ઉપર જઈ તેનો આહાર કરવા ધારે છે

હવે આગળ વાંચો )

# અંક પાંચમો

[ પ્રતિહાર પ્રવેશ કરે છે ]

### પ્રતિહાર

જોકે નીજ વાડીમાં ગયેલ હોયે કદી સ્નેહીજન એ,
તોએ દિલ શંકાએ—કયમ ન ભયથી ભરેલ વનમધ્યે.

સિન્ધુની ભરતી જોવાના કુતુહલથી જીમૂતવાહન ફરવા ગયાને વાર ઘણી થઈ. મહારાજા વિશ્વાવસુ એથી ચિંતાતુર થયા છે. મને એથી એમણે આજ્ઞા કરી છે કે મળેલી ખબર પ્રમાણે ગરુડના સ્વાંચી ભયવાળા ભયંકર સ્થાને જમાઈરાજ જીમૂતવાહન ગયા છે; ત્યાં ઘણું રોકાયા જણાય છે; આ વૃત્તાંત સાંભળી પોતાને અનેક શંકાઓ થાય છે, એટલે જમાઈરાજ પોતાના ઘર તરફ પાછા વળ્યા છે કે કેમ એની મારે ખબર કાઢી આવવી. તેથી હમણાંજ હું ત્યાં જાઉ છું. [આમ તેમ ફરી, આગળ જોતાં] અહો! આ રહ્યા રાજર્ષિ, જીમૂતવાહનના પિતાજી શ્રીમાન્ જીમૂતકેતુ પોતાની પર્ણકુટીના આંગણામાં મહારાણી તથા પુત્રવધુ રાજનન્દિની એમની ચરણસેવા કરી રહેલાં છે. હુંઓને વળી—

પહેરેલાં ચીર વાયુથી ફરકતાં, વારિ તણાં ફીણ શાં,
રાજે જાણવી જેવી દેવી પૂનિતાઃ સ્વામીત્રયે સામ્યતાઃ
શોભા ધારી સમુદ્રની અનુપમા જીમૂતકેતુ ભલા,
પાસે પુત્રવધુ રહી મલયજા દે ભાવ વેલા સમા.

લાવ! પાસે જાઉં—

[ પત્ની તથા નવવધુ સાથે આસન પર વિરાજેલો જીમૂતકેતુ પ્રવેશ કરે છે.]

### જીમૂતકેતુ

માણ્યાં યુવાની સુખ મેં, યશમાન લાધ્યું,
રાજ્યે રહ્યો સ્થિર મને, તપ પુણ્ય જામ્યું;
છે શ્લાઘ્ય પુત્ર, વળી કુલ રુડું સ્નુષાનું,
માગું કૃતાર્થ થઇને બસ આજ મૃત્યુ

### પ્રતિહાર

( એકાએક પ્રવેશ કરી ) જીમૂતવાહનનું.

### જીમૂતકેતુ

(કાન બંધ કરી ) શાન્તમ્ પાપમ્! શાન્તમ્ પાપમ્!

### વૃદ્ધા

અમંગલ દૂર થાવ!

**મલયવતી**

(સ્વગત) આ અશુભ વાકયોચ્ચારથી મારું હૃદય કંપી ઉઠે છે.

**જીમૂતકેતુ**

(ડાબી આંખ ફરકે છે) ભદ્ર ! શું જીમૂત-વાહનનું ?

**પ્રતિહાર**

જીમૂતવાહનનું આગમન અહીં થયું છે કે નહીં તે જાણી લાવવા મહારાજ વિશ્વાવસુએ મને આપની પાસે મોકલ્યો છે

**જીમૂતકેતુ**

આપણા સારુ ફલાહાર લાવવા કદાચ બહાર દૂર કયાય નીકળી ગયો હશે

**મલયવતી**

(ખેદથી મનમા) અરે ! આર્યપુત્ર શુ ફરી નજરથી દૂર થયા ? (આંખે અંધારાં આવે છે) અરેરે ! ભાવિમા શુ અનિષ્ટ લખ્યુ હશે ?

**પ્રતિહાર**

મહારાજ ! રાજાધિરાજને શા સમાચાર કહું ?



મહારાણી તથા પુત્ર વધૂ શરણ સેવા કરી રહેલ છે

**જીમૂતકેતુ**

શુ વત્સ જીમૂતવાહન ત્યાં નથી ?

**પ્રતિહાર**

બીજું શુ ?

**વૃદ્ધા**

(ખેદથી) મારો આંધુરો ત્યાં નથી તો બીજે કયાં ગયો હશે ?

**જીમૂતકેતુ**

[ડાબી આંખ ફરી ફરકે છે] જીમૂતવાહનને આવતાં વિલંબ થયો છે એથી હું પણ વિહ્વલ થઇ ચિંતામાં ડુબી ગયો છું.

ફરકે કયમ ડાબુ નયન ફરી ફરી ? અનિષ્ટ કહેવાય; કયમ રે નેત્ર નકામા ? કરશે ભાનુ તનેય નિર્માલ્ય

[ઉંચું જોઇને] હે ત્રિભુવનચક્ષુ! ભગવત્ સહસ્રરશ્મિ! આપ કૃપાવંત થઇ જીમૂતવાહનનું શ્રેય કરજો [વિસ્મયથી વિલોકીને]

નિહાળતાં નયનને બહુ દુઃખ આપે,
શોણિતધાર નિરખી ઉર જ્વાળ વ્યાપે,
ઉત્પાતનો પવન ઉડ્ડુગણો ખરાવે,
એવી રીતે વિયતથી પડતું શું સામે?

અરે! આ તો પગ આગળ આવી પડયું!
[સર્વે વિસ્મય પામી નિરૂપણ કરે છે]

### જીમૂતકેતુ

અરે! આ તો લોહી માંસથી ખરડાયલો ચૂડામણિ છે. એ કોનો હશે?

### વૃદ્ધા

[ખેદથી] મહારાજ! આ તો મારા પુત્રનોજ ચૂડામણિ લાગે છે.

### નાયિકા

[બાજુએ] અરે! એમ મા વદો

### પ્રતિહાર

મહારાજ! પુરું જાણ્યા વિના આમ વિહ્વલ ના બનો. અહીંઆં તો અનેક નાગનો ગરુડ ભક્ષ કરે છે. એની ચાંચ યા નખે ઉખાડેલા આવા અનેક ચૂડામણિઓ પડે છે

### જીમૂતકેતુ

દેવી! સુનંદની વાત સંભવિત જણાય છે. કદાચ એમ પણ બનતુ હોય.

### વૃદ્ધા

સુનંદ! જા. અત્યાર સુધીમાં પુત્ર કદાચ શ્વસુરગૃહે પાછો ફર્યો હશે. જા, જલ્દી ખબર કાઢી આવ તો.

### પ્રતિહાર

જેવી દેવીની આજ્ઞા. (જાય છે)

### જીમૂતકેતુ

દેવી! આ કોઇ નાગનો ચૂડામણિ હોય તો કેવું સારું!

[રાતાં વસ્ત્ર ધારણ કરી શંખચૂડ પ્રવેશ કરે છે]

### શંખચૂડ

[આંસુ સારતે] અરે રે! મને લુંટી લીધો. વિધાતાએ લુંટી લીધો.

સિંધુતટે શિવજીને જલદી નમીને,
આવ્યો નહીં સફલ નાગ વિનાશ ભોમે;
ચંચુ અને નખથી છાતી ચીરી ગરુડે,
વિદ્યાધરે તન દીધું: ઉડતો ઉંચે એ

અરેરે! નિસ્વાર્થી બંધુ! અરે પરમ કરુણાળુ! અન્યના દુઃખે દુખી થનાર! અહહ... દુઃખાગારમાં રવડતાને ઉદ્ધારનાર! હા! પરોપકારને માટે દેહને તૃણ સમાન ગણી પ્રાણ દેનાર! આપ કયાં જતા રહ્યા? મને પ્રત્યુત્તર તો વાળોને? [પોતાની જાતને] હા! કમભાગી! ધિક્કાર છે તને! હા! દુષ્ટ શંખચૂડ! આ તે શું કર્યું?

નાગો રક્ષી, કીર્તિ ના કાંઈ પામ્યો,
સ્વામીનો ના એક આદેશ પાળ્યો;
ત્યાગી આત્મા, પ્રાણ અન્યે બચાવ્યો,
હા! ધિ્! દુષ્ટ! છેતરાયો.. ઠગાયો

હવે તો હું એક ક્ષણ પણ જીવવાને લાયક રહ્યો નથી. ઉલટો મારા દેહને પ્રતિપાળ કલંકિત કરી રહ્યો છું. ચાલ! આ લોહીની ધારાને અનુસરી જવા પ્રયાસ આદરું [જમીન તરફ નીચુ જોતો જોતો આગળ વધે છે.]

ધારા વહેતી પ્રવાહે,
અહીંતહીં સરતાં સ્થૂલ બિંદુ પળી છે,
શિલાપાટે છવાયાં રુધિર કણ ઘણાં,
ક્ષેત્રમાં કીટ ઢાંક;
ધાતુ પીઠે ન ભાળું-ધન તરુવરે,
અંકુરે નીલ રૂપે,
આજે આ તાર્ક્ષ્યં પાસે જલદી અનુસરી
જાઉં છું રક્ત ધારે.

### વૃદ્ધા

[ગભરાતી] મહારાજ! આ કોઇ માણસ રડતો રડતો આ તરફ આવે છે. એના

રુદનથી મારું હૃદય આકુલવ્યાકુલ થઇ જાય છે. એ કોણ છે તે જરા તપાસ કરોને.

જીમૂતકેતુ

જેવી દેવીની ઇચ્છા!

શંખચૂડ

હા! ત્રણે ભુવનના એકના એક ચૂડામણિ! તને હવે ક્યાં નિહાળીશ? અરેરે! લુંટાઇ ગયો. લુંટાઇ ગયો. [આક્રંદ કરે છે].

જીમૂતકેતુ

[શ્રવણ કરતાં હર્ષથી] દેવી! શોક દૂર કરો. પેલો ચૂડામણિઆનો છે. માંસનો કકડો ધારી કોઇ પક્ષી ઝુંટાવી ગયું હશે. નકામો જણાતાં એણે અહીં નાંખી દીધો હશે.

વૃદ્ધા

[આનંદાક્રશમાં મલયવતીને આલિંગી] સૌભાગ્યશાલિની! ધૈર્ય ધર. આવી મનોહર આકૃતિ વૈધવ્યદુઃખ સહેવા યોગ્ય નથીજ.

નાયિકા

[હર્ષથી] માતાજી! આપની આશિષના પ્રભાવેજ.

[પગે પડે છે.]

જીમૂતકેતુ

[શંખચૂડની પાસે જઇ] કેમ ભાઇ! તારો ચૂડામણિ ખોવાયો છે કે?

શંખચૂડ

આર્ય! મારા એકલાનોજ નહીં પરંતુ ત્રણે ભુવનનો.

જીમૂતકેતુ

એટલે?

શંખચૂડ

દુઃખના ભારથી...અશ્રુની ધારથી મારો કંઠ રુંધાઇ ગયો છે મારાથી નથી બોલાતું.



આખો જન્મારો નાગનો આહાર કર્યો, આવું આશ્ચર્ય કદી જોવામાં આવ્યુ નથી.

જીમૂતકેતુ

દુઃખ તારું કહે ભાઇ! એકલો ના સહી શકે,
કર ખાલી કરું તો હું વેદના ઓછી લાગશે

[અનુસંધાન પૃષ્ઠ ૨૯૭ થી]



# અરવિંદનાં આંસુ


લેખકઃ
રા. કુસમાકર


[ ગતાંક પૃષ્ઠ ૧૨૩ થી અનુસંધાન ]

ફાલ્ગુન સુદ બારસ.

અને ખબર છે કે મારા વિચારની તારીફ તું ન કરી શકે. આમાં ઘણુાઓને તારી સંમતિની મહોર ન મળે. મારા વિચારો ભલે તને વાહીયત લાગે. પાગલ અને દીવાના ગણાવાનું મને ગમે છે. મારે તારાં બહુમાનનો સરપાવ ન જોઈએ. સ્વર્ગ હાંસીલ થતું હોય તોપણ યૌવનના તન મનાટને હું જતો ન કરું. મારી વાતો તને ઉટાંગ લાગે તો કહી દેજે. દીલની વાતો કહેવાનું એક ઠેકાણું નહીં રહે ત્યારે શમશમી હું મુંગો બેસી રહીશ. પરંતુ, આપણા ગુંથાએલા દીલની આવી ફાટની કલ્પના માત્રે અંતરિક્ષમાંથી વજ્રપાત પડે તેમ મારા લોહીને ઠારી નાંખે છે.

પ્રિય સુહૃદ! વિશ્વનો ખોવાએલો આનંદ પ્રાપ્ત કરવાનું સ્થાન માત્ર તારો ખોળોજ છે. ગહન નૈરાશ્યમાં હું ડુબતો જાઉં છું આનંદ અને તૃપ્તિનું હાસ્ય આજ કેટલા કાળ થયાં મારા હોઠ પર ફરક્યું નથી, આશા અને નિરાશાના વિચિત્ર વહેનમાં હું ઝોલાં ખાઉં છું! અનર્ગ તુમુલ તોફાનોનું ભાન હું તને શી રીતે આપું મારા હૃદયમાં શુ થાય છે તે ફક્ત મારો અંતર્યા મીજ જાણે છે. આશા નિરાશાને હીંડોળે ચ 'દૂર---આધે આધે ઘણે દૂર—' કોઈ આનંદ મૂર્તિ હું નીરખી રહ્યો છું. યૌવનના આ મધુકા તનમાં મનમાં અને હૃદયમાં વસંતનો તનમના નર્તી રહ્યો છે. આ શા અંકુરો મારા હૃ કુસુમના ફુટી રહ્યા છે!! શુ આ ભાવિન ભણકારા છે? વિધાતા! આ વિશ્વ, રંગભૂમિન તખ્તાની પાંખોમાં ભરાઈ મારા ભાગ્યની જીવનિ કાની દોરી કેક વહેલી ખેંચની નથી! ભવિષ્યના ગર્ભમાં શું હશે? ક્યાં શમશા રમકડું હું બની જઈશ! મારા મનમાં ર

રહેલ માળાનો મેર આખર ક્યાં અને શેમાં આવી રહેશે?

ફાલ્ગુન અમાવાસ્યા

અમાવાસ્યાની ઘેરી છાયા હૃદયમાં ફેલાઇ રહી છે! મારાં ભાવિનાં મંડાણમાં શું આવી તિમિરતતિનું મંગળાચરણ! આ બધી નૈરાશ્યની તમિસ્રામાં કોહીનુર જેવું કદીએ તારું ઉજ્જવલ હૃદય દૂર–વિદૂરથી પ્રકાશના ઝબુકા મારી માર્ગદર્શક થઇ રહ્યું છે. આંખ ઉઘાડી મીંચું છું કે મીંચી ઉઘાડું ત્યાં ક્યાં દશ્યો તરવરે છે!

આ જનતાનો કોલાહલ! આણી પાસ આંસુનો દરીઓ, પેલી પાસ નિશ્વાસના ધોધવા! અને તે નિશ્વાસે કેવા ભારેખમ! જેના ભાર નીચે ધરિત્રી ચગદાઇ જાય! પણ પણે કોણ છે? લલાટે કર્મયોગનો લેખ લખ્યો હોય એવું કો બગતુ હૃદય! એ શુ ગણગણી રહ્યું છે? "તુલા, સમતુલા! બંધુ! એજ મહાન નરવીરો પકવે છે શુંવાંફુવાં થતુ હૃદય.કે સમતોલપણુ ખોતું મગજ કોઇ દિવસ સન્માન પાત્ર થયું નથી. મહા પુરુષની મીટ્ટીમાં એ ન હોય! મહાન કાર્યનો જશ ઉતાવળાં આકળાંને ઘડીમાં ઉશ્કેરાય એવાં ઇન્સાનને લલાટે લખ્યો હોતો નથી. ચપળ અને તરવરાટ મારતી વ્યક્તિઓએ ડુબતી દુનીઆને કદી તારી નથી. જેની વાણી લવલેશ નિરંકુશ નહીં, જેનું માનસ લવલેશ ક્ષુબ્ધ કે ક્ષુભિત નહીં, જેની મનોવૃત્તિ પૂર્ણ સંયમિત તેજ જગતનાં ગાડાં વાળે, તેનેજ હાથ વિજયની વડી ચાવી ચઢી છે.



આરુલતા ને મારીજ ગાડીમાં લઈ જવાનું ઠરાવવામ આવ્યું હશે

એક ઘડીની ફુરસદ લઇ અંતરાત્મા સાથે એક થઇ તલ્લીન થવું! ધર્પણુ ક્ષોભ, પ્રકોપ, તુફાન આ સર્વને ક્ષણભર પણ તિલાંજલિ દેવી! આ સમતુલા ન સાંપડે ત્યાં સુધી સત્ય-દર્શનની વાત મિથ્યા.

આંતર-જ્વાળાઓના ઉછળતા અગ્નિરસનો ધુધવાટ બધિર બધિર કર્ણો ક્યાંથી સાંભળે? આ તોફાન કોણ શમને? શાંતિ સુધારસ કોણ અર્પે? હૃદય–મંદિરનાં પુનિત એકાંત–ખડની તીર્થ યાત્રા ક્યારે આદરીશ?"

શુ આ ગુંજારવ મારા વૃત્તિ–વિલાસની મદિરા! તરંગોની વારુણી! ચક્ષમાં રમતા રસ–દોલા! મનોવૃત્તિના નશા, સૌના જાળા ઉકેલશે? હું ક્યાં અગમ્ય અકલ્પ્ય વહેનમાં તણાઉં છું?



મધ્યમ કદની એક શશિવદના યુવતિને વીંટળાઇ વળી એક નાની શિશુ મંડળી દોડધામ કરી ઘુમી રહી હતી.

પરંતુ, આ પીંછપુરી મારા ભ્રમિતચિત્તની મારી ભ્રમણા નથી!

ચૈત્ર સુદ ૧.

તારા જેવા બહુશ્રુત પાસે ગાર્ગી મૈત્રેયીની વાત કરવી ન હોય; પરંતુ, આપણો હાલનો હીંદુ સંસાર કમકમાં છુટે એવા કરુણરસથી વ્યાપ્ત દીસતો નથી? એકજ ઘરેડમાં ચાલતાં આપણે ચીલાચાલુ અને ઘર-રખ્ખુ ઘરકુકડા જેવા થઇ ગયા છીએ. અજ્ઞાનના પડ ઉપર પડના પોપડા ભારત જનતાના માનસ પર બાઝયા છે. શું પુરુષ કે શું સ્ત્રી પણ આપણો સામાન્ય જનસમૂહ કયાં—કયા ગર્તમાં લથડીઆ ખાતો છે?! પરંતુ, સ્ત્રીજન પ્રત્યેની આપણી બેદરકારી મને ખાસ સાલે છે. સ્ત્રીજનના માનસવિકાસ આડે આપણે બની શક્યાં તેટલાં વિઘ્નો મુક્યાં છે! આજ એક મહત્ત્વના પ્રશ્ન પર તારી સાથે ચર્ચામાં હું ઉતરું છું. એક કોર આપણા પદ્મિનીના ખ્યાલ, બીજી બાજુ સ્ત્રીની બુદ્ધિ પગની પાનીએ એ લોક અનુભવ અને પરીક્ષાની ચાળણી! આ મુંઝવી નાંખતો પ્રશ્ન ઘૃણા, તિરસ્કાર અને અટ્ટહાસ્યથી ઉત્તર માગી રહ્યો છે! સ્ત્રી પુરુષોની સમાનતાનો કોયડો ઉકેલવા ઇતિહાસને પુછીએ. કેટલા શેક્સપીઅર, ડાન્ટે, માઇકલ એન્જેલો, વાલ્મિકી, વ્યાસનો દાવો સ્ત્રીજન પોતાની જાતિમાંથી કરી શકે એમ છે!

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૮૧]

અરે આ મનોદશા જેના આદિમધ્ય અને અંત કોઇ અશ્રુનો અગાધ ઉદધિ છે તે તેને કયે ઓવારે હું ઉભો છું? આ મનોદશાનું કેંદ્ર અણસરજી કોઇ રસ-મૂર્તિ, અશ્રુતપૂર્વ કોઇ માધુર્ય, અણસુંઘેલી કોઇ પુષ્પકળી મારી ઘ્રાણમાં—અરે મારા પ્રાણસ્થ પ્રાણમાં નર્તન મચાવી મુકે છે. કયાં પુછું છું, પરમાત્મા એનો તાગ!

શાંત પાણી દર્પણ સમાન છે. સપાટી અને ઉંડાણનો તે બરાબર ખ્યાલ આપે છે. પ્રજ્ઞ પુરુષો આને આદર્શ માને છે. જળ જેવાં જીવનતત્વો શાંતિ અને સ્થિરતાથી ઉજ્જ્વળ પારદર્શકતા પ્રાપ્ત કરી શકે છે. તો મનોવૃત્તિની આવી સ્થિરતા કેટલી ફળદાયી નીવડે! સંતનું હૃદય સુધા આસ્વાદતું વિશ્વ-મુકુર રૂપ બની રહે છે આલમના વિવિધ રંગો તેમાં તરવરી રહે છે!




લેખક:

પ્રો. મંજુલાલ જમનારામ દવે,

ચિત્રકાર:

રા. રવિશંકર પંડિત,

બી. એ.

માનવ પાત્રો: ... ... ... કલા, એક ગિરિકન્યા, મધુકર, એક આરોહી; પ્રતાપ, એક માર્ગદર્શક.

સ્વપ્ન-પાત્રો: ... ... ... ગૌરીશંકર, કાંચનગંગા, ધવલગિરિ, હિમાદ્રિનાં ત્રણ ગિરિશિખરો.

મોગરો, ચંપો, ગુલાબ, કેવડો: ચાર ગિર પુષ્પો.

સ્વપ્ન આકૃતિઓ: ... ... પતંગ-બાલકો, પુષ્પ-બાલકો, નર્તતી તેજમાલાઓ નિદ્રા તથા મૃત્યુનાં સત્વો, ગોપાલ અને અજપાલક

## પ્રવેશ પહેલો

હિમાદ્રિનાં શિખરોમાં આવેલી એક સાંજે કલા નિજ ગિરિકુટિરની બારીમાં બેસી આથમતા સૂર્ય ને ઉગતા ચંદ્રનાં રસ સૌંદર્ય પી પ્રેમલ કોક ગીત ગુંજી રહી છે, એવે બહારનું દ્વાર ઉઘડે છે, ને હિમાદ્રિ ચઢનાર મધુકર કલાને અભિવાદન કરતો પ્રવેશે છે

કલા

[સામે અભિવાદન કરી] જી, આપનું નામ?

મધુકર

મારું નામ મધુકર, બહુ મોડું થઇ ગયું, નહીં?

કલા

રાત્રિ અહીં ગાળવા ઇચ્છો છો?

મધુકર

હા, સગવડ થઇ શકે એમ હોય તો. પ્રભાતે તો ગૌરીશંકર ચઢવા વિચાર છે.

* પ્રખ્યાત નાટ્યકાર ગાલ્સવર્ધીના The Little Dream નામક નાટ્ય પરથી.

કલા

ગૌરીશંકર !–હાય, કેવડું બધું અટપટું ચઢવું છે એ તો–અશક્યજ.



ક્યાં–જુઓ, પૂર્ણિમા છે આજે ને શોભે ક્યાએ ચંદ્ર પ્રકાશી રહ્યો છે!

મધુકર

પણ પ્રયત્ન કરવામાં શું જાય છે?

કલા

પેલા કાંચનગંગા તથા ધવલગિરિ છે તે–

મધુકર

તે બન્નેએ મેં વટાવ્યાં છે.

કલા

પણ ગૌરીશંકર તો ભયપ્રદ છે; કદાચ તેમાંથી મૃત્યુ પણ..

મધુકર

ઓહો ! તેમાં શું? સાહસ તો ખેડવાંજ જોઇએને !

કલા

તે ખરું–પણ પિતાને પગે વાગ્યું છે, ને પ્રતાપ એકલોજ તમારા સાથે આવી શકશે.

મધુકર

કોણ–પેલો મશહૂર માર્ગદર્શક પ્રતાપ !

કલા

અને તમે, અહો ! તમે શું તેજ મધુકર જે સારાએ હિમાદ્રિના શિખરે શખર ગયે સાલ સુધી ખૂંદ્યા ?

મધુકર

હા, ગૌરીશંકર વિના બધાંજ.

કલા

અમને તમારી બધી જાણ છે. પણ બાપુને પગે મટે ત્યાં સુધી થોભી જાઓ તો સારું.

મધુકર

તે કેમ બની શકે ? કારણ કાલ તો મારે પાછું ઘર તરફ વળવું જોઇએ.

કલા

અરે એવડી શી ઉતાવળ છે! અને આપનું વતન ક્યાં, કોઇ મોટા નગરમાં છે ! કેવડું મોટું છે,–કહેશો ?

મધુકર

સાડેક લાખની વસ્તી છે તેમાં.

કલા

(થોડી વેળ થંભી) હા, લાહોર તો મેં જોયું છે, ને અમૃતસરે બે વાર જઈ આવી છું. પણ તે સીવાય બીજે ક્યાંએ નથી ગઈ.

મધુકર

ત્યારે આખુંએ વર્ષ તમે સૌ અહીંજ ગાળો છો ?

કલા

ફક્ત શીઆળામાં ખીણોમાં જતાં રહીએ છીએ.

મધુકર

નગર ને નગરફરતુ જગત જોવા ઇચ્છા નથી થતી ?

કલા

કોક કોક વેળા તે પણ થાય છે. [એવે મધુકરના ખીસામાંથી એક પુસ્તક સરી પડે છે, તે ઉંચકી લઈ] ઘણાં ઘણાં પુસ્તકો મેં વાંચ્યાં છે.

મધુકર

પણ આ શુ છે તે જાણો છો ? આ તો એક સમર્થ કવિનું રસરસ્યું મહાકાવ્ય છે. ગિરિકંદરોમાં વસી તમે કે કાવ્યો નથી રચતાં કરતાં—કવતાં ?—કોક મધુમધુરાં રસસ્વપ્નો નથી આદરતાં—ગુંથતાં ?



નિદ્રસ્થ કલા સ્વપ્નવશ છે.

કલા

[ધીમેશથી ડોક ઉંચી કરી] જુઓ, પૂર્ણિમા છે આજે, ને સોળે કલાએ ચંદ્ર પ્રકાશી રહ્યો છે !

[ચંદ્રદર્શન ઝીલતાં ઉભય ઉભે છે, ત્યાં પાતળો પણ પુષ્ટ બાંધાનો પ્રતાપ પ્રવેશે છે.]

કલા

કેમ ?

પ્રતાપ

[ધેરા અવાજે] આ ગૃહસ્થને મારું કૈં કામ છે ?

કલા

[સચિત સ્વરે] અરે, એ તો કાલ પ્રભાતે ગૌરીશંકર ચઢવા માગે છે. [પ્રતાપના કાનમાં] તને ખબર નથી આતો પેલા નગરનિવાસી—

મધુકર

ગિરિઓના આરોહી ?

પ્રતાપ

પણ ગૌરીશંકરના ચઢાવ ચઢવા કૈં સહેલ છે કે ?

મધુકર

કોણ બોલે છે ! આ ?—પ્રતાપ, નામાંકિત પ્રતાપને મોંએ આ શબ્દો શોભે ખરા ?

પ્રતાપ

[શરમાઈ] વારુ ત્યારે, કાલે સવારે ઉપડશું.

[જાય છે]

કલા

આજ કેટકેટલાં વર્ષો વીત્યાં પહેલાં

વખતજ ગૌરીશંકરના અટપટા ચઢાવ ચઢાશે કાલે.

મધુકર

ત્યારે અહીંજ આરામ લઉં છું આજે સગવડ તો છેને ?

કલા

અલબત. આ જોડેના ખંડમાં વિશ્રાંતિ લેજો.

મધુકર

બહુ ઉપકાર થયો. વારુ, પણ તમારું નામ પુછું?–કહેશો ?



ધવલગિરિનું યૌવનસત્વ કલાને નગરમાં નિમંત્રે છે

કલા

મારું નામ કલા.

મધુકર

આત્માની નાનકડી કલા, નહીં ?

[પાસેના ખંડમાં જવાનું કરે છે.]

કલા

ત્યારે તમે આવો છો તે નગરમાં, ત્યાંના જગતમાં, વસવું ઘણું મઝેનું છે !

મધુકર

ત્યાં હઉંછું ત્યારે મને અહીં આવવું ગમે છે: પણ અહીં આવું છું, ત્યારે ત્યાં જવા મન થાય છે.

કલા

ત્યારે તો મારી પેઠેજ–પણ હું તો હમણાંની અહીંજ રહું છું.

મધુકર

—પણ ત્યાં, એ નગરમાં તમારા સરખું કોઇજ નથી હોં !

કલા

એ ઠેકાણે એકનું એક ક્યાંથી હોય શકે ? નગરોમાં તો નાટકશાળાઓ, સુંદર મકાનો, દેવાલયો, નૃત્ય, ટ્રેનો, પુસ્તકો અને..

મધુકર

—દુઃખ.

કલા

સાથે જીવન પણ.

મધુકર

અને જીવન સાથે મૃત્યુએ ખરું.

કલા

ગિરિશિખર ઓળંગ્યા પછી, કાલ તમે પાછા અહીં નહીં આવો ?

મધુકર

ના.

કલા

ત્યારે તમે તો સારાએ જગતમાં ભળી જશો. (અશાંત) તમારે તો સારું જગત, ને મારે કશુંજ નહીં.

મધુકર

—સીવાય કે પ્રતાપને પર્વતમાળ..

કલા

(સચિંત) એકનો એક આહાર પણ સદા સારો ન લાગે.

મધુકર

વારુ, હું ફરી પાછો કોક દિ' અહીં આવીશ.

કલા

જુઠ્ઠું, સાવ જુઠ્ઠું, ફરીથી ક્યાં શિખરો ચઢવાનાં બાકી રહ્યાં હશે? —અને એ આનંદ વિના તમને અહીં ગમશે ખરું?

મધુકર

ઓ મારી શાણી કલા!

કલા

ના, હું કૈં શાણી નથી—પણ નિત્યે તો અહીં ન રુચે. (સહસા) વારુ પણ, તમારા મોટા જગતમાંથી મને સંભારશો તો ખરા-ને કદીક કદીક?

મધુકર

[કલાનો હાથ પોતાના હાથમાં લઇ] ઓ નાનકડી રસકલા! એ મોટેરાં જગતમાં આના જેવું મીઠું કૈંજ નથી હાં!

કલા

પણ એ મોટેરું જગત જાતે કૈં ઓછું છે

મધુકર

કલા, હું તને ચુમું? રાત્રિનું અભિવાદન એક ચુંબન વડે કરું?

[કલા નિજ પ્રસન્ન પ્રફુલ્લ મુખ આગળ આણે છે, મધુકર તેને રસભર ચુમે છે. પછી કલા જ્યાં પાછી વળે છે એટલે—]

મધુકર

દિલગીર છું, કલા!

કલા

ના, કૈં નહીં.

મધુકર

[વીદાય લેતાં] મીઠું સ્વપ્નજે, કલા!

કલા

સુખભર નીંદર જો તમેએ.

[મધુકર જાય છે.

દૂરથી આવતો પ્રતાપ કલા મધુકરને જોતો જરાક થંભી જાય છે.]

પ્રતાપ

ઠંડી ઘણી લાગે છે, કલા!

કલા

મને લાગે છે તેને ત્યાં ફાવશે તો ખરું જ.

[અધીરો પ્રતાપ કલા પાસે જાય છે, ક્ષણેક થોભે છે, પછી નીચો નમી પુષ્કળ તેને ચુમે છે.]

કલા

રસે થયો છે, પ્રતાપ?



કલા હરીઆળા ગિરિશૃંગ પર હસે છે.

[પ્રતાપ નિરુત્તર રહે છે, ને અંદરના ખંડમાં જતો રહે છે.]

કલા પર્વતમાળ પર ઢળતી-વીહરતી આનંદન ચંદ્રિકા પ્રત્યે પ્રસન્નપ્રાણ ન્યાળી રહે છે, પછી બારીની બેઠક પર પાથરેલ શય્યા પર તે ઢળી જાય છે.

કલા

[ અર્ધ નિદ્રામાં ] તેમણે—તે બન્નેએ મને ચુમી...[નીંદરે છે].

[ પડદો પડે છે. ]

---

## પ્રવેશ બીજો

[નિદ્રસ્થ કલા સ્વપ્નવશ છે, ને સ્વપ્નમાં તેની સન્મુખ મોગરો, ગુલાબ, ચંપો ને કેવડાનાં કિરીટવંતાં પ્રસન્ન પુષ્પમુખ જણાય છે:

કલા

અહો ! કેવાં સુસુંદર પુષ્પમુખ !

[કલાની આસપાસનાં ગિરિશિખરો પ્રકાશમાન થતાં જણાય છે ]

મોગરો

( ઝીણા સ્વરે ) કેમ, કેવું મધુરું ને મોહક લાગે છે ! હાં, કેવુ પ્રેમલ ને આકર્ષક !

ગુલાબ, ચંપો, કેવડો

( સાનંદ ) કેવું રસપ્રદ ! કેવું જીવંત, કેટલુ બધું પ્રાણપ્રકાશિન ! કલા, ગમે છેને?

[કલા ઉત્તર દે તે પહેલાં તો કાંચનગંગા અણુટેવાએલ સરખા સ્વરે બોલવા માંડે છે.]

કાંચનગંગા

હિમાદ્રિનું હુ શિખર છું. ગાયો ને ઘેટાંની મધ્ય હુ વસું છું. હું શાંતિ છું, એકતાનતા છું, અખંડ ગાંભીર્ય છું. હું પ્રચંડતા સ્વરુપ પર્વતવાયુ છું. સ્વચ્છ ગોચારણ ભૂમિ છું, વન્ય વિશ્રાંતિ છું. મારાં નેત્રોમાં ઉંડેરું નીહાળ, ને મને એકલાને ચહા, કલા!

કલા

[ બ્બીને ] કાંચનગંગા ! કાંચનગંગાને વાચા!—અને તે પણ પ્રતાપ તથા પર્વતમાળ પરના મારા ઉંડેરા પ્રેમનીજ વાણુ!—જાણે અર્ધું મારું હૃદય બોલી ઉઠયું.

[પુષ્પો આનંદન હસે છે.

કાંચનગંગા

અનંત ટેકરીઓ પર હું વીહરું છું. હિમાદ્રિનાં હિમ હું પીઉં છું. મારાં નેત્રોમાં મદિરાનો રંગ છે, ગ્લાનિ તેમાં વસેલ છે, વાગોળતી ગાયો, પ્રચંડ ઝંઝાવાતો, પડતા ખડકોના પહાડી પુકાર, ને સવેગ વહતા પ્રવાહોનાં નીલઘેરાં જલ—બસ એ વિના બીજી વાત હું નથી જાણતો. વિચારો સરળ, રક્ત ઉષ્ણ, ભવ્ય સામર્થ્ય ને ગાંભીર્યનો ડોળ—એ મારી સાધન સંપત્તિ છે.

કલા

હા, હા, મને તે રુચે છે. હું તેને માણું છું. તે બળવંતો છે.

કાંચનગંગા

કાલે! મને વળગી રહે! મને ચાહી રહે! મારી સંગે તારાઓની નીચે નિવસ!

કલા

[ધ્રુજતે સ્વરે] પણ મને ભય લાગે છે.

એવે સહસા એક યુવાનસમા સ્વરે ધવલગિરિનું શિખર બોલવા માંડે છે.

ધવલગિરિ

હું નગર છું. શેરીએ શેરીએ નાચનો હું ભૂતનો ભડકો છું. વૃક્ષે વૃક્ષે ટહુકતી હું કોકિલા છું, સહસ્ર મારે દેવો છે, ને નિત્ય નિત્ય નોખાં તેમનાં આરાધન આદરું છું. નિત્ય નિત્ય નોખાં તેમને નૈવેદ્ય ધરાવું છું. સ્ફટિકના મણિ મહાલયો તેમ અંધાર ઉભરી ખાણોમાં મારો વાસો છે.

પ્રચંડ જનસમૂહની મધ્ય કોલાહલવંતુ જીવન તે મારું જીવન છે. [ધીમેથી] સહસ્રવિધ મારો પ્રેમ છે. ને તેમાંના કોઇજ કદી સ્થિર નથી આ સૂર્ય પ્રકાશમાં રમતી ને કલ્લોલતી તારી ગાયોના કરતાં હું સવિશેષ ચંચળ ને ચપળ છું

પુષ્પો

[સભય] અમે તેને ઓળખીએ છીએ

ધવલગિરિ

વિલાસનાં જન્મ ને મૃત્યુની મધુરકરુણ સુરાવટ હું સુણું છું નિસ્પૃહી કાલના સત્વર વહતા રથચક્રના ધ્વનિ મને સંભળાય છે પુરુષો-ની લોલુપતાવશ પ્રતિજ્ઞાઓને નીર, રાત્રિમાં પ્રેમીઓનાં રમ્યચુંબનો એ હું સુણું છું મારા વિના, એ નાનકડા આત્મન્, તુ ટવળે છે, ઝંખે છે, મરે છે.

કલા

હા મંદગ મધુકર ને તેના વિશાળા જગત-ની વાણ્ આમાથી [ ઝરે છે, ને મારા અતરને ઉંડું આકર્ષે છે.

ધવલગિરિ

કલા, તારા ઉપવનમાંનાં પુષ્પો કરતા મારા વિચારો સખ્યામા વિશેષ છે. ને પવનમાં ઉડતા તારા ગરૂડો કરતા તેમની પાંખો વિશેષ સત્વર ઉડી રહે છે મહત્વાકાંક્ષાનો સુરા ને નિર્મેદિકતાનાં જહર હુ ઘુંટુ છું આથી હુ કદીએ અરસિક નથી લગતો.

કલા

પણ મને ભય લાગે છે

ધવલગિરિ

કલા, મને ચઢા! જુદા જુદા પચાસ રગે હુ જીવનને ચીતરી જાણું છું. નાની નાની નિરવધિ સુંદરતાઓ હું સર્જુ છું તારે સુકોમળ હૈયે, સદૈવ હું ગુંથાઇ રહું છું—વીંટળાઇ વળું છું.

કલા

હાં, તે મધુર મધ છે

પુષ્પો

[સભય] ના, ખારું છે, ખારુ છે.

કાંચનગંગા

મારી સગે વસજે, કલા! હુ તને શીતલ સુખકર સમીરણમા જગડીશ.

[પુષ્પો આનંદન હસે છે.]

ધવલગિરિ

મારી સગે નિવસજે, કલા! હુ તને વિવિધતાના મારા વ્યજન વડે જાગ્રત કરીશ

[પુષ્પો કરુણતમ રડે છે]

કલા

[સખેદ] હાય, મારું, હૃદય! તુટું તુટું થઇ રહ્યું છે.

ધવલગિરિ

મારી સગે, એ નાનકડી રમકલા! તું નગરની શેરીઓમા હવેલી કલ્લલતી રમશે, ને જગતના રહસ્યો પેખી શકશે. હાથેહાથ મીલાવી આપણા નગરચોકમાં ફરશુ, ને સર્વસંચારી પક્ષી સમા ત્યા ને ત્યાં સત્વર ઉડી રહશુ હુ તને જલનિધિના મહાજલ દાખવીશ—હું તારે મુખ મારો મીઠો કોલાહલ વરસીશ સાંભળ એ લલિત લાડીલી કલે! હું તને રત્ને મઢીશ, રેશમી સાડીએ સજીશ, મખમલની મોજડીએ શોભાવીશ, ને અજબ મારા ધાગા વડે શણગારીશ.

[પુષ્પો ઉંડું કકળી ઉઠે છે]

કલા

તેની પાસ સર્વ કૈં છે.

કાંચનગંગા

પ્રત્યેક મારા મેઘને રુપેરી કીનાર છે પ્રત્યેક મારા ખડકને સૂર્યાગ્નિ પ્રજ્વલિત કરે છેઃ પ્રત્યેક મારાં દવબિંદુ મોતી કરતાં શીતળ છેઃ નિર્મળાં

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૯૫]



# ભૂતના ભડકા

લેખક :

રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. જગમોહન મીસ્ત્રી

નવા વર્ષની સવાર હતી. હું મારા મિત્ર જગમોહનને ત્યાં બેઠો હતો. જગમોહન એટલે અમારા મંડળનો બીરબલ. માણસ ગમે તેવુ દીલગીરીમાં હોય પણ જ્યાં જગમોહનની જીભ ચાલી એટલે પંદર મીનીટમાં માણસ પોતાનુ દુઃખ તે વખતે તો ભુલવાનોજ. જગમોહનને પોતાને ચાર છોકરાં હતાં. તેનાં બહેન ભાઇઓનાં મળીને બીજાં ડઝનેક છોકરાં પણ ઘણીવાર એને ત્યાં એકઠાં થઇ જતાં છતાં મેં જગમોહનના મુખ ઉપર ચિંતાની કે કંટાળાની કરચલી ચઢેલી જોઇ નથી. પોતાની પત્ની સાથેનો સંબંધ પણ હાસ્યના ઉપરજ રચાયેલ હતો. છોકરાંઓને મારથી કે બીજાજથી નહીં પણ મીઠી મજાકથીજ તે વશ રાખતો. અમારી ઉજાણીઓમાં કે ટ્રીપોમાં કે સાધારણ સભાઓમાં ને બેઠકમાં પણ જગમોહન હાજર નહીં હોય તો અમે આનંદમાં રહી શકતા નહીં. બૈરાંઓમાં પણ જગુભાઇ સર્વના માનીતા. પાકશાસ્ત્રની દરેક વાંનીની બનાવટમાં જગુભાઇનો મત અમૂલ્યજ ગણાય. ગરબામાં પણ જગુભાઇ હારમોનીઅમ ઉપર બેસીને પોતાની મશ્કરીઓ ચલાવતા નહીં હોય તો ગરબા જામેજ નહીં. સ્ત્રીઓની ફેશનની બાબતમાં કે ઘર શણગારવાની વાતમાં કે છોકરા છોકરીઓના વિવાહની વાતમાં કે પછી છોકરાંઓને કઇ સ્કુલમાં બેસાડવાં એવા ગમે તે સવાલ ઉભા થાય તેમાં પણ જ્યાં સુધી જગુભાઇનો મત મળી શકતો હોય તો અમે તે મેળવવા આતુર બની જતાં. આખા દિવસના થાકીને અગીઆર વાગે સુવા ગયા હોય છતાં એમને નાનામાં નાના કામને માટે પણ જો પાડપડોશીઓ કે અમારા જેવા મિત્રો બાર વાગે પણ ઉઠાડે તો એ હસતા હસતા પત્નીને ઉંઘણશી કહીને બનાવતા બહાર નીકળે!

અમે બધાં જ્યારે દુઃખમાં હોઇએ, અનેક વ્યથાઓથી, જગતની નાની નાની જંજાળોથી અમારાં હૈયાં રીબાતાં હોય તે વખતે અર્ધ તિરસ્કારથી અમે વિચારતાં કે જગમોહનભાઇ જેવો સ્વભાવ અમને ઇશ્વરે કેમ નહીં આપ્યો?

સાથે સાથે, જગુભાઈમાં દુ:ખ પીછાણવાની, રીબાતાં હૈયાંની ચીસ સાંભળવાની અને બીજા હૃદયોની પેઠે શોક માણવાની શક્તિજ નહીં હોય, એટલા પ્રમાણમાં અમારા બધા કરતા જગુભાઈ કૈંક નીચી પાયરીના મનુષ્ય હોવા તો આખા વાદવિવાદને હાસ્યરસિક રૂપ આપવા જ. આ અમારો જગમોહન!

હું અને જગમોહન ઓટલે બેઠા હતા. આસપાસ રુના ટીંચોટીચ ઠાંસેલા તકીઆ જેવા ચાર પાંચ છોકરાં ફટાકા ફોડતાં કકલાણ મચાવી



જગમોહન ખાતા ખાતા નવા વર્ષના કાગળો વાંચતો જતો હતો

જોઈએ અને એમનામાં અમારા જેવા ઉચ્ચ સસ્કારોનો અભાવજ હશે, એવું એવુ અમે કલ્પતા. કલા, ભાવના, ઊર્મિઓ, જીવનની ગુહાઓમાં સતાએલા અનેક ઝીણા ઝીણા છતાં મહત્વના પ્રશ્નો વીશે અમે ચર્ચા કરતા હોઈએ ત્યારે અમે જગમોહનને ઝાઝો છેડતાજ નહીં. જગમોહન પણ ખાસ ભાગ લેતો નહીં અને લે રહ્યાં હતાં. રસોડા તરફથી જગમોહનની પત્ની સુલતાના ધાટા આ કકલાણ બંધ કરવાના મિથ્યા પ્રયાસ કરતા સંભાળાતા હતા. "તમે કહો તો ખરા કે કૈંક બંધ રહે! તમારા કાન અને માથું દુ:ખવા આવતાં નથી?" સુલતા કહેતાં.

"અરે તું જો તો ખરી! એક ત્રાડ પાડીશ

કે બધાં છોકરાં ચુપ ! એક વાર મારો મીજાજ જવો જોઇએ." આમ કહીને જગુભાઇ મોટેથી હસતા અને પછી બધાં છોકરાંઓને પટાવીને,



હું અને પ્રકાશ એકેકને વળગીને .. આગની કાળસની સિખાઓને નીરખી રહ્યા

હસાવીને થોડીવાર ચુપ રાખતા, વચમાં વચમા પોતેજ ઉઠીને ફટાકા ફોડવા મંડી જતા અને ફટાકાનો અવાજ ધીમો થાય એટલે પોતે મોથી અવાજ કરીને બરાબર મેળ લાવી મુકતા. એમનું જોઇને છોકરાઓ પણ જુદી જુદી જાતના અવાજ કરીને વાતાવરણ ગજાવી મુકતાં આથી પહેલા તો સુલતા ગભરાઇ જતાં અને જોવા આવતાં. પણ પાછળથી, આ બધા તોફાનનુ મુળ તો જગમોહનજ છે એમ જાણતા એટલે હસતા હસતા ચાલ્યા જતાં.

હું અને જગમોહન અમારા પેટની શક્તિનો જરા પણ વિચાર કર્યા વિના મોટી રકાબીમાથી શેવ, ચાપડા, ઘુઘરા વગેરે વસ્તુઓ ઉડ્રાવ્યે જતા હતા જગમોહન ખાતો ખાતો તરતની આવેલી ટપાલના નવા વર્ષની મુબારકબાદી વાળા કાગળો વાચતો જતો હતો દરેક કાગળ લે, વાચે અને પછી તે લખનાર સામા હાસ્યરસિક કટાક્ષો મારીને પોતાની બાજુમા મુકતો જતો હતો. હુ આ કટાક્ષો માણતો, કોઇ કોઇ વાર એમા ટાપશી પુરતો હસતો જતો હતો મને તેજ વખતે પાછો આ વિચાર આવ્યો જગમોહનના જેવુ શુષ્ક હૈયુ શા કામનુ? કેવો એ નિષ્ઠુર લાગે છે! અનેક ભાઇ બહેનોના દુ ખ જોઇને કોઇ પણ દિવસ એની આતરડી કકળી ઉઠી નહીં હોય? જીવનમાં સૌથી પ્રિય લાગતા સ્વપ્નાઓ આણે કોઇ પણ વેગા અનુભવ્યા હશે? શીરીન–ફરહાદ, લયલા–મજનુન, રોમીયો–જુલીએટ વગેરે જગતના મહા-પ્રેમીઓની કથા વાચીને તે અનુભવવાના કોડ આ હાસ્ય, હાસ્ય અને હાસ્યનાજ તરંગોમાં

તરનાર પુરુષના હૈયામાં કદી સ્ફુર્યા હશે ? આવા વિચારો કરતો કરતો હું જગમોહન તરફ જોતો હતો એટલામાં એક સુંદર પાકીટ તેણે ઉપાડયુ. એના ઉપર અક્ષરો ઝીણા મોતીના દાણા જેવા સ્પષ્ટ દેખાતા હતા. ઉપાડતાંજ જગમોહનના મુખ ઉપરના ભાવ બદલાઇજ ગયા. રખેને પાકીટ બગડશે એવી સભાળથી તેના હાથે તે પાકીટ ઉપાડયું હતુ. બહુ સંભાળપૂર્વક તેણે તે ફાડ્યું. અંદરથી સેંટની આછી સુવાસ વેરતા નોટપેપરમાં માત્ર દોઢેક લીટીજ લખાણ હતું, છતાં એ વાંચતાં જગમોહને એકાદ બે મીનીટ લીધી. પાછો તેટલીજ સંભાળથી—અને કદાચ સ્નેહથી પણ—તે પત્ર પાકીટમાં મુકાયો. બીજા બધા પત્રોની પેઠે જમીન ઉપર બાજુએ મુકવામાં નહીં આવ્યું પણ કફનીના ખીસામા ગયું. તરત બીજો કાગળ ઉપાડવામાં આવ્યો. જગમોહન તેના અસલ સ્વરૂપમાજ આવી ગયો પણ શુ એ કોઇ પણ વખત બીજા સ્વરૂપમાં હતો ખરો ? માત્ર મારો ભ્રમજ હશે ! જગમોહનને દીલગીરી શુ ! ખેદ શુ ! વિચાર શુ !

"આ કોનો કાગળ છે તે જાણ્યુ ?" જગમોહને ધાટો પાડયો "પેલા ઉલ્લુ રાજેંદ્રનો મારો વહાલો હવે તો કાઠીઆવાડમા કોઇ જગ્યાએ વડો ન્યાયાધીશ થઇ બેઠો છે ! પણ પગાર માત્ર રુપીઆ નેવુનો, સમજ્યા કે ! પણ—પણ મારો ખાવાનું મળતુ હશે ! હં હં હં હં !"

"જગમોહન !" મેં અચાનક પુછ્યું. પેલો ગજવામાં મુકયો તે કાગળ કોનો હતો ?"

"કયો ?" જગમોહન જરાક ખચકયો. પછી બોલ્યો "હંઅં, એ તો એક મીસીસ. પ્રકાશિકા દેસાઇ નામે સ્ત્રી ગ્રેજ્યુએટ છે એનો છે નહીં, તમે નહીં ઓળખો ના, મારી ન્યાતની નથી પણ અગાઉ અમારા અને એના કુટુંબને બહુ સારો સંબંધ હતો."

જગમોહન આટલું બોલ્યો તે વેળા તેના



એક આલિંગનમાં—એક ચુંબનમાં અમારું સારુએ જીવન રેડાયું.

મુખ ઉપરના ભાવ પાછા વિચિત્ર રીતે બદલાએલા હોય એમ મને લાગ્યું. સદાએ છવાઇ રહેલ

હાસ્યની છાયાને બદલે કૈં અગાધ, ઉંડી દીલગીરીની છાયા તેમજ કોઇ ભૂતકાળના દુઃખને સંભારતું હોય, દુઃખની કડવાશ કાળના બળે ચાલી ગઇ હોય પણ તેની મોંઘી મીઠાશ વધુ મીઠી લાગતી હોય તેવા ભાવ તેના મુખ ઉપર મને જણાયા. કદાચ આ મારો ભ્રમ પણ હોય છતાં હું મારું કુતૂહલ દબાવી શકયો નહીં અને વિવેકનો ભંગ કરીને પણ મેં પાછો સવાલ કર્યો. "કાગળમાં ઝાઝું લખાણ પણ હતું નહીં છતાં અજવાળામાં મુકવાનું કૈં કારણ? પ્રકાશિકાની સાથે તારે આટલી ઓળખાણ હતી તે વાતની પણ આજજ મને ખબર પડી. તારે મોંએ મેં એનું નામ પણ અગાઉ સાંભળેલું નહીં. એમ કેમ? માફ કરજે હં, પણ મને જિજ્ઞાસા થાય છે કારણ કે તારો સ્વભાવ જોતાં આ વાત કૈંક વિચિત્ર લાગે છે."

"ના ના, એમાં માફ કરવાનું શું!" જગમોહને જવાબ દીધો. આ વખતે તો મારી ખાત્રી થઇ કે ગમે તે કારણ હો પણ આ કાગળના સંબંધમાં કૈં પણ વાત થતાં તેના વદન ઉપરના ભાવોનું સ્વરૂપ બદલાતુંજ હતું. મને આશ્ચર્ય થયું. જે જગમોહનના અણુએઅણુમાં હાસ્ય વિના બીજી ઊર્મિને સ્થાનજ નથી એમ અમે સૈ માનતાં હતાં તે જગમોહનના હૃદયમાં બીજી લાગણીઓ પણ અસ્તિત્વ ધરાવે છે? એના હૈયામાં પણ આગ બળી હશે? તેની રાખ હજી પણ તેના આત્માને સ્પર્શતી હશે?

જગમોહન થોડી વાર મુગોજ રહ્યો. પછી બહુ ધીમેથી બોલ્યો. "જાણવું છે? વાતમાં તમને શો રસ પડશે? એક આત્મા અમુક તાપથી બળી જતો હોય છે છતાં તેની સમીપ રહેનાર બીજો આત્મા આ કળી શકતો નથી. જાણ્યા છતાં તેની તીવ્રતા અનુભવી શકતો નથી. આમ ઘણી વાર બને છે. અનેક વર્ષોના ગાઢ પરિચય પછી પણ તમે અમુક માણસને બરાબર ઓળખી લીધો છે એમ કહેવું એ કૈંક વધુ પડતું છે એમ તમને નથી લાગતું? હશે. વાતને ઘણાં વર્ષો વહી ગયાં છે એટલે તમને કહેવામાંએ શી હરકત છે! પણ એટલું સ્મરણમાં રાખજો કે આ વાત તમને નિર્માલ્ય લાગશે પણ —પણ અમુક બાબતોનો જીવનમાં ઉપહાસ ન હોય......

"ઘણા વર્ષોની વાત છે. હું તે વખતે ઓગણીસ વીસ વર્ષનો હોઇશ. પ્રકાશિકાની ઉમર સત્તર અઢારની હશે. એના બાપ સવાઇલાલ ભરુચમાં બહુ પ્રતિષ્ઠિત માણસ ગણાય છે. એમની જોડે, એમનાં પત્ની સરસ્વતીબહેન જોડે, એમનાં બીજાં છોકરાંઓ જોડે, ટુંકામાં એમના આખા કુટુંબની જોડે મારા કુટુંબને ઘણોજ સંબંધ હતો. અમે જુદી ન્યાતના અને જુદાં જુદાં ગામના છતાં એકજ કુટુંબના હોઇએ એવો સંબંધ હતો. લગભગ દરેક વેકેશનમાં હું ભરુચ જઇને એમને ત્યાંજ રહેતો. અમે છોકરાંઓ તે વખતે કૈં કૈં જાતનાં તોફાન કરતાં, સવારના છ વાગ્યાથી રાતના એકેક બબ્બે વાગ્યા સુધી પત્તાં, સંતાકુકડી, ધાબાધુબી, વગેરે રમતો રમતાં. કોઇ પણ જાતનાં બંધન વિનાનાં અમે રમતોથી કંટાળતાં તો ગાવા ઉપર મંડતાં. સંગીતશાસ્ત્રના સિદ્ધાંતો પ્રમાણે ગણતાં તે વખતનું અમારું ગાવાનું અને વગાડવાનું સંગીત કહેવાય કે નહીં પણ અમારે મન તો એથી ઉચ્ચતર સંગીત દુનીઆમાં હતુંજ નહીં. અમે બધાંએ અને એમાંએ મુખ્યત્વે કરીને હું અને પ્રકાશિકા તો આ બધીએ વેકેશનો એક નવીજ સ્વપ્નસૃષ્ટિ રચીને તેમાંજ વસીને ગાળતાં. આવતી કાલ વીશે અમે વીચારેલુંજ નહીં. વર્તમાનને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૪.]

# મારી હકીકત

લેખક:
કવિ નર્મદાશંકર લાલશંકર દવે

[અનુસંધાન પૃષ્ઠ ६७६ પુસ્તક ૮.]



## વિરામ ૩ સને ૧૮૩૩–૧૮૪૫.

૧. પ્રસવવેળા મારી માને ઘણું દુઃખ થયું હતું, હું જન્મ્યો ત્યારે મારૂં માથું ઘણુંજ લાંબુ હતું, તેથી ચ્હેરો વિચિત્ર દેખાતો હતો (હમણાં તો માથુ ઘણુંજ નાનુ ગોળમટોળ જેવું છે) ૭ મહીનામાં હું ઘુંટણિયાં તાણતો થયો.

૨. જન્મ્યા પછી દસેક મહિને હું ને મારી મા, માના કાકા દુલ્લભરામ સાથે મુમ્બઈ મારા બાપ પાસે ગયાં બીજા વરસને પ્રારંભે મને બોલતાં આવડયું પણ બે વરસ સુધી અન્ન ન ખાતાં દુધ તથા ચાટણાથી શરીરનું બંધારણ રહ્યું.

૩. સંવત ૧૮૯૩ની મ્હોટી આગ લાગી ત્યારે હું મુંબાઇમાં હતો, મને બરાબર સાંભરે છે કે ભગવાન કલાના માળામાં હુ દિવાનખાનામાં રમતો હતો અને દયારામ ભુખણ નામનો પડોસી વાણિઓ બપોરીવેળા બ્હારથી ઘેર આવી દીવાનખાનાંમાં આકળો થઇને બોલ્યો હતો કે 'આખું સુરત શેહેર બળી ગયું.' એ સાંભળીને બીજાં ઐરાં ભાડુતો જે સુરતનાં હતાં (ભાયડા તો નોકરીએ ગયલા) તેઓ તો હબકીજ ગયાં 'આખું સુરત શેહેર બળી ગયું' એ તેના બોલવાનો ભણકારો હજી મને યાદ છે.

૪. સંવત ૧૮૯૪ના વૈશાખમાં સુરતમાં બળી ગયલાં ઘર બંધાવાં શરૂ થયાં હતાં તે ૧૮૯૫ ની આખરે પુરાં થયાં. એ દરમિયાનમાં થોડોક વખત હું ને મારી મા સુરતમાં હતાં તે વખત એક પ્રસગે સામી ભાંયમા રમતાં મારાથી મારા કાકાના નાના છોકરાને પથરો મરાયો હતો, તે ઉપરથી મારી કાકી કંઇ બબડતી હતી તે સાંભળીને મારી માએ વચ્ચંસમાં મને ઘરમાં લઇ જઇ સારી પેઠે બઝોડયો હતો ને પછી પેટીનાં કડાં સાથે બાંધી દાદરબારીએ તાળું દઇને તે બ્હાર ગઇ હતી—હું બુમેબુમ પાડતો હતો. મારી ચીસથી ઘરમાં કામ કરનાર ગોવન ગર્જ્જરને દયા આવીને બારી ઉઘાડી રહી હતી તેથી તેણે તેમાંથી આવીને મને છોડયો હતો—એ વાત હજી મને પોતાને સાંભરે છે.

એક વખત મેં મુંબાઈમાં તેલનું માટલું ફોડી નાંખ્યું હતું, તે વેળા મારી માએ મને સારી પેઠે માર્યો હતો, ને સાંજે મ્હારા બાપ આફીસથી આવી મા દીકરાનું સમાધાન કરાવતા હતા એવામાં હું કંઇ સામું બોલ્યો તે ઉપરથી બાપે પણ મને એક તમાચો માર્યો હતો—એટલેજ પ્રસંગે મેં માર ખાધોછ.

૫. પાંચ વરસનો થયા પછી મારા બાપે મુંબઇમાં ભુલેશ્વર આગળ નાના મ્હેતાની નિશાળે મુકયો હતો—એ વેળા નિશાળિયાઓને ઘેર તેડ્યા હતા ને ગોળધાણા તથા ધાણી વેંહેંચ્યાં હતાં; ને છોકરાઓ "સરસતિ સરસતિ તૂં મારી માત" ને "જી મે તા જી સલામત" એમ બોલતા હતા. તે મને સાંભરે છ અને રાતે હમે ચાર–પાંચ છોકરાઓ એકઠા મળી ઘાંટા કહાડી આંક ભણતા તે પણ—સુરતમાં રહેતો ત્હારે ઇચ્છા મ્હેતાની ને ફકીર મ્હેતાની નિશાળે જતો.

૬. હું બાળપણમાં નિરોગી હતો પણ સાતમે વરસે છ મહિના માંદો રહ્યો હતો—તેવામાં એક વખત મ્હોડાંમાંથી અને ઝાડાની વાટે ઘણા કરમ પડયા હતા.

૭. આઠમે વરસે સંવત ૧૮૯૭ના વૈશાખમાં મને સુરતમાં જનોઇ દીધું હતું. એ સંસ્કાર થયા પછી એક પાસથી મેં સંધ્યા, રૂદ્રી અને વેદ ભણવો શરૂ કર્યો ને બીજી પાસથી સરકારી ગુજરાતી નિશાળે જવા માંડયું—

વેદ તો હું બાબાજી નામનો દક્ષણી જે મારા બાપનો સ્નેહી છે તેની પાસ ભણતો—એ વર્ગ તેની પાસ ભણ્યો ને પછી બીજા દક્ષણી પાસે બાકીના વર્ગો ભણીને એક આઠો પુરો કર્યો, વેદમાં હું એટલુંજ ગુરૂ પાસે ભણ્યો. છઉ—મને યાદ આવે છે કે મારા કાકાના ઘરમાં કંઇ વ્રત ઉજવાતું હતું ને મંડળો પુરાયાં હતાં ને વેદિયાઓ મંત્ર ભણતા હતા તે પ્રસંગે કોઇએ મને ભણવાનું કહ્યું હતું.-તે ઉપરથી હું ભણ્યો હતો ને સહુએ મારી ભણણી વખાણી હતી. એ વેળા મારી ઉમ્મર ૧૦ વરસની હશે.

પ્રથમ હું મુંબાઇમાં પાયધોણી ઉપર બાળગોવંદ મ્હેતાજીની નિશાળે બેઠો. તાંથી થોડા દાહાડા પછી સુરત આવવું થયું—સુરતમાં દુર્ગારામ મ્હેતાજીવાળી નાણાવટમાં નવલસાના કોઠામાં નિશાળ હતી ત્યાં મેં જવા માંડયું. તે નિશાળનાં ભવ્યપણાંનું ચિત્ર હજી મારી આંખ આગળ છે. જગાજ કુમળો ડર ઉપજાવતી તો મ્હેતાજી કહ્રણ ડર ઉપજાવતો કેમ ન હોય? મને મૂળાક્ષર સારા ઉચ્ચારથી બોલતાં આવડે તો પણ મ્હેતાજીને પરીક્ષા આપતાં બ્હીકથી ક ને ઠેકાણે અક મારાથી બોલાઇ જવાય—એટલા માટે હું મહિનો દાહાડો બારાખડીમાં પડી રહ્યો—એક દાહાડો દોલતરામ વકીલ જે મારી માની ફોઇના છોકરાના છોકરા થાય તે ઘણા ચીડાયા કે છોકરો બરોબર ઉચ્ચાર કરેછ ને મ્હેતાજી કેમ પાસ નથી કરતા—ચલ હું આવું છ—પછી તેઓ એક દહાડો મારી સાથે આવ્યા ને મ્હેતાજીએ ક બોલાવ્યો તો તે મારાથી શુદ્ધ બોલાઇ ગયો ને હું પાસ થયો. આહા આગળની રીત કેવી સારી ને હમણાંની કેવી દુસદુસની છીછલ્લી છે!

૮. સંવત ૧૯૦૦ ના વૈશાખ સુદ ૧૨—સને ૧૮૪૪ ની ૨૯ મી અપરેલે મારાં લગન સુરતમાં સદર અદાલતના શાસ્ત્રી સુરજરામની છોકરી સાથે થયાં.

૯. મને ગુજરાતી અભ્યાસ કરાવ્યાનું માન બાળગોવંદ મ્હેતાજીનેજ છે—એનેજ ત્હાંથી હું એલફિન્સ્ટન સ્કુલના પ્રિનસિપાલ જાન હાર્કનેસની પાસે ગુજરાતીની પરીક્ષા

આપવા ગયો હતો. મે સને ૧૮૪૫ ની ૬ ઠી જાનેવારીએ અંગ્રેજી સ્કુલમાં દાખલ થયો હતો. મને સાંભરે છે કે એક વખત હું સુરતમાં હતો ને સાંભળ્યું કે ઇનામ આપવાનાં છે તેથી પ્રાણશંકર મ્હેતાજીની નિશાળે દાખલ થયો અને બાલમિત્રની ચોપડી ઇનામમાં લઇ આવ્યો.

૧૦. મેં સરકારી નિશાળે અભ્યાસ ૩॥ વરસ કીધો પણ તે નિયમ સાથે નહીં. વખતે સુરતમાં હોઉં ને વખતે મુંબઇમાં હોઉં. મુંબઇમાં પણ કેટલીક ચોપડીઓ ઇનામમાં મેળવી હતી. હું બાલગોવંદની ઇસ્કોલમાં પેહેલા ક્લાસમાં ૧–૨ જો રેહેતો.

૧૧. એ વેળા મારા વાંચવામાં આવેલી ચોપડીઓમાં મુખ્ય આ હતી-બાળમિત્ર, નિસાનંદ પરમાનંદનું ભૂગોળખગોળ, ઇસ્પનીતિ, દાદસલીની વાત, પંચોપ્યાન, બોધવચન, લિપિધારા, અને વ્યાકરણ મ્હોટું ગંગાધર શાસ્ત્રીવાળું અને ગણિત શિક્ષામાળા પ્રથમ ભાગ.

જ્યારે નિસાનંદ પરમાનંદ અને બાળમિત્ર વાંચતો સારે મારાં મનનાં મેદાન ઉપર નવાઇ ભરેલા એક જાતના નિર્મળા આનંદનો ભાસ પડતો–નિસાનંદ પરમાનંદમાં વિશેષે ખગોળના પાઠ વાંચતાં અને બાળમિત્રમાં વર્ષના ત્રણ મુખ્ય કાળમાંનું ચોમાસું વાંચતાં, કાંટાંના ઝાડ વાંચતાં, દાણા વિણનારી છોકરીની ઘરડી માનું કુલીનપણું વાંચતાં, ન્હાના જન્તુનું ઓલીયું ઓલીયું રડવું વાંચતાં, બાપાના સમજમાં ચકડોળ સંબંધી વાંચતાં અંતિકની વાતમાં રાજાનું પ્રૌઢપણું અને પ્રેમાળપણું વાંચતાં વગેરે વગેરે.

૧૨. એ સાડાત્રણ વરસના દરમિયાનમાં જો કે રેહેવું મુંબઇ અને સુરત બંને ઠેકાણે થતું તો પણ મારો લક્ષ નિશાળના પાઠ તરફ ઘણો હતો, તેમ ઘેર વેદ તથા બીજી પોથીઓ પણ ભણતો. દરરોજ ઉઠતાં વારને બાળમિત્રનાં એક પૃષ્ઠના શબ્દે શબ્દનું વ્યાકરણ કરી જતો ને પછે દાતણ કરતો. મુંબઇમાં રમવાનું થોડું–ફક્ત સાંજે કલ્લાકેક પડોસીના છોકરા સાથે બનતું.

૧૩. મારે દોસ્તદારમાં એક મારી ન્યાતનો પડોસીનો છોકરો પરભુરામ કરીને હતો જે મ્હોટપણે ગુજરાતીમાં ઘણુંજ સારૂં ગ્નાન ધરાવતો ને જે ઘણા ઘણા અંગ્રેજોને ગુજરાતી શિખવતો. એજ મારો બાળમિત્ર–સાથેજ રહિયે–સાથેજ ભણીયે–સાથેજ નિશાળે જઇયે એક વખતે હમે ઘરમાં કંઇ કંકાસ કર્યો હતો તે ઉપરથી પરભુરામના બાપે બાળગોવંદને કહ્યું હતું, ને એ મ્હેતાજીએ હમને બંનેને એકમેકના કાન પકડાવી સાથે એકઠાં ઉઠબેસ કરવાનું કહ્યું હતું, જે મને યાદ આવે છે.

૧૪. જ્યારે હું બાળગોવંદને ત્યાં પેહેલા વર્ગમાં હતો ત્યારે મને એક છોકરવાદિયો વહેમ હતો કે રોજ નિશાળનું તાળું હું ઉઘાડતો અને આંખ મીચીને પૃથ્વીનો નકાસો ટાંગેલો હતો ત્યાં જઇને પાસિફિક મહાસાગરમાં સેન્ડાવચ અને સોસાયટી એ બે ટાપુઓ છે તે જગા પર આંગળી મુકતો, ને પછી આંખ ઉઘાડતો જો બરાબર તેજ ઠેકાણે આંગળી મુકાતી તો હું જાણતો કે વર્ગમાં પ્હેલો રહીશ–ને ઘણું ખરૂં તેમજ થતું.

૧૫. ન્હાનપણમાં મારી તબિયેત ધિગામસ્તીવાળી નહીં પણ હાવકી. તો પણ મરજી મુજબ ન થયેથી મોંઢો થઇ ખુણામાં ભરાઇ ધીમે ધીમે રડ્યાં કરૂં તેવી ખરી–હ્વીડીને હાથ પગ અફાળું તેવી નહીં. હું માબાપ સિવાય બિજા કોઇને દેખું કે શરમાઇ ખુણામાં અથવા માની સ્હોડમાં ભરાઇ જતો. બ્હીકણ પણ હતો. મને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૨૦]

# મીઠો ત્રાસ



લેખક
રા. 'ગોવિંદ'

ભુલી જવા યત્ન કરુ તથાપિ,
તારી સ્મૃતિના ડગતી હઠીલી,
જાણે અજાણે સ્મરણે ચઢે તુ,
જાણે પરાણે હૃદયે રહ્યો તુ

આદર્શ સૌંદર્યની મૂર્તિ કલ્પી,
આલેખતો; માડ તને હું ભુલુ;
એ ચિત્ર પુરું કરું ત્યા જણાતું,
કે કલ્પનામા રમતો હતો તુ.

ખુટે ન મારા દિવસો મુઝાઉં,
સાચાજ મિત્રો ગણી ગ્રથ વાચુ,
તેના ભલા પાત્ર તને સ્મરાવે,
તારા ગુણોનુ પ્રતિબિંબ ભાળુ

ભાળું ઉષાના મધુરા જો હાસ,
કે પૂર્ણિમાનાં ઉજળા પ્રકાશ;
તેમાય તારા સમુ કૈં જણાતુ,
શાથી થતા યત્ન વૃથા ન જાણુ.

છુટુ મીઠા ત્રાસથી એમ માની
નિદ્રા લઈ શાત ઘડી હુ જાઉં.
સ્વપ્ને વળી ત્યા પજવે મને તુ,
જાગી જતો તો ફરી તું અને તુ.



ગુજરાત ] [ વૈશાખ ૧૯૮૨

ધની પાડોશીની ઓશરીમાં જઇ તેને પુછ્યા વગર એક કૅલેંડર પર
છપાએલી ફીરોઝશાહની છબી ફાડી આણી






નારણભાઇ પટેલ હુક્કો તાણુતા હતા. અને એક જણુ એમના પગ દાબતું હતું.

સ્વપ્નદ્રષ્ટા—




# સ્વપ્નદ્રષ્ટા

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
બી. એ., એલએલ. બી., એડવોકેટ,
પ્રમુખ, સાહિત્યસંસદ

ચિત્રકાર
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ.
અને
સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને બાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાના કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે તે વિપ્લવના વિચારો કરે છે તે સ્વતંત્ર હીંદનાજ સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબઈની કોલેજમાં ભણે છે

તે બંનેની મુલાકાત વડોદરામાં રાજાભાઈને ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે

સુદર્શન આઠ વર્ષે બ્રહ્મચારી-બ્રાહ્મણ બનાવે છે ઇતિહાસ ને નાટકો જેવા તલાટીના નરસિંહ સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઇચ્છાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃત્તિ જોઈ તેનું સ્વમાન હણાય છે. તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે.

તે કોલેજમાં આવે છે; વાંચે છે ને વિચારે છે. હીંદુ સમાજ તેને હુમાભાઇનું પ્રભવસ્થાન જણાય છે. બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે. નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે. અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝેની સુરેંદ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે.

લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનું તેને તીવ્ર ભાન થાય છે. અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરૂ કરે છે.

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઈ જાય છે. તે નામદારને ત્યાં ન ઉતરતાં તેના મિત્ર અંબાલાલ દેસાઈને ત્યાં ઉતરે છે. અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે. અને સ્વતંત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે. પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે. નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે. અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે. એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે. સુદર્શન ને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે; નામદાર દેશદ્રોહી લાગે છે. અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં ચાલ્યો જાય છે. ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે.

રાવબહાદુર સુદર્શનનો નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નહી કરી શકે તેવી મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે.

ફરીથી કોલેજમાં વર્ગો શરૂ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઈમાં અંબાલાલને ત્યાં પૈસા આપવાનું નક્કી કરી રહે છે. અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે 'માની' સ્વતંત્રતાના વિચારો કરતાં તેને વારંવાર કાપડીઆની સુચનાઓ યાદ આવે છે તે એક દિવસ કાપડીઆને મળવા ગયો. ત્યાં હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહીં થઇ શકે તે વિશે ચર્ચા ચાલી અને પ્રો. કાપડીઆએ રાજકીય પદ્ધતમાં ધર્મને નહીં સંડોવવા ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વકસમજાવ્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે. સુદર્શન ત્યાંથી ઉઠી ચાલતો થયો. અનેક તરંગો તેના મનમાં ઉઠયા. અશ્રદ્ધાળુ બન્યો ને હીંમત હાર્યો તે સ્વસ્થતા ખોતો હતો ત્યાં ધની આવી. તેણે તેને પડતો બચાવ્યો. 'મા'નો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી.

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૦ મુ–(ચાલુ)

### મુંબાઇમાં વસવાટ

૭

તિલકમહારાજ ખુલ્લી રીતે એકજ વસ્તુમાં માનતા:–મુત્સદ્દીપણું. નિઃશસ્ત્ર હીંદીઓની સ્વાતંત્ર્ય માટેની લઢાઇમાં, દરેક પ્રકારે, દરેક રીતે, દરેક વાતમાં અંગ્રેજી સરકારને પજવવી તેમાંજ તેની નીતિ ને મુત્સદ્દીપણું સમાઇ જતાં. એનાથી પર એવો તેને એક પણ સિદ્ધાંત નહોતો.

૧૯૦૭માં કોંગ્રેસ નાગપુરમાં ભરાવાની હતી નાગપુર એટલે પુનાનું પરું–ત્યારે હતું ને કેટલેક અંશે આજે છે. ખાપરડે એટલે તિલકના સેનાની.

બંગાલનો રાષ્ટ્રવાદ માત્ર ભાવનામય હતો. પુનાનો રાષ્ટ્રવાદ સંકુચિત ને વ્યવહારુ હતો. પુનાએ રાષ્ટ્રવાદને બંગીય ભાવનાનું સ્વરૂપ આપ્યું; લાલ, પાલ ને બાલ એકજ ભાવનાની

ત્રિમૂર્તિ હોય તેમ પૂજા ચાલુ કરી; અને કોંગ્રેસને એ ત્રિમૂર્તિના પૂજક બનાવવાના પ્રયત્ન શરુ કર્યા. ને પુનાની આજ્ઞા નાગપુરે માથે ચઢાવવી શરુ કરી.

કલકત્તામાં પાલ ને સુરેંદ્રનાથ વચ્ચે સંપૂર્ણ વિરોધ થયો હતો. 'મવાલ' પક્ષને ઉખેડી નાખવા પાલ ને અરવિંદ ઘોષ મથી રહ્યા હતા. વિરોધમાં વેર થયાં, ઝનુન પ્રગટી અને 'વંદેમાતરમ્' અઠવાડીઆમાં પ્રે વખત એ ઝનુનનો બળતો લાવા દેશમાં પ્રસારી રહ્યુ.

નામદાર જગમોહનલાલ આ બધું ચિંતાગ્રસ્ત ચિત્તે જોઇ રહ્યા હતા. એમને લાગતુ હતું કે રાષ્ટ્રવાદ પ્રબલ થતો જતો હતો. લોકો Nation—રાષ્ટ્ર, Liberty—સ્વાતંત્ર્ય—'Independance'—સ્વાધીનતાની ઠેકઠેકાણે ચર્ચા કરતા હતા. અરવિંદ બાબુની ભયાનક કલમ ડહાપણ મુત્સદ્દીપણું, અગ્રેજોની સાથે સહચાર, વ્યવસ્થિત રાજકીય પ્રગતિ જેવી જુના આદર્શોની કતલ ચલાવી રહેતી, અને બોયકોટ, લોકસત્તા, ત્યાગ, ને વિપ્લવની પ્રેરણા પ્રસારતી તે જોતા હતા. એમને તિલક તરફ અણગમો હતો; વીકટોરીઅન યુગની નીતિથી અસ્પૃષ્ટ એવી તેની રાજ્યનીતિ તે ધીક્કારતા હતા. જે જાતના અજ્ઞાન ને ઓછી અકકલના માણસોની મદદથી નવો સંપ્રદાય સભાઓ જીતતો તે તરફ તેમને તિરસ્કાર હતો. તેમને ચારે તરફ પ્રલયકાર પ્રવર્તતો લાગ્યો.

તેમણે પહેલાં તો વીલાયત હીંદના રાજકીય આદર્શો સમજે એવી એક પ્રવૃત્તિની યોજના ઘડી કાઢી. પણ અત્યારે તે યોજના અમલમાં મુકાય એમ લાગ્યું નહીં. દેશમાં અગ્રેજો તરફ તિરસ્કાર વધતો હતો; વીલાયતમાં હીંદીઓ તરફ અવિશ્વાસ વધતો હતો; પછી શું થાય? પણ અત્યારે મોટો ભય તો 'જહાલ પક્ષ'નો હતો. અંગ્રેજોને મહાત કરતા પહેલાં આ પક્ષનો વિનાશ કરવાની જરુર તેમને જણાઇ.

રાજાબાઇ ટાવરની સામેની ગુફામાં હીંદી પંચના Sir Leo "સર સિંહ"—ના આશ્રય તળે 'મવાલ' પક્ષ અવારનવાર, મળતો. આ સભામાં નામદાર જગમોહનલાલે પહેલાં ડરકુનો ખીતાબ મેળવ્યો હતો. પણ નાગપુર ને કલકત્તાના વાતાવરણથી સર ફીરોજશાહ પણ ચિંતાતુર થવા લાગ્યા. એટલે તે જગમોહનલાલની બીક ચેતવણી માનવા લાગ્યા. ને નામદારની સલાહ કે અગમચેતીને યોગ્ય માન મળવા લાગ્યું.

કોઇ રીતે કોંગ્રેસને 'જહાલ પક્ષ'ના હાથમાં જતાં અટકાવવી એ સર ફીરોજશાહની નેમ થઇ પડી. કોંગ્રેસ ઝપાટાબંધ પાસે આવવા લાગી સર ફીરોજશાહ 'જહાલ પક્ષ'ના જોરમાં, મને કમને માનવા લાગ્યા; પણ તેને પોતાનામાં, ને પોતાની સર્વાધિકારીતામાં સંપૂર્ણ વિશ્વાસ હતો. ફ્રાંસનો ચૌદમો લુઇ એમ માનતો કે 'હું રાજ્ય છું;' સર ફીરોજશાહ માનતા કે 'હું રાષ્ટ્ર છું.' અને એ 'રાષ્ટ્રે' ફરમાન કાઢયું કે કોંગ્રેસે નાગપુર ને બદલે સુરત—મુંબાઇના પરા—માં જવું. ગોખલેએ સુનેલા સુરતમાં જરૂર રાજકીય જાગૃતિ આણવી; અને ત્રિભુવનદાસ માલવીએ સોલીસીટરનું પદ ત્યાગી સ્વાગતકારિણી સભાના અધ્યક્ષ થવું. ફરમાનને ઓલ ઈંડીઆ કોંગ્રેસ કમીટીએ સ્વીકાર્યું; મુંબાઇ ને સુરતના પ્રતિષ્ઠિત વર્ગે માથે ચઢાવ્યું. સુરતમાં દોડાદોડ થઇ રહી. ફીરોજશાહે ડા. રાશબિહારી ઘોષ જેવા અપ્રતિમ ધારાશાસ્ત્રી, વિચારક ને નેતાને પ્રમુખપદનું નિમંત્રણ કર્યું

આ ફરમાનોએ પુના, નાગપુર ને કલકત્તામાં કોલાહલ મચાવ્યો. આગલી કોંગ્રેસે નિશ્ચય કરેલું

સ્થાન માત્ર સ્થાનિક મતથી ડરીને ફેરવવું એ આપખુદીની પરાકાષ્ઠા લાગી. ૧૭૮૯ માં ફ્રાંસના રાજાએ લોકોની સભાને મળવાની ના પાડી હતી ને જે અસર થઇ હતી તેવી કૈંક થઇ. ગુફામાં સિંહ અને તેની સભાના સભ્યો મલકાઇ રહ્યા; બહાર ખુની, વિરોધના ધુરકાટ વધવા લાગ્યા. જગમોહનલાલ ને તેના મિત્રો આ ફરમાનો પર વારી ગયા. અરવિંદ બાબુની કલમે ફીરોજશાહી ફરમાનોને તિરસ્કાર્યાં, હસી કાઢ્યાં. રાજકીય પત્રકારના શિરોમણીએ અગ્ર લેખોથી તેને ધમધમાવ્યા; ...થી બનાવ્યા; ટુચકાથી તેની અવજ્ઞા કરી. 'herozeshahi at Surat' (સુરતમાં ફીરોજશાહી); 'Every dog is a lion in his street' (દરેક કુતરો પોતાની શેરીમાં શેર થઇ ફરે છે); 'My will is law' (મારી ઇચ્છા તેજ કાયદો) એવાં અનેક વાક્યો—ભવ્ય ગર્જનાથી હલકી મશ્કરી સુધી દરેક રુપે—દરરોજ બહાર પડ્યાં; અને ઉછરતું હીંદ તેને ગોખી ગોખી જાહેર જીવનમાં જહાંગીરી ચલાવનાર સામે દ્વેષ કેળવવા લાગ્યું. 'જહાલપક્ષે' માંડલેમાંથી પાછા ફરેલા લાલા લજપતરાયને પ્રમુખપદે બેસાડવાનો પડકાર કર્યો.

સર ફીરોજશાહને લહેરી સુરતની રાજકીય નિર્માલ્યતામાં વિશ્વાસ હતો—સર્વાધિકારીઓને પોતાના અંગત અનુયાયીઓમાં હોય છે તેમ. પણ જુલીયસ સીઝરની માફક તે પણ ભુલી ગયા કે તેમના કટ્ટા વેરી તો બ્રુટસની માફક એ અનુયાયીમાંથીજ નીકળશે.

સુરતમાં ને ખાસ કરી ગોપીપુરામાં શેરીએ શેરીમાં, ઘેરેઘેર, બબ્બે પક્ષો પડ્યા. 'જહાલ' ને 'મવાલ' પક્ષે ઠેર ઠેર સમરાંગણ રચ્યાં. મવાલ બાપના જહાલ દીકરાએ બાપીકુ ઘર ત્યાગ્યું. જહાલ ને મવાલ ભાઇઓ જમતાં જમતાં થાળી વાડકે મારામારી કરી ઉઠ્યા. એટલે બેસી ગપ્પાં હાંકતી સહીયરોએ અબોલા લીધા: જહાલ પિતાની પુત્રીને મવાલ પતિએ પીયેર જતી બંધ કરી. 'શક્તિ' પત્રે મવાલીઓને હુકમ કર્યો 'સુધરો નહીં તો મરો.'

સુદર્શન ને તેના મિત્રોનો સ્વાભાવિક રીતે ફીરોજશાહ તરફનો દ્વેષ વધી ગયો. રાજાબાઇ ટાવર સામેથી જતાં સુદર્શન ને અંબાલાલની મુઠીઓ કાલ્પનિક કટારથી જુલ્મગારને ઝબ્બે કરવા તલસી રહી. શિવલાલ શ્રોફ દિવસ ને રાત સર ફીરોજશાહના જીવનની નાનામાં નાની વાતની ઠેકડી કરવા લાગ્યો. ધની પડોશીની ખોલીમાં જઇ, તેને પુછ્યા વગર એક કેલેંડર પર છપાએલી ફીરોજશાહની છબી ફાડી આવી. એ વાત જણાતાં ચાલમાં દરેક ઠેકાણે ધનીની વાહવાહ થઇ; ને જેનું કેલેંડર ફાટ્યું હતું તેને ત્યાં 'લાલ, પાલ, ને બાલ' ની છબીથી શોભતાં દસ કેલેંડર ભેટ તરીકે ગયાં સુદર્શનની છાતી વહેંત ઉંચી આવી: કેવી તેની "જોન ઓફ આર્ક!"

આ તોફાની વાતાવરણમાં સુદર્શનના મંડળમાંનો કોઇ પણ પોતાની યોજના તૈઆર કરી શક્યો નહીં; અને સર્વાનુમતે યોજનાઓ ૬૧ મી જાનેવારી ૧૯૦૮ ને દિવસે મળી રજુ કરવી એવો ઠરાવ થયો. આખો દેશ સુરતની વાટ એકે શ્વાસે જોઇ રહ્યો હતો. ત્યાં દેશની આંતરવ્યવસ્થામાંથી જોહુકમી દૂર થવાની હતી; પછી અંગ્રેજોની જોહુકમી વીશે વિચાર કરવાની કોને ફુરસદ હોય?

કેરશાસ્પનું નાનપરામાં એક મોટું ઘર હતુ ત્યાં જ બધાએ આવી ઉતરવું એવું નિમંત્રણ તેણે આપ્યું. લાઇટબ્રીગેડ હુમલો કરવા તત્પર થતી હોય તેમ સુદર્શન ને તેના મિત્રો સુરત જવા તૈઆર થયા. સુદર્શનની દીલગીરી એટલીજ હતી કે ધની સાથે આવી શકે એમ નહોતી.

# પ્રકરણ ૧૧ મું

## સુરત કોંગ્રેસની તૈયારી

૧

૧૯૦૭ ના ડીસેમ્બરની ૨૦ મી તારીખે સાંજના સુરતના સ્ટેશન પર સુદર્શન, અંબેલાલ દેસાઇ, મગન પંડયા ને શિવલાલ શ્રોફ ઉતર્યા; અને ગાડી ભાડે કરી નાનપરામાં ગયા.

સુદર્શનનું હૈયું કોંગ્રેસને લીધે ઉત્સાહી હતું. પણ તેનો ઉત્સાહ જોઇએ તેવો પ્રબળ નહોતો. ધની મુંબાઇ રહી હતી. પાઠકે ઠૉઠ પેઠે લખ્યું હતું કે તે ને કરી ઢુંઢવાના કામમાં રોકાયો હતો એટલે સુરત આવી શકે એમ નહોતું. જ્યારે દેશની કટાકટીને વખતે તેનો પ્રિય મિત્ર નોકરી શોધે !

ધીરુ શાસ્ત્રી કાંગડી ગુરુકુલ જોવા ગયો હતો તે પાછો આવ્યો નહોતો. ગિરિજાશંકર શુકલને પારેવડી સંસ્થાનના ઠાકોરે બોલાવ્યો હતો, એટલે તેનાથી અવાય એમ નહોતું. સનત્કુમાર જેપી એક અઠવાડીઆ પહેલાં એના અખાડા જોડે વડોદરેથી પાવાગઢ ચાલીને નીકળ્યો હતો તેનો હજુ પત્તો નહોતો. આ બધાની ગેરહાજરીથી સુદર્શનના હૃદયને આઘાત પહોંચ્યો હતો. કોંગ્રેસની પ્રવૃત્તિ એને મન પાણીપત હતું ખરું પણ એનું નાનું મંડળ એને મન પ્રાણુસમાન હતું. બધાની જોડે સતત પત્રવ્યવહાર રાખી બધા વચ્ચે એકતાનના આણુવાના એના ભગીરથ પ્રયત્નો જોઇએ તેવા સફળ નીવડેલા તેને લાગતા નહોતા. અને આવી કોંગ્રેસ વખતે બધા ભેગા ન મળે એ તેને ડંખ્યા કરતું હતું.

એ ઉપરાંત પોતાની યોજના તૈયાર કરવા તેણે સાંગો અભ્યાસ ને સખત મહેનત કર્યા હતાં; પણ બીજાઓ એ બાબત શું કરે છે તે તેને સ્પષ્ટ સમજાતું નહોતું. ૩૧ મી જાનેવારી પાસે આવતી હતી; અને 'મા'નું ભાગ્ય ફળવાનું એથી વધારે લબાય એ વિચાર સરખો પણ તે સહી શકતો નહોતો. આ અધીરાઇ પણ તેના ઉત્સાહને પ્રફુલ્લ થવા દેતી નહોતી.

આ ચાર મિત્રોને કૈંક એવો ખ્યાલ હતો કે નાનપરા આવશે કે કેરશાસ્પનું ઘર—કોણ જાણે કેમ—તરત જડશે; અને ઓટલે ઉભેલા આતુર કેરશાસ્પને બધા કુદીને બાઝી પડશે. રાતના આઠ વાગે, અજાણી અંધારી ગલીઓના વ્યૂહ સરખા નાનપરામાં કેરશાસ્પનું ઘર શોધવાની શરુઆત કરતાં આ દેશભક્તોની દેશભક્તિ ને વિજયોત્સાહ વાસી થવા માંડ્યાં. તેઓ થાકયા હતા; ભુખ્યા થયા હતા; અજાણ્યા ગામમાં હતા. નાનપરામાં હઝારેક પારસીનાં ઘર, સોસેરેક કેરશાસ્પ ને સોળેક કેરશાસ્પજી પીરોજશાહ હતા—એમ તેમને લાગ્યું. નવ વાગતાને મોડી રાત ગણનાર કસરીયા પારસીઓ ક્યારનાએ બારી બારણાં બંધ કરી પથારી ભેગા થએલા લાગતા હતા. ભાડુતી ગાડીવાળો ગલીએ ગલી ભટકવાથી થાકી, આ બધા સાંભળે એવી, સુરતી સપાટાથી ભરપુર 'સ્વાગત' કરી રહ્યો હતો.

રાતના પોણા દસ વાગે દેશભક્તોને સુલભ એવું તપ તપતા આ મિત્રોને ભગ્ન થએલી આશા સંધાઇ જવાનું કારણ મળ્યું. પરાને છેડે આવેલાં એક મોટું મકાન 'કેરશાસ્પ'નું છે એ ખબર મળી; અને પારસીના ઘરના ઓટલા પર હુક્કો પીતા પાટીદારો જોઇ—આજ રાષ્ટ્ર સેવકોનો ઉતારો હશે એવી કૈંક ઝાંખી થઇ મગન પંડ્યાએ સભ્યતાને ઉભી મુકી ભાડુતી

ગાડીની બારીમાંથી બુલંદ અવાજે બુમ મારીઃ 'કેરશાસ્પ પીરોજશાહ !'

" કુણ સે" ઓટલે બેઠેલા એક જુવાન 'બાપા ભાયડા'એ મોઢામાંથી હુકકો કાઢતાં કહ્યું.

' કેમ છે ? કેરશાસ્પજી શેઠ છે ?"

" મુબઇ સે ને."

શિવલાલ શ્રોફની સાવકી માને ગોપીપુરામાં જગાડવાની કોઇની હામ નહોતી; એટલે કેરશાસ્પનું ઘર ન મળે તો અજાણ્યાં સુરતમાં રાત કયાં ગાળવી એ નિર્ણય તેઓ કેટલા વખત થયાં કરી શકયા નહોતા. અત્યારે ચારે જણે એકદમ વગર બોલે નિર્ણય કર્યો, ને ગાડીમાંથી ઉતર્યા.

મગન પંડ્યા હીંમતથી ઓટલા પર ચઢયો. "કેરશાસ્પ શેઠ કયારે આવશે."

" કુણ જાણે સે ?" ઉમરા પાસે એક નાની પથારીમાં સુનેલા એક ગૃહસ્થે પુછ્યું: "નાયણભાઇ !" કહીને તેણે હાંક મારી. અંબેલાલે જેમ તેમ કરતાં ને ગમે તેટલી ગાળો ખાઇ ગાડીનું ભાડું ચુકવ્યું—ને ચારે જણ; હાથેજ ટ્રંકો ઓટલા પર લાવી રાખી—ગભરાતા અંદર પેઠા. આ કેરશાસ્પનું ઘર—કયા કેરશાસ્પનું—એમાં જગ્યા છે કે નહીં—એ બધા પ્રશ્નો તેમના હૃદયોમાં કુદી રહ્યા હતા.

મગન પંડ્યા શુદ્ધ ચરોત્તરી હતા; દરેક રુમમાં બેઠેલા, પડેલા, સુતેલા પુરુષોની વાતમાં, બીડીના ધુમાડામાં, ને હુક્કાના ગગડાટમાં તેને પોતાના બાપીકા ગામના પ્રોત્સાહક વાતાવરણની પ્રેરણા થઇ. દરેકને "અ્યમ ભઇ શાબ, અ્યમ સો ?". "અ્યારના આ'યા સો ?" કહી તે રુમે રુમે, હાથમાં ટ્રંક ને બગલમાં પથારી લઇ ફરવા માંડયો. ને એના ત્રણ મિત્રોએ, જાણે કોઇ મહા પ્રતાપી વીર નાયકની પાછળ મરણોત્સુક વીર સૈનિકો ચાલે તેમ હાથમાં પેટી ને બગલમાં બીછાનું લઇ ચાલવા માંડયું.

દરેક ખડે, દરેક માળે દેશભક્તો નર્મદાથી સાબરમતી સુધી દરેક બાર બાર ગાઉની બોલી બોલતા—ગમે તેમ ને ગમે ત્યાં પડી કોંગ્રેસના ગપાટા મારતા હતા; અને કયા હકથી, કોણ ત્યાં હતું તેની ચોકસ માહીતી કોઇને હોય એમ લાગતું નહોતું. વચલા ચોકમાં જમણવાર ચાલતી હતી; ને ત્રણ રસોઇઆ પતરાળી પર પતરાળી નાખી કોંગ્રેસવાળાને દાળ ને ભાત પીરસી રહ્યા હતા. આ ઘર એમનાજ કેરશાસ્પનું હોય એમ લાગવા માંડયું. સુદર્શન અને તેના મિત્રો બીજા માળ પર ગયા; ત્યાં છજાવાળી એક સારી ઓરડીમાં ત્રણેક જણ બેઠા હતા; અને આઠેકનો સામાન પડયો હતો. આ સામાન હજુ છુટયો નહોતો એટલે તેના માલીકો છેલ્લી ગાડીમાં આવ્યા હતા, અને જમવા ગયા હતા એમ લાગતું હતું.

નફટાઇથી મગન પંડ્યાએ પગવતી એક જણનો સામાન ખસેડી પોતાની પેટી ને બીસ્ત્રો મુકયાં, અને શરમાળ સદુભાઇ વખત છેને ખંચાય એવે વિચારે. બીજાનો સામાન ખસેડી કહ્યું: " સદુભાઇ ! મુકો અહીંઆં આ ઓરડી આપણીજ છે."

સુદર્શને તેમ કર્યું અને અંબેલાલ દેસાઇ ને શિવલાલ શ્રોફ પણ વગર પુછે જગ્યા કરીને પથારી પાથરી કપડાં કાઢવા બેઠા.

ખસેડેલા સામાનના માલીકો ધોતીઆંવતી મોઢું લુછતા આવી લાગ્યા ને આ ચારને માલીકી હકથી કબજો ભોગવતા જોઇ, પોતાનો સામાન લઇ, કેરશાસ્પના વિશાલ ઘરનો કોઇ ખાલી ખુણો શોધવા બહાર પડયા.

" અંબેલાલ !" મગન પંડ્યાએ કહ્યું: "જમવું હોય તોપણ આમજ કરવું પડશે."

" અરે ચાલોને" કહી ચારે જણ ઓરડીની બહાર નીકળ્યા. પંડ્યાએ પોતાની પેટીનું

તાળુ કાઢી ઓરડીએ માર્યું ને તે નીચે ઉતર્યો

નીચે ઉતરીને જમ્યા ને ઓરડીએ ઓરડીએ ઓળખીતા શોધવા નીકળ્યા બીજે માળે એક ખડમાથી અવાજ આવ્યો "એ પડ્યાકાકા! સદ્દુભાઇ!"

'કોણ નારણ પટેલ!" પડ્યાએ બુમ મારી "ક્યા ભગયા છો?'

ખડમા બારી આગળ પથારી પર પડ્યા પડ્યા નારણભાઇ પટેલ હુકો તાણતા હતા અને એક જણ એમના પગ દાબતુ હતુ

"આમ આવો, આમ આવો! કહી દબાતા પગનુ ધોતીઉ ઘુટણ નીચે ઉતારી નારણ પટેલે આવકાર દીધો ને હોઠમાથી ધુમાડના ગોટા કાઢતા "ક્યા હતા આટલો વખત?"

"અરે ઘર શોધતા જીવ ગયો ને કેરશાસ્પે આ માડ્યુ કે શુ? "ગિરનાલ શ્રોફ હતુ; આવુ જાણત તો હુ મારી માને ત્યા ઉતરત'

"ખબરદાર" નારણપટેલે કહ્યુ 'ફ્રેંચરિવોલ્યુશન વખતે આવુ બોલત તો ફ્રાનસના ચાબના પર લટકી જાત Mr. Aristocrat (મી અમીર) આજ લો--આજ demios--જેને માટે આપણે યુદ્ધ કરીએ છીએ તે નેપોલીઅન જેની સમશેર હતો તે"

"પણ કેરશાસ્પનું શુ થયુ છે?' સુદર્શને પુછ્યુ

"પાચ દહાડા પર મારા પર તાર હતો" નારણ પટેલે હુક્કા પાસે બેઠેલાને હુકો આપતા કહ્યુ, "Come with all friends House at Narpura ready (બધા મિત્રો સાથે આવજો નાનપરાનુ ઘર તૈયાર છે)'

"એટલે આ બધા તમારા મિત્રો છે કેરશાસ્પ તેમને ઓળખતા નથી"

"ના!" ગર્વથી નારણ પટેલે કહ્યુ "મે મારા જેટલા મિત્રો હતા તેને આવવા લખ્યુ તે તેમના મિત્રો લઇ આવ્યા આખુ ઘર ભરાઇ ગયુ પ્રમુખ કેં અમથા થવાય છે? આમ કામ થાય છે સદ્દુભાઇ! Secret Societies--છુપા મંડળો--આમજ શરુ થાય"

સુદર્શન ગુસ્સાથી જોઇ રહ્યો "આ બધા શુ તમારા છુપા મડળના સભ્યો છે?'

"હુક્કા પીવાનું બધ કરો, નહીં તો વાસથી બધુ પકડાઇ જશે' કડવાશથી અબેનાલ દેસાઇએ કહ્યુ

"હુક્કા વગર કોઇને ચાલ્યુ છે?' નારણ ભાઇએ જવાબ વાળ્યો

સુદર્શનના અતરમા અધકાર ઉતર્યો હતો થોડાક આવ્યા નહોતા, કેરશાસ્પ-પ્રમુખ-ના ઠેકાણા નહોતા, ને આ હોકો ગગડાવતા નારણ ભાઇ છુપા મડળો ચલાવવાના! એણે તો સખત, ગભીર એકનિષ્ઠ સભ્યોનો સઘ સ્થાપવાની આશા રાખી હતી, તેને બદલે આ! તેને પોતાના તરફ તિરસ્કાર આવ્યો શુ આ તેમનો વાક હતો? ના એ વાક પોતાનોજ હતો પોતાનામા એટલુ આધ્યાત્મિક બળ નહોતુ કે આ બધાને નવે ચેતને પ્રેરે બુદ્ધે કેમ કર્યું? શિવાજીએ કેમ કર્યું? શુ 'મા'ની એને મદદ નહોતી? આવા ને આવા વિચાર કરતા તેણે કેમે કરી રાત કાઢી

૨

સવારે કેરશાસ્પ આવ્યો નારણભાઇની સર્વવ્યાપી યજમાનવૃત્તિથી પોતાનુ ઘર ઉભરાતુ જોઇ તેના ઉચાટનો પાર રહ્યો નહીં પણ તેનો ખાસ ઉમદા ગુણ તેની યજમાનવૃત્તિની ભાવના અજબ હતી તેણે બધાને સન્માની, સગવડ કરવા માડી

જે ઓરડીમા મગન પડ્યાએ ધામા નાખ્યા હતા તે શીવાયનુ બાકીનુ ઘર તેણે મહેમાનોને

આપ્યું. તે ઓરડીમાંજ પોતાના મિત્રોએ સારુ તેણે સગવડ કરી આપી, અને એક ખાસ માણુસ તેમની તહેનાતમાં આપ્યો. પોતાના મિત્ર મંડળ માટે જમવાની 'પણ સોઇ તેણે જુદી કરી.' પણ નિરાશામાં મગ્ન થએલા સુદર્શનને કે રુચ્યું નહીં. ચારે તરફ઼ ઘોંઘાટથી ભરેલા ઘરમાં કામે શું થાય, વાતે શું થાય, ને યોજનાએ શું ઘડાય? કોંગ્રેસની ચંચલ ધમાલમાં મંડલની વાતો બધા ભુલી ગયા લાગતા હતા.

સવારે બધા સુરત શહેરની શોભા જોવા નીકળ્યા. કીડીઓની માફ઼ક–પણ કીડીઓની વ્યવસ્થિત રીત વિનાના–પરદેશીઓથી રસ્તા ઉભરાતા હતા. કોઇક કોઇક ઠેકાણે 'વંદેમાતરમ્' 'તિલક મહારાજકી જય' 'લાલ, બાલ, પાલકી જય'ના ઘોષ થતા હતા.

હરિપુરામાં ઘીકાંટાવાડીમાં 'જહાલ' પક્ષનો વાડો હતો ત્યાં સવાર, બપોર ને સાંજ તે પક્ષની સભા થયાજ કરતી. રાતના બાબાજીને ચકલે સભા થતી; અને લજપતરાય, અજીતસિંહ, તિલક, ખાપરડે, ને અરવિંદ ઘોષ ત્યાં ગાજતા. આ સભાઓમાં મિત્રોએ જવા માંડયું. શ્વાસ રુંધી સુદર્શન આ નેતાઓને સાંભળતો; ને તેમના મુખમાંથી ઝરતું પ્રેરણામૃત પીતો. લજપતરાયનાં શાંત વચનો; અજીતસિંહનાં જ્વાલ સમા શબ્દો; તિલકનાં મહેણાં ને આક્ષેપો; ખાપરડેના બિભત્સ ટુચકા; ને અરવિંદનું અંતરવેધક ઊર્મિઓથી ભરેલું વાગ્પાટવ તેને જુદા જુદા ભાવોને હીંચોળે હીંચ્યા કરતું. તેના હૃદયની વ્યથા જરા દૂર થઇ. તેને ઉન્માદનો ચેપ લાગ્યો. તેને આ કોંગ્રેસ સ્વાતંત્ર્યયુદ્ધ સમી દેખાઇ. એના પર દેશના ઉદ્ધારનો ભાર રહ્યો છે એવી એને ખાત્રી થઇ. ધીમેધીમે તે પોતાના મંડલની વાત વીસરી ગયો–ને કોંગ્રેસમય થઇ ગયો.

શિવલાલ શ્રોફ઼ સુરતના કેટલાક આગેવાનોને ઓળખતો હતો. ડૉ. મોહનનાથ દીક્ષિત જો પણ તેણે કંઈ ઓળખાણ કાઢ્યું હતું એટલે તે સ્વયંસેવક થઇ ગયો: તે માત્ર રાતના સુવા નાનપરે આવતો; અને મવાલ પક્ષની ઘણી ખરી ગપ લઇ આવતો. લાઇન્સના બંગલાઓમાં ઉતરેલા મવાલ મહારથીઓ સવાર બપોર ને સાંજ મસલત ચલાવતા; અને હરીપરાના જહાલ નેતાઓ સાથે વિષ્ટિઓ ચાલ્યા કરતી. મવાલ નેતાઓના ગભરાટનો પાર નહોતો એમ વાત ચાલતી હતી. નામદાર જગમોહનલાલ રાત ને દિવસ કામ કરી રહ્યા હતા એમ પણ ખબર આવી હતી.

કેરશાસ્પને ઘેર તો ખડે ખડે સભા થતી ને તેમાં દરેક વસ્તુ ચર્ચાતી. જહાલ પક્ષ હજામોને ડેલીગેટો તરીકે લઇ આવ્યા હતા; તેમાંના કેટલાક ધંધો શરુ કરી, સુરતમાંથી પૈસો લઇ જવાની હીંમત કરતા હતા; અને તેમાંના એકે અસ્ત્રાવતી એક મવાલ બેરીસ્ટરને ડોકું ધડથી જુદું કરવાની ધમકી આપી હતી–આ ગપે'તો એક દહાડો કેરશાસ્પના આખા ઘરને ખુશમીજાજી બનાવી દીધું હતું. 'જહાલ' પ્રતિનિધિ કારીગરને હાથે 'મવાલ' ડોકું હો એથી વધારે ગૌરવશીલ દેશ ભક્તિનો કેરો નમુનો હોઇ શકે?

કેરશાસ્પના ઘરમાં થોડાક મવાલ પક્ષના હતા. તે મવાલ પક્ષની વાતો લાવતા; અને તેની સાથે વાદવિવાદો દિવસ ને રાત ચાલ્યાજ કરતા. આખું ઘર એક સમરાંગણ થઇ રહ્યું

૨૪ મીએ મવાલ ને જહાલ પક્ષ વચ્ચે ચાલેલી વિષ્ટિના સમાચાર આવ્યા. ફીરોઝશાહે કલકત્તા કોંગ્રેસના ચાર ઠરાવ બદલી નાખ્યા; ગોખલે પાસે ફેરવાવ્યા.

[વધુ માટે જુઓ પૃ ૪ ૨૭૩]





પણ સમાજથી તરછોડાએલી વિધવા રહેવા કરતાં નગ્ન થવું શું ખોટું?

—વનમાળાની ડાયરીમાંથી —પૃ૦ ૨૬૫





આજે તરુબાળા રડતી રડતી ઓરડીમાં આવી,
ને પથારીમાં પડી

—વનમાળાની ડાયરીમાંથી —પૃષ્ઠ ૨૬૯



# વનમાળાની ડાયરીમાંથી કેટલાક ઉતારા

(અધઃપતનની એક કરુણ કથા)


લેખક:

સૌ. લીલાવતી મુનશી,

સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:

સૌ. જડાવબહેન વીણુ


તા. ૭, મે ૧૯૨૬.

છેવટે આજે હું નાટક કંપનીમાં જોડાઇ અને વનમાળાની વસંતસેના બની ગઇ. સંસાર બદલ્યો, નામ બદલ્યું અને જાણે દેહ પણ બદલાયો. ક્યાં સંસ્કારી માતપિતામાં વીતાવેલું બાલપણ, ક્યાં ગિરિશ સાથે પરણવાના વિચારો અને ક્યાં માતાના મૃત્યુ પછી એજ પિતાનું બદલાઇ જવું! નવી માનાં પગલાં ન થયાં હોત તો આ જીંદગી મારે કદી આવતે?

પણ સમાજથી તરછોડાએલી વિધવા રહેવા કરતાં નટી થવું શું ખોટું? આ જીંદગીમાં મારા જેઠ જેવા નગાધમો નથી વસતા અને નીરાધારીનો લાભ લેવાએલી વિધવાનો ન્યાય કરનાર ધુતારા ને ઢોંગીઓ નથી જડતા; કંઈ નહીં તો નીરાંતે પેટ તો ભરાશે.

પણ આ જીંદગી ફાવશે? પ્રભુ જાણે.

તા. ૮ મે ૧૯. ...

ઘણું નવું નવું લાગે છે. મન અકળાય છે ને કંઈ સમજ નથી પડતી નાટક જોતે એ ત્યારે ખુબ રુપાળાં લાગતાં માણસો આવાં! હાય, હાય, મારાથી આ જીંદગીમાં કેમ જીવાશે? એક દુઃખમાંથી છુટી અને આ બીજા દુઃખમાં તો નથી સપડાઇ? પાછી નાસી જાઉં તો? પણ પછી-પછી હું ખાઉં શું ને મારા બાળકને અણાય કેમ!

અંબા, હીંમત આપજે!

તા ૧૭ મે ૧૯.....

દસ દિવસ અહીં આવે થઇ ગયા પણ જાણે દસ ભવ થયા હોય એવું લાગે છે. કંઈ એવું ગુંગળામણ થાય છે! બધા નટોને મન જાણે હું રસ્તાની ભીખારણ હોઉં એમ તે મારી સામે જુએ છે. મને જે કંઈ શીખવવામાં આવે તે કરતાંએ મારાથી ગભરાઇ જવાય છે મારી મશ્કરી કરવાનો તો સૌને જાણે સદર પરવાનો! આખી કંપનીમાં હું ને તરુબાળા બે સ્ત્રીઓ અને બીજા બધા પુરુષો. મને તરુબાળાની સાથે

ઉતારો તો આપ્યો છે પણ તે મારા સામે મહેરબાની દાખલ પણ જોતી નથી. જાણે હું કેવું એક જાનવર હોઉં અને એ મોટી મહારાણી હોય! એના કરતાં રૂપ ને અવાજ તો મારાં સારાં છે. કોઇ દહાડો એને પણ હું દેખાડી આપીશ.

પણ મારાથી અહીંઆં રહેવાશેજ કેમ? હું જાણે બજારની બેસનારી હોઉં તેમ નાનેથી તે મોટા સૌને મારી સામે ચાળા ચસ્કા કરવાનો હક્ક! ને તેમાંએ પેલા મુખ્ય નટોથી તો પ્રભુ તોબા. એ જે કહે કે કરે તેની સામે મારાથી અક્ષર સુદ્ધાં બોલાય નહીં.

માલીક પાસે ફરીઆદ કરી તેએ એમની સામેની ફરીઆદ કાને ધરતો નથી. કહે છે કે "આવી નજીવી ફરીઆદો પર હું ધ્યાન આપું તો આવતી કાલે મારે નાટક કંપની બંધ કરવા વખત આવે. તમારાથી રહેવાય તો રહો નહીં તો રસ્તો ઉઘાડો છે." મને તો એવું થયું કે તેજ વખતે એના માથામાં મારી નાસી જાઉં. પણ ક્યાં જાઉં? ઓ પરમેશ્વર! હવે તો મને મોત આપ તું દયાળુ હશે તો તેં દયા કરી કહેવાશે.

તા. ૩૦ મે ૧૯......

હજુ હું કોઇ ખેલમાં ઉતરી નથી. પણ દિવસે દિવસે મને જરા હીંમત આવે છે. માલીક બધાંને કૈં કહ્યુ તો હશેજ એટલે કોઇ મારી બહુ છેડછાડ કરતા નથી. બાકી હું પસાર થતી હોઉં, ત્યારે આંખના ઇસારા અને ગાયનની લીંટીઓ બોલવાનું સૌને મન થઇ આવે છે. પણ હવે તો હું એનાથી ટેવાતી જાઉં છું એ એમની મોજે કરે તેમાં મારે શું?

તરુબાળા હમણાં હમણાં કોઇકોઇવાર મારા પર નજર નાખવાની મહેરબાની બતાવે છે. એ જેટલી રુપાળી રાતે દેખાય છે એટલી દહાડે નથી દેખાતી, ને આખો દિવસ ઓરડીમાં આવે ત્યારથી આરસીમાં જોયા વગર અને ટાપટીપ કર્યા વગર એને બીજો ધંધોજ નથી. હું એના જેવાં કપડાં પહેરું અને એથી દસમા ભાગની ટાપટીપ કરું તોએ એનાથી હજારગણી સારી દેખાઉં. પણ ગમે તેવી તોએ એ કોણ અને હું કોણ! આટલું દુઃખ નહીં પડયું હોત તો હું વળી અહીંઆં હોતજ શાની!

તા. ૨૦ જુલાઇ ૧૯......

બે મહીના થઇ ગયા. મારે નવા ખેલમાં ઉતરવાનું છે તેની બધી તૈઆરીઓ ચાલે છે. મને ગાયન શીખવવા એક ઉસ્તાદ આવે છે અને મારે આખો દિવસ મારો ભાગ ગોખી ગોખીને મોઢે કરવાનો હોય છે. મુખ્ય નટની પાસે મારે અભિનય શીખવા જવુ પડે છે એની પાસે જતાં મને ખરેખર બીક લાગે છે. બાકી મારે નસીબે ઉસ્તાદ તો ધરડા મળ્યા છે. જ્યારથી એની પાસે જવા માંડ્યું ત્યારથી તરુબાળા કોઇ વાર એની આંજેલી આંખ અને રંગેલા હોઠ પર હસવુ આણીને કહે છે કે "ચાલ, હવે તું જરા સીધી થશે ખરી!" મને જાણે ધીક્કારતી હોય તેમ કોઇ દિવસ એણે મારા તરફ ભાવ બતાવ્યો નથી.

પણ બળ્યું, મને એ શીખવે એવા અભિનય કરતાં તો જરા શરમ આવે છે. મારી ઓરડીમાં એકલી એકલી હોઉં ત્યારે તો આરસી સામે જોઇને જે કરું તે બધુએ થાય છે. પણ શંકરની સામે, મારાથી કૈંજ થવું નથી ને શરીરને ગમે તેમ વાળવામાં અને અભિનય કરવામાં તો અંતરનો ઉલ્લાસ જોઇએ. હું દુખીઆરી તે ક્યાંથી લાવું?

તા. ૩૧ જુલાઇ ૧૯......

આજે તરુબાળા રડતી રડતી ઓરડીમાં આવી, ને લુગડાં જેમતેમ ફેંકી એ પથારીમાં પડી. હું એને સાંત્વન આપવા જાઉં તો એને

ગમશે કે નહીં તેનો મને વિચાર આવ્યો, પણ પછી પાણીનું જામ લઇ હું એની પાસે ગઇ ને માથે હાથ મુકી તેના મોં આગળ વગર બોલે તે ધર્યું. બીજી કોઇ વખત હોત તો એ જરુર મારો હાથ તરછોડી નાખતે, પણ આજ તો આંખો ઉઘાડી એ મારા સામે થોડીવાર જોઇ રહી, અને વગર બોલે બેઠાં થઇ પાણી પીધું. મેં એનો વાંસો પંપાળ્યા કીધો. થોડી વારે જાણે કે વિચાર આવ્યો હોય તેમ મારી સામે એણે ડોળા કાઢીને જોયું અને એકદમ પુછ્યું: "તુ અહીંઆં કેમ આવી?"

એના પ્રશ્નની પહેલાં તો મને કે સમજ પડી નહીં; પણ થોડીવારે મેં જવાબ આપ્યો: "પેટ ભરવા." જાણે મારો જવાબ એને ગમ્યો નહીં હોય તેમ એ માથે મોઢે ઓઢીને ફરી પાછી સુઇ ગઇ. બીજું કૈં કરવાનું નહોતુ એટલે હું પણ મારા ખાટલા પર જઇ પડી.

આ તરુબાળા તરંગી બહુ છે મને એમ લાગ્યું કે એ જરુર આજે તો મારી સાથે સારી રીતે વાત કરશે. અહીંઆં મને એટલું એકાંત લાગે છે કે માત્ર મહેરબાની દાખલ પણ મારી સાથે એ વાત કરે તો સારું થાય.

અરે પરમેશ્વર! હું કોણ અને કયાં આવી! મારી આવી દશા કરવી હતી તો મને કોઇ હલકા કુળમાંજ અવતાર કેમ નહીં આપ્યો!

તા. ૫ ઓગસ્ટ ૧૯......

હાય હાય, માડી! મારાથી અહીંઆં કેમ રહેવાશે? મારો પાર્ટ શંકરની પત્ની તરીકેનો છે ને આજે એણે મને શીખવવા માંડયું ત્યારે......હાય હાય, શરમથી મારાથી ઉચુ એ નથી જોવાતું. મારે આ એક ભવમાં કેટલા ભવ કરવાના હશે?

અરે પરમેશ્વર! મારી અધોગતિ કરવાજ તેં મને સરજાવી છે! કેટલાં પગથીઆં તો તેં મને નીચે ગબડાવી. હવે શું તારે મને ખાઇમાંજ ફેંકી દેવી છે?

તા. ૬ ઓગસ્ટ ૧૯......

મેં માલીકને કહ્યું કે "મારાથી આવો પાટ તો નહીં થાય. મને બીજો કૈં પાર્ટ કરવાનો આપો તે હું કરીશ." પણ તેના જવાબથી તો મારું લોહીજ ઠરી ગયું. "અમે કૈં સ્ત્રી એકટરોને સાહેલી કે નટી થવા માટે રાખતા નથી, પણ વરવહુના સીનો માટેજ રાખીએ છીએ. દરેક નાટકમાં તમારે એ પાર્ટ તો આવવાનો; ન પરવડે તો તમારું એગ્રીમેન્ટ પુરું થાય ત્યારે ચાલ્યાં જજો. અત્યારે જવું હોય તો તમારી પાછળ ખરચેલા પૈસા પાછા આપી દો એટલે રસ્તો ઉઘાડો છે" તરુબાળા કહે છે કે આ ઉત્તર તો સારામાં સારો છે નહીં તો...... પણ એ વાકય પુરુ કર્યા વગર હસતી હસતી તે મીજાજમાં ચાલી ગઇ.

થોડીવારે એ પાછી આવી ને હું ખાટલા પર રડતી રડતી પડી હતી ત્યાં મારા પગ પાસે આવીને બેઠી. થોડીવાર સુધી તો એ કૈં બોલી નહીં; પણ પછી એણે પુછ્યું: "તુ આવડી મોટી સતી હતી ત્યારે અહીં નાટકમાં નોકરી કરવા શુ કામ આવી?" મારું અંતર ભરાઇ રહ્યુ હતું. ઘણા દિવસથી મને માણસ ગણીને કોઇએ મારી સાથે વાત કરી નહોતી. મારા દુઃખના ભારથી મારાથી બોલવા ખાતર–અકળામણ કાઢવા ખાતર બોલાઇ જવાયું. મેં એને ટુંકાણમાં મારી બધી હકીકત કહી.

ઘણે દિવસે મારી જીંદગી વીશે તરુબાળા પાસે વાત કરવાથી કે કોણ જાણે પણ હજુએ મારા મનમાં એની એ વાત ઘોળાય છે. અરેરે! કોણ માબાપનું હું સંતાન અને અત્યારે પાપી પેટ ભરવા કાજે મારે શુ શુ કરવુ પડે છે? બા મરી નહીં ગઇ હોત અને ગિરિશ સાથે મને

પરણાવી હોત તો મારી આ દશા કદી થાત ! અરે ! મારે નસીબે મારો ગરીબડો વર પણ છાજ્યો નહીં અને મને નીરાધાર મુકીને મરી ગયો.

પણ મારી આ દશા થવામાં ખરેખર મારો કૈં વાંક છે ? મારા નરાધમ જેઠે મારું સત્યાનાશ વાળ્યું અને વગર વાંકે સાસરે પીએર કોઇ સંઘરે નહીં એમ રખડતી કીધી.

અમદાવાદનું અનાથાશ્રમ ન હોત તો મારાં અત્યારે જીવવાનાંએ ઠેકાણાં હોત શાનાં ?

× × ×

મેં મારી વાત કહી. પછી તરુબાળા ત્યાં વધારે વાર બેઠા વગર એકદમ ઉઠીને ચાલી ગઇ. મારા દુ:ખમાં હું એ વખતે એટલી ગ્રસ્ત હતી કે મને એ ગઇ તે પણ ખબર પડી નહીં. પણ જરૂર એ શંકર પાસે જઇ મારી વાત કરતી કરતી હસતી હશે.

ઓ પરમેશ્વર ! નોધારાના આધાર ! તું મને જરૂર આમાથી બચાવજે. મેં જાણીજોઇને કોઇ પાપ જીંદગીમાં કર્યું નથી, ને હવે કરવાની મારી વૃત્તિ નથી તું કૃપાનો સાગર છે મને માત્ર બે વખત અન્ન અને શરીર ઢકવા વસ્ત્ર જેટલું મેળવી આપશે તો મારે બીજુ કૈં આ અવતારમાં જોઇતુ નથી

દીનદયાલ! તારે આશરે મારું જીવન છે. મારા દુ:ખમાં તુ મને છે ડનો નહીં

તા. ૭ ઓગસ્ટ ૧૯......

ગઇ કાલની પ્રાર્થનાને લીધે મારામાં આજે વધારે બળ હતું શંકર પાસે ગઇ ત્યારે દૃઢ મને એણે જેમ શીખવ્યું તેમ બધું કર્યું અને એણે પણ આજે શીખવવા ઉપરાંત પોતાનીવતીનું કૈં પણ કર્યું નહીં.

તા. ૮ ઓગસ્ટ ૧૯......

હું આ બધુ કરું છું તે ઠીક કરુ છું ? આ નાટકની નોકરી અને આવા હલકા વર્ગની સાથે આમ સંસર્ગમાં આવવાનું મને શોભે છે ? કોઇ કોઇવારતો મને મારી જાત પર કમકમાટી આવે છે.

પણ હું શું કરું ? પતિતા ગણીને મને રંધવારી કે વાસણ માંજનારીની નોકરી આપવાની કૃપા સુદ્ધાં કોઇએ દર્શાવી નહીં; તો મહેતીજી કરી ગામનાં છોકરાં તો મને શાનાજ સોંપે ? જ્યાં કૃપા દેખાઇ ત્યાં ભુખ્યા વરુની માફક મને ખાઇ જવાનીજ બધાની દાનત હતી. દેવ કે દાનવ કે માનવ–કોઇ મારી રક્ષા કરવા બહાર નહીં આવ્યું.

મુંબાઇ આવી ત્યારે પણ કોઇ સારી નોકરી શોધી કાઢવાની આશાએ હું દોરવાઇ મુંબાઇ સીવાય મને બીજું કોણ સમાવે એવું હતું? પણ અહીં આવીને શું જોયું! આવડા મોટા સમુદ્ર જેવડા શહેરમાંએ મારે માટે તો ભીખારાંનોજ સાથ હતો અને લોકોના દૃષ્ટિપાતો ખમવાના હતા. પાડ પ્રભુનો કે પેલી શારદાની માફક હું કોઇ ઠેકાણે ફસાઇ નહીં ગઇ, નહીં તો એવા નર્કમાંથી તો જીવતાંએ બહાર નીકળવાનો આરો નહોતો. આ મુસાફરીમાં જે જાતના દુ:ખ મેં સહ્યાં છે તેવાં તો કોઇ દુશ્મનને પણ દેખવા વખત આવશો નહીં! વખતનર આ નાટકની નોકરી મળી નહીં હોત તો દરીઆમાંજ પડવાનો વખત હતો.

પણ ત્યારે મારા દીલમાં આ અરેરાટ શાનો થાય છે ? મને અહીં ગાઇ અડક તો/મારો જીવ જાય છે. મેં જાણીજોઇને પારકા પુરુષનો સ્પર્શ કદી કર્યો નથી. મારા જેઠે પણ મારી અસહાયતાનો લાભ લઇ જોરજુલમજ કીધેલા. એવા પાપમાં મારું મન જાણીજોઇને ગયુ નથી અને હવે તો એ બધુંએ મરી સામે જીંદગી સુધીને માટે આવીને ઉભું રહ્યુ છે.. ઓરે! હવે મારું શું થશે ?

મને આમ રડવું કેમ આવે છે? રડે કૈં આ દુ:ખ મટવાનુ છે! વનમાળા! તું હવે જરા બહાદુર થતાં શીખ. આમ ડુસકાં ખાધે તારુ દુ:ખ નહીં મટે.

[આ રસિક આત્મકથાનો વિશેષ ભાગ આવતા અંકમા]




—એક પત્ર—

લેખક:
બહેન જયોત્સ્ના શુકલ.

પ્રિયતમ જયોતિ,

પરિષદની સવિસ્તર હકીકત મોકલવાનું તેં મને કહ્યું હતું, અને હજી સુધી હું તે મોકલી શકી નથી એટલે તું ખુબ ચીઢાતી હોઇશ ને ધમપછાડ કરતી હોઇશ એ વાત મારા ધ્યાન બહાર નથી, પણ એ વચન મેં તને ન આપ્યું હોત કે મારે બદલે અથવા મારી સાથે તું અહીં આવી હોત તો વધારે સારું થાત એમ મને અહીં આવી ત્યારથી લાગ્યાજ કરે છે.

પરિષદની જરાએ જરા હકીકત લખવાનું તેં મને કહ્યું હતું–ખરું? પણ એક વાત કહી દઉં. હું એની બધી મીટીંગોમાં અને બધો વખત હાજર રહીજ નહોતી; કોણ જાણે કેમ–ધાર્યું હતું એટલું આકર્ષણ મને થતું નહોતું હું કહેવા માગું છું એ તને કદાચ સમજાતુ નહીં હોય; એક દાખલો આપું: આપણે ત્યાં છેલ્લી બે જયંતીઓ ઉજવાઇ હતી તે યાદ છે? એ પ્રસંગે આપણને કેવી લાગણી થતી હતી? છેક તેવું તો નહીં પણ પ્રમાણમાં તે સાથે સરખાવી શકાય એવીજ કૈંક લાગણી મને પરિષદ વખતે થતી હતી.

તે દિવસે કમળાબહેન પુછતાં હતાં કે "પરિષદનો હેતુ શો?" એ બીચારાને કોઇએ સીધો ઉત્તર ન આપ્યો. એનો ગૂઢ હેતુ તો આપણને ખબર નથી, પણ આવા જાહેર સમારંભનો હેતુ તો સાહિત્ય રસિક સ્ત્રી પુરુષોના પ્રત્યક્ષ પરિચયનો–નિકટ સમાગમનો લાભ પામવો, મતમતાંતરોના અભેદ ડુંગરો તોડીને એક બીજા સાથે સરલ સહચાર સાધવો, અને એદ્વારા સાહિત્યને વધારે ચેતનવતું–સજીવ, અને ગૌરવભર્યું બનાવવું, સાહિત્યમાં અને જીવનમાં નવું જોમ, નવો ઉત્સાહ, નવી કલ્પનાઓનું સિંચન કરવું એ હોઇ શકે એમ હુ માનું છું.

દિવસના અતિશ્રમથી માણસ થાકી જાય ત્યારે સંધ્યાએ કોઇ ફુલવાડીમાં કે રમણીય સરિતા તટે જાય છે અથવા પ્રિયતમ મિત્રનો સમાગમ સાધી શ્રમ નિવારણ કરવાનો અને આનંદ, સ્ફુર્તિ મેળવવાનો પ્રયત્ન કરે છે. કવિઓ અને ચિત્રકારો નવી નવી કલ્પનાઓ પામવા માટે કુદરતનાં સૌંદર્યો પાછળ ઘેલાની માફક ભટકે છે. લાંબા વિરહથી

લીધેલી તદ્રા પ્રણયીના મિલનથી ક્યાંય અદૃશ્ય થઇ જાય છે અને જીવનમાં નવો ઉલ્લાસ પ્રગટે છે મને લાગે છે કે સાહિત્યપર અને સાહિત્ય કારોના પર પરિષદની પણ એવીજ કૈંક અલૌકિક અસર થવી જોઇએ સાહિત્ય પ્રવૃત્તિને નવુ બળ મળવુ જોઇએ, સાહિત્યકારની વૃત્તિઓ પરિષદ મદિરના સહચારથી થનગન થનગન નાચી ઉઠવી જોઇએ, સાહિત્યને ચરણે તેનુ શિર આપમેળે ત્યારેજ ઝુકી રહે

ઇશ્વરના દર્શન તેના સાચા ભક્તનેજ થાય છે એમ પરિષદનો ઉલ્લાસ અને એની સજીવતા સાચ્ચા સાહિત્યકારનેજ પ્રત્યક્ષ થતા હોય એમ કદાચ હોય એમ હોય તો સારુ

પણ મને તો પરિષદનુ દર્શન બહુ સુદર ન થયુ પરિષદ એટલે સરસ્વતીનુ મદિર, માતાને ખોળે રમતા બાળકો જેવા સરળ–પ્રફુલ્લ ભાવે સ્ત્રી પુરુષો એ મગલ પ્રસગ ઉજવતા હોય કોઇ વિશાલ ફુલબાગમા એનો મડપ રચાયો હોય, એના મધ્ય ભાગેથી રસચેતનના ફુવારા ઉડી રહ્યા હોય,–આખુ વાતાવરણજ એવુ હોય કે આપણી રગેરગમા ગુર્જરગીરાનો પ્રેમ જાગી ઉઠે, પરિષદ માટે મારી કલ્પનામૂર્તિ કૈંક આવા પ્રકારની હતી

મને કેવો અનુભવ થયો એ હવે કહુ ? પરિષદ માટે મુકરર કરેલી જગ્યા ઠીક ઠીક હતી, પણ મને તો ત્યા પ્રવેશ કરતાજ સ્વભાવ પ્રમાણે ગુગળામણ થવા લાગ્યુ, અને ઇલેકટ્રીક પખા–લાઇટ વગેરેની પુરતી વ્યવસ્થા છતા આથી વધારે મોટી, વધારે ખુલ્લી, અને વધારે પ્રકાશ વાળી જગ્યા પરિષદ માટે હોવી જોઇએ એમ તરતજ થયુ આ પહેલો અનુભવ પણ રૂપ કરતા ગુણની કદર કરનારા આપણે આટલાથી નિરાશ તો ન થઇ જઇએ એટલે હુ આશાભરી બેસી રહી, અને નવા નવા સ્ત્રી પુરુષોનુ નિરીક્ષણ કરવાના વ્યવસાયમા પડી

આ પરિષદમા મેં કેટલાએ નવા સ્ત્રી પુરુષોને જોવાની અભિલાષા રાખી હતી પણ તેમાએ લગભગ નિરાશાજ મળી, કારણ કે ઘણા બધા આવ્યા નહોતા પહેલા દર્શન મને લીલાબ્હેનના થયા લખાણો પરથી–વિચારો પરથી માણસની મૂર્તિઓ કલ્પવી ને પ્રત્યક્ષ દર્શને તે ભુસી નાખવી એ હવે તો લગભગ બધાજ માટે થાય છે લીલાબ્હેનને આપણે કેવા સ્વતત્ર વ્યક્તિત્વવાળા–પ્રતાપી કલ્પ્યા હતા ખરુ ? પણ એમનુ મીઠુ હાસ્ય, સામાને પોતાના કરી લેવા માટેનો કળાભર્યો વિનય ને સ્વરૂપ એ બધુ બાદ કરતાં એ પણ બહારથી જોતા તો ગુજરાતના ઘણા સ્ત્રીઓ જેવાજ લાગે છે ડુમાર કહેતો હતો કે લગ્ન પહેલાના લીલાબ્હેન આપણે કલ્પ્યાં હતા તેવાજ હતા, વાત સાચી હશે, પણ હવે તો એવા નથી લાગતા

પણ આપણે પરિષદનીજ વાત કરીએ તો ઠીક, બીજી વાતો પછી કહીશ પરિષદની શરુઆત નિયમ પ્રમાણે સગીતથી થઇ સગીત જરાક અશક્ત હતુ એટલે હાર્મોનીયમના સુર વધારે તોફાન કરતા હતા, તોએ ત્યા સુધી જરા ઠીક હતુ, પણ સ્વાગતના પ્રમુખના ને પ્રમુખના એક પછી એક ભાષણો સાભળતા મારી ધીરજ ખુટી ગઇ સભામા અશાતિ વધારે હતી એટલે બીજાં ઘણાની મારા જેવી મનોદશા થઇ હશે એમ પણ મને લાગે છે લગભગ ત્રણે દિવસ પરિષદનું સ્વરૂપ મને તો આવુ લાગ્યુ કોઇનાજ મોપર ઉલ્લાસનુ નામ નહીં, પ્રમુખ સુદ્ધાએ બધાને જાણે કોઇએ ત્યા આવવાની ફરજ પાડી હોય એમ નિર્વિકાર ભાવે બેસી રહેતા ને હલન ચલન કરતા મે જોયા મુનશી વિજયરાય ને એવા બીજા ચાર આઠ જણ ભારે કાર્યભાર ઉઠાવતા હોય, અને મુનશી નાની નાની ફરીઆદો ને અવ્યવસ્થાઓ સહી લેતા 'शान्त शान्तम्' કરી

સમાધાન કરવાનો ને ભાજગડ મટાવવાનો પ્રયત્ન કરતા દોડાદોડ કરી રહ્યા હોય એ સીવાય ક્યાય ઉત્સાહનુ નામ નહોતુ

આવી સ્થિતિમા નિબધો વચાય ને ઠરાવો થાય એ તરફ મારા જેવીનુ લક્ષ ન લાગે એ તું તો સહજ સમજી શકીશ એટલે એ વીશે હુ કશુજ લખતી નથી, સીવાય એ નિબધો છપાઇ ને ક્યારેક તો વાચવા માટે મળશેજ એટલે તે વખતે એ તરફ ધ્યાન આપવાની જરૂર પણ નહોતી હુ ધારુ છુ કે બે ચાર નિબધો સીવાય એક પણ નિબંધ કોઇએ શાતિથી સાભળ્યો નહોતો પરિષદની બેઠકોમા આટલા બધા નિબંધોનુ વાચનજ મને ઇષ્ટ નથી લાગતુ એક પછી એક નિબધ વચાયા જાય અને શ્રોતાઓ કલાકો સુધી બેસી રહી તેમને સાભળ્યા કરે એ સ્થિતિ અસહ્ય નથી લાગતી? નિબંધો આપણે માસિકોમા પણ વાચીએ છીએ, ભાષણો બીજા પ્રસગોએ અનેક સાભળીએ છીએ પરિષદમા ભાગ લેવા આવેલા સામાન્ય પ્રેક્ષક વર્ગને એ નિબધોદ્વારા પરિષદ કયો ઉલ્લાસ, કયુ ચેતન, કઇ ભાવના આપી શકે છે એ મને સમજાતુ નથી

લીનાબહેન કહેતા હતા કે કાર્યવાહક કમીટીએ પરિષદની તઆરી કેટલાએ દિવસના અવિશ્રાત શ્રમથી કરી હતી એ શ્રમ કરનારાઓમાના એક એઓ પણ હતા આટલા બધા શ્રમને અતે પરિણામ સર્વાંગ સુંદર ન આવે એ લાગે તો ખરુંનેજ? પણ પરિષદના કાર્યક્રમમા વિશેષ પ્રોત્સાહક યોજના હોવી જોઇએ, પ્રાણ પ્રફુલ્લી ઉઠે, વાતાવરણ આખુએ નિર્જીવ શાતિને ફેકી દઇને સજીવ-ચેતનયુક્ત ને કાવ્યમય થઇ જાય અને પ્રેક્ષકવર્ગ સાક્ષાત સરસ્વતીના જ્યોતિર્મંદિરે વિહાર કરતો હોય એવુ તને ભાન થાય તોજ ત્યારે, પરિષદનાજ અર્થે હુ કરુ છુ તે સાર્થક થાય એમ મને તો લાગે છે—

આવુ કશુએ મને થયુ નહીં કદાચ એમા મારો દોષ હશે એના ઉડા રહસ્યો સમજવાની એના મુખમા રહેલા સૂક્ષ્મ રસતત્વો ઝીલવાની શક્તિ મારામા નએ હોય

પણ આપણી એક ખામી, આપણુ સકુચિતપણુ એ બધે તેમ પરિષદમાએ ઢાકપીછોડો કરવા છતાએ ક્યાંક ક્યાક ડોકીઆં કરતી હતી, મને લાગે છે એજ કારણથી ઘણાના મોપર ઉલ્લાસ કરતા કડવાશની લાગણીઓ વધારે પ્રમાણમા હતી બીજાને માટે આદર, મતભેદો સહી લેવાની ઉદારતા વિશાલ દૃષ્ટિ–બીજાના બુદ્ધિવૈભવો જોઇ દ્વેષ ન કરતા આનદ પામવાની વૃત્તિ, એ બધી શક્તિઓ આપણો સસ્કારી ગણાતો વર્ગ પણ હજી કેળવી શક્યો નથી પરિષદ એટલુ કાર્ય કરી શકે તોએ ઘણું થયુ એમ હું તો માનુ

બીજુ તો શુ કહુ? હા, એક હસવા જેવી વાત લખવાની રહી જાય છે પરિષદ પણ સર્વોપભોગી છે? થીએટરોની જેમ એમાં પણ 'પીટ ક્લાસ હોય છે, નાહક તકરારો ઉઠાવવી, સભામા વિના કારણ ઘોઘાટ મચાવવો. અસભ્યતાનું અથવા પોતાની અસસ્કારિતાનુ પ્રદર્શન કરવુ એજ એમનુ પ્રિય કર્તવ્ય હોય છે! ગુજરાતના સાહિત્ય ક્ષેત્રમા એ વર્ગ કેવા પ્રકારની મદદ કરશે એ તો આજેજ કેમ કહી શકાય?

મને લાગે છે કે પરિષદ માટે આથી વિશેષ હુ કશુજ લખી શકુ એમ નથી એના ગભીર અને વિગતવાર વર્ણનો પેપરોમા આવશે તે વાચજે મારા એક મિત્રને કોઇએ પરિષદ વીશે કઇક લખવાનુ કહ્યુ, ત્યારે તેમણે કહ્યુ હતુ કે "એવા લેખો લખવાની આપણને નવરાશ નથી" એટલે કે પરિષદ વીશે કૈં લખવુ એ એમના મતે અતિ સામાન્ય માણસોનુ કામ હોય એવો એમા ગૂઢાર્થ હતો આમા કૈંક કહેનારની ટોળ કરવાનો ભાવ હતો પણ એમનુ કહેવુ એક દૃષ્ટિએ સાચુ હતુ અને આપણને તો બધામાજ આનદ મસ્તી ને સરળતા ને વિવિધતા જોઇએ ફીક્કી ફીક્કી વાતોથી પોતાનુજ દીલ સંતોષાય નહીં તો બીજાને શુ આપીએ? એટલેજ મારી જેમ તને પણ અતૃપ્ત રાખી પત્ર પુરો કરુ છુ

---




**ગુજરાતી શબ્દાર્થ ચિંતામણિ.** પ્રકાશક. રા જીવનલાલ અમરશી મહેતા મૂલ્યઃ રુ. ૫-૮-૦

ગુજરાતી સાહિત્યમાં હમણાં ઘણાં નવાં પુસ્તકો વધવા પામ્યા છે, તેમાથી જે થોડા કોષ બહાર પડ્યા છે, તેમા 'ગુજરાતી શબ્દાર્થ ચિતામણિ' ઘણો સારો વધારો કરે છે. પુસ્તકના નામ રૂપ થી સામાન્ય માણસને આ કોષનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. માટે પ્રકાશકે સીધુ નામ રાખ્યુ હોત, તો આ પુસ્તકની સમજણ સહેલાઈથી પડી શકત

આ કોષમા લગભગ ૩૬૮૦૦ જેટલા શબ્દો મુકવામાં આવ્યા છે ગુજરાતી શબ્દોનો ગુજરાતી અર્થ આપતા કોષ આપણે ત્યા ઘણાજ થોડા છે. એ કોષોમા આ કોષ ઘણો અગત્યનો ઉમેરો કરે છે શબ્દોના અર્થ સરળ ને સમજાય તેવા છે. વળી જ્યાં એક શબ્દના જુદા જુદા પ્રયોગોમાં જુદા જુદા અર્થ થતા હોય, તે પણ આ કોષમા આપવામા આવ્યા છે દાખલા તરીકે "જીવ" શબ્દના પંચાવન અર્થો આપેલા છે. આવા દાખલા અનેક ટાંકી શકાય તેમ છે આવા મોટા દળદાર ગ્રંથની કીંમત માત્ર રુ. સાડાપાંચ હોવાથી વિદ્યાર્થીઓ, લેખકો અને સામાન્ય મનુષ્યો પણ તેનો ઉપયોગ કરવા લલચાય તો તેમાં નવાઇ પામવા જેવુ કશુજ નથી. આ સાહસ માટે રા. જીવનલાલને અમે ધન્યવાદ આપીએ છીએ.

**ભૂવૈકુંઠગમન યાને હિમાલયસ્થ ઉત્તરખંડની તીર્થયાત્રાનો પ્રવાસ.** રચનાર જોષી સોમેશ્વર દ્વારકાદાસ કપડવણજવાળા મૂલ્યઃ રુ ૬-૦-૦.

આ પુસ્તકમાં ઉત્તર હીંદમાંનાં પરમપવિત્ર પુણ્ય તીર્થ યમુનાત્રી, ગંગોત્રી, કેદારનાથ, બદ્રીનારાયણ વગેરે સ્થળોનુ વિસ્તારથી વર્ણન આપવામાં આવેલ છે. કર્તાએ પોતે કેવા સંયોગોમાં યાત્રા કરી અને કઇ કઇ જાતનાં સાધનો યાત્રીઓએ રાખવા જોઇએ વગેરે માહીતી પણ વિગતવાર આપેલી છે. ભાવિક સ્ત્રી પુરુષો જે યાત્રા કરવા ઇચ્છતાં હોય તેમણે અવશ્ય આ પુસ્તક વાંચવું જોઇએ. તેનાથી તેમને અનેક તરેહની ઉપયોગી માહીતી મળશે.

**ગદ્ય નવનીત** સંયોજક રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ બી. એ. પ્રકાશકઃ ભરુચ કેળવણી મંડળ, ભરુચ, મૂલ્ય રુ ૨-૮-૦.

પદ્યના કાવ્યમાધુર્ય, સાહિત્યરત્ન, કવિતા પ્રવેશ, કાવ્ય સમુચ્ચય વગેરે સંગ્રહો જેમ પ્રસિદ્ધ થયા છે તેમ આધુનિક ગદ્યના સંગ્રહો પ્રસિદ્ધ થવાની ઘણી જરુર છે. પ્રસ્તુત સંગ્રહ અનેકરીતે ઉપયોગી થઇ પડે તેવી તેની રચના છે. નર્મદાશંકર નવલરામથી માંડીને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૭૭]

## સ્વપ્નદ્રષ્ટા

—૦—

[ અનુસંધાન પૃષ્ઠ ૨૬૪ થી ]

સ્વરાજ્ય, સ્વદેશી, બોયકોટ, રાષ્ટ્રીય કેળવણી ચારે બાબતમાં ફીરોજશાહ કોંગ્રેસને સુધારવા બેઠા! ફીરોજશાહ કોણ થાય? સુદર્શનની આંખોમાં ખુની ઝેર આવ્યું. ફીરોજશાહનું સૂત્ર કોઇએ કહ્યું: "રાષ્ટ્રીય કેળવણી શી તે મને સમજાતું નથી." અંબેલાલ દેસાઇએ સામે પ્રશ્ન પુછ્યો: "બેગારીના બાદશાહ! કેળવણી શું તે કદી સમજ્યો છે?" કોઇ વાત લાવ્યું કે ફીરોજશાહ બોયકોટની વિરુદ્ધ છે. 'હારનો' શિવલાલે કહ્યું; "એને મખમલનો કોલર પછી ક્યાંથી મળે?"

નારણભાઇ પટેલ, અંબેલાલ, મગન પંડ્યા ને સુદર્શન ચોવીસમીએ સાંજના હરિપુરે ગયા. મોહન પારેખનો તો સાંજ ઉતારો હતો. તે અરવિંદ ઘોષના અંગરક્ષકનું કામ કરતા હતા, અને આખો વખત રોકાએલા રહેતા.

નારણભાઇ પટેલ ૧૯૦૭ માં ડા. પ્રાંજપે પાસે એમ. એ. ના ગણિતમાં તાલીમ લેવા પુને રહ્યા હતા; અને ત્યાં રહી ગણિત કરતાં રાજકીય તોફાનમાં વધારે ધ્યાન આપતાં શીખ્યા હતા. તિલકના તે ભક્ત હતા; અને 'કેસરી' ના દરબારના બધા દરબારી જોડે દોસ્તી બાંધી હતી. દાખલ થતાં "હો, હો, કસા કાય" "હો, હો, કુઠે ચાલલે રાવસાહેબ" "હો, હો, પટેલ સાહેબ બરા હાય ના" ના હોકારાની વધાઇ આપતા ને લેતા, મિત્રોને સાથે રાખી આગળ ધસ્યા.

સભામાં અરવિંદ ઘોષ પ્રમુખસ્થાને હતા. વડોદરા છોડ્યા પછી તેને સુદર્શને જોયા નહોતા; અને ટુંકું ધોતીઉં ને શાલમાં, ઉઘાડે માથે બીરાજેલા પ્રમુખમાં પોતાના જુના વીલાયતી પોષાકમાં સજ્જ પ્રોફેસરને ઓળખતાં જરા વાર લાગી.

તિલક બોલ્યા—ચાર ઠરાવ પર. કલકત્તાના ઠરાવ ફેરવાય કેમ? ને ફેરવનાર કોણ? જો મવાલ પક્ષ ન માને તો ગશબ્હિારી ઘોષને પ્રમુખ ચુંટાવા દેવાજ નહીં. નહીં, નહીં, કદી નહીં. શું લાલા, લજપતરાયનું નેતૃત્વ ને ત્યાગ ઓછાં હતાં. તે શા માટે નહીં? 'તિલક મહારાજકી જય' નારણભાઇએ સભા ગાજે એવી બુમ મારી ને આખી સભાએ પ્રતિશબ્દ કર્યો.

પછી અરવિંદ બાબુ બોલ્યા. તેની આંખમાં ભવિષ્યવેત્તાની ચમક હતી. તેના શબ્દમાં રુદ્રના શાસન સમી નિશ્ચલતા હતી. અમે અમારું જીવનસર્વસ્વ આપ્યુ છે; ડીસેમ્બરની રજામાં મોજ કરવા આવનારની મગદુર શું હતી કે અમારો કાર્યક્રમ રોધે? સુદર્શને દેવસમા પ્રોફેસરને સાંભળ્યા; અને જીવનસર્વસ્વ અર્પણ કરવાની પ્રેરણા તેના હૈયામાં થઇ.

સાંથી રાતના બાલાજીને ટેકરે તેઓ ગયા. અરવિંદ બાબુના ભાષણે અંતરો ઉછાળ્યાં. રહેંસાએલા વિભક્ત બંગાળને તેમની જનેતા કોંગ્રેસ છેહ દેશે? બાલુડાં પછી કયાં જશે? બંગાલના પ્રશ્નો, સ્વદેશી, બોયકોટ, રાષ્ટ્રીય કેળવણી–રાષ્ટ્રીય પ્રશ્નો કરવાની તેણે પ્રાર્થના કરી. અરવિંદના અવાજમાં આંસુ હતાં. એના શબ્દોમાં આક્રંદના પડધા હતા. સુદર્શનની આંખમાં પાણી આવ્યાં. જ્યારે તેના પ્રોફેસરે યાચના કરી કે 'અમારા સ્વદેશમાં અમને–બંગાલીને પરદેશી નહીં બનાવો'–ત્યારે તેણે ધ્રુસકું ખાધું.

ખળભળાટથી તરવરતા શહેરમાં મધ્યરાતે તે બધા નાનપરામાં આવ્યા. મોહન પારેખ હંમેશાં હરિપુરામાં અરવિંદ બાબુ પાસે રહેતો હતો તે અત્યારે અહીંઆં સુવા આવ્યો હતો,

તેણે સમાચાર કહ્યા. "ઢાકાના કલેક્ટર એલનને બંગાલીઓએ પીસ્તોલથી ઠાર કીધો." જાણે બોંબ પડયો હોય તેમ પહેલાં તો બધા ચમકયા; પછી–કેટલાક નાચવા લાગ્યા–અને કેટલાક શું પરિણામ આવશે તેની ચિંતા કરવા લાગ્યા.

"સદુભાઇ!" અંબેલાલે ગમગીનીથી કહ્યું: 'આ બંગાલીઓ આપણાથી આગળજ રહેવાના' સુદર્શન થોડીવાર વિચારમાં મુગો રહ્યો 'ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર.'

મધરાત પછી બે વાગે એ બધા સુતા. ત્યારે મોહન પારેખે સુદર્શનને ધીમેથી કહ્યું: "કાલે સવારે મારે 'લાલા લજપતરાય' સાથે સ્ટેશન પર જવાનું છે. આવવુ છે?"

"જરુર, મને ઉઠાડજો" કહી સુદર્શને પાસું બદલ્યું.

૩

હરવા લાઇન્સમા નવરોજી વકીલના બંગલા-મા સર શીરોજશાહ મહેતાનો ઉતારો હતો. નામદાર જગમોહનલાલ પણ પાસેનાજ બંગલામાં ઉતર્યા હતા, અને આખો વખત શીરોજશાહ જોડેજ ગાળતા

વ્યવસ્થિત ચળવળનાં બધાં શસ્ત્રોના ગર્વમાં શીરોજશાહને જહાલપક્ષની સુચનાઓ હાસ્યાસ્પદ લાગી. પાર્લામેંટના પોતે નેતા હોય તેમ, બધી ચળવળની કીંમત આંકવા વીલાયતની પાર્લામેંટનાં દષ્ટિબિંદુની કસોટી પર તે ચઢાવતા કેનેડા–ઓસ્ટ્રેલીઆ જેવું સ્વરાજ કૈં અહીંઆં શક્ય છે? કોઇ આપવાનું છે? સ્વદેશીથી તે કૈ બને? બધાં પહેરે એટલું કાપડ કોણ બનાવશે? ને સસ્તું પરદેશી કાપડ મુકી મોઘું સ્વદેશી તે કોઇ પહેરવાનું છે? ને બોયકોટ! શી મુર્ખાઇ! એણે આયરીશ ચળવળ જાતે જોઇ હતી. પાર્નેલને સદેહે જોયો હતો; વખાણ્યો હતો. પણ બોયકોટ એટલે વિરોધ–વિરોધ એટલે અરાજકતા; અરાજકતા એટલે વિનાશ. જે પ્રવૃત્તિ આયર્લંડમાં વિજયી નથઇ તે નિર્માલ્ય, નિઃશસ્ત્ર હીંદમાં થાય? અને રાષ્ટ્રીય કેળવણી! એનો અર્થ શો? એની રીત શી? એની વ્યાખ્યા શી? આટલાં વર્ષની મહેનતે મુંબાઇની યુનીવર્સીટી સારા પાયા પર મુકી તે ખોટી ને રાજકીય ચળવળના અંધાપામાં કાઢેલી રાષ્ટ્રીય કોલેજ તે ખરી! Absurd! પચીસમી ડીસેંબરની સવારે શીરોજશાહ બબડ્યા–થોભીઆ પર ધીમે ધીમે કુલપ કરતાં.

એટલામાં એમનો 'બોય' આવ્યો; 'ગોખલે સાહેબ ને નામદાર જગમોહનલાલ આવ્યા છે'

'બોલાવ' શીરોજશાહે આજ્ઞા કરી.

ગોપાલકૃષ્ણ ગોખલેનું મુખ ચિંતાતુર હતું. નામદાર જગમોહનલાલ તો ચિંતાગ્રસ્ત હંમેશા રહેતા.

"ચીમનલાલ કયાં છે?"

"એ ને પારેખ સ્ટેશન પર બારોબાર જવાના છે." જગમોહનલાલે કહ્યું.

"મને જરા વાર લાગશે." શીરોજશાહે કહ્યું; "તમે જતા થાઓ."

ગોખલેના મોં પર જરાક હાસ્ય પ્રસર્યું. શીરોજશાહને તૈઆર થતાં હંમેશાં વાર લાગતી.

"મેં એમ સાંભળ્યું છે કે લજપતરાય કૈંક સમાધાનની વાત લઇ આવવાના છે."

"સમાધાનની હમણાં વાત નહીં. "શીરોજ-શાહના મુખપર પ્રોત્સાહક હાસ્ય રમી રહ્યું. "પછી આપણે Subjects Committee (વિષયવિચારિણી સમિતિ)માં સમાધાન કર્યા કરીશું. ગોખલે! એ લોકોને Constitutional રસ્તે કામ લેતાં શીખવાડવું જોઇએ. એટલે એની મેળે વિપ્લવવાદીઓ ખરી જશે."

"પણ કૈં યોજના આવે તો?"

"હજુ આખો દહાડો છે જાઓ" કહી તેણે ગોખલે ને જગમોહનલાલને વદાય કર્યા

આ વાત અધઉઘાડા બારણામાથી એક સ્વયંસેવક સાભળતો હતો, તેની આંખો ફીરોજશાહના વચનથી જરાક ચમકી ઉઠી તે–શિવલાલ શ્રોફ–ગોખલે ને જગમોહનલાલની બગી પર કોચમેન સાથે ચઢી બેઠો, અને બગી સ્ટેશન પર ગઇ

ફીરોજશાહે પોતાની તૈઆરી ચાલુ રાખી બાવીશ વર્ષ સુધી કોંગ્રેસને તેણે ટચલી આગલી વડે ધારી હતી, અનેક પ્રશ્નોના તેણે સતોષકારક ફડચા આણ્યા હતા. પોતાના મુત્સદ્દીપણુ, બહાદુરી, ને વાગ્પાટવ–અને દુર્જય વ્યક્તિત્વથી તેણે અનેક સભાઓ જીતી હતી સુરત તેનુ હતું, માલવી તેના હતા, ગોખલે, પારેખ, ચીમનલાલ, જગમોહનલાલ વગેરે ઉસ્તાદો ચારે તરફ કામ કરી રહ્યા હતા પછી ફીકર શી હતી?

૧ અને તેની દૃષ્ટિ શુ ખરી નહોતી? અંગ્રેજી સામ્રાજ્ય જેવી સબળ સત્તાને ડરાવે કે વળે એમ નહોતુ સામ્રાજ્યનુ મૂલ એકજ હતું –સ્વાતન્ત્ય પ્રેમ–વ્યવસ્થિત ચળવળથી તે પ્રેમ વિકસાવી કોંગ્રેસ સગીન કામ કરી રહી હતીઃ– 'Broadening down fiom prece dant to precedant' ને પથે તેને આ ટુક બુદ્ધિના 'જહાલો' રોકવા તૈઆર થયા હતા, અને તેમને સીધા કરવા માટે વ્યવસ્થાત્મક નિયમનજ પુરતુ હતુ

તેણે કપડા પહેરવા માડ્યા

આઠ વાગે કોંગ્રેસ સ્પેશ્યલમા કલકત્તેથી ડા રાસબિહારી ઘોષ આવવાના હતા સ્ટેશનપર ઠઠનો પાર નહોતો ચિતાતુર નેતાઓ, શુ થાય છે તે જાણવાને ઉત્સુક ડેલીગેટો, ઉત્સાહી વોલટીયરો, ને ચમકતા દોપટ્ટા ને કડકડતા અંગરખામા શોભતા સુરતી સહેલાણીઓ ભેગા મળ્યા હતા

ગોખલે ને જગમોહનલાલની પાછળ તેમની છાયા સમો શિવલાલ શ્રોફ આગળ ને આગળ ધપ્યો પ્લેટફોર્મ પર, વચ્ચે, સ્વયસેવકોએ મહા મહેનતે રાખેલી ખુલ્લી જગ્યામા નેતાઓ ઉભા હતા

શિવલાલે ચારે તરફ નજર નાખી માલવી, ચીમનલાલ ને પારેખ એક તરફ હતા થોડે દૂર લજપતરાય સાદાઇ ને સરલતાના અવતાર સરખા ઉભા હતા તેની પાછળ તેના થોડા કાગળો લઇ મોહન પારખ ને સુદર્શન તેણે જોયા. સાપોલીઆની માફક તે ઠઠમા સરકતો શિવલાલ ત્યા ગયો ને મિત્રોના કાનમા કહ્યુ; "કૈં વળવાનું નથી, બાદશાહનો હુકમ થઇ ગયો છે" મોહન પારેખ કૃતનિશ્ચય વિપ્લવવાદીની શાતિથી હસ્યો.

એટલામા લજપતરાય સુદર્શન તરફ ફર્યા, 'જરા મી ગોખલેને કહેશો કે મને મળી જાય?' સુદર્શન દોડતો જઇ ગોખલેને બોલાવી આવ્યો

ગોખલે મીઠુ હાસ્ય મોપર રાખી આવ્યા.

"Good morning મી લજપતરાય! બોલો શુ છે?"

"કાલે રાતે હુ તિલક વગેરેને મળ્યો હતો" ઘણાજ ગાભીર્યથી લજપતરાયે કહ્યુ; "પાચ એ લોકો ને પાચ તમે–એમ મળી ઠરાવોનો નિર્ણય કરીએ–તો પછી એ લોકો બધો વાધો છોડી દેશે"

"એ કેમ બને?" ગોખલેએ દયામણે ચહેરે પુછ્યુ, "ઠરાવો તો વિષય સમિતિ કરશે ને? Cart before the horse (ઘોડા પહેલા ગાડી) કેમ થાય?"

"આપણે નક્કી કરીશુ તે કૈં વિષય સમિતિ ના પાડવાની છે?"

"તે કૈં કહેવાય? પછી જોઇશુ હું ફીરોજશાહને પુછી જોઇશ"

લજપતરાયે ખભાં ઉંચક્યાં; ને કોંગ્રેસ સ્પેશીઅલની સીમલ્ર થઇ.

"સારું થયું આને ઝાડુ મળ્યું." મોહન પારેખે સુદર્શનના કાનમાં કહ્યું. "એ ક્યારનો આપણે ત્યાં ઠંડુ પાણી રેડયા કરતો હતો."

સ્ટેશન પર ભેગા મળેલાઓએ 'વંદે માતરમ્' નો જયઘોષ કર્યો ને કોંગ્રેસ સ્પેશીઅલ સ્ટેશનમાં આવી. બધા દોડયા. લોકોના હડસેલાથી નેતાઓની ટ્રેન નીચે આહુતિ અપાતી સ્વયંસેવકોએ કેમકેમ કરતાં અટકાવી. ચારેગમ ઉત્સાહ પ્રસરી રહ્યો. કોઇએ રુમાલ ઉરાડયા; કોઇએ દોપટ્ટા ફેરવ્યા; કોઇએ 'રાશબિહારી કી જે બોલાવી;' થોડાએક 'શેમ શેમ' ની બુમ મારી; ને ટ્રેનમાંથી રાશબિહારી ઘોષ બહાર આવ્યા. તેની સાથે સુરેંદ્રનાથ, ડૉ. રુથરફોર્ડ, નેવીન્સન, મોતીલાલ ઘોષ,—ને અપૂર્વ યુરોપીય ઠાઠમાઠમાં પંડિત મોતીલાલ નહેરુ......ને ટીકીટના દરવાજા તરફથી બુમો સંભળાઇ. 'વંદેમાતરમ્,' 'કોકસની પી—' 'શેમ' 'ફીરોજશાહની જે' ના મિશ્ર ઉચ્ચારણથી વધાતા, હસતા, ચમકતા ફીરોજશાહ સ્ટેશન પર આવ્યા. વોલંટીઅરોએ રાજ્યમાર્ગ રચ્યો. અને જાણે સ્વદેશનો સમ્રાટ પરદેશી મહેમાનને લેવા આવે એમ ફીરોજશાહે રાશબિહારીને આવકાર આપ્યો. ફીરોજશાહ મોડા આવ્યા—અભિમાનથી; પોતાની મહત્તા શીવવા;—આ ખ્યાલે ત્યાં આવેલા વિપ્લવવાદીઓના હૃદયનાં વિષ વલોવ્યાં.

ચારે તરફ ડંકા વાગ્યા; ને પ્રમુખની પધરામણી થઇ. રસ્તે રસ્તે વાવટા ને તોરણોએ વિજય ફરકાવ્યા. હારકલગીના વરસાદથી પ્રમુખની ગાડી ઉભરાઇ ગઇ સુરતના રસ્તાની બારીએ બારીએ ઉત્સાહ ને આનંદ દેખાયો. રાશબિહારીની લોકપ્રિયતામાં કંઇ મણા નહોતી. આ ઉત્સાહ જોતાં, હરિપરા શું કરવાનું હતું! જગમોહનલાલની ચિંતા અદષ્ટ થઇ. ફીરોજશાહ ખરા હતા. 'ઝહાલ' તો નામનાજ હતા; તેમની લોકપ્રિયતા માત્ર નીશાળીઆઓમાંજ હતી; તેમના વ્યક્તિત્વનો હીસાબ નહોતો.

'આપણે બધાએ આજે સાંજના મળવુ.' શિવલાલે નામદાર ગોખલેની ગાડી પર ચઢતાં, લજપતરાયની પાછળ ચાલતા મોહન પારેખને કહ્યું.

"સાડા સાત," પારેખે જવાબ દીધો.

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

## સ્વીકાર

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૨૭૨ થી]

રા. મુનશી અને ધૂમકેતુ સુધીના શિષ્ટ ૩૦ થી ૩૫ લેખકોના લેખોમાંથી ઉક્ત પુસ્તકમાં અવતરણો આપેલાં છે. સંયોજક પોતે સારા વિવેચક છે અને તેમની તુલનાશક્તિ આ સંગ્રહમાં અનેક સ્થળે દ્રષ્ટિગોચર થાય છે. માર્ગદર્શનનો વિભાગ વિદ્યાર્થીઓને અવશ્ય ઉપયોગી થશે એમ અમે માનીએ છીએ. ગ્રંથની સંકલના સંયોજકના શબ્દોમાંજ નીચે પ્રમાણે છે:—

"પ્રથમ વ્યક્તિ પછી ગૃહ, પછી સમાજ અને અંતે દેશ એવા કંઇક અનુક્રમમાં સઘળા ખંડોને ગોઠવ્યા છે. વ્યક્તિ વિભાગમાં પ્રથમ સત્ય, પછી કર્તવ્ય, પછી સૌંદર્ય, દેશ વિભાગમાં પ્રથમ તેનું પ્રાચીન અર્વાચીન ગૌરવ, પછી તેની વર્તમાન અવદશા અને છેલ્લે તેના ભાવિ ઉદ્ધારના વિચારો."

એક સુચના—આખા ગ્રંથની જોડણી એકસરખી રાખવાથીજ આવા ગ્રંથની ઉપયોગિતા વધે છે. જે વર્ગને માટે આ ગ્રંથ યોજાયો છે તેને માટે તો ખાસ એકધારી જોડણીની જરૂર હતી અત્યારે પરિષદની જોડણી લગભગ સર્વમાન્ય થવા લાગી છે તેવે વખતે દરેક લેખકની જુદી જુદી જોડણી આવા સંગ્રહ ગ્રંથ માટે તો જરૂરની નથીજ એમ અમે માનીએ છીએ.

સંક્ષિપ્ત આરોગ્યશાસ્ત્ર લેખક ડા. દા. ખ. તલાટી વડોદરા મૂલ્ય રૂ. ૧—૦—૦ આ પુસ્તકમાં તેના નામ પ્રમાણે આરોગ્યના મુખ્ય સિદ્ધાંતોની ઉપયોગી માહીતી આપેલી જણાય છે. આપણા દેશમાં સામાન્ય વર્ગોમાં જે વ્યાધિઓ દેખાય છે તે અટકાવવાનું જ્ઞાન દરેક શિક્ષિત સ્ત્રી પુરુષે મેળવવાની જરર છે. અને આ પુસ્તક એ હેતુ પુરો પાડશે એમ અમને લાગે છે.

નવી બાલકેળવણી અથવા પ્રાગતિક કિન્ડરગાર્ટન શિક્ષણ લેખક સૌ. સ્નેહલતા બાઇ પગાર બી. એસ. એ. એમ. (કોલંબીઆ) બાલકેળવણી ઉપરનો આ ગ્રંથ એ વિષયનાં ખાસ અભ્યાસી સૌ સ્નેહલતા બાઇ પગારે લખી આપણા શિક્ષણ ગ્રંથોમાં ઉપયોગી વધારો કર્યો દેખાય છે. સુધરેલા દેશોમાં ફ્રૂબલ અને મોન્ટેસરીની પદ્ધતિ ગ્રહણ કરવામાં આવેલ છે. આપણે ત્યાં પણ એ પદ્ધતિ છેલ્લાં થોડાંજ વર્ષોથી સ્વીકારાતી જાય છે. શિક્ષણશાસ્ત્ર હંમેશાં નવા નવા અખતરાઓ માગી લે છે તેમાં આ પણ એક ઘણે અંશે ફ્ળેહમંદ થએલો અખતરો છે.

સિંહાસન બત્રીસી ભાગ ૧ કર્તા રા. કેશવપ્રસાદ દેસાઇ પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અમદાવાદ. મૂલ્ય ૦—૧૦—૦

કવિ શામળભટ્ટ કૃત બત્રીસ પુતળીની વાર્તા બહુ પ્રસિદ્ધ ગણાય છે. મુળ પદ્યમાં એટલી લાંબી વાર્તાઓ અત્યારે વાંચવાની ઘણાઓને ઇચ્છા નથી થતી તેવા વખતે રા. કેશવપ્રસાદે સાદરૂપે આ વાર્તાઓ લખી આપણા વિદ્યાર્થી વર્ગને મોટો લાભ આપ્યો છે એમ અમો માનીએ છીએ. ભાઇ કેશવપ્રસાદની શૈલી સરસ છે તેથી વાંચતા રસ જળવાઇ રહે છે.

ગુજરાતીપંચ–રજતમહોત્સવ ખાસ અંક પ્રકાશક ગુજરાતી પંચ ઓફીસ, અમદાવાદ મૂલ્ય રૂ. ૨—૦—૦ અમદાવાદનાં બે પ્રસિદ્ધ અઠવાડીક 'પ્રજાબંધુ' અને 'ગુજરાતી પંચ' શિક્ષિત લોકોમાં સારી પેઠે જાણીતાં છે 'પ્રજાબંધુ'એ બે ત્રણ વર્ષ ઉપર એની પહેલી પચીસી ઉજવી હતી અને આજે 'ગુજરાતી પંચ'ને તે શુભ અવસર પ્રાપ્ત થયો છે. પંચના તંત્રી ખાતામાં સારા લેખકો કામ કરે છે અને જનતામાં રાજદ્વારી વિચારોનો પ્રચાર કરાવા સાથે સાહિત્યની અભિરુચી પણ કરાવવા તેઓ હમેશાં

તત્પર રહે છે એકજ માલીકના હાથ નીચે પચીસ વર્ષની જ્યુબીલી ઉજવવા ગુજરાતી પચને પ્રસગ આવ્યો તે માટે અમો અભિનંદન આપીએ છીએ ખાસ અ કમા ઘણા સારા લેખો છે અને ગુજરાતના નાના મોટા સેવકોની છબીઓથી શોભામા વધારો કર્યો છે

નર્મદાઆશ્રમ, શુકલતીર્થનો અહેવાલ ૪ સ ૧૯૧૯–૨૦ થી ૧૯૨૫–૨૬ સુધીનો

અભ્યુદય (હસ્તલિખિત ત્રૈમાસિક) વર્ષ ૧ લુ અ ક ૧ લો તત્રી ભાનુશકર પડ્યા પ્રકાશક વિદ્યાર્થી મડળ ધી લેડી નોર્થકોટ હીંદુ ઓર્ફનેજ મુબાઇ

આ હસ્તલિખિત ને સચિત્ર ત્રૈમાસિક જેતા અમને આનદ થાય છે અને મરોડદાર અક્ષરમા બધુ લખાણ લખવા માટે તેમજ રગીન, ભાવવાહક ને આકર્ષક ચિત્રોથી અ કને સુશોભિત કરવા માટે તત્રીને અભિનદન આપીએ છીએ તત્રી પોતે કલાકાર છે અને ચિત્રોથી અ કને શોભાવે છે

આપણા નૌજુવાનોમા કળા–સાદાઇ, સ્વચ્છતા ને સૌદય પૂજાની જે લગની લાગી છે તેની આવા માસિકો ને ત્રૈમાસિકો સાક્ષી પુરે છે

આ ત્રમાસિકમા જે ચિત્રો મુકયા છે તે ખરેખર ઉચ્ચ કોટિના છે અને તેમાએ 'અર્ચન' નુ ચિત્ર ઉત્તમ કોટિનુ છે આ ચિત્ર કારનુ સ્થાન ઉગતા ચિત્રકારોમા આશાસ્પદ છે

૨ ગીલી સખ્યા અનુવાદક ગ ધીરજલાલ ચીમનલાલ દેસાઇ પ્રકાશક લલિત વાડમય ગ્રથમાળા અમદાવાદ મૂલ્ય રુ ૨–૦–૦

તિલોત્તમા અનુવાદક રા મજુલાલ રણછોડલાલ મજમુદાર વડોદરા

ખડ કાવ્યો લેખક સૌ દીપકબા દેસાઇ વડોદરા મૂલ્યઃ ૦–૧૨–૦.

કલિકા લેખક કવિ ખબરદાર મદ્રાસ, મૂલ્ય રુ ૨–૦–૦

શ્રીમદ્ ભગવદ્ગીતા પ્રગટ કર્તા રા રામજી કાળાભાઇ ચૌહાણ કરાચી, મૂલ્ય નથી

ઉત્સાહ લેખક અને પ્રકાશક 'ઉત્સાહ' જામનગર, મૂલ્યઃ નથી

ત્રિરત્ન ગીતા અને સર્વ પૂજન વિધિ પ્રગટ કર્ત્તા લલિતાગૌરી શ્યામરાવ નડીઆદ મૂલ્ય રુ ૧–૮–૦

તિલક ચિત્રાવલી લેખઃ રા. શિવનારાયણ મિશ્ર ભિષગ્રત્ન

જ'જીરને ઝણકારે લેખક રા ચાપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી પ્રકાશકઃ 'નવચેતન' કલકત્તા મૂલ્ય રુ ૦–૧૨–૦

સૌંદર્ય અને લલિતકળા અનુવાદકઃ રા સાકરલાલ તુળજાશકર યાજ્ઞિક પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ, મૂલ્ય રુ ૦–૮–૦

આહાર શાસ્ત્ર પ્રવેશિકાઃ લેખક રા દત્તાત્રય રામચદ્ર જેગલેકર અને કૃષ્ણાજી રામચદ્ર સત પ્રકાશકઃ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ, મૂલ્ય રુ ૦ ૮–૦

ખાંડ બનાવવાની રીત લેખક રા દુલેરાય છોટાલાલ અજારીઆ પ્રકાશક ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અમદાવાદ, મૂલ્ય રુ ૦–૮–૦

ત્યારે કરીશુ શુ ? (ઉત્તરાર્ધ) અનુવાદક રા નરહરિ દ્વારકાદાસ પરીખ પ્રકાશક નવજીવન પ્રકાશન મદિર અમદાવાદ મૂલ્ય રુ ૧–૦–૦

સત્યાગ્રહને સિદ્ધાર્થઃ લેખક' રા વલ્લભજી ભાણજી મહેતા

સત્યવીરની કથા અથવા સોક્રેટીસનો બચાવ લખક રા મોહનદાસ કરમચદ ગાધી પ્રકાશક ભગિની સમાજ મદિર મુબાઇ

આત્મોદ્ધાર સપાદક કિશોરભાઇ બાબરભાઇ પટેલ, વડોદરા મૂલ્ય રુ ૦–૪–૦

હીંદુસ્થાનના મહાન પુરુષોના અમૂલ્ય બોધક વચનામૃતો લેખક રા શકરભાઇ ગીરધરભાઇ પટેલ

**શ્રી કૃષ્ણ ષોડશ ગ્રન્થાઃ** મૂલ્યઃ રુ. ૦–૨–૬.

**શાળોપયોગી ગુજરાતી શબ્દકોષઃ** સંગ્રાહકઃ રા. લલ્લુભાઇ ગોકળદાસ પટેલ અમદાવાદ. મૂલ્યઃ રુ. ૬–૪–૦

**વ્યાજ ગણિતઃ** લેખકઃ રા. માલજી પુંજા લખુંધાસવાલા

**દેશબંધુઃ** લેખકઃ રા. જયન્તકુમાર મણિશંકર ભટ્ટ. પ્રકાશકઃ અમૃતલાલ. દ. શેઠ. મૂલ્યઃ રુ. ૧–૦–૦.

**અનુપમ ઉષાઃ** લેખકઃ રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી પ્રકાશકઃ ગુજરાતી પંચના માલેક અમદાવાદ. મૂલ્યઃ રુ. ૨–૦–૦.

**કેળવણીના પાયાઃ** લેખકઃ રા. કિશોરલાલ મશરુવાળા પ્રકાશકઃ નવજીવન પ્રકાશન મંદિર. મૂલ્યઃ રુ. ૧–૦–૦.

**સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદનો ઇતિહાસઃ**

**હુસેનનો મહાન્ સત્યાગ્રહ ભા. ૧ લોઃ** લેખક અને પ્રકાશકઃ રા. મોહીબ હસનઅલી જાનમાહમંદ તલાજાવાળા લીંબડી, મૂલ્ય રુ. ૨ ૮–૦.

**પ્રેમઃ** લેખકઃ સ્વ. અશ્વિનીકુમાર દત્ત. પ્રકાશકઃ નવયુગ પ્રકાશન મંદિર સુરત મૂલ્ય રુ. ૦–૮–.

**કોનો વાંકઃ** (બીજી આવૃત્તિ) લેખકઃ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી. પ્રકાશકઃ સાહિત્ય સંસદ મુંબાઇ. મૂલ્ય. રુ. ૨–૮–૦.

**સ્મરણમુકુરઃ** લેખકઃ રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. પ્રકાશકઃ સાહિત્ય સંસદ મુબાઇ. મૂલ્યઃ રુ. ૩–૦–૦

**ગુજરાતના જ્યોતિર્ધરોઃ** લેખકઃ રા. કનૈયાલાલ મુનશી પ્રકાશક સાહિત્ય સંસદ મુબાઇ. મૂલ્ય રુ ૧–૦–૦.

**કેટલાક લેખો ભા. ૧,** લેખકઃ રા. કનૈયાલાલ મુનશી, પ્રકાશક. સાહિત્ય સંસદ મુંબાઇ મૂલ્યઃરુ ૨–૦–૦.

**મારી કમલા ને બીજી વાતોઃ** (બીજી આવૃતિ—નવી વાતો સાથે) લેખકઃ રા. કનૈયાલાલ મુનશી, પ્રકાશકઃ સાહિત્ય સંસદ મુબાઇ મૂલ્યઃ રુ. ૧–૮–૦

**સરિતાઃ** સંગ્રાહકઃ શાંતિશંકર જટાશંકર દવે શ્રી ઉદય મંડળ મુબાઇ. નં ૩. મૂલ્યઃ રુ. ૦–૧–૦.

**નર્મદાગીતઃ** લેખક રા. ભક્ત.

## અવિંદનાં આંસુ



[અનુસંધાન પૃષ્ઠ ૨૪૦ થી]

ત્યારે કલાની સર્જનાત્મક સૃષ્ટિમાં સ્ત્રીજનનો હીસ્સો નહિવત્ શૂન્યવત્ છે એ ભ્રમણા નથી, અતિશયોક્તિ નથી, સત્ય તરફનાં આંખમીંચામણાં નથી. પણ સારે તવારીખમાં સુવર્ણાક્ષરે પોતાનું અભિધાન લખી જનારની ઠીક નામાવલી જીભને ટેરવે ચઢતી નથી ! ઘણામાં થોડાં ગણાવું તોએ મારી યાદી દિશા સુચકતો ખરીને ? જીજીબાઇ, લક્ષ્મીબાઇ, જોનઓવ્ આર્ક, ચાંદ બીબી, કલીઓપેટ્રા, ઓડેશીઆ આદી ! હા ! આમાં એકે કાલિદાસ નહીં, અરે એકે રવિવર્મા કે કલાપીએ નહીં. રાજપ્રકરણમાં ભલભલા મુત્સદ્દીઓને થાપ મારે એવી શક્તિ, મોરચા બાંધી મોખરે રહેવાની શક્તિ, પરંતુ જેને આપણે પ્રતિભા કહીએ છીએ તેની કીર્તિ-પ્રભાનાં સ્ત્રી સૃષ્ટિમાં અતિ વિરલ દર્શનજ સ્તો. સામાન્ય મૃતિકા પર એકાદ શ્વાસ લહરીની ચેતન-ફુંક ફુંકી શલ્યાની અહલ્યા કરવાની શક્તિનું શું ? એ દૈવી સંપત્તિ સ્ત્રીજનમાં કયાં શોધવી ?

સ્ત્રીજનના ચુસ્તમાં ચુસ્ત હીમાયતીના સ્વપ્ન-પ્રદેશમાં એ ન આવ્યો હોય એવો એક તર્ક-તરંગ રજુ કરું ? કલાનો રસ-લોક જે આત્માનું આનંદ ક્ષેત્ર છે તેમાં સ્ત્રી પુરુષનાં જીવન અને ગુણ કૃતિ કેવી ઉલટા સુલટી બાજી રમે છે ? આ સ્થૂલ સૃષ્ટિમાં પુરુષ એ જનક અને સ્ત્રીજન રમ-ક્ષેત્ર બીજ-ભૂમિ જનની એ અનાદિકાળથી વિશ્વ વ્યવસ્થા છે.

પરંતુ હવે આત્માનો સૂક્ષ્મ રસ-લોક લઇએ. કલા સૃષ્ટિમાં શુ પુરુષ નિઃસાહાય્ય એકલે હાથે આત્માનાં અમૃત નીતરે છે ? મેધાના ચમકારભરી, પ્રતિભાની રસકૃતિ (શુષ્ક બુદ્ધિમત્તાએ નિરાળી બાબત છે) એ આત્માએ આત્માના વિનિમય વિના, નિગૂઢ સ્પર્શ હૃદય રસના સહપાન, સહસ્નાન વિના શકય છે ? કાલિદાસના મેઘદૂત કે શાકુન્તલની કર્તા ઉજ્જયિનીની વિલાસવતીની કામણગારી મોહક ચમકતી વિદ્યુત્ કલા ન હતી ?

એક કાવ્ય, ચિત્ર, નાટય કે નવલિકાને સ્થૂલ સૃષ્ટિનાં કોઇ પણ શિશુની માફક રમાધીન રક્તમાંસની ગ્રંથિને સર્જનાત્મક મસ્તભોક્તા જન્મદાતાની જરુર છે. આ રસ-સંપર્ક વિના એનો સંભવ નથી. એ રસ-સંપર્કની રૂપરેખામાં ભલે પછી જનની, ભગિની સ્નેહી, રમણી, પત્નિ, કિંકર, દીલમોજ મિત્ર-આ અવનવી સૃષ્ટિમાંનુ કોઇ એક કે વધુ હોય !

આત્માના આવા રસવિનિમયેજ પુરુષને પીછી, લેખિની, શિલ્પ-છીણીની ચમત્કૃતિને ચમકાર બતાવ્યાં છે. ડાન્ટે, કાલિદાસ, ગટે, કલાપીમાં સર્જનની ચિણગારી કે રસ-શ્રુતિ મુકનાર માટે શું કહી શકાય ? અરે આ પ્રતાપવંત પ્રતિભાશાલીઓની પ્રત્યેક-પંક્તિમાં જીવનની કલ્યાણ વિધાત્રીઓની સારી માઠી અસર આંદોલિત થઇ રહે છે.

આવા નર-શાર્દૂલને આકર્ષી શકે એવી શું અજબ-મોહિની તેનામાં છે ? સિંહ-શૃગાલના સંપર્ક ન હોય ! કંઇક અદ્‌ભુત શકિત (ફકત લાવણ્ય છટાજ નહીં) તેમાં હોવી જોઇએ. જગતની બિઆટ્રીસો, લોરાઓ કે કલ્પના-સૃષ્ટિની કુમુદ. કુસુમ, કે મંજરીઓ, વિરલ પુરુષોના સહચાર-દર્શન સાધી શકયાં તે તેના આત્માનાં નગદ કાંચનને લીધેજ.

એ દિવ્ય શકિતને હું પ્રતિભાની પ્રતિચ્છાયા કહું છું. એ અદ્‌ભુત શકિત છે. પુરુષ-પ્રતિભાના સહયોગે, એની જોડે સલગ્ન થતાં ઉત્કૃષ્ટ અને અનેરી કલાકૃતિને અવતારી શકે છે.

તુ પુછીશ કે આવી કોઇ નૂતન સીતારીના સમભાવી તાર મારા હૃદયને છેડી રહ્યા છે કે શુ ? વા, મારી પ્રતિભાને સંળગાવવા કોઇ અપૂર્વ ચીણગારી અણીઆળી આંખની કીકીમાંથી મને મળી ગઇ છે કે શુ ? અધીરો થઇશ નહીં.

ચૈત્ર સુદ બીજ.

× × ×

મારી દેવી ! ફિરસ્તાઓના લોકની એક હરી ! પણ છટ્! નહીં ! નહીં ! પોતાની હૃદયરમણીને સૌ આશક હૃદયો આજ શબ્દમાં આલેખેછે કલ્પનાએ ન કલ્પેલી, શમણાંએ ન સોહેલી, મારા આત્માની અધિદેવી લવલેશ ખોડખાંપણ વિનાની, સર્વાંગ સુંદર સપૂર્ણ રસ–યોગિની છે, તેની અદ્ભુત મોહ–જાળનું રમકડું કોણ નથી બન્યું ?

આટલી સાદાઇ, આટલી વિશદ બુદ્ધિ ! આવી નમ્રતા, આવા રસ–તરંગોના ચાંચલ્ય ને તરલતાને સંલમ્બિત આવું સ્થિર, નિશ્ચયાત્મક માનસ કેટલી સ્ફુર્તિ, કેટલી ચાનક, શી ઉલ્લાસમૂર્તિ !

આ તો સામાન્ય તર્કો થયા. એથી અમુક ચોક્કસ મુખાકૃતિ કે ચોક્કસ લક્ષણ મૂર્તિ તારી નજર સમક્ષ ખડી થશે નહીં. કોઇ બીજી વખત હું તને વધુ કહીશ, પણ ના અત્યારે અબઘડીએ-જ, (વા કદી નહીં.) હું તને તેનો રસ–પરિચય કરાવુ.

આ કાગળ લખતાંજ ત્રણ વખત મેં મારી લેખિની ફેંકી દીધી છે ને મારો ઘોડો તૈઆર કરવાની આજ્ઞા આપું આપું હું થઇ રહ્યો છું. આજ સવારેજ એ દિશામા સ્વારી ન કરવા હું શપથ લઇ ચુકયો છું. છતાંએ, કેટલો દહાડો ચઢયો છે, એ જોવા મારી બારી ભણી હું કેટલીવાર તલપી રહ્યો હતો.

× × ×

દીલની છટકેલી લગામો મારે હાથ નથીજ મારે તેને મળવુંજ જોઇએ–ફરી મળવુંજ જોઇએ હમણાંજ હું એ સ્વર્ગમાં ઉડી આવ્યો. નાના ભાઇ બહેનોનાં શિશુમંડળમાં વિહરતી તેને જોવી એ મારે મન નયનોત્સવ છે.

પણ આમ હું યદ્દવાતદ્દવા ફેંકયે જાઉં તો તેનું તને શી રીતે અભિજ્ઞાન થાય ? ચાલ વિગત-વાર વાતમાં ઉતરું.

સુમનનાથ ન્યાયાધીશનો નામ નિર્દેશ હું કરી ચુકયો છું. તેના એકાંતવાસમાં–તેના રસ–ભવનમાં અવારનવાર ડોકીયું કહાડવા તેણે મને કહી મુકયું છે ત્યાં જવાની મેં પરવા કરી નહોતી અને ભોગજોગે તેના એકાત–ભવનમાં કેવો રસ–ભંડાર ગુપ્ત રહ્યો છે તે મારા જાણવામાં ન આવ્યું હોત તો હું ત્યાં કદી ગયોએ નહીં હોત! નજદીકમાં રસોત્સવ હતો એની પરિપાટીથી મને આગળથી વાકેફ કરવામાં આવ્યો હતો. ચારુલતા (મારી કલ્યાણ-વિધાત્રી) ને મારીજ ગાડીમાં લઇ જવાનુ ઠરાવવામાં આવ્યુ હશે. મને નોતરવામાં આવેલી બહેને ગાડી રસ્તામાં આડે રસ્તે ફંટાવી કહ્યુ "અરવિંદભાઇ ? લાભનો સોદો છે. ચારુલતા બહેન બ્રહ્માજીએ ફુરસદની વેળા ઘડ્યાં દીસે છે. જેવાં શરીરે મોહામણાં એવાં એના આત્માનો રસોત્કર્ષ પરમ રમણીય અને આકર્ષક છે" અમારી ગાડીમાં એક ટીખળી પ્રૌઢાએ હતાં તેણે મુખને મરકડે કહ્યું "જુઓ ભાઇ સાહેબ! રખે અંજાઇ જતા. એનું વિવાહ વાગ્દાન ક્યારનુ થઇ ચુકયું છે વરલાડડા પર લક્ષ્મીદેવીની પૂર્ણ કૃપા છે. ને હાલ તો પરદેશવાસી પંખેરાં જેવાં છે." એમ એ યુવતીને બારણે પહોંચ્યાં ત્યારે સૂર્યનારાયણ અસ્તાચળે ઉતરી પડ્યા હતા. વાદળ ચઢયું હતુ અને કદાચ માવઠું થઇ રસ–ભંગ કરે એવી સૌને દેહશત લાગતી હતી. તેમને ચિંતા વિમુક્ત કરવા મેં પ્રયાસ કર્યો.

જેવાં અમે ગાડીમાંથી ઉતર્યાં કે એક ચાકરડી આવી પહોંચી ને તેની બાઇ હમણાંજ આવી પહોંચશે એમ સંદેશો કહ્યો. ફુળીયું ઓળંગી એક સુંદર આલયના પગથીએ અમે આવી પહોંચ્યાં. થોડાંક પગથીઆં ઓળંગી મેં દ્વાર ખોલ્યું તો એક મનોવેધક ચિત્તાકર્ષક દ્રશ્ય દૃષ્ટિગોચર થયું. મધ્યમ કદની એક શશિવદના યુવતિને વીંટળાઇ વળી એક નાની શિશુમંડળી દોડધામ કરી ઘુમી રહી હતી. તેના ખોળામાં પુરી હતી અને સૌના વય અને ગજાં પ્રમાણે તે સૌને વહેંચી રહી હતી. અહો શુ રસિક માદવ અને મધુરવાત્સલ્યથી તે આ નાનું કાર્ય આટોપતી હતી. 'મને બહેની, મને' કરતાં ભટુરીયાં હાથ લંબાવતાં હતાં અને પોતાનો ભાગ મળ્યે પટકાવતાં પટકાવતાં કુદી રહ્યાં હતાં. ભટુરીયાં પછી ગાડીને ઘેરી રહ્યાં. "માફ કરજો મેં તમને બહુ ખોટી કર્યા ને તકલીફ આપી. હું કપડાં પહેરવામાં જરા રોકાઇ રહીને મારાં ભાંડુને શીરામણીનો વખતે થઇ ગયો હતો." આ રસોદ્ગાર મળતાં મારો પ્રાણસ્યપ્રાણ તેના રૂપાની ઘંટડી જેવો અવાજ, તેની કોમળ મુખમુદ્રા અંગેઅંગમાંથી ઝરતાં લાવણ્યમાં લયલીન થઇ ગયો હતો. આ મારી આનંદ-સમાધિ લાગ્યેજ છુટી ત્યાં અછોડો ભુલી ગએલી તે લેવા લતા ઘરમાં દોડી. તે ગઇ તેટલીવારમાં નાનાં ભુલકાં જોડે મેં ભાઇબંધી આદરી. નાનો લલિત મારા ખોળામાં બેસી ગયો. મેં તેને ખુબ વહાલ કર્યું. આ હેત વાત્સલ્યને તેની પ્રસન્નમુદ્રા અનુમોદન આપી રહી હતી. નાની સરયુને છોકરાં સોંપતાં તેણે ઉચિત ભલામણ કરી. છોકરાંઓને સરયુનું માનવાની તેણે શીખામણ આપી. બધાં તો ડાહ્યાં ડમરાં થઇ મુંગા રહ્યાં પણ નાના હર્ષદે અમને ખુબ વિનોદ આપ્યો. "બહેની, સરયુનુ શેનુ માને તે ? ! સરયુ કૈં લતા છે ? ! જાણે મોટી માડી સરયુ થઇ ગઇ !" સુમંતને રસિક ગાડી પર ચઢી ગયા હતા તેને થોડેક સુધી સાથે લેવા પડ્યા.

રસોત્સવની પરિપાટી વીશે ગપ્પાં હંકાવાં માંડયાં. કોણ કોણ આવશે ને શુ ગમ્મત પડશે તે વીશે વાગ્વિનોદ ચાલતો હતો ત્યાં લતાએ ગાડી થંભાવીને છોકરાંઓને ઉતરાવ્યા. ભાંડરડાંની સંભાળ લેવાની ભલામણ કરી સુમંત રસિકને ઘરે પાછાં મોકલ્યા.

માર્ગમાં પ્રૌઢવયસ્કા પ્રમોદ કાકીએ લતાને પોતે મોકલેલી ચોપડી એણે પુરી કરી કે નહીં એ પુછવા માંડયું. "ના કાકી બા" ચારુએ ચલાવ્યું. "મને એમાં રસ પડયો નહીં. પાછી મગાવી લેજો." નામ વીશે પુછતાં ચારુને અભિપ્રેત મતમાં મને ઉંડાણ અને સૂક્ષ્મ પરીક્ષા ભાસ્યાં વાર્તા વિનોદમાં તેની મુખમુદ્રા પર અવનવાં મરકલડાં ફુટતાં હતાં અને આંખોમાં પ્રતિભાના ચમકારા ચમકતા હતા "હું જ્યારે તરુણી-કિશોરી હતી" મત-દર્શન કરાવતાં લતાએ ચલાવ્યું, "ત્યારે મને નવલ નવલિકા અતિ પ્રિય હતાં. એકાદ ખુણામાં એક રસિક કાદમ્બરી લઇ આરામ ખુરશી પર ઝુકું ત્યારે 'ઘુંટડા ભરી ભરી પીએ રસના સરોવરિયાં છલકાય' એ કવિ વાણી સાર્થક થાય. કોઇ કાલ્પનિક લવંગિકા કે સપ્તશીલાના સુખ દુઃખમાં મશગુલ થતી હું શાં આનંદ-પ્રહર વીતાડતી ? ઉપન્યાસોનો શોખ હજીએ છુટયો નથી. પણ હવે એટલું થોડુ વાંચું છું કે માત્ર મને રોચક અને પ્રિય પુસ્તકોનોજ સહવાસ શોધું છું. જે ગ્રંથકાર મારી પોતાનીજ, જાણે જીવન-પરિસ્થિતિ આલેખતો હોય, મારી આસપાસનું વાતાવરણ ખડું કરી શકતો હોય, નંદનની એકાંતિક નેહ-લીલા કરતાં માનવ જીવનનાં સુખ દુઃખની કથાનાં સત્ય-ચિત્રો જેની તાદૃશ

પસંદ કરતી હોય તે મને હજીએ પ્રિય છે."

નાનાલાલની જયા, મુનશીનાં તનમન મંજરી, ગોવર્ધનરામનાં કુમુદ કુસુમ વગેરે પર રસચર્ચા ચાલી.

સંગીત વીશે વાતો ચાલી. ચારુએ કહ્યું: "સકલ સંસારનાં વૈરાગ્ય ને કટુતા મારી પ્રિય વીણા ભુલાવે છે." લતાની વાતોમાં હું એટલો બધો લટુ થઇ ગયો હતો કે પ્રમોદ કાકીનું અટ્ટહાસ્ય પણ મને રસ–સમાધિમાંથી ઢંઢોળવા અસમર્થ નીવડ્યું.

આ બધા રસોદ્ગાર દરમીઆન મારો તરસ્યો તલપતો આત્મા મારાં રાગી ચક્ષુદ્વારા કેવું અલૌકિક રસ–પાન કરી રહ્યો હતો તે મારે તને કહેવાનું ન હોય. મારો આત્મા દેહ-મંદિરમાંથી કુદી પડી તેના ચળકતા કપાલે, રસ દ્રવતા અધરે, અને ફરફરતાં ઝુલફાંમાં આનંદ–નૃત્ય કરી રહ્યો હતો. તેના શબ્દના રસાર્થમાં મારું ઉર એટલું ગોટવાઇ જતું કે ખુદ શબ્દોજ શ્રવણપટે ભાગ્યેજ પડતા.

સ્વપ્નમાં ઝુલતો હોઉં એવો હું ગાડીમાંથી ઉતર્યો. મારી આસપાસની ઝાંખી આનંદ–આલમમાં હું એટલો બધો ઉંડો ઉતરી ગયો હતો કે બહારના કોલાહલનું મને ભાગ્યેજ ભાન હતું.

પ્રિય અરુણ! તું છે તો રસકોવિદ પણ મને તારી વિદ્વત્તાનો ભય રહે છે. રસોત્સવની પરિપાટીમાં હું નહીં ઉતરું; તારી સુઘડરસ–વૃત્તિને કેટલુંક ગ્રામ્ય લાગે. એનો ઉલ્લેખ હું નહીં કરું. ગરબા પાર્ટી ગોઠવાઇ હતી. લતાની લાવણ્ય છટા ત્યારે સોળે કળાએ ખીલી. મારા કવિ હૃદય પર જાણે તેની શબ્દ–લહરી ચંદ્રિકાનાં અમી–શીકરો વરસી રહી હતી. તેના કંઠમાંથી ગાન પ્રુટતું હતું; મારાં ચક્ષુ રસાનંદ–ઉન્માદે ઘેરાતાં હતાં. પદે પદે રસની ગંગા ઉભરાતી હતી; લતાએ ગરબો ઉપાડ્યો.

"લાલ તમારો લાડકવાયો અમને કેડે મ્હે છે રે।
વૃંદાવનને મારગ જાતાં અમને રોજ રોકે છે રે!!"

રસનો જાણે સાગર સળક્યો. મુદમય આનંદ તાળીઓ કાનમાં આનંદ રણકારા કરી રહી હતી. ગાનાર–ઝીલનારની હીંચ અંગના રસ-હીંડોળને લહેકા પગના ઠમકે ઠસ્સા, કંઠનું અપ્રતિમ માધુર્ય આત્માને ડોલાવી રહ્યાં હતાં. લતાનો પ્રાણ આજ રમણે ચઢ્યો હતો–અપૂર્વ રસમસ્તીએ ઘુમી રહ્યો હતો. એક પછી એક ગરબા તેણે ઉપાડ્યા. રસની હેલી ચાલી. ચકોર જેવો તરસ્યો મારો પ્રાણ એ ચંદ્રકાંત રસપુટો પી રહ્યો હતો.

આનંદ તરંગની કલગીએ લતા ડોલવા માંડી પ્રમોદ કાકીએ ટીખલ કરી ટહુકો કર્યો. "અત્યારે તો જ્યોતિંદ્ર હોત તો જાણત કે કેવાં સાણુ વિનાનાં તેનાં ભાગ્ય ઉઘડયાં છે."

જ્યોતિંદ્ર કોણ એ સહજ કલ્પાય એમ હતું. એની મને ખબર હતી. છતાંએ એ વેધક શબ્દટંકારે જાણે વજ્રાઘાત કર્યો હોય એમ મારું હૃદય સંધરાયું. લતા મારી નથી. એ સત્ય–અતિ કઠોર કટુતમ સત્ય હતું. એ સત્યની દીવાલ સાથે મારું શીશ અફળાવાથી શું વળવાનું હતું? ન સમજાય એવા કારણે મારા આત્મા પર શ્યામતાની છાયા છવાઇ. મારી કીકીનું કરુણ દૈન્ય લતાએ કળ્યું. મીઠાં વેણે અમૃત આશ્વાસન આપવા ખાલી પ્રયાસ આદર્યો. કેરી ચકોર જાત!

આઘાતપ્રત્યાઘાત ને નિયમવશ આ સૃષ્ટિ છે. જેટલી આનંદ મસ્તીના આત્માને જુવાળ આવ્યા હતા, તેટલા ઓટ આત્માને વલોવતા હતા.

× × × ×

ચૈત્ર સુદ પંચમ.

પ્યારા! આસપાસના સુંદર દૃશ્યોએ મને મનોમુગ્ધ કર્યો છે. આનંદના આ ગિરિશૃંગ

એસી સ્વપ્નદ્રષ્ટાસમો મારા રસતરસ્યાં લોચનોને ખીણમાંની કાંચનશી લીલોતરી, પેલાં હરીઆળાં સ્મિત ક્ષેત્રે હું તૃપ્ત કરું છું. સામેના વન્ય પ્રદેશની શી રમણીયતા! તેની વૃક્ષરાજીની ઠંડી છાયામાં બેસવું અહો કેટલું મુદદાયક! શી આહ્લાદકગિરીમાળા ને એનાં પુનિત ચરણ સેવતી હોય તેવી પેલી નમ્ર વિનમ્ર ખીણો! આ દૂરવિદૂરની તરુઘટામાં ગોટવાઇ જાઉં તો! કેવો રમણીય તર્ક!

પ્યારા! હું ત્યાં ગયો ને દૂર-વિદૂરથી જે કલ્પિતનંદન મારા નેત્રોને ઠારી રહ્યું હતું તેને વિફલ શોધતાં નિરાશ થઇ પાછો ફર્યો. આ અદૃશ્ય ભાવી અને આ વેગળાપણું-આ દૂર-વિદૂરનાં દિશાઅંતર વચ્ચે કેટલું સામ્ય! ઝાંખી અનંત અગાધતા આપણા આત્મા પાસે વિસ્તરી રહે છે. સ્થૂલ ચક્ષુની દૃષ્ટિ માફક આપણાં માનસની આંતર-દૃષ્ટિએ ઝાંખાં અસ્પષ્ટ, અસ્ફુટ દૃશ્યોમાં મિથ્યા વીહરે છે.

એક મધુમધુરા કાંતિમાન રસ-સોભની આનંદલહરીના સ્વર્ગીય આસ્વાદ માટે કેવા મીઠા ઔત્સુક્યથી આપણે આપણો આત્મા રસાધીન બની સમર્પીએ છીએ. પરંતુ આ પ્રાપ્યની પ્રાપ્તિ થતાં તરસ્યા આત્માની તૃપ્તી તો ક્યાં ગુમ થાય છે! અકલ ભાવિના વર્તમાન-ના રંગે રંગાવાથી શો પલટો! એ સંક્રાંતિ થતાં એ એવાં ને એવાં નૈરાશ્યથી ચોમેર ઘેરાએલો, સ્થિતિ અને સંજોગોની દીવાલોમાં પરહેજ, એજ રસ-દૈન્ય અને માધુર્ય-દોર્બલ્યથી અપ્રાપ્ય સ્વર્ગ માટે તલફતા સ્થિતિ જંતુઓ આપણે ટળવળીએ છીએ. તેથીજ વહાલા! કલાંત પ્રવાસી પોતાની જન્મ-ભૂમિને ઝંખે છે ને તેની નાની કુટિરમાં તેની પ્રેમાળ પત્નીની રસ-ભુજામાં, તેનાં બચ્ચાંઓનાં મીઠાં ઉભરાતાં હેતમાં અને આ નાની મંડળીના પોષણ અર્થેના પોતાના મન્થન અને તનતોડ શ્રમમાં આ વિશાલ પૃથ્વીમાં ને સ્વર્ગ સુખને માટે તે વ્યર્થ તરફડી રહ્યો હતો તે મેળવે છે.

પ્યારા! પ્હો ફાટતાં હું મારી વાડીમાં જાઉં છું. મારે હાથેજ ફળ ચુંટું છું ને મારા ભોજન અર્થે શાકભાજી વીણું છું. મારો કલાપી વાંચતાં શાક સમારું છું ને મારા અભ્યાસના આંતરા તરીકે સ્વયંપાકની લહેજતે ઉડાવું છું. આમ ગ્રામ્ય લોક-જીવનના મિથ્યાડંબર વિના લહાવા હું લુંટી રહ્યો છું.

પોતાનાજ ખેતરમાં પાકેલા દાણાનો મીઠે મળસ્કે ઘંટીના ઘેર સાથે પોતાની મા બ્હેન બેટીના આનંદસોરે મીઠો થએલો આટો, તેના અમૃત જેવા તાજા ગરમાગરમ રોટલા કેવા આનંદથી એક ખેડુત પોતાના ભાણામાં મહાલતો હશે! એ રોટલાનાં બટકાં ચાખતાં ચાખતાં, ગ્રીષ્મના ભર ઉકળાટમાં ખેડેલાં ખેતરની, ઉંચા ઉંચા આકાશમાં મેવલીઆની જોએલી રાહની, પ્રભુ હજાર હાથે વરસી રહેલો તે દહાડાની લાગલાગટ હેલીની, તેની આંખતળે ફુટતા અંકુરોની અને ધાન્યના નિસના ઉત્તરોત્તર વિકાસની કેવી મીઠી સ્મૃતિથી તેનો આત્મા રંગાઇ રહેતો હશે!

ચૈત્ર સુદ અગિઆરસ.

ગઇ પરમ દિને શહેરમાંથી સંતોકરામ વૈદરાજ ન્યાયાધીશની તબીઅત જોવા આવ્યા હતા. તે વખતે લતાની શિશુ-મંડળી સાથે હું ભોંય પર ખેલતો હતો. હર્ષદ અને સુમંત મને ઘોડો કરી કુદાવતા હતા. અંતુ અને વૈકુંઠ જોડે હું ગુલાટિઆં મારતો હતો. વળી, રસિકના હાથમાંથી મારી લગામો છટકાવી હણહણતો, તેના હાથમાં પકડાઇ જતો વળી છટકી જતો, આઘે આઘેથી તેને લલચાવતો હતો. આ બધાંથી શોરબકોર થઇ રહ્યો હતો. વૈદરાજ

શિષ્ટ–વિશિષ્ટ (અરસિક શુષ્ક જડસા ?) ગૃહસ્થ માણસ છે. હીંડોળે હીંચકતાં હીંચકતાં તેનાં અસ્ત્રીબંધ: અંગરખાંની કરચલી ને ધડરો સમારતાં સમારતાં ગપ્પાષ્ટક હાંકે છે. મારા આ રસ–ખેલોને ગમ્મતગેલો એક સમજુ માણસના મોભાને અણછાજતાંજ તેઓજી ધારે છે. તેમની અપ્રસન્ન મુખમુદ્રા તેની સાખ પુરી રહી છે પણ હું તો નિશ્ચિંત નફટાઇથી મારી ગેલ ધપાવ્યો રહ્યો હતો. છીંકણી–ગધિત તેના સભ્ય શિષ્ટ તડાકા ચાલતા હતા ને હું બચ્ચાંઓના ગંજીફાના મહેલ જેવાં તેઓ પાડી નાંખતાં કે ફરીફરી ચણતો, હાજીઓ ભણ્યે જતો હતો.

"સુમનનાથના બચ્ચા અતિ લાડથી બગડે જતા હતાં ને આ અરવિંદ આવ્યા પછી તો તેમનો ઓટલોજ વળી જતો હતો" એ એમનાં મત–દર્શનનો લાભ બીજેજ દહાડે તેઓજીએ નગરને દીધો હતો.

પ્યારા અરુણ ! આ શિશુઓની આનંદ કિલકારી સમું આ પૃથ્વી પર મારા દિલને કશુ હલમલાવતું નથી. જે સદ્દગુણોને સુલક્ષણો તેમને ભવસાગરનાં મનોમંથનમા અતિ આવશ્યક છે તેના બીજાંકુરો એમનામાં ફુટતા હું જોઉં છુ; જ્યારે જક્કી જીદ્દીલાં ભુલકામાં ભાવિની ઉમદા ચરિત્રની નિશ્ચયાત્મકતા અને દૃઢ મનોબળ નીરખું છું, તરંગી ધુનીમાં દુનિઆંના ખારા ખરાબામાં સરળ અને સુગમ પંથ કરનાર જરૂરી મનમોજીલાપણું ને લહેરી પ્રકૃતિના ફણગા ફુટતા જોઉં છુ, ત્યારે તેમના આવા નિર્દોષ અને નિર્મળ વિકાસ પર હું મનોમુગ્ધ થાઉં છું, ત્યારે મને મહાગુરુના સુવર્ણ શબ્દો સાંભરે છે 'તેઓમાંના એક જેવા તમે બનો તો !"

પ્યારા અરુણ ! આ શિશુઓ જેઓ આપણાં સમાન અધિકારી છે, અરે–જેઓ આપણા અનુકરણીય આદર્શ હોવા જોઇએ તેને આપણે પરાધીન અને પરતંત્ર કરીએ છીએ તેઓને સ્વેચ્છાનો લગારે અવકાશ નહીં ! તેમનાં ઉઘડતાં મનોમુકુલની પાંદડીઓ પીંખવાનો પરવાનો આપણને કયારે–કોણે–આપ્યો ? શુ આપણા પાકટ અનુભવને અંગે આપણે આ દાવો કરીએ છીએ ! ! ભલા ભગવાન ! અનંત આકાશનાં તારાં પાયતખ્ત પરથી તુ આ નાનાં ને મોટાં છોરુઓ નીહાળી રહ્યો છે કોણ તારા હૃદયને હર્ષથી આંદોલિત કરે છે એ સમજવું કઠિન નથી. પ્યારા ! જગતનાં મોટાં છોરુ પોતાની પ્રતિમા–પુતળાંરૂપ પોતાના ફરઝંદને ઘડે છે એ પુરાણવાતનું પીંજણ હું નહીં કરું. આ અટપટા વિષયમાં હું વધારે ગાર્યા ખાલ્યે ખવરાવીશ નહીં.

---

## નાગાનંદમ્

[અનુસંધાન પૃષ્ઠ ૨૭૭ થી

**શંખચૂડ**

સાંભળો—હું નાગ છું. મારું નામ શંખચૂડ મારો વારો આવવાથી મહારાજા વાસુકીએ મને ગરુડના આહાર માટે મોકલ્યો હતો. શાને લંબાણ કરું? કદાચ આ લોહીની ધાર ધુળથી ઢંકાઇ જાય તો ન જણાય. માટે લ્યો! ટુંકામાં પતાવું—

કોઇ વિદ્યાધરે આજે, વ્યાપતા કરુણા દિલે,
પ્રાણ મારા બચાવ્યા છે, પ્રાણ આપી ગરુડને

**જીમૂતકેતુ**

[ખેદથી] પરોપકારમાં મચ્યો રહેનાર અન્ય કોણ હોય? વત્સ! એમજ કહી નાંખને કે પુત્ર જીમૂતવાહને તારા પ્રાણ બચાવ્યાં છે હાય! મંદભાગ્ય! તારું નસીબ ફુટી ગયું.

**વૃદ્ધા**

હાય! પુત્ર! તેં આ શું કર્યું?

**નાયિકા**

અશુભ ધારણા સત્ય થઇ.

[સર્વે મૂર્છા પામે છે]

**શંખચૂડ**

[અશ્રુ સારતાં] અરેરે! આ તો પેલા મહાભાગનાં માતાપિતા! હાય! મેં કુવચનીએ એમની આ દશા કરી? વિષધરના મુખમાંથી વિષ વિના અન્ય શું ગળે? અરેરે! પ્રાણદાતા જીમૂતવાહનને શંખચૂડે સારો બદલો વાળ્યો શું કરું? મરી જાઉં? પ્રથમ આ બન્ને સાવધ કરું. હે તાત! સાવધ થાવ! માતાજી! સાવધ થાવ. [બન્ને સાવધ થાય છે.]

**વૃદ્ધા**

[મલયવતીને] વત્સે! ઉભી થા! રડ નહીં. અમે શું જીમૂતવાહન વિના જીવતાં રહીશું? શાંત થા! બાપુ!

**નાયિકા**

[સચેત થઇ] હા આર્યપુત્ર! તમારાં દર્શન ક્યા થશે?

**જીમૂતકેતુ**

હા વત્સ! વડીલની સેવા કરી જાણનાર!
નાખી ચૂડામણિ પાદે ગુરુસેવા ભુલ્યો નહીં!
સ્વર્ગે સીધાવતાં યેના વિનયથી રીત તો ગઇ!

[ચૂડામણિ લઇ] હા વત્સ! તારું સ્મરણ ચૂડામણીના દર્શનમાંજ વિલુપ્ત થયું. [છાતી સરસો ચાંપી] અહહ...

ભક્તિથી ભૂમિ સુધી શિર નીચું નમાવે,
દેતા પ્રણામ, ગુરુના ચરણે સદાયે;
ચૂડામણિ, બહુ ઘસાઇ, ન તીવ્ર ધારે,
તોયે અરે! હૃદયને કયમ ઉંડુ ભેદે

**વૃદ્ધા**

અરેરે! પુત્ર જીમૂતવાહન! વડીલની ચરણ-સેવા સીવાય બીજે કયાંય તને સુખ નહોતુ પડતું; તો પછી માતાપિતાને મુકી સ્વર્ગનું સુખ ભોગવવા કેમ ચાલ્યો ગયો?

**જીમૂતકેતુ**

[આંસુ સારતા] દેવી! જીમૂતવાહન સીવાય આપણે શું જીવતા રહીશું?—પછી આમ કેમ બોલે છે?

**નાયિકા**

[પાયે લાગતાં, હાથ જોડી] તાત! આ ચૂડામણિ—આર્યપુત્રનું સ્મરણચિહ્ન મને આપો, એને મારા હૃદય પર ધારણ કરી અગ્નિપ્રવેશ દ્વારા સંતાપને શમાવું.

**જીમૂતકેતુ**

અરે પતિવ્રતા! આમ વ્યાકુલ કેમ થઇ જાય છે? અમે બધાં પણ એમજ કરનાર છીએ.

**વૃદ્ધા**

મહારાજ! હવે વિલંબ કેમ કરો છો?

જીમૂતકેતુ

દેવી! હવે કશીય વાર નથી. વેદીના અગ્નિ વિના બીજા અગ્નિથી દાહ દેવો યોગ્ય નથી ગણાતો. અગ્નિહોત્ર આગળથી અગ્નિ લાવીએ એટલીજ માત્ર વાર છે. પછી આપણે સઉએ અગ્નિપ્રવેશ કરીએ.

શંખચૂડ

(સ્વગત) અરેરે! મારા એકલાના પાપે આ આખું વિદ્યાધરકુલ વિચ્છિન્ન થશે? આમ કહેવા દે જોવ–(પ્રકાશ) હે તાત! ખરી ખાત્રી કર્યા વિના આમ સાહસ કરવુ ઠીક નહી. વિધિની કૃતિ વિચિત્ર છે. નાગશત્રુ ગરુડને કદાચ ભુલ સમજાય. જીમૂતવાહન નાગ નથી એમ થાય તો એને છોડી પણ દે. માટે ચાલો. આ લોહીની ધાર અનુસરી ગરુડની પુંઠ પકડીએ.

વૃદ્ધા

ઇશ્વરકૃપા થાય ને મારો પુત્ર જીવતો દેખું.

નાયિકા

(સ્વગત) મારા જેવી દુર્ભાગિની માટે એ દુર્લભ છે.

જીમૂતકેતુ

વત્સ! તારું વચન સત્ય હો તથાપિ અગ્નિ સાથે રાખીનેજ જવું એ ઠીક. તમે ચાલવા માંડો અમે પણ અગ્નિ લઇ તમારે પગલે પગલે આવી પહોંચીએ છીએ. (પત્ની તથા પુત્ર વધુ સાથે જાય છે).

શંખચૂડ

ચાલ! ગરુડને માર્ગે પડું (આમ તેમ ફરે છે આઘે જોતાં.)

શિલા દ્રોણી બનાવતો ગિરિવરે લોહી ભીની ચંચુથી,
પાસેનું વન બાળતો નયનની અગ્નિ સમી ઝાળથી;
ઉભો, વજ્ર સમા કઠોર નખથી ચીરી સમીપે ભૂમિ,
શૃંગાગ્રે દૂરથી મહામલયના, ઓપે, ફણિને અરિ
[આસનારૂઢ ગરુડ પ્રવેશ કરે છે: આગળ નાયક પડેલો છે.]

ગરુડ

[મનમાં] આખો જન્મારો મેં નાગનો આહાર કર્યો પરંતુ આવું આશ્ચર્ય કદાપિ જોવામાં આવ્યું નહોતું. આ કોઇ મહાન વ્યક્તિ જણાય છે. એમને દુઃખ નથી થતું એટલુંજ માત્ર નહીં પરંતુ એ આનન્દિત થતા જણાય છે.

જો કે મેં પીધું લોહી ધૈર્યનિધિથી, તોયે ન ગ્લાનિ જરા,
કાપું માંસ, અહે પ્રસન્ન વદને, જો કે વહે લોહી ત્યાં,
અંગો જે ખરડાયલાં નથી જરા રોમાંચ ત્યાં હર્ષનાં,
દૃષ્ટિ 'હુ ઉપકારી' એમ જણવે–જો કે ખરે અન્યથા

આની ધૈર્યવૃત્તિથી મને કુતૂહલ થાય છે. માટે બસ! એનો ભક્ષ નહીં કરું. એ કોણ છે તે લાવ, પુછી જોઉં (ભક્ષ કરતો અટકી જાય છે

નાયક

નાડી થકી લોહી વહ્યા કરે છે,
બાકી હજી માંસ દીસે દીસે છે.
તૃપ્તિ થયેલી નવ જોઉં તોયે,
ભક્ષે રહ્યા બંધ ગરુડ! શાને?

ગરુડ

[સ્વગત] આશ્ચર્ય! આશ્ચર્ય! આવી સ્થિતિમાં પણ આવાં ઉન્નત વેણ વદી રહ્યા છે [પ્રકાશ] અહો મહાભાગ!

લોહી ચાંચે ચુમાને મેં અંતરેથી બધું પીધુ
ધૈર્ય આવુ બતાવી તેં હર મારૂં હરી લીધુ.

તેથી આપ કોણ છો તે જાણવાની ઉત્કટ ઇચ્છા થઇ આવી છે.

નાયક

આપ ક્ષુધાથી પીડાવ છો. એટલે અત્યારે શ્રવણ યોગ્ય નથી. પ્રથમ આ રક્તમાંસથી તૃપ્ત થાવ.

શંખચૂડ

[હાંફ્લો ફાંફ્લો દોડી આવે છે] હે તાર્ક્ષ્ય! હે ગરુડ! સાહસ ન કરો. આ નાગ નથી એને છોડી દો. મારું ભક્ષણ કરો. તમારા આહાર માટે

વાસુકીએ મને મોકલ્યો છે. [પોતાની છાતી એમની આગળ ખુલ્લી કરે છે.]

નાયક

[શંખચૂડને જોઇ, મનમાં] અરે! આ શંખચૂડ અહીં આવી પહોંચી મારી બધી બાજી બગાડી નાંખી.

ગરુડ

[બંનેને નીહાળી] તમે બેઉએ વધ્યચિહ્ન ધારણ કર્યાં છે. એટલે તમારામાંનો નાગ કોણ છે તે નથી કળી શકાતું.

શંખચૂડ

આપની ભ્રાન્તિ અસ્થાને છે.

બાસે સ્વસ્તિકચિહ્ન છાતી પર આ બાળો શું ના કાંચળી?
જીહ્વા બે શું જણાય ના તમ થકી-બોલી રહ્યો ક્યારથી?
ને વિષાગ્નિધુમાતૃતા ત્રણ ફણા,—જ્યોતિ મણિની ઘટી,
સૌએ દુઃસહ શોકથી ફુલી રહી નિઃશ્વાસના વાયુથી.

ગરુડ

[શંખચૂડની ફણા એ છે-નાયકને જોતાં] તો આ કોણ? મેં કોનો ભક્ષ કર્યો?

શંખચૂડ

વિદ્યાધરવંશતિલક જીમૂતવાહનનો અરે નિર્દય! આ શું કર્યું?

ગરુડ

[સ્વગત] અરે! શું આજ વિદ્યાધરકુમાર જીમૂતવાહન!

મેરુ અંદન કંદરે, હિમગિરિ શૃંગે, મહેંદ્રા અલે,
કૈલાસે ય, શિલાતળે, મલયના શૃંગ ગુફે એ, બધે;
ખ્યાતિ જેના ગવાઈ સર્વ સ્થળમાં, ખુશી બની સહિએ,
લોકે લોક મહીં વિહાર, કરતા ગૈ ચારણોના મુખે.

અરેરે! પાપના પુંજમા પુરાઇ ગયો.

નાયક

અરે ફણિધર! ખિન્ન કેમ જણાઓ છો?

શંખચૂડ

ખિન્નના અસ્થાને છે શું?



હોમી દેહ તમારો રક્ષણ કીધું ગરુડથી આજે,
નરકાગારે ઠેલી—સુયોગ્ય લાગ્યું કહો કેમ તમને?

ગરુડ

અરે! મારા ભક્ષ થઇ પડેલા આ નાગના પ્રાણ શું આ મહાત્માએ કરુણાથી બચાવ્યા? નાગને માટે પોતાનો દેહ પાડ્યો? મેં કેટલું ખોટું કર્યું? કિં બહુના! મહાપાપીને અગ્નિપ્રવેશ વિના બીજું પ્રાયશ્ચિત શું હોય? પણ અગ્નિ...ક્યાંથી લાવું? [ચારે બાજુએ નજર નાખે છે] અહો! કોઇ અગ્નિ લઇનેજ આ તરફ આવતું જણાય છેને? ચાલ, તેમની કને જાઉં.

શંખચૂડ

કુમાર તમારાં માતપિતા આવી પહોંચ્યાં.

નાયક

[મુઝાય છે] અરે શંખચૂડ! આમ આવીને આ ઉત્તરીયથી મારું શરીર ઢાંકી દો. મને જરા ટેકો કરો. મારી આવી અવસ્થા જોઇ કદાચ માતપિતાનો જીવ ઉડી જાય.

શંખચૂડ

[પાસે પડેલું ઉત્તરીય લઇ તેમ કરે છે]

[પત્ની તથા પુત્રવધુ સાથે જીમૂતકેતુ પ્રવેશ કરે છે]

જીમૂતકેતુ

[આંસુ લાવી] હાય! પુત્ર જીમૂતવાહન!

વહાલાંને પરમાં ગણો—કેમ કહો એ ક્યાં દયાનો ક્રમ?
રક્ષું એક અનેક ! કયમ કરો વિચાર ત્યાં ના કર્યો?
રક્ષી સર્પ ગરુડથી જીવનનો તેં ત્યાગ સાનંદ ગ્રહ્યો,
તેથી માત પિતા વધુ કુલ બધું જાતે હણાઇ ગયો.

વૃદ્ધા

[મલયવતીને] જાતે! એક ક્ષણભર તો છાની રહે. તારી ચાલુ અશ્રુધારથી અગ્નિ હોલવાઇ જાય છે. માટે રડ મા.

[સૌ આગળ આવે છે.]

જીમૂતકેતુ

હા! પુત્ર જીમૂતવાહન?

ગરુડ

[સાંભળીને] 'હા પુત્ર જીમૂતવાહન!'— એમ કહે છે. આથી જણાય છે કે આ તેમના પિતા છે. એમની પાસે હું શું મોં લઇ અગ્નિ માગું? એમનો પુત્રઘાતી હોઇ શરમથી એમને મોઢું પણ નહીં બતાવાય. અરે! પણ અગ્નિ માટે શાને પર્યાકુલ બનું છું? પાસેજ જલનિધિ આવી રહેલો છેને? ચાલ, હમણાંજ—

જ્વાલાભંગે ત્રણેયે ભુવન ખઈ જવા કાલજીહ્વાની પેઠે,
ને સાતે સૂર્યસ્થાનો, જલનિધિ પણ સૌ,
ભક્ષવા એક ગ્રાસે;
અગ્નિ જાણે પ્રદીપ્યો, પ્રલયપવનને નાંખીમેં પાંખથીયે,
લાવો હોમું, યુગાન્તે અતિશય ભયદા વાડવે, દેહ પાપે.
[કુદી પડવા જાય છે.]

નાયક

સબુર! વિહંગરાજ! સબુર સાહસ ન કરો. એ પાપનો પ્રતિકાર નથી.

ગરુડ

[ધુંટણીએ પડી, હાથ જોડી] મહાત્મન્! તો કયો છે!

નાયક

એક ક્ષણવાર થોભો. મારાં વડીલો આવી પહોંચ્યાં છે, એમને પ્રણામ કરી લઉં.

ગરુડ

ભલે.

જીમૂતકેતુ

[જોઇને, હર્ષથી] દેવી! અભિનન્દન! વત્સ જીમૂતવાહન આ રહ્યો. એ જીવતો છે એટલુંજ નહીં, પરંતુ ગરુડ એક શિષ્યની માફક હાથ જોડી એની પૂજા કરતો ઉભો છે.

વૃધ્ધા

[હર્ષથી] મહારાજ! કૃતાર્થ થઇ. સાજા સમા મારા દીકરાનું મોઢું જોઉં.

નાયિકા

આ વાત ખરી છે. પરંતુ આર્યપુત્ર જોયા છતાંએ મારું મન સહસા માનતું નથી

જીમૂતકેતુ

[પાસે જાય છે] વત્સ! આવ! આવ! મ આલિંગન દે.

નાયક

[ઉભો થવા જાય છે ઉત્તરીય ખસી જાય મૂર્છા પામે છે.]

શંખચૂડ

કુમાર! સાવધ થાઓ.

જીમૂતકેતુ

હાય! બેટા! દર્શન દઇ, છોડી ગયો.

વૃદ્ધા

હાય! દીકરા! મને બોલાવીએ નહીં?

નાયિકા

હાય! આર્યપુત્ર! વડીલોની પણ ત અવગણના કરી?

[સર્વે મૂર્છા પામે છે

શંખચૂડ

હાય! હતભાગી શંખચૂડ! ગર્ભમાંજ કેમ છુંદાઇ ગયો? ક્ષણે ક્ષણે મરણથી પણ અધિ દુઃખ જોવાવારો આવે છે.

ગરુડ

મારા—દુષ્ટના—અવિચારીપણાથીજ આ બ થયું [પાંખોથી પવન નાંખે છે] અરે મહાત્મન સાવધ થાઓ, સાવધ થાઓ!

નાયક

[સાવધ થઇ] શંખચૂડ! વડીલો સચેત કર.

શંખચૂડ

[પાસે જઇ] હે તાત! સાવધ થાઓ માતાજી! સાવધ થાઓ. જીમૂતવાહન સચેત થ

છે. આપને સાવધ કરવા છેક પાસે આવી ઉભા છે.

[બંને સાવધ થાય છે]

વૃદ્ધા

દીકરા! તારાં દર્શન કરાવી, ક્રૂર કાળ કેમ તારો પીછો નથી છોડતો?

જીમૂતકેતુ

દેવી! એવુ અમંગલ વાક્ય ન વદો. આયુષ્યમાન ચિરંજીવી રહો. પુત્રવધુને સાવધાન કરો જોઉં.

વૃદ્ધા

[વસ્ત્રથી મોંઢું ઢાંકી રુદન કરતી] અમંગલ દૂર થયું છે. હું નહીં રડું [મલયવતીને] વહુ! બેટા! સાવધ થા ઉભી થા. તારા સ્વામીનાં મુખદર્શન કરવાનો આ સમય છે.

નાયિકા

[સચેત થઇ] હા આર્યપુત્ર! હું મંદભાગિની શું કરું!

વૃદ્ધા

[મલયવતીનું મુખ પોતાના પાલવે લોહી નાખી] બેટા! એમ ન કર. વિઘ્ન દૂર થયું છે.

જીમૂતકેતુ

[અશ્રુ સારતો—સ્વગત]

વિલુપ્ત છે અંગ બધાંજ રક્તે, નિરાશ્રયે કંઠ વિષે રહીને, સ્તંભ્યો જરા પ્રાણ તનુજ પાસે,
તીહાંથી એ, પાપી! મરે ન શાને?

નાયિકા

ખરેખર! હું હતભાગિનીજ છું. આર્યપુત્રને આવી દયામણી સ્થિતિમાં જોવા છતાં આ પ્રાણ નથી દૂર થતા!

વૃદ્ધા

[નાયકનાં અંગો પર હાથ ફેરવી—ગરુડને] હા દુષ્ટ! અલંકારને પણ અલંકૃત કરનાર મારા પુત્રના શરીરની તેં આવી વલે કરી!

નાયક

માતાજી! એમ ન બોલો! એમણે બીચારે શું કર્યું? શરીર તો પહેલાંથીજ પરોપકાર માટે સર્જાયું હતું. જુઓ—

હાડકાં માંસ ને લોહી, ચામડે ચરબી મઢી,
એવા બિભત્સ દેખાતા દેહમાં શું પ્રભા ભરી?

ગરુડ

હે મહાત્મન્! નરકની જ્વાલાએ મને વીંટી લીધો હોય, એવું અસહ્ય દુઃખ થાય છે. મને ઉપદેશ દો. પાપથી મુક્ત કરો.

નાયક

મુરબ્બી પિતાજીની અનુમતિ લ્યો. પછી પાપનું પ્રાયશ્ચિત બતાવુ.

જીમૂતકેતુ

વત્સ! ભલે એમ કર.

નાયક

વૈનતેય! સાંભળો.

ગરુડ

[ઘુંટણીએ પડે છે. હાથ જોડી મસ્તક પર રાખે છે] આજ્ઞા, મહાભાગ!

નાયક

સાંભળો..

નિત્યે હિંસાજીવોની સ્વચ્છંદ કરી લ્યો ક્ષોભ કૃત્યો કર્યાનો,
યત્ને પુણ્ય પ્રવાહો દશ દિશ જગવી પ્રાણીની બીક ટાળો;
પ્રાણીહિંસા કર્યાથી લવણ રજસમો દોષ આપે કરેલો,
તેને પુણ્યે ગળીને જલનિધિ જળમાં છેક ખુણે ડુબાવો.

ગરુડ

જેવી આપની આજ્ઞા

સુનો અજ્ઞાન નિદ્રામાં જગાડયો પ્રીતથી નમે,
આજથી કોઈ પ્રાણીનો નાશ ના આદરું હવે.

હવે તો—

ભલે "દ્વીપાકારે" નજર પડશે રેતી સમ એ,
ભલે કુંડાળાંથી જલદ સમ ભ્રાંતિ મન કરે;
ભલે જાણે સેતુ ઉભય તટ વચ્ચે રચી રચે,
ભલે સૌ સર્પોનાં જલધિ મહિં યૂથો વિહરશે.

અને વળી—

ફુટેલા બંધનેથી મરણ સુધી જવા ધારીને કેશ કાળા,
લીંપી સિંદૂર જાણે પ્રથમ રવિકરે ગાલને લાલ કીધા;
ચાટેલાં અંગ પીડે તદપિ અવગણી ચંદ્રનોના વનોમાં,
ગાશે નિત્યે મધુરા સ્વરથી યુવતિઓ કીર્તિગાને તમારાં

નાયક

ઘણું સારું. મહાત્મન્! ઘણુંજ સારું. અમને આનંદ થયો. તમારી વૃત્તિ સર્વદા દૃઢ રહો. [શંખચૂડને] તમે પણ હવે તમારે ઘેર જાઓ.

શંખચૂડ

[નિઃશ્વાસ નાખી નીચું જોઇ ઉભો રહે છે.]

નાયક

[નિઃશ્વાસ નાખી શંખચૂડ તરફ જોઇ] શંખચૂડ! જલ્દી જાઓ. શોકગ્રસ્ત થએલાં માતાજીને જઇ મળો.

નાશ તારો થયો જાણે તાર્ક્ષ્યની ક્રૂર ચાંચથી,
માત તારી દુઃખે દુઃખી હશે એવું વીચારતી.

વૃદ્ધા

એ માતાને ધન્ય છે. ગરુડના મુખે પડેલા પોતાના બાલકને અક્ષત શરીરે નીહાળશે.

શંખચૂડ

માતાજી! સત્ય છે. પરંતુ કુમાર સ્વસ્થ થાય તોજ.

નાયક

[વેદના થાય છે] અહહ......પરોપકાર સાધવાના જુસ્સામાં આટલી વાર મને વેદના ન થઇ; પરંતુ હવે તો મર્મ ભેદાઇ જાય છે. [મરણ પામતો જણાય છે.]

જીમૂતકેતુ

[ગભરાઇને] હા વત્સ! કેમ આમ કરે છે?

વૃદ્ધા

હાય! આમ કેમ બોલે છે? રક્ષણ કરો. બચાવો આ મારો પુત્ર અવસાન પામે છે.

નાયિકા

આર્યપુત્ર! મને મુકી ન જાઓ.

નાયક

[હાથ જોડવા જાય છે] શંખચૂડ! મારા બે હાથ જરા ભેગા કરીને.

શંખચૂડ

[એમ કરે છે: આક્રંદ કરતો] અરેરે! જગત નિરાધાર થયું.

નાયક

[જરા મીંચાયલી આંખે માતાપિતા તરફ જોઇ] પિતાજી! માતાજી! છેલ્લા પ્રણામ—

ગાત્રો શિથિલ દીસતાં સૌ આજ મારાં,
કાને સુણાય વચનો કૈં ના તમારાં;
હા! દીન ચક્ષુ સહસા શું વીંચાઇ જતાં,
હા! તાત! ચેતન જતાં મુજ પ્રાણ ચાલ્યા.

અથવા વૃથા રુદન શાને કરવું? [રક્ષી અહીં પન્નગ પુણ્ય મેં જે'—ઇત્યાદિ બોલી ઢળી પડે છે.]

વૃદ્ધા

હા પુત્ર! હાય દીકરા! હા વડીલ વત્સલ! ક્યાં ગયો? મને જવાબ તો દે ઓ નયનને આનંદ આપનાર! હાય જીમૂતવાહન! તારું પુનઃ દર્શન ક્યારે થશે!

જીમૂતકેતુ

હા પુત્ર જીમૂતવાહન! હા સકલજનો ઉપર ભાવ રાખનાર! હાય ગુણનિધિ! ક્યાં ગયો! મને કહેતો ખરો. [હાથ ઉંચો કરી] કષ્ટમ્! હાય! કષ્ટમ્!

નિરાધારી ધૈર્ય, શરણ મળશે શું વિનયને!
ક્ષમા કો ધારી લે? ફરી કહીં મળે દાનવીર એ!
રહ્યું આની સત્ય-કરુણ મળશે કો કૃપણને!
મહી માનું શૂન્ય પ્રિયતનય લોકાન્તર ગયે.

નાયિકા

હાય આર્ય પુત્ર! મને તરછોડી ક્યાં ગયા? અતિ નિષ્ઠુર હૃદયિનિ! ઓ મલયવતિ

મલયવતિ! પ્રાણનાથ વિના હજી કેમ જીવી રહી છું ?

શંખચૂડ

નિઃસ્વાર્થ પરોપકાર વ્રત ધારણ કરનાર! આણુથી પણ પ્રિયતર જીવોને પરહરી ગયો— વીસારી ગયો. આ શંખચૂડ પણ તારુંજ અનુકરણ કરશે

ગરુડ

[ઉદ્રેગથી] અરેરે! આ મહાત્મા પંચત્વ પામ્યા, હવે હું શું કરું ?

વૃદ્ધા

[શ્રાવણ ભાદરવો વર્ષાવતાંઃ આકાશ ભણી જોઇ] અરે ભગવાન! ઓ લોકપાલો! ઓ કૃપાળુ દેવતાઓ! અમૃતવૃષ્ટિ કરી મારા બાલકને કેમ સજીવન નથી કરતા?

ગરુડ

[હર્ષથીઃ મનમાં] હાશ! અમૃતનું નામ ઠીક સંભારી આપ્યું. મારું કલંક હવે ધોવાઇ ગયું સમજો. હવે તો—શ્રી ઇંદ્રદેવની પ્રાર્થના કરવી. તેમની પાસે અમૃતવૃષ્ટિ કરાવવી. એથી એકલા જીમૂતવાહનજ સજીવન નહીં થાય પરંતુ મારા પહેલાંના ભક્ષ થઇ પડેલા નાગોને સજીવન કરી શકીશ. અરેરે! એમનાં તો માત્ર હાડકાંજ બાકી છે વીનંતી કર્યા છતાં વાસવ ન માને તો—

પાંખે સિંધુ ઉછાળું જલ મહીં પડીને, મોકલું સર્વ વાયુ
બારે સૂર્યો દઝાવું, નયન અનલથી અગ્નિ મુર્છા પમાડું;
ભાગું હું ઇંદ્રવજ્ર, ધનદ તણી ગદા, પ્રેતલોકેશ દંડું.
સુરો ચાંચે કરીને, સુર વિજય કરું, વૃષ્ટિ સુધાની લાવું.

આ ચાલ્યો...[આવેશથી આમ તેમ ફેરા મારી ઉડી જાય છે.]

જીમૂતકેતુ

વત્સ શંખચૂડ! શું વાટ જોઇ રહ્યો છે! લાકડાં એકઠાં કરી પુત્રની ચિતા ખડક એટલે અમે પણ એની સાથેજ થઇએ.

વૃદ્ધા

પુત્ર! જલ્દી કર. અમારા વિના, તારો ભાઇ દુઃખી થાય છે,

શંખચૂડ

[આંસુ લાવી] જેવી ગુરુજનની આજ્ઞા. પરંતુ હુંએ તમારી આગળ થવાનો [ઉભો થાય છેઃ ચિતા તૈઆર કરે છે] તાત! માતાજી! ચીંતા તૈઆર છે.

જીમૂતકેતુ

કષ્ટમ્! અરેરે! કષ્ટમ્!

ભાસે મંડિલ ચિહ્ન શિર, ભમરે પંક્તિ જરા કેશની,
નેત્રો પદ્મની જેમ લાલ ચમકે છાતી રચી સિંહની;
હાથે છે વળી ચક્રચિહ્ન તદપિ, મારાં કુકર્મો થકી,
તું વિદ્યાધર ચક્રવર્તિ પદવી પામ્યા વિનાનો અહીં

દેવિ! હવે રડે છે શાને? ચાલ. ઉભી થા. આપણે ચિતા ઉપર ચઢીએ.

[સર્વે ચિતા પર ચઢે છે.]

નાયિકા

[હાથ જોડી ઉંચું જોતી] હે ભગવતી ગૌરિ! આપનું વરદાન હતું કે મારો સ્વામી વિદ્યાધર ચક્રવર્તી થશે. પણ આ મંદભાગિનીને તું અસત્યવાદિની જણાય છે.

[ગભરાએલી ગૌરી પ્રવેશ કરે છે.]

ગૌરી

મહારાજ જીમૂતકેતુ! સાહસ ન કરશો.

જીમૂતકેતુ

અહો! આતો અમોઘદર્શના ગૌરી!

ગૌરી

[મલયતીને] વત્સે મલયવતિ! હું જુઠી પડીશ? [નાયક પાસે જઇને કમંડળમાંથી પાણી છાંટી]

પોતાના પ્રાણથી જેણે આભારી જગને કર્યું,
પરિતુષ્ટા છું હું વત્સ! જીવ જીમૂતવાહન—

[નાયક સજીવન થાય છે.]

### જીમૂતકેતુ

[હર્ષથી] દેવિ! કૃપા થઈ પુત્ર સજીવન થયો.

### વૃદ્ધા

ભગવતી ગૌરીના પ્રસાદથી

[બને ગૌરીને પગે પડી નાયકને આલિંગે છે]

### નાયિકા

[હર્ષથી] સદ્ભાગ્ય! આર્યપુત્ર સજીવન થયા

[ગૌરીને પગે પડે છે]

### નાયક

[ગૌરીને જોઈ વંદન કરતાં] અહો સફલ દર્શના ગૌરી!

ઈચ્છેલા વર આપે રક્ષે શરણે ગએલ જીવોને,
ચરણે નમું છું તારા, વિદ્યાધર વન્દિતા ગૌરી!

[ગૌરીને પગે પડે છે,
બધાં ઊંચે જુએ છે]

### જીમૂતકેતુ

અરે! આ અકાલ વૃષ્ટિ કયાથી? ભગવતિ! આ શું?

### ગૌરી

ગજના પક્ષિરાજ ગરુડને પશ્ચાતાપ થયો જીમૂતવાહનને તેમજ આ હાડકામાજ અસ્તિત્વ ધરાવતા નાગોને સજીવન કરવા દેવલોકમા જઈ આ સુધાધાર વર્ષાવી રહ્યા છે [આગળી થી બતાવીને] જુઓને

સ ધાયા અગ્રદેહો, મણિકિરણ થકી સર્વના શિર્ષ ઓપે,
પીતા શોભે સુધાને ધરણી પર ઘસી સર્જ જીહ્વા હલાવે
આવ્યા હેતા સમુદ્રે મલયગિરિ થકી પાણીના વેગે જાણે
એવા એ વાકવાળા વિષધર સઘળા સિંધુવારિ પ્રવેશે

[નાયકને] વત્સ જીમૂતવાહન! તમે માત્ર જીવતદાનને યોગ્ય નથીજ લો આ બીજુ વરદાન

હંસે હેમતણા હલાવી કમળો રેતીથી ડહોળુ કર્યું,
વારિ જે મમ માનસે નિપજતું, ઉત્કૃષ્ટ તીર્થો તણું,
સ્વેચ્છાથી રચી રત્નકુંભ, જલદી જાતે અભિષેકુ હુ,
ને વિદ્યાધર ચક્રવર્તી તુજને પ્રીતે ધરીમા કરુ

અને વળી—

આ ચાર શ્વેત દંતુશળ સાથ હસ્તિ,
આ શ્યામ અશ્વ વળી કાચન અંક લાવી,
આ જો ઉભી મલયજા—બન ચક્રવર્તી
અગ્રેસરી સહુ મહી મણિ ચાર ધારી

અને વળી, શરદ ઋતુના ચંદ્ર સમોવડ શ્વેત ચમરીઓ કરકમલમાં ધરી, મુકુટના મણિકિરણોથી ઇન્દ્ર ધનુષ્યની ભ્રાન્તિ કરતા, મતગાદિ વિદ્યાધર રાજાઓ ભક્તિભર્યા આર્દ્ર હૃદયે શિર ઝુકાવી નમન નમે છે વળી કહો બીજુ શુ કરુ તમારા માટે?

### નાયક

આથી વધુ પ્રિય શુ હોઈ શકે?

રક્ષ્યા આ શ ખચૂડ ગરુડ ભય થકી તાર્ક્ષ્યનુ શીર્ષ નામ્યુ
પહેલા ભક્ષ્ય થએલા વિષધર સહુને જીવતુ દાન દીધુ,
મારા પ્રાણે બચાવ્યા વડીલ પણ જીવ્યા ચક્રવર્તી થયોછુ
પત્યક્ષે દર્શનેથી અદ્દકુ કઇ હશે? યાચવાનુ રહ્યુ શું?

છતા પણ આટલુ તો અવશ્ય હો—

[ભારત વાક્ય]

આનદે મયૂરો સુનૃત્ય કરજો માગ્યા મઝા મેહથી,
ભૂમિ સર્વ સદૈવ નીલ પટમા છાઈ રહો ધાન્યથી,
વિઘ્નો સર્વ ટળો, અને મદ જનો સત્કાર્ય ધ્યાને ધરી,
આનદો મળી બ ધુ મિત્ર સહુને, સર્વે પ્રજા આપણી

[સર્વે જાય છે]

પડદો પડે છે

**સમાપ્ત.**

## કલાનું સ્વપ્ન

[અનુસંધાન પૃષ્ઠ ૨૪૭ થી]

મારાં હિમ ને મીઠલડા મારા તૃણ થકી દૂર પળતાં, ઓ સુરસિક કલે! તું કરમાઇ જશે.

ધવલગિરિ

કાલા લવંગતરુની મારી સુવાસ છે!

કલા

[સખેદ] અરે, એ તો ઉત્કટ છે!

કાંચનગંગા

હું તને કદીએ છેહ નહીં દઉં.

ધવલગિરિ

સેંકડો વેળ તને હું સજીશ, ને પુનઃ તેટલીજ વેળ તારી સંગે આવી રહીશ, ને તને ચુમીશ

કલા

મારા હૈયાને કોક ધારણ દો!

કાંચનગંગા

મારી સંગે તું હુંફાળાં તૃણ કુસુમ પર નીંદરજે.

[પુષ્પો આનંદન હસે છે]

ધવલગિરિ

મારી સંગે તુ કપોતપિચ્છની સુવાળી સેજ પર સુજે.

[પુષ્પો કરુણતમ રડે છે]

ધવલગિરિ

જુનો દ્રાક્ષાસવ હું તને દઇ રહીશ.

કાંચનગંગા

તાજું શેરકડું દુધ હું તને આપી રહીશ.

ધવલગિરિ

જો, મારું ગીત સાંભળ!

[દૂરથી સારંગી સમા સુર આવે છે.

કલા

હાય! હૈયાસુની થતી હઉં એમ થાય છે!

કાંચનગંગા

દૂરથી એક ગોવાલના બંસીનાદ સંભળાય છે!

કલા

[કાન સરવા કરી] અહો, બંસી, હા! બંસી!–

કાંચનગંગા

કલા, મારી સાથે નિવસ

ધવલગિરિ

મારી સંગે ચાલ, કલા!

કાંચનગંગા

હું તને નિશ્ચિતતા આપું છુ!

ધવલગિરિ

હું તને અનિશ્ચિતતા દઉં છું!

કાંચનગંગા

હું તને નિશ્ચલતા આપું છું!

ધવલગિરિ

હું તને ચંચલતા દઉંછું!

કાંચનગગા

હું તને સમૌન શાતિ બક્ષું છું!

ધવલગિરિ

હું તને ઘેલો કોલાહલ સોંપું છુ!

કાંચનગગા

હું તને એક અનન્ય સ્થિર પ્રેમ આપું છું!

ધવલગિરિ

હું તને અનેક નિરવધિ અસ્થિર પ્રેમ દઉં છુ!

કલા

[શબ્દમાળ તેને હૈયેથી ત્રુટી પડી હોય તેમ] બને, બંનેને,–હું ચાહીશ.

[એવે મહાશિખર ગૌરીશંકરની મહાવાણુ સુણાય છે.]

ગૌરીશંકર

: કલા! નાનકડા આત્માની ઓ રસકલિકા! ચાહ, બંનેને તુ ચાહી રહેજે, પર્વતમાળ પર સમૌન શાંતિમાં તુ નીંદરજે, ને જ્ઞાન વિજ્ઞાન

સહ નગરોમાં તું નર્તજે. બંને તને સંઘરશે. ગિરિ પરના સૂર્ય ને શશી તને તાપશે ને હારશે, ઓ નાનકડા પતંગ! નગરના દીપકોએ તારી પાંખો પ્રજાળશે. જગતમાં જીવવા સમું તને જે કૈં જણાશે તે પ્રત્યેક તને તારી મીઠી કબર સમું જણાઇ રહેશે. જે પોષશે તે તેને મારશે. હળવા પિચ્છ સમું તારું હૈયું એક દિશથી બીજે ને બીજેથી ત્રીજે એમ દિશ દિશ ઉડી રહ્યું છે. પણ બીહીશ મા! માનવજીવન વારાફરતી સર્વ પ્રેમને માટે સરજાએલ છે. નાનકડી તે નૌકા છે, ને સારીએ નીલ સાગર પર તે ઘુમી રહેલ છે. સંપૂર્ણ શાંતિમાં સુણાતી તે સ્વર-લીલા છે. તેમ કાનમાં ઝીણું સુરીલું ગુંજતી તે મૃદુલ કથા છે. નવજન્મ્યા બાળક સમું તે જીવન છે. અર્ધ ધૈર્ય ને અર્ધ નિદ્રા તેને અંતરતમ અંતર નિગૂઢ ડોલન રમી રહેલ છે. ચંચળતા, નિશ્ચલતા, અનિશ્રિતતા, નિશ્ચિતતા એક અનેક જગત-ઝંખતી ઓ સુંદર જ્વાલા! આજ તો જલ્યા કર પણ અંતે તો મારી કનેજ તું આવીશ, ઓ નાનકડા આત્મન્!

[આશ્ચર્ય ભક્તિ કલા એ અદ્ભુત દર્શન તથા વાણુને આશ્લેષ દેવા નિજ કર પ્રસારે છે, પણ સર્વ ઘોર નિદ્રામાં ધીમેધીમે શમી જાય છે—અદ્રશ્ય થાય છે.]

[સ્વપ્નમાં કલા સન્મુખ જણાતા નગરદ્વારમાં પ્રકાશપૂર્ણ એક યુવાનને નીહાળે છે, જે ધવલગિરિનું યૌવનસત્ત્વ છે.]

યૌવનસત્ત્વ ગાય છેઃ—

"ઓ નાની આત્મનૂ તારિકા
ઓ એકલી મૃદુ બાલિકા!
આ રાત્રિનાં શીત ક્ષેત્રમાં!
અશાંત ઘુમતી ઓ કલા!

## પ્રવેશ ત્રીજો.

આવ અંદર,
હુંફ પ્રિય ઘર;
ગાજતાં મુજ ગીત રસઘર!
ને સુનેરી ચંદ્ર હેઠળ,
બંસી બજતી સ્નિગ્ધ સુખકર!"

કલા

નગર કહે છે તે આજ?—અને આજ તેનું વિશાળું જગત!

યૌવન સત્ત્વનું ગીત વાધે છે—

મૃદુલનંજુ પતગ ઓ;
હતાશ કયા ભગત ઓ!
પ્રદીપ નવવા જો, જગતા—
કયા ઉડે હુંફ કાજ ઓ!
તુજ પાંખ ચળકે,
વિશ્વ મલકે:
બજે મુજ સારંગી ઓ!
ને પ્રણયરસ અમૃત ઝરતાં,
તુજ નિમંત્રણ કાજ ઓ!

કલા

[દ્વાર પ્રતિ આનંદન દૃષ્ટિ ફેંકી] અહો! કેવુંક હુંફાળું! કેવુંક પ્રકાશપૂર્ણ!

[કલા બોલે છે ત્યાં તો ચોપાસ પાંખ ફફડાવતાં પતંગબાળ તેની આસપાસ રસેરુદડી ફરી રહે છે.]

કલા

અહો! આ તો સૌ સાચાં છે—જીવંત તેમની પાંખોમાં પવન છે.

[પતંગો અદૃષ્ટ થાય છે.]

યૌવનસત્ત્વનુ ગીત પુનઃ જામે છેઃ

"મુજ પ્રણયગીતના અધર ઓ!
રસકુમ્ભને નિત્ય ઢુબવો!
જાગ, સ્પર્શો પુણ્યવંતા,
કલા—ઉરના મર્મ ઓ!
ને કહો,
રસીલું કેવો—
પ્રણયહીન એ કર્મ ઓ!—
"સ્નેહ ઉડયો એકદા,
ન પધારતો કદી પુનઃ ઓ!"

[કલા તેના તરફ દોડે છે—પણ તેવે તો તેના ફરતો પ્રકાશ આથમે છે, ને દ્વાર પર કાળો કોટ પહેરી મધુકર ઉભેલ દેખાય છે.]

કલા

શું તમે છો!

મધુકર

નાનકડી મારી કલા વિનાનો હંડીમાં ઠુજતો હું ઉભો છું. આવ! [તેના તરફ હાથ લંબાવે છે.]

કલા

મારી સલામતી જળવાશે?

મધુકર

સલામતી શી? તારા પર્વતોમાં તું સલામત છે કે?

કલા

હું ક્યાં છું અત્યારે અહીં?

મધુકર

આ તો નગર છે.

[દ્વાર દાખવે છે નર્તની તેજમાળાઓ નગરના ચોકમાંથી ચોપાસ પથરાય છે]

કલા

આ શું છે?

મધુકર

તેજના ર... આવે! નગરની શેરીઓના તેજ પુંજઃ દ્યાનના સુવર્ણ પ્રકાશ પ્રદીપ.

કલા

સંદેવ તે આવાજ તેજથી પ્રગટે છે?

ધવલગિરિનું યૌવનસત્ત્વ પુનઃપ્રકાશમાન દીપે છે, ને રસપ્રદ એક સુરાવલિ સારી રહે છે. કલા તે પ્રત્યે આકર્ષાય છે. એટલામાં તો પ્રકાશ આથમે છે, ને નીલી એક છાયા માત્ર દેખાય છે. નર્તતી સૌ તેજમાળાઓ નગર પ્રત્યે વળે છે, ને અદૃષ્ટ થાય છે

કલા

મારી મજાક કરે છે તે, નહીં?

મધુકર

આવ, કલા!

કલા

મને ભય લાગે છે.

મધુકર

શાનો ભય? આ સૌ નવતર નીરખે છે તેનો? અરે, આ તો કૈંજ નથી નગરચોકનાં અર્ધાં ચંદ્રતેજ તો પેખ, પણ ઓ કલા, નાનકડા ઓ રસાત્મના અહીંજ આ પહાડોમાં-જ સદાને માટે ધણ ચરાવતી તુ વસી રહેશે! નગરનાં રમ્ય આશ્ચર્યો જોવા માગી સાથે નહીંજ આવે?

કલા

મઝાનાં છે તે?

મધુકર

અલબત્ત, સર્વ કૈં મોદક ને આકર્ષક છે ને

કલા

[જરા આગળ સરી] ખરેખર, સર્વ કૈં આ નગરમાં નવતર ને આહ્લાદક દીસે છે, સર્વ કૈં પ્રકાશવત્તુ શોભે છે! અંધાર સમુ ત્યાં કૈંજ નથી, ખરું?

મધુકર

એવુ કાં પુછે છે, કલા?—પ્રેમના માર્ગ પરમ પ્રકાશમાં અંધારના ઓળાએ તને હું નહીં અડવા દઉં, નચિંત રહેજે.

કલા

અરે, પણ પ્રેમ માર્ગમાં ક્યાં છે?

મધુકર

બાલે! ચાહવું, પ્રણયલીન થવું એટલેજ નિત્ય નિત્ય નવનવીન આશ્ચર્યોની શોધમાં જીવન જીવી રહેવું. પિચ્છ હવામાં ઉડે છે ત્યારે અજ્ઞાત પવનને તે નથી પીછાનતું શું? અંધકાર ને પ્રકાશ ન પલટાતાં હોય તો આપણે જીવન જીવી શકીએ ખરાં? કલા! ચાહવું, પ્રણયલીન થવું એટલે ક્ષિતિજ પર દૃષ્ટિ નાંખવી, તે ગગનપુષ્પને પેખી તેને મેળવવા યત્નશીલ થવું! એ પુષ્પને પાંખો છે; જો તે ઉડી ગયું!—પણ હતાશ નથી થવાનું. પુનઃ પ્રયત્નશીલ થઇ આકાશના એ દુર્ગમ ચઢાવ ચઢવાના છે. જો, તે અનુકંપે છે, ને તારે હાથ હવાજ માત્ર આવે છે. પુષ્પ છે ને પુષ્પ નથીએ—પતંગ સમું તે તો અહીંથી તહીં ને તહીંથી અહીં એમ સદૈવ ઉડે છે, ને તારે હાથ કેવળ તેની પાંખોમાંનો પવનજ આવી રહે છે—ખાલી હવાજ ઝીલાય છે. પણ તારા નેત્રોમાં પ્રકાશ પ્રકટે છે. તારે ગાલે સુરખી ઉભરાય છે, તારી છાતી હીસે છે અને જ્યારે રાત્રિ પડે છે, ત્યારે પુનઃ તેનુ તેજ ગગનપુષ્પ અંધાર દિશાઓમાં ઉંચે ને ઉંચે ઉડતું દેખાય છે; તારા ધવલ હાથ તેને સ્પર્શવા–મેળવવા ટળ્વળે છે, તારા મધુમધુરા શ્વાસોચ્છ્વાસ તેની પુષ્પ પરિમલ વધાવે છે, પણ એ પુષ્પ ક્યાંએ કદીએ તારે હાથ નથી ઝીલાતું. અને છતાંએ જીવન સુંદર લાગે છે. જીવન રસભર ને આકર્ષક લાગે છે. તો આવ, ઓ નાનકડાં હૃદય! આવ, જીવનની કલા! મારા નગરમાં નગરરાણી શી પધારી રહે!

કલા

હું આવીશ.

મધુકર

[નગરદ્વાર સમીપ તેને આણી] મને

કલા

હું ચાહું છું.

ઉભય નગરચોકમાં આવે છે–ને ધવલસ્મિતું યૌવનપ્રમત્ત રસસત્વ નિજ બીન છેડી રહે છે.

બાલે! શીતલ રજની તિમિરે
કાલપાંખ્ય ઉડતી તું ન મુંઝે?
જીર્ણ પ્રેમ વણુસે, પ્રકટે ન
ચુમતા અધર વીણુટે!
મુખરા ભ્રમર વહંત વર્ષના,
આત્મન્ મુજ! તું પેખે?
પુષ્પ પુષ્પ થકી અશ્રુ ઝીલતા—
મધુ મદિરા ઉપજાવે!
, તેનો અવાજ અજબ ને મોહક થાય
પ્રણય જ્વાલ ઓ! એકલડી ક્યાં
કાળ પાંખ્ય પર ઉડે?
હતાશ અમ અનુસરીએ તુજને
થોભ, થોભ, રસબાલે!
ઉચ્ચ ઉડે નભમાતે તુ,
વળી તિમિરોદરશું હડતી—
ઝલાય ના, ના ઝીલાએ ક્યાં,
ઓ તપ્ત કાંચન સરખી!

ગીત ચાલે છે તેવે અંધાર સર્વત્ર છવાઈ રહે છે, ને ગીત પુરું થાય છે એટલે પ્રભાત પ્રસરે છે. કલા એ શુભ શીતલ પ્રકાશમાં આવી હસે છે. નગરના જીવનથી થાકી ગઇ હોય તેવી ને ધીમે છે. રક્તહીણ ધવલતા તેના મુખ પર છવા ભાસે છે.

કલા

મારું હૃદય ધરકું થયું છે.

[એવે દૂર નગરદ્વારમાં મધુકર જણાય છે

મધુકર

કલા!

કલા

તુંજ! હમેશ તું નો તુંજ!

મધુકર

જો, જો, હું નવનવાં આશ્ચર્યો લાવ્યો છું

માનું છું મારાથી—હું નિત્ય નવતર થકી—તું કંટાળી તો નથીજ. ના, તેમ નજ બને.

કલા

સાંભળ!

મધુકર

શું? નીરસ નિદ્રાગીત? મારી સંગે જીવન ગ્લાનિમય હતું, કલા?

કલા

હું તેનો પસ્તાવો નથી કરતી.

મધુકર

ચાલ ત્યારે, આવ!

કલા

[હૃદયસરસા હાથ મુકી] ઉડી ઉડીને પંખી કંટાળી ગયું છે! [ઓઠે આંગળી અરકાડી] પુષ્પોમાં દવબિંદુ નથી રહ્યાં હવાં.

મધુકર

ત્યારે તું મને છોડી જશે?

કલા

જો, પણે ઉષાની એક આછી કીનારમાં કાંચનગંગાનો બંસીધર દેખાય.

મધુકર

ક્યાં! શું છે તે!

કલા

મારી સલુણી પર્વતમાળ.

મધુકર

ત્યાં તો કુંજ નથી જણાતું [જોરથી તેને ઝાલી રાખી] ન જા, કલા! ત્યાં ન જતી! મેં તને મારા નગરનાં આશ્ચર્યો પીવાડ્યાં તે ભુલી જશે? હજીએ વધુ વધુ મોહકતાઓ દાખવી રહીશ. [પણ કલા તેનાથી દૂર મળે છે] તારી સંગે હું જો વધુ વેળ ન વસી શકું—ન જીવી રહું, તો ચાલ, આપણ બંને સાથેજ મરણશરણ થઇ રહીએ. જો, જો, આ રહ્યાં મીઠલડાં મરણોય. જલમાં ડુબકી મારી બુડી જશું ને મહાનિદ્રામાં અનંત ભળી જશું.

[કલા ફરતાં મૃત્યુનાં સ્વરૂપો નૃત્ય કરતાં નજરે પડે છે.]

કલા

હા, મઝેનાં છે, મીઠા છે તે સૌ. ચાલ, ત્યારે પાછી નગર પ્રતિ વળું ને તને આનંદું.

[કલા જેવી પગ ઉપાડે છે કે તરત બંસીનાદ થઇ રહે છે, ને કાંચનગંગાના ગોપાલનું ગીત ગાજે છે.]

ગોપાલ ગીતઃ—નંદિની, ઓ ગિરિનંદિની!

ધેરા તૃણ પરે આવ,
જલધિતીર પરે! આવ:
પહાડ પુષ્પ પથે આવ.

રત્નનંદિની, ઓ ગિરિનંદિની!

ગરુડરાજ જો, ઉડંત!
ધેનુ રસભરી ચરંત!
શરદ ચરિફલ્લ સુહંત.

પ્રણયનંદિની, ઓ ગિરિનંદિની

હિમ—અદ્રિ તટ આવ,
ગહન ગગન તટે આવ;
ગુલ ઉષાની નિકટ આવ.

જીવનનંદિની, ઓ ગિરિનંદિની!

[ગીત શમે છે, ત્યાં તો સૂર્યોદય દેખાય છે, ને મૃત્યુનાં સ્વરૂપો પાછાં અલોપ થઇ જાય છે]

મધુકર

[તેના પાય ઝાલી] નાનકડી ઓ આત્મન્ કલા! સૂર્યાસ્ત થતાં મરતા દંશક કિટની માફક ત્યારે હું મરી જાઉં? તારા વિનાનો હું કૈંજ નથી, કલા!

કલા

[પાય છોડાવીને] વિહ્વલ હૃદય—હું આ ચાલી!

મધુકર

માર્ગમાં બધે અંધાર છે. [નગરદ્વારમાં જતાં મધુકર નિજ મુખ ઢાંકી દે છે.]

કલા પછી કાંચનગંગાના ગોપાલ કને આવે છે, ને દશ દિશ આનંદન બંસીનાદ થઈ રહે છે.
પડદો પડે છે.

---

## પ્રવેશ ચોથો

પ્રભાત પ્રકાશે છે, ને સ્વપ્નસ્થ કલા હરીઆળા ગિરિશૃંગ પર હસે છે, ત્યાં સમીપની એક ટેકરી પર બાળ બંસી વાતો બેઠો છે, ને સમીપ ચાર પુષ્પબાલકો સુમધુર નૃત્ય કરી રહ્યાં છે, ને કલા પ્રતિ નિજ નિજ પુષ્પગુચ્છ ફેંકી રહ્યાં છે. કલા તેમને નિજ નેત્રે ને અધરે અડકાડે છે.

કલા

કેવાં શીતલ ઝાકળકણ ! કેવા મીઠલડા પુષ્પપરાગ ! [ટેકરી પ્રતિ વળે છે] ને, હા, કેવોક આ બાળ !

પુષ્પો તેની આસપાસ વીંટળી વળે છે, ને બાળ અદૃષ્ટ થઇ જાય છે. કલા પછી પુષ્પો પ્રતિ વળે છે, ને તેએ અદૃષ્ટ થાય છે

કલા

ગયાં ! મોઘામુલાં પુષ્પોએ ગયાં !

આંખો ચોળતી હસે છે, ને ફરીથી પુષ્પો પ્રતિ વળવાનું કરતાં પ્રતાપને ત્યાં હસેલો તે જુએ છે

કલા

પ્રતાપ, તું છે અહીં ?

પ્રતાપ

પાછી આવી તુ, કલા ? એકાદ રોગાર્ત્ત ગાય રોગવિમુક્ત થવા આવે તેમ તુંએ અહીં પાછી આવી રહી. નગરમાં એવું તે શુ સૈ મોહક હતું જેણે તને આવડી વેળ ત્યાં રોકી રાખી ?

કલા

મને તેનો પસ્તાવો નથી, પ્રતાપ?

પ્રતાપ

ત્યારે શુ કામ પાછી આવે છે?

કલા

મને કંટાળો આવ્યો તેથી.

પ્રતાપ

.હવે મને મુકી ક્યાંથી તો પાછી નહીં જાયને?

કલા

[મજાક કરતી] શા વડે મને તું અહીં આકર્ષી રાખશે?

પ્રતાપ

[તેને આશ્લેષ દઇ] આમ!

કલા

ફેર ને પલટા મેં જાણ્યા છે-બીકણ કન્યા હવાં હું નથી.

પ્રતાપ

[નિઃશ્વાસ મુકી] ખરેખર, તારામાં અજબ ફેરફાર થયેલ છે. તારી આંખો ઉંડી જતી રહી છે-તારો મુખચંદ્ર સાવ ફીક્કો પડી ગયો છે!

કલા

મજાક કરતી] પણ કહેને પ્રતાપ! શું છે એવું તારી પાસે જે મને સદૈવ અહીં આકર્ષી રાખશે?

પ્રતાપ

એક તો છે સૂર્ય.

કલા

હાં, મને દઝવાને.

પ્રતાપ

બીજી શીતલ હવા.

કલા

મને ઠારવાને.

પ્રતાપ

ત્રીજું શાંત એકાંત.

કલા

હા, તે તો છે.

પ્રતાપ

પુષ્પો તારી આગળ નૃત્ય કરશે.

નૃત્ય કરતાં પુષ્પો પધારે છે, ને પુષ્પ નાખ્યા

પછી થાકી જઈ ધીરે ધીરે એક પછી એક નિદ્રાધીન થઈ જાય છે

કલા

જો, અહીંજ એટલામાં તો તે સૌ નીંદરી ગયાં!

પ્રતાપ

અજાજૂથ તેમને જાગ્રત કરશે.

જાબાલ પોતાની ટેકરી પર બેઠો ને બંસી વાતો નજરે પડે છે, એવે ત્યાં અજના પગવાળા બાર નાનકડાં બાલકો આવે છે, પેટેલ પુષ્પોની મધ્ય ને આસપાસ નાચી રહે છે. પુષ્પો જાગે છે, ઉઠે છે, ઉડે છે. પ્રત્યેક એ અજબાલ પોતપોતાનાં પુષ્પ લઈ અદષ્ટ થાય છે. અને જાબાલ બસી વાવી મુકી ટેકરી પર નિશ્ચેષ્ટ ઢળી જાય છે.

પ્રતાપ

મને ચહા, કલા!

કલા

તુ તો કર્કશ છે.

પ્રતાપ

મને ચહા, કલા!

કલા

તુ તો વિકરાલ છે.

પ્રતાપ

ત્યારે મને નહીંજ ચહાય?

કલા

તારો અવાજ ભીષણ છે.

પ્રતાપ

ખરેખર, રુપાની ઘટડી સમો સુકોમળ મારો અવાજ નથી. સાંભળ, આવો છે મારો અવાજ! [સારાએ શાંત હિમાદ્રિ ફરતો હાથ ફેરવી] સવારથી તે સાંજે શુક્રબાલા ઉગતા સુધી સર્વ કંઈ અહીં નીરવ શમશમાકાર છે. [હૈયે હાથ મુકી] અને પંખીની પાંખ્યે એ સૌ શાંત છે.

કલા

[તેની આંખોને સ્પર્શી] તારી આંખો ઉગ્ર છે, પ્રતાપ! હિંસક પ્રાણીઓના પ્રણિપાત માંથી મને જણાય છે.-અમિત અંતર હું તેમાં જોઇ શકું છું સદૈવ તે આવાં ઉગ્ર રહે છે, પ્રતાપ?

પ્રતાપ

તારા પ્રત્યે નીરખતાં તેમની નીઘા શાંત ને કુમળી થાય છે, કલા!

કલા

[તેના હાથને સ્પર્શી] તારા આ સ્થૂલ હાથ સુકોમળ પુષ્પને ચુંટવા જરીએ યોગ્ય નથી. [કલા પ્રતાપ કનેથી ભાગી છુટે છે, ને જાબાલ જ્યાં પડયો છે તે ટેકરી તરફ વળે છે] જો! સર્વ કૈં સ્થિર ને નિઃશબ્દ છે. દિવસ પણ શાંત ને નિશ્ચેષ્ટ છે જાબાલ! [પણ જાબાલ હાલતોએ નથી, તેમ ઉત્તરે નથી દેતો] ઘોર નિદ્રામાં તે પડયો છે. [ફરીથી] જાબાલ! તે મને ઉત્તર નહીં આપે. કોઇજ મને ઉત્તર નહીં દે.

પ્રતાપ

[ઉત્કટ લાલસા ધરી] ત્યારે હું-હું કોઇ નથી શુ?

[સંધ્યા પથરાય છે.]

કલા

જો, દિનશ્રીએ નિદ્રાવશ થાય છે. રાત્રિ જામી પણ ગઇ.

[નિદ્રાનાં છાયા સ્વરૂપો સ્વા ફરતાં વીંટળાઇ વળે છે.

કલા

તુ નિદ્રા છે? તુ વિશ્રાંતિ છે?—મારા પ્રણયી?

હસીને કલા પ્રતાપને પોતાના હાથ આપે છે—ઢલેતું તેનું શરીર પ્રતાપ ઝીલી લે છે. નિદ્રા સ્વરૂપો થકી ઘેરાએલ બને અદૃષ્ટ થાય છે. આકાશમાં બીજની વિધુરેખ તીરછા દૃષ્ટિપાતે હિમાદ્રિને વધા

ઉગી રહી છે, ને ટેકરી પર જાબાલ ધીરી હલકે બંસીગાન છોડી રહ્યો છે

**જાબાલ**

સદાએ સાંજે અજ–અવિનાશ! *
પચરંગી મુજ મીઠું મેં'ક્તી
અજા અનુપ સુહાય.
સૂર્ય ચંદ્ર ને તારક તેને
દે જો તૃણ અપાર;
સદાએ સાંજે અજ–અવિનાશ!
દુઃખદ દૃષ્ટિ કોની ન હોજો–
અજા ગરીબ મુજ સાવ;
સદૈવ મારા બંસીનાદે
રમજો એ નિરધાર;
સદાએ સાંજે અજ–અવિનાશ!
ગિરિ–ચઢાવો ચઢતાં તેને
રક્ષો ઓ કિરતાર!
અજા એહ, હું અજપ તેહનો–,
ઝીલશું મોદ અપાર,
સદાએ સાંજે અજ–અવિનાશ.

જાબાલ–ગાન વિરમે છે, ચંદ્ર આથમે છે, ને સર્વત્ર શ્યામલતા પથરાય છે. જાણે ઉષસ્–તેજમાં સુતેલ પ્રતાપની બાજુમાંથી કલા ઉઠતી જણાય છે. જાબાલ ચાલી ગયો છે–ને તેને સ્થાને કાંચનગંગાનો ગોપાલ ટેકરી પર ઉભો દેખાય છે.

**કલા**

વર્ષો–કેટલાંએ વર્ષો હું નિદ્રસ્થ રહી! મારો આત્મા ભુખ્યો થયો છે. [કાંચનગંગાના ગોપાલને જોઈ] હું તને હવાં ઓળખું છું. પૃથ્વીનુ તુ જીવન છે; તારી સુગધ, તારી દ્રષ્ટિ, તારો આસ્વાદ, ને તારું સંગીત–સર્વ હું જાણું છું. હું તને વટાવી ગઈ છું. [આડી ફરે છે.]

**પ્રતાપ**

[જાગીને] ક્યાં જાય છે, કલા?

**કલા**

જગતને સામે ઓવાર.

**પ્રતાપ**

ના, ના, તું મને ન છોડી જા!

**કલા**

મિત્ર, હવે સમય ભરાઇ ગયો!

**પ્રતાપ**

ત્યારે મારાં ચુંબનો સૌ અશિષ્ટ હતાં! હું ત્યારે સાવ અરસિક હતો?

**કલા**

મને કૈં પશ્ચાતાપ નથી. પણ હવાં મારે જવું જોઇએ.

ધવલગિરિનું યૌવનસત્વ સહસા સામે ઉભેલ જણાય છે. ને તેની સારંગી ગાજી ઉઠે છે.

**પ્રતાપ**

નગરનું શાપિત સંગીત! પુનઃ તું નગરમાં જશે કલા? ના, ના, મારાથી તે નહીં સહ્યું જાય.

**કલા**

બીતો મા, પ્રતાપ! હું સદૈવ ઉર્ધ્વજ સંચરું છું.

**પ્રતાપ**

હિમાળા આ પ્રચંડ વાયુની વચમાં, ઓ કલા! મને અહીં એકલો ન છાંડી જા! તું–વીહોણો મારો પ્રેમ મરી ગયો ને હું એ મરી જઈશ.

**કલા**

વિઠ્ઠલ દામ! હું આ ચાલી!

**પ્રતાપ**

સર્વત્ર હિમાળી ઠંડી પડે છે.

એક પાસ કાંચન ગંગા અને બીજી પાસ ધવલગિરિના ઠરો કલાને નિજ નિજ સમીપ ખેંચવા લંબાય છે, કલા કેવલ નિશ્ચલ ઉભી રહે છે.

**કલા**

મિત્રો. મારે હવાં જવું જોઇએ. ક્ષણુમાં પ્રભાત પ્રકટશે.

બન્ને શિખરસત્વો પોતાનાં મુખ ઢાંકી દે છે, જાણે પ્રભાત આથમે છે. સર્વત્ર અંધકાર છવાય છે.

પડદો પડે છે.

* Goat-God.

## પ્રવેશ પાંચમો

ગૌરીશંકરના મહાશિખરમાંથી પ્રકાશની એક અજબ લહરી કલાને મુખ પથરાય છે; અન્ય એક પણ શિખર જણાતું નથી; કેવલ એ પ્રકાશ-લહરીની બંને બાજુએ કાંચનગંગા ને ધવલગિરિની છાયાઓ મસ્તક આવરી ઉભી છે

કલા

ઓ મહાશિખર! હું આવું છું!

ગૌરીશંકરનું મહાશિખર કૈંક સુરસિક ગુંજતું-ગાતું સંભળાય છેઃ—

૧

ભટકતી જ્વાલા, અશાંત જ્વર ઓ!
નિષ્ઠુર નિખિલ-જ્વલન તું!
પ્રચંડ વાયુ બાહ્યસૃષ્ટિના
શાંત સ્થિર અવ પેખું!
શમે સૌ આશ્ચર્યો નિર્ધાર,
શમે સહ જ્વલકેલિ ઉદાર!

૨

ભરતી ઓટ વીણ સાગર કેરી
પાન્થ મધુર સુબાલ,
જ્યોતિ-અજ્યોતિ, શાંતિ-અશાંતિ,
જ્યાં છે એક વિશાળ
તહીં ઓ આત્મન્ રસઝર આવ,
ઉરેશ વર ઉર રહસ્ય ભાવ.

કલા ઘુંટણીએ પડી ધરતી માતાને નમન નમે છે. પ્રકાશ આથમે છે, ને અંધકાર છવાય છે

---

## પ્રવેશ છઠ્ઠો

[રાત્રિની કાળાશ ઉલેચાતાં જુદા ઝાંખા પ્રભાત તેજમાં ગિરિકુટિરની બારી પાસે મધુકર ને પ્રતાપ નીંદરતી કલા સમીપ ઉભા છે.]

પ્રતાપ

[કલાને જગાડવા હાથ પ્રસારતો] ક્ષણમાં તો સૂર્યોદય થશે.

કલા હાલે છે, તેના હોઠ કૈં બબડે છે

મધુકર

છો નીંદરે, સ્વપ્નસ્થ લાગે છે.

પ્રતાપ ફાનસ ઉંચું કરે છે, જેનો પ્રકાશ કલાના મુખ પર પડે છે. પછી ઉભય કુટિરના દ્વાર તરફ જતા રહે છે, ને કલાને બોલતી સાંભળી દ્વાર બહાર નીકળી જાય છે.

કલા

[ઘુંટણીએ ઉભી થઇ, તે સાનંદ નિજ હાથ લંબાવી] ઓ મહાશિખર! હું આવું છું. [જાગી ચોપાસ જુએ છે, ને ચકિત થઇ પુકારી ઉઠે છે] અરે, આ શું? આ તો નાનકડું મારું સ્વપ્ન!

ઉઘાડા દ્વાર વડે આકાશમાંની ઉષાની પહેલેરી પ્રકાશ-રેખ જણાય છે. ધણની સુરીલી ઘંટડીઓના ધ્વનિ સંભળાય છે.

પડદો પડે છે.

સમાપ્ત.

## ભૂતના ભડકા

[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૨ થી ]

અમે છાતી સરસો ચાંપી રાખ્યો હતો. એકે એક રમતમાં હું અને પ્રકાશિકા ભીરુ થતાં. ભીલ્લુ નહીં થવાય તેવી રમતમાં પણ મારો એને જીતાડી આપવાનો યત્ન થતો, પ્રકાશિકા હું જીતું એવા યત્નો આદરતી.

"બધાં સાથેજ જમતાં, સાથેજ રમતાં, સાથેજ ફરવા જતાં અને રાતે પણ એક મોટા ખંડમાં બધાં સાથેજ સુતાં. આવી રીતે અમે રહેતાં એટલે હું અને પ્રકાશિકા એકલાં પડીએ એવું તો કવચિતજ બનતું અને તે પણ બહુ અલ્પ સમય માટેજ. છતાં પણ જ્યારે આમ બનતું ત્યારે, કોણ જાણે શાથી, અમે બંને મુંગાંજ થઇ જતાં, એકેકની સામે જોતાં અજાણ્યે અજાણ્યે પણ દિવ્ય સ્વપ્નાઓની ફોરમ અનુભવતાં. તેમાં પણ જ્યારે આવી વેળાએ સહસાજ અમારાથી એકેકના અંગનો સ્પર્શ જઇ જતો ત્યારે તો વિદ્યુતના ઝણઝણાટ અમારાં સારાં શરીરમાં વ્યાપી રહેતા. ઉભયની આંખમાં કોણ જાણે શાનાં ઘેન પ્રસરી રહેતાં. શરીર ગરમ ગરમ થઇ જતાં મસ્તક ભમી જતાં, અચાનક કોઇ આવી ચઢે. એક ક્ષણમાં આ સ્વપ્ન તરંગ અદૃશ્ય થઇ જતાં અને જાણે કે અસાધારણ બન્યુંજ નથી એમ અમને સૌને લાગતું. માત્ર, હૃદયના ઉંડાણમાં કૈંક ઉંડું દુઃખ, મીઠું છતાં સાલ્યા કરતું, ઝીણું ઝીણું મને શોકની કો અગમ્ય છાયામાં ઉતારી દેતું હતું.

"આટલું છતાંએ અમારામાંથી કોઇએ પણ આ અમારો પ્રેમ, આ અમારું આકર્ષણ કે પછી જે કહો ! એ સંબંધે એક પણ શબ્દ તે સમયે ઉચ્ચાર્યો હોય એવું મને સાંભરતું નથી. ઉચ્ચારવાની અમને ઇચ્છા પણ થઇ હોય–વિચાર પણ ઉદ્ભવ્યો હોય એમ લાગતું નથી. ઉભય વચ્ચેના આ સંબંધને ભલે કોઇ શારીરિક પ્રેમની ઇચ્છા કહે, કોઇ આધ્યાત્મિક પ્રેમની વાંચ્છના કહે હું તે વખતે સમજ્યો નહતો. હવે સમજું કે નહીં સમજું તેની અસર શી થવાની હતી ?"

જગમોહન બોલતાં સહેજ અટક્યો. પહેરણના કપડાંથી તેણે પોતાનાં ચશ્માં લુછ્યાં અને પાછું બોલવાનું શરુ કર્યું.

"વેકેશન સીવાયના મારા જીવનમાં કૈં પણ સંભારવા જેવું મને નહોતું લાગતું. તે પ્રસંગે વેકેશનમાં ગાળેલાં, અનુભવેલાં જીવનને સ્મરણમાં લાવ્યા કરવું એજ મારો ધંધો હતો. તે સીવાય બીજામાં મને રસ પડતો નહીં. વચમાં વચમાં પ્રકાશિકાના વિવાહની વાત છેડાતી. વાત છેડાય કે તરતજ પ્રકાશિકા સ્તબ્ધ થઇ જતી. તેના ઓઠ અનેક ઊર્મિઓથી ધ્રુજવા માંડતા. કુમળાં મોં ઉપર રતાશ ચઢી આવતી. હજી આટલી ઉમ્મરમાં મારે તો એ વીશે વાતજ નથી કરવી' આટલું બોલી બધાં બેઠાં હોય ત્યાંથી એ ઉઠી જતી. મારા હૃદયમાં તો એ સાંભળતાં એક પ્રકારની ભીષણ શૂન્યતા પ્રસરી રહેતી. બીજાંઓ પ્રકાશિકાની આ વિષયમાં મશ્કરી કરતાં, એનો ઉપહાસ કરતાં તેમાં પણ વિચિત્ર નહીં લાગે એટલા પ્રમાણમાંજ હું ભાગ લેતો.

"અમારા બે વચ્ચેની આ વિચિત્ર લાગણીઓ પ્રકાશિકાના વડીલો જાણવા પામ્યા હશે ? કોઇક કોઇક વાર મને લાગતું કે તેઓ જાણે છે અને એથી પ્રકાશિકાની સમક્ષ મને નાની નાની બાબતોમાં હલકો પાડવાના યત્ન કરતાં. માત્ર પ્રેમને લીધેજ જુદી જુદી ન્યાતોના

બ્રી પુરુષો લગ્ન કરે છે એ દુઃખી થવાનોજ માર્ગ છે એમ પણ એ અવારનવાર કહેતાં. અમે એકલાં પડી જતાં કે તરતજ 'પ્રકાશિકા, જરા આમ આવતો'નો ધાંટો આઘેથી સંભળાતોજ હશે.

"એક વખત આવીજ રીતે હું તેમને ત્યાં વેકેશન ગાળતો હતો. તે વેળા મારા દેખતાં પ્રકાશિકાના વિવાહની વાત જરા જોસભેર ચર્ચાતી હોય એમ મને લાગ્યા કરતું હતું. આથી પ્રકાશિકાના મુખ ઉપર એક પ્રકારની ગ્લાનિ જણાયા કરતી હતી. એવામાં એક દિવસ બીજા કેટલાક મિત્રોની જોડે નાટક જોવા ગયો. પાછો ઘેર ફરતાં આશરે બે અઢી થવા આવ્યા હતા. જ્યાં હું એ શેરી તરફ વળું છું ત્યાં મારે કાને પ્રચંડ હોહાકાર સંભળાયો. હું કૈં ત્વરિત ગતિથી આગળ ધસ્યો. પ્રકાશિકાના ઘરના બારણા આગળ મનુષ્યોની મેદની જામી હતી. ઘરમાંથી ભયાનક અગ્નિની જ્વાલાઓ કાળાં આકાશને ભયંકર બનાવતી મનુષ્યોના હૃદયને કંપાયમાન કરતી હતી. હું હાંફળો ફાંફળો થઇને ટોળામાં ઘુસ્યો. મારી દ્રષ્ટિ ચોતરફ અમુક વ્યક્તિને શોધતી હતી. સવાઇલાલ અને સરસ્વતી બહેન બેબાકળાં બનીને "ઓ ઓરે! ભાઇ! અરે! હજી બંબાવાળા કેમ નહીં આવ્યા? બધાં છોકરાં આવ્યાં? કોઇ અંદર તો નથી રહી ગયું?" વગેરે વાક્યો ઉન્માદની પેઠે બોલતાં આમતેમ દોડતાં હતાં. એમની આસપાસ એમનાં છોકરાંઓ પણ વીંટળાતાં દોડતાં જતાં હતાં. તેમાંનાં નાનાં દયામણાં થઇને રોતાં હતાં. મોટાં દિંગ્મૂઢ બની, ફાટી આંખે ઘરમાંથી નીકળતા ભડકા જોઇ રહ્યાં હતાં. મેં ઝડપથી બધાં માણસો ગણી કાઢયાં. મારા હૈયામાંથી તેમજ મુખમાંથી એક ચીસ પડાઇ ગઇ; મેં કૈં ક્રોધથી, કે ત્રાસથી સવાઇલાલનો ખભો પકડીને હલાવ્યો. "કાકા! પ્રકાશિકા ક્યાં છે?"

"ભાઇ! પ્રકાશિકા અંદર રહી ગઇ હોય એમ લાગે છે. ઓ પ્રભુ!"

હું આથી વધુ ઉશ્કેરાયો. 'પ્રભુને પછી નીરાંતે યાદ કરજો, કાકા! પણ ખરું કહોને. પ્રકાશિકા કયાં છે? એને અંદર રાખીને નીકળતાં તમારું મન માન્યું કેમ?'

'ઓ! ભાઇ! પ્રકાશિકા પાછલા ખંડમાં એકલી સુતી હતી,' માબાપ બંનેએ ત્રુટક ત્રુટક બોલવા માંડયું. 'એકદમ ભડકા થઇ ઉઠ્યા ત્યારેજ—'

"બાકીનાં વાક્યો હું સાંભળવા રહ્યો નહીં—રહી શકયો નહીં. સવાઇલાલ તો કોણજાણે કયારેએ એમનું ભાષણ પુરું કરત. એમને તો આટલાં છોકરાંમાંથી એક છોકરુંજ અંદર રહી ગયું હતું. પણ મારે— મારે તો! મારું તો આખું જગત મારી નજર આગળથી સરી પડતું હતું. હું ઘર તરફ કુદ્યો. અનેક મનુષ્યોના ધાંટા સંભળાયા: 'અરે અલ્યા ભાઇ! કયાં જાઓ છો? શું કરો છો? બધા દાદરો સળગી ઉઠયા છે અંદર નહીં જવાય. જવાશે તો પાછા નીકળાશેજ નહીં!

"પાછળથી અમારા કોઇ ઓળખીતાનો ધાંટો પ્રચંડ રૂપે મને સંભળાયો:" સવાઇલાલ-ભાઇ! તમારી તે અક્કલ ગઇ છે? છોકરી તો ગઇ એ તમારી હતી. પણ આ પારકાના છોકરાને એમાં હોમો છો? અલ્યા, જોઇ શું રહ્યા છો? પકડો એને. એતો ગાંડો છે!

"મેં મારી ગતિ વધારી. મને તે વખતે કોઇ રોકી શકે તેમ નહોતું. હું પણ મારી જાતને રોકી શકત નહીં. દોડતાં દોડતાં મેં કોટ, ટોપી, પહેરણ વગેરે કાઢીને ફેંકી દીધાં. પગમાં જોડા હતા એથી બહું સારું થઇ ગયું. દાદર સળગ્યો હતો ખરો પણ મરણીઆ થએલા માણસથી જઇ શકાય તેમ તો હતુંજ. પાછો ફરતી વખતે તે

માર્ગ બધ થઇ જશે કે કેમ એ વિચાર કરવાનો મારે વખત પણ નહોતો તેમ ઇચ્છા પણ નહતી દાદર ઉપર ચઢતા ચઢતા ધોતીઆનો કાછડો વાળી લીધો દાદર ઉપર ચઢીને અ ગના ખડમાથી હુ પાછલા ખડમા દોડયો વચમા બેત્રણ વખત આગની જીભે કાળસમો સ્પર્શ મારા અગને કર્યો પણ મને અસર થાય તેવી સ્થિતિમા હુ નહતો પાછલા ખડમા મે જોયુ તો પ્રકાશિકા નહીં મળે ! મે બુમ પાડી 'પ્રકાશ ! પ્રકાશ ! તુ કયા છે ?' એટલામા આગલા ખડમા કડડડ ભડાક ધમ કરીને કારમો અવાજ થયો આગના ખડની છત નીચે તુટી પડીને ભડ ભડ બળવા માડી હતી આગનો માર્ગ મારે માટે બધ થયો હતો ! મે પાછો અવાજ કર્યો 'પ્રકાશ !' પ્રકાશ ! બોલ તુ કયાં છે ? પણ જવાબ નહીં મળ્યો મારાથી એ ખડમા પણ ઝાઝીનાર થોભાય એવુ જણાતુ ન હતુ કારણ કે આગલા ખડની જ્વાળા ત્યા આવવા માડી હતી હુ ત્યાથી નાઠો તે માળ ઉપર જેટલા ઓરડા હતા તેટલા ઓરડામા, જ્વાળાથી નાસતો, દાઝતો, બળતો ઘુમી આવ્યો પણ પ્રકાશ નહીં જણાઇ ગાડાની પેઠે પ્રકાશ ! પ્રકાશ ! ઓ ભગવાન, મારી પ્રકાશ કયા ? પ્રભુ ! મારુ જીવન લઇને પણ એને તું જીવન આપ ! વગેરે વાકયો બોલતો આગના ત્રાસથી નાસતો આમતેમ ભમવા લાગ્યો એવામા મારે પગે દાદર આવ્યો એ દાદર સળગ્યો ન હતો હુ જ્વાળાના ત્રાસથી બચવા તે દાદરેથી નીચે ઉતર્યો નીચેના ઓરડાની પાસેજ નાની પાણીઆરાની ઓરડી હતી એમ મને યાદ આવ્યુ મે ફરીથી બુમ મારી સામેથી ધીમો અવાજ આવ્યો 'કોણુ કિશોર ? તમે અહીં ?'

પાણીઆરાની ઓરડીમાથી આ ધીમો અવાજ નીકળ્યો હતો કીલ અંધારુ હોવા છતા મારે પગે ધર ચઢી ગયુ હોવાથી મને તે દિશા તરફ જતા મુશ્કેલી લાગી નહીં મે ઉમરા મા પગ મકયો મહા મુશ્કેલીએ, અધારામા નિશ્ચેષ્ટ દશામા અર્ધ બેઠેની, અર્ધ સુનેલી પ્રકાશને જોઇ "પ્રકાશ ! તુ અહીં કયાથી ? શા માટે બહાર નીકળી નહીં ? પણ એ વાત પછી ચાલ, નાશીએ" આટલુ કહીને મેં તેને હાથ પકડીને લગભગ બલાત્કારે ઉઠાડી

"નહીં, કિશોર ! નહીં મને બચાવવા તમે તમારી જીદગી શા માટે જોખમમા નાખી ? બચવાનો રસ્તો મને લાગતો નથી" પ્રકાશિકા ધીમુ ધીમુ બોલી

મે ઉત્તર આપ્યા વિના એને બહાર ખેચી અમે દાદર પાસે આવ્યા કે તરતજ પ્રચડ અવાજ થયો અને દાદર ઉપર ચઢવાનો માર્ગ બધ થઇ ગયો હુ આસપાસના બારણા ફ ફોસવા મડયો પણ બધા બારણા બધ હતા ઉઘડી શકે એમ નહતા તરતજ મને વિચાર આવ્યો આમાથી નાસી છુટવાનો યત્ન કરવો એ પણ મુર્ખાઇજ છે એક રીતે જોતા એમ પણ હતુ કે આ પ્રમાણે દાદરવાળી ઓરડી અને પાણીઆરુ બચી શકયાં એનુ કારણુ પણ આજ હતુ કારણ કે તેની દીવાલોની ચારે તરફ ઈટ અને છાપરાંના ઢગલા થઇ ગયા હતા ગાઢ અધકાર, દીવાલ અને ઇટ અને કાટાના ઢગ વચ્ચે થઇને આવતી આછી પણ ભયાનક લાગતી ગરમી, દાદર ઉપરથી કોકકોકવાર જણાતી અગ્નિની ઉગ્ર જ્વાળા લાકડા, ભારનગીઆ, વળી રગ વગેરેના બળવાના અવાજ કાચના ફુટવાના ધ્વનિ અને પાણીઆરાં અને દાદરવાળી ઓરડીમા આમથી તેમ ફરતા ફરતા કોઇ શીકારીએ સહસા પાજરામા પુરેલ બે પ્રાણીઓ જેવા જણાતા અમે બે !

મારે પગે જોડા અને શરીરે માત્ર બળીઝળી ગએલ ધોતીઆનો કકડો એટલુજ હતું પ્રકા

શિકા ગભરાટથી પહેલેથીજ નીચે ઉતરી આવેલી એટલે એનાં લુગડાં તો અનામતજ હતા. પરંતુ નાસતાં, ગભરાટથી અને આગની કૂર જ્વાલામાંથી બચવા તેણે પોતાનો સાળુ કાઢીને ફેંકી દીધો હતો એટલે અંગે કમખો અને ચણીઓજ હતાં માથાની વેણી ભયથી છુટી ગઇ હતી

મેં પ્રકાશનો હાથ પકડ્યો હતો તે છોડયોજ નહતો. મે તેનો હાથ પકડી રાખ્યો છે એ વાતનુ સ્મરણુ પણ મને કે તેને નહોતુ હુ ઉમરામાં બેઠો. પ્રકાશને પાસેજ બેસાડી મે પુછ્યુંઃ "પ્રકાશ, પણ તું આવી જગ્યામા કયાથી?"

સ્થિતિના પ્રમાણમાં મને કે પ્રકાશિકાને ભય લાગતો ન હતો એ આશ્ચર્યજનક છે મે જ્યારે તેને પ્રથમ જોઇ ત્યારે તે ભયથી ધ્રુજતી, લગભગ દીવાના જેવી હતી પણ હવે મે જોયું ત્યારે તો એનું મુખ મારાજ જેટલું શાંત લાગ્યું. હું અગાઉ કહી ગયો તે પ્રમાણેજ અમે જાણે એકાતમા સહસાજ મળી ગયાં હોઇએ એમ એકજ ઉમરા ઉપર પાસે પાસે બેઠાં હતા ફેર એટલો હતો કે સામાન્ય રીતે જ્યારે અમે આવી રીતે મળતા ત્યારે અમારા ઉભયના હૃદયમા સંકોચ ઉભો થતો, એકેકની સાથે બોલવામા અમને મુશ્કેલી લાગતી અમારાં મો ઉપર લાલાશ ચઢી આવતી અત્યારે એમાંનું કે થયું નહીં મારા શરીરની સાથે ચંપાઇને પ્રકાશ બેઠી હતી એનુ મસ્તક મારા ખભા ઉપર હતું એના બંને હાથ મારા ખોળામાં હતા છતાં અમને સંકોચ નહોતો!

"આગના અને લોકોના અવાજથી અને કે ગરમીથી પણ હું જ્યારે ઉંઘમાથી એકદમ જાગી ઉઠી ત્યારે મારો ખંડ અંધારોજ હતો. ખંડના બારણાથી થોડે દૂર કે ભગભગતુ હતુ પણ ત્યાં ગરમી બહુ હતી જે પહેલો દાદાર પગ નીચે આવ્યો તે દાદર ઉપરથી હું ઉતરી પડી. અંહીં આવીને જોઉં છું તો આસપાસનાં બારણાં ઉઘાડી શકાય તેમ નહોતાં. એટલે કોણુ જાણે શાથી મને બીજા યત્ન કરવાની વૃત્તિજ થઇ નહીં ને હું અહીં જમીન ઉપર સુઇ ગઇ. મને ભય લાગતો હતો પણ મોતનો નહીં. હું એકલી હતી એથીજ બીક લાગતી હતી પણ તમે તો નાટક જોવા ગયા હતા! તમે અહીં કયાથી? અને બીજાં બધાં-બધાં બચ્યાં છે? તમે જાણો છો?"

"હા, બધાંજ બચી ગયા છે. હું નાટકમાંથી આવ્યો અને બહાર ટોળામાં મેં તને નહીં જોઇ એટલે કાકાને પુછ્યું. તેમણે તું અંદર છે એટલુ કહ્યું એટલે હું આવ્યો" મે જવાબ દીધો.

"અને-અને પરિણામનો પણ વિચાર કર્યો નહીં. હવે?"

"હવે તો જે થાય તે ખરું. બચી પણ જઇએ" મેં ઉત્તર આપ્યો.

"કિશોર! હું એમ ગભરાઇશ નહીં. માટે નાહક ખોટું શુ કામ બોલો છો?" પ્રકાશિકા બોલી "આમા છેવટે મોતજ છે."

મે તરત કશો ઉત્તર આપ્યો નહીં. આગ વધુ ઉગ્ર સ્વરૂપ લે એવી ઇચ્છા-ઉત્કટ ઇચ્છા મારા હૃદયને ઘેરી લેવા લાગી. આટઆટલાં વર્ષોનાં સમાજનાં બંધનો સરી પડતાં હોય એમ લાગ્યું. મોત સમીપ આવતાં ફરજો ઝાંખી પડવા લાગી તીવ્ર વર્તમાનકાલમાં અનિશ્ચિત ભવિષ્યકાલની સત્તા નબળી પડી ગઇ. હું અને પ્રકાશ એકેકને વળગીને, એકેકનાં મુખ લગભગ અડકાડીને ઘેરા અંધકારને અને વચમાં વચમાં ઝબકતી આગની કાલસમી શિખાઓને નીરખી રહ્યાં. આગના ધુંધાડા, પડતી ભીંતોના કડેડાટ, ઈંટ, નળીઆ, છાપાં વગેરેના અવાજો અમે કેંક અપૂર્વ અને ગૂઢ શાંતિથી સાંભળી રહ્યાં

"પ્રકાશ!" હું બોલ્યો. "અત્યારે મોત આવે એટલું મારું સુભાગ્ય હશે? પણ ના ના, મારે શા માટે એટલા સ્વાર્થી થવું? મારાં જીવનનું લક્ષ્ય પ્રકાશ મને મૃત્યુના માર્ગેજ મળી શકે એમ છે એટલે મારે તો આ વખતે મોત માગવુંજ રહ્યું. પણ તારું શું? યૌવનને આંગણે ઉભેલી તું, સમાજમાં તારું કેવું ઉંચું સ્થાન! તારે મોત શા માટે જોઇએ?" મારાથી આટલું બોલાઇ તો ગયું પણ બોલ્યા પછી ઉત્તર શો મળશે એ વિચારથી હું કંપી ઉઠ્યો. મને અનેક વિચાર એક ક્ષણમાં આવી ગયા. કોઇ વેળા નહીં અને આજે આવે વખતે મેં મારું હૈયું શીદ ખોલી દીધું હશે? હું બીજોજ વિષય કાઢી ઉત્તર ઉડાવવાનો યત્ન કરતો હતો એટલામાંજ પ્રકાશ મારા શરીર સાથે વધુ દબાતી, મને જાણે ભેટતીજ નહીં હોય તે પ્રમાણે મારી સોડ્યમાં છુપાતી બોલી. "કિશોર ઉત્તર મોંનાજ જોઇએ? હૈયાંના નહીં ચાલે? પણ હશે. મારા ઉત્તરથી પણ જો હું તમને સુખ આપી શકતી હોઉં તો શા માટે નહીં આપું? તમારી વાત તમે જાણો. મને તો ગઇ કાલેજ તમે આ પ્રશ્ન પુછ્યો હોત તો આશ્ચર્યથી આભીજ બની હોત પણ અત્યારે તો એને ઉત્તર એકજ લાગે છે; મારે પણ જીવનમાં બીજી આશા નથી લાગતી–બીજો લોભ મને નથી આકર્ષતો. ગમે તે કારણ હો પણ અત્યારે તો મોતમાંજ જીવન જણાય છે."

હું અને પ્રકાશ એકેકની સોડ્યમાં વધુ ભરાયાં. દાદરવાળી ઓરડીની છત હાલતી હોય એમ જણાયું. સહસાજ, આત્માને પુછ્યા વિના શરીરે બચવાના યત્ન આદર્યા. અમે બંને પાણીઆરાંવાળી ઓરડીમાં ખસ્યાં. બીજીજ ક્ષણે મોટો અવાજ. દાદર ઉપરથી તુટતાં ઘરનો કાટ પડયો. માત્ર પાણીઆરાની ચાર પાંચ ફુટની જગ્યાજ સલામત રહી ગઇ. પ્રથમ આઘાતની અસરમાંથી મુક્ત થતાં પ્રકાશ મને બાઝતી બોલી. "કિશોર! પ્રિયમાં પ્રિય વસ્તુને માટે મરવું સહેલું છે પણ મૃત્યુને પોતાની જાતે આમંત્રણ અપાતું નથી. આપણે બંને શા માટે ખસ્યાં?"

પ્રકાશના શબ્દોથી મારી છાતી વીંધાઇ. હું જરાક ખશીઆણો પડી ગયો. પણ હજી પણ હું એટલું તો કહી શકું કે અમે ભીરુ નહોતાં–મૃત્યુથી ડર્યાં નહતાં. ઉમરામાંથી અમે ખસ્યાં એ માત્ર આ જીવનમાં જેટલી પળ વધુ ગળાય તેટલી ગાળવાના લોભમાંજ. મૃત્યુને ટાળવાને નહીં.

અંધકારમાં અમે ઉભય એકેકને બાઝીને ઘડીકમાં ઉભાં થતાં, ઘડીકમાં બેસતાં, એકેકની આકૃતિ, તેના એકેએક અવયવ, એકેએક અવયવની રેખા અમારાં અંતરમાં કોરી રાખવાના યત્ન કરતાં, મૃત્યુના આગમનની વાટ જોઇ રહ્યાં. જ્યારે પણ તે આવે ત્યારે બંને સાથેજ તેના ભોગ થઈ પડીએ એવી આતુરતા ઉભયના હૃદયમાં વ્યાપી રહી હતી.

× × ×

કેટલો કાલ ગયો હશે તેની તે સમયે શી ખબર? અચાનક એક ભીંત ઉપરથી મટોડી અને ચુનો પડવા માંડ્યાં. હું અને પ્રકાશ સાવધાન થઈ ગયાં.

"પ્રકાશ! મારી પ્રકાશ!"

"કિશોર! મારા કિશોર!"

ભીંત હાલવા લાગી. મૃત્યુ–અમારા મનથી જીવન–પોતાની શાંતિમય છાયામાં અમને ઉભયને લઇ જવા પાસે આવ્યું હતું. ઉભયનાં હૈયાં કૈં વિચિત્ર ઉન્માદ, વિચિત્ર આનંદ, વિચિત્ર ઊર્મિઓનાં તોફાનથી ખળભળી ઉઠ્યાં હતાં. "પ્રકાશ! આપણા નવજીવનના આરંભમાં

એક—એક ચુંબન આપ. આપીશ ?" અવાજ બોલતાં ફાટતો હતો છતાં હું બોલ્યો.

ઉત્તરમાં પ્રકાશનું મુખ ધીમે ધીમે ઉંચું થયું. તેના વીખરાયલા વાળની લટોને મેં ધ્રુજતે હાથે ખસેડી. મારું મોં મેં નીચું કર્યું. એક આલિંગનમાં—એક ચુંબનમાં અમારું સારુંએ જીવન રેડાયું.

મોટો અવાજ થયો. ભીંતમાં મોટું ગાબડું પડયું. સહસા પ્રકાશ અમારા મુખ ઉપર પડયો. "અરે! અલ્યા, આ જગ્યાએ તો કોક માણસો છે! સાચવીને ભીંત તોડજો. ગભરાશો નહીં. તમે બચી ગયાં છો!"

"પ્રકાશ!" મારો અવાજ ફાટી ગયો.

"કિશોર!" સામો તુટતો અવાજ નીકળ્યો.

"ઓ ભગવાન! આ તે જીવન કે મૃત્યુ?" ઉભયનાં હૈયાં ચીરાઇને સાદ નીકળ્યો.

× × ×

બીજે કે ત્રીજે દિવસે હું ત્યાંથી ઘેર જવા નીકળ્યો. તેમની પુત્રીને બચાવવા મેં મારો જાન જોખમમાં નાંખ્યો એના બદલામાં સવાઇલાલે અને સરસ્વતીએ મારાં ભારોભાર વખાણ કર્યાં; વર્તમાન પત્રોદ્વારા પણ કરાવ્યાં. સ્ટેશને જતી વખતે મને સવાઇલાલે એક સોનાની ઘડીઆલ આ પ્રસંગના સ્મરણાર્થે આપી. ઢાંકણું ઉઘાડીને મને તેમણે ખાસ વંચાવ્યું:

"મારો પ્રાણ બચાવવા જે ભાઇએ પોતાનો પ્રાણ જોખમમાં નાખ્યો તે ભાઈ કિશોરને,

લી તેમની બહેન પ્રકાશિકા."

હું દાદર નીચે ઉતરતો હતો તે વખતે આખાં ઘરે મને 'આવજો, આવજો'ના ઘાંટાએ વધાવી લીધો. માત્ર પ્રકાશ ત્યાં નહોતી!

કેંક અમુક સંજોગોને લઇને, પછી મારાથી ત્યાં વેકેશનોમાં જવાયુંજ નહીં. કુટુંબો વચ્ચેનો પ્રેમ ઘસાતો ચાલ્યો. આજે લગભગ અમે સૌ એકકને અપરિચિતજ લાગીએ છીએ. ભૂતકાલના ભડકામાંથી માત્ર આટલુંજ રહી ગયું છે. "બેસતાં વર્ષને દિવસે હું પ્રકાશિકાને પત્ર લખું છું, પ્રકાશિકા મને લખે છે."

× × ×

આટલામાં જગમોહનનાં પત્નીનો વહાલસોયો અવાજ આવ્યો: "હવે તમારે બેઉએ ના'વું ધોવું છે કે નહીં? બારણે બાર થવા આવ્યા! બેસતાં વર્ષને દિવસે તમારા ઢંગ તો જુઓ!" આટલું કહેતાં કહેતાં એ બહાર નીકળ્યાં. અમારા બેના આળસુપણા ઉપર ટીકા કરતાં, મીઠું મીઠું હસતાં અમારી આગળ ઉનાં ઉનાં ભજીઆં એમણે ધર્યાં. "લ્યો આમ ને આમજ પેટ ભરી ઘો કે પછી પાટલા ઉપર બેસવાનુંજ નહીં."

"હા હા હા હા! જોયું?" જગુભાઇ—જે જગુભાઇને હું આજ સુધી ઓળખતો આવ્યો હતો તેજ હાસ્યરસની મૂર્તિસમા જગુભાઇ પ્રચંડ હાસ્ય કરતા કરતા બોલ્યા. "અરે આતો માત્ર શુભ શરુઆત છે, પાટલે બેસીને આજે તમારી રસોઇ ખુટાડીએ નહીં તો અમારું નામ ખોટું! સમજી? સવારના બે ચાર બુકડા શેવના માર્યા અને હવે આ ત્રણ ચાર ભજીઆં ખાઇશું એટલે પેટ ભરાઇ જવાનું કે? જો જો! એવી ભુલમાં રહેતીજ નહીં"



## મારી હકીકત



[ અનુસંધાન પૃષ્ઠ ૨૫૫ થી]

માની તરફના સગા **શંકરિયો** કહિને બોલાવતા

૧૬ મને બરાબર સાભરેછ કે એક વખત સુરતમા હું અને મારી મા (મારા બાપ મુબઇ હતા) મ્હોટી પેડીઉપર સુતા હતા ને એક આસોસુદ ૧ ની રાતે બાર વાગતે હુ એકદમ કારમી ચીસ પાડી ઉઠ્યો હતો મારી મા તરત ઉઠી હતી અને તેણે મને છાતી સરસો ચાપ્યો હતો એવામા મારા કાકા ઇચ્છાશકર આવ્યા હતા અને તેઓએ મને વિભુતિ કરી ચડીપાઠનુ એકાદ કવચ ભણ્યુ હતુ પછી મને એવી બ્હીક કે રાતે ઘરમા સુઉં નહીં ને પછી મને મારી મા ચાર પાચ રાત જુદા જુદા સગાને ઘેર લઇ જઇ સુતી પણ ત્હાપણ તેમજ થતુ–એક રાતે હુ મારી માની માસીને ત્યા પરસાળમા સુતો હતો ને રાતે બાર વાગતે પાણી પીવા ઉઠ્યો–ખાટલામા બેસીને જોઉછ તો કોઇ બારણાની આગળી ફેરવતુ હતું ને પછી પાણી પી ઉંઘ્યો સુતો કે પાછો કારમી ચીસ પાડી ઉઠ્યો એ ઘરનો માલીક (મામી તો ભાડે રહેતી) લાલભાઇ જે ગુણીનુ જાણતો હતો તેણે આવી મ્હણ જાણે કંઇ કીધું ખરૂ–પણ તે વખત દીવીની પાસે મે એક છડી દીવી હતી એટલી વાત મને સાભરેછ, પણ મારી ઉમર તે વેળા કેટલી હતી, તે મારા જાણ્યામા નહીં તેની માસીને ત્યા ખબર કહાડી તો તે બોલ્યા કે ભાઇ તને તે હજી સાભરેછ? મે કહ્યુ, હા, પણ મારી ઉમર કેટલી હતી –તેઓએ કહ્યુ કે પાચ છ વરસની

૧૭ મને બિહામણા સપના બહુ આવતા–રે હમણા આઠેક વરસ થયા ઝાઝાં નથી આવતાં મે મોટપણે રાતે થયલાં સપનાં જેટલા સ્હવારે યાદ રહેતા તેટલા લખી રાખવાની તજવીજ કરી હતી–થોડાક લખ્યાં પણ હતા—જાણવાને કે એ સાથી થાય છે, પણ પછવાડેથી તે લખવાનુ જારી રખાયુ નહીં "કોઇ શત્રુરાજાનુ લશ્કર મશાલ સાથે ને વગડતા વાજા સાથે શ્હેરમા બડી ધામધુમથી આવ્યું છ,–રસ્તામા દીવા દીવા થઇ રહ્યાછ–દોડાદોડ ને ધામધુમ થઇ રહીછ–લોકો વ્હેલા વ્હેલા બારી બારણા બધ કરી દે છ–પેલાઓએ ભાજફોડ ને ધુમખળ મચાવી મુકયુ છ ને જાસક બુબાણુ વર્તી રહ્યુછ–ઘણા લોકો હેબક ખાઇ ગયાછ–છોકરાંઓને મારશો મા, મારશો મા, એમ માબાપો કહેછ–ઘરેણા સતાડેછ હુ વળી આખે બન્યો હાથ દઇ માની સ્હોડમા ભરાઇ જતો જાઉછ વગેરે વગેરે" 'સુરત મુબઇની વચમાની મજલો કાપતા કાપતા સાતપટીની ખાડી આવીછ–ભૂતડા ભમાવે છ–ખાડીના પાણી ભરાઇ જાયછ–ડુબી જવાયછ વગેરે વગેરે" હાથથી મારી પછવાડે છુટ્યોછ ને હુ આગળ બહુજ બ્હેબાકળો થઇ ગભરી મુકતા ન્હાસુ છ—ન્હસાતુ નથી–એનામા ધારૂં છ કે કુદકો મારીને એના માથા ઉપર ચ્હડી બેસુ–એવામા હાથથી છેકજ નજીક આવ્યોછ–હુ હેબકથી આખ મીચી પડી જાઉછ–વગેરે" પિંગળમાં એક ઠેકાણે 'અતિ દુષ્ટમતિ ન્હાસશે મથી' એ જે લીટી લખીછ તે ઉપલા સપનામા હુ હાથીની આગળ મથી મથીને ન્હાસતો તે ઉપરથી "તાપીને કાંઠે પાછલી રાતે ચાદરણામા હુ ન્હાવા ગયોછ–ત્હા કોઇ દુબળા ગોરા બાળકને જોઉછ–મને દયા આવેછ–તેની પાસે જાઉછ–તે મ્હોટુ મ્હોટુ થતુ દેખાય છે–એકદમ તે મ્હારી સામુ ડોળા કહાડતું રાખસ જેવુ ઉભુ રહ્યુ–હુ હેબકથી નીચે પડી જાઉછ એટલામા તે ભડકો થઇ ગયુ" મે ભૂતોની

ને કાળી ભૈરવ વગેરેની સાધનાઓની બહુ વાત સાભળીઝ તેના પણ મને ઘણીવાર સ્વપના થતા મ્હોર હું સ્હવારે ધ્યારી સ મધી દલગીરીમા બેઠો હતો એનામા પાચેમે રીચર્ડસન સિલેકશન દીઠ્ઠ તેમાથી ઓથેનોનો છે'તો ભાગ વાચ્યો હતો, તે ઉપરથી ગતે સપનુ થયુ હતુ તેમા " કોઇ જક્ષ મને કચરી નાખતો હતો–મોઆ જાતના સાપ જે ભેસોના હાડકા કચરી નાખે છે તે સાભર્યું પછી મે કહ્યુ કે જા, જા, જક્ષ તુ મને મારેછ તેમા ત્હારી શી બ્હાદુરી ?–માર માર–પઝી વિચાર્યું કે જે દાહાડે જે નિમિત્તે મોત થવાનુછ તે કઇ મિથ્યા* થવાનુ નથી " આખ ઉઘડી ગઇ પણ શરીર સ કોચાયલુ તટસ્થ થયલુ હતુ ને બોલાતુ ન્હોતુ એવા એવા મને બહુ સપના આવતા હજી પણ કોઇ કોઇ વખત એવા સપના થાય છે, પણ તે દેહેશતના નહીં–મે બ્હાદુરી કરી હોય તેવા " નીતિ તુમિ ભવ સિધુ ને તરાવે ' એ કવિતા સપનામા વ્હાણ ડુબતુ હતુ તે ઉપરથી લખી છે

૧૮ સુરતને મુબઇ વચ્ચે મ્હારૂ અને મારી માનુ પગરસ્તે આવવુ જવુ બહુ થતુ–શિયાળામા, હુનાળામા, ચોમાસામા–રાનને ગ્ગ્ને, કાઢા ને રસ્તે અમને વ્હાણ સદતુ નહીં માટે ન ચાલતા તુજ તેમા બેસતા એ મારી બાળપણની મુસાફરીથી તે વખત મારા મન ઉપર જે છાપ પડેલી તે મને હજી સાભરે છે એક વખત ભરચોમાસે હુ ને મારી મા વલસાડથી ડુગરી જતા ઘોડી ઉપરથી કાદવમા પડી ગયા હતા, ને રાતે ડુગરીમા માછીઓના ઝુપડામા પડી રહ્યા હતા ઘણીક વાર હમારા સગાથમા જે બીજા હતા તેમાના મરદો સ્હવારે ને સાજે પગે ચાલતા અને મેકટાના ફુલ, ખાખરના પાતરા કેરીઓ, આમલીઓ તોડતા હમે ધરમશાળામા ઉતર્યા પઝી કોઇ જુદાજ સ્વાદની ખીચડી ને ઘી ખાતા ધરમશાળામા રધાતુ ત્યારે હુ હાથમા મોટી લઇને અહીં તહીં ફરતો ને કુવા ઉપર જઇબેસતો સાજે ગામના પાદરના ઝાડોની નમતી શોભાની અને કોસકુવાની છાપ હજી મારામાથી ખસી નથી જગલના તાપ પણ મને સાભરેછ હમે એકવાર મ્હોમની ખાડીમા ડુબતાં હતા વ્હાણમા ઝાડે ફરવાની માચી ઉપર મને બેસાડતા તે વેળા દરિયાને જોઇ મને કેવું થતુ ! હુ કેવો બ્હીતો ! સુરતથી મુબઇ જતા આગબોટમાથી કુલાબો દેખતા મારા આગમા જોર આવતું ને પઝી બંદર પરથી ઘેર જતા ચાદની રાતે કોટમાના મોટા મકાનો જોતા મને નવાઇ લાગતી, તે અને મુબઇથી આગબોટમા સુરત આવતા વલસાડ આગળથી જે હવા બદલાતી લાગતી તે હજી મને સાભરે છે એ સઘળી છુપી રહેલી છાપો કવિતા કરવા માડયા પછી મને તેજદાર ભભકમા પાછી આબેહુબ દેખાવા લાગી પણ ખરેખર બાળપણના પ્રવાસમા મને જે નવુ નવુ લાગતુ ને જે

---

* હુ ઘણો બ્હીકણુ હતો પણ ૧૮ મે વરસે એક રાતે મને એવો વિચાર આવ્યો કે જે કાળે જે બ્હાને ને જે ઠેકાણે મોત થવાનુ હશે તે કઇ ચથાવના રહેવાનુ નથી તે દાહાડેથી ભૂતની ને ચોરની બ્હીક જવા માડી–હવે હુ કોઇથીજ ડરતો નથી મુબઇમા જ્હા હુ રહેતો ત્હા ઝાડે ફરવા જવાનુ બે દાદર ઉતરીયે ત્યારે આવતુ ને નીચે ઘણુજ અધારૂ હતુ ત્યાથી વાડામા જતા મને ભૂતની બ્હીક લાગતી સુરતમા મારા ઘરમા એક ભાડુતની બઇરીને ભૂત આવતુ તે ઉપરથી મારાથી ત્રીજે માળે જવાતુ નહીં વડપીપળા તળે પીશાબ કરવા બેસતો નહીં હાલતો હુ ભૂતભુતના વ્હેમને માનતોજ નથી

આનંદ થતો તે આનંદની મને હાલની પુરતી લાગણી નથી પણ સમજ છે ખરી.

૧૯. ન્હાનપણમાં હું છોકરાંઓમાં ઘણું રમ્યો નથી. સુરતમાં એક વેળાએ હું છોકરાંઓનાં ટોળાંમાં જતો ખરો પણ રમતમાં સામેલ ન થતાં આઘો રહી જોયાં કરતો. મને જન્મથી રમત ઉપર ઘણો શોખજ નહીં. હાલમાં સોકટાંની બે પાસાની તમામ રમત ઘણીજ સારી રીતે અને સેતરંજની સાધારણ રીતે રમી જાણું છું.

[ આ રસિક આત્મકથાનો વધુ ભાગ આવતા અંકમાં ]






પુસ્તક ૯ ] જ્યેષ્ઠ ૧૯૮૨ [ અંક ૪

# ગુજરાત અને યુગધર્મ



## ગુર્જરી ગીર્વાણનુ જય કીર્તન



ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સતાનો,
સમય મગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો,
અન્ય તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી

પ્રથમ શબ્દ મે એ વાણીમા શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મે એ વાણીમા ઉચ્ચાર્યો કાનો કોડે

તાતભ્રાત સુ સ્વજન તણા પ્રિયમુખમા એ વાણી મહલે
એ વાણીના અમૃતઝરણા અતરમા નિશદિન ચાલે
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પચખડમા પ્રસરી રહ્યા એ બૃહત વાક્ના ભણકારા

જય ગાઓ, જય ગાઓ
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવદિત સર્જનજુની મહાવાણી માત છે
બગના, હીંદી મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈયાએ પ્રથમ ધરી એ સુદર રૂપવતી વાણી,
પ્રેમાનદે મીઠી કેળવી વિધવિધ રસની ઝીનતાથી
નાનાલાલનતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ
જય ગાઓ જય ગાઓ

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રમુખે રાજ્યદડ કરમા લીધો
જે ભૂમિપર પરશુરામે ક્ષાત્રનો વિજય કીધો
જેની કુખના દયાનદ ને ગાધી સમ રત્નો રાજે,
તેની વાક્નો વિજય દુદુભિ સતત અખિલ જગમા ગાજે

જય ગાઓ, જય ગાઓ





રજપુતાણી ઘર આંગણે છોકરાને ધવરાવતી, પણ એની કલ્પનાની આંખ તો,
જ્યાં એનો કંથ લોહીમાં તરબોળ નાહતો હશે, ત્યાં ચોંટી હતી.

—સ્વતંત્રતાની દેવી —પૃષ્ઠ ૩૧૧



# સ્વતંત્રતાની દેવી

લેખક :
રા. ધૂમકેતુ

ચિત્રકાર:
રા. રવિશંકર શિવશંકર પંડિત

ચૌદમી સદીની શરુઆત હતી. અલાઉદ્દીન ખીલજીના સેનાપતિ અલફખાનના નામથી સારું ગુજરાત ધ્રુજતુ હતુ કરણરાજા, કોણ જાણે ક્યાં ગુજરાતનું ગૌરવ ફરી સ્થાપવાનું સ્વપ્ન ઘડતો હશે કે મનસ્વી માણસના વેદનાભર્યા પશ્ચાતાપથી બળતો હશે! હીંદુ નામર્દ બન્યો હતો. મુસલમાન જુલ્મી બન્યો હતો. સર્વત્ર પોતાનો ચોકો સાચવી લેવાની વૃત્તિ દેખાતી હતી. મેવાડના રાણા સમરસિંહ રાવળ જેવાએ પણ માર્ગ આપીને મુસલમાન સૈન્યને પાટણ જવા દીધું હતુ પછી તો પાટણ પડ્યું. સોમનાથ લુંટાયું. સારું સૌરાષ્ટ્ર થરથરવા લાગ્યું ને કચ્છનાં અનેક જાતવંત ઘોડા, ને કાઠીઆવાડની 'તેજણ' ને 'માણકી,' 'લખમા' ને 'ફુલમાલ' જેવી જાતવંત ઘોડીઓ અલફખાનના સૈન્યમાં દેખાવા લાગી.

દીલ્હી જવા ઉપડેલું અલફખાનનુ સૈન્ય કંથકોટ, પારકર, ઠઠ્ઠા, વગેરે ચાંપી નાખીને, મારવાડને રસ્તે સીધું દીલ્હી તરફ પાછું વળવા માંડયું. રસ્તામાં ઝાલોરનો ભવ્ય દૂર્ગ હજી રજપુતોનું ગૌરવ જાળવી રહ્યો હતો ઝાલોરના કાન્હડદેએજ, દીલ્હીના સૈન્યને પોતાના મુલકમાં થઇ, પાટણ જવા દેવાની ના પાડી હતી. અત્યારે એ એકજ રજપુત બનીને ઉભો હતો: કાન્હડદે અને એનું સામંત મંડળ હીંદુત્વને નામે મરી ફીટવા તૈયાર હતાં. અલફખાને આગળનું અપમાન સંભારી ઝાલોરને લેવાનો નિશ્ચય કર્યો. ફરી એ મેદાનમાં ઘોડાં ઘુમવા લાગ્યાં, રણશીંગાં ફુંકાર્યાં, ને રજપુતોની તલવાર લોહી પીપીને વધારે ને વધારે તીખી બનતી ગઇ. ફરી એ દેશ ડોલ્યો; ડુંગરા ડોલી ઉઠયા, ઢોલ ધ્રસુકયા, નગારે ઘાવ થયા ને શુદ્ધ ગંગાજળથી નાહેલો કચ્છી ઘોડા ઉપર, ચઢી, કાન્હડદેનો પાટવી કુમાર વીરમદેવ, અને સરદાર

માલદેવ મુસલમાનોને હંફાવતા, ચારે તરફ ઘુમવા લાગ્યા. વાતાવરણ વીરત્વથી ભરાઇ ગયું. જ્યાં જુઓ ત્યાં મૃત્યુ દેખાય, પણ જીવનારને અદેખાઇ આવે એવું. ભાટ અને ચારણોની બાનીથી તો રજપુતોનાં લોહી, અબઘડી તુરકડાઓને ધુળ ચાટતા કરીએ, એમ બોલતાં વેગભર્યાં નસોમાં દોડવા લાગ્યાં. મરણ એ જાણે નિત્યનો બનાવ બન્યો, અને જીવન એજ અકસ્માત થયો.

રજપુતાણી ઘર આંગણે છોકરાંને ધવરાવતી, પણ એની કલ્પનાની આંખ તો, પેલી મેર પેલી મેર, જ્યાં એનો કંથ લોહીમાં તરબોળ નાહતો હશે, ત્યાં ચોંટી હતી. દરેકે દરેક રજપુતના ઘરમાં બસ એજ વાત હતી, એજ ધુન હતી અને એજ ધ્યેય હતું. અને કેમ ન હોય? અલફખાનના સૈન્યને એકવાર તો રજપુતોએ થોભાવ્યું હતું. પણ રજપુતો બેપરવા બનીને નાહવા માટે એક તળાવમાં પેઠા એ વખતે મુસલમાનનો હુમલો થયો. હજારો પડયા. પાણી રંગાઇ ગયું ને એક રજપુત મહીપદેવડો નાસી આવ્યો. તે જમવા બેઠો હતો. રસોડામાં રજપુતાણી પીરસતી હતી, એટલામાં દેવડાની દીકરી બોલી: 'મા! જોજે કાંસાની થાળી સાથે લોઢાની કડછી ખખડાવતાં નહીં. મારા બાપ લોઢાના ખખડાટથી તો ભાગ્યા છે!" બસ, એ પીરસ્યું પીરસ્યાને ઠેકાણે રહ્યું. રજપુત ઉઠયો, તલવાર લીધી, ઘોડું છોડયું ને ધુમ તડકામાં ચાલી નીકળ્યો. જ્યારે અલફખાન ઝાલોર લેવા યત્ન કરી રહ્યો હતો ત્યારે આવું વાતાવરણ હતું.

૨

અલફખાનને ઘુમતાં ઘુમતાં ઘણો વખત થઇ ગયો. અનેક ઝપાઝપી થઇ, ને છેવટે આજે તેના પછી આવેલ ખાનજીહાં ઝાલોરને ઘેરો નાખીને પડયો છે. ચારે તરફના બીજા ગઢ પણ ઘેરાતા જાય છે; લેવાતા જાય છે; ને રજપુત તેમજ મુસલમાન લશ્કર છેલ્લો દાવ ઝાલોરને આંગણે ખેલી લેવાની તૈઆરી કરી રહ્યા હતા.

ચારે તરફના રજપુતો, ચારે દિશાએથી દોડ્યા આવતા મુસલમાન લશ્કરને ખાળવા યત્ન કરી રહ્યા હતા. સેનાપતિ માલદેવ ને પાટવી કુંવર વીરમદેવ જુદા જુદા ગઢવીઓને પ્રોત્સાહન આપતા ઘુમી રહ્યા હતા.

છેક સંધ્યાનો વખત હતો ને ઝાલોરના મજબુત દુર્ગનાં દ્વાર બંધ થયાં હતાં. આજે સાત સાત વર્ષ થયાં જેણે બાદશાહી લશ્કરને મચક આપી ન હતી અને જેના નામથી રજપુત માત્રનું લોહી વેગે ચઢતું, તે સમીયાણા ગઢના થાણી સાતલસિંહનો સમીયાણા ગઢ પડયો કે પડશે એ સમાચારથી આખું ઝાલોર ખળભળી ઉઠયું હતું. કારણ કે સમીયાણા ગઢ પડે એટલે જાણે ઝાલોરનો જમણો હાથ કપાયો. દુર્ગનાં દ્વાર હંમેશના કરતાં વહેલાં બંધ થયાં હતાં ને સાંકડી સાંકડી શેરીઓ સમીયાણાનું ભાવિ જાણવા આતુર હોય, તેમ અંધારાની સોડ વાળીને ચુપચુપ ઉભી હતી.

જે વખતે આમ ઝાલોરગઢ પોતાનું ભાવિ જાણવા આતુર બની ચિંતાવાળી અવસ્થામાં ઉભો હતો, તે વખતે ગઢની બહાર, જંગલમાં, આમલીના એક વિશાલ વૃક્ષ નીચે બે માણસો કૈંક વાતો કરી રહ્યા હતા; એકે બુકાની બાંધીને પોતાનો ચહેરો જેમ બને તેમ વધારે ને વધારે છુપાવવા યત્ન કર્યો હતો. તેનું સાધારણ કદ સાદો દેખાવ અને ચારે તરફ શંકાની દૃષ્ટિ ફેંકીને ધીમેધીમે વાત કરવાની ઢબથી સ્પષ્ટ થતું હતું કે તે સાહસિક કે મૂર્ખ ન હતો પણ વધારે પડતા વ્યવહારિક ડહાપણના બોજા નીચે દબાએલો એક ઘરેડમાં ચાલનાર આદમી હતો.

આંગણે છોકરાંને ધવરાવતી, પણ ર
કંથ લોહીમાં તરબોળ નાહતો હશે.

તેની સામે ઉભેલા આધેડ વયના, કંઇક કાળા ચહેરાવાળા આદમીએ પોતાની ખાંધ પર એક લોઢાનો કુહાડો ને ગજ રાખ્યા હતા, અને સાદુ અંગરખું પહેર્યું હતુ તેને કોઇ છેટેથી સથવારો ધારે



ઉઘાડી તલવારેજ તે બહાર દોડી ગઇ.

"પણ સાચી વાત છે? સમીયાણા ગઢ પડે તો તો રજપુતાઇ રંડાય!" પેલા કુહાડીવાળા આદમીએ સથવારાને કહ્યુ

"ઠાકોર વીક્રમસિંહજી! બાદશાહ અલાઉદ્દીન તો રુદ્રાવતાર છે અને ન માનતા હો તો પુછો તમારા સોમેશ્વર વ્યાસને!

"રજપુતો પણ વિષ્ણુનાજ વંશજ છે ના? હરિહર તો લઢતા આવ્યા છે હરજી નાઠા છે ને શ્રીહરિ જીતતા આવ્યા છે ઝાલોરના ગઢ આગળ આ બાદશાહનુ મોત છે!" વિક્રમસિંહે જવાબ વાળ્યો

"બાદશાહનુ મોત તો થશે ત્યારે, બાકી ઝાલોરગઢ પડશે ને રજપુતો વઢાઇ જશે એ વાત ચોક્કસ છે"

"વઢાઇ જશે તો વળી શુ થઇ જશે – વિક્રમસિંહે જવાબ આપ્યો" રજપુતો જીવવા માટે મરે છે ને બીજા મરવા માટે જન્મે છે!"

પેલો સથવારો જેનુ નામ ભાઇલુ હતુ તેણે એક ઉંડો નિશ્વાસ ખેંચ્યો "ઠાકોર! ઠાકોર! હજી માનો ગાંડપણ ભરેલુ શુરાતન

રાણા હમીર જેવાનું, રણથંભોરમાંએ ખપ નથી આવ્યું ને તમારું ખપ નહીં આવે; ગઢ જશેઃ લુંટાશે ને પૃથ્વી નિઃક્ષત્રી થશે. જીવતા રહેશો ને ગઢ ટકશે તો એક દિ' આ તરકડાને ધુળ ચાટતા કરશુ !—"

વદ બીજ—ત્રીજનો ચંદ્ર આમલીનાં બીડાએલાં પાનમાંથી છાયા અને તેજની ગુંથણી કરવા લાગ્યોઃ છેટે એક મોરલાએ અચાનક ટહુકાર કર્યો, પાસે શીઆળ બોલ્યું, ને દૂર ખેતરમાં ભડકો થઇ ઠરી ગયો. ઠાકોર વિક્રમસિંહની આંખ આ બધાં દૃશ્યો પર ફરી જઇને ભાઇલુના ચહેરા પર આવી ઠરી.

તે વખતે આમલીમાં ઉપર જરા ખખડાટ થયો. એક ધડાકે ભાઇલુ બે ચાર કદમ જમીન કૈકી ગયોઃ "હાય રે ભૂ...ત !" તેની રાડ ફાટી ગઇ. તિરસ્કારથી હસીને રજપુતે તલવાર મ્યાનમાથી બહાર ખેંચી. તેણે અજબ હીમતથી ઉંચે જોયું ને ભારે અભિમાનથી હોઠ ફફડાવ્યાઃ "ઉંહ !"

ભાઇલુ હીંમત પકડીને ઉભોઃ "ઠાકોર ! અમે તેમ પણ સળવળાટ થયો !"

"અરે ! જાને ! રજપુત હોય ત્યાં ભૂત ન આવે !" ભાઇલુને હીંમત આવીઃ "મેં કહ્યું તે તમે સમજ્યા ? આજે તમે રજપુતનાં લોહી બચાવો કે ક્યારેક ખરે ટાંકણે એના જગન મડાય !

"પણ શી રીતે ?" ઠાકોરે શાંતિથી પુછ્યું.

ભાઇલુ છેક પાસે આવ્યો. તેણે ઠાકોરના ખભા પર હાથ મુક્યો ને તેની સામે નજર ટકાવી

"હું રજપુત નથી પણ રજપુતનું અનાજ મેં ખાધું છે..." તે પોતાનું મો છેક ઠાકોરના કાન પાસે લાવ્યો ને કાનમાં ગણગણ્યોઃ "ઠાકોર ! સેનાપતિ ખાનજીહાનો મોકલેલો સિંહમલીક તમને મળવા માગે છે. સિંહમલીક જેને એક વખત તમેજ કેદમાં પુર્યો હતો તેજ. મળીને તે તમને ઝાલોરગઢ આપશે. હમણાં ડાહ્યા થઇ ઝાલોરગઢ હાથ કરો, ને પછી તરકડાને જોઇ લેવાશે. કાન્હડદે સાથે ગાંડાઇ ભરેલા શૌર્યમાં મરીને શું મેળવશો ? ઠાકોર ! સમજવા જેવું છે. ઝા...લો...ર...ગઢ—મેળવા...શે."

"અરે ! પણ એ તો ગજબ થાય !—રજપુતાઇ રાંડે ને નાક કપાય" રજપુતે કાન ખેંચી લીધો.

"ઠાકોર ! ગાંડુ શૌર્ય એ વીરત્વ નથીઃ અનેક બચશેઃ તમને ગઢ મળશેઃ ને એક દિ, દીનોનાથ, તમારું મોં ઉજ્જવલ કરશે. આજ એ સરદાર કહેવા આવ્યો છે પણ જો નહીં માનો તો કાલે તમે પોતે કહેવા જશો !"

વિક્રમસિંહનો દૃઢ નિશ્ચય સરવા લાગ્યો. તે વિચારમાં પડયો.

"પણ મલીક પોતે છે ? સિંહમલીક જેને મેં કેદમાં રાખ્યો હતો ?"

"હા. પોતેજ છે. ને તમારી રાહ જુએ છે"

"પણ ભાઇલુ વિશ્વાસઘાતનું મહાપાપ—"

"આ વિશ્વાસઘાત નથી. રાજનીતિ છે વધારે જીવ બચાવવા માટે થોડા જીવ હોમીએ તેના જેવુ."

ઠાકોરે વધારે કે ન બોલતાં એક પ્રકારનો અવાજ કર્યો તત્તજ ઘોડીનો ઝીણો હણહણાટ ને ડાબલા સંભળાયા "બાપ માણકી' એટલું બોલતાકને વિક્રમસિંહે ઘોડા પર પલાણ કર્યું, લગામ હાથમાં લીધી, ને ઘોડીને પ્રસારો કર્યો "ઠીક, ભાઇલુ, ત્યારે તુ—તું તો ઝાલોર જાય છે નાં ?—હું મલીકને મળીને ઘડીમાં આવ્યો."

"હા ભલે, પધારો, ને વિજય કરો.'

તીરની માફક ઘોડી છુટી ને સથવારાનો વેપ ઠીકઠાક કરીને ભાઇલુ ઉપડવાની તૈયારી કરવા લાગ્યો.

૩

ચંદ્રમાના ઉન્નસમાં જોયુ હોય તો ભાઇલુના મોપર તૃપ્ત થએલી આશાનો રંગ દેખાય!

"હં"–તે મનમાજ બોલ્યો –"સમીયાણુ પડયુ સાંતળસિંહે ગયો–અને હવે આ ઝાલોર ગઢ વિક્રમસિંહ રાજા થશે ને હુ શુ–જાગીરદાર?–ને મોટેથી હસી પડયો ના, ના, ના, એમા શુ પછી તો હુજ ચલાવીશ ને હીરાદેવી"

તે ધ્રુજવા લાગ્યો આ નામની સાથેજ એક ઉગ્ર સ્ત્રીમૂતિ તેની કલ્પનામા ખડી થઇ ગઇ તેણે ફરી વેષ સમાર્યો, ચાલવાની તૈઆરી કરી, ને એક વખત સહજ ઉચુ જોયુ પણ એક ભયકર ધડાકા સાથે આમલીની ડાળીઓ ખસી ગઇ કડેકાટ કરતું ઝાડ હચમચ્યુ ને હડુડુ એક ભારે વજન ઉપરથી નીચે પડતુ હોય તેમ ભાઇનુના શરીર પર કોઇ પડયુ 'હોય વોય–બા–એટલુ બોલ્યો ન બોલ્યો ત્યા તેનું મો લોઢાના પજા નીચે ગુગળાવુ લાગ્યુ ભાઇલુનો પહેલો ભય ભૂતનો હતો, તે લોઢાના હથીઆર જોતા કૈક ઓછો થયો નીચે દબાતો હતો છતા તે કણકણ્યો "તુ કોણ છે?"

"હુ? તુ મને નથી ઓળખતો?–"

"હ, હ, દીઠો કનકેશ્વર, સાતળસિંહનો ગુરુ કે? તારો શિષ્ય તો ગયો એ જોયુ ના?"

કૈં જવાબ ન વાળતા કનકેશ્વરે તેના શરીરને વધારે મસળ્યુ ભાઇનુ જેમ જેમ છુટવા પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ કનકેશ્વર તેને વધારે કચરવા લાગ્યો થાકથી હારીને અંતે ભાઇનુ શાત રીતે નીચે પડયો રહ્યો

"બોલ હવે છુટવુ છે? છુટવુ હોય તો કહે કે તુ ક્યા જાય છે?"

'એ તો તને ખબરજ છે સાતળસિંહનો ગઢ ખોવરાવ્યો ને હવે ઝાલોરગઢ ખોવરાવવા"

કનકેશ્વરે વધારે જોરથી તેને ભીંસ્યો, ભાઇનુ બુમ પાડે તે પહેલા તેના મો પર હાથનો ભાર આવ્યો

"સમીયાણાગઢ ખોવરાવીને તે શુ મેળવ્યુ'?

"હુ સમીયાણાનો ગઢવી થઇશ. ને .."

"બીજુ શુ?"

"વિક્રમસિંહ ઠાકોર થશે"

અચાનક કનકેશ્વરના મગજમાથી વિચાર પસાર થયો તેણે ઉતાવળથી પુછયુ "પણ બોલ, અત્યારે વિક્રમસિંહ ક્યાં ગયો?"

નીચે પડ્યા પડ્યા પણ ભાઇનુ બેદરકારપણે હસ્યો "બીજે ક્યા? પોતાના જુના મિત્રને જરીક મળવા, અને " તે બોલતો અટક્યો

"અને શુ?"

"કૈં નહીં"

"બોલ" ગુસ્સાથી કનકેશ્વરે કહ્યુ, "બોલ કે મરવુ છે?"

"કૈં નહીં કૈં નહીં અને કૈં નહીં" ભાઇલુએ હઠીલાઇ પકડી

કનકેશ્વરને વખત ગુમાવવો ઠીક ન લાગ્યો જે વખત જાય છે તેમા મુસલમાન સરદાર સિંહમલીક કદાચ ઝાલોર તરફ કુચ કરી રહ્યો હશે એ વાત સ્પષ્ટ હતી કે વિક્રમસિંહ સિંહમલીકને મળવા ગયો હતો, પણ શા માટે?

અચાનક કનકેશ્વરને આખી વાતની સાકળ મળી આવી

સિંહ મલીકને એક વખત વિક્રમસિંહે કેદ કર્યો હતો પણ ત્યાર પછી તેને નસાડી મુકવામાં પણ તેનો હાથ હતો એમ કહેવાતુ હતુ એ બનાવ પછી વિક્રમસિંહની પ્રતિષ્ઠા ઘટી હતી, અને તે પોતે પણ માનહાનિ સહન કરતો હતો, છતા તકની રાહ જોયા કરતો હતો આજ વિક્રમસિંહ ત્યા ગયો છે સિંહમલીકને મળવા, ને ઝાલોરગઢની ગુપ્ત હકીકત આપી ઇનામ લેવા, બસ, થઇ રહ્યુ!.

"થઇ રહ્યું! થઇ રહ્યું! હવે ઝાલોરગઢ ટકે..." એ વિચાર બ્રાહ્મણના મનમાં ઘુમી . હવે વખત ગુમાવવામાં ભારે હાનિ હતી, પોતાની તલવાર કાઢી ભાઇલુની છાતી પર અણી ભરાવી ઉભો.

"બોલે છે કે પુરો કરું?"

"એ માબાપ" કહીને ભાઇલુ બેઠો થવા ગયો, પણ તેને તરતજ સાંભર્યું કે પોતે જરા પણ ચાલશે તો સોએ વર્ષ પુરાં થઇ જશે. તે શાંત પડયો રહ્યો.

તલવારની અણી વધારે સખત થતી લાગી. "બોલી દે, વિક્રમસિંહ શા માટે ગયો છે? બોલી દે" કનકેશ્વરે હજી પુછવાનું ચાલુ રાખ્યું.

"ઝાલોરગઢનું રાજ લેવા."

એક આચકા સાથે ભાઇલુ બેઠો થયો, કારણ કે તેના છેલ્લા જવાબ પછી તલવારની અણી વધારે સખ્ત થતી લાગી. પણ આચકાની સાથેજ તલવાર તેના હૃદય સોંસરવી નીકળી ગઇ. અને તે લોહીમાં નાહી રહ્યો. તેને એમ ને એમ પડતો મુકી કનકેશ્વર પવનવેગે ઝાલોરગઢ જવા નીકળ્યો.

૪

સવારે મોં સુજણું થયા પહેલાં એક અધીરા ઘોડેસ્વારે ઝાલોરમાં પ્રવેશ કર્યો.

તે પોતાની ડેલીએ પહોંચ્યો ને ઉતાવળે ઘરમાં પેઠો, રજપુતાણી ઉઠીને દાતણ પાણી કરી ઉગતા સુરજને નમતી હતી. ત્યાં પોતાના ધણીના પરસેવાથી રેબઝેબ ઘોડો તેની નજરે પડયો. સાથે સાથેજ મુસાફરીથી થાકેલો રજપુત ઘડીમાં મુછે તા' દેતો તો ઘડીમાં તલવાર પર હાથ દઇ ચાલતો તેની નજરે ચડયો. તેના શરીર પર થાકનાં ચિહ્ન હતાં; મન પર વિહ્વલતા હતી; ને લુગડાં પર લોહીના ડાઘ હતા. રજપુતાણી કંઈ તર્ક કરે તે પહેલાં ઠાકોર વિક્રમસિંહેજ કહ્યું; "ભારે થઇ! સમીયાણા પડ્યું. સાંતળસિંહ મરાયા ને મુસલમાનો માર માર કરતા ઝાલોર પર ધસ્યા આવે છે!"

"પણ ઝાલોરને આંગણે તો તમારા જેવા એમની કબર નહીં ખોદાવે? હજી કંઈ રજપુત મરી ખુટયાં નથી!"

"એ બધાં ગાંડાં શુરાતન છે!"

હીરાદેવી આશ્ચર્યને શંકાની તીક્ષ્ણ દૃષ્ટિએ રજપુત તરફ જોઇ રહી. રજપુતે તેની નજર ચુકાવી.

"એવું છે કે રણથંભોર જેવા પણ પડ્યા છે તો ઝાલોર તો શું?"

"કોઇ વીજળી ચમકે ને આંખ મીંચાય તેમ વિક્રમસિંહ બોલતાં તો બોલ્યો પણ હીરાદેવીના મોં પર જે ચળકાટ ચાલ્યો ગયો એ જોઇને તે થંભી ગયો.

"હેં.. શું કીધું? ઝા...લો...ર શું હીસાબમાં?"

"ના...પણ..."

"કાન્હડદે જોયો છે?...અને વિરમ...દેવ અને તુ મારો ઇશ્વર વિક્રમસિંહ...આવા સિંહો છતાં શું ઝાલોરગઢ પડે?"

વિક્રમસિંહના પગથી માથા સુધી ધ્રુજારી ચાલી ગઇ.

"આ લોહીનાં વીર સ્નાન કયાં કર્યાં?"

"ભાઇલુ મરણ પામ્યો. વગડામાં કોઇએ છાતી વીંધી નાખેલી. અને મેં તેને પડેલો જોયો અને..."

રજપુતાણીએ સાંભળ્યું નહીં તે નિરાશ થઇ હતી. તેણે ધાર્યું હતું કે શરીર પરનાં લોહીનાં છાંટણાં યશતિલક જેવાં નીકળશે.

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૪૭)

# દીલરુબાને

લેખકઃ

બહેન જ્યોત્સ્ના શુક્લ

તુ આવ ઓ સખી! આવ
પેલુ ગાન સાથે ગાઇએ,
આ શૂન્ય રાત્રિએ સખી!
ઘડી એકલ બે ગાઇએ.

મીલાવવા નથી સુર તારા,
છો મળે કે ના મળે;
એ ગાનના સુ-ભાવમાં
સહુ સુર સંગીતના ભળે.

નિદ્રસ્થ આ દુનીઆ સુતી,
ઉર જાગતુ તારું સખી;
એ ગાનના સંવાદથી,
રજની થશે ચેતનવતી.

આ ઝણુણુણુ ઝણુકાર તારો,
દશ દિશામા વ્યાપશે,
બ્રહ્માંડને ભેદી પ્રભુના
પાદ પદ્મે પહોંચશે.

વહી જાય જો સખી ! વણ કહે
આ કાળનો રથ વેગથી;
જાણું નહીં રજની વીત્યે
મળીશું ફરી કે નહીં સખી !

તો ગાન અધુરું કાં મુકુ ?
નિદ્રા સમાધિ કાં લઉં ?
આ સ્નેહના સંસ્મરણના
મધુપાનથી કાં દૂર થઉં ?

ચલ મધુર રવ તવ છોડ પ્રિય !
મુજ ઉર અતિ અધીરું થતું;
એ મિષ્ટ પ્રેમલ ગાનના
રસમાં સખી ડુબી જશું.

વહી જાય આ રજની કદી,
નહીં ગાન એ અધુરું મુકું;
વહી જાય યુગ–યુગાંતરો,
એ અમરગીત હું કાં ચુકું ?




# ટ્રેનમાં

લેખક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
સભ્ય સાહિત્ય, સંસદ



મુંબાઇથી સુરત જતી ટ્રેનમાં હું બેઠો હતો. ગતિને લઇને આપણી જીભની નસોમાં પણ ગતિ આવતી હશે એમ હું માનું છું; કારણ કે ટ્રેનમાં સાધારણ રીતે મુંગા રહેતા માણસો પણ ઉત્સાહથી વાતો કર્યે જાય છે. અમે પણ રસભર વાતો કરતા જતા હતા. એટલામાં એક બહુજ અપ–ટુ–ડેટ પોષાકમાં સજ્જ થએલ ગૃહસ્થ પોતાના પેંસને સેંટથી મઘમઘતા રુમાલથી લુછતા બોલ્યાઃ "તમારો ગાંધી ગમે તેમ કહે પણ મને એની શાંતિમય અસહકારની ચળવળ તદ્દન બાયલી લાગે છે. આપણે નામર્દ તો છીએજ અને એમાં આ ચળવળે આપણને વધુ બાયલા બનાવ્યા."

"પણ ત્યારે તમે શું પસંદ કરો છો?" મેં વિનયથી પુછ્યું; "હું શું પસંદ કરું છું?" પેલા ગૃહસ્થે કહ્યું; "તલવારથી લડવાનું, બંદુકથી ઝુઝવાનું, તોપોથી ઘુમવાનું. આ તો ઘરમાં બેસીને ડોશીઓની માફક રેંટીઓ કાંતો! અને પાછું પરદેશીઓ પ્રત્યે પણ ધિક્કાર નહીં બતાવવો! એમને પણ ચાહવા! આ બધું કેવા મગજમાંથી નીકળ્યું હશે એની મને સમજણ પડતી નથી. હું તો એમજ કહું છું કે દરેકે દરેક અંગ્રેજને તમે ધિક્કારો."

"પણ મહેરબાન," એક જાડા, વૃદ્ધ શેઠીઆ બેઠા હતા તે બોલી ઉઠ્યા; "એક તો એ કે આપણી પાસે તરવાર કે બંદુક છેજ ક્યાં? ત્યાં તોપની તો વાતજ શી કરવી! અને વળી એવા બળવાથી આપણને દુઃખ કેવું પડે તેનો તમે કંઈ વિચાર કર્યો?"

"હા હા હા હા!" અપ–ટુ–ડેટ ગૃહસ્થ હસી પડ્યા; "તે બધાને માટે તમારી તૈઆરી હોવી જોઇએ. તમારાં ઘરબાર ઉખડી જાય, તમારા અને તમારા કુટુંબના જાનમાલની પાયમાલી થઇ જાય તોપણ શું! આયરલેંડ, રશીઆ વગેરેના દાખલા લો."

ફાટી તુટી ખાદી અને કંઈક મીલનું કાપડ પહેરીને બેઠેલ, એક દીન અવસ્થામાં જણાતો પુરુષ સહેજ નમ્રતાથી બોલ્યોઃ "પણ જ્યાં સુધી આવો બળવો શક્ય નથી ત્યાં સુધી તો ગાંધીજીની ચળવળ ચાલવા દો તો શું ખોટું?"

"પણ શા માટે શક્ય નથી?" પેલો ગૃહસ્થ છાતી ફુલાવીને બોલ્યો; "શક્ય અને અશક્ય શબ્દોજ નકામા છે. આજે ને આજે

તેમ આપણે લઢાઇને મોખરે નહીં થઇ શકીએ ? એમ કહોને કે તમે ત્યાગને માટે, તમારો જીવ અર્પવા તૈઆરજ નથી તમારે તો સભાઓમા બેસીને 'વન્દેમાતરમ,' 'મહાત્મા ગાંધીજીકી જય' વગેરે હાકલો ગજાવવી છે. અહં !" આટલુ કરીને તે ગૃહસ્થ ટાઇમ્સ ઉઘાડીને વાચવા બેઠા

થોડીવાર કૈંક શાંતિ રહી પછી પેલા જાડા, વૃદ્ધ શેઠીઆ બોલ્યા.—"ભાઇ, હમણાં એ તોપોના ધડાકા કે ખાદીના લુગડા એ બધાથી કૈં વળવાનુ નથી જ્યાસુધી આપણા સસારમા સુધારો દાખલ થયો નથી ત્યાસુધી બધાં ફાંફા છે. અસલના વખતમાં રામચંદ્રજીએ જેમ એક પત્નીવ્રત રાખ્યુ હતુ તેવુ વ્રત હમણાં કેટલા રાખે છે ? બસ, બધા ઠરાવ કરી દો કે એક બૈરી મરી જાય તો પછી બીજી પરણવીજ નહીં એટલે વિધવા વિવાહનો સવાલ એની મેળે નીકળી જશે અને છતા એમ જો ધારો કે મરદો બીજી બૈરી પરણે એવી છુટ આપણે આપીએ તો પછી બૈરાઓને પણ તે છુટ આપવીજ જોઇએ કન્યાઓ વીસ બાવીસ વરસની થાય ત્યા સુધી તેને પરણાવવીજ નહીં, અને જે પણ કોઇ પરણે કે પરણાવે તો તેમને પકડી પકડીને ન્યાત બહાર મુકી દેવા જોઇએ, કે જુઓ પછી સુધારો કેવો જોસમાં દાખલ થાય છે કે નહીં ! પણ આ તો કામ કરનારાઓમાજ હીંમત નહીં અને દાખલો બેસાડવાની તાકાત નહીં એટલે શુ થાય !"

"સાહેબ ! એ પણ ધીમે ધીમે થશે" પેલા ખાદીધારીએ દીન વદને કહ્યું, "કૈં ઉતાવળે આંબા પાકે ?"

"જાઓરે મારા મહેરબાન 'થઇ રહેગે–થઇ રહેગે' એમ કરતાં કરતાજ આપણુ રાજ્ય ગયુ." વૃદ્ધ શેઠીઆએ પેટ ઉપર હાથ પસરાવતાં કહ્યુ "જે કરવુ તે આજ ને આજજ કરવુ. તમારા જેવા જુવાનીઆઓ સોગન લે કે બસ, પરણવુ તો વિધવાઓનેજ પરણવું. નહીં તો પછી વીસ વરસની કન્યાનેજ પરણવું વડીલો બડીલોને ખુણામાં બેસાડી દો અને રણના મેદાનમા ઘુમો. 'સુધારો કરીએ તો ઠીક, સુધારો કરીએ તો ઠીક, એમ ઘરને ખુણે બેસીને બોલ્યા કરીએ કે સસાર સુધારા પરિષદો ભરીને ત્યા ભાષણો કર્યા કરીએ તેમાં કશો શુક્રવાર નહીં વળે સમજ્યા ! આટઆટલા વરસ થયા પણ હજી કન્યાવિક્રય તો ચાલેજ છે બાળલગ્નની બદી પણ એટલાજ પ્રમાણમા છે બાળવિધવાઓ એમની એમ નર્કયાતના સહન કર્યે જાય છે અરે એ તો શુ પણ આ અંત્યજોનોજ દાખલો જુઓને ! મહાત્માજી કહી કહીને થાકી ગયા પણ એટલોએ સુધારો તમે કોઇ કરી શકતા નથી પછી સ્વરાજ તે ક્યાથી મળે ? અને કોણ આપે ?"

"હા, મુરબ્બી, હા, આપ કહો છો તે પણ કે સાવ નાખી દીધા જેવુ નથી." દીલગીર થઇને, નિશ્વાસ મુકીને ખાદીધારી બોલ્યો

"અંત્યજોની આભડછેટ કાઢી નાખીને આપણા ધર્મનુ સત્યાનાશ વાળવા તમે તૈઆર થઇ જાઓ છો પણ તમે એમ માનો છો કે એથી તમને સ્વરાજ મળી જવાનુ છે ?" એક ગૃહસ્થ અત્યાર સુધી શાંત બેસી રહ્યા હતા તે બોલી ઉઠ્યા તેમણે ઝીણું ધોતીઉં, પાતળો રેશમી ડગલો અને માથે ઇસ્કી, લાલચટક પાઘડી પહેરી હતી કપાળે નાનુ છેલાણી તિલક શોભી રહ્યુ હતુ. મોંમાં સેનમેન, જાવંત્રી વગેરેથી ભરપુર પાનનો ડુચો હતો કાનમાં વાળાના અત્તરનુ પુમડું અને માથાંમાં કેશરંજન તેલ બહેકી રહ્યા હતાં તેમના બોલવા ચાલવામા પણ અમુક જાતની છટા હતી "જ્યાં સુધી તમે ધર્મને સજીવન કરી તમારા જીવનમાં પુન સ્થાપશો નહીં, જ્યાં સુધી તમે તમારાં હ્રદયમાં



ખાદીધારી પુરુષ નવજીવનની ફાઇલમા ગુથાઈ ગયો.

પવિત્રતાની મૂર્ત્તિને જડી નહીં રાખો ત્યાં સુધી તમે પ્રજા તરીકે કદી આગળ વધવાના નથી તમારામાંથી કેટલાએ ભગવદ્‌ગીતાનુ અધ્યયન કરેલું છે? રામાયણ અને મહાભારતના ગ્રથો કેટલાએ વાંચ્યા છે?"

"પણ ધર્મને અને રાજ્યસત્તાને શો સંબંધ? ફ્રાંસની પ્રજા આટલાં શૌર્યથી છેલ્લા મહાયુદ્ધમાં લઢી તે ઉપરથી તમે એમ કહી શકો છો કે એ પ્રજા બહુ ધર્મિષ્ઠ છે?" ખાદી ધારીએ ધીમેથી કહ્યું.

"ફ્રાંસનો દાખલો અહીં ચાલી શકેજ નહીં." તિલકધારી પુરુષે કહ્યુ. "આપણે ત્યાં ધર્મ વિના આપણો ઉદ્ધાર નથી. તમારા ગાંધીજી શુ કહે છે? કે પવિત્ર જીવન વિના સ્વરાજપ્રાપ્તિ અશક્ય છે. અલબત્ત, જો કે અંત્યજોદ્ધાર વગેરે બાબતોમાં એમનું ધર્મનું અજ્ઞાન ખુલ્લું જણાઇ આવે છે" આટલું બોલીને તિલકધારી હાપુસ કેરી મોળવામા પડયા

ખાદીધારી પુરુષ 'નવજીવન'ની ફાઇલમા ગુથાઇ ગયો હું ઉંઘનાં ઝોકાં ખાવા લાગ્યો. વચમાં વચમા વળી વાતચીતો ચાલતી પણ મેં તેમાં ઝાઝો ભાગ લીધો નહીં. પેલો ખાદીધારી યુવાન બહુજ વિનયથી પેલા અપ-ટુ-ડેટ ગૃહસ્થ જોડે, પેલા જાડા વૃદ્ધ શેઠીઆ જોડે અને તિલકધારી જોડે કંઇ ને કંઇ અવારનવાર વાત કર્યા કરતો હતો. તે ઉપરથી મને એમ લાગ્યું કે એ યુવાન એ ત્રણે વ્યક્તિ-ઓને સારી રીતે ઓળખતો હશે એથી જ્યારે એ ત્રણે વ્યક્તિઓ એક પછી એક ટ્રેનમાંથી ઉતરી પડી ત્યારે મેં પેલા ખાદીધારીને પુછ્યું કે એ ત્રણે પુરુષો કોણ હતા.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૪૯]



# અરવિંદનાં આંસુ

લેખક:
રા. કુસુમાકર

ચિત્રકાર:
રા. ડી સી. જોગળેકર,
એ. એમ.

ચૈત્ર વદ ચોથ.

પ્યારા અરુણ! બીમારને બીછાને જે અમૃત–આશ્વાસન લતા સીંચે છે તેવોજ દીલભર દીલાસો, માંદગીનાં દર્દે જીવન મૃત્યુ વચ્ચે ઝોલા ખાતાં કોઇ પણ ઇન્સાન કરતાં વધુ તીવ્ર અને ઉત્કટ ઇચ્છાથી તે પ્રાણેશ્વરીની ગેરહાજરી અને વિયોગે, મારુ ત્રોફાતું હૃદય નિજ એકાંત ખંડમાથી શોધે છે. લતાની ફોઇ સુમનકાંતા છેવટના શ્વાસ ખેંચી રહ્યાં છે. વૈદ દાક્તરોએ હાથ ધોઇ નાખ્યા છે. લતાને તે ઝંખે છે ને તેની છેવટની પળોમાં માધુર્ય રેડવા લતા નગરમાં ગઇ છે.

અહીંયી થોડે દૂર ગિરિમાળમાં નારાયણ સ્વામીની મઢી છે. તેના દર્શનાર્થે ગયા અઠવાડીએ હું ગયો હતો. સમીસાંજે અમે આવી પુગ્યા. સરયૂ સાથે હતી. અમે આવી પહોંચ્યા ત્યારે સ્વામીજી તરુચ્છાયા તળે ચિન્તનમાં ડુબી ગએલા દીસતા હતા. લતાને જોતાં જાણે જીવનનાં નવી વીજળી રેડાઇ હોય તેમ સ્વામીજી ધ્યાનમુક્ત થઇ ઉઠ્યા. આનંદ અને આલ્હાદના ફુવારાની રસ–સેરો એમના વદનપર ફુટતી હતી. પાસે એક વ્યાઘ્રાંબર અને બે ત્રણ મૃગચર્મો પડ્યાં હતાં તેના પર અમને ગોઠવાવાનો ઇસારો કર્યો. નારાયણ સ્વામીએ સુમનનાથ અને બચ્ચાંઓના ક્ષેમ કુશળ પુછ્યા. જીવનની વિનશ્વરતા અને મિથ્યાત્વ, લોકકલ્યાણનાં જીવનવ્રત, લોકસંગ્રહના મુદિતાશયો વગેરે વાર્તાના રસ–પ્રવાહમાં અમે તણાતાં હતાં. એટલામાં એક યુવક યુવતિ જે તેઓનાં ભક્ત છે તે ત્યાં આવી પહોંચ્યાં. સ્વામીજીએ શશિકાંત અને માલતીને અમારું અભિજ્ઞાન

કરાવ્યું. માલતીના ભર્ગ તણા ફુવારાએ મારું ધ્યાન ખુબ ખેંચ્યું. માલતી ફુરસદના એકાદ કલાકનું રમકડું ગણી શકાય. શશિકાંત (માલતીના હાથનો ઉમેદવાર) શરમાળ, એકાન્તપ્રિય અને કૈંક અતડો દીસતો હતો. છતાંએ લતાએ —મારી મીલનસાર લતાએ તેને અમારી વાતોમાં ભેળવવા પ્રયાસ કર્યો પણ તે મિથ્યા. હૃદયના ઉંડાણમાં તેને કૈંક સાલતું હશે, તેનું સૂચક તેનું મૌન હતું. મેધાવિની માલતીની હૃદય–પાંદડી કોમળ કુન્દ સમી ખીલતી હતી. કલાક પછી સહેજ લટાર મારવા અમારીજ ગાડીમાં શશી, અને માલતી આવ્યાં. માલતી અને લતા એક પડખે ગોઠવાયાં. બીજી બાજુ હું અને શશી ગોઠવાયા. મેધાવિની માલતીની મધુગોષ્ટી એટલી બધી મોદક અને માદક હતી કે શશીની વદન-મુદ્રાની ગ્લાનિ–છાયા કટુ તીવ્રરોષમાં સંક્રાંત થતી હતી તેનું ભાન કરાવવાને ચારુને મારી આગળી દાબવી પડી ને અર્ધમુંગી ટકોર કરવી પડી કે માલતીમાં હું જરા વધારે લટ્ટુ બન્યો હતો.

પ્યારા! માનવ માનવના આપસઆપસના કલહ, ક્લેશ, ઇર્ષ્યા, અસુયા, વૈમનસ્ય કેટલાં દુઃખકર છે! ખાસ કરીને યૌવનના વસંત કાલે, જીવનની મોંઘી આનંદ ઋતુમાં તેઓ ખાલી ટંટાપીસાતને ઝગડાફગડામાં જીવન વેડફી નાખે છે અને જીવનનો કુસુમિત પથ જ્યારે વટી જાય છે ત્યારે પોતાની ભુલ માટે હાથ ઘસી આનંદ –કુસુમો માટે ખાલી વલખાં મારે છે. આ ખ્યાલ મારા મગજમાં ઘર કરી બેઠો હતો. સાયંકાલે, સ્વામીજીની મઢી પર અમે પાછાં ફર્યાં. જીવનનાં સુખદુઃખ પર વાર્તા પ્રવાહ વળ્યો. ત્યારે નાહક ફુગાઇ–કરમાઇ જતાં વદન, નાખુશ તબીઅત, અને સુગીએલ પ્રકૃતિના રંગઢંગ પર હું ઉતરી પડયો- મેં કહ્યું કે સુખનું ચાંદરણું ચાર દહાડાનું ને સમસ્ત જીવનઘટમાળ તો દુઃખ પ્રધાન; આમ વિના કારણ બબડાટ ફફડાટ કરીએ છીએ. પ્રભુ જે મીઠી બક્ષીસો નવાજેશ કરી રહ્યો છે તેને માત્ર ઝીલવાજ આપણાં હસ્ત અને હૃદયો તૈઆર હોય તો વિપત્તિનાં વાદળાં ક્ષણમાં વીખેરી નાખવાનું મનોબળ આપણે કેળવી શકીએ. સાયંકાળે મધુસુદન નામના ગૃહસ્થ વળી મંડળીમાં ઉમેરાયા હતા. મધુભાઇએ કહ્યું કે હંમેશાં આપણી પ્રકૃતિ આપણે હાથ નથી રહેતી. શરીરનાં બંધારણ ઉપર પણ પ્રકૃતિના પ્રાસન્યનો ઘણો આધાર રહે છે. શરીરને સુખચેન ન હોય ત્યારે મન પણ વ્યાકુળ થાય મેં પ્રત્યુતરમાં કહ્યું કે એ વાતનો ઇન્કાર મારાથી ન થાય. પરંતુ એવી પ્રકૃતિને માત્ર આપણે એક રોગ ગણવો જોઇએ અને એના નિવારણનો આપણે ઉપાય શોધવો જોઇએ. લતાએ ટહુકો કર્યો; "એવો એકાદ ઉપાય ધ્યાનમાં હોય તો જરુર સુચવો. હું તો એને આપણા હાથનીજ વાત ગણું છું. મારી પોતાની બાબતમાં તો મારા સિદ્ધાંતનો મેં અખતરોએ કરી જોયો છે ને કસોટીએ એ સફળ નીવડયો છે. જ્યારે મારા હૃદયમાં કૈંક ખટકે છે ને મારી પ્રકૃતિના પ્રાસન્ય-માં વિકાર કરે ત્યારે એ વિકૃતિને નિવારવા હું હું વાડીમાં દોડી જાઉં છું. એકાદ મીઠું ગીત લલકારું છું, ને મારી સહીઅર વીણાને ખોળા-માં લઇ એકાદબે ગતમાં લીન બનું છું ને એક ઘડીમાં તો આનંદના બુદ્‌બુદ મારા ઉભરાતા હૃદયમાં ફુટે છે" "બરાબર" મેં ચલાવ્યું; "મારું એજ કહેવાનું છે. ફુગીએલ પ્રકૃતિ માત્ર પ્રમાદનુંજ પરિણામ છે. પણ સહેજ શ્રમ લેવાની આપણામાં સ્ફુર્તિ અને તત્પરતા હોય તો મીઠી તાજગીથી આપણું કામ આટોપાઇ જાય છે. આમ જે કામથી આપણે ખંચાતા હોઇએ તેમાંજ નવો રસ આપણને માલમ પડે છે."

માલતી કાન માંડી સાંભળતી હતી. શશીએ

વાંધો ઉઠાવ્યો કે આપણી જાતના આપણે માલીક નથી અને આપણી પ્રકૃતિ પરના સ્વામિત્વનો દાવો ખાલી આડંબર હોઇ ઉપ-હાસનીય છે. મે ઉત્તર વાળ્યો "સવાલ માત્ર કલેશકર લાગણીનો છે જેનાથી દરેક જણ ખુશીથી નાશી છુટે, પણ કસોટી વિના સર્વ શક્તિનો ખ્યાલ કયાંથી આવે ? દરદી પોતાની તબીએત હાથ લાવવા વૈદની સખતમાં સખત પરેહજી સેવે છે ને કટુમાં કટુ ઔષધીને અમી સમાન ગણી વધાવે છે." અવસ્થાને અંગે સ્વામીને કાને સહેજ બહેરાશ આવી છે. એમને વાતમાં રસ પડતો લાગ્યો ને અમારો વાર્તાલાપ સાંભળવા જરા મસ્તક ઢાળી શ્રમ કરતા મેં તેમને જોયા ગળું ખંખેરી, જરા ઘાટો વધારી એમનેજ ઉદ્દેશીને મેં આગળ ચલાવ્યું. "આપણા ઉપદેષ્ટાઓ અને ઉપદેશકો પાપ અને દુરાચાર સામે ટાણેકટાણે વાગ્બાણ છોડે છે તેને આ પુગીએલ પ્રકૃતિ સામે એક નાનુ સરખું તીરે તાકવાનું નહીં હોય ! " એ કામ તો તમારા નગર વ્યાખ્યાતાનુ " સ્વામીજીએ ટાણો મારતાં કહ્યું. " અમારા ગ્રામ્યજનો તો સદા પ્રસન્ન મન લહરે છે. હા ! તમારો ઘુંટડો અમ રા સુમનનાથભાઇને ગળે જરા ઉતરવો જોઇએ ને એ તુસકાની અમારા મધુસુદનજી માટેએ જરુર ખરી" અમે બધા પેટ પકડી હસી પડયા. સ્વામીજી પણ અંતઃકરણપૂર્વક એટલું બધું હસ્યા કે એ જીગરના ખળકે ઉધરસે એમનું ગળું ને છાતી ભરાઇ ગયાં ને ઘડીક અમારી વાર્તા અમારે થંભાવવી પડી. શશીએ વળી પાછી ચર્ચા ઉપાડી: "તમે નાખુશ પ્રકૃતિરંગને એક ગુનહો-અપરાધ ગણો છો ? મને લાગે છે કે એ નિર્બલતા માટે તમે ઘણો સખત શબ્દ વાપરો છો." મે ઉત્તર વાળ્યો; "બીલકુલ નહીં" તે વિરૂપ મનઃ સ્થિતિને અનુરૂપજ મારો શબ્દ-પ્રયોગ છે; અન્યોન્યને સુખી કરવા તો આપણામા તાકાત નથી, તેમાં વળી જે થોડો ઘણો આનંદ આપણી જાતે રળી શકીએ તેનાથી જાતે વંચિત રહેવું ને બીજાને વિમુખ રાખવા એ પાપ નહીં તો બીજું શું ? પોતાની નાખુશ તબીઅત અને અસ્વસ્થ મીજાજને સંતાડવા સમર્થ કેટલી વ્યક્તિઓ છે ? બીજાનાં આનંદમાં રસ-ભંગ કર્યા વિના પોતાના આત્મા પર લદાએલો મૂકભાર શાંતિથી ચુપચાપ વહે એવાં કેટલાં ? આ મનોવિકાર જે અસંતોષ, જે મિથ્યા ગુમાન આપણાં ક્ષુબ્ધચિત્તને વલોવે છે તેમાંથી ઉદ્ભવે છે ને આપણી પોતાની સંપૂર્ણતાના આતર-ભાન રૂપે પરિણમે છે. આપણી આસપાસ આપણે સુખથી છલબલતું વાતાવરણ જોઇએ છીએ. આનંદ-તરંગે ડોલતી જનતા જોઇએ છીએ. એ આનંદના કારણરૂપ આપણે નથી-અરે આપણે સામે પુરે માથું ફોડીએ તોપણ એ તરંગ નર્તન કદી શમવાનું નહી, આ દશ્ય અને આપણી અસહ્યતાનું કટુ તીવ્ર ભાન આપણને ખટકે છે—ખુંચે છે.'

લતા મારા તરફ સ્મિતભર નીરખી રહી. જે લાગણીથી મારા ઉદ્ગારનું અસ્ખલિત વહેન વહેતું હતુ તેની અસર તેના પર થઇ રહી હતી ને માલતીની આંખમાંથી એક અદશ્ય આંસુ ટપકયું આ સમભાવે મારા વાક્પ્રવાહને ગતિ આવી ને મે આગળ ધપાવ્યું; "જે મીઠા નિર્દોષ આનંદનું ભોક્તા એક માનવ ઉર થઇ શકે તેનાં આનંદ-કુસુમો પીંખવામાં જે હાથો પ્રવીણ છે તેને અનેકધા ધિક્ હો ! દુષ્ટ ગ્રામે જે આનંદ કુસુમને મોડી મચરડી નાખ્યું તેની પાંદડી ગમે તેટલી મહેરબાની ને ઝીણી ઝીણી બાબતોમાંએ હેત-દૃષ્ટિ ફરી ખીલવી શકે નહીંજ. આપણા ભાઇબંધોના-જીવના જીવનના સુખ સમુચ્ચયમાં વૃદ્ધિ કે વિકાસ કરવાના હેતુ સીવાય કદીએ

આપણે એક પળે ન ગુમાવીએ તો! જ્યારે તેઓના આત્મા અતિ દુઃખના ભારથી દબાતા હોય કે જ્યારે તેમનું મનોમંદિર પ્રબળ આવેશથી ક્ષુબ્ધ થયું હોય ત્યારે કેટલાં આશ્વાસનનાં અમૃત–બિંદુ આપણે સીંચી શકીએ? અનાથ ઉરના ભર્યા સુખકોષોનો નાશ કરી આપણે તેને આપણા જીવન-શ્વાસથી મૃત્યુ–શય્યામાં હડસેલીએ તે પાપનું પ્રાશ્ચિતજ નથી. એ મોતના બીછાના પર તરફડનો આત્મા તો પરમ પિતા તરફ ઉંચે પોતાના દુઃખી હાથ ઉંચા કરી, ઉદ્‌ગ્રીવ દૃષ્ટિએ દેહનો છુટકારો ઇચ્છતો, આપણે જોઇ રહેવાનો; અને એ બધી દુઃસહ્ય ક્લેશકર સૃષ્ટિના સ્રષ્ટા આપણેજ છીએ તેના તીવ્ર ભાને આપણું હૃદય ચીરાય પણ પછી તેનું નિવારણજ કર્યા એ છેલ્લી પરિકંપતી શ્વસન–લહરીની પળએ, એક અટુલું મધુબિંદુએ આપણાથી સીંચાએ નહીં ને બની બનાઇ બંધ ગઇ એજ ઉદ્‌ગાર આપણે કાઢવો રહ્યો!" બોલતાં બોલતાં મારું દીલ ઉકળી ઉશ્કેરાઈ ગયું; મારો કંઠ અશ્રુરુદ્ધ થયો, મારાં પોપચાં છલોછલ ભરાઇ ગયાં; અશ્રુ ખંખેરવા ગજવામાંથી રુમાલ કાઢી તે વડે મેં આંખો લુછવા માંડીને હું ઓરડા બહાર ચાલ્યો ગયો. અત્યારે શી કટુ તીવ્ર સ્મૃતિ મારા હૃદયને વિદારતી હતી?

ચૈત્ર વદ સાતમ.

સુમનફોઇનું બીમારીનું બીછાનું લતાએ હજી છોડ્યું નથી. મીઠી આનંદ–પ્રતિમા સમી દુઃખ દર્દને હલકું કરી, નરમાવી, સર્વ સ્થળે સુખનાં સુધાબિંદુ વેરતી, લતા લહેરે છે. ગઇ કાલે સુમનફોઇને ત્યાં નાનીબહેનોને લઇ તે જવાની હતી. મને ખબર થતાં, હું તે મંડળીને મળી ગયો ને અમે સાથે ઉપડયાં. માર્ગમાં જે નાની નીર્ઝરણી હવે તો મને શત સહસ્રવિધ પ્રિય થઇ છે ત્યાં અમે અટક્યાં, ચારુલતા કિનારા નજદીક બેઠી ને અમે બધા તેને વીટળાઇ બેઠા. જે કાળે મારું હૃદય અણઅર્પિત અને મુક્ત હતું, તે સુખી દહાડા મને સાંભરી આવ્યા. મારાથી ઉદ્‌ગાર નીકળી ગયો: "પ્યારી નિર્ઝરણી! તે અમૃત-ઘડીઓ તો ગઇ તે ગઇ! હા! તે સુખી મીઠા પ્રહરો પછી કદીએ તારા ઠંડા, અમીમય, તાજા રસપ્રવાહની શિતલ મધુમધુરી લહેરીઓ મહાલવા હું ભાગ્યેજ આ દિશાએ વળ્યો છું મારાં બેપરવા પગલાંઓ આ દિશાએ વળ્યાં હશે તોપણ મારાં નેત્રોએ ભાગ્યેજ તારા તરફ મીઠી નજર નાખી હશે. સરયૂને મીઠાં, તાજાં, પાણીનું પવાલુ લઇ આવતી મેં જોઇ. હું લતા તરફ વળ્યો; તેની જાદુઇ અસર–મીઠી ભુરકીની અમૃતજાળ મારા આત્મા પર પથરાતી હતી. મધુ પવાલુ લેવા તેની તરફ દોડી. "ના, બેનીને પહેલું પાઇશ, બેનીને," આ નિર્દોષ ઉદ્‌ગારમાં લતા તરફ તેનું શુ હેત ઉભરાતુ હતું! જે નીખાલસ પ્રેમ અને નૈર્દોષ્યથી તેણે આ ઉદ્‌ગાર કાઢયો તેણે મને એટલો બધો મનોમુગ્ધ



રુમાલવડે મેં આંખો લુછવા માંડી.

કર્યો કે મારી લાગણી દર્શાવવા મારી બાથમાં મીઠી મેં તેને બચીઓથી ગુંગળાવવા માંડી. તેણે તો વળી નવું તુત જગાવ્યું. બીહી ફફડી ઉઠી હોય એમ તેણે રાડ પાડવા માંડી. લતા મારા ,ફ મીઠા ઠપકાની નજરથી જોઇ રહી. સરયૂનો હાથ પકડી તેને પગથીઆં ઉતારતાં લતાએ કહ્યું: "સરયૂ બ્હેન, એમ રડી પડાય કે? જા મારી ડાહી બ્હેન, મોઢું ધોઇ નાખને ને હસતી રમતી પાછી આવ જોઇએ; હા બા! કેવી ડાહી ડમરી!' હું દૂર ઉભો રહ્યો ને તે નાની વહાલુડીને ખુબ' જોરથી ભીના હાથે મોઢું ચોળતી નીરખી રહ્યો જાણે કે આપુડી એ હસ્તઘર્ષણે મારી મુછોના અપવિત્ર સ્પર્શમેલને ખંખેરતી હોય! તે 'મલિન નિર્મલ' 'નિર્દોષ દોષિત,' 'પાપ–નિષ્પાપ' સ્પર્શ મુદ્રા ત્યાંથી ખસે એમ હતુ? બહુ થયું, બહુ થયું, સરયૂ" મારું એ કહેવુ વ્યર્થજ હતુ. "છોકરી રે, શુ તારો તોર! અતિ વધારે એ અતિ થોડા કરતાં બહેતરસ્તો! પોટ્ટીરે ચોળવુ હોય તેટલું મોઢું ચોળ એ અમીમય વિષડંખ નહીંજ જાય." પ્યારા! ઘડી ઇસાઇઓનાં જળસેચન સંસ્કરણનો ખ્યાલ મારા મગજમાં રમી રહ્યો. એ બેનનડીઓ પાછી ફરી ત્યારે લતાને ચરણે કોઇ મહાન પયગંબરને પદામ્બુજે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો હોઉં એમ ખરે હું ઢળી પડયો હતે! પ્યારા! આને-સરયને લતાની આ જળ-સેચન સંસ્કરણ વિધિને આત્મ–વંચના કહીશ નહી વાર? પરંતુ, આવી મીઠી પ્રતારણા જીવનને ધન્ય કરતી નથી?

ચૈત્ર વદ તેરસ

માનવી! તુ કેવુ નાદાન બચ્ચુ છે! એક મધુમધુરી નજરની આટલી તરસ!—આટલી પરવા! મનુષ્ય! મનુષ્ય! કેટલુ શિશુ સમાન છેક બાલિશ તારું ઉર! અમે વિનોદ-વાટિકાએ ગયાં હતાં બાનુઓ ગાડીમાં ગઇ. પણ અમારી સફર દરમીઆન મેં ધાર્યું કે લતાની મીઠી કામણગારી કીકીમાં–પ્યારા! હું મૂર્ખ છું; મને ક્ષમા કર! તારે તેને જોવી જોઇ એજ–તે મનોહર આંખો! તોપણ (પ્યારા! મારાં પોપચાં આનંદને મધુભારે લદબદાય છે) જ્યારે બાનુઓ ફરી ગાડીમાં બેઠી ત્યારે રમાનાથ, પ્રફુલ્લ અને હું ગાડીનાં બારણાં પાસે ઉભા હતા, તેઓ ગમ્મતી જુવાનીઆઓ છે. શુ તેઓ હસતા હતા અને મીઠી ઠેકડીઓની લહેજત ઉડાવતા હતા! તેઓના ઉપહાસની સહેજ પણ દરકાર કર્યા વિના લતાની મીઠી આંખો સામે હું તાકીને જોઇ રહ્યો હતો!

"હવે મીઠું એ મુખ તાકી તાકી.
નીહાળવાનું નહીં શું કદાપી!"—

ગેબી ભાવિના અશ્રુત ભણકા મારા શ્રુતિપટમાં 'સંતાકુકડી' ખેલી રહ્યા હતા! તે ચપળ કીકીઓ આમ તેમ તરવરાટ મારતી હતી! પણ મારી આંખો સાથે તેઓ એક ઘડી પણ ન મળી. પ્યારા! કોરેલો હોઉં–કોતરેલો હોઉં, એમ પુતળાંની માફક સ્તબ્ધ હું ઉભો! મારી તલસતી આંખો તે મનોમૂર્તિ સીવાય કશુ નીરખતી નહોતી! તે આખશુ તેની આંખ નજ મળી રે! તે તારા–મૈત્રક તો સ્વર્ગનાં દેવ–દેવીઓને કંદર્પના દાસાનુદાસ બનાવતે. મારું હૃદય તેને પ્રણયની શત સહસ્ર સલામી કરી રહ્યું હતુ! મારા જેવા સ્વપ્ન–વિહારીની ભ્રમણા તુ સમજી શકીશ.

વહેવા દે વહાલા! ઘડી હૃદયને વહેવા દે એ અસ્ખલિત–વહેનમાં તણાતાં તર્કજાળમાં ન ફસાતો. એક ઘડી તો હૃદયને નિમુક્ત વહેવા દે.

[વધુ માટે જુઓ પૃ ઠ ૩૫૦]





'જી નામદાર!" છાતી પર હાથ રાખી, કૃતિમ નમ્રતાથી હસતે મોઢે નમન કરતા કેડીએ કહ્યું

—સ્વપ્નદ્રષ્ટા —પૃષ્ઠ ૩૫૭



# સ્વપ્નદ્રષ્ટા

લેખક

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલ્એલ. બી., એડવોકેટ,

પ્રમુખ, સાહિત્યસંસદ

ચિત્રકાર

શ્રીમાન્ પુરુષોત્તમ,

સભ્ય, સાહિત્યસંસદ.

અને

સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાની કોલેજમાં એ. બી. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાજ સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબાઈની કોલેજમાં ભણે છે.

તે બંનેની મુલાકાત વડોદરામાં ર   ાઈને ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શન આઠ વર્ષે બ્રહ્મચારી-બ્રાહ્મણ બનાવે છે. ઇતિહાસ ને નાટકો જોતાં તત્કાલના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃતિ જોઈ તેનું સ્વમાન હણાય છે તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે

તે કૉલેજમાં આવે છે, વાંચે છે ને વિચારે છે હીંદુ સમાજ તેને હુમાભાઈનું પ્રભવસ્થાન જણાય છે બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે અમદાવાદની કોંગ્રેસ અને હીંદના મેઝીની સુરેન્દ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે

લૉર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બંગાળના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનું તેને તીવ્ર ભાન થાય છે અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરૂ કરે છે

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઈ જાય છે તે નામદારને ત્યાં ન ઉતરતા તેના મિત્ર અંબાલાલ દેશાઈને ત્યાં ઉતરે છે અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે અને સ્વતંત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે સુદર્શન ને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે નામદાર દેશદ્રોહી લાગે છે અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં ચાલ્યો જાય છે ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે

રાવબહાદુર સુદર્શનને નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નક્કી કરી શકે તેવો મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે

ફરીથી કૉલેજમાં વર્ગો શરૂ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઈમાં અંબાલાલને ત્યાં પૈસા આપવાનું નક્કી કરી રહે છે અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે 'માની' સ્વતંત્રતાના વિચારો કરતા તેને વારંવાર કાપડીઆની સુચનાઓ યાદ આવે છે તે એક દિવસ કાપડીઆને મળવા ગયો ત્યાં હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહીં થઇ શકે તે વીશે ચર્ચા ચાલી અંતે પ્રો. કાપડીઆએ રાજકીય લઢતમાં ધર્મને નહીં સંડોવવા ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વક ઉચ્ચાર્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે સુદર્શન ત્યાંથી ઉઠી ચાલતો થયો અનેક તરંગો તેના મનમાં ઉઠયા અશ્રદ્ધાળુ બન્યો ને હીંમત હાર્યો તે સ્વસ્થતા ખોતો હતો ત્યાં ધની આવી તેણે તેને પડતો બચાવ્યો 'મા'નો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૧ મુ-(ચાલુ)

—o—

### સુરત કોંગ્રેસની તૈયારી

૪

સાંજના સવા સાત વાગે કેરશાસ્પને ત્યાં અંબેલાલ દેસાઇ, કેરશાસ્પ ને મગન પડ્યા મમરા, સેવ ને ભજીઆંની જાફત ભોય પર બેસી કરી રહ્યા હતા સાધારણ રીતે કેરશાસ્પ ને પડ્યા તો ઘેરજ બેસી રહેતા અંબેલાલને પગે આટણ પડયુ હતું

કોઇ ધબધબ અવાજ કરતુ દાદર ચઢયું, અને નારણ પટેલ કછોટો વાળી, ઉઘાડા બદન માંથી ફુંડના ગૌરવનું ભાન કરાવતા, હાથમાં

ડૉ લઇ—જાણે ટૂંકા થઇ ગએલા બલ્લવ જેવા—આવ્યા.

"મારે સારુ કંઇ રાખ્યું છે કે?" સેવ મમરાની થાળી તરફ જોતાં તેણે કહ્યું.

"પુષ્કળ છે" કેરશાસ્પે કહ્યું.

નારણભાઇ ફસડાઇને બેઠા. "આજે તો આખી કેંપમાં જઇ આવ્યો. નાગપુર, પુના, ને ગુજરાત બધાને પાણી ચઢાવ્યું છે. સાળા મરાઠીઓના બાર વગાડી દીધા."

કેરશાસ્પે જરાક મજાકમાં પુછ્યું: "એમ?"

"અરે હારે! ને મહારાષ્ટ્ર ડેલીગેટોની આગળ આપણી સીટ છે. ત્યાં બીજી હારમાં આપણા બધાની જગ્યા કરી આવ્યો છું. ગુજરાતીઓને છેક પાછળ નાંખ્યા છે."

"એ ઠીક કર્યું", મગન પંડ્યાએ કહ્યું.

"તમે શું કરવાના?"



"આગળ તિલક મહારાજ બેસવાના તે પાછળ હું. કેલકરદાદા પણ આગળજ છે. મારું તો પાન ખાઇ ખાઇ મોઢું આવ્યું."

"કેમ કરતાં?"

"પાન ખાધા વિના દખણીઓ સાથે સહચાર કેમ થાય?"

"આ કોણ આવ્યું? સદુભાઇ લાગે છે."

"કેમ છો?" મોહન પારખનું પડછંગ શરીર દાદર પર દેખાયું એટલે કેરશાસ્પે પુછ્યું.

મોહન પારખનું મુખ નિરાશામાં બીડાઇ ગયું હતું. સુદર્શન ગુસ્સામાં હોય એવો દેખાયો. બંને આવીને બેઠા.

"શું છે? આમ સ્મશાનીઆ જેવા કેમ આવ્યા છો?' નારણ પટેલે મમરાનો બુકડો ભરતાં પુછ્યું.

"ઝહાલ પક્ષ પુરો થઇ ગયો" મોહન પારખે નીસાસો નાખી કહ્યું.

"ફીરોજશાહવાળા બહુ હોંશીઆર છે.

તિલકને એટલા દૂર રાખ્યા છે કે બીચારા ગભરાઇ મરે છે" સુદર્શને વાત કહેવા માડી, "ને આજે સવારે એમની ખાત્રી થઇ ગઇ કે ઝહાલ પક્ષમા માત્ર ગણ્યાગાઠ્યાજ છે"

"કોણે કહ્યુ?" નારણભાઇએ જોરથી પુછ્યુ

"કોણે શુ કહ્યુ?" મોહન પારેખે કચવાઇને પુછ્યુ "ખાપરડે ને કેલકરે સાતવાર ગણત્રી કરી હવે તો એ લોકોને કોઇપણ રીતે આબરુ રહે એવુ સમાધાન જોઇએ છે અત્યારે તો બધા છેક નીરાશ થઇ બેઠા છે"

ત્યારે હવે' કેરશાસ્પે કહ્યુ

'હવે શુ? કે સમાધાનીનો રસ્તો શોધે છે?" સુદર્શને કહ્યુ

'તો જઇને ફીરોજશાહને મળે" કેરશાસ્પે કહ્યુ

"એજ એની ઉસ્તાદી છે એ તિલકને મળતો નથી બીજા કોઇ માથે હાથ મુકવા દેતા નથી રસ્તાના ચાલનાર બાદશાહના બારણા આગળ આટા મારે એવી દશા તિલક ને ખાપરડે ની થઇ છે"

"અરે તારી" મગન પડ્યાએ કહ્યુ

"અરવિંદ બાબુ શુ કરે છે?" કેરશાસ્પે પુછ્યુ

"શુ કરે?" મોહન પારેખે કહ્યુ, "એ તો માન એટલુજ કહે છે કે કોઇ નહી હશે તો હુ એકલો ઉભો થઇ સામે પડીશ તેથી તે કે વળે?"

"ત્યારે એક બીજો રસ્તો છે" કેરશાસ્પે એકદમ કહ્યુ

"શો?" બધા બોલી ઉઠ્યા

'કોઇ બીજાને બોલવાજ નહીં દેવા' કહી કેરશાસ્પે જાગ પર હાથ થાબડ્યો "નારણ ભાઇ! તે તમારુ કામ તમારા સવામો બાપા ભાયડાને આખા મડપમા વહેચી નાખો ને નાગપુર ને મહારાષ્ટ્ર કેપમા સદેશો પહોચાડો: આપણા પક્ષ શીવાયના બીજા કોઇને બોલવાજ નહીં દેવા."

"શાબાશ શાબાશ" કહી નારણભાઇ કુદ્યા "એ તો એક પળનુ કામ પછી જય મારે છે શિવાજી મહારાજકી જય"

"અરે ભાઇ!" કેરશાસ્પે હસીને કહ્યુ; "કોગ્રેસ તો કાલે મળશે"

"પણ મને તો ડર લાગે છે કે તિલક ને ખાપરડે ત્યા સુધીમા મનાઇ જશે"

"અરવિંદબાબુ કોઇ દહાડો નહીં મનાય" મોહન પારેખે જવાબ દીધો 'પણ કેરશાસ્પની વાત સાચી છે"—

"આવુ કે?" શિવલાલ શ્રોફનુ હસતુ મોઢુ દાદર પર દેખાયુ

'આવો—આવો તમારી શી ખબર?"

"ઉભા રહો કહુ?' કહી શિવલાલે થોડાક ભમરા ફાક્યા

બધા મુગા મુગા જોઇ રહ્યા "આ બધા બહુ જબરા છે"

"કેમ?" કેરશાસ્પે પુછ્યુ

"અત્યારે મસ્કતીને બગલે બધા મળ્યા હતા"

"કોણ કોણ?' અબેલાલ જે અત્યાર સુધી મુગો મુગો સાભળ્યા કરતો હતો તે બોલ્યો

"સુરેદ્રનાથ, નાસ બીલાડી, ફીરોજશાહ, વાચ્છા ગોખલે, ગોકળકાકા ચીમનલાલ, માલવીયા, મોતીલાલ નહેરુ અબાલાલ સાકરલાલ—આપણી સુલોચનાના બાપા"— તે હસ્યો

"પછી થયુ શુ?' કેરશાસ્પે કહ્યુ

"ને પેલા બે અગ્રેજો, રથરફોર્ડ ને નેવીન્સન"

અગ્રેજો નગર કે આપણાથી વિચાર થઇ શકે" તિરસ્કારથી અબેલાલે કહ્યુ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૧]



# વનમાળાની ડાયરીમાંથી કેટલાક ઉતારા

( અધઃપતનની એક કરુણ કથા )

લેખક:
સૌ. લીલાવતી મુનશી,
સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકારઃ
રા. હરિલાલ પ્રેમજી ત્રિવેદી

તા. ૨૭ ઓગસ્ટ ૧૯..

ઘર છોડ્યા પછીની થોડા વખતની જીંદગીની સાથે સરખાવતાં હમણાં હું જરા વધારે નીરાંતે રહું છું ને તેથી મારી તબીએત પણ પાછી હતી એવી થતી જાય છે. હું વિધવા પણ જ્યારે એક્ટીંગ શીખવા માટે સૌભાગ્યવતીનો શણગાર ધરી કાલે આરસી આગળ ઉભી રહી ત્યારે મારી જાત જાણે તદ્દન જુદીજ થઇ ગઇ હોય એવું મને લાગ્યું. હું સ્ટેજ પર આવીશ ત્યારે તરુબાળા કરતા જરુર સરસ દેખાઇશ. તરુબાળાએ મને કાલે જોઇ ત્યારે એની આંખમાંજ કેટલી અદેખાઇ દેખાતી હતી ! ને હું જતી હતી ત્યારે બીજા નટો પણ જોઇજ રહ્યા.

પણ મને એક પેલા શંકરીઆની બીક લાગે છે. એની પાસે ગઇ ત્યારે એણે એક એવી નજર મારા પર નાખી કે મારો બધો ઉત્સાહ સુકાઇ ગયો. એણે એકવાર મારા કાનમાં કહ્યું: "ખોટા નાટકને બદલે આપણે ખરો પાટ ભજવ્યો હોય તો કેવું ?" મારી આંખમાંનો ભય એણે જોયોજ હશે, એટલે કે વધારે બોલ્યા વગર એ ખસી ગયો.

ઓરડીમાં તરુબાળા આવી ત્યારે એનો મીજાજ ઠેકાણે નહોતો. મેં એને "માથું દુખે છે ?" એમ પુછ્યું પણ એ તો બે ચાર છણકા કરી પથારીમાં મોઢું ઢાંકી સુઇ ગઇ. મેં પણ એને વધારે બોલાવી નહીં.

કોણ જાણે કેમ મને રુપાળાં દેખાવું ગમે છે. ને સુંદર કપડાં પહેરવાથી એક જાતનો આનંદ થાય છે. મારી આખી જીંદગીમાં મેં ભાગ્યેજ મનપસંદ કપડાં મારી મરજી પ્રમાણે પહેર્યાં હોય. ને પછી તો અવતાર બળી ગયો. પણ

દુનીઆની બધી સ્ત્રીઓ લટકમટક કરે ને હુ શા માટે નહીં? મે કયા મારા વરને મારી નાખ્યો હતો?

તા ૫ સપ્ટેમ્બર ૧૯

અમદાવાદના અનાથાશ્રમમાથી ખબર આવી કે મારો છોકરો મરી ગયો મારી પાછલી જીદગીનુ જીદગી સાથે જડાએલુ એકનુ એક સભારણુ પણ ગયુ અને તેનાથી હુ સદાની છુટી ચાલો, નીરાત થઇ મને તેનો શોક કે દુ ખ કે નથી એને પગને હુ વરખાન વગરની ભટકતી અને દુ ખી દુ ખી થઇ ગઇ મેં એને આ જીદગી મા આમત્ર્યો નહોતો, પણ જાણે હુ જ જવાબદાર હોઉં તેમ મને ઘર કે દુનીઆ કોઇએ સધરી નહીં હુ જાણે અસ્પર્શ્ય હોઉં તેમ કોઇએ પોતાના ઘરમા નોકરી આપવા લાયક પણ મને ગણી નહીં જેણે કોઇ દિવસ ઘર બહાર પગ નહોતો મુકયા તેને બાવા સન્યાસીઓ ને ભીખારીના ટોળામા રાત ન દિવસ કાઢવા પડ્યા અને નોકરીની શોધમા નાકોના માનણા ઠોકવા પડ્યા આ નાટકની નોકરી નસીબદાર ન મળી હોત તો આત્મઘાત કરવાનો એકજ આરો હતો

પણ મારાથી આમ રડી કેમ પડાય છે? એ બાલક જીવ્યુ હોત તો? આ એકલી દુનીઆમા કોઇ દિવસ એને લઇને કોઇ ખુણે જઇને રહેત તો નાતિ મળત કે નહીં? એ માત્ર મને.. મને જ ચાહત અને ઘડપણમા એને જોઇને હુ આખો રાગત

હુ એ કેવી ગાંડી છુ? આવા છોકરા વળી પાળવા હતે ને હાથના હશે? શા માટે મારે એવા પાપનુ ફળ જોઇએ?

એનો વિચાર મારે ફરી કદી કરવો નથી

તા ૧૦ સપ્ટેમ્બર ૧૯ -

શકર તરુભાળાની સાથે જ્યારે વખત મળે ત્યારે વાતો કરતો એરેસોજ હોય બને એક બીજાની મશ્કરી અને અટકચાળા કર્યા કરે છે, ને હુ જતી હોઉં ત્યારે મારા સામે જોઇ કે આખના ઇશારા કરી મને બનાવતાં હોય એમ બને જણા હસે છે મારુ ચાલે તો બનેને એક એક તમાચો ચોઢી કાઢુ પણ આખી કપનીમા શંકર સૌનો સરદાર હોય તેમ કોઇ એને કે કહી શકતુ નથી અને માલીક પણ તેની આગળ જાણે શકર માલીક હોય અને પોતે નોકર હોય તેમ વર્તે છે હુ એની સાથે તકરાર કરુ તો મારાથી એક ક્ષણ પણ આ કપનીમા ટકાય નહીં

તરુભાળા દારુ પીએ છે તે તો મે કાલેજ જાણ્યુ નાટક ખતમ થયા પછી એ એક કલાકે ઓરડીમા આવી ત્યારે એના પગ લથડતા હતા અને શરીરનુએ ઠેકાણુ નહોતુ મોં પરથી રગ પણ એણે માઠી નહોતો નાખ્યો મને ઠરીને એને પાણી પાઇ સુવાડવાનુ મન થયુ પણ એનો સ્વભાવ એવો ખરાબ છે કે નકામી એ ગુસ્સે થાય એમ જાણી મે દાઝી ઝીણા કાણામાથી જોતી હુ પડીજ રહી એની આખો તો વિકરાલ અને મોટી મોટી થઇ ગઇ હતી મને તો એને જોઇનેજ બીક લાગતી હતી પણ એનો થોડીવારે પથારીમા પડીને સુઇ ગઇ અને ભાન ન હોય તેમ જગવારે ઉંઘમા પડી

હાય હાય, સ્ત્રી દારુ પીએ? આ નાટક શાળામા તો જાણે કે જુદીજ જાતની દુનીઆ લાગે છે!

મને છેક પાચ વાગતા સુધી ઉંઘ આવી નહીં ને તરુભાળા તો બીજે દિવસે બપોરે છેક બાર વાગે ઉઠી

તા ૧૯ સપ્ટેમ્બર ૧૯

હવે હુ નવા નાટકના રીહર્સલમા પણ ભાગ લઉં છુ. માનાથી હજુ બરાબર એક્ટીંગ નથી

થતી પણ ગવાય છે સારું. મને જો થોડીક ઓછી ગભરામણ થતી હોય તો તો વખતે વધારે સારું થઇ શકે; પણ હજુ પણ મારાથી આ લોકોથી રેવાવાતું નથી. અને બીજા બધા એકટરો કોઇવાર તો જાણે વિચિત્ર અને જનાવર જેવા દેખાય છે. તેમાંએ પેલા ટીચકુડા છોકરાઓ જ્યારે ચાળા કરે છે ત્યારે તો પ્રભુ તોબા. નરા એવા ગંદા ને ગંધાતા હોય છે કે એમને જોઇનેએ ઉલટી થાય. ને એવડા છોકરાઓને મારા જેવડી મોટી સ્ત્રીની મશ્કરી કરવાનો હક્ક! એ બોલતા હશે તેમનું એમનેએ ભાન હશે ખરું ?

પણ કાલે મેં જરા ઠીક કર્યું અને માલીક પણ જરા ખુશ થએલા દેખાયા

તા. ૨૧ સપ્ટેંબર ૧૯..

પેલા નવા કવિરાજ તો બહુ લહેરી લાગે છે. એ નાટક લખીએ જાણે છે ને નટો જોડે રમીએ જાણે છે એમની મહેરબાની પહેલાં તરુબાળા ઉપર હતી પણ હમણાંથી મારી તરફ દેખાય છે. એમના નાટકમાં બાપાજી જેને ભાવનાઓ કહેતા એવું તો બહુ છે પણ એમનામા તો એવું કૈંએ દેખાતુ નથી. વાંકી ટોપી, છુટો કોટ અને પાન ચાવતા ચાવતા આવે છે ત્યારે તો એવા લાગે છે કે જાણે લહેરીઓના સરદાર! બાપાજી તો એવા કોઇને ઘરમાં પણ ન પેસવા દે. આ મગજમાંથી ભાવનાઓ ને નીતિબોધ ક્યાંથી આવતાં હશે!



નવા કવિરાજ તો બહુ લહેરી લાગે છે.

તા. ૨૬ સપ્ટેંબર ૧૯...

આજે મેં મારો પાર્ટ સરસ કર્યો. માલીક ઉઠીને મારી પાસે આવ્યા અને કહે કે "મીસ વસતસેના! આ નાટક જરુર તમારાથી દીપશે." મને એટલો હર્ષ થયો પણ સાથે મારાથી રડી પડાયુ. મે ઉંચું જોયું ત્યારે તરુબાળાની આંખમાંથી અગ્નિ વરસતો હતો

અને શંકર પણ એની સાથે વાત કરતો પણ મારી તરફ પ્રશંસાની નજરે જોયા વિના એનાથી ર્‍હેવાતુ નહીં શંકર આમ ગમે તેવો હોય પણ એના જેવી અભિનયની ખુબી તો ભાગ્યેજ કોઇ નટમાં હશે. એનાં વખાણ પામવાં એ કૈં જેવું તેવું ન કહેવાય જેમ જેમ રોજ એની સાથે હું સંસર્ગમાં આવું છું તેમ તેમ એની ખુબીઓ મને વધારે ને વધારે દેખાય છે. માત્ર એ જરાક વધારે સારો હોય! તો તો હું દેખાડી આપું કે પેલી તરુબાળા કરતાં મારામાં કૈંક વધારે છે.

મેં ધારી હતી તેથી આ જીંદગી કૈં બહુ ખરાબ નથી.

અને હવે તો બધાંએ મારી સાથે સારી રીતે વર્તે છે. પેલો પ્રાણજીવન જે વિદુષક થઇથઇને વિદુષક જેવોજ બની ગયો છે તેએ હવે તો મને માનથી બોલાવે છે. એના પર અને શંકર પર આખું મુંબાઇ ફીદા છે પણ એક દિવસ એવોએ આવશે કે એ બંને કરતાં હું આગળ વધીશ. તરુબાળા તો કૈં હીસાબમાંજ નહીં રહે.

તરુબાળા એકટીંગ તો ઠીક કરે છે અને ગાય છે પણ સારું પણ એના ગાલમાં ખાડા પડી ગયા છે અને આંખોમાં કૃત્રિમતા પેસી ગઇ છે; એ જોઇએ તે કરતાં ઘણું વધારે કરે છે. નાટક ચાલતું હોય ત્યારે હું વીંગમાં બેસીને બધાંને જોઉ છું. સૌથી શંકરજ સરસ. મને-એ હવે તો નાટકનું ગાંડુ લાગ્યું છે. અને રાત ક્યારે પડે એમ થાય છે. મારો વારો ક્યારે આવશે !

તા. ૨૯. સપ્ટેંબર ૧૯ .

આજે બપોરે રીહર્સલ ચાલતું હતું ત્યારે હું કૈં કારણસર અંદર ગઇ અને આવતી વખતે શંકર ને હું સામસામાં થઇ ગયાં. સૌ આગળ હતાં અને એટલામાં કોઇ હતુંજ નહીં. હું એના સામે જોયા વિના ચાલી જતી હતી એટલામાં... ...હાય હાય. મને લખતાંએ કંપારી આવે છે. હું બળ કરી એના હાથમાંથી છુટીને નાઠી, પણ મારા મગજમાં ચક્કર આવતાં હતાં. હું સીધી મારી ઓરડીમાં ગઇ અને પથારીમાં પડી. મારું હૈયું ધડકતું અને લોહી જોરમાં ફરવા માંડયું. મારા જેઠે મારા દેહને સ્પર્શ્યા હતા તે દિવસ કરતાંએ વધારે આજ કૈં થયું. તે વખતે હું બાલક હતી અને ભયથી બેભાન જેવી થઇ ગઇ હતી. આજે પણ ભય તો હતોજ પણ તે મારા મનનો સઞ્જવેશ. મેં એને દેવાય તેટલા શાપ દીધા.

થોડીવારે હું મોં ધોઇને પાછી ગઇ ત્યારે શંકર કૈં બન્યું ન હોય તેમ સ્વસ્થતાથી એની જગા પર બેઠો હતો. મારે કૈં તે વખતે કરવાનું નહોતું એટલે મારી ગેરહાજરી જણાઇ નહોતી. તરુબાળા કાગડી જેવી કૈં ચેતી ગઇ હતી અને વારંવાર મારા ને શંકરના સામે વારાફરતી તે જોતી.

અત્યારે લખતી વખતે પણ બપોરની એ વાત યાદ આવે છે ને મને કૈંક થાય છે. પણ ખરું કહું તો મેં ધાર્યું હતું તેવું કૈં આ થતું નથી. મને શંકર પર ખુબ ક્રોધ ચઢયો છે પણ કોણ જાણે કેમ એક પ્રકારની સુખદ લાગણી મારા અંતરમાં વ્યાપી રહી છે. ને એના પરનો ક્રોધ પણ ઓસરી જતો દેખાય છે.

વનમાળા, સાવધાન! તને એકવાર શાં દુઃખ પડ્યાં તે ખબર છે? ભુલ કરવાની વૃત્તિ વગર થએલી એક ભુલે તું ઘરબાર વગરની, રસ્તે રખડતી ભીખારણ થઇ. હવે જો ભુલી તો તારો આધાર કોઇ નથી.

ઓ મારી માડી! મને રક્ષવાને તું કેમ જીવી નહીં? તું જીવી હોત ને બાપા બદલાયા નહીં હોત ને હું ગિરિશને પરણી હોત તો મારે કર્મે આ દિવસો આવત! તારી નિભાંગી દીકરીની દશા જોઇ તને સ્વર્ગમાં આંસુ આવતાં હશે. માડી મારી! મને રક્ષજે અને આ પાપપંકમાં પડતી બચાવજે.

મા! તને સંભાર્યાથી મારું હૈયું હલકું થાય છે. મારી અંતરની પ્રાર્થનાના અક્ષર આ કાગળ પર પડે છે તેમને જોઇને મારામાં એક પ્રકારનું બળ આવે છે. માડી! તારું સાન્નિધ્ય હું અનુભવું છું. તું મને રક્ષશેજ અને મારી સૌ મલિન મતિઓને તું ઉખેડી કાઢજે.

[વધુ માટે જુઓ પૃ૦ ૩૫૧]





લેખક

રા. અંબાલાલ નાથાલાલ મીસ્રી,

બી એ, એલએલ બી.

ચિત્રકાર

રા દત્તાત્રેય જોગલેકર

એ અમ


આલીપુરના મહાકાલીના મંદિરમાં દસેક દિવસ થયા એક તપસ્વિની આવી ઉતર્યાં હતા એમની મધુર વાણીથી ગામના લોક ઘેલા બન્યા હતા પુરુષો એમને સરસ્વતી નો સાક્ષાત્ અવતાર માનતા, સ્ત્રીઓ એમને સર્વ સુખદાયી શક્તિ કલ્પતા અને બાલકોએ રમત છોડી મંદિરના ઓટલે ટોળે મળતા મંદિરની લાગણી વિનાની મનાતી વૃદ્ધ પુજારણ એમની પ્રશંસા કરવામા થાકતી નહીં અને એમની સવડ સાચવવા ઉભે પગે ખડી રહેતી

તપસ્વિનીની ઉમર પચીસેક વર્ષની હતી સ્વચ્છ ભગવા વસ્ત્રોમા એમની ગાર સુરેખ શરીરાકૃતિ અનુપમ સૌંદર્યથી ઓપતી બુદ્ધદેવ જેવી નિર્મલ મુખ ઉપરની શાંતિ અને સહેજ નમતા રહેતા નયનોમાનો પવિત્ર ભાવ પ્રથમ દૃષ્ટિએજ એવી છાપ પાડતો કે યૌવન ને સ્વરૂપના નિરીક્ષણથી નિર્બલ સામાન્ય માનવમા જાગતા ભાવને સ્થાનજ રહેતુ નહીં એ મુખ ઉપર અવારનવાર એક આછા સ્મિત સીવાય બીજો ભાવ ભાગ્યેજ જણાતો લોકો એમને ઉમાદેવીને નામે ઓળખતા ને માજી, ભગવતી, દેવી, મૈયા વગેરે સંબોધનોથી અતિ માનથી સંબોધતા ઉમાદેવી સવાર સાંજ નિયમિત પ્રવચન કરતા, જે વખતે મંદિરનો મોટો ચોક શ્રોતાજનોથી ઉભરાઇ જતો બપોરનો સમય પાછળ વાડામા ચિંતનમા કે વૃક્ષછાયામા બેસી અભ્યાસ, ને કોઇ દુખીઓના દુખ સુણવામાં ગાળતા

તપસ્વિનીના આગમને ગામના લોકો અતિ આનંદમા હતા પરંતુ એ આનંદમા એક અપૂર્ણતા હતી

એક સવારે રોજના સમયે દેવીએ બોધ કર્યો સુખની શોધમા ફાંફા મારતા અજ્ઞાન સંસારીઓની નિરાશાના ઉદાહરણ આપ્યા અને શાસ્ત્રોએ કથેલા સુખના પ્રકાર સમજાવી ઉપાય દર્શાવ્યા સ્થૂલ, માનસિકથી વધી અધ્યાત્મિક સુખોનુ વર્ણન કરતાં દેવીના મુખ પર જે એકાગ્રતા ને અનેરુ તેજ છવાયા તે જોઇ એમની પરમ સ્થિતિનો સહેજ ખ્યાલ આવ્યો ને મૌને થયુ. “ આ વખતે રમેશબાબુ હોય તો

કેવું સારું !" વ્યાખ્યાન પુરું થયું. સૌ વિચાર કરતાં વેરાયાં પરંતુ અવિનાશદાદા, સુકુમાર બાબુ ને ધીરબાળા બેઠાં રહ્યાં ને દેવીની નજીક આવી બેઠાં. અવિનાશ ચક્રવર્તી ગામના વૃદ્ધ પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા ને સૌ પૂજ્યભાવે એમને દાદા કહેતું. સુકુમાર શાળાના પ્રથમ શિક્ષક હતા ને ધીરબાળા કન્યાશાળાનું નાવ ચલાવતા. અવિનાશ દાદાનાં એ ભાણેજ થતાં હતા.

"ભગવતી ! એક અમારી નમ્ર વીનંતી છે" અવિનાશ દાદાએ હાથ જોડી કહ્યું. દેવીએ સામા પોતાના હાથ જોડયા ને મૃદુસ્વરે બોલ્યા· "ચક્રવર્તી મહાશય ! હું તો એક નમ્ર સેવિકા છું જ્યા મારી જરૂર પડે ત્યા ક્ષોભ ને માનની અપેક્ષા વિના આવી શકુ છુ. બોલો ની આના છે ?"

"દેવી આપને આના નહોય, આપના આવવાથી અમને જે આનંદ થયો છે એનુ વર્ણન મારાથી થઇ શકે તેમ નથી અમને એકજ દીલ ગીરી છે અને તે ઉંડી છે" આખા ગામના પ્રતિનિધિ જેવા અવિનાશદાદાના મુખ પર દુ ખની કરચલી જણાઇ.



ઉમાદેવી બપોરનો સમય પાછળ વાડમાં ચિંતનમાં ગાળતાં

"ભગવતી !" ચક્રવર્તીજીએ આગળ ચલાવ્યું; "અમારું ગામ એક વાતે મદદ ભાગ્યશાળી છે. આજ આપના સુબોધનું અમૃત પી જીવન વધારે વિશુદ્ધ ને ઉન્નત કરે છે એવી રીતે એનું જીવન ઘડી સંસ્કારી કરનાર એક અન્ય વ્યક્તિ છે. સાત વર્ષ થયાં એક કુલિન જણાતા યુવકે આવી આ ગામમાં વાસ કીધો છે. અને આવ્યા ત્યારથી એમના અનેકવિધ ઉપકારો ને સેવાઓથી ગામનાં મન વશ કર્યા છે. એ કોણ છે, ક્યાંથી આવ્યા છે, શા માટે આવ્યા

છે એ કોઇ જાણતું નથી—જાણી શકતું નથી." જરાવાર અટકી વળી બોલ્યાઃ "જેટલું આપનું પૂર્વજીવન અમને અજાણ્યું છે તેટલુંજ સાત વર્ષોના સહવાસ પછીએ એમનું પૂર્વજીવન અમને અજ્ઞાત છે."

"એમનું નામ ? એ કેમ આવતા નથી ?" દેવીએ પુછયું. ધીરબાળા જે દેવીને ધ્યાનથી નીરખી રહ્યાં હતાં એમનો સંસ્કારી અવાજ આવ્યોઃ "માજી ! એજ અમારા દુઃખનું કારણ છે. એઓ ઇચ્છે પણ આવી શકે તેમ નથી. મહીનો થવા આવ્યો જ્વરની ઉગ્ર પીડાથી પીડાય છે. ઔષધિની ટેકી લાગતી નથી—શરીર અશક્ત થતુ જાય છે એમને આપના આગમનની વાત કરી છે, બહુ આનંદ પામ્યા છે પણ શારીરિક નિરાધારીથી લાચાર છે. ભગવતી ! એ અતિ વિદ્વાન છે, ઉદાર છે. પરોપકારી છે. અમારા જીવન સુખી ને સંસ્કારી બનાવી ઉચ્ચ માર્ગે દોરવાં એજ એમનું ધ્યેય હોય એમ જણાય છે અને એ માટે એક પછી એક સામાન્ય હિતની પ્રવૃત્તિઓ આદર્યા કરે છે ને સફળ થાય છે. દેવી ! આપ એમને દર્શન આપી પાવન કરશો ? મને શ્રદ્ધા છે આપના દર્શને એમનો જ્વર જશે. રમેશબાબુ આપના ઉપકૃત થશે."



એક છોકરો માથે નાનુ પોટલું લઇ ચાલતો હતો

"રમેશ બાબુ? એ નામ ઘણાને મોંએ મારે કાન આવ્યું છે. આપણી પુજારણ બાઇ પણ કાલ એમની સ્તુતિ કરતાં હતાં; ને કમલિની નામની કોઇ બ્હેન પણ એમની માહગી વીશે કૈં બોલતાં હતાં. ચક્રવર્તી મહાશય! જે કોઇ સેવા કરી જાણે છે એમનાં દર્શનથી તો હું મારી જાતને પાવન થતી સમજું છું. આપ મને એ તક આપવા ઇચ્છો છો તો આપ કહેશો ત્યારે હું સાભાર સ્વીકારીશ "

ધીરબાળા તરફ જોઇ બોલ્યાંઃ "બહેન! મને જોવાથી એમના દેહની પીડા જાય એ સૃષ્ટિના સામાન્ય ક્રમ પ્રમાણે તો સંભવિત નથી પરંતુ એમનાં દર્શનથી મને તો જરુર આનંદ થશે. બીચારા બહુ પીડાય છે? કૈં ઉપાયે નથી જડતો?"

"ના, દેવી! અહીં તેમજ નગરના વૈદ ડોકટર પોતાનું બનતું કરે છે રમેશ બાબુ ધીરજથી દુઃખ સહે છે ને એમનો સ્વભાવ હજીએ એટલોજ મીઠો છે." ધીરબાળાએ પ્રત્યુત્તર આપ્યો.

"સાધુજનોનું લક્ષણ એ છે એમનાં જીવનોના શ્રવણથી તો આત્માની ભાવનાઓ પોષાય છે ધીરુબાળા! આપને અવકાશ હોય તો રમેશ બાબુના જીવનનો કૈંક વિશેષ પરિચય આપશો, એમની અનેકવિધ પ્રવૃત્તિઓની ઝાખી કરાવશો?"

ધીરુબાળા તુર્તજ બોલ્યાં "ભગવતી! એ કામ આ અમારા સુકુમારબાબુ સારી રીતે કરી શકશે એ અહીંની શાળાના પ્રથમ શિક્ષક છે અને રમેશબાબુ સાથે કામ કરે છે વિશેષ એ એમના મિત્ર ને પ્રશસક છે"

સુકુમાર બાબુ શરીરે નાજુક પ્રકૃતિના હતા, મુખ મનોહર હતુ આખમા બુદ્ધિનુ તેજ હતું, કપાળ પર વિચારની કરચલી હતી, સ્વભાવે શાત હતા સૌએ સુકુમાર બાબુ સામે જોયુ એમણે પોતાનુ મૌન તોડયુ

"દેવી! રમેશ બાબુ સાથે સહકાર કરવામાં હું ઘણુ માન ને જીવનનુ સાફલ્ય માનુ છુ એમના સમાગમ પહેલા મને માણસ જાત પ્રતિ બહુ ધિક્કાર હતો ધિક્કાર કરવાને મને કારણ મળ્યાં હતા અને તેથી સમાજમા ભળી શકતો નહીં અત્યારે એ તિરસ્કારે દયાનુ રૂપ લીધુ છે અને અતડો રહેવા કરતા એમાનો એક થતા શીખ્યો છુ એ મારા ગુરુ છે, આપની ઇચ્છા છે તો હુ એમના અહીં આવ્યા પછીનો જીવન વૃત્તાત ટુકામાં કહુ!

"ભગવતી! આજથી સાત વર્ષ ઉપર કાલિપ્રસાદ નામના અહીંની શાળાના મુખ્ય શિક્ષકની બદલી થઇ કાલિપ્રસાદ હદપારના સ્વાર્થી, ક્રૂર ને પ્રપચી હતા સૌને તે અપ્રિય થઇ પડ્યા હતા અને શાળાની અધોગતિ થતા ગામના લોકે પોકાર કર્યો હતો પરિણામે એમને ખાતાએ ઉપાડી બીજે મુખ્યા સૌને સતોષ થયો પરતુ એમની જગાએ કોણ આવે છે તે જણાયુ નહીં. નવી નીમણુક થાય ત્યા સુધી ચાર્જ મારી પાસે રહ્યો અઠવાડીયુ થઇ ગયુ પણ ઓફીસ તરફથી કૈં ખબર આવી નહીં અમે કલ્પના કરી થાકયા દસમા દિવસે ટપાલ આવી. અમારા સાહેબે લખી જણાવ્યુ કે અમુક તારીખ થી રમેશબાબુને મુખ્ય શિક્ષક તરીકે નીમવામા આવ્યા છે તે આવી ચાર્જ લેશે

એજ ટપાલમા બીજો એક પત્ર હતો—સુદર અક્ષરમા હતો, એમાં મને રમેશબાબુએ જણાવ્યુ હતુ કે બીજે દિવસે સવારે દશેક વાગ્યાના સુમારે પોતે આવી પહોચશે રમેશ બાબુના પિતાનુ નામ શુ, અટક શી, એ વીશે કૈંજ જાણી શકાય તેમ નહોતુ ગામના આતુર લોકને મે સમાચાર આપ્યા અમારી માગણીના કે કલ્પનાના કોઇ નહીં અને આ નવીન માણસ જેનુ પુરુ નામએ જણાવવામાં નથી આવ્યુ તે આવે છે તે જોતા સૌ તર્ક વિતર્ક ચઢયા અને આજ મદિરના ઓટલે સાજના મળી ચર્ચા કરી ભગવતી! મોટા શહેરોમા એક શિક્ષકની ફેરબદલી મહત્વની બીના ગણાતી નહીં હોય પરંતુ અમારા ગામમા તો મુખ્ય શિક્ષકની બદલી એ હમેશા અગત્યના જાહેર હિતનો પ્રશ્ન મનાય છે ને ખાસ કરી એ વખતના સજોગોમા તો 'રમેશબાબુ કોણ હશે—કેવા હશે' એ વિષય તો બહુ ગંભીર થઇ પડયો.

"બીજે દિવસે હુ કેટલાક શિક્ષકો અને આપણા અવિનાશદાદાને લઇ ભાગીરથી ભાગોળ તરફ ગયો અને ધર્મશાળાના બહારને ઓટલે બેસી અમે માર્ગ પ્રતિક્ષા કરવા લાગ્યા દસ થવા આવ્યા, અમે નગરથી આવતા રસ્તા તરફ જોઇ થાકયા પણ કોઇ જણાયું નહીં આખરે એક વ્યક્તિ આવતી જણાઇ પાછળ એક છોકરો માથે નાનુ પોટલુ લઇ ચાલતો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૫]

# અતિથિઓને વિદાય *

લેખક:

રા. શંકરપ્રસાદ છ. રાવલ

સભ્ય, સાહિત્ય સંસદ.

મીઠાં અતિથિઓ! ઉર અભિરામ રસિકડાં! મળશો
ક્યાં બીજી વાર?

સ્નેહ સમાગમ સુખપુરે ભર્યો આવી આપ્યો અમ દ્વાર;
ઉરના અકથ કૈં ભાવપુવારે ઉરાડી શી રસધાર? રસિકડાં૦

આવ્યાં ન આવ્યાં ન બેઠાં પલકભર ઉડી ચાલ્યાં નિજ દેશ;
અધુરાં ઉણેરાં આતિથ્યો અમ દઇ શું શકીએ વિશેષ? રસિકડાં૦

કૈં કૈં ઉત્કટ અભિલાષાઓ ઉછળી રહી'તી ઉર;
આપલે કૈં વ્હાલાં! થઇ ન થઇ ત્યાં તો આ શાં વિયોગનાં પુર?
રસિકડાં૦

સ્નેહી જનોના વિયોગ હા! વસમા, સમરસિકોના વિશેષ;
કેમ કરી પ્રિય પંખી! ઉચરીએ "સીધાઓ" શબ્દએ લેશ?
રસિકડાં૦

આવજો, માયા રાખજો, મીઠાં! મળજો કો રસસરપાર;
આવજો, માયા રાખજો, ફરી ભેટજો બીજી વાર; રસિકડાં૦

* આઠમી સા પ. વખતે ગાવામાં નક્કી કરેલું ગીત.






લેખક:
રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
સભ્ય, સાહિત્ય સંસદ.

---

**સંક્ષિપ્ત મહાભારત** મુળ સંસ્કૃતને આધારે સરળ ભાષામાં રચાએલું સંપૂર્ણ સંક્ષિપ્ત મહાભારત. (દસ ચિત્રો સાથે).

લેખક: રા. રતિપતિરામ ઉદ્યમરામ પંડ્યા, બી. એ. પ્રકાશક: ગ. જીવનલાલ અમરશી મહેતા, અમદાવાદ મૂલ્ય રુ. ૪–૮–૦.

જ્ઞાનવર્ધક પુસ્તક માળાના ૪૮ માં પુસ્તક રુપે આ સક્ષિપ્ત મહાભારત પ્રગટ થયું છે. આ પુસ્તકથી ગુજરાતી સાહિત્યમાં એક આવશ્યક પૂર્તિ થઇ છે મહાભારતની સંસ્કૃત સાહિત્યમાં અસાધારણ પ્રતિષ્ઠા છે. ભારતને પાંચમો વેદ ગણે છે એટલુજ નહીં પણ "એક તરફ ચાર વેદ અને એક તરફ મહાભારત તેમાં પણ મહાભારત વધે" * એવાંએ અતિ પ્રશંસાનાં વચનો છે. પણ વેદની સાથે સરખામણીની જરુરજ નથી હીંદુઓના સમગ્ર ઇતિહાસ ઉપર મહાભારતે જે અસર કરી છે તે બીજા કોઇ એકે પુસ્તકે કરી નથી એટલું નિઃસંશય. મહાભારતના પ્રશસ્તિકારે ખરુંજ કહ્યું છે.—

धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ।
यदि हास्ति तदन्यत्र यन्नेहास्ति न कुत्रचित्॥
म. १८ अ. ५

મહાભારતે હીંદુજાતિના ધાર્મિક સંપ્રદાયો ઉપર, આચાર વિચાર ઉપર અને તત્ત્વજ્ઞાન ઉપર પણ એટલી બધી અસર કરી છે કે આપણા "ધર્મ, અર્થ, કામ અને મોક્ષની બાબતમાં પણ મહાભારતમાં જે છે તેજ બીજે છે" એ વચનમાં રહેલી અતિશયોક્તિ ક્ષમ્યજ ગણાય.

સંસ્કૃત સાહિત્યમાં પણ મહાકવિ ભાસ અને કાલિદાસથી આરંભી એક પછી કવિઓએ મહાભારતમાંથી પ્રસંગો લઇને કાવ્યો અને નાટકો લખ્યાં છે એ જોઇએ છીએ ત્યારે "આ મહાભારતરૂપ આખ્યાનના આધાર વગરની

---

* एकतः चतुरो वेदा भारत चैतदेकत:।
चतुर्भ्यः स रहस्येभ्यो वेदेभ्योह्यधिकं यदा॥
महा. आ. अ. १.

કોઇ કથા જગતમાં નથી દેખાતી.” તથા “બીજા કવિઓ આ ભારત આખ્યાન ઉપર જીવે છે.”† એ વચનો કેવળ ગર્વોક્તિનાં નથી લાગતાં; પણ સંસ્કૃત કવિઓજ શા માટે બંગાળી, હીંદી, મરાઠી, ગુજરાતી વગેરે દેશી ભાષાઓના સાહિત્યકારોએ પણ આ પ્રાચીન આખ્યાનનો કેટલો બધો આશ્રય લીધો છે?

છતાં પાછળના કોઇ કવિઓ ભાસ અને કાલિદાસ પણ આ પ્રાચીન આદર્શને પહોંચી શક્યા નથી.

આવો અપ્રતિમ ગ્રંથ માત્ર ગુજરાતી જાણનારાઓને સુલભ હોવો જોઇએ એમાં પ્રશ્ન નથી. મધ્યકાલીન ગુજરાતી કવિઓએ મહાભારતને ગુજરાતીમાં ઉતારવાના અનેક પ્રયત્નો કર્યા છે. પછી આ યુગમાંએ પચાસ વર્ષ પહેલાં ભારતાર્થ પ્રકાશ નામથી મહાભારતનુ ભાષાંતર કટકે કટકે પ્રસિદ્ધ થયુ છે. તે પછી આનો આધાર લઇને કે લીધા વગર—અલબત્ત પ્રકાશકો આ બાબતમાં મોટે ભાગે મૌનજ સેવે છે—બીજાં પણ ભાષાંતરો પ્રગટ થયાં છે. ‘સસ્તા સાહિત્ય’ તરફથી મહાભારતના શાંતિપર્વનું સસ્તું ભાષાંતર પણ મળે છે. અને હાલમાંજ મહાભારતના ખિલ પર્વ હરિવંશનું ભાષાંતર તૈયાર થઇ ગયાની ‘ગુજરાતી’માં જાહેર ખબર આવે છે.

પણ આવડો મોટો એક લાખ શ્લોકનો ગ્રંથ સાદ્યંત વાંચવો એ સહેલું નથી. આવડા મોટા ગ્રંથની કીંમતજ ઘણાને ભારે પડે અને જેઓ ખરીદી શકે તેઓ પણ પહેલેથી છેલ્લે સુધી વાંચવાની ફુરસદ ન મેળવી શકે. આ મુશ્કેલીનો તોડ કાઢવા માટે મહાભારતના ટુંકા સાર બહાર પાડવાનો વિચાર સ્વાભાવિક છે.

છેક અગીઆરમા શતકમાં ભારત મંજરી નામથી ક્ષેમેન્દ્રે મહાભારતને ટુંકામાં આપવાનો પ્રયાસ કરેલો. પછી પણ આ જાતના ઘણા પ્રયાસો થયા છે.

રા. ચિંતામણ વિનાયક વૈદે ઇ. સ. ૧૯૦૨ માં મહાભારતનાજ શ્લોકોની ચુંટણી કરીને સંક્ષિપ્ત મહાભારત પ્રગટ કર્યું છે.

ગુજરાતીમાં પણ મહાભારતનો સાર એકજ સામાન્ય કદના પુસ્તકમાં સમાવી દેવાના પ્રયાસો થયા છે. પણ આ પ્રકારનાં જે એક બે પુસ્તકો પ્રગટ થએલાં તે અત્યારે ભાગ્યેજ મળતાં હશે. તેમ એ સાર ખેંચનારાઓ જુની રુઢિના શાસ્ત્રીઓ હતા એટલે નવી સાહિત્ય દૃષ્ટિએ સચવાએલો આ સંક્ષિપ્ત મહાભારતનો ગ્રંથ ખરેખર આદરપાત્ર છે.

મુળ મહાભારત ઇતિહાસ અને કાવ્ય ગણાય છે તેમ ધર્મશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્ર પણ મનાય છે. ક્ષેમેન્દ્ર જેવા જુના કવિઓએ મહાભારતનો સંક્ષેપ કરતાં એના ધર્મશાસ્ત્રરૂપ તથા મોક્ષશાસ્ત્રરૂપ અંશોનો પણ સાર આપ્યો છે. પણ આ જમાનાને ધર્મશાસ્ત્ર કે મોક્ષશાસ્ત્ર તરીકે મહાભારતની ઝાઝી જરુર નથી લાગતી એટલે મહાભારતની સાદી કથાનો સંક્ષેપજ લોકોને જોઇએ છીએ અને એવો સંક્ષેપજ રસથી વંચાવાનો સંભવ છે.

આ સંક્ષિપ્ત મહાભારત એ આવો મુળની કથાનો લેખકે સમજીને ટુંકામાં ખેંચેલો સાર છે. ઉપર ગણાવેલા વૈદ્યના આજ નામના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૭૭]

† अनाश्रित्यैतदाख्यान कथा भुविन विद्यते।
तथा
इदं कविवरैरन्यैराख्यानमुपजीव्यते ॥
महाभारत आदि. अ. २.




## સ્વ. મંછાશંકર વકીલ

તા. ૨૪ મે, ૧૯૨૬ ને દિવસે રા મછાશકર જીવણરામ વકીલ દેવલોક પામ્યા જે જમાનામા ગુજરાતમા ફીરોજશાહ જેવા નેતા અને ગોવર્ધનરામ જેવા સાહિત્યક થયા હતા, તે જ માના ની માનવતાના તે એક સુદર નમુના હતા

તેમણે ઘણા વર્ષો સુધી મુબાઇ ની સ્મોલ કોઝ કોર્ટમાંવકીલાત કરી હતી અને તે અદાલતના કામ ચલા ઉ ન્યા યા ધી શ ઘણીવાર નીમાયા હતા ૧૯૧૧ મા તે વાનપ્રસ્થ થયા

મુબાઇની સ્મોલ કોઝ કોર્ટમા સદ્‌ગત ચિરસ્મરણીય કારકીર્દી મુકી ગયા છે વકીલ તરીકે પણ એમની વ્યવહારિકતા ને સમાધાન વૃત્તિને ભાગ્યેજ કોઇ પહોચી શકે એમ હતુ એમનો અસીલ તથા તેનો વિરોધી બનેને તેમની નિષ્પક્ષપાત ન્યાય વૃત્તિમા અચલ શ્રદ્ધા રહેતી; અને ન્યાયાસનેથી ન્યાય મેળવવા કરતાં સદ્‌ગત પાસે સમાધાન કરાવવાથી લોકોને ફાયદો થતો અને સંતોષ મળતો


સ્વ મુછાશકર વકીલ

વાનપ્રસ્થ થયા પછી એમણે વેદાતનો અભ્યાસ સદ્‌ગત મોનીલાલ મો લીસીટરના સહચારમા આરંભ્યો હતો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૭૯

# સ્વતંત્રતાની દેવી

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૩૨૦ થી]

" એવું છે કે જો આજે કોઇ ઝાનોરગઢને ખડિત બચાવે અને આટલા રજપુતોને કપાઇ તા રોકે તો જતે દહાડે વખત આવ્યે તે કડાને હંફાવે એવુ ડહાપણ હોય તો લોરગઢ બચે "

હીરાદેવીએ ઉતાવળથી પુછ્યુ "શી રીતે ચે ?"

"ડહાપણથી"

"ડહાપણ એટલે ?"

"સમયસૂચકતા"

'આવે રમકડે રમતા કોણે શીખવાડયુ જપુત!"

"રજપુત! કા તને ખબર છે કે મે લોરગઢ હાથ કર્યું છે ? હુ રાજા છુ!'

"હે!

"હા જો મલીકને ઓળખે છે ના? ને આપણે કેદ કર્યો હતો તે તેને હુ આજે ત્યો મે એને ઝાલોરગઢનુ ગુપ્તદ્વાર દેખાડયુ ને તેણે મને રાજ આપવાનું કબુલ કર્યુ છે ડા રજપુતો પોતે મરત ને કીલ્લો ગુમાવત તે કીલ્લો પણ રાખ્યો છે ને રાજ પણ ખ્યુ છે!"

"અરે રજપુત! આ તે શુ કયુ ? ામકહનામી—' એજ વખતે કનકેશ્વરે ડેલીમા I પ્રવેશ કર્યો

હીરાદેવી, જેમ વેગભરી વીજળી ચમકે મ રજપુત તરફ ફરી પણ કનકેશ્વરને જાતા રા થભી ગઇ કનકેશ્વર છેક તેની પાસે ાવ્યો વિક્રમસિહને ઉભેલો જોઇ ને ખચાયો, શુ હીરાદેવીએ તેને આગળ વધવા ઇશારત કરી ?

ક્રોધથી ધ્રુજતા હોઠને દબાવવા ને વ્યથ યત્ન કરી રહી હતી "કેમ? કેમ? મહારાજ શુ સદેશો છે ?"

"અત્યત વિપરીત!"

"શુ?" હીરાદેવીએ અને વિક્રમસિંહે એક સાથે પુછ્યુ

"ભાઇનુ મરાયો'

વિક્રમસિંહ હસી પડયો "ઓ.. હો! એ તો વિશ્વાસઘાતનુ ફળ!"

બ્રાહ્મણે તેના તરફ અર્થવાહી દૃષ્ટિ ફેરવી "એમ ?"

બ્રાહ્મણ કૈંક વધારે કહેવા માગે છે એ હીરાદેવી કળી ગઇ, તેણે બ્રાહ્મણને ફરી પુછ્યુ ' એ સીવાય કૈં ?"

"હા"

"શુ?"

"હમણાજ મુસલમાનો આવશે અને ઝાલોર પડશે"

એક કુદકે હીરાદેવીએ બ્રાહ્મણના હાથની તલવાર ઝુટવી લીધી તેણે તેની ગળચી પકડી, દાત ભીંસીને કહ્યુ "શુ ઝાલોરગઢ પડશે? કાળમુખા! બોલ બોલ, ઝાલોરગઢ કેમ પડે ?"

બ્રાહ્મણ ખડખડાટ હસ્યો ' જેની છાયામા ઉભી છે તે વિક્રમસિહનેજ પુછી જોને!'

હીરાદેવીએ બ્રાહ્મણને છોડી દીધો તેણે વેગથી વિક્રમસિંહ સામે જોયુ 'હાંકોર!

'ઝાલોરને મે બચાવ્યુ છે!"

'બચાવ્યુ છે કે બચાવીને? શી રીતે ?"

"બચાવ્યુ, બચાવ્યુ બચાવ્યુ મલીક મારફત ઝાલોર બચ વ્યુ ડહાપણથી બચા યુ"

કનકેશ્વર હસી પડયો

હીરાદેવીની આખ ફરી ગઇ "રજપુત! તુ મારો ...ધણી નથી, તુ ડાહ્યો છે મારે શુરવીર નરની સ્ત્રી થવુ છે, દેશદ્રોહી!"

તેના દાંતની કડકડાટી સંભળાણી. તેની તલવાર વીજળીની ઝડપે આકાશમાં ઉંચી ગઈ ને વેગથી વિક્રમસિંહ પર પડી. રજપુતે તેને સાવધાનતાથી પોતાની તલવાર પર ઝીલી લીધી. તણખા ઉડયા ને ભયંકર અવાજ થયો.

'અલ્લા હો અ ક બ ર!' દિગન્ત વ્યાપી વિજયી અવાજ ઝાલોરગઢના દૂર...દૂરના મેદાનોમાં સંભળાતો લાગ્યો.

"અ રે રે!" કનકેશ્વર નિરાશ થઈને બોલ્યો; "આવી પહોંચ્યા."

ઝપાટાબંધ ફરીને હીરાદેવીની તલવાર ઉંચે ચઢી ને વજ્રનો ઘા થાય તેમ વિક્રમસિંહ પર પડી તેને જનોઈવઢ કાપી નાખ્યો. તેના ધગધગ વહેતા લોહીમાંથી તેણે હસીને કપાળે તિલક કર્યું ને લોહીવાળી ઉઘાડી તરવારેજ તે બહાર દોડી ગઈ.

# ટ્રેનમાં



[અનુસંધાન પૃષ્ઠ ૩૨૫ થી]

"પેલા અપ-ટુ-ડેટ ગ્રહસ્થ જે તોપની વાતો કરતા હતા તે કોણ હતા?" મે પુછ્યુ

'એ ભાઇ સરકારના સેક્રેટેરીયટમા બહુ મોટા ઓદ્દા ઉપર છે અને ત્રેઢેક હજારનો પગાર કમાય છે બહુ વિદ્વાન માણસ છે"

મારા મનમા વિચાર આવ્યો 'ત્રેઢ હજારનો માસિક પગાર અને તે પણ નામદાર સરકારને ત્યા નોકરીમાંથી! અને મોએ આવા તડાકા!' પણ હુ કૈં બોલ્યો નહીં અને મે પુછ્યુ "અને પેલા જાડા વૃદ્ધ શેઠીઆ કોણ?"

"એ અમારા ગામના નગરશેઠ જેવા છે, બહુ પૈસાદાર છે અને બહુ મોટા સુધારક છે' ખાદીધારીએ કહ્યુ

'હા, એતો એમની વાતચીત ઉપરથીજ જણાતુ હતુ એમની સાથે પેલી નાની છોકરી હતી તે એમનીજ છોકરી કે?"

"નારે ના," પેલા ખદીધારીએ જવાબ આપ્યો, 'એ તો એમનાં ચોથીવારના પત્ની થાય પણ-પણ એ બીચારાને એક બહુ મોટુ દુખ છે ઘરમાં અગીઆર વરસની પુત્રી વિધવા થઇ છે અરે! એ બાબતમા તો એમને વચમા કોરટે પણ જવુ પડ્યુ હતુ એક યુવાને એ વિધવા જોડે પરણવાની ઇચ્છા બતાવી તે ઉપરથી ઉશ્કેરાઇને એમણે એને બહુ માર માર્યો હતો"

"હ! એમ! એવા સુધારાવાળા!' મે કહ્યુ, "અને પેલા તિલકવાળા મહાત્મા કોણ હતા?"

"એઓ પણ અમારા ગામનાજ છે અને સારા પૈસાદાર છે એમણે અમારા ગામમા ધર્મનો પ્રચાર કરવાને માટે ઘણુ ર્ક્યુ છે અને બે ત્રણ મદિરો અને પાઠશાળાઓ પણ બંધાવ્યા છે"

"એ પોતે તો ઘરના સુખી છેને?" મે પુછ્યુ

"નારે ભાઇ, એ બીચારા પણ દુખી છે" ખાદી ધારીએ જવાબ દીધો, "એમના ઘરમાં એક દક્ષિણી નોકરડી છે તેનું ચલણ જરા વિશેષ હોવાથી તે નોકરડી અને શેઠાણીને રોજની મારામારી છે, આખરે કંટાળીને હમણાંજ શેઠ એ નોકરડી અને તેના છોકરાને લઇને નદીપાર જુદા મકાનમાં રહેવા ગયા છે અને શેઠાણી અને તેમના છોકરા ગામની હવેલીમા રહે છે ભાઇ, દુનીઆમા સુખ શોધ્યુએ કયા જડે છે?"

"ત્યારે તમે શુ કરો છો?" મે પુછ્યુ

'ભાઇ! હુ તે કોણ?" પેલા ખાદી ધારીએ દીનતાથી કહ્યુ "પેલા ત્રણ તો મોટા પુરુષો, હુ તો ગાધીજીનો એક સામાન્ય સીપાઇ, પચાસેકની નોકરી હતી તે છોડીને હુ અને મારી સ્ત્રી હમણા તો ગામડાઓમા ફરીને અમારાથી બનતી સેવા લોકોની કરીએ છીએ વળી વચમાં નાગપુરમા વરમેક જેલ ભરી હતી તે પછી વળી એકાદ વખત છએક માસ જેલમા ગાળવા પડ્યા હતા. પણ ભાઇ! મારા જેવા તે બીજુ શુ કરી શકે? મોટા માણસોના જેવી સેવા કૈં મારા જેવા અદના માણસથી થઇ શકે?"

આટલુ બોલીને તે પાછો 'નવજીવન'ની ફાઇલ વાચવામા પડ્યો, હુ પુનઃ ઝોકાં ખાવા મડ્યો

---

## અવિંદનાં આંસુ



[અનુસંધાન પૃષ્ઠ ૩૩૦ થી]

"સલુણાં નેત્રમણિ નમણ઼ ન તારા–મૈત્રકે ઢળતાં,
અજબ આકર્ષણે ધરી જીગરને ખેંચી એ રહી છે;
મીઠા સાકીતણે પ્યાલે, ચડીપુર રોશની ગાલે,
મધુરી ચસ્લની જવાલે, નયન ધરી મીઠી રહી છે.
ન લયબધ્ધ હર ચંપાયાં! હરો કંદપ કાં વાંચાં?
મસ્તીથી નયને મૃદુ ઉલ્લસી સલામી એ નહીં થઈ છે!
નયન મીંચી છબી મૃદુલા પુકારું પાસ ના આવે,
સ્મૃતિ શરદભ્ર છાયાશી શું રેખા શૂન્ય થઇ ગઈ છે!
ક્વચિત જ્યોત્સ્ના મંદી ચમકે સુવર્ણી કાંતિ માધુરી,
સુધા ઢોળા કટોરી એ ઢળી ઉંધી પડી ગઇ છે!
ક્વચિત હા! સાન્ધ્ય સાલુડે કસુંબલડી કીનારીમાં,
મીઠી લાવણ્ય ધારાશી પટાં ચલમાં લપટી રહી છે.
વિધુમુખ કયાં નયન પેલા! કટિ, ઝંકાર નૂપુરનો,
રમત રમતી હજારોએ છબી મીઠી ,ઉડી ગઇ છે![1]

પ્યારા! આને ભ્રમિત મનની ભ્રમણા કહેવી હોય તો કહેજે. આ લયલાનો 'મજનુન' ખરેખર પાગલ છે; આ ઇંદ્રજાળ, આ મોહ ભ્રમણાજ મારું સ્વર્ગ છે; ભલે એ તર્ક વિરુદ્ધ હોય એ મારા તાર્કિક!

એ તારા મૈત્રકની ઝંખા મારી અતૃપ્ત રહી; એ યુગ યુગની મારી તરસ અણછીપી રહી. જાણે મારાં અસ્તિત્વ પરત્વે તે બે પરવા હોય એવી તે દીસતી હતી. ગાડી ચાલીને મારી દૃષ્ટિ ભરાઇ પડી. કયાં? તેની પાછળ મારી તરસતી દૃષ્ટિ ભટકતી હતી; એકાએક ડોકાતી લતાની ઢીકીની કીનારી પર મારી નજર પડી અને તરતજ તેણે દૃષ્ટિ ફેરવી નાખી. પ્યારા અરુણ, એ કીકીઓ મારે માટે તલસતી હશે ત્યારે? શું એ મીઠી નજર મારી ભણી હતી? અરુ, મને કશુ સમજાતુ નથી; પરંતુ, આ અચોકકસાઇ, અનિશ્રય, તર્કવિતર્કમાં શું આશ્વાસનમાં અમી છે! કદાચ તે નજર મારી ભણીજ હતી; કદાચ–પ્યારા! હું કેવું નાદાન બચ્ચું બની ગયો છું!

[1] લખક પોતે

(આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં)

## સ્વપ્નદ્રષ્ટા

—o—

[ અનુસધાન પૃષ્ઠ ૩૩૪ થી ]

"પછી ?" મોહન પારેખે પુછ્યુ

"આજે એમને ખાત્રી થઇ કે તમારા 'ઝહાળો' કૈં કરવાના નથી ફીરોજશાહે ચોખ્ખુ કહી દીધુ કે કૈં પણ જાતનુ સમાધાન કરવુ નથી શુ થઇ થઇને થવાનુ હતુ ? સદુભાઇ! તમારા wouldhave-been (થયા હોત તે) સસરાએ મરસ ભાષણ કર્યુ કૈં પણ નબળાઇ બતાવવી નહીં એણે કહ્યુ કે ઝહાળ પક્ષનો મુદ્દો સામ્રાજ્યની મહાર સ્વાધીનતા મેળવવાનો છે"

"હા, છે, છે" નારણભાઇએ કહ્યુ

"સાભળો તો ખરા" કેરશાસ્પે કહ્યુ

"એટલે એ લોકોને પગ પકડીને કોંગ્રેસની બહાર કાઢવા"

'કાઢ તો ખરો, બેગજી' નારણભાઇને ધમકી આપી

"એમ કર્યા વગર એ લોકો ઠેકાણે નથી આવવાના"

"જોઇશુ, જોઇશુ–" નારણભાઇએ ગુસ્સામા કહ્યુ

"હવે મળ્યુ હાંકતો બધ રહે ને' મગન પડ્યાએ નારણભાઇના વાસા પર એક ધબ્બો મારી ચુપ રહેવા સુચવ્યુ

"માત્ર લાલાજીને લીધે એ લોકોને સમાધાનવૃત્તિ બતાવવી પડે છે"

"એ માળો પજાબી ઉસ્તાદ છે મોહન પારેખે કહ્યુ

"મને લાગે છે કાયે મધો ઝહાલ પક્ષ ઢળી જવાનો તિલક ને ખાપરડે તો થાકી રહ્યા છે"

"એકજ રસ્તો મને દેખાય છે" સુદર્શન જે અત્યાર સુધી મુગો રહ્યો હતો તે કપાળ પરથી કરચળીઓ હાથવતી લુછવાનો પ્રયત્ન કરતાં બોલ્યો

"શુ ?" પારેખે પુછ્યુ

"સમાધાન થવાન્ દેવુ નહીં" સુદર્શને સખત હોઠ ભીડી કહ્યુ.

"સદુભાઇ! એ કહેવુ સહેલ છે તમે લાલાજીને ઓળખતા નથી" કેરશાસ્પે કહ્યુ

"ને તિલક ખાપરડે"–મોહન પારેખે કહ્યુ

"જુઓ" સુદર્શને આગળ આવી કહ્યુ, "શિવલાલ શ્રીયુ ગોખલેની તહેનાતમા છે શિવલાલ! ગમે તેમ કરી અબ્બાલાલને ફીરોજશાહ ની તહેનાતમા સ્વયસેવક તરીકે ગોઠવી આપ"

"કેમ કરીને ?"

"ત્યા પેલો તારો દોસ્ત નરોતમ છેને તેને બદલે—"

"વારુ પછી ?"

"લજપતરાય પાસે મોહનપારેખ તો છેજ ને પારેખ મને ને પડ્યાકાકાને તિલક ખાપરડેની તહેનાતમા મુકી આપશે"

"પછી શુ ?" મોહન પારેખે આતુરતાથી પુછ્યુ

"સંદેશા કોણ લઇ જશે લાવશે ? આપણેજ ને–પછી તો 'મા'નું ભાવિ"

"આબાદ કહી' કેરશાસ્પે તાળી પાડી, "શાબાશ દોસ્ત આ પ્રમાણે જો આપણે કરીશુ તો કોઇ દહાડો સમાધાન થવાનુ નથી ને હુ ને નારણભાઇ કૂપમા ચાલ્યા આખી રાત છે જોઇએ કયો મવાળી બોલી શકે છે" એક પલ વાર બધા એકમેકની સામે જોઇ રહ્યા

"મે નહોતુ કહ્યુ કે આપણું મંડળ શુ નહીં કરી શકે ?" નારણભાઇએ કહ્યુ. "શિવાજી મહારાજકી જય"

"સદ્‌ભાઇ!" મોહન પારેખે ખભે હાથ મુકી કહ્યું.

"તમારી યોજના મારે ગળે ઉતરી. હવે જોઇ લો."

## ૫

સુરત શહેરમાં ચિંતાએ વાસો કર્યો હતો. શુ થશે એ ખ્યાલે બહાદુર હૈયાં કાંપવા લાગ્યાં. આખી રાત મસલતો ચાલી. કંપે, કંપે વાગ્યુદ્ધ થયાં.

લાલા લજપતરાય સફાળા આઠ વાગે ઉઠ્યા. બે વાગતા સુધી તિલક ને અરવિંદ બાબુ સાથે એણે મસલત ચલાવી હતી. એ પોતે મવાળ હતા અને છતાં ઝહાળ પક્ષના આદર્શો સમજી શકતા હતા. બન્ને પક્ષ કોંગ્રેસમાં રહે એ તેનો મુદ્દો હતો

એ મુદ્દાથી તે આ બધી મહેનત કરતા હતા. આખરે એમણે તિલક, ખાપરડે ને અરવિંદબાબુ પાસે એટલું કબુલ કરાવ્યું કે જો કલકત્તા કોંગ્રેસના ચાર ઠરાવો તે ને તે સ્વરુપે રહે તો ઝહાળ પક્ષે પ્રમુખની ચુંટણીમાં સંમત થવુ. હવે માત્ર એકજ સવાલ રહ્યો—ચાર ઠરાવોના સ્વરુપનો.

જેવા લાલાજી ઉઠ્યા તેવી તેની નજર મોહન પારેખ પર પડી. દાતણપાણી લઇ તે હાજર હતો. લાલાજી હસ્યા ને કહ્યું "Thank you" આ માણસ ... કામ કરતો હતો? રાતના તેને ઉંઘાડી ... ને તેના ઉઠતાં પહેલાં તો હાજર હતો.

"ચા ... મે તો."

"હાજર ... તો."

મોઢે દોડતો ચહા ... મોહન પારેખ હસતે પીધી ને કપડાં પહેર્યાં ... લાલાજીએ ચહા ...

"ગાડી મંગાવી ...યાં.

"જી હમણાં ... છું." થોડીવારે મોહન પાછો આવ્યો. "ગાડી મગાવવાનું કહ્યું છે."

પાંચ–દશ–પંદર મીનીટ ગઇ. આઠ વાગ્યા. લાલાજી અધીરા થયા. મોહને પાંચ સાત વખત દોડાદોડ કરી પણ ગાડીનો કૈં પત્તો ખાધોજ નહી.

"કોને મોકલ્યો છે?"

"એક સ્વયંસેવકને. ઉભા રહો હું લઇ આવું" કહી મોહન પારેખ ત્યાંથી નીકળ્યો. એના મોઢા પર જરાક સ્મિત હતું. નવ વાગતા પહેલાં ગોખલે પાસેથી ઠરાવ લઇ આવવાનુ લાલાજીએ તિલકને વચન આપ્યું હતું લગભગ સવાઆઠ વાગવા આવ્યા હતા. મોહન પારેખ રસ્તા પર ગાડી શોધવાને બદલે નીરાંતે એક ઝાડ નીચે જઇ બેઠો.

લાલાજી અકળાયા. મીનીટપર મીનીટ જતી હતી, અને કોઇ ગાડી લાવતુ નહોતુ. શું થયું ! તે પોતે એક પંજાબી મિત્ર સાથે બહાર નીકળ્યા. સાડાઆઠ થયા હતા.

પારેખે લાલાજીને નીકળતા જોયા, અને ત્યાંથી દોડયો. થોડેક જતાં એક ગાડી હાથ લાગી. તેના પર ચઢી તે સામે આવ્યો.

"ગાડી મળતાં ઘણીવાર થઇ" તે બબડયો.

"હરકત. નહીં મી૦ ગોખલેને ત્યાં જવાદો."

કહી લાલાજી ગાડીમાં બેઠા.

સુરતી ઘોડાને સમજાવતાં સમજાવતાં તોબા થઇ પણ નવમાં દસ કમે લાલાજીને તે ગોખલેને ઉતારે લઇ આવ્યો. શિવલાલ શ્રાફ બારણા આગળ સ્વયંસેવકના પોષાકમાં હાજર હતો. લાલાજી આગળ ને મોહન પારેખ પાછળ, બન્ને પગથીઆં કુદતા ઉપર ચઢયા. લાલાજી અંદર ગયા ને મોહન પારેખ શિવલાલ સાથે બારણાં આગળ ઉભો રહ્યો.

"કેમ શું ચાલે છે?" શિવલાલે હસતાં હસતાં કહ્યું.

"લાલાજી તિલકને સમાધાનનો સંદેશો લઈ નવ વાગે મળવાના છે."

"પણ નવ તો વાગ્યા."

"શું કરીએ? આ સુરત શહેરમાં ગાડીજ ન મળે. shame (શરમ)!" કહી મોહન હસ્યો.

ઘડીઆળમાં નવના ટકોરા થયા.

"પહેલો દાવ તો સફળ થયો" તેણે ધીમેથી શ્રીફના કાનમાં કહ્યું.

એટલામાં એક વોલંટીઅર દોડતો ઉપર આવ્યો.

"શું છે?"

"સીંધી કેંપમાં એક ડેલીગેટ મરવા પડયો છે. ઘડી સાયત છે. કેંપમાંથી બધા કહાવે છે કે કોંગ્રેસ મોડી ભરવી પડશે."

"ઠીક. હું ગોખલેને કહી દઈશ. પણ એ કામ તો ત્રિભોવનદાસ માલવીનું. તેને કહેવા જાઓની. અહીંઆ શું આવ્યા?"

"ત્યાં જવું પડશે?" પેલા સ્વયંસેવકે પુછ્યું.

"હાસ્તો," પેલો સ્વયસેવક દોડતો ચાલ્યો ગયો.

"પારખ ત્યારે નીરાંત થઈ."

"કેમ?"

"હવે લાલાજીને કેંપમાં લઈ જા."

"આ મરવા પડયો તેમાં?"

શ્રીફ પોતાના મિત્રની જડસાઈ પર હસ્યો. "પારેખ થયું છે શું? સીંધ એટલે પંજાબ—એમાં શો ફેર? ને પંજાબ કેંપમાં કોઇ મરવા પડે તો લાલાજીને ગયા વગર ચાલે?"

"શિવલાલ!" અંદરથી નામદાર જગમોહનલાલનો અવાજ આવ્યો.

"જી" કહી શિવલાલ અંદર ગયો.

ગોખલે, લાલજી ને જગમોહનલાલ વાત કરતા હતા. ગોખલેએ શિવલાલને કહ્યું: "કાલે રાતના ઠરાવોનો ખરડો તમે પ્રેસમાં આપ્યો છે ને?"

"જી, હા."

"હમણાં, ને હમણાં જઈ તેની નકલ મી. તિલકને પહોંચાડવો."

"ને તાકીદે" જગમોહનલાલે ઉમેર્યું.

"હમણાં સાહેબ"

"તરત" લાલાજીએ ઉમેર્યું: "હું પણ હમણાં તિલક પાસેજ જાઉં છું." લાલાજી ઉઠયા.

ઘડીઆલમાં નવને દશ થઈ હતી.

લાલાજી આવ્યા ને પારેખ સાથે દાદર ઉતર્યા.

"લાલાજી! પંજાબ કેંપમાંથી આપને તેડવા આવ્યું હતુ" પારેખે કહ્યું.

"કેમ? મને?"

"જી હા. કોઇ પંજાબી ડેલીગેટ મરવા પડયો છે ને આપને બધા બોલાવે છે બધા નેતાઓ ત્યાં છે."

"કોણ હશે?" લાલાજીએ ગાડીમા બેઠેલા પંજાબીને પુછ્યું.

"કોણ જાણે" તેણે કહ્યું.

લાલાજી ગાડીમાં બેઠા.

"સાહેબ ગાડી કયાં લઉં?" પારખે હાંકનારની બાજુ પર બેસતાં કહ્યું.

"પંજાબ કેંપ" લાલાજીએ કહ્યું.

મોહને ઘડીઆલ કાઢી. સવાનવ થયા હતા. તેના મોંઢા પર ન સમજાય એવું હાસ્ય હતું.

શિવલાલ શ્રીફ પ્રેસમાં જવા નીકળ્યો. અનેક કોંગ્રેસની ગાડીઓ હતી છતાં ધીમેધીમે ચાલીને અજબ રીતે તે નાનપરામાં કેરશાસ્પને ઘેર આવ્યો. ધીમેથી નાહ્યો, જમ્યો ને કપડાં

પહોર્યો અગીઆરના ટકોરા થયા આસ્તે કદમ તે પ્રેસ તરફ જવા લાગ્યો

૬

તિલક મહારાજ ને ખાપરડે હરીપુરામા બેઠાબેઠા ચિતા કરતા હતા

ફીરોજશાહ ને ગોખલે એટલે મુંબાઇ ને પુનાના—એટલે હીંદના—પ્રતિષ્ઠિત નેતાના સર્વાધિકારીઓ, ફીરોજશાહ એટલે કોંગ્રેસના ને જાહેરજીવનના સૂત્રધાર, ગોખલે એટલે સુરેદ્રનાથ ને લજપતરાયના વિશ્વાસુ મિત્ર—નીખાલસના ને સૌજન્યની મૂર્તિ, સુરત એટલે ફીરોજશાહનુ ઘર, અને આખા હીંદમા પોતે, ખાપરડે ને અરવિદ ત્રણ તોફાનીઓ, ડીંગલબાજ, કોગ્રેસના વિધ્વસંક—આ બધા વિચારોની પર પરાથી તલક ગભરાઇ ઉઠ્યા

તિલક મહારાજના રાજકીય જીવનમા બે ધ્રુવ, સરકારનો વિરોધ ને અગત સુખની બે પરવાઇ કાર્ય કરતી વખતે આ બે ધ્રુવ પર નજર છતા તેનુ મન ડગમગતુ આવો ડગમગાટ તેને બે દિવસથી સતાવતો હતો સો પુનાના, સો નાગપુરના ને પચાસ બગાલના, ને બહુ બહુ તો સો મુબાઇ ને ગુજરાતના પ્રતિનિધિઓ પર તેમનો આધાર હતો સામા પક્ષમા પદરસો પ્રતિનિધિ ચુનદા નાયકો, પાર્લામેંટના અગ્રેજી પત્રકારજીવનના પ્રતિનિધિઓ, ફીરોજશાહનુ મુત્સદ્દીપણુ, ગોખલેની ન્યાયવૃત્તિ, સુરેદ્રનાથનુ વાગ્પાટવ

શુ થશે ?

માત્ર ઝહાળ પક્ષની આબરુ રાખવા કલકત્તાના ચાર ઠરાવ રહે તો બસ હતુ પણ તે કેમ રહે ?

જે સુરેદ્રનાથે એ ચાર ઠરાવો કરાવ્યા તે અત્યારે પ્રતિપક્ષી થઇ બેઠા હતા

શુ કરવુ ?

તેની ડાબી આખ પલેપલ ઉઘાડ દે થઇ રહી તેનુ મો અધીરાઇથી પાન ચાવી રહ્યુ સાડા આઠ વાગ્યા હતા

મોતીલાલ ઘોષ—કલકત્તાના પ્રથમ ઝહાલ ને અરવિદ બાબુ આવી પહોચ્યા ક્યા સુધી બધાએ ચિતા કરી દોઢ વાગે કોંગ્રેસ મળવાની હતી—અને ઘડીયાળ ઝપાટાબધ ચાલતી હતી

અરવિદબાબુના મુખ પર નિરાશાની શાતિ હતી લાભાલાભૌ જયાજયૌ ની તેને પરવા નહોતી હારીશુજનેઃ આ શાતિથી તિલક મહારાજ કચવાતા જયના તલસાટ વિનાનો ઉત્સાહ તે સમજતા નહોતા

પોણાનવ થયા બધાએ ઘડીયાળ સામે જોયું લાલાજી હજુ આવ્યા નહીં ક્યા તો તેણે વિષ્ટિનુ કામ છોડી દીધુ કે ક્યા તો ગોખલેએ સમાધાન વૃત્તિ છોડી દીધી શુ થયુ ? કેમ આવ્યા નહીં

મીનીટ કાંટો ધીમેધીમે—ધણોજ ધીમે આગળ વધ્યો નવમા દશ કમ—આઠ કમ પાચ કમ ગાડીનો ધડધડાટ સાભળાયો બધા વાત કરતા મુગા રહ્યા

' જુઓની કોણ છે" ખાપરડેએ સુદર્શનને કહ્યુ સુદર્શન બહાર જઇ આવ્યો "કોઇ નથી એ તો સ્વયમેવકો આવ્યા છે"

"લજપતરાયને શુ થયુ ?" મોતીલાલ ઘોષે કહ્યુ ઘડીઆલ વગડી—નવ ટકોરા થયા "Lajpatrai has failed (લજપતરાયનુ કૈં વળ્યુ નહીં)" અરવિદ બાબુએ કહ્યુ

' શુ કરીશુ ત્યારે ?' તિલકે પુછ્યુ

"युद्धस्व विगतज्वर ।" જરાક હસીને અરવિદ બાબુએ કહ્યુ

સુદર્શન ને મગન પડ્યાએ સતોષના સ્મિતથી એક બીજાની સામે જોયુ

"એક કામ કરીએ, છેલ્લો ઉપાય છે" મોતીલાલ ઘોષે કહ્યુ

"શો ?"

"સુરેન બાબુને મળીએ એને હાથ પર લઈએ"

"એ નહીં માને" તિલકે કહ્યુ

"એ તો હવે પોલીસ સુપ્રીટેન્ડટેના મિત્ર છે' અરવિંદ બાબુએ શાન્તિથી કહ્યુ

"છતા હુ ને તમે બે જઈને નમીએ તો સુરેન બાબુ ના કહે નહીં," ઉસ્તાદ વૃદ્ધ મોતી લાલે ત્રીશ વર્ષનો સુરેન્દ્રબાબુનો અનુભવ દર્શાવ્યો

"ચાલો ત્યારે" ખાપરડેએ કહ્યુ ને બધા ઉઠયા મગન પડ્યા અને સુદર્શન ગાડી લઈ આવ્યા ને ચારે જણ તેમા બેઠા હાંકનારની જોડે મગન પડ્યા ને સુદર્શન બને બેઠા

જ્યારે તે સુરેન્દ્રનાથ બેનરજીને ઉતારે પહોચ્યા ત્યારે પોણા દસ થયા હતા ચારે ઝહાળ નેતાઓ અદર ગયા, બહાર મગન પંડ્યા ને સુદર્શન ઉભા રહ્યા

"પડ્યા કાકા! સાડા દસ થયા બધુ કામ અત્યાર સુધી તો ઠીક ચાલ્યુ છે"

"મને લાગે છે કે મોહનભાઈએ કે ઉસ્તાદી લગાવી ખરી"

"જોઈએ" સુદર્શને કહ્યુ

દસને ચાલીસે ચાર ઝહાળ નેતાઓ બહાર નીકળ્યા સુરેન્દ્રબાબુ તેમને વળાવવા આવ્યા તેને બોબરે શ્વાટે તે બોલતા હતા "માલવી પાસે જાઓ એ ચેરમેન છે કે રસ્તો કાઢશે'

"પણ તમારા પર અમારો ભરોસો છે"

"બીલકુલ ગભરાશો નહીં"

ચાર ઝહાળ નેતા પાછા ગાડીમા બેઠા ને ત્રિભોવનદાસ માલવીને ત્યા ગાડી લઈ જવાનો હુકમ કર્યો ગાડી ચાલી એટલે મગન ને સુદર્શને અંદર શુ વાત ચાલતી હતી તે સાભળવાનો પ્રયત્ન કર્યો વાત ચાલતી હતી તે ઉપરથી તે એટલુ સમજ્યા કે કલકત્તાના ચારે ઠરાવો તે ને તેજ સ્વરુપે રાખવા એ સુરેંદ્રનાથને કબુલ હતુ જો તેમ થાય તો રાશબિહારી ઘોષને સર્વાનુમતે પ્રમુખ થવા દેવાને ઝહાળ નેતાઓએ કબુલ કર્યું હતુ,—માત્ર પ્રમુખની ચુટણી વખતે લાલાજીને પ્રમુખ બનાવવાની ઈચ્છા કેટલાકની હતી એમ ઉલ્લેખ કરવાનો હતો પણ ઠરાવ તેના તજ રહેશે એની શુ ખાત્રી ! ગોખલેને ત્યા જવુ તો નકામુ હતુ, કારણ કે લાલાજી પાછા નહીં આવ્યા એટલે તે તો સમાધાનની વિરુદ્ધ હોવાજ જોઈએ

ત્રિભુવનદાસ માલવી અત્યારે સત્તાધીશ હતા તેજ કૈંક ખાત્રી આપે કે અપાવી શકે

સાડા અગીઆર વાગે માલવીનુ ઘર આવ્યુ સુદર્શન ઉપર પુછવા ગયો

એક છોકરાએ કહ્યુ કે માલવી પૂજામા બેઠા છે એટલે હમણા મળી શકે એમ નથી

સુદર્શનના મુખ પર વિજયનો હર્ષ હતો

"માલવી તમને મળી શકે એમ નથી"

'કેમ ?" તિલકે પુછ્યુ

"પૂજામાં બેઠા છે ?"

"ક્યારે ઉઠશે"

"કહેવાય નહીં કોંગ્રેસ શરુ થતા પહેલા મળાય એમ નથી"

તિલક મહારાજના મુખ પર ખેદ છવાઈ રહ્યો અરવિંદ બાબુ હસ્યા

"હવે જે થાય તે ખરુ" હાથમાનો ડોપટાનો છેડો જોરથી પકડતા ખાપરડેએ કહ્યુ, "આપણી જોખમદારી પુરી થઈ'

"હા" તિલક મહારાજની આખ ઉઘાડ દે ઘણાજ જોરથી થતી હતી સવાબાર વાગે તિલક ઉતારે ગયા એક વાગે તો કોંગ્રેસ મળવાની હતી "પણ થશે શુ ?" તેના મુખ પર અપાર ચિંતા હતી

# પ્રકરણ ૧૨ મું

## કેકીની કલબનું નવજોત

૧

મુબાઇમા ૨૨ મી ડીસેંબરની સાંજે કેકી રુમ્મ ચોપાટી પર ફક્કડાઇમા ફરતો હતો.

ગ્રીક મીનર્વા સશસ્ત્ર ને સજ્જ જન્મી કહેવાય છે. કેકી પણ ફ્લાટીનની પાટલુન, સફેત બુટ, ઉપલા બટન વગરનું ખમીસ ને રેકેટ સાથે–સંપૂર્ણ ને સુસજ્જ ટેનીસ રમનાર–જન્મી પડેલો એમ ઘણા માનતા. કોઇ પણ વખત આ બધી શોભા વગર તે રહે છે એ કલ્પવું ઘણાને અશક્ય થઇ પડતુ અત્યારે પણ તે તેવાજ ઠાઠમા હતો. તેનુ માથુ ઉઘાડું હતુ. તેના ગુચળાવાળા જુલ્ફા જાણે કપાળ પર ચોંટાડ્યા હોય તેમ લાગતા; એ જુલ્ફાથી લોકો મોહ પામતા અટકે તો તેમના શ્વાસોચ્છ્વાસ અટકી જાય એવી કૈં તેની માન્યતા હતી તે સાધારણ રીતે ટોપી પહેરતોજ નહીં. થોડીથોડીવારે તે રેકેટને પગ પર ઠોકતો

જે ક્રિયાને સામાન્ય જનતા 'વિચાર કરવુ' કહે છે તે તેના મગજમા ચાલતી હોય એમ સ્પષ્ટ દેખાતુ આ ક્રિયામા તે પ્રવીણ નહોતો એ તો સ્પષ્ટ દેખાતુ તેને 'કંટાળા'નોજ મરજ થયો હતો

એ મરજ ઘણોજ જાણીતો છે ને ઘણીવાર ઘણ માણસોને થાય છે એનુ મુખ્ય લક્ષણ એ છેઃ દર્દી "હું શુ કરું? શુ કરું?" એ સવાલ પુછ્યા કરે છે, અને કોઇની અને નહીં ફાવે તો પોતાની ડોકી મરડી નાખવાની તીવ્ર ઉત્કંઠા તેને થયા કરે છે. આ લક્ષણો કેકીમાં સ્પષ્ટ રીતે દેખાતાં

કેકી પૈસાવાળો હતો; હોંશીઆર હતો; રુપાળો હતો; ઘરડી માના હાથ નીચે ઉછરવાથી સ્વચ્છંદી સ્વભાવનો હતો; બાપને અભાવે કોઇની પરવા વગરનો હતો, અને મુંબાઇની લહેરોમાં પચી રહેલો રસિક હતો. એને આ દર્દ કોઇ દહાડો લાગુ પડયું નહોતુ. હમણા તે લાગુ પડતાં તે ગુંચવાઇ ઉઠયો હતો.

તેણે ધાર્યું હતુ તેમજ પરીક્ષામાં તો તે નપાસ થયોજ. તેની કૈં તેને ચિંતા નહોતી. પણ કોલેજ બંધ થતાં આ રોગ પેસવાનું તેને એકજ કારણ લાગ્યું. પહેલા દિવસના ચાર પાંચ કલાક 'નામદાર'—સુલોચનાની સોબતમાં તે ગાળતો. કોલેજ બંધ પડયા પછી તેની સતત સોબત વિના નિર્બલ પડેલા શરીરમા આ રોગના જંતુઓએ ઘર કર્યું લાગતું હતુ

કોઇની સાથે ફરવા જવાની તો જગમોહનલાલે સુલોચનાને બંધી કરી હતી પણ અવાર નવાર તેઓ ટેનીસ રમવા ભેગા થતાં પણ તેથી સતોષ થતો નહોતો પેલા ગમન દલાલે પણ ટેનીસનો શોખ કેળવવા માંડયો હતો; અને હમેશા તે રમવા સાથે થતો. "That brute of Bania!" (આ પેલો વાણીયો–જાનવર) કેકી બબડયો.

કેકીને એક વાત બધાથી વધારે સાલતી. તે 'નામદાર'ને ખુશ કરવા આટલી મહેનત કરતો પણ તેની જોડે મૈત્રી ગાઢ થવા પામતી નહીં. સુલોચના હસતી, બોલતી, વખાણ કરતી; પણ છતાં દૂરની દૂર–ગમન જોડે રહેતી તેમજ–રહેતી. નામદાર તેનીજ 'friend' મિત્ર કેમ થાય એ મોટા પ્રશ્નનો તે વિચાર કરી રહ્યો હતો. એકદમ તેણે સાંભળ્યું કે ગમન દલાલ સુરત કોંગ્રેસમાં ગયો. જીવનભરમાં તક ન મળે એવી તક મળી. 'That's good' (સરસ થયું) તેણે પગ પર રેકેટ પછાડતાં કહ્યું.

"what a useful congress!" (કેવી ઉપયોગી કોંગ્રેસ) તેણે આ તકનો લાભ લેવાનો નક્કી કર્યું. અને ખાસ સંદેશો મોકલી 'નામદાર'ને ચોપાટી પર બોલાવી હતી.

ક્યારનો તે આવતી ગાડીઓ તરફ જોતો હતો. હજુ સુલોચના કેમ નહો આવી ?

એટલામાં તેની ગાડી દેખાઇ ને વિદ્યુલ્લેખા સમી સુલોચના ગાડીમાંથી ઉતરી તેના તરફ દોડી. ઉંચી, છાંટી, છટાદાર સુલોચના દહાડે દહાડે મોહક થતી જતી હતી. તેના મુખ પર ઉગતી જુવાનીની લાલાશ ભભુકતી હતી; અને તેના અંગનું લાલિત્ય ડગલે ડગલે નીતરી રહેતુ તેનામાં હીંદુ છોકરીનો ગભરાટ નહોતો, પારસી છોકરીના આગળવેડા નહોતા. કોલેજના છોકરાઓ જોડે હળીતાંમળતાં તેનુ શરમાળપણુ જતુ રહ્યું હતુ; પણ તેના અલીઆની સ્વભાવને લીધે ગૌરવશીલ અતડાપણું તેણે કેળવ્યુ હતુ. તોરી તે હતીજ; અને તોર ઢાંકવાને તે કદી તરદી લેતી હોય તેમ દેખાતુ નહોતુ.

તેને આ ફક્કડ પારસી ગમતો, અને તેણે મોકલેલા ખાસ સદેશાથી તે જરા ઉત્સાહમાં આવી ગઇ હતી. કેકી એટલે ગમ્મત. એના વાણી એને ગમતી હતી. એની રીતભાત ગમતી હતી. એની રમત રસભરી હતી. મજાહભર્યા પ્રસંગો ઉભા કરવામાં તે એક્કો હતો એની બાબતમાં તોફાનનો અનુભવ મળતો કેટલીએ વાર કોર્નેલીઆમાં, મોન્જનીમાં કે એને ત્યા એની સાથે તે ચહા પર ગઇ હતી. કેવી તેમાં ગમ્મત, કેવી વાતો, કેવી ચમક, કેવી મજાહ! દિવસોના દિવસો સુધી તેનો નીશો તેને ચઢેલો રહેતો. અત્યારે પણ એવાજ કૈં પ્રસંગ માટે તે મળવા માંગતો હશે. એની સાથે જીવન—એટલે ગમ્મતની અવધી!

"હલ્લો કેકી! સાહેબજી"

"જી નામદાર!" છાતી પર હાથ રાખી. કૃત્રિમ નમ્રતાથી હસતે મોંઢે નમન કરતાં કેકીએ કહ્યું. "બંદો હાજર છે."

"કેમ શુ કામ છે? મારે જવાની ઉતાવળ છે."

"એમ?" કેકીએ સાથે સાથે ચાલતાં પુછ્યું; "મને લાગ્યું કે આપણને નીરાંતે કલાક મળશે. ઠીક. મારે એક તમારી પાસે favour (મહેરબાની) માંગવી છે."

"શી?" ચમકતી આંખે હસતાં સુલોચનાએ પુછ્યું.

"મારે તમને એક પાર્ટી આપવી છે."

"પાર્ટી!" સહ્ય સુલોચનાએ કહ્યું; "શા સારું."

"ઘણા દહાડા થયા આપણે મજાહ નથી કરી. મજાહ—પાંચ પદર મીનીટની નહીં; પણ પાંચ પંદર કલાકની Not drops-but tons (ટીપાબંધી નહી પણ ટનબધી)"

ક્યારે?

"હમણાં."

'Impossible' (અશક્ય)

"કેમ?"

"હું પપા ને મમા જોડે સુરત જવાની છું"

"સુરત ગયું જહાનમમાં" કેકીએ ક્યવાસ્ને રેકેટ પગ પર પછાડતાં કહ્યું.

"તે કેમ જાય? પછી કોંગ્રેસનું થાય શું?" જરાક મજાકમાં સુલોચનાએ કહ્યુ.

"તે પણ જાય દોજખમાં. you can't go (તમારાથી જવાયજ નહીં.) કે પણ કરીને રહો."

"પણ છે શુ?"

"'કેકી કલબ'નું ઇજન છે."

"'કેકી કલબ' શુ!" હસીને સુલોચનાએ પુછ્યું.

"આય હું કેકી" હસીને કેકીએ કહ્યું; "તેની એક કલબ: તેનો પ્રેસીડંટ હું, સેક્રેટરી હું."

"ને મેંબર—"

"તે પણ હું. ને જ્યારે જોઇએ ત્યારે ઓનરરી મેંબરો વધે ને ઘટે."

સુલોચના હસી "તેનું શુ છે?"

"તેનું નવજોત છે?" કેકીએ હસીને કહ્યુ. સુલોચના પણ ખુબ હસી. "પપાને કહીદોની કે મારા મિત્રાની પાર્ટી છે.

"એમ કે માને કે? એક વાત હોય તો બને. કોઇ છોકરીને બોલાવો છો?"

"હું" કેકીએ પળવાર વિચાર કર્યો; "મેરાં કલાર્ક છે. મારી સગી છે ઇંદરમાં છે. તમે નહીં ઓળખતાં? તેને ને તેના ફ્રેંડ રુસ્તમ પહેલવાન બંનેને બોલાવીશું."

"પપા એમ નહીં માને."

"શું કરું મને પપા નથી નહીં તો કયારનો મનાવતાં શીખતે નામદાર! કૈં તો રસ્તો કાઢો." કેકીએ નિરાશાથી યાચના કરી.

"એક કામ કરે તો પપા માને."

"શું!"

"તમે પ્રોફેસર કાપડીઆને ઓળખો છો?"

"હા, એ Old ass (ઘરડા ગધેડા) ને કોણ નહીં ઓળખે?"

"તમને ખબર છે? એ Old ass મારી જોડે Love (પ્રેમ)માં છે." હસીને સુલોચના બોલી.

"By Jove!" કેકી બોલ્યો. "શુ કહો છો?"

"એટલે મને સાચવવા એ અમારે ઘેર રહેશે. ને એ હશે એટલે પપા મને એકલી અહીંઆં રહેવા દેશે. પણ પાર્ટીમાં આવવાની મુશ્કેલી તો રહેવાનીજ."

"તે શું કામનું?" થોડીવાર નિરાશાની જનુનમાં ઝુલ્ફાંમાં આંગળીઓ નાખી તેણે ફેંદવા માડ્યાં. થોડીવાર બંને મુંગા રહ્યાં. એક વિચાર આવવાથી કેકીએ હરખમાં પગ ઠોકયો. "પેલા idiot માર્તંડકરને બોલાવું. ઘણી વખત છાનોમાનો મારી કલબમાં આવી ગયો છે. કાપડીઆની કોલેજમાં સંસ્કૃતનો લેકચરર છે."

"Splendid!" સુલોચનાની આંખો ચમકી; "માણસ તો સારા છેને?"

"અરે, હા! ગયે મહીને મારી પાસે બસેં રુપીઆ ઉછીના લઇ ગયો છે"

"સરસ! ત્યારે આપણે પરમ દિવસે પાર્ટી નહીં રખાય?"

"પરમ દહાડે! એમાં શુ? પણ—"

"૨૪ મી હોય તો પપાને કહી શકું કે કોંગ્રેસ પહેલાં સુરત આવી પહોંચીશ."

"હા, એ પણ ઠીક છે."

"ગમન છે કે?" જરાક તોફાની આંખોએ સુલોચનાને પુછ્યું.

"એ તો કાલે સુરત મુઓ" કેકીએ તિરસ્કારથી કહ્યું સુલોચના પલવાર આ ફાંકડા જુવાન તરફ જોઇ રહી. એની જોડે કેવી મજાહ પડે છે?

"ઠીક. ત્યારે હું કાપડીઆને ત્યાં જાઉં. પણ પેલા માર્તંડકરને કાલ સવાર પહેલાં નોતરું મળવું જોઇએ."

"Certainly (જરુર) સાહેબજી" કહી રુપે સુલોચના જોડે શેકહેંડ કરી. માત્ર શેકહેંડ નહીં પણ જરાક લાંબો, જરાક ઊર્મિભર્યો હસ્તમેલાપ.

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

——:o:——

## વનમાળાની ડાયરીમાંથી

[અનુસધાન પૃષ્ઠ ૩૩૮ થી]

તા ૮ ઓક્ટોબર ૧૯..

નવો નાટક પડવાને હવે અઠવાડીયુંજ રહ્યું. હમણાં તો ધમધોકાર તૈઆરીઓ ચાલે છે ને કોઇને એક મીનીટની ફુરસદ હોતી નથી. મારો પાર્ટ મુખ્ય નાયિકાનો છે. મારે માટે કરાવેલાં કપડાં અતિ સુંદર છે. એ જોઇનેજ મારું મન અવર્ણનીય આનંદથી ભરાય છે, અને એ પહેરીને હું સ્ટેજ પર આવીશ ત્યારે કેવી દેખાઇશ તેનાંજ સ્વપ્નો મને આવ્યા કરે છે.

આટલાં બધાં દુઃખ છતાં મારી તબીએત હમણાં સરસ થઇ છે, અને આરસીમાં મારું મુખ નીરખતાં મારાથી હસી દેવાય છે.

આ રૂપ શાને માટે? ભલે કશાને માટે ન હોય પણ હમેશાંજ આવી સુંદર રહેવાનો હું પ્રયત્ન કરીશ. મારા મનને તેથી આનંદ થાય તો તેમ કરવામાં ખોટું શું ?

કાલે ગ્રાન્ડ રીહર્સલ છે.

તા. ૧૩ ઓક્ટોબર ૧૯.

આજ ગ્રાન્ડ રીહર્સલ હતુ. પેલાં કપડાં મેં પહેર્યાં અને જરા પાવડર અને રંગની છાંટથી મારું મોં એવું બદલાઇ ગયું કે મેં આરસામા જોયું ત્યારે મારું અંતર ધડક ધડક થતું હતું. હું ભાગ્યેજ પંદર વર્ષનીએ લાગતી હોઇશ. હું સ્ટેજ પર ગઇ ત્યારે નટો અને જોનારાઓ થોડી વાર તો મનેજ જોઇ રહ્યા હતા. શંકર મને પડદા પાછળ મળ્યો. મને જોઇને એકદમ તે થોભી ગયો અને મારો હાથ પકડી જતી અટકાવી. મેં હાથ છોડાવવાનું કર્યું પણ તેણે છોડયો નહીં. "મને ખબર નહીં મેના કે તુ આવી સરસ લાગશે, મને યોગ્યજ પ્રિયા મળી છે." એમ કહી હસતો હસતો તે જતો રહ્યો.

શંકર સાથે પાર્ટ શીખી શીખીને એ મને અડે તેની સુગ મને હવે જતી રહી છે. આ ધંધામાં પુરુષોને અડકયા વગર તો ચાલેજ કેમ? અને હવે કે પાછા જવાય એવું છે!

મારી સુંદરતાના ભાનથી કે કોણ જાણે શાથી મારાથી આજે સરસ પાર્ટ થયો. તરુબાળા સીવાય સૌએ મારાં ખુબજ વખાણ કર્યાં. શંકર તો જાણે હું એની ખરેખરીજ સ્ત્રી હોઉં એમ ફુલાતો; અને પ્રાણજીવને પણ આ ધંધામાં મારું ચઢતું ભવિષ્ય ભાખી આપ્યું.

અત્યારે થાકી જવાયું છે. આજે થયું તેવુંજ ખરેખરા નાટકને દિવસે થશે! જાહેર ખબરમાં અત્યારથી મારાં ખુબ વર્ણનો આવવા માંડ્યાં છે. મારાથી એ સાર્થક થાય તો સારું.

આ તરુબાળાનું મેં શુ બગાડયું છે? મારી સાથે ભાગ્યેજ એ અક્ષરએ બોલે છે.

તા. ૨૪ ઓક્ટોબર ૧૯...

માલીકને કે ખામી લાગી એટલે ફરી પાછાં એ ત્રણ રીહર્સલ થઇ ગયાં. મારું ધ્રુજતું હૃદય માત્ર કાલનીજ વાટ જુએ છે. કાલ કેવી ઉગશે? મારાથી આ પાર ઉતારાશે!

તા. ૨૫ ઓક્ટોબર ૧૯ ..

પાસ, પાસ, હું પાસ. લોકોની તાલીઓના અવાજ હજુ મારા કાનમાંથી ખસતા નથી બધું સુંદર સ્વપ્નું હોય તેમ પુરું થઇ ગયું. પરોઢ પડી ગયું પણ મારી આંખોમાં ઉંઘ નથી. હુ માત્ર લોકોની મેદની અને રંગભૂમિના પડદાજ જોયાં કરું છું.

ખરેખર! મારામાં એવુ કે છે કે આ બધા મને વખાણે? મને કીર્તિ મળશે, પૈસા મળશે અને પછી સમાજે મને હાંકી કાઢેલી ભીખારણ નહીં પણ તેના મન પર રાજ્ય ચલાવનારી રાણી હું થઇશ. મને જોઇ એમની સ્ત્રીઓ મારા જેવી થવા મથશે. મારી ચાલ પ્રમાણે તેએ

ચાલતાં શીખશે; મારા કંઠને અનુકરણે તેઓ ગાતાં શીખશે. મારી છટા જોઇ તેઓ છટાદાર થશે. મારા જેવા દેખાવામાં તેઓ ગૌરવ સમજશે. અને આ બધું પેલા લોકોએ સજેલી વનમાળાથી થશે. વનમાળા શાની ? તે તો મરી ગઇ. વસંતસેનાથી થશે.

આજથી જે દુનીઆમાં હું જન્મી હતી તેની સાથેનો મારો સંબંધ રજેરજ તુટી ગયો. હુ હવે કોઇ નહીં; કોઇની નહીં. મારે હવે કોઇની પરવા નહી. હું એટલે હવે હુંજ; મારી જાતજ. તેનુ હું ગમે તે કરુ; હવે કોનો શિક્ષા કરવાનો હક છે ?

મારી માડી ! તું જીવતી હોત તો મારો વિજય જોઇને તુ કેટલી ખુશી થતે ! ના, પણ તુ ખુશી શાની થતે ? તુ હોત તો મારે આ જીંદગી આવતેજ શાની ? સારુંજ થયું કે તું નથી, નહીં તો આજનો દહાડો કદી આવતે નહીં.

કડવાશ ને નિરાશા આજ કૈં સાંભરતાં નથી. અપમાન અને નીરાધારી પણ નથી સાભરતાં અત્યારે માત્ર એકજ વસ્તુ હું જોઇ શકું છુ વિજય અને તેની પરંપરા. વિજય! વિજય ! વિજય ! વિજય ! હવે તો સવાર પડવા આવી આ ઉન્માદ ભુલી ઉંઘી જવાય તો સારું નહીં તો આજ દિવસના ખેલમાં બગાસાં આવશે. નિદ્રા, નિદ્રા, વિજયની નિદ્રા !

તા. ૨૭ ઓક્ટોબર ૧૯...

હુ કાલે શંકરની થઇ ચુકી. કોણ જાણે એ કેમ થયુ. થયા પહેલા મને જે બીક હતી તે હવે તદ્દન જતી રહી છે. પહેલાંના સંકલ્પ વિકલ્પો પણ કૈં થતા નથી. પણ હજુ મને સમજ નથી પડતી કે એ કેમ થયું ?

શનિ અને રવિના સામટા પ્રયાસથી કાલે રાત્રે હું ખુબ થાકી ગઇ હતી. આટલા વિજય પછી એકલાં ઓરડીમાં જતાંએ કૈં ગુંગળામણ થતું હતું. મને થતું કે કોઇ મને તે વખતે હૈયા સરસી રાખી મારો ભાર હલકો કરે !

શંકર તેજ વખતે આવ્યો. મારો થાક ઉતારવા એણે કૈંક દવા કાઢી આપી તે મેં પીધી અને થોડીવારે એ મને બાલકની માફક દોરી ગયો. હું જ્યારે ભાનમાં ન હોઉં ત્યારે એની સાથે પાર્ટ કરી કરીને એ મારો પતિ હોય એવું એવું મને લાગતું જાય છે. કેટલા દિવસથી મને એનાંજ સ્વપ્નો આવવા માંડ્યાં હતાં. માત્ર જાગૃદાવસ્થામાં મારા સંસ્કારો એનો તિરસ્કાર કરાવતા.

હવે તો તે પણ નથી રહ્યું. શા માટે હું તેનો તિરસ્કાર કરું ? જે દુનીઆએ મને વિજય અપાવ્યો તે દુનીઆના જેવીજ થઇને રહું તો શું ? મારે હવે પહેલાંની દુનીઆ સાથે શો સબંધ ? મને એણે રખડતી મુકી, પાપ વિનાના મારા મનમાં એણે પાપના બીજો રોપ્યાં. વગર વાંકે મને પતિત કરી. તેમના ધારાને અનુસરવા હુ શા માટે બંધાએલી ?

પણ હું શંકરને કૈં ખાસ ચહાતી નથી. એની પાસે જવાનું મને મન થાય છે છતાં એની પાસે હોઉં ત્યારે એક પ્રકારની ઘૃણા પણ મનમાં થાય છે. મારો દેહ એનાથી આકર્ષાય છે; મારો આત્મા એનાથી દૂર નાસવાનુ કરે છે. પણ એ અને હું હવે તો જડાયા. એનામાં કૈંક એવું છે કે હું એને ગમે તેટલો ધિક્કારું છના દારુડીઆની માફક મારાથી એની પાસે ગયા વિના નહીં ચાલે.

તા. ૩૦ નવેંબર ૧૯ .

આજ કેટલા દિવસે ડાયરી લખવાનું હું હાથમાં લઉં છુ. મારું અંતર ખાલી કરવા પહેલાં મારાથી લખ્યા વગર રહેવાતું નહીં. હવે મને ડાયરી હાથમાં લેતાંએ બીક લાગે છે. મને

બધું જે જે થાય છે તે બધું હું લખુ ? દિવસે દિવસે મારુ અધ પતન એવું થાય છે કે તે જોતા અને નોધતાએ મને કંપારી આવે છે આ બધું ભુલવાને શરાબનો એકજ આશરો મારે માટે રહ્યો છે.

તરુબાળા હવે પહેલાંની જેમ મારી સાથે અતડી રહેતી નથી એ ને હુ લગભગ એકજ કોટિના થયા છીએ અને શકરને મન પણ એ અને હુ સરખાંજ છીએ એની મરજી પડે તેને એ બોલાવી શકે છે

મને તરુબાળાની જરા પણ અદેખાઇ નથી થતી શા માટે થાય! હું શંકરને ચહાતી નથી ખરુ કહું તો મારા ઉંડા અતરમાથી એને ધિક્કારુ છું એની એક પ્રકારની સત્તા મારા પર ચાલે છે અને યંત્રની માફક એની આજ્ઞાને અનુસરુ છુ પણ કોઇ અધારી રાતે એ ઉંઘતો હોય ત્યારે એ એવો બેડોળ ને ભયકર મારી નજરે દેખાય છે કે એનુ ગળુ દાબી નાખવાનુ મને મન થઇ આવે છે

આ બધુ લખતાં લખતા તો ગાડા થઇ જવાશે શરાબ...શરાબ

તા ૧૭ જાન્યુઆરી ૧૯..

નવો ખેલ પડ્યો આ ખેલમા પહેલા કરતાએ હુ વધારે પકાઇ છુ પણ કીર્તિથી પહેલાના જેવા આનદના ઓઘ હવે મારા અતરમા ઉછળતા નથી માત્ર દર દિવસે થોડા પૈસાદાર મૂર્ખાઓની ભેટો અને ચીઠ્ઠીઓથી મારો ઓરડો વધારે ને વધારે ભરાતો જાય છે. ઘણીવાર આવા વાદરાઓ મને મળવા પણ આવે છે, મારી જોઇએ તેટલી ખુશામત કરે છે. આમાં માત્ર મારી કળાથી આકર્ષાઇ આવનાર ભાગ્યે કોઇ હોય છે

તા ૨ ફેબ્રુઆરી ૧૯.

વનમાળાના જેઠ વસતસેનાના પુજારી બની તેને મળવા આવે! કેવું વિચિત્ર! એમને સ્વપ્નેએ એવું હશે કે એકવારની ગરીબડી વાસણ માજતી વનમાળા તે હુજ? મારા રૂપ, રગ ને ભપકો એટલા બદલાયા છે કે એમના જેવા કેટલાએ હવે તો મારા પગ પુજે છે

એ લોકોની સ્થિતિ બહુ બદલાઇ ગએલી લાગે છે. દારિદ્રય એના અગેઅગમાથી દેખાતુ હતુ અને પાશવતા એના મો પર ને શરીર પર બધેજ ચિન્હ મુકી ગઇ છે મને તો એને જોઇને ક્રોધ અને તિરસ્કાર આવવાને બદલે માત્ર દયાજ આવી.

હું ગમે તેવી છુ પણ હવે આ નર કીટકની સત્તા નીચે તો હુ નથીજ મારી હાલની જીદગી એ અધમતા હોય કે ઉત્ક્રાતિ હોય, પણ એનાથી હુ એવી ટેવાઇ ગઇ છુ કે પહેલાની જીંદગી સો સુખ સાથે મળતી હોય તોપણ પાછી ન જાઉં.

તા ૪ માર્ચ ૧'

લગભગ એ અડવાડીઆથી વચ્ચેની ખુરસી પર એક માણસ આવીને બેસે છે. ઘણુ ખરું તો એ દરેક નાટક વખતે આવે છે, અને એજ ખુરસી પર બેસે છે. મને એને જોવાની એવી ટેવ પડી છે કે એ ત્યા ન હોય તો મને કંઇક નામીપામી થાય છે.

અને મને લાગે છે કે એ મનેજ જોવા આવે છે મારો પ્રવેશ શરુ થાય ત્યા સુધી એ કદી ત્યા હોતો નથી અને દર વખતે એ મને ઘણોજ બારીકાઇથી જોતો હોય એમ લાગે છે.

મે આ માણસને ઠીક જોયો છે અડધો અગ્રેજ હોય તેમ એ અગ્રેજી કપડા પહેરે છે બીજા બધા માણસોથી એ કંઇક જુદોજ લાગે છે એના દેખાવમાથી ગૃહસ્થાઇ નીતરે છે એ કોણ હશે? એણે કોઇ દિવસ ભેટ કે ચીઠ્ઠી હજુ મોકલાવ્યા નથી. મને મળવાનો પ્રયત્ન પણ

એણે કદી કર્યો નથી અને છતા એ આમ રોજ શા માટે આવે છે?

મે એને જોયો છે, પણ ક્યા?

તા ૯ માર્ચ ૧૯

આજ પણ પેલો આવ્યો હતો, હવે તો મને કેંક અકળામણ થાય છે એ કેમ આવે છે? ને શુ જુએ છે? બધાએ નટો હવે તો મારી મશ્કરી કરે છે, તેમા શકર ને પ્રાણજીવન ખાસ શકર કોઇ દિવસ નહીં અને હમણા અદેખો થવા માડયો છે પ્રાણજીવન પણ હમણા હમણાથી બહુ ધ્યાન આપતો દેખાય છે, મને શકરને ચીઢવવાનુ એવુ મન થાય છે કે એના દેખતા પ્રાણજીવનની સાથે ખુબ ચાળા કરુ છુ શા માટે એને બધુ કરવાનો હક ને મને નહીં?

તા ૨૩ માર્ચ ૧૯

હમણા હમણા હુ જોઇએ તે કરતા વધારે દારુ પીઉં છુ મારા ગાલમા ખાડા પડવા માણ્ડ્યા છે અને તરુમાળામા પહેલા દેખાતી એવી કંક કૃત્રિમતા મારામા દેખાય છે વિચાર કરવાની શક્તિ પણ કોઇકોઇવાર મારી જતી રહે છે

પણ પેલો માણસ! એ રોજ શુ કામ આવે છે એ મારામા થએલો ફેરફાર જોઇ શકતો હોય તેમ એની આખમા કંક નિરાશા અને ઠપકો દેખાય છે કદાચ એમ નહી પણ હોય મારા મગજની નબળાઇથી કદાચ મને એમ લાગતુ હશે પણ એ વધારે દહાડા આમ ને આમ આવશે તો હુ ગાડી થઇ જઇશ

તા ૧૦ એપ્રીલ ૧૯

મારો અધઃપાત આજે સપૂર્ણ થયો શકર તરુમાળા અને હુ સાથે બેસી દારુ પીતા હતા શકરે તરુમાળાને કંક કીધુ અને મને ગુસ્સો આવ્યો આવુ ઘણીએ વાર થએલુ, પણ કોઇ દિવસ નહીં અને આજે અમે લઢી પડ્યા હુ ક્રોધમા ને ક્રોધમા ઉઠીને ચાલી ગઇ અને મારી ઓરડીમા જતી હતી એટલામાં પ્રાણજીવન ચાલીમા મળ્યો. મને કૈં ભાન નહોતુ એણે મને શુ કહ્યુ તે પણ કૈં સાભરતું નથી પણ સવારે જાગી ત્યારે પ્રાણજીવનની ઓરડીમાં હુ હતી

ચાલો એ પણ ઠીક થયુ એ મોટો શકરી એ મારો માલીક કોણ? અને આમે નર્કમા જવાનુજ છે તો શા માટે સામટુ જ નહી જવુ? છો તરુમાળા સાથે એ મઝા કરે હુ નહી હોઉં ત્યારેજ ખબર પડશે કે હુ તરુમાળા કરતા હજાર દરજ્જે સારી હતી

તા ૧૭ એપ્રીલ ૧૯

શકરે તરુમાળાને છોડી દીધી છે એ એની સાથે મારુ રાખતો તે માત્ર મારી અદેખાઇ ઉશ્કેરી રાખવા પુરતુજ એ એમ માનતો કે અદેખાઇની મારી હુ એને છોડી નહીં જઇશ એ હવે પસ્તાય છે અને ગાંડાની માફક મારી અને પ્રાણજીવનની સામે ડોળા કાઢે છે દારુ પણ ખુબ પીએ છે પણ હુ તો હવે એના સામે પણ જોવાની નથી

થોડા દિવસથી પેલો આવતો નથી

હુ દર વખતે એની ખુરશી તરફ નજર નાખુ છુ પણ હવે તો એને બદલે ત્યા જુદાજુદાજ માણસો બેઠેલા હોય છે મને નિરાશા તો થાય છે પણ હમણા એ નથી આવતો એ સારુ છે નહીં તો મારાથી બરોબર મારો પાર્ટ થાત નહીં

તરુમાળા ને માટે પાછુ ઠીક બને છે

તા ૨ મે ૧૯

મારો ઉદ્ધાર જન્મોજન્મને માટે હવે અશક્ય થઇ ગયો હવે દિનપ્રતિદિન નીચે જવુ એ એકજ ગતિ મારે માટે બાકી રહી છે

રવિવારનો દિવસ હતો અને નાટકશાળા ચીકાર હતી પેલો પણ એની જગા પર આજે

આવીને બેઠો હતો. એને ત્યાં ઘણે દિવસે આવેલો જોઇને મને નવાઇ લાગી.

નાટક પુરું થયા પછી હું ને તરુબાળા ડ્રેસીંગ રુમમાં કપડાં બદલતાં હતાં એવામાં 'ગિરિશ પંડ્યા' કરીને કોઇ તમને મળવા માંગે છે એમ માલીકે આવીને કહ્યું. હું આવા આવનારાઓથી ટેવાઇ ગઇ હતી એટલે ત્યાંજ મોકલવાનું કહ્યું.

થોડીવાર થઇને બારણા આગળ પેલોજ માણસ આવીને ઉભો. એ ગિરિશ પંડ્યા નામ સાથે મને બીજું પણ કૈંક યાદ આવ્યું. અમારો પેલો પડોશીનો ને બાની સહીપણીનો છોકરો તો નહીં ?

એ આવીને બારણા આગળજ ઉભો રહ્યો. કૈં વિચાર કરતો હોય એમ થોડીવાર સુધી એ કૈંજ બોલ્યો નહીં. હું પણ ઉંચે શ્વાસે એના બોલવાની વાટ જોઇ રહી.

"મીસ વસંતસેના ! તમને તસ્દી આપવા માટે મને માફ કરજો પણ મને...મને કેટલાક દિવસથી લાગતું કે તમે" જરા ગુંચવાયો હોય તેમ તે અટક્યો અને થોડીવારે આગળ ચલાવ્યુ, "મારા ઓળખીતામાં એક છોકરી હતી તે તમેજ છો. હું ઘણો વખત વીલાયત રહી આવ્યો અને આવ્યો ત્યારે એ કૈંક ગુમ થઇ ગઇ હતી. પણ મેં તમને અચાનક જોયાં ત્યારથી એ તમેજ હો એવું મને લાગ્યા કરે છે. તમે પ્રમોદરાય માસ્તરની છોકરી વનમાળા તો નહીં ?"

એક પલ મારું અંતર અટકતું લાગ્યું. સ્મૃતિઓની પરંપરાએ બાલપણમાં હૃદયમાં છપાએલી એક મૂર્તિ સાથેના અસંખ્ય પ્રસંગો તાજા કર્યા. આ નર્કાગારમાંથી મુક્તિ શોધતો મારો આત્મા લલચાઇ રહ્યો.

પણ ના, મુક્તિ મારે માટે એટલી સહેલી ન હતી. એના વદન પર ચોટેલી મારી આંખે એનું પુરુષત્વ અને પ્રમાણિકતા જોયાં, પણ સાથે સાથે એક પ્રકારની બીક અને મનોમંથન પણ તેમાં એટલાંજ સ્પષ્ટ લખાએલાં હતાં. મેં દૃઢ સ્વરે જવાબ આપ્યો: "ના, તે હું નથી."

ઘણો વખત સેવેલા પ્રેમ તરફની પોતાની ફરજ પુરી થતી હોય તેમ એના કપાળ પરની કરચલીઓ છુટી ગઇ. એક દૂરનુ વંદન કરીને એ બારણામાંથી બહાર ચાલી ગયો. હું તરુબાળા તરફ ફરી અને પાસે પડેલી શીશીમાંથી પ્યાલી ભરી એની વાટ જોયા વગર ગટકાવી ગઇ. તરુબાળા આશ્ચર્યથી જોઇ રહી. "એ કોણ હતો ?"

"હશે કોઇક" પુરો જવાબ આપ્યા વગર મેં એક બીજી પ્યાલી ભરી. જીંદગી અને જગતની પોકળતા પર મારા અંતરમા એક અટ્ટહાસ્ય સ્ફુર્યું. આશ્ચર્ય ચકિત તરુબાળાને સૌંજ એકલી મુકી હું મારા ઓરડામાં આવવા નીકળી.

શા માટે આવી પોકલ જીંદગીની નોંધ રાખવી ? એના કરતાં એટલો વધારે વખત શરાબ પીવામાં કાઢ્યો હોય તો વધારે સુંદર નહીં ?"



## જીવનપલટો

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૩૪૨ થી]

હતો. ઉંમર પચીસેક વર્ષની હતી, શરીર પર સાદાં શ્વેત વસ્ત્રો હતાં. શરીર ઉંચુ ને ઘાટદાર હતું. મુખ મોહક ને ગોરુ હતું જેના પર પરસેવાનાં બિંદુ જણાતાં. આંખ વિશાલ તેજસ્વી હતી પરંતુ ઝીણી દૃષ્ટિએ નજીકથી જોતાં ગ્લાનિનો અકથ્ય ભાવ છુપાએલો જણાતો. એમના હાથમાં લાલ રંગની કોથળીમાં કંઈક સંભાળથી પકડેલું જણાતું અને તે વાદ્યતંત્રી હશે એમ સહેજ કલ્પી શકાતું. પ્રથમ તો અમને લાગ્યું કોઇ મુસાફર હશે–પરંતુ એ પોતેજ રમેશબાબુ હતા, કારણ અમને જોઇ એ વ્યક્તિ થોભી ને શુદ્ધ, મૃદુ, સંસ્કારી સ્વરે મને પુછ્યું: "મહાશય! સુકુમાર નામના ગૃહસ્થ જેઓ અહીંની શાળામાં શિક્ષક છે એમનું ઘર કઇ તરફ એ બતાવશો?" અમે સૌ ઉભા થઇ ગયા, પ્રણામ કર્યા ને બોલી ઉઠયા: "પધારો, આપજ રમેશબાબુ?"

"જી હા!" એમણે અમારા પ્રણામ સરખી નમ્રતાથી સ્વીકાર્યા ને પુછ્યું, "ને આપ?"

"હુંજ, સુકુમાર–આપનીજ રાહ જોતા અમે બેઠા છીએ." મેં કહ્યું ને સૌની ઓળખાણ કરાવી. સૌનો ઉપકાર માની અવિનાશ દાદાની તરફથી મારે ક્ષમા માગી.

અવિનાશ દાદાએ પુછ્યું: "રમેશ બાબુ! બીજો સામાન ને ઘરનાં માણસો પાછળ ગાડામાં આવતાં હશે!"

"ના, મહાશય! પાછળ કંઇજ નથી હું અને મારો સઘળો સામાન સાથેજ છીએ." અમે એકબીજા સામે જોઇ વિચારમાં પડ્યા. પોટલા સામે જોઇ ધાર્યું કે એમાં કેટલાંક પુસ્તકો હતાં. અમે અમારા નવા મુખ્ય શિક્ષકને લઇ ગામમાં આવ્યા. આતુર લોક પણ આશ્ચર્યથી જોઇ રહ્યાં ને ગામમાં વાત પ્રસરી ગઇ. નવા શિક્ષક અતિ જુવાન છે–એકલાજ છે. સામાનએ સાથે નથી.

હું એમને મારે ત્યાં લઇ ગયો. એમનું નાનું પોટલું ઉતાર્યું. રમેશ બાબુએ રુપીઓ કાઢી છોકરાને તુરતજ આપ્યો ને બોલ્યા: "જો તાપ ચઢવા આવ્યો છે, ખાઇને જજે." મજુર છોકરાએ રુપીઆની પ્રાપ્તિના આનંદમાં આમંત્રણ સ્વીકાર્યું નહીં અને કલાકમાં તો ઘેર પહોંચી જશે એમ કહી રજા લીધી. નગર જેટલા નજીકના અંતરેથી આવડું નાનુ પોટલું ઉંચકી લાવનારને આખો રુપીઓ આપેલો જોઇ અમારું આશ્ચર્ય વધી પડ્યું

અવિનાશ દાદા વચમા બોલી ઉઠ્યા: "દેવી! મને તો ત્યારથીજ ખાત્રી થઇ ગઇ કે રમેશ બાબુ ખાનદાન કુટુંબના ફરજંદ છે"

દેવી આ સૌ વાત ધ્યાનથી સાંભળી રહ્યાં હતાં એ બોલ્યાં: "હાં, પછી સુકુમારબાબુ! ખાસ ટુંકું કરવાની જરૂર નથી મને તમારી વાતમાં રસ પડે છે."

સુકુમાર બાબુને ઉત્તેજન પ્રિય લાગ્યું, કારણ પોતે કદાચ બહુ લંબાણથી બોલતા હતા એમ એમના મનમાં શંકા પેઠી હતી. તે દૂર થતાં ઉત્સાહથી આગળ ચલાવ્યું:–

"પછી, ભગવતી! એમને થોડી વિશ્રાંતી લેવા દઇ, નવરાવી જમાડ્યા ને વાતચીત કરવા પ્રયત્ન કર્યો. મને તુરતજ જણાયું કે કાલિપ્રસાદ ને રમેશ બાબુમાં ઉત્તર દક્ષિણ ધ્રુવો જેટલું અંતર હતું. મેં વતન પુછ્યું ને કંઇક જાણવા માગ્યું. જે પ્રત્યુત્તર મળ્યો તે હજીએ મને અક્ષરશ: યાદ છે. એમણે દીલગીરીના રણકા

સાથે કહ્યુ " સુકુમાર બાબુ! મને ક્ષમા કરજો આપની શાળાની ને આપના ગામની યત્કિચિત સેવા કરવાના વિચારથી આવેલો છુ મારુ નામ રમેશ છે જે આપે જાણ્યુજ છે એથી વિશેષ મારુ અગત પૂર્વજીવન આપને કે કોઇને હુ જણાવી શકીશ નહીં મને ખચીત દીલગીરી થાય છે કે વિશેષ પરિચય આપી શકતો નથી પરતુ આપ વિચારવાન હોઇ સમજી શકશો કે જીવનમાં કેટલાક પ્રસગો એવા છે જે જીવન પ્રવાહ ફેરવી નાખે છે અને સદા કાળનો મૌન પડદો વાળી દે છે તેથી મારી નમ્ર યાચના છે કે મારા હિતેચ્છુ બની આપઆપની અને બીજાઓની સ્વાભાવિક કુતૂહલ વૃત્તિ અટકાવશો ને મને આભારી કરશો લાગણીથી ઉચ્ચારેલા રમેશબાબુના શબ્દો મને અપૂર્વ લાગ્યા પરિચય વધતા કદાચ જણાશે એ આશાથી એમની ઇચ્છાને માન આપવામાજ મે ડહાપણ જોયુ દેવી! પરિચય વધ્યો પણ પૂર્વ જીવન તો અજ્ઞાતજ રહ્યુ

રમેશબાબુ માટે કાલિપ્રસાદનુ ખાલી થએલુ ઘર તૈયારજ હતુ પરતુ એ એમણે પસદ કર્યુ નહીં એમણે સવિનય કહ્યુ આ મારે માટે અતિ વિશાલ છે" એમને બીજા ઘણા સારા ઘરો ઉત્તમ પાડાશમા બતાવવામા આવ્યા અવિનાશ દાદાએ પોતાની નવી ડેલી આગ્રહથી આપવા માડી પરતુ એમણે તો ગામથી છેટે નીશાળની નજીક આવેલુ પાડોશ વિનાનુ નાનું ઘર પસદ કર્યું જેને એમણે સ્વચ્છ ને સુદર બનાવી દીધુ ઘરની આગળ બકુલવૃક્ષોની ઘટા હતી પાછળ વાડો હતો ને સ્વચ્છ જળની તલાવડી હતી ઘર નાનુ છતા સગવડવાળુ હતું પરતુ કૈંક વહેમને લીધે કોઇ એમા રહેતુ નહીં

આવ્યા ત્યાથી–પહેલીજ રાતથી મારા આગ્રહ છતા એમણે ત્યાજ સુવાનુ શરુ કર્યું ને જોઇતી સામગ્રી બીજે દિવસે મગાવી જાતેજ રસોઇ કરી ખાવા લાગ્યા પોતે સ્વાશ્રયી છે સાત્વિક મિતાહારી છે બધુ કામ જાતેજ કરે છે કામ કરનાર ઘણા મળી આવે તેમ છે પરતુ કોઇને રોકતા નથી તેમ કોઇને ત્યા કદીએ જમવા જતા નથી ઘરના આગલા બે ઓરડામાથી એકમા નાતે બેમે ઉઠે છે, ને આવનારને સત્કારે છે બે મોટી ચટાઇઓ પાથરેલી રહે છે સુખના સાધનોમા એક તકીઆ સીવાય વિશેષ નથી સામેની ભીંતના કબાટમાં પોતાના પુસ્તકો ગોઠવેલા છે અને લખવાના સાધન નજરે પડે છે બારીઓના પ્રકાશમા આ સાદી સ્વચ્છતાએ આકર્ષક લાગે છે અને એમા દેશનાયકોની ભીંત પરની છબીઓ વધારો કરે છે એની જોડેનીજ રુમમા પણ કૈંક એવીજ સાદી વ્યવસ્થા છે વિશેષમા વાદ્યતત્રી ખુણામા ગોઠવેલી પડેલી હોય છે અને સા પોતે પથારીમા સુવે છે દિનચર્યા ને ભોજન વગેરેની વ્યવસ્થા પાછલા ભાગમા થાય છે

ભગવતી! રમેશ બાબુ વીશે એક વાત પ્રચલિત છે અને તે સાચી છે પરતુ એનુ રહસ્ય કોઇ જાણતુ નથી

રમેશબાબુ કોઇ અન્ય સ્થળે રાત્રિ ગાળતા નથી તેમ પોતાને ત્યા કોઇને સુવા દેતા નથી લોક જ્યારે ઝપે છે ત્યારે એમના સુવાના ઓરડામાથી વાદ્યતત્રીના ઝીણા દર્દમય સ્વર આવે છે શબ્દો સ્પષ્ટ સમજાતા નથી, પરતુ એ સગીતમા રુદન હોય એમ વર્તાય છે પ્રથમ રાત્રિએજ એ કરુણ સ્વર આવ્યો જેણે સાભળ્યો તેણે ઘરના સબધી ચાલતા વહેમને કારણભૂત ગણ્યો પરતુ નિયમિત તે ગાન સભળાયાજ કર્યુ ને લોકે ભીંતે કાન દઇ ખાત્રી કરી કે રમેશ બાબુ હમેશ

મધરાતે દુ ખમય ગાય છે—તશ્રી એકાએક શાંત પડે છે, અને પછી કૈં સંભળાતુ નથી પરોઢીએ એમનું શાંત ગભીર મુખ વહેલા ઉઠનારને જણાય છે એ રાત્રિગીતમા એમના પૂર્વજીવનની ચાવી છે એમ મનાય છે પરંતુ એ ચાવી કોઇને જડતી નથી એ ભેદ પ્રયત્ન છતા ભાગતો નથી"

દેવીના મુખ પર અણકલ્પી ગભીરતા એકઠી થવા માડી હતી એક સહેજ ઉંડો શ્વાસ લઇ કે આછો શ્વાસ નાખી દેવી બોલ્યા "હજીએ શુ એ ક્રમ જારી છે, માદગી છતા?"

"હા, દેવી! માદગી છતા, અશક્તિ છતા, સારવાર કરનારા ત્યા રહેતા હોવા છતા મધ્યરાત્રે તો એકાત લઇ એ કરુણ ગાન, એનો કરુણ ભાવ રેલ્યાજ કરે છે અને સાભળનારની આખમાંથી આસુ લાવે છે" સૌ દેવી તરફ જોઇ રહ્યા એક આતરિક પ્રયત્ન કરી, મુળ શાંતિ ફરી ગૃહણ કરી દેવી વીનવતા બોલ્યા "સુકુમાર બાબુ! એમની જાહેર સેવાઓ વીશે તો કૈં કહેશો. એમની દિનચર્યા પણ જાણવા જેવીજ હશે"

"દેવી! રમેશ બાબુ, સાદુ જીવન ગાળે છે કોઇ પણ વસ્તુ કે ટેવના ગુલામ ન બનવુ એ એમના જીવનનો એક મુખ્ય સિદ્ધાત છે નિય મિતતા પણ એવી રીતે ન સેવવી જોઇએ કે કૈં કારણસર ભગ થતા હાનિ થાય શરીરની પ્રથમ જરુરીઆત આહાર ને પાન તે ઉપર પણ સયમ ને કાબુ મળે તો ઇચ્છવા યોગ્ય છે ઉષ:કાળે ઉઠે છે, નિત્ય કર્મ, વ્યાયામ, સ્નાન, સ્તુતિ વગેરે કરી અભ્યાસમા બેસે છે આહના સુમારે પુસ્તક બધ કરી ખાસ મુશ્કેલી પુછવા આવેલા કે સલાહ લેવા આવેલા વિદ્યાર્થીઓ કે ગ્રામ્ય જનોની વાતો પર ધ્યાન આપવામા કલાકેક ગાળે છે પછી રસોઇની વ્યવસ્થા કરી પરવારી સૌથી વહેલા નીશાળમા જઇ બેસે છે, જ્યા વર્તમાન પત્રો પર નજર કરી, ટપાલ વગેરે લખી વખત થતાં વર્ગનુ કામ શરુ કરે છે સાજના ફરી આવી પ્રાર્થના ને બોધવચન કરી પોતાના અગત કામમાંથી ઝટ પરવારી અવારનવાર ગોઠવેલા રાત્રિ ક્રમમા જોડાય છે સારા પુસ્તકનુ વાચન, ભજનની ધુન, મધુર વાર્તાલાપ વગેરેમા ગામના લોકોનો મહવાસ રાતે થોડો વખત રોકી રાખે છે અને સૌ જતા મધરાતે પેલુ ગાન આમા ખાસ નવીન કૈં લાગતુ નથી પરતુ જે થાય છે તે એટલી ગભીરતા ને હૃદયની લાગણીથી કે દરેક દિશામા ગામની પ્રજા સુખી થતી જાય છે

રજા ને તહેવારના દિવસે ખાસ કાર્યક્રમ રાખવામા આવે છે જે વખતે ગામના સામાન્ય હિતના પ્રશ્નો ચર્ચાય છે ને ઉપાયો શોધી, અમલ કરવાના પ્રયત્નો કરવામા આવે છે ગામની ઘણી અડચણો દૂર થઇ તે આવા રજા ને તહેવારોના કામને લીધે શરીર પ્રકૃતિએ સ્વસ્થ રહે છે આ માદગી પહેલા કદીએ એમણે તદુરસ્તીના અભાવે સેવા કરવાનુ ચુક્યા નથી

ને જાહેર સેવાઓ તો એમની અનેક છે—સગીન ને સચોટ છે સૌ સુધારાનું મુળ સુદર શિક્ષણ એ એમની માન્યતા છે મુખ્ય શિક્ષક તરીકે એમણે પ્રથમ શાળાના કામથી શરુઆત કરી, શિક્ષણ ક્રમ ને પદ્ધતિ બદલ્યા વિદ્યાર્થીઓ સાથે શરુઆતમા શિક્ષકોનેએ તૈયાર કરવા માડ્યા અને તે એવી ખુબીથી કે કોઇને માઠુ લાગે નહીં અને પોતે એવુ સુદર શીખવી શકે છે કે અમનેએ એમના વર્ગમાં બેસવાનુ મન થાય અક્ષર જ્ઞાન આપવાથીજ કે વિદ્વતા ઠાલવવાથીજ શિક્ષકની ફરજ પુરી થતી નથી, એમ એમણે સમજાવ્યુ વિદ્યાર્થીઓના શારીરિક તેમજ માનસિક વિકાસ ને નૈતિક ભાવનાઓના પણ તેઓ જુમેદાર ઇજારદાર છે એમ ઠસાવ્યુ

ને દેશાના અભ્યુદયની ચાવી લઇ ફરનારા પરોપકારી મહાત્માઓ એમને માની એમના જીવનમાં ગૌરવ ને સ્વમાન પુર્યાં. પરિણામે અહીંની શાળાનો શિક્ષક પોતાની જાતને પામર પંતુજી કે નિર્માલ્ય પ્રાણી માનતો નથી. શિક્ષકોનાં જીવન બદલાતાં વિદ્યાર્થીઓનાં કુમળાં હૃદયો તો ઝડપથી નવી ભાવનાઓ ગ્રહવા લાગ્યાં. વિશેષ અમારા ગામમાં એક પાકી અડચણ હતી. માતૃભાષાનો અભ્યાસ પુરો થતાં તુરંજ કુમળી વયનાં બાલકોને અંગ્રેજી અભ્યાસ માટે નગરમાં મોકલી દેવાં પડતાં તેથી બહુજ થોડા ત્યાં જતાં. રમેશબાબુએ એકજ વર્ષમાં મોટું ફંડ એકઠું કરી પાંચ ધોરણો સુધી અંગ્રેજી શાળા કાઢી અને પોતે એઉ શાળાના આચાર્ય બન્યા. એમનું અંગ્રેજી જ્ઞાનએ જેવું તેવુ નથી. અમારા રવિકાન્ત બાબુનો શ્રીકાન્ત હાલ બી. એ. માં છે. એ રજાઓમાં આવે છે ત્યારે રમેશબાબુનો ભક્તજ બની રહે છે અને એમના જ્ઞાનની પ્રશંસા કરતાં કહે છે કે એની કોલેજના પ્રોફેસરો પણ એમની આગળ વીસાત-માં નહીં, આ એમની પ્રથમ જાહેર સેવા.

બીજી સેવા એમની શારીરિક દુરસ્તી સંબંધી છે. પોતે ઔષધોપચારમાં બહુ માનતા નથી. દર્દ થવાજ ન દેવુ, ને થાય તો શરુઆત-માંજ કુદરતી ઉપાચારોથી દૂર કરવું એ સિદ્ધાંત લોકોને સાદી ભાષામાં સમજાવ્યો છે. ઉપવાસ ને જળપાનના પ્રયોગોથી સામાન્ય દર્દો રમેશબાબુ પોતે સહેજમાં મટાડી દે છે. છતાં વ્યાયામ, સ્વચ્છતા, નિયમિતતા, મિતાહાર વગેરેના સામાન્ય નિયમો જાણ્યાં છતાં ચુક થઇ જવાનો સંભવ હોઇ અસુખ પણ થવાનો સંભવ છે. એના ઉપાય માટે રમેશ બાબુએ ખાસ ઉત્તેજન આપી અહીંના એક શાણા સંસ્કારી વિદ્વાન ગૃહસ્થને આયુર્વેદ તેમજ વિદેશી વૈદક જ્ઞાનનો અભ્યાસ કરાવ્યો છે. જેમણે પોતાના ખંતથી કુટુંબમાં ઉતરી આવેલા વૈદના સંસ્કારથી, અને રમેશ બાબુએ આપેલી વિશાલ દૃષ્ટિ ને શોધખોળ-ની વૃત્તિથી તથા લોભવૃત્તિ નહીં રાખવાથી ગામને આશીષરુપ થઇ પડ્યા છે. ખાસ અકસ્માતના ભારે કેસોમાંજ નગરના મોટા ડોકટરની જરુર પડે છે. અને તે પણ રમેશબાબુએ સરકારમાં લખી, વગર ફીએ ગામડાઓમાં જઇ તાત્કાલિક મદદ આપે એવો બંદોબસ્ત કરાવ્યો છે. હાલ તો નગરના શરચ્ચંદ્ર ડોકટર પણ રમેશબાબુના મિત્ર જેવા બની ગયા છે ને અલીપુરના લોકને જરુર પડતાં કલાકમાં દોડી આવે છે. રમેશ બાબુએ પોતે પણ વૈદકનો અભ્યાસ કર્યો છે ને ઇચ્છે છે કે દરેક કુટુંબે કંઇક સામાન્ય જ્ઞાન તો ધરાવવુંજ જોઇએ. અને તેથી વ્યાખ્યાનોદ્વારા બાલઉછેર, સ્ત્રી દર્દો, સામાન્ય ઋતુઓની અસર વગેરે બાબતો પર પોતે તેમજ બીજાઓ-દ્વારા જ્ઞાનનો પ્રચાર કર્યો છે. અજ્ઞાન ઘણાં દર્દોનું મુળ છે ને તેથી અજ્ઞાન જવું જોઇએ.

ભગવતી ! આ સેવાઓ ઉપરાંત એમની ખરી મેવા તો એ છે કે એમણે પોતાના વર્તન, વ્યાખ્યાનો, અને પુસ્તકાલયદ્વારા એક પ્રકારનું એવું નૈતિક વાતાવરણ જગાડ્યું છે કે અમારાં જીવનજ પલટાઇ ગએલાં લાગે છે. નીશાળને અંગે એક પુસ્તકાલય ખોલવામાં આવ્યું છે; એમાં પોતે પસંદ કરેલાં ખાસ પુસ્તકો છે અને વર્તમાનપત્રો તથા માસિકો આવે છે જેનો લાભ જાહેરપ્રજા ઉત્સાહથી લે છે. જરુરીઆતની કોઇ બીજી વસ્તુ વિના ચલાવી શકાય પણ કેટલાંક સારાં પુસ્તક વિના એક કુટુંબને ચાલેજ નહીં એવી ભાવના ઉત્પન્ન કરી છે અને લોકોને પણ રમેશ બાબુમાં એટલી શ્રદ્ધા છે કે એમની સહજ સુચના થતાં પુસ્તક ખરીદવામાં આનાકાની કરતા નથી. પરિણામે

દરેક ઘરમાં વાંચન દાખલ થયુ છે અને જીવનમાં વિચાર સમૃદ્ધિ આવતી જાય છે. કન્યાશાળામાં પહેલા કરતાં ત્રણ ઘણી સખ્યા છે અને આપણા ધીરબાળા ખરા હૃદયથી કામ કરી રહ્યા છે ઇન્સ્પેકટર સાહેબ પણ આશ્ચર્યથી ઘણા સુંદર રીપોર્ટો કરે છે.

બીજું એ છે કે સાધારણ રીતે ગામડાઓમા સરકારી માણસોનો ત્રાસ વધારે હોય છે પણ અમારા રમેશબાબુના નામથી રંજાડવાનુ, કે બેદરકાર રહેવાનુ કોઇ યોગ્ય ધારતુ નથી કારણ કે રમેશ બાબુ એમને વિનય અને સજ્જનતાથી જીતી લે છે અને જરુર જણાય તો સચોટ લખાણથી એવી લઢત ચલાવે છે કે ગુનેહગાર સરકારી માણસ કફોડી સ્થિતિમા મુકાઇ જાય છે સત્ય ઉચ્ચારતાં ડરવુ નહીં એ એમનો નિયમ છે અને સત્ય એવી ચીજ છે કે જેનાથી ભલભલા ડરે છે.

હા દેવી ! એક અગત્યની વાત કહેવાનો તો ભુલી ગયો અમારા ગામના લોકોને કૈં તકરાર પડતા કે મતભેદ થતા ન્યાયની કોટના ધક્કા ખાવા પડતા નથી દેવું કરીને વકીલોના ખીસ્સાં ભરવા પડતાં નથી કારણ અમારા રમેશ બાબુ તુરતજ વચમાં પડે છે અને થોડાજ વખતમાં નિષ્પક્ષપાત ફેંસલો આપી બને પક્ષને રાજી કરી નાખે છે અને થોડા વખતથી તો અમે અમારી લવાદ કોર્ટ સ્થાપી છે આ અવિનાશ દાદા એના પ્રમુખ છે અને લોકો ખુશી થઇ ગામનાજ પચનો ન્યાય લેવાનુ પસંદ કરે છે"

અવિનાશ દાદા બોલ્યા. "દેવી! ન્યાય આપવાનુ તો અમારું શુ ગજુ એ તો સૌ રમેશ બાબુના પ્રતાપથી થાય છે કારણ કાયદો શુ અને કુદરતી ન્યાય શુ એનો સંબંધ તે રોજ સમજાવે છે અને અમને ન્યાય આપવાને શક્તિમાન કરે છે"

સુકુમારબાબુએ આગળ ચલાવ્યું: "ટુકામાં દેવી! અલીપુરમા અત્યારે એક ઉણપ કે ત્રાસ નથી સો બો ગાઉ ફરતા કોઇ ગામ કે તાલુકામાં આવી સવડ, સરકાર ને શાંતિ જડશે નહી. ખ્યાતિ એટલે સુધી પ્રસરી છે કે મોટા શહેરના લોક જે ગામડામા કન્યા આપતા નથી તે હવે અલીપુરથી આકર્ષાવા લાગ્યા છે અને હમણાજ શહેરના એક જાણીતા બેરીસ્ટરે પોતાની પુત્રીનો વિવાહ અમારા શ્રીકાત જોડે કર્યો છે

ધીરબાળાએ ટહુકો કર્યો "ને ગામડાની જાણી શહેરના દમામી લોક અહીંની કન્યાઓ લેતા અચકાતા તે હવે અલીપુરની કન્યાઓને અપમાનતા નથી. અમે તો ભગવતી! શહેરના અનિષ્ટ બાદ કરી ગ્રામ્યજીવનની ખુબીએ જાળવી રાખી સુખી જીવન ગાળીએ છીએ"

અવિનાશ દાદાથી પણ બોલ્યા વિના રહેવાયું નહીં: "અને દેવી! અમારા ગામડાઓ-મા વધારે જોવામાં આવે તે વહેમો પણ પલાયન કરતા જાય છે ખરો ધર્મ શો તે સમજાતા ને બાધા આખડીમાથી પરવારતા બૈરાને હવે પ્રભુનુ નામ લેવાનો વખત મળે છે"

ધીરબાળાને હસવુ આવ્યુ દેવીએ પણ સ્મિત કર્યું અને બોલ્યાં. "ઓહ! તમારુ કથન તો એમજ બતાવે છે કે હાલમા જે સ્થુલ કે સૂક્ષ્મ, સુદર ને ઉપયોગી છે ને બધુ રમેશ બાબુનુ પ્રગટાવેલું."

"હા, દેવી! એમજ છે" સૌએ સાથે જવાબ આપ્યો દેવી ગભીર થઇ બોલ્યા "જ્યા રમેશબાબુ જેવા વિદ્વાન અને કર્મવીર કામ કરી રહ્યા હોય ત્યાં મારા શબ્દો શું વિશેષ કરી શકવા ના હતા? મહાશય! હું એ સાધુનાં દર્શન કરી કોઇ અન્ય સ્થળે ચાલી જઇશ અલીપુરને મારી જરુર હોય એમ જણાતુ નથી તેથી મારી રંક

સેવા કોઇ અન્ય સ્થળે ઢોળીશ. મહાશય! રમેશબાબુનાં દર્શન હું ક્યારે પામી શકીશ?"

"ના, ના, ભગવતી! એવી અવકૃપા કરશો મા. રમેશબાબુએ અમને તૈઆર કર્યા છે પણ આપના મુખમાંથી જે રસ ઝરે છે તે પીવો હજુ બાકી છે. આપ તો જાણે અમને આગળ લઇ જતાં હો એમ લાગે છે. આપના જેવુંજ બોલવુ થોડા વખતથી એમણે શરુ કર્યું હતું. ત્યાં વિઘ્ન આવ્યું જે એમનુ કામ ઉપાડી લેવા પ્રભુએ આપને મોકલ્યાં. દેવી! સાધુ જનોને દેહનાં દુઃખ છોડતાં નથી એ કેવાં ક્રૂર છે?"

"હા, મહાશય દેહના ધર્મ ન જળવાય તો ડ ખમવા પડે છે. દુ.ખ અધર્મનું પરિણામ છે."

ધીરબાળા વચમાં બોલ્યાંઃ "રમેશબાબુના હાથે ને અધર્મ કયાંથી થયો હોય?"

દેવી જવાબ આપતાં બોલ્યાં "અધર્મ કયાથી હોય?"

દેવી જવાબ આપતાં બોલ્યાં "અધર્મ બહેન, અનેક પ્રકારના હોય છે. દરેક કાર્યનું કારણ હોય છે. રમેશબાબુ પણ જાણતાં અજાણતાં દેહધર્મ ચુકયા હશે. જવર પીડા શરુ થઇ તે પહેલાં કૈં બનેલું કે?

સુકુમારે ફરી મૌન તોડયું: "ભગવતી આપનું કહેવું યથાર્થ છે. રમેશબાબુએ બે ધર્મ પ્રાપ્ત થતાં મહત્તર ધર્મનો સ્વીકાર કર્યો અને આ પીડા પામ્યા. વાત એવી બની કે આજથી એક મહીના પર એમનો એક વિદ્યાર્થી મરણ-પથારીએ પડયો હતો અને રમેશબાબુનું નામ દેતો હતો. રમેશબાબુ રાતના અગીઆર વાગ્યા સુધી એમની સાથે રહ્યા દવા આપી શાંત કર્યો. એ ઝંપ્યો એટલે પોતે રજા લીધી ઘેર આવી રોજના નિયમ પ્રમાણે વખત થતાં પેલુ કરુણગીત છોડયું. બહાર અણધાર્યો વરસાદ ચોધાર પડવા માંડયો હતો ને એ કરુણ સ્વરોને દાબી દેતો હતો. એ સ્વર પુરા થાય એ પહેલાં બારણું જોરથી ઠોકાયું. ગીતમાં ભંગ પડયો ને બાબુએ કરુણસ્વરમય પુછયું: "કોણ?" જવાબ મળ્યો "હું એકનાથ; અરુણ ફરી જાગ્યો છે, આપને મળવા માગે છે. છેલ્લી ઘડી છે."

રમેશ બાબુ ઉઠ્યા. રાત્રિ ગીત આમ અધુરુ મુકી પહેલ વહેલાજ તાત્કાલિક ધર્મ સમજી ગયા. માર્ગમાં શરીર પલળ્યાનું ભાન ન રહ્યું. અરુણ એમને જોઇ ભોંયે પડયો ને બોલ્યો "ગુરુજી હું જાઉં છું. તમે આવશોને? બોલોને! તમે આવશોને?" બાલક વચન માગતો હોય તેમ એકાગ્રતા ને આગ્રહથી તાકીને જોઇ રહ્યો. એકનાથ કહે છે કે રમેશબાબુની મુદ્રા અતિ ગંભીરને ગ્લાનિમય હતી. એક ક્ષણ વિચાર કરી અતિ સ્મિત કરી બોલ્યા: "આવીશ. જલદી અરુણ!, શાંત થા. પ્રભુ બોલાવે છે એમને જય જય કહેજે હોં." અરુણે અતિ સંતોષ સાથે પ્રાણ છોડયો. એના મૃત મુખ ઉપર અપ્રતિમ હાસ્ય પથરાએલું હતું. રમેશ બાબુની આંખમાંથી એક અશ્રુ ખર્યું. મૃત બાલકના માતપિતાને આશ્વાસન આપી યોગ્ય વ્યવસ્થા કરી પાછલી રાતે પાછા ફર્યા અને ઘેર જઇ સુઇ ગયા. દેવી! સવારના હંમેશના વખતે તે ઉઠી શકયા નહીં ત્યારથીજ જવર અને શ્વાસની પીડા શરુ થઇ છે. ઉપચાર લાગતા નથી. રમેશ બાબુ કહે છેઃ "આપ્યું વચન પાળવું જોઇએ. અરુણને રાહ જોવરાવવી ઠીક નથી. પણ એકજ વાસના છે. શ્રદ્ધા છે પ્રભુ પુરશે ને પોતે તુરતજ રજા લેશે."

અમે પુછયું: "કોઇ સ્નેહી છે? તેડાવીએ? પ્રથમ તો ગળગળા થઇ ગયા પછી બોલ્યા આ સૌ સ્નેહીજ છોને, હું જે ઇચ્છું છું તે મળી આવશે. પ્રભુની દયામાં મને શ્રદ્ધા છે." ભગવતિ! અમને કૈં સુઝ પડતી નથી. આપ પધારી એ અશાંત આત્માને શાંતિ આપો. અમારું માનવું

છે કે આપ વિના એ કામ કોઇ કરી શકે તેમ નથી" સુકુમાર બાબુએ ડુસ્કુ આવતાં બોલવુ બંધ કર્યું છેલ્લા શબ્દો એમણે સરળતાથી કહ્યા પણ એની અસર દેવીના મન ઉપર વિશેષ થઇ જણાઇ

મુખ પરની શાંતિ એની એ હતી પણ ગભીરતા એટલી એકઠી થઇ હતી કે એ જોતા ત્રણેને સહેજ આશ્ચર્ય થયુ કૈંક પ્રયત્ન કરી દેવી બોલ્યા "અવિનાશ મહાશય, સુકુમાર બાબુ, અને ધીરુબાળા, આપે મને એક સાધુ જીવનનો પરિચય આપી ઉપકૃત કરી છે આપની કથા સાભળી રમેશ બાબુના દર્શનની સ્વાભાવિક ઇન્તેજારી મને થાય છે પરતુ એમના રાત્રિ ગાનની બીના લક્ષ્યમા લેતા ને કૈંક વિચાર કરતા હુ એમને એ સમયેજ મળવું ઉચિત ધારુ છુ આપની સમતિ હોય તો હુ આવીશ ને બે શબ્દ કહીશ વિશેષ તો પામર માણસ શુ કરી શકે તેમ છે?" સૌ સમત થયા, પછી આભાર દર્શાવતા યોગ્ય વખતે આવવાનુ કહી રજા લીધી ને સૌ ઉઠયા ...

× × ×

રમેશ બાબુને આજે ઠીક ઠીક હતુ પથારી માએસા કરી તકીઆને આધારે તેમને બેસાડવામા આવ્યા હતા અને કૈંક શાતિથી તે વાતચીત કરી શકતા હતા આખમા દર્દનુ ઘેન ઓછુ હતુ તાવ પણ કમી હતો જોના આવનારને સૌને આશ્ચર્ય થતુ

ધીરુબાળા વગેરે જમી કરી આવી પહોચ્યા ત્યારે એમને આનદ થયો થોડી વાતચીત કરી રમેશ બાબુએ ઉંઘવાની ઇચ્છા જણાવી ઘણા દિવસે કુદરતી ઉંઘ આવતી હોય તેમ સુવાડવામા આવતા નિદ્રાધીન થઇ ગયા સુકુમાર બાબુ, અવિનાશ દાદા વગેરે જોડેની ઓરડીમા બેસી ધીમેથી આજના ફેરફાર ઉપર વાત કરવા લાગ્યા

"આજથી વળતા પાણી થવા બેસે" ધીરુબાળાએ આનદની લાગણી સાથે કહ્યુ

"મને પણ એમજ લાગે છે, મારી સાથે અત્યારે સુધી વાતો કરી" સુકુમાર બોલ્યા

જ્યારથી રમેશબાબુ પથારીવશ થયા ત્યારથી સુકુમાર બાબુએ પોતાની મોટી ગંગાસ્વરૂપ બહેન આશામતી તથા નોકર સાથે ત્યાજ રહેવાનુ રાખ્યુ હતુ જેથી જોઇતી સુશ્રુષા સવડથી થઇ શકે અરુણના માતપિતા તો પોતે આફતનુ કારણ માની દીન બની નિયમિત આવતા અને બનતી સહાય આપવામા પોતાની મુક્તિ સમજતા દેવી સાથે થએલી પ્રભાતની વાત પછી સુકુમાર સીધા ઘેર આવ્યા હતા અને આશામતીએ પીરસ્યુ તે ખાધુ ન ખાધુ કરી બાબુ પાસે જઇ બેઠા હતા, એ વખતે જે વાતચીત થઇ તે વિનાશ દાદાને કહેવા માગતા હતા

અવિનાશદાદાએજ પુછ્યુ "સુકુમાર! રમેશબાબુને દેવી આવવાના છે એ વાત કરી છે?"

"હા, દાદા! રમેશબાબુ બહુ આનદ પામ્યા છે એમણે આજે તો મને બહુ બહુ પુછ્યુ દેવી કેવડા છે? કેવા છે? શુ શુ પ્રવચનો કર્યાં વગેરે"

"આજેજ પુછ્યુ? પહેલા નહોતા પુછતા?"

"ના શારીરિક પીડામા વધારેક બોલી શકતા નહીં આજે તો વળી બીજુએ ઘણુ કહ્યુ"

"શુ? શુ?" બેઉએ સાથે પુછ્યુ

"નાના બાળકની માતા ચિંતા રાખે તેમ રમેશબાબુને હૃદયે અલીપુર વસેલુ છે ગ્રામ્યજનોમા તનદુરસ્તી સાથે શૌર્ય ને હીંમત કેમ આવે દેશભાવના જાગ્રત થઇ સ્વાર્પણ કરવાની શક્તિ કેમ ખીલે એ વીશે આજ ખાસ ભાર દઇ બોલ્યા બાબુ કહે છે આપણા દુર્ગા

પૂજનના ઉત્સવોમાં વીરરસ યોજવો જોઇએ. દેશભક્તિની નાટિકાઓ ભજવાવવી જોઇએ. યુવાનોને લશ્કરી તાલીમ આપવી જોઇએ, રાષ્ટ્રીય ગીતો ગજવી એમનાં લોહી ઉકળાવવાં જોઇએ. અલીપુર સુખી બને સાથે, શુરવીર ને સ્વાર્પણશીલ બને એ ભુલવાનું નથી."

અવિનાશદાદાએ કપાળે કરચલી પાડી. એમના વૃદ્ધ મગજમાં એક અમંગળ શંકા પેઠી હતી.

'સુકુમાર ! આ બધું તને યાદ રાખવાનું કહ્યું કે પોતે સ્વસ્થ થઇ કરશે એમ જણાવ્યું ?'

"દાદા ! પ્રથમ તો વાત જાણે સામાન્ય કરતા હોય તેમ લાગ્યું પરંતુ અંતમાં મને આજ્ઞા કરતા હોય એમ બોલ્યાઃ 'સુકુમાર ! આ બધું તુ યાદ રાખજે હોં."

"ને સુકુમાર ! અંગત કૈં નથી બોલતા ? પ્રભુ જાણે પોતે કેવાંએ સુખ જોયાં હશે અને હાલ આમ પાતળી પથારીમાં આ સ્થિતિમાં... ......" દાદાએ ઉઘાડા બારણામાંથી પથારી તરફ જોયું. આગળ એ બોલી શક્યા નહીં. બીજાંઓની પણ દૃષ્ટિ એ તરફ ગઇ. રમેશ બાબુનું મોં દેખાતું હતું ઉપર સ્મિત જેવુ લાગ્યું.

ધીરબાળા એ જોઇ બોલ્યાંઃ "અહા ! હસે છે નારાયણની કૃપા થાય ને દેવીનાં દર્શનેએ પથારીમાંથી હસતા ઉઠે."

"અરેરે ! એ હસવામાં શુએ રુદન છુપાયું હશે ?" સુકુમાર ગંભીર થવા લાગ્યો. અવિનાશ દાદા લાગણીથી હાથ હલાવતા બોલ્યાઃ "માણુસ ધરબાર, સગાં સ્નેહી, સુખ વૈભવ તજી, આમ દૂર અજાણ્યા પ્રદેશમાં રહે ને જીવ્યું ન જીવ્યું ગણી ભૂતકાલ પર મૌન પડદો નાખી દે એ બનતાં પહેલાં શું એ બની જતું હશે ?" દાદાની આંખ અજબ બનવા લાગી; એ લુછતા આગળ બોલ્યાઃ "સુકુમાર ! રમેશબાબુને કોઇ ખાનગી પત્ર વ્યવહવારે નહોતો ?"

"ના, દાદા ! જાહેર કામ સંબંધી લખાણો, માસિક વર્તમાન પત્રોના અધિપતિઓનાં છાપેલાં કાર્ડ ને કોઇ પુસ્તક વેચનાર પેઢીનું સૂચિપત્ર એ સીવાય ખાનગી પત્ર આવ્યો ગયો જાણતો નથી. ટપાલ નીશાળમાંજ આવતી ને મારા દેખતાંજ ફોડાતી. રમેશબાબુના લેખોમાં પણ એવું કૈં ના મળે કે જેથી પુનર્જીવન પકડાય. દાદા ! દેવીનુંએ જીવન આશ્ચર્ય ઉપજાવે તેવુ નથી ? આ વયે, આ જ્ઞાન, આ શાંતિ, નિર્મલતા આ યુગમાં પ્રાપ્ત કરવાં એ શું સુલભ છે ?"

અવિનાશ દાદાની આંખ ચમકી. એ ભાર દઇ બોલ્યાઃ "સુકુમાર ! રમેશ બાબુ ને દેવી બંનેમાં અવનવું છે. મને લાગે છે જાણે બેઉ પૂર્વજીવનનાં સંબંધી હોય. ધીરબાળા ! દેવી આપણી વાત સાંભળતી વખતે કેટલાં ગંભીર બની ગયાં હતાં એ જોયું હતું કે ?"

ધીરબાળા બોલે એ પહેલાં આશામતી વાડામાંથી અંદર આવ્યાં ને બોલ્યાંઃ "સુકુમાર ! દવાનો વખત થયો—મોટા ઉંઘે છે ?"

"ઉંઘવા દો, મા ! જાગશે એટલે આવીશું." આશામતી ત્યાંજ બેઠાં ને વાતે વળગ્યાં.

× × ×

સંધ્યાકાળના પ્રવચન વખતે દેવીની વાણી એટલીજ મધુર, ગંભીર અને હૃદયદ્રાવક હતી. પરંતુ જે સ્મિત અવારનવાર ફરકતુ તેનો આજ અભાવ હતો. દેવીએ આ પ્રસંગે પ્રભુ પ્રતિ પ્રેમનું વિવરણ કર્યું અને જગતનાં પ્રેમ બંધનો કરતાં એ કેટલા ઉચ્ચા દરજ્જાનું છે તે બતાવ્યું. દેવી રમેશ બાબુને દર્શન દેવા જવાનાં છે એ સૌ કોઇ જાણી ગયું હતું અને ઉપકારવશ થઇ સૌ ઉંડા ભાવથી નમતાં. પ્રવચન પુરુ થતાં સૌ

વેરાયા, સવારની ત્રિપુટી બેસી રહી

"રમેશબાબુને કેમ છે મહાશય ?" દેવીએ તુર્તજ પ્રશ્ન કર્યો

"આપના દર્શનની આશામા આજે એમને સારુ છે, આપને ઝખી રહ્યા છે" ધીરબાળાએ જવાબ આપ્યો

દેવી ચુપ રહ્યા. ક્ષણ પછી બોલ્યા "એમનાં દર્શનની મને પણ ઝખના છે કોણ જાણે શાથી આજ આખો દિવસ મને એમનાજ વિચારો આવ્યા કર્યા છે. એમના સાધુ કૃત્યો મારી કલ્પનાને દ્રાવે છે ને મને આતુર બનાવે છે, પરતુ આપણે નિમિત સમયે જવુજ ઠીક છે એ રાત્રિગીતમાંની કરુણતા સહેજે ઓછી થાય તો મારા જીવનની સફલતા માનીશ—પરિણામ પ્રભુ જાણે—ધીરબાળા, આપણે ભાવિની ઝાખી માનવ નયને નથી કરી શકતા ને એ ઝાખી કરવાની અતરસિદ્ધિ સહેલથી પ્રાપ્ત નથી થતી પ્રાપ્ત થાય તોએ ઉપયોગી થવા એ કોઇ કોઇ વાર ના પાડે છે—એની કલા અકળજ છે" દેવીના કથનમા કૈંક કરુણ રણકો હતો ધીરબાળા એ સમજી શકયા નહીં

"હા, દેવી, એમનુ સ્વાસ્થ્ય પાછુ આવે ને જીવન સપૂર્ણ આનદી થાય એવુ કૈંક કરો દેવી આપ અગીઆરના સુમારે પધારશો ?"

"હા, આપણે એ વખતે જઇશુ મને એક તત્રી લાવી આપશો ?"

"એકની બે" અવિનાશ દાદાએ તુર્તજ કહ્યુ ને સુકુમારને સબોધી બોલ્યા. "સુકુમાર! ત્રિલોકીનાથ પડિતની લાવીએ તો કેમ ?"

"એજ, દાદા! એનાથી વધારે સારી ને સુંદર તત્રી બીજે કયાંય નહીં મળે આપ જશો ને દેવી તથા રમેશ બાબુનુ નામ લેશો તો તુર્તજ આપશે અન્ય પ્રસગ માટે ન મળે" સુકુમારે કહ્યુ

"એમ કેમ, પડિતજી તંત્રી કોઇને ધીરતા નથી ?" દેવીએ પુછ્યુ

"એ તત્રી કોઇ મહાત્માની પ્રસાદી છે. સાધારણ અગુલિ એને અડકી શકે નહીં. સામાન્ય ગીત ગાઇ શકાય નહીં પડિતજી ભજન છેડે ત્યારે આખુ વાતાવરણ પવિત્ર બની રહે છે એ લાવી આપુ ભગવતી!" દાદાએ જવાબ આપ્યો

દેવી સહેજ વિચારમા પડ્યા દાદા રજા લઇ તત્રી લેવા ઉઠયા દેવીએ કહ્યુ "પડિતજીને વાધો હોય તો મારે કોઇ પણ તત્રી ચાલશે આગ્રહ ના કરશો" દાદા આશાભર્યા જવાબ આપી ગયા સુકુમાર ને ધીરબાળા વાત કરતા બેસી રહ્યા થોડી વારમા દાદા આવી પહોચ્યા

"લ્યો ભગવતી! પડિત અચકાયા તો ખરા પરતુ આપની અંગુલિ એ ઉપર ફરશે એ વિચારે તુર્તજ આપી'

દેવીએ તત્રી હાથમા લીધી ખાચિત તે એક નાજુક ને સુદર સગીત વાદ્ય હતુ દેવીએ તાર મીલાવી ઝઝણાવ્યો મધુર ઝીણો રણકાર થયો

"છે તો ઉત્તમ" દેવી બોલ્યા

ઉચિત સમયે આવવાનુ કહી નમન કરતી ત્રિપુટી ફરી વિસર્જન થઇ

× × ×

રમેશ બાબુએ ઉંઘમાથી ઉઠી થોડુ દુધ પીધુ હતુ ને આશાવતી ને એક કરતા વધારે વાર પુછી ચુમ્યા હતા, "મા! દેવી કયારે આવશે ?"

'આવશે ભાઇ' આવ્યા વિના ન રહે"

રાત્રિના કલાકો એક પછી એક જવા લાગ્યા જોવા આવનારની સખ્યા આજે વિશેષ હતી અને જોઇને તુર્તજ પાછા જતા નહીં, તેઓ જોડેની ઓરડીમા બેસતા ને દેવીની રાહ જોતા

રાત્રિ ગાનનો વખત થવા આવ્યો

રમેશ બાબુએ એક નિશ્વાસ નાખી એકાંત માગ્યુ તંત્રી હાથમા લીધી ધ્યાનમા પડ્યા ગત જીવનના ચિત્રો એક પછી એક ખડા થયા–છેલ્લો પ્રસંગ સ્મૃતિમા ચિત્રાયો ને પેલુ કરુણ ગીત છેડવા અંગુલિ અડકવા ગઇ... અહા! પરંતુ એ સ્વર છુટે તે પહેલા સામેથી એજ ગીત છુટી ગયું હતુ ને એજ કરુણ સ્વરમા શરુ થયુ હતુ

રમેશબાબુ ધ્યાનમા હતા તે દરમીઆન દેવી પેલી ત્રિપુટી સાથે આવી પહોચ્યા હતા વસ્તુસ્થિતિ સમજી લઇ સૌને મૂક રહેવાની સુચના કરી સામા બારણા આગળ આસન ગોઠવી બેઠા હતા દેવીએ પણ ધ્યાન ધર્યું તાર પર અંગુલિ ગોઠવી ને રમેશ બાબુનો સ્વર નીકળે તે પહેલા પેલુજ કરુણ ગીત છેડયુ એ ગીતનો ભાવ મુખ પરની હાવભાવના, મીંચેલા અશ્રુભીના નયનો, દેવી ફરી ગએવા લાગ્યા

રમેશ બાબુ ચમક્યા ક્ષણભર જાણે ભુલમા રહ્યા કે પોતે ગાય છે કે બીજેથી સ્વર આવે છે, કે પોતે પોતાના મહાલયમા એજ ગીત સાભળતા ઉભા છે

તંત્રી હાથમા રહી ગઇ ભાન જવા લાગ્યું ઝીણી ચીસ સંભળાઇ 'રમા! રમા! રમા!'

માટો, તીણો સ્વર લબાવા લાગ્યો દેવીમા સ્થાર થયો અર્ધ મીંચેલ આખ માથેજ ઉઠયા ફરી આતુર સાદ આવ્યો "રમા, રમા, આવો" દેવી તંત્રી સાથે, ગીતના પ્રવાહ સાથે, કો સ્વપ્નાની રંગદેવી સમી, કરુણ મૂર્તિસમી, ધીમા ધીમા બાબુ તરફ કો અદૃષ્ટ બળે ધકેલાતા લાગ્યા ફાડેલી આખે રમેશ બાબુ તાકી રહ્યા આનંદથી કુદવા ગયા પણ અશક્ત હોઇ બેઠાજ રહ્યા

પાછળથી સૌ યંત્રવત્ જોઇ રહ્યા

દેવી, રમેશબાબુની નજીક પહોચ્યા, અટકયા, ગીતની છેલ્લી કડી લહેકાઇ, ફરી ફરી લહેકાઇ, બંધ પડી ને જાગ્યા

ઘણા વર્ષે એ દૃષ્ટિ ફરી મળી

"રમા–તમે?" રમેશ બાબુએ હર્ષની બુમ પાડી, તંત્રી ખોળામા મુકી શિર નમાવી વંદન કર્યું

"રમાના એક વખતના ઇશ–રમેશ! ઓળખી શકયા?" દેવીએ પણ નમી વંદન કર્યું ને સામે બેઠા

એક ક્ષણ બેઉ મૂક બની જોઇ રહ્યા

"હેમકુમાર, આ સ્થિતિ?" દેવી આખરે બોલ્યા

"હા, રમા—એમા શોધી જીવનની શાતિ ક્ષમા આપો દેવી! અધુરી! તે પુરી થાય–ને આ જીવનમાયા સંકેલાય–ક્ષમા દો–ક્ષમા દો–એ આશાએ આત્મા દેહને વળગી રહ્યો છે–" રમેશની આખમાથી અશ્રુધાર ચાલી, એ આગળ બોલી શકયા નહીં

"ઓ! ધનપુરના વિનાસી ધણી અને અલીપુરના અજાત ઉદ્ધારક!–વૈભવ વિલાસ ત્યજી મેના સંયમ સ્વીકારનાર સાધુ! એકી પ્રસંગે ચેતી જીવન પનટાવી નાખનાર કર્મવીર! જીવનની સફલતા સાધનાર–સન્ત! મહાશય! મારી ક્ષમા યાચો છો? હું રંક આપને ક્ષમા દેનાર કોણ? ભૂતકાલ ભુલી જાઓ હેમકુમાર! અરે રમેશ!–નામે બન્યુ–તેમા રમાનો અંશ ક્યા રાખી રહ્યા? સકલ માયા ત્યજવાને વળી રાત્રિગીતની ઉપાધિ શી રહી? અને એજ તંત્રી હજી રાખી રહ્યા છો? રમેશ–રમેશ! ત્યજી દો–ત્યજી દો–એ પૂર્વ બંધન ત્યજી દો–સૌ બંધનો છેદ્યા તેમ એને છેદી ફેકી દો–આપના આ માને સંપૂર્ણ સ્વતંત્ર બની ઉડવા દો–આપનુ જીવન આજ જાણ્યુ છે–એ ઘટના વીસરી જાઓ જે ઘટનાએ કરી આ દેહ પર ભગવાં રહ્યા છે, જે ઘટનાએ કરી પલંગ પર સુનાર નર આમ પથારી

એ સુતો છે—એ ઘટના—વિધિ ઘટનાને યાદ રાખે હવે લાભ નથી રમેશ બાબુ ! હુ ક્ષમા દેવા નહીં પણ દર્શન લેવા આવી છુ ! આપ તો મહન્ત છો—આ માયા ન શોભે "

'દેવી !' રમેશ બાબુ સ્વર સ્પષ્ટ કરતા બોલ્યા, "એ આપના રાત્રિગાનના અગ્નિમા તપીને તો હું પાવન થયો છુ પાપ બધનો, ભગવતી ! પશ્ચાતાપના પાવકમા તપ્યા વિના નથી તુટતા દેવી ! એ પ્રસગ પછી મારા ચક્ષુ ઉઘડ્યાં—પસ્તાવાથી બળતો આપની શોધમા આર્યાવર્તમા આથડી રહ્યો અનાયાસે ગુરુ મળ્યા ને બોધ દીધો મૂઢ ! જીવન ભટકવામા ક્યા ગુમાવે છે ? પ્રભુએ જે દીધુ તે જનતાની સેવામા ધર સ્થિર થા—સ્થાયી થા ને શ્રદ્ધા રાખ શ્રદ્ધા ફળશે ને જેને હુઢી રહ્યો છે તે જાતે આવી તને મળશે' દેવી ! ગુરુનો આદેશ સાચો લાગ્યો—ભ્રમણ—શોધ કરવામા બાકી રાખી નહોતી—પછી લક્ષ નક્કી કરી અહીં આવ્યો ને વસ્યો સાત સાત વર્ષે દેવી ! પ્રભુએ મારા તરફ જોયુ છે ને આપ આવી પહોચ્યા છો—મને ક્ષમા દો ! એ વિના મને શાતિ નહીં થાય—મને બીજી ઇચ્છા નથી, પણ ક્ષમાને પાત્રએ હું ક્યા છુ ! અરેરે ! રમાદેવી ! આ દુષ્ટની લાત ખાઇ ઘોર રાત્રિએ ઘર ત્યજતા તમને કેટલુ દુખ થયુ હશે ! મે તમને " ફરી રમેશ બાબુ લાગણીવશ થઇ અટકી ગયા એમનુ મુખ અતિ દુખથી નમી ગયુ હતુ

"હેમકુમાર ! આમ બેલી મને પૂર્વકથા તરફ દોરો ના અનુભવથી જાણ્યુ જ હશે કે સુખદુખ એ મનની કલ્પનાઓ છે મારા મને સસારમા સુખ દુખ કલ્પ્યુ ને અનુભવથી કટાળ્યુ અ ક્ષણ આવી ને સૌ મિથ્યા ભાસ્યુ ત્યજતા ખચીત દુ:ખ થયુ ને સર્વત્ર અંધકાર લાગ્યો પરતુ અતરમા પ્રભુ કૃપાએ એક પ્રકાશકિરણ પ્રકટ્યુ લાગ્યુ ને જે સ્નેહ એક વ્યક્તિ તરફ ગુથાઇ મુઝાતો હતો તે વિસ્તરાઇ ગયો ને આખા જગના પ્રાણીઓમા સમતા ને સહાનુભૂતિ ભાસી પ્રથમ તો જગતની નિષ્ઠુરતાથી કટાળી—ચીઢાઇ એક તીર્થસ્થળમા આશ્રમમા સતાતા મનેએ ગુરુ મળ્યા ને બોલ્યા "બેટા ! સસારીઓ માર્ગ ભુલ્યા છે—સસ્કાર ભુલ્યા છે તારી અનેક બહેનો અજ્ઞાન ને આસુમા જીવન ગાળે છે આર્યાવર્ત નાનો નથી તુ જા ને એમના આસુ લોહી બે શબ્દો સભળાવ જુના સસ્કાર જગાડ—સુખી કરી સુખી થા—અમ સતાપે કશુ સધાશે નહીં હેમકુમાર ! તમે રમેશ બની અલીપુરમા રમી એનુ જીવન પલટ્યુ ગુરુ આજ્ઞા પ્રમાણે હુ રક અહીંતહી ભમી સેવાના બે છાટ નાખુ છુ રમેશ—સસારને સેવકોની જરૂર છે—પ્રભુએ આપણા જીવનોમા ખાસ કૃપા કરી એ રગ પુર્યો,—માટે હવે તો એને માથે રાખી સતોષથી આનદથી સ્વીકારેલા માર્ગમા આગળ જવુજ ઉચિત—આખરનો માર્ગ તો એકજ છે

'અને એજ આખરના માર્ગે મારે જવાનુ છે, મારો આત્મા અકળાય છે—દેવી ! તમે તો જગસેવા સ્વીકારી જગતને આભારી કર્યુ છે—મને પણ આભારી કરો, ક્ષમા દો કે મારા પાપ ધોવાય—આશિષ દો કે મને મૃત્યુ પછી પરમ શાતિ મળે—દેવી ! ત્વરા કરો રમેશ બાબુએ શિર નમાવ્યુ, મુખ પર જીવ તરવરી ગયો હોય એમ લાગ્યુ પાછળથી સૌ મૌન ધારી આસપાસનુ હતુ તે દિગ્મૂઢ જોઇ રહ્યા

"હજીએ ક્ષમા ? મારી ક્ષમાજ છે હેમકુમાર ! રમેશ ! પ્રભુ—દેવ ! આપનો આત્મા અમર શાતિ પામો" દેવીથી એમ નિશ્ચય સાથે શબ્દો ઉચ્ચારાઇ ગયા

રમેશ બાબુના મુખ પર અજબ શાતિ ને

સંતોષનું તેજ છવાયું. એ ટટાર થયા ને બુઝાતો દીપક વધુ તેજ આપે તેમ સ્વસ્થતાથી બોલ્યાઃ "દેવી ! જયસચ્ચિદાનંદ–સંસારને કહેજો સ્વચ્છંદતા એ સ્વતંત્રતા નથી–પશુતા એ પ્રેમ નથી, સ્થૂળ વૈભવમાં ખરું સુખ નથી. ને અલીપુરનાં પ્રિયજનો ! આવજો. સંયમી ને સુખી થજો–સસ્કારી ને શુરવીર થજો. આદર્શ બની ગામે ગામ સેવાલક્ષી વ્યક્તિઓ જગાડજો. ને સુકુમાર મેં કહ્યું તે યાદ રાખજો–અધુરું પુરું કરજો–પ્રભુ પ્રવાહ નહીં તોડે. બસ, જય, જય, મારી જીવનકથા અહીં પુરી થાય છે–" કંઈ સાભળતા હોય તેમ ચમકી બોલ્યાઃ "અરુણ ! અરુણ ! બોલાવે છે–આવું છું–પ્રભુ–પ્રભુ–" શબ્દો બોલાયા ને એમનો દેહ ઢળી પડયો. દેવીએ ખોળામાં ઝીલી લીધો–સૌ ફરી વળ્યાં–ધીરબાળાનો કલ્પાન્ત નાદ કકળતો ગાજી રહ્યો.

× × ×

. પ્રભાત થતાં સરિતા તટે આખા ગામના લોકોની અશ્રુધારાઓ નીહાળતો મૃત દેહ સુખડ મિશ્રિત ચિતામાં બળી ભસ્મીભૂત થઇ ગયો

સંધ્યા કાળે પ્રભુ પ્રાર્થના થઇ–એવી હૃદયની પ્રાર્થના મૃત પાછળ જવલ્લેજ થતી હશે–દેવીએ એમનું છેલ્લું કદીએ ન વીસરાય એવું આવેશભર્યું પ્રવચન કર્યું–ક્ષમા માગી ને રજા માગી. સુકુમાર રડી પડયો. જીવતાં જાણવાની પરવા નહીં કરનારાં પત્રોએ રમેશ બાબુના મૃત્યુની શોકજનક લાંબી નોંધો લીધી. પૂર્વજીવનની વ્યર્થ કલ્પનાઓ કરી. અલીપુર પર આવેલી આફતથી જગતને વાકેફ કર્યું. શ્રીકાંત સમાચાર વાંચ્યા ને ઉંડા વિચારમાં પડયો. એ મનથી બોલ્યોઃ "કેવું સુંદર જીવન, પણ કેવું ટુંકું !"

રમેશ બાબુની જગ્યાએ સુકુમાર આવ્યા. એમણે સેવાની દીક્ષા લીધી મળી આવેલી નોંધ-પોથી ઉપરથી રમેશ બાબુનું જીવનચરિત્ર લખાય છે એમ જાહેર થઇ ચુકયું.

અવિનાશ દાદા સોચતાઃ "રમેશ ને દેવી બનાવનાર જીવનપ્રસંગ કેવો હશે અને સુકુમાર એના પર પ્રકાશ પાડશે કે ?" પ્રભુસ્મરણ સીવાય એમને હવે બીજી પ્રવૃતિ નહોતી.

ધીરબાળા પણ એમનીજ વાતો કરતાં એ કહેતાં કે બાબુનો મૃતદેહ લઇ પુરૂષો નીકળ્યા ત્યારે દેવીની આંખો આંસુથી છલકાતી હતી. પોતે દેવી બનાવાનાં એમને છાનાં સ્વપ્નાં આવતાં.

"ગામે, ગામ એક સેવાલક્ષી વ્યક્તિ જોઇએ" એ સૂત્ર અલીપુરની આસપાસ શીખાતુ જાય છે, અને અલીપુરમાં તો એ જગા કદી ખાલી પડી નથી; અનેક વર્ષો પછી એ અલીપુરની મુલાકાત લેનાર મુસાફર ગામના મધ્યમાં આવેલા નાનકડા બાગમાં રમેશ બાબુનું બાવલુ જુએ છે અને પ્રેરણા પીએ છે.

ને દેવી ? ભારતભૂમિના વિશાલ ચોકમાં સ્નેહની વિશુદ્ધ ભાવના સમજાવતાં, સંસ્કાર જગાડતાં, દુઃખીઆંનાં આંસુ લહોતાં હજીએ અહીંતહીં ભ્રમણ કરે છે. આયુષ્ય દોરી તુટે તે પહેલાં એકજવાર ફરી અલીપુરની યાત્રાએ જવાના અભિલાષ વિના એમને બીજી ઇચ્છા નથી.

## નવું સાહિત્ય

[અનુસધાન પૃષ્ઠ ૭૪૫ થી]

સંસ્કૃત ગ્રથનો આ અનુવાદ નથી, એટલે સારની પસદગી રા રતિપતિરામ પંડ્યાની પોતાની છે અને મોટે ભાગે એમણે યોગ્ય પસદગી કરી છે લગભગ સાડા ત્રણથી ચાર હજાર પાનાના ગ્રંથ નો સાર ૩૪૪ પાનામા–દસમા ભાગના પાનામા આપવો એ સહેલુ નથી, અને આટલુ ટુકાવ્યા છતા સુવાચ્ય, સુસબદ્ધ રસ જાળવી રાખનારી કથા વાચવા મળે તો લેખક અભિનદન યોગ્ય ગણાય અમે પણ ભાઇ રતિપતિરામ પડ્યાને અભિનદન આપીએ છીએ અને એમનો આ પ્રયાસ ગુજરાતમા લોકાદર પામશે એમ આશા રાખીએ છીએ

સક્ષિપ્ત મહાભારતના બાહ્ય અગોમા દોષ કાઢવા જેવું ખાસ કંઈ દેખાતુ નથી કાગળો સારા છે, ટાઈપ મોટા, છપાઇ સારી, અને છુટુ છુટું છાપેલુ હોવાથી વાચતા મહેનત નથી પડતી, ચિત્રો આપવાનો તો હાલમા રીવાજ પડયો છે એટલે આપ્યા વગર ન ચાલે ચિત્રો માટે પ્રસગોની પસદગી પણ યોગ્ય છે એક ઉગતા ચિત્રકારને તક આપી છે એ સારુ કર્યુ છે બાકી કળા માટે કશુ કહેવાનુ નથી સાચી કળા ગુજરાતમા હજી વિરલ છે અને એ વીશે બોલવાનો મારો અધિકાર પણ ઓછો છે

ગ્રથની યોજના—મુળ મહાભારતમા અઢાર પર્વો છે આ દરેક પર્વના પાછા અવાતર પર્વો છે અને અવાનર પર્વોના અધ્યાયોમા વહેચણી કરી છે ભાઇ રતિપતિરામે આ પર્વ વિભાગ છોડી દઇને સાદી પ્રકરણ રચના કરી છે. આખા ગ્રથનાં કુલ ૫૭ પ્રકરણો પાડ્યા છે મુળ ગ્રંથની વિભાગ યોજનાને બાજુ ઉપરજ રાખીને પોતાને જે પ્રસગ એક સાથે કહેવા જેવો લાગ્યો તેને એક પ્રકરણમા મુકયો છે ખરી રીતે આખા ગ્રથનો સબધ ભાઇ રતિપતિરામે સળગ કરી નાખ્યો છે પણ આ ટુકા ટુકા પ્રકરણોથી વાચનારને ઠીક પડશે મુળના કયા પર્વની કથા કેટલાં પાનામા આવી છે એ જોવુ હોય તો અનુક્રમણિકા જોવાથી મળે એમ છે, એ જોવાથીજ મહાભારત જેવડા મોટા ગ્રથનો સાર આટલા ટુકામા શી રીતે સમાઇ શકે એમ છે એ પણ સમજાય એમ છે શાતિ પર્વ અને અનુશાસન પર્વના કુલ લગભગ વીસ હજાર શ્લોકોનો સાર આ ગ્રથમા ફકત ત્રણથી ચાર પાનામા ( ૩૨૭ થી ૩૨૬ ) આપી દીધો છે મતલબ કે મહાભારતમા આવેલા ઉપદેશાત્મક ભાગો તથા આખ્યાનો તદ્દન છોડી દીધા છે અને પાડવ કૌરવોની કથાને સળગ જોડી દીધી છે

રા રતિપતિરામે પ્રકરણોના નામો પણ મુળમાથી નથી લીધાં પણ જાતે પાડ્યાં છે, અદરના લખાણમા પણ બધે કેવળ મુળના શ્લોકોનુ ભાષાતરજ આપ્યુ છે એવુ નથી, ઘણે ઠેકાણે મુળના અનેક શ્લોકોનો સાર ટુકામા પોતાના શબ્દોમા આપ્યો છે સાધારણ રીતે આ સક્ષિપ્ત મહાભારત માટે એમજ કહેવુ જોઇએ કે ભાઇ રતિપતિરામે વ્યાસના શબ્દોજ ગુજરાતીમાં ઉતારીને મુળનો સક્ષેપ નથી કર્યો પણ પોતાના શબ્દોમા વ્યાસના શબ્દો નો સાર કહ્યો છે અલબત્ત બધે આ ધોરણજ પાળ્યું છે એમ હું નથી કહી શકતો ઘણે સ્થળે સીધુ ભાષાંતર હશે, ટુકામા મહાભારતનો સાર કહેવામા એકજ ધોરણ જાળવ્યું નથી, દાખલા તરીકે ઉપર કહ્યુ તેમ ઉપદેશના અને આખ્યાનના ભાગો કાઢી નાખ્યા છે. છતાં ભગવદ્ગીતાનો સાર વીસ પાનામાં

આપ્યો છે. ભગવદ્ગીતા ઉપર એટલાં બધાં નાનાં મોટાં 'પુસ્તકો' લખાયાં છે કે આ પુસ્તકમાં સાર ન આપ્યો હોત તો પણ ચાલત. પણ એ રીતે લેખકે સાર ખેંચતાં બધે યોગ્ય પસંદગી કરી છે કે નહીં એનું સૂક્ષ્મ વિવેચન કરવાની ઇચ્છા નથી. આ બાબતમાં પ્રમાણિક મતભેદને અવકાશ છે. દાખલા તરીકે પાને ૧૭૪ થી ૧૭૬ માં અર્જુનનાં દસ નામો કેવી રીતે પડયાં એ ભાગ ટિપ્પણમાં મુળ શ્લોકો આપીને દાખલ કર્યો છે, અમને એની કશી જરૂર લાગતી નથી. પણ આ વાત મહત્વની નથી. સામાન્ય રીતે મહાભારતની વાર્તા સમજાય એવી પસંદગી થઇ છે એટલે આ ગ્રંથની ઉપયોગિતા સ્પષ્ટ છે. અને જેઓ મહાભારતના મોટા ગ્રંથો ન વાચી શકે તેઓ આ નાનો ગ્રંથ વાંચી જશે તો ભારતીય યુગના વાતાવરણની કૈંક ઝાંખી કરી શકશે.

સંક્ષિપ્ત મહાભારતની પ્રસ્તાવના માટે બે શબ્દો કહ્યા વગર ચાલે તેમ નથી. ભાઇ રતિપતિરામે પ્રસ્તાવના લખવા માટે ઠીક શ્રમ લીધો છે પણ મહાભારતનાં ઐતિહાસિક વિવેચન માટે રા. વિ. ચિં. વૈદ્યના મતો ઉપર બહુ આધાર રાખ્યો છે. મહાભારત અને રામાયણ ઉપર રા. વૈદ્ય જાણીતા લેખક છે એ ખરું છે પણ એમના મતો વિદ્વાનોમાં બહુ માન્ય નથી. તેમ કેટલીક બાબતમાં રા વૈદ્યનો દુરાગ્રહ ચોખ્ખો દેખાઇ આવે છે. માટે ભાઇ રતિપતિરામને અમારી ભલામણ છે કે એમણે મહાભારતનો અભ્યાસ આરંભ્યો છે તો વૈદ્યને કે બીજા ગ્રંથકારને આંખો મીંચીને ન અનુસરતાં જાતે સ્વતંત્ર રીતે વિચાર કરીને પોતાનો મત બાંધવો.

---

# તંત્રીસ્થાનેથી

[અનુસંધાન પૃષ્ઠ ૩૪૬ થી]

અને છેલ્લી ઘડી સુધી આચાર અને વિચારમાં ઉતારેલો વેદાંત અને તેને પરિણામે મેળવેલી શાંતિ એમના જીવનને પ્રેરી રહી હતી. તત્ત્વજ્ઞાનના અભ્યાસથી એમનામાં વ્યવહારિકતા આકર્ષક બની હતી.

એમના મિત્રોના વર્ગમાં ગત જમાનાના વૃદ્ધોથી માંડીને આજના બાલકો સુધી આવી જતા, અને પ્રતાપથી નહીં, ઉભરાતી સ્નેહોર્મિથી નહીં, પણ તટસ્થતાભર્યા શાંત સૌજન્ય અને દરેક મુશ્કેલીમાં ડહાપણભરેલી સલાહ આપવાની તત્પરતાથી તે માનીતા બની રહ્યા હતા. ભાગ્યેજ કોઇ સલાહ લેવા જતા નિરાશ થતુ. મતભેદ કે વિરોધનો નોડ સંતોષકારક રીતે એ સદાએ કાઢી શકતા. અને જે જે એની પાસે જતા તેને શાંતિમય જીવનની પ્રેરણા અને વિવેકી વ્યવહારિકતાની લહાણ મળ્યા વગર રહેતી નહીં. એમનો વિનોદી સ્વભાવ જીંદગીના દરેક સંજોગોમાં એમનો પ્રધાન ગુણ હતો.

મહત્ત્વાકાંક્ષા કરતાં શાંતિ તે પસંદ કરતા; તેથી એમની કારકીર્દીમાં "the applause of listening Senates to command"—સાંભળવાને આતુર એવી સભાઓની પ્રશંસા મેળવવાનુ—નીમાયું નહોતુ; પણ અનેક આર્ત હૃદયો, મુશ્કેલીમાં પડેલાં સ્ત્રીપુરુષો, અશાંત બનેલા સ્વજનો અને મિત્રોના અંતરમાં હીંમત ને શાંતિ પ્રેરવાનું સરજ્યું હતું. ગયા જમાનાના એક આકર્ષક ચારિત્ર્યવાળા ગુજરાતીના મરણની નોધ લેતાં અમે એના કુટુંબીજનોને ખેદપૂર્વક દીલસોજી દર્શાવવાની તક લઇએ છીએ.






પુસ્તક ૯] આષાઢ ૧૯૮૨ [અંક ૫

# ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો
અજ્ઞ તરછોડે ભલેને દીન ને દુબળી કહી
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી

પ્રથમ શબ્દ મે એ વાણીમા શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમા ઉચ્ચાર્યો કાલો કોડે

તાત ભ્રાત સહુ સ્વજન તણા પ્રિય મુખમા એ વાણી મહાલે,
એ વાણીના અમૃતઝરણા અંતરમાં નિશદિન ચાલે,
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પચખંડમા પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વહિત સંજનજીની મહાવાણી માત છે,
બંગના, હીંદી મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કોમળી વિધવિધ રસની ઝીલનારી,
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે-ભૂપર– શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમા લીધો,
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મત્વનો વિજય કીધો,
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમા ગાજે
જય ગાઓ, જય ગાઓ



ગુજરાત ] [ આષાઢ ૧૯૮૨

સુલોચનાએ ખાટલા પર માથું મુકી ધ્રુસકાં ખાવા માંડ્યાં પ્રોફેસર કાપડીઆ બે હાથ લંબાવી આશ્વાસન આપી રહ્યા

—સ્વપ્નદ્રષ્ટા

—પૃષ્ઠ ૪૯૦



# સ્વપ્નદ્રષ્ટા

લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ., એલએલ. બી., એડવોકેટ;

પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકાર:

શ્રીમાન્ પુરુષોત્તમ,

સભ્ય, સાહિત્યસંસદ.

અને

સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય. ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાના કૉલેજમાં એ. બી નો અભ્યાસ કરે છે. તેને સ્વરાજભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાંજ સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુશીલા મુંબાઈની કૉલેજમાં ભણે છે.

તે બંનેની મુલાકાત વડેદરામાં રાજબાઈને ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે. અને સુશીલા પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શન આઠ વર્ષે બ્રહ્મચારી-બ્રાહ્મણ બનાવે છે. ઇતિહાસ ને નાટકો જોતાં તાકાતના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચ બિલાડો સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃત્તિ જોઈ તેનું સ્વમાન હણાય છે. તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે.

તે કોલેજમાં આવે છે; વાંચે છે ને વિચારે છે. હીંદુ સમાજ તેને દંભાભાઈનું પ્રભવસ્થાન જણાય છે. બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે. નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે. અમદાવાદની કોંગ્રેસ અને દાદના મેઝેની સુરેંદ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે.

લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનું તેને તીવ્ર ભાન થાય છે. અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરૂ કરે છે.

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઈ જાય છે. તે નામદારને ત્યાં ન ઉતરતાં તેના મિત્ર અંબાલાલ દેશાઈને ત્યાં ઉતરે છે. અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે. અને સ્વતંત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે. પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે. નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે. અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે. એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે. હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે. સુદર્શન ને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે; નામદાર દેશદ્રોહી લાગે છે. અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં ચાલ્યો જાય છે. ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે.

રાવબહાદુર સુદરશનને નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નહી કરી શકે તેવા મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે.

ફરીથી કોલેજમાં વર્ગો શરૂ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઈમાં અંબાલાલને ત્યાં પૈસા આપવનું નક્કી કરી રહે છે. અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે. 'માની' સ્વતંત્રતાના વિચારો કરતાં તેને વારંવાર કાપડીઆની સુચનાઓ યાદ આવે છે. તે એક દિવસ કાપડીઆને મળવા ગયો. ત્યાં હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહી થઇ શકે તે વીશે ચર્ચા ચાલી અને તે પ્રો. કાપડીઆએ રાજકીય લડતમાં ધર્મને નહીં સંડોવવા ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વક સમજાવ્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે. સુદર્શન ત્યાંથી ઉઠી ચાલતો થયો. અનેક તરંગ તેના મનમાં ઉઠયા. અશ્રદ્ધાળુ બન્યો ને હીંમત હાર્યો તે સ્વરયના ખોતો હતો ત્યાં ધની આવી. તેણે તેને પડતો બચાવ્યો. 'મા'નો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી.

૧૯૦૭ માં કોંગ્રેસ નાગપુરમાં ભરાવાની હતી પરંતુ 'મવાલો' 'જહાલ' પક્ષથી કૈંક ડરતા હતા એટલે 'મવાલ' પક્ષના સર્વાધિકારી ફીરોજશાહે હુકુમ કાઢયો કે કોંગ્રેસે સુરત જવું. ડૉ. રાસબિહારી ઘોષને પ્રમુખપદનુ નિમંત્રણ કર્યુ. ૧૯૦૭ના ડીસેમ્બરમા સુરત ખાતે કોંગ્રેસ ભરાવા માંડી. સુદર્શન અને તેની ટોળી પણ ત્યાં ગઇ. 'મવાલ'પક્ષે 'જહાલ'પક્ષના ફુરચા ઉરાડી દેવાનો નિશ્ચય કર્યો હતો સુદર્શન અને તેની ટોળીના સભ્યો સ્વયંસેવક થઇ ગયા ને 'મવાલો' અને 'જહાલો'ની થતી સંધિમાં વિક્ષેપ પાડવા લાગ્યા

(હવે આગળ વાંચો)

## પ્રકરણ ૧૨ મું-(ચાલુ)

---

### કેકીની કલબનું નવજોત

૨

સુલોચનાની યુક્તિ સફલ થઇ નામદાર જગમોહનલાલ કોંગ્રેસની પીડામાં એટલા પડ્યા હતા કે તેને છોકરી પર જુલમ કરવાનું મન થયું નહીં; અને ૨૩ મીએ રાતના ગ્રાંટરોડ પર નામદારને અને ગૌરીબહેનને સુલોચના અને કાપડીઆએ સુરત વળાવ્યાં. જ્યાં સુધી નામદાર પાછા "આવે ત્યાં સુધી"

કાપડીઆએ સુલોચના સાથે વાલ્કેશ્વર રહેવા કબુલ્યુ હતુ

પરગામથી માલીક પાછા ફરતા કુરકુરીઆ મે આવે તે ઉત્સાહથી પ્રોફેસર કાપડીઆએ સુલોચના સાથે રહેવાનું કબુલ કર્યું પુછડી પટપટાવવાને બદલે તે આખો વખત હાથ ઘસતા જીભથી ચાટવાને બદલે તેમના હોઠ બોલુ બોલુ થતા સુધવાને બદલે તે સતત તપકીર લયા કરતા આ પ્રકારની ચચળતા જ્યારે તે કૈં સરસ વાચતા—કૈં નવુ દૃષ્ટિબિદુ જોતા–નવો સિદ્ધાત ઉકેલતા ત્યારે તેના પર હમેશા દેખાતી, એટલે કોઇને તે અસાધારણ લાગી નહીં

આ ચચળતાએ કાપડીઆની બોલવાની શક્તિ હરી લીધી હતી જેમ ટાઢે હુઠવાતો માણસ દેવતા આગળ મુગે મોઢે તાપે તમ તે બોલ્યા વિના આ નવી આવેલી ગરમીની મજાહ લેતા હતા આ ગરમીથી તેને સતોષ હતો

જ્યારે તે ઘેર ગયા ત્યારે પ્રોફેસરનો વિચાર દીવાનખાનામા બેસી થોડીક વાતો કરવાનો હતો, પણ સુલોચનાને આવતી કાલના સ્વપ્નો અનુભવવાની ઉતાવળ હતી તેથી તે સુવા ચાલી ગઇ

કાપડીઆ હમેશની ટેવ મુજબ હાથમા એક ચોપડી લઇ વાચવા બેઠા, ચોપડી કાયદાની હતી 'Dicey's Conflict of Laws' અત્યારે એ ચોપડીમા તેનુ ધ્યાન ચોટયુ હોય એમ લાગ્યુ નહીં તે અવારનવાર ઉચુ જોતા ને આખો પટપટાવતા થોડીવારે તેમણે ચોપડી ઉચી મુકી તે દીવો લઇને ઉપર ગયા અને જ્યારે સુલોચનાના બધ બારણા આગળથી પસાર થયા ત્યારે જાણે મદિરના દેવ રખેને જાગે એવા ભયથી, નીચી નજરે ને ધીમે પગે તે ચાલી ગયા થોડીવાર દૂર જઇને તેણે તેના બારણા સામે જોયા કર્યું, ને ધ્યાનથી સાભળ્યુ થોડીવારે જરાક હસીને ચાલી ગયા પોતાના સુવાના ઓરડામા જઇ તેણે કાગળ ને પેન્સીલ લઇ ટાચણ કરવા માડી –

'જાનવર શાસ્ત્રના નિયમો
પ્રાણીઓનુ આકર્ષણ
આકર્ષણનુ સ્વરુપ
તેનુ મનુષ્યોમા પરિવર્તન
વૃદ્ધ ને કદરૂપાનુ જુવાન ને સ્વરૂપવાન તરફ
આકર્ષણ
પ્રેમ ને આકર્ષણ વચ્ચે ફેર
વાત્સલ્ય ને પ્રેમ વચ્ચે ફેર '

આ પ્રમાણે વિષયની ટાચણો કરતા મધરાત વીતી ગઇ સવારે ચહા પીતા સુલોચનાએ કહ્યુ "કાકા ! શુ કરશો ? હુ તો છેક સાજના આવીશ"

કાપડીઆએ રકાબીમાથી ઉચુ જોયુ "શુ કરશો ? બેઠો બેઠો લખીશ હુ પણ નાનો હોત તો આવત ! સાથે ગણપતને લઇ જાય છેને ?

"શુ કામ છે ? આપણે તે કૈં મુસલ માની સમયમા છીએ ? મને કોઇ બાઇ જવાનુ છે ?"

કૈં કામજ પડયુ"

"નહીં રે લ્યો આ મારા ફ્રેન્ડ્સ આવ્યા

એટલામા એક ગાડીમા મે. કનાર્ક રુસ્તમ 'પહેલવાન,' ગણપતરામ મર્તડકર ને એક બીજો દક્ષણી આવ્યો

'હો હો, પ્રોફેસર સાહેબ, કેમ છો ?' કહી માત ડકરે પ્રોફેસર જોડે હાથ મેળવ્યા 'મીસ સુલોચના, કેમ છો ?"

'હલ્લો મેરી !" સુલોચનાએ કહ્યુ, 'કેમ રુસ્તમજી ! ચહા તો લેશોજને"

"દીઅર, દીઅર, નામદાર ! લઇસુંજ!" મેરાંએ તીણે અવાજે જવાબ વાળ્યો.

"હા, ઘણી ખુશીથી."

"આ મારો ફ્રેંડ છે." માર્તંડકરે કહ્યું; "પગેણા છે. પુનેથી આવ્યા છે. મી. અભયંકર."

"થેંક્યું! થેંક્યું!" કહેતાં મી. અભયંકરે શેકહેંડ કરી ને બધાં બેઠાં. મેરાં ને રસ્તમને પ્રોફેસરની હાજરીથી જરાક ક્ષોભ થએલો લાગ્યો.

મેરાં કલાર્ક જરાક જાડી, ને સાદા દેખાવની હતી. તેના વાળ જાણે ચકલીયાંના માળા માટે ખાસ તૈઆર કરાવવામાં આવ્યા હોય એવા જાડા, પહોળા ને ફુલાવેલા હતા. તે ચાલતી આચકા ખાતી; અને હસતી, તીણે અવાજે. ગમે તેની જોડે, ને ગમે ત્યાં ગમે તેવી મજાક કરવામાંજ નિપુણાત હોય એમ લાગતું.

રસ્તમ 'પહેલવાન'ને નામે ઓળખાતો. તે ઉંચો ને જાડો હતો. તેના ગાલ જાણે તે બ્યુગલ વગાડ્યાજ કરતો હોય એવા ભરેલા હતા. તેનું ટુંકું નાક, જાણે ઘડનાં અધવચ કોઇ અટકી પડ્યું હોય એવો ખ્યાલ આપતું. જેમ મીરાં તીણે અવાજે હસતી, તેમ રસ્તમ ખોખરે અવાજે હસતો; અને બે સાથે હસતાં ત્યારે જાણે કોઇ હારમોનીઅમના ખરજ ને ટીપની ચાવી પર ગમે તેમ સાથે મુક્કીઓ મારતું હોય એમ લાગતું.

મી. ગણુપતરાવ માર્તંડકર–ઉર્ફે અન્ના સાહેબ પાંત્રીસેક વર્ષના, જરાક જાડા, વધારે કાળા, ઘણાજ ગંભીર ને અતિશય વિદ્વાન લાગતા સરકૃતના અભ્યાસી હતા. તે જન્મે ગુજરાતી હોઇ પુનામાં રહી સંસ્કૃત ભાષાના સાત સમુદ્રો તરી ગયા હતા. અને 'માંકડ' ઉપાભિધાન ગૌરવશીલ નહીં લાગવાથી તેને માર્તંડકરનું રૂપ આપ્યું હતું. એમના મોઢા પર આજન્મ ઉપદેશકનું તેજ સદાએ દેખાયા કરતું. એમની આંખમાં શિક્ષકની સખ્તાઇ ભાગ્યેજ અદષ્ટ થતી. તે બોલતા તો જાણે જીભ પર કાંટો રાખી, તેમાંથી તોળી જોખી ઘી વેચતા હોય એવી ઢબે. તે હસતા તો જાણે કોઇ મહાદરિદ્રી દયાર્દ્રતાની ઘેલછામાં દાન માટે પૈ કાઢી વાટવાનું મોઢું ધીમેથી, કમનેથી ખોલતા હોય એમ લાગતું. તે શેકહેંડ કરતા તો હાથ વધુ ઉંચો નીચો કરવાથી શેષનાગ પર ભાર વધુ થઇ જતો હોય તેમ ધીમેથી.

અભયંકર સુક્કો ને ઉંચો ને તેજહીણો યુવક હતો. અન્ના સાહેબના શબ્દો સાંભળી તેમાં સંમત્ત થયા સીવાય જન્મવાનું કે જીવવાનું એને કૈંજ કારણુ નહીં હોય એમ દેખાતું હતું.

"કાપડીઆ સાહેબ! આજે અમે વરસોવા જવાના છીએ. સૃષ્ટિ સૌંદર્યથી મનનો વિકાસ થાય છે. આ નાના મગજ પર સૌંદર્ય ને સ્વાતંત્ર્યની અવારનવાર છાપ પડે એ ઘણું સારું છે."

કાપડીઆએ આંખો પટપટાવી ને તપકીરનો સડાકો લીધો. "આ બધાંને ઠીક સીધાં રાખજો. સમજ્યા? હા–હા–હા" તેણે કહ્યું.

"મેં નોટીસ આપી દીધી છે, શું પુછ્યું પ્રોફેસર કાપડીઆ! કે અમે બીલકુલ શીખામણુ સાંભળવા તૈઆર નથી."

"શીખામણુ સાંભળવા માટે તૈઆર ન રહેવું એ અધોગતિનું સ્પષ્ટ ચિહ્ન છે. Mind must be open. (મગજ ખુલ્લું રાખવું જોઇએ)" અન્ના સાહેબે કહ્યું.

"That's it" પ્રશંસકની તત્પરતાથી અભયંકરે કહ્યું.

"આ મારો અભયંકર—"

"મી. માર્તંડકર! આ ચહા ટાઢી પડી

જાય છે" સુલોચનાએ સંભાર્યું.

"અન્ના સાહેબ કહેવાથી બોલવામાં સુગમતા ને સ્નેહમાં વધારો બંને થશે" જરાક ભારેખમ અગ્રેજીમાં અન્નાસાહેબે કહ્યું.

"ઠીક," હસીને સુલોચનાએ કહ્યું. માર્તંડકરને ફેફીએ કેમ લીધો હતો તેનું એને ભાન થયું.

"Don't be silly (મુરખ થા મા) અન્નાસાહેબ", પ્રોફેસરે કહ્યું; "શીખામણ, આપનાર સીવાય કોઇને સંતોષ આપતી નથી. શીખામણ લેનાર તે પ્રમાણે ચાલે તો સ્વમાનભગ થઇ રહે. નહીં ચાલે તો સ્વર્ગનો રસ્તો ચુકયો હોય એવો અસંતોષ તેને કોરી રહે છે."

"પણ તમે તો રોજ શીખામણ આપો છો."

"હા. એથીજ મારી પાચનક્રિયા ચાલે છે." હા–હા, કાપડીઆએ હસીને કહ્યું. "પણ હું એ શીખામણ એવા સ્વરુપમાં આપું છું કે કોઇને સમજાતી નથી. એટલે કોઇને કૈં અડચણ નડતી નથી. સમજ્યા?"

"ચાલો ત્યારે હું કપડાં પહેરી આવું" કહી સુલોચના ચાલી ગઇ, ને તેની પાછળ દોડતી દોડતી મહેરાં ઉઠી.

થોડીવારે જ્યારે સુલોચના મિત્રો સાથે ચાલી ગઇ ત્યારે પ્રોફેસરે તેની પાછળ કયાં સુધી જોયા કર્યું. એની નાની આંખનાં નિસ્તેજ ઉંડાણમાં અકળ દયામણાપણું દેખાયા કર્યું, એ પોતાનો નિબંધ લખવા બેઠા.

૩

ફેફીની કલબ વરસોવા ગઇ. ટ્રેનમાં મહેરાં સીસોટી વગાડતી ને રુસ્તમ મોઢાવતી 'પક-ભમ' કરી તબલાં વગાડતો. માર્તંડકર બધાના ઉદ્ધાર માટે શીખામણો આપતા ને અભયંકર બધાનીવતી સાંભળતો. ફેફી હસતો, હસાવતો ને વાળ સમારતો. સુલોચના આ ગંમત જોઇ સાંભળી આનંદ માણતી. એને સ્વાતંત્ર્યનો ચરકો લાગવા માંડયો હતો.

અંધેરીથી ટાંગામાં બેસી બધા વરસોવા ગયા; સવારનો પવન, રેતીના ઢગ, સમુદ્ર તરંગોનું નર્તન, ઉછળતી જુવાની, વિજાતીય મિત્રો; પછી શું જોઇએ? મહેરાં ને સુલોચના ફુંદડી ફર્યાં; બધાંએ દોડયાં. કુદયાં ને પડયાં.

આખરે મરદો બધા દરીઆમાં પડયા. પહેલાં સ્ત્રીઓ શરમાતી ખંચાતી કીનારા પર ઉભી રહી; પછી હસીને નીચું જોયું; પછી મહેરાંએ નહાવાનો વેશ પહેરી, આંખો મીંચી ઝંપલાવ્યું; પછી સુલેચના નાહાવા પડું ન પડું એમ વિચાર કરી રહી.—ને આખરે હીંદુ છોકરીના શરમાળપણાની જીત થવાની હતી ત્યાંની ત્યાંજ ઉભી રહી.

બપોર પડી ને બધા કોઇના એક ખાલી બંગલામાં ગયા ને માળીને રુપીઓ આપી બારણાં ઉઘડાવ્યાં. ત્યાં જઇ બધાએ નાસ્તો લીધો; ખાઇ, ધરાઇ બધાએ થોડીવાર ઝોકાં ખાધાં. સાંજના પાંચ વાગતાં ચહા કરાવી તેમણે પીધી ને પાછા નીકળવાની તૈયારી કરી.

તાનમાં આવેલી ફેફીની કલબ રાત પડવા આવતાં ગ્રાંટરોડ પાછી આવી.

સુલોચનાએ ઘેર જવાની દરખાસ્ત મુકી પણ બધાએ તેને હસી કાઢી. હજુ ખરું નવ-જોત તો શરુ થવાનું હતું.

બધા ફેફીને ઘેર ગયાં. શોખીન ફેફીનો 'ફ્લેટ' સુઘડ ને સુશોભિત હતો; અને ત્યાં જમવાની તૈયારીઓ થઇ રહી હતી.

દરેક જણ હસતું, તોફાન કરતું આવ્યું અને ફુલથી શણગારાએલી ટેબલ જોઇ તાલી પાડવા મંડી ગયું. માત્ર અન્નાસાહેબ જે ન્યાય-

ના સિદ્ધાંતોનું સ્પષ્ટિકરણ કરતા હતા તે કર્યા ગયા; અને માત્ર અભયંકરે 'હો હો' કરી પોતાનું ધ્યાન છે એમ સાબીતી કરી.

એક રુપાળા નાનકડા ઓરડામાં સુલોચના ને મ્હેરાં કપડાં સમારવા ગયાં. સુલોચનાનું મોં રાતું ચોળ થઇ ગયું હતું; અને તડકો, તોફાન, હાસ્ય ને ગમ્મતથી તેનું લોહી ઉછાળા મારી રહ્યું હતું. ચોટલો વાળતાં સામે પડેલી કેકી-ની છબી તરફ તે એકીટસે જોઇ રહી. આ જીવન કેવું સરસ હતું! આ જીવનનો નાયક... કેવો સરસ થાય ?

મ્હેરાં સીસોટીમાં 'લા માર્સીસ' વગાડતી આવી; ને રુસ્તમ તાલબદ્ધ હાથ પગ ઉંચા નીચા કરતો તેની પાછળ આવ્યો. કેકી, ચમકતી આંખો ને જુલ્ફામાં શોભતો, નવાં કપડાં પહેરી બધાને સ્વાગત કરતો ઉભો હતો. ત્રણ નોકર—"બોયસ' સફેદ ચાંદની જેવે વેષે—પુતળાંની માફક ખુરશીઓ પાછળ ઉભા હતા. અન્ના સાહેબ ને અભયંકર આવ્યા.

"અભયંકર! એટલું યાદ રાખજે કે આપણી આર્ય સંસ્કૃતિનો આધાર આપણા ચારિત્ર્ય પર છે ને આપણા ચારિત્ર્યનો આધાર આપણા સંયમ પર છે ને સંયમનો આધાર—"

"આવો અન્નાસાહેબ! આય ખુરસી તમારી" કેકીએ કહ્યું; "ને અભયંકર! તમે અહીંઆં આવો."

—"આપણા સંચિત પર છે." અન્ના સાહેબે નીચા વળી ટેબલ પર મુકેલા ફુલને નાક અરકાડી સુંઘવા માડ્યાં. "આ જો! રુપ, રસ, ગંધ સ્પર્શ શબ્દની મોહિની કૈં બાકી છે? આથી આત્મા અધમ બને છે—કેકી! તારું ઘર સરસ છે. તને બધી ગોઠવણ આવડે છે. 'सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते।' ખરુ કેની અભયંકર?"

"આવો નામદાર!" કેકીએ આગળ જઇ આવકાર આપ્યો.

જરાક શરમાતી સુલોચના આવી ને કેકીની પાસે બેઠી. મ્હેરાંએ સીસોટીનો ટ્યુન બદલ્યો. રુસ્તમે ટેબલ પર તબલાં વગાડવા માડ્યાં. કેકીએ 'બોયો'ને નીશાની કરી એટલે તે ખાવાનું લાવવામાં પડ્યા.

"કેકી!" અન્નાસાહેબે કહ્યું; "પગ લટકતા રાખી બેસવું એ શાસ્ત્ર' વિરુદ્ધ છે. વૈદકના ગ્રંથો એ પદ્ધતિની વિરુદ્ધ છે." તેણે બુટ કાઢી ધીમે રહીને ખુરસી પર પલાંઠી વાળી, "અભયંકર!—"

"રુસ્તમ શું લેશે? કોકટેલ! મ્હેરાં તું!" કેકીએ પુછ્યું.

—"એટલું યાદ રાખજે જમતી વખતે લિપ્સા રાખવી નહીં. એનાથી શરીરનું સમતોલ પણ બગડે છે."

—"ના, શૅંપેન" મ્હેરાંએ કહ્યું.

"ખાતી વખતે ઉંચા પ્રકારની જ્ઞાનગોષ્ઠિથી-જ શરીર અને આત્માની શાંતિ રહે છે." અન્ના સાહેબે કહ્યું. "કેકી! રજોગુણ અશાંતિનું મૂલ છે—ખાસ કરીને ખાતી વખતે. મને ચંપીન ચાલશે, અભયંકર! તું જરા ચાખજે"

"નામદાર તમે?"

"કૈં નહીં."

"તે કૈં ચાલે? મારી કલબની નવજોતનું શું થાય?"

સુલોચનાએ નીચું જોઇ ના, ના કહેવા માંડ્યું.

"એ નહીં ચાલે. મારા સમ!" કેકીએ કહ્યું.

સુલોચનાએ નીચુ માથું રાખી ઉંચી આંખો કરી. તેમાં તેજ ચમકતાં હતાં.

"તમારી ઇચ્છા——"

"મીસ સુલોચના" અન્નાસાહેબે વચમાં ઝંપલાવ્યું; 'यद्यपि शुद्धं लोकविरुद्धं ना करणीयम्' એ

સિદ્ધાંત હંમેશા લાગુ પડતો નથી અત્યારે ચંપીન લોક વિરુદ્ધ નથી; અને દ્રાક્ષાસવ છે એટલે શુદ્ધ છે. કોઇ વસ્તુ વાસના સાથે કરીએ તોજ અશુદ્ધ બને છે."

"ઠીક! જરાક—" સુલોચનાએ કહ્યું.

"મુક" કેકીએ કહ્યું.

"ના—ના, આટલો બધો—"

"તુ મુકયે જાને" રુસ્તમે કહ્યું.

"કોઇને કૈં આવડતું નથી." કહી મહેરાએ બોયના હાથમાંથી શીશી લઇ સુલોચનાના ગ્લાસમાં શેંપેન નાખ્યો.

"અ ર ર ર—" એક મોટી માછલી રકાબીમાં પડેલી જોઇ સુલોચના બોલી ઉઠી

"શુ ગદ્ધા" કેકીએ 'બોય'ને ધબ્બો માર્યો "એ મીટ (માંસ) નથી ખાતા."

બોયે ધ્રુજતે હાથે રકાબી ઉંચકી લીધી

"હીંદુ શાસ્ત્રમાં માંસાહાર નિષિદ્ધ છે એવુ કેટલાકનું માનવું છે—" અબાસાહેબે બોલવા માંડ્યું.

"જરા 'એગ્સ' (ઇંડા) તો લઇ મ—" મહેરાંએ ટહુકો કર્યો ને ટેબલની નીચેથી સુલોચનાનો પગ દાબવાની ઇચ્છાથી ભુલમા એણે કેકીનો પગ દાબ્યો—

"હીંદુ શાસ્ત્ર પહેલેથીજ માંસાહારની તરફેણમાં છે બોય! બીજી એક 'પીગ'—" બોયના હાથમાં એકજ પીગ હોવાથી અબાસાહેબે અસંતોષ જાહેર કર્યો; "અભયંકર! આ તો જલ ફ્લ—"

"મહેરાં માય" પોતાનો પગ દબાયાથી કેકી હસીને બોલ્યો. "મારો પગ દુખતો નથી. પહેલવાનના પગ પરજ મારો જારી રાખો—"

"ઓ! You unchivalrous brute (સ્ત્રી સન્માન વિનાના જાનવર)" મહેરાંએ ચીચીઆરી પાડી.

"હા, Fickleness thy name is woman (અસ્થિરતા—તારુજ નામ સ્ત્રી)" રુસ્તમે મહેરાંના વાંસા પર એક ધબ્બો માર્યો.

"સ્ત્રી અસ્થિર નથી, સ્થિર છે", અબાસાહેબે કહ્યું; "નારી પ્રત્યક્ષ રાક્ષસી છે એમનું શાસ્ત્ર વચન છે. એનો એ સ્વભાવ બદલાનો નથી, અભયંકર! જ્યારથી વિશ્વામિત્રે મેનકાને—"

"શેમ! શેમ! (શરમ! શરમ!)" મહેરાંએ કહ્યું.

"ઓરડર! ઓરડર!" સુલોચનાને કહ્યું ને ટેબલ પર ફરી ઠોકી.

"નામદાર—નામદાર! સાભળો"

—મેનકાને ત્યાગી તેજ પ્રસંગ પરથી સ્ત્રીનો એકજ પ્રકારનો સ્વભાવ છે"

"અબાસાહેબ! સ્ત્રીનો ત્પ નહીં કરશો, નહીં તો હું અને મહેરાં—"

"એ શુ ગાળો દે છે કે?" મહેરાંએ ડોળા કાઢી કહ્યું.

"હું" મોંમાનો કોળીઓ જેમ તેમ કરતા ઠેકાણે ગળી અબાસાહેબ બોલ્યા· "સ્ત્રીઓને બહુમાન જોઇ રહું છું મનુમહારાજનુ વચન છે" કહી તેણે શેંપેનના ગ્લાસની મદદથી કોળીઓ ગળે ઉતાર્યો "યત્ર નાર્યસ્તુ—બબબ છે ને—"

"નામદાર! તમારું મોંઢું લાલ થયુ છે જુઓ આ ગ્લાસમાં દેખાય છે. Lovely!" કેકીએ સુલોચનાને કહ્યુ

"નફ્ટ થાય છે કે કેકી?" સુલોચનાએ શરમાઇને કહ્યું

"નહીં થાઉં! પણ આ શેંપેન—"

"જરાક લઉં છુ—"

"તે કે ચાલે!"

"શેંપેન! શેંપેન! નામદાર ઉડાઓ" મહેરાંએ બુમ પાડી.

"ના, થેંક્સ—"

"જરાક" અન્નાસાહેબે કહ્યું; "લીધું તોય શું ને વધારે લીધું તોય શું? એક વખત મુસલમાનનું પાણી પીધું કે અનેકવાર".

૪

એક કલાકમાં નવી સૃષ્ટિ પેદા થઇ. અન્નાસાહેબ, કેકી ને પહેલવાને સીગારો પીવા માંડી હતી, ને ખંડમાં બધે ધુમાડો પ્રસરી રહ્યો હતો. પેટ ભરાતાં એ ત્રણે અને મહેરાંએ છુટે હાથે શેંપેન પર મારો ચાલુ રાખ્યો હતો.

"કેકી!" અસ્થિર આંખે ને ઘોઘરે ઘાંટે અન્નાસાહેબ બોલતા હતા; "યાદ રાખજે કે ચારિત્ર્ય વગર માણસ પશુ સમાન છે. એ શાસ્ત્રનું વચન કદી વીસરવું નહીં અ–અહ–અહ"—એમને હેડકી આવી એટલે તે શમાવવા એમણે ગ્લાસ લીધું. વચન...શાસ્ત્રનું મનુ—અહઅહ–કેકી!"

"મહેરાં આય તારા બાપ ને બપાવા બધાંનો ટોસ્ટ લઉં છું"—પહેલવાન બોલતો હતો. તેણે એક હાથ મહેરાંને કેડે નાંખ્યો હતો.

"શેમ! લેની તારા બાપ બપાવાનો ટોસ્ટ" મહેરાંએ જવાબ દીધો.

"નામદાર' ધીમેથી બોલતાં કેકીથી મોટો ઘાંટો પાડી જવાયો; "તમે બહુજ સુંદર છો—"

"મ–મનુ મહારાજે કહ્યું છે કેકી, કે દૃષ્ટિપૂતં ન્યસેત્પાદં.. મનઃ.. પૂતં સમાચરેત્। હવે હું સ્વચ્છંદમાં માનતો નથી. હું સંયમ ત–તપ ને વૈરાગ્યમાં મ–અહ અહ—મનુ—"

"એ મનુ કોણ મુઓ છે—" મહેરાંએ ટેબલ નીચે પગ લંબાવી એક લાત કેકીને મારી.

"કેકી! મારે ઘેર જવાનો વખત થયો." ચમકની આંખોએ સુલોચનાએ કહ્યું.

"મનુ મહારાજ?—મહેરાં કલાર્ક! એ પ્રાચીન આર્યાવર્તના આદ્ય શાસ્ત્રકાર, સૂર્યના પુત્રને—બોય! શેંપેન! ના! કેકી! વીસ્કી શું ખોટો! બોય વીસ્કી!—

"નામદાર! અત્યારે શું ઉતાવળ છે! તમે જશો તો"—કેકીએ ટેબલ નીચે હાથ લંબાવી સુલોચનાના પગ પર મુકયો; "બોય! જરાક નાખ" સુલોચનાએ પોતાને હાથે તેનો હાથ ખસેડવા ગઇ, ને હાથ ત્યાંનો ત્યાંજ રહ્યો.

"અન્નાસાહેબ! આવું નોન્સેન્સ (અર્થ વિનાનું) શું બોલો છો? તમારાં શાસ્તર ને પલાસ્તરથી તોબા થઇ. અન્નાસાહેબ! લાંબુ જીવજો. ને–ને મહેરાં માંઇ–" રુસ્તમે ધુજતે હાથે ગ્લાસ લીધું.

"નામદાર! તમે મારા જીગર છો." કેકીએ ધ્રુજતે અવાજે સુલોચનાના કાનમાં કહ્યું.

સુલોચના સામે જવાબ આપવા ગઇ, પણ જીભ સુકાતી હોવાથી તેણે એક સ્નેહાળ દૃષ્ટિ કેકી સતોષ માન્યો.

"રુસ્તમ! શાસ્ત્રની અ–વ–અહ–અહ–" તું અનાર્ય શુ સમજે? અમે તપસ્વી'-'

"નામદાર! આ શું બકે છે!" મહેરાંએ પુછ્યું: "અરે રે મરે રે તું તેણે ખુરશી ખસેડી ચીસ પાડી. રુસ્તમે ભુલમાં ગ્લાસ મહેરાં પર નાખ્યું હતું.

"તપસ્વી એટલે જોગી—" સુલોચનાએ કહ્યું.

"જોગી—હું જો–જો–ગી" અન્નાસાહેબે કહ્યું."

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૩૭]



# સીનેમાનું જગત*



લેખકઃ
રા. ધનસુખલાલ
કૃષ્ણલાલ મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ

બંદુકોની ગોળીઓ ધડાધડ છોડવી એ તો તેમને મન સામાન્ય ગપાટા હાંકવા જેવું છે

—०—

## ૧ સાંસારિક જીવન

સીનેમાનું જગત આપણા જગત જેવુ નથી તેમજ રંગભૂમિના જગત જેવુ પણ નથી. એથી એ તદ્દન જુદુજ છે એમ સીનેમા જેવા જનાર સર્વ મનુષ્યો સમજી શકયાંજ હશે. એ જગતના પાત્રોને એક વસ્તુનો તો અભાવજ છે અને તે શાંતિનો. કોઇપણ પાત્ર ના મુખ ઉપર તમે શાંતિ નહીં જોઇ શકો ઘરમાં શાંતિથી બેસીને વાતો કરવી, બાલકો ઉછેરવામાં પોતાનું જીવન વ્યતિત કરવુ વગેરે કાર્યો એ જગતનાં પાત્રો કરીજ શકતાં નથી—કે પછી કરવાની તેમને ઇચ્છાજ હોતી નથી. તેઓને તો સ્વછંદે ફરવું, રેસ્ટોરાંમાં જવું, એકેકની સામે ડોળા ઘુરકાવવા, તોફાન થતા હોય ત્યા હાજર રહેવુ એવુંજ ગમે છે. જીવનનો મોટો ભાગ તેઓ ઘરમા ગાળવા કરતા રેસ્ટોરામાજ ગાળવાનું પસંદ કરે છે

પૈસાદાર તેમજ ગરીબ, શહેરના લોકો તેમજ ગામડાના લોકો જગતના શીકારીઓ વગેરે વર્ગો તો જેમ આપણામાં હોય છે તેમજ તેમનામાં પણ હોય છે પૈસાદાર વર્ગનાં રેસ્ટોરાંનાં વિસ્તાર એકેક બબ્બે માઇલ જેટલા તો હોય છેજ માણસો એક છેડેથી દાખલ થતાં હોય છે તો તેઓ નાનાં, ઝીણાં જંતુઓ જેવાંજ લાગે છે એ રેસ્ટોરાંમાં બનતાં સુધી ખાવાનુ તો કોઇ લેતુંજ નથી. માત્ર શેમ્પેનના પીપે પીપજ ઠલવાયાં જાય છે અને ઢોળાયાં જાય છે છુટા પૈસા પણ કોઇ આપતુ નથી જણાતું શેમ્પેન પી લીધો કે ગજવામાથી નોટોના થોડા કાઢી વેઇટરની સામા ફેંકાય છે. આ જોઇને આપણને ઘડીભર એમ થઇ જાય છે કે સીનેમાના જગતમાંના રેસ્ટોરાં વાળાને કમાણી ઘણી મોટી થતી હશે

પણ બધાજ રેસ્ટોરાવાળાને આવી સુખની જીંદગી હોય છે એવુ પણ નથી. એ જગતમાં હાસ્યરસની ઊર્મિવાળા પાત્રો પણ ઘણા હોય છે અને એઓ જ્યારે રેસ્ટોરામા જાય છે ત્યારે એમનો આનંદ જુદીજ દિશામા સમાએલો જણાય છે. સોડા લેમનના સાઇફનો વિચિત્ર

* મૂળ અંગ્રેજી ઉપરથી [આ વાર્તાનાં ચિત્રો પણ મુળ અંગ્રેજી ઉપરથી લીધેલા છે —ઉપતંત્રી.]

રીતે ઉધાડવા, એથી રેસ્ટોરાંના ઓરડાઓ ચીકાર કરી મુકવા, બીજાં મનુષ્યોને પણ તેનાથી તરબોળ કરી મુકવા વગેરે રીતો એમના આનંદનું મુખ્ય અંગ હોય છે. તેમજ રેસ્ટોરાં-વાળાઓની જીંદગી પણ ઘણી વાર જોખમમાં હોય છેજ. મોટાં મોટાં જંગલોમાંથી સોનું શોધનારાઓ, જંગલી ઢોરો પકડનારાઓ વગેરે સ્નાયુબદ્ધ આકૃતિવાળાઓ' અને મજબુત પહેલવાનો જ્યારે રેસ્ટોરાંઓની મુલાકાતે ઉતરી પડે છે ત્યારે રેસ્ટોરાંનું જીવન જુદોજ રંગ પકડે છે. સામસામા ભયાનક આંખ કાઢી, મોમાં છ છ ઇંચ લાંબી સીગારો ખોસી, બંદુકોની ગોળીઓ ધડાધડ છોડવી એ તો તેમને મન સામાન્ય ગપાટા હાંકવા જેવુ છે. તે સમયે કાચના પ્યાલાં રકાબી, ડીકેન્ટરો મોટી મરણીઓ વગેરે ફડાફડ ફુટે છે, અનેક માણસો ઘાયલ થાય છે, અનેક માણસો મરણ પામે છે. અને છતાંય ત્યાં નથી પોલીસ દાદાનો જુલમ જણાતો કે નથી તેમને તેમની રમતમાં વિક્ષેપ પાડનાર કોઇ મનુષ્યો ત્યાં આવતાં.

## ત્યાંનાં ઘરો

આપણા જગતમાં ઘરો મેળવવાની મુશ્કેલી કેટલી બધી છે એ ખાસ કરીને મુંબાઇમાં રહેનાર માણસોથી અજાણ્યું નથી. પણ સીનેમાનાં જગતમાં આ મુશ્કેલી નહીંજ જેવી છે. જે ઘર જુઓ તે ઘર મોટું, ભવ્ય, આરસની સીડીઓ-વાળું; મોટા મોટા ખંડ અને દીવાનખાનાવાળું અને ફરનીચરથી લદબદજ જોવામાં આવે છે. અને આવાં સુંદર ઘરોનાં ભાડાં પણ ઘણુંખરું સાધારણજ હોય છે, કારણ કે લગભગ બધાંજ માણસો આવાંજ ઘરમાં રહે છે અને તે ઉપરાંત આવાં કેટલાંક ઘરો તો ખાલીજ પડેલાં હોય છે



મુઠ્ઠી 'જોરથી ટેબલ ઉપર અફાળીને તે કહે કે "બસ, ફલાણી કંપનીનો મારે ભુક્કો કરી નાખવો છે!" એટલે થઇ ચુક્યું.

જ્યાં બીચારા ખુનીઓ અને લુટારાંઓ પોતે મારી નાખેલ મનુષ્યોનાં શબ લાવીને નીરાંતે સંતાડી મુકી શકે છે. અત્રે એટલું જણાવવુ જરુરનું છે કે આ જગતમાં લુંટારા, ખુનીઓ, ધાડપાડુઓ વગેરે વર્ગને માટે ખાસ કરીને બધીજ સગવડ તૈઆર રાખવામાં આવી છે. જ્નાં પણુ એટલું તો કહેવુંજ જોઇએ કે આવાં મહેલાતો જેવાં મકાનોમાં પણ અમુક દોષ તો જોવામાં આવેછેજ. અને તે એજ કે દરેક જગ્યાએ માણસોને સંતાઇ રહેવાની જગ્યાઓ તો હોય છેજ. કોઇપણ પ્રેમી યુગલ પ્રેમલાપ કરી રહ્યું હોય તે વખતે આવી છુપી જગ્યામાં ભરાઇ ને કોઇ પુરુષ આ વાત સાંભળવાનોજ ! પણ બધી સગવડો તો સામટી ક્યાંથી મળે ?

પણ આ ઉપરથી કોઇએ એમ સમજવાનુ નથી કે આ જગતના મનુષ્યોને માત્ર આવી મહેલાતોજ ગમે છે. એમને ગાઢ, ઘેરાં જંગલોમાં જ્યાં પવન, અગ્નિ, તોફાન, સમુદ્ર વગેરે કુદરતના ભવ્ય અને કાલસમા સ્વરુપોના રાસડા લેવાતા હોય છે ત્યાં નાની લાકડાંની ઝુંપડીઓ પણ બહુજ ગમે છે. ઘણાં માણસો તો કંઈ પણ કારણ વિના મોટી મોટી મહેલાતો છોડી આવી ઝુંપડીઓમા રહેવા ચાલ્યાં જાય છે. અને તેમાંએ ખાસ કરીને બુઢ્ઢા ડોસાઓ તો આવી ઝુંપડીઓ ઉપર મરી ફીટે છે અને જો પોતાને મરવું હોય તો આવીજ ઝુંપડીઓમાં, જ્યાં નજદીકનું સ્ટેશન પણ આશરે માઇલ છેટે પાંચસો હોય ત્યાંજ મરવાનું પસંદ કરે છે. પોતાનો એક મૂર્ખ છોકરો આંસુ સારતો ઉભો હોય છે, એક કુતરો વિચિત્ર હાવભાવ કરતો બેઠો હોય છે, બહાર કુદરત ભીષણ સ્વરુપે તાંડવ નૃત્ય કરી રહી હોય છે તે વખતે પોતાની અઢળક દોલત કોઇ પણ નહીં જાણી શકે તેવી જગ્યાએ સંતાડીને તેની નીશાની પણ તેવીજ અગમ્ય રીતે એક કાગળના ટુકડા ઉપર લખીને તે ટુકડો પેલા છોકરાને આપીને પછી મરવામાં જાણે ફેવીએક લહાવો હોય તેમ આ બુઢ્ઢાઓ સમજે છે!



બેંકના વડા મેનેજરની પુત્રી બેંકના મકાનમાં આંટા મારતી હોય ત્યારે તેને પ્રેમપાશમાં જકડી લેવી

## વેપાર અને ઉદ્યોગ

સીનેમાના જગતમાં વેપારની આબાદાની સ્પષ્ટ જણાઇ આવે છે. તેમાંનો જે પણ પુરુષ ચારિત્રમાં વિશુદ્ધ હોય અને સહેજસાજ દૃઢ હોય તે વેપારમાં તરી આવવાનોજ. પ્રથમ તેને ગરીબાઇ તેમજ થોડી ઘણી વિટંબનાઓ આવી મળે છે ખરી પણ પરિણામે તેને ઘેર સોનાનાં નળીઆં થવાનાંજ. આ પ્રમાણે કેવી રીતે થાય

છે તે સમજાતું નથી તેમજ ત્યાંની સરકાર પણ કેવા પ્રકારે આ પરિણામ આણી શકે છે તે જણાતું નથી; પણ પરિણામ આજ આવે છે એ ચોક્કસજ છે.

આ જગતનો લક્ષાધિપતિ પણ કોઇ અજબ વ્યક્તિ જણાય છે. તમે પાંચ વરસ કોઇ પણ ઠેકાણે નોકરી કરીને નહીં જાણી શકો તેટલું તમે પાંચ મીનીટ આ લક્ષાધિપતિનું વર્તન જોઇને જાણી શકો. મોમાં મોટી ચીરૂટ સળગાવીને તે દબદબાભરી ઓફીસમાં બેઠો હોય છે. તેને કામ કરવાની પરવાહ નથી. કાગળો લખાવવાની ફુરસદ નથી. માત્ર મુઠ્ઠી જોરથી ટેબલ ઉપર અફાળીને તે કહે કે "બસ, ફલાણી કંપનીનો મારે ભુક્કો કરી નાખવો છે!" એટલે થઇ ચુક્યું. એક લખત ઉપર તે સહી કરે અને પછી જોઇ લો તેની જાદુઇ અસર! અને આટલી વાત દરમીઆન પણ ને ત્રણેક મોંઘી સીગારો સળગાવી સળગાવીને ફેંકી દે છે. અલબત્ત, કદાચ ભવિષ્યમાં તેજ ફલાણી કંપનીનો એકાદ માણસ વેરની વસુલાત લે છે. પણ તે સમય આવે ત્યાં સુધી તો લક્ષાધિપતિ જીવનમાં અનેરી મોજ માણી લે છે.

વળી આ જગતમાંની બેંકોનું જીવન હમેશાં અદ્દભુતજ હોય છે. આપણી બેંકોમાં જેમ એક જુવાન ગ્રેજ્યુએટને રોજના બાર કલાક વહીતરું કરે ત્યારે દસ પંદર વરસની નોકરી પછી દોઢસો બસોનો પગાર મળે છે તેમ આમાં નથી. નોકરીની શરૂઆત કરનાર નવયુવાનને બેંકીંગના જ્ઞાનની જરા પણ આવશ્યકતા નથી. તેણે તો માત્ર એકજ તક શોધ્યા કરવાની છે. અને તે એ કે બેંકના વડા મેનેજરની પુત્રી બેંકના મકાનમાં આંટા મારતી હોય ત્યારે તેને પ્રેમપાશમાં જકડી લેવી. આટલું કર્યું એટલે તેનો બેડોપાર! થોડાજ વખતમાં બેંકમાંથી કીંમતી કાગળીઆં ચોરાઇ જવાનાંજ. અને તે ચોરી ભલભલો ડીટેક્ટીવ પણ શોધી નહીંજ શકવાનો. બધા થાકે એટલે પેલો નવયુવાન કોણ જાણે ક્યાંથી પણ એ કાગળીઆં શોધી કાઢવાનો અને લાગલો દોડતો જઇને મેનેજરના પગ આગળ ધરવાનો! પછી–પછી શું! મેનેજર એને પાંચ પચાસનું પ્રેમે રાન નહીં આપે. તે તો તરતજ આંખમાં આંસુ લાવીને પોતાની એકની એક પુત્રીને તેની જોડે પરણાવી આપે અને પોતાનો ભાગીઓ બનાવી દે! ક્યાં આપણા જીવનનો ઘસડબોજો અને ક્યાં આ સીનેમા જગતનો ઝડપી, સુંદર ન્યાય!



સોડા લેમનના સાઇફનો વિચિત્ર રીતે ઉઘાડતાં, એથી રેસ્ટોરાંના ઓરડાઓ ચીકાર કરી મૂકતા.

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૩)

# વિપ્રલંભ

લેખક:

રા. દુર્લભજી ભવાનીશંકર જોષી

પતંગ દોર તુટ્યો છુટ્યો, કોઇ ઝાલજો;
આશાનો તાર તુટ્યો, ફુટ્યુ બીન સાંધજો

ગગનગોખ ખાતાં દોરી રહી સંધાઇ,
ને આજ એજ તુટી, ફુટી જીવન કટોરી;
રાચું રહીને ઉગે ને પવન પાંખ ગુંચે,
આધાર વીણુ હીંચે, આધાર જાય ધારજો;
પતંગ દોર તુટ્યો, છુટ્યો, કોઇ ઝાલજો;

નયનોનું નીર ખુટ્યું, નયનોનું નુર લુટ્યું,
જીવત તંત્ર ફીટ્યું, તત્રી આકો તરાવજો,
ગગન તારલાનો સહવાસી તારકોના,
ઓ જગત તારકો! આ જગનિવાસી તારજો.
પતંગ દોર તુટ્યો, છુટ્યો, કોઇ ઝાલજો.

હૃદયેથી તાર છુટ્યો, ના હાથ રે હલાવે,
ને આજ ઉદ્ગગામી નવ હામકો હરાવે;
મોઢાં રહ્યાં વિરામી, ઓ જાય! જાય! જાએ,
હૃદયહાર, જીવનસાર, વામે કોઇ આવજો
પતંગદોર તુટ્યો, છુટ્યો, કોઇ ઝાલજો.




લેખકઃ
રા૦ કુસુમાકર
ચિત્રકારઃ
રા. દત્તાત્રેય જોગલેકર
એ એમ.

ચૈત્ર વદ અમાસ.

આ મારી અહીંની મંડળીમાં લતાનો નામોચ્ચાર થાય છે ત્યારે કેવો ગમાર, બાઘો હું બની જાઉં છું;–ખાસ કરી જ્યારે મને કોઇ પૂછે કે લતા મને કેવી ગમે છે ત્યારે! 'કેવી મને કેવી ગમે છે' એ વાક્ય પર મને તિરસ્કાર છૂટે છે. લતા જેવી આનંદ પ્રતિમા માટે 'કેવી ગમે છે' એ ક્ષુદ્ર. શબ્દ રચના! તે પદ્મ વિલાસિની ગૃહલક્ષ્મી-ને પદારવિન્દે હૃદયનું હૃદય, વૃત્તિઓની વૃત્તિ, વાંછનાઓની વાંછના જાણે સર્વ ઢળી પડતાં હોયની!

વૈશાખ સુદ ૧.

, વહાલા અરુણ! સુમનકોઇ છેલ્લાં ડસકાં લે છે. એમની મૃત્યુ શય્યા એ એક કરુણ, અતિ કરુણ ઘટના બની. અંશુનાથ ફુવા એક વિચિત્ર પુતળું છે. કોઇના જીવનમાં એણે બન્યું તેટલું વિષ સીંચ્યું. માસિક આવક રુપીઆ સવા બસોની અને રુપકડી પંચાવનમાં આખા કુટુંબને તાગડધીન્ના કરવાનાં. આ સ્વપ્ને ફુવાશ્રી ઠીક ગઢાવ્યા. બાપડી ગૃહિણી બોલ્યા ચાલ્યા વિના ઠીક રોડવી ગઇ. કોઇને કે ખબરે પડવા ન દીધી. પેટે કે પાટા બંધાય? ઘરની શોભા રાખવા મોટા ખાનગી ઇસ્કોતરામાંથી કોઇબાને રકમ ઉચાપત કરવી પડી. ગૃહિણી વીશે રતન કૂંનિનો વહેમે કોને પડે? પોણોસો–સો રુપીઆનું ઘર ખર્ચ પચાસ રપરડી-માં કેમ ચાલતું હશે તેનો ગધેડાને વહેમે ન આવ્યો. કોઇબાને આ બીનાથી છેલ્લી ઘડીએ ફુવાને વાકેફ કરવા પડ્યા. 'મેં આપણા સંસાર-ની ગાડી કેમ ગબડાવી છે એ એક પરમેશ્વર મહારાજ–મહારો વહાલો જાણે છે.'—આ છેલ્લાં ડુસકાં કોમલ દીલને હલાવી મુકત હતાં'

અંશુનાથ જેવા કેટલા ગધેડા આ દુનીઆ પર હશે? શું તેઓ પત્નીના હાથમાં દુર્યોધનના જેવાં પદ્મ અખુટ સમૃદ્ધિ ઝર પદ્મની હયાતી માનતા હશે ? ઘરમાં રુપીઆ વીઆતા હશે ?

અક્ષય તૃતીઆ.

વહાલા અરુ ! હું આત્મ-વંચના સેવી નથી રહ્યો. મારી કલ્યાણ–વિધાત્રીની કાળી કીકીમાં મારાં ભાવિમાં તેને રસ છે એ હું સ્પષ્ટ રીતે ઉકેલી રહ્યો છું; મનોમન સાક્ષી છે. આ મારું ધડકતુ ઉર શું કહી રહ્યું છે ? એ દિવ્ય શબ્દનો મુખદ્વારા ઉચ્ચાર કરુ ? અરુણ, ખરેખર તે મારા પ્યારમાં પડી છે !

તે મારા પ્યારમાં પડી છે ? કેવો રમ્ય તર્ક ! મારા આત્માને પાંખ ફુટતી દીસે છે. મારી જાતને માટે મને અભિમાન સ્ફુરે છે; હુ તેના ચાહને લાયક છુ ? મારી દેવી તેના પ્યાર માટે મને યોગ્ય ગણે છે. આ આત્મ ભાન મને આનંદમાં ગરકાવ કરે છે: આ મારી દેવીનો ભક્ત હુંએ તેના કૃપાઝરણમાં લહરનો વંદનીય પૂજનીય બની ગયો હઉં નહીં એ મગરુરીએ મારી છાતી છલકાય છે. આ માત્ર ખાલી ધૃષ્ટ કલ્પનાનો કપોલકલ્પિત ઓળો છે કે સત્યનુ સાચું આત્મ–ભાન મારી દેવીના હૃદયમાથી મને હડસેલી ધકેલી મુકે એવો કોઇ પણ યોગાધિકારી સંભવેજ નહીં; અને છતાંએ જ્યારે જ્યોતિન્દ્રનું નામ પડે છે ત્યારે સાવજના પંજામાં પડું પડું થઇ રહેતા કુરંગ સમુ મારું હૃદય ભયભિત કંપે છે.

વૈશાખ સુદ ૧૦.

વહાલા અરુણ ! તેની સુકોમળ અંગુલિને માત્ર અનાયાસે અડકી જવાતાં મારું હૃદય કેટલુ ધડક ધડક ધબકે છે ! અનાયાસે મારો પગ તેના પદારવિંદને અડી જતાં શી મીઠી થડકે હું ડોલું છું ! જાણે અગનની ભઠ્ઠીમાં પગ પડયો હોય તેમ હું ખેંચી લઉં છું; પણ ન કળાય એવું કોઇ જાદુઇ આકર્ષણ, એવી કોઇ પ્રબળ રસ ઘેલછા, એવી કોઇ અજબ–મોહિની મને એ તાપણામાં હડસેલે છે; મારી સર્વ વૃત્તિઓ


તેની સુકોમળ અંગુલિને અડકી જવાતાં મારું હૃદય કેટલું ધડકધડક ધબકે છે.

વીખેરાય છે; આ નાના મીઠા વિમલ સુખ–સંજોગો, સ્પર્શભોગો મારા હૃદયને કેટલું વિદારે છે તેનું તે નિર્દોષ જીવને કયાંથી ભાન હોય ? તે નિર્દોષ વાર્તાલાપમાં તેનો હાથ મારા હાથ પર મુકે છે; વાતના રસ–પ્રવાહમાં મારી નજદીક–અતિ નજદીક જાણે ગોદમાં લપાતી હોય તેમ અજાણતા આવે છે; કસ્તુરીમય તેની મીઠી શ્વાસ–લહરી મારા હોઠને પુનિત કરે છે ત્યારે જાણે મારા પર વીજળી પડી હોય અને પૃથ્વી માર્ગ આપે તો અંદર સમાઇ જાતું એમ મને ભાસે છે.

અને છતાં પ્યારા અરુણ ! આ બધી સ્વર્ગીય આત્મ શ્રદ્ધા છતાં એક તસુ પણ વધુ છુટ–વહાલા ! તું સમજી ગયો. અરણ, પ્રિય અરુણ, મારું હૃદય એટલું ભ્રષ્ટ નથી–એટલે મારો વિનિપાત ન હોઇ શકે. હા ! મારું ઉર નિર્મલ છે, અતિ નિર્મલ છે; છતાં દેવી, ઓ મારી દેવી, તારી પુણ્ય-ધવલ કાન્તિને એક દર્દીસુંગને પણ હું કરમાવું? વિશુદ્ધિની ઓ મૂર્તિ ! સ્વર્ગના ફીરસ્તાઓ તારા અંતરનાં પાવિત્ર્યને સુરક્ષી રહ્યા છે.

દેવી ! મારી દેવી ! મારે મન પવિત્રતાની એ અખંડ પુણ્ય મૂર્તિ છે. તેની રુબરુ સર્વે મનોવિકાર આપોઆપ શમી જાય છે. તેનાં સાનિધ્યનાં મીઠાં રસ સંવેદનનો હું તને શી રીતે ખ્યાલ આપું ? મારા વપુના અનેક તંતુમાં મારો આત્મા થકી રહ્યો હોય એવું મને દીસે છે. તેની વીણા પર એક મીઠી ગત તે ગાય છે. રાસ-મંડળીનો ઉલ્લેખ હું કરી ચુક્યો છું. જે દિવ્ય ગરબાના ભણકારા હજી મારા કાનમાં વાગી રહ્યા છે તે આ :—

[ રઘુપતિરામ હૃદયમાં રહેજો રે ]

સખી આનંદે ઉસરાતી રે,
મીઠી લહરી શું રસ-લહાતી રે;
મારા આત્માને અમૃત પાતી
વાઈ મારા પ્રીતમજીની વેણું રે.
સખી મને ભણકે એ તો ભુલાવે રે,
ધાડા ધાડા સ્મરણે ચઢીને સતાવે રે;
દર્દદું દળકાવે ઉલકાવે
વાઈ મારા પ્રીતમજીની વેણ રે.
સખી મારી સ્મૃતિએ એના ઝંકારો રે.
સખી રુડી શમણે સુણું રણકારો રે;
રેલ રહી આત્મ મદીરસ-ધારો
વાઈ મારા પ્રીતમજીની વેણ રે.
પ્રણય કુંદડી ગાઈ નચાવે રે,
રસના લહેરીયાં ગાઈ સુહાવે રે;
ઉરને રસમા તરબોળ ભીંજવે
વાઈ મારા પ્રીતમજીની વેણ રે.
શિવ-નિર્માલ્ય સમી પહેરેણુ રે,
મારે ચરણ શરણ છે કેનું રે?
મીઠા લલિત લહાવાનું લહેણું
વાઈ મારા પ્રીતમજીની વેણુ રે[1]

આ ગીત રાસ ગવાયો હતો ત્યારે આપણા બોટાદકરના ગરબાની :

"અજબ અવરોહ આરોહ સંભ્રમ,
કર્મવિરલ પરગીતલ વરખતર ચરણ ધરતી,
તાલસ્વ લાલમા લલિત કાલલની
કુકુમ ઉર બજ આહુર દ ભરતી"

એ રસ-પંક્તિનું અનિવાર્ય સ્મરણ થયું હતું. એ ગરબાની રમઝટ હજી કાનમાં રમ્યા કરે છે. પુનઃ પુનઃ એનું રસપાન કરું છું છતાં આત્મા અતૃપ્ત તલસે છે. એની મીઠું સુકોમળ ગાન ! કેવી હૃદયંગમ અને મંજુ મધુરી ગત ! તેની નાની સુકોમળ અંગુલિ વીણાના તારને અડતાં આ પૃથ્વીનાં સર્વ દર્દ, સર્વ ચિંતા અને સર્વ શોક એક પળમાં શમી જાય છે.

સંગીતની કેવી જાદુઇ અસર છે ! તેની ગીત-માધુરી મને કેવો મનોમુગ્ધ કરે છે ! અરુણ, કોઇકવાર 'ઇચ્છે છે દીલ આપઘાત કરવા' એવી ગમગીનીમાં હોઉં ત્યારે તે મીઠી ગત તે ગાય છે ને એક પળમાં ગમગીનીને ઉન્માદનાં વાદળાં વીખરાઇ જાય છે ને દીલનો ગુંગળાટ શમતાં હું શીતળ આનંદ-લહરીનો ભોક્તા બનું છું.

વૈશાખી પૂર્ણિમા

પ્યારા અરુણ,

પ્રણય-જ્યોતિ વિના આ ઉર-દીપ્તી આલમમાં શું શું ? પ્રકાશ કિરણોમાં જાદુઇ

[વધુ માટ જુઓ પૃ ૪૪૮]

[1] લેખક પોતે

એક સચિત્ર શોધ

# પૃથિવીવલ્લભ

રસિક વાચકોની આલમને ઉમદા લાભ
કહે છે કે એમાં સોનું ને સુગંધ મળ્યાં હતાં.
ના, ના, એમ પણ નહીં—એમાં તો
રૂપ, રસ અને સુગંધ ત્રણે હતાં

આખરે મહામહેનતે જડી આવી છે : તમે કયારના માગમાગ કરતા હતા તેજ
વીસમીસદીવાળા કલાફકીર સ્વ. હાજીમહમદે
ખાસ ચિત્રકાર સ્વ. માળી પાસે તૈઆર કરાવેલી મોહ પમાડે તેવાં સુંદર ને આકર્ષક
૨૫ ચિત્રોવાળી રા. કનૈયાલાલ મુનશી કૃત

# પૃથિવીવલ્લભ

ની માત્ર ગણીગાંઠી નકલોજ.
પાંચ વર્ષ પૂર્વે એકેક નકલ રુપીઆ પાંચની કીંમતે વેચાએલી
'માલવપતિ મુંજ' નાટક જોવા જાઓ તે પહેલાં
આજ ચોપડી વાંચીને જવું પડશે.

પ્રતાપી મુંજ, કવિ મુંજ, વેદના
રુદન કરતો મજુરી મુંજ અને
મહત્વાકાંક્ષી માલવપતિ મુંજનો
સબળ પરિચય એ ચિત્રો
કરાવે છે.

વિતરાગી મૃણાલ, વૈરિની મૃણાલ,
માનુની મૃણાલ, અને
વિરહિણી મૃણાલ જોવી હોય તો
: : આજ ચિત્રોમાં : :
જોઈ શકશો

સુકુમાર કવિ રસનિધિ, ઉલ્લાસિની મદભરી
નવોઢા વિલાસવતી અને મહાબાહુ ભીલ્લમ
એ સૌએ ચિત્રોમાં છતાં તમને સજીવ લાગશે.

અને આટ આટલું છતાંએ આ આકર્ષક સચિત્ર પુસ્તકનું
મૂલ્ય માત્ર કાચું પુઠું રૂ. ૨-૦-૦ છે.
પાકું પુઠું રૂ. ૨-૮-૦ છે.

લખો: વ્યવસ્થાપક 'ગુજરાત' કાર્યાલય, ૧૦–૧૪, બેકહાઉસ લેન.



# પ્રણયનાં રસીલાં શમણાં ગયાં !



લેખકઃ
શા. રમણીકલાલ જયચંદભાઈ દલાલ.
બી. એ.



૧

હૃદયની કડીએ ડી ગયતી,
ચમક, સુરતા ! તુજ ક્યાં ગઈ ?
ઉરનભમ રમ્યાં રસથી અતિ-
આનંદ એ દાન—એ ક્ષણ—ક્યાં ગઈ ?

૨

કુમળી આશા કુંજ ખીલતાં,
મૃદુન સ્મિત અનુપમ દીપતો,
મધુરતા ભરી ના ઉરને ભરે
પ્રણયના રસીલા શમણા ન એ

૩

સહજમાં સમજુ નહીં રીઝતા,
તદપિ ગુપ્ત મહી અભિનંદતા,
અતિ તરંગ પુરાની સરી જતા
ઉરની ધ્વનિ સુનાવત પ્રેમના





૪

તદપિ કીર્તિ ઉજાસ પાશે કદી,
નહીં હવે ફરી એ રસ જામતા;—
પ્રિયસખી સમીપે લલકારતાં,
અમૂલ જે દીપ ગીત પ્રદીપતાં.

૫

પ્રણય પ્યાલી ઢળી-ઢળી તે ગઇ,
નહીં ભુલાય સુહાસિની આકૃતિ,
સમુળી શૂન્ય બની ગઇ છે સ્મૃતિ,
તદપિ એ વીસરતી કદી નથી.

પ્રગટતાં પમરાઇ સુગંધ એ,
અગણ્ય સ્વપ્ન ગયું ઉડી એ પળે;
વ્રણિત જીવનના કટુ સાગરે—
પુનિત જ્યોતિ ન એ ફરી પાંગરે

———:૦:———




લેખક:
રા. તનમનીશંકર લાલશંકર શિવ
બી. એ. એલએલ બી.
ચિત્રકાર:
રા. હરિલાલ પ્રેમજી ત્રિવેદી

भोज्येषु माता शयनेषु रंभा
(ભોજન સમયે માતા, શયન કાળે રંભા)

"ઓહો હો હો! દસ વાગી ગયા!" હું તો ઝીમખાનાના ઘડીઆલ સામે જોઇ ગભરાઇજ ગયો, ને એકદમ કોટ ચઢાવી દઇ, બટન પણ બીડ્યા વગર ઉડતા વીખરાએલા જથરપથર વાળ પર ધબ દઇ ટોપી નાખી, એક હાથમાં ટેનીસનું રેકેટ ને બીજા હાથમાં તેનું પ્રેસ પકડી લાંબે લાંબે પગલે અડધો દોડતો, અડધો ચાલતો ઘર તરફ રવાના થયો.

ઘરના બારણામાં પગ મુકતાંજ મારાં સૌભાગ્ય-સુંદરીને હુકમ કરી દીધોઃ "ચાલ, ચાલ, જલદી નાહવાનું પાણી કાઢ; બહુ મોડું થઇ ગયું છે."

"પણ પાણીજ કોણે મુક્યું છે? આટલા મોડા..." સાંભળતાંજ કોટ, ટોપી, ખમીસ બધું સાદડી પરજ નાખી દીધું નળનો રસ્તો મેં લઇ લીધો.

ચોટલી ભોળી ન ભોળી કે પાછું અબોટીયું વીંટાળી પત્ની સામે ખડો થઇ ગયો. "પીરસે કે? સાડા દસ તો થઇ ગયા"

"પણ તમે સંધ્યા તો કરશો કે તેએ નહીં? સંધ્યા, પુજા કંઇજ નિમિત્ત કરવું નહીં. એક તો રોજરોજ આમ મોડા આવવું ને પછી ધાડ ધાડ કરવી."

"સંધ્યાનું શું કામ બહાનું કાઢે છે? એમજ કહેને કે રસોઇ તૈઆર નથી."

"ના ના, મારી રસોઇ તો આ તૈઆર છે. ફક્ત દાળ ઉકળવાની છે ને રાયતામાં વધાર કરવાનો છે. તમે સંધ્યા કરશો એટલે તૈઆર." કહી એણે સ્ટવપર તરાપ મારી ને

સાથે સાથે સ્પીરીટની શીશી ઉંધી વાળી બીજું સ્પીરીટ ઘરમાં ન હતુ તેથી ઘાસલેટ હોમી, મહિષાસુરને પગ તળે ચાપી ઉભેલી જગદંબા



જરાક ઉભા રહો, કીકીને લઇને મોઢું આપું છું.

જેવી મારી જગદંબાએ પણ પગ વચ્ચે સ્ટવને પકડી ધમધમાવી મુક્યો, ને ઉપર દાળની તપેલી ઢાંકી દીધી

એ બીચારી શું કરે? આઠ વાગે ઉઠી, પોણા નવ વાગે ચા પી, માટે અગીઆર વાગે નોકરી પર હાજર થવાનુ હોવાથી, સાડા દસ ને દસ મીનીટ થતાંજ રસોઇ તૈઆર કરવી એ શું રમતની વાત છે! એ તો એજ કરી શકે. ને વળી રોજ તો હું સાડા નવ વાગે ઘેર હાજર થઇ જતો ને કીકીને સુવડાવતો, પણ આજ તો મનેજ આવતા સવા દસ વાગી ગયા હતા, એટલે એનો શો દોષ?

હું પણ ન છુટકે સંધ્યા કરવા બેઠો ભસ્મનો મુઠો ભરી, થોડું પાણી નાખી, અડધી ભીની, અડધી સુકી ભસ્મ 'અઘોરેભ્યો થઘોરેભ્યો' મોટેથી બોલતાં કપાળે વગેરે સ્થળે લગાવી દીધી પણ સુકી ભસ્મ આખા શરીર પર ઉડી, ને મને સહેજે બાવો બનાવી દીધો

પછી આત્મા, વિદ્યા ને શિવનાં ત્રણ મહાન તત્વોને ત્રણ આચમની થીજ સ્વાહા કરી જઇ, પ્રાણાયામ કરવા શરુ કર્યા. સ્ટવના સુસવાટાથી શ્વાસ પુરો ચઢાવી દીધો, ને પોણી ચોરાસ છપનાં ભાની ને ફુલાવી આડત્રીસની

ફરી દીધી. આજ ક્ષણે રાયતામાં ઝમઝમાટ વધારે થયો. મને એકદમ ઉધરસ આવી, ને ખોંખોં કરી આખી ઓરડી ગજાવી, પૂરક પછી કુંભક ને બદલે રેચક કરી નાખ્યો; ને સંધ્યા અધુરી પડતી મુકી બારણે નાસી ગયો.

ઘડી પછી ઘરમાં આવી જમવા બેઠો. રાયતામાં મીઠાની ને દાળમાં ગોળની તદ્દન ગેરહાજરી હતી.

"આ રાયતામાં મીઠું નાખ્યું નથી?"

"અરે હા, મીઠું નાખતાં તો ભુલીજ ગઇ."

"ને દાળમાં ગોળ પણ કયાં છે?"

"ઘરમાં ગોળ હોય તો નાખુને?"

"તો કોઇ પાસે પૈસા બે પૈસાનો મગાવવો હતો."

"કોની પાસે મંગાઉં? ચાલીના ઘાટી આપણા નોકર ખરા કની કે બધી વસ્તુ આણી આપે? ને આપણાથી બીજાં બૈરાંની માફક ધર્મે લેવા જવાય નહીં."

"મહુ સારું મીઠું લાવ."

રોજજ જમતી વખત મીઠા ને અથાણાના દાબડાઓ કયાંક પોલ થઇ જતા, મીઠાના દાબડાની શોધ ચાલી "અરે હમણાં તો દાળમાં મીઠુ નાખી અહીં દાબડો મુકયો હતો ને કયાં ગયો?"

"જહાનમમાં ગયો તારો દાબડો લાવની બરણીમાંથી."

શ્રીમતી બરણી પાસે ગયાં ત્યાં તો ઝોળીમાંથી કીકીએ બ્યુગલ વગાડયું.

"જરાક ઉભા રહો, કીકીને લઇને મીઠું આપું છું."

"શુ કપાળ તારું ઉભો રહું? આ પોણાઅગીઆર તો વાગ્યા."

વગર મીઠાએજ દાળભાત ને રાયતાના (રોટલી તો હતીજ નહીં) દસ પંદર કોળીઆ સડોસડ લગાવી, એ કીકીને લઇ મીઠું આપવા આવે તે પહેલાંજ મોઢું ધોઇ નાખ્યું, ને રોજ પાટલુન પહેરતો પણ, આજે તો ધોતીઆ પરજ કોટ ખભે નાખી, દાદર ઉતરી, વીકટોરીઆમાં બેસી ગયો.

× × ×

વીકટોરીઆવાળાને બે આના વધારે આપી મારત ઘોડે ઓફીસમાં આવ્યો, ને ટેબલ પર જોઉં છું તો હાજરીપત્રક અંદર સાહેબ પાસે સીધાવી ગયું હતું. સીધો તેમના રુમમાં પહોંચ્યો. ત્યા પગ મુકતાંજ મી. મહેતા ગર્જી ઉઠયાઃ "કેમ જોષી, કેટલા વાગ્યા? કોઇ દિવસ તમે ટાઇમસર આવતા નથી. આજે તો રીપોર્ટજ કરુ છું."

"સાહેબ, ટ્રામના અકસ્માતમાં મોડું થયું."

"એ તો તમારાં રોજ કે ને કે બહાનાં હોયજ વીકટોરીઆમા આવવુ હતુ; ચાલતા આવવુ હતુ."

હું ગળગળો થઇ ગયો, "સાહેબ! હું ગમે તેટલી ઉતાવળ કરુ છુ, પણ...પણ .." જીભ અટકી ગઇ.

"પણ...પણ...તે શુ?"

"પણ મોડુંજ થઇ જાય છે."—પણ ઘરવાળાં ગાંઠતાં નથી. કહેવાનો વિચાર હતો, પણ ફેરવી બાંધ્યું.

"બીજાઓ કેમ ટાઇમસર આવે છે. કાલથી મોડા ના થશો. જાઓ, કામ કરો," સાહેબનો હુકમ સાંભળી પત્રકમાં સહી કરી ટેબલ પર ગયો.

સાહેબને ઘેર ધધો ન હતો તે સાડાદસ વાગ્યામાં આવી મારા ટેબલ પર કામનો ઢગ કરી મુકયો હતો. નીચી ગરદને એક મીનીટ

પણ થાક ખાધા વગર સાડાત્રણ વાગ્યા સુધી એક સરખું કામ કર્યું

સવારમા પણ અડધો ભુખ્યોજ આવ્યો હતો તેથી હવે તો કકડીને ભુખ લાગી ખાવાનુ કાઢવા ખાનુ ઉઘાડયુ ત્યારેજ યાદ આવ્યુ કે ઉતાવળમા ખાવાનુ ભુલી ગયો હતો

રોજ જમના બેસી ખાવાનું બાંધી આપના-નુ એને યાદ આપતો ને એ બાંધી આપતી, પણ આજ તો યાદ આપવાનુ હુજ ભુલી ગયો, તો પછી ખાવનુ બાંધી અપવાનુ એ પણ ભુલી જાય એ સ્વાભાવિક છે

મેન, ગાંધીઆ ચેવડો જે કંઈ ભટ પામે હતુ તે મગાવી ખાધુ, ને ઉપર ચાના કપનુ 'અમૃતોપસ્તરણમસી સ્વ હા' કરી, સીગારેટના ધુમાડા મહતો આજે શનિવાર હોવાથી જવાની (ઘેર નહીં) તેઆરી કરવા લાગ્યો

એટલામા મી મહેતાએ મને બોલાવ્યો હુ અંદર ગયો ટેબલ પર કાગળીઆનો પથારો કરી, માથે હાથ દઇ તે બેઠા હતા

"મી જોષી જુઓ તો આ હજુ ત્રણ ચાર કલાકનુ કામ છે, તે આજે થઇજ જવુ જોઇએ બીજુ આ કામ તમારા સીવાય કોઇ કરી શકે એમ નથી, તો અહીં બેસી આપણે પતાવી નાખીએ"

મનમા તો મહેતાને ગાળ દીધી, પણ સાથે સાથે મારી હોશીઆરીના વખાણ સાભળી ખુશ પણ થયો—કારણ વખાણ ખોટા ન હતા સવારે નોકરીએ જવા દાદર ઉતરુ ત્યારથી છેક રાતે આઠ વાગે પાછો ઘરનો દાદરો ચઢુ ત્યા સુધી (જેમ બીજાઓને) પોતાની માલતી, મીરાન્ડા કે માણેકબાઇ સાંભરતાં તેમ) મને કોઇ દિવસ જરાએ ઘર, ફીફી કે ફીફીની બા સાંભરતા નહીં આથી મારુ ચિત્ત કામમા બહુ સ્થિર રહેતું, બીલકુલ ભુલ થતી નહીં; ને ઘેર જવાની બીલકુલ ઉતાવળ ન હોવાથી કામ કરતોએ ઘણુ આથી ઓફી સરોની મારા પર મહેરબાની વધી હતી, અને પરિણામે ગુચવણવાળું, માથાકુટીયુ કે વધારા-નુ કામ મારી પર આવી પડતુ, આજ કારણથી હું મોડો વહેલો જતો તે પણ બનાવટી ગુસ્સો કરી ચલાવી લેતા

ઘરની અમાવાસ્યા ને ઓફીસના રાહુઓ-થી કંટાળેલા, વામેલા મારા મગજને સવારે ટેનીસ ને સાંજે બેન્ડસ્ટેન્ડ, કોલાબા કે ચોપાટી આનંદપ્રાપ્તિના પરમપ્રિય સ્થાન હતા

ઘડીઆળમા પોણા છ જોતાજ મારુ મગજ ફરી ગયુ, હજુ તો અડધું કામ બાકી હતુ એકદમ બેન્ડસ્ટેન્ડ યાદ આવ્યુ, ને બેંડના રણકાર કાનમા થવા લાગ્યા બાજુમા ચાલતા અન્ય લોકોને રસ્તો કેમ આપતા હોય તેમ એક બીજાના અંગમા લપાઇ આછુ સ્મિત કરતા ફરતા સુવાન દંપતીઓ,—વાત ને હસવાથી આખુ બેન્ડસ્ટેન્ડ ગજવતી લગભગ કુદતી, નાચતી ચાલતી અપરિણિત બાલાઓ,—હાથમા ટોપી લઇ માથા પરના રેવાળના પ્રવાહમા કોઇ રમણીના ચિત્તને સ્નાન કરાવી પવિત્ર કરવા આતુર ને તેની નજરની જેવી પણ સેવા કરવાને તત્પર, પરોપકારી, બાન્ડા પર બેઠેલા કે ગોળ ગોળ ફરતા કુવારા યુવકો—સર્વ મારી નજર આગળ તરી આવ્યા

કામમા હવે ભુલો થવા લાગી મી. મહેતા હસીને લાડથી બોલ્યાઃ—"કેમ, મી જોષી, હવે ઘેર જવાની ઉતાવળ આવી કે?"

હુ મનમા ગણગણ્યોઃ "ઘરની તો નહીં, પણ બહારની તો ખરી પ્રભુ! આજ તો મારી વહારે ધાઓ ને આ સંકટથી છોડવો!"

પ્રભુ ખરેખર વહારે ધાયા ટેલીફોનની ઘંટડી વાગી ને પુછ્યું: "કોણ છે?" જવાબ

મળ્યો "શીરીન, મારા પપાને બોલાવો" ટેલીફોન મહેતાના હાથમા મુકયો હુ પાસે ઉભો રહ્યો તેથી બધુ સભળાતુ હતું

"કોણ દીકરા શીરીન? કેમ શુ કેછ?"

"આય માયજીને તાવ ધન્નો આયોછ તે તમુને બોલાવેછ જલદી ઘેર આવો'

"કેટલો છે?'

"ચાર" "હુ આવ્યો હ દીકરા,' કહી ટેલીફોન મુકી દીધો, ને મને કહ્યુ "મી જોષી, જહાન્નમ મા ગયુ કામ મારી વાઇફ ધન્ની સીક થઇ ગઇ છે તે હુ જાઉં છુ તમે પણ જાઓ હોસે તો કાલે બોલા વસ"

છુટકારાનો નીસાસો મુકી હુ બેડરુ઼ડ, ને મહેતા ઘરે સીધાવ્યા

હુ એક બાકડા પર બેઠો અડધો કલાક ન થયો હશે ત્યાં તો મી અને મીસીસ મહેતા શીરીનને લઈ આવી લાગ્યા તેમને જોઇ પહેલા તો હુ આભોજ થઇ ગયો પણ પછી તરત સમજ્યો કે એતો બેડરટેડનો તાવ હતો એટલામા મારી અને મી મહેતાની મળી 'દષ્ટ દષ્ટ', ને આછુ સ્મિત કરી એક બીજાને સમજાવી દીધા, એ તો તેરીબી ચુપ ઓર મેરીબી ચુપ'

આ દિવસ પછી મી મહેતાએ મને મોડા જવા માટે કે કામ ઓછુ કરવા માટે ઠપકો આપ્યો નથી એટલુજ નહીં, પણ વડા ઉપરીને ' એ બીચારો અમુક સજાગોને લઇ



એક ખુણામા બેઠી બેઠી કીકી હાથમા લીધેરો લાડવો કરડી રહી હતી

ટાઇમસર આવી શકતો નથી" કહી મને પા કલાક મોડા જવાની છુટ અપાવી

× × ×

આજે ક્ષુધાદેવી પણ મારી પર આફ્રીન થઇ ગઇ હતી બપોરે તો ભટ પાસેથી લઇ મેન, ગાઠીઆ પેટભરી ચાપ્યા હતા, તોપણુ પાછી સખત ભુખ લાગી ખીસામા પણ માત્ર દ્રામનો એકજ આનો હતો તેથી ક્ષુધાશાંતિ ગૃહનો આશરો લવાય તેમ પણ ન હતુ

થાક અને પેટની ભુખે આજ તો ધરની પણ ભુખ લાગી

થાકેલા છતા ઉતાવળો ત્રપ દાદર ચઢી બારણામા જોડા કાઢવા લાગ્યો ત્યા તો રસ્માથી તડાકો સભળાયો રાડ જરા ટકવા દીધી નથી આખો દિવસ રડ રડ ને રડ અમણા આવશે તો ખાવાનુ શુ આપીશ?"

ખાવાનુ તૈયાર નથી સાભળી મને તો ચક્કરજ આવી ગયા ને જરા તરા શકિત હતી તે પણ ભીંત પર પડેલા ગાળના વધારે ઘોસ નાખી હુ મહારાજ ખુરશી પર બેસી ગયો પા કલાક થયો પણ એને બહાર આવવાની ફુરસદ મળી નહીં પછી પગનો ધમારો કર્યો ખોખારો કર્યો પણ કૈં નહીં એના કાન ને સાન બેઉ ઠેકાણે હોય તો સાભળેને? જરાક નામ વગી પાછલા ખડમા ડોકીયુ કર્યુ તો છેક અધારા જેવી આલસાથી ભરેલી, ધુમાતી સગડીને, ખીચડી ઓરી, એ ધમધમ પવન નાખી રહી હતી

આખરે થાકી પાડોશી પાસેથી પૈસા લઇ, ભૈયાની દુકાને જઇ દુધ પીધુ ને અડધોએક કલાક લટાર મારી પાછા ઘેર આવ્યો

આ વખત તો સ્વાગત મળ્યુ "હાશ આજ તો કૈ વહેલા આવ્યા"—મારુ ધૈર્યુ તો છે કે રોજ કરતા પા કલાક મોડો હતો

કોટ ટોપી ઉતારી બેસવાનો વિચાર કર્યો, પણ કયાય જગ્યા દેખાઇ નહીં શેતરજી એક ખુણામા ઢગલો થઇ પડી હતી તકીઆઓ સીસમના રાજ્યાસન જેવા ખડના વચના ભાગને શોભાવતા હતા

કાગળના કટકા, ફીફીના રમકડા, ધુળ, ને બે ત્રણ જુના ઝભના, પોલકા ખડમા જ્યા નજર નાખો ત્યા દેખાઇ આવતા વાળી કાઢવાની શરુઆત કરી હોય તેમ વચના ઉમર આગળ ઝાડુ પડેલુ હતુ ને ખુરશી પર પણ સુકાએલા કપડાનો ઢગલો હતો છેવટે ટેબલ પગના ચોપડા જરાક આઘા કરી ત્યાજ બેઠો પણ ભીનુ લાગતા પાછો ઉભો થઇ ગયો ને જોયુ તો ધોતીયુ શાહીથી રગાઇ ગયુ હતુ ટેબલ પર નાનો ખડીઓ આરામ લેતો આડો પડયો હતો

ત્યાથી પાછલા ખડમા ગયો તેના હાલ એથી પણ સુદર હતા વડવાઇ જેવા ઉર્ધ્વમૂલ –અધ શાખ 'જાળાઓ મીલીગ પરથી ઝુલી રહ્યા હતા ભીત પાણીએ તેમ એક બાજુ જમીન લાટથી ધોળાએલી હતી બે ચાર ઠેકાણે મોટા તેલના ધાબા પડેલા હતા થોડાક અભરાઇ પર ને થોડાક નીચે વાસણો ચત્તા ઉંધા ગમે તેમ વેરાએલા હતા ઉઘાડા અધ–ઉઘાડા દાણા વગેરેના દાબડાઓ ઠેકાણા વગર ગોઠવાઇ રહ્યા હતા પણીઆરાની બાજુના અડધા ખડે તાજુજ સ્નાન કર્યું હોય એમ લાગતું હતુ સીકા પરથી એક બે પાકા સડેલા ટીંડોળા, કારેલા વગેરેની મધુરી સોરભ આખા ખડમા પ્રસરી રહી હતી ખીચડીના દાણા, પાણી, આમલીનો કુચો અને ઢોળાએલી કઢીનો ગધના ની ચોકડી પર સારી પેઠે છટકાવ થઇ ગયેલો હતો અને અન્નપૂર્ણાના ગર્ભમા કોઇ ભુખ્યુ

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૫૯)




લેખક
બહેન જ્યોત્સ્ના શુકલ
ચિત્રકાર
રા સુશિલ

આર્ય સસ્કૃતિ અતિ પ્રાચીન છે એના મુળમા પરમ શ્રેયસ્કર અને ઉદાત્ત ભાવનાઓ છુપાએલી છે પરંતુ આજે? આજે તો...

કોઇ સુદર ઋષિકુમાર તપશ્ચર્યા કરતો હોય, લાબા કાળની સમાધિથી તેના સુકોમળ દેહ પર માટીના રાફડાઓ થયા હોય તેના જટામંડળમા પક્ષીઓએ માળા બાધ્યા હેય ને કીડી મકોડાઓ એ આકૃતિપર યથેચ્છ ભ્રમણ કરતા હોય, ત્યારે કોઇ કળાકાર સૌદર્ય-નો આદર્શ માનીને એ આકૃતિની મૂર્તિ બનાવે અને પરમ તેજસ્વી ઋષિકુમારની મૂર્તિ તરીકે રજુ કરે તો એ વાત કેવી હાસ્યાસ્પદ લાગે? આર્યસંસ્કૃતિનુ એ આવુજ કૈંક નથી થતુ?

× × ×

ને તોએ એ તો આર્યસસ્કૃતિ! એ ગમે એવી છિન્નભિન્ન થઇ જાય, એના પર ગમે એટલો કચરો ચઢે, એના ઉચ્ચ હેતુઓ પર રુઢિરૂપી કેટલાએ નાશકારી આવરણો છવાઇ જાય, પણ ગમે એમ તો આર્યસસ્કૃતિ એ તો ખરીજને? રુઢિ હોય કે રુઢિનો દાદો હોય આપણે નમીએ જે રહ્યુ હોય એ માનવુ ને તેને અનુસરવુ બીજી પચાત શા સારુ કરવી જોઇએ?

એમ તો લગ્નની ભાવનાજ લોને સુસસ્કૃત, મહાઉદાર, અને પરમ પવિત્ર આર્યસસ્કૃતિ એની જડસુ હોય કે બાલકોને પશુની જેમ પરણાવી નાખે? નજ હોય, ને છતા વખત જતો ગયો તેમ તેમ યજ્ઞમા અપાતા બલિદાનોની જેમ બાળકોને પરણાવી નાખવાની ભાવના અસ્તિત્વ મા આવી અને રુઢ થઇ હવે કૈં એનો ઉચ્છેદ થાય? એમ તો એમ-ચાલના દોને, એમા આપણુ જાય છે શુ?

માણેકમાસીને આવી આવી નકામી ઉઠવેઠ

કોઇ કરે એની અસત ચીઢ છે પરણવામા વળી ગમવા ન ગમવાનુ શુ, મોડુ વહેલુ શુ, વિચાર શા કરવાના, એ કૈં એમને બીચારાને સમજાતુજ નથી એકજ સાદી સીધી વાત એઓ સમજે છે, અને જીદગી ધરીને સદાએ તેમણે એ સાદી સમજનો ઉપયોગ ને ઉપદેશ કર્યા છે એ સાદી સમજ તે આ છોકરો ને છોકરી એ બેઉને જીદગીમા પરણ્યા વિના છુટકો નથી, પરણુ એ આર્યસંસ્કૃતિનુ એક આવશ્યક અગ છે, ધાર્મિક ફરજ છે બીજુ કૈં ન કરશો,—તમે ભણશો નહી તો ચાલશે ગીતભાત સુધડતા, નહીં શીખો તો ચાલશે ઉદ્યોગ હુન્નર નહીં આવડતા હોય—કમાવવાની શક્તિ નહીં હોય તો ચાલશે, નીતિ અનીતિ સદાચારના સાચા સિદ્ધાનો નહીં જાણો તો ચાલશે મનુષ્ય તરીકેની શહેરી તરીકેની કે સમાજના એક અગ તરીકેની ફરજો નો સ્વપ્નેએ વિચાર નહીં કરો તો ચાલશે તેમને સારી રીતે મોનતાચાલતાએ નહીં આવતુ હોય—ચાર લોક આગળ જઇને બાઘા જેવા ઉભા રહેશો પણ પરણવુ તો પડશે—પરણ્યા વિના નહીં ચાલે પરણવુ અને ઉછેરવાની કે પોષવાની શક્તિ હોય કે ન હોય તો એ બાનગીની ભલીમોટી ફોજ ઉભી કરવી એ એક ધાર્મિક ફરજ છે સ્ત્રી પુરુષ બેઉને માટે અને એમા લાબા વિચાર કરવા જેવુ કૈં છેજ નહીં છોકરાને પરણવા માટે છોકરી જોઇએ છો રીતે પરણવા માટે છોકરો જોઇએ, ખાસ ઇતિ શુભ લગ્ન સાવધાન!"

કેવી ઉમદા લગ્નની ભાવના!—બીજુ તમારે શુ જોઇએ?

## 'પ્રભુતામાં પગલા'

લગ્નની આવી અપૂર્વ ભાવનાની વાતો કરીને એક દિવસ અમે મોડી રાત્રે છુટા પડયા ને સુઇ ગયા સ્વપ્નમા આર્ય લગ્નની ભાવનાઓ મારી આખ આગળ મૂર્તિમત થઇ અનેક આનિત્રીઓ ને મનપસંદ પતિની શોધમા દેશાટને નીકળેલી મે જોઇ, કેટલીએ દમપતીઓને હસ મારફતે સદેશા ચલાવતી જોઇ કૈં કૈં દ્રોપદીઓને ભરસભામા 'એ સુતપુત્રને હુ નહીં વરુ' એમ કહેતી મે સાભળી કોઇક કોઇક ઉષા જેવી છોકરી સ્વપ્નમા જોએલા અનિરુદ્ધ પાછળ ગાડી બનતી અને ગાધર્વ વિધિથી લગ્ન કરતી જોઇ કેટલીએ સયુક્તાને મનથી વરેલા પૃથ્વી-રાજના પુતળાને વિરોધીઓના ટોળામા અભયપણે વરમાળ આરોપતી જોઇ મને લાગ્યુ કે જમાનો બદલાયો—ઇતિહાસનુ પુનરાવર્તન થયુ ખરુ.

એટલામા બહાર કૈંક કોલાહલ થયો, હુ જાગી ઉઠી ને વાજાનો મજુલ ધ્વનિ મારે કાને પડયો, લગભગ મધ્યરાત્રિ થઇ હતી કોઇ પરમ પુનિત અપૂર્વ લગ્ન સધાયા હશે એ તરત મને સમજાયુ અને એ નવદપતીના મગલ દર્શન કરવાને હુ અત્યત ઉત્સુકતાથી બારી તરફ ગઇ

વરઘોડો હળવે હળવે ચાલતો હતો દૂરથી બગીમા બેઠેલા વરરાજાના દર્શન થયા—ઉમર વર્ષ પાત્રીશ ની હશે, વિદર્ભ દેશની રાજકન્યાનો સ્વયવર જીતી આવ્યા હોય એવા દમામથી એ રાજેશ્રી બેઠા હતા ધીમેધીમે બગી પાસે આવી, પણ કન્યા કયા? મારી આખોએ ઝાખ વળતી હોય અથવા કૈં ઉધુ ચતુ દેખાતુ હોય એમ મને લાગ્યુ આજુબાજુના ઘરોની બારીએ ઉભેલા સ્ત્રી પુરુષોમા ધીમો ગણગણાટ શરુ થયો હુ મુઝાઇ ગઇ, અને એમજ થાયને? વરની સાથે કન્યાને બદલે ચાલીસ પીસતાલીસ વર્ષના બીજા કોઇ પુરુષને બેઠેલા જોઇએ ત્યારે આપણી જોવાની શક્તિ માટે શકા ન આવે તો બીજુ શુ થાય? આખો ચોળી ચોળીને મે જોયુ —કેટલીવારે અમને સમજાયુ કે એ બીજા પુરુષના ખોળામા બે ત્રણ વર્ષની એક બાળકી હતી પેલા પાત્રીશ વર્ષના 'મોટીના વરરાજા' સાથે લગ્ન તો તેવુજ

થયુ હતુ, પણ એના અજાણ્યા સાથે બેસતા બાલક છોકરી બીધી હશે એટલે તેને કોઇ સગો તેને લઇને બેઠો હતો! અમે દિગ્મૂઢની જેમ આ અમાનુષી દશ્ય જોઇ રહ્યા અમારી પાસેના એક સહૃદય ભાઇને એ બેઉ પુરુષ નું માથુ ભાગી નાખવાનુ મન થયુ

પરણનારની પરણાવનારની અક્કલની, તેમની લાગણીની, તેમની ભાવનાની અને સુખની અશક્ની અમે કૈં કૈં તારીફ કરી

પેલી મૂર્ખ છોકરી નીરાને ઉંમતી હતી પતિદેવતા અને વડીલોના આ અદ્ભુત પરાક્રમની તેને જરાએ ક્દર નહોતી અને ઓછીજ ખબર હતી કે પોતે સોળ—સત્તર વર્ષની થશે ત્યારે આ પતિરાજ—જીવતા હશે તો—ની પચાસમી વર્ષગાઠ ઉજવવાનો વખત આવશે ખબર હોય તો બીચારી હેબકાઇને મરી ન જાય?

પ્રભુતામાં પગલા એમ મડાય! આદર્શ લગ્ન આ કહેવાય! આર્યસસ્કૃતિનુ સરક્ષણ આ રીતે થાય!

## સંયમ

સયમ એ આર્યજીવનની ભાવનાનુ એક મુખ્ય લક્ષણ છે સયમનો આદર્શ શુદ્ધ અને ન્યાયી હોય તો ખોટો નથી પણ કૃત્રિમતા કયાય શોભતી નથી

સયમ—બધા પ્રકારના—માટે પણ આવુજ છે હીંદુ થવુ અને આ શક્તિ અમારામા નથી એમ કહેવુ અથવા કબુલ કરવુ એ શરમભર્યુ ન ગણાય? એટલે વ્યક્તિમાત્રને સયમનુ પ્રદર્શન કરવાની



કોઈ સુદર ઋષિકુમાર તપશ્ચર્યા કરતો હોય

કે તેની તે માન વાતો કરવાની એક આદતજ પડી જાય છે

રતુભાઇની ગણના સજ્જન પુરુષમા થતી પૈસે ટકે સુખી, સારી નોકરી, વડીલોના ઘરબાર —વાડી વજીફા, સુદર-સ્નેહાળ પત્ની, આમ બધી વાતે એઓ સુખી હતા સયમી બનવાનો પ્રયત્ન કરવાની પણ એમને જરુર પડતી નહીં એઓ ખાત્રીથી માનતા કે જગતમા જે અસતોષની લાગણી પ્રગટી રહી છે તે માત્ર સંયમની ખામીને લીધે છે સયમી થવુ એમા એમના મનથી કશુજ મુશ્કેલ નહોતુ રતુભાઇ પોતે ઓછા સંયમી હતા ? સવારના સાડાદસ વાગે ને પત્નીએ બનાવેલી ગરમા ગરમ રસોઇ જમીને ઓફીસ જવુ એ જેટલું સુખદ અને સ્વાભાવિક હતુ એથીએ વધારે સરળતા સયમી થવામા છે એમ એઓ પોતાની જાતના દાખલા ઉપરથી માનતા અને ઘણીવાર તેમ કહી બતાવતા

સુશીલા એમના નાના ભાઇની વહૂ થાય તેની ઉંમર અરાઢ વર્ષની છે બે વર્ષ પર તે પરણી ને સાસરે આવી ને બીજે મહીને વિધવા થઇ બાલક ભાભીના પરની દયાને લીધે રતુભાઇએ સગાઓ સાથે વિરોધ કર્યો ને ભાભીને કાચની બંગડીઓને સારા કપડા પહેરવાની પરવાનગી આપી



વિદભ દેશની રાજ કન્યાનો સ્વયવર જીતી આવ્યા હોય એવા દમામથી એ રાજેશ્રી બેઠા હતા

સુશીલામા સયમ કેળવવાની શક્તિ નહોતી, તેને નવી નવી તરેહવાર બગડીઓનો મોહ થતો અને તેવી બગડીઓ પહેરીને ખુશ થતી

સયમી રતુભાઇને આ અના ચાર રુચ્યો નહીં વૈધવ્યના આદર્શોનુ ને વ્રત, તપ-વૈરાગ્યનુ લાબુ ભાષણ તેમણે સુશીલાને સભળાવ્યુ બાનક સુશીલા નિર્દોષ હતી તેણે સરળ ભાવે પુછ્યુ . "આટલી બગડીઓ પહેરું છુ એમા પાપ જેવુ

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૫)



# ગુજરાત યુનીવર્સીટી.*

લેખક·

આચાર્ય આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

---

મેં એ યુનીવર્સીટી રીફોર્મ કમીટી આગળ થએલી મારી જુબાનીમા મે ગુજરાત યુનીવર્સીટી સ્થાપી શકાય એમ જણાવ્યું, ત્યારે ડૉ. પરાંજપેએ કમીટીના મેમ્બર તરીકે મને પ્રશ્ન પુછ્યો કે 'અમદાવાદમાં સેનેટ માટે સભ્યો મળી શકશે?" મેં ઉત્તર આપ્યો "જરુર." ડૉ પરાંજપેના પ્રશ્નમાં કેટલાકને ગર્વભરી ધૃષ્ટતા દેખાઈ છે, મને એમા એ નીખાલસ સ્વભાવના વિદ્વાનનું કમીટીના મેમ્બર તરીકેની જવાબદારીનું ભાન પ્રતીત થાય છે. મુંબાઈ યુનીવર્સીટીએ આપણને ગુજરાત યુનીવર્સીટી સ્થાપવાની પરવાનગી આપી છે. પણ એ પરવાનગી આપી તેજ ક્ષણેથી મુંબાઇની જવાબદારી મટીને ગુજરાતની શરુ થઈ છે. ગુજરાત એટલે ગુજરાતીઓ, પછી તે ગમે ત્યા· વસતા હોય. દૂર પ્રાન્તમાં વસવાથી હક ઓછા થાય છે, કર્તવ્ય ઓછાં થતાં નથી.

## ૧ ગુજરાતમાં યુનીવર્સીટીની શી જરુર?

મુંબાઇ યુનીવર્સીટીને તો આપણે આ પ્રશ્નનો ઉત્તર આપવાનો હવે રહ્યો નથી. પણ ગુજરાતની પ્રજા જેની મદદથીજ આપણું સ્વપ્નું જાગ્રત્‌વસ્થાના સત્યમા આપણે પરિણામી શકીએ એમ છે એને ખાતરી કરી આપવાની આપણી ફરજ છે.

પ્રથમ તો એક વાત એ કહું કે ડૉ. પરાંજપેના પ્રશ્નમાં મને ધૃષ્ટતા ન લાગી, પણ મને મારા પ્રાન્ત વીશે ઠીક શરમ તો આવીજ. શરમ એટલીજ કે આટલો પ્રશ્નનો પણ અવકાશ રહ્યો! પુના માટે પ્રમાણિકપણે આપણે આ પ્રશ્ન પુછી શકીએ? નહીંજ. પણ નહીંજ તેનું કારણ શું? ગુજરાત બુદ્ધિશક્તિમાં ઉતરતુ છે? નાજ. છતાં, ગુજરાત વિદ્વત્તા અને વિદ્યારસના ચિહ્નરૂપ ઉત્તમોત્તમ પરીક્ષામાં ઉત્તીર્ણ

* મુંબાઈ મધ્યે તા. ૨૭-૬-૨૬ ને દિને "ગુજરાત મંડળ"માં આપેલું ભાષણ

જનોની સંખ્યામાં પુના કરતાં પાછળ છે એની કોઇ "પ્રાન્તિક સ્વદેશાભિમાની" પણ ના પાડી શકશે નહીં. આ ન્યૂનતા હોવાનું એક કારણ પુના બ્રાહ્મણપ્રધાન હોઇ વિદ્યાપરાયણ છે, અને દરિદ્ર હોઈ વેપારના અને એને લગતા ઉદ્યોગનાં દ્વાર એને માટે બંધ જેવાં છે. પણ બીજું કારણ એ પણ છે કે પુના મુબાઇની પાસે હોવાથી તેમજ મુબાઇ સરકારની એક રાજધાની હોવાથી કેળવણીનો લાભ એ વધારે વહેલુ અને વધારે સહેલાઇથી લઇ શક્યું છે, અને એને પોતાના ઘરમાં તેમજ પોતાને આંગણે અનેક તેમજ વિવિધ કોલેજો છે. આ કારણથી ગુજરાત મહારાષ્ટ્રથી પછાત રહ્યુ તો એને સદાકાળ પછાત રાખવું? મને લાગે છે કે જે કારણથી ડૉ. પરાજપેનો પ્રશ્ન શરૂ થયો એ કારણુજ ગુજરાતમાં યુનીવરસીટી સ્થાપવાનુ એક મોટુ કારણ છે.

## ૨. મુંબાઇમાં યુનીવરસીટી છે, તો પછી અમદાવાદમાં શા માટે જોઇએ?

(૧) આજ આ રાજ્ય–,અર્થ–,અને મનુષ્ય સસ્કૃતિનાં શાસ્ત્રોથી સ્વીકારાએલું સત્ય છે કે દરેક પ્રજાની સંસ્કૃતિ સમપ્રમાણ વિસ્તારવી જોઇએ. ગામડાં તુટીને ગામ વસે કે ગામ તુટીને શહેરો વસે, કે શહેરો તુટીને રાજધાનીજ પરિપુષ્ટ થાય એમાં દેશનું કલ્યાણ નથી. માત્ર સંખ્યાનીજ દૃષ્ટિએજ એમાં અપૂર્ણતા છે એમ નથી પણ રાષ્ટ્રદેહના અમુક અમુક અવયવોનો એમા પક્ષાઘાત છે, અને પક્ષાઘાત વાળું રોગી શરીર માત્ર અમુક અવયવમાંજ રોગી રહીને અટકતું નથી, પણ આખા દેહની તંદુરસ્તીને બગાડે છે, અને પરિણામે એનો વિનાશ કરે છે. ગુજરાતની બુદ્ધિશક્તિ કે નૈતિક સામર્થ્ય કે ધનસંપત્તિ બધી મુબાઇમાંજ આવી વસે એ કદાપિ ઇષ્ટ નથી. ગુજરાતના દરેક શહેર ગામ અને ગામડામાં આ શક્તિ, સામર્થ્ય અને સંપત્તિનું રુધિર ફરતું રહેવું જોઇએ, જેથી એનો લાભ દરેક અવયવને મળતોજ રહે કેટલાક તરફથી આ સામે વિચારવા લાયક પણ વસ્તુતઃ ઉંડા વિચાર વિનાની એક દલીલ સાંભળશો કે મુબાઇની કોલેજમાં ભણવા જવાથી ચાલાકી આવે છે, અને કેટલાક વિદ્યાર્થીઓ જેમનું દુર્ભાગ્ય રજવાડાની સાંકડી ખટપટમાં ઉછરવાનું છે તેમને માટે આ મુક્તિ પણ છે. પણ આવી દલીલ કરનારને પુછશો કે આ સ્થિતિ શાથી ઉદ્ભવી છે? એ દૂર કરવાનું મુખ્ય સાધન એ છે કે મુબાઇની ઉચ્ચ કેળવણી અને સ્વતન્ત્રતાનું વાતાવરણ જે મુબાઇમાંજ ભરી મુક્યું છે એનો નિસ્તાર ગુજરાતના સર્વ ભાગમાં થવો જોઇએ; અને એજ ખરું પ્રજાજીવન છે, રાજધાની એજ પ્રજા નથી કૂપમંડુકવૃત્તિ બેશક ખોટી છે, પણ કુવા અને નદીઓ વિના મનુષ્યજીવન કેવું? સાગરથી નદીઓની ગરજ સરે? બલ્કે નદીઓ વિના સાગર કેવો? ગુજરાત વિના મુબાઇમાં પણ તેવુંજ. (૨) મુબાઇને માથે ભાર ઘણો છે, એ ભાર ઘટાડો. ગુજરાત યુનીવર્સીટી સ્થાપવા માટે ઘણાં કારણો છે, પણ અન્ય કોઇ પણ કારણ ન હોય તોપણ આ એકજ કારણ મુબાઇના હિતખાતર થોડું નથી મુબાઇને પોતાને પોતાનું કામ સારી રીતે કરવા દેવું હોય તો એને માથે પડેલા ભારની વહેંચણી થઇ જવી જોઇએ. મુબાઇથી કે પણ વિશિષ્ટતા વગરની, મુબાઇનીજ પ્રતિબિમ્બભૂત, ગુજરાત યુનીવરસીટી થાય તો તે પણ મુબાઇનો ભાર ઘટાડવા માટે ઇષ્ટ છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૭]




લેખકો:

રા. બટુભાઇ ઉમરવાડિયા
સૌ. લીલાવતી મુનશી
રા. મુનિકુમાર ભટ્ટ
રા. ધૂમકેતુ
રા. જયંતકુમાર ભટ્ટ
રા. કનૈયાલાલ મુનશી

## પ્રકરણ પહેલું

## નવી સૃષ્ટિ અને નવો સંબંધ

લેખક:

રા. બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા, બી. એ.
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:

રા. ગોરક્ષકર

૧

શીઆળાની રાત્રિની કકડતી ઠંડી હતી. પૃથ્વીમાંથી બધી ઉષ્મા ઉડી ગઇ હોય એમ બધે સુમસાન લાગતું હતું. જગતનું અવસાન ચોઘડીયું આવી લાગ્યું હોય એવું બધે અચેતન હતું. ધીરેધીરે અંધકાર પીગળ્યો. આકાશના હૃદયમાં સૂર્યનારાયણનો પ્રકાશ પ્રકટવા માંડ્યો. અને જગત જાણે આળસ મરડતું હોય એમ પ્રકૃતિએ અંગ મરોડયું અને વિલાસિનીના પ્રથમ રસવિભ્રમ જેવું મળસ્કું

જન્મ પામ્યું.

આ ક્ષણે અમદાવાદના એક સારા જણાતા ઘર આગળ એક ભાડાની ગાડી આવી ઉભી રહી. ગાડીની અંદર એક પુરુષ ને એક બાળક બેઠા હતા. ગાડીવાળો નીચે ઉતર્યો, અને ધ્રુજતે હાથે બારણું ખોલી ઉભો રહ્યો. અંદર બેસનાર પુરુષે બારી વાટે બેઠાં બેઠાં પેલા ઘર તરફ જોયું. એની નજરમાં કંઇક સંકોચ અને કંઇક ન સમજાય એવી લાગણી દેખાતી. પુરુષ નીચે ઉતર્યો ને તેની પાછળ ધ્રુજતો ધ્રુજતો પેલો બાળક પણ ઉતર્યો. બાળકે ગાડીમાં મુકેલું બચકું લીધું એટલે પેલા પુરુષને એક ટ્રંક સુપ્રત કરી, પૈસા લઇ ગાડી-વાળાએ ગાડી ચલાવી મુકી, ને નિર્જન રસ્તા ઉપર નવા આવનારાઓ શીઆળાની અસલ ઠંડીમાં ધ્રુજ-તા કાપતા એકલા ઉભા રહ્યા.

ઘરના બાર બંધ હતાં અને બહાર-ના ઓટલા પર કોઇ સોડવાળી પડખે લાંબી, કડીઆળી ડાંગ રાખી સુતું હતુ. પેલા પુરુષે થોડી વાર ઘરનાં બંધ બારણાં તરફ જોયા કર્યું, પછી ટ્રંક ઓટલા પર મુકી, ઓટલાની કીનારપર પગ ટેકવી ઉંડા નિશ્વાસ નાખતો હોય તેમ તે ઉભો રહ્યો. તેની પાસે પેલો બાળક ઘડીમાં પેલા પુરુષ તરફ જોતો જાણે કંઇક સમજતો હોય, કંઇ ન સમજતો હોય તેમ ઉભો હતો.



"વિનોદ, ચલ, દોસ્ત, આપણે ફુટબોલ રમીએ" કહી—

પુરુષ ચાલીસેક વર્ષનો, ઉંચો અને શ્યામ લાગતો. દેખાવે તે ગામડાનો રહીશ હોય એમ જણાતું. તેની ચામડી કંઇક શ્યામળી હતી. તેની આંખોમાં સંસ્કારી ભાવો દેખાતા તેના વસ્ત્રમાં અંગરખો અને પાઘડી અને એક જાડી ચાદરનું ઉપરાણું હતું.

બાળક તેરેક વર્ષનો હતો. સવારના ઝંખાખીલ્યા અજવાળામાં પણ તેનું સશક્ત શરીર અને સુરેખ મોં તરી આવતાં. તેના ગૌર લલાટ પર આગલા દિવસ-નો કરેલો, અર્ધ ભુંસાએલો કંકુનો ચાંલ્લો ધારીને જોનારને દેખાતો. તેની આંખો ચંચળ અને મોટી હતી અને તેમાં બુદ્ધિનાં નીર વહેતાં હતાં. તેના ભરાઉ હોઠને હસ્યા કરવાની આદત પડી હોય એમ લાગતું તેણે કસબી ટોપી, અલપકાનો કોટ, અને મોટી રેશમી લાલ કીનારનું ધોતીયું પહેર્યાં હતાં અને તેના ગળે ભુરો ગલપટ્ટો અને ખભે બદામી રંગની કંઇક જુની જેવી લાગતી શાલ વીંટાળી હતી.

ક્યાં સુધી બેઉ જણ ઓટલે ઉભા રહ્યા. ધીમે ધીમે નિર્જન રસ્તા ઉપર માણસોની આવ-જા શરુ થઇ. તે જોઇ પેલા બાળકે કહ્યું: "બાપુ પરોઢ તો થઇ ગયું."

બાળકનો પિતા ઉત્તર આપે તે પહેલાં એટલે સુતેલો પેલો પુરુષ ગણગણ્યો: "કોન હય એ સાલે" અને ઉઠ્યા વગર અને ઓઢેલી ચાદર બહાર મોં કાઢ્યા વિના પાસે પડેલી ડાંગ હસ્તગત કરી તેણે પાસુ અર્ધ ફેરવ્યું.

"એ તો અમે છીએ, ભાઇ" પુરુષે ઉતાવળે કહ્યું.

"તુમ તે કોન? ભાગ જાઓ ઇધરસે. લોક સાલે સુને બી નહીં દેતે" કહી સુનારે ફરીઆદ કરી ને બરાબર પાસુ ફેરવી ફરીવાર સુઇ ગયો.

થોડીકવાર પછી ઘરના કમાડ ખુલ્યા ને એક સ્ત્રીએ બહાર ઉભા રહેલા બાપદીકરાને જોયા. તે સ્ત્રીને જોઇ પેલા પુરુષે કહ્યુ. "કેમ સુનદાભાભી!"

' હા, સારુ" તે સ્ત્રીએ ઉત્તર આપ્યો



—તેણે સુરેશની કસબી ટોપીને વિનોદ તરફ પગ વડે ઉછાળી.

તેનો અવાજ શીઆળાની ગન કરતા પેલા પુરુષને વધારે હિમ જેવો લાગ્યો.

"ભાઇ, કાકીને પગે લાગ" તેણે પેલા બાળક ને કહ્યું

બાળક શરમાનો, સંકોચથી આગળ ગયો ને પેલી સ્ત્રીને નમસ્કાર કરી ઉભો રહ્યો.

પુરુષે ટ્રંક ઉંચકવા માંડી એટલે સુનંદાએ કહ્યું:

"લેવાશે? નહીં તો કાદર લઇ આવશે." અને તે અંદર ગઇ

એટલા પર સુતેલો કાદર શેઠાણીના અવાજ-થી જાગ્રત થયો હતો તેણે સામે ઉભેલા પુરુષ તરફ નજર કરી અને બક્ષીસની આશાથી ઉભો થઇ, ટ્રંક લઇ અંદર ગયો તેની પાછળ નવા આવનારાઓ પણ ગયા અને પરસાળમાં જઇ બેઠા.

થોડીકવારે એક પુરુષ મેડેથી નીચે આવ્યો. ઉંઘમાથી ઉઠ્યો હોય તેમ તે આંખો ચોળતો હતો છતાં તેના હાવભાવમા સ્વામિત્વની ભુલ ન થાય એવી અચુક છાપ હતી પરસાળ-મા આવી બેઠેલા પુરુષે તેને આવતો જોયો અને ઉભો થઇ સામે ગયો ને નમ-સ્કાર કરી પુછ્યુ "કેમ મોટાભાઇ!"

' આવ્યુ દેવ? આવી પહોંચ્યો?" જાડા, પહોળા અવાજે પેલાએ પુછ્યું

"હા જી" દેવભાઇએ જવાબ આપ્યો ને બાળકને પાસે આવવા ઇશારત કરી. બાળક બીનો બીનો ઉભો થયો

ને પેલા પુરુષને પગે લાગ્યો.

" કેમ છોકરા ?" પેલા પુરુષે કહ્યું, " તારુ નામ શુ ?"

" સુરેશ " બાળક જેમ તેમ બોલ્યો

" એમ કે ? સારુ, જા, મેડે જા, ત્યા બધા છે" ને પોતે પાછલા વાડા તરફ જવા ફર્યો ને દેવભાઇને કહ્યુ ' ચાલ "

દેવભાઇ પેલા પુરુષની પાછળ ગયો ને જતા જતા સુરેશ મુઝાતો ઉભો હતો તેને કહ્યુ " ભાઇ, મેડે જાઓ ગભરાઇશ નહીં હો '

૨

સુરેશ પોતાની બચકી લઇ મેડે ગયો મેડાના એટલા બધા ઓરડાઓમાની કયા ખડમા તેને બેસવાનુ હતુ, ત્યા બધા છે એમ તેને કહેવામા આવ્યુ હતુ એ બધા તે કોણ એવા વિચાર કરતો મુઝાતો તે ઉભો રહ્યો તેણે ચોપાસ નજર કરી પણ કોઇને દીઠુ નહી આખરે એક ખાલી જેવા લાગતા ઓરડામા તે ગયો અને જાણે પોતે કોઇ અનાધિકારી હોય તેમ એક ખુણે લપાઇને બેઠો

થોડીક ક્ષણો ગઇ એ ક્ષણોના વેગવાન પ્રવાહમા પોતાની વતમાન દશાનુ ભાન તેનુ બાળક મન ભુલી ગયુ બાળક મનની એ મહત્તા છે ભૂત, વર્તમાન અને ભવિષ્ય, બાળક મનના મનસ્વી તરગોને માગ આપતા વધુ સહેલથી ખસી જાય છે એવો કૈંક અનુભવ યાદ આવે છે

સુરેશ કૈં કૈં વિચારો કરી રહ્યો હતો એવામા બે બાળકો એક પછી એક એ ખડ આગળથી પસાર થયા એ બેમાના પાછળ જનારા બાળકે સુરેશને જોયો, જરાક અટક્યો અને પછી ઉતાવળે પગે દોડી જઇ આગળ ગએલા બાળકને પકડી પાડી તેના ખભે હાથ મુકી તેણે કહ્યુ "દોસ્ત, વિનોદ, પેલો આવ્યો છે, જોવો હોય તો "

"કોણ ?" વિનોદે આખો ચોળતાં કહ્યુ

" પેલો, બા કહેતી હતી તે દોસ, એવો જોવા જેવો છે ચલ બે મઝા પડશે "

વિનોદ જરાક વિચારમા પડયો

" પણ રવિ ! ભાઇ જાણશે તો વઢશે, હ " વિનોદે વિચારનુ કારણ પ્રદર્શિત કર્યુ

" પણ ભાઇ જાણશેજ નહી ચલ " વધારે આશાવાદી રવિએ હીમતભેર કહ્યુ

વિનોદ પલળ્યો ને બેઉ પાછા વળ્યા અને સુરેશ બેઠો હતો તે ખડના બારણાની પછીતમા લપાઇને ઉભા રહ્યા બેઉ બાળકોએ વેધીનાર એકીટસે સુરેશને જોયા કર્યો પછી રવિએ ધારથી પુછ્યુ ' કેવો છે!'

વિનોદ મો ઢાળી હસ્યા કરતો હતો તેણે જવાબ ન આપ્યો

' જો બે, એની ધારી તો જો, ને મોટો ચોટલો રાખે છે હી હી ..." રવિએ આગળ ચલાવ્યુ

વિનોદે રવિના મોપર હાથ ઢાક્યો

" એઇ આમ તો કોઇ સાભળશે " તેણે કહ્યુ

" ચલ, ત્યારે અદર જઇએ " રવિએ સુચવ્યુ

બેઉ સત્તાધીશોની છટાથી અદર ગયા ને જાણે ખડમા કોઇ છેજ નહીં તેમ ટટાર શરીરે આમતેમ આટા મારવા માડ્યા સુરેશ તરફ પીઠ થતા બેઉ એકમેક જોડે આખ મેળવી હસતા અને સુરેશની નજરે આવતા અકડાઇ અને અતડાઇ દેખાડવાનો પ્રયત્ન કરતા

રવિ અને વિનોદ ખડમા દાખલ થયા ત્યારથી સુરેશની વિચારમાળા તુટી ગઇ હતી તે આ નવા બાળકો સામે સકૌતુક જોઇ રહ્યો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૬૧]





એટલામાં બારણા બહારથી કોઈનો અવાજ આવ્યો
'જોઉં તો કોણ એને મારે છે'

—રમોગી

—પૃષ્ઠ ૪૬૨





ભલે, એને પગાર વધારી આપો.

—રેખા

—પૃષ્ઠ ૪૪૭




લેખક:
રા. બટુભાઇ લાલભાઇ ઉમરવાડીઆ
સભ્ય, સાહિત્ય સંસદ

ચિત્રકારઃ
રા. ગોરક્ષકર
અને
રા. સોમાલાલ શાહ

[ફાલ્ગુન પૃષ્ઠ ૬૯૩ થી ચાલુ]

## પાત્રો



| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મંજુલ | ... | ... | ... | ... | ... | રક્ષા |
| નટવર | ... | ... | ... | ... | ... | મેના |
| ડાકટર | ... | ... | ... | ... | ... | મંદાકિની |
| વેણુકા | ... | ... | વસંત | | | |

સમય: રાત્રિ. આકાશમાં પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશે છે. વિસ્તરતા બગીચાના ફુલોની મહેકની સુગંધ ચારે ગમ પ્રસરી રહી છે. જાણે જગતને યૌવન સાંપડયું હોય તેમ કુદરત વિલસે છે. દૂરના વૃક્ષ પરથી કોઈ પંખી વિરહનું ગીત ગાતું હોય તેમ કરુણ સ્વરોદે બોલે છે. એક ઓરડામાં વિશાલ ટેબલ પર વીજળીનો દીવો બળે છે; પાસે કાગળો ને. ચોપડા પડયા છે અને નીચા મોંએ રક્ષા કામ કરે છે. થોડીવારે તે અટકી જાય છે; અને કૈંક વિચારમા પડે છે ઘડી પછી તે કલમ ફેંકી દેછે; ઉભી થાય છે; ને ગેલેરીમાં જઈ ઉભી રહે છે.

રક્ષા

રાત્રિ કેટલી બધી સુન્દર છે!

[તેનું હૈયું નિશ્વાસથી જરા નીચું પડે છે. અને દૂર કલ્પનાનો કોઇ પ્રદેશ હોય ને ત્યાં જવું હોય તેમ દૂરના દિશામાં જોઇ રહે છે. થોડીવારે]

આવી તો કેટલીએ રાતો ઉગતી હશે; પણ મારે તો એ બધી નકામી છે.

[જાણે દીલગીર થઇ જતી હોય તેમ એક ઇઝીચેરપર પડે છે. ચન્દ્રનું અજવાળું તેના ડાબા હાથ પર પડે છે. રક્ષા તે જુએ છે ને સહસા ચમકી ઉઠે છે.]

મારું શુ આટલું બધું રૂપ છે? કામની ધમાલમાં મેં તો કોઇ દહાડો જોયું પણ નહીં. આટલા ટુંકા વખતમાં મારું શરીર પણ કેવું વધી ઉઠ્યું. [ડાબા હાથ પર જમણા હાથની આંગળીઓ ફેરવતી] હાથ પણ કેવા ઘાટીલા થયા છે...[અજાણે છાતી તરફ નજર કરે છે વળી ઉંડા વિચારમાં પડી જાય છે–થોડી વાર પછી] પાછો એ નો એ સવાલ: प्रियेषु सौभाग्यफला हि चारुता–" ભોક્તા વીણુ કલા નહીં."

[મુઝાતી હોય તેમ ઉભી થાય છે ને ગેલેરી-ના કઠેરા પર હાથ મુકી ઉભી રહે છે.]

આ સત્તા ને વૈભવ બધુંજ શુષ્ક છે. કોઇ માયાવી શક્તિથી દુનીઆં બે વર્ષ પહેલાં હતી તેવી થઇ જાય તો કેવું સારું? પછી આ રમણીય રાત્રિ કેવી સુખી જાય...વસુંધરા તારી દૈવી શક્તિઓ શું ખુટી ગઇ છે? ફક્ત એક પળ માટે કોઇ યોગી મહંત પણ નથી જડતો કે વખતના ચક્રને ફેરવી દઉં!

[થોડી વાર પછી અંબોડો છોડે છે ને વાળ જોડે રમત કરે છે.]

આ વાળ પણ કેટલા સુંદર છે! એકેક વાળ......

[એટલામાં ટેબલ પર મુકેલી ઘંટડી પર એક ટકોરો થાય છે. રક્ષા સ્વસ્થ થાય છે; વસ્ત્ર સમાં કરે છે ને એક બટન ડાબે છે જરાવારમાં બારણું ઉઘડે છે ને એક પુરુષ પ્રવેશ કરે છે. અંદરના ખંડમાં ટેબલ પાસેની ખુરસી ખાલી જોઇ નવાઇ પામે છે અને ચારેગમ જુએ છે.)

રક્ષા

[ગેલેરીમાંથી] હુ અહીં છુ ડાકટર! મને આજે ઠીક નથી.

[રક્ષા ખંડમાં જાય છે અને ખુરસી ઉપર બેસે છે

ડાક્ટર

[સચિંત] ઠીક નથી! કેમ બાઇ સાહેબ, આજની નોંધ તો તદ્દન બરાબર છે. કૈંજ નથી. પછી એમ કેમ?

રક્ષા

હા, કૈં અસામાન્ય નથી. છતાં કોણ જાણે કેમ સખત માથું દુઃખે છે.

ડાક્ટર

એસ્પીરીન આપું? એસ્પીરીનની બે ગોળી લેશો તો તરત ફેર પડશે.

રક્ષા

હા લાવો; એથી હૃદય નબળું પડે છે, ખરુંને!

ડાક્ટર

હાજી, કૈંક ધીરું પડે ખરું, પણ ફીકર જેવું......

રક્ષા

ના, મારે એજ જોઇએ છે. મારે હૃદય ધીરુંજ પાડવુ છે. લાવો, જોઉં.

[ડાક્ટર ગોળી અને પાણી આપે છે. રક્ષા ગોળી ગળી જાય છે.]

ડાક્ટર, આજે હું ટેંપરેચર નથી લેવાની; ને શરીર પણ તપાસવું નથી.

ડાક્ટર

પણ......

રક્ષા

ના, મને કૈં નહીં થાય.

ડાક્ટર

ભલે, પણ રાતે હું પાછો તપાસ કરી જઇશ.

રક્ષા

ના, ના, કૈંજ જરુર નથી. ઉંઘ આવશે એટલે બધું શમી જશે. ડાક્ટર, ઉંઘમાં બધાં દરદ શમી જાય છે, એનું શું કારણ?

ડાકટર

કારણ કે મગજતંતુઓ......



મારું શું આટલું બધું રૂપ છે?

રક્ષા

મગજતતુઓ શાના? કારણ કે ઉંઘમાં માણુસ ચાહે તેમ કરી શકે છે. ડાકટર! ગરીબ લોકો ઉંઘમાં તવંગર થાય છે માટે જાગતાં ગરીબાઇ નીભાવી લે છે. બસ, સાહેબજી!

[ડાકટર સલામ કરી બહાર જાય છે.

[સ્વગત] ડાકટર, "કૈં નથી" કહે છતા હૃદયનો રોગ સતાવે એ કેવુ? આ વિજ્ઞાન સાવ નકામુ છે માગ જેની સ્ત્રીની એક સાદી મનોકામના પૂર્ણ કરી ન શકે એ વિજ્ઞાન શા કામનુ?

[થોડીવાર પછી એક બટન દાબે છે અને એક સ્ત્રી હાજર થાય છે]

વેણુકા, મારે આ સાદા વસ્ત્ર નથી જોઇતા. એ બહુ ખુચે છે જા, મારે માટે રેશમી સાડી લઇ આવ-પેલી બાપુજીને ત્યાથી લાવી હતી તે. અદરની ભુરી સુખડની પેટીમા મુકી છે જરા ચુથાય નહીં હો

[વેણુકા હમણાંજ માર્સમાથી ખરી પડી હોય તેમ આશ્ચર્ય-મા જોઈ રહ છે.]

જા, એમ જોયાં ન કર હા, મારે ભુરી સાડી જોઇએ છે ને વસતને મોકલ.

[વેણુકા જાય છે

[સ્વગત] બીચારી નવાઇ પામે છે-રક્ષા-મીલનાં પોણાબે રુપીઆનાં લુગડાં પહેરનારને

અત્યારે રેશમી સાડીનું મન થાય તે નવાઇ થાયજને !

[વસંત દાખલ થાય છે.

વસંત

બા, મને બોલાવી ?

રક્ષા

હા, વસંત, તું વાડીમાં જા, ને તને ગમે તેવાં સારામાં સારાં ફુલો લઇ આવ, જોઉં. તું તો ફુલની પારખ છે તે સૌથી સારાં લાવજે હં. મારી વેણી માટે શોભે એવાં—મારે બધાજ બટમોગરા જોઇએ છે.

વસંત

પણ બા, અત્યારે લઇ આવું કે સવારે ?

રક્ષા

વસંત, સવારે જોઇતાં હોત તો સવારે કહેત.

વસંત

પણ બા, અત્યારે તો બટમોગરો એકે સારો નહીં મળે—

રક્ષા

નહીં મળે ? કેમ, કારણ ? આટલી મોટી વાડીમાં એક બટમોગરો નહીં મળે ? રોજ તો ઢગલાબંધ ઉતરે છે.

વસંત

ના, બા, બટમોગરા તો હવે પાંચ–સાતજ રહ્યા છે.

રક્ષા

તે એટલા થોડા છે ? જેટલા મળે એટલા લઇ આવ.

વસંત

પણ...

રક્ષા

શું ?

વસંત

આજે તો એકે સાર ફુલ નથી રહ્યું.

રક્ષા

આજેજ નથી રહ્યું ? કેમ શા માટે !

વસંત

બા, સાંજેજ નટવરભાઇનો માણસ આવ્યો હતો તે વીણી વીણીને બટમોગરા લઇ ગયો.

રક્ષા

[સકંપ] નટવરભાઇનો માણસ! એ શું રોજ આવે છે ?

વસંત

ના, બા, આ બે દિવસથીજ આવે છે.

રક્ષા

[સ્વગત] એ ? [વસંતને] વારુ, વસંત ત્યારે ગુલાબ લઇ આવ.

[વસંત જાય છે.

એજ હશે ? મારી ભુલ નથી થઇ. મેં ધાર્યું હતું કે હરવખતની પેઠે જાગ્રત સ્વપ્ન હશે; પણ એજ છે. (થોડીવારે) કદાચ—હજી અહીંજ હશે? [ટેલીફોન તરફ નજર જાય છે.]

બોલાવું ? હા, હા, મને પુછવા તો દે.

[ઉભી થાય છે ને ટેલીફોન કરે એ.

હલો, કોણ નટવરલાલ ? હા, મારે તો...હં, આ વસંત શું ખરું કહે છે કે તમારે ત્યાં બટમોગરા ગયા'તા. ગયા'તા, એમ ! તો ઠીક. મેં તો જાણ્યું કે જુઠું બોલે છે તેથીજ તમને અત્યારે બોલાવ્યા. પણ તમને બટમોગરાનો શોખ છે ખરો ? હં ,તમારા મિત્ર! કોણ ? પ્ર–પ્રદ્યુમ્ન. હું એમને ઓળખું છું...એમ! હા. હા, અમારી પાસે રહેતા હતા. તે પહેલાં કેમ ન આવ્યા? જરુર મોકલજો. કાલે! હા–ના, હું કહેવડાવીશ, સાહેબજી.”

[ટેલીફોન મુકી દે છે, અને બેસે છે.

એજ છે–કાલે બોલાવી ન શકી. પ્રસંગ મળે છતાં તે તરછોડે તે સ્ત્રી. આખરે પણ હું સ્ત્રીજ રહી. [થોડીવારે] એજ છે. અહા,

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૭]

# શ્રીમાળી માર્તંડ

સમુત્પાદક :

"દૂરબીન"

ભૂતકાળમાંથી ગુપ્ત સાહિત્યરત્નો ખોદી કાઢનારાના પરાક્રમ સુવિદિત છે. આજ હું ભાવિની તિમિરાવૃત ગુહામાંથી ઉપરનું સાહિત્યરત્ન "ગુજરાત"ના ભાવિતત્ત્વકોવિદોના લાભાર્થે રજૂ કરુંછું.

"રબીન"

## શ્રીમાળી માર્તંડ

પુસ્તક ૨૦ મું.] ચૈત્ર સંવત્ ૨૧૫૦ [અંક ૧ લો

### તન્ત્રીની નોંધપોથી

આપણા પરમ શોધક શ્રીસરસ્વતીયુત —ને અસાધારણ સુભાગ્યને યોગે એક પ્રાચીન પુસ્તકાલયના ખંડેરમાંથી પ્રાપ્ત થયેલું પુસ્તક હમને બતાવવામાં આવ્યુંછે હમારા વાચકોમાંથી જે કોઇ પ્રાચીનશોધરસિક પંડિતની ઇચ્છા હશે ત્હેમને હમે તે આનન્દથી બતાવીશું. વધારે પ્રસ્તાવના કરવાને બદલે એ શ્રીસરસ્વતીયુત—ના શબ્દો જ અત્ર ઊતારિયે છિયે:

"કૃપાસાગર શ્રીમાળી માર્તંડના તન્ત્રી મહાશય! આજથી ૨૫૦–૩૦૦ વર્ષ ઉપર થઈ ગયેલા જગવિખ્યાત કવીશ્વર દલપતરામને વિશે એક જાણવાજોગ હકીકત મ્હને પ્રાપ્ત થઈ છે તે આજ બહુ હર્ષથી આપની સમક્ષ રજૂ કરુછું. એ પ્રાપ્તિ વિચિત્ર સન્જોગમાં જ થઈ. મ્હારા ઘરમાં એક પાળેલો કૂતરો છે. એને સાહિત્યનો બહુજ શોક છે, ખાસ કરીને જૂના સાહિત્યનો. જૂના ગ્રન્થોનાં પાનાં હમાર પટારામાં પડ્યાં હોય તે સૂંઘતો સૂંઘતો એ આસપાસ કૂદે, અને પટારો ઊઘાડિયે કે તરત માહિં ડુબકી મારીને ઊંદરને પકડી લાવે તે સાથે જૂના ગ્રન્થોનાં ઊધાઈ ખાધેલાં પાનાં લાવે અને ત્હેના ચૂરેચૂરા કરીને સાહિત્યરસ ચાખે. આ ત્હેની સાહિત્યરસિકતા જોઈ ને હમારા ઘરમાં હેનુ નામ 'શારદેય' પાડ્યુંછે. શારદેયનો આજ હું ખાસ ઉપકાર માનુંછું. કેમકે મ્હને લબ્ધ થયેલી અપૂર્વ વસ્તુની પ્રાપ્તિ હેની જ બુદ્ધિ, હેની જ ભાષાભક્તિ. હેની જ શારદાસેવા, ઇત્યાદિ લક્ષણોને આભારી છે.

"વાત આમ બનીઃ હું સાંઝે આપણા અમદાવાદ શેહેરની બ્હાર હવા ખાવાને હીંડતો નીકળ્યો. મ્હારો નિત્ય સહચારી શારદેય પાછળ પાછળ ચાલતો હતો. મ્હારી પત્ની ગુજરી ગયે ૧૦ વર્ષ થયાં; પુત્રપુત્રી મ્હારે છે નહિં; મ્હારા બન્ધુઓ મ્હારા પ્રિય વિષયમાં રસ લેતા નથી

એટલે મ્હારો પરમમિત્ર નિત્ય સહચારી શારદેય જ છે. આસપાસનાં ખેતરોમાં ન્હાશી જઈ ને ઊંદર, ખીશકોલી, કૂકડાં, ઇત્યાદિ પ્રાણીઓને પકડવાને શારદેય દોડતો, તે વખતે "શારદાદેવીકી જે" એમ હું પુકારું કે તરત મ્હારી પાસે એ આવી જતો. અમદાવાદ શેહેર અસલ હાલના કરતાં બહુ વિસ્તારવાળું હતું; અત્યારે ભદ્રનાં જૂનાં ખંડેર છે તે સ્થળે સમીપમાં એક ખંડેર હતું હેના એક પથરા ઉપર "હેમાભાઇ ઇન્સ્ટિટયૂટ" અને હેની નીચે 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી—અને બુદ્ધપ્રકાશ આફીસ' એમ કોતરેલુ હતુ; અક્ષર ઘસાઈ ગયા હતા, પણ તર્કબળે આ નામ મ્હે ગોહ્તી કાઢ્યાં શારદેય એ પ્રાચીન પુસ્તકાલયના ખંડેરમાં દોડંદોડા કરવા લાગ્યો. એક ખૂણે ત્રણ પથરાથી બનેલી બખોલમાંથી શારદેય એક છિન્નભિન્ન પુસ્તકના ખંડિત પાના ખેંચી લાવ્યો. આ બનાવમાં દૈવયોજના અજ્ઞાત હશે એમ માનીને મ્હારા ખેસના છેડામાં એ બાંધી લઈ ને હું ઘેર આવ્યો. ચૂલા ઉપર ખીચડી ચઢાવી. પછી પેલાં પાનાં તપાસવા-ને હું બેઠો. શો આનન્દજનક સંયોગ! જોઉં છું તો "દલપત કાવ્ય"નાં તૂટક પાનાં! નીચે વળી કેટલીક ટીકા છાપી હતી. એ ટીકા ઉપરથી તો ખાસ નવીન પ્રકાશ મળ્યો.

કવીશ્વરની ગુર્જરગિરા પ્રત્યેની અપૂર્વ ભક્તિ, પાઘડી ના પ્હેરવાની હેમની પ્રતિજ્ઞા, ઇત્યાદિ હકીકતો હેમાંથી જણાઈ આવી. પણ હું આગળ દોડું છું. એ પાનાંમાંથી ઊતારા જ આપું, મૂળના તથા ટીકાનાઃ

(૧) નથિ હમ્મચરિ આશુક આશકની,
નથિ વાતજ નીતિવિનાશકની;
કવિતા કરિ સદ્ગુણ કારણની,
દિલ દુર્ગુણ દોષ વિદારણની.

ટીકાઃ—

(क) આ શ્લોકમા છેલ્લા ચરણમાં 'દિલ' શબ્દ કવિનું નામ ગુપ્ત રાખેલું બતાવી દેછે

(ख) આ શ્લોકમાં કવીશ્વરના † સમકાલીન 'કલાપી' તખલ્લુસધર કવિબાલના ઉપર આક્ષેપ, પ્રહાર, છે. 'કલાપીનો કેકારવ' આશક માશુકના ઊભરાથી કેટલો ભરપૂર છે તે સર્વેને વિદિત છે. આપણા કવીશ્વરથી તે સહન ના થવાથી આ શ્લોક રચ્યો.

(ग) માશુક=મા+શુક=માનો પોપટ; આશ-કની=આશ+કણી, અર્થાત્ આશાની કણી, વિનાશકની=વિના+શકની, અર્થાત્ શક વિનાની (નીતિ). આ રીસનો શ્લિષ્ટાર્થ પણ કેટલાક કાઢેછે. પૂર્વોક્ત શૃંગારરસના અર્થની સાથે વિરોધ આ અર્થ લેતાં આવશે, હેનું શમન એકાક્ષરી કોશની સહાયતાથી કરાય. અત્ર અતિ વિસ્તારભયે મૌન.

(૨) અરે એ વ્યસની નથી વ્યસનીનો વાટલો અર
એમાં તો અધીક ગુલબાસ ને ગુલાબ છે.
× × ×
× × ×

† આ ક્ષતિ લાગેછે. હમે અનેક પ્રમાણોથી એક સ્થળે સિદ્ધ કર્યું છે કે 'કલાપી' કવીશ્વરની પૂર્વે થઈ ગયા હતા; 'કલાપી' તખલ્લુસનો ખરો અર્થ-કલા+પી એટલે દૂધ, શ્હા, વગેરેની પેઠે એ 'કલા'નું પાન કરતા હતા, અર્થાત કલાને ઘોળી પીનારા હતા; બાલ્યકાળમાં છોકરાને લાઠી (=લાકડી) વડે મારવાની હેમને ટેવ હતી તેથી 'લાઠીના ઠાકોર' એમ સંજ્ઞા હેમને અપાઇ હતી. 'કલાપી' શબ્દનો ખરો અર્થ ના જાણવાને લીધે 'કલાપીનો કેકારવ' એમ પુસ્તકને નામ અપાયુછે. હમને જ્હેમ લ્હેછે કે આ પુસ્તકની ટીકા કવીશ્વરના મરણ પછી ઘણે વર્ષે લખાઈ હશે

—તન્ત્રી, શ્રીમાળી મૌનંદ.

× × ×

× × ×

ગાંજો નથી ભાંગ નથી બાળ પીતા બીડી નથી,
ચન્દ્રપુષ્પવાળી આ **શ્રીમાળી** તણી છાબ છે

ટીકા: શ્રીમાળી: આ શબ્દમાં અંતર્ગત રહેલો શ્લેષ તરત જણાઈ આવે હેવો છે કવીશ્વર જ્ઞાતિયે શ્રીમાળી બ્રાહ્મણ હતા એ વ્યંગ્ય છે.

[તન્ત્રી મહાશય! આપણા શ્રીમાળી માર્તંડના ચાલકને તથા શ્રીમાળી જ્ઞાતિમાત્રને ગર્વ કરવાનું કારણ આ કેટલું બધું છે! †]

(૩) ગીરા ગુજરાતી તણા પીયરની ગાની પામી
મુખ્ય તો મરાઠી માની દેખી દુખી દીન છુ,
અરજી તો આપી, દીઠી મરજી તથાપી નહિ,
આવ્યો આપ આગળ ઉચ્ચારવા અપીલ છુ,
માંડતાં મુકદ્દમાને ચાર જમા ચૂકશે તો
શું થશે તે સોચનાથી સાહેબ શોકીલ છુ
દાખે દલપતરામ ખુદાવંદ ખરેખર,
રૂડી ગુજરાતી વાણી રાણીનો વકીલ છુ
ચોટામા લૂંટાણી મહારાણી ગુજરાતી વાણી,
લૂંટી અલંકાર દૂરી કીધી ગુનેગારથી,
પગેરું ચલાવ્યુ તેનો ચાલના મુંબાઇમા પેઠુ,
પછી ત્યાં તપાસતા તો પકડાયા પારસી
આજ ધર્મરાજ મહારાજનુ બિરાજમાન
સાચ જૂઠ સહ શોધી આપે જેમ આરસી
માફ માગી આપ પાસે સાફ ઇનસાફ માગે,
એ બિચારી નારી છે કુંવારી ને નવારસી

ટીકા:—આ શ્લોકનુ પૂરુ રહસ્ય સમજવા માટે થોડુંક કવીશ્વરના સમયનુ ઇતિહાસ-દર્શન કરવાની અપેક્ષા રહેછે.* એ સમયમા ગુજરાતી ભાષાની અવદશા કેટલી બુરી હતી! ચારે બાજુ મરાઠી, બંગાળી, હિન્દી, અને વળી અંગ્રેજી—ભાષાના જ સ્તુતિગાનો ગવાતાં હતા અંગ્રેજી ભાષાના મોહને લીધે ગુજરાતી ભાષાની અવગણના કરનાર સુધારકોને વિશે એક કવિયે કહ્યું હતું કે

ઘણા માસ્તરો અમ્તરો લે ફરે છે,
ગુણી ગુર્જરી બાડવાળ કરે છે ×

વળી હિન્દીનો આખા ભરતખંડમા પ્રચાર કરાવવાને ઠેર ઠેર મથન થતાં હતા, લોકો ઘરમા, ચૌટે ચકલે હિન્દી બોલવાનુ કરતા હતા રાજા રજવાડામા, કવિગોષ્ઠિમા અને સાધુસંતમાં માન પામતી ભાષા જોઇયે તો હિન્દુસ્થાની જ હતી સ્વરાજ્યના પ્રતાપે મરાઠી વડોદરા રાજ્યમા પૂજા પામતી થઇ હતી પરંતુ હિન્દુસ્થાનીની બરાબર તે પણ થઇ સકી ન હતી વસ્તુસ્થિતિ હાલી હતી, ત્યારે સ્વરાજ્ય રહિત ધાર્મિક અને સામાજિક જીવનમા ચૈતન્યરહિત ગુજરાતી ભાષાની પદવી કલ્પાથી

† શ્રીમાળ ગર્વનું કારણ છે જ હમે તો અન્યત્ર સિદ્ધ કર્યું છે, વિશેષમાં, કે કવીશ્વરના એક શિષ્ય 'વનમાળી' વખતસુધારી હતા તે જ્ઞાતિયે શ્રીમાળી હતા, પણ તે વસ્તુ 'શ્રી' શબ્દને બદલે 'વન' મૂકીને કેમણે ગુપ્ત રાખી દીધી હતી

—તન્ત્રી, શ્રીમાળી માર્તંડ

* ટીકા કવીશ્વરના સમય પછી ઘણે મોડે લખાઈ હશે એ હમારા તર્કને વાઢ અદિ પુષ્ટિ મ

—તન્ત્રી, શ્રીમાળી માર્તંડ

× કવીશ્વરે પણ અંગ્રેજીના મોહમાં રચેલી પંક્તિયો આ ગ્રન્થમાં છે તે આપુ

"જમાનમાં જમણ તો સરસ છે વેદમી,
Is this dog or that cat tell me
ઇઝ ધિસ ડોગ ઓર ધાટ કાટ ટેલ મી"

ઉચી હોય ? સર્વત્ર હેવુજ મત ભૂલભરેલુ બધાઇ ગયું હતુ કે ગુજર્રગિરામા અને ગુર્જર દેશમાં ઊંચા પ્રકારના સાહિત્યની ખીલવણી માટે યોગ્યતા જ છે નહિં! અફસોસ! એ સમયની ગણત્રીમા ગુજરાતી છેક તુચ્છ લેખાતી અને જે તે એમ જ કહેતા કે

अवे तवे के सालह आने, अठे कठे के बार
आठ्ढ आने इकड तिकड, ग्रु शा पैसे चार

હાવા અધિક્ષેપ ના વચન ભાષા ભક્ત કવીશ્વર સહન કરી



કવીશ્વર પાઘડી ઉકેલતા ગયા—

સક્યા નહિ તેમનામા ગજસી કરના સાત્વિકી વૃત્તિ પ્રબલતર હતી તેથી ઉપરના શ્લોકમા માત્ર આતરવનુ શ્રવણ થાયછે, અને પોતાની માતૃભાષા માટે ન્યાયની માગણી દીનવાણીમા કરેછે

આ દીનતા અને ભાષાભક્તિનુ પ્રાગ્લ્ય એ લાગણીઓ એકત્ર થતા કવીશ્વરે પ્રતિજ્ઞા લીધી હતી કે ગુર્જરગિરાનો ઉદ્ધાર હું ના કરુ ત્યહા સુધી મ્હારે માથે પાઘડી ઘાલવી નહિ આ માટે પ્રમાણ કવીશ્વરની કૃતિયોમા જ છે જુવો —

(૪) પાઘડી બનાવનારે
પાઘડી ફેલબ રચી
પછી ગાઇ સારો
કહે સુરતી આકારને,
કોઇને ચડાવી ચક્ર
દક્ષણીનુ રોળ ગમે,
કોઇ કચ્છી ચાચથી
શોભાવે શણગારને,
કોઇ મારવાડી કે મેવાડી
ઘાટ સારો માને,
ગમે ગુજરાતી
વળી કોઇના વિચારને,
જેને જેમ ફાવે
તેમ કર દલપત કહે
નહિ રાગ દ્વેષ પાઘડી બનાવનારને

આ શ્લોકમાં જરાક ઊંડા ઊતરવું પડશે. કવીશ્વરને પાઘડીનો ઘાટ કિયો સ્વીકારવો તે વિશે શંકા થઈ ચિત્ત દોલાયમાન થયું હતું. અને છેવટે એ નિર્ણય ઉપર આવ્યા હતા કે "જેને જેમ ફાવે તેમ કરે," એ સૂત્રને સત્કારવું અને પાઘડી માત્રનો ત્યાગ કરવો. આમ કરવા જતાં લોકમાં હાંસી થાય એ ભય પ્રગટ થયો. એટલે લોકો સન્માન આપે હેવો માર્ગ શોધી કાઢયો. હેમણે પ્રગટ કર્યું કે મ્હારી ગુર્જરી વાણી અને ગુર્જર સાહિત્યની અવદશા થઈ છે, શુંદાં પૈસા ચાર જેવો તિરસ્કાર પામીછે, માટે એ માતાનો પુત્ર હું ત્ય્હારે જ સાચો કે જ્યહારે એ માતાનો ઉદ્ધાર કરી ભરતખંડની અન્ય ભાષા કરતાં ચઢિયાતું સ્થાન આપું—ચાએો, સખી ઉપરી; આમ ના કરું ત્ય્હાં સુધી મ્હારે પાઘડી ઘાલવાની બાધા !

અન્તે કવીશ્વરને વિજય મળ્યો. ગુજરાતમાં ઠેર ઠેર હેમની કવિતા-કીર્તિપ્રચાર પામી, નિશાળોમાં, ઘરમાં, સરકાર દરબારમાં, દલપતરામ કવીશ્વરની વાણી વિજયનાદ કરવા લાગી. આ કારણથી અમદાવાદના કલેક્ટર સાહેબે એક ભારે મેળાવડો કર્યો અને કવીશ્વરને હેમના વિજય માટે ધન્યવાદ આપીને કહ્યું: "કવીશ્વર ત્હમારી પ્રતિજ્ઞા સફળ થઈ ! હવે પાઘડીની બાધા મૂકો; આ શાલ પાઘડી સરકારના પ્રતિનિધિ તરીકે હું આપને નવાજિશ કરું-છું, તે શરીર ઉપર ધારણ કરો." પાઘડીનો છેડો કવીશ્વરના હાથમાં ખુદ કલેક્ટર સાહેબે પોતે મૂકયો;


અને માથે વીંટતા ગયા—

કવીશ્વર પાઘડી ઉકેલતા ગયા અને માથે વીંટતા ગયા, અને સભામાં હર્ષનાદ, તાલીનાદ પ્રસરી ગયા!

આ પ્રસંગને ઉદ્દેશીને કવીશ્વરે કવન કર્યું-છે કે:—

(૫) મળ્યા રાજ મેહેલમાં લોક મોટા,
સુણી બાપડ્યો પામ્યા પુષ્પગોટા;
કવિને નવી પાઘ શાલે નિવાજે!!!
રૂડું રાણીજીનું થયું રાજ આજે!!!

છેલ્લી પંક્તિનો અર્થ એમ છે કે કવીશ્વરની પ્રતિજ્ઞાના સાફલ્યચિહ્નરૂપે પાઘડીની બાધા મૂકાવી, તેથી કરીને વિક્ટોરિયા રાણીનું રાજ્ય જે ચાલતુ જ હતુ તે આ પ્રસંગબળે રૂડું થયું, સારુ ગણાયું. વળી, 'નવી' શબ્દની વ્યંજના આમ છે: બાધા રાખીને પાઘડી તજેલી તે આટલે વર્ષે પાછી પ્હેરી, માટે **નવી.**

"તન્ત્રી મહાશય! આ વિજય ઓછો છે? કવીશ્વરની ભાષાભક્તિ અને સાહિત્યસેવાની આ પરાકાષ્ઠા! આ કવીશ્વરનો વિજયજ્યોતિ કેટલાકોથી ખમી સકાયો નહિં, તેથી હેમને હાસ્યાસ્પદ બનાવવાના અનુચિત ઉદ્દેશથી એક ઊગતા કવિ ખબરદાર થઈને જાગ્યા; અને કવીશ્વરે નવી તરેહની કવિત્વરચના ઉત્પન્ન કરી હતી હેનું ઉપહાસપરાયણ અનુકરણ કર્યું અપદ્યાગદ્યના આદિ સ્રષ્ટા કવીશ્વર દલપતરામ જ હતા એ ઘણા લોકોથી અજાણ્યુ હતુ. હેમની કૃતિયોમાં એ પ્રકારની કવિતા મળી આવેલી છે, તે વળી કોઇ વેળા પ્રગટ કરાશે પરંતુ અહિં એટલુંજ કહીશું કે કવિ પ્રેમાનન્દ અને કવિ શામળ વચ્ચે સ્પર્ધાજનિત ઝગડો કાલગણનાઓથી કેટલાક ખોટો ઠરાવે છે, અને પ્રેમાનન્દસુત વલ્લભ અને શામળ વચ્ચે ઝઘડો દર્શાવેછે, ત્હેમાં§ પ્રેમાનન્દને જેમ અન્યાય અપાયછે તેમ આ અપદ્યાગદ્ય બાબતમાં ન્હાનાલાલ અને ખબરદાર વચ્ચે ઝઘડો સ્થાપવામાં પણ દૂષણ આવેછે. અપદ્યાગદ્યના પિતા દલપતરામ કવીશ્વર જ હતા.

કવીશ્વરની સ્વભાષાભક્તિ જેટલી જ તીવ્ર ગુર્જરદેશ તરફ ભક્તિ હતી. હેનું પ્રમાણ આ ગ્રન્થમાં હેમના એક સુન્દર કાવ્યમાં જડેછે; એ કાવ્ય:

ગુણવંતી ગુજરાત! હમારી ગુણવંતી ગુજરાત!
નમિયે નમિયે માત, હમારી ગુણવંતી ગુજરાત.

એ પંક્તિયોથી શરૂ થાયછે. કાવ્ય જરાક લાંબું છે એટલે અહિં આખું ઊતાર્યું નથી.†

અતિ વિસ્તાર માટે ક્ષમા યાચીને વિરામતો
આપનો નમ્ર સેવક,
... ... ..."

"તા. ક.—આ ગ્રન્થદર્શનની ધૂનમાં મ્હારી ખીચડી ચૂલા ઉપર બળીને મ્હોટી થઈ તે મ્હને ભાન ના રહ્યું."

(** શ્રીસરસ્વતીસુત—ની ઇચ્છાને માન આપીને એઓનું નામ ગુપ્ત રાખવું પડ્યુંછે.
તન્ત્રી, શ્રીમાળી માર્તંડ)

---

§ આ બાબતમાં હમે આ ટીકાકાર જોડે મળતા નથી આવતા. કવીશ્વર દલપતરામની પછી થોડાં વર્ષે બે વિદ્વાનો હયાતીમાં હતા (૧) શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ અને (૨) ડોકટર ભાઉદાજી જેવાની; પૂર્વોક્ત વિદ્વાને પ્રેમાનંદ શામળ વચ્ચે ઝઘડો થયાનું માન્યુંછે; ઉત્તરોક્ત શોધકે તે ખોટું ઠરાવ્યુંછે ને વલ્લભ શામળની વચ્ચે ઝઘડો સાબીત કર્યોછે. હમે આ અગાઉ બાસતા શોધકના મતને સપ્રમાણ ગણિયે છીએ.

—તન્ત્રી, શ્રીમાળી માર્તંડ.

† આ ઉપરથી જણાશે કે પ્રાચીન કવિ ખબરદારના સંગ્રહમાં આ કાવ્ય દેખા દેછે, તે દલપતરામનામાંથી લઈ લીધું હોવું જોઇયે ચૌર્યનો આરોપ હમે કરતા નથી. "સાંભળ રે તું સજની મ્હારી રજની ક્યાં રમી આવી રે" એમ આરંભની ગરબી કવિ દયારામની ગણાયછે, ત્હેનાં જૂનાં ત્રિકમ ભાઇજી અને નરસિંહ મ્હેતામાં પડ્યાંછે, તે નિદર્શન છેવું.

—તન્ત્રી, શ્રીમાળી માર્તંડ.

# સ્મરણાં જુનાં જુનાં રે



લેખક
રા. નાનાલાલ દલપતરામ પટેલ

વૈશાખની રુડી રાતડી રે,
ઉગ્યો વ્યોમે પથિ તણો ચંદ રે,
સ્મરણા જુના જુના રે

વરસે અમીની વાદળી રે,
રોમે રોમ રેલવતી આનંદ રે,
સ્મરણા જુના જુનાં રે

વહાલમ વિરાજે ચંદન ચોકમા રે,
હુ તો પોઢી પ્રીતમને ઉછંગરે,
સ્મરણા જુના જુનાં રે.

રજની જુવે શશી સગમા રે,
હુંએ હીંચુ અલબેલાને અંક રે,
સ્મરણા જુનાં જુના રે

રઢીઆળા સરવર કાંઠડે રે,
જાઉં સરખી સહીઅરની સાથ રે,
સ્મરણું જુનાં જુનાં રે.

વડલો ઘટા ગોરંભતો રે,
તેની છાંએ બેઠા મુજ નાથ રે,
સ્મરણું જુનાં જુનાં રે.

વાએ વહાલમજી વાંસળી રે,
રગરગમાં રેલે રસ રેલ રે,
સ્મરણું જુનાં જુનાં રે.

ચઢતું ચગડોળે ચિતડું રે,
ડગમગતી માથે જળહેલ રે,
સ્મરણું જુનાં જુનાં રે.

ઢળતી આનંદની ચાંદની રે,
ઉરે ઘડતી અનેરા ઘાટરે.
સ્મરણું જુનાં જુનાં રે.

આશાભરી હું એકલી રે,
ઉભી નીરખું વહાલમ કેરી વાટ રે,
સ્મરણું જુનાં જુનાં રે.






લેખકઃ
રા. અંબાલાલ બાળકૃષ્ણ પુરાણી,
બી. એ

ચિત્રકાર
રા. દત્તાત્રેય જોગલેકર,
એ. એમ.

આર્થિક જીવન એ સમગ્ર જીવનનો જરૂરી ભાગ છે એવું તો જાણ્યે કે અજાણ્યે, સમાજમાં રહેનાર પ્રત્યેક વ્યક્તિ સ્વીકારે છે. અર્થશાસ્ત્ર નિષ્ણાત મહાન અધ્યાપકો અને એ વિષયનો ખાસ અભ્યાસ કરનાર કોવિદો તેને જીવનનો મુખ્ય ભાગ ગણી સર્વ માનવ પ્રવૃત્તિનું કેન્દ્ર "અર્થ" છે એમ સમજાવવાનો પ્રયત્ન કરે છે. જગતનાં મહાન્ યુદ્ધો, ભયંકર દુકાળો, અસાધારણ મોંઘવારીઓ, સ્વરાજ્યની ચળવળો, દુનીઆમાં થતી ચોરીઓ, કરપીણ ખુનો તથા આકાશમાં થતાં સૂર્ય ચંદ્રનાં ગ્રહણો પણ આર્થિક કારણોને આભારી છે એમ સિદ્ધ કરવાને તેઓ પ્રયત્ન કરે છે. પરંતુ એમાંનો એક પણ માણસ અર્થને માટે પોતાનું જીવન અર્પણ કરવાને તૈઆર થશે ખરો? નહીંજ; તેઓ બીરુ છે, અર્થને ખાતર પ્રાણ સમર્પણ કરનાર મરણીઆ સ્વયંસેવકો નથી!

પરંતુ, મારી જોડે કોલેજમાં અભ્યાસ કરનાર, ઉમરેઠનિવાસી, અર્થશંકર ભટ્ટ એ સર્વેના કરતાં ચઢીઆતા છે. તેમણે "અર્થ" ને પોતાના ઐચ્છિક વિષય તરીકે નહીં પરંતુ ઇષ્ટદેવ તરીકે સ્વીકાર્યો છે. કોલેજમાંજ તેમને "અર્થપૂજારી"નું ઉપનામ મળી ચુક્યું હતું. અત્યારે તો "અર્થ"ને માટે પોતાનું જીવન સુદ્ધાં સમર્પણ કરવાની યોગ્યતાને તેઓ પ્રાપ્ત થયા છે.

મી. ગઠડીકર—એ પદવી પણ તેમને જાણનાર કેટલીક વ્યક્તિઓએ તેમને વગર માગે દાન કરી છે—એમ માને છે કે અર્થશાસ્ત્રીઓને પોતાના વિષયનું ઘણુંજ ઉપરચોટીઉં જ્ઞાન છે. "કોઇ પણ પ્રકારે ધનને બચાવવું" એજ અર્થ શાસ્ત્રનો મૌલિક સિદ્ધાંત અને એક માત્ર મંતવ્ય તથા કર્તવ્ય, હોવું જોઇએ. વળી એ જ્ઞાન વ્યવહારુ અનુભવ વિના કેવળ મીમાંસા કરવાથી કદી પણ પ્રાપ્ત થઇ શકે તેવું નથી એવી પણ તેમની ખાત્રી છે. આ સિદ્ધાંતો તેમણે બીજાઓની પેઠે પુસ્તકોનું શુષ્ક પારાયણ કરીને નહીં પરંતુ સ્વપ્રતિભા અને આંતરપ્રેરણાથી શોધી કાઢ્યા છે.

પોતે શોધેલા એ સિદ્ધાંતોનો અમલ કરવાનું કાર્ય તેમનું જીવન કાર્ય થઇ પડશે એવી ખાત્રી મી. અર્થપૂજારીના મિત્રો કોલેજમાંથી આપી શકે તેમ હતું. તેઓ મારા પરિચયમાં હતા. અને તેમની જોડે છુટ લઇને મેં તેમને "Prof. of Home Economics"—ગૃહવ્યવસ્થા શાસ્ત્રના અધ્યાપક—એવી ઉપાધિ આપી હતી કારણકે Home Economics માં તેમણે અસાધારણ નિપુણતા મેળવેલી જણાતી હતી. એ ઉપાધિમાં તેઓ ગૌરવ લેતા હોવાથી કેટલાક અજ્ઞાન વિદ્યાર્થીઓ હસતા તોપણ તેઓ પોતાનું ગાંભીર્ય કદી છોડતા નહીં.

એમના જીવનનાં કેટલાંક સ્મરણો અને એ મહાન અર્થપરાયણ જીવનના કેટલાક રસિક, હૃદયદ્રાવક અને બોધદાયક પ્રસંગો વાંચનારના હિતાર્થે અહીં આપું છું, જેથી જગતને આ ગુપ્ત નરરત્નની તથા તેણે કરેલા ભગીરથ પ્રયત્નોની જાણ થાય.

અમે બધા ઇન્ટરમાં પાસ થયા, અને બીજેજ દિવસે, બી. એ. ના વર્ગમાં ગણાવા લાગ્યા. બીજા વિદ્યાર્થીઓએ રૂ. ૧૦૦—૧૨૫ ખર્ચીને નવાં પુસ્તકો વેચાતાં લીધાં. પરંતુ અર્થપૂજારીએ એવી ભુલ ગુજરાતી પહેલીમાંથી તે ઇન્ટર સુધી કદી કરેલીજ નહીં! તેમણે તો કયા વિષયનાં પુસ્તકો, વિના મૂલ્યે, બી. એ. મા પાસ થએલા વિદ્યાર્થી પાસેથી મળી શકે તેમ છે તેની શોધ કરવા માંડી! બી. એ. ની પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું ન હતું એટલે તેઓ પોતાની પસંદગીનો—ઐચ્છિક વિષય બીજાઓને જણાવતા નહીં તથા પોતે "હજી નક્કી નથી કર્યું" એવો ભેદી ઉત્તર આપતા. છેવટે ગણિતમાં પુસ્તકો મળશે એમ લાગવાથી તેમણે તે વિષય પસંદ કર્યો. કોલેજ શરુ થઇ. થોડાજ દિવસમાં તેમણે ગણિત મુકીને વનસ્પતિ શાસ્ત્રને પસંદગી આપી! સર્વેએ એમ માન્યું કે ગણિત નીરસ લાગ્યું હશે. મી. અર્થપૂજારીને કુદરતની લીલામાં વધારે રસ પડ્યો હશે. પરંતુ, હું જાણતો હતો કે તેમને જીવનમાં માત્ર એકજ વિષય પસંદ હતો અને તે "અર્થ"ની પાછળ ભેખ લેવાનો હતો. મેં બારીક તપાસ કરી. પરિણામે ગણિતમાં વિદ્યાપીઠ તરફથી ચાર નવાં પાઠ્ય પુસ્તકો લેવાની ફરજ પડે તેમ હતું; પરંતુ વનસ્પતિ શાસ્ત્રનાં સર્વે પુસ્તકો બીજા-પાસેથી મેળવવામાં સફળતા મળ્યાથી મી. અર્થપૂજારીએ તે વિષયને પસંદગી આપી હતી.

ઉનાળાની રજાઓમાં તેઓ પોતાના મિત્રો પાસે પોતાના મનના વિચારો છુટથી જણાવતા. એકવાર તેમણે શંકરાચાર્યની—

अर्थमनर्थं भावय नित्यम्,
नास्ति ततः सुखलेशः सत्यम् ॥

—"અર્થને અનર્થરૂપ જાણો, કારણકે તેમાંથી સુખ કદી પ્રાપ્ત થતું નથી."—

એ લીટીઓ માટે પોતાની અવગણના જાહેર કરી અને એ ભાગ કોઇએ પાછળથી ઘુસાડી દીધો હશે એમ પણ જણાવ્યું. તેમણે એમાં સુધારા પણ સુચવ્યા—

"अर्थम" "अर्थम्" भावय नित्यम्।
नास्ति ततः दुःखलेशः सत्यम् ॥

—"હમેશા—"અર્થ"—"અર્થ"—(પૈસો, પૈસો) એવી ભાવના કરો. તમને લેશ માત્ર દુઃખ રહેશે નહીં—એ પ્રમાણે ફેરફાર કરવાથી એનો અર્થ અહીં વધારે સારી રીતે બેસાડી શકાય છે. એ લીટીઓમાં રહેલું સત્ય અનુભવ સિદ્ધ છે એમ તેમણે જણાવ્યું.

રજાઓમાં એક દિવસ રાત્રે મોડા સુઇ ગયા પછી અમે ત્રણ ચાર મિત્રો સવારે—સૂર્યોદય પછી

ઉઠ્યા. મી. અર્થપૂજારી ઘણી ખરી વખત વહેલા ઉઠતા પરંતુ આજે તેઓ પણ મોડા ઉઠ્યા. જ્યારે તેમને ઉઠવાને કહેવામાં આવ્યું, ત્યારે તેમણે જણાવ્યું–"નહીં, બસ! આજે તો ઉંઘો"—

આવી તોફાની અને આનંદી ક્ષણો તેમના જીવનકાર્ય–અર્થસંગ્રહ–જોડે ગાઢ સંબંધ ધરાવતી. તેમના વિષયના સમર્થનમાં નવી શોધ તેમણે કરી હશેજ એમ ધારીને હું તેમને પુછવાનો વિચાર કરતો હતો. એટલામાં તો તેઓ પોતેજ બોલી ઉઠ્યા–"ઉંઘો! અલ્યા! ઉંઘો! મફત મળે છે."—

એમનું વાકય સાંભળી હું વિચારમાં પડી ગયો. "શું મળે છે" તેનો વિચાર કરતા જણાવ્યું કે ઉંઘ મફત મળે છે. મને પોટાસ બ્રોમાઇડ; તથા ટીકચર ઓપીયમ પીપીને ઉંઘનારા મુમાઇગરાઓની મોંઘી ઉંઘ યાદ તો આવી. છતાં, નવી શોધખોળની તે અમૂલ્ય ક્ષણનો સંપૂર્ણ લાભ લેવાના હેતુથી મેં મારા મિત્રને પુછ્યું: "મફત મળે છે તેથી શું?—"

"આનંદ," "આનંદ" તેમણે પ્રત્યુત્તરમાં જણાવ્યું: "એટલી પણ ખબર નથી?—"

"પણ શેનો આનંદ?" મેં પુછ્યું

બસ! મફત મળે છે તેનો આનંદજ ખરો આનંદ છે! દરેક આનંદની કીંમત આપવી પડે છે; અર્થાત, આનંદ લેવાના ઘણાં પ્રકારો ધનને આભારી હોય છે. એટલે અંશે તેઓ ધનની હાનિ કરે છે તેટલે અંશે તે આનંદ પણ ક્ષતિને પામે છે. પરંતુ, જે આનંદ મફત મળે છે તે ખરેખરો આનંદ છે! ઉંઘમાં મળતો આનંદ તદ્દન નિર્લેપ અને સત્ય છે. તે કાળ અને દિશાથી સ્વતંત્ર છે. તેને પદાર્થ, સંજોગ વગેરેનાં બંધનો નથી તેથી માનવજાતિ ઉંઘીને પુનઃ સંજીવન થાય છે."—તેઓએ ગોદડું ઓઢીને ઉંઘવા માંડ્યું!

હું ચકિત થઇ ગયો. મી. અર્થપૂજારીની



મી અર્થપૂજારી ગઢડીકર.

પ્રતિભા વીશે કોઇકવાર જે થોડી ઘણી–શંકા થતી તે દૂર થઇ. તેમની ભવિષ્યની મહત્તા વીશે એ દિવસથી હું નિશ્ચિંત થયો.

ઉંઘ વીશે તેમણે જે તદ્દન નવીન વિચારશ્રેણી બીજ રૂપે રજુ કરી તે ઉપરથી હું તેમને ડૉ૦ ઉંઘો કહી બોલાવતો. કેટલાક મિત્રો તેમને પત્ર લખતા તેનું સરનામું—"મી. અર્થપૂજારી ગઢડીકર" કરી. આગળ "Dr. Ungho"–એમ અંગ્રેજીમાં લખતા. કેટલાક લોકોને તેમણે કોઇ જાપાનીઝ ઉપાધિ મેળવી હશે એવો ભ્રમ

પણ થએલો.

હાસ્યવિનોદી સ્વભાવ હોવાથી, મારા હાસ્યરસને પોષવાને તેમના કુટુંબ સાથે હું સંબંધમાં આવવા લાગ્યો. મને માલુમ પડ્યું કે મી. અર્થપૂજારીની મહત્તાનાં બીજ તેમનામાં વંશ પરંપરાગત હતાં, તથા તેમનામાં તે બીજનો સંપૂર્ણ વૃક્ષમાં વિકાસ થયો હતો. તેમના દાદા સુથાર ન હતા છતાં, ઘરનાં બારણાં જાતે સમારી લેતા. પરંતુ, એવી જાતમહેનત તો અસલ ઘણાં ઘરડાવરડા કરતા એમ મે માન્યું. પરંતુ, એમના દાદાની કીર્તિ આખા ગામમા ઉંડી છાપ મુકી ગઇ હતી કે તેમના જીવન પ્રસંગો ત્રીજી પેઢીએ પણ ઘણાને યાદ હતા. તેઓ કહેતા કે અર્થ-પૂજારીના દાદા ટોપી પણ જાતે સીવતા. મેં ધાર્યું કે "ઘરના સુખીઓ, નવરાશનો વ્યાજવટાનો એકો ધંધો કરતા હતા એટલે નવરા બેઠા એકાદ કસબ શીખવાનો તેમને શોખ થયો હશે, અને તે ખાતર તેમણે એકાદ વખત ટોપી સીવી હશે. એમ તો ઔરંગઝેબ બાદશાહ પણ ટોપીઓ બનાવતો હતો!" પરંતુ, ફાટેલા જોડા પણ તેઓ જાતેજ સાંધી લેતા એ વાતની મને ખબર પડી ત્યારે મને મી. અર્થપૂજારીમાં ઉતરી આવેલા ગુણનુ મુળ જણાવા લાગ્યું!

ઉપર જે મીમાંસા "અર્થશાસ્ત્ર" વીશે તથા "ઉંઘ" વીશે આપી છે તે ઉપર મી. અર્થપૂજારીનુ સમગ્રજીવન ઘડાયું છે એમ કહેવું વધારે પડતુજ ગણાય.

છેલ્લા ઇન્ફ્લુએન્ઝામાં તેમના કુટુંબમાં તેમનાં પત્ની, તેમનાં બહેન તથા તેમનો ભાઇ માંદાં પડ્યાં. સદ્ભાગ્યે તેઓ સાજાં થયાં ત્યાર પછી ડોક્ટરે પૌષ્ટિક ખોરાક લેવાની તેમને સલાહ આપી. તુર્તજ મી. અર્થપૂજારી ચાર જણ વચ્ચે અચ્છેર દુધ લઇ પૌષ્ટિક ખોરાક આપવા લાગ્યા. એક દિવસ મે તેમને દુધનુ માપ વધારવાની સૂચના કરી. તેમણે મને સમજાવ્યું કે ખોરાક ખાવો જેટલો સહેલો છે તેટલો પચાવવો અઘરો છે. તથા એક માણસ અચ્છેર દુધનો ચોથો ભાગ જો બરાબર પચાવી શકે તે રામમૂર્તિ જેવો પણ થઇ શકે!

× × ×

મી. અર્થપૂજારીની પાડોશમાં એક ધનવાન શેઠીઓ રહેતો હતો. તેનાં સગાં જાત્રાએ ગયાં હતાં, ત્યાં વૃંદાવનમાં માદાં પડેલાં હોવાથી તેમને પાછા લાવવા માટે મી. અર્થપૂજારીએ શેઠને પૈસે મથુરાં ગોકુળ વૃંદાવનની જાત્રા કરેલી. તથા તે સમયે પોતાનો મુસાફરીનો શોખ પુરો કર્યો જાત્રાથી પાછા આવીને તેમણે પોતાની રોજનીશી —તેમની દૃષ્ટિએ ઘણુંજ અગત્યનું પુસ્તક!—મને બતાવી. તેમા ગોકુળ વૃંદાવનનું કુલ ખર્ચ ૦—૧—૩ હતું! હું આશ્ચર્યચકિત દૃષ્ટિએ તેમની સામે જોઇ રહ્યો.

તેમણે મને કહ્યું: "પાંચ પૈ બચી શકત પરંતુ હું જરા નવો હતો અને મેં વિચાર્યું. હશે ત્યારે આટલે દૂર આવ્યો છું તો, પંડાને પાંચ પાઇ ખાટવા દો!—"

મારો અને તેમનો પરિચય જીવનનાં કાર્યક્ષેત્રો જુદાં હોવા છતાં ચાલુજ હતો. મને તેમના અર્થપરાયણ જીવનમાં ભારે રસ પડતો. એક વખતે તેમને જરા શોકાતુર ચહેરે બેઠેલા જોઇ મેં કારણ પુછ્યુ; તેમણે નીસાસો નાખી કહ્યું: "લગ્ન કર્યું—પરતુ પૈસા છુટી પડ્યા!"

એમનો ભાવાર્થ સમજતાં મને ત્રણ ચાર મીનીટ થઇ! એમનાં લગ્ન થયાં હતાં. તેમનાં પત્ની બીજા ઓરડામાંજ બેઠાં હતાં. મોટી ઉમ્મરે પણ તેમને સંતાન ન હતું એટલે સમગ્ર-જીવનની આર્થિક પુનર્ઘટના કરવાનું ભગીરથ કાર્ય ઉપાડનાર અર્થપૂજારીને એ વિચાર આવે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૫]

પમની સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# ભક્તિ સંપ્રદાયનો વિકાસ*


લેખક.
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
બી એ, એલએલ બી, એડવોકેટ.
પ્રમુખ, સાહિત્ય સંસદ


ભક્તિ ને પ્રેમનાં મુળ આ પ્રમાણે એકજ છે. અને જેમ ક્ષણિક શારીરિક મજાહ મેળવવાની વૃત્તિને નિર્મળ ભાવના ને શુદ્ધ ભાવોથી સીંચી સીંચી માણસ પ્રેમની પવિત્ર ને અપ્રતિમ ભાવના સરજાવે છે તેજ પ્રમાણે એ વૃત્તિના ધર્મવૃત્તિ કે જ્ઞાનવૃત્તિથી વિશુદ્ધ થતા 'अव्यभिचारिणी भक्ति' નું સ્વરુપ પકડે છે. વિજાતિ તરફ આકર્ષાવાથી આ વૃત્તિનો વિકાસ ક્રમ થાય છે તે જોવાનાં સાધનો બધા દેશના ઇતિહાસો પુરા પાડે છે. ભક્તિનો વિશુદ્ધ દશા પામતાં પહેલાં જેને આજે ક્ષુદ્ર કે તિરસ્કરણીય ગણીએ એવાં સ્વરુપ પ્રાપ્ત કરે છે

(૧) ભક્તિ સંપ્રદાયનુ પહેલું સ્વરુપ માનવજાતિની જંગલી અવસ્થામાં લિંગપૂજા (Phallism) તરીકે દેખાય છે.

જ્યારથી ધર્મવૃત્તિ પ્રગટી ત્યારથી આખી માનવજાતિ આકાશ, સૂર્ય અને અગ્નિને પૂજ્યભાવથી જોતી આવી છે; અને તેજ પ્રમાણે જીવનનાં રહસ્યના મૂલ અને ન સમજાય એવાં પ્રબલ ઉત્કંઠા ને આનંદના સાધનરુપ ઉત્પાદક અવયવોને તેવાજ પૂજ્યભાવથી જોતી દેખાય છે વૈદિક આર્યો અપવાદરુપ લાગે છે એક ઋષિ આ પ્રકારની પૂજા સેવનારને દૂર રાખવા કહે છે:—

न यातव इन्द्र जूजुवुर्नो न वन्दना शविष्ठ वेद्याभि।
स शर्धदर्यो विषुणस्य जन्तोर्मा शिश्नदेवा अपि गुर्ऋतं न:॥[1]

આ પ્રકારના લોકો કંઇ થોડા નહોતા, પણ મો દરવાજાના ગઢના માલીકો હતા:

स वाज यातापदुष्पदा यन्त्स्वर्षाता परि,षदत्सनिष्यन्।
अनर्वा यच्छतदुरस्य वेदो घ्नञ्छिश्नदेवाँ अभि वर्पसा भूत्॥[2]

* 'સાહિત્ય સંસદ' પ્રયોજિત ગુજરાતી સાહિત્ય: ખંડ ૧ લો: 'મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ'ના આવતા માસમા પ્રગટ થનાર પુસ્તકના 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય' નામના લેખમાથી ઉદ્ધૃત

૧ સર્વ શ્રેષ્ઠ દેવાધિદેવ ઇન્દ્ર' કોઈ દુરાત્માઓ કે રાક્ષસોની યુક્તિ પ્રયુક્તિઓથી અમે પ્રેરાયા નથી; અમારા પરમ દુશ્મનોના દળનો પરાજય કરો, 'શિશ્ન' રૂપી જેમના દેવ છે એવા વિષયાસક્ત લોકોને પવિત્ર પૂજનવિધિ નજીક આવવા ન દો. —ઋગ્વેદ, મં ૭, સૂ ૨૧ (૫)

૨ તે વિજયને માર્ગે યુદ્ધ પ્રતિ પ્રયાણ કરે છે; સ્વર્ગના તેજની સિદ્ધિ માટે સંપૂર્ણ શ્રદ્ધાપૂર્ક

અને જે શિવભક્તિ આર્યોએ અનાર્યો પાસેથી લીધી તે ભક્તિનું મૂલ પણ લિંગપૂજા છે. મહાભારતના સૌપ્તિક પર્વમાં શૈવમતની ઉત્પત્તિ આ પ્રમાણે કહી છેઃ—

भूतग्रामे विवृद्धे तु सृष्टे देवासुरे तदा ।
उदतिष्ठज्जलाज्ज्येष्ठः प्रजाश्चेमा ददर्श स ः॥
बहुरूपाः प्रजाः सृष्टा विवृद्धाश्च स्वतेजसा ।
चुक्रोध बलवदृष्ट्वा लिङ्गं स्व चाप्यविध्यत ॥
तत्प्रविद्धं तथा भूमौ तथैव प्रत्यतिष्ठत।[3]

મીસરમાં વૃષભ એમીસ અને સૂર્યદેવ ઓસીરીસની પૂજા સાથે આજ પ્રકારની ભક્તિ જોડાયલી હતી. ફીનીશીઅન, બાબીલોનીઅન ને યાહુદી લોકોમાં આ પૂજા દાખલ થઇ હતી. રોમમાં એનો પ્રચાર એટલો વધ્યો હતો કે તે અટકાવવા કાયદા કરવા પડયા.[4]

ભક્તિ સંપ્રદાયનું આ પ્રથમ સ્વરુપ. એમાં પણ ધર્મવૃત્તિની અસર ખરી; અને ભક્તિના વિશુદ્ધ સ્વરુપમાં દેખાતી તલસાટ વધારવાની પ્રબળ ઇચ્છા પણ એમા ખરી. ઉપાસનાની ભાવનાએ સ્થુલ આનદને દૈવી મહત્તા આપવા માંડી.

(૨) ભિક્તસંપ્રદાયનુ બીજું સ્વરુપ તે ધાર્મિક વિલાસમહોત્સવો.

ક્ષણિક સુખ કે આનંદથી માણસને તૃપ્તિ થતી નથી. તેને આનંદમય તલસાટ લંબાવવાની સદાય ઇચ્છા થાય છે. એને સંયોગમાં એક થઇ રહેવાની સંયમવિહોણી ઘેલછાને તીવ્રમાં તીવ્ર સ્વરુપે અનુભવવાની ઇચ્છા થાય છે અને આ તલસાટ ને ઇચ્છા જેટલાં સમૂહમાં કેળવી શકાય છે તેટલાં એકલાં કેળવાતાં નથી. પરિણામે માનવજાતિ દેશેદેશમાં વિલસના મહોત્સવો રચે છે.

તેમાં સ્રી અને પુરુષો સ્વચ્છંદે વિહરે છે. તેમનો અંતિમ હેતુ તો વાસના સંતોષવાનો હોય છે. પણ પ્રબળ હેતુ પુરોગામી તલસાટ અને આનંદને ઘણાજ તીવ્ર રૂપે અનુભવવાનો હોય છે. સંગીત, કીર્તન, ધૂપ, અને દીપ, સુગંધ અને પુષ્પ જેવી સામગ્રીઓથી તે હેતુ પુરો પાડવામાં આવે છે. ઘણી વખત નીશો પણ જરુરી થઇ પડે છે. અને સંયમવિહોણી ઘેલછાને ઉત્તેજી સ્વચ્છંદી વિલાસ અવધિની ટોચે પહોંચે છે. અને સમૂહમાં ઘણાં સ્રી પુરુષો હોવાથી આ ઘેલછા લાંબો વખત ટકી શકે છે.

આ વિલાસ અનુભવતી વખતે સ્રી પુરુષોમાં દૈવી અંશ ઉતર્યો છે. એ માન્યતા પ્રગટે છે. આ માન્યતા એટલી સબળ હોય છે, કે ભયંકર પશુવૃત્તિના સ્વછંદને આ સંપ્રદાયના ભક્તો ઉત્તમમાં ઉત્તમ " ઇશ્વર પ્રણિધાન" માને છે

આ પ્રકારના મહોત્સવોનું આકર્ષણ આખી માનવજાતિને દુર્જેય થઇ પડ્યું છે.

---

તેણે મહેનત કરી; યુક્તિથી નિર્વિઘ્ને તેણે સો દરવાજાના ગઢની દોલત કબજે કરી અને 'શિશ્ન' રૂપી દેવને પુજનારા રાક્ષસોનો નાશ કર્યો. ઋગ્વેદ, મં. ૧૦, સૂ ૯૯ (૩)

૩ પ્રાણીઓની વૃદ્ધિ થઈ; લોકોના ગુરુ બ્રહ્મા પણ પ્રસન્ન થયા; એટલામાં જ્યેષ્ઠ રુદ્ર પાણીમાંથી બહાર નીકળ્યા તેમણે જેયું તો અનેક જાતની પ્રજાને દીઠી અને તે પોતાના તેજથી વધી પડી હતી. ભગવાન રુદ્ર, તે પ્રજાને જોઇને કોપાયમાન થઇ ગયા અને તેમણે પોતાના લિંગને કાપીને પૃથ્વી પર નાખ્યુ તે લિંગ ભૂમિ પર પડતાં વેંતજ સ્થિર થઇ ગયુ. —અધ્યાય ૧૭, ૨૦-૨૧-૨૨

4 Sexworship by C. Howard.

હીંદુ મંદિરમાં રહેલી મુરલીઓ, ગ્રીક વીનસના મંદિરની પવિત્ર 'હીરોડયૂલસ' ને ફીનીશીઅનોની 'કાદે' બાલાઓથી માંડીને આજના બોર્નીઓના જંગલીઓની 'બેલીઅન' સુધી દરેક જાતિમાં પૂજારિણીઓ સ્વચ્છંદી પશુવૃત્તિ સંતોષવામાંજ ભક્ત હૃદયની ઊર્મિઓ કેળવતી જણાય છે. મીસરમાં 'ઇસી' ના મહોત્સવ; યાહુદીઓનો 'બાલ પેઓ' નો મહોત્સવ ગ્રીસનો 'એલ્યુસીઅન' મહોત્સવ; રોમના 'ફ્લોરા'ને 'એકેનેલીઆ'ના મહોત્સવો; વામમાર્ગ, શાક્ત સંપ્રદાય ને કાંચળીયાના મહોત્સવો, વૈષ્ણવ સંપ્રદાયના આજ લગભગ અદષ્ટ થવા આવેલા મહોત્સવો; આવા મહોત્સવો રચી દરેક દેશના ધાર્મિક ગણાતા સંપ્રદાયોએ સ્થૂલ આનંદની અવધિમાં ધાર્મિક અંશને ભેળવી ભક્તિ સંપ્રદાયનાં બીજ વાવ્યાં છે.



આવા મહોત્સવોમાં કલ્પનાશક્તિ ઉત્તેજાય એ સ્વાભાવિક છે. એમાં ધર્મવૃત્તિ રહેલી હોવાથી સ્વચ્છંદની ક્ષુદ્રતાનું ભાન ન રહે એ પણ સ્વાભાવિક. અને પવિત્ર મનાતા આવા મહોત્સવો લોકોના જીવનમાં મોટું સ્થાન પામે એ પણ સ્વાભાવિક લિંગપૂજા કરતાં વિલાસમહોત્સવોમાં તૃપ્તિ નજરથી દૂર રાખવામાં આવે છે; ઇશ્વરપ્રણિધાન સરલ થઇ પડે છે; કલ્પનાને ઘણો ઝોક મળે છે; અને વાસના સંતોષવાનો હેતુ ગૌણ બની જાય છે.

ભક્તિ ધીમેધીમે આમ વિશુદ્ધ થતી જાય છે.

(૩) ભક્તિસંપ્રદાયનું ત્રીજું સ્વરુપ તે ભજનિક મંડલો.

વિલાસના મહોત્સવમાં શરમ, શુદ્ધ અને ભાવનાએ પરિવર્તન કર્યું. નરનારીઓએ કપડાં પહેરવા માંડયાં, અને શરમ પ્રગટી. શરમ પ્રગટતાં સ્વચ્છંદની સીમા રચાઇ. આ સીમાઓ થતાં વિલાસના મહોત્સવોમાંથી નિરંકુશ પશુવૃત્તિ અદષ્ટ થઇ ગઇ. શારીરિક સ્વચ્છતા, અને જ્ઞાન ને ધર્મવૃતિથી માનસિક વિશુદ્ધિ પ્રગટી અને ગાન, કીર્તન, નૃત્ય અને સુગંધ વગેરે આદકવસ્તુઓ જે વિલાસના મહોત્સવોમાં તલસાટ ધારવાના ઉપયોગમાં લેવાતી તે ઇષ્ટદેવની આરાધના માટે જરૂરની છે એમ મનાવા લાગી. અને સ્ત્રી પુરુષોના સંમેલનથી જે પ્રકારના વિલાસો પ્રગટતા તેને વિશુદ્ધ કરી, ભજન મંડળીમાં ભેગાં મળી, સાથે પ્રેમકથાઓ ગાઇ ભક્તો જરાક વિશુદ્ધ એવો તલસાટ અને કલ્પનાવિલાસી ઘેલછા પેદા કરવાના પ્રયોગો કરવા લાગ્યા.

એલ્યુસીનીઅન વિલાસમહોત્સવ; રાસલીલા; અને મીરાંબાઇની ભજન મંડળી એ માત્ર એકજ

વિકાસનાં જુદા જુદા પગથીઆં છે આ વિકાસને સરળ કરવામા મોટામા મોટુ સાધન તો મનુષ્ય જાતની વધતી જતી ભાવનાશીલતા હતી

વિલાસના મહોત્સવોને અગે જે મસ્તી, તલસાટ અને ઉચ્છ્વાસમય ઝખનાના લહાવા મળતા તે ઉપાસકની બુદ્ધિ અને વૃત્તિને સામાન્ય વાસનામાથી બચાવી ક્ષણભર પરમ ભાવનાત્મક આનદનો સ્વાદ ચખાડતા જેમ પશુવૃત્તિ સતોષવા કરતાં સ્નેહ કેળવવો વધારે આકર્ષક નીવડે છે તેમ પશુવૃત્તિ સંતોષવા કરતા આ લહાવા લેવામાં, આ મસ્તી, આ તલસાટ, ને ઝંખના અનુભવવામાજ ખરો આનંદ મનાવા લાગ્યો

જ્યા માનવ વ્યવહારમાં ભાવના પ્રગટે છે કે વ્યવહાર શુદ્ધ મનાય છે શુદ્ધિ આવતા મનુજો દૈવત્વ પામતા વ્યવહારમાથી ક્ષુદ્રતા અદૃષ્ટ થાય છે

ભક્તિની ભાવના પ્રગટતા પૂર્વના સ્વરુપો ક્ષુદ્ર લાગ્યાં ઉપાસકો સ્વચ્છદ છોડી ભક્ત થયા, ને ભક્તો ક્ષણિક આનદ વીસરી લાખો વખત પહોચે એવો–અને તો અનત–આનંદ શોધવા લાગ્યા આ અક્ષય્ય આનંદની શોધ કરતાં ટુક જીવી મનુષ્યને અનત અને સર્વશક્તિમાન વ્યક્તિની મોહિની લાગવા માંડી

આ સ્થિતિમાથી સાકાર ઇશ્વરની ભક્તિ પ્રગટે એ સ્વાભાવિક છે ને એ ભક્તિ વિજાતિના આકર્ષણની વૃત્તિને જોઇતા રગ એ સાકાર ઇશ્વરમા પુરે છે એકજ દાખલો લઇએ નિરાકાર નારાયણ સાકાર વાસુદેવ થયા પણ ભક્તોની વૃત્તિ સંતોષાઇ નહીં, વાસુદેવ દ્વારકાધીશ થયા તોપણ ન સતોષાઇ; ગોપીજનવલ્લભ થયા તોપણ અસંતોષ રહ્યો, રાધાકૃષ્ણ થયે પણ ઉણપ રહી–બાલગોપાળ થઇ ગોપીઓ જોડે રાસ ખેલવા લાગ્યા ત્યારે ભક્તિમય થએલી આકર્ષણ વૃત્તિ નિરકુશ આનદ પામી તૃપ્ત થઇ.

આ ત્રીજા સ્વરુપને આજની નજરે ભક્તિસપ્રદાય કહી શકાય

(૪) ભક્તિસપ્રદાયમા આનદ લેના ભક્તો આખરે વ્યક્તિગત ભક્તિ સ્વીકારે છે ભજન મડળીમા મસ્ત રહેતો ભજનિક જ્યારે ભાવના પથે વધારે ને વધારે જાય ત્યારે તે શુદ્ધ ભક્ત થઇ રહે છે

આવા ભક્તને સપ્રદાય માન સમાગમ પુરતો-જ ખપ લાગે છે તેને બીજાઓની સોબતથી પ્રેરણા ભાગ્યેજ મળે છે તેની મસ્તી સમુદાયમાંજ પ્રકટતા ઉત્સાહથી પેદા થતી નથી. તેનો ઉત્સાહ માત્ર વ્યક્તિગત ભાવનાનુંજ અવલંબન કરે છે તેના તલસાટને વધારવા તેના ભગવાનનુ સ્મરણ પુરતુ હોય છે તેના અંતરમા વહી રહેલા પ્રણયમદિરાથી તે ચકચુર બને છે

આવા ભક્તાના હૃદયમાંથી પ્રગટતુ કથન તેજ ભક્તિનું શિષ્ટમાં શિષ્ટ સાહિત્ય ઘણી વખતે ભક્ત ભજન મંડળી અને વ્યક્તિગત ભક્તિ બન્નેના લહાવા લઇ શકે છે. પણ આ ચોથી ભૂમિકાએ પહોંચેલા ભક્તની વિશિષ્ટતા છુપી રહેતી નથી તેનું અતર અદેખું હોય છે. તે સમૂદાયમા તેના ભગવાનને ભજી શકતો નથી, એને તો તેને પોતાની મીલકત બનાવવો છે

આ અગત સંબધ બાધવા તે ભગવાનને પિતા કે માતા. પતિ કે પત્ની ગણી ભજે છે, ઘણુ ખરુ તો તેને પિતા કે માતા બનાવી શેષ ભાવની રસાસ્મી વેડવા કરતાં તેને પતિ કે પત્ની બનાવી મુકે છે, 'માધુર્ય' રસ તેજ તેને પ્રિય થાય છે, અને પરિણામે જે આકર્ષણવૃત્તિ ભક્તિનું બીજ છે તેજ વૃત્તિ સ્થળ ભાવો વીસરી, ભાવનાનો સૂક્ષ્મ સ્વાગ ધરી, પોતાનું પોતાપણું કાયમ રાખી રહે છે.

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૨]




## સ્વભાષા સમરાંગણે

આ ત્યારે મેટ્રીકમાં અભ્યાસીઓ ગુજરાતી ને બીજી ભાષા તરીકે–સંસ્કૃત, પરશીયન, ફ્રેંચ વગેરે ભાષાઓને બદલે–લઇ શકે છે. કોલેજના પહેલા વર્ષમાં અને ઇન્ટરમીડીયેટમાં તેમને સંસ્કૃતાદિ ભાષા પાછી લેવી પડે છે. બી.એ. માં જો તેમની ઇચ્છા થાય તો ઐચ્છિક વિષય તરીકે ગુજરાતી લઇ શકાય છે.

આ સ્થિતિ તદ્દન કઢંગી છે. મેટ્રીકમાં ગુજરાતી લેવું–પછી બે વર્ષ સંસ્કૃત–ને પછી પાછું ગુજરાતી! પરિણામ એટલુંજ થાય કે મેટ્રીકમાં અભ્યાસીને સંસ્કૃત લેવુંજ પડે. આથી પુરો સંસ્કૃતનો અભ્યાસ થાય નહીં; અને ગુજરાતીનો અભ્યાસ સતત થાય નહીં. અને ગયે વર્ષે જે ત્રણથી ચાર હજાર અભ્યાસીઓનો પોતપોતાની સ્વભાષા લીધેલી તેને જો કોલેજમાં જવું હોય તો એક વર્ષમાં સંસ્કૃત પહેલેથી શીખવું પડે.

**તમે કદી વિચાર કર્યો છે?**

**તમારું સૌથી પ્રિય પુસ્તક કયું છે?**

**તો આજેજ તેનું નામ લખી મોકલાવી તમારો મત નોંધાવો**

પરિણામ ભાદરવા સુદ પડવેએ બહાર પડશે

સ્વભાષાના સતત અભ્યાસને કોલેજમાં સ્થાન ન મળે એતો આ પરાધીન દેશમાંજ બની શકે; અને સ્વભાષાને પોતાનું સ્થાન મેળવવા આટલાં વર્ષોનો ને આટલો બધો પ્રયત્ન કરવો પડે એ પરાધીનતામાં પચી રહેલા આપણા બંધુઓમાંજ શક્ય થાય.

સ્વભાષા શુદ્ધ રીતે લખવી ને બોલવી એનું નામ કેલવણી; સ્વભાષાનો અભ્યાસ કરવો એનુંજ નામ સ્વસંસ્કારનાં દર્શન કરવાં; સ્વભાષામાં આત્મા વ્યક્ત કરવો તેજ આત્મકથન; સ્વભાષા ને વિકસાવવી તેનુંજ નામ સંસ્કૃતિનો ઉદ્ધાર. એટલે સ્વભાષાના સતત ને સંપૂર્ણ અભ્યાસ વગર કોઇ પણ વિદ્યાપીઠની કેળવણી અધુરી, કૃત્રિમ ને છીછરીજ ગણાય—હીંદુસ્થાનની યુનિવર્સીટીઓના હીણભાગી અપવાદ સીવાય.

દાખલા તરીકે લકઝમબર્ગ નામનો પ્રદેશ

છે–ફ્રાંસને જર્મનીની વચ્ચે. તેની સ્વભાષા અર્ધ જર્મન છે. એમને હાઇ જર્મન ભાષાની જરુર પડે છે કારણકે ઘણાને જર્મની સાથે વ્યવહાર રાખવો પડે છે; એમને ફ્રેંચ ભાષાની જરુર પડે છે કારણકે ઘણાને ફ્રેંચ સાથે વ્યવહાર રાખવો પડે છે. એટલે કૉલેજમાંથી પસાર થતાં સ્વભાષા ફ્રેંચ, જર્મન અને તે ઉપરાંત લેટીન કે ગ્રીક શીખવું પડે છે.

આપણે ત્યાં અંગ્રેજી જરુરનું કારણકે રાજકર્તા ને કમાણીની એ ભાષા છે. સંસ્કૃત વગર પંડિતાઇ ન કેળવાય એટલે તેને છોડાય કેમ? માટે સ્વભાષાને ગરદન મારી માતૃઘાતી થયા વિના આપણા આત્માને સંતોષ થતો નથી.

ખરું જોતાં અંગ્રેજી, સંસ્કૃત ને ગુજરાતી ત્રણે સાથે રહી શકે; પણ તે કોઇને કરવું નથી. એનું કારણ શુ? સ્વભાષાના અભ્યાસનું કેલવણીમાં સ્થાન નથી એ માનનારા ઘણા છે એજ આનું કારણ.

ત્યારે સવાલ માત્ર આટલોજ રહ્યો કે સંસ્કૃતને બદલે ગુજરાતી શા માટે નહીં લઇ શકાય? જેને સંસ્કૃત લેવું છે તેને તો કંઈ વાંધો છેજ નહીં. જેને એંજીનીયરીંગ, વિજ્ઞાન કે વૈદકનો અભ્યાસ કરવો હોય તેને સંસ્કૃતાદિ ભાષા નકામી છે. તેમના જીવનમાં તો ગુજરાતીનો વ્યવસ્થિત અભ્યાસજ વધારે સંસ્કારિતા પ્રસારી શકે. જેને તત્વજ્ઞાન, ઇતિહાસ ને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવો હોય તેને પણ ગુજરાતીજ તેની સંસ્કારવાહી ને વધારે ઉપયોગી થઇ શકે

જેને આ વિષયો પ્રિય હોય છે તે તો આજે પણ નામનુંજ સંસ્કૃત શીખે છે. સંસ્કૃત પુસ્તક વગર સમજે મોઢે કરવું ને તેનો તરજુમો સ્વતંત્ર રીતે ગોખી જવો, અને પરીક્ષા પાસ કરવી એ ઘણાખરા અભ્યાસીનો રાજ્ય માર્ગ છે.

પણ કહેવાય છે કે સંસ્કૃતની સાંસ્કારિક કીંમત એટલી બધી છે કે સમજીને શીખેલા ગુજરાતી કરતાં અણસમજે ગોખેલું સંસ્કૃત સંસ્કાર વધારે સમૃદ્ધ કરે છે. આથી વધારે અર્થ વગરનો મુદ્દો મળવો મુશ્કેલ છે. ઠાકોરના 'શાકુંતલ' ને ધ્રુવના 'ગીતગોવિંદ'ના અભ્યાસ કરતાં સંસ્કૃત 'શાકુંતલ' ને 'ગીતગોવિંદ'ની કડીતોડ ગોખણી સંસ્કૃત સાહિત્યના આદર્શોનો સ્પષ્ટ ખ્યાલ કરાવે એ માન્યતા તો આ પંડિતપ્રેમી દેશમાંજ સંભવે.

પણ સંસ્કૃત વિના ગુજરાતીનો અભ્યાસ થઇ શકે નહીં એમ કહેવામાં આવે છે. આ કારણ પાયા વગરનું છે. જે હીંદીઓ અંગ્રેજી સાહિત્યનો સર્વાંગ અભ્યાસ કરે છે તેમાંથી કેટલાને લેટીન કે ગ્રીક આવડે છે? જો લેટીન વિના અંગ્રેજી શીખાય તો સંસ્કૃત વિના ગુજરાતી કેમ નહીં શીખાય? સંસ્કૃત જેવી ગુજરાતી સંપૂર્ણ નથી એ ખરી વાત. 'ટાઇમ્સ ઑફ ઇંડીઆ'માં મારો અભિપ્રાય ઉલટો છે એમ રીપોર્ટરના સ્ખલનથી પ્રગટ થયું હતું, અને તે ઉપર કેટલાક ગ્રહસ્થોએ વક્રોક્તિનું તાંડવ કર્યું હતું જ્યાં પણ જો ભાષા બી. એ. માં ને એમ. એ. માં લઇ શકાય તે શું એવી નકામી કે નિર્માલ્ય છે કે પહેલા વર્ષ અને ઇન્ટરમીડીયેટ માટે તેનો અભ્યાસક્રમ ન રચી શકાય?

મેટ્રીકથી એમ. એ. સુધી ગુજરાતીનો સતત ને વ્યવસ્થિત અભ્યાસ કરે જેટલો સ્વભાષાનો વિકાસ થાય તેટલો સંસ્કૃતના અધકચરા અભ્યાસથી કદી થવાનો નથી. મને પોતાને તો એકજ દૃષ્ટિબિંદુ છે. ગુજરાતનો આત્મા વ્યક્ત કરવા ગુજરાતીનો વિકાસ સાધવો જોઇએ; એ વિકાસ વ્યવસ્થિત અભ્યાસ વિના શક્ય નથી અને એ વ્યવસ્થિત અભ્યાસ તે માત્ર પરભાષાપર

(વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૪૨)

# સ્વીકાર

તિલોત્તમા: લેખક અને પ્રકાશક: રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, વડોદરા, મૂલ્ય રૂ. ૧-૦-૦.

**રંગીલી સંધ્યા:** અનુવાદક રા. ધીરજલાલ ચીમનલાલ દેસાઇ, પ્રકાશક: લલિત વાઙ્મય ગ્રંથમાળા અમદાવાદ મૂલ્ય રૂ. ૨-૦-૦.

'તિલોત્તમા' અને 'રંગીલી સંધ્યા' બંને પુસ્તકો એકજ પુસ્તકની ગુજરાતી આવૃત્તિઓ છે.

આ બંને પુસ્તકો જુદા જુદા લેખકોએ મુળ પ્રો. બેઇનના Livery of the eve ના ઉપરથી ગુજરાતીમાં મુકયાં છે. પ્રો. બેઇનની પુરાણોનાં કથાનકોમાંથી વસ્તુ ઉચકી લેઇ તેને તેજ શૈલીમાં રજુ કરવાની ચતુરાઇથી પહેલાં તો ઘણાને એવો વ્યામોહ ઉત્પન્ન થએલો કે આ મુળ સંસ્કૃત હસ્તલિખિત પ્રત ઉપરથીજ છે - અરે હજીએ 'રંગીલી સંધ્યા' ના કર્તાએ સત્ય હોય તેમ માની રહ્યા છે ને પ્રસ્તાવનામાં તેમ મનાવવા પ્રયત્ન પણ કરે છે;—પરંતુ આ સદીમાં છેલ્લાં પાંચ સાત વર્ષથી આપણા પંડિતોને જેમ ભવ્ય કલ્પનાની ઉંડી ગહ્વરોમાંથી જુની પ્રતો જડી આવે છે તેવીજ કલ્પના સૃષ્ટિની આ લેખકની પ્રતો પણ છે એ હવે સ્પષ્ટ થઇ ચુકયું છે.

રા. મજમુદાર એક પ્રતિષ્ઠિત સંશોધક છે અને રસિક કવિ છે. એમની આ અનુવાદાત્મક કથા રસથી વાંચી શકાય એવી છે; માત્ર 'નાનાલાલ' વગેરે અર્વાચીન કવિઓની ટુંકો શિવ પાર્વતીના સમયનાં પાત્રોના મુખમાં સાંભળતાં આઘાત થયા વિના રહેતો નથી.

રા. ધીરજલાલ અનુવાદ કરતાં કેટલીક જગ્યાએ એક ધારો રસ સાચવી શકયા નથી છતાંએ એમણે જે સરળતા લખાણમાં સાચવી છે તે વાંચકને વાર્તાના અંત સુધી ખેંચી જાય છે.

'સૌંદર્યતા' વગેરે ખોટા શબ્દપ્રયોગો જે એમણે કર્યા છે તે તરફ અમે લેખક અને પ્રકાશકનું ધ્યાન ખેંચીએ છીએ.

**હીપ્નોટીઝમ અથવા જીવતું વશીકરણ**—કર્તા અને પ્રકાશક: રા ઝવેરી સાકરચંદ માણેકચંદ ધડીઆળી મુંબાઇ મૂલ્ય: રૂ ૮-૦-૦.

હીપ્નોટીઝમ અથવા વશીકરણની મેલી વિદ્યાના ચમત્કારોનાં ગૂઢ તત્ત્વો જાણવાની સૌને ઇચ્છા હંમેશ રહ્યા કરે છે. અને એ વિદ્યા પ્રાપ્ત કરવા ઘણા ઉત્સુક પણ હોય છે. રા. ધડીઆળી એ વિદ્યામાં પારંગત છે અને એ ચમત્કારી વિદ્યાનાં તત્ત્વો વગેરે ઉપર પ્રસ્તુત પુસ્તકમાં બહુ જાણવા જેવાં વિવેચનો કરે છે. આપણા સાહિત્યમાં આ વિદ્યાનાં પુસ્તકો બહુ નથી; અને જે થોડાંક છે તેમાંએ અતિ વિસ્તારથી અને સચિત્ર રીતે માહીતી આપે તેવું અત્યાર સુધીમાં માત્ર આ પુસ્તક પ્રસિદ્ધ થએલું છે. જિજ્ઞાસુઓને આમાંથી ઘણુંક જાણવાનું મળે એ સંભવિત છે.

**મુંબાઇનો વ્યાપારી અનુભવ:** લેખક

અને પ્રકાશકઃ રા. મુલજી નાથજી કોઠારી મુંબાઇ મૂલ્ય રૂ. ૩–૮–૦.

હીંદુસ્થાનના એક મહાન વેપારી બંદર તરીકે મુંબાઇ પ્રખ્યાત છે. મુંબાઇના બજારમાં દુનીઆના બધા દેશોની ચીજો મળી શકે છે; જાત જાતના હુનર ઉદ્યોગો અને વહેપારો ખેડાય છે આવા મહાન વેપારી મથકની એકેએક શાખાની વિગતવાર યાદી અને માહીતી પુરી પાડવી એ સહેલું કાર્ય નથી. પ્રસ્તુત પુસ્તકના કર્ત્તાએ અતિ શ્રમ લેઇ વેપારના બહોળા અનુભવના પરિણામે વેપારની દરેક શાખાની જે વિગતવાર ને ઉપયોગી માહીતી આપી છે તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે.

**જગદ્ગુરુઃ** લેખક અને પ્રકાશકઃ રા શંભુપ્રસાદ મણિશંકર ઇનામદાર પાટણ.

જગદ્ગુરુ શંકરાચાર્ય શત્યાનંદ મહારાજના જીવનનો અને તેમની વિદ્વતાનો કૈંક પરિચય કરાવવા આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે.

**શ્રી સયાજી સાહિત્યમાળા તરફથી નેપોલીઅન બોનાપાર્ટ:** ભાગ ૩ જો. અનુવાદકઃ રા. ગોકળદાસ મથુરાંદાસ શાહ. પ્રકાશકઃ રા. એમ. સી. કોઠારી. વડોદરા, મૂલ્યઃ રૂ. ૨–૧૨–૦.

**આયુર્વેદનો સંક્ષિપ્ત ઇતિહાસ:** અનુવાદક : રા. ભાનુખરામ નિર્ગુણરામ મહેતા પ્રકાશકઃ રા. એમ. સી. કોઠારી, વડોદરા. મૂલ્યઃ રૂ. ૧–૦–૦.

**અશોકના શિલાલેખો:** લેખકઃ રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા. પ્રકાશક ઉપર મુજબ. મૂલ્યઃ રૂ. ૧–૬–૦.

**સામર્થ્યનું વિજ્ઞાન અથવા સંસ્કૃતિની ચાવી**– લેખકઃ રા. મણિલાલ છોટાલાલ પરીખ, પ્રકાશક ઉપર મુજબ. મૂલ્યઃ રૂ. ૧–૪–૦.

**હીંદુસ્થાનના લોકો અને પ્રશ્નો**—અનુવાદકઃ રા. પ્રલ્હાદ ચંદ્રશેખર દિવાનજી, પ્રકાશક ઉપર મુજબ મૂલ્યઃ રૂ. ૦–૧૧–૦.

**શેકસપીઅર :** અનુવાદકઃ ચંદુલાલ મગનલાલ ડોકટર. પ્રકાશક ઉપર મુજબ મૂલ્યઃ રૂ. ૦–૧૧–૦.

**શ્રી સયાજી બાળ જ્ઞાનમાળા તરફથી: ફેફસાંની કથાઃ** લેખક રા. ઘનશ્યામ નટવરરામ મહેતા. પ્રકાશક ઉપર મુજબ. મૂલ્યઃ રૂ. ૦–૬–૦.

**રાષ્ટ્રીય કેળવણી:** અનુવાદક રા. ભરતરામ ભાનુસુખરામ મહેતા. પ્રકાશક ઉપર મુજબ મૂલ્ય રૂ. ૦–૬–૦.

**દાદાજીની વાતો:** સંગ્રાહકઃ રા. ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક 'સૌરાષ્ટ્ર' રાણપુર.

**ગુજરાતી દીપકઃ** ભાગ ૨ અનુવાદક રા. ફુલભાઇ કોઠારી પ્રકાશક ઉપર મુજબ.

**ઓલીયા જોશીનો અખાડો:** (પુસ્તક પહેલું) સંગ્રાહક અને પ્રકાશકઃ રા. જગજીવનદાસ ત્રીકમજી કોઠારી જુનાગઢ મૂલ્ય રૂ. ૨–૮–૦.

શ્રી ભૃગુપુર ઋષિ નિવાસનો બીજા ત્રીજા વર્ષનો વૃત્તાંત, પ્રકાશક રા. મણિલાલ ચુનિલાલ ગાંધી ભરુચ.

# સ્વપ્નદ્રષ્ટા

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૩૯૮ થી]

"જોગી–" રુસ્તમે કહ્યું ને ગાવા માંડ્યું:—

"ગુલફામે જોગી બન્યા ને ભેસન પકડી દુમ;
આ મહેર ખાતર જોગી બન્યા
ને અન્નાસાહેબની પકડી દુમ—'

"મીસ સુલોચના! તપ ને યોગમાં ઘ–ઘણો અહ–અહ–તપમાં રુપ ને રસ બ–બધાંનો... तपस्वीभ्योऽधिको योगीः।—" અન્નાસાહેબે ખભા પર માથું હોળાવતાં કહ્યુ.

રુસ્તમે ગાવાનું ચાલુજ રાખ્યું.

'તારી હલકે ગાડી હાંકો રે મહેરામણ ગાડીવાલા,—"

"નામદાર! હું તમને ચાહું છું." સુલોચના બહેરી હોય તેમ તેના કાન પાસે મોઢું લાવીને કેકીએ બધા સાંભળે એમ કહ્યું; "Don't be a fool" (મુરખ થા મા) સુલોચનાએ કહ્યું ને કેકીનો હાથ દાબ્યો.

મહેરાંએ બંને તરફ જોયું અને બે રુસ્તમ દેખાવાથી સમજ નહીં પડતા રુસ્તમ દેખાતા અભયંકરના ખભા પર માથું મુકી કહ્યું: "હું તને ચાહું છું." અભયંકર રડતી સુરત થઇ ગયો હતો ને ગાંડાંની માફક બેઠો હતો. બોલવું ન સુજવાથી તેણે મહેરાનું માથું પંપાળવા માંડ્યું.

"મને કોઇ તપસ્વી કહે–? મ–મગદુર કોની–અહ–મનુ મહારાજ...તપસ્વી સ્ત્રો–કેકી ..." કહી અન્ના સાહેબે ટેબલ પર માથું નાખી દીધું.

રુસ્તમે ગાયાજ રાખ્યું.

'દરીઆ કીનારે હોટેલ કરો,
ને પીઓ બ્રાંડી બીર.
લીધું તેનું નવ આપીએ રે,
બાઈ કહે બમનુ ફકીર.'

મહેરાં અભયંકરને રુસ્તમ ધારી તેના પર નીરાંતે માથું મુકી પડી રહી.

"નામદાર! મને પરણશે?"

સુલોચનાએ ઉંચુ જોયું. એની આંખ આગળ દીવા નાચતા હતા; ને કેકીની ચારચાર આંખો નાચતી હતી. તેણે હાથ લંબાવી કેકીનો હાથ પકડયો. કેકીએ ડાબો હાથ સુલોચનાની પાછળ નાખ્યો.

"મારી જીગર! મારી લવ" કેકી નિસ્તેજ આંખે બબડી રહ્યો.

"મેરે દીલદાર!" મહેરાં અભયંકરનો હાથ પંપાળતી બોલતી હતી.

રુસ્તમે જોરથી ડોકું ધુણાવી ગાવાનું ચાલુ રાખ્યું:–

"તારી હલકે ગાડી હાંકો રે મેરામણ ગાડીવાલા."

એકદમ બારણું કોઇએ ઘણા જોરથી ઠોકયું. ધરતીકંપ થયો હોય એમ બારણું ધધરયું, ને માળ ધધણવા લાગ્યો. કોઇ બારણાને લાત મારી રહ્યું હતું.

સુલોચના ગભરાઇ ઉઠી. "કોણ છે?"

"જીગર!" કેકીએ કહ્યું; "કોઇ નહીં. પડોશીને ઘેર સાલા ગદ્ધાઓ છે..." તેણે ખુરસી પર માથું નાખી આંખો મીચી.

"મહેરામણ ગાડીવાલા" રુસ્તમે છેલ્લો પલટો માર્યો.

બારણું જોરથી ધધરયું.

"કોણ છે?" રુસ્તમે કહ્યું ને તે ઉઠયો.

"બોલતો નહીં" સુલોચનાએ કરગરીને કહ્યું.

"કેમ નહીં બોલું?" રુસ્તમે તોરમાં પુછ્યું.

"આવ દોસ્ત" કહીને બારણા પાસે ગયો.

"ખોલ રુસ્તમ ખોલ!" મહેરાંએ કહ્યું.

"કોના બાપની પડી છે દીકરા" કેકી પોતાની જાતનેજ ધીમેધીમે સંબોધવા લાગ્યો.

"ઘુંઘટકે પટ ખોલ"

ગાતો ગાતો રુસ્તમ ઉઠ્યો ને બારણું ઉઘાડ્યું; અને ગમન દલાલનું લાત મારી લાલ થઇ ગએલું મુખ દેખાયું. રુસ્તમ તેને કોટે વળગી પડ્યો.

"મારા દોસ્ત! ગમન! આવ! તારીજ વાત હતી."

ગમનની પાછળ પ્રોફેસર કાપડીઆ આવ્યા. તેણે અંદરથી બારણું વાસ્યું ને તે સ્તબ્ધ બની ખંડમાં જોઇ રહ્યા.

"કોણ કાપડીઆ!" રુસ્તમ કાપડીઆનો વાંસો થાબડવા લાગ્યો; "ગભરાઓ નહીં. 'welcome' મેરીલ તૈઆર—"

અન્નાસાહેબે ઉંચું જોયું ને બબડ્યા: "दृष्टि पूतं न्यसेत्पादं शास्त्रः पूतं वदेत् समाचरेत् ।"

કેકી સુલોચનાને અઢેલી આત્મસંતોષથી બબડતો હતો.

મહેરાં અભયકરના ખભા પર માથું નાખી સીલીંગ સામે જોઇ રહી હતી. અભયંકર ખુરશી પર માથું નાખી ઉંઘતો હતો.

સુલોચના એકલી ભાનમાં હતી; અને ગભરાટે આણેલા સ્વાસ્થ્યથી ચારે તરફ જોતી હતી. ચારે તરફ પડેલા મિત્રોની સ્થિતિનું તેને તીવ્ર ભાન થયું. આ તોફાનનો નીશા એને તદ્દન ઉતરી ગયો હતો. શરમાતી, ગભરાતી તે ઉભી રહી. માગ માંગવાની પણ તેને હામ રહી નહીં.

તેની આંખ આગળ સખત ભાવનાશીલ સુદર્શનની નિશ્ચલ આંખો દેખાઇ ને અદષ્ટ થઇ. તેણે અધમતાનો પુરેપુરો સ્વાદ ચાખ્યો.

"સુલોચના!" કાપડીઆએ તપકીર સુંઘતાં કહ્યું.

"ગમન કૈં લેશે? કાપડીઆ! શુ લેશો?" રુસ્તમે પુછ્યું.

સુલોચના ઉઠીને કાપડીઆ પાસે ગઇ.

"સુલોચના! ચાલ" સ્નેહથી કાપડીઆએ કહ્યું. તેના અવાજમાં દપકાનો બીલકુલ અંશ નહોતો. "હેઠળ ગાડી લાવ્યો છું."

"કેકી! good night!" સુલોચનાએ કહ્યું.

"I dont care!" બધા સાંભળે એમ તે બબડ્યો "કોની પરવા છે! જીગર! Dear (વહાલી) કાલે સવારે–Happy dreams (સુખના સ્વપ્નાં)" તે ખુરશી પરથી લથડતો ઉઠ્યો ને બારણા આગળ આવ્યો.

સુલોચના એક દૃષ્ટિ નાખીને બહાર નાકળી. પાછળ કાપડીઆ નીકળ્યા.

કેકી બારણામાં ઉભો ઉભો સુલોચનાને ચુંબનો પાઠવતો હતો. આ બધા શરમભરેલા પ્રસંગ માટે સુલોચના બળી બળી થઇ જતી હતી. કાપડીઆ ઘેર જતાં કે રાતે ઘેર એક પણ ઠપકાનો શબ્દ બોલ્યા નહીં.

૫

સવારે સુલોચના મોડી ઉઠી. તે આવી નહીં ત્યાં સુધી કાપડીઆએ ચહા લીધી નહીં. અને જ્યારે સુલોચનાને ખબર પડી કે કાપડીઆ તેને માટે વાટ જુએ છે ત્યારે ને છુટકે તેને નીચે આવ્યા વગર ચાલ્યું નહીં.

સુલોચનાએ ચહા કાઢવા માંડી. બેમાંથી કોઇ બોલ્યું નહીં. આખરે કાપડીઆએ ચશ્માં ચઢાવ્યાં, તપકીર તાણીને ગળું ખંખાર્યું.

"સુલોચના! તેં જાનવરશાસ્ત્ર વાંચ્યું છે."

"ના."

"પ્રકૃતિએ શરમ શા માટે બનાવી છે તે જાણે છે?"

"ના" નીચું જોઇ ગભરાતી સુલોચના બોલી.

"શરમ એ એક મહા મોટો દુર્ગ છે. એનાથી ભાવિ પ્રજા જળવાય છે."

"કેવી રીતે?" સુલોચનાથી પુછાઇ ગયું.

"નહીં સમજી? જો શરમ ન હોય તો સ્ત્રીઓમાંથી સંકોચ જતો રહે. જો સંકોચ

જતો રહે તો પુરુષની પસંદગી કરવાનો તેને વખત ન મળે. ને વખત ન મળે તો sexual selection કેમ થાય? સ્ત્રી પુરુષ એક બીજાને પસંદ કેમ કરે? અને પસંદ કરવા થોભે નહીં તો પ્રેમ કેમ ઉદ્ભવે? માટે જેમ શરમ વધારે હોય તેમ પ્રેમના પાત્રની પસંદગી વધારે સારી થાય. સમજી?"

સુલોચનાએ નીચું જોયું.

"હું ઠપકો નથી આપતો" હાથ ઘસતાં પ્રોફેસરે કહ્યું; "કારણ કે જ્યાં સ્ત્રીપુરુષ બેમાં મળ્યાં ત્યાં ઠપકો કોને દેવો? હું શીખામણ નથી દેતો-કારણ કે સ્ત્રીપુરુષના આકર્ષણ પર શીખામણની હકુમત નથી. હું તો જાનવર શાસ્ત્રનો સિદ્ધાંત કહું છું—બહુ ઉપયોગી સિદ્ધાંત છે." પ્રોફેસરે આંખો મીચી તપકીર તાણી. "ખરો પ્રેમ છે કે નહીં તે જાણવું હોય તો શરમના પડ પાછળ માદાએ ભરાવું. નર આવશે; ખંતીલો હશે તો પડ તોડવા મથશે; જેમ પડ તોડતાં મહેનત પડશે તેમ તેની ભક્તિ વધશે અને માદાને તેને માટે માન વધશે. અને શરમના એ મહા દુર્ગને માત્ર ખરા પ્રેમજ ભેદશે."

સુલોચના બોલી નહીં.

"તું કેકીને ચહાય છે?"

સુલોચનાએ એકદમ ઉંચુ જોયું; તરત નીચું જોયું; "હા."

"તુ કોઈ દહાડો શરમના કોટમાં ભરાઇ બેઠી છે?"

"ના."

"તો કેમ જાણ્યું કે તેને તુ ખરા પ્રેમથી ચહાય છે કે તે તને ખરા પ્રેમથી ચહાય છે?"

"મને ખબર છે."

"અર્વાચીનતાએ તને નફ્ટ બનાવી છે, એટલે જાનવરશાસ્ત્રના નિયમોનું તેં ઉલ્લંઘન કર્યું છે. તુ શરમાતી નથી, એટલે તારાથી ખરો પ્રણય પરખાતો નથી'

સુલોચના હસી.

"કેકી તને ચહાતો નથી."

"કેમ જાણ્યું?"

"જે ચહાતો હોય તે આવી બેશરમ પાર્ટીમાં પ્રણય બતાવે નહીં.. એ છીછરો છે, નફ્ટ છે, ધનના ગર્વમાં છકેલો છે. એને શરમાળ સ્ત્રીની કીંમત નથી."

"હું તમારા મતને મળતી નથી."

"તુ શરમમાં ભરાઇ બેઠી હોય તો એની નાલાયકી તને તરત જણાત."

સુલોચનાએ ડોકું ધુણાવ્યુ.

તારે એની જોડે પરણવું છે?"

"હા."

"પારસી છે, છેલબટાઉ છે. પપા ના કહેશે."

"હું જાણું છું."

"ત્યારે?"

"જ્યાં મારું હૈયું ત્યાં મારો હાથ.'

"હું પપાને મનાવું તો?" આંખો પટપટાવી કાપડીઆએ પુછ્યું ને એક તપકીરનો સપારો માર્યો.

"તમારી ઘણીજ આભારી થાઉં."

"એક કામ કરે તો"

"શું?"

"એક મહીનો શરમાલ બને તો; જો એ ત્યાં સુધી પ્રણયી રહે તો પછી હું મદદ કરું."

"જરુર!" હસીને ઉંચું જોઇ સુલોચના ઉઠી.

બહાર કોઇની ગાડી આવી. સુલોચનાનું મોહું લાલ થઇ ગયું. "કેકી આવ્યો." તેણે કહ્યું.

પ્રોફેસર બોલ્યા નહીં. એક નોકર આવ્યો. "બાઇ ગમનલાલ શેઠ આવે."

"તેને કહે કે બાઇને તાપ આવ્યા" કાપડીઆએ કહ્યું.

"Thank you! (ઉપકાર થયો,)" સુલોચનાએ કહ્યું.

તે ઉઠીને બહાર ગઇ. કાપડીઆ ક્યાં સુધી જોઇ રહ્યા. તેના મુખ પર દીનતા છવાઇ રહી હતી. સુલોચનાને સામે નોકર મળ્યો.

"બાઇ! ચીઠ્ઠી આલી."

સુલોચનાએ હરખભેર ચીઠ્ઠી લીધી ને તે ઉપર પોતાના ઓરડામાં ચાલી ગઇ. ચીઠ્ઠી પર પ્રિયતમ કેકીના અક્ષર હતા.

૬

પ્રોફેસર કાપડીઆએ ક્યાં સુધી તપકીર સુંઘ્યા કરી. એની આંખો નિસ્તેજ થતી ગઇ. એનો નીચલો હોઠ લચી પડતો ગયો. બે કલાક સુધી તે નિરાશાની મૂર્તિ જેવા તેમના તેમ બેસી રહ્યા.

બાર વાગ્યા ને તે ચમકીને ઉઠ્યા. તેણે નીસાસો નાખ્યો, ચશ્મા હચમચાવી નાક પર ગોઠવ્યાં ને નહાવા જવાની તૈયારી કરી.

નાહી આવી તેણે સુલોચનાની થોડી વાટ જોઇ ને પછી ધીમેધીમે ઉપર ગયા. સુલોચનાનું બારણું બંધ હતું તે તેણે ઠોક્યું. કયાં સુધી કંઈ જવાબ આવ્યો નહીં ને તે ગભરાયા. શું સુલોચનાએ ઝેર ખાધું?

તેણે ઘણા જોરથી બારણું ઠોક્યું એટલે સુલોચનાએ ઉઘાડ્યું. કાપડીઆ અંદર આવી સ્તબ્ધ બની ગયા. સુલોચનાની આંખો રડીને સુજી ગઇ હતી; તેનો ચોટલો વીખરાઇ ગયો હતો.

"સુલોચના! શું છે?"

"કંઈ નહીં." સુલોચનાએ ખંખારીને જવાબ દીધો ને તે ખાટલાની પાંગત પર બેસી ગઇ.

"આ શું?"

"કંઈ નહીં" તેનો તેજ જવાબ દુઃખી અવાજે છોકરીએ દીધો.

"મને કહી દે" કરગરીને કાપડીઆએ કહ્યું.

"આ જુઓ" કહી તેણે કેકીનો કાગળ આપ્યો. કાપડીઆએ ચશ્માં બરોબર ગોઠવી વાંચવા માંડ્યો. તેનું ભાષાંતર આ પ્રમાણે હતું—

૨૬-૧૨-૧૯૦૬.

વહાલાં મીસ જગમોહનલાલ!

કાલની મુર્ખાઈ માટે હું માફી ચાહું છું. દારુની ઘેનમાં હું કંઈ બોલ્યો હોઉં તેના પર ધ્યાન આપશો નહીં. હું પારસી ને તમે વાણીઆ. મને ગણતાં હતાં તેમ મિત્રજ રહીએ તો?

લી. વમારોજ
કેકી.

એક પલવાર કાપડીઆ સ્તબ્ધ થઇ ગયા. તેણે ધીમેથી ચશ્માં કાઢી લુછ્યાં ને પાછાં નાકે ચઢાવ્યાં, તપકીર સુંઘી ને હાથ ખંખેરી ઘસ્યા.

"સુલોચના! તું આ જાનવરને ચહાતી હતી?"

સુલોચનાએ માથું નીચું કરી 'હા' કહી.

"તને અત્યારે લાગે છે કે તારું હૈયું તુટી ગયું; પણ એ ભુલ છે. તું ઉગતી સ્ત્રી છે. જાનવરશાસ્ત્ર પ્રમાણે તું યોગ્ય નર મેળવવા મથામણ કરે એ સ્વાભાવિક છે. અને એમ કરતાં આઘાત થાય તો હૈયું તુટી ગયું છે એમ પણ લાગે. પણ પ્રણય મેળવીને ખોયા વગર હૈયું તુટતું નથી. આમ જરા થયે બધું પરવારી જવાય તો એક સ્ત્રી જીવે નહીં. સમજી? સાંભળ, શું કહ્યું;" તેણે તપકીર સુંઘીને આગળ ચલાવ્યું; "જીવનનાં બળો નર ને માદાને એકઠાં લાવે છે. માદા પ્રજાનો પિતા શોધે છે—શોધવા ફાંફાં મારે છે. આવાં ફાંફાં મારવા પડે માટે કંઈ નાસીપાસ થવાય?"

સુલોચનાએ ખાટલા પર માથું મુકી ડુસકા ખાવા માંડ્યાં. પ્રોફેસર કાપડીઆ એ હાથ લંબાવી ભાષણ આપી રહ્યા.

"નિષ્ફલ ફાંફાં મારતાંસ્વમાન ઘવાય; એટલે હૈયાના બંધ તુટતા લાગે. શું સમજી? એ તો જો જુગતે જોડી મળે, શોધ પુરી થાય, ને પછી સાંપડેલો મદ ખોવાઇ જાય તોજ માદા આકર્ષવાની હોંસ ખોઇ બેસે છે. અને જેને heart-break–હૃદયભંગ કહીએ છે તે દશા પમાય છે સમજી?"

કાપડીઆ થોભ્યા ને તપકીરનો સડાકો લગાવ્યો."

"કેકી તો માત્ર ફાંફાં હતાં. અત્યારે જાનવર શાસ્ત્રના બળોનું સ્વમાન ઘવાયું છે. કાલે ઘા રુઝાઇ જશે. પાછાં ફાંફાં શરું થશે"

"બહુ થયું! બહુ થયું!" આક્રંદ કરી સુલોચનાએ કહ્યું.

"પાછાં ફાંફાં શરુ થશે." હાથ ઘસી કાપડીઆએ કહ્યું. "કોઇ વખત બળો સંતોષાય એવો નર આવી મળશે"

સુલોચનાએ ધ્રુસકાએજ માત્ર જવાબ વાળ્યો.

"ને નરથી સંતોષ થશે."

"બધા નરોને હું ધિક્કારુ છું"

"કોઇ નારી નરને ધિક્કારી શકે છે? ફાંફાં મારે ને નિષ્ફલતાનો ખ્યાલ આવે ત્યારે એવો ડોળ કરે છે. પણ દરેક નારીનું હૈયું એક નરની વાટ જોઇને બેસે છે; અથવા વૈજ્ઞાનિક દૃષ્ટિએ જીવન સમૃદ્ધ કરવાનું સાધન માટે માદા વાટ જુએ છે.

"ચુપ કરો. તમારુ વિજ્ઞાન તો મારા પ્રાણ લે છે."

"વિજ્ઞાનને પ્રાણ ને પથ્થર કોઇની પરવા નથી. નર વિના નારી નહીં: નારી વિના નર નહીં."

"નર માત્ર બદમાશો છે–ને નારી માત્ર મુરખી છે"

"ના, નારી માત્ર લોભી છે–જીવનની; નર માત્ર ધુતારો છે–જીવનનો. લોભીયાં ને ધુતારાં બે મળ્યા વિના કદી રહ્યાં છે?"

"મારે કૈં નથી સાંભળવુ" સુલોચના ઉભી થઇ ગઇ.

"ને" હસીને કાપડીઆએ કહ્યુ; "એટલું યાદ રાખજે કે સ્રીત્વ ફાંફા મારતુ હોય ત્યારે કૈં તેનું હૈયું તુટે છે. એ તો ઉભા થઇ ફાંફાં શરુ કરવાનાં."

"You are brute (તમે જાનવર છો")

કહી ખીજાજમા સુલોચના ઓરડીમાં નીચે ચાલી.

"આપણે બધાં Animals first, angels afterwards–પહેલાં પ્રાણી–પછી દેવ. અત્યારે પ્રાણી જીવનની પ્રથમ વૃત્તિ ક્ષુધા ઉત્તેજાએલી છે. એક વાગ્યો છે."

"ચાલો" ગુસ્સામા સુલોચના જમવા ઉતરી

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]



## ભક્તિ સંપ્રદાયનો વિકાસ

[અનુસંધાન પૃષ્ઠ ૪૩૨ થી]

ખરો ભક્ત એટલે ખરો પ્રણયી—પોતાના ભગવાનનો. ભક્ત કવિ એટલે કાલ્પનિક પ્રણયી પાછળ ઘેલો બનેલો, તેના ગુણગાનમાંજ મસ્ત રહેતો કથનકાર.

ભક્તિના આ ચોથા સ્વરુપ સાથે માનવ પ્રેમનું એક સ્વરુપ સરખાવવા જેવું છે. જેમ વિજાતિ તરફ આકર્ષાવાની વૃત્તિ ઉપર આપેલા પહેલા ત્રણ અવતાર પછી ચોથું સ્વરુપ પ્રાપ્ત કરે છે તેમ તેજ વૃત્તિ મનુષ્ય તરફ વળતાં (૧) ક્ષુદ્ર વાસનાતૃપ્તિ (૨) વિલાસ (૩) ભાવપ્રધાન પ્રેમનાં સ્વરુપો લઇ આખરે તાદાત્મ્ય સેવતા શુદ્ધ પ્રેમમા વિકસે છે, અને ભક્તિનું ચોથું સ્વરુપ અનુભવી રહેલા શુદ્ધ અને તાદાત્મ્ય સેવતા શુદ્ધ પ્રેમી વચ્ચે ઝાઝો ફેર રહેતો નથી. બંગાલી કવિ ચંડીદાસ રામી ધોબણ સાથે તાદાત્મ્ય સાધતાં તેની પિતા, માતા, દેવી ને ગાયત્રી રુપે ભક્તિ કરે છે. અને તે ભક્તિનાં પદો કોઇ પણ શુદ્ધ ભક્તિનાં કાવ્યોથી તલસાટમાં, ઘેલછામાં, તાદાત્મ્યમાં ભાવની સૂક્ષ્મતામાં, કે ઉપાસનાના ઉત્સાહમાં, કે પૂજ્યભાવની નિર્મલતામાં ઉતરતાં નથી.

## તંત્રીસ્થાનેથી

[અનુસંધાન પૃષ્ઠ ૪૩૪ થી]

અવલંબેલો નહીં, પણ સ્વાશ્રયી. ગુજરાતી ભાષા અને સાહિત્યનાજ મધ્યબિંદુથી તેનાં વિકાસ ને સમૃદ્ધિના વર્તુલો દોરવાં જોઇએ. કોઇ પણ પુખ્ત વ્યક્તિ, રાષ્ટ્ર, પ્રજા, સંસ્કૃતિ કે સાહિત્ય પારકા મધ્યબિંદુથી–માનાં, બાપના, કે દાદાનાં મધ્યબિંદુથી પોતાના જીવનનું વર્તુલ દોરે તે મને દુઃસહ છે. અને ભાલણથી રા. નરસિંહરાવ દીવેટીઆ સુધી અત્યાર સુધી ઘણાએ માતૃભાષાનું દુધ પાઇ પાઇ રુષ્ટપુષ્ટ બનાવેલી ગુજરાતીને હવે પોતાની મેળે પોતાનું પોષણ શોધી લેવા દેવુ જોઇએ. પ્રો ઠાકોરે સેનેટમા ઘણુંજ વિચારણીય દષ્ટિબિંદુ રજુ કર્યું હતુઃ ઘણી વખત સંસ્કૃતના આદર્શો ગુજરાતીના વિકાસને સરળ કરવાને બદલે અટકાવે છે, ગુજરાતી પુખ્ત થઇ છે; સશક્ત થઇ છે; હવે એને બાલામૃતથી ભુખે ક્યાં સુધી મારવી?

આ દષ્ટિબિંદુ ગઇ સાહિત્ય પરિષદે સર્વાનુમતે સ્વીકાર્યું હતું. આ દષ્ટિબિંદુથી પ્રેરાઇ ડા૦ નાયકના નેતાપણા નીચે સ્વભાષાના હીમાયતીઓએ સ્વભાષાને અભ્યાસક્રમમાં દાખલ કરાવવા ઘણી મહેનત કરી. પ્રો. ઠાકોર અને પ્રીન્સીપાલ મર્ઝબાનની વિદ્વત્તા ને વજનનો લાભ પણ તેમને મળ્યો. અને હાલ તરતને માટે પહેલા વર્ષમાં ગણિતને બદલે ગુજરાતી ઐચ્છિક વિષય તરીકે દાખલ થઇ છે.

આ એકજ ડગલું છે; અને તે પણ અસંતોષકારક. પણ સ્વભાષાનું પ્રયાણ ક્યારનુંય શરુ થયું છે. દિગ્વિજય એ માત્ર સમયનોજ સવાલ છે.

### શ્રી લક્ષ્મીનગર સભા

શ્રી લક્ષ્મીનગર–ખારમાં સાહિત્ય સભા સ્થાપી છે તે બદલ અમે તેમને અભિનંદન આપીએ છીએ.

## સીનેમાનું જગત



(અનુસંધાન પૃષ્ઠ ૩૯૨ થી

આ સીવાય એ જગતમાં ચોરી, લુંટ, ધાડ, કોઇના વારસને ઉઠાવી જવાનું વગેરે ધંધાઓ પણ વેપાર અને ઉદ્યોગના ક્ષેત્રમાં મોટું સ્થાન રોકી રહે છે અને આ બધા ધંધાઓ પણ આબરુદારજ ગણાય છે. બાકી એમાં ખેતીવાડી-ને સ્થાન જણાતુંજ નથી. કોઇ એક નાનો ખેડુત કદાચ હસ્તી ધરાવતો હોય છે તો તેના છોકરાં ખેડુત થવાની ઇચ્છા રાખતાંજ નથી. તેમને તો મોટાં શહેરોની ગેબી હાકલ પોતાની તરફજ ખેંચે છે અને એ હાકલને તાબે થઇને તેઓ પોતાના વૃદ્ધ પિતાને ત્યાં ખેતરમાંજ મુકીને ચાલ્યાં જાય છે. પછી જ્યારે તે વૃદ્ધ પિતા મરણપથારીએ પડ્યો હોય છે ત્યારે આ સંતાનો ભપકાદાર રોલ્સ રોઇસ કારોમાં બેસીને છેક છેલ્લી ઘડીએ ત્યાં આવી પહોંચે છે અને મરણ પામતા પિતાનું માથું સ્નેહથી ચાંપે છે. આ ઉપરાંત ખેતીવાડીના બીજા પ્રશ્નો ત્યાં અસ્તિત્વજ ધરાવતા નથી.

(આ લેખનો વિશેષ રસિક ભાગ આવતા અંકમાં.)

## અવિંદનાં આંસુ

[અનુસંધાન પૃષ્ઠ ૩૯૬ થી]

ફાનસની શી ગતિ ? એક વાર આંતર જ્વાલા જલે પછી જોઇ લ્યો રંગ ! શ્વેત જવનિકા પર અવનવીન પુતળાં, તેજસ્વી બાળુડાં ને રમણીય આકૃતિ નર્તન કરી રહેશે. નયન પથે આ ભવ્ય પ્રતિમાઓ જ્યારે તરવરાટ કરી રહે છે ત્યારે નાદાન શિશુઓની માફક આપણે આનંદથી ડોલીએ છીએ. આજ તે નેત્ર–નંદિનીને મળી શકયો નથી. આખો દિવસ મિત્રોનું રોકાણ થયું; મારાથી એક પળ પણ છુટું થવાયું નહીં, નિરુપાયે તેની પુનિત સન્નિધિમાં ઘડી રસ–ભીનું થઇ આવ્યું હોય એવાં એકાદ જણને મળી મારા હૃદયને ઠારવાનું રહ્યું મેં મારી પરિચારિકાને તેને ત્યાં ઘડી મોકલી એમાં એકજ મર્મ હતો. કેવા તલપાપડ જીવે તેના પુનરાગમનની વાટ્ય હું જોઇ રહ્યો હતો. અહો ! શા હર્ષ ઉમળકે મેં તેને વધાવી ? પ્યારા ! હૃદય પર શરમનું આવરણ ન હોત તો મેં તેના પગના અંગુઠા ચુમી તેનું બહુ માન કર્યું હોતે.

કહે છે કે રવિકાન્ત ને સૂર્યપ્રકાશમાં ઘડી રાખીએ તો તે કિરણોને આકર્ષે છે ને પછી થોડી વાર અંધારામાંએ ઝળુકે છે. અમારે પણ એમજ થયું. લતાની નજર તેનાં મુખ, તેના ગાલ પર અને તેના વક્ષો પર પડી હતી એટલું મારે માટે બસ હતું. અહો તેના આ ભાગ્યોદયને લીધે મને તેના પર શું હેત ઉમળકા આવતા હતા ? તેના સન્મુખ જાણે આનંદથી ઉડતો હોઉં નહીં એવું દીસતું હતુ. કારણ માત્ર એટલુંજ કે એ સુખી જીવે મારી લતાનાં દર્શન કર્યાં હતાં. પ્યારા આ બધું તને તો ઉપહાસ પાત્ર દીસશે. આ આનંદ–ઉડ્ડયનને પ્રતારણા કેમ કહેવાય ?

( આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં )

# મી. અર્થપૂજારી ગડ્ડીકરનાં સંસ્મરણો

—o—

[ અનુસંધાન પૃષ્ઠ ૪૨૮ થી ]

તે સ્વાભાવિક હતું. જ્યારે મને તેમનો ભાવાર્થ સમજાયો ત્યારે તેમની અર્થની પૂજા સાથે સાથે માનવતાના લટકાની ઝાંખી પણ મને થવા લાગી.

થોડા સમયથી તેઓ વેદાંતના અભ્યાસી પણ થયા છે! પોતે તેનું અનુસરણ કરવાનો દાવો પણ કરે છે. ब्रह्मसत्यं जगन्मिथ्या—એ સૂત્ર તેઓ કેંક સુધારા સાથે સ્વીકારે છે—"ब्रह्मसत्यं धनमत्यं जगन्मिथ्या" એ નવી સૂત્રત્રયી તેમણે સ્વીકારી છે. જગતમાં "બ્રહ્મ અને રુપીઓ" એ બે ને તેઓ અંતિમ સત્ય તરીકે સ્વીકારે છે. આધ્યાત્મિક જગતમાં 'બ્રહ્મ:' અને ઐહિકમાં "રુપીઓ." એ બંને સરખી વાસ્તવિકતાવાળાં છે. બાકીનું બધુંજ મિથ્યા છે એવી તેમની સંપૂર્ણ ખાત્રી થઇ ચુકી છે

મી. અર્થપૂજારી કેળવાએલા છે એટલે જાહેર ફંડ ઉઘરાવનારાઓ હંમેશા પોતાની યોજનોઓ લઇને આર્થિક સહાય લેવાના ઇરાદાથી તેમની પાસે આવે છે. તેમાના દરેકને તેઓ પોતાની માનીતી યોજના સમજાવવાનો યત્ન કરે છે. પ્રત્યેક માણસને, કોઇ પણ પ્રકારે, પૈસા બચાવવાનું કહેવાથી—તેમ કરવાનો માર્ગ બતાવાથી આખો દેશ આબાદ થશે એટલુંજ નહીં, પરંતુ આખી માનવજાતિ સુખી થશે એવી તેમની આશા છે. ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને "લોકસંગ્રહ"ને ખાતર યુદ્ધ કરવાને કહ્યું તે તે સમય માટે બરાબર હશે. પરંતુ આજકાલ જો અર્જુનને ફરીથી બોધ આપવાનો સમય આવે તો "લોકસંગ્રહ" માટે "અર્થસંગ્રહ" કર



એવોજ બોધ ઉચિત ગણાય કારણકે, ચારે યુગમાં, લોકસંગ્રહ અર્થસંગ્રહ કરવાથીજ થાય છે. તેઓ પ્રત્યેક સેવાની યોજનાના પ્રવર્તકને સમજાવીને પોતાને માર્ગે આવવાને આમંત્રણ કરે છે. જો પ્રત્યેક માણસ તેમના સિદ્ધાંત પ્રમાણે વર્તે તો તેમણે કલ્પેલો આર્થિક સત્યયુગ સત્વરજ પ્રવર્તે એવી તેમની દૃઢ શ્રદ્ધા છે.

તમને તેમની યોજનામાં શ્રદ્ધા હોય કે ન હોય પરંતુ તેઓ તો યથાશકિત પોતાનું કાર્ય કરતાં કદી ચુકતા નથી. प्रारब्धमुत्तमजना: न परित्यजंति। એક વાર શરુ કર્યા પછી ઉત્તમ પુરુષો પોતાના કાર્યનો ત્યાગ કરતા નથી—એ સૂત્ર પ્રમાણે નિષ્કામ ભાવે, તેઓ પોતાના મન્તવ્યનું પાલન કરે જાય છે. મારા મિત્રની ખંતમાં મને એટલો વિશ્વાસ છે કે તેઓ મરતાં સુધી એ કઠિન વ્રતનું પાલન કરશે એવી મારી તો ખાત્રી છે. અત્યારે તેમના પ્રયત્નનું પરિણામ થોડાએક દસહજાર સુધી પહોંચી ચુક્યું છે. પરંતુ, એવા વીરલાઓ પરિણામની ઓછાજ પરવા કરે છે?

એક છેલ્લો બનાવ નોધું છું. હું મી. અર્થપૂજારીને ત્યાં બેઠો હતો. તેમના એક દૂરના કાકા રુપીઆ પચાસ હજાર મુકીને મરી ગએલા તેમની મીલ્કતનું હુકમનામુ અર્થપૂજારીની તરફેણમાં થયાના સમાચાર ગઇ કાલે આવ્યા હતા તે તેમણે મને જણાવ્યા. થોડીવારે અમારો એક બાળલંગોટીઓ મિત્ર તેમને મળવાને આવ્યો. તેના ચહેરા ઉપર ગભરાટ હતો. પ્રથમ તેણે એકલા વાત કરવી હતી. પરંતુ મને અર્થપૂજારીની સાથે બેઠેલો જોઇ તેમણે અમારી બંનેની આગળ પોતાનું મન ખાલી કર્યું—શેરના ધંધામાં તેને ખોટ આવી હતી ને તેની આબરુનો પ્રસંગ હતો એમ કહી તેણે રુ. ૨૦૦૦) બે હજાર અર્થપૂજારી પાસે ઉછીના માગ્યા.

અર્થપૂજારી ગભરાયો. ના કહેવું ઠીક લાગ્યું નહીં; "હા," તો કહેવાય ક્યાંથી? તેમણે મારા સામે જોયું. મારા મનમાં રૂ. પચાસ હજારની વધામણી ડોકીઆં કરતી હતી! તેઓ મુખ ઉપરથી મારો ભાવ જાણી ગયા મને પુછ્યુંજ નહીં. નીચું મોઢું કરી તેઓ બોલ્યાઃ "જુઓને, હમણાં તો મારી પાસે છુટા પૈસા નથી. બધાજ ફીક્સ્ડ ડીપોઝીટમાં મુકેલા છે. બાકીના રોકાઇ ગએલા છે,"—જાણે રુપીઆનોજ વાંક હોય તેમ તેઓ બોલ્યા!

પેલો ગભરાએલો મિત્ર બોલ્યોઃ "તમે ધારો તો આપી શકોઃ ખરું કે નહીં?"—હું તમને સાધારણ વ્યાજ આપવાને પણ તૈઆર છું. બજારમાં ક્રેડીટનું કામ છે પૈસાનું નહીં. રૂ. ૨૦૦૦) આપો તો ક્રેડીટ જળવાય નહીં તો એકવાર ગયા પછી મને તે મેળવવી બહુ મુશ્કેલ પડશે."—

પથ્થર પણ પાણી નાખેલું અને મી. અર્થપૂજારીની ગહડી છોડવવી બંને સરખાં હતાં. તેમણે રોકડની ભારે તાણ, બજારમાં નાણાંની ભીડ; એક્સચેંજને લીધે થએલું ભારે નુકશાન, કુટુંબમાં થએલાં અને નજીકના ભવિષ્યમાં થવાનાં ખર્ચોની નોંધ ગણાવી. હું તો આખો સમય એવા પચાસ હજારને ભુલી શકયોજ નહીં!

પેલો મિત્ર નિરાશ થઇ પાછો ગયો. માનવની સંકુચિતતા તો તેણે જોઇ હતી. પરંતુ બાળલંગોટીઆની નિષ્ઠુરતા માટે તે તૈઆર ન હતો!

તેના ગયા પછી મેં અર્થપૂજારીને ઉધડા લીધા. તેમની માનવતાની ક્ષતિ મેં તેમને કહી બતાવી, સદાને માટે તેમનો ફીટકાર કરી તેમનું ઘર છોડી હું ચાલી નીકળ્યો. રસ્તામાં ભર્તૃહરિનું प्रयान्ति सततं सर्वे समाप्तिं गुणाः—સર્વે ગુણો સમાપ્ત થઇ અસ્ત પામે છે."—તે યાદ આવ્યું. ને અર્થ સંગ્રહનો અનર્થ જોઇ મેં લક્ષ્મીદેવીને હાથ જોડયા!



## રક્ષા

[અનુસંધાન પૃષ્ઠ ૩૯૯ થી]

[આંખો મીંચી દે છે, થોડીકવારે રક્ષા ઉભી થઇ જાય છે.]

હું કેવા વિચારો કરું છું? એ વર્ષની મારી મહેનત બધી અધ ઘડીમાં ડુબતી જાય છે. મારે આવા વિચાર કરવા ન જોઇએ. નસીબમાં એ સુખ હોત તો વળી...હું કેવી અધમ છું? [જરાક વારે] મન પર આટઆટલી સખ્તાઇ કરું છું છતાંએ ભુલાતુંજ નથી. [ધ્રુઘવતા મહાનદના પુરમાં હોંસથી તણાતી હોય તેમ પડી રહે છે. પછી ઉઠે છે] લાવ, કામમાં આ બધું ભુલી જવાશે.

ટેબલ પાસે જાય છે; ખુરસી પર બેસે છે અને એક પછી એક કાગળો જુએ છે.

[એક કાગળ લઇ] સ્ત્રી માંદી છે તે રજા જોઇએ છે. હા, આપો. [લખે છે. બીજા ચાર પાંચ કાગળો લઇ કંઇક લખે છે વળી એક કાગળ લઇ] હમણાં લગ્ન કર્યાં છે; તે પુરું નથી થતું. [લમણાં પર હાથ મુકી.]

એ લોક કેટલાં સુખી હશે? અત્યારે કેવું મીઠું જીવન જીવતાં હશે? અગાશીમાં એમની તુટેલી ગોદડીમાં કેટલી હુંફ હશે? એવી એક સુખી રાતના સ્મરણવડે હું ભવેભવના ભુખમરા તરી જાઉં—એમને શું ખબર હોય કે મારી ન સમાતી લક્ષ્મી અહોનિશના મારા ઉના નીસાસાથી તપી ઉઠી છે ને એમનો ભુખમરો ગમે તેવો તોએ ટાઢો છે. [નિશ્વાસ નાખે છે ને લખવા માંડે છે.] ભલે, એને પગાર વધારી આપો.

[એટલામાં ટેબલ પગના ઘંટપર ટકોર થાય છે. રક્ષા બટન દાબે છે. બારણું ખુલે છે અને વેણુકા અંદર આવે છે.]

**વેણુકા**

બાઇસાહેબ. આ સાડી અને ચોળી.

[રક્ષા સફાળી ઉભી થાય છે; અને વેણુકાના હાથમાંથી વસ્ત્રો લઇ લે છે.]

**રક્ષા**

તું જા.

[વેણુકા જાય છે.

તે વર્ષોનાં મારાં વસ્ત્રો!

[વસ્ત્રોને હૃદય સરસાં ચાંપે છે.

આ એક એક વાણામાં મારું ને તાણામાં તેનું એકેક સ્વપ્ન ગુંથ્યું હતું.

[રક્ષાની આંખો ભીની થાય છે.

વર્ષો લગી મારી લાગણીઓ પેઠે આ બીચારાં પણ અર્ધીની સુખડની જેલમાં પુરાઇ રહ્યાં હતાં...

ઓ બાપુજી, તમે જીવતા હોત તો તમને આજે શું શું થાત? ના, ના, સારું થયું કે તમે મરી ગયા છો.

[અજાણ્યે રક્ષાની આંગળીઓ વસ્ત્રમાં ભીડાય છે.]

શું મેં લઇને આ વસ્ત્રો હવે હું પહેરી શકું? તે મરી ગએલા દિવસોનાં ભૂત અત્યારે પણ મારી સામે ખડાં થાય છે...એ જોશે ત્યારે એને કેવું કેવું થશે?

[વિસંત ફુલો સાથે દાખલ થાય છે અને રક્ષાને ફુલો આપે છે. રક્ષા ફુલો અને વસ્ત્રો એક ધ્યાને થઇ જોઇ રહે છે. એટલામાં વેણુકા આવે છે.]

**વેણુકા**

બાઇસાહેબ, શેઠસાહેબ પુછે છે કે તમને હવે કેમ છે?

[ચિર સમાધિમાંથી જાગતી હોય તેમ જુએ છે. એના હાથમાંથી વસ્ત્રો અને ફુલો પડી જાય છે.]

**રક્ષા**

કો—ણ? શે—ઠ? [જરા વારે] કહે કે

હવે સારું છે—ઘણુ સારુ છે

[વસત અને વેણુકા જાય છે

[સ્વગત] શે—ઠ! [રક્ષા હાથ વડે મો ઢાકી દે છે]

[પડદો પડે છે]

## પ્રવેશ ચોથો

[સમય સવાર, સ્થળ રક્ષાનુ દીવાનખાનુ રક્ષા અધીર મને આગ માંરે છે એટલામા મેના ઉતાવળે પ્રવેશ કરે છે તેણે સાદા વસ્ત્ર પહેર્યા છે અને તેના કપાળે ચાંલ્લો નથી]

મેના

લ્યો, પોતે આમ આટા મારો છો ને મફત ની મને ગભરાવી મુકી મે તો જાણ્યુ કે કોણ જાણે શુનુ શુ થયુ હશે

[રક્ષા તેને જોતી અનુત્તર ઉભી રહે છે

કેમ, શુ હતુ?

રક્ષા

તારો તોર ઉતરે એટલે કહુ, બેસ

[બેઉ એક કેચ પર બેસે છે રક્ષાનુ મો ગભીર છે મેના પોતાની વીખરાએલી લટ સમી કરે છે થોડીક વાર પછી]

મારે તારી સલાહ જોઇએ છે

મેના

મારી સલાહ? કેમ આજે પાછા મશ્કરીએ ચઢયા છો? તમારે વળી સલાહનો કયા ખપ પડે છે?

રક્ષા

સાભળનો ખરી

[મેના ઉભી થાય છે

મેના

મારે નથી સાભળવુ મારે ત્યા તો હજી બધુ કામ એમનુ એમ પડયુ છે હુ તો જાઉં છુ

[રક્ષા જરાક હસે છે

રક્ષા

હવે, સારુ, બેસ

[જરાવાર પછી ગંભીર અવાજે] મેના, મને તો લાગે છે કે હુ ગાડી થઇ જઇશ

[મેના સચિત રક્ષા સામે જુએ છે

મેના

કેમ શુ છે? કૈં થયુ?

રક્ષા

શુ થાય? થવાનુ શુ બાકી છે? થવાનું હતુ તે તો બધુ ક્યાર સોરુ થઇ ગયુ

મેના

તમે માત્ર એકનો એક વિચાર કર્યા કરો એ તો સારુ નહીં આમ તો ગમે એવુ માણસ ગાડુ થઇ જાય જેનો ઉપાય નહીં તેની ફીકર કર્યે શુ વળે? વહાલા મરી જાય છે ત્યારે શું કરીએ છીએ? હાથ જોડી બેસી રહીએ છીએ ને? [પોતાના શરીર તરફ નજર કરે છે]

રક્ષા

અહ, તુ કેમ નથી સમજતી કે એ વાત જુદી છે એમા તો માણસનુ ચનણુ નથી પણ આ તો માણસ ધારે તો કરી શકે

મેના

ના, વળી કશુ નહીં હવે માણસે શુ કરે? થઇ ગયું તે કૈં ન કર્યું થાય?

રક્ષા

[જરાક તીખા અવાજે] હુ એજ નથી સમજતી કે શા માટે ન થાય? માણસો આ બધા જુઠા તુત મુકી દે તો બધુ થાય

મેના

[ચીઢાતી હોય તેમ] થતુ હશે બધા તમારા જેવા અધર્મી નથી તો

રક્ષા

એમ કે? ધર્મ તો તુંજ સમજતી હશે, ખરું? મને તો એવી ચીઢ ચઢે છે કે એ બધા ધર્મોને......[અટકે છે.]

મેના

[હસી પડી], શુ?

[રક્ષા કાચને અઢેલી પડે છે.

રક્ષા

કે નહીં. આ દુનીઆ જોડે સીધી વાત થઇ શકે એમ છેજ નહીં.

થોડી વાર બેઉ ચુપ બેસી રહે છે. પછી રક્ષા ઉભી થાય છે. ને મેનાનો હાથ ઝાલી ઉભી રહે છે. મેના ઉચું જુએ છે.

મેના

કેમ?

રક્ષા

મેના, હું અહીંથી જતી રહુ તો?

મેના

હાય, હાય, એવુ ન બોલશો. આજે તમને શું થયું છે?

રક્ષા

થાય શું? કે નહીં. હું સાચું કહું છું. મારાથી હવે અહીં નથી રહેવાતુ એકેક પળ મને કેદખાનું લાગે છે—સુખડની જેલ.

મેના

પણ એમ કે થાય? આપણે તો વેઠયા વગર ઉપાયજ નથી.

રક્ષા

[ગુસ્સે થતી હોય તેમ] શા માટે? શા માટે મારે વેઠવું જોઇએ? શા માટે હું જીંદગી જતી કરું? હું મરી જાઉ પછી લોક "બીચારી કેવી સારી હતી" એટલું કહે —એ સારું? મારે એવું નથી કહેવડાવવું, શું?

મેના

પણ પાપ લાગે કની?

રક્ષા

પાપ! અરે રે, કોઇ દુષ્ટ માણસે એ પાપ પુણ્યનો વિચાર દુનીઆમાં ઘુસાડયો ના હોત તો માણસ જાતિ આવી બીકણ થઇ ના જાત.

[વેદ ભણતા પંડિતને કોઇ ગામડીઓ જોઇ રહે અથવા જાદુગર ખેલ કરતો હોય ને બાલક જોઇ રહે તેમ મેના જોઇ રહે છે.] જાનવરો પાપ–પુણ્ય નથી સમજતાં એટલે હજી સબળ રહ્યાં છે.

મેના

ત્યારે તો આપણે જાનવર થવુ જોઇએ, ખરું કની?

રક્ષા મેનાની ટકોર સમજતી હોય તેમ જોઇ રહે છે.

રક્ષા

તુંએ બધાં લોક જેવીજ મુરખ છે. જાનવર શુ—આપણે આમ ને આમ તો જાનવર કરતાં નભેતર થશુ.

મેના

[હોઠ ડાબી] એ મા, જો જો શાપ આપતાં. કહો તો લોકને કહીશુ કે તમને ફાવે તેમ ફરવાની રજા આપે. પણ અતીમા, શાપશો નહીં; નહીંતર મને તો ચાર પગે ચાલતાં નહીં આવડે.

રક્ષા

તુ હજી રમતીઆળ રહી. મેના, મેના, તને તો રમુજ પડે છે ને મારો જીવ જાય છે.

[રક્ષા વિચારમાં પડતી હોય તેમ બેસે છે. મેના રક્ષા સામે જોઇ રહે છે. થોડીવારે]

મેના

હેં રક્ષાબહેન, ત્યારે તમે કેંક બહારગામ જાઓને. પછી જતાં રહેવાનું શું કામ?

રક્ષા

એ તો એનું એ. એથી આ કૈં સંસાર ભુલી જવાય ?

મેના

હું ના સમજી, તે તમે બહારગામ જાઓ પછી તમને શી કનડ ? પછી દેખવું નહીં ને દાઝવું નહી ? હા, હા, એમજ કરો.

રક્ષા

કનડ તો અહીંઆં પણ નથી. પણ દુઃખ એ છે કે બધી સ્રીઓ પેઠે હું દેખું છું ત્યારેજ દાઝતી નથી–વગર દેખે પણ હું દાઝ્યા કરું છું.

મેના

[ઘણો બધો વિચાર કરી] ત્યારે તો શું થાય ? [જરા ધીરેથી] પરણ્યા તે કૈં ન પરણ્યાં થવાનાં છો ?

રક્ષા

હાસ્તો શા માટે નહીં, ખરેખાત તો અમે પરણ્યાંજ નથી કયારની હું એજ વિચાર કરું છું. અમારાં લગ્ન શાસ્રાનુસાર છેજ નહીં.

મેના

[ ચોંકતી હોય તેમ ] એટલે ?

રક્ષા

એટલે શું ? સપ્તપદી ફર્યાં એટલે પરણી ગયાં ? મને યાદ છે કે શેઠની શાલ ઘસડાતી હતી તે ઉંચકીને અમારો બુઠ્ઠો ગોર પણ સાત ફેરા ફર્યો હતો. ત્યારે એ પણ મારો પતિ કેમ નહીં ?

મેના

છ...છ...કેવું ગમે તેમ બોલો છો ? કોઇ સાંભળશે તો......

રક્ષા

ખરી વાત છે. હું બધાં શાસ્રો જોઇ વળી. શાસ્રાનુસાર અમારાં લગ્ન થયાંજ નથી. આપણાં કોઇનાંજ લગ્ન નથી થતાં.

મેના

તે શું તમે કોરટે જશો ?

રક્ષા

ગાંડી છે. હું કરું છું તે ખરું છે એટલી મને શાંતિ મળશે એટલે બસ. મેં ખોટું કર્યું છે એમ લાગ્યાં કરે એ મારાથી નથી ખમાતું.

મેના

પણ તમે કયાં શાસ્રોમાં માનો છો ? એ બધાં તો ધતીંગ છે કેની ?

રક્ષા

હા, એક નજરે.

મેના

ત્યારે પછી જે કરવું હોય તે કરો.

રક્ષા

તું રજા આપે છે ?

મેના

ના, બા, મને તો એ બધી વાતમાં ગમ પણ નથી પડતી.

[રક્ષા મેના સામે જુએ છે થોડીવાર પછી.

રક્ષા

એ અહીં આવ્યા છે.

મેના

કોણ ?

રક્ષા

પ્રદ્યુમ્ન.

મેના

અહીં ? શા માટે ?

[મેના ગભરાએલી હોય તેમ જોઇ રહે છે.

રક્ષા

કેમ, આટલું બધું બીએ છે કેમ ? બધા લોક નીચ નથી હોતા.

મેના

કોણ જાણે બા, આજકાલ કોઇનો ભરોંસો નહીં.

[બેઉ ચુપ બેસે છે. મેનાના મોં પર ગંભીરતા જણાય છે. રક્ષા વિચાર કરે છે.

રક્ષાબેન, અત્યાર લગી તો હું રોજના જેમ અમથી વાતો ગણતી હતી. મને આ ખબર નહીં. પછી?

રક્ષા

પછી શું? કે નહીં.

મેના

એમણે શું કહ્યું?

રક્ષા

હજી અમે મળ્યાંજ નથી.

મેના

સાચું?

રક્ષા

હા, ખરેખર.

મેના

તે દિવસ તો તમે કહેતાં હતાં કે ઉડી ઉડીને જાઓ; ને અહીંઆં છે છતાં મળ્યાંએ નહીં?

રક્ષા

એ કલ્પના હતી. આ જીંદગી છે. [જાણે બબડતી હોય તેમ] કલ્પના અને સત્ય; મનોરથો અને જીંદગી કેટલાં જુદાં છે?

મેના

તે તો હોયજ કેની? નહીંતર......

રક્ષા

મને ખબર છે. તારું શાણપણ રહેવા દે.

મેના

તે શું તમે મળ્યાંએ નથી? એવો તે કેવો પ્રેમ?

રક્ષા

મેના, મેના, તને શું ખબર હું મનને કેમ બાંધી રાખું છું તે. એને મળવા મારા બધા પ્રાણ ઉલટે છે–જાણે દુનીઆ આખીને એક કુદકે કુદી જાઉં ને તોએ હું કેમ કેમ મન વાળી લઉં છું. ઓ! [રક્ષા આંખો મીંચી પડે છે. મેના તેને જોયા કરે છે. મેનાની આંખ ભીની થાય છે, તે ઉતાવળે લુછી લે છે. રક્ષા ઘણીવાર પડી રહે છે અચીંતાં.]

ઓ મેના, પેલો ગિરિપ્રદેશ કેટલો સુંદર છે. જો, ત્યાંથી મને કોઇ બોલાવ્યાં કરે છે.

મેના

[રક્ષાને ઢંઢેરતી] રક્ષાબેન, રક્ષાબેન, આ શું? ઉઠો, નહીં તો વળી પાછું પહેલાંના જેવું થશે.

[મેનાનું મોં ચિંતાતુર થાય છે. ધીરેથી રક્ષા આંખો ખોલે છે. બેઠી થાય છે, સ્વપ્નાં ખંખેરતી હોય તેમ શરીર ઢંઢેરે છે ને પૂર્ણ જાગ્રત થાય છે.]

રક્ષા

હું કેવી નિર્બલ થઇ ગઇ છું?

[મેના સામે પળવાર જોઈ રહે છે.

મેના, તને જોઉં છું ત્યારે મારી નિર્બલતા પર મને તિરસ્કાર આવે છે. તું કેવી બલવાન છે? મેના, મેના, તેં બીચારીએ એ બધું કેમ સહન કર્યું?

મેના

શું કરીએ? આપણા કે હાથમાં છે?

રક્ષા

[જાણે પોતાની સાથે વાત કરતી હોય તેમ] હં...આપણા હીંદુઓની એ વિશિષ્ટતા છે. જરાવારમાં મન વાળી લેતાં હીંદુ સંસ્કૃતિ સારું શીખવાડે છે.

મેના

સારું કેની? એટલાં સુખી.

રક્ષા

કોણ જાણે એવી મનવાળી લેવાની રીતભાત શીખી ના હોત તો કદાચ

આજે તુ કેટલી પ્રફુલ્લ હોત? આમ તો તેં તારી આખી જીંદગી ડહામી દીધી એક જુની રુઢિ ખાતર—બીજુ કશુ નહીં પતિ મરી જાય એટલે બસ? પછી કૈં જોવાનુજ નહીં, એમ? માનવ જીંદગીની કેવી કીંમત? [નીસાસો નાખતી] બધુંજ અસહ્ય છે માનવ જીંદગીને ડહામી દેવાની કળા હીંદુ પ્રજા સૌથી વધારે સરસ શીખી હતી

મેના

એ તો તમારી દૃષ્ટિ એવી છે હુ તો કોઇ વાર વિચાર કરુ છુ ત્યારે એમ થાય છે કે માગ્યો પતિ મળે તોએ શુ? જીંદગી તો ચાર દહાડાનુ ચાદરણુ છે મનગમતુ બધુ કરીએ પછી શુ? એથી કૈં શાતિ મળે છે? એકથી મોટા મોહમા રોજ રોજ તપ્યા કરવાનુ એના કરતા તો આગળથી મન વાળી લઇએ એ સારુ

રક્ષા

તેં માનવપ્રેમ જોયો, જાણ્યો નથી એટલે તુ શુ જાણે? મેના, મેના, પ્રેમ એવી અલૌકિક વસ્તુ છે એને તુ આમ સામાન્ય નજરે કેમ જુએ છે? એ મારે જીવનસર્વસ્વનો દીપક.

મેના

રક્ષા બહેન, એ બધુ હુ સમજુ છુ પણ જુવાની નમે કે ને ઇચ્છીએ તે મળી રહે છે પછી એ પ્રેમનો જોમ શમી જાય છે—કલ્પનાના રગ ના હોય તો પ્રેમ એટલે શુ? કૈં નહીં—જરાક આકર્ષણ જેમ તમે પ્રેમ માટે બધાનો ભોગ આપવાનુ કહોછો કની તેમ બીજા સસ્કૃતિ માટે ને કોઇ ધર્મ માટે ભોગ આપવા તત્પર હોય છે એતો જેની જેની લાગણી કદાચ બધા ખોટા હોય—કદાચ બધા ખરા પણ હોય આપણે શુ જાણીએ?

રક્ષા

[જરાકવારે] તારી વાત ખરી છે જીંદગી એવી અટપટી છે તેથીજ હુ કહુછુ કે એના ઉંડાણમા પેસવુજ નહીં ધર્મ, પાપ-પુણ્ય એ બધા જીંદગીના ઉંડાણો છે આપણે તો જેની સમજ પડે તેની વાત કરવી

મેના

તમે સમજ્યા? શું સમજ્યા

રક્ષા

એમ કે મારુ જીવન મારે જીવવુ જોઇએ લોકે સ્વીકારેલા ધર્મ નીતિ ને એવા બધા બધનો થી તે હારી દેવુ ન જોઇએ સ્વર્ગ-નર્ક કોઇએ જોયા નથી ને જોયા હશે તો અહીં કહેવા પાછુ આવ્યુ નથી એ બધી આપણી કલ્પનાઓ છે એટલા ખાતર આમ ને આમ હુ કૈં મારી જીંદગી બરબાદ કરી મુકતી નથી

મેના

પણ મનમાન્યો પતિ હોય તોજ જીંદગી જીવાય એમ? શરીરની વાસનાથી પર જઇએ તો

રક્ષા

પણ શા માટે પર જઇએ? જીંદગીની બધી જાતની સુદરતા શા માટે ન માણવી? ક કારણ? તુ એમ સાધુડી પેઠે વાત ના કર માણુમની જરાતરા પણ લાગણીઓ તને રહી છે કે નહીં? તુ જોને જગત ને જીવન કેવા વિશાળ અને સુદર છે મારે શા માટે હાથે કરી એના માર્ગ બધ કરી દેવા? ને લોક એમ કરાવશે તો એ અત્યાચાર હુ જરા સાખવાની નથી લોકને ધડપણ આવ્યુ હશે પણ મને—

મેના

રક્ષાબહેન, તમે એકજ નજરે જુઓ છો એટલે લોકનો અન્યાય લાગે છે

રક્ષા

અન્યાય નહીં તો બીજું શુ ? મને સન્માર્ગ બતાવવાની તેમને શી જરુર ? શા માટે એણે... .

મેના

પણ તમને કયા કોઇ કૈં બતાવવા આવે છે ? એમ ચીઢીઆં શુ કાઢો છો ? જુઓ, તમને કાળ આવે છે એટલે કારણ વગરકારણ તમે લઢવાનુ શોધો છો તમે વિચાર કરોને, તમે આ કરો કે પેલું એમા લોકને શુ ? કોણ જાણે કેમ પણ આજ તો બધાને માનવાની ટેવ પડી છે કે સમાજ અન્યાયી છે તે સમાજને તે શી પડી છે ? [ મેના ગુગળાતી ઉભી થાય છે ]

રક્ષા

ક્યા જાય છે ? બેસ; તુ ચીઢાઇશ નહીં. આમ કરી સત્ય શુ એ હુ શોધવા મથુ છુ હુ એકલી વિચાર કરવા માડુ છુ ત્યારે કોણ જાણે કેમ મારી વિચારશક્તિ બધી બહેર મારી જાય છે ને વારવાર એ એકનો એક વિચાર આવ્યા કરે છે

મેના

ત્યારે મારી પરીક્ષા કરતા હતા એમને ? [હસે છે ને બેસે છે થોડી વાર પછી]

રક્ષા

મેના, મે બધા માર્ગ તપાસી જોયા છે પણ એકે મને નથી ફાવતો [મેના અનુત્તર બેસે છે.] હીંદુ આદર્શ સુદર છે, 'એની પવિત્રતાથી હુ ઘણીવાર આર્ષાઉં છુ પણ ખરી ઘણીવાર મનને કબજે રાખી મન વાળુ પણ છુ સમાજના શ્રેય માટે મારુ બલિદાન અપાયુ છે એવી કલ્પનાથી મનને પટાવું છુ ને પર પુરુષનો વિચાર કરવો એ વેશ્યાવેડા છે એવા ભયંકર ખ્યાલો કરી શેઠની સેવા કરવા પણ તત્પર થાઉં છુ પણ કોણ જાણે કેમ એ બહુ વાર નથી નીભતુ, મન અકળાઇ ઉઠે છે ને નર્ક–રૌદ્ર નર્ક આવવાનુ હોય તો ભલે પણ આ તો નહીંજ એમ હૃદય છચોક કહેવા માડે છે

મેના

પણ એટલો બધો બળાત્કાર શા માટે કરો છો ? બધી હીંદુ સ્ત્રીઓ કયા એવું મન, વાચા ને કાયાનુ સતીત્વ પાળે છે વાચા ને કાયાનુ સતીત્વ પાળો તોએ બસ.

રક્ષા

હું સમજુ છું, બહેન ! હું સમજુ છુ. પણ દુ ખ એજ છે આપણા સંસ્કારો બધી સ્ત્રીઓથી જુદા ને ઉંચા છે તેથી આપણે વધારે દુ ખી થઇએ છીએ મનનુ સતીત્વ ના હોય તો વાચા ને કાયાનુ સતીત્વ અપૂર્ણ છે એવુ શીખ્યા એટલે શુ કરીએ ? એવુ અપૂર્ણ સતીત્વ નીભાવવુ તે કરતા આ નામનો સંબંધ તોડી નાખી બીજુ સપૂર્ણ સતીત્વ મેળવવું એમા મને વધારે પવિત્રતા લાગે છે

મેના

એ તો સમાજને છિન્ન ભિન્ન કરી નાખવા જેવુ છે

રક્ષા

તેમા મારે શુ ?

મેના

તમે આવા વિચારોથી એમ કરો એ તો ઠીક પણ પછી બધા માત્ર વાસનાથી પ્રેરાઇ એમ કરવા માડે એનો તમને કૈં વિચાર સરખો નથી થતો ?

રક્ષા

પણ એમાં હું શુ કરુ ? નિર્મળ લોકો ભુલો ન કરે માટે મારે દુઃખી થવુ ? શા માટે ?

મેના

તમે એમ છેલ્વે પાટલે બેસી જાઓ તો પછી કોઇ કૈં નહીં કહે ને કહે તો તમારે કયા સાભળવું છે ?

રક્ષા

લોક શુ કહે એ હુ નથી પુછતી શુ ખરુ છે તે કહેને

મેના

કોણ જાણે

રક્ષા

ના, એમ નહીં સાચુ કહે

મેના

સાચુ પુછો તો મારા મને તો એ ખોટુ છે બધુ ખરુ પણ એકવાર સાચી ખોટી રીતે પણ એકની સ્ત્રી ગણાયા કેની ?

રક્ષા

એમ કે? કોઇ ધાડપાડ તને ઉંચકી જાય ને પરણી એમે પછી

મેના

હા તેહુ એની જોડે રહુ કે ન રહુ પણ બીજો સસાર તો મારાથી ન મડાય

રક્ષાની આખોમા ઝળઝળીઆ આવી જાય છે મેના તે જોતી નથી

ભુલથી કુતા માતાએ એમજ દ્રૌપદીને પાંચ ભાઇઓને પરણાવી હતી, યાદ છેને ?

રક્ષા

એ બધા તો ઘેલા થઇ ગયા હતા એક જણ અજાણ્યે ગમે તેમ બોલી જાય તેથી થઇ રહ્યુ ?

મેના

જીદગીની એ એક રીત હતી તમારી બીજી છે

રક્ષા

પણ સારી કઇ ?

મેના

તે તો મહેન આપણે શુ જાણીએ ?

રક્ષા

એટલે એમને કે એ રીત ખરી હતી ?

[ મેના અનુત્તર બેસી રહે છે થોડીવાર પછી

મેના

પણ ત્યારે તમે એમ કેમ નથી કરતા

રક્ષા

શુ ?

મેના

આ સમાગથી જુદા રહો તમે શરીર સૌંદર્ય માણવાની વાતો કરો છો પણ તમે બધુ ખરેખર નહી કહેતા હો

રક્ષા

ના, વળી બધુ ખરુજ કહુ છુ

મેના

તો પણ શુ થયુ ? તો પણ તમારા જેવા તો સહેલથી એ વાસના જીતી શકે

રક્ષા

પણ એટનુ બધુ શા માટે કરવુ ? અને એ કૈં એટલુજ થોડુ છે ? તુ કયા નથી જાણતી કે મારી રગેરગ એના પ્રેમથી ધબકે છે

મેના

તેની કયા હુ ના કહુ છુ ? આજ લગી પણ તમે એકમેકને કયા નથી ચહાતા ? જીદગીભર તમે એમ કર્યા જાઓ એમા થોડુ કોઇ રોકવા આવે છે ? મે મિત્રો રહો તો શુ ખોટુ છે ?

રક્ષા

ના ના એ બધા પાપના રાજમાર્ગ છે હુ તો મારુ સર્વસ્વ એને સોંપી દેવા માગુ છુ આ આટલુ તારુ ને આટનુ મારા પરણેતર પતિનુ એવુ મારાથી નહીં થાય

મેના

જુઓ, એક બીજી વાત કરુ, પુરુષોનો બહુ વિશ્વાસ નહીં બીચારી અનેક સ્ત્રીઓ પુરુષ પાછળ મતી થઇ પણ એકે પુરુષ સ્ત્રી પાછળ બળી ના મર્યો [ રક્ષા ચુપ રહે છે થોડીવારે ]

તમારું ચિત્ત કામમાં પરોવો તો આ બધું ભુલી જાઓ. તમારા જેવાં તો કેટલી સારી સમાજસેવા કરી શકે?

રક્ષા

મને કશામાં રસ નથી. એ બધું હું કરી શકું—એની સાથે, એના વગર હું તરણું પણ તોડી શકું એમ નથી. ને મીલમાં પણ હું ના કહાવી દેવાની છું.

[મેના મૂઢ જેવી થઈ જાય છે.

મેના

શું કહો છો?

રક્ષા

ખરી વાત છે—મારાથી હવે વધુ નથી ખેંચાતું.

[મેના અકળાય છે ને ઉભી થઇ બારીએ જાય છે. રક્ષા વિચારમાં બેસી રહે છે થોડીકવારે]

મેના

એક કામ કરશો?

રક્ષા

શું?

મેના

સાંજે મારી જોડે આવશો? અમારે ત્યા એક સાધુ આવ્યા છે. બહુ ધાર્મિક છે.

રક્ષા

મેના, મારે તો એકજ ધર્મ છે; જીવન અને પ્રેમનો.

મેના

[સાંભળ્યું ન હોય તેમ] અનુભવી પણ છે. એવી શાંત મૂર્તિ છે. આપણે એમને પુછશું. કે નહીં તો તમને શાંતિ તો મળશે.

[ઉભી ઉભી રક્ષાના કપાળ પર હાથ ફેરવે છે.] તમારું મગજ કેવું ગરમ રહે છે!

[રક્ષા મેનાનો હાથ પંપાળે છે. એની આંખોમાં ઝળઝળીઆં ભરાઇ આવે છે.]

રક્ષા

[જાણે બબડતી હોય તેમ] શાંતિ? આ ભવે તો કોણ જાણે.

મેના

આમ હારી શું જાઓ છો? તમારાં જેવાંએ તો કેટલી ધીરજ રાખવી જોઇએ. ચાલો, ત્યારે સાંજે આવશોને? જરુર આવજો કાલે એમણે અમને એવી વાત કહી હતી. હું તો છક થઇ ગઇ.

રક્ષા

શી?

મેના

બધું તો કહેતાં મને નહીં આવડે પણ મુદ્દો આમ હતો. આપણી જીંદગી શી છે ને અહીં બધી ગડમથલ કરીએ છીએ તે કેવડી નજીવી છે—ને એ પછી ભવેભવની વાતો કરીને એવુ સારું દૃષ્ટાંત આપ્યું મને તો થઇ ગયું કે આ ટુંકી જીંદગીમાં આ બધી શી ઉપાધિ?

રક્ષા

મેના, એ બધી કલ્પનાઓ મે પણ કરી છે—મારા મનને મારવા મેં પણ કૈં ઓછા પ્રયત્નો નથી કર્યા. મનને કૈં કૈં અગ્નિઓમાં મેં તપાવ્યુ છે હવે તો શરીર ને મન બેઉ બીચારાં બળી ઉઠ્યાં છે. [પોતાનાં શરીર સામે જુએ છે ને જાણે શરીર દાઝ્યું હોય તેમ હાથ ફેરવે છે.]

મેના

છતાં આવજો તો ખરાં. લોક કહે છે કે દુનીઆમાં ના જડે તે ઇશ્વર આપે છે. [જરા વાર રહી.] ચાલો, ત્યારે હું જાઉં. આજે તો ઘણું મોડું થયું.

રક્ષા

આવજો.

મેના

વારુ, ને તમે બહુ વિચારો ના કરતાં હો. [જાય છે.

રક્ષા વિચારો કરતી, નીસાસા નાંખતી કોચ પર કેટલી વાર સુધી પડી રહે છે. એટલામાં બારીએથી નટવર જતો હોય છે તેને દેખી.

રક્ષા

નટવરલાલ !

જરા વારમાં નટવર દાખલ થાય છે ને સલામ કરી અદબ વાળી ઉભો રહે છે.

નટવર

જી !

રક્ષા

તમે એક કામ કરજો. મેં તમારા મિત્રને વખત આપવાનુ કહ્યું હતુને ?

નટવર

હાજી.

રક્ષા

તે કાલ સવારે સાતેક વાગે મને નવરાશ છે. બને તો તમે પણ આવજો. ઘણું ખરું હું જોડે લાઇબ્રેરીમાં ને નહીં તો વાડીમાં હોજ આગળ હોઇશ.

નટવર

વારુ, જી.

રક્ષા

ઠીક, સાહેબજી.

નટવર

રજા લઉં છું.

[નટવર જાય છે.

રક્ષા નટવરને જતો જોઇ રહે છે, ને હાથવડે આંખો ઢાંકી દઈ બેસે છે.

રક્ષા

[સ્વગત] બીચારી મેના મને છેક નિર્ગત ગણે છે. હું એ બધા વિચારો કરી ચુકી. પણ...[અટકે છે.]

[પડદો પડે છે.]

## પ્રવેશ પાંચમો

સમયઃ સવારના સાતના સુમાર, રક્ષાની વાડીમાં નટવર અને પ્રદ્યુમ્ન ઉતાવળે દાખલ થાય છે.

પ્રદ્યુમ્ન

લાઇબ્રેરીમાં નહીં તો બીજે કયાં ?

નટવર

હોજ પાસે.

પ્રદ્યુમ્ન

તને બરાબર યાદ છે ?

નટવર

હા, ભાઇ, હા. કેમ મેં કૈં કાન ઘરાણે મુકયા હતા એમ ?

પ્રદ્યુમ્ન

ને વખત પણ તને બરાબર યાદ છે ? ભુલતો નથીને ?

નટવર

એ બોલતાં હોય ને મનને રમવા દઉં એટલા બધા મારા ગ્રહ ગામ નથી ગયા, સમજ્યો ?

પ્રદ્યુમ્ન

ત્યારે અહીં કેમ નથી ?

નટવર

તારો થોડો જરા થોભાવ તો ખરો, ભલા માણસ ! આપણે શોધવાં પડશે. અહીં તે કૈં એક બે હોજ છે ?

પ્રદ્યુમ્ન

ત્યારે કયો હોજ તે તેં પુછ્યું કેમ નહીં !

નટવર

કારણ આજથી મારે ઘેર બેસવું નહોતું.

પ્રદ્યુમ્ન

અહ...એ તો એ તને નોકરીએ રાખે, હુ તો... ચાલ, બાપુ, ચાલ, પાછો અહીં ઉભો શા માટે રહ્યો ?

નટવર

જો, એમ અધીરો ના થા, આ વિશાલ વાડીમા એ ક્યાર્ના ક્યા હશે આપણે કોઇને પુછ્વુ પડશે

નટવર ચારે તરફ નજર કરે છે પ્રદ્યુમ્ન વાડીની કુંજો જુએ છે

પ્રદ્યુમ્ન

વાડી સુદર છે

નટવર

બધુ એમણે કર્યું પહેલા તો વેરાન હતું

એટલામા એક કુજ પાછળના ખુણામા પ્રદ્યુમ્નને એક હોજ જણાય છે

પ્રદ્યુમ્ન

અલ્યા, એક હોજ તો અહીં પણ છે ચાલ અહીં જોઇએ

[બેઉ કુજની પાછળ હોજ પાસે જાય છે હોજમા ઘણા બધા બટમોગરાના ફુલો પડેલા છે અને એ ઉપર ભુરાં વસ્ત્રો દેખાય છે નટવર અટકી પડે છે ને પ્રદ્યુમ્નનો હાથ ખેચી ઉભો રાખે છે]

નટવર

નહાતા લાગે છે ત્યા કેમ જઇ શકાય ?

પ્રદ્યુમ્ન ક્ષણવાર અટકે છે એની આખો હોજ તરફ ખેચાય છે પાણીરમા

પ્રદ્યુમ્ન

[અચીંતા, જોરથી ધ્રુજતા અવાજે] નટવર !

[નટવર પ્રદ્યુમ્નના અવાજથી ગભરાઇ ઉઠે છે

નટવર

કેમ ?

પ્રદ્યુમ્ન

બધા વસ્ત્રો પહેરી કોઇ નહાવા પડે ? ને એજ વસ્ત્રો છે કૈંક

[બેઉ સચિત જુએ છે સૂર્યના કિરણો રક્ષાના સુદર મો પર પ્રકાશે છે બેઉ ઉતાવળે દોડી જાય છે રક્ષાનુ મો શાત અને રમ્ય લાગે છે એની આખો બધ છે એના મો પર નાનકડુ હાસ્ય ફરકી રહ્યું હોય એમ લાગે છે પ્રદ્યુમ્ન લાબે હાથે રક્ષાને કીનારે ખેચી લે છે તેનુ શરીર અચેતન લાગે છે નટવર તેની નાડ તપાસે છે ને પ્રદ્યુમ્ન સામે જુએ છે ]

નટવર

[ સગદ્ગદ ] પ્રાણ નથી

પ્રદ્યુમ્ન રક્ષાની મૃતદેહને વળગી પડી મુક્ત કઠે રુએ છે નટવરની રક્ષાની મુઠ્ઠી તરફ નજર જાય છે તેણે કઇક કાગળ જેવુ ઝાલ્યુ હોય એમ લાગે છે નટવર તે કાઢે છે ને લેઇ પ્રદ્યુમ્નને આપવા માડે છે

તારો છે

પ્રદ્યુમ્ન

વાંચ

નટવર

[વાચે છે]

"પ્રિયતમ

સમાજની છેલ્લીવાર આમન્યા તોડી તને હજારો ચુમીઓ મોકલુ છુ કહે છે કે જીદગીમાં જતુ નથી તે ઇશ્વર આપે છે માટે એની પાસે જાઉ છુ પ્રિયતમ અહીં તને મળાશ નહીં માટે માફ કરજે પણ તારી હાજરીમા જે એક માર્ગે હુ જઇ શકુ તેને લોક પાપ કહે છે મને પાપની બીક લાગતી નથી લોક સાચા છે કે નહીં તે પણ કહી નથી શકતી પણ કદાચ–કદાચ સાચા હોય તો આપણો પ્રેમ પાપથી કલકિત થાય તે હુ કેમ કરી સાખી શકુ ?

મે બહુ વિચાર્યું કર્યા છે, પણ હવે તો તને મળ્યા વગર હુ જીવી શકુ એમે નહેતુ ને તને મળુ એટલે તો મારી બધી સ્વરચના જતી રહે એ'હ

ક્યાં નથી જાણતો? તેથી મળ્યા વગર જાઉં છું. તું પુરુષ છે તે વેઠી લેજે.

એક સાધુએ મને કહ્યું છે કે એ પ્રેમ ને પ્રકાશની ભૂમિ છે. ને ત્યાં વસનારા બધાં સ્વતંત્ર છે. એટલે ત્યાં જાઉં છું. આપણે ત્યાં નિર્બાધ મળીશું માટે તું વહેલો વહેલો આવી પહોંચજે. હું તારી ઝુમ-ઝુમ રાહ જોઇશ

પ્રિયતમ, સદા તારી હતી ને તારી રહીશ. તું વિશ્વાસ રાખજે. તારી સ્મૃતિઓ સાથે લેતી જાઉં છું.

ફરીવાર, અનેક અનેક ચુમીઓ.

લી તારી રક્ષા.

તા. ક.—તને આ મુર્ખાઇ લાગશે, એ હું જાણું છું; પણ પ્રિયતમ, આ ભૂમિમાં તો આપણે સુખી થતેજ નહીં. અહીં કોઇ કૈં સમજતું નથી એટલે આમ કરૂં છું. મળશું ત્યારે વધુ વાતો કરીશું. તું ઝટ આવી પહોંચ–રક્ષા."

[પ્રદ્યુમ્ન રક્ષાનો હાથ હાથમાં લઇ તે પ્રેમ ને પ્રકાશની ભૂમિ તરફ કોઇને ખોળતો હોય તેમ સજળ નયને જોઇ રહે છે. નરવર આંસુભીની આંખે રક્ષાના મૃત શરીરને અને મૃતવત થતા પ્રદ્યુમ્નને જુએ છે.]

[પડદો પડે છે.]

સમાપ્ત



# અન્નપૂર્ણા, રંભા કે....?

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૭૦૨ થી]

રહેવું ન જોઇએ તેથી એક બાજુ વાડકામાંથી બીલાડી દુધ પી રહી હતી, અને બીજી બાજુ વેરાએલા ચોખાના દાણાઓ ઉંદરડી નીરાંતે આરોગી રહી હતી

મોઢામાં દાખલ થવાની તૈઆરી કરી રહેલી લીટને નાકમાં સડસડાવતી એક ખુણામાં બેઠી બેઠી કીકી હાથમાં લીધેલો લાડવો કરડી રહી હતી. આંખના કાજળથી એનું આખું મોઢું ચિત્રાઇ રહ્યું હતુ; અને હાથ, પગ, ઘુંટણ, પેટ વગેરે પર તેટલોજ મરસ મેલનો થર બાઝેલો હતો.

અને...અને...મારી કીકીની બા–ને મારી 'ગૃહિણી, શચિવ, સખી...વગેરે વગેરે ખીચડી ઉતારી રહી હતી. તેના શરીરનુ વર્ણન કરું તો મારાથી લંબાઇમાં અડધી, પહોળાઇમાં ત્રણગણી, ને રંગમાં ઘઉંના કરતાં જાંબુની વધારે પાસેની સગી. સંગીતશાસ્ત્રની ભાષામાં બોલું તો એના બધા શબ્દો ખરજના સુરમાંજ નીકળતા. એણે જાડું મસોતીયું પહેર્યું હતું, તે કાળા પગ પર માત્ર ઘુંટણ સુધીજ પહોંચી, ફાટી, ઉખડી ગએલી, પાની સુધી પહોંચતી, એક વખતના અતિ કીંમતી ચણીઆની ઝાલર ચણીઆની બહુરૂપતાનું દર્શન કરાવતું હતું; અને જમણા પગ પર પાનીથી પણ નીચે જઇ પગલે પગલે જમીન પર લોટી રહ્યુ હતું. એ આખા તેલરંગી ચણીઆને અને ખાસ કરીને પાલવને, વારે વારે હાથ લુછવાથી, રાખ, તેલ, હળધર વગેરેના વિવિધ રંગો શોભાવી રહ્યા હતા.'અને સુકા, વગર હોળેલા વાળની છુટી લટો કોલસાની કાળાસ અને કાજળથી સુશોભિત એ મારી અન્નપૂર્ણાના–રંભાના–મુખચંદ્રના આકર્ષણને ગુંથવી રહી હતી.

કટકામારવાળી ક્ષુધાશાંતિગૃહના કરતાં પણ ચઢીઆતા આ ગૃહના, જમવા બેસવાના સ્થાનના ને ગૃહદેવીના હાલ જોઇનેજ મારી અડધી ભુખ રહી હતી તે પણ બેસી ગએલી ખીચડીના બે ત્રણ કોળીઆથી તૃપ્ત થઇ ગઇ.

મારાથી હવે બોલ્યા વગર રહેવાયું નહીં; "આહા હા! શુ સુંદર ઘરના ને તારા હાલ? થાકયો, પાકયો, ભુખ્યો છેક રાતના નવ વાગે આવ્યો ત્યાં સુધીમાં પણ ઘર ચોખ્ખું કરવાની કે સારી રસોઇ કરવાની ફુરસદ ન મળી. ને તારા પોતાના હાલ તો જો–જાણે નરી વાઘરેણ"

આનો જવાબ તૈઆરજ હતો; "તેમાં મને શુ કહો છો? કહોને તમારી આ લાડકી કીકીને આખો દિવસ જરા પગ વાળીને બેસવા દેતી નથી કે કંઇ કામ કરવા દેતી નથી. ને હું વાઘરેણ લાગતી હોઉં તો પરણી લાવો કોઇ બીજી રંભા જેવી રુપાળી. મારી કયાં ના છે."

"હા, હા એ તો તારાં કીકીનાં રોજનાં બહાનાં છે. નશીબ મારું," કહી, એ જવાબમાં કંઇ બોલે તો ન સાંભળવા, ચપ દઇ ઉઠી મોઢું ધોવા બહાર ચાલી ગયો.

× × ×

એક સંસ્કૃત કવિએ કહ્યુ છે:—

तृषाकुलैः काव्यरसो न पीयते
क्षुधाकुलैर्व्याकरणं न भुज्यते।

(કાવ્યરસ પીવાથી તરસ મટતી નથી ને વ્યાકરણના ભોજનથી ભુખ મરતી નથી)

પણ મારે તો આજે ખરેખર કાવ્યરસ ને વ્યાકરણથીજ તરસ ને ભુખ શમાવવાનો વખત

આવ્યો હતો. કાવ્યરસનુ પાન કરવા મેઘદૂત લીધું, ને ખુરશી પર પડી વાંચવા માડયું

વાંચતાં વાંચતાં કાવ્યમાં તલ્લીન થઇ ગયો, ને ધીમેધીમે હુંજ યક્ષ હોઉં તેમ થવા લાગ્યું–ને કાવ્યના વિવિધ ભાવો જાતેજ અનુભવવા લાગ્યો છેવટે—

"તે વેળાએ, જલદ ! કદી એ ઉંઘતી હોય તો તું
પાસે બેસી, નહીં ગરજતા થોભજે પો'ર થોડું !
આ વા'લાનો નહીંતર યતાં સંગ સ્વપ્ને પરાણે,
કંઠે બાંધી સજડ ભુજની બાથ છુટી જશે રે !"

—મેઘદૂત

વાચ્યું, ને મને પણ યક્ષની માફક થયુ કે એ કદાચ ઉંઘતી હોય તો ! આંથી એ ભય અને હૃદયના બંધાએ ભાવોને આશાઓથી ઉભરાતી આખે પાછળ ફરી જોયું તો ખરેખર મારી એ સાક્ષાત્ નિદ્રાદેવી કીકીને ધવરાવી સુવડાવતાજ પોતે પણ પોતાને અનુરુપ પથારીમાં નિદ્રાધીન થઇ ગઇ હતી. હૃદયના ભાવો, આશાઓ ને ઉમળકાઓ હૃદયમાંજ દબાવી, ચોપડી ફેંકી દઇ, પથારીમાં પડી, માથે મોઢે ઓઢી, "ઓ પ્રભુ ' આને તે મારે અન્નપૂર્ણા, રંભા કે...... શુ કહેવી?" બબડી કપાળે હાથ દઇ ઉંઘી ગયો, ને આખા દિવસનો હમેશનો પરિતાપ થોડાક કલાક માટે ક્ષણજીવી મૃત્યુના ખોળામાં ધકેલી દીધો



# કસોટી

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૪૧૨ થી]

એને એમની વર્તણૂક વિચિત્ર લાગી. એ બેઉ કોણ છે એની તેને ખબર નહોતી. બેઉ એ ઘરના બાળકો છે એમ તેણે માની લીધું અને તેથી જરાક ડબાયો. એ ઘરના સંસ્કાર વીશે અભિપ્રાય બાંધવા જેટલી એની વિચાર શક્તિ ખીલી નહોતી. પણ તેને એમ તો થયું કે પોતાના ઘરના બાળકોથી આમની રીતભાત જુદી હતી.

એટલામાં સુરેશે ખીંટીએ મુકેલી કસબી ટોપી તરફ રવિની નજર ગઇ એક ઉંચો કુદકો મારી રવિએ તે ઉતારી નીચે પાડી.

"એઇ વિનોદ, આવી વાજાંવાળા જેવી ટોપી તું કેમ લાવ્યો?" તેણે પુછ્યું "કવો બણુચક છે?"

વિનોદ અને રવિએ સુરેશ સામે જોયુ સુરેશને લાગ્યું કે તેણે કૈંક કહેવું જોઇએ પણ પોતાની બાએ કેટલી હોંસથી જે કસબી ટોપી લાવી દીધી હતી તેને વાજાવાળાની ટોપી કહેનાર સાથે બોલવાની પણ તેને ઇચ્છા ન થઇ. આ બધું શું થાય છે? એ પણ તેને સમજાયું નહી. તે મુગો મુગો બેસી રહ્યો સુરેશ કૈં બોલ્યો નહીં એટલે રવિનુ ચઢી વાગ્યું

"વિનોદ, ચલ, દોસ, આપણે ફુટબોલ રમીએ" કહી તેણે સુરેશની કસમી ટોપીને વિનોદ તરફ પગ વડે ઉછાળી.

વિનોદે સામી "કીક" થી તે પાછી વાળી

સુરેશને એ અસહ્ય થઇ પડ્યું તે એકદમ ઉભો થયો ને રવિ ફરીવાર ટોપી ઉછાળે તે પહેલાં તેના હાથમાથી ટોપી ઝુંટવી લીધી. અને કૈં થયું નથી તેમ પાછો બેસી ગયો.

રવિથી એ રસભંગ સહેવાયો નહીં. તે રુઆબભેર સુરેશ પાસે ગયો ને સુરેશને શુ થાય છે તેની સમજ પડે તે પહેલાં તેના ગજવામાથી બહાર દેખાતો રુમાલ ખેંચી કાઢયો.

"આ–હા શુ મરસ છે!" વિનોદને બતાવતાં તે બોલ્યો; "કસબી સુંદરીનો બનાવ્યો છે" અને સુરેશને પુછતો હોય તેમ ઉમેર્યું: કેમ દોસ?"

સુરેશ હોઠ દાબી બેસી રહ્યો હતો. તેની આંખમાથી તણખા ઝરતા હતા.

રવિ અને વિનોદે રુમાલના ફુગ્ગા બનાવી ઉરાડવા માંડ્યા ને એમ કરતા રુમાલ બારી બહાર જઇ પડયો.

સુરેશ રડવા જેવો થઇ ગયો જેમ તેમ કરી મહા પ્રયત્ને તેણે આંસુ ખાળી રાખ્યા. તેને લાગ્યું કે તેની એક જબરી કસોટી થઇ રહી હતી.

રવિ અને વિનોદ બારીએ ગયા ને રુમાલ રસ્તા પર પડેલો જોઇ રવિ બોલ્યો: "ચાલો બીચારી ઘની ઝાડુવાળી ખુશ થશે. આવો સારો રુમાલ એ ક્યાંથી લાવવાની હતી?"

વિનોદ કૈં બોલ્યો નહીં એટલે રવિએ કહ્યુ: "ચલ, બે, જોયાં શુ કરે છે? ચલ તો સહી, બીજું કૈં હોય તો જોઇએ." અને રવિ પાછો ફરી સુરેશની પાસે આવ્યો. બારીએથી પાછા ફરતાં તેની નજર ટેબલ નીચે મુકેલાં બચકા પર પડી અને રવિ એ તરફ વળ્યો. સુરેશે તે જોયું તેની ધીરજ ખુટી ગઇ હતી. તે ઉભો થયો અને રોકેલા અવાજે બોલ્યો: "એ મારું છે."

"હં, એમ કે?" રવિએ ટાણો માર્યો; "તે તેમાં શુ થયું? જોઇએ તો ખરા કે અંદર શું છે? કેમ વિનોદ?"

"પણ—" સુરેશ કૈંક કહેવા જતો હતો.

"હવે પણ ને બણ, યાર, એમ શું કરે છે? જોવા તો દે તારી બાએ બાઉ આપ્યો હોય તો લઇ નહીં લઇએ તે તારી બા કેવીક છે?"

સુરેશથી વધારે સહેવાયુ નહીં. તેના મને બે જણ દેવથીએ વધારે દુર્લભ હતા—તે તેના માતા અને પિતા પોતાના મોએ પોતાની વહાલી બાની આવી મશ્કરી તે સાખી શકયો નહીં તે ઉભો થયો, રવિની પાસે ગયો ને જોરથી રવિનો કાન પકડયો

"ફરી બોનગો તો મારીશ" તેણે ડોળા કાઢી સખત અવાજે કહ્યુ અને પોતાનુ બળ દાખવતો હોય તેમ રવિનો કાન જરાક મરડયો

તરતજ રવિ બુમ પાડી ઉઠયો તેવી સુરેશે દબાણ ઓછું કયુ પણ કાન છોડી દીધો નહીં

"બે, વિનોદ' રવિએ આજીજી સાથે કહ્યુ, "આ દંતનો હાથ કોડવને બાયવો છે? જોયા શુ કરે છે? ના છોડે તો પેલુ કુકુ ધુકુ ફેંકને, હમણા છોડી દેશે" રવિએ યુક્તિ બતાવી.

વિનોદ અને સુરેશ બેઉએ બારીમા લટકતા કુકા તરફ નજર કરી.

"શુ થશે?" એનો વિચાર કરતો સુરેશ ઉભો રહ્યો વિનોદ કૈંક ગણત્રી કરતો, કૈંક ગણ-ગણતો બારીએ ગયો અને કુંકું લઇ પાછો ફર્યો

"છોડ, નહીં તો મા-છુ' તેણે કહ્યુ.

એટલામા બારણા બહારથી કોઇનો અવાજ આવ્યો "જોઉતો કોણ એને મારે છે" અને એક દસ અગીઆર વર્ષની બાલિકા જોસ ભેર વિનોદ અને સુરેશ વચ્ચે આવી ઉભી રહી

"એ બહેન, એ ઉષા, આ રાક્ષસને કહેને" રવિએ આજીજીપૂર્વક તેને કહ્યુ.

"શા માટે કહે? કોઇ આપણી બાની એવી મશ્કરી કરે તો તુએ એમ કરે" ઉષાએ આ ત્રણ બાળકોની રમઝટ બારણા પાછળથી જોઇ હતી, તે બોલી

સુરેશ ઉષાને જોઇ રહ્યો હતો એ ધ્યાન-મા તેના હાથમાંથી રવિનો કાન છુટી ગયો. કાન પપાળતો રવિ બોલ્યો: "યાદ રાખજે, માકડા, તારી બરાબર વલે કરીશ" અને રવિ બહ બહાર જતો રહ્યો ઝડપભેર કુંકુ મુકી દઇ વિનોદ પણ તેની પાછળ દોડી ગયો

રવિની ધમકી સાભળી ઉષા જરાક ગભરાઇ પણ નવા માણસને ધીરજ આપવાનુ એને સાહજિક મન થઇ આવ્યુ સ્ત્રી ગમે તેટલી અપક્વ કે નિર્બલ હોય છતા શાંતિ આપનારની શીળો ઉદારતા તો તેની સાહજિક પ્રકૃતિ છે

"ભાઇ, તમને એ કૈં નહીં કરે હો એ તો છેજ એવો" તેણે કહ્યુ. લડાઇમા હારી ગએલો રાજા પણ પોતાનુ દુઃખ ભુલી જાય એટલી મમતા એના અવાજમા હતી

સુરેશ કૈં ઉત્તર આપી ન શકયો અ નિમેષ નજરે એ ઉષાને જોઇ રહ્યો હતો એનું નાનું, સુંદર અ ા, નાનુ મીઠું મો, ધ.ીલુ કપાળ, એના ઝીણા ઝીણા લાગતા કોમળ અવયવો, ને એના રેશમ જેવા સુંવાળા વાળ એ બધી સૌન્દર્ય સમૃદ્ધિ નીરખી એ અવાક થઇ ગયો એના ગામમાં એણે આવી છોકરી જોઇ નહોતી

"તમે કોણ? એના બેન થાઓ?" કેટલીકવારે તેણે પુછ્યુ.

"હા તમે બીશો નહીં બધુ હું બાપુ ને કહી દઇશ"

"ના, ના, કોઇને ન કહેતો. એમાં શુ' એ તો અમસ્તું. અમે તો મન્દ કેની?".

સ્ત્રી અને પુરુષની નીરાળી સૃષ્ટિઓનો તફાવત સમજાવતો હોય એવા ભાવે તેણે કહ્યુ

ઉષાને નવાઇ થઇ. રવિ, વિનોદ અને આમાં કેટલો ફેર? તેણે વિચાર્યું. એ લોક તો રોજ ભાઇને કં ને કં ફરીઆદ કરે છે ને આ તો સામી ના પાડે છે. એને સુરેશ માટે માન ઉત્પન્ન થયું. તેને એમ પણ થયું કે આવો ભાઇ હોય તો કેવું સારું? ને આવેશ ભેર તેણે પુછ્યું: "મારો ભાઇ તમારા જેવો નથી. તમારા જેવો ભાઇ હોય તો કેવું સારું? હું ખુબ ખુશ થાઉં"

સુરેશને એણે વાંચેલી એક બે વાર્તાઓ યાદ આવી. તેણે હીંમત લાવી કહ્યું. "હું તમારો ભાઇ થઇશ" ને એ વાર્તાના નાયક પેઠે સગર્વ તે ઉભો રહ્યો.

ઉષા સહર્ષ તેના સામે જોઇ રહી; પછી ઉતાવળે પગે ત્યાંથી જતી રહી ને પલવારમાં પાછી આવી.

"આ ખુરસી પર બેસો" તેણે રુઆબભેર કહ્યું જાણે ચિર કાળથી તેણે તેના પર અમલ ચલાવ્યો હોય એટલી સાહજિકતા એના હાવભાવમાં હતી. ઉષાએ બેસાડયો ત્યાં સુરેશ બેઠો.

ઉષા કંકાવટી સંતાડીને લાવી હતી તેમાંથી કંકુ લઇ સુરેશને તેણે ચાંલ્લો કર્યો ને અક્ષત ચોઢી ઓવારણા લેતી હોય તેમ ઉમળકાભેર તે બોલી: "ઘણું જીવો મારા ભાઇ" અને આવેશભેર ત્યાંથી જતી રહી. તેના નાના અમથા હૃદયમાં આનંદની ઊર્મિઓ ઉભરાઇ જતી હતી..

સુરેશના હૃદયમાં પણ અવનવા ભાવો જન્મ પામ્યા. દુનીઆ તેને નવા રંગોથી રંગાતી હોય તેમ લાગ્યું પોતાના પિતાનો અને પોતાનો આ નવા ઘરમાં અનાદર થયો હતો એ તે વીસરી ગયો. તેને એ ઘરનાં માણસો દુનીઆમાં સૌથી સારામાં સારા માણસો હોય એમ લાગવા માંડ્યું.

આ નવી લાગણીઓ અનુભવતો તે બેઠો હતો એટલામાં એક નોકરે આવી કહ્યું: "આસો, નીચે ચા પીવા બોલાવે છે"

નવું પ્રાપ્ત થએલું સુખ અનુભવતા સુરેશને ત્યાં બેસી રહેવું ગમતું હતું કમને તે ઉઠયો અને આવનાર માણસ સાથે નીચે ગયો.

પરસાળમાં પાટલાઓ નાખી બધા બેઠા હતા. સુરેશને આવતો જોઇ સુનંદાએ પુછ્યું: "તેં દાતણ કર્યું?" સુરેશે ના પાડી.

"જા રવિ! આને ચોકમાં લઇજા." સુનંદાએ કહ્યું.

રવિનું મોં ભારે થયું. જાણે સાંભળ્યું નથી એમ તે બેસી રહ્યો.

"કેમ, અલ્યા, ઉઠાતુ નથી?" સુનંદાએ કડક અવાજે પુછ્યુ.

"પણ બા, હું ચા પીઉં છું તે! દોસ, વિનોદ, તું જરા એને લઇ જાને" અને વિનોદ તરફ કાલાવાલા કરતો હોય તેમ જોઇ રહ્યો.

"ના, તુંજ જા" સુનંદાએ હુકમ કર્યો; "એમ ખરાબ ટેવ પડે"

"પણ ત્યારે પેલી ઉષલીને કેમ કોઇ નથી કહેતુ? એ શું કરવાની છે! નાહક અમને હેરાન કરે છે." ને પછી ઉમેર્યું; "જાણે અમે તો બધાના ગુલામ."

"કેમ નથી માનતો કે" સુનંદાએ ડોળા કકડાવી કહ્યું.

"પણ બા, પછી જો મારે લેસન કરવાનુ મોડું થાય છે તે હું ના જાણું.".

એટલામાં સુરેશ વચ્ચે પડી બોલ્યો.

"કંઇ નહીં, કાકી, ભાઇને બેસવાદો. હું શોધી કાઢીશ" ને તે ચોક તરફ વળ્યો એટલે ઉષા ધીરેથી બોલી. "હું બતાવું છું"

ને તે સુરેશની પાછળ ગઇ

સુરેશ અને ઉષા ચોકમા ગયા ત્યા ઉમર પર ઉભા રહી ઉષાએ સુરેશને દોર્યો

"પેલા નળ નીચે મો ધોજે, એમા ગરમ પાણી આવે છે"

સુરેશ નળ પાસે ગયો અને માથુ નીચુ કરી પાણીની ધારા ઝીલવા માડી ત્યા ઉષાએ તરતનો કરેલો ચાલ્લો તેને યાદ આવ્યો આટની વારમા તે ભુસી નાખવાનુ તેને મન ના થયુ તેથી માત્ર આખ, મો ધોઇ તે પાછો ફર્યો એટલામા જાણે જવાબ લેતી હોય તેમ ઉષા બોલી ઉઠી "આટલીવારમા ચાલ્લો ભુસો નાખ્યો કેની ?"

સુરેશે ઉત્તર આપ્યો નહીં: માત્ર તેનુ ઝગઝગતુ મો તેણે ઉષા તરફ ફેરવ્યુ તે જોઇ ઉષા આનદે ઘેલી થઇ ગઇ

૩

બપોરે દેવભાઇ પાછા જવાના હતા ઘડીઆળ વેગભર વખત કાપતી હતી સુરેશનુ હૃદય ધબકી રહ્યુ હતુ પિતા તેને મુકીને જશે એને પોતાને એકલા રહેવુ પડશે તે કેમ રહેવાશે એ વિચારથી તેનુ બાળક મન મુઝાતુ હતું દીવાનખાનામા તેની સામે બેઠેલા પિતાએ એ જોયુ અને તેનુ હૃદય પણ ભરાઇ આવ્યુ માડમાડ આસુઓ રોકી ગળાનો ડુમો ડાબી તે બોલ્યો ભાઇ કાકાને પજવશો નહીં હો."

સુરેશથી ઉત્તર અપાયો નહીં તેની પાછળ ઉષા ઉભી હતી તેણે એ જોયુ ને બોલી ઉઠી ના, હું નહીં કાકા અમે બધા તો ખુબ મજા કરીશુ '

અતે વખત ભરાઇ ગયો ગાડી આવી દેવભાઇ, સુરેશ, અને ઉષા નીચ ઉતર્યા દેવભાઇએ ઘરમા બધાની રજા લીધી અને ગાડીમા બેઠા જોતજોતામા ગાડી ચાલવા માડી ને "ભાઇ, શરીર જાળવજે હો" દેવભાઇના એ છેલ્લા શબ્દો ગાડીના ઘરઘરાટ કરતા અવાજ સાથે ધીમા થઇ શમી ગયા ગાડી દૃષ્ટિ બહાર થઇ ત્યા લગી ઉડતી ધુળ પાછી જમીન પર પડી સ્થિર થઇ ગઇ ત્યા સુધી સુરેશ એ દિશામા જોતો ઉભો રહ્યો અને તેની પાછળ ઉષા પણ ઉભી રહી સુરેશે મો ફેરવ્યુ ત્યારે તેણે તેની આખમા બોર બોર જેવડા આસુઓ વળેલા જોયા ઉષાની આખોમાં પણ પાણી ભરાઇ આવ્યા હતા. તે સુરેશ પાસ ગઇ અને તેનો હાથ પકડી ધીમેથી બોલી "ભાઇ!"

સુરેશે ઉંચુ જોયુ ને ઉષાની આખો આસુવાળી જોઇ બેઉ જરાવાર એકમેક સામુ જોઇ રહ્યા એ મીટમા ભવોભવે ન ભુલાય એવી મત્રી જન્મ પામી

બેઉ મુગામુગા ઉપર ગયા, ત્યારે મેડે કોઇ નહોતુ બેઉ એક મેચ પર બેઠા

"તમને સુનુ લાગશે ખરુ ?" ઉષાએ હીંમત કરી પુછ્યુ

સુરેશ હા કહેતો હોય તેમ તેના તરફ જોઇ રહ્યો

પણ હુ છુ કેની ?" ઉષાએ કહ્યુ

તેના હાવભાવમા કૈક અપૂર્વ આકર્ષણ અને સામા માણસમા શ્રદ્ધા ઉપજ કરવાની તાકાત હતી

સુરેશ ઉભો થઇ ગયો "બેન બેન તુ તો દેવી છે' ઉમળકાભેર તે બોલ્યો

આખો નચાવતી, હસતી, બેની ઉષા ત્યાથી જતી રહી જતા જતા તેણે કહ્યુ "ને તમે પણ દેવ થજો!"

[આ વર્તાનો વિશેષ ભાગ આવતા અકમા આ વાર્તાનુ બીજુ પ્રકરણ સૌ લીલાવતી મુનશી લખશે ]

# સંસ્કૃતિની એક બાજુ

[અનુસંધાન પૃષ્ટ ૪૦૬ થી]

શું છે? હું કોઇનું જરાએ કે બગાડું છું?"

આ સરળ પ્રશ્નનો ઉત્તર રતુભાઇને સુઝ્યો નહીં, પણ તેમણે કઠોરતાથી સામો પ્રશ્ન કર્યો. "એટલો બગડીનો મોહ નથી છોડી શકતા તો બીજું શું તમે નહીં કરો?"

સુશીલાને વજ્રઘાત થયો, તેની આખોમાંથી લોહીના આસુ ખર્યા. તેણે શરમથી પોતાના હાથોવડે મુખ ઢાકી દીધું, અને ત્યાથી ચાલી ગઇ તે દિવસથી રતુભાઇએ કાચની બગડીઓ કાઢી નાખવાનો અને ઉગ્ર વૈરાગ્ય પાળવાનો હુકમ કર્યો...

૭ માસ પછી રતુભાઇની પત્ની સુવાવડમા મૃત્યુ પામી પોતાનુ માણસ માદુ પડે કે મૃત્યુ પામે ત્યારે માણસને કેવી લાગણી થાય? જગતની બીહામણી જ્વાલામા, સળગતા સંસારમા જાણે એકલુ નિરાધાર ઉભુ હોય. આ નિરાધારી રતુભાઇથી સહન ન થઇ. એમણે વિચાર કર્યો 'બધાજ કે સંયમ સાચવી શકે છે? અને સયમની આવશ્યકતા પણ શી છે? બે માસ પછી ૫૬૨ ૧૫ની કન્યા સાથે એમણે ફરી લગ્ન કર્યા અને ફરી સયમી બન્યા!

એ લગ્નમા બીચારી સુશીલાને આસુભરી આખોએ સવારથી રાતસુધી કામ કરવા સીવાય બીજો કશોએ ભાગ લેવાનો નહોતો.

સયમનો આદર્શ આમ જળવાય! સયમના પાઠ આમ શીખવાય!

## સદાચાર!

રજનાને સાસગમા કોઇ સગુ નહોતુ. પીએરમા બાપ અને સાવકી મા હતા. મોટરના અકસ્માતથી રંજનાનો પતિ મૃત્યુ પામ્યો ત્યારે માબાપ આવીને એને પોતાના ઘેર તેડી ગયા. માતાના મનથી રજના એ પાપની પ્રત્યક્ષ મૂર્તિ હતી. જીવતો જાગતો પતિ એ વિના મરી શાનો જાય? સંસારમા તે કદી રજનાનુ મુખ જોતી નહીં. બહાર જતી વખતે કદાચ રજના સામી મળી જાય તો અપશુકન માની થોડીવાર થોભી જતી. તેના કાસકી, કફાનડીને રજનાથી અજાણેએ સ્પર્શ થતો નહીં, તેના કપડાં લત્તા પર રજનાની દૃષ્ટિ પડતી તો એની નજર લાગશે એવો તેને ભય થતો, આમ રજના જીવતી.

પતિ વિનાની સ્ત્રી પાસે સદાચાર પળાવવા માટે તેને જેમ બને એમ વધારે કામ આપવુ જોઇએ એવો તેનો મત હતો. આ હેતુથી તેણે ઘરમાના બધા નોકરોને રજા આપી અને તે બધાં કામ રજનાને સોપ્યા. પિતાનુ હૃદય પણ રજનાની સ્થિતિનો ક્યાલ કરવાને અશક્ત હતુ. વગર પગારનું રખેવાળ મળવાથી માતા પિતા બેઉના ચિત્તને નિવૃતિ થઇ અને તેમણે પોતાના ગૃહસ્થાશ્રમનો નીરાતે ઉપભોગ લેવા માડયો.

રંજના ત્યા રહેવા આવ્યા પછી એની માતાને બે બાળક થયા. સુવાવડો કરવાનુ, બાળકોને ઉછેરવાનુ અને બીજુ બધુએ કામ એકલી રજનાને કરવુ પડતુ. એનુ જીવન નકામુ હતુ, એનો ધર્મ ભયમા હતો, બીજાને આશરે એ જીવતી હતી, સુખ, આનંદ, વીસામાની આશા રાખવાનો એને હકજ નહોતો. આ સ્થિતિમા એને ક્યારેએ થાક લાગવાનો કે શરીર બગડવાનો સભવજ શાનો હોય? છતાએ કોઇ કોઇ વાર એ એવા ઢોંગ કરે છે એમ એની માતાને લાગ્યા વિના રહેતુ નહીં.

ઇશ્વર પણ જબરો મશ્કરો છેને! બીચારી રજના રોજ રોજ દિવસમા કેટલીવાર મૃત્યુની

આરાધના કરે...ને તેમ તેમ જાણે મૃત્યુ એનાથી આઘું નાસે. પણ નાસતાં નાસતાં એક દિવસ તે રંજનાની માતાને પોતાની સાથે લેતું ગયું.

રંજનાના પિતાને ઘડપણમાં ભારે દુઃખ આવી પડ્યું. એનું ઘર ભાંગી ગયું—એનો ગૃહસ્થાશ્રમ અધુરો રહ્યો! આવાં દુઃખ યુવાનીમાં સહેલાઇથી ખમી શકાય, પણ ઘરડાંઓને તો બીચારાંને કોઇનાએ સહવાસ વિના ચાલે? રજના ઘરમાં હતી—ઘરનો કારભાર તો એની પાસેજ હતો, પણ તોએ—ગમે એમ તોએ એ તો પુત્રી—પત્નીની તોલે કે આવે? લાચારીએ તેણે સાઠ વર્ષની વયે સત્તર વર્ષની કન્યા સાથે ત્રીજીવારનું લગ્ન કર્યું—

નવી પત્નીએ પોતાનું ભવિષ્ય ત્યારથીજ જોઇ લીધું અને રંજના પાસેથી વૈધવ્યનાં તપ શીખવાની શરુઆત પણ કરી દીધી!

સદાચાર એમ પમાય! ગૃહસ્થાશ્રમધર્મનું પાલન એમ થાય! સદાચારનાં બી કુટુંબમાં આમ વવાય!

---

## ગુજરાત યુનીવર્સીટી



[અનુસંધાન પૃષ્ઠ ૪૦૮ થી]

### ૩. ગુજરાત યુનીવર્સીટીમાં કોઇ ખાસ વિશિષ્ટતા મુકાશે કે કેમ?

વસ્તુતઃ ગુજરાત યુનીવર્સીટીમાં કેટલીક વિશિષ્ટતા લાવી શકાય એમ છે. પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે ઘણી વિશિષ્ટતા તો, મનુષ્યના ચહેરાની માફક, જન્મથીજ હોતી નથી પણ ધીમેધીમે વિકસે છે. યુનીવર્સીટીઓ પણ જેમજેમ વિકસશે તેમતેમ એનું સ્વરુપ અધિક ને અધિક વિશિષ્ટતા ગ્રહણ કરતું જશે. આ સંબંધમાં એક વાત એ પણ લક્ષ્યમાં રાખવાની જરુર છે કે હીંદુસ્થાનની યુનીવર્સીટીઓ હજી બાલ્યાવસ્થામાં છે, એ જે જ્ઞાન પ્રસારે છે એ હજી સામાન્ય આકારનું છે, એટલુંજ છે કે જેટલું દરેક યુનીવર્સીટીમાં હોવુંજ જોઇએ, અને વિશિષ્ટતાની વાત તે પછીજ શરુ થઇ શકે છે. ઈંગ્લંડમાં છેલ્લાં પચાસ સો વર્ષમા જે યુનીવર્સીટીઓ ઉમેરાઇ છે એ કેવા હેતુથી ઉમેરાઇ છે એ જોઇએ. ખુલ્લું છે કે ઉચ્ચ શિક્ષણનો અભિલાષ ધરાવતા ઈંગ્લંડના સઘળાજ વિદ્યાર્થીઓને ઓક્સફર્ડ–કેંબ્રીજમા સ્થાન ન મળી શકે, અને એકાદ બીજી યુનીવર્સીટી ઉઘાડવામાં આવે તો તે પણ બધા વિદ્યર્થીઓને નિવાસસ્થાન આપી ન શકે. તેથી લંડન યુનીવર્સીટી થઇ, બીજી યુનીવર્સીટી સ્થાપનાં, યુનીવર્સીટી થઇ તે લંડનમાં શિક્ષક, અને લંડન બહારને માટે કેવળ પરીક્ષક લંડન બહારની પરીક્ષા કરતાં અંદરના શિક્ષણ ઉપર ધ્યાન વિશેષ દેવાવા લાગ્યું, અને અત્યારે લંડનમાં પણ શિષ્યાવાસની વિશેષ જોગવાઇ કરવાનો યત્ન ચાલે છે. બીજી યુનીવર્સીટી જેમકે વેલ્શ, બર્મીંગહામ, મેન્ચેસ્ટર, શેફીલ્ડ, લીડઝ, ડહાંમ, રેડીંગ વગેરે–સ્થપાઇ તેમાં બે હેતુ રહેલા હતા. એક હેતુ તો ઈંગ્લંડમાં જેને National Education યાને રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન કહે છે તે હતો; એટલે કે ઓક્સફર્ડ અને કેંબ્રીજના શિષ્યાવાસ અને એવું શિક્ષણ બહુ ખર્ચાળ હોઇ તવંગર અને અમીર વર્ગ સીવાયના સામાન્ય લોકને ત્યાંની કેળવણી અપ્રાપ્ય હતી, અને હજી પણ છે, અને તેથી સૌકોઇ ઉચ્ચ શિક્ષણ લઇ શકે તે માટે બીજી યુનીવર્સીટીઓ સ્થાપવાની જરુર હતી. આ સાથે બીજો ગૌણ હેતુ જે ખરું જોતાં હેતુ નહીં પણ આનુષંગિક લાભ હતો, તે એ કે ઓક્સફર્ડ કેંબ્રીજમાં મધ્યકાલીન યુરોપનું વાતાવરણ છે તેને બદલે આ નવી યુનીવર્સીટીઓમા અર્વાચીન યુગને અનુરૂપ એટલે વ્યવહારુ ભૌતિકપદાર્થવિદ્યાના પ્રાધાન્યવાળી કેળવણી આપી શકાય. પણ આટલા ઉપરથી કોઇ એમ અનુમાન કરે કે આ પુરાણી અને નવી યુનીવર્સીટીઓએ વિષય વહેંચી લીધા છે, અથવા પ્રજાએ યુનીવર્સીટીઓ વહેંચી લીધી છે તો તે યથાર્થ નથી. ઓક્સફર્ડ કેંબ્રીજમાં શીખવાતા ઘણા વિષયો નવી યુનીવર્સીટીમાં શીખવાય છે, અને નવી યુનીવર્સીટીના ઓક્સફર્ડ કેંબ્રીજમાં પણ શીખવાય છે. ભેદ માત્ર વિષયના પ્રધાન્યમા અને વાતાવરણમાં છે; તેમજ, યુદ્ધ પછી મજુર વર્ગ પણ હવે ઓક્સફર્ડ કેંબ્રીજનાં ગ્રીક અને લેટીન શીખવાનો હક કરે છે, અને એ યુનીવર્સીટીમાં સ્થાન મેળવે છે. અને તેથી અત્યારે જો કે એ યુનીવર્સીટીઓ મોટો ભાગ કન્ઝર્વેટીવ પક્ષમાં છે, તોપણ મજુર પક્ષ સાથે સહાનુભૂતિવાળો વર્ગ પણ એમાં થોડો નથી. પણ આ વિષય ઉપર ન ચઢી જતાં મુળ વિષય ઉપર રહીએ

તો કહેવાનું એ કે આપણી નવી યુનીવર્સીટીમા ઐકાન્તિક વૈશિષ્ટયની અપેક્ષા રાખવી યોગ્ય નથી, એવુ વૈશિષ્ટ્ય ઇગ્લંડમા પણ નથી, અને આપણે ત્યા તો એ શક્ય નથી, અને પૂર્વો ક્ત કારણસર–સામાન્ય વિષયની આવશ્યકતા એ કારણથી–અત્યારે ઇષ્ટ પણ નથી પણ આ તો એક ચેતવણીરૂપે એટલા માટે કહ્યુ કે કેટલાક લોકને વૈશિષ્ટયનો અદ્ભુત ખ્યાલ હોય છે, તેઓ એમ ધારતા દેખાય છે કે મુબાઇમા માણસો પગે ચાલે છે તો ગુજરાતમા તેમણે માથા ઉપર ચાલવુ જોઇએ ! વસ્તુત મુબાઇ યુની-વર્સીટીની અને ગુજરાત યુનીવર્સીટીની કેળવણી વચ્ચે એવો ભેદ રહેશે નહીં. પણ ગુજરાત યુનીવર્સીટી ગુજરાતની વિશિષ્ટ સસ્કૃતિ જાળ-વવા અને કેળવવા માટે ખાસ પ્રયત્ન તો કરશેજ કારણ કે એ એની ઉત્પત્તિનુ એક પ્રયોજન છે જેને બાઇટે લગભગ પોણોસો વર્ષ ઉપર જોયુ હતુ, અને આપણા રાજ્યતન્ત્રીઓ આજ જુએ છે કે હીંદુસ્થાનની રાષ્ટ્રીય એકતા પ્રાન્તિક બધુતાના (Federation of Provinces) રૂપમાજ શક્ય છે, પ્રત્યેક પ્રાતની કેટલીક વિશિષ્ટતા છે, જે એની સામાન્ય હીંદુસસ્કૃતિમા કેટલીક ભાત પાડે છે, અને એ વિશિષ્ટતા પ્રાન્તિક ભાષાદ્વારા કેળવણી આપીને સાચવી શકાય છે, પણ તે ઉપરાત આપણી ગુજરાતી પ્રકૃતિને ખાસ અનુકૂળ પડતા, અને ગુજરાતમા જેના અભ્યાસ માટે સારી જોગવાઇ થઇ શકે એમ છે એવા કેટલાક વિષયો આપણી નવી યુનીવર્સીટીમા દાખલ કરી શકાશે આ નવી કોલેજો અને કોલેજોના કેટલાક નવા ખાતા ઉઘાડવા સંબંધી સુચનાને અંગે આગળ ઉપર વિચાર કરીશુ પણ આટલી વિશિષ્ટતા બાદ કરતા, પ્રાન્તિક વિશિષ્ટતાના મોહમા આપણે રાષ્ટ્રીય એકતાનુ ભાન ભુલી ન જઇએ, અને યુનીવર્સીટીનું એક પ્રધાન કર્તવ્ય જ્ઞાનમા મનુષ્ય માત્રની એકતા સાધવાનુ એ વીસરી ન જઇએ, તે માટે હું વસન્તના પૌષ માસના અકમા જણાવેલા વિચાર પ્રત્યે સૌનું ફરી ધ્યાન ખેચુ છુ તે એ કે યુનીવર્સીટીઓએ સભેદક થવુ જોઇએ વિભેદક નહીં *

* પ્રાન્તિક સસ્કૃતિની વાતોમા યુનીવર્સીટીનો પ્રધાન ઉદ્દેશ ભુલાઇ જવાનો ભય છે સ્મરણમા રાખવુ જોઇએ કે યુરોપમા યુનીવર્સીટી એ સશ્લેષક (unifying) બળ હતુ અને અદ્યાપિ છે, વિશ્લેષક નહીં મધ્યયુગમાં જ્યારે રોમન સામ્રાજ્ય તુટી યુરોપની જુદી જુદી પ્રજાઓ બધાઈ ત્યારે એ સર્વની એકતા યુનીવર્સીટીઓદ્વારા સચવાતી હતી, અને અત્યારે પણ ઇગ્લડ ફ્રાન્સ જર્મની ઈટાલી રશીઆની યુનીવર્સીટીઆમા જે કૈં ભેદ દેખાય છે તે તે પ્રજાના આર્થિક, સમાજિક અને નૈતિક ગુણોનો ભેદ રહેલો છે તેમા તે તે પ્રજાની સસ્કૃતિનુ કોઈપણ વૈશિષ્ટ્ય પ્રતિબિમ્બિત થાય છે એમ નથી, બલ્કે પ્રજાપ્રજાના રાજકીય વિરોધની વચ્ચે સત્યસશોધનરૂપી યુનીવર્સીટીઓનો સર્વસમાન ઉદ્દે । એકતાના ભાવથી જાળવી રાખવાનો યત્ન જોવામા આવે છે મુબાઈ યુની વર્સીટીમા ગુજરાતનુ વૈશિષ્ટ્ય જે સર્વથા લુપ્ત થતુ હતુ તેને ગુજરાત યુનીવર્સીટીમા સ્થાન મળશે, પણ કે મ ‘ાનો કાર્યપ્રદેશ એ વૈવિશષ્ટયની બહાર ઘણો મોટો રહેશે, તેમા સમસ્ત હીંદની બલ્કે સમસ્ત પૃથ્વીની ≡ ≡પ્રામશે. જગતના મહાન સાહિત્ય, ઈતિહાસ, તત્ત્વજ્ઞાન, અર્થશાસ્ત્ર ગણિત શાસ્ત્ર, ભૌતિકવિદ્યા ત્યના ધવલગિરિઓ આક્રાન્ત કરવાના છે તેમા પ્રાન્તિક ભેદને અવકાશ નથી એ વાત વ્યવસ્થા વી પડે એમ નથી, પણ ગુજરાતની સામાન્ય પ્રજા પણ એ લાગણીનેજ આગળ utonomy ’ યાને પ્રાન્તિક સ્વતંત્રતા અને Remission of Prov ો તરફથી હીંની સરકારમા ભરાતી રકમમા છૂટ મુકવાના ભેદ અને ઈર્ષ્યાના કરી રહી છે તે સમયના, પ્રજાની દષ્ટિને પ્રાતિક ભેદ ભુલાવી ે નો કોણ કરશે ?—વસન્ત

## કેળવણીનું વાહન ગુજરાતી કે અંગ્રેજી?

પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમા તો માતૃભાષાદ્વારાજ શિક્ષણ આપવુ જોઇએ એ સિદ્ધાન્ત અત્યારે સર્વાનુમતે સ્વીકારાઇ ચુકયો છે અને મેટ્રીક્યુલેશન પરીક્ષા પણ માતૃભાષામા લેવી જોઇએ એમ હીંદુસ્થાનની લગભગ બધીજ યુનીવર્સીટીઓએ માન્યુ છે, અને એનો વૈકલ્પિક રુપે અને અમુક વિષયોમા અમલ પણ શરુ કરી દીધો છે વિકલ્પનો લાભ લઇ કેટલીક શાળાઓ જુને ચીને ચાલ્યા ન કરે તે માટે સયુક્ત પ્રાન્તની હાઇસ્કુલ બોર્ડે તો જે વિદ્યાર્થીની ભાષા હીંદી કે ઉર્દુ હોય તેને માટે માતૃભાષામા ઉત્તરો લખવા એ ફરજીઆત કર્યું છે પણ તે પછી કોલેજોમા અપાતુ શિક્ષણ હીંદુસ્થાનની બધીજ યુનીવર્સીટીઓમાં (નિઝામ રાજ્યની ઉસમાની આ યુનીવર્સીટી સીવાય) હજી અગ્રેજીમાજ અપાય છે આ પદ્ધતિ ખોટી છે એમ તો હવે વિદ્વાનો પણ માનતા થયા છે પરતુ યુનીવર્સીટીમા માતૃભાષાદ્વારા શિક્ષણ આપવામા ઘણીક વ્યાવહારિક મુશ્કેલીઓ નડે છે જેની અવગણના કરીને ચાલવાથી વિદ્યાર્થીની વિદ્યાને હાનિજ થવાનો સભવ છે એમ ઘણાઓને ભય રહે છે નવી યુનીવર્સીટીઓ, જેમ કે લખનૌ અલ્હાબાદ—ઇન્ટરમીડીએટ પછીજ યુનીવર્સીટી શિક્ષણ શરુ કરે છે ત્યા કદાચ આગળ જતા ઇન્ટરમીડિએટ સુધીનુ શિક્ષણ અને પરીક્ષા હાઇસ્કુલની પેઠે માતૃભાષાદ્વારાજ આપવાનુ ઠરે એ સભવિત છે ડો પરાજપેએ મહારાષ્ટ્ર યુનીવર્સીટીમા તેમ કરવાનો મત જાહેર કર્યો છે આપણે ત્યાને માટે મુંબઇ યુનીવર્સીટી રીફોર્મ કમીટીએ આ પ્રશ્નનો વિચાર કર્યો છે, પણ દ્દઢતાપૂર્વક નિર્ણય આપ્યો નથી તથાપિ મહારાષ્ટ્ર યુનીવર્સીટી મરાઠીદ્વારા શિક્ષણ આપશે એ સભવિત માન્યુ છે અને ત્યા એ પ્રમાણેજ થશે આપણે ત્યા પણ ગુજરાતીદ્વારા શિક્ષણ આપવામા બાધ મનાશે નહીં, અને હુ ધારુ છુ કે એ તરફજ આપણામાના ઘણા ખરાનુ વલણ છે છતા લાબા વખત સુધી તો અમદાવાદ સાહિત્યપરિષદમા સુચનાઇ હતી તેવી દ્વિરૂપ પદ્ધતિ અગતિકતાએ સ્વીકારવી પડશે—એટલે કે પાઠ્યપુસ્તકો અને વિદ્યાવૃદ્ધિનાં પુસ્તકો અગ્રેજી, અને અધ્યાપકનુ અધ્યાપન ગુજરાતીમા માતૃભાષાનો પ્રયોગ આટલો પણ કોલેજના શિક્ષણમા દાખલ કરવાથી એક પરિણામ શુ આવશે એ ઉઘાડી આખે જોઇ લેવુ જોઇએ પછી ભલે એમાં કોઇને ઇષ્ટાપત્તિ હોય અને કોઇને આફત હોય તે એ કે આપણા પ્રોફેસરો ગુજરાતીજ, અર્થાત્ જેઓ આપણી માતૃભાષાનો બહુ સુદર અને સબળ રીતે પ્રયોગ કરી શકે એવા જ રાખવા પડશે આમા વિદ્યાની દૃષ્ટિએ લાભ છે કે હાનિ એ બહુ પુખ્ત વિચાર કરીને નક્કી કરવાનુ છે, હું પોતે આ નિયન્ત્રણ બી એ બી એસ સી સુધી એટલે સામાન્ય કોલેજોમા સહન કરવા તૈયાર છુ પણ યુનીવર્સીટીના પોસ્ટ—ગ્રેજ્યુએટ કામ માટે તો અગ્રેજી ભાષાજ રહેવી જોઇએ, અને પ્રોફેસરોની પસદગીમા માતૃભાષાનુ કશુજ નિયન્ત્રણ ન રહે ન જોઇએ એવો મારો દૃઢ મત છે આ જ્ઞાનના ઉચા કામ માટે માતૃભાષામા સાધન નથી કે એ માટે જેવા પ્રોફેસરો જોઇએ તેવા ગુજરાતમા અલભ્ય છે એ મારા મતનુ કારણ નથી, પણ હુ માનુ છુ કે અમુક ભૂમિકાથી આગળ આપણી યુનીવર્સીટીએ પ્રાન્તિક મટી જવુ જોઇએ અને બીજી યુનીવર્સીટીઓ સાથે નિત્ય વ્યવહારમા—જ્ઞાનની આપલેમા—જોડાએલા રહેવુ જોઇએ અને આ વ્યવહાર માત્ર હીંદુસ્થાનની યુનીવર્સીટીઓ સાથેજ નહીં પણ પરદેશી યુનીવર્સીટીઓ સાથે પણ રહેશે અને રહેવો જોઇએ તેની

અંગ્રેજી ભાષાદ્વારાજ પોસ્ટ ગ્રેજ્યુએટનું કામ થવું જોઇએ.

હવે આપણે બંધારણના પ્રશ્ન ઉપર આવીએ.

**ગુજરાત યુનીવર્સીટીનું બંધારણ:** આ એક 'chartred' યુનીવર્સીટી યાને સરકારી કાયદાની રુએ સ્થાપિત યુનીવર્સીટી થશે, અને તે એક સ્થાનનીજ—જેમકે અમદાવાદનીજ—યુનીવર્સીટી નહીં પણ સમસ્ત ગુજરાતની એટલે કે અન્તરંગ અને બહિરંગ—internal side અને external side એમ બે અંગવાળી unitary and residential as well as affiliating એવી યુનીવર્સીટી બનશે. આ યુનીવર્સીટીમાં સરકારનો હાથ કેટલો રહેશે, પ્રજાનો કેટલો રહેશે, અને પ્રજામાં પણ વિદ્વાનોનો કેટલો રહેશે, ધનદાતાઓનો અને ધનિકોનો કેટલો રહેશે, અને સામાન્ય 'આમ' વર્ગનો કેટલો રહેશે, તથા આ યુનીવર્સીટીના અન્તરંગ અને બહિરંગ એ બે અંગોનો અવિરોધ અને સમન્વય કેવી રીતે સધાશે—આ વિકટ પ્રશ્નો બધા કૈક હાલની કામચલાઉ કમીટીએ અને વિશેષ ભાગે હવે પછી કાયદાસર નીમાનાર લેજેસ્લેટીવ કાઉન્સીલની કમીટીએ વિચારવા પડશે દરમીઆન હાલની કમીટી એનો ખરડો તૈઆર કરી પ્રજા આગળ મુકે એમ આપણે ઇચ્છીએ છીએ. એ જ્યારે મુકાશે ત્યારે પ્રજાએ એક વાત લક્ષમાં રાખવી પડશે કે આ યુનીવર્સીટી—વિદ્યાનુ ધામ—છે, સામાન્ય લોકસંસ્થા નથી.

જુદા જુદા દેશની યુનીવર્સીટીઓનાં બંધારણ જુદાં જુદાં છે; એક ઇગ્લંડમાં પણ યુનીવર્સીટીઓનાં અનેક બંધારણો પ્રવર્તે છે, પણ અત્યારે હિન્દમાં નવી યુનીવર્સીટીઓનાં બેજાતનાં બંધારણ ઘડાઇ ચુકયાં છે; એક કેવલ residential યાનિ શિષ્યાવાસ વાળી યુનીવર્સીટી માટે, અને બીજું બહારની કોલેજને સ્વીકૃત કરનાર તેમજ શિષ્યાવાસવાળી એવી affiliating and residential યુનીવર્સીટી માટે. બનારસ લખનૌ ઢાકા અલીગઢ એઓનું બધારણ લગભગ એક-સરખું છે; અલ્લહાબાદનું જુદું છે; આગ્રાનું હજી ક્રિયમાણ દશામાં છે. * પણ આ બંને પ્રકારમાં

* હમણાંજ મારા મિત્ર રાય સીતારામ બહાદુર–સયુકત પ્રાંતની ધારાસભાના પ્રેસીડંટ–પરેથી આગ્રા યુનીવર્સીટી બીલની નકલ હું મેળવી શકયો છું એ બીલ ધારાસભાની આવતી બેઠકમાં ચર્ચાશે, અને કદાચ કોઇ કોઇ સ્થળે એમાં ફેરફાર થશે–પણ એનુ તાત્વિક સ્વરુપ બદલાશે નહીં એમ હું માનું છું હીંદુસ્થાનની બધી યુનીવર્સીટીઓમા આ સૌથી તાજી હોઈ, અને પ્રશ્નો આપણી ગુજરાત યુનીવર્સીટીને મળતા હોઈ, એ આપણા વિચાર માટે ઉપયોગી થશે. એમાં બીજી યુનીવર્સીટીનાં ચાર અગ–કોર્ટ, કાઉન્સીલ, (એક્ઝીક્યુટીવ કાઉન્સીલ) સેનેટ અને સીન્ડીકેટ (એકેડેમીક કાઉન્સીલ) ચાર અંગ–ને બદલે સેનેટ, એકઝીક્યુટીવ કાઉન્સીલમા બીજી નવી યુનીવર્સીટીઓની (જેમકે બનારસ) કાઉન્સીલ અને સીન્ડીકેટનું મિશ્ર સ્વરુપ રાખેલું છે, અને તે ઘણે ભાગે મુંબાઇની સીન્ડીકેટને મળતું આવે છે. એકેડેમીક બોર્ડ બીજી નવી યુનીવર્સીટીઓની સીન્ડીકેટ કરતાં ઓછા અધિકારીવાળુ જણાય છે, અને મુંબાઈ યુનીવર્સીટીનાં બોર્ડર્સ ઓફ સ્ટડીઝ એકઠાં કરીને એને કેટલોક વિશેષ અધિકાર આપ્યો હોય એના જેવું છે આપણી ગુજરાત યુનીવર્સીટીમાં ત્રણ અંગ રાખવા કે ચાર એ બીલ ઘડનાર કમીટીએ વિચારવાનું છે અત્યારે એ વીગે ચર્ચા કરવાની જરુર નથી પણ એમા બે મુદ્દાની બાબતો છે: એક એ કે અલ્લાહબાદ યુનીવર્સીટીની માફક આગ્રા યુનીવર્સીટી પણ ઇન્માડીએટ પછીના શિક્ષણ સાથે સબંધ ધરાવે છે. બહારની કોલેજ–જે આગ્રા સાથે જોડાશે–એ પોતાનું હાલનું શિક્ષણ ઉત્તમ કોટિપર્યંતનું પોતાને ત્યાંજ ચાલુ રાખશે, યુનીવર્સીટી પોતે પોતાને ત્યાં એટલે આગ્રામાં ઉત્તમ કોટિના શિક્ષણ માટે યોજના કરશે, તેમજ તે સ્વસંબદ્ધ કોલેજોના એ જાતના શિક્ષણમાં

પણ કેટલુંક સ્વરુપ સમાન છે—અને એટલું આપણી ગુજરાત યુનીવર્સીટીમાં પણ રહેશેજ તે આ પ્રમાણે:—

હાલ મુંબાઇ યુનીવર્સીટીના બંધારણમાં માત્ર બેજ મુખ્ય મંડળ છે; એક સેનેટ અને બીજું સેનેટનું કાર્યકારી મંડળ સીન્ડીકેટ. એ બે મળી નાણાંનો વહીવટ કરે છે તેમજ વિદ્યાના પ્રશ્નો પણ વિચારે છે અને અમલમાં મુકે છે ગુજરાત યુનીવર્સીટીના નવા બંધારણમાં એને બદલે ચાર † મંડળો થશે; જેમાંના બે વિચારક અને બે કાર્યવાહક: (૧) કોર્ટ (Court) એ ધનદાતાઓનું, સેનેટમાંથી પ્રતિનિધિ થએલા વિદ્વાનોનું, અને અન્ય વિદ્વાનો અને વ્યવહારદક્ષ પુરુષોનું મળીને એક સર્વોપરી મંડળ એમાં વિદ્વાનોની સંખ્યા ગૌણ અને વ્યવહારદક્ષ પુરુષોની પ્રધાન. અને એનું કાર્યવાહક મંડળ તે (૨) કાઉન્સીલ; (Council) જેને નવી પરિભાષામાં 'એક્ઝીક્યુટીવ કાઉન્સીલ' (Executive Council) કહે છે. નાણાંનો અને વિદ્યા સીવાયનાં સઘળાં કામનો વહીવટ એ કરે છે. વિદ્યા વિભાગનું પણ હિત મચવાય તેટલા માટે સેનેટ યાને વિદ્વત્સભાના પ્રતિનિધિઓ એમા મુકાય છે (૩) સેનેટ (Senate) યાને વિદ્વત્સભા એનું સ્વરુપ તો જાણીતુંજ છે, અને એનું કાર્યવાહક મંડળ તે (૪) સીન્ડીકેટ (Syndicate) આ બે મંડળોનાં કર્તવ્યો પહેલા બે મંડળોના કર્તવ્યોથી છુટાં પાડવાનો હેતુ વિદ્યા વિષયમાં એ વધારે લક્ષ આપી શકે અને એમાં વિદ્વાનોનો વિશેષ નિયોગ થઇ શકે એ છે. પણ પહેલાં બે મંડળ પાસે નાણાંનો વહીવટ હોય એ આ બીજાં બે મંડળના કાર્યમાં પ્રતિરોધ ન કરે એ જરુરનું છે, અને તેજ પ્રમાણે આ બીજાં બે મંડળ નાણાંની સ્થિતિ ન વિચારીને વિદ્યાનો વિસ્તાર કરવામાં આગળ ધસવા પોતાનો સ્વાર્થ સાધવા તત્પર થાય એ અટકાવવાની પણ એટલીજ જરુર છે. આ કારણસર એક બીજા મંડળમાં અમુક પ્રમાણમાં એક બીજાના પ્રતિનિધિઓ રાખવામાં આવે છે તે સીવાય એમનું સંઘર્ષણ નિવારવા માટે બીજું કંઈ બંધારણનું સાધન નથી. મનુષ્યની સામાન્ય બુદ્ધિ અને પ્રમાણિકતા ઉપર આધર રાખ્યા સીવાય છુટકો નથી. તે માટે જોઇતું વાતાવરણ મુખ્ય ભાગે એ મડળોમાંજ હોવું જોઇએ; અને કેટલેક ભાગે યુનીવર્સીટીનો મુખ્ય કાર્યકર્તા વાઇસચેન્સેલર અને એનો સહાયક પ્રો વાઇસચેન્સલર એ પુરું પાડે. હાલની ઘણી ખરી નવી યુનીવર્સીટીઓમાં વાઇસચેન્સેલર પગારદાર હોય છે, અને પ્રો. વાઇસચેન્સેલર હોતોજ નથી; પણ ઘણાનું એમ માનવું છે કે યુનીવર્સીટીનો મુખ્ય અધિકારી અવેતન—'ઓનરરી'—હોય તો સારું * એવી સ્થિતિમાં એની પાસેથી બહુ કામ લઇ શકાતું નથી અને તેથી પગારદાર પ્રો. વાઇસચેન્સલરની જરુર પડે છે: (બનારસ હીંદુ યુનીવર્સીટીમાં બંને જગ્યાઓ કોર્ટના મેમ્બરોના મતપ્રદાન (election) થી થાય છે અને અવૈતનિક (honorary) છે.

## ગુજરાત યુનીવર્સીટીનું સ્વરુપ કેવું થવું જોઇએ?

ગુજરાત યુનીવર્સીટીને જુની મુબાઇ યુનીવ-

---

મદદ કરવા માટે પોતા તરફથી આંબા બહાર અમુકઅમુક સ્થળે શિક્ષકો પણ નીમશે આપણે ઇન્ટરમીડીએટ કોલેજોને યુનીવર્સીટીની બહાર હાઈસ્કુલના ખાડામા નહીંજ નાખીએ કારણ કે આપણી મુંમાઈ યુનીવર્સીટોનો મત (ડા પરાંજપે બાદ કરતાં) એ યોજનાની વિરુદ્ધ છે પરંતુ આબા યુનીવર્સીટી પોતાને ત્યાં શિક્ષણ આપવા ઉપરાંત બહાર શિક્ષકો નીમવાની જે યોજના કરવા ઇચ્છે છે એ આપણે લક્ષમાં લેવા જેવી છે.

† આગ્રા પ્રમાણે કરે તો ત્રણ    * આગ્રા બીલમાં એ પ્રમાણે છે.

સીટીના જેવી પરીક્ષક યુનીવર્સીટીજ કરવી હોય તો એ કામ સહેલું છે; પરીક્ષક નીમવા, પ્રશ્ન પત્ર કાઢવા; પ્રશ્ન પત્ર ફુટવા ન દેવા, પરીક્ષાના મંડપો બંધાવવા, અને કોઇ બાળી ન નાખે તે માટે ચોકી રાખવી, તથા વીમો ઉતરાવી રાખવો નીમેલે દિવસે પરીક્ષાના પરિણામ બહાર પાડવા. અને કોન્વોકેશન ભરી ડીગ્રીઓ આપવી અને એ ઘટમાળ વર્ષોવર્ષ ચલાવ્યાં કરવી—જેનો કંટાળો રોજ નવા આવતા વિદ્યાર્થીઓને ન આવે, પણ ઘરડા તથા પ્રોફેસરોને તો જરુર આવે. હું આશા રાખું છું કે ગુજરાત આવી જાતનીજ યુનીવર્સીટી નહીં ઇચ્છે. તેમ બીજે છેડે જઇને, આપણી નવી યુનીવર્સીટી અમદાવાદમાં કે વડોદરામાં એક સ્થાનિક શિક્ષણની અને શિષ્યાવાસનીજ યુનીવર્સીટી થઇ ન શકે. ગુજરાત યુનીવર્સીટીને એક સ્થળે સ્થાનિક રાખીને એની જોડે બહારના કોલેજોનો સંબંધ જોડવો એજ પ્રકાર (residential and affiliating type) શકય છે. એને અંગે અન્તરંગ (internal side) અને બહિરંગ (external side) નો અવિરોધ અને સમન્વય રચવો એ આ નવી યુનીવર્સીટીની યોજના ઘડનારનુ, તેમજ એ યોજનાને અનુભવથી છેવટનું રૂપ આપનાર વાઇસચેન્સેલરનુ, કર્તવ્ય રહેશે ગુજરાતની બધી-જ કોલેજો બી. એ. સુધીનુ શિક્ષણ આપે છે એને એમાં પણ વિદ્યાર્થી મોકલે છે એમનો ઓનસ સહવર્તમાન બી એ. બી એસ સી. સુધીના શિક્ષણનો હક કાયમ રાખવોજ પડશે. એ કોલેજો એમ એ., એમ એસ સી. માં પરીક્ષાર્થીને મોકલે છે, પણ તેઓને વિદ્યાસંપાદન માટે સાધારણ સૂચના આપવા ઉપરાંત વધારે કંઇ કરી શકતી નથી; યોગ્ય પ્રોફેસર છે ત્યાં પુરતાં શિક્ષણનાં સાધન નથી. 'શિક્ષણનાં' કહેવામાં મારું તાત્પર્ય એ છે કે પરીક્ષા પાસ કરાવવા માટે ભલે જોઇએ તેટલાં સાધન હો, પણ એમ. એ. એમ. એસ.સી. ના વિદ્યાર્થીને એના વિષયના વિસ્તીર્ણ ક્ષેત્રનું દર્શન કરાવવાની જરુર છે, જે અત્યારે ગુજરાત-ની કોલેજો કરી શકતી નથી. તેથી એ કોલેજો-માંથી એ ઉચ્ચતમ શિક્ષણ ઉપાડી લઇ ગુજરાત યુનીવર્સીટીમાં, વિશાલ લાઇબ્રેરી અને વિષય વિષયના પ્રત્યેક વિભાગના જુદા જુદા પ્રોફેસરો પુરા પાડીને, સ્થાપવું જોઇએ. હાલના પ્રોફેસરો-માંથી જે યુનીવર્સીટીને ઉપયોગી થઇ શકે તેમને યુનીવર્સીટીએ કોલેજમાંથી માગી લેવા જોઇએ, પણ એ કોલેજો મોટા પ્રોફેસરોને અભાવે દરિદ્ર ન થઇ જાય તે માટે સામાન્ય નીતિએ પ્રોફેસરોને લઇ લેવા કરતાં બીજા પ્રોફેસરોની ભરતી કરવી એ છે. પણ યુનીવર્સીટીની સેનેટ ફેકલ્ટીઝ, બોર્ડ ઓફ સ્ટડીઝ વગેરેમાં એમની સહાયતા લેવા ઉપરાંત, 'સ્પેશ્યલ લેક્ચર્સ' ની યોજના કરીને એમના જ્ઞાનનો લાભ યુનીવર્સીટીના એમ. એ. એમ.એસ.સીના વિદ્યાર્થીઓને આપવા જોઇએ* આ વ્યવસ્થા જેમ વિદ્વાના લાભ માટે ઇષ્ટ છે, તેમ એના બહિરંગને અન્તરંગ સાથે જીવંત સંબંધથી જોડાએલું રાખવા માટે જરુરની છે, એ વિના અલ્હાબાદ યુનીવર્સીટીમાં કેવી મુશ્કેલીઓ ઉત્પન્ન થઇ છે, એ સુવિદિત છે, અને ઓગ્ગે યુનીવર્સીટી રીફોર્મ કમીટીએ પણ એના રીપોર્ટમાં આ વિષમ સ્થિતિનો ઉલ્લેખ કર્યો છે. મેં એક વચન કહ્યું તેમ વાઇસચેન્સેલરની ન્યાયી અને વિશાલ દૃષ્ટિ ઉપર યુનીવર્સીટીની નિર્વિઘ્ન સફળતાનો ઘણો આધાર રહેશે.

**યુનીવર્સીટીમાં જોઇતી સાધનસામગ્રી.**

એક વિદ્વાને કહ્યું છે કે યુનીવર્સીટી સ્થાપવા માટે બેજ વસ્તુઓ જોઇએ: "A library and a printing press"—પુસ્તકાલય અને

* આગ્રા યુનીવર્સીટી બીલમાં આગ્રા બહારને સ્થળે પણ યુનીવર્સીટી તરફથી અધ્યાપકો નીમવાની આશા છે

મુદ્રણાલયઃ યુનીવર્સીટીનું પુસ્તકાલય કેવુ હોવું જોઇએ, અને મુદ્રાલય ફક્ત પરીક્ષાના પ્રશ્ન પત્રોજ છાપવા માટે નથીએ આજના શ્રોતા જનોને સમજાવવુ પડે એમનથી પુસ્તકાલય સાથે પ્રયોગ-શાળા પણ સમજી લેવાની છે, કારણ કે આર્ટસમા જેમ લાયબ્રેરી છે તેમ સાયન્સમા લેબોરેટરી છે અને બંને યુનીવર્સીટીના ફેફસા—પ્રાણસંચારના સ્થાન છે. આ ઉપરાંત રમત ગમતના ક્ષેત્રો, કસરતશાળા, સંગીતશાળા નાટ્યશાળા, યુનીવર્સીટી સીનેમા વગેરે પણ શરીર અને મનના સૌષ્ઠવ અર્થે આવશ્યક છે આ બધી યુનીવર્સીટીના વાતાવરણ માટે જોઇતી સામગ્રી. પણ આ ઉપરાંત મોટી જરૂર કેટલીક કોલેજો અને અભ્યાસના નવા વિષયો ઉમેરવાની છે અમદાવાદમા અત્યારે ફક્ત આર્ટસ અને સાયન્સની કોલેજ છે, એમાં લૉ કૉલેજ બહુ સહેલાઇથી ઉમેરી શકાય ગુજરાત જે હીંદુસ્થાનનો બાગ કહેવાય છે ત્યાં હજી ખેતીવાડીની કોલેજ નથી!—પુનામા છે મુંબાઇમા વેપારી કોલેજ સ્થાને છે, પણ અમદાવાદમા પણ એ સ્થાને નથી ' આખા ગુજરાતમાં એક પણ મેડીકલ કોલેજ ન હોય એ થોડુ શોચનીય છે? એને માટે અમદાવાદમા સામગ્રી છે, ફક્ત એને વધારવાની જરૂર છે અમદાવાદમા સાઠ મીલ્સ ચાલે છે અને રેલ્વેનુ જંકશન છે ત્યા એન્જીનીઅરીંગ કોલેજ માટે પણ યોગ્ય સ્થાન છે ગુજરાત સ્વતન્ત્ર પ્રાન્ત હોય અને એમાં જીઓલોજી અને માઇનીંગની એક કોલેજ હોત તો શિવરાજપુર સીન્ડીકેટ આજ નાની હોત? એજ રીતે હજી ન ખોદાએલી ખનિજ પદાર્થની ભૂમિ ગુજરાતમા કેટલી બધી છે?—એમા ગુજરાતના વિદ્યાર્થીઓને પ્રયોગ અને અન્વેષણનો કેટલો બધો અવકાશ છે? રેવાકાંઠા—રાજપીપળા—લુણાવાડા—મારૈયા—સોનગઢવ્યારા—દંડકારણ્ય અને ગીરના વનમા ફોરેસ્ટ્રીના વિદ્યાર્થીએ કેટલું બધુ શીખવાનું છે? —છતા આ વિષયો શીખવાના સ્થાન ક્યા? કાગળ, રંગ વગેરેની બનાવટ સબંધી પણ કેમીસ્ટ્રી અને ફોરેસ્ટ્રીને અંગે કેટલી બધી શોધો થઇ શકે? અને શોધોનો લાભ ગુજરાતના કારખાનાવાળાઓ લઇ શકે એવો કોણ લઇ શકે? ગુજરાતમા અમદાવાદ મીલ ઓનર્સ એસોસીએશનને અર્થશાસ્ત્રના ઉંડા પ્રશ્નો ઉકેલે એવા વિદ્યાર્થીઓની અને અધ્યાપકોની જરૂર નથી? ફારસી—અરબ્બીનો અભ્યાસ ક્યા છે?—છતા ગુજરાતી ભાષા અને મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસના અભ્યાસીને એની કેટલી બધી જરુર છે? ગુજરાતમાં કેટલા બધા જૈન ભંડારો—બ્રાહ્મણ બૌદ્ધ અને જૈન ગ્રન્થોથી ભરપુર—પડયા છે, એના ઉપર હજી સુધી કેટલો થોડો શ્રમ થયો છે? ગુજરાતમા ભગવાનલાલ ઇન્દ્રજી કે હેમાચાર્ય રીસર્ચ ઇન્સ્ટીટ્યુટ ન સ્થાપી શકાય? પણ આ તો કેટલાક ખાસ વિષયોનુ દિગ્દર્શન કર્યું મે એકવાર કહ્યુ તેમ યુનીવર્સીટીઓ માત્ર સ્થાનિક વિષયો કેળવવા માટેજ નથી· મનુષ્યજાતિની જ્ઞાનવૃદ્ધિમાં અને એની સંસ્કૃતિના સઘળા વિષયોમા દરેક યુનીવર્સીટીએ પોતા તરફથી કંઈ, ને કંઈ ભેટ ધરવાની છે, અને એજ યુનીવર્સીટીનુ પ્રધાન કર્તવ્ય છે

## યુનીવર્સીટી માટે જોઇતું દ્રવ્ય.

મે જે વિષયોનુ સૂચન કર્યું એ સઘળા યુનીવર્સીટી સ્થપાતાની સાથે એકદમ જાણે જાદુથી—આપણી સમક્ષ આવી જાય અથવા તો જ્યા સુધી એ બધા ન આવે ત્યા સુધી યુનીવર્સીટી સ્થાપી ન શકાય એમ મારુ કહેવુ નથી પણ મુંબાઇ યુનીવર્સીટીથી છુટા પડીને આપણે રોભીએ નહીં એવી દરિદ્ર ઘરસંસારની માંડણી તો નજ થવી જોઇએ મહારાષ્ટ્ર યુનીવર્સીટી કરતા આપણે ઘણુ વધારે કરવાનુ છે એને નવી



શ્રાવણ ૧૯૮૨ ] પ્રભુચરણે [ ચિત્રકાર: રા. સોમાલાલ શાહ.



પુસ્તક ૯]　　શ્રાવણ ૧૯૮૨　　[અંક ૬

# ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો
અજ્ઞ તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી

પ્રથમ શબ્દ મે એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મે એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોડે

તાતભ્રાત સહુ સ્વજન તણા પ્રિય મુખમાં એ વાણી મહાલે,
એ વાણીના અમૃતઝરણા અંતરમાં નિશદિન ચાલે,
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વંકતા ભણકારા

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ જય ગાઓ!

વિશ્વવદિત સર્જનજુની મહાવાણી માત છે,
બંગલા, હીંદી મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી,
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રત્વનો વિજય કીધો,
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં ગાજે

જય ગાઓ, જય ગાઓ

# ગુજરાતના જ્યોતિર્ધરો

લેખક

રા. મનહરરામ હરિહરરામ મહેતા

મંત્રી સાહિત્ય સંસદ

ચિત્રકાર ગ. તનસુખ

(રાગ માઢ)

પેલો પ્રગતિનો પથ નીહાળ હવે તું અમર આગળ ચાલ
નાખી નજર નથ પહોંચતી જ્યારે ઘોર હતું અંધાર,
પ્રગટ થયા કંઈ ગગનવિહારી જ્યોતગણ અમાર હવે તુ૦

સતીપતિ શાંત ને મસ્થ ચ્યવન જે ગણતો ન ઈંદ્રનો રોષ,
હયહય નાથના યોગમ ફરતા ગાનર તુ કર જયઘોષ હવે તુ૦

બ્રાહ્મણનો પ્રતિપાલક દુર્જય દુર્ગ કરતો ડામ,
પ્રજ્વલતા પાવકસમ પોતે રાજવીમર્દન રામ હવે તુ૦

મુરલીધર, ગોપીજનવલ્લભ મહાભારતનો કેંદ્ર,
સમરાંગણમાં યોગ શીખવતો ઊભો શ્રીકૃષ્ણ ચંદ્ર હવે તુ૦

ચક્રવર્તી નૃપ રુદ્રદામ તે શસ્ત્રાસ્ત્ર જેના અમોઘ,
શ્રીસ અને ગુજરાતનો એણે દુર્ગ સાધ્યો યોગ હવે તુ૦

કવિવર માઘ અને પ્રેમાનંદ શબ્દ ને રસના નાથ,
અમૃત દેતી વડે હરીઆળી ખીલી રસિક ગુજરાત હવે તુ૦

જય સોમનાથના ઘોષ ગજવતો આશભર્યો નિઃસીમ,
કેસરીઆ કરી જુધ્ધે જુઝતો ધર્મધુરંધર ભીમ. હવે તું૦

મૂળ અને સિદ્ધરાજ સોલંકી જયમૂર્તિ સાક્ષાત,
અણુહીલપુરના રંગ ગજવતી ગર્વી કીધી ગુજરાત હવે તું૦

સોરઠની સતી સુંદરી રાણક અંબાનો અવતાર,
ભોગાવાને કાંઠે જો ખોળે લીધો ખેંગાર. હવે તું૦

વાક વિશારદ વિક્રમી જેને વશ મન વાચા કાય,
જીન શાસનના તત્ત્વ શીખવતો સુરિવર હેમાચાર્ય હવે તું૦

નરસિંહ સંત શિરોમણી જેને પરમેશ્વરશું પ્રીત,
ગુર્જર વાકનો વાલ્મીકિ એણે દાખવી ભક્તિની રીત. હવે તું૦

અધમ ઉદ્ધારક સહેજાનંદ ને વેદનાગ દયાનંદ,
હીંદુ ધર્મની શુદ્ધિ કરવા આવ્યો શુ લ્યુથર હીંદ હવે તું૦

રાત વીતી ને નુપ્ત તિમિર છે આવ્યો પ્રાતઃકાળ,
નર્મ, ફીરોઝ ને દાદે જગાડ્યાં સુતેલ ગુર્જર બાળ. હવે તું૦

તાત અંત્યજનો ત્યાગી અચળ જેનો સત્ય અહિંસા પ્રાણ,
મંગળ મંત્ર સ્વાશ્રયના શીખવતો ઉગ્યો તે મોહન ભાણુ હવે તું૦

તોય ન દીસતો માર્ગ પ્રગતિનો પડળ પડ્યા છે હાલ,
ઉંચકાર્યા એ પડળ હવે તો આખ ઉઘાડી બાળ. હવે તું૦

# ત્યાં મળશું જમુનાને તીર

લેખક.
રા. ઉત્સાહી

ત્યાં મળશું જમુનાને તીર,
જમુનાને તીર, ધરજો ધીર,
ત્યાં મળશું જમુનાને તીર.

માનો મનોહર સુંદિર માધવ, પાલવ મુજ વહાલા પકડો નવ,
ટોળે વળતા મળશે માનવ, લાજ ધરો ‘ કે નિજ ઉર અર્ણવ;

ચીરાશે ખેંચતા ચીર,
વહાલી મુજ નણદલના વીર,
ત્યાં મળશું જમુનાને તીર.

પ્રેમ પાઠ જયાં પુંજે પુંજે, ઘેલા થઇને ષટપદ ગુંજે,
શાંતિ સૌ સ્થળમા જયાં સુઝે લીલી એ રસીલીની કુંજે;

મૃદુ રવ કરતા કોકિલ કીર,
એજ મિલન કેરે મંદિર,
ત્યાં મળશું જમુનાને તીર

ગોધણ સાથે કાલ પ્રભાતે, એકલડા મળજો એકાંતે,
હું ગોરસ મટકી લઇ માથે, મળીશ મોહન મો મલકાતે,

તૂટે વિરહ તણી જંજીર,
હૈયાનું ઝુલવતા હીર!
ત્યાં મળશું જમુનાને તીર

મંગલ મંગલમય મન હરતા, કૃષ્ણ કનૈયા કરણા ઝરતા
બંસીના મૃદુ સુર મેરતા નિરખીશ મીટ માંડીને હસતા

ગોવિંદ ગુણિયલ ને ગંભીર
નેહ તણું પી, પાશું નીર
ત્યાં મળશું જમુનાને તીર





શ્રાવણ ૧૯૮૨] જસુને ન બતાવેલા ભાવથી એમણે છાતી સરસ ચાંપી [જસોદાનો જીવનવિકાસ



શ્રાવણ ૧૯૮૩ ] ભગવતપ્રસાદે મ... ચી આંખ કરી "મંદિરમાં જાય છે?" [ જશોદાનો જીવનવિકાસ —પૃ ૪૯૪

શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




લેખક:

**સૌ. લીલાવતી મુનશી,**

સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર

રા. રવિશંકર શિવશંકર પંડિત, બી. એ.

## પ્રકરણ ૧ લું: જસોદા

૧

શુક્લતીર્થ આગળ નર્મદા નદીની રેતીમાં એક અગીઆરેક વર્ષની છોકરી બેડું ચળકતુ કરીને માંજતી હતી. સવારના નવેક વાગતાનો તાપ સખત થવા માંડ્યો હતો ને ચળકતી ગાગર ને નદીનાં પાણીને ઝળકાવતો હતો. છોકરી બેડું માંજી નદી આગળ આવી પાણીમાં પગ મુકી વાંકી વળી.

પણ એને પાણી ભરવા કરતાં પાણીમાં રમત કરવામાં મઝાહ પડતી લાગી. એણે ગાગર ભરીભરીને પાછી ઉંચેથી તેની ધાર કરવા માંડી. થોડીવાર એણે પાણી પગથી ઉછાળ્યું ને છેવટે મોડું થઇ ગયું જાણી પાણી ભરવા માંડ્યું.

થોડે દૂરથી એક હોડી આવતી હતી તે છોકરીની નજરે પડી. હોડીમાંનાં માણસો પણ કયારનાં આ છોકરીની રમત જોઇ રહ્યાં હતાં. છોકરીએ નજર સ્થિર કરી તે તરફ જોવા માંડ્યું ને પાણી ભરવાનું ભુલી ત્યાંજ ઉભી રહી.

છોકરીએ ચણીઆનો કાછડો વાળ્યો હતો, ને ગામડાના રીવાજ પ્રમાણે ટુંકી ચોળી પહેરી હતી. એની આંખ ઉંડા તપખીરીઆ રંગની લગભગ કાળાશ પડતી હતી. એના હોઠ પર, ગાલ પર ને કપાળમાં એક એક ઝીણું છુંદણું હતું. એના હાથ પર પણ થોડાંક ફુલ પાડેલાં હતાં. એનો રંગ ઘઉં વર્ણો હતો ને શરીર ભરેલું ને ગોળ હતું.

હોડી ધીમેધીમે કીનારા પાસે આવી. તેમાંથી બે ભભકાબંધ લાગતી સ્ત્રીઓ અને ત્રણ પુરુષો નીકળ્યાં. એક નોકરડી ને નોકર પણ સાથે હતાં. છોકરી તેમના તરફ જોઇજ રહી.

"એઈ છોકરી! આ ગામમાં કોઇ શુકલનું ઘરબર છે કે?" એમાંના એક માણસે આગળ આવીને પુછ્યું. "શુકલનું નામ જવા દે, કોઇ ધર્મશાળા હોય તો ત્યાંજ જઇએ" બીજાએ વચમાં કહ્યું. "બેન" એણે છોકરી તરફ ફરીને જરી વધારે સભ્યતા વાપરી પુછ્યું; "અહીં ધર્મશાળા છે કે?"

"હા!" છોકરીએ એની સામે આંખો સ્થિર કરી જવાબ આપ્યો.

એની ઉંડી આંખો તરફ બોલનાર જરા જોઇ રહ્યો. "અમારી સાથે આવીને દેખાડી જશે?"

"આમ સીધા રસ્તે થઇને ડાબી બાજુ જજો." છોકરીએ જવાની જરાએ મરજી દેખાડ્યા વિના કહ્યું. ને પેલી સ્ત્રીઓ તરફ જોયું. એમનાં લુગડાં ને દાગીના જોઇ છોકરીની આંખો વખાણમાં ચમકી રહી.

"લે છોકરી," પહેલાં જે ગૃહસ્થે એને બોલાવી હતી તેણે હાથમાં ચાર આની કાઢીને ધરી. છોકરીએ ચમકીને તેની તરફ જોયું ને તરત પુંઠ ફેરવી પાણી ભરવા માંડયું. લંબાવેલો હાથ પાછો ખેંચી જરા ખસીઆણો પડી તેણે કહ્યું: "ચાલો, તડકો થાય છે. જતા થઇએ" બધાં એને મળેલો સત્કાર જોઇ હસી પડ્યાં ને ચાલવા માંડયું.

છોકરી પાણી ભરીને ઘર ભણી વળી. નદીનો પટ વટાવે તે પહેલાં એક સ્ત્રી ઉતાવળી સામી આવતી દૂરથી દેખાઇ. "જસુ! કયારની શુ કરે છે અહીંઆં? પાણી ભરવા મોકલી તો નદીએજ બેસી રહી. તારાથી તો તોબા છે બાઇ!" આવનાર સ્ત્રી છેક નજીક આવી પહોંચી ને શબ્દોની સખ્તાઇને ખોટી પાડે એવો હેતભર્યો હાથ એણે જસોદા પર મુકયો. એણે એના માથા પરનું બેડું લઇ લીધું ને પોતાને માથે મુક્યું.

બે ડગલાં જતાં પહેલાં જસુએ વાત શરુ કરી: "ભાભી! કોક મુંબાઇનાં માણસો આજ આવ્યાં છે."

"કયારે?"

"ઝગડીએથી હોડી આવીને, તેમાં."

"તેં કેમ જાણ્યું કે મુંબાઇનાં છે?" સુરજે વાતમાં રસ લઇ પુછ્યું.

"તે હું નહીં જાણું તો! તે દહાડે મેં જોયલાં ને પેલાં આવેલાં તે! બે બાયડીઓ પણ જોડે છે. ને એવાં સારાં લુગડાં ને ઘરેણાં પહેરેલાં. ભાભી! મને એવી એક ઓઢણી ન અપાવે!"

"આવતી દીવાળીએ અપાવીશ, જો તું ડાહી થાય તો. લે, હવે ઉતાવળી ચાલ. તારા ભાઇ ઘેર આવશે તો વઢી કાઢશે." ને બંને જણુ ઉતાવળાં ઘર ભણી વળ્યાં.

જસોદાનો ભાઇ શુકલતીર્થની નાની નીશાળનો મહેતાજી હતો અને વીસેક રુપીઆ મહીને દહાડે પગાર લાવતો. જસોદાનાં માતપિતા મરી ગયાં હતાં ને તે ભાઇ ભાભીની સાથે રહેતી. ભાભીને કૈં છોકરાં ન હતાં. એને હાથે ઉછેરેલી જસોદા પર ઘણુંજ વહાલ હતું.

જસોદાનો ભાઇ રામલાલ જરા ક્રોધી હતો. પણ એની પત્નીની સુશીલતાને લીધે એના ઘરની લોકપ્રિયતા ગામમાં ઠીક હતી. જસોદા ઘણી વાર ભાઇની નીશાળમાં જતી ને થોડુંથોડું શીખતી. એની બુદ્ધિમાં તીવ્રતા હતી ને સારા સંયોગોમાં એ છોકરી ઉગી નીકળે એવી હતી. એ ઘણી વાર ત્રુટક ત્રુટક અક્ષરે બીજી કે ત્રીજી ચોપડીમાંથી વાર્તા કાઢીને વાંચતી ને એની ભાભી એના પર ખુશ થઇ જતી. એને મન જસોદા જેવી હોંશીઆર છોકરી આખા ગામમાં કોઇ નહતી.

બંને જણુ ઘરમાં પેઠાં અને થોડીવારે રામલાલ ઉતાવળો ઉતાવળો ઘરમાં આવ્યો: "જસુ! તારી ભાભી કયાં ગઇ?" તેણે ઘરમાં

આવતા બુમ પાડી સુરજ વહેલી વહેલી બહાર આવી "આજ આપણે ત્યાં મે'માન જમવા આવવાના છે શેઠીઆ લોકો છે તે લાડુ કરજે" તેણે આજ્ઞા કરી સુરજને તેને કોણ છે એટલુ પુછવાની હીમતે નહીં થઈ તે રામલાલનો ક્રોધી સ્વભાવ જાણતી થોડીવારે એ બધુ પોતાની મેળેજ કહેશે તેની તેને ખાત્રી હતી

રામલાલે પાઘડી અને ખેસ કાઢી ખીંટી પર મુકયા "આ મુબાઇના શેઠીઆ લોકો ગાંડા તો ખરા તે ગમે ત્યારે જાત્રા કરવા નીકળી પડે"

'કોણ આવનાનુ છે?' સુરજે બીતા બીતા પુછ્યુ

'મને બહુ પાકી ખબર હશે ને? પેલો દયાશંકર ગોર દોડતો નીશાળમા આવી ને મને કહે કે, 'રામુભાઇ! મારી ગોરાણી બહુ માંદી છે ને ઘેર યજમાન આવ્યા છે આજનો દિવસ તમારે ઘેર એમને જમાડવાની ગોઠવણ કરો તો પાડ નહીં ભુલુ તમારીજ ન્યાતના છે' આપણે ધાર્યું કે કામનો માણસ છે જાણી હા કહી 'સા . લોકોએ વગર વખતના આવીને દુઃખ દે છે તો" ઉતાવળે ઉતાવળે રામલાલ મહેતાજી બોલ્યા ને ખડકીમા પડેલી પાટ પર જઇને ગામની લાયબ્રેરીમાથી લઇ આવેલુ છાપુ લઇને વાચવા બેઠા

'સુરજ એક અક્ષર બોલ્યા વગર રસોડામા ગઇ ને મહેતાજીની જમવાની તૈયારી કરવામા ગુથાઇ એ જાણતી કે મહેતાજીનો મીજાજ જમવાનો વખત જરાક મોડો થઇ જાય તો ઠેકાણે રહેતો નહીં 'જમુએ કહ્યા તે પેલા મુબાઇવાળા શેઠીઆ તો ન હોય!' એમ વિચાર સ્ફુર્યો 'જે હોય તે આવશે એટલે ખબર પડશે'



અગીઆરેક વરસની છોકરી નદીની રેતીમા બેઠી બેઠી વાસણ માજતી હતી

જમી ઉઠ્યા પછી સુરજે સોપારી એલચી કાઢી મુકયાં. ડોલરે એક દસ રુપીઆની નોટ કાઢી સુરજની તરફ ધરી. "તમે આટલી બધી મહેનત લીધી તેથી અમે બહુ ખુશી થયાં છીએ" તેણે કહ્યું.

જસુની આંખો ગુસ્સામાં ચમકી ને ગરીબ સુરજનું અંતર પણ આ અપમાનથી તો ઘવાયું. "બ્હેન! અમે વીશી માંડી નથી. પૈસા રહેવા દો. ગામમાં બહુ બ્રાહ્મણો છે તેમને દાન કરજો" ડોલર ખસીઆણી પડી ને થોડીવારે તેણે બુમ પાડીને કહ્યું: "ભગવતભાઇ! આપણને મોડું થશે હોં. ઉડવાની તૈઆરી કરો તો ઠીક." પુરુષો બધા ઉઠ્યા, ને નોકરો જમતાં હતાં તેમને 'જમીને આવી પહોંચજો' કહી બધાં ઉતાવળાં ઉતાવળાં મહેતાજીને અધુરી વાત પુરી કરવાની તક આપ્યા વિના ચાલી નીકળ્યાં. ભલા રામલાલનો મુબાઇગરાની વિશિષ્ટતાનો અભિપ્રાય વધારે દૃઢ થયો. પત્ની આગળ એમણે મહેમાનો-ની ખાનદાની ને એકવાર મુબાઇ ગએલા ત્યારે મોટા શેઠીઆઓના પરિચયમાં પોતે કેમ આવેલા તેનુ તેમણે બ્યાન કરવા માંડ્યું. પતિના અભિપ્રાયમાં શંકા લાગતી હતી છતાંએ એ કહે તેનાથી જુદો અભિપ્રાય દર્શાવવાની સુરજમાં હીંમતજ ન હતી તેથી તેણે મુગા મુગા સાંભળ્યા કર્યું.

૩

જસુના બાળક મન ઉપર મહેમાનોની છાપ ઘણા વખત સુધી રહી એણે જરા જરા પોતાના ઉચ્ચારો સુધારવા માંડ્યાં. નીશાળમાં વધારે નિયમિત રીતે જવા માંડ્યું. કોઇ ન જુએ ત્યારે ચાલવામાં તેમનુ અનુકરણ કરવા માંડ્યું. ગામની સ્ત્રીઓએ એક સવારે એને વાંકો મેથો પાડેલી આશ્ચર્યથી જોઇ.

એને પોતાના કપડાં ઉપર તિરસ્કાર આવતો. પોતાના ગામનાં માણસો તેને અનઘડ લાગવા માંડ્યાં. પોતે પણ મુબાઇ જેવા શહેરમાં રહે ને સારાં લુગડાં પહેરી નીશાળે જાય તો પેલી ડોલર પાંખડી જેવીજ થાય કની?

સુરજ એનામાં થએલો ફેરફાર જોતી. એને એના પર બહુજ વહાલ હતું. એણે આખી જીંદગી-માં ભેગા કરેલા દસ પંદર રુપીઆ કાઢ્યા. ને કબુતરખાના પડાવી ગામના પ્રેમા દરજી પાસે બે પોલકાં, બે ચણીઆ ને બે ઓઢણી છાનામાના જશોદા પાસે કરાવ્યાં પોતાની બધીએ ખાનગી પુંજી આમ ખરચી નાખતાં એને જરાએ સંકોચ થયો નહીં પણ જસુને થવાના આનંદના વિચારે એનું હૈયુ હરખાયું.

જન્માષ્ટમીને દિવસે જસુ સવાર પડી ત્યારથી તૈઆરી કરવા લાગી. એણે જરા મુંબઇગરી રીતે માથું હોળવાનો પ્રયત્ન કર્યો. કપાળમાં ઝીણી ટપકી કરી ને એક ઝાંખા પડી ગએલા જુના પુરાણા આરસામાં જોયું. પેલીઓ જેવી રુપાળી તો તે લાગતી હતી તે વિચારે એ હસી પણ છીટના ચણીઆ ને ચુંદડીની ઓઢણી પર તેની નજર જતાં તેનુ મુખ કરમાયું

"જસુ? પેલા પટારા પર મેં કાઢી મુક્યા છે એ લુગડાં પહેરીને આવજે." બહારથી અવાજ આવ્યો: "પટારા પર બીજાં ક્યાં લુગડાં કયાં હશે? પોતે સૌથી સારામાં સારાં જોઇનેજ આજ કાઢયાં હતાં." જસુનું મુખ બીજાં છેક ગામડીઆં જેવા કપડાં પહેરવાને વિચારે કરમાયું. તે ભારે હૈયે પટારા પાસે ગઇ.

તેનાથી અજાયબીમાં ચીસ પડાઇ ગઇ. "ભાભી! આ કોનાં લુગડાં?" તે દોડતી પરસાળમાં પાછી આવી. "મારાં કે? તેં કયારે લીધાં?"

સુરજને તેનો આનંદ જોઇ સંતોષ થયો ને પોતાના ખરચેલા પૈસાનું તેને સાર્થક લાગ્યું.

પણ ઓસરીમાં રામલાલ બેઠા હતા તે ઉઠીને એક ત્રાડ પાડતા એકદમ આવ્યા, ને જસુના હાથમાંથી તેમણે તે લુગડાં ઝુંટાવી લીધાં. તેમનો મીજાજ ગયો.

"કોણે આ લુગડાં લીધાં? હું અહીંઆ કમાઇ કમાઇ ને જાત ઘસી નાખું ને આ રાં......ને હીસાબ છે? લુગડાં લઇ આવ્યાં! પેલી મુંબાઇ-ની શેઠાણીઓ થઇને ફાટી જવું છે?"

આ વાક્ધારાની વૃષ્ટિ નીચે જસુ ને સુરજ બંનેનો ઉત્સાહ મરી ગયો.

ધરના પૈસા નથી વાપર્યા. મેં ભેગા કર્યા તે પૈસામાંથી કરાવ્યા છે." સુરજે માંડમાડ કહ્યું. રામલાલ એ લુગડાં સુરજના ખાનગી પૈસામાંથી આવ્યા. એમ જાણતાં વધારે ચીડવાયા. "બાયડીઓ ધણીને છેતરીને પૈસા ભેગાં કરે. જુઓ આ કળજુગની પતિવ્રતાઓ."

રામલાલનો મીજાજ જાય ત્યારે તેની સામે બોલવાનું કે ઉભા રહેવાનું કોઇનું ગજુ નહતું તો આ બીચારી બે અબળાઓનું શુ ચાલે? રામલાલની જીભ ચાલતી ને બંનેની આંખમાંથી ચોધાર આંસુ વહેતાં, પણ બંનેના સુભાગ્યે ઘર આગળ કોઇ રામલાલનું નામ પુછતો આવ્યો.

"ભાઇ! રામલાલ મહેતાજીનું ઘર કયું?"

"હુંજ રામલાલ. શું છે?" રામલાલ લઢવાનું વીસરી બહાર નીકળ્યા.

"જી, હું ગંગા-પ્રસાદ શેઠને ત્યાંથી મુંબાઇથી આવું છું. પેલા આપને ત્યાં જમી ગયા હતા તે ભગવતપ્રસાદ શેઠના એ પિતા થાય." આવનાર માણસ દેખીતો કોઇ ગુમારતા જેવો લાગતો હતો તેણે કહ્યું.

"આવો આવો, ઘરમાંઆવો." મુંબાઇના શેઠનું નામ સાંભળી મહેતાજી વિવેક કરવા મંડી પડ્યા. ને આવનાર માણસને પાટે બેસાર્યો



મણિકુંવર શેઠાણી ઘીની દીવીઓ સળગાવી પૂજામાં બેસતાં ત્યારે એમના જાજરમાન દેહ તરફ એ જોઇ રહેતી.

"જસોદા! સોપારી એલચી મુકી જજે." થોડીવાર વિવેક કર્યા પછી મહેતાજીએ પુછ્યું: "કહો શેઠ! શુ કામ છે?" બીજો કોઇ માણસ ન કરી શકે એટલી ઝડપથી એમણે સીધો સવાલ પુછ્યો.

આવનાર માણસે ઘરમાં ચારે તરફ નજર ફરી ને સોપારી એલચી મુકવા આવેલી જસોદા તરફ પણ ધારીધારીને જોયું 'છોકરી તો ઠીક છે પણ ઘર કઇ સારું લાગતુ નથી.' તે મનમાં બબડયો. તેણે રામલાલનો સ્વભાવ ઘરમાં પેસતાં પહેલાં જોયો હતો. તેને તેનો ટુંકડું પંચીઉ પહેરેલો દેખાવ ઘણોજ કઢંગો લાગ્યો. 'શુ શેઠીઆઓનીએ પસંદગી છે? આંગણે આવે ત્યારે વેવાઇ શોભે એવા તો બહુ. પણ ન્યાતમા કન્યાઓની અછત તે કરેએ શુ?'

"મહેતાજી!' તેણે મોટેથી કહ્યું; "ઘણા શુભ સમાચાર લઇ આવ્યો છું. શેઠે મને ચિ. ભગવતપ્રસાદ માટે આપની બહેનનુ માગું લઇને મોકલ્યો છે. આપને તો ઘેર બેઠે ગંગા આવી. આપની બહેનનુ નસીબ બહુ તેજ કરે છે હોં."

મહેતાજી તો ડઘાઇજ ગયા. મશ્કરી કે સાચું તે પણ તેમને સમજાયું નહીં. "શું! શું કહ્યું?" એમણે ડોળા ફાડીને ઘાંટો પાડીને પુછ્યુ.

દીનાનાથ જરા હસ્યો અને ફરીથી પોતાનો આવવાનો ઉદ્દેશ કહી સંભળાવ્યો. પરસાળમાં બેઠેલાં સુરજ અને જમોદાનાં આંસુ સુકાઈ ગયાં ને તેમણે કાન સરવા કરીને સાંભળ્યું. "સાંભળે છે કે? પેલા શેઠ આપણે ત્યાં જમી ગયા હતા તેનું માગું આપણી જમોદા માટે લઇને આ ભાઇ આવ્યા છે. ગોળની કાંકરી લાવ. શુકનમાં મોં મીઠું કરીએ."

"મહેતાજી! લગ્ન તમારે આ માગશર મહીને લેવાં પડશે કારણ કે નાના શેઠનો વિચાર આવતા માર્ચમાં વીલાયત જવાનો છે, ને શેઠને તેમને પરણાવ્યા વગર મોકલવા નથી." થોડીવાર આડી અવળી વાત કર્યા પછી મહેતાજીનો ઉભરો જરા શમ્યો એટલે દીનાનાથે કહ્યું.

"તમે જ્યારે કહેશો ત્યારે. એક બીજાની સગવડ સાચવવી તે તો વેવાઇઓનો ધર્મજ છે ને" રામલાલે અત્યારથીજ પોતે વેવાઇ થયા હોય એમ માની લીધુ અને "સાંભળે છે કે? આજે કંસાર કરજે" એમણે તરતજ સુરજ વહુને આજ્ઞા આપી.

પોતાની હાથની ઉછેર જમોદાને આમ સારું સાસરું મળતાં સુરજને ખુબ આનંદ થયો. કોણ જાણે શી રીતે થોડીવારમાં તો આખા ગામમાં ખબર પડી ગઇ ને કોઇક દહાડો મળનાર લોકો પણ આજ મળવા આવ્યાં. "છોકરી ભાગ્યશાળી તો ખરી" "અરે બેન! અમે જાણતાંજ હતાં કે પૂર્વજન્મની દેવકન્યાજ આ તમારે ઘેર આવી છે; "એનું રુપજ કહી આપે છેને." વગેરે વગેરે વાક્યો સંભળાવા લાગ્યાં. સુરજે હર્ષથી બધાંનો સત્કાર કર્યો.

૪

લગ્નના દિવસ પાસે આવ્યા તેમ તેમ જમુને મન ફીકર થવા લાગી. પોતાનાં મુબાઇગરાં સાસરીઆં જાન લઇને આવશે અને પોતાનાં ગામડીઆં સગાંને જોશે તો શુ ધારશે એની ચિંતા એને પેઠી. પોતાનાં ભાઇ ભાભી પણ કેવાં દેખાતા હતાં? નાનેથી મોટી કરનાર આવી હેતાળ ભાભી અને ભાઇ માટે આવો વિચાર કરતાં એને શરમ આવી, પણ છતાં ઘણીવાર એ વિચાર આવ્યા વિના રહેતો નહીં.

એક વાર જમુની સાસુ મુબાઇથી એને જોવા આવ્યાં. ઉતરવાનું તો એમણે ગામની ધર્મશાળામાં રાખ્યું હતુ ઘરમાં આવતાં એમણે નાક ચઢાવી આમતેમ નજર નાખી અને સુરજની સાથે મોટા માણસની માફક થોડી વાત કીધી.

સુરજે બીચારીએ એની રીત પ્રમાણે તેમની આગતાસ્વાગતા કરી 'જમોદાકુવરને બોલાવો' ભાવિ સાસુએ આજ્ઞા કરી

મણિકુવર શેઠાણીએ કાનમા મોટા હીરાના લવગીઆ અને નાકમા ઝબકારા મારતી હીરાની સળી પહેર્યા હતા એમના બીજા સવ અગો પણ એમની પદવીને યોગ્ય અલકારોથી શોભતા હતા ચીનાઇ રેશમનુ ભરેલુ ગાજ અને બનારસી ખડની ચોળીથી એ ભારે ખમ લાગતા એમણે ઓરડામાથી આવતી જશોદાને ગભીરાઇથી જોઇ છોકરી તો ગમી પણ એનો દેદાર કૈ એમને પસદ પડયો નહીં આ વહુપર સદા એ દાબ રાખી શકાશે એ વિચારે જરા સંતોષ પણ થયો



જમોદા તારા ભાઈ તો ગયા

જમોદાનુ હૈયુ ધબકતુ હતુ ને ગાલ પરથી લોહી ચઢઉતર થતુ એણે સાસુ અને ભાભી વચ્ચેનો ફેર જોયો એણે સાસુની આખમા ને શબ્દોમા રહેલી મોગઇ જોઇ આવી ભાભીને આવુ ઘર હોવા માટે જાણે પોતેજ જવાબદાર હોય તેમ તે મનમા શરમાઇ આ સાસુની પોતે વ_ થવાની હતી એવુ એનાથી મનાયુએ નહીં

સાસુ લુગડા, દાગીના, ને રૂપીઆ આપી ગયા સુરજના હેતાળ આદરને તેમણે ટુકા ને ટચ જવાબોથી પતાવી દીધો એમને મન વહુના સગાની કૈ કીંમતજ નહતી જમોદાના ભાવિ સુખને જોતી સુરજના લક્ષ્યમા માન અપમાન કૈ આવ્યા નહીં 'એતો મુબાઇના લોકોની એવી રીત હશે' એમ ધારી નઇ એણે સંતોષ માન્યો

લગ્નનો દિવસ આવી પહોચ્યો જસુના પૈસાદાર સાસરીઆને આવા સગાને ત્યા જાન લઇ આવતા શરમ આવી લગ્નને આગલે દિવસે વરરાજા બે મિત્રો સાથે આવ્યા અને મહુરત આવતા ચાર મગળ ફેરા ફરી લીધા મહેતાજીને આગણે આવેલુ આખુ ગામ જમોદા કુવરના ધન્યભાગ્ય પર વારી ગયુ જમાઇરાજના રૂપ અને વૈભવ જોઇ સુરજની છાતીએ વેંતવેંત ઉચી આવી

ત્રીજે દિવસે જસોદાને લઇને જવાની તેઆરી થવા માડી જાનમા આવેલા આ ગામડીઆઓની વચ્ચે રહીને કટાળી ગયા હતા મહેતાજીના એક દિવસ વધારે રહેવાના આગ્રહ છતા એમણે

જવાની બધી તૈયારી કરી મુકી

દીકરી જેવી નણંદને વળાવતા જાણે જીવનમાથી કોઇ અગત્યની વસ્તુ લઇ જતુ હોય એવુ સુરજને લાગ્યું. એણે આવતાં આસુને અપશુકન ગણી ખાળી રાખ્યાં. "બહેન ડાહી થજે અને જશ અપાવજે" આસુ ગળામા ઉતર્યાં હોય એવા ગળગળા કંઠે એણે કહ્યુ જસુએ જવાબમા માત્ર બે આસુ પાડ્યા.

"જમાઇરાજ! મારી જસુને સાચવજો એને કોઇ દહાડો મે નજરથી અળગી કરી નથી" તેનો અવાજ રુધાયો રામલાલની આખમા પણ ઝળઝળીઆ આવ્યા એમનુ ટુંકુ ને જાડ આખુ શરીર એક ડુસકાથી હાલ્યુ જસુને કોઇ દિવસ ન બતાવેલા ભાવથી એમણે છાતી સરસ ચાપી

"ફીકર કરશો નહીં જશોદા કુવરી તો રાજાની રાણી જેટલુ સુખ પામશે" જમાઇરાજની વતી સાથે આવેલા દીનાનાથે જવાબ દીધો "લ્યો હવે મુહુર્ત જાય છે. હોડી હંકારો" તેણે ખલાસીને આજ્ઞા કીધી હોડી છુટી અને નર્મદાના પટ પર તેણે ધીરે ધીરે સરવા માંડ્યું. હોડી દેખાઇ ત્યા સુધી સુરજ ને રામલાલ કીનારે ઉભાં રહ્યાં

ઉજ્જવલ આશાઓથી નવવધુનુ અંતર ભરપુર હતુ એના બાલક હૃદયમા પતિના પ્રેમની સમજણ ન હતી એના તરંગોમા અધીરાપણુ કે ન મળે એવુ કશુએ હતુ નહીં એની નવી જીંદગીની કલ્પના ઘણી સુખદ હતી એને મન મુબાઇ એટલે અલકાપુરી, ત્યાના માનવીઓ તે દેવો અને ત્યાની સ્ત્રીઓ તે અપ્સરાઓ હતી પોતે પણ એમાની એક થવાની હતી એટલા વિચાર માત્રથી તેને સુખ લાગતુ હતુ એને બાલપણનુ ઘર ને ગામ મુકતા; વહાલી ભાભી ને પનીહારી સૈયરો મુકતા શોક નહોતો થતો બાર વર્ષની બાલક યશોદા વિધિની સુચનને બળે પરિચિતમાથી અપરિચિતમાં પ્રસન્ન ચિત્તે ખેંચાઇ

સામો કીનારો ને ભાઇ ભાભી ઝાંખા થતા ગયા હોડી કીનારે આવી જશોદાએ એક છેલ્લી નજર પોતાના ગામ ભણી નાખી સુખ લાગતુ હતુ છતાંએ એકવારના પોતાનાને મુકતા તેની આખમા આસુ આવ્યા અને ગાડી ચાલી

—o—

## પ્રકરણ ૨: યશોધરા

—o—

જશોદા આસરે આવી તે દિવસે ઘણા માણસો નવવધુને જોવા એકઠા થયા હતા આસુએ સૌની સમક્ષ એનુ નામ બદલ્યુ અને સાદી જશોદાને બદલે યશોધરાકુંવરનુ એમના ઘરને શોભે એવુ ભારેખમ નામ એમણે એને આપ્યુ દીકરો પ્રસન્ન થાય અને વહુનો ભાર પડે એવી એમની માન્યતા હતી કેટલેક અંશે એમની માન્યતા સફળ પણ થઇ

યશોધરા—જશોદા—એ મુબાઇનુ જે સ્વપ્ન ધાર્યુ હતુ તેનાથી અહીંઆ બધું નવુ નવુ જુદુ જુદું જ હતુ હરિણીશી ચપળ અને છુટી ફરતી યશોધરા નવી સૃષ્ટિની વચ્ચે એકદમ આવી પડી એને એ સૃષ્ટિના ગીત ગીતાજો, તાલ કાયદા કાનુનો કશાજ ખબર નહોતી થોડા દિવસ તો એની દશા પીંજરમા પુરાયેલા ગરીબડા બની ગયેલા પ્રાણી જેવી દશા થઇ સ્વભાવે એ હોશીલી હતી છતા ઘણીવાર ભાન વિનાની દેખાતી એની આસુના પ્રતાપ અને તાપમા એ આશાઓ અરજુઓથી રહેતી મરકી મરકી એ બોલે એવી બોલવાનુ પણ ભાગ્યેજ રહ્યુ

એનુ એક સ્વપ્ન અહીંઆં સફળ થયુ નવાં નવાં કપડા અને અલકારો તેને સજાવવામા આવતા વહુ 'ભાઇ' ને લાયક થાય માટે એનુ રૂપ વધે એવા પ્રયત્નો કરવામા આવતા પણ જે તરફ રમુજથી જોઇ રહેતો ઘરમા રહેનાર આશ્રિતો વહુની કૈં કૈં ખોડ શોધી મણિકુંવર શેઠાણીની મહેરબાની ખેચવા પ્રયત્ન કરતા આ બધાની વચ્ચે એકલી અટૂલી ગુગળાતી જશોદા નો રેવાજીના પાણી ભરતા વધેલો તનમનાટ બધો સમાઇ ગયો

આમ ને આમ એના એક એક વર્ષ વહી ગયા આ બધા વખતમા એક પણ વખત તે શુકલ તીર્થ પાછી નહોતી ગઇ ભાઇ ભાભીએ એક બે વખત મોકલવેનુ આણુ સાસુજીએ પાછું



અકળાએલી યશોધરા નીચે નજર નાખતી ઉભી

કરાય તે બધુ માત્ર કરવાનેજ ખાતર કરાતુ સુરજભાભી જેવુ એને હોસથી જોઇ રહેનાર કે વખાણનાર ત્યા કોઇ નહોતુ સાનુ એને થડે પેટે બનાવતા, ભગવતપ્રસાદ એના નાખ્યુ હતુ એવાઓને સાથી કન્યા લીધી તે ઉપકાર ક ઓછો નહોતો, એટલે હવે એમની સાથે વધારે સબંધ રાખવાનો એના સાસરીઆ નો જરાએ વિચાર નહતો

ચૌદમે વર્ષે તેને આરડો કરાવ્યો. અસંસ્કારી છતાં યશોધરાએ પતિને માટે કૈં કૈં કલ્પનાઓ કીધી હતી. પણ એના આવ્યા પછી મહેરબાની દાખલ કોઇવાર જરા હસવા સીવાય વધારે સંબંધ ભગવતપ્રસાદે એની સાથે કેળવ્યો જ નહતો. એ પતિનો ઘાટીલો દેહ બારણામાં ભરાઇ વારવાર જોતી. એની એક નજર કે શબ્દ જીતવા માટે બને તેટલા બધા પ્રયત્નો કરતી. એને માટે સરસ સરસ વાનીઓ બનાવવાની ખાસ કળા એણે કેળવવા માંડી હતી. ભગવતપ્રસાદ એ કોણે કરી છે એટલું જાણવાની પણ ભાગ્યેજ તસ્દી લેતો.

ધીમેધીમે એણે સાસુ સસરાને જીતવાના પણ ઘણા પ્રયત્ન કરવા માંડ્યા. મણિકુંવર શેઠાણી ઘીની દીવીઓ સળગાવી રેશમી કપડાં પહેરી ઠાકરમાં પુજામાં બેસતા ત્યારે એમના ભવ્ય લાગતા જાજરમાન દેહ તરફ એ ભક્તિ ભાવથી જોઇ રહેતી. સસરાજીને માટે પાનની સુદર પટ્ટીઓ કોઇ અદશ્ય હાથોએ ઘણી સુઘડ રીતે તૈઆર કરેલી દેખાતી. ઘરની ઝીણી ઝીણી બાબતો એ સાસુજીએ રચેલા રીવાજ પ્રમાણે અને પોતાના નાના મગજની અક્કલ તેમાં ન દેખાય તેવી રીતે ભેળવીને કરવા પ્રયત્ન કરતી. એ સદા પ્રફુલ્લ અને ઉત્સાહી દેખાતી. દુ:ખ એને કદી લાગતુંજ નહીં, કારણકે એણે દુ:ખ કદી જોયું કે જાણ્યુંજ નહોતુ. એની કલ્પનાએ પણ આથી કંઇ વધારે નહોતુ રચ્યું કે તેને અસંતોષ થાય.

૨

ધીરેધીરે સાસુએ વહુની કુલિનતા અને સુજનતા જોઇ. ગામડીઅણ વહુ તરફ એમણે કઠણ કરેલા હૃદયમાંથી પણ ભાવની સેરો ફુટવા માંડી. અને આવી દેવ સમી વહુ તરફ પુત્રની બેદરકારી દૂર કરવાના કૈં કૈં પ્રયત્નો એમણે યોજવા માંડ્યા.

ભગવતપ્રસાદના મનમાં યશોધરાને માટે અણગમો હોય એવું દેખાતું નહોતું. પણ એને માટે એના મનમાં પ્રીતિ હોય એવું પણ લાગતું નહોતું. મણિકુંવર શેઠાણી વહુના વખાણ કરે તે તે જરા હસીને સાંભળતો. યશોધરાના બીતાં બીતાં કરાએલા રીઝાવવાના પ્રયત્નો તરફ એ ઘણીવાર બેદરકારીથી અને કોઇવાર સંતોષ બતાવી જોતો. એ હંમેશાં તેની સાથે માયાથી વર્તતો પણ એ સૌમાં એની એક પ્રકારની મહેરબાની સીવાય કૈં દેખાતું નહીં. અને યશોધરા પણ પતિની મહેરબાની કોઇને કોઇ સ્વરુપમાં દેખાય તો ઓછી ઓછી થઇ જતી.

યશોધરા હજુ બાલક હતી. એનું સ્ત્રીત્વ વિકસ્યું કે ફાલ્યું નહતું એની જીંદગીમાં એણે આથી વધારે સારો પતિ જોયો કે કલ્પ્યો નહતો. એના ગામમાં એના ભાઇ સદાએ એની ભાભી પર મીજાજ કરતા. કેટલાક અણઘડ પતિઓ પત્નીની દંડથી પણ પૂજા કરતા. એને ભગવતપ્રસાદમાં કૈંપણ ઉણપ કેમ લાગે!

કોઇક વખત–માત્ર કોઇક વખતજ એને અસંતોષ થઇ આવતો. એની ભેટોનો અનાદર એને કોઇક વખત બાલકની રીતે સાલતો. એક વાર એક સુંદર ગલપટ્ટો એણે ઘણા દિવસના પરિશ્રમે તૈઆર કરી ભગવતપ્રસાદના હાથમાં આતુરતાથી મુક્યો. 'સારો છે' ભગવતપ્રસાદે જરાક નજર નાખી જવાબ દીધો. "તમે પહેરશો?" બીતાં બીતાં એણે પ્રશ્ન પુછ્યો. "હું? હા, ગણપતને કહે કે મારા કબાટમાં મુકે" આ પછી દિવસોના દિવસો યશોધરાએ પતિના ગળા પર તે જોવાની આશા ગપ્પાજ કીધી. એની એ આશા કદી સફળ થઇ નહીં. એણે એ વાત ફરી સંભારવાની હીંમત પણ કરી નહીં.

આવા નાનાનાના બનાવો કોઇકોઇવાર એના બાલક હૃદયમાં ભરાઇ રહેતાં અને કોઇ કોઇ વાર એકાંત મળે થોડાં અશ્રુ પડાવતા. પણ તેના ઉગતા જીવનમાં આવો પરિતાપ બહુ ટકતો નહીં. ઘડીવારે બધું વીસરી એ પાછી તે આનંદી અને સંતોષી યશોધરા બની જતી.

આ પછી બેએક વર્ષે ઓચીંતાં સાસુ સસરા ઘરનો બધો ભાર યુવાન દીકરાવહુને માથે નાખી ઉપડી ગયાં. સાસુએ મરતાં મરતાં વહુને દીકરાને પાસે બોલાવી આશીર્વાદ આપ્યા અને યશોધરાને ઘરનો મોભ્ભો સાચવી રાખવાની ભલામણ કીધી. એક ઉંડો નિઃશ્વાસ નાખી એમણે પુત્રનાજ હાથમાં પોતાનો પ્રાણ છોડયો.

એકદમ ભાર માથે પડવા છતાં યશોધરાએ સાસુજીની પ્રણાલિએ ઘર ચલાવવાનો પ્રયત્ન કરવા માંડયો. એણે વગર વખતની ગંભીરતા કેળવવા માંડી. સાસુના અનુકરણે એણે પૂજા, પાઠ અને દાનપૂણ્ય ચાલુ રાખ્યાં. સાસુની માફક એણે માધવબાગ જવાનું શરુ કીધું. આશ્રિતો અને સગાઓમાં એણે પહેલાંનો સંબંધ સાચવવાનો પ્રયત્ન કરવા માંડયો. ઘરનો બધો વ્યવહાર મણિકુંવર શેઠાણીની કળેજ એણે જારી રાખ્યો.

૩

ભગવતપ્રસાદના ઘરનું બધું તંત્ર થોડા દિવસમાં ફરી ગયું. એ ફેરફારનો વિધાતા ભગવતપ્રસાદ પોતેજ હતો. એણે પોતાની અને યશોધરાની જીંદગીનો બધો ક્રમ બદલી નાંખ્યો. એણે આ ફેરફાર કરવાનો પહેલેથીજ નિશ્ચય કર્યો હોય એમ જણાતું હતું.

આ ફેરફારના સૌથી વધારે પ્રયોગો યશોધરા પર થવા માંડ્યાં.

એને રીતભાત શીખવવા એક મડમ રોજ આવવા માંડી. એને સંગીત શીખવવા એક



આખી રાત તેને સ્વપ્નો આવ્યા કીધાં.

મોટી કંપનીની દરજણ આવી તે તે ઉપરાંત બીજા ઘણા ઘણા માસ્તરો શરુ થયા. ભરવા ગુંથવાને માટે એક પારસણ, અને અંગ્રેજીને માટે એક માસ્તર, સંસ્કૃતને માટે એક શાસ્ત્રી પણ ખરોજ.

યશોધરા આ બધી સેનાની વચ્ચે ગભરાઇ જતી. એને હંમેશ એ બધાંના અભિપ્રાય પર

જીવવું પડતું. એની સલાહ કોઇ પુછતું નહીં. એ ગામડાની એટલે એને કૈં આવડે નહીં એમ બધાંને મન વસી ગયું હતું.

તેનો પતિ ભગવતપ્રસાદ પણ પિતાના મૃત્યુ પછી સંપત્તિના બળે એક આગેવાન શહેરી ગણાવા માંડ્યો હતો. દર શનિવારે રેસમાં જઇ ગવર્નરની સાથેની બોક્સમાં બેસવામાં એ માન સમજતો. સરકારી પાર્ટીઓમાં એને આમંત્રણ મળતું. આબરુદાર કલબોની આબરુ એની હાજરીથી એ વધારતો.

જસોદા–યશોધરાની કેળવણી એ આનું આડકતરું પરિણામ હતું. પત્નીને સાથે ફેરવવી હોય–ફેરવવી પડતી હોય તો ઘણી વસ્તુઓ એનામાં હોવાની આવશ્યકતા હતી. યશોધરાનો એમ ફરવાનો મનુષ્ય પ્રાણી તરીકેનો હક્ક હતો એટલા માટે નહી પણ ભગવતપ્રસાદની પત્ની તરીકે એને સુંદર ને સુઘરેલા દેખાવું એ અગત્યનું હતું.

શરુઆતમાં એ ઘણીવાર ભુલો કરતી–થઇ જતી. આ જીંદગી એણે ધારી હતી તેનાથી છેક જુદી હતી. એની સાસુ જેવાં થતાં એને સહેલાઇથી આવડત. પણ મીસીસ ભગવતપ્રસાદ–કદાચ ભવિષ્યની લેડી યશોધરા થવાનું કૈં જુદીજ જાતનું હતું. પણ વય અનુભવ અને જ્ઞાન વધતાં ગયાં તેમતેમ એને પતિની બેદરકારી સાલવા માંડી હતી. અને તેથી એને આકર્ષવા એને ગમે એવા સૌ પ્રયત્નોમાં તે હોંસભેર ભાગ લેતી.

એને એના પતિ પર ભાવ હતો. એના રુપાળા અંગનું એને કૈં અજબ આકર્ષણ હતું. એના એક પ્રશંસાના શબ્દને માટે તે દિવસો સુધી મહેનત કરવા તૈઆર રહેતી. કોઇવાર અડધી ગંભીરાઇથી એ પ્રશંસા કરતો પણ ખરો; એને મન પતિને પ્રસન્ન રાખવો એ યશોધરાનો ધર્મ હતો, એટલે એને યશોધરા કૈં કરે તેની નવાઇ લાગતી નહીં.

૪

એક દહાડો યશોધરાને ખબર પડી કે તેનો પતિ તેને ચહાતો ન હતો. મુનીમની વહુ ચંપાએ એક દહાડો એને બધી વાત કરી. "ભાભી! એમને તો એમની સાથે કોલેજમાં સર રઘનાથદાસની છોકરી ભણતી હતી તેમને પરણવું હતું. પ્રમદાભાભી જીવતાં હતાં ત્યાં સુધી તો એમનાથી કૈં ન બોલાયું પણ પછી એમણે એનું માગુ કરાવ્યું. પણ શ્રીમતીએ એવો જવાબ કહાવ્યો કે ભાઇને હાડોહાડ લાગી ગયું."

"શું કહાવ્યું ?" યશોધરાએ આતુરતાથી પુછ્યું.

"ના, ભાભી ! નહીં કહું. શેઠ જાણે તો ગુસ્સે થાય."

"ના, ના, કહો. એમને હું નહીં કહું."

"એના અભિમાનની વાતજ જવા દોને. કહે કે આવા વેપારીના છોકરાઓ મને પરણવાની ઇચ્છા કરે તે પહેલાં સાત જન્મારા તપ કરવું જોઇએ" ભાઇને તો એવું લાગ્યું કે એમણે 'પણ' લીધું કે એના કરતાંએ સરસ બૈરી લઇ આવું."

"ત્યારે મને કેમ પરણ્યા ?"

"કૈં ન્યાત બહાર જવાય છે ! ભાઇ જાત્રાએથી આવ્યા ત્યારે ચીનુભાઇએ શેઠાણીને તમારી વાત કરી. નાની ન્યાતમાં બીજી મોટી છોકરીઓ નહોતી. ચીનુભાઇએ તમારા રુપનાં ને હોંશીઆરીનાં વખાણ કર્યાં. શેઠાણીને કહે કે ઘેર લાવીને કેળવીએ તો શ્રીમતી કરતાંએ સરસ થાય એવી છોકરી છે. શેઠાણીના ધ્યાનમાં વાત ઉતરી ને ભાઇને પુછ્યું નપુછ્યું ને શેઠ પાસે તમારું માગું કરાવ્યું."

વાત સાંભળતાં સાંભળતાં યશોધરાનાં નસ્કોરાં ફુલ્યાં. આંખો રતુ રતુ થઇ રહી. મુનીમની વહુએ તે જોયું ને તે પસ્તાઇ. "ભાઇને કહી દેશે તો!"

“ભાભી ! ભાઇસાબ; ભાઇને ન કહેશો હાં, નહીં તો અમારા ઉપર નાહકના ગુસ્સે થશે.”

“ના, નહીં કહું. ફીકર ન કરશો” કહી યશોધરા ઉઠી ગઇ ને ઓરડામાં જઇ પલંગ પર પડતું નાખ્યું.

પણ ત્યારથી તેણે પતિને રીઝવવાની વધારે ને વધારે મહેનત કરવા માંડી. એના પતિને શ્રીમતી જેવી સ્ત્રી માટે મોહ હતો. એણે ત્યારથી શ્રીમતી જેવાં થવાનો નિશ્ચય કર્યો. એણે શ્રીમતીને જોઇ હતી. અને આ વાત પછી નજીવા લાગતા ઘણા ઘણા પ્રસંગો એને યાદ આવ્યા. એનો પતિ એના વિકાસ તરફ કોઇવાર ખુશ થઇને જોતો અને કોઇવાર અધીરાઈ દેખાડતો.

શ્રીમતી જ્યારે જ્યારે તેને જોતી ત્યારે તેની આંખમાં તિરસ્કાર દેખાતો. એ બૅરોનેટ વરને પરણી હતી તેનો તોર એના મુખ પર સ્પષ્ટ દેખાતો. અત્યાર સુધી યશોધરા એને અભિમાનનુ પરિણામ માનતી. હવે એનું ખરું કારણ એને સમજાયું. એ યશોધરાને સદાએ નાનમ અનુભવવાનો પ્રયત્ન કરતી. ભગવતપ્રસાદ સાથે હોય ત્યારે વિજેતાનો ગર્વ દેખાડતી. અને પોતાના મંડળમાં ભેળાતી. એનાથી બધાં અંજાઇ જતાં. એના તરફ કોઇનો ભાવ નહનો છતાં બધાં એને જિજ્ઞાસા અને પ્રશંસાની દૃષ્ટિએ જોતાં.

યશોધરાને આ બધું યાદ આવ્યું. શ્રીમતી જેવાં થવાનું એને એટલું અશક્ય લાગ્યું કે પલવાર તે હીંમત હારી ગઇ. પણ પતિને ગમે તે ઉપાયે જીતવાના સંકલ્પે આર્યાના અંતરમાં નવું બળ આવ્યું.

૫

બીજાં પાંચ વર્ષ વહી ગયાં. યશોધરા બાળક મટીને યુવતી થઇ અને આ પાંચ વર્ષોમાં એ ઓળખાય નહીં એટલી એ બદલાઇ ગઇ. એ પોતે હવે મુંબાઇની એક આગેવાન સ્ત્રી ગણાતી અને શ્રીમતી યશોધરાને નામે બધે ઓળખાતી. એને શુલ્ક વગર સરસ કપડાં પહેરતાં આવડતાં. અંગ્રેજી અને સંગીતમાં તેણે ઠીક પ્રગતિ કરી હતી. એ મોટર ચલાવતી ત્યારે લોકો જોવા ઉભા રહેતા. ઉનાળામાં શીતળ ટેકરીઓ પર જઇ એ સરસ ઘોડે બેસતાં શીખી હતી. એનામાં એક પ્રકારની મનોહરતા હતી. શુક્લતીર્થમાં પાણી ભરેલાં હોવાથી એની ડોકી મરોડદાર હસ્સાવાળી હતી. એનાં છુંદણાં પણ એને વધારે શોભાવતાં લાગતાં.

લેડીઝ જીમખાનાની એ મેમ્બર હતી. એને ટેનીસ રમતાં સારું આવડતું, સ્ત્રીઓ એનું સુખ જોઇ અદેખાઇ કરતી. પુરુષો એના તરફ વખાણની નજરે જોતા.

ને છતાં એને કૈંક ઉંડું દુઃખ હતું. અનુભવે અને વૈભવે એને ઘણું શીખવ્યું હતું પણ તેમણે સ્વસ્થતા કે શાંતિ આપ્યાં નહતાં.

આ બધાં વર્ષોમાંનો એકે એક કલાક એણે પોતાની જાતને સુધારવામાં–શ્રીમતી કરતાંએ સરસ થવામાં ગાળ્યો હતો. પણ ધીરેધીરે તેના અંતરમાં નીરાશા આવતી હતી. આ જાતના પ્રયત્નોમાંથી એની હોંસ પણ ધીમે ધીમે ઓછી થવા માંડી હતી. એના પતિને એ જે પ્રયત્નો કરતી તેમાં કૈં વધારે હોય એવુ વસતું નહોતુ. એ જે કૈં કરતી ત્યારે તે એને શ્રીમતીની ફુટપટ્ટીએ માપવા પ્રયત્ન કરતો હોય એવું યશોધરા મનમાં કલ્પતી. ધીરેધીરે એને પોતાની સ્થિતિ લડાઇ કરવા માટે પાળેલા હાથીને કુકડા જેવી લાગતી ગઇ. તે માત્ર શ્રીમતીના દર્પદલન માટે આણેલા સાધન સીવાય કૈં વધારે નહતી.

એ કદી શ્રીમતીનું નામ ઉચ્ચારતી નહીં. પણ હંમેશાં એ પોતાની અને ભગવતપ્રસાદની વચ્ચે ભૂતની માફક ઉભેલી હોય એવું તેને લાગતું. તે ભગવતપ્રસાદને ચહાતી, તેની પુરુષત્વભરી

કાંતિને મારે તેને મોહ હતો, પણ તેમે હંમેશાં ભગવતપ્રસાદનો ધાક લાગતો. અંતર ખોલીને વાત કરવાનું તેને મન થતું પણ એના પતિના વર્તનથી એક જાતની અસ્પર્શ્યતા તેને દૂર ને દૂર રાખતી હતી.

આ બધું છતાં તેના પ્રયત્નોમાંથી તે પાછી ન હટત, પણ બે દિવસ પહેલાં બનેલા એક બનાવે તેના સ્વમાનને ઉંડો ઘા લાગ્યો હતો. ભગવતપ્રસાદની સાથે કલબના મેળાવડામાં ગઇ હતી ત્યાં તેની પાછળ થતી ટીકાના શબ્દો તેની કાને પડ્યા. "પેલો ભગવતપ્રસાદ નકલી શ્રીમતી-ને લઇને ચાલ્યો." અજાણતાં કે જાણીજોઇને આ શબ્દો મોટેથી બોલાએલા હતા. સાંભળનારે શુ જવાબ આપ્યો તે યશોધરાથી સંભળાયો નહીં પણ પાછો પેલાજ બોલનારનો સ્વર આવ્યો.

"ખબર નથી! એને શ્રીમતી ન મળી તેથી ફરીને શ્રીમતીની નકલ કરાવી મન મનાવે છે. દુધ નહીં તો છાશ" બોલનાર ખડખડાટ હસી પડયો બીજાએ એક બે વાકયો—"મોરનાં પીછામા ...." "શ્રીમતીએ જબરી" યશોધરા-ના ધુમતા મગજમાં પેઠા. અધુરામાં પુરું શ્રીમતી ત્યાં આવી હતી તેની અને પોતાની વચ્ચે દેખાતો ફરક તેણે પારખ્યો. શ્રીમતીની નજરમાંથી નીકળેલાં એક બે તાનાંભરેલાએ તેને વીંધી તેના આત્મમાનના ચુરેચુરા થયા અને અપમાનની પરાકાષ્ટા તેણે અનુભવી.

૬

શુકલતીર્થના સંસ્કારો હોવાથી તેને પતિને છોડી જવાનું સુઝયું સરખુંએ નહીં, પણ તે પળથી તેણે નિશ્ચય કર્યો કે તે કદી શ્રીમતી જેવી થવાની નથી. તે ગમે તેવી થશે, વખતે સરસ પણ થશે પણ કૈંક જુદીજ રીતે. "પોતે શ્રીમતીનું અનુકરણ કદી કરવાની નથી અને કોઇ પોતાને નકલી શ્રીમતી બનાવે તો તેમ થવાની પણ નથી." એણે પહેલાં કોઇ પણ વખત ન દાખવેલી દઢતા આ નિશ્ચયમાં હતી.

વરવહુ વચ્ચે પહેલી તકરાર થવાનો પ્રસંગ સર જસાવાલાને ત્યાંની પાર્ટીને દિવસે આવ્યો. મુંબાઇના બધા બડેખાંઓ ત્યાં એકઠા થવાના હતા. યશોધરાએ નિત્યના નવી ઢબના પોશાકને બદલે આજ પોતાની પસંદગી પ્રમાણે શણગાર સજવા માંડયો. એણે ભરેલી જ્યોર્જેટને બદલે બનારસી કાળી રુપેરી તારની સાડી, ખંડનો સાદી બાંયનો પોલકો અને ખંડનાં સ્લીપર પહેર્યાં. વાળ જરા સાદી રીતે ને સીધો સેંથો પાડીને ઓળ્યા. કપાળમાં ચાંલો સહેજ મોટો કર્યો ધડકતે હૈયે તે બહાર આવી.

ભગવતપ્રસાદે સહેજ ઉંચી આંખ કરી. "મંદિરમાં જાય છે?"

યશોધરા ગુંચવાઇ, "કેમ?"

"ત્યારે આ ભકતાણી જેવો વેશ કેમ સજ્યો?" યશોધરાએ કૈં જવાબ નહીં દીધો. ને નીચું જોયું. ભગવતપ્રસાદે ઘડીઆળ જોઇ કહ્યું: "બદલી આવ, હજુ વખત છે."

બીજો કોઇ વખત હોત તો યશોધરા દોડતી જઇ કપડાં બદલી આવી હોત આજ તે ત્યાં ઉભીજ રહી. "હું આમજ આવવાની છું" તેણે ધીરે સ્વરે ઉંચુ જોયા વિના કહ્યું. ભગવત-પ્રસાદે અજાયબીમાં ઉંચું જોયું. આજ પહેલીજ વખત તેની ઇચ્છાની સામે અક્ષર કાઢવાની ધૃષ્ટતા યશોધરાએ કરી હતી.

"આમ નહીં અવાય" તેણે ગાઢે સ્વરે કહ્યું.

"ત્યારે મારે નથી આવવું" જેમ તેમ હીંમત એકઠી કરી ધડકતા સ્વરે યશોધરાએ કહ્યુ.

"જેવી મરજી" તેણે કહ્યું ને તેની સામે જોયા વિના કે એક અક્ષર બોલ્યા વિના તેણે ગાડી મંગાવવાનો હુકમ નોકરને કર્યો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૫૧]



શ્રાવણ ૧૯૮૨ ] [જસોદાનો જીવનવિકાસ

સુરજ બચકાં કોચ પાસે ભોંય પર મુકીને તેની આગળજ ઉભા પગે બેઠી.



# સ્વપ્નદ્રષ્ટા

લેખક

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્યસંસદ

ચિત્રકાર

શ્રીમાન્ પુરુષોત્તમ,

સભ્ય, સાહિત્યસંસદ

અને

સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાના કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાં સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબાઈની કૉલેજમાં ભણે છે.

તે બંનેની મુલાકાત વડોદરામાં રાજાભાઈને ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શન અડ વધે બ્રહ્મચારી–બ્રાહ્મણ બનાવે છે. ઇતિહાસ ને નાટકો જોતાં તત્કાલના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃતિ જોઈ તેનું સ્વમાન હણાય છે. તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે.

તે કોલેજમાં આવે છે; વાંચે છે ને વિચારે છે. હીંદુ સમાજ તેને હમાભાઈનું પ્રભવસ્થાન જણાય છે. બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે. નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે. અમદાવાદની કોંગ્રેસ અને હાદના મેઝેની સુરેંદ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે.

લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દરાતું તેને તીવ્ર ભાન થાય છે. અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરૂ કરે છે.

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઈ જાય છે. તે નામદારને ત્યાં ન ઉતરતાં તેના મિત્ર અંબાલાલ દેશાઈને ત્યાં ઉતરે છે. અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે. અને સ્વતંત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે. પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે. નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે. અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે. એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે. હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે. સુદર્શન ને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે; નામદાર દેશદ્રોહી લાગે છે. અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં ચાલ્યો જાય છે. ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે.

રાવબહાદુર સુદર્શનને નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નહી કરી શકે તેવી મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે.

ફરીથી કોલેજમાં વર્ગો શરુ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઈમાં અંબાલાલને ત્યે પૈસા આપવાનું નક્કી કરી રહે છે. અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદન દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે. 'માની' સ્વતંત્રતાના વિચારો કરતાં તેને વારંવાર કાપડીઆ ની સુચનાઓ યાદ આવે છે તે એક દિવસ કાપડીઆને મળવા ગયો. ત્યાં હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહીં થઇ શકે તે વીશે ચર્ચા ચાલી અને પ્રો. કાપડીઆએ રાજકીય ઉદ્દતમાં ધર્મને નહીં સંડોવવ ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વકઉચ્ચાર્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે. સુદર્શન ત્યાંથ ઉઠી ચાલતો થયો. અનેક તરંગો તેના મનમાં ઉઠયા. અશ્રદ્ધાણ બન્યો ને હીંમત હાર્યો તે સ્વસ્થતા ખોતે હતો ત્યાં ધની આવી. તેણે તેને પડતો બચાવ્યો. 'મા'નો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી.

૧૯૦૭ માં કોંગ્રેસ નાગપુરમાં ભરાવાની હતી પરંતુ 'મવાલો' 'ઝહાલ' પક્ષથી કંઈક ડરતા હતા એટલે 'મવાલ' પક્ષના સર્વાધિકારી ફીરોજશાહે હુકુમ કાઢયો કે કોંગ્રેસે સુરત જવુ. ડૉ. રાશબિહારી ઘોષને પ્રમુખપદનું નિમંત્રણ કર્યું. ૧૯૦૭ના ડીસેમ્બરમા સુરત ખાતે કોંગ્રેસ ભરાવા માંડી. સુદર્શન અને તેની ટોળી પણ ત્યાં જઇ. 'મવાલ'પક્ષે 'ઝહાલ'પક્ષના કુરચા ઉરાડી દેવાનો નિશ્ચય કર્યો હતો સુદર્શન અને તેની ટોળીના સભ્યો સયંસેવક થઇ ગયા ને 'મવાલો' અને 'ઝહાલો'ની થતી સંધિમાં વિક્ષેપ પાડવા લાગ્યા

સુલોચનાના રક્ષક તરીકે પ્રો. કાપડીઆને મુકી જગમોહનલાલ તેમનાં પત્ની સાથે સુરત કોંગ્રેસમા ગયા. બીજે દિવસે સુલોચનાના મિત્રો આવ્યા એટલે તે સૌ વરસોવા ગયાં. ત્યાંથી રાત્રે પાછાં ફર્યાં અને કેકીને ઘેર જમવામાં રોકાયાં. ત્યાં 'શેંપેન'નો છુટથી ઉપયોગ થવા માંડયો અને સૌ પોતપોતાના તાનમા ગુલતાન બનવા લાગ્યાં. કેકીએ બેભાન અવસ્થામાં સુલોચનાને કહ્યુ કે તે તેને ચાહે છે. સુલોચનાએ સ્મિતથી ઉત્તર આપ્યો. તેજ અરસામા બહુજ મોડું થવાથી સુલોચનાની શોધ કરવા ગમન દલાલ અને પ્રો. કાપડીઆ ત્યાં આવી પહોંચ્યા અને મીજલસમાં ભંગાણ પડયું.

બીજે દિવસે સુલોચનાએ શરમથી લેવાતે મોઢે પ્રો. કાપડીઆને કહ્યું કે તે કેકીને ચાહે છે. તેજ અરસામાં કેકીની ચીઠ્ઠી આવી. તેમાં આગલી રાત્રે બેભાન અવસ્થામાં તે જે બોલ્યો હતો તેને માટે દીલગીરી દર્શાવી હતી. અને સુલોચનાને એક મિત્ર તરીકે ચહાવા તે ઇચ્છતો હતો.

સુલોચના આ ચીઠ્ઠી વાંચી ભગ્નહૃદય બની ગઇ. પ્રો. કાપડીઆએ તેનું સાન્ત્વન કરવા માંડયું.

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૧૩ મું

—o—

## સુરતની કોંગ્રેસ

બાર વાગતાથી કોંગ્રેસના દરવાજા ઉઘડયા ને આખું હીંદુસ્થાન જાણે ફ્રેંચ ગારડનમાં આવી લાગ્યું.

તે વખત કોંગ્રેસ હતી હીંદની નાનકડી પ્રતિમા. તેજ અમેય વિસ્તાર, તેજ અનેક દૃષ્ટિવાળો તરવરાટ, તેજ અલ્પજીવી ઉત્સાહ, તેજ પચરંગી ચિત્રમયતા, તેજ ભવ્યતાનો ભાસ, તેજ સનાતન અનંતતાનું દર્શન–ને તેજ કાર્યદક્ષતાનો અભાવ, તેજ સુરત એકાગ્રતાનો અણગમો. આ એનું સ્વરુપ રચાયું તે બે મુદ્દે–એક પ્રજાનો ઉત્સાહ કેળવવા–બીજું પોતાનું પ્રતિનિધિત્વ સિદ્ધ કરવા એણે બંને કર્યાં–કયાં સુધી નિશ્ચયાત્મક કાર્યતત્પરતાને ભોગે. આટલે વર્ષે જન્મ વખતે દેખાતી ખોટો જતી નથી. ઓલ ઇંડીઆ કોંગ્રેસ ને વર્કીંગ કમીટીઓ વ્યવહારિકતા આણવા મથે છે–છતાં રંગબેરંગી શંભુમેળાની અસ્થિર મનોદશા જતી નથી.

પણ જે માત્ર જિજ્ઞાસા સંતોષવા ત્યાં જતું તે ભક્તિભાવથી કંઇ બંધાઇ આવતું. સમગ્ર ઉત્સાહની આંચ તેને લાગતી. નજર પહોંચે ત્યાં સુધી વિસ્તરી રહેલી તરવરતી જનતા ભારત માતાની પ્રચંડ શક્તિનો ખ્યાલ આપતી. વસંતે રંગેલા કોઇ વિશાલ મહાવનની શોભાની વિડંબના કરતો મંડપ ભવ્યતાના ખ્યાલથી હૃદયને દાબી રહેતો.

પેલો સીધી ડેલીગેટ ગુજરી જવાથી કોંગ્રેસ અઢી વાગે રાખવામાં આવી હતી; પણ દોઢ વાગતેથી તો 'વંદે માતરમ્' ના પોકારો અવારનવાર થવા લાગ્યા, અને અધીરાઇનું સ્પષ્ટ દર્શન થયું. થોડીવારે દખ્ખણ 'કેંપ' આવીઃ 'શિવાજી મહારાજની જય' નો ઘોષ કરતી–સુરતને માટે ભાગ્યેજ વાસ્તવિક જયઘોષ. નારણ પટેલનું થોડુંક સૈન્ય ગુજરાત ડેલીગેટોના વિભાગમાં બેઠું હતું. કેરશાસ્પ ને થોડાક જણ છેક દૂર બારણા આગળ પ્રેક્ષકોમાં છુટા છુટા જઇ બેઠા. બાકીનાં અડધા સૈન્યને નારણભાઇ હાથમાં ડંડુકો લઇ આગળ ધપાવતા મહારાષ્ટ્ર વિભાગમાં આવ્યા.

બે સુરતી સ્વયંસેવકો આવ્યાઃ "ભાઇ! ભાઇ! આ તો મહારાષ્ટ્ર છે ગુજરાત તો પેલી તરફ."

"અમે મહારાષ્ટ્રી છીએ" નારણભાઇએ લહાયક ભભકાથી ડંડુકો ભોંય પર ઠોકતાં કહ્યું.

પેલા હસ્યા. "ચતુરભાઇ આગળ ચાલો" નારણભાઇએ હુકમ કર્યો.

"ટીકીટ લાવો."

"લો, જુઓ. આંખ્યો બાળો" નારણભાઇએ તડાકો કર્યો અને ચાલીશ ટીકીટ મહારાષ્ટ્ર ને નાગપુરના ડેલીગેટની બહાર કાઢી બતાવી.

"ઉભા રહો, હું કેપ્ટનને બોલાવું."

"તારા કેપ્ટનને કહીએ જાય્યું દાંડબળય્યું" કહી નારણભાઇ ને તેનું સૈન્ય મહારાષ્ટ્ર વિભાગમાં ગયું ને ઘોષ ઉચ્ચાર્યોઃ

"શિવાજી મહારાજકી જય."

"ગુજરાતી થઇ શિવાજી મહારાજકી જય બોલે છે! શેમ (શન્મ)!" એક અભિમાની ગુજરાતીએ કહ્યુ

'એ સુરતી લાલા! સુરત લુટાયુ તે ભુલી ગયો?" નારણભાઇ બોલ્યા, "શેમ, તને ને તારી સાત પેઢીને"

"શી-શી-શી-ચુપ-બેસી જાઓ-વંદે-માતન્મ્ શિવાજી મહારાજકી જય. વંદે-એ એ-માતરમ્" ને મોટી બુમ સભળાઇ પ્રેરશાસ્પ ઉભો થઇ રુમાલ ફરકાવી રહ્યો હતો તરત નારણભાઈ ખુરશી પર ઉભા થઇ 'વદે માતરમ્ ની ચીસો પાડી રહ્યા ચારે તરફ 'વંદે માતન્મ્' નો ઘોષ થયો કેટલાક સમજ્યા ન સમજ્યા ને બુમ મારવા લાગ્યા ને તિલક, ખાપરડે અરવિંદ બાબુ ને મોતીલાલ ઘોષ આવ્યા બધી આખો અરવિંદ બાબુને નીરખવા ને તત્પર થઇ શુ સાદાઇ, શુ બુદ્ધિનુ તેજ, આખમા શી દૈવી ચમક! જાણે દેવ! 'परित्राणाय साधुना, विनाशाय च दुष्कृताम् ઉતરી આવેલો અવતાર! 'વદે માતન્મ્'!

પછી આવ્યા પારેખ, અબાલાલ, જગમોહનલાલ, રથરફોર્ડ ને નેવીનસન—'વદે-માતરમ્' ના છુટાછવાયા જયઘોષો ને ધોળી ચામડી તરફ તિરસ્કારના 'શેમ' થયા

સુદર્શન ને મગન પડયા સાથે આવ્યા ને તેમના પગ આગળ બેઠા

પછી કોઇને સમજાયુ નહી પણ એક જણ નીચો, માથે કાળા ફેંટાવાળો બાજુએથી આવ્યો; રસ્તો નહોતો એટલે દોરડા નીચેથી આગળ આવ્યો, પાછળ મોહન પારેખ દોડતો હતો

"તે કોણ?" એકે પુછ્યુ.

"લાલાજી" પારેખે કહ્યુ.

"લાલાજીકી જય! જય! લાલા લજપતરાયકી જય! લાલ બાલ પાલકી જય! ડેલીગેટો ઉભા થઇ ગયા—ખુરશી પર ચઢયા રુમાલ ફરકાવવા લાગ્યા. લાલાજીકી જય' 'વદે માતરમ્' મુખે મુખે નીકળ્યુ આખો મડપ ઉભો થઇ ગયો દસ મીનીટ થઇ રહી "આ ડીપોર્ટ (દેશપાર) કરેલા દેશનાયક? આ પજાબનો સિંહ?" 'લાલાજીની જય'

કેમે કરી લોકો બેઠા મહામહેનતે સ્વયમેવકોએ શાતિ પ્રસારી સભામા ચેતન આવતુ હતુ ને બહારથી 'વંદે માતરમ'નો અવાજ આવ્યો—

'પ્રેસીડેટ—પ્રેસીડેટ—રાશબિહારી ઘોષ,' સંભળાયુ ને વોલટીઅરની ટુકડી આવી પાછળ કેપ્ટન મોહનનાથ દીક્ષિત—તેનુ છટાદાર શરીર લશ્કરી ડેસમા દીપતુ અને ડા રાશબિહારી ઘોષ આવ્યા—સૌમ્ય ને શાત, વિશાલ ભાલ નીચે ભાષાની સમૃદ્ધિ ને ધારાશાસ્ત્રનો ભાર વહેતા—જરાક ક્ષોભથી ફીક્કા, જરાક વિજયગર્વથી હસતા, પછી સર ફીરોજશાહ મહેતા—ચમકતી પાઘડી ને ભવ્ય ચોબીઆમા! ચારે બાજુ જોતા, હસતા—પોતાની મુત્સદ્દીગીરીમા સકારણ શ્રદ્ધા અનુભવતા,—ને સુરેદ્રનાથ—ગૌરવશીલ દાઢી ને કાળા ઝભ્ભામા નાના પગે મોટી ફાળ ભરતા, ચારે તરફ જોઇ જાણે જનતાને વશ કરવા મથતા, ને વાચ્છા,—ને મેતલનડ,—ને ગોખલે —અથાગ ચિંતાથી અસ્વસ્થ, ફીક્કા ને ક્ષુભિત, ને પડિત મદનમોહન માલવીયા—કોઇ વૈદિક ઋષિના લલાટનુ ગાભીર્ય ધારી, ધનુષ્યની માફક છટા શરીરને ખેચાવાને તૈઆર રાખતા—ઝીણી ને ચચલ આખે આ તોફાનમા પરિણામના ચિહ્નો જોવા મથતા ને સઘે મોતીલાલ નહેરુ ઘણા લડનના દરજીઓ નીરાશાથી તાકે એવા સુરેખ લેબાસમા —અને સભા નાચી ઉઠી—દસ હજાર ઉત્સાહઘેલા અવાજે ડા ઘોષને—

આવકાર મળ્યો—આખા મંડપમાં રુમાલોનો ફરફરાટ સમુદ્રસુરખ ઉત્સાહના વેગથી વધનો ગયો. દશ હજાર માણસોએ પ્રમુખને અંતરનુ પ્રમુખપદ આપ્યું હોય એમ લાગ્યું

પા કલાક આ ઉન્માદ રહ્યો ખુરશીમાં બેઠેલા સર ફીરોજશાહને નીગંત વળી. આ લોકપ્રિયતામાં કોની મગદૂર હતી કે વિરોધનો અંશ નાખે!

સગીત શરૂ થયું થોડીક ધાધલ થઇ, શમી ગઇ "બેસી જાઓ," "સાંભળો," 'Be quiet!' 'Down with the chair' એવા અવારનવાર હોકારા થયા.

એ વખતમા લાલાજી તિલક પાસે આવ્યા

"દગાયો મળ્યા કે?"

"ના" તિલકે ગુસ્સામા કહ્યુ

"હજુ મળ્યા નથી!" ચકિત થએલા લાલાજીએ કહ્યુ.

"અમારો કોઇનો હીસાબ નથી" ખાપરડે એ કહ્યુ. લાલાજી ગોખલે પાસે ગયા.

"આ ઘોંઘાટમા આપણુ કોઈ સાંભળે એમ નથી" તિલકે ખાપરડેને કહ્યુ

"શુ કરીએ?" તેણે જવાબ આપ્યો

એટલામા એક વોલંટીઅર આવ્યો "સર ફીરોજશાહ કહે છે કે બને પ્લેટફોર્મ પર આવો" તેણે કહ્યુ તિલકે માથુ ધુણાવ્યુ "હુ તો અહીંઆજ બેસવાનો."

સંગીત પુરું થયું, ને ત્રિભોવનદાસ માલવી સત્કાર કરવા ઉભા થયા સાધારણ અવાજ ને અનાકર્ષક રીતથી તેમણે ભાષણ વાચ્યુ સુરતના ઇતિહાસની લોકોને પરવા નહોતી 'શિવાજીએ સુરત લુટ્યું' સંભળાતાં, કોઇકે 'શિવાજી-મહારાજકી જય' ઉચ્ચારી. એક નહીં પણ અનેક વખત સમાધાની—Moderation-મવાલીપણાનો સુઉચ્ચાર કર્યો—અને 'શેમ—શેમ'ની છુટી— છવાઇ ટીકા થઇ. ભાષણ પૂરુ થયું અને પલવાર શાંતિ પ્રસરી રહી.

૨

નિવલાલ શેઠે આ વખતે છપાએલી ઠરાવની નકલ તિલકના હાથમા મુકી તિલકે તે જોઇ ને કહ્યુઃ "Betrayed (દગો થયો)" નાગણભાઇએ એટલોજ શબ્દ સાભળ્યો ને બળ ચઢાવી

દીવાન બહાદુર અબાલાલ સાકરલાલ પ્રમુખને ચુંટવાની દરખાસ્ત લઇ ઉભા થયા 'પ્રમુખ—મારો લાયક તવાજો,—ડા. ઘોષ—'

"કદી નહીં," નાગણભાઇએ બુમ મારી. 'ના . ના...... ના...... .' જુદે ઠેકાણેથી અવાજ આવ્યા પછી શાંતિ પ્રસરી દીવાન બહાદુરે ભાષણ પુરુ કર્યુ

સુરેંદ્રનાથ અનુમોદન આપવા ઉભા થયા પોતાની લોકપ્રિયતાના ગર્વમા તે આગળ આવ્યા. માથું પાછળ નાખી પલવાર તેમણે શ્રોતાગણની શક્તિનુ માપ કાઢ્યુ તેમને અજબ લાગ્યુ. જ્યારે તે બોલવા ઉભા થતા ત્યારે ઉત્સાહથી કોંગ્રેસ તેમને જયઘોષથી માન આપતી; આજે —પણ હા! જયઘોષ શરુ થયો—

"ડા. ઘોષ નહીં!" નાગણભાઇએ ઉભા થઇ બુમ મારી

"બેસી જાઓ—સાંભળો—ઓરડર—"

"મીદનાપુરી સુરેંદ્રનાથ!"—ત્યાં સુરેંદ્રનાથે પોલીસની મદદથી દેશભક્તોને કાર્યા હતા તેનુ સ્મરણ કરાવી નાગણભાઇ ખુરશી પર ઉભા થઇ ગયા. તેના અનુયાયીઓ પણ ખુરશી પર ચઢી બોલવા લાગ્યા.

"I have great pleasure (મને ઘણો આનંદ થાય છે.)" સુરેંદ્રનાથનો અવાજ સબળ પડઘા કરતો બહાર પડ્યો

"બેસી જાઓ! બેસી જાઓ..."

"Down with Dr. Ghosh!..."

"Remember Nagpur" એક દક્ષણી વીરે ખુરશી પર ચઢી બુમ મારીઃ "તિલક મહારાજ કી જય"

"શિવાજી મહારાજકી જય" દૂરથી ફેરશાહપતી પલટણે અવાજ કર્યો.

ધીમેધીમે લોકો ઉભા થતા ગયા.

"શેમ! શેમ! Sit down–બેસી જાઓ"–ના ચારે તરફ તરંગો પ્રસરવા માંડ્યા.

"—in seconding the resolution moved by my friend Dewan Bahadur Ambalal (મારા મિત્ર દી. બ. અંબાલાલે રજુ કરેલા ઠરાવને અનુમોદન આપતાં)—" સુરેંદ્રનાથે ઘાટો કાઢી ચલાવ્યું.

સ્વયંસેવકોએ દોડાદોડી કરવા માંડી. "Be quiet-બેસી જાઓ." એક વિપલ કૈંક તોફાન શમ્યું.

"Dr. Rash Bihari–Ghosh"—સુરેંદ્રનાથના પ્રચંડ અવાજે વધારે પ્રચંડ ગર્જના કરી.

"No, no!" એ હાથે નારણભાઇએ ના પાડી

"No, no, no, no, ..." એક મોટા મોજાની માફક આખા માનવ સમુદ્રની સપાટી પર પ્રસરી ગયો.

"Yes, yes.—"

"બેસી જાઓ"

"ફોકસની પી-ઇ, ઇ,"

"નો—નો—"

'Down with Surendra Nath'.

"વંદેમાતરમ્."

"શિવાજી મહારાજકી જય—"

"Down with Tilak."

"Shame!"

મુખે મુખે જુદી ઘોષણા નીકળવા માંડી. પહેલાં વસંતમાં કુંપેરો સમાન રુમાલ નાચતા હતા; હવે પાનખરમાં ડાળીઓ તોફાને ચઢે તેમ હાથ ઉંચા નીચા થતા. મિત્ર ને શત્રુ અવાજ કરવામાં, હાથ હલાવવામાં, અશાંતિ પ્રસારવામાં એક થઇ ગયા.

માલવી ઉભા થયા–ને ઘંટ વગાડયો. હજારો કંઠમાંથી તિરસ્કારનું હાસ્ય બહાર પડ્યું. તુમૂલ તો ચાલુંજ રહ્યું.

જલનિધિઓનાં શાસનમાં મસ્ત-પલમાં તોફાન અને પલમાં શાંતિ માત્ર આંગળીથી સાધનાર વરુણદેવ-વૃદ્ધ ને ભવ્ય,—અંતમાં પોતાનો વિજય છે એવી ખાત્રીથી, હસતે મુખે કોઇ તોફાની સમુદ્રના બળવાખોર તરંગોને જોઇ રહે તેમ સુરેંદ્રબાબુ જોઇ રહ્યા.

તરંગો તોફાની હતાં પણ તેને પોતેજ શમાવશે. વરુણદેવે એ શિખરના સિંહાસન પરથી ગર્જના કરીઃ "Doctor–Rash–Bihari—"

તરંગો ઉછળ્યાં. તેમનું તોફાન ને ઘોંઘાટ વધ્યો. અકેક તરંગોમાં પ્રલયની ખંજરી વાગવા માંડી. અકેક તરંગ વરુણદેવની વિડંબના કરવા લાગ્યો.

"No, No, Down, Down, Yes Yes—"

"I–will be–heard" વરુણદેવે—ભયંકર ગર્જના કરી અને તરંગે તરંગે વાદળના ગગડાટ સમું શાસન પ્રતિશબ્દ કરતું સમુદ્રને પેલે તીરે સંભળાયું. પણ છંદે ચઢેલાં સાગરનાં તોફાની તરંગો ગગન ચુંબવા ઘેલાં થયાં; તેણે મહાગર્જના કરી, એક મહાઅસ્ત્રથી બીજાના કકડા થાય તેમ તે શાસનને છેદીભેદી નાખ્યું: ચારે તરફ વાદળ ગગડ્યાં ને વીજ ઝબુકી.

"I will be–"

"No–No–No."

વરુણદેવ અધિકારભ્રષ્ટ થયા. તેનું સમુદ્રોનું સામ્રાજ્ય ગયું. તે થાક્યા–શાંત થઇ પોતાને આસને બેઠા. જાહેર જીવનના પિતાને અત્યારે પુત્રે પરાભવ આપ્યો. ધીમેધીમે તોફાન શમ્યું. લોકો બેસવા લાગ્યા.

*ફીરોજશાહના કપાળ પર કરચલી થઇ.* ડૉ. ઘોષ અપમાન પામી, ગુસ્સામાં લાલચોળ થયા. ગોખલે અસ્પષ્ટ આંસુથી ભરેલી આંખે દેશનું સત્યાનાશ જોઇ રહ્યા. બીજા બધા નેતા મૂઢ બની બેઠા. માલવી, અસ્વસ્થ શરીરે, સિંહાસનમાં લપાઇ રહ્યા.

"સારું ચાલે છે" ખાપરડેએ કહ્યું

તિલક મહારાજની એક આંખ ન કળાય એવી ચપળતાથી ઉઘાડ–દે થઇ. અરવિંદ બાબુનાં સ્થિર નયનોએ અમાનુષી સ્થિરતા પ્રાપ્ત કરી

સુરેંદ્રબાબુ એકદમ ટેબલ પર કુદ્યા. "Dr. Rash–Bihari.–"

નારણભાઇ બાપા તરતજ ખુરશી પર કુદ્યા, "No, No, No ........"

લોહીનો સ્વાદ ચાખેલા સિંહની માફક આખી સભાએ હુરકાટ કર્યો: 'no, no, no' દસ મીનીટ એક નરસિંહના શબ્દનો સમૂહસિંહે પ્રતિશબ્દ કર્યો. નરસિંહની ગર્જના મંદ પડી.

માલવીએ ઘંટ વગાડયો: એક વખત, બે વખત, ત્રણ વખત. સમૂહસિંહની ગર્જનામાં તિરસ્કારનો ધ્વનિ આવ્યો એટલુંજ પરિણામ આવ્યું.

"શું કરીએ ?" માલવીએ સર ફીરોજશાહ-ને પુછ્યું.

"કોંગ્રેસ મુલતવી રાખો. Sittings suspend કરો" સર ફીરોજશાહે કહ્યું.

માલવીએ પ્રતિનાદ કર્યો: "Suspended, Suspended (મુલતવી, મુલતવી)."

સુરેંદ્રબાબુ પાછા ઉતર્યા–અને લાલચોળ થઇને બબડ્યા: "It is an insult to Bengal. (આ તો બંગાલનું અપમાન થયું)."

બધા નેતાઓએ ઉઠી પાછલા બારણા તરફ ચાલવા માંડયું... તેમનાં હૃદયોમાં નીરાશાનો વહ્નિ પ્રજળતો હતો. શુ થશે ? શું થવા બેઠું છે ?

*લોકો સમજ્યા નહીં કે શું થયું; ને દોડા–દોડ થઇ. શુ કોંગ્રેસ તુટી ?......*

અરવિંદબાબુ તિલક મહારાજ પાસે આવ્યા.

"મી. તિલક તમને શ્રદ્ધા નહોતી. જોયું ?" કહી તેમણે તોફાની જનસમૂહ તરફ આંગળી કરી. "That is the Nation. Look at it. From to-day it is the only Power in India (આ રાષ્ટ્ર એના તરફ જુઓ. આજ પછી હીંદમાં માત્ર એકજ સત્તા)."

લોકોની ગીરદી જામી. નારણભાઇએ ને કેટલાક દક્ષણીઓએ લાકડીઓ ઉંચી કરી શિરછત્ર રચ્યુ ને આ પ્રમાણે સુરક્ષાએલા ઝહાલ નાયકો બહાર ગયા.

સુદર્શને શિવલાલ શ્રોફ જોડે શેકહેંડ કરી: 'દોસ્ત ! 'મા'નું ભાવિ તેજોમય છે."

"હા," શ્રોફે જવાબ દીધો.

સુદર્શને ઉતારે આવીને એક કાર્ડ ધનીને લખ્યો

૩

કલકત્તા કોંગ્રેસે બોયકોટની આખી હીલચાલને અનુમોદન આપ્યું હતું; તિલક મહારાજને મળેલા ઠરાવોમાં માત્ર પરદેશી માલના બોયકોટનેજ અનુ-મોદન મળ્યું હતું. તે કેમ બને ? પરદેશી માલનો બોયકોટ સારો હોય કે નરસો હોય; પણ જ્યાં સુધી વિદેશી સરકાર, કેળવણી, ન્યાય, વિચાર ને આચાર એ બધાનો બોયકોટ થાય નહીં ત્યાં સુધી સ્વરાજ્ય કેમ મળે ? અને કલકત્તા કોંગ્રેસે તે સ્વી-કાર્યા પછી ફીરોજશાહ કોણ કે તેનો અસ્વીકાર કરે ?

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૭૮]




લેખકો:

રા. બટુભાઇ ઉમરવાડિયા
સૌ. લીલાવતી મુનશી
રા. મુનિકુમાર ભટ્ટ
રા. ધૂમકેતુ
રા. જયંતકુમાર ભટ્ટ
રા. કનૈયાલાલ મુનશી

## પ્રકરણ બીજું: ગૃહ ત્યાગ

લેખક:
સૌ. લીલાવતી મુનશી,
સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર:
રા. ગોરક્ષકર

### આગલા પ્રકરણનો સાર

અમદાવાદમાં રહેતા ઝીણુભાઇને ત્યાં ગામડાથી એમના ભાઈ પોતાના દીકરા સુરેશને મુકવા આવે છે. તેના પીતરાઈ ભાઈ વિનોદ અને ગૌરવ ગામડીઓ ગણી પજવે છે સુરેશ શરૂઆતમાં મુંઝાય છે. આખરે પીત્તો ખસી જાય છે અને રવિને કાનથી તેને પકડે છે. વિનોદ ફુલનું કુંડું તેને મારવા ઉગામે છે ત્યાં તેમની સમવયસ્ક બહેન ઉષા સુરેશની વહારે ધાય છે ઉષા સુરેશ તરફ દયાથી જોઈ રહે છે અને તેને ચાંલ્લો કરી 'ભાઈ' બનાવે છે.

બીજે દિવસે સુરેશના પિતા ગામ જવા નીકળે છે. સુરેશ રડી પડે છે. ઉષા તેને શાન્તવન આપે છે.

(હવે આગળ વાંચો)

ઉષાના પ્રોત્સાહને ઘડીભર દેવત્વ પ્રકટાવવાનાં સ્વપ્નો રચનાર બાલક સુરેશના જીવનનાં બે વર્ષો વહી ગયાં. આ બે વર્ષોમાં રજાના વખતમાં એ પોતાને ગામ બે એક વખત જઇ આવ્યો હતો. એના પિતા ઇડરની નીશાળમાં શિક્ષક હતા.

દરેક બાલકને જીંદગીનો આ સમય માનવતા ઘડવાનો અને જીવન પર્યંત પહોંચે એવી

નવી વૃત્તિઓને સંગ્રહવાનો હોય છે. જેવા સંજોગમાં એ આ સમયમાં મુકાય તેમાંથી એના પ્રારબ્ધ પ્રમાણે એની જીવનરેખાઓ દોરાય છે.

પણ એકના એક સંયોગો હોવા છતાં જુદાં જુદાં માણસોનાં ભાવિ જુદી જુદી પ્રકારનાં ઘડાય એવું પણ બને. આવા સરલ બાલકનું ભાવિ રચવાનું કાર્ય જો લેખકની ઇચ્છા પ્રમાણે-જ થતું હોય તો બાલક સુરેશના સંયોગો જોઇ તે આવું કે રચી આપે; પેલા વિનોદ ને રવિ જેવા તોફાની છોકરાએ એના સદ્‌ગુણને તાવતા હોય તેમ બીચારા સુરેશને ખુબ પજવે; કાકા કાકી જેવાં અસંસ્કારી જનો જાણ્યેઅજાણ્યે એના દુઃખમાં વધારો કરે; છતા પેલી દેવી જેવી ઉષાનાં ઉત્સાહ અને પ્રેરણાથી સુરેશ આગળ ધપેજ જાય; ભણવામાં એ નામ કાઢે અને એના દેવ સમાં માતપિતાનાં હૈયાં ઠારે; મોટો થતાં એ મોટો લેખક થાય કે દેશભક્ત થાય કે કૈંક... કૈંક પણ એ થાય. કોઇની કલ્પના એથી આગળ ચાલે તો એને કાકાની છોકરીને પરણી શકાય એવી જાતિ આપે કે જાતિના કાયદા તોડવા જેટલું એનામાં નૈતિક બળ આરોપે, અને પછી તો શું? સુરેશ એકલો કે એ અને ઉષા બને ખાય પીએ ને રાજ કરે. જીંદગીને અંતે થોડી મીલકત અને સારાં છોકરાં મુકી જાય એટલું વધારામાં.

પણ બીચારા સુરેશનું પ્રારબ્ધ પ્રભુએ આવું રચી નહીં આપ્યું. અને કમનસીબે એ વાર્તાની જીંદગી જીવવાને બદલે ખરી જીંદગી જીવ્યો હતો.

૨

ગેડુનીપોળમાં પોળના ચોગાનમાં સુરેશના કાકાના ઘરની બારી પડતી હતી. સુરેશ બારી



બે સ્ત્રીઓ શણગારએલી ઉષાને લઇને જતી હતી

આગળ બેસીને વાંચતો હતો અને જેને એ 'પોએટ્રી' કહેતો તે ગોખતો હતો. એની જીભ સહેજ થોથવાતી અને ગામડાના ઉચ્ચારો હજુ પણ એનામાં થોડા થોડા રહ્યા હતા.

આંગણામાં સારાં કપડાં પહેરી બૈરાંઓ આવજા કરતાં હતાં. ઉષા પણ ખુબ વસ્ત્રાલંકારોથી શણગારાઇ અને કપાળમાં મોટો



પેલા મોટા બાવાની નજર અકસ્માતથી કે શાથી ઉપર વળી—

ચાંલ્લો કરીને તૈઆર થઇને ઉભી હતી. એની સરી જતી દામણીને એ હાથ વડે વારંવાર સરખી કરતી. ઉષાના વિવાહ થયા હતા અને એને મોળ્જોયણાં કરવા લઇ જતા હતા.

સુરેશે ગોખતાં ગોખતાં બારીમાંથી નજર નીચી નાખી. ઉષાનો આનંદ અને ઉત્સાહ જોઇ એને એની પહેલા દિવસની દેવી સાંભરી. સાંભર્યાં કરતાએ એના મગજ આગળ તે દિવસનું એક ચિત્ર અજાણ્યે આવ્યું અને ગયું તે દિવસે એ જેવી હતી એવી એ ફરી કદી થઇ ન હતી. તે હમેશાં માયાળુ હતી તે ઘણીવાર એની દાઝ જાણતી અને અળવીતરા વિનોદ રવિના તોફાનોમાંથી એને બચાવતી પણ ધીમે ધીમે એની ગ્રામ્યતા જોઇ એ પોતે કોઇ ઉચી સૃષ્ટિની અધિકારી હોય એવુ એનાથી સુરેશને લગાડાઇ જવાતુ ધીરેધીરે સુરેશનો પહેલા દિવસનો બધો આત્મવિશ્વાસ પણ ઓછો થતો ગયો એના અશક્ત શરીરનુ બળ પણ ધીરે ધીરે હરાઇ જવા માંડયું. એના મગજની ગતિ એટલી ઓછી તીવ્ર હતી કે સ્કુલમાં પણ એનુ ટટ્ટુ બહુ દોડતુ નહીં.

બે સ્ત્રીઓ શણગારાએલી ઉષાને લઇને જતી હતી તેમને પોળના બારણામાંથી બહાર નીકળી ત્યાં સુધી સુરેશ ચોપડી હાથમાં ઉચી ધરી રાખી જોઇ રહ્યો અને થોડીવારે કંઇ ગમતુ નહીં હોય તેમ મોટેથી 'I met a little cottage girl'ની કડી જોરથી ડોકી ધુણાવી ગોખવા મંડી પડયો.

વિનોદ અને રવિ પાસેના ઓરડામાં ધમાધમી કરતા હતા. એ બંનેને તો આખો દિવસ તે શીવાય બીજો કંઇ ધંધોજ ન હતો નીચે ચોકમા સ્ત્રીઓ મોટેથી વાતો કરતી હતી. સુરેશને માથું દુઃખતુ હોય તેમ બધાંનોજ કંટાળો આવ્યો. એને એક પળ પોતાનું ગામ, માતપિતા, ઘર બધાં સાંભર્યાં. અહીંથી નાસીને ત્યાં જતા રહેવાની પ્રબલ ઇચ્છા તેને થઇ આવી. ત્યાં એ માતાનો લાડકો, પિતાનો પ્રાણ, ગામના છોકરાઓનો માનીતો સરદાર હતો. ગીલ્લીદંડા રમવામાં એ સૌમાં એકકો હતો. અહીંઆં એ કંઇજ ન હતો. અહીંઆં તો એ ભણવામાં ઠોઠ, કાકા કાકીના ઝાંસા ખાવા સરજાએલો, વિનોદ રવિને તોફાન કરવાનું રમકડું અને ઉષાને દયા ખાવાનું અને સરદારી ભોગવવાનુ સાધન હતો. આ બધી સરખામણી એના મગજમાં ચોખ્ખી નહોતી. એના મગજમાં આ બધી વાત કહેવાને શબ્દો પણ નહોતા. એની જાણ વગર આવેલાં

આંસુજ એની દુઃખની વૃત્તિને બતાવતાં હતાં.

પાસેની ઓરડીમાં ધીરેધીરે અવાજ વધવા માંડયો. માત્ર કંટાળાને લીધે સુરેશ ઉઠયો અને શું થાય છે તે જોવા ગયો. તે બારણામાંજ એકદમ થંભી ગયો. વિનોદ અને રવિ બાથમબાથા કરી જમીન પર આળોટતા હતા અને વિનોદના હાથમાં કાગળના ડુચા જેવુ કે દેખાતુ હતુ તે ઝુંટવવા રવિ પ્રયત્ન કરતો હતો. સુરેશને જોઇને બંને સફાળા ઉઠ્યા અને તકરાર ભુલી સામાન્ય શત્રુ સામે ડોળા કકડાવતા ઉભા.

"કેમ અલ્યા! શુ કરે છે અહીઆં?"



—અને એણે બાલક સુરેશની બ્હડાએલી દૃષ્ટિ જોઇ.

વિનોદે રોફભેર પુછ્યું, અને હાથમાંના કાગળનો વધારે જોરથી ડુચો વાળ્યો.

રવિ જરા ગભરાટમાં હતો. એણે સુરેશ ન સાંભળે તેમ વિનોદને કહ્યુંઃ "કહી દેશે તો?"

વિનોદે રવિને આંખ મારીઃ "કેમ સુરેશીઆ! શુ કરે છે!" એણે વધારે જોરથી ફરી એના એજ શબ્દો ઉચ્ચાર્યા, "બાને કહી દઇશ કે તીજોરીની ઓરડી પાસે સુરેશ રમતો હતો."

"તમે બને શુ કરતા હતા?" સુરેશે વહેમથી આખો આમતેમ ફેરવી

"તારે શી પંચાત? તુ કોણ અમારો હીસાબ લેનારો! ચલ બે રવિ! બાપા પાસે એના હાડકાં ખોખરા કરાવવાં પડશે"

સુરેશની આંખો ભયભિત થઇ. છતા સહેજે તે વિનોદના મુઠી વાળેલા હાથ પર ઠરી રવિ જરા આગળ આવ્યો "જો સુરેશ! આપણે સલાહ કરીએ અમે તોફાન કરતા હતા તે કોઇને કહે નહીં તો તને ભાગ આપીશુ."

સુરેશ વગર સમજે તેના સામે જોઇ રહ્યો વિનોદ રવિથી જરા વધારે કઠણ હતો તેણે રવિને એક ધપ્પો લગાવ્યો. "કહેવા દે, કહેવા દે,' તે સુરેશ તરફ ફર્યો "એક અક્ષર બોલ્યો છે બચ્ચા, તો જોજે તારી વલે."

બંને સુરેશને ધક્કા મારતા મારતા ત્યાંથી દોડી ગયા. સુરેશ બાઘા જેવો એક પળ ત્યા ઉભો રહી બારી પાસે પાછો આવ્યો. તેને એ બંનેની વાતમાં કશીજ સમજ પડી નહતી માત્ર તેને પોતાને ઘેર જતા રહેવાની તીવ્ર ઇચ્છા આખા અંતરમાં વ્યાપી રહી માબાપના હેતાળ શબ્દો અને લાડની તેને અત્યારે સૌથી વધારે જરુર લાગી.

ટાઢ વાતી હોય તેમ ઉઘાડા દીલ પર એણે મેલી ધોતીની પાટલીનો છેડો નાખ્યો અને પોળના ચોકમાં થતા કંઈ ગરબડાટના અવાજે

બાલક જિજ્ઞાસાથી આકર્ષાઇ તેણે બારી નીચે જોયું. પોળના ચોગાનમાં પચીસ ત્રીસ બાવાઓનું ઝુંડ ચીપીઆ ખખડાવતું ઉભું હતું. કોઇ કોઇના હાથમાં ઘંટ હતા. તેમની સાથે બેચાર મુડદા જેવી કોડીઓ બાંધેલી ગાયો હતી. સુરેશના કાકાના ઘરના આંગણામાં બધાં એકઠાં થયાં હતાં અને એક મોટી દાઢી અને જટાવાળો બાવો જોરથી કૈં માંગણી કરતો હતો.

દરેકનાં શરીર પડછંગ હતાં. ઘરના ચોકમાં બેઠેલા બાલકો અને સ્ત્રીઓ એકદમ શાંત થઇ ગયા હતા અને સુરેશના કાકા ઓટલા પર આવી નમ્ર સાદે બાવાજીને શું જોઇએ એમ પુછતા હતા. કાદર ઓટલાના એક ખુણાના થાંભલા પાસે લપાઇને ઉભો હતો.

બાવાજીઓની માંગણી જબરી હતી. બધા બાવાઓને જમાડવાની કે પચીસ પચાસ ઓકાવવાની એમની વાત હતી. ઝીણુભાઇ કરગરતા અવાજે દસ રુપીઆની નોટ હાથમાં લઇ બાવાજીઓને સ્વીકારવાની વીનંતી કરતા હતા.

સુરેશ ફાટેલી આંખે જોઇ રહ્યો. આ બાવાઓની સત્તા ચલાવવાની રીત કોણ જાણે કેમ તેને ગમી ગઇ. નહીં ભણવાનું, નહીં ગણવાનું, નહીં કોઇના દાબમાં રહેવાનું અને વિનોદ રવિથીએ ઉગ્ર ઝીણુકાકા જેવાને આમ નમ્ર બનતા જોવાનુ એને ઘણુંજ ગમ્યું. અજાણે એણે એક નિઃશ્વાસ નાખ્યો. એને ઇડરના આંબાવાડીઆમાં પોતે પણ કેવો સ્વતંત્ર ફરતો હતો એ યાદ આવ્યું. એણે સ્તબ્ધ થઇને નીચે જોયાંજ કીધું.

પેલા મોટા બાવાની નજર અકસ્માતથી કે શાથી ઉપર વળી અને એણે બાલક સુરેશની જડાએલી દૃષ્ટિ જોઇ. સુરેશની નજર પણ પલભર તેનેજ જોઇ રહી. એના ચમકતાં ડોળામાં કૈં અજબ આકર્ષણ તેને લાગ્યું. વશ કરતો હોય એમ એણે સુરેશ તરફ એક વિચિત્ર સ્મિત ફેંક્યું અને દૃષ્ટિ પાછી વાળી લીધી.

બીધો હોય તેમ સુરેશ ત્યાંથી ખસી ગયો. તેને એ બાવાનું આકર્ષણ થયું હતું. તેમ બીક પણ લાગી હતી. સ્વસ્થતા મેળવવા દાદર ઉતરી બારણા આગળ એકઠા થએલા ટોળામાં સૌની પાછળ તે લપાઇને ઉભો.

ઝીણુભાઇએ હા ના કરતાં પંદર રુપીએ બાવાઓનું મન મનાવ્યું અને ઘોંઘાટ કરતા, ગાતાગાતા, "બોમ બોમ ભોળાનાથ"ની બુમો પાડતા તેઓ ત્યાંથી ચાલ્યા ગયા. પોળની કુંડીમાંથી એંઠવાડ શોધતી ગાય એમના અવાજથી ભડકીને નાઠી. બે ચાર કુતરાંઓ ભસતાં થોડે સુધી તેમની પાછળ પડ્યાં અને પછી ચારે બાજુ વીખરાઇ ગયાં.

૩

ઘરમાં શુભ પ્રસંગ હોવાથી નીશાળે જવામાંથી છોકરાઓને આજે છુટ્ટી મળી હતી. બપોરે કંસાર ખાઇ જમી પરવારી બધાં વેરાયાં પછી સુનંદા દાગીના લુગડાંને ઠેકાણે મુકવા મેડી પર ચઢી.

ઉષાનો હર્ષ આજે માતો નહોતો. સાહેલીસાથે વાત કરવા છતાં પણ તેનો થોડો ઘણો ઉભરો હજુ બાકી રહ્યો હતો. સુરેશ ખાઇને પરસાળની પાટે નીચું મોં કરી બેઠો હતો ત્યાં તે આવી અને હસતી, હસતી કેડે હાથ દઇ ઉભી રહી.

બાર તેર વર્ષની ઉષા ઘાટે મોટી ન હતી. છતાં તેના અવયવોમાં યૌવનના આછા છાંયડા પથરાતા હતા. તેની આંખોમાં તો તેના વયથીએ વધારે ડહાપણ ઉભરાતું હતું. "સુરેશભાઇ! બોલો જોઉં, હું આજે કેટલું કમાઇ હોઇશ?"

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૭૫]



# જેતાતુરા

લેખક:
**થીઓફીલ ગોતીએર**

અનુવાદક:
**રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા**
સભ્ય, સાહિત્ય સંસદ

૧

મોં. પોલ દારપ્રેમેમાં છવીસથી અઠાવીસ વર્ષનો યુવાન હતો. પરંતુ તેના મુખ ઉપરથી આવું અનુમાન કરવું મુશ્કીલ હતું, કારણ કે તેના ચહેરા ઉપર યુવાવસ્થાનો ઉલ્લાસ તેમજ પ્રૌઢાવસ્થાનું ગાંભીર્ય ઉભય તરવતાં હતાં. તેની ભ્રકૂટિ ભવ્ય હતી નાક ગરુડના જેવું હતુ. ઓષ્ટ સુંદર હતા અને હડપચી દૃઢતાનું તાદૃષ્ય ભાન કરાવતી હતી. આમ દરેકે દરેક અવયવ છુટક છુટક લઈએ તો સુંદરતાના નમુનારુપ હતું પણ કોણ જાણે શાથી આ છુટાં છુટાં અવયવ સાથે જોનારને સૌંદર્યનું ભાન કરાવતાં નહોતાં. એકમેકમાં મળી જતી રેખાઓજ સુંદર સંપૂર્ણતા પ્રાપ્ત કરે છે. આના મુખમાં તેમ થતું નહતું. એક ઇટાલીઅન ચિત્રકારને માટે કહેવાય છે કે એને જ્યારે શયતાનના દુતો ચીતરવા પડતા ત્યારે એ જુદી જુદી સુંદરતા એકજ મુખમાં ચીતરતો; પરિણામે, તે મુખ ઉપર એક વિચિત્ર ભયંકરતા પ્રગટ થતી. આના મુખમાં પણ કૈંક આવુંજ દેખાતું. જ્યારે તેની નજર કોઈપણ વસ્તુ ઉપર સચોટ ચોંટતી નહી ત્યારે તેની આખોમાં અસ્પષ્ટ નમ્ર દુઃખ અને કોમળતા પ્રસરી રહેતી; પરંતુ જ્યારે પણ આ યુવક તેની આંખો એક વસ્તુ ઉપર ઠેરવતો ત્યારે તેમાં અજબ જેવો ફેરફાર થઈ જતો. આખોમાંની કોમળ ભુરાશ ચાલી જતી અને ક્રૂર લીલાશ તેમાંથી ફાટી નીકળતી.

આ ફ્રેંચ યુવાન ઈંગ્લંડ મુસાફરીએ ગએલો ત્યાં તેને કુમારી એલીશીઆ વાર્ડ અને તેના કાકા સર જોશુઆ વાર્ડ જોડે પરિચય પડયો. સર જોશુઆને સૌ કોમોડોર તરીકેજ ઓળખતાં. આ કોમોડોરને એલીશીઆ એજ માત્ર આ જગતમાં પ્રેમનું અને વિશ્રાંતિનું સ્થાન હતું. કોમોડોરને ત્યાં અતિથિ તરીકે પોસે એલીશીઆ સાથે અનેક દિવસો અઢળક સુખમાં નિર્ગમન કર્યાં હતા. હરિઆળી જમીન ઉપર સાથે ઘોડાં દોડાવવાં, શાંત, મૃતવત્ પાણીના દેયાં ઉપર હોડીમાં ઝોલાં ખાવાં એવી એવી અનેક પ્રેમની રીતોએ ઉભયને સ્નેહની શૃંખલામાં જકડી લીધાં હતાં. અને તેમના આ પ્રેમપથમાં કોમોડોરે

નિમ્ન નહીં નાખ્યુ એટલુંજ નહીં પરતુ સહાનુભૂતિ બતાવી પ્રેમી યુગલને આથી વધુ શુ જોઈએ?

૨

આ પ્રસગને આશરે નણેક માસ વીતી ગયા હશે પાછા બને પ્રેમીઓ નેપલ્સમા મળ્યા એલીશીઆ અને તેનો કાકો નેપલ્સની એક દિવ્ય વાડીમા એક પુરાણા આલયમા રહેતી હતી પૉલ ત્રાસથી તેને મળવાનેજ નેપલ્સ આવ્યો હતો તેમના લગ્ન ક્યારે કરવા એ પ્રશ્ન પણ ત્યાજ ચર્ચાવાનો હતો

પ્રથમ મુલાકાતે એલીશીઆએ સ્વચ્છદી મસ્તીમા પોતાના સૌદર્યની અને તદુરસ્તીની પ્રશસા કરતા કહ્યુ 'જુઓ, જુઓ! હુ કેવી નજર લાગુ છુ! મારો રગ જુઓ મારા ગાલ ઉપર તો જાણે ગુલાબ ઉગ્યા છે!" આમ બોલતી તે યુવતી જાણે પોતાની ખુબસુરતી જોવાને અને તેની પરીક્ષા કરવાને પોલને આવાહન નહીં કરતી હોય તેમ તેની સામે ઉભી રહી

"અને એની તબીઅત પણ સુધરી ગઇ છે ખરુ?" કામોડોરે કહ્યુ

'ખરેખર કામોડોર!' પોલે ઉત્તર આપ્યો, એલીશીઆની સુદરતામા તો વધારો થવો અશક્યજ છે પણ તેની તદુરસ્તીમા તો વધારો થયો છેજ છેલ્લા મે એને જ્યારે ઇગ્લડમા જોઇ ત્યારના કરતા અત્યારે તો તેની તબીયત ઘણીજ સુધરી ગઇ છે "

આટલુ તે બોલ્યો એટલે તેની દૃષ્ટિ એલીશીઆ ઉપર ચોટી રહી સહસા જે ગુલાબના વખાણ યુવતી કરી રહી હતી તે ગુલાબ અદૃશ્ય થઇ ગયા, જાણે કેમ મરકના ડુગર ઉપર પડતુ સાધ્ય તેજ સૂર્ય અસ્ત થતા સરી ગયુ હોયને! આખે શરીરે કપતા, પોતાની છાતીમા જાણે ઘણુ દુ ખ થતુ હોય તેમ તેણે છાતી ઉપર હાથ મુક્યો

પોલ અને કોમોડોર આથી એકદમ ગભરાઇ ગયા પણ ક્ષણમા યુવતીએ સ્વાસ્થ્ય મેળવી લીધું અને તે સ્મિત કરતા બોલી "હજી તો મારે તમને શરબત પાવુ છે, બેસો બેસો'

શરબત પીવાઇ રહ્યુ અને પોલ ઘેર જવા નીકળ્યો જતા જતા માર્ગમા પણ તેને એલીશીઆના મુખ ઉપરના ફેરફાર, તેને અચીંતુ થએલ દુ ખ વગેરે પ્રસગો સાલતા હતા, અને હૃદયમા કોણ જાણે શાથી મહાવ્યથા થતી હતી આવા નજીવા પ્રસગથી આટલુ બધુ દુ ખ શાથી થતુ હશે તેનુ કારણ તેને જણાયુ નહી છતા તેની વ્યગ્રતા કમી નહી

આવી સ્થિતિમાજ તે સુઇ ગયો પણ નિદ્રામા પણ સ્વપ્નાઓએ તેને સુખે સુવા દીધો નહીં જાણે હજી તે નેપલ્સ આવતી આગબોટ ઉપરજ છે કીનારા ઉપર તેણે એલીશીઆને ઉભેલી જોઇ તેનો કાકો અને તે ઉભયના મુખ નિસ્તેજ જણાતા હતા અને દીન વદને તેઓ જાણે યાચના કરી રહ્યા હતા કે 'તુ અહીં આવ નહી પાછો જા!' આ યાચના કરતી વખતે યુવતીના મુખ ઉપર તીવ્ર વેદના જણાતી હતી અને પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ આ યાચના કરતી હતી. તે જાણે કોઇ અજ્ઞેય વિધાત્રિની આજ્ઞાને અનુસરીને તે કરતી હોય તેમ જણાતુ હતુ!

આ સ્વપ્નથી વધુ વ્યગ્ર થઇને પોલ જાગી ઉઠ્યો સુતેલા નેપલ્સની ભવ્ય સુદરતા જોવા તેણે બારીમાથી બહાર ડોકાવ્યુ

તે જ્યારે નેપલ્સ ઉતર્યો ત્યારે તેનો સામાન ઉતારનાર એક મજુરે તેનો ચેહરો જોયો મજુરે ધ્રુજતે હાથે પોતાના ગળામા લટકાવેલ માદળીયા ને પકડી લીધા અને તે ધીમેથી ગણગણ્યો "અરે પ્રભુ! આને કપતાને દરીઆમા કા ફેંકી નહીં દીધો! એને અહીં ઉતરવાજ શા માટે દીધો!"

૩

એલીશીઆ પોતાની માનીતી જગ્યાએ–અગાશીમા લાલ અને ભુરા રંગના દોરડાંની ગુંથેલી હેમકમાં સુતી હતી. મે માસનો આરંભ હતો છતાં તાપ સખત પડવા માંડયો હતો એટલે તેણે વસ્ત્રો પણ ઝીણાં રેશમનાં પહેર્યા હતાં. હાથ છેક ખભાંથી ઉઘાડાજ હતા જે તેણે માથાંની નીચે મુકયા હતા.

હેમકથી સહેજ છેટે નેતરની આરામખુરશીમાં ડોમેડોર બેઠો બેઠો પોતાની બત્રીજીનો ઝુલો દોરડાંવતી હલાવતો હતો. આ એની સાથે વાતો કરતો એક નીઆપોલીટન યુવાન બેઠો હતો. આ યુવાન કાઉંટ દસ્તાવીલને ત્યાં બેઠેલો જોઇને પોલે ત્યાં અગાશીમાં પગ મુકતાંજ પોતાની ભ્રકૂટિ ચઢાવી અને તેની આંખોએ ક્રુર, ઝેરી સ્વરુપ ધારણ કર્યું.

અલબત્ત, કાઉંટના બદનની ખુબસુરતીજ એવી હતી કે કોઇ પણ આશક પોતાની માશુકને એને બેઠેલો જુએ તો ઇર્ષ્યાથી બળી ઉઠે. આ ખુબસુરતી ઉપરાંત તેનાં વસ્ત્રો લંડનના સૌથી ફેશનબલ દરજીએ શીવેલા હતા એટલે તેની આકર્ષકતામાં ઓર વધારો થતો હતો. પણ તેના ખમીસનાં હીરાનાં બોરીઆં અને તેની ઘડીઆલની સાંકળીને છેડે લટકાવેલ જુદા જુદા આકારનાં તાવીજો તેને ઇટાલીઅન તરીકે તરતજ ઓળખાવી આપતાં હતાં.

જ્યારે પોલ અગાશીમાં આવ્યો ત્યારે એલીશીઆની ખાસ ઇચ્છાથી કાઉંટ એક લોકગીત ગાઇ રહ્યો હતો. આ ગીતોમાં પવનની મંદમંદ લહરીઓ, ચંદ્રનાં અસ્પષ્ટ કિરણો, નારંગીના વૃક્ષની આછી આછી સોરમ અને હૈયાંના ધીમા ધબકારા નીતરી રહે છે.

પોલે આવતાં વેંતજ પોતાની દૃષ્ટિ કૈંક તીવ્રતાથી એલીશીઆ પ્રત્યે ફેંકી. સહસા હેમકનું એક દોરડું તુટયું. એલીશીઆ પડતાં પડતાં સહેજમાં બચી ગઇ અને ઉભી થઇ ગઇ.

"આમ કેમ બન્યું હશે?" ડોમેડોર આશ્ચર્યચકિત થતાં બોલ્યો. "દોરડાં મેં જાતે બેસીને તપાસી જોયાં હતાં અને એલીશીઆ તો હલકી ફુલ જેવી છે."

કાઉંટે કૈંક ભેદી રીતે પોતાનું માથું ધુણાવ્યું. જોનારને સ્પષ્ટ જણાઇ આવે કે એલીશીઆનાં વજનથી હેમક તુટી એમ કાઉંટ માનતોજ નહતો પરંતુ કાઉંટ ગૃહસ્થ હતો એટલે એણે કૈંપણ કારણ કહ્યું નહીં માત્ર તેણે પોતાનાં તાવીજો હાથમાં લઇને ખખડાવ્યા કર્યાં.

પોલ પણ વિવેકમા ઉતરે એમ નહતો પરંતુ આ સમયે તે વિવેક ભુલ્યો. થોડીથોડી વારે તેની ઝેરી આખો કાઉંટને જોઇ રહી. કાઉંટ પણ જ્યારે જ્યારે પોલની નજર પોતાના તરફ આવી કરડી રીતે ફેંકાતાં જોતો ત્યારે ત્યારે પોતાનાં તાવીજો ખખડાવતો, કાં તો બાગના ગુલાબના છોડ ઉપરથી એક ગુલાબ તોડીને ફેંકી દેતો. આ જોઇને એલીશીઆ બોલી ઉઠી: "કાઉંટ! તમે આમ કેમ કરો છો? મારાં ગુલાબ બગાડો છો! તમે એમનુ ખુન કરો છો?"

"માફ કરજો, મારી પ્રકૃતિ જરાક એવી છે. પણ આ ખુનના પ્રાયશ્ચિતરુપે હુ તમને નો ગુલાબનાં કુંડાં મોકલાવીશ."

પણ આવી વસ્તુસ્થિતિમાં વાત વધુ ચાલી નહીં. પોલ ગુસ્સામાં ને ગુસ્સામાં કૈંક કામનુ બહાનું કાઢી ચાલ્યો ગયો. કાઉંટ પણ સ્થિતિ સમજી જઇને ગયો.

બે કલાક પછી કાઉંટે વચન આપ્યું હતું તે પ્રમાણે સો ગુલાબના છોડ આવી પહોંચ્યા. અને તે ઉપરાંત એક મોટા બળદનાં કાળાં શીંગડાં પણ ગીલ્ટ કરેલ બ્રોંઝમાં મઢેલાં આવ્યાં. એલીશીઆ આનો અર્થ નહીં સમજી પણ તેની

ચાકરડી તરત સતેા્ષ માની' 'તેણે તે ટેબલ ઉપર ગોઠવ્યા અને કહ્યુ 'ધર્ણીસ હવે આપણે મીસ્ચાદ'

"કેમ ?" એલીશીઆ બોલી ઉઠી

"ના, કંઈ નહીં" ચાકરડીએ ધીમેથી ઉત્તર આપ્યો, "પણ મને પેલા ફ્રેચ ગૃહસ્થની આખ બ વિચિત્ર લાગે છે."

૪

બીજે દિવસે કાઉંટ એલીશીઆને ત્યા ગયો ત્યા થોડીવાર આમરથી વાતચીત થઇ પછી એલીશીઆએ પુછ્યુ. "તમે પેલા શીગડા માડ'યા તેનુ કારણ શુ ? મારી ચાકરડી માન એટલુ બોલી ગઇ કે એનાથી ભુડી આખની સામા રક્ષણ મળે છે "

'તમારી ચાકરડી ખરુ કહે છે" કાઉંટે ગભીરતાથી કહ્યુ

"પણ ભુડી આખ શુ તે તો કહો!"

"એનો અર્થ એટલોજ કે કોઇ માણસની આખજ એવી હોય છે કે જેને પરિણામે તેવી આખવાળો માણસ કોઇની સામા જુએ તો તેને ભયકર વિપત્તિ આવી પડે, આખવાળાની ઇચ્છાથી કે ઇચ્છા વિરુદ્ધ પણ."

"મને તો આમા કંઈપણ સમજણ પડતી નથી" એલીશીઆ બોલી

"તમને નહીં સમજણ પડે એ હુ સમજી શકુ છુ" કાઉંટે ઉત્તર આપ્યો "હું પણ તમારી સાથે લડનમા કે પારીસમાજ હોત તો હું પણ તમારી સાથે હસવા લાગત પણ નેપ'સમા—'

"નેપ'સમા છો એટલે તમે આ બધુ માનો છો એમજ.. ને!" એલીશીઆ બોલી "ગમે તેમ હોય મને તો ભુડી આખનો વહેમ શો છે એજ કહોને"

"આ માન્યતા બહુ જુના કાળની છે," કાઉંટ બોલ્યો, બાઇબલમા પણ તે વીશે ઉલ્લેખ છે વર્જીલ પણ એમા માનતો હતો પોપી, હરક્યુલેનીઅમ, સ્ટેબી વગેરે સ્થળોએ મળેલ તાવીજ પણ આ વાતની સાક્ષી પુરે છે. અને આ પ્રમાણે જ્યારે એક વહેમને લાખો માણસો હજારો વર્ષોથી માનતાં આવ્યા છે ત્યારે તે વહેમને કંઈક પાયો તો હોવોજ જોઇએ "

એલીશીઆએ પ્રથમ તો એમજ માન્યુ કે કાઉંટ મશ્કરીમાજ આ પ્રમાણે કહેતો હશે. પણ પછી તેની ગભીરતા જોઇને તેની ભુલ ભાગી છતા પોતે તો આ વહેમ સ્વીકારી શકીજ નહીં.

'તમે મનુષ્યની આખનો પ્રતાપ કેટલો છે તે તો જાણો છોને!" કાઉંટે વળી બોલવા માડયુ "સ્વર્ગનુ તેજ અને આત્માનુ પ્રતિબિબ તેમા પડે છે આખમા જીવનના કિરણો ઝીલાય છે અને તે નાના છિદ્રમાથી ચમકતી વિદ્યુત સારા જગતને ચમકાવે છે એક સ્ત્રીની આખનો ચમકારો ગમે તેવા પાષાણવત્ હૃદયને પણ છિન્નભિન્ન નથી કરી શકતો ? વિજેતાની આખનો પ્રકાશ કેવો આખા લશ્કરને હલમલાવી મુકે છે! દઢહ્ટી ડાક્ટરની આખનુ તેજ ગમે તેવા ઉન્માદને પણ વશ કરી શકે છે કે નહીં ? માની આખની જ્વાલા ગમે તેવા સિંહોને પણ આઘા રાખી શકે છે કે નહીં ?"

"તમે તમારો કેસ બહુ છટાથી મુકી શકો છો" એલીશીઆ ડોકુ ધુણાવીને બોલી "છતા મને શ્રદ્ધા ચોટતી નથી "

"વૃક્ષ ઉપર બેઠેલ પક્ષી ઉડી જવાને બદલે નીચે આવેલ યમદુત જેવા સર્પની આખોથી વશ થઇને તેના મોમા આવી પડે છે તેનુ શુ ? એને શુ એવો કંઈ વહેમ છે ? કે એણે કોઇ ઘરડા ઘરડાંઓની પાસે આવી વાતો સાભળી હશે;! તો પછી મનુષ્યની આખો કેમ એવી અસર નહીં ઉપજાવી શકે ? અમે એવી આખવાળાને 'જેતાતુરા' કહીએ છીએ "

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૮૩]



શ્રાવણ ૧૯૮૨] [જેતાપુરા

હેમકથી સહેજ છેટે નેતરની આરામખુરશીમાં કોમોડોર બેઠો બેઠો
પોતાની ભત્રીજીનો ઝુલો દોરડાંવતી હલાવતો હતો.



શ્રાવણ ૧૯૮૨]    કેમ વળી? મૃદંગી તો સનાથ થઈ ગઈ ને...    [શાકુન્તલ

—પૃષ્ઠ ૫૧૬




લેખક:

**રા. બટુભાઈ લાલભાઇ ઉમરવાડિયા**

સભ્ય, સાહિત્ય સંસદ.

ચિત્રકાર

**ગ. દત્તાત્રેય**

[**નોંધ:** એક દિવસ તિલોત્તમા, હું અને પુષ્કર બેઠાં હતાં એટલામાં તિલોત્તમાએ પુછ્યુ: ' આ શાકુન્તલમાં આટલી બધી રસિકતા છે એ બધી કલ્પના હશે કે કોઇક યુગમાં પણ લોકો આવાં રસિક હશે ખરા?" પુષ્કરે કહ્યુ: ' આજે પણ કયાં લોકો રસિક નથી? તમેજ કયાં ઓછાં રસિક છો?" તિલોત્તમા સહજ શરમાઇ નીચું જોઇ ગઈ એને જોઈને મને લાગ્યું કે આજની સ્રીઓ કંઈ શકુન્તલાથી ઉતરે નહીં મેં એમ કહ્યું એટલે તિલોત્તમાએ પુછ્યુ: "ને આજના પુરુષો?" મેં હસતાહસતા કહ્યુ "આજના પુરુષો એક રીતે તો દુષ્યંત કરતાં ચઢે"

કેવળ વિનોદનો પ્રસંગ હતો. યાદ નથી આવતું, પણ એ પ્રસંગમા આ નાટકનાં કોઇક કોઇ મૂલ હોય તો નવાઈ નહીં ]

---

## પ્રસ્તાવના

થીએટરમાં આગલી ' રો "મા અર્જુન, કપિલ અને સુવાસિની બેઠાં છે.

સુવાસિની

કેમ, કપિલભાઇ, તમારું મોં આમ ચઢેલુ લાગે છે?

અર્જુન

એ બીચારાને આવવુ નહોતુ ને આપણે ઘસડી લાવ્યા તેમાં.

સુવાસિની

હેં ખરી વાત?

કપિલ

હા, માફ કરજો, પણ મને આવી જાતનાં નાટકો પસંદ નથી.

સુવાસિની

કેમ?

કપિલ

એમ છે કે એવા નાટકોમાં મૂલનો રસ જળવાતો નથી ને બધુ એવુ કઢંગુ ભેગું થાય છે કે આપણા મનસી ચિત્રો કથળી જાય છે. (જરા ટટાર થઇ) આ એકમાં નહી. આ જાતનાં બધાં નાટકોમાં એમજ થાય છે. એકવાર હું 'હરિશ્ચંદ્ર' જોવા ગયો હતો. માનશો? જે નટ હરિશ્ચંદ્ર થયો હતો તેના હાવભાવ જોઇ મને એમં થઇ ગયું કે આવો હરિશ્ચંદ્ર હોય તો બહેત્તર

છે કે હરિશ્ચંદ્ર થવુંજ નહીં. એમ છે કે આજના લોકો જુના કાળના ભાવો સમજતાજ નથી. એટલે મુગ્ધ વીશેની આપણી રમ્ય કલ્પનાઓ ચુંથાઇ જાય છે.

સુવાસિની

(અર્જુન સામે જોઇ) પણ તમે તો કહેતા હતા કે આને શાકુન્તલ જોડે નહીં જેવોજ સબંધ છે.

અર્જુન

હા, એને ચલાવવા તો દે.

કપિલ

કેમ ત્યારે આને શાકુન્તલ જોડે સબંધ નથી, એમ?

અર્જુન

મેં જોયું નથી પણ વાસુ કહેતો હતો કે માત્રનામનોજ સંબંધ છે. એજ સંજોગો આજે હોય તો કેવું પરિણામ આવે એવું ચિત્ર છે એમ સાંભળ્યું છે.

કપિલ

એટલે તો લેખક કાલિદાસ સાથે સ્પર્ધા કરવા માંગે છે એમ થયું.

અર્જુન

ના, ના. ક્યાં રસરાજવી કાલિદાસ ને ક્યાં ~~આ~~—

કપિલ

ત્યારે એનો અર્થ શો?

અર્જુન

કેમ વળી, આજે એજ સંજોગોમાં સ્ત્રી પુરૂષ શું કરે એવું ચિત્ર હશે. કોઇ કોઇ ઠેકાણે તો મૂલની ભાષાને પ્રસંગો પણ કાયમ રાખ્યાં છે.

કપિલ

(જાણે સમજતો ન હોય તેમ) એ બધા મિથ્યા પ્રયત્ન છે. શાકુન્તલ સાથે કોઇનું નામ પણ ના દેવાય. શું એનું અપૂર્વ કલાવિધાન! શા રમ્ય પ્રસંગો! શું એનું—

અર્જુન

એ તો એમજ હોય કેની? એ જમાનોજ જુદો હતો. આજે એવા પ્રસંગો બનેજ નહીં. ને કોઇ લેખક એવી ભાષા વાપરવા જાય તો અકુદરતી પણ લાગે.

કપિલ

ના, ના, આજે પણ કાલિદાસ હોત તો—

અર્જુન

પણ તમે કાલિદાસને વચ્ચે ક્યાં લાવો છો? કોઇ થોડું એમની સરખામણી કરે છે? એ તો એક અને અદ્વિતીય છેજ.

કપિલ

ત્યારે પછી આ અડપલાં શાં? પણ વારુ, કહો જોઇએ આ નાટકનો આરંભ કેમ થાય છે. એટલે હું સમજી શકીશ.

અર્જુન

જેમ મૂલમાં મહારાજ દુષ્યંત મૃગયાએ નીકળ્યા છે ને......

કપિલ

તમે આજ નાટકનું વસ્તુ કહો તો બસ છે. મૂલ તો શબ્દે શબ્દ મને યાદ છે.

અર્જુન

એક સુબો તપાસણી માટે નીકળ્યો છે. પાછી આવતાં તેની મોટર અટકી પડે છે ને...

કપિલ

(ઉકળાટ સાથે) મોટર!

અર્જુન

હા, મશીનરી બગડી જાય છે...

કપિલ

(સુવાસને) સુવાસબહેન, તમને માઠું ના લાગે તો હું જતો રહું. મારાથી આ જોઇ નહીં શકાય. શાકુન્તલના પ્રસંગો સાથે મશીનરીની વાત એકમુખે થવા માંડે એ ખરેખર અસહ્ય છે. (ઉભો થાય છે.) માફ કરજો!

સુવાસિની

પણ......

(એટલામાં પડદો ઉપડવાની ઘંટી થાય છે.)

અર્જુન

વારુ, ત્યારે કાલે મળજે.

[કપિલ જતો રહે છે.

(પડદો ઉપડે છે.)

---

# પ્રવેશ પહેલો

[સમય: સવારના આશરે દશ. સ્થળ: એક ધોરી રસ્તો; વડની છાયામાં એક મોટર ઉભી છે. શોફર એંજીન ઉઘાડી સમારકામ કરી રહ્યો છે. પાસે નરેંદ્ર ઉભો છે. ઘડીમાં તે શોફર તરફ જોતો, ઘડીમાં વડ ઉપરનાં બેઠેલાં પંખીઓ તરફ નજર કરતો આંટા મારે છે.]

નરેન્દ્ર

(મોટર પાસે ઉભો રહી) કેમ જોહન! કંઈ વળે એમ લાગે છે?

જોહન

..(નીરાશ થએલા અવાજે) એકે પ્લગ કામ નથી આપતો.

નરેન્દ્ર

નીકળતી વખતે તમે જોયા નહીં હોય.

જોહન

ના, સાહેબ! આજે તો સાફ પણ કર્યા હતા.

નરેન્દ્ર

પણ ત્યારે હવે આપણે શુ કરીશું?

જોહન

(હાથ ખંખેરતો) આપ હુકમ ફરમાવો તો હું મુકામે જાઉં.

નરેન્દ્ર

આપણા મુકામે? એમ કયાં પાર આવે? નીરવલ્લી તો હજી દશેક ગાઉ હશે.

જોહન

હા જી, દશ બાર તો થતા હશે.

નરેન્દ્ર

આટલામાં કોઈ ગામડું પણ નહીં હોય, ખરું?

જોહન

(ચારેગમ જોતો) માલમ નહીં. તલાસ કરું?

નરેન્દ્ર

જોઇએ. મને તો તરસ પણ સખત લાગી છે. (જરાવારે) રસ્તે વસતી પણ બીલકુલ લાગતી નથી (બેઉ વીમાસણમાં પડી ઉભા રહે છે. થોડીવારે એક સાઇકલ આવતી જણાય છે.) કોઈ આવે છે, ખરું.

બેઉ એ દિશામાં જોઇ રહે છે. ક્ષણવારમાં સાઈકલ મોટર આગળ આવે છે સાઈકલનો અસ્વાર મોટર તરફ જુએ છે; સાઈકલની ગતિ ધીરી પાડે છે અને નરેન્દ્ર તરફ નજર કરી બાઇક ઉભી રાખી ઉતરે છે.

આવનાર

કંઈ અકસ્માત થયો છે?

નરેન્દ્ર

હા, પ્લગસ કામ નથી આપતા.

આવનાર

એમ કે?

જોહન

(ધીરેથી, આવનારને આંજી નાખવા હોય તેમ) સુબા સાહેબ છે.

આવનાર

(નરેન્દ્રને) આપ કયાં જાઓ છો?

નરેન્દ્ર

નીરવલ્લીમાં અમારો મુકામ છે. તપાસ માટે બેચાર ગામ ગયો હતો.

આવનાર

નીરવલ્લી તો બહુ દૂર; ને બપોર થઇ ગયા છે. ત્યારે આપ શું કરશો ?

નરેન્દ્ર

જોઇએ. આટલામાં કયાંક પાણી.. ......

આવનાર

(ડાબા હાથ તરફ આંગળી કરી) અમે અહીં પાસેજ રહીએ છીએ; આપને વાંધો ન હોય તો અમારે ત્યાં આવશો ?

નરેન્દ્ર એ તરફ નજર કરે છે. ત્યાં ઢોળાવની તળેટી પર વૃક્ષોનાં ઝુંડ દેખાય છે.

નરેન્દ્ર

પેલું કુંજ જેવું દેખાય છે, ત્યાં ?

આવનાર

હા જી, એ બધાં કદંબ છે. અમે એને કદંબવન કહીએ છીએ. એની પેલી તરફ અમારો નિવાસ છે.

નરેન્દ્ર

કેવું રમણીય સ્થળ છે! અસલના તપોવનનું સ્મરણ થઇ આવે છે. આવાં તપોવનમાં વ્યથિત ચિત્તને સહજ આનંદ પ્રાપ્ત થતો હશે. (ઘડીભર એ દૃશ્ય જોઇ રહે છે. પછી) તમે કોણ છો ?

આવનાર

મારું નામ અચ્યુત. મારા પિતા વડગામના વતનદાર છે.

નરેન્દ્ર

કોણ હરિદત્ત શાસ્ત્રીજી ?

અચ્યુત

હાજી, આપ અમારું આતિથ્ય સ્વીકારશો તો અમે કૃતકૃત્ય થઇશું.

નરેન્દ્ર

મેં તો સાંભળ્યું હતું કે શાસ્ત્રીજી પ્રયાગ ગયા છે.

અચ્યુત

હાજી, પણ...

નરેન્દ્ર

કેમ નહીં ? મેં તો સાધારણ પુછયું હતું. પણ તમારે તો આ બાજુએ જવું છે?

અચ્યુત

કે નહીં આપને ઘેર મુકી હું જઇ આવીશ.

નરેન્દ્ર

મારે ખાતર તમારા કામમાં વિક્ષેપ...

અચ્યુત

અતિથિના સત્કાર કરતાં મારું કામ વધારે નથી, પધારો!

નરેશ

ભલે. (જોહનને) જોહન, ત્યારે તમે અહીં બેસો.

જોહન

જેવો હુકમ.

(બેઉ જાય છે.)

(પડદો પડે છે)

## પ્રવેશ બીજો

સ્થળ· હરિદત્ત દેસાઈજીનો નિવાસ. અચ્યુત અને નરેન્દ્ર પ્રવેશ કરે છે.

નરેન્દ્ર

મારી જમણી આંખ કેમ આમ ફરકતી હશે? આવા સ્થળ પ્રસંગે એનું શું ફલ? કોણ જાણે.

અચ્યુત

બીરાજો. (નરેન્દ્ર બેસે છે.)

આપ કશી વાતે સંકોચ ના રાખશો.

અચ્યુત અંદર જાય છે. થોડીવારે યથાવતિ જળપાત્ર ઈત્યાદિ લઈ આવે છે ને નરેન્દ્ર આગળ મુકે છે. પાછળ અચ્યુત આવે છે.

નરેન્દ્ર

તમે તમારા કામમાં કંઈજ ખલેલ ન કરશો હં.

અચ્યુત

ના જી, હું જાઉં છું. આપને કશું જોઇતું સુકતું હોય તો યશ કને મંગાવી લેજો. આપ અંદર કે મેડે જરા વિશ્રાંતિ લેશો એટલે અબઘડીમાં હું પાછો આવીશ. યશ, જોજે હાં.

યશ:

વારુ.

નરેન્દ્ર

ભલે જઇ આવો.

અચ્યુત

હા જી.

[ બેઉ જાય છે.

નરેન્દ્ર

(સ્વગત) કેવાં સજ્જન લોક છે! એમની રીતભાતથી મને આપણા સંસ્કારી ગણાતા લોકની શરમ આવે છે! હીંદુ સંસ્કૃતિ સાચા સ્વરૂપે હજી જીવન્ત છે એનાં આવાં વિરલ દૃષ્ટાંતો જોઉં છું ત્યારે વર્તમાનકાળના લોકની દયા આવે છે. આ લોક કેટલાં સંસ્કૃત છે? આતિથ્યની કેટલી યોગ્ય કીમત કરે છે! (ખંડમાં આંટા મારે છે) શાસ્ત્રીજી વિદ્વાન છે એમ તો સાંભળ્યું હતું પણ એમનું કુટુંબ પણ આટલું સંસ્કારી હશે એમ નહોતું ધાર્યું. (એટલામાં અટકી પડે છે ને કાન માંડી સાંભળતો હોય તેમ ઉભો રહે છે.)

વાડીમાંથી કોઇનો સુમધુર અવાજ આવે છે. લાવ, જોઉં. (બહાર વાડીમાં જાય છે. વાડીની એક કુંજમાં ત્રણ કુમારિકાઓ ઉભી હોય છે. તેમને જોઇ થંભી જાય છે. (સ્વગત); આંખો ચોળતો મને સ્વપ્નું આવે છે, શું? વનદેવતાઓ સમી આ સુંદરીઓ સત્ય છે કે સ્વપ્ન? (ઘડીભર જોઇ રહે છે) સ્વર્ગની અપ્સરાઓ જલક્રીડાએ તો જતી નહીં હોય? એમજ હશે. બાકી આ નિસત્વ વસુન્ધરામાં આવું લાવણ્ય ક્યાંથી સંભવે?

(એટલામાં કુમારિકાઓની વાતચીતનો ધ્વનિ સંભળાય છે.) ના, ના, મનુષ્યોજ લાગે છે. શી અલૌકિક મૂર્તિઓ છે? વનવગડામાં પણ આવાં સુંદર કુસુમો ખીલે છે, એમ? આવાં રસિક દર્શન કોઇક જન્મના પુણ્યે કરીજ થતાં હશે. અહો, સુભાગ્ય!

[ પાસે જાય છે અને એક લતામંડપની છાયામાં લપાઇને ઉભો રહે છે. થોડીવારે

અરે! હું શું કરી રહ્યો છું? પ્રથમ સૌંદર્ય-

દર્શનથી આકર્ષાઇ હવે હું યોગ્યાયોગ્ય પણ ભુલતો જાઉં છું. અહીં, આમ ઉભા રહેવું એ ધૂર્તવેડા નથી? આવા પુણ્યાશ્રમમાં તો પાપના પડછાયા પણ હોય નહીં. નહીં તો આવી અપૂર્વ મતૃતિઓ ક્યાંથી જન્મ પામે? કોટ્યાવધિ જીવોનાં ભવોભવનાં પુણ્યે કદીક આવી એકાદ ...યંમૂર્તિ જન્મતી હશે.

[એટલામાં કુમારિકાઓનો સ્વર સંભળાય છે. પ્રાણ રૂંધી નરેન્દ્ર તે સાંભળી રહે છે.

યશવતિ

મધુરી, મૃદંગીને અહીં લાવ, જોઉં. (મધુરી એક હરિણી સાથે રમત રમતી હોય છે. તેને પંપાળતી)

મધુરી

ના, છો અહીં ઉભી રહી.

[યશવતિ મૃદંગી પાસે જાય છે અને બળાત્કારે તેને ઉચકે છે.

આમ શું કરે છે? એ બીચારીને કેટલું કષ્ટ થાય? તું તો હજી એને બચ્ચુંજ ગણે છે.

યશવતિ

અરરર, એ તો ભુલીજ જવાય છે. (મૃદંગીને જમીનપર મુકી દે છે. એને જોતી) રુપમાં એ કેવી વધી ઉઠી છે? (પંપાળતી ઉભી રહે છે.)

મધુરી

યશ, આજે તો મૃદંગીની જન્મતિથિ છે.

યશવતિ

(હરખભેર) હેં! (થોડીકવારે) તે મધુરી, દાદાજીએ મૃદંગીના ગ્રહ નથી જોયા?

મધુરી

જોવાજ હશે તો.'

શકુન્તલા

હા, મારા ને એના ગ્રહ એકસરખાજ છે.

યશવતિ

એમ? (અટકે છે) પણ ત્યારે આમ કેમ?

[અટકી જતી હોય તેમ ચાળા કરતી ઉભી રહે છે.

મધુરી

શું કેમ?

નરેન્દ્ર

(સ્વગત) મારું હૃદય કેમ આમ ધડકે છે?

યશવતિ

કેમ વળી? મૃદંગી તો સનાથ થઇ ગઇ ને...

શકુન્તલા

તને તો એવું એજ સુઝયાં કરે છે. (ત્રણે કુમારિકાઓ ચુપ ઉભી રહે છે.)

નરેન્દ્ર

(સ્વગત) ત્યારે હજી એ કૌમાર સેવે છે. પણ એમાં મારું મન શા મેળે આમ પ્રસન્ન થાય છે? (જરા વારે) માનવહૃદય કેટલું લોભી છે? અલ્પ ક્ષણ પરના અપરિચિત કુટુંબની કથામાં જાણે સ્વજનવાર્તા હોય એટલો તે રસ લે છે. એવડો બધો એનો શો અધિકાર? મારો પણ સ્વભાવ કેમ આમ અસંસ્કારી થતો જાય છે? કોણ જાણે કેમ, પણ આવા વિરલ સૌન્દર્યદર્શનથી મન પ્રસન્ન નથી થતું ને કશાકની ઉણપ દાખવે છે. (વિચાર કરતો હોય તેમ) આ સુધન્ય અનુભવથી કૃતકૃત્ય થવાને બદલે અશિષ્ટ લોકો જેમ મારું મન પણ એવું સ્વામિત્વ ઝંખે છે, એમ? તે શું આવું દર્શન માત્ર પરમ સૌભાગ્ય નથી કે મન આમ કનિષ્ઠ વલખાં મારે છે? ના, ના, મારે તો આમ અધઃપાત હોવો ના જોઇએ.

[ટટાર થતો હોય તેમ શરીર જગાડે છે. એટલામાં મધુરી અને યશવતિ એક બાજુએ જાય છે અને ગુપચુપ વાતો કરે છે.

યશવતિ

(જોરથી, હસીને, મધુરીના હાથમાં તાળી આપતી) એમ?

મધુરી હસતી હા પાડતી ઉભી રહે છે. શકુન્તલા સખીઓ તરફ જુએ છે. મન જાણે નહીં તેમ નરેન્દ્રના હૃદયમાં ધ્રાસકો પડે છે.

નરેન્દ્ર

(સ્વગત) એ લોકે શી વાત કરી હશે? એવું હશે એમ?

[અલ્પક્ષણ આતુર આંખોએ એ બે સખીઓ તરફ તે જોઈ રહે છે. પછી સ્વસ્થ થાય છે.

(સ્વગત) મનની કેવી વિદ્યુત ગતિ છે? મીટ માત્રમાં એ કેવા કેવા વિચારો કરી વળ્યું? અને એવું હોય તોએ મારે શું? (પરાણે હૃદયને કયાંક ઘસડી જતો હોય તેમ હોઠ ડાબી ઉભો રહે છે.)

શકુન્તલા

તમે બે શું હસ્યાં કરો છો?

નરેન્દ્ર

(સ્વગત) હૃદય હળવું થા! શકુન્તલા એજ પુછે છે.

યશવતિ

કૈંજ નહીં. આ તો મધુરી કહેતી હતી કે આવતે વર્ષે એ એને મોસાળ જવાની છે.

[મધુરી જોરથી હસી પડે છે.

શકુન્તલા

જુઠ્ઠી (પાસે જઇ) કહે, જોઉં, શું છે?

યશવતિ

એમ કે દાદાજી પ્રયાગથી પાછા આવશે પછી તારા વિવાહ......

શકુન્તલા

એ તો એમ કરી પોતાનાજ મનોરથો પ્રગટ કરે છે.

મધુરી

એમ કે?

શકુન્તલા

હારતો, બાકી એમાં જરાએ સત્ય નથી.

નરેન્દ્ર

(નિઃશ્વાસ નાખતો હોય તેમ) આટલા એક વાકય ખાતર જીવ કેટકેટલા બ્રહ્માંડોમાં ઘુમી વળ્યો? (જરાક વારે) અરે, મારું શું થવા બેઠું છે? મને લાગે છે કે આખરે હું પણ એક નિર્બલ જંતુ છું.

યશવતિ

તે......

શકુન્તલા

મારે એવી અનર્થી વાતો નથી સાંભળવી. હું તો મારે જાઉં છું. (જવા માંડે છે.)

યશવતિ

અરે વાહ, કયાં જાય છે? આજે તારો વારો છે એ વીસરી ગઇ?

શકુન્તલા

(ભ્રમર ચઢાવી) શેનો વળી?

મધુરી

હા, કેમ, આજનો ગરબો પાઠ કરાવવો નથી?

શકુન્તલા

હા, એતો હું ભુલીજ ગઇ. પણ ત્યારે શુ થાય? ભાઇ કહેતા હતા તે અતિથિને કૈં જોઇતું મુકતું હશે તો?

નરેન્દ્ર

(સ્વગત) અચ્યુતે આમને કહ્યું લાગે છે. તે મારે શું જોઇએ છે? આવાં સુંદર કાર્યમાં પ્રવૃત્ત થએલાં એમને જોઇ રહેવાય એજ શું ઓછું સુભાગ્ય છે? લાવ, હુંજ એમને ના કહું. (અટકી પડી) પણ એમ કરું તો હું અસભ્ય નહીં લાગું? (વિચાર કરી) એમ થાય તો ભલે, પણ મારે ખાતર એમનો રસવિનોદ જતો કરે એ તો અસહ્ય છે. (બહાર આવી) મારે કૈંજ નથી જોઇતું.

[ત્રણે કુમારિકાઓ સંકોચાઇ ઉભી રહે છે

અને અનુજ્ઞા વગર તમારી રસ વાર્તા સાંભળતો હતો એ માટે હું ક્ષમા માગું છું.

યશવતિ

આતિથ્ય ધર્મમાં વિક્ષેપ થાય માટે શકુન્તલા ... થતી હતી.

નરેન્દ્ર

(સ્વગત) આ દર્શનમાત્રે અતિથિસત્કાર સંપૂર્ણ થઇ જાય છે. નર્યાં સૌંદર્યનાં દર્શનથી અધિક આદર શો હોય? (પ્રકટ) આથી અધિક આદર શો હોય?

યશવતિ

એ તો આપનું સૌજન્ય (શકુન્તલા ભોંય ખણતી, અધોમુખી થઇ ઉભી રહે છે.)

નરેન્દ્ર

(સ્વગત) એની દૃષ્ટિમાં કેટલી સ્વજનતા છે? કે પછી મનેજ એમ લાગે છે? કહે છે કામીઓ બધું પોતાને સમર્પ્યું માની લે છે. અથવા બસ થયું: હું તો સાવ અશિષ્ઠ થતો જાઉં છું.

શકુન્તલા

હું તો જાઉં છું.

યશવતિ

તું પણ ખરી છે, હોં. અતિથિનો આદર પણ સારો કરે છે!

નરેન્દ્ર

ના, ના, વિનોદમાં પણ એવું કઠોર વાકય ના બોલશો. રમનારાંની રમતમાં પણ કમળતંતુએ તુટી જાય છે.

[યશવતિ અને મધુરી એકમેક સામે જુએ છે. શકુન્તલા પલવાર નરેન્દ્ર સામે જોઈ રહે છે પછી]

શકુન્તલા

હું જાઉં છું. (સખીઓ અનુત્તર હોય છે. શકુન્તલા ઉભી રહે છે.)

યશવતિ

વાહ, તું પણ ખરી છે હોં, જાઉં છું, જાઉં છું, કરે છે ને તસુ ખસતી તો છે નહીં.

શકુન્તલા રોષ પ્રદર્શિત કરતી હોય તેમ સખિઓ ભણી જુએ છે.

મધુરી

પછી ગરબાનું શું કરીશું?

યશવતિ

(નરેન્દ્રને) અહીં વસન્તોત્સવ થાય છે એમાં દર રાતે જુદી જુદી સ્ત્રીઓ ગરબા ગવાડે છે. આજે શકુન્તલાનો વારો છે. તે (શકુન્તલા સામે જોઇ) અમે ગરબો પાકો કરવાનાં હતાં.

નરેન્દ્ર

(સ્વગત) શો ધન્ય દિવસ! ઉઠતાં આજે કોઇ પુણ્યશાળીનું મોં જોયું હશે. (પ્રકટ) તમે રજા આપો તો હું પણ ઉભો રહું!

શકુન્તલા નરેન્દ્ર તરફ આડી નજર કરી લે છે.

શકુન્તલા

(મધુરીને મોં ચઢાવી કહેતી હોય તેમ) ના, ના.

યશવતિ

તે અહીં આમ શરમાય છે ત્યારે રાતે આટલા બધા લોકમાં કેમ કરીશ?

મધુરી

એમાં શરમાવાનું શું! (ધીરેથી) કોઇ કહે તેને આમ ના કહેતા હોઇશું? ચાલ.

[શકુન્તલાનો હાથ ઝાલી દરીખાની પર બેસે છે. યશવતિ ખુણે પથ્થરની બાંક પર મુકેલો દીલરુબા લઈ આવી પાસે બેસે છે.

યશવતિ

(નરેન્દ્રને) તમે અહીં બેસશો કે પાથરણું લઇ આવું?

(નરેન્દ્ર શકુન્તલાને જોતો ઉભો હોય છે. તે ચમકે છે.)

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૯૨]

# હીંદમાં ભક્તિનો ઉદ્‌ભવ

લેખક
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ સાહિત્ય સસદ

['સાહિત્ય સસદ' પ્રેયોજિત—ગુજરાતી સાહિત્ય ખડ ૫ મો 'મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ' એ નામના પુસ્તકમાથી લેખકના 'હીંદમા ભક્તિનો ઉદ્‌ભવ' નામના પ્રકરણમાથી સારરૂપ આ લેખ અહીં ઉતારવામા આવ્યો છે —ઉપતન્ત્રી ]

ઈ સ. ૬૪૮ મા શ્રીહર્ષ ગુજરી ગયા, ને હીંદુ સામ્રાજ્ય રચવાનો મહા પ્રયોગ નિષ્ફલ ગયો.

શ્રીહર્ષ ગયા એટલે આર્યાવર્તને એક તારે બાધતુ બળ અદૃષ્ટ થયુ નાનાંનાના રાજ્યો પેદા થયા, એક બીજાનો ધ્વસ સાધવા લાગ્યા, ને ઝીણીઝીણી ઈર્ષ્યાઓ સતોષવામાં શક્તિ ને સમૃદ્ધિનો વિનાશ કરવા બેઠા

"આ લાબા સમયનો ઇતિહાસ, સમગ્ર દૃષ્ટિએ જોતા, રાજ્યતત્ર ને સાહિત્ય, ધર્મ ને મદિરના સ્થાપત્ય સાનાયની કલાની અધમતા ને અધપતનની શોકજનક કથા છે"[1]

આ દશામા સ્વાધીનતા સાચવવી અશક્ય હતી ઇ સ ૭૧૨ મા આરબોએ સીંધ લીધુ ૯૮૬–૮૭ મા સબકતગીન ગીઝનીએ હીંદ પર પહેલો હુમલો કર્યો

ઉદ્ધારના પ્રયત્નો થયા પણ નકામા ગયા.

ઇ સ ૭૮૮ મા શકરાચાર્ય જન્મ્યા ને ઇ સ ૮૨૦ મા[2] તેણે સન્યસ્ત લીધુ રાષ્ટ્રીય ધર્મ પ્રવર્તાવી ધાર્મિક ઐક્ય કરવાનો અખતરો તેણે કર્યો, અને હીંદુ સપ્રદાયોને વિશુદ્ધ કરી વેદાતનો કલશ તેને ચઢાવ્યો. જીવન બધુ માયા છે એ માન્યતા વિદ્વાનોમા પ્રસરી અને દુઃખદ સંસાર સુધારવા કરતા તેને વિસરવાના પ્રયાસો આરંભાયા

આ સમયમા બુદ્ધનો પરમ પવિત્ર સપ્રદાય અધમમા અધમ દશાએ પહોચ્યો હતો ઘણે ભાગે તેણે તાત ત્રિક સ્વરૂપ પકડ્યુ હતુ એણે ન્યાતો તોડી નાખી હતી, લગ્નની પવિત્રતા કે રાખી નહોતી, નીતિની કે પરવા કરી નહોતી વિહારોમા બૌદ્ધ સાધુ ને સાધ્વીઓ સ્વચ્છદે વિહાર કરતા હતા બૌદ્ધ પડિતો વામાચાર્ય થયા હતા[3]

ઇ સ ૯૦૦ ને આશરે મેધાતિથિએ મનસ્મૃતિ પર ટીકા લખી આ ઉપરાત નાની સ્મૃતિઓ પણ લખવા માડી આ બળ આખરે

[1] Vincert Smith Early History of India
[2] Macdonell Sanskrit Literature
[3] Sen's History of Bengali Language & Literature ch 1 & 2

વિજ્ઞાનેશ્વરે (આશરે ઇ. સ. ૧૦૭૬ થી ૧૧૨૭) મીતાક્ષર લખી સશક્ત કર્યું; સંયુક્ત કુટુંબ ને સંકુચિત લગ્નવ્યવહારને નિશ્ચિત સ્વરુપ આપી સામાજિક બંધનોને સુદૃઢ કરવાનો પ્રયત્ન કર્યો.

શંકરે એક રાષ્ટ્રધર્મ પ્રવર્તાવ્યો. વિજ્ઞાનેશ્વરે એક રાષ્ટ્રજીવન યોજ્યું. બંનેએ હીંદમાં સરકારિક વ્યવસ્થા પ્રસારી. શંકરના પ્રયત્નથી પ્રવૃત્તિ તરફ અણગમો પ્રગટયો; સ્મૃતિકારના પ્રયત્નથી આચાર નિશ્ચલ થવા લાગ્યો.

ગુપ્તકાલમાં સંસ્કૃત સાહિત્યને જે પ્રોત્સાહન મળ્યું હતું તે જતુ રહ્યું. સહિત્યમાં પંડિતાઇનું સામ્રાજ્ય થયું. પંડિતોએ તેને પ્રણાલિકાબદ્ધ કર્યું. હરિષેણ, દંડી, સુબંધુ ને બાણે જડ ગદ્ય પેદા કર્યું (ઇ. સ. ૬૫૧); 'ભટ્ટી કાવ્ય;' 'કિરાતાર્જુનીય' (ઇ. સ. ૬૩૪); ગુજરાતી માઘનું 'શિશુપાલવધ' (૯ મી સદી); કૃત્રિમતાની અવધી કરતું 'રાઘવ પાંડવીય' (ઇ. સ. ૮૦૦); અને 'નવસાહસાંક ચરિત્ર' (ઇ. સ. ૧૦૦૦) વધતી જતી જડતાની ને પંડિતાઇના અડંબરની સાક્ષી પુરે છે.

રાજકીય અંધાધુંધી અને માનસિક નિર્બલતા; સામાજિક અરાજકતા; સમાજમાં વ્યવસ્થા આણવાની ભગીરથ મહેનત; ધાર્મિક એકતા પાછળ મથામણ; જીવનમાંથી અદૃષ્ટ થતી વીરતા ને ઉત્સાહ; વધી પડેલી જ્ઞાનલિપ્સા ને જીવન-સંગ્રામ તરફ ઉદાસીનતા; આડંબરી પંડિતાઇની જડ પ્રણાલિકા; અને સાહિત્યની અવદશા—આવાં આવાં અનેક લક્ષણોથી દયાજનક બનેલી દશામાં આર્યાવર્તના સંસ્કારી આત્માએ દુર્ભાગ્ય ભુલવા, શુષ્કતામાંથી પણ સુમધુર દૈવી ઊર્મિ-ગીતનો મોહક ધ્વનિ કાઢયો;—અને સર્વાંગ સુંદર એવી એક કલ્પનામૂર્તિ સરજી;—એક રસઝરણું ઝરવા દીધું. એ ધ્વનિ તે શ્રીમદ્ભાગવત—એ મૂર્તિ તે રાધિકાજી—એ રસપ્રવાહ તે શુદ્ધભક્તિ.

આઠથી દસમા સૈકા સુધીમાં ભાગવત સંપ્રદાય અસ્ત થયો હતો છતાં કાશી, મિથીલા, મથુરાંમાં વસતા સંસ્કૃત ને પ્રાકૃત સાહિત્યકોએ શ્રી કૃષ્ણ વાસુદેવને સાહિત્યમાં રસનિધિનું સ્થાન આપવા માંડયું. એનો દૈવી પ્રભાવ વિસારી એનું રસિક જીવન તેમણે નવે રંગે મઢવા માંડયું; શિષ્ટ સાહિત્ય અને લોકકથાના એને નાયક બનાવ્યા.

મથુરા પ્રદેશના ગોચારકો વાસુદેવ પૂજા કરતાં ગોપાલ કૃષ્ણની દંતકથાઓ સંઘરવાનું ને સમારવાનું કામ તો પહેલેથી કરતા અને તેને પરિણામે ગામડીઆઓનાં ગીતો ને રાસોમાં કૃષ્ણની લીલા પ્રિય થઇ પડી હતી.

મહાભાગવત ગુપ્તોએ શ્રીકૃષ્ણને દેવાધિદેવ બનાવી સાર્વભૌમ મહત્તા આપી હતી. મહાભારતના સુધારા વધારાએ તેમજ હરિવંશ ને વિષ્ણુપુરાણે સર્વે દિશામાં પ્રેરણા પ્રસારતા પુરાણીઓ અને સાહિત્યવિલાસી શિષ્ટ વર્ગમાં એને અનુપમ સ્થાન આપ્યું હતું. આમ ગ્રામ્ય હૃદયનો ભાવ ને કલામુગ્ધ અંતરની રસિકતા બંનેનું તેની જીવનકથા કેંદ્ર બની. અને સ્થળે સ્થળે કૃષ્ણલીલાના અમૃતની લહાણ થવા માંડી.

રસ સાહિત્ય માત્ર નાયકથી કે પરિણીતા નાયિકાથી ન સમૃદ્ધ થાય–તેને રસઘેલી પ્રિયતમા જોઇએ. આ કારણથી આ કલાકારોએ લક્ષ્મીને વીસારે મુકી રાધા સરજાવી.

પજોસાની ગુફામાં એક શિલ્પીના ચિત્ર નીચે આઠમા શતકનો લેખ છે "શ્રીકૃષ્ણ અને દુધવાળી ગોપીઓની મૂર્તિઓ બનાવનાર."[1] આઠમી સદીનાં રામશતી ને ગૌડવહો કાવ્યમાં, અને નવમી સદીમાં રચાએલા ધાન્યાલોકમાં રાધાકૃષ્ણના પ્રેમનું વર્ણન છે. એટલે ઇ. સ. ૮૮૦ ના અમોઘવર્ષ દેવના શાસનપત્રમાં રાધા પદેલી

१. Epi Indica. Vol. II p. 482.

વાર દેખાય છે. છતાં એ સૈકા પહેલાં તે સર્જાઇ હોય તો નવાઈ નહીં.

આર્ય પ્રજાએ એકદમ રાધાકૃષ્ણની કાલ્પનિક જોડીને સુકા જીવનમાં લીલી વેલની માફક આવકાર આપ્યો. પંડિતોની સર્જકતામાં ચેતન આવ્યું. પ્રાકૃત કવિઓમાં રસ પ્રગટ્યો. સામાન્ય સ્ત્રીપુરુષો આ પ્રણયકથા સાંભળી ઉલ્લાસ અનુભવવા લાગ્યાં. કાલ્પનિક વિગતોથી સમૃદ્ધ બનેલા એક ઐતિહાસિક પુરુષ અને તેની કાલ્પનિક પ્રિયતમા બન્નેએ આખા ભરતખંડની પ્રજાના હૃદય પર, રસિકતા પર, ને જીવન પર સ્વામીત્વ મેળવ્યું.

આવા સમયમાં એક અનામી મહા કવિ થયો. તેણે કૃષ્ણલીલાનાં ગાનો સાંભળ્યાં. તેણે હરિવંશ ને વિષ્ણુ પુરાણની પ્રેરણા લીધી. એણે લોકોની હૃદયોર્મિના સત્ત્વ સરખું એક કાવ્ય રચ્યું. તેની શષ્ટિતાએ લોકપ્રિય વસ્તુને અપૂર્વતા અર્પી. જે પરિપાક હતો તે નવિન સૃષ્ટિનું મુળ બન્યું. જે પ્રયાણનો અંત હતો તે નવપ્રયાણનું સીમાચિન્હ થઇ રહ્યું.



રસનિધિ આભ્રગોપાળઃ ભાગવતના શ્રીકૃષ્ણ.

કેટલાક એ દસમા શતકમાં રચાયું એમ માને છે;[1] પણ એથી પણ સો બસેં વર્ષે જુનું હોય એમ લાગે છે.

ત્યારે ભાગવતમાં રાધા કેમ નથી? ભાગવતના કર્તાએ શિષ્ટતા સાચવવા જુના પુરાણોમાં ન જણાતી રાધાને વિસારી દીધી કે શું?

આમ ભાગવત પ્રગટ્યું. ધાર્મિક દૃષ્ટિએ તે ગમે તે હોય; પણ સંસ્કારની દૃષ્ટિએ એક સીમાચિન્હ છે.

ભાગવતમાં ચાર બળ કેંદ્રસ્થ થયાં છેઃ (૧) શુદ્ધભક્તિ; (૨) ઉપાસનાવૃત્તિ; (૩) પૌરાણિકબળ; અને (૪) કલા. ભક્તિ સીવાયના ત્રણ બળોનું વિગતવાર વિવેચન આ લેખમાં અસ્થાને છે, છતાં તેનુ ટુંકું દર્શન જરૂરનું છે.

ઉપાસનાવૃત્તિ મનુષ્યના સર્જન જેટલી જુની છે; અને એ વૃત્તિ અજ્ઞાન પર રચાએલી પ્રણાલિકાને શુદ્ધ ને શુદ્ધ કરી મનુષ્યમાત્રને આત્મનિરીક્ષણ ને ભાવનામયતાનાં મૂલ્ય સમા પૂજ્યભાવથી પ્રેરે છે.

વેદકાળથી આર્યો તેને સેવતા આવ્યા હતા;

---

૧. C V. Vaidya. Date of Bhagvat Puran I.J. 1925 J. B. B. R. A. S. (N. S) page 144

શંકર શક્તિ વાસુદેવની ઉપાસનાનેજ તેઓ ક્યાં સુધી ધર્મ માનતા હતા; અને તે કરવાની વૃત્તિથી અનાર્ય ને અધમ સંપ્રદાયોનો ઉદ્ધાર ને વિશુદ્ધિ સાધતા હતા. આ બધું આગળ વિસ્તારથી જણાવ્યું છે.

શુદ્ધ ભક્તિએ ઉપાસનાના ક્ષેત્ર પર આક્રમણ કરવા માંડ્યું છતાં પણ તે પદભ્રષ્ટ થઇ નહીં; અને કેટલાક સંસ્કારી ને ઘણાં અસંસ્કારી હૃદયો શુદ્ધભક્તિનેજ ધર્મ માનવા લાગ્યા ત્યારે પણ વિદ્વાનબ્રાહ્મણો એની વૃત્તિને પોષી રહ્યા. દરેક પ્રકારના ધાર્મિક સાહિત્યમાં, ઉપનિષદોમાં ને ગીતામાં, મહાભારતમાં ને રામાયણમાં, હરિવંશમાં ને વિષ્ણુપુરાણમાં આ વૃત્તિ પ્રબળ હતી; અને આજ વૃત્તિથી સંપ્રદાયો અધમતા પ્રાપ્ત કરતા અટક્યા હતા. ભાગવને આ ઉપાસનાવૃત્તિને પૌરાણિક કરી, ભક્તિનો ટેકો આપી, તે હતી તેનાથી મિશ્ર પણ મજબુત બનાવી. પરિણામે જ્યાં જ્યાં ભાગવતનો મહિમા પ્રસર્યો ત્યાં ત્યાં પૂજ્યભાવ પણ વધ્યો; અને જેણે એનો ભક્તિનો મંત્ર ન ઝીલ્યો તેણે એનો ઉપાસનાનો સંદેશ ઝીલ્યો.

"બ્રાહ્મણે પ્રગટાવેલું ત્રીજું બલ પૌરાણિક કથાઓ છે. થોડેક અંશે ઐતિહાસિક, થોડેક અંશે ભાવનાત્મક, ઘણે અંશે રસિક એવા આ



પાંચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ ને સંસ્કાર ચારેને સજીવ રાખ્યાં એટલુંજ નહીં પણ પરસંસ્કાર ને પરાજય બંનેને વીસરવાનું મુખ્ય સાધન પુરું પાડ્યું. આ સાહિત્યની મદદથી ઐતિહાસિક સાતત્ય પણ સચવાયું. ગમે તેવો પરદેશી રાજા સૂર્ય કે ચંદ્રવંશમાં સ્થાન પામ્યો; ગમે તેવા બ્રાહ્મણને પ્રાચીન ઋષિનું ગોત્ર પ્રાપ્ત થયું; અને ગમે તેવા વિપ્લવો થયા છતાં સમાજ ને સંસ્કૃતિ બંનેની એકતાનતા સચવાઇ. આ સાહિત્યે રચેલી પારદર્શકતાથી વેદકાલનું ને ભારત કાલનુંજ અંગ ચાલુ જીવન હોય એવો ભાસ પેદા થયો."[1]

ભાગવતે આ બલ મૂર્તિમાન કર્યું. પુરાણ એટલે ભાગવત એમ મનાયું એટલુંજ નહીં પણ પુરાણ એટલે ધર્મનું મુખ્ય સાહિત્ય એમ ચોક્કસ થયું. પ્રાકૃતની કીમત થવા માંડી ત્યારે ભક્તિની લોકપ્રિયતાને લીધે ભાગવતની પ્રેરણાથી પ્રાકૃતમાં પુરાણો રચવામાં સાહિત્યકારો ગુંથાયા.

ચોથું બળ, શાશ્વત ને સર્વગ્રાહી તે સરસતાને મૂર્તિમાન કરનારી કલાનું; ખરું જોતાં દુનીઆમાં મોટામાં મોટું ઉન્નતિનું સાધન. આ બળ હંમેશાં ભાવનાત્મક અપૂર્વતા સરજાવવા મથે છે. ભાસ ને કાલિદાસ પછી અદૃષ્ટ થએલી આ અપૂર્વતાને

૧. મારા ગદ્યસંગ્રહ 'ગુજરાતઃ એક સાંસ્કારિક વ્યક્તિ'

શબ્દોમાં ફરીથી સજીવન કરનાર તે ભાગવત.

સાહિત્યની દૃષ્ટિએ ભાગવત શિષ્ટતાનું સત્ત્વ છે. ઋગ્વેદ, શાકુન્તલ, ને મેઘદૂત સાથે દુનીઆના સાહિત્યમાં અગ્રગણ્ય સ્થાને છે. કલ્પનાના વૈભવ-માં, વિલાસની સમૃદ્ધિમાં, ઊર્મિઓના વિશુદ્ધ પ્રાબલ્યમાં, ભાવનાની સૂક્ષ્મતામાં, સ્વરુપ અને શૈલીની અપૂર્વતામાં તેના કેટલાક વિભાગો મેઘદૂત ને એપીપ્સાઇકીડોયોનથી જરાક પાછળ, પ્રણયના સરસમાં સરસ કથનમાં લેખાય એવા છે. એનાથી શ્રીકૃષ્ણ વીર ને મુત્સદ્દી મટી રસનિધિ બાલગોપાલ, ગોપીજનવલ્લભ બની હીંદના ગુગળાતા હૃદયમાં અમી વર્ષાવી રહ્યા.

ભાગવતે શુદ્ધ ભક્તિ પ્રેરી ને પોષી ખરી; શુદ્ધ ભક્તિ મોક્ષનું સાધન છે. એમ વારંવાર ઉચ્ચાર્યું ખરું; પણ એ શુદ્ધ ભક્તિ સાહિત્ય નથી. એનો લેખક અપૂર્વ કલાકાર છે; એનો પ્રભાવ સચોટ છે. જે ઇચ્છે તે નાચ નચવી શકે એમ છે; ગોપીગીતથી આપણને ગોપી બનાવી ગાવાની પ્રબળ ઇચ્છા પ્રેરે છે. પણ લેખક પોતે ગોપી બનતો નથી.

પુરાણ સાહિત્યની પ્રણાલિકાને ઘણી વાર દૂર રાખી ભાગવત કથાનાં માનવ તત્ત્વોને સમૃદ્ધ કરે છે, મહેકાવે છે. પંડિતોના શુષ્ક ને કૃત્રિમ જમાનામાં રચાયા છતાં અંતરે અંતરના ઉંડાણમાં એ એ પડઘા પાડે છે. બધા પુરાણોમાં દેખાય છે તેમ એમાં શ્રી કૃષ્ણની ઉપાસના કરવાની વૃત્તિ દેખાય છે; અને છતાં એમાં વિષ્ણુ તરફ બીજા પુરાણમાં દેખાય છે તેવી માત્ર ઉપાસકની દૃષ્ટિ નથી. કૃષ્ણ દેવ નથી. પણ દેવોના પણ એક દેવ છે; એમાં કૃષ્ણ દૂર રહેતા દેવ નથી પણ લાડકડા કહાન છે. ને છોગાળા ગોપાલ છે. એમાં ઉપાસના-ની અમર્યાદિત ઉંડાં જેટલું અંતર ભગવાન-ને ભક્ત વચ્ચે વધારે છે તેટલું અંતર પ્રણયનો અમર્યાદિત તલસાટ કાપી નાખે છે. વિષ્ણુ પુરાણ-ના ઉપાસ્ય વિષ્ણુ, ભાગવતમાં થઇ બહાર પડતાં, ગીતગોવિંદના મોહક રાધાવર બને છે.

ભાગવત ભક્તિનું મુળ છે એ માન્યતા ભ્રમ ભરેલી છે. સાધારણ રીતે શિષ્ટ સાહિત્યની અમર કૃતિ પ્રચલિત ભાવોની નિર્માતા કરતાં પરિપાકરુપ હોય છે. ભાગવતે એજ નિયમને આધીન થઇ પ્રચલિત ઊર્મિઓને અપૂર્વ કલાથી ઓપતું સ્વરુપ આપી કૃષ્ણ ભક્તિને શિષ્ટ બનાવી.

ભક્તિ, ઉપસના, ઐતિહાસિક સાતત્ય ને સરસતા—ચારે બળને આમ મૂર્તિમાન કરતું અદ્ભુત ભાગવત નવી સૃષ્ટિનો વેદ બન્યું એમાં નવાઇ જેવું નથી.




લેખક.

**રા. જ્યોતીન્દ્ર હ. દવે**

———o———

રાગ—અગેય, અગદ્યાપદ્ય

કોક કહેશો કે એ કોણ હતી?
પૃથ્વીના ગૌર કપોલ પર
તલ સરીખડી શોભતી
ચન્દ્રિકાના ઉજ્જ્વલ જલમા
ન્હાતી, એકાકિની
એ કોણ હતી?
નયનો એના નિશ્ચલ હતા,
વદને વિષાદ તરવરતો
એકદા કિંતુ, એજ વદને
સુધાકર રાજતો,
ને કીકીકુંભમા
ચાન્દ્રના રમતી
મસ્ત અને મદભર
નિર્ભીત અને નમણી
એજ આંખડલીથી
કેટલાએ રસરસીઆ હૃદયપર
સ્નેહની શરમાલા વર્ષી હશે?
શાન્ત ને સૌમ્ય
રમ્ય ને રસભર
એજ વદનસુધાકરને
વન વન ઢુંઢતા
કેટકેટલા યુવાનો ભમ્યા હશે?

ઉપર, ગગને આંગણે
રજની રમતી,
દૂર, સરોવર કાંઠડે
ખીડાતા કમન
ને પ્રફુલ્લતી પોયણીની
ફોરમ ફોરતી,
વન વનના સુષુપ્ત માધુર્ય જગાડતી
વૃક્ષઘટામાથી કોકિલા
અણદીઠા પ્રીતમને પુકારતી
પણ એને મન તો
વનની એ સુવિશાલ કુંજો,
કમલદલની એ સૌરભ લાણુ,
આભના એ અમિત ઊંડાણો,
સૌ સુના સરીખડા હતાં

પૃથ્વીની પાર,
ગગનને યે પેલે કાંઠે
શૂન્યમા એની દૃષ્ટિ હતી
જગતનુ 'હતુ'
એ એને મન નહોતુ,
જગતને મન 'નહોતુ'
એ એનુ હતુ

કોક કહેશો
એવી એ કોણ હતી?

કોક મહાકવિની વાણી સમી
સંકુચિતચરણા
ક્વચિત્ ક્વચિત્ એ ડોલન આદરતી.
હૃદય હૃદયના રાજરાજેન્દ્ર,
રસ રમના પૂર્ણ કલાધર,
યોગીશ્વર કૃષ્ણચંદ્રની
જગત્ ડોલાવતી
વિશ્વવિમોહન બંસરી સમી
કૃષ્ણવર્ણી એ કોણ હતી?

ચન્દ્રિકાનાં કુસુમોજ્જ્વલ જલ
આસપાસ ઉભરાતાં,
વચમાં એ શ્યામાંગિની સુહાતી.
જાણે ગંગાને ઉરે
યમુના પધારી!
રાધાહૃદયે કૃષ્ણમૂર્તિ વિરાજી!

અચાનક,
ધીર ગંભીર
એનો સ્વર ગાજી ઉઠ્યો,
ને ઉડી ગઈ આમ્રવૃક્ષ પરથી
કુંજ ભરી ભરી કૂજતી
કલગાનકારિણી કોકિલા યે!
દૂર દૂરનાં આવાહન આવ્યાં:-

'લાલી! ઓ-લાલી!'
ને આળસ મરડી
આમંત્રણ પ્રેરી
શીઘ્ર એ ઉભી થઈ
જાણે સારાય જગતનું સૌંદર્ય ડોલ્યું!
બ્રહ્માંડભરની ભવ્યતા કમ્પી!
આત્માનું અશેષ યૌવન સળક્યું!

આમંત્રણના શબ્દરવે
દિશા શોધતી
કાવ્યની શબ્દમાળાશી
મંદ પણ દૃઢ પદવિન્યાસ કરતી
એ નિજ મંદિરીએ
ઉત્સાહભરી પરવરી
ને એના પદભારે
ધ્રુજી રહેતી સારી ય વસુન્ધરા
કોક કહેશો
વીરબાલા સરીખડી
એવી એ કોણ હતી?

× × ×

જગન્માતા સમોવડી
અમૃતભર્યાં નિજ સત્વે
સારા ય જગતને પોષતી
માનવ ભાગ્યની કલ્યાણવિધાત્ર
મસ્તક વડે પ્રેરણા પ્રેરતી
એ તો હતી મહિષી
એક મીઠી ભેંસલડી






## કલા પર્વો

વર્ષા ને શરદ ઋતુઓમાં હીંદુઓનાં ઘણાં ઘણાં પવિત્ર પર્વો આવે છે. તે પ્રમાણે નવગુજરાતના સંસ્કારી જનોમાં નવીન ઢબનાં બે કલા પર્વો વર્ષોના સત્રના મધ્યમાં ને અંતમા આવે છે. પહેલું કલા પર્વ મુંબાઇમાં કલા રસિક શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી અને ફૈઝી રહેમાનના સહકાર ભર્યા પ્રયત્નોથી આજ માસમાં ઉજવાશે તે પ્રસંગે ભારતના જુના કાળની કલાની રસ-સામગ્રી તેઓ કલા-ભક્તોને અર્પણ કરવા-ની ઉમેદ રાખે છે.

બીજુ પર્વ : સુરત-માં આવતા અક્ટોબર મહીનામાં 'ગુજરાત કલા પ્રદર્શન' આવે છે.

સુરત રેશમી કાપડનો વણાટ, જરીયાન અને મુખમલ પર કારીગરીવાળાં ભરત કામો વગેરે માટે યુગો થયાં પંકાતું આવે છે, તેથી સુરતની પ્રતિષ્ઠાને જેબ આપે એવું સંપૂર્ણ પ્રદર્શન બનાવવા કાર્યવાહકો ઇચ્છા રાખે છે ને તેમાં સૌની સહાયની જરુર છે.

પ્રદર્શનને અંગે જુદી જુદી અનેક યોજનાઓ કરવામાં આવી છે. દાખલા તરીકે આ પ્રદર્શનને અંગે એક ભાષણમાળા ગોઠવવામાં આવશે. જાદુઇ ફાનસનાં ચિત્રો બતાવવામાં આવશે. અને ચિત્રકામો, શિલ્પ-કામ, કોતરકામ, મીના-કારી રમકડાં, લોખંડ, રંગાટ કામ વગેરે જુદીજુદી જાતની કલાઓના ઉત્કૃષ્ઠમા ઉત્કૃષ્ઠ નમુનાઓ માટે ઇનામોની યોજના પણ તેઓએ કરી છે.

---

પ્રિય પુસ્તકનું પરિણામ

આવતા અંકમાં જણાવવામા આવશે.

---

**તમે કદી વિચાર કર્યો છે?**

**તમારું સૌથી પ્રિય પુસ્તક કયું છે?**

**તો આજેજ તેનું નામ લખી મોકલાવી તમારો મત નોંધાવો**

પરિણામ ભાખવા [illegible] પડવેએ

[illegible] પડશે

---





# નવું સાહિત્ય




લેખક:
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ
સભ્ય, સાહિત્ય સંસદ.

---

કલિકા—લેખક: રા. અરદેશર ફરામજી ખબરદાર, મદ્રાસ, મૂલ્ય રૂ. ૨–૦–૦.

૧

### ખબરદાર: પ્રિયતમાના કવિ.

ગુજરાતના નૂતન કાવ્ય સાહિત્યના સર્જનહારોમાં જે જે પ્રિયતમાના કવિઓ છે તેમાં ખબરદાર પણ એમની આ પ્રિયતમા 'કલિકા' સાથે હવે તો ભળી ગયા. 'અગોચર ધામ' ગાયા પછી કવિ પ્રિયતમાના આ અગોચર ધામ પ્રત્યે કેમ ફર્યા એ જોઇ કેટલાક વિચારકો વિસ્મય પામ્યા વગર રહેશે નહીં. કવીશ્વર દલપતરામનો—નીતિનો ઉંચામાં ઉંચો કાવ્યાદર્શ પુજનાર—આત્મા એના અક્ષરધામમાં બેઠો બેઠો જરા છંછેડાશે ખરો કે મારા આ શિષ્યને વળી પ્રિયતમાનાં ઘેલાં કયાંથી લાગ્યાં? પિતા પુત્રીની આગળ કે બહેન ભાઇની આગળ આવી કવિતા વાંચશેજ કેમ? પણ નીતિની ધાતો ભણાવનારી એ હાવકી કે અકાળે ઠરેલ બની ગએલી કવિતાના કવિનો જમાનો હવે પ્રાચીન થઇ ગયો નથી? અને એ નીતિનેજ કાવ્યને હાથે પહેલો પાટલો અપાવનાર એજ કવીશ્વરનો સમકાલીન ઉચ્છૃંખલ કવિ નર્મદ પ્રિયતમાનાં કેટકેટલાં કાવ્યો કવી ગયો છે? પછી કવીશ્વરનો બીજો શિષ્ય 'હરિપ્રેમ પંચદશી'કાર બાલાશંકર પણ બંડખોરજ નીવડયો. ગુજરાતનો એ યથાર્થ મસ્ત કવિ પ્રિયતમાની પાછળ કેટલો બધો મસ્ત બન્યો છે? એની પ્રિયાની પ્રેમની પ્યાલીનો બહાર જુઓ:

"હું છું શંકર, તું સતી શિરમણિ સૌંદર્ય ધરાવતી;"
એ તથા
નાજુકી તારા અંગની ચમેલીમાં દીઠી નહીં;
સખ્તાઈ તારા દીલની મેં વજ્રમાં દીઠી નહીં."

આ અને એથીએ વિશેષ સુંદર અને સરસ પંક્તિઓ રસિક ગુજરાતે ઝીલી નથી? કે હાએ નીરાશામાંએ પુરા આશાવાદી રહેલા મણિલાલે પ્રિયતમાની—સનમની—ઉગ્ર ભડકાઓ ભરી સ્નેહભઠ્ઠીમાં ઓગળતાં ઓગળતાં છેવટની ઘડીએ પણ ગાયુંજ છે કે:

ઘડી ના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી;
હજારો રાત વાતોમાં ગમાવી એ કમાઈ છે. કં૦
× × × ×
મરીને જીવવાનો મંત્ર દીલબરની દુહાઇ છે. કં૦
× × × ×

સનમના હાયની છેલ્લી હકીકતની રફાઇ છે. કૈં૦"
—મણિલાલઃ અમરઆશા.

ધીરગંભીર કવિ નરસિંહરાવ પણ એમની જીવનસખી પાસે કેટલી ઋણમુક્તિ માગે છે એ એમની કુસુમ, વીણા કે નૂપુરની કાવ્યદેવીઓજ કહી આપશે. "બુલબુલ" અને 'ચમેલી'ના રસિક કવિવર દેરાસરીને તો એકલા પ્રિયતમાના-જ કવિ કહીએ તો ખોટું નથી. હરિલાલ કે કેશવલાલે પણ એમની મૂલ કે ભાષાંતર કૃતિઓમાં પ્રિયતમાના થોડા શ્રૃંગારરસ વગર બીજું શું વિશેષ સરસ આલેખ્યું છે? કલાપીના હૃદયમાંથી જે આર્ત કેકાવલીઓ નીકળી એ પણ એની પ્રિયતમારુપ પ્રેરકદેવી નહીં હોત તો ઉદ્‌ભવત કે કેમ એ પણ એક પ્રશ્ન છે. નાનાલાલ પણ પ્રિયતમાને—

"પ્રાણેશ્વરી! વ્રતિની જીવન સાથ કરી,
કીધું પ્રયાણ મુજ સંગ ભવાટવિમાં;
તેં પોષી આત્મકળી પાંખડીઓ ઉઘાડી–"

એમ સંબોધી પ્રિયતમાપૂજનમાં એમના પિતાને પુરા પરાજય પમાડે છે.

આ આપણા નવીન સાહિત્યકારોની બેશરમ
સામગ્રી તેઓ માં કે બાકી રહ્યું હશે તે કવિવર
ભકતોને અર્પણ કરવા- ...પે છે. પ્રિયતમાનોજ
ની ઉમેદ રાખે છે. ... કૃતિથી દલપત-
...તણિક ભાવનાના
બીજું પર્વ : સુરત- ...ા કે કેમ તે જોવા
માં આવતા અકટોબર મહી વગર પ્રિયાને વિષય
અદર્શન' આવે છે. કાવ્યવેલી તો અજબ
સુરત રેશમી કાપડ પ્રિયતમાનું માનવ અને
સાહિત્યમાં અમર સ્થાન

...ક વર્ગ આશાવાદી છે.
નવસંસ્કાર અને નવ
...પતો સંભળાય છે.

કવિઓ અને કવયિત્રીઓના કાવ્યસહચાર એમાંથી જન્મી આવશેજ એ આશામાં શકયતાઓ અને અશકયતાઓ છણવા જેવી અમને તો નથીજ લાગતી. આવી કાવ્યકૃતિઓ સાખ પુરે છે કે આપણું ચાલી આવેલું એકધારું જીવન હવે વિવિધતા પામતું જાય છે. ખંડખંડની માત્ર નહીં પણ જુદા જુદા નાના મોટા દેશદેશની કવિતાઓ ગુજરાતના કાવ્ય સરોવરને તટે સંભળાઇ રહી છે. સુઘડ કાલિદાસો, સર્વદેશીય શેકસપીઅરો, પ્રૌઢ મીલ્ટનો, ઉન્નત પ્રતિભાસંપન્ન શેલીઓ, કીટ્સો અને ટેનીસનો, ફ્રાન્સના આત્માને નવ અવતારે જન્માવનારા હ્યુગો, જર્મન આત્માને પ્રગટાવનારા ગોઇટેઓ, ઇટલીના બીએટ્રીસઘેલા ડાન્ટેઓ: આ મહા કવિઓની કવિતાઓના સંજિવની પાનારા ભવ્ય અને વિવિધતાભર નાદો આજે સંસ્કારી ગુજરાતના કાવ્ય સરોવર-નાં જલોને મંત્રમુગ્ધ કરી થંભાવી રહ્યાં નથી?

આ પ્રિયતમાકાવ્યમાં જગતની જુદી જુદી કવિતાઓ ગુજરાતી બની ગઇ છે. જગતની જુદી જુદી ભાષાઓને સોહવતી પ્રિયતમાની કવિતા આપણા આ કવિવરના હાથે વસ્ત્રપરિધાન કરી ગુજરાતી બની ગઇ છે. એનું આગમન સત્કારવા જેવું કેમ ન હોય? પણ ગુજરાતની રસિકવૃત્તિ કોઇકોઇવારે એમાં પ્રધાનતા ભોગવતી વેપારવૃત્તિમાં વટલાઇ જઇ એનો સત્કાર કરતાં કદાચ કચવાશે એ કહેશેઃ 'એમાં નવું શું? ખબરદારનું પોતાનું એમાં કેટલું ને કયું?' દલપતરામે સાંબેલામાંથી સુર કઢાવવા માગણી' કરતા એક બેકદર વાણીઆની રસિકતાની ઠેકડી કરી છે. આવા વાણીઆશાહી રસિકવરોને શું કહેવું? ખબરદાર પણ આપણી એ પ્રિયતમ કાવ્યદેવીના અન્ય ઉપાસક છે. દલપતરામની ડાહી અને સાદી ગુજરાતી કવિતા-ના રુપાંતરમાં એમણે "કાવ્યરસિકા" થી માંડી

આ "કનિકા" સુધીમાં કૃતિએ કૃતએ અદ્ભુત વિકાસક્રમ દાખવ્યો છે પ્રિયતમાનો આ પયગબર આપણા ગૃહજીવનના આ સ્તભોને—પ્રિયતમ પ્રિયાને—કેટલા બધા નિકટ સબધમા કરે છે—એમના સ્નેહ–સામ્રાજ્યમા એમનો અદ્વૈત પ્રેમન સબધ ગાઢ ગુથાતો જાય છે તે એ કેવો બનાવી આપે છે? ચતુર કવિવર આપણને ભુલાવામા નાખના મનોહર સ્વચ્છદમા ગાતોજ ગયો છે કૃતિના આત્મને સાધનારી ક્રિયા પ્રતિ પણ એનુ લક્ષ્ય રહ્યુ છે?

૨

### કલિકા

હવે આપણે કવિની પ્રિયતમા આ કનિકાની પીછાન કરીએ કવિ પોતે એનુ પીછાન કરાવે છે સર્વ અસારી હૃદયોમા મોડે વહેલે કોઇક કાળે ફુલની એક અદ્ભુત કળી ફુટે છે અને આ સ્થૂલ જીવનમા સ્વર્ગની મહેક મહેકાવી રહે છે એ કળીના દર્શનમા પ્રભુના દર્શનની દૂર દૂરની આકર્ષતા છે, એ કળીના સુવાસમા પ્રભુના સ્નેહની પરોક્ષ પ્રતીતિ છે

હવે કાવ્યનો દેહાત્મા વિલોકીએ કાવ્યની વિષયભૂત પ્રિયતમાને એક પ્રિયતમ છે એ પ્રિયતમ પ્રેમી, કવિ અને દીવાનાનુ ત્રિવેણીસગમ છે એની પ્રિયતમાની આદિથી અત સુધી એ પ્રેમવાર્તા કહેતો જાય કે પ્રિયાના દર્શન, પ્રિયાના સૌંદર્ય, પ્રિયાના વિલાસ એને એની વિસ્તાર પામે જતી જીવનસૃષ્ટિમા વિવિધ રૂપે મુગ્ધ કરે છે એને એ જીવનનુ સ્વાર્પણ કરે છે એમા એ પાશની જેમ બધાય છે યુગ યુગ ચાલે એટનુ આયુષ્ય એ વાચ્છી રહે છે અનતતા સુધી જીવતાએ એવી પ્રિયતમાના સહચારનુ પ્રેમજીવન સર્વસ્વાર્પણથી પણ પુરુ જીવાશે કે કેમ એ એમ ઝખી રહે છે માનવજીવનની નાનીશી મર્યાદા જોઇ એ આકુળવ્યાકુળ થઇ જાય છે એની પ્રિયતમા—એનુ સ્વર્ગ—એના આગળથી સરી જતા જણાય છે એ આકુળો બને છે આખરે પ્રેમના વિજયની વારી અનત અને ઉગ્ર પ્રેમ લાવી શકે છે, યુગનના આકાશો એક બીજામા સમાઇ જાય છે એ, એમનો પ્રેમ વિકાસક્રમે વિરાટ પ્રેમમા—પ્રભુમા—એકરસ એકરૂપ થઇ જાય છે આ કાવ્યનુ આનુ કલેવર અને એમા વસી રહેલો એક, અખડિત આત્મા

દેહાત્માની ખીનતી આ વેલીને કવિ એના દર્શનથી માડી એની વિજયદશા સુધીમા કાવ્યરમના સિચનથી ઉછેરતો જાય છે રસમાલીની કાવ્યકલા એને સરસ અને સમર્થ જીવન આપી ખીનવટની સપૂર્ણતા સાધતો જાય છે જગતની કાવ્યસૃષ્ટિના તત્ત્વો એને સજીવન અને ચેતનવતી કરી મુકે છે એની બાલ્યા પછી યુના ખીલે છે એને કુસુમકાળ આવે છે, અને સાત પાદડીઆળુ મનોહર નાનુ કુસુમ એ ૫ર ખેલે છે કવિની આ કનિકા

પણ ફુલની કળીમા વળી સુગધ શી? કળી ફુલ થાય ત્યારેજ સુગધ એમા નિવાસ કરવા આવે એ ફુલના ભોક્તાઓના ગજના અનુભવની વાત છે હીંદી સમાજની કળીદશા નહીં વળગેલી, ફુલદશા નહીં પામેલી નામધારી લગ્નમા જોડાએલી નારીમા શો જીવનસુગધ છે એ પણ આપણા સસારચારીઓના નિત્યના અનુભવની વાત છે ખરગદારની વાગ્મસુદરીના અમે દર્શન કર્યા એમાં વિકાસક્રમને પરિણામે ખીનેતુ સુરેખ સૌદર્ય જોયુ કવિએ એને બને 'કલિકા' એવુ કોમળ નામ આપ્યુ અમે એને પૂર્ણ પ્રફુલ્લિત પરિપક્વ ફુલના વિન્યાસમાં જોઇ

કવિ પોતે એની આ કાવ્યમાખના દર્શનને આસ્વાદ પામતા કહે છે

કાલિદાસ કવિ જેવું પામ્યો હતો તેવું મને
સરસ્વતીદેવીએ ન દીધું વરદાન;
નથી મારી વાણીમાં કો ગાંધર્વસંગીત ભર્યાં,
નથી મારા સ્વર પામ્યાં તાનસેની તાન,
નથી મારા ઉરમાં કો ગંગાના પ્રવાહ વહ્યા,
નથી કળા મુખે જેવી રાખે મધમાખ;
પુછો છો કે માધુરી આ વાણી મારી કયાંથી પામી?
એ તો મારે હોઠે પડી કલિકાની સાખ!
(કડી ૨૪)

કવિ આમ પોતાની મિત શક્તિ સ્પષ્ટ કરે છે, તે સાથે અનાયાસે આ સરસ મીઠી સાખ એના હોઠે આવી પડી છે.

પછી પ્રિયતમાનુ સૌંદર્ય દર્શન કરતાં કવિ કહે છેઃ—

પ્રિયાના કપાળે શોભે કંકુ કેરો ચાંદલો તે
માનસ સરે છે ઉગ્યું કમળ કો લાલ;
જાણે ભુરા વ્યોમમાંથી મંગળનો ગ્રહ ચુંટી,
ઠંડો પાડી ચોઢયો ગોરે પ્રિયાને કપાળ.
(કડી ૬૬)

કપાળે ચંદ્રમાથી ઓપતી આ રમણી પારસી હશે કે ગુજરાતી તે તો કવિ જાણે! મંગળ પ્રસંગે પારસી બાનુઓ પણ આવો ભાલદેશે ચંદ્રક ચોઢે છે. ચિત્ર ઘણું રમ્ય છે.

કવિની હસતી પ્રિયાનું ચિત્ર સૌંદર્ય આપણે નહીં જોઇએ. એનાથી ઉલટું જ જોઇશું:

× × × ×

પણ પ્રિયા રોય ત્યારે સૌંદર્ય અમોલ વાધે,
તેથી એને ખીજવવું વહાલું લાગે પુરઃ
આંખો કેરી છીપલીઓમાંથી ત્યાં વેરાઈ મોતી.
અરબ્બી મોતીડાંનુંએ ઉતારી દે નુર!
(કડી ૮૫)

કવિની પ્રિયાની જગતમાં પધરામણી થઇ તે કાળનું ચિત્ર કેવું ચીતરાયું છે?

પ્રિયા જ્યારે સ્વર્ગથી આ પૃથ્વીએ પધારી ત્યારે,
ચોખુંટ આ વિશ્વે ચાલી રહ્યા રંગરાગ;
મંજરી ને કુસુમોનાં તોરણો ટગાયાં પથે,
વ્યોમથી ધરાએ ઉડયા વસંતના ફાગ.
(કડી ૮૯)

[આ રસપૂર્ણ વિવેચન આવતા અંકમાં]

# ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ

ઉપર્યુક્ત મંડળના ઉપપ્રમુખ રા. કનૈયાલાલ મુનશીએ મંડળના પ્રમુખ રા. બ. રમણભાઇ ઉપર કાર્યક્રમની રુપરેખા ઘડવા બાબત તા. ૮–૫–૨૬ ને રોજ એક પત્ર લખ્યો હતો. મુખ્યત્વે કરીને આ પત્ર પર વિચાર કરવા કાર્યવાહક સમિતિની એક સભા રા. બ. રમણભાઇના પ્રમુખપણા નીચે તા. ૨૬–૬–૨૬ ને રોજ મુંબાઇમાં મળી હતી. ત્યારે જે ઠરાવો પસાર થયા હતા તેમાંથી નીચેના ઠરાવો ઉપર અમે ધ્યાન ખેંચીએ છીએ.

૪. જોડણીનો પ્રચાર

પરિષદ મંડળની જોડણી શી રીતે સ્વીકાર્ય થાય તે માટે પગલાં લેવાંનું કામ રા. ભરતરામને સોંપવામાં આવે છે. અને તેને લગતો બધો પત્રવ્યવહાર તેમણે તથા રા. કનૈયાલાલ મુનસીએ કરવો.

૫. પ્રકાશન સંસ્થાઓનો સમન્વય

પ્રકાશન સંસ્થાઓનો સમન્વય કરવાનું કામ રા. હીરાલાલ પારેખને સોંપવામાં આવે છે. નીચે જણાવેલી કરવાની બાબતો ધ્યાનમાં રાખીને આવો સમન્વય કેવી રીતે સાધવો તે વીશે તેમણે પંદર દિવસમાં સમિતિને રીપોર્ટ કરવો :—

(અ) ગુજરાતી સહિત્યકોનાં જીવનચરિત્ર.
(આ) ગુજરાતી સાહિત્યકોનો ઇતિહાસ.
(ઇ) ગુજરાતી કોષ.
(ઈ) ગુજરાતી અર્વાચીન સાહિત્યનાં પુસ્તકો.
(ઉ) ગુજરાતી ઇતિહાસની સામગ્રી.
(ઊ) મહાન ગુજરાતીઓનાં જીવનચરિત્રો.
(એ) સંસ્કૃત શિષ્ટ સાહિત્યનુ ભાષાંતર.
(ઐ) બીજી ભાષાઓમાંથી શિષ્ટ સાહિત્યનો અનુવાદ ને ભાષાંતર.

(ક) આ વિષયો પર કેટલાં સારાં પુસ્તકો પ્રગટ થયાં છે તેની યાદી.
(ખ) તેના પર કયાં પુસ્તકો તૈયાર થવાં જોઇએ તેની યાદી.
(ગ) તેમાંનાં પુસ્તકો તૈયાર કરવાનું કામ પ્રકાશન સંસ્થાઓ સ્વીકારે તેની ગોઠવણ; અને
(ઘ) યોગ્ય લાગે તો તે પુસ્તકો તૈયાર કરવામાં તે સંસ્થાઓને મદદ કરવા સંયુક્ત સમિતિ નીમવાની યોજના.

૬. પ્રાચીન ગુજરાતી શિષ્ટ સાહિત્યનું પ્રકાશન.

ક પ્રાચીન ગુજરાતી શિષ્ટ સાહિત્યના પ્રકાશન સંબંધી નીચેની બાબતો ધ્યાનમાં રાખીને યોજના તૈયાર કરી સમિતિ સમક્ષ રજુ કરવા માટે રા. બ. કેશવલાલ ધ્રુવ (પ્રમુખ), રા. મંજુલાલ મજમુદાર, રા. ગજેન્દ્રશંકર પંડ્યા, અને વ્યવસ્થાપક સમિતિના સભ્યોની એક સમિતિ નીમવામાં આવે છે :—

(અ) આ સાહિત્યનાં પુસ્તકોની યાદી;
(આ) સત્તાવાર પ્રત તૈઆર કરવા અર્થે તેનું સંશોધન;
(ઇ) તેની ગ્રંથાવલિ પ્રગટ કરવાની યોજના; અને
(ઈ) આ સાહિત્ય જે કોઇ પ્રગટ કરતું હોય તે મંડલની ગ્રંથાવલિમાં પોતાનાં પુસ્તક પ્રગટ કરે એવી તેની સાથે ગોઠવણ કરી તેને મદદ વગેરે આપવાની યોજના.

ર આ સમિતિના મંત્રી તરીકે રા. હીરાલાલ પારેખે કામ કરવું.

૭ પાઠ્યપુસ્તકોનું પ્રકાશન

(અ) વાચનમાળાનાં પુસ્તકો તથા અંગ્રેજી ૬ ઠ્ઠા ધોરણથી બી. એ. ના વર્ગોને કામ લાગે તેવી ગુજરાતી ભાષાના આરંભથી અર્વાચીન યુગ સુધીના સાહિત્યની Graded Classical Readers પ્રગટ કરવાની યોજના તૈઆર કરવાનું કામ રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ તથા રા. જતુભાઇ અચરતલાલને સોંપવામાં આવે છે.

(આ) પાઠ્ય પુસ્તકો સંબંધી કેળવણી ખાતા સાથે સહકાર કરવા માટે પત્રવ્યવહાર કરવાની રા. મુનશીને સત્તા આપવામાં આવે છે.

૮. હસ્તલિખિત ગ્રંથો

અપ્રકટ ગુજરાતી હસ્તલિખિત પુસ્તકોની યાદી તૈઆર કરવાનું કામ રા. મંજુલાલ મજમુદારને સોંપવામાં આવે છે. આ બાબતની ગોઠવણ રા. હીરાલાલ પારેખે રા. મજમુદાર સાથે કરવી; અને યાદી તૈઆર થએથી તેને પ્રગટ કરવાની તેમણે તજવીજ કરવી.

૯. ઐતિહાસિક સાધનો

ગુજરાતી ઇતિહાસનાં જે મૂલ સાધન હોય તેની યાદી તૈઆર કરાવી પ્રગટ કરવાનું કામ રા. કનૈયાલાલ મુનશીને સોંપવામાં આવે છે.

૧૦ ગુજરાત યુનીવર્સીટી

ગુજરાત યુનીવર્સીટી કમીટીને જુદે જુદે સ્થળે સ્થાનિક કમીટીઓ સ્થાપવાની વ્યવસ્થા કરવાના કાર્યમાં સમિતિ તેમજ બીજી નિયોજિત સંસ્થાઓ મારફત બનતી મદદ કરવાની તજવીજ રા. કનૈયાલાલ મુનશી તથા રા. વ્યોમેશચન્દ્ર પાઠકજીએ કરવી.

૧૧. (અ) પરિષદ મંડળે એક ત્રિમાસિક 'પરિષદ મંડળ પત્રિકા' કાઢવી; અને તેમાં
(૧) પરિષદ મંડળને અંગે થતી બધી પ્રવૃત્તિનો હેવાલ.
(૨) મંડળના બંધારણની કલમ ૪૮ (૬) માં દર્શાવેલું સાહિત્ય પ્રગટ કરવું.
(૩) કાર્યવાહક સમિતિને યોગ્ય લાગે તેવું બીજું સાહિત્ય પ્રગટ કરવું.

ટીપ—ગત પરિષદનો રીપોર્ટ આ પત્રિકામાં છાપાય તેવી ગોઠવણ મંત્રીઓએ મુંબાઇની સ્થાનિક કારોબારી સભા સાથે કરવી, કે જેથી કલમ ૪૮ (૬) અને ૪૯ નો અમલ થાય.

(આ) પત્રિકાનું વાર્ષિક લવાજમ ત્રણ રુપીઆ રાખવું, અને પરિષદ મંડળના સભ્યોને માટે રુ. એક રાખવું.

(ઇ.) પત્રિકાના પ્રકાશનને લગતી વ્યવસ્થા રા. મુનશી, રા. મનહરરામ, અને રા. પાઠકજી એ ત્રણ જણે કરવી.

## પરિશિષ્ટ અ

## પરિષદના સ્થાનક વીશે રીપોર્ટ

૧ પરિષદ મંડળના અધિકારીઓ જુદા જુદા ગામના હોવાના, અને કામની સુગમતા માટે તેની આંતરવ્યવસ્થા જે કાર્યવાહક પાસે હોય ત્યાં કાર્યવાહક સમિતિની ઓફીસ સામાન્ય રીતે રહેવીજ જોઇએ, નહી તો કાર્યનો સમન્વય અશક્ય થઇ પડે આ ઓફીસ સમિતિની સગવડે ગમે ત્યાં રહે એ મને વ્યાજબી લાગે છે

૨ પણ જો મંડળનો વિકાસ સાધવો હોય તો તેણે એક સ્થાન એવું રચવું જોઇએ કે જ્યાં એનું પુસ્તકાલય એના દફતરો વગેરે રહી શકે, અને જ્યાં તે પોતાના પ્રકાશન વગેરે સ્થાયી ખાતાઓ—જ્યારે તે હસ્તિમાં આવે ત્યારે રાખી શકે, અને જે એનું સ્થાયી મથક બની શકે

૩ જ્યારે મંડળનું પોતાનું મકાન વગેરે થાય ત્યારે આ બે ઓફીસો એક કરી નાખવા નો વિચાર કરવા જેવો છે ત્યાં સુધી આ પ્રમાણે બે–એક સ્થાયી ને એક ચચલ–સ્થાન રાખ્યા વગર છુટકો નથી

૪ પરિષદનું સ્થાનક ક્યાં કરવું એ ઘણો અગત્યનો સવાલ છે, કારણ કે તે નક્કી કર્યા વિના મંદિરની કોઇ પણ યોજના કરવી નકામી છે હાલની સ્થિતિ જોતાં મુંબાઇ કે અમદાવાદ–એ બે સ્થળ વીશેજ વિચાર કરવાનો છે એમ મને લાગે છે

૫ (અ) મુંબાઇ એક રીતે બધા ગુજરાતીઓનું કેંદ્રસ્થાન છે, અને મુંબાઇની જેટલી અસર આખા ગુજરાતમાં પ્રસરે છે તેવી અમદાવાદની પ્રસરતી નથી, મુંબાઇ કેંદ્રસ્થાન કરવાથી ગુજરાતના દરેક ભાગને અસર પહોંચશે

(આ) મુંબાઇ માટે પૈસા ઉઘરાવવા–મુંબાઇમાથી તેમજ ગુજરાતના દરેક ભાગના માણસો જે મુંબાઇમાં છે તેની મારફતે તે ભાગમાથી–એ કામ ઘણું અઘરું નથી લાગતું

(ઇ) આંતરરાષ્ટ્રીયતા અને પ્રગતિની અસર મુંબાઇમાં વધારે હોવાથી પરિષદ મંડળનું વાતાવરણ પ્રગતિમાન વધારે રહેશે

૬ પણ મુંબાઇ સ્થાન કરવાની વિરુદ્ધ કેટલાક દૃષ્ટિબિંદુ છે —

(અ) મુંબાઇ ગુજરાતની બહાર છે, એ માન્યતા–મારે મન ભુલ ભરેલી છે છતાં–ગુજરાતમાં ઘણી પ્રચલિત છે, અને તેથી કેટલાકને મુંબાઇ સામે ભાવપ્રધાન વિરોધ છે

(આ) મુંબાઇમાં મંડળ રહેવાથી ગુજરાતમાં સ્થાયી રહેતા સાહિત્યરસિકોને મંડળ પોતાનું ન લાગે, અને તેથી મંડળની સર્વ માન્યતા સ્વીકારવાની આનાકાની શરુ કરે

આ વિરોધી દૃષ્ટિબિંદુ ઘણે અંશે એવા છે કે જે એક વખત મુંબાઇમાં સ્થાનક થાય તો અદૃષ્ટ પણ થઇ જાય

૭ (અ) ગુજરાતનું વ્યક્તિત્વ સુરેખ થાય તે માટે તેને વિશિષ્ટ સાંસ્કારિક કેંદ્રસ્થાનની ઘણીજ જરુર છે મુંબાઇ આંતરરાષ્ટ્રીય, આંતરપ્રાંતીય બજાર જેવું છે, એટલે તે ગુજરાતનું

કેંદ્રસ્થાન કદી થઇ શકે નહીં. અને આજે ત્યાં ગુજરાતી સાહિત્યની પ્રવૃત્તિ સબળ રીતે ચાલતી જોવામાં આવે છે તેનું કારણ આકસ્મિક છે. ત્યાં સાહિત્યવિષયક સામાન્ય ઉત્સાહ કરતાં વ્યક્તિગત ઉત્સાહ વધારે છે.

(આ) અમદાવાદની ઐતિહાસિક મહત્તા; દલપતરામ ને ભોળાનાથથી માંડી કવિ નાનાલાલ સુધીના સાહિત્યકોનો ત્યાં વસવવાટ; ગાંધીજીના આશ્રમ અને તેના પ્રચંડ વ્યક્તિત્વની પ્રેરણાથી પોષાએલી અનેક ગુજરાતી પ્રવૃત્તિનું સ્થાન; તેની સમૃદ્ધિ–આ જોતાં ગુજરાતનું સાંસ્કારિક કેંદ્રસ્થાન અમદાવાદ થતું જાય છે; અને તેને તેમ થવા દેવામાંજ ગુજરાતી સાહિત્ય ને સંસ્કારનો જયવારો છે.

(ઇ) ગુજરાત યુનીવર્સીટી જો થશે તો પણ ત્યાંજ; એટલે સાહિત્યની પ્રવૃત્તિઓનું કેંદ્રસ્થાન પણ ત્યાં રાખવાથી અમદાવાદ ગુજરાતી સંસ્કારો વિકસાવવા ને પ્રસારવાનું ખરું સ્થાન છે તેનાથી વધારે સરસ બનાવી શકાશે.

૮. અમદાવાદ કેંદ્ર થતાં મુબાઇગરાઓને તેની સાથે સંબંધ રાખવો પડશે; અને તેથી ગુજરાતી વિશિષ્ટતા સમજવાનો ને સેવવાનો તેને લાભ મળશે.

૯. આ બધાં દષ્ટિબિંદુઓ વિચારતાં, મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે વ્યવહારુ અગવડતા નડે, થોડું થોડું કામ થાય તોએ અમદાવાદમાંજ સાહિત્યમંદિર થાય એવી યોજના ઘડવી; અને તેને અમલમા મુકવા યોગ્ય પગલાં લેવાં.

૧૦ આ અભિપ્રાય જુદી જુદી દિશામાંથી પ્રગટ થતા અભિપ્રાયો જોતાં, અને ગુજરાતી સાહિત્યની દષ્ટિ ધ્યાનમાં રાખી લખ્યો છે.

આ પગલાં લેવામાં કેટલાક મુબાઇવાસીઓની ઉપયોગિતા ક્ષીણ થશે; પણ તે મુશ્કેલી ચલાવી લેવી પડશે. છતાં જો મધ્યસ્થસભાને તેમજ ગુજરાતના જવાબદાર સાહિત્યરસિકોને એમ લાગે કે વ્યવહારિકતાનેજ માન આપી મુંબાઇમાં સ્થાનક રાખવું તો મંડળના મુબાઇના સભ્યો તે ઠરાવને અમલમાં મુકવા બનતે પ્રયત્ને તૈઆર રહેશે.

મસુરી,
તા. ૮–૫–૨૬

કનૈયાલાલ મા. મુનશી.

---

<u>નોંધઃ—</u>

આઠમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રસગે ગોઠવવામાં આવેલા સાહિત્ય ને કળાના પ્રદર્શનમાં સુવર્ણ પદક મેળવનાર ઉગતા ચિત્રકાર રા. સોમાલાલ શાહનુ 'પ્રભુ ચરણે' નામનું ચિત્ર આપતાં અમને આનદ થાય છે.—ઉપતંત્રી.

## શાકુન્તલ

[અનુસંધાન પૃષ્ઠ ૫૧૮ થી]

નરેન્દ્ર

અરે, ના હું તો ...

(અટકી પડે છે)

યશવતિ

શું ?

નરેન્દ્ર

ના, આના કરતા સુંદર પાથરણું કયાંથી લાવશો ?

(બેસે છે)

યશવતિ તાર મેળવી દીલરુબા શકુન્તલાને આપે છે.

શકુન્તલા

(કૃત્રિમ રોષ દાખવતી) ના, હું નહીં વગાડીશ નહી

યશવતિ

ત્યારે કોણ વગાડે ?

યશવતિની નજર સહજ નરેન્દ્ર સામે જાય છે શકુન્તલા તે જુએ છે ને ઉતાવળે દીલરુબા લઇ લે છે ને વગાડવું શરૂ કરે છે ધીરેધીરે શકુન્તલાના હોઠ હાલે છે તે ગિતર સગીત જેવુ સગીત નીસરવા માંડે છે નરેન્દ્ર સ્તબ્ધ થઈ સાંભળ્યા કરે છે

શકુન્તલા

નિર્જન વન વગડે અલી,
વાદળી જળ શા ઢોળવા અમથા ?
રણે રગઢોળવા અમથા ?
એવા હૈયાસુના સમીપ વિતક શા બોલવા અમથા ?
હૃદય શીદ ખોલવા અમથા ?

[શકુન્તલાની આંખો સહજ ઉંચી થય છે ને નરેન્દ્ર તરફ વળે છે

નરેન્દ્ર

(સ્વગત) મને ઉપાલભ કરે છે શું ?

શકુન્તલા

તમે ઉપાડતા તો છો નહીં

યશવતિ

તુ એકવાર આખુ ગાઇ જા એટલે અમને સમજ પડશે. (શકુન્તલા સક્રોધ નજર કરે છે ને આગળ ગાય છે.)

શકુન્તલા

ચાતક જલવણ ટળવળે મેઘ ચઢ્યો ઘનઘોર,
ગર્જન કિન્તુ જાડડા જગ એવુ ય નઠોર
છીછરા સરવરને શીદ મલિન જળે અધોળવા અમથા?
જવાહીર ઝબોળવા અમથા?
એવા હૈયા સુના સમીપ વિતક શા બોલવા અમથા?
હૃદય શીદ ખોલવા અમથા?
સુગધ મીઠા લીંબડા રસમાં કડવા ઝેર—

નરેન્દ્ર

(સ્વગત) બધુ મનેજ ઉદ્દેશીને કહેવાતુ હોય એમ લાગે છે

શકુન્તલા

સુખ મીઠાના મોહ શા, જો નહી મનના મેળ ?
ગરજુ જગવગડે, વણુપાત્ર પ્રણય શો ઢોળવો અમથો ?

× × ×

એવા હૈયા સુના સમીપ વિતક શા બોલવાં અમથા?
હૃદય શીદ ખોલવા અમથા ? *

નરેન્દ્ર

[સ્વગત] "વણુ પાત્ર પ્રણય શો ઢોળવો અમથો—"

શકુન્તલા દીલરુબા ભોય પર મુકી દે છે ઉભી થતા નરેન્દ્ર સામે એની નજર જાય છે

નરેન્દ્ર

મે હજી આવુ મધુર સગીત કદી નથી સાંભળ્યુ

શકુન્તલા

મધુરી, ચાલો જઇએ

યશવતિ

ના, આજે તો એણે બરાબર ગાયુજ નહીં. કેમ મધુરી ?

મધુરી

હા, બાકી સુન્દર ગાય છે

યશવતિ

શકુન્તલા, પેલુ ગા જોઇએ "મૈયા મધુરી સારદા"

* કેશવ હ શેઠ

શકુન્તલા

(ડોળા કાઢતી હોય તેમ) ના, હુ કૈં ગાવાની નથી.

(યશવતિ શકુન્તલાનો હાથ પકડી બેસાડે છે)

નરેન્દ્ર

એમને નજ ગાવુ હોય પછી બળાત્કારે..

મધુરી

ના, ના, એ તો અમસ્તી.

યશવતિ

ચાલ, તુ વગાડીશ નહીં. મધુરી વગાડશે, પછી કૈં ?

મધુરી

સારુ

[ મધુરી દીલરુબા લે છે નરેન્દ્ર શકુન્તલા સામે જુએ છે થોડીક્વાર કોઈ બોલતુ નથી

યશવતિ

ચાલને

શકુન્તલા

(મો ભારે કરી) ના મને નથી ફાવતુ (નરેન્દ્ર નીરાશ થતો લાગે છે શકુન્તલા આડી નજરે જુએ છે)

યશવતિ

તને ગાતા આવડ છે ત્યારે બધા કહે છે મને તો કોઇ કૈં નથી કહેતુ આમ માન શુ માગ્યા કરે છે?

શકુન્તલા

(અપમાન પામતી હોય તેમ) હુ કૈં માન નથી માગતી

યશવતિ

ત્યારે આ શુ કરે છે?

મધુરી

એ તો ગાશે

શકુન્તલા

પણ એકજ હ. બીજુ નહીં ગાઉં

યશવતિ

સારુ એકજ.

(શકુન્તલા કૈંક યાદ કરતી હોય તેમ બેસે છે)

શકુન્તલા

શુ ગાઉં?

યશવતિ

તને ફાવે તે

શકુન્તલા

મને તો કૈં યાદ નથી આવતું

યશવતિ

નહીં તો અમથી અમથી ગાયાં કરે છે ને...

(મધુરી દીલરુબામાથી ધ્વનિ કાઢે છે)

શકુન્તલા

ના, એ સુરે મારાથી નહી ગવાય

મધુરી

આ ? (મધુરી સુર ફેરવે છે શકુન્તલા હા ભણે છે. થોડીવાર બધા ચુપ બેસે છે ધીરેથી શકુન્તલા ગાવાનુ શરુ કરે છે)

શકુન્તલા

"સમજુ નહીં, મહેમાનની મહેમાનદારી શી કરુ ?"

મધુરી

ઉભી રહે. મધુરી શારદા ગાઇશ એમ હુ તો ધારતી હતી.

(યશવતિ અને મધુરી એકમેક સામે જુએ છે શકુન્તલા અટકી પડે છે તે નીચા મોએ બેસે છે એના મો પર લજ્જાના શેરડા પડે છે. મધુરી દીલરુબા વગાડવું શરુ કરે છે)

શકુન્તલા

"સમજુ નહીં, મહેમાનની મહેમાનદારી શી કરુ ?
તારી કૃપાને પાત્ર થાવા, શા ઉપાયો આદરુ ?
તારી સવારીના મૃદુ, મુજ કાનમા પડઘા પડે,
શા મોતીથી તુજને વધાવુ ? પુષ્પ શા શા પાથરુ ?
શા ગીતથી આદર કરુ ? શોભા કરુ શી શેરીએ ?
પધરાવતા મુજ આગણે તારે ચરણ હુ શુ ધરુ ?
તારી કૃપાવૃષ્ટિભરી હૃદયે મીઠુ ઝરણુ બનુ,
તુજ પ્રેમની સરિતા બને પથરાતુ હુ રમતુ ફરુ.

(શકુન્તલા જરાક અટકે છે ને શ્વાસ ખેચે છે)

તુને બનાવું કૃષ્ણ મારો, હું બનું તુજ વાંસળી,
તારા ગીતોના તાનથી બ્રહ્માંડમાં ભરતી ભરું.
યા એ રવિનું તેજ પાથરવા બનું કે ચંદ્ર હું,
છું શ્યામ પણ તુજ રમ્ય જ્યોતિ પાથરી તિમિરો હણું.
તું છે બધું હુ કાંઇએ છું ના છતાં દૃઢતા ધરી,
મમ હૃદયમંદિરમાં તને પધરાવતાં શાને ડરું?"

સંગીત બંધ થાય છે. નરેન્દ્રને વિશ્વમંડળ ફરતું અચાનક બંધ થઈ ગયું એમ બધું થંભી જતું લાગે છે. શકુન્તલા પ્રશ્ન પુછતી હોય તેમ નરેન્દ્ર સામે મીટવાર જોઇ રહે છે. યશવતિ જરાક દૂર જાય છે.

યશવતિ

ઓ, આ બકુલ કોણ લઇ ગયું, મધુરી?

(મધુરી યશવતિ પાસે જાય છે.)

(મધુરીને ધીરેથી) તુને બનાવું કૃષ્ણ મારો હું બનું તુજ વાંસળી."

મધુરી

(નાકપર આંગળી મુકી) ધીરેથી.

યશવતિ

શું થશે?

મધુરી

બીજું શુ થાય?

[એટલામાં ઘરની અંદરથી કોઈની હાક સંભળાય છે એ, પછી આવે છે.

યશવતિ

(નરેન્દ્રને) મા બોલાવે છે. અમે જઇએ?

નરેન્દ્ર

ભલે; આ ધન્ય પ્રસંગ હું કદી નહીં વીસરું.

(યશવતિ અને મધુરી એકમેક સામે જુએ છે. શકુન્તલા લચી પડતી હોય તેમ ધીરે પગલે જાય છે. નરેન્દ્ર એમને જોતો ઉભો રહે છે. કુંજની પાછળ ત્રણે જણ અદૃષ્ટ થાય છે. પછી)

(સ્વગત) એ કાવ્યનો અર્થ સ્પષ્ટ હતો. નહીં તો મધુરી મૈયા ને બદલે આ ગાવાનો શો અર્થ? (કડીઓ યાદ કરતો હોય તેમ)

પણ એ ગીત તો ઉલટુંજ ગવાયું. શ્યામ તો હું છું. હુંજ વિચારું છું કે તારી કૃપાનું પાત્ર થાવા શા પ્રયત્નો આદરું? (અટકે છે.) મારી શંકા દૂર થઇ. એ ધન્યગીત ગાતી વેળા એનુ લજ્જાળુ મોં એના હૃદયની બધી વ્યથા કહી દેતું હતુ. એ વખતે એ કેવી તલ્લીન થઇ ગઇ હતી? (જરાકવારે) ત્યારે શકુન્તલા,

મમ હૃદય મન્દિરમાં તને પધરાવતાં શાને ડરું?

(થોડીકવારે) અરે, આ બધુ હું શુ કરી રહ્યો છું? મારી શુ આવી સ્થિતિ હોય? સ્વસ્થ થતો હોય તેમ) બધું એક સ્વપ્ન જેવું થઇ ગયું. (ક્ષણવારે) આ સૃષ્ટિમાંએ સુંદરતા શી ભરીભરી વિલસે છે?

[આંટા મારે છે ને ફરતો ફરતો જાય છે.

(પડદો ઉપડે છે)

## પ્રવેશ ત્રીજો

---o---

સમય: રાત્રિ. સ્થળ: નીરવલ્લીના પાદરે આબાવાડીઆમા તબુઓના પડાવમાં. ધીરોદ્ધત પ્રવેશ કરે છે.

ધીરોદ્ધત

(સ્વગત) સારું થયું કે હું વધારે મોટો માણસ ન થયો. બધા બહુ મોટા માણસોને કૈં ને કૈં ઉપાધિ હોય છે. કોઇનું શરીર માદલુ રહે છે, કોઇનાથી બરાબર દેખાતું નથી ને કોઇનાથી પેટભરી ખવાતું નથી. વળી કોઇની સ્ત્રી મરી જાય છે તો કોઇને સ્ત્રી મળતીજ નથી; કોઇને જોઇએ તે સ્ત્રી નથી મળતી તો કોઇને નહીં જોઇતી સ્ત્રી મળે છે. અહાહા, દુઃખની કૈં સીમા છે! ઇશ્વરે આપેલી કેવી સરસ જીંદગી છે! બીચારા એતો માણી શકતાજ નથી. (ભોંય પર પલાંઠી વાળી બેસે છે.)

હા—શ, કેવી સરસ રાત છે! ચાંદની, કોયલ ને આંબાવાડીયું. હું ભાઇ જેવો કવિ હોત તો કવિતા કરવા લાયક જગા છે. (થોડીકવારે) અરે, પણ કૈ વાત છે? હું મહેનત તો કરી જોઉં. કેમ હું પણ કૈં કમ છું.? (આંખો આકાશ ગમ ત્રાડીને જોઇ રહે છે. જરાવાર પછી એકદમ સ્ફુરણા થઇ આવી હોય તેમ) બસ, બસ. બેઠું:

ચાંદની દશદિશ ઝળકી રહી.

(એકદમ અટકી પડે છે.) અરે, આતો મેં ક્યાંક સાંભળ્યું છે. હા. એતો ભાઇ ગાતા હતા તે. નહીં તો વળી આવી સરસ કડી મને ક્યાંથી સુઝી આવે? લાવ, જોઉં ફરી મહેનત કરું. (થોડીકવારે મનમાં કૈંક અવાજે ઘડીકવાર ઘુંટયા પછી) બસ, એ બરાબર છે:

ચાંદની ચોગમ ચમકી રહી.

જોયુ ?ની? એ તો હું મહેનત કરું નહીં તેમા! બાકી બધાથી એવો ચઢી જાઉં મુળ કડીમાં તો બે ચની વચ્ચે બધા બેદ આવી જાય છે. (માથું ખંજવાળતો) એ તો—કયો અલંકાર? પેલો—ભાઇ કૈંક કહેતા તે. કૈ નહીં પણ ખુબી તો આવી ગઇ. હં, આગળ ચલાવું.

ચાંદની ચોગમ ચમકી રહી

બે ત્રણ વાર એજ કડી બોલે છે. પછી સહસા.

કોયલ ટકટક ટહુકી રહી

ફક્કડ બેઉ કડીઓ આબાદ બેસી ગઇ બેઉમા અંતે "રહી' આવે છે. (જરાક અટકી) અરર, પણ કોયલ ટકટક ટહુકે? (ઉભો થઇ જાય છે.) કૈ નહીં ભાઇ, એ આપણું કામ નહીં. નહી તો ક્યાક રજનુ ગજ થઇ જશે પણ (હોઠે આંગળી અડાડી) એમ કેમ હશે કે ભાઇ હાલતાં ચાલતાં કવિતા કરે છે ને હું આટઆટલી મહેનત કરું છું તોએ જરાકે પત્તો લાગતો નથી? (વિચારમાં ઉભો રહે છે) ત્યારે શુ ભાઇ કહેતા હતા તે સાચું હશે કે ફક્ત પ્રેમીઓજ કવિતા કરી શકે? કવિતા કરવા માટે પણ પ્રેમમાં પડવું પડતું હશે એમ? એ તો સાળું ખોટું. એ કવિતા ત્યારે રહી. આપણે નથી કરવી. પ્રેમનાં દુઃખ વેઠવા આપણે કૈં તૈઆર નથી. આ બીચારા ભાઇએ પેલી (મોં કઠણ કરી) મોઇ—કાળમુખી, હૃદયભક્ષક (અટકે છે) કુમુદ જોડે પ્રેમ માંડયો ને બીચારા અર્ધા થઇ ગયા. (જાણે નિશ્ચય કરતો હોય તેમ) નહીં કદી નહીં. તે નહીં બને. આપણાથી પ્રેમ નહીં થાય. (જોરથી સાફ ના કહેતો હોય તેમ હાથ હલાવે છે. પાછળ નરેન્દ્ર આવતો હોય છે તેને હાથની ઝાપટ લાગે છે). નહીં આપણથી પ્રેમ નહીં થાય.

નરેન્દ્ર

કેમ અલ્યા, આ શુ માંડયું છે? (ધીરોદત્ત જરાક લેવાતો ઉભો રહે છે.) કોઇ અપ્સરા તારી જોડે લગ્ન કરવા આવી હતી કે શુ?

ધીરોદત્ત

શાંન્તં પાપં, મોટાભાઇ! એ મનુષ્યાહારી જાતિ સંબધી વાતથી મારા કાન અપવિત્ર ન કરશો.

નરેન્દ્ર

મૂર્ખ, તારાં ચક્ષુ એક ચંદ્રમુખીનાં...

ધીરોદત્ત

શું? શું? મોટાભાઇ, આજે વળી એ ચંદ્રમુખી ક્યાંથી આવી? આજ લગી તો સૂર્યમુખી સૂર્યમુખી કહેતા હતા. (નરેન્દ્ર ખચાય છે. ને વિચાર કરતો ઉભો રહે છે). હેં, મોટાભાઇ, કૈં ભુલથાપ થઇ ગઇ કે શુ? કે પછી (માથાનો લચરકો લઇ) રાતે એ ચંદ્રમુખી થાય છે ને દિવસે........

નરેન્દ્ર

ચુપ રહે; ક્યાં સુધી તારા લવારા કર્યા કરીશ? (સ્વગત) એ સાચું કહે છે છતાં શા માટે હું ચીઢાઉ છું? આવા અસંસ્કારી જીવને પણ એમાં નવાઇ થાય છે. ત્યારે શુ હું ખોટું કરું છું? કુમુદથી હું છુટો છું એ મારો નિર્ણય શું એક-

પક્ષી હતો? (આંખે હાથ દઈ) મને કૈં સમજ નથી પડતી. (થોડીક વારે) ત્યારે તો કુમુદ પ્રત્યેનો મારો પ્રેમ માત્ર સૌંદર્યનું આકર્ષણ હતું એમ નક્કી થાય. અરરર, હું કેવો અધમ છું? (દાંત વડે આંગળીઓ કરડતો) પુરુષનો પ્રેમ આવો અસ્થિર છે કે એક કરતાં બીજા વધારે લાવણ્યથી એ આકર્ષાઇ જાય છે.

ધીરોદ્ધત

મોટાભાઇ, કૈં નહીં, એમને હવેથી આપણે ચંદ્રમુખી કહીશું. એમાં તે આવડો સંતાપ શો? કાલે વળી હીરામુખી કહેતા આવશો તોએ વાંધો નથી, એમાં આપણે શું?

નરેન્દ્ર

(સ્વગત) આના પ્રલપનમાંથી પણ એજ સૂચન થાય છે. ખરી વાત છે, કાલે વળી અધિક સૌંદર્યને જોઇ જીવ નહી આકર્ષાય એનો શો ભરોસો? જે ચિત્ત એકવાર સ્ખલિત થાય છે તેને સ્ખલનની ટેવ કેમ નહીં પડે?

ધીરોદ્ધત

એ મોટાભાઇ, તમે આમ વિચારોજ કર્યા કરશો તે મને નહીં પરવડે હા, વળી આપણે તે ક્યાં પાટણનું રાજ્ય વહેંચવું છે કે આટલી બધી ચિંતા કરો છો? શું થયું તે મને કહો જોઇએ, આપણે એનો પાટ ચડીએ (નરેન્દ્ર ધીરોદ્ધત સામે જોતો ઉભો રહે છે). મોટાભાઇ, તમે કહોકેની તો આમ કુમુદ... . ...

નરેન્દ્ર

(કચવાતો હોય તેમ ઉતાવળે) બસ કર. શુ એમ વગર સમજ્યે ગમેતેમ બોલ્યે જાય છે?

ધીરોદ્ધત

તો સમજાવો હું તો ક્યારનો એજ કહું છું.

નરેન્દ્ર

એમાં-તને સમજ નહીં પડે.

ધીરોદ્ધત

(અપમાન થયું હોય તેમ) કેમ, અમે કૈં જઇએ એમ છીએ, એમ કે? એ તો...:

નરેન્દ્ર

મને ખબર છે. રહેવા દે. જા, હવે તારું કામ કર.

ધીરોદ્ધત

ના, એમ હું કૈં નાસી જાઉં એવો ભીરુ નથી તમારી સામે દુઃખરુપી ભયાનક શત્રુ....

નરેન્દ્ર

ભાઇ, બસ કર! હવે શા સારુ ખાલી રકઝક કરે છે?

(ધીરોદ્ધત નરેન્દ્ર સામે જુએ છે ને જરાક દૂર હઠી જાય છે. નરેન્દ્ર વિચારો કરતો આંટા મરે છે.)

(સ્વગત) એક બાજુએ શકુન્તલાની સ્મૃતિ ચિત્તને વ્યાકુળ કરે છે. બીજી તરફ કુમુદ ન્યાયબુદ્ધિને વલોવે છે કેવી અસહ્ય પરિસ્થિતિ! હૃદય અને બુદ્ધિનું આ મંથન આમને આમ ચાલશે તો કોણ જાણે મારું શું થશે? (થોડીકવારે) કુમુદ, તમને હું અન્યાય કરું છું? આપણે કદી એવાં મળ્યાં નથી. તમે રજ માત્ર મારા તરફ સમભાવ દાખવ્યો નથી. પછી હું આમ કરું એમાં તમને અન્યાય થાય છે ખરો? તમે અને તમારા પિતાએ મારો અનાદર કર્યો છતાં શું હું સ્વતંત્ર નથી? (શરીર ખંખેરતો હોય તેમ) શા માટે હું આમ મિથ્યા મનામણા કરી રહ્યો છું? આ બધા પ્રશ્નોનો શો અર્થ? ગુનેહગા મૂલ વાતને છુપાવી આડીતેડીજ વાતો કરે છે. મારો ગુનહો એથીજ પ્રગટ નથી થતો? ખરી વાત તો એ છે કે કુમુદના તિરસ્કાર છતાં એના વીશેનો મારો પ્રેમ જીવનપર્યંત જ્વલંત રહેશે એ મારો અંતરવિશ્વાસ જુઠ્ઠો હતો. મારા મનને એ અરુચિકર સત્ય ઝટ સ્વીકારવું નથી. હા, એકવાર હું ગર્વ રાખતો હતો કે મારો પ્રેમ અપૂર્વ છે. પ્રતિદાન વગર પણ તે જીવન્ત રહેશે.

હા–શ, કેવી સરસ રાત છે! ચાંદની, કોયલ ને આંબાવાડીયું. હું ભાઇ જેવો કવિ હોત તો કવિતા કરવા લાયક જગા છે. (થોડીકવારે) અરે, પણ કૈ વાત છે? હું મહેનત તો કરી જોઉં. કેમ હું પણ કૈં કમ છું.? (આખો આકાશ ગમ ત્રાડીને જોઇ રહે છે. જરાવાર પછી એકદમ સ્ફુરણા થઇ આવી હોય તેમ) બસ, બસ. બેહું:

ચાંદની દશદિશ ચળકી રહી.

(એકદમ અટકી પડે છે.) અરે, આતો મેં કયાક સાભળ્યું છે હા. એતો ભાઇ ગાતા હતા તે નહી તો વળી આવી સરસ કડી મને કયાંથી સુઝી આવે? લાવ, જોઉં ફરી મહેનત કરું. (થોડીવારે મનમા કૈંક અવાજે ઘડીકવાર ધુટયા પછી) બસ, એ બરાબર છેઃ

ચાદની ચોગમ ચમકી રહી.

જોયુ ને? એ તો હુ મહેનત કરું નહી તેમા! બાકી બધાથી એવો ચઢી જાઉં મુળ કડીમા તો એ ચની વચ્ચે બધા ભેદ આવી જાય છે (માથું ખંજવાળતો) એ તો–કયો અલકાર? પેલો–ભાઇ કૈંક કહેતા તે. કૈ નહીં પણ ખુબી તો આવી ગઇ. હં, આગળ ચલાવું.

ચાદની ચોગમ ચમકી રહી

બે ત્રણ વાર એજ કડી બોલે છે. પછી સહસા

કોયલ ટકટક ટહુકી રહી

ફક્કડ બેઉ કડીઓ આબાદ બેસી ગઇ બેઉમા અતે "રહી" આવે છે. (જરાક અટકી) અરર, પણ કોયલ ટકટક ટહુકે? (ઉભો થઇ જાય છે) કૈ નહીં ભાઇ, એ આપણું કામ નહી. નહીં તો કયાક રજનુ ગજ થઇ જશે પણ (હોઠે આંગળી અડાડી) એમ કેમ હશે કે ભાઇ હાલતાં ચાલતા કવિતા કરે છે ને હુ આટઆટલી મહેનત કરું છું તોએ જગકે પત્તો લાગતો નથી? (વિચારમાં ઉભો રહે છે) ત્યારે શુ ભાઇ કહેતા હતા તે સાચું હશે કે ફક્ત પ્રેમીઓજ કવિતા કરી શકે? કવિતા કરવા માટે પણ પ્રેમમાં પડવું પડતું હશે એમ? એ તો સાળું ખોટું. એ કવિતા ત્યારે રહી. આપણે નથી કરવી. પ્રેમનાં દુઃખ વેઠવા આપણે કૈં તૈયાર નથી. આ બીચારા ભાઇએ પેલી (મોં કઠણ કરી) મોઇ–કાળમુખી, હૃદયભક્ષક (અટકે છે) કુમુદ જોડે પ્રેમ માંડયો ને બીચારા અર્ધા થઇ ગયા. (જાણે નિશ્ચય કરતો હોય તેમ) નહીં કદી નહી તે નહી બને. આપણાથી પ્રેમ નહીં થાય. (જોરથી સાફ ના કહેતો હોય તેમ હાથ હલાવે છે. પાછળ નરેન્દ્ર આવતો હોય છે તેને હાથની ઝાપટ લાગે છે). નહીં આપણથી પ્રેમ નહી થાય.

નરેન્દ્ર

કેમ અલ્યા, આ શુ માડયુ છે? (ધીરોદ્ધત જરાક લેવાતો ઉભો રહે છે) કોઇ અપ્સરા તારી જોડે લગ્ન કરવા આવી હતી કે શુ?

ધીરોદ્ધત

શાંન્તં પાપં, મોટાભાઇ! એ મનુષ્યાહારી જાતિ સંબધી વાતથી મારા કાન અપવિત્ર ન કરશો.

નરેન્દ

મૂર્ખ, તારાં ચક્ષુ એક ચંદ્રમુખીનાં ..

ધીરોદ્ધત

શું? શું? મોટાભાઇ, આજે વળી એ ચંદ્રમુખી ક્યાથી આવી? આજ લગી તો મૂર્યમુખી સૂર્યમુખી કહેતા હતા. (નરેન્દ્ર ખચાય છે. તે વિચાર કરતો ઉભો રહે છે) હં, મોટાભાઇ, કૈં ભુલથાપ થઇ ગઇ કે શુ? કે પછી (માથાનો લચરકો લઇ) રાતે એ ચંદ્રમુખી થાય છે ને દિવસે........

નરેન્દ્ર

ચુપ રહે; કયાં સુધી તારા લવારા કર્યા કરીશ? (સ્વગત) એ સાચું કહે છે છતાં શા માટે હું ચીઢાઉં છું? આવા અસંસ્કારી જીવને પણ એમાં નવાઇ થાય છે. ત્યારે શુ હું ખોટું કરું છુ? કુમુદથી હું છુટો છું એ મારો નિર્ણય શુ એક-

પક્ષી હતો? (આંખે હાથ દઈ) મને કૈં સમજ નથી પડતી. (થોડીક વારે ત્યારે તો કુમુદ પ્રત્યેનો મારો પ્રેમ માત્ર સૌંદર્યનું આકર્ષણ હતુ એમ નક્કી થાય અરરર, હું કેવો અધમ છું? (દાંત વડે આંગળીઓ કરડતો) પુરુષનો પ્રેમ આવો અસ્થિર છે કે એક કરતાં બીજા વધારે લાવણ્યથી એ આકર્ષાઇ જાય છે.

ધીરોદ્ધત

મોટાભાઇ, કૈં નહીં, એમને હવેથી આપણે ચંદ્રમુખી કહીશું. એમાં તે આવડો સંતાપ શો? કાલે વળી હીરામુખી કહેતા આવશો તોએ વાંધો નથી, એમાં આપણે શુ?

નરેન્દ્ર

(સ્વગત) આના પ્રલાપનમાંથી પણ એજ સૂચન થાય છે. ખરી વાત છે, કાલે વળી અધિક સૌંદર્યને જોઇ જીવ નહી આકર્ષાય એનો શો ભરોસો? જે ચિત્ત એકવાર સ્ખલિત થાય છે તેને સ્ખલનની ટેવ કેમ નહી પડે?

ધીરોદ્ધત

એ મોટાભાઇ, તમે આમ વિચારોજ કર્યા કરશો તે મને નહીં પરવડે હા, વળી આપણે તે ક્યાં પાટણનું રાજ્ય વહેંચવું છે કે આટલી બધી ચિંતા કરો છો? શું થયું તે મને કહો જોઇએ, આપણે એનો ઘાટ ઘડીએ. (નરેન્દ્ર ધીરોદ્ધત સામે જોતો ઉભો રહે છે). મોટાભાઇ, તમે કહોકેની તો આમ કુમુદ... . ...

નરેન્દ્ર

(કચવાતા હોય તેમ ઉતાવળે) બસ કર. શુ એમ વગર સમજ્યે ગમેતેમ બોલ્યે જાય છે?

ધીરોદ્ધત

તો સમજાવો હું તો ક્યારનો એજ કહું છું.

નરેન્દ્ર

એમાં તને સમજ નહીં પડે.

ધીરોદ્ધત

(અપમાન થયું હોય તેમ) કેમ, અમે કૈં જાઇએ એમ છીએ, એમ કે? એ તો...

નરેન્દ્ર

મને ખબર છે. રહેવા દે. જા, હવે તારું કામ કર.

ધીરોદ્ધત

ના, એમ હું કૈં નાસી જાઉં એવો ભીરુ નથી તમારી સામે દુઃખરુપી ભયાનક શત્રુ....

નરેન્દ્ર

ભાઇ, બસ કર! હવે શા સારુ ખાલી રકઝક કરે છે?

(ધીરોદ્ધત નરેન્દ્ર સામે જુએ છે ને જરાક દૂર હઠી જાય છે. નરેન્દ્ર વિચારો કરતો આંટા મારે છે)

(સ્વગત) એક બાજુએ શકુન્તલાની સ્મૃતિ ચિત્તને વ્યાકુળ કરે છે બીજી તરફ કુમુદ ન્યાયબુદ્ધિને વલોવે છે કેવી અસહ્ય પરિસ્થિતિ! હૃદય અને બુદ્ધિનુ આ મથન આમને આમ ચાલશે તો કોણ જાણે મારું શુ થશે? (થોડીકવારે) કુમુદ, તમને હુ અન્યાય કરું છું? આપણે કદી એવા મળ્યાં નથી. તમે રંજ માત્ર મારા તરફ સમભાવ દાખવ્યો નથી પછી હું આમ કરું એમા તમને અન્યાય થાય છે ખરો? તમે અને તમારા પિતાએ મારો અનાદર કર્યો છતાં શુ હું સ્વતંત્ર નથી? (શરીર ખંખેરતો હોય તેમ) શા માટે હું આમ મિથ્યા મનામણા કરી રહ્યો છું? આ બધા પ્રશ્નોનો શો અર્થ? ગુનેહગા મૂલ વાતને છુપાવી આડીઅવળી વાતો કરે છે મારો ગુનહો એથીજ પ્રગટ નથી થતો? ખરી વાત તો એ છે કે કુમુદના તિરસ્કાર છતાં એના વીશેનો મારો પ્રેમ જીવનપર્યંત જ્વલંત રહેશે એ મારો અંતરવિશ્વાસ જુઠ્ઠો હતો. મારા મનને એ અરુચિકર સત્ય ઝટ સ્વીકારવું નથી. હા, એકવાર હું ગર્વ રાખતો હતો કે મારો પ્રેમ અપૂર્વ છે. પ્રતિદાન વગર પણ તે જીવન્ત રહેશે.

# નરસિંહ મહેતાનો કોયડો



લેખક:
રા. કનૈયાલાલ મા. મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ.

("ગુજરાતી સાહિત્ય'ના ૫મા ખંડમાં એમના 'ભક્તિ અને ગુજરાતી સાહિત્ય' નામના લેખમાંનું એક પ્રકરણ)

અત્યાર સુધી પ્રચલિત માન્યતા પ્રમાણે પ્રેમ ને કલાના ભક્તિ સાહિત્યના નાના મોટા તારલામાં એકદમ શુદ્ધ ભક્તિનો ઝગઝગતો તારો ઝળક્યો; ને કે પણ તેજ કે અસર મુકયા વિના અસ્ત થયો. ૧૪૧૪ માં નરસિંહ મહેતા શુદ્ધ ભક્ત જન્મ્યા; ૧૪૮૦ માં ગુજરી ગયા; ને આગળ ને પાછળ બધું હતું તેવું ને તેવુંજ રહ્યું વિચિત્ર બનાવ—સ્વાભાવિકતા ને ઉત્ક્રાંતિ બંનેના નિયમોને પડકાર કરતો!

નરસિંહ મહેતા ખરેખર ચૈતન્ય પહેલાં થયા (ઇ. સ. ૧૪૮૫ થી ૧૫૩૩) કે પછી? ચૈતન્ય પહેલા થાય નહીં, છતાં પહેલાં થયા હોવા જોઇએ એમ મનાય છે. આ કોયડો કયારે ઉકેલાશે?

આ બે અભિપ્રાયમાં નરસિંહ ચૈતન્યના પછી—એટલે આશરે ઇ સ. ૧૫૦૦ ને ૧૬૦૦ ની વચ્ચે થયા એમ અનેક કારણોથી માનવાનું મન થાય છે. આ પ્રશ્ન ગુજરાતી સાહિત્યના ઇતિહાસનો પ્રથમ પ્રશ્ન છે એટલુંજ નહીં, પણ ગુજરાતમાં પ્રચલતી ભક્તિને માટે તે ઘણોજ જરુરી છે. આની સાથે બીજો પણ પ્રશ્ન છે કે હાલ નરસિંહનાં મનાતાં હોય એવાં કેટલાં પદો એકજ જણનાં કરેલાં છે? પણ સામગ્રી એટલી ઓછી છે કે આ પ્રશ્નોનો અંતિમ નિર્ણય તો હમણા મુલતવી રાખવોજ પડશે.

હવે આ કોયડાના ઉકેલ માટે જે સામગ્રી છે તે નીચે પ્રમાણે આપી શકાય:—

૧. ઇ સ. ૧૪૩૪ થી ૧૪૯૪ (સં. ૧૪૯૦ થી ૧૫૫૦) માં ભાલણ થઇ ગયા, એ વાત લગભગ નિર્વિવાદ જેવી છે.[1]

ભાલણની કૃતિઓમાં નરસિંહનો ઉલ્લેખ નથી. તેમ તેમની કૃતિઓ શુદ્ધ ભક્તિ કે વૃંદાવનીય ભક્તિથી રંગાઇ દેખાતી નથી. નરસિંહ મહેતાની ભક્તિ એવી લાક્ષણિક છે કે જો તે ભાલણના સમયમાં થયા હોય તો તેમની અસર એમના પર થયા વિના રહે નહીં.

ભાલણનાં કેટલાંક પદો અને નરસિંહનાં કેટલાંક પદો વચ્ચે સરખાપણું છે, અને તેથી રા. રામલાલ મોદી એમ માને છે કે એ પદો નરસિંહમાંથી

---

૧. રા. રામલાલ મોદી: ભાલણ

ભાલણે લીધાં. જે પંક્તિઓ બંનેમાં સામાન્ય છે તેમાં નરસિંહની કે પણ વિશિષ્ટતા નથી એટલે બંનેએ પ્રચલિત લોકગીતોમાંથી એ પંક્તિઓ લીધી હોય એમ વધારે સંભવે છે. અને જે પંક્તિઓ સામાન્ય છે તે શુદ્ધ ભક્તિ કરતાં પ્રેમ અને કલાના સાહિત્યની છે. એટલે તે નરસિંહનીજ છે એમ માનવાને કારણ મળતું નથી.

૨. આશરે ઇ. સ. ૧૪૮૪ માં સિદ્ધપુરપાટણમાં થએલા ભીમની કૃતિઓમાં નરસિંહનો કે ઉલ્લેખ નથી; તેમ તેની કૃતિઓ ઉપર શુદ્ધ ભક્તિની કે અસર નથી.

૩. નરસિંહ મહેતા આશરે ઇ. સ ૧૫૦૦ની પહેલાં થયા લાગતા નથી. ચૈતન્ય અને ગોવિંદદાસ ઇ. સ. ૧૫૧૧ ના ઓગસ્ટ માસમાં જુનાગઢ આવી રણછોડજીના મંદિરમાં ગયા હતા. અને મીરાજી બ્રાહ્મણને ત્યાં રહ્યા હતા. ગોવિંદદાસના સમકાલીન વૃત્તાંતમાં[1] નરસિંહ મહેતા જેવાની ભક્તિ, ભક્તિ સંપ્રદાય અને સ્થાનિક કૃષ્ણકીર્તનનો કે ઉલ્લેખ નથી. આ ઉપરથી માનવાને કારણ મળે છે કે તે સમય પહેલાં નરસિંહ થયા નહોતા.

૪. ઇ. સ. ૧૪૯૪ થી ૧૫૭૪ સુધીમા નાકર થયા.[2] તેણે નરસિંહ મહેતા પર કે લખ્યુ નથી તેમ તેની કૃતિઓમાં નરસિંહનો ઉલ્લેખ પણ મળતો નથી. તે પોતે હરિનો દાસ અને વૈષ્ણવ પોતાને કહેવડાવે છે. આથી નરસિંહ વીશે તેનું મૌન ઘણું અર્થસૂચક છે

૫. ઇ. સ ૧૫૫૭ થી આશરે ૧૬૨૮ સુધી પહોંચતી સાહિત્ય પ્રવૃત્તિ વાળા નાગર કવિ વિષ્ણુદાસની ‘ કુંવરબાઇનુ મોસાળું ’ નામની એક કૃતિ છે.[3]

આ કવિએ ‘કુંવરબાઇનું મોસાળું’ લખ્યું હોય તો ગુજરાતી સાહિત્યમાં નરસિંહ મહેતા વીશે આ પહેલો ઉલ્લેખ છે

૬. મીરાંબાઇએ (ઇ. સ. ૧૫૪૭ થી ૧૬૦૩) ‘નરસિંહકા માહ્યરા’ નામનું કાવ્ય લખ્યું એમ કહેવાય છે એ હકીકત સત્ય હોય એમ લાગતુ નથી–છતાં સત્ય માનીએ તો એમ કહી શકાય કે ૧૬ મા સૈકાના છેલ્લા એક-બે દસકામાં નરસિંહની કીર્તિ મીરાંએ સાંભળી.

૭. નાભાજીની ભક્તમાલમાં નરસિંહ અને મીરાંનાં ચરિત્ર છે. નાભાજીનો સમય સ્પષ્ટ રીતે નક્કી થયો નથી. કેટલાક માને છે કે ભક્તમાલ ઇ. સ. ૧૬૧૩ માં રચાઇ. કેટલાકનું એમ માનવું છે કે ઇ. સ. ૧૭૧૩ માં

૧. ‘ગોવિંદદાસનો કડચો’ ‘ભક્તિ અને ગુજરાતી સાહિત્ય’ નામના લેખનું પ્રકરણ ૧૫ મું; Sen: Chaitanya and his Companions.

૨. કાવ્યદોહન ભાગ. ૮. રા. અંબાલાલ જાનીનો ઉપોદ્ઘાત.

૩ વિષ્ણુદાસકૃત સભાપર્વ, નળાખ્યાન, કુંવરબાઈનું મોસાળું ને હુંડી. ગ. ભાનુ: સુખરામનો ઉપોદ્ઘાત.

નાભાજી જીવતા હતા, અને તેમણે પ્રિયાદાસ પાસે ટીકા લખાવી.[1] ઈ. સ. ૧૬૨૩ માં ગુજરી ગએલા તુલસીદાસજીનું ચરિત્ર ને મરણતિથિ બંને ભક્તમાલમાં છે. તેમજ તેમાં વિઠ્ઠલનાથજીના સાત ભક્ત પુત્રોનો ઉલ્લેખ છે. આથી નરસિંહ મહેતાનો ભક્તમાલમાં ઉલ્લેખ ૧૬૨૫–૩૦ પહેલાં તો નહીંજ થયો હોવો જોઇએ એમ પુરવાર થાય છે.

૮. ઈ. સ. ૧૬૦૦ ની આસપાસના સમયમાં વસ્તા કાલિદાસ નામના કવિ થઇ ગયા, એમ કાવ્યદોહન ભાગ ૪ થામાં આપેલો લેખ કહે છે. વસ્નાએ 'સાધુચરિત્ર' લખ્યું તેમાં નરસિંહ મહેતા, મીરાં ને નાભાજી–ત્રણેનાં ચરિત્ર છે. આ ઉપરથી ૧૬૫૦ પહેલાં આ ચરિત્ર લખાયું સંભવતું નથી.

૯ વિશ્વનાથ જાનીનું 'મોસાળા ચરિત્ર' ઇ. સ. ૧૬૫૨ માં રચાયું છે. અને 'હાર ચરિત્ર' બે વર્ષ પછી થયું એમ લાગે છે.[2] જાનીનાં પદોમાં નરસિંહ માટે 'પદશ્રીમુખ' એ શબ્દો વાપરવામાં આવ્યા છે. ખરેખર જોતાં નરસિંહ મહેતાનું ચરિત્ર એવા પ્રકારનું છે કે જેને તેની ખબર હોય તે કવિ એનો ઉલ્લેખ કર્યા વિના રહે નહીં. વિષ્ણુદાસનું 'કુંવરબાઇનું મોસાળું' અને મીરાંબાઇનું 'નરસિહકા માહ્યરા' એ શંકાસ્પદ કૃતિઓ મુકી દઇએ તો નરસિંહનું સાહિત્યમાં આ પહેલું સંસ્મરણ છે. એટલુંજ નહીં પણ કવિ વીરેનુ ઉપર આપેલું સંબોધન એવો સ્નેહ અને માન બતાવે છે કે જેથી એ વચ્ચેનો સમય ઘણો થોડો હશે એમ માનવાને કારણ મળે છે.

૧૦. ગુજરાત વર્નાકયુલર સોસાયટીએ પ્રસિદ્ધ કરેલુ એક અજ્ઞાત કવિનું 'નરસિંહ મહેતાનું આખ્યાન' રા. હીરાલાલ પારેખના મત પ્રમાણે ઈ. સ. ૧૬૬૯ ને ૧૭૩૯ ની વચમાં લખાયું છે.[3]

૧૧. સ્વ તનસુખરામ ત્રિપાઠીવાળી પહેલામાં પહેલી નરસિંહની 'હારમાળા'ની પ્રત ઇ. સ. ૧૬૭૫ (વિ. સં. ૧૭૩૧) ની છે.[4]

૧૨ પ્રેમાનદે સુધારી વધારી પ્રગટ કરેલી 'હારમાળા' ઇ. સ. ૧૬૭૮ (સં. ૧૭૩૪) ની છે.[5]

આ ઉપરથી નીચે પ્રમાણે હકીકત સ્પષ્ટ થાય છેઃ–

---

૧. Lala Sitaram Selections from Hindi Literature.

૨. કાવ્યદોહન ભાગ ૮. પાનું ૬૦૯; અને નરસિંહ મહેતાના કાવ્યસંગ્રહનો ઉપોદ્ઘાત પા ૬૫

૩. નરસિંહ મહેતાનું આખ્યાનઃ રા. હીરાલાલ પારેખની પ્રસ્તાવના.

૪. નરસિંહ મહેતાનો કાવ્યસંગ્રહ, ઉપોદ્ઘાત. પા. ૫૫

૫. પ્રા. કા. ત્રિ. ઇ. સ. ૧૮૮૫. અંક ૧ લો

વિઠ્ઠલનાથ[1]ની પ્રેરણા થઇ હોવી જોઇએ પણ એ પદ કૃત્રિમ છે, અને એમાં નરસિંહની લાક્ષણિક શૈલીની છાટ સરખી પણ નથી

૧૪. નરસિંહની કૃતિમા ભાગવતની કે હરિલીલામૃતની પૌરાણિક છાપ નથી, તેમ બ્રહ્મવૈવર્ત કે પદ્મપુરાણ એના પહેલા થયા હોય તો તેની પણ છાપ નથી

(અ) સુરત સગ્રામ, ગોવિદગમન જેવા કૃષ્ણલીનાના પદો છે, તેમા રાધા, વિશાખા અને લલિતા આવે છે એટલુજ નહીં, પણ રસમા સ્થૂળ વિલાસ છે

(અ) એમા ગોપી થઇ સખીભાવ કેળવવાનો તનમાટ છે, અને રાસલીલામા ભાગ લેવાની ઇચ્છા છે

(ઇ) એમા ઉપાસના બહુજ ઓછી છે

પહેલા સ્થૂલ વિલાસ પ્રેમ અને કલાના ભક્તિ સાહિત્યે કેળવ્યો પણ જયદેવની કૃતિ (ઇ સ ૧૧૬૦)મા રાધા સીવાય કોઇ બીજી સ્ત્રીનુ નામ નથી

વિદ્યાપતિની કૃતિમા[2] (૧૩૦૦ થી ૧૪૦૦) લલિતા આવે છે પણ તેની કૃતિઓ ગુજરાત સુધી પહોચી નથી

સખીભાવ કેળવવાની ભક્તિ પહેલીજ વાર ચૈતન્યે (ઇ સ ૧૪૮૫થી ૧૫૩૩) આખા હીદમા પ્રસારી રુપસનાતનાદિ તેના શિષ્યોએ વૃદાવનમા રહી ૧૫૧૬ થી ૧૫૯૦ સુધીમા વૃદાવનીય ભક્તિને પ્રચારી આ સાહિત્યમા જયદેવ, ચડીદાસ ને વિદ્યાપતિનો વિલાસ હતો, ચૈતન્યનો સખીભાવ હતો, ગોપી થવાની લાલસા હતી અને રાસલીલાનો મોહ હતો 'વિદગ્ધ માધવ' 'લલિત માધવ' દાનકેલી કૌમુદી, 'પદ્માવલી' જેવા સાહિત્યમા વિશિષ્ટતા છે તેમા જયદેવની કલા ને ચૈતન્યની પ્રણયપ્રેમછાનુ મિશ્રણ છે નરસિંહ મહેતાના સુરતસગ્રામાદિ કાવ્યો આ પ્રકારની ભક્તિ ને સાહિત્યાદર્શો સેવતા જણાય છે

ચૈતન્ય પહેલા ઉપાસના કે જ્ઞાન વિનાના કાવ્યો કલાપ્રેમી કવિઓએ લખ્યા છે, પણ ભગવાનઆધીન ભક્તોએ લખ્યા નથી એટલુજ નહીં પણ વૃદાવનીય ભક્તિની અસર વિનાના ભાગવત પુરાણી પણ ઉપાસનાથી મિશ્રિત

શ્રીકૃષ્ણના શ્રીમુખે તે વીસ્વનર જાણવા, શ્રીવલ્લભના પદ ભવસિંધુ તરવા
નરસઇઆ રકપટ ટક કરુણા કરી, હીમકરકીરણ મદ અમૃત ઝરણે

— રા જગજીવનદાસે આપેલી પ્રતિમાથી

૧ વિઠ્ઠલનાથ ઇ સ ૧૫૫૭ ને ૧૫૮૨ વચ્ચે પાચવાર ગુજરાતમા આવ્યા

૨ Sen History of Bengali Language and Literature

ન હોય એવી ભક્તિને સ્પર્શ્યા પણ નથી.[1] તેથી નરસિંહ મહેતાએ વૃંદાવનીય ભક્તિમાંથી પ્રેરણા મેળવી હોવી જોઇએ.

---

૧ આ અભિપ્રાય બાંધ્યા પછી રા નરસિંહરાવે રા. આનંદશંકર ધ્રુવનો સંવત ૧૯૬૦ માં લખાયલો લેખ મને વાંચવા આપ્યો. આમાં આપેલા મુદ્દાઓ ને અભિપ્રાયથી અણધારી પુષ્ટિ મળેલી હોવાથી તે અહીંઆ રજુ કરું છું:–

"હજી નરસિંહની 'જ્વાલા'માં કારણભુત એક સ્ફુલિંગ અવશેષ રહે છે. નરસિંહ મહેતા 'સુરત સંગ્રામ' ને અંતે લખે છે:–

અપભ્રષ્ટ ગિરા વિષે કાવ્ય કેહ્યું દિસે, ગાય હિળે ને જ્યમ તીર લાગે;
તેમાં કોવિદ કવિ નહિ, વાત કૈ નવી નહિ ભકત અનુભવી નહીં રે આગે.

આ ઉપરથી અનુમાન થાય છે કે નરસિંહ મહેતાએ સંસ્કૃત ગિરામાં કોઇક ગ્રંથ જોએલો—જે ઉપરથી પોતાને 'અપભ્રષ્ટ ગિરા'માં આ કાવ્ય રચવાનું સુઝેલુ એની વાત પણ પ્રાચીન હોઈ ભકત અનુભવીને જાણીતી છે એમ એ કહે છે. તપાસ કરતાં, 'સુરત સંગ્રામ' કોઈ પણ સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર હોય એમ તો માલુમ પડતું નથી–પણ એમાં રાધાની સખીઓનાં નામ આવે છે એ ઉપરથી કેટલીક કલ્પના થઇ શકે છે. એમાં રાધાની સખીઓમાં ચન્દ્રાવળી, વિશાખા, તથા લલિતાનાં નામ છે એ નામ જયદેવના 'ગીતગોવિંદ'મા ઉપલબ્ધ થતા નથી ચૈતન્યના શિષ્ય રૂપદેવ ગોસ્વામી (રૂપા ગોસાંઇ)ના 'उज्ज्वलनी लमणि' નામના ગ્રથમા એ નામ મળે છે:—

तत्र शास्त्रप्रसिद्धास्तु राधा चन्द्रावली तथा ।
विशाखा ललिता श्यामा ... ...

અને આ મુળ ઉપરની ટીકાપા જીવગોસ્વામી લખે છે કે 'शास्त्र भविष्योत्तर, स्कान्दगतप्रह्लादसंहितादिषु'—અર્થાત રાધા, ચન્દ્રાવલી, વિશાખા, લલિતા વગેરે શાસ્ત્ર માં પ્રસિદ્ધ છે; અને એ શાસ્ત્ર તે ભવિષ્યોત્તર પુરાણ, અને સ્કન્દપુરાણાન્તર્ગત પ્રહ્લાદ સંહિતા વગેરે

નરસિંહ મહેતાનુ જીવન ઇ સ ૧૪૧૪ થી ૧૪૮૦ સુધી ગણાય છે, એટલે ચૈતન્ય સંપ્રદાયના રૂપગોસ્વામી જે ઇ સ. ૧૫૯૮ પછી થયા એમની અસર કલ્પી શકતી નથી માટે, ભવિષ્યોત્તર આદિ પુરાણમાથી નરસિંહ મહેતાને આ નામ મળ્યાં, એમ હવે માનવું પડે છે. પણ આ સ્થળે, નરસિંહ મહેતાની તારીખના સંબંધમા ફરી તપાસ કરવાની અમારા સાક્ષર બધુઓને વીનતી કરીએ તો ખોટું ગણાય ? રા રા. ઇચ્છારામ સૂર્યરામ તથા રા બ હરગોવિંદદાસ—એમણે જુનાગઢના નાગરોના પુછપરછ કરીને નરસિંહ મહેતાની તારીખ ઠરાવી છે, પણ એમને હકીકત આપનાર ગૃહસ્થો શા પ્રમાણને આધારે કહે છે અને તે કેટલા મજબુત છે એ વીશે તપાસ થવાની બહુ જરુર છે લોકોક્તિ સીવાય અધિક પ્રમાણ ન હોય તો નરસિંહ મહેતાની આજ સુધી મનાતી તારીખમાં થોડાંક વર્ષનો ફેરફાર કરવો ઉચિત છે કારણ કે ભવિષ્યોત્તર પુરાણના એક ખુણામાંથી નરસિંહ મહેતાને એ નામ મળ્યાં હોય–જે નામ તે વખત સુધીના બીજા કોઇ પણ પ્રસિદ્ધ સાહિત્ય ગ્રથમાં ઉતરેલાં નથી–એમ માનવા કરતા એમના સમયમાં ચૈતન્ય સંપ્રદાયે એ નામ પ્રસિદ્ધિમાં આણ્યાં હતાં અને ત્યાંથી એમને એ મળ્યાં એમ

૬૫. શુદ્ધ ભક્તિના ઉદ્ભવ માટે ગુજરાતમાં કે સામગ્રી હોય એમ દેખાતું નથી.

(અ) ગુજરાતની વ્યવહારિકતા પહેલેથી ચાલી આવે છે અને કલ્પનાના વિહાર કે પ્રણયની ઘેલછા ગુજરાતી સ્વભાવને ઘણાં રુચતાં આવતાં નથી. અને તેથી બંગીય સાહિત્યમાં જે ભાવની સૂક્ષ્મતા છે તે આપણે ત્યાં નથી.

(આ) મહાયાન બૌદ્ધમતે વિલાસમહોત્સવો કેળવી જે ક્ષેત્ર તૈઆર કર્યું હતું તેવું ક્ષેત્ર ગુજરાતમાં નહોતું. જૈન સાધુઓનું અહીંઆં પ્રાબલ્ય હતું; અને તેમના વૈરાગ્યના આદર્શો બૌદ્ધ ભિક્ષુઓના આદર્શોની માફક કટાઇ

---

માનવું વધારે યોગ્ય લાગે છે. રૂપદેવ ગોસ્વામીનું 'विदग्धमाधव' નાટક છે, એમાં રાધા, વિશાખા અને લલિતાનાં પાત્રો છે. પ્રસ્તાવનામાં સૂત્રધાર કહે છે:—

अद्याह स्वप्नान्तरे समादिष्टोस्मि भक्तावतारेण भगवता श्रीशङ्करदेवेन, यथा—अये......नन्दनन्दनस्य प्रेमभक्तिकुष्टहृदयो नानादिग्देशतः सांप्रतं रसिकसम्प्रदायो वृन्दावनविलोकनोत्कण्ठया केशितीर्थोपकण्ठे समीयिवान् । इहासीत् कालिन्दीपुलिनवल्ल्यै रासरभस :—

પ્રસ્તાવનાની તરેહ અન્ય સંસ્કૃત નાટકોના જેવીજ છે; પણ એનો પ્રસંગ પાછળનાં કેટલાંક નાટકોમાં કૃત્રિમ રીતે કલ્પી લેવામાં આવતો, તેવો કલ્પિત નહીં હોય, કારણ કે ચૈતન્યે રાસલીલા ગાવા ભજવવાનો ખાસ રીવાજ દાખલ કર્યો હતો, અને તદનુસાર એના અનુયાયીઓ કૃષ્ણલીલાનાં નાટકો ખરેખર ભજવતા હશે એમ લાગે છે. ચૈતન્ય સંપ્રદાયના સાધુઓ આ અથવા આ પ્રકારનું બીજું કોઇ નાટક દેશના જુદા જુદા ભાગમાં ભજવતા હોય, અને નરસિંહ મહેતાનાં અધ્યાત્મનેત્રે નીરખેલી અધ્યાત્મરહસ્યરૂપ રાસલીલાની ઉદ્બોધક સ્થૂલ રાસલીલા દ્વારકામાં ભજવાએલા કોઇ નાટકમાં એમણે જોઇ હોય એ સંભવે છે. વિશેષમાં આ વાત પણ ધ્યાન ખેંચે એવી છે કે ઉપરના ઉતારામાં શંકર મહાદેવે નાટક ભજવવાની આજ્ઞા કર્યાનું લખ્યું છે, અને એ શંકર મહાદેવનું નામ ટીકાકાર 'ગોપીશ્વર' આપે છે. અને નરસિંહ મહેતા પણ સાધુના કહેવાથી 'ગોપનાથ' મહાદેવ પાસે ગયા, અને મહાદેવજીએ એમને કૃષ્ણની રાસલીલા દેખાડી: એ બે બાબતો એકઠી મુકીને વિચાર કરવા જેવો છે. કાઠીઆવાડના ગોપનાથ મહાદેવનું નામ પૂર્વોક્ત 'ગોપીશ્વર' ઉપરથી પડયું હોય એમ સહજ કલ્પના થઇ આવે છે

ઉપરના સર્વ પુરાવા ઉપરથી મહેતાજીનો ચૈતન્ય સંપ્રદાય સાથે સંબંધ થયો હોય એમ શંકા જાય છે, અને મહેતાજીના સમયનો પ્રશ્ન ફરી તપાસ ઉપર લેવાનો કંઈપણ અવકાશ હોય તો એ ફરી તપાસમાં ઉપર જણાવેલો પુરાવો ખાસ ધ્યાનમાં લેવા અમારા સાક્ષર બન્ધુઓને વીનંતી છે. કહેવાની જરૂર નથી કે આજ સુધી મનાતી આવેલી તારીખ અચળ માલુમ પડે તો ચૈતન્યને બદલે ભક્તિપ્રેરક પુરાણની કલ્પના કરીને નિર્વાહ કરવામાં બાધ નથી.'

—'વસંત': વર્ષ ૪, અં. ૮. ભાદ્રપદ, ૧૯૬૧.

ગયા નહોતા શાંકર મને પાશુપત મતને અંધારામા નાંખ્યો હતો. ને શક્તિ પૂજા ઘણી લોકપ્રિય નહીં હતી. આ કારણોથી નરસિંહ પછી કોઇ શુદ્ધ ભક્ત થયો નથી. જે સાંપ્રદાયિક ભક્તિ ગુજરાતમાં આવી તે વલ્લભ સંપ્રદાયને લીધે બહારથી આવી. આ બધાં કારણો ઇ. સ ૧૪૧૪ પહેલાં પણ હતાં. તો બહારની કંઈ પણ અસર વગર માત્ર ભાગવત કે જયદેવના પ્રતાપથી નરસિંહ જેવો ભક્ત પાકે એ અસંભવિત લાગે છે

૧૬. નરસિંહ મહેતાના પદોના ઢાળની છાયા ઇ સ ૧૪૦૦ થી ૧૫૦૦ સુધીની હાથ લાગેલી પ્રતોમા મળતા ઢાળ કરતા પાછળના સમયના કવિઓના ઢાળ પર વધારે પડી છે ભીમ અને ભાલણના ઢાળો કરતા ઇ સ ૧૫૭૦–૭૫ માં થએલા ગોપાળદાસના ઢાળો નરસિંહને વધારે મળતા આવે છે

નંદનંદન રૂપે રાસલીલા કરી, પોતે ન હમ્મરી છાની રાખી,
દિવસ એકાદની ઉત્તરા કુવરપ્રત, વ્યાસ નંદન વિમળ વદન ભાખી

આ પ્રભાતીયાનો ઢાળ એવો આકર્ષક છે કે નરસિંહનાં પદો ૧૪૫૦ ની આસપાસથી ગુજરાતી સાહિત્યમા સ્થાન પામ્યા હોય તો તેનુ અનુકરણ ૧૦૦ વર્ષ સુધી કેમ લોકપ્રિય નહીં થયુ ? વિશ્વનાથ જેની એ ઢાળનુ અનુકરણ કરે છે, એ નોંધવા જેવી વાત છે

આ બધા કારણોથી એમ માનવાનુ મન થાય છે કે નરસિંહ મહેતાની કારકીર્દી ઇ. સ ૧૫૦૦ થી ૧૬૦૦ સુધીમા હોવી જોઇએ

અત્યાર સુધી પ્રચલિત માન્યતા એ કારકીર્દીને ઇ સ ૧૪૧૪ થી ૧૪૮૦ ની વચ્ચે મુકે છે. આને માટે બે મુખ્ય આધારો છે:—

(૧) નર્મદાશંકર, ઇચ્છારામ સૂર્યરામ, અને રા બ હરગોવિંદદાસે ભેગી કરેલી કથનીઓ પરથી તે ઇ સ ૧૪૧૪મા જન્મ્યા એમ તેઓએ સ્વીકાર્યું છે. આ પ્રમાણ માત્ર માનેલી વાતનુ હોઇ નિર્ણય કરવામા કંઈ મદદ કરતુ નથી

(૨) મજેવી પ્રતમા હાર આપ્યાની તિથિ સ ૧૫૧૨ મા આવે છે, એમ નીચેની પંક્તિઓ પરથી મનાય છે —

સંવત પંદર બારોત્તરામા સપ્તમી ને સોમવાર રે,
તેણે દિવસે દામોદરે આપ્યો, મહેતાજીને હાર રે[1]
× × ×
સંવત પંદર બારોતરા વરખે માગશર સુદ સાતમ સોમવાર રે
તેણે દિવસ મેહતાજીને દામોદરજીયે આપ્યો હાર રે[2]
× × ×
સંવત સત્તર બારોતેરો માગશર સુદ સાતમ સોમવાર રે,
તેને દિવસ મેહેતાજીને, દામોદરજીયે આપ્યો હાર રે[3]
× × ×

૧. મા મ. ૧૧૧; ૨ ગુ વ સો ૧૩૭; ૩ ગુ વ સો ૧૫૦

સંવત પંદર બારોત્યરો ચૈત્ર શુદી સપ્તમી સોમવારે;
અતિ આણંદે માલા ગાઇ નરસૈંયો ઉતારી પાર્ય રે.[1]
× × ×
સંવત પંન્નર બારોતરે સપતમી સોમવાર;
વઇસાખા અજુઅલી પખ નરસઇને આપો હાર[2]

જ્યોતિર્વિંદ જગજીવન નરભેરામ બધેકા પાસે મેં ગણિત કરાવ્યું[3] તેનું પરિણામ નીચે પ્રમાણે આવે છેઃ—

સં. ૧૫૧૨ માગસર સુદ ૭ શનિવાર
,, ૧૫૧૨ ચૈત્ર સુદ ૭ શુક્રવાર
,, ૧૫૧૨ વૈશાખ સુદ ૭ બુધવાર

એટલે ઉપર આપેલી પંક્તિઓમાં જે વાર આપ્યો છે તે ખોટો ઠરે છે. પણ જો ૧૫૧૨—બારોતેરને બદલે બહોત્તેર વાંચવામાં આવે તો વાર આ પ્રમાણે આવે છેઃ

સંવત ૧૫૭૨ માગસર સુદ ૭ સોમવાર
,, ૧૫૭૨ ચૈત્ર સુદ ૭ મંગળવાર

એક દિવસની ભુલ તિથિફેરથી થઇ શકે છે.

એટલે ઉપર આપેલી પ્રતોનો આધાર સં. ૧૫૧૨ ને બદલે સં. ૧૫૭૨ ના સમયનો નિર્દેશ કરે છે.

આ બધાં કારણો ધ્યાનમાં લેતાં નરસિંહ મહેતાનો સમય ઇ. સ. ૧૫૦૦ થી ૧૬૦૦ સુધીનો કહી શકાય, અને એની ભક્તિ વૃંદાવનીય ભક્તિથી પ્રગટી એમ બને. આ હકીકત જો ખરી હોય તો ચૈતન્ય પહેલાં ગુજરાતમાં શુદ્ધ ભક્તિ પ્રગટી એ ગર્વપ્રદ બનાવનું માન આપણને ખિન્ન હૃદયે છોડી દેવું પડે. પણ આજ હકીકત સ્વાભાવિક છે અને ઐતિહાસિક ઉત્ક્રાંતિને સાનુકૂલ છે. આ મુશ્કેલીભર્યા વિષય પર વધારે શોધ અને વધારે સામગ્રી વિના અજવાળું પાડવું અઘરું છે.

---

૧. બ્રહ્મચારી કૃષ્ણરામની સં. ૧૮૭૧ની પ્રતનું પદ ૨૨૮; અને કાવ્યસંગ્રહ;
૨ રા. હીરાલાલ પારેખની અપ્રગટ પ્રત.

૩. રા. જગજીવન નરભેરામ બધેકાએ કરેલું ગણિત નીચે પ્રમાણે છેઃ—

[ગ્રહલાઘવ—વિલોમ—ગણિતથી.]

| | |
|---|---|
| સંવત—૧૫૧૨ શાક ૧૩૭૭ માગસર શુદી ૭. ચક્ર ૫. અહર્ગણ ૩૪૭૨ ઋણ. | શનિવાર |
| સંવત ૧૫૧૨ શાક ૧૩૭૮ ચૈત્ર શુદી ૭. ચક્ર ૫. અહર્ગણ ૩૩૫૪ ઋણ. | શુક્રવાર. |
| સંવત—૧૫૧૨ વૈશાખ શુદી ૭. ચક્ર ૫. અહર્ગણ ૩૨૭૨. ઋણ. | બુધવાર |
| સંવત—૧૫૭૨ શાક ૧૪૩૭ માગશર શુદી ૭. ચક્ર ૦. અહર્ગણ ૧૫૪૯. | સોમવાર. |
| સંવત—૧૫૭૨ શાક ૧૪૩૮ ચૈત્ર શુદી ૭. ચક્ર ૦. અહર્ગણ ૧૪૩૦ ઋણ. | મંગળવાર. |

# ગુજરાતી સાહિત્ય

[ ગુજરાતની સંસ્કૃતિના શબ્દદેહનું દિગ્દર્શન ]

[illegible] स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

પ્રયોજક :

સાહિત્ય સંસદ


સામાન્ય તંત્રી

કનૈયાલાલ માણેકલાલ મુનશી

પ્રમુખ, સા. સં.



પ્રકાશક :

ધી સાહિત્યપ્રકાશક કંપની, લીમીટેડ

મેડાઝ સ્ટ્રીટ, મુંબાઈ

તમારું નામ નોંધાવો—




દરેક જણથી લઇ શકાય માટે

## —"ગુજરાતી સાહિત્ય"—

[ગુજરાતની સંસ્કૃતિના શબ્દદેહનું દિગ્દર્શન—૧૫ ખંડોમાં

પ્રયોજક:
સાહિત્ય સંસદ
તરફથી
કનૈયાલાલ માણેકલાલ મુનશી
બી. એ., એલએલ. બી., એડવોકેટ

પ્રકાશક:
ધી સાહિત્ય પ્રકાશક કંપની, લીમીટેડ
મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબાઈ

નાના નાના ૪૮–૫૨ પાનાનાં ભાગોની માળા રૂપે પ્રકટ કરવાનું નક્કી કરવામાં આવ્યું છે.

ખંડ ૫ મો (મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ) છપાઇ ગયો છે અને શ્રાવણ માસમાં બહાર પડશે

ખંડ ૧ લો (સાહિત્ય અને તેનો ઇતિહાસ) છપાવા માંડ્યો છે.

ખંડ ૬ ઠ્ઠો (નરસિંહ યુગ) પણ છપાવવાનો આરંભ થઇ ગયો છે

ખંડ ૧૨, ૧૩ ને ૧૪ હમણાં હાથમાં લીધા છે.

ખંડ પાંચમો નવ ભાગોમાં બહાર પડશે.

તેમાંના સાત તૈયાર છે.

દરેક ભાગોના પાનાં અનુક્રમે હોવાથી આખરે એક પુસ્તકાકારે બંધાઇ શકે

---

એક વર્ષમાં આવા બાર ભાગો નીકળશે.

પહેલેથી લવાજમ આપનારને બાર ભાગના રૂ. ૪

દરેક છુટક ભાગના આના આઠ.

(ટપાલ ખર્ચ જુદું)

દરેક ભાગમાં જાહેર ખબર આપવામાં આવશે.

જાહેર ખબરના ભાવ

આખું પાનું રૂ. ૧૨. અડધું પાનું રૂ. ૭. પા પાનું રૂ.

૪ રૂપીઆ મોકલી સાત ભાગ મંગાવી લો.

લખો: 'ગુજરાત' કાર્યાલય.
૧૦–૧૪, બેકહાઉસ લેન, કોટ, મુંબા

# જસોદાનો જીવનવિકાસ

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૪૯૪ થી]

યશોધરાએ આ બેદરકારી જોઇ, તેનું અંતર કપાઇ ગયું. આંસુ સરી પડે તે પહેલાં તે ચુપચુપ ત્યાંથી સરી ગઇ અને ઓરડામાં જઇ બારણાં વાસી પથારીમાં જઇ પડી.

ધીરેધીરે આ જાતના પ્રસંગો વધતા ગયા. યશોધરાએ ઘણું ખરું બહાર જવા આવવાનુ મુકી દીધું. કોઇકોઇવાર શ્રીમતી મળતી તો તેના જેટલીજ અક્કડ દૃષ્ટિ તે પાછી વાળતી

યશોધરામાં ધીરેધીરે એનું પોતાનું વ્યક્તિત્વ બંધાવા માંડ્યું હતું. ભગવતપ્રસાદના ધ્યાનમા એ ફેરફાર આવ્યા વિના રહ્યો નહીં. પહેલાં પહેલાં તો એના ગર્વને એ ગમ્યું નહીં પણ એક બે સ્થળે એણે શ્રીમતી અને યશોધરાનુ દૃષ્ટિયુદ્ધ જોયું. ત્યારથી જાણે આ નવુ વ્યક્તિત્વ તેણે પોતેજ આપ્યું હોય તેમ તે ખુશ થયો એની છાતી ગર્વમાં ફુલી. શ્રીમતી જોશે કે એના કુંજરા બેરોનેટ કરતાં વેપારીની પત્ની વધારે ઉંચી હતી.

શ્રીમતી રુપાળી તો હતી. એના જેવુ રુપ ઘણા થોડા માણસોમાંજ જડે એ ભણેલી હતી; એ સરની છોકરી હતી; એ બેરોનેટની પત્ની હતી. એનું રુપ જોઇ લોકો ગાંડા થતા. એનુ લાવણ્ય ઘણાને ભાન ભુલાવતું. એ કોલેજમાં હતી ત્યારે છોકરાઓ એનેજ જોતા. એની ન્યાતમાં 'વરું તો એનેજ વરું' એવું વ્રત કેટલા છોકરાઓએ એ કુમારી હતી ત્યારે લીધાં હતાં. એની ચાલમાં છટા હતી; એની આંખમાં મદ હતો; એના શરીર પર સુરખી હતી; એના અંતરમાં ગર્વ સીવાય બીજું કૈં નહોતું. શ્રીમતીએ નાનપણથીજ પોતાની આસપાસ ભમતાં પતંગીઆંઓ જોયાં હતાં. બધાં બળવા સર્જાયાં હતાં એવો એનો દૃઢ મત હતો. નહીં તો શા સારુ પરમેશ્વર તેને આવું રુપ આપે?

ભગવતપ્રસાદ તેનાથી આકર્ષાતો. આટલું બધું અપમાન કર્યા છતાં તે મહેરબાનીની એકજ નજર નાખે તો ભગવતપ્રસાદ પોતાની જાતને ધન્ય માનવાને તત્પર હતો.

શ્રીમતીમાં ભયંકર આકર્ષણ હતું. તેટલોજ ભયંકર એનો અહંભાવ હતો. દરેકની સાથે એ પોતાની શ્રેષ્ઠતા સિદ્ધ કરવા પુરતોજ સંબંધ રાખતી જે એ સ્વીકારે તેમના તરફ એ મહેરબાનીની મીઠી નજર નાખતી. ન સ્વીકારે તેમના ગર્વ તોડવા એ સદા તત્પર રહેતી.

એણે ભગવતપ્રસાદની પત્નીને પહેલવહેલી જોઇ ત્યારે નાક ફુલાવી તે જરા હસી. 'એને શોભે એવી ગામડાની ગમારજ લઇ આવ્યો છે.' અને ત્યારથી તેનો બહુ વિચાર કરવાનો એણે છોડી દીધો

પણ હમણાંનુ યશોધરાનું વર્તન એને કૈં ન સમજાય એવું લાગ્યું. એ પહેલાં કરતાં કૈંક જુદીજ થઇને આવતી. શુ તે તેને હજુ પુરેપુરુ સમજાયું નહોતુ. તેના પહેરવેશમાં ફેર પડયો હતો. તેના વર્તનમાં ગૌરવ અને અડગતા આવ્યાં હતાં. તેની દૃષ્ટિમાં સ્થિરતા આવી હતી. એને જોઇને વંટોળીઆથી નમી જતી વેલ જેવી એ હતી નહોતી અને એનામાં પોતાના જેટલુ રુપ નહોતુ છતાં એ તરત ધ્યાન ખેંચતી. અને શ્રીમતીથી એ પોતે હોય ત્યાં એના શીવાય બીજું કોઇ પણ ધ્યાન ખેંચે એ ખમાતુ નહોતું. એને ધીમેધીમે યશોધરા પર ગુસ્સો આવવા માડયો. સ્વાભાવિક વેરથી એ એને પોતાની દુશ્મન ગણવા માંડી

યશોધરાના નવા વ્યક્તિત્વની સાથે એતું સ્થાન પણ ધીમેધીમે નક્કી થવા માંડ્યું. એ જ્યાં જતી ત્યાં ભાવથી એના તરફ સ્મિત ફેંકાતાં અને એની સાથે બે અક્ષર વાત કરવાની સૌને

આકાંક્ષા થતી. એની મીઠાશ સૌને જીતી લેતી.

શ્રીમતી એની પાછળ એને બનાવવાનો પ્રયત્ન કરતી એનાં રૂપરંગ, એની પસંદગી, એની રીતભાત સૌમાં એ કંઈ ને કંઈ ખોડ કાઢતી. હલકાં વિશેષણોવાળાં એનાં પડાય તેટલાં નામો પાડતી પણ ધીમેધીમે એ બધા પ્રયત્નો એણે વ્યર્થ જતા જોયા. એની અકળામણનો પાર રહ્યો નહીં. આવી ક્ષુદ્ર વસ્તુ માટે પોતે ખીજવાય છે એથી પણ એનો કચવાટ એવડો વધ્યો.

પણ આ બધાની અસર અજાણે એના વર્તન પર થતી ગઈ. પહેલાં ભગવતપ્રસાદની સામે તે તિરસ્કારની નજર નાખતી, હવે એણે ધીરેધીરે એને આકર્ષવાનો પ્રયત્ન કરવા માંડયો —થઈ ગયો. ભગવતપ્રસાદ આ ફેરફાર સમજ્યો પણ એને શ્રીમતીનો મોહ એટલો દુર્જય હતો કે જરાકે પ્રયત્ન કર્યા વિના એ આકર્ષણને વશ થયો. એ એના તરફ જોઈ તે સહેજ હસે તો એનો આખો દિવસ આનંદમાં જતો. એ એની સાથે બે અક્ષર વાત કરે તો એનો આત્મા શરીરમા વસવાને બદલે અદ્દર ઉડતો. યશોધરા મુગે મોઢે એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના આ ફેરફાર જોતી. દર વખતે એના અંતરમાં તેથી ઉંડા ને ઉંડા ચીરા પડ્યા જતા.

અત્યાર સુધી આ બધા પ્રસંગો માત્ર જાહેર-માં તેઓ મળતાં ત્યારેજ થતા ધીરેધીરે પણ ન કળાય એવી રીતે શ્રીમતીએ પરિચય વધારવા માંડ્યો. એકવાર સર જાદવજી હોસ્પીતાલનો પાયો નાખતી વખતે બંને જોડા–શ્રીમતી અને તેનો વર અને ભગવતપ્રસાદ અને તેની પત્ની —એમની બેસવાની જગા આગળ સાથે સાથે થઈ ગયાં. ભગવતપ્રસાદે શ્રીમતીને નમન કીધું અને એ અને વિમળાપ્રસાદ પુરુષોચિત સભ્યતાને વશ થઈ ટુંકી વાતચીતમાં ગુંથાયા. થોડીવારે શ્રીમતીનો અવાજ વચ્ચે પુરાયો.

"વિમળ! તમે ભગવતભાઈને આટલા સારી રીતે ઓળખો છો તેની મને ખબર નહીં. કાલે આપણે ત્યાં એમને 'ટી' પર આમંત્રણ આપીશું?"

ના કહેવી હોય તોપણ ભગવતપ્રસાદની સામેજ પુછાએલા પ્રશ્નની વિમળાપ્રસાદથી ના કહેવાય એવી નહોતી. એને ઘણીવાર શ્રીમતીના ફાંટાઓને વશ થવું પડતું તેમ આ વખત પણ થયો.

"હા, ઘણી ખુશીથી" તે ભગવતપ્રસાદ તરફ ફર્યો; "મી. ભગવતપ્રસાદ! આવતી કાલે તમે મીસીસ ભગવતપ્રસાદ સાથે અમારે ત્યાં 'ટી' પર આવશો તો મને અને મારી પત્નીને ઘણો આનંદ થશે"

"સરદાર બહાદુર ખડેરાવ પણ આવવાના છે" શ્રીમતીએ વચ્ચે ઉમેર્યું.

"કેમ જઈશું?" ભગવતપ્રસાદે યશોધરાને જાહેરમાં જે જાતનો હેતાળ અવાજ વાપરતો તેવા અવાજે પુછ્યું.

"જેવી મરજી" યશોધરાએ કૃત્રિમ હાસ્ય આણવાનો નિષ્ફલ પ્રયત્ન કરતાં કહ્યું.

ભગવતપ્રસાદના સ્વમાને એકવાર ના પડાવવા માટે બંડ કર્યું પણ એના શ્રીમતી-વશ અંતરને શ્રીમતી પાસે જવાની એકપણ તક ચુકવાનું ગમ્યું નહીં ફરીવાર આગ્રહ કરાવવા માટે ના પાડવા જેટલું જોખમ લેતાં પણ તે ડર્યો. "ઘણી ખુશીથી" તેણે જવાબ દીધો.

"કાલે ચાર વાગે ત્યારે" એક મોહનાસ્ત્ર જેવું હાસ્ય ફેંકી શ્રીમતી જરા પણ વધારે દરકાર કર્યા વિના બીજા પડોશીઓ સાથે વાતમાં ભળી.

રસ્તામાં ગાડીમાં જતાં યશોધરાએ ખુબ હીંમત એકઠી કરી કહ્યું: "કાલે મારે લેડી × × × ને ત્યાં સ્ત્રીઓનું સમેલન છે તેમાં જવાનું છે એટલે મારાથી આવવાનું નહીં બને."

નામ લીધા વિના ઉચ્ચારાએલું વાક્ય શ્રીમતીને ઉદ્દેશીને છે એ ભગવતપ્રસાદ તરત સમજ્યો..

"મારી સાથે આવવાનું છે એટલે તારે માંડી વાળવું પડશે" વાક્યમાં આજ્ઞા નહોતી પણ સ્વરમાં હતી. ઘર આવતાં સુધી એક અક્ષર પણ બેમાંથી કોઇ બોલ્યું નહીં. ઘર આવ્યું એટલે યશોધરા ચુપચુપ કપડાં બદલવા ચાલી ગઇ.

---

## પ્રકરણ ૩ જું: વમળમાં

૧

આખી રાત ભગવતપ્રસાદને ઉંઘ નહીં આવી. એને યશોધરાની દયા તો આવતી હતી પણ શ્રીમતીને દેખાડી આપવાને ખાતરજ તે તેને પરણ્યો હતો. શ્રીમતીની સ્પર્ધામાં તેનો વિકાસ સધાયો હતો, શ્રીમતીની અદેખાઈ કેળવવા એને આગળ પાડવામાં આવી હતી, અને હવે જ્યારે શ્રીમતી પીગળવા માંડી હતી ત્યારે એના સ્વાર્થી હૃદયમાં યશોધરાની દયા બહુવાર ટકી નહીં યશોધરા તો એનુ રામબાણ શસ્ત્ર હતી. શસ્ત્રની દયા ખાઇ કોઇ મહારથી થયો છે!

અને યશોધરા પણ તે આખી રાત જાગી આવા અનેક બનાવોની પરંપરા જોઇ અને એ દરેકનો વિચાર કરતાં એને કંપારી આવી એના મનમાં બંડ થતુ હતુ પણ પાતને ના કહેવા જેટલી એનામાં હીંમત નહોતી. તેમજ વખતે નાના બનાવને મોટું રુપ અપાઇ જાય એની પણ એને ધાસ્તી લાગતી હતી

બીજે દિવસે બપોરે ભગવતપ્રસાદ ખાસ વહેલો આવ્યો. યશોધરાએ સાદો શણગાર સજ્યો. એ પોતાના મનને શ્રીમતીને ત્યા જવામા કૈં મોટી વાત નહતી એમ મનાવવા માગતી હતી બહારથી એ સ્વસ્થ અને શાત દેખાતી હતી.

ભગવતપ્રસાદે કાળજીપૂર્વક કપડાં પહેર્યાં. રસ્તામાં, જાણે યશોધરા ગામડેથી તરતનીજ આવેલી હોય તેમ કેમ બોલવુ, કેમ ચાલવુ તેની સુચનાઓ તેણે આપ્યા કીધી. યશોધરાએ કૈં બોલ્યા વિના તે સાંભળી.

વોર્ડન રોડ પર શ્રીમતીનો બંગલો આવતાં યશોધરાએ જિજ્ઞાસાથી તેના તરફ નજર નાખી. દરવાજામાં પેસતાંજ લક્ષ્મી અને મોંઘા શોખની નીશાનીઓ જોનારની આંખો ઘડીભર થંભાવી દેતી બગીચામાં દેખાતી કળા રમણીય કરતા ભભકાદાર વધારે હતી ગાડીમાં પસાર થતા યુરોપથી આણેલાં સુંદર પુતળાં અને આરસનો ફુવારો અને પહેલી નજરે બનાવટી લાગે એવો સરસ બગીચો યશોધરાની આંખે ચઢ્યાં ન ચઢ્યા અને ગાડી પોર્ટીકોમાં જઇ ઉભી ભગવતપ્રસાદના મનમાં પણ હર્ષ અને ખેદના કૈં કૈં વિકારો આ જોતાં ઉભરાયા, પણ દપતીને વિચારમાળા લાંબી ચલાવવાનો વખત નહતો ઓટલા ઉપરજ શ્રીમતી સત્કાર કરવા ઉભી હતી

બંને જણ ગાડીમાંથી ઉતર્યાં એટલે ફુલ જેવાય એવુ હસતાં શ્રીમતીએ નવી ઢબ પ્રમાણે બનેનુ હસ્તધૂનન કીધું એના પુષ્પ પાદડી જેવા હાથના સ્પર્શે ભગવતપ્રસાદના શરીરના બધાએ તારો ઝણઝણી ઉઠયા. અંજાવી નાખે એવા પ્રતાપ મા મહેરબાની ભેળવી એણે યશોધરા સાથે થોડીક હસીને વાત કીધી. વિમળાપ્રસાદે પણ ઘણાજ મોટા માણસની અસ્પૃશ્યતાથી ભગવતપ્રસાદ સાથે જોડી વાત કીધી અને બંનેને એમનુ બેસવાનુ સ્થાન બતાવ્યું.

ધાનીથી પ્રતીક્ષા કરતુ અને તેનો નાશ કરવા પ્રયત્ન કરતુ એ મહેચ્છાની બતાવી શકતી, દયા નહીં આકાશમા એકજ સૂર્ય પ્રકાશે તેમ એણે જેને પોતાનુ વર્તુલ માન્યુ હતુ તેમા તે એકલીજ પ્રકાશી શકતી એના માર્ગમા આવનારના ચુરેચુરા થયા વિના રહેતા નહીં

યશોધરા જો ગામડીઅણ રહી હોત કે મદિરમા જતી શેઠાણી બની હોત તો એ તેના સામુએ ન જુઅત પણ યશોધરાના વિકાસથી ભુલેચુકે એની સાથે પોતાની કોઇ તુલના પણ કરે તે તેને અસહ્ય લાગતુ રાખોડી વળેલો જ્વાળામુખી ફરી ભભુકી ઉઠે તેમ તેના ઈર્ષ્યા મિએ અકારણ સ્ફુલિંગો વેરવા માડ્યા હતા

૩

યશોધન ન હોય ત્યારે ભગવતપ્રસાદને આકર્ષવામા શ્રીમતીને કઈ મજાહ પડતી નહીં એક એકવાર અગ્રેજી નાટકના પ્રથમ અકના વિશ્રામ મા નિમત્રણમા બહાર ગયો અને બહાર જતા શ્રીમતીને અકસ્માતથી જોઇ હોય એમ ભગવત પ્રસાદ તેને મળવા આવ્યો

"એહો ! તમે પણ આવ્યા છો કે ?" ઘણીજ નિર્દોષતાથી શ્રીમતીએ પુછ્યુ, "કેમ ! તમારા પત્ની આવે નથી ?" પત્ની શબ્દ પર તેણે ખાસ ભાર મુકયો

ભગવતપ્રસાદ ગભરાઇ ગયો "હમણા તેની તબીઅત સારી નથી"

"એમ ! મને ખબર નહીં બહુ નરમ છે કે ?" ઢેક ટાઢાશથી શ્રીમતીએ પુછ્યુ

'ના, ના, એવુ કૈ નથી' ભગવતપ્રસાદે ઉતાવળમા કહ્યુ, "માત્ર નરમાઇજ છે, અને હવે તો એને પહેના કરતા ઘણુ સારુ છે આજે એ આવવાની હતી પણ ઉતાવળ કરવી ઠીક નહીં ધારી માંડી વાળ્યુ"

"ત્યારે તો હવે જલદી સારા થશે એમની ગેરહાજરી બધે જણાઇ આવે છે" અડધું મરડાઇમા, અડધુ મજાકમા તેણે કહ્યુ અને બીજા કોઇ ઓળખીતા પોતાની જગા પર બેસવા જતા હતા તેના તરફ હસીને ડોકી નમાવી યશોધરા ન હોય ત્યારે ભગવતપ્રસાદ સાથે બહુ વાત કરવાની તેને જરુર જણાતી નહીં

પાળેલા જાનવરને શેઠાણી કાઢી મુકે તેમ તેણે ભગવતપ્રસાદને રજા આપી પણ તેને પરિણામે બીજે પ્રસગે એક પાર્ટીમા જવાનુ હતુ ત્યારે ભગવતપ્રસાદે યશોધરાને તૈઆર થવાનુ કહ્યુ: "મારી ભાભી આજે રાતની ટ્રેનમા અહીં આવવાની છે" યશોધરાએ બહાનુ કાઢ્યુ

"પેલી ગામડીઅણ ? એનું અહીં શુ કામ છે ? નર્મદાના પાણી ભરતા થાક લાગ્યો ?" એણે ઉદ્દામ દેખાય એવા સ્વરે પુછ્યુ

યશોધરાનું હૃદય ઘવાયુ "મને મળવા આવે છે ઘણા વર્ષથી મને એણે જોઇ નથી ભાઇના અવસાનથી એને ઘણુ માઠુ લાગ્યુ હતુ તેથી મે એને અહીં આવવાનો કાગળ લખ્યો હતો"

"આ ઘરમા મને પુછ્યા વિના કોઈ પણ વસ્તુ થાય તે મને પસદ નથી માટે હવેથી કોઇને પણ તેડા મોકલતા પહેલા વિચાર કરવો" સ્વસ્થતાની નીચે ક્રોધ દેખાય એમ ભગવતપ્રસાદે કહ્યુ યશોધરાને પહેલીજ વખત પોતાની અનાથતાનુ અને પોતે આ ઘરમા કોઇ ચીજ નથી એ વાતનુ ભાન થયુ, અને તે સડક થઇ ગઇ થોડીવારે ભગવતપ્રસાદે સ્વર નરમ કરી કહ્યુ "આવકો તો ઘર વિશાળ છે તેમા ભીડ થવાની જરુર નથી દર વખતે તુ એવા બહાના કાઢી આવતી નથી તેથી ઘણુ ખરાબ દેખાય છે મારી પ્રતિષ્ઠાનો કૈ વિચાર કર્યો ?" ઘણુ ખરુ માત્ર શ્રીમતી આગળ દેખાતુ હતુ અને શ્રીમતી એટલે બધાં હતા

યશોધરાએ એક અક્ષર બોલ્યા વિના તૈઆર થઇ ફેરબદલી આવે તેને ઉતારવાનો બંધો

બદોબસ્ત કરતી ગઇ. શ્રીમતી દરવાજા આગળ મોટરમાંથી ઉતરતી હતી અમે આ બંને જઇ પહોંચ્યાં. શ્રીમતી જરા થોભી. ભગવતપ્રસાદ અને વિમળાપ્રસાદે પરસ્પર સાહેબજી કર્યા. બધાં એટલાં સાથે સાથે થઇ ગયાં કે યશોધરાને શ્રીમતી સાથે વાત કર્યા વિના છુટકોજ ન હતો.

એક બે અક્ષર રીતસરની વાત થયા પછી શ્રીમતીએ પુછ્યું: "મેં સાંભળ્યું કે તમે માંદાં હતાં, હવે કેમ છે?"

"ખાસ કૈં ન હોતું, ઠીક છે," યશોધરાએ ટુંકો ઉત્તર આપ્યો. શ્રીમતીને આની આવી અતડાશ પર ખુબ ક્રોધ ચઢયો. શ્રીમતી તેની સાથે વાત કરી તેને કૈં થોડું ઘણું માન આપતી ન હતી, અને આ જીદ્દી સ્ત્રી આવી વર્તણુંકથી શ્રીમતીને વધારેને વધારે ઉશ્કેરતી હતી. વિમળાપ્રસાદને પણ તેની પત્ની આવા અભિમાની હલકાંઓમાં જોઇએ તે કરતાં વધારે ભળતી હતી એમ લાગ્યું અને પ્રસંગ શોધી એ વીશે વાત કરવાનુ એણે નક્કી કર્યું. એક પલ બધાં મુંગા રહ્યા. ભગવતપ્રસાદે પ્રસંગ સંભાળ્યો: "આજે પણ એ નહોતી આવવાની. શુકલતીર્થથી એની ભાભી આવવાની છે."

"તમે શુકલતીર્થનાં? મને ખબર નહી." યશોધરાને ચીઢવવા એણે મજાક, ભાવ અને તિરસ્કાર બધું એકઠું કરતાં કહ્યું.

યશોધરાના મોંપર લોહી તરી આવ્યું. ચીઢમાં ને ચીઢમાં એણે કોઇ દિવસ ન લગાવેલો સપાટો લગાવ્યો. "તમે નથી જાણતાં? મેં જાણ્યું કે એ કૈં તમને કહ્યાવિના 'રહ્યા હશે!" શબ્દો બોલાઇ ગયા પછી પોતે દર્શાવેલી હીંમતથી એ ધ્રુજી.

ક્રોધથી શ્રીમતીનું મોં લાલચોળ થઇ ગયું. એ કૈં ઉત્તર આપે તે પહેલાં કચવાએલા વિમળાપ્રસાદે કોઇ ઘણા મોટા માણસને દેખાડી તેને મળવાને બહાને શ્રીમતીને ઘસડી ગયો. ભગવતપ્રસાદે એક અત્યંત રોષભરી દષ્ટિ યશોધરા તરફ નાખી. પણ કોઇકે બોલાવવાથી એકે અક્ષર એ ઉચ્ચારી શકયો નહીં.

યશોધરા આ તક લઇ કોઇ ઓળખીતી સ્ત્રી સાથે વાતે વળગી ત્યાંથી ખસી ગઇ. તે ગઇ એટલે પેલાએ જરા આંખો મીચકારી ભગવતપ્રસાદ સામે જોયું. "દોસ્ત! પેલી ફાંકડી કૈંક પીગળી લાગે છે ખરી."

ભગવતપ્રસાદ ગુસ્સાથી રાતો પીળો થઇ ગયો. એ ગમે તેવો હતો પણ આવી ભાષા એનાથી સહન થઇ નહીં. આજના બનાવે તેનું માથું પણ જરા ખસી ગયું હતું. "ફરીવાર બોલવાની હીંમત કરી છે તો માથું ભાંગી જશે" એક તીક્ષ્ણ નજરથી બોલનારને ડારી તે ત્યાંથી ચાલ્યો ગયો.

પેલો તેને જતો પાછળથી જોઇ રહ્યો. "મોટો સતો હોય તેમ મીજાજ કેટલો કરે છે? હું તો શું પણ આખું ગામ તને કહેવાનું છે." અને એનીજ વાત કરવામાં એ બીજા માણસ સાથે ગુંથાયો.

તે દિવસે યશોધરાએ એક વાર પણ પાંછું વાળીને શ્રીમતી તરફ જોયું નહીં. એનાથી બને તેટલું એ લોકોમાં ભળી. તેને દરેક ઓળખીતાની આંખમાં જાણે તેઓ પોતાની દયા ખાતાં હોય એવુંજ લાગ્યાં કરતું હતુ. એના અભિમાની સ્વભાવને એ દશા અસહ્ય લાગવા માંડી અને છેવટે એક દૂરના ખુણાની બેઠક પર જઇ તે બેઠી.

એને પોતાની અસહાયતાનું ભાન ઘણું તીવ્ર રીતે થવા માંડયું. એને શ્રીમતીની ઘણીજ–ઘણીજ અદેખાઇ આવતી હતી પણ એને વ્યક્ત કરવાનું એની પાસે કૈં સાધન નહતું. એને કોઇ સગું નહોતું, મિત્ર નહોતું; એનો પતિ એનો નહનો; અને એના ગંભીર સ્વભાવે એ પોતાની આસપાસ કોઇને એકઠા કરી શકી ન હતી. એક માત્ર ભાભી હતી તેની અને એની વચ્ચે પણ વર્ષોનો અંતર

પડી ગયો હતો આટલા વર્ષે એ પણ એવી ને એવી રહી હશે તેની શી ખાત્રી?

ભાભી સાભરતાની સાથે એને ઘર સાભર્યુ અને ટ્રેન આવી પહોચી હશે એમ પણ એને લાગ્યુ એ ઘેર જવાને ઉત્સુક થઇ રહી વર્ષો પહેલાની ભાભીની મૂર્તિ એના સ્મરણમા આવીને ઉભી રહી આ અતડી દુનીઆમા એ એકજ પોતાની હોય એમ પલભર એ માનસમૂર્તિને એ નીહાળી રહી 'ભાભી! તુ એની એજ હશે?' એ મનમા બબડી, અને પતિની શોધમા એણે આખો ઉપાડી ચારેગમ જોયુ 'શુકલતીર્થ છોડ્યા પછી પોતે એની એજ હતી' એ પ્રશ્ન એને તે વખતે સાભર્યો કે સુઝયો નહીં

એણે ભગવતપ્રસાદને દૃષ્ટિથી શોધી કાઢ્યો અને તેની પાસે એ ગઇ "ઘેર જઇશુ? મારી તબીયત આજ ઠીક નથી" એણે જેમ તેમ હીમત એકઠી કરી પુછ્યુ

બધાની વચ્ચે ભગવતપ્રસાદથી એને ના કહેવાઇ નહીં એનો જીનજરા કચવાયો શ્રીમતીને મનાવવાની તક એને મળી નહતી આજે મળે એમ લાગતુ નહતુ એણે જતા જતા એક દૃષ્ટિ શ્રીમતી પર નાખી શ્રીમતીની આખમાનો તિરસ્કાર એનાથી જોયા વિના રહેવાયો નહીં

ભગવતપ્રસાદે ગાડીમા યશોધરાને એની સ્થિતિનુ ભાન કરાવવુ ઉચિત લાગ્યુ દિવસે દિવસે એની ધૃષ્ટતા વધતી જતી હતી એમ તેને લાગ્યુ "પેલી ગામડીઅણ ઘેર આવી પહોચી હશે" તેણે વાતની શરુઆત કરી

યશોધરાએ કઇ જવાબ નહીં આપ્યો "ક્યારે જવાની છે?" તેણે ફરી ક્રૂરતાથી પુછ્યુ

યશોધરાને આ બાણ બાબાદ લાગ્યુ એ પોતે ગૃહિણી નહીં પણ આશ્રિત હતી એ સત્ય એણે ઘણુ સ્પષ્ટતાથી જોયુ એના એક પણ માણસને માટે એના પતિના ઘરમા સ્થાન ન હતુ પણ પોતાની આ લાગણી બતાવવાના એના નમ્ર સ્વભાવમા શબ્દો કે સામર્થ્ય કે નહતા એણે મહા મહેનતે જવાબ દીધો "મને ખબર નથી"

ભગવતપ્રસાદને થોડે શબ્દે પોતાનો અર્થ સર્યો લાગ્યો એટલે વાત લબાવી યશોધરાની જીભને વધારે છુટી થવાની તક આપવાનુ એને યોગ્ય લાગ્યુ નહીં એના પોતાના અતરમા પણ શ્રીમતીને ફરી કેમ મનાવવી તેનો વિચાર ચાલતો હતો આખે રસ્તે મને વિચારમા એટલા ગ્રસ્ત રહ્યા કે ઘર ક્યારે આવ્યુ તેની પણ કોઇને ખબર પડી નહીં

ગાડીનુ બારણુ ખુલતાની સાથેજ ભાભીને મળવાને ઉત્સુક યશોધરા વહેલી વહેલી ઉતરી પડી એણે આતુર નયનો ઉંચા કીધા ઓટલા પર એક બે મેના પોટનાને અઢેલીને ઘુમટાથી મો છુપાવી કાળુ તુરગુ પહેરેલી એક સ્ત્રી તેની નજરે પડી એ પોતાની ભાભી છે એટલુ એ વિચારે તે પહેલા તો યશોધરાને જોઇ એ ઉભી થઇ સામી આવી અને એના સુદર વસ્ત્રાલકારોની દરકાર કર્યા વગર એને ભેટી પડી 'જમોદા' તારા ભાઇ તો ગયા" રડતા અવાજે તેણે ઉચ્ચાર્યુ

આ અણધારેલી પરિસ્થિતિથી યશોધરાનુ સ્વાસ્થ્ય જતુ રહ્યુ ભગવતપ્રસાદ તિરસ્કારની એક નજર આ નાટક જેવા બનાવ પર નાખી એક શબ્દ પણ બોલ્યા વિના ચાલી ગયો ઓટલા પરનો રામોશી અને આડા અવળા ઉભેલા નોકર ચાકરો એક મેલીઘેલી સ્ત્રીને પોતાની બાઇને ભેટીને વાતચીત કરતી જોતા ઉભા રહી ગયા યશોધરાને શુ બોલવુ તે સુઝયુ નહીં એના પતિ અને નોકરો આગળ થએલી આ કઢગી સ્થિતિથી એ અકળાઇને ગભરાઇ ગઇ એનો સાદ એકદમ ઓસરી ગયો અને અજાણે એના વર્તનમા હડાન આવી ગઇ ગુસ્સાનો ઉભરો ચઢ્યો એટલે

થોડીવારે એણે મહા મુશ્કેલીએ કહ્યું: "ભાભી! દીવાનખાનામાં ચાલ! આપણે ત્યાં નીરાંતે વાતો કરીએ.".

સુરજ પોતાનાં ચીથરાં જેવાં દેખાતાં બે બચકાં સંભાળવા મંડી, અને બંને હાથમાં એ બે ઉચકી લીધાં. "રહેવા દે ભાભી! નોકર અંદર લઇ જશે." યશોધરાએ કચવાઇને કહ્યું.

"ના બહેન! માંહી જોખમ છે." બચકીમાં બાંધેલા પંદર વીસ રુપીઆની ફીકર કરતાં સુરજે કહ્યું. યશોધરા વધારે બોલ્યા વગર અગળ ચાલી. સુરજ એની પાછળ પાછળ ગઇ.

ભાભીની આગળ હૃદય ખાલી કરી વિશ્રાંતિ લેવાની યશોધરાની બધી હોંસ મારી ગઇ. એણે પોતાના ઘરમાં પ્રસરી રહેલું મજાક અને તિરસ્કારનું વાતાવરણ કંઇક અંશે જોયું; બાકીનું કલ્પ્યું. ઘણા વખતથી સુકુમાર થએલી એની ઇન્દ્રિયોને એની ભાભીનું શરીર અને લુગડાં ગંદાં લાગ્યાં વગર પણ રહ્યાં નહીં. એની બધી વૃત્તિઓ મરી ગઇ. દુઃખનું ઉંડું ભાન અને કચવાટજ એના અંતરમાં બાકી રહ્યાં.

દીવાનખાનામાં જઇ એ કોચ પર બેઠી અને ભાભીને પાસે ખુરશી બતાવી બેસવા કહ્યું: "ભાભી! નીરાંતે બેસીને વાત કર"

સુરજ બચકાં કોચ પાસે ભોંય પર મુકીને તેની આગળજ ઉભા પગે બેઠી. આ દસ વર્ષમાં એના મુખ અને શરીર પર ઘડપણની છાપ પડવા માંડી હતી. એના મોં પર કરચલીઓ પડતી હતી. ઓઢાવેલા માથામાંની થોડીથોડી ઉભી રુપેરી લીટીઓ કપાળ આગળથી જરા ઉભા થઇ ગએલા માથાના છેડામાંથી દેખાતી હતી. એની આંખમાંનું સૌમ્ય તેજ માત્ર એવું ને એવુંજ હતું.

એ યશોધરાનું રુપ અને શણગાર જોઇ હરખાઇ ગઇ. એણે એના મુખ તરફ ધારીધારીને જોયું ને ઘડીભર પોતાના દુઃખની વાત પણ એ ભુલી ગઇ. "જસોદા! તારું સુખ જોઇ મારો જીવ ટાઢો થયો. ભગવાન તારું રુપ ને સૌભાગ્ય અખંડ રાખે. તું તો અમારે ઘેર લક્ષ્મીજ અવતરી હતી." વળી થોડીવાર મુંગી રહી કંઈ સાભરી આવ્યું હોય તેમ તેણે આગળ ચલાવ્યું: "એક દહાડો તો બાઇ તારે સારી ઓઢણી પહેરવાના પણ સાંસા હતાં. સાંભરે છે જસોદા? પેલી નવી ઓઢણી તેં પહેરવા કાઢી ત્યારે તારા ભાઇ કેટલું વઢયા હતા તે? હવે એ વઢનાર પણ નથી રહ્યા. આજ એ હોત તો તને જોઇને કેટલું સુખ પામત!" કહેતાં કહેતાં તેની આંખમાં પાણી આવી ગયાં. બાલપણનું છાયાચિત્ર નજર આગળ આવતાં ઘડીવાર યશોધરા એ બધું ભુલી ગઇ અને એની આંખ ભીની થઇ. સુરજે તે જોયું અને તે તેને ફરી ભેટી. વર્ષો, સ્થિત્યંતર બધું ભુલી બંને દુઃખીઆરી સ્ત્રીઓનાં આંસું એક બીજામાં ભળ્યાં. જીવન અને અંતરના બધા મેલ ધોઇ નાખે એવી એ આંસુઓમાં શક્તિ હતી.

આ સમાધિમાંથી શકુના અવાજે બનેને જગાડ્યાં. "બાઇ! શેઠ સાગતે કે મીં જેવાયચા નાહી. તેનચીવાટ બગુ નકા. તે બહાર ગેલેલા હય." ગંભીર દેખાઇ આંખમાં વસેલી રમુજને તે ઢાંકવા પ્રયત્ન કરતી હતી. યશોધરાને તેને જોતાં પાછું વસ્તુસ્થિતિનું ભાન આવ્યું. "ભાભી તું હાથ મોં ધોઇ કપડાં બદલી નાખ એટલે તને જમવા લઇ જાય. મારે તો આજે જમવું નથી."

"મારે તો આજે અપવાસ છે. અને લુગડાં તો મે વહાણામાં બદલ્યાં હતાં." સુરજે કહ્યું. "ત્યારે તું જરા આરામ લે. આપણે સવારે વાત કરીશું."

"બહેન! હું તો કંઇએ થાકી નથી. તને જોઇને મારો બધો થાક ઉતરી ગયો. મારે કંઈ ઉતાવળ નથી" ઘણે વર્ષે મળેલી જશોદાને છોડતાં સુરજનો જીવ ચાલતો ન હતો.

"ના ના, ભાભી! મારે હજુ લુગડાં બદલવાં છે. તું જા આપણે સવારે વાત કરીશું, શકુ! પેલા માળ પરના પાછલા બાગમાં બારી પડે છે તે ઓરડામાં બાઇને લઇ જજે"

સુરજ હાથમા બચકાંલઇ ઉભી થઇ શકુએ તે લેવા હાથ લબાવ્યો નહીં એટલા પર થયો હતો તેવો ફાગસ થાય તે બીકે યશોધરાએ તેને કૈં કહ્યુ નહીં બને ગયા એટલે એક નિશ્વાસ નાખી તે કોચ પર પડી ઘણા વખતનો રાખેલો સંયમ તુટી ગયો અને અસ્ખલિત અશ્રુધારા તેના કપોલ પર વહી તકીઆને ભીજવી રહી આખા જગતમા પોતાની અસહાય અને એકલી દશા જોઇ તે કમ્પી ભાભી પાસે આશ્વાસન શોધવાની તેની એકની એક આશા પણ તુટી ગઇ હતી ઘણી વારે તેનુ મગજ થાકી ગયુ ત્યારે ત્યાની ત્યા તે અસ્વસ્થ નિદ્રામા પડી.

૫

બાલગવિના મૃદુ સ્પર્શે યશોધરા સફાળી જાગી આખી રાત તેને સ્વમાં આવ્યા કીધા હતા શ્રીમતી તેને વિચિત્ર સ્વરૂપો ધરી બીવડાવતી. એનો પતિ દૂર ઉભો ઉભો ખડખડાટ હસતો, સુરજ કૈં સમજ ન પડતી હોય તેમ આમની તેમ બાઘા જેવી બધાની સામે જોયા કરતી, અને એ પોતે માત્ર રડ્યાજ કરતી. સ્વપ્નામા આવેલા આંસુએ એનો તકીઓ પણ ભીંજાઇ ગયો હતો.

ભગવતપ્રસાદ સામે એ ચહા પીવા બેઠી ત્યારે એની નિસ્તેજ મુખકળા અને સુજેલી આંખો એની ગતિની દશાને કહી દેતા હતા. ભગવતપ્રસાદનુ ચિત્ત પણ તે દિવસે ઠેકાણે નહતુ તે રાતે કલબ, સીનેમા અને બ્જેવટે નાટકના એક છેલ્લા અંકમા એમ રખડી રઝળીને મોડો ઘેર આવ્યો હતો એણે યશોધરાને દીવાનખાનામાં પડેલી જોઇ હતી પણ તેને ઉઠાડવાની તેણે પરવા કરી ન હતી. ચહા પીનાં પીતા એક અક્ષર પણ બંને વચ્ચે પસાર ન થયો. ભગવતપ્રસાદ પોતાનો કપ વહેલો પુરો કરી યશોધરા પુરો કરે તે પહેલા ત્યાંથી ઉઠી ગયો. યશોધરા ચહા અધુરી રાખી સુરજ પાસે ગઇ.

એણે સુરજ માટે એના ઓરડામાં ચહા મોકલાવી હતી. પતિની સમક્ષ એને બોલાવવાની કે એ બંનેની દશાની સાક્ષીભૂત કરવાની એને હીંમત કે ઇચ્છા નહતાં એ સુરજ પાસે પહોંચી ત્યારે સુરજ શકુની સાથે ગપાટા હાંકતી હતી ચહાનો પ્યાલો તેની સામેજ પડયો હતો શકુ ઉભડક પગે લમણે હાથ દઇ રસ લઇને બનાવતી હોય તેમ બધી વાત સાભળતી હતી યશોધરાને આ ગમ્યું નહીં. શકુ પણ એને જોઇને ખંચાઇ અને ઉભી થઇ ગઇ.

"ભાભી! ચહા પીધી કે?" તેણે સુરજ પાસે જઇ બેસતાં કહ્યુ

'હા, યશોધરા બહેન!" સુરજે થોથવાતી જીભે યશોધરા બોલવાનો પ્રયત્ન કર્યો અને ઉભી થઇ ગઇ શકુની શીખામણનુ આ પરિણામ હતુ એણે પોતાની બાઇ કેવી મોટી શેઠાણી હતી અને તેની સાથે કેમ બોલવુ ચાલવું તેના પદાર્થપાઠ કાલરાતથી આપવા શરૂ કર્યા હતા. મુમ્બાઇની રીતભાતથી અજાણ સુરજને આ બધી ખરી વાત લાગી અને પોતાનુ અજ્ઞાન બહુ ન દેખાય માટે ગભરાટમાં એણે શકુ પાસેથી પુછી પુછીને બને તેટલી માહીતી મેળવવા પ્રયત્ન કરવા માંડયો અજાણ યશોધરા આ નવા પ્રયોગો નુ કઢંગાપણુ જોઇ જરા ચીઢવાઇ એણે ઉભી થતી સુરજને હાથ ઝાલી રોકી. "બેસી રહો, ભાભી!"

ધીરેધીરે એણે ભાભી પર આવેલું નવું આવરણ ભેદવા પ્રયત્ન કરવા માંડયો. શુકલતીર્થની બધી વાતો એણે બેજે બેજે પુછવા માંડી. "બાપની નીશાળ હવે કોણ ચલાવે છે?" તેણે

વાતમાં રસ આણવા પુછ્યું.

"જંબુસરથી કોઇ નવા મહેતાજી આવ્યા છે. બીચારા બહુ સારા માણસ છે. જ્યારે ત્યારે આવીને મારી ખબર પુછી જાય છે. પણ એમના જેવો એનો ધાક નહીં તો." સુરજના પતિભક્ત સ્વભાવને રામલાલ મહેતાજીની સર્વોપરિતા સાંભરી. વાતના રસમાં ગોખેલા 'તમે' નું 'તું' પણ થઇ ગયું. "જસોદા! તને અંબાફોઇ બહુ સંભારતાં'તાં."

"હજુ અંબાફોઇ જીવે છે?" યશોધરાએ હોંસભેર પુછ્યું. "હું એમને કેટલાં પજવતી? એમનાં પંત્રાળી દડીઆનાં પાંદડા હું વેરવીખેર કરી નાખતી અને એ મને મારવા દોડતાં ત્યારે હું નાસી આવતી. હવે તો એ બહુ ઘરડાં થઇ ગયાં હશે." યશોધરાએ જુનો વખત રસભેર સંભારવા માંડ્યો અને તેનાં ચિત્રો જોતાં તે વર્તમાન સ્થિતિ ક્ષણવાર ભુલી. શકુ ખુણામાં તમાશો જોવા ઉભી હતી તેને કાઢવાના ઉદ્દેશે તેણે તેના તરફ ફરીને કહ્યું.

"શકુ! આ ચહાનો પ્યાલો લઇ જા" શકુ આવે તે પહેલાં સુરજ વહેલી વહેલી વાંકી વળી અને પ્યાલો ઉંચકી નીચે પડેલું ચહાનું કુડાણુ હાથવતી લુછી નાખ્યું. યશોધરાની ભમ્મરો ભેગી થઇ. "શકુ! ભાભીના હાથ ધોવડાવ!"

"ના ના, યશોધરાબહેન! હું ધોઇ લઉં છુ. શકુબાઇ! આ ચલાણું લઇ જાઓ."

"ભાભી? તારે જસોદા કહેવાનું, યશોધરા બહેન કહેનારાં ઘણાં છે." તેણે કચવાટ સંતાડી હસવાનો ડોળ કરતાં કહ્યું. "શકુ! કહ્યું તે સાંભળ્યું નહીં? ઉભી ઉભી જોયાં શું કરે છે!" શકુના અંગમાં એકદમ વીજળી આવી અને સુરજના હાથમાંથી પ્યાલો લઇશેઠાણીનીભાભીની રસ પડે એવી વાત નોકરો વચ્ચે કરવાને રસોડામાં જઇ બેઠી.

સુરજ યશોધરાનો રોફ જોઇને ગભરાઇજ ગઇ "ભાભી! પેલાં લક્ષ્મીકાકી અને મંછાશંકરકાકા જીવે છે કે!" યશોધરાએ વાતની તુટેલી કડી ફરી સાંધવાનો પ્રયત્ન કર્યો.

સુરજે જવાબમાં હાનું ડોકું હલાવ્યું. યશોધરા મોટી માણસ હોય તેમ એના વર્તનમાં કૃત્રિમ રીતે ઉભા થએલા માનના ભૂતે એના સ્વાભાવિક વર્તનને કઢંગુ બનાવી મુક્યું.

યશોધરા ખિન્ન હૃદયે એનામાં થએલો ફેરફાર જોઇ રહી. અને પોતાનો પતિ આ બધું જોશે ત્યારે એના તરફનો તિરસ્કાર પોતાના તરફ કેમ પ્રતિબિંબિત થશે તે પણ એણે કલ્પ્યુ. પણ સુરજને સુધારવાનો પ્રયત્ન કરવો તે પણ નિરર્થક હતો તે તે જોઇ શકતી. છેવટે તે ઉઠી. 'ભાભી! તુ નાહી ધોઇને પરવાર. હુ પછીથી આવીશ." કહીને તે ગઇ.

૬

અકળાએલી યશોધરા પોતાના ઓરડામાં એક બારી પાસે જઇ નીચે નજર નાખતી ઉભી. ક્યાં સુધી તો અકળામણના ભાર નીચે એની બધી વૃત્તિઓ દબાઇ રહી અને એકલતાનું ઉંડુઉંડુ ભાનજ એના આખા ચિત્તંત્રમાં વ્યાપી રહ્યું. અને એ ઉકળાટમાંથી બનેલાં હોય એવા બાષ્પબિંદુઓ સમાં અશ્રુબિંદુઓ એના કપોલ પર થઇ વહી રહ્યાં. પણ ધીરેધીરે સૂર્યપ્રકાશમાં ઇંદ્ર ધનુષ્યશાં બિંદુઓ વેરતો ફુવારો અને દૂર સુધી પથરાએલો બગીચો જોતાં તેના તપેલા મગજને જરા શાંતિ લાગી તે જીંદગીમાં કોઇકજ વાર કરતી એવા ગંભીર વિચાર કરવા બેઠી.

એના દુઃખના પ્રત્યાઘાતરુપે હોય તેમ કોઇ દિવસ ન આવેલો એવો વિચાર તેના મનમાં આવ્યો. ખરેખર તો દુઃખીજ હતી કે આ બધું દુઃખ તેનું મનનું ઉભું કરેલું હતું? તેનો પતિ તેની સાથે બહુ છુટથી નહોતો વર્તતો; કદી

તે વર્ત્યોજ ન હતો. પણ તેની જરુરીઆતો તરફ તેણે કદીએ બેદરકારી બતાવી ન હોતી. શી ખાત્રી કે શ્રીમતીને મળવાના પ્રસગો તે જાણી જોઇનેજ ઉભા કરતો હતો? સમાજમાં ફરતાં તેને મળવું પડે તેમાં ભગવતપ્રસાદનો શો વાંક! શ્રીમતીને એકવાર તે ચાહતોએ હોય, પણ તેથી તે જ્યારે મળે ત્યારે દોષની દૃષ્ટિએ તેના તરફ જોવું શા સારું? વાંક તેનો પોતાનોજ હતો કે તે આવાં મનનાં ભૂત ઉભાં કરતી હતી. શ્રીમતી ગમે તેવી ખરાબ હોય, અભિમાની હોય તેમાંએ તેને શું? તે તો સદાની એવીજ હતી. આખી દુનીઆ કંઈ પોતાની મરજી પ્રમાણે ચાલે એવું બને?

ભાભીનો પણ કે વાંક ન હતો. એ એવીને એવીજ હેતાળ હતી. યશોધરા પરના ભાવે તે એવી ને એવીજ ઓછી ઓછી થઇ જતી. આવા કૃત્રિમ વાતાવરણમાં એનામાંએ કૃત્રિમતા આવે તેમાં એનો કંઈએ દોષ નહોતો.

આ જાતની વિચાર પરંપરાને પરિણામે પોતે જાતેજ સુધરવાનો—ભગવતપ્રસાદની સાથે કંઈ ન થયું હોય તેમ વર્તવાનો અને સુરજને બદલાએલી જસોદાની ઝાંખી ન થાય એમ વર્તવાનો તેણે નિશ્ચય—ધાર્મિક નિશ્ચય—કર્યો.

તેણે હંમેશની પ્રફુલ્લતાથી તે આખો દિવસ ગાળ્યો. ભગવતપ્રસાદના અતડાપણાથી કે સુરજના અસ્વાભાવિક વર્તનથી તે ચીઢવાઇ નહીં. શાંતિથી તે ભગવતપ્રસાદની સાથે પહેલાંની માફક વર્તી—વર્તવાનો એકતરફી પ્રયત્ન કર્યો. ભગવતપ્રસાદ તેથી ખુશ નહીં થયો તેમ નાખુશ પણ નહીં થયો. સુરજને પોતાની જસોદા પરમ સુખી લાગી અને તે જોઇ તેની ઘરડી આંતરડીએ અનેક મુગા આશીર્વાદો તેણે વરવધુ પર વર્ષાવ્યા.

---

## પ્રકરણ ૪ થું: કીનારો

૧

તે દિવસનો ચણચણાટ શ્રીમતીના અતરમાં ઘણા લાંબા વખત સુધી પહોંચ્યો. યશોધરાના શબ્દો કરતાં તેના ભાવની અને તેએ વિમળાપ્રસાદ દેખતાં થએલા તેના કાલ્પનિક અપમાનથી તે દાઝતી હતી. તેને એ ચાર આગળની છોકરી પર ઘણોજ દ્વેષ આવતો હતો. તેને લીધેજ વિમળાપ્રસાદે તેની નબળાઇ જોઇ હતી.

વિમળાપ્રસાદ સાદો અને સીધો માણસ હતો પણ ગર્ભશ્રીમંતાઇનો તેને સ્વાભાવિક ગર્વ હતો. એને શ્રીમતી ગમે તેવા માણસોમાં ભળે તે બીલકુલ પસંદ નહતું. સદ્‌ભાગ્યે તે ભગવતપ્રસાદ અને શ્રીમતીની આગલી કથા જાણતો નહતો. પણ તે દિવસના બનાવ પછી તેણે શ્રીમતીને એ જાતના માણસોમાં તે ભળે તે વીશે નાખુશી—લગભગ નાપસંદગી જણાય એવી રીતે—દર્શાવી હતી. સાધારણ રીતે આથી વધારે લાંબુ કે તકરારી વિવેચન કરવાની પ્રથા આ પ્રકારના શ્રીમંતોમાં હતીજ નહીં.

પણ જીંદગીમાં પહેલીવાર હાર કબુલ કરતાં શ્રીમતીનું અંતર ખુબ ચણચણતું હતું. એને કોઇ દિવસ કોઇની સાથે સ્પર્ધામાં ઉતરવું પડયું નહતું. એની આસપાસના લોકોમાંથી પ્રશંસા મેળવવા એને કદી શ્રમ કરવો પડયો નહતો. આ એક ગામડાની ગમારને નમાવવા તેને આટલાં નીચાં ઉતરવું પડતું હતું. અને તે પણ એકવાર તિરસ્કારેલા ભગવતપ્રસાદનીદ્વારા, તે વિચારે તેને ઘણો ખેદ થતો. માત્ર એકજ વખત એક સખત ફટકો કંઈ કરતાં પાછો વળાય તોજ તેનો આ ખેદ શમે એમ તેને લાગતું.

શ્રીમતીને આ રમતમાથી રસ જતો રહ્યો માત્ર એકજ વખત યશોધરા રડીને એને પગે પડતી આવે તો એ પોતે આ રમત છોડી દેવાને તૈઆર હતી એનો ભગવતપ્રસાદ પરનો અણગમો પણ દિવસે દિવસે અજબ રીતે વધતો જતો હતો આ દ્વેષની આધીમા તેની સ્વાભાવિક માનવતા ક્યાંઇક ઠેકાણે સતાઇ ગઇ

આને આ વિચાર તેના મગજમા રોજ ને રોજ ઘોળાયા કર્યો. અને કાટાની માફક તેનુ ઘા વ ઉંડુ ને ઉંડુ ઉતરતુજ ગયુ ભગવતપ્રસાદનુ એની પાછળઘેલુ જતુ ગાડપણ પણ તે જાણતી તે કોઇ પણ પ્રકારે આનો લાભ લઇ એક છેલ્લો સખત ફટકો મારવાનો તેણે નિશ્ચય કીધો પણ કેમ કરવો તેજ તેને સુઝતુ નહતુ

છેવટે એક વિચાર તેના મગજમા આવ્યો એક ઉકેલીનાર એ બનેને પોતાને ઘેર નોતરી ફેંક એવુ ક્હેતુ કે કરવુ કે જે આખા જન્મારા સુધી બનેને યાદ રહે, અને એટલા બધાના દેખતા કરવુ કે એમની ફજેતી બધે પ્રસર્યા વગર પણ રહે નહીં

શ્રીમતી એકવાર નિશ્ચય કરે તેને પાર પાડ્યા વગર કદી રહેતી નહીં એની યોજના નિષ્ફળ ન જાય સારુ કોઇ પણ જાતની તક હોય તેમ એક એ પ્રસગે ભગવતપ્રસાદની નયનપૂજા તેણે સ્વીકારી હતી તેને ખાત્રી હતી કે તેનુ આમત્રણ પાછુ વાળવાની તેનામા શક્તિજ નહતી

૨

ભગવતપ્રસાદ મૂર્ખ નહતો માણુસાઇ વગર નોએ ન હતો, પણ મોહાધતાએ તેની માણુસાઇ અને અક્કલ બને ખોવરાવ્યા હતા

એનામા વિદ્યા હતી જ્ઞાન હતુ, બીજી બધી બાબતમા સારાસારનો વિચાર કરવાની શક્તિ હતી માત્ર વર્ષો થયા શ્રીમતીરુપી રોગે એના અતરમા ઘર કર્યું ત્યારથી એની બધી શક્તિઓ એકલક્ષી થઇ ગઇ હતી રાત્રિ દિવસ એને શ્રીમતી શીવાય બીજુ કંઇજ સુઝતુ ન હતુ

શ્રીમતીની નિકટ અવાયા પછી યશોધરાની ભુલથી દૂર ધકેલાવુ પડ્યુ ત્યારથી એની વેદના વધી પડી, તે વિમળાપ્રસાદના અભિમાની સ્વભાવને ઓળખતો એના વર્તનમા એકદમ આવેલી અસ્પશ્યતાથી તે અજ્ઞાત નહોતો એ અસ્પર્શ્યતાનો દુર્ગમ કોટ ભેદ્યા વિના શ્રીમતી પાસે પહોચવુ અશક્ય હતુ

એને સૌથી વધારે રોષ યશોધરા પર ચઢ્યો એ કેટલો નિષ્કારણ છે એ તે સમજતો પણ તેથી તેની જ્વાલા હોલવાતી નહીં એણે યશોધરા મા લાગણીઓ અનુભવવાની શક્તિ કલ્પીજ નહતી એની સ્વાભાવિક વૃત્તિઓ સતોષાય એટલે એના તરફનુ પોતાનુ કર્તવ્ય એ પુરુ થએલુ માનતો એ પોતાનુ જીવન એક મહાભાવનાને સમર્પણ થઇ ગએલુ દેખતો એને બીજી નાની બાબતોનો વિચાર કરવાનો વખતજ ક્યા મળ્યો હતો?

પહેલાની નીરાશા કરતા આ વખતની નીરાશા એને વધારે સખત લાગી પહેલાની નીરાશામા આશાના રગીન પ્રકાશનો ઓજો કદી પડ્યોજ નહતો એને એનો માત્ર એક રગ વગર ઉતરેલો અધકાર હતો આ વખતે તો શ્રીમતીના સ્મિત કિરણોએ તેને ઉષ્મા અર્પ્યા પછી આવેલી નીરાશા હિમસમી તેના ગાત્રોમા પ્રસરતી હતી એના ઘેલા મગજે એમ માનવા માડ્યુ હતુ કે શ્રીમતી એના તરફ જરાક . જરાક વધારે ધ્યાન આપતી હતી એના જેવી સ્ત્રી વગર જાણે શા માટે એમ કરે? બેરોનેટ કરતા ભગવતપ્રસાદની સાચા હૃદયની અને વર્ષોની કસોટીમા પાર ઉતરેલી ભક્તિ તરફ શ્રદ્ધા આવી હશે ત્યારેજ દૂરદૂરથી પણ તેની

પૂજા તે સ્વીકારતી હતી એમ પણ તે જોઇ શકતો હતો આ સમાજના બધનો નહત તો ક્યારના તેણે બધા અંતરો ભેદી નાખ્યાં હોત

ભગવતપ્રસદના ઉગ્ર ને ભુખ આ વિચારોમા ઉડી ગયા એની વિચાર કરવાની શક્તિ બેદ્દર મારી ગઇ રાત ને દિવસ એક સળગતો વન્હિ એના અતરને દઝાડી રહ્યો

એક દિવસ એણે સાભળ્યુ કે શ્રીમતી મોટી પાર્ટી આપવાની તૈઆરી કરે છે આખુ ગામ તેના સૌંદર્યને જોશે અને તેની મીઠી મહેમાની ચાખશે અને પોતે નિર્ભાગી અમને એમજ રહેશે એ વિચારે એના હૃદયને પ્રેર્યું એનો યશોધરા પરનો ઠડો પડેલો ક્રોધ ફરી ઘડીવાર માટે ભભુકી ઉઠયો, પણ બીજે દિવસે તેને એક ચીઠ્ઠી મળી શ્રીમતીના સુદર હસ્તાક્ષરે તે લખાએલી હતી અને તેમા નિમત્રણ હતુ

**રા. ભાઇ ભગવતપ્રસાદ!**

આ મસની તા ૧૫ મીએ મારે ત્યા પાર્ટી છે તેમા તમે તમારા પત્ની સાથે આવવા મહેરબાની કરશો।

**લી. શ્રીમતી.**

એક પળ ભગવતપ્રસાદ ચકિત થઇ ગયો એણે પત્રિકા એકવાર, બેવાર, ચારવાર ખાત્રી ન થતી હોય તેમ વાચી સાથે રીતસરનુ આમત્રણનુ છાપેલુ કાર્ડ નહતુ એ વીશે એને જરા અજાયબી લાગી પણ બેદરકારીથી કે નિમત્રણ દેવાની આતુરતામા શ્રીમતી કાર્ડ મુકવો ભુલી ગઇ હશે એમ એણે માન્યુ

થોડીવારે એના મનમા જવુ કે ન જવુ એ વીશે ગડભાગ શરુ થઇ પણ છેવટે એના ડહાપણ પર વિજય મેળવી એના અતરે એની પાસે જવાનુ કબુલ કરાવ્યુ

યશોધરાને સાથે લઇ જવી કે નહીં તે વીશે તેણે નક્કી નહોતુ કર્યું પણ હાલ તરત એને એ વીશે કૈં કહેવાની તેને જરૂર લાગી નહીં આનદમગ્ન હૃદયે તે પોતાના કાર્યોમા પ્રવર્ત્યો

૩

સુરજ આ મહાલયમા વસીને અકળાઇ ગઇ હતી અહીંના માણસો, રીતભાત અને બોલી ચાલી બધાજ જુદા હતા એની જમોદા પણ એણે અગીઆર વર્ષ પહેલા વળાવી તે જમોદા રહી નહતી તેનો સ્વભાવ દરેક બાબતમા ચોકસાઇ રાખવાનો હતો પણ તેનાથી બધી બાબતોમા ભુલ થઇ જતી જમોદા સીવાય એનુ આવવુ આખા ઘરમા કોઇને ગમ્યુ ન હતુ યશોધરા તેને ઓછુ ન આવે તેના બનતા પ્રયત્નો કરતી એકબે વાર એણે સુરજને બહાર લઇ જવાનો આગ્રહ પણ કર્યો હતો પણ શોકમા હોવાથી તેણે બહાર જવાની ના પાડી હતી જમોદાને જોઇને એક વાર આખો ઠારવાની તેની ઇચ્છા પુરી થઇ હતી ફરી તેને પાછો રેવાજીનો કીનારો અને પોતાનુ ઘર સાભર્યા

એને માત્ર એકજ વાતનો અસતોષ રહી ગયો એને લાગતુ કે જસોદા સપૂર્ણ રીતે સુખી દેખાની નહતી દેખીતી રીતે જસોદાને બધી વાતનુ સુખ હતુ એ મોટા મહાલયમા વસતી, એની આજ્ઞા ઝીલવા નોકરોની ફોજ હતી, એને ફરવા હરના સુખ વાહનોનો પાર નહોતો, વસ્ત્રાલકારોથી એના કબાટો ખીચોખીચ ભરાએલા હતા

જસોદાની આ સાહ્યબી જોઇ સુરજનો આત્મા પ્રસન્ન થતો ભગવતપ્રસાદનુ દેખીતુ અતડાપણુ એને બીજાજ સીવાય કૈં વધારે લાગતુ નહીં એને મન પુરુષો સ્ત્રીઓપર હુકમ કરે તેમા કૈં અસ્વાભાવિક નહતુ પણ છતા જમોદા આવી ખિન્ન કેમ દેખાતી તે તેનાથી સમજાતુ નહીં જો કે અત્યાર સુધી યશોધરાએ એક પણ શબ્દ પોતે દુખી હોય એવો કાઢયો નહતો ઉલટુ સદા પોતે સુખી હોય એવુ બતાવવા

તે પ્રયત્ન કરતી તેથી સુરજને પોતાના મનનો વહેમ વગર કારણે બહાર કાઢવો યોગ્ય લાગ્યો નહીં એ મુબાઇ આવી ત્યારે થોડા દિવસ યશોધરાને પોતાની સાથે લઇ જવાનો તેનો વિચાર હતો, પણ યશોધરાની આસપાસ વીંટળાએલુ વાતાવરણ અને એનો ફેરવાએલો અવતાર જોયા પછી એને એ વીશે કહેવામા ડહાપણ લાગ્યુ નહીં પાચ સાત દિવસમા આ ઘરમાં અનુભવવી પડતી પરવશતાથી સુરજ કટાળી ગઇ એણે એક દિવસ યશોધરાને કહ્યુ "જમુ ! મને હવે રજા આપ, હુ અહીં બહુ દિવસ રહી' એઇ કોઇવાર એનાથી જમુ થઇ જતુ યશોધરાબહેન ખાસ યાદ રાખવા જતા ઘણીવાર વીસરી જવાતુ

યશોધરા હસી "દસ દિવસમા શુ અકળાઇ ગઇ? આટલા વર્ષે મળવા આવી તો થોડા વધારે દિવસ તો રહે '

"ના, બહેન ! મને ગામડાના માણસને અહીંઆ ગમે નહીં મારે તો રેવાજીનો કીનારો ને મહાદેવજીનુ મદિર જોઇએ" કરચલી વળેલા હાથે એણે જરાક તપકીર સુઘી

"વારુ જજે, પણ બીજા બે દિવસ રહે, મારે બધાને માટે કૈં કૈં મોકલવુ છે

ભાભીની વાતમા રહેલુ સત્ય યશોધરાએ જોયુ છેલ્લા દસ દિવસમા એની જીદગી ઝડપથી ફેરવાતી જતી હતી શ્રીમતીવેનો ભગવતપ્રસાદ ઘણુ ખરુ ગમે તેમ ભટકયા કરતો અને યશોધરાની મનોવ્યથાનો પણ કૈં પાર ન હતો એણે કરેલા શુભ નિશ્ચયો છતાં એનાથી હીંમત હારી જવાતી સુરજને લીધે એણે ઘણી સ્વસ્થતા રાખી મુકી હતી પણ આવી દશામાં એ અહીંઆ રહે તો મોડો વહેલો પણ આ ફેરફાર એના લક્ષમા આવ્યા વિના રહે નહીં એના કરતા જમોદા સુખી છે એવુ માનીને એ જાય તો એની એકલી જીદગીમા આશ્વાસન રહે

યશોધરાએ બાલપણના બધા ઓળખીતાને યાદ કરી કરી ચીજો એકઠી કરવા માડી અબાફોઇ માટે સાડી ને કમળીકાકી માટે આસની, દયાકાકા માટે ગૌમુખી અને પ્રાણુ મામા માટે પીતાબર, અને એની સાથે રમેલી સહીઅરો માટે દરે ને ગમે એવી જુદી જુદી વસ્તુઓ એણે એકઠી કરી એમના છોકરાઓના નામ સુરજ પાસેથી પુછી પુછીને થોડા સુદર રમકડા પણ એણે આણ્યા સુરજ આશ્ચર્ય અને પ્રશસાની દૃષ્ટિએ એ બધી વસ્તુઓ નીરખતી અને યશોધરાની ઉદારતા ને હેતાળપણા ઉપર ખુશ ખુશ થઇ જતી યશોધરાના ખડગા બે પેટીઓ ભરાય એટલો ગજ થયો

યશોધરાએ એકલી બેસી એ બધી વસ્તુઓ પોતાને હાથે ગોઠવવા માડી ઘણા દિવસથી અણુભ્ભારેલા બધા સ્વપ્ન એના અતરમા તાજા થયા દરેકના નામ સભારી સભારી વસ્તુઓ મુકતા તેનુ આખુ બાળપણ તેને યાદ આવ્યુ સાથે રમેલી સહીઅરો અને રેવાજીનો કિનારો કાંઠે તેના સ્મરણમા આવ્યા ભાઇની નીશાળ નાનકડુ બજાર અને જ્યા મોટી થઇ હતી તે ઘર તેને યાદ આવ્યા ઓટલા પર બારણા આગળની અડધી જાળી આગળ ઉભા રહી તેણે ઘણીએવાર ભાઇની વાટ જોઇ હતી ત્યા ઉભા ઉભા જતી આવતી ગામની સ્ત્રીઓ અને બહેનપણીઓ સાથે તે મમેમમે ટહુકા કરતી અને એ તેની સાથે વાત કરવા ભાવથી ઉભુ રહેતુ અબાફોઇ અને કમળી કાકીના ઘ મા તે જઇ મળવા જતી ત્યારે ઘરડાની જુની વાતો સાભળવામા તેને ખુબ રસ પડતો અને પુછીપુછીને તેમની પાસેથી બધી જુની

વાતો કઢાવતી તે તેમને કોઇકોઇવાર પજવતી પણ ખરી પણ પાછી વળતી ત્યારે મુરીચણા કે ડાગરની ધાણી કે બીજા કૈ ખાઉં ખાઉંથી બેની ઓઢણીનો છેડો ભરાતો અને તે રસ્તામા ખાતાં ખાતા ચાલવામા તેને ખુબ મજાહ પડતી

આવાં આવા કેટલાએ ચિત્રો તેની આખ આગળ તરવા માડયા વીજુકાકા તેને જ્યારે જોતા ત્યારે ટપનો માર્યા વગર અને 'જમોદા કુવર'ના લટકાના ચાળા પાડ્યા વગર રહેતા નહીં રેવાજીમા ભુસકા મારી તરવામા એ હમેશા સૌથી આગળ રહેતી નદીની રેતમા પુદડી ફરવામા અને 'અચકો મચકો કારેલી' કરવામા એને જેટલુ મોડુ થતુ તેનુ પણ ભાન એને સુરજ ઘેર મોલાવવા આવતી ત્યારેજ થતુ શા સુખી દિવસો ! તે દિવસે કૃત્રિમતા કે ભોગાદ નો પડછાયે એ એના પર પડયો નહતો એ તો હતી માત્ર રેનામાની ને ગામની લાડકી જમના નવરાતમા કે ગેરોમા કે બીજા કોઇ પર્વોમા સા એની સરદારી નીચે રહેવામા આનદ માનતુ શુકનતીર્થ છોડ્યા પછી કોઇએ કયારેએ એની શ્રદ્ધા એનામા દાખવી હતી ?

આ બધા પર એક દસ કાનો પર ચઢી ગયો હતો તે યાદ આવતા તેણે નિશ્વાસ મુકયો રેવાજીના પાણીની રેતીમા એક ઝીણો સરખો થર વધ્યો હશે એની સહીયરો મોટી થઇ હાવકી ગૃહિણીઓ બની ફરતી હશે અને બેચાર બાળકો ની માતાઓ બની બાલપણ બધુ વીસારી મુકયુ હશે એને પોતાને પણ છોકરા હોત તો એની જીદગી કૈં જુદીજ થાત એને પહેલીજવાર યાદ આવ્યુ કે એને છોકરા નહતા ' હોત તો ! હોત તો " એણે ફરીવર એક ઊંડો નિશ્વાસ નાખ્યો એની આખમાથી બે અશ્રુબિદુ ઓ કપોલ પર થઇ ખોળામા પડ્યા

આ બધુ યાદ કરવામા ચીજો ગોઠવાઇ ગઇ તોએ આતરચક્ષુ સમીપ ઉભગતા બીજા ચિત્રોને જોવાના રસમા તે ખુહની પેટીઓના ઉપર ખાલી નજર નાખતી ત્યા ને ત્યાંજ બેસી રહી પાછલી જીદગીની બીનાઓ તાજી કરવાનો એને રસ લાગ્યો હતો

એને ડોલર પાખડી વગેરેની પહેલી મુલાકાત યાદ આવી એમને જોયા નહોતા ત્યા સુધી એની જીદગી છેક સરળ અને સીધી હતી, ત્યાર પછી એને એમના જેના થવાનો નાદ લાગ્યો કેટલી બધી આતુરતાથી એણે પોતાની જાતને એમના જેવી કરવા માડી હતી ? સાસુજીને જોતા ત્યારે તેની આતુરતા એથીએ વધી પડી એ કેવા ગૌરવશીલ અને પ્રતાપી લાગતા ! ડોલર પાખડી ના ભપકા કરતા એમની પ્રતાપિતા વધારે આકર્ષક હતી અને એ વખતે એ પોતે છેક નિરક્ષર અને ગમાર જેવી હતી

એના પતિને જોઇને એનુ હૈયુ હરખાતુ એની દરેક ઇચ્છા પુરી પાડવાને અને એને લાયક થવાને એ થાય તેટલો શ્રમ કરતી એની પ્રશસા પામવા માટે એણે કેટ કેટલો શ્રમ વેઠયો હતો ! પણ સાસુજીની કે એમની નજરમા એ કોઇ દિવસ આવી નહીં એમને મન એ છેવટ સુધી શુકનતીર્થની જસોદા રહી

પણ તોએ એ બધા દિવસો દુખી નહોતા તે વખતે ઉગરતી આશા અને ઉભરાતો ઉત્સાહ બને એનામા હતા એને ખાત્રી હતી કે કોઇ દિવસ ભગવતપ્રસાદ એના પ્રયત્નોની સામે જરુર જોશે અહા ! પતિની પ્રસન્નતાને ખાતર તે દિવસોમા એણે શુ શુ નહોતુ કર્યું ? દેવના પર હોય તેથીએ વધારે શ્રદ્ધા અને ભક્તિથી એણે પતિ આરાધનાની તપશ્ચર્યા આદરી હતી અને એની શ્રદ્ધા તુટી નહોત તો આખી જીદગી સુધી એ એમને એમ કર્યે જાત પણ શ્રીમતી આની

ને એની આશા ઉચ્છેદાઇ; એની એકાગ્રતા ભાંગી, એની ભક્તિ અધુરી રહી એમાં શ્રીમતીનોએ વાંક નહોતો. વાંક માત્ર વિધાતાનો હતો કે એણે પતિના હૃદયમાં પોતાને માટે જરા જેટલું સ્થાન પણ બાકી રાખ્યું નહતું.

પણ સૌથી વધારે ભયંકર તો આખી જીંદગી સુધી સામે આવીને ઉભેલાં એકલતા ને નીરાધારી હતાં આજકાલમાં ભાભી જશે. કદાચ ફરીવાર તેને જીંદગીમાં મળવાનો પ્રસંગ નએ બને. અને એના ગયા પછી આ આખા મહાલયમા કે વિશાલ શહેરમાં એની દાઝ જાણે કે બે ઘડીની એને શાંતિ આપે એવું કોઇ ન હતું. દુનીઆને મન એ જીવે કે ન જીવે એ સરખુંજ હતું. એક પુતળું હોય તેમ એના સુખદુઃખ વીશેએ કોઇને કદી વિચાર આવતો નહીં. ભગવતપ્રસાદની શોભીતી પત્નીને સૌ આવકાર આપતાં પણ એની ગેરહાજરીની ઉણપ કોઇએ અનુભવી ન હતી. એના હૃદયમાંએ સૌના જેવુંજ લોહી ફરે છે અને સૌના માફક લાગણીઓથી એ ધબકે છે એવું કોઇએ ભાગ્યેજ વિચાર્યું હશે. આવી બેપરવા દુનીઆમાં ઉજ્જડ ટાપુ પર હોય તેમ આખું જીવન—વર્ષોનાં વર્ષો વીતાવવાનાં હતા એ ખ્યાલે યશોધરા હીંમત હારી ગઇ. ધ્રુસકા ઉપર ધ્રુસકા એના હૃદયમાંથી આવેગભર ન દબાય તેમ બહાર પડયાં. કેટલોએ વખત વહી ગયો તેનું એને ભાન રહ્યું નહીં. રડી રડીને નિર્ગતિ આવી હોય તેમ મૂઢ જેવી એ ત્યાને ત્યાં સાંજ પડી રહી. કેટલીએ વારે બંધ બારણાં ખખડ્યાં અને સુરજનો આતુર સ્નેહાળ અવાજ તેને કાને પડયો.

"જસો–યશોધરા બહેન ! હજુ પેટી ભરાઇ નથી રહી ?"

યશોધરા સફાળી ઉઠી. તેણે આંખમાંથી રહ્યાં-સહ્યાં આંસુ લુછી નાખ્યાં, જરા લુગડાં ઠીક કર્યા અને બારણું ઉઘાડ્યાં:

"કેમ ભાભી !"

"આ શુકલતીર્થથી કાગળ આવ્યો છે તે હું વંચાવા આવું. પાણુમામાનો હશે." કહેતાં કહેતાં એની નજર યશોધરાની રાતી આંખો અને નિસ્તેજ મુખ પર પડી. તેનો સ્વર બદલાયો. તેણે ચિંતાથી પુછ્યું: "કેમ બહેન ! કૈં અસુખ છે ?"

"ના, ના, મારું માથું દુઃખે છે. મને જ્યારે ત્યારે બહુ જોરમાં એવું દુઃખી આવે છે અને આખો દહાડો બગાડે છે" યશોધરાએ વાત ઉડાવી.

"બહેન ! જરા સુંઠ ને મરી ચોપડું ? તરત ફેર પડશે." હજુ એની આંખમાંથી ચિંતા મટી નહોતી.

"ના રે, મારી પાસે દવા છે તે સરસ છે. જો આ લગાડું. તરત ફેર પડશે." તેણે એક ડબ્બીમાંથી દવા કાઢી કપાળે ઘસતાં કહ્યું; "લાવ જોઉં, કોનો કાગળ છે ?"

કાગળ પાણુમામાનો હતો. તેમાં તેમનાં પત્ની મરવા પડ્યાં હતાં અને સુરજને મામીજીની ચાકરી કરવા તરત પાછા ફરવાની આજ્ઞા ફરમાવેલી હતી. કાગળ પુરો થતા સુરજે તરત કહ્યું: "જસુ ! મારે જવું પડશે હોં."

"આજને આજ ?" યશોધરાએ ધ્રાસકાથી પુછ્યું.

"કૈં ચાલે !"

બંને જણ થોડીવાર મુગા રહ્યાં.

"બહેન ! થોડા દહાડા આપણે ગામ ન આવે !" સુરજે અચીતયું પુછ્યું. થોડીવારે તેણે ઉમેર્યું: "જોને, તારું શરીર કેવું લેવાઇ ગયું છે ! થોડા દિવસ આવશે તો ગામડાના પાણીથી તને તરત ફેર પડશે. તને દેખીને બધાં રાજીએ કેટલાં થશે !"

એક પળ યશોધરાનુ હૃદય કુદી પડ્યુ પણ ભગવતપ્રસાદ એને રજા નહીં આપે એની ખાત્રીથી બીજીજ પળે તે ઠેકાણે આવ્યું તેણે ધીમેથી, શોકથી ડોકુ ધુણાવ્યુ.

"ના ભાભી, મારાથી ઘર મુકીને કેમ અવાય ?"

"બહેન ! ઘર તો રોજનુ છે તુ સારી હશે તો ઘર કંઈ જતુ રહેવાનુ નથી ન ગમે તો થોડા દિવસમાં પાછી આવજે" સુરજે આગ્રહ કર્યો

થોડીવાર યશોધરા અનુત્તર રહી છેવટે તેણે શોકપૂર્ણ સ્વરે ઉત્તર આપ્યો: "ના ભાભી ! હમણા તો નહીંજ હુ થોડા દિવસ રહીને આવીશ"

સુરજે જોયુ કે આગ્રહ કરવો નિરર્થક હતો એણે રાતની ગાડીમા જવાની તૈઆરી કરવા માડી

૪

યશોધરાએ બાકીનો દિવસ સુરજ સાથે વાતો કરવામા ગળ્યો સુરજને રાતના સાડા આઠની ગાડીમા જવાનુ હતુ

ગામડાના માણસોને ગાડી ઉપડી જવાની ઘણીજ અસાધારણ બીક હોય છે સાડા આઠની ગાડીમાં જવાનુ હોવા છતા સુરજ પાચ વાગતા મા તૈઆર થઇને બેઠી અને નીકળવાની કેટલી વાર છે એમ દર પાચ મીનીટે તે યશોધરાને પુછતી પરિણામે યશોધરા એના મનનુ સમાધાન કરવા છેક સાડાપાચ વાગતાની તૈઆર થઇ એ સુરજને સ્ટેશન પર વળાવવા જવાની હતી

સુરજની ઉતાવળને પરિણામે છેવટે છ વાગે તો યશોધરાએ ગાડી જોડી મગાવી બને જણ ઓટલા પરથી ગાડીમા બેસવાની તૈઆરી કરતા હતા ત્યા ભગવતપ્રસાદ બહારથી આવ્યો એના બહાર નીકળી ગયા પછી સુરજને જવાનુ નક્કી થએલુ હોવાથી એને એ આજે જવાની છે એવી ખબર ન હતી તેથી જાણીજોઇને પોતે કંઈ નીસાત માં ન હોય એમ વગર પુછે થએલી આ તૈઆરી જોઇ એનો મીજાજ ગયો ગાડીમા મુકેલી ટ્રંકો પર પણ એની નજર ગઇ તેણે દબડાવતા અવાજે યશોધરાને પુછ્યુ "ક્યાં જાય છ ?"

"ભાભીને સ્ટેશન પર મુકવા જાઉ છુ એ આજે શુક્લતીર્થ જાય છે" તેણે નમ્રતાથી કહ્યુ

"તારે જવાની કંઈજ જરુર નથી મહેતો મુકી આવશે" તેણે આજ્ઞાદર્શક સ્વરે કહ્યુ "ચુનીલાલ ! આ બાઇને સ્ટેશન પર મુકી આવો !"

યશોધરાના ગળામા ડુમો ભરાયો સુરજ બાઘા જેવી ભગવતપ્રસાદના શબ્દો સાભળી રહી ભગવતપ્રસાદ તો આજ્ઞા આપીને ત્યાંથી ચાલી ગયો હતો

"બહેન ! તારે આવવાની કંઈ જરુર નથી મને મહેતાજી ગાડીમા બેસાડી જશે એટલે બસ જસુ ! બહેન ! આવજે હો કાગળ લખજે" કહેતા કહેતા તે બધુ ભુલી યશોધરાને ભેટી પડી

"હા ભાભી ! આવજો" યશોધરાએ પોતાની જાતને ભાભીના હાથમાથી છુટી કરી તેને ગાડીમા બેસાડી ગાડી ચાલી એટલે ફરીવાર તેની સામે પાછુ વાળીને જોયા વિના તે ત્યાથી જતી રહી સુરજે ગાડીમા પાછા વળીને જોવાય ત્યા સુધી જોયુ, તેની આખમાથી અત્યાર સુધી રોકી રાખેલા ચોધાર આસુ વહેતા હતા

યશોધરા દીવાનખાનામા ગઇ ત્યારે ભગવત પ્રસાદ ક્યારનોએ તેની વાટ જોતો ત્યાં બેઠો હતો એને યશોધરા પર નિષ્કારણ ક્રોધ ચઢતો હતો આજે ધુધવાઇ રહેલા જ્વાળામુખી જેવા પોતાના ક્રોધનુ દર્શન કરાવવુ એને જરુરનુ લાગ્યુ

યશોધરા આવતાને વાર જરા ખચકાઇ પણ પછી પુછ્યુ. 'ફોરી મગાવુ ?"

"જરુર નથી" જવાબ મળ્યો યશોધરા

ત્યાં વધારે ઉભા રહેવાનું ધૈર્ય નહોતું. તે ત્યાંથી ચાલી જતી હતી ત્યાં પાછળથી ઉકળતા કટાક્ષથી ભરેલો અવાજ આવ્યોઃ "કેટલો માલ મોકલાવ્યો?"

યશોધરા ચમકી ને ઉભી રહી. તેને કૈં સમજણ પડી નહીં.

"બે ચાર પેટીઓ વધારે ભરી હોત તો સુખેથી બે ચાર વર્ષો નીકળી જાત." કાળજામાં સોંસરી જાય એવી ઠંડાશથી તેણે કહ્યું.

યશોધરાને જરા સમજ પડી. તે દિગ્મૂઢ થઇ ઉભી. એણે શરુઆતમાં આણેલી વસ્તુઓ એક બે વખત ભગવતપ્રસાદને દેખાડવા પ્રયત્ન કર્યો હતો. પણ તેની સામે અડછતી નજર નાખવા શીવાય બીજી દરકાર તેણે કરી ન હતી. તે ઉભી હતી ત્યાંજ સ્થિર થઇ રહી.

ભગવતપ્રસાદને યશોધરા કોઇને માટે કૈં મોકલાવે તેમાં વાંધો હતો એમ પણ નહોતુ. એને માત્ર તકરારજ કરવી હતી ઘણા દિવસથી તેની ગૌરવભરી શાંતિ તેને સાલતી હતી અને તેમાં છેલ્લા શ્રીમતી સાથેના પ્રસંગ પછી તેનુ મગજ વધારે બગડ્યું હતું દર વખતે યશોધરા સાથે જે સ્વાસ્થ્યથી એ વાત કરતો તે સ્વાસ્થ્ય પણ એણે તજવા માંડ્યું હતું.

થોડીવાર બંને વચ્ચે શાંતિ પ્રસરી રહી આવતાં આંસુને રોકી રાખવા યશોધરાએ એક મહા પ્રયત્ન કર્યો. થોડીવારે એણે મુશ્કેલીથી પુછ્યુંઃ "હું જાઉં?"

ભગવતપ્રસાદનો દબાતો રોષ પાછો ઉછળી આવ્યોઃ "કેમ હું ખાઇ જાઉં છું શું? મારાજ ઘરમાં રહેવું, મારે પૈસે મજાહ કરવી અને પાંચ મીનીટ મારી પાસે ઉભાં રહેવું પડે તેમાં કેવું એક દુઃખ પડી જાય છે! શુકલતીર્થમાં ગોરાણી રહી હોત તો......" એ આગળ બોલતાં બોલતાં અટકયો. આવી હલકી રીતે તકરાર કરવાનો આ પહેલોજ પ્રસંગ હતો એટલે શબ્દો તરત ગળામાં થી બહાર નીકળ્યા નહીં

"મારો કૈં વાંક થયો છે?" યશોધરાએ ગળગળા અવાજે પુછ્યું.

"વાંક?" ભગવતપ્રસાદનો પીત્તો ઉછળ્યો. તારાથી શો વાંક નથી થયો એમ પુછ? મારી બધી જીંદગી ખરાબ કરી મુકી. માબાપે એક ઢોર વળગાડી આપ્યું. નહીં તેનામાં રીતભાત કે નહીં કશી આવડત. ના તેને બોલતાં આવડે કે ના ચાર સારા માણસમાં ભળતાં આવડે. જ્યાં લઇ જાઓ ત્યાં એક મોટું મોં ફુલાવીને આવે. લોકો જાણે કે હું કેમ મારતો હોઉં અને દુઃખ દેતો હોઉં."

યશોધરા અવાક્ બની સમજાતું ન હોય તેમ સાંભળી રહી. ભગવતપ્રસાદ થોડીવાર મુંગો રહ્યો પણ પછી થોડીવારે બધું કહીજ નાખવાનો નિશ્ચય કર્યો હોય તેમ આગળ ચાલાવ્યું.

"હું ખરેખરું કહું છું કે મને તારો, આ જીંદગીનો—બધાંનો કંટાળો આવ્યો છે. આ ગુંગળામણ મારાથી બીલકુલ સહન થતું નથી. મારાજ ઘરમાં હું પારકા માણસ જેવો થઇ ગયો છું. મારા હુકમનો અનાદર થાય, મારા મિત્રોનું અપમાન થાય, મારી આજ્ઞાની કોઇને પરવા ન હોય! શા માટે મારે એ ઘરમાં વસવું જોઇએ એ મને કોઇ કહેશે? તને જોઉં છું અને મારા મગજ સામે આવીને આ બધી વસ્તુઓ ઉભી રહે છે. એના કરતાં ઘર છોડીને સંન્યાસી થઇ જવું શું ખોટું?"

યશોધરાને આ બધા પ્રહારો કેમ આવ્યા તેનો વિચાર કરવાનો પણ વખત ન હોતો. તેનો પતિ તેને લીધે આટલો બધો દુઃખી હતો તે તેણે કદી કલ્પ્યું ન હતું. જીંદગીમાં પહેલીજ વખત અધાપો સરી જતાં આંખ ઉઘડે તેમ તેને થયું. વિચાર કર્યા વિના આવેશમાં તેનાથી બોલાઇ

જવાયું. "શા માટે તમે સંન્યાસી થાઓ! તેના કરતાં હુંજ જાઉં તો શું ખોટું?"

ભગવતપ્રસાદ ક્રૂરતાથી હસ્યો. "હા, જવું હોય તો રસ્તો ઉઘાડો છે. પણ જોજો, બે દહાડા રહીને પાછાં ન આવવું પડે. મારાં એવાં ધન્યભાગ્ય ક્યાંથી કે થોડા દિવસે મને શાંતિ મળે." એણે તું માંથી કૃત્રિમ તમે કરી શબ્દોનું ઝેર વધાર્યું. થોડીવારે એને લાગ્યું કે એના રોષને આટલા ડહામ દીધા પછી શાંતિ વળી હતી. કેટલીક વારે એણે ઘડીઆળ જોઇ ઉભા થતાં કહ્યું: "આજે રાત્રે હું અંધેરી ચીનુને ત્યાં સુવાનો છું. ત્યાંથી કાલે બપોરે આવીશ. સાંજે સર વિમળાપ્રસાદની પાર્ટીમાં આપણે બંનેને જવાનું છે. તમે તૈયાર રહેજો. આજનો દહાડો એકલાં એકલાં મહાલવાની તમને છુટ છે." કહેતો કહેતો તે દિગ્મૂઢ બનેલી યશોધરાની સામે જોયા વિના બહાર ચાલ્યો ગયો. બેભાન જેવી યશોધરાના કાનમાં મોટરના ભુંગળાનો અવાજ ગયો ત્યારેજ એ ઝબકીને જાગી અને ભગવતપ્રસાદ ખરેખરો ગયો હતો એમ તેણે જાણ્યું.

યશોધરાને માટે આ ફટકો સખ્ત હતો. ભગવતપ્રસાદ તેનાથી આટલે દરજ્જે કંટાળ્યો હતો તેની તેને ખબર ન હતી પોતાને ખાતર એને ઘર અકારું થઇ પડે. એને સંન્યાસી થવના વિચાર આવે એ ખ્યાલેજ ભોળી યશોધરા કમકમી. એને મન તે ગમે તેવો હોય તોએ દેવ હતો. એના દેવને એ દુઃખી કરે એ બનેજ કેમ! અત્યાર સુધીની યશોધરાની આખી જીંદગીનું ધ્યેય માત્ર ભગવતપ્રસાદને પ્રસન્ન કરવાનું હતું. તેને સુખી કરી શકે એટલા એક સૂત્ર પર તેણે આખું જીવન રચ્યું હતું. આજે એણે જોયું કે એ સર્વ વૃથા ગયું. તેનો પ્રભુ તેના પ્રયત્નોથી રાચવાને બદલે તેનાથી દૂર નાસવા માંગતો હતો; એના માર્ગમાં એ એને અંતરાયરૂપ લાગતી હતી. ત્યારે એને જીવવાનું પ્રયોજન પણ શું?

યશોધરાની આંખે અંધારા આવ્યાં. તે એક ખુરશી પર આંખો મીંચીને બેસી ગઇ. હમાલ દીવો કરવા આવ્યો, તેને શેઠાણીની આ દશા કૈંક વિચિત્ર લાગી. પણ શેઠની સાથે તકરાર થઇ હતી એમ તો ક્યારનુંએ બધા નોકરોએ જાણ્યું હતું.

ઓચીંતુ યશોધરાને યાદ આવ્યું કે કાલે બપોરે એ વિમળાપ્રસાદની પાર્ટીમાં જવાનું કહી ગયો હતો. વિમળાપ્રસાદની એટલે શ્રીમતીની. શ્રીમતી કદાચ જાણતી પણ હશે કે ભગવતપ્રસાદે તેને ત્યજી દીધી હતી. કાલે તે તેના સામે જોઇ ગર્વથી રણ જીત્યાના આનંદમાં હસશે. આ દશામાં શ્રીમતીની સામે જવું પડે તેના કરતાં જહાન્નમમાં જવું પડે તે બહેતર. એણે આખી જીંદગી તપશ્ચર્યા કરી જે ન મેળવ્યું તે શ્રીમતી પગની ઠોકરે ઉડાવતી હતી. એની આગળ પોતે ભીખારીની દશામાં જાય!

તેના મગજ આગળ આખું ચિત્ર—એક નહીં પણ અનેક ચિત્રોની પરંપરા ઉભી થઇ. તેનુ માથું ભમી ગયું તેના ગળામાંથી દુઃખનો એક અવાજ નીકળ્યો. કૈં પણ વિચાર કર્યા વિના તે ખુરશીનો હાથો પકડી ઉભી થઇ. કોઇ ભૂતને આઘુ ધકેલતી હોય તેમ "ના, ના, ના" કહેતાં તેણે હવામાં હાથ વીંઝયા અને ઝપાટાબંધ ચાલતી, લગભગ દોડતી તે ઓટલા પર આવી, પગથીઆં ઉતરી દરવાજા તરફ ગઇ. બાઇનું આવું વિચિત્ર વર્તન જોઇ ઓટલા પર ઉભેલો રામેશરી ગભરાયો. પણ શેઠ વઢયા હતા એમ તે જાણતો હોવાથી અને બાઇ બાગમાં ફરતાં હશે એમ જાણી તેણે બહુ વિચાર નહીં કીધો. ભોળી યશોધરાના અંતઃકરણે અજાણતાં તેની પાસે છળ કરાવ્યો. તેણે બાગનું એક ચક્કર લીધું અને પાછલા બારણા આગળથી

તે રસ્તા ઉપર બહાર આવી પામેજ એક વીક્ટોરીઆ જતી હતી તેને બોલાવી ગ્રાંટરોડ તરફ જવાનો તેણે હુકમ કીધો

તે સ્ટેશન પર પહોચી ત્યારે ગાડી ઉપડવા ની પાચ મીનીટનીજ વાર હતી તેણે ગાડીવાળા ને પૈસા ક્યારે આપ્યા, ટીકીટ ક્યારે લીધી તેની તેને પણ ખબર નહતી ગાડી ઉપડવા ની તૈયારી હતી અને તે થર્ડ ક્લાસના સ્ત્રીઓ ના ડબા આગળ જઇ પહોચી સુરજ એક બારી પાસે ગોઠવાઇને બેઠી હતી યશોધરા બારણુ ઉઘાડી અદર ચઢી

'જસોદા! તુ!' અજાયબીથી સુરજથી બુમ પડાઇ ગઇ

'હા ભાભી! હુ તારી સાથે આવુ છુ યશોધરા જવાબ પુરો કરે તે પહેલા તો ગાડી પ્લેટફોર્મ પરથી ખસી

૫

ભગવતપ્રસાદ તે રાત્રે ના ઢહી ગયો હતો છતા અગીઆરેક વાગે પાછો ઘેર આવ્યો તેણે યશોધરાને હવેથી બરાબર ઠેકાણાસર રાખવાનો નિશ્ચય કીધો હતો પોતાનો રોષ કાઢી શકવાને લીધે એને થોડો આત્મસતોષ પણ થતો હતો

તે ઘેર આવ્યો ત્યારે બધા નોકરો રોણુ વળી ઓટના પર ઉભા હતા કે અસાધારણ બનાવ બન્યો હોય અને શુ કરવુ તે કોઇને સુઝતુ ન હોય તમ બધા ગભરાટમાં હતા ભગવત પ્રસાદને જોઇને બધા શીયાવીઆ થઇ આગળ પાછળ ખસી ગયા

ભગવતપ્રસાદે કૈંક અસાધારણ બનાવ બન્યો હતો એમ પરખ્યુ "કેમ શુ છે?" એણે સખ્તાઇથી બધાને પુછતો હોય તેમ પુછ્યુ

જવાબ દેવાની કોઇની હીંમત ચાલી નહીં અધીરાઇથી એણે ફરી એનો એજ સવાલ પુછ્યો 'શુ, છે શુ?"

એક મહેતાજી જેવા જણાતા માણસ જરા આગળ આવીને કહ્યુ 'શેઠ! બાઇ "

ભગવતપ્રસાદને ધ્રાસ્કો પડયો તેણે વાક્ય અધુરેથી અટકાવીને પુછ્યુ "શુ? બાઇને શુ થયુ?"

"બાઇ ઘરમા કૈં જણાતા નથી" તેણે વધારે હીમત આણીને કહ્યુ "રામોશીએ એમને બાગમા ઉતરતા જોયા હતા એના મનથી કે અમસ્થા બાગમા ફરતા હશે પણ બાઇના ભાભીને મુકવા જે મહેતો સ્ટેશન પર ગયો હતો તે કહે છે કે તેમને ગાડીમા બેસાડી એ ઘેર આવતો હતો એવામા બાઇના જેવુ કોઇ ભાડા ની ગાડીમાં સ્ટેશન તરફ જતુ તેણે જોયુ હતુ"

એક ક્ષણભર ભગવતપ્રસાદ અવાક્ બન્યો અને પછી કૈંજ અસાધારણ ન બન્યુ હોય તેમ પીછ ફેરવી 'બાઇ તેમના ભાભીની સાથે ગયા છે' તેણે શાતિથી ખુલાસો કરતો હોય તેમ કહ્યુ અને દિગ્મૂઢ બનેલા સેવકગણને સાજ અજા યબ થતો મુકી તે પોતાના ખડમા ગયો એનો ભાનહીન ધાગ થોડીવારે નીચેની શાતિમ સભળાયા માડુ! બુઝ કાઢ " આ શબ્દો સાભળ્યા પછી ઉભુ રહેવુ બીનજરૂરી છે એમ લાગતુ હોય એમ ધીરેધીરે સૌ વીખરાઇ ગયા

થાકી હારીને આવેના ભગવતપ્રસાદના ચિત્તમા તે રાત્રે યશોધરા પ્રત્યે રોષ સીવાય બીજી કૈં લાગણી હતી નહીં એના ક્રોધગ્રસ્ત અતરમા યશોધરાની સહીસલામતીની ચિતા કરવાનો અવકાશ ન હતો એને આ કૃત્યમા પોતાની આજ્ઞાનો અનાદર કરવાની યશોધરાની ચોખ્ખી દાનત દેખાઇ અને તે માટે એને જીદગીભર પશ્ચાતાપ કરાવવો જરૂરનો લાગ્યો વર્ષોના વર્ષો સુધી નર્મદાના પાણી ભરતાભરતા હાથ માથુ ને પગ વસી એ પ્રાયશ્ચિત્ત કરે ત્યારેજ એણે ખોએના રાજવૈભવનુ એને ભાન થશે, અને ત્યારેજ એ મીજાજી ગામડીઅણનો ગવ ગળશે એમ

હોય તેમ તે ભગવતપ્રસાદની દિશામા આગળ વધી ભગવતપ્રસાદ આવ્યનુ ભાન હોય એવુ એની એકે હીલચાલ પરથી જણાતું નહતુ

મંત્રવશ થયો હોય એમ એકચિત્તે ભગવતપ્રસાદ એની દરેક હીલચાલ નીરખતો અને એના અગોમાથી ઝરતુ લાવણ્ય આખો વડે પીતો હોય તેમ એક પર પણ દૃષ્ટિ એના પરથી ખસેડતો નહીં એની મોહવશતાનું માપ એને ન જોતી દેખાતી શ્રીમતીએ દૂર રહ્યા રહ્યા કયારનુએ કાઢ્યુ હતુ

આખ પલકારો કરે તેટલામા મોહકનાના અવતાર સરખી સ્મિત કરતી તે ભગવતપ્રસાદ પાસે આવીને ઉભી રહી એના અગની સુગધ અને પ્રકાશમા સહસ્રધા ઉજ્જ્વલ લાગતી કાંતિથી ભગવતપ્રસાદ છેક પરવશ બન્યો અત્યત મૃદુ અવાજે તેણે પુછ્યુ "કેમ તમારા પત્ની નથી આવ્યા?"

કેટલાએ દિવસથી જે પળનુ ધ્યાન ધર્યું હતુ તે પળ રખેને જતી રહે એ બીકે ભાન ભુલેલા ભગવતપ્રસાદે એના શબ્દો સાભળ્યા નહીં કે સાભળ્યા હોય તો સમજ્યો નહીં એના જીવનુ તે વખતે ઠેકાણુ નહતુ સમય અને સ્થળ વીસરી તેણે શ્રીમતીનો હાથ પકડયો

"શ્રીમતી!" ભગવાન પુષ્પધન્વાના પ્રહારથી તેનો અવાજ ધ્રુજતો હતો

"ગાડા થયા છો?" ક્રોધ દબાવી હાથ ખેચી લેતા અને કોઇએ જોયુ તો નથી એ બીકે ચોપાસ નજર ફેરવતા શ્રીમતીએ કહ્યુ તે જવાને માટે પાછી ફરી

"શ્રીમતી! એક મીનીટ ઉભા રહો" ગાડા જેવો ભગવતપ્રસાદ બોલતો સભળાયો "મારુ જીવન અને મરણ હવે તમારા હાથમા છે શ્રીમતી! શ્રીમતી!" અત્યત આતુર અવાજે તે કરગર્યો "એક વાત કહેવા આવ્યો છુ. સાભળશો?"

અતિ તુચ્છ લાગતા આ માનવ કીટકને પગ તળે કચરી નાખવાનુ શ્રીમતીને મન થયુ પણ યશોધરાની મૂર્તિ તેની આખ આગળ આવીને ઉભી છતા ભગવતપ્રસાદના આ કનખત ના ગાડપણથી તે કટાળીને બોલી 'આ નાટક નથી શુ કહો છો?' તેણે કડકાઇથી કહ્યુ

'શ્રીમતી! મારો સસાર આજે બાળીને હુ આવ્યો છુ તારી ઇર્ષ્યામા મારી પત્ની મને મુકીને જતી રહી છે' તમેનુ તુ કરતા તેણે કહ્યુ 'હવે તો તુ દયા કર!'

એક વિપલ શ્રીમતીને સમજ પડી નહીં કપાલ પર કરચલીઓ પાડી આખો ફાડી તે જોઇ રહી પણ બીજીજ ક્ષણે યશોધરા ભગવતપ્રસાદને છોડીને નાસી ગઇ એ વાત એના મગજમા સ્પષ્ટ થઇ એના મગજની ગુચવણ, દીવગીરી જતા રહ્યા પોતે સીધી રીતે કૈ કર્યા વગર આ ધાર્યું પરિણામ આવ્યુ તેથી તેનો આનદ માયો નહીં બધી વાન્છના તૃપ્ત થઇ હોય તેમ તેની પહોળી થએલી આખો અમાનુષી રીતે નાચી અના વદન પર અટ્ટહાસ્ય સ્ફુર્યુ 'મૂર્ખા! બાયલા! એજ દાવનો છે તુ" તેની વિજયથી ઉન્મત દૃષ્ટિ મા અપૂર્વ આત્મસંતોષનો સભાર ભર્યો હતો "શ્રીમતી જોઇએ છે? સાત ભવ તો શુ પણ સાતસો ભવ તપ કરે તો પણ શ્રીમતી નથી મળવાની" ગુલામને વધની શિક્ષા ફરમાવે તેટલા તોરથી શ્રીમતીએ શબ્દો ઉચ્ચાર્યા અને દમામમા પીઠ ફેરવી

અત્યત નીરાશાને પરિણામે આવતી ધૃષ્ટતાથી ભગવતપ્રસાદ પણ ભુલ્યો સ્થન કાલના બધનો એ વીસરી ગયો શ્રીમની એક ડગલુ ભરે તે પહેલા ઝડપથી તેનુ બાવડુ એણે મજબુત પકડયુ તેની આખમાથી અગારા ખર્યા.

' મશ્કરી ? મારો સંસાર ધુળમાં મેળવીને હવે મશ્કરી કરે છે ! જવાબ આપ ! આ પળે તું મારી થવાની કબુલાત આપ નહીં તો તારૂં ખુન કરીશ." ઘણા દિવસની રોગિષ્ટ મનોદશાને અંતે અત્યારે તેનામાં ગાંડપણજ આવ્યું હતુ.

એક ક્ષણવાર શ્રીમતીની આંખો ભયથી ત્રાસી. મદદ માંગતી હોય તેમ બાંકમાં ચોતરફ તેણે જોયું. બીજીજ ક્ષણે ઝાડની પાસે આવી ઉભેલા વિમળાપ્રસાદ પર તેની આંખો ઠરી અને તેના વદન પરથી ભય ઉડી ગયો અને તેને સ્થાને ઉદ્દતાઇ અને મજાક પ્રસરી રહ્યાં. "વિમળ ! આ ગાંડાના હાથમાંથી મને છોડવ. બાઇ નોતરાવગર ઘુસી જવાનું શૌર્ય બતાવી મારો પ્રેમ યાચવાનો અદ્દ્ભુત પ્રયોગ કરે છે."

વિમળાપ્રસાદ એક અક્ષર બોલ્યા વગર આગળ આવ્યો તેની સાથે બે અનુચરો હતા તેણે આજ્ઞાદર્શક સ્વરે કહ્યું: "આ ગાંડાને બહાર મુકી આવો."

ભગવતપ્રસાદ શું થયું તે વિચારે કે એક શબ્દ બોલે તે પહેલા બંને અનુચરોએ તેને બારણા બહાર કાઢયો.

× × ×

ભગવતપ્રસાદને ભાન આવ્યું ત્યારે તેણે પોતાના સુવાના ઓરડામાં પથારી પર તરફડતો પડેલો પોતાને જોયો. અંધારા ખંડનું શમશમાકાર વાતાવરણ તિરસ્કારથી ભર્યું હતું અને ગુંગળાવતા તિરસ્કારમાંથી બે સ્ત્રીઓની આંખો એને દેખાતી. બે આંખો ગર્વભર્યા તિરસ્કારથી તેને ડામતી—બે આંખો દયામણાપણાથી—ભીના તિરસ્કારથી તેને ઠપકો દેતી.

એકદમ તે ગાંડા જેવો ઉઠયો ને દીવો કર્યો. ઘડીઆળમાં સાડાનવ વાગ્યા હતા...શુકલતીર્થ પહોચવા અંકલેશ્વર જવાની છેલ્લી ગાડી પોણાદશેક વાગે ગ્રાંટરોડથી જતી હતી......

ઘરનો ઃખેવાળ રામોશી લૈયો જોઇ રહ્યો ટોપી વગરના શેઠ ઘરમાંથી બહાર નીકળી ઘરમાથી ધસી આવતા તેણે જોયા. તે જતી ટેક્ષીમા કુદ્યા ને ટેક્ષી ઝપાટાભેર ચાલી ગઇ. લૈયાજી કયાં સુધી જોઇ રહ્યા. કાલે શેઠાણી—આજે શેઠ: આ ઘરને શુ થયું હતુ ? તેણે ઓટલા પર ફાનસ આગળ પડેલા રામાયણ તરફ ફરતાં ગાવા માંડ્યું:

—તુલસી આ સંસારમેં ભાત ભાતકે લોક...

---

## કસોટી

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૪૩૮ થી]

એ હમણા હમણાથી 'સુરેશભાઇ'જ કહેતી. ઉગતા સ્નેહનો એ એક ફણગો હતો.

સુરેશે ઉચું જોયું અને શરમાયો હોય તેમ પાછું નીચીનજર કીધી. "મને શી ખબર પડે?"

"તેર રુપીઆ! મને મારાં સાસુએ આપ્યા. હું હવે એનું શુ શું કરીશ તે ખબર છે?" તેની આંખો હસી અને જોરથી શરીર હલાવી તેણે લટકો કર્યો! પણ એટલામાં વિનોદ અને રવિ વાત સાંભળતા હતા તે આવી પહોંચ્યા. "ઉષી! અમને એમાંથી કંઈ આપશે કે?"

ઉષાએ અંગુઠો બતાવ્યો અને હસી. વિનોદ ગુસ્સે થઇ બોલ્યો. "જોઇ મોટી પૈસાવાળી થઇ છે તે. બાને પૈસા મુકવા આપ્યા કે નહીં?"

પણ એટલામાં સુનંદાનો ગુસ્સે થએલો ઘાંટો મેડીએથી સંભળાયો. "વિનુ! રવિ! સુરેશ! ઉષા! આમ આવો તીજોરીની ઓરડીમાં આજે કોણ ગયું હતું? દસ રુપીઆની નોટ ગોખલામાં મુકી હતી તે નથી." સૌ છોકરાંઓ સડક થઇ ગયાં અને એકબીજાની સામે જોયું. વિનોદે રવિને આંખ મારી. સુરેશ શીયાવીયા થઇ ગયો. ઉષા તો ઉપર ગઇજ નહોતી એટલે એણે કડકાઇથી આમ તેમ જોયું.

સુનંદા છોકરાઓની વાટ જોવાને બદલે ધબડ ધબડ દાદર ઉતરી. એણે સખતાઇથી દરેકની સામે જોયું. "ખરું બોલો, નહીં તો આજે બધાંના હાડકાં રંગાઇ ગયાં સમજજો."

વિનોદ જરા હીંમતથી આગળ આવ્યો "બા! સુરેશ સવારનો ઉપર બેઠો હતો. અને હું ને રવિ ઉપર ગયા ત્યારે તીજોરીની ઓરડી આગળ ઉભો હતો. કેમ બે રવિ! ખરી વાત કેની!", તેણે રવિની સામે જોઇ ઇશારત કરી.

રવિ વિનોદનોજ ચેલો હતો. "હા બા, ખરી વાત છે. અને અમે પુછ્યું ત્યારે અમનેજ ધમકાવવા મંડી પડયો."

સુરેશ એક બે પળ તો શું થાય છે તે સમજ્યો પણ નહીં. પણ આત્મરક્ષણની સ્વાભાવિક પ્રેરણાથી તે બોલી ઉઠયો: "તમે બંને અંદર લઢાલઢી કરતા હતા તે નહી?" તે સુનંદા તરફ ફર્યો. "કાકી! હુ તો ઓરડીમાં ગયોએ નથી. વિનોદ ને રવિ એકબીજાને વળગીને જમીન પર આળોટતા હતા તે મેં બારણા આગળથીજ જોએલું."

"જો જુઠ્ઠો! ઓરડીમાં અમે હતા કે તું હતો!" રવિએ નિર્ભય રીતે ખોટું બોલવા માંડયું. વિનોદની સાક્ષીની એને ખાત્રી હતી અને કશાએ સાક્ષી પુરાવા વગર બે જણની સામે એકલા સુરેશનું કોણ માનવાનું હતું?

સુરેશ એક પળ સડક થઇ ગયો. આ જુઠ્ઠાની સામે એને શું બોલવું તેએ સુઝયું નહીં. એની આંખમાં આંસુ આવ્યાં. "કાકી! તદ્દન ખોટી વાત છે. હું ઓરડીમાં ગયોજ નથી." અજાણે તેની આંખો ઉષાના ઉપર ઠરી.*

"બા! એ તો વિનોદ રવિનાંજ કારસ્તાન. સુરેશ એવું કરે નહીં." ઉષા અત્યાર સુધી મુગી મુગી સાંભળતી હતી તેણે એકદમ પોતાનો મત આપ્યો. "કહી દો ખરું" તેણે મોટી મોટી આંખો વિનોદ રવિ ઉપર કાઢી. "નહીં તો બાપા આવશે એટલીજ તમારી વાર છે."

"ઘરડી ડોસીમા. જો મોટી સુરેશનો પક્ષ લઇ લઢવા આવી છે તે. બા! આ ઉષલીને કંઈ કહે. આમ અમારું ખોટું નામ દેશે તો હું એને ઠેક કરી બેસીશ. હા વળી, હું નહીં જાણું' વિનોદે ઉષા સામે ડોળા કકડાવ્યા.

છોકરાંઓની તકરારમાં સુનંદા જરાવાર મુળ વાત ભુલી હતી તેણે એકદમ મોટેથી કહ્યું:

"માની દો જેણે લીધી હોય તે, નહીંતો એકે એકને બાંધીને ફટકાવવા પડશે આજ તો દસની ચોરી કરી અને કાલ તો ઘરમાંથી ગમે તે લઇ જશે" તેણે વારાફરતી બધાની સામે જોયું વિનોદ ને રવિ નિર્દોષતાનો ખોટો ખોટો ડોળ કરી ઉભા હતા

"બા! અમે નથી લીધી તારા સમ અમે લીધી હોય તો અમને બ્રહ્મહત્યાનુ પાપ બેસે" બન્ને જાણે આમંટા પોતાની નિર્દોષતા પુરવાર કરવા માડી

સુરેશ કૈં મોટો નહીં એને બોલવાનું કૈં સુઝયુજ નહીં એના મૌને એને સુનદાની આખમા અપરાધી ઠેરવવા માડયો સાધારણ રીતે પોતાના છોકરા કરતા પારકા છોકરા પર સહેલાઇથી વહેમ જાય છે

તે આખો દિવસ ઘરમા દસ રુપીઆની નોટની ખોળખોળા થઇ રહી વિનોદ રવિ તેની શોધમા આખુ ઘર ઉથલપાથલ કરતા દેખાતા હતા સુરેશ તે શોધનાનો જરા પણ પ્રયત્ન કર્યા વગર એક ખુણામા નચુ માથુ કરી બેસી રહ્યો હતો બા એના મનમા ઉઠતા દરેક તુક્કાઓ પ્રમાણે ઘડીમા દરેકને તે પ્રમાણે શોધ કરવા પ્રેરતી અને ઘડીમા બેસી રહેતી દેખાતી સુનદા વારવાર દરેકને ધમકાવતી, પણ એના મનમા ધીરેધીરે કૈં નિશ્ચય થતો જતો હતો

સાજે ઝીણુભાઇ ઘેર આ યા આવતાને વાર એમને ઘરમા બનેના અસાધારણ બનાવની ખબર પડી ખગ કે ખોટા પુરાવાની ગેરહાજરી મા બધો નાક સુરેશ પર પડયો

સુનદા ધીરે રહીને બૈગરસહી રીતે કહેતી સભળાઇ "ના બા, મારા ઘરમા આવુ નહીં ચાલે પારકા છોકરા ખાય તે પોસાય પણ ઘરમા ચોરીઓ થાય તે ના પોસાય આપણે કોઇના ઉપર ચોરી નાખતા નથી પણ મારે હવે સુરેશને અહીં રાખવો નથી કહેશે કે તમેજ મારા છોકરાને બગાડયો એને તમે તમારે કાલે સવારની ગાડીએ જઇ મુકી આવો"

ગૃહિણીના આ છેવટના ચુકાદાની સામે કોઇની બોલવાની હીંમત ન હતી ઝીણુભાઇને સુનદાની આ વાત યોગ્ય લાગી વિનોદ રવિ સૌની નજર ચુકાવી એક બીજાની સામે જોઇ જરા હસ્યા ઉપા અજાયબીથી અને દયાથી સુનદા અને સુરેશ સામે વારાફરતી જોઇ રહી સુરેશ જરાવાર મુગો બાઘા જેવો ઉભો રહ્યો પણ પછી એકદમ મોટા ડુસ્કા ભરતો ભરતો રડી પડયો •

"કાકા! ભાઇ સાબ! મને આટલો વખત રાખો મે ચોરી નથી કરી દેવભાઇના સોગન જો મે કરી હોય તો કાકા! તમારે પગે પડુ" તે ઝીણુભાઇના પગ આગળ નીચો નમ્યો "બાવા જાણશે તો શુ કહેશે?" સુરેશથી કઇ ખાઇ ખાઇને રડી દેવાયુ એની આખમા અને નાકમાથી નીકળતા પાણીને તેણે ધોતીઆવડે લુછના માડયા પણ તેની અવિરત ધાર તેના બધા પ્રયત્નોને નિષ્ફલ કરી રહી

વારુ, જા મો ધોઇ નાખ, જોઇશુ' ઝીણુભાઇએ આજ્ઞા કરી મકાની આજ્ઞા થતા ઉપરા ઉપરી આવતા હીબકાને રોકવા નિષ્ફળ પ્રયત્ન કરતો સુરેશ સફાળો ઉઠી પાણીઆરાની ઓરડી તરફ વળ્યો દયાથી દાઝતી ઉષા તેની પાછળ ગઇ ગોળીમાથી પાણીનુ પનાલુ ભરી આપતા આપતા તે ધીરેથી બોલી "સુરેશભાઇ! તે ચોરી નથી કરી એમ હુ માનુ છુ હા એ તો પેલા વિનોદ રવિનુજ કામ" તેણે ખાત્રીપૂર્વક ઉચ્ચાર્યું હીબકા ભરતા સુરેશે થોડા વધારે હીબકા ખાધા અને તેણે આપેલા પાણીમાથી એક ઘુટડો મહા મહેનતે પીધો વધેલા પાણીથી મોઢુ ધોતાના

તેના પ્રયત્નો નવા અશ્રુઓનો અવિરત પ્રવાહ નકામા કરી રહ્યો.

૪

પરોઢના ત્રણેક વાગતાનો સુમાર થયો હતો. પાછલી રાતનો ચન્દ્રમા સુનેલા શહેરની શેરીઓમાં અમી ઢોળી રહ્યો હતો. તારાઓ નહીં ઓછા, નહીં આછા એવા ચમકતા હતા.

રાજમાર્ગ સુનો હતો પણ કેટલાક ઘરોની બહાર લોકો ખાટલા ઢાળી સુતેલા હતા. નાટક જોઇ આવનાર કોઇક છુટા કે બેચારના ટોળામાં જનારના મુખમાંથી નીકળતી ગાયનની લીંટી એ કે એવાજ કોઇ લહેરીઓથી ભરાએલી ગિરામની ગાડીનો ટપટપ થતો અવાજ શહેરના શાંત સુના રસ્તાની નિઃશબ્દતાનો થોડીવાર ભંગ કરતો. ચંદ્રિકા ચીરી દૂર દૂર સુધી આછો આછો થતો એ અવાજ છેવટે સૃષ્ટિના મૌનમાં ભળી જતો હોય તેમ અદૃશ્ય થતો.

આસ્તોડીઆના રસ્તા પરથી ચૌદ પંદર વર્ષનો એક બાલક કાંકરીઆની દિશા તરફ જતો હતો. એનું માથું ઉઘાડું હતુ. શરીર ઉપર કોટ ન હતો. જોડા વિનાના પગનો નહીં જેવો અવાજ ભૂમિ પર થતો. એના ધારી કાઢેલા માથાની ઉપર છુટી મુકેલી નાનીશી શિખા પવનમાં ફરફરતી.

એની ગતિમાં વેગ નહતો. રસ્તાના ફાનસ પાસેથી જોનારને એના ડોળા બહારરા લાગે એવા હતા થાકી ગયો હોય, રસ્તો ખુટતો ન હોય, ભય પામતો હોય તેમ તેના અંગમાં શિથિલતા હતી છતાં કોઇક નિશ્ચયથી તે ઘસડાતો હોય એમ લાગતું.

રસ્તામાં કોઇ તેને મળ્યું નહીં કે કોઇએ તેને અટકાવ્યો નહીં. એક બે વાર બીકથી મુઠીઓ વાળીને તે દોડયો પણ ખરો. તે કાંકરીઆ પાસે આવી પહોંચ્યો ત્યારે ફીકો પડતો ચંદ્રમા સવારના ચાર કયારના વાગી ગયા હશે એમ સુચવતો હતો.

તળાવની પાળે આવી તે જરાક બેઠો. તેના અંગ અને આત્મા બંનેને થાક લાગ્યો હતો આ પળે કોઇ હેતાળ માણસ મળ્યું હોત તો તેના હાથમાં તે ઉડી જાય એવી તેની સ્થિતિ થઇ રહી હતી.

જરાવારે તે ઉઠયો, ઘેર જવાની હવે તેને આશા ન હતી માત પિતા દૂર હતાં, કાકાનું ઘર છોડી તે નાસી આવ્યો હતો. ચોરની છાપ લઇને એમાંથી એકે સ્થળે પાછા જવાની કે રહેવાની તેની હીંમત ચાલી ન હતી

તે છેક પાળ ઉતરી પાણીની કીનારી પાસે આવી પહોંચ્યો એક પલમાં તે પાણીની સપાટી પર ડુબકાં ખાતો હોત. પણ કીનારા આગળની વડવાઇમાંથી અંગારા જેવી બે આંખો ચમકી. એક ચીપીઆવાળા બાવાની ભયંકર મૂર્તિએ પાછળથી આવી બાલકના ખભા પર તેનો લોખંડ જેવો મજબુત પંજો મુકયો; *ચીસ પાડી બાલકે પાછું વાળી જોયું અને બેભાન* થઇ તે બાવાના હાથમાં પડયો.

× × ×

ચીપીઆવાળા બાવાઓનું એક ટોળું એક ચૌદ પંદર વર્ષના છોકરાને ઉપાડી સરખેજના રસ્તેથી જતું હતુ એવી અફવા અમદાવાદ શહેરમા ઉડી રહી સુરેશને શોધવાના બધા પ્રયત્નો આ વાત સાંભળ્યા પછી ઝીણુભાઇએ છોડી દીધા. દેવભાઇને કાગળ લખ્યો તેમાં ચોરી વીગેરે ઉલ્લેખ નહતો.

[આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં: આ વાર્તાનું ત્રીજું પ્રકરણ રા. મુનિકુમાર ભટ્ટ લખશે.]

## સ્વપ્નદ્રષ્ટા

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૫૦૧ થી]

ફીરોજશાહ પણ આ બાબતમા મક્કમ હતા. કોંગ્રેસ હ્યુમે સ્થાપી, તેના જેવાએ પોષી એનુ ધ્યેય બ્રીટીશ સામ્રાજ્યમા સ્વતંત્ર સ્થાન, એની પદ્ધતિ કાયદેસર, રાજ્યવ્યવસ્થાત્મક ચળવળ, એની પ્રેરણા ઇંગ્લાંડના સ્વાતંત્ર્યપ્રેમી નરો; એનુ મુખ્ય શસ્ત્ર સ્વાતંત્ર્યપ્રેમી આંગ્લપ્રજામાં રહેલી ન્યાયવૃત્તિ જો બોયકોટની આખી ચળવળ કોંગ્રેસ સ્વીકારે તો એ બધાનુ શુ? ને એ બધા જાય તો પછી કોંગ્રેસ ન હોય તોએ શુ?

સર ફીરોજશાહ ડૉ ઘોષ, સુરેન્દ્રનાથ, ગોખલે, વાચ્છા, માલવીયા–આ બધા આ પર સર્વાનુમત હતા એમનાં મગજમા વ્યવહારિકતા પ્રધાન પદે હતી જે ન સધાય તે ન ઇચ્છવુ એ એમનુ સૂત્ર હતુ તેમના કેટલાકે કાઉન્સીલોમા જઇ વ્યવહારિકતાનો વિજય સાધ્યો હતો બધાએ હ્યુમ અને બ્રેડલોથી સ્થરફોર્ડ ને નેવીન્સન જેવાના સ્વાતંત્ર્યપ્રેમની મદદ મેળવી હતી

એમાના ઘણાએ કોંગ્રેસ વિનાનુ, જાહેર જીવન વિનાનુ, અંધકારમય, વિભક્ત, ને નિર્માલ્ય હીંદ જોયુ હતુ, હીંદમા રાષ્ટ્રીય એકતા છે નહીં, ને થતી અહેવા નથી તે એ જોઇ શકતા હતા, હીંદી ચારિત્ર્યમા કર્તવ્યતત્પરતા ને ચીવટાઇ જોઇએ તેવા છે નહીં એ અનુભવથી તે જાણતા હતા; અને વિપ્લવથી, અરાઢમી સદીની અંધાધુંધીની પુનઃ સ્થાપના કરવાથી તે ત્રાસતા હતા બ્રીટીશ સામ્રાજ્ય વિના જયવારો નથી આ તેમનો ચોક્કસ સિદ્ધાંત હતો

"જગમોહનલાલ! પેલી તમારી Convention ની યોજના લાવોતો" ફીરોજશાહે કહ્યું

'હું નહોતો કહેતો?"

"હું હવે જોઇ શકું છું."

મરકતીને બંગલે ડૉ ઘોષને ઉતારે ચિંતાતુર હીંદી મુત્સદ્દીઓ ચિંતાતુર થઇ બેઠા હતા

તિલક મહારાજના હૃદયમા અજબ શ્રદ્ધા ને શક્તિનો સંચાર થયો હતો. તેને તો એકજ દૃષ્ટિબિંદુ હતુ પેશ્વા પાસેથી રાજ્ય લેનાર બ્રીટીશોનો વિરોધ. બોયકોટ થશે કે કેમ, ને થશે તો વિપ્લવ થશે કે કેમ તેનો એ વિચાર કરતા નહીં ઠરાવોથી અંગ્રેજી સામ્રાજ્ય જશે કે કેમ એ ઠરાવો પહેલા શા માટે વિચારવુ? કોઇ પણ ઠરાવ, કોઇ પણ હીલચાલથી વધારે અસંતોષ થાય એ સ્વીકારવા જેવાં,–એમા પુછવાનુ હોય? પ્રસંગ સરજાય તે લાભ લેવા માટે

જાહેર જીવનમા ફીરોજશાહ ને ગોખલેના હાથ નીચે રહી તે કંટાળી રહ્યા હતા રાનાડે –પુનાના પ્રૌઢ સંપ્રદાયનો સ્થાપક–તેના તરફ કરડી નજર રાખતા એ સંપ્રદાયના મહાગુરુ ફીરોજશાહ ને ગોખલે એ સંપ્રદાય જમીનદોસ્ત થાય એ પોતાનુ. પોતાના સંપ્રદાયનુ જીવન ધ્યેય હતુ તે ધ્યેય સાધવાનો પ્રસંગ સુરતમા આવી પહોંચ્યો હતો શા માટે તેનો ઉપયોગ ન કરવો?

એમની આગલી રાતની અશ્રદ્ધા ને ગભરાટ જતા રહ્યા. 'બોયકોટ' એટલે 'બોયકોટ'; એ તો શ્વાસ ને પ્રાણ એ કબુલ ન હોય તો જરૂર બીજા પ્રમુખની દરખાસ્ત તે મુકવાનાજ. અમે તોફાન નહી કરવાના તોફાન માટે અમે દીલગીર છીએ. પણ 'बायकाट म्हणजे बायकाट' તિલક મહારાજે અડગતાથી સૂત્ર ઉચ્ચાર્યું

શાન્ત, નમ્ર, ધીરજવાન અરવિંદ બાબુ મુંગે મોઢે જોઇ રહ્યા એની આંખો જાણે શ્રીકૃષ્ણને જોયાજ કરતી હોય તેવી ધ્યાનસ્થ દેખાતી એને અકળામણ નહોતુ, એને અશ્રદ્ધા નહોતી

એ તો એકજ દર્શન કરતા—અજય, અદ્વિતીય, ભારતરાષ્ટ્ર તે એકજ પદ્ધતિમા માનતા—નિષ્કામ કર્મ તે એકજ શસ્ત્રમા માનતા—બોયકોટ—બહિષ્કાર એ સર્વવ્યાપી બહિષ્કારથી અંગ્રેજી સામ્રાજ્ય ધ્રુજાવવાની તેને એક મહત્વાકાંક્ષા હતી નિર્બલતા તેને ક્યાય પણ દેખાતી નહીં વ્યવહારિકતાનુ નામ સાભળી તે હસતા મુત્સદ્દી પણુ એ તેને મને પ્રપંચ હતું, ગજ્યવ્યવસ્થા એ તેને મન પરપોટો હતો આત્માના ઓજસ આજ રાષ્ટ્રો પ્રગટે છે—એજ તેને મન વ્યવહારિકતા ને મુત્સદ્દીપણુ એ તો એકના બે થઈ શકે એમ હતુજ નહીં

ભાગ્યશાળી દેશ હોત તો ધીર ગભીર મુત્સદ્દીપણુ, પ્રસગપ્રેમી ઉસ્તાદી ને રાષ્ટ્ર વિધાયકની દૃષ્ટિ ત્રણનો સુયોગ ઘડત, વ્યવહારુ દેશ એકલા મુત્સદ્દીપણાને માન્ય રાખત પ્રવૃત્તિમય થવા ઇચ્છતો દેશ પ્રસગપ્રેમી ઉસ્તાદી નો સત્કાર કરત, સ્વતત્ર થવાને તલસતો દેશ આર્ષદૃષ્ટિ સ્વીકારત સુરતમા હીંદરાષ્ટ્ર શુ હતો?

સુદર્શન અને તેના મિત્રો તો વિજયની નીશામા ચકચુર બની ગયા તેમણે સમાધાન તોડી પાડ્યુ હતુ, કોંગ્રેસ પાસે તોફાન કરાવ્યુ હતુ, નેતાઓ પાસે ઇતિહાસ ઘડાવ્યો હતો

તે દહાડે સુરત શહેરમા ઉકળતા દેગડાની માફક ચોકખ બદી રહ્યુ શુ થયુ? શુ થશે? ઉદ્દામપક્ષમા જોર આવ્યુ મવાળપક્ષમા ચિંતાનો પાર નહતો સુરતી લહેરીઓ બોલવા લાગ્યા 'સા. મીનાજીની માફક સુરત લુટવા આવ્યા છે?' હવે શુ કરવુ? સમાધાન કેમ થાય? કાલે શુ થશે? કોણ વચમા પડે? સદેશા પહોચ્યા, વિષ્ટિઓ થઈ, સુચનાઓ અપાઈ આપણે શુ કરીએ છીએ? દેશનું શુ થશે? કોંગ્રેસના ગૌરવનુ શુ? કોંગ્રેસના દુશ્મનો હસે તો? તેમનુ ચઢી વાગશે તો? સ્વદેશભક્તિ શામા? સમાધાનીમા કે ઉદ્ધતાઈમા? સાજ પડી પણ કંઈ થયુ નહીં

ગોખલે ન્યાયી, વિદ્વાન, વાત કેમ ન કરી શકે? કોણ વચમા પડે? કોણ મનાવે? કોણ માને?

તિલક નિશ્ચલ હતા 'બોયકોટ' ઠરાવમા રહેવા દો, નહીં તો પ્રમુખના ઠરાવને સુધારો લાવીશ અમે તોફાન કર્યુ નથી ને કરાવવુ એ નથી પણ દેશદ્રોહ થાય કેમ?

૪

૨૭ મીની સવારે પણ બધાના મન ઉદ્વેગ ભર્યા, અનિશ્ચિત હતા, છતા આજે બધુ શાંત રીતે પતાશે થશે એમ લાગતુ હતુ

સ્વયસેવકો ધ્યાનથી કામ કરતા, ડેલીગેટો ચિંતાથી એક વ યાની વાટ જોતા, નેતાઓના જીવ ઉચાટ હતા શુ મનસૂબો હતો તે પણ ઘણા જાણતા નહોતા, શુ થવાનુ હતુ તે પણ ભાગ્યેજ કોઈ કલ્પી શકતુ અરણ્યના ભયાનક ઘેરા વાદળાની માફક—કોંગ્રેસ પર છવાઈ રહી

આગલા દહાડાની માફક બધા આવી ગોઠવાવા લાગ્યા આજે તોફાન તો નથીજ કરવુ અને નથી થવા દેવુ એ શાન્ત સકલ્પ બધાના મુખ પર દેખાતો હતો

સવારે સુદર્શન ને તેના મિત્રોએ વિચાર કર્યો આજે શુ? 'શુ શુ? ફીરોજશાહી કોંગ્રેસ ચાલે શુ? મવાળીઓ સુધરો નહીં તો મરો' નાનુભાઈએ ઘણાજ ઉત્સાહથી કહ્યુ ગઈ કાલની પાણીપત એણે જીતી હતી એમ તેને લાગતુ હતુ

નેતાઓ આવ્યા, ને લોકોએ જયઘોષથી વધાવ્યા કાલ કરતાએ આજના જયઘોષમા ઉત્સાહ વધારે હતો 'તિલક મહારાજની જય' બહુ ચોડી બોલાતી બધાના કિન્તુએ

સૂર્યના કિરણો સાથે સંયોગ સાધી મંડપમાં પ્રફુલ્લતા આણી

અને છતાં બધાના મન ઉંચા હતા કે શું થશે? શું થશે? પ્રમુખ આવ્યા ને જયઘોષની પરંપરાની હદ રહી નહી કાલ કરતા પણ આજે આવકારમા હૃદયની ભક્તિ હતી નેતાઓ ગોઠવાઇ ગયા સંગીત શરુ થયુ

તિલક મહારાજે સુદર્શનને બોલાવી એક ચીઠ્ઠી સત્કાર મંડલના પ્રમુખ માલવીને આપવાનુ કહ્યુ ચીઠ્ઠી લેતા સુદર્શનનુ હૈયુ કુદી ઉઠ્યુ એ ચીઠ્ઠીમા કોંગ્રેસ ઉડાડવાની ભ્રમુગરી હતી તેણે જઇ માલવીને આપી થથરતે હાથે ને ધીમે હોઠે તેણે તે સર ફીરોજશાહને બતાવી સર ફીરોજશાહે લઇને ગોખલેને બતાવી

સુરેન્દ્રબાબુ પાછા ટેબલ પર ચઢ્યા ને બોલવા લાગ્યા લોકોએ તેને સાંભળ્યા જેમ તોફાને ચડેલા સાપને મોરલી નચવે તેમ તેનુ વાક્પાટવ ધીમેધીમે, સાવચેતીથી કોંગ્રેસને ડોલાવી રહ્યુ થોડુક હાસ્ય થોડીક તાળીઓ થવા લાગી શાંતિ બધે પ્રસરી રહી ને જ્યારે તેણે ભાષણ પુરુ કર્યુ ત્યારે સભાએ તેને તાળીઓથી સત્કાર્યા તે હસ્યા, આખરે સભા વશ થઇ ખરી

મોતીલાલ નેહરુ અનુમોદન આપવા ઉભા થયા—થોડાક શબ્દોમા, ને મીઠે અવાજે

તે પુરા થતા માનવી ઉભા થયા ને ડો ઘોષને પ્રમુખસ્થાન લેવા કહ્યુ—ને તિલક મહારાજ ખુરશી પરથી ઉઠી, વ્યાસ પીઠ પર ગયા અંગેઅંગ ધ્રુજતા, પાઘડી ને દોપટ્ટાને ક્ષોભથી સાચવતા ડાબી આંખ ને હોઠની ચંચળતાથી માનસિક અસ્વસ્થતા દાખવતા તે આગળ ગયા

એ ગયા નહોતા રોકવા આવ્યા પણ સુદર્શન ને મોહન પાસે તેમને આધ કર્યા

પલવારમા શાંતિ પ્રસરી રહી દરેક આંખ વ્યાસપીઠ પર વચ્ચે આવી ઉભેલા તિલક પર ઠરી રહી કૈંક થતુ હતુ મરણ ને જીવનની અણી પર વાત આવી હતી જે પળ માટે દેવ ને દાનવોએ અવતાર લીધા હતા તે પળ તો નહીં?

માલવીનો અવાજ બેસી ગયો "શુ છે?" તેણે ન સંભળાય એવે અવાજે પુછ્યું પ્રમુખ સિંહાસને ચડવા બેઠેલા ડા ઘોષ નિશંકુની માફક અધ્ધર ઉભા

"મે નોટીસ આપી છે મારે સભા મુલતવી રાખવાનો ઠરાવ લાવવો છે મારો અધિકાર છે' ખભાનો દોપટ્ટો કેડ પર લાવી, નીચલો છેડો ખભા પર નાખતા તિલકે કહ્યુ

'તમે ન કહી શકો તમે out of order (ક્રમ વિરુદ્ધ) છો'

"મારે પ્રમુખની ચુંટણીને સુધારો લાવવો છે' તિલકે કહ્યુ, "તમે પ્રમુખ નથી'

'હુ હુ તમે ક્રમ વિરુદ્ધ છો" ડા ઘોષ ખુરશી પર બેસી જતા કહ્યુ

તમે પ્રમુખ ચુંટાયા નથી—"

—અને સભાએ ભયંકર શોરબકોર આરંભ્યો દરેક જણ ઉભુ થઇ ગયુ જેનાથી બન્યુ તે ખુરશીએ ચઢ્યુ, જેનાથી બોલાયુ તે બનતે અવાજે બોલવા બેઠા સુરતીઓ ક્રોધાવેશમા તિલક સામે, દક્ષિણીઓ ક્રોધાવેશમા પ્રમુખ સામે, પ્રેક્ષકો ક્રોધાવેશમા બધા સામે ગાજવા માડ્યા

ડા ઘોષ ઉભા થયા, ટેબલ પર ચઢ્યા ઘંટ વગાડ્યો પ્રલય સમયે કોઇ આરતી ઉતારે તેમ ઘંટનાદ સંભળાયો ન સંભળાયો ને ડુબી ગયો

વ્યાસપીઠના સંરક્ષક સ્વયંસેવકો રોક્યા એ તિલક ભણી—! Down with Tilak! એ

એક જણુ લાકડીઓ ઉગામી આવ્યા. પ્રમુખનો હુકમ માનવો જોઇએ. "Down the platform." કુદીને ગોખલે આવ્યા.–હાથ આડા કરી ઉભા રહ્યા: "ખબરદાર."

તિલકના જીવનની ભવ્ય પલ હતી. મૃત્યુના મોંમાં, ગાજતા, ઉછળતા માનવ સાગરના તરંગોની સામે—તેને સ્વસ્થતા સાંપડી. ગર્વભરી શાંતિથી તેણે તખીએત વાળી.

"Do your worst. I am here to move the amendment. And move it I–shall (થાય તે કરો. હું સુધારો મુકવા આવ્યો છું ને મુકીશજ)" તે બોલ્યા કર્યા.

અને સામેના માનવસાગરે માઝા મુકવા માંડી. ખુરશીઓ ગબડી, દોરડાં તુટયાં, પાછળના આગળ આવ્યા; રસ્તાઓ ચીકાર થઇ ગયા. દખ્ખણને મધ્યપ્રાંતના ડેલીગેટોનાં માથાં ફરી ગયાં. શું તિલકને–તિલક મહારાજને–પુનાના કેસરીને મારી નાખશે! કોની મગદુર છે? નારણભાઇએ ગર્જના કરી. તેનું લોહી ઉકળી આવ્યું. તિલક મહારાજ પર ધમારો! "તારી તે–" કહી નારણભાઇ નીચા વળ્યા–એક દક્ષણી જોડો લીધો–ને તાકીને માર્યો–શીરોજશાહને. તે પડયો શીરોજશાહ પર–ત્યાંથી ઉછળ્યો ને પડયો સુરેંદ્રબાબુ પર.

પલવાર શું થયું તે સમજાયું નહીં બધાનાં હાજાં ગગડી ગયાં. દખ્ખણ ધસ્યું એમ ધારી બધા ઉભા થઇ ગયા. ઉભા થયા એટલે સુરતી સ્વયંસેવકો તેમને સહાય કરવા આવ્યા. તે દોડ્યા એટલે દખ્ખણીઓએ જાણ્યું કે તિલક મહારાજ મુવા.

'શિવાજી મહારાજ કી જય' બોલી નારણભાઇએ પ્લેટફોર્મ પર કુદી તિલક મહારાજ પર લાકડી ધરી. દખ્ખણ ને નાગપુર ચારે તરફથી પ્લેટફોર્મ પર ધસ્યું; ને નાયકને બચાવવા વ્યૂહ કર્યો. મવાલ નેતા પાછલે બારણેથી નાઠા. આખી સભા ગાજતી કુદતી આગળ ધસી આવી. બસેં માણસ ટેબલ પર ચઢયા...અને ભયંકર કડાકા સાથે ટેબલ તુટી...

નિઃશસ્ત્ર માણસો પલવાર શૂરવીર થયાં; ને ખુરશીઓ ને ડંડા ઉછળ્યા, વ ગ્યા, ભાંગ્યાં... દસ હજાર હીંદીઓએ ખડકી પછી રાજ્ય પ્રશ્નોમાં પહેલી વાર શુરાતન દાખવ્યું.

પોલીસે હોલનો કબજો લીધો.

ત્રણસો દક્ષણીઓએ લાકડીઓ ઉંચી ધરી જવાનો સુરક્ષિત માર્ગ રચ્યો; ને તિલક મહારાજ 'તિલક મહારાજની જય' ને 'Down with Rash Behary Ghosh' ના પોકારોની વધામણી ઝીલતા મંડપની બહાર પહોંચ્યા. નેતાઓ નેતૃત્વ વીસરી પાછળ તંબુઓમાં બેઠા. એમણે તો નક્કીજ માન્યું કે ઝહાલપક્ષે જાણી જોઇ ડંડાબાજી શરુ કરી

"શેમ! આ politics! (રાજકીય પ્રવૃત્તિ)" એકે કહ્યું.

"જાણે સુરત લુટવા ભેગા થયા–" બીજાએ ઉમેર્યું.

'You are unfit for anything (તમે બધા માટેના લાયક છે)" ત્રીજાએ ચોક્કસ અભિપ્રાય આપ્યો.

સુરેન્દ્રબાબુ હાથમાં દક્ષણી ખાસડું લઇ આવ્યા ને માનભંગ બની ગુસ્સામાં તેને બધા સમક્ષ ઉંચું કર્યું; "Reward for forty years of public service (ચાલીશ વર્ષની જાહેર સેવા માટે શીરપાવ!)" કહી તેણે ખાસડું ગજવામાં ઘાલ્યું.

"અંગ્રેજો આપણે માટે શું ધારશે?" ગોખલેએ પુછ્યું.

અને ધીમેધીમે ફ્રેંચ ગારડન ખાલી થવા લાગ્યો.

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

પામી હતી બાલ્યાવસ્થામા એક ખાસ સ્નેહી વૃક્ષ ઉપરથી પડીને તેની નજર સમીપ મરણ પામ્યો હતો બીજા બે સ્નેહીઓ સાથે તે એક વાર હોડીમા ગયો હતો ત્યા હોડી ઉંધી વળવાથી પેલા બન્ને સ્નેહીઓ ઉંડા સાગરમા અદ્રષ્ય થઇ ગયા હતા દ્વદ્વ યુદ્ધમા પણ અનેક સ્નેહીઓ તેનાથી ઝખમી થયા હતા અને મરણ પામ્યા હતા વળી એક તાજેતર પ્રસગ તેને યાદ આવ્યો. લડનમા તે ઓપેરા જોવા જતો હતો ત્યા એક સુદર, યુવાન નૃત્ય કરનાર યુવતીની સામા તે હમેશ ધારી ધારીને જોતો હતો એક દિવસ સહસા તે યુવતીના વસ્ત્રો સળગી ઉઠયા અને સ્ટેજ ઉપરજ તે મરણ પામી પોલ આ બધુ યાદ લાવીને ગાડા જેવો બની ગયો પોતે ખુની છે એવુ તેને ભાન થવા લાગ્યુ એલીશીઆ પહેલા કેવી તદુરસ્ત હતી, પોતાના પરિચય પછીજ તેની તબીયત લથડવા માડી એ વિચારથી તેના સારા શરીરમા કપ છુટયો

છતા એલીશીઆની એક ચીઠ્ઠી આવતા આ બધા દુખદ વિચારો પોલના હૃદયમાથી અદ્રષ્ય થઇ ગયા જીવન પછુ મીઠુ લાગ્યુ અને તે તરતજ એલીશીઆને ત્યા ગયો એલીશીઆએ પ્રથમ તો રીસાએલ માશુકની માફક એને પ્રેમથી ઠપકો આપ્યો અને પછી પોતાના બગીચામા તેને લઇ ગઇ

"પોલ !" એલીશીઆ તેની સામા પ્રેમથી ઉછળતી આખોએ જોતી બોલી 'ખરેખર તમારો પ્રેમ ઓછો થયો છે? તમે શા માટે પહેલાની માફક હસતા બોલતા નથી? નહી એક વાર તમારી મીઠી આખોમા મને સમાવી દો"

પોલ પોતે અત્યાર સુધી એલીશીઆની સામે જોતો નહતો તેને પોતાની આખોના વિષનો ડર હતો પણ એલીશીઆની માગણી નો તે અસ્વીકાર કરી શકયો નહીં તેણે પોતાની મુશ્કેલીથી દબાવી રાખેલ પ્રેમને સ્વતત્રતા આપી ઉમળકાથી તેણે પોતાની હૃદય રાણીનો કોમળ હાથ લઇને છાતી સરસો ચાપીને તેને ચુંબન અર્પ્યા પછી-પછી તેણે પોતાની દૃષ્ટિ એલીશીઆના મુખ સામે, તેની આખો સામે માડી સહસા એલીશીઆના મુખ ઉપરના આનંદ, તેજ, લાલી સર્વ અદ્રષ્ય થઇ ગયા વદન નિસ્તેજ થઇ ગયુ છાતીમા તેને તીવ્ર દુઃખ થયુ. પણ એલીશીઆએ આ બધુએ છુપાવવાનો યત્ન કર્યો ઉધરસ આવી તે અટકાવવા મોએ રૂમાલ દાબ્યો અને તેણે મીઠુ સ્મિત કર્યુ અને કહ્યુ. "ચાલો, ચાલો, અગાશીમા અહીં તો શરદી જેવુ લાગે છે."

પણ ચતુર પોલ જાણી ગયો રૂમાલ ઉપર તેણે રક્તના એકાદ બે બિંદુઓ પણ જોયા પોતાની અધમતાનુ તેને ભાન થયુ આવા ત્યાગ નો બદલો પોતે કેવો ભોગ આપે તો યત્કિચિત પણ મળે એવા ખ્યાલો તેને આવવા લાગ્યા અમસ્થું બહાનુ કાઢી તે ત્યાથી થોડીવારમા ચાલ્યો ગયો

૬

પોલની દીલગીરી દૂર કરવાના પ્રયાસમા પોતે કેવી નિષ્ફલ નીવડી તેનુ ભાન થતા એલીશીઆને પણ અનહદ દુઃખ થયુ પણ શુ કરવુ તે તેને સુઝયુ નહીં એટલામા કોમેડોરે કહ્યુઃ "એલીશીઆ ! બેટા ! પોલની સાથેના વિવાહ તુ તોડી નહીં શકે ?"

"કાકા, કાકા !" એલીશીઆ પોતાને મોટામા મોટુ પાપ કરવાનુ કોઇ કહેતુ હોય તેમ બોલી તેનું પવિત્ર હૃદય પોલને બદલે કોઇ અન્ય પુરુષનો વિચાર સરખો કરતા પણ આઘાતથી તુટી જતુ હતુ લગ્ન તો હજી થવાના હતા છતા તેતો પોતાના મનથી વરીજ ચુકી હતી "તમે શુ બોલો છો? હુ શા માટે પોલને

તજી દઉં? શા માટે તેના નિર્દોષ જીવનમા કાટા રોપુ? તેનો ગુનોહ શો છે? ભુડી આંખનો વહેમ એજ કે કંઈ બીજુ? ભલે નેપલ્સના લોકો ગમે તેમ માને, પણ હુ તો એ કબુલ નહીજ કરુ?'

"પણ દીકરી–" કોમોડોરે બોલવાનો યત્ન કર્યો

"કાકા, એ બધી પચાતી જવા દોને,' એલીશીઆ પોતાના સ્નેહથી પોતાના કાકાને વળગી પડીને બોલી "મને સાચુ કહોને, હવે તમે અમારા લગ્ન કયારે કરશો?"

"ગાડી રે ગાડી! તુ તારા ઘરડા કાકાથી વીખુટી પડવાને આટલી બધી આતુર છે?" કાકાને પોતાની લાડકીથી છુટા પડવાના વિચાર માત્રથીજ આંખમા આસુ આવ્યા

"ઓત્તારીની!" એલીશીઆ બોલી ઉઠી, "વીખુટા પડવાની વાતજ કયાથી આવી? મે અને પોલે તો નક્કી કર્યું છે કે અમે તમારી સાથેજ રહેવાના"

"તો તો પછી તુ કહેશે ત્યારે તારા લગ્ન કરીશ" કોમોડોરે કહ્યુ

"જેમ બને તેમ જલદીથી, કાકા,' એલીશીઆ બોલી "પણ હવે આ ભુડા નેપલ્સ મા મારે નથી રહેવુ ચાલો આપણે આપણા ઇંગ્લડમા પાછા"

આમ વાત ચાલતી હતી ત્યા કાઉંટ આવ્યો તેણે પાછુ પુછી જોયુ પણ વસ્તુસ્થિતિ જાણી એટલે તે હતાશ થઇ ગયો એલીશીઆ પ્રત્યે તેનો પ્રેમ પણ અઢળક હતો પણ છતા તેનુ સસ્કારી હૃદય કોઇ હલકો માર્ગ લેવાને તૈઆર નહોતુ તેથી એણે ખિન્ન અને ભગ્નહૃદયે કોમોડોરને માત્ર એટલુ કહ્યુ "હુ તેનો ભાઇ નથી, કોઇ સગો પણ નથી તેમ તેના પતિ તરીકે પણ - હાલ સ્થાન લઇ શકુ તેમ નથી; એટલે હાલ હુ એનુ રક્ષણ કરવાને લાચાર છુ પણ હુ એક માર્ગ લેવા માગુ છુ એનાથી કોઇ પણ રીતે કોઇને કલક લાગે તેમ નથી માત્ર એનાથી કદાચ આ કોયડો ઉકેલાય ખરો પછી તો ઇશ્વરેચ્છા!"

આટનુ કહી તે સીધો પોલને મળવા ચાલ્યો ગયો

પોલને મળવા કાઉંટ ગયો ત્યારે પોલ વિચારગ્રસ્ત હતો. કાઉંટને જોઇને તે વિસ્મય પામ્યો. તેના હૃદયમા ક્રોધ પણ ઉત્પન્ન થયો આ બધી લાગણીઓ શમાવી તેણે ગભીર મુખ રાખી, ઔદાસીનતા ધારણ કરી કાઉંટના તરફ જોયુ

"હુ તમને એવુ કટુ, વિવેકહીન કહેવા આવ્યો છુ કે જેથી તમે મને બારીમાથી બહાર જ ફેંકી દેશો," કાઉંટ બોલ્યો "પણ તમે એવુ સાહસ નહીં કરતા તમને સતોષ થાય એવુ કરવાને હુ ગૃહસ્થ તરીકે તૈઆરજ છુ'

"તમે શુ કહેવા માગો છો એના ઉપર એનો આધાર તો રહેશે' પોલે ઉત્તર દીધો

"તમે 'જેતાતુરા' છો' કાઉંટ બોલ્યો

આ શબ્દો સાભળતા પોલના આખા શરીરમા ક્રોધ વ્યાપી રહ્યો તેની આખોમાથી વિષની જ્વાલા ઝરવા લાગી તેનુ મુખ એવુ ભયાનક થઇ ગયુ કે કાઉંટ જેવા મર્દને પણ ઘડીભર બીક લાગી તેણે પોતાના તાવીજ હાથમા લીધા અને તેની અણી પોલની આખ સામે ધરી

છતા પણ શાતિ ધારણ કરી પોલ બોલ્યોઃ "તમે કહ્યુ તે બરાબરજ હતુ મારે તમને બારીએથીજ ફેંકી દેવા જોઇએ પણ તમે સુચવેલો બીજો માર્ગ હુ લઇશ'

"આવુ અપમાન હુ વિના કારણે તમને આપતજ નહીં પણ આ બાબત એવી ગભીર

છે તેમાં બીજો માર્ગજ રહ્યો નથી" કાઉંટ બોલ્યો.

"તેમાં મારે શું?"

"અલબત્ત, તેમાં તમારે શું વળગે? કારણ કે તમે તો તમારા પ્રેમમાં વિજયી છોજ. પણ હું તમને એલીશીઆને મળવાની ના પાડું છું" કાઉંટે કહ્યું.

"હું કોઇની આજ્ઞા સ્વીકારતો નથી."

'એ હું જાણતોજ હતો અને એથીજ મેં આ કજીયો કે પણ કારણ વિના તમારી સાથે ઉભો કર્યો છે. તમે તમારી આંખથી એક નિર્દોષ, યુવાન, સુંદર દેવીસમી યુવતીનું ખુન કરવા નીકળ્યા છો. પ્રભુને ખાતર તમે એમ ન કરો" કાઉંટે કહ્યું.

"શું? શું તમે કસમ ખાઇને કહેવા તૈઆર છો કે તમે જે કહો છો તેમાં તમે માનો છો?" પોલે દાંત પીસીને પુછ્યું

"હા, હું કહો તેવા કસમ ખાવા તૈઆર છું."

"હાય હાય ત્યારે આ સર્વ સત્ય છે!" પોલ ગણગણ્યો. "હું એક ખુની, રાક્ષસ, લોહી ચુસનાર ભૂત! હું એ સુંદર રમણીનુ ખરેખર ખુન કરું છું અને તેના વૃદ્ધ કાકાના જીવનને છેદી રહ્યો છુ." તેને ક્ષણભર એવો વિચાર આવ્યો કે પોતે એલીશીઆને તજી દે. પણ તરતજ ઇર્ષ્યા, સ્વાત્માભિમાન, વગેરેની ઊર્મિથી એનો વિચાર ફરી ગયો. તે બોલ્યો 'હું તો એને મળવાનોજ."

"હુ આ પરિણામ ધારતોજ હતો હશે! કીસ્મત!" કાઉંટે કહ્યું: "પણ મેં જે અપમાન તમારું કર્યું તેનો બદલો તમે કેવા પ્રકારના દ્વંદ્વ યુદ્ધથી ઇચ્છો છો? પીસ્તોલથી કે તલવારો-થી કે શેનાથી?"

"આપણે કટારીથી લડશું. આપણે બંને આંખે પાટા બાંધશુ અને હાથમાં એક રૂમાલનો એકેક છેડો પકડીને લડશું. મારે કોઇ પણ જાતનો લાભ જોઇતો નથી. કારણ કે નહીં તો મારી નજરથીજ હું તમને મારી નાખવા શક્તિવાન છું." આટલું બોલી, બીપણુ હાસ્ય હસી પોલ બોલતો બંધ થયો. કાઉંટ ફરીને સલામ કરીને ચાલ્યો ગયો.

૮

એલીશીઆની તબીયત ઠીક ન હતી. એક બારી પાસે નાના સાંકડા સોફા ઉપર બેત્રણ તકીઆ લઇને અને પગ ઉપર સુંદર રગ નાખીને તે સુતી હતી તાવ ઉતરી ગયા પછી જેવો શારિરિક આનંદ થાય તેવો આનંદ તે અનુભવતી હતી—તેવું મીઠું દર્દ તે સહન કરતી હતી સુતી સુતી તે પોલ દારપ્રેમોનાં સ્મરણાં રમરતી હતી. હું એને પરણું ત્યાં સુધી જીવી શકીશ કે નહીં એ વિચાર તેને સાલ્યા કરતો હતો. પોતે જેતાતુરા-માં માનતી નહતી છતાં તેનું હૈયું ચગડોળે તો ચઢ્યુંજ હતું. તેમાં સ્વસ્થતા નહતી. તેજ રાતે તેને એક સ્વપ્નું આવ્યું હતું જેની અસર તે જાગ્રત થતાં પણ દૂર કરી શકી નહતી.

તે સ્વપ્નમા જાણે પોતે જાગતી એક ઓરડામાં સુતી હતી અને બારણામાંથી કોઇ આવશે એમ ધાર્યા કરતી હતી. થોડીક ક્ષણ એવી ઉત્સુકતામાં વીતાવ્યા પછી તેણે એક પાતળો, ઝીણો આકાર જોયો. પ્રથમ તે આકાર આરપારદર્શક હતો પણ જેમ જેમ તે પાસે આવતો ગયો તેમ તેમ તે આકાર ઘેરો થતો ગયો. તેમાંથી આરપારદર્શકતા જતી રહેવા લાગી.

એલીશીઆએ પોતાની માને કદી જોઇ ન હતી પણ તેની છબી જોએલી એટલે તેણે તરતજ પારખ્યું કે આ આકાર તેની મા નેનસી વાર્ડજ હતી. પ્રેમ અને બીકથી એલીશીઆની છાતી ધડક ધડક થવા લાગી. આકારને સ્પર્શવા તેણે હાથ ઉંચા કરવાના યત્ન કર્યા પણ હાથ ઉંચા થયાજ નહીં. બોલવાનો યત્ન કર્યો પણ અસ્પષ્ટ

થોડા શબ્દોજ ની ન્યા આકૃતિએ એક ગુલાબ નુ પુષ્પ ટેબલ ઉપર મુક્યુ પોતાના કાન એની ગીઆના ધબ ના હૈયાના ધબકારા જેવા માડ્યા આકૃતિના બગ્ફ જેવા ગાલના સ્પર્શથી એલીગીઆ થરથરી ઉઠી ધબકારા સાભળી લઇને આકૃતિએ દીર્ઘ નિશ્વાસ નાખ્યો અને ગુલાબની પાખડી ચુટી ઝ્ગીને જાણે ગણતી હોય તેમ તેણે એક પછી એક જમીન ઉપર વેરી નાખી છેવટે માત્ર એકજ તેણે ટેબલ ઉપર રાખી અને તે બોલી "માત્ર એ ક રહી છે" આટલુ થતાં આકૃતિ વેરી રાત્રિમા શમી ગઇ

પોતાની માતો આત્મા શુ પોતાને ચેતાર વા આ યો હશે? કે પોતાને લઇ જવા આવ્યો હશે? ' માત્ર એકજ રહી છે,' એ તેના બોલા જેના હોઠમાથી નીકળેલ શબ્દોનો અર્થ શો? કરમાઇ જતુ ગુલાબ–તેની વેરાઇ જતી પાખડી એ તેના પોતાના જીવનની સજ્ઞારૂપ હશે? આકૃતિની ભયભરી સુદરતા, તેનુ બીક લગાડે તેવુ છતા મીઠુ લાગતુ વહાલ વગેરેના વિચાર કરતા એલીસીઆના મુખ ઉપર પણ ભવિષ્ય મા આવી પડનાર વિધિના પડછાયા તરવરવા લાગ્યા

પણ પોલ હમણા આવશે અને મને દુ ખી જોઇ પોતે દુ ખ પામશે એ વિચારથી એની સીઆએ પ્રફુલ્લિત થવાના યત્ન ર્ક્યા એટલામા પોલ આવ્યો કાઉન્ટની સાથેની મુલાકાતથી પોલના મુખ ઉપર પણ ક્રોધ નીરસતા વ્યગ્રતા વગેરેના ચિહ્નો હતા પણ એલીશીઆને જોતાંજ તેના વ ા ઉપર પણ આનદ પ્રસર્યો

તુ—તમે ગ મા ા તો નથીને?' પોલે તેની પાસે બેસતા પુછ્યુ

' ના રે ના ' નથી ' એલીશીઆ હીંમત થી બો ી પ્ના બોલતા બોલતા પણ તેને ઉધરસ આવી અને ગળામાથી રક્તના એકાદ બે ટીપા રુમાલ ઉપર જણાયા

"પોલ! મે તમને હજી સુધી ક ઇ વસ્તુ આપી નથી માટે તમે આ મારી મુદ્રિકા લ્યો! મારા સ્મરણ તરીકે તમે એને પહેરજો તમારા હાથ પણ સ્ત્રીના જેવાજ નાજુક છે એટલે તમારી આ આંગળીએ એ આવશે, પણ હવે મને જવા સુવા દો હુ બહુ થાકી ગઇ છુ ' આટલુ કહી, વીંટી આપી એલીશીઆએ આખ મીંચી પોલ ભગ્ન હૃદયે ઘર જવા નીકળ્યો

એલીશીઆએ પોતાની લાગણી છુપાવવાનો વ્યર્થ યત્ન કર્યો તે તે જાણી શક્યો પોતે એને ઉન્માદીની પેઠે ચાહે છે અને તેમ કરીને તે તેને મારી નાખે છે એમ તેને જણાયુ વડીબર હુ સાધુ થઇ જાઉં અને એલીશીઆની નજર આગળથી ચાલ્યો જાઉં, એમ પણ તેને થયુ પોતે હીચકારો છે, એલીશીઆ બહુ જાણે છે, પોતે 'જેતાતુરા' છે અને છતા એલીશીઆને છોડી શકતો નથી એવા વિચારોની પર પરા તેના મગજ મા ઘુમવા લાગી

"ખરેખર!" તેના મનમા વિચાર આવ્યો "કાઉંટ એલીશીઆને અનહદ પ્રેમથી ચાહે છે મારા પ્રેમને તેનો પ્રેમ શરમાવે છે કારણ કે તે જાણે છે કે મારી આખ શયતાનથી પણ ભુડી છે છતા માત્ર એલીશીઆને બચાવવા ખાતર તે મારી સામે દ્વ દ્વ યુદ્ધમા ઉતરવા તૈયાર થયો છે '

ઘેર પહોચીને પોતે ગ ભ કટ ગી અને નણ રૈહાથી ગ્માન લઇને તે જ એક ગડબ સાચ્ચુ વીલ તૈયાર કરીને મીલકતનો મોટો ભાગ એલીશીઆ ને આપ્યો અને પછી મનમાજ તે ગણગણ્યો ' યુદ્ધમા હુ જ મરણ પામુ તો સારુ કા ણકે તોજ એલીશીઆ જીવે

૯

નાઉંર અને પોલ તિમા ા કરેને ગયા મળતા પોલે કહ્યુ "હુ બે કટારી લા ા

છું. મારે મારી આંખને લીધે કે પણ ફાયદો મળતો હોય તો તે જોઇતો નથી માટે આપણે બંને રુમાલથી આંખ બંધ કરશું અને ત્રીજા રુમાલનો એકેક છેડો બંને પકડી રાખશું."

કાઉંટે ઉત્તરમાં નમન કર્યું.

પાછું પોલે કહ્યું: "આપણા યુદ્ધમાં કોઇ સાક્ષી નથી અને એમાંથી એક તો અત્યારે મરવુંજ છે એટલે આપણે બંનેએ કાગળ ઉપર લખવું જોઇએ કે આપણી ઇચ્છાથીજ આપણે આ યુદ્ધમાં ઉતર્યા છીએ. એટલે આપણામાંથી કોઇ પણ મરણ પામે તો તેને લીધે કોઇ પણ માણસ હેરાન નહીં થાય."

કાઉંટ સહેજ હસીને બોલ્યો: 'હા, એ પણ રસ્તો ઠીક છે." અને તે પ્રમાણે બંનેએ કાગળના ટુકડા ઉપર લખીને પોત પોતાની છાતી ઉપર લટકાવી દીધા.

બંનેએ પોતાની આંખોએ પાટા બાંધી દીધા, અને રુમાલના એકેક છેડા પકડ્યા. કાઉંટે પુછ્યું: "કેમ તૈઆર છો?"

પોલે જવાબ દીધો: "હા"

તરત બંનેએ યુદ્ધ શરુ કર્યું. એક પણ શબ્દ બોલ્યા વિના આ બે હરીફોએ આ ભયાનક યુદ્ધ આદર્યું. બંને શુરવીર હતા, મોતનો ભય ઉભયને ન હતો અને આ યુદ્ધમાં એકનું બલિદાન તો નિશ્ચલજ હતુ, એટલે બંને પ્રતિસ્પર્ધી માથું મુકીને લડતા હતા. આંખ બંધ હતી એટલે તેમને ઉભયને મને તો સર્વત્ર ગાઢ અંધકારજ હતો. તેમાં તેઓ માત્ર પોતાના પગના પડછંદા અને કટારીઓના કવચિત કવચિત અથડાવાના અવાજજ સાંભળતા હતા. એટલામાં કાઉંટની કટારી કોઇ વસ્તુ સાથે અફળાઇ. તેને એમજ લાગ્યું કે તેણે પોલને વીંધ્યો પણ પછીજ તેને પોતાની ભુલ જણાઇ એટલે તે બોલ્યો: "અરે! મેં તો એમજ જાણ્યું કે મેં તમને વીંધી નાખ્યા છે"

"કાઉંટ! બોલશો નહીં.' રણભૂમિના સર્વ વિવેક જાણનાર દાના શત્રુને છાજે તેવી રીતે પોલે કહ્યું; "તમારા શબ્દથી મને તમારા ઉપર ઘા કરવાની સુગમતા થાય છે."

બંને પાછા મુંગા થઇ ગયા અને ઘોર, વિચક્ષણ યુદ્ધ પાછું જામ્યું.

થોડીવારમાં પોલની કટારીથી રુમાલના બે કકડા થઇ ગયા. કાઉંટ બોલ્યો. "થોડી વાર થોભો, રુમાલ તુટી ગયો છે."

"હવે થોભવાની જરુર નથી," પોલે કહ્યું; "એમજ ચાલવા દો."

આટલી વાત થઇ એટલે બંને શત્રુઓએ ઉભયનાં સ્થાન જાણી લીધાં પણ બેમાંથી એક પણ ક્ષાત્રધર્મમાં ઉતરતો નહતો એટલે બંનેએ થોડીવાર અંધકારમાં આમતેમ ફર્યા કર્યું અને પાછું યુદ્ધ શરુ કર્યું. એટલામાં પોલને પગની ઠોકર વાગી અને તે જરાક લથડ્યો. કાઉંટે અવાજ ઉપરથી સ્થાન નક્કી કર્યું અને બળથી પોતાની કટારી લઇને તે તે દિશા તરફ કુદ્યો. પણ સામા તેની છાતીમાં બરાબર પોલની કટારી અથડાઇ. કાઉંટે ઝીણો વેદનાનો સાદ કર્યો અને લથડીયુ ખાધું.

પોલને પોતાની કટારી લોહીથી ભીની લાગી એટલે તરતજ તેણે પોતાની આંખનો પાટો કાઢી નાખ્યો અને જોયું તો યુવાન કાઉંટ દારતાવીલ સ્થિર ચત્તો પડ્યો હતો. તેની છાતીમાંથી રક્ત વહ્યું જતું હતું. કાઉંટ મૃત્યુ પામ્યો હતો.

નીચું મુખ રાખી, દાંત પીસીને, ઘેરું મૌન ધારણ કરી પોલ ત્યાંથી ચાલી નીકળ્યો.

૧૦

પોલ દારપ્રેમાં ઉંઘમાં ચાલનાર માણસ જેટલું જોઇ શકે તેટલુંજ જોતો પોતાને ઘેર

પાછો વળ્યો આરમનુ પતગ્રુ ચાને તેની તેની ગતિ હતી કાઉંટના મૃત શરીરને જોઇને, મૃત્યુને નીરખીને ધાર્મિક ગમગીની લાગે તેવી ગમગીની તેને થઇ પણ તેણે પોતાને ગુનેહગાર ગણ્યો નહીં તેમજ તેની નીરાશામા પણ પશ્ચાતાપ ન હતો નહીં સહન થાય તેવુ અપમાન તેને આપવામા આવ્યુ એટલે યુદ્ધ ગોઠવાય તેને બીજો માર્ગ ન હતો છતા તે યુદ્ધમા પણ પોતાનુ જીવન ખોવાશે એમ ધારીનેજ તે તત્પર થયો હતો પોતાની આખ બીજાને નડે એમ ધારીને તેણે આખે પાટા બાધવાનુ સુચવ્યુ હતુ છેવટે ઘા પણ તેણે પોતે કર્યો ન હતો પણ કાઉંટેજ પોતે તેની કટારી સામે ધરયો હતો કાઉંટના મૃત્યુમા પોતાનો હાથજ નહીં હોય તેમ તે તેના મરણથી દીલગીર થયો હતો

છતા તેને વિચારની પરપરા ફૂલની મારી કટારીએજ તેનો ભોગ લીધો યુદ્ધમા નહીં પણ કોઇ પાર્ટી વખતે અમે સામસામા હોલમા ભેગા થઇ ગયા હોત તો તેના માથા ઉપર ઝુમ્મરજ તુટી પડત વીજળી કે પર્વતમાથી પથ્થરની ભેખડ જેમ પોતે નાશ કરવાની શક્તિ ધરાવે છે છતા તેમા પોતાની ઇચ્છાને તેમા સ્થાનજ હોતુ નથી તેવીજ મારી સ્થિતિ છે મારી ઇચ્છા કોઇપણ દિવસ અન્યના નુકશાનમા નાચ્યુ નથી મારુ અતઃકરણ ઔદાર્ય અને સ્નેહથી ઉભરાઇ જાય છે અને છતા હુ ખગમ શક્તિ ઓ ધરાવુ છુ એ હુ જાણુ છુ વીજળી પોતે મત્યુ લાવી શકે છે એ જાણતી નથી પણ હું— હુ તો મનુષ્ય છું—મારામા જે ભયાનક શક્તિ છે અને જે મારી અનિચ્છાએ પણ કેર કેર મત્યુ આણે છે તે હુ—મારી ફરજ નથી કે મારે તે અટકાવવાનો પ્રયાસ કરવો જોઇએ? જે દુનીઆમા હુ માત્ર દુખ જ આપુ નાકુ છુ તે દુનીઆમા રહેવાનો મારો અધિકાર છે? મારા ભાઇ બહેનો પ્રત્યેના મારા સ્નેહને લઇને હુ મારો પ્રણ ત્યાગ કરુ તો શુ પ્રભુ મને દોષિત ગણશે? આ વિચાર—આ માર્ગ બહુ ભયાનક છે છતા મને લાગે છે કે મારા જેવી સ્થિતિમા મુકાએલ મનુષ્યને માટે આત્મહત્યા એ પાપ નથી પણ ગમે—કદાચ હુ ભુલ કરતો હોઉં તો? તો પછી મારી એવીશીઆને અને મારે તો વિયોગજ રહે ને! હાય એ કેમ સહન થાય?"

આવી પરપરામા દુખી, કમનસીબ પોન દબી ગયો તેનામા સહસા તેને એક વિચાર સ્ફુર્યો તત્તજ તેના ધગી ગએલા મુખ ઉપર શાતિ પ્રસરી રહી તેના આખા અગમાથી અગ્નિ ઝરી ગયો

"સમ! જે આખમા વિર હળાહળ વ્યાપી રહ્યુ છે ને આખો! તમેજ દૂર થઓ પણ તમે સદાની મીંચાઓ તે પહેલા એક વેળા તમારી પિપાસા શાત થાય સા નુધી તેજને, સૂર્યને, ભુરા ભુરા આકાશને, પ્રચડ સમુદ્રને, લીલાછમ વૃક્ષોને દૂર દૂરના ક્ષિતિજને, માછીમારોની ઝુપડીઓને, ઘેરા સમુદ્ર ઉપર ઝુકતી કાળ્નીઓને, ટીસુરીઅમ અને તેના ધુમાડાની જવાળાને, આ સર્વ દશ્યોને નીરખી લો તમારી આખમા ભલે ગમે તેવા ઝેર હો પણ આજે તો તમે તેને ભરાભર નીહાળો પછી જગત અને તમારી વચ્ચે મહાન કાળો પડદો પડવાનો છે'

આવા વિચારમા ને વિચારમા તે એવીશીઆ ને ઘેર ગયો એવીશીઆ હમેશ સુતી હતી તે ગાદી ઉપર જ સુતી હતી પોન તેની સામે બેઠો પણ આજે તેની આખ જમીન ઉપર ઢળેલી નહુતી આજે તો તે એવીશીઆની આખી આકૃતિનુ પાન કરતો હોય તેમ તેના સામેજ એકીટશે જોઇ રહ્યો હતો

એવીશીઆનું અનુપમ 'સૌદર્ય' અથવી સ્વર્ગીય બન્યુ હતુ તેનાનાનુ જીવન લગભગ

નષ્ટ થયુ હતુ અને તેનુ સ્થાન સ્વર્ગના ધીરસ્તાએ લીધુ હોય એમ જણાતુ હતુ તેના ક્ષીણ થઇ ગએલ સ્નાયુઓ અને ત્વચામાથી તેનો આત્મા, જાણે આત્સની બત્તીમાથી દીવો ઝબકતો હોય તેમ પ્રકાશતો હતો આખોમા સ્વર્ગના ઉડાણ અને અનતતા હતા અને આકાશમા તારલા ચમકતા હોય તેમ તે આખો ચમકતી હતી. તેના ઓષ્ઠ ઉપર જીવનના ચિહ્ન પણ ભાગ્યેજ જણાતા હતા

પોલ હમેશની માફક પોતાની આખો નીચી ઢાળીને બેઠો નથી પણ પોતાનેજ નીરખી રહ્યો છે એવુ જોતા તેના ફીક્કા ઓષ્ઠ ઉપર સ્મિત ફરક્યુ પોતે બધા વહેમ દૂર કર્યા છે અને પોતાના અસલ પ્રેમબીજ પેતાને ચાહે છે એમ જાણતા તેના હૃદયમા આનદના ઓઘ ફુટયા તે બોલી 'પોલ, હવે તમે મારાથી બીતા નથી?'

મને—મને તરા સૌંદર્યનુ પાન કરવા દે' પોલે ઉત્તર આપ્યો 'તારી નહીં ભુસી શકાય એવી સુદરતા માત્ર હૈયામા ઉતારી લેવા દે'

તેની બળતી આખોના પ્રકાશમા એલી શીઆનો આત્મા તેના શરીરમાથી ઉડુ ઉડુ થઇ રહ્યો ક્ષણ પછી પોલે વિચાર કર્યો મને હવે મારી આખો સદાને માટે મીંચાય મારા હૈયામાથી આ છબી મોઠ કાળે પણ નહીં ભુલાય તરત તે ત્યાથી ઉઠયો અને ત્વરિત ગતિએ પોતાને ત્યા ચાલ્યો ગયો

૧૧

પોતાને ત્યા જઇ પોલે સગડીમા વધુ કોલસા નખાવ્યા, અને એક તીક્ષ્ણ કટારીને તપાવવા મુકી તે બરાબર લાલચોળ થઇ ગઇ જ્યારે ખરો સમય આવ્યો ત્યારે તેનુ હૃદય ડગમગવા લાગ્યુ પણ એ દુબલતાને તેણે દાત પીસીને દૂર કરી અને ધીમે રહીને કટારીની અણી એક પછી એક બન્ને આખમા ખોસી દીધી તરત ગાઢ અધકાર વ્યાપી રહ્યો વેરીમા ઘેરી રાત્રિ કરતા પણ વધુ ઘેરુ, ભયાનક અધારુ તેની સમીપ ખડુ થઇ ગયુ તેના ત્યાગની પૂર્ણાહુતિ થઇ

હાશ!' પોતે વિચાર કર્યો, 'હવે, દિવ્ય સુન્દરી! તારા જીવનની એક પણ પાદડીને ક્ષતિ કર્યા વિના હુ તારો પતિ થઇ શકીશ મારી ઝેરી આખોની મીટથી તારો આત્મા છળશે નહીં હુ તને પુન જોઇ શકીશ નહીં પણ તારી સ્વર્ગીય મૂર્તિ મારા હૈયામા અમર પ્રકાશથી નિરતરની પ્રકાશી રહેશે હુ તને મારા આત્મા ની આખોથી જોઇશ મીઠામા મીઠા સગીત કરતા પણ તારો સ્વર વધુ મીઠો મારા કર્ણને સભળાશે અધકારમા હુ મેલ જગતને તાગ વાકયો પાધ્ધુ ખડુ કરશે આસપાસના સૌંદર્ય અને ઝગઝગતા પ્રકાશને બદલે મારા આત્મા પોતાની પાખોએ ઉડતો તનેજ જોઇ રહેશે તરે જીવન બચ્યુ એટલે મને બીજા કશાનો પશ્ચાતાપ નથી મે ગુમાવ્યુ છે પણ શુ? માત્ર રાત્રિ દિવસની ઘટમાળ, કુદરતના જુદા જુદા દશ્યો, સૂર્યનો પ્રકાશ પણ જેના હૃદયમા સાચો સ્નેહ છે એને આ ઘટમાળની, આ દશ્યોની અને આ સૂર્યના પ્રકાશની શી જરુર!"

કાઉટના મૃત્યુની વાત સારા નેપલ્સમા પ્રસરી રહી હતી અને એલીશીઅના કાકાને કાને પણ પહોચી હતી તેને પોલ ઉપર શક તો ગયો હતો પણ એલીશીઆની દિનપ્રતિદિન બગડતી જતી તબીઅતને લઇને એને એવો અણસારો પણ પડવા દીધો નહતો છેક ઇગ્લાડ થી ફ્રામોડોરે ડાકટરે બોલાવ્યો હતો પણ તે પણ એલીશીઆમા રોગ જોઇ શકયો નહીં છતા તેનો આત્મા ધીમે ધીમે ઉડી જવાની તઆરી કરી રહ્યો હતો તે સર્વને સ્પષ્ટ જણાતુ હતુ,

પોલ એક દિવસ રોકાઈને, પોતાનું દર્દ સહેજ નરમ પડયું એટલે ઓલીશીઆને મળવા ગયો. વાડીમાં અનેક વૃક્ષો ની ડાંખળી વેને અથડાઈ ઘણાક છોડના કાંટા તેના શરીરમાં ભોંકાયા. જાણે કુદરત આ રીતે પણ આ અંધ પ્રેમીને કહેતી ન હોય કે 'તું ન જા, તું ન જા!' પણ પોલ આવિથી પણ અટકે તેમ ન હતો. મુશ્કેલી-થી માર્ગ કાપતો તે દાદર ઉપર ચઢયો. આ કોઈએ તેને આવકાર નહીં આપ્યો, પણ તેની નાસિકાએ કેટલીક ગંધ પારખી. ગંધથી દોરાઈ તે એક ઓરડામાં ગયો. ઓરડામાં પગ મુકતાજ જાણે તે મૃત્યુના ખંડમાં દાખલ થયો હોય એમ તેના હૃદયમાં લાગ્યું. આંખોએ તો ગાઢ અંધકાર હતોજ. આ નવા વિચારથી તેના હૃદયમાં પણ ગાઢ અંધકાર પ્રવેશવા લાગ્યો.

પોલ આગળ વધ્યો. ગયો. આખરે તે પલંગ આગળ પહોંચ્યો. ત્યાં હાથથી ટુંકના પુ ગોથી ધુપાએલું આરસના જેવું ઠંડા શરીર અને મુખને તે સ્પર્શી શક્યો. ઓલીશીઆના મૃત શરીરને તેણે પળવારમાં ઓળખી લીધું.

"હાય!" પોલના આત્માએ કારમી ચીસ મારી "ઓલીશીઆ મૃત્યુ પામી! મેં તેનું ખુન કર્યું!"

આ તો ખુણામાં બેઠી રહેલ ડોસીએ આ અંધ, હીરાના પ્રેમીને ભૂતના ઓળાની માફક ઓરડામાં દાખલ થતા જોયો હતો. તેણે એનો ભય તેમજ ભાકર છતાં પરિણામે નકામા જેવો ત્યાગ જોયો અને તે જીદનું હૈયું રોઈ પડયું.

પોલ પલંગ આગળ બેસીને રોઈ પડયો. તેના ડુસકાંથી જાણે ઓરડાની નિર્જીવ વસ્તુઓ પણ આંસુ સારવા લાગી. તેનો હાથ મૃત શરીરની રેખાઓને સ્પર્શવા લાગ્યા. થોડીવાર પછી તેણે છેલ્લું નમન કર્યું અને દૃઢ પગલાંથી તે ઓરડાની બહાર જવા નીકળ્યો. તેની આંખો અંધ હતી છતાં તે જાણે કોઈ દિવ્ય સ્વપ્ન જોતી હોય તેમ જણાતું હતું. ઓરડામાંથી નીચે, નીચેથી વાડીની બહાર અને ત્યાંથી નેપલ્સની શેરીઓમાં થઈને આ અંધ ઉન્માદી એક દિશા ભણી જવા લાગ્યો. થોડીથોડીવારે તે ઉભો રહેતો અને અમુક ધ્વનિ સાંભળવા કાન માંડતો.

આસ્તે આસ્તે સમુદ્રનો પ્રચંડ અવાજ તેના કાનને સ્પષ્ટ સંભળાવા લાગ્યો. તોફાની પવનથી ગાંડા બનેલ મોજાં ભીષણ ડુસકાં ખાતા ડુંગરના પથરા જોડે અથડાતા હતા, અને તેમ કરતાં કંઈક અવર્ણનીય દુઃખ ગાતા હતાં. પોતાની વિશાળ છાતીમાંથી ફીણરૂપે નીરાશાના ઢગ કીનારે ઉછળતાં હતા. હજારો આશુના ટીપાં ખડકોને ભીંજવતાં હતા. પક્ષીઓ હૃદયભેદક ચીસ પાડી આમથી તેમ ઉડતા હતા.

પોલ ધીમે ધીમે એક ખડકની કોર આગળ પહોંચ્યો. મોજાંનો ઘુઘવાટ અને પવનથી ત્રાસતા ખારા પાણીના બિંદુઓથી તેને પોતાના ભાવનું ભાન થવુંજ જોઈતું હતું પણ તે તેણે ગણકાર્યું નહીં. તેના મુખ ઉપર વિચિત્ર, ઉગ્ર, કાળસમું સ્મિત પ્રસરી રહ્યું. તેના પગ આગળથી જમીન સરી જતી તેણે અનુભવી.

તે પડયો. એક મોટા તરંગે તેને પોતાના ઉદરમાં ઝડપી લીધો, ક્ષણભર તેને ઉછાળ્યો અને કાંઈ, ઉંડા પાણીએ તેના ઉપર મૃત્યુની ચાદર પાથરી દીધી.

તોફાન સદમાં વધી ગયું. જાણે ગીધડાંઓ અસંખ્ય સંખ્યામાં કોઈ દુર્ગંધે બેસવાથી ઉડ્યા હોય તેમ તરંગોની હારમાળા ખડકો અને કીનારા આવે ભીષણ નાદથી અથડાવા લાગી અને પોતાની ડોકો પચાસ પચાસ ફીટ ઉંચે ઉછાળવા માંડી. જાણે નર્કની દીશાઓ હોય તેમ જખુના કાળા નાગાઓ ગીગવા લાગ્યા અને

તેમાંથી નર્કના અગ્નિની જ્વાલાઓ હોય તેમ વીજળીની જ્વાલાઓ ફુટવા લાગી. વીસુવીઅસનું ધુમાડાથી આચ્છાદિત મુખ આ જ્વાલાના પ્રકાશમાં કોઇ યમદૂત વિકટ હાસ્ય હસતો હોય તેવું જણાવા લાગ્યું. વરસાદ લોઢાંનો રસ હોય તેમ પડવા લાગ્યો. કુદરત ઉપર વિજય મેળવી, જગતને રસાતાળ કરવાને માટે શયતાને આ રાક્ષસી યુદ્ધ માંડયું હોય તેમ પવન, વીજળી, વરસાદ અને ઉછળતા સમુદ્રે શિવનું તાંડવ નૃત્ય આરંભ્યું.

ગુજરાત

પુસ્તક ૯ ] ભાદ્રપદ ૧૯૮૨ [ અંક ૭

# ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનુ જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સતાનો,
સમર મગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો,
અન્ન તરછોડે ભલેને દીન ને દુખણી મ્હી
જેની તેની તોએ વહાલી વાણી એ આપણી સટી

પ્રથમ શબ્દ મે એ વાણીમા શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મે એ વાણીમાં ઉચ્ચાર્યો કાનો ફોડે

તાનપ્રાન સહુ સ્વજન તણા પ્રિય મુખમા એ વાણી મહે છે,
એ વાણીના અમૃતઝરણા અતરમા નિશદિન ચાલે,
શત શત સહસ્ર ચોકો આજે એ વાણી વાપ નારા,
પચખડમા પ્રસરી રહ્યા એ બૃહત વકના ભણકારા

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવદિત સર્જનજનુની મહારાણી માત છે,
બગલા, હીંદી મહારાણી ભગિની એની ખ્યાત છે

નરસૈયાએ પ્રથમ ધરી એ સુદર રૂપવતી નારી,
પ્રેમાનદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી,
નાનાવાનતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી
ગોવર્ધન, ગાધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ જય ગાઓ!

જે ભૂધર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદડ કરમા લીધા,
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રત્વનો વિજય કીધો,
જેની કુખના દયાનદ ને ગાધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુદુભિ સતત અખિલ જગમા ગાજે

જય ગાઓ, જય ગાઓ



ભાદ્રપદ ] "અંબેલાલ ! આ શું ?" ગભરાટને સુદર્શને પૂછ્યું. [ ૧૯૮૨

—ગ્રહદશા —પૃષ્ઠ ૬૭૭



# સ્વપ્નદ્રષ્ટા

લેખક.
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ સાહિત્યસંસદ

ચિત્રકાર
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ
અને
સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાના કોલેજમાં એ. બી. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાં સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબાઈની કોલેજમાં ભણે છે.

તે બંનેની મુલાકાત વડોદરામાં રા. બાઈને ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શન અંડ વર્ષે બ્રહ્મચારી-બ્રાહ્મણ બનાવે છે. ઇતિહાસ ને નાટકો જેવા તત્કાલના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃત્તિ જોઈ તેનું સ્વમાન હણાય છે. તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે.

તે કૉલેજમાં આવે છે; વાંચે છે ને વિચારે છે. હીંદુ સમાજ તેને હુમાભાઇનું પ્રભવસ્થાન જણાય છે. બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે. નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે. અમદાવાદની કૉંગ્રેસ અને હાદના મેઝેની સુરેંદ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે.

લોર્ડ કર્ઝનના અપમાનભર્યાં શબ્દોથી અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનું તેને તીવ્ર ભાન થાય છે. અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરૂ કરે છે.

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઈ જાય છે. તે નામદારને ત્યાં ન ઉતરતાં તેના 'મિત્ર અંબાલાલ દેસાઈને ત્યાં ઉતરે છે. અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે. અને સ્વતંત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે. પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે. નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે. અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે. એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે. હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે. સુદર્શન ને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે; નામદાર દેશદ્રોહી લાગે છે. અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં ચાલ્યો જાય છે. ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે.

રાવબહાદુર સુદરાનને નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નહી કરી શકે તેવી મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે.

ફરીથી કૉલેજમાં વર્ગો શરૂ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઈમાં અંબાલાલને ત્યાં પૈસા આપવાનું નક્કી કરી રહે છે. અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે. 'માની' સ્વતંત્રતાના વિચારો કરતાં તેને વારંવાર કાપડીઆની સુચનાઓ યાદ આવે છે તે એક દિવસ કાપડીઆને મળવા ગયો. ત્યાં હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહીં થઇ શકે તે વીશે ચર્ચા ચાલી અને પ્રો. કાપડીઆએ રાજકીય લ્હતમાં ધર્મને નહીં સંડોવવા ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વકઉચ્ચાર્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે. સુદર્શન ત્યાંથી ઉઠી ચાલતો થયો. અનેક તરંગો તેના મનમાં ઉઠયા. અશ્રદ્ધાળુ બન્યો ને હીંમત હાર્યો તે સ્વસ્થતા ખોતો હતો ત્યાં ધની આવી. તેણે તેને પડતો બચાવ્યો. 'મા'નો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી.

૧૯૦૭ માં કોંગ્રેસ નાગપુરમાં ભરાવાની હતી પરંતુ 'મવાલો' 'ઝહાલ' પક્ષથી કૈંક ડરતા હતા એટલે 'મવાલ' પક્ષના સર્વાધિકારી ફીરોજશાહે હુકુમ કાઢયો કે કોંગ્રેસે સુરત જવુ. ડો. રાશબિહારી ઘોષને પ્રમુખપદનું નિમત્રણ કર્યું. ૧૯૦૭ ના ડીસેમ્બરમા સુરત ખાતે કોંગ્રેસ ભરાવા માંડી. સુદર્શન અને તેની ટોળી પણ ત્યાં ગઇ. 'મવાલ'પક્ષે 'ઝહાલ'પક્ષના ફુરચા ઉરાડી દેવાનો નિશ્ચય કર્યો હતો સુદર્શન અને તેની ટોળીના સભ્યો સયંસેવક થઇ ગયા ને 'મવાલો' અને 'ઝહાલો'ની થતી સધિમાં વિક્ષેપ પાડવા લાગ્યા

સુલોચનાના રક્ષક તરીકે પ્રો. કાપડીઆને મુકી જગમોહનલાલ તેમનાં પત્ની સાથે સુરત કોંગ્રેસમાં ગયા. બીજે દિવસે સુલોચનાના મિત્રો આવ્યા એટલે તે સૌ વરસોવા ગયાં. ત્યાંથી રાત્રે પાછાં ફર્યાં અને કેકીને ઘેર જમવામાં રોકાયાં. ત્યાં 'શેમ્પેન'નો છુટથી ઉપયોગ થવા માંડયો અને સૌ પોતપોતાના તાનમાં ગુલતાન બનવા લાગ્યાં. કેકીએ બેભાન અવસ્થામાં સુલોચનાને કહ્યુ કે તે તેને ચાહે છે. સુલોચનાએ સ્મિતથી ઉત્તર આપ્યો. તેજ અરસામાં બહુજ મોડુ થવાથી સુલોચનાની શોધ કરવા અમનદલાલ અને પ્રો. કાપડીઆ ત્યાં આવી પહોંચ્યા અને મીજલસમાં ભંગાણ પડયુ.

બીજે દિવસે સુલોચનાએ શરમથી લેવાતે મોઢે પ્રો કાપડીઆને કહ્યું કે તે કેકીને ચાહે છે તેજ અરસામા કેકીની ચીઠ્ઠી આવી તેમા આગલી રાતે બેભાન અવસ્થામા તેજે બોલ્યો હતો તેને માટે દીલગીરી દર્શાવી હતી. અને સુલોચનાને એક મિત્ર તરીકે ચહાવા તે ઇચ્છતો હતો

સુલોચના આ ચીઠ્ઠી વાંચી ભગ્નહૃદય બની ગઇ પ્રો કાપડીઆએ તેનુ સાન્ત્વન કરવા માડ્યુ

સુરતની કોંગ્રેસમા 'જહાલ' ને 'મવાલ' પક્ષને ભારે તોફાન થયુ 'જહાલ' પક્ષના કેટલાક યુવકોએ સુરેન્દ્રનાથને બોલતા બેસાડી દીધા અને ફીરોઝશાહ ને ગોખલેને પ્રથમ વાર 'જીવન'ના પાઠ શીખવ્યા. બીજે દિવસે સભા મળી પ્રમુખની દરખાસ્ત આવી 'જહાલ' પક્ષનો બોયકોટનો ઠરાવ આવવા ન દેવે એવો 'મવાલ' પક્ષે ઠરાવ કરેલો એટલે એ દરખાસ્ત સામે બોલવા તિલક ઉભા થયા અને બોલવા માડ્યુ

પ્રમુખે—હજુ દરખાસ્તથીજ સુચવાએલા-'ક્રમ વિરુદ્ધ' જણાવવા માડ્યુ ત્યા હોહા થઈ, ને મારામારી થઇ ને આખરે સભાનો કબજો પોલીસે લીધો એટલે સૌ ઘર તરફ વળ્યા

(હવે આગળ વાચો)

## પ્રકરણ ૧૪ મુ—(ચાલુ)

—o—

## સુરતની કોંગ્રેસ

૫

રાતના સમાધાનની વાતો થઇ, ને તેનીજ વીસરાઇ ગઇ

મવાળીઓએ સામ્રાજ્યમાજ રહેવાના કરાર પર સહીઓ લીધી ને નવમે માણસનુ કન્વેન્શન બીજે દિવસે મળ્યુ.

એક સુરતી લાલા ત્રીજે દહાડે મડપમા દાખલ થવા આવ્યા. સ્વયમસેવકે તેને પેસવા દીધા નહી "ત્રણ દહાડાની ટીકીટના પૈસા લીધા ને બે દહાડાજ જોવા દીધુ અરે વાહ!" કહી એક્કામા બેસી તે ઘેર ગયા એને પૈસા વસુલ થયા લાગ્યા નહીં

સાજના હરિપરે 'જહાળ'ની સભા મળી કોંગ્રેસ તુટી તેથી બધાએ દીલગીરી બતાવી, પણ કોંગ્રેસ હોય તો પ્રચલિત રાજકીય આદર્શોનીજ એમ સ્પષ્ટ કર્યું. અને બ્રીટીશો પાસે ભીખ માગવાના દહાડા ગયા એમ સર્વાનુમતે નક્કી કરી તે વીખરાઇ ગયા

સુદર્શન ને તેના મિત્રોએ નાનપરામા કોન્ફરસ ભરી

"આજેજ આપણે કોંગ્રેસને ગભીર મનાવી" કેરશાસ્પે વગર ઠરાવે પ્રમુખસ્થાન લીધુ "મારામારી એજ અભિપ્રાય કેટલો પ્રિય છે તે માપવાનુ સાધન છે રીશહાગમા રોજ ડડાબાજી થાય છે"

"પણ પોલીસની મદદની આપણે ગીવા રહીએ એતો મારુ નહી" શિવલાલે કહ્યુ

"સા ..નાસ બીલાડી ઘુસતે પણ નસાડી જેવો મુકયો!" નાગણભાઇએ કહ્યુ

"આજે રાષ્ટ્રે ખરી મહત્તા પ્રાપ્ત કરી" અબાલાલે કહ્યુ, "પરદેશીઓની હવે આપણે પરવાજ નથી"

"પણ સદુભાઇ! તમે આમ કેમ પડ્યા છો?" કેરશાસ્પે પુછ્યુ

"મને કોંગ્રેસ આમ તુટી તે નહીં ગમ્યુ"

"પણ ફીરોઝશાહી કોંગ્રેસ હોય તોએ શુ ને ન હોય તોએ શુ?" અબાલાલે કહ્યુ

'મને કોંગ્રેસ તુટી તેનો રહરોગ નથી. ને સસ્થા પાચ પદર નેતાના મતભેદથી તુટે તે સસ્થા રાખવા જેવીજ નહીં ગણાય પણ

શિવલાલની ઉસ્તાદીથી નેતાઓ સમાધાન ન કરી શક્યા. નારણભાઈને ખાસડે દસ હજારની સભા વીખરાઇ ગઇ આ શુ બતાવે છે? આપણા નેતામાં ને લોકોમાં કૈંક એવુ છે કે આટલા દસ હજારને તો શુ પણ બે હજારના એક સમૂહને વ્યક્તિત્વ આપી શકતા નથી."

"તમારી વાત ખોટી છે" અંબેલાલે કહ્યુ, "અત્યારે તો આપણે વિનાશવૃત્તિ કેળવવાની છે ત્યા સુધી વિપ્લવ કેમ થાય? ને આજે શી સરસ વિનાશવૃત્તિ!"

'સચોટ, નિશ્ચયાત્મક વિનાશવૃત્તિ પણ ક્યા હતી? માત્ર આકસ્મિક અસ્વસ્થતાનુ આ પરિણામ"

"ના. ઝહાળ પક્ષમાં ખરી સચોટતા આવતી જાય છે" કેરશાસ્પે કહ્યુ.

"કોણ કહે છે કે નથી?" નારણભાઇએ કહ્યુ

"આપણા મંડળે પણ શી બજાવી!" મગન પંડ્યાએ કહ્યુ.

"આપણે શુ બજાવી? કૈંજ નહીં" સુદર્શને કહ્યુ, "પેલા માકડાએ લડનમા તોપ ફોડી હતી તેવુ મને લાગે છે"

"શુ થયુ છે આજે? સદુભાઇ!" કેરશાસ્પે પુછ્યુ.

"હુ માંદો છુ" તેણે જીદથી ડોકુ ધુણાવી કહ્યુ; "આજે રાતના હુ તો મારે ગામ જઈશ

"હુ પણ—" મગન પંડ્યાએ કહ્યુ

"મારે પણ મુબાઇ જવુ છે"

"ત્યારે ૨૬ મી જાનેવારીએ આપણા મડળની સભા છે" સુદર્શને કહ્યુ "ભુલશો નહીં, ને દરેક જણ રીપોટ તૈયાર રાખજો"

જાણે એ વાત ભુલીજ ગયું હોય એમ દરેક જણ એક બીજાની સામે જેવા બેઠા.

"અરે હા!" અબેલાલે કહ્યુ

"ક્યાં મળશુ?"

"વડોદરાજ ઠીક પડશે" કેરશાસ્પે કહ્યુ

"ઘણા ખરા તો મુંબાઇમાં છે"

"ના પણ બધાને વડોદરા પાસે પડશે" મોહન પારેખ જે અત્યાર સુધી દુખતુ માથું દાબી બેઠો હતો તે બોલ્યો.

"વારું ત્યારે હુ તૈયારી કરુ" કહી સુદર્શન ઉઠયો ને તે ને અબેલાલ પેટી બાધવા બેઠા બધા બહાર ગયા એટલે શિવલાલ તેમની પાસે આવ્યો. તેણે આવી સુદર્શનને ધીમેથી કહ્યુ "આપણી સભા એક મહીનો મોડી નહી થાય?"

"કેમ?" બને જણે ડોળા ફાડી પુછ્યું

"મારી ડોસી અહીઆથી શ્રીનાથજી જવાની જીદ લઇ બેઠી છે આજે બે દહાડા થયા તેનાં આંસુ સુકાયા નથી"

"પણ તુ ન હોય તો કેમ ચાલે?" સુદર્શને કહ્યુ.

'હું શુ કરું?" શિવલાલે બેસીને કહ્યુ. "મારા સસરા જાય છે તેની જોડે જવાનુ કહું છુ તે ના પાડે છે એકત્રીશમી પછી જવાનુ કહુ છું તો નવનેજા પાણી પડે છે સભા મુલતવી રાખ્યા વિના છુટકો નથી"

"સભા મુલતવી કેમ રખાય? બીજા બધા શુ કહે? બધાના ઉત્સાહનુ શુ થાય? ને તમાર વગર ચાલે કેમ?" સુદર્શને કહ્યુ

"પણ મારી માને તે શુ મોનાપુર લઇ જાઉ? ને ડોસી એવી ખારીલી છે. સગી મા હોય તો વાત જુદી આ તો દત્તક મા તે કાલે ઉઠીને વીલ કરી જાય ને મને રખડાવે તો પછી આપણા મંડળનુ પણ શુ થાય?" તેમના આખા મડળની તીજોરી શિવલાલની મુડી ને કેરશાસ્પની કમાણી હતી, અને તેમા શિવલાલ ભીખારી થાય તો?

"હરકત નહી' શિવલાલે હીંમતથી કહ્યુ.

"અંબેલાલ! તું ને સદુભાઇ છો ત્યાં હું છું. તમારી યોજના એ મારી યોજના. પણ મારે શ્રીનાથજી વગર ચાલે એવું નથી. આપણી ત્રિમૂર્તિ કદી તુટવાની નહીં. સદુભાઇ સરજાવશે, હું ધારીશ, અંબેલાલ સંહારશે. પછી આપણે કોઇની જરુર પડવાની નથી. હું માર્ચમાં પાછો આવીશ."

"ઠીક! પણ જેમ બને તેમ વહેલો પાછો આવજે."

"અરે એક દહાડો મોડું નહીં કરું. આખરે દેશનો ઉદ્ધાર કંઇ વીસરાય છે? ચાલો હું જાઉં છું" કહી શિવલાલે રજા લીધી.

"બીચારો જબરો ફસ્યો" સુદર્શને કહ્યું.

"શું કરે? પણ એનું કામ ચોક્કસ છે."

"એમાં તો વાંધોજ નહીં."

૬

આગગાડીમાં સુદર્શનને ઉંઘ આવી નહીં. ઝહાલ પક્ષના વિજયસમી આ કોંગ્રેસમાં શું એવું હતું કે જેથી તેનું અંતર અસંતુષ્ટ થયું હતું? તેના મિત્રોની વર્તણુંકમાં શું એવું હતું કે જેથી તેના હ્રદયમાં અશ્રદ્ધા પેઠી હતી? કોઇ ઠેકાણે કંઇ ભુલ હતી.

ટ્રેન ચાલતી હતી; બારીએથી ઝાડો દોડતાં દેખાતાં હતાં; ડબ્બામાં આઠ જણ નીરાંતે ઉંઘતાં હતાં; અને છતાં તેની આંખે કોંગ્રેસનો મંડપ, પાઘડી ને ખેસ સંભાળતા તિલક, ટેબલ પર ઉભા રહેલા સુરેંદ્રનાથ દેખાયા કરતા. ખુરશી પર કુદતા લોકો, હવામાં ઉડતી ખુરશીઓ તેને દેખાયા કરી.

"મા! મા! આ તારા પુત્રો! આ તારું મંદિર! તારું શું થવા બેઠું છે?"

આ કોંગ્રેસમાં ભેગા થએલામાં શું ખુટતું હતું? તેની આંખો મીંચાઇ નહીં. કાપડીઆ શું ખરા હતા? ને ખરા હોય તો ક્યાં નિર્માલ્યતા હતી......

એક મહાનદીના વિશાળ બેટ પર મોટી મેદની ભેગી થઇ ગઇ હતી...

કેટલાકનાં બૈરાં સાથે હતાં, કેટલાંક છોકરાં લાવ્યાં હતાં. બધાએ રંગબેરંગી વસ્ત્રો પહેર્યાં હતાં ગળામાં હાર નાખ્યા હતા, હાથમાં મજીરાં લીધાં હતાં. કેટલાક કુદતા, કેટલા નાચતા, કેટલાંક હસતાં. બધા આ આનંદમાં હતાં. કંઇક મહાન પ્રસંગ હતો...

તેણે બધાને પુછવા માંડ્યું પણ કોઇએ કહ્યું નહીં...

કેટલાક પાસે ઘોડાં હતાં, કેટલાક પગે ચાલતા, કેટલાક ગાડાંમાં બેસી આવ્યા લાગતા હતા. દરેક સાથે ખાવાનુ લાવ્યા હતા તે છોડી સહકુટુંબ બધા ચણા મમરા ફાકતા હતા. ચારેગમ પાન ચવાતાં ને ઠેકઠેકાણે પીચકારીઓ ઉડતી...

ઠેકઠેકાણેથી હાસ્ય સંભળાતું. કોઇક ગાયનની ટુંક લલકારતું; વાંસળીથી સુમધુર ધ્વનિ પ્રસારતું. કેટલીક સ્ત્રીઓ તાળી લઇ ગાતી ને હસતી...સુજલામ્...સુફલામ્..

આનંદનું વાતાવરણ દશે દિશમાં હતું... વસતનો સૂર્ય આલ્હાદક કિરણોથી બધાને પ્રોત્સાહતો હતો. આઠ દસ માણસો ફરતા હતા—ગંભીર ને ખેદભર્યે નયને. તે ઉભા રહેતા ને લોકના સમૂહને કંઇ કહેતા. લોકનો સમૂહ આનંદમાં આવતો—ચણા મમરાના ફાકા મારતો કીરતાલ મજીરા વગાડતો ને તેની પાછળ થોડીવાર જતો. એટલામાં એમાંનો બીજો કોઇ આવતો તો તેનું કંઇ સાંભળવા ઉભા રહેતાં. કોઇ તાળી વગાડતા; કોઇ પગ ઠોકતા, ને ફરી આનંદમાં આવી જતા...

ગંભીર પુરુષો એકમેકને મળતા તો ઘુરકતા. એકબીજાની પાછળ પડતા તાબોટા જોઇ

ઘુરકતા. તે ઘુરકતા ને લોકો આનંદના આવેશમાં નાચતા. ધીમેધીમે એકબીજાના ગળામાં હાથ નાખી લોકો ફરવા માંડયાં ને ગંભીર પુરુષોનો ઘુરકાટ જોઇ હસવા લાગ્યા.. ...

વાજાં વાગ્યાજ જતાં, તાળીઓ પડેજ જતી, નાચો થયાજ કરતા...અબીલ ને ગુલાલ ઉડ્યાં...ધ્વજ પતાકાઓ ફરફરી ને દરેકે કૈં કૈં લઇને તે ઉછાળવા માંડ્યાં.

તે સમજ્યો નહી કે આ શું? આ ગંભીર પુરુષો કોણ? આ આનંદી સ્ત્રી પુરુષો કોણ? આ ગુલાલ ને અબીલ શાં?

તેનો ગુંચવાડો વધ્યો. શુ શુકલતીર્થની જાત્રા? શુ આ વસંતોત્સવ?

એક જણ આનંદની લહેરમાં નાચતો હતો. તેના એક હાથમાં દખણી ખાસડું હતું ને એક હાથમા ડંડુકો હતો. તેના ગળામાં કેસુડાની માળા હતી. તેના પગમાં ઝાંઝર હતાં. એ તાનમાં ને તાનમાં ગમે તેને મારતો ને ગમે તેને ભેટી પડતો. એની આખો મોટી હતી. એની ફુંડ પણ મોટી હતી એને જોઇ બીજા હસતા. અને બીજા હસતા તેમ તે વધારે કુદતો—

"ભાઇ આ શું છે?" એક જણને પુછ્યુંઃ પણ નાચનારનુ મુખ તેને સ્પષ્ટ દેખાયું નહીં—પરિચિત લાગ્યું.

"ભાઇ ભાઇ! આ શું છે?" ગુંગળાતે આર્ત્તસ્વરે તેણે પુછ્યું.

"શુ કોછ?" નાચનારે આનંદના આવેશમાં ચરોતરી ભાષામાં પુછ્યું: "અમે બધા બ્રીટીશ સામ્રાજ્ય સર કરવા જઇએ છે... .."

સુદર્શનની છાતી બેસી ગઇ. "જાણતો નથી?..." તેણે ખાસડું ચારે તરફ ફેરવ્યું. "લગભગ તે કાંપવા તો માંડ્યું છે. નાસ... બીલાડી...ઘુસ..."

ગુંગળાઇને તે જાગ્યો તો તેના એક મુસલમાન પડોશીએ ઘોરતાં ઘોરતાં તેના ખભાપર માથું નાખી દીધું હતું.

એક માનસિક શળે–ત્રિકોણની માફક તેનું જીગર ભેદી નાખ્યું. આ કોંગ્રેસ! આ દેશ! મા! મા! મા! મા! આ શુ થવા બેઠું છે? એકદમ તેને યાદ આવ્યું કે હમણાં તેને પહેલાં જેવાં સ્વપ્નમાં આવતાં નહીં. અને પહેલાંની માફક 'મા' દર્શન દેતાં નથી તેનું શું કારણ! "મા શું ગુસ્સે થયાં છો? મા! શું હું લાયક નથી? મા! મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું તારી સેવા કરીશ. મા! તું મને છોડની નહીં..."

તેના શંકાથી પિડિત હ્રદયમાં અરવિંદબાબુની મૂર્તિ આવી. ત્રણ દિવસના પરિચયથી તેને ઘણી પ્રેરણા મળી હતી. તેનાં ચક્ષુ કેવાં દિવ્ય હતાં? તેની સ્વસ્થતા કેવી અભંગ હતી? તેની શ્રદ્ધા કેવી નિશ્ચલ હતી. એજ મહાત્મા રાષ્ટ્ર બનાવશે–તેઓને ઉદ્ધારશે...શા માટે એને જઇ ન મળવુ, ને એની આજ્ઞાનુસાર પ્રવૃત્તિ ન આદરવી?

અરવિંદબાબુ 'બોયકોટ'માં માનતા હતા. જો તે સર્વવ્યાપી થાય તો દેશનાં ભાગ્ય ઉઘડે? એક શાસને ત્રીસ કરોડ માણસો અંગ્રેજોનો બહિષ્કાર કરે તો એક પલમાં દેશનો ઉદ્ધાર થાય...

પણ જે દસ હજાર માણુસ સુરતમાં ફ્રેંચ ગાર્ડનમાં ભેગા થયાં હતાં, તે બીપણ બહિષ્કાર કરવાને શક્તિમાન હતાં?..... આ વિચારના વમળમાં તેણે પડોશીના ખભા પર માથું નાખી ઉંઘવા માંડ્યું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૭૩]




લેખક·

રા. રસનિધિ

નિદ્રા મીઠી શ્રમિત નયને સેવતાં શાંતિ થાય;
દૃષ્ટિ સામે ગહન અતિશે સ્વપ્ન-સૃષ્ટિ રચાય;
જાણુ ના શે હૃદય મહીં જ્યાં પ્રેમ-સંચાર થાય;
ત્યાં આવે કો તમહર પ્રભા દિવ્ય ઉદ્દીપ્ત થાય. ૧

વાહ્લી, તારું સ્વરૂપ નીરખુ આંખને ઠારતું ત્યાં,
ધીમેધીમે સમિપ રુચતી શાંત પ્રેમાળતામાં,
હામી દેતી શ્રમ સકળને જ્યોત તારી અનેરી,
આવે કુંળા નવલ ફુલડાં અંકથી કૈંક વેરી. ૨

જોતાં વારે અમિનિષ મળે લોચનો પ્રેમભીનાં,
ભેટે બને રસિક હૃદયો મુર્ત વિલંબ વિના;
સ્વપ્નો એ વિશદ કરતું હાસ્ય તારું ભુલું છું,
ને એ પેરે અનુનિશ સખી જાંખી તારી કરું છું ૩

સંકેલાતાં હૃદય વિધુરાં જંખી રે' સ્વપ્ન ક્યારે,
સાચાં થાયે, સહન કરવું ક્યાં લગી દેવિ· મારે!





લેખકો:

રા. બટુભાઇ ઉમરવાડિયા — રા. ધૂમકેતુ
સૌ. લીલાવતી મુનશી — રા. જયંતકુમાર ભટ્ટ
રા. મુનિકુમાર ભટ્ટ — રા. કનૈયાલાલ મુનશી


## પ્રકરણ ત્રીજું : બાવાઓનાં જુથમાં


લેખક:
રા. મુનિકુમાર મ. ભટ્ટ

ચિત્રકાર
રા. ગોરક્ષકર


### આગલા પ્રકરણનો સાર

અમદાવાદના રહેતા ઝીણુભાઇને ત્યાં ગામડાથી એમના ભાઈ પોતાના દીકરા સુરેશને મુકવા આવે છે તેના પીતરાઈ ભાઈ વિનોદ અને રવિ ગામડીઓ ગણી પજવે છે સુરેશ શરૂઆતમાં મુંઝાય છે આખરે પીત્તો ખસી જાય છે અને રવિને કાનથી તેને પકડે છે વિનોદ કુદતુ કુદતુ તેને મારવા ઉગામે છે ત્યાં તેમની સમવયસ્ક બહેન ઉષા સુરેશની વહારે ધાય છે ઉષા સુરેશ તરફ દયાથી જોઈ રહે છે અને તેને ચાંલ્લો કરી 'ભાઈ' બનાવે છે

બીજે દિવસે સુરેશના પિતા ગામ જવા નીકળે છે. સુરેશ રડી પડે છે ઉષા તેને સાન્તવન આપે છે

સુરેશને નવા સંબંધીઓમાં બહુ ફાવતુ નથી કાકાના છોકરા સુરેશને ગામડીઓ ગણી ચીઢવે છે ને અટકચાળાં કરે છે એક દિવસ રવિ ને વિનોદ પૈસાની ચોરી કરી સુરેશને માથે આળ ચઢાવે છે કાકી સુરેશને ઘરમાં ન રાખવો એ નિશ્ચય ઉપર આવે છે. સુરેશ ખોટા આળથી ગભરાઈ આખરે નીરાશ બની એક રાત્રે ઘર છોડી ચાલી નીકળે છે કાકરીઆમાં જઇ આત્મહત્યા કરવા તે તૈયાર થાય છે ત્યાં એક બાવો એને બચાવી લેઈ જાય છે

(હવે આગળ વાંચો)

બાવાઓની સંસ્થા રામચંદ્રજીના અરણ્યવાસના અનુકરણરુપે તેમના વખત પછીથી શરુ થઇ ને આજ સુધી તેણે લોકહૃદયમાં અદ્દભુતતાના ખ્યાલો ભર્યા છે. મછંદર અને ગોરખનાથે જેને પ્રભાવશાલી બનાવી તેને ભરથરી અને ગોપીચંદે ગૌરવ આપ્યું છે. ગામડાના કે શહેરખુણાના એકધારા જીવનમાં આ સંસ્થાએ નવીનતાના રંગો પુર્યા છે. અનેક કુટુંબો તેણે તોડ્યાં, અનેક તેણે સાધ્યાં છે, અનેકના સુખદુઃખ-ની તે સાક્ષી છે.

સુરેશને બાવાઓ ઉપાડી ગયા ત્યારે બે સીવાય અન્ય કોઇને તેના ગુમ થવાનો હર્ષ શોક નહતો એક તો ઉષા એ વહાલસોઇ બાલા જેમજેમ મોટી થતી ગઇ તેમતમ સુરેશના સ્મરણે કૈંક અપરિચિત કૈંક અસ્ફુટ, કૈંક અકથ્ય લાગણીઓ અનુભવવા લાગી. અમદાવાદન ધુમાડા કે આકાશનાં વાદળાઓ જોતાજોતાં તે ઘણીવાર ઉંડા વિચારમાં પડી જતી, કોઇક-વાર તેની આંખો સજલ બની રહેતી. જો કે અત્યારસુધીના તેના વિચારપ્રવાહ કે અશ્રુપ્રવાહ-નાં પુર તેના સુરેશને ઘસડીને પાછો લાવી શક્યાં નહતાં. તેના વિવાહિત પતિને તો તે સંભારતીએ નહીં અને સંભારતી તો તે પણ માત્ર સુરેશને પાછો લાવવાના સાધન તરીકે. પણ અત્યાર-સુધી તો માત્ર તે વિચારોથીજ અટકી જતી સુરેશને જલદી મળી શકાય તેવું ગમે તે પગલું લેવા તે તત્પર હતી, પણ જો તે સહેજમાંજ ન મળે તો ? અસંયત મનોવૃત્તિઓ જ્યારે ચંચલ થઇ ઉઠે છે ત્યારે તેનું પ્રાબલ્ય એટલુ બધું હોય છે કે કાતો તે સામાન્ય વ્યક્તિને ઉત્તમોત્તમ કોટિ સુધી લઇ જાય છે અથવા તેને અધઃપતનનાં પગથીઆં એક પછી એક કુદાવી છેક પાશવતા સુધી આણી મુકે છે. ઉષા શુ સાચું પાડશે તે ભવિષ્યના ગર્ભમા છુપાયું હતુ.

ઇડરની નીશાળમા રહ્યારહ્યા દેવભાઇ પણ ખુબ અસ્વસ્થ બની ગયા હતા સુરેશના જન્મથી માંડીનેજ —જાણે કે તેની સાથે સાથેજ — દેવભાઇના મનમા એક વિચારબીજ ઉગીને ધીમે ધીમે અંકુરિત થયું હતુ કે આગળ ઉપર સુરેશ કૈંક અવનવું કરશે સુરેશનુ જીવન ભવ્ય, અદ્દભુત પ્રકાશભર્યું બનશે. એ બીજ, સુરે



છેલ્લો ખલિ સુરેશ થનાર હતો અને રામેદાસ તે માટે સૌને સુચનાઓ આપતો હતો

આવો થશે અને, તેવો થશે, એવાં વિધવિધ તેજ છાયાનાં ચિત્રો તેમને બતાવ્યા. કરતું, પણ ભવિષ્યની ઉજ્જ્વલ વિમોહક ચિત્ર જાલમાં સુરેશ ગુમ થશે એવું તેમણે ક્યાંઇ જોએલું કે કલ્પેલું નહીં એટલે ગમે તેમ કરીને પણ સુરેશને શોધી પાછો લાવવાના પ્રયત્નો તેમણે આરંભ્યા.

ઉમા અને દેવબાઇની પ્રવૃત્તિઓની ખબર પણ ન પડે તેને સ્થળે સુરેશ હતો. જ્યારે તે કાંકરીઆમાં ડુબવા ગયો ત્યારે સાંપ્રત જીવનને તેણે છેલ્લી સલામો કરી લીધી હતી. વીસેક કલાકની મૂર્છા પછી જ્યારે તે જાગ્યો ત્યારે તે સ્વર્ગમા છે કે નરકમા તેની ખબર પડે તેવું નહતું. માત્ર કાજળઘેરી કાળી રાત્રિમાં, કાળા વાળવાળા, કાળી ચામડીના યમના દૂતો જેવા લાગતા કેટલાક માણસો તેને ઉપાડીને ચાલતા હતા. થોડે દૂર મશાલનુ કાન્તિહીણું પીળું તેજ આસપાસના દેખાવની ભય કરતામાં વધારો કરતુ હતુ. સુરેશ શુદ્ધિમાં આવ્યો ત્યારે તેને ખુબ બીક લાગી; મહા મહેનતે તે ચીસ પાડતા અટક્યો. પણ તે ધ્રુજવા માડ્યો તેથી તેના ઉપાડનારાઓએ તેની સામે જોયું, અને તેઓ તથા તેમની સાથેનું મંડળ અટકી ગયુ. આગલી સવારે જે બાવાનું મુખ તેણે જોયું હતુ તે આગળ આવીને બોલ્યો: "લડકા, ડરના મત રામજી તેરા અચ્છા કરેગા." સુરેશ સ્વસ્થ થયો પણ પાછળથી, અનુભવે તેને ખાતરી થવાની હતી કે સુરેશ ઉપર કેવળ અનુકંપાને લીધે પોતાની સાથે તેને ફેરવે એ પ્રકારની પરોપકાર વૃત્તિ એ બાવાઓમાં હોઇ શકે નહી અને હતી પણ નહીં.

તો પણ તે બાવાઓની જોડે હીંદુસ્તાનના જુદા જુદા મુલકોમાં ફર્યો. અને નવા નવા પ્રદેશો જોવા, કોઇપણ કૈં કહે નહીં એવું જીવન ગાળવું એ એથી તે સંતુષ્ટ હતો. છતાં તેને અસંતુષ્ટ બનાવે તેવું પણ ઘણું હતું. બાવાઓ બધા વ્યસની હતા, ગંદા પણ હતા અને વારંવાર તેમના સહવાસમાં સુરેશ ત્રાસી જતો. જમાતનો મુખ્ય બાવો રાઘેદાસ પૂર્વાવસ્થામાં કાઠીઆવાડના કોઇ નાના ગામનો કાઠી હતો. એકવાર કોઇ સ્ત્રી ઉપર અત્યાચાર કરવા માટે તે પકડાએલો, પણ સજામાં થી છુટવા નાસી જઇને તે બાવો બન્યો હતો. બીજી પરિસ્થિતિમાં તે વધારે સુખી હતો, તેના શરીરબળને લીધે તેણે મુખ્ય પદવી પ્રાપ્ત કરી હતી. અને બાવો હતો એટલે જે લાલસાઓ તે પહેલાં તૃપ્ત કરી શક્યો નહતો તેને પૂર્ણ સંતોષ આપવાનું કામ તેને વધારે સુલભ થયું હતું. પોતાની સાથે તે એક પુત્રીને ફેરવતો. એ બાલાને તેણે છેક નાનપણમાંથી ઉપાડી આણી હતી. બાલા સ્વરૂપવતી હતી. પહેલાં તો તેને શા માટે લાવવામાં આવેલી તે કોઇ સમજી શકેલું નહીં; તો પણ ગુરુની સ્ત્રી જાતિ તરફ જે સામાન્ય વૃત્તિ હતી તેથી પરિચિત કેટલાક બાવાઓ ભયંકર કલ્પનાઓ કરતા. અને તેની ઉપર ભવિષ્યમાં થનાર અત્યાચારની કલ્પના કરી સચિંત થતા.

જ્યારે સુરેશ તેમની જોડે ભળ્યો ત્યારે બાલાની ઉંમર આશરે તેર વરસની હતી. તેના શરીર તેમજ મનમાં તે વગડાઉ ફુલની જેમ વધી અને ખીલી હતી. સુરેશ આવ્યો ત્યારે બે કારણે બાલા તેની તરફ આકર્ષાઇ હતી. એક તો સુરેશ બાવો નહતો. અને બીજું સુરેશ લગભગ તેની ઉંમરનો હતો. અને એજ કારણસર સુરેશને પણ એ બાલા સૌથી અનુકુલ સાથી સમી બની રહી હતી. એ બાલાની સાથે વધારે વખત રહેવાને લીધે બાવાઓ સાથેનું જીવન તેને અસહ્ય થઇ પડ્યું નહતું.

સુરેશ પ્રમાણમાં વધારે સસ્કારી વાતાવરણમાં ઉછર્યો હતો. એટલે બાવાઓની રીતભાત સામે તેનો વિરોધ ધીમેધીમે પણ પ્રબલતાથી

વધતો જતો હતો અને માત્ર નામીને કયાં જવુ તેનો નિર્ણય થાય તેમ હતુ નહીં એટલેજ તે એ બધુ સહી લેતો એ પ્રમાણે તેનુ જગત ગતિ કરતુ હતુ અને તે માત્ર જોયા કરતો હતો

તેઓ આખરે પઢરપુરમા આવ્યા અને ત્યા એક રાતે રાઘેદાસે તેના કેટલાક મિત્રોને ખાનગી વાર્તાલાપ માટે બોલાવ્યા એ વાત સુરશ સાભળી જાય નહીં માટે તેને દૂર કરવામા આવ્યો હતો પણ રાઘેદાસની પાલિત પુત્રી પાસેની ઓરડીમા હતી તેણે આ લોકોની વાતમા સુરેશનું નામ સાભળ્યું તેને ભયની અગમચેતી થઇ એટલે તે ચુપચુપ સાભળવા ઉભી રહી

બાવાઓ દેવી ભક્ત શાક્ત માર્ગી હતા અને દર પાચ વર્ષે દેવીને એક યુવાન માણસનો ભોગ ધરવાનો તેમને રીવાજ હતો તેમની એ ભોગ ધરવાની પદ્ધતિ એવી હતી કે મનુષ્યવધની શકા પણ કોઇને જાય તેમ નહતુ તેઓ એકાદ બાળક ને ઉપાડી જતા. તેને સારી રીતે રાખતા અને બધે પોતાની સાથે ફેરવતા અને તેમના ઉત્સવની રાતે પઢરપુરથી દૂર નિર્જન એકાન્તમા એક દેવીનુ જીર્ણ મદિર હતુ ત્યા જઇ બાળી નાખતા એટલે બની જનારનુ શુ થતુ તેની કોઇને ખબર નહીં છેલ્લો બલિ સુરેશ થનાર હતો અને રાધેદાસ તે માટે સૌને સુચનાઓ આપતો હતો બહાર એ બધાનુ કલ્પનાથી ચિત્ર દોરતી દોરતી બાલા ઉભી ઉભી સાભળતી હતી રાતના આઠ વાગે સુરેશને જમાડવાનો હતો તેમા કેફ આપવાનુ કાર્ય એક બાવાને સુપ્રત થયુ પછી તેને ચુપચુપ તે મદિર સુધી લઇ જવાનુ બીજાને, લાકડા તેલ, સીન્દૂર, ઘી વગેરે સામગ્રી ત્રીજાને એમ કામની વહેચણી થતે ગઇ

બાલાને બહાર ઉભા ઉભા સુરેશને બચાવવા ની ઉત્કટ ઇચ્છા થઇ આવી, પણ તેનામા સુરેશને બચાવવાની શક્તિ કે સાધન ન હતા એટલે બીજી સવારે વહેલી તે જમાતના સૌથી વૃદ્ધ એક અધ બાવાની પાસે ગઇ. એ અધબાવાને આ બાલકો ની વાતોમા રસ પડતો અને બાલકો પણ તેના સહવાસથી આનદ પામતા તેમના મનમા ઉભા થતા અનેક પ્રશ્નોનુ નિવારણ એ અધ કરતો એટલે આ વૃદ્ધ પુરુષ તેઓનો અગત્યનો મિત્ર, નેતા, સલાહકાર અને સાથી બની રહેલો

"દાદા" તે હમેશા વૃદ્ધ બાવાને દાદા કહેતી, "માજીને ભોગ શા માટે ધરવો જોઇએ ?"

"માજી આપણા દેવી છે અને આપણા જાનમાલનુ રક્ષણ કરે છે એટલા માટે આપણે તેને ભોગ ધરીએ છીએ "

"પણ દાદા ત્યારે માજીએ તમારી આખનુ રક્ષણ કેમ ના કર્યુ ?"

"બેટા, મ આપણા માજીનો ગુનહો કર્યો હશે એટલે માજીએ મારી આખો લઇલઇને મને શિક્ષા કરી '

"માજી શિક્ષા શા માટે કરતા હશે ?'

"જો તેમને ન ગમે તેવુ કામ કોઇ કરે તો માજી તેને શિક્ષા કરે "

"માજી, કેવા કામોથી નાખુશ થતા હશે ?"

"જો આપણે કોઇનુ કહ્યુ ના માનીએ અને મનમા આવે તેમ કર્યા કરીએ તો માજી નાખુશ થાય "

"પણ માજીને આપણે કોઇ દિવસ ગુસ્સે નજ કર્યા હોય તો ?"

"તો માજી આપણી રક્ષા કરે "

"ત્યારે મારી પણ માજી રક્ષા કરે કે નહીં ?'

"હારનો"

"પણ, મનેજ માજીનો ભોગ બનાવે તો ?"

"તો માજી એ ભોગ લેવાની ના કહે "

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૬૬]




# શરદુત્સવમાં

લેખક:
રા. સનાતન બુચ
ચિત્રકાર:
રા. દત્તાત્રેય, એમ. એ.

આ વખતની મોશીઅલ ગેધરીંગમાં અમે 'ઇંદુકુમાર' ભજવેલું ત્યારે શરચ્ચંદ્રે કાંતિકુમારીનો પાર્ટ ભજવેલો તે જોઇને તો આખોએ પ્રેક્ષક વર્ગ ખુશખુશ થઇ ગએલો. કેટલાંક અજાણ્યાં સ્ત્રી પુરુષો તો એટલે સુધી ભુલ ખાઇ ગએલાં કે એ કોઇ સ્ત્રી-વિદ્યાર્થિનીજ છે. ભલભલી સ્ત્રીઓનેએ ભુલાવો ખવરાવે તેવી રીતે એ સ્ત્રી બનેલો.

અને મેં તો તે દિવસે એને જેટલો ધન્યવાદ આપો હતો, તેટલો કોઇ દિવસ કોઇને નથી આપો. તેની સફળતાનું કારણ એ છે કે તેના મોંઢા ઉપર તેમજ કંઠમાં લાવણ્ય, મૃદુતા અને સુકુમારતા આટલી મોટી વયે પણ છે. મોટી એટલે હજી મુછ તેને નથી ઉગી. એ સ્ત્રીનો પોશાક પહેરી લે છે ત્યારે આબેહુબ રીતે સ્ત્રીજ બની જાય છે.

× × ×

નવરાત્રિ પુરી થઇ અને અજવાળીઆં ખીલવા માંડ્યાં. શરદનાં અજવાળીઆં એટલે તો તેની રમણીયતાની વાતજ શી? એક દિવસે સ્નેહીસમાજ તરફથી શરદુત્સવ ઉજવવાનું નક્કી થયું. સંગીત, ગરબા વગેરે ને પછી દુધ પૌંઆ-ના પ્રસાદનો સરસ કાર્યક્રમ ગોઠવાયો. પૂર્ણિમને દિવસેજ એ ઉત્સવ રખાયો. હું સમાજનો સભ્ય હતો એટલે મને નિમંત્રણ આવેલું. અને આગળને દિવસે શરચ્ચંદ્ર મારી પાસે આવ્યો અને મને કહ્યું: "મારે શરદુત્સવમાં આવવું હોય તો?"

"તે કેવી રીતે બને! ફક્ત સભ્યોનેજ નિમંત્રણ છે, અને તું ક્યાં સભ્ય છે? આવા

સમાજનો તું સભ્ય ન થાય તો પછી તારે એના કાર્યમાં ભાગ લેવાનો હક શો ? સભ્ય થવાનું મેં તને કહેલું યાદ છે ને? હવે અશક્ય." મેં ખરી વસ્તુ સ્થિતિ સમજાવી દીધી.

"એ...મ" હોઠ ઉપર આંગળી મુકી વિચારમાં પડતાં તેણે કહ્યું.

પણ તરત જાણે કૈંક નવીન વિચાર આવ્યો હોય તેમ એકદમ તે બોલ્યો: "તારી નિમંત્રણ પત્રિકા બતાવ તો મારે જરા કામ છે."

મને જરા સંશય લાગ્યો એટલે મેં તો ચોખ્ખું કહ્યું: "ના, ભાઇ મારે એ નથી બતાવવી, આપને તેમાં શુ જોવું છે? કૈં ખાસ જોવા જેવું છે નહીં."

"ના, ના, પણ મારે કૈં લઇ નથી લેવી, આપતો ખરો. જો, એક ઉપાય બતાવું" તેણે મને જરા આતુર બનાવી કહ્યું.

"ઠીક, લે. લઇ લે તો ભલે. એટલુંજ ને? ઉપાય કેવોક બતાવે છે તે તો જોઉ" મને જરા વિશ્વાસ આવતાં પત્રિકા આપી

તે વાંચી ગયો. "બસ, ફત્તેહ! ફત્તેહ!" એકદમ તે બોલી ઉઠ્યો.

"કેમ આટલુ બધું શુ? શાની ફત્તેહ?" મને તો કુતૂહલ થયું.

"બીજી શાની? હું તમારી સાથે આવીશ તે. હવે તમારે જરુર મને લઇ જવો પડશે." તેણે સ્ફોટ કરી દીધો. ગરજે 'તું' માંથી 'તમે' થયું.

"પણ, હું કયાંથી લઇ જાઉ? મને કોઇ ખાસ ઓળખતુંએ નથી કે તને અંદર જવા દે. "અને આપણા જેવા નવયુવાનને ઓળખવા કોઇ પરવાએ ન કરે કે નવું ઓળખાણુ કાઢીએ" મેં મારી અસહાયતા દર્શાવી.

"પણ, કોઇને કહેવુંએ ન પડે ને આવું તો?" તેણે કહ્યું.

"એ વળી કેવી રીતે?" મેં આશ્ચર્ય બતાવતાં કહ્યું.

"જુઓ આ પત્રિકા વાંચો.



એ ગરબો પુરો થતાં લોગ સાથે ગરબો શરુ થયો—

'...... સ્નેહી સમાજ તરફથી શરદુત્સવ ઉજવાશે તે પ્રસંગે તમે તમારાં પત્ની તથા બાલકો સાથે પધારશો.'

તમે મારા પતિદેવ અને હું તમારી પ્રિયતમા. કેમ કેવું યુગલ?" તેણે જાણે કે તદ્દન સહેલી વાત હોય તેમ કહી નાખી.

"કેવી ગાંડી વાતો કરે છે? એમ તે કૈં જવાય? અને તેએ આવાં મેળાવડામાં, ફજેતી

થાય તે ખબર છે? અને મારો હજી વિવાહ પણ નથી થયો ત્યાં એમ તને સાથે રાખું તો તો પુરી આફત" મેં ચોખ્ખી ના કહી.

"ના, ના, એ કૈંજ નહીં ચાલે. અરે, જુઓ તો ખરા કે હું કેવો બનું છું તે તમને પ્રશ્ન પુછવા આવશે તે પહેલાં તો મારી સામેજ જોઇ રહેશે અને કૈં પણ પુછવાની હીંમત પણ નહીં કરે" તેણે પોતાની સંપૂર્ણ હીંમત દર્શાવતાં કહ્યું.

મેં ગણત્રી કરી લીધી. મનેએ વિચાર જરા ગમ્યો, ચાલો મજા તો કરીએ. એમાંએ કૈંક નવું મળશે. અનુભવ થશે, ને ગમ્મત પડશે



—અને આ વખતે પુષ્પલતાએ ગવડાવ્યો.

"ઠીક, ત્યારે જેવી મરજી. આપનાં આરાધન એજ હવે મારો સ્નેહધર્મ થયો ખરો ને?" મેં જરા ટીખળ કરતાં કહ્યું.

"હાજી, અને હું કાલે બરાબર સમયે હાજર થઇશ."

"સારું. પણ જો સુંદર સાળુ પહેરજે, માથાના વાળ વગેરે પહેરવેશ એકદમ સરસ પહેરજે ને રાખજે, અને અપ–ટુ–ડેટ હં કે તે દિવસના જેવું."

"એ તો હું આવું ત્યારે જો જો ને" કહી તે ગયો.

બહુ ચાલાક અને હીંમતવાન છોકરો છે. એના જેટલી હીંમત મે કોઇ પણ બીજા વિદ્યાર્થીમાં નથી જોઇ. તેની ઘણા વિદ્યાર્થીઓ મસ્કરી કરે પણ એ સામે એવી સચોટ ગમ્મત કરે કે બોલનાર તરત ચુપ! એને મારી સાથે બનતુ એટલું કોઇની સાથે ન બનતું. અમારી બંનેની વચ્ચે ગાઢ સ્નેહ હતો.

બીજે દિવસે રાત્રે એ આવ્યો, કાળી કોરનો તદન શ્વેત સાળુ તેણે પહેરેલો હતો. સોનાની ઝીણી બંગડીઓ તથા ચુંક, એરીંગ વગેરે પણ પહેરી લીધેલાં. સાળુમાં જમણે ખભે પીન પણ ખોસી દીધેલી. તેનુ અંગ તો એટલું ગૌર હતું કે પાઉડરનો ઉપયોગ નહોતો કરવો પડયો. છતાં ટોઇલેટની સુગંધ તો એ આવ્યો કે તરત ભભકી ઉઠી.

"પ્રિયતમ! નમન કરું છુ." હસનાં હસતાં મારા ઓરડામાં આવતાં તેણે કહ્યું

"પધારો, ગૃહદેવી! અંગ અંગે સૌભાગ્યના શણગાર સજ્યા છે, પણ લલાટે કુંકુમના સૌદાગ લેખ કેમ નથી આલેખ્યા?" મેં જરા સામે ગમ્મત કરી.

"જી, એ તો અપ–ટુ–ડેટ ફેશન છે."

"અરે, એવી ફેશન કેવી? કયાંએ દીઠી છે કે ના, એમજ?"

"નહીં ફેશન હોય તો થશે. મારા જેવા શરુઆત કરશે એટલે આ ચાલ્યું. પણ જો આપનું દીલ દુભાતું હોય તો ચાંદલો કરું.

આપ રીઝયે મને અખડ સુખ છે" તેણે ગમ્મતમા કહ્યુ.

"હા, હા, ચાલ કરી લે આપણે આમ પ્રેમાલાપ ચલાવીશુ તો પછી પ્રેમના ઘેન ચઢશે અને જવાનુજ ભુલી જઇશુ શરદુત્સવમા નહીં જવાય"

તેણે ચાદલો કર્યો, અહા! અત્યારે તેનુ રુપ! તેના દેહનુ વર્ણન કરતા તો "સૌભાગ્ય વતી' "નવયૌવના" ના મહા સમર્થ કવિ પણ થાકીને કલમ નીચે મુકે શુ તેનુ સૌદર્ય! એના સાળુની કોર મોઢા પર જરા આડી આવી જતી ત્યારે તો એમજ લાગતુ કે જાણે શશીની આડ શશાક આવ્યુ!

શરદુત્સવનુ સ્થળ શહેરના એક ઉદ્યાનમા રાખેલુ મારી મોટર તૈઆર હતી એટલે અમે તો ચાલ્યા વાંચનાર! શરચ્ચદ્ર હવે મારી સૌભાગ્યવતી (અહા! શી મધુર વાત!) કમલિની બની છે એટલે ચાલ્યા હો કે!

થોડીવારમા સ્થળને દરવાજે પહોચી ગયા મોટર ઉભી રહેતા બધાનુ ધ્યાન ખેચાયુ, મને તો હસવુ ખુબ આવતુ હતુ પણ દાબી રાખ્યુ પહેલા શરદ— અરે, કમલિની ઉતરી અને પછી હુ એને જોઈનેજ બધા સ્તબ્ધ થઇ ગયા સ્રીમાએ મોહિની કૈં અજબ હોય છે કે પોતાનુ ધાર્યુ કોઇની પરવા વગર સન્માન પામીને કરી શકે છે, અને તે ત્યાજ બન્યુ કોઇએ પાસ તો ન માગ્યો પણ ઉલટુ સ્વાગત કરવા લાગ્યા

કોઇવાર સમવયસ્ક યુવાન સુન્દરી સાથે લોકોમા ફર્યા છો? અને એ તમારી પત્ની ન હોય છતા "આ એમના વહુ" એવો ધીમો ઉચ્ચારથી અવાજ આવ્યો હોય તે સાભળીને શુ અનુભવેલુ? વાચનાર! સાચ્ચુ કહી દેજો, એ વખતે હૃદયમા ગલગલી નથી થઇ? અને તેમા એ તમે પરણ્યા ન હો ને એમ કોઇ તમારી પત્ની તરીકે ઓળખાય એ તમને કેવુ મન રજક લાગેલુ?

કૈં નહીં એ તો નિર્દોષ ને સ્વાભાવિક છે, અને અત્યારે શરદ મારી સાથે હતો છતા મને એ રીતે બહુ આનદ મળ્યો અને જ્યારે બધા મારી કમલિનીને જોઇજ રહ્યા ત્યારે તો આનંદની અવધ કે મારે આવી સુદર પત્ની છે એમ લોકોના મનમા થાય છે

મે પુરુષ વર્ગમા જઇ આગળની ખુરશી પર સ્થાન લીધુ એ સ્રી વર્ગમા ગઇ અને એના સૌદર્ય આગળ કેટકેટલીએ સ્રીઓ ઝખવાઇ ગઇ મને તો ખુબ હસવુ આવ્યુ કે હવે એની જોના જેવી દશા થશે પણ હુ આગળ બેઠો બેઠો જોતો હતો ત્યા તો એ કોઇને કોઇની સાથે વાતો કરતી હતી પણ એ મે જોયુ કે એ જાણે કે ડરતી હોય તેમ સ્રીઓથી દૂર ઉભી રહીને વાતો કરતી હતી

ફરતા ફરતા પુષ્પલતા તેને મળી, અને મને થયુ કે હવે જોઇએ કે શુ થાય છે પુષ્પલતા અમારી સાથે કોલેજમા અભ્યાસ કરતી હતી

મે જોયુ ત્યા તો પુષ્પલતાને ખીલખીલાટ હસતી જોઇ મને તરત વસ્તુસ્થિતિ સમજાઇ ત્યા વળી કમલિનીએ કાનમા કૈં કહ્યુ એટલે પેલી શાત થઇ થોડીવાર વાત ચાલી તે ઉપરથી હુ સમજ્યો કે તેમણે કૈંક સકેત કર્યો કમલિની એક ખુણે જઇને બેઠી

સ્રીઓ આવતી જતી હતી એક એકથી ચઢે એના વસ્રો તથા દોર દમામ સાથે સુદરી ઓનો સઘ ઉભરાતો જતો હતો કોઇ વાતો કરતી ઉભી હતી તો કોઇ બેસીને કુડાળુ વળીને વાતો કરતી હતી કોઇ વળી ગરબા

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૬૭]





૨૦ હજાર વર્ષ પૂર્વેની ભટકતી ટોળીઓ.



એક ગુફામાંથી મળી આવેલી માણસની આકૃતિ

# વીસ હજાર વર્ષ પહેલાંનાં મનુષ્યો

લેખક:
રા. સનત્કુમાર ચી. વીણ

—:o:—

એવી એક માન્યતા ચાલતી આવેલી છે કે અસલના મનુષ્યો, હાલના કરતાં વધારે બળવાન, મોટાં શરીરવાળાં પરંતુ જડબુદ્ધિના હતાં તેઓમાં સંસ્કાર ઓછા હતા, હિંસક વૃત્તિ વધારે હતી, અને ખાવું, પીવુ અને આખરે મરવુ એ સીવાય તેમને બીજું કર્તવ્ય દેખાતુ નહોતુ.

આપણી વેદકાળ વીશેની માન્યતા જુદીજ છે. વેદકાળના મનુષ્યો વધારે બળવાન, અને કદાચ મોટાં શરીરવાળાં હશે. પણ તેઓ જડબુદ્ધિનાં નહોતા, તેઓ સંસ્કારી હતાં, તેમની જીંદગીનુ ધ્યેય આધ્યાત્મિક હતુ, તેમને જીંદગી–ટકાવી રાખવાની બીજી વસ્તુઓ ઓછી જરુરની હતી, અને આથી તેઓમા હિંસક વૃત્તિ ઓછી હતી.

આ બે માન્યતા ક્યાં સુધી ચાલ્યાં કરત-- હજુ એ ચાલે છે,—પરંતુ ૧૯૨૪માં મધ્યયુરોપની એક શોધથી આના ઉપર ઘણું તેજ પડયું છે. તે શોધ તે પ્રાચીન, ઇતિહાસ પૂર્વ મનુષ્યો અને પ્રાણીઓનાં હાડકાં, મનુષ્યોએ પોતાના ઉપયોગને માટે બનાવેલી જુદી જુદી વસ્તુઓ, અને કેટલીક ફક્ત કળાને માટેજ પ્રયોજાએલી કળામય કૃતિઓની શોધ તે શોધને આધારે એમ માની શકાય કે પશ્ચિમ યુરોપની જડ પણ બળવાન જાતિ અને ઉત્તર ધ્રુવ તરફથી આર્ય જાતિનુ સંમિશ્રણ મધ્ય યુરોપમાં થયું હોવુ જોઇએ, અને પરિણામે હિંસક વૃત્તિ સાથે કળા, શારીરિક બળ સાથે બુદ્ધિ જોડાએલાં સંભવી શકે.

આ શોધનો ઇતિહાસ મોટા ભાગની શોધોની માફક વિચિત્ર છે મધ્યયુરોપમાં ઝેકો–સ્લોવ-કીઆની હદ ઉપર મોરેવીઆ નામનો નાનો દેશ છે. એ આ શોધનુ સ્થળ છે. તે નાનો દેશ બે ભાગમાં વહેંચાએલો છે. એક પર્વત અને ગુફાઓ-

થી ભરેલો ભાગ અને બીજો સપાટ, ફળદ્રુપ ભાગ "હાના". આ સપાટ ભાગમાં બે નદીઓ ઓડા અને મોરાવા કાળા સમુદ્ર તરફ વહે છે. સંભવિત છે કે આ નદી માર્ગવાટે આર્યો સાં આવ્યા હોય.

નાના દેશને સ્વાભાવિક ખરાબ આર્થિક સ્થિતિને લીધે આ અમૂલ્ય ભંડાર કયાં સુધી પર્વતોની ગુફામાં અને પૃથ્વીના પેટામાં ઢંકાએલો પડી રહ્યો. ઘણા વર્ષ થયાં લોકોને ખબર તો હતીજ કે મોરેવીઆમાં મેમથ (ઇતિહાસ પૂર્વ ભયંકર હાથીના આકારવાળું પ્રાણી) ના હાડકાં છે, ઝેકો-

ઇ. સ. ૧૯૨૪ માં ઇંટ બનાવવાનાં કારખાનાં-વાળાએ પોતાના ઉપયોગને માટે આજુબાજુની બીજી ટેકરીઓ તેમજ જમીન ખોદાવા માંડી, અને તેમને ત્યાં આ ઇતિહાસ પૂર્વ મનુષ્ય (Old fossil)નાં હાડકાં તથા કૃતિઓ મળી આવી. ત્યાંની સરકારને આ વાતની ખબર પડતાં, તે જમીન ખરીદી લીધી ને વૈજ્ઞાનિક રીતે રીતસર શોધખોળ કરવા માંડી. પ્રો. ઍબસોલનનો આ શોધ આગળ વધારવાને ત્યાંની સરકારે સોપ્યું છે

આજ પ્રમાણે પર્વતવાળા ભાગમાં પચાસેક ગુફાઓ કે જેમને વીશે ત્યાંના પુરાણોમાં જુદી જુદી જાતની કથા વર્ણવી છે, તેમાંથી આવીજ જાતનાં હાડકાં મળી આવ્યા છે. તે ગુફાઓ સુઘટિત કોતરેલી હોવા છતા, અંધકારને અને જમીનમાં વહેતી નદીઓને લીધે, ઉતરી શકાય એવી ગણાતી નહોતી, પરંતુ હવે તેમાં સગવડ કરવામા આવી છે, વીજળીના દીવા ગોઠવવામાં આવ્યા છે અને કોઇ પણ યાત્રી ત્યાં જઇ શકે છે. આ ગુફાઓમાં આછું આછું કોતરકામ પણ નજરે પડે છે; આથી સમજાય છે કે તેમની દૃષ્ટિને અવ્યવસ્થિત વસ્તુઓ ગમતી નહીં.



ચોપગા પ્રાણીનું હાડપિંજર.

સ્લોવકીઅન ઇતિહાસકાર બ્લાઓસ્લાવે ઇ સ ૧૫૭૧ મા નોધ્યુ છેકે પ્રેડમોસ્ટ આગળ રાક્ષસોનાં હાડકા મળી આવે છે. પરતુ પ્રેડમોસ્ટને વૈજ્ઞાનિક અને ઐતિહાસિક પુરાવા મેળવી શકે એવું સ્થળ તો પ્રથમ ઇ. સ. ૧૮૭૮ થીજ વૈજ્ઞાનિકોએ ગણવા માડયુ. ડો. વાન્કેલે, ડો ક્રુઝ અને ડો. મસ્કની મદદથી ઇ સ. ૧૮૭૮ માં પ્રેડમોસ્ટની પાસે આવેલી એક નાની ટેકરી, ખોદાવી, અને તેમાંથી મેમથના કેટલાંક ભાગેલાં હાડકાં મળ્યાં. સાર પછી તેઓને લાગ્યું કે હવે બીજું કૈં મળી શકે એમ નથી, અને ત્યાંથી એ કામ પડી રહ્યુ.

આ બધી ગુફાઓમાં મુખ્યત્વે પ્રાણીઓનાંજ હાડકાં નજરે પડે છે. કયા તો આ બધાં જુદી જુદી જાતનાં પ્રાણી તે ગુફાઓમાં વસતા હોવા જોઇએ અને એકાએક કોઇક આંતરિક નદીની રેલને લીધે મરણ પામ્યાં હોય અથવા તો ત્યાં મનુષ્યો તેમને મારી નાખી તેમનાં હાડકાંઓનો

ઢગલો ત્યાં કરતા હોવા જોઇએ. પરંતુ બીજી માન્યતા માનવાને સબળ કારણ મળે છે. કારણ કે ત્યાં એક જગ્યાએ એક સામટાં મેમથના ખોપરીનાં હાડકાં મળ્યાં હતાં. બીજી એક ગુફામાં વીશના ખોપરી વગરનાં હાડપીંજરો મળ્યાં ત્રીજીમાંથી તેર મેમથના દાંતોજ નીકળ્યા. આ ઉપરથી માની શકાય છે કે તે મનુષ્યોએ પોતાના ખોરાક માટે શીકારો આણી તેમનો નકામો ભાગ નાખી દીધો હશે.

તે વખતનાં મનુષ્યોનાં (Homo Predmostensis) પણ આમાં હાડપીંજર ત્યાંથી મળ્યાં છે. તેવખતનો મનુષ્ય હાલના મનુષ્ય (Homo Sapiens) કરતાં ઘણો જુદો માલમ પડી આવે છે. એ મનુષ્યનું કપાળ આંખ કરતાં ઘણું આગળ હતું—તેની ખોપરીનું હાડકું મોટું હતું, હડપચી પણ તેજ પ્રમાણે નીચેના ભાગમાં આગળ પડતી હતી, અને એકંદરે મોઢાં વધારે લાંબા અને પહોળાઇમાં ઓછા હતાં. પુરુષ કરતાં સ્ત્રી ઉંચાઇમાં ઘણીજ નાની હતી; પણ પહોળાઇમાં પુરુષોના જેટલીજ હોવાથી, જો આખા હાડપીંજરો ન મળ્યા હોત તો કદાચ એ જુદા જુદા વખતના પુરુષોનાંજ હાડપીંજર છે એમ દોરાઇ જવાત.



હથીઆરો હાડકાંની મદદથી હાડકાંનાંજ બનાવેલાં છે.

મોરેવીઆની આ જાતના સંસ્કાર ઘણાજ કેળવાએલા છે. ત્યા કોતરકામ કરનાર, હથીઆર બનાવનારા, તેમજ શીકાર કરનાર લોકો વસતા હતા, તે આપણને ત્યાં મળેલી વસ્તુઓ ઉપરથી સમજાય છે. તેમના કોતરકામના નમુનામાં ઘણોજ જુદો પડી આવતો નમુનો એક મેમથનીનાની આકૃતિ છે. તે મેમથના હાડકાંમાંથી બનાવ્યો છે. તેના કોતરનારાએ એવી ઝીણી નજરથી એને તૈયાર કર્યું છે કે હાલના સુધરેલા કલાકારો તેને કોતરકામની સંપૂર્ણ કૃતિ તરીકે કબુલ કરે છે. તે નમુનામાં મેમથની આકૃતિ એટલી સંપૂર્ણતાથી કરેલી છે કે તેમાં તેની નસેનસ તેમજ તેની વાળ

તેમજ પુચ્છડાંના વાળ પણ આલેખવામાં આવ્યાં છે. તે અસલ નમુનો હાલ છેક સારી હાલતમાં તો નથી પણ તેની અનેક નકલો Reproductions તૈઆર કરવામાં આવી છે.

આ ઉપરાંત તેમની હથીઆર બનાવવાની કળા અદ્‌ભુત છે. હાડકાંજ તે વખતે ઉપલબ્ધ હોવાથી હથીઆરો હાડકાંની મદદથી હાડકાંનાજ બનાવેલા છે. તેમાં જાતજાતના ભાલાઓ, તીર કામઠાં, નાનાં નાનાં ખંજરો, તેમજ હથીઆર બનાવવાના ઓજારો આવી જાય છે. સુપ્રસિદ્ધ અંગ્રેજ ચિત્રકાર ફોરેસ્ટીયરના તે વિષય ઉપરના Reconstruction ચિત્રો આપણને તેનો ઉંડો ખ્યાલ આપે છે.

મોરેવીઆની તે જાતના માણસો શીકાર કરેલા જાનવરોની ચામડીના કપડાં ઓઢતાં, હાડકાંના ઘરેણાં પહેરતાં, ચામડી ઉપર છુંદણાં પડાવતાં, કેટલાક વર્ષો સુધી તેઓએ ત્યાં વસવાટ કર્યો. પછી ક્યાં તો શીકાર ખુટવાથી કે કોઇ બળવાન જાતિના આક્રમણથી આ જાત ક્યાની ક્યાં અદ્રશ્ય થઇ ગઇ.

આ શોધથી લો. મા. તિલકની માન્યતા ઉપર ઘણુંજ તેજ પડે છે. વેદના વખતમાં આર્યો ઉત્તર ધ્રુવમાં વસતા હતા અને તે આર્યો પાછળથી દક્ષિણમાં આવ્યા. તેમાંની કેટલીક ટોળી યુરોપ તરફ વળીને ત્યાં વસી. આ ટોળીમાંની એકાદ ત્યા પ્રેડમોસ્ટમાં શીકારના લોભે વસી હોય.

આપણા હીંદુસ્થાનના શોધકો, આ ગોધનો ઉપયોગ કરશે?





# પગાર કેમ વધારશો ?*



લેખક અને ચિત્રકાર:
સૌ. લીલાવતી મંગળદાસ દેસાઇ

મારો પગાર મેં કેમ વધાર્યો તે અહીં લખું છું. તે વાંચવાથી તમારો પણ પગાર વધે કે નહીં તેનો આધાર તો તમારા નસીબ અને પ્રયત્ન ઉપર છે. "વેપાર કરવાની નવી રીત" નામની ચોપડી ખરીદવામાં મેં રુપીઆ એકની મુડી રોકી તેનાં પાના બહુ ધ્યાનથી વાંચી વાંચીને ફેરવ્યાં, ત્યાર પછીજ મારા નસીબનું પાનુ ફર્યું. તે ચોપડીમાંથી મારા ઉપયોગમાં આવ્યા તે ઉતારા અહી આપું છું.

"જે માણસને ફતેહ જોઇએ છીએ તેણે તો સોએ સો ટકા હોંશીઆર થવું જોઇએ. તેણે તેના શરીરનો તથા મગજનો પુરેપુરો વપરાશ કરવો. યંત્રની પેઠે તેમને વ્યવસ્થિત રાખવાં. તેણે વખતની કીંમત જાણવી જોઇએ; જેને ધંધામાં આગળ વધવું હોય તેણે વખત સર કામ કરવું જોઇએ. વખતસર તો શું પણ વખત પહેલાં તે કરી નાખવું જોઇએ. જો તે નોકરી કરતો હોય, અને તેના શેઠ ઓફીસે દર રોજ વહેલા જતા હોય તો તેથીએ વહેલા તેણે જવું. ધનુષ્યમાંથી તીર છુટે તેમ ઘરમાંથી નીકળી ઓફીસે આવી પહોંચવું જોઇએ. રસ્તામાં ગમે તેટલી ગાડી કે મોટરની ગરદી હોય તો તેની વચ્ચેથી તેણે પોતાનો રસ્તો કાપી સડસડાટ ચાલ્યા જવું જોઇએ.

આખા દિવસમાં માત્ર ૮૬૪૦૦ સેકંડ છે તે દરેક પળે તેણે યાદ રાખવું.

જેને ફતેહમદ થવુ છે તેણે પોતાના શરીરને કસરતથી ખુબ કેળવી સર્પના શરીરની પેઠે વાળવું જોઇએ. મગજની બુદ્ધિની શુદ્ધિ માટે રોજ તેણે શિર્ષાસન કરવું જોઇએ. સંગીતથી મન અને આત્મા પ્રસન્ન રહે છે તે ધ્યાનમાં રાખી, બને ત્યારે થોડું ગાઇ લેવુ. સાથે થોડાં ભજનીઆં પણ ગાઇ લેવાં જેથી "એક પંથ ને દો કાજ" એ હીસાબે ઇશ્વરના પંથમાં પણ આંટો મારી લેવાય. ધધાને અંગે પત્ર વ્યવહાર કરવો પડે તો તેમાં આધુનિકતાને શોભે તેવું કવિત્વ તેમજ સહૃદયતા દાખવવાં" વગેરે.

અહીં મારે કહેવું જોઇએ કે છેલ્લા દસ વર્ષથી હું એક લાકડાના વેપારી રા. રા. વખારીઆને ત્યાં નોકરી કરું છું. મારુ કામ પરદેશથી પત્રો આવે તેના જવાબ લખવાનું હતુ. મારો પગાર રુપીઆ અડતાલીસનો હતો. તે વધવાની હું ઘણાં વર્ષોથી વાટ જોઇ રહ્યો હતો. મારી ઉંમર વધતી જતી હતી પણ પગાર વધવાનાં કે ચિહ્ન દેખાતાં નહોતાં.

---

*અંગ્રેજી ઉપરથી. 'કપોળ અને કપોળ મિત્ર' શ્રાવણ ૧૯૮૨ના ખાસ અંકમાંથી.

વખારીઆ શેઠ બહુ થોડું બોલતા અને તેમાંએ મારો પગાર વધારવાનુ તો બોલતાજ નહોતા મેં વિચાર કર્યો કે મારી જુની રીતો આગે છોડી દેવી અને "વેપારની નવી રીત"ની અસર શેઠ સાહેબ ઉપર અજમાવી જોવી રા રા. વખારીઆ અનાદિકાળના તેમના રીવાજ મુજબ સૌથી પહેલા વખારે પહોચી જતા અને તેઓ પોતાને હાથેજ વખાર ઉઘાડતા. મારે રોજ સાડા આઠ વાગે ઓફીસે જવાનો ક્રમહતો મે વિચાર કીધો કે મારે પગાર વધારવો છે તો મારે ઓફીસે કામ કરવાનો વખત પણ વધારવો, એટલે રોજ અરધા કલાક વહેલા જવુ, અને શેઠની સાથેજ વખારમા દાખલ થઇ જવુ તેવો મે સજ્જડ નિશ્ચય કર્યો બીજે દિવસે મને આઠ વાગે આવેલો જોઇ શેઠ બોલ્યા: "કેમ ધીરજલાલ, આજે તો તમે વહેલા આવ્યા?" મને કહેવાનુ મન તો થયું કે "સાહેબ વેપારમાં ફતેહમંદ થવાની આ નવી રીત છે." પણ મારા કંઠમાંથી તો આટલાજ શબ્દો નીકળ્યા કે, "હા સાહેબ." બીજે દિવસે હું પોણા આઠ વાગ્યામાં વખારે જઇ પહોંચ્યો. શેઠ આવ્યા નહોતા અને વખાર બંધ હતી



ગાડી કે મોટરની વચ્ચેથી તેણે રસ્તો કાપી સડસડાટ ચાલ્યા જવુ.

એટલે હું બહાર બાંકડા ઉપર બેઠો એટલામાં શેઠ આવ્યા અને મને જોઇ ચકિત થએલા લાગ્યા મારા મનમાં તો થયું કે શેઠ અબઘડી મારો પગાર વધારવાની વાત કરશે પણ શેઠ તો માત્ર એટલુંજ બોલ્યા "કેમ તમે આટલા વહેલા આવી પહોંચ્યા?" મેં જવાબ આપ્યો કે "શેઠ, સમય અમૂલ્ય છે આખા દિવસમાં માત્ર ૮૬૪૦૦ સેંકડ છે તે પળે પળે ખલાસ થતી જાય છે." એટલામા શેઠે વખાર ઉઘાડી કે મે અંદર કુદકો માર્યો, અને મારા ટેબલ ઉપર બેસી જઇ કાગળો વાંચવાનુ કામ સડસડાટ શરુ કરીદીધું. આમ બે અઠવાડીઆ સુધી હું રોજ વહેલો જતો, અને શેઠ આવે ત્યારે મીઠા ડહાપણના શબ્દોથી એમને આવકાર દેતો. પછી શેઠે એક દિવસ કહ્યું: "ધીરજલાલ, તમારે વખારમાં આટલા વહેલા આવવાની જરુર નથી." આથી મને પાછા પડયા જેવું લાગ્યું પણ તેથી હું હીમત હાર્યો નહીં, મેં વિચાર કર્યો કે હવે શેઠના મન ઉપર બીજી રીતે છાપ પાડવી પછી મનમાં નીરાશાના અંકુર ફુટે નહીં તે માટે નિશ્ચય કર્યો કે હવે સાહિત્ય સંગીતના પ્રયોગ શરુ કરવા. સંગીતના ફાયદા તો "વેપારની નવી રીત"માં

સ્પષ્ટ રીતે સમજાવ્યા હતા. બીજે દિવસે ઓફીસમાં દાખલ થઇ, શેઠની ખુરસી પાસેથી પંસાર થતાં વ્યક્ત રીતે ગણગણ્યો કે "साहित्य संगीत कला विहीनः"—ત્યાં મારી બેઠક ઉપર આવી પહોંચ્યો, એટલે ખુરસી ઝાટકી ચરણ પુરું કીધું કે "साक्षात् पशु पुच्छ विषाण हीनः" તે દહાડે ટેબલ ઉપર કાગળનો થોકડો થયો હતો. તેને જોતાંજ મનમાં અરુચિ થઇ આવી. વિચાર કર્યો કે ખાવાની અરુચિ જેમ પેટના બગાડને લીધે થાય છે તેમ આ કાગળ વાંચવાની અરુચિ મારા મનના બગાડને લઇને છે. એ મન સંગીતથી સાફ થાય માટે મારા કામ ઉપર સંગીતમય ઉમળકો લાવવા મેં ગાવા માંડયું કે "વારી જાઉં રે..." ઇત્યાદિ.

આ ઉમળકાના સુર શેઠને કાને બરાબર અથડાય તેની હું પુરી સાવચેતી લેતો. તે વખતે શેઠ પોતાના કાન ખંજવાળતા લાગ્યા; મને લાગ્યું કે શેઠ એ બહાને કાન માંડીને મારું સંગીત સાંભળે છે. કામ કરતાં કરતાં સાંજ પડી ગઇ, પણ કામનો આરો દેખાયો નહીં; એટલે ફરી સંગીતની સહાયતા માગી લલકાર્યું કે "અબકી ટેક હમારી, લાજ રાખો શ્રી ગીરધારી–ઇઇ—" આ ગાતાં ગાતાં મને શુરાતન ચઢયું હોય એમ લાગ્યું, અને મારી ધારવાળી કલમે તરવારની જેમ ઘુમી ઘુમી ચઢી ગએલા કામનો કચ્ચરઘાણ કાઢી નાખ્યો. લખતો જાઉં અને ગાતો જાઉં. ગાતાં ગાતાં મારી કલમની જેમ મારા ગળામાં પણ જોસની ભરતી થઇ. અંતે કામ પુરું કરી, સાથે સાથે કપાળમાં-થી પરસેવો પણ ટપકાવી કાઢયો. શેઠ તો પોતાની દાઢીને હાથથી સજ્જડ દબાવીને બેઠેલા લાગ્યા. મને લાગ્યું કે શેઠના મોંમાંથી મારો પગાર વધારવાની વાત હમણાંજ બહાર પડી જશે, એમ એમને બીક લાગે છે માટે જડબું સજ્જડ દબાવીને બેઠા છે. મેં મનમાં વીચાર્યું કે 'ફતેહ પામે છે" દિનપ્રતિદિન હું સંગીતના લયમાં વધુ લીન થતો ચાલ્યો.



આ ઉમળકાના સૂર શેઠને કાને અથડાય તેની હું પુરી સાવચેતી લેતો.

વળી મને લાગ્યું કે જો આપણું મન હષ્ટ રાખવું હોય તો તેને પુષ્ટ પણ બનાવવું જોઇએ. આ વિચારથી મેં વખારમાંજ કસરતના પ્રયોગો શરુ કર્યા. લખી લખીને કમ્મરનો કાંટો દુખવા આવતો તેને વધુ મજબુત કરવા જે ખુરસી ઉપર હું બેસતો હતો તેજ ખુરશીને આધારે મેં કસરત કરવા માંડી. આ મારી કસરત જોઇને શેઠ વિસ્મય પામ્યા છે, એ હું સ્પષ્ટ જોઇ શકતો હતો.

"વેપારની નવી રીત"માં લખ્યા પ્રમાણે

મેં હવે કાગળોમાં આધુનિકતા અને કવિત્વ દાખલ કરવા માંડયાં. આવા કાગળ મેં દિવસના સંખ્યાબંધ લખવા માંડયા. ટપાલનો બોજો વધતો જોઇ શેઠ વિચારમાં પડેલા લાગ્યા. મને લાગ્યું કે ખચીત શેઠ મારા કામની કદર કરે છે. થોડા દિવસ પછી શેઠ મારી પાસે એમાંના પાંચ સાત પત્રો લઇને આવ્યા; "ધીરજલાલ, આ કાગળ તમેજ લખ્યો છે?" શેઠે મને પુછ્યું. મેં આનંદથી ઉભરાતે હૈયે કહ્યું: "હા સાહેબ" તે કાગળમાંનો આ એક નમુનો છે.

"પરદેશી પ્યારા પ્રાણજીવન
અને ચિરંજીવીઓ,

તમોએ મોકલાવેલાં લાકડાં મળ્યાં. અમને લખવાને દીલગીરી થાય છે કે (જો કે જીવન નાશવંત હોવાને લીધે અમે દીલગીર રહેવાની તરફેણમાં નથી.) લાકડાં અમારા માગ્યા પ્રમાણે એક સરખાં નથી. કેટલાંક માપ કરતાં લાંબા તો કેટલાંક માપ કરતાં ટુંકાં છે. કહો સાહેબો, એક લાંબો પુરુષ અને તેની ટુંકી નારનું જોડું જોવાથી જીગરમાં કચવાટ ઉપજે છે કે નહી? તો એવા ઘણાં જોડાંઓનો શંભુ મેળો હોય તો મનની શી સ્થિતિ થાય? કેટલાંક લાકડાં, અતિશય જાડાં છે તો કેટલાંક અતિ પાતળાં છે. આ મીયાં મહાદેવનો સંઘ કેમ ચાલે? આનો નિર્ણય તમેજ કરજો. અમો અહીંથી તમારી તરફ ઘીના ડબ્બા દસ ડઝન મોકલીએ છીએ, તેનાં વખાણ અમે કરીએ તે ઠીક લાગીએ ખરા? શાસ્ત્રમાં કહ્યું છે, તે પ્રમાણે "लिखति यदि गृहित्वा शारदा सर्व काल"— એટલે કે સર્વકાલ આ ઘીના વખાણ કરીએ તો તે પણ ઓછું છે.

આ ઘીની ઉત્પતિનું કારણ ગાયો છે. તે વશિષ્ટ ઋષિની કામધેનુના વંશની છે. સમુદ્રમંથન વખતે દેવતાઓએ અમૃત પસંદ કર્યું; પરંતુ ઘી અને અમૃતની વહેંચણી કરવાની હોય તો દેવતાઓ આ ઘીને લે અને અમૃત જતુ કરે—ઇત્યાદિ.

* મેસર્સ પ્રાણજીવન એંડ સન્સ.



હું સ્પષ્ટ જોઈ શકતો કે મારી કસરત જોઇને—

શેઠે મને પુછ્યું: "ધીરજલાલ આ કાગળ તમે લખ્યો?" મેં કહ્યુ હા સાહેબ, એ તો "વેપારની નવી રીત" પ્રમાણે લખ્યો છે. શેઠે પુછ્યું: "આજ કાલ તમારામાં હું બહુ ફેરફાર જોઉં છું. અને તમે 'વેપારની નવી રીત' એ શબ્દો વારંવાર વાપરો છો તેનો અર્થ શું? પછી મેં શેઠને સઘળી વાત કહી. શેઠ ધ્યાનથી સાંભળી રહ્યા. "ધીરજલાલ તમે રસ્તો ઉંધો લો છો; તમારો પગાર વધારવાનું મારા

મનમાં હતુંજ તો લો આજથીજ રૂ. ૪૮) ને અટલે હું તમને રૂ. ૮૪) પગાર કરી આપું છું; પણ તે એકજ શરતે કે આજને આજ તમો આ રૂ. ૫૦) લઇ માથેરાનની શીતળ ટેકરી ઉપર જાઓ. ત્યાં પગે ખુબ હરો ફરો, કૈં પણ વિચાર કર્યા વગર મગજને સરખુ રાખી આરામ આપો, અને પાછા આવી અગાઉ-ની રીત પ્રમાણે કામકાજ ઉપર લાગો. અને તમારી આ ચોપડી 'વેપારની નવી રીત' ને સદાને માટે વીસરી જાઓ. જરી પુરાણાવાળાને આપી દો." ભારે હૈયે મેં ચોપડી જરી પુરાણાવાળાને આપી દીધી. હજીએ મારા મનમાં થયાં કરે છે કે મારો પગાર વધ્યો તેનું કારણ 'વેપારની નવી રીત' કે જુની? માત્ર એટલોજ દીલાસો હું મન-માં લઉં છું કે કદાચ કોઇ ગરીબ ભાઇના હાથમાં એ ચોપડી આવે અને તેનો ઉપદેશ લઇ તે પણ પોતાનું જીવન સાર્થક બનાવે!



—શેઠ વિસ્મય પામ્યા છે.



# સીનેમાનું જગત

—o—

લેખક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા
સભ્ય, સાહિત્ય સંસદ

—o—

[અનુસંધાન આષાઢ પૃષ્ઠ ૪૪૩ થી ચાલુ]

## મુસાફરીનાં વાહનો

સીનેમાના જગતમાં મુસાફરી માટેનાં મુખ્ય ત્રણ વાહનોઃ ઘોડો, મોટરકાર અને રેલ્વે ટ્રેન એક મુસાફર પોતાની એકજ મુસાફરી દરમીયાન આ ત્રણે વાહનો વાપરે એ દ્રશ્ય ત્યાં સાધારણ અને સ્વાભાવિક ગણાય છે. તેમાંએ એક વાહનમાંથી બીજા વાહનમાં જતાં આપણે કરીએ તેમ એકમાંથી ઉતરીને બીજામાં જવાને બદલે પોતે એકમાંથી બીજામાં કુદવાનું અને ફેંકાવાનુંજ પસંદ કરે છે.

આપણી દુનીઆમાં ઘોડાનું સ્થાન દિવસે દિવસે ગૌણ થતુ જાય છે પણ સીનેમાના જગતમાં હજી તેનું સ્થાન બહુ મોટું છે. પણ તેમ થવાનાં કારણો પણ સબળ છે. કારણકે ત્યાંનો ઘોડો બહુ ઉમદા પ્રાણી છે. સાધારણ રસ્તાઓ તો તેને પસંદજ નથી. ઝાડનાં થડ, મોટા મોટા પથરા વગેરે જ્યાં પડ્યા હોય ત્યાંથી કલાકના પચાસેક માઇલની ઝડપે જવું એ તો તેને મન એક રમતની વાત છે. વળી માર્ગમાં પ્રચંડ વેગથી વહેતા ઝરા, ઉંડી ખીણો વગેરે આવે એટલે તો તેનો આનંદ સમાયજ નહીં. ત્યાં ઘોડાને ક્વચિતજ વિશ્રાંતિ મળે છે અને તે વખતે તે ગૌરવભર્યાં મુખથી હજારો ફીટ ઉંચા પર્વતની ટોચ ઉપર શાંત ઉભો હોય છે. પવનના ભયંકર સુસવાટા તેની પુંછડીના વાળને અજબ નૃત્ય કરાવે છે અને તેની પીઠ ઉપર બેઠેલ સ્વાર કોઇ ભીષણ વેરની વસુલાત કરવાના અથવા તો લાખો માઇલ દૂર આવેલ પોતાના ઘરના વિચાર કરતો હોય છે.

ત્યાંની મોટરકારો કૈં કૈં આકારની હોય છે અને તેની ગતિ કલાકના સો દોઢસો માઇલની તો હોય છેજ; છતાં જો તેને અટકાવવી હોય તો અરધી ક્ષણમાં તે ઉભી રહી શકે છે. ઇંટની જાડામાં જાડી ભીંતોને તોડીને પણ તે આરપાર જઇ શકે છે છતાં તેને પોતાને એથી કૈં પણ નુકશાન થતું નથી એટલુંજ નહીં પણ એમાં બેસનારને પણ એનાથી ગમત મળતી હોય એમ લાગે છે. વળી એક્સપ્રેસ ટ્રેનોની સાથે શરતમાં ઉતરવું હોય કે કોઇ અગત્યના કામને માટે બમો

પાંચસો માઇલ દૂર આવેલ અમુક સ્થળે તેને પહોંચવું હોય તો તેની ગતિ છોડી દીધી કે બસ! માર્ગમાં બીજાં વાહનોની અડચણ નહીં તો નહીં પણ નાનું છોકરું કે મરઘી કે કુતરું પણ તેને મળે નહીં. સીનેમાના જગતના માર્ગોની આ ખાસ નવીનતા!

ત્યાંની ટ્રેનો બધી એક્સપ્રેસ મેલ ટ્રેનોજ હોય છે. એટલે જો ધીમી ટ્રેન જોઇતી હોય તો તો તમારે સ્પેશ્યલજ દોડાવવી પડે પણ ધીમી ટ્રેનો ત્યાં સહીસલામત પણ નથી કારણકે એવી ધીમી ટ્રેનો કોઇક વખત તમે ત્યાં જુઓ તો તમારે ખાત્રી રાખવી કે તરતજ કોઇ એક્સપ્રેસ એની સામે અથડાવાનીજ! તેના ઉતારુઓ પણ અજબ પ્રકૃત્તિના હોય છે. એક ટ્રેન ચુકયા એટલે આપણી માફક મોં વકાસીને બીજી ટ્રેનને માટે રાહ જોવા પ્લેટફોર્મ ઉપર બેસી નથી રહેતા. પણ તરતજ ટ્રેનની સાથે દોડવા માંડે છે અને આખરે છેલ્લો ડબો પકડી તેમાં ચઢી જાય છે. અથવા તો કોઇ પુલ ઉપરથી કે કાંતો એરોપ્લેનમાંથી તેઓ ભુસકા મારી ટ્રેન ઉપર પડે છે. ટ્રેનમાં પણ ગમતજ હોય છે. કંટાળા જેવું તો લાગતુંજ નથી. ઉતારુઓમાંના ઘણા જ્યાં સ્ત્રીઓ સુતી હોય ત્યાં પહોંચી જાય છે કે કાંતો કોઇ લક્ષાધિપતિને પકડીને ટ્રેનમાંથી નીચેજ ગબડાવી દે છે કે કાંતો ટ્રેનના હાંકનારને અને બીજા ઉતારુઓને પોતાની બબ્બે રીવોલ્વરોથી આંટવાની પ્રેકટીસ કરે છે!



ઝાડનાં થડ, મોટા મોટા પથરા વગેરે જ્યાં પડયા હોય ત્યાંથી કલાકના પચાસેક માઇલની ઝડપે જવું એ તો તેને મન એક રમતની વાત છે.

## કેટલીક રૂઢિઓ અને કેટલીક ટેવો

તે જગતમાં માણસો મોં પાસેથી ઘણુ કામ લે છે. પોતે તો થોડું થોડુંજ અને તે પણ કોઇ કોઇ વખતજ બોલે છે પણ તેમના મોં ઉપરના વિકારો તો ઘડીએ ઘડીએ બદલાયાજ જાય છે અને તેના ઉપરથીજ તમે તે માણસોની છાનામાં છાની વાતો જાણી શકો છો. ત્યાં જાહેરમાં પ્રજાના નેતા થવું હોય તો તમારે મોટા વક્તા થવાની જરૂર નથી કારણ કે ત્યાંના લોકો વધુમાં વધુ ત્રીસ સેકંડનું ભાષણ સાંભળી શકે છે. તમારે કોઇ

બળવો જગાડવો હોય (બળવો એટલે એક રસ્તા ઉપરથી મેકડો માણસોએ નાચતાં કુદતાં ચાલ્યા જઇને બીજા રસ્તા ઉપર જવું) કે તમારે પ્રજામાં સ્વદેશાભિમાનનો જુસ્સો પ્રગટાવવો હોય તો એક માંચડા ઉપર ચઢીને તમારે બે હાથને ખુબ જોરથી હલાવવા, પગ અફાળવા અને મોં ઉપર અનેક જાતના ભાવ બતાવવા એટલે ખલાસ! તમે નેતા થઇ ચુકયા! કયા એ સહેલી અને સટ

વખતે યુવતીની દ્રષ્ટિ ઘણુંખરું કુદરતના અનેરા સૌંદર્યનેજ નીરખતી હોય છે. આવી વેળા પવનના ઝપાટા પણ સખત હોય છે અને યુવતીના વાળ તે ઝપાટાને હીંચોળે ચઢી ફરફર ઉડતા હોય છે.

ત્યાં ધંધો, ઉદ્યોગ કે વેપાર પ્રેમના માર્ગમા વિઘ્ન નાખી શકતા નથી. એક માણસ પ્રેમમાં પડયો એટલે પછી તેને ઓફીસનો ઘસડબોઝો કરવાનું કે રમાવાને માટે ચિંતા રાખવાનુ હોતુંજ



મોં ઉપર કરુણ, ભય, શૃંગાર વગેરે અનેક રસોનો મુરબ્બો બતાવે છે

રીત અને કયાં આપણી દુનીઆની માથાં સટોસટની પટાબાજી!

ત્યાંની પ્રેમ કરવાની રીત પણ જુદીજ છે. સ્થાન કોઇ આરસની અગાશી કે દરીઆ કીનારો કે એવીજ કોઇ ભવ્ય જગ્યા અને સમય તે ચંદ્રિકાના પ્રકાશમાં ધરતી નહાતી હોય તે વેળાનોજ. પ્રેમી યુવક આવીને કૈં બોલતો નથી પણ હાથ સીધા રાખી પહોંચાથી આંગળાઓને જોરથી ઉંચી નીચી કરે છે અને મોં ઉપર કરુણ, ભય, શૃંગાર વગેરે અનેક રસોનો મુરબ્બો બતાવે છે. આ

નથી. તેને તો માત્ર અતિશય દીલગીરીમાં, જાણે પોતાના સસરાનો સસરો તરતનોજ મરી ગયો હોય તેવા ભાવવાળાં મુખથી ફર્યાંજ કરવાનું હોય છે.

મધ્યમ વર્ગના માબાપો પોતાનાં છોકરાંઓને ઘણીજવાર ખોઇ નાખે છે. પણ આથી એમને દુઃખી થવાનું કારણ નથી કારણ કે તેઓ જ્યારે ઘરડાં થાય છે ત્યારે પેલું ખોવાએલું બાળક બહુજ પ્રસિદ્ધ વ્યક્તિ થઇને સાથે અઢળક દોલત લાવીને પોતાનાં ઘરડાં માબાપને

ભેટે છે અને પછી–પછી અનેક વર્ષો સંપૂર્ણ સુખમાં વીતાડે છે

### હવા અને બીજુ કેટલુક

૬

સીનેમાના જગતના જનાવરોની આવી અસાધારણ ચપળતા, ડગલે અને પગલે પ્રેમમા પડવાને માટેજ જનમેલ મનુષ્યો વગેરેનું કારણ ત્યાની હવાજ હશે એમ લાગે છે ત્યાની હવા એટલી બધી તંદુરસ્તી બક્ષનારી છે કે માણસે નાના છોકરામાથી બુઢ્ઢા જોતજોતામા થઇ જાય છે ગામડાઓ અને શહેરો એક ગતમા બંધાય છે અને બીજી રાત સુધીમા તો કદાચ ખલાસ પણ થઇ જાય છે ત્યાની વાડીઓમા વનસ્પતિ પણ દરેક દેશની અને દરેક આબોહવાની ઉગે છે હીંદુસ્થાન, જાપાન, યુરોપ, આફ્રીકા વગેરે દરેક દેશના ઝાડ ત્યા થાય છે એટલુજ નહીં પણ એને માટે કોઇ મહેનત કરવુ હોય એમ પણ જણાતુ નથી વાડીઓમા માણસને તો માત્ર વાતજ કરવાની હોય કે પ્રેમ દાખવવાનો હોય ચહા પીવાની હોય કે કે કાવત્રુ રચવાનું હોય

ત્યાનો સૂર્યનો તડકો એવો પ્રકાશિત હોય કે ઘણા થોડા દેશોમાજ તે જોવામાં આવે છે તેમજ ત્યાનો ચંદ્ર તો અવધિજ કરે છે આપણે ત્યાની માફક આજે અડધો, કાલે પા, વગી વચમા છેક અંધારુ એવુ ગખતોજ નથી તમે રાતનુ દ્રશ્ય જયારે જુઓ ત્યારે પૂર્ણિમાના ચંદ્રની સ્થિતિમાજ ચંદ્ર હશે અને જયા જુઓ ત્યા એના પ્રકાશથી નાનામા નાનો ખુણો પણ અજવાળાએલો દીસમા આવશે કારણકે ત્યાના ચંદ્રના વિચારજ આપણા ચંદ્રના કરતા જુદા છે એનો એમજ વિચાર છે કે મારે પા દેખાવુ કે અડધા દેખાવુ એ પાલવેજ કેમ? મરકો માણસોને પ્રેમ કરતા પોતાના મુખ ઉપના ભાવ બનાવવા હોય તે અંધારામા કેવી રીતે બતાવી શકે? તે સીવાય હજારો માણસો બંદુકો લઇને કે ખંજરો બતાડીને પોતાના દુશ્મનોને મારવા ઉભા હશે તેઓ અંધારામા પોતાનુ કાર્ય કરીજ શી રીતે શકે?"



"હુ તને ચાહુ છુ । તુ મારી પત્ની થશે?

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૯૩]



# અરવિંદનાં આંસુ

લેખક:
રા. કુસુમાકર
ચિત્રકાર
રા. દત્તાત્રેય જોગલેકર

જેઠ સુદ ત્રીજ

આજ તેને મળાશે પ્રભાતમા ઉઠતાંજ આ આનંદ-ઉદ્દગાર હુ કરી રહ્યો છું. ઉજળાં 'સૂર્યકિરણના સરવરમાં' ભીંજાતાં નહાતા એનો એજ હૃદયોદ્ગાર હું કરી રહ્યો છું; એ ઉદ્ગાર મને આનદમાં ઝુલવી રહ્યો છે. બસ એજ મસ્તી એજ ધુન. આજે લતાને મળીશ. સર્વ ઇચ્છા એમાં સમાઇ જાય છે એવી આ મહદીચ્છા. વધુ શુ ઇચ્છવાનું રહ્યું ? એ એકજ તરંગમાં મારો ભાગ્યનિધિ આનંદ ઘુઘવાટ કરી રહ્યો છે.

જેઠ સુદ પાંચમ.

પ્યારા અરુણ, જે 'ઉમદા નોકરી' સ્વીકારી લેવાનું કહે છે એને હું કેમ ભેટી શકું? મને પરતંત્રમાં પટકાવું રુચે એમ નથી. તારા પત્રમાં ઇસારો છે કે મારી બાની મરજી, હું કોઇક રજવાડામાં ગોઠવાઇ જાઉં એવી છે. પરંતુ, આપણા કલાપીની પંક્તિ તને સંભારી આપવાની જરુર છે? "તમારા રાજદ્વારોના ખુની ભભકા નથી ગમતા." બાની કેવી ઘેલી ઇચ્છા! મારે રોકાવુ? મારે ગોઠવાઇ જવું? એક પુલિન વિહારીની માફક દરીઆ કીનારીનાં છીપલાં વીણવામાં રોકાવું કે તારા રજવાડાના દફતરે દફનાવું એમાં ફરક શો? આપણો કલાપી કહી ગયો છેને જ્યાં જોઇએ ત્યાં ભુલોનીજ પરંપરા. જગત એટલે ભ્રમ-છાબડું, જગત એક ભુલમાંથી બીજી ભુલમાં લથડે છે એક મૂર્ખતામાંથી બીજીમાં ગબડે છે. જગત શું કહેશે માત્ર એજ સબબે જે જીવ સુવર્ણ, કીર્તિ કે એવાં કોઇ મોહક સ્વપ્નની છાયા પાછળ મરી ફીટે છે તે પામર છે. આવી બાબતમાં લોકાપવાદની મારે શી તમા?`

જેઠ સુદ સાતમ.

અરુણ, મારા ચિત્રામણ વીશે એ પરવા ન રહેવાનું તું લખે છે. ખરું પુછ તો પેન્સીલનો એક લીસરડોએ મેં ગયા અજવાળીઆમાં કાઢ્યો નથી. મારા સુખને સીમા નથી; પ્રકૃતિનાં નિગૂઢ રહસ્યો આ પ્રમાદમાં હું કળી રહ્યો છું; છતાં, એ પ્રદર્શિત કરવાની કળા મારે હાથ ચઢતી નથી. મારી કાર્યશક્તિ એટલી બધી નિર્બલ દીસે છે કે વસ્તુ માત્ર મારી આંખ આગળ તરતી ભાસે છે; મારાથી આછી રુપરેખાએ ચીતરતી નથી. મનમાં એમ થાય છે કે માટી કે મીણનાં પુતળાં હું ઠીક ઘડી શકું. આ મનોદશા-ને આ પરિસ્થતિ જારી રહેશે તો 'મોડેલીંગ' હું શરુ કરીશ, પછી કે નહીં તો ગારો ચુંથવા ખાતરસ્તો.

અરુણ, ત્રણ વાર મેં લતાની છબી આલેખવાનું શરુ કર્યું ને ત્રણવાર નામોશીને અપયશ હું રળ્યો છું. પ્રતિમા આલેખનમાં મને અગાઉ આનંદ પડતો. આ નિષ્ફલતા મને કેટલી ખટકે? પછી મેં માત્ર તેની 'પ્રોફાઇલ'ની રેખાઓ આલેખીને એટલેથી મન વાળ્યું.

જેઠ સુદ સાતમ.

લતા! વહાલી લતા! તું કહીશ તે કરીશ; જરુર તારી ઇચ્છા મુજબ સર્વ ગોઠવણી કરીશ; મને વધુ સન્દેશા મોકલ; વધુ કામો સોંપ; માત્ર એક સહજ વિજ્ઞપ્તિ, તારી મીઠી ચીઠ્ઠી પર રુશનાઇ સુકવવા રજ ન નાખતી; આજ તરી મીઠી ચીઠ્ઠી મારે હોઠે ધરતાં મારા દાંતને કે કરકરું લાગ્યું.



જ્યોતીના પતિભાવે લતાના હાથને અજાણતાં અડકી જતાં, મારા હૃદયમાં તોફાની ઝંઝાવાત મચે છે.

જેઠ સુદ નોમ.

લતાને વારંવાર નમજવાના મેં કેટકેટલીવાર સંકલ્પો કર્યા! પણ, આવા સંકલ્પો અલ્પાયુજ

નીવડે છે. પ્રતિદિન આ મીઠી લાલચ મારા હૃદયને વિવશ કરી મુકે છે. આવતી કાલ જરુર લતાથી દૂર રહીશ એમ ધાર્મિક વૃત્તિથી શપથ લઉ છું પણ કાલ પડતાં તેને મળવાનું કૈં ને કૈં અનિવાર્ય કારણ હોય હોયને હોયજ. એને વીશે જરા ખ્યાલ કે મનથી ખુલાસા કરું ત્યાર પહેલાં હું મારી દેવીની મીઠી ગોદમાં હોઉં. કાંતો ગઇ કાલે છુટા પડતાં લતાએ કહ્યું હોય કે આવતી કાલ કૈં તમે આવ્યા વિના રહેવાના ? આ અને આવાં મીઠાં ફરમાનોને ઠેલી શકાય ? અથવા તો કૈં કામ ચીંધ્યું હોય ને જાતેજ મારે જવાબ લઇ જવાનો હોય, અથવા દિવસ ખુશનુમા હોય ને રસવાટિકા તરફ મારે લટાર મારવી જોઇએજ; અને ત્યાં ગયો પછી તેનું મહાલય કયાં વળી છેટું છે જે ? તે મોહક વાતાવરણમાં હું પ્રવેશી ચુકયો છું. તેની મીઠી દાદીમા એક અયસકાન્ત-ગિરિની એક વાત કહેતાં હતાં; જ્યારે વહાણો તે ગિરિ સમીપ આવે ત્યારે આપો આપ ખીલે. ખીલા નીકળી ઉડી જાય ને બીચારા પ્રવાસી મારણાધીન થાય. તે અજબ સલુણીનું આકર્ષણ મારા સંકલ્પોના સર્વ ખીલાને ખેંચેછે ને પ્યારા આ રસનિધિમાં મારું જીવન–નાવ વિશીર્ણ થાય છે.

જેઠ સુદ અગીઆરસ

જ્યોતીન્દ્ર આંહીં આવી પહોચ્યો છે ને મારે હવે વિદાયજ લેવી રહી. ભલે તે નર–પુંગવ–નર શાર્દૂલ રહ્યો; ને ભલે હું માત્ર એક ક્ષુદ્ર પામર આસામી રહ્યો. પરંતુ વહાલા! આ આનંદ—પ્રતિમાની તેની માલેકી—રે તેનો નિરંકુશ ભોગવટો મારાથી શેં જીરવાય?

પ્રસંગ નાજુક છે; સુરુચિ અને અંતરસ્થ મારે માટેની લાગણીનાં લતાના હૃદયમાં દ્વંદ્વ-યુદ્ધ એથીએ નાજુક છે. બે પ્રતિસ્પર્ધીને સંતોખ-તી અવિચ્છિન્ન દ્વિધા રસધારા તે પીરસી રહી છે ને સ્ત્રી હૃદયની અદ્દશ્ય ગુહાના ગેબના ગુંબજ જેવા પડઘાને ભણકે વધુ વધુ ભુરકી નાખે છે.

જ્યોતીન પર મને માન થયા વિના રહેતું નથી. કયાં તેના મગજની મીઠી ઠંડાઇ? કયાં મારા ઉરનાં ધગધગતાં જ્વલન! કયાં તેનાં નિર્વિકારી ચિત્તની લાગણી શૂન્યતા ? અને કયાં બુદ્‌બુદ્ શી ફુટતી મારી લાગણીમયતા! શી પ્રકૃતિભેદની દીવાલો અમારી વચ્ચે છે! લાગણી તો તેનેએ હશે, પરંતુ એ અગાધ નિઃસમ તળીઆના 'પાતાળ–નાદ' કયાંથી સુણાય ? પ્રથમ દર્શને કોઇ તેને અન્યાય કરે. તેની દુભાઇ ગએલી ભાસતી મુખમુદ્રામાંએ કૈંક અદ્દશ્ય આનંદ લહરીઓ રમે છે.

મારા જેવા ભગ્નભાવાર્થને તે ચાહી શકે છે: મને તે નિર્દોષ ઓલીયોજ ભાસે છે. લતાના તરફ વહેતાં મારાં હૃદય–ઝરણાંને તે ભગિની–પ્રેમ લેખે છે. નંદનવનનું આ મોંઘેરું પુષ્પ મારું નથી. તેની એકાદ અટુલી પાંખડીને હું હલાવું એ, એ ઓલીઓ હોય તો પણ તેને માટે નરક યાતનારુપ ન હોય! એ વિશ્વ-પ્રેમની મૂર્તિ તો નથીને ? 'બલિહારી તારા અંગની ચંબેલી-માં દીઠી નથી' એ પંકિતનું નિત્ય ગુંજન કરાવતી તે રસ–મૂર્તિનો કમળના દાંડલા સમો હાથ મારો નથી એની શું આજે નવીન સ્વરુપે પ્રતીતિ થાય છે? અરે વડવાનલ ભભુકાવે એવી લતાની સ્મિત-લહરી મારા તરફ જાણે અજાણ્યે લચી પડતી હોય ત્યારે તેના દીલનું એક પાંદડુંએ હલતું નથી! મેં જ્યોતિનની દુભાઇ ગએલી શીકલ વીશે ખ્સારો કર્યો, મારી 'ઝીણી અસૂયા' ભરી આંખને ઘડી એમજ દેખાયને? મને એ તે કોઇક વાર તો હું ધારું છું કે મને ગમી જાય એવો તે મિલનસાર આદમી છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૬૪]

# સાહિત્ય સંસદનો ચોથો વાર્ષિક ઉત્સવ તથા શ્રી કૃષ્ણજયંતી



સાહિત્ય સંસદના ચોથા વાર્ષિક ઉત્સવ તથા શ્રી કૃષ્ણ જયંતી નિમિત્તે સંસદના કાર્યમાં રસ લેતાં સદ્ગૃહસ્થો તથા સન્નારીઓની એક સભા ગઇ શ્રવણ વદ ૧૩ ને રવિવાર તા. ૫ મી સપ્ટેમ્બર ૧૯૨૬ ના રોજ સેંટ ઝેવીઅર્સ કોલેજના હોલમાં સંસદના પ્રમુખ ગ. કનૈયાલાલ મુનશીના પ્રમુખપદે મળી હતી જે વખતે સભામાં સંસદના ઘણાખરા સભ્યો ઉપરાંત સંસદના કાર્યમાં રસ લેતા મુંબઇના ૨૦૦-૨૫૦ સાહિત્યરસિક સંભાવિત સ્ત્રીપુરુષોએ હાજરી આપી હતી બહારગામથી ગ ભરતરામ મહેતા તથા રા ઓમેશચંદ્ર પાઠકજી પણ આવેલા હતા.

શરુઆત સૌ. લીલાવતી મુનશી તથા સૌ. લીલાવતી દેસાઇએ કવિ ખબરદારના 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' અને રા. મનહરરામના 'ગુર્જરી ગીર્વાણના જયકીર્તન'થી કરી હતી.

ત્યાર બાદ સંસદના મંત્રી રા. મનહરરામ મહેતાએ સંસદના બે સભ્યો—રા. ગોકુળદાસ રાયચુરા તથા રા. ચંદ્રશંકર પંડ્યા તરફથી આવેલા સહાનુભૂતિના પત્રો વાંચી સંભળાવ્યા હતા પછી મંત્રીઓ તરફથી સંસદનો વાર્ષિક અહેવાલ તેમણે નીચે મુજબ રજુ કર્યો હતો:—

મહેરબાન પ્રમુખ સાહેબ, સજ્જનો અને સન્નારીઓ,

"ગત વર્ષની સંસદની પ્રવૃત્તિમાં અગ્રસ્થાન, હવે ભરાઇ ગએલી, આઠમી સાહિત્ય પરિષદ ભોગવે છે. એ બેઠક મુંબાઇમાં ભરવાનું નિમંત્રણ સંસદ તરફથી તેના પ્રમુખે કર્યું અને તેનો સ્વીકાર થયો ત્યારથીજ સંસદ ઉપર કંઈ કંઈ આક્ષેપો કરવામાં આવેલા. તે ઉપરથી ગયે વર્ષે જ્યારે અમે સંસદનો વાર્ષિક અહેવાલ રજુ કર્યો ત્યારે પરિષદને લગતી સ્થાનિક પ્રવૃત્તિઓમાં જણાવ્યું હતું કે વ્યવસ્થાપક મંડલ અને સ્વાગત મંડલની સુચનાઓ અનુસાર સંસદ પોતાથી બનશે તેટલું કરશે, અને એમ કરતાં માત્ર એકજ લક્ષ રાખશે કે પરિષદ પૂર્ણ પ્રતિનિધિત્વ વાળી થાય અને યશસ્વી નીવડે, અને અમે આશા રાખી હતી કે મુંબાઇમાં વસતાં આપણાં સાહિત્યરસિક બાઇઓ અને બહેનો આ કાર્યમાં આપણને સંપૂર્ણ સહાય આપશે. પરિષદ આવી અને ગઇ. અને અમને જણાવતાં આનંદ થાય છે કે અમારી દર્શાવેલી આશા ફળીભુત થઇ, અને વિરોધીઓ તરફના અનેક પ્રયાસો છતાં, મુંબાઇમાં વસતાં આપણાં અનેક સાહિત્યરસિક ભાઇબહેનો તરફથી અને ગુજરાતી હીંદુ સ્ત્રીમંડળ, પારસી લેખક

મંડળ, ફાર્બસ સભા, રાષ્ટ્રીય શાળા વગેરે સંસ્થાઓ તરફથી સંસદનો ભાર હલકો કરવામાં ઘણી સહાય મળી.

કોના તરફથી કેવા પ્રકારનો વિરોધ કરવામાં આવ્યો, કોણે કેટલું કાર્ય કર્યું, કોણે સહાનુભૂતિ દાખવી, કોણે સહાય કરી, કોણે સહકાર કર્યો વગેરે સર્વ બાબતો આપણા પ્રમુખ રા. મુનશીએ એક સ્વતંત્ર લેખમાં વિગતવાર જણાવી છે. એટલે તેની પુનરુક્તિ કરવાનું મને અનાવશ્યક લાગે છે. માત્ર આ પ્રસંગે જેઓ તરફથી સંસદને સહાનુભૂતિ, સહાય અને સહકાર મળ્યાં, તેઓનો અમે સંસદ તરફથી જાહેરમાં ઉપકાર માનીએ છીએ, કારણ તેઓ વગર માત્ર સંસદ એકલે હાથે પરિષદને આટલી યશસ્વી કરી શકત કે કેમ તે વીશે અમને શંકા છે.

સંસદને પણ જે વિજય મળ્યો તેનો મુખ્ય યશ તો આપણા પ્રમુખ અને નાયક, સર મનુભાઈ નંદશંકરના શબ્દોમાં કહું તો સાક્ષરરત્ન કનૈયાલાલ મુનશીને છે. એમનાં વિશાળ સાધનો, અમૂલ્ય સમય, અપૂર્વ બુદ્ધિ, ટુંકમાં કહીએ તો એમણે પોતાનું સર્વસ્વ સંસદને ચરણે ન ધર્યું હોત તો સંસદ ભાગ્યેજ કૈં કરી શકત.

આ પ્રસંગે આપણા પ્રમુખ અને આપણા વચ્ચેના સંબંધમાં થોડું કહેવાનું અમને મન થાય છે. સંસદને હલકી પાડવાના ઉદ્દેશથી એમ કહેવામાં આવે છે કે સંસદ એટલે મુનશી; પણ જે સભ્યો આપણા પ્રમુખ સાથે નિરંતર કાર્ય કરે છે, અને તેમની સાથે સહયોગ સાધતાં જે સ્વતંત્રતા, જે સમાનતા ને જે એકતાનતાનો અનુભવ મેળવે છે, તે તો જે કોઈએ એવો સહયોગ સાધ્યો હોય તેજ કહી શકે. અને આ બાબતની ખાત્રી પરિષદને અંગે જે બહારના નિષ્પક્ષપાતી ગૃહસ્થોએ સંસદ સાથે સહકાર કર્યો હતો તેમની અચુક રીતે થઈ ગઈ છે. સંસદની પ્રવૃત્તિ આદરવામાં રા. મુનશીને જે આક્ષેપો ખમવા પડ્યા છે કે પડે છે તેના સંબંધમાં અમે એટલુંજ કહી વીરમીશું કે ગુજરાતના ગૌરવની વૃદ્ધિ કરવાના, ગુજરાતના સંસ્કારો દઢીભૂત કરવાના, ગુજરાતના સાહિત્યને લાક્ષણિક, સમૃદ્ધ અને સરસ કરવાના,—અર્થાત્ સંસદના ઉદ્દેશો પાર પાડવાના એમના અસ્ખલિત પ્રયાસમાં વિજયની માળા લેવામાં કે ચાબખાના માર ખાવામાં અમે નિરંતર એમની સાથેજ છીએ.

સંસદને યશ મળ્યો, અને વિરોધીઓ તરફથી તેનું સરટીફીકેટ પણ મળી ગયું કે 'સંસદીઆઓ ફાવ્યા છે.' આ વચનથી એક તરફ અમને સંતોષ થયો છે. પણ બીજી તરફ અમને શોક થયો છે કારણ એ વચનથી કહેનારની જે મનોદશા વ્યકત થાય છે, તે ઇષ્ટ નથી. પ્રમાણિક વિરોધ આદરણીય છે; ઘર્ષણ વગર ગતિ નહીં—એ ન્યાયે ઘર્ષણ એ ગતિનો અચુક પુરાવો. પણ વિરોધની ખાતર વિરોધ, એ પ્રગતિને બાધક છે; છતાં આ કાળાં વાદળામાં અમને અનેક રુપેરી રેખાઓ દેખાએલી અને તેથી અમે માનીએ છીએ કે આ વિરોધ ચાલતે દિવસે ફેરવાઈ સહકારમાં પરિણમશે.

પરિષદને અંગે સંસદની બીજી પ્રવૃત્તિ તે પરિષદ મંડળની સ્થાપના આ મંડળને લગતા ચુંથણાં આજ કેટલા વર્ષ થયા ચુંથાયા કરતા હતા ગત વર્ષે સંસદે એને લગતા કાર્યમા સક્રિય ભાગ લેવા માંડ્યો પરિણામે મંડળનુ વ્યવસ્થાસર બંધારણ રચાયું, અને મંડળનું કામ હાલ ચાલી રહ્યુ છે આ પ્રસંગે અમે તમને ખાત્રી આપીએ છીએ કે જ્યા લગી મંડળના કાર્યવહનમા સંસદના કોઇપણ પ્રતિનિધિનો અવાજ છે ત્યા લગી કાર્યનો પ્રવાહ અસ્ખલિત ચાલ્યો જશે

આ પ્રસંગે જોડણી સંબંધી એક વાત સ્પષ્ટ કરવાનુ અમને આવશ્યક લાગે છે પરિષદે જોડણીનુ એક ધોરણ નક્કી કર્યું છે સંસદે પણ એક ધોરણ નક્કી કર્યું છે પરિષદ મંડળના કાર્યવહનમા પરિષદની જોડણીના હીમાયતીઓને ભય લાગે છે કે સંસદ પોતાની જોડણી મંડળ તરફથી પ્રસિદ્ધ થવાના પુસ્તકો, પત્રિકાઓ, વગેરેમા ઠોકી બેસાડશે આવો ભય ધરાવનારાઓને અમે ખાત્રી આપીએ છીએ કે પોતાની જોડણી ઠોકી બેસાડવાનો સંસદનો બીલકુલ ઇરાદો નથી. ગઇ વાર્ષિક સામાન્ય સભામા પરિષદની જોડણીનો સંસદે વિકલ્પ તરીકે સ્વીકાર કર્યો છે અને સર્વાનુમતે એ કાયદો કોઇ પણ રીતે ઉકલતો હશે તો તેમા સંસદ સામેલ થયા વગર રહેશે નહીં

સાહિત્યના ઇતિહાસના સંબંધમા ગયે વર્ષે અમે જણાવ્યું હતુ કે જુદા જુદા ત્રણ ખંડો પ્રગટ થવાની તૈયારીમા છે આજે અમને જણાવતા આનંદ થાય છે કે ખંડ ૫ માના–એટલે કે 'મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ'–એના નવ ભાગમાથી સાત ભાગ તો પ્રગટ થઇ ગયા છે, અને બાકીના બે છપાઇ રહ્યા છે ખંડ ૬ ઠ્ઠો–એટલે કે નરસિંહ યુગ–તૈયાર છે, અને ખંડ ૫ માના બાકીના ભાગ પૂરા થતા, તે પ્રસિદ્ધ કરવામા આવશે ખંડ ૮, ૯, ૧૧–એટલે કે પ્રેમાનંદ યુગ સામળ યુગ અને દયારામ યુગ તૈયાર થઇ રહ્યા છે

પુસ્તકપ્રકાશનના સંબંધમાં નિવેદન કરવાનુ કે ગત વર્ષમા ના નરસિંહરાવનુ 'સ્મરણમુકુર', રા મુનશીના 'કેટલાક લેખો' અને 'ગુજરાતના જ્યોતિર્ધરો' અને સ્વ નર્મદાશંકર પ્રભરામ ભટ્ટકૃત 'શાપસંભ્રમ' નામની પદ્યાવલિ સંસદે ગ્રંથાવલિને અંગે નવીન પ્રસિદ્ધ કરવામા આવેલ છે અને સ્વ સાક્ષર ઉત્તમલાલના લેખસંગ્રહને વાસ્તે સાધનો એકત્રિત કરવામા સંસદ રોકાયેલી છે

આપણું માસિક 'ગુજરાત' વૃદ્ધિ પામતુ જાય છે, અને તેની પ્રગતિ કાયમ રાખવાનો પ્રયાસ સતત ચાલુ જ છે

આ પ્રમાણે આપણી સંસદની પ્રવૃત્તિઓનો અહેવાલ છે હવે આપણી પ્રવૃત્તિઓના પડઘા ક્યાં અને કેવા પ્રકારના પડે છે તે જણાવી આ નિવેદન અમે સમાપ્ત કરીશુ

સંસદની પ્રવૃત્તિએ આપણી પ્રાચીન સંસ્થાઓને સતત કરી કે તેમજ એક 'સાહિત્ય સેવકગણ' સ્થાપવાનો સંસદનો જુનો વિચાર રા વિજયરાયે ઉપાડી લીધો છે, અને એમણે તે 'કૌમુદી સેવકગણ'ની યોજનાદ્વારા અમલ કર્યો છે વળી સંસદ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવતા સાહિત્યના ઇતિહાસ ઉપરાંત એક જુદો ઇતિહાસ લખાવવાની યોજના થાય છે એમ સાંભળવામા આવ્યુ છે

આ બાહ્ય પ્રવૃત્તિ જોઇ સંસદને સંતોષ થાય છે, કારણ એ પ્રકારની પ્રવૃત્તિ સંસદના પ્રયાસનો વિજય સુચવે છે સંસદને માત્ર કાર્ય સાથે સંબંધ છે. સંસદ જે કાર્ય ઉપાડે કે સુચવે તે કાર્ય કોઇ પણ બીજી સંસ્થા કે વ્યક્તિઓ ઉપાડી લે કે વધારે સારી રીતે કરે તો તેના સંબંધમાં સંસદને ઉલટો વધારે સંતોષ થશે, કારણ સંસદનો ભાર એટલા પુરતો હલકો થતાં તેને બીજી દિશામાં પ્રવૃત્ત થવાનો અવકાશ મળશે.

તમારા સભ્યોની ૩૭ ની સંખ્યા કાયમ છે. ગત વાર્ષિક સાધારણ સભામાં તમારું અધિકારી મંડળ, જે ધારા પ્રમાણે લગભગ દરરોજ મળે જાય છે તે પણ કાયમ રહ્યું છે. માત્ર આપણા ઉપમંત્રી રા. વિજયરાય પોતે હવે કાયમને માટે અમદાવાદ રહેતા હોવાથી ઉપમંત્રી-પદમાંથી છુટા થવાની ખાહેશ જણાવતાં એમને મુક્ત કરવામાં આવ્યા છે, અને તેમની જગ્યાએ રા. શંકરપ્રસાદ રાવળની નીમણુક કરવામાં આવી છે. રા. વિજયરાયે ઉપમંત્રી તરીકે 'ગુજરાત'ના સંબંધમાં અને સંસદની બીજી પ્રવૃત્તિઓના સંબંધમાં જે ઉત્સાહભર્યો ભાગ લઇ કામ કરેલું તેના સંબંધમાં સંસદે સાભાર નોંધ લીધી છે, અને આ પ્રસંગે તેમનો જાહેર ઉપકાર માનીએ છીએ, અને આશા રાખીએ છીએ કે સંસદના કાર્યમાં તેઓ અત્યાર સુધી જે પ્રમાણે ઉત્સાહપૂર્વક ભાગ લેતા આવ્યા છે, તે પ્રમાણે તે ચાલુ રાખશે છેલ્લી વારે સાહિત્ય પ્રકાશક કંપનીના ડાયરેક્ટરો તેમજ સંસદ સાથે સહકાર કરનારા બીજા વિદ્વાનોનો અને અમારા નિમંત્રણને માન આપીને અત્રે પધારવા બદલ આપ સર્વનો ઉપકાર માની હું બેસી જવાની રજા લઉં છું."

રા. મનહરરામ મહેતાએ ઉપરનો અહેવાલ વાંચી લીધા બાદ સંસદના પ્રમુખ રા. મુનશીએ પોતાના 'રસાસ્વાદનો અધિકાર'–એ નામના ભાષણમાંથી મુખ્ય મુદ્દાના ભાગો વાંચી સંભળાવ્યા હતા. (આ આખું ભાષણ આ અંકમાં અન્ય સ્થળે છાપેલું છે.)

પ્રમુખના ભાષણ પછી કવિ લલિતજીએ સંગીત સાથે સંગીત કર્યું હતું.

તે પછી સંસદના સભ્ય પ્રો. ખુશાલ તલકશી શાહે પોતાના 'ગુજરાતનું રાષ્ટ્રીય વ્યક્તિત્વ'–એ વિષેના ભાષણનો સાર ટુંકામાં કહી સંભળાવ્યો હતો. (આ ભાષણ આ અંકમાં અન્યત્ર છાપેલું છે.)

અંતમાં રા. નરસિંહરાવભાઇએ સંસદને આશીર્વાદ આપતાં થોડું વિવેચન કર્યું હતું, તે પછી રા. શંકરપ્રસાદ રાવળનું વિદાયગીત ગવાયા બાદ સૌ ઉપાહાર લઇને વીખરાયાં હતાં.



# પ્રિય પુસ્તકનું પરિણામ

લેખક :
રા. દયાશંકર મ. ભટ્ટ

એક જણે કહ્યું "તમે કયાં પુસ્તકો વાચો છો તે જોવા દો અને તમે કેવા માણસ છો તે હું કહીશ."

× × ×

જગતની ભિન્નભિન્ન ભાષાના સાહિત્યમાંથી કયું પુસ્તક વધારે વંચાતુ હશે, અને કયો લેખક વધારે પ્રીતિપાત્ર નીવડયો હશે એ જાણવાની જિજ્ઞાસા ઘણાઓને સ્વાભાવિક રીતેજ થાય આ જિજ્ઞાસા કેમ સંતોષવી એ એક પ્રશ્ન હતો–છે. પરંતુ આપણા પ્રવર્તમાન સાહિત્યમા પરપ્રાંતીય અને પરદેશીય સાહિત્યના સંસ્કારો જાણે અજાણ્યેએ આજે ઉતરતા જાય છે. એટલે ગુજરાતના સાહિત્યરસિકોને અને ગુજરાતના કાર્યકરોને અમે પ્રશ્ન પુછયો હતો· "તમારું પ્રિય પુસ્તક કયું ?"

મહાત્મા ગાંધીજીથી માંડી ગુજરાતના વાંચક સુધી અમોએ આ પ્રશ્ન પુછેલો; ઉત્તરો જોઇએ તેટલા પ્રમાણમાં તો નહીંજ પરંતુ ઠીક પ્રમાણમાં આવ્યા છે.

અમારા ઉપર આવેલા પત્રોમાં ઘણાએ ફરીઆદ કરી છે કે એકજ ઉત્તમ પુસ્તકનુ નામ કેમ આપી શકાય? એક મહાનુભાવે પ્રશ્નમાં 'અતિવ્યાપ્તિ રહેલી છે' એમ જણાવ્યું છે; એક ગુણગ્રાહી સજ્જને એકજ પુસ્તકની પ્રિયતામાં અશકયતા રહેલી પણ જણાવી છે. જ્યારે એક બ્હેન લખે છે કે 'મારાં પ્રિય પુસ્તકો ઘણાં છે. જુદીજુદી દૃષ્ટિએ એમાંનાં કેટલાંક અતિ પ્રિય છે; અથવા એક એકથી વધુ પ્રિય છે. એમાંથી એકાદ પુસ્તકનું નામ બીજાથી પ્રિયતર પુસ્તક તરીકે જણાવું તો બીજા પુસ્તકોને અથવા તેમના તરફની મારી ભાવનાને અન્યાય થાય એમ લાગે છે."

પરંતુ આ સાથે સાથે ગુજરાતનું સર્જનાત્મક ને નવીન સાહિત્ય ઘડનાર, સાહિત્યને પ્રેરક તત્ત્વો અર્પનાર અને સમૃદ્ધશાળી બનાવવા નિરંતર ભાવનાત્મક અપૂર્વતા સેવનાર સાક્ષરોમાંથી રા. બ. રમણભાઇએ કવિ કુલગુરુ કાલિદાસના શાકુન્તલને પ્રીતિપાત્ર ગણ્યું છે. શ્રી કૃષ્ણલાલભાઇ ફારસીના વિદ્વાન ને અભ્યાસી છે. એમણે હાફીઝની ગઝલોને મત આપ્યો છે. 'સાહિત્ય' માસિકના તંત્રી રા. મટુભાઇ કાંટાવાળા પ્રેમાનંદકૃત 'રોષદર્શિકા સત્યભામાખ્યાન'-ને ગણાવી એમની અવિચલ પ્રેમાનંદભક્તિની ખાત્રી આપે છે સર્જનાત્મક સાહિત્યમાં સાહિત્યનાં અંગોપાંગને અને નવ ગુજરાતને ભાવનાત્મક અપૂર્વતાથી સમૃદ્ધ કરવા કલાનુંજ દૃષ્ટિબિંદુ જેમને માન્ય છે એવા શ્રી. કનૈયાલાલ મુનશી

એમના પ્રિય પુસ્તક તરીકે Shelley's Epipsychedian ગણાવે છે. જુના ને નવાના સંગમકાંઠે ઉભા રહી બંને તીરેની રમણીયતાઓનું અજબ મિશ્રણ કરવા ઉત્સુક એવા રા. દુર્ગાશંકર શાસ્ત્રી 'ઉપનિષદો' ને મત આપી બ્રહ્મત્વનો વિજયધ્વજ ફરફરતો રાખે છે. ને રા. મનહરરામ મહેતા કાલિદાસના 'મેઘદૂત' ને પોતાનું પ્રિય પુસ્તક કહે છે. 'કૌમુદી'કારના હાથે સાહિત્યના 'ઇસુ ખ્રીસ્ત'નું પદવીદાન જેમને થયું છે એવા રા. ચંદ્રશંકર પંડ્યા 'શ્રીમદ્ ભગવદ્‌ગીતા'માંથી જીવનના આદર્શો સેવે છે.

સૌ. વિદ્યાબ્હેન, અશ્રુ કવિ લલિતજી, અને ડૉ. કાન્તિલાલ પંડ્યા 'ઉત્તરરામ ચરિત'ને પોતાનો મત આપે છે. વિજ્ઞાન શાસ્ત્રી છતાંએ સાહિત્યભોજ્ય રસવૃત્તિનું સુંદર પરિણામ ડૉ. પંડ્યાના આ ઉત્તરમાં આપણે જોઇ શકીશું.

પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી 'સરસ્વતી ચંદ્ર'ને; સૌ. જયમન બ્હેન પાઠકજી 'કલાપીના કેકારવ' ને; રા. ચુનિલાલ વર્ધમાન શાહ 'પ્રવીણ સાગર'ને અને રા. ગજાનન વિ. પાઠક 'ગાંધીજીના નવજીવન'ને પ્રિય પુસ્તક તરીકે જણાવે છે.

અને બંગાલી સાહિત્યમાંથી માઇકલ મધુસુદનના 'મેઘનાદ વધ'નું નામ રા. નવલરામ જગન્નાથ ત્રિવેદી આપે છે.

સત્યાગ્રહાશ્રમમાંથી માત્ર રા. કિશોરલાલ ભાઇએજ ઉત્તર આપ્યો છે, અને તે લખે છેઃ "મારાં પ્રિય પુસ્તક મને પોતાનેજ ઉપલબ્ધ છે એ મારા ગુરુશ્રી અને મારી વચ્ચેનો આધ્યાત્મિક પત્ર વ્યવહાર અને એમની વાણીનો સંગ્રહ છે."

રાજકીય કાર્યોમાં રચ્યાપચ્યા રહેતા જમનાદાસ મહેતા 'ગીતા'માંથી પ્રેરણા મેળવે છે; ડૉ. ચંદુલાલ દેસાઇ એમર્સનના નિબંધોને પોતાનું પ્રિય પુસ્તક ગણાવે છે. અને જયસુખલાલ મહેતા મીસીસ બ્રાઉનીંગનાં કાવ્યના ઉપાસક છે.

દક્ષિણામૂર્તિવાળા શ્રી. નૃસિંહપ્રસાદ ભટ 'મહાભારત' ને શ્રી. કલ્યાણરાય જોષી 'Evolution of man' ને પોતાનો મત આપે છે. ગુજરાતી ચિત્રકાર શ્રી. રાવળ 'Great minds in Art'માંથી પ્રેરણાઓ મેળવે છે. રા. વિજયરાય એમર્સનના નિબંધોમાંથી 'Self reliance'ના નિબંધને એમનું પ્રિય પુસ્તક ગણાવે છે.

એક મહાશય બાઇબલને પણ પોતાના પ્રિય પુસ્તક તરીકે ગણાવે છે, જ્યારે હરિભાઇ અમીન સ્વામીનારાયણની શિક્ષાપત્રીને પોતાનો મત આપે છે.

બીજી બાજુએ રા. વ્યોમેશચંદ્ર પાઠકજી શેક્સપીઅરના 'હેમ્લેટ'ને, રા. હીરાલાલ પારેખ ચાર્લ્સ ડીકન્સના 'ડેવીડ કોપરફીલ્ડ'ને, ડૉ. હરિપ્રસાદ દેસાઇ 'પ્લેઝર્સ ઓફ લાઇફ'ને અને રા. પ્રાણલાલ દેસાઇ એડવીન આર્નોલ્ડના Light of Asiaને રા. ધનસુખલાલ મહેતા 'જોહન ક્રીસ્ટોફર'ને તથા આનાતોલ ફ્રાન્સના રેવોલ્યુશન ઓફ ધી એન્જેલ્સને પણ મત મળી ચુકયા છે.

અલબત, હીંદુઓનેજ આ પ્રશ્ન હતો એટલે ગીતા અને રામાયણ મહાભારતને સ્વાભાવિક રીતેજ વધારે મત મળે છે. પરંતુ આ સામાંએ એક રસિક 'ગજરા મારુની વાર્તા'ને પણ તેમના પ્રિય પુસ્તક તરીકે ગણાવી એમની ઉચ્ચ રસવૃત્તિનું પ્રદર્શન આપણને કરાવે છે, અને આ ઉપરથી આપણી વાચન સૃષ્ટિની વિશાલતા ને રસવૃત્તિની ઉચ્ચતાનું માપ સહેજે જડી આવશે.

સૌથી વધારે મળેલા મતના અનુક્રમમાં નીચેનાં પુસ્તકોનાં નામ ગોઠવ્યાં છે.

### મળેલા મતના અનુક્રમમાં

શ્રીમદ્ ભગવદ્ગીતા
રામાયણ
મહાભારત
ઉત્તરરામ ચરિતઃ ભવભૂતિ
મેઘદૂતઃ કવિ કાલિદાસ
શાકુન્તલઃ ,,
સરસ્વતીચંદ્રઃ ગોવર્ધનરામ ત્રિપાઠી
જોહન ક્રીસ્ટોફરઃ રોમેરોલાં
ગુજરાતનો નાથઃ કનૈયાલાલ મુનશી
જયા જયન્તઃ કવિ નાનાલાલ
એમર્સનના નિબંધો
ભાગવત
ઉપનિષદ
કલાપીનો કેકારવ
હેમ્લેટઃ શેક્સપીઅર
ગોલ્ડસ્મીથની કૉમેડીઝ
લાઈટ ઓફ્ એશીઆઃ એડવીન આર્નોલ્ડ
ગાંધીજીનું નવજીવન
હેડા ગેબ્લરઃ ઇબ્સન
ભદ્રંભદ્રઃ રમણભાઈ
નૌકા ડુબીઃ ટાગોર
ઇનમેમોરીઅમઃ ટેનીસન
ટારકઃ કાઉપર
સ્વર્ગ અને નરકઃ કાન્ત
ત્યારે આપણે કરીશું શું?ઃ ટોલ્સ્ટોય
ઓરોરાઃ મીસીસ બ્રાઉનીંગ
રાજસ્થાનનો ઇતિહાસઃ ટોડ કૃત
પૃથિવી વલ્લભઃ કનૈયાલાલ મુનશી.
રીવોલ્યુશન ઓફ્ ધ એન્જેલ્સઃ આનાતોલ ફ્રાન્સ
લવલેટર્સ ઓફ્ વીક્ટર હ્યુગો
હાફેઝની ગઝલો
પ્લેઝર્સ ઓફ્ લાઈફઃ લોર્ડ લબક
વીન્ટેર્સ ટેલઃ શીલર
લા મીઝરેબ્લાઃ વીક્ટર હ્યુગો
બાયબલ
દરબારે અકબરી
પ્રવીણ સાગર
ગ્રેટ માઇન્ડઝ ઇન આર્ટ
પ્રીન્સ ઓફ્ ડેસ્ટીનીઃ શરદ કુમાર ઘોષ
મેન્ય ઓફ્ ધી શીઃ દાસ બાબુ
મેઘનાદ વધ માઇકલ મધુસુદન
ધી ઇવોલ્યુશન ઓફ્ મેનઃ પ્રો. હાર્કલ
લાઇફ એન્ડ ટીચીંગ્સ ઓફ્ સ્વામી વિવેકાનંદ
શિક્ષાપત્રી
સૌરાષ્ટ્રની રસધારઃ મેઘાણી



એ પરિચય વડે આપણી જિજ્ઞાસાજ માત્ર સતોષાતી નથી, રસવૃત્તિ પણ પોષણ પામે છે

એક વિચારકે કહ્યુ છે કે પ્રત્યેક મનુષ્યનુ ચારિત્ર્ય ત્રણ પ્રકારનુ હોય છે એક એનુ વાસ્તવિક ઇશ્વરદત્ત ચારિત્ર્ય, બીજુ એ પોતે ધારે છે તેવુ, ને ત્રીજુ લોકો માને છે તેવુ દરેક મનુષ્યના સ્વભાવ, ચારિત્ર્યાદિની કલ્પના આપણે આપણી દૃષ્ટિએ, આપણા પોતાના રગે રગીને, કરીએ છીએ તેજ પ્રમાણે આ પુસ્તકમા પણ વર્ણવેલા મનુષ્યોના ચિત્રો પર વર્ણનકારની છાયા પડ્યા વગર રહી નથી–પડ્યા વગર રહેજ નહીં રા નરસિંહરાવ કહે છે તેમ, "વસ્તુત. કોઇ પણ મનુષ્ય આત્મ સપર્કની છાયાથી વિમુક્ત ચિત્ર ઉપસ્થિત કરી શકે એ બહુધા અસભવનીય છે પરલક્ષી કૃતિની વાત જુદી છે, પણ આ પ્રકારના સ્મરણ પ્રતિબિબોમા આત્મ એક સૂત્રરૂપે રહેજ. આ જગતના સર્વ અનુભવો, હેમાનુ સર્વ પરામર્શ પ જ્ઞાન, આત્મલક્ષીજ હોય એ તત્ત્વદર્શનની વાત બાજુએ મુકીએ પરતુ પરલક્ષી ચિત્ર ચીતરવામા પણ આત્મફલક ઉપર પડેલા બિબનુજ પ્રદર્શન થાય એટલે આત્મલક્ષી દર્શનથી છૂટવુજ અશક્ય છે" આ પ્રમાણે અન્યના હૃદય, સ્વભાવાદિનુ દર્શન કરાવનારના હૃદય, સ્વભાવાદિના દર્શનનો લાભ પણ વાચકને સાથે સાથે મળે છે

એ રેખાચિત્રો નથી, તેમજ ચારિત્ર્ય નિરૂપક ગ્રથ પણ નથી પરતુ નિરૂપ્ય વ્યક્તિ ઓના પોતાને પડેલા પ્રસગ પરથી તેમના આલેખેલા સ્મરણચિત્રો છે એટલે એમા વર્ણ્ય વ્યક્તિનુ સ્પષ્ટરેખ કે સપૂર્ણ ચિત્ર હોવુજ જોઇએ એમ ના કહી શકાય

સર્વ પ્રકારના સાહિત્યનુ ધ્યેય આનદ આપવાનુ છે સાચા સાહિત્યની સર્વ કૃતિઓ આનદૈક હેતુજ હોય, તેમા આવા સ્મરણ ચિત્રોનો તો એ ખાસ હેતુ હોવો જોઇએ અને એ હેતુ એમા ઘણી સારી રીતે સધાયો છે એમ કોઇ પણ વાચકને લાગ્યા વિના નહીં રહે પ્રસ્તુત પુસ્તકમાથી છેલ્લા પચાસ વર્ષના ગુજરાતના મુખ્ય પુરુષો, સાહિત્ય, કલા, સમાજ, ધાર્મિક પરિવર્તન ઇત્યાદિ અનેક વિષય પરત્વે આપણને જે ઉપયોગી માહીતી મળે છે તે એનો ગૌણ આનુષગિક લાભજ સમજવાનો છે

રા નરસિંહરાવ પ્રસ્તાવનામા પ્રથમ બે અતિ દૂર કાળના ચિત્રો આપે છે, એક 'મા'નુ અને બીજુ એમના માતાનુ 'મા' તે સ્ત્રી નહીં પરતુ પુરુષ હતા અને એમનુ ચિત્ર નિર્દોષ રમુજ પ્રેરે એવુ છે દ્વિતીય ચિત્રમા રા નરસિંહરાવના માતૃપ્રેમનો આપણે સુદર રીતે સાક્ષાત્કાર કરી શકીએ છીએ

ત્યાર પછી લેખક આપણને આ પુસ્તક ના મુખ્ય પાત્રોના 'ગ્રુપ'નુ દર્શન કરાવે છે એ ગ્રુપ (જુથ) માની વ્યક્તિઓ તે ભોળાનાથ, રણછોડલાલ છોટાલાલ, ગોપાળરાવ હરિ દેશમુખ, મહીપતરામ, નદશકર તુળજાશકર, દુર્ગારામ મછારામ અબાલાલ સાકરલાલ, નવલરામ લક્ષ્મીરામ લાલશકર ઉમીઆશકર ઇત્યાદિ ગુજરાતના સુધારાને સાહિત્યના વિષય મા તેમજ ધાર્મિક પરિવર્તનમા અગ્ર ભાગ ભજવનાર પુરુષો છે એ સમગ્ર ગ્રુપની કેદ્રસ્થ વ્યક્તિ ભોળાનાથને, તેમજ રણછોડલાલ છોટાલાલ, મહીપતરામ ગોપાળરાવ, લાલશકર નવલરામ, અબાલાલને 'ગ્રુપ'માથી કાઢી તેમના enlarged (મોટા) ચિત્રો પણ બતાવ્યા છે એ ચિત્રાવલિમાના ચિત્રોમા ચિત્રકારનુ કૌશલ્ય, ઝીણી ઝીણી વિગતોનુ સૂક્ષ્મ નિરીક્ષણ, અને હૃદયના ભાવનુ સૂક્ષ્મ પરીક્ષણ જણાઇ આવે

છે. પ્રાર્થના મંદિરમાં પ્રાર્થના કરવા ભેગા થતા એ સંસ્થાના આદ્ય સંચલોકોની વૃત્તિ પ્રાર્થના, ને પ્રાર્થનાસમાજ તરફ કેવી હતી તેનું વર્ણન પણ ખાસ ધ્યાન ખેંચે એવું છે. 'એકંદર બીન જવાબદારીથી જીવનના સર્વ પ્રસંગોને જોનારા' ને કાટલાંની ખોટ પડતાં પૂજાના દેવોમાંથી શાલિગ્રામને પણ કાટલાં ભેગા મુકનાર 'ફીલસુફ ગોપાળરાવ', 'બાહ્ય દેખાવમાં જીવનનાં નાનાં સ્ત્રોતમાં પગના બોળનારા' રણછોડલાલ, 'સાદી, સરલ ગુજરાતી ભાષાશૈલીની હીમાયત પૂર્ણ બળથી' કરનારા છતાં 'પોતાનાથી ભિન્ન શૈલીના લેખકની કદર કરનારી ઉદાર ભાવના પ્રગટ' કરનાર મહીપતરામ, 'બોલવામાં, ચાલવામાં સર્વ ક્રિયાઓમાં ઉત્સાહ બળને લીધે ધાંધલીઆ, ઉતાવલા, લપલપીઆ જણાતા એવા લાલશંકર એ સર્વનાં ચિત્રોમાં હૃદયનું અને સ્વભાવનું બારીક નિરીક્ષણ જોવામાં આવે છે. પ્રસંગવશાત્ ભોળાનાથ, મહીપતરામ અને રણછોડભાઇની સ્વભાવશાંતિના પ્રકારભેદ પણ દાખવ્યા છે.

આ સીવાય મણિભાઇ જસભાઇ, મનસુખરામ સૂર્યરામ, રણછોડભાઇ ઉદયરામ, મણિશંકર (કાંત) વ્રજલાલ કાલિદાસ, રામકૃષ્ણ ભાંડારકર, ગણેશ ગોપાળ પંડિત, મણિલાલ દ્વિવેદી, ગોવર્ધનરામ ત્રિપાઠી, નારાયણ હેમચંદ્ર ઇત્યાદિ ચિત્રો પણ સુરેખ ને રસિકતાથી દોરાયાં છે.

'માનવગણનાં સ્વભાવલક્ષણોમાંથી રમુજી અંશ ખેંચી કાઢી તે રમુજથી જોવાની અને દેખાડવાની શક્તિ'નો અમૂલ્ય વારસો રા. નરસિંહરાવને એમના પિતા તરફથી સંપૂર્ણ અંશે, મળેલો લાગે છે. એમની આ શક્તિ 'સ્મરણમુકુર'માં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. આખા પુસ્તકમાં આછો હાસ્યરસ વ્યાપી રહ્યો છે. એમના બધા ગ્રંથો કરતાં આ ગ્રંથની વિશિષ્ટતાજ એ છે. આમાંએ કવિ–પંડિત–વિવેચક બાલકની નિર્દોષતાથી મહા પુરુષોનાં જીવનના રમુજી પ્રસંગો કહીને હસે છે ને આપણને હસાવે છે. કુસુમમાળા, હૃદયવીણા, ને નૂપુરઝંકારમાં આપણે એને તારા, ચંદ્ર, સિંધુ, નદી, ગિરિ, ઇત્યાદી સાથે કાવ્યમૈત્રીથી આનંદાલાપ કરતા નિહાળ્યા છે, સ્મરણસંહિતામાં પુત્રવિયોગે આંસુ સારતા, અને આખરે ઇશ્વર તરફ શ્રદ્ધા રાખી શાંત અને દૃઢ આશ્વાસન પામતા જોયા છે. તે સીવાય છુટક લેખોમાં જ્ઞાનયુક્ત ચર્ચા કરતા, કોઇકની ભુલો સુધારતા એ આપણને દૃષ્ટિગોચર થયા છે, પરંતુ આમાં તો એ કુટુંબીજનની પેઠે આપણી સાથે ભળીને માનવસમુદાયની ભિન્ન ભિન્ન વ્યક્તિઓનાં ચિત્રો બતાવી, 'જુઓ, કેવું રમુજી! કેવું વિચિત્ર!' કહી હસાવતા દેખાય છે. પ્રસ્તાવનાના આરંભ ચિત્રથીજ એ રમુજી અંશ દાખલ થાય છે, અને ઘણાં ખરાં ચિત્રોમાં વ્યાપ્ત થઇ રહે છે. સાંકળેશ્વર ને અંકલેશ્વરના ધ્વનિ સામીપ્યને લીધે પોર્ટરે સ્ટેશનના નામની પાડેલી બુમથી ઉંઘમાંથી ઝબકી ઉઠેલા સાંકળેશ્વરનું ચિત્ર અટ્ટહાસ્ય પ્રેરે એવું છે. 'અને સાચી ના હોય તો પણ સાચી હોવી જોઇએ હેવી એ વાત છે.' એમ રા. નરસિંહરાવ કહે છે તે એમની હાસ્યરસેંદ્રિયની તીવ્રતાનો સબળ પુરાવો છે. એક લેખકે એમને 'પાંસઠથીએ વધુ વર્ષના પૂજ્ય બાલક'[૧] કહ્યા છે તે યોગ્યજ છે.

પરંતુ આમાં માત્ર માનવ સ્વભાવના રમુજી અંશોનુંજ પ્રદર્શન કરાવ્યું છે એમ નથી. ઉંડા હૃદયભાવો અને મનોવ્યાપારનું એમાં

૧ જુઓ 'ગુજરાત' ચૈત્ર, ૧૯૮૨; પૃ. ૧૬૩.

સૂક્ષ્મ પૃથક્કરણ કરેલું પણ કોઇક કોઇક સ્થળે જોવામાં આવે છે. મણિશંકર ભટ્ટ, હર્ષદરાય ધ્રુવ તથા ભીમરાવ ભોળાનાથનાં ચિત્રોમાં પ્રસંગવશાત્ એમની વિવેચનકલાનો પણ આપણને લાભ મળે છે. છેલ્લા સ્વ. નલિનકાન્ત અને સ્વ. સૌ. ઊર્મિલાનાં ચિત્રમાં આંસુ પડાવે એવો નહીં પણ નેત્રને ભીંજાવે એવો આછો, સંયમશીલ કરુણારસ વ્યાપી રહ્યો છે. એમાં ઉભરાતું વત્સલ પિતાનું વાત્સલ્ય, પોતાનાથી અજાણ્યે થએલી સામાન્ય ભુલને માટે પોતાને ક્ષમા ન આપનાર હૃદય વાચકને ઉંડી અસર કરે છે. આખી ચિત્રાવલિમાં આ ચિત્ર ઉત્તમોત્તમ છે એમ કહી શકાય. આમ આરંભના માતા તથા પિતાના ચિત્રોમાં નિ:સીમ પિતૃભક્તિ, ભાંડારકરના ચિત્રમાં અચલ ગુરુભક્તિ અને છેવટનાં આ ચિત્રમાં દૃઢ સંતાન-વાત્સલ્ય રા. નરસિંહરાવ દર્શાવે છે.

'ગુજરાત'ના સ્ત્રી-અંકને માટે લખાએલો લેખ, "અડધા સૈકામાં ગુજરાતની સ્ત્રીજાતિમાં રુપાંતર" એ ખાસ ધ્યાન ખેંચે એવો છે—સ્ત્રીજાતિ સંબંધીનો છે એટલા માટેજ નહીં કલાકારોને સ્ત્રીઓનાં ચિત્ર દોરવાં બહુ ગમે છે; પ્રેક્ષકોને પણ સ્ત્રીઓનાં ચિત્રો જોવાને અધિક ઉત્કંઠા રહે છે. સ્ત્રીજાતિનાં રૂપનું ચિત્ર આકર્ષક છે તેટલુંજ તેનાં રુપાંતરનું ચિત્ર પણ છે. એ રુપાંતરનું, વારંવાર બદલાએલી ફેશન, ધાર્મિક ભાવના, શિક્ષણ ઇત્યાદિ અનેક અંગોનું ચિત્ર રા. નરસિંહરાવે સમર્થ કલાકારની ઝીણવટને રસિકતાભરી પીંછીથી દોર્યું છે. એ લેખમાં અનેક વિષય સંબંધીના નરસિંહરાવભાઇના અભિપ્રાયો પણ આપણને જાણવાના મળે છે. ચાંલ્લા તરફનો એમનો પક્ષપાત, ભૂતકાલમાં વિલીન થએલા દયારામની ગરબીઓના સમય માટે ખેદ પ્રદર્શન, આધુનિક સમયના કરતાં પ્રાચીન સમયના ગરબાની પદ્ધતિના સાદા સૌંદર્ય તરફનો એમનો પ્રેમ; ઇત્યાદિ વાંચીને ઘણા સંરક્ષક વૃત્તિના પુરુષો નવાઇ ને આનંદ પામશે.

રા. નરસિંહરાવની સંગીતનિપુણતા સુવિદિત છે. આ પુસ્તકમાં આદિત્યરામ અને મૌલાબક્ષથી માંડી છેક અત્યારના ઓંકારનાથ સુધીના જુદા જુદા સંગીતાચાર્યોનાં ચિત્રો આપેલાં છે. એ પ્રત્યેક ગવૈયાની શી શી વિશિષ્ટતા હતી તે પણ સ્પષ્ટતાથી દર્શાવ્યું છે; અને પ્રસંગોપાત્ત, છંદ અને સંગીત વચ્ચે અનેક વાર દર્શાવેલો ભેદ, અહીં ફરીથી દર્શાવ્યો છે.

ઉપર કહ્યું છે તેમ અન્યના ચિત્રમાં આત્મચિત્ર પણ અમુક અંશે પ્રવિષ્ટ થયા વગર રહેતુ નથી. પરંતુ લક્ષણા શક્તિની માફક એમાં પરાર્થે સ્વસમર્પણમ્ થવાની જરુર છે. પોતાપણું જેમ બને તેમ ઓછું આવવા દેવું જોઇએ. નિરૂપકનાં વ્યક્તિત્વ આગળ નિરૂપ્યનું વ્યક્તિત્વ ગૌણ બની જવું ન જોઇએ. અમુક મનુષ્ય સાથે પોતાની પીછાન, એનો પોતાના વીશેનો અભિપ્રાય, પોતાનો એના વીશેનો અભિપ્રાય, પોતાના અને એના સિદ્ધાંતો વચ્ચેનો ભેદ અને એનાં વર્તન પર પોતાની ટીકા; આમ અન્યને બહાને પોતાને આગળ કરવાનું આવાં ચિત્રોમાં બહુ સુલભ બને છે; પરંતુ રા. નરસિંહરાવ આત્મપુરસ્કરણના આ ક્ષુદ્ર માર્ગથી વેગળાજ રહ્યા છે. વિશાળ દૃષ્ટિબિંદુ વડે, ઉદાર હૃદયથી, મતાંતરસહિષ્ણુતાપૂર્વક, ન્યાયની તુલાને ઝોક આપ્યા વગર નિરૂપ્ય વ્યક્તિ તરફ સમભાવ, સ્નેહભાવ, સન્માન દાખવીને એમણે સર્વ ચિત્રો આલેખ્યાં છે. મતભેદને પ્રસંગે સ્પષ્ટતાથી તે દર્શાવ્યો છે; પરંતુ એથી વર્ણ્ય વ્યક્તિના ગુણોની કદર બુઝવાની શક્તિને હાનિ થવા દીધી નથી.

અમુક વ્યક્તિ વીશે ભિન્ન ભિન્ન મનુષ્યોના અભિપ્રાયો જુદા જુદા હોય, અને તે પ્રમાણે રા. નરસિંહરાવના સર્વ અભિપ્રાયો સાથે બધાજ સંમત થઇ શકે એ અસંભવિત છે. પરંતુ એમનામાં દ્વેષ કે કટુતાનું આરોપણ કોઇ પણ નિષ્પક્ષપાત વાચક કરી શકે એમ લાગતું નથી. આમ છતાં પણ એટલું તો કહેવુંજ જોઇએ કે કેટલાક ચિત્રોમાં અમુક વચનો કે પ્રસંગો એવાં છે કે તેનો ઉલ્લેખ ન થયો હોત તો ઘણું સારું થાત એમ લાગી આવે છે; અને 'આ લેખોએ ભિન્ન ભિન્ન અભિપ્રાયોનો જન્મ આપ્યો છે' તેનું કારણ એની અપરિચિતતા કરતાંએ આ વધારે છે.

સામાન્ય રીતે પોતાના કુટુંબીજનો ને મિત્ર વર્ગના મનુષ્યોનાં ચિત્રોજ સ્મૃતિપટ પર સ્પષ્ટ-રેખ કોતરાએલાં સ્થાયી રહે છે. તેથી આવાં સ્મૃતિચિત્રોમાં કુટુંબીજનો અને મિત્રવર્ગ કેંદ્રસ્થાને આવે એ સ્વાભાવિક છે. તે પ્રમાણે પ્રસ્તુત પુસ્તકમાં પણ, રા. નરસિંહરાવનાં અન્ય લખાણોમાં હોય છે તેમ, પ્રધાન સ્થાન તેમના કૌટુંબિકજનોને ને નિકટવર્તી મિત્રોને મળેલું જોવામાં આવે છે.

વ્યકિતના અનુભવ પરથી તેની જ્ઞાતિ કે રાષ્ટ્ર વીશે અભિપ્રાય દોરવાની ભુલમાંથી કોઇકજ બચે છે. કૃષ્ણાજી લક્ષ્મણ નૂળકરે, રા. નરસિંહરાવ નાગર છે એમ જાણીને નાગરો સંબંધી-બધાજ નાગરો સંબંધી-'દોષદર્શી વચનો' ઉચ્ચારી 'વ્યાપક નિંદા' કરી. કૈંક એજ વાતનું સ્મરણ રા. નરસિંહરાવનાં પોતાનાં, સ્વ. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી વીશેનાં 'વૈદિક વર્ગમાં જન્મ લીધો, છતાં વૈદિકોના અનિષ્ટ સંસ્કાર, લક્ષણ, દૂષણ, ઉત્તમલાલના લક્ષણદેહમાં પ્રવેશજ પામ્યાં નહોતાં.' આ વચનો કરાવે છે. મનુષ્ય જન્મથીજ અમુક જાતિનો-એ જાતિના ગુણાવગુણો સહ-હોય છે એ પુરાણી માન્યતાનો પડઘો ઉપર્યુક્ત વચનોમાં પડતો સંભળાય છે.

વડનગરા નાગરોમાં 'બ્રાહ્મણ' ને 'ગૃહસ્થ' એવા બે વિભાગ છે. રા. નરસિંહરાવ કહે છે કે 'એ બે વચ્ચે ભોજન વ્યવહાર છે, પણ કન્યા વ્યવહાર નથી.' પરંતુ કન્યા વ્યવહાર નથી એમ તો છેક ન કહેવાય, જો કે એ વ્યવહાર કૈંક વિરલ છે ખરો. એકલા સુરતમાંજ 'ગૃહસ્થ'ની બે કન્યાઓ 'બ્રાહ્મણ' વર્ગમાં આવી છે. સ્વ. દુર્ગારામ મહેતાજી 'બ્રાહ્મણ' વર્ગના હતા અને સ્વ. નંદશંકર માસ્તર 'ગૃહસ્થ' વર્ગના હતા. દુર્ગારામના કેટલાક મિત્રો પણ 'ગૃહસ્થ' વિભાગના હતા. રા. નરસિંહરાવ કહે છે "એક પ્રયોજિત પરિહાસ એ મિત્ર મંડળે ઘડી કાઢેલો. × × × એ મિત્રોએ મહેતાજીને ભમાવ્યા કે હમારામાંથી માસ્તર સાહેબની (નંદશંકરની) પુત્રી જોડે તમારા પુત્રનો વિવાહ કરાવીશું, આ કેવળ જુઠાણુંજ હતું. પણ સાધારણ રીતે મહેતાજી ચતુર છતાં આ બાબતમાં લોભાઇને છેતરાયા; છેતરાયા તે છેક લાંબો વખત સુધી, પેલા મિત્રમંડળે કહ્યું; ગૃહસ્થની કન્યા લેવાની છે તો આ બ્રાહ્મણીઆ પાઘડી બદલીને હમારા જેવી મહેતાશાહી પાઘડી પહેરવી પડશે,-એટલે મહેતાજીએ ચકરી પાઘડી કાઢી નાખી અને નાગર ગૃહસ્થ અને કાયસ્થો પહેરે છે તેવી પાઘડી પહેરવા માંડી."

આ માત્ર પ્રયોજિત પરિહાસ હતો કે પરમાર્થવચન હતું, જુઠાણુંજ હતું કે સત્યકથન હતું તે બાબત શંકા થયા વગર રહેતી નથી; કારણ કે સ્વ. નંદશંકરના જીવન ચરિત્રમાં એમના પુત્ર રા. વિનાયક મહેતાએ સ્પષ્ટ રીતે લખ્યું

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૮૫]

# રસાસ્વાદનો અધિકાર

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્યસંસદ

સંસદના સભ્યો, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,

દરેક વર્ષે જ્યારે હું આ પદ લઉં છું ત્યારે હું વિચારથી, ચિંતાથી મુઝાઇ જાઉં છું: પૃથ્વીએ એક પ્રદક્ષિણા પુરી કરી, આપણે એક વર્ષ ખોયું, શીયાળાના વાયરા વાઇ ગયા, ઉનાળાની આગે દાઝેલાને વર્ષાએ શાંત કર્યા—પણ ગુજરાતે સુરેખ રાષ્ટ્રગૌરવ પ્રાપ્ત કર્યું છે? અને સાથે સાથે હું મારા અંતરને પ્રશ્નો પુછું છું: "જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"—એ શું ખરી વાત? આપણે દરેક ગુજરાતી તેનો આત્મા વ્યક્ત કરીએ છીએ? આપણે એ આત્મા વ્યક્ત કરતાં, નિર્ભય બની, ગુજરાતના સંસ્કારમંત્રનું દર્શન ને સિદ્ધિ કેટલે અંશે કર્યાં છે? અને નિશ્વાસ નાખી—શક્તિની અલ્પતા, સર્જકતાની મર્યાદા, પ્રયાણની ગજગતિ, ને સામગ્રીની ન્યૂનતાનાં દર્શન કરતો હું અધીરાઇની અસહ્ય વેદના અનુભવું છું.

ગુજરાત, એના ભૂતકાલનાં રહસ્યો ઇતિહાસ ને સાહિત્યદ્વારા ક્યારે વ્યક્ત કરશે? એના વર્તમાનનો પ્રાણ લાક્ષણિક, સમૃદ્ધ ને સરસ સાહિત્યમાં ક્યારે પ્રગટાવશે? એના ભવિષ્યની આશાઓના રંગ સાહિત્ય ને કલામાં ક્યારે પુરશે? એનાં જ્ઞાન ને વિદ્યા એની યુનીવર્સીટીમાં એ ક્યારે સાચવશે? એ એક ને સ્વસ્થ રાજ્યતંત્ર ક્યારે પ્રાપ્ત કરશે? અને ક્યારે થશે એની માનવતા, દુર્ઘર્ષ, સર્વાંગસુંદર ને ગગનવિહારી? અને તાપી, રેવા, મહી ને સાભ્રમતીનાં તીરો ક્યારે ગાજશે કલ્લોલતા જનસમૂહના સ્વતંત્ર ને સશક્ત જીવનના પડઘાથી? ક્યારે? ક્યારે? સમયની અંધારી જોવા દેતી નથી. દેહની ચંચળતાનો ખ્યાલ અધીરાઇ શમાવા દેતો નથી ખરેખર ક્રૂરમાં ક્રૂર એવી આ જીવનઘટનામાં નિર્દયમાં નિર્દય વસ્તુ સ્વપ્ન ને સિદ્ધિ વચ્ચેનો અંતર છે.

સાહિત્ય સંસદે આ વર્ષે જે થોડી કૈં સિદ્ધિ મેળવી તેનો અહેવાલ તો તમે સાંભળ્યો. 'ગુજરાત'ની વિશિષ્ટતા જાળવવા તનતોડ મહેનત થય છે તે તમે જોઇ સાહિત્ય પરિષદના વિકાસમાં સંસદે કરેલી મદદ વીશે મેં જે કૈં લખ્યું હતુ, અને તમારા મંત્રીઓએ જે કૈં કહ્યું તે તમે વાંચ્યું અને સાંભળ્યું ચાર વર્ષના પ્રયત્નો—કેટલાક સફલ, ઘણાએ નિષ્ફલ એવા પ્રયત્નો—

* તા ૫-૯-૨૬ના રોજ 'સાહિત્ય સંસદ'ના ચોથા વાર્ષિકોત્સવ તથા કૃષ્ણ જયંતી નિમિત્તે પ્રમુખપદેથી અપાએલું ભાષણ

પછી 'ગુજરાતી સાહિત્ય'નો એક ખંડ બહાર પડી શક્યો છે; અને બીજા અનેક ખંડો તૈયાર થવા લાગ્યા છે. સાથે સાથે થોડાંક પુસ્તકો પણ આપણે પ્રગટ કરી શક્યા છીએ. તમારા કેટલાક સભ્યો પરિષદ મંડળની પણ કેટલીક સેવા કરી રહ્યા છે. આ ઘણી નાની નાની વસ્તુઓ છે; પણ થોડાક આપણા સભ્યોએ જે શક્તિ, સમય ને પૈસાના વ્યયથી અને સતત સેવેલા ખંત ને ઝહેમતથી–વિરોધ અને વિઘ્નસંતોષથી પ્રતિકૂલ વાતાવરણમાં આરંભું કાર્ય કર્યું છે તે હું વીચારું છું ત્યારે મને ગર્વ થયા વિના રહેતો નથી

સાહિત્ય પ્રકાશક કંપનીએ નુકશાન વેઠી આપણા કામમાં જે મદદ કરી છે તેની નોંધ લઉં છું; અને સાથે જે સ્ત્રીપુરુષોએ આપણી સાથે ઉભા રહી સહાનુભૂતિ દર્શાવી, અને મહેનત અને મદદ કરી તે માટે હું સંસદ તરફથી આભાર દર્શાવવાની રજા લઉં છું.

સંસદની કારકીર્દી શરુ થયે સાડાચાર વર્ષ થયાં; અને આ સમયમાં એકધારી ને એકાગ્ર સચોટતાથી તેણે પોતાનુ કાર્ય કર્યું છે. પણ એની ઉપયોગિતા વધે તે માટે પ્રવૃત્તિની પુનર્ઘટનાની જરૂર છે. ખાસ કરીને આવતા વર્ષમાં 'ગુજરાતી સાહિત્ય'ના બને તેટલા વિભાગો તૈઆર કરવામાં આપણે રોકાવુ પડશે.

પણ આ બધાથી ચઢતી અને નીરાળી સેવા કરવાની ઇચ્છા સંસદ ધરાવે છે તે સાહિત્યના દૃષ્ટિકોણો રજુ કરવાની અને જીવનમાં સ્વતંત્ર ને સજીવન ભાવનાઓ સરજાવવાની. આ ચાર વર્ષમા સંસદે કયા નવા કોણો રજુ કર્યા કે કઇ ભાવનાઓ સરજાવી તે ભાવિ ગુજરાત વિના કોઇ કહી શકે એમ નથી. પણ એટલું તો ચોક્કસ કહી શકાય કે સંસદની પ્રવૃત્તિને લીધે સાહિત્યવિષયક રસિકતા–મિત્ર ભાવે કે પછી વેરભાવે–ઘણાએ કેળવી છે; 'ગુજરાતીના'–ભાષાશાસ્ત્રીઓ ક્ષમા કરશે?–અને 'ગુજરાત–એકરાષ્ટ્ર' એ ભાવનાને સ્પષ્ટ બનાવી છે; અને સાહિત્ય અને ભાવના-ના સ્વાતંત્ર્યની હીમાયત કરી છે.

નવા સાહિત્યોના બળોનો સંચાર આપણે ત્યાં થવા લાગ્યો છે. જે નવાં કિરણોની આશા મેં ૧૯૧૩ માં રાખી હતી તે સ્પષ્ટ દેખાવા લાગ્યાં છે. ઇ. સ. ૧૯૨૨ માં ભાવનગરમાં સ્વ. કાન્તના પ્રમુખપણા નીચે 'નવા સાહિત્ય' પર બોલતાં જે ચાર–તે વખતે ઘણા જાણીતા નહીં એવા સાહિત્યકો-નો ઉલ્લેખ કર્યો હતો તે આજે નવા સાહિત્યના સ્રષ્ટા થયા છે. રા. બટુભાઇ ઉમરવાડીઆની તેજસ્વી ને અનેકવિધાની કલા નવી સૃષ્ટિ, નવુ સ્વરુપ, નવાં દૃષ્ટિબિંદુ, નવી આંકણી નિરંકુશ લેખિનીથી રજુ કરી રહી છે બીજી એક કલાકારે સર્જનકલામાં નિર્દય વાસ્તવિકતાથી સૂક્ષ્મતમ માર્દવ સુધીના અંશો ઉતારી સાહિત્યને છટાભર્યું ને મર્મભેદી બનાવ્યું છે. હું તેનું નામ નહીં દઇશ–કારણ કે તેનુ નામ મારામાં લુપ્ત થઇ ગયું છે. ત્રીજુ નામ રા વિજયરાય વૈદ્યનું. સદાએઅસંતુષ્ટ અને સાહિત્યમાં સત્તા પ્રસારવાની આકાંક્ષાથી બળતા, નવા યુગનાં ધોરણોનું અન્વેષણ કરી સાહિત્યની નવી આંકણી કરવા તત્પર બનેલા આ વિવેચક નવા યુગનાં રંગોનું પૃથક્કરણ કરવા મથી રહ્યા છે. ને મર્મભેદક વક્રોક્તિ અને નિર્દોષ વિનોદથી માંડી ચિંતનશીલ વિવેચન સુધીના તારોને છેડતા રા. મુનિકુમાર ભટ્ટ, વિશિષ્ટ સ્થાન રખે લેવાઇ જાય એવી બીકથી ખંચાતાં ખંચાતાં પણ વિશિષ્ટ સ્થાન પામ્યા છે.

અને બીજાં ત્રણ નામો ૧૯૨૨ માં મેં ન લીધેલાં છતાં લેવા જોઇતાં હતાં તે જ્યોત્સ્નાબહેન, રા. ધૂમકેતુ, અને રા. મેઘાણીનાં. એક કવિ–ભાવોને સુમધુર ને સરસ ભાષામાં વ્યક્ત કરતાં સ્ત્રી હૃદયનાં ઉંડાણોમાં ચમકતાં સુંદર રત્નોનાં દર્શન કરાવે છે; બીજા નવલ-

કથાકાર–સ્થળકાળના વૈવિધ્યમાં રાચતી જેની કલા જુના યુગની છે એમ પોતે માનતા છતાં નવા યુગના આત્માને વ્યક્ત કરે છે તે; ત્રીજા સોરઠી લોકસાહિત્યની અવનવી ભાતથી નવા સાહિત્યને સુશોભિત કરનાર કથાકાર.

આ થોડાં નામો અને તે ઉપરાંત ગૌરવાન્વિત ગદ્યમાં જુના નવાનો સમન્વય રાધવા મથતા રા. આનંદશંકરભાઇ; વૃદ્ધ છતાં નવીન ઝોમથી સાહિત્યનાં રહસ્યો સમજાવતા રા. બલ્લુભાઇ ઠાકોર; પાશ્ચાત્ય વૈભવને સ્વદેશમાં સ્થાપવામાં સદાએ પ્રયત્નશીલ 'કલિકા'કાર રા. ખબરદાર; બે પચીશીના પડદામાંથી પણ સબળ અને સજીવ ધ્વનિ કરતા રા. નરસિંહરાવભાઇ; એક વખત સ્વરુપ ને સર્જનમાં અર્વાચીન, અને હવે સ્વરુપમાં અર્વાચીન અને સર્જનમાં પ્રાચીન થવામાં આનંદ માનતા, અર્વાચીનતાથી બીતા છતાં તેને આવકારવા ઉત્સુક એવા આપણા કવિ શિરોમણિ રા. નાનાલાલ;—

—અને આ બધામાં અલ્પ એવો એક લેખક–જેનું બીજું ગમે તે લક્ષણ હોય પણ એક તો છેજ, કે જેમ–'गावो न गव्यूतीरनु इच्छन्ती' –જેમ ગાયો ગોચર તરફ વળે તેમ–જેના તરફ 'સાહિત્ય સ્વામી' 'યુગકાર'થી 'નાદીરશાહ' ને 'ચોર શિરોમણિ' જેવા ઇલ્કાબો–વિધવિધ ભાવો, દૃષ્ટિઓ અને હેતુઓથી સરજાએલાં વિશેષણો વળે છે, અને જે એ ભૂરિશ્રૃંગાથી બેપરવા માત્ર પોતાના 'સ્વ–ભાવ–ધર્મ' પ્રમાણે વર્તે છે ને લખે છે તે—

ગાંધીજીની છાયા નીચે પરિપક્વ બનેલો લેખકવૃંદ ન ગણીએ–અને આ બધા અને એવા ઘણાનો સમાવેશ કરતા નવા સાહિત્યના વર્તુળ તરફ સમગ્ર દૃષ્ટિ નાખીએ તો વૈવિધ્ય, સમૃદ્ધિ, દૃષ્ટિભેદ અને ભાવનાકોણોનો પાર દેખાતો નથી. ભાવિ સાહિત્ય માટે આ તૈઆર થતા રમણીય પૂર્વાશ્રમમાં એકજ દૃષ્ટિ સામાન્ય છે–પોતાની રસિકતાનો અનિયંત્રિત વિકાસ સાધી વિશિષ્ટ રસદર્શન ને રસસર્જન કરવું તે. પોતાનીજ દૃષ્ટિથી સરસતા પારખવી; અને પોતાનીજ ભાવના પ્રમાણે સરસતા સરજાવવી–એ અધિકાર જેવો સરલ દેખાય છે તેવી સરલતાથી સ્વીકારાતો નથી. રસસર્જનનો આ સ્વતંત્ર અધિકાર એજ અર્વાચીન કલાકારોની અણમોલી પુંજી છે. જે કે આ સ્વતંત્ર અધિકારને લઇ લે, કચરી નાખે, કે ખંડિત કરે તે અર્વાચીનને મન સદાએ ત્યાજ્ય છે. જે આ અધિકારને અસ્વીકાર્ય લેખે તેનો અર્વાચીનોમાં ગણાવાનો અધિકાર નથી.

૨

જેમ કલાકારોનો રસદર્શન ને સર્જનનો અધિકાર છે તેમ રસિકોનો રસાસ્વાદનો અધિકાર છે. આ અધિકારથીજ તેમની રસિકતા ખીલે છે; અને રસિકતાવડેજ તેમને કલાદ્વારા આનંદની પ્રાપ્તિ થાય છે.

'સાહિત્ય–તેનું સ્વરુપ ને પ્રકાર' એ વિષય પર લખતાં એ રસિકતા વીશે–લખ્યું હતું: "જે જે વસ્તુની માણસ પર સચોટ અસર થાય છે તેમાંની ઘણી વસ્તુમાં એક લક્ષણ હોય છે–તે સરસતા. આ લક્ષણ માટે એક શક્તિ ઝંખે છે; અને તે લક્ષણ પારખ્યા પછી તે શક્તિ સંતોષાય છે. તે શક્તિ તે રસિકતા.

× × ×

સરસતા એટલે જે રસિકતા સંતોષે તે લક્ષણ; રસિકતા એટલે સરસતા જોઇ રાચે તે શક્તિ.

આ રસિકતા કલાની કસોટી છે. જે કૃતિ તેને ન સંતોષે તે કલાત્મક કહેવાય નહીં.

× × ×

આ રસિકતા બુદ્ધિનું લક્ષણ નથી,

વિચારનુ પરિણામ નથી જે શક્તિઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગધ અનુભવે છે અને પારખે છે તેના જેવી એ છે એ બુદ્ધિથી કાબુમા રહે, વિચારથી ેળવાય, અભ્યાસથી સુધારાય અને આદર્શ સેવ્યાથી નિર્મલ બને પણ જેમ સારી અને માઠી ગધ સ્વાભાવિક શક્તિથી પરખાય છે તેમ સરસ અને નરસ, સુદર અને સામાન્ય કૃતિઓ પણ તેવીજ રીતે પરખાય છે આ શક્તિ પચેન્દ્રીયથી નીરાળી નથી, પણ પાંચે શક્તિની પાછળ રહી તેને કેળવે છે અને ઉત્તેજે છે, અને તે શક્તિઓદ્વારા મેળવેલા આનદની કસોટી કરે છે આ શક્તિના ત્રણ જુદા જુદા અગ છે

૧ સરસતાનો આસ્વાદ લેવાની ઉત્કઠા

૨ સરસતા પારખવાની શક્તિ

૩ સરસતાથી આનંદ મેળવવાની શક્તિ

રસિક માણસના સ્વભાવમા કલ્પના અને જીવનના વૈવિધ્ય અને સમૃદ્ધિ ભોગવવાની શક્તિનુ પ્રાધાન્ય હોય છે સરસતાનો આસ્વાદ ચાખવાની ખરી ઉત્કઠા ને રસિકતાનુ ખરુ અગ છે

આ ઉત્કઠા ઇચ્છા નથી ઇચ્છા થાય તે વસ્તુ મેળવવા માટે, રાખવા માટે અને તે વડે તૃપ્તિ અનુભવવા માટે આ ઉત્કઠા થાય છે તે સરસતા પારખવા માટે અને એ પરીક્ષામાજ રહેલો આનદ મેળવવા માટે એને અતે તૃપ્તિ નથી પણ સાત્ત્વિક અને નિસ્પૃહ આનદ છે, અને તૃપ્તિ પછીથી આવતો કટાળો નથી ઇચ્છા રજોગુણી છે, અકળાવે છે, સમોહ આણે છે આ ઉત્કઠા સત્ત્વગુણી છે, શુદ્ધ કરે છે, ભાવના પ્રબલ કરે છે ઇચ્છાને પરિણામે દ્વદ્વ—સુખ કે દુઃખ, સતોષ કે અસતોષ છે, આ ઉત્કઠાને પરિણામે—યોગને પરિણામે મળે એવા—આનદ અને શાતિ છે "[1]

આ ઉત્કઠા પોતપોતાની ભાવના પ્રમાણેજ સતોષવાનો દરેક રસિક મનુષ્યનો હક્ક તે રસાસ્વાદનો અધિકાર

સરસતાનુ દર્શન આમ દરેકની જુદી જુદી ભાવના પર અવલબેલુ હોવાથી દરેક મનુષ્યમા (૧) સરસતાનો આસ્વાદ લેવાની ઉત્કઠા, (૨) તેને પારખવાની શક્તિ, અને (૩) તેમાથી આનદ મેળવવાની શક્તિ નીરાળી હોય છે દરેકના રસાસ્વાદ લાક્ષણિક હોય છે, તેની વૃત્તિઓ કેળવણી, ભાવના, દેશ અને કાળથી ઘડાય છે

કેટલાકને કાલિદાસ ગમે છે, કેટલાકને શકર ગમે છે મારા એક મિત્રને છુપી પોલીસની વાત વિના સરસતા બીજે કયાંય જડતી નથી બીજા એક મિત્રને વાર્તા ને કવિતાના નામની સુગ છે સામળ ભટના સમયમા જે ઉખાણા છોડે તેને સુદરીઓ વરમાળ પહેરાવતી સોળમી સદી પહેલાના ઇટાલીના ચિત્રકાર અને કલાકારોને વાકા પગ ને કૃત્રિમ લઢણ સીવાય ચેન નહોતુ પડતુ જેના પર પ્રાચીન ગ્રીક ને અર્વાચીન દુનીઆ રીઝી છે તે વીનસ ડી મીલો તેમને જડસા જેવી સ્ત્રી લાગતી અને જે જાપાની સૌંદર્ય પર જાપાનીઓ કવિતા લખે છે તે જો આપણને સવારસાજ દેખાતુ હોય તો 'રેવાકુવો' કરવા પણ કેટલાક જાય તો નવાઈ નહી

આમ જેટલી ભાવના જુદી, તેટલી સરસતા જોવાની દૃષ્ટિ જુદી જેટલી દૃષ્ટિ જુદી તેટલો રસાસ્વાદ જુદો લક્ષ્ય એકજ—આનદ પ્રાપ્તિ અને દરેક રસિક માણસને પોતાને ભાવતો રસાસ્વાદ કરી આનદ પ્રાપ્ત કરવાનો અધિકાર છે. આ ભિન્ન રુચિમા કોણ કોને કહી શકે કે મને ભાવે છે તેજ બધાને ભાવવુ જોઇએ?

૧ ગુજરાતી સાહિત્ય ખડ ૧ લો,

કલાની કૃતિઓમાંથી નીતરતા રસનો આસ્વાદ લેવાના આ અધિકારથીજ સ્ત્રીપુરુષ માનવ બને છે; જીવનમાં સ્વર્ગ ભોગવવાને લાયક બને છે. આ અધિકાર, મીલકત રાખવાના, મત આપવાના, જીવવાના અધિકારથી પણ અણમોલો છે; એના વિના જીવન, નીરાશાથી પણ દુઃસહ અને સ્વર્ગ, મૃગજળથી પણ દુઃખદ બને છે.

જેને માનવમાત્રનો આ દૈવી અધિકાર સ્વીકાર્ય નથી; જે આનંદ પ્રાપ્તિ વિના બીજા ધોરણથી રસાસ્વાદની કીંમત આંકે છે–તે પોતે મનુષ્યરુપે મૃગ થઇ વિચરે છે એટલુંજ નહીં, પણ જીવન, સાહિત્ય, ને સુખનો દૃષ્ટા બની બેસે છે

૩

માણસમાં અધિકારનો ઉપયોગ કરવાનુ આળસ હોય છે. આ આળસ તેને નિરાધાર કરી મુકે છે અને અધિકાર અને તેની સિદ્ધિ વચ્ચે સદાય કોટો ચણાઇ જાય છે. દરેક માણસ પોતાનુ સંરક્ષણ કરતો નથી; અને પોતાનો સંરક્ષવાનો અધિકાર સુગમતા ખાતર લશ્કરને આપે છે સ્વાતંત્ર્ય જાળવવા ઉભું કરેલું લશ્કર માણસનું સ્વાતંત્ર્ય લઇ લે છે. અને મનુષ્યનો સંરક્ષણનો અધિકાર અને તેની સિદ્ધિ વચ્ચે તેજ લશ્કર આડે આવી ઉભું રહે છે.

માણસને પોતાના દેવ જોડે સંબંધ બાંધવાનો અધિકાર છે. પણ આળસથી કે અજ્ઞાનથી તે અધિકાર કોઇ ધર્મગુરુને આપે છે. એથી દૈવી પ્રેરણા પામવાની શક્તિ માણસોમાં નિર્બલ થઇ જાય છે. "હું શા માટે ઇશ્વર ખોળું? મને કંઠી બંધાવનારો તેને ખોળી કાઢી મોકલી આપશે"—આ વૃત્તિ પ્રબળ થાય છે. ધર્મગુરુ અનુયાયીનો અધિકાર સદાને માટે લઇ લે છે; અને ફરીથી તે તેને પામતો નથી.

કલા ને સાહિત્યમાં રહેલી સરસતા પારખવાની ઉત્કંઠા ઘણા રસિક માણસોમાં મંદ હોય છે. ઇશ્વરનો તો કહે ખ્યાલ આવે એમ છે; સરસતા તો બતાવી જાઉં કે કહી કહેવાય એવી નથી હોતી. પરિણામે પહેલેથીજ સરસતાને પારખનાર અને શિષ્ટતાને સાચવનાર એવો એક વર્ગ ઉભો થયો. જ્યારથી કૃતિમાં સરસતા કોઇ રસસ્રષ્ટાએ આણી એટલે તરત આ વર્ગ શરૂ થયો.

એક મંત્રદ્રષ્ટા ઋચા બોલ્યા, ને બધાએ તેનો રસાસ્વાદ ચાખ્યો; બીજી ઋચા તે બોલ્યા ને સરસતાના સંરક્ષકે આ સંપ્રદાયનો પાયો નાખ્યોઃ "ભાઇઓ, આ ઋચા ઠીક છે, પણ પહેલા જેવી નહીં. મંત્રદ્રષ્ટાની શક્તિ ક્ષીણ થવા લાગી છે. પહેલીજ ઋચા આપણે યાદ રાખીશુ." આળસુ માનવસ્વભાવે આ શીખ સ્વીકારી; પોતે રસાસ્વાદ લેવાને બદલે, પોતાનો અધિકાર છોડી દીધો; અને ઉમેર્યુંઃ "તમે કહો છો તે ખરી વાત છે. અમે *પહેલીજ ઋચા યાદ રાખીશુ."* આમ અધિકાર ગયો; ને વિવેચક વર્ગ સ્થપાયો.

આ વિવેચકોએ સરસતાનું નિરીક્ષણ ને સંરક્ષણ કરવા માંડ્યું. શબ્દબ્રહ્મના સાધન મંત્રોનો તેમણે પાઠ કર્યો. એ દેવના મંદિરમાં પુજારી બની તેમણે સંપ્રદાય પ્રસાર્યો. એ દેવપૂજાના તેઓ પ્રચારકો અને ઉદ્ધારક થયા. ધીમેધીમે તેમણે રસદેવો સ્થાપવા અને ઉથાપવા માંડ્યા. તેમણે તીર્થગોરની માફક પોતાની મરજી પડે તે કુંડમાં શ્રદ્ધાળુને નવડાવી મોક્ષ અપાવવા માંડ્યો; અને રસાસ્વાદનો અધિકાર ખોયો હોવાથી રસિકો આજ્ઞા પાળવા લાગ્યા. આનંદપ્રાપ્તિને બદલે આજ્ઞાપાલન એજ રસિકતાનું ધ્યેય થયું.

આ વિવેચક વર્ગે અનાદિકાલથી સરસતાનાં પારખ અને સંરક્ષણ કર્યાં છે એટલુંજ નહીં પણ સરસતા પારખવાની દૃષ્ટિ તેણે સૂક્ષ્મ કરી છે; અને

સામાન્યોની રસિકતાને ક્ષુદ્ર તૃપ્તિમાં વિરામ પામતી અટકાવી છે. રસાસ્વાદનો પણ તે પોષક અને કેળવનાર બને છે; અને ઘણી વખત રસાસ્વાદની ઉત્કંઠા સતેજ રાખે છે. આ વર્ગ ઉભો ન થયો હોત તો શિષ્ટ સાહિત્યનાં ધોરણો રચાત નહીં, તેના અપૂર્વ નમુના આજે આપણે હાથે લાગત નહીં, અને રસાસ્વાદની ઉત્કંઠા આટલી તીવ્ર ને સર્વવ્યાપી બની હોત નહીં.

"જે રસિકતા કલા અને સાહિત્યમાં શિષ્ટતા પારખે છે, જે યુગે યુગે કેટલીક કૃતિઓ અને કથનનેજ અમર તરીકે લેખે છે, અને જેની કસોટીએ ચઢતાં ક્ષણિક કૃતિઓ અને સાહિત્ય પોતાની અલ્પતા અનુભવે છે તે તો માત્ર થોડાકજ કેળવાયલા, સંસ્કૃત અને શિષ્ટ જનોની. આ વર્ગ દરેક યુગમાં અને દેશમાં હોય છે, અને તેની રસિકતા એકજ પ્રકારની હોય છે. કાલિદાસના સમયમાં અનેક બીજા કવિઓ હશે, પણ આ રસિકતાએ શાકુંતલને સંઘરી રાખ્યું, ભૂર્જપત્ર પર લખ્યું, મોઢે રાખ્યું, તેણે પંડિતો પાસે તેને શ્રેષ્ઠ ઠરાવ્યું, તેણે ગેટી પાસે તેને સર્વોત્તમ કહેવડાવ્યું. આ રસિકતાનો પણ સનાતન સંપ્રદાય છે. એ સંપ્રદાયે કલાને, સાહિત્યને વૃત્તિઓને અને જીવનોને એક તાંતે બાંધ્યાં છે; અને હજારો વર્ષો સુધી એણે થોડાક 'રસદેવો'ની પૂજાથી માનવતા ઘડી છે."[1]

આ વર્ગનું શાસન—જેમ દરેક વર્ગનું શાસન નીવડે છે તેમ—ઘણુંજ લાભદાયક નીવડે છે. રસસંપ્રદાયના આ બ્રાહ્મણોની દરેક યુગમાં ઘણી જરુર છે—કૈં નહીં તો સરસતાને સ્પષ્ટ સ્વરુપે દર્શાવવા; અને જનસમાજના રસાસ્વાદને ઉત્તેજવા ને દિશા દેખાડવા.

૪

દરેક વર્ગશાસનની માફક આ શાસન પણ ઘણી વખત જડ થઇ જાય છે; રસાસ્વાદનો અધિકાર છીનવી લે છે; આનંદપ્રાપ્તિ ખરું લક્ષ્ય છે એ વીસરી પોતાની પ્રણાલિકાનેજ પરમ લક્ષ્ય કરી બેસે છે. વિવેચનનો ઇતિહાસ આ સિદ્ધાંતનું એક દૃષ્ટાંત છે. જ્યારે વિવેચક વર્ગ રસાસ્વાદનો અધિકાર વીસારે મુકે છે ત્યારે કલા ને વિવેચન વચ્ચે વિરોધ ઉભો થાય છે.

વિવેચકનું કાર્યક્ષેત્ર આપણે સમજવું જોઇએ. વિવેચક એ કલાકાર નથી. તે સર્જક નથી, પ્રસારક છે. તે સરસતાનો સરજનાર નથી, તેમ તે શામાં રહી છે તે નક્કી કરનાર પણ નથી. એક લેખક[2] કહે છે તેમ Producer–બનાવનાર અને Consumer–વાપરનાર વચ્ચે તે Distributor–વહેંચનાર છે. અને ઘણી વખત વાપરનારના રસાસ્વાદ કે સરસતાની શુદ્ધિ કરતાં પોતાની ઇચ્છા પ્રમાણે તે માલ વહેંચે છે.

કલાકાર સદાએ જીવનનો રસીઓ છે. એને જીવનનો રસાસ્વાદ પ્રિય છે. વિવેચક કૃતિઓનો રસીઓ છે; એનો રસ માત્ર કલામાંજ સમાયો છે. કલાકાર, કુસુમ ને કાંટાથી ભર્યા જીવનમાં પ્રફુલ્લતો, પીડાતો, રડતો, કકળતો કે ઉલ્લાસ માણતો ચાલ્યો જાય છે. એને લથડવાની બીક નથી; પડી રહેવાની તે પરવા કરતો નથી; ભય પોતે તેનો પ્રેરક થઇ બેસે છે. વિવેચક તો ફુલવેલથી ભરી પગથીઓ પર મોજમાં ચાલ્યો જાય છે. પસંદ પડે તે ફુલ ચુંટે છે, સુંઘે છે, ફેંકી દે છે. કોઇ પર તો તે નજર પણ નથી કરતો; કોઇકને પગે કચરી નાખવામાં પણ તેને દુઃખ નથી.

કલાકારને જીવન જોડે તાદાત્મ્ય સાધ્યા વિના ચેન પડતું નથી; વિવેચક કલા જોડે તાદાત્મ્ય

૧ ગુજરાતી સાહિત્યઃ ખંડ પહેલોઃ 'સાહિત્ય તેનું સ્વરુપ ને પ્રકાર.'
૨ Howe on Criticism.

સાધતા પણ આત્મગૌરવ ને નિરીક્ષણવૃત્તિ ખોઇ શકતો નથી કલાકાર મસ્ત છે, વિવેચક સ્વસ્થ છે કલાકાર સરખામણી કરવા થોભતો નથી, વિવેચક સરખામણી વિના ડગ ભરી શકતો નથી કલાકાર, વર્ષો જતા, પોતાના સીવાય ભાગ્યેજ કોઇની કૃતિઓનો રસાસ્વાદ લઇ શકે છે, કલાકાર ભાગ્યેજ એકની કૃતિ પર ધ્યાન આપી શકે છે કલાકાર નિર્મલતાને એક લહાવો માને છે વિવેચક પોતાનાં સર્વજ્ઞતા ને સત્યવાદિત્વમા ખોડ કે ખાપણ કલ્પી શકતો નથી કલાકાર જીવનની માફક કલા જોડે તાદાત્મ્ય સાધી તેનું રહસ્ય પારખે છે, અને એક પ્રકારનો વિવેચક થઇ શકે છે વિવેચક તો વિવેચકજ રહે છે સ્તેધાલ ને ત્રાસે ઘણુ ઉપયોગી વિવેચન કર્યું છે મેટ બવ ને મૅટસ બરીએ ભાગ્યેજ કૈં રસસર્જન કર્યું છે

વિવેચકે ઘણી વાર કલાકારને કચરી નાખ્યો છે, કલાકારે ઘણી વાર વિવેચકને અલ્પતા ના પાઠ શીખવ્યા છે વિવેચક પોતાની સત્તા– પોતે સ્વીકારેલા ધોરણો સામે બળવો સહન કરી શકતો નથી અને ઉગતા કલાકારને ડામવામા સતોષ લે છે યુરોપના નિયમોના મૂલ રૂપ 'Spirit of laws' લખવા માટે વિવેચકે મોન્ટેનુ જીવન ખારુ કર્યું, કીટ્સ જેવા અપર્વ સૌંદર્યના સ્રષ્ટાને મારી નાખ્યો, શેલી જેવી કાવ્યમૂર્તિને તેણે દેશવટો દીધો યુરોપમા કયા સુધી શિષ્ટાચારી (classical) સપ્રદાયે આનદલક્ષી (romantic) સપ્રદાયના કેસાએ લેખકોને ડામી નાખ્યા પ્રેમાનદ યુગમા પુરાણી ઓએ કવિ રત્નેશ્વરનો જીવ લેવાનો બાકી રાખ્યો

સાધારણ રીતે કીટ્સ જેવા કાચા સુંવાળા કવિ સીવાય કલાકાર વિવેચકની સત્તા સદાએ તિરસ્કારે છે એને વિવેચકના ધોરણોની પરવા હોતી નથી, એને શિષ્ટાચારનો હીસાબ હોતો નથી એનુ ધોરણ તો માત્ર એની પોતાની ભાવનાજ એનુ લક્ષ્યબિન્દુ તો પોતે પોતાના અતરમા નીરખેલી સરસતાનુજ સર્જન વિવેચકની કુપ્પટી કે શાસ્ત્રીઓની સાકળો તેના આત્માનો વિહાર અટકાવતા નથી, એના સ્વાતત્ર્યને અવરોધી શકતા નથી એની રસવૃત્તિ એજ એની સામગ્રી, કથનનો આનદ એજ એનો મોક્ષ

મેરી કોરેલીએ વિવેચક સમૂહનુ અસ્તિત્વ વીસારી મુકી પુસ્તકોની લાખોબધ નકલો વેચી આનાતોલ ફ્રાસનાં ભાષણો અને પુસ્તકોનો અમલદારોએ–એના સમકાલીન વિવેચકોની પ્રેરણાથી–પ્રતિષેધ કર્યો, આજે આખી દુનીઆના વિવેચકો એને શ્રેષ્ઠ સાહિત્ય–સ્વામીનો તાજ પહેરાવે છે બર્નાર્ડ શૉની પુઠ કરી અગ્રેજી વિવેચકોએ છોડી નથી, એનુ ભાષણ અગ્રેજ સરકાર ભયકર ગણી તેને રેડીઓમા પ્રગટ થવા દેતી નથી, છતા એ તાજનો અધિકારી તે છે એમ ગણાવા માડયુ છે વિવેચન–સારા કે માઠા–તરફ એનો તિરસ્કાર દાબ્યો દબાતો નથી

એની સીત્તેરમી સવત્સરીને પ્રસગે એનો નાટક થઇ રહ્યા બાદ પ્રેક્ષક વર્ગે નાટ્યકારને રગભૂમિ પર આવવાની માંગણી કરી શૉ આવ્યા અને આખો પ્રેક્ષકગણ હર્ષથી અભિનદન આપી રહ્યો પણ એક જણે 'ના' કરી પોતાનો અભિપ્રાય જણાવ્યો શૉએ શાતિથી તેની તરફ જોઇ જવાબ વાળ્યો "શુ કરું ભાઇ! આપણે બે એક મતના છીએ પણ આટલા બધા માણસો આગળ લાચાર!"

સામાન્ય રીતે કલાકારને સમકાલીન વિવેચન–અનોકિક અપવાદ સીવાય–સમજી શકતુ નથી ગત પચીશીની પ્રણાલિકામાં જકડાએલુ વિવેચન અને તેના ધોરણોમા મચી રહેલા વિવેચકને નવુ રસદર્શન ને સર્જન

કવિતા સહી શકતા નથી'; 'અમારાથી આમ થાય, આમ લખાય નહીં;' 'અમે લખીએ તો આમ લખવુંજ જોઇએ;'–અને આ બધી સર્વજ્ઞતા ને ડહાપણ વહેતી ડુંડુશાઇ પોતાના ભાર નીચે સરસતાને કચરતી ને પોતાની અલ્પતાની સાક્ષી પુરતી ચાલી જાય છે.

કેટલાક વિવેચકો સાહિત્યમાં ધુળેટીઆ હોય છે. તેમના મુખમાં હોય છે–માત્ર અપશબ્દો; તેમના હાથમાં હોય છે–ધુળ; તેમના હૃદયમાં હોય છે–તોફાન કરવાનો કે દ્વેષ કેળવવાનો મુદ્દો. જ્યાં કૈં પણ નજરે ચઢે છે કે તે ધુળ નાખે છે; જો કોઇ પણ રસ્તે મળે છે કે વણનોતર્યાં, એ અપશબ્દો બોલે છે. બધું ધુળમય કરવું એમાંજ એમને આનંદની પ્રાપ્તિ થાય છે. પોતે ઉડાડેલી ધુળના ગોટામાંથી બધું ધુળમય ભાસવાથી તે આત્મસંતોષી બની નાચે છે. સરસતા તેમને નજરે ચઢતી નથી; રસાસ્વાદ તેમને કદી મળતો નથી; તેમના હાથમાં ને આંખમાં રહે છે ધુળની ધુળ–અને કલાનો, સાહિત્યનો પ્રવાહ આગળ ચાલી જાય છે.

પણ આ બધા કરતાં સરસતાને સચોટ રીતે ગુંગળાવી નાખનાર એક પ્રકારના ટીકાકારો તો કળા ને સાહિત્યના કટ્ટા વેરી થઇ પડે છે. આવા ટીકાકાર વિષકન્યા કહી શકાય છે. તેમનું સ્વરુપ સુંદર ને મોહક છે; તેમની વાત આકર્ષક છે; તે ઇંદ્રપુરી ઉતારવાની આશા આપે છે. તે અનંત એવા મોક્ષની મીઠીમીઠી આગાહી આપે છે. પણ ખરું જોતાં તેમને તમારા રસાસ્વાદનો અધિકાર લઇ લેવો છે; તમારી રસિકતાને અવળે માર્ગે લઇ જવી છે; સરસતાની પારખ ને ઉપભોગ અટકાવવાં છે. એમને ખરા રસદેવની પૂજા જોઇતી નથી; એમને સરસતા મેળવવાની, ભોગવવાની, સર્જાવવાની - બધી વૃત્તિઓને વિષ દેવું છે.

આ વિષકન્યા ધર્મનો આકર્ષક સ્વાંગ ધરે છે; ને કહે છે: 'જે પ્રભુને ગમે તેજ સરસતા.' કોઇક વખત 'જે સત્ય હોય તેજ સરસ' એ આકર્ષક વાતે પલાળે છે. કોઇક વખત નીતિની ડાહી વાતોથી પીગળાવે છે.

ધર્મનો હેતુ ઉપાસના, મોક્ષ ને ઇશ્વર-પ્રાપ્તિ છે; સત્ય શોધવાનો હેતુ વૈજ્ઞાનિક જ્ઞાન મેળવવાનો છે; નીતિનો હેતુ સામાજિક આચારને સાચવવાનો છે. પણ કલા ને સાહિત્યનો હેતુ સરસતાના દર્શન ને સર્જનથી આનંદ પ્રાપ્ત કરવાનો છે. ઘણા નાસ્તિકોમાં અદ્ભુત રસિકતા હોય છે; ઘણા શ્રદ્ધાળુમાં રસાસ્વાદ-ની ઉત્કંઠા પણ નથી હોતી. ઉલટું એમ તો દેખાય છે કે ઇશ્વરપ્રાપ્તિ પાછળ મચેલા, કે રુપ, રસાદિનું આકર્ષણ ડામતા સ્ત્રીપુરુષોમાં રસિકતા કયાં તો જતી રહે છે, કે વિકાર પામે છે.

કલા ને સાહિત્યની બધી સરસતામાં ભાવનાત્મક અપૂર્વતાના અંશો છે; સત્યમાં –નગ્ન સત્યમાં કદી ભાવના કે અપૂર્વતા માટે સ્થાન નથી. અને આચારનું–જેને નીતિ કહીએ છીએ તેનું–રુડું રુપ દેશ કાળે બદલાય છે; સરસતા શાશ્વત છે. નીતિ વ્યવહાર માટે છે; સરસતા આત્માનંદ માટે છે. અને જેની સામે કોઇ પણ આંગળી ન કરી શકે એવો– કોઇ ખોટું માને એવું કદી જે બોલતો નથી, કોઇ ખોટું ધારે એવું કદી કરતો નથી–જે જન્મથી મરણ સુધી 'પ્રાણાઘાતાન્નિવૃત્તિઃ'[1] વગેરે

---

[1] प्राणाघातान्निवृत्तिः परधनहरणे संयमः सत्यवाक्यं काले शक्त्या प्रदानं युवतिजनकथामूकभावः परेषाम्। तृष्णास्रोतोविभङ्गो गुरुषु च विनयः सर्व भूतानुकम्पा सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः श्रेयसामेष पन्थाः॥

કોઈ પણ પ્રાણીનો ઘાત ન કરવો, પારકું ધન હરણ ન કરવાનો સંયમ રાખવો, સત્ય બોલવું,

સામાન્યઃ સર્વશાસ્ત્રેષ્વનુપહતવિધિઃ શ્રેયસામેષ પંથામાં વીચરતો—જે અપૂર્વ પુત્ર, અપૂર્વ પતિ, અપૂર્વ પિતા, અપૂર્વ વ્યવહારીઓ અને અપૂર્વ શબ તરીકે જીવી ગયો હોય—એવો નીતિનો લાડીલો કોઇએ જોયો છે? અને એવો જોયો હોય તો તેનામાં રસાસ્વાદની ઉત્કંઠા કોઇએ જોઇ છે? તેનામાં રસિકતા કોઇએ સાંભળી છે? રસદર્શન કે રસસર્જન કદી તેણે કર્યું હોય એવું કલ્પી શકાય છે?

ઇશ્વર, સત્ય, ને નીતિ ઘણી સારી, ઘણી ઉપયોગી, ઘણી જરુરની યોગ્ય ક્ષેત્રમાં ઘણી પૂજ્ય વસ્તુઓ છે. પણ જ્યાં સરસતાજ પરબ્રહ્મ છે, રસિકતાજ ગુરુ છે, જ્યાં રસાસ્વાદજ પૂજકને અધિકાર અર્પે છે તેવા કલા અને સાહિત્યના મંદિરમાં બીજા દેવોની પૂજા અસ્થાને થાય છે; અને આનંદપ્રાપ્તિના નિર્વાણમાં અંતરાયરુપે થઇ પડે છે. અને વિષકન્યાની વાત ગમે તેવી આકર્ષક, મીઠી લાગે—પણ તેનો સ્પર્શ વિષ પ્રસારવાનો. અને એ વિષ રસાસ્વાદ ને રસદ્દષ્ટિ બનેને નિશ્ચેતન કરવાનો.

ખરું જોતાં જ્યાં જ્યાં સરસતા હોય છે, જ્યાં જ્યાં સરસતાથી પ્રાપ્ત થતો આનંદ ભોગવાય છે ત્યાં ભાવનાત્મક અપૂર્વતાની પૂજા નિર્મલતા ને ઉચ્ચાશયો પોષે છે, ત્યાં ક્ષુદ્રતાનું આકર્ષણ ઘટે છે, ત્યાં દેશકાલનાં દૂષણો અદ્દષ્ટ થાય છે, અને ત્યાંજ માનવતામાં ઇશ્વરી અંશ, સત્યપ્રિયતા, ને ન્યાયી આચાર જડે છે. કલા ને સાહિત્યની સરસતાનો અભ્યાસ એજ દૈવી પદ પામવાનું મોટામાં મોટું સાધન છે.

૬

ટીકાકારને બહાર વળાવી હવે ખરા વિવેચકનાં લક્ષણો તરફ વળીએ.

ખરા વિવેચકને એકજ ધ્યેય હોઇ શકે—સરસતાનું અન્વેષણ. સરસતા તે શુદ્ધ, ને શાશ્વત; અન્વેષણ તે કોઇ પણ બીજા પ્રકારની મોહિનીથી વશ થયા વિનાનું, કોઇની પણ આજ્ઞાની પરવા કર્યા વિનાનું. જ્ઞાન અને સહાનુભૂતિ વિના આ પરમ ધ્યેય સધાતું નથી. જેમ જ્ઞાનનો વિસ્તાર થાય, જેમ જુદા જુદા સાહિત્યનાં સ્વરુપ ને પ્રકારનો અભ્યાસ વધે તેમ વિવેચક પોતાના કર્તવ્ય માટે તૈયાર બને છે. એક સાહિત્યના જ્ઞાન પરથી વિવેચન કરવું તે ભરતખંડની ભૂગોળ પરથી વિશ્વની રચના કરવા જેવા પુરાણીઓના પ્રયોગ જેવું છે. સંસ્કૃતમાં વિવેચન ઘણુંજ નિર્જીવ અને કૃત્રિમ છે કારણ કે સંસ્કૃત વિવેચકોને બીજા સાહિત્ય જોડે પરિચય નહોતો. એરીસ્ટોટલ—ગ્રીક વિવેચકોના શિરોમણિ અને યુરોપનાં શિષ્ટાચારી વિવેચનના આદ્ય ગુરુની શક્તિ મર્યાદિત બને છે તે માત્ર એકજ ખામીથી કે ગ્રીક સાહિત્ય સીવાય તે બીજું જાણતા નહોતા. ગુજરાતી વિવેચનમાં રા. રમણભાઇ, રા. નરસિંહરાવભાઇ, ને રા. આનંદશંકરભાઇ અગ્રસ્થાન ભોગવે છે કારણ કે ગુજરાતી, અંગ્રેજી ને સંસ્કૃત સાહિત્યનો તેમનો અભ્યાસ ઉંચા પ્રકારનો છે આ સાથે, યુરોપીય સાહિત્યોનો અભ્યાસ આપણે ત્યાં થશે ત્યારેજ વધારે વિશાલ દૃષ્ટિનું વિવેચન આપણે ત્યાં શકય થશે. અનેક સાહિત્યના સ્વરુપોના જુદાજુદા પરિચયથીજ રસિકતા કેળવાય અને જુદી જુદી

યોગ્ય અવસરે યથાશક્તિ દાન કરવું, પારકી સ્ત્રીઓ વીશે વાતચીત ન કરવી, તૃષ્ણારુપી પ્રવાહને રોકવો, વડીલો પ્રત્યે વિનય દર્શાવવો, પ્રાણીમાત્ર પ્રત્યે અનુકંપા રાખવી,—આ બધાંજ શ્રેયપ્રાપ્તિનાં સાધનો સર્વ શાસ્ત્રોમાં જણાવેલાં છે, અને જે ધારેલું ફળ આપ્યા વિના રહેતાં નથી.

—ભર્તૃહરિઃ નીતિશતક, ૨૬

ભાવનાઓથી સરજાએલી સરસતામાંથી આનંદ મેળવવાની શક્તિ વધે તોજ સરસતાનું અન્વેષણ સફળ થાય છે.

એ ઉપરાંત વિવેચનનું મુળ સહાનુભૂતિ છે. જેને સરસતા પારખવી હોય તેણે કૃતિનું હાર્દ સમજવુ જોઇએ; અને જ્યાંસુધી સહાનુભૂતિથી કૃતિનું નિરીક્ષણ થાય નહીં ત્યાં સુધી તેમાં છુપાએલી સરસતા જણાતી નથી; એ સરસતાને સરજાવનાર કલાકારની રસવૃત્તિનાં લક્ષણ, સ્વભાવ, ને વલણ સમજાતાં નથી; અને તેની રસિકતા જોડે તાદાત્મ્ય સાધી તેના અંતરનાં ઉંડાણોમાં નજર નાખી શકાતી નથી.

રસાસ્વાદ બરાબર કરવા રસમાં મશગુલ થવું જોઇએ; પળવાર તેની લગની, તેનું દર્દ લાગવું જોઇએ. ભક્ષ્ય પર શીદા થયા વિના ગોમાં પાણી આવ્યું છે? સંગીતનું દર્દ લાગ્યા વિના કોઇએ સંગીતનો રસ ચાખ્યો છે? તો પછી કૃતિનું–પલવાર પણ–દર્દ લાગ્યા વિના તેનો રસ કેમ ચખાય? કલાકારનું દૃષ્ટિબિંદુ ખોટું હોય, તેની કલા અકારી હોય, તેના સિદ્ધાંતો વર્જ્ય હોય તો પણ તેણે સર્જેલી સરળતાને નીરખવા, તેમાં આનંદ લેવા થોડીવાર પણ તેની રસવૃત્તિની જાદુઇ અસર પોતાના પર વિવેચકે થવા દેવી જોઇએ; ને તેણે સર્જેલા પ્રવાહમાં પોતાની રસિકતાને તણાવા દેવી જોઇએ.

કલાકારની રસવૃત્તિ જોડે તાદાત્મ્ય સાધવાથીજ તેની સરસતા ખરે સ્વરુપે જણાય છે. આ તાદાત્મ્ય સાધવું તે અભ્યાસ, મહેનત અને ઔદાર્યનું કામ છે કલાકારની રસવૃત્તિ કયા બળોથી, કઇ પરિસ્થિતિમાં, કયા સંયોગમાં કયાં સાધનો વડે કેળવાઇને વિકસી એ અભ્યાસ કેં થોડો નથી; અને એ રસવૃત્તિ એ કયા પ્રકારની સર્જક શક્તિ ઉત્પન્ન કરી એ નક્કી કરવામાં પણ મહેનત થોડી નથી. અને પોતાને ન રુચે, પોતાના સિદ્ધાંતો જુદા હોય તોપણ, પલવાર એ રસવૃત્તિમાં લીન થઇ તેણે સરજાવેલી સરસતા જોવી, પ્રશસવી, ને સ્પષ્ટ કરવી એમાં ઔદાર્ય પણ ઓછું જોઇતું નથી.

આ બધાં ખરી રસિકતાનાં અંગ છે. "આ રસિકતાનું રહસ્ય જાણનાર વર્ગનું મુખ્ય લક્ષણ વિદ્વત્તા નથી, તેમ કલાત્મક કૃતિઓ રચવાની શક્તિ પણ નથી. પણ આ વર્ગની ખરી ખુબી કલ્પના તથા જીવનનાં વૈવિધ્ય અને સમૃદ્ધિ ભોગવવાની અદ્ભુત શક્તિમાં રહેલી દેખાય છે. જેની વૃત્તિઓ જડ હોય છે, જે નિશ્ચલ નિયમોની ધુંસરી વહી સંતોષ માને, નવા આનંદોમાં, નવા પ્રસંગોમાં જેની કલ્પના અને આસ્વાદ લેવાની શક્તિ નિર્બલ કે ભીરુ હોય તે આ વર્ગમાં આવી શકે નહીં. તેમજ જેની કલ્પનામાં વાસ્તવિકતા ન હોય, જેના આનંદમાં શુદ્ધિનો રંગ ન હોય તે કદી આ વર્ગમાં સ્થાન પામતો નથી. પણ જ્યારે જીવનનો ભોક્તા અને પરીક્ષક પેદા થાય છે, જ્યારે એની રસિકતા શુદ્ધ આદર્શોથી પોષાય અને ઘડાય, જ્યારે સચોટ ને સરસ કૃતિઓનો આસ્વાદ તેની રસવૃત્તિને સતત ઉત્તેજ્યાં કરે ત્યારે તેની તુલનાત્મક શક્તિ ખીલે, અને ત્યારે એણે કરેલું ફરમાન કલાત્મક કૃતિને વિસ્મૃતિના અંધકારમાં પુરી દે કે શિષ્ટતાના સિંહાસન પર બેસાડે."

## ૭

જુદા જુદા પ્રકારની સરસતાનું નિરીક્ષણ કરતાં તેનાથી વર્ણન, ને આલેખનની શક્તિ વધે છે. પણ જેમ શિષ્ટ સાહિત્યના અભ્યાસથી આ શક્તિ વધે છે, તેમ શિષ્ટતાના આદર્શો પર બહુ ભાર મુકવાથી તે ક્ષીણ થાય છે. શિષ્ટ સાહિત્યનાં ધોરણોને કેટલી મહત્તા આપવી, તેમની કયારે અવગણના કરવી અને આ ધોરણોને આનંદ-

પ્રાપ્તિના મુળ ઉદ્દેશને તાબે કેમ રાખવો એ વિવેચનની કલાના મુખ્ય પ્રશ્નો છે; અને તે પ્રશ્નોનો ઇતિહાસ એજ વિવેચનનો ઇતિહાસ છે. સાથે સાથે શિષ્ટાચારી અને આનંદલક્ષી વિવેચનના ભેદો પણ એજ પ્રશ્નો ઉભા કરે છે; અને એ બે વિવેચનના દૃષ્ટિબિંદુથી જેને classic ને romantic સાહિત્ય કહેવાય છે તેવા ભેદ પડે છે.

અસલથી વિવેચનને સાહિત્યનું શાસ્ત્ર ગણવામાં આવ્યું છે. અને તેથીજ લાંબા કાળ સુધી વિવેચનનું ખરું ધ્યેય વીસરાઇ ગયું હતુ.

એરીસ્ટોટલે ગ્રીક સાહિત્યના અભ્યાસ પરથી આ શાસ્ત્ર રચવાનો પ્રયોગ ઇ.સ. પૂર્વે ૪ થા સૈકામાં કર્યો. એની સામે કેટલાક પ્રકારના–ખાસ કરી ભાષણ, ટ્રેજેડી, (કરુણપરિણામક નાટક) ને મહાકાવ્યના અપૂર્વ ગ્રીક નમુના હતા. આ એક દેશના સાહિત્યની અપૂર્વ છતાં વૈવિધ્ય વિનાની કૃતિઓ પરથી એણે ધોરણો રચ્યાં.

ગ્રીક સાહિત્યમાં ભાષણો પ્રધાનપદે હતાં, અને બધા સાહિત્યનો ઉદ્દેશ, ઘણે ભાગે ભાષણો સમૃદ્ધ કરવાનો હતો. આથી સચોટતાને આ ધોરણોમાં અગ્રસ્થાન મળ્યું; અને ચારિત્ર્ય કરતાં વસ્તુનો વિકાસ અને વ્યાપાર વધારે ઉપયોગી ગણાયો.

ગ્રીકોને અસ્પષ્ટ કે અતિશયોક્તિભર્યું કંઈ રુચતું નહીં. તેમના સ્વભાવને અદ્દભુત રસ આકર્ષતો નહીં. તેમની કલ્પના જોયેલું ને સાંભળેલું સરસ રીતે સજીવન કરવામાંજ રોકાઇ રહેતી. આ કારણોથી એમની કલ્પનામાં સયમ હતો, અને તે સંયમ સાહિત્યનું એક ધોરણ થયું. એ સંયમે કાવ્યને પ્રકૃતિની નકલનું સ્વરુપ આપ્યું.

એરીસ્ટોટલે જે સાહિત્ય હતુ તેના સ્વરુપ અને પ્રકારનાં ચોકઠાં સરજાવ્યાં; અને રસવૃત્તિ માટે શિષ્ટાચાર નક્કી કર્યો. ગ્રીસની પડતી દશામાં જે વિવેચકો થયા તે આ ચોકઠા ને શિષ્ટાચારને શાશ્વત નિયમો માની એને સ્વીકારે તેજ શિષ્ટ સાહિત્ય એમ માની બેઠાં, અને પરિણામે શિષ્ટાચારી વિવેચન (classicism) જન્મ્યું; અને જે શિષ્ટાચારી સાહિત્ય હોય તેનેજ classical (શિષ્ટ) કહેવાવાનો અધિકાર મળ્યો.

આ શિષ્ટાચારી વિવેચકો એરીસ્ટોટલના શાસ્ત્રથી એવા મુગ્ધ થઇ ગયા કે સરસતાનું ધ્યેય આનંદપ્રાપ્તિ છે, ને એરીસ્ટોટલના ચોકઠામાં ગોઠવાવાનું નથી એનું કોઇને ભાન રહ્યું નહીં.

લેટીન સાહિત્યકોને બધી પ્રેરણા ગ્રીક સાહિત્યે આપી, અને શિષ્ટાચારી સાહિત્ય એજ સરસ સાહિત્ય એમ સર્વમાન્ય થયું. દૃષ્ટિના આ ભયંકર પરિવર્તને વિવેચનને જડ કર્યું; અને વિવેચકો સાહિત્યના પ્રકાર ને ઉપપ્રકાર, અને અલંકારનાં સ્વરુપ ને શુદ્ધિ નક્કી કરવામાંજ સાર્થક માનવા લાગ્યા.

લોગીનસે (ઇ. સ. ૩ જા સૈકામાં) આ પદ્ધતિમાંથી બચવાનો પ્રયત્ન કર્યો અને આનંદ (transport) તેજ સાહિત્યનું ધ્યેય છે એમ શીખવ્યું.[1] એ પ્રયત્ન નિષ્ફલ ગયો. અને વિવેચને સાહિત્યને શિષ્ટાચારમાંજ જકડી રાખ્યું.

પણ મધ્યકાલના યુરોપના ઘણા દેશોમાં ગ્રીક શિષ્ટાચારની અસર નહોતી ત્યા Romance ને અદ્દભુત કાવ્યકથા પ્રગટ્યાં. અજ્ઞાન, વહેમ, અનિયંત્રિત કલ્પનાવિહાર, ને શિષ્ટાચારના અભાવે સાહિત્યનાં સ્વરુપો ને પ્રકાર સરજાવ્યા. તેનું સ્વરુપ અણઘડેલું હતું; તેમાં કલ્પનાનો સ્વચ્છંદ હતો; તેમાં સમય ને સ્થલની એકતા નહોતી; તેમાં કોઇ પણ રસ આવી શકતો;- માત્ર તેમાં સરસતા હતી, એટલોજ ગુણ હતો.

---

1 *Longinus on the Sublime*

તેમા પહેલી વાર પ્રેમને નિર ફ્રશ સ્થાન અપાયુ આમ શિષ્ટાચારથી પર એના સાહિત્યમા કલાનુ મુખ્ય ધ્યેય સધાયુ, અને સાહિત્યમા નવા બળો ઉભા થયા

પછી ખ્રીસ્તી ધર્મગુરુઓના હાથમા સાહિત્ય ની સત્તા ગઇ, અને તેમણે ગ્રીક શિષ્ટાચાર જોડે વિષકન્યાને સુલભ એવા ધર્મના ધોરણો જોડી નાખ્યા

પછી રેનાસા (Renaissance)નુ બળ ઇ સ ૧૪મી–૧૫મી સદીમા પ્રગટ્યુ ધાર્મિક ધોરણો છોડી વિવેચકો પ્રાચીન આદર્શો શોધવા મડ્યા પ્રાચીન એટલે શિષ્ટાચારી આદર્શ નહીં, પણ શિષ્ટાચાર જેમાંથી પ્રગટયો એવી કના ને સાહિત્ય-ફીડીયાસનુ શિલ્પ ને વર્જીલ અને હોમરની કવિતા ગ્રીક અપૂર્વતા યુરોપને મુગ્ધ કરી રહી–સરસતાના શાશ્વત ધોરણ તરફ આકર્ષી રહી પ્રાચીન સ્વામીઓના અનુકરણ થી સ્વાભાવિક, અનિયન્ત્રિત સરસતાનુ દર્શન થના લાગ્યુ સાહિત્ય શિષ્ટાચારીને બદલે આનદલક્ષી થના લાગ્યુ

પણ એરીસ્ટોટલના શિષ્ટાચારની સત્તા યુરોપીય સાહિત્યકો પરથી ખસી નહી ડગલે ડગલે આનદલક્ષી સાહિત્યની અવગણના થના લાગી

૧૮ મી સદીમા સુવિખ્યાત 'એન્સાઇકલો પીડીસ્ટ' ડીડેરોએ આનદપ્રાપ્તિનો મત્ર જપી શિષ્ટાચારી વિવેચન સામે બળવો કર્યો ફ્રેચ ઉત્ક્રાતિના ત્રણ વિશ્વકર્માઓ, અર્વાચીનતાના આદ્ય મત્રદ્રષ્ટા વોલ્ટેર, રુસો ને ડીડેરોમાના આ એકે લોગીનસનુ ભુલાએલુ ધોરણ–આનદ પ્રાપ્તિ–રજુ કર્યુ

ઇ સ ૧૭૮૯મા ફ્રેચ વિપ્લવ થયો માનવ જાતિના બધનો તુટવા શરુ થયા–સાથે શિષ્ટાચારી વિવેચનની શૃખના પણ યુરોપમા તુટી વિપ્લવનુ અનેકરગી આકર્ષણ, નેપોલીઅનના અદ્ભુત પરાક્રમો, ને તેથીએ અદ્ભુત વ્યક્તિત્વે યુરોપની કલ્પનાને દરેક સ્વરુપે, દરેક રીતે ઉત્તેજી, અને સરસના સર્જાવવાની પ્રેરણા કરી બાયરન ને શેલી ઇગ્લાડમા, ગેટી ને શીલર જર્મનીમા શિષ્ટાચારી વિવેચનનો પડકાર કરી રસદર્શન ને સર્જનમા ગુથાયા

ઇ સ ૧૮૦૦ મા વીકટર હ્યુગોનો હરનાની નો ખેલ પડયો આનદલક્ષી સાહિત્યકો (Romantists) વિજયદુદુભિ ગગડાવી રહ્યા[1] ગેતીઅર ને સ્ટેધાલ, મેરીમી, સેડ ને મુસે–બધા સરસતાના સર્જનમા મસ્ત બન્યા સ્ટેધાલ ને સેટ બોવે વિવેચનને શિષ્ટાચારમાથી છુટુ કર્યુ એરીસ્ટોટલના પજામાથી યુરોપીય વિવેચન છુટ્યુ–ને સાહિત્યનુ ધ્યેય આનદપ્રાપ્તિ લેખના લાગ્યુ વીકટર હ્યુગોએ અર્વાચીન વિવેચનનો મહામત્ર ઉચ્ચાર્યો "કૃતિ સારી છે કે ખોટી છે–એજ માત્ર વિવેચનનો વિષય" સેટસબરી કહે છે 'આ વાકય શકવર્તી છે, વિવેચનના સાહિત્યનો મહા મત્ર છે કોઇ પ્રાચીન તેને ઉચ્ચારી શકયો નહોતો પ્રેટ્રીઝીએ તે અજાણ્યે ઉચ્ચાર્યું હતુ જર્મન અને અગ્રેજી આનદલક્ષી વિવેચકો આ સૂત્રની આસપાસ ભમ્યા હતા તેમણે તે સૂચવ્યુ હતુ, તેને માટે અથવા તેના જેવા સૂત્ર માટે જવાબદાર થયા હતા, પણ સાહિત્યના અધિકાર પત્ર તરીકે તેને ઉચ્ચાર્યું નહોતુ હ્યુગો એનાથી ડરીને અથવા એનાથી અડધો અજાણ્યો હોય તેમ એને છોડી દેતો નથી ફરી ફરીને તે ઉચ્ચારે છે, દરેક વખતે નવ–શિષ્ટાચારીઓને ઘા કરવા માટે સાધનો શા વાપર્યા તેની ફીકર નહીં, કેમ વાપર્યા તેટલુજ પુછો કાવ્યમા સારી ને નરસી વસ્તુ હોતીજ નથી, સારા ને ખોટા

[1] See Gautier's History of Romanticism

કવિઓજ હોય છે. દરેક વસ્તુ (સાહિત્યનો) વિષય થઈ શકે છે. કવિતાના પ્રદેશમાં દરેકને મત આપવાનો અધિકાર છે; કલાકારે કેવું કામ કર્યું છે તે જુઓ, કેમ કર્યું છે તે નહીં. કલાકારના મોંમાં ડુચો દેવાની, આંગળીએ દોરવાની, કે હાથ-કડી કરવાની જરૂર નથી; એ જોઇએ ત્યાં જઇ શકે છે, જોઇએ તે માની શકે છે, જોઇએ તે કરી શકે છે. સ્વરૂપ, કથા, સ્થલ, કાલ, રીત આ બધાં એની સ્વેચ્છા પર રહે છે."[1]

કલાકારનો રસદર્શન અને રસસર્જનાનો; વિવેચકનો આનંદલક્ષી થવાનો; અને રસિકજન-નો રસાસ્વાદ લેવાનો અધિકાર આમ ઇતિહાસમાં પહેલી વખત બહાર પડે છે.

આમ Classicism–શિષ્ટાચારી વિવેચન અને Romanticism–આનંદલક્ષી વિવેચનના ભેદો સ્પષ્ટ થયા.

યુરોપીય શિષ્ટાચારી વિવેચનના સિદ્ધાંતોનો સાર નીચે પ્રમાણે આપી શકાય:—

"કાવ્યના ઉંચા અને વધારે સૂક્ષ્મ પ્રશ્નોનો એરીસ્ટોટલ મહા ગુરુ છે; પણ એરીસ્ટોટલનો અર્થ હંમેશાં સ્વયંપ્રકાશી ન હોવાથી તેમાં પૂર્તિની જરૂર પડે છે.

કવિતા એ પ્રકૃતિની નકલ છે. પણ આ નકલ, પ્રકૃતિ જેવી છે તેવીનું અનુકરણ કરવાથી અથવા પ્રકૃતિ અને સામાન્ય બુદ્ધિના નિયમો પ્રમાણે ચાલતી વસ્તુ કલ્પવાથી થઇ શકે છે.

કવિ નુકશાનકર્તા નથી, પણ ઉપયોગી છે. પણ તેણે આનંદ આપવો જોઇએ એટલુંજ નહીં, પણ તેણે ઉપદેશ કરવો જોઇએ.

કાવ્યના પ્રકારો માત્ર કવિઓની પદ્ધતિ-નું વર્ગીકરણ નથી પણ શિષ્ટાચાર પ્રમાણે બનાવેલી વ્યાખ્યા છે, કે જેમાંથી કાવ્યો સ્વતંત્ર રીતે સરજાવી શકાય છે. આ વ્યાખ્યા પ્રમાણેજ કવિતા સરજાવવી જોઇએ.

કરુણપરિણામક નાટકના સામાન્ય નિયમો એરીસ્ટોટલે આપ્યા છે, પણ તે ઉપરાંત સમય, સ્થળ અને વ્યાપાર ત્રણેની એકતા સચવાવી જોઇએ. આવું નાટક પદ્યમાંજ લખાય, અને પદ્ય જો કે કવિતાનું સ્વરૂપ નથી છતાં આ પ્રકારનાં નાટકથી પદ્ય અવિયોજ્ય છે.

હાસ્યરસપ્રધાન નાટકમાં ગદ્ય ચાલી શકે; જુનાં મહાકાવ્યોના નિયમોમાં કંઇક ફેરફાર થઇ શકે અને નવું મહાકાવ્ય કે વીરકાવ્ય લખી શકાય. એકતા તો આ પ્રકારને પણ જોઇએ. અને અદ્ભુત રસથી પૂર્ણ એવી કથાના જેવો સ્વચ્છંદ મહાકાવ્યને નહીં પરવડે. આ સીવાય બીજા બધા પ્રકારનાં કાવ્યો હલકાં છે

આ નિયમો અથવા બધા નિયમો અમલમાં લાવવા કવિએ આદિ, અંત અને મધ્યમાં પ્રાચીનો-નો શિષ્ટાચારજ જોવો. પ્રાચીન એટલે વર્જીલ -બહુ તો હોમર.

પણ સમગ્ર રીતે જોતાં પ્રાચીનોએ દરેક સ્વરૂપ ને પ્રકાર આગળ ઘડી રાખ્યો છે અને દરેક પ્રકાર એવી રીતે ઘડ્યો છે કે તેમનું અનુકરણ કરવું તેજ વિજય મેળવવાનો રસ્તો છે".

આ ઉપરથી 'classicism'નો અર્થ સ્પષ્ટ થશે. હવે આનંદલક્ષી વિવેચનના સિદ્ધાંતોના સાર તરફ જોતાં ભેદ સ્પષ્ટ થાય છે.

"સાહિત્યના દરેક યુગનો અભ્યાસ વિવેચકે કરવો જોઇએ; અને દરેકમાંથી તેને કંઇ શીખવાનું મળવાનું. 'ગોથિક' અજ્ઞાન–મધ્યકાલનું અમંગકારી અજ્ઞાન–એ સૂત્ર જેવું અજ્ઞાન પર રચાયું છે, તેવુંજ અયુક્ત છે.

સાહિત્યનો એક યુગ બીજાને માટે ધોરણ બાંધી શકે નહીં. દરેક યુગને પોતાના નિયમો હોય અને જો સર્વોપરી સામાન્ય નિયમો નક્કી

[1] Saintsbury: History of Criticism Vol. III

કરવા હોય તો દરેક યુગના દરેક નિયમો તેમાં સમાઇ શકે એવા નિયમો ઘડવા જોઇએ.

જરૂર વગર નિયમો વધારવા નહીં. અને જે નિયમો સ્વીકારવા જોઇએ તે મારા પદ્ય અને ગદ્યલેખકોની સર્જન પદ્ધતિ પરથી લેવા જોઇએ; પણ એ પદ્ધતિ પર નિયમો ઠોકી બેસાડવા જોઇએ નહીં.

એકતા હંમેશા એકજ પ્રકારની હોઇ શકતી નથી, પણ સાહિત્યના સ્વરુપ પ્રમાણે બદલાય છે. કોઇક વખત એક પ્રકારની સાહિત્યની કૃતિઓમાં પણ જુદા જુદા પ્રકારની એકતા હોય છે.

સાહિત્યના પ્રકારોના નિશ્ચેતન વિભાગો પાડવા ન જોઇએ. પ્રકારમાં પણ ઉપપ્રકારો હંમેશાં થઇ શકે.

સાહિત્યની કીંમત પરિણામ પરથીજ કરવી જોઇએ. જો સાહિત્ય પરિણામે સારું હોય તો પદ્ધતિ સારી નથી એમ માનવુ નહીં.

સાહિત્યનું ધ્યેય આનંદ છે; એનો આત્મા કલ્પના છે; એનો દેહ શૈલી છે.

માણસને જેમાં રસ પડે તેનોજ રસાસ્વાદ કરવાનો આધિકાર છે અને એને રસ પડ્યો એજ એના વિવેચનનું મુળ ધોરણ છે.

વિષય ઉપર કશો આધાર રહેતો નથી. બધો આધાર વિષયમાં રસની જમાવટ કેવી છે તે ઉપર રહે છે.

સરસ પદ્ય કે ગદ્યના સ્રષ્ટાએ ભલા માણસ થવું એ જરુરનું નથી; એ ભલો માણસ ન હોય તો એ દયાને પાત્ર છે એટલુંજ.

સાહિત્ય પર નીતિના નિયમોનું સામ્રાજ્ય નથી, સુરુચિનું છે.

ડહાપણ એ સારી વસ્તુ છે, પણ તેના પર ઘણી વખત જોઇએ તેના કરતાં વધારે ધ્યાન અપાય છે. ડહાપણ જેમાં ન હોય એ વસ્તુ સરસ નજ હોય એમ માનવાને કારણ નથી.

દરેક કલામાં રહેલો રસ; બીજામાં લઇ શકાય. કાવ્યમાં સંગીત કરતાં વધારે નાદમાધુર્ય, ચિત્રકલા કરતાં વધારે રંગ-વૈવિધ્ય આવી શકે.

વિવેચકનું પ્રથમ લક્ષણ સરસતાના સંસ્કાર અંતરમાં ઉતારવાની શક્તિ છે. બીજું લક્ષણ તે સંસ્કારોને વ્યક્ત કરવાની શક્તિ છે.

સરસતા કદી રાક્ષસી થઇ શકે નહીં. સરસતા એજ કૃતિને સફલ કરે છે, અને નિયમમાં આણે છે."[1]

૮

'Classical' અને 'Romantic' આ બે શબ્દોમાં રહેલી ભાવનાનો જો ખરી રીતે વિચાર કરીએ તો જે કોઇ સાહિત્ય એરીસ્ટોટલનાં ધોરણોથી ઘડાયું ન હોય તેને Classical—ખરા અર્થમાં—કહેવાયજ નહીં. છતાં આપણા સાહિત્યમાં એ ભેદ ઉભો કરવાના પ્રયત્નો થયા છે.

આ ધોરણે સાહિત્યના વિભાગોને સ્વ. કાન્ત સ્વસ્થ ને મસ્ત કહે છે; રા. આનંદશંકરભાઇ સંસ્કારી સયમવાળું ને જીવનના ઉલ્લાસવાળું (!) સાહિત્ય કહે છે; રા વિજયરાય રુપપ્રધાન અને રંગપ્રધાન કહે છે. સબહુમાન, મને કહેવું પડે છે આ શબ્દો વડે આપણા સાહિત્યના વિભાગો કરી શકાય નહીં; તેને યુરોપીય સાહિત્યના વિશિષ્ટ શબ્દો 'Classical' ને

૧ આ સિદ્ધાંતોની તારવણી સેંટસબરીના વિવેચનના ઈતિહાસમાં આપેલા સાર ઉપરથી લીધી છે. સ્પષ્ટ રીતે સમજાય તે માટે તરજુમો કરવાને બદલે ઉપયોગી નીવડે એવો મારીજ ભાષામાં અનુવાદ આપ્યો છે.

'Romantic' વડે દર્શાવી શકાય નહીં.

પરાપૂર્વથી આપણો સ્વભાવ સ્વચ્છંદી, વહેમી, કલ્પનામાં વિહાર કરનારો, અદ્ભુત રસનો રસીયો છે. આપણા દેવો ગ્રીક દેવો જેવા માનુષી નથી; આપણાં મહાકાવ્યો હોમરના જેવાં સંયમી નથી. આપણે ત્યાં અતિશયોક્તિની સુગ કોઇને હોય એવું દેખાતુ નથી; અલંકારનો અભાવ કોઇને રુચ્યો નથી. એટલે ગ્રીક ધોરણો અહીંઆં થયાં નથી એટલુંજ નહી પણ તે સ્વીકાર્ય થાય એવી સ્થિતિ કોઇ દિવસ હતી નહીં. આપણા પ્રાચીનોમાં અપૂર્વ ને સંયમી એવા કાલિદાસના કુમારસંભવ, ને મેઘદૂતમા કલ્પનાવિહાર અને અલંકાર સમૃદ્ધિ મોટા Romantist,-આનંદલક્ષી સાહિત્યકને શરમાવે એવાં છે. આપણું બધુંજ સાહિત્ય આમ એરીસ્ટોટલના ધોરણોથી વિરુદ્ધ છે મમ્મટ કાવ્યને 'नियतिकृत नियम रहिता' કહી યુરોપીય શિષ્ટાચારનો પાયોજ ખોદી નાખે છે.

એકજ વિશિષ્ટતા યુરોપીય અને હીંદી શિષ્ટાચારી સંપ્રદાયમાં સામાન્ય છે; અને તે સાહિત્ય ને અલંકારના પ્રકાર, ને ઉપ-પ્રકારના ચોકઠાં કરવાની અલંકારશાસ્ત્રીએ આપેલી કાવ્યની વ્યાખ્યામાં રસને પ્રાધાન્ય મળે છે ખરું પણ સાહિત્યની આંકણીમાં તો રસના પણ આઠ ભાગ કરી નિશ્ચેતન ધોરણ કરી નાખવામાં આવે છે. આ સંપ્રદાય હીંદમાં દંડી અને વામનની પૂર્વે બહુ લાંબો વખત થયાં પ્રગટ્યો હોય એમ માનવાને કંઈ સાધન નથી. આશરે ચોથીથી દશમી સદી સુધીમાં વિવેચનનો આ સંપ્રદાય ફુલ્યો અને ફાલ્યો; અને વિવેચન એટલે પ્રકાર ને અલંકારભેદનું શાસ્ત્ર એ માન્યતાથી પર કોઇ ગયું નહીં. અને પંડિતોના હાથમાંજ સાહિત્યની કીંમત કરવાની હોવાથી આ સંપ્રદાયની પ્રણાલિકા એવી કૃત્રિમ ને જડ થઇ કે સાહિત્યે આનંદપ્રાપ્તિ અને કાલિદાસાદિ પ્રાચીનોનો શિષ્ટાચાર બંને છોડી માત્ર અલંકારથી લાદેલા ઉંટની માફક શુષ્કતાના રણમાં પ્રયાણ કર્યાજ કર્યું.

મધ્યકાલમાં માત્ર બેજ પ્રકારનાં સાહિત્ય રચાય છેઃ એક પૌરાણિક શિષ્ટાચાર પ્રમાણે ચાલતું સાહિત્ય; બીજું અદ્ભુત રસથી પૂર્ણ લોકકથાનુ સાહિત્ય. પહેલું પુરાણીઓએ રચ્યું અને પ્રેમાનંદ અને વલ્લભ જેવા પણ પુરાણોમાં પણ અદ્ભુત રસ ઓછો લાગવાથી પૌરાણિક શિષ્ટાચાર છોડી વધારે અને વધારે આનંદલક્ષી કૃતિઓ કરવા લાગ્યા. લોકકથામાં તો સંસ્કૃત અને જૈન કવિઓએ પહેલેથી અદ્ભુત રસ પુરેલોજ હતો; સામળભટ જેવાએ તે કથાઓમાંથી પણ ધર્મની દૃષ્ટિ કાઢી નાખી તેમને કેવળ આનંદલક્ષી બનાવી.

જ્યારે અર્વાચીન કાળ આવ્યો ત્યારે સંસ્કૃત સાહિત્યના રસદર્શન ને સર્જનના આદર્શો સાહિત્યમાં ઉતરવા માંડ્યા એટલે સંસ્કૃત સાહિત્યનો એક શિષ્ટાચાર પેદા થયો. બીજી પદ્ધતિ મધ્યકાલીન સાહિત્યનો શિષ્ટાચાર હતો. અને ત્રીજી પદ્ધતિ અંગ્રેજી સાહિત્યમાં સત્તા ભોગવતા આનંદલક્ષી સાહિત્યકોની અસરથી ઉભી થઇ. મનસુખરામના લેખોમાં, મણિલાલનાં નાટકોમાં, ગોવર્ધનરામના 'સરસ્વતીચંદ્ર'માં ક્ષણે ક્ષણે વધારે ઘસાતો સંસ્કૃત શિષ્ટાચાર દેખા દે છે. દલપતરામ સાથે મધ્યકાલનો શિષ્ટાચાર અદૃષ્ટ થાય છે. નર્મદથી આનંદલક્ષી રસસર્જન શરુ થયું ને ઉત્તરોત્તર વૈવિધ્ય ને સમૃદ્ધિ પામતું રા. નરસિંહરાવભાઇ, કલાપી, કાંત અને રા. નાનાલાલમાં ઉતરી આવે છે.

પણ આપણું રસસર્જન જેવું આનંદલક્ષી હતું અને થતું જાય છે તેવી વિવેચન પદ્ધતિ નહોતી તેમજ નથી થતી. પુરાણી અલંકાર પદ્ધતિનો

મોહ હજી છેક ગયો નથી શિષ્ટાચારી વિવેચન તો પહેલેથી હતુજ નહીં અને આનદલક્ષી વિવેચનના ક્ષેત્રમા–કેટલાક મોટા વિવેચકો થયા છતા–સતોષકારક પ્રગતિ થઇ નથી હમણા કોઇ કોઇ વિવેચકો શુદ્ધ, આનદલક્ષી વિવેચનનો સપ્રદાય જાણ્યે અજાણ્યે, સ્થાપવા મથે છે ખરા, પણ એક બે અપવાદ સીવાય સ્વાતત્ર્યનો વિજયધ્વજ ખુલ્લી રીતે ફરકાવતા ખચાય છે, અને નવા ધોરણો સરજાવવાના મોહમા ખરી સરસતાનુ અન્વેષણ અને પારખ કરવાનુ મુનતવી રાખે છે ઘણા વિવેચકો આનદલક્ષી વિવેચન કરવાનુ શરુ કરી, પછી કોઇક નિષ્કર્ષાના મોહમા, સરસતાથી વિમુખ થઇ બેસે છે

૯

સાહિત્યમા રહેલી આનદદાયી સરસતાનુ અન્વેષણ અને પારખ એ વિવેચન અને જેટલી રીતે અન્વેષણ અને પારખ થઇ શકે તેટલી રીતે વિવેચન કરી શકાય શિષ્ટાચારી વિવેચનની પદ્ધતિ ઘણીજ સહેલી હતી, ક્યા પ્રકારની કૃતિ છે? એરીસ્ટોટલ, દડી મમ્મટ શુ કહે છે? કયો રસ છે? રસની વ્યાખ્યા જુઓ કેવો નાયક છે? કેવી નાયિકા છે? કયા અલકાર છે? આ પ્રમાણે કૃતિને જુદી પાડી, તેના પર ચીઠી ચોઢી, યોગ્ય ખાનામા મુકી દીધી એટલે વિવેચન પુરુ થયુ

આનંદલક્ષી વિવેચનનો એક પ્રકાર ઉત્ક્રાતિવાદી વિવેચન છે એની રીત પ્રમાણે વિવેચકનુ પહેલુ કર્તવ્ય તો કૃતિના સ્વરુપનો ઇતિહાસ અને ઉત્ક્રાંતિ નોધવાનુ છે નાટક પર વિવેચન હોય તો તેનુ સસ્કૃત સ્વરુપ, ગુજરાતી સ્વરુપ, અગ્રેજી સ્વરુપ એ ત્રણનો વિકાસ, અને એકાકાર કેમ થયા–અને પ્રસ્તુત નાટકના સ્વરુપમા એ ત્રણે કેમ પરિણામ પામ્યા એ પહેલા જેવુ પડે સાઇમન્સે વિવેચનની વ્યાખ્યા આપી હતી કે 'દિશાની પરવા વિનાનાં બળો ની આકણી તે વિવેચન' આ વ્યાખ્યા બ્રુન્ટીએર જેવા વિવેચકોએ ખોટી પાડી છે, અને સ્વરુપની ઉત્ક્રાતિના અભ્યાસથી બળની દિશા પરખાય છે, એ વિવેચનનો એક સિદ્ધાત થઇ ગયો છે જ્યા સુધી કૃતિના સ્વરુપનો વિકાસ સમજાય નહીં, ત્યા સુધી સ્વરુપ અને તેની સરસતા વચ્ચે રહેલો નિકટ સબધ સમજાય નહીં

બીજો વિકાસક્રમ વિવેચકે નોધવો જોઇએ તે જે ભાષામા કૃતિ હોય તેના સાહિત્યનો સાહિત્ય યુગે યુગને જોડતી સજીવ સાકળ છે એ સાકળ કેવી છે અને એમા કૃતિનુ શુ સ્થાન છે એ નક્કી કરવાથીજ કયા કયા બળોની કલાકાર પર અસર થઇ તે સમજાય છે, અને સરસતાની પારખ સહેલી થઇ પડે છે ઘણી વાર રા નરસિહરાવભાઇમા આ વિવેચનની છાયા દેખાય છે

કેટલાક અર્વાચીન વિવેચકો ઉત્ક્રાતિવાદને એટલી મહત્તા આપે છે કે સરસતાનુ સર્જન સ્થાનિક પરિસ્થિતિ, ને જનસમૂહની પેઢીધર ઉતરી આવેલી વૃત્તિ પર આધાર રાખે છે, આ માન્યતા કલાકારની સ્વતત્ર સર્જકતા સ્વીકારતી નથી ટેઇને આ મત એના તેજસ્વી 'અગ્રેજી સાહિત્યના ઇતિહાસ'મા સ્વીકાર્યો છે, પણ એના પછી કોઇ વિવેચકે એ મતને શુદ્ધ સ્વરુપે સ્વીકારવાની હીમત કરી નથી

આનદલક્ષી વિવેચનનો એક પ્રકાર તત્ત્વદર્શી વિવેચન છે સરસતા શુ છે તે તત્ત્વજ્ઞાન ની મદદ વડે તે નક્કી કરે છે, અને પછી તેવી સરસતા કૃતિમા છે કે નહીં, તેનો નિર્ણય કરે છે પ્લેટો માનતો કે સરસતા શાશ્વત ને સપૂર્ણ–,પરબ્રહ્મ જેવી બધાથી નીરાળી છતા બધામા પ્રસરેલી–છે, અને તેનુ દર્શન સરસ સાહિત્યમાં થવુ જોઇએ બર્કે 'ભવ્ય ને સરસ'

ઉપર નિબધ લખ્યો છે કેન્ટે સરસતાના તત્ત્વો નુ સર્વગ્રાહી અન્વેષણ કર્યું છે આ પદ્ધતિ શિષ્ટાચારી વિવેચન જેવીજ કૃત્રિમ છે અને ઉપયોગમા આણતા અસતોષકારક પરિણામ આવે છે સરસતા કોને કહેવી? ભાવનાત્મ-અતર્ગતા છે એમ આનદપ્રાપ્તિ વિના કહી શકાતુ નથી તો પછી આનદપ્રાપ્તિથી સ્વતત્ર એની અપૂર્વતાના આ લક્ષણો છે તે કેમ કહી શકાય?

આનદલક્ષી વિવેચનનો મુખ્ય પ્રકાર રસદર્શી વિવેચન છે

અગ્રેજી વિવેચક હેઝલીટની વિવેચકની વ્યાખ્યામા આ દૃષ્ટિબિદુ સમાયુ છે પણ વિવેચનમા કૃતિના રગ છાયા ને તેજ આત્મા ને શરીર પ્રતિબિબિત થવા જોઇએ' એટલે સરસતાની પારખ કરવા તે કઇ સામગ્રી વડે ઉદ્ભવી તેને કેવી રસવૃત્તિએ સર્જાવી તેને સર્જનારની રસિકતા કેવી હતી તે રસવૃત્તિ કેવા વ્યક્તિત્વમાથી પ્રગટી, અને તે વ્યક્તિત્વ કેવા સયોગોમા ઘડાયુ તે બધાને શોધી સરસતા-ના સર્જનની ક્રિયા સર્જકના દૃષ્ટિબિદુથી નણવવા જોઇએ આમ સર્જકના દૃષ્ટિબિદુથી તેની કૃતિની સરસતાનો નિર્ણય કરવા આનદલક્ષી વિવેચકો પૈકી આ બધામા સેંટ બોવ મોટામા મોટો વિવેચક છે એના મત પ્રમાણે વિવેચન એટલે રસવૃત્તિના વિકાસનો ઇતિહાસ કલાકારના સમગ્રને અમુક વ્યક્તિ ગણી તેના માનસ શાસ્ત્રની માફક વિકાસક્રમ રચવું તે (Natural history of minds)

સેંટ બોવની વિવેચન પદ્ધતિ વીશે એક સુવિખ્યાત લેખક કહે છે 'વિવેચનનો જુનો સપ્રદાય પુસ્તકને સપૂર્ણ કૃતિ માનતો, અને જેવી છે તેવીનુજ તે નિર્ણય કરતો સેંટ બોવે જોયુ કે પુસ્તક સમજવા માટે પુસ્તકની સર્જનક્રિયા એનુ મુળ ને એના વિકાસનો અભ્યાસ કરવો જોઇએ છાપેલા પાના પાછળ રહેલો, લેખિનીવાળો હાથ, તે હાથ જેનુ અગ છે તે શરીર, તે શરીરની ઉમર ને ટેવો—એક શબ્દમા કહીએ તો—જેનો (જેની રસવૃત્તિનો) વ્યાપાર એક કાવ્યમા કથામા કે નાટકમા મઢાયો છે, ચીતરાયો છે તે માનવને, પોતે જેવો તે વિચરતો હતો, જીવી ગયો હતો તેવો જોવો તે તેનુ ધ્યેય હતુ માનવના અતરાત્મામા આમ જોવા માટે તેનુ આતર વ્યક્તિત્વ તેમજ શારીરિક ને નૈતિક વ્યક્તિત્વ જાણવુ જોઇએ અને તેની સામાજિક પરિસ્થિતિ તેનુ કુટુબ, તેનો વર્ગ, તેના યુગના જીવનના દૃષ્ટિબિદુઓ એણે સ્વીકાર્યા હોય તે બધા જોવા જોઇએ [1]

આમ ૪૦ મોટા પુસ્તકોમા કલા ને સાહિત્યનુ વિવેચન કરવામા સેંટ બોવે જીવન વીતાવ્યુ ટુકામા તે શેક્સપીઅરના શબ્દોમા હજાર આત્માવાળો માનવ બન્યો અને એના વડે વિવેચન રસમજન બન્યુ, રસદર્શન આપ આગળ પડતુ થયુ, ને નિબધો માન્ય થઇ ગયા ગુજરાતમા આ વિવેચન ક્યારે સચરશે? કોઇ ભાવિ વિવેચક વિપકન્યાઓના મોહપાશમાથી છુટી આવુ રસદર્શન કરાવશે તો ના નાના લાવના વિવેચનમા એના કે બીજ જડશે

આનદલક્ષી વિવેચનનો એક અપૂર્વ પ્રકાર તે સસ્કારાત્મક વિવેચન, (Impressionism) આ વિવેચન કરતી વખતે વિવેચક સાક્ષર કે સરખામણી કરનાર, ઉત્સાહવાદી

---

[1] Paul Bourget The Critical Essays in France

Power પ્રાબલ્ય સાધન, અને બીજું પ્રત્યેક પ્રદેશની, હીંદ સામ્રાજ્યમા સમાયલા દરેક પ્રાત અને દરેક રાજ્યની –સ્થાનિક સ્વતંત્રતા–Local Autonomy or Decentralisation ઉભય દેખીતી રીતે પરસ્પર વિરોધી તત્વો છતા, ભારતીય રાજમંત્ર પ્રવીણતાની કસોટી એ બન્નેનુ યથોચિત મિશ્રણ કરવામા સમાયલી છે. સ્થાનિક સ્વાતંત્ર્ય અને પ્રાતિક જવાબદારીના રાજતંત્ર સાથે રાષ્ટ્રીય ઐક્ય અને સામ્રાજ્યીય શક્તિની સચેતતા એકી વખતેજ સાધવી પડશે આ સવાલ ફક્ત ખ્યાલીજ છે, અથવા વ્યક્તિગત ખુશીઆરીના નિરર્થક પ્રદર્શન કરવાના બહાના તુલ્ય છે એમ ગણશો નહીં જે સમય જાય છે તેમા–બહુ મોડુ નહી પણ ૧૯૨૯ મા અચુકપણે આવનાર હીંદના રાજબંધારણ સબંધી વધારે સુધારા વીશે સુચના કરનાર શાહી સમિતિ સમક્ષ ગમે તે સ્વરુપમા પણ આ પ્રશ્ન અવશ્ય આવનાનોજ ભવિષ્યની આગાહી આપવી એ સામાન્યપણે મૂર્ખનુ કે મહમદ જેવા પયગંબરોનુ કામ છે હુ આ પૈકી એક પણ વર્ગ સાથે જરા પણ સબંધ ધરાવવાનો દાવો કરતો નથી પણ દેશની વર્તમાન પરિસ્થિતિ અને રાજકીય પ્રગતિના યત્કિંચિત અભ્યાસથી આટલુ તો હુ જરુર કહીશ, કે ૧૯૨૯ની શાહી સમિતિ, બ્રીટીશ પાર્લામેંટે આપેલા વચનનો ભંગ કરવા નહીં ચાહે તો જરુર તેને પ્રાતિક સ્વતંત્રતા અને સ્થાનિક જવાબદારીનો વિષય વીચારવો પડશે, અને સાથે સામ્રાજ્યીય સત્તાની અવિચ્છિન્નતાનો પણ અચુક ખ્યાલ રાખવો પડશે પ્રાતિક સ્વતંત્રતા અને સ્થાનિક જવાબદારીના તત્વો વાસ્તવિક જીવનમા સિદ્ધ કરવા માટે એ સમિતિને પ્રત્યેક પ્રાતમા સમાયલા ઐક્ય કે સયોજક તત્વ–ને તે પ્રાતના રાષ્ટ્રીય કે રાજકીય વ્યક્તિત્વનો– પણ એક સામટો ખ્યાલ કરવો પડશે. બીજા પ્રાતોની માફક, બલ્કે તેમનાથી દશગણુ વધારે, આપણા આજના મુબાઇ ઇલાકાને તો આ પ્રશ્ન જરુર ચર્ચવો પડશે કારણ આજનો મુબાઇ ઇલાકો સરકારી નજરે એક પ્રાતિક વ્યક્તિ છતા, તેનુ વર્તમાન વ્યક્તિત્વ માત્ર સગવડતાને આભારી છે બ્રીટીશ સમયના ઇતિહાસની આ એક વિલક્ષણતા છે કે દેશના પાડેલા પ્રાતિક વિભાગ કોઇપણ નિશ્ચિત તત્વને અનુસરીને નહી, પણ ગમે તેમ આકસ્મિક કારણોને સવલબી કર્યા છે. હવે તે આકસ્મિક કારણોનો જમાનો ગયો સગવડતા–ફક્ત અમલદારી વહીવટની સવળતા– અને અતિહાસિક અકસ્માતથી ઉદ્ભવેલા આવા વિલક્ષણ પ્રાતોનુ પૃથક્કરણ અને સ્પષ્ટીકરણ કરવાની જરુર છે હીંદુસ્થાન ભારતવર્ષ–રશીઆ બાદ તમામ યુરોપ ખંડ જેટલો વિસ્તીર્ણ પ્રદેશ છે ઇતિહાસના બાલ્યકાળથી તેમા રાષ્ટ્રીય ઐક્ય આરોપવાની અને ઉગાડવાની વાચ્છના આપણા પ્રાચીન તેમજ અર્વાચીન પ્રબળ રાજમંત્રપ્રવીણ મહાપુરષોએ કરેલી છે અને વણીવાર તેમા, રામ્કૃષ્ણ આદિ પૌરાણિક સમયની દંતકથા કે ઇતિહાસસિદ્ધ બાતમી બાદ કરીએ તો પણ, ચંદ્રગુપ્ત, અશોક, શ્રીહર્ષ, ચોલા રાજાઓ, પઠાણ શહેનશાહો, મુગલ સમ્રાટ્ સફળ નીવડયા હતા છતા પણ લૌકિક અસ્તિત્વ અને પ્રાતિક વ્યક્તિત્વ કદીએ નાબુદ થયુ નહતુ: અને હુ નથી ધારતો કે હીદુસ્થાનના નકશામાથી તે કદીએ ભુસાઇ જાય પજાબના પ્રચંડસિંહ, શીખશિરોમણી મહારાજા રણજીતસિંહની એ જીવનભરની બીતિ હતી કે હીંદના નકશા પર રાતો રંગ સર્વત્ર પ્રસરી રહેશે. અખિલ ભારતવર્ષ નિરપવાદપણે બ્રીટીશ થઇ જાય કે નહીં, પણ પ્રાતિક વ્યક્તિત્વ કદીએ નહીં ભુલાય, કદીએ નહીં ભુસાય. એ

વ્યક્તિત્વનો હું એમ અર્થ કરવા ઇચ્છતોજ નથી કે જેનાથી એક પ્રાંત બીજા પ્રાંતના સમાન હક પર તરાપ મારી શકે. પરંતુ પ્રાંતિક વ્યક્તિત્વ અને સ્થાનિક સ્વાતંત્ર્યથી લૌકિક પ્રજાની જે અનેક જાતની અકથ્યપણે પ્રગતિ સાધી શકાય, અને તે કોઇપણ બીજા પાડોશી પ્રાંતનો વિરોધ કર્યા વિના એક પ્રાંતની પ્રજા પોતેજ આપમેળે કરી શકે, તેટલા પ્રમાણમાં સાર્વરાષ્ટ્રીય તત્ત્વ સંયુક્ત (Centralised) રાજતંત્ર કદી પણ કરી શકશે નહીં.

ગુજરાતમાં આવું વ્યક્તિત્વ છે; ગુજરાતને આવી જાતના સ્થાનિક સ્વાતંત્ર્યની આવશ્યકતા છે; અને એ સિદ્ધ થાય તો તે વડે ગુજરાત પ્રાંતની અનેકધા પ્રગતિ—જેનો આજે આપણને ખ્યાલ માત્ર પણ કરવાની ફુરસદ નથી—તેવી પ્રગતિ અને ખીલવણી સંભવે છે, એમ કેટલીક રીતે પણ સંક્ષેપમાં સાબીત કરવાની આ લેખની નેમ છે.

## ૩. ગુજરાત એક પ્રાંતિક વ્યક્તિ:

ગુજરાત એક પ્રાંતિક વ્યક્તિ છે. ગુજરાત એક એવી પ્રાંતિક વ્યક્તિ છે, તેમાં એવું અથવા એટલું બધું ઐક્ય છે કે જેનું સ્પષ્ટીકરણ થવાથી આ દેશની આબાદી અને ખીલવણીમાં અત્યારે માપી કે માની પણ ન શકાય, કલ્પી પણ ન શકાય એટલો ફાળો આપણે આપીએ શકીએ. અને તેથી ઉલટું, વર્તમાન મુંબાઇ ઇલાકા નામનો પ્રાંત એટલો વિલક્ષણ છે; તેમાં એટલા બધા પરસ્પર વિરોધી તત્ત્વો છે, કે જો તેજ અયોગ્ય અને અન્યાયી (Illogical) પ્રાંતનું વ્યક્તિત્વ ભવિષ્યમાં અવિચ્છિન્નપણે ચાલુ રહેશે—ચાલુ રાખવામાં આવશે—તો આપણી શક્ય ખીલવણી અશક્ય થઇ જશે; આપણી સંભવિત આબાદી અસાધ્ય બનશે; આપણને સુગમ અને સહેલ સંપત્તિ કે સમૃદ્ધિ અગમ્ય નીવડશે. મારી પોતાની તો અચુક ખાતરી છે, કે ૧૯૨૯ માં જે આપણને વચન અપાયું છે તે મુજબ રાજકીય બંધારણની પ્રગતિમાં વાસ્તવિક અને મહત્ત્વપણે એક સંગીન ડગલું આગળ ભરવાનું હોય તો મદ્રાસ અને મુંબાઇ ઇલાકા જેવા જેમ તેમ ગોઠવેલા, ઐક્યહીન, વ્યક્તિત્વ વિનાના વિલક્ષણ પ્રાંતોનું રૂપાંતર અવશ્ય કરવું પડશે. અને તેમને બદલે આજના મુંબાઇ ઇલાકામાં સિંધ, ગુજરાત, મહારાષ્ટ્ર પ્રાંતોને પુનર્જીવન આપવું પડશે, અને મદ્રાસમાં આંધ્રદેશ, દ્રવીડ દેશ, મલયાલી મુલકને પૃથક્ પ્રાંતો કરવા પડશે.

## ૪. ગુજરાતની વાસ્તવિક સીમા:

આ જાતનું પૃથક્કરણ થાય, તો ગુજરાત બીજા સંભવિત પ્રાંતોને સમાન સમોવડીઓ પ્રદેશ જેનું વ્યક્તિત્વ બતાવી અને નભવી શકે ખરું કે? મને તો એમાં જરાએ સંદેહ જણાતો નથી પુરવા માટે જરા નીચેની વિગત તપાસો. આજે મુંબાઇ ઇલાકામાં જેને ગુજરાત વિભાગ કહેવામાં આવે છે તે માત્ર ૭ જીલ્લાનો બનેલો છે. અમદાવાદ, પંચમહાલ, ખેડા, સુરત, ભરુચ, પૂર્વ અને પશ્ચિમ ખાનદેશ દક્ષિણમાં મધ્યવિભાગનો થાણા જીલ્લો અને અગ્નિ કોણ તેમજ પૂર્વમાં તે વિભાગોનો નાસીક જીલ્લો છે. ઉભયમાં જે ગુજરાતી તત્ત્વ સમાયું છે તે આજે ગુજરાત વિભાગમાં ગણાતુંજ નથી. મુંબાઇ શહેરમાં પણ ગુજરાતી તત્ત્વ છે,—સારું છે. પણ એને બાદ કરીએ—એને ગુજરાતમાં ન ગણીએ—તોપણ થાણા અને નાસીક જીલ્લાનું ગુજરાતી તત્ત્વ તો ગુજરાતમાં અવશ્ય ગણાવું જોઇએ. આગળ ચાલીએ તો ઇશાન કોણમાં અને ઉત્તર દિશામાં મહીકાંઠા

અને રેવાકાંઠાનાં ખંડીયાં રાજ્યો છે, કે જે પણ બહુધા ગુજરાતી હોવા છતાં તેમની ગુજરાતમાં ગણત્રી થતી નથી. માલવી મુલક એક વાર ગુજરાતનો પ્રતિસ્પર્ધી હશે, કે વિભાગ હશે, એ વિવાદમાં ન ઉતરીએ તો પણ તેની પ્રજા તો ગુજરાતની પ્રજા સાથે ઇતિહાસ અને સંસ્કારની અનેક ગ્રંથીએ આજે પણ ગુંથાએલી પિત્રાઇ જેવી છે છતાં તેને આપણે ગુજરાતમાં ન ગણીએ, તો પણ પશ્ચિમના કાઠી, હાલાઇ, ઝાલા અને કચ્છના રાજ્યોને તો જરુર ગુજરાતમાંજ ગણવા જોઇએ. ગુજરાતી ગૌરવની ઊર્મિ ગુજરાતની નવી વ્યાખ્યા એમ ગવડાવે છે કે:

"જ્યાં વસે એક ગુજરાતી ત્યાં સદાકાળ ગુજરાત"

આપણે એ ક્ષણિક અથવા સ્વપ્નવત્ ઊર્મિને બાજુ કરી, વસ્તુસ્થિતિ અને ન્યાયસર એ વ્યાખ્યાનો વિચાર કરીએ, તો

"જ્યાં વદે સર્વ ગુજરાતી, ત્યાં ખરેખરું ગુજરાત"

એમ કહેવામાં લેશમાત્ર પણ અયોગ્ય કે અન્યાય કોઇ કહી શકેજ નહીં.

### ૫. ગુજરાતનો વિસ્તાર અને વસ્તી:

ઉપર્યુક્ત વ્યાખ્યાનુસાર ખ્યાલ કરો, તો જેને આજે બ્રીટીશ જીલ્લાઓ મળી ગુજરાત વિભાગ કહેવામાં આવે છે, તેનું કુલ ક્ષેત્રફળ ૧૩,૫૭૯ ચોરસ માઇલનું, અને વસ્તી ૩૭,૧૮,૭૬૫ જણની છે. આમાં ગુજરાત વિભાગના, અને મુખ્યત્વે કાઠીઆવાડના દેશી રાજ્યોનો ઉમેરો કરીએ, તો ક્ષેત્રફળ ૫૯,૪૩૭ ચોરસ માઇલનું અને વસ્તી ૮૭,૧૫,૪૨૭, જણની થશે. તેમાં વડોદરા રાજ્યનાં સર્વાંગે ગુજરાતી હોવા છતાં, વસ્તી અને વિસ્તારનો સમાવેશ નથી થતો. અને મહી તેમજ રેવાકાંઠાના સંસ્થાનો, તેમજ થાણા, નાસીક આદિ મધ્ય વિભાગના ખરેખરા ગુજરાતી તત્ત્વનો પણ સમાવેશ નથી થતો. આ સર્વ એકત્ર કરી ગણત્રી કરીએ, તો ગુજરાત—વાસ્તવિક અથવા Greater ગુજરાતનો વિસ્તાર લગભગ ૧,૦૦,૦૦૦ કે તેથી પણ વધારે ચોરસ માઇલમાં; અને વસ્તી લગભગ ૧ કરોડ ૨૫ લાખ જેટલી થવા જશે. આવા મુલકનો યુરોપના પ્રથમ પંક્તિએ ગણાતા મહા રાજ્યો સાથે મુકાબલો કરીએ તો ઇંગ્લંડ, વેલ્સ અને સ્કોટલંડના સંયુક્ત રાજ્ય, કે જેનું કુલ ક્ષેત્રફળ આશરે ૧,૦૦,૦૦૦ (એક લાખ) ચોરસ માઇલનું છે, અથવા જર્મન સામ્રાજ્યના પ્રશીઆ પ્રદેશ—(ક્ષેત્રફળ ૧૧૩૨૫૯ ચો. મા) તેના જેટલો આપણો આ પ્રખ્યાત, પુરાણો, અપૂર્વ, સમૃદ્ધિમય મુલક છે. ઇંગ્લાંડ કે પ્રશીઆના પ્રમાણમાં અલબત ગુજરાતની—મહા ગુજરાતની—વસ્તી તેમજ સંપત્તિ ઘણીજ ઓછી છે. પણ બ્રીટીશ શહેનશાહતનાં અગ્રણી અને સ્વતંત્ર સંસ્થાનો સાથે સરખામણી કરીએ, તો આપણી ગુજરાતી વસ્તી કેનેડા, ઓસ્ટ્રેલીઆ અને આફ્રીકા કે ન્યુઝીલાંડ એમાંના પ્રત્યેકની વસ્તી કરતાં વધારે છે. છેલ્લા વસ્તીપત્રક પ્રમાણે કેનેડામાં કુલ વસ્તી ૮૭,૮૮,૪૮૩ માણસની; સંયુક્ત દક્ષિણ આફ્રીકામાં ૬૯,૨૮,૫૮૦ જણની; તમામ ઓસ્ટ્રેલીઆમાં ૫૪,૩૫,૭૩૪ની, અને ન્યુઝીલંડમાં ૧૨,૧૮,૯૧૩ ની હતી. જ્યારે મેં ઉપર સુચવેલી સીમાવાળા મહા ગુજરાતની વસ્તી સુમારે સવા કરોડ જેટલી થવા જાય છે. સંપત્તિમાં તો હીંદ આખું પછાત, બહુજ પછાત છે. મેં એક પુસ્તકમાં ગણત્રી કરી છે તે જો વાસ્તવિક હોય, તો આખા હીંદુસ્થાનમાં આજ સરેરાશ વાર્ષિક આવક લગભગ ૭૫ રૂપીઆની છે. મુબાઇ ઇલાકામાં તેવીજ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૭૯]

## સીનેમાનું જગત

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૬૨૩ થી]

ત્યાં સૂર્ય પ્રકાશ હ્યો કે ચંદ્ર હ્યો કે વરસાદ હ્યો પણ તેની આજ ખુબી છે કે લોકોને ખાસ ઉપયોગી થવાના ઇરાદાથીજ અને નહીં કે માત્ર પોતાના વહેમમાં આવે એટલા માટેજ આ દુનીઆ ઉપર પોતે આવવું. વરસાદ આવે તે આપણે અહીંની માફક નહીં કે આવે ત્યારે એક અઠવાડીયું ઝરમર ઝરમર પડ્યાજ કરે. ત્યાં તો કે ખાસ અવસર હોય અને કોઇ માર્ગે જતા મુસાફરને પલાળવો હોય તોજ તે આવે. પણ જ્યારે તે આવે ત્યારે તે એવા જોરમાં આવે કે મારા તમારા જેવાથી તેમાં દસ મીનીટ પણ ઉભા રહીને જીવતા રહેવાય નહીં. છતાં ત્યાંના માણસો તો છત્રી કે ઓવરકોટ વિનાજ તેમાં ઉભાં રહી શકે છે. ત્યાંના વરસાદની બીજી ખુબી એ કે આવી રીતે માણસને અતિશય પલાળ્યો હોય છતાં એ માણસ કોઇ ઘરમાં દાખલ થયો કે પાંચ મીનીટમાં તેના કપડાં કોરાં કકડતાં! અને બુટ સુદ્ધાં પોલીશથી ચકચકીત! સ્ત્રીઓ એમને બાઝીને ચુંબન કરે તો પણ લુગડાં ભીનાં થવાની ધાસ્તીજ નહીં અને પરિણામે તેમને કોઇને શરદી કે ત્રિદોષ પણ નહીંજ થવાનાં.

બરફ પડે તે પણ વખત જોઇનેજ. આપણને કુદરતનું સૌંદર્ય બતાવવું હોય કે કોઇને જીવતો દાટી દેવો હોય તો તે પડે છે. ખરેખર ત્યાંની હવા આપણી હવા કરતાં હજારો ગણી સારી છે.

ત્યાંના માણસો લાંબીલાંબી વાતોથી કંટાળેલાજ હોય છે. ગમે તેવી મહત્વની બાબતોમાં પણ તેઓ તડ ને ફડ કહી નાખે છે. દાખલા તરીકે, એક યુવાને એક અબળાને ચાલતી ટ્રેનના છાપરા ઉપરથી કે એરોપ્લેનમાંથી દોરડાં-થી લટકતી હોય તેમાંથી બચાવી હોય તો પછી જ્યારે એ બંને એકેકને મળે છે ત્યારે પણ લાંબા લાંબાં ભાષણો કરવાનાંજ નહીં. બંને પાસે, પાસે ઉભાં રહે છે. આવાં દષ્યો વખતે હમેશાજ હાજર રહેનાર પવન તેમના વાળ ઉડાડતો હોય છે. તે સમયે યુવક માત્ર એટલુંજ સ્પષ્ટ કહી દે છેઃ "હું તને ચાહું છું! તું મારી પત્ની થશે?"

યુવતી પણ સામે ભાષણ કરવામાં વખત ગુમાવતી નથી પણ માત્ર એટલુંજ બોલે છેઃ "બની શકે તેવું નથી. હું જો ફલાણા સરને નહીં પરણું તો એ મારા બાપનું સત્યાનાશ વાળશે."

આપણે ત્યાં લાંબાંલાંબાં ભાષણો કરનારા આવું અનુકરણ કરે તો કેવું સારું?

આ પ્રમાણે ટુંકમાં સીનેમાના જગતનું સ્વરુપ રચાએલ છે. ત્યાંની કુદરત, ત્યાંનાં માણસો, ત્યાંના જનાવરો, ત્યાંનાં ઝાડપાન વગેરે આપણી દુનીઆ કરતાં ચઢીયાતાં છેજ. આપણે ત્યાં જેમ 'ધરમીને ઘેર ધાડ અને પાપીને ઘેર ઉનાં પાણી' ઘણી વાર બને છે એમ ત્યાં કદી થતું નથી. ત્યાં તો 'કર ને જો' અહીંનું અહીંજ છે. પાપીઓ પકડાવાનાજ અને સદાચારી સુખ પામવાનાજ. પરંતુ, આપણે શું કરી શકીએ? કીસ્મત! આપણાથી આપણી દુનીઆમાં સીનેમાની દુનીઆના ધારાધોરણ લાવી શકાવાનાં નથીજ. માત્ર દુરથી જોઇને આપણાં દીલ તૃપ્ત કરવાંજ રહ્યાં!



## અરવિંદના આંસુ



[અનુસંધાન પૃષ્ઠ ૬૨૬ થી

પ્યારા અરણુ ! આ વિધિ નિર્મિત દંપતીના પ્રથમમિલનને હુ હાજર નહોતો મારી દેવી ! મારા જીવનની કલ્યાણ–વિધાત્રીને આવેશીની રુએ તે ગોદમા લે ! અગણિત જ્વાલામુખીના લાવારસ મારી આખમાથી એ પળે ઝર્યા હોત ! તેના ગુલાબી ગાલપર તે ચુમ્બન-મુદ્રાએ, પ્યારા મારાથી એ શે છુપાત ! મારા હૃદયની કસુમર થઇ ગઇ હતી ! ભગવાન ! એ ઓલીઆનુ કલ્યાણ કરો ! મારા સન્મુખ તેણે એ ઇન્દુકર અંગુલિ'નો સ્પર્શ કર્યો નથી ? લતાની મનોવૃત્તિને ઉકેલી આ સયમને દાબતો હશે, અને સ્વામીને આરાધે સયમ કેવળ મારે ખાતરજ શીખવનાર દેવી ! પ્રિય સુધાહાસની ! ઉપકારના આ અમૃત અશુ મ ન હૃદયને સ્સાર્દ્ર કરે છે

પ્યારા ! લતાના માનેઁકનો લેશ પણ તપોભગ મારાથી થનાય એમ નથી એક લવલેશ સ્ખલન મારે મન મહા અપરાધ છે જ્યોતીન પતિભાવે લતાના હાથને અજાણતાએ અડક્યો જતા, મારા હૃદયમા તોફાની ઝઝાવાત મચે છે હુ ગમે તેમ મૂર્ખતા કરી બેસુ ને લતાને કફોડી સ્થિતિમા મુકી દઉં છુ આજ સવારે જ્યોતીને લતાનો હાથ ખેચી પાસેના વેત્રાસન પર બેસારી મારી આખમા રોષની લાલિમા મુક્તાવલિ સમા આસુઓમા તરતી હતી લતાથી કહ્યા વિના ન રહેવાયુ "પ્રભુ ખાતર આવી નાટ્ય—લીલા ન કરો તો ઠીક" જ્યોતીન્દ્રને તેની સાથે જોતા હવે હુ ભડકી ઉઠુ છુ ને એકલી હોય ત્યારે મિલન—માધુરી માણુ છુ

અરણુ, ભવિતવ્યતાને વિરક્તિનો કટુ ઘુટ પાનારા જગત ડાહ્યલા વીશે મે જ્યારે તેને ઇસારો કર્યો ત્યારે ખચીત એ તારે માટે તો ન હોતોજ આજ તો હુ તને પરવશતાનો પદાર્થ પાઠ આપી રહ્યો છુ, પણ એક દિવસ તારા દીનમા એક શ્લોકડ સળવ્યુ હલુજરતો બુદ્ધિ અને તરગ, વિવેક અને વિલાસ ને હિન્ડોળે ચગ્યા ચિત્ત માટે કલ્યાણક કલ્યદો માર્ગ નથી ? આ વિશાળ પૃથ્વીમા બેમાથી—બે ભિન્ન માર્ગમાથી એકજ રસ્તો લેવાની કપરી કમોટી ઘણાને શિર હોય છે બાકી તો જગત એટલે નાનાવિધ દિશાએ ફટાતી વિધિઓ આ બધી વિધિઓ મહારાજને રાજ-માર્ગે મળે હુ એ રાજમાર્ગે હઉં પછી જગતની મારે શી તમા ? જગત મને મજનુન—પાગલ કહેશે ઠો કહેતુ માલ માલે મતિભિન્ના !

તારી બધી દલીલને માન ન આપુ, તોએ મારે માટે તુ ધારે છે તેમ વિષમ સ્થિતિઓમાથી ઉગરવાનો માર્ગ છે એમ સ્વીકારીશ તારી દલીલ કે આના પ્રકારની છે.—લતાને મેળવવાની આશા મને છે યા નથી આશા હોય તો મારે એ માર્ગે સુખે જવુ, ન હોય તો એક મર્દની માફ– મારે આ તુચ્છ વાસનાવિકારને ખખેરી નાખવા આ વલોવતી નિર્બલતા મારુ પૈરુપ હજી મને નિ સત્વ કરે છે પણ પ્યારા 'મરના અભિલાષા ન મરે ' બાકી તો રામ બાણુ લાગ્યા હોય તે જાણે ' કવિએ લખ્યુ છે ને He jests at Scars who never felt a wound એક અસાધ્ય રોગથી દર્દીને એક ઝાટકે મગ્ણાધીન થવાની તુ સલાહ આપે ?

'શાને થવુ પતિત આ નામ ધર્મનાથી
સૌન્દર્ય શુ ? જગત શું ? તપ એજ સાથી'' ૧

૧ કાન્ત

ખરેજ હજારો વર્ષો એ વચન નીકળ્યાને વહી ગયા

પરંતુ ત્યારે તેમ અત્યારેએ એ ચિન્તાનો એકજ ઉત્તર હોઇ શકે

"જાણું બધું પણ દિસે સ્થિતિ આ નવીન
મારું નથી બલ, બન્યો જન બહાર મીન
દેવી! વિચાર કરવા સઘળા તજી દે
- હા! સ્વર્ગ સુખ, પ્રાણ સખી હજી દે "[1]

હું કહીશ દીપક પાસ ફુદડી ફરતા પતંગ પરિણામ વિચારી લે, તેનો એ ઉત્તર કવિ હૃદયને એકજ જડ્યો છે

"દ્યુતિ જે તને છવરાવતી દ્યુતિ તે તન સહારતી
જે પોષતું તે મારતું એવો દીસે ક્રમ કુદરતી.
આ પ્રેમ સંસારી તણો તુજ તેજ જેવો છે નકી
એ અમૃતે શું ઝેરના બિન્દુ ભર્યા વિધિએ નથી?
અમ એજ જીવિત એજ મૃત્યુ એજ અશ્રુ ને અમી,
જે પોષતું તે મારતું શું એ નથી ક્રમ કુદરતી?"[2]

જેને અમૃતના જામ પીવા છે તેને નીલકંઠ માફક વિષ કટોરા પણ ગટાગટ મોં મચકોડ્યા વિના પીવા તૈયાર થઇ રહેવુંજ જોઇએ પેલા પાગલ કવિની માફક મને એ કહેવાનું મન થઇ જાય છે કે આ સ્વપ્ન હોય તો મારી આંખમાંથી એ કોઇ ન વીખેરજો મારી આંખના પોપચામાં સ્વપ્નાઓ ક્યારે નથી સળકતા? જાગ્રતિની પળે મારો આત્મા છુટવા મથે છે હું ચાહ્યો જાઉં– ઉડી જાઉં–માત્ર ત્યાંજ તેની મને સુઝ પડે તો

સમીસાંજ–મિતિ તેજ

મારી નિત્સ–નોંધ પરત્વે થોડા રોજ થયા મેં બેદરકારી સેવી આજ અનાયાસે મને તે સાભરી ક્રમશઃ કેવી જાળો ગોઠવી હું વિચાર પૂર્વક તેમાં સપડાતો જાઉં છું તેનો ખ્યાલ કરતા હું આશ્ચર્ય મા ગરક બનું છું મારી સ્થિતિ આટલી સ્પષ્ટ તાથી હું ઉકેલી શકું છું; ને ઘણાએ એક અનાન શિશુની માફક મારાથી વર્તાય છે! અરે મારા મગજનો દીવો હોલવાઇ જાય છે કે શું? એક "પ્રભુ પુરે જેનું તેલ દીપક બળશે રે!" ધર્મ જાણું છું પણ ન ચ મે પ્રવૃત્તિ અધર્મ શું તે જાણું છું ન ચ મે નિવૃત્તિ

જેઠ વદ દશમ

હું બેનકુફ ન થાઉં તો કેવી સુખી અને ધન્ય જીંદગી અહીં નિર્ગમન કરી શકું? કેવા અનુકુળ સંજોગો! હૃદયજ સુખનાડી સર્જે છે એનું ભાન તીન ભાન મને થાય છે? કુટુંબ ગાથાનદી મધુર કુટુંબનુ ઓળખાણ મને થયું છે? કુટુંબ–પિતા પુત્રવત ગણે! શિશુઓ મોટા ભાઇ તુલ્ય લેખે, લતાના હૃદયના એકાન્ત ખડમાં–ગુપ્ત મર્મ–સ્થળમાં આટલું નિગૂઢ વહાલ હોય! આ બધી અનુકુળતાઓ, હું કેવળ ગમાર ન હોઉં તે, સુખી કરવા બસ નથી? આ સીવાય જ્યોતીન પણ મારી સાથે કેટલા ખુશ મીજાજથી વર્તે છે? નિન્દના પરિચયથી કે અભિન્નતા કે મિત્ર! જેવા ગણે છે અને ખરા જીગરથી મને ચાહે છે

જ્યોતીન હું અને લતા ઘણીવાર સાથે ફરવા જઇએ છીએ લતા વીસે તેની હાજરી–ગેરહાજરીમા વાતો નીકળે છે અમારા આવા નાજુક સબંધ કરતા દુનીઆમા વધુ વિચિત્ર શું હોઇ શકે? મને આનો વિચાર આવે છે ત્યારે આંસુ આવી જાય છે

લતાની મધુર માતાએ, મૃત્યુ શય્યા પર, છેવટે આંસુએ મચ્યા અને ધન લતાને સોપ્યા, લતાનો કોમળ હાથ જ્યોતીનને હવાલે કર્યો આ દહાડાથી લતામાં અપૂર્વ નવચેતન સ્ફુર્યું માતાની ચિતામાંથી નવીજ ચીંગારીએ લતાના આત્માને સળગાવ્યો તે તેજ–સ્ફુલિંગના પ્રતાપે તેજ દિનથી તે શિશુઓની ભગિનિ મટી જનની બની, એજ કર્તવ્ય–ભાને હૃદયને તે ચિતન, ચિતામા

---

૧ કાન્ત ૨ કલાપી

ગુંથી રાખતી. શી વિરલ રસ-મૂર્તિ ! આ બધા ચિંતન ભાર છતાં હૃદયને હળવું ને હળવુંજ રાખે; વદન પર એનાં એ મીઠાં મરકલડાં રમાડે ! આ બધી વાતોથી અમારી નૈમિત્રક લટારોમાં હુ વાકેફ થયો.

જ્યોતીન અને હું એકલા એકલા ફરવા જઇએ ત્યારે રસ્તામાં હુ પુષ્પો વીણું; કાળજી પૂર્વક ફુલ ગજરા બનાવુ, પહેલુંજ ઝરણું આવે કે એ દરકારીથી ફેંકી દઉં અને પુષ્પોને જળરાશી પર તરતાં જોઇ રહું. મેં તને લખ્યું છે કે નહીં કે જ્યોતીન હજી આંહી રોકાવાનો છે? તેને ભારે ભારે પગારની સરકારી નોકરી મળી છે; તેના કામની સર્વસ્થળે મુક્ત-કંઠથી પ્રશંસા થઇ રહી છે. તેના વિજયનું કેન્દ્ર તેની અપૂર્વ નિયમિતતા છે.



## શરદુત્સવમાં



[અનુસંધાન પૃષ્ઠ ૬૬૦ થી]

માટે તૈયારીમાં પડી હતી તો કોઈ પોતે કામ કરે છે એવું બતાવતી બધાની દષ્ટિને આકર્ષવા વચ્ચે ગરબે રમવાની જગ્યામાં આમથી તેમ આંટા મારતી હતી કોઈ ગાનાર તથા ગરબે રમનાર સહીઅરોને એકઠી કરતી બોલાવતી હતી તો કોઈ રીસાઈને ગરબામાં ફરવાની ના કહીને બેસી રહેતી

એમ અનેકવિધ પ્રદર્શિત થતા સ્ત્રી સ્વભાવનો હું અભ્યાસ કરી રહ્યો હતો કોઈમાં ક્ષુદ્રતા તો કોઈમાં મૂર્ખતા અને વળી કોઈમાં સ્વાભાવિકતા મને જણાતા હતા પુરુષોમાં પણ એજ જાતની વૃત્તિઓ ભરેલ હતી

ગરબા શરુ થયા, બધા ગોઠવાયા અને એક સન્નારીએ 'ઝીણા ઝરમર વરસે મેહ' ગવડાવ્યું રાસ સરસ રીતે જામ્યો 'સુંદરીના વૃંદ' ડોલતા ડોલતા ગાતા ફરતા હતા, એ પુરો થતા બીજો ગવાયો અને સવા નીખેરાયા

થોડીવારે પાછા બધા ગોઠવાયા અને 'રુપના ગતલડીમાં ઉઠડે ઉગ્યા બારણા હો બહેન!' એ રાસ શરુ થયો ચમક્યો એ શરદ ગવડાવતો હતો મને આ તો સ્વપ્નેએ ખ્યાલ નહોતો કે એ છેક આમ કરશે તો મનમાં હસ્યો અને પછી એના સંગીતનો આસ્વાદ લેવા લાગ્યો, એનો કંઠ ઘણોજ મધુર છે

સાખી આવી ને કંઠ ખીલ્યો, બધા ચકિત થયા

એ ગરબો પુરો થતાં લોટા આથે ગરબો શરુ થયો અને આ વખતે પુષ્પલતાએ ગવડાવ્યો પુષ્પલતા જેવું સુંદર ને સુમધુર કોઈ પણ સ્ત્રી નથી ગાતી એ મારો અનુભવ છે તેણે શરુ કર્યું -

સરોવરે પાણીડા ગઈ તી સાહેલડી
શરદનું સરોવર હેતે ચઢયું

એ ગરબો તો અજબ જામ્યો એ પુષ્પલતા નહોતી ગાતી, સંગીત પોતે ગાતુ હતુ

એ પુરો થતા શરદનો ગરબો શરુ થયો, "પુછશો મા કોઈ પુછશો મા મારા હૈયાની વાતડી પુછશો મા " હું સમજી ગયો એની સામે જોયું તો એ હસતો હસતો ગાતો હતો, તાનબંધ તાલીઓ પડતી હતી ને ઝીણા મીઠા સ્વરે ગવાતુ હતુ

મને લાગ્યું કે હમ બાજી બગડશે મનમાં બોલ્યો 'હા ભાઈ નહી પુછીએ હવે ગાતો બંધ થા'

થોડા વધારે ગરબા ગવાયા પછી પુરા થયા પછી દુધ પીવાનો કાર્યક્રમ હતો ચંદ્ર ઉપર ચઢી ગયો હતો પણ વચ્ચે કંઈક ઉપકાર પ્રદર્શનનું કાર્ય ગોઠવ્યું હતુ

મને ખબર નહીં કે પુષ્પલતા પણ આ વાતમાં આટલો રસ લેશે એ ટીખળી ને ગમ્મત કરનારી હતી એ તો મને અનુભવ હતો પણ અહીં આટલે સુધી ગમ્મત કરશે એ ખ્યાલ નહીં આવેલો

તેણે તો ગરબા ગવડાવ્યા પછી ઉપકાર માનવાનુંએ શરદને માથે નખાવ્યું એને તો બહુ મજા પડતી હતી મને થયું કે હવે તો માર્યા જવાના હું તો તરત ઉઠયો ને મોઢ પામના દરવાજામાજ જઈને ઉભા, શરદ વચ્ચે આવ્યો અને બોલવા માંડ્યો

'સજ્જનો અને સન્નારીઓ' આજના

ઉત્સવમાં આપ સર્વેએ પધારી સહાનુભૂતિ દર્શાવી છે તે માટે આપનો ઉપકાર માનવાનું મને સોંપાયું છે. આવીજ રીતે હંમેશ—"

એ આગળ બોલતો હતો ત્યાં શરદનો નાનો ભાઇ આગળજ બેઠેલો તે તેને ઓળખી ગયો. તે એકદમ ઉઠ્યો ને દોડ્યો; "અરે, શરદભાઇ! આમ કેમ અહીં આવ્યા છો? અહીં કૈં નાટક છે કે?"

વાંચનાર! કલ્પનાશક્તિ છે? હોય તો કલ્પજો નહીં તો માથું ના દુઃખવશો, એ સ્થિતિ નહીંજ સમજાય.

અને હવે તો હું, પુષ્પલતા ને શરદ સાથે બેસીને વાતો કરીએ છીએ ત્યારે આ વાત યાદ કરતાં ખુબ હસીએ છીએ.



# કસોટી

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૬૦૫ થી]

"એવું કોઇ દિવસ બનતું હશે ?"

"હા, તારો જન્મ પણ નહીં હોય તે વખતે એમ બન્યું હતું અમારા ગુરુ એકવાર એક નાના બાળકને માજીના ભોગ માટે લઇ આવ્યા હતા પછી જ્યારે તેનો ભોગ આપવાનો વખત આવ્યો ત્યારે આકાશવાણી થઇ અને એ બાળક બચી ગયો."

"દાદા, ફરીવાર એવો ભોગ કોઇ ધરે તો ?"

"તો ફરીવાર આકાશવાણી તેને બચાવી લે."

"આકાશવાણી કેવી રીતે થતી હશે ?"

"તે તો હું જાણતો નથી, પણ માજીની મૂર્તિમાથી એ અવાજ આવે છે કેવી રીતે તે તો માજી જાણે."

"આપણે જે મંદિરમા ભોગ દેવાના ત્યા આકાશવાણી થતી હશે ?"

"મે જે આકાશવાણીની વાત કરી તે ત્યાંથીજ અમે સાભળેલી તે વખતે અમારી સાથે પ્રેમદાસ કરીને સાધુ હતો અને માજીની આકાશવાણીનો અવાજ પ્રેમદાસના જેવો નીકળ્યો હતો તેથી મને પ્રેમદાસ ઉપર શંકા આવેલી કે તેજ બોલ્યો હશે પણ તે તો ત્યાર પછી તરત અમને છોડી ગયો મે ત્યાર પછી મંદિરમા તપાસ કરી અને માલુમ પડ્યુ કે માજીની મૂર્તિ પોલી છે અને ભોગની વેદી નીચે એક ભોયરુ છે."

"ગોવિંદાસજીને આ વાતની ખબર છે ?"

"ના મારા સીવાય કોઇને એની ખબર નથી એકવાર હુ એ વાત મારા ગુરુભાઇને કહેવા ગયો એટલામા મારી આંખો ગઇ એટલે હવે હુ કોઇ દિવસ એવી શંકા નથી કરતો."

વાત પુરી થઇ એટલે એ બાલા સુરેશ પાસે ગઇ અને તેનો ભોગ અપવાનો છે તે વાત કહી સુરેશ છેક ગભરાઇ ગયો

"તો હુ આજેજ નાસી જઇશ"

"નાસીને કયા જઇશ ? બાવાઓ તારા પગલા ઉપરથી તને પકડશે અને તારી ઉપર વધારે જુલમ કરશે"

"ભલે કરે, પણ મારે એવી રીતે મરી જવુ નથી"

"નાસીને પકડાયા પછી વધારે ખરાબ રીતે મરવુ પડશે"

"ત્યારે હુ શુ કરુ ?"

"કંઇ નહીં, માજીનો ભોગ બની જા"

"પણ મે કોઇનુ શુ બગાડયુ છે, તે મનેજ ભોગ તરીકે માજી પસદ કરે ?"

"જો તે કંઇ બગાડયુ નહીં હોય તો માજી આકાશવાણી કરીને તને બચાવી લેશે"

"તુ મૂર્ખ છે એટલુ પણ સમજતી નથી કે આકાશવાણી થતીજ નથી ?"

"થાય છે"

"કેમ જાણ્યુ થાય છે ?"

"દાદા કહેતા હતા"

"દાદાને પણ કંઇ ખબર નથી હુ કહુ છુ કે આકાશવાણી થાયજ નહીં"

"એમ હઠ કરીને તો તુ ચાલી જઇને દાદા કહે કે આકાશવાણી થાય, તોપણ તુ માનીશ નહીં ?"

"ભલે ને માણસ ગમે તેમ બોલે પણ આકાશવાણી થતી જોઉ નહીં ત્યા સુધી હુ એ માનીશ નહીં"

બાલા એકદમ ત્યાથી ચાલી ગઇ અને ગુસ્સાને નમાવવા બહાર ફરવા ગઇ

સુરેશ એકલો પડ્યો ત્યારે તે અત્યત અસ્વસ્થ બની ગયો તેણે બાલાને નાહક ગુસ્સે કરી તેથી

સહેજ ખિન્ન પણ થયો, છતાં એ વિચારો કરવાનો તેને અવકાશ નહતો. અસંત વિચારોમા ખુબ ચિંતામાં તેના અનેક કલાકો પસાર થયા મોત તેની સામે ઉભું હતુ અને બચવાનો એકે માર્ગ જડતો ન હતો. નાસી જવુ તે એકજ માર્ગ તેને માટે ખુલ્લો હતો. એટલે તરત તેનો અમલ કરવા તેણે તૈઆરી કરી. લાંબા વખત સુધી ચાલી શકે તેટલુ તેણે ખાધું અને તે જમાતના બાવાઓની નજર ચુકાવી ભાગ્યો.

પણ દૈવ તેની વિરુદ્ધ હતુ. જેવો તે ગામની બહાર નીકળ્યો તેવીજ તેની નઝર સામેથી આવતા આવતા રાધેદાસ ઉપર પડી બીકના માર્યા તેને શુ કરવુ તે સુઝયું નહી અને તે એક ઝાડ પાછળ છુપાઇ ગયો. પણ છુપાવા માટે એ ઝાડ યોગ્ય નહતુ તેના પગનો થોડો ભાગ દેખાતો હતો તે ગધેદાસની નઝરે પડયો તેની જિજ્ઞાસા પ્રદીપ્ત થઇ, પગેથી તેણે એ પ્રાણીને બહાર કાઢયુ જ્યારે તેણે સુરેશને જોયો ત્યારે તેના વિસ્મયનો પાર રહ્યો નહી પણ સુરેશના નાસી જવાનુ કારણ શોધતા તેને વાર ન લાગી ગમે તે રીતે સુરેશને તેના ઉપરના ભયની ખબર પડી હતી તેટલુ તો તેણે જાણી લીધુ એ પરિસ્થિતિમા તેનો ભોગ જલદી અપાઇ જવોજ જોઇએ, ઘણી મહેનતે તેણે એ ભોગ તૈઆર કર્યો હતો અને તે અપાયા પછી તે કેટલીક સિદ્ધિ પ્રાપ્ત કરવાની આશા રાખી રહ્યો હતો જો સુરેશ કોઇ રીતે છટકે તો તેની બધી મહેનત ઉપર પાણી ફરી જાય એટલે મઠમા આવીને તરતજ તેણે ભોગ માટે તૈઆરી કરવાના હુકમો આપ્યા

સુરેશની સુપ્રત એક બાવાને થઇ તેણે તેને દોરડામાથી મજબુત બાધ્યો અને બુમ ના પાડે માટે તેના મોઢામા કપડાં નાખ્યાં. ધીમેધીમે બધા બાવાઓ એક પછી એક માસ મંદિરે પહોંચાડવા માટે રસ્તે પડ્યા. સાંઝ સુધીમાં ભોગની બધી સામગ્રી તૈઆર થઇ ગઇ ગધેદાસ શ્મશાનમા મંત્રજાપ કરીને આવનાર હતો તે આજે પ્રફુલ્લ હતો. તેની દીર્ઘદૃષ્ટિના ફળ પ્રાપ્ત કરવાની ઘડી આવી ચુકી હતી તેણે બાલાને નાનપણથી સાથે ફેરવી હતી અને ભોગ માટે સુરેશ જેવો અનુકુલ કુમાર મળ્યો હતો એટલે તેને સિદ્ધિ પ્રાપ્ત થવે એમા કંઇ શકા નહતી

રાત ધીમેધીમે જામતી હતી. મંદિરમાં ઝાંખો દીવો બળતો હતો અને બધા ચુપચુપ ગધેદાસની રાહ જોઇ ઉભા હતા અંતે ગધેદાસ આવ્યો સુરેશના બધ છુટા કરવામા આવ્યા તેના મોઢામાથી કપડાં ખેંચી લેવાયાં, તેવીજ તેણે કરુણ ચીસ પાડી આસપાસના નિર્જન અરણ્યમા તેનો પ્રતિશબ્દ થઇને રહી ગયો સુરેશે જોયુ કે કંઇ પણ કરવુ તદ્દન મિથ્યા હતુ. તેને વેદી ઉપર બેસાડી ઉપર લાકડાં ખડકવામા આવ્યા તેલ, ઘી રેડાયા દીવાસળી ચપાઇ અને અને સુરેશને બાળવાના અગ્નિની ભયાનક શિખાઓ આસપાસ અજવાળુ પાડતી પાડતી ઉચે આવવા લાગી છતા સુરેશને કોઇ બચાવનાર બહાર આવ્યુજ નહીં તેણે વેદીમાં હોમાતા પહેલા તેની સખીને જોઇ લેવાની ઇચ્છા કરી, પણ તે ત્યા નહતી

તે ક્યા હતી ? ઉત્સવની ધમાલમા સૌ એ બાલાને લગભગ ભુલી ગયા હતા. સુરેશ પાસેથી બહાર પડીને તે શહેર બહાર ચાલી ગઇ ત્યા સુરેશ ભોગ થવાનો છે એ ચિત્ર મનમાં કલ્પી ગદ્‌ગદ્ થઇ ગઇ. મૂર્તિ પાસે ગઇ અને તેના પગ ઉપર હાથ મુકયા. હાથના કંકણ મૂર્તિ સાથે ભટકાઇને અવાજ થયો તે ઉપરથી મૂર્તિ પોલી છે એમ લાગ્યું. એટલુ જોઇ તે બહાર પડી બહાર તેણે વાવ જોઇ. વાવમાં તે ઉતરી તે વાવ નહતી પણ ભોંયરું હતુ રાત મોડી વીતી હતી અને ભોયરામાં કશું દેખી શકાતુ નહોતુ

તેને બીક લાગવા માંડી. પણ પાછું ફરવાની હીંમત નહીં એટલે ભોંયરામાં આગળ ચાલી. ત્યાં તેણે એક ચીસ સાંભળી. તેના માથા ઉપરથી જાણે તે આવતી હતી. એક જગ્યાએ જરા ભોંયરામાં પોલાણ જેવું હતું ત્યાં ઝાંખું અજવાળું આવતું હતું. તે પોલાણમાં તે ઉપર ચઢી. નજર કરતાં દીવાને ઝીણે અજવાળે રાઘેદાસ અને તેનું મંડલ દેખાયું તેમાંનો એક બાવો વેદી ઉપર આગ પ્રકટાવતો હતો. આ જોવા તે તૈયાર ન હતી. વેદીમાં સુરેશજ હોવો જોઇએ તેમાં તેને શંકા ન રહી. સુરેશને કોઇ પણ રીતે બચાવવોજ જોઇએ એમ તેને લાગ્યું. તેણે બુમ પાડીઃ ' રાઘેદાસ, સુરેશનો ભોગ માતાજી માગતાં નથી. જો તે ભોગ આપીશ તો માતાજી તમારા બધાનો ભોગ લેશે " એટલું બોલી તે નીચે પડી. અને બેશુદ્ધ થઇ ગઇ. જાગી ત્યારે અરુણનાં થોડાં કિરણો દેખાવા માંડ્યાં હતાં. તે એકદમ ઉઠી અને ભોંયરાની બહાર આવી. બીકની મારી મંદિરની સામે પણ જોયા વિના મઠમાં પહોંચી ગઇ

મઠમાં ઘણા નિદ્રાવશ હતા. પણ જ્યારે સૌ જાગ્યા ત્યારે એક વાત બધે ચર્ચાઇ રહી હતી. માતાજીએ આકાશવાણીથી સુરેશનો ભોગ લેવાની ના કહી હતી. જ્યારે બાલાએ આકાશવાણીના શબ્દો સાંભળ્યા ત્યારે તે દોડતી દોડતી સુરેશ પાસે ગઇ સુરેશને તાવ આવ્યો હતો. પણ તે શુદ્ધિમાં હતો જેવી તેણે બાલાને જોઇ તેવોજ તે બેઠો થઇને બોલી ઉઠ્યોઃ " મને માફ કરજે. મેં તને નકામી ગુસ્સે કરી હતી. હવે હું આકાશવાણીમાં માનવા લાગ્યો છું. મેં પોતેજ કાને માતાને બોલતાં સાંભળ્યાં."

બાલા હસી. " તું મૂર્ખ છે. સુરેશ! તું હવે જ્યારે આકાશવાણીમાં માનવા માંડ્યો છે ત્યારે મારી શ્રદ્ધા તેમાંથી છેક ચાલી ગઇ છે. હું આકાશવાણીમાં માનતી નથી."

" કેમ શા માટે? ગઇ કાલ સુધી તો તું માનતી હતીને. અને આજે જ્યારે આકાશવાણીએ મને ઉગાર્યો ત્યારે તું માનવાની ના કેમ પાડે છે?"

" કેમકે એ બોલનાર તો હું હતી."

" તું? તું ત્યાં કેવી રીતે આવી ચઢી? મેં તને શોધવા આંખો ફેરવેલી પણ જોઇ શક્યો નહતો."

ઉત્તરમાં બાલાએ તેનાં પરાક્રમની બધી વાત સુરેશને કહી. કહેતાં કહેતાં ખુબ આનંદમાં આવી ગઇ. "હવે, સુરેશ! જો રાઘેદાસ જાણે કે તે આકાશવાણી તો મારી હતી તો શી વલે થાય!" આ પ્રશ્ન પુછતાં તેણે સુરેશની સામે જોયું, પણ જાણે ખીલાની માફક જડાઇ ગઇ હોય તેમ સુરેશની આંખો ભયત્રસ્ત સ્થિર થઇને તેની સામે ક્યાંક સ્તબ્ધ થઇ રહી હતી. સુરેશ શું જોઇ આટલો ગભરાયો તે જોવા તે તરફ નજર કરી.

સામે લાલચોળ આંખ કરીને દાંત કચકચાવતો રાઘેદાસ ઉભો હતો.

બીકથી બાલા સુરેશને આલિંગી તેના પડખામાં ભરાઇ ગઇ.

[આ વાર્તાનો વધુ રસિક ભાગ આવતા અંકમાં આ વાર્તાનું બીજું પ્રકરણ રા પ્રમોદ લખશે]



૫

धमनी स्व. पत्निश्रीना स्मरणार्थे
श्री ... गुरु ... समाने
श्रीयुत [illegible]

# સ્વપ્નદ્રષ્ટા

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૬૦૦ થી]

[અનુસંધાન પૃષ્ઠ ૬૦૦ થી]

## પ્રકરણ ૧૪ મું

### મંડલની સભા માટે તૈયારી

૧

અઠવાડીયું રહીને સુદર્શન મુંબાઇ ગયો ત્યારે એક મહીનામાં દેશના ઉદ્ધાર માટે યોજના બનાવવાની ભીષ્મ પ્રતિજ્ઞા લઇને તે ગયો આ પ્રતિજ્ઞા પુરી કરવા તેણે પોતાની બાલક બુદ્ધિ, શક્તિ ને નિશ્ચયાત્મકતાનો બનતો ઉપયોગ કર્યો તેણે દેશેદેશના ઇતિહાસમાંથી નવનીત કાઢયું દરેક દેશની ઉદ્ધારક પ્રવૃત્તિ માંથી સાર કાઢયો, દરેક સ્વાતંત્ર્ય સેનાની રચના ને સ્વાતંત્ર્ય યુદ્ધના રહસ્યોની તુલના કરી તેણે દરેક રાષ્ટ્રની ઉન્નતિને અવનતિના કારણો ભેગા કર્યા છેના વર્ષ દહાડાના અભ્યાસનું તેણે સરવાયું કાઢયું, તેણે હીંદની દશા, મુશ્કેલી ને અશક્તિનું માપ કાઢયું, તેણે આદર્શ, શકય, ને વ્યવહારુ ત્રણે દૃષ્ટિનું બને તેટલું સંમિશ્રણ કર્યું, 'મા'ની માલા જપી ભક્તિરસનું સિંચન કર્યું પરદેશીઓની શક્તિની ગણત્રી કરી તેની સામે બનાવવાના પયદા યોજ્યા, ને રખેને કલ્પનાથી તણાઇ જવાય તેથી શિતળ, કડકડતી વ્યવહારિકતાની કસોટી પર તેને ચઢાવ્યા અને રાત ને દિવસ મહેનત કરી એક સર્વાંગ સંપૂર્ણ યોજના ઘડવા માંડી

ધની પણ બનતી મદદ કરી રહી તેને જોઇએ ત્યારે ચહા, તેને જોઇએ ત્યારે ખાવાનું, તેને જોઇએ ત્યારે બે પ્રેરણાના ટહુકા–તે આપ્યેજ જતી, અને થાકયો હાર્યો સુદર્શન તેનું સ્મિત જોઇ પ્રેરણા પામતો ગયો

અમેલાન પણ ઘણોજ ઉત્સાહમાં આવ્યો હતો સવાર, બપોર ને સાજ–ને કોઇક વખત રાતના પણ એ ને મીસ વકીલ વિજ્ઞાનના અખતરા કરતા, અને સુદર્શનને ખાતરી આપતા કે તેઓ ૩૧ મી જાનેવારી પહેલા ન જોએલું, ન કલ્પેલું એવું વિનાશનું શસ્ત્ર શોધી કાઢવાના છે અમેલાને ભણવા જવાનું છોડી દીધું ને આ અખતરા પર મંડયો રહ્યો જ્યારે તે ઘેર આવતો ત્યારે એના કપાળ પર ગેદ્ર રમની છાયા સુદર્શનને દેખાતી

બને મિત્રો, મીસ વકીલ ને ધની દેશના સ્વાતંત્ર્યના ઉદયના કિરણો જોઇ રહ્યા

અરવિંદબાબુ મુંબાઇમાં આવ્યા બંને મિત્રોએ તેના દર્શન કરી અને ભાષણો સાંભળી પોતાના ઉત્સાહને પાનો ચઢાવ્યો તેના રાષ્ટ્ર ધર્મના મંત્રો સુદર્શનના મનમાં મંભળાઇ રહ્યા

"રાષ્ટ્રધર્મ ઇશ્વર પાસેથી આવે છે રાષ્ટ્રધર્મ મરતો નથી કારણ કે ઇશ્વરજ બંગાલને પ્રેરે છે ઇશ્વરને મારી શકાય નહીં, ઇશ્વરને જેલમાં મોકલાય નહીં તમને ખરી શ્રદ્ધા છે, કે માત્ર રાજકીય પ્રેરણા–એક વિસ્તૃત પ્રકારનો સ્વાર્થ?'

મધરાતે અંધકારમાં તેની પથારીમાં માનસિક પ્રણિપાત કરતા ને આ મંત્રોનું ગુંજન કરતા વિશુદ્ધ ને પ્રોત્સાહિત અંતરથી સુદર્શને 'મા' ને વીનવાજ કરી "'મા' પ્રેરણા આપો! શક્તિ આપો!' તેણે પ્રાર્થના કરી

યોજના લખાતી ગઇ, કાગળોના કાગળો લખાયા, સુધારાયા, ફડાયા ને ફરી લખાયા જાનેવારી માસ ધીમેધીમે આગળ ચાલવા લાગ્યો ૧૦–૧૧–૧૨–૧૩–૧૪–૧૫ પંદરમીની સવારે તેણે યોજના પુરી કરી તેના આગળ પડેલા કાગળની ચોકડી જોઇ તેનું હૈયું ગર્વથી ફુલી આવ્યું

"ધની બહેન! મારું કામ મેં પુરું કર્યું"

"શાબાશ!" ધનીએ નહાવાનું પાણી

મુકતાં કહ્યુ "મને પછી ગુજરાતીમા કહેશો?"

"જરૂર" સુદર્શને કહ્યુ તેની નજર ધની પર પડતા તેને વિચાર આવ્યો—કેવી પ્રોત્સાહક સહચરી! સચિવ, સખી, પ્રિય શિષ્યા લલિત નહી પણ વિપ્લવ જેવી કઠોર ને ભયકર લલામા! તે હસ્યો

બપોરે ટપાલ આવી બીજા મિત્રોના કાગળ હતા તેમ પાઠકનો પણ કાગળ હતો

મદ્રાસ, તા ૨૨-૨-૧૯૦૮

ભાઇ સદુભાઇ!

મને મદ્રાસ નોકરી મળ્યાનો તાર આવ્યો હોવાથી હુ અજે અહીઆ આવ્યો છુ ૧૨૫) રૂપીઆ મહીને ને ખાવુ પીવુ ધાર્યા કરતા ઘણો સારો પગાર છે

મારાથી ૩૧ મીએ વડોદરે નહીં અવાય ને આવ્યાથી પણ શું ફાયદો? મારા જેવા—જેને આધારે આખુ કુટુબ હોય તેને કે કમાયા વિના ચાલે? એજ

લી સ્નેહાધીન,
પાઠક

સુદર્શને ગુસ્સો આવ્યો "This is what I call selling a birthright for a mess of pottage—(આનુ નામ ટુકડા માટે જન્મસિદ્ધ હક્ક વેચ્યો હુ કહુ છુ)'

"હુ જાણતોજ હતો કે પાઠક નકામો છે" અબેનાલે કહ્યુ

"સારુ થયુ એ નહી આવ્યો એના ઢચુપચુ વચ્ચે હોય તો નકામાં વિઘ્ન નાખે"

"ખરી વાત છે' ધની વચ્ચે બોલી

અબનાન ઉગ્રતાથી ચારે તરફ જોઈ રહ્યો ને એકદમ સદુભાઇનો હાથ પકડ્યો 'સદુભાઇ! હુ નહી મરતા સુધી આપણે બે ઉભા છીએ"

"ખરી વાત છે! અબેલાલ! જ્યા સુધી આપણે બે છીએ ત્યા સુધી દુનીઆ જખ મારે છે મારા રાષ્ટ્રસંઘની યોજના ને આપણે બે સ્રષ્ટા ને મૂલ".

"હા! દોસ્ત" ને ગાભીર્યથી અબેલાલે સુદર્શનનો હાથ દાબ્યો તેમના અતર દેશભક્તિ ને ભીષણ કાર્યદક્ષતાથી ઉભરાતા હતા "તમારી યોજના મે થોડી જોઇ છે બધા દાખલા દલીલો કાઢી નાખી એક નાનો સારાંશ કાઢો કે બધાને સમજાવતા ઠીક થઇ પડે"

"હા, હુ એમ કરુ. એ પણ ઠીક છે"

## ૨

લગભગ બે ત્રણ દહાડે ચોપાની પર કેરશાસ્પ ને સુદર્શન ભેગા થતા, અને મડલના પ્રમુખ ને મત્રી દરેક સભ્યની હકીકત, શક્તિઓ અને મડલના કાર્યક્રમ વીશે મનણા કરતા

કેરશાસ્પના સિદ્ધાતો સ્પષ્ટ નહોતા, પણ તેનામાં પ્રેરકતા હતી, ને બધાને ભેગા રાખી હકુમત ચલાવવાની નૈસર્ગિક શક્તિ હતી તેની વાણીમા ઉત્સાહ હતો, સત્તા હતી, સખ્તાઇ હતી, ને જોઇએ ત્યારે કટુતા પણ આવતી દરેક જણ એને જોઇ માનથી ઠમકી ઉભા રહેતા, એને સાભળી પોતાના અભિપ્રાય વીસરી જતા

સુદર્શનના સિદ્ધાતો દહાડેદહાડે સ્પષ્ટ થતા જતા હતા; અને કેરશાસ્પ તેને સમજી પોતાના કરી લેતો અને તરત નવે સ્વરુપે ને નવી ઝમકથી બહાર પાડતો

આજે દેશ દહાડા થયા તેને કેરશાસ્પ મળ્યો નહોતો એટલે સુદર્શનને ચિતા થવા માડી એને પારડ અને શિનલાલની વાત કરવી હતી, પોતાની યોજનાનો સારાશ બતાવવો હતો, ૩૧ મીએ શુ કરવુ તે નક્કી કરવુ હતુ, કઇ ટ્રેને ને કેમ જવુ તે ચોક્કસ કરવુ હતુ, અને ઘણી ઝીણી વિગતોનો વિચાર કરવો હતો ૨૯ મી સવારે તે અધીરો થઇ ગયો તેનો ઇરાદો એક દહાડો વડોદરે વહેલા જઇ બીજા મિત્રો જોડે યોજનાઓ વીશે વાતચીત શરુ કરવાનો હતો નહીં તો, ૩૧ મીએ છેલ્લો

કેરશાસ્પ ન હશે તો પણ ચાલશે!

પણ કેરશાસ્પ વિના કેમ ચાલે? એની યોજનામાં દસ સભ્ય ને એક પ્રમુખની સમિતિ મધ્યબિંદુ હતી પ્રમુખ સર્વ સત્તાધિકારી હતો; અગીઆર જણની સમિતિ એક વ્યક્તિ જેની સુદઢતા ને એકતાનતાવાળી હતી. કેરશાસ્પ વિના એ સુદઢતા ને એકતાનતા કોણ લાવે? તેના વિના સર્વઆલ્હન કોણ કેળવી શકે?

કેરશાસ્પને મળવાનો એક ફરી પ્રયત્ન કરવાનુ તેને મન થયુ છ વાગતા સુધી અબેલાલની તેણે વાટ જોઇ, પણ તે ન આવ્યો એટલે તે એકલો નીકળ્યો અબેલાલની શોધથી તેનુ હૈયુ આશાથી છલકાતુ હતુ, અને તેના મગજમા એ શોધને પરિણામે શક્ય બનતી હઆરો યોજના સ્વરુપ લેતી હતી કેરશાસ્પના ઘર આગળ આવતા ત્રીજે માળે દીવો દેખાયો ને તેનુ હૈયુ નાચી ઉઠ્યુ જઇને કેરશાસ્પને વિજયસંદેશો આપી, તૈઆર કરી, વડોદરે લઇ જતાજ વાર છલગો ભરતો તે દાદર ચઢ્યો ને બારણા વચ્ચે આવતા ચમકીને ઉભો

એક નાના કેરોસીનના દીવા આગળ બે હાથ માથે મુકી કેરશાસ્પ બેઠો હતો તેનુ મજબુત, ભરાવદાર શરીર જાણે દુસહ બોજા થી કચરાઇ ગયુ હોય એવુ દેખાતુ તેના ભરેલા મોઢાને ઉજાગરાની, ચિંતાની, નીરાશાની રેખાઓ બીહામણુ બનાવતી તેની આખો સુઝેલી હતી સામે અડધો પીવેલો ચહાનો પ્યાલો, અને અણ સ્પર્શેલા ખારા બીસ્કીટ પડ્યા હતા કેરશાસ્પ આટલી નિર્બલતા અનુભવી શકે છે એનો ખ્યાલ સુદર્શનને સ્વપ્ને પણ નહીં આવેલો

સુદર્શન બોલવા જતો હતો ને કેરશાસ્પે તેને જોયો-ને ટેલીફોન વગડ્યો. સત્તાથી કેરશાસ્પે સુદર્શનને ચુપ રહેવા હાથથી ઇશારત કરી ને ટેલીફોન લીધો

"હલો, પ્યારેલાલ! બે પોઇન્ટ! ક્યા રીચર આયા-ક્યા-ઓ-અચ્છા મો ગઢડી કવર કરો દેખા જાયગા, કીતના ભાવ?-દેખો હા-અચ્છા એકદમ કવર કરો—" તેણે ટેલીફોન મુકી દીધો ને માથે હાથ મુકી બોલ્યો "Oh God! (ઓ પ્રભુ!)"

"શુ છે કેરશાસ્પ!"

"સદ્દુભાઇ! હુ પતી ગયો." તેણે ગળુ ખખારી બોલવા માડ્યુ. "દરેક કલાકે હુ ત્રીસ હજાર રુપીઆ ખોઉ છુ."

"ઓ—" સુદર્શને આખો ફાડી કહ્યુ શુ બોલવુ તે પણ તેને સુઝ્યુ નહી

"Bad luck (ખરાબ નશીબ)" કેરશાસ્પે ઉમેર્યુ ને નીસાસો નાખ્યો

"હુ સવારે આવ્યો હતો"

"હુ દિવસે ઘેર હોતોજ નથી"

"કેમ?"

"મારા માગનારા મારો જીવ ખાય છે મારી સામે હુકમનામા છે"

"ત્યારે ૩૧ મીએ વડોદરે—"

"૩૧ મીએ વડોદરે—" જાણે મરણ પથારીએ પડેલા માણસ જેવી નિસ્તેજ આખો ઉચી કરતા કેરશાસ્પે કહ્યુ

"આપ——'

"ટ્રી-ટ્રી-ટ્રી-ટ્રી—" ટેલીફોન બોલ્યો સુદર્શન ચુપ રહ્યો, "હલો, કોણ સોભાગ?" કેરશાસ્પે ટેલીફોનમાં બોલવા માડ્યુ. "હા, રીચર આ ગયા? તેજી હય? હા-હા-ક્યા?-અલો-દો પોઇંટ-જ્યાદા મરીકાન ક્યા હય, હલો-કલ મીલુગા હલો——" કહી ધમ કરતો કે તેણે ટેલીફોન પછાડ્યો, અને વેદના તેના કપાળ પર પ્રસરી રહી

આ વખતે શુ બોલવુ તે સુદર્શન વિચાર

કરતો હતો. ક્યાં 'મા'નો ઉદ્ધાર ને ક્યાં પ્યારેલાલ ને સોભાગ? ક્યાં દેશભક્તિ ને ક્યાં મરીકાનના ફીચરો? મરીકાન ફીચરોમાં દેશભક્તિ પોષવાના ગુણ તેણે ધાર્યા હતા એવા લાગ્યા નહીં.

"કેરશાસ્પ——" તેણે કહેવા માંડ્યું.

"કેરશેઠજી ગેરુ છે કે" એક જણે બુમ મારી.

"હા" કેરશાસ્પે કહ્યું ને તેનું મુખ હતું તેનાથી ફીકું પડી ગયું.

"મેંધાજી" ને પ્રુજતે ઓઠે બબડ્યો ને સ્વસ્થ થવાની મહેનત કરી.

"એ કોણ?" સુદર્શનથી પુછાઇ ગયું.

"માગનાર છે. મારે એનું તેર હજારનું દેવું છે" કેરશાસ્પે જવાબ દીધો. અને બારણામાં આવેલા મારવાડીને જોતાં હસીહસીને તેણે બોલવા માડ્યું. "કોણ મેંધાજી! બેસો! સદુભાઇ! ઠીક ત્યારે સાહેબજી! બીજભુખણદાસને કહેજો કે મને કાલે પચીસ હજારની હુંડી મોકલી આપે. સાહેબજી!"

જાણે અંજાઇ ગયો હોય તેમ સુદર્શન ત્યાંથી ચાલી નીકળ્યો. તેને ભાન થયું કે પેલા મારવાડીને સંતોષ આપવા કેરશાસ્પે પેલી હુંડીની ગપ મારી હતી. તે દાદર કેમ ઉતર્યો તે તેને યાદ રહ્યું નહીં. જ્યારે તે રસ્તા પર ગયો, ત્યારે જાણે પ્યારેલાલ ને સોભાગચંદ ને મેંધાજી તેની પાછળ પડ્યા હોય તેમ તેણે ગભરાઇને પાછું જોયું અને મોડું થયું છે એમ ભાન આવતાં કાંદાવાડી તરફ તે ચાલ્યો.

### ૩

રાતના દશ વાગે ચર્નીરોડ પરથી તે નીકળવાના હતા જ્યાં તે આઠ વાગે ઘેર પહોંચ્યો તો પણ અંબેલાલ આવ્યો નહોતો. કેરશાસ્પને ત્યાં મળેલા અનુભવથી તે ઘણો જ ખિન્ન થઇ ગયો હતો, અને તેને ધાસ્કો પડ્યો હતો કે ૩૧ મીની સભા બરોબર પાર ઉતરવાની નહીં જે સભા માટે તેણે વર્ષ દહાડો વિચાર ને યોજના કરી હતી, જે સભા માટે આજે પચીશ દહાડા તેણે ભુખ ને ઉજાગરા વેઠ્યા હતા તે સભા ઉંક ધુળ મળી જવાની? એ સભા પર 'માં'નું ભાવિ અવલંબતું હતું એ સભા પર તેમના મંડળના અસ્તિત્વનો આધાર હતો. એ સભા પર તેનું ને તેના મિત્રોનું ભાવિ જીવન ટેકવેલું હતું. અને તેનું શું થવા બેઠું હતું?

મીનીટ પર મીનીટ ચાલી પણ અંબેલાલ આવ્યો નહીં. ધની જોડે વાત કરતો તે અટકી ગયો, ઓરડીમાં આંટા મારી તે થાક્યો, છજામાં ડોકાવી તે કંટાળ્યો. તે જમશે ક્યારે, ને ટ્રેન પકડશે ક્યારે? અંબેલાલને પણ શું થયું? સવારે તો તેણે સુદર્શનની સાથે પડખે ઉભા રહી 'મા'નો ઉદ્ધાર સાધવાની પ્રતિજ્ઞા લીધી હતી. ૬૬ જનુની, નિડર અંબેલાલ——

અંબેલાલનાં પગલાં સંભળાયાં

'ધનીબહેન ભાણાં પીરસો" સુદર્શને બુમ મારી તે બારણા તરફ દોડ્યો.

બારણામાં અંબેલાલ હસીને ગેટે ઉભો હતો—પણ કેવો અંબેલાલ! તેને કપાળે એક પાટો હતો, તેનો હાથ ઝોળીમાં હતો, ને તેના કોટ પર લોહીના છાંટા હતા; અને છતાં તેના મુખ પર ને આંખમાં કંઇ અજબ આનંદનાં તેજ હતાં.

"અંબેલાલ! આ શું?" ગભરાઇને સુદર્શને પુછ્યું.

"કંઇ નહીં. સદુભાઇ! એ તો મારો પ્રયોગ સફળ થયો હા. હા."

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમાં]

# ગુજરાતનું રાષ્ટ્રીય વ્યક્તિત્વ

[અનુસંધાન પૃષ્ઠ ૬૨૯ થી]

ગણત્રી પ્રમાણે સરેરાશ વાર્ષિક આવક રૂ. ૧૦૦ જેટલી છે; અને ગુજરાતની ખેતીવાડીની પેદાશ સાધારણપણે વધારે કીંમતી તેમજ એ પ્રદેશમાં હુન્નર ઉદ્યોગ અને વેપારવણજ પણ પ્રમાણમા વધારે હોવાથી, અને સાથે વસ્તી કમતી હોવાથી, સરેરાશ આવક રુપીઆ ૧૨૫–૧૫૦ જેટલી ગણીએ તો બહુ મોટી ભુલ નહીં થાય અલબત આ આંકડો સરેરાશી છે; પણ તેથી તે સર્વ સામાન્ય છે એમ માની લેવુંજ નહીં. બીજે ક્યાંએ નહીં તેટલા પ્રમાણમા આ પ્રદેશમાં ગરીબ તવંગર વચ્ચે તફાવત ભયંકર છે. છતા સરેરાશનો વિચાર બીજું કૈં નહીં તો આટલુ સહજ સિદ્ધ કરી બતાવશે કે ગુજરાતમા સંભવિત સંપત્તિ (Potential wealth) બીજા પ્રદેશ કરતા વધારે લાગે છે, અને તેટલાજ પ્રમાણમા ગુજરાતનુ પ્રાતિક–રાજકીય–વ્યક્તિત્વ સ્પષ્ટ થએ તે વધારે સંગીન અને સબળ નીવડશે.

## ૬. ગુજરાતનું પ્રાંતિક વ્યક્તિત્વ: તેની સબળતા તેમજ દુર્બળતાનાં ચિહ્ન:

ગુજરાતની મે ઉપર વ્યાખ્યા જણાવી, એનો સીમાડો અંકી લીટીએ આલેખવા પ્રયત્ન કર્યો, તેથી એમ સમજશો નહીં કે આપણે હવે સિદ્ધરાજનુ સામ્રાજ્ય સ્વપ્ન પુનઃસજીવન કરવું છે, અથવા તો મુંજાલ મહેતાની કે કનૈયાલાલ મુનશીની મંડલેશ્વરનિષેધ નીતિ ફરી હાથ ધરી, વણસેલુ ઐક્ય પુનઃ સિદ્ધ કરવું છે. ગુજરાતનુ પ્રાતિક અસ્તિત્વ કોઇ પણ પ્રકારે સિદ્ધ થાય, તો તેને જાળવી રાખવા, તેની પુષ્ટિ કરવા ઘણાએ નિર્દોષ માર્ગ મને દેખાય છે, અને તેનુ યત્કિંચિત અવલોકન સંક્ષેપમા અહીં રજુ કરીશ પણ એ કરવા પહેલાં આટલું તો આરંભમાજ કહેવાની અગત્ય છે કે ગુજરાતનું વ્યક્તિત્વ જે નજરે હું જોઉં છુ તે રીતે પુનઃ સ્ફુટ કરવામાં, અને તેની વૃદ્ધિ તેમજ સમૃદ્ધિ સંરક્ષવામાં, વિઘ્નો કે મુશ્કેલી કોઇ પણ નથી એમ હું બીલકુલ કહેવા ચાહતો નથી. ગુજરાતના આગલા મંડલેશ્વર સંબંધી હમણાજ જે ઈસારો કર્યો, તેટલા પરથીજ આ ઐક્ય સાધનામાં નડતી મોટામાં મોટી મુશ્કેલીનો આવિર્ભાવ છે. મુંજાલ મહેતાએ મંડલેશ્વરોને મહાત કર્યા હતા કે નહીં તેનુ નિરાકરણ મુનશી મહેતાજીને નિન્દનારા કે વંદનારા મહાશયો પર રહેવા દઇએ, તો પણ આજના ગુજરાતના તેમજ આસપાસના, અને સર્વથા ગુજરાતી પ્રજાના દેશી રજવાડાનો ખ્યાલ તો જરૂર કરવો પડશે હીંદુસ્થાનનાં દેશી રાજ્યો નહીં તો દેશી રાજાઓ આપણી રાજકીય ઉન્નતિમા આડખીલી રુપ છે. હું દેશી રાજ્યો અને રાજાઓ વચ્ચે જાણી જોઇને ભેદ કરું છું, કારણ તે રાજ્યો તો એકજ પ્રજાના અંગભુત હોવાથી, જ્યારે તે પ્રદેશની પ્રજાને રાજ્યના સત્ય સ્વરુપની પીછાન પડશે; ત્યારે ત, મારી પક્કી નિષ્ઠા છે, કે અખિલ ગુજરાતની બીજી પ્રજાથી તે વિમુખ નહીં રહે. પણ દેશી રાજાઓની વાત ન્યારી છે સ્વાર્થી, વિષયી, વ્યસની, નિસ્તેજ, નિરક્ષર, ક્ષાત્રકુલ કલંકરુપ, રક્ષકને બદલે ભક્ષક બનેલા, રાજાને નામે રાક્ષસ વૃત્તિ ધરાવનારા, દેશદાઝનું જેમાં નામ નહીં, સ્વાર્થ–કેવળ સ્વાર્થ–સીવાય જેને બીજા કશાનુ ભાન નહીં, જેને પ્રજામાં પ્રેમ નથી, પોતામાં શ્રદ્ધા નથી, આશય નથી, આદર્શ નથી, ઉમેદ નથી, એવા નારુના રાજાઓ કદી પણ દેશના ખરં કલ્યાણ ચાહે, ખરં હિત સમજે, અને તેની સાધનામાં સામિલ થાય, એમ હું તો માની શકતો નથી. આખરતા

ઇલાજ તરીકે, નીરાશાના નીશાનરુપે, હીંદના ભાવિ મહાત્મ્યનુ જેને સ્વપ્ન સરખું પણ આવતુ હશે તો સૌ મને લાગે છે કે એ કહેવાતા રાજાઓ, માત્ર પોતાના બાપના બેટા અથવા ખરું કહીએ તો તેમની માના માવડીઆ તનુજો, માર્ગમાં આવતા કાંટા સમજી સમુળગા ઉખેડી નાખીએ, તોજ નિર્વિઘ્ને દેશસેવા સાધી શકાશે, તોજ ગુજરાત જેવા ખરેખર એક દેશની એકતા પુનઃ સજીવ કરી શકાશે પણ આ ભડભડ બળતા અંતરના ઉદ્દગાર સાથે ન્યાયબુદ્ધિએ વિચાર કરીએ, તો એ દેશી રાજ્યોની પ્રજા કે બ્રીટીશ વિભાગની વસતીનો મોટો ભાગ દેશી રાજાઓને પાણીચું પકડાવવા તૈયાર હજુ જણાતો નથી. વાસ્તવિક સિદ્ધિ મેળવવાનો જેને જરા પણ મોહ હશે, તેવા રાજપુરુષને આવી મૌલિક રાજનીતિ માફક નહીં આવે દેશી રાજાઓ પોતે તો પોતા વિરુદ્ધ કદી એ મત નહી આપે,—સીવાય કે તેઓ મત આપતી વેળા દારુની ઝુમમા હોય બ્રીટીશ સરકારને દેશી રાજ્યો, કે નહીં તો પોતાના રાજવહીવટના મુકાબલે વખાણ કરાવવા માટે, તરવારની ધારે પણ નીભાવવા વિચાર દેખાય છે અલબત્ત બ્રીટીશ સલ્તનતના સ્વાર્થ સામે, બ્રીટીશ અમલદાર વર્ગના અંગત લાભ સામે, કોઇ પણ દેશી રાજાએ થવાની લેશ પણ હીંમત કરી, તો,—તો—સમ્રાષ્ટ્રીય સરકારની તરવાર મ્યાનમાથી પોતેજ બહાર નીકળી પડશે અને ઇંગ્લંડના રાજા પહેલા જેમ્સની પેઠે નાગી તરવારને નજરે પણ ન જોઇ શકનાર આજના ચંદ્રવંશી કે સૂર્યવંશી કુલદીપકો, મી. ટોમ્પસન કે સર જોન વુડ જેવા કોઇ પણ ગોળી વિનાની પીસ્તોલનો ખાલી ભડાકોજ કરનાર અંગ્રેજ અમલદારને પગે પડવા સદા તૈયારજ છે. ફકત જો એ રાજાઓની પ્રજા સામે રાજાને કમર કસવી હોય, અથવા બ્રીટીશ હીંદની પ્રજા સામે રાજાઓને પોકાર કરવા હોય, તો બ્રીટીશ સરકાર કદીએ પોતાના પુરાણા "મિત્રો" પ્રત્યે વફાદારી ચુકશેજ નહીં. દેશી રાજ્યોનીજ પ્રજા તો આથી એ રાજાઓ સામે કશું કરી શકતીજ નથી. બાકી રહી એકજ બ્રીટીશ સલ્તનતની હીંદી પ્રજા. એના ઐક્ય અને પ્રગતિમા દેશી રાજાઓ કંટક સમાન છે, પણ તેને સમુળા ઉખેડી નાખવા તે પ્રજા પણ શક્તિમાન નથી. એટલે વ્યવહારુ ડહાપણનું એજ કેન્દ્રસ્થાન કે જે ઉખેડાય નહીં તે સુધરતા હોય, તો સુધારવા પ્રયત્ન કરવા ગુજરાતના પ્રતિક અસ્તિત્વ અને વ્યક્તિત્વમા,—જે નજરે હું જોઉં છું તે નજરે—દેશી રાજાઓનું અસ્તિત્વ મોટામા મોટી મુશ્કેલી છે આખા હીંદુસ્થાનમા જો કુલ ૬૦૦ દેશી રાજ્યો હશે, તો એકજ ગુજરાત આસપાસમાં ૩૦૦ કે ૩૫૦ જેટલા છે. એક ગામના ઠાકરડાથી માંડી વડોદરાના શ્રીમત, સમશેર બહાદુર સેનાખાસખેલ, દાલને હીંદ, મહારાજા ગાયકવાડ સુધીના પ્રત્યેક રાજાને પંદરમી સદીમાથી ઉઠાવી વીશમી સદીનો કૈંક ખ્યાલ આપવાની અગત્ય છે દેશી રાજાઓ જો માત્ર એટલું પણ કહે કે જેમ બ્રીટીશ પ્રાંતમા તેમજ તેના પ્રદેશ અને હકુમતમાં, આપખુદી તત્ત્વ ત્યજી, જવાબદાર રાજતંત્ર અને પ્રજાકીય પ્રતિનિધિત્વ સ્વીકારવામા આવશે; અને તે દ્વારા તેમનુ સ્થાનિક સ્વાતંત્ર્ય જાળવવું જોઇએ, તો પછી ગુજરાત જેવા પ્રદેશની ખરી ખીલવણી સાધવી બહુ કઠણ નહીં પડે હુ ધારું છું કે રાજાઓને આટલુ મનાવવુ હવે અશક્ય નથી. રાજાઓ તમામ નહીં તો મોટે ભાગે મૂર્ખ, વ્યસની, નિસ્તેજ, નિરક્ષર, નકામા છે પણ હવે તેઓને પણ કટકા લાગવા મંડયા છે. આત્મમાનની જ્યોતિ, વડોદરાના મહારાજાના દેશ-

નીઝામ વચ્ચે અને મણિપુરના રાજકુમારની ફાંસી વચ્ચે, કેટલાંક વર્ષોનો આંતરો હતો; પણ નાભા અને ઇંદોરના પદભ્રષ્ટપણા વચ્ચે, નીઝામને ધમકી અને કાશ્મીરને ચેતવણી વચ્ચે, મહીનાઓનો પણ આંતરો રાખ્યો નથી, એ આપણે જાણીએ છીએ, તેના કરતાં દેશી રાજાઓ પોતે બહુ વધારે તીવ્રતાથી જાણતા હશે. એ સૌનો સામટો વિચાર કરતાં, મને લાગે છે કે જો હીંદની, અથવા હીંદના કોઇ પણ ગુજરાત જેવા પ્રાંતની, પ્રજા અચુક નિશ્ચય કરે, કે પ્રજાકીય ઉન્નતિ અને આબાદી કોઇ પણ માર્ગે અને કોઇ પણ ભોગે સાધવીજ; અને તેમાં વિઘ્નરુપ તમામ તત્ત્વોને ઉખેડાય નહીં તો જેમ બને તેમ સુધારી એ ઉન્નતિ સાધવામાં શામીલ કરવા, તો તે કર્મસિદ્ધિના માર્ગ હીંદ તમામમાં તેમજ ગુજરાતમાં મળી રહેશે.

**૭. ગુજરાતમાં કેટલાંક લાભકારી ચિન્હો:** ગુજરાતના ઐક્ય, તેમજ ઉન્નતિમાં આડખીલીરુપ આવાં તત્ત્વો દૂર કરી શકાય, તો બાકીનુ વિષમ નથી. ખાસ કરીને ગુજરાતને પ્રાંતિક પ્રગતિ સાધવામાં કેટલીક ખાસ સગવડ સહાય–નિસર્ગતઃ મળે છે દાખલા તરીકે ગુજરાતમાં કોમી વેરભાવ, કે ધાર્મિક ઝનુન હીંદુસ્થાનના બીજા હતભાગી પ્રાંતોના પ્રમાણમાં બહુ ઓછું છે, બલ્કે નથી એમ કહીએ તો ચાલે. ગુજરાતમાં ધર્મ વૈવિધ્ય સમુળગુ નથી એમ તો કહેવાયજ નહીં. હીંદુ, મુસલમાન જૈન, ખ્રીસ્તી, પારસી, યાહુદી, આદિ દુનીઆના દરેક મોટા ધર્મની કોમ અને તેની અગણિત પેટા કોમો અહીં હયાત છે પણ ધર્મમાંથી ઝનુન વા અધશ્રદ્ધાને સ્થાને ખરી આંતરિક લાગણી પ્રદીપ્ત થવાથી, પરસ્પર અસહિષ્ણુના દૂર થઇ સમભાવ અને સન્માનની વૃત્તિ જન્મે તેને જો ખરો સુધારો અને પ્રજાકીય પ્રગતિ ગણીએ, તો ગુજરાતમાં આજે અનેક ધર્મની, શાખાઓ અનેક સંપ્રદાયો પરસ્પર સહિષ્ણુ બની आत्मवत् એ सर्वधर्मेषु મંત્રનો પાઠ કરી, હળી મળી રહેતા હોય એમ સહજ લાગે છે. હીંદુ મુસલમાનનો ઐતિહાસિક ઝઘડો, બ્રાહ્મણ અબ્રાહ્મણનો કૃત્રિમ કજીઓ, આપણે ત્યાં જણાતો નથી. અને તેને લીધે ઉદ્ધતતા વેરભાવ અને હાનિકારક હરીફાઇઓ પ્રગટી નથી. ગુજરાતને પણ બીજા દેશનો આ કારમો ઝેરી ચેપ લાગશે કે નહીં તે અત્યારે કહેવું મુશ્કેલ છે; પણ એટલું તો દૃઢ નિશ્ચયથી કહી શકાય કે જો ગુજરાતની પ્રજા આજે પણ પોતાનું પ્રજાકીય વ્યક્તિત્વ સમજે, અને તેના પ્રજાકીય પ્રાંતિક પ્રશ્નો–ખાસ કરીને આર્થિક ખીલવણીના સવાલો–ઉકેલવામાં મશગુલ થાય, તો અવશ્ય આવા નિરર્થક કોમી વેરભાવ, અદેખાઇ, અને કજીઆ જાગવા પામશેજ નહીં. અંગ્રેજીમાં કહે છે કે The Devil always finds some mischief for idle hands to do, અને ગુજરાતીમાં પણ કહેવાય છે કે નવરો બેઠો નખોદ વાળે. આપણને પ્રજાકીય રાજતંત્રની ખરી જવાબદારી હજુ સમજાઇ નથી. આપણે દેશની રાષ્ટ્રીય ખીલવણીનાં સાધનો, માર્ગો, ઉદ્દેશો હજી જાણતા નથી. પ્રજાકીય સંસ્થાઓ હજું આ દેશમાં ફક્ત નાટકના તખ્તારુપ છે. અને તેથીજ આજે આપણામાં કોમી તત્વ પ્રધાન બની ગયું છે પણ જ્યારે રાષ્ટ્રીય ઉન્નતિનું ખરું રહસ્ય સમજાશે, તેના માર્ગ યોજવા અને સાધનો અજમાવવા આપણને ખરેખર સર્વ શક્તિ સંભવશે, ત્યારે દેશનું ખરું હિત સાધવામાં મશગુલ બનેલી પ્રજાને તેમજ તેના નાયકોને આવા નિરર્થક નાના મનના કોમી ક્લેષ વધારવાને કારણ પણ નહીં મળે, અને અવકાશ પણ નહીં રહે.

## ૮. ગુજરાતમાં સંપત્તિ સાધન:

ગુજરાતમાં પ્રજાની ખરી સંપત્તિ સાધવાને કે વધારવાને આપણને અનેકધા વિશાલ ક્ષેત્ર છે. મુંબાઇ ઇલાકા જેવા અસ્તવ્યસ્ત પ્રાંતનો ગુજરાત જ્યાં લગી એક વિભાગ માત્ર રહે, ત્યાં લગી આવાં સાધનો અને માર્ગો પર આપણાથી કુદરતીપણે લક્ષ અપાતુંજ નથી, પણ જ્યારે ગુજરાત પોતેજ એક સુઘટિત, સુવ્યસ્થિત, સ્વતંત્ર પ્રાંતિક વ્યક્તિ વ્યવહારિક પણ બનશે, ત્યારે આજ અવ્યક્ત, અદૃષ્ટ, અજ્ઞાત રહેલી આ દેશની અનેક ખુબીઓ સહજ સ્ફુરી નીકળશે. આજના ગુજરાતનો ઠેઠ વ્યવહાર કુશળ રાજપુરૂષની નજરે ખ્યાલ કરો, તો અત્યારે પણ આપણને ગુજરાતના અસ્ફુટ વ્યક્તિત્વમાં રહેલા ઘણાએ એવા લાભો અને ગુણો સહજ જણાશે, કે જેની પુરતી માવજત અને કેળવણીથી, દેશની ખીલવણી સર્વાંશે સંતોષકારક થાય. મેં આગળ કહ્યુ તેમ ગુજરાતની આજનીજ સંપત્તિનો વિચાર કરીએ તો હીંદના બીજા પ્રાંતોના પ્રમાણમા સાધનોનીએ બહુ અછત નથી. ગુજરાતમા જેટલી રોજગારી છે, અથવા તો જેટલા વિધવિધ પ્રદેશમાં કામગારી મળી શકે છે, તેટલી, મુંબાઇ કલકત્તાના મોટા શહેરો બાદ કરો, તો બીજે કોઇ પણ સ્થળે ભાગ્યેજ મળશે આપણા ગુજરાત દેશમા તમામ હીંદુસ્થાનની પેરે કૃષિકર્મ પ્રધાનપદે છે. અને તેમાં પણ બીજા કેટલાક પ્રાંતો કરતા આપણું સદ્ભાગ્ય કેંક અંશે વધારે ઉજવળ છે. પાક વિધવિધ, ઐહિક-સ્થાનિક ખપનો તેમજ આંતર રાષ્ટ્રીય વેપાર માટેનો થાય છે, અને જથ્થામાં પુષ્કળ હોય છે. સાધારણપણે, ધઉં, કપાસ, કઠોળ, તલ, અળસી, સલસી આદિ બીમાં આત્મોપભોગ તેમજ. નીકાસમાં મોજુદ હોવાથી, કીમત સારી મળે છે. અને જો કે દુકાળની ભીતિ હજુ સદતર નાબુદ થઇ નથી; તેમજ બારેમાસ વહેતી મહા નદીઓ ઉત્તર હીંદુસ્તાનના પ્રમાણે આપણા પ્રદેશમાં કમતી હોવાથી નહેર નીકના સાધનો પણ જોઇએ તેટલા, દુષ્કાળ નિવારણ પુરતાં-પણ નથી, તો પણ કુદરતની મહેરથી જમીનની ફળદ્રુપતાથી, દુષ્કાળનુ કષ્ટ બીજા પ્રાંતો જેટ અહીં અસહ્ય નીવડતુ નથી. "નિર્જલ ગામ નવાણ ગળાવો, વાવકુવા નદી તીર તળાવો, શોધી જુના ફરી સદ્ય સુધારવા"નો ધનિકધર્મ આપણા આદ્યકાળથી સમજાયો હોય અને સધાયો હોય એમ ઇતિહાસે અવશેષ રહેવા દીધેલા ખંડેરો પરથી પણ સિદ્ધ થઇ શકે છે; અને આજે પણ તે પ્રણાલિકાએ પ્રચાર મંદ નથી પડયો. પણ એ સૌ સાધનો પુરાં પડેજ નહીં, અને દુષ્કાળ નિવારણમાં કૃત્તેહમંદ થાયજ નહીં,–જો આપણે ત્યા સાથેસ થે ઔદ્યોગિક ખીલવણી પણ થઇ ન હોત હીંદુસ્થાનના મોટા ઉદ્યોગોમા બેઃ તેમાંથી એક પશ્ચિમ ઇલાકામાં ખીલ્યો છે, અને બીજો પૂર્વમાં. આપણે ત્યા–ખાસ કરીને મુંબાઇ અને અમદાવાદમાં–ખીલેલા કાપડ સુતરનો ઉદ્યોગ, અત્યારે ગમે તે સ્થિતિમા હોય, તોપણ સંગીન પાયે સ્થપાયલો કહી શકાશે તેમાં આજે લાખો લોકને રોજગાર મળે છે. એ અને બીજા ઉદ્યોગ, તેમજ વેપારની ઘણીજ સારી ખીલવણીથી, ગુજરાતમાં સરેરાશ પેદાશ મેં આગળ જણાવ્યુ તેમ રુ ૧૨૫ ની માથાદીઠ થવા જાય છે. હીંદના બીજા પ્રાંતોના પ્રમાણમાં આ પેદાશ ઘણી સારી કહી શકાય. એટલુંજ નહીં; પણ ભવિષ્યમાં આપણા ગુજરાતની આવી આર્થિક સંપત્તિ વધારવાના, હજુ પણ ઉત્તરોત્તર ખીલવણી કરવાનાં, અનેક

રીતે અગણ્ય સંભવ છે.

આ સંભવને વાસ્તવિક બનાવવો હોય, તો ગુજરાતનું સ્વતંત્ર પ્રાંતિક અસ્તિત્વ સ્વીકારવાની અતિજ અગત્ય છે. ગુજરાતનાં સાધનો જેટલે અંશે ગુજરાતીઓ સહૃદયે કામ કરી ખીલવી શકે, તેટલે અંશે ગમે તેટલા કુશળ અને કર્તવ્યપરાયણ પરદેશી કદી નહીં કરી શકે. ગુજરાતમાં વર્તમાન પરિસ્થિતિનો એ પણ એક લાભ સમજવો જોઇએ કે, મેં ઉપર જણાવ્યું તેમ, ત્યાંની વસ્તી, ત્યાંનો સમાજ, સુવ્યવસ્થિત ઘટના કે વર્ગણી વાળો છે. સર્વ મનુષ્યના સમાન હકની નજરે કદાચ આ વર્ગણી અને ઘટના ન્યાયસર ન લાગે. પરંતુ જો કોઇ કાળે પણ સર્વથા, સર્વાંગે, સમાનતા-વસ્તુત; સમાનતા–આણવાનો જરા પણ લોભ રાખતા હો એ, તો આવી વર્ગણી સર્વથા અસંતોષકારક ન ગણાવી જોઇએ. ધંધાના વૈવિધ્યથી, વસ્તી તમામ માત્ર એકજ ધંધા પર આધાર રાખતી નથી. અને ઔદ્યોગિક પ્રજા સર્વત્ર અને હમેશ વધારે સમજુ અને સાહસિક ગણાતી હોવાથી, આશા રાખી શકાય છે કે અસમાનતાનો અન્યાય દૂર કરવામાં તે વધારે ખંતથી, અને સમજણથી, જોડાશે, અને સહાયભૂત થશે.

## ૯. ગુજરાતના પ્રાંતિક પ્રશ્નો :

ગુજરાતના પ્રાંતિક અસ્તિત્વ કે વ્યકિતત્વ પર આટલો ભાર દેવાનું ખાસ કારણ એટલુંજ કે એ પ્રદેશના સ્થાનિક પ્રશ્નો ઘણાએ છે કે જે પર આજે લક્ષ અપાતું નથી, અને અપાય તો એવા દ્રષ્ટિબિંદુથી કે જેમાં ખુદ ગુજરાતની જરૂરીઆતને પ્રધાનપદ અપાતું નથી. એમાં આપણે કોઇનો દોષ કાઢવાની જરૂર નથી. પણ એ વસ્તુ સ્થિતિનું દિગ્દર્શન માત્ર કરવાથી સહજ સમજી શકાય છે કે, જો ગુજરાતમાં સ્થાનિક જવાબદારીનું સ્વતંત્ર રાજતંત્ર હોય, તો આપણે કેટલી સુગમતાથી આપણા દેશની અંગત જરૂરીઆતના પ્રશ્નો હાથ ધરી ઉકેલી શકીએ. દાખલા તરીકે ગુજરાતમાં પરસ્પર વ્યવહાર (Communication and Transport) નાં સાધનો જુઓ. આજે સામાન્યતઃ એ એક પ્રજાના સુધારા કે પ્રગતિનું ચિહ્ન ગનાય છે કે જ્યાં મોટા પ્રમાણમાં રેલ્વેનાં સાધનો હોય. ગુજરાતમાં રેલ્વેની અછત નથી: અને મારી અંગત માન્યતા પ્રમાણે તો હીંદના બીજા કેટલાક ભાગપેઠે ગુજરાતમાં પણ ને દેશના ઉદ્યોગ વેપારને જોઇએ અથવા માફક આવે તેના કરતાં વધારે પ્રમાણમાં રેલ્વે–સાધના છે. મારી આ માન્યતાનું કારણ સરળ છે. રેલ્વે સગવડ હમેશ મોંઘી-Costly-હોય છે. એ મોંઘારત જ્યારે અમુક દેશની તમામ વસ્તુસ્થિતિ એક સામટી અવલોકીએ ત્યારે સહજ જણાઇ આવે. રેલ્વે સગવડ આર્થિક નજરે એવી વસ્તુ છે કે જે મોટા પ્રમાણમાં, ગંજાવર પાયા પર ઊંચા સામગ્રીવાળા ઉદ્યોગ માટે જરૂરની તેમજ સસ્તી પડે. પણ જ્યાં ઉદ્યોગ સાધારણ અને બહુજ નાના પાયા પર હોય; જ્યાં એક એક ડબ્બો ૫૦) ટન જેટલું વજન ભરે, અને એવા ૧૦૦) ડબ્બાની સામટી ટ્રેન બની ૧૦૦૦) કે ૧૫૦૦) કે ૨૦૦૦) માઇલની એક સામટી મુસાફરી માટે દોડાવવાને બદલે, ૧૦ કે ૧૫ ટનના ડબ્બાથી કામ લેવું પડે; અને તે પણ એવી સરતે કે દરેક નાના સ્ટેશને એવો એક ડબ્બો પણ પુરો ભરવા જેટલો માલ મળે નહીં, કે જેથી દરેક ડબ્બાને બે ત્રણ દિવસ તો માત્ર માલ પુરો મેળવવા માટે વ્યર્થ ગુમાવવા પડે, અને એવા ૨૦ કે ૩૦ ડબ્બાની ગાડી આખી પુરી કરવા માટે તો કોણ જાણે કેટલોય સમય વ્યર્થ ખોવો પડે; જ્યાં ગાડી જોડવા

પછી, દર ૨૦) કે ૫૦) માઇલે ઉતારવી પડે, ડબ્બા વીખેરવા પડે; અને ફરી સમય વ્યર્થ ગાળવો પડે, ત્યાં એ સગવડ માત્ર રોકાએલા નાણાંના વ્યાજ બાર નીચેજ કચડાઇ જાય છે; અને તેના લાભ લેનારને લાભ કરતાં બોજો વધારે ઉઠાવવો પડે છે. અલબત, રેલ્વે સગવડની સરખામણી આપણા પુરાણા ગાડાં જોડે કરો, તો કદાચ સરવાળે રેલ્વે ફાયદાકારક જણાય. પણ એવી તુલના વાજબી નથી. કારણ રેલ્વેથી ઉલટું, જળવાટે આજના સાધનોએ તેટલીજ સગવડ એક દશાંશ કે તેનાથી પણ ઓછા ખર્ચે મેળવી શકાય. અર્થશાસ્ત્રીઓએ અડસટો કર્યો છે કે જે ખર્ચે એક ટન ભાર માલ રેલ્વે રસ્તે લીવરપુલથી લંડન જઇ શકાય, તેટલેજ—બલ્કે તેથી ઓછે—ખર્ચે તેજ માલ લંડનથી કેપટાઉન, એટલે કે દસ થી બાર ગણું વધારે દૂર દરીઆ વાટે વ્હાણ મારફતે મોકલી શકાય. આપણા દેશમાં, ગુજરાતમાથીજ દાખલો આપુ તો જેટલા ખર્ચે જેરીઆની ખાણોમાથી કોલસો ૧૦૦૦ કે ૧૧૦૦ માઇલ મુંબાઇ લાવી શકાય, તેટલાજ ખર્ચે કાર્ડીફથી વીલાયતી કોલસો મુબાઇ કે કરાચી લાવી શકાય. સુરત, ભરુચ, ખંભાત, આદિ ગુજરાત અને કાઠીઆવાડના બંદરો તેમની આગલી ઝાહોઝલાલીમાં આજ પણ વર્તમાન હોત, તો ત્યાં પણ વીલાયતી સ્ટીમર તેજ કોલસો ઝેરીઆના કોલસાથી કદાચ પોણે ખર્ચે લાવી શકાત. દષ્ટાંત આપવાનો હેતું સ્પષ્ટ છે. ગુજરાત દરીઆ કીનારાનો મુલક છે. તેમાં ઘણાએ સમુદ્રતટના બારે માસ ચાલુ રહે એવા બંદરો છે; અને તેથી પણ વધારે નદીતટના બંદરો છે. ૩૦૦૦ થી ૪૦૦૦ વર્ષ પર ગુજરાતનું ભરુચ બંદર ગ્રીક સાહિત્યનું બારીગાઝા અઢળક દોલતવાળું, સેંકડો સફરી ઝહાઝથી ભરપુર, જગમશહુર, વેપારનું મથક હતું. કહે છે કે નદીના પુરથી તે બંદર ભાગી પડયું. એ વાત તદન ગલત છે, સ્વાર્થીઓની-સ્વાર્થવૃતિની પરિસીમા છે. ગુજરાતનાં પુરાણા પણ પુણ્યશાળી બંદરો તુટી પડવાનું એકજ કારણ છે. અને તે આપણી પરદેશી થાપણે બંધાએલી, પરદેશી અમલદારોથી ચલાવાતી આગગાડી મુંબાઇમાં એ આગગાડીનું મુળ મથક. મુંબાઇમાંજ પરદેશી પેઢીઓની આયાત નીકાસ કરનાર મુખ્ય શાખા, એટલે મુંબાઇની ખીલવણી કરવા માટે મુંબાઇને હરીફ થનાર ગુજરાતના અસલી બંદરોનું બલિદાન અપાયું છે. જળવાટ સમુળગી નાબુદ થઇ; વહાણવટીનો ધંધો મરી ગયો; ખલાસીની રોજગારી ગઇ, અથવા રહી તો ગુલામીની સરતે નાખુદાના સાહસને સ્થાન નથી અને તે સૌ જે રીતે આજે રેલ્વે વહીવટ ચલાવવામાં આવે છે તેને આભારી. જે પ્રાંતોમાં જળવાટની સગવડજ નહોય—શકયતાજ ન હોય;—ત્યાં તો ભલી ભુંડી રેલ્વે સ્વીકારવી પડે; અથવા તેના કરતું દબાણ કમી કરવું હોય તો રસ્તા સમારી, મોટરલોરી દોડાવવી પડે. પણ ગુજરાત—કે જ્યાં દરીઆનો માર્ગ ખુલ્લો છે; જેનો કીનારો લગભગ ૨૫૦ માઇલનો અથવા તેથી પણ વધારે છે, તે પોતાનાંજ બંદરો સાથે, તેમજ પરદેશનાં પણ બંદરો સાથે વહાણવટું શા માટે જારી ન રાખે? તેનાથી થતો ફાયદો શા માટે ન કરે? એનાં બંદર આજ પડી ભાગ્યાં હોય તો તે નવા—અહીં સુચવેલા-ગુજરાત પ્રાંતની સરકારનું કર્તવ્ય થશે કે તેનો પુનરુદ્ધાર કરવો, તેને મોટા કરી ખીલવવા, અને આજ ગુજરાતનો તમામ વેપાર મુંબાઇ મારફતે થાય છે, તેને બદલે પોતાનાજ બંદરથી કરી, વેપાર વણજની ભરતી કરવી.

જ્યાં સુધી ગુજરાતની રાજસત્તા ગુજરાતમાં નથી, ગુજરાતને–કેવળ ગુજરાતને–જવાબદાર નથી; જ્યાં સુધી ગુજરાતને લગતી રાજનીતિ માત્ર ગુજરાતનાજ લાભ હિતને અવલંબી ઘડાતી નથી, અને તેજ દૃષ્ટિબિંદુથી અમલમાં મુકાતી નથી; જ્યાં લગી ગુજરાતની આર્થિક દાઝને સમજવાની પણ કોશીષ થતી નથી, ત્યાં લગી આવા અનેક પ્રદેશમાં ગુજરાતનાં ખરાં હિત સાધનોને કોઇ ઝાંખી જોશે પણ નહીં.

[ આ ભાષણનો બાકી રહેલો ભાગ આવતા અંકમાં].

---

# નવું સાહિત્ય



[અનુસંધાન પૃષ્ઠ ૬૩૮ થી]

છેઃ–"મહેતાજીનો ન્યાતીલાઓમાં પડેલા તડ એકઠાં કરવાં, જાતિભેદ દૂર કરવો, એ બાબત વીશે ઘણો આગ્રહ હતો. આ બાબતમાં પોતાની (નંદશંકરની) સંપૂર્ણ સહાનુભૂતિ હતી. વૈદિક બ્રાહ્મણો સાથેનો ભેદ દૂર કરીને ઐક્ય સાધવું એ અવશ્યનું છે એમ પોતે (નંદશંકર) માનતા. મહેતાજીએ નાગરીઆ પાઘડી પહેરવા માંડેલી ને પોતાની (નંદશંકરની) પાસ માંગેલું કે જો તમને છોકરી અવતરે તો મારા છોકરા વેરે દેવી. મારાં મા તથા બાપ, બંનેને આ વાત તે વેળા મંજુરહતી, ને જો મારાં મોટાં બ્હેન હરસિદ્ધ ગૌરી તથા મહેતાજીના જ્યેષ્ઠ રા. રતિરામની ઉમરમાં કમ ફરક ન હત તો શું થાત તે જોવાનું હતું."*

અંતમાં રા. નરસિંહરાવની શૈલી વીશે બે બોલ બોલી આ લઘુ વિવેચન પૂર્ણ કરીશું. રા. નરસિંહરાવની શૈલી પર એમનાં વ્યક્તિત્વની સચોટ છાપ છે. વર્ષોના સતત અભ્યાસથી એમની શૈલીનું દૃઢ, અનન્યસદૃશ સ્વરૂપ બંધાયું છે. ભાષા ને શૈલીની શુદ્ધિ માટેની એમની ચીવટ જાણીતી છે. લાલિત્ય કરતાં પણ ગૌરવ અને ઓજસ્ એ એમની શૈલીનાં ખાસ લક્ષણ જણાય છે. ક્લિષ્ટતા કે સંદિગ્ધતા એમની શૈલીમાં જરા પણ જણાતી નથી, 'એ કહેવા શું માંગે છે?' એવો ઉદ્ગાર અત્યારે ઘણા લેખકોના લખાણ વીશે સામાન્ય થઇ પડ્યો છે. રા. નરસિંહરાવનાં કોઇ પણ લખાણ સારુ કોઇ પણ મનુષ્ય આવો ઉદ્ગાર કાઢે તો તે પોતાના અજ્ઞાનને લીધેજ. સ્થળે સ્થળે વિસ્તૃત વાચનના સબળ સંસ્કારો દર્શાવતી, સંસ્કૃતમયતા તરફ કંઇક ઝોક ખાતી, મિતાક્ષરી (concise) એમની શૈલી કેટલાકને જરા ભારે પણ લાગે છે. સામર્થ્ય, સ્પષ્ટતા, શુદ્ધિ ને મિતાક્ષરતા એ એમની શૈલીનાં લક્ષણો ગણાવી શકાય. ટુંકામાં એમની શૈલી રસિક પંડિતની છે. પ્રસ્તુત પુસ્તકમાં, એના વિષયને લીધે, સરળતા વધારે જોવામાં આવે છે. ટુંકાં ટુંકાં વાક્યો વડે રમ્ય ચિત્ર ખડું કરવાની એમની શક્તિ જણાઇ આવે છે. દાખલા તરીકે,

"સંધ્યાકાળની અર્ધસંદિગ્ધ શાંતિમાં, રાત્રિના જયપરાજયની સંદિગ્ધ દશામાં, દૂરથી, દૂરથી, પેલો હૃદયને–મારા બાલક હૃદયને–ઉલ્લાસ પ્રેરતો ઘં–ઘં–ઘં–નાદ સંભળાય છે; સગરામમાં મારા પિતા બેઠેથી આવે છે, તે સગરામના ગંભીર, ઉમદા, બળદની કોટમાં લટકતા ચંગ (ઘંટ)નો એ નાદ. (એ નાદ હજી હું સાંભળું છું અને હૃદય પ્રફુલ્લ બને છે)." (પૃ. ૧૬).

"આ નર્મદનો ઉત્તરકાળનો, "ધર્મ વિચાર"ની રચના પછીનો શાંતિની વૃત્તિનો, આશ્રમ હતો. કવિતામાં અને જીવનમાં ઉદ્ધત, ઉચ્છૃંખલ વાણી અને વર્તન, સુધારાને અનુચિત કલંક લગાડનારા પ્રહારો, એ સર્વ ભૂતકાળમાં, રાત્રિના તિમિરમાં પ્રગટ થએલી જુનાવળ સૂર્યોદય થતાં પલાયન કરી જાય તેમ, વિલીન થઇ ગયાં હતાં. કવિની અસાધારણ બુદ્ધિ, સંસ્કારિતા, ઉચ્ચ દર્શન, ઇત્યાદિ ગુણોની છાપવાળી મુખમુદ્રાએ મને મુગ્ધ કર્યો; તેમના ઉચ્ચ વિષયોના ઉચ્ચ વિચારો દર્શાવનારા વાર્તાલાપે મારા મનમાં એ વીર નર તરફ માનવૃત્તિ ઉપજાવી. મનને ખેદ થાય છે કે

* નંદશંકર જીવન-ચિત્ર, પૃ. ૮૧.

એ ગુર્જર માતા અને સરસ્વતીના અનન્ય ભક્તિથી પૂજા અને સેવા કરનાર વીરનો ફરી પ્રસંગ મારે પડયોજ નહીં."

(પૃ. ૧૦૫–૧૦૬).

"સત્તાવીસ વર્ષની ઉંમરે એ ભગિની પ્રભુના દરબારમાં ગઇ; વાંદરાનો સમુદ્ર હેનું સનાતન શોકગાન ગાતો હતો; રાત્રિનો આરંભ તારાજડિત આકાશમાં તિમિર અને તેજના મિશ્રણથી ઝણઝણકાર કરતો લાગતો હતો; શોકમૌન ભર્યાં મિત્ર–આપ્ત–જન આગલ્યા ખંડમાં બેઠાં રહ્યાં હતાં."

(પૃ. ૨૯૯).

આપણા સાહિત્યમાં કોઇ નવીન વસ્તુ પ્રથમ દાખલ કરવાનુ માન 'ન'કાર માટે સર્જાયું હોય એમ લાગે છે. આપણા આદ્ય કવિ નરસિંહ મહેતા, શિષ્ટ ગદ્ય, પિંગળ, રસ નાયિકા વિષય પ્રવેશ આદિ શાસ્ત્રો ને કોષની પહેલ કરનાર નર્મદ, ગુજરાતની પ્રથમ નવલકથાના પ્રણેતા નંદશંકર, આદ્ય વિવેચનકાર નવલરામ, અને નહીં ગદ્ય અને નહીં પદ્ય એવું કંઇક इदं तृतीयम् પ્રથમ દાખલ કરનાર નાનાલાલ, રા. નરસિંહરાવનું નામ પણ 'ન'કારથીજ આરંભાય છે, એટલે એમણે પણ આપણા સાહિત્યમાં નવીન વસ્તુઓ દાખલ કરવાનું માન મેળવ્યું છે. પાશ્ચાત્ય પદ્ધતિનાં શિષ્ટ પ્રકૃતિ કાવ્યો એમણેજ પ્રથમ રચ્યાં, એમની 'સ્મરણસંહિતા' એ પહેલીજ Elegy–પશ્ચિમની Elegyનાં સંપૂર્ણ લક્ષણોવાળી પહેલીજ Elegy (કરુણ પ્રશસ્તિ)–કહી શકાય. 'નારાયણ હેમચંદ્ર' ને 'નવલરામ'નું ચિત્રાલેખન કરી એમણે એક રીતે રેખાચિત્રના સાહિત્યની શરુઆત કરી એમ કહેવાય. અને એમનું આ 'સ્મરણમુકુર' તે આપણા સંસ્મરણના સાહિત્યનો પ્રથમ (અને હજી સુધી તો એકજ) ગ્રંથ.

'જીવનના જીર્ણારણ્યમાં'થી આવાં સુંદર કુસુમો પ્રાપ્ત થાય તો આપણાં અનેક નિષ્પુષ્પ ઉપવનો કરતાં એ 'જીર્ણારણ્ય' શુ ખોટું? આનાથીએ વધુ સુંદર કુસુમો આપણને એ 'જીર્ણારણ્ય'માંથી મળતાંજ રહેશે એવી આશા સાથે વિરમીશુ.

---

# પ્રકરણ ચોથું : સંસાર-સંગ્રામ

લેખક:

રા. ધૂમકેતુ

બીજી જ પળે રાઘેદાસના રાક્ષસીબળ પાસે આ બંને જણાં નિષ્ફલ બળ અજમાવતાં હોત પરંતુ રાઘેદાસ એક ડગલું પણ આગળ વધે તે પહેલાં, તેણે પોતાના હાથને પાછળથી ખેંચાતો અનુભવ્યો. એની મંડળીનો એક બાવો તેની પાછળ ઉભો હતો. રાઘેદાસે ત્વરાથી ડોકું પાછું ફેરવ્યું.

"કેમ ભગવાનદાસ ?—"

ભગવાનદાસ કંઈ બોલ્યો નહીં, પણ એના મંડળની પરિચિત એક નીશાની કરી કે તરતજ રાઘેદાસ તેની સાથે ચાલી નીકળ્યો. જતાં જતાં, એણે કરડાઇથી બંને છોકરાં તરફ જોયું.

"કેમ શું છે, શું છે ભગવાનદાસ ?—" બહાર નીકળતાં રાઘેદાસે ઉતાવળથીજ પુછ્યું.

ભગવાનદાસ રુ જેવો ફીક્કો પડી ગયો. તેના હાથ પગ ધ્રુજવા લાગ્યા. તેણે લથડતે અવાજે કહ્યું: "ખબર મળ્યા છે કે આપણી પાછળ પોલીસ પડી છે. એક બે દિવસમાં મઠ તપાસશે. મનુષ્યહરણનો આપણા પર આરોપ છે!"

"હેં! મારા બેટા—એ પોલીસડાં–પણ વાંધો નહીં."

દરપળે જાણે જમીનમાંથી પોલીસ ફાટી નીકળશે તેમ ભગવાનદાસ ચારે તરફ ભયભરેલી દૃષ્ટિ ફેરવવા લાગ્યો: દૂર-દૂર કોઇ ઝાડ નીચે ચાલ્યા આવતા સ્વારોને તે પોલીસનાં માણસ માની ફરી ફરી તે તરફ જોવા લાગ્યો.

"હવે એ છોકરી! આમ જો, તારી એ પોલીસડી કંઈ કરવાની નથી. પણ સાંભળ, તું અત્યારે ને અત્યારે આ બે છોકરાંને લઇ ચાલ્યો જા. પછી પોલીસડી ભલે મઠ જોયા કરે!"

"પણ જવું કયાં? ખાવું શું?" ભગવાનદાસે વળી બીકથી પાછું ફરી જોયું.

"ભોંયરામાંજ પહોંચી જા. ખાવાનું થઇ રહેશે. રહેજે, બધું ઠીક થઇ રહે ત્યાં સુધી. પણ જો...જો—"

રાઘેદાસ વિચાર કરતો થોભ્યો. આ બાવા પાસે, ઇશ્વરી વાણીનો ભેદ ખોલવો તેને ઠીક ન લાગ્યો. "પણ જોજે, આ છોકરાં મારાં બેટાં ઓછાં ન સમજતો. રકમ છે. એક બીજાને—સમજ્યોનાં?—રમાડતાં શીખ્યાં છે. જરાક જાળવજે. પછી પોલીસડાં ચાલ્યાં જશે, એટલે હું પહોંચી વળીશ."

રાઘેદાસ આગળ વધ્યો. ભગવાનદાસ તેની પાછળ ચાલ્યો.

ભય અને આશ્ચર્યમાં હજી સુરેશ ને બાલા, કંઈક વિચાર ગોઠવે તે પહેલાં રાઘેદાસના હાથે સુરેશનો કાન ચીમળાતો લાગ્યો: "ફક્કડજી! ધ્યાન છે કે સામો રાઘેદાસ છે તે? અને છોકરી તું? તું— રમતડી રમતાં શીખે છે કાં? ભગવાનદાસ! ઉપાડો બંનેને અને પુરી દો ભોંયરામાં."

ધ્રુજતો સુરેશ અને રડતી બાલા લઇ ભગવાનદાસ ચાલતો થઇ ગયો.

૨

ત્રીજે દિવસે જ્યારે વદ આઠમનો ચંદ્ર હજી ઉગવાની તૈયારી કરતો હતો, ત્યારે આ

ભોંયરામાંથી બે તરુણ મનુષ્યો નીકળ્યાં: તેમણે બહુ ચુપકીથી પણ ઉતાવળથી ચાલવાનું શરુ કર્યું. રાત્રિ તદ્દન શાંત હતી. ચદ્રનું મીઠું તેજ, આસપાસના આકડાનાં છોડ પર પડવાથી, જાણે મુગાં મનુષ્યોનું સર્જ્યું સૈન્ય ઉભું હોય તેવો દેખાવ લાગતો હતો. આવળના ફુલની પણ સુગંધ આવે, એટલી સભર તાજગી હવામાં હતી. બંને જણાં ઝડપથી આગળ વધ્યેજ ગયાં, જ્યારે લગભગ મોં સુજણું થવા આવ્યું, ત્યારેજ મૌન ભંગ થયું.

"ભગવાનદાસ ઉઠ્યો હશે? સુરેશ!"

સુરેશ જવાબ આપતા પહેલાં ઉભો રહી ગયો. તેણે કાન માંડ્યા. પાછળ કે આગળ કંઈ અવાજ આવતો ન હતો.

"ભગવાનદાસ કે?— મને તે દિવસે બાંધ્યો હતો તેના કરતાં પણ વધારે જોરથી બાંધ્યો છે. અને વળી, મારે માટે વપરાયું હતું, તેજ મજબુત દોરડું વાપર્યું છે તેં બળ કર્યું નહીં બાલા! નહીંતર કેવો બંધાન! ઉંઘનો હતો એટલે ઠીક લાગ આવી ગયો—પણ—આપણે જલ્દી ઉપડો."



અલ્યા વિનુ! આ તારું કામ કે?—આવડા મોટા દાતણના કકડા કર્યા છે?

થોડીવાર પાછું મૌન ફેલાયું. અને બંને ઝપાટાબંધ ચાલવાજ લાગ્યાં.

દુઃખથી સાહસ કરવા માટે જે તરુણ માણસ બહાર પડે છે, તેમાં હમેશાં બે પરિણામ આવે છે. કાં તે દુઃખથી કંટાળી પાછો ઘેર ફરે; અથવા દુઃખ સહન કરતાં શીખી આગળ ધપવાની—અને મોટા બની પછી પોતાને ઘેર-ગામ જવાની મહત્ત્વાકાંક્ષા ધરાવતો થઇ જાય. સુરેશને કાકાના ઘરની પરાધીનતા નડતી હતી, ત્યાં સુધી તેનામાં રહેલી શક્તિ કુંઠિત થઇ જતી હતી. રખડ્યો, ફર્યો, દેશદેશના રીતરીવાજ જોયા, એટલે તેનામાં જ્ઞાન અને જ્ઞાનનો આનંદ આવ્યાં હમેશાં સત્તર અઢાર વર્ષના છોકરાને બાર તેર વર્ષની છોકરીની હાજરીમાં, સગર્વ ઉભા રહેવાની, અને 'પોતે કંઇક છે' એમ કરી બતાવવાની મહત્ત્વાકાક્ષા જન્મે છે. આ લાગણી નિર્દોષછે. એવીજ કંઈ મનોદશા, અત્યારે સુરેશની હતી.

## ૨

બુદ્ધિનાં નીર વહેતાં હતાં તેવી તેની આંખો, પોતાનું તેજ પાછું પ્રાપ્ત કરવા તલસી રહી હતી. બાવાના મઠમાંથી નાઠા પછી, તે રખડનો રખડનો બાલાની સાથે કલકત્તા પહોંચ્યો. તેણે લંગોટી બગોટી ફેંકી દીધી અને ભગવાને ભાગીરથીના ડોળા પાણીમાજ પધરાવ્યાં એક વખત મોડી સાંજે તે હાવરા સ્ટેશનથી પાછો ફરતો હતો. ગંગાના બંને કીનારા પર પ્રકાશ પથરાઇ રહ્યા હતા, માણસો, ગાડાં, ગાડી, મોટર ને રીક્ષા—એવાં પંચરંગી વાહનોથી હાવરાનો પુલ ભરપુર હતો; અને મોટા પેટવાળા, કાળા, ગરીબ નિર્મલ બંગાળીઓ બને બાજુ ચાલી રહ્યા હતા. એ વખતે આ તરણ માણસને એક

વિચાર અચાનકજ આવ્યો: 'કલકત્તામાં મેડીકલ કોલેજ છે ને હું ડાકટર બનું તો?—બાલાને કેવું ગમે ?—'

એ વિચારની સાથેજ એની કલ્પનાની આંખ પેલી ઇડરની સમારકામ નહીં કરવાથી ત્રુટ ત્રુટુ થતી નીશાળમાં ચાલી ગઇ. જુની પાઘડી, અધધોયું અંગરખું, અને જાડું ઉપરાણું રાખીને, દેવભાઇ, સત્તર નવાંની પાટ ગોખવતા હશે–અને તેની મા—

ગંગાનાં ઉછળતાં મોજાંમાં પ્રકાશ હાલી ચાલી રહ્યો હતો. છેટે બે ચાર સ્ટીમરો આકાશમા તારામંડળ ઉઘડયું હોય તેમ શોભી રહી હતી. આ છોકરો આ સર્વ દશ્યો તરફ દષ્ટિ ફેરવતો, હજારો માણસોનો અવરજવર ભુલી–ઇડર, દેવભાઇ, અને તેની માના સ્મરણમાં ડુબવા લાગ્યો.

એવી પળ તો ઘણી વખત આવે છે કે માણસ પોતાની જુની વાતો સંભારતા આસપાસનુ બધું ભુલી જાય.

અર્ધીભીની થએલી સુરેશની આંખ સુકાય તે પહેલા–તેના મનમાં, "હું ડાક્ટર બનું, પછી દેવભાઇ પાસે જાઉં, પછી મા પાસે જાઉં, અને દેવભાઇ તો મને જોઇને ખુરશીમાંજ કુદે. અને મા? મા તો જાણે મને શુનુ શું કરી નાખે બસ હું ડાકટર બનુ, મોટો થાઉં, માબાપ રાજી થાય. પછી પછી—" એવા વેગભર્યા વિચારો દોડવા લાગ્યા.

ભવિષ્ય કાળના ઉજ્વલ પ્રદેશમા દોડ્યા જતા ઉત્સાહી જુવાનને 'પછી' હોતુજ નથી. બસ, પછી, ગમે તે. એક વખત આટલું કરું અને પછી ગમે તે. થઇ રહ્યુ. સુરેશનો નિશ્ચય બધાઇ ગયો હતો. કાકાને ત્યાં દાબમાં રહેવાથી, ન ઉગેલી વૃત્તિઓ આજે ફરી જન્મી. તેની મોટી આંખમાં બુદ્ધિનાં નીર વહેશે એમ લાગ્યું. મુઠી વાળીને ગાંડાની માફક આ નિશ્ચય બાલાને જણાવવા માટે તે દોડયો. બાલા દાળ ઉતારીને ભાત મુકવા જતી હતી, ત્યાં આ ભાઇએ ધબ ધબ પ્રવેશ કર્યો.

"બાલા!" તે વેગમાંજ બોલ્યો; "હું ડાકટર થઇશ સમજી? પછી આપણે ઇડર જઇશું. દેવભાઇ તો મને જોઇને આભા બનશે. અને મા ગાંડી ગાંડી થઇ જશે."

છોકરી સજળ નેને તેની સામે જોઇ રહી "આણે દારુ તો નહીં પીધો હોય ના?"

ઘણી વખત નવા વિચારોનો વેગ દારુના જુસ્સા જેટલોજ પ્રબળ હોય છે.

પણ તે ભાનમાં હતો, એમ તે તરત સમજી શકી. અત્યાર સુધી, સુરેશ પરચુટણ કામ કરી કૈંક કમાતો, ને બાલા ઘરવ્યવહાર સાચવતી; હવે એ કમાણી બંધ થાય ત્યારે કેમ કરવું, એ નવો કોયડો ઉકેલવા બંને બેઠાં. છેવટે બાલા કમાય, સુરેશ ભણે ને કમાય, અને અહીં સુખે દુઃખે ચાર પાંચ વર્ષ કાઢી નાખવાનું નક્કી થયું.

આવી રીતે કલકત્તામાં બંને રહેવા લાગ્યા.

પરંતુ સુરેશ ડાકટર થાય તે પહેલાં કેટલા ફેરફાર થઇ ગયા?

૩

સુરેશ અમદાવાદથી નાઠો, એ વાત બે ત્રણ જણ ન ભુલી શકયાં. બીજાં બધાના મનમાંથી એ વાત પણ સરી ગઇ; સુરેશનો ચહેરો પણ પણ ભુલાઇ ગયો, અને સૌ પોતપોતાના હંમેશના કાયક્રમમાં એવાં લીન થઇ ગયાં કે તેમાં સુરેશ જવાથી, કયારેએ ક્ષોભ ઉત્પન્ન થયો હતો, તેમ લાગેજ નહીં. ઉષાને સુરેશ સાંભરતો; અને "હું તારો ભાઇ થઇશ" એ શબ્દો સાંભરતા. દેવભાઇ સુરેશને કયારેએ ભુલી નજ શકયા. અને સુરેશની મા હરઘડીએ સુનંદાના આકરા સ્વભાવથી પોતે હીરા જેવો છોકરો ખોયો છે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૧]





લેખક:
રા. છેલશંકર દ. વ્યાસ
ચિત્રકાર:
રા. રવિશંકર શિવશંકર પંડિત




કલકત્તાની શણની મીલનું ભીષણ ભુંગળું દિવસ ઉગ્યે કર્કશ બરાડા પાડવા માંડયું ત્યારે જોગનારાયણ માંડ કરીને પથારીમાંથી બેઠો થયો. તેનું અંગેઅંગ દુઃખતું હતું. રુવાડાં જાણે સળગી ઉઠતાં હોય તેમ તેમાંથી મોસો વીંછીના ડંખ જેવી વેદના ઉઠતી હતી. ધાણી ફુટે એવો રખરખતો 'ભુખાર' તેની કાયાના કોયલા કરી નાખતો હતો. એણે સાદ માર્યો: "રુખી, ઓ રુખી!"

પડસાળમાં ઘંટીનો ઘરડકો બોલતો હતો તે બંધ થઇગયો. પચીસેક વર્ષની યુવતિ જોગનારાયણ સામે આવીને ઉભી રહી.

"મારાં કોટ પેરણ લાવ તો. મારે મીલમાં કામે જવું છે."

જોગનારાયણ શણની મીલમાં મઘુર હતો રોજીએ જતો અને કે કમાતો તેમાંથી પતિપત્ની આજીવિકા ચલાવતાં. પ્રેમાળ રુખી ગરીબી ઉપર સ્નેહજીવનનું મીઠું આચ્છાદન કરી દેતી. તેમને બે સંતાનો હતાં: એક દીકરો અને એક દીકરી.

રુખીએ જોગનારાયણને મીલમાં ન જવા આજીજી કરી, એના ધગધગતા શરીરે હાથ ફેરવી ઉનાં આંસુ સાર્યાં.

"જોગુ, આ હાલતમાં તું કેમ કામ કરી શકીશ? આજ તો તને નહીંજ જવા દઉં. ગમે તેમ રોડવી લેશુ."

"પણ આવતી કાલનો આધાર આજની કમાણી ઉપર છે. દનીયું પડયું કેમ પાલવે?"

"એ તો કૈં ફીકર નહીં, જોગુ! દીનોનાથ આપણે માથે બેઠો છે. મારા દળણાના ચાર આઠ આના આવ્યા છે, તે શા કામના છે?"

"તોએ મીલ સુધી ગયા વિના કૈં ચાલશે? સાહેબ પાસેથી આજની રજા તો માંગવીજ પડશે. નહીંતર બીજે દી રોજીએ બેસવાજ નહીં દે, ન જાઉં તો કાયમનો રોટલો તુટી જાય."

રુખીએ કચવાતે મને જોગનારાયણને રજા આપી. એણે જાતેજ પોતાના ધણીને કપડાં પહેરાવ્યાં. સખત 'ભુખાર'ના તાપથી જોગનારાયણની કાયા કાંપતી હતી. રુખી તેને ચોગાન બહાર મુકી આવી. મજુરોની ગંદી ગલીચ ચાલીને છેડે કાળીમશ ઓરડીના બારણામાં અદશ્ય થતી રુખી ઉપર મમતાની નજર ફેંકતો જોગનારાયણ મીલ તરફ ચાલી નીકળ્યો.

મીલ થોડે દૂર, સામેજ હતી. તેના ગગનસ્પર્શી ભુંગળાંમાંથી ધુમાડાના ગટાટોપ ગુંચળાં આકાશ-

માં રેલાતાં હતાં. તે નીરખતો નીરખતો, કીરતારની અકળ લીલાના કૈંક ભેદ ઉકેલતો જોગનારાયણ આગળને આગળ ચાલ્યો.

રસ્તાની બન્ને બાજુ મીલ માલેકોની હવેલીઓ સવારના સૂર્યમા હાસ્ય કરતી ઉભી હતી. ઓટલા ઉપર શેઠીઆઓના છોકરા ગેલ કરતાં હતાં. કોઇ તવંગરો રુપાના બ્રશથી દાત ઘસી રુપાના વાસણમા મોઢાં પખાળતા હતા. સમૃદ્ધિની ઝલક બારણે બારણે દીપતી હતી. મજુરોનાં લોહી માસ ચુસીને મેળવેલી લક્ષ્મીની સાક્ષાત્ પ્રતિમા સમી રમણીઓ અકીક, પોખરાજ ને મોતીના ઘરેણા પહેરી ઓટલે ઓટલે ગપાટા મારતી હતી જાણે કુબેરની અલકાપુરીનુ કોઇ દ્રશ્ય!

પણ જોગનારાયણનુ લક્ષ્ય તો પેલા ભુંગળાના ગટાટોપ ધુમાડા કરજ ચોટયુ હતુ એને મન સમૃદ્ધિએ તો કૈંક અદૃષ્ટ અકલ્પ્ય વસ્તુ હતી તાલેવરીનો ખ્યાલ કરવાની એને ફુર્સદે નહોતી વહેલી સવારથી મોડી રાત સુધી લોહીનુ પાણી કરીને તે દરરોજ ઘર ભણી વળતો ત્યારે તેનો આત્મા રુખી સાથે એકાકાર થવા તલસતો રુખીના મીઠા સ્નેહાળ વચનો સાભળવા તે ઉતાવળે પગલે દોડયો આવતો રસ્તા અને હવેલીઓને તે દેખતો પણ નહીં મજુરીના સુસવતા રોજીંદા ચક્રમાં દિનસભર પીસાયા પછી તેને રુખીના ઘડેલા રોટલાનીજ તાલાવેલી થતી બાળકો સાથે બે ઘડી વિનોદ કરી જમીન–પથારી પર ઉંઘવાને તે આતુર બનતો લક્ષ્મીનંદનોની સાહ્યબીની ઇર્ષ્યા કરવાનો તેને ખ્યાલ સરખોએ કયાથી હોય! મજુરનુ જીવન એટલેજ અગણિત હાડમારીઓની ઘરેડમા ટેવાઇને સુખદુઃખની ભાવનાથી જડ ઉદાસીન બનેલુ જીવન સુખનો અભાવ અને દુ ખનુ, મુશ્કેલીઓનું સાતત્ય, એટલે દુ:ખ એજ એમની જીવનની પ્રકૃતિ! માનસશાસ્ત્રીઓ કહે છે કે અમુક રીતેજ પલોટાએલા જીવનમાથી, બીજી બાજુ નીહાળવાની દૃષ્ટિજ લુપ્ત થાય છે સિંહચિત્તાના બચ્ચાં પણ બંધનમા રહીને અહિંસક સ્વભાવ કેળવી લે છે

લથડતે પગલે જોગનારાયણ મીલના દરવાજા આગળ આવ્યો ગલ્રાવાળી મોટી આમ તેમ ફેરવતા 'સાહેબ' ત્યાં કરડાકીપૂર્વક ઉભા હતા. માત્ર બેચાર મજુરો મોડા થવા માટે સાહેબની માફી માગતા ઉભા હતા બીજા બધા તો લોહીનુ પાણી કરવા ચરખા ઉપર ને શાળો ઉપર ઉધી મુડીએ કામ કરવા મંડી પડ્યા હતા સંચાનો કારમો ખખડાટ ઇશ્વર સામે બંડ કરતા શયતાનના અટ્ટહાસ્ય જેવો કાનને ભેદતો હતો. પાવર–હાઉસની બે ગેબી કોઠીઓ ચુડેલની પેઠે ભરખી જવા ડાસીઆં કરી રહી હોય એમ જોગનારાયણને લાગ્યુ

સાહેબે જોગનારાયણ ઉપર લાલ આખ ફેરવી. જોગનારાયણનુ કાળજું ફફડવા માંડયું.

"અલ્યા! મોડો કેમ?"

જોગનારાયણને થયું કે માફી માગીને કામે લાગી જાઉં પણ તાવ તેના હાડેહાડને ખખડાવી નાખતો હતો. હીંમત એકઠી કરીને તે બોલ્યો:

"બાપુ! હુ મા... "

"શુ તુ માંદો છે? હરામજાદાઓ! તમે પગાર ખાઇ ખાઇને ફાટયા છો તમારા દનીઆ કાપવા જોઇએ દનીઆ"

"સા'બ! માફ કરજો બાપુ! મને બે દિવસની ર,... "

"તમારે પશુઓને વળી રજા કેવી? પૈસા ભેગા થયા હશે તે જુગાર દારુમા ઉડાવવા હશે કેમ? ઠીક ઠીક! હુ તારા વધારાના પૈસાનો હમણા બંદોબસ્ત કરું છુ ...એવા પગા૨-

માસ્તર! આને કામ ઉપર બેસાડી દો. અડધું દનીઉં કાપી લેજો. આ કમજાત દંડ સીવાય પાંસરી ન થાય!"

એક દરોગાએ જોગનારાયણનું બાવડું પકડયું. જોગનારાણની તાકાત હણાઇ ગઇ હતી. એણે છેલ્લી આજીજી કરી જોઇ.

"સાહેબ, મારા અન્નદાતા! મારી કાયામાં જરાએ શક્તિ નથી. આમ તો જુઓ, બાપુ! આ લોહી તપે એવો તાવ રખરખે છે."

સાહેબની આંખો લાલપીળી થઇ ગઇ. એના હુકમનો અનાદર! જંગલીઓને તાવ શા? એમને તો રાબેતા મુજબ દિવસ ઉગતા પહેલાં ઉઠવાનું, સાંકડા કાતરીઆમાથી આંખો ચોળતા નીકળવાનું, ગલીકુંચીઓમાં થઇ મીલમાં વેળાસર પહોંચવાનું, રસ્તે સમૃદ્ધિવાનોની સાહ્યબી ઉપર બે ઘડી નજર પણ ન ઠેરવતાં પેલા કાળા ઘોર ચરખા ઉપર બેસવા દોડવાનું. શીઆળા, ઉનાળા ને ચોમાસામાંએનો એ ગંધાતો મેલો કોટ ને ગંદી ટોપી પહેરી;ડીલને કસવાનું. મજુરને આ સીવાય બીજું જીવન કેમ હોઇ શકે! શરીર ધગેથી પથારીમાં પોઢવાનું તો સાહેબલોકને માટે ઇશ્વરે નિર્મી રાખ્યુ છે. અદના મજુરને—જેની મહેનતનાં મિષ્ટ ફળો ઉપરજ લક્ષ્મીનંદનો તાગડધીન્ના કરે છે તેને—માંદગીની સાહ્યબી ભોગવવાની હોય ખરી! એણે બુખાર—ટાઢ—તડકો સહી લેવામાં જીવનનું સાર્થક્ય માનવું જોઇએ; શેઠ લોકોને હાથે અપમાન ખમવામાં સદ્ગુણ ગણવો જોઇએ; ધનાઢયોની અવહેલના પામવામાં અહોભાગ્ય લેખવું જોઇએ; સરદારોના ઠુંબા ખમી તેમની ધનભુખ સંતોષવામાં ધર્મ માનવો જોઇએ; એજન્ટો પૈસા કઢાવે અને વળી દબડાવે ત્યારે તેમની દેવ મીસાલે આરાધનાજ કરવી જોઇએ; સાહેબની કરડાકી ભરી આંખમાંથી છુટતી બાણદ્રષ્ટિ આગળ નીચી મુડી કરી નખવડે જમીન ખોતરવી જોઇએ; સાહેબના ચાબુકનો વસમો ફટકાર વેઠી લઇને માત્ર પેટગુજારો કરવા સારુ બીજીજ પળે બળદની જેમ કામે લાગવા તત્પર રહેવું જોઇએ; અને બીજું શું નહીં?



"શું મને ગાળી દે છે?" સાહેબે દાંત કચકચાવીને લાત ઠોકી.

જોગનારાયણના મનઃચક્ષુ આગળથી આવા આવા કૈંક ખ્યાલો ખ્વાબો રુપે પસાર થઇ ગયા. પણ તેનું માથું તાવના ઘેનમાં ભમતું હતું. એણે પોતાના જ્વરને પંપાળવાનો વિચાર કર્યો. કામ કરવાનો ખ્યાલ તેણે બાંધી જોયો. પણ એ ખ્યાલેજ તેને ધ્રુજારી છુટી. તકાનદીન

શરીર કેમ ચાલે? અને ન ચાલે તો પછી 'સાહેબ'ના ચાબુકની તમતમતી પણછ આટલા તાવ ઉપર કેમ સહી જાય? એણે તો રજા માટેજ આજીજી કરી.

"બાપુ! હું કામ નહીંજ કરી શકું. હું અટાણે જીવતાં સુવા જેવો છું."

સાહેબના મીજાસે આભ હારે બથંબથા આદરી, એણે તાડુકીને કહ્યું: "ચાલ, કામ પર જાય છે કે નહીં, હરામખોર! નાગડવાઇ કરે છે?"

જોગનારાયણના ગાલ ઉપર એક રાઠોડી હાથનો તમાચો પડ્યો. માંદો–કમતાકાત જોગનારાયણ નીચે ગબડી પડ્યો.

પડતાં પડતાં તેણે અભ્યર્થના કરી: "સા'બ, સા'બ! મારાથી કામ નહીંજ થાય. મારે તમારી રોજી નથી જોઇતી. મને હેમખેમ ઘેર પહોંચવા દો. દીનોનાથ મને રોટલો દઇ રહેશે. કૈં તમારા એકના ઉપર નથી પડી."

સાહેબની રીસનું ઝાપું ખદખદી ઉઠ્યું. ભીખારી મજુરમાં આવી ધૃષ્ટતા! સાહેબ પોતાને મન હીંદી ગજુરોના સર્વ સત્તાધીશ માલેક માનતા હતા. એ ગુલામોને રોટલાના ટુકડા નાખી જીવાડવા બદલ પોતાને મજુર સમ્રાટનો ફાંકો હતો. એટલે એમણે તો જોગનારાયણ ઉપર રીસ ઠાલવી દીધી.

ધરતી ઉપરથી જોગનારાયણ બેઠો થાય ત્યાર પહેલાં તો સાહેબે દોડીને તેના પડખામાં એક પ્રચંડ લાત લગાવી દીધી. ઓયકારો કરીને જોગનારાયણ લાંબો લસ થઇ પડ્યો. તાવની અશક્તિ અને ઉંચી એડીવાળા બુટની પ્રખર લાત! એને તમ્મર આવી. ધરતી, મીલ, આસપાસનાં ઝાડવાં જાણે ચકર ચકર ફરવા માંડ્યા. શરીર નીચેથી પૃથ્વી સરકવા લાગી. છતાં આંખો ચોળીને તે પાછો બેઠો થવા ગયો ત્યાં તો વાંસામાં ધડાક કરતી બીજી લાત પડી. ફરી બેઠો થયો, ફરી લાત પડી સુતાં સુતાં એણે શાપ વરસાવ્યા: "એ જાલીમ! તારાં લેખાં ઉંચો આભવાળો લેશે ગરીબને શું કામ મારી નાખછ?"

"શુ મને ગાલી દે છે?" સાહેબે દાંત કચકચાવીને લાત ઠોકી. એક, બે, ત્રણ, ચાર પાંચ–લાતોની પરંપરા ચાલી.

જોગનારાયણના મોઢામાંથી બેચાર ઓયકારા નીકળ્યા. નજર આગળ બધું ઝાંખુ ઝાંખુ અસ્પષ્ટ દેખાયું. સામેનાં ઝાડવાં દૂર ને દૂર ધીમે ધીમે હઠી જતાં લાગ્યાં. પાછળથી અંધકાર ઘેરાયો. તેમાં ઝાડ, મીલ, દરોગા, સાહેબ, બધુંજ અદ્રશ્ય થયું. જોગનારાયણની આંખ આગળ કાળું ઘોર વાદળ છવાઇ ગયું. બધુંજ શૂન્ય!

સાહેબની છેલ્લી લાત પાંસળી પર પડી. ઝીણો એવો કડાકો બોલ્યો. જોગનારાયણ શાન્ત, નિશ્ચલ પડ્યો રહ્યો.

કોણ જાણે કેટલી વાર પડ્યો રહ્યો. ચેતના પાછી વળી ત્યારે એનાં એ ઝાડ, એ મીલ, એ મકાનો–બધુંજ અંધરામાંથી ધીમેધીમે ચાલ્યું આવતું દેખાયું. તેણે આંખો ખોલી. મીલના દરવાજા આગળ કોઇ નહોતું. સંચાનો માત્ર ખખડાટ કાને અથડાયો.

ઘડીભર તે જમીન પર પડ્યો રહ્યો. પછી બેઠો થવા ગયો. પડખામાંથી અને પાંસળીમાંથી કાળી વેદના ઉઠી. આખા શરીરને ચીરી નાખે તેવાં શુળ નીકળવા લાગ્યાં. દીલે શીત વળવા માંડ્યું. જરા આરામ લેવા તે પાછો સુઇ ગયો. થોડીવારે બેઠો થયો. વેદના દબાવીને ચાલ્યો. ચાલતાં તમ્મર આવવા લાગી, છતાં ચાલ્યો. વીસપચીસ ડગલે વીસામા લેતો જાય અને આગળ ધપતો જાય. અરધીપોણી કલાકે તે

મજુરોની ચાલીના ચોગાનમાં આવ્યો. ત્યાં તેનાં બન્ને બાળકો દોલડી કરીને રમતાં હતાં. પિતાને દેખી તે દોડ્યાં. જોગનારાયણ તેમની સામે જોઈ હસ્યો. આંખે અંધારાં છવાયાં. ધરતી તેને ઉથલી પડતી લાગી. માથું પકડી તે નીચે બેસી ગયો. નાની છોકરી તેની કોટે વળગી.

"કાકા, કાકા! માથું દુખે છે. ઉપર હાલો ને મારી બા શેક કરી દેશે."

જોગનારાયણ કંઈ બોલ્યો નહીં. બોલવાનો પ્રયત્ન કર્યા છતાં બોલાયું નહીં. ત્યાં ને ત્યાં લાંબો થઈને સૂઈ ગયો.

આઠ વર્ષનો છોકરો રડવા માંડ્યો:

"બાપુ, એ બાપુ! તમને શું થઈ ગયું. બોલોને."

છોકરીએ પણ ચીસો નાખવી શરુ કરી.

ચાલીને છેડે ઓરડીમાંથી રુખીએ રાડ નાખી: "અરે પીટ્યાં, થોડીવાર તો છાનાં મરો. તમારા બાપુ હમણાં મીલમાંથી આવશે તે રાબ તો કરવા દો. એને બીચારા માંદાને અટાણમાં કંઈક દેવું પડશે."

પણ છોકરાં તો છાનાં નજ રહ્યાં. જુદાં જુદાં કોટરીઓમાંથી મજુરણો બહાર નીકળી. રૂખી તો ધણી આવે તેને રીઝવવા સારુ ઘરડ ઘરડ રાબ હલાવતી રહી. પ્રાણેશને હેતથી રાબ પાવાનો તેને ઉમળકો હતો. ધંટીની કમાણીની એ રાબ હતી. એટલેજ તેને મીઠામાં મીઠી બનાવવી હતી.

મજુરણોએ જોગનારાયણને ધુળમાં પડેલો દીઠો અને ચીસ નાખી.



"અરે રૂખી! મુઈ, આમ જોતી નથી! તારો ધણી બીચારો થાકીને આંધ પડી ગયો છે તે. બાઈ બહાર નીકળ; એને હાથ ઝાલીને ઘરમા સુવાડી દે. બીચારાને ઝોબો આવી ગયો છે!"



જોગનારાયણે પોતાનો નિર્બલ હાથ લંબાવીને રૂખીના કંઠમાં વીંટાળ્યો.

રૂખી એ. બાકળી ઊઠી. હાંફતી હાંફતી બહાર દોડી આવી. રાબ ચુલે બળતી રહી. આવીને જુએ ત્યાં તો ધણીને ઉંધમુધ ધુળમાં પડેલો દીઠો. છોકરાંને વઢોડાવીને તેણે જોગનારાયણને ઢંઢોળ્યો. પણ તે તો અવાક નિશ્ચેષ્ટ પડ્યો

[વધુ માટે જુઓ ૫૪ પાનું]



# ગુજરાતનું રાષ્ટ્રીય વ્યક્તિત્વ

લેખક:
અ. ખુશાલ તલકસી શાહ
સભ્ય, સાહિત્ય સંસદ.

[અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૬૮૪ થી]

આ એકજ દૃષ્ટાંતથી માની શકાય કે ગુજરાત પ્રાંત,—જે વ્યાખ્યા ઉપર જણાવી છે તેવી વ્યાખ્યાનો ગુજરાત પ્રાંત—જો સ્વતંત્ર અસ્તિત્વમાં આવે, તો તે ઘણીજ સહેલાઇથી પ્રાંતિક હિત સાધી શકે. બીજાં દૃષ્ટાંત આપવાની જરૂર નથી તોપણ એક વધારે આપુ છુ. રેલ્વે કે વ્યવહારના સાધનોની યથોચિત ગોઠવણ અને લાભકારી વહીવટ તેમજ વેપાર ઉદ્યોગ. હુન્નરકળા, ખેતીવાડીની સંતોષકારક, ધગશપૂર્વક ખીલવણી જો પ્રાંતિક સરકાર કરવા ચાહે તો તેના લાભ સૌ સમજી શકે એવા નીપજે. પણ ગુજરાત જેવા પ્રાંતની પ્રજાનુ જીવન માત્ર આવા આર્થિક હિતો સાધવામાં સમાતું નથી. ગુજરાતની પ્રજાનો આત્મા છે; અને એ આત્માની પણ જરૂરીઆત ગુજરાત જો પ્રાંતિક વ્યક્તિ હોય તો જેટલે દરજ્જે સાધી શકાય તે આજે સાધવુ અશક્ય છે. ગુજરાત એક સંસ્કારિક વ્યક્તિ છે, એમ આપણા પ્રમુખ સાહેબે અત્યાર અગાઉ સાબીત કરવા પ્રયત્ન કર્યો છે. તે એક ઐતિહાસિક વ્યક્તિ છે, એ ઇતિહાસનું રહસ્ય સમજનાર કોઇ પણ કહી શકશે. ગુજરાતના સ્થૂલ વ્યક્તિત્વમાં ભવ્ય અને સુંદર આત્મા ભર્યો છે તે ગુજરાતની સાંસ્કારિક અસ્મિતાની જેને રજ માત્ર પણ પીછાન હશે તેને સમજાવવું નહીં પડે. પણ એ સંસ્કારને સતેજ રાખવા, અને પુનઃ ખીલવવા એ આત્મા અત્યારે અવ્યક્ત, અસ્પષ્ટ, કે મર્યાદિત હોય તો તેને વ્યકત, સ્ફુટ, નિર્બંધ ને તેનો વિકાસ કરવા પ્રાંતિક સ્વતંત્રતાની—પ્રાંતિક વ્યક્તિત્વની અગત્ય છે. પ્રજાની સાંસ્કારિક અસ્મિતા જાળવવા તેમજ ખીલવવા કે વધારવા માટે; તેમાં દરેક જાતના વર્તમાન કાળ અનુકુળ અને સમુત્તેજક—Progressive—તત્વો દાખલ કરવા માટે, પ્રજાનું આત્મિક જીવન વિકસાવવા ગુજરાત જેવા દેશમાં એક—બહુ નહી તો એક માત્ર યુનીવર્સીટીની અગત્ય છે. ગુજરાતની પ્રાંતિક અસ્મિતા સ્વતંત્રપણે નિયત થાય તે પહેલાં પણ કદાચ ગુજરાતમાં ગુજરાત માટે એક યુનીવર્સીટી આવે એવો સંભવ હવે દેખાય છે. અને જો એવી સર્વાંગે સંપૂર્ણ, બુદ્ધિના તમામ પ્રદેશમાં વ્યાપક યુનીવર્સીટી સ્થપાય, તો મેં સુચવેલી પ્રજાકીય જાગૃતિ સત્વર વધે, અને પ્રાંતિક સ્વતં-

ત્રતા અથવા અસ્તિત્વનો સવેળો ઉદય થાય. અને તે ઉદય થયા બાદ તેની સંવૃદ્ધિનાં સાધનો પણ સામટાં શોધી અમલમાં મુકી શકાય. પ્રજાના આત્મિક તેમજ આર્થિક જીવનમાં યુનીવર્સીટી જેવી સંસ્થા–નામની નહીં પણ આદર્શમય યુનીવર્સીટી જેવી સસ્થા–કેવા રંગ પુરે છે, કેટલું સત્ત્વ, બળ, તેજ ઉમેરે છે, તેનો એવી સંસ્થાની ગેરહાજરીમાં આપણને કદાચ વાસ્તવિક ખ્યાલ પણ ન આવે. આજની વર્તમાન મુંબઇ વિદ્યાપીઠ ઘણેક અંશે નષ્ટ નહી તો પુરાણા અને જર્જરિત આદર્શ પર રચાઇ હોવાથી, ન છુટકે માત્ર એક નિર્જીવ સંચાની પેરે નિસ્તેજ કૃતિ કર્યા કરે છે તે આખા ઇલાકાની એકજ સસ્થા હોવાથી, અને ઇલાકામા એક કરતાં વધારે પ્રજાની અસ્મિતા જાળવવાની હોવાથી તે તેમાથી કોઇ પણ પ્રજાના સંસ્કારિક ઉદય પર ખાસ લક્ષ આપતી નથી, અને આપી શક્તિ નથી ગુજરાત, સિંધ, મહારાષ્ટ્ર ઇત્યાદિ આ ઇલાકાના મુખ્ય વિભાગો ની પ્રજાના આત્માનો ખરેખર, સર્વાંગે વિકાસ કરવો હોય, તો તો જેમ બને તેમ ત્વરિત તે દરેકમા આવી યુનીવર્સીટીની સ્થાપના થવીજ જોઇએ. મહારાષ્ટ્રમા કદાચ મહારાષ્ટ્રીય યુનીવર્સીટી સ્થપાય તો તે કેવા રુપમા, કયા ઉદ્દેશથી, તે સબધી પ્રતિષ્ઠિત, વિચારશીલ વર્ગમા મત ભેદ જણાતો નથી અને મારી એ માન્યતા જો વાસ્તવિક હોય, તો ગુજરાતની પ્રજાએ, અથવા એના વિચારશીલ વિદ્યાપ્રેમી, ખંતીલા, આગેવાનોએ એ પ્રશ્ન સચોટ હાથ ધરી, જે સમય જાય છે તેમા તેની પૂર્ણાહુતિ કરીલેવી ઘટે છે.

## ૧૦. પ્રાંતિક પ્રશ્નો; પ્રાંતિક સરકારજ ઉકેલે :

આટલા વિવેચનનો ભાવાર્થ એટલોજકે અંતીમ અમલના, મહત્વના, ઝીણવટના, મુઝવણના સ્થાનિક કે પ્રાંતિક પ્રશ્નો, પ્રાંતિક સરકારજ હાથ ધરી શકે, અને તેનો સર્વથા સંતોષકારક નીવેડો લાવી શકે. જ્યાં સુધી ગુજરાત જેવો પ્રદેશ પોતા કરતાં વધારે વિસ્તીર્ણ ઇલાકામાં અનેક ભાગીદાર સાથે ફકત એકજ ભાગીદાર તરીકે રહે ત્યા સુધી તેના પોતાનાજ સ્થાનિક લાભો, હાજતો, સવાલો પર જોઇએ તેટલુ જરુર પુરતુ, પણ લક્ષ આપી ન શકાય. ન છુટકે આવા મોટા બહોળા વ્યકિતત્વમાં સરકાર એવુંજ દૃષ્ટિબિંદુ લે કે જેથી સ્થાનિક કરતા સાર્વજનિક નજર સહજ બની જાય. પ્રજાસત્તાક–democratic રાજતંત્ર અને રાજસંસ્થામાં સાર્વજનિકપણુ તો ફકત બહાનારુપ છે. વસ્તુતઃ તો તેના તમામ પ્રશ્નોનુ નિરાકરણ બહુમતિએ કરાય છે પ્રજાકીય સસ્થાઓમાં બહુમતિ કેમ મેળવાય છે; તેમા દેખાતા પક્ષાપક્ષનાં કેવાં પરિણામ આવે.–તે સૌ વીચારવાનું અહીં આવશ્યક હોય તો પણ અવકાશ નથી, શકિત હોય તો પણ ફુરસદ નથી, પણ એટલું કહેવામા વાંધો નથી કે કે પક્ષાપક્ષને પરિણામે, બહુમતિને બહાને ઘણીવાર ઓછી સંખ્યાવાળા વિભાગને અન્યાય થવા એક કરતા વધારે સંભવ રહે છે. અને એ અન્યાય તેમજ અહિત અટકાવવા હોય તો પ્રાંતિક સ્વતંત્રતાની અનિવાર્ય જરુર જણાય છે. જરુર હોય તો પણ જો યોગ્યતા ન હોય, તો મુસ્કેલી પડે; અને સારું કરવા જતા નરસું થવાની દહેશત રહે પણ મુબાઇ ઇલાકાના કુદરતી વિભાગ પૈકી ગુજરાત સર્વાંશે, સર્વથા, સ્વતંત્ર વ્યકિત થવાને લાયક છે. તેની પ્રજા ઇલાકા, ઇલાકાની પ્રજા કરતા નીરાળી છે. તેના પ્રશ્નો બીજા પ્રદેશના

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૦]



સાંચી સ્તૂપનો દૂરથી દેખાવ.

# હીંદુ સ્થાપત્ય

ઇ. સ. ૪૦૦ થી ચાલુ


લેખક.
રા. ગજાનન વિ. પાઠક,
સભ્ય, સાહિત્ય સંસદ.


હીંદુસ્થાનના સ્થાપત્યને જાણનારાઓ પૈકીના પ્રમાણભૂત ઇતિહાસકાર મી. ફ્રગ્યુર્સને "જૈન શૈલી" અને "હીંદુ શૈલી" (બ્રાહ્મણ શૈલી) એમ બે જુદી જુદી શૈલીમા હીંદુ સ્થાપત્યને વિભાગી નાખ્યું છે. પણ હમણાના નવા વિદ્વાનોના અભિપ્રાયે જૈન શૈલીને હીંદુશૈલીથી જુદી સમજવાનુ ખાસ કૈં કારણ નથી ! કારણ કે હીંદુઓનાં ને જૈનોનાં ધાર્મિક તેમજ જનોપયોગી બાંધકામો તેમનાં અંગ ઉપાંગના કે એકંદર દેખાવમાં એકબીજાને ઘણાં મળતાં છે, રસ્તે ચાલતાં જૈન દેવળોને હીંદુ દેવળોથી ખાસ જુદાં જોઇ શકતા નથી. અંદરના દેવો પરત્વે કૈંક ફેરફારો થયા. બંને બુદ્ધ શૈલી ઉપરથીજ વિકાસ પામે છે. બુદ્ધ ધામિક સૂચક ચિન્હોનો ઉપયોગ કરે છે, બનેમાં ગુફાઓ, દેવળો, જળાશયો ને ઇતર બાંધકામો થયાં છે. બંને ગુફાઓથી શરુ થાય છે. એલોરામા ખડકોમાથી કોરી કાઢેલાં કામો બ્રાહ્મણોનાં છે, ને જૈનોનાં પણ છે. બ્રાહ્મણોની આ ગુફાઓમાંથી (એલોરા અને એલીફન્ટા) અજંટાના ચિત્રકામની પેઠે તેમનાં મૂર્તિ વિધાનમાંથી મહાદેવ–શંકરની પુરાણોમાં કલ્પેલી મૂર્તિ ખડી થાય છે. એલીફન્ટાની ગુફાઓ મુંબાઇથી પૂર્વમાં નજીકમાંજ આવેલા ધારાપુરી બેટ પર છે લોકો તેની સાચી ખબર ન હોવાને લીધે તેને બુદ્ધની ગણી કાઢે છે,

પણ તે શંકરની છે, અને બ્રાહ્મણો તરફથી કરવામાં આવી છે તેમાની પ્રચંડ ત્રિમૂર્તિ માહેશ્વરની છે તે જીર્ણાવસ્થામાં હોવા છતાં ઇશ્વરનું અમિતબળ વ્યક્ત કરે છે (આવી રીતે પરિમિત આકારમાં ઇશ્વરની અપરિમિતતા બતાવવામાં આપણા કારીગરોની ફતેહ છે) તે ઘણીજ જોસદાર હોવા સાથે લાવણ્યવાળી છે તેની બૃહત્કાયથી આપણી દૃષ્ટિ તે ભરી દે છે એ ગુફાઓમાની બીજી બ્રહ્માની મૂર્તિ પણ એટલીજ ભવ્ય અને વીર્યવાન છે

એજ પ્રમાણે એલોરામાં પણ શંકરની કથાજ મળી રહે છે ત્યાનું કૈલાસ દેવળ, આપણી પથ્થરો કોરી કાઢી મકાન ઉભુ કરી નાખવાની કલાનો અપૂર્વ દાખલો છે અત્યાર સુધી આપણે જે જે ગુફાઓ કરી તે બધી એકજ તરફથી કોરીને અંદરની બાજુજ કોરી દ્વારયુક્ત કરી છે, પણ આ જગાએ તો ચારે તરફથી તેમજ અંદરથી કોરાઇ દેવળ એક લંબચોરસ ભૂમિ પર ચણાયાની પેઠે ખડકથી અલગ બની રહ્યું છે સાથે સાથે ત્યાના મૂર્તિવિધાનમા પણ ઉણપ રખાઇ નથી શંકરની જે ભવ્ય ને રૂદ્ર કલ્પના આપણે ઉપજાવી છે તેનો બરાબર આવિર્ભાવ અહીંના પુતળાઓમાં છે અંગ્રેજી રાજ્યના 'પબ્લીક ઇન્સ્ટ્રકશન"થી કેળવાએલો આપણો હાલનો સમાજ એ પુરાણ કલ્પિત રુપોનું આ મૂર્તિઓ સાથે સાદ્રશ્ય કરી શકતો નથી કેળવણીમાં એ કલ્પનાને તેના મૂર્ત સ્વરૂપોથી છુટાછેડા કરવામાં આવ્યા છે,



સાચી સ્તૂપ ઉત્તર દરવાજો

એટને હવે તે કલ્પના પુસ્તકોના પાના પર ને કેળવાએલાના મગજમાજ છે આ સ્થિતિ અત્યંત શોચનીય છે

ગુફાઓ પછી દેવળો આવે છે આ દેવળોમાં પણ જૈન અને બ્રાહ્મણોના દેવળોના એકંદર દેખાવમાં ઘણું સામ્ય છે આગળ જતા બંને તરફથી સાર્વજનિક કામો જેવા કે, ધર્મશાળા,



સાંચીના દરવાજામાંથી એક કટકો

અને ફેરફારો હોવા છતાં એકંદર આકારમાં આવું સામ્ય જરા ચમત્કારી લાગે છે. પણ વિચાર કરતાં એ કલ્પનાની સાંકળની કડીઓ હાથ આવે છે.

ભારતથી પણ અતિ પ્રાચીન દુનીઆમા કાળગણનાએ સભ્યતામાં બીજેજ નંબરે આવેલા

તળાવો, મઠો વગેરે એકસરખી રીતે બંધાય છે. આવાં કારણોને લીધે અત્રે આપણે એ બંનેને જુદાં જુદાં નહીં સમજતાં એક એક સમગ્ર હીંદુ-શૈલીમાં એક તરીકે જોઇશું આ હીદુશૈલી બુદ્ધશૈલીની માફક હીંદમા લગભગ સર્વત્ર પ્રવર્તી છે, પણ તેના ત્રણ ભાગ પાડી શકાય. આ ભાગો તેના દેવળોના શિખરોના ઘાટ અને તેમને બંધાવનારાઓની મુળ જાતો પરથી પડી શકે છે, અને એવીજ રીતે સાર્વજનિક બાંધકામોના ઘાટમાં પણ ચોખ્ખો ફેર પડેલો જણાય છે, પણ આ જુદું સમજવા પહેલાં આપણે સમગ્ર હીંદુ દેવળોમા રહેલુ સામ્ય તેની ફીલસુફી વગેરે સમજીને પછી આગળ ચાલીએ.

ગુફાઓ પછીનુ, ઉપર અનેક નકશીથી ભરપુર અસાર સુધીનાં કામોથી તદ્દન જુદાજ આકારવાળું, શિખરવાળું બાંધકામ નજરે પડેછે ત્યારે આપણને સહેજ વિચાર થાય કે એના આકારની ને રચનાની કલ્પના આમ એકાએક અદ્ધરથી આવી શી રીતે હશે? વળી મધ્યનાં દેવળો પર શિખર તો છેજ. ધર્મોના સિદ્ધાંતોમાં વિરોધ

દેશ આસીરીઆમાં નીનવેર નામના સ્થળેથી ઇ. સ. પૂર્વે ૮૦૦ ની કેટલીક તખ્તીઓ મળી આવેલી છે. જેની આકૃતિ આખી છે. તેમાં જોતાં માલમ પડેશે કે, એક શિખર અને ઘુમટવાળાં આપણાં દેવળોને બરોબર મળતાં બે મકાનો છે, તે કદાચ ખરેખર દેવળ હોય કે કૈં બીજું એ તો ન કહી શકાય, પણ એટલું તો ચોક્કસ કે શિખરની હસ્તી દુનીઆમાં ઘણા જુના કાળમાં હશે. આ પરથી એમ ન કહી શકાય કે એ તખ્તી પરથી આપણને શિખરના આકારનો બોધ થયો હોય.

પણ આમ બનવુ શકય છે: રામાયણ કાળમાં દેવોને વિમાનોમા એટલે રથોમાં ફરતા વર્ણવ્યા છે, અને એ રથોના આચ્છાદન શંકુ આકારે થતાં. ને તેમને હજુ પણ આપણે બળદના એકા



સાંચીના દરવાજામાંથી એક દૃશ્ય

પર થતાં જોઇએ છીએ કથા પ્રસગે બાજુના
ખુણા પર કેળના પાદડાઓ ઉભા બાધી મધ્યમા



ચિત્તોડનો વિજય સ્થભ

ભેગા બાધીએ તો શિખરના જેવો આકાર થાય
છે વળી જ્યા મૂર્તિ રખાય છે તે સ્થાનને સ્થા

પત્યમા "વિમાન કહે છે અને જુના દેવળોને
કેટલાકને પૈડા સુદ્ધા કરેલાં જોવામા આવે છે અને
તેનાને 'રથ' કહેવાય છે, એટલે આ રથો વિમાને
પરથી શિખરો બનવા તદ્દન શક્ય છે અને

ચોરસ જગ્યા પર કેળનાં પાંદડાંને ખુણા પરથી ઉભાં કરી ઉપર બાંધી જેવો આકાર બને તેવું આચ્છાદન કરવું એ રચના તરીકે પણ સરસ છે.

આમ ઉપયોગિતા કે રચના ખાતર શિખર-ની ઉત્પતિ થએલી સમજાય છે ત્યારે આધ્યાત્મિક અર્થ ધ્યાનમાં લેતાં પણ તેની ઉત્પત્તિની સાંકળો સમજાય છે. એમ ગણાય છે કે જમીન પર ટટાર ઉભું રહેતું શિખર વિષ્ણુનું રુપક છે. વિષ્ણુને આપણે પાલક ગણ્યા છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રિવિધાવસ્થાની વચલી સ્થિતિનું એ રુપક છે, એટલે આપણે એમને એજ સ્થિતિમાં આલેખેલા છે. શેષ શૈયામાં આડા સુતેલા કે મેરુ પર્વતની પેઠે અચળ ટટ્ટાર ઉભેલા આ બંને સ્થિતિ ઉત્પત્તિ અને લય જેવી સ્થિર એ પહેલી સ્થિત્તિ, અને ડાંડી પરનાં વચ્ચેનાં ફુમતાં જેવી મમધારણ બતાવતી બીજી સ્થિતિ. વિષ્ણુનાં પુતળાંઓમાં પણ વિષ્ણુ આ બે સ્થિતિમાંજ ઘણે ભાગે દેખાય છે. સ્થાપત્યમાં એમનું દર્શન વિષ્ણુ સૂચક સ્થંભોથી થાય છે, પછી ધ્વજસ્થંભમાં દેખાયા છે, બુદ્ધ વખતના લાટ પણ બતાવે છે. એ પછી વિહારો જે ચારે તરફ કોરેલા થયા તેમાં પણ વિષ્ણુની એજ તટસ્થાતાનાં દર્શન થાય છે અને એ વિહારો પછી પાધરાંજ શિખરો થાય છે.

આ બધા પરથી એમ સહજ કહી શકાશે કે આટલી પૂર્વની તૈઆરીથી ઇ. સ. ૪ થા સૈકા-નો સ્થપતિ ખુશીથી શિખર બાંધી શકે. અને આપણે જુનામાં જુનું દેવળ ૪ થા સૈકામાં જોઇએ છીએ. શિખરોના આટલા પૈરાણિક હેતુઓ જાણવા બસ હોઇ આપણે હવે દેવળોની બીજી બાજુઓ તેની ગોઠવણી, ને વિસ્તારો તપાસીએ.

લગભગ દરેક દેવળને-શું જૈન કે શું હીંદુ-મૂર્તિની જગા ચોરસ હોય છે. તેને વિમાન કહે છે. આના પર શિખર ચઢાવવામાં આવે છે. એ વિમાનની આસપાસ કોઇવાર પ્રદક્ષિણાભ્રમ રાખવામાં આવે છે. વિમાનમાં અજવાળુ ઘણે ભાગે આગળના દ્વારમાંથીજ એક તરફથીજ આવવા દેવામાં આવે છે. આ વિમાનમાં પણ આધ્યાત્મિક હેતુ સંકળાએલો હોય છે. જેમકે બ્રહ્માર્પિત વિમાન-ને ચારે બાજુ દ્વાર રખાય અને તેને ચતુર્મુખી નામ અપાય. આવાં મંદિરો જુની ગ્રામરચનામાં સામસામેથી મળતા રસ્તાથી થતી ચોકડી પર થતાં. વળી બ્રહ્માર્પિત જો ચતુર્મુખી ન હોય તો પૂર્વાભિમુખ રખાય છે, એમ અર્થથી કે ઉત્પત્તિ=ઉદયની દિશા પૂર્વ તરફ છે. અજમેર પાસે પુષ્કરરાય જે ખાસ બ્રહ્માજીનું સ્થાન ગણાય છે ત્યાં બ્રહ્માજીનું મંદિર આવી જાતનું છે, અને બ્રહ્માના ચતુર્મુખી દર્શન કરવા માટે મંદિરની બીજી ત્રણ બાજુ પર અકેકી બારી મુકી છે. એજ પ્રમાણે શિવાર્પિત હોય તો પશ્ચિમ તરફ —અસ્ત તરફ દ્વાર રખાય. ઉત્પત્તિ, સ્થિતિ, અને લય માટે પૂર્વ, ઊર્ધ્વ અને પશ્ચિમ દિશાઓ બહુ સારી રીતે ઘટાવી શકાય, એટલે આવી રીતની ઘટના સુયોગ્યજ છે.

હવે આ વિમાનના દ્વાર આગળ ઉભા રહેવા-ની જગ્યા કરી તેની બે બાજુઓમાં ગોખલાઓ કરી તેમાં મુળ દેવની શક્તિઓની મૂર્તિઓ કદી કદી મુકાય છે.

આટલું દરેક દેવળને આવશ્યક છે, આથી બીજે નંબરે કદમાં આવતાં દેવળોને આગળ એક મંડપ રાખવામાં આવે છે. આ મડપ ઘુમટ વડે આચ્છાદિત કરવામાં આવે છે. આ ઘુમટને ઉંચકનારા થાંભલાઓમાં પણ ઇશ્વરની ત્રિપૂટીનું ભાન કરાવવાનો પ્રયાસ છે. થાંભલાઓના મુખ્ય ત્રણ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૨]







એલીફન્ટાની પ્રચંડ ત્રિમૂર્તિ.

—હીંદુ સ્થાપત્ય





તાંજોરનું દેવળ



—હીંદુ સ્થાપત્ય.




# અરવિંદનાં આંસુ

લેખક :
રા. કુસુમાકર
ચિત્રકાર:
રા. દત્તાત્રેય

જ્યેષ્ઠ વદ અગીઆરસ.

મારી રગ રગમાં આ નવું જોમ કયાંથી? જોબન ફાટફાટ કરતા રક્તમાં શો તનમનાટ ! મ્હારું શોણિત ઉછળી કેમ રહ્યુ છે? જાણે જવાં મર્દ બનવાનાં અવનવાં સ્વપ્ન આવે છે.

સવારથી સાંજ સુધી પુસ્તકોમાં દટાએલો પુસ્તકકાર તેને વળી આ નવું ચટકુ શું લાધ્યુ ?

સવારના પહોરમાં ઘોડેસ્વાર થઇ વગડામાં જાઉં છું. ચોટ લેતાં, તાકતાં ને રફલ પીસ્તોલ ફોડતાં શીખું છું. પણ ખાત્રી રાખજે વહાલા ! પ્રભુના એક પણ નિર્દોષ પશુપંખી પર મેં નજર કીધી નથી. હજારો વર્ષ જુનું આર્ય શોણિત મારી નસેનસમાં ઉછળે છે. જડ વસ્તુઓ પર નિર્દોષ ચોટ અજમાવું છું. બધા સમાચારમાં આ ખબર તને ચોંકાવનારી લાગશે. તારો પુસ્તકપ્રિય મિત્ર ક્ષત્રીવટને તરંગે દીલરંગી રહ્યો છે.

જ્યેષ્ઠ અમાવાસ્યા.

અરુણ ! જ્યોતીન કેવો સરસ માણસ છે ! ગઇ કાલ શો ભારે ખેલ અમારી વચ્ચે થયો ? થોડા દિવસ આ ગિરિમાલમાં ગુજારવાનું મને મન થયું અને હું વીદાય લેવા જ્યોતીન પાસે ગયો. તેના ઓરડામાં આમ તેમ ફરતાં મારી નજર તેની પીસ્તોલ પર પડી. "મારા પ્રવાસમાં મારી સાથે લઇ જાઉં જ્યોતીન?" મેં કહ્યું; "હા, શા માટે નહીં ? પણ આંહીં તો તે માત્ર શોભા ખાતર પડી છે. તારે તેમાં દારુગોળો ભરવાની તકલીફ લેવી પડશે." તેણે ઉત્તર વાળ્યો મેં એમાંથી એક લઇ લીધી ને તેણે આગળ ચલાવ્યું. "મારી અતીશય કાળજી છતાં કેવી કફોડી સ્થિતિમાં હું આવી પડેલો તે વિષમ પ્રસંગ! પછી મેં પીસ્તોલને રામરામજ કર્યા છે. કેવા સંજોગમાં તેણે એને તિલાંજલિ આપી એ

જાણવાની મારી જિજ્ઞાસા વધી પડી તેણે વાત શરુ કરીઃ ' હુ મારા એક મિત્રને ત્યા ગામડામા ગ્હેતો હતો મારી સાથે બે ખાલી પીસ્તોલ હતી ને નિશ્ચિત નિદ્રાદેવીની ગોદમા ઝોકા ખાતા લહરી ગ્યો હતો ચોમાસાનો દહાડો હતો, બપોરનો સમય હતો, અને પુષ્કળ નિવૃત્તિ હતી કોણ જાણે કેમ મને વહેમ પડયો કેવખત છે આ એકાત-આવાસમા ચોર ભરાય અને પીસ્તોલની જરુર પડે મે એક નોકરને પીસ્તોલ સાફ કરવા તથા ભરવા આપી ગરીબ બાપડો એક નોકરડી સાથે જગ લાડતો હતો, હસનામાથી ખમવાનુ થઇ પડયુ, પીસ્તોલ વછુટી ગઇ, બાપડીનો ધડો લાડવો વળી જતે પ્રભુએ એના સામે જોયુ,



સવારના પહોરમા ઘોડેસ્વાર થઇ વગડામા જાઉ છુ
ચોટ લેતા, તાકતા ને રફત પીસ્તોલ—

ઇજા માત્ર જમણા હાથની આગળી પર થઇને એની કસુબર વળી ગઇ, માડમાડ બાપડી ઉગરી, શસ્ત્રનૈદનું બારે બીલ મારે આપવુ પડયુ ત્યારથી આપણા રામે હથીઆર કદી ભરેલ ન રાખવાના સોગનલીધા " પણ આપણે ગમે તેટલી અગમચેતી અને સાવચેતી રાખીએ છતા હાથ ઘસનાનો વખત આવતો નથી? દરેક શકય જોખમથી આપણી જાતને સુરક્ષિત રાખી શકાય ખરુ? " તો પણ"—આ "તો પણ" મારી સહિષ્ણુતાને થકવે છે, કારણ કે એટલુ તો સ્પષ્ટ છે કે દરેક વિશ્વ નિયમને આપવાદ હોયજ જ્યોતીન કેવો 'ચોખલીઓ' થવા જાય છે? એકાદ સિદ્ધાંત કે વ્યાપતિ તેણે બાધીકે પછી બીજીજ પળે વધારાને ઘટાડાથી વિશેષણોના ઢગથી, પોતાનો સિદ્ધાત સાવ પોચો ને સિદ્ધાતવીહોણો કરી મુકે છે હુ વિચારમા ગરકાન થઇ ગયો કો અકથ્ય લહરના સ્વપ્ન-નશામા ડોલતો હઉં એવો હુ ભાસતો હતો ત્યારે! આ સ્વપ્ન-ઝોલામા પીસ્તોલ મે સાચેજ મારા લ્હેગ પર ધરી!

માગ હાથમા એ વિઘાતક શસ્ત્ર ખુચવતા જ્યોતીને કહ્યુ "અરે! અરે! શો અનર્થ કરવા બેઠો છે?" "ભાઈ એ કયા ભરેલી છે?" ધીરજ ખોતા તેણે કહ્યુઃ 'આનો અર્થ શુ?' કોઇ પણ વ્યક્તિ આમ આત્મ-હત્યા શી રીતે કરી શકે એ મારા ખ્યાલમા ઉતરતુજ નથી, અરે! એના તર્કએ પણ મને કમકમા છુટે છે " મે મારો અભિપ્રાય દર્શાવતા કહ્યુ "પણ કોઇ પણ કૃતિ સારી નરસી, ડાહી ઘેલી છે એમ અભિપ્રાય શા માટે આપવો જોઇએ? એ અર્થહીણુ નથી? આપણી કૃતિઓના નિગૂઢ આતર-હેતુઓનું સૂક્ષ્માવલોકન શુ સહજ છે? કેના સજોગો કારણભૂત હોય, કેવા હેતુ પ્રેરિત કૃતિ અનિવાર્ય થતી હોય એ બધાના મર્મજ્ઞ થવું શુ સહજ સાધ્ય છે? જો એના મર્મ લક્ષમા લે તો, તુ તારા નિર્ણય આટલી અણઘટતી ત્વરા-અયોગ્ય ઉતાવળથી ન આપે " "ગમે તે હેતુથી પ્રેરાએલી હો," પોતાનો પક્ષવાદ રજુ કરતા જ્યોતીને કહ્યુ

" ગમે તે કારણ હો પણ કેટલીક કૃતિઓ તો દુષ્ટ અપરાધસમી છે એ તો નિર્વિવાદને?"

'કબુલ જી કબુલ' કહેતા મે સહજ ખભા વીંઝ્યા, 'ભવાભાઇ,' મે આગળ ચલાવ્યુ, "કેટલાક

અપવાદ પણ છેજ, સ્તેન કર્મ ચોરી એ પાપાચાર છે; પરંતુ દુ ખડાના શિર ડુંગર પડતા હોય, કે દુ ખડાંના માથે ઝાડ ઉગ્યાં હોય, ગરીબાઇ અનેકધા તમ ઉપરને વધુ તાવતી હોય, ચકલીના પોટ્ટાસમા બાળુડા ઘેર 'મમ્મ' માટે બાળરડા મારતા હોય, ત્યારે એનુ ચોરીનુ કૃત્ય વધુ દયાપાત્ર છે કે શિક્ષાપાત્ર ? પોતાની પર્યંક શાયિનીને કોઇ પતિ ઇતર જનની ગોદમા જુએ, તેની આખમા ખુન્નસ ભરાય ને તે ન કરવાનું કરી એમે તો તે કીસ્સો કરુણાજનક નથી ? કોઇ સુકુમાર બાળા રસાહ્લાદની નિર્બલ પળે, જોબનના મદ ઘેનમા, યૌવનને મધુકાળે, ભુલ કરી એમે તે જીવનની તુ દયા ખાઇશ નહીં ? આપણા નિષ્ઠુર, દયા પ્રેમની હુંફવીહોણા ઠંડાગાર કાયદા પણ પોતાની તીવ્રતાની ધારા આવા કીસ્સામા મેજ બુઠી કરે છે ને શિક્ષા-શૈથિલ્ય દાખવે છે "તે વળી જુદી વાત," પ્રત્યુત્તર આપતા જ્યોતીને કહ્યુ, "કારણ કે પ્રબળ આવેશમા મનુષ્ય સ્વતત્ર વિચારની શક્તિ ગુમાવે છે અને સૌ તેને નશા ચકચુર લેખે છે." આગથી કહેવાયાવિના ન રહેવાયુ: "ઠડી શીતળ બુદ્ધિ વાળા તમે સૌ જગત-ડાહ્યા હમેશા નશાચકચુરી, ઉન્માદ, અને ઘેલછાની બુમો પાડો છો તમે સુજ્ઞ પુરુષો કેવા ઠડા-માટલાજેવા-ને કેવા સયમિત ! નશાચકચુર આવેશમય આદમીની હાજરી તમારા ઠડા હૃદયમાં જુગુપ્સા-ઘૃણા ઉપજાવ કરે છે ભલેને પછી તે નશો-તે ઝદાદીલી કોઇ ખુદાઇ ઈમાન પ્રેર્યા હોય પેલા શાયર-બુલબુલે ગાયુ છેને—

જગતનાં છે બધા ચશ્મા ડાહ્યા દીવાના દેખે,
પીવુ આજે હયાત તેને ડાહ્યા દીવાના દેખે

આવી દુર્દશામાં તમારે શા માટે પડવુ જોઇએ ! પ્રભુનો પાડ માનો કે આ દીવાનાપણાથી તમે નિર્લેપ છો. મારે પોતાને માટે તો અરે કેટલીએ વાર હું નશાઘેલો ઉન્માદી બન્યો છું. મારા આવેશોની ઉડાઉગીરી, નિરકુશતાને મે મારાં લાછન કદી લેખ્યા નથી આમ દીલનો એકરાર કરતાં હુ જરાએ લજવાતો નથી કારણ કે અનુભવથી હુ શીખ્યો છું કે ઘણીખરી અલૌકિક વ્યક્તિઓ જેમણે મહાન ચમત્કૃતિભર્યાં કૃત્યો કર્યા છે તેને જગતે ગાડા ઘેના નશા-ચકચુર કહી તિરસ્કૃત ગણ્યા છે ખાનગી જીવનમા પણ કોઇઉમદા કાર્ય કે મખીકૃત્ય કરનાર 'નશા ઘેનો' કે એવા કોઇ વિશેષણની ઉપલબ્ધિ વિના રહેજ શાનો ? પ્રભો !-સંતો ! તેમને તમારું ડાહ્યાપણ મુબારક, શરમ છે તમારી નફ્ટાઇને !"

જ્યોતીને કહ્યુ, આનુ નામજ આવેશ – નશા ચકચુરી આ તારા અસયમિત ઉદ્ગારજ તારી આવેશમય પ્રકૃતિ નુ ઠીક દર્શન કરાવે છે, તુ તારો મુદ્દો અતિશયોક્તિથી પ્રેરી દે છે. બેશક, આમા તુ ખોટો જ છે આપણે આત્મ-હત્યાની વાતો કરતા હતા, ત્યાં તુ તેની સરખામણી મહા કાર્યો સાથે કરે છે હવે, આત્મ-હત્યા કેવળ નિર્બલતા, બીચકારાપણા સીવાય અન્ય શું કહી શકાય ? ધૈર્યથી, સહન-શીલતાથી કંગાલ જીવન ઘસડવુ, વિધાતા સાથે બાકરી બાથની એ મુર્ખાઇથી જીદગી ફેકી દેવા કરતાં અતિ વિકટ છે."



—રોવતાં શીખુ છુ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૦]

# જરા ખાનગી

લેખક:
રા. યશવંત સવાઇલાલ પંડ્યા

ચિત્રકાર:
રા. સોમાલાલ શાહ

## પાત્રો

| | | | | |
|---|---|---|---|---|
| હંસલ | . | ... | ... | ... પ્રિયસુખ |
| નૂતન | ... | ... | ... | ... પરાગ |
| ... | ... | માલા | ... | ... |

—:o:—

## પૂર્વ અંક

—o—

### ચિત્ર: ૧

સ્થળ: કૉલેજનો બેડમીંગ્ટન કોર્ટ
સમય: સમી સાંજ

[ નૂતન ને પરાગ બેડમીંગ્ટન ખેલતા હોય છે ]

પરાગ

Twenty one-Eleven. (એકવીસ-અગીઆર: નાની છલંગ મારી પીછું ઉડાડી) ખ...લ્લાસ.

નૂતન

(ઉડાઇ) કમબખ્ત પવન પજવે છે.

પરાગ

(ડોકું હલાવી) હા, કમબખ્ત પવન હોય ત્યારે બેવકુફ હવા ક્યાં નથી નડતી? ક્યારેક રેકેટની દોરી ઢીલી હોય તો કદીક કોર્ક પીછાં નમાલાં નીકળે. કમભાગ્યે અધુંજ બરાબર હોય તો આખર તમીઅતને ગરમની ના બનાવતાં શી વાર? ,

નૂતન

(ડગલું પાછા પડી) એમ કે? Humbug (અર્થ વિનાનું)

પરાગ

પણ......હા. એમાં તારો એકનો વાંક નથી. બધાં રમનારામાં આવી બુરી ટેવ જથાબંધ ને છુટક હોયજ છે. માણસ હારે ત્યારે કૈંનું કૈં બહાનું એને માટે તૈઆર હોય છે—શોધની જરુર પણ નહીં. આપણી સમૃદ્ધિ......

નૂતન

પરાગ, (ચપટી વગાડી) વાત વહેલી મુક. દેખ તો સદ્ય: સામેથી રમકડાં ઉડતાં આવે છે.

એક ડગલું આગળ માલા ને પાછળ પ્રિયમુખ દાખલ થાય છે. માલાના હાથમાં થોડાંક પુસ્તક ને પ્રિયમુખના એક હાથમાં બે રેકેટ ને બીજામાં સાઇકલ છે.

માલા

Score, please? (ક્યાં સુધી આવ્યું છે?)

નૂતન

(તુરત હાસ્ય લાવી) Well; we've already finished up (અરે, હમણાંજ પુરું થયું.)

માલા

Oh, thanks awfully (હા, ઠીક!)

પ્રિયમુખ

માલાબહેન, શું પ્રભુની કુદરત? જ્યારે જ્યારે હું અહીં એકલો આવું છું ત્યારે અરધા કલાકના તપ વિના કદી રમવા મળતું નથી. આજ કેવાં આપણાં નશીબ?

નૂતન

(પ્રિયમુખ સામે ટટાર બની) એ નશીબ



સેક્રેટરી બની કૉલેજમાં વટબંધ ઘુમવા ટેનીસ ખાતે ઉભો થયો છું.

તમારાં છે એમ કોણે કહ્યું? માત્ર (માલા તરફ વાંકા વળી) એમનાં. એમને ખાતર અરધેથી રમવું પડતું મુક્યું. તમારા ખાતર બમણું ખેંચવું પડે. (સૌ આડું આડું જુએ છે.)

નૂતન

(મનમાં) ને–હં. બીચારાની વાત સાચી છે. આ શંકુતલાને બદલે કો રૂપોખડ્યો દુષ્યંત એકનો એક પ્રશ્ન પુછે તો એનો ઉત્તર કૈં ઓરજ......

પરાગ

(કંટાળી) હવે અહીં શું છે? રવાના થશું?

નૂતન

(માલા પર નજર ફેંકી મનમાં) ના;

કશુંજ નથી.

[બિછ ઉપડે છે.

પ્રિયમુખ

(મનમાં) હાશ; ગયો ખરો. (અધમીંચી આંખે) નૂતન તો તદ્દન રદ્દી છે.

[માલા નીરાંત કરી હાથમાં રૅકેટને રમાડતી બાંકડા પર બેસે છે. પ્રિયમુખ સાઈકલ ગોઠવી રૅકેટ લીઝને ઉભો રહે છે.

પ્રિયમુખ

માલાબ્હેન, તમે કહેતાં હતાં ને કે કૉલેજના છોકરાઓમાં Sportsman Spirit ના સાંસા છે?

માલા

હજુ કહું છું.

પ્રિયમુખ

બધું સગી આખે જોયા છત ?

માલા

તમે ગોથ ખાઓ છો. એમાં Sportsvoman Spirit પણ ક્યાં હતો ?

પ્રિયમુખ

નહીં તો વળી ?

માલા

એનું નામ અક્કલનું ઉઘાડું લીલામ નૂતનના મનમાં એમ હશે કે એ એમ હળી પડશે એટલે મારી મહેરબાનીમાં આવશે. કેવી ને કેટલી નફ્ટાઇ ?

પ્રિયમુખ

(આંગળી કરડી) બહેન, તમારા ખ્યાલ ખુબ આકરા છે. મારા જેવા જુજથી એ સહન થાય.

માલા

એટલે તો સંભળાવું છું.

પ્રિયમુખ

(માથુ ખંજવાળતાં) એમ છે તો એક હીસાબ રોકડો કરી નાખું ? ગમે ત્યારે, ગમે તેના દેખતાં, ગમે તેમ તમે મને સુણાવ્યા કરો એ ઠીક કહેવાય ? ધરો કે તમારા આ શબ્દો કોઇ સાંભળે તો મારું શું ?

માલા

(ઠંડી બેદરકારીથી) ખરેખરી કીંમત.

પ્રિયમુખ

એમ નહીં. કહો જોઉં; તમને એમ નથી લાગતું કે મારી કીંમત ઘટી જાય ?

માલા

(જરા ઠમકી) સાચોજ ઉત્તર પામશો છે ના ?

પ્રિયમુખ

Of course, by all means (હા, જરુર.)

માલા

(એક કોર ફરી ભમ્મર ચઢાવી) હં. (પાછાં ફરી) જુઓ. મને આજ ખબર પડે છે કે કૉલેજમાં તમારી કીંમત છે

[પ્રિયમુખ, ન સાંભળ્યું કરવા આડો ફરે છે

માલા

હજુ સાંભળો, (ગળે હાથ લઇ) હું કોઇથી ડરી નથી તો તમારાથી તે શાની ડરું ? ગમે તેવીનાં ગુણગાન ગાવાની ભાટચારણીઆ કુટેવ મને નથી.

પ્રિયમુખ

એટલે ?

માલા

સમજો તો ઘણુંબધું; નહીંતર કશુંજ નહીં.

પ્રિયમુખ

(કંટાળી) માલાબ્હેન, તમારી આવી ન કળાય એવી વિદ્વતાની મને ઇર્ષ્યા આવે છે.

માલા

ને તમારી આવી ઉઘાડી અવિદ્વતાની મને પરાવાર દયા......

પ્રિયમુખ

(ચકરડું ફરી, હાથમાં હાથ પછાડી) Oh, હું તે કેવો ભુલકણો ?

**માલા**

(મનમાં) ન ભુલાય એવો.

**પ્રિયમુખ**

(શબ્દેશબ્દ લંબાવી) હુ શુ કહેવા માગું છું તે (શિર નમાવી) માલાબ્હેન, તમે સમજી ચુક્યાંને?

**માલા**

(બેશીકર અજ્ઞાનથી) ના; ભાઇ (થોડો વખત વીતે) કહો જોઉં!

**પ્રિયમુખ**

(હોઠ મલકાવી) જાણે—જુઓને—જરા બાબત એમ છે—જે—કે સેક્રેટરી બની કોલેજમાં વટબંધ ઘુમવા ટેનીસ ખાતે હુ ઉભો થયો છુ

**માલા**

(અજાયબ આંખે) એમ? પ...ણ (ઠંડા થઇ) તમને તો રેકેટ પકડતાં પણ નથી આવડતુ ને?

**પ્રિયમુખ**

તમે ન સમજ્યાં. તમારા સાથ રમાય એ લાલચે આ બેડમીંગ્ટન આદર્યુ છે. કહેશો તો ટેનીસ સુદ્ધાં સાથે ખેલીશું. પછી?

**માલા**

ઘણું. (ઉંચા અવાજે) તમે જાણો છો? મારા હુકમને આવાં માન આપવા જતાં તમે પોતાને અપમાન કરવા માંડશો.

**પ્રિયમુખ**

પણ બદલામાં તમારી ફક્કડ મૈત્રી મળશેને? એટલે બધું કબુલ છે–વસુલ છે.

**માલા**

સાંજ તમારી ભુલ છે. એથી મારી ફક્કડ મૈત્રી નહીં—અક્કડ ગુલામી મળશે. છે કબુલ?

**પ્રિયમુખ**

(લાચાર આંખે) તમે તો જડની લેતાં લાગો છો

**માલા**

(જરા હઇ) ધારો કે તમે ચુંટાયાં. તો તમે કરવાના શું? જે રમતની મારા જેટલી પણ તમને જાણ નથી એમાં કોની અક્કલ ઉધાર લઇ તમે મત આપશો? નકામો, ખુલ્લો દંભ...

**પ્રિયમુખ**

(ચીઢાઇ, મનમાં) શું સમજતા હશે? What doesshe mean in her heart? (નછુટકે પ્રકાશ) બહેન, અત્યારે આટલુંજ કહો; વોટ આપશોને?

**માલા**

સામે કોણ છે?

**પ્રિયમુખ**

(કટાણા મોંએ) પેલો હંસલ. Nonsense ઓળખ્યો કે?



તમને તો રેકેટ પકડતાં પણ નથી આવડતુને?

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૩]

# સાચાં ભાષણો



લેખક:
રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા,
સભ્ય, સાહિત્ય સંસદ.
ચિત્રકાર
રા. સોમાલાલ શાહ

આ લબત્ત, આ સ્વાર્થી જગતમાં લાખ માણસમાંથી તો શું પણ એક કરોડ માણસમાંથી ભાગ્યે એક માણસ હરેક વખતે સાચુંજ બોલતું હશે. મનમાં હોય શું અને મોંએથી બોલવું શું! સાધારણમાં સાધારણ પ્રસંગોમાં પણ આપણાથી સત્ય બોલાતુંજ નથી; બોલવા જઇએ તો દુનીઆમાંથી ઉખડી જઇએ. દાખલા તરીકે આપણે કોઇ શેઠને ત્યાં નોકરી કરતા હોઇએ. શેઠ શરીરે ગોળ રામઢોલ જેવા હોય છતાં કોઇક વખત સહસા એ આપણને પુછે કે "કેમ, હું આ ડ્રેસમાં ઠીક લાગું છું ને?" તો આપણાથી તે વેળા સાચું કેમ બોલાય? આપણે તો એમજ કહેવું પડે કે "વાહ, શેઠ સાહેબ, આ ડ્રેસ જેવો તમને બીજો એકેએ ડ્રેસ શોભતો નથી." પછી શેઠ ગમે તે ડ્રેસ પહેરે અને આપણને ગમે તેટલી વાર પુછે પણ આપણો જવાબ તો આજ રહેવાનો, અને આશ્ચર્ય જેવું તો એ છે કે દરેક વેળા આ વાક્યથી શેઠને એટલોજ સંતોષ થવાનો અને એમને આપણી ખુશામત શક્તિ વીશે નહીં પણ સૌંદર્યની પરીક્ષા કરવાની શક્તિ વીશે ઉંચો મતજ રહેવાનો!

આ બાબતમાં મને એક વાત સાંભરી આવે છે: એક શેઠીઆએ પારીસથી કે એવી કોઇ જગ્યાએથી એક બુટની જોડી મગાવી. જોડી જે વખતે આવી તે વખતે શેઠનો સેક્રેટરી અને બીજાં બેએક માણસ શેઠની પાસે હતાં. શેઠે બુટનું બંડલ છોડયું અને જોડી તપાસવા માંડી. "શું બુટ સરસ છે?" શેઠે કહ્યું.

"હેં હેં હે! સાહેબ, ત્યાંના બુટની શી વાત કરવી!" સેક્રેટરીએ તરત ટાપસી પુરી. "અહીંના તે કંઇ બુટ છે! ઠીક છે, અમારા જેવાને માટે ચાલે."

વળી થોડીવાર તપાસીને શેઠે કહ્યું: "પણ —પણ આગલા ભાગનો આકાર જરા એણે બગાડી નાખ્યો છે એમ જણાય છે"

સેક્રેટરીએ તરત બુટ હાથમાં ફેરવીને કહ્યું: "સાહેબ, ભુલ બરાબર શોધી! મને પણ ક્યારનું એજ ખુંચ્યા કરતું હતુ."

ફાઇલમાંથી પોતાનો અસલ ઓરડર જોઇને પાછું શેઠે કહ્યું: "અરે! સાળા હરામખોરો ગમે તેવો માલજ પધરાવવા માગે છે કે શું? આપણે એને ઓરડર કેવો આપેલો અને આ તૈઆર કેવાં કરીને મોકલ્યાં! ચિત્ર કેવું છે અને ખરો આકાર કેટલો ખરાબ બન્યો છે!"

સેક્રેટરીની આંખ પેલા બુટ બનાવનાર વિદેશીનું કાવત્રું જોઇને લાલચોળ થઇ ગઇ. વળી પાછા તેણે બુટ તપાસ્યાં અને પછી તે બોલી ઉઠ્યો: "ઓહો હો ! કેવી લુચ્ચાઇ! આપણે જાણીએ કે એ પરદેશીઓ પ્રમાણિક હશે પણ આ તો ચોખ્ખી હરામખોરીજ. અને આકાર પણ કેવો ! આના કરતાં તો દેશનો મોચી સારા જોડા શીવી શકે. સાહેબ, મારું માનો તો એ પાછાંજ મોકલાવી આપો."

શેઠ જરાક વેગળા થયા એટલે એક માણસે આ સેક્રેટરીને પુછી જોયું. "અરે મીસ્ટર ! પણ તમે મીનીટે મીનીટે તમારો મત બદલતા હતા એનું કારણ ? તમારો પોતાનો મત શો ?"

સેક્રેટરીએ જરાપણ શરમાયા વિના જવાબ દીધો. "ભલા ભાઇ! મારો મત આમાં ક્યાં કામ લાગવાનો હતો? મારે તે પેલા બુટ બનાવનારની નોકરી કરવી હતી કે આ શેઠની ?"

હવે તેજ વખતે સેક્રેટરીએ શેઠને પોતાનો સાચો મતજ જણાવી દીધો હોત તો !

આજ પ્રમાણે આપણે આપણા કોઇ સગાને ત્યાં જઇએ. તેના એક ઘણાજ બદસુરત છોકરાનાં બહુજ વખાણ થતાં હોય તો તે વખતે આપણે શું કરી શકીએ ? બહુ થાય તો આપણે તેને સુંદરતામાં કામદેવ નહીં કહીએ, પણ એથી આગળ તો આપણાથી નજ જવાયને? છતાં પણ આપણે એમ ધારીએ કે કોઇ એવો સત્ય વક્તા નીકળ્યો તો એ કઇ જાતનું બોલે ?

નીચે એનો ઉત્તર આપવાનો યત્ન થયા છે:–

એક ભાઇ વધુ વિદ્યાભ્યાસ માટે વીલાયત જતા હતા તે પ્રસંગે એમના સ્નેહીઓએ તેમને એક પારટી આપી હતી. આ વેળા તે પારટીમાં ચુટાએલ પ્રમુખનું ભાષણ:

બહેનો અને ભાઇઓ !

આપણા એક ભાઇ ચિ. મહાસુખરાય વધુ અભ્યાસ કરવા માટે વીલાયત જાય છે તે પ્રસંગે તેમને સફળ સફર ઇચ્છવા અને તેમને તેમના કાર્યમાં વિજય મળે તેવું ઇચ્છવા આપણે આજે ભેગા મળ્યા છીએ. આજની પારટીનો ખરચ તમે જાણો છો તેમ આપણે અંદર અંદર ઉઘરાવેલો છે. મારે ભાગે પંદર રુપીઆ આવ્યા છે અને હજી કદાચ છેવટે ખુટશે તો મારે બીજા દશેક રુપીઆ જોડવા પડશે. જનાર યુવકના પિતાની સાથેનો મારો સંબંધ જોતાં મારાથી આમાંથી છટકી જવાય તેમ નથી બાકી, જો મારો સાચો મત પુછતા હો તો એ વીસ પચીસ રુપીઆ બીજાં કોઇ સારા કાર્યમાં વાપર્યા હોત તો ઠીક થાત એમ મને લાગ્યા કરે છે. કારણ દૂર શોધવા જવું પડે તેમ નથી. આ યુવકને હું એના જન્મથીજ ઓળખું છું. ગુજરાતી તેમજ અંગ્રેજી નીશાળોમાં એમની કારકીર્દી કોઇપણ રીતે ઝળકતી કહી શકાય તેવી નહતી. દરેક ધોરણમાં બાથડીઆં મારતા એઓ આગળ વધ્યા હતા. તેમાં વગવસીલાએ પણ મોટો ભાગ ભજવ્યો હતો. પણ એમ તે ક્યાં સુધી ચાલે ? આખરે મેટ્રીકનો ખાડો આવ્યો અને તેમાં આપણા મહાસુખભાઇનો તરાપો ડુબ્યો. ત્રણ ચાર વર્ષ સુધી એમણે દૃઢતાથી, હીંમતથી અને પિતાના આગ્રહથી પરીક્ષકોની સામા યુદ્ધ માંડ્યાં. પણ પરીક્ષકો નહીં ડગ્યા કે નહીં કંટાળ્યા. એટલે આખરે મહાસુખભાઇએ એમની સાથે અસહકાર સાધ્યો. અલબત્ત, આ ઉપરથી આપણાથી એમ કહી શકાય કે સરકારી નીશાળોની સાથે અસહકાર કરવાની હીલચાલ મહાત્મા ગાંધીજીએજ પહેલવહેલી આ દેશમાં નહોતી શરુ કરી. મહાસુખભાઇ જેવા અનેક વીરલાઓએ આ હીલચાલનું ભવ્ય સ્વરૂપ આપણને દેખાડ્યું હતું. પિતાની પાસે

ઠીક પૈસા હોવાથી મહાસુખભાઇ ઇંગ્લંડ જવા તૈઆર થયા. મોજશોખને માટેજ પોતાને ત્યાં જવાની ઇચ્છા છે એમ જો કહે તો પિતા એમને ત્યાં મોકલેજ નહીં એટલે આ વધુ વિદ્યાભ્યાસનું ઓઠું આગળ ધરવામાં આવ્યું છે. એમના પિતા ખરેખર છેતરાયાજ છે કે એઓ પણ ખરી હકીકત તો જાણે છે પણ પુત્રને ચોખ્ખી ના નથી કહી શકતા અને એથીજ એમણે ન છુટકે હા પાડી છે એ વીશે હું ચોક્કસ કહી શકતો નથી. હા, બાકી હું એટલું કહી શકું છું કે મહાસુખભાઇ ત્યાં પણ એક પણ પરીક્ષા પાસ કરી શકવાના નથી. જ્યાં સુધી એમના પિતા એમને માસિક ચેક મોકલાવ્યા કરશે ત્યાં સુધી મહાસુખભાઇ ત્યાં મોજ કરશે અને પછી પાછા સ્વદેશ આવીને ઓછામાં ઓછા છ માસ એમને ઇંગ્લંડ અને યુરોપમાં ચઢેલ થાક ઉતારવા શાંત જીવન ગાળશે. આવા ચારિત્રવાળા અને આવી કારકીર્દીવાળા મહાસુખભાઇને 'સફળ સફર' અને વિજય ઇચ્છવા આટલા રુપીઆ ખર્ચીને આજ આપણે ભેગા મળ્યા છીએ તેમાં આપણે આપણા મનને પણ કેટલા છેતરીએ છીએ તે મારા કહેવા ઉપરથી તમને હવે સ્પષ્ટ જણાયુંજ હશે. પણ લાચાર, આ જગતમાં આપણે શરમાશરમીમાં ઘણાં કામો કરવાં પડે છે તેમાંનું આ એક કામ છે એમ ધારી લઇને હું પોતે તો આશ્વાસન લઉં છું અને આજના રીફ્રેશમેંટથી આપણે આપેલા રુપીઆનો કૈંક પણ બદલો



"શું ખુબ સરસ છે?" શેઠે કહ્યું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૧]




# શરત્પૂર્ણિમા



લેખક
ગ. રમણલાલ

ગગન શરદ શશી ખુબ ખીલ્યો
× × ×

ઇશ્વરની કુદરતી કૃતિમાં
આભ તણુ આંગણીયુ શોભે,
એ ભૂમિના મધ્ય ભાગમાં,
કળા પુરી શો શશાંક ઓપે
નભ મંડળ ભારે ચળકયો,
ગગન શરદ શશી ખુબ ખીલ્યો ૧

તારકવૃંદે રાજ બનીને
મદમાતા માતંગ સમો એ,
નિજ સ્વારીમાં ધીમે ધીમે,
આકાશે આનંદે વીચરે
રોહિણી મન ઉમંગ વધ્યો,
ગગન શરદ શશી ખુબ ખીલ્યો ૨

દેખી નિજ માતા પૃથ્વીને,
અંધકાર શત્રુને તાબે,
નિજ જનનીને મુકાવવાને
મહાન સૈન્ય સહિત તે આવે,
તમઃ દેખી પાછોજ ફર્યો
ગગન શરદ શશી ખુબ ખીલ્યો ૩

શશાંકની કોમુદી માંહી,
પર્વતને સરિતાઓ નહાએ,
સુહૃદને ઝટ મળવા માટે,
ઉદધિ ઉછળતો ધાયે,
કુમુદ તણો વેલો વીકસ્યો
ગગન શરદ શશી ખુબ ખીલ્યો ૪

શાંત રશ્મિને વરસાવીને,
સરવરીઆમાં સ્નાન કરે છે;
કમળ બાપડું બીડાઇ જઇને,
નિજ સ્વામીનું ધ્યાન ધરે છે:
ઝાડ પાનમાં રસકસ ઝર્યો;
ગગન શરદ શશી ખુબ ખીલ્યો. ૫

દુખીતને આશ્વાસન દેતો,
વિયોગીને આશાન્વિત કરતો;
યુવાન પતિપત્નીના મનમાં
મિત્ર ધર્મને ઠીક ભજવ્યો;
ગગન શરદ શશી ખુબ ખીલ્યો. ૬

પર્વતની ટોચે ને શહેરે,
બાગ બગીચે સરિતા આરે;
શાંત તલાવડીઓની પાળે,
વન જંગલ દરીઆને તીરે,
અમૃતનો વરસાદ ઝીલ્યો
ગગન શરદ શશી ખુબ ખીલ્યો. ૭

પ્રાસાદોની અગાશીઓમાં,
શહેર તણા ચોગાનો માહી;
નાના ગામ તણા ચોરામાં,
ખેડુતે ખેતરની માંહી,
કૌમુદીનો ઉત્સવ ઉજવ્યો;
ગગન શરદ શશી ખુબ ખીલ્યો. ૮

મધુ વનની એ દિવ્ય કુંજમાં,
દિવ્ય બંસરીના સુર વાયે;
વ્યાકુલી ગોપીઓ બનતી
દિવ્ય રાસ રમવાને ધાયે:
કૃષ્ણ ગોપી સહ રાસ રમ્યો.
ગગન શરદ શશી ખુબ ખીલ્યો. ૯



# સ્વપ્નદ્રષ્ટા

લેખક
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્યસંસદ

ચિત્રકાર
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ
અને
સૌ. જડાવબહેન ચીમનલાલ વીણુ

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના જુના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાની કોલેજમાં બી. એ.નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાંજ સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબઈની કોલેજમાં ભણે છે.

તે બંનેની મુલાકાત વડોદરામાં રંગભાઈને ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શન આઠ વર્ષે બ્રહ્મચારી-બ્રાહ્મણ બનાવે છે. ઇતિહાસ ને નાટકો જોતા તત્કાલના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યા એક પ્રસગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃતિ જોઈ તેનુ સ્વમાન હણાય છે તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે

તે કૉલેજમા આવે છે, વાચે છે ને વિચારે છે હીંદુ સમાજ તેને હમાભાઇનું પ્રભવસ્થાન જણાય છે બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે અમદાવાદની કોંગ્રેસ અને હાદના મેઝેની સુરેંદ્રનાથના ભાષણો તેનામા રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે

લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનુ તેને તીવ્ર ભાન થાય છે અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મ ડળી શરુ કરે છે

સુદર્શન પરીક્ષા આપવા મુબાઈ જાય છે તે નામદારને ત્યા ન ઉતરતા તેના મિત્ર અ બાલાલ દેસાઈને ત્યા ઉતરે છે અને પરીક્ષા દરમ્યાન તે વાચે છે અને અ બાનાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે અને સ્વતત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો કાપડીઆ તેને કહે છે સુદર્શન ને પ્રો કાપડીઆ દેશદ્રોહી લાગે છે, નામદાર દેશદ્રોહી લાગે છે અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાથી બીજે દિવસે અ બાલાલને ત્યા ચાલ્યો જાય છે ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે

રાવબહાદુર સુદર્શનને નામદારને ત્યા નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનુ લગ્ન નહી કરી શકે તેની મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે

ફરીથી કૉલેજમા વર્ગો શરુ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુબાઈમા અબાલાલને ત્યાં પૈસા આપવાનુ નક્કી કરી રહે છે અને ધનીના સહવાસમા અને અ બાલાલની મૈત્રીમા તે સ્વતત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે 'માની' સ્વતત્રતાના વિચારો કરતા તેને વારવાર કાપડીઆ ની સુચનાઓ યાદ આવે છે તે એક દિવસ કાપડીઆને મળવા ગયો ત્યા હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહીં થઇ શકે તે વીશે ચર્ચા ચાલી અ તે પ્રો કાપડીઆએ રાજકીય લઢતમા ધર્મને નહીં સ ડોવવા ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વકઉચ્ચાર્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે સુદર્શન ત્યાથી ઉઠી ચાલતો થયો અનેક તરગો તેના મનમા ઉઠયા અશ્રદ્ધાળુ બન્યો ને હીંમત હાર્યો તે સ્વસ્થતા ખોતો હતો ત્યા ધની આવી તેણે તેને પડતો બચાવ્યો 'મા'નો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી

૧૯૦૭ મા કોંગ્રેસ નાગપુરમા ભરાવાની હતી પરતુ 'મવાલો 'જહાલ' પક્ષથી કેંક ડરતા હતા એટલે 'મવાલ પક્ષના સર્વાધિકારી ફીરોજશાહે હુકુમ કાઢયો કે કોંગ્રેસે સુરત જવુ. ડૉ રાશબિહારી ઘોષને પ્રમુખપદનુ નિમત્રણ કર્યુ ૧૯૦૭ ના ડીસેમ્બરમા સુરત ખાતે કોંગ્રેસ ભરાવા માંડી સુદર્શન અને તેની ટોળી પણ ત્યા ગઇ 'મવાલ'પક્ષે 'જહાલ પક્ષના ફુરચા ઉરાડી દેવાનો નિશ્ચય કર્યો હતો સુદર્શન અને તેની ટોળીના સભ્યો સ્વયસેવક થઇ ગયા ને 'મવાલો' અને 'જહાલો'ની થતી સધિમા વિક્ષેપ પાડવા લાગ્યા

સુલોચનાના રક્ષક તરીકે પ્રો કાપડીઆને મુકી જગમોહનલાલ તેમના પત્ની સાથે સુરત કોંગ્રેસમા ગયા બીજે દિવસે સુલોચનાના મિત્રો આવ્યા એટલે તે સૌ વરસોવા ગયા ત્યાથી રાત્રે પાછા ફર્યા અને કેકીને ઘેર જમવામા રોકાયા ત્યા 'શેપેન'નો છુટથી ઉપયોગ થવા માંડયો અને સૌ પોતપોતાના તાનમા ગુલતાન બનવા લાગ્યા કેકીએ બેભાન અવસ્થામા સુલોચનાને કહ્યું કે તે તેને ચાહે છે સુલોચનાએ સ્મિતથી ઉત્તર આપ્યો તેજ અરસામા બહુજ મોડુ થવાથી સુલોચનાની શોધ કરવા ગમન દલાલ અને પ્રો કાપડીઆ ત્યા આવી પહોચ્યા અને મીજલસમા ભગાણ પડયુ

બીજે દિવસે સુલોચનાએ શરમથી લેવાતે મોઢે પ્રો. કાપડીઆને કહ્યું કે તે કેફીને ચાહે છે. તેજ અરસામાં કેફીની ચીઠ્ઠી આવી. તેમાં આગલી રાત્રે બેભાન અવસ્થામાં તે જે બોલ્યો હતો તેને માટે દીલગીરી દર્શાવી હતી. અને સુલોચનાને એક મિત્ર તરીકે ચહાવા તે ઇચ્છતો હતો.

સુલોચના આ ચીઠ્ઠી વાંચી ભગ્નહૃદય બની ગઇ. પ્રો. કાપડીઆએ તેનું સાન્ત્વન કરવા માંડયું.

સુરતની કોંગ્રેસમાં 'જહાલ' ને 'મવાલ' પક્ષનું ભારે તોફાન થયું. 'જહાલ' પક્ષના કેટલાક યુવકોએ સુરેન્દ્રનાથને બોલતા બેસાડી દીધા અને ફીરોજશાહ ને ગોખલેને પ્રથમ વાર 'જીવન'ના પાઠ શીખવ્યા. બીજે દિવસે સભા મળી. પ્રમુખની દરખાસ્ત આવી. 'જહાલ' પક્ષનો બોયકોટનો ઠરાવ આવવા ન દેવો એવો 'મવાલ' પક્ષે ઠરાવ કરેલો એટલે એ દરખાસ્ત સામે બોલવા તિલક ઉભા થયા અને બોલવા માંડયું.

પ્રમુખે—હજુ દરખાસ્તથીજ સુચવાએલા-'ક્રમ વિરુદ્ધ' જણાવવા માંડયું ત્યાં હોહા થઈ, ને મારામારી થઇ ને આખરે સભાનો કબજો પોલીસે લીધો એટલે સૌ ઘર તરફ વળ્યાં.

કોંગ્રેસ પુરી થઈ તેજ દિવસે રાતના સુદર્શન ને તેના મિત્રોએ મળી ૩૧ મીએ વડોદરા દરેક જણે પોતપોતાની દેશોદ્ધારક યોજનાઓ લેઇ હાજર થવું એમ નક્કી કર્યું ને સૌ વીખરાયા.

મંડલની સભાનો દિવસ પાસે આવતો ગયો. શિવલાલ શ્રોફને અચાનક શ્રીનાથજીની જાત્રાએ જવું પડયું ને પાઠક મદ્રાસ નોકરીએ વળગી ગયો. અંબેલાલ અને સુદર્શને બંનેએ થઇને 'મા'નો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા લીધી. અંબેલાલનો પ્રયોગ સફળ થયો હતો.

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૧૫ મું—(ચાલુ)

——:o.——

## મંડલની સભા માટે તૈયારી

ગંભીર અંબેલાલને આમ નાનાં છોકરા જેવો હસતો જોઇ સુદર્શન ચકિત થયો. શું પ્રયોગ સફળ થયો તેનો આ આનંદ!

"ત્યારે ચાલો જમી લઇએ, ટ્રેનનો વખત થયો."

અંબેલાલ હસ્યો. તેની આંખમાં અપરિચિત તોફાન ચમકયું. "ટ્રેન! હું વડોદરે નથી આવતો."

"હેં!" સ્તબ્ધ બનેલા સુદર્શનને એટલો શબ્દજ બોલવાના હોસ રહ્યા.

"ના, હું પરવારી ગયો." હસીને અંબેલાલે કહ્યું. "હું હવે રાજકીય પ્રવૃત્તિમાં નથી પડવાનો."

"શું કહે છે અંબેલાલ! આજ સવારે—"

"સદુભાઇ સવારે કળીયુગ હતો, હવે સતયુગ છે. આમ આવો સમજાવું" કહી તેણે સારો હાથ સુદર્શનના ગળાપર નાખ્યો ને તેને બહાર લઇ ગયો. ધીમેધીમે દાદર તરફ જતાં તેણે વાત કહેવા માડી. "સદુભાઇ! તમારી અજાયબી સ્વાભાવિક છે. જુઓ હું ને મીસ વકીલ મેટ્રીકથી બી. એ. સુધી સાથે હતાં."

"હા."

"અમે સાથે વાંચતાં—"

"હા."

"સાથે ફરતાં——"

"હા."

"દેશના ઉદ્ધારનાં સાથે સ્વપ્નાં રચતાં—"

"પછી?"

"પણ અમે જાણતાં નહોતાં—" હસીને અંબેલાલે કહ્યું.

"શું ?"

"કે અજાણ્યાં અમે પ્રણયીઓ છીએ" કહી જાણે સુદર્શન મીસ વકીલ હોય તેમ અંબેલાલે તેને દાબ્યો.

"સવારે પ્રયોગ સફળ લાગ્યો. બપોરે પાછો કરવા ગયો તો પરિણામ આવ્યું નહીં. બહુ માથાઝીક કરી. આખરે ભુલમાં તાપ વધી જવાથી ટયુબ ફાટી ગઇ—" ને જાણે ઉપરથી ઇંદ્રે પુષ્પવૃષ્ટિ કરી હોય તેવા આનંદથી અંબેલાલે ચલાવ્યું; "કાચના કકડા થયા"

"વારુ" તિરસ્કારથી સુદર્શને કહ્યું.

"મારે માથે ને હાથે વાગ્યા. લોહીલોહાણ થયું. તે ધન્ય પલે અમારા હૃદયનાં દ્વાર ખુલ્યાં. વર્ષોનાં પડલ દૂર થયાં. અમારા આત્માઓએ એકમેકને ઓળખ્યા. અમે કોટે વળગી પડ્યાં. સદુભાઇ! ભવની ભાવટ ભાંગી ગઇ. એણે મને પરણવાની હા પાડી. મને મુબારકબાદી આપ, દોસ્ત!" કહી તેણે સુદર્શનનો હાથ લઇ હલાવવા માંડયો.

પલવાર સુદર્શનને લાગ્યું કે આ સ્વપ્નું તો નહોતુ. પલવાર તેને અંબેલાલ ગાંડો લાગ્યો: અંબેલાલ-જેની શોધથી સામ્રાજ્ય ઉખડી જવાનું હતુ, જેની પ્રતિજ્ઞાથી 'મા'નો ઉદ્ધાર થવાનો! તે તો દિગ્મૂઢ થઇ ગયો.

"સદુભાઇ! પેલી ગાડીમાં વકીલ બેઠી છે. મળતો ખરો."

સુદર્શન ઝનુનથી ફર્યો, ને પુછ્યું: "અંબેલાલ! બૈરી નહોતી તેથી 'મા'ના ઉદ્ધારની પ્રતિજ્ઞા લીધી હતી કેમ?"

અંબેલાલ હસ્યો, "સદુભાઇ! હીંદુસ્થાન સ્વતંત્ર થતાં કેટલીએ વાર લાગશે, ત્યાં સુધી આમ ને આમ રહેવાય? મારા જીવનમાં આ પહેલું સુખ વિધિએ આપ્યું તે કેં જતું કરાય? મારે હવે નોકરી શોધી કાઢી, વકીલને પરણી જવું જોઇએ. પછી—"

"પછી શુ કપાળ!" ક્રોધાવેશમાં સુદર્શને કહ્યું. "એટલે તમે વડોદરે નથી આવવાના?"

"કેમ અવાય સદુભાઇ! વિચાર તો કરો, વકીલ વાટ જુએ છે. અમારે ગ્રીનમાં જમીને નાટક જોવા જવું છે. તમે જાઓ. મારાથી સ્ટેશન પર પણ નહીં અવાય. માફ કરજો. પણ સમજો છો ને? આજે મારો પુનર્જન્મ થયો છે. વડોદરે શું થાય છે તે મને લખજો, નહીં તો પાછા આવો ત્યારે." પણ સુદર્શન તો તેને કયારનો છોડી ગયો હતો. ભયંકર ઉગ્રતાથી સુદર્શન મજુરને તેડી ઓરડીમાં ગયો.

"ધનીબહેન!" એનો ઘાંટો નિશ્ચેતન સંભળાતો હતો; "હું જાઉં છું."

"કેમ કયાં જાઓ છો? ભાઇ કયાં? ભાણું તૈઆર છે." ધની હાથમાં કડછી લઇ આગળ આવી.

"અંબેલાલ અત્યારે નહીં જમે ને રાતના આવશે. હું એકલો વડોદરે જાઉં છું. મારે નથી જમવું."

ધનીએ જોયું કે કૈં અસાધારણ બનાવ બન્યો છે. તે કડછી મુકી પાસે આવી.

"સદુભાઇ શુ થયું છે? તમે આમ કેમ થઇ ગયા છો? ભાઇ કેમ નથી આવતા?"

"કૈં કહેવા જેવું નથી" સુદર્શને કહ્યું.

"મને કહો, મારા સમ!" ધનીએ કહ્યું; "સદુભાઇ! શુ થયું છે?"

"ધનીબહેન, મંડલ પરવારી ગયું. 'મા'નો ઉદ્ધાર સુઇ ગયો. મારું જીવન કર્તવ્ય પુરું થઇ ગયું." આંખમાં આવતાં આંસુ લુછતાં સુદર્શને કહ્યું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૫]

પમની સ્વ. પતિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત ડાહ્યાભાઈ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.





પાર્લરકારમાં એકલા નામદાર જમ્મે.હુનવાલ વાર્તા વાંચતા હતા.

—[illegible] —પૃષ્ઠ ૬૬





વસ્યો આશ્રમમાં એક યક્ષ શીતલ ઘન છાયથી,
રામ ગિરિ પર જલ જ્યાં પુનીત સીતાના સ્નાનથી.

# મેઘદૂત

ભાષાન્તર કર્તા

**રા. મનહરરામ હરિહરરામ મહેતા,**

મંત્રી, સાહિત્ય સંસદ

ચિત્રકાર

રા. ધુરંધર

[સ્થાપત્યમાં તાજમહેલ અને કાવ્યના મેઘદૂત—એના સૌંદર્યથી કોણ મોહ પામ્યા વગર રહ્યું છે? એ મોહને વશ થઇ સંસ્કૃતથી અપરિચિત વાચકવર્ગને કવિવર કાલિદાસની આ અનુપમ કૃતિના રસનો આસ્વાદ કરાવવા હું તત્પર થાઉં તો તે અનુચિત નહિ ગણાય. અત્યાર સુધીમાં ગુજરાતીમાં ઘણાં ભાષાંતરો થઈ ગયાં છે છતાં પણ આ પ્રયાસ કરવામાં આવ્યો છે તેનું કારણ ભાષાંતર વાંચ્યે સમજાશે. મૂળ અને તેમાં પણ કાવ્યનો પ્રસાદ ભાષાંતરમાં સર્વાંગે આવવો એ હું અશક્ય માનું છું. તેથી અલ્પાંશે પણ આ ભાષાંતરથી મહાકવિની પ્રસાદી મળશે તો પ્રયાસ સફળ થયો માનીશ. લેખક

(સીતાજીના મહીનાનો રાહ)

કાન્તાવિરહથી અધિક અસહ્ય વર્ષના શાપને
પામી સ્વામીના ચડતા પ્રમાદ ગુમાવી માનને
વસ્યો આશ્રમમાં એક યક્ષ જીવન ઘન છાયથી
રામ ગિરિ પર જલ જ્યાં પુનીત સીતાના સ્નાનથી ૧

કામ વિરહ પીડાના માસ કંઈક વીતી ગયા
કરના કનકનાં સરતાં હાથ એના અડવા થયા
એને આવ્યો તે માસ અષાઢ દીઠો એણે મેઘને,
જાણે ક્રીડા કરે ગજરાજ ભાગી ગિરિ શૃંગને ૨

આવો કૌતુક કારણુ મેઘ જોઇ સમક્ષ તે,
નાખી હૈયામાં ઉઠતી ઝાળ યક્ષેંદ્રનો યક્ષ તે
ઉભો જયમ ત્યમ કરતો વિચાર, જલદ દેખાય છે
ત્યારે સુખી જનનાં પણ ચિત્ત કેવાં ચળી જાય છે;
પ્રેમી જનનું તો શું કહેવાય વળગવા આતુર જે,
નિજ કાના કેરો કંઠ, પડયો વળી દૂર જે. ૩

(સાખીં)

માથે શ્રાવણુ આવતાં અંતર થયો ઉચાટ,
વહાલીના જીવન વીશે યક્ષ વિચારે વાત.
જલધર સાથે મોકલું મુજ કુશળ સમાચાર,
નવીન કડાનાં કુસુમનો મનમાં હૈ તે વાર,
અર્ધ્ય, વચન મીઠા વદ્યો દે પ્રેમે સત્કાર. ૪

ધૂમ જ્યોત જલ વાનું કયાં દળ આવેલુ આમ,
કયા સંદેશા પ્રેમના ચતુર જનોનાં કામ.
ઉત્સુક કરતો યાચના યક્ષ ન રાખી વિવેક,
કામાતુર નવ પ્રીછતા જીવ નિર્જીવના ભેદ. ૫

(ચાલુ રાહ.)

તારો પુષ્કરાવર્તક વંશ વિખ્યાત હું જાણતો,
તુ તો ઇંદ્રનો મંત્રી રાજ ધાર્યાં રૂપ ધારનો;
આવી પડયો છું આટલે દૂર વિધિવશ છોડીને
મારી વહાલીને હુ તો આમ જાચું કર જોડીને.
ભલો સુજનને કીધો સવાલ વિફળ પછી છો જનો,
ભુડો અધમને ધરવો હાથ સફળ પછી છો થનો. ૬






લેખક.
રા. બટુભાઇ લાલભાઇ ઉમરવાડિયા
સભ્ય, સાહિત્ય સભા

---

(શ્રાવણ અંકથી ચાલુ)

## પ્રવેશ ચોથો

[થોડાક માસ પછી સમય સવાર નરેન્દ્ર, પોતાના ખંડમા બેઠો છે તેનુ મન વ્યગ્ર લાગે છે તેનુ મો નીરાશ દેખાય છે તેની સામે માર્તંડ એક ખુરશી પર પડયો છે]

નરેંદ્ર

માર્તંડભાઇ! મારુ મન મનેજ હજી નથી સમજાતુ

માર્તંડ

(બે દરકારીથી) એમા સમજવાનું શુ છે? તમે લખવાના લખી નાખ્યુ તે હવે પસ્તાવો થાય છે બીજું શુ?

નરેંદ્ર

હા, એમ હશે, સાચુ પણ જીવનાનુ આચરણ મન પાસે પશ્ચાત્તાપ કરાવીએ છીએ, ત્યારે એવુ થાય છે ખરું, પણ મારા જેવાને એમ થવું ન જોઇએ

માર્તંડ

હું તો વર્ણીએ ના કહેતો હતો, આવા વખતમા વળી એવી માથાકુટ કરવી કેમ પાલવે? આ સસારમા બુદ્ધિની કદર નથી નરેંદ્રભાઇ મને લાગે છે કે તમે મોટી ભુલ કરી. લક્ષ્મી ચાંલ્લો કર......

નરેંદ્ર

ના, ના, એમ તો કેમ? બધુ અત્યથી ઇતિ સુધી એ લોકોને જણાવ્યા વગર નિર્મલ મને એમનુ માગુ કેમ સ્વીકારી શકાય?

માર્તંડ

તે શુ જો કોઇ પુછવા આવશે તેમને આ બધુ કહ્યા કરશો એમ? ત્યારે તો મને લાગે છે કે તમારે પરણવાનો વારો આવશેજ નહીં

નરેંદ્ર

માર્તંડભાઇ! આવા મહત્વના વિષયમા તમે કેમ આમ મશ્કરા થઇ બોલી શકો છો?

માર્તંડ

માફ કરજો એને હું મહત્વનો વિષય ગણતો નથી પ્રેમને હુ એક તરગ માત્ર ગણુ છુ ખરુ પુછો તો પ્રેમનુ ખરું સ્વરૂપ હુ કળીજ શકતો નથી, અને તમારા જેવા બીજા ઘણી રીતે ડાહ્યા માણસોને આમ ઘેલછા વાળા જોઉં છું ત્યારે તો મને ખુબજ હસવુ આવે છે.

નરેંદ્ર

શુ તમે પ્રેમનુ સ્વરુપ સમજી શકતા નથી ?

માર્તંડ

ના, એટલુજ નહીં પણ પ્રેમ મને કોઇ બહુરુપી જાદુગર જેવો લાગે છે

નરેંદ્ર

તે કેમ ?

માર્તંડ

કેમ વળી, લોક જેને પ્રેમ કહે છે, એના એટલા બધા રૂપરગ છે તેથી લોકના પ્રેમનુ હુ પૃથક્કરણ કરુ છુ ત્યારે એનુ એક નહીં પણ અનેક સ્વરુપ જડે છે.

નરેંદ્ર

એ બધા સ્વરૂપો પ્રેમના નહીં હોય.

માર્તંડ

ના, સાભળો એ બધા પ્રેમનાજ સ્વરૂપો છે. એમ છે કે સુવાની પેઠે માણસને પ્રેમની અવસ્થા આવે છે. ઘણા લોકને સુવાની આવતીજ નથી; બાળક મટી બારોબાર તે ઘરડા થાય છે; કેટલાકને ઘડી બે ઘડી સુવાની આવે છે, કોઇને યૌવનની ઋતુ બેસે છે ને કોઇકને સનાતન યૌવન સાપડે છે તેમ ઘણાના જીવનમા પ્રેમ પ્રવેશ પામેતોજ નથી; કેટલાકની જીદગી પરથી પખી પેઠે ઉડી જઇ પડછાયો પાડી પ્રેમ ચાલ્યો જાય છે ને કોઇકની સાથે તે નિરતર સહચર્ય સાધે છે.

નરેંદ્ર

કોણુ જાણે, એ સાચુ હોય તો મારુ શુ ? કુમુદ અને શકુન્તલા . .

માર્તંડ

કુમુદ વગેરે તમારે પ્રેમ હતો એમ હુ માનતો નથી, તમારુ મન સસ્કારી છે તેથી તમે હાથે કરી તમારી જાતને અન્યાય કરો છો.

નરેંદ્ર

તમે આમ બોલો છો તેથી મને નવાઇ લાગે છે. સસ્કારી મન કુપાત્રે આકર્ષાય નહીં

અચ્યુત

એમા પાત્ર–કુપાત્રનો નહીં લભ્ય–અલભ્યનો સવાલ છે એક અલભ્ય વસ્તુ તરફ મન ઘડીવાર આકર્ષાય એ માટે મન પાસ સદાજ એનુ ચિંતવન કરાવવુ એથી મનને અતિ શિક્ષા થાય છે.

નરેંદ્ર

ખરી વાત, પણ સસ્કારી ચિતનુ આકર્ષણ એમ ચંચળ હોય ખરું કે એમા એ નિષ્ફલ થાય તો એને વેદના કે પ્રત્યાઘાત ન થાય ? કુલિન ચિત્ત ચચળ થઇ જઇ ક્ષણિક આકર્ષણને વશ થઇ જાય તો એવુ મન શિક્ષાયોગ્ય છે

માર્તંડ

નરેંદ્રભાઇ, તમારી આ વૃત્તિ જોઇ ઘણાને માન ઉત્પન્ન થાય પણ મને તમારી દયા આવે છે.

નરેંદ્ર

દયા ?

માર્તંડ

હા

નરેંદ્ર

કેમ વારુ ?

માર્તંડ

વૈદકમા આ મનોદશાને અમે સંશયની નજરે જોઇએ છીએ.

નરેંદ્ર

એટલે ?

માર્તંડ

ચિત્તની આ એક જાતની અસાધારણુતા છે. તમારે તો એને અંકુશમા રાખવી જોઇએ.

માણસજાતિમાં જેમ જેમ અસાધારણતાઓ વધે છે તેમ તેમ સાચા મનુષ્યત્વથી આપણે દૂર જઈએ છીએ

નરેન્દ્ર

ત્યારે આપણે સામાન્ય .

માર્તંડ

સામાન્ય નહીં, સાધારણ સર્વસાધારણ–સંપૂર્ણ સાધારણ માણસ હજી જન્મ્યોજ નથી આપણા સઘળામાં કંઈને કંઈ અસાધારણતા આવી જાય છે તેથીજ આપણે કુદરતના સાધારણથી ને પરમાનંદથી દૂર ને દૂર થતા જઈએ છીએ

[ માર્તંડ ખુરશીમાં બેઠો થાય છે

નરેન્દ્ર

અને પ્રેમને તમે એક જાતની અસાધારણતા ગણો છો, ખરું ?

માર્તંડ

હા, અમુક અંશનો પ્રેમ, બુદ્ધિવૈભવ એ સૌ અસાધારણ છે નરેન્દ્રભાઈ, આપણે કશા અસ્તિત્વથી છૂટવાના નથી સર્વ ગુણોની સંપૂર્ણ સાધારણતાથી છૂટીશું

નરેન્દ્ર

તમારી વાત વિચિત્ર લાગે છે

માર્તંડ

મને ખબર છે, હજી આપણે અસાધારણ નરપુંગવોના મગજવડે જોઈ રહ્યા છીએ એટલે એ નજરે એ એમજ લાગે છે

નરેન્દ્ર

ત્યારે શું યુગાવતારમાં તમને શ્રદ્ધા નથી ? યુગાવતારીઓ તો બધાજ અસાધારણ નરપુંગવો હતા

માર્તંડ

એ નરપુંગવો યુગેયુગે સર્જાવે છે. એમના સાધને માનવજાતિનો ઉદ્ધાર થઈ શકતો હોત તો તે ક્યારનો થયો હોત સહસ્ત્ર હાથવાળા રાવણથી માંડી ભડવીર પરશુરામ ને યોગીન્દ્ર કૃષ્ણચંદ્ર જેવા અદ્‌ભુત નરશાર્દુલો તો આપણો ઉદ્ધાર કરી શક્યા નથી

નરેન્દ્ર

ત્યારે પ્રેમ અને દેવત્વ અસત્ય છે એમ ?

માર્તંડ

એમ મેં ક્યાં કહ્યું ? અસાધારણ પ્રેમ અને દેવત્વ અસત્ય છે અનિશ્ચયતા આજે છે પણ ઉદ્ધાર કરી શકતી નથી દ્વંદ્વોની તુલાના મધ્યબિંદુએ બેસનારજ ઉદ્ધાર કરી શકે છે (અટકે છે) એથીજ હું કહું છું કે કુમુદ ગીરીનો તમારો મળાપો અને શકુન્તલા પ્રત્યેનો પ્રેમ એ બેઉ બે જાતની અસાધારણ વૃત્તિઓ છે માટે વર્જ્ય છે શરીરને જેમ સોજા આવે છે તેમ ચિત્ત ને હૃદયનો એ સોજો છે એ ઉન્માદ આનંદજનક નહીં પણ ખેદજનક છે

નરેન્દ્ર

બસ કરો ! માર્તંડભાઈ, તમને પ્રેમનો કદી અનુભવ થયો નથી એનું પ્રાબલ્ય એટલું અસાધારણ છે કે વિશ્વનો ઉદ્ધાર અટકતો હોય તો તમે અટકી જતા હો હૃદયમાં એવો નિરંતર ઘોષ વહી રહે છે કે વિશ્વમંડળનું ગીત સમજાતુંજ નથી અંતરને એવી અસહ્ય વેદના થાય છે કે જગત મૃત્યુ પામતું હોય તો તેનું કંઈએ સમજાય નહીં

માર્તંડ

એજ ઉન્માદની દશા છે એવા ઉન્માદને અણસમજુ લોક પ્રેમાઓથી વખાણે છે એ હું જાણું છું પણ કવિના જેવી એ મિથ્યાસ્તુતિથી જગત તરતું નથી ઊલટું ડૂબતું જાય છે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૦]

# કવિ ખબરદારનો મુક્તધારા

લેખક :
રા. મનહરરામ હરિહરરામ મહેતા.
મન્ત્રી, આદિત્ય સંસદ

૧

કવિ ખબરદારે પોતાનું કલિકા નામનું કાવ્ય હાલ પ્રસિદ્ધ કર્યું છે આ આખું કાવ્ય કવિએ પોતે નવીન ઉપજાવી કાઢેલા મુક્તધારા નામના છંદમા લખેલું છે આ છંદે ગુજરાતી પદ્યરચનાના પ્રદેશમા કેટલાએક પ્રશ્નો ઉપસ્થિત કર્યા છે આ પ્રશ્નોના સબધમા કંઈક સવિસ્તર ચર્ચા કરવાનું ધાર્યું છે કારણકે તે મહત્વના છે

પ્રથમ પ્રશ્ન પ્રયત્નબંધના સબંધમા ઉપસ્થિત થતા આપણે તેને પ્રથમ હાથમા લઈશું. કવિ "પીછાન" માં લખે છે કે "આ કાવ્યમા વપરાએલા છંદની રચના પ્રયત્નબંધ છે × × છંદનું મુળ જુનું છે, પણ તેમા આજ સુધી અણદીઠા રહેલા પ્રયત્ન તત્ત્વને પ્રકાશ આપી ગુજરાતી પદ્યમા પણ પ્રયત્નબંધ આવી શકે છે, અને તેજ મારા વિચાર પ્રમાણે આપણી ભાષાના પ્રાણને વધારે અનુકુળ છે, તે સ્પષ્ટ રીતે આ કાવ્યની રચનામા બતાવાયું છે" આગળ "ગુજરાતી પદ્યમા પ્રયત્નબંધ" એ શીર્ષક હેઠળ લખેલા લેખમા આજ સુધી અણદીઠા રહેલા પ્રયત્ન તત્ત્વને લગતા વાદના સમર્થનમા રા બ. કમળાશંકરના "બૃહદ્ વ્યાકરણ" માથી કેટલા એક નિયમોના ઉતારા આપવામા આવ્યા છે અને તેને અનુસરીને કવિએ પોતાના મુક્તધારા છંદની રચનાના નિયમો ઘડી કાઢ્યા છે

પ્રયત્નબંધ રચના ગુજરાતી પદ્યરચનાના પ્રકારમા એક મહત્વનો ઉમેરો કરતી હોવાથી એના સબંધમા આપણે સવિસ્તર વિચાર કરીએ તો તે અયોગ્ય નહી ગણાય

આજ સુધી આ અણદીઠા રહેલા પ્રયત્ન તત્ત્વને પ્રકાશ આપનારી રચના પ્રથમ ગ. મ. કેશવલાલભાઈએ કરેલી પણ પાછળથી એમને ગુજરાતીમા એ પ્રકારની રચના અશક્ય લાગવાથી તેનો એમણે ત્યાગ કરેલો એમનો જ્યારે પ્રથમ પ્રયાસ પ્રકટ થયો ત્યારે એ પ્રયત્નબંધ વાદની મીમાંસા મે કરેલી અને પરિણામમા એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરેલો કે ગુજરાતીમા પ્રયત્ન છેજ નહીં ત્યાર પછી પ્રયત્નબંધના દર્શન કવિ ખબરદારના મુક્તધારામા થયા પણ તેની રચનાથી કે એ રચનાના સમર્થનમા લખેલા લેખથી મારી આ માન્યતામા યત્કિંચિત પણ ફેરફાર થયો નથી આથી મારે વળી પાછું કહેવું

પ્રાપ્ત થાય છે કે ગુજરાતીમાં પ્રયત્ન એટલે અંગ્રેજી (accent) જેવું કંઈ છેજ નહીં અને આ વાત જેઓએ અંગ્રેજોને અંગ્રેજી અને વિશેષ કરીને ગુજરાતી બોલતાં સાંભળ્યા હશે તેઓ વિનસંકોચે કબુલ કરશે.

ગુજરાતી શબ્દની અમુક શ્રુતિ પર કેટલીએક વખત ભાર મુકવામાં આવે છે પણ ઘણું ખરૂં તે શબ્દના પહેલાજ અક્ષર પર મુકવામાં આવે છે અને તે પ્રયત્ન યાને રૂપસૂચક આઘાત (accent) ને નહીં પણ અર્થસૂચક આઘાત (emphasis) ને મળતો આવે છે. આ નીચેના ઉદાહરણોથી સ્પષ્ટ થશે:—

"પણ હૃદયમાં રહેલા કમલિનીના જાણે રાગથી કરીને જ્યારે, સર્વ ચક્રવાકટોળાના ચિત્ત મધ્યે વિરાજનાર, નલિનીના પ્રાણનાથ ભગવાન ભાનુદેવ રક્ત થવા લાગ્યા; દિવસનો વિલંબ જોઇ ક્રોધાયમાન થની કામનિઓની લાલચોળ દષ્ટિ વડે કરીનેજ જાણે આકાશ જ્યારે રાતું રાતું થઇ ગયું; વૃદ્ધ હારિતના જેવા હરિત અશ્વવાળા સૂર્યે જ્યારે પોતાની પ્રભા થોડે થોડે ઓછી કરવા માંડી; રવિ વિયોગથી મીંચાઇ ગયેલાં પંત્રવાળાં કમળ-વન જ્યારે ઝાંખા ઝાંખાં દેખાવા લાગ્યાં; કુમુદ-સમૂહ જ્યારે ધોળાં ધોળા દીસવા લાગ્યા; દિશાઓનાં મુખ જ્યારે લાલ થવા લાગ્યાં; નિશાનું મુખ જ્યારે શ્યામતા પામતું ગયું; * * * ત્યારે મહેલના શિખર ઉપરથી કાદંબરી નીચે ઉતરી."

"અંગ્રેજી અને બીજી પાશ્ચાત્ય ભાષાઓના પરિચયમાં જ્યારથી આપણે આવ્યા છીએ, ત્યારથી આપણા કવિઓએ ગુજરાતી પદ્ય-શાસ્ત્રમાં સુધારો વધારો કરવા કંઇ કંઇ પ્રયોગો કીધા છે."

છતાં પણ એમ ધારો કે આ આઘાત પ્રયત્નનો છે તો એટલું તો નિર્વિવાદ કે તે શબ્દ પર પછી શબ્દ જ્યાં હોય ત્યાં એક સરખો પડવો જોઇએ, પણ તે પ્રમાણે પણ નથી થતું તે નીચેનાં ઉદાહરણોથી જણાશે:—

"સૃષ્ટિના નિયમોને ગુપ્ત રાખવામાં કંઈ ભેદ છે. જો સૃષ્ટિના આપણે એક સ્વલ્પ અંગ માત્રજ છીએ તે અનંત સૃષ્ટિ એક અદ્દભુતમાં અદ્દભુત વસ્તુ છે. વિજ્ઞાન એટલે સ્થૂલ સૃષ્ટિનું અને સ્થૂલ સૃષ્ટિના નિયમોનું જ્ઞાન."

સંગીત દૃષ્ટિ ગોચર ન હતાં કર્ણગોચર છે. હવે આપણે દેશપતિ દૃષ્ટિ કરીએ. ત્યાં ધર્મ સાહિત્ય અને તત્વજ્ઞાન એ ત્રણ વિભાગમાં વહેંચાઇ પોતાનું કામ ચલાવે. અલંકારમાં સમાન ધર્મનો અંશ ન્હાનો હોય છે.

ઉપલાં ઉદાહરણોમાં સૃષ્ટિ, દૃષ્ટિ અને ધર્મ એ શબ્દો પર પ્રત્યેક પ્રસંગે આઘાત પડતો નથી.

છતાં પણ આપણે એમ માન્ય રાખીએ કે ગુજરાતીમાં પ્રયત્ન તત્ત્વ છે તોપણ એટલું તો નિઃશંક કે પ્રયત્નિત શબ્દનો ઉચ્ચાર એક-જ રીતે થવો જોઇએ. પણ ખુદ કલિકામાં એકજ શબ્દ ભિન્ન રીતે પ્રયત્નિત થએલો જોવામાં આવે છેઃ—

(૩)* આનંદ (૧૨) આનંદે

(૭) આકાશ (૨૨) આકાશ

---

* મુક્તક સંખ્યા

(૨૩) ભૂલાતું (૧૮૮) ભૂલાય
(૮) પ્રભાતે (૧૭) પ્રશાંત
(૩૭) ગુલાબ (૪૮) ગુલાબી
(૫૬) મુખ (૫૩) મુખે
(૨) જાણે ગુલછડી કેરા છોડ
(૫૦) ગુલછડી ફૂલતણી
(૬૮) અંઘોળ (૬૮) અંઘોળી

ઉપરાંત એમ કહેવામાં આવ્યું છે કે ગુજરાતી શબ્દોમાં આવતા અકાર ચોક્કસ નિયમોને આધીન બની શાંત રહે છે. પ્રથમ તો આ કથનનું સત્યજ અમે સર્વાંશે સ્વીકારતા નથી છતાં પણ એને લગતા જે નિયમો આપવામાં આવ્યા છે તે તપાસતાં સહજ માલમ પડી આવશે કે તે નિયમો અપૂર્ણ આધાર પર રચાએલા હોઇ સર્વવ્યાપક નથી. આ વાત નીચેનાં ઉદાહરણોથી સ્પષ્ટ થશે.

(૧) શબ્દને અંતે આવેલો અકાર શાંત છે આ નિયમની અપૂર્ણતા નીચેનાં ઉદાહરણો-થી જણાશેઃ—
(ક) અંત્ય જોડાક્ષરવાળા શબ્દમાં અંત્ય સ્વર શાંત નથી—મગ્ન, આર્ત, ઐક્ય, હૃષ્ટ, પુષ્ટ, સંતુષ્ટ, મસ્તિષ્ક, સબંધ, સન્યસ્ત, સાહિત્ય, સૌંદર્ય, પ્રિયકાંત, મુક્તકંઠ, પ્રતિબિંબ, હસ્તકૌશલ્ય, આનંદાનંદ, શાસ્ત્રસંપન્ન, પૂર્વપત્રસ્થ. ઇત્યાદિ.
(ખ) શબ્દાંતે અનુનાસિક ન અને મ, અંતઃસ્થ ય, ર, લ, વ અને ઉષ્માક્ષર શ, ષ, સ ગીવાયનો કોઇ પણ વર્ણનો અકાર શાંત નથી. બાકીના વર્ણનું ઉચ્ચારણ કરતી વખતે શ્વાસ જ્યાં લગી ઉચો રહે છે ત્યાં સુધી અંત્ય વ્યજનનો સંપૂર્ણ ઉચ્ચાર કરવો પડતો નથી પણ શ્વાસ મુકતાંની સાથે તેમ આપોઆપ થાય છે. ઉ૦. મન–મણ, કાલ–કાળ. વિશેષ ઉદાહરણો કલિકાનાં મુક્તકોની સમપંક્તિના અંતિમ સંધિતું નિરીક્ષણ કરવાથી જોઇએ તેટલાં મળી આવશે.
(૨) સમાસના અવયવને અંતે અકાર શાંત છે.
(ગ) ઉપલી (ક) અને (ખ) કલમમાં જણાવેલા શબ્દો જો સમાસના અવયવ હોય તો તેના સંબંધમાં આ નિયમ સત્ય નથી.
(ચ) ઉત્તર અવયવનો આદિ અક્ષર જો સંયુક્ત હોય તો તે પૂર્વે આવેલા વ્યજંનનો અ શાંત નથી. ઉ. રાજશ્રી, સિંહસ્થ, જનસ્થાન.
(છ) (ક) (ખ) માં નહીં જણાવેલા શબ્દોના સંબંધમાં પણ આ નિયમ સર્વાંશે સત્ય નથી. ઉ. પુરુષસિંહ, ક્ષીરપાન, ઇ.
(૩) પ્રત્યય પર છતાં અંગને અંતે આવેલો અકાર શાંત નથી
આ નિયમનો વિચાર કરતાં પણ (ક) (ખ) ધ્યાનમાં લેવાની છે. ઉપરાંત નીચેનાં ઉદાહરણોથી જણાશે કે આ નિયમ પણ સર્વાંશે સત્ય નથીઃ—સાધવું, બાંધવું, માનવું, હલાવવું ઇ૦.
(૪) ત્રિસ્વરી શબ્દમાં વચ્ચે "અ" હોય અને અંતે 'અ' ન હોય તો વચલો અકાર શાંત છે. સંયુક્ત શબ્દો ઉપરાંત આ નિયમ વિરુદ્ધ એટલાં ઉદાહરણો છે કે અપવાદનો નિયમ બંધાય કે અકારાંત ત્રિસ્વરી શબ્દોના બહુ વચનમાં મધ્યસ્થ અ શાંત નથી. ઉ. વિષયો, આફતો, બાબતો, નાટકો, ફાનસો, માણસો, લેખકો, ભજનો, ભવનો

ઇ આ તો બહુવચનના સબધમા કહ્યુ હવે બીજા પ્રકારના ઉદાહરણો જોઇએ -ઉનતા, જોડણી, દૃઅદ સહસા નિનતી, દપતી ઇ૦ અને એ વાત પર પણ લક્ષ ખેચવાનુ આવશ્યક લાગે છે કે શબ્દોના મધ્યસ્થ અ શાત કરવાથી કેટલીએક વખત અર્થ પણ ફેરવાય છે –ઉ ઓરતો–ઓર્તો, ચારણો–ચાર્ણો, રમતો–રમ્તો, જમણો–જમ્ણો, મુગરો–મુગ્રો, કમળો–કમ્ળો, વારમો–વાર્મો, સફરો–સફ્રો ૦

(૫) ચતુસ્વરી શબ્દોમાં બીજો ને ચોથો અકાર શાત છે

આ નિયમનો વિચાર કરતા પણ (ક) અને (ખ) ધ્યાનમા રાખવાના છે ઉપરાત નીચેના ઉદાહરણો નિરુદ્ધ પક્ષે આપવામા આવ્યા છે –નનેય પ્રેમમય વળગાડ, વદનાણ ઇ૦

(૬) પચસ્વરી શબ્દોમા બીજો ને ચોથો અકાર શાત છે, પણ અત્યસ્વર અકાર હોય તો બીજો ને પાચમો અકાર શાત છે —

આ નિયમ વિરુદ્ધના ઉદાહરણો નીચે પ્રમાણે છે —

વધરાવળ, વડનાનગ વડવાગળ અચળગઢ ચદ્રકિરણ, શાસ્ત્રસપન્ન, પૂનપદસ્થ ઇ૦

આ ઉપરથી સહજ જણાઇ આવશે કે ઉપલા નિયમો કેટલા અપૂર્ણ આધાર પર રચાએલા છે અને કેટલે અગે સત્ય છે

વળી કવિ પોતે એકજ શબ્દને જુદી જુદી રીતે સ્વરિત કરે છે, જે આપણે ઉપર જોઇ ગયા છીએ એટલુજ નહી પણ વાત સ્થળે સ્વરિત શ્રુતિનો અને સ્વરિત સ્થળે શાન શ્રુતિનો ઉપયોગ બહુ છુટથી કરે છે ઉ૦

અમલ કમલ મુખમય જેવી પ્રિયામારી
જીવન દિગતપર ઉગેની એ પ્રિયા મારી

ઉપરાત મુક્તધારામા હ્રસ્વ દીર્ઘનો ભેદ જતો રહે છે એટલુજ નહી પણ સ્વરિત ગુરુ અસ્વિરિત ગુરુ અને સ્વરિત લઘુની કીમતમા શો ભેદ તે સમજાતુ નથી

આ પ્રમાણે જ્યા મુખ્ય પ્રયત્નની વાતજ શકાસ્પદ હોય ત્યા વળી ગૌણ પ્રયત્નની વાત શી ! પણ કવિ એ કરે છે કારણ અગ્રેજીમા પણ ગૌણ પ્રયત્ન છે !

કવિ વળી પોતાના બધના આધારમા વેદનો આધાર લે છે તેઓ કહે છે કે સસ્કૃત શબ્દોમા પણ વૈદિકકાળમા ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત જેવા પ્રયત્નોનુ તત્વ હતુ, એટલે તે વેળાના મા઼દામા સાદા અક્ષરબધ છદોમા જે નચાઓ અને મત્રો રચાતા હતા, તેમા એ **પ્રયત્નોજ પદ્યના લયનાં નિયામક તત્ત્વો હતાં.** વેદના સ્વરોનો જે કોયડો અત્યાર સુધી ભલભલા વિદ્વાનો ઉકેલી શક્યા નથી તે કવિએ આપદૃષ્ટિએ જોઇ સહજમાજ ઉકેલી નાખ્યો તેને વાસ્તે કવિને ધન્યવાદ ઘટે છે પણ અવલોકનકારોમા કવિત્વ ઓછુ હોવાથી તેઓ પ્રમાણરહિત આર્ષદર્શનનુ અત્ય સ્વીકાર વાની ના પાડે છે અને તેથી પ્રયત્નોજ પદ્યના લયના નિયામક તત્ત્વો હતા એવુ કવિનુ નિશ્ચિત પ્રતિપાદન સર્વાએવ નિરર્થક છે

છતા પણ માત્ર વિવાદની ખાતર માન્ય કરીએ કે વેદમા કવિ કહે છે તે પ્રકારનુ પ્રયત્ન તત્ત્વ હતુ પણ તેથી તે ગુજરાતીમા હોવુજ જોઇએ ? વેદમા તો એવી ઘણીએ વસ્તુ છે જેનુ આજ નામ નીશાન પણ નથી

છતા પણ એમ માન્ય કરીએ કે ગુજરાતી માં પ્રયત્ન તત્ત્વ છે તો પણ જે તત્ત્વ વેદકાળથી

તે કવિ ખબરદારના સુધી અણદીઠું —શું એના સૂક્ષ્મદર્શક યંત્ર વડે શોધી કાઢેલા પ્રયત્ન તત્ત્વ પર અને તેમાં પણ વળી મુખ્ય અને ગૌણ પ્રયત્નોના આધાર પર પદ્યબંધનો પ્રકાર ઘડવો એ વાત અસૂક્ષ્મ બુદ્ધિ ગુજરાતીઓને ગળે ઉતરશે ખરી ?

વળી આ પ્રયત્ન બંધના પ્રસંગનો ઇતિહાસ તપાસતાં જણાય છે કે કવિના અભિપ્રાય પ્રમાણે ગુજરાતી પદ્યમાં શબ્દના અસ્વાભાવિક ઉચ્ચાર થાય છે આ અસ્વાભાવિકતા દૂર કરવા પોતે ચિંતાતુર થયા તેને પરિણામે એમણે શાંત અકાર શોધી કાઢ્યો અને અમુક નિયમોને વશ રહીને એમણે પ્રયત્નબંધ છંદ બનાવ્યો એવી આશાથી કે ગુજરાતી પદ્ય પોતાના આત્માના સંપૂર્ણ તેજમાં અને સ્વતંત્રતામાં અંગ્રેજી પદ્યના જેવુંજ ઝળકે

હવે જો પ્રયત્ન બંધ રચના એટલે જે રચનાની અંદર ગુજરાતી શબ્દોના ઉચ્ચાર બોલીને તરાજ થતા હોય તે રચના હોય તો અમારે સંકોચ કહેવું પડે છે કે કવિની આ આશા ફલિભૂત થવાનો સંભવ ઓછો છે

કારણ પ્રથમ તો ગુજરાતી શબ્દોને લગતો અક્ષેપજ સ્વાભાવિક છે અગુજરાતી ઉચ્ચાર એમને શું ? શિષ્ટ ઉચ્ચાર કયાનો સુરતનો ભરૂચનો, અમદાવાદનો કે નડીઆદનો ?

કવિ ખબરદાર 'ગુલછડીના છોડ 'નો ઉચ્ચાર નીચે પ્રમાણે કરે છે —

પ્રિયા ઊંડે ભાળે ગુલ છડી કેરો છોડ

ગુજરાતીઓ નીચે પ્રમાણે ઉચ્ચારે છે — (હરિગીત)

એ તો ઉઠી મારી પ્રિયા કે ગુલ છડીનો છોડ છે

કવિ નાનાલાલના જેવી છુટ લઇ શાલિની છંદમાં ગોઠવીએ તો

કેવો ખીલ્યો છોડ આ ગુલ છડીનો !

કવિ ખબરદારની 'અધરપર' વાળી લીટી વાચો

ક્ષિતિજના ઉપના અધર પર લંકનો સરખાવો

કેવો એના અધરપરનો રંગ શોભે ગુલાબી

કવિ ખબરદારના મત પ્રમાણે

આનંદકંદનંદ છંદ રાગ રાગણી

એ પંક્તિ ગુજરાતીઓ અંગ્રેજીમાં Scanning કરવામાં આવે છે તે પ્રમાણે વાચે છે એટલે કે

આનંદ કંદ નંદનંદ છંદ રાગ રાગણી

કવિ કહે છે કે એમ નહીં વાચવું, કારણ એ વાચવાની પદ્ધતિ અગુજરાતી છે પણ નીચે જણાવ્યા પ્રમાણે શુદ્ધ ગુજરાતી પદ્ધતિએ વાચવું —

આનંદ કંદ નંદનંદ છંદ રાગ રાગણી

આટલી પ્રસ્તાવના બાદ એમણે આપેલ ઉદાહરણ તપાસીએ

'ફરતા—મંડપ" આ પંક્તિ કવિ ફરતા ફરતા આવ્યો . એમ વાચે છે એ વાસ્તવિક નથી વાસ્તવિક રીતે ફરતા ફરતા આવ્યો એમ વાંચવાનું છે અને 'મંડપના પ સંબંધમાં કહેવાનું કે ગુજરાતીમાં એવી લાખો પંક્તિઓ લખાઇ છે કે જેનો અત્યાક્ષ સંપૂર્ણ સ્વર સાથે બોલવો પડે છે આ વિષય કવિતના લક્ષણ પર આપણે આવીશું ત્યારે વિશેષ ચર્ચવી પડશે એટલે અત્રે આટલેથીજ સમાપ્ત કરીએ છીએ આ ઉપરથી હું એમ નથી કહેતો કે અત્યાર સુધીમાં લખાએલી સર્વ ગુજરાતી પંક્તિઓ સંપૂર્ણ રીતે સવાદી છે

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૭૦]



# સાહિત્યસમીક્ષા

લેખક·
રા. જ્યોતીંદ્ર હ. દવે

અમેરીકાના સુપ્રસિદ્ધ વિવેચક* મી. એસ. લીકૉકે સાહિત્યસમીક્ષાનો એક નવીન પ્રકાર શોધી કાઢ્યો છે. દેશાભિમાનની દૃષ્ટિએ ઉપર્યુક્ત વાક્ય લખતા મને ઘણો આઘાત થયો છે. એક મત એવો પણ છે,–અને તે મારો પોતાનોજ છે–કે એ પ્રકારના સાહિત્ય-સમીક્ષણની શરુઆત ગુજરાતમાં, અને તે પણ મારાથીજ થએલી. લીકૉકનો જન્મ પણ નહી થયો હોય તે પહેલાં એ વિવેચન પદ્ધતિ મને પરિચિત હતી.[1] તેમ છતાંએ મૌલિકતાનો દાવો હું કરતો નથી. જાણે અજાણે આપણા ઘણા વિવેચકોએ આ પ્રથાનો અમલ કર્યો છે ને તેમાથી મને પ્રેરણા પ્રાપ્ત થઇ છે.

અહીંઆં એ પ્રથાનુસારે આપણા એક પ્રખ્યાત નાટક ને કવિતાનુ અવલોકન કર્યું છે. આશા છે કે તેમાંથી આપણા વિવેચન સાહિત્યમાં ખળભળાટ થઇ રહેશે.

૧

## જયા અને જયંત

રા. નાનાલાલ કવિનું આ નાટક પ્રસિદ્ધ થયાને ઘણો સમય થયો છે. છતાં આપણા ઘણા તરુણ સાહિત્યરસિક પુરુષો નથી ઓળખતા જયાને કે નથી ઓળખતા જયંતને. એક વખતે મે મારા એક સાહિત્યરસિક મિત્રને પ્રશ્ન પુછ્યો: ' જયા ચશ્મા પહેરતી કે નહીં?' આ વખતે અમારી દૃષ્ટિ સન્મુખ સ્ટેજ પર જયા બોલી રહી હતી 'પગ્યા વીતકના પ્હાડ, એ પથ્થર પથ્થરમાં પ્રભુ' (કદાચ એ લીટી નહી તો બીજી કોઇ લીટી બોલતી હશે; કે જયા નહીં તો જયંત બોલતો હશે, ને જયા સાંભળવાનો ડોળ કરી લમણે હાથ દઇ પૃથ્વી જયતહીન થઇ ગઇ હોય તેમ ફાટી આંખે પ્રેક્ષક–સમુદાય તરફ જોતી ઉભી હશે અત્યારે બરાબર સ્મૃતિ નથી.) આમ છતા મારા મિત્રે જવાબ દીધો: 'ખબર નથી.' મે તરત કહ્યું; 'સામે જો પહેર્યાં છે કે નહીં ચશ્માં જયાએ?' એણે પ્રત્યુત્તર આપ્યો 'આ તો જયાનો પાટ' છે; સ્ટેજ પર છે ભુલી કેમ જાઓ છો?' મારાથી ન રહેવાયું હું એકદમ બોલી ઉઠ્યો: 'શુ પાટ' લીધો તેથી જયા જયા મટીને જયંત બની ગઇ? સ્ટેજ શુ જાદુઇ ભૂમિ છે કે એના પર ઉભા

* મને ભય રહે છે કે કેટલાક પરભાષાપંડિતો લીકૉકને વિવેચક તરીકે સ્વીકારવાની ના પાડશે

[1]. આ વચનની જવાબદારી હું માથે લેતો નથી છતાં ન બની હોય તો પણ બનવી જોઇએ એવી એ વાત છે

રહેવાથી વ્યક્તિનુ વ્યક્તિત્વજ જતુ રહે ? મારા મિત્રે ઉત્તરમા માત્ર મૌન ધારણ કર્યું

આ બનાવ બન્યા પછી થોડો સમય રહીને જયા મને રસ્તામા મળી સાથે જયત હતો નહીં એટલે હીંમતથી મે એને ઉભી રાખીને પૂછ્યુ 'મીસીસ જયાબ્હેન ! તમે ચશ્મા ક્યારથી પહેરવા માડ્યા ?' જવાબ દીધો જયાએ

નથી પ્હેર્યા ચશ્મા એ શોખના
એ તો સખે ! નયનની નબળાઈની નીશાની,
પુસ્તકપ્રેમની મીઠલડી રસલાણ
એક્દા હતો મારે આગણે
પુસ્તકપ્રેમનો પ્રભાકર
ને નયન નમાવ્યા એણે
ત્યારથી ચશ્મા ચઢી બેઠા છે આખડલી પર
પણ આજ પુસ્તકપ્રેમના રસાકાશમા
ઉગ્યો મારા ભાગ્યોદયનો ભાનુ
વાચી મે એક્દા વસતોત્સવ
ને આત્મા ઉડી ચરણે ઢળ્યો મી કવિના
મે કહી એમને મારી કથા—
મારી ને મારા જયતની
ને એમણે રચ્યુ અમારુ નાટક

આમ રા કવિએ જયાની વાર્તા સાભળીને નાટક રચી કાઢ્યુ એમ ની મૌલિકતા વીશે સદેહ પડવાનુ કારણ આજ છે પરતુ એ મૌલિકતા સબધી ચર્ચા કરનાર ઘણા છે એટલે અહીં તે વીશે વિશેષ લખવાની આવશ્યકતા નથી રા નાનાનાને ફેગ્ફાગ પણ ઘણા કર્યા છે કાન્તીનાજ ની આખી કથા કલ્પિત છે એ કલ્પનાનો વિષય મુકી આપણે જયાને જયંત તરફ વળીએ એક સમય એવો પણ હતો કે જ્યારે જયાને જયત બંને નાના હતા પણ એ વીશે અહીં ટીકા કરવી અનચિત છે—અન રુ છે એમ તો આપણા નાથી કોણ છાતી પર હાથ મુકીને કહી શકે એમ છે કે 'હુ કોઇ પણ દિવસ નાનો ન હતો' આપણામાનો મોટામા મોટો પુરુષ પણ એક્દા નાનો–ઘણો નાનો હતો, એટલુજ નહીં પણ ઘુટણીઆ તાણવા જેવુ અકીર્તિકર કાર્ય કરતા પણ અચકાયો ન હોતો નાનપણમા જયાને જયત સાથેજ રમતા એક દિવસ જયાને ટાઢ બહુ વાઇ એટલે એણે જયતને કહ્યુ 'જયત દોસ્ત ! વાયુને બાધી લેને ટાઢ બહુ વાય છે' જયતે જવાબ દીધો 'મન જીતવુ ને વાયુ બાધવો બને સરખા ! જયાએ ઉત્તર આપ્યો 'મન જીતવુ ને વાયુ બાધવો બને સરખા, પણ યોગીજનોને ઉભય સુલભ'

આ જવાબ સાભળ્યા પછી જયતને યોગી બનીને ભટકવાનુ મન થયુ જેમ જેમ દિવસ પસાર થવા માડ્યા તેમ તેમ જયતે વધવા માડ્યુ ખાસ કરીને ઉમરમા શૈશવ કાળના કોડ પુરા કરવાને એ પ્રવાસે નીકળ્યો અનેક પ્રકારની ટ્રેનો એણે જોઇ નાખી—બ્રોડગેજ, મીટરગેજ અને માલગાડી ટ્રેનમા એના પર કંઇ કંઇ વીતકો વીત્યા પઠાણે એ એને સુતો જગાડી એની જગા પચાવી લીધી, મુસલમાનોએ એના મો પર બીડી–સીગારેટ નહીં પણ સામાન્ય ક્ષુદ્ર બીડી—ના ધુમાડા છોડ્યા, ગ્રેરાને સ્ટેશને ટીકીટ કલેક્ટરે એને સતાવ્યો, એની પાસે બેઠેલા ઉતારુઓએ ચણા ચેવડો ઇત્યાદિ ખાધા પણ એને આપવાનો વિવેક પણ ન દર્શાવ્યો છતા પણ અડગ નિશ્ચયી ધીર વીર, વિજયમૂર્તિ અમો જયત ટ્રેનમા મૃત્યુ નજ પામ્યો 'હો જયા, ! વીતી વીતકની વધાઇઓ' એમ એણે કહ્યુ છે તે આજ પ્રસગોને ઉદ્દેશીને

વિધવાઓ અને નિરાધારોને રોવડાવીને એના પિતાએ પૈસા ભેગા ન હોતા કર્યા, જો કે પોતાની નિરાધાર અવસ્થામા પોતે રડીને, તથા પોતાના મૃત્યુ પછી પોતાની વિધવાને રડાવીને એણે વિધવા અને નિરાધારને રોવડાવ્યા તો હતાજ, પરતુ તેથી દ્રવ્યનો લાભ થયો ન હોતો જયંતમા

પણ એ આવડત ન હોતી. કોઇને રોવડાવવાની એનામાં શકિતજ નહોતી. બહુ થાય તો પોતે રડી શકતો. આથી સ્વાભિમાનના સર્વ વિચારોને તિલાંજલિ આપી એને પ્રોફેસર થવું પડ્યું.

અનેક પ્રકારની 'ડીફીકલ્ટી' લઇને વિદ્યાર્થીઓ એની પાસે આવી એને પજવતા. એક વિદ્યાર્થીએ પુછ્યું;—

"नाहं जानामि केयूरं नाहं जानामि कुण्डले।
नूपुरं त्वेवाभिजानामि नित्यं पादाभिवन्दनात्।
એનો અર્થ શો?"

જયંતે કહ્યું: "કાલેની નોટ્સમાં નથી?"

વિદ્યાર્થી બોલ્યો: 'હોત તો હું તમને પુછત?'

જયંત :—(સ્વગત) "હોત તો હું જાણત નહીં? (પ્રકાશ) ભીષ્મનો વૈરાગ્ય સમજાયો? લક્ષ્મણનાં બ્રહ્મચર્યવ્રત સમજાયાં? એ સમજાયું હશે તો આનો અર્થબોધ વિના પ્રયત્ને થશે"

'નોટ્સ' ગોખીને પરીક્ષા પાસ કરવાની પ્રથા કેટલી હાનિકારક છે તે આ વાત પરથી લક્ષમાં આવશે. જો જયંતે 'નોટ્સ' કરતાં વ્યાકરણ પર વધારે ધ્યાન આપ્યું હોત તો આવા સહેલા શ્લોકનો અર્થ સમજાવતાં એને અડચણ ન પડત.

એ કથા એટલેથી રહી ને જોઇએ જયાની શી ગતિ થઇ? કોલેજના પ્રીન્સીપાલ ડૉ. વામાચાર્ય સાથે જયાને તકરાર થઈ. (અમે ધારીએ છીએ કે એનું ખરું નામ વામનાચાર્ય હોવું જોઇએ. કદાચ એ અલંકાર શાસ્ત્રનો પ્રણેતા વામન પણ હોય. પરંતુ એ વીશે હજી વધારે સંશોધનની અપેક્ષા રહે છે) તકરારનો વિષય ગમ્ કોટીનનો છે કે હીલુનો એ હતો, લડતાલડતા બંને નદી કીનારે પહોંચ્યાં. વામાચાર્યે જયાને લાત મારી. જયા નદીમાં પડી. લાત વાગવાથી પડી કે બીજી લાત ન વાગે માટે જાણી જોઇને પડી એ વીશે પુછવા જ્યાં જયા જવાબ દેતી નથી. જયંત બારીએથી જોઇ રહ્યો ને વિચારમાં પડયો: 'નાનપણમાં હું તરતાં ન શીખ્યો એ ખોટું, પણ એથી પણ ખોટું તો એ જયા! તું ન શીખી તે!' એટલામાં જયાના એક સહાધ્યાયીએ એને ડુબતી બચાવી. બધા એને લઇ આવ્યા ને 'લેડીસ્ટુડંટસ' માટે એક ગુફા હતી તેમાં સુવાડી.

રાત પડી, અંધારું થયું ને પ્રોફેસરો ઘેર ગયા એટલે જયંત જયા સુતી હતી ત્યાં ગુફામાં ગયો. બેભાન જયાએ આંખ ઉઘાડી જયંત ઘુંટણીએ પડી આકાશ સામે જોઇ બોલ્યો—

"એક જ્વાલા જળે તુજ નેનનમાં,
રસજ્યોત નીહાળી નમું—હું નમું."

એટલામાં આકાશમાં વીજળી થઇ—.

"એક વીજ જળે નભ મંડળમાં,
રસજ્યોત નીહાળી નમું—હું નમું."

વિદ્યુત્ વિલુપ્ત થતાં અંધકાર છવાઇ રહ્યો—

"મધરાતના પહોર અઘોર હતા,
અંધકારના દોરજ ઓર હતા."

જયાએ ગભરાઇને ચારે દિશાઓમાં દૃષ્ટિ ફેરવવા માંડી—

"તુજ નેનમાં મોર ચકોર હતા,
રસજ્યોત નીહાળી નમું—હું નમું"

જયા સમજી નહીં જયંત શું બોલે છે—જયંત સ્પષ્ટ રીતે કહેતાં અચકાયો કે 'હું પ્રેમી તારી પાસે પ્રણયભિક્ષા યાચું છું;' તેથી આત્મા બહેન ને આત્મનરાવ નામના પોતાના પાડોશીની જાણીતી પ્રેમ કથાનું સ્મરણ કરાવતો એ બોલ્યો—

"દુઃખાભુથી પ્રારબ્ધ લેખ લખ્યો,
મેં પ્રેમીએ પ્રેમપથી પરખ્યો:
અને આત્માએ આત્મનને ઓળખ્યો—
પણ તેમાં આપણું શું વળ્યું? તો તારીજ
રસજ્યોત નીહાળી નમું—હું નમું."

આમ ગાન ચાલતું હતું તેટલામાં ગુફાનાં 'દ્વાર ખુલ્યાં—ઉઘડ્યાં' ને એક અબધુત ને-

બ્રાહ્મણ ત્યાં દેખાયા! આ અબધુત ને બ્રાહ્મણ તે બીજા કોઇ નહીં પણ જયા તથા જયંતના પિતા હતા. જયંતનો પિતા બ્રાહ્મણ હતો અને એને યજમાનવૃત્તિ પર જીવન ગુજારતો. જયાનો પિતા અબધુત થઇ ગયો હતો. અચાનક બંનેને આમ કવખતે ને કઠેકાણે આવી ચઢેલા જોઇ જયંત બોલી ઉઠ્યોઃ—

"અહ! અબધૂત ને બ્રહ્મ!
ભેગ મળ્યા!!"

નાનપણમાં જયા ને જયંતનાં લગ્ન કરવાનું એમના પિતાએ નક્કી કર્યું હતુ. પણ ત્યાર પછી જયંતની માતાનું અવસાન થયું; ને જયંતના પિતાને જગતમાં કંઇક ઉણુ લાગવા માંડ્યું— કોઇકની ખોટ સાલવા માંડી. શોકના એ ઘનઘોર આકાશમાં એક વિચાર વીજળી ચમકી ઉઠી; 'જયંતને બદલે હું પોતેજ જયાને પરણું તો?' ને જયાના પિતાને એણે એટલો તો આગ્રહ કર્યો કે તે બીચારો કટાળીને અબધુત થઇ ગયો. જયંતે આ વાત સાંભળી ને ભીષ્મના ભયંકર આત્મત્યાગની કથા એને સાંભરી આવી. તેની ભાવના પર એને તિરસ્કાર છુટ્યો શા માટે આવા લોકો આત્મત્યાગ કરતા હશે? પોતાની તુલનામાં સાધારણ મનુષ્યો પામર લાગે માટે?—કેવા સ્વાર્થી! એમાં પણ તેમનુ કાયરપણું જણાતું નથી? મુગે મોઢે પોતાની પ્રિય વસ્તુ બીજાને આપી દેવી એ શુ શૌર્યનુ લક્ષણ છે? એમ હોત તો દેશાભિમાનનો દાવો કરી સૈનિકો પોતાની ભૂમિ પરાયાના હાથમાં ન જાય એવા હેતુથી એકબીજાના ખુન શા માટે કરે? આખરે એણે નિશ્ચય કર્યો કે ભોગ પણ આપવો ને શૌર્ય પણ દાખવવુ. જયાને પોતે કે પિતા કોઇ પરણી શકશે નહીં. ચાળીશ દિવસ વાદવિવાદ કરી એણે પિતા પાસે આ ઠરાવ પસાર કરાવ્યો. ને બધું સમાધાન થઇ ગયું એમ જ્યારે એના પિતાને લાગ્યું ત્યારે એણે ધીરે રહીને એક સુધારો મુક્યો, 'પણ જયાને ચહાવાનો હક તો મારોજ રહેશે!' એના પિતા થોડી વાર સુધી એના સામે અનિમેષ નેને જોઇ રહ્યા; પછી એકાએક ઉભા થઇ કંઇ પણ બોલ્યા વગર, 'મારું માથું દુઃખે છે' કહીને ચાલ્યા ગયા.

ગુફામાં બંનેને આ સ્થિતિમાં જોઇને બંનેના પિતા ગુસ્સે થવાનો વિચાર કરી રાજી થયા. જયંતના પિતાએ જયાને કહ્યું: 'માગ, માગ, જે માગે તે આપું' જયાના પિતાએ જયંતને પુછ્યું: 'વત્સ! તારી શી ઇચ્છા છે? તારું આથી અધિક પ્રિય હું શુ કરું?' જયાને જયંત બંને સાથે બોલી ઉઠ્યાં: "આ ગુફામાં બધાં માણસો સાંભળે એવી રીતે અમે તમને તે દિવસે શીખવ્યું હતું તે બોલો."

અબધુત ને બ્રહ્મ બંને બોલ્યાઃ "સુણજો જગતના માતાપિતાઓ! અમારી કથાની આ મંત્રઘોષણા. સંતાનના સ્નેહ આડી પાળ બાંધી નથી સુખી થતાં માતપિતા કે નથી સુખી થતાં સંતાનો. સંતાનના સ્નેહને ઉછેરજો, પોષજો, વાળજો, પરિશુદ્ધજો, પણ ઉચ્છેદશો માં!" ત્યાર પછી 'હીપ! હીપ! હુરરે!' બોલતી સૌ ઘેર ગયાં.

જયાને જયત એ બંને કોણ છે? નામ પરથી કોઇ એમ ધારે કે બંને એકજ વ્યક્તિ છે તો તેની ભુલ છે; કોઇ એમ ધારે કે એ બે ભાઇ બહેન છે તો તે પણ યોગ્ય નથી; કોઇ એમ ધારે કે એ માતાપુત્ર છે તો તે પણ ખરું નથી; કોઇ એમ ધારે કે એ પિતાપુત્રી છે તો તે પણ પ્રમાદયુક્ત છે; કોઇ એમ ધારે કે એ પતિપત્ની છે તો તે કેવળ ઉપહાસયોગ્ય છે. ત્યારે એ બે છે કોણ? એ નમ્ર કોયડો વાચકની બુદ્ધિની કસોટી માટે મુકી વિવેચન સમાપ્ત કરીશું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૮૧]




લેખક :

**રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇ**

**હિંદુ પદ પાદશાહી.** કર્તા : વિનાયક દામોદર સાવરકર, પ્રસિદ્ધ કર્તા બી. જી. પોલ અને કંપની મદ્રાસ મૂલ્ય રુ. ૩.

આપણા દેશના પ્રાચીન ગૌરવને આપણી સમક્ષ ખડું કરવુ અને તેને માટે આપણા હૃદયમાં પ્રેમ તથા અભિમાન ઉત્પન્ન કરવા એ ઇતિહાસના શિક્ષણના મુખ્ય ઉદ્દેશો હોવા જોઇએ એમ હું માનુ છું આપણા દુર્ભાગ્યે આપણા દેશનો ઇતિહાસ મોટે ભાગે મુસલમાન તથા અંગ્રેજ લેખકોએ લખેલો હોવાથી અને હીંદુ લેખકોએ તો ઘણે ભાગે આવી જાતના ઇતિહાસનાં પુસ્તકોના માત્ર તરજુમા કરેલા હોવાથી જે ઇતિહાસ શાળાઓ તથા કોલેજોમાં આપણા વિદ્યાર્થીઓને શીખવામા આવે છે તેનાથી ઇતિહાસ શિક્ષણના આ મુખ્ય ઉદ્દેશો બીલકુલ સફળ થતા નથી પરદેશી લેખકો અને તેમા ખાસ કરીને રાજકર્તી કોમના લેખકોને આપણા પ્રાચીન ગૌરવ ઉપર પક્ષપાત હોઇ ના શકે એ સમજી શકાય તેમ છે. સત્તાના મદમા તેઓ આપણને નિર્જીવ અને નિર્માલ્ય લેખે એ સ્વાભાવિક છે પોતાની મહત્તા અને આપણી નિર્બલતા ઉપર આવી જાતના લેખકો હદ ઉપરાંત ભાર મુકી ઇતિહાસના પુસ્તકો લખે અને આપણા યુવકવર્ગ સમક્ષ મુકે ને પણ સ્વાભાવિક છે શાળાઓ અને કોલેજોમા શીખવાતા ઇતિહાસના પાઠ્ય પુસ્તકો તપાસીશુ તો આપણા સમજવામા આવશે કે તે પુસ્તકોમા વિશ્વામિત્ર અને વસિષ્ઠ જેવા ઋષિઓની મહત્તા, મહાત્મા બુદ્ધનો ત્યાગ, તેમ પરશુરામ, ચંદ્રગુપ્ત, અશોક, વિક્રમાદિત્ય, શ્રી હર્ષ તથા શાલિવાહન જેવ ઓનાં પરાક્રમો ઉપર નહીં જેવુ લક્ષ આપવામાં આવ્યું છે માત્ર દોઢસો બસેં વર્ષો ઉપર થઇ ગએલા મરાઠાઓના પરાક્રમોની પણ આપણને

પુરી માહીતી આપવામાં આવતી નથી. પરંતુ સીકંદરની સ્વારી, મહમદ કાસમની ચઢાઇ, મહમદ ગીઝનીના અત્યાચારો, મહમદ ઘોરીની જીત, ઔરંગઝેબની ધર્માંધતા, કલાઇવ, હેસ્ટીંગ, વેલેસલી, લોર્ડ લેક, સર જોન લોરેન્સ વગેરેના પરાક્રમો ઉપર હદ ઉપરાંત મહત્વ આપવામાં આવે છે. આવી જાતના એકતરફી શિક્ષણનું પરિણામ એ આવે છે કે આપણામાંના ઘણાખરા આપણા પોતાના પૂર્વજોની મહત્તાની કદર પુરેપુરી કરી શકતા નથી. એથી ઉલટું પરદેશીઓ તથા ધર્મીઓનાં યશોગાન ગાવામાં તેઓ વડાઇ ે છે. આપણા દેશની, આપણી સંસ્કૃતિની ા આપણા પૂર્વજોની મહત્તા તરફ તેઓ ક્ષ આપે છે એવું તેમને કહેવામાં આવે છે ે ોટ સાલવા માંડી.ગથી સત્ય પ્રિય હોવાનો આકાશમાં એક વિચાર વીજળી

'જયંતને બદલે હું પોતેજ જયાને ખરું સ્વરુપ ને જયાના પિતાને એણે એટલો તો અ. વિનાયક કે તે બીચારો કંટાળીને અદ્ભુત થઇપાદશાહી' જયંતે આ વાત સાંભળી ને ભીષ્મના ભયપ્રેગ્ઝ આત્મત્યાગની કથા એને સાભરી આવી. તેનરનાં ભાવના પર એને તિરસ્કાર છુટ્યો શા માટે આવા ? લોકો આત્મત્યાગ કરતા હશે? પોતાની તુલનામાં સાધારણ મનુષ્યો પામર લાગે માટે?—કેવા સ્વાર્થી!

તેવો છે. એકંદરે આ પુસ્તક અત્યંત રસિક અને આકર્ષક છે એટલુંજ નહીં પણ પ્રત્યેક હીંદુને તે ઉત્સાહ અને પ્રેરણા આપે તેવું છે. તેથી આ પુસ્તક માત્ર મહારાષ્ટ્રવાસીઓને નહીં પણ મહારાષ્ટ્રની બહારના પ્રત્યેક હીંદુને વાંચીને મનન કરવા યોગ્ય છે.

પરદેશી ઇતિહાસ કર્તાઓએ મરાઠાઓને ઘણો અન્યાય કર્યો છે, અને તેમનાં લખાણોને વેદ—વાક્ય માનનારા આપણા દેશના કેટલાક લેખકોએ પણ મરાઠાઓને અન્યાય કર્યો છે; અને હજી પણ કરે જાય છે. અંગ્રેજ લેખક ગ્રાંટ ડફનો મરાઠાનો ઇતિહાસ એ પુસ્તક લાંબા વખત સુધી મરાઠાના ઇતિહાસનું પ્રમાણભૂત પુસ્તક માનવામાં આવતું હતુ. આ વિદેશી અને વિરોધી લેખક મરાઠા સામ્રાજ્યની મહત્તા સમજી શકે નહીં તે સ્વાભાવિક છે. મરાઠી રાજ્યની સ્થાપના અને તેનો વિકાસ એ માત્ર એક ઐતિહાસિક અકસ્માત છે એમ ગ્રાંટ ડફ માને છે. રણમાં એકાએક વંટોળીઓ ચઢી આવવાથી જેમ રેતી ઉંચે ચઢે છે તેમ એકાએક મરાઠી પ્રજાનો ઉદય થયો અને મરાઠી રાજ્યની સ્થાપના થઇ ગઇ. વંટોળીઓ શાંત થતાં એ રાજ્યનો એટલીજ ઝડપથી વિનાશ થયો. ગ્રાંટડફની આ માન્યતા મ ભરેલી છે તે વાત, રાનડેએ 'મરાઠી સત્તાનો

# કસોટી

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૯ થી]

તે દેવભાઇને સંભારી આપતી. પણ તેમની બધી શોધ નિષ્ફળ ગઇ હતી. પેલા બે મસ્તીખોર છોકરા વિનોદ અને રવિ તો પરણ્યા પણ ખરા. સુનંદા હવે તો સાસુ બન્યાં. તેમણે આધેડવયનાં સ્ત્રીને શોભે તેવો પોષાક પહેરી, ભારેખમ બની, બે વહુઓ પાસે કયારેક સંતોષ, કયારેક રોફ, કયારેક બેદરકારી, કયારેક ક્રોધ, એમ અનેક રૂપો ધરવાં શરુ કર્યાં; કયારેક નાની વહુને ધમકાવે ને મોટીને વખાણે; કયારેક મોટીને વખાણે ને નાની વહુને ધમકાવે. પણ બંને વહુઓ સુનંદાકાકીને વેચી ખાય તેવી હતી, અને છોકરા –વિનોદ અને રવિ–બંને વહુઓને વેચી ખાય તેવા હતા. ઉષાને બે ભાભી થઇ. પણ બંને ભાભીઓ ઉષાને 'દીકરી માણસ તો સાસરે શોભે' એ સૂત્ર વારંવાર સમજાવ્યા કરતી. આ પ્રમાણે ઝીણુભાઇનો સમૃદ્ધ સંસાર તેમના શિરછત્રપણા નીચે, અનેક ગરબડો છતાં એકત્ર રહી શકયો હતો: સુનંદા, પોતાની કેડમાં કુંચીઓનો ઝુમખો ખોસી રાખતાં. ને નાની વહુ તથા મોટી વહુને અથાણાંથી માંડીને ઘી સુધી સર્વસ્વ લેવા માટે સાસુજી પાસે આવવું પડે, અને ત્યારે સાસુજી, "લે આ ઝુડો. સૌથી મોટી કુંચી લાગુ પડશે, પણ જોજે, ઘી મોંઘા ભાવનું છે હોં. તમે ગળાં મપતાં રાખ્યાં છે, પછી તમારો સાસરો કેટલું કમાશે?" એટલી રીમાર્કસ (ટીકા) સાથે, બેદરકારીથી ઝુડો ફેંકતાં.

ઝીણુભાઇ હતા ત્યાંસુધી એ મોટું ઘર એટલું એકત્ર રહી શકયું. પણ ઝીણુભાઇ તો સૌને મુકીને આગળથી ગયા, એટલે અનેક–રંગી માણસો વચ્ચે મારામારી શરુ થઇ ગઇ. મોટી વહુ નાનીને ધમકાવે, સુનંદા મોટી વહુને ધમકાવે, રવિ અને વિનોદ સૌને પોંચા કરડાવે. ઉષા આવે નહીં, આવે તો પાછી રોતીરોતી સાસરે જાય ને સાસરેથી રોતીરોતી ઘેર આવે. આ પ્રમાણે ધીમેધીમે ખળભળાટ, અને પછી અત્યાર સુધી ભેગી કરેલી યુદ્ધ સામગ્રીનો ઉપયોગ ઝીણુભાઇના ઘરમાં થવા લાગ્યો.

× × ×

રાત્રિના લગભગ નવ થયા હશે. સુનંદા એક સાદડી પર બેસીને 'જેશ્રીકૃષ્ણ'ની માળા ફેરવી રહી હતી. મોટી વહુ વાસણ માંજતાં હતાં, જે નાની વહુ બધું સરખું મુકવામાં રોકાયાં હતાં. વિનોદ તથા રવિ બજારની નાની મોટી વાતો કરતા હતા.

"મોટી વહુ!—" સુનંદા જાપ જપતાં જપતાં બોલ્યાં: "મારા ખાટલા નીચે પાણીનો લોટો, અને દાતણ મુકી દેજો."

મોટી વહુ વાસણ માંજી રહ્યાં હતાં, તે હાથ ધોઇ આગળ આવ્યાં. એક આઠ તસુનું જાડું દાતણ અને પાણીનો લોટો ખાટલા નીચે મુકી ગયાં.

જેશ્રીકૃષ્ણમાં લીન થએલું સુનંદાનું મન દાતણમાં ખેંચાયું: "અલ્યા વિનુ! આ તારું કામ કે?—આવડા મોટા દાતણના કકડા કર્યા છે?–દીવાળું ફુંકીશ દીવાળું, મોટો ઉડાઉનો દીકરો જોયો ન હોય તો."

મોટી વહુ નાની વહુ સામે જોઇને છાની હસી. પણ એમ તો સુનંદા હતાં, તેમની ચકોર આંખ આવો પ્રસંગ જવા ન દે. તેમણે 'જેશ્રીકૃષ્ણ'નો જાપ ચાલુ રાખ્યો ને મોટીને ધમકાવી.

"બેલી મોટી! તું હસતાં તો શીખી છે. પણ તારે સાસરે, કેટલાં સાચાં ખોટાં કરીને પૈસા પાણીને ટીપેટીપે ભેગા કર્યા છે તે તને ખબર છે?"

"તે બા, પૈસા જો વાપરીએ નહીં તો શું થાય?" વિનુએ પુછ્યું.

"પૈસા વાપરવા માટે હશે એમ કે? મોટો લખેશરીનો દીકરો દીકો ન હોય તો?" રવિએ વિનુને ઇશારો કરીને વાત ઉપાડી નાની વહુથી, આ જોઇને મોટેથી હસી જવાયુ

"અ ર ર ર!" સુનદા દાત કચકચાવી ને બોલી, "હવે તો હડાહડ કળજુગ આવી પહોચ્યો નહીંતર, આ કાલ ચાલી આવે છે, તે નાની વહુ, હજી તો મારા ગોઠણ જેવડી છે, તે આટલી ઉપનટ જાય એમ?"

"વિનુ! તુ બાને બહુ પજવે છે હો બા! વિનુ અક્કલ વિનાનો છે માતૃપ્રેમ વીશે ચોથી ચોપડીમા પાઠ આવ્યો, તે વખતેજ એ ગેરહાજર રહ્યો હતો! એનામા ધર્મના સસ્કારજ ક્યા છે? વેપારમા પણ એનુ મોટુ મીંડુ છે"

'હવે તુ રાખી જા, તને હુ ઓળખુ છુ હો, રવિ! તુ વળી ક્યા ઓછી મૂર્તિ છો? નાની વહુના બોલે બોલ તુ ઝીલી લે છે, એ મને ખબર છે હો!"

સૌ રવિપક્ષના આ નવા આક્રમણથી ખડ ખડાટ હસી પડ્યા

"લે, લેતો જા, એમ બાનુ માખણ લેવાથી કંઇ બા માને તેવા નથી મા તો સામ્યાના બેવી છે, કાલે હુ ચાદી લેવાનો છુ તે મને પદરસો રુપીઆ આપવાના છે, ને તુ લેજે કુળીમા પડ્યા તે—"

સુનદા આખો મીંચીને ગાવા લાગી
મારે ઘેર આવજો માવા, સવારે ઢેબરુ ખાવા,

"લે હવે સાભળ, છાનો રે, બા સગીત ગાય છે તે જો"

બાજરાના બે ઢેબરા કર્યા, તળતા મેલ્યા તેલ!
આદુ લીંબુ ના અથાણા મધુ પાકના પ્રસાદે'—મારે

એ વખતે બારણુ જરાક ઉઘડ્યુ, ને આ સગીતથી આકર્ષાઇને કે પછી ઢેબરાના નામે એમા લાળ છુટી હોય તેથી, એક કુતરુ પોતાની લાબી જીભ કાઢીને બારણામા આવીને ઉભુ

"આવ્યા બા! આવ્યા" વિનુ ને રવિ સાથે હસવુ દબાવીને બોલી ઉઠ્યા

"કોણ છે!—' સુનદા આખો ઉઘાડ્યા વિનાજ બોલ્યા "કોણ દેવભાઇ છે? દેવભાઇ!—'

દેવભાઇનો બે દિવસ પહેલા કાગળ હતો, ને આજકાલમા તેમના આવવાની રાહ જોવાતી હતી

'ના, આ તો આવ્યા છે માવજીભાઇ!— ઢેબરુ ખાવા" વિનુએ હસવુ દબાવતા કહ્યુ અને હવે વધારે તાપ સહન નહીં થઇ શકે, એમ ધારી એકદમ ઉઠીને રવાના થતો હતો, તેટલામા "કા વિનુભાઇ! મહેમાન જોઇએ છીએ કે?" એમ મીઠી ગામડાશાહી લહેકથી બોલતા દેવભાઇ, એક હાથમા પોટલુ લઇ અદર આવ્યા

'એ બા દેવભાઇ આવ્યા'

ઝીણુભાઇના મૃત્યુ પછી, દેવભાઇએ સરલતાથી સુનદાનુ કેટલુક કામ કરી આપ્યુ ત્યાર પછી, સુનદા તેમના તરફ હવે પહેલાના જેવા ભાવથી જોવાનુ ભુલી ગઇ હતી અને ઘણુ કરીને અધિકાર સાથેજ અધિકારીના જેવી તોછડી દૃષ્ટિ પણ ચાલી જાય છે એટલે હવે સુનદાના આવકારમા પ્રથમના જેવી ટાઢ ન હતી તેમજ, કાકા હોય તોજ બા પાસેથી સમજાવી સમજાવીને રોક પૈસા કઢાવાય છે, એ વાત વિનુ રવિ જાણતા, એટલે તેઓ પણ સાધારણ રીતે કાકાને આવેલા જોઇ ખુશી થયા માણસની મનોવૃત્તિ આમ સ્વાર્થ પ્રમાણેજ રૂપાતર લે છે

"કેમ વિનુભાઇ! કેમ છો બોનો? શુ ચાલે છે?"

'મોટી વહુ! દેવભાઇને હાથ પગ ધોવા ઉનુ પાણી આપો, ને દેવભાઇ તમે જમી લ્યો' સુનદાએ કહ્યુ, "કંઇ બહુ સુકાયા છો!"

"હવે તો પછી, બા! ઉતરતાં પાણી અને" દેવભાઇ વધારે બોલી શક્યા નહીં. તેમની આંખમાં પાણી ભરાઇ આવ્યાં.

મોટી વહુ પાણીનો લોટો પાસે મુકી ગઇ.

"હું ઉપાધિ કરતા નહીં હોં, હું જમ્યો છું. એવા સમાચાર છે, બા! કે આપણો સુરેશ કલકત્તામાં છે."

"હેં!" સૌ આનંદ ને આશ્ચર્ય અનાવવા લાગ્યાં. આનંદ ઉપર ટપકે, આશ્ચર્ય સાથેજ.

"હા! ઉષાના વરનો કાગળ હતો. તેને એના ભાઇબંધે કલકત્તાથી ખબર આપ્યા છે અને—" દેવભાઇ વધારે બોલ્યા નહીં કંઇક છુપાવી ગયા.

"ઉષાના-વરનો કાગળ હતો?" સુનંદાએ બેદરકારી બતાવી. "ત્યારે તો બહુ વિશ્વાસપાત્ર નહીં. એ તો અરધો ગાંડા જેવો છે!"

"ઉષલી! જોઇ બા! કેવી ઉઠી છે! આપણને ખબરજ નથી કર્યાં."

"ના વિનુભાઇ! ઉઠી શું બીચારી, સુરેશને બહુ સંભારે છે."

"એની જીંદગી પણ હવે તો જોવાતી નથી, દેવભાઇ!"

"કેમ?"

"કેમ શું! બીચારીને નણંદ રોકયા કરે સાસુ મળે નહીં. સાસરો ન મળે. ધણી નમાલો, બહેન પીવરાવે તેટલું પાણી પીએ—શું કહું દેવભાઇ! ક્યારેક તો, હલકા વર્ણની પેઠે મારકુટ પણ કરે છે. રોતી રોતી આંહીં આવે. આંહીં, વહુ છોકરાં, બધાંએ એનાં દુશ્મન. એ તો પહેલેથીજ કોણ જાણે શું સાથી પ્રીત બંધાઇ ગઇ છે. આજ આવવાની છે. હમણાં દસ વાગે આવી બનાવું."

એટલામાંજ 'હડ હડ,' કરીને બારણામાં ઉભેલા કુતરાને કાઢી મુકતી ઉષાએ પ્રવેશ કર્યો. ને તે ઘડીભર તો દેવભાઇને જોઇને થંભી ગઇ.

અને તે ગળગળે સાદે બોલી ઉઠી: "દેવભાઇ! આવ્યા કે?—"

"લ્યો જુઓ આ આવી. કેમ બહેન!—કેમ છો?"

થોડીવાર સુધી સૌ પાછા વાતોએ ચડ્યા.

"ઉષલી! આજ પણ વર સાથે લઢીને આવી છે કે!" વિનુએ ઉષાને પહેલોજ એ પ્રશ્ન પુછ્યો.

"ના ભાઇ, આજ તો એમણે ખુશીથી કહ્યું કે દેવભાઇ આવવાના છે તે તું જા, અને એ પોતે આવત, પણ કેસના કામમાં રોકાઇ ગયા."

"ઓહ! મોટા કેસવાળા!"

"કેમ નહીં એવા! તારી પેઠે બાપકમાઇ પર તો નથી જીવતો નાં?" સુનંદાએ ઉષાનો પક્ષ ખેંચ્યો.

મોડી રાત્રે સૌ સુવા ગયાં, ત્યારે દેવભાઇના ઓરડામાં ઉષા આવી. બંને એક બીજાને અંતરથી ઓળખતાં હતાં.

"બેટા! સુરેશ વીશે કંઇ વધારે સમાચાર તારા વરે આપ્યા છે?"

"ના દેવભાઇ! પણ કલકત્તામાં છે એ ચોક્કસ. અને—"

"કેમ ખંચાણી બેટા."

"કોઇ, રખડુ પરનાતની—"

દેવભાઇએ કપાળે હાથ મુક્યો: "જેવાં નસીબ! જીવતો મળશે તો દીકરો તો કોની? એઇને સંતોષ માનશું કેમ બેટા! તું સુણી તો ખરી કે?"

ઉષા કંઇ બોલી નહીં. તેની આંખમાંથી બોર-બોર આંસુ ખરવા લાગ્યાં.

દેવભાઇએ માથાથી તેના વાંસે હાથ ફેરવ્યો. તેનું કૃશ શરીર જોઇને તેણે પણ નિઃશ્વાસ મુક્યો: "બેટા! ઉષા! મનમાં કંઇ લાવવું નહીં. અને

શ્રીહરિ સૌનુ સારુ કરે એમ ધ્યાન ધરવુ, જો ને આપણે, ભાઇએ ગામતરુ કર્યું કોઇને ખબર હતી? આ સુરેશ આમ જીવતે મુવા જેવો, એનો વિરહ સહન કરવો, એ થોડી વાત છે? ધીરજ રાખી છે એનીજ ધીરજ રાખ! સૌ સારા વાના થશે"

"દેવભાઇ! ઉષાએ આસુ લુછતાં લુછતા કહ્યુ "મને એમ થાય છે કે હુ તમારી સાથે આવુ"

"મારી સાથે? ના રે, બેટા, લાંબેની મુસાફરી અને હાડમારી બહુ"

"પણ મે એની રજા તો મેળવી છે મારે જગન્નાથજીની જાત્રા કરવી છે તે પણ થશે અને" ઉષા પાછી વાત ચોરી ગઇ "અને વળી સૌને કહેવાશે કે જાત્રાએ ગયા છે એટલે વાત ચોળાઇ નહીં"

દેવભાઇ વિચારમા પડ્યા તેમના સાદા સીધા પતુજીભાઇના જીવનમા આવો પ્રશ્ન ક્યારેક આવેલો નહીં આ તો પાછો નાત જાતનો પ્રશ્ન એમ બને કે લોકવાયકા સાચી ઠરે, ને સુરેશ ગમે તેની રખડુ સ્ત્રી સાથે ફરતો હરતો હોય, તો છેટેથી પુત્ર જોયાનોજ સતોષ મેળવી, જાણે પોતે જગન્નાથજીની જાત્રા કરી આવ્યા એવુ કારણ આપીને અમદાવાદ પડરમા આબરુ સાચવી રખાય ને ઉચે મોએ ફરી શકાય ને તેની સ્થિતિમા તો ઉષા સાથે હોય તો સારુ. આટલા વ્યવહારુ વિચારથી દેવભાઈનુ મન ડગ્યુ

"બને તો, તારા વરે રજા આપી હોય, અને બા રજા આપતા હોય, ને વિનુભાઇ ને સૌં ખુશી હોય તો ખુશીથી આવ મારી ના નથી"

આમ ત્રણ ત્રણ 'તો' મુકવાની સીધી સાદી ટેવ, દેવભાઇમા પતુજીપણાને લીધે આવી ગઇ હતી

ઉષા સીધી પોતાના ખડમા ગઇ બાર વાસ્યા ને ખાટલા પર પડી ને ધ્રુસકે ધ્રુસકે રોઇ શાત થતા તેની નજર ભીત પર પડી ત્યા સુરેશનો એક જુનો ફોટો રજોટાઇ ગએલો ટીંગાતો હતો, તેણે ઉઠીને તે હાથમા લીધો આગ્રહી હોઠ ચપલ નયન, ને બુદ્ધિના તેજ તેમા પણ સ્પષ્ટ હતા

તેને, બાલપણનો કોલ ફરી યાદ આવ્યો "હુ તારો ભાઇ થઇશ"

.. પણ તેના મનમા તરતજ વીજળી વેગે બીજો વિચાર પસાર થઇ ગયો "હુ હવે એને ભાઈરૂપે જોઈ શકીશ? એવાને-"

તે ઉડા વિચારમા પડી ગઇ

ઝીણુભાઇના મૃત્યુ પછી ઉષા દુ ખમાજ ઉછરનાની પ્રકૃતિવાળી થઇ ગઇ હતી વિનુ અને રવિના બાળપણમા જે માન નિર્દોષ તોફાનો હતા, તે અત્યારે વક્રોક્તિભર્યાં તીક્ષ્ણ કટાક્ષો બન્યા હતા અને બને ભાભી-ઝીણ મનની અને સ્વાર્થી હતી એટને પોતા બાનુ દુ ખ, સાસરાનુ દુ ખ-અને આજે જર્જરિત દેવભાઇને જોઇને પોતાને થએલુ દુ ખ, એ બધાથી ઉષા હારી ગઇ

"બીજુ કે નહીં—" તેણે મુના સ્વગત નિશ્ચય કર્યો, "બીજુ કે નહીં, સુરેશ હુ કહીશ એટલે તે દેવભાઇ સાથે ચા નીકળશે અને પેલી—ને છોડી દેશે મા દુ ખભર્યાં જીવનમા આટલો સતોષ મળશે પણ ઘણુ છે પણ સુરેશ નહીં માને, દેવભા બીચારા આ ઘા સહન નહીં થવાથી ખો પાણીએ રોશે તો —"

'તો'ની કલ્પના એના જીવનમા કે આ નહીં પણ "તો હુ તો ગમે તેમ કરીશ જગન્નાથજીના રથ નીચે કચરાઇને મરે એ

સુંદર મૃત્યુ કયાં સૌને સાંપડે છે ?–બસ, કાં મારો ભાઇ પાછો લાવું અથવા હું મરું" એવા દૃઢ નિશ્ચય સાથે તે જંપી ગઇ. તેના જીવનમાં આ ભારે કસોટીનો કટાકટીનો પ્રસંગ આવ્યો હતો.

ઉંઘમાં પણ તેનાં પોપચાં સખત ભીડાયાં હતાં, ને દૃઢ નિશ્ચયની રેખા તેમાંથી તરવરતી હતી.

× × ×

બીજે દિવસે "આવજો" ને "સંભાળજો" "સંભારીને કાગળ લખજો", "ઉષા સાચવજો", એવા એવા, અનેક સાદો, ટ્રેઇનની સીસોટીમાં ને ખડખડાટમાં ધીમેધીમે દબાઇ ગયા. ને વિનુ તથા રવિ દેવભાઇને તથા ઉષાને જગન્નાથજીની જાત્રાએ વળાવી, 'લક્ષ્મી વિલાસ હોટેલ'માં, બજાર પર પડતી આગલી પડસાળમાં બેસી, ડુંગળી ને કેળાનાં ભજીઆં, બે પાશેરનો ઓર્ડર આપી રહ્યા હતા.

તે વખતે દેવભાઇ ઉષાને ટ્રેનમાં પુછતા હતા: "બેટા ઉષા! ન કરે નારાયણને લોકવાયકા સાચી નીકળે, ને સુરેશ નાતજાત છોડી ગમે તેમ ફરતો હોય, તો પછી તું એની બહેન રહીશ ખરી કે?"

[આ વાર્તાનો વધુ રસિક ભાગ આવતા અંકમાં: આ વાર્તાનું પાંચમું પ્રકરણ રા. જયંતકુમાર ભટ્ટ લખશે.]

## ૨ જા

[અનુસંધાન પૃષ્ઠ ૧૧ થી]

રહ્યો રુખીને ધ્રાસકો પડ્યો–પેટમાં ફેરડો પડ્યો એણે પોકમાડી જોગનારાયણને બોલાવી બોલાવીને તે ધ્રુસકે ધ્રુસકે રડવા માડી એના આત્માનો સીતારો એને બુઝાતો દેખાણો

પાડોશીઓએ એને આશ્વાસન આપ્યુ પણ મર્મના અરુઝ ઘા ઉપર શબ્દોના લેપનની શી અસર ? રુખીના હ્રદયાકાશમાં અગોચર અવાજ ધોરતો હતો કે, "રુખી ! તારુ સૌભાગ્ય વીદાય લે છે"

મજુરણોને રુખીની અસહાય અવસ્થા દેખી દયા આવી બેચાર જણી અંદર જઇને ખાટલો લાવી બધી સ્ત્રીઓએ મળી જોગનારાયણને ઉચકી ખાટલામા સુવાડ્યો પાચ દશ જણીએ ખાટલો ઉંચકીને રુખીની ઓરડીમા મુકયો

રુખીને કંઇક સ્વાસ્થ્ય વળ્યુ એટલે તે ઓરડીમા આવી પાછળ બને બાળકો રડતા રડતા દાખલ થયા આજુબાજુની સ્ત્રીઓને પોતપોતાને ઘેર જવા રુખીએ વીનતી કરી સૌ વીખરાયા, એટલે તેણે બારણા વાસી દીધા

રુખીએ જોગુના શરીર પર ધીમેધીમે હાથ ફેરવ્યો કપડા પલીને રેબઝેબ લાગવા હળવેથી ખાઝી કોટના બટન છોડી તેની છાતી ખુલ્લી કરી આખો પર પાણી છટકારી, વીંઝણાથી વા ઢોળ્યો ફરી ફરીને જોગનારાયણના મો પર કોમળ હાથ ફેરવીને રુખી કહેતી જાય ? 'જોગુ ! તને શુ થયુ ? જાગ ને હવે તો ?

અરધી કલાકે જોગનારાયણને શુદ્ધિ આવી તેણે બે મંદ આખો ખોલીને જોયુ પોતાના ઉપર સારવાર કરતી, આતુર નયને ઝનુબતી રુખીને દીઠી તે ફીક્કુ હસ્યો એ હાસ્યમા નુર નહોતુ રુખીના હ્રદયને ભેદનારી તીવ્ર વેદના હતી મહામહેનતે જોગનારાયણે હાથ ઉચો કરી રુખીના મો ભણી લબાવ્યો રુખીના સુકોમળ સ્પર્શની તેમા અભિલાષા હતી રુખીએ તે લબાવેલો હાથ ઉમળકાભેર પકડી લીધો અને છાતી સમો દાબ્યો જોગનારાયણની આખમાથી બે અશ્રુબિંદુ ટપકી પડ્યા

રુખી ગળગળી થઇ ગઇ કેતાળ સ્વરે તેણે પોતાના જીવનસંગાથીને પુછ્યુ 'જોગુ, મારા વહાલા ! મે તને ત્યા જવા ના નહોતી પાડી ? શા માટે ગયો બાપુ ? તને થાકતો લતાડ મેલો લાગ્યો છે ? હવે તો સુનોજ રહેજે મીને નથી જવુ હુ મુઇ શા કામની છુ ? મજુરી કરીને તને જાળવીશ '

જોગનારાયણે પોતાનો નિર્મલ હાથ લબાવીને રખીના કંઠમા વીંટાળ્યો રુખીને પોતાની પાસે ખેચીને તેણે એક ચુબન દીધુ પછી જરા હસ્યો, જાણે બોલવા માટે હોઠ ફફડ્યા અને શબ્દો બહાર આવતા અટકી ગયા

'બોલ જોગ, કહી નાખ્ય, તને શુ થાય છે ?' રુખીએ દીનવચને આજીજી કરી

જોગનારાયણ પડખુ ફર્યો ફરતા વેત 'ઓય મા' એવી ચીસ નાખી અંદરના ભાગમાથી પડખામા કોઇ છરી ભોકતુ હોય તેમ પડખુ ફરવાના માર્યુ કાળી વેદના ઉપડી રુખી તો બેબાકળી ઉઠીને જોગને પાછી પપાળવા લાગી બાળકોએ રુદનના સુર ઉંચા ચઢાવ્યા

"રુખી ! મને કૈ નથી હમણા જે છોકરાને ખવાડી લે '

રુખીએ બીની આખે નાયની આજ્ઞાને માન આપ્યુ બાદમહેન રોગ્યો જમને દડી જમીન ઉપર જપી ગયા એમના કોમળ મગજમાથી પિતાના દુખનો ખ્યાલ મરણી

ગયો. દૂર દૂર કોઇ રંગમહેલોમાં રાજાના કુંવરો હારે નાચવા કુદવાનાં રમ્ય સ્વપ્નોમાં તે ઘસઘસાટ ઉંઘી ગયાં.

રુખીએ ફરીવાર રાબ કરી. થોડી જોગનારાયણને પાઇ. વારે વારે પડખું ફેરવતી વેળા તેનાં ઓયકારા તો ચાલુજ હતા. જોગનારાયણે રુખીને કૈંક ખાઇ લેવા આજીજી કરી, પણ રુખીએ કૈંજ ન ખાધું. એના મનમાં અમંગળ શંકા પેઠી હતી.

"જોગુ! તું ઓયકારા કેમ કરેછ? મને કહેને, તને પડખામાં કૈં લાગ્યુ છે?"

"તેં શું કહ્યું હતું? રુખી! મારે હવે સુઇજ રહેવું! ઉઠવુંજ નહીં! રુખી, તું એમ કેમ બોલી?"

રુખીનું હૃદય કંપવા લાગ્યુ. તેણે જોગનારાયણના હાથ પકડીને કહ્યું: "ગાંડા, એવું મ બોલ. એ તો તારી સેવા ચાકરી કરવા મેં કહ્યું'તું... પણ તું આંમ કષ્ટાય છે કાં? મને જોવા દે, તારા પડખામાં શેની વેદના છે તે."

રુખીએ જોગુનાં કપડાં ખસેડી તેને બીજે પડખે સુવાડયો. પડખું ફેરવતાં વેંત તો તેણે કારમી ચીસ નાખી. અને રુખીએ શું જોયું? પડખામાં એક પાંસળીને ઠેકાણે ખાડો દીઠો. તેણે ત્યાં હાથ લગાડયો. પાંસળીના બે કટકા હાથમાં ખુંચવા લાગ્યા. એ ભાગ જરા દબાવ્યો, એટલે જોગનારાયણે ફરી રાડ નાખી.

"અરે રુખી! મને ત્યાં સુળ નીકળે છે. મહેરબાની કરીને ત્યાં અડવું રહેવા દે."

"અરે જોગુ! હાય હાય! તારી આ પાંસળી કોણે તોડી નાખી? સાચું બોલ, તને રુખીના સોગંદ છે."

"કૈં નહીં! રસ્તામાં જરા લથડી ને પડી ગયો."

"અરે! પણ આ આટલો બધો માર શેનો છે?" વાંસા ઉપર હાથ ફેરવતાં ઠેકઠેકાણે સોજો લાગવાથી રુખીએ હેબક ખાઇને પુછ્યું.

જોગનારાયણને શ્વાસ લેવામાં પણ તકલીફ પડવા લાગી. તેનો અવાજ હવે તુટતો હતો. સાચું કહેવામાં તેણે સલામતી માની. થોડા ત્રુટક શબ્દોમાં તેણે પોતાની વહાલી સખીને અથેતિ વાત કરી સંભળાવી.

રુખીની આંખમાં આંસુની ધારા ચાલી. તેણે દુર્દૈવને શાપ દીધો, "હાય, ગરીબી!"

ફરીવાર ચુલો પેટાવી રુખીએ દેવતા પાડયો. જોગનારાયણના પડખા પર ને વાંસા પર તાતું હળદર મીઠું ભરી શેક આદર્યો કૈંક શાંતિ વળી અને જોગનારાયણ ઉંઘી ગયો.

રેંઢો ઢળ્યો, જોગનારાયણને શરીરે વળી પાછાં શીત વળ્યાં. રુખીએ તેને ઢંઢોળ્યો. બે ચાર સાદ નાખ્યા; પણ કશો જવાબ નહીં.

છોકરાં જાગી ઉઠયાં. "બા, બાપુને કેમ છે?" કહેતાં કહેતાં બન્ને મા આગળ આવ્યાં. માની આંખમાં આંસુ દીઠાં. નાની છોકરીએ કાલી ભાષામાં પુછ્યું: "બા! રુવછ શું કામ? મારા બાપુ નહીં ઉઠે?"

"મર મર ડાકણ! એમ શું બોલે છે!" કહીને રુખીએ તેને છેટે તગડી. પણ તેને તુરતજ પસ્તાવો થયો, "અરે હુંજ મુઇ છોકરાંના બોલમાં માઠું માઠું જોઉં છું. એ બીચારી ચીબલી શું સમજે?"

રુખીએ છોકરીને પાછી તેડી લીધી, અને હેયા સરસી ચાંપી ચુંબન દીધું. છોકરાને પણ તેણે બેઠીને ચુમી લીધી. બન્નેને બબ્બે પૈસા આપી રુખીએ રમવા મોકલ્યાં: "જાવ સાંઝ ઓરાં ઘેરે આવજો."

થોડીવારે ચાલીની મજુરણો જોગનારાયણના ખબર પુછવા આવી, ત્યારે જોગનારાયણ પાછો શુદ્ધિમાં આવતો હતો. પણ તેનામાં બોલવાની તાકાત નહોતી. શ્વાસ જરા જરા ધરડાતો હતો. દવાદારુની-શેકની સુચના કરીને બૈરાં ગયાં. એટલે રુખીએ તો હૈયાફાટ રુદન શરુ કર્યું. જોગનારાયણ પણ તેની સામે નજર માંડી, કવચિત્ બેચાર શબ્દો બોલી ધીમેધીમે આંસુ સારવા લાગ્યાં. રુખીએ જોયું કે તે પોતે હીંમત હારશે તો જોગુની સંભાળ લઇ નહીં શકાય. એટલે તેણે કઠણ છાતી કરીને જોગનારાયણને હીંમત આપવા માંડી.

જેમ જેમ દિવસ નમતો ગયો, તેમ તેમ જોગનારાયણનો શ્વાસ વધારે ને વધારે ઘુંટાવા લાગ્યો. છેક સાંજ પડી ત્યારે તે ઓચીંતો પથારીમાંથી ઝબકીને બેઠો થયો. રુખીએ તેને બાથમાં લઇ લીધો ને કહ્યું: "જોગુ, સુઇ જા સુઇ જા; વસમું લાગશે."

ધીમે ઘરડાતે, જાણે મહામહેનતે અને ઉંડી ગુફામાંથી નીકળતો હોય તેવા અવાજે જોગનારાયણે કહ્યુ: "મને આ...આ...રામ છે, રૂ-રૂ-ર...રુખી!"

એટલું બોલીને તે ધબ દઇને પથારીમાં પાછો પડયો. રુખીના ટેકાએ તેને જોશ ભેર પછડાતો અટકાવ્યો. થોડીવાર તે સાવ શાંત પડયો રહ્યો. વળી પાછો બેઠો થવા ગયો. રુખીએ પકડી રાખ્યો. હૈયા સાથે દાબી રાખ્યો. ઘરડ ઘરડ થતા શ્વાસમાંથી રુખીએ અસ્પષ્ટ શબ્દો સાંભળ્યા, "રૂ-રૂ-ર...જા! બૂ-બૂ... બે...દિ..."

સુરજનારાયણ ક્ષિતિજ નીચે ગેબી અવકાશમાં ઉતરી ગયા. દૂર દૂરનાં વાદળાંની કીનારીઓને આછા સોનેરી રંગે મઢતાં છેલ્લાં તરલ કિરણો અવની પર ઉતરતા આછા આછા સાન્ધ્ય અંધકારમાં વિલીન થયાં. રુખીએ દીવો સળગાવ્યો. જોગનારાયણે આંખો ખોલી. રુખી તેની પાસે દોડી આંખો જાણે ખેંચાઇ ખેંચાઇને ફાટવા લાગી. બે વિસ્ફારિત નયનો રુખીના ચહેરા પર થંભી ગયાં. રુખી થરથરી ઉઠી. દોડીને તેણે એ ફાટેલી આંખો દાબી દીધી. ઘડીભરમાં તે પાછી અરધી ખુલી. અરધી ન ખુલી. પાસેના ટાવરમાં 'ટનન ટનન' સાંજના સાતના ડંકા વાગ્યા. જોગનારાયણનું મુખ મચક્યું. હાસ્ય ફરકીને ઉડી ગયું. એ ચહેરાપર કાળાશ, ફીકાશ, ભયંકરતા પથરાઇ ગઇ. રુખી અનિમિષ નેત્રે તે નીરખી રહી.

બારણું ખડખડયું. ધીંગામસ્તી કરતાં બટુક ભાઇબહેન અંદર ધસી આવ્યાં. રુખીની સમાધિ તુટી. એણે મોકળે મોઢે ધડાપીટ સાથે રુદન આદર્યું: "ઓ મારા જોગુ રે!"

બન્ને બાળકો ચકળવકળ જોઇ રહ્યાં. માતાના રુદનમાં એમણે સુર પુરાવ્યો. બંધ થતી મીલનું બીહામણું ભુંગળું કાનફોડ બરાડા પાડી રહ્યું.

તેમના શણગારમાં, પદાર્થોની ઉત્તમતામાં, તેમજ રૂપમાં પણ ઉત્તમોત્તમ દેવળ આબુપર્વત પરનાં દેલવાડાનાં દેવળો છે. એ તદ્દન આરસનાં છે, એની અંદરની શણગારની ભભક જોઇ યુરોપીઅનો પણ ચકિત થાય છે. વેપારવૃત્તિવાળા જૈનોના ફેલાવાથી તેમની શણગારની અસર હીંદુ બાંધકામો પર ઘણી થાય છે તે એટલે સુધી કે એ ધાર્મિક શણગારો ચિત્તોડના લક્ષ્યક વિજય સ્થંભો ને પછીના રાજમહેલોમાં પણ થયા.

મુસલમાનોએ પણ લીધા અને અમદાવાદનાં પ્રખ્યાત મકાનો તેનાવડે શણગારાયાં. આવું જોતાં એવું બન્યું છે કે પ્રાચીન વેદ સમયના શણગારો (લિંગો) બુદ્ધ અને હીંદુ બાંધકામોમાં વપરાય છે, જૈનોથી એ ખીલવાય છે, વિસ્તાર પામે છે ને પછી તેમના બહુ સંબંધથી સમગ્ર પશ્ચિમ હીંદુસ્થાનમાં બની રહે છે. સ્થાપત્યની રંગભૂમિ પર આપણે આવી રીતે હીંદુ જૈનનું ઐક્ય સધાએલું જોઇએ છીએ.

## હીંદુ સ્થાપત્યની ત્રણ શૈલીઓ—

આમ દેવળોની ગુપ્ત ધીરસુરીનું સામ્ય જોઇ રહ્યા પછી હવે આપણે હીંદુ સ્થાપત્યને ત્રણ જુદા વિભાગથી સમજીએ. આ વિભાગો કે શૈલીઓ, દેવળો પરનાં શિખરના ઘાટ, અને તેમને બંધાવનારાઓની મુળ જાતો પરત્વે ત્રણ જુદી જુદી બને છે. (૧) આર્યાવર્ત્ત (૨) દ્રવિડી (૩) ચાલુક્ય.

## આર્યાવર્ત્તની શૈલી—

હીંદુસ્થાનના નકશા પર તાપી નદીની લીટીને પૂર્વ તરફ એજ દિશામાં લંબાવતાં મહાનદીની લીટીમાં એ ભળી જાય છે. આવી આડી લીટીથી પડેલા ઉત્તર તરફના બધા ભાગમાં આર્યાવ્રત્ત શૈલીનો વિસ્તાર છે. આ પ્રદેશમાં વસનારાઓનો ઘણો મોટો ભાગ સિંધુ નદીને પેલે પારથી હીંદમાં ઉતરી આવેલા આર્યોના વંશજોનો હોઇ તેમણે સ્વીકારેલી શૈલીને આર્યાવર્ત નામ અપાયું છે.

આ શૈલીમાં શિખરની ઉભી બાજુઓ ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ઉપર જતાં ગોળાકારમાં માં છે, અને તેની ટોચ ઉપર અમલક (આંબળું) નામના આકારનો મોટો પથ્થર મુકેલો હોય છે. કોઇ ઉભા ફુવારામાંથી પાણી ઉંચે છુટતું હોય તેમ આ શિખરો, તેની આસપાસ ચોટેલાં નાનાં નાનાં આકારનાં શિખરો સાથે છુટું ઉડતું ભાસે છે. શિખરના પૌરાણિક હેતુઓ જે આગળ અપાયા છે તે વીચારતાં એ વિષ્ણુના ઉભા અને તટસ્થ રૂપને ઘણા અનુરૂપ હોઇ વિષ્ણુસૂચક ગણાયાં છે. તેમાંથી સ્ફુરતું ઉર્ધ્વબળ યુરોપનાં ખ્રીસ્તી દેવળોના શિખરમાંથી નીકળતા બળને બહુ મળતું છે. એ બળ મંદિરની આસપાસના વાતાવરણને પણ અમુક જાતનું બનાવી દે છે. આ પ્રદેશમાં શ્રીકૃષ્ણ અને રામાવતાર થયા છે ને તેને લીધે વૈષ્ણવધર્મીઓ આ પ્રદેશમાં ઘણા હોય. કદાચ આ વિષ્ણુસૂચક શિખરોનો પ્રચાર થયો હોય. આમાં વૃંદાવનનાં એક દેવળો, અને પુષ્કરરાય (અજમેરની પાસે) પર હાલમાં ચણાતું એક મંદિર દક્ષિણની શૈવ પકૃતિનાં હોઇ જરા અપવાદરૂપ છે. કેટલાંક દેવળો ને મંડપો છે તેના પર ઘુમટને બદલે પીરામીડના જેવું પગથીઆં પગથીઆંવાળું ઢાંકણ કરેલું છે. પણ પગથીઆંના આડા થરો શિવસૂચક ગણાતા હોઇ એ ઘુમટનો હેતુ પાર પાડે છે. આ આડા થરોવાળાં ઢાંકણનો ખાસ પ્રચાર દક્ષિણની દ્રવિડી શૈલીનાં શિખરોમાં થએલો આપણે આગળ જોઇશું.

## આર્યાવર્ત શૈલીના દાખલાઓ—

જુનામાં જુનું ઇ. સ. ૪ થા સૈકાનું એક દેવળ ભીતર ગામમાં મળે છે. એ ઈંટના ચણતરનું છે–ઈંટો બનાવવાની કળા આપણે સાં

ઘણા જુના કાળની છે, અને, ઠેઠ મુગલકાલ સુધી તેનો વિકાસ થએજ ગયો છે. ઇ. સ. ૭મા સૈકા પછી પથ્થરનાં દેવળો થયાં છે. ઓરીસ્સામાં ઇ. સ. ૫૦૦ થી ૧૨૦૦ સુધીનાં દેવળો મળે છે. ઓરીસ્સા તો પુરાણા બાંધકામોની આણ ગણાય છે, પુરાણા ભુવનેશ્વર ગામમાં કેટલાક દાખલાઓમાં ત્યાંનું મોટું દેવળ ખાસ સરસ છે. પછી બીજી જગાઓમાં કનારક, પુરી, જગન્નાથ, ધારવાર, ચંદ્રાવતી, મથુરા અને ગુજરાત પણ આવે.

મધ્યકાળનાં ગુજરાતનાં દેવળો આ શૈલી બતાવે છે. જૈન દેવળો પણ એજ બતાવે છે. પાલીતાણા ગીરનારનાં દેવળો તેમજ મહાદેવનાં, સ્વામિનારાયણનાં એમ મોટે ભાગે બધાંનાં શિખરો આર્યાવર્ત્ત છે. આ દાખલાઓમાંના ખાસ જાણવા જેવાના ફોટાઓ આપ્યા છે, પણ માત્ર ફોટાઓથી મકાનના માપની ને તેની આસપાસના વાતાવરણની જે છાપ પડવી જોઇએ તે નથી પડતી, એટલે એને તો નજરે નીહાળવાનોજ આગ્રહ જોઇએ. એ બધાંનાં જુદાં જુદાં લાંબાં ચોડાં વર્ણનોમાં પણ વખત ન ગાળીએ કેમકે હજુ આપણે આર્યાવર્ત્તના અતિ મશહુર અને અદ્વિતીય સુંદર સ્થાપત્યના પ્રદેશોમાં વીહરવુ છે.



## સ્વપ્નદ્રષ્ટા

[અનુસંધાન પૃષ્ઠ ૩૪ થી]

"પણ છે શું તે તો કહો."

"કેરશારપ દેવાદાર થઇ ગયો, શિવલાલ શ્રીનાથજી ગયો, પાઠકે નોકરી લીધી. અંબેલાલ વકીલને પરણવાનું નક્કી કરી, કાલથી નોકરી ટુંઢવા માંડશે" તેણે આક્રંદ કરતાં કહ્યું.

"શું કહો છો?" ધની ચક્તિ થઇ બોલી.

"આ તો હું તમને મારાં ગણી કહું છું, ને હવે હું એકલો 'મા'નો ઉદ્ધાર કેમ સાધીશ?" તે પલવાર મુંગો રહ્યો. તેને એક ધ્રુસકું આવ્યુ. થોડીવાર બંને મુગાં રહ્યાં, ને ધનીએ આવીને સુદર્શનના હાથપર હાથ મુક્યો

"એકલા કેમ છો? હું નથી?"

સુદર્શને એકદમ ઉંચુ જોયું ને ધનીની આંસુ ભરી આંખની પ્રેરણા પીધી. તેણે હીંમતથી તેનો હાથ દાબ્યો.

"હા, જ્યાં સુધી તમારી પ્રેરણા છે ત્યા ત્યાં સુધી હું કદી પાછી પાની કરવાનો નથી. હું આવીશ, વિજય કરીને" સુદર્શનમાં દ્રઢતાનો સંચાર થયો. તેની આંખ તેજસ્વી થઇ.

"ને હું ત્યાં સુધી વાટ જોઇને બેસીશ — જોઇએ તો આખો ભવ—"

સુદર્શને ધનીના સાદા મુખ પર દૈવી સૌંદર્યનાં તેજ ચમકતાં જોયાં–ને મજુર જોડે તે સ્ટેશને ગયો.

૪

નારણભાઇ પટેલ કોંગ્રેસ પછી હાથમાં રહે તેમ નહોતા. આખી સુરત કોંગ્રેસનો જશ તેમને એકલાનેજ હતો એ વાત તો તેમને દીવા જેવી જાગતાં ને ઉંઘતાં લાગ્યા કરતી હતી. અને તેથી એમના સંતોષનો અને આત્મશ્રદ્ધાનો પાર નહોતો. એ પોતે; એમના મિત્ર ને એમના ચરોત્તરી ભાયડા મળી અંગ્રેજને હાંકી કાઢવા એ તો તેને મન રમત લાગી.

કોંગ્રેસ પછી તે પુને ગયા ખરા પણ ભણવાનો તેમનો ઇરાદો નહોતો. ગણિતમાં તો તેમને શીખવાનું હતુ નહીં અને જ્યારથી નેપોલીઅન ગણિતમાં ભુલ કરતો એ ખબર એમને પડી ત્યારથી તેમની ખાત્રી થઇ ગઇ કે પોતે તેમનાથી ઘણે દરજ્જે ચઢીઆતા હતા; કારણકે એ કદી ભુલ કરતાજ નહી.

પુનામાં તિલકના અનુયાયીમાં ફરવું, દેશ સ્વતંત્ર કરવાની વાતો કરવી, મીટીંગોમાં જવું, જરુર પડે ભાષણ કરવું એ તેમનો રોજનો કાર્યક્રમ થઇ ગયો. તેમને ધીમે ધીમે પોતાના પ્રૌઢ વ્યક્તિત્વનો ખ્યાલ આવવા લાગ્યો. જ્યાં તે જતા ત્યાં લોકો હસીને આવકાર દેતા. મિત્રો તો તેમની સાથે ને સાથે રહેતા. ઘણા તો તેમને કોટે બાઝી પડતા. કેટલાએ તેમને જમવાબોલાવતા. ને બધા એમની બહાદુર રીતભાત, મીરાબો, દાતા, નેપોલીઅન વગેરેની વાતો, એમનો ડંકો ફેરવી બોલવાની ટેવથી મુગ્ધ થઇ જતા. એમને એમ લાગ્યું કે વિપ્લવ શરુ થતાં પહેલાં કોઇ એક આકર્ષક ને પ્રેરક વ્યક્તિ દેશમાં પ્રગટે છે–એવા તે પોતે હતા. પોતે મીરાબો થશે, કે નેપોલીઅન એટલોજ પ્રશ્ન પોતાને વીચારવાનો હતો; પણ મીરાબો જેવો પોતાનો ધાંટો, સ્વરુપ ને સર્વવ્યાપી ચંચળતા હતાં–તેમજ નેપોલીઅન જેવો ગણિતનો શોખ, દૂરઅદેશીપણુ ને સમ્રાટ ને સુલભ સ્વભાવ હતોઃ– પણ એ વાત થઇ રહેશે, એમ ગણી તે આ વિષય પર વધારે વખત ગાળતા નહીં.

૩૬ મી જાનેવારીએ એમના મંડલનો સમારંભ–એટલે લગભગ બાસ્ટીલ લીધા જેવો મહા પ્રસંગ હતો. તે દિવસથી તેમની વિજયી કારકીર્દી શરુ થશે. ક્યાં તો પોતે છુપા મંડલ-

ના પ્રમુખ થઇ ચાર દિશામાં કેર વર્તાવશે; કયાં તો આખું ચરોતર પડખે લઇ; ઉઘાડે છોગે, જુલ્મગારના ગઢો બાળીને ભસ્મ કરશે.

૨૯ મી બપોરે મુંબાઇ આવવા તે આગગાડીમાં બેઠા. આવતા મહા પ્રસંગની મહત્તાથી તે પ્રફુલ્લ હતા. તેણે બારીમાંથી ડોકું કાઢી, આંખો ફાડી જોયા કર્યું. ગાડી ઉપડવાનો વખત થયો એટલે નામદાર જગમોહનલાલ આવી ફર્સ્ટ ક્લાસમાં બેઠા.

નારણભાઇએ પહેલાં તો આ મવાલી સામે તિરસ્કારથી જોયું; પણ ગાડી ચાલી એટલે તેના તરફ નરમ થયા. માણસ ખોટો નહોતો. સદુભાઇની ન્યાતનો; વળી સસરો પણ કોઇ વખત થઇ જાય; થઇ જાય શાનો–હતોજ. એની છોકરી ને એની દોલત સદુભાઇ મારફતે રાષ્ટ્રીય ઉદ્ધાર માટેજ આખરે તો આવવાનાં. એ પૈસાદાર, હોંશીઆર, ને પ્રતિષ્ઠિત હતો. એ જો મંડલમાં આવે તો મંડલને કેટલો ફાયદો થાય? પણ એવા મગરરી માણસને કહેલું શા કામનું?

ખડકી આવ્યું એટલે નારણભાઇ ઉતરી ફર્સ્ટ ક્લાસ તરફ જઇ આવ્યા. પાર્લરકારમાં એકલા નામદાર જગમોહનલાલ વાર્તા વાંચતા હતા. નારણભાઇનું અંતર એના તરફ ઉભરાઇ આવ્યું. આવો સારો માણસ મવાલ પક્ષમાં! પણ તેની પાસે જવાનું તેને મન ન થયું. તે પાછા પોતાના ડબામાં ચઢી ગયા.

નારણભાઇને પોતાના વ્યક્તિત્વમાં ને પોતાની શક્તિમાં શ્રદ્ધા હતી. જેણે સુરતની કોંગ્રેસ તોડી તે એક જગમોહનલાલને ન વટલાવી શકે? જે આવતા વિપ્લવનો મધ્યસ્થ નેતા થવા સરજાએલો તે એક મવાલીને ન સમજાવી શકે? 'હં. એને વટલાવવો એ તો સહેલ વાત હતી.' નારણભાઇએ કહ્યું:

નારણભાઇનું અંતર અત્યારે જરા બીજાજી થયું હતું. સાધારણ રીતે નારણભાઇ અને તેમના અંતર વચ્ચે એવો ભાઇચારો હતો કે કદી તેઓ સામાસામી બીજાજ કરતા નહીં. આવા પરમ મિત્રો વચ્ચે અત્યારે વીખવાદ થયો.

"નારણભાઇ!" તેમના અંતરે જરાક તિરસ્કારમાં કહ્યું; "તમે ખાંડ ખાઓ છો–ખાંડ. તમને નામદારનું ઓળખાણ કરવા–તેની ખુશામત કરવાનું મન થયું છે."

"અંતર!" ગુસ્સામાં તખીએતવાળી આકાશ સામે ડોળા ફાડી નારણભાઇએ કહ્યું "તું પણ ગમે તેવું બોલે છે–પણ હું એ સાંખવાનો નથી: હું નિઃસ્વાર્થી છું. દેશભક્ત છું, વિપ્લવવાદી છું. મેં કોંગ્રેસ તોડી, મેં ફીરોજશાહને ખાસડું માર્યું. હું ખુશામત કરૂં?—અને કેમ?"

"ત્યારે નામદારની તારે શી પરવા?" અંતરે જીદ્દે ભરાઇ પુછ્યું.

"હા. એ સવાલ યોગ્ય છે" સમાધાન વૃત્તિથી નારણભાઇએ બીહાશથી ફરી સમજાવટ ચલાવી. "હું માત્ર એક માનવી નથી–પણ દેશનો નેતા છું; હીંદમાં વિપ્લવ કરવાની મારી ફરજ છે. દેશનાં બધાં તત્ત્વો સાથે રાખવાં એ મારું કર્તવ્ય છે. નામદાર એક તત્ત્વ છે. તેથી તેને સાથે રાખવાનું મારું કર્તવ્ય છે સમજ્યો? Q. E. D." જરાક મલકાતાં નારણભાઇએ કહ્યું.

"ત્યારે ફર્સ્ટ ક્લાસમાં કેમ ન જવાયું? એમ કહેની કે પેલાના મોભાથી ને તાપથી અંજાઇ ગયો, નહીં તો ખડકી પર પાછો કેમ આવ્યો?" ચીઆવલા અંતરે પુછ્યું.

"તું શું સમજે?" કચવાઇને નારણભાઇએ કહ્યું. "હું કાંઇથી ડર્યો છું કે આવા નિર્જીવ નામદારથી ડરું?"

"જાની જોઉ?" પેલા અંતરે ચીકાશથી

કહ્યું; "મોઢુંજ કહે છેની ? તુતો ગામડીઓ છે. એનો જબરો ધારાશાસ્ત્રી છે. ત્રણ મીનીટમાં તને મહાન કરશે."

"અંતરડા ! તુ તો વગર સમજ્યે બોલેજ જાય છે, મહાત કર્યું કર્યું—એના બાપનું ......." નારણભાઇએ રોફથી જવાબ વાળ્યો. "મને શું મહાત કરતો હતો ? એવા તો કૈં ૭૨૫ ની આ ને મહાત કર્યા."

"લારે ઉઠ જોઉ—" આમ આખો વખત નારણભાઇને અંતર વચ્ચે રકાઝકી ચાલ્યા કરી.

ખંડાળા આવ્યું, ને દેશદાઝથી પ્રેરાઇ, પોતાની નામદાર પ્રત્યેની ફરજથી પ્રેરાઇ, ને અંતરનાં મહેણાંટોણાથી ઉશ્કેરાઇ નારણભાઇ ફર્સ્ટ ક્લાસમા ચઢી ગયા. ગાડી ચાલી એટલે પાર્લરકારમા જઇ નામદાર જગમોહનલાલની પાનના ખોફામાં બેઠા.

એજ વિપત્ર નામદારે સખતાઇથી છાપાંની



બહાર નજર કરી ને બેદરકારીથી પાછું વાંચવા માંડ્યું.

"હં-હં-હં-હં-" નારણભાઇએ ખંખાર્યું.

"હું નહોતો કહેતો ?" એના ચીમાવલા અંતરે કહ્યું. "તારામાં હીંમતજ ક્યાં છે? તારા હાથ જોની ધ્રુજે છે. આ તારે વાંસે તો પરસેવાના રેલા ચાલ્યા. તુ બાયલોજ છે."

"હું-નથી—" નારણભાઇએ તેને ગુસ્સામાં જવાબ આપ્યો, ને હીલું હસી "નામદાર-" ગળામાંથી કેમે કરી કાઢ્યું.

શાંત તિરસ્કારથી નામદારે ઉંચું જોયું. "મારી જોડે વાત કરવી છે? કોણ છે ?"

"હાજી——"

"જો આ પાછી ખુશામત"—અંતરે પોતાનું પુરાણ ચલાવ્યું.

"હું નથી ખુશામત કરતો. આ તો શિષ્ટાચાર કહેવાય" નારણભાઇએ એને જવાબ આપ્યો ને નામદાર તરફ જોયું. "મારે આપની જોડે વાત કરવી છે."

"મને અહીંઆં ફુરસદ નથી" દાઢાશથી

નામદારે કહ્યુ, કોઇ અમીલ હશે? કોઇ ગાડો હશે?

"હુ આપણા સદુભાઇ છેને–તેનો મિત્ર થાઉ છુ"

નામદારે જવાબ નહીં આપ્યો

'સુરતમા મર ફીરોજશાહને ખાસડુ મે મારેલુ, સમજ્યાને સાહેબ!" પોતાની મહત્તા દર્શાવતા નારણભાઇએ કહ્યુ

એક પળનાર સ્વસ્થ નામદારની આખમા ગુસ્સો આવ્યો "મે તમને એક વખત કહ્યુ કે અત્યારે મારે વાત નથી કરવી કડકટરને બોલાવુ?'

એક પળનાર નારણભાઇના પગ ધ્રુજી ઉઠયા, અને એ ધ્રુજારો મટના તેને પગને 'પલાય' આપવાનો હુકમ કરવાનુ મન થયુ પણ પોના અતરથી તોબા! "નારણભાઇ સાહેબજી! તમે ડરકુ છો બાયલા છો, થયુ. જરાક કહ્યુ કે નાહા—"

"ચલચલ!" ઉશ્કેરાઇને તેને નારણભાઇએ જવાબ વાળ્યો

"નામદાર!" તેણે એ ઉશ્કેરણીને પ્રતાપે ધારો કાઢયો

"તમે પ્રજાના સેવક કહેવડાવો છો–ને હુ પ્રજા-તમારી જોડે વાત કરવા માગુ છુ તે કરતા નથી?"

નામદારે ઉંચુ જોયુ આ મુરખની જોડે વાત નહીં કરીશ તો જરૂર કાલે છાપામા ગર્વિષ્ઠ મવાલી–કહેવાતા પ્રજાના સેવકની વર્તણુક વીશે ફકરા આવશે તેણે ચોપડી પગ પર મુકી સભ્યતાથી પુછ્યુ "શુ કહેવુ છે?"

નારણભાઇનુ મોઢુ હાસ્યમા ફેલાઇ ગયુ "જુઓ સાહેબ, તમે હોશીઆર છો, વિદ્વાન છો–દેશભક્ત છો, તમે અમારામાં આવો" જગમોહનલાલને આ કોઇ વિચિત્ર મૂર્તિ લાગ્યો, ને કલાક ગમત મળવાની આશાએ તે જરા હસ્યા "અમે એટલે કોણ, સદુ પણ ખરો કે

"જરુર! જરુર! એ તો અમારો શ્વાસ પ્રાણ! બધુ જાણે છે એકેએક દેશના વિપ્લવ તો એની જીભને ટેરવે છે."

"એમ, ઘણો હોશીઆર, ત્યારે તમે ક છો શુ?'

"તમે અમારા થાઓ પછી કહેવાય નારણભાઇને લાગ્યુ કે તેમના વ્યક્તિત્વ છાપથી નામદારે મહાત થવા લાગ્યા હતા "એ જ" પોતાના અતરને તેણે એક લાત લગાવી

"પણ 'અમારા' નો અર્થ શો?"

"ઝહાલ પક્ષના—"

"તમે તિલક પક્ષના છો?"

"તિલકની મદદમા ખરા, પણ અમારે પક્ષ જુદો

"એટલે કયો પક્ષ?"

"છે" જાણે મહા જરુરી વાત છાની રાખતા હોય તેમ ગભીર થઇ નારણભાઇએ કહ્યુ

"સુરતમા ખાસડુ તમે નાખ્યુ?'

"હા"

"તિલકના તરફથી?'

"હા"

"ત્યારે એજ પક્ષ?"

"ના, અમારુ મડલ જુદુ"

"બગાલની Secret society? હસીને નામદારે પુછ્યુ

"ના"

"ત્યારે તો ગુજરાતીઓનો છુપો પક્ષ હશે ત્રીસ વર્ષના સચોટ અનુભવથી આવેલ ઉ… તપાસની શક્તિથી નામદારે કહ્યુ

"હા–હા" નામદાર પીગળ્યા એમ માની નારણભાઇથી હસી દેવાયુ.

"તમે તો આગળ પડતા સભ્ય હશો!"

'તે કેં બધુ કરી દેવાય છે!'

'પણ ત્યાર વગર તમારા નિમત્રણ વીગે વિચાર કેમ થાય? ખોય! કેમ્ગ કારનો ખોય જતો જોઇ તેમણે કહ્યુ "ચહા લાન પીરોને તમારુ નામ શુ?'

'નારણભાઇ પટેલ નામદાર સાથે ફર્સ્ટ ક્લાસમા ચહા પીવાનુ નિમત્રણ થતા તે જરૂર મડળમા ભેળાશે એવી ખાત્રી થઇ હોવાથી તેમણે કહ્યુ

ઓનો તમે તો મડળના નેતા હશો?'

'તમે છાનુ રાખો તો કહુ જરૂર!'

'પરમેશ્વરના સોગદ?

'હા પરમેશ્વના' મુછમા હસી નામદારે કહ્યુ તેને ગમ્મત પડી હતી અને આ વાતમા રસ પડયો હતો એટલે નારણભાઇની મૈત્રી કેળવવાનો તેણે નિશ્ચય કર્યો

'પેતો સહુ પણ નેતા છે?

'એ તો મત્રી છે'

નારણભાઇને વિજય ચોક્કસ લાગ્યો આ માણસ તરફ તેનુ દૈત હેતથી ઉભરાઇ ગયુ ચહા રકાબીમા નાખી સડાકા લેતા નારણભાઇને ખાત્રી થઇ કે આના જેવો સારો વિનાચાર ને વિશ્વાસપાત્ર માણસ બીજો હતો નહીં અને આવા કીમતી નરને પોતાનો કરવા ભાવિ વિપ્લવના આ નેતાએ પોતાની પ્રવૃત્તિનો મડળની કારર્કીર્દી, સુરતમા તેણે ભજાવેલી નના –એ બધાનો ઇતિહાસ કહેવા માડયો

સ્ટેશન આવ્યુ ત્યારે નામદારે વાત બધ કરી

ઠીક ત્યારે સાહેબજી તમારુ મડળ થાય એટલે મળજો પછી હુ જોડાઇશ"

"જરૂર"

"એમા કે કહેવુ પડે?"

"પણ તન, મન ને ધન 'મા'ના ઉદ્ધાર માટે અર્પવુ પડશે"

"જરૂર"

આ વીલાયતી કપડા કાઢી સ્વદેશી પહેરવા પડશે

'જરૂર કહી નામદાર સ્ટેશન પર ઉતર્યા

નામદારને સુનોચના સારુ વર નથી મળતો એ વિચાર હમેશા ચિંતા કરાવતો ન્યાતમા સુદર્શન સાગમા સારો વર હતો એ પણ નિર્વિવાદ હતુ અત્યારે સુદર્શનને સુધારી સુનોચનાને તેને વરાવવાની એક યુક્તિ સુઝી

તે તાર ઓફીસમા ગયા ને પ્રમોદરાયને અરજટ તાર કર્યો Sudarshan in extremely dangerous hands Start immediately'

તાર મુકી નામદારે સીગાર ચેતાવી અને મુછમા હસતા, વાર્તા વાચવી શરુ કરી

[આ રસિક વાર્તાના વિશેષ ભાગ આવતા અકમા]

## અરવિંદનાં આંસુ

[અનુસંધાન પૃ૪ ૨૧ થી]

પ્યારા! અરુણ! આવાં જગત-ડાહ્યલાં સાથે શું વાત કરવી? જ્યારે હું હૃદયનાં ઉંડાણમાંથી વાત કરતો હોઉં ત્યારે આવી સાધારણ પામર ઉક્તિ મારાં મગજને ઉશ્કેરે છે. ને હું ધીરજ ખોઇ બેસું છું. તો પણ મારા આવેશને મેં શમાવ્યો અને તેને થોડી દૃઢ્થી ઉત્તર વાળ્યો. કારણકે આવાં પ્રાકૃત અધીરાં મનદર્શનનો હુ પહેલી વાર ભોગ બનતો નથી. "આત્મ-હત્યાને તમે નબળાઇ ગણો છો; બહિરરંગથી છેતરાઓ નહીં; ધારો કે એક પ્રજા-મહાપ્રજા જોહુકમ ત્રાસદાયક સત્તાના પગ તળે છુંદાતી હોય; આખરે તે તેની ઘોર કુંભકરણી નિદ્રામાંથી નવચેતનના કોઇ પ્રાણવાયુ તેને ઢંઢોળે ને તે સફાળ જાગી પોતાની શૃંખલા ફેંકી દે, આને તમે નિર્બલતા કહેશો?

બીજું ઉદાહરણ લઇએ. કોઇ સાધારણ શક્તિવાળા ઇસમનું ઘર ભડકે બળે છે; લાય લાગી છે, જ્વાળાઓથી પોતાનું પ્યારું ઘર બચાવી લેવા તે ભડભડતી ચિતાસમ અગ્નિગૃહમાં તે ભુસકો મારે છે; આ આવેશમાં જેને શાંત પળે આંગળીએ અરકાડે નહીં એવા ગંજાવર ઢગોને તે હડસેલે છે. પ્રજ્વલિત આવેશના જુસ્સામાં કોઇ વ્યક્તિ દુશ્મનનો પીંછો પકડે ને શત્રુને પાંચ સાત કરાવે. આ કીસ્સા શુ નિર્બલતાના છે? ભલાભાઇ! આ તારો હઠયોગજ વિરોધનું શાસ્ત્ર નથી? વિધિના આવા હઠીલા વિરોધને નિર્બલતા કહી કેમ શકાય?"

જ્યોતીન એકી નજરે મારી સામે જોઇ રહ્યો અને પછી બોલ્યોઃ-"માફ કર મારા મિત્ર, તારાં દૃષ્ટાંતો બંધબેસતાં નથી ને આ સવાલ સાથે તેને શો સબંધ?" મેં કહ્યું; "ખેર! તમ સરખા જગતડાહ્યાને મારાં ઉદાહરણો માફક આવતાં નથી ને ઘણીવાર છેક કઢંગા અને વિચિત્ર ભાસે છે. પણ આ બાબતને જરા બીજા દૃષ્ટિબિંદુથી જોઇએ. કોઇ પણ વ્યક્તિ આ જીંદગીનો ભાર-મીઠો સાકર જેવો ભાર ફેંકી દેવા તૈયાર થાય તેની મનોદશા કેવી હોવી જોઇએ.?" મેં આગળ ચલાવ્યું, "સર્વ વસ્તુને મર્યાદા હોય ને મનુષ્ય-પ્રકૃતિને એ છે; અમુક અંશે આનંદાવેશ, દર્દ, દુઃખ, ગમગીનીના આઘાત માનવ ઉર સહી શકે છે; પરંતુ, એ હદ ઓળંગાઇ કે એ કુસુમ-કુણું ઉર ચગદાઇ વિનાશ પામે છે. પ્રશ્ન ત્યારે, માણસ બળવાન છે કે તાકાતહીન એ રહેતો નથી. સવાલ તો કેટલા દરજ્જા સુધી કટુ વિષમ આઘાત સામે તેનુ કુસુમ કમળું હૃદય ટક્કર ઝીલે છે એટલોજ છે. આ બીજો શારીરિક, માનસિક કે નૈતિક હોય. કોઇ પણ માણસ મેલેરીઆથી ગુજરી જાય તેને ગુનેગાર લેખીએ તે જેટલું કઢંગું તેટલુંજ કઢંગું આત્મ-વિનાશ કરનારને કાયર ગણવો એ ગણાય. આજ મને અગ્નિપ્રેત ગત.

(આ રસમય વાર્તાનો વધુ ભાગ આવતા અંકમાં)



# સાચાં ભાષણો

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૨૮ થી]

મળે છે એમ માનીને હુ આજનુ ધતીંગ સહન કરી લઉં છુ તમને પણ પ્રભુ એજ પ્રમાણે આશ્વાસન લેવાની અને સહન કરવાની શક્તિ આપે એવી મારી પ્રાર્થના છે

અંતમા, મહાસુખ ભાઇને મારી નમ્ર વીનતી છે કે હજી પણ એઓ સુધરે અને ઇજતમા સીધા રહીને પિતાની આબરુ ઉપર છેક પુળો મુકીને પાછા નહીં આવે!

એક વેળા એક ગૃહસ્થને દીવાન બહાદુરનો ખીતાબ સરકાર તરફથી મળ્યો તે પ્રસંગે થએલા મેળાવડાના પ્રમુખનુ ભાષણ

મજારીઓ અને
સદ્‌ગૃહસ્થો,

અહીંના નગરરોડ જેવા ગણાતા શ્રીમાન શેઠ નરપતરામ દોલત રામને નામદાર સરકારે દીવાન બહાદુરનો ખીતાબ મળ્યો તેને માટે આજે આપણે તેમને અભિનંદન આપવા ભેગા મળ્યા છીએ એ વાત તો તમે સારી પેઠે જાણતાજ હશો ખરુ પુછાવો તો આવા માણસોને સરકાર ખીતાબો આપે છે એથી ખીતાબોની મહત્તા જરાપણ જળવાતી નથી એટલુજ નહીં બલ્કે એ આખી પ્રજાને હાંસી ઉપજાવનાર થઇ પડે છે શ્રીમાન શેઠે નથી પ્રજાની સેવા કરી કે નથી સરકારને મદદ કરી માત્ર જે જે માર્ગે પોતાની મહત્તા વધે અને પોતાના ધંધામા વધુ કમાણી થાય તે તે માર્ગેજ એમણે પોતાની શક્તિ વાપરી છે આપણા ગામમાની દરેક નાની મોટી સભામા પ્રમુખસ્થાને તો એઓજ બેસતા આવ્યા છે અને ભવિષ્યમા પણ બેસશેજ.

હા એટલુ તો ખરુજ કે આ પ્રમાણે યાવચ્ચંદ્ર દિવાકરૌ પ્રમુખ થવાને માટે એઓ અનેક બાજી રમે છે દરેક લોકોપયોગી ફંડોના ખજાનચી પણ એઓ સાહેબજ થતા આવ્યા છે અને પછી એ ફંડોના નાણા ક્યાં કઇ વાર કેવા અદ્રશ્ય થઇ જાયછે એ વાત તો એ વિષયમા ઉંડા ઉતરીને શોધ કરનારજ જાણી શકે એમ છે તે ઉપરાંત દરેક ફંડમા નાણા ભરનારાઓની ટીપમા સૌથી પહેલુ નામ એઓ સાહેબનુજ હોય છે અને દરેક વખતે એમણે ભરેલી રકમ પણ મોટીજ હોય છે પણ કમનસીબે હુ એથી કંઇક વધુ જાણુછુ અને તે એજ કે એ રકમોમાથી બહુજ થોડી-ઘણીજ રકમો તે તે ફંડોના ચોપડામા જમે થએલી જોવામા આવે છે આગળના આ નહીં ભરાએલ રકમોને જોરેજ એઓ આપણને બધાને દમ વ્યા કરે છે અને દરેક

બાબતમાં આગેવાની છોડતા નથી. સરકારમાં પણ અમલદારોને લાંચો આપી પોતાનું કામ કઢાવી જાય છે અને એક તરફથી જ્યારે લોકોના નેતા તરીકે બહાર પડે છે ત્યારે બીજી તરફથી અમલદારોની બહુજ નીચ ખુશામત કરીને, કોઇ કોઇ વેળા તો હલકા જાસુસ તરીકે પણ કામ કરીને તેમને રાજી રાખવાના યત્ન એઓ કર્યાજ જાય છે આ દીવાન બહાદુરનો ખીતાબ મેળવવા પણ અમલદારોની ખુશામત કરી કરીને તેનો દમ નીકળી ગયો હતો એ વાત હવે અજાણી રહી નથી બાકી એક પૈસાની સખાવત કરતા પણ એઓ મરવા પડે એવા એ સખી ગૃહસ્થ છે પણ તે પારકા છોકરાને જતી કરવા પુરતાજ પોતાને ત્યા બહારનો આડંબર બધો સુધારાના ધોરણ ઉપર આવેલો છે પણ અંદર ખાનેથી જોવા જઓ તો તેમની પોતાની ન્યાતનો નાનામા નાના અને કઢંગામા કઢંગો ધારો પણ તેઓ પોતાના છ ડનમાથી અળગો કરી શક્યા નથી તેમની પોતાની પાસે ખાદીના તેમજ માનચેસ્ટરના કપડા બન્નેના પોષાકો સારી સખ્યામા છે તેજ પ્રમાણે મોગ અરધા ફુટના રેશમી કોરના ધોતીઆથી માડીને વિદેશી પોષાક ની એક એક ચીજ પણ એમની પાસે છે ટેબલ ઉપર પણ પાટલુન સાથે જમે છે અને વખત આવે અમદાવાદી મુગટો પહેરીને પાટલા ઉપર છાપાં તિલક સાથે પણ ભોજનને ઇનસાફ આપી શકે છે જેવો વખત તેવા ગીત એઓ બહુ સારાં ગાઇ શકે છે. પણ હશે આટલુ છતાએ આપણે બધા એમને શેઠ તરીકે માન આપીએ છીએ અને એમની ગરજ કરતા રહીએ છીએ એટલે આ પ્રસગે એમના મનાથેં આ મેળાવડો કર્યા વિના છુટકો ન હતો હા, જો કે એટલું સારું છે કે આ મેળાવડો જોકે લોકો તરફથીજ લોકોના પોતાના નાણાની મદદથીજ કરવામા આવેલ છે એમ જણાવવામા આવ્યું છે: પણ ખરું જોતાં આજના મેળાવડાનો તમામ ખર્ચ તેમજ માન પત્ર અને તેની સુખડની પેટીનો બધો ખર્ચ આપણા નવા દીવાન બહાદુરે પોતેજ આપણને અગાઉથી આપી દીધો છે અને હજી પણ જો પૈસા ખુટે તો પોતે તે આપવા હા પાડી છે. 'ગદ્દતેડ ચદન ઘસએ લાલીઆ' એ ન્યાયે એઓ નાહક જો આપણા પૈસા ફેકી દેવા માગતા હોય તો આપણે એ ના પાડવાની જરુરજ નથી આપણને તો આજે સારામાં સારી વાનીઓ અત્પાહાર વખતે મળશે એટલે એમાં આપણને આખરે કઇ ખોવા જેવુ તો નથીજ.

પરતુ સંસારમાં આવા સત્ય વક્તા ક્યાંથી મળે ? અને જ્યા સુધી મળે નહીં ત્યા સુધી તો હાલ જેમ ચાલે છે તેમજ ચાલવાનુ અને તેમાંજ આપણે સંતોષ માની લેવાનો

માલા

(સીપાઇ છુટેલા ચોરને જતો કરે એમ) ઠીક; કહી જોઇશ, બસ; રાજી?

[પ્રિયમુખ મલકાય છે.

પ્રિયમુખ

(જાણે અમેરીકા જડી પડ્યો) અરે!

માલા

(રમાડતી હોય એમ) વળી શું થયું?

પ્રિયમુખ

(હસવાનો યત્ન કરતાં) આપણે રમવું તો ભુલીજ ગયાં!

માલા

ફીકર નહીં, મારે રમવું નથી.

પ્રિયમુખ

(પાછાં હસી) વાહ! આમ શું કરો છો? તમારા ખાતર તો હું, બે માઇલ સાઇકલ દોડાવી, ગામમાંથી તાજું રેકેટ લઇ આવ્યો—ચાલ્રુ કાલેજે.

માલા

એ બદલ માગો તો ઉપકાર માનું. બાકી રમવાનું તો નહીં તે નહીંજ બને. (મનમાં) હં. આવા સાથ રમીને કરું પણ શું? (પ્રકાશ) માથું દુઃખે......

પ્રિયમુખ

(આંચકો ખાઇ) Oh, so sorry. –હા, દીલગીર–સામા રેસ્ટોરાંમાંથી લેમનચ્યાઇસ મંગાવું?

માલા

(આંખો ઉંચી લઇ જઇ) ન મંગાવશો.

પ્રિયમુખ

મંગાવું નહીં તો...હું જાતેજ લઇ આવું?

માલા

(હારી જઇ હાથમાં કપાળ નાખી) રહેવા દો; રહેવા દો. (ઉંચું જોઇ) તમારા લેમન આઇસથી મારું માથું નહીં ઉતરે.

પ્રિયમુખ

ત્યારે કહો એ કરું.

માલા

(ઉપલા દાંત નીચે નીચલો હોઠ દાબી) તમારે મારી પરવા ન કરવી.

પ્રિયમુખ

એમ તે ચાલે? તમે દુઃખમાં દટાયાં હો ત્યારે......

માલા

(ટકી ટકી) હજુ તો માત્ર માથું દટાયું છે.

પ્રિયમુખ

(પોતાનાં કપડા સામે અર્થહીન જોઇ) ઉભાં રહેજો. આ લઇ આવ્યો.

[ પ્રિયમુખ દોડી જાય છે. ]

માલા

(બાંકડા પરથી ઉભી થઇ) What an idiotic fool (કેવો મૂર્ખદત્ત!)? આવાને મેટ્રીક કોણે કર્યો હશે?

ચોપડી લઇ પાનાં ઉખેળે છે. કંટાળી બહાર જોતાં આનંદ પામે છે. ત્યાં હંસલ આવે છે.

માલા

ઓહો હંસલ તમે ક્યાંથી?

હંસલ

સ્વાર્થ અંગે.

માલા

હું સમજી ગઇ.

હંસલ

ને......?

[માલા અનુત્તર રહે છે.

હંસલ

કેમ; મારાથી કંઇ અઘટિત થયું?

માલા

જરાએ નહીં.

હંસલ

ત્યારે?

માલા

(માઠ) હુ એ વીચારતી હતી કે મારો એક વોટ તમને મળે કે ન મળે, એમા શુ ફરક પડી જશે?

હસલ

બધા એમ માની પ્રિયમુખને વોટ આપે તો મારે ભાગે શુ રહે?

માલા

(તિરસ્કાર લાવી) છટ્ (હસી) સૌ મારી જેમ ઓછાજ નિરાધાર હશે?

હસલ

તમે? ને વળી નિરાધાર? ન બને— બનેજ કેમ?

માલા

इति सत्यम्! પેલો પ્રિયમુખ મારો વોટ પોતા ખાતર ભીખ્યા કરે છે ને ગમે તેવા ક્ષુદ્ર ભીખારીને પણ ખાલી હાથ ન વાળવો એ મારી દીનરગી રમત છે

હસલ

જેના જેવા મોજશોખ તમને યોગ્ય લાગે તેમ કરજો

માલા

યોગ્ય નહી, હુ ફાવે એમ કરીશ

હસલ

ખુશીથી તમે તમારા મનના રાણી છો

માલા

(કરડી આખે) રાજા નવીને?

હસલ

પણ એ લક્ષ્મીબાઇ સમા

માલા

(મનમા) ક્યા હસલ? ક્યા પ્રિયમુખ?

હસલ

ત્યારે હુ જઇશ પ્રિયમુખને તમે વચન આપી ચુક્યાં હો..

માલા

તો?

હસલ

તો એનેજ વોટ આપજો આ તો મારે આવવુ જોઇએ—તે આવ્યો

[હસલ જવા કરે છે

માલા

(મનમા) મારામા મારાપણુ ક્યા છે? હસલ ઉસ્તાદ લાગે છે (પ્રકાશ) હસલ!

હસલ

(દાખલ થતા વેત) મને બોલાવ્યો? તમે?

માલા

હા, તમારા માટે એક વાત સભારી આપુ છુ તમે, હુ ઉપરાત, બાકીની બધી પાસે પહોચી વળ્યા?

હસલ

હા ને ના એકે પોતેજ કહ્યુ કે એ મને વોટ આપશે બીજાને પુછ્યુ પછી હા પાડી ત્રીજા કહે "હુ જોઇશ બાકીનાને છછેડ્યા નથી

માલા

(હસતી આખે) એમ કેમ?

હસલ

જુઓ, પાખડીબહેન પ્રિયમુખના દૂરદૂરના કુટુબી છે ને. વાદગીબહેન તે એના બહેન પણ છે

માલા

તેથી?

હસલ

એ સગપણ ભાથે' પણ એઓ એ વિગામા હળે એમજને?

માલા

ના તમે ઉંધુ ભણ્યા છો તમને છોકરાઓ ને અમારા માટે બહુ સારો અભિપ્રાય હોય છે એટલુજ, બાકી ખરેખાત એટલા ઉંચા અમે નથી હોતા

## શકુન્તલા

—०—

[અનુસંધાન પૃષ્ઠ ૩૯ થી]

નરેંદ્ર

જગત તો કોણ જાણે પણ એને લીધે નહીં પણ એના વિના તો મારું જીવન ડુબતું જાય છે એ હું દેખું છું. જ્યારથી મેં શાસ્ત્રીજીને ઉત્તર વાળ્યો ત્યારથી કોઇ મેલી શક્તિ મારું જીવન ઉપાડી જતી રહી હોય એવું લાગે છે.

માર્તંડ

(કચવાતો હોય તેમ) તમારા લોકની મને આજ સમજ નથી પડતી. ત્યારે શા માટે હાથે કરી તમે એમને એ બધું લખી જણાવ્યું? સુભાગ્યને દ્વાર બહાર ઉભું રાખી, કમાડ બંધ કરી બુમો પાડો એનો અર્થ શો?

નરેંદ્ર

એમ નહીં; કુમુદ વીશે મારું મન ચંચળ થયું એ મનેજ ગમ્યું નહીં; ચંચળ મનનો મને વિશ્વાસ નથી. અને એ બધું ગુપ્ત રાખવુ એ મને પાપ લાગ્યું.

માર્તંડ

અસાધારણ માણસોનેજ પાપની બીક રહે છે; એ પણ ચિત્તની એક વર્જ્ય વૃત્તિ છે.

એટલામાં એક નોકર પ્રવેશ કરે છે એના હાથમાં કાગળોનું બંડલ છે નરેંદ્રને એ આપી ચાલ્યો જાય છે. નરેંદ્ર કાગળો તરફ બેદરકારીથી જુએ છે. સહસા તેની નજર એક પત્ર પર પડે છે; ઝપાટાબંધ તે ઉઠેલે છે અને પત્ર વાંચે છે. આનંદની એક છટા તેના મોં પર ફરી વળે છે. માર્તંડ તેને જોયાં કરે છે.

નરેંદ્ર

(ઉતાવળે) માર્તંડભાઇ, મારા સુભાગ્યનું મૂલ્ય આંક્યું અંકાતું નથી. શાસ્ત્રીજી ફરીવાર માંગુ કરે છે.

માર્તંડ

એમ? શુ લખે છે?

નરેંદ્ર

(ઉભો થઇ જઇ) ખાસ કૈં નહીં એટલુંજ (વાંચે છે) "તમારા હૃદયની સંસ્કારિતા સત્કારવા જેટલી કુલીનતા અમારા કુટુંબમાં છે."

માર્તંડ

મને ખરેખર નવાઇ—ખુબજ નવાઇ થાય છે. લોક બધાજ અસાધારણ મનોવૃત્તિનાં થઇ ગયાં લાગે છે. કોઇ ધોરણસર ચાલતું—વીચારતું તો છેજ નહીં.

નરેંદ્ર

મારા સદ્‌ભાગ્યથી તમને આનંદ નથી થતો? મને તો......

માર્તંડ

હા, હું દેખી શકું છું કે તમારા શરીરનું પ્રત્યેક પરમાણુ આનંદિત થઇ રહ્યું છે: પણ મને તો આ સમાચાર કૈં મહત્વના નથી લાગતા. છતાં હું તમને અભિનંદન તો આપું છું.

[ઉભો થાય છે.

અને હવે હું રજા પણ લઇશ.

[જાય છે. નરેંદ્ર એને જતો જોઇ રહે છે.

નરેંદ્ર

(સ્વગત) શું એનો સિદ્ધાંત ખરો હશે! કોણ જાણે પણ એ કેવો નિસ્પૃહ છે?

[વિચારમાં પડે છે ને આંટા મારે છે ને થોડીકવારે જાય છે.

[પડદો પડે છે.]

## કવિ ખબરદારનો મુક્તધારા

[અનુસંધાન પૃ ૪૪ થી]

સ્ખલનો ઘણા જોવામા આવે છે પણ તે પ્રયત્ન તત્વના અભાવને લીધે નહીં આખરે એટલુ તો નિ શક રીતે કહેવુ પ્રાપ્ત થાય છે કે એવા સ્ખલનવાળી પંક્તિઓ પણ હ્રસ્વ દીર્ઘના ભેદને નિવાજલિ આપી ખરો બોલ વાની ઠોકરાતી અને અથડાતી પદ્ધતિ પર રચાએલા મુક્તધારાની પ્રત્યેક પંક્તિ અને વિશેષ કરીને નીચે લખ્યા પ્રમાણે વચાતી –

ક્ષિતિજના ઉપલા અધર પર લટકતો,
અદ્ભુત એ પ્રિયા સૃષ્ટિ રાજ્યે રૂડા રાજશે જે
વાડીમાં મધ્યાહ્ન આજે લાગે ઠીક જાગ્યો મધ
ખુદે ખુદે છુપી કેવી સરી જાય હેઠ
પ્રિયા ઉરે જાણે ગુનછડી કેરો છોડ
ધગધગ ધગી રહે ધરા ખુબ ઘામ થકી
અમન કમલ મુખમન જેવી પ્રિયા મારી
મળના નવાંકુરના ગાભા જેવા સૌમ્ય પણ
લાખો લાખ પ્રેમ ભરી ચીંચીં ચીંચીં પગપગી
ઈત્યાદિ ઈત્યાદિ ઈત્યાદિ પંક્તિઓ જેટલી
બાધે છે તેટલી તો નથીજ બાધતી

બીજુ એવી રચના ગુજરાતમા પરાપૂર્વ કાળથી પ્રચલિત છે પણ એ રચના શિષ્ટ સાહિત્ય મા પ્રવેશ કરી નથી નથી અર્થાત કવિઓએ તેને આદરણીય ગણી નથી પરિણામે તે કહેવતો ઉખાણાઓ વગેરે પરચુરણ રચનાઓમાજ બધાઈ રહી છે આ વાતનુ પ્રમાણ નીચેના ઉદાહરણોથી મળશે –

(૧) સામી સામી છોકરીઓને ડામડામ દઈએરે,
અમારીરે ગોરમાને રામ રામ કરીએ રે
આગરડી ગાગરડી એકવાર આવજે

(૨) તાણુન ઘેના તરકડા ને વિવાદ ઘેરી નાર,
હોળી ઘેલા હીંદુડા એ ત્રણુ એક અવતાર
તેજનામા તમાકુ ને વગણાગીમા વાન,
સળગાવું તે નજરે દીઠુ આવ્યો કળીકાળ
ઓવે ઓવે આમલીઓ ને બધ મેરે સીવે,
પુછ તાગ પસીઆને ખાધ ખાધા વિના છૂટે
ગામ નામ નાડના ગોપાળ નાગ ઘી
કૃષ્ણ નામ ખાડગોળ ગોળી ધોળી પી
અગમ બુદ્ધિ વાણીઓ ને પશ્ચિમ બુદ્ધિ બ્રહ્મ
તરત બુદ્ધિ તરકડો જે ઠોકો મારે ધમ

(૩) ધમરે લાડી ધમ, ચુડા પહેર્યા છમ
ચુડે મે યા મોતી ચુડા સામુ જોતી,
છોકરાને છાસ પાતી, પોતે માખણ ખાતી
ગોળકેરી ભીંતરડી ને મેરડી મેરા દાડા,
કેપરીએ ઘર છાયા બગ્યા બારણા ઉઘાડજે
હાથી ધમધમ ચાલે,
પતાળ પાણી કાઢે
પતાળ પાણી કાઢ્યા,
હાથીને પગે તાળા
આવ રે વરસાદ
ઘેવરીઓ પરસાદ
ઉની ઉની રોટલી ને કારેલાનુ શાક
ખાવુ હોય તો ખા નહીંતર નાખે જા
ઈત્યાદિ, ઈત્યાદિ ઈત્યાદિ

ઉદાહરણ (૧)ની પંક્તિઓ સાથે મુક્તધારા ની પ્રત્યેક વિષમ પંક્તિઓ અને ઉદાહરણ (૨) ની પંક્તિઓ સાથે સમપંક્તિઓ સરખાવો

સામીસામી છોકરીઓને ડામડામ દઈએરે,
સીના પેલા આસમાનની સુરંગથી ઝાપા નીચે
નાની જતી રજનીના કેનમાથી ખરી પડી
તાણુન ઘેના તરકડા ને વિવાદ ઘેરી નાર
ચાદનીશી મંજરી કે પડી જેમ નેન
ચુને ની કે પ્રિયા નરી મંજરીની જેમ
તેજનામા તમાકુ ને વગણાગીમા વાસ,

સભળાતું તે નજરે દીઠું આવ્યો કળીકાળ.
ભાળી પ્રિયા ત્યારે પ્હેલો ઉગ્યો મારો ભાણ,
હમે મારું હૃદય ને હમે મારાં પ્રાણ.
આ શી તારી ટીખલી ને આ શી તારી ટેવ,
હું તો માત્ર માનવ ને તુ તો રહ્યો દેવ.

ઉપર દર્શાવેલા ડોલનના સામ્યથી સ્પષ્ટ થશે કે ઉચ્ચારવાદ ગુજરાતીમાં પરાપૂર્વકાળથી ચાલતો આવેલો છે અને તે શિષ્ટ સાહિત્યમાં પ્રવેશ કરી શક્યો નથી. પણ કવિ ખબરદારે તો આ પ્રકારના પ્રબંધનાં જે જે સુલક્ષણો છે તેને પણ તિલાંજલિ આપી મુક્તધારાને એવો તો બેડોળ કરી મુકયો છે કે શબ્દોના ઉચ્ચાર અસ્વાભાવિક થાય છે એટલુંજ નહીં પણ સ્વરો અથડાય છે, ઠોકરાય છે અને છંદ દ્રુતલય પકડી અતિ ઝડપથી કુદતો કુદતો ચાલતાં શ્વાસ મુકવાને પણ અવકાશ મળતો નથી.

આટલું પ્રયત્ન તત્ત્વના સંબંધમાં કહ્યા પછી આપણે મુક્તધારાના સ્વરૂપ તરફ વળશું.

(આ વિવેચનાનો વિશેષ ભાગ આવતા અંકમાં)

# સાહિત્યસમીક્ષા

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૪૮ થી]

## (૨)

## સાકીને ઠપકો

કલાપીનુ આ કાવ્ય ઘણું પ્રસિદ્ધ છે એ રીતે, અલબત્ત મતભેદ તો છેજ, પણ સંદેહ નથી

કલાપી નાનપણમાં કાલુ કાલુ બોલતો કાકીને બદલે એ સાકી કહેતો આપણામાં કહેવત છે કે હૈયે તેવુ હોઠે, મુખમાં તેવુ લેખનમાં તે પ્રમાણે એણે લખ્યુ પણ 'સાકીને ઠપકો' કુમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે શૈશવકાળના અનિષ્ટ સસ્કારો સુદૃઢ થઇ જતા મોટી ઉમરે એ મનુષ્યનો ઉપહાસ કરાવે છે માટે નાનપણથીજ બાલકો પાસે પ્રથમ ग्रामको ग्रामहितपष्ठयत्रेथी આરભ કરી ग्रासप्राणसमासमागमरसोल्लासेरमी वासरा બોલાવી, છેવટે चन्चचन्चग्रक्तच्युतपिंगितलवग्रा ससत्रुष्णगंधे । જેવા ઉચ્ચાર કરાવવા કલાપીની કાકીનું નામ શુ હતુ તે ખબર નથી પણ તે સમયની દેશની સ્થિતિ તથા ખાસ કરીને કાઠી આવાડની આબોહવા જોતા એનુ નામ મ કોડી હોવાનો ઘણો સંભવ છે કલાપી એને લાડી (લઠ્ઠી ?) કહેતો, ને એ કલાપીને ઠાકોરને નામે સબોધતા આજ કારણને લીધે ઉત્તર વયમા કલાપીને લાઠીના ઠાકોરનુ બીરૂદ મળ્યુ હતું

એક દિવસે કલાપીનો વિવાહ થયો એના કાકીએ વરવહુને પોતાને ત્યાં આવવાનુ નિમંત્રણ કર્યું કલાપીના ગામ કરતા એમનુ નિવાસસ્થાન દૂર હોવાથી કલાપી પોતાની વહુ સાથે ત્યા જવા નીકળ્યો સારે સાંજ પડી ગઇ હતી હર આજે થાય છે તેજ પ્રમાણે તે વખતે પણ સૂર્ય અસ્ત પામતો હતો, અંધારુ થવા માડયુ હતુ, ખેડુતો ઘર તરફ પાછા વળતા હતા, દૂર—દૂરથી વાંસળીનો રમ્ય સુર સભળાતો હતો વગેરે વગેરે (જિજ્ઞાસુ વાચકે સાજના વર્ણન માટે ઇતર પુસ્તકમા જોઇ લેવુ)

કાકીને ત્યા જતા કાકીને તેમણે જોયા નહી એટલે તેણે કાકીના દોહિત્રને પુછ્યુ "અલ્યા શામળ ! ડોશી કયા ગઇ ? જો કયાક ખાવા તો નથી અડી ગઇને ?—દોડય બોલાવી લાવ" પરતુ શામળ જાય તે પહેલાજ દીનદાગની દૃષ્ટિ સામે પડી અને કલાપીએ જોયુ કે કાકી અર્ધજાગ્રત અવસ્થામા ખુણામા બેઠા હતા ને પાસે પ્યાલીઓ અને શીશા પડ્યા હતાં

કલાપી ધીરે રહીને કાકીની પાસે ગોઠવાયો એની વહુ દૂર એક શીશાને ઉંધો પાડી તે પર બેઠી કાકીએ શીશામાથી શરાબ કાઢી પ્યાલીમા રેડયો થોડો પોતે પીધો ને બાકીનો કલાપીને આપ્યો કલાપીને સ્વાદ લાગવાથી એણે બીજો માગ્યો કાકીએ બીજી પ્યાલી ભરી કલાપીએ તે ખાલી કરીને ત્રીજી માગી એમ કરતા કરતા કલાપી સીત્તેર પ્યાલી ગટગટાવી ગયો કલાપીની વહુ આ બધુ શાંતિથી જોતી હતી એને કંઈ લાગણી ના થઇ

ન નિશ્વાસ નહી કમ્પ અશ્રુનુ બિંદુએ નહીં
એય મા!' કહીને ફાટ્યુ એનુ વા હૃદયે નહીં

. દારુ, ભાગ, અફીણ ને ગાજો એ સર્વ વસ્તુમા શ્રેષ્ઠ સ્થાન કોનુ છે ને તો 'રગ પાણીના જીવડા' જાણે પરતુ એ દરેકની અસર આપણી ઇચ્છા વિરુદ્ધ પણ થાય છે અને કેટલીકવાર તો મનોવૃત્તિ એવી ભયકર ગુન્હેગારના જેવી થઇ જાય છે કે મનુષ્ય કવિતા લખતા પણ અચકાતો નથી, એ અનુભવની વાત છે કલાપી ઉંમરે નાનો ન હતો, તેમ મોટો પણ ન હતો છતાએ એને અસર થયા વગર ન રહી પોતાના વડીલ એવા કાકીને ઠપકો આપવાનુ એને મન થયુ. સાધારણ રીતે એ

સમજુક આદમી હતો, છતા આ પ્રસગે એનાથી કવિતા બોલાઇ ગઇ —

' સાકી, જે શરાબ મને દીવો દીલદારને દીરો નહીં,
સાકી જે નશો મુજને ચઢયો દીલદારને ચઢયો નહીં "

પોતાની આવી સ્થિતિ થઇ, નશો ચઢી ગયો ને 'દીલદારને' કે થયુ નહીં, એ તો અક્કલ હોશીઆરીમાજ રહી તે જોઇને કલાપીનુ હૃદય દયાથી પીગળી ગયુ 'કાકી! મને દારુ પાયો ને આને કેમ નહીં ? મને ઘેન ચઢ્યુ તેવુ એને કેમ નહીં ?' એમ ચોખ્ખુ કહેવાને બદલે એ આમ કવિતા બોલ્યો તે નશો કેટલી હદ સુધી ચઢી ગયો હતો તે દર્શાવવાને પુરતુ છે

કવિ • ક્રાન્તદર્શી એ ન્યાય મુજબ કલાપીને ક્રાન્તદર્શન થયુ ભાવિની જવનિકા ઉઘડી ને એણે મહાત્મા ગાધી ચરખો ને ખાદીનુ સુચનાએનુ કોકડુ જોયુ બદન તથા વીલાયતી કપડાઓનો ઢગલો કરી કદમથી એને એક બાજુએ ધકેલી તેને સળગાવી મુકતા એણે અનેક મનુષ્યોને નીહાળ્યા અને બોલ્યો–

' મુજ ચશ્મમા ચરખો ફરે,
કદમે બદન લથડી પડે '

પરતુ વીલાયતી સાડીઓ અને કપડાઓનો જેને અતિશય શોખ છે તેવી પોતાની વહુને દૂર ક્ષિતિજમા ચઢી આવતા આ કાળા વાદળાની જરા પણ ખબર નથી એમ જોઇ એ બોલ્યો.

દીલદાર તે મલમલ કરે
નકી યારને પાયો નહીં।

આનુ કારણ બીજુ કે નહી પણ કાકીએ એને પાયો નહીં તેજ છે વર વહુને એકજ પાનમાથી સહભોજન અથવા સહપાન કરાવવુ જોઇએ, એવા શિષ્ટાચારની પણ એને ખબર નહીં ? કલાપી ક્રોધાવિષ્ટ થઇ ગર્જી ઉઠયો –

આશક અને મ શુકને,
પાવો એ- જામે ને સાસે
પાવો એક હાથે સાકીએ,
ઈનસાફ તે કીધો નહીં ?

એનુ કારણ ચોખ્ખુ છે વર પીએ ને વહુ ના પીએ તો આખી જીદગી સુધી વહુ વરની મનામણ કર્યા વગર રહે નહીં, અને લોકોમા એને વગોવી મુકે તે જુદુ બને પીએ ને બનેને ચઢે ત્યારેજ ખરી મજા આવે

સરખા બને બને જરા,
ત્યા તો શરાબીની મઝા

પણ આ તો તે ઉલટુ નુકસાન કયુ મારાથી આખ ઉઘાડીને એના સામે જોવાતુ નથી

હલકી કરી તે તો સઝા,
નયને સનમ ખેલી નહીં।

એમ કહીને એની આખ મીંચાઇ ગઇ કે કે સ્વપ્નાઓ એને આવવા માડ્યા એને લાગ્યુ કે કાકી છરો લઇને સામા ધસી આવે છે પોતે નિ સહાય સ્થિતિમા જોયા કરે છે ને એની 'દીલદાર' કે ન કરતા માત્ર કુદી રહે છે—

મુજ ખૂન !!

આ કૂદી રહે

પરતુ સ્વપ્નલીલા વિચિત્રા। ખુન થવાથી એ મરી જતો નથી એને કૈંજ થતુ નથી ઉલટુ એની વહુના શરીરે શીત વ્યાપી જાય છે—

દીલદારનુ થઠુ બને !

ચમકીને એ જાગી ઉઠયો આવા સ્વપ્ના! સ્વપ્નુ આવ્યુ તો પોતે રાજા થયો, જગતનુ દ્રવ્ય એની પાસે આવ્યુ, ઇશ્વરે એને મુલાકાત માટે બોલાવ્યો ને 'શેક હેન્ડ' કીધી, એનુ શા માટે આવ્યુ નહીં ? આમા તો—

કાઇ મઝા આવી નહીં !

કાકીએ ઉઠીને ચાલવા માડ્યુ કલાપીએ એને હાથ પકડીને પાછા બેસાડ્યા, "કાકી! કેટકેટલા વાયદા કર્યા ત્યારે તમે આજે અમને બોલાવ્યા ? ને બોલાવીને પણ એને તો પાયોજ નહીં ! તમે પોતે પી ગયા !"—

"આ પહોર ચારજ રાતના, કૈં વાયદા વીત્યે મળ્યા,
કૈં હોંસથી જ્યારે જડયા, તેની કદર તુને નહી !

ના, એમ નહીં ચાલે. હું ખેંચતાણ કરું છું તારે એને પાવોજ પડશે. હું એનો આશક છું!

ના, એમ આશક તો કરે
(કે) માશુકને પાવો પડે;
ના સાકીએ પીવો ઘટે,
તે કાયદો પાળ્યો નહીં!"

આમ આખી રાત કલાપીએ કાકીને મેણા માર્યાં. પણ વાતમાં રાત્રિએ વ્યરંસીત–રાતજ પુરી થઇ. છતાં એનું વળ્યું નહીં. સવાર થઇ ને કલાપીની વહુ જવા ઉઠી. કલાપી બોલ્યો,—

ભલે! એક વખત ગફલત કીધી તો કીધી, પણ હવે ફરીથી ના કરીશ. મારી સનમ બીજી વાર પણ અહીં આવશે. એણે આ શીશા ને પ્યાલીઓ જોયાં છે એટલે એ આવ્યા વગર રહેવાની નથી. ને હવે તો એ એનાં કદમ નામના કુતરાને પણ સાથેજ લેતી આવશે. તે વખતે તુ દયા બતાવજે નહીં તો કુતરો કરડી ખાય તો હું નહીં જાણું !

જો આવશે કો દી સનમ,
તો લાવશે આંહીં કદમ;
તુ રાખજે ભાઇ* રહમ,
ગફલત ઘટે આવી નહીં!"

આટલું બોલીને કલાપી ચાલ્યો ગયો. પરંતુ એનો ઘા કોઇ દિવસ રુઝાયો નહીં. ત્યાર પછી બીજી પાંચ છ કવિતા લખીને એ મર્યો.[૧]

---

* 'ભાઈ' એ મુદ્રારાક્ષસ (Printers Devil) ની ભુલ હોય એમ લાગે છે 'બાઈ' જોઇએ, અથવા એમ પણ હોય કે કલાપીને એટલી હદ સુધી ચઢયો હોય કે બાઈને બદલે એનાથી ભાઈજ બોલાયું હોય અથવા ઠપકો કે એવા પ્રકારની લાગણી દર્શાવતાં આપણે 'ભાઈ! આમ શુ કરે છે?' એવું સામા મનુષ્યની જાતિનો વિચાર કર્યા વગર બોલીએ છીએ તેવા પ્રયોગમાં પણ એ શબ્દ વપરાયો હોય.

૧ 'મરી ગયો' એ શબ્દપ્રયોગ રૂઢ છે, છતા મને એ રુચતો નથી. કારણ કહુ ? 'મરી ગયો' એમ કહીએ છીએ ત્યારે જાણે એ આપણી પાસથી જતો રહ્યો, હવે ફરી નહીં દેખાવાનો એવું ભાન થય છે. વસ્તુતઃ મરીને મનુષ્ય જતો રહેતો નથી; પાશ્ચાત્ય તેમજ આપણાં શાસ્ત્રનાં એ વીશે પ્રમાણ છે. આવો ધર્મવિરોધી શબ્દપ્રયોગ કોઈ પણ ન કરે એજ ઇષ્ટ છે.

નવું સાહિત્ય



[અનુસંધાન પૃષ્ઠ ૫૦૧થી]

યાયુષ્ય ભોગવે! રઘુનાથરાવ અને તેના પુત્ર ાજીરાવ જેવા નીચ, હીચકારા, કુટુંબમાં જન્મ વો અને તેમના આમંત્રણથી અંગ્રેજી પ્રજાનું રાઠાઓની રાજ્ય ખટપટમાં માથુ મારવું એ । મરાઠી રાજ્યના વિનાશનાં કારણો છે એમ યાપણે કહી શકીએ. હીંદુસ્તાનની રાજખટપટમાં જારો માઇલ દૂર વસતી યુરોપીઅન પ્રજાઓએ પગપેસારો ના કર્યો હોત તો આજે હીંદુસ્તાનમાં કદાચ હીંદુ સામ્રાજ્ય હોત. કારણ અરાઢમા સૈકામાંજ હીંદુસ્તાનમાંથી મુસલમાન સામ્રાજ્યનો તો નાશ થઇ ગએલો હતો. અંગ્રેજો- એ હીંદુસ્તાન મુસલમાનો પાસેથી નહીં પણ હીંદુઓ પાસેથી જીતી લીધુ છે. એ એક ઐતિહાસિક સત્ય છે. અને હીંદુસ્તાનનો ઇતિ- હાસ કાળજીપૂર્વક વાંચનારના સમજવામાં તે સહજ આવે તેમ છે.

મરાઠી સામ્રાજ્યના સંબંધમાં બીજી એક ભૂલ ભરેલી માન્યતા એ ચાલે છે કે મરાઠી સામ્રાજ્ય માત્ર એક સંકુચિત પ્રાંતિક હીલચાલ હતી. મહારાષ્ટ્ર બહાર વસતા હીંદુઓને તેની સાથે કંઇ પણ લેવા દેવા નથી. જેવી રીતે મરાઠા- ઓ મુસલમાનોના શત્રુઓ હતા તેવીજ રીતે એ મહારાષ્ટ્રની બહાર બીજા પ્રાંતોમાં વસતા હીંદુઓના પણ શત્રુઓ હતા. પરદેશી લેખકોના ભાઇઓ પણ આ અભિપ્રાય સ્વીકારે છે અને તેના પુરાવામાં શિવાજીએ કરેલી સુરત શહેરની લુંટ આગળ ધરે છે.

આવી જાતનો અભિપ્રાય ધરાવનાર તે સમયની ઐતિહાસિક પરિસ્થિતિ ભુલી જાય છે. સુરત ઉપરનો શિવાજીનો હુમલો તે સુરતના હીંદુઓની સામે નહોતો પરંતુ સુરતના મુસલ- માન નવાબની સામે હતો. સુરતના નવાબની હીંદુ પ્રજા આડકતરી રીતે એ હુમલાનો ભોગ થઇ પડી તે તો માત્ર ઐતિહાસિક અકસ્માતજ કહેવાય. દેશના સમસ્ત હિત ખાતર ઘણી વાર દેશભકતોને પોતાના જાતિ ભાઇઓ સામે પણ લઢવું પડે છે. અર્વાચીન ઇટાલી તથા જર્મનીના ઇતિહાસો તપાસો! ઇટાલીનું ઐકય સાધવાને વીકટર ઇમેન્યુઅલ તથા ગેરીબાલ્ડીને માત્ર પરદેશીઓ સામે નહીં પણ ખુદ ઇટાલીઅનો— સામે લઢવું પડ્યું હતું; જર્મનીનું ઐકય સાધવા માટે પ્રશીઅનોને જર્મનીના બીજા પ્રાંતના લોકો સામે લઢવું પડયું હતું. તેવી રીતે હીંદુસ્તાનમાં હીંદુ સામ્રાજ્યની પુનઃસ્થાપના કરવા માટે મરાઠાઓને પણ બીજા પ્રાંતોમાં વસતા હીંદુઓ સામે પણ લઢવું પડયું છે— આથી કરીને મરાઠાઓનું સામ્રાજ્ય માત્ર પ્રાંતિક હીલચાલ હતી—તે આખા હીંદુસ્તાનમાં વસતા હીંદુઓની હીલચાલ ન હોતી—એમ કહી શકાય નહીં.

[આ અવલોકનનો વધુ ભાગ આવતા અંકમાં]

---

## સ્વીકાર

**...કેલું હૃદય:** લેખક અને પ્રકાશક: રા. સાગર (જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી). સોલ એજન્ટ: હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૧–૪–૦

**શશિકલા અને ચૌર પંચાશિકા:** અનુવાદક: રા. નાગરદાસ પટેલ. પ્રકાશક: વર્ધમાન

એન્ડ સન્સ મુબાઇ મૂલ્ય રૂ ૨–૦–૦

**સાધ્વી સરોજ યાને સ્નેહ લગ્ન:** લેખક રા સોમચંદ મણિલાલ પ્રકાશક ખેડી મોજ બુક સ્ટોલ, મુમાઇ મૂલ્ય રૂ ૧–૮–૦

**ચમલ:** લેખક રા ચન્દ્રવદન ચીમનલાલ મહેતા મુબાઇ

**ઔરંગઝેબના સમયનુ હીંદ:** ભાષાન્તર કાર રા નાદર

**બાલચન્દ્ર:** લેખક રા ગિરધર શર્મા મૂલ્ય રૂ ૧–૦–૦

**શત્રુંજય પ્રકાશ અને જૈનો વિ. પાલીતાણા:** લેખક: શેઠ દેવચંદ દામજી કુંડલાકર પ્રકાશક જૈન પત્રની ઓફીસ, ભાવનગર. મૂલ્ય. રૂ ૧–૦–૦

**સજિવની વિદ્યા:** અનુવાદક. રા હીરાલાલ પ્રકાશક પાલણપુર યુવક મંડળ, પાલણપુર મૂલ્ય રૂ ૦–૧૪–૦

**ગુજરાતી પત્રનુ શુદ્ધ કાર્તિકી પંચાંગ:** પ્રકાશક ધી ગુજરાતી ન્યુઝ પ્રીન્ટીંગ પ્રેસ, મુમાઇ ૧ મૂલ્ય ૦–૩–૦

**અનુપમ:** લેખક રા મનીક પ્રકાશક માણેકલાલ હ શાહ ગુનઝાર કાર્યાલય નડીઆદ મૂલ્ય રૂ ૧–૪–૦

**સુખલો–જામામ:** લેખક: રા ગુનઝામ. પ્રકાશક રા રુસ્તમ મેરોગ, મુમાઇ મૂલ્ય રૂ ૧–૦–૦

ગુજરાત

પુસ્તક ૧૦ ]　　　કાર્તિક ૧૯૮૩　　　[ અંક ૨

# ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;
અન્ય તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોદે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે,
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જર ગીરનો જય ગાઓ !
જય ગાઓ, જય ગાઓ !

વિશ્વવદિત સર્જનજુની મહાવાણી માત છે
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ !

જે ભુપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મત્વનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં ગાજે

જય ગાઓ, જય ગાઓ.



સુવર્ણા ચમકીને જાગે છે.

તર્પણ : પૃષ્ઠ ૯૦] 




(હીંચ)

પૂર્વે પ્રભાત આ પલકે, પ્રવાસી ઓ!
સૂર્યના શઢ ધીમેધીમે ખુલે:
ઝીણી ઝીણી મારા સાહેબાની નાવડી,
ઝુલતી દિગંતમાં નયને હુલે:
પૂર્વે પ્રભાત આ પલકે૦

ઉંચે ઉંચે ઉડે પંખી, પ્રવાસી ઓ!
સૂર્યના શઢ પર ચંચુ ભરે;
ધીમી ધીમી મારા સાહેબાની નાવડી
સૂર્યની ભીંત આડી તરતી સરે:
પૂર્વે પ્રભાત આ પલકે૦

થાક્યો પાક્યો હું તો આવ્યો, પ્રવાસી ઓ!
કાળી તે રાતડી પાછળ પડી;
ઘેરી ઘેરી મારા સાહેબાની નાવડી
ખુલતી દિગંતમાં નજરે ચડી:
પૂર્વે પ્રભાત આ પલકે૦

પાછળ છે આખી આ પૃથ્વી, પ્રવાસી ઓ!
સામે આ સિંધુ છે સભર ભર્યો;—
ઓ રે દીસે મારા સાહેબાની નાવડી!
ઓ રે દિગંતનો જ્યોતિ નર્યો!
પૂર્વે પ્રભાત આ પલકે૦

પડતા ખડતા ભુલ્યા પથે, પ્રવાસી ઓ!
    આવ્યા છે વાટના વીસામા હવે;
આવે આવે મારા સાહેબાની નાવડી—
    લેજે ઉપાડી થાકયા આત્મા ભવે:
        પૂર્વે પ્રભાત આ પલકે૦

વારે વહ્યાં કૈં પોટલાં. પ્રવાસી ઓ!
    આજે કીનારે આ પડતાં સહુ:
ઝીણી હલેતી મારા સાહેબાની નાવડી
    રખે આ સાગરે ચડતાં ચુકું!
        પૂર્વે પ્રભાત આ પલકે૦

કાંઠે પ્રકાશપાટ નાખ્યો, પ્રવાસી ઓ!
    અંદર લેવા કર સાહેબો ધરે,
હુલે ઝુલે મારા સાહેબાની નાવડી:
    જાગું કે ઉંઘુ? મને સ્વપ્નાં સરે!
        પૂર્વે પ્રભાત આ પલકે૦

જોજો, જોજો, મારા પ્યારા પ્રવાસી ઓ!
    ધરજો આ હાથ માગે-ચડતાં ડરું;
પુણ્યે જડી તુ મારા સાહેબાની નાવડી:
    ઓ રે સાહેબા! તારી ઓથે તરુ!
        પૂર્વે પ્રભાત આ પલકે૦







 નિર્દોષ આનંદ 

છબી લેનાર — રા. જમનાદાસ રતનસી

અમારી ફોટોગ્રાફીની હરીફાઇમાં પ્રથમ નંબરનું ઇનામ લેનાર



ઔર્વ · બ્રાહ્મ મુહૂર્ત થયુ છે આ જામદગ્ન્યોગ્ર—

## સ્ત્રી પાત્રો

| | |
|---|---|
| સુવર્ણા વૈતહવ્યી ... ... ... ... | ... વીતહવ્યની પુત્રી. |
| આવંતી ... . ... ... . | ... વીતહવ્યની રાણી |
| ગાંધારી .. ... ... ... ... | ... ” ” |
| ધાત્રી ... ... ... . | ... સુવર્ણાની દાસી |

## અંક પહેલો

[ સ્થળ નષ્ટ થએલા આર્યાવર્તના સીમાડા પર આવેલા હૈહય નગરથી જોજનેક દૂર યમુનાનુ દક્ષિણ તીર.

ટેકરીઓમા પથરાઈ આવતો હિમાલય, સાથે સાથે કલ્લોલતી યમુનાને શૃંગેશૃંગેથી નીચે લઈ આવી સામે તીરે સપાટ ભૂમિમા વીરમતો દેખાય છે યમુનાનો પટ સાકડો છે છતા તેના વહેણમા જોશ છે તેના ઉછળતા પાણી ઘુમઘુર રવ કરતા આગળ વધ્યે જાય છે

સૂર્ય ઉગ્યો નહોતો છતા ફાગણ મહીનાની સવાર ક્યારની ઉગી હતી તેના મીઠા પ્રકાશમા સામે તીરે ઉત્તરોત્તર ઉંચા વધતા શિખરો ઘેરા કીરમજીઆથી આછા ભૂરા રંગ સુધી વિવિધ રંગોના અનંત મિશ્રણથી શોભે છે અને આ રંગની સમૃદ્ધિની ટોચે વ્યોમ જોડે વિહાર કરતા કોઈક હિમવાન શિખરાની હીરરંગી ભવ્યતા છેક દૂર વાદળા સાથે મળી જાય છે

અત્યત શીતલ પવન વાય છે, નદીથી થોડે દૂર આવેલા નાના ઝાડોમાથી આછો સુસવાટ પ્રગટાવે છે, અને પ્રસરી રહેલી રમણીયતામા થરથરાવતુ નવચેતન આણે છે

ઝાડોમા એક નાની ઝુપડી દેખાય છે, તીરની રેતીપર સુવર્ણા વૈતહવ્યી પાંતરાની પથારી પર ઉંઘે છે. તેણે દીલ પર હરણનુ ચામડુ ઓઢ્યું છે. ઓઢણની બહાર દેખાતુ મુખ અઢારેક વર્ષની ઘઉંવર્ણી ને સુકુમાર બાલાનુ છે ફીક્કા મુખપર કાળી, કમાનદાર ભમરો સ્પષ્ટ દેખાય છે.

થોડેક દૂર પથ્થરપર સગર ઔર્વેય બેઠો છે તે બાવીશ પચ્ચીશ વર્ષનો યુવક છે તેનો રંગ શ્વેત છે અને શક્તિ ને જુવાનીની લાવણ્ય તેમાથી તરી આવતી દેખાય છે તેના સીધા નાકના મરોડમા આર્યોનુ સ્વાભાવિક ગૌરવ છે એની મુખરેખામા મૃદુતા છે, પણ ઉગતા આછા વાળ તેના પર મર્દાઈના ઓળા પાડે છે એની આખ મોટી, ભરાવદાર ને ઉંડેરી છે એનુ શરીર સુરેખ ને સ્નાયુબાઝુ છે એના હાથમા તીર અને કામઠુ છે, એની કેડે પડેલા વ્યાઘ્રચર્મપર ધરીઆ નાદનુ નાગુ શસ્ત્ર છે એની ખાંધે યજ્ઞોપવીત લટકે છે એની જટા છુટી ગઈ છે, ને એક લટ છાતી પર લટકે છે.

ટાઢની તેના પર કંઈ અસર દેખાતી નથી તેણે પગ પર કોણીઓ ટેકવી બે હાથ મા હડપચી રાખી છે. થોડી થોડી વારે સુતેલી બાળા તરફ અને કોઈકવાર નદીને પેલે પાર વિસ્તરતી ટેકરીઓ તરફ ચિંતાથી તે જુએ છે

એક પક્ષી આવી પથ્થર પર બેસે છે, આ બે તરફ નજર નાખે છે, ને પાંખો ફફડાવી ઉડી જાય છે. સુવર્ણા ચમકીને જાગે છે. એક હાથ ભોંય પર મુકી બેઠી થાય છે,

•

અને ભયથી ચારે તરફ જુએ છે.

તેનું મુખ–જે હવે આખું દેખાય છે–તે નાનું ને રુપાળું છે. તેનાં નાનકડાં નસ્કોરાં બીકથી કાંપે છે. તેની ચંચળ આંખો, ભયથી ફાટી, હૃદયભેદક સૌંદર્ય વર્ષાવે છે.

ચારે તરફ જોવા જતાં તેને ટાઢ વાય છે એટલે તે શરીર પર મૃગચર્મ વીંટે છે. એક નાનો સુકુમાર હાથ બહાર આવે છે તેના પર રત્નજડિત અલંકારો છે. ]

સુવર્ણા

( ગભરાટથી ચારે તરફ જોઇ ) ઓ–ઓ–ઓ, સગર ઉભો થઇ જાય છે. ઓ— [ચોટલો તપાસવા જતાં, ઓઢેલું મૃગચર્મ ખસી પડે છે, અને ઉઘાડું, આછું, સ્તનમંડળ દેખાય છે. સગર આંખ નમાવે છે! એક પક્ષી બોલે છે ટાઢનો સુસવાટો આવતાં સુવર્ણા ફરીથી ખભાપર ચર્મ ઓઢે છે ] ઓ—

સુવર્ણા

( સગર તરફ ધ્યાનથી જોઇ ) તેં મને નદીમાંથી કાઢી ?

સગર

( બળતું થયું એટલે ઉભા થઇ જતાં ) હા.



સુવર્ણા : જોયા શું કરે છે ? બેસની, તાપતો ખરો.

સગર

(આગળ આવીને) ઉભાં રહો, તાપણી કરી આપું ? [ તે સુકાં પાંતરાં ભેગાં કરી, ચકમકથી આગ પ્રગટાવે છે ને અધુકડો બેસી ફુંક મારે છે]

સુવર્ણા

( જરાક હસીને ) અને આ પથારી કરી; સુવાડી, તારું મૃગચર્મ ઓઢવા આપ્યું ? (ગંભીરતાથી ) અને આખી રાત પેલા પથ્થર-

પર–આ ટાઢમાં–બેસી રહ્યો ?

સગર

(સરળતાથી હસીને) અહીંઆં રાતના ખુનતરસ્યાં જાનવરો બહુ ફરે છે.

સુવર્ણા

(પ્રશંસાથી સગરના સુંદર શરીર ને ગૌર મુખ તરફ જોતા) તને જાનવરોની બીક નથી લાગતી ?

સગર

(જરાક શરમાઇને અને હસીને) મને બીક શાની ? એ જાનવરો મારે તો રોજનાં છે. (થોભીને) તમે બહુ સુકુમાર લાગ્યાં એટલે એકલા રહેવા દેવાને જીવ ચાલ્યો નહીં.

સુવર્ણા

(તાપણીપર હાથ તાપતાં ઉચું જુએ છે) હાથ મા...તુ નહીં હોત તો હું ડુબી જાત.

સગર

(હસીને) પણ તમે (સુવર્ણાના ઘરેણાં તરફ જોતાં) મધરાતે નદીમાં ક્યાથી આવ્યા ?

સુવર્ણા

(પૂર્વ તરફ હાથ કરીને) હુ પેલા દુર્ગમાં મજલ કરવા ગઇ હતી. રાત રમણીય હતી ને યમુના શાન્ત હતી. ચાંદનીએ કૈં ઉલ્લાસ પ્રેર્યા ને હું હોડીમાં બેસી ફરવા નીકળી.

સગર

(સાશ્ચર્ય) એકના ?

સુવર્ણા

(તિરસ્કારથી હસીને) ના, મહિમ્મત હતો, થોડીક સખીઓ હતી. પણ નાવિક અનુઘડ નીકળ્યો. તેણે નાવ ખરાબે ચઢાવી.

સગર

અરર—પછી ?

સુવર્ણા

(સગરનો ગભરાટ જોઇ હસીને) પછી-શું ? હોડી ભાંગી ગઇ. ને અમે બધાંએ તરતાં તરતાં તીરે જવું શરુ કર્યું. પેલો અણઘડ નાવિક તરી શક્યો નહીં ને મને વળગવા આવ્યો. જેમ તેમ કરતાં હું છુટી તો વમળમાં પડી. મારા હાથ થાકયા ને હું પેલે પાપતીરે ઘસડાવા લાગી–

સગર

(સાશ્ચર્ય) પાપતીર—

સુવર્ણા

(હસીને) ખબર નથી ? (અણગમાથી ઉત્તરતીર બતાવી) ખબર નથી ? (સગર સખ્તાઇથી જુએ છે.) ત્યાં ઘેર પાપાચાર થાય છે. (સગરનાં ભવાં ભેગાં થતાં જોઇને) એ વાત જવા દે, હું આ તીરે આવવા મથતી; વહેણ મને પેલે તીરે લઇ જતું. મેં બહુ ફાંફાં માર્યા. આખરે પેલે તીરે જતા કરતાં પ્રાણ છોડવાનો વિચાર કરી હાથ થંભાવ્યો—

સગર

(કઠોરતાથી હસીને) અને એક નરપિશાચ તમને અહીંઆં લઇ આવ્યો—

સુવર્ણા

(એકદમ ઉચું જોઇને) તું કોણ છે ?

સગર

(રોષમાં) પેલે તીરે વસનો એક પાપાચારી.

સુવર્ણા

(હસીને) પાપમાર્ગી બધા તારા જેવા હોય તો કેવું સારું ! (સગરના રૂપ તરફ જોઇ રહે છે. સગર મૂંગો મૂંગો જોયા કરે છે.) આમ મૂંગો મૂંગો શું જુએ છે ? (તેના તરફ બોય પગથી ઘાસ ઉખેડી નાખે છે.) જોયા શું કરે છે ? બેસની, તાપ તો ખરો. એમાં શરમાય શું કરે છે ? મને શું ખબર કે પેલે તીરે તારા જેવા પણ [illegible] છે. (સગર તાપણું [illegible]) તું શું કરે છે ?

સગર

હું તપસ્વી છું (લાલ થવા આવેલા સુવર્ણાના ગાલ જોઇ અટકે છે.)—

સુવર્ણા

(સગરના તેજસ્વી મુખ સામે જોઇને) તપસ્વી! પેલે તીરે શુ કરશે? (એકદમ) ચાલ મારી સાથે–હૈહય નગરમા. હુ મારા બાપુને કહીશ. તે તને જોઇશે તે આપશે.

સગર

(માથુ ઉંચું કરી) હું કોઇની સેવા કરતો– ને દીધેલી ભીખ પર જીવતો નથી. ને—

સુવર્ણા

(ગુંચવાઇ ગએલી) પણ—

સગર

આ જેને તમે પુણ્યતીર ગણો છો તે મારે મન હરામ છે (ઉભો થઇ, જવા જાય છે.)

સુવર્ણા

(આ રીતથી આકર્ષાઇ) અને પેલે તીર બધા છે—

સગર

(ગૌરવથી) સત્ય ને ઋતે વિશુદ્ધ એવા—

સુવર્ણા

(મનમાં હસીને) પાપાચારીઓ.

સગર

(મજાકમા) હા—પાપાચારીઓ (બને એક બીજા સામે જુએ છે.)

સુવર્ણા

(ગંભીર બની) ત્યાં તારા જેવા બધા તો નહીંજ હોય?

સગર.

(અધીરાઇથી) પેલા તીરની તમને શી ખબર? આ પારથી કોઇ ત્યાં આવવાની હીંમત-જ ક્યાં કરે છે?

સુવર્ણા

હસીને) પણ મેં આવવા માંડયું હતુ ને-

સગર

(ગર્વ વીસરી મજાકમાં) પણ અહીઆં હું લઇ આવ્યો ને—

સુવર્ણા

(હસીને હાથ જોડે છે.) તપોનિધિ! ક્ષમા કરો!

સગર

(વાર્ધક્યનો ડોળ ઘાલી હાથ લંબાવે છે.) બાલે ચિરંજીવ. (સૂર્યનું પહેલું કિરણ દેખાય છે. ને સગર ચમકીને સામે તીરે નજર નાખે છે) અરર—પિતામહ વાટ જોતા હશે ..

સુવર્ણા

(ગભરાઇને પાછી ખમ છે. તેને દીસે કમ-કમાં આવે છે.) પિતા.. મ...હ!

સગર

(સાશ્ચર્ય) હા. હવે તમે શુ કરશો? સુવર્ણાનો ગભરાટ જોઇ અટકે છે.)

સુવર્ણા

(ત્રાસથી ડોળા ફાડીને) તમે ઔર્વને—

સગર

(અધીરાઇથી) હા. કેમ? શુ છે?

સુવર્ણા

(ગભરાટમા) એ રાક્ષસને તમે જોયો છે?

સગર

(સખ્તાઇથી નેના ભવાં ભેગા થાય છે.) એ રાક્ષસ નથી

સુવર્ણા

(આક્રંદથી) છે, છે. અમારા કેટલાંએ ગામો એણે બાળ્યાં–કેટલીએ અમારી ગાયો એણે મારી–(ધ્રુજને) મારા કેટલાંએ ભાડુઓ એણે મારી નાખ્યાં. એ તો–

સગર

(રોષથી) બહું થયુ. મારે નથી સાંભળવુ.

[જવા ફરે છે]

સુવર્ણા

(ચ્ધીરાઇથી હાથ લંબાવી) તપોનિધિ ! ઉભા રહો. તમે એ પિશા—(જીભ કરડી)– પિતામહને જોયા છે?

સગર

(ગર્વથી પાછા ફરતાં) મારે નહીં કહેવું જોઇ પણ પુછોછો તો સાંભળો ! પિતામહ ઋત ને સત્યના સંરક્ષક છે. જે એ કરે તે ખોટું



સબુર ! એ માણસને જવા દે કામહું ઉંચું મુક.

ક...ન નહીં (સુવર્ણા જરાક બાવરી થાય છે.) મેં એને જોયા છે, એમ પુછોછો ? હા. એના હાથમાં હું રમ્યો છું, એના ઉરની શૈય્યા પર સુતો છું—

સુવર્ણા

ઓ બાપરે !

સગર

—તેની દાઢીમાં લપાયો છું. તેને હાથે મેં દુધ પીધું, તેના મુખે હું શ્રૃતિ ભણ્યો. તેના મંત્રે શસ્ત્રવિદ્યા શીખ્યો. બાલા ! જેનાથી તમે કાંપો છો તેની આશિષે તો હું ઉછર્યો છું.

સુવર્ણા

(જરાક જોઇને) પણ તમે તેના જેવા નથી દેખાતા ?

સગર

(ગર્વથી) તેના જેવા થવું એજ મારી પરમ ભાવના છે. (ચિંતાથી પેલે તીર નજર નાખે છે.)

સુવર્ણા

(ખેદથી) તપોનિધિ ! તમે ઔર્વેય ! આપણે ક્યાંથી મળ્યાં ? (નીસાસો નાખે છે જવા માંડે છે. સગર મુગે મોંઢે જોયા કરે છે ને પછી એકદમ) ઔર્વેય !

સગર

(અનિશ્ચિત અવાજે) કેમ ?

સુવર્ણા

(ખેદયુક્ત અવાજે) ઔર્વેય ! ફરી આપણે ક્યારે મળવાનાં ?

સગર

આપણે ! (કચવાઇને) તમે ક્યાં ફરી ડુબવાનાં હતાં ?

સુવર્ણા

મારે નગર નહીં આવો?

[ પાછળ ઝુંપડાનું બારણું ઉઘડે છે ને મુનિ શાંડિલ્ય હાથમા કમંડળ લઇ નીકળે છે. તે સગર ને સુવર્ણાને જોઇ પહેલાં અચકાય છે; પણ થોડી-વારે ધીમે પગે આ એની પાછળ આવી ઉભા રહે છે. તેનું મુખ શાંત અને ગૌરવભર્યું છે. તેના ગળામાં રુદ્રાક્ષની માળા છે અને કેડે મૃગચર્મ છે. પાપણો નમાવી ચાલવાની તેને ટેવ છે.]

સગર

( ઉત્કંઠાથી ) તમારે નગર ! કયા હૈહય નગરમાં ! કયાં ? તમે કોણ છો ? નગરમાં કેમ આવુ ? તમારું નામ—

સુવર્ણા

( હસીને ) મારું નામ ! તપોનિધિ ! ગભરાશો કે ?—સુવર્ણા વૈતહવ્યી.

સગર

( ચમકીને ) સુવર્ણા–વૈ–ત–હવ્યી !

શાંડિલ્ય

( આગળ આવીને મીઠે અવાજે ) રાજ-કન્યા ! તમે અહીંઆં કયાંથી ? ( બંને ફરે છે )

સગર

મુનિ શાંડિલ્ય ! ( હાથ જોડીને ) તપોનિધિ ! તપ વધે છે ?

શાંડિલ્ય

બેટા ! આશિષ ! (સુવર્ણાને) તમે અહીંઆં કયાંથી ?

સુવર્ણા

તેં—(ખંચાઇને ) તમે અહીંઆં મારાં માણસો જોયાં છે ?

શાંડિલ્ય

ના ! મારા ઝુંપડામાં એમો. આવી લાગશે.

સગર

( સુવર્ણા તરફ નજર નાખી ) હું જાઉ છું.

શાંડિલ્ય

(સખ્તાઇથી) હા, તમારું અહીંઆં કામ નથી.

[સગર પાણી તરફ ફરે છે. ઝાડીમાંથી મહર્ષિ શંખ નીકળતા દેખાય છે એટલે તે ઉભો રહે છે. શંખ નીચા ઘાટના પણ વિશાલ ને સ્નાયુભરી વૃક્ષ સ્થળવાળા છે. તેની દાઢી પર કાદવ દેખાય છે. ને તેના સફેદ માથાના વાળ ટુંકા ને છુટા છે.]

સગર

(ચમકીને) મહર્ષિ !

[ શાંડિલ્ય અને સુવર્ણા ફરે છે ]

સુવર્ણા

(ચમકીને) હોડીવાલો !

શાંડિલ્ય

(ચકિત થઇને) ગુરુદેવ !

[શંખ ઝાડીમાંથી બે ડગલાં આગળ આવે છે.]

શંખ

(સગરને) ચાલ્યો જા.

[સગર સુવર્ણા તરફ એક નજર નાખી નદીમાં પડી તરવા માંડે છે.]

મુનિ ! તમારી ઝુંપડીમાં કોઇ છે કે ?



શાંડિલ્ય

મહર્ષિ ! પધારો ત્યાં કોઇ નથી.

સુવર્ણા

(સ્વગત) મહર્ષિ ! આ તો હોડીવાળો છે.

(શાંડિલ્યને) હું પણ ઝુંપડીમાં જાઉં છું.

[ જવા માંડે છે.]

શંખ

(દાંત પીસી) ખુશીથી.

[સુવર્ણા તરફ ફરે છે. અને તેની ડોક પકડવા હાથ લંબાવે છે એટલામાં ઘોડાનાં પગલાં સંભળાય છે.]

સુવર્ણા

(ફરીને) મહિષ્મત આવ્યો કે શું ?

[મહિષ્મત અને બીજા ઘોડેસ્વારો આવે છે. મહિષ્મત ઉંચો ને રૂપાળો યોધ્ધો છે. એની આંખો મોટી છે, ને કપાળે ત્રિપુંડ્ છે. એણે માથે નાનો સુવર્ણજડિત મુકટ, કેડે ધોતીયું ને શરીરે અલંકાર પહેર્યાં છે. એની કમ્મરે તલવાર લટકે છે ને એના હાથમાં ભાલો છે ]

મહિષ્મત

(સુવર્ણાને જોઇને) બા આ રહ્યાં ! બા ! બા !

[ઘોડા પરથી ઉતરે છે. બીજા સ્વારો પણ ઘોડા પરથી ઉતરે છે શંખ એકદમ ફલંગ મારી ઝાડીમાં અદૃશ્ય થાય છે ]

બા ! સારા છો કે ? તમે ન મળ્યાં એટલે મારા તો જીવમાંથી જીવ ઉડી ગયો.

સુવર્ણા

(હસીને) હવે જીવ આવ્યોને ? સખીઓ ક્યાં છે ?

મહિષ્મત

બધી પાસેના ગામમાં છે. (શાંડિલ્ય નદી તરફ ચાલવા માંડે છે તેને જોઇ) આ કોણ છે ?

સુવર્ણા

પેલા હોડીવાળાનો કોઇ ઓળખીતો છે. (ફરીને) પેલો હોડીવાળો ક્યાં ગયો ?

મહિષ્મત

હોડીવાળો ? ક્યાં છે ? એ હરામખોરે જાણીજોઇને હોડી બુડાડી—ક્યાં છે ?

સુવર્ણા

પેલી ઝુંપડીમાં છે—

મહિષ્મત

એ–એ ઉભો રહે. (નદીમાં જોઇ) પેલો કોણ તરીને પાપનીરે જાય છે. કનક એને વીંધી નાખ—

[કનક તીર સાધે છે સુવર્ણા તેને હાથ વતી રોકે છે.]

સુવર્ણા

(સત્તાથી) સબુર ! એ માણસને જવા દે. કામઠું ઉંચું મુક.

કનક

(તીર ઉંચું મુકતાં) જેવી આજ્ઞા. (શાંડિલ્ય જતો હોય છે તેનો હાથ પકડી) ઉભો રહે. ક્યાં જાય છે ?

સુવર્ણા

કનક ! હોડીવાળાને પેલી ઝુંપડીમાંથી લઇ આવ.

[ કનક હાથ જોડી જાય છે. ]

મહિષ્મત

(શાંડિલ્યને) તું કોણ છે ?

સુવર્ણા

પેલા હોડીવાળાનો શિષ્ય થાય છે.

મહિષ્મત

એમ કે ? બોલ તું કોણ છે ?

શાંડિલ્ય

(નિર્દોષપણે) કોણ હું ? હું તપસ્વી છું.

મહિષ્મત

(તોરથી) આમ આવ. તારું નામ શું ?



ચીતરેલ્યું પથ્થરના હોય તેમ ભયવ્યાકુળ નજરે જોયા કરે છે.



આર્યધર્મના અમિત્રોના નાશાર્થે પિતા! અસ્ત્ર આપોની મને!

શાંડિલ્ય

શાંડિલ્ય.

મહિષ્મત

ક્યાં જાય છે?

શાંડિલ્ય

સવિતાને અર્ઘ્ય આપવા

મહિષ્મત

શું?

શાંડિલ્ય

(શાંતિથી) એ તમને નહીં સમજાય

[કનક ને તેના જોડીદાર પાછા આવે છે]

કનક

મહારાજા! ઝુંપડીમાં કોઇ નથી!

સુવર્ણા

અરે હમણા હતોને?

મહિષ્મત

(શાંડિલ્યને ગુસ્સામાં) ક્યાં છે પેલો લાડીવાળો?

શાંડિલ્ય

(શાંતિથી) અહીંઆ કોઇ લાડીવાળો હતોજ નહીં

સુવર્ણા

(ગુસ્સામાં) હમણા તો હતો તે ગુરુદેવ કહું-ને પેલાએ—(અટકે છે)

શાંડિલ્ય

માતા! કંઇ ભ્રમણા થઇ હશે

[એક સ્ત્રી માથે બેડું લઇ પાણી ભરવા આવે છે ને આ બધાને જોઇ ઉભી રહે છે]

મહિષ્મત

(સ્ત્રીને) અહીંઆથી કોઇને જતા જોયો કે?

સ્ત્રી

ના (શાંડિલ્યને) મહારાજ, નમસ્કાર!

શાંડિલ્ય

બેટા! સત્ય શરણ રહજે!

મહિષ્મત

(શાંડિલ્યનું ખભું હલાવીને) બોલ! પેલો ક્યા ગયો? યાદ રાખ તે નહીં જડે તો તારો જીવ લઇશ

શાંડિલ્ય

(તિરસ્કારથી) ભાઇ! તમારી શક્તિ હું જાણું છું

મહિષ્મત

(મુક્કી ઉગામી) જાણે છેને? તો બોલ તારો ગુરુ ક્યા ગયો? (સુવર્ણાને) આના જેવા કેટલાએ ધુતારા રખડે છે રાગડા તાણી, લોકોને ભરમાવે છે ને દૈહયનાથનો દ્વેષ કરતા બધાને શીખવે છે. (શાંડિલ્યને) બોલ!

સુવર્ણા

મહિષ્મત! મોડું થાય છે મહારાજને ખબર પડશે તો ચિંતા કરશે

મહિષ્મત

હા ચાલો આના ગુરુને પણ ગોધીએ અને આને પણ સાથે લઇ લઇએ.

શાંડિલ્ય

હું શા માટે આવું? તમારા રાજાને ને મારુ શું કામ છે?

મહિષ્મત

(ગુસ્સે થઇ) ચાલ આગળ થા! કનક! આને બાંધી લે

[કનક શાંડિલ્યને બાંધે છે]

સ્ત્રી

હાય હાય! આ શું કરો છો?

મહિષ્મત

(હસે છે) જોતી નથી?

શાંડિલ્ય

મને ના માટે બાંધો છો?

મહિષ્મત

છુટવું હોય તો પેલો લાડીવાળો બતાવ

તેં ને તારા ગુરુએ કાલે બાને ડુબાડવાનો પ્રપંચ રચ્યો હતો, નહીં?

શાંડિલ્ય

(હાથની તબીએત વાળી) હું કોઇને શા માટે ડુબાડું? ને મારા વળી ગુરુ કયા?

મહિમ્મત

હમણાં સમજાશે. કનક! જલદી કર

કનક

(શાંડિલ્યને બાંધી દઇ) આવા કોણ જાણે કયાંથી ફાટી નીકળે છે?

સ્ત્રી

પણ અમારા તપસ્વી—

મહિમ્મત

ચુપ, [ખડગ પર હાથ મુકે છે સ્ત્રી દૂર ખસે છે.]

સુવર્ણા

મહિમ્મત! હું તારા ઘોડા પર બેસુ છુ [ઘોડે બેસે છે]

મહિમ્મત

કનક! તુ આ દુષ્ટને લઇ આવ હુ એના ગુરુને શોધી કાઢું છું

[મહિમ્મત ઘોડા પર બેસી આગળ જાય છે.]

સ્ત્રી

(આંસુ સાથે) ઓ-ગુરુજી!

શાંડિલ્ય

બાઇ! ગભરાઇશ મા. દેહ ક્ષર છે- આર્યાવર્ત અક્ષર છે.

સ્ત્રી

પણ અમારું શુ થશે?

શાંડિલ્ય

(દયાભીની આંખે) કે થવાનુ નથી. પિતામહની આશિષ છે. બધાં રુડાં વાના થશે.

[સ્ત્રી રડે છે. સુવર્ણા સૂમકીને ઘોડો ઉભો રાખે છે.]

સુવર્ણા

(શાંડિલ્ય તરફ જોઇ) પિતા-મહ-! ઓ-

[આંખો ફાડી, ઘોડાને એડી મારે છે ને જાય છે. કનક શાંડિલ્યને ઘસડી જાય છે. સ્ત્રી ઝુમકાં ભેર રડે છે.]

પડદો પડે છે.

— ○ —

## અંક બીજો

[સ્થળ. દૈવ્ય નગરના મણિમય પ્રાસાદમાં સુવર્ણના મયૂરોથી શોભતી ચંદ્રશાળા

કાલ. બીજા દિવસની રાત ચંદ્ર હજુ ઉગ્યો નથી, અને આકાશમા વૃશ્ચિક નક્ષત્ર ઝઝુમે છે.

યમુનાનાં તરંગો અગાશીમાંથી નદીમાં નીચે ઉતરવાનાં પગથીઆં પર અથડાય છે, તેનો તાલબદ્ધ અવાજ આવે છે. મહેલમાં બધે શાંતિ છે.

અગાશીમાં પીત્તળની બે મોટી દીવી પર દીવા બળે છે. એક મોને મઢયા પલંગ પર સુવર્ણા સુતી છે. તેની આંખો ઉઘાડી છે. થોડીવારે તે લાંબો નિઃશ્વાસ નાખી બેઠી થાય છે.]

સુવર્ણા

(ધીમેથી) પલે પલ નીહતીજ નથી [તે ઉભી થઇ અગાશીની પાગેર પર હાથ ટેકવી યમુનાને પેલે તીર પ્રસરી રહેલાં અંધારાને નીરખી રહે છે.]

મને શુ થયું છે? એ પશુપતિ? ઢ સમજ પડતી નથી. આમને આમ કયા સુધી વાટ જોયાજ કરવી પડશે? વાટ જોવી, પલે પલે અધીરા થવુ, ને નીરાશામા નીસાસા મુક્યા કરવા—આમ કયા સુધી ચાલશે? (થોભીને) એની આખો કેમ ચમકતી?. અને એનુ હાસ્ય! ને (હસીને) મીજાજ! પણ એ કોણુ? ભયંકર ઔર્વનો પુત્ર! (નીસાસો નાખે છે) ને મહારાજને સાહ વર્ષ સુધી જેનો પત્તો નહીં લાગ્યો તેના પુત્રનો પત્તો મને લાગશે?—(વીચારીને) આ શાડિલ્ય પણ ઔર્વેયજ છે. એને પુછું તો કૈં પત્તો ખાય ખરો.

[એકદમ પ્રકાશ વધે છે અને સુવર્ણા ચમકીને ફરે છે થોડીવારે એક મશાલચી આવતો દેખાય છે અને પાછળ મહારાજ તાલજંઘ વીતહવ્ય અને સેનાપતિ અર્જુન આવે છે.

તાલજંઘ પચાશેક વર્ષનો દેખાતો, પણ પાસઠ વર્ષનો છે તેનો રગ શામળો છે તે ઉચો ન કહેવાય; અને ગાઠાવાળા બાહુઓ તેના શરીરને જરાક બેડોળ બનાવે છે તેનુ મુખ ભરાવદાર અને તેજસ્વી છે. તેના મોઢાની ફાડ વિલાસ સુચવે છે, અને તેના પર બે સફેદ મુછો છત્ર કરી રહી છે તેની આખો ઉડી ને ખધી છે; પણ અત્યારે તેમા વ્યગ્રતા છે

તેના વાળ ખભાપર છુટા પડયા છે તેણે કેડે ધોતીયું પહેર્યું છે, ને ખભે ઉપરણું નાખ્યું છે તેણે કાને રત્નો, કોટે કઠો, ને હાથે પહોંચીઓ પહેરી છે તેની કમરે એક ટુંકુ ખડ્ગ છે.

સેનાપતિ ઉચો, કાળો, ને સશક્ત યોદ્ધો છે. તેણે મણિ જડિત મુકુટ પહેર્યો છે. એની કેડે પણ ખડ્ગ છે.]

સેનાપતિ

પૃથ્વીનાથ! હમણા હમણા આવા અનેક ઢોગી પાકયા છે—એટલે સખ્તાઇ વાપરવીજ પડશે.

વીતહવ્ય

(કચવાટથી) અજબ જાત છે. ઉખેડો ઉખેડો પણ ઉગીજ જાય છે. (સુવર્ણાને જોઇ) કોણ સુવર્ણા! (ગળું ખખારી) શુ કરે છે બેટા? આજે ખાધુ કેમ નહીં?

સુવર્ણા

(પાસે આવીને) ઢ નહી મને ભુખ નહોતી

વીતહવ્ય

મશાલચી! મશાલ મુકી જા સેનાપતિ તમે જાઓ!

સુવર્ણા

બાપુ! પેલા શાડિલ્યની વાત કરતા હતા તેને શુ કર્યું?

વીતહવ્ય

હજુ કૈં કર્યું નથી પણ કાલે એને દડ દઇશુ

સુવર્ણા

બાપુ! એને જપીને બેસવા દોને આપણુ શુ જાય છે!

વીતહવ્ય

બેટા! તુ તો હજુ બાલક છે આવો એક પુરુષ ધામા નાખે છે કે લોકો આળસુ ને અસંતુષ્ટ થાય છે—ને ધીમેધીમે તોફાન પેસે છે તે પોતાને ઋષિ કહાવે છે, મત્રો બોલે છે ને યજ્ઞો કરે છે. તે પશુપતિને પુજતો નથી. આપણી પ્રજાને કોઇ પૂર્વજોનાં ખોટાં ગુણગાન કરી ભરમાવે છે—ને મારું રાજ્ય જાય તો એમનુ આર્યાવત પ્રગટે એવુ મનાવે છે.

સેનાપતિ

( પેલે તીરે હાથ કરી ) ને પેલાના નામની આણ વર્તાવે છે.

સુવર્ણા

પણ તેને તો કોઇ કંઈ કરી શકતુ નથી તો પછી આવા નાના નાનાને મારે શો ફાયદો ?

સેનાપતિ

બા ! આવા નાનાઓજ પજવે છે પેલો કંઈ આ તીરે જાતે આવવાની હીંમત કરે છે ?

સુવર્ણા

( વિચાર કરીને ) પણ આવાને દંડ દેવાથી તે ચગશે નહીં ?

વીતહવ્ય

( કંટાળીને ) બેટા ! રાજ્યની પણ રમત છે આપણાથી થાય તે આપણે કરવુ, ને સામાથી થાય તે તે કરે

સુવર્ણા

–પછી ડાહ્યો હોય તે જીતે–

વીતહવ્ય

(તિરસ્કારથી) ડાહ્યો કોણ એ બેમાથી એક હારે નહીં ત્યા સુધી કોણ કહી શકે ?

સુવર્ણા

પણ બાપુ ! એને અહીંઆ બોલાવોની એ શુ કહે છે તે તો હુ સાભળુ

વીતહવ્ય

જન્માદેની એની કુડી દૃષ્ટિ—

સુવર્ણા

( વીતહવ્યના હાથ ઉપર હાથ મુકી ) બાપુ ! તમારા છત્ર નીચે મને શુ થવાનુ હતુ ? (વીતહવ્ય નીસાસો નાખે છે) સેનાપતિ ! એને અહીંઆ લઇ આવો.

સેનાપતિ

અન્નદાતા ! લઇ આવુ ?

વીતહવ્ય

હા લઇ આવો. ( સેનાપતિ જાય છે ) સુવર્ણા ! આવ બેટા ! બેસીએ ( બન્ને જણ ખાટલા પર બેસે છે ને વીતહવ્ય નીસાસો મુકે છે )

સુવર્ણા

બાપુ ! તમે આમ કેમ છો ? કંઈ થાય છે ? ( વીતહવ્યને સ્નેહથી પપાળે છે )

વીતહવ્ય

સુવર્ણા ! કાલથી મને ઉંઘ આવતી નથી આખી રાત ને દહાડો હું બેચેન રહ્યો છુ

સુવર્ણા

( ચિંતાથી ) શુ થાય છે ?

વીતહવ્ય

( મમતાથી ) બેન ! તુને તુજ મારા મગજમા આવ્યા કરે છે. જાણે તને કોઇ લઇ ગયું, કોઇએ મારી નાખી એવા એવા ખ્યાલો આવે છે

સુવર્ણા

( ચમકીને ) મને કોણ આગળી અડાડે એમ છે ? એતો આ મહિમ્મત્ કહે છે કે પેલા હોડીવાળાએ હોડી જાણીજોઇને બુડાડી દીધી તેથી તમને એમ થાય છે

વીતહવ્ય

એ વાત ખરી પણ હોય. ( નીરાશાથી ) કયા તો મને માન શુકન થાય છે કે કયાં ને ઘડપણની બ્રમણા હવે મારામા પેઠી છે. પણ મને શાતિ વળતી નથી તને કંઈ થવાનુ હોય એમ ધ્રાસકો પડયાજ કરે છે

સુવર્ણા

(હીંમતથી) બાપુ ! તમારા રાજ્યમા કોની મગદૂર છે ?

વીતહવ્ય

( હસીને ) બેટા ! સિંધુથી મરૂ સુધી

મારી આણુ વર્તે છે ને દશે શિા કપે છે પણુ—

મુવર્ણા

( હમીને પીતહન્યના વાસાપર હાથ મુકી ) ત્યારે શુ—

વીતરુવર

( સુવણાનો હાથ પપાળના ) તને છોકરા થશે ત્યારે માબાપના હૈયા તું પારખગે દીકરા ! તુ તો મારી આખની કીકી છે મોજ છોકરાએ આજે એક તુ—( તેનો અવાજ ગળગળો થઇ જાય છે )

મુવર્ણા

( સાશ્રુ નયને ) અત્યારે એ શોક શા માટે કરો છો? બાપુ ! એ મોજની ખોટ હુ નથી પુરતી?

વીતહ ર

( સુવર્ણાન માથુ સુઘીને) સુવણા ! તુ તો મારો હીરો છે તને જોઇ ', સઘુએ વીસારે નાખુ છુ ( નીસાસો નાખી ) પણુ બેટા પાચ પુત્રો યુદ્ધમા ગયા-ત્રણ યમ ન઼ઇ ગયો— ને સાત (અવાજ તુટે છે) ને જેમ ખોયા તેમ તને ખોવાનો ભ્યા। આવના મારા ગાન ગળે છે—હુ અધીરો વેરો બની જાઉં છુ

મુવર્ણા

( શકાનીલ ) બાપુ ! મારા માને ભાકુ ચીરે મગાવ્યા એ ખરી વાત ?

વીતહવ

( કમકમા આવે છે દાત પીસી ) બેગ ! એ વાત જવા દે પાપાચારી, એ વિકરાલ રાક્ષસે કાચી કળી જેવા તારા ભાઇને ( ડુમો ભરાતા તે મોનનો બધ થાય છે સુવણા રડે છે વીતહવ્યના હોઠ રહુ રહ થાય છે ) આજે એ દુષ્ટને લીધે તારા અવશેષ મીનાય—હુ નમતાન થઇ ગયો છુ



વીતવ્ય સુવર્ણા તુ તો મારો હીરો છે તને જોઇ હુ બધુએ વીસારે નાખુ છુ

સુવર્ણા

બાપુ ! પણ એ કોણ ? ને અપણી પાછળ કેમ પડ્યો છે ?

વીતહવ્ય

પિનાકપાણી જાણ હુ એને જાતે ......

લઇ શોધવા ગયો હતો–વર્ષો પહેલાં. અમે હજાર યોદ્ધાઓ ગયા હતા, તે કેમે કર્યા બસેં પાછા આવ્યા

સુવર્ણા

તે કેમ થયું?

વીતહવ્ય

અમે પર્વતમાં ગયા–ને અણુજાણુ દિશામાંથી અણુદીઠ હાથે છોડેલા શરો અમને વીંધવા લાગ્યા અમે ગયા, તેવા પાછા આવ્યા પછી ધીમે ધીમે તારા ભાઇ, બહેન અદૃષ્ટ થવા લાગ્યા

સુવર્ણા

પણ આ બધું ઔર્વે કર્યું એમ કેમ કહેવાય?

વીતહવ્ય

(સખેદ) ઔર્વ તો નામ માત્ર છે પણ એ નામે માત્ર હજારો ગામો કંપે છે. જ્યારે ડુંગરોમાં ધુમાડાની સેર છૂટે છે ત્યારે લોકો નાસે છે, ઢોરો સંતાડે છે, ને ઔર્વને તૃપ્ત કરવા યત્ન કરે છે

સુવર્ણા

પણ એ આમ શા માટે કરે છે?

વીતહવ્ય

'કોણ જાણે!' જે હોય તે નિર્દય છે, જબરો છે, ભયાનક છે, બધાને ગભરાવે છે; ને માગો છાકરા મારે છે પેલે તીરે કોઇને પગ મુકવા દેતો નથી એનું મેં કોણ જાણે શું બગાડ્યું છે? (નદી તરફ જુએ છે ને ભ્રમો થઇ જાય છે)

સુવર્ણા

(બીકથી) શું છે બાપુ!

વીતહવ્ય

(ધ્રુજીને) નારે એ તો જાણે કોઇ તરતું હોય એવું સંભળાયું એ તો માત્ર ભ્રમણા હતી–ગભરાઇશ નહીં.

સુવર્ણા

(એકદમ ઉંચું જોઇ) એક રસ્તો ન નીકળે? એ ઔર્વને જોઇએ તે આપી ન સંતોષાય?

વીતહવ્ય

બેટા! તું તો બાલક છે. એને જે જોઇએ તે આપવા ખુશી છું પણ એને શું જોઇએ છે તે કોણ જાણે? એને શું આપવું તે કોણ કહે? એતો વૈશ્વાનર જેવો ખાઉધરો ને રુદ્ર જેવો ભયાનક લાગે છે

સુવર્ણા

(હસીને) પણ એ કરવા જેવું છે

વીતહવ્ય

એ નહીં થાય પણ તું આનર્તને ઓળખે છે? એને મેં તેડું મોકલ્યું છે સૌગષ્ટ્ર ને આનર્તના એ પ્રતાપી મહિપાલને મારે તને વરાવવી છે તમને એને પરણાવી આ રાજ્ય તેમને સોંપી દઇશ એટલું મારું જીવ્યું ને જીત્યું સાર્થક થશે

[ મરાવચી એક મશાલ લઇ આવે છે ને પાછળ સેનાપતિ અને તેની પાછળ મહિષ્મત શાંડિલ્યને લઇ આવે છે શાંડિલ્યના હાથ દોરડાથી પાછળ બાંધેલા છે. દોરડાનો એક છેડો મહિષ્મતે ઝાલ્યો છે તેના બીજા હાથમાં નાગી તલવાર છે ]

સેનાપતિ

અન્નદાતાનો જય! આ દેશો તાગ્યો આણ્યો

[ વીતહવ્ય જરી આગળ આવે છે. સુવર્ણા બેસી રહે છે ]

વીતહવ્ય

(કચવાઇને આગળ આવી) મહિષ્મત! એને આમ લાવ (શાંડિલ્યને) બોલ અધમ! સુવર્ણાને ડુબાવનાર નાવિક કોણ હતો?

શાંડિલ્ય

(શાંતિથી) મને શી ખબર!

વીતહવ્ય

તું શું કરે છે?

શાંડિલ્ય

હું દેવોને આરાધુ છું. (સુવર્ણા ઉઠીને પાસે આવે છે)

સેનાપતિ

(તિરસ્કારથી) ભગવાન પશુપતિને મંદિરે કદી જાય છે?

શાંડિલ્ય

આર્યોને તો આહ્વાહને ઇન્દ્રવરુણ હાજર થાય છે તેને મંદિરે જવાની શી જરૂર પડે?

સેનાપતિ

અને લોકોને આર્યોના તડાકા મારી ભરમાવે છે

શાંડિલ્ય

ગર્વથી હા અને મારા દેવોના શાસન પાળું છું તપ કરું છુ, ને મંત્રો શીખુ છે

વીતહવ્ય

(અધીરાઇ) પણ તારા ઔરંને શુ જોઇએ છે? મારા રાજ્યમા ભગવાન પિનાકીની મહેરથી જેનામા શક્તિ હોય તેને માટે ધન છે, વૈભવ ને મજાહ છે, જેનામા ન હોય તેને માટે મરણ છે, શાંતિ છે હવે શુ જોઇએ છે?

[શાંડિલ્ય મુગો રહે છે]

સેનાપતિ

(મોટે સાદે) કૃપાનાથે કહ્યુ તે સાંભળ્યુ? એને શું જોઇએ છે?

સુવર્ણા

(ધીમેથી) મુનિ! જાઓ ઓર્વ પાસે ને પુછી આવો કે એને શુ જોઇએ છે જે તેને જોઇએ તે આપવા મહારાજ તૈયાર છે

વીતહવ્ય

હા જા જઇને તેને બોલાવી લાવ. જે જોઇએ તે હું આપીશ

શાંડિલ્ય

(ખડખડ હસીને) જે પિતામહને જોઇએ છે તે તમારાથી અપાવાનુ નથી.

વીતહવ્ય

(તિરસ્કારથી) એવું શુ?

શાંડિલ્ય

(ગૌરવથી) રાજન્! જાણુ છે? સત્ય રુચશે નહીં. એમને જોઇએ છે—અમારા પૂર્વજોનુ આર્યાવર્ત (સેનાપતિ હસે છે)

વીતહવ્ય

(તિરસ્કારથી હસીને) તે ધમાઇ ગયુ ક્યારનુ—મહારાજ જયધ્વજના વખતથી તેના સીમાડા પણ શોધ્યા જડશે નહીં.

શાંડિલ્ય

રાજન્! અમારુ આર્યાવર્ત અમર છે એના સીમાડા તો સહુના બધા શાસકો ખસેડી શકે એમ નથી

વીતહવ્ય

ક્યા છે? ક્યા છે? (સુવર્ણાને) આ મુર્ખાઓ કેમ રીઝે? જો

શાંડિલ્ય

ક્યાં? ક્યાં? વીતહવ્ય! જયા તને કદી નહી જડે ત્યા તારે જાણુ છે આર્યાવર્ત ક્યા જડશે ને? હૈહયરાજ! (માથું ઉંચુ કરી) જ્યા સિંહાસને સત્ય ને સેનાઓમા સયમ જડે—જ્યા પુરુષમા તપ ને સ્ત્રીમા શીયળ જડે—જ્યા મુખે મુખે મંત્રોચ્ચાર ને યજ્ઞે યજ્ઞે પૂજ્યભાવ જડે—જ્યા જનપદે જનપદે સુખ ને આશ્રમે આશ્રમે શાંતિ જડે—જ્યા લોકસગ્રહ સત્ય ને ઋતથી પરિમિચિત સંસ્કારો પામે ને પ્રજાજનો નવા તપે નવા દર્શનો સાધે—ત્યા—

વીતહવ્ય

(ગુસ્સામા) મને એમ અક્ષર સમજાતો નથી

સેનાપતિ

(હસીને) મને પણ નથી સમજાતુ

શાંડિલ્ય

(તિરસ્કારથી) વીતહવ્ય! તમને નહીં સમજાય. આર્યાવર્ત ક્યારે દેખાય તે ખબર છે? પૂર્વજે મહર્ષિઓના પાદ સેવ્યા હોય, પિતાએ પૂર્વજોના સંસ્કાર સ્મર્યા હોય, ને માતાએ પિતાની સોડ સેવી હોય તો—

વીતહવ્ય

(તરવાર પર હાથ ધરીને) શું બકે છે? મરવાનો થયો છે? (સુવર્ણા તેને રોકે છે)

શાંડિલ્ય

(ગૌરવથી) રાજા! જેને આર્યાવત દેખાય છે તેને તારા રાજ્યમાં મૃત્યુ સમાન મોક્ષ નથી; પણ યાદ રાખજે, મારે મરણે આર્યાવર્ત અદષ્ટ નહીં થાય.

વીતહવ્ય

(દાંત પીશી) ચાંડાલ! એ તારી ઘેલછા-ભરી આશા કદી નહી ફળે.

શાંડિલ્ય

(શાંતિથી મોટો અવાજ કાઢી) ઋષિઓ-નો પ્રાણ–વીરોનું સ્વર્ગ–ને આર્યોની આશા એવું અમારુ આર્યાવત–અતુલ અને અમર–સદાએ–ફળશે, ફુલશે સમજ્યો રાજન?

વીતહવ્યે

(ગુસ્સામાં કાંપતા) તારા જેવા કાળમુખા-ઓની આશા હું હમણાં કચરી નાખીશ.

સુવર્ણા

બાપુ—

વીતહવ્ય

(ગુસ્સામાં) ચુપ રહે! તુ એમાં ન સમજે.

શાંડિલ્ય

(તિરસ્કારથી) વીતહવ્ય! તું સ્વપ્ન છે–આર્યાવર્ત સત્ય ને શાશ્વત છે (ભયંકર અવાજે) ગર્વિષ્ટ હૈહય શાસન કાલે સવારે હતુ નહોતું થઇ જશે.

વીતહવ્ય

(દાંત પીશી) ને તુ આ હતો ન હોતો થઇ જાય છે તે જો. તરવાર કાઢી શાંડિલ્યનો હાથ કાપી નાખે છે. બોલ (ક્રૂરતાથી હસીને) શું કહેવું છે?

શાંડિલ્ય

(વેદનાને જીતીને ટટાર થઇ) શાંડિલ્ય આશ્વલાયનનું વચન છે—

વીતવ્ય

—ને તાલજંઘ વીતહવ્યનું આ શાસન છે (શાંડિલ્યનો બીજો હાથ કાપી નાખે છે)—

[શાંડિલ્ય તમ્મર આવવાથી ગોથું ખાવા જાય છે. ટટાર થઇ સ્થિર નયને વીતહવ્ય તરફ જુએ છે. તેની આંખો ફાટી ગઇ છે ને તેના મુખ પર તેજના અંબાર વર્ષે છે. તેના બંને ખભામાં-થી લોહીના ધોધ વહે છે.]

શાંડિલ્ય

(પેલે તીર અંધારા ડુંગરો તરફ નજર કરી કારમે અવાજે) —ને જો! ઔર્વ પિતામહનું પણ શાસન છે—

[શાંડિલ્ય બેભાન થઇ પડે છે. ડુંગરોમાંથી સિંધુરીઆ ધુમાડાની સેર ગગનમાં ચઢતી દેખાય છે. બધા તે તરફ ફરે છે ને સ્તબ્ધ બને છે. સુવર્ણા ચીસ પાડી ખાટલા પર બેસી આંખે હાથ દે છે. વીતહવ્ય પથ્થરનો હોય તેમ લોહીથી નીગળતી તલવાર હતી તેમ રાખી, ભયવ્યાકુળ નજરે ધુમાડાની સેર જોયા કરે છે. અભંગ ને ભયાનક શાંતિ પ્રસરે છે]

વીતહવ્ય

(થોડીવારે પરસેવો લુછીને ધીમેથી) મહિષ્મત! આને ઉપાડી જા.

[મહિષ્મત ને મશાલચી શાંડિલ્યના શબ તથા હાથોને લઇ જાય છે તે બધા મુંગામુંગા જુએ છે.] સેનાપતિ! પાછો ધુમાડો થયો!

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૦૧]



એક માણસ ત્યાં લાંબો થઇ સુતો હતો.

[કાતિક ૧૯૮૩
૨પા ને દા પૃષ્ઠ ૨૦૬]



હું રૂપાં.




લેખક :
રા. જયન્તકુમાર મણિશંકર ભટ્ટ
બી. એ.

ચિત્રકાર:
રા. રવિશંકર રાવળ

——o——

૧

સૌ રાષ્ટ્રના ઇતિહાસકારો તેનાં જુદાં જુદાં રાજ્યોનાજ ઇતિહાસો લખી વીરમે એ મને સદાએ અવાસ્તવિક લાગ્યા કરતું. રાજ્યોની સામે થનારા, તેના કાયદા તોડનારા, તેને સાવધ રહેવા ફરમાવતા એવા લોકો—અને એવા થોડા ન હતા—ના વૃતાંતની, તેમની જાતોના ઇતિહાસની ખુબજ જરુર છે એ મારી લાંબા કાળની માન્યતા હતી.

—ના વર્ષમાં કાઠીઆવાડ બાજુ હું ગયો હતો ત્યારે, મારા સિદ્ધાંતના સમર્થનમાં કેટલાક મુદ્દા મેળવવા, તથા હતા તે સબળ કરવા, મેં જરા લાંબી સફર કીધી. એ સફરને અંગે ગીરના જંગલોના મધ્ય ભાગ સુધી પણ મારે જવુ પડે તેમ હોવાથી માર્ગદર્શક અને રક્ષક બંને કામ સારે તેવા ભોમીઆને સાથે લઇ હું ઉપડયો.

ગીરની ખ્યાતિ તો મેં ખુબ સાંભળેલી. ચારણો અને શીકારીઓની વાતો પરથી કૈંક વખત બચાવવા અને કૈંક ઘોડેસવારીના શોખથી અમે બે સુંદર કાઠીઆવાડી ઘોડીઓ ઉપરજ ફરતા. જરુર પુરતાંજ કપડાં અને ખાવાનુએ સાથેજ ફેરવતા.

દુપાળુ અમે સવારના છોડી આગળ ચાલ્યા. ખરુ જંગલ ત્યાંથી શરુ થાય છે. જોકે ગરબે રમવા નીસરેલી સાહેલીઓ થંભી ગઇ હોય તેવી ટેકરીઓ તો માઇલોના માઇલ સુધી વિસ્તરેલી પડી હોય છે. ધીમેધીમે ઢોળાવો ચઢતા ઉતરતા ઘડી ઝાડીમાં અને બહાર, આડા અવળા વાંક લેતા રસ્તા પર અમારી ઘોડીઓ આસ્તે આસ્તે જતી. સસલાંઓના કે નોળીઆના દોડી જવાના, સુક્કાં પાન ખખડવાના, પથ્થરો દડવાના અને ઘોડાંના નાળના અવાજોથી ઝાડી ઘડી ભર જાગી જતી, અને પાછી તેની ચિર શાન્તિનું દમન શરુ થતુ.

ગામ છોડે અમને ઘણી વાર થઇ હતી. ઝાડીમાં તો ડાળીઓમાંથી સૂર્યનાં રશ્યાં ખડયાં

* પ્રોસ્પર મેરીમીની 'કારમન' નામની વર્તા ઉપરથી.

કિરણોની જાળી નીચે પથરાતી એ સીવાય વખત માપી શકાય તેમ ન હતું. પણ અમારાં ઉદર અને થાક, અન્ન અને જલ માટે પુકારતાં હતાં અને ત્યાંજ રાવળ નદીનાં અત્યંત મનોહર તટ પર અમારાં ઘોડાં આવી ચઢ્યાં. કોઇ પ્રચંડ અજગર ચત્તો પાટ પડયો હોય, અને સુસવાટ કરતો હોય તેમ ચોમાસા પછીની નદી ધસમસી રહી હતી. અને તેની ઉપરવાસ એક વિશાલ શિલા આવી રહી હતી. અમે ત્યાં જઇ આરામ લેવાનું ઠરાવ્યું.

ઘોડાંના પગથી પાણીનાં શિકરો ઉડી રહ્યાં. સૂર્ય કિરણે અંદરની માછલીઓ અને રંગીન પથ્થરોને પ્રકાશમાન કર્યાં અને ફરી પાછા જંગલના અવાજ, તેનું અંધારું અને એકાન્ત વ્યાપી રહ્યાં.

પરન્તુ એ શિલા જેવી અતિ સુંદર જગ્યાની પ્રથમ કદર કરવાનું માન મને ન હતું. એક માણસ ત્યાં લાંબો થઇ સુતો હતો, ખરેખાત ઉંઘતો હતો. માથે બાંધવાનો સાફો એક હાથ સાથે તેણે ઓશીકા તરીકે વાપર્યો હતો. ડાબા પગને વાળી તે ઉપર જમણો પગ ટેકવી, છાતી પર હાથ રાખી તે ઉંઘતો હતો, એટલે કે અમારા આવવાને લીધે અવાજ થયો તેથી એકદમ જાગી ઉઠતા પહેલાં સુખનિદ્રામાં હશે એમ લાગતુ હતું.

તેણે આંખો ખોલીઃ નશાથી ઘોમ થઇ હોય તેવી લાલ અંગાર જેવી. તેમાંએ જોકે રાવળ નદીના જેવો પ્રવાહ, પ્રવાહિતા તો અવસ્ય દેખાતી. તેણે દૂર ચરતા પોતાના ઘોડા પર નજર કરી લીધી, ભેટ પરનો જમૈયો તપાસ્યો અને લાંબી લોખંડી ડાંગ પાસે લીધી. મજબુત કાઠીનો, મધ્યમ ઉંચાઇનો તે એક કદાવર નૌજવાન હતો.

તેના આવા દેખાવથી પ્રથમ તો હું ચમકયો. પણ બહારવટીઆ, લુંટારા, મીયાણા, ઠગ, વગેરે વીશે એટલું બધું સાંભળેલું—અને કોઇ મળેલા નહીંજ—એટલે તે વીશે સાંભળવાનીજ મને ટેવ પડી ગએલી. તેમને નજરે જોઇ શકાય તે હું માનીજ ન શકતો. અને વળી આ તો ત્યાંના રબારીઓનો સામાન્ય દેખાવ હતો એટલે તરત સ્વસ્થ થઇ ગયો. વળી મારાં કપડાં અને ઐતિહાસિક સામગ્રીની નોંધપોથીને શુ એ ઘોઇ પીએ ? એટલે મેંતો એને 'રામ રામ' કર્યા ( એના શસ્ત્રની ઉપેક્ષા કરીને ) અને પુછ્યું : "નીંદરમાં ખલેલ તો નથી પડીને ?"

તેણે જવાબ આપ્યા પહેલાં મને નખ શિખ તપાસ્યો. અને બધું જોઇ લીધું હોય તેમ મારી સાથેના ભોમીઆ તરફ ફર્યો અને...ભોમીઆનું મોં લેવાઇ ગએલું મેં જોયું. તેના હોસકોસ ઉડી ગયા "માર્યા ! આવી ભરાણા !" એમ મનેએ લાગી ગયું. પણ ગભરાટ તો અમારી વિરુદ્ધજ જાય એટલે એ ફીકરાઇથી ઘોડાને ઝાડ સાથે બાંધી હું તો ખાવાનું લઇ નીરાંતે ચાલ્યો. શિલાને છેડે જઇ શિતલ જલથી હાથ પગ ધોયા. મોં પર પાણી છાંટયું. અને ઘેરજ હોઉં તેમ આલીશાનીથી ડોલતો ડોલતો આવીને બેઠો.

મારા ભોમીઆ ભગવાનસિંહના દીલમાં હજુ ધાસ્તી હતી. પણ પેલા જુવાને તો મિત્ર ભાવે જોવાનું શરુ કરેલું. તેનાં શસ્ત્રો દૂર મુકી વિશ્વાસમય વાતાવરણ તેણે ઉપજાવ્યું હતુ અને પાછો લાંબો થવાની તૈઆરી કરતો હતો. પણ મેં જોયું કે ગુજરાતના લોકો નાસ્તા પહેલાં નહીં પણ પછી લાંબા થાય છે એટલે તેની સાથે જોડાવા પહેલાં કૈંક અડાવી લેવાનો મારો વિચાર

હતો એટલે એ રસિક કાર્યમા ઉતરો તેને જોડાવા મેં આગ્રહ કર્યો સૌરાષ્ટ્રમા મૈત્રીથી કેની એક કરે તેની ગાઢ રોટલાની, લુણની છે ! મને એની વાત તેમજ આહારની નીખાલસ વૃત્તિ ગમી ગઇ.

પણ ભગવાનસિંહ તેની બધી વાત

'હાસો' કહી એ કુદી ને આગળ આવ્યો તેના એ પહેલાજ શબ્દો હતા પણ કોઇ પરાયાની જેવો એ વિચિત્ર ઉચ્ચાર મને લાગ્યો.

"અમારી આછી પાતળી પુરીઓ પુરી પડશેને ?" તે કદ, તે લોકોનો આહાર વગેરેની માપણીની કલ્પનાથી મે પુછ્યું

"બાપ, અરે, કેટલે દા'ડે આજ પુરી પકવાન દીઠા"

અને અમારી મોરકી મૈત્રીના મૂલ ઉંડા પેઠા

મે તેને સવાલો પુછવા માડયા, આસપાસ કીલ્લાઓના, ખંડીએરોના, અને જાણે ઇતિહાસ આખો તથા ભુગોળ રજેરજ મોઢે હોય તેમ તેની સચોટ ભાષામા તેણે વાતો કરવા માડી ત્યાના માણસોની, ગામોની, યુદ્ધોની,લુંટોની,



મહતજીનુ જગી ગોળ શરીર બાર ણામા ખુણ ઘસારા સાથે ધીમુ ધીમુ મનેશતુ હતુ

પ્રાણીઓનો, ઘોડાની, ભેંસોની, વગેરે અનેક જીવનની કેટલીએ વાતો કરી નાખી અને સાથે હાથ ચલાવવામાએ તે એક્કો હતો અમે ક્યારે પાચ દિવસનુ ખાવાનુ થોડી મીનીટોમા સાફ કરી ગયા તે પરખાયુ નહીં. તેને તો જાણે ચ૨ દિવસના અપવાસ હોય એમજ લાગ્યું અવિશ્વાસથી સાભળતો આડી આખે જોયા કરતો તેણે પુરુ ખાધુએ નહીં. પેલાની હાજરીથી જાણે તેની હોજરીને રોગ થઇ આવ્યો, તેમની વચ્ચે જગી દીવાલ હોય એવુ તેનું વર્તન હતુ

અમે બધું ખલાસ કરી, પાણી પી (શુ

એ પાણી ?) આડે પડખે થઇ તૈઆર થયા એટલે પેલા જુવાને કહ્યું: "હવે આવો, બપોરે વળી કયાં આઘેરા જશો ? આજ રાત હાલો. કાલે વળી આગળ વે'તાં મુકજો."

'ખુશીથી' મેં તો કહી દીધું. કેમકે મારે એ લોકોના જીવનમાં પેસવું હતું. મારું પેગડું પકડી ભગવાનસિંહ ઉભો હતો તેણે સચિંત મારી સામે જોયું. પણ મેં તો બેફીકરાઇ અને નિડરતાનોજ દેખાવ કરવા મારું માથું એક બાજુ ઉછાળ્યું, અને ઘોડીને એડી મારી. ભગવાનસિંહના આ ઇસારા, તેની ચિંતા, પેલા જુવાનની વાતો, તેની ઘોડીની મજલોની હેરતભરી વાતો, વગેરેથી હું કઇ જાતના આદમીની સોબતમાં છું તેનો મને ખ્યાલ તો આવ્યો હતો. પણ જેણે મારો રોટલો ખાધો તે મારું બુરું ના વાંચ્છે એટલો તો મારો કાઠીઆવાડની મૂલ જાતોમાં પાકો વિશ્વાસ હતો એટલે મને શી ફીકર હતી ? ઉલટું એની સાથે હોવાથી કેટલાંક બીજાં ભયસ્થાનો હું તરી જઇ શકીશ અને ત્રીજું મારાં પાત્રોનો મને સીધો અનભવ થાય એ અપૂર્વ લાભ

મને આશા હતી કે વાતમાં ને વાતમાં તે પોતાનાં નામ ઠામ કહી પરાક્રમો પણ કહી દેશે. પણ મને થયુ કે "હું દાદુ મકરાણી સાથેજ નહીં સ્વારી કરતો હોઉં !" તે વખતે દાદુ મકરાણીનું નામ બધાને હોઠે ચઢેલું હતું. તેની ઉદારતા, તેના પરાક્રમ, તેનાં સાહસ અને કવચિત તેની રંગત બધાંની ખુબ વાતો ચારે તરફ મે સાભળેલી. કૈંક વાત કઢાવવા આ વાતોમાં મસાલો ભભરાવી મેં પેલા જુવાનને કહી.

"દાદુ તો ભારે કજાત છે," તેણે ગંભીરતાથી ઉચ્ચાર્યું. એ તે નમ્રતા કે ન્યાય ? તેની પ્રચડ કાય, તેની આંખ, તેની વળાક લેતી મુછ તેનાં ઓઢીયાં, તેનો પોષાક અને તેની ઘોડી બધું મેં સાંભળેલાં તેનાં વર્ણનને આબેહુબ મળતું હતું. પણ...

અમે એક નેસડામાં પેઠા. બહાર ગારથી લીંપેલો ઓસરી જેવો ચોક હતો. અંદર એક નાના બારણામાંથી ભીંતપર હારબંધ ગોઠવેલાં વાસણો, તથા નીચે રહેલી છાસની ગોળી, દૂધનાં ઠામ, કેટલાંક હથીઆર, ધંટી, વગેરે નજરે પડતાં. પાછલા ભાગમાં જ્યાં બાજુમાંથી જવાતું, ત્યાં ઘોડાંનો તબેલો તથા બે ચાર ગાય ભેંસ બાંધેલાં હતાં.

અમે ગયા ત્યારે સાંઝ પડી ગઇ હતી. પાછળની એક ઓરડીમાં ચુલો બળતો હતો. તેમાંથી ધુમાડાના પુષ્કળ ગોટા ઉપર ચઢતા હતા. અને કૈંક રંધાવાની વાસ આવતી હતી. એક બાજુથી દુધ દોહાવાના અવાજ આવતા હતા. કયારેક ઘોડાંના હણહણાટ સંભળાતા. એ સીવાય ત્યાં ઝાઝી વસ્તી, કે વધારે અવાજનાં ચિન્હ ન હતાં. તેણે સ્થળ બહુ સાવચેતી ભર્યું પસંદ કર્યું હતું એમાં સંશય ન હતો.

અમે ગયા ત્યારે કેડેથી વળી ગએલી એક ડોસી—જેની આંખમાં હજુ ચમકારા થતા—એ ઉધરસ ખાતાં અમને આવકાર આપો અને બોલી ઉઠી: 'અરે, દાદુ (અહીં દાદુએ તેને ચુપ થવા ઇસારત કરી) ભાઈ આવ્યા !" અને એક બારેક વર્ષની છોકરીને ગોદડું લાવી નાખવા કહ્યું. અને અવસ્થા છતાં પોતાની પ્રખ્યાત પરોણાગતમાં પડી. દાદુએ તેને ઇસારતથી વધારે બોલતાં અટકાવી એટલે તે કુનેહથી ચાલી ગઇ. મેં ભગવાનસિંહને સમજાવી દીધું કે હું કયાં છું તે સારી રીતે જાણું છું.

મારા ધાર્યા કરતાંએ વધારે મીઠાશ એ ત્યાંના ભોજનમાં હતી. સળી ઉભી રહે તેવું

ગરમા ગરમનાજુ દોહેલું દુધ, એ બાજરીનો રોટલો, એ શાક, ચટણી વગેરે કદી નહીં ભુલાય.

જમવાનુ પત્યું. એજ ઓરડામાં મેં એક રાવણુ હથ્થો ટાંગેલો જોયો. પેલી છોકરી તેની ઉંમરના પ્રમાણમા ઘણી ચાલાક હતી તેણે રંગીન ચણીઓ, ઉપર કમજો અને માથે એક કપડાંને રીતી પહેરવા લાયક બનાવે છે તેવો વેષ —ઓઢણા—પહેર્યો હતો. છોકરી બોલી ઉઠી "બાઈ બોરી સરસ વગાડે છે."



તે મોરનો નાચ નાચી રહી હતી.

મે આગ્રહથી કહ્યું. "જરુર કૈંક સંભળાવો. હું તમારા લોકગીન પાછળ ગાંડો છું"

તરત તેણે તાર મેળવ્યા અને ધુનરી બાધેનો ગજ ફેરવવા માંડ્યો, ઘણા વખતથી પુરાઇ રહેલા પીંજરના પખી ફફડીને ધીમે ધીમે પણ ઉત્સાહથી છુટવા માંડે તેમ સુરો છુટ્યા. તેનો ભરેલો અને મધુર અવાજ ગીનના શબ્દોના સચોટ ઉચ્ચાર કરતો. તેણે બહારવટીઆનું એક અદ્દભુત ગીત ગાયું "ડુંગરે ડુંગરે દાદુ તારા ડાયરા" વગેરે. અને એ ગીતના મને તેના ઉચ્ચાર ત્યાના તળપદથી ભિન્ન લાગ્યા. ગાતાં ગાતાં તેની આંખો એક જગાએ સ્થિર જોઇ રહી હતી તેમાં અસ્પષ્ટ સ્વપ્નો રમતાં હતાં તેની ચશ્મમાં વિષાદ હતો. ગીત બંધ થયું ત્યારે જાણે રુહિ ખાલી થઇ ગઇ હોય તેવો આભાસ થયો.

અમારે માટે બહાર ખાટલા નાખી બન્ને બાનુઓ ક્યારના નિદ્રાવશ થઇ ગયા હતાં. ભગવાનસિંહે મને એકલાને ઉઠી તમેના સુધી તેની સાથે આવવા સુચના કરી પણ દાદુએ તરત તેના પર મીટ માંડી પુછ્યુઃ "નીંદને?"

મતુ પરંતુ આળસને લીધે એણે પોતાની
લ્યકાળની સખી કોયલનો વિચાર કરીનેજ
તોષ માન્યો. એના પિતાની નાનકડી દુકાન-
ાં આનંદદાયક વસ્તુ તે કોયલજ હતી કેવું
દર એ ગાતી ! એ દુકાનના વિચારો શેરાઝાદીને
ણી વાર આવતા એ સાંજ ઉછરીને મોટી
ઇ હતી જાતજાતનાં લોકો ત્યાં ભેગાં થતાં.
રહવાર ગપાટા ચાલતા. એનો પિતા મીઠું



એનાં માનીતા જાબુડી ડોકવાળા કબુતર સાથે તે રમતી

ચું ભભરાવવામાં કુશળ હતા. એની જીભ,
ની મોયના જેવીજ તીક્ષ્ણ અને ચાલાક
ી. તે ભેગા થએલા લોકોને વાર્તાઓ કહીને
ઝવતો. એ વાર્તાઓ સાંભળી સાંભળી શેરાઝાદી-
ને પણ વાર્તાનો શોખ લાગ્યો હતો. અને એ
શોખ આખરે એના જીવનનાં પરિવર્તનરૂપ
થઇ પડયો. એ પોતે પણ નાનકડી વાર્તાઓ
રચી લોકોનું મન રંજન કરવા લાગી આજ
રીતે કીમતી ગાલીચાઓના મોટા વેપારી
ઇબ્રાહીમનુ ધ્યાન એના પર ખેંચાયું હતુ.
ઇબ્રાહીમ વૃદ્ધ હતો, પરંતુ તેણે એને એના પિતા
પાસેથી ખરીદી લીધી જોકે એ તેને પ્રેમનો
સ્વાદ, તો ચખાડી
ના શકયો પણ પ્રેમ-
ની પીછાણ તો એણે
કરાવી એ વિષયનાં
ઇબ્રાહીમ એકલોજ
એનો શિક્ષક ન હતો
એના અધુરા રહેલા
પાઠો બીજાઓએ પુરા
કર્યા. શેરાઝાદીનેએમા
લેશ પણ આનંદ મળ્યો
ન હોતો. એના પ્રેમી-
ઓના વદનનુ સૌન્દર્ય
કે યૌવન એ નીરખતી
ન હોતી; પરંતુ તેમના
તરફથી મળતા સુંદર
વસ્ત્રાલંકારો પોતાના
ગરીબ પિતા તથા
સગાઓને 'મદદ
કરવાને સાધનરૂપ
બનતાં તેથી તે એ
સૌ નીભાવી લેતી
તે જાત જાતના
સ્વપ્નો રચતી; અને એ સ્વપ્ન ચિત્રોમાં પોતા-
નેજ નાયિકા બનાવતી. સુલ્તાન શેરીઆરની
ચમત્કારિક વાત એના સાંભળવામાં આવી ત્યાં
સુધી તે આજ સ્થિતિમા હતી.

સુલ્તાને, ઉંઘ ન આવવાથી બેચેની દૂર કરવા વાર્તા સાભળવાનું શરુ કર્યું હતુ, અને વાર્તા પસદ ન પડે તો કહેનારને એ મૃત્યુની શિક્ષા ફરમાવતો આ સૌ જાણતા છતા સુલ્તાનની સામે જઇ વિરલ સાહસ ખેડીને પોતાનુ નશીબ અજમાવવાની પ્રબળ ઇચ્છા શેરાઝાદીને થઇ મહેલમા જઇ વાર્તા કહેનારાઓની યાદીમા પોતાનુ નામ નોધાવ્યુ તરત એનો વારો આવ્યો એણે ની રચનાર અને કથનાર એ મોચીની પુત્રી સુલ્તાનની માનીતી બેગમ બની આમ પોતે કહેલી વાર્તાઓથી એ વધારે અદ્ભુત એવી પોતાની જીવનકથા એના સ્મરણપટ પર તરી આવી આખરે પરોઢીઉં થતા નિદ્રાએ એને વશ કરી લીધી

પરતુ શેરાઝાદીના ભાગ્યમા તે દિવસ ઉંઘવાનું લખાયુ જ ન હતુ હજી આખ બરાબર મીંચાઇ નહીં હોય ને તેને ઘોઘાટ થતો હોય



શેરાઝાદી તે દિવસે પણ રેશમી ગાદી પર પડી હતી

જઇ વાર્તા કહેવા માડી સુલ્તાન રસપૂર્વક ધ્યાન દઇને સાભળતો હોય એમ લાગ્યુ રાત પુરી થઇ પણ વાત અધુરી રહી પાછી રાત પડે વાત ચાલુ રાખવાનો હુકમ થયો એમ અનેક દિવસો વીતી ગયા તરવારના ઘાથી માથુ ધડથી જુદુ ન થયું એટલું જ નહીં પરતુ અમૂલ્ય વીંટીઓ વાળા સુલ્તાનના હાથનો સ્નેહસ્પર્શ એણે અનુભવ્યો આમ એક હજારને એક વાતો એમ લાગ્યું થોડી વારમા તો આખા મહેલમા ભારી કોલાહલ મચી રહ્યો બગીચામા અને દાદરો પર અનેક મનુષ્યો દોડાદોડ કરી રહ્યા હોય એમ લાગ્યુ ચોતરફ અવ્યવસ્થા, ગરબડાટ, કોલાહલ, તોફાન પ્રસરી રહ્યા, શુ થયુ હશે? બગદાદની પ્રજાએ બળવો કર્યો હશે? આગ તો નહીં લાગી હોય? ધરતીકપ તો નહીં થયો હોય? શત્રુઓએ શહેર પર એકાએક હલ્લો કર્યો હશે?

આ કોઇ ભયંકર સ્વપ્ન તો નથી ? વખતે કોઇક વાર્તાનું આ કલ્પનિક દશ્ય તો નહીં હોય ?...... ના ! ના ! એની સામેજ ઉંચા હાથ કરી ત્રિપાડે માથે કોઇક ઉભું હતું. ન હતો એ સ્વપ્નનો પડછાયો કે ન હોતું એ કોઇ ભૂત. એ પીળાશવાળો ચહેરો, એ લાંબુ પોપટ જેવું નાક, અને એ ચીના જેવી આંખો; એ સર્વે એણે બરાબર ઓળખ્યાં. પોતાની સન્મુખ ઉભેલી વ્યક્તિ તે બીજું કોઇજ નહીં પરંતુ મુખ્ય પ્રધાન કલંદરજ હતો ! ભયથી એનું મુખ ફીકકું પડી ગયું હતું. હોઠની બહાર આવવાને શબ્દો નિષ્ફલ પ્રયાસ કરતા હોય એમ લાગતું હતું. અને—અને આ શું? હાથ લાલ શાથી ? લાલ રંગ—ના ! લોહીનાં ટીપાં હતાં ! લોહીનાં ટીપાં ! ને એના હાથો હાલતાં તેમ એ ટીપાં ઉડીને ચોતરફ સફેદ સંગેમરમરને લાલ બનાવી રહ્યાં હતાં !

× × × × ×

સુલ્તાન શેરીઆરનું એના બીછાનામાંજ કોઇએ ખુન કર્યું હતું. એનુજ ખંજર એની છાતીમાં ખોસેલું હતુ, અને એનીજ રત્નજડિત મુઠવાળી તરવાર વડે એની ગરદન કાપવામાં આવી હતી. ગુંગળાવીને મારી નાખવામાં આવેલા પહેરેગીરો દરવાજા આગળ પડ્યા હતા. પાછળ કોઇ પણ જાતની નીશાની મુકયા વગર ખુની નાસી ગયો હતો. બગદાદમા ફેલાઇ રહેલી અશાંતિનો આ અચુક પુરાવો હતો. પ્રાતઃકાળે સ્વામીના ઓરડામાં દાખલ થતાંજ કલંદરની નજરે આ દશ્ય પડ્યું હતું, એણે તરતજ મદદ માટે તજવીજ કરી; પરંતુ શેરીઆર એની દશાએ પહોંચ્યો હતો કે જ્યાં માનવ સહાય જરા પણ ઉપયોગની નથી. સુલ્તાનના મરણની ખાતરી થએ એ શેરાઝાદીને ખબર આપવા દોડયો. બગદાદમાં શેરાઝાદી રુપ અને ચાતુર્યને લીધે ઘણી લોકપ્રિય હતી. કલંદર તેને રાણી તરીકે જાહેર કરવાની લાલચ આપી રહ્યો હતો. એમાં કોઇ પણ પ્રકારની અડચણ આવે એમ ન હતું, ફક્ત શેરાઝાદી એને મુખ્ય પ્રધાનપદ પર કાયમ રાખે અને પોતાનાં નામે રાજ્યકારભાર કરવાની સત્તા આપે એટલે બસ. નહિ તો મોસલના સુબાના હાથમાં બધી સત્તા જતી રહે એમ હતું અને શેરાઝાદીને પોતાનું અવશેષ જીવન કારાગૃહમાં વીતાવવું પડે એમ હતું. એ મહત્ત્વાકાંક્ષી ન હતી, પણ એને એશઆરામ ગમતો; ને કોને ન ગમે ? મહેલ, બગીચા, ઝરુખાઓ ને ગુલાબના કયારાઓ એ સર્વ છોડી જવાનું કોને મન થાય ? અને સમીપમાં આવેલી રાજગાદી એ એના સંપૂર્ણ ભાગ્યોદયનું ચિહ્ન હતું. શેરીઆરના મરણથી એને જરાએ, ખેદ ન થયો. સ્વતંત્ર થવાના વિચારે એ ખુશ થઇ. હવેથી માલીકનું મન ખુશ રાખવામાંજ જીવન પુરું કરવાનું ન હતું. જીભ પર કાબુ રાખવાની કે અસાધારણ સાવચેતીથી વર્તવાની જરુરે ન હતી. હવે તો જીવન સ્વતંત્ર થયું હતું એક ઉન્નિદ્ર સુલ્તાનના વિનોદને અર્થે રાત્રિભર જાગરણ કરવાની આવશ્યકતા રહી ન હતી. વાર્તા કહેવાનીએ ન હતી. કેટલીક વખત વાર્તાની રચના કરતાં તેને કંટાળો પણ આવતો. આ બધાં કારણોને લઇને કલંદરની વાત એણે સ્વીકારી. કલંદરે ચાલાકીથી સર્વ પ્રકારનો બંદોબસ્ત કરી દીધો. શેરીઆરની મરણોત્તર ક્રિયા પછી તરતજ શેરાઝાદીનો રાજ્યાભિષેક થયો. શેરીઆરના ખુનમાં કલંદરનો જરા પણ હાથ હોય એવો કોઇ પણ પ્રકારનો પુરાવો મળી શકયો નહોતો, છતાં પણ બીજો કોઇ ખુની ન જડવાથી કલંદરને ફાંસીએ ચઢાવવામાં આવ્યો.

[વધુ માટે જુઓ પૃષ્ટ ૬૯]

एमनी स्व पत्निश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने
શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



ગુજરાત—



શેરઝાદીએ સુલતાનનાં કાળાં ભવા ચઢેલાં જોયા.

શેરઝાદી પૃ૰ ૧૧૫]




લેખક :
રા. મનહરરામ હરિહરરામ મહેતા,
મંત્રી, સાહિત્ય સંસદ.

ચિત્રકાર
રા. દત્તાત્રેય

પાંચ ફુટ સવા ચાર ઇંચ ઉંચાઇ, બે ફુટ સાડા ત્રણ ઇંચ પહોળાઇ, શાહીશ્યામ વર્ણ, સ્વચ્છ, તાલ, કરચલીવાળું મોટું કપાળ, સંકોચાએલી ભમ્મર, પહોળુ નાક, નીચલા હોઠને પીસી નાખતો બડમુચ્છો જાડો ઉપલો હોઠ, બેવડી હડપટી, આગળ પડતી હુંડ અને ઘુંટણ આગળથી ઠીક વળેલા પગ–આ અંગોવાળા શરીર પર અગ્રેજી ફેશનનાં કપડાં–એ ન્યાયમૂર્તિ રાવરાવ. પોતાના સાંસારિક જીવનના પ્રકારથી, લોકો અને લોક સ્વભાવના અનુભવથી અને કાયદા કાનુનની તાલીમથી નામદારના હૃદયપર એવું તો સખત કાચલું બાઝી ગયું હતું કે એ ભાંગી અંદરનું પાણી હલાવવા અમૃતકુપ્પી તોડનાર રામબાણજ માત્ર સમર્થ હતું. આ કારણસર ન્યાયમૂર્તિનું તાજવુ એક રતિપુર પણ નમતું તોલાતું નહીં. આમ હોવાથી એ નામદાર જ્યારે જ્યારે સેશન જજ તરીકે બીરાજતા ત્યારે ત્યારે બચાવના બારીસ્ટરોના પગ ઢીલા થઇ જતા; કારણ તોહમતદારને વાસ્તે ભારેમાં ભારે શિક્ષા સાંભળવા તૈઆર રહેવું પડતુ.

આજે સવારે નવ વાગે ન્યાયમૂર્તિ નેપીઅનસી રોડ પર આવેલા પોતાના બંગલાના ઓફીસરુમમાં ટેબલ આગળ બેસી સેશનના કેસો ઉથલાવવા લાગ્યા. ઉથલાવતાં ઉથલાવતાં કેસ નંબર ૧૧ એમના હાથમાં આવ્યો નામદારે વાંચવા માંડયો. ભમ્મર વધારે સંકોચાઇ, ઉપલા હોઠે નીચલા હોઠને વધારે પીસ્યો, આંખ સ્તબ્ધ અને તીવ્ર થઇ. આખરે કાગળોની થોકડી ટેબલ પર પછાડી ઉઠતાં નામદાર બબડ્યા: "એ બાંડીઆઓની જાતજ એવી. બૈરીને ભ્રષ્ટ કરી બીચારા વાણીઆનું ઘર ભાંગ્યું અને પાછો નિર્દોષ હોવાની શેખાઇ કરે છે."

× × ×

આજે શેસન્સ કોર્ટનો હોલ ચીકાર છે; કારણ મુસલમાન સાથે નાસી ગએલી વાણીઆણી ચંચળનો કેસ નીકળવાનો છે. તહોમતદાર

મહમદશાને ગુનેહગારોના પાંજરામાં ખડો કરવામાં આવ્યો છે બરોબર સાડા અગીઆરને ટકોરે ન્યાયમતિ રાવરાવ ન્યાયાસન પર બીરાજ્યા જયુરીના નવ ગૃહસ્થોની ચુંટણી થતા તેઓ પોતાની બેઠક પર ગોઠવાયા અને એડવોકેટ જનરલે કેસ રજુ કરવાનો આરંભ કર્યો

પ્રથમ કાયદાની જે કલમોની રુએ તહોમતદારે ગુનહો કર્યો તે વાંચી સંભળાવી કેસની હકીકત કહેતા જણાવ્યું કે મુદ્દે વાત બહુ ટુંકી છે ફરીઆદી ચુનીલાલ ન્યાતે વાણીઓ છે અને ભુલેશ્વરમાં મહારાજના ભોંયવાડામાં ભગવાનદાસ ભવાનીદાસના માળામા ચોથે દાદરે પોતાની કાયદેસર પરણેતર ચંચળ સાથે તુમારે પાંચ છ વર્ષ થયા રહે છે તેની ચહા વગેરે પચુરણ સામાનની ભુલેશ્વરમાંજ દુકાન છે તે સવારે સાત વાગે દુકાને જાય છે ને બપોરે બાર વાગે ઘેર જમવા આવે છે જમીને પાછો એક વાગે જાય છે તે રાતે દસ વાગે ઘેર આવે છે આ પ્રમાણે એનો રોજનો ક્રમ ચાલ્યા કરે છે તા ૧૯ મી મે ૧૯૨૮ ને રોજ તે પોતાના રીવાજ પ્રમાણે બપોરે બાર વાગે આવી જમીને પાછો ગયો પણ જ્યારે રાતના દશ વાગે એ ઘેર પાછો ફર્યો ત્યારે એને માલમ પડયું કે પોતાની સ્ત્રી ઘરમાં નથી વખત આડોશીપાડોસીને ત્યાં ગઈ હશે એમ સમજી ને થોડીવાર વાટ જોનો બેઠો પણ આસરે અધાએક કલાકમાં તે ન આવી એટલે એણે તપાસ કરવા માંડી અને તેને પરિણામે એને માલમ પડયું કે તે તો સાંજની પાંચ વાગ્યાની બહાર ગઈ છે આ સમાચાર મળતાજ તે ગભરાયો અને આખર તેણે પોલીસમાં ખબર આપી

શરૂઆતમાં પોલીસ પણ આ બાબતમાં કંઈ કરી શકી નહીં પણ આસરે દોઢ મહીના પછી તેઓને બાતમી મળી કે ફરીઆદી ચુનીલાલની સ્ત્રી ચંચળ હૈદ્રાબાદમાં તહોમતદાર સાથે રહે છે આ બાતમીને પરિણામે તહોમતદારને તમારી સન્મુખ ખડો કરવામાં આવ્યો છે વિશેષ હકીકત એવી છે કે તહોમતદાર મહમદશાહ મુંબઈમાં કાપડની ફેરીનો ધંધો કરતો હતો એક ફેરીઆ તરીકે એને અને બાઈ ચંચળને ઓળખાણ થયું અને આ ઓળખાણનો અણઘટતો લાભ લઈ અમુક કાવાદાવ કરી, જેની સવિસ્તર હકીકત બાઈ ચંચળને મોઢેથીજ તમે સાંભળશો, બાઈને ફોસલાવી, તેને તેના કાયદેસર વાલીના કબજામાથી ઉઠાવી પોતાના ઘરમાં રાખી, તેની સાથે જનાકારી કરી ફોજદારી કાયદાની કલમોની રૂએ ગુનહો કર્યો મુદ્દે વાત આટલીજ છે વિગતવાર હકીકત તમારી સમક્ષ જુબાનીમાં રજુ થશે એટલે હવે હું જુબાની લેવાનું કામ શરૂ કરીશ આટલું બોલી એડવોકેટ જનરલે પોતાના પહેલા સાક્ષીને રજુ કરવાનું જણાવ્યું

ન્યાયમૂર્તિએ હકીકત સાંભળી નીચલા હોઠને વધારે પીસ્યો અને તહોમતદાર તરફ તીક્ષ્ણ નજર ફેંકી તહોમતદાર એક પચીસ વરસનો જુવાન હતો વર્ણે ગોર, કદાવર શરીર વિશાળ ભાલ, ચમકતી આંખો, તીણું નાક વાંકડીઆ મુછ, સીનેદાર છાતી માથે ઝીક ઝીમકી ભરેલી ટોપી અને શરીર પર મલમલનુ અંગરખુ એટલો તહોમતદાર મહમદશાહના બદનનો ભાગ ન્યાય મૂર્તિની નજર પડયો તુરતજ તેઓ બબડયા "Serpent with a flowery face'—પુષ્પમુખો સર્પ !

ન્યાયમૂર્તિ આ તહોમતદારને જોવામાં મગગુલ હતા એક મીઠો ગણગણ એમને કાને પડયો મધ્ય રાત્રિએ કોયલના ટહુકાથી જેમ કવિના કાન રણકે તેમ ન્યાયમૂર્તિના કાન

રણુકયા અને જે દિશાએથી એ મંજુલ સ્વર આવતો હતો તે તરફ પોતે દૃષ્ટિ ફેરવી. દૃષ્ટિ ફેરવતાંજ ડોસો સ્તબ્ધ થઇ ગયો. શકુંતલા–મેનકા–ઉર્વશી-રંભા–રાધા–લક્ષ્મી-નહીં. જુલીએટ, મીરાંડા, ડેસ્ડેમોના, વીનસ–નહીં... ...હા, હેલન, બ્રધર મેકનીલને ત્યાં જોયું હતું એજ ચિત્રનો સાક્ષાત નમુનો. યુવતિવિષયે મલિરાચેવ ધાતુ..........આ સુંદરીનું સૌભાગ્ય લુંટયું! આ બાળાને નીતિ ભ્રષ્ટ કરી. સતી સરખીને સાધારણ બનાવી. પછી નામદારે એક તીક્ષ્ણ નજર તહોમતદાર તરફ ફેંકી અને નીચલા હોઠને વધારે દબાવતાં બબડ્યા— Stole and Corrupted ઉઠાવી ગયો અને ભ્રષ્ટ કરી).

સાદી ચંચળે પોતાની હકીકત જણાવતાં કહ્યું કે પોતે આઠ વર્ષની હતી ત્યારે તેનાં લગ્ન ફૂઈઆદી સાથે કરવામાં આવ્યાં હતાં અને પોતે બાર વર્ષની થઇ ત્યારથી ભુલેશ્વરના ભોઇવાડામાં ભગવાનદાસ ભવાનીદાસના માળામાં ચોથે દાદરે એક ઓરડીમાં રહેતી આવી હતી. તહોમતદાર એ માળામાં કાપડ વેચવા અવારનવાર આવતો હતો. એ કાપડ બહુ સોંઘુ વેચતો હતો એટલે જ્યારે મારે કાપડ જોઇતું હોય ત્યારે હું એની પાસેથીજ લેતી હતી. તેમ હોવાથી એનું મારી પાસે વારંવાર આવવું થતું હતું. આને પરિણામે અમારો પરિચય વધતો ચાલ્યો અને અમે એકબીજાની સુખદુઃખની વાતો પણ કરવા લાગ્યા.

તહોમતદાર માળામાં કાપડ વેચવા અવારનવાર આવતો હતો

એક વખતે એણે મને કહેલું કે એના બાપ હૈદ્રાબાદમાં એક નવાબ છે, એની લાખો રૂપીઆની જાગીર છે, બાગ છે બગીચા છે, રહેવાના મહેલ છે, પણ એના બાપ સાથે લગ્નની બાબતમાં મતભેદ થતા તે અંતે આવીને રહ્યો છે અને પોતાનું નસીબ અજમાવવા કાપડના ફેરીઆનો ધંધો કરવા માંડ્યો છે. આ સાંભળીને નામદાર બબડ્યા:

કામાર્થીઓ મધુર વચને બોલશે સ્રી જનેને.

એણે ઘણી વખત પોતાનાં પરાક્રમોની પણ વાતો કરેલી. હૈદ્રાબાદમાં થોડા વર્ષ ઉપર મોટી રેલ

આવેલી તે વખતે પાણીમાં ઝંપલાવી એણે કેટલાંએ સ્ત્રી બાળકોના જીવ બચાવેલા તે એણે જણાવેલું. શીકાર કરવા જતાં એક વખત વાઘની સાથે એ કેવો બાથોબાથ આવી ગએલો અને આખરે વાઘને મારી પોતે મૃત્યુના મોંમાંથી કેવો છુટી નીકળેલો તે પણ એણે કહેલું. એક વખતે સુવ્વરનો શીકાર કરતાં એનો





ઘોડો કેવો ભડકેલો અને એને કેવો એક ખાઇમાં નાખી દીધેલો અને ત્યાંથી એ કેવી ચમત્કારિક રીતે બહાર નીકળી આવેલો તે પણ એણે જણાવેલું એની આ બધી વાતો સાચી માનેલી. આ સાંભળી નામદાર બબડ્યા:

स्वच्छा स्वच्छे ऽम्मसिच्छाया मलिने मलिना भवेत् (સ્વચ્છ પાણીમાં છાયા સ્વચ્છ પડે, મલિનમાં મલિન પડે.)

પછી એક દિવસે એટલે તા. ૧ લી એપ્રીલે સાંજનાં ચાર વાગે એ ઉશ્કેરાએલી હાલતમાં મારે ઘેર આવ્યો અને એણે મને કહ્યું કે મારા ધણીને મોટરનો અકસ્માત થતાં ઘણી વખત ઇજા થઇ છે અને તેને ઇસ્પીતાલમાં લઇ જવામાં આવ્યો છે તેથી મારે એની સાથે તાબડતોબ જવું. આ વાત સાંભળી હું એકદમ ગભરાઇ ગઇ અને એની સાથે જવા નીકળી. અમે નીચે ઉતર્યાં અને બહાર એક મોટર ઉભી રાખવામાં આવી હતી તેમાં બેઠાં. મોટર આસરે અર્ધો-એક કલાક ચાલ્યા પછી તે ઉભી રહી એટલે મને ઉતરવાનું કહેવામાં આવતાં હું ઉતરી અને સામા એક બંગલામાં અમે ગયાં. બંગલામાં ફરનીચર બહુ સારું ગોઠવ્યું હતું. અંદર ગયા પછી મેં તહોમતદારને પુછ્યું કે મારો ધણી ક્યાં છે? તેના જવાબમાં

એ બોલ્યો કે આજથી તારો ધણી હું છું અને તેં જરાબી ગરબડ કરી તો હું તારું ખુન કરીશ એમ બોલી એણે પોતાના ગજવામાંથી ચાકુ કાઢી બતાવ્યો. આથી હું તદ્દન ગભરાઈ ગઇ અને ચું કે ચાં કર્યા વગર એ કહે તેમ કરવા લાગી. આ સાંભળતાંની સાથેજ નામદારના મોંમાથી નીકળી પડયું:—

*कामार्ताः कुटिला न बिभ्यति पथः काम्यैक वस्तुस्पृहाः*
( એકલી કામ્ય વસ્તુનીજ સ્પૃહા રાખી રહેલા કામાર્ત પુરુષો કુટિલ માર્ગથી બીતા નથી ).

અહીં અમે આઠ દિવસ સુધી ધણી-ધણીઆણી તરીકે રહ્યાં. ત્યાર બાદ અમે મોટરમાં પુણે ગયાં અને ત્યાં એક બંગલામાં પંદર દિવસ રહ્યાં. પછી અમે હૈદ્રાબાદ ગયાં અને ત્યાં આસરે પંદરેક દિવસ રહ્યાં. એટલામા પોલીસ આવી લાગી અને અમને મુંબાઇ લઇ આવવામાં આવ્યાં.

અહીં સર જુબાની પુરી થઇ અને સાડા પાંચ પણ વાગ્યા. "છોકરી શુ સરસ જુબાની આપી રહી છે–સરળ, સંક્ષિપ્ત અને મુદ્દાસર !" ન્યાયમૂર્તિ ઉઠતાં ઉઠતાં બબડ્યા. પોતે જવા લાગ્યા; જતાં જતાં પાછું જોયું; ચાલી જતી ચંચળ પર નજર પડી; નામદાર બબડ્યા. "ગજગામિની છે."

કોર્ટમાંથી નીકળી ચર્ચગેટ સુધી મોટરમાં આવી પછી પગે ચાલતાં ચોપાટી સુધી જવાનો નામદારનો રીવાજ હતો. તે પ્રમાણે નામદાર ચર્ચગેટ સુધી આવી પહોંચ્યા એટલે પોતે મોટરમાંથી ઉતર્યા. ઉતરતાં ઉતરતાં મોટરમાં મુકેલા ફુલના ઝુમખામાંથી એક ગુલાબનું ફુલ લીધું. સામા ઘુઘવતા દરીઆ પર નજર નાખી સૂર્યાસ્ત જોયો અને ધીરેધીરે આગળ ચાલવા માંડયું. એઓ ચાલ્યા જતા હતા એટલામાં સામેથી એક છોકરો દોડતો દોડતો આવ્યો અને નામદાર સાથે અથડાયો. છોકરો પડી ગયો અને નામદારના હાથમાંથી ફુલ પડી ગયું. પણ છોકરો તો તુરતજ પાછો ઉભો થઇ, પડેલું ફુલ ઉંચકી ગબરડી મારી ચાલ્યો ગયો. છોકરો તો ચાલી ગયો પણ નામદારની કલ્પના જાગ્રત થઇ. તેમણે ગુલાબમાં ચંચળને જોઇ. ન્યાયમૂર્તિ હંમેશાં નીચું જોઇ ચાલતા. આજે ઉંચું જોઇ ચાલવા લાગ્યા. પરિણામે ચંચળની સાડી જેવી સાડીઓ, સાડીની કોર જેવી કોર પોલકા જેવું પોલકું, બંગડી જેવી બંગડી, ચુંદડી જેવી ચુંદડી, સામે આવતી સ્ત્રીઓના અંગ ઉપર જોવા લાગ્યા. એટલામાં એક મોરપીચ્છના



નામદાર! બેઅદબી માફ છે, આપને મારી એટલીજ અરજ છે કે આપ આપના જુવાનીના દિવસ યાદ કરો!

 રગની સાડી જોવામા આવી. નામદારે એવી સાડીમા સજ્જ થએલી ચચળને કલ્પી ચચળનુ સૌંદર્ય અદ્દભુત લાગ્યુ નામદારે આકાશ તરફ જોયુ આકાશમા બીજની ચદ્ર લેખા ઝળકી રહી હતી તેને મીઠી ટીકી પોતે જોઇ રહ્યા હતા એટલામા "અરો રાવરાવ !" એ શબ્દો કાને પડવાથી તેઓ જાગ્રત થયા અને નજર ફેરવી જોયુ તો સર મનમોહનને એમણે દીઠા રસભગ થતા નામદાર જરા કચવાયા પણ તરતજ "અરે તુ ક્યાથી ?" એમ બોલતા શેકહેન્ડ કરી વાતે વળગ્યા

સર મનમોહને કહ્યુ કે જોની આજે હુ તારી સાથે એક ઘણી અગત્યની બાબતસર વાત કરવા આવ્યો છુ ગઇ કાલે મને હીઝ એક્સેલન્સીએ બોલાવ્યો હતો એણે મને કહ્યુ કે એમની કૌંસીલનો મેમ્બર પેન્શન પર જાય છે એમનો વિચાર તને ઉપાડી લેવાનો છે માટે તુ જો એ જગ્યા લેવા ખુશી હોય તો એમને જણાવુ એટલે તારી ભલામણ કરવામા આવે આ વાત સાભળતાજ નામદારના મોમા પાણી છૂટયુ અને સર મનમોહનને સવિસ્તર વાત પૂછવા માડી

આખરે જવાબ આપતા કટાળી સર મનમોહને પુછ્યુ - મારે શુ જવાબ આપવો તે કહે ને તો વળી બીજો શુ જવાબ હોઇ શકે એમ જવાબ મળતા સર મન મોહન અને ન્યાયમૂર્તિ જુદા પડ્યા અને પોતે મોટરમા બેસી મીનીસ્ટર થએ મોભામા કેટલો વધારો થશે શુ શુ કરવુ વગેરે વગેરે બાબતો પર વિચાર કરતા પોતાના બગલા તરફ આવ્યા

રાત્રિનો અધકાર વ્યાપી ગયો હતો માત્ર રસ્તાપરની બત્તીઓનુ અજવાળુ પડતુ હતુ નામદારની મોટર બગલાની સડક પર વળતાજ તેમના દરવાજા આગળ લેપ તરફ નામદારની નજર પડી તેની નીચે એક સ્ત્રી ઉભી હતી નામદારને લાગ્યુ કે વખતે ચચળ તો મળવા આવી નહીં હોય ? મોટર દરવાજા પાસે ગઇ નામદારે ધારીને જોયુ તો માલમ પડયુ કે પડોસી પારસીની આયા ઉભી હતી આથી નામદારનો ભ્રમ ભાગ્યો આ રીતે મગજપરની ભ્રમણા તો ગઇ પણ ચચળ ન ગઇ બગીચામા દાખલ થતા મોગરા, જુઇ, ચપાની ખુશબો આવવા લાગી નામદારને યાદ આવ્યુ: हस्तलीला कमल मलके बाल कुदानुविद्ध- ફુવારાની આરસની પુતળીમા પણ નામદારને ચચળના દર્શન થયા

નામદાર બગલામા દાખલ થઇ પોતાના ઓરડામા ચાલ્યા ગયા કપડા ઉતારીને બેઠા એટલે જમવાને તેડવા આવ્યુ પોતે ગયા ને થાળી પર બેઠા સામા ધારા મુજબ એમના પત્ની રમાબાઇ બેઠા હતા ઘનશ્યામ રગ, મોટે સૈયદના ચાઠા, પૈસા જેવડા લાલ ચાદલાવાળુ કપાળ, ફોડવા જેવુ નાક, પાતળા કાળા હોઠ મહીંથી અગાડી ધસી આવેલા ચાર દાત માથે તાન ને નાની સરખી અબોડી આ રમાબાઇનુ મુખારવિદ તેના ઉપર હીરા અને મોતીની વીંટી, ધનદળ પર વીજળીની પેઠે ચમકારા મારી રહી હતી શરીર ઠીગણુ અને સ્થૂલ જાણે પાપડ ખાડવાનું ઠીમચુ જમવા બાજા પછી હમેશા પતિપત્ની વચ્ચે રસોઇ કેવી થઇ છે વગેરે બાબત વાર્તાલાપ ચાલતો આજે ન્યાયમૂર્તિએ માન ધારણ કર્યુ હતુ થોડી વાર તો વાટ જોઇ પણ આખરે થાકીને રમાબાઇએ 'ભાખ ન ભાવ્યુ કે શુ ?' એમ પુછ્યુ ઉત્તર વાળતા નામદારે સામે જોયુ સામે તો જોયુ પણ વચમા અતરપટ પડયો આ પટ ચચળના મુખનો હતો પતિને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૬૧]

# સ્મૃતિ

લેખક

બ્હેન જ્યોત્સ્ના શુક્લ

---

હૃદય ઊર્મિ ઉડે કદી એક દા,
    અચળ એ—ન નિશ્રુમ થતી કદા;
મધુર, ભ્રમસમી, તદપિ રહે,
    અમર સ્નેહસ્મૃતિ મુજ અંતરે

મનુજ જીવનના કટુ પંથથી,
    ચલિત એ રસ, રંગ, પ્રમોદથી;
ઉર તપ્યું, દ્રવ્યું આશ-નિરાશથી,
    તદપિ ઊર્મિ-સ્મૃતિ શમતી નથી

પળપળે વસમા દિન કાળમાં,
    રજનીના વિમળા સુખ સ્વપ્નમાં,
પ્રીતિ સ્નાર્દ્ર, સુભાવ પ્રસારતી,
    જીવનમાં સચેતન પુરતી—

અમર જ્યોતસમી પ્રિય! ! એ મને,
મધુર ઊર્મિ ઉઠી ઉર તે સમે;
ક્ષણિક-સ્વપ્ન સમા જગમા ભરે,
અખુટ સુખસુધા મુજ અંતરે.

અણખીલ્યા હૃદ્‌ભાવ ખીલાવતી,
અણપુરી ઉર આશ હુલાવતી,
અવનવા નીત ચિત્ર બતાવતી,
મૃદુલ કૈં કવિતા જગવી જતી.

જીવન આશ સુકાઇ બધી જશે,
ઉડી કદી સુખ સ્વપ્ન સહુ જશે,
મધુર કાવ્ય કલાપ શમી જશે,
પણ ન સ્નેહસ્મૃતિ દૂર એ થશે.






વિશ્વમા સતત રેખા પ્રગટ થવાનો પ્રયત્ન કરે છે પરતુ, રગ! બસ રગ! ઉપર નીચે ચારે બાજુએ—જ્યા જુઓ ત્યા રગ જ રગ! બીચારી રેખા થાકી ગઇ વળી રેખાને પ્રાપ્ત કરવા મથતા પદાર્થોને પણ રગ છોડતો નથી રેખાને શોધતા શોધતા વનના વૃક્ષો પોતાના હાથ ચારે બાજુએ પસારે છે, પણ રગ આવીને તેમના હાથ પકડી રાખે છે. વનલતા રેખાના છદને અનુસરે છે ત્યા પણ પાછો રગ આવીને પાદડા અને પુષ્પનો રગીન ઘુમટો તેના મુખ ઉપર તાણે છે! જળનો પ્રવાહ તરગને સુરે સુરે વાકો ચુકો થઇને રેખાનો ઉદ્દેશ જાળવીને વહે છે—એટલામા તો રગ આવીને તના નેત્રોમા ભુરા રગના મુઠ્ઠેમુઠ્ઠા નાખી જાય છે અને તેની હાસી કરે છે! વરસાદને દિવસે વિદ્યુતની તથા વરસાદની ઝડીઓની રેખાઓ પોતાનો વિજય-દુદુભિ આખા આકાશમા વગાડે છે! તેના ઉત્તરમા મેઘ-ધનુષ્યનો ટકાર કરી રગ પોતાનુ સૈન્ય લઇ પોતાનો સપ્તરગી ધ્વજ ફરકાવતો પવન વેગે ધસી આવી ચારે દિશાઓ ઘેરી લે છે રેખા ઉપર રગનો વિજય ધ્વજ ફરફરે છે!

રેખાના દુ ખની સીમા કયા રહી? આખા વિશ્વમા જ્યા જુઓ ત્યા રગનીજ લીલા! પતગીઆને એક વાર અભિમાન થયુ અને તેણે કહ્યુ 'બસ, મારે તો રેખાજ જોઇએ!" તેની બને પાખો વિવિધ રગથી સજી દઇ રગ તેને પુછવા લાગ્યો 'ખરેખર? તારે રેખાજ જોઇએ છીએ કેમ? રગનો જુલમ આટલે થી અટકતો નથી જ્યા તેનુ ચાલતુ નથી ત્યા ધમકી આપીને પણ રેખાને પ્રગટ થવાની તક તે આપતો નથી કાજળ રેખાળા નયનોવાળા હરિણો તથા શરીરે ચાપાવાળા વાઘ-અને પ્રાણીઓ રગની ધમકીથી વનની ઘટામા એવા તો લપાઇ ગયા છે કે એમનો પત્તો પણ મળવો મુશ્કેલ છે!

રેખા આખરે દુ ખી થઇને પવત છોડી આકાશમા નાસી છુટવા પ્રયત્ન કરે છે પરતુ ત્યા પણ પાછો રગ તો તેની પાછળનો પાછળ! પોતે વાદળાના રથમાથી રગીન ધુમસ ઉડાવી તે આકાશમા બધે રગ રગ, કરી મુકે છે!

રેખાના દુ ખનો પાર રહ્યો નહીં પહાડની તળેટીમા આવેલી નદી રેખાનુ દુ ખ જાણી તેને છાતી સરસી ચાપીને, દૂર આવેલા સમુદ્ર પાસે લઇ જવાનો પ્રયત્ન કરે છે પર્વતનુ ઝરણુ

રેખાને સંભાળીને ખેતરોમા વહેતુ લઇ જાય છે પરતુ, રગ તેનો કેડો ક્યા મુકે છે? એ બનેને તે કહે છે "નદી? તારા પથને છેડે છે રગીન સમુદ્ર, અને ઓ ઝરણા! સપાટ ખેતરો મુકયા કે પછી છે ઝાઝનાના જળ! ગમે તેટલા દૂર જાઓને! હુ તો તમારી આગળ અને આગળજ છેવટે તો તમે મનેજ મળશો"

નદીના વક્ષસ્થળ ઉપર રેખા ભયથી કપી થરથરી ઉઠે છે અને ઝરણાના માર્ગમા તે કપિત થઇ ઉઠે છે પ્રભાતે અને સધ્યાકાળે રગ આવીને તેના ઉપર સાતે રગની છાયા નાખે છે, ભુરા આકાશની છાયા નાખે છે આકાશમા દોડતા વાદળાની છાયા નાખતો ચાલ્યો જાય છે આમ જ્યા જુઓ ત્યા સીમાની રેખા રગના સમુદ્રમા ડુબી જાય છે!

આખા વિશ્વમા બીચારી રેખાને તો ઠરવાનુ સ્થાન પણ ન મળે! રગના પ્રકાશથી, આખુ વિશ્વ ભરેલુ! વિશ્વની શીરાએ શીરાએ રેખાની વેદનાનુ અસહ્ય દુખ થાય છે પરતુ તે વ્યક્ત થતુ નથી કારણ કે રગ આવીને રેખાની એ દુખકહાણી ભુસી નાખે છે, એકવાર પણ તેને ખુલ્લે ખુલ્લી રીતે બોલવા દેતો નથી

એક ઉદાસી પ્રવાસીને રેખાની કહાણીની ખબર પડી તેણે વનેવન ભટકીને, પર્વતપર્વતે પર્યટન કરીને નદીને તીરેતીરે, બધા નિર્ઝરોને નીહાળીને,—બધે ફરીફરીને રેખાની દશા જોઇ નદીના પ્રવાહમા તેણે તેને–ધુળમા મળેલી ઉદાસિની જેવી જોઇ! પર્વતના સ્રોતમા તેણે રેખાને જોઇ–પરતુ ઉન્માદિનીજ છાયામા તેને દેખાતી, તેજમા તે રેખાનુજ રુપ જોતો.

આકાશમા ઉડતી બકપક્તિ, પવનમા થતી લહેરને અનુરૂપ, રેખાઓ દોરી જતી તેને જણાતી વરસાદ જાણે રેખાની કથા કહેતા ડમકા ખાઇ રડતો હોય નહીં તેમ તે તેનો સ્વર સાભળી રહેતો સ્રોતના એકના એક સુરની નીરસતામા પણ તેને રેખાની કથાજ સભળાતી પર્વતના ઉપર આવતી રખડતી વાદળી પણ તેને રેખાની કથા કહી ચાલતી થતી સમુદ્રનાં મોજાં એ રેતી ઉપર આવીને પડતા અને કહેતા "અનંત કાળથી હુ રેખાને પ્રાપ્ત કરી શકયો નથી"

પર્વતના વાદળાં અને પ્રભાતનો ધુમ્મસ બને ઉદાસી રહેતા, અને કહેતા "અરે ભાઇ! અમને રેખા મળે તોએ દુખ છે અને ન મળે તોએ દુખ!"

પ્રવાસીના હૃદયમાં રેખાની વેદના થવા લાગી પરતુ તે પણ તેને પ્રગટ કરી શકે નહી તેણે શાત થઇને રેખાનુ ધ્યાન કરવા માડયુ તેના પગ આગળ પડેલી તેની પોતાની છાયા રેખાની કથા તેને કહી રહી છે. પરંતુ, "પોતાની છાયામા તે કોને જુએ છે? પોતે,–પોતાની છાયા, કોણ?" એનો નીકાલ તે કરી શકતો નથી અને રેખાનુ દુખ તો તેના હૃદયમા અવ્યક્તજ રહે છે

શોકમગ્ન ચહેરે તે ઘેર આવ્યો ત્યા પોતાની પ્રિયતમાને જોઇ તેના બે ઓષ્ટમા તે હાસ્યની આનદપૂર્ણ રેખાઓ નીહાળી રહ્યો! નેત્રોની પાપણોમા શોકની કરુણ રસ પૂર્ણ રેખાઓ તેણે જોઇ! પગની પાનીએ મેંદીની લાલ રેખા પણ નીરખી મુગે માઢે તેણે જમીન ઉપર મિથ્યા રેખાઓ દોરવા માડી તેની પ્રિયતમા પણ નીચુ માથુ કરીને તે અર્થશૂન્ય રેખાઓને સ્થિર દૃષ્ટિએ જોઇ રહી એટલામા રાત્રિના અધકારનો કાળો રગ ત્યા પણ હાજર! બનેને તેણે જુદા-પાડ્યા —એક બીજાને તે જોઇ પણ ન શકયા, રેખાઓ પણ અદૃશ્ય થઇ!

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૧૯૧]

# ઘર દીવડી

લેખક:

રા. દેશળજી પરમાર

. અંજની



સંસારે તો સાંજ નમે છે,
અંધારે સુનકાર શમે છે;
પંથપ્રવાસી દૂર ભમે છે:
આથી ઘર દીવડી.

આગે જીવનભાન ટળે છે.
ચિત્તે પ્રણયી કોલ પળે છે;
અંતરવાસી યાદ રમે છે:
આથી ઘર દીવડી.




લેખકો:

રા. બટુભાઇ ઉમરવાડિયા
સૌ. લીલાવતી મુનશી
રા. મુનિકુમાર ભટ્ટ
રા. ધૂમકેતુ
રા. જયંતકુમાર ભટ્ટ
રા. કનૈયાલાલ મુનશી

ચિત્રકાર:
રા. ગોરક્ષકર

---

## આગલા પ્રકરણનો સાર

અમદાવાદમાં રહેતા જીણુભાઇને ત્યાં ગામડાથી એમના ભાઈ પોતાના દીકરા સુરેશને મુકવા આવે છે. તેના પીતરાઈ ભાઈ વિનોદ અને રવિ ગામડીઓ ગણી પજવે છે સુરેશ શરૂઆતમાં મુઝાય છે. આખરે પીત્તો ખસી જાય છે અને રવિને કાનથી તેને પકડે છે. વિનોદ કુલનું કુંડુ તેને મારવા ઉગામે છે ત્યાં તેમની સમવયસ્ક બહેન ઉષા સુરેશની વહારે ધાય છે ઉષા સુરેશ તરફ દયાથી જોઈ રહે છે અને તેને ચાંલ્લો કરી 'ભાઈ' બનાવે છે.

બીજે દિવસે સુરેશના પિતા ગામ જવા નીકળે છે. સુરેશ રડી પડે છે. ઉષા તેને શાન્તવન આપે છે

સુરેશને નવા સબંધીઓમાં બહુ ફાવતું નથી. કાકાના છોકરા સુરેશને ગામડીઓ ગણી ચીઢવે છે ને અટક્ચાળા કરે છે એક દિવસ રવિ ને વિનોદ પૈસાની ચોરી કરી સુરેશને માથે આળ ચઢાવે છે. કાકી સુરેશને ઘરમાં ન રાખવો એ નિશ્ચય ઉપર આવે છે. સુરેશ ખોટા આળથી ગભરાઈ આખરે નીરાશ બની એક રાત્રે ઘર છોડી ચાલી નીકળે છે. કાંકરીઆમાં જઇ આત્મહત્યા કરવા તે તૈયાર થાય છે ત્યાં એક બાવો એને બચાવી લેઇ જાય છે. જે બાવાઓએ એને બચાવ્યો હતો તે શાક્તમાર્ગી હતા. તેને તેઓ પંઢરપુર પાસેના એમના મઠમાં લેઇ ગયા ત્યાં બીજી એક બાલા પણ હતી. સુરેશ અને બાલાની મૈત્રી બંધાઇ બાવાઓ સુરેશનો ભોગ માતાને ધરાવવાના હતા તે બાલાને ખબર પડી. તેણે યુક્તિ રચી એક વૃદ્ધ બાવા પાસેથી 'આકાશ-વાણી'ની વાત જાણી લેઈ સુરેશને તૈયાર કર્યો તે વખતે તેણે ભોંયરામાંથી 'વાણી' નાખી. અને સુરેશને બચાવ્યો. પછી બીજે દિવસે સુરેશને તેણે તેને કેમ બચાવ્યો તે કહ્યું રાવદાસે બારણામાંથી આ સાંભળ્યું અને ત્રાડ઼ી ઉઠયો.

એટલામાં રાધેદાસના સાથીએ આવી કૈંક ગંભીર સમાચાર આપ્યા એટલે એક જણને ભોંયરામાં પુરી રાખવાની આજ્ઞા આપી, તે ત્યાંથી ચાલી ગયો. સુરેશ અને બાલા ત્યાંથી નાસી છુટયાં ને કલકત્તામાં આવી રહેવા લાગ્યાં. સુરેશે ડાકટરનો અભ્યાસ કરવાનો વિચાર કર્યો ને તેની પેરવીમાં પડયો. અમદાવાદમાં ઉષાના વરદ્વારા સમાચાર મળ્યા કે સુરેશ જીવતો છે ને કોઈ છોકરી સાથે કલકત્તામાં રહે છે. દેવભાઇ અને ઉષા તેઓને મળવા કલકત્તા તરફ રવાના થયાં

(હવે આગળ વાંચો)

લેખક:
રા. જયન્તકુમાર મણિશંકર ભટ્ટ
બી. એ.

# પ્રકરણ ૫ મું: સુરેશનું પુનરુજ્જીવન



જે મૃત્યુનું મુખ જુએ છે તે જીવન માટે વધારે આસકત બને છે એમ હોય કે નએ હોય, પણ તે જીવનને વધારે ગાંભીર્યથી તો નીહાળે છેજ. સુરેશે બે વાર મૃત્યુનું મુખ જોયું. બંને વાર તેની બળતી લાલ આંખથી તે દાઝેલો. એક વાર જીવનની અસફતાના ઉપાયરુપે અને બીજી વાર તેની ઉગતી મહેચ્છાઓના અચાનક તેમજ ભયાનક અંત રુપે તેણે એ મુખ જોયું. એક એક વેંત જેટલુજ દૂર જોયુ અને તે ગાળામાં ગળાએલું જીવન તેને વ્યર્થ અર્થહીન અને પોલું જણાયું. હવે ફરી વાર મોત બોલાવે તે પહેલાં કૈંક એવું કરવાનો તેણે નિશ્ચય કર્યો કે જેથી હર્ષથી સ્વાગત કરી તે તેને વધાવી શકે. એ મહેચ્છાના જન્મ સાથે તેના જુના ઘણા વખતથી નવપરાએલાં બુદ્ધિ ને પ્રેમનાં બલો તેનાં અંતરમાં ઉભરાવા લાગ્યાં. તેની મહેચ્છા પૂર્ણ ના થાય ત્યાં સુધી ઘેર કયે મોઢે પાછુ જવું? તેનાં માતા પિતા અને ભગિનીની આશા અને આસ્થાને અનુરૂપજ બન્યા પછી મોં બતાવવાનો તેણે નિશ્ચય કર્યો. ઘરથી દૂર પડતાં વધારે વિવશ કરતી ઊર્મિઓ ગૃહાસક્તિ અને સુખદુઃખનાં સંસ્મરણો તેનાં કાર્યને શિથિલ કરે તે ભયને એક અડગ નિશ્ચય બળથી તેણે દૂર કર્યો. જે જીવન તેને મળ્યુ હતું તેને પોલું નહીં પણ અર્થ, હેતુ અને સત્યથી ભરેલું કરી બતાવવા તેણે સંસાર-સંગ્રામમા ઝુકાવ્યુ. તેની કાશી જેવીજ કોઇ આણદીઠ હાથ નિર્દય, એકદર ને બેશીકર તેને કયાં ઘસડે તે કોણ જાણે તેમ હતુ?

૨

તેણે દાકતરીનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો એટલે કોઇ પણ ઉપાયે તેમાં પાર પડયેજ છુટકો, સમાધાન ચાલેજ નહીં પરંતુ એ પહેલાં ગુજરાનની સગવડ, અને 'એંટ્રન્સ' પરીક્ષા પસાર કરવી પડે તેમ હતું. બાલાને પણ તેમાં મદદ કરવાની હતી. સુરેશ બંનેને માટે કામની શોધમાં આખું કલકત્તા ઢુંઢી વળ્યો. તેનામાં નવા જીવનની આશા સાથે નવો પ્રાણદાયી ઉત્સાહ હતો અને તેમાં થાક શું તે તેને સમજાતું ન હતું. અને જ્યારે દિવસ આખાની રખડપટ્ટીને અંતે તે પોતાના દરિદ્ર અને અંધારા ઓરડામાં પહોંચતો ત્યારે પ્રકાશ દેનાર માત્ર બાલાનું હસતું મોં સમૃદ્ધિ દેનાર તેના આલસમા વિનોદોજ

માત્ર. હીંદુસ્તાન આખું ભમતાં એટલી બેશીકરતા બતાવતા માણુસોનો આવડો સમૂહ તેણે જોયો નહતો. આશામાં આત્મભાન ભુલી નેવાઓ પામે તે કે મેળવવાની શ્રદ્ધાએ જતો ત્યારે તેમની થડી નજર અને લુખ્ખા આવાજથી તે દાઝી ઉઠતો છતાં જગતને ખુણે અંધકારથી આવૃત્ત થઇ સંભાળ વિના ઓળખાયા વિના જીવન પુરું નથીજ થવાનુ એવી એક અદ્દ્ભુત આત્મશ્રદ્ધાથી તેણે મ યા કર્યું અને આખરે એક પૈસાદાર ગુજરાતી કુટુંબની એક બાલિકાને ગુજરાતી, અને અંગ્રેજી વગેરે ભાષાના એ કલાક શીખવવાનુ કામ તેને મળ્યુ. સવાર ને બપોર તે અભ્યાસ પાછળ ગાળવા લાગ્યો બાલા કંઇ પ્રેરક જેવીજ નહી હતી, સંકલ્પોમાં કે પ્રયત્નોમાં તે ઉંચી ઉતરી નહતી

આશાને પ્રથમ તો આ ગંભીર પ્રયત્નો તરફ કુતુહલથી આકર્ષણ થયું પરંતુ તેનો પુરેપુરો અર્થ તે સમજતી નહીં. ધીમેધીમે તેને એકલું લાગવા માંડ્યું. સુરેશની જેમ તેને નહતી કર્તવ્યની મોબત કે નહતી ભાવનાની. એ ટુંકી અંધારી થંડી કોટડીમા તેનાં સદાનાં માથી સ્વપ્નોએ તેને છોડી ગયા હતાં. સુરેશનું તરત તો આ ફેરફાર તરફ ધ્યાન ન ગયુ પણ ગયુ કે તરતજ તેણે ઉપાય કરવા ધાર્યું. બાલાએ પણ કંઇક કામ તેમના બંનેના હિત માટે કરવુ જોઇએ, એમ માની તેણે હવે ધીમેધીમે વધતી ઓળખાણનો લાભ લઇ તેને પણ કામ અપાવવા ધાર્યું. અને એક સાંઝ બાલા કપડાને ઘડી કરતી હતી ત્યારે તેણે ધગી બાની પૂછ્યું: 'બાના તુ મારી જોડેજ છેને ?

"આટલાં વર્ષોથી–"

"તો એક કુટુંબમા તારે લાયક થોડું કામ છે તારી મરજી હો તે –"

"ખરેખર ? ના છે ક્યાં છે ?" કોઇ નવી ઉમંગના ઉત્સાહથી તેણે પુછ્યું. તેણે કપડાની ઘડીઓ પીંખી નાખી. કપડાં કેંકાઇ ગયાં તેનુંય તેને ભાન ના રહ્યુ અને એ બંને અકારણ શુભમા પડેલાં, લડતના નશામા ભાન ભુલેલા માથીઓએ કંઇક મનોરથો ઘડ્યા. બીજે દિવસથી બાળા આખો દિવસ તે નવા કુટુંબમાં ગાળતા

રસીલા એક મોટુ હાસી તેણે પુછ્યુ 'અને તમારુ નામ શું ?"

લાગી

× × ×

બાલાનુ ચારિત્ર્ય એક રીતે બહુ વિશિષ્ટ હતુ સામાન્ય બાલિકામા તેની ઉમ્મરે હોય તેવુ જ્ઞાન તેનામા થોડુ હતુ એ જ્ઞાન આપનાર મોટી ઉમ્મરની સખીઓ તેને ન હતી અને છતા ઘણીએ ટેકરીઓએ ના જોયુ હોય તેવુ તે જોઇ ચુકી હતી કુટુબના, સ્ત્રી સમાજના અને ઘર રખુપણાના વાતાવરણથી, સમજણી થઇ ત્યારથી તે દૂર હતી પશુની જેમ ટોળામા ભમનાર અને માત્ર આહારમાજ



કાન્તિએ ધીરેથી ગ્યુ જોયુ તેની આખ લાલ હતી

સમજનાર માતાઓના જુથમા ભમવાથી ઘણાએ સસ્કાર તેનામા આવ્યા નહના એક પુરુષ આપી શકે તે સમજી શકે એવી બધી સગવડ રાધેલાએ તેને આપતો હતો પરિણામે સ્ત્રીપણાનો વિકાસ તેનામા જુદીજ રીતે થએલો એક તરફથી પોતાનુ અગત સ્વતત્ર જીવન જીવવાનું તેણે બહુ નાની વયમાં શરુ કયુ તેની સાથેજ બીજા સમાજમા અરસનાથી સ્થાન લેવા અયોગ્ય નીવડે એના રુપે તે ઘડાતા માડી તેનામા ઉન્નત કલ્પના, નીડરતા ને માયા હતા. નવી મોસમતનો ક્ષોભ, છતા બીજામતે સપૂર્ણ વિશ્વાસ અને આત્મપરીક્ષણના અભાવે તે તે બહુ સરલ, સ્ફુતિમદ અને પ્રકૃતિની લાડક વાઘ જેવી લાગતી અને એ સ્વભાવનેજ પરિણામે તે જ્યારે કાતિમતિનુ મન જીતી ગઇ હતી ત્યારે ઇન્દુમતિ તેની સાથે ઠપકો આપવા પુરતીજ વાતકરતી બાલા ને ઇન્દુમતિના છ સાત વયના પુત્રને રમાડવાનુ અને કાતિમતિનું અગત કામ કરવાનુ હતુ ઇન્દુમતિ કશાક કારણસર જેના સાત આઠ વર્ષથી પોતાના ભાઇ વિનોદ કાતને ત્યાજ પડી રહેલી હતી, અને જે પળથી આવી તે પળથી તેણે ઘર બહાર પગ મુક્યો નહતો એટલુજ નહીં પણ ઘરમા પણ કાતિમતિ કરતા પોતાનુ વધારે ઉપજાવવાના અમુક અગે સફળ થઇ હતી કાતિમતિ બાલાને સારી રીતે રાખતી તે ખાતરજ ઇન્દુમતિ કદાચ તેને સતાવતી

બાલા ઘણીવાર છોકરાં પર ધ્યાન આપવાનુ ભુલી, તેને રમાડવાનું ભુલી પોતેજ

રમવા, કે નવુ જાણવા મડી પડતી અને પાછળથી ઇન્દુમતિની ક્રોધી આખ, હાથનો ફટકો કે કર્કશ બુમના અનુભવે તે ફરી કામમા ધ્યાન દેતી. બાલાનો મોટામા મોટો શોખ માણસોના, ખાસ કરીને પુરુષોના નામ જાણવાનો હતો જે કોઇને ઘરમા કે બહાર જુએ તેની પાસે દોડી જઇ તેની આખ સામે આખ માડી એવા હાસ્ય અને બાલભાવ સાથે તે પુછતી કે પેલાને જરૂર આશ્રય થાય આવ્યા પછી થોડેજ દિવસ, છોકરાને બારી પાસે રમતો મુકી બહાર થી આવતા વિનોદકાત પાસે તે દોડી ગઇ, તેના મો સામે ઉંચુ જોયુ, પોતાના બને હાથો જોડી, આકડા વાળી નીચે રાખ્યા, અને પાછલા પગને રમતમા ઉચો કરી, શરીરમા એક મોજુ ઉછાળી તેણે પુછ્યુ. "અને તમારુ નામ શુ?"

વિનોદ આશ્ચર્યમા આ પ્રગલ્ભતા સામે જોઇ રહ્યો

'આજ મને પાચ નામ મળ્યા છે, તમારુ—"

'બાળા!' " એક ભીષણ ને કર્કશ ચીસ સભળાઇ "બાળુડી! કયા મરી ગઇ!' અને ઇન્દુમતી વેગથી દાખલ થઇ, પરાઇ બાળાના મૃત્યુ અને પોતાના બાળકના જીવન વીશે અતિશયોક્તિ ભરેલા આશીર્વચનો કાઢી તેને જોસથી ધમકી ગઇ વિનોદકાત હસ્યાજ કરતો હતો

"ઓ મા" અતિશય ત્રાસથી બાળાએ બુમ પાડી, તેને અતરમા થયુ "આ સ્વર કયા ને કયારે સાભળ્યો હશે? તેજ સાંઝે કાતિમતિએ બાલાને પોતાની પાસે બોલાવી મોતકહ વિનોદકાતે તેને શી વાત કરી તે પુછ્યું એક શરમાળ હીંદુ પત્ની પોતાના પતિની વાત કરે તેવી તેની રીત ન હતી કોઇ પરાયાનાજ નિર્દેશ જેવો તેનો અવાજ હતો

"વિનોદકાત વળી કોણ?"

"કોણ શુ? આ ઘરમા કેટલા પુરુષ છે ને?'

"અહીં વળી પુરુષોજ કયા છે?"

"કેમ! સવારે તુ વાત કરતી હતી ને ઇંદુબેન ખેચી ગયા—"

"ઓહ! પેલા ફક્કડ ને સુગધી કપડાવાળા! તે એ અહીં રહે છે?"

"મુરખી! આ એનુજ ઘર છે"

"હુ પણ હુ તો તેને કયારેએ જોતી નથી રાતે પણ—"

કાન્તિમતિના વદન પર એક વાદળ ઘેરાઇ ગયુ તેના મો પર અતીવ કરુણા અને વિશાદ ની છાયા પસાર થઇ ગઇ એક દીર્ઘ નિઃશ્વાસ મુકી ખોટુ હસવા પ્રયત્ન કરી, ધીરેથી તેણે કહ્યુ "એમને તો અનેક કામ"

"પણ તમે રડવા જેવા કેમ થઇ ગયા? હુ એમને કહુ કે તમને અહીં કેટનું એકનું લાગે છે! હમણાજ—" તે ઉભી થવા ગઇ

"ગાડી, બેસ, બેસ" તેનો હાથ પકડી કાન્તિએ તેને બેસાડી રાખી "એવી વાત મારેક સાથે ન થાય હો! જો પેલી નવી ચોપડી લાવ આપણને રસ પડે તેવી લાગે છે" વાચનમા બને પોતાની અગત સૃષ્ટિની બહાર ઉડતા બને મિત્રો બની ગયા હતા

બેએક દિવસ પછી બાલાની નજર વિનોદકાન્ત પર પડી કે તે દોડી ગઇ

"તે વિનોદકાન્તભાઇ, બધ્યું કેવુ લાંબુ નામ! હં. તે આ ઘર તમારું છે?"

"શુ છે છોકરી?" આખ ઝીણી કરી વિનોદે પુછ્યુ.

"તમે અહીંના માલેક છો, છતા અહીં રહેતા તો લાગતા નથી" વિનોદે આવો સવાલ પુછનારની હીમત કરનાર સામે આંખ ફાડી જોયું પછી સહેજ હસી કહ્યુંઃ

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૯૩]



ના! ના! એની સામેજ ઉંચા હાથ કરી [illegible]ારે માથે કોઇક ઉભુ હતું.

રમવા કે નવું જાણવા મંડી પડતી અને પાછળથી ઇન્દુમતિની ક્રોધી આંખ, હાથનો ઝટકો કે કર્કશ બુમના અનુભવે તે ફરી કામમાં ધ્યાન દેતી બાલાનો મોટામાં મોટો શોખ માણસોના, ખાસ કરીને પુરુષોના નામ જાણવાનો હતો. જે કોઇને ઘરમાં કે બહાર જુએ તેની પાસે દોડી જઇ તેની આંખ સામે આંખ માંડી એવા હાસ્ય અને બાલભાવ સાથે તે પુછતી કે પોતાને જરૂર આશ્ચર્ય થાય. આવ્યા પછી થોડેજ દિવસે, છોકરાને બારી પાસે રમતો મુકી બહાર થી આવતા વિનોદકાંત પાસે તે દોડી ગઇ, તેના મોં સામે ઉંચું જોયું. પોતાના બંને હાથો જોડી, આંકડા વાળી નીચે રાખ્યા, અને પાછના પગને રમતમાં ઉંચો કરી, શરીરમાં એક મોજું ઉછાળી તેણે પુછ્યું. "અને તમારું નામ શું?"

વિનોદ આશ્ચર્યમાં આ પ્રગલ્ભતા સામે જોઇ રહ્યો.

'આજ મને પાંચ નામ મળ્યા છે, તમારું—"

'બાળા!" એક ભીષણ ને કર્કશ ચીસ સંભળાઇ "બાળુડી! ક્યાં મરી ગઇ!" અને ઇન્દુમતી વેગથી દાખલ થઇ, પરાઇ બાળાના મૃત્યુ અને પોતાના બાળના જીવન વીશે અતિશયોક્તિ ભરેલાં આશીર્વચનો કાઢી તેને જોસથી ધમકી ગઇ. વિનોદકાંત હસ્યાજ કરતો હતો.

"ઓ મા!" અતિશય ત્રાસથી બાળાએ બુમ પાડી, તેને અંતરમાં થયું: "આ સ્વર ક્યાં ને ક્યારે સાંભળ્યો હશે? તેજ સાંઝે કાંતિમતિએ બાલાને પોતાની પાસે બોલાવી સોત્કંઠ વિનોદકાંતે તેને શી વાત કરી તે પુછ્યું. એક શરમાળ હીંદુ પત્ની પોતાના પતિની વાત કરે તેવી તેની રીત ન હતી. કોઇ પરાયાનાજ નિર્દેશ જેવો તેનો અવાજ હતો.

"વિનોદકાંત વળી કોણ?"

"કોણ શું? આ ઘરમાં કેટલા પુરુષો છે તે?"

"અહીં વળી પુરુષોજ ક્યાં છે?"

"કેમ! સવારે તું વાત કરતી હતી ને ઇંદુબેન ખેંચી ગયા—"

"ઓહ! પેલા ફક્કડ ને સુગંધી કપડાંવાળા! તે એ અહીં રહે છે?"

'મુરખી! આ એનુંજ ઘર છે."

"હું પણ હું તો તેને ક્યારેએ જોતી નથી રાતે પણ—"

કાન્તિમતિના વદન પર એક વાદળ વેરાઇ ગયું. તેના મોં પર અતીવ કરુણા અને વિશાદની છાયા પસાર થઇ ગઇ. એક દીર્ઘ નિ:શ્વાસ મુકી ખોટું હસવા પ્રયત્ન કરી, ધીરેથી તેણે કહ્યું "એમને તો અનેક કામ"

"પણ તમે રડવા જેવા કેમ થઇ ગયા? હું એમને કહું કે તમને અહીં કેટલું એકલું લાગે છે! હમણાજ—' તે ઉભી થવા ગઇ.

"ગાંડી, બેસ, બેસ" તેનો હાથ પકડી કાન્તિએ તેને બેસાડી રાખી. "એવી વાત માલેક સાથે ન થાય તો! જો પેલી નવી ચોપડી લાવ આપણને રસ પડે તેવી લાગે છે" વાચનમાં બંને પોતાની અંગત સૃષ્ટિની બહાર ઉડતા. બંને મિત્રો બની ગયા હતા.

બેએક દિવસ પછી બાલાની નજર વિનોદકાન્ત પર પડી કે તે દોડી ગઇ.

"તે વિનોદકાન્તભાઇ. બહુ મેં લાંબું નામ! હું તે આ ઘર તમારું છે?"

"શું છે છોકરી?" આંખ ઝીણી કરી વિનોદે પુછ્યું.

"તમે અહીંના માલેક છો, છતાં અહીં રહેતા તો લાગતા નથી" વિનોદે આવો સવાલ પુછનારની હીંમત કરનાર સામે આંખ ફાડી જોયું. પછી સહેજ હસી કહ્યું:

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૬૯૩]



# સતિ

—o—


લેખ-

રા. બટુભાઇ લાલભાઇ ઉમરવાડિયા

સભ્ય સાહિત્ય સંસદ

ચિત્રકાર

સૌ. જહાનબહેન વીણુ


## પ્રવેશ પહેલો

[ સમય સવાર રસ્તે વણઝારાની પોઠ પડી છે લોકો ઊંઘમાંથી ઉઠી પ્રાત કર્મમા નિવૃત્ત થતા જણાય છે એમની થોડે દૂર એક ઝાડ નીચે ખુશાલ જરીની સાલ ઓઢી સુતો છે પાસે એક નોકર જેવો લાગતો માણસ સુતેલા માણસની ચોકી કરતો હોય તેમ ઠરી જતા તાપણાને સંકોરતો બેઠો છે એટલામા ખુશાલ જાગે છે અને મો ઉઘાડે છે ]

ખુશાલ

( આંખો ચોળતો ) કેમ હરિ, પરોઢ થયુ, ખરુ ?

હરિ

હા, બાપજી

( ખુશાલ બેઠો થાય છે ને ચારેગમ નજર કરે છે )

ખુશાલ

ત્યારે તું કૈં પાણીબાણી લઇ આવ કે હુ હાથ મો ધોઉં

[ હરિ ઉભો થાય છે અને જાય છે ખુશાલ પથારીમા બેઠો બેઠો મુછ પર હાથ ફેરવતો વિચાર કરે છે ]

( સ્વગત ) શુ નસીબ છે ? મારી બધી બાજી હારી ગઇ નહીતર આજે હુ ક્યા હોત ? ( નીસાસા નાખે છે ) દુશ્મન પણ ક્યારે ખરો વાણીઓ કે તને તો ધુળ ચાટતો કરુ તુ પણ મરતા લગી યાદ કરે કે ખુશાલ મંત્રી સાથે વેર કેમ થાય ( જરાક અટકે છે એની આંખો ઝીણી થાય છે જગત સમસ્તને પુષ્પદૃષ્ટિએ માપવા નીકળ્યો હોય તેમ જુએ છે ) ઠીક છે, આજે તો તારો દિ' ચઢતો છે પણ દિવસ પણ આથમે છે ભના તો તુ માણસ, તારો તે શો હીસાબ ?

[ એટલામા હરિ જળપાન લઇ આવે છે ખુશાલ મો ધોઇ પાછો બેસે છે ]

હરિ, ત્યારે કેમ કરશુ ?

હરિ

બાપજી, જાદો ઘોડા લઇ આવે એટલે નીકળીએ.

ખુશાલ

હા. આપણે જેમ બને તેમ જલ્દી તરભાણુ પહોંચી જવું જોઇએ હોં; નહીં તો આપણી બધી મહેનત પર પાણી ફરી વળશે.

હરિ

બાપજી......

(હરિનું વાકય અધુરું રહે છે. સામેથી એક પુરુષ ને સ્ત્રી આવતાં જણાય છે. હરિ તેમને જુએ છે ને પોતે શું બોલતો હતો તે ભુલી જાય છે. ખુશાલ આંખો ફાડી તેમને જોઇ રહે છે. પુરુષ પાસે આવે છે. સ્ત્રી જરાક દૂર ઉભી રહે છે.)

ખુશાલ

કોણ છે?

હરિ

સુથાર જેવો લાગે છે, બાપજી.

[આવનાર પુરુષ પાસે આવે છે.]

પુરુષ

બાપજી, પગે લાગુ છું.

[પગે પડી બેસે છે.]

ખુશાલ

કેમ ભાઇ, તુ કોણ છું? તારુ નામ શુ?

સુથાર

બાપજી, હું વનો. જાતનો સુથાર છું. વખાનો માર્યો નીકળ્યો છું, મારા બાપ.

ખુશાલ

કેમ શુ છે?

વનો

બાપજી, ગામમાં કામ કંઈ મળતું નથી. અમે આજ ચાર દિ'નાં ભુખ્યાં છીએ. કટકો રોટલો પણ પામ્યાં નથી.

ખુશાલ

હવે કયાં જવું છે?

વનો

નસીબ લઇ જાય ત્યાંસ્તો, બાપજી. અમારે શુ? કામ કરી રોટલો રળી ખાવો છે. આ પોહનું સાંભળ્યું તે એ તરફ જતાં હતાં. પણ રસ્તે કોઇએ કહ્યુ કે ખુશાલ બાપજી અહીં છે તે તમારી કને આવ્યો. બાપજી! હવે તો અમારી ભાવઠ ભાંગો. અમે નિરાધાર છીએ.

[હરિ ખુશાલની સોડમાં ભરાઇ એનો પગ દાબે છે.]

ખુશાલ

ઠીક, પણ પહેલાં તો તુ કંઈ ખાઇ લે. (હરિને) હરિ, જો કંઈ રહ્યું હોય તો આમને આપ.

[હરિ ઉતાવળે ઉઠે છે ને પાસે પડેલી બચકી છોડવા મંડી જાય છે.]

વનો

ઇશ્વર તમારું કલ્યાણ કરે બાપજી. અમે ચાર દિ'થી ટળવળીએ છીએ.

ખુશાલ

અલ્યા, પેલું કોણ છે? તારી સ્ત્રી છે?

વનો

હા, બાપજી. એ બચારી પણ મારે પાને પડી સુખી નથી થઇ.

ખુશાલ

ત્યારે એને પણ બોલાવને. એ પણ ભુખીજ હશે કેની?

[વનો સ્ત્રીને ઇશારતે બોલાવે છે. તે શરમાતી પાસે આવે છે. ખુશાલ એને દિંગ થનો હોય એમ જોઇ રહે છે. તે આવે છે ને વનાની પાછળ બેસે છે. હરિ બેઉને ખાવાનું આપે છે. બેઉ અધીરતાથી ખાવા મંડી જાય છે. ખુશાલ એકીટસે તે સ્ત્રીને જોઇ રહે છે.]

(થોડીક વારે) અલ્યા, આવી રૂપાળી સ્ત્રી ક્યાંથી લઈ આવ્યો ?

વનો

હે, હે બાપજી

[સ્ત્રી શરમાઈ નીચું જુએ છે]

ખુશાલ

નરી અપ્સરા જેવી છે

[વનો જવાબ આપતો નથી]

હરિ

હા, બાપજી, રખુવામને લાયક છે

[ખુશાલના ચિત્તમાં એકદમ નવો વિચાર જન્મતો હોય તેમ લાગે છે પગનાર તે હરિ તરફ જોઈ રહે છે ત્યાં આડી આંખે ખુશાલ તરફ જુએ છે એની નજરમાં અંગામણ દેખાય છે]

ખુશાલ

અલ્યા, એ વાત પણ ખોટી નથી

વનો

હે, હે, બાપજી, અમે તો ગરીબ માણસ

ખુશાલ

હરિ, જો તો ખરો હજી જરા ઘોડા જેમ ના લાગ્યો? તું જરા ભાગ કાઢ જોઈ ક્યાંય દેખાય છે ખરો કે નહીં?

[હરિ ક્રમને ઉભો થતો હોય તેમ ઉઠે છે અને જાય છે ખુશાલ આકાશ તરફ જાણે બેદરકારીથી હોય તેમ જોયા કરે છે]

(થોડી વારે) અલ્યા, કેટલા વખતથી રાખ્યો છે?

વનો

બાપજી, પુરા ત્રણ મહીના થયા

ખુશાલ

પહેલા કેટલુક રળતો હતો?

વનો

બાપજી, એનું તો શું નક્કી? પણ ખાવા જેટલું મળી રહે

ખુશાલ

એમ કે? વારુ તે કેટલા ટકાથી તું ખુશી થાય?

વનો

બાપજી, અમારે શું? અમે તો ગરીબ માણસ અમારી ભુખ કેવડી?

(ખુશાલ કંઈક બોલવા ઇચ્છતો હોય પણ બોલાતું ન હોય ને ગુગળાતો હોય તેમ લાગે છે આખરે ઉભો થાય છે જરાક આગે જાય છે ને વનાને પાસે બોલાવે છે)

ખુશાલ

જો અલ્યા, રળી ખળી તું તે કેટલુંક રળવાનો છે? તું મારું કહ્યું માને તો રાજમાંથી તને સર્પાસન ને જાગીર અપાવું

વનો

(સહર્ષ) હે, બાપજી!

ખુશાલ

હા બોલ, છે તૈયાર?

વનો

હા બાપજી તમે કહો તે ખરું

ખુશાલ

(જરા વાર પછી)

હ, જો, આપણે—તું—(અટકે છે) તું એક કામ કર આ તારી સ્ત્રી આપી દે

[વનો જડ જેવો થઈ જાય છે સહજ વારે]

વનો

ના બાપજી, એ તો નહીં બને મરીએ તે હા પણ

ખુશાલ

(જરાક પહોળા અવાજે) અરે મુર્ખા પણ સાંભળ તો ખરો રાજાજીને આની ખબર પડશે એટલે તું હા કરશે કે ના તોએ એને લઈ જશે એનો નક્કી ને તું જો ખરી તો તને ભોયરામાં પુરશે, નહીં તો દામીએ

લટકાવશે. એના કરતાં હું કહું છું તે માની જા. (જાણે પોતાની જાતને કહેતો હોય તેમ) સાળા ગરીબ લોક પર દયાજ કરવી ના જોઇએ.

[વનો ચુપ ઉભો રહે છે.]

કેમ, બોલ, શુ કહે છે ?

વનો

ના, બાપજી, એમ કે થાય ? નરકમાં પડીએ ને......

ખુશાલ

(ગુસ્સે થતો હોય તેમ) એમ નહીં માને કેમ ? હરામખોરોને તો જીવતાં દટાવવાં પડશે.

વનો

પણ બાપજી......

ખુશાલ

પણ શું ? રાજાજી તરફથી હું માંગું કરું છું ને તુ ના કહેનારજ કોણ ? હવે તો તુ આપી દે તે પણ નહીં જોઇએ. તમને બેઉને ધગધગતા લોઢા સાથે બાંધી જીવતાં દટાવવાં પડશે.

[વનો કાંપતો ઉભો રહે છે. એની વાચા બંધ થઇ ગઇ હોય તેમ લાગે છે.]

એક વૈરી, એની વળી વીસાત શું કે રાજાજીના હુકમની આમ સામો થાય છે ? ને ગાણીઆ કરતા રુપાળી સ્ત્રી તું રાખીજ કેમ શકયો ? ઉભો રહે હરામખોર તારી બરાબર વલે......

[હરિ આવે છે.]

(હરિને) હરિ, આ બેઉ બદમાશોને ઘોડાની પાછળ ધમડાતા બાંધ. એ લોક રાજદ્રોહી છે. કાલ સવારે એમને મહારાજના હુકમે દટાવવા પડશે.

સુથાર

(ઉતાવળે) ઓ બાપજી. બઇસાબ ભુલ થઇ. મહેર કરો. તમારે કરવુ હોય તે કરો, બાપજી, અમે અભણ માણસ, અમે શું સમજીએ !

ખુશાલ

(હરિને) જા, અલ્યા તું આઘો ઉભો રહે.

[હરિ દૂર જાય છે.]

હં, ત્યારે એમ આગળથી કહેતાં શું દુઃખ થતું હતું ? તમને સાળાં નીચ લોકને વળી એટલામાં ધખરો શાનો થતો હતો ? એ બૈરી નહીં તો બીજી એમાં વળી આટલી પંચાત શાની ? અને રાજાજી......

સુથાર

હા, હા, બાપજી, તમે ખરું કહો છો. રાજાજીને......

ખુશાલ

પણ એઇ, તું આવા લવારા કરીશ તો તારી જીભ કાપી નાંખવામાં આવશે સમજ્યો ?

સુથાર

નારે બાપજી અક્ષરે નહીં કાઢું. મારો શો દિ' ફર્યો છે બાપજી ? હું કંઇ સમજતો નથી ?

ખુશાલ

ઠીક, પણ તને કોઇ પુછે તો કહેજે કે એ મરી ગઇ કે નાસી ગઇ, સમજ્યો ?

સુથાર

હા, બાપજી, હા.

ખુશાલ

અને (ગજવામાથી કોથળી કાઢી) લે, આ લઇ જા. ને નિયમસર તને નજરાણું મળ્યાં કરશે, સમજ્યો ?

વનો

હા, બાપજી.

[બેઉ ઝાડ નીચે જાય છે. વનો સ્ત્રી તરફ જુએ છે ને એની આંખો ભરાઇ જાય છે. એ જોઇ સ્ત્રી ઉભી થાય છે. એટલામાં.]

ખુશાલ

કેમ અલ્યા, વળી આ શું માંડ્યું છે ?

[ વનો ફનાવળે આંખો લુછી લે છે.]

વનો

ના, બાપજી, કે નહીં. (સ્રીને) હું જાઉં છું. તું બાપજી સાથે જજે હોં કે.

[ સ્રી કંઈક બોલવા જાય છે એટલામાં ખુશાલ પાસે આવે છે ને વનાનું કાંડુ પકડી દૂર ખેંચી લઇ જાય છે ]

ખુશાલ

બસ થયું હવે, જા ભાગી જા. ને જોજે મેં કહ્યું તે યાદ રાખજે સમજ્યો ? નહીં તો તારી વાત તુ જાણે. આ તો રાજદરબારનાં કામ છે.

[ વનો સ્રી તરફ એક દયામણી નજર કરી ધીરે પગલે ચાલ્યો જાય છે. સ્રી ચાલ્યા જતા વના તરફ દર્દભરી નજરે જુએ છે. એની આંખોમાંથી



ખુશાલઃ અલ્યા, પેલું કોણ છે ? તારી સ્રી છે ?

ભયાનક આતમ વરસે છે. ખુશાલ હસતો ઉભો રહે છે. થોડીક વારે]

(સ્વગત) દુર્ભાગ્ય ! મારો ભીનારો હજી જોર કરે છે. હવે જોયા લેજો કે ખુશાલ મરી

એટલે કોણ ?

[એટલામા જાદો ઘોડા લાવે છે હરિ બચકુ, પાથરણુ ઇ બાંધી લે છે ખુશાલ તત્પર થાય છે ]

ખુશાલ

(ધીરેથી હરિને) હરિ આને તરભાણુ લઇ આવવાનુ કામ હવે તારે માથે

હરિ

(આનંદ પામતો હોય તેમ) હા, બાપજી! એ કામ મારુ

ખુશાલ

સારુ લાગે પણ જોજે વાત બહાર ના જાય, હો

હરિ

અરે નારે બાપજી આ માથુ આપુ

ખુશાલ

જાદા, હરિ એની ભાભીને મુકવા જાય છે ત્યારે તુ મારી સાથે ચાલ—

જાદો

સારુ બાપજી

[ખુશાલ મુછમા હસે છે ને વનાની સ્ત્રી તરફ વિજયની નજર નાખી અસ્વાર થઇ જાય છે. જાદો બીજા ઘોડા પર બેસી ખુશાલની પાછળ જાય છે વનાની સ્ત્રી કંઇ સમજતી ના હોય તેમ ઉભી રહે છે એનુ શરીર ઠરી ગયુ હોય એમ લાગે છે માત્ર એની આંખો બળી રહી છે હરિ તેની પાસે જાય છે અને મહેજ હસે છે ]

હરિ

ભાભી, ચાલો, ત્યારે, ક્યાક ગાડુ શોધીને જઇએ હવે તમારે તો સુરજ સોનાનો ઉગશે હો

[વનાની સ્ત્રી જવાબ આપતી નથી ]

ભાભી, આમ તે કયા સુધી ચાલશે? જરાક અમારી જોડે પણ બોલવુ જોઇએ હો પછી તો પાલખીએ બેસશો તે સામુ પણ નહીં જુઓ કેમ ખરુ ને? હાલો, હાલો ...

[હરિ હસતો હસતો ચાલવા માડે છે પ્રેત લઇ જાય ત્યા દોરાતી હોય તેમ વનાની સ્ત્રી ખેચાતી અનાયાસે હરિની પાછળ જાય છે ]

[પડદો પડે છે]

— ० —

## પ્રવેશ બીજો

[સમય થોડા વખત પછી એક સવાર કામેશ્વરના મન્દિરના ચોતરે રાજ યશવર્મા કીનખાબની ગાદી ઉપર બેઠા છે પાસે દુલેરાય અને ખુશાલ બેઠા છે સહેજ દૂર થોડાક હજુરીઆઓ માહોમાહ્ ચુપચુપ વાત કરી રહ્યા છે ]

યશવર્મા

દુલેરાય, મને તરભાણુની ખુબ ચિંતા થાય છે હો

દુલેરાય

મહારાજ એની કશી ફીકર ના કરો

યશવર્મા

(ગુનગાતો હોય તેમ) તમે ફીકર ના કરો કહો છો પણ.

દુલેરાય

મહારાજ! તો પછી આપ કહો તેમ કરીએ મારુ કહ્યુ...

યશવર્મા

પણ તમારુ કહ્યુ બધુ અવળુ થાય છે તે નથી જોતા? પછી.

દુર્લભરાય

મહારાજ! આજ્ઞા શા માટે થાઓ છો? મારું વચનમાં બહાર પડશે હું એનીજ પેઢીમાં છું

[ખુશાલ દુર્લભરાય સામે જુએ છે]

યશવર્મા

ના, એમ નહીં તમને જો કંઇ વહેમ પડતો હોય તો તે કહી દો આમ અધાનામાં હવે હું રહી શકું એમ નથી

દુર્લભરાય

મહારાજ! એથી ઉતરતું મારું અપમાન બને

યશવર્મા

હજી શું બાકી રહ્યું છે? મંત્રીશ્વર, ગામ-ગરાસ ગયા ને બાપદાદાની કીર્તિ જતા બેઠી હજી શું બાકી રહ્યું?

દુર્લભરાય

(ખુશાલ તરફ તીરછી નજર કરી) મહારાજ એ બધા પ્રતાપ કોના છે તે આપ ક્યાં નથી જાણતા?

[ખુશાલ જરા અસ્વસ્થ થાય છે

યશવર્મા

એ ગમે તેના કારણે હશે, દુર્લભરાય મારે કાંઇ જોડે સબંધ નથી હું ક્ષત્રીય છું તે મારા સ્વભાવ પ્રમાણે

દુર્લભરાય

હા મહારાજ, અવશ્ય એનો પ્રસંગ પણ આવશે

યશવર્મા

પણ ક્યારે?

દુર્લભરાય

મહારાજ, થોડાજ સમયમાં

યશવર્મા

તમે હર વખત આમજ કહો છો

દુર્લભરાય

હા મહારાજ ને હજી થોડો વખત મારે એમ કહેવું પડશે

[યશવર્મા નીરાશ થતો હોય તેમ ઓશીકે અઢેલી પડે છે થોડી વાર કોઇ બોલતું નથી, પછી]

યશવર્મા

દુર્લભરાય, જુઓ, તરભાણુ એટલે માન રાજ્યનું નાક કાંતો તરભાણ રહે ને આપણે રહીએ કે તરભાણુ સાથે આપણે પણ નિર્મૂલ થઇએ તમે આગની'

[એટલામાં એક સ્ત્રી રાજાનો થાળ લઇ મંદિરના પગથીઆ ઉતરતી હોય છે રાજા તેને જુએ છે ને બોલતા અટકી પડે છે દુર્લભરાય અને ખુશાલની નજર એથી ખેંચાય છે બેઉ મંદિર તરફ જુએ છે સ્ત્રી રાજા તરફ એક આડી નજર કરે છે ને શરમાતી હોય તેમ મો નીચું કરી દઇ, મો પર આડે ઓઢી ઝડપભેર જતી રહે છે થોડીવાર રાજા યશવર્મા એ દિશામાં જોઇ રહે છે]

મંત્રીશ્વર આ કોણ છે?

દુર્લભરાય

મહારાજ! મને ખબર નથી

યશવર્મા

ખબર નથી! તમને શાની ખબર હોય છે અરે ખુશાલ તને ખબર છે?

ખુશાલ

(નમસ્કાર કરી) હા અન્નદાતા'

યશવર્મા

એ કોણ છે?

ખુશાલ

(દુર્લભરાય તરફ નજર કરી) અન્નદાતા એ તો અહીં કહેવાય એવું નથી

યશવર્મા

મંત્રીશ! સારું તમે પધારો હું જરા અહીં રોકાઇશ

[દુલેરાય ક્રોધમાં ખુશાલ તરફ નજર કરે છે.]

દુલેરાય

જેવી આજ્ઞા.

[દુલેરાય ધીરે પગલે જાય છે.]

યશવર્મા

એ કોણ છે, અલ્યા ?

ખુશાલ

અન્નદાતા...... (અટકે છે)

યશવર્મા

કેમ, બોલને.

ખુશાલ

અન્નદાતા, શુ કહૂ ? શુ માનવું ને શુ ન માનવુ એજ આ વખતમાં સમજાતુ નથી.

યશવર્મા

હા, હા, હવે પણ છે શું તે બોલને.

ખુશાલ

અન્નદાતા. કાન ગુનેગાર છે પણ સાંભળ્યું છે કે કોઇ ગરાસીઓ પોતાની કન્યાને લઇ મહારાજની પાસે આવતો હતો.

યશવર્મા

(ઉતાવળે) મારી પાસે ?

ખુશાલ

હા, બાપુ, પણ રસ્તે દુલેરાયજીનો ભેટો થયો, પછી......(અટકે છે.)

યશવર્મા

(ક્રોધમા) એમ કે ? હરામખોરને...

ખુશાલ

હોય બાપુ, માણસ છે

યશવર્મા

આ ખરી વાત છે ?

ખુશાલ

કોણ જાણે અન્નદાતા, ને આવી વાતમાં બાળ પણ કેમ કહાય ? તેમાં મારે તો દુલેરાયજી જોડે રહ્યું ખીયાંબારું એટલે......

યશવર્મા

એ તુ જાણે, પણ પછી શુ એ માલેક થઇ બેઠો છે ?

ખુશાલ

ના, બાપુ, હજી સાંભળ્યા સુધી એ લોકે એમને કંઇ દાદ આપી નથી કારણ કે એણે તો અન્નદાતાને પ્રાણ સમર્પ્યા છે.

[યશવર્માના મોં પર આનંદની છાયા ફરી વળે છે.]

યશવર્મા

એમ ?

ખુશાલ

હોયસ્તો મહારાજ, એમાં નવાઇ જેવું શુ છે ? ત્રિભુવનસમ્રાટને પ્રાણ અર્પણ કરવામાં કોઇ થોડું ઉપકાર કરે છે ? એ તો સૌનો સ્વારથ કરાવે છે પણ અન્નદાતા, આ તો મારે કાને આવેલી વાત કહી સંભળાવું છું. ખરી ખોટી તો ઇશ્વર જાણે. મંત્રીશ્વર ગમે તે ગણે પણ હું તો એમને મારા બાપ જેવા ગણું છું.

યશવર્મા

હવે સારુ, સારુ. (જરા વારે) પણ ખુશાલ, ત્યારે આપણે શુ કરીએ ?

ખુશાલ

શાનુ તરભાણનું, અન્નદાતા ?

યશવર્મા

મુરખો છે, તરભાણને મારે શી આગ લગાડવી છે ? આનુંસ્તો; આ ગઇ તેનું. મારું કાળજું તો ધડક ધડક થઇ રહ્યું છે, હો.

ખુશાલ

અન્નદાતા. એમાં મોટી વાત શી ? હુકમ કરો તો...

યશવર્મા

કરો તો શું ? કરું છું જા—લઇ આવ. (થોડી વારે) ખુશાલ, તારો ઉપકાર કદી નહીં

ભુલું હોં. પછી તું કહીશ તેમ કરીશ.

ખુશાલ

અન્નદાતા, અબઘડી જાઉં. પણ આપની આ કૃપાની યાદ આપવા માટે—

યશવર્મા

હું ફરી જાઉં એમ કેની? ઠીક ઠીક—લે (રાજમુદ્રા કાઢી) આ લે. પછી હૈં? પણ આ...

ખુશાલ

(સદર્પ) બાપુ, એ નહીં કહેવું પડે.

યશવર્મા

ઠીક ત્યારે. ક્યારે?

ખુશાલ

અન્નદાતાની ઈચ્છા થાય ત્યારે.

યશવર્મા

શું કહે છે? થશે?

ખુશાલ

હા, બાપુ કહો એટલી વાર-અબઘડી.

યશવર્મા

ત્યારે આજ રાતે-નવે વાગે.

ખુશાલ

જેવી આજ્ઞા.

[યશવર્મા અને ખુશાલ જાય છે.]

[પડદો પડે છે.]

—૦—

## પ્રવેશ ત્રીજો

[સમય: સવાર. રાજમંદિરના ચોકમાં રાધાદેવી હીંચકે ઝુલે છે. પાસે અનસુયા બેઠી બેઠી ફુલોની વેણી ગુંથે છે. થોડીક વારે હળવેથી તે કૈંક ગણગણવા માંડે છે.]

રાધાદેવી

એ શું? ગાય છે?

[અનસુયા અટકી જાય છે.]

અનસુયા

ના, બા, કૈં નહીં.

રાધાદેવી

ના, તોએ?

અનસુયા

બા, મને એમ થતું હતુ કે—

રાધાદેવી

શું?

અનસુયા

બા, એક વાર પાર્વતીજીએ હિમાલયને કહ્યું કે હું તપ કરવા જાઉં છું.

રાધાદેવી

હા.

અનસુયા

ત્યારે એમણે પુછ્યું. કેમ, દીકરી, તારે તપ કેમ કરવું પડે છે? બા, ત્યારે પાર્વતીજીએ માતાને કહ્યું કે જ્યાં સુધી મનનો સ્વામી ના મળે ત્યાં સુધી આ રૂપ શા કામનું!

રાધાદેવી

હા—તે?

અનસુયા

બા, તે હું વીચારતી હતી કે પાર્વતીને તો મહાદેવજી માટે તપ કરવું પડ્યું પણ તમે આમ શા મેળે તપ કરતાં હશો?

[રાધાદેવી ઉભી થાય છે અને એક બાજુએ જતી રહે છે. અનસુયા તેની પાછળ નજર કરે છે. પળવાર પછી રાધાદેવીનું ડુસકું સંભળાય છે. અનસુયા ફુલો મુકી દઈ ઉભી થાય છે ને રાધાદેવીની પાસે જાય છે.]

બા, બા, આમ શું કરતાં હશો?

[રાધાદેવી આંખો લુછે છે ને સ્વસ્થ પગલે પાછી આવી ઝુલે બેસે છે. થોડીવાર કોઈ બોલતું નથી.]

બા.......

રાધાદેવી

કેમ ?

અનસુયા

બા, તમને શુ દુઃખ છે તે મને કહેશોએ નહીં, બા ? (અનસૂયાનો કંઠ ભીનો થાય છે.)

રાધાદેવી

બહેન, તને શુ કહું ? મારાં દુઃખનો તો આરોજ નથી.

અનસુયા

કેમ બા, મહારાજશ્રી......

રાધાદેવી

(સહેજ સ્મિત ફરકાવી) ના, રે, ના, મહારાજ તરફથી તો મને બધુંએ સુખ છે.

અનસુયા

બા, ત્યારે પછી તમારે તે શી ઉણપ હોય ? હા, એક છે પણ તે તો તમે કહો છો કે રાજકુમાર તમારે મન ......

રાધાદેવી

હા, અનસૂયા, મને એ વાતે જરાએ ઓછું નથી આવતુ.

અનસૂયા

બા, ત્યારે વળી તમારે દુ.ખ શાં હોય ?

[રાધાદેવી ઉત્તર નથી આપતી જરાકવારમાં તે કૈંક ઉંડા વિચારમાં પડી જાય છે થોડીક વાર પછી ]

રાધાદેવી

અનસૂયા, વર્ષાં પર તુ તો અહીંઆ હતી પણ નહી.

અનસુયા

હા, બા, મારે તો અહીં આવ્યેજ હજી દશેરાએ બે વરસ થશે.

રાધાદેવી

હું પર-પરણીને આવી ત્યારે તો લોક મારી ઠેકડી કરતાં હતાં.

અનસુયા

હોય નહીં બા.

રાધાદેવી

ખરી વાત, બહેન, મેં તો આ બધું કોઇ દિ' જોએલું નહીં.

અનસુયા

પછી, પછી બા ?

રાધાદેવી

પછી બેબેજે બધું શીખી ને મહારાજની કૃપાથી આજે આવી થઇ છું.

અનસુયા

બા, હવે સમજી, પહેલાંના દિવસો યાદ આવતા હતા તેથી દુઃખ......

રાધાદેવી

હા, એમજ તો; પણ ચાલ, તું ક્યાં સુધી ફુલો ગુંથ્યા કરીશ ?

[ અનસુયા ફુલો લઇ વેણી ગુંથવા માંડે છે. રાધા ઝુલો ચઢાવે છે. એટલામાં રાજકુમાર દાખલ થાય છે. એના હાથમાં રેશમની દોરીનો એક છેડો છે બીજે છેડો પાછળ દાસી ઘસડાતી આવે છે તેના ગળે બાંધ્યો છે.]

કુમાર

(મોટે ધાંટે) બા......

[રાધાદેવી સહસા ઝુલો ઉભો રાખે છે, અને ઉભી થઇ કુમારને ઉંચકી લે છે.]

રાધાદેવી

ઓ બેટા.

કુમાર

બા, જો, આ હંસી ઘોડો નથી થતી.

રાધાદેવી

કેમ હંસા, તું એમ કરે છે ?

[વધુ માટે જુઓ પૃ૰ ૧૫૪]



# તરંગવતી


સંપાદક:

રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર

બી એ, એલએલ બી.

ચિત્રકાર

રા. રવિશંકર રાવળ


—o—

[આ 'તરંગવતી' અથવા 'તરંગલોલા' નામની લોકવાર્તા એક જૈનાચાર્યની રચેલી હોવાનું જણાવવામાં આવ્યુ છે. આ કથા ગુણાઢ્યની બૃહત્કથા પેઠે આજે પણ પ્રાપ્ય નથી માત્ર એક નેમિચંદ્ર ગણિ નામના જૈન યતિએ મૂળ કથાના સારરૂપ ૧૬૪૪ પ્રાકૃત આર્યાઓનો ગ્રંથ લખેલો પ્રાપ્ત થયો છે. તેની બે પ્રતો ઉપરથી જર્મન પંડિત ડૉ. અર્નેસ્ટ લૉયમેને સંક્ષેપમાં જર્મન અનુવાદ ૧૯૨૧ માં પ્રગટ કર્યો તે ઉપરથી ગુજરાતીમાં શ્રી નરસિંહભાઈ પટેલે 'સાધ્વીની કથા' હમણાં બે વર્ષ ઉપર પ્રગટ કરેલી છે તેમાંથી આ વાર્તા ઉતારી છે—]

પૂર્વે મગધ દેશમાં ધનપાલ નગરશેઠ રહેતા હતા; તેમની શેઠાણીનું નામ સોમા. શેઠના મકાનની પાસે એક ઉપાશ્રય હતો. ત્યાં એક સુવ્રતા નામે સાધ્વી પોતાની અનેક શિષ્યાઓને લઈને ઉતરી હતી એ શિષ્યાઓમાંથી એક બહુ વિનીત શિષ્યાને એક સવારે છઠ્ઠવ્રતના પારણાં કરવા હતાં તેથી એક બીજી નવદીક્ષિત ભિક્ષુણીને લઈને એ ભિક્ષા લેવા બહાર નીકળી.

એક ઉંચી હવેલીના આગણામાં આવીને એ સાધ્વી ઉભી રહી. તેને જોઈ શેઠાણી ઘરની બહાર આવી અને ભિક્ષા લેવા તેને અંદર બોલાવી ગઈ આસન મુકીને આદરપૂર્વક ભિક્ષા આપ્યા પછી, સાધ્વીના સ્વરૂપથી મુગ્ધ બનેલી શેઠાણીએ તેને પ્રશ્ન કર્યો: "સાધ્વીજી, સમય હોય તો અમને કંઈ ધર્મકથા કહો." સાધ્વીએ હા પાડી; અને ધર્મરહસ્ય સંભળાવ્યું. ઉપદેશ પુરો થયો એટલે શેઠાણીએ ફરીથી સાધ્વીને વિનયથી

* 'ગુજરાતી સાહિત્ય'ના પાંચમા ખંડમાંના 'લોકવાર્તાનું સાહિત્ય અને તેનાં મુળ'—એ લેખમાંથી ઉધ્ધૃત.

સુઝયો, અને મે કેટલાક ચિત્રપટ આલેખ્યા મારા પાછલા ભવના બધા અનુભવોને એમા પીંછીથી વ્યક્ત કર્યા એવે કાર્તિકી પૂર્ણિમાનુ કૌમુદીપર્વ આવ્યું નગરમા લોકોનો મેળો ભરાયો તે નિમિત્તે મે મારી છબીઓ લોકોને જોવાને માટે આગણામા મુકાવી, અને તેની સભાળ રાખવા મારી ચતુર સખી સારસિકાને પાસે ઉભી રાખી તે એવી કામનાથી કે મારા પૂર્વજન્મના સ્વામી જે મનુષ્ય યોનિમા આવ્યા હશે તેમને જરૂર ખોળી શકાય" મે સખીને કહી મુક્યુ હતુ કે "મારા સ્વામીને પાછલા ભવનુ રોકસ્મરણ આ ચિત્રોથી જેવુ જાગશે કે તરત એ મૂર્છા પામશે અને 'ચિત્રો કોણે દોર્યા?' તે કાલ્પનિક છે કે સાચા?'—એવુ અધીરાઇથી એ પુછવા માડશે તો તેજ મારો પતિ હશે તેની તુ ખાતરી કરી લેજે'

તે રાતે મને સુસ્વપ્ન આવ્યું સવારે સારસિકા દોડતી દોડતી આવી ને ફત્તેહ મળ્યાના સમાચાર આપ્યા સખીએ કહ્યુ કે 'રાતે મે છબીઓ ચોતરા ઉપર ગોઠવી તે વખતે અસખ્ય લોક ચાદનીમા લહેર કરવા નીકળી પડ્યા હતા તેથી ચિત્રો આગળ ખુબ ભીડ થઇ પછી મોડી રાતે ભીડ ઘટી એટલામા કેટલાક યુવાનો ત્યા આવી ચડ્યા તેમાથી એક નવજુવાન ચિત્રોની હારને ઝીણવટથી નીહાળી રહ્યો. એ આમ જુએ છે તેટલામા તો એ બેભાન થયો, અને વાસ ઉપર બાધેલી ધજાની દોરી કપાતાં ધજા ધમ દઇને જમીન ઉપર પડી જાય તેમ એ ધરણી ઉપર ઢળી પડ્યો તેના મિત્રો એને ત્યાથી દૂર લઇ ગયા પણ પાછળ પાછળ ગઇ ત્યા પેલા જુવાનને પૂર્વજન્મના સ્મરણથી દુખી થતો બબડતો જોયો એણે મિત્રોને ચક્રવાકની કથા કહી બતાવી, અને દરેક ચિત્રમાથી તેનુ સામ્ય એણે વર્ણવી બતાવ્યુ એટલે એને ફરી મૂર્છા આવી પછીથી એણે મિત્રોને ચિત્ર ચીતરનારની તપાસ કરવા કહ્યુ તે સાભળી હુ ઉતાવળી ઉતાવળી પાછી આવી અને ચિત્રો પાસે આવી ઉભી મને તેમણે પ્રશ્ન પુછયો એટલે મે તમારુ નામ કહ્યુ

પેલા મિત્રો જુવાન પાસે જઇ કહેવા મડયા 'પદ્મદેવ, ચિંતા ન કરીશ તારી પ્રિયા મળી આવી છે આપણા નગરશેઠની પુત્રી તરગવતીએ જ એ ચિત્રો દોર્યા છે, અને એમા એક માયા જીવનની કરુણ કથા આલેખી છે એમ એની સખી કહે છે"

આ સાભળી પદ્મદેવનુ મુખ મલક્યુ, પણ પાછો એને ખેદ થયો 'એ નગરશેઠ મારુ માગુ કેમ સ્વીકારશે? મે એ યુવકની હકીકત જાણી લીધી આ વખતે આકાશ ફુલો ચુંટી લીધા, તળાવ જેવુ કોરુ થઇ ગયુ હતુ અને પૂર્વ દિશા સોના રગે રગાઇ હતી

[આખી તરગવતી શેઠાણીને વાત કહી સભળાવે છે –] "મારી સખીએ મને હકીકત કહી કે અમારા ગામના સાહસિક વ્યાપારી ધનદેવ શેઠનો એ પુત્ર હતો મે સવારનુ નિત્યકર્મ પરવારી લીધુ એટલામા મને સારસિકા કહેવા આવી કે ધનદેવ શેઠે પદ્મદેવ માટે કરેલુ મારુ માગુ મારા પિતાએ પાછુ વાળ્યુ વેપાર માટે પરદેશ રહેનાર માણસને કન્યા આપવાની તેમણે ના પાડી, કારણ કે દીકરીને તેથી સદા પ્રોષિતભર્તૃકા રહેવુ પડે પદ્મદેવના પિતા આ ઉત્તરથી માનભગ થઇને શોકાતુર થ ને

* ચિત્રપટ દોરીને પતિને ખોળી કાઢવાની ચ્લાપૂર્ણ યુક્તિ જેમ 'ઓખાહરણ'મા દેખા દે છે, તેમ ગિરધરદાસની રચેલી 'ડસાવતી'ની વ તામા વીરજીની 'કામાવતી'મા અને સામળભટ્ટની 'મદનમોહના'મા આ 'તરગવતી'એ યોજેલી સુદર યુક્તિનો ઉપયોગ થએલો છે તે આગળ સવિસ્તર બતાવવામા આવશે

જતા રહ્યા

આ સાભળી, મારી તો આશાવેલ ઉગતી જ કરમાઇ મે એક સ્નેહપત્ર લખી સખી સાથે પદ્મદેવ ઉપર મોકલ્યો, અને એમા પૂર્વભવના સ્નેહસબધને જાળવી રાખવા વીનતી કરી સારસિકા પત્ર લઇને ગઇ તે વખતે પદ્મદેવની વિરહાવસ્થા પણ દયાજનક હતી પિતાનુ માગું પાછું વાળ્યાની દુખકથની એણે કહી અને સામો પત્ર આપી સદેશો કહાવ્યો કે 'આપેલી આશા ઉપર જીવીને હુ આજે સુખીઓ થાઉ છુ, હવે મારે માટે ધીરજ ધરજે'

ધીમેધીમે દિવસ નમી ગયો અને રાત પડી ગત પડતા મારી ઉત્કઠા વધી અને ધીરજ ખુટી ગઇ સ્નેહની વેદી ઉપર મારી લાજ હોમવા હુ તૈઆર થઇ ગઇ મારી સખીને સમજાવી તેને સાથે લીધી, અને હુ મારા પ્રિયને મહેલ જવા તૈઆર થઇ ગઇ મારુ હૈયુ તો તોફાને ચઢીને ક્યારનુએ આગળ જઇને ઉભુ રહ્યુ હતું

અમે રાજમાર્ગે થઇને લપાતા લપાતા હવેલી આગળ આવી પહોચ્યા સખીએ મને દૂરથી એમને ઓળખાવ્યા અત્યારે એ મિત્રો સાથે વીણા વગાડતા હતા તેમની રૂપસુધા મે દૂરથી પીધા કરી પછી મિત્રો જ્યારે વીખેરાયા ત્યારે સારસિકા એમને મળી એમણે સદેશો માગ્યો સખીએ કહ્યુ કે 'એ જાતેજ અહીં આવી છે'

હુ આ પળે તેમની પાસે જઇને ઉભી રહી, અને પગે પડી એમણે મને રાતે એકલા આવવા માટે મૃદુ ઠપકો દીધો, અને પાછા ઘેર જવાને કહ્યુ એટલામા કોઇ રસ્તે જનારને એમ બોલતા સાભળ્યો કે "જે પોતાની મેળે ચાલી આવેલી પ્રિયા, યૌવન, અર્થ, રાજલક્ષ્મી, વર્ષાસમય, જ્યોત્સ્ના અને ચતુર સ્નેહીઓના સમાગમના આનદનો ઉપભોગ કરી શકતો નથી તે તેની કીંમત જાણતો નથી" એ ઉદ્દગારથી પ્રેરાઇને મારા પ્રિયે કહ્યુ કે "જો આપણે પરદેશમા ચાલ્યા જઇએ તો વિઘ્નથી બચીએ અને આનદે રહી શકીએ" મે એ જ્યા જાય ત્યા સાથે જવાની તૈયારી બતાવી

પછી એમણે મુસાફરી માટેની તઆરી કરી લીધી મે સખીને મારા ઘરેણા લેવા ઘેર મોકલી એટલામા તો એ તૈઆર થઇ ગયા, અને સખીને માટે રાહ જોવા રહેવાની એમણે ના કહી, કારણ કે 'ત્રીજુ માણસ વળી પીડારુપ થાય' તેથી અમે બને જણ રસ્તે પડ્યા. રાતે ઉઘાડા રહેતા દરવાજામાથી અમે યમુનાને કીનારે જઇ પહોચ્યા ત્યા એક મછવો ખોળી કાઢ્યો તેનો દોર છોડીને અમે અદર ચઢી ગયા મારા પ્રિયે હાથમાની ઝવાહીરની થેલી અદર મુકી અને હલેસુ પકડયુ હોડી હકારી તે વખતે અમને શીયાળવાંના રુદનના અપશકન થયા

અમે લાબા વિયોગ પછી આ ઘડીએ એકઠા, એકલા મળ્યા વાતો કરતા કરતા અમને ચક્રવાકનો ભવ સાભર્યો અને એમણે મને સ્નેહના ઉછાળામા ગાઢ આલિંગન દીધુ ઉનાળામા તપેલી ધરતીને વરસાદના સ્પર્શથી જેવી આનદ લાગણી થાય તેવી લાગણી મે મારા પ્રિયના સ્પર્શથી અનુભવી એટલી વારમા અમારો મછવો અમને ગગાના પાણીમા લઇ આવ્યો એક વાર જેમ પૂર્વભવમા આ નદી ઉપર અમારી ચક્રવાકની જોડી તરતી હતી તેમ આજે અમારા સ્નેહી યુગલની જોડી તરવા લાગી

પરોઢ ફાટયો એટલે અમે એક રેતીવાળે કીનારે મછવો લાગર્યો અને નીચે ઉતર્યા અમે

---

૧ અહીં વર્ણવેલી પ્રેમીઓની વિરહપીડા અને નાયિકાના અભિસરણ સાથે 'કાદમ્બરી'માંની મહાશ્વેતાનો પુડરિકને મળવા જવાનો પ્રસગ સરખાવવા જેવો છે

સામે સુધી પૂરી નજરે કરી રહ્યાં નહોતાં ને એકાએક દૂર ઝાંખરાંમાંથી લુંટારા આવતા દેખાયા. સ્નેહસાહસને અંગે જે સંકટ રહેલું છે તેનું આ ક્ષણે અમને ભાન આવ્યું. અમને લુંટારાએ પકડ્યાં, લુંટ્યાં અને બાંધી લીધાં. વેલીનાં જેમ ફુલ ચુંટી લેવાય તેમ મારાં બધાં ઘરેણાં તેમણે ઉતારી લીધાં; અને અમારી ઝવેરાતની થેલી પણ તેમને હાથ આવી.

પછી અમને પર્વતની અંદરની ઉંડી ગુફામાં લઇ જવામાં આવ્યાં. અમારા જેવું ભક્ષ મળેલું જોઇ લુંટારાનો સરદાર હરખાયો. (અહીં લુટારાના સંસ્થાનનું[1] બીહામણું વર્ણન આપવામા આવ્યું છે.) અમને બાંધીને કાલિકા દેવીને બલિદાન આપવા માટે એક ખંડમાં મોકલી દેવામાં આવ્યાં, અને એક લુંટારાના નાયકને અમારી દેખરેખ સોંપી. અમે અમારાં જેવાં બીજાં ઘણાં દુઃખી સ્ત્રીપુરષોને ત્યાં દીઠાં. તેમણે અમને આવેલાં જોઇ પુષ્કળ દીલાસો આપ્યો, અમારા સમાચાર પુછ્યા. દુઃખ બીજાને કહેવાથી હલકું થાય છે એમ જાણીને અમે અમારા પૂર્વજન્મથી માંડીને કર્મની કહાણી તેમને કહી સંભળાવી. તે કર્મકથા વેગળેથી સાંભળતાં, અમને સાચવનાર નાયકને પણ ઠંક લાગણી થઇ આવી. તેણે અમને છુટા કરવાનું વચન આપ્યું. સવાર પડતા પહેલા પાછલી રાતે એ અમને છુપા વનમાર્ગથી ગુફાની બહાર લઇ ગયો; અને વનના છેડા સુધી મુકી ગયો. અમે બંનેએ એ નાયકનો પાડ માન્યો.

ભુખ અને થાકથી તો અમે અધમુવા જેવાં થઇ ગયાં હતાં. પડતાં આખડતાં અમે એક ગામ આગળ આવી પહોંચ્યાં. કેટલાક ગોવાળીઆના છોકરાઓને અમે સીમનાં ખેતરોમાં જોયાં. તેમને કહ્યું કે 'ભાઇ, અમે ભુલાં પડ્યાં છીએ તેથી ગામ બતાવો.'

ગોવાળીઆઓ સાથે આવ્યા. માર્ગમાં તળાવ આવ્યું તેમાંથી ખોબે ખોબે અમે જળ પીધું. પછી ગામમાં પેઠાં. પણ કોને ત્યાં જવું અને શું ખાવું તે વીમાસવા મંડ્યાં. આખરે એક સીતામંદિરનો ચોરો જોયો ત્યાં જઇને અમે પગ વાળ્યો. એવામાં અમે એક યુવાન ને ચપળ સીંધી ઘોડા ઉપર બેસીને આવતો જોયો. એ સ્વાર અમારી આગળ થઇને પસાર થયો, ત્યારે મારા સ્વામીને અચાનક દેખતાં, એકદમ ઘોડા ઉપરથી છલંગ મારીને તે ઉતરી પડ્યો. એ એમનો એક બાલગોઠીઓ હતો. એણે એમને ઓળખ્યા અને તેમને ભેટી પડ્યો. પછી કુશળ સમાચાર કહ્યાઃ—

"નગરશેઠની તરંગવતી મોટે મળસ્કે ઘરમાં દેખાઇ નહીં એટલે ખોળાખોળા થઇ રહી. પછી તેની સખી સારસિકાએ તમારા પાછલા ભવની બધી કથા કહી સંભળાવી; અને શા માટે તમે નાસી ગયાં તે વાત પણ કહી. એટલે નગરશેઠ તમારા પિતા કને આવ્યા અને તમારી શોધ કરાવવા કહ્યું. સારસિકાની વાતથી કોઇનેએ ક્રોધ ચઢ્યો નહીં. બધાં તો તમનેજ ઝંખ્યા કરે છે. હવે તમે ઘેર ચાલો. તમને ખોળવા ચારે બાજુ માણસો નીકળી પડ્યાં છે." પછી તે સ્વારે શેઠના લખેલા પત્રો બતાવ્યા. તેમાં 'ઘેર આવો' એમ ખુબ વાત્સલ્યથી લખ્યું હતું.

એક બ્રાહ્મણને ત્યાં અમારી ભોજન વગેરેની વ્યવસ્થા થઇ; અને અમે થાક ખાધો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૨૯]

---

૧. આ લુટારાના સંસ્થાનનું વર્ણન ઘણી ગુજરાની લોકવાર્તાઓમાં દર્શન દે છે. 'ઠગપુર પાટણ', 'ધુતારાપુર' વગેરે નામથી એ ઓળખાય છે. સરખાવો વીરજીની 'કામાવતી' વાર્તામાંનું 'ધુતારાપુર' અને શામળભટ્ટની 'બત્રીસ(?)ભામિની'માંનું 'ઠગપુર પાટણ.'



તરંગવતી પૃ૰ ૧૪૭ ] સાધ્વીજી, સમય હોય તો અમને કૈં ધર્મકથા કહો. [કાર્તિક ૧૯૮૩



એમણે મને સ્નેહના ઉછાળામાં ગાઢ આલિંગન દીધું.

તરંગવતી પૃ૰ ૧૫૧]




લેખક :

રા. જ્યોતીંદ્ર હ. દવે

---

**તણખા :** લેખક: રા. ધૂમકેતુ; પ્રકાશક: ધી લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ વર્કસ, મુબાઇ. મૂલ્ય: રૂ. ૨–૦–૦

આપણા સાહિત્યમાં જે નવીન અંગો દિન પ્રતિદિન વિકાસ પામતાં જાય છે તેમાં ટુંકી વાર્તા અગ્રસ્થાન ભોગવે છે. ટુંકી વાર્તા એ અર્વાચીન સાહિત્યનું 'અપૂર્વ પુષ્પ છે', એ વચનને કૌમુદીકારે 'જરા બીનજવાબદાર' ગણી કાઢ્યું છે, છતાં પણ પુષ્પ તરીકે તો એ અપૂર્વજ છે. પ્રાચીન કાળમા પણ કંઇક જુદે સ્વરૂપે ટુંકી વાર્તાનું સાહિત્ય હતુ એ વાત ખરી, પરંતુ અત્યારે જે એનું સ્વરૂપ જોવામાં આવે છે તે તો આધુનિકજ છે

નવલકથા અને ટુંકી વાર્તા વચ્ચે કંઇક અંશે મહાકાવ્ય અને ઊર્મિગીત જેવો ભેદ છે રા. 'ધૂમકેતુ' કહે છે તેમ નવલકથાના કરતાં 'ટુંકી વાર્તાની કલા તદ્દન સ્વતંત્રજ છે.' સારો નવલકથાકાર ટુંકી વાર્તાના આલેખનમાં નિષ્ફલ પણ નીવડે, અને ઘણી સુંદર ટુંકી વાર્તાઓના લેખક નવલકથા કનિષ્ટ પ્રકારની લખે એમ પણ બને. રા. ધૂમકેતુ પોતેજ એના ઉદાહરણરૂપ છે.

પાશ્ચાત્ય પ્રદેશોમાં સાહિત્યના આ અંગનો વિકાસ ન સમજાય એવી ગતિથી થઇ રહ્યો છે, ત્યારે આપણે ત્યાં નિર્જીવ અનુકરણોને વિફલ અનુવાદો સીવાય બીજું કંઇ દેખાતુ નથી. આવી સ્થિતિમાં સ્વતંત્ર, સુંદર ને આપણા પોતાનાજ સમાજજીવનમાંથી વીણી કાઢેલાં હોય એવાં કથાનકોના લેખકનો સત્કાર કરવો એ આપણો ધર્મ છે.

રા. 'ધૂમકેતુ'નું નામ શિષ્ટ ને સ્વતંત્ર વાર્તાઓના લેખક તરીકે ઘણું જાણીતુ છે. પ્રસ્તુત પુસ્તકમાં જુદાં જુદાં સામયિકોમાં આવેલી અને ચારેક નવી વાર્તાઓનો સંગ્રહ છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૨૩૧]

## સતિ



[અનુસંધાન પૃષ્ઠ ૧૪૬ થી]

હંસા

પણ બા, મોટાંબાએ સામંત મોકલ્યા છે ને કુમાર જતા નથી.

કુમાર

ના, બા, મારે નથી જવું.

[રાધાદેવી કુમારનું મોં ઉંચું કરે છે અને ચુમી લે છે]

રાધાદેવી

કેમ ભાઇ, મોટાંબા તેડે ને ના જઇએ ?

કુમાર

હા, તે વળી મને ત્યાં ગમતું નથી. અં–અં–અં–

રાધાદેવી

પણ કુમાર, તર્તજ પાછા આવજો. પણ નહીં જાઓ તો મોટાંબાને માઠું નહી લાગે ?

[કુમાર રાધાદેવી સામે જુએ છે.]

કુમાર

ત્યારે બા, તુ આવીશ? તો હું જાઉં. નક્કર તો નથી જતો.

[રાધાદેવી કુમાર સામે જુએ છે ને હસી પડે છે.]

રાધાદેવી

સારું, કુમાર, હુ પણ આવીશ હોં.

[કુમાર રાધાદેવીના ખોળેથી ઉતરે છે]

કુમાર

હો, ચલો ત્યારે, હંસી, જા, હું જાઉં છું. બસ મઝા પડશે. બા પણ આવે છે. હો–હો–

[કુમાર દોડતો દોડતો અંદર જાય છે. પાછળ હંસાદાસી બહાર જાય છે. રાધાદેવી અને અનસૂયા કુમારને જોઇ રહે છે.]

અનસૂયા

બા, લોક કહે છે કે તમે કામણ કરો છો એ સાચું છે, હોં. આ કુમારને તમારા વગર ક્યાંઇ ચેનજ નથી પડતું. બા, કોઇ તો માને પણ નહીં.

[રાધાદેવી નિઃશ્વાસ દાબતી હોય તેમ જુએ છે. એટલામાં એક પુરુષ દાખલ થાય છે.]

રાધાદેવી

અહો, વીરભદ્રજી, તમે ક્યાંથી ? આવો.

વીરભદ્ર

બા, થોડાક સમાચાર લાવ્યો છું.

[રાધાદેવી અનસૂયા તરફ જુએ છે. અનસૂયા પુલો લઇ ચાલી જાય છે.]

રાધાદેવી

બેસો, વીરભદ્રજી, શા સમાચાર છે ?

[વીરભદ્ર બેસે છે.]

વીરભદ્ર

બા, હવે તો અવધ થાય છે. તમે રજા આપો તો...

[રાધાનું મોં જડ થઇ જાય છે. પળવારમાં તે હૃદયની લાગણીઓ દાબી દે છે.]

રાધાદેવી

(જરાક હસી) વીરભદ્રજી, રાજ્યતંત્રમાં આમ ઉકળાટ કરો તે કેમ ચાલે ? વખત વખતનુ કામ કરશે. પણ કહો, આજેજ કેમ આવવું પડ્યું ?

વીરભદ્ર

બા, ગઇ કાલે એક વાણીઆની વખાર લુંટાઇ ..... (અટકે છે.)

રાધાદેવી

એની શી નવાઇ છે?

વીરભદ્ર

પણ બા, એટલું હોય તો ઠીક પણ..... (અટકે છે.)

રાધાદેવી
શું?
વીરભદ્ર
બા, એની દીકરી રાતે ગુમ થઇ.
રાધાદેવી
(ચીસ પાડતાં પાડતાં અટકી જતી હોય તેમ) હેં?
વીરભદ્ર
હા, બા. ખુબ તપાસ કરી પણ પત્તો ના લાગ્યો. આખરે ભૂધર બાતમી મેળવી આવ્યો. બા, એને ત્યાંજ છે. તમે રજા આપો તો અવસર સારો છે. હંડે પાણીએ ખસ જાય એમ છે, બા.
[રાધાદેવી વિચારમાં પડે છે. વીરભદ્ર તેને આતુરતાથી જોઇ રહે છે. થોડીવાર પછી]
રાધાદેવી
ઉં હું-વીરભદ્રજી, જવા દો. હજી સારો અવસર આવશે.
વીરભદ્ર
પણ, બા......
રાધાદેવી
(સખ્તાઇથી) બસ, મેં કહ્યુંને.
વીરભદ્ર
(ઉભો થઇ) જેવી આજ્ઞા.
[અંદરથી કુમાર 'બા, બા'ની બુમ પાડે છે. રાધાદેવી ઉભી થાય છે.]
રાધાદેવી
આવી દીકરા.
(વીરભદ્રને) વીરભદ્રજી, મળતા રહેજો.
વીરભદ્ર
વારુ, બા, રજા લઉં છું.
રાધાદેવી
હા.
[વીરભદ્ર જાય છે. રાધા પલવાર વિચાર કરતી આકાશ ગમ જોતી ઉભી રહે છે. એટલામાં કુમાર ફરી હાંક પાડે છે. રાધા જાગ્રત થતી હોય તેમ શરીર ટટ્ટાર છે અને સ્વસ્થ પગલે જાય છે]

[પડદો પડે છે]

—:o:—

## પ્રવેશ ચોથો

[સમય: આથમતી બપોર. સ્થળ. રાજગઢમાં લોકો શોકમાં હોય તેમ આવજા કરે છે. આસપાસ બધું અસ્તવ્યસ્ત થતું હોય તેવું વાતાવરણ નિશ્ચેતન લાગે છે. બે દરબારીઓ સભાગૃહના એક ખૂણે ઉભા છે ને ગુપચુપ વાત કરે છે.]

પહેલો દરબારી
તમે હાજર હતા?
બીજો દરબારી
હા, રાજવૈદ્ય સાથે હું ગયો હતો.
પહેલો દરબારી
પછી?
બીજો દરબારી
પછી શું? ચારેક ઘડી પહોંચ્યું. પછી મહારાજ દેવલોક થયા. પહેલાં તો અમને બધાને આશા હતી. પણ છેલ્લી ઘડીએ અચાનક વધી ગયું.
પહેલો દરબારી
પછી રાજ્યતંત્રનું?
બીજો દરબારી
એજ નવાઇ જેવું છે.
પહેલો દરબારી
શું?
બીજો દરબારી
પણ જોજો હોં; કોઇને વાત ના જાય.
પહેલો દરબારી
અરે ગાંડા થયા છો!

બીજો દરબારી

મહારાજે બધાને તેડાવ્યા મહારાણી ને કુમાર તો લાજ હતા નાના રાણી વગર મહારાજને ખુબ બેચેની થતી હતી

પહેલો દરબારી

હં એટલું બધું ?

બીજો દરબારી

હજી સાભળો તો ખરા.

પહેલો દરબારી

હા

બીજો દરબારી

એમને તેડવા પાલખી ગઇ હતી પણ એ આની પહોંચ્યા તે પહેલા .

પહેલો દરબારી

એમ કે ?

બીજો દરબારી

હા

પહેલો દરબારી

પછી ?

બીજો દરબારી

મહારાજે કહ્યુ કે કુમારને તિલક થાય પણ રાધારાણી રાજ્યમાતા થાય

પહેલો દરબારી

(નવાઇ પામતો) હે ? એ કેમ બને ? એતો નાના રાણી

બીજો દરબારી

હા, પણ વધારે નવાઇ તો એ છે કે મહારાણીને એ વાત ગળે ઉતરી ગઇ.

પહેલો દરબારી

શુ કહો છો !

બીજો દરબારી

હા એમણે મહારાણીને પણ એના વશ રાખ્યા જે કે પુછો ના વન

પહેલો દરબારી

વા—રુ.

બીજો દરબારી

રાધારાણીએ ના પાડી પણ મહારાણીએ હઠ પકડી એટલે આખરે એમણે કબુલ કર્યું.

પહેલો દરબારી

સારે પછી આજ ને આજ દરબાર શા માટે ભરવો જોઇએ ? રાજ્યમાતા થવાની આવડી શી ઉતાવળ હતી ? ક્યા મહારાણી ના કહે છે ? જરાક તો થોકવાજ રાખવી હતી

બીજો દરબારી

એજ કે સમજાતુ નથી અને બીજી ગપ્પ એમ સાભળી છે કે એમણે દુર્વેરાયજીને તેડવા અસ્વાર મોકલ્યો છે

પહેલો દરબારી

શુ કહો છો ? પણ આટલા વચ્ચે દુર્વે રાયજી આવશે ખરા ?

બીજો દરબારી

એ જોવાનુ છે હુ નથી માનતો આવા અપમાન પછી

પહેલો દરબારી

મને લાગે છે કે દુર્વેરાયજીની આ લોકને હજી બીક છે એટલે એને પણ મહારાજ પાછળ મોકલવાની પેરવી થતી હશે, એટલે પછી આડો કાટોજ નહીં

બીજો દરબારી

(ધીરે ધીરે) બનવા જોગ છે

પહેલો દરબારી

પણ દુર્વેરાયજી કૈં આવે એવા કાચા ના હોય

બીજો દરબારી

હા, પણ મહારાણીએ ખાસ કહેવરાવ્યુ છે કે ત્યા લગી મહારાજના શબને દાહ નહીં દઇએ

પહેલો દરબારી

એ મે જાણુનાજ કારસ્તાન

બીજો દરબારી

એ ? એ કોણ ?

પહેલો દરબારી

બીજા કોણ ? ગધા ને ખુશાલ મંત્રી એઉ પહોંચેલા છે

બીજો દરબારી

હ, હ, ધીમે ધીમે લોક આવતા જાય છે કોઈ સાંભળશે તો કોય ભારે પડશે

[જરાકનાર બેઉ ચુપ બેસે છે ]

પહેલો દરબારી

(ધીમેથી) ખુશાલ મત્રીનો હરખ તો સમાયો સમાતો નહીં હોય ખરું ?

બીજો દરબારી

હશેસ્તો, હોયજને ? એનો સીતારો ચડતો છે (ચારેકમ જોનો) ચાલો સભા ભરાતી જાય છે ને પેલા જોયા ? નવા દંડનાયક—હરિદેવ ?

[બેઉ સિંહદ્વાર તરફ નજર કરે છે ત્યા એક પછી એક માણસો આવતા જાય છે ધીરેધીરે સભા ભરાઈ જાય છે સૌ સૌના આસને બેસે છે બધા ઉત્સુકતાથી રાહ જુએ છે એટલામા ખુશાલ મત્રી દાખલ થાય છે સભાજનો એને વળી વળી પ્રણામ કરે છે ખુશાલ સધાને નમસ્કાર કરતો, મુછમા ધીરુંધીરુ હસતો સિંહાસન પાસે આવે છે ને જમણા હાથ પરના આસને બેસે છે થોડીવાર પછી છડીદાર છુગી છડી સાથે દાખલ થાય છે પાછળ રાજકુમાર મહારાણી ને રાધારાણી દાખલ થાય છે સભાજનો ઉભા થાય છે, ને પ્રણામ કરે છે કુમાર સિંહાસન આગળ ઉભો રહે છે રાજ્યગોર તિલક કરે છે રાધારાણી મુગટ લે છે અને મહારાણીને આપે છે મહારાણી કુમારને પહેરાવે છે કુમાર સિંહાસને બેસે છે મહારાણી અને રાધારાણી એની પાસે બેસે છે થોડી વારમા દુર્ગેરાય દાખલ થાય છે અને કુમારની પાસે આવી પ્રણામ કરે છે સભામાં વધાઈના અવાજો થાય છે કુમાર ઉભો થાય છે અને તેનો હાથ ઝાલી ડાબા હાથના આસને બેસાડે છે પછી રાજ્યગોરને ઇસારત કરે છે તે પાસે આવે છે અને સિંહાસન આગળ ઉભો રહે છે ]

ખુશાલ

(સ્વગત) ચાલો અત્યાર સુધી તો બધુ પાધરુ ઉતર્યુ છે

રાજ્યગોર

(મોટા અવાજે) મહારાજાધિરાજ ધનવર્મા મહારાજની અંતિમ આજ્ઞા છે કે રાજકુમારને અભિષેક કરી ગાદી આપવી અને રાણીમા રાધા રાણીએ રાજમાતા તરીકે રાજ્યતંત્ર હાથમ લેવુ (અટકે છે)

[સભાના લોકો આશ્ચર્યચકિત થઇ જુએ છે ]

અને પ્રજાએ રાજકુમાર અને રાજમાતા ની આજ્ઞા સ્વીકારવી

[રાજ્યગોર પાછો બેસી જાય છે થોડી વાર પછી ]

રાધારાણી

દુર્ગેરાયજી, આજથી આ રાજનુ રાજતંત્ર ને ન્યાયતંત્ર અમે આપના હાથમા મુકીએ છીએ

[કેટલાક સભાજનો આનંદના અવાજ કરે છે કેટલાક સ્તબ્ધ થઇ જોયા કરે છે ખુશાલ ઉભો થાય છે ]

ખુશાલ

દેવિ—દેવિ—

રાધારાણી

(કડક અવાજે) ખુશાલમત્રી, તમારી

રાજ્યમાતા તરફ કેમ વર્તવું એ તમે શીખ્યા લાગતા નથી.

ખુશાલ

(સ્વગત) આ શું? ગજબ વાત છે.

[ખુશાલ બેસી જાય છે. તે કૈં સમજતો ન હોય તેમ ફાટડોળે રાધારાણી તરફ જુએ છે.]

રાધારાણી

દુલેરાયજી, આ કુમાર હું તમારે ખોળે મુકું છું હોં.

[દુલેરાય ઉભો થઇ પાસે જાય છે અને રાજકુમારનો હાથ ઝાલી આંખે અરાડે છે. દુલેરાયની આંખો ભીની થાય છે.]

દુલેરાય

રાજ્યમાતા, આપની આજ્ઞા હું માથે ચઢાવું છુ.

રાધારાણી

હવે બીજું કામ. દુલેરાયજી, આજની સભામાં એક વાતનો ન્યાય કરવાની જરુર છે. (ખુશાલને) મંત્રીશ્વર, આમ આવો. આ ન્યાયના સિંહાસન સમક્ષ ઉભા રહી જવાબ આપો.

ખુશાલ

(ફાટ્યા અવાજે) હું?

રાધારાણી

હા, મંત્રીશ્વર, તમે.

[ખુશાલ કાંપતો બેસી રહે છે. એના શરીરે પરસેવો છુટે છે, એનાથી ઉઠાતુ નથી]

પહેરગીર, મંત્રીશ્વરને મદદ કર. એમનાથી ઉઠાતું નહીં હોય.

[પહેરગીર ખુશાલની પાસે જવા માડે છે. ખુશાલ ઉભો થાય છે અને પાસે આવે છે.]

મંત્રીશ્વર, થોડાં વર્ષો પર એક સ્ત્રીને અમુક સંજોગોમાં વેચાતી લાવી પોતાના સ્વાર્થ જેવા નજીવા કારણ માટે એને દુરાચરણમાં તમે પરોવી હતી એ ગુનહો તમે કબુલ કરો છો?

[સભા ખુશાલ સામે જોયા કરે છે. ખુશાલ કાંપતો, ધ્રુજતો ઉભો રહે છે. રાધારાણીનું સ્વરુપ ઉગ્ર થતું જાય છે. એની આંખો રાતી થાય છે; એનો અવાજ ચીરાતો ચાલ્યો જાય છે.]

ખુશાલમંત્રી, મહારાજની મુદ્રિકાના પ્રતાપે આજ સુધી તમને સજા ન થઇ એટલુંજ નહીં પણ મંત્રીપદે રહી આ રાજ્યને તમે છિન્નભિન્ન કરી નાખ્યું. પણ ચાલો, થયું તે થયું. હવે તમારો ગુનહો તમે સ્વીકારો છો? ઇશ્વરે તમને એટલી પણ સચ્ચાઇ આપી છે ખરી?

[પલવાર સભામાં નિરવ ભયાનક શાંતિ પ્રસરે છે.]

ખુશાલ

(હીંમત ભેર) રાજ્યમાતા, બેઅદબી માફ કરો. પણ આ વાતમાં કૈંક જબરી ગેરસમજ થાય છે. જો આજ્ઞા કરો તો હું ખુલાસો કરુ.

રાધારાણી

હં, ખરેખર. હા, અવશ્ય, આ ન્યાય આસન આગળ સૌને બચાવ કરવાની છુટ છે.

ખુશાલ

રાજ્યમાતા, એ વાત સાવ જુદી છે. મારા શત્રુઓએ માત્ર ગપ ઉડાવી છે.

રાધારાણી

ખરેખર?

ખુશાલ

હા, રાજ્યમાતા. જો ખરું હોય તો હું સાખ પુરાવો માંગુ છું.

[રાધારાણી ખુશાલ તરફ જોઇ રહે છે.

એના હોઠ ભીડાય છે એના દાંત કચકચે છે.]

રાધારાણી

અરે નીચ! તેં એમ ધાર્યું કે આ વાતની સાખ પુરી કોઇ હાથે કરી પોતાના પગ પર કુહાડો નહીં મારે, પણ મૂર્ખ, તું તારાજ કાનને નથાંને જોએ છે? ખુશાલ મંત્રી, હજી વિચાર કરી જુઓ જગતશા કે પશ્ચાત્તાપ થાય છે?

ખુશાલ

(રાજકુમાર તરફ જોઇ) અન્નદાતા, અન્નદાત, આ બધી વાત જુઠી છે દયા કરો જોઇએ તો હું—

રાધારાણી

નમ કરો, મંત્રીશ્વર, બાહુ થયું પૂરી તમારા ભારથી ત્રાગી ઉઠી છે મોત તમારૂ માપ માગી લ્યો છે (દુર્લભરાયને) દુર્લભરાય જે બીની હું વાત કરૂ છું તે હું છું

મહારાજનો

હે!

રાધારાણી

હા હું વસુમતીના રાજાની દીકરી છું એ વાત બનાવટી હતી આ નીચની અધમ બુદ્ધિએ નીપજાવેલુ એક અસત્ય હતુ મહારાજને પણ એણે એમ કરી છેતર્યા હતા

[ખુશાલ ભોંય બેસી પડે છે તેને જોઇ.]

ખુશાલમંત્રી, ઉઠો આ મજાગરમા એમજાનો તમારો હક્ક પુરો થયો છે દુર્લભરાય આપણા રાજ્યમાં સપનમા સપન સાજ કઇ છે?

દુર્લભરાય

ધગધગતા લોઢા સાથે બાંધી જીવતા દઝાડવાની.

રાધારાણી

બસ ત્યારે એને એ સજા કરી જોઇને પહેરેગીર......

[ખુશાલ દોડી આવી કુમારના પગ પકડે છે]

ખુશાલ

અન્નદાતા, હું કબુલ કરૂ છું જો આ વાત ખરી હોય તો એમને રાજ્યમાતા તરીકે

[રાજકુમાર ઉભો થાય છે અને ખુશાલને ઠોકી મારે છે]

રાજકુમાર

નીચ, તારૂ મોં કાળુ કર જા

[પહેરેગીર આવે છે અને ખુશાલને પકડે છે]

રાધારાણી

દુર્લભરાય, ખુશાલમંત્રીને એકલું ગમશે નહીં પહેરેગીર, હરિદેવ દંડનાયકને પણ એની સાથે લઇ જા એ એનો સાથી હતો

[પહેરેગીર હરિને પકડે છે ખુશાલ અને હરિ દયા માગતા બુમો પાડે છે પહેરેગીરો એમને બહાર લઇ જાય છે થોડીવાર પછી]

દુર્લભરાય, હવે બીજા માણસનો ન્યાય કરવો રહે છે

[પાછળ ઉભેલા સૈનિકને ઇશારત કરે છે તે વસુને આગળ લઇ આવે છે]

દુર્લભરાય, આ મહા ખરા પતિ એમણે મોના ખાતર આને વેરી હતી

વસુ

(દુર્લભરાય તરફ જોઇ) ના, બાપુ, ખુશાલ બાપુએ મને ઉભા રાખવાની ધમકી આપી હતી

[વસુનું શરીર ધ્રુજે છે એની આંખોમાથી આંસુઓ પડે છે]

રાધારાણી

સ્વામિ, એ ખરું હશે હું માનું છું. પણ જે બેશરમીમા જીવતા રહ્યા તે કરતા એમ હતું ખોટું નહોતું દુર્લભરાય, જો માણસ

મોતની બીકે પોતાની સ્ત્રીને વેચી દેવાની કાયરતા કરે છે એને શી સજા ઓછી નથી?

દુલેરાય

રાજ્યમાતા, આપની વાત ખરી છે, પણ આ બીચારાનું...

રાધારાણી

(નિ:શ્વાસ ખેંચી) હું સમજું છું, મંત્રીશ્વર, હું સમજું છું પણ પોતાની સ્ત્રીને આમ ત્યજી જનારનો ગુનહો ભયંકર છે. રાજ્યમાતા તરીકે મારે ગુનહેગારને સજા કરવી જોઇએ.

દુલેરાય

રાજ્યમાતા, છતાં હું યાચના કરું છું કે આપ દયા કરો.

રાધારાણી

ક્ષમા કરો, મંત્રીશ્વર, પણ એ ગેરવ્યાજબી છે. અને બીજું આજ લગીનુ મારું અહીંનું જીવન એક કલંક હતુ આજે હું પાછી સ્ત્રી બનું છું. હું એમની સ્ત્રી છુ તે એમની સાથે સતિ થઇશ. મંત્રીશ્વર, આજના દિવસની હું રાહ જોતીજ હતી. જે દિવસથી મારા સ્ત્રીત્વને આ લોકે લુંટી લીધું ત્યારથી દયા—પ્રેમ બધુંજ સુકાઇ ગયું. વર્ષોથી મેં માત્ર હલાહલ વેરને ઉછેર્યું છે. અરેરે, આ નીચ લોકોએ મને પુછ્યુ સરખું એ નથી. મંત્રીશ્વર ઢોરના વેચાણ પણ મારા વેચાણુ કરતાં સારાં હોય છે. દુલેરાયજી, વિષના આતસે મારું હૃદય બાળી નાખ્યું છે. એમાં દયા રહે એવું એ લોકેજ નથી રાખ્યું. પછી હું શુ કરું?

રાજકુમાર

પણ માતુશ્રી......

રાધારાણી

કુંવર, તમે હજી નાના છો. મોટાંઆના હૃદયમાંથી મારે લીધે દયા ને પ્રેમ જતા રહ્યાં છે. તે જેમ કાષ્ટવત થઇ ગયાં છે તેમ મારું હૃદય પણ પથ્થર જેવું થઇ ગયુ છે (અટકે છે) કુંવર, સ્ત્રીનું સ્ત્રીત્વ શુ એ મોટા થશો ત્યારે સમજશો (જરાક વાર પછી) મંત્રીશ્વર, આજે મારા પતિનો શિરચ્છેદ કરી મને એનું શબ લાવી આપજો કે હું સતિ થઇ મારી મેલી દેહને પાવન કરું. (સભામાં ડસકાંનો અવાજ થાય છે. રાધારાણી પોતાની આંખો લુછે છે. કુમાર પાસે આવે છે. તેને ખોળે બેસાડે છે) દુલેરાયજી, કુમાર ને રાજતંત્ર હુ તમને સોંપી જાઉં છું.

[ઉભી થાય છે. કુમારનાં ઓવારણાં લે છે. મહારાણીને પ્રણામ કરે છે. સભાજનો ઉભા થઇ જાય છે. તેમને નમસ્કાર કરે છે ને વનુને સાથે આવવા સુચવે છે અને ધીરે પગલે ચાલવા માંડે છે. કુમાર, મહારાણી. દુલેરાય તથા સભાજનો ધીમાધીમા પાછળ જાય છે. દૂરથી ખુશાલની મૃત્યુચીસ સંભળાય છે.]

[ પડદો પડે છે ]

સમાપ્ત

## ન્યાય કે અન્યાય?

[અનુસંધાન પૃષ્ઠ ૧૨૯ થી]

પત્નીનું મુખ કાળું અને કદ્રુપું લાગ્યું. જવાબ દીધો ન દીધો ને પોતે નીચું જોઇ જમવા માંડ્યું. કોઇ તેવો કેસ ચાલતો હોય ત્યારે ન્યાયમૂર્તિ આમ વિચારગ્રસ્ત થઇ જતા એવો રમાબાઇનો અનુભવ હોવાથી એમણે પણ વિશેષ વાતચીત ન ચલાવતાં મૌનજ ધારણ કર્યું.

ન્યાયમૂર્તિ જમી ઉઠ્યા ને બંગલાના દરવાજા બહારના દરીઆ કીનારા પરના ફુટપાથપર આંટા મારવા લાગ્યા. અમુક આંટા માર્યા પછી નામદાર બાંકડા ઉપર બેઠા. સામે સમુદ્રનાં મોજાં ઉછળી રહ્યાં હતાં. નામદારની નજર તેના પર ઠરી રહી હતી. એટલામાં એક મોજું સૌથી વધારે ઉછળ્યું અને એમાંથી ટપ દેતી કે નાગકન્યાની પેઠેમ ચંચળ નીકળી મેંથી આગળથી ચોટલાની લટ સમારી પાણી ખંખેરવા ડોકું હલાવતી ચંચળનું સૌંદર્ય અદ્દભુત હતું. એનું મોહક મુખ તેજથી તકતકતું હતું અને વસ્ત્ર ભીનું થવાથી એના અંગની અપ્રતિમ લાવણ્યતા સહજ દ્રિષ્ટગોચર થતી હતી. નામદારે આંખ વીંચી, પાછી ઉઘાડી એટલામાં દૃશ્ય અદ્રશ્ય થઇ ગયું. નામદાર નીસાસો નાખી ઉઠ્યા, ધીમે પગલે ઘેર આવી પોતાના સુવાના ઓરડામાં દાખલ થયા. ધીમે રહીને ટેબલનું એક ખાનું ઉઘાડ્યું, તેમાંથી વેરોનલની સીસી કાઢી તેમાંથી એક ગોળી ખાઇ સુઇ ગયા.

બીજે દિવસે નામદાર કોર્ટ જવાના વખતની રાહ જોવા લાગ્યા. વખત કેમે કરી નીકળતો જ ન હતો. ઘડીઆળના કાંટાએ જાણે હડતાલ પાડી હોય એમ નામદારને લાગ્યું. પણ આખરે એ મંથનનો પણ અંત આવ્યો અને નામદાર બરોબર સાડાઅગીઆર વાગે ન્યાયાસન પર બીરાજ્યા.

આજે ચંચળની ઉલટપાલટ તપાસ હતી. ને દરમીઆન તેણે જણાવ્યું કે ગુનેહગારના સુખદુઃખની વાતો સાંભળી એ પોતે પણ સુખી દુઃખી થએલી અને તેને પ્રસંગે પોતાની આંખોમાંથી આંસુ પણ પાડેલાં. એણે એની બધી વાતો સાચી માનેલી અને હૈદરાબાદ ગયા પછી પોતાની ખાત્રી થએલી કે એ બધી વાતો સાચીજ છે. મહમદશાહને પોતે એમ પણ કહેલું કે જો હું કુવારી હોત અને ધણી પસંદ કરવામાં મને સ્વતંત્રતા હોત તો હું તારા જેવા પુરૂષનેજ પસંદ કરત. પોતે ધણી તરફથી કેટલી દુઃખી છે અને તે કેટલો અરસિક અને વહેમી છે તે પણ એને જણાવેલું. આવી આવી કેટલીએક કબુલતો આપ્યા બાદ ચંચળની જુબાની પુરી થઇ. ત્યાર બાદ બીજા સાક્ષીઓની જુબાની થઇ દરમીઆન જ્યારે જ્યારે ચંચળનું નામ લેવાતું ત્યારે ત્યારે ઓળખાવવાને માટે નામદારના આગ્રહથી ચંચળને રજુ કરવામાં આવતી હતી. આ બધામાં આખો દિવસ નીકળી ગયો અને ફરીઆદ પક્ષનો કેસ પુરો થતાં તહોમતદાર મહમદશાહને પોતાની હકીકત કહેવાનું જણાવવામાં આવ્યું. તેના જવાબમાં તે નીચે પ્રમાણે બોલ્યોઃ

નામદાર, હું બે ગુનહા છું એ બાઇને હું જબરજસ્તીથી નથી લઇ ગયો. પણ એ મને કાયલ કરીને આવી છે. નામદાર મારા બાપ હૈદરાબાદમાં નવાબ છે. હું તેનો એકનો એક છોકરો છું. હું મારા માબાપ સાથે લઢી ફેરીઆનો ધંધો કરતો હતો. એટલામાં મારા બાપ ગુજરી ગયાના સમાચાર મળ્યા એટલે મારે

તાબડતોબ હૈદરાબાદ જવાનુ હતુ આ હકીકત કહેવા હુ ચચળ પાસે આવેલો. તે વખતે એણે મને સાથે લઇ જવા ઘણી કાકલુદીભરી અરજ કરી અને એ ચોધાર આસુએ રોવા લાગી છેવટે મને કહ્યુ કે જો હુ મારી સાથે નહી લઇ જાઉં તો ફ્રામો ખાઇ જાન આપશે આખરે મે જ્યારે એને થોડા દહાડા રહીને તેડી જવાનો કોલ આપ્યો ત્યારે જવાની એણે મને રજા આપી

થોડા દિવસ બાદ હુ અહીં આવ્યો અને બગલા વગેરેની તજવીજ કરી અને મારી સાથે તેડી ગયો મોટરનો અકસ્માત, ચાકુ વગેરે જે વાત કરી તે ખોટી છે એ એણે કોઇની શીખામણો અને ધમકીથી કહી હોવી જોઇએ નામદાર! આપે ચચળને જોઇ છે તે કેવી જુવાન અને કેટલી ખુબસુરત છે તે આપે જોયુ છે એવી એક પરી ચહેર નાજની મારા સરખા જુવાનનુ દીલ ખરા જીગરથી ચાહી જીતી લે તો એ શુ ગુનહો છે? એણે મને ચહાયુ એમા ઇનશાન ની બસ નથી એ ખુદાની કરામત છે નામદાર બેઅદબી માફ છે આપને મારી એટલીજ અરજ છે કે આપ આપના જુવાનીના દિવસ યાદ કરો! તે વખતે આપને કોઇ પણ ખુબ સુરત જુવાન નાજનીનો રગ લાગ્યો હોય તો તેને યાદ કરો અને પછી મારા જેવા સજોગો મા આપ મુકાયા હોત તો આપ શુ કરત તેનો ખ્યાન કરો અને પછી જો આપને એમ લાગે કે હુ તકસીરવાર છુ તો બેશક મને સજા કરો નહીંતર મને છોડી મુકો

તહોમતદારનુ બોલવુ પુરુ થતા સાડાપાચ વાગી ગયા હતા એટલે ન્યાયમૂર્તિ ઉઠયા પણ તે વખતે એમનુ ચિત્ત ઠેકાણે ન હતુ મહમદશાહ ની અરજના છેલ્લા શબ્દોએ નામદારને ત્રીસ વર્ષ પહેલાની વાત તાજી કરાવી હતી પોતે લો ક્લાસમા ટર્મ ભરતા ત્યારે ગ્રાટરોડ પર આવેલી અભયકરની ચાલમા બીજા ત્રણ વિદ્યાર્થીઓ સાથે એક ઓરડીમા રહેતા અને ત્યા આવેલી જે દામુની વીશીમા જમતા, તેની મનોરમા નામની સોળ વર્ષની છોકરી યાદ આવી એના તરફનો પોતાનો પક્ષપાત યાદ આવ્યો એની પીરસેલી રસોઇમા કૈ ખાસ મીઠાશ આવતી અને પાછલી બારીમાથી નળ પર એને લુગડા ધોતા જોવી એ એક જીવનનો લહાવો હતો પોતે એક વખત વીશીના બારણા મા ઉભેલા હતા અને તે વખતે મનોરમા બાજુ મેથી નીકળતા જતા એનો હાથ પોતાના હાથ સાથે અથડાએલો અને તે વખતે રોમાચ અનુભવેલો તે અનુભવ યાદ આવ્યો તેમ થતા નામદાર મનમા બબડ્યા કે વાત તો ખરી પણ Law is law—કાયદો તે કાયદો—એ કેમ ટળાય?

× × ×

બીજે દિવસ સવારે કોર્ટ બેસતા બચાવ પક્ષના બારીસ્ટરે પોતાનુ ભાષણ શરુ કર્યુ તેમ કરતા તેણે મહમદશાહે કહેલી હકીકત પાછી કહી સભળાવી ચચળે જે જે વાતો કબુલ કરી હતી તેના પર જ્યુરીનુ ધ્યાન ખેચ્યુ અને ફરીઆદ પક્ષના સાક્ષીઓની જુબાનીમા જ્યા જ્યા ત્રુટિઓ હતી તેના પર જ્યુરીનુ લક્ષ ખેચ્યુ ત્યાર પછી એણે જ્યુરીના ગૃહસ્થોને વિશેષ અપીલ કરતા જણાવ્યુ કે,

'જગતનુ શાસન બે પ્રકારના કાયદાથી ચાલે છે, ઇશ્વરી અને માનુષિક અને એ તમે કબુલ કરશો કે જ્યારે જ્યારે માનુષિક નિયમો ઇશ્વરી નિયમોની સાથે સઘર્ષણમા આવે ત્યારે ત્યારે ઇશ્વરી નિયમોનુજ સર્વોપરીપણુ રહેવુ જોઇએ આમ હોવાથી જ્યારે જ્યારે માનુષિક નિયમોનો ભગ થાય ત્યારે ભગ કરનાર અપ રાધી છે કે નહીં તે નક્કી કરવા તેની છેની

કુદરતની ઇશ્વરી નિયમ વડેજ થવાની છે તેમ કરતા જો માલમ પડે કે અમુક કાર્ય કરવાથી ઇશ્વરી નિયમનો પણ ભંગ થયો છે તો તે ખરેખરો અપરાધ પણ તપાસ કરતા એમ માલમ પડે કે તે કાર્ય કોઇ ઇશ્વરી નિયમને અનુસરીને થયુ તો તેનું આવશ્યક ફળ એજ કે માનુષિક નિયમમા કંઇક ખોડ છે અને તેની એ નિયમ ભંગ કરનાર અપરાધી નથી એટલુંજ નહીં પણ એ નિયમમા સુધારો કરવો જોઇએ

ગૃહસ્થો! હવે આ કેસમા શું થયુ છે તે તમે જુઓ એક પુરુષે એક સ્ત્રીને ચાહી અને એક સ્ત્રીએ પુરુષને ચાહ્યો આમ કરવામા કંઇ ખોટુ થયુ છે એમ તો મારી ખાત્રી છે કે તમે કહેશોજ નહીં કારણ પુરુષે સ્ત્રીને ચાહવી અને સ્ત્રીએ પુરુષને ચાહવુ એ ઇશ્વરી નિયમ છે તમારો વાંધો કયાં છે તે હુ જાણુ છુ તમારુ એમ કહેવુ છે કે અમુક પુરુષે અમુકજ સ્ત્રીને ચાહવી અને અમુક સ્ત્રીએ અમુક પુરુષને ચાહવો તેમ જો ન કરવામા આવે તો એ અપરાધ

હવે હુ તમને પુછુ છુ કે તમે વાયુને કેમ આજ્ઞા નથી કરતા કે તુ અમુકજ પ્રદેશમા વહે? જ્વાળામુખીને તમે કેમ નથી કહેતા કે તુ અમુકજ સ્થળે ફાટ! જડ વસ્તુઓ પર પણ આ પ્રકારનો અધિકાર નથી ભોગવતા તો પછી તમે મનુષ્યના હૃદયપર આ પ્રકારનો અધિકાર ભોગવવા કેમ તત્પર થાઓ છો? સમાજ અગ્નિ અને પાણીને એકેકની નિકટમા આવતા રોકવા આ અમને છે પણ સમાજ અગ્નિને કહે છે કે તુ તપના અને પાણીને કહે કે તુ ઠકરના આ ન્યાયે જોતા તમે સહજ કબુલ કરશો કે એક પુરુષ તેને સારુ સમાજે નક્કી કરેલી આને ન ચહાય એમા તે કંઇ ખોટુ નથી કરતા એટલુંજ નહીં પણ પોતપોતાની પસંદગીના સ્ત્રી પુરુષોને ચહાય તો તે અપરાધ તો નથીજ આ ધોરણ આપણા હીંદુસ્તાનમા વીશેષે કરીને લાગુ પડે છે કારણ અત્રે સ્ત્રી પુરુષો એકેકને પસંદ નથી કરતા પણ તેઓ જાણે વસ્તુ હોય તેમ તેઓના સાટા કરવામા આવે છે

હુ હવે તમારો વધારે વખત લેવા નથી માગતો તમે કેસની બધી હકીકત સવિસ્તર સાંભળી છે તમે અમુક ગામના ધણીને પાને પડેલી બાઇ ચચળને જોઇ છે, તેમ તહોમતદાર મહમદનાલને પણ તમારી નજરે જુઓ છો તમે તેઓનું કહેવુ પણ સાંભળ્યુ છે તેઓ કેવા સંજોગોમા મળ્યા તે પણ તમે જાણ્યુ છે આ સર્વ પછી આ યુગલ પરસ્પર પ્રેમથી આકર્ષાઇ એકબીજા સાથે સંયુક્ત થાય એ સ્વાભાવિક કે અસ્વાભાવિક તેનો તમે છાતી પર હાથ રાખી વિચાર કરજો તેમ કરતા તમારી પોતાની યુવાવસ્થા યાદ કરજો! તેમજ તમે તમારા પ્રેમનું કોઇને અર્પણ કર્યુ હોય તો તે પણ યાદ કરજો વળી અપરાધી યુગલની સ્થિતિમા મુકાતા તમે પોતે શુ કરત તે પણ કલ્પી જોજો આ સર્વને પરિણામે જો તમે એવા નિર્ણય પર આવો કે આ યુગલનું વર્તન અસ્વાભાવિક છે તો નિઃશંક તેઓને અપરાધી ઠેરવો પણ જો તમને એમ લાગે કે તેઓનુ વર્તન સ્વાભાવિક છે તો તેઓને નિર્દોષ ગણી છોડી મુકો એટલુંજ નહીં પણ જે સામાજિક નિયમને લીધે ઇશ્વરી નિયમને અનુસરનાર માણસ અપરાધી ગણાય તો નિયમમા સુધારો કરવા તત્પર થાઓ'

ન્યાયમૂર્તિએ ભાષણ સાંભળ્યુ પણ છેવટે સમજ્યા કે વાત તો ખરી પણ Law is Law — કાયદો તે કાયદો—અમારુ કામ કાયદો ઘડવાનુ નથી પણ તેને અમલમા મુકવાનુ અને એ

ધર્મનો ત્યાગ કેમ થાય ?

બચાવપક્ષના બારીસ્ટરનું ભાષણ પુરું થતાં ફરીઆદપક્ષના બારીસ્ટરે પોતાનું ભાષણ શરુ કર્યું. તેમ કરતાં પોતાના પક્ષની હકીકત પાછી કહી સંભળાવી, પોતાના સાક્ષીઓની જુબાની કેવી મજબુત પડી છે તે બતાવ્યું, સામાવાળાનો બચાવ કેટલો લુલો છે તેના પર લક્ષ ખેંચ્યું અને છેવટે આ પ્રકારના અપરાધીઓને જતા કરવામાં આવે તો મુંબાઇ જેવા ઉદ્યોગી શેહેરમાં તેની સામાજિક સ્થિતિ પર કેવી અસર થાય તેનો ભયંકર ચીતાર આપી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું. તેમ કરતાં સાડાપાંચ વાગ્યા અને કોર્ટ ઉઠી.

ત્યાર બાદ નામદાર ધારા પ્રમાણે ફરતા ફરતા ઘેર આવ્યા અને જમી કરી સુઇ ગયા ત્યાં લગણ કંઇ જાણવા જેવું બન્યું નહીં. પણ પછી જ્યારે નામદાર નિદ્રાવસ્થામાં હતા ત્યારે નામદારને સ્વપ્નું લાધ્યું અને તેમાં ચંચળ દેખાઇ.

આ વખતે ચંચળનું દર્શન જુદાજ પ્રકારનું હતું. તે ધુંટણીએ પડી હતી. તેની આંખમાંથી આંસુ વહી રહ્યાં હતાં અને જાણે પ્રાર્થના કરતી હોય તે પ્રમાણે તેણે હાથ જોડી આગળ ધર્યા હતા. નામદાર સાથે આંખે આંખ મળતાં તે ગદ્‌ગદ્‌ સ્વરે બોલી: "નામદાર ! શું તમે મારા પ્રાણવલ્લભને શિક્ષા કરશો ? જો શિક્ષા કરશો તો શેને માટે ? મેં એને મારા હૃદયના અધિષ્ઠાતા દેવતા તરીકે સ્થાપ્યો તેને માટે ? એમાં એનો શો કસુર ? જો કસુર હોય તો મારો કસુર કે મેં એને આ સ્થિતિમાં મુકયો, અને તેને માટે નામદાર તમે મને શિક્ષા કરો અને તે હું ખુશીની સાથે

ઉકાળીશ. નામદાર! આવી સ્થિતિમાં મુકાએલો એક યુવાન શું કરે તેનો આપ વિચાર કરો! નામદાર! આપનુંજ હૃદય તપાસો. બે દિવસ થયાં આપની શી સ્થિતિ છે? તો પછી મહમદશાહ જેવો એક પચીશ વર્ષનો જુવાન નવાબજાદો ચળી જાય એમાં એનો કસુર શો? નામદાર! આપ વિદ્વાન છો, વૃદ્ધ છો, અનુભવી છો, દુનીઆની કૈંક કૈંક લીલીસુકી આપે જોઇ હશે માટે મારી આપને અત્યંત નમ્રતાપૂર્વક પ્રાર્થના છે કે બીજા કશાની ખાતર નહીં પણ એક મારી ખાતર એ મારા હૃદયેશ્વરને આપ છોડી મુકશો."

ગદ્‌ગદ્ કંઠે પણ સ્પષ્ટતાથી બોલાએલા આ વચનો નામદારે એકચીત્તે સાંભળ્યાં. છેલ્લા વચનો બોલતાં બોલતાં ચંચળને પોતાનું માથું પોતાના બે હાથમાં મુકતાં તે દેખે છે. નામદારની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં. તેનું નિવારણ કરવા પોતે આંખ મીંચી. પળવાર રહી ઉત્તર આપવા પાછી ઉઘાડી તો નામદારને માલમ પડ્યું કે દૃશ્ય અદૃશ્ય થઇ ગયું છે. નામદાર જાગી ઉઠ્યા ને જુએ છે તો પોતાના ઓરડામાં પોતે એકલાજ છે. નામદારે આંખો ચોળી પણ વ્યર્થ. તુરતજ ઘડીઆળના ટકોરા થયાઃ ચાર

નામદારે જાણ્યું કે પાછલી રાતના ચાર વાગ્યા છે. નામદારે પાછું તકીઆપર માથું મુક્યું પણ ઉંઘ આવી નહીં. જેમ જેમ વખત જતો હતો તેમ તેમ વિચારની ભરતી ચઢે ગઇ.

તાત્વિક દૃષ્ટિએ જોઇએ તો ખરેખર એમાં મહમદશાહનો શો કસુર?" નામદારે વિચાર્યું "શંકર બાલકીશન મળ્યા. ભિન્ન ભિન્ન મેનકાઓ મળ્યા તો પછી આ બીચારા મહમદશાહનું શું ગજું?" સંયોગ જો કુંવારી હતે તો મહમદશાહ નિરપરાધી! કુંવારી હતે તો પણ મહમદશાહ નિરપરાધી! માત્ર આ તો કોઇ જેવા ધણી બેઠો છે, એટલે બીચારી ચંચળના હાથ, પગ બંધાએલા! આ તદ્દન વિપરિત નહીં તો શું? દુનીઆના બીજા કોઇપણ દેશમાં વ્યભિચાર ને ફોજદારી ગુનાહ ગણવામાં આવ્યો નથી.

But law is law. (પણ કાયદો તે કાયદો.) એ મારાથી કેમ બદલાય? મારે તો તેનો અમલ કરવોજ જોઇએ But after all what is law and what is its function? Is it not sound common sense and is not its function to keep the society in order? But if such incidents point out that there is something rotten in the state of society or if it points at some sore spot are we to connive at them and punish the benefitter of society as a wrongdoer? Is it not a fact that there are higher laws which govern the destinies of mankind, if the human impulse is too powerful to be resisted? Does it not conclusively prove that it has its origin in the very nature of man which is governed by Divine laws? પણ આખરે કાયદો પણ શું છે? અને એનું કાર્ય પણ શું છે? કાયદો એ કંઈ વ્યવહાર બુદ્ધિનું પરિણામ નથી તો બીજું શું છે? અને એનું કાર્ય પણ સમાજને સુવ્યવસ્થિત રાખવી એ નહીં તો બીજું શું છે? પણ આ બનાવોથી એમ જણાય કે સામાજિક સ્થિતિમાં કંઈ સડો પેઠો છે કે અમુક ભાગ સડેલો છે. ત્યારે શું તેના તરફ આંખ આડા કાન કરવા અને સમાજને લાભ કરનાર માણસને ગુનેગાર ગણી

સજા કરવી? મનુષ્ય જાતના ભાવિ પર ઇશ્વરી નિયમો શાસન ચલાવે છે એ વાત શું ખરી નથી? મનુષ્યનો વેગ એટલો પ્રબળ હોય કે તેનો વેગ રોકી શકાય નહીં તો એથી શું એમ નથી સાબીત થતું કે એનું મુળ જન સ્વભાવ છે અને એનું શાસન ઇશ્વરી નિયમોને વશ છે? તેમ એ પણ ખરું કે સમાજનું હિત જળવાય એટલા સારુ મનુષ્યે કાયદો ઘડયો છે. એ કાયદાના ભંગને જો શિક્ષાપાત્ર ન ઠરાવે તો સમાજ ચાલે પણ કેમ? તેમ એ પણ ખરું કે ઇશ્વરી નિયમ અને સામાજિક નિયમ વચ્ચે વિરોધ હોય અને જેમાં મનુષ્ય ઇશ્વરી નિયમને વશ થાય તો તેમાં મનુષ્યનો દોષ પણ શો? ગમે તેવો પણ આખરે મનુષ્ય પ્રકૃતિની વિરુદ્ધ ને કેટલો જઇ શકે? પાણીના પ્રવાહની ગતિ બહુ થાય તો વાળી શકાય, તેને બંધ કેમ કરી શકાય? અને કરીએ છીએ ત્યારે તેના કેવાં નાશકારક પરિણામ આવે છે? બ્રહ્મચર્ય, નિગ્રહ, તપશ્ચર્યા વગેરે વેગને શાસ્ત્રોનાં નિયમોમાં બહુ સારાં લાગે છે. પણ તેનો અમલ કેટલા કરે છે? પણ ત્યારે મારે શું કરવું? કંઇ સમજ નથી પડતી, હું હાઇકોર્ટના ન્યાયાસન પર બેસનારો કાયદા વિરુદ્ધ કેમ જઇ શકું? તેમ અંતરાત્માની પ્રેરણા વિરુદ્ધ પણ કેમ જઇ શકું? એક બાજુ Law (કાયદો) બીજી બાજુએ Conscience (અંતરાત્માની પ્રેરણા) જરા વિચાર કરી નામદાર બોલી ઉઠયા: Can there be no compromise between the two? (બન્ને સચવાય એવો કોઇ માર્ગ ન નીકળી શકે?)' નામદારના મોહવશ મને ન્યાય અન્યાયના પાસા તોલવા માંડ્યાં એટલામાં ઘડીઆલમાં સાતના ટકોરા થયા અને ધારા પ્રમાણે નોકરે બારણું ઠોક્યું.

× × ×

કોર્ટ હાઉસ ચીકાર હતું. કેસનો નીકાલ સાંભળવા ઉત્સુક લોકો ઉભરાઇ જતા હતા.

સાડા અગીઆર વાગ્યા એટલે નામદારે આવી ન્યાયાસન પર બેઠક લીધી. આજે માત્ર જ્યુરીને એમણે પોતેજ આખો કેસ કહી સંભળાવવાનો હતો. એટલે ન્યાયમૂર્તિને હાથે કેસ કેવું વલણ લે છે તે જાણવા લોકોની આંખો નામદાર પર ઠરી રહી હતી. આથી નામદારને કેસ કહી સંભળાવવાની ફરજ આવી પડી તે નામદારે બજાવી તો ખરી પણ ધીરા અને ધ્રુજતા સ્વરે. નામદારે કાયદાની કલમ વાંચી સંભળાવી, આ માત્ર વ્યક્તિ પરત્વે ગુન્હો છે, સાર્વજનિક ગુન્હો નથી. એ પણ કહી સંભળાવ્યું અને બંને પક્ષોનું કહેવું યથાસ્થિત કહી છેવટે એકંદર પરિસ્થિતિનો વિચાર કરી યોગ્ય નિર્ણય પર આવવાનું જ્યુરીને વીનંતી કરી પોતાનું ભાષણ ન્યાયમૂર્તિએ પુરુ કર્યું.

ભાષણ પુરું થતાં જ્યુરી વિચાર કરવા ઉઠી અને નામદાર ખુરશીની પીઠ પર અઢેલી તહોમતદાર તરફ નજર નાખી બેઠા. બેઠા ન બેઠા એટલામાં જ્યુરી પાછી આવી, બધા ગૃહસ્થો પોતાની બેઠક પર ગોઠવાઇ ગયા અને નિર્ણય સંબંધી પ્રશ્નના ઉત્તરમાં પ્રમુખે જણાવ્યું કે તોહોમતદારને તેઓએ સર્વાનુમતે ગુનાહગાર ઠેરવ્યો છે. પણ નામદારને વીનતી કરવામાં આવે છે કે સજા કરવામાં તોહોમતદાર પર દયા રાખવી. આ નિર્ણય સાંભળી નામદારનાં નયન ચમક્યાં અને એક ઝીણું હાસ્ય તેમના હોઠ પર રમ્યું. 'તુરતજ નામદારે બચાવ પક્ષના બારીસ્ટરને પુછ્યું કે પોતે સજા કરે તે પહેલાં કંઇ તોહોમતદાર તરફથી કહેવું છે કે કેમ? તેના ઉત્તરમાં તેણે તોહોમતદારની ઉમર, એનું સમાજમાંનું સ્થાન, એ કેવી સ્થિતિમાં મુકાએલો તે વગેરે બાબતો ધ્યાનમાં રાખી

સજા કરવા નામદારને વીનંતી કરી. તે પુરુ થતાં નામદાર તોહોમતદારને ઉદ્દેશી બોલ્યા: "મહમદશાહ ! તેં એક ઘણોજ ભયંકર ગુનહો કર્યો છે. મુંબાઇ જેવા ઉદ્યમી શહેરમાં જ્યાં લોકો રાત દિવસ પોતાના ધંધામાં મચ્યા રહે છે ત્યાં તારા જેવા ગુનહેગારને સજા કર્યા વગર છોડી દેવામાં આવે તો સમાજની કેવી સ્થિતિ થાય એનો વિચાર માત્ર અતિ ભયંકર છે અને તેથી તને એવી સખત સજા કરવી જોઇએ કે જેથી ભવિષ્યમાં એવા ગુનાહ થતા અટકે. પણ તારી ઉંમર, તારું સામાજિક સ્થાન, અને તુ જેમાં મુકાએલો તે પરિસ્થિતિ લક્ષમાં લઇ અને જ્યુરીએ તારે માટે જે ભલામણ કરી છે તેનો સ્વીકાર કરી હું તને સજા કરું છું કે તારે કોર્ટ ઉઠે ત્યાં સુધી કેદ ભોગવવી. આટલું બોલી નામદાર તરત ઉઠી ગયા, અને જતાં જતાં ચંચળ તરફ છેલ્લી પણ આડી એક નજર નાખી પોતાના ચેંબરમાં ચાલ્યા ગયા.

× × ×

લલિતા—કેમ ચંચળ! શું થયું ?

ચંચળ—મુઆએ તો છોડી મુકયો. મારા મતને કે બળ્યો ઢાંખરો કોણ જાણે બીચારાને કેટલીએ સજા કરશે; પણ મુઆએ તો છોડી મુકયો.



# ગુજરાત યુનીવર્સીટી

——o——

## કમીટીના રીપોર્ટ

વડોદરા યુનીવર્સીટી કમીશન નીમવાનુ છે એમ જાણવામાં આવતા તા ૨૪ મી સપ્ટેમ્બર ૧૯૨૬ ના રાજ ગુજરાત યુનીવર્સીટી કમીટીના સેક્રેટરીઓએ કમીટીની પેટા–કમીટીના સભ્યોને એક સરક્યુલર કાઢીને પુછાવ્યુ હતુ કે પેટા કમીટી તરફથી ગુજરાત યુનીવર્સીટી સબધી પ્રસિદ્ધ કરવાનો રીપોર્ટ થોડો તૈયાર થયો છે, પણ વડોદરા યુનીવર્સીટી કમીશન નીમાવાનુ છે તેનો રીપોર્ટ નવેમ્બરની આખર સુધીમા તૈયાર થવાની વકી છે, તે બહાર પડતા સુધી પેટા કમીટીનો રીપોર્ટ તૈયાર કરવાનુ મુલતવી રાખવુ એમ સેક્રેટરીઓનો અભિપ્રાય છે તો તેની સાથે બીજા સભ્યોની સમતિ છે કે કેમ ?

તે ઉપરથી શેઠ અ બાલાલ સારાભાઇ સીવાય બીજા સભ્યોએ પોતાની સમતિ દર્શાવી હતી, જ્યારે શેઠ અંબાલાલે લખી જણાવ્યુ કે કમીટીએ પોતાનો રીપોર્ટ તૈયાર કરીને બધા સભ્યોને મોકલી આપવો, પણ વડોદરા કમીશનનો રીપોર્ટ બહાર પડતા સુધી તેને પ્રસિદ્ધ કરવો નહીં આથી વધુમતિના અભિપ્રાય પ્રમાણે રીપોર્ટ તૈયાર કરવાનુ મુલતવી રાખવામા આવ્યુ હતુ

## પેટા સમિતિનો ઠરાવ

વડોદરા યુનીવર્સીટી કમીશન તરફથી જુબાની આપવાનુ ગુજરાત યુનીવર્સીટી કમીટીની પેટા કમીટીને નિમત્રણ કરવામા આવ્યુ હતુ. તે ઉપર વિચાર કરવા પેટા કમીટીની સભા તા ૪ થી અકટોબરે મળી હતી, જે વખતે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામા આવ્યો હતો —

' વડોદરા યુનીવર્સીટી કમીશન તરફથી ગુજરાત યુનીવર્સીટી કમીટીની પેટા કમીટીનો અભિપ્રાય જાણવા સારુ નિમંત્રણ મોકલવાનુ સૌજન્ય દર્શાવવા માટે આ પેટા કમીટી વડોદરા કમીશનનો આભાર માને છે, અને ઠરાવ કરે છે કે આ કમીટીના બને સેક્રેટરીઓ વડોદરા કમીશનના સભ્યો નીમાયા છે તે જોતા, આ કમીટીને હાલ વડોદરા કમીશન સમક્ષ પોતાનો અભિપ્રાય રજુ કરવાની કંઈ જરુર જણાતી નથી, છતા આ કમીટીના કોઇ પણ સભ્યને પોતાનો સ્વતત્ર અભિપ્રાય કમીશનને જણાવવો હોય તો તેની સામે કમીટીને કશો વાધો નથી ”

---

## વડોદરા યુનીવર્સીટી કમીશન

વડોદરામા યુનીવર્સીટી સ્થાપવાનુ શકય છે કે કેમ તેની તપાસ કરવા વડોદરાના નામદાર મહારાજા સાહેબે નીચેના સભ્યોનુ કમીશન નીમ્યું છે'—

૧. મી. એ જી વીજરી (પ્રમુખ)
૨ આચાર્ય આનંદશંકર ધ્રુવ
૩ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી
૪ ડૉ કુંવરજી જી નાયક
૫ શ્રી એસ. વી મુકરજી

—ઉપતંત્રી.

પ્રેમાનંદના અને ભાલણના બધા કાવ્યોની પ્રતોનું સંશોધન કરીને તે તૈયાર કરાવવા. ભાલણના કાવ્યોનું સંશોધન કરવાનું કામ રા. રા. કેશવલાલ ધ્રુવને અને રા. રામલાલ મોદીને સોંપવું. પ્રેમાનંદના કાવ્યનું સંશોધન કરવાનું કામ રા. કનૈયાલાલ મુનશીને અને રા. ભાનુસુખરામ મહેતાને સોંપવું. આ કામ એક વર્ષની અંદર પૂરું કરવા વીનતી કરવી.

## પાઠ્ય પુસ્તક પ્રકાશન સમિતિ.

ઉપર્યુક્ત સમિતિની એક બેઠક રા. બ. રમણભાઈ નીલકંઠના પ્રમુખપણા નીચે તા. ૧૦-૧૦-૨૬ ના રોજ અમદાવાદમાં ગુ. વ. સોસાયટીના મકાનમાં મળી હતી, જેમાં નીચે જણાવેલા બીજા સભ્યો હાજર હતા:—રા. કનૈયાલાલ મુનશી, રા. મનહરરામ મહેતા, રા. હીરાલાલ પારેખ, રા. ભરતરામ મહેતા, રા. જોગેન્દ્રચંદ્ર પાઠકજી, રા. પ્રાણલાલ દેસાઈ તથા રા. જનુભાઈ સૈયદ. તેમાં નીચે પ્રમાણેનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો:—

રા. પ્રાણલાલ દેસાઈ તથા રા. જનુભાઈ સૈયદ એમણે રજુ કરેલી ક્રમિક ચિત્ર સાહિત્યમાળાની યોજના મંજુર કરવામાં આવે છે. તેનું વિગતવાર આંકડીયું અને બીજા સભાસદોને વધુ સૂચના માટે પંદર દિવસમાં મોકલી આપવું. એ આંકડીયું તૈયાર કરાવને એ બે ગૃહસ્થોને પચાસ રૂપિયા સુધી ખર્ચ કરવાની પરવાનગી આપવી.

મનહરરામ હરિહરરામ મહેતા.
મંત્રી, સા. પ. સં.



## શેરાઝાદીનું વૈધવ્ય

[અનુસંધાન પૃષ્ઠ ૧૨૦ થી]

શેરાઝાદીના અમલનો આરંભકાળ બહુ સુખમાં વ્યતિત થયો. બગદાદની પ્રજાની સ્થિતિમાં જરાએ ફેરફાર થયો નહોતો. કરો એના એજ હતા, પીડાઓ પણ એની એજ હતી, અન્યાયો પણ એના એજ હતા. પ્રજા લોકો શેરાઝાદીને ચહાતા. જે કારણોને લીધે શેરીઆર લોકોને અપ્રિય થઇ પડ્યો હતો તેજ કારણોને લીધે શેરાઝાદી પ્રિય થઇ હતી. લોકો આવા હોય છે, એમની સ્થિતિ હમેશ દયાજનક હોય છે, અને એમનું સુખ કાલ્પનિક હોય છે. શેરાઝાદી સ્વેચ્છાથી વર્તતી. એણે ખજાનામાંની અમૂલ્ય વસ્તુઓ જોઇ લીધી. મહેલ બંધાવી લીધો, સર્વત્ર મનગમતો ફેરફાર કરી લીધો, પરંતુ ભૂતકાળના કરતાં એને કોઇ પણ પ્રકારનું વિશેષ સુખ મળ્યું નહીં. સંધ્યાકાળે નવા મહેલની અગાશીએ બેસતી ત્યારે એને કોઇક વાતની ઉણપ લાગતી. પોતાની નિરુદ્યોગી અને અનિશ્ચિત સ્થિતિથી એને કંટાળો આવતો. આમ શાથી થતું હશે? એણે વિચાર કર્યો. એને માલમ પડ્યું કે પહેલાં વાર્તા રચવાને માટે એનું મન રોકાએલું રહેતું અને હવે એને કોઇ પણ પ્રકારનું કાર્ય કરવાનું નહીં હોવાથી એ વ્યગ્ર અને અસ્વસ્થ બન્યું હતું. પણ એ અસ્વસ્થતા મટે શી રીતે? નોકરો તથા પટરાણીઓને ભેગા કરી વાર્તા કહેવાથી આનંદ આવે એમ ન હતું, કારણ કે પ્રેરણા રહી નહોતી એ બીચારાઓ બીજું કંઈ પણ કહી શકે એમ નહોતું. વાર્તાઓ લખાય એમ પણ નહોતું, કારણ કે લખાએલી વાર્તાઓ ઘણે અંશે રસહીન થવાનો સંભવ હતો. એની વાર્તાઓ અદ્ભુત તો હતીજ, પરંતુ એના કંઠની મોહકતા, એના હાવભાવનું લાલિત્ય, અને એનાં સ્મિત તથા નયનનું ગૂઢ રહસ્ય એ સૌ લખાએલી વાર્તામાં ક્યાંથી આવે? અને કદાચ કુશળ વાર્તાકાર તરીકેની એની કીર્તિ ઝાંખી પડી જાય.

દિવસે દિવસે એની બેચેની વધતી ગઇ. દિવસો લાંબા જણાવા માંડ્યા અને રાત્રિઓ ભયંકર લાગવા માંડી. મનરંજન કરવા માટે શેરાઝાદીએ જાત જાતના પાર્થિવ ને ઐહિક વિલાસો ભોગવી જોયા. પરંતુ એને માલમ પડ્યું કે શરીરને સ્નેહના વિલાસો જેટલા મોચીની પુત્રીને સુખકારક છે તેટલાજ સુલ્તાનાને પણ છે. અચાનક એના મગજમાં એક વિચાર સ્ફુર્યો. એણે આટઆટલી વાર્તાઓ કહી હતી તો એને કોઇ વાર્તાઓ કહે તો કેવું? શેરીઆરની માફક નિષ્ફલ વાર્તાકારને દેહાંત દેવાનું એને મન ન હતું. પરંતુ પોતાના શ્રવણને કંટાળો આપનારના શ્રવણ કપાવી નાખવા એટલે ચાલશે એમ તેને લાગ્યું. શેરાઝાદી કંઇ ક્રૂર ન હતી, કુદરતે માટે પણ એને દયા આવતી. હવે એ ડહાપણ શીખી હતી, પરંતુ ડાહ્યા મનુષ્યો પણ કોઇક વખત બેચેન થઇ જાય છે. વાર્તાકારોને જરૂર નિમંત્રણ કરવું એવો એણે નિશ્ચય કર્યો.

બીજે દિવસે બગદાદમાં શેરાઝાદીની ઇચ્છા પ્રગટ કરવામાં આવી અને તેની અસર ઘણી ભારી થઇ. મોચીની પુત્રી સુલ્તાનની માનીતી બેગમ શેરાઝાદીના અદ્ભુત જીવન પરથી વાર્તા કહેવાની પ્રથા લોકોમાં ચાલુ થઇ હતી અને અસંખ્ય વાર્તાકારો ઉત્પન્ન થતા હતા. બગદાદમાં ઘેરે ઘેર વાર્તાઓ કહેવાની મંડળીઓ રચાઇ હતી અને અમુક દિવસે બધા સભ્યો એકઠા થઇ નવી નવી વાર્તાઓ કહેતા. હરીફાઇઓ થતી અને ઇનામો વહેંચવામાં આવતાં. આને પરિણામે અદેખાઇ, સ્પર્ધા, અને દ્વેષ

ઉદ્ભવ પામ્યાં, આ પરથી શેરાઝાદીના નિમંત્રણની કેવી અસર થઇ હશે તે સહેજે કલ્પી શકાય એમ છે. જે જે ઉમેદવારો એ નિમંત્રણનો સ્વીકાર કરવા તૈઆર હોય તેમને રાજમહેલના મુખ્ય પરિચારક પાસે પોતાનુ નામ લખાવવાનુ હતુ. કાન કપાવવાની શિક્ષાનો ભય પણ થોડાઓનેજ લાગ્યો, પરંતુ બગદાદના વાર્તાકારોની અભિમાનવૃત્તિ એટલી સતેજ હતી કે એ શિક્ષા પોતાને ખમવી પડશે એવો સંભવ પણ કોઇને લાગ્યો નહીં. ધાર્યા કરતાંએ વધારે સુંદર પરિણામ લઇ આવવાની પોતામાં વિચક્ષણતા છે એમ દરેકને લાગતુ વિનયીમા વિનયી પુરુષ પણ એટલું તો માનતોજ કે પોતાની વાર્તા સાંભળી શેરાઝાદી તેને ભારેમા ભારે ઇનામ આપ્યા વગર રહેવાની નથી. ચીટ્ઠીઓ નાખી વાર્તા કહેનારાઓનો ક્રમ નક્કી કરવામાં આવ્યો.

ભાગ્યદેવીની કૃપાનો કળશ પ્રથમ મર્દોક પર ઢળ્યો મર્દોક ઠીંગણો, કદરુપો ને ધુસણીઆ સ્વભાવનો મનુષ્ય હતો. પોતાને સારુ એ ઘણો ઉંચો અભિપ્રાય ધરાવતો, ને પોતાની વાર્તા સાભળી શેરાઝાદી તરત એને પોતાના ખાસ વર્ગમાં પદવી આપશે એ વીશે તેને જરા પણ સંદેહ નહોતો એના પ્રતિસ્પર્ધીઓને એને માટે બહુ હલકો અભિપ્રાય હતો તો પણ તેમને જરા ચિંતા તો થઇ. સ્ત્રીઓને શુ ગમશે તે બ્રહ્મા પણ કહી શકે એમ નથી, અને તેમની સ્વચ્છંદી ભાવનાઓ આપણી બધી ધારણાઓ ધુળ મેળવી દે એવી હોય છે મર્દોકને તો ખાતરી હતી કે વિજય મળશેજ. શેરાઝાદી વાટ જોતી બેઠી હતી તે અગાસીમાં ઉપર જવાને એ જે રીતે દાદર પર ચઢતો હતો તે પરથી પણ પોતાના વિજયની એને થએલી પ્રતીતિ જણાઇ આવતી. એ પ્રસંગને માટે એણે ખાસ પોશાક પહેર્યો હતો બગદાદના સારામાં સારા દરજી પાસે એણે ઝભ્ભો સીવડાવ્યો હતો પીછાંવાળી મોટી પાઘડી પહેરી હતી વાળ કપાવ્યા હતા અને દાઢીને અત્તર ચોળ્યુ હતુ એને પોતાને માટે અતિશય માન ઉપજ્યું. એના પ્રતિસ્પર્ધીઓએ મહેલના દરવાજા સુધી એની જોડે આવ્યા હતા, અને લોકોનુ મોટું ટોળું દરવાજા આગળ થયું હતુ દરવાજામાં એને દાખલ કરવામાં આવ્યો ત્યાર પછી પણ ટોળું તો ત્યાં ને ત્યાંજ ઉભું રહ્યુ લોકો અધીરા થઇ ગયા હતા. મર્દોકની બુદ્ધિ વીશે વિવિધ પ્રકારની ચર્ચા સર્વત્ર ચાલી રહી હતી. રાત્રિ વધતી ગઇ પણ ચર્ચા તો ચાલુજ રહી. પણ એટલામાં મહેલના ભારી કાસના દરવાજા એકદમ ઉઘડ્યા; લોકો એકદમ શાંત થઇ ગયા; દરવાજામાં મર્દોક નીકળતો દેખાયો. એનો ઝભ્ભો અસ્તવ્યસ્ત થઇ ગયો હતો, એની પાઘડી છુટી ગઇ હતી અને એના હાથમાં લુઘડાના કટકામાં એના કપાએલા કાન હતા.

પરંતુ એના દાખલા પરથી એના પ્રતિસ્પર્ધીઓ હતાશ થયા નહીં દરેક અઠવાડીએ જેનો વાર આવતો તે શેરાઝાદીના મહેલની ઉંચી અગાશીએ જતો શેરાઝાદી ધ્યાનપૂર્વક તેની વાર્તા સાંભળતી, પરંતુ એને કબુલ કરવું પડતું એનાથી તેને ઝાઝો આનંદ મળી શકતો નહીં. એના મગજમાંજ ઉત્પન્ન થતી જે અદ્ભુત કલ્પનાઓ એને અપૂર્વ આનંદ અપતી તેજ બીજાના મુખેથી સાભળતાં નીરસ જણાતી. મનુષ્યની ક્ષુદ્ર કલ્પનાને રંજન કરનારી અદ્ભુત દીવાની, જાદુઇ પડાની, ભુતપ્રેતાદિની, ખજાનાની, પરીઓની વાર્તાઓ કેવી એકતાનતા ભરી ને કંટાળો ઉપજાવનારી લાગે છે! એ સર્વે કેટલુ વ્યર્થને પોકળ ભાસે છે! શેરાઝાદી

એટલી તો કંટાળી ગઇ કે અંતે કેટલાકના કાન કપાયા પછી એ વાર્તાકારોને તેમણે કબુલ કરેલી શિક્ષા કર્યા વગરજ જવા દેતી. આવી નિર્માલ્ય ને નિર્જીવ વાર્તાઓથી એનું રંજન શી રીતે થાય? કોઇ પણ એની બેચેની દૂર કરી શકે એવો નહોતો? કેટલીક વાર તો એને એટલો અણગમો આવતો કે વાર્તાકારો પોતાનાં ટાહ્યલાંનો આરંભ કરે તે પહેલાંજ તેને એ રજા આપી દેતી. વાર્તાકારો, પોતાની અભિમાનવૃત્તિને આઘાત પહોંચવાથી, પોતાની નિષ્ફલતાનાં એવાં કારણો રજુ કરતા કે તેથી કંઇ નહીં તો તેમની નિંદાવૃત્તિ સંતોષાતી. દુષ્ટ અને મિથ્યા આરોપો પ્રસારવાને બગદાદમાં અનેક જીહ્વાઓ રોકાઇ ગઇ હતી. લોકો એકેકના કાનમાં કહેતા કે શેરાઝાદીની તો બુદ્ધિ બગડી ગઇ છે, મતિ ભ્રષ્ટ થઇ ગઇ છે. બગદાદના વાર્તાકારોની સુંદર વાર્તાઓનો રસ એ ક્યાંથી ચાખી શકે? એની નિંદાના પ્રવર્તક ગાયનો ને ગરબાઓ જોડાવા માંડ્યા.

આ સર્વથી દૂર રહેવાને અર્થે શેરાઝાદીએ ઉપવનમાં ફરવાનો ક્રમ રાખ્યો. પરંતુ એને આખું ઉપવન સુનું સુનું લાગતું. એકલતાનો ભાર જાણે એને કચરી નાંખતો. ફુવારાઓમાંથી પાણીની સેરો ઉછળતી પણ તેમાં એને શું? કુસુમોની સૌરભ આખા વાતાવરણમાં પ્રસરી રહેતી પણ તેથી શું? પક્ષીઓના કલગાનથી આખું ઉપવન ગાજી ઉઠતું પ-પણ તેમાં એનું શું વળ્યું? એની સત્તાનો વૈભવ દર્શાવનાર પદાર્થો એ મત્તની નિરર્થકતા પણ દર્શાવતા. શેરીઆરનાં નિર્યમિત ને દાઢીને લીધે કર્કશ બનતાં ચુંબનો, એનાં દૃઢ આલિંગનો, અને એના સૌંદર્યની પ્રશંસા કરવામાં કુશળ એવો તેનો કઠોર અવાજ; એ સર્વને માટે કવચિત્ તેને ખેદ પણ થતો. એને પોતાનું પાછલું જીવન યાદ આવતું ને ન સમજાય એવો શોક થતો.

એક દિવસ આમ એ પોતાના ભૂતકાલનું સશોક ચિંતન કરતી હતી, એટલામાં મોટી પોઠ આવ્યાના એને સમાચાર મળ્યા. ઓગડીઅનના રણની પેલે પાર જરમાડમના દેશમાંથી અનેક સંકટો સહન કરીને એ દેશના રાજાએ સુલ્તાનાને મોકલેલી ભેટ આપવા મોટી પોઠ આવી હતી. એ પોઠમાંના મનુષ્યોનો દેખાવ કે પોશાક બગદાદના મનુષ્યો જેવો નહોતો. એમાં એક પુરુષ કુશળ વાર્તાકાર તરીકે લેખાતો ને એ શેરાઝાદીને પોતાની વાર્તા સંભળાવવાનો ઇરાદો રાખતો હતો. એ શરીરે ઉંચો હતો અને સ્ત્રીની માફક મુખ પર આચ્છાદન રાખીને ફરતો. એ બહુ ઉચ્ચ કુળનો ને રાજવંશી કુટુંબનો છે એમ કહેવાતું. સુલ્તાનાને વાર્તા સંભળાવવાની એણે વીનંતી કરી. સુલ્તાનાએ મોં મચક્યું. ફરીથી એનો એ નિષ્ફલ પ્રયોગ કરવાની શી જરુર? નિરર્થક સાહસ ખેડ્યે શો ફાયદો? હવે આને જવા દેવાશે નહીં દાખવો બેસાડવાને માટે એ સહસિક પુરુષના માત્ર કાનજ કાપી લેવામાં નહી આવે પરંતુ એનો શિરચ્છેદ કરવામાં આવશે એમ શેરાઝાદી જણાવ્યું.

રાત્રિ રમણીય ને ઉષ્માભરી હતી—શેરીઆરનું ખુન થયું તે રાત્રિના જેવીજ. તારાઓ ચમકી રહ્યા હતા. ચંદ્ર પણ ઉગ્યો હતો. તેજ રાતની પેઠે શેરાઝાદી ને દિવસે પણ રેશમી ગાદી પર પડી પડી ફુવારાઓનો અસ્પષ્ટ ધ્વનિ સાંભળી રહી હતી અને ગુલાબોની સુગંધ લઇ રહી હતી. ને કોઇક અકથ્ય અકળામણ એને થતી હોય એમ લાગ્યું. પ્રખર ચિંતાની લાહ્ય બુઝાવવા હિમજળમાં આખું શરીર ડુબાવવાનું એને

મન થયું. અપરિચિત વાર્તાકાર વાર્તા કહીને જશે પછી ઉંડા ભૂગર્ભમાંથી ફુટતા ઝરણાના હીરા જેવા ચળકતા જળમાં સ્નાન કરીશ એમ એણે ધાર્યું. પછી વાર્તાકારને બોલાવવાનો એણે હુકમ કર્યો. એક ક્ષણમાં એ આવીને ઉભો રહ્યો.

એ ઉંચો હતો તેમજ એનું શરીર પુષ્ટ ને દેખાવડું હતું. લાંબો ઝભ્ભો એના શરીર પર વીંટાળેલો હતો અને મુખ બુરખા વડે ઢંકાએલું હતુ. સુલ્તાનાના ચરણોમાં મસ્તક નમાવવાને બદલે એ તેના સન્મુખ આગળ ઉભોજ રહ્યો. આશ્ચર્યથી તે એના સામુ જોઇ રહી. ઢંકાએલા મુખમાંથી શા શબ્દો બહાર પડે છે એ વિચારમાં તે ઉભી રહી અચાનક શેરાઝાદીની રસવૃત્તિ ઉત્તેજિત થઇ. અચાનક તેને લાગ્યું કે બોરસીકાના પીંછાં ઘણા સુવાળાં છે. તારાઓનો પ્રકાશ એને વિશેષ લાગ્યો, ચંદ્રની કાંતિ વિશેષ રુપેરી જણાઇ. વાતાવરણમાં કોઇ અજબ મોહિની લાગી; ફુવારાઓના ધ્વનિમાં વિશેષ સંવાદ સંભળાયો, અને ગુલાબોની સુગંધી વધારે રમ્ય ભાસી, એકાએક ચંડોળનું સંગીત સંભળાયું. પેલો પુરુષ શાંતિથી ઉભોજ રહ્યો, ને મુખ પરનો બુરખો પણ એણે ન ઉઘાડ્યો. શેરાઝાદી પણ મુકભાવે ઉભી રહી; એનું હૃદય જોરમાં ધબકવા માંડ્યું. અને એણે આંખો નીચી નમાવી.

જ્યારે એણે પાછું ઉંચે જોયું ત્યારે પેલા પુરુષે મુખ પરનું આચ્છાદાન દૂર કર્યું હતું અને હોઠ પર આંગળી મુકીને એના સામું જોતો ખુલ્લે વદને તે ઉભો હતો. એ સુંદર હતો—ઉષા જેવા સુખના સમો સુંદર, અને એ મુગોજ ઉભો રહ્યો, અને એ મુક વદનમાંથી સૌથી અદ્ભુત વાર્તાના મુક શબ્દો શેરાઝાદી સાંભળી રહી. એ વાર્તા પ્રેમે મૌનભાવે કહેલી અને જીવન તથા મૃત્યુની સર્વ સુંદરતાથી ભરેલી હતી.

---

# રુપાં ને દાદુ

[અનુસંધાન પૃષ્ઠ ૧૧૧ થી]

ત્યારે સૂર્યના મોનેરી રંગ પછી, આકાશે સંધ્યાના રંગો ધર્યા, પાણીએ તે પીધા, અને પછી ઘેરા થયા! શી ક્રીડા થઇ રહેતી એ જોવામા હુ ગરકાવ થઇ ગયો હતો એટલે મારી પાસેજ છેક બંગડીના મંજુલ રવ જેવું કૈંક લાગ્યું, ત્યારેજ જાણે ઝબકી ઉઠ્યો હોઉં તેમ મેં તેને જોઇ.

એ આછા પ્રકાશમાં હું જોઇ શક્યો તે જુવાન છે, તેની ચાલમા મસ્તી છે મારાથી થોડેજ દૂર તેણે એક વરીડો ગજ્યો પાણ આછું થયું ત્યા સુધી તેણે એક વાસણથી ડોળું પાણી પાછળ ફેંકવા માડ્યુ, અને એટલા જોસથી કે મારે ઉઠીને જગ્યા બદલવી પડી. તે આ જાણે સમજતી હતી. થોડી વારે તેણે પાણી ભરી લીધુ. કોઇ ફુલ ઉંચકે એટલા લાવણ્ય અને સરલતાથી તેણે બેડુ ઉચક્યુ —તેનો લચકો દીલહારક હતો પણ ઘડો માથે મુકનારને શોધતી હોય તેમ આજુબાજુ જોયુ

હું શુ જાણુ કે અંધકાર અને આ દૂર જગ્યા તેણે જાણી જોઇને પસંદ કરી હશે? હુ હામ ભીડી મદદે ગયો અમે એક બીજાને સમજી લીધેલા મેં બેડુ ચઢાવ્યુ તેની આખ મારી આંખમાં સ્થિર રીતે જોઇ રહી હતી, જાણે મારુ માપ કાઢતી હતી તેની આખને અંધકારમાંએ ચળકતી જોઇ હું ચમક્યો, તેમા કૈંક રાનીપણું હતુ, ગૂઢ તોફાન હતુ તેણે મારી ખીસ્સાં ઘડીઆળની સોનેરી સાકળ ખુલ્લી થતી જોઇ, અને તે સામે એક બાલક જેવી દ્દષ્ટિ નાખી તે મલકાતી, મલપતી ચાલી ગઇ પણ ના, તરતજ ખાલી હાથે પાછી આવી, મને પુછ્યું: "નવા આવ્યા લાગો છો?"

"હા હમણાંજ, હું દૂર શહેરમાં રહું છુ"

"ત્યારેજ. ઓ, ટકટકતું બનાવીનેએ તમે હાથ ધોઇ નાખ્યા! શી સ્ટેરની કરામત છે?"

મે કહ્યુંઃ "તમારે તેનું શુ કામ? અહીંથી સ્વર્ગ બે ડગલાંએ દૂર નથી"

"એમ શેનુ? અહીં તો બધા કે' છે કે અમારા જેવા માટે સ્વર્ગજ નથી"

"કેમ? તમે કેવાં?"

"જોતા નથી? અમે હીંદુઓ પાસેએ ન જઇ શકીએ હું રુપા. અમે તમીસ જોવાનો, કે ધતરમંતર વેચવાનો, માદળીઆ બનાવવાનો એવો ધંધો કરીએ. તમારે, શેઠ, તમીસ નથી જોવરાવવું?"

આ સાંભળતાજ મારું ધ્યાન રુપાના વેષ તરફ ગયું તેણે સૌરાષ્ટ્રીઓના વેષમાં વધારો કર્યો હતો ખુબ ઘેરદાર ચણીઆ પર એક લાબો ઝબ્બો પહેરેલો, અને માથે એક કપડુ બાધ્યુ હતુ, જેથી તેના ભવાની કમાન વધારે ખેંચાતી, વધારે ઘાયલ કરતી, અને તેની કાળી, મોટી આખો ચમકી રહેતી એ વેષ હીંદુ, મુસલમાન અને પેલી રખડતી, લુટફાટ કરતી જાતોના વેષનુ મિશ્રણ હતુ મને થયુ ક્યા હું ઇતિહાસવેત્તા! ગએ અઠવાડીએ એક લુટારા બહારવટીઆ સાથે! આજે શયતાનની સાધના કરતી આ છોકરીને ત્યા તમીસ અજમાવવા! પણ હુ સંમત થયો તે સકારણ એ જીવન જોવાની તકનો લાભ લેવા, અને કોલેજ છોડતી વખતે મેએ ભૂત ભવિષ્ય જાણવાની વિદ્યામા થોડો કાલક્ષેપ કરેલો એટલે એ વૃત્તિ છેક મરી ગઇ નહોતી. તેથી તેમાં કૈંક ઉમેરો કરવાના ઇરાદાથી હુ તેની સાથે ગયો કોઇ બીજે સ્થળે તમીસ જોવરાવવામા મને ડર હતો, ગરમ હતી તેથીજ હું ત્યાં ગયો.

તે અધારી ગતે સિહનેએ કાન પકડીને આમજ લઇ જાય એમ મને લાગ્યા કરતુ હતુ

રસ્તામા તેણે ટેટલા વાગ્યા એમ પુછ્યુ મારા ટેટીઅમને જોઇ તેને અચબો થયો એમા ટકોરા વાગતા તે ફરી ફરી સાભળ્યા એ શુ તે જાણવા સનાનો પુછ્યા વારવાર તે પુ ની 'તે ખરેખર, આખુ સોનાનુ હશે?'

અમારો રસ્તો ગામના એક ભાગમા થઇને હતો ગત પડવા આવી હતી અને દુકાનો મધ થતી જતી હતી અમે એક નાના ગરનાળા પર થઇ તને ઘેર ગયા એક છોકરા એ બારણુ ઉઘાડયુ તેને કોઇ અટપટી ભાષામા તેણે કૈક કહ્યુ એમાએ જો કે આપણા શબ્દો કયાક સભળાઇ જતા પણ એના ઝડપથી કે અર્થ સમજવો મુશ્કેલ

અમે દાખલ થયા તે ઓરડો વિશાલ હતો બધુ અસ્તવ્યસ્ત પડયુ હતુ એક છેડે પાણીની કોઠી હતી એક બાજુ પટારો વચ્ચે કાદાના છોતરા અને એક બાજુ એક ચોડીઉ હતુ મને એક શેતરજી કાઢી તે પર બેસાડયો, અને તેની ખાસ નાની પેટીમાથી પેના ખુબ વપરાએના ગજીફાના પાના કાઢયા એકાદ તાવીજ લોહચુમક એક મરી સુકાઇ ગએલો કાચીડ અને એવુ એવુ તેમા હતુ એક રૂપા નાણુ હાથમા રાખી ડાબા પર જમણો હાથ મુકના કરી, તેણે વિધિની શરૂઆત કરી અને જાણે કૈક અસામાન્ય મેલી વિદ્યાથી હમણા શુ નુ શુ કરેગે તેની હુ આશા રાખતો હતો ત્યા બારણુ જોસથી ઉઘડયુ અને છુકાની બાધેલો ! માણસ અત્યત આવેશમા રુપા પ્રત્યે કૈક ઠપકારુપે કહી રહ્યો હતો એમ ઉચ્ચારો પરથી ચોખ્ખુ જણાતુ રુપાને જાણે આમાં નવાઇ ના લાગી તે તો અનાજ સાભળીને તરત હોસથી બારણા તરફ ગઇ અને પેલીજ વિચિત્ર ભાષામા કૈ ઝડપથી કહેના લાગી મને લાગ્યુ કે મારી સ્થિતિ કફોડી થશે શુ થ કહીશ? તકરાર થાય તો કઇ પળે માગ ગસ્ત્રનો ઘા કરવો તેનો નિર્ણય સુદ્ધા કરવા લાગ્યો ત્યા પેલો માણસ આગળ આવ્યો, પણ તરતજ એક ડગનુ પાછળ ખસી બોલી ઉઠ્યો 'કોણ તમે સાબ!'

મે તેની સામે જોયુ ઓળખ્યો દાદુ મકરાણી

આવે વખતે તે આવ્યો તે મને રુચ્યુ તો નહીંજ 'ઓ હો, કોણ તમેજ? અરે પણ મારુ નસીબ બધુ કેવુ જણાતુ'તું ત્યાં તમે ચુથી નાખ્યુ ' એ ત્યા કયાથી? એ પ્રશ્નનો નવાઇનોએ વખત ન આપ્યો "હા રોજનુજ છ તો હવે એ નહીં ચાલે" દાત પીસી, રુપા સામે જોઇ તેણે ફુંફાડો માર્યો રુપા તો કૈક ભોસેજ જતી હતી તેનો આવેશ વધતો જતો હતો તેની આખમાથી જાણે અગ્નિ વરસતો ખીજમા જમીન પર તેણે પગ ઠોકયા પોતાને અણગમતુ કૈક કરવા તે ખુબ આગ્રહ કરતી હોય તેવુ લાગ્યુ તે જાણે કોઇના નિન્દનની વાતો કરતી હતી મારુજ ગળુ કપાશે, એમ મને ભય લાગ્યો પણ દાદુ તેના જવાબો બે ત્રણ શબ્દમા ટુકા જોસથી સખ્તાઇથી વાળતો તેણે આ ઉત્તરાને હસી કાઢયા ધીક્કારથી હસી છણકા સાથે એક બાજુએ જઇ બેસી ગઇ, અને છાબ પડેલા ફળમાથી એક લઇને ખાવા લાગી

દાદુએ મારો હાથ પકડયો અમે બહાર નીકળી થોડુ ચાલ્યા પછી મારો રસ્તો બતાવી કહ્યુ "સીધા જાઓ ને ગરનાળુ આવશે ત્યાર પછી મારો રસ્તો દુ જાણુનો હતો તે પાછો ફરીને જોસથી ચાલ્યો ગયો હુ ઘેર

ઉતારે ગયો, મારું દીલ ખાટું થઇ ગયું હતું. જાણે નીશો ઉતર્યા પછી લથડને ડગલે આ થવાનું હોય તેમ સૌથી દુઃખદાયક તો એ હતું કે મેં કપડાં કાઢ્યાં ત્યારે જોયું તો મારી ઘડીઆળ-મોનાના છેડાવાળી-ગુમ થઇ હતી. એ લેવા જવાની મારી વૃત્તિજ ના થઇ. અને હું ત્યાંથી વળી બીજે જવા આગળ ઉપડયો.

થોડા દહાડા પછી પાછા ફરતાં વળી હું ત્યાં રોકાયો અને બધું કામ સમેટવા માંડ્યું. ત્યાં મહંતજીનું જંગી, ગોળ શરીર બારણામાં ખુબ ધસારા સાથે ધીમું ધીમુ પ્રવેશતું હતુ

"કાં હેમ ખેમને! અમને તો બી'ક લાગી કે કયાંક મરાઇ ગયા. તમે લુંટાઇ ગયા તે તો અમને ખબર પડી હતી."

"એટલે ?"

"એટલે કે પેલું ટકોરા વાગતુ ઘડીઆળ તમે નો'તા બતાવતા એ જડી આવ્યું છે તમને લાવી દઇશ."

"અરે, એ ખોવાયે"—

"એજ સાલા બદમાશને તો પુરી કોટડીમાં રાખ્યો છે, અને એવી ચીજ માટે એ તો માણસનો જાન લે. એટલેજ અમને તમારું શુ થયું હશે તેની ચિંતા થતી હતી. હું જઇને પોલીસ ફોજદારને કહું છું કે ઘડીઆળ લાવી દે. પછી તો અહીં અંધાધુંધી છે, રાજ્યમાં કાયદો નથી એવું નહીં કહોને!"

"પણ ભલેને એ જાય! કોઇ બીચારા ગરીબ સામે પાછું કોર્ટમાં જુબાની દેવા જવુંને"—

"નારે, એવું તો આવીજ બન્યું છે. એક બે દિ'માં એને તો ફાંસીને લાકડે જવું પડશે એટલે એક ચોરી ઓછી કે વધુ એમાં શો ફેર?"

"એનું નામ શું?"

"અહીં તો એને 'દાદુ કે' છે. પણ મકરાણી છે. સિંધમાંથી આવેલો. ત્યાં કોઇ મલબક્ષ નામ હશે. પણ તમે એવા લુટારુ બારવટીઆ, મીયાણા વગેરેમાં રસ લો છો તો આને જરુર મળજો. વળી બીજે દિવસેજ મરવાના હોય તોએ કેવી લહેરમાં એ લોક મોતને વધાવે છે ને જીંદગીભર બેફીકર રહે છે તે તો જરુર જોવા જેવું છે. અહીં પાછળજ કોટડીમાં છે. અબઘડી તમે તેને મળો તેવું કરશું. ફોજદાર આપણો ભાવિક છે. આસ્તિક છે. માણસ"—

અમે તેની કોટડીમાં ગયા. બીજા તો પાછા ચાલ્યા ગયા. અને હું રોકાયો. તેણે ફકીરોને ખેરાત કરવાની મને આજીજી કરી અને પુછ્યુંઃ "એક બીજું કામ સોંપાય? તમે આખા દેશમાં ફરો છો? પાછા જતાં આપણે પેલા નેસમાં રાત રહ્યા'તા ત્યાં જશો?"

મેં કહ્યુંઃ "હું જવાનો તો નવે રસ્તે છું, પણ જરા ફેર ખાઇનેએ ત્યાં જઇશ."

"જરુર, જરુર, સા'બ. અને આટલું પેલાં ડોસીમાને દેજો. કે'જો કે હું તો ગયો. પણ કેમ ગયો તે કહેશો નહીં હોં." લાગણીના પુરને દબાવતાં, ગળી જતાં, તે બોલ્યો.

અને તેણે ડાકમાંથી રુપાનું કંઇક કાઢી આપ્યું. મેં તે રુમાલમાં વીંટી, ખીસ્સામાં મુકયું. બીજે દિવસે આવીશ એમ કહી ઉઠયો.

બીજે દિવસ હું ત્યાં ખુબ બેઠો. ગીરના એ સાવજે પોતાની આખી જીવન કથા મને ત્યારે કહી. તેના પોતાના હોઠોએ તે કેવી કરુણ રીતે સંભળાવી? તેણે જે કહ્યું તેની મતલબ (તેનાજ શબ્દો અહીં ઉતારી શકયો નથી) નીચે પ્રમાણે હતી.

૩

હું સિંધમાં જન્મ્યો હતો. મારું નામ દાદુ. મારા બાપુ આમદ મકરાણી નવાબની સાથે પહેલા સોરઠમાં આવ્યા. ત્યારે હુંએ પંદર સોળ વરસનો ને મનેએ હજુરમાં સીપાહી તરીકે રાખી લીધો. મુળ તો અમે સારી સ્થિતિના હતા. અમે મોટા માલધારી હતા. પણ ઉપરા ઉપરી દુકાળમાં ઢોર ગયા અને જમીન પણ ગઇ. અમે આવી નોકરી લીધી તે પહેલાં હું નીશાળેએ ગએલો. સંસ્કારિતા મળવેલી. હું રમતોમાં એકકો હતો. પણ એ બધું છોડવું પડ્યું. ને પછી આ નોકરી!

મારું કામ ડેલીએ બેસવાનું. અમારું જુવાન સીપાહીઓનું એક તોફાની અને લહેરી મંડળ હતું. અમારો નાયક તો ખુબજ શોખીન હતો. રાત પડે દરબારગઢની વડારણો, ખવાસણો લંઘીઓ વગેરે ભાતાં લઇ કલ્લોલ કરતી, ઘર તરફ જતી ત્યારે ડેલી વટાવતાં ખુબ ઠઠ્ઠા મશ્કરીઓની આપ લે થતી. તે વખતે જુવાન રસીઆઓ પોતાનું મગજ ખોઇ બેસતા. પેલીઓ તેમને ખુબ લટ્ટુ બનાવતી, અને તદ્દન બનાવીએ જતી. હું આ બધાંનો દૂરથી નીહાળનાર પ્રેક્ષકજ હતો.

પણ એક દિવસ ત્યાં જરા ચકમકના અગ્નિ જેવું ઘર્ષણ થયું. આઠેમની રાત હતી. ચંદ્રનું તેજ આછુંજ હતું–સ્હેજ અંધકાર રસિકોને વધારે પ્રિય લાગે છેને ?–અને ત્યારે દરબારગઢમાં ગરબા હતા. લંઘીઓના ડેકા, અને વડારણોના ગુલંદ ભીઠા અવાજો ડેલીપર અસ્પષ્ટ, અને તેથીજ અત્યંત મધુર ખેંચાઇ આવતા હતા. કોઇકોઇવાર એક અપરિચિત પણ બંસરી જેવો દીલહારક અવાજ પણ કાને પડતો.

થોડીવારે મંડળ વીખરાયું. ગાયન, રાગ, હલક, તાલ, ઉચ્ચાર, ફુદડી, અંગમરોડ વગેરે વીશે વિવરણ–પોતાની પ્રાકૃત ભાષા અને દૃષ્ટિએ વિવરણ–કરતાં કરતાં હંમેશથી કૈંક વધારે ઉત્સાહ સાથે મંડળ બહાર નીકળતું હતું. અને ત્યારે મેં તેને પહેલી વાર જોઇ. ગરબામાં ફાવે માટે તેણે ઓઢણ બાજુના બંને છેડાને આગળથી બાંધી લીધા હતા. તેના અંગની મોહક રેખાઓ તેમાં ઔર દીપતી. ઘેરદાર ઘાઘર ઉપર તેણે લેરીઆ ભાતનું ભભકતું ઓઢણું ઓઢેલું. હું તેને જોઇજ રહ્યો. શોખીન સીપાહીઓ તેમાં ટીખળ, ટીકા અને ટકોર કરતા પણ હંમેશના હસતા જવાબોને બદલે આજે તેના સચોટ માર્મિક હૃદય વેધક અને મુંગા કરી દે તેવા જવાબો કોઇ કાતીલ છીભમાંથી છુટતા હતા. પણ એથી તો ટીખળ વધતું, એક રાક્ષસ કપાતાં જેમ હઝાર ઉગતા તેમ એક પ્રશ્ન કતલ થતાં બીજા સેંકડો ફુટતા અને તેને પણ તે પહોંચી વળતી. એ ધગધગતા વાગ્વ્યાપારમાં માત્ર હુંજ નિષ્ક્રિય હતો, તટસ્થ હતો. મને અ-ચલિત જોઇ પેલીએ મારા ઉપર પણ મારો ચલાવ્યો. હું તે વખતે મારી લાકડીને માટે ગાંઠોની સાંકળ બનાવતો હતો. હું તો અવાકજ રહ્યો. ભાષા કે શબ્દો નજ જડે એટલો હું કદાચ મનથી ઉશ્કેરાએલો હોઇશ. અને હું જેમ મુંઝાવા લાગ્યો તેમ મારા તરફ સૌનું ધ્યાન ગયું, મારી વિહ્વલતાએ પેલીની દિગ્વિજયની મહેચ્છાને સતેજ કરી. મારી સાંકળી પકડી તે કહે: "મારે કામ છે થોડી દેશો ?"

"ના મારે આખી હાર તૈઆર કરવી છે." મેં જેમ તેમ કહ્યું. અને ત્યારે છેલ્લો ફટકો કરી તે ચાલી ગઇ.

"અમારી જેમ ફુલના હાર કરો, હાર.

મારે જરુર છે" કહી હાથમાંનાં એક બે ફુલ મારા પર ફેંકી તે દોડી ગઇ.

તે નવી આવેલી માલણ હતી એમ મેં તપાસ કરી જાણી લીધું. મારી આંખ વચ્ચે બરોબર તે વાગ્યું. સાહેબ! એ માર! એક ફુલના ઘાથી જો કોઇ ઘાયલ થતો હોય, એક સુકોમલ શસ્ત્રથી કોઇ વીંધાતો હોય તો તે હું હતો. પણ તે વખતે તો હું કશુંએ કળી ન શક્યો. મને માત્ર જાગતાં તેનાજ વિચાર, અને ઉંઘમાં તેનાંજ સ્વપ્ન આવતાં એટલું જાણેલું અને સારેએ તેની સ્મૃતિ, પેલા કીસ્સાને લીધે, મીઠી તો લાગતીજ નહોતી.

એ તો પછી બન્યું.

ગુજરાત ખાસ કરીને સોરઠની વાર્તાઓ-માં માલણ અગત્યનો ભાગ ભજવે છે એ તમે ક્યાં નથી જાણતા? પણ આ માલણ—તે છોકરી જેવીજ હતી, પંદરેક વર્ષની હશે—તો ન્યારીજ હતી. તે બધાને એ ઉંમરમાંએ કેવા નચાવતી? ક્યાં સુધી હુંએ મૂઢની જેમ, તે બનાવ પછી બેઠી રહ્યો. અને ભાન આવ્યું ત્યારે ચીમળાતું ચંપાતું ફુલ મેં મારા પગ પાસે જોયું. તરત મેં તે ઉંચકી લીધું. આસપાસ નજર કરી મારા ફેંટામાં મેં તે સાચવી ને મુકી દીધું. એ, સાહેબ, મારી પહેલી મુર્ખાઇ.

ત્યાર પછી હું તેનાજ વિચારમાં રહેતો, ત્યાં એક દિવસ એક માળી દોડતો દોડતો કહી ગયો કે બગીચામાં કામ કરનાર એક બાઇ ઘવાઇ ગઇ છે. મારી સાથે બે માણસ લઇ હું ત્યાં ગયો ને શું જોયું? બંગલાની બધી મજુરણો એકઠી થઇ શોરબકોર કરતી હતી. તોપ ફુટે તોએ અવાજ ન સંભળાય એટલી બુમો પડતી હતી. અને એક બાજુ એક બાઇ પડી હતી. તેના મોં પર ચરકા પડેલા હતા, આડા ને ઉભા લીટા શીખાઉ છોકરો પાટી પર કરે તેવા. ઘવાએલી બાઇ બુમો પાડતી હતી, ગાળો દેતી હતી. અને તે સામે મેં પેલીને, જેને હું માલણ તરીકે હજુ ઓળખતો હતો, તે હતી. ચાર પાંચ બાઇઓ-એ તેને પકડી રાખી હતી. તે બોલતી નહતી. માત્ર દાંત પીસી, ચારે તરફ તેની વિશાલ, કાળી આંખ ફેરવતી હતી. તેમાંથી અગ્નિ ઝરતો હતો. શું બન્યું હશે તે હું કળી ના શક્યો. "આ શું?" મેં પુછ્યું. પેલી બાઇએ કે પૈસાની બડાઇ મારી હશે, એટલે માલણે તેને ઝાડુથી સંતોષ પામવા કહ્યું. પેલી ડફાંસ મારતી માલણની જાત ઉપર ગાળ દેવા ગઇ, અને ચોકડી ભાતનાં કીમતી કપડાં લેવાની વાત કરવા લાગી. એટલે "તારે લાલ ચોકડી ભાત જોઇએ છે ને? લે! લે!" કહી ઝાડ સરખાં કરવાની મોટી છરીથી પેલી બાઇ પર તે તુટી પડેલી.

મારે કે બીજું કરવાનુ ન હતું. તેનો હાથ પકડી મારી સાથે આવવા તેને કહ્યું. મારી સામે તેણે તીક્ષ્ણ દૃષ્ટિક્ષેપ કર્યો, ઓળખ્યો, ને સાથે ચાલી નીકળી. આગળ બે માણસો રાખી, હું છેક પાછળ રહી તેને વચ્ચે ચલાવતો હતો.

"ક્યાં લઇ જશો?" તેણે લાંબા મૌન પછી પુછ્યું. એણે સવાલો પુછવા માંડયા ત્યારે ખુબ ગલીગુંચીવાળો એક લાંબો રસ્તો શરુ થતો.

"કાચી કેદમાં, હમણાં તો" મેં કહ્યું. તેનું મોં ઉતરી ગયું. મારી સામે દયામણી આંખ કરી તેણે પુછ્યું: "મારી શી દશા થશે? એ જુવાન ને ખુબસુરત સરદાર! મને જવા દેને. કોઇપણ સ્રીને વશ કરે તેવી વશીકરણ વિદ્યા હું તને દઇશ, જવા દેને! મારું નામ રુપાં! ખબર

છે? જાણે છેને અમે ધંતરમંતર દેનારાં? પેલા વીલાયતી ગોરા અમને જીપ્સી, જીપ્સી, નામ દે છે. પણ અમારે નામબામ શાં? મુળ તો અહીંનાંજ, પણ હવે અમે આખી દુનીઆમાં ફરીએ. ને બધેએ આમનાં આમ! હું માલણેએ બનું ને ગાનારીએ બનું. વળી તમને એક એવી ભુકી દઉં કે બાઇડી સાથે અણબનાવ હોય તો તે વારી જવા માટે ને બીજી કોઇને વશ કરવી હોય તો ભુરકી નાખી હોય તેમ તમનેજ જુએ."

"હવે બહુ થઇ વાતો. અહીં ટાઢાપહોરનાં નથી હાંકવાનાં." પણ તેણે તો દેશ પરદેશની, પોતાના એકલાપણાની, પોતાની માતાના નિરાધારપણાની, અને એવી એવી એટલી બધી ખુબીથી વાતો કરી લીધી કે હું તે શબ્દ જાળમાં ગુંચાવો માડયો—ફસવા માંડયો. તેને મદદ કરવીજ જોઇએ એમ મને લાગ્યું. અને ઓચીંતું તેણે પુછ્યું: "સારે ધારો કે હું તમારા પગમાં આંટી નાખું ને તમે પડી જાઓ તો?" તેની આંખમાં મસ્તીખોર હાસ્ય હતું. હું ગાંડો થઇ ગયો મેં કહ્યું: "ધારો," અને બીજી પળે એક સાંકડી ગલી આવી; તેણે પગ આડો ધર્યો. (શો મોહક એ પગ!) હું જાણી જોઇ ગુલાંટ ખાઇ પડયો અને મારા પરથી કુદી તેણે દોડવા માંડયું. મારા સાથીઓ પાછા ફર્યા, પણ હું એવો આડો પડી રહ્યો, અને મારી બંદુક એ રીતે આડી રાખી (ગલી બહુ સાંકડી હતી) કે તરત તે દોડી ન શકયા અને પછી હું પહેલો દોડયો, બધાએ દોડ્યા, પણ કેદીનો પત્તો નજ લાગ્યો. તેની આંખ જેવાજ તેના પગ ચમત્કારિક હતા.

અલબત્ત, ફરજ ન બજાવવા બદલ, મને જે પદવીનો લાભ મળ્યો હતો તે ખુંચવી લેવાયો. થોડા દિવસ મીઠાંની કાંજી ને અંધારી કોટડીનો અનુભવ થયો. તે દરમીઆન એકાદ વાર તે છુપે વેષે મને છોડાવવાના યુક્તિબંધ પ્રયત્ન કરેલા, બહુજ હુશીઆરી ભરેલ., પણ મા નાસવું નહોતું સૈનિકની ફરજ મને વહાલ હતી, છતાંએ કેદખાનાની બહાર, કોઇ યા કરનાર, દરકાર કરનાર છે એ ભાન પણ કેટલું સુખદ!

તેમાંથી છુટયો ત્યારે માનભંગ, હતાર એવા દાદુને ફરી પહેરેગીરથી, એકડેએકથી શરૂ કરવાનું હતું. એક વેળા નવાબના એક સગા અફસરની ડેલીએ હું પહેરો ભરતો હતો ત્યાં મેં વળી તેનો સ્વર સાંભળ્યો, કેમ ભુલાય એ કોનો હતો! એમ બન્યું કે અફસર રાત્રે બહારથી આવ્યો. ગાડીમાં તેની સાથે ઝાકઝમાળ વેષમાં કોઇ ઉતર્યું! એજ! શો રોફ ને ઠસ્સો! તેનોજ રૂવાબ! પણ આ ઉસ્તાદ શેના? ગાનારી તરીકે શું આવે છે? હું મંત્રમુગ્ધ થઇ જોઇ રહ્યો: "અરે, સરદાર, પાછા અહીં?" એમ ધીમેથી કહી, લચક લચક તે ઘરમાં પેસી ગઇ. મારા અંતરમાં ઘોર રાત્રિ જામી ગઇ. અંદર સારંગીના, તબલાંના અને એ આજની ગાનારી—મારા દીલની ચોર—ના કોકિલ કંઠના રંગ જામેલા હતા. હું અંદર જોઇ શકતો હતો, તે મોરનો નાચ નાચી રહી હતી, પણ તેના પગની મંજુલ ઘુઘરીનો મધુર ઝંકારનો રણકો મને કેવો ફારી લાગતો? અને એ ભાનભુલ્યા અફસગેનું વર્તન, તેમના શબ્દો ને ચાળા જોઇ મને એ સૌનો જીવ લેવાનો વિચાર થઇ આવ્યો. આખરે બધું પુરું થયું, આભમાંથી ચાંદ ઉતરી આવે તેમ તે આવેશના બહારમાં બહાર આવી. "ગરબાના શોખીનો આજ ચોકમાં આવે," કહી તે અગીઆરસની ચાંદનીના પુરમાં હંસણી જેવી સરી ગઇ. મારી આંખ તેની પાછળ પાછળ ગઇ, અને

જે પળે મારો પહેરો ખલાસ થયો કે મારા પગ મને ત્યાં ઘસડી ગયા.

ગામના ગરબા પુરા થયા ત્યારે પાછલી રાતનો ચંદ્ર અસ્ત થતો હતો. અંધકાર જામતો હતો, અને તારા વધારે પ્રકાશમાન થતા હતા, ત્યારે મારી પાસે આવી, મારો હાથ લઈ તેણે કહ્યું "ચાલો," અને હું અંધની જેમ તેની પાછળ ગયો. ગામની છેક બહાર ખડીઆર જેવા ઝુંપડામાં તે મને લઈ ગઈ. એક ડોશીએ ગાળો દેતા અમને પેસવા દીધા, અને ત્યારે સૂર્યનાં કિરણોએ આસપાસની ભુમિને સુવર્ણ રંગે આળી દીધી હતી.

તે દિવસે હું નોકરી પર ના ગયો. તે કામ પર ના ગઈ. માત્ર બજારમાં જઈ ખુબ મીઠાઈ લઈ આવી. અને બધા પડીકા મારી સામે મુકી, મારી કોટે વળગી પડી. "આ બધું તારે માટે હો! તારૂં કરજ ભરવા" અને તે મારા મોંમાં તેનાજ હાથે ખવરાવવા લાગી. "તું મારો યાર! ને હું તારી—"

ઓહ! એ દિવસ યાદ આવે છે ત્યારે કાલ શું થશે તે બધું ભુલી જવાય છે.

સ્મરણ તાજું કરતો હોય, દૃશ્ય ફરી અનુભવાતું હોય તેમ ભરેલી નજરે થોડી વાર દાદુએ દૂર જોયા કર્યું, અને વળી:

"તે આખો દિવસ, ગાવામાં ને ખાવા પીવામાં અમે ગાળ્યો. જાત જાતની વાનીઓ હતી તે બાળકની જેમ હારી હારી તેણે ખાધી. એક પણ તોફાન તેણે છોડ્યું નહીં. અને એ મધુર સોબતમાં વખત ક્યાં ને ક્યારે ગયો તે જાણ્યું એ નહીં. સાંજની નોબતે મને મારી ફરજની યાદ આપી. હું જવા ઊઠ્યો. પણ તેણે તો મારી ગુલામ જેવી દશાની મજાક કરી મને રોકી રાખ્યો. અને હું રહી પડ્યો. પણ બીજે દિવસે છુટા પડતાં પહેલાં તેણેજ કહ્યું

"જુઓ! હવે આપણો દીનાર ચુક્યો! તમે કે ના માગો. આ તો તમે મને ગમી ગયા ને માથે બોજ કરી, પણ હવે તો દૂર પડવુંજ પડશે." બહાર નીકળી અને પડતા 'ફરી ક્યારે મળું?' એમ મેં પુછ્યું ત્યારે કહ્યું કે, "મુખાઈ છોડી દો. તમારે માટે મને લાગણી છે. વળી અમારા ટોળામાં ભળો તો તમને આવકાર છે. પણ સ્વામીએ માનું પણ એ વાતમાં કે નહીં. મને ભુલી જજો ને કોઈ ઘર રખુને રોટી લેજો' કહી તે ગુમ થઈ ગઈ.

તેણે સાચું કહેલું. રૂપાનો વિચાર મેં છોડ્યો હોત તો વધારે ઠીક થાત. પણ એ થોડા કલાકો પછી, તેને કેમ ભુલી શકું? આખો દિવસ તેને મળવાની આશામાં હું જનતાની મેદિનીમાં ઘુમ્યા કરતો. અજાણ્યા ચહેરાઓ સામે સામે તાકતો, અને પેલી ડોશી પાસે જઈને એ વારંવાર પુછી આવતો. પણ રૂપાનો પત્તોજ નહીં, મને કોઈએ ખરો પત્તો આપ્યોજ નહીં, કદાચ તેનાજ કહેવાથી.

થોડા અઠવાડીઆ પછી નગરના કોટ પર મારો પહેરો હતો. થોડે દૂર કડીઆ કામ કરતા ત્યાં એક બાકોરું હતું. દિવસે ત્યાં કામ ચાલતું અને ચોરી છુપીથી માણસ ત્યાંથી ઘુસી ના આવે માટે એક પહેરેગીર ત્યાં રાખતા. તે દિવસ રૂપાની પેલી ડોશીએ મને કહ્યું કે "આજે કદાચ તે દેખાશે." અને અને આખરે રાત પડી. અને જે સ્થળે હું પહેરા પર હતો ત્યાં, એક બાઈને પાસે આવતાં મેં જોઈ. કોણ હશે ને હું કહી ગયો 'દૂર હઠો, અત્યારે કોઈથી જવાય નહીં' મેં રોફમાં કહ્યું. 'હવે બસ કે ના રે?' ને પોતે કોણ તે ઓળખાવી બોલી "કોણ રૂપા?"

"જી સરદાર" કહી તેણે ચોકીનો મ… દાખલ થવા દઈ થોડા સીક્કા કમાવાની મોજ

-તક વીશે તેણે મને થોડા પણ ડાહ્યા શબ્દો કહ્યા. પણ પૈસાની વાતોથી હું પીંગળ્યો નહીં એટલે પેલા આગલા દિવસની મોજ યાદ આપી તે ફરી ચાખવા મને લલચાવ્યો. હું ના કહું તો બીજાને સાથે લઇ જશે વગેરે કહી ઇર્ષ્યાનો કીડો ચળવળતો કર્યો, ને ચાલવા માંડી. એટલે મેં મુરખ બની તેને પાછી બોલાવી ને તેનો આખો રસાલો દાખલ થવા દીધો, કે, મને પેલો બદલો મળે. અને હું પેલે સ્થળે ગયો ત્યારે તે રાહ જોતી હતી. પણ તેનામાં ઉલટ ન હતી. ઉલટું પરાણે કામ કરાવવા, કઢાવવાવાળા ઉપરનો પોતાનો અણગમો તેણે સ્પષ્ટ રીતે જાહેર કર્યો. "પહેલી વાર કેવું ઓચીતું, કુદરતી બધુ ગોઠવાયું હતું? એટલેજ લહેર હતી. ગઇ કાલ તમે સાટ કર્યું. હું શુ કામ આવી તે નથી સમજાતું. પણ મને આ નથી ગમતું. જાઓ! લો તમારી તસ્દીનુ," કહી મને એક સીક્કો દીધો. હું તેના માથા પરજ તે ફેંકત એટલી મને ચાટી ગઇ હતી. એક કલાક સુધી સખ્ત રકઝક કરી હુ પાછો ગયો. દીવાનાની જેમ હું ગામમાં ભટકયો. અને છેવટે એક ખુણે ભરાઇ ઉષ્ણ ખારાં આંસુ વહાવ્યાં. પણ તરત મેં અવાજ સાંભળ્યો: 'આહ! સીપાહી બચ્ચાનાં આંસુ! હું તે પાણીને મંત્રી જાદુઇ દવા કરીશ" મેં ઉંચુ જોયું. રુપાં હસતી, કેડે હાથ દઇ, ઉભી હતી, તેનો એક પગ હલતો હતો. તેની આંખો નાચતી હતી તેને પાંખો હતી!

'અરે, વાલમજી હજુ રીસામણાં નથી ઉતાર્યાં? તમે ગયા પછી મને શુનું શુએ થઇ ગયું? જુઓને, મારેજ કહેવા આવવું પડે છે, ચાલો પેલી જગ્યાએ." અને અમે બધું નકકી કર્યું.

પણ રુપાંનો સ્વભાવ તો વર્ષાની મોસમ જેવો, હરઘડી બદલાતો. સૂર્ય ખુબ પ્રકાશતો હોય ત્યારે તો તોફાન હમણાંજ થશે એમ જાણવું. તેણે એટલી ખુશાલીથી મળવાનું કહ્યું પણ એ તો ત્યાં આવીજ નહીં. પેલી ડોસી કહેવા લાગી કે તેના કામે તે તો બહારગામ ચાલી ગઇ છે. હું ત્યારથી એના મળવાનાં સ્થળોમાં દહાડામાં વીસ વાર જઇ આવતો. એક વાર ડોસીને ત્યાં હું હતો. તેને ભાવતી ચીજ ખવડાવતો હતો ત્યાં રુપાં અંદર આવી તેની પાછળ અમારા લશ્કરનો એક અફસર હતો.

"એકદમ ચાલ્યા જાઓ, હોં!" રુપાંએ મને સીધીમાં કહ્યું. પણ મારા અંતરમાં તોફાન હતું. હું દિગ્મૂઢ જેવો ઉભો રહ્યો.

"અહીં શું કરે છે? દૂર થા!" પેલા અફસરે બુમ પાડી. પણ મારા પગ શેનાજ ઉપડે! પેલાને રીસ ચઢી. અને મારો ખભો પકડી તેણે મને ઢંઢોળ્યો. મેં પણ કૈંક ગુસ્સામાં કહ્યું અને તેણે તલવાર કાઢી. હું પણ કાચો કયાં હતો? મેંએ ખેચી. તેણે, આ જુઓ અહીં કપાળ પર ઘા દેખાય છે ત્યાં, ફટકો કર્યો. અને મારા પર ધસ્યે આવતો હતો. મેં કોણીથી ડોસીને રસ્તામાંથી ફેંકી, ને તલવારને તે દોડતો ધસતો હતો ત્યાં અચાનક સામી ધરી. તે તેના શરીરમાં સીધી ઘુસીજ ગઇ. તે પડયો અને અમે નાઠાં. હું કયાં જાઉં છું તેનું મને ભાન ન હતું. પણ ભાન આવ્યું ત્યારે જાણ્યું કે રુપાંએ મને ઘડીએ છોડયો ન હતો.

"વાહ, સરદાર, વાહ! તમે ખુનો સીવાય કૈં કરો છો ખરા? જુઓ, મારી પાછળ ભમવામાં કમનસીબી છે એમ મેં કહ્યુંતું તે ખોટું? પણ પ્રેમકુંજના રહેવાસીઓને માટે તો સૌ સીધું થઇ જાય છે. લો આ રુમાલ માથે બાંધી

લો, અને અહીં થોડીવાર રાહ જુઓ” કહી તે ગઇ અને થોડીવારમાં ગામડીઆ પહેરે તેવો વેષ, કોણ જાણે ક્યાંથી, લઇને આવી. મારાં સીપાહીનાં કપડાં મેં દૂર કર્યાં. અને પુરો ગામડીઓ બની ગયો. અને તે પેલી ડોસીના જેવાજ એક ઘરમાં લઇ ગઇ. તેનીજ કોઇ જાનવાળી ત્યાં હતી. બંનેએ મળી કંઇક દવા તૈઆર કરી, ઘેનની હશે, કેમકે હું છેક બીજે દિવસે મોડેથી જાગ્યો. મારું માથું સખત દુખતું હતું. મને તાવ હતો. હું જલદી સાજો થઇશ એની પેલાં બંને ખાત્રી આપતાં હતાં. પછી રુપાંએ કહ્યું.

“હવે દવાની ગોળી તો ખાધી, પણ બંદુકની ગોળી ખાવી ન હોય તો અહીંથી ભાગવું જોઇએ. નવાબ કંઇ હવે ખીચડું રોટલો દેશે નહીં. ને તમારે પેટ તો ભરવુ જોશેને? તમારામાં યુક્તિથી ચોરી કરવાની તો બુદ્ધિ નથી. પણ તમે નીડર ને શુરવીર છો. જો દાણચોરી કરવા તાકાત હોય તો ચલો. જો આવડે તો તેમાં બાદશાહીથી રહી શકાય.”

એક બાજુ ફાંસી. બીજી બાજુ આ રાની જોખમદારી ઝીંદગી. પણ તેના મોહક શબ્દોએ એ કાગડીદીકે-જેણે કેવા શબ્દોમાં શયતાનના ધંધાનો ચીતાર આપ્યો હતો!—માં ઝંપલાવવા મને લલચાવ્યો, અને તેએ મુશ્કેલી વિના હાં સાહેબ! ખુલ્લા મેદાનની એ ઝીંદગી, અંધારી રાત, લાકડી પર કામળી નાખેલા તંબુ ... દરેક તંબુમાં આશક–માશુકનાં દૃશ્યો ... સામે ખડાં થયાં. દાણચોરી, લુંટારાના ... ભોગ થનારને મેં કલ્પ્યા. અને પાછા એક સુંદર છોકરી જોડે હું ઘોડા પર બાદશાહ જેમ જાઉં એ વિચારોએ અમે ખુબ હસ્યાં, રુપાં તો તેની આંખમાં પાણી નીકળ્યાં ત્યાં સુધી હસી. મેં કહ્યું:

“એ ઝીંદગીમાં પડું તો તું મારીજ ને? ત્યાં તો કોઇ અફસર આડો નહીં આવે ને!”

“હા, હા, અદેખાઇ એટલું બુરું સમજજો. કેવા મુરખ છો, જોતા નથી હું પૈસા માગતી નથી એટલે પ્રેમજ માગતી હોઇશ!” પણ એવી રીતે તે બોલતી ત્યારે તેનો ટોટો પીસવાનું મને મન થઇ આવતું.

ટુંકામાં હું વેષ બદલી, ઓળખાયા વિના નાસી છુટયો, અને ગીરમાં તે ટોળીનો સરદાર હતો ત્યાં દાખલ થઇ ગયો. ગીર મુળ ધામ હતું. ત્યાંથી બંદરો પર બંદર સીવાયનાં બારાંઓ પર ખાસ અને બીજાં ગામો બધે અમારી દાણચોરીનાં પરાક્રમોની સાંકળ બંધાઇ રહેતી. આ બધાં કામોમાં તે જાસુસી કરતી (તેના પરચા મનેએ થએલા!) તેમાં તે સૌથી કાબેલ હતી તે નવા નવા મોદા કર્યેજ જતી, અને ટેકરાઓ ઝાડી વગેરેમાં છુપાઇ અમે તેના કર ભર્યા વિના અમારા મળતીઆ વેપારીઓને ચુપકીથી પહોંચાડી દેતા.

આ બધામાં મને સીપાહીની યંત્રની જેવી પશુની ઝીંદગી કરતાં વધારે રસ પડયો. અમને સફળતાએ ઠીક મળતી હતી. મારી પાસે પૈસા હતા. પ્રેમનું પાત્ર હતું. અને અંતઃકરણનો ડંખ વીસરાઇ ગયો. મારી સાથે સૌ સારી રીતે વર્તતા. અમને બધે સારો સત્કાર મળતો. સૌથી સુખદ વાત એ હતી કે રુપાંને ખુબ મળી શકાતું. તે મારા તરફ ખુબ ચાહ બતાવતી, પણ આશ્ચર્ય એ હતુ કે બીજાની હાજરીમાં તેવું વર્તન તો શુ, એ હકીકત બતાવતા શબ્દોથી પણ દૂર રહેવા તેણે મને કસમથી બાંધી લીધો હતો. આ તેનાં ચક્રમપણાને સાંખી લેવા જેવો નબળો હું તેની પાસે જતો; હું આજ્ઞાધીન રહેતો. વળી કંઇક સંયમથી વર્તતી મેં તેને પહેલીવાર જોઇ એટલે પેલી જુની, તોફાની આદતો તેણે છોડી દીધી

હશે એમ હું ભોળપણથી સમજ્યો.

અમારી આઠ દશની ટોળી સાથેજ ફરતી, અને ખરે અણીને વખતે બબ્બે, ત્રણ, ત્રણ વહેંચાઇ જતા કૈં કૈં ધંધાદારી, ફેરીઆ, મજુર વગેરેનો વેષ દરેક લઇ લેતો, પણ હું તેમાં બહુ ઓછું ભળતો. પણ એકવાર એક સ્થળે સૌથી પહેલો જઇ પહોંચ્યો. હું સરદાર સાથે હતો તેણે કહ્યું: "આપણી ટોળીમાં એક ભેરુ ભળશે કેમકે રુપાંએ પોતાની આબાદ યુક્તિથી, તેના ધણીને કેદમાંથી છોડાવ્યો છ." આ તે પોતાની ભાષામાં બોલ્યો હું પણ તે સમજવા માંડ્યો હતો. ધણી શબ્દથી મને નવાઇ લાગી.

"તેનો ધણી? તે શું રુપાં પરણેલી છે?"

"ચોક્કસ, તેનો ધણી મામદ પણ એવોજ યુક્તિબાજ છે." તેણે કહ્યું; "રુપા બે વરસથી મહેનત કરતી. આખરે નવો અફસર આવ્યો તેને ભોળવી લીધો. શી કરામત છે એમાં? રુપાં તેના સોનાના વજન જેટલીજ કીંમતી છે, ખરને?"

મામદ જેવો કદરુપો માણસ મેં જોયો ન હતો. તેની ચામડી કાળીમેંસ હતી, પણ તેનું દીલ એથીએ કાળુ હતુ રુપાં તેની સાથે આવી અને તેના પર વ રી જઇ ચાર ચાર, કહેવા લાગી ત્યારે મારું મગજ ફરી જતુ પણ રુપાં મને ઇસારત કરતી, ને મોં બગાડ્યા કરતી. મને કંટાળો આવ્યો હુ આખી રાત ન બોલ્યો. પણ બીજે દિવસે તો અમારે નાસવાનુ હતું. મામદ એ સીપાઇની સામે થવાની બડાઇ રાતેજ મારતો હતો. પણ ભેળની સંખ્યાની ખબર પડતા પહેલો ઉપડ્યો જીવ લઇ અમારે નાસવાનું હતું પાછળ ગોળીએ છુટતી, અને અમે નીચા વળી દોડતા, લુંટ સમજાતા, જીવ સભળાતા. પડતા સાથીઓને છોડી, તેમનાં અંગ પરની કામની ચીજો ઝડપથી ઉઠાવી, આગળ ધપતા. માલ લાદેલાં ગધેડાં નએ છોડી દેવાં પડ્યાં. અને છેક અંધારું થતાં એક ઝાડીમાં ભરાયા ત્યારે આ જીવન, તેમાં પરાક્રમો, જીવ રાખવાની સતત કોશેસો, બધાનો મને સચોટ ખ્યાલ આવ્યો. હું થાકીને લોથ થઇ ગયો હતો. અને બીજાઓમાં તો રમવાની હોંસ હતી ત્યારે આકાશના તારા સામે જોતો હું ઝુંકતો પડ્યો હતો. રુપાં પાસેજ હતી. અને મંજીરાં લઇ કૈંક ધીમું ધીમું ગાતી હતી. "તું તોબા છે" મેં કહ્યું.

થોડા કલાકના આરામ પછી તે પાછી ચાલી ગઇ. એક ભરવાડે અમને ખાવાનુ લાવી દીધું. આખો દિવસ રુપાંની રાહ જોતાં નઝકમાં ભમ્યા કર્યું. બીજે દિવસ પ્રભાત થતાંજ અમે એક રથ જોયો. કોઇ મોટા ઘરની સ્ત્રી જાત્રાએ જતી હતી. ને એક નોકરડી ને એક બે માણસ પણ હતાં. અમે તે પર ગલઓ કરવા ધાર્યું. અમારો સરદાર બંદુક લઇ આગળ ગયો, સમે જઇ રથવાળાને પડકારો કર્યો પેલી બાઇએ પણ અમને જોયા પરંતુ બી જવાને બદલે તે મે ટેથી હસી પડી ને કહ્યું: 'મુરખા, મને મોટી શેઠ ણી ધારે છે!"

એ રુપાજ હતી. પણ એવો વેષ બદલ્યો હતો કે કોઇ ઓળખી શક્યું નહીં રથમાંથી ઉતરી સરદાર અને તેના યાર સાથે થોડી વાત કરી ને પછી મને તણે કહ્યું "મારા પોપટજી! તું ફરીથી ચડે ને પહેલા આપણે હજુ મળીશુ. હું આપણા કામે જાઉં છુ"

ત અમારી સૈના ભાગ્યવિધાતા હતી. ક્યાં જવું, શું કરવું, કેમ બચવું, ક્યાં સંતાવું, વગેરે તે નક્કી કરે તેમજ થતું. તેના ગયા પછી તેણે થોડા પૈસા મો ક્યા અને ઉપ તિ એક સંદેશો મોકલ્યા કે બે પૈસા... શાહુકાર

અમુક રસ્તેથી નીકળશે, અમે તેમને લુંટયા. મામદ તો તેમને મારી પણ નાખવાનો હતો. પણ બીજાએ વાંધો લીધો અને તેમને કપડાં ભેર જવા દીધા.

સાહેબ, એક માણુસ કેટલી ક્ષણમાં બદમાશ બની જાય છે? એક છોકરી પાછળ ઘેલું લાગે, તેને ખાતર એક ખુન કરે, જાન બચાવવા જંગલ ને પહાડમાં ભરાય, દાણચોરી કરે, ચોરી કરે, લુંટ કરે, ધાડ પાડે, ખુનો કરે! અજાણ્યેજ એકમાંથી બીજું પગલું ભરાઇ જાય. એ અમારું જીવન! આમ રખડપટ્ટીમાં અમારે એકથી બીજે સ્થળે ભટકવું પડતું. અમે એક વાર કાદુડાનું પુછ્યું હતુ. અમને તેનો પરિચય થઇ ગયો. શી તેની ઝડપ ને શી તેની રાડ! તેની સાથે બે બૈરીઓ હતી. સુંદર, જુવાન, મસ્તાની પણ કાદુ ને કાઠીયાણીની હોંસ હતી. અને તે એવો લાગ શોધ્યા કરતો. પણ પેલી બૈરીઓ વધારે વધારે વારી જતી. કાદુએ તેમને મારી કરેલા ઘા અમને બતાવતી ને મગરુર થતી, ને ઔર પ્રેમ કરતી. બૈરાંનું એવુ છે, સાહેબ! પણ, હા. આપણી વાત ચલાવીએ. લાંબા વખતથી રુપાં તરફથી ખબર ન હતા. સરદારે કહ્યું કે કોઇ એક માણસે ગામ જવું પડશે. કેમ કે રુપાં ત્યાં જવાનું કહીને ગઇ હતી. મારા સાથીઓ તો ત્યા બધે જાણીતા હતા ને પકડાઇ આવે એટલે મારી પસંદગી થઇ. પછી મને તેમણે રસ્તાના માહીતી આપી રુપાં મળે એટલે બની ખબર કેમ પડે તે તો હું જાણતોજ હતો

મેં એક કાબુલી ફળ વેચનારનો વેશ લીધો ને એક રેંકડીમા દાડમ તથા સૂકો મેવો ને એવું એવું ભરી—ગામ ગયો ને ત્યાં તપાસ કરવા માંડી. બે દિવસ નિષ્ફલ તપાસ કરી; અને થોડી ખરીદી કરી પાછો ફરવાનો વિચાર કરતો હતો ત્યાં રસ્તા પરની એક બારીમાંથી, કોઇ સ્ત્રીનો અવાજ મેં સાંભળ્યો: "એઇ, દાડમવાળા!" મેં ઉપર જોયું અને કટેરા માફક આગળ પડતી બારીમાં મેં રુપાને જોઇ. તેની પાસેજ રેશમી સીરવાણી અને માથે ભભકદાર સાફાવાળો એક પૈસાદાર લાગતો અફસર જેવો કોઇ ઉભો હતો. રુપાંએ પણ ઠાઠ માર્યો હતો. તેણે ઇરાની પહેરવેષ પહેર્યો હતો, અને આસમાની ઓઢણું તેના સંધ્યાકાળ જેવા ગુલાબી રંગ ઉપર કાળી અંધારી રાત જેવા વાળ અને તેમાં શુક્ર તારાઓ જેવી આંખ ઉપર આકાશ પાથરી દીધું હોય તેવું લાગતું. અને જાણે કે કૌતક હોય તેમ ખુબ હસતી, આંખો નચાવતી, પગ પર ઉંચી થઇ ડોલતી અને પડખા દબાવતી હતી. પેલા અફસરે હિંદુમાં ઉપર આવવા મને બુમ મારી. રુપાંએ સીંધીમાં કહ્યું: "ઉપર આવ ને એમ મૂઢની જેમ ડોળા ના કાઢ, અજાયબ ના થા."

ખરેખર, તે ગમે તે કરે તેથી હું અજાયબ થાઉં તેવું તો રહ્યુંજ નહોતું. તેને મળીને મને આનંદ થયો કે ખેદ તે પણ જણી ના શકયો. ભવ્ય દીવાનખાનામાં એક નોકર મને લઇ ગયો. તરત રુપાએ સીંધીમાં કહ્યું: "તને ઉર્દૂ કે ગુજરાતી કૈં આવડતું નથી હોં! ને મનેએ ઓળખતો નથી." અને પેલા મુસલમાન તરફ ફરી કહે: "નહોતી કહેતી કે એ કાબુલી છે! જો, જો, કેવી વિચિત્ર ભાષા એ બોલે છે? કેવો બોચીઆ જેવો લાગે છે?"

"ને તુંએ ખરી સતી લાગે છે. રાં—! આ મગ્કતી ફેંટી તારું ને તારા ઇશ્કીનું માથું રંગવાનો વિચાર મને થઇ આવે છે." મેં મારી બાષામાં કહ્યું ને એક મોટું દાડમ ઉચક્યું.

"લો! આ જુઓ, આ દાડમનો નમુનો

બતાવે છે." કહી' તેણે સરળતાથી લઇ લીધું ને મને કહ્યું: "આ મારો ઇશ્કી ? તને આ બેવકુફનીએ અદેખાઇ આવે છે ? પેલાનું ખુન કર્યું તે સાંઝ કરતાંએ તારી મુર્ખાઇ વધી ગઇ છે. હું આપણું કામ કેવું સુન્દર રીતે ને આબાદ કરૂં છું તેએ જોઇ શકતો નથી ? આ બધું એ મને આપી ચુકયો છે. તેનું નાક પકડી હું ગમે ત્યાં લઇ જઇ શકું તેમ છે. એવે સ્થળે લઇ જઇશ કે સાલો પાછોજ નહીં આવવા પામે !"

"ને તુંએ આજ તરેહથી કામ કરવાની હો તો પાછી નહીં આવે" મેં તપી જઈ કહ્યું.

"હા, હા, તુ તો મારો ખાવીંદ એટલે હુકમોજ આપે કેમ ! હા, હા, હા, એટલું બસ નથી કે તારી સાથે આટલી મહોબત રાખું છું ?"

પેલાએ પુછયું: "એ શુ કહે છે ?"

"કહે છે કે ભાવ ઓછો પડશે. પણ એને તરસ બહુ લાગી છે તે કૈંક પીવું છે." અને તે જોરથી હસવા લાગી રુપા એક વાર હસવા માડે એટલી તેની સાથે સીધી વાત કરવીજ અશકય પેલો બબુચક પણ કૈંએ સમઝવા વિના સાથે હસવા લાગ્યો. હુ શરબત પીતો હતો ત્યારે રુપાંએ પુછયું: "તેના હાથ પરની વીંટી જોઇએ છે ?'

"અરે તેને મારો હાથ બતાવવા હું તો તલપું છું. કયારે એમા લાઠી આવે ને તેને મેદાન પર તગડું !"

"લાઠી એટલે શુ?" પેલાએ પુછયું.

"લાઠી નામનુ અહીં ગામ છે ત્યા દાડમ મારાં થાય છે એમ કહે છે ! કેવું વિચિત્ર ! આટલું પાસે છતા મને ખબરજ નહીં."

"ત્યારે મારે પણ એ લાઠીનો સ્વાદ ચાખવો છે." અર્ધ ઉર્દુ ને અર્ધ ગુજરાતીમાં તેણે બાફ્યું. અને મને પૈસા આપી વીદાય કર્યા પછી એ વધારે લાઠીનાં દાડમ લાવવાનું કહેવા લાગ્યો. ત્યારે વાળુ વેળા થઇ હતી.

રુપાં કહે: "તને જમવા તો રોકી શકતી નથી. પણ કાલે આરતી વખતે પાછો દાડમ લઇ આવજે." હું "ઠીક" કહી નીકળ્યો. તડફડાટમાં રાત ગાળી ને તેનું મોંએ જોયા વિના નીકળી જવાનો નિશ્ચય કરી ફરવા માંડયો પણ જેવી આરતી થઇ કે મારો નિશ્ચય ઓગળી ગયો. ને હું તેના ઘર તરફ ઘસડાઇ ગયો.

ઘરના ઝરુખા પર રાહ જોતી, તેની કાળી વિશાલ આંખો ખેંચીને રાહ જોતી, મેં રુપાંને જોઇ. દરવાન મને અંદર લઇ ગયો. તેને તેણે કશોક સંદેશો લઇ બહાર મોકલી દીધો અને અમે એકલાં પડ્યાં કે તેની રીત મુજબ મોટેથી હસી પડી. અને એકદમ મને વળગી પડી, મને જોસથી ભેટી પડી. એવી સુંદરતામાં તેને મેં પહેલાં જોઇ નહોતી, પછી જોઇ નથી. એક બેગમ જેવો તેણે વેષ પહેર્યો હતો. રંગબેરંગ રેશમથી ઢેલ જેવી બની હતી. તેનાં દાંત અને આંખ જેવા હીરા મોતી તેણે અંગે ધર્યાં હતાં. તે ગાવા મડી. નૃત્ય કરવા લાગી. પંખીને પઢાવતી હોય કે બાળકને મનાવતી હોય તેમ વર્તવા લાગી ને પાછી હસી પડી ને કહે "આ બધું ફેંકી, આમાં આગ લગાડી તારી સાથે એકલી વનમા નાસી જાઉં, એમ મને થયા કરે છે !" વ... થોડી વારે ગંભીર થઇ કહે: "જો આ આપણે શી... હું તેને–ગામ લઇ જઇશ. જોને મારી ... ...ા બેગમ છે (વળી તે હસી પડી) એમ ચોક્ક... રસ્તે જઇશું. તમને ખબર કરીશું તમે તેના ... તુટી પડી તેને બેહાલ કરી નાખજો ... મ ...ા સારો રસ્તો કયો કહું, (અને પાછી તેની આંખ લુચ્ચાં હાસ્યથી મલકી) પેલા મામદનેજ તેની સામે પહેલો

મોકલજો. એ ભૂત ઝનુની છે ને બહાદુર છે. વળી યુક્તિબાજ પણ છે. સમઝયો?" અને મને કંપારી છુટે તેમ તે હસી પડી.

"ના, ના, હું મામદને ધીક્કારું છું. પણ સીપાઇની ફરજ હું બહારવટે ચઢું એટલે ભુલી ન જાઉં. મેંદર્મદની માફક અમે હીસાબ કરશું."

"છેક ભોળો, ને મુરખ છે. તું મને ચહાતો નથી. કાળું કર ને જા દૂર થા!"

હવે, જ્યારે જ્યારે એ દૂર થવાનું કહે ત્યારે ચાલ્યા જવું અશક્યજ. પછી મેં કહ્યુ કે હવે સાથીઓને જઇને મળવું જોઇએ. અને છતાં હું બે દિવસ વધારે રોકાયો. અજબ ખુબીથી એ હું પડયો રહેતો ત્યાં વેષ બદલો કરી મને મળી જતી. શી હીંમત! અને પછી મેં જઇ મારા બંને સાથીઓને ખબર આપ્યા. અમે રાત કાઢવા ચોપાટ લઇને બેઠા. બીજા દાવમાં મેં મામદને કહ્યું કે "તુ ચીપે છે, ને લુચ્ચાઇથી છેતરે છે." તે હસવા માંડયો એટલે મેં મોગડી ઉંચકી તેના મોં પર ફેંકી. તેણે બંદુક ખેંચી પણ તરત તેના પર પગ મુકી મેં કહ્યું: "બધા કહે છે કે તું બરછી સારી વાપરી જાણે છે તે આવી જા."

અમારા ત્રીજા સાથીએ અમને છુટા પાડવા પ્રયત્ન કર્યો પણ મામદ મારા હાથી વરુની જેમ છેડાયો હતો. અમે બાખડ્યા મારામાં કયાંથી શુર આવ્યું, શી કળ હાથ લાગી તે ખબર ન પડી. મારી બરછી મામદની ગરદન આરપાર નીકળી ગઇ. અને તેનું ગરમ લોહી મારા હાથને અડયું. હું ચમકયો. તે નીચે ઢળી પડયો.

"આ શું કર્યું?" મારા સાથીએ પુછ્યું.

"જોને અમે બંને સાથે રહીએ તેમ નહોતું. હું રુપાંને ચાહું છું ને મારે તેની સાથે એકલું રહેવુ છે, કોઇની દખલગીરી વિના. ને વળી તે કેવો નીચ ને ઘાતકી હતો? હવે આપણે બેજ. બોલ મારો દોસ્ત કે દુશ્મન?" તેણે મારો હાથ મૈત્રીમાં દાબ્યો.

"જર, જમીન ને જોરુ! એનું એ! પણ રુપાંજ જોઇતી હતી તો એક રુપાની કકડી લઇ તે તને વેચી દેત એવો હતો. ખેર! પણ કાલ આપણે બેજ શું ઉકાળશું?"

"અરે, હું એકલો પુરો પડીશ. આખી દુનીઆ હવે જખ મારે છે." મામદને ઠેકાણે પાડી અમે મુકરર કરેલે સ્થળે ગયા. બીજે દિવસ રુપાં ને તેનો મુસ્લીમ અફસર બંને ગાડામાં નીકળ્યાં; સાથે એક નોકર હતો. મેં સાથીને કહ્યું: "નવાબજાદાને ઠાર કરું છું તું ગાડાવાળાં ને નોકરને નસાડ. તેમની કને હથીઆર નથી."

પેલો મુસલમાન પણ કમ નહોતો. તે પીસ્તોલ બરોબર વાપરતો ને રુપાંએ તેના હાથને આંચકો ના માર્યો હોત તો હું ખલાસ થઇ ગયો હોત.

ટુંકામાં મેં રુપાંને મેળવી. પ્રથમજ મેં તેને વધાઇ આપી કે તેનો ખાવીંદ ખુદાના દરબારમાં ગયો છે, ને બધી વાત કહી તેણે કહ્યુ: "તેની અવરદા. બાકી તારા કરતાં કૈંક તેજી માણસોને તેણે ઠાર કરી નાખ્યા છે."

"ને તુએ વફાદાર નહીં રહે તો તારા પણ એજ હલ સમજજે."

"ભલે! મેતો પહેલેથીજ ભવિષ્ય જોઇ રાખ્યુ છે કે આપણી ઝીંદગી સાથે ખતમ થવાની, ખેર! થવાની હશે તે થશ" અને જાણે કોઇ નાપસંદ ખ્યાલને દૂર કરવા માગતી હોય તેમ મંજીરા લઇ ગણગણવા લાગી.

પોતાની કથા કહેતાં માણસ ફુલાફુલ ફરે છે, સાહેબ ન કહેવાની વિગતોથી આપને કંટાળો

આવતો હશે. બીજી રસિક અને જરુરી વિગતો મારી નહીં હોવાથી, છોડી દીધી હશે. પણ હવે થોડુંજ રહ્યું છે. અમારી નવી ઝીંદગી લાંબી ચાલી હતી. અમે નવા સાથીઓ એકઠા કરી એક ટોળી જમાવી હતી. પેલો અફસર એક નવાબ-નો સાળો હતો અને તેનાં માણસો ત્રાસ દેવા લાગ્યા. એટલે રાજ્યનાં અસંતુષ્ઠ માણસો એકઠાં કરી તે સામે હું બહારવટે નીકળ્યો. જાહેર રીતે હુંજ સૌનો સરદાર નીમાયો. કોઇ કોઇવાર મુસાફરોનેએ લુંટતા પણ જાણી જોઇને નહીં, બીજો ઉપાય નહોય ત્યારેજ, અને ત્યારેએ સતાવતા તો નહીંજ. મારી ઘોડીની ઝપટો ગીર અને આસપાસનાં નવાબનાં ગામોમાં કૈંક ઝપટો બોલાવતી. મારી ટોળીના માણસો હુશીઆર હતા. બંદરો પર નોકરો ફુટેલા હતા ને સીપાહી-ઓ અમને મદદ કરતા. ટુંકામાં આપે જે વાતો સાંભળેલી તે નવાઇઓ, પરાક્રમો, ઉદારતાનાં કામો વગેરે બધું હું સાધી શકયો. આ બધો વખતે રુપાંએ મને ખુબ સંતોષ આપ્યો, વફાદાર રહી ચાકરી કરી પુષ્કળ પ્રેમ આપ્યો. એ લોકોની નિષ્ઠા, ચાલે ત્યાં લગી, અજબ હોય છે હોં કે, સાહેબ!

પણ તે દાણચોરી, ફસામણી વગેરેનાં કામો કર્યે રાખતી–જો કે એ માટે હું તેને બહુ છુટી પડવા ના દેતો, કેમ કે તેની કેટલીક નિર્બંધ રીતો મને પસંદ નહોતી–છતાં તે પાટણ ને ચોરવાડ ને એવે સ્થળે ઘણીવાર જઇ રહેતી. એમાં કોઇ વાર નહીં ને એક વાર મને ડંખ લાગ્યો. એક પૈસાદાર ગરાસીઆ પર તે આફરીન હતી એમ મેં સાંભળ્યું. તેના પર પેલા નવાબના સાળા જેવી યુક્તિ અજમાવવાની હતી એમ પણ સાંભળ્યું. પણ હું તેવું સાંખું તેમ નહોતું. હું તો સીધો તે હતી ત્યાં ગયો. તેનો કાન પકડી પાછી ખેંચી લાવ્યો, અમારે ખુબ ચર્ચા થઇ.

"ખબર છે, તું મારો ધણી થયા પછી, આશક હતો તેવી મને તારે માટે પ્રીતિ નથી? મને ત્રાસ ના આપ! હુકમ ને ધમકી તો માફજ રાખવી! હું મને ફાવે તેમ કરીશ, માટે બહુ આગળ જવામાં માલ નથી. તારા માથેએ કોઇ સવાશેર હશે હોં!". એવું એવું બોલાયું. મારા સાથીએ સમાધાન કર્યું પણ અમે એવાં એવાં વેણ કાઢ્યાં હતાં કે કાંટાની જેમ તે આળાં અંતરમાં ખુચ્યા કરતાં. એવામાં વળી આફત આવી. અમારી ટોળીનો કોઇએ પત્તો આપી દીધો. કેટલાએ માણસો પકડાયા. હું છેવટ સુધી સામે થયો પણ મારા એકના એક બચેલા સાથીએ મને ઘસડી લઇ ઝાડીમાં સંતાડયો. ઘોડી પરથી ઉતરી હું મૂર્છામાં પડયો. પંદર દિવસ સુધી હું પથારીવશ રહ્યો ને રુપાં એક પળ મારી પથારીથી અળગી ન થઇ કે ન એક મીંટ તેણે આંખ મેળવી. એક મા જેવી દરકારથી ચાકરી કરી, કુશળ વૈદ્યના જેવી દરકાર કરી, ને અતીવ હેતાળ ને સુકોમળ પત્નીની જેવી સંભાળ લીધી, અને પછી–કોણ જાણે કઇ રીતે તેને સલામત આશ્રય સ્થળો જડી જતાં –એક સુરક્ષિત સ્થાને લઇ ગઇ. એક બે વાર મારી શોધ કરતાં માણસોનેએ મેં પસાર થતાં જોયાં પણ દોઢ મહીનો હું પડી રહ્યો હતો. તેમાં મેં ખુબ વિચાર કરી મારું જીવન બદલી, સીધે રસ્તે જવાના નિશ્ચય પર હું આવ્યો હતો. મેં રુપાંને આ દેશ છોડી દૂર દૂર દેશાવર જઇ રહેવા સુચવ્યું પણ તે તો મોટેથી હસી પડી.

"ભાજી મુળા લાવવાનું આપણું કામ

નહીં ! આપણો જન્મારો તો હવે આમાંજ." અને તેણે પોતાનું નવું તરકટ મને સમજાવ્યું. અને વળી હું તેની જાળમાં સપડાયો. તેણે કૈંક યુક્તિઓ કરી. તેની કેટલીક જેને તે સ્વતંત્ર કહેતી તેવી રીતોથી હું ત્રાસતો. કોઇ વાર ગભરાઇ તેને ચેતવતો, કોઇ વાર અદેખાઇથી મીજાજ ખોઇ તેને સંભળાવતો. એકવાર એક મલ્લનાં તે વખાણ કરવા લાગી ને ટોળીમાં લેવાનું કહેવા લાગી. મેં ના કહી. તે કહેઃ "ત્યારે તો જરુર વહેલો આવશે." પણ વળી એ બધું ભુલાઇ જતું ને કોઇ વાર જુના જેવા સુખી દિવસોએ જતા. અને અમારું ગાડું ગબડયે જતું. ત્યાં, સાહેબ તમારો ભેટો થયો. પહેલાં રાવળ નદી ઉપર ને પછી–ગામમાં પણ–ગામમાં મળ્યો તે વીશે કૈં વધારે નહીં કહું– તમે બધું જાણો છો–પણ એટલુંજ કહીશ કે રુપાંએ તમારી ઘડીઆળ તો ચોરી હતી પણ ઉપરાંત તમારી પેલી દેખાય છે તે વીંટી (એ જાદુઇ તે જરરી છે એમ તે કહેતી હતી) અને પૈસા પર પણ તેની નજર હતી. મેં ના કહી. તમે ગયા પછી પણ અમારે ખુબ તકરાર થઇ અને મેં તેને મારી. તેનું લોહી ઉડી ગયું ને તે રડી પડી. સાહેબ, પહેલી વાર મેં તેને ડુસકે ડુસકે રડતાં જોઇ, અને મારુંએ દીલ ભરાઇ આવ્યું હું મનમાં મુંઝાતો હતો, ગુંગળાતો હતો, ત્યાં બે દિવસ રહીને વળી તે પંખિણીની જેમ કલ્લોલ કરવા લાગી. બધું ભુલાઇ ગયું. ને નવપરિણીત દંપતી જેમ પાછાં અમે મહાલવા લાગ્યાં.

ત્યાં વળી તુળસીશ્યામનો મેળો ભરાયો. ત્યાં કુસ્તીના ખેલ મલ્લો રમવાના છે એમ સાંભળ્યું. રુપાં તો કયારની ગઇ હતી. હું ત્યાં જઇ પહોંચ્યો. તેના મલ્લને ઓળખ્યો. રુપાં તેની પાસેજ ઉભી હતી, હસતી હતી, મને દાઝ ચઢી. મલ્લનું ખુન કરું તેમ થયું પણ ત્યાં કુસ્તી શરુ થઇ. પણ બીજા મલ્લે જાણે મારું વેર લીધું. પેલાએ ચત કર્યો ને તેને એવો પછાડયો કે તેના હાથ પગ ઠીક સેકાયા. વળી ઉપર બીજા મલ્લનું ભારે વજન; તે દબાઇજ ગયો. બધું પત્યા પછી હું રુપાંની શોધમાં પડયો પણ તેનો પત્તો નહોતો. ત્યાંથી, તમે આવ્યા હતા તે ઘેર હું પહોંચ્યો. છેક સવાર પડી ત્યારે રુપાં આવી. તેની આંખો લાલ ને ઉંડી ઉતરેલી જણાઇ, મને ત્યાં જોઇ તેને નવાઇ લાગી. પણ હું શબ્દએ બોલ્યા વિના પડયો રહ્યો. છેક સાંઝના મારી થોડી પલાણી રુપાંને મેં કહ્યું: "ચાલ!"

"ભલે, ચાલો."

મારી પાછળ તે સવાર થઇ. કોઇ સુન્દરીનું હરણ કરી જવાનાં સ્વપ્નો મને હતાં તેમ નહીં પણ અનિચ્છાએ સાથે થઇ ગએલાં, પરાણે ઘસડાતાં માણસો જેમ અમે મજલ કરી. જ્યારે સંધ્યા ખીલી રહી પાંદડાંએ નવા રંગ ધર્યા, આકાશ હસી રહ્યું ને પંખીઓએ શબ્દો કર્યા ત્યારે મેં તેને નીચે ઉતરીને પુછ્યું: "જો સાંભળ. ગઇ ગુજરી વીસરી જઇએ. ને ચાલ આપણે દૂર દેશાવર ચાલ્યાં જઇએ. એક વેણએ હું નહીં સભારું."

"ના. કયાંય નથી જવું. અહીં ઠીક છે."

"કારણ કે પેલો કુસ્તીબાજ નજીક છે, કેમ? અને હવે એ સાજો થાય તોએ જુનું લોહી નહીં ચઢે. પણ શા માટે તેના સાથે લઢું? તારા બધા યારોને મારી મારીને હું હવે થાકી ગયો છું. હવે તો તારોજ જાન લઉં."

સાહેબ, તમારી આંખોમાં તે સીધું જુએ ત્યારે શું થાય છે તે જાણો છો? તેની આંખમાં કૈંક રાની અંશ છે. તે જાણે તમારું અંતર

કોતરતી હોય તેવુ લાગે છે, તેણે એ રીતે જોયુ ને કહ્યુ "મને હમેશા લાગતુ કે તુ મારુ લોહી પીવાનો, જાન લેવાનો પહેલી વાર આપણે મળ્યા ત્યારે એક વિધવાના શુકને નીકળી હતી અને આજે સાભળ્યુ'તુ ને ચીબરી કેવી બોલતી હતી? કીસ્મત, બીજુ શુ?

"રુપા" મે કહ્યુ: "હવે મને નથી ચાહતી તુ?"

તેણે જવાબ ના આપ્યો જમીન પર, ઘાસ પર, તે પગની આટી ભેરવી બેઠી હતી ઘાસને ખેંચી કાઢતી હતી ને આગળીથી કૈંક દોરતી હતી

"ચાલ, ચાલ, આ બધુ છોડી દઇ એવે સ્થળે જઇએ જ્યા બસ આપણે બેજ કોઇ છુટું જ ના પાડે આપણી પાસે પૈસા છે ને બીજુ શુ જોઇએ? તુ છે ને હુ છુ"

અને જેસળ તોળલની વાતની યાદ આપી, એક બે ચરણુ સભળાવ્યા "મારી તોળલ થા. મારી હોડી કીનારે પહોચાડ"

પણ તે હસવા મડી, ને ધીમેથી બબડી, "પહેલા હુ, પછી તુ"

મેં કહ્યું: "વિચાર કર, મારી ધીરજ હવે ખુટવા આવી છે તુ નીવેડો આણ નહીં તો પછી મારે આણવો પડશે"

હું તેને મુકી થોડે દૂર ગયો ત્યારે દૂર મદિરમથી આરતીના ઘટ સભળાતા હતા સામે એક પીરની કબર પાસે એક ફકીર નમાઝ પઢતો હતો અને પછી મોટેથી કુરાન બોલતો હતો મને પણ ખુદાના બદા થઇ તેને માથુ નમાવવાની વૃત્તિ થઇ પણ હીંમત ના ચાલી ફકીર પાસે જઇ થોડા રુપીઆ બેગતમા દેવા કહ્યુ તેણે મને રોકવા માગ્યો, પણ "આવુ છુ" કહી હુ મુળ સ્થળે ગયો રુપા નાસી ગઇ હશે એવો મને ભય લાગ્યો હતો, પણ ના તે તો ત્યાની ત્યાજ સ્થિર, એજ દશામા બેઠી હતી તેણે પોતાના માથાનુ બાધવાનુ છોડી નાખ્યુ હતુ; અધકાર જેવા કાળો વાળ તેના મો પર પથરાયા હતા, તે એક પ્યાલામા પાણી ભરી કૈંક ગણતરી કરતી હતી જાદુના મત્રો ભણતી હતી તેણે ઉંચુ ન જોયુ

"રુપા", મેં પાસે જઇ કહ્યુ "તૈઆર થા, ને પાછળ ચાલ" તેણે પ્યાલુ ફેકી દીધુ. વાળ ને માથાનો ઝટકો મારી પાછળ નાખ્યા ને પગભર થઇ

"રુપા, મારી રુપા, હુ ગમે ત્યા લઇ જાઉં પાછળ આવીશ?"

"હા, હા, મોતના મોમા સુદ્ધા, પણ તારી સાથે નહીં રહુ" બાજુ પર થોડી થોડી ખુલ્લી જગ્યા હતી ઝાડોમાથી દૂર દડી જતો ઝરો દેખાતો તેનો સતત અવાજ ચાલ્યો આવતો હતો. હુ અટકયો તેણે પુછ્યુ: "આ જગ્યા?" અને એક પગ આગળ મક્કમ પણે ગોઠવી, એક હાથ કેડ પર રાખી, માથુ એક બાજુ ઉછાળી તે બોલી 'હું જાણુ છુ કે તું મારો જાન લેવાનો છે જેવુ નસીબ પણ હુ નમતુ તો નહીંજ આપુ"

"જરા તો સાભળ ને અક્કલ વાપર બધુ ભુલી જઇએ પણ મારા નાશનુ કારણ તુ નથી? તારી ખાતર મારી પદવી ખાઇ, કેદી બન્યો, લુંટારે બન્યો, રુપા! રુપા! ચાલ આપણે આમાથી બચીએ હુ તને ઉગારુ, તુ મને"

"દાદુ" તેણે કહ્યુ 'એ નહીં મને, મને હવે તારે માટે પ્રેમ નથી તુ હજુ ચાહતો લાગે છે ને માટેજ મારુ ખુન કરવા માગે છે તો જુઠુ કહી મીઠુ બોલી, મનાવી, ભરમાવનો હોય તો મને નથી અવડતુ એમ નહીં પણ મેળુ કરુ? હવે આપણી વચ્ચે શુ રહ્યુ છે? તુટેલા

ક્રાચ સંધાતા હશે? તુ મારો પતિ હું તારી પત્ની એ ખરું પણ રુપાં કોઇની તાબેદાર દાસી કે ગુલામ નથી. હું કોઇની થઇ નથી ને થવાની નથી. જેવી જન્મી છું તેવીજ મરીશ, મારાજ મનની રાણી."

"ત્યારે, તું પેલા કુસ્તીબાજને ચાહે છે?"

"હા, જેમ તને ચાહતી હતી તેમ. કદાચ તને થોડી પળો ચાહ્યો હતો તેથી ઓછું. પણ હવે તો મને કંઈ ગમતું નથી. અને તને ચાહ્યો માટે હવે તો મને પોતાને ધીક્કારું છું."

હું નીચે બેસી ગયો. સાહેબ! તેના પગને અડકયો. તેના નીચે નમાવેલા હાથ પકડ્યા, મારાં આંસુથી તે પ્રક્ષાલ્યા, અમારા અપૂર્વ સુખી દિનોની સુખદ યાદ આપી, તેને ખુશ કરવા કહે તે કરવા—બહારવટું ચાલુ રાખવા—વીનંતી કરી. માત્ર ફરીને ચાહે તે ખાતર.

"ફરી તને ચાહું? એ નહીં બને. તારી સાથે રહું? અશકય." અને પછી મારો મીજાજ ગયો. સાહેબ, પહેલેથીજ મારો પીત્તો ઉકળે એટલે કાબુમાં નથી રહેતો. મેં છરી કાઢી. તે જોઇ ડરી જઇ, માફી માગશે, દયા પ્રાર્થશે એમ મને લાગ્યું, પણ એતો કોઇ અજબ મૂર્તિ હતી.

"છેલ્લી વાર પુછું છું. રહીશ મારી સાથે?"

"ના, ના, ને ના." કહી તેણે આગલો પગ પછાડયો. તેનાં ઝાંઝરના અવાજે હું વધારે ઉશ્કેરાયો. મારી દીધેલ બંગડીઓ કાઢી તેણે નદી તરફ ફેંકી દીધી."

દાદુ અટકયો. પસીનો હાથથી લુછી તેણે ચલાવ્યું: "મેં બે ઘા કર્યા. બીજે ઘાએ તે નીચે પડી. શબ્દએ ઉચ્ચાર્યા વિના પણ હજુ જાણે તેની કાળી મોટી આંખો મારી સામે તાકી રહેલી હું જોઉં છું—મને જાણે કોરી ખાય છે. એ આંખનાં રતન ધીરેધીરે ખરી પડ્યાં. ને તે પર પોપચાં નીચે ઢળી ગયાં.

તેના શબ પાસે મેં આખી રાત ગાળી. રાત કાળી ને ભયાનક હતી. પણ જીવન એથીએ ખરાબ હતું, રાતનાં ચાંદરણાંને જોયાં. અંધારીઆના આછા પીળા ચંદ્રને ઉગતો ને ફીકકો પડી આથમતો જોયો. રાની પશુઓની ચીસો સાંભળી, ને પેલો ઝરો એજ ગતિથી દડયે જતો હતો ખળ ખળ ખળ ખળ ખળ ખળ.

પ્રભાતે ઠંડો વાયુ શરુ થયો ત્યારે તેની ઘણી વાર દર્શાવેલી ઇચ્છાને માન દઇ જંગલની રાની કુંજમાં તેજ છરીથી નાની કબ્ર કરીને તેનું શરીર મુકયું. તે પર છેલ્લી માટી નાખી, ઘોડા પર કુદી, મારતે ઘોડે હું અહીં આવ્યો ને ફોઝદારને શરણ આવ્યો ને કહ્યું: "મેં રુપાંનું ખુન કર્યું છે." તેને કયાં દફન દીધું તે મેં ના કહ્યું. તેની ને મારી પાછળ ખેરાતનું સંભાળજો, સાહેબ, ને પેલી યાદગીરી ભુલશો માં. હાં! રુપાં તો ગઇ. હું પાછળ જાઉં છું. તેને જે રીતે ઉછેરી તેમ તે ગઇ. ગરીબ બીચારી! તેને સંસ્કાર દેનારનોજ વાંક."

× × ×

ગીરમાં બધેથી આ જાતોનો હવે તો નાશજ થતો જાય છે.

## રેખા અને રંગ

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૧૩૦ થી]

ઉદાસી પ્રવાસી પાછો મવારના પહોરમા રેખાની શોધમા નીકળ્યો ! તેની વિરહિણી પ્રિયતમા તેના પથની રેખાને સ્થિર દૃષ્ટિએ જોઇને દિવસો કાટે છે કેટલાએ દિવસો એમ વીત્યા કેટલીએ વાર એ પ્રમાણે પ્રવાસી પાછો આવ્યો અને પાછો રેખાની શોધમા ગયો

છેવટે તેનો જુવાન પુત્ર એક વખત રંગના દુર્ગમા કેદ પકડાએલી રેખાને છોડવવાને બહાર પડયો રંગ લાલ રંગથી–તેના પ્રત્યે અટ્ટહાસ્ય કરવા લાગ્યો ! ભુરા આકાશમા ચળકતા રેખાંકિત ચક્રને તે જુવાન પકડવા મથતો, તથા કોઇ વાર ગાન ગાતો, કોઇ વાર નાચતો

એક વખત માર્ગમા જતા તેને રંગ–ઘેલી કન્યા મળી પ્રથમ દર્શને તે બંને વચ્ચે પ્રેમ થયો તેમણે કોઇને પુછ્યા વગર લગ્ન કર્યા બંનેએ મળીને રંગ અને રેખાના ઝઘડાનો અંત આણ્યો રંગ–ઘેલી પોતાના પતિને હોળીના રંગની પીચકારી છાંટતી અને તેનો પતિ તેને નેત્રોમા આંજવાનુ કાજળ આપી તેની રેખા નીહાળી રહેતો ! બંનેએ મળીને અદ્‌ભુત સૃષ્ટિ નિર્માણ કરી અને સરસ્વતી દેવીએ બંનેને અમર કર્યા ! *

* શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરના એક લેખ ઉપરથી સૂચિત

---

# કસોટી



[અનુસંધાન પૃષ્ઠ ૧૩૬ થી]

"જોને અત્યારેજ છુને!" આ બાલાની મોમતમા તેને નવી તાઝગી જણાઇ

'હા, પણ આમ સવારમા વહેલા તો ક્યાંથી આવતા લાગો છો! જુઓને બીચારા કાન્તિ"—

'છોકરી, તુ કોણ છે?' આથી ખસ તેનો મીજાજ ગયો પણ થોડીવારે ઉમેયુ "જો હુ બહુ થાકી ગયો છુ હો! કોઇ વાર તને બધુ કહીશ, મારા લગાડની' એમ કહી તે બાલાને માથે હાથ લગાડવા જતો હતો ત્યા કાન્તિને આવેલી જોઇ તે બીજી બાજુ ફરી જલદી ચાલ્યો ગયો

બાલાએ કાન્તિની આખમા અશ્રુનો સાગર જોયો તેણે બાલાને પોતાની પાસે ખેચી લીધી તેને હૈયા સાથે દાબી "ચાલ આપણુ નાચનાનું આગળ ચલાવીએ"

× × ×

માસ્તર, તમે આના સાગ વર્ણન કેમ કેમ કરી શકો છો?"

'મે એકે એક સ્થળ નજરે જોયુ છે"

"આટલી ઉંમરમા, આ બધુજ!'

'હીંદ માતાની એકે એક રજનો મે પરિચય પાડયો છે સ્થળે સ્થળના પાણીમા મને પ્રેરણા મળી છે મને તે જીવતા જેવા લાગે છે"

રજની ઘડીભર શાન્ત રહી પછી તેણે વાતનુ સધાન ઉપાડી તેણે સુરેશને પુછ્યુ

'ઇતિહાસ શુ એવી અદ્ભુત વસ્તુ છે? અને ભુગોળ! ભમાતાનો પરિચય! મેના જડ શિક્ષકોની જડ ગોખણપટ્ટી કરતા તમારી રીત કેવી જીવત છે! તમને આ બધુ કહેતા સાભળ્યા જ કરુ એમ થાય છે"

"એ બધુ અનુભવવુ જોઇએ, પોતાનુ કરવુ જોઇએ, બેન! માતૃભૂમિ દરેક પુત્ર પુત્રી પાસે ઓછામા ઓછુ એટલુ માગે છે'

'માતૃભૂમિ શુ માગે છે તે ખબર છે, સુરેશ?' ઓરડા બહાર કંરામા મેના એક તરુણે ગુરુ શિષ્યાની આ વાત સાભળી, હાથમાથી ચોપડી ફેકી કહ્યુ "આ છોકરીઓને શુ કહે છે? તેમનાથી શુ થવાનું છે? ચલ સુરેશ" અનિલ એક પ્રચડકાય સુદર યુવક હતો

'મોટાભાઇ! હુ બાપુને કહીશ ભણવા દો ને!"

"તુ તારા કામમા ધ્યાન રાખ!

'તે તમે બુમો પાડો તે ત્યાથી ધ્યાન લાગે? ને માસ્તરને તોછડાઇથી કેમ બોલાવો છો? બાપુ—'

"સુરેશ ચાલ મારી સાથે બેન બાઇ, તમે તમારે કહેજો બાપુને"

'અરે! રજનીબેન! ભાઇ તો છેજ આવેશમય પણ ચાલો મારોએ વખત થઇ ગયો છે હુ જઇશ પેલુ ગીત મોએ કરી રાખજો"

પણ—'

અનિલ સુરેશને હાથ પકડી ખેચી ગયો રજનીએ ચોપડીના પાનાંમા નજર નાખી પણ તેનુ ધ્યાન બીજેજ હતું હીંદના સુદર સ્થાનો પવિત્ર ધામો, તેના વીર નરનાર તેનો ઉજ્જ્વલ ઇતિહાસ અને અત્યારની અવસ્થા તેની પુનર્ઘટનાનુ સ્વપ્ન

× × ×

'માતા, બાલા! આજ કેવા જીવતા જુવાનો મે જોયા તે તુ જાણે છે! રજનીનો ભાઇ અનિલ મને મિત્ર મડળમા લઇ ગયો એનેજ હુ ખરા યુવાનો કહુ તેમની રગેરગમા સ્વાતત્ર્યના પ્રાણ ફરે છે પરેપરા તેમને

જન્મભૂમિનું રટણ છે. આ સોબતના સ્વર્ગીય સુખના નશામાં હું ગાંડું ઘેલું બોલું તો તો ગણકારતી ના. પણ આપણી નબળાઇઓ તો જો. આપણાં કુટુંબો કેદખાનાં જેવાં છે. આપણા કંકાસો આપણને જીવવા દેતા નથી. આપણો સ્વાર્થ અને શંકાત્મા કાર્ય કરવા દેતાં નથી. આપણે ભારતવર્ષ આખું ઘુમ્યા. કેટલી કંગાલતા! કેટલી નિર્બલતા! કેટલું અસહ્ય દારિદ્ર! અને છતાં આપણે તે વેઠી રહ્યા છીએ. સંતોષ ને સુખ! એ શબ્દોજ દૂર થવા જોઇએ. અને આપણા તવંગરોને તે પહેલાંજ દૂર કરવા જોઇએ. તેમણે દેશનાં જ્ઞાન, કલા, સાહિત્ય ને સેવા સૌનાં ક્ષેત્રને પોતાના લોભને લીધે અફળ બનાવ્યાં છે! ઓહ! ક્યારે આ બધા દુર્ગોને તોડીએ! પણ આમ જોઇ ના રહે. તને પણ કામ જોઇતું હશે તો મળશે. તુ પણ અમારી સાથે. પરમ દિવસથી બધો કાર્યક્રમ અમલમાં મુકાશે......અને જો કાલે મારો જન્મ દિવસ છે એમ હૃ કહેવા માગતો હતો. ખરેખર નવોજ જન્મ તેને બતાવીશ. અને તું બે દિવસની રજા ના લઇ શકે? આપણે કાલે—"

"તારો જન્મ દિવસ!" ઉલ્લાસમાં તેણે પુછ્યું. પળ થંભી તેણે ધીમેથી ઉમેર્યું; "તને યાદ છે?" કોઇક અગમ્ય દુઃખના ડંખથી તેનો સ્વર થડકયો. "પણ સ્ત્રી પોતાને બહુ સહેલાઇથી ભુલી શકે છે." તેણે તરત ઉમેર્યું.

"હું હમણાંજ જઇ કહી આવુ"

નીમતલામાંજ બંનેનાં મકાન હોઇ બહુ અંતર કે સમયનો પ્રશ્ન ન હતો. ઉતાવળી તે કાન્તિમતિના ખંડમાંજ દોડી ગઇ. દાખલ થઇ અને થડકી ઉભી રહી. કાન્તિમતિ એક ગાદી પર પડી હતી. દીવો ઝાંખો હતો કોણ છે તેમ જોવાએ તેણે ઉંચું ના જોયું. બાલાને દબાવેલાં ડુસકાંનો અવાજ સંભળાયો. બાલા ધીમેથી પાસે ગઇ. કાન્તિએ ધીરેથી ઉંચું જોયું. તેની આંખ લાલ હતી.

"બાલા તું? અત્યારે કેમ?"

"શું થાય છે બહેન! કેમ રડો છો?"

"આ ઘરનાં માણસો અસહ્ય છે."

"ત્યારે અહીં રહો છો શા માટે?"

"એક પત્નીથી કેમ છુટાય? જીવનભર હું આ દુર્ભાગ્યનેજ વરી છું. બહેન તું શું જાણે!"

"સુરેશ ને હું ને બીજા કેટલાક, બધાં કષ્ટોને દૂર કરવાનાં છીએ. પરમ દિવસથી તમે આવશો?"

"એક પરણેલી"—

"એટલે શું થઇ ગયું?"

"હં, તારે સુરેશ શું થાય?" થોડી ક્ષણ રહી, પાણીનો એક ઘુંટડો ગળે ઉતારી કાન્તિએ પુછ્યું. બાલા એ પ્રશ્ન ન સમઝતી હોય તેમ જોઇ રહી.

"શુ થાય એટલે?"

"શુ સગો, તારો—"

"સગો શાનો, મારો સાથી."

' અને તોએ તેની સાથે રહે છે?"

"સાથે રહીએ માટેજ સાથી કહું છું. તમને આટલી નવાઇ કેમ લાગે છે?"

"જો સાંભળ, બાળા, તને કેટલાં વરસ થયાં?" બાલા સામે થોડી વાર જોઇ તેણે પુછ્યું.

. "ખબર નથી."

"તારાં માબાપ?" વધારે ને વધારે ઉત્સુકતાથી કાન્તિમતિએ પુછ્યું.

"તેએ યાદ નથી રહ્યું." અને એક સ્ત્રીની મૃદુતાનો શાન્તિદાયક સહાનુભવ જોતાં

પહેલીવાર તેણે પોતાની કથા કહી.

"મને મારા પિતાની જરાએ યાદ નથી. સફેદ વસ્ત્રમાં શોકથી આચ્છાદિત એક મોંજ માત્ર યાદ આવે છે; તેએ હું ચારેક વર્ષની થઇ ત્યા સુધીજ દેખાતું. એક રાત્રે મને તેણે બહુજ વહાલથી હૈયા સાથે ચાંપી અને મારાં ભાઇ ભાભીના હાથમાં સોંપી. કોઇ મોટા શહેરમાં અમે સાધારણ સ્થિતિમાં રહેતાં. મારા ભાઇ વાત નહીં, એકવાર કોઇ બેસવા આવેલું અને મને નાકા પરની ભૈયાની દુકાનમાં દુધ લેવા મોકલેલી. મારું દુકાનની મીઠાઇ પર ધ્યાન હતું. દુકાનમાં એક સાધુ દુધ પીતો હતો. તેણે મને થોડી મીઠાઇ લઇ આપી. અને બીજું કે સરસ આપવાને બહાને મને સાથે લીધી. મારે માટે કોઇએ આટલી દરકાર બતાવી નહતી. હું ગઇ અને પછી ઘેર પાછી ફરી નથી. હું ત્યારે છ વર્ષની



મારી પ્રત્યે બેદરકાર હશે કેમકે તેના સ્નેહનું મને કોઇકજ વાર ભાન થતુ. પરંતુ મારી ભાભી તો કર્કશાજ હતી. તેનો ઘાંટાના જેવાજ ભણકાર અહીં પણ કયારેક સંભળાય છે અને ત્યારે હું કંપી ઉઠું છું. મારી નાની ઉમરની દરકાર કર્યા વિના મારી પાસે ગજા ઉપરાંત કામ કરાવે, સવારમાં વહેલી જગાડી નળથી પાણી ભરાવે, ઘર સાફ કરાવે, ધોવાનું વગેરે કરતાંએ રમવાની હતી." અને તેણે પોતાનાં ભ્રમણ, સુરેશ અને છુટકારાની વાત કહી.

"અને તારાં ભાઇ ભાભી?"

"તેમણે શું કર્યું તે મને ખબર નથી મારા ભાઇ એવા દબાએલા હતા અને મેં કોણ જાણે ભાભીનું શું બગાડેલું? અરે એને જુઓ કે તેની બુમ સાંભળો! ખરું કહું આ તમારાં ઇન્દુ......"

પુરુષે કહ્યું: "જો ફરીને—"

"ભાઈ" તેને થડો પાડતાં અનિલે કહ્યું: "આપણે શાંતપણે તેની તપાસ કરવી પડશે. તમે કોણ છો તે હું જાણતો નથી પણ—"

"જાણવાની જરૂરજ નથી." તેણે ગુસ્સામાં કહ્યું.

કાન્તિએ સ્વસ્થ થઈ કહ્યું: "બાલા એ આ સતીશભાઈની ગુમ થએલી બહેન છે એમ માનવાને કારણ મળ્યું છે. તે તેની તપાસ માટે એ આવ્યા ત્યાં ફરી પાછું આમ—"

"આ ડાકણના પ્રતાપે" ઇન્દુ પુતળાંની જેમ નિશ્ચેષ્ટ હતી.

કાન્તિ, અતીશ અને અનિલે તપાસની વ્યવસ્થા કરી. વિનોદ ક્યારનો એ સાંભળતો તે તરફ કોઈનું ધ્યાન ન હતુ. માત્ર ઇન્દુમતીજ જાણતી પણ તે ચુપ હતી. ભાઈ બહેન એક બીજા સામે અર્થ વિના જોયા કરતાં. છેવટે એણે ખુંખાર ખાધો. બધા વાતાવરણ પર વીજળી પડી હોય તેવી અસર થઈ. અનિલ અને સતીશ બહાર ચાલી નીકળ્યા.

૫

"આજ હવે ચાલી શકુ?"

"ના. ઉતાવળ ના કર, હજુ બીજા પદર વસ સુધી તો નામજ ના લે."

"મને અહીજ કેદખાનામાં મારી ખવો છે!"

"વધારે ઉશ્કેરાઇશ તો મહીના સુધી નહીં કળાય"

"પણ તુ આમ ક્યાં ચાલ્યો?"

"સતીશ અને હું અહીં બધા ઓળખીતાને ત્યાં પુછતા ફરીએ છીએ. તુ થોડી વાર રહે. આજ રજની કદાચ નહીં આવે."

"અહીં કેટલું એકલું લાગે છે તે જાણે છે?"

"ના. કેમકે જો આ વિનોદકાન્ત આવ્યા."

વિનોદકાન્તે છેલ્લા બે ચાર દિવસથી રોજ સાંઝથી રાતના મોડે સુધી સુરેશની પથારી પાસે ગાળવાનું શરુ કર્યું હતુ. એ લહેરી હતો. તેની વાતથી સુરેશને ક્યારેક ચીઢ ચઢતી. પણ તેના નિશ્ચયહીન સ્વભાવને જોતાં સુરેશને બહુ રસ પડતો. વિનોદને પોતાના ઉપયોગની જાણ ન હતી.

"જુઓને વિનોદભાઈ, આનો જુલમ!"

"એને સાંભળતા નહીં" કહી અનિલ ગયો.

"કંઈ પત્તો લાગ્યો?" સુરેશે પુછ્યું.

"એ લોકોને જડવાનીજ નથી. ક્યાં શોધ કરવી તેજ તે જાણતા નથી." તેણે બેપીકરાઈથી ફેંક્યું.

"તમે જાણો છો?"

"તમે આટલા ઉત્સુક કેમ છો?"

"અમારો આ વર્ષોનો અખંડ સહચાર. જોડીઆં સાથીજ અમે તો."

"આખરે બાલિકાઓ તો. જવાનીજને. કોઈક લગ્નમાં, કોઈક—"

"ના, ના. લગન બગન અમે કોઈ કરવાનાંજ નહોતાં. હું તેને ન કરવા દેત તે મને ન કરવા દેત. લગ્ન નિશ્ચયને નિર્બલ બનાવે છે. અમે પ્રેમ કરતાંએ નિશ્ચય બળ વધારે માગીએ છીએ.

"પરણવા તમે પોતે—"

"નારે, અમારી સાધના એથી મહત્તર. ને તે હજુ બાલાજ છે. અજાણી ભોળી, ગાંડી."

"લગ્ન નથી એટલેજ આટલી મમતા તમે રાખી શકો છો."

"એટલે?"

"કંઈ નહીં, કંઈ નહીં. ચાલો આટલા દિવસથી તમે હરાવો છો. આજ તો હું જ તમને હરાવું." શેતરંજની પેટી વિનોદે ઉતારી રમકડાં ગોઠવ્યાં, અને બંને રમવા લાગ્યા. સુરેશનું ખરેખર ધ્યાન ન હતું. ઘડીઆળમાં અગીઆર

થયા. સુરેશ ધીમેધીમે ભુલો કર્યે જતો. વિનોદનેએ ઉતાવળ ન હતી. રમત અધુરીજ રાખી સુરેશે પુછ્યું: "તમને ઘેર જવાની ઉતાવળ નથી?"

"એ ધરજ છે માટે જરાએ નથી."

"ત્યારે તમેં અહીંથી આવા હાકમાં, ને આનંદથી કયાં જાઓ છો ને ઘેર નથી જતા?"

"ના બીજે કયાંક?"

"કયાં?"

રમતની પેટી અભરાઇ પર મુકી તેણે કહ્યું "ઓહ! તમારે જાણવા જેવે સ્થળે નહીં." કરી હસી, પોતાની લાકડી લઇ, સીટી વગાડતો વિનોદ ગયો.

બે દિવસ પછી એજ વખતે વિનોદ ઉઠયો. સુરેશે કહ્યું: "ચાલો હું આવું છું."

"કયાં?"

"તમારી સાથે."

"પણ હું તો—"

"હા, હા, જે જાણવા જેવી નથી, એ જગ્યાએ પણ એ જોવાને જવા જેવી તો હશેજ."

"પણ તમે? આ હાલત?"

"એ રોગોએજ મને બહાર જવા નથી દેતા, એટલેજ અત્યારે છુટો થઇ આવુ. ગમે ત્યાં, ગમે ત્યાં, મને ખુલ્લી હવા દો. બંધ બારણે બહુ વાર બેઠા ને ગુંગળાયા. ચાલો."

"ભલે" કહી વિનોદે તેને સાથે લીધો. માથા પરનો તેનો સફેદ પાટો તેની ફીકાશ સાથે બરાબર મળી જતો હતો.

બન્ને ગાડીમાંથી ઉતર્યા અને સુરેશે નવીનજ દૃશ્ય જોયું. ઠેર ઠેર ઉઘાડી બારીમાં, ખુબ પ્રકાશ કરી, દેહ પ્રદર્શન કરતી અનેક સ્ત્રીઓ બેઠેલી હતી. તેમાં સ્ત્રીત્વનાં કોઇકજ ચિન્હ રહ્યાં હતાં. સુરેશના અંતરમાં છુપું દર્દ થવા લાગ્યું.

વિનોદ એ દાદર ચઢી એક ખુબ શણગારાએલા ખંડમાં સુરેશને લઇ ગયો. કોઇ ગાનારીના સાથે સારંગી અને તબલાંના અવાજો આવતા હતા. આસપાસ જે અલંકાર ને ઝગમગાટ હાક અને રોશની હતાં, જે રંગીન પડદા અને ઝુમ્મરો, જે સફેદ ગાદી અને સુંદર સાજો હતાં તે બધાંથી વિરુદ્ધ અંધકારમય, શૂન્ય ને વિરુપ ત્યાંનું માનવી—જો એ કોટિ રહી હોય તો—વાતાવરણ સુરેશને લાગ્યું. તે કંપી ઉઠયો. ન કરી સંગીતે કે ન કરી હકાઓએ તેના પર કશીજ અસર. તેને માત્ર અત્યંત ધૃણાની વૃતિ થઇ. નિશ્ચેષ્ટ બની તે વિનોદની પાસે બેસી રહ્યો. વિનોદ તેને ભુલીજ ગયો હતો. તે તે વખતના રંગમાં પુરો તલ્લીન હતો. સુરેશમાં એકલા ચાલી જવાની શક્તિ કે તાકાત ન હતી. તેની આંખ ઘેરાતી હતી.

રાત વીતી. સંગીત શમ્યું. ખુણે ખાંચરે છુપાએલા સુરો પણ છટકી ગયા. સવારનો થંડો પવન શરુ થયો. એકાદ બારી બંધ થઇ. સુરેશ થાકથી, વ્યથાથી હતો ત્યાંજ તકીઆ પર ઢળી પડયો હતો. પ્રભાતનાં કિરણો ખંડમાં આવ્યાં. તેણે મહેફીલનાં ખાલી ભૂત જેવાં ચિન્હો જોયાં. તેનો પ્રાણ કકળી ઉઠવા ગયો પણ પાછો પડયો.

બાવાઓનાં નગ્ન પશુત્વથી તેને આધાત લાગ્યો હતો. પરંતુ આ પ્રકારનાં પશુત્વથી તો તેને અસહ્ય આધાત લાગ્યો. બાવાની રાખ અને આ સ્ત્રીના રંગ, સરખા જંગલી હતાઃ એક વિરુપતામાં, બીજું અધમતામાં. તેણે આસપાસ નજર કરી. બધું નિર્જીવ, નિષ્પ્રાણ હતું.

પાછળના ખંડમાં તેને જીવન જેવું લાગ્યું. એક છોકરીનો તીણો અવાજ તેણે સાંભળ્યો.

"આટલા દિવસથી નથી હસી, નથી બોલી, નથી ખાધું, નથી પીધું, પણ પેલાને તું જુએ તો એ બધા વાંધા છોડી દે."

"આખી રાત મૂઢની જેમ તે બેઠો રહ્યો. નથી કોઇની સામે જોયું. નથી એકવાર માથું ડોલાવ્યું" બીજીએ કહ્યું.

"તારા અવાજથી પીગળશે માનિની" ત્રીજી છોકરીએ ટીખળથી કહ્યું. ઝાંઝરના ઝમકાર નજીક આવ્યા, ત્રણે મળી પેલી, ઇચ્છા પ્રમાણે કરવાની શક્તિ ખોઇ બેઠેલી એક બાળાને બહાર ખેંચી લાવી, સુરેશ સામે આંગળી કરી ત્રણે ખડખડ હસી પડી. ઉંઘ કે તેના અભાવથી તેમનાં મુખ સુજેલાં જેવાં લાગતાં હતાં. પણ સાથેનીએ આખો ચોળી. સુરેશ બેઠો થઇ ગયો.

"બાલા ! તું ! અહીં !"

"સુરેશ ! તું ! અહીં !" કંપતાં ધીરા અવાજે તેણે કહ્યું, તેના મોં પર લોહી ન હતું.

પેલી છોકરીઓ અચંબામાં જોઇ રહી. સુરેશે પાસે ધસી આવતી બાલાને હાથથી પકડી તેને દાદર તરફ ખેંચી. બીજી છોકરીએ ગભરાટમાં એક આધેડ વયની સ્ત્રીને લઇ પાછી આવી. પણ તે પહેલાં તો સુરેશ બાલાને લઇ નીચે પહોંચ્યો. તે એકદમ બહાર આવ્યો. પાછળ ગાળોનો વરસાદ વરસતો હતો. એક બે પહેરવેશના ભાનવગરની, ઉંઘમાં ચાલતી જેવી સ્ત્રીઓ પાછળ ઉતરી દ્વાર પાસે ઉભી રહી પોકાર કરવા લાગી. સુરેશ બે કદમ આગળ ગયો ને થંભી ગયો. સામેથી બે જણને આવતાં તેણે જોયાં. પુરુષના દેખાવમાં પરિચિતતા સ્પષ્ટ લાગી. સ્ત્રીમાં ઓછી, પણ ખરી. જેમ જેમ તે આગળ આવ્યાં તેમ તેમનું એ ધ્યાન ખેંચાયું. ગાળાગાળીથી થોડું, તેના ભોગથી વધારે. સુરેશ તે બંને સામે જોઇ રહ્યો. પેલા પુરુષે સુરેશ સામે એક તીક્ષ્ણ નજર નાખી બુમ પાડી: "સુરુ !"

"દેવભાઇ—બાપુ !" અને બાલાને બાજુએ રાખી ભયગ્રસ્ત હરિણી જેવી વ્યાકુળતાથી તે દોડયો. દેવભાઇ સહેજ કંપ્યા, અચકાયા: "આ દશા !" તે બબડયા ને અટકી ઉષા સામે જોયું.

"ભાઇ !"

"હા, તારો ભાઇ ! દેવી."

ઉષા લેશમાત્ર અચકાઇ નહીં. તેણે બાલા સામે એક વક્ર દૃષ્ટિ ફેંકી, ભાઇનો હાથ લીધો. અને તેજ પળે દશ્કેરાટ, ઉજાગરા, આશ્ચર્ય અને થાકના સામટા બળે તે ભાન ભુલી નીચે પડયો. તેનાં ત્રણે પ્રેમી તેને સચિંત નયને જોઇ રહ્યાં.

[આ વાર્તાનો વધુ રસિક ભાગ આવતા અંકમાં: આ વાર્તાનું છઠ્ઠું પ્રકરણ રા. કનૈયાલાલ મુનશી લખશે]

# તર્પણ

—०—

[અનુસંધાન પૃષ્ઠ ૧૦૪ થી]

સેનાપતિ

(ખોખરે અવાજે) અન્નદાતા! પાછી ગાયો હણાશે, ને ગામોમાં આગ લાગશે.

વીતહવ્ય

(બીકથી ધ્રુજતાં) એટલેથી અટકે તો સારું. સેનાપતિ! આનર્તરાજને જલ્દી બોલાવવા માણસો મોકલો.

સેનાપતિ

જેવી આજ્ઞા!

વીતહવ્ય

(સુવર્ણાને) બેટા! શું વિચાર કરે છે? આમ કેમ બેઠી છે? સુઈ જા. કોઈને મોકલું?

સુવર્ણા

કંઈ નહીં બાપુ! મારે કોઈનું કામ નથી.

વીતહવ્ય

સેનાપતિ! ચાલો જઈએ. મારા જીવને ગોઠતું નથી.

સેનાપતિ

કૃપાનાથ! આવા રખડેલોની એજ પીડા હોય છે. જીવતાં પજવે છે, ને મુએ પણ પજવે છે.

વીતહવ્ય

(સેનાપતિના હાથ પર હાથ મુકીને) એ દેડકાની વેજ્યા જ્યાં મળે ત્યાં કચરી નાખવી જોઈએ. (બંને જાય છે.)

[સુવર્ણા ખાટલા પર માથું મુકી નીસાસા નાખે છે. વીતહવ્ય પાછો આવે છે ને સુવર્ણાને વાંસે હાથ મુકે છે.]

વીતહવ્ય

બેટા! ગભરાઇશ નહીં. જયધ્વજનો પુત્ર ને સહસ્ત્રાર્જુનનો પૌત્ર તાલજંઘ જીવતે, તને કે થવાનું નથી. હું બધે ચોકી મુકાવી દઉં છું.

સુવર્ણા

(વીતહવ્યનો હાથ સુતાં સુતાં દાબે છે) બાપુ! હું જરાએ ગભરાતી નથી.

[વીતહવ્ય તેનું માથું સુંઘી જાય છે. મશાલચી મશાલ લઇ જાય છે. સુવર્ણા ઉંધે માથે સુઇ રહે છે. બધું શાન્ત થાય છે. સગર નદીમાંથી અગાશીની પગથીઓ પર થઇ અંદર આવે છે ને ધીમેથી ખાટલા પાસે જઇ ઉભો રહે છે. તે તરીને આવ્યો હોવાથી તેની જટાની લટોમાંથી પાણી ટપકે છે]

સગર

(ધીમેથી) સુવર્ણા!

સુવર્ણા

(ચમકીને બેબાકળી બેઠી થાય છે) કોણ છે? (ઓળખે છે) કોણ ઔર્વેય? આખરે આવ્યા ખરા? હું યાદ રહી? (હરખાતી ઉભી થાય છે.)

સગર

(કરુણ અવાજે) સુવર્ણા! વીસરી જવા તો ઘણુ મથ્યો પણ કંઈ નહીં વળ્યું. આખરે પિતામહની આજ્ઞા તોડી, ગર્ગને સામે તીર ઉભો રાખી હું તરી આવ્યો. (હોઠ કરડી) મને નહોતી ખબર કે તમે અહીંઆંજ મળશો—)

સુવર્ણા

(દયામણી બની) મને તો તમારાજ ભણકારા વાગે છે. અહીંઆં બેઠા તમારી વાટ જોયા વિના બધુજ અકારું લાગે છે.

સગર

—ને મને નો'તી ખબર કે મુનિ શાંડિલ્યનું ઋણ મારે મુગે મોઢે જોયા કરવું પડશે.

સુવર્ણા

(બીકથી હાથ જોડી) તમે બધું સાંભળ્યું? જોયું? હાય હાય! (ધ્રુજતે અવાજે) તમે મને મારવા આ[illegible] (ચારે તરફ જુએ છે)

સગર

(કડવાશથી) એવું હોત તો નદીમાંથી કાઢત શું કામ ?

સુવર્ણા

ત્યારે તમે ક્યાં જાણતા હતા કે હું કોણ છું ?

સગર

(ગુસ્સામાં) હું જાઉં છું. ફરી નહીં મળું. [જવા ફરે છે]

સુવર્ણા

(એકદમ ભડકીને હાથ પકડે છે) ક્ષમા કરો! પળવાર ઉભા રહો!

સગર

(અટકીને) બોલો શું કહો છો!

સુવર્ણા

(દયામણે અવાજે) તમે ફરી નહીં મળો?

સગર

(કઠોરતાથી) તમે વૈતહવ્યી. હું ઔર્વેય. એકની પાપભૂમિ તે બીજાની પુણ્યભૂમિ.

સુવર્ણા

(કરગરીને) ઔર્વેય! નિર્દય થાઓ છો? બાપુને અને ઔર્વેયને વેર તેમાં આપણે શું? તમે નહીં આવો તો વાટ જોતાં મારું શું થશે? બે દહાડા હું એવી અધીરી થઇ હતી. (રડી પડે છે.) મને તમારા વગર નથી ગમતું.

સગર

(પીગળીને) હું પણ ઘેલો થઇ ગયો હતો. પણ આપણાથી કેમ મળાય?...ને હવે તો તમારો પ્રાણ લઇશ એવી તમને બીક લાગે છે.

સુવર્ણા

(સગરને હાથે વળગી) તમે પ્રાણ લો? તમે તો મરા પ્રાણ બચાવ્યા.

સગર

(માથું ધુણાવી) પણ શું થાય? હું અહીંઆં આવું તો શાંડિલ્યને મોતે મરું. તમે ત્યાં આવો તો પિતામહ ક્રોધે ભરાય!

સુવર્ણા

(વિચાર કરીને) ઔર્વેય! કાલે તો અહીંઆં ચોકી બેસશે. (થોભીને) પણ યમુના આપણા જેવી છે—નથી હૈહયની અને નથી ઔર્વની—તેમાં અધવચ્ચે રાતે મળાય. (આતુરતાથી જુવે છે.)

સગર

(સુવર્ણાના ખભા પર હાથ મુકી) તું બહાદુર છે (વિચાર આવતાં કઠોરતાથી) પણ પેલો આનર્તરાજ આવશે ત્યારે?

સુવર્ણા

(સગરને ગાલે અડકવા હાથ ઉંચો કરે છે) હાય હાય! તમે પણ અદેખા છો—

સગર

(અસ્વસ્થતાથી સુવર્ણાએ ઉંચો કરેલો હાથ પકડે છે) હું નરપિશાચ છુંને? તમે આનર્તરાજને વરો પછી—

સુવર્ણા

(હીંમતથી) ઔર્વેય! હું હૈહય રાજકન્યા છું. હું વરું તે વર—બાપ વરાવે તે નહીં.

સગર

(ગભરાટથી) વર! હું—હું—તપસ્વી.

સુવર્ણા

(મજાકમાં) મને મારી નાખવી છે? તમે નહીં વરો તો હું જીભ કરડી મરીશ. મેં નિશ્ચય કર્યો છે, તમારાથી થાય તે કરી લો.

સગર

મારું તપ—મારું વ્રત—

સુવર્ણા

(હીંમતથી સામે જોઇ) ને મારી સુવર્ણા નહીં? ઔર્વેય! મને છોડી જશો?

સગર

(પલવાર ચારે તરફ જુએ છે. તેનું નાક ફુંફાડે છે. તેની છાતી જોરથી ઉંચી નીચી થાય છે) ના, સુવર્ણા કદી નહીં.

સુવર્ણા

(વળગી પડીને) મારા ઔર્વેય!

સગર

સુવર્ણા!

[તેનાથી નહીં રહેવાયાથી સુવર્ણાની આસપાસ હાથ નાખે છે. સુવર્ણા તેની છાતી પર માથું મુકે છે. થોડીવારે એક પ્રબલ ઊર્મિથી સગર નીચો નમે છે ને સુવર્ણાને હાથમાં કચરી નાખે છે. સુવર્ણા સુખનો નીસાસો મુકે છે]

સુવર્ણા

(થોડીવારે) ઔર્વેય! પિતામહને જે જોઇતું હોય તે લે ને સંધિ કરે તો કેવું?

સગર

હું પણ તેજ વિચાર કરતો હતો—

સુવર્ણા

(આશાથી) તપોનિધિ! આવશોને?

સગર

(ખાત્રીથી) જરૂર.

સુવર્ણા

મને?

[સુવર્ણા ઉંચું મુખ કરે છે ને એનું માથું નીચું આણે છે. સગર ચુંબન કરે છે. અંધકાર તેમને લપેટી લે છે]

પડદો પડે છે.

—o—

## અંક ત્રીજો

[સમય જેઠ મહીનાની સવાર.

સ્થળ. યમુનાને ઉત્તર તીરે ડુંગરોમાં એક નાનું ચોગાન. તે મહેનતથી સપાટ કરેલું છે અને તેની ચારે બાજુએ ખડકોની દીવાલ છે. તેમાં આવવાને માત્ર એકજ રસ્તો છે. તે રસ્તો ખડકથી પુરી દેવામાં આવે તો ચોગાન દુર્ગથી પણ દુર્ગમ થઇ શકે એમ છે.

ચોગાનની આસપાસના ખડકોમાં કેટલીક સ્વાભાવિક ને કેટલીક કોરી કાઢેલી ગુફાઓ છે. તેમાંની વચલી ગુફા આગળ એક મોટી વેદી છે; અને ત્યાં સમિધ, ઘી, દર્ભ વગેરે યજ્ઞની સામગ્રી તૈયાર છે. આસપાસ પચ્ચીસ ત્રીસ દર્ભાસનો પડેલાં છે.

કેટલીએક ગુફાના મોં આગળ તપસ્વીઓ બેઠા છે. બહાર જવાના રસ્તા આગળ મહર્ષિ શંખ બેઠા છે. થોડીથોડી વારે વચલી ગુફામાંથી એક બે તપસ્વી નીકળી, શંખને નમસ્કાર કરી, તેની જોડે કે થોડીક વાત કરી બહાર જાય છે. આમ સાઠ સીત્તેરેક તપસ્વીઓ બહાર જાય છે. સગર સ્નાન કરી, ભસ્મ લગાવી બહારથી આવે છે અને શંખને નમસ્કાર કરી અંદર એક ગુફા આગળ ગર્ગ ઉભો છે તેની પાસે આવે છે.]

સગર

ગર્ગ! શી નવાજુની છે? કાલે રાતના આપણા ગયા પછી ઘણી ધાંધલ મચી હોય એમ લાગે છે.

ગર્ગ

(ધીમેથી) હા, આપણે કાલે રાને ગયા તે ઠીક નહીં કર્યું. આપણે ગયા ને કેટલાએ તપસ્વીઓ નદી ઓળંગી પિતામહને મળવા આવ્યા ને અત્યારે પાછા જાય છે. યજ્ઞ અને અભિષેકની તૈયારી ચાલે છે.

સગર

કે નવાજુની છે ખરી. હૈયયનગરમાં બાતમી મેળવવા જવાની મેં રજા માગી સારે

પિતામહ પણ કૈં બોલ્યા નહીં. પણ એમની આંખોમાં કૈંક નવાં તેજો દેખાય છે.

ગર્ગ

કયારે નહોતાં? મેં મહર્ષિ શંખ ને ઉગ્ર બંનેને પુછ્યું. પણ તે કોઇ મને કહે? ને મહર્ષિ ગૌતમ તો યજ્ઞની તૈયારી કરે છે ને બોલતાંજ નથી.

સગર

(ચિંતાથી) આ બે રાત બહાર ગયા તે ભુલ કરી.

ગર્ગ

મેં તમને નહોતું કહ્યું?

સગર

(નીસાસો નાખી) ચાલો થયું તે થયું. તેં મહર્ષિ શંખને કહ્યું કે હૈહયનગરમાં આનર્તરાજની પધરામણી થઇ ગઇ?

ગર્ગ

મહર્ષિ તો તે જાણતા હતા. અને મેં કહ્યું ત્યારે હસીને જવાબ દીધોઃ "એટલુંજ? હું તને વધારે કહું. સુવર્ણા ને આનર્તરાજના લગ્ન થવાનાં છે તેનો આજે રાતે મંગળોત્સવ છે." હું તો બાઘોજ થઇ ગયો.

સગર

(કાંપીને) મહર્ષિ ને પિતામહ બે તો ત્રિકાલ જ્ઞાની છે.

ગર્ગ

(ધીમેથી) છાના રહો. રસ્તો બંધ કરાવી મહર્ષિ આમ આવતા લાગે છે.

[છેલ્લા દશેક તપસ્વીઓ બહાર ગયા એટલે રસ્તાના બાકોરાને એક ખડકથી બંધ કરાવી શંખ આ તરફ આવે છે.]

સગર

મહર્ષિ! આ શું ચાલે છે?

શંખ

(હસીને, આંખમાં મજાકની ચમક સાથે) આનર્તરાજનાં લગ્ન છેને? ખબર નથી?

સગર

(અધીરાઇથી) વળી કૈં વિનાશ? વળી નિર્દોષનો નાશ? મહર્ષિ! આ લોહીની નદીઓમાં કયારે નાહી પરવારીશું?

શંખ

તાત! લોહીની નદીઓમાં નહીં, પણ સાગરોમાં મંથન થશે ત્યારે આર્યાવર્તની લક્ષ્મી પ્રગટશે. ત્યાં સુધી નહીં.

સગર

હૈહયરાજ તો આપણાથી કાંપે છે. એને આપણો કરી આર્યાવર્ત કાં ન સરજાવીએ?

શંખ

(ભ્રૂભંગથી) સગર! તું બાલકજ રહ્યો. નિરંકુશ જીવન મહાલતા, યજ્ઞ ને સંસ્કારના દ્વેષ્ટા, તપની શક્તિ અને ઋતના સંયમને તિરસ્કારતા હૈહયો કદી આપણા થાય? ને જો એ આપણા થાય તો તપ, સત્ય, ને શાંતિથી સૃષ્ટિનું કેંદ્ર બનેલું આર્યાવર્ત કદી પ્રગટે—માનવો કદી સદેહે દેવત્વ પામે—દેવો માનવતાથી મુગ્ધ બની દેહ લઇ કદી અવતરે? લોહી વહ્યાં છે, અને એમાંથી એક પ્રવાહનાં નીર ખુટશે ત્યાં સુધી વહ્યાંજ કરશે.

સગર

પણ આર્યાવર્તના અદ્‌ભુત રંગો સર્જાવવામાં નિર્દય વિનાશકતાની શી જરુર? પિતામહને તમે કહો તો બધુંએ થાય.

શંખ

સગર! તું પિતામહને ઓળખતો નથી. હું ને તું તો શું પણ વિશ્વેદેવાઓ આવી વીનવે પણ તે ચળે એમ નથી. તને એમના જીવનના સંકલ્પોનું ભાન નથી. તું ને હું જન્મ્યા નહોતા ત્યારે આર્યાવર્તની વીખરાએલી ભૂમિમાં બળેલાં લાકડાં, ને ઉગેલા કાંટામાં

વસિષ્ઠ ને વિશ્વામિત્રના આશ્રમો એણે જોયા છે, દૈહયના દિગ્વિજયથી ઉડતી ધુળમા એણે બ્રહ્મર્ષિઓના યજ્ઞનો ધૂમ્ર જોયો છે અને પડેલી રાખ ને ગળાતા હાડકા નીરખી નીરખી એણે આર્યાવર્તનો સાક્ષાત્કાર કર્યો છે ને દ્વેષ કેળવ્યો છે સગર! જેને આજે આપણે આર્યાવર્ત કહીએ છીએ તેનો એણે એકયે હાથે ઉદ્ધાર કર્યો છે એકને હાથે તેનો આત્મા શોધતા તે હિમગિરિને શૃંગેશૃંગે રખડ્યા છે, અને કથા, તપ વિધિ ને કર્મ, યજ્ઞ, મન ને ઋતરૂપી આર્યોની લુટાએલી સમૃદ્ધિ એકયે હાથે એકઠી કરી છે, અને પાતાળની પણ પેલે પાર આવેના શૂર્પારકમા જઈ અડગ તપથી ત્રિશૂળધારીથી પણ ભયકર એવા જામદગ્નેયને રીઝવી શસ્ત્રવિદ્યા મેળવી છે અને આ બધુ શા માટે? હૈહય જોડે મધિ કરવા? ગાંડા! સહાર વિના સર્જન નથી ખબર છે?

[પાછળ મહર્ષિ ગૈતમ શખ ફુકે છે]

ચાલ, મહર્ષિ ગૌતમને બધી તૈયારી કરી છે અભિષેકનો વખત થશે.

સગર

અભિષેક શા માટે છે?

શખ

(મજાકમા) ચાન એ'વે જોશે

[ગુફાઓમાથી આશરે પચ્ચીસેક ઋષિઓ આવી પોતપોતાને આસને બેસે છે વચલુ આસન ખાલી છે તેની પાસે શખ બેસે છે, તેનાથી ડાબે આગ્ને ગૌતમ બેસે છે

બધા આચમન ને પ્રાણાયામ કરે છે, અને પછી ગૌતમ, શખ ને સગર યજ્ઞની તૈયારી કરે છે

સૂર્યોદયની તૈયારી થવા આવે છે ને વચલી ગુફામાથી પાવડીનો અવાજ થાય છે બધા ચુપ થઈ જાય છે—અને એક શ્વેત વાળવાળુ માથુ બહાર આવવા નીચુ વળતુ દેખાય છે

બધા સાષ્ટાગ દડવત્ પ્રણામ કરે છે ને ગુફામાથી એક વૃદ્ધ પુરુષ બહાર આવે છે તે ઉચો—વણો ઉચો દેખાય છે, ને તેની છુટી મોટી જટા ને લાબી, મોટી દાઢી ગૌરિશિકરના હિમમય શિખરની શ્વેત ભવ્યતાનુ સ્મરણ કરાવે છે પણ તેની મોટી, અગારા સમી વિકરાલ આખો વાતાવરણને બાળતી લાગે છે

તેનુ શરીર પાતળુ છે, અને હાથે, પગે માત્ર સ્નાયુના દોરડાંજ દેખાય છે તેની ખાધે મોટુ પહોળુ યજ્ઞોપવીત છે તેણે મૃગચર્મ પહેર્યુ છે ખરુ, પણ બધાની માફક ખડ્ગ બાધ્યુ નથી તે નિ શસ્ત્ર છે ને તેણે પગે પાવડી પહેરી છે એક પલવાર તે વચ્ચે આસને આવી બધા પર નજર ફેરવે છે ભયકર શાતિ પ્રસરી રહે છે ]

ઔર્વ

(હાથ લબાવી ઉડા ધાડા રણકારભર્યા અવાજે) વત્સો! તમારુ તપ ફળો! બેસો હુ સધ્યા કરી લઉ.

[બધા મુગા મુગા બેસે છે ને ઔર્વ પોતાને આસને બેસી સધ્યા કરે છે સૂર્યોદય થાય છે ]

ગૌતમ! યજ્ઞ આરભ

[ગૌતમ, સગર, શખ ને ઉગ્ર યજ્ઞ આરભે છે વરુણ, અગ્નિ, ઈંદ્ર, સૂર્ય, રુદ્ર ને મરુત વગેરે દેવતાનુ આહ્વાહન થાય છે બીજા બધા હોઠ ફફડાવી ભણવા માડે છે ઔર્વ શાતિથી નીચુ જોઈ નિમેનન હોય તેમ બેસી રહે છે ]

ઔર્વ

શખ! બધા ગયા?

શખ

(હાથ જોડી) હા ભગવાન'

ઔર્વ

(બધા તરફ ભયંકર નજર ફેરવી) બધું તૈઆર છે?

[કોઇ જવાબ આપતું નથી. એક જણ પર નજર ફેરવીને] ભરદ્વાજ!

ભરદ્વાજ

(હાથ જોડી) ભગવાન!

ઔર્વ

આ વર્ષમાં તારા જનપદમાં એકે આગ ન લાગી; એકે ગાય ન મરી; એકે હૈહય ન મુઓ. કારણ શું? આમ આવ. (ભરદ્વાજ હાથ જોડી ધ્રુજતો ધ્રુજતો આવે છે) બોલ!

ભરદ્વાજ

(ગળગળે અવાજે) પિતામહ હું શું કરું? મારા જનપદમાં દુષ્ટમાં દુષ્ટ હૈહયો વસે છે. મારો આશ્રમ ટકતો નથી. મારો કોઇ શિષ્ય રહેતો નથી. આર્યાવર્તની મહત્તામાં કોઇ માનતું નથી. ત્યાં આપને નામે પણ કોઇ ત્રાસતુ નથી. (નીસાસો નાખી નીચું જોઇ રહે છે)

ઔર્વ

(શાંત કઠોરતાથી) એમ?

[બધા જરા કાંપે છે.]

ભરદ્વાજ

(હાથ જોડી) પિતામહ! મેં બહુ મહેનત કરી પણ મારું કૈં વળ્યું નહીં. પ્રભો! એમાં મારો કૈં દોષ નથી. મને ક્ષમા કરો. (માથું ભોંય મુકી કરગરે છે) ભગવાન! હું શું કરું?

ઔર્વ

(નિશ્ચલતાથી) શું કરું? અશક્તિમાને–મરવુ.

[ઔર્વ જોરથી મુઠી તેના માથા પર મારે છે. એક શબ્દ પણ બોલ્યા વિના ભરદ્વાજ ઉંધો પડી પ્રાણ છોડે છે. બેએક ઉભેલા તપસ્વીઓ મુંગે મોઢે તેના શબને ઉચકી બાડોરા બહાર લઇ જાય છે. દરેક જણ શ્વાસ રુંધી જોયા કરે છે.]

(સ્પષ્ટ ને ગંભીર અવાજે) વત્સો! ઔર્વેયો! આજે આપણો આ આવો છેલ્લો દિવસ છે. કાલે સૂર્યોદયે જે આર્યાવર્ત આજે તમારા હૃદયમાં છે તે જ્યાં જ્યાં કૃષ્ણમૃગ વીચરે છે ત્યાં ત્યાં પ્રસરશે. (બધા ચકિત થાય છે. સગર ચમકે છે.) મહર્ષિઓ! કાલે તમારા પૂર્વજોનાં તપ, સત્ય, ને ઋત ફરીથી સર્જાવજો. શંખ! બધાએ શું કરવાનું છે તે કહ્યું?

શંખ

(હાથ જોડીને) પિતામહની આજ્ઞા પ્રમાણે કર્યું છે. કાલે સૂર્યોદય પહેલાં અહીંઆંથી ઔર્વયજ્ઞનો ધૂમ્ર ગગને ચઢશે તે વખતે દરેક જનપદમાં હૈહય માત્રનો વિનાશ થશે, ને ઘેરઘેર આગ સળગશે.

ઔર્વ

(ભયંકર અવાજે) ને જે આજ્ઞા ઉલ્લંઘશે તેને મારો–ઔર્વનો શાપ લાગશે. (બધા હાથ જોડી નમસ્કાર કરે છે.) વત્સો! કાલે હૈહય નગરની ભસ્મ યમુનાને તીરે ઉડશે; (ડોળા ફાડી સગર જોયા કરે છે.) અને હૈહયોએ ભ્રષ્ટ કરેલા આર્યશ્રેષ્ઠ અધિરાજ ઇક્ષ્વાકુને સિંહાસને તેનો વંશજ ચઢશે–મહાપ્રતાપી કાકુત્સ્થ વૃકનો પૌત્ર સગર!

[બધા ક્યાં સુધી સમજ્યા વગર સ્તબ્ધ બની જોઇ રહે છે. ને સગર અંગે અંગ કાંપતો, બે હાથ આંખ આડા લંબાવી ગાંડા જેવો જોઇ રહે છે.]

સગર

(થરથર ધ્રુજતે અવાજે) પિતામહ! હું...હું...ના...ના.

ઔર્વ

(નિશ્ચયાત્મક અવાજે) ઔર્વનું વચન છે.

કાલે ચક્રવર્તી સગર મહિ પર અધિશાસન કરશે.

સગર

(ગભરાતાં) પણ—રીતહવ્ય—

ઔર્વ

—નો તું વિનાશ કરશે. ગૌતમ! અભિષેક-ની તૈયારી કર. વત્સો! સગર મારો શિષ્ય નથી, મારો પુત્રએ નથી. (પ્રોત્સાહન આપે એવા પ્રૌઢ અવાજે) વત્સો! વૈવસ્વત મનુના વંશના વીરોની કથા મેં તમને અનેકવાર કહી છે—ઇક્ષ્વાકુની, કાકુત્સ્થની, ચક્રવર્તી માંધાતાની. તેનો કુળદીપક તે આ સગર—આર્યાવર્તની સનાતન મહત્તાનો અવતાર.

સગર

(ગભરાઇ જઇ) પિતામહ! શું કહો છો!

ઔર્વ

વત્સ! કાકુત્સ્થ બાહુરાજાનો તું પુત્ર છે. હૈહય જયધ્વજે તેને રઝળતા કર્યા ત્યારે મેં એનું રક્ષણ કર્યું. તારી સગર્ભા માને સૂર્યવંશનું સત્ત્વ સાચવવાને લોભે મેં પતિ પાછળ ચિતા પર ચઢતી અટકાવી. વત્સો! તે બીજ (સગર ને ખભે હાથ મુકી) તે આપણો—ચક્રવર્તી સગર, (સગર શ્વાસ જોરથી લે છે. તેની છાતી ઉછળે છે. તેની આંખો ચમકે છે.) સગર! ઉઠ, અહીંઆં આવ, (તે ઉભા થઇ સગરની બેઠક પર જાય છે ને સગરને પોતાને સ્થાને બેસાડે છે. બધા સહર્ષ ઉભા થય છે ને જોઇ રહે છે.) ગૌતમ, શંખ, ઉગ્ર! મહર્ષિઓ! ઐંદ્રાભિષેક કરો. બેટા! તને વિજય માત્ર મળો! સર્વે લોક તારું થાઓ! સામ્રાજ્ય ને ભૈજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય ને પારમેષ્ઠ્ય, રાજ્ય, મહારાજ્ય ને આધિપત્ય તને મળો! સાર્વભૌમ ને સાર્વાયુષ, ને સમુદ્રપર્યંત પૃથ્વીનો એક રાજ તું થા! (સગર માથું નમાવે છે.)

બધા

યુદ્ધાંકે ધસતો અંગે રક્ષિત કવચે વીર તે।
પર્જન્ય સમો દીસતો અવિધ્ય તું યશસ્વી હો ॥

રથધુરાયુક્ત અપ્રતિમ વીર્ય દાખવી।
અરિવક્ષે પગ સ્થિત કરી મર્દન કરી
અપહરો અરિ ॥

રક્ષો રક્ષો જીવનદાતા પિતૃઓ વસતા।
આનંદે આપત્તિમાં ગંભીર શક્તિ ધરી ॥

અપ્રમિત એ સ્વતંત્ર એ સત્સવીર એ।
સૈન્યવિજેતા સર્જે ચિત્રાયુધો સાયકો વડે ॥

રક્ષો રક્ષો પિતૃઓ બ્રાહ્મણો એકત્રિત સોમાર્થે।
રક્ષો રક્ષો મંગલ શિવકર દ્યાવા પૃથિવી ॥

રક્ષો અભદ્રથી રક્ષો દૃષ્કર્મોથી।
સંરક્ષી ઋત રક્ષો પૂષા ॥

રક્ષો રક્ષો અદિતિ બ્રહ્મણ સ્યતિ સપરમાં।
શિખાયુક્ત શિશુઓ સમાં શર તણો
સંપાત જ્યાં ॥

રક્ષો રક્ષો મર્મ કવચે રાજા સોમ અમૃત કરો।
આપો આપો રાજા વરુણ આપો અધિક પૂર્ણથી ॥

આનંદો આનંદો તવ વિજયે દેવો।
યશસ્વી હો યશસ્વી હો અપૂર્વ યશસ્વી હો ॥[1]

સગર, એક રાજ તું થા!

ઔર્વ

(સખ્તાઇથી) બેટા! જન્મરાત્રિથી પ્રેતલોકનો વાસી થાય ત્યાં સુધીનાં તારાં

---

૧. આ ઋચા અને આમાં આવતાં બીજાં પદ્યો બનાવી આપવા માટે રા. મનહરરામ મહેતાનો ઋણી છુ.

ઇષ્ટાપૂર્ત, સ્થાન ને સુકૃત, આયુ ને પ્રજા મારાં હો–જો તું મારો દ્રોહ કરે તો.

સગર

(માથું નમાવીને ધ્રુજતે સાદે યંત્રવત્) મારી જન્મરાત્રિથી હું પ્રેતલોકનો વાસી થાઉં ત્યાં સુધીનાં મારાં ઇષ્ટાપૂર્ત[1], મારું સ્થાન ને મારું સુકૃત, મારું આયુ ને મારી પ્રજા તમે લો–જો હું તમારો દ્રોહ કરું તો.

ઔર્વ

ગાતમ! ન્યગ્રોધ, ઉદુંબર, અશ્વત્થ ને પ્લાક્ષ–ચારે વનસ્પતિ લાવ. ને વ્રીહિ, મહાવ્રીહિ, પ્રિયંગૂ ને યવ–એ ચારે ઔષધિ પણ જલદી લાવ.

[ગૌતમ વનસ્પતિ ને ઔષધિ લાવે છે.]

શંપ

(એક ઉદુંબરનું આસન મુકે છે, અને ઉદુંબરના પાત્રમાં દહીં, મધુ, ઘી ને પાણી ભેગાં કરે છે.) પિતામહ! આ આસન.

ઔર્વ

(આસનને ઉદ્દેશી) ઋક્, યજુર્ ને સામ તારા બંધ થાઓ; સવિતા ને બૃહસ્પતિ તારા પૂર્વપાદને ધારો; વાયુ ને પૂષા તારા અપરપાદને ધારો; મિત્ર ને વરુણ તારાં શિર્ષ અને પાંગત ધારો; અને અશ્વિનો તારાં અનૂચ્ય[1]ને ધારો. (સગરને) વત્સ! આસને બેસ (દર્ભ વડે અભિષેક કરી) સગર!

ગાયત્રી છંદ,[2] ત્રિવૃત સ્તોમ[2] ને રથંતર સામ[2] સાથે વસુઓ આરોહણ કરો; અને તેની પાછળ સામ્રાજ્ય માટે તુ આરોહણ કર. ત્રિષ્ટુભ છંદ, પઞ્ચદશ સ્તોમ ને બૃહત્સામ સાથે રુદ્રો આરોહણ કરો; અને તેની પાછળ તું ભૌજ્ય માટે આરોહણ કર. જગતિ છંદ, સપ્તદશ સ્તોમ ને વૈરૂપ સામ સાથે આદિત્યો આરોહણ કરો; અને તેની પાછળ સ્વારાજ્ય માટે તું આરોહણ કર. અનુષ્ટુભ છંદ, એકવિંશ સ્તોમ ને વૈરાજ સામ સાથે વિશ્વેદેવો આરોહણ કરો; અને તેની પાછળ વૈરાજ્ય માટે તું આરોહણ કર. અતિછંદસ્ છંદ, ત્રયસ્ત્રિંશ સ્તોમ, ને રૈવત સામ સાથે મરુતો ને અંગિરસો આરોહણ કરો; અને તેની પાછળ પારમેષ્ઠ્ય માટે તું આરોહણ કર. પંક્તિ છંદ, ત્રિણવ સ્તોમ, ને શાક્વર સામ સાથે સાધ્ય ને આપ્ત્ય દેવો આરોહણ કરો; ને તેની પાછળ તું રાજ્ય, મહારાજ્ય, આધિપત્ય, સ્વાવશ્ય ને આતિષ્ઠ્ય માટે તું આરોહણ કર!

સગર

જેવી આજ્ઞા! (માથું નીચું નમાવી આસન પર બેસે છે.)

ઔર્વ

(મોટે અવાજે) હે મહર્ષિઓ! આ ચક્રવર્તીનું અભ્યુત્ક્રોશન[3] કરો—સમ્રાટ્ પ્રગટ્યા છે આજે. સામ્રાજ્ય—ભોજ ને ભોજપિતા–સ્વરાજ ને સ્વારાજ્ય—વિરાજ્ય ને વૈરાજ્ય—પરમેષ્ટિ ને પારમેષ્ઠ્ય[4]—રાજા ને રાજપિતા જન્મ્યાં છે આજે. ક્ષત્ર ને ક્ષત્રિય, વિશ્વના ભૂતોના અધિપતિ, લોકભક્ષી ને અમિત્રહંતા[5]—બ્રાહ્મણગોપ્તા[6] ને ધર્મગોપ્તા, ધૃતવ્રત વરુણે એને સ્થાપ્યો છે. ૐ ભૂ: ભૂવ: સ્વ: (અભિષેક કરે છે.) દધિ શક્તિ છે, મધુ રસ છે; ઘૃત તેજ છે; આપ[7] અમૃત છે. વત્સ! દક્ષિણા આપ!

સગર

પિતામહ! જે માગો તે.

---

૧ આડા સાલ. ૨ અહીં વાપરેલા છંદ, સ્તોમ ને સામ–એ શબ્દો ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદમાં આવે છે; સ્તોમ એટલે સ્તુતિના મન્ત્રોનો સમૂહ અને સામ એટલે સામવેદના મન્ત્રો. ૩ ઘોષણા કરો. ૪ જુદા જુદા પ્રકારની રાજ્યસત્તા. ૫ ? ૬ રક્ષક. ૭ પાણી.

ઔર્વ

શર્તજીવ! તારું વચન તેજ દાન ગણું છું. શંખ! સોમ લાવ.

શંખ

જેવી આજ્ઞા (સોમ ધરે છે.)

ઔર્વ

પરમેષ્ઠિન્! ઇંદ્રને પીવા કાજે કરેલા એવા સ્વાદિષ્ઠ ને માદષ્ઠ સોમથી તું શુદ્ધ થયો.

સગર

(પીએ છે) હું ઇંદ્રે પીધેલ સોમરાજનું પાન કરું છું—શુદ્ધ મને.

ઔર્વ

(ઘોષ) એકરાજ સગરનો જય!

બધા

સાર્વભૌમ સગરનો જય!

ઔર્વ

વત્સ! આર્યાવર્તના સ્વામી! તારા પૂર્વજોનું હતુ તે તને આજે મળ્યું છે. હવે તારો ગુરુ હું તને આપું છું—

સગર

(ગળગળો થઇ જઇ) પિતામહ! જે છે તે તમારુંજ છે. મારે કૈં વધારે જોઇતું નથી ભગવાન! આપની કૃપાજ જોઇએ છે.

ઔર્વ

પામરની કૃપા એ તણખલાંના તીર સમી છે. વત્સ! હવે હું તને આપું છું, જે પૂર્વજોના પુણ્યથી, કે જન્મના પ્રભાવથી મળે એમ નથી —વૈવસ્વતના રાજ્યદંડથી પ્રતાપી, અને યમના શાસન દંડથી ભીષણ એવો હૈહયોનો વિનાશદંડ તને આપું છુ.

[સગર મુગે મોઢે જોઇ રહે છે ઔર્વ ઉઠી યજ્ઞમાં આહુતિ આપે છે, ને પછી મંત્ર ઉચ્ચારે છે. બધા હાથ જોડી જોઇ રહે છે]

પિતા! ગુરુદેવ! ભૃગુશ્રેષ્ઠ! મારી પ્રાર્થના સ્વીકારો. હું ઔર્વ–ભૃગુકુલાવશેષ[1] આપના અસ્ત્રની યાચના કરું છું.

જામદગ્ન્ય! રેણુકાનંદવર્ધન! હૈહયોના કાલ! હું ઔર્વ–ભૃગુકુલાવશેષ આપના અસ્ત્રની યાચના કરું છું.

કાર્તવીર્યના કાલ! આર્યાવર્તોદ્ધારક! યજ્ઞના પ્રતિપાલક વીર! હું ઔર્વ–ભૃગુકુલાવશેષ આપના અસ્ત્રની યાચના કરું છું.

હૈહય દળના દર્પહર્તા! ઉગ્ર ને અજય્ય રુદ્રાવતાર! હું ઔર્વ–ભૃગુકુલાવશેષ આપના અસ્ત્રની યાચના કરું છુ.

જગતના જેતા ને દાતા! પરમ સિદ્ધ ને ઉદાર યોગેશ્વર! હું ઔર્વ–ભૃગુકુલાવશેષ આપના અસ્ત્રની યાચના કરું છું!

મંત્ર બળે સાગર મથી શૂર્પારકના ઉદ્ધારનાર મહાવગહ! હું ઔર્વ–ભૃગુકુલાવશેષ આપના અસ્ત્રની યાચના કરું છું!

[ઔર્વ આકાશ તરફ એકાગ્ર દષ્ટિએ થોડીવાર મુગા મુગા જોઇ રહે છે. આકાશમાં વાદળ થાય છે, ને જાણે નીશો ચઢયો હોય તેમ ડોલતાં ડોલતાં મંત્રોચ્ચાર કરે છે]

ગુરુશ્રેષ્ઠ! યુદ્ધવિદ્યાપારંગત પ્રભો! કર જોડી હું યાચના કરું છું:

અસ્ત્ર મુજને આપો ગુરો!

દેવ! આ દીન શિષ્યને દીધું વચન યાદ કરજો! વત્સ તલસે દુધ માટે તેમ—

આ અસ્ત્ર માટે હું તલસી રહ્યો છું.

[થોડી વાર થોભે છે આકાશ કાળું થાય છે.]

---

1 ભૃગુ જાતનો છેલ્લો પુરુષ

ગુરો! જે વજ્રસમ ભીષણ, યમદંડસમ સચોટ હૈહયોના રુધિરથી રક્ત—

જામદગ્ન્યાસ્ત્ર આપો મને!

પિતા! હૈહયોના વિનાશાર્થે, આર્યાવર્તના પુનઃ સ્થાપન કારણે રુદ્રે દીધેલું આયુધ-અસહ્ય ને અચુક—

જામદગ્ન્યાસ્ત્ર આપો મને!

(ઉચું જોઇ, આંખમાં આંસુ સાથે) હૈહયો પૃથ્વી દમે છે; આશ્રમો કચરાય છે; સત્ય ને ઋત અદૃષ્ટ થાય છે; તપ ને ધર્મ લોપાય છે પિતા! ગુરુ! દેવ! જામદગ્ન્યાસ્ત્ર આપો મને!

સત્ય ને ઋત મેં સેવ્યાં; યજ્ઞ ને ધર્મ સાચવ્યાં; મંત્ર ને પુરાણ રક્ષ્યાં; આર્યાવર્ત હૈયે ધર્યું; પિતા! તેમનું સંરક્ષણ સાધવા અસ્ત્ર આપોની મને!

[વાદળમાં દૂરથી ગડગડાટ થાય છે, ને દિશામાં અંધકાર થવા માંડે છે. બેભાન જેવા ઔર્વ મંત્રોચ્ચાર કર્યે જાય છે.]

તારા વચને રચેલી આશાઓ નષ્ટ થાય છે; ઔર્વેયોએ સેવેલાં તપ નિષ્ફલ જાય છે. હે પિતા! હુ પુત્ર કરજોડી યાચના કરું છું; હે ગુરુ! હે દેવ! અસ્ત્ર આપોની મને.

પિતા! સૂર્યસમ તેજસ્વી ને વજ્રસમ તીક્ષ્ણ આર્યાવર્તના દુષ્ટોના કાલસમ ઉગ્ર, ને દુઃસહ, દારુણ ને દયાહીન—

અસ્ત્ર આપોની મને!

હે પિતા! દીન વદને યાચના કરું છું.

[કડાકા સાથે વીજળી થાય છે. ઔર્વ ડોલે છે ને મંત્રોચ્ચાર કરે છે.]

હૈહયોના વિનાશાર્થે અસ્ત્ર હે રામ! આપોની!

[ફરીથી વીજળી થાય છે ને પવન ફૂંકાવા લાગે છે.]

વરુણનાં વ્રત સાચવવા, આર્યોને ઉદ્ધારવા, યજ્ઞના સ્થાપનાર્થે, બ્રહ્મનો સંરક્ષવા, તપ ને સિદ્ધિ સાધવા, સત્ય ને ઋતના (ગગડાટ સાથે વરસાદ શરુ થાય છે.) રામ! હે દેવ! સહસ્રાર્જુનવિધ્વંસક એ અસ્ત્ર (કડાકા જોરથી થાય છે ને અંધકાર વધે છે) આર્યધર્મના અમિત્રોના નાશાર્થે પિતા! અસ્ત્ર આપોની મને!

[અંધકારમાં કડાકા સાથે વીજળી થાય છે ને જામદગ્ન્યાસ્ત્ર તેમાં ચમકતું દેખાય છે. વીજળી ચમકે છે, કડાકા થાય છે ને ધરણી ધ્રુજે છે.]

પિતા! હું તારો શિષ્ય ને પુત્ર કૃતાર્થ થયો. દેવ! વચનના પાલક ગુરુ! તારા અસ્ત્રે તારો શિષ્ય, ઔર્વેય પૃથ્વીને પાપવિહોણી કરી આર્યાવર્ત ફરી સ્થાપશે.

[અંધકાર ઓછો થાય છે, ને વાદળાં વીખરાઇ જવા લાગે છે. અને ઔર્વ હાથમાં જામદગ્ન્યાસ્ત્ર લઇ ઉભેલા દેખાય છે. ઔર્વ ને અસ્ત્રની આસપાસ તેજોમય વર્તુલ થઇ રહે છે. બધાની આંખો અંજાય છે.]

ઔર્વ

સગર! મારા ગુરુએ જેમ મને અસ્ત્ર આપ્યું તેમ હું તને આપું છું. જેમ મારા ગુરના હાથમાં રહી એણે હૈહયો હણ્યા તેમ તારા હાથમાં પણ એજ પરમ કર્તવ્ય કરશે (સગરના હાથમાં મુકે છે.)

સગર

(જામદગ્ન્યાસ્ત્ર લેતાં, શરીરમાં નવું ચેતન પ્રસરે છે. તેના મોઢા પર તેજ પ્રસરે છે, ને તેની આંખોમાં ઝનુન આવતી જણાય છે.)

ગુરુદેવ! પિતાથી પણ પૂજ્ય એવા પિતામહ! આ જામદગ્ન્યાસ્ત્ર લઇ તમારી આશાઓ હું સફળ કરીશ. કાલે આર્યાવર્ત પ્રગટશે નિશ્ચિંત રહો!

ઔર્વ

(સગરનો વાંસો ઠોકી) તાત! વિજય કર!

**પડદો પડે છે.**

# અંક ચોથો

[સમય: ત્રણ ઘડી રહીને. ખડકોના નૈસર્ગિક કોટની બહાર ગિરિશૃંગ પર સગર એકલો ફરતો દેખાય છે. તેની આંખો નિસ્તેજ છે અને તેના હાથ નીરાશામાં હેઠા પડી ગયા છે. તેના કપાળે કરચલી છે. તે અવારનવાર ખડકમાં આવેલા બાકોરા તરફ અધીરાઇથી જુએ છે.]

સગર

(સ્વગત) પિતામહે અહીંઆં મળવા આવવાનું કેમ કહાવ્યું? આવ્યા? (બાકોરા તરફ જોઇને) ના, નથી. મઘવા! મને શક્તિ આપ, મને બુદ્ધિ પ્રેર! હું શુ કરું? કોને પુછું? ક્યાં જાઉં? પિતામહની આજ્ઞા કેમ લોપાય? અને ન લોપુ તો સુવર્ણાનું શું થાય? ઓ મરુતો! શું કરુ? (થે ડીવાર નીચુ જોઇ રહે છે)

મહીના થયાં સુવર્ણા જોડે યમુના જળમાં પિતામહ ને વીતહવ્યની સંધિ કરાવવાનાં સ્વપ્નાં સેવ્યાં તે એક પલમાં નિરર્થક થઇ ગયાં? કારણ વિનાશ સેવતા પિતામહ સંધિ કરે? વિજયમદમાં ફુલેલા હૈહયનાથ ઔર્વનું શાસન સ્વીકારી મને કન્યા આપે? એ તો કરેએ ખરો. પિતામહથી ધ્રુજે છે. (વિચાર કરીને) પણ હવે–આ વેળા આનર્તરાજને એ કેમ તરછોડશે? (માથું નમાવી નીસાસો મુકે છે)

સુવર્ણા ન મળી હોત તો દૈ નહોતું; પણ હવે? દેવોએ શી દશા કરી? શું બધાજ રૂઠ્યા? એક તો દસ્યો રહેવા દેવો હતો? પિતામહની આજ્ઞા ઉલ્લંઘું? અરે રે–તો તો એમનો જીવનસંકલ્પ ધુળમાં મળે–જન્મથી મારા અંતરમાં રાખેલું આર્યાવર્ત ન આવે તે નજ આવે. (થોભીને) જેણે જીવાડ્યો, ઉછેર્યો કેળવ્યો, રાજ્યાસને બેસાડ્યો તેનો દ્રોહ કરું? પિતા માતા સ્વર્ગે રહ્યાં શાપ આપશે. પિતાથી પણ પૂજ્ય પિતામહ બાળીને ભસ્મ કરશે...ને બધા ઔર્વેયોમાં એકવો હુંજ અધમ, નીમકહરામ, હીચકારો. પિતૃદ્રોહી! ગુરદ્રોહી! ધર્મદ્રોહી! હાય! હું શું મોઢું લઇ આજ્ઞા ઉલ્લંઘું? (મુગો રહે છે.)

ને સુવર્ણા! મારા સ્મરણમાંજ પલે પલ વીતાવતી એ બીચારીનું શું થાય? વીતહવ્યને હું મારું તો સુવર્ણાને શુ થશે? નવમંજરી જેવું એનું મૃદુ અંતર જળી જશે. પિત ઘેલી સુવર્ણા પિતાના ઘાતકની સામુ કેમ જોશે? હું–તેના પિતાનો વિનાશક–તેને કેમ વરી શકું? દરેક પલે –નયનોથી નયનો મળતાં–લોહીથી નીગળતો વીતહવ્ય વચ્ચે આવશે...(થથરે છે) ના, ના, મારા સુવર્ણાના પિતાને કેમ મરાય? તેનું હૃદય કેમ ચીરવા દેવાય? તેને કેમ છોડાય?...

(ડોળા ફાડીને ભૂમિ તરફ જુએ છે) સુવર્ણા વિના કેમ રહેવાય? દિવસ ને રાત તેની ઝંખના જતી નથી તો તેના વિના જીંદગી કેમ જાય? હું ચક્રવર્તી માંધાતાના સિંહાસને ચઢું–સુવર્ણા વિના એને શું કરું? એ રાજ્યને શું કરું! આર્યાવર્ત આવે તોએ શું? સુવર્ણા વિના શુનકાર બનેલી સૃષ્ટિમાં એ આવ્યું તોએ શું ને ન આવ્યું તોએ શું? (માથું દાબે છે). યમુનાનીરમાં હોઠ પર હોઠ રાખી વરવાના કોલ કેટલા દીધા ને લીધા! ને હવે સુવર્ણા ન મળે તો–તો–ઓ (વેદનાથી) મઘવા,[1] (આક્રંદ કરી) શું કરું? દૈ સુઝતું નથી. પિતામહ ને

1 ઇંદ્ર.

સુવર્ણા—કોની સાથે રહું? કોનો કોલ પાળું? કોને છોડું? કોને વીસરું? કોનો દ્રોહ કરું? (કપાળ પર હાથ કુટી) ઓ યમ! તું તો મારી વહારે ધા...આ વીટંબણામાંથી છોડવ... (આંખમાંથી આંસુ સારે છે.)

પિતામહ હમણાં આવશે? બાલપણથી મા સમી મમતા જેમણે દાખવી તે મારું આટલું નહીં સાંભળે? પણ હું શું કહું?...એ શું કહેશે?...

ઓ સુવર્ણા! સુવર્ણા! તું કયાં આવી ને મને આ દુ:ખમાં નાખ્યો? તું આવી ને કેટલા-ના ભોગ લાગ્યા? તારા—મારા—પિતામહના —ઓ અર્યમા! કાલે સવાર કેવી પડશે? કાલે સવારે હું કયાં હોઇશ? મારું શું થશે?

ઔર્વ

(શંખ સાથે પેસતાં) સગર!

[સગર ચમકીને મુગો થઇ જાય છે. તે જરા ધ્રુજે છે]

સગર

(હાથ જોડી) પિતામહ! શી આજ્ઞા છે?

ઔર્વ

(તેની આંખમાં જરાક માર્દવ દેખાય છે) બેટા! આજે મારું કર્યું સાર્થક થયું. તું આજે ચક્રવર્તી થયો–તને ભગવાન રામે અસ્ત્ર મોકલાવ્યું. હવે મારો ગુરુદક્ષિણાનો અધિકાર થઇ ચુકયો.

સગર

(કાંપતે હૃદયે પણ હાથ જોડી દૈન્યથી) પિતામહ! હું શું આપું? જે છે તે તમારું જ છે.

ઔર્વ

(ગાંભીર્યથી) જે તારું નથી તે મેળવી આપ.

સગર

(ચોંટી જતી જીભે) આજ્ઞા કરો તે લાવી આપું!

ઔર્વ

વચન છે?

સગર

(બેભાન અવસ્થામાં) હા.

ઔર્વ

તો કાલે સૂર્યોદયે લાવી આપજે—

સગર

(ચમકીને ગભરાયેલે અવાજે) શું?

ઔર્વ

બે શિર. એક તાલજંઘ વીતહવ્યનું ને–

સગર

ને?—

ઔર્વ

સુવર્ણા વૈતહવ્યીનું.

સગર

(હાથ લંબાવી, ધ્રુજતે હોઠે ને ફાટેલી આંખોએ) શું કહ્યું? વીતહવ્ય અને સુવર્ણાનાં શિર?

ઔર્વ

(શાંતિથી) હા.

સગર

(નીચું જોઇ ગદ્‌ગદ્ કંઠે) વીતહવ્ય ને સુવર્ણાનાં શિર! શું માગ્યું? (આંખે હાથ દે છે)

ઔર્વ

(તેની આંખો તિરસ્કારમાં ચમકે છે) ગુરુ-દક્ષિણા.

સગર

(આંખેથી હાથ લઇને કલ્પાંત કરી) પિતામહ! કૈં બીજું તો માગો. પણ આ બે—

ઔર્વ

એ બે ન હોય તો વિજય શા કામનો?

સગર

એ બેનાં શિર મારાથી કેમ લવાય! ગુરુદેવ! કૈં તો દયા કરો! પિતા! આ દેહ તમારો

છે. જોઇએ તો પાડો; પણ મારે હાથે એ એનાં શિર! અરરર! એ કેમ બને?

ઔર્વ

(તિરસ્કારથી) શંખ! આર્યત્વ ઔર્વેયોમાંથી પણ ચાલ્યું ગયું.

સગર

પિતામહ! મેં આર્યત્વ નથી ખોયું. તમારો પુત્ર ને શિષ્ય હું, કહો તે આજ્ઞા ઉઠાવવા તૈઆર છું. પણ આ દક્ષિણા—

ઔર્વ

(તિરસ્કારથી) દક્ષિણા નથી આપવી–પણ આજ્ઞા પાળવી છે? ઠીક, જા મારી આજ્ઞા છે. કાલે હું બ્રાહ્મ મુહૂર્તે મણીમય પ્રાસાદે આવીશ. એ બાપદીકરીનાં બે શિર તૈઆર રાખજે.

સગર

(કપાળે હાથ દાબી) ઓ પિતામહ! પિતામહ! (માથું ધુણાવી) એ મારાથી નહીં થાય. આટલા બધા નિર્દય શું થાઓ છો? વિજેતા થઇશું–પછી ઘાતક શું કામ થવું?

ઔર્વ

(ક્રૂરતાથી હસી) હૈહયોનું એક બીજ રહ્યું હોય ત્યાં આર્યાવર્તનો વિજયસ્તંભ રોપાય?

સગર

(હાથ જોડી) ક્ષમા કરો! પિતામહ! જરા ક્ષમા કરો. તમે ભયંકર છો. વિનાશકતા તમારો મંત્ર છે. ક્રૌર્ય તમને સુલભ છે પણ તમે કલ્પેલું આર્યાવર્ત–યજ્ઞને મંત્રે પુનિત –શાંત ને સુખી આર્યોની પુણ્યભૂમિ આટલાં ઘોર કૃત્યો કરે કદી પ્રગટવાની હતી?

ઔર્વ

મૂર્ખ! હૈહયોના સ્પર્શે કૈં પણ પવિત્ર રહ્યું છે? એમને સ્પર્શે ગાયો થઇ છે ગંધાતું માંસ; બ્રાહ્મણો ક્ષુદ્ર પશુ બની રહ્યા છે. આર્યાવર્તની શાંતિ તો વિદેહી હૈહયોના લોહીના ખાતરમાંથી પ્રગટશે.

સગર

વીતહવ્ય—

ઔર્વ

જયધ્વજના પુત્ર તાલજંઘની દયા ખાય છે–તને શરમ નથી આવતી? તારા બાપની રાજ્યલક્ષ્મી કોણે લુંટી? ભુખ ને દુઃખે ત્રસ્ત નિર્જન વનમાં થરથર કાંપતા બાહુરાજે કોને ધાકે પ્રાણ છોડ્યા? કયા ચાંડાળને ભયે સતી યાદવી ચિતાએ ચઢવા તૈઆર થયાં? કોમળ હૃદયના મૂર્ખ! તારા પૂર્વજોના કાળ આ વીતહવ્યની દયા ખાય છે?

સગર

(કૈં બોલવું ન સુઝવાથી) પણ સુવર્ણાએ શાં પાપ કર્યાં?

ઔર્વ

(નિશ્ચયથી) આખા હૈહય વંશમાં એ દુષ્ટ છે.

સગર

(જરાક તપીને) શું કહો છો ગુરુદેવ? એનું હૈયું કુરબકસમું સુકુમાર છે. એનું હેત માના દુધ માટે તલસતા શિશુના જેવું ઉભરાય છે–નિર્મલ ને નિસ્પૃહી—

ઔર્વ

ઘણું થયું. એજ ગુણો તેને હણવા યોગ્ય—

સગર

(જરાક ટટાર થઇ) શું!

ઔર્વ

બાવીસ વર્ષ સુધી જે શસ્ત્રને મેં પાણી ચઢાવ્યું તેને જેણે પલવારમાં આમ નિસ્તેજ ને ધારહીણું કર્યું તે મારે નહીં જોઇએ.

[ સગર મુગો બની જોઇ રહે છે. ]

છોકરા! તારી ઘેલછાથી હું અજાણ્યો નથી.

સગર

(થોડી વાર મૂઢ જેવો જોઇ રહે છે ને પછી ગર્વથી માથું ઉંચું કરે છે) એમાં મેં શું ખોટું કર્યું ? કાલે હૈહય શાસન જશે તો સગરની તે સામ્રાજ્ઞી થશે.

ઔર્વ

(આંખોમાં વિકરાલ તેજ ચમકે છે. તેના અવાજના રણકારા કઠોર થાય છે) સુવર્ણા સગરની સામ્રાજ્ઞી થશે—આર્યાવર્તને સિંહાસને બેસશે ?

સગર

હા. પરાજિત રાજાઓની પુત્રીઓનું એ તો સ્થાન છે.

ઔર્વ

(ભયંકર અવાજે) ને એની કુખમાં પાકેલો છોકરો આર્યાવર્તનો ચક્રવર્તી થશે?

સગર

હા. એમાં શું ?

ઔર્વ

(ભયંકર અવાજે) તે પહેલાં તો જામદગ્ન્યાસ્ત્રે તારું માથું ધડથી જુદું કરીશ. (વીજળી પડી હોય તેમ સગર ચમકી જોઇ રહે છે) સાંભળ મોહાંધ! કાલે સવારે એક એવું કોઇ જીવતું રહેશે નહીં કે જે હૈહય નામને સ્મરે–જે હૈહય કીર્તિનો ગર્વ ધરે–જે હૈહય સંસ્કારને સજીવન રાખે.

સગર

આ ઘાતકતાની શી જરૂર ?

ઔર્વ

- જરૂર! આજે હૈહયોનો વિનાશ તને સહેલ લાગે છે. શીત્તેર વર્ષ પર શું હતું તે ખબર છે ? (મુંગો મુંગો સગર માથું ધુણાવે છે) સાંભળ! હૈહય કન્યાને સામ્રાજ્ઞી બનાવવા ઇચ્છનાર કામાંધ ! મેં જે સહ્યું છે, મેં જોયું છે તે તું જાણશે ત્યારે જેને તું ઘાતકતા કહે છે તે તને કેવળ ઋત દેખાશે.

સગર

(નીરાશાથી) મને ઋત નથી દેખાતું.

ઔર્વ

સાંભળ. (જરાક આંખ ઝીણી કરી) પાંસેઠેક વર્ષ પર ગૌતમના પિતાના ઘરમાં હું ને મારી મા પરાધીન દશામાં હતાં. કોઇક નષ્ટ રાજ્યલક્ષ્મીનું ભયાનક પ્રેત હોય એવી મારી મા હતી. તે કદી આંસુ સારતી નહીં; પણ જાણે ઠરી રહેલા અશ્રુબિંદુની બની હોય એવી દેખાતી. (સગરને અધીરો જોતાં) આ સ્મરણોમાં મારા ને તારા તપનું મૂલ છે.

સગર

(ખિન્નતાથી) હું સાંભળું છું.

ઔર્વ

મારી મા મરવા પડી ત્યારે મને કહ્યું: "દીકરા! મારે મરતાં અંજલિ નથી જોઇતી, જીવતાં એક અંજલિ આપશે ?" અમારા વખતમાં (તિરસ્કારથી સગર તરફ જોઇ) અમે માતપિતા ને ગુરુની આજ્ઞા ઉલ્લંઘવા પહેલાં પ્રાણ છોડત. મેં અંજલિ આપવાની હા કહી.

સગર

પછી ?

ઔર્વ

તેણે સંકલ્પ કરાવ્યો: "અવશેષ રહેલા છેલ્લા હૈહયના તાજા રુધિરથી તારા પિતૃઓનું તર્પણ કરજે !"

સગર

(ચમકીને) શું કહો છો ?

ઔર્વ

હા—હું બાલક હતો. મને કૈં ભાન નહોતું. હૈહયોના વિજયડંકાથી ગગન સદાએ ગાજ્યા કરતું, જયધ્વજ વીતહવ્યની હાકથી ધરણી ધ્રુજ્યા કરતી.

"મા! મા! આ શું કહે છે? હું–આ કેમ કરી શકું?" મેં કહ્યું. (સગર ને શંખને કંપારી આવે છે ને એક ચિત્તે આ વાત તે સાંભળી રહે છે.)

સગર

(મૂક વિનયની મર્યાદા ઓળંગી) પછી?

ઔર્વ

મારી માએ કહ્યું: "બીજી માઓ નવ મહીના દીકરો પેટમાં ધારે છે; મેં તને દશ વર્ષ સુધી ઉરુમાં ધાર્યો—આ તર્પણની આશાએ. તું નહીં આપે?"

સગર

(ચકિત થઈ) દશ વર્ષ ઉરુમાં?

ઔર્વ

હા, સાંભળ. મારી માના શબ્દો સાંભળી હું રડી પડ્યો. "મા! પણ હું એક બાલક આ પરાક્રમ કેમ કરી શકું?" "તું નિરાધાર" મારી માએ કહ્યું: "દીકરા! જે ભૃગુએ સ્વર્ગેથી અગ્નિ આણ્યો; જે ચ્યવને ઇંદ્રનો દર્પ હર્યો; જે ઉશનસે–બૃહસ્પતિને તિરસ્કારી–દેવોને હંફાવ્યા; જે ઋચિકે ગાધીરાજાને વશ કર્યા; જે શુનઃશેપે યૂપને બંધાયા છતાં વરુણ પાસે સ્વાતંત્ર્ય મેળવ્યું; જે જમદગ્નિએ મંત્રદર્શને વસિષ્ઠ ને વિશ્વામિત્રની સ્પર્ધા કરી; જે રુદ્રાવતાર રામે અનેક વાર પૃથ્વી નક્ષત્રી કરી તેને દાનમાં દીધી–તે બધાનું લોહી તારામાં છે. બેટા! પ્રતાપી ભૃગુઓમાં અવશેષ રહેલો તું–આ તર્પણ નહીં આપશે તો કોણ આપશે?" મારાથી બોલાઈ ગયું: 'હે ખરી વાત!' ને ગર્વથી મેં સંકલ્પ મુક્યો: "અવશેષ રહેલા છેલ્લા હૈહયના રુધિરથી તર્પણ કરવું—એ મારો સંકલ્પ."

સગર

(પ્રશંસાથી જોઈ રહીને) ને આઠ વર્ષની ઉંમરે કરેલા આ સંકલ્પને તમે વળગી રહ્યા!

ઔર્વ

માત્ર વળગી નથી રહ્યો. તે સંકલ્પ મારો શ્વાસ ને પ્રાણ છે. તે સંકલ્પ પર આજે હું, તમે બધા ને આર્યાવર્ત આખું અવલંબે છે.

શંખ

પણ એ સંકલ્પ શા માટે?

ઔર્વ

તેજ કહું છું. કાર્તવીર્યના પુત્રોમાં–રામ જતાં–પાછી હામ આવી. સહસ્રાર્જુનમાં કંઈ આર્યત્વ હતું–એના પુત્રોમાં દાનવોનું ક્રૌર્ય હતું–વિપાસાથી નર્મદા સુધી હૈહયોએ દાવાનળ સળગાવ્યો.

સગર

આર્યોમાં કંઈ નહોતુ?

ઔર્વ

હતા તે મુઆ–રણક્ષેત્રમાં. વૃદ્ધ ને વ્રતધારી રામ શૂર્પારકમાં સમાધિસ્થ થયા.

સગર

પછી?

ઔર્વ

સગર! જે તાલજંઘની તને દયા આવે છે તેનો પિતા જયધ્વજ એના હિંસક હૈહયો લઈને ફરી વળ્યો. આશ્રમોની ભસ્મો ઉડવા લાગી. ધેનુઓનાં હાડપિંજરો પર ગીધો ઉડવા માંડ્યાં. પતિતપાવની સરસ્વતી ને દૃષદ્વતી રોવાતાં શબથી યોજનો સુધી ગંધાઈ રહી. મારા પિતા ને બીજા ભૃગુઓ છેલ્લે સુધી લડ્યા–ને આખરે મુઆ–(કટુતાથી) ને તારી સુવર્ણનો પિતામહ પુરુષોને અભાવે સ્ત્રીઓ પાછળ પડ્યો.

સગર

શું કહો છો?

ઔર્વ

મારી માએ નજરે જોએલું તે. મારી મા ને બીજી આર્યાઓ પતિઓનાં શબને નેમનાજ

બળતા આશ્રમોમાં અગ્નિદાહ થવા દઇ જીવ લઇ નાઠી.

સગર

પછી ?

ઔર્વ

(કઠોરતાથી) પછી! જે ઝાડ પર ચઢી તેને હૈહયોએ તીરથી વીંધી, જે નદીમાં પડી તેને પાછળ તરી ડુબાડી, જે ગિરિઓમાં નાઠી તેને પકડી, જે સગર્ભા હતી તેના ગર્ભ પાડી કચરી નાખ્યા.

સગર

(કાને હાથ દઇ) અરરર !

ઔર્વ

જે નહોતી તેને બળાત્કારે ભ્રષ્ટ કરી બેસાન અશક્તિમાં ગિરિશૃંગો પર મરણની વાટ જોતી મુકી ગયા.

સગર

અરરર !

ઔર્વ

હા. દીકરા મારા ! આ વીતહવ્યના દાદાએ મારી મા—

સગર

તેમનું શું થયું ?

ઔર્વ

મારી મા સગર્ભા હતી. પંદર વીસ પિશાચો તેનો ગર્ભ પાડવા તેની પાછળ પડ્યા. હૈહયો ગર્ભ પાડે તે પહેલાં તેણે ગુફામાં જઇ એક શસ્ત્ર વડે પોતાનો ગર્ભ ચીરી કાઢ્યો. જ્યારે પેલા દૈત્યો આવ્યા ત્યારે તેને જોઇ હસતા હસતા ચાલી ગયા.

સગર

—ને ગર્ભ ?

ઔર્વ

મારી માએ 'ગર્ભ' ચીરી કાઢી, ઉરુમાં સંતાડ્યો. દશ વર્ષે તેણે મને બહાર કાઢ્યો. ભૃગુઓમાં ઉછરેલો એવો હું મારી માને પ્રતાપે હૈહયોના હાથમાંથી બચી ગયો.—એમનો કાલ થવાને.

સગર

(ગુરુ તરફ લાગણીથી જોતાં) પછી શું થયું પિતામહ ! .

ઔર્વ

શક્તિ આવતાં મારી મા ત્યાંથી ઉઠી. વર્ષોનાં વર્ષો ગાઢ ને દુર્ગમ વનોમાં મને સાચવવા રખડી ને આખરે ગૌતમના પિતાને ત્યાં ચાકરડી રહી મને ઉછેર્યો.

સગર

પછી ?

ઔર્વ

પછી શું ? આર્યાવર્તની રાખ પર હૈહયોએ રાજ્ય રચ્યું, અને એકલે હાથે એ રાખમાંથી આર્યાવર્ત સજીવન કરવાનાં મેં વ્રત લીધાં. ધીમેધીમે આર્યોની લુંટાએલી સમૃદ્ધિ મેં એકઠી કરવા માંડી. હું રખડ્યો—વર્ષોનાં વર્ષો સુધી ને વર્ષો સુધી સેંકડો વર્ષના વાર્ધક્યનો ભાર વહેતા ભગવાન જામદગ્ન્યના પાદ સેવ્યા. આખરે આ ગિરિદુર્ગમાં આવી એકલે હાથે તે શિષ્યો કર્યા; તમારા હૃદયમાં આર્યાવર્ત સજીવન કર્યું; તમારા હાથમાં દૈત્યોનો વિનાશ સાધવાનું બળ આણ્યું; ને વર્ષો થયાં વીતહવ્યની પ્રબળ ને સમુદ્ર સુધી પહોંચતી રાજ્યલક્ષ્મીને કંપાવી રહ્યો છું.

સગર

ઓ ગુરુદેવ ! મહર્ષિઓમાં શ્રેષ્ઠ—

ઔર્વ

(ગર્વથી) ને કાલે સૂર્યોદયે મારા સંકલ્પની સિદ્ધિ કરીશ—છેલ્લા દૈત્યના રુધિરથી કમોતે મરેલા પિતૃઓનું તર્પણ કરીશ. સગર! હજારો વર્ષનું વેર—સીત્તેર વર્ષનો સંકલ્પ-આર્યાવર્તનો જન્મ સુવર્ણોના રુધિર વિના કેમ સિદ્ધ થાય ? કાલે જનેને તારે હાથે મારવાં પડશે.

સગર

એ દેવ! એ દેવ! હુ તમને કૈં કહી શકતો નથી. તમને ક્રૂર ! ગણી શકતો નથી. પણ સુવર્ણા મારવાની મારામાં શક્તિ નથી. (માથું છાતી પર નાખીને) મારું અંતર કહો તો ચીરી કાઢી આપું. સુવર્ણા મરાવાની નથી.

ઔર્વ

(જરા અધીરાઇથી) ને તારા પૂર્વજોની આશા, મારો સંકલ્પ ને મારી આજ્ઞા, ત્રણે?

સગર

એ ભગવાન્! મારો હાથ નહીં ઉપડે, જે હાથે તેને બચાવી લીધી, આલિં—પણ પિતામહ! તમે તો તપસ્વીના તપસ્વી, તમને એ નહીં સમજાય.

ઔર્વ

(કઠોરતાથી) ખરી વાત છે. મને નહીં સમજાય. મને આર્યાવર્ત સીવાય બીજે મોહ નથી; મારા સંકલ્પ વિના બીજાનો રાગ નથી. અને તને પણ તેમજ.

સગર

(નીરાશામાં માથું ધુણાવી) નથી! ગુરુદેવ! નથી!

ઔર્વ

(નિશ્ચયથી) તારે પણ એજ મોહ અને એજ રાગ.

સગર

એ કેમ થાય?

ઔર્વ

સુવર્ણાના રુધિર તર્પણથી.

સગર

(કંટાળીને) મારે કૈં નથી જોઇતું—રાજ્ય—પાટ—ચક્રવર્તી પદ. હું શિથિલ છું. હું હીચકારો છું. મારાથી સુવર્ણા નહીં મરાય.

ઔર્વ

(શાંતિથી) મારવી પડશે. કાલે બ્રાહ્મ મુહૂર્તે હું જામદગ્ન્યાસ્ત્ર લઇ આવીશ. જા હવે ઉઠ. રાત પડશે. હૈહય નગરમાં ઉત્સવ થઇ રહ્યો છે.

સગર

ક્યાં જાઉં? મારે નથી જવું.

ઔર્વ

(કઠોરતાથી) સુવર્ણા કાલે આનર્તરાજને વરવાની–પ્રેતલોકમાં. આજ રાતે તે તારી વાટ જોતી હશે વાસના હોય તે પુરી કર. જા. આજની રાત તું ધાર્યું કર. (સગર ગાંડા જેવો જોઇ રહે છે) પણ જ્યારે સપ્તર્ષિમંડલ મધ્ય આવશે, ત્યારે આવીશ ને મારી ગુરુદક્ષિણા લઇશ.

સગર

(રડતે રાગે) એ ગુરુદેવ!

ઔર્વ

(ભયંકર અવાજે) ઔર્વની આજ્ઞા છે. [સગર માથુ નાંખી દે છે.] (તેવેજ અવાજે) સૂર્યોદયે મારે તર્પણ કરવું છે.

[સગર માથું ધુણાવે છે.]

તેની તૈઆરી રાખજે–જા.

[સગર ખસતો નથી]

(આંખો ચમકે છે.) જા—

[સગર નીચે માથે ચાલ્યો જાય છે. પછી ઔર્વ શંખના ખભા પર હાથ મુકી ચાલી જાય છે.]

પડદો પડે છે.

# અંક પાંચમો

—:o:—

[ સમય :—રાતનો. હૈહયનગરમાં ચંદન પ્રાસાદની મયરચંદ્રશાળા. એક વિશાલ સિંહાસનને સિંહનાં બે મણિજડિત મુખો છે. તેના પર અર્જુન વીતહવ્ય અને આનર્તરાજ બેઠા છે. અવંતીનાથ ઉંચો, કાળો, મજબુત ને સ્વરુપવાન યોદ્ધો છે. તેના લાંબા વાળ ગુંછળા થઈ તેના વાંસા પર પડે છે. તેની આંખો મોટી ને તેજસ્વી છે. તેનું કપાળ એક રુઝાએલા ઘાના લીધે ભયંકર લાગે છે. તેને શરીરે કીમતી સુવર્ણ ને રત્નના અલંકાર દેખાય છે. એ નિડરતા દાખવતું અટ્ટહાસ્ય અવારનવાર કરે છે.

સિંહાસનને ડાબે હાથે એક આસન છે. તેના પર સુવર્ણા ને તેની મા આવંતી, ને સાવકી મા ગાંધારી બેઠી છે. પાછળ ચાર પાવની રાજસેવિકા પવન નાખે છે. સામે સેનાપતિ મહિષ્મત વગેરે દશેક યોદ્ધાઓ વીતહવ્યના ને પંદરેક આનર્તરાજના બેઠેલા છે. બધાએ ખડ્ગો છોડી પોતાની સામે રાખ્યાં છે. મોટી સોનાની દીવીઓ પર દીવા બળે છે. બધા માંહોમાંહ્ય મોટેથી વાતો કરે છે ને હસે છે. થોડે દૂર હાથ જોડી ચાર બંદીજનો બેઠા છે. ]

આનર્તરાજ

( ખડખડ હસીને ગર્વથી ) મહારાજ ! તમારા વૈભવનો પાર નથી, પણ અમારા શૌર્યને નહીં પહોંચે. જય પશુપતિ જય !

વીતહવ્ય

(આંખો હસાવી) તેથીજ. મારો વૈભવ, તમારું શૌર્ય ને સમગ્ર હૈહયોનાં બળ ભેગાં કરવાનાં કેની ?

આનર્તરાજ

(પગપર હાથ થાબડી) તમારી સુક્તિ મને બહુ ગમે છે. તમારું રાજ્ય, અમારું બળ, હૈહયનગર ને આનર્ત, હું ને સુવર્ણા હા—હા—હા. સુવર્ણ ને સુગંધ પછી—જય પશુપતિ જય. (વીતહવ્યને તાળી આપે છે.)

વીતહવ્ય

તમારી કીર્તિ સહસ્રાર્જુનની કીર્તિને ઝાંખી કરશે.

આનર્તરાજ

(હસીને) સેનાપતિરાજ ! સોમપાન કરાવો.

સેનાપતિ

અન્નદાતા ! મંગાવું છું.

[એક પાછળ ઉભેલા પરિચારકને બોલાવી સોમ લાવવા કહે છે.]

આનર્તરાજ

(તિરસ્કારથી) અસલી લોકો હતા જંગલી પણ આ સોમપાન એમનું સૌભાગ્ય ખરુ. તેને શુ કરતા ? (હાથ પરનો અલંકાર ફેરવે છે)

સેનાપતિ

એ પીતા ને ગાતા—

આનર્તરાજ

(અટ્ટહાસ્ય કરીને) ગાવાનું મન તો મને પણ થાય છે.—

વીતહવ્ય

(હસીને) —ને પોતાને ઋષિ કહેવડાવતા.

આનર્તરાજ

ઋષિ ! તમારે અહીંઆં પણ છે કે ?

વીતહવ્ય

કોઈક વાર દેખાય છે. પહેલાં ઘણા હતા.

આનર્તરાજ

(હસીને) અમારે ત્યાં પણ રેવા ને પયોષ્ણી ને તીરે થોડાક હતા. મેં સાફ કરી નાખ્યા. એક મરેલા ઋષિ દીઠ સો ગાયો આપવાની કહી એટલે ઝપાઝપ બધાનાં ધડ ને શિર આવીને

પડ્યાં. જય પશુપતિ જય ને હા–હા–હા. થોડાક રહ્યા તેને બંદીજનો બનાવી દીધા. મંત્ર ગાવાને બદલે આપણી કીર્તિ ગાય તો એમનું ને આપણું બંનેનું ભલું થાય.

વીતહવ્ય

સેનાપતિ! શીખી લો. આ રસ્તો ખોટો નથી.

સુવર્ણા

(હીંમતથી ઉચું જોતાં) પિતાજી! એ આપણે નહીં પાલવે. એમને ત્યાં પેલા પિતામહ નથી ને—

આનર્તરાજ

(સુવર્ણા તરફ ધૃષ્ટતાથી જોઇ) એ પિતામહ કોણ?

વીતહવ્ય

એક કોઇ ઋષિ પેલા પર્વતોમાં બેઠો છે તે.

આનર્તરાજ

(જોરથી) દાઢી ઝાલીને ખેંચી કાઢો.

[સુવર્ણા તિરસ્કારથી હસે છે.]

અંાવંતી

તમારા મોમાં ગોળ.

વીતહવ્ય

તમે મારા જમાઇ થાઓ એટલે એ કામ-થીજ આરંભ કરજોને.

[પરિચારકો પાત્રોમાં સોમ લાવે છે.]

લો–આ તમારે માટે સોમ—

આનર્તરાજ

(એક પાત્ર લઇ મોઢે માંડતા) કેવો સરસ!

[પુરુષો પાત્રો લઇ, જરા જરા પીવા માંડે છે.]

બંદીજનો! એક પ્રશસ્તિ ગાઓ, ચલાવો.

બંદીજન

(પગે લાગી) જેવી કૃપાનાથ આનર્તરાજ-ની આજ્ઞા.

આનર્તરાજ

પેલો ક્રોષ્ટુવિજય ગાઓ.

બંદીજનો

જેવી અન્નદાતાની ઇચ્છા.

હતો રાજા ક્રોષ્ટુ નામે હૈહયોનો અધિપતિ,
મહાબાહુ મહાતેજ પ્રતાપી ને પ્રજારત.
વીર્યમાં ઇંદ્રના જેવો, વેગમાં વાયુના સમો,
અગ્નિના સરખો ઉગ્ર કાળ શો વિકરાલ એ.

વીતહવ્ય

(ગર્વથી) મારા કાકા.

આનર્તરાજ

હા. હા.

બંદીજન

એ મહા મહીપે ધાર્યું એકદા મનની મહીં
દિશાઓ જીતીને સર્વે પગે પાડું હું પૃથ્વીને,
તપશ્ચર્યા ઉગ્ર કીધી રીઝવ્યા પશુના પતિ
પ્રાપ્ત કીધું અસ્ત્ર એણે અમોઘ અજય્ય જે
જયાર્થે વિક્રમી ચાલ્યો સુભટ રાખી સાથમાં
સિંહ જેવા વિક્રમી તે અસ્ત્રશસ્ત્ર વિશારદ.
પદાતિ રથ ને અશ્વ ગજ પર્વત જેવડા
વિજયાર્થે સૈન્ય ચાલ્યું જાણે મહા દાવાનળ.
છવાયું ધુળથી આભ, ધુળના વાદળોથી શું
અસ્ત્ર ને શસ્ત્ર તો ચમકે વહ્નિની જ્વાલ જેમ એ.

[આનર્તરાજ સાંભળીને હાથ ઘસે છે.]

ધરા ધ્રુજી રહી ત્યાં ને વ્યોમ તો કંપી રહ્યું
શેષ ડોલ્યો ત્રાસ પામી થર્થર્યો હિમ પર્વત.

આનર્તરાજ

શાબાશ! જય પશુપતિ જય!

બંદીજન

જયનાં દુંદભિ વાગ્યાં શસ્ત્ર તો ચમકી રહ્યાં
હાક વાગી મહાઘોર ભીત કરતી સર્વને:
દેવ ને દાનવો કંપ્યા વેલી ને વૃક્ષ ભસ્મ થૈ
પ્રાણ ત્યાગી પડ્યાં સર્વે ત્રાસથી પશુ પંખીઓ.

આનર્તરાજ

(સુવર્ણા તરફ જોઇ) મહારાજ! આપની કન્યા બીતી તો નથી ને?

વીતહવ્ય

મારી છોકરી કદી બીએ? (સુવર્ણાને) બેટા! નીચું ન જોઇએ. જેને રૂપ ન હોય તે નીચું જુએ. જેને રૂપ હોય તે તો આંખની ચમક ને ગાલની લાલીથી સૈન્યોને ડરાવે. કેમ નહીં?

આનર્તરાજ

તદ્દન ખરી વાત. (સુવર્ણા સામે જોઇ મુગ્ધ બને છે) મહારાજ! ખરી વાત છે. તમારી છોકરી રત્ન છે.

વીતહવ્ય

મે નહોતું કહ્યું?

આનર્તરાજ

(બંદીજનોને) આ કથા પુરી કરો.

બંદીજનો

સ્પર્શ કીધો પગે જ્યાં જ્યાં ઘોર હૈહયનાથના<br>
સાધવા સમૂલો નાશ આવ્યા અગ્નિ અને યમ.<br>
જોતજોતાં મૃત્યુ પામ્યા સહસ્રો યદુ ને પુરુ<br>
આભને સ્પર્શતાં શૃંગો થયાં શબ તણાં ખરે.<br>
ભૃગુ ને તુર્વસુ કેરા ઉષ્ણ શોણિત રક્તથી<br>
નદીઓમાં પુર આવ્યાં આવી ભરતી અર્ણવે.

આનર્તરાજ

આહાહા–હા–(પગ પર હાથ ઠોકે છે.)

સુવર્ણા

(અસ્પષ્ટ અવાજે) અરરર.

બંદીજનો

ગર્ભ તુટયા ગર્ભિણીના પ્રાણ છુટયા અમિત્રના<br>
સુંદરીઓ જાય નાસી રક્ષવા જાત શત્રુથી.<br>
પજેલીની પુઠ લૈને પકડી પાડી ભૂપરે<br>
સહર્ષ હૈહય વીરો, દંતથી અધર—

સુવર્ણા

(ઉભી થઇ જતા) બહુ થયું. મારે નથી સાંભળવું. [ગુસ્સામાં તેનાં નેત્રો ચળકે છે. બધા પળવાર સ્તબ્ધ બની જોયા કરે છે.]

વીતહવ્ય

(હેતથી) બેટા! બેસી જા! આ કથા તને નથી ગમતી?

આનર્તરાજ

અરે એમાં શું? હૈહય વીરાંગનાને તો એમાંજ રસ પડે છે. (સુવર્ણા સામે ચમકતી આંખે જોયા કરે છે.)

વીતહવ્ય

તું અહીંઆં મારી પાસે આવ.

સુવર્ણા

(કટુતાથી) હું હૈહય વીરાંગના નથી.

આવંતી

બેટા! એમ અકળાય છે શું! મહારાજ આવું હોય ત્યાં ક્યાં બાળકને એકદમ ન બોલાવીએ.

વીતહવ્ય

એ ક્યારે શીખે? સુવર્ણા! આમ ગાંડી થાય છે? તુ તો હૈહયોની સમ્રાજ્ઞી થવાની છે આમ આવ. તું પણ જ્યારે વિજય કરશે ત્યારે એવુજ થશે.

આનર્તરાજ

(સુવર્ણા સામે જોઈ હસતાં) હું તેજ કહું છું. હૈહયરાજ્ઞીએ તો સિંહણની માફક રુધિરમાં સ્નાન કરવું જોઇએ.

સુવર્ણા

(તિરસ્કારથી કાંપતાં) ને ઔર્વના કુલની સ્ત્રી તમારા રુધિરમાં નહાશે તો?

[બધા હૈહયનગરવાસી કાંપે છે.]

આનર્તરાજ

(ગર્વથી હસીને) કોની મગદુર છે કે હૈહયોની સ્ત્રીને હાથ લગાડે? જય પશુપતિ જય!

વીતહવ્ય

(બંનેને સમજાવતાં) આનર્તરાજ! બેટા! આમ અકળાઇ પડે છે તે શા કામનું? આનર્તરાજ! તમે પણ બાલક નથી?

આનર્તરાજ

(સુવર્ણા તરફ લાલસાથી જોતાં) એ ઔર્વ તે કોણ ! દરેક વખત બધા એની બીક બતાવ્યા કરો છો તે ? મહારાજ ! એને ઉખેડી કાઢવો જોઈએ.

વીતહવ્ય

તે તો આપણે નક્કીજ કર્યું છે. સુવર્ણા ! આવ. આજે મેં તને આનર્તરાજને બોલથી દીધી.

સુવર્ણા

(ગુસ્સામાં) તમે ભલે દીધી હોય—

વીતહવ્ય

(ચકિત) એટલે ?

આવંતી ને ગાંધારી

(બને સાથે) સુવર્ણા ! સુવર્ણા !—

આનર્તરાજ

(જરાક ગુસ્સામાં જોતાં) શું ?

સુવર્ણા

હું વરીશ એનેજ—(બધા સ્તબ્ધ બને છે.)

વીતહવ્ય

કોને ?

સુવર્ણા

જે પિતામહ ને હૈહયનાથ વચ્ચે સંધિ કરે તેને.

બધા

(આશ્ચર્ય) સંધિ ! સંધિ !

આનર્તરાજ

હૈહયનાથ એવા બામટાઓ જોડે સંધિ કરે ! હં, જય પશુપતિ જય !

સેનાપતિ

(હસીને) શાબાશ !

વીતહવ્ય

(અકળાઈ ચારે તરફ જોઈને) આ વાત હવે પાછી મુકોને.

આનર્તરાજ

હૈહયરાજ ! સુવર્ણા ! તમને બધાને થયું છે શું !

સુવર્ણા

મારે સંધિ કરવી છે.

વીતહવ્ય

(સમજાવતાં) બાઈ ! અમે એ ઔર્વથી થાક્યા છીએ.

આનર્તરાજ

(હસીથી) સુવર્ણા ! હું સંધિ કરાવું તોજ પરણશે ?

સુવર્ણા

(ગર્વથી) હા.

આનર્તરાજ

હૈહયો સમાધાન કરતા નથી–સમાપ્તિ કરે છે.

સુવર્ણા

(તિરસ્કારથી હસીને) કરો. હે મગદૂર !

અર્જુન

(ઘુંટણ પર ઉભો થઈને છાતી ઠોકે છે.) હા. છે. એ ઔર્વને પકડીને કાલે રજુ કરું.

વીતહવ્ય

(તેના હાથ પર હાથ મુકી) આનર્તરાજ શાંત થાઓ !

સુવર્ણા

(તિરસ્કારથી) બંદીજનો પરાક્રમો ગાય છે; વીરો પરાક્રમો કરી બતાવે છે.

આવંતી

(ગભરાઈને) અરે સુવર્ણા તું શું કહે છે !

વીતહવ્ય

છાની રહે.

આનર્તરાજ

(અભિમાનમાં ઉભો થાય છે.) શું હું પરાક્રમ ગાઉં છું !

સુવર્ણા

(તિરસ્કારથી) ક્યાં તમારાં પરાક્રમ ને બંદીજનો પણ ગાતા નથી.

ગાંધારી

છોકરી, છાની રહેની !

આનર્તરાજ

(હસીને) ખરી વાત છે ! મહારાજ સુવર્ણા બહાદુર છે, મારી કસોટી કરે છે (પાનમા ગ્હેરો સોમ પી જાય છે) સુવર્ણા ! હુ પરાક્રમ કરીશ—ને તારી પાસે ગવાડીશ (સુવર્ણા મુગીમુગી હસે છે)

વીતહવ્ય

આનર્તરાજ હવે ગ્હેવા દો

અર્જુન

(ઉભો થઇ જઇ) ના ના અત્યારે—હમણા—એ ઔર્વને પકડવા જાઉં છુ (સુવર્ણા ખડખડ હસે છે) જય પશુપતિ જય।

સેનાપતિ

શુ ?

વીતહવ્ય

ના—ના

મહિષ્મત

અરે !

આનર્તરાજ

કટક ! દમન ! ઉઠો આ બધા હૈહયોને પણ આનર્તના હ્રદયોનુ પાણી બતાવીએ યોદ્ધાઓ મોલાવો એ કયા છે ?

વીતહવ્ય

(ધીમેથી) આ છોકરવાદી જવા દો તમને ખબર નથી.

આનર્તરાજ

(હસીને ગર્વથી) એમા છોકરવાદી શુ ? મહારાજ તમે વૃદ્ધ થયા છો

વીતહવ્ય

તેથી મારુ માનો—

સુવર્ણા

(કટાક્ષથી)—ને નીરાને સુઇ જાઓ

આનર્તરાજ

સુઇ શુ ? કદી નહીં હુ આનર્ત, હૈહય કાર્તવીર્યનો વરાજ એક જોગીડાથી ડરુ ? ચાલો, ઉઠો—શીંગ ફુ ક કટક, યોદ્ધાઓને બોલાવો જય પશુપતિ જય [કંટક શીંગ ફુકે છે ને આનર્તના યોદ્ધાઓ ભેગા થાય છે. વીતહવ્ય આનર્તરાજને છાનોમાનો સમજાવે છે પણ તે છદમા ઊંકુ ડુણાવે છે] યોદ્ધાઓ ! અહીંઆં એક ઔર્વ ઋષિ પર્વત પર રહે છે અત્યારે જઇ સવારે એને પકડી લાવવો છે તૈઆર છો ?

આનર્તના યોદ્ધા

તૈઆર છીએ એમાં શી વાર ! જય પશુપતિ જય !

આનર્તરાજ

હર હર પશુપતિ હર જય પશુપતિ જય ! (તલ્વાર કાઢે છે)

આનર્તરાજના યોદ્ધા

જય પશુપતિ જય

આનર્તરાજ

મહારાજ ! એક સોમીઓ આપો !

વીતહવ્ય

(આજીજી કરી) તમે આ શુ કરો છો ?

આનર્તરાજ

(હસીને) રમત

સુવર્ણા

અમે તો બધા નમાલા છીએ અમારે ત્યાંથી તો કોઇ પેલે તીર નહીં આવે, પણ હું દેખાડુ આ યમુના ઓળગી જમણે હાથે જાઓ એક જોજન દૂર ડુગર આવશે તેમા જડશે ઔર્વ પિતામહ છાકયા નહીં રહે

આનર્તરાજ

ગુરવીરો, મશાલ લાવો ?

વીતહવ્ય

આનર્તનાથ ! હુ તમારા બાપ બરોબર છુ મારુ સાંભળો !

આનર્તરાજ

સાત પરશુરામ પેલે તીર હશે તોએ હું

જવાનો ને સાતેને પકડી લઇ આવવાનો. જય પશુપતિ જય.

[ સૈનિકો મશાલો લઇ આવે છે અને તે અને તેના યોદ્ધાઓ ચંદ્રશાળાના પગથીઆં ઉતરી ત્યાં પડેલી હોડીઓમાં બેસે છે. ]

આનર્તરાજ

(હોડીમાં બેસી મોટેથી) સુવર્ણા કાલ સવારે વરમાલ તૈઆર રાખજે! ઔર્વને હું લઇ આવું છું.

સુવર્ણા

( તિરસ્કારથી હસીને ) અત્યારથીજ ઉભી છું ને—

આનર્તરાજ

હરહર પશુપતિ હર !

[ હોડીઓ જમુના ઓળંગે છે ને મશાલ સાથે આનર્તરાજ ને તેના યોદ્ધાઓ પેલે તીરે ઉતરે છે. હરહર પશુપતિ હર!-ના આછા સંભળાતા ઘોષ સંભળાય છે ને મશાલો દૂર જતી દેખાય છે. ]

સેનાપતિ

( વીતહવ્યના કાનમાં ) મરવાનો થયો છે.

વીતહવ્ય

(ધીમેથી) બહુ જીવવા જોગે નથી.

[ બધા જોઇ રહે છે. એકદમ મશાલો હોલવાઇ જાય છે. થોડીવારે 'હરહર પશુપતિ હર'ના અવાજ બંધ થાય છે. એક ચીસ સંભળાય છે અને પેલે તીરે ગાઢ અંધકાર ને અભંગ શાંતિ પ્રસરે છે.]

વીતહવ્ય

(નીસાસો મુકે છે) અરે પિનાકી! (સુવર્ણા ખડખડ હસે છે) બેટા ! મારું કર્યું કારવ્યું તેં ધુળ મેળવ્યું.

સુવર્ણા

આને પરણીને શો ફાયદો ?

આવંતી

( ગુસ્સામાં ) છોકરી તેં આ શું કર્યું ? કાર્તવીર્યનું કુળ બોળ્યું.

વીતહવ્ય

(ગાંભીર્યથી) આવંતી ! ગુસ્સે થશો નહીં. સુવર્ણા કહે છે તેમ આવાને જમાઇ કરી મને શું ફાયદો મળવાનો હતો ? (ખેદથી) સેનાપતિ ચાલો ! આજે આપણા રંગમાં ભંગ થઇ ગયો. પશુપતિ કરે તે ખરું.

[નીચું માથું કરી જાય છે. સેનાપતિ વગેરે યોદ્ધાઓ જાય છે. પરિચારકો દીવા હોલવવા માંડે છે.]

આવંતી

છોકરી, તારી શી વલે થવાની છે ?

સુવર્ણા

(હસીને) આનર્તરાજથી સારી.

ગાંધારી

(સખતાઇથી) છોકરાં ફટવવામાં મેં કદી સાર દીઠો નથી. આવંતી ! પધારો !

[બંને રાણીઓ જાય છે. માત્ર એકજ દીવો રહે છે, એટલે પરિચારકો જતા રહે છે. સુવર્ણા ઉત્સાહભેર કુદતી અગાશીની પાંગેર તરફ આવે છે.]

સુવર્ણા

(હસતાં) નીરાંત થઇ. આવજે કાલે વરવા [પાછળ સગર ધીમે ધીમે નદીમાંથી આવે છે તેને જોઇ હર્ષના આવેશમાં સુવર્ણા કુદીને તેને વળગે છે.]

મારા ઔર્વેય આવ્યા ? ઓ પ્રાણ ! (તેને ચુંબન કરે છે) આજે પેલો આનર્તરાજ પિતામહને પકડી લાવવા ગયો છે. હા-હા પ્રાણ ! વહાલા! મેં આજે ખુબ કરી. ફરી એ વાંદરમુખો આવવાનો નથી હા-હા (કોઇનાં પગલાં સંભળાય છે) ધાત્રી

મારા અલંકાર કાઢવા આવી હશે; પેલા બારણા પાછળ જતા રહો. હું હમણાં એને રજા આપું છું. જરા અંદરથી (આતુરતાથી તેના તરફ હોઠ કાઢી ધીમે રાગે) ઔર્વેય...

[ધાત્રી દોડતી આવે છે.]

ધાત્રી

બા, શું થયું? શું થયું? શું? ઉભાં રહો ધરેણાં કાઢું.

સુવર્ણા

થાય શું? મને વરવા આવ્યો હતો. મેં કહ્યું કે હૈહયનાથ ને ઔર્વ પિતામહ વચ્ચે સંધિ કરાવી આપે તેને પરણું.

સગર

(સ્વગત નીસાસો નાખી) અરે બીચારી!

ધાત્રી

શાબાશ રે મારી સુવર્ણા બા!

સુવર્ણા

(હસીને) એ કહે કે હમણાં ઔર્વને પકડીને લાવું. મેં કહ્યું કે જા–લઇ આવ.

ધાત્રી

(હસીને તાળી પાડે છે) ખુબ કરી, પછી?

સગર

(સ્વગત, ડોકું ધુણાવી) શી કલા છે?

સુવર્ણા

(ચાળા કરી છાતી કાઢી છે) પછી [illegible] અંધારામાં ચાલ્યા. જોતજોતામાં [illegible] ગઇ. એક ચીસ સંભળાઇ; [illegible] થયું. (હસીને જરાક કુદે છે) [illegible]

[illegible] તારી [illegible] નહીં [illegible]

સુવર્ણા

(હસીને) ધાત્રી! હવે તું ચાલી જા. મારે ઘરેણાં સવાર સુધી કાઢવાંજ નથી. પધારી બરોબર છેને? મને કૈં ખાવું છે. મારી ધાત્રી કૈં લાવે છે? થોડુંક, સરસ, મીઠું ને તમતમતું—સમજી કે?

ધાત્રી

(લાડથી) આજે તને શું થયું છે?

સુવર્ણા

(કૃત્રિમ મીજાજથી) ઓળખતી નથી? હું વચનદત્તા છું. આજ મોહામણી રાત. કંથ ઘેર આવશે. ખબર છે?

ધાત્રી

(હસીને જાય છે) વારુ કૈં લઇ આવુ છું.

[જવા જાય છે]

સુવર્ણા

(તેની પાછળ દોડી તેને) ખબર નથી? આજે આનર્તરાજને જીતનાર સુવર્ણા વૈતહવ્ચી—

ધાત્રી

(જતી જતી) એમ, એમ.

[જાય છે. સુવર્ણા દીવાને ફુંક મારે છે.]

સુવર્ણા

(ખુણામાં દોડી જઇ સગરને) આજે હું વચનદત્તા છું.

સગર

(ખિન્ન અવાજે) હા.

સુવર્ણા

(જરા ગાતાં) આજે મોહામણી રાત છે નહીં?

સગર

કેમ?

સુવર્ણા

તમે ને હું, ખાઇશું, પીશું, ને સુઇશું.

સગર

સુવર્ણા

[illegible] તમે સંધિ કરજો

સગર

(કટુતાથી) હારે હા!

સુવર્ણા

(હાંસથી) પરમ દિવસે પરણી જઈશું.

સગર

(હોઠ કરડી) અરે કાલે સવારે.

સુવર્ણા

(મજાકમાં) કાલે સંધિ થાય ને કાલે પરણાય? આ પુરુષોને ઉતાવળ કેટલી છે?

સગર

(નીસાસો નાખી) ઘણી છે, સુવર્ણા! ઘણી છે.

સુવર્ણા

(અંધારામાં તેને વળગી) તોબા છે આ પુરુષોથી. એક રાતની વાત તેમાં નીસાસા કેટલા!

સગર

ખરી વાત છે. એકજ રાતની વાત છે.

સુવર્ણા

પેલી ડોકરી આવી કે શું? સંતાઇ જાઓ. (પાછા હોઠ ધરે છે. સગર ચુમે છે.)

[ધાત્રી ખાવાનું લાવે છે.]

સુવર્ણા

સરસ. (તેને કોટે વળગી) ધાત્રી આજે મને સુખ માતું નથી. મને આજે એવુ થાય છે કે હું કુદાજ કરું.

સગર

(સ્વગત) આજે સુખ માતું નથી. અરે મધવા! બીચારીને ખબર નથી કે જેને લીધે સુખ માતુ નથી તેજ લોહીતરસ્યો ખુની થઇ ઉભો છે.

ધાત્રી

પણ કાલે તને કોને વરાવવી તેની ચિંતા થશે.

સુવર્ણા

કાલની વાત કાલે.

સગર

(સ્વગત.) કાલની વાત કાલે? ખરી વાત. સુર્યોદયને હજુ ઘણીએ પળ છે. તો સુખ શા માટે ન આપવું ને ન લેવું? પછી દુઃખ તો સદાનું છેજ.

સુવર્ણા

(ધાત્રીને) જા હવે જા. મને એકલી મહાલવા દે.

ધાત્રી

બીજી દીવી ચેતાવું?

સુવર્ણા

(ડોકું ધુણાવી) ઉં હું. (ધાત્રી જવા માંડે છે. પાછળ જઇ સુવર્ણા તેને વળગે છે.) આવજે કાલે હોં કે.

ધાત્રી

(જતાં) આજે ઘેલીજ થઇ ગઇ છે.

[તે જાય છે.]

સુવર્ણા

(બારણુ બંધ કરે છે.) હા કેં કહેવું છે? (સગર તરફ દોડે છે.) આવો હવે નીરાંત થઇ.

સગર

(આગળ આવી) કોઇ આવશે તો?

સુવર્ણા

હવે કોઇ નહીં આવે. મા મારા પર ગુસ્સે છે. મહારાજ ઉંઘવા ગયા છે. (સગરની હડપચી પકડી ઉચી કરે છે.) પણ તમને શું થયું છે? ઔર્વેય! આમ ચીઢાયા છો કેમ? ઉંચું જુઓ (સગર જુએ છે.) હસો.

સગર

લો, આ હસ્યો. થયું? (હસે છે.)

સુવર્ણા

(હડપચી ઉંચકી) એમ નહીં જરા વધારે.

સગર

લો. થયું! (તેને છાતી સરસી ચાંપે છે.)

સુવર્ણા

(હસીને) હવે કૈંક પીગળ્યા. બોલો કૈં કર્યું ? પિતામહને વાત કરી ?

સગર

(ચમકીને) પિતામહ !

સુવર્ણા

(મજાકમાં ચીઢાઈને) ભુલી ગયા ? સંધિની વાત ?

સગર

(બે ધ્યાન) હા. સંધિની વાત—

સુવર્ણા

કરી ?

સગર

(ચારે તરફ ગભરાટથી જોઈ) હા.

સુવર્ણા

પિતામહે શું કહ્યું ? (અધીરાઈથી) બોલોની.

સગર

(કઠોર અવાજે) કાલે સવારે પિતામહ અહીંઆં આવવાના છે.

સુવર્ણા

(ચમકીને) પિતામહ અહીંઆં ? (હસીને) હા-હા-સંધિ કરવા. શાબાશ રે મારા ઐાર્વેય ! (સગરને કોટે વળગી) પિતામહને પણ તમે જાદુ કર્યો.

સગર

(કટુ હસીને) હા-હા-જાદુ કર્યાં.

સુવર્ણા

મને કર્યો તેમ ?

સગર

(ફરીથી કટુ હસીને) હા-હા તેમજ.

સુવર્ણા

ત્યારે કાલે સંધિ થવાની (હસતાં.)

સગર

હા. સવારે સૂર્યોદયે. (અંધારા ખુણામાં જોઈ રહે છે.)

સુવર્ણા

શું જુઓ છો ? ત્યાં કાંઈ છે ?

સગર

(ચમકીને) હેં શું ? કૈં નહીં.

સુવર્ણા

પછી તમે મહારાજ ને હું—

સગર

(હોઠ કરડી) મહારાણી—

સુવર્ણા

(તેને કોટે વળગી) તમારી તો દાસી. હવે એ વાત જવા દો. (થોડીવાર મુંગી રહે છે.)

સગર

(ક્યાં સુધી સુવર્ણાના ઊર્મિભર્યા મુખ તરફ જોઈને) સુવર્ણા ! (તેનું માથું છાતી સાથે દાબી, ગાંભીર્યથી તે સુંઘે છે.)

સુવર્ણા

મહારાજ ! (હસીને)-હું મહારાજ કહું ને!-આવા ને આવા રહેશો ? કે પછી બદલાઈ જશો ?

સગર

(આંખમાંથી આંસુ રોકતાં) હું કદી બદલાઉં ? સુવર્ણા, હું તો આવો ને આવોજ રહીશ. (હસે છે ને મુગો થઈ જાય છે.)

સુવર્ણા

(એકદમ પગ ઠોકી) પણ તમે આજે આવા કેવા થઈ ગયા છો ? આ તો આપણી સોહામણી રાત ઐાર્વેય ! ને તમે આમ ગભરાએલા કેમ લાગો છો ?

સગર

(સ્વસ્થ થવાના પ્રયત્ન કરતાં) ના. મને શું થયું છે ? કોઈ આવી બેસે એવો ધાક લાગે છે.

સુવર્ણા

કોઈ આવવાનું નથી. આજે તો આપણે બેજ, પ્રાણ ! બધી બીક ભુલી જાઓ. વખત

વહી જાય છે, ને જાય છે તે આપણ—

સગર

(મહા પ્રયત્ન કરી) ખરી વાત છે વખત વહી જાય છે ને જાય છે તે આપણુ— (તેને ભેટે છે ને પાછો મુગો બને છે)

સુવર્ણા

શુ વિચાર કરો છો ?

સગર

જાણે કોઇ આવ્યુ ? બ્રાહ્મ મુહૂર્તને કેટલી વાર છે ?

સુવર્ણા

ઘણી-ઘણી! હજુ હમણા તો મધરાત થશે

સગર

(દયામણો અવાજ સ્વસ્થ કરતાં) સારે સુવર્ણા, આવ! મારી લાડકડી! વહ્યો વખત પાછો વળતો નથી (તેને ખેચી) હજુ પાસે, પાસે આજની રાત સોહામણી, કાલ કેવીએ ઉગશે ?

સુવર્ણા

(પાસે ભરાતા) હા એવેય!

સગર

(ચુબન કરીને) પ્રાણ્ અત્યારે તો આપણે બે-એક બીજાના-એક બીજામા લીન થઇએ

સુવર્ણા

(તેને કોટે વળગી) હા, નાથ!

સગર

ગઇ પલ નહીં આવે આવતી પલની પરવા શી ? (તેને ચુબનો પર ચુબન કરતા) આજ પલ-મારી પ્રાણ!

સુવર્ણા

હા નાથ-આજ પલ-

[આ બેના એક બીજાના હાથમા હાથ છે ને ખંડ અધારો થઇ જાય છે થોડીવારે પ્રહર વીતે છે ને અધારા ખડમા સગરને ખોળે માથુ મુખી ઉંઘતી સુવર્ણા નજરે પડે છે]

સગર

(સુવર્ણા તરફ ભીને નયને જોયા કરે છે સ્વગત) સુવર્ણા! તારી સોહામણી રાત ચાલી! જે પલે તુ અમૃતમય જીવનની ઝાખી કરે છે તેજ પલે તુ તેને છોડી જવાની! થોડાક પ્રહરો-થોડીક પળો-ને ઉઘડેલા સ્વર્ગના દ્વાર-તારા ને મારા-ભીડાઇ જવાનાં!

કેવી ઉંઘે છે-નીરાતે-નિર્ભયતાથી? નાનકડુ નાક મોહભર્યું કેવુ ફુલે છે ? શુ સ્વપ્ના આવતા હશે ? મહારાણી થવાના ? મારી સહધર્મચારિણી થઇ રહેવાના ?-મારા પુત્રોની માતા થવાના ? (આક્રંદ કરીને દાત પીસે છે) અનિર્વાચ્ય વિશ્વાસથી તે મારે ખોળે પડી છે -આ ખોળે એને શાતિ વળી છે અહીંઆ પડી એ નિશ્ચિત છે-નિડર બની છે (લમણા પર હાથ દઇ) અજ્ઞાન બાલા તને કયા ખબર છે કે આ ખોળા કરતા તો તુ સાપના દરમા કે વનરાજની ગુફામા-રે, બળતી ચિતામા તુ વધારે નિર્ભય રહેત! આ તો સગર-સ-ગ-ર છે જે પળે તુ તારુ સર્વસ્વ તેને સોંપે છે-તેજ પળે તારો પ્રાણ લેવાનો સકલ્પ તે કરી બેઠો છે જેની શક્તિ ને સ્નેહમા તુ નિર્ભયતા અનુભવે છે તેજ દૈત્યથી પણ ક્રૂર ને રાક્ષસથી પણ દ્રોહી તારે માથે કાલની માફક ઝઝુમે છે નિરાધાર બાલા—

સુવર્ણા

(ઉંઘેટી આખ અડધી ઉઘાડી) વહાલા! હજુ જાગો છો ?

સગર

(હેતથી તેના વાળ ઉંચા કરતા ખિન્ન અવાજે) હા પ્રાણ!

સુવર્ણા

સુઇ જાઓ! વહાલા મને ઉંઘ બહુ આવે છે-મને થાક લાગ્યો છે (ચુમન માટે મો

ઊંચું કરે છે. સગર તેનું મોં ચુમે છે. પાસું બદલી તે સુઇ જાય છે. સગર થોડો વખત જોયા કરે છે. સુવર્ણા ઉંઘમાં હસે છે.)

સગર

(સ્વગત) હસી લે, હસી લે! હસતી હસતી તું આમ સ્વર્ગે જશે. ને રડતો રડતો હું આમ પૃથ્વી પર ભટકીશ. અને મૃત્યુ પછી પણ તું સ્વર્ગે ને હું–ઘોરમાં ઘોર કુકર્મીને યોગ્ય એવા–નરકમાં–

પણ તને હું કેમ મારું? મારા ફુલ! ફુંક મારતાં તું કરમાઇ જાય તેને અંગારે બાળવાની હું કેમ હીંમત કરું? ના. ના. હું તારો વાળ વાંકો નહીં કરું. મારી લાડકડી!

મારા વગર પિતામહનું શુ અટકી રહેવાનું છે? હું તો નિમિત્ત માત્ર છું. એનાંજ બુદ્ધિ ને બળ છે. એના હાથમાં જામદગ્ન્યાસ્ત્ર છે. શંખ વીતહવ્યને મારશે. કાલે ગુરુ હહયોનો વિનાશ કરશે.

મારે શું? હું હોઉં કે નહીં હોઉં તો પણ એની રચનામાંથી એક સળી ખસવાની નથી. –પણે હું નહીં હોઇશ તો બીચારી આ પ્રાણ છોડશે–ને એ નહીં હશે તો હું પ્રાણ છોડીશ. જીવતો હોઇશ તો પણ મરેલા જેવો.

હૃદયમાં આગ મુકવી; ઘેલી પ્રિયતમાનો વિશ્વાસઘાત કરવો; આ સુકુમાર, ઉછરતી, ઉછળતી હરણીનો પ્રાણ લેવો; ને મારું અંતર, મારી આશા, મારો આનંદ બાળીને ભસ્મ કરી મુકવાં......શા સારુ! શા સારુ!

ગુરુની આજ્ઞા તો આ નિરાધાર દયિતાની યાચના નહીં? પિતાનું વેર તો મારી પોતાની સ્નેહોર્મિ નહીં? આર્યાવર્તનું સર્જન તો મારા પોતાના જીવનનો ઉલ્લાસમય સહચાર નહીં? શા માટે–અરેરે શા માટે–ગુરુ, પિતા, આર્યાવર્ત વધારે ને હું ને મારી સુવર્ણા ઓછાં! ઓ બધવા! (આંસુ લુછે છે.)

સુવર્ણા

(ધીમેથી આંખ ઉઘાડી) હજુ બેઠા છો! મને આમ સુઇ રહેવું એવું ગમે છે!

સગર

(હસવાનો ડોળ કરી) એમ? ત્યારે સુઇ રહે.

સુવર્ણા

(પાસું બદલી) યમુનામાં એક હોડીમાં બેસીને આમ ને આમ ચાલ્યાં જઇએ તો? મને હમણાં કંઇક એવું સ્વપ્નું આવ્યું.

સગર

(નીસાસો નાખી) સુઇ જા. (સ્વગત) સ્વપ્નાં–સારાં ને માઠાં–બધાં સમાપ્ત થઇ જશે. (સુવર્ણાને) તને આમ એકલાં મારી જોડે ગમે? દૂર–બધાથી, બાપથી, રાજવૈભવથી–દૂર–આખી દુનીઆથી.

સુવર્ણા

તમારે ખોળે મને એકલું કદી નહીં લાગે. (પાસું બદલી આંખ મીંચે છે ને થોડી વારે ઉંઘી જાય છે.)

સગર

(સ્વગત) એને દૂર–બધાથી દૂર જવું છે, પણ મારી સાથે. એવો દૂર પ્રદેશ દુનીઆમાં નહીં હોય કે જ્યાં વીતહવ્ય ને ઔર્વના વેરના તણખા દઝાડે નહીં? દુઃખ ને ભયથી અસ્પૃષ્ટ–દુનીઆને છેડે—ગિરિને શૃંગે–કોઇ એક નિર્જન સ્થલ–નિર્ભયતા ને શાંતિ—ચંદ્ર ને સૂર્ય–ને હું ને મારી સુવર્ણા; એ શું નહીં મળે? (અવાજ અડધો ઉઘેરો થાય છે) જ્યાં પૂર્વજોનાં મહેણાં ન હોય, ભાવિની ભીતિ નહીં હોય. જ્યાં આજ્ઞા માત્ર અંતરની, જ્યાં આંસુ માત્ર અધીરા પ્રણયનાં. જ્યાં મહેચ્છા માત્ર એકબીજાનાં મન રીઝવવાની...હું વાનીશ–એ લણશે. હું ખાંડીશ–એ દળશે. હું ફુલ વીણીશ–એ માળ ગુંથશે ને અમે બંને સ્રોતના રવ સાથે ગાઇશું, સમીરના

મારા વૃદ્ધ પિતા બીચારા ગાંડા બની જાય પણ આવો શો વિચાર કરો છો?

સગર

(ખિન્નતાથી હસીને) ના એતો અમસ્થોજ વિચાર આવ્યો તને તારા બાપથી કેમ જુદી કઢાય? (એકદમ નિશ્ચય કરી સ્વગત) હું જતો રહું ને–સુવર્ણા! સવાર પડશે હું જાઉં છું.

સુવર્ણા

એમોની રાત તો જાણે હજુ શરુ થઇ નથી (આળસ મરડે છે)

સગર

(સુવર્ણાને દૃઢતાથી ભમેડતા) પ્રાણ! બહુ મોહ થયુ

સુવર્ણા

(એકદમ આખ ફાડી જાળી તરફ જુએ છે) આ શુ?

સગર

(ગભરાઇને) શુ છે?

સુવર્ણા

(ધ્રુજે છે) જુઓની, તમારા પિતામહ કોપ્યા

[દૂરથી પરોઢના આછા પ્રકાશમાં અધારા પર્વતમાથી રતાશ પડતા ધુમાડાની સેર નીકળતી જણાય છે ને દૂરથી આકાશમા ગગડાટ સભળાય છે.]

સગર

(ધ્રુજતાં) એ મારા બાપ! સુવર્ણા! હવે જવા દે, પ્રાણ! કોઇ વિમ યાદ કરજે.

સુવર્ણા

(ગભરાઇને ઉભી થાય છે) કેમ શુ છે?

સગર

(આંખે હાથ દઇ રડતે રાગે) સુવર્ણા! મારી લાડકી તને હવે છેતરવી નિરર્થક છે. તારી મોહામણી રાત પુરી થઇ–મારું સુખ પરવારી ગયું. (ઉઠીને જવાની તૈઆરી કરે છે)

સુવર્ણા

કેમ પણ? (સગરનો હાથ પકડે છે.)

સગર

(ઉતાવળું બોલતાં) સુવર્ણા! મેં સધિની વાત કહી તે ખોટી છે પિતામહ રણે ચઢ્યા છે. હમણા ચારે દિશામાં દાવાનળ જાગશે જો આ પેલુ ગામ ચેત્યુ હમણાં હૈહયોનો ધાણ નીકળશે

સુવર્ણા

(થરથરતે હોઠે) હે નાથ! શુ કહો છો? તમે તો કહેતા હતા કે પિતામહ અહીંઆ આવશે

સગર

આવશે, વહાલી! (સુવર્ણાને વળગી પડી) પણ સંધિ કરવા નહીં મારે હાથે નીતહવ્યનુ ખુન કરાવવા. (સુવર્ણાને તરછોડી)

સુવર્ણા

મારા પિતાને મારવા–તમે! હાય! હાય!

સગર

મને જવા દે, જલ્દીથી તારા પિતાને હું નહીં મારું–મને મરવા દે

સુવર્ણા

(તેનો હાથ ઝાલી) તમે અહીંઆ રહો, કોઇ શું કરવાનું છે?

સગર

(પહો ફાટવા લાગ્યો છે) જો આ પેલી દિશા સળગી.

[સુવર્ણા સ્તબ્ધ થઇ જોઇ રહે છે દૂરથી હૈહય નગરમાં કકળાણ સંભળાય છે.]

સુવર્ણા

આ શુ?

સગર

(દાંત પીસી) હૈહયોની કતલ. મને જવાદે.

સુવર્ણા

પણ ક્યાં?

સગર

મરવા—

સુવર્ણા

(રડતાં) નાથ! તમે મરવા જાઓ? ચાલો હું પણ આવું–સાથે નાસી જઇએ.

સગર

(તેની સામે જોઇ) તેજ હું કહેતો હતો. આવે છે?

[ અગાશી નીચે પગથીઆં પરથી ગંભીર અવાજ આવે છે ]

ઔર્વ

(અદષ્ટ) સગર! હું આવ્યો છું.

સગર

(કપાલ કુટી) ઓ મારા બાપ!

સુવર્ણા

શું છે? એ કોણ બોલ્યું?

સગર

(ગુંચવાઇ જઇ ચારે તરફ જોતા) ચાલ નાસી જઇએ. બીજો રસ્તો છે.

ઔર્વ

(અદષ્ટ) સગર તારા પિતા—

સગર

(ધ્રુજતો) ચાલ આ પાછલે રસ્તે.
[ પાછળ દોડતાં ]

સુવર્ણા

એ બંધ છે, પણ એ છે કોણ?

ઔર્વ

તારા ગુરુ–તારુ આર્યાવર્ત—

સગર

(સુવર્ણાનો હાથ પકડી તેના કાનમાં) મારી જોડે ચાલ, અગાશીમાંથી દોડતાં નાસી જઇએ.

સુવર્ણા

(ગભરાએલી ને સાથે દોડતી) ચાલો.

[ બંને ફરે છે. સગર કઇ દિશામાં જવું તે જુએ છે ને દોટ મુકવા પગ ઉચકે છે. ]

સગર

આમ! સુવર્ણા!

સુવર્ણા

(પગ ફસકી પડે છે ને ઉભી રહે છે) નાથ! ઔર્વેય! પેલો સ્મશાનો ઉભો!

[ સગર ફરે છે. હાથમાં જામદગ્ન્યાસ્ત્ર લઇ અગાશીમાં ઔર્વ ઉભા છે. ચારે તરફ આગ બળતી દેખાય છે ને લોકોનાં ભુમરાણ દૂરથી સંભળાય છે. મહેલમાં કોલાહલ શરુ થાય છે. ]

ઔર્વ

—ને મારું તર્પણ વાટ જુએ છે.

[ સુવર્ણા ઔર્વની આંખ સામે ડોળા ફાડી જોઇ રહે છે ]

સગર

પિતામહ! ઓ મધરા!

સુવર્ણા

ઔર્વ! ઓ મા રે! (સુવર્ણા બેભાન થઇ ભોંયે પડે છે.

ઔર્વ

બ્રાહ્મમુહૂર્ત થયું. લે આ જામદગ્ન્યાસ્ત્ર.

સગર

(આંખ ફાડી) ગુરુદેવ!

ઔર્વ

લે ને વિજય કર! (તેના હાથમાં જામદગ્ન્યાસ્ત્ર મુકે છે.

[ સગર થરથર કંપે છે ને દાંત પીસી અસ્ત્રને જોરથી ઝાલે છે. તેના શરીરમાંથી જ્વાલા નીકળતી હોય એમ લાગે છે ને તેની આંખમાં ખુન્નસ આવે છે. ]

સગર

(કઠોરતાથી) પિતામહ! વિજય જોઇએ છે? પીનદવ્યનું શિર જોઇએ છે? લો લઇ આવું. કાર્યમૂર્તિ! તુષ્ટ થાઓ!

[ગાંડા જેવો તે દોડી જાય છે. મહેલમાં ધમાલ વધે છે ને એક ખુણેથી ધુમાડો નીકળતો દેખાય છે. ઔર્વના મુખ પર જરાક હાસ્ય દેખાય છે.]

ઔર્વ

દેવો! મા! ગુરુદેવ! મારો સંકલ્પ પુરો થાય છે.

[સગર વિકરાલ સ્વરુપે ને ગાંડા જેવા ડોળા ફાડી વીતહવ્યનું લોહીથી નીગળતુ ડોકું લઇ દાખલ થાય છે. ચારેગમ ભડકા થાય છે.]

સગર

(રાક્ષસી હાસ્યથી) ગુરુદેવ! લો એક શિર. (ઔર્વને ચરણે ફેંકે છે) અડધી ગુરુદક્ષિણા...! હજી બાકી છે. માગી તેથી વધારે આપું છું. ઉભા રહો (નીચો વળી સુવર્ણનો ચોટલો પકડે છે ને અસ્ત્ર ઉગામે છે ને ચમકે છે) અરે-રે!

ઔર્વ

(નીચા વળી) સબુર કર! એ તો બાપના પહેલાંજ ગઇ!

શંખ

(પડદા પાછળથી ઘોષ કરે છે) ચક્રવર્તી સગરનો જય! ગુરુદેવ!

ઔર્વ

તો આજ છેલ્લો વીતહવ્ય—

સગર

(ભયંકર અવાજે) ને હજુ આ બાકીની ગુરુદક્ષિણા—

[પોતાને હાથે મરવા અસ્ત્ર ઉગામે છે. આકાશમાં વીજળી ચમકે છે ને એક કડાકો થાય છે. સગરના હાથમાંથી જામદગ્ન્યાસ્ત્ર અંતર્ધાન થાય છે] ઓ-ઓ-ઓ (તે ગાંડા જેવો જોઇ રહે છે.)

ઔર્વ

(સગરને ખભે હાથ મુકીને) મહારાજ! એ અસ્ત્ર કૃતકૃત્ય થયું—છેલ્લા હૈહયનો વિનાશ થઇ ગયું અને હું પણ કૃતકૃત્ય થયો. મને તર્પણ કરવા દો:

ऊर्जं वहन्तीरमृतं घृतं पयः कीलालं परिस्रुतम्।
स्वधास्थं तर्पयत मे पितॄन्।[1]

[વીતહવ્યના લોહીની અંજલિ ભરી મુકે છે. બેભાન સગર ડોળા ફાડી જોયા કરે છે. શંખ, ઉગ્ર વગેરે આવી પહોંચે છે.]

બધા

પિતામહનો જય! ચક્રવર્તી સગરનો જય!

ઔર્વ

(વિજયી સ્વરે) મહારાજ! આર્યાવર્તનો જય!

સગર

(માથું છાતીપર નાખી દઇ ખિન્નતાથી) આર્યાવર્તનો જય!

[ઔર્વ સગરને ઘસડી જાય છે ને બધા ગાતાગાતા સીડી ઉતરે છે.]

૧ બળને, અમૃતને, ઘીને, જલને, અને સરતા કર્મને વહેતી તમે સ્વધાદ્વારા પિતૃઓને તૃપ્ત કરો.

સમાપ્ત

# તરંગવતી

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૧૫૨ થી]

કેટલાંક રળીયામણાં ગામો પસાર કરતાં કરતાં અમે ઘરભણી ચાલ્યાં. અમારાં સગાં એક ગામ આગળ આવીને સામાં તેડવા આવ્યાં હતાં. અમે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે અમને જોવાને રાજમાર્ગ ઉપર લોકોની ઠઠ જામી હતી.

અમે ઘેર પહોંચ્યાં. અમારી સુખદુઃખની વાતો બધાં સંબંધીઓ આગળ ફરીફરીને કહી. પછી વસંત ઋતુમાં એક શુભ મુહૂર્તે અમારા સવિધિ લગ્ન થયાં. અમે પાછાં કમળ સરોવરમાંના ચક્રવાકની પેઠે એકતા અનુભવી આનંદ કલ્લોલથી રહેવા મંડ્યાં. પછી ઋતુઋતુના ભોગવિલાસ અમે ભોગવ્યા. અમારી સ્નેહગાંઠ બહુ ગાઢ થતી ગઇ. વર્ષ પુરું થતાં પાછી વસંત આવી; અને નવપલ્લવ પ્રકૃતિની શોભા નીહાળવા અમે ઉદ્યાનમાં ગયાં.

ફુલના દડાથી ખેલતાં અમે બાગમાં કલ્લોલ કરી રહ્યાં હતાં. ત્યાં એક અશોક વૃક્ષ નીચે મુકેલી શિલા ઉપર કોઇ સાધુને બેઠેલા જોયા. તેમને દેખતાં વેંતજ મેં વાળમાં ફુલ પરોવ્યાં હતાં તે ખરી પડયાં. મુખ પર ઉડેલો પુષ્પપરાગ પાલવ વડે મેં લુછી નાખ્યો. મારા પતિ સ્વસ્થ થઇ ગયા; અને અમે બંને પેલા સાધુ પાસે ગયાં. તેમને વંદન કરતાં તેમણે અમને નિર્વાણ પ્રાપ્તિનો આશીર્વાદ આપ્યો, અને કેટલોક ધર્મોપદેશ કર્યો.

મારા પતિએ સાધુની પૂર્વકથા જાણવા સહજ ઉત્કંઠા બતાવી, એટલે સાધુ બોલ્યાઃ "પૂર્વ ભવમાં હું હાથીનો શીકાર કરનાર પારધીરાજનો યુવરાજ હતો. મારી બાણવેધની નિપુણતાને લીધે મને બધા 'સિદ્ધબાણ' કહેતા. એક વખત ઉનાળામાં એક વનહાથીની શોધમાં હું નીકળ્યો હતો. પુષ્કળ ભટકયા પછી છેક ગંગાને કીનારે મેં એક હાથી જોયો, અને મેં તેના ઉપર બાણ તાકયું. પણ ચોટ ખાલી ગઇ. અને તીર હવામાં ઉંચે ઉડયું. એ જીવસંહારક બાણથી હાથી ન વીંધાતાં એક ચક્રવાક વીંધાઇને નીચે પડયો. એની ચક્રવાકી રુદન કરતી આમ તેમ ઉડવા લાગી; પછી ચાંચ વડે એણે બાણ ખેંચી કાઢ્યું અને ચક્રવાક મરી ગયો! તેને મેં રેતી ઉપર અગ્નિદાહ કર્યો; ચક્રવાકી પણ સ્નેહસંબંધથી તણાઇને એ અગ્નિમાં પડી અને તેની સાથે બળી મુઇ. તે જોઇ મને પુષ્કળ પશ્ચાત્તાપ થયો; એટલે એ અગ્નિમાં મેં પણ ઝંપલાવ્યું અને મારા પાપી શરીરને બાળી મુકયું. મેં કરેલા પાપના સાચા પશ્ચાત્તાપને લીધે હું નરકમાં પડવાને બદલે એક શેઠને ત્યાં જન્મ્યો. મોટો થયા પછી મેં મારા પિતાનું ધન જુગારમાં ઉડાવી દીધુ, ધીમેધીમે મને ચોરીનો છંદ લાગ્યો અને ચોરમાંથી લુંટારો બન્યો. લુંટવામાં મારી હોંશીયારીથી મને એક લુંટારાના સરદારે નાયક બનાવ્યો. એક વખત અમારી ટોળીમાંના કેટલાક, એક યુવાન સ્ત્રીપુરુષનો શીકાર લઇને આવ્યા. તેમને ગુફામાં રાખવામાં આવ્યાં. એ બીચારાં નવજુવાનોએ, મૃત્યુ પામે આવ્યું હોય એમ કલ્પીને, એમના પૂર્વજન્મથી માંડીને પોતાની કર્મકથની બીજાં કેદીઓને કહેવા માંડી. મેં તે વાત દૂરથી સાંભળી અને મને મારા પૂર્વભવનુ ભાન એકાએક થઇ આવ્યું. 'મેં બાણથી મારેલું નિર્દોષ ચક્રવાકનું જોડું તે આજ'— એમ મને થયું. એટલે મેં તેમને રાતે ને રાતે ગુફામાંથી છુપે માર્ગે નસાડી મુકયાં. ત્યાર પછી હું પાછો ગુફામાં ગયોજ નહીં. હું વિરક્ત થયો હતો; સંસારની અસારતા મને ખુબ સાલતી હતી. ભાગ્યયોગે એક ગુરુ મળ્યા. તેમણે મને જિજ્ઞાસુ જાણી વીતરાગ દીક્ષા આપી. હવે મને,

સંસારમાંનો અજ્ઞાન ઝાંખરાંએ પુરાઇ ગયેલો માર્ગ જે તીર્થંકરોએ ચોખ્ખો કરેલો, તે જડયો છે. હવે હું મારાં પૂર્વકર્મને સંયમ વડે બાળી રહ્યો છું."

[સાધ્વી આગળ કથા કહે છેઃ—] જ્યારે અમે આ ખેદજનક અનુભવ—કથા સાંભળી ત્યારે અમે પૂર્વે અનુભવેલું દુઃખ અમને જાણે નવેસર સાલવા માંડયું. આંસુભરી આંખે અમે એક-બીજા તરફ જોયું. અમને લાગ્યું કે "આ સાધુ અમને વિષ તેમજ અમૃત સમાન નીવડ્યા છે!" વીતેલાં દુઃખનો વિચાર આવતાં અમને અમારા સ્નેહના ભોગવિલાસ ઉપર ઉપરતિ થઇ. અમે એ સાધુને અમારો જીવનતારક માન્યો.

સાધુએ અમારી તીવ્રતા નીહાળીને અમને ત્યાંજ બોધ કર્યો; એટલે સંસાર ઉપર અમને અણગમો થયો અને પવિત્ર સાધુ જીવન ગાળવાનો અમે સંકલ્પ કર્યો. અમે ત્યાંજ અમારા શણગાર ઉતારી દીધા; અને દાસીઓને અમારો નિશ્ચય જણાવ્યો. તેમની સાથે માબાપને સંદેશો કહાવ્યો કે "અમે બંને અણકથ્યા દુઃખથી અને જન્મ મરણની પરંપરાથી કંટાળી ગયાં છીએ માટે અમે આજથી ધર્મમાર્ગે ચઢીએ છીએ." આ પ્રમાણે સદેશો કહેવડાવીને, સંસારના સંપૂર્ણ વિલાસમાંથી અમે એકદમ વીતરાગ થવાને તૈયાર થઇ ગયાં.

અમારી દીક્ષા લેવાની વાત સાંભળીને નગરમાંથી સૌ લોકો બાગમાં ભેગા થઇ ગયા. બધાં સ્નેહીઓએ અમને ખુબ વાર્યાં; પણ અમે એમનો સ્નેહ તરછોડયો. બીજાઓએ, નાની વયમાં આવું સાહસ ન કરવા ચેતાવ્યાં. પરંતુ અમારો નિશ્ચય હવે અડગ હતો અને વિરાગ દૃઢ હતો; તેથી સૌને અણપાલવતે પણ સંમતિ આપવી પડી.

મારા સ્વામી એક સાધુની દીક્ષા લઇને તપસ્યા કરવા ત્યાંથીજ છુટા પડયા. તેમનાથી ઉલટી દિશામાં હું એક સુવ્રતા નામની સાધ્વી પાસે ગઇ; અને તેમની પાસેથી દીક્ષા પામી. આજે એમની સાથે વિહાર કરતાં કરતાં અમે અહીં આવી પહોંચ્યાં છીએ; અને આજે મારે છઠનાં પારણાં હોવાથી ભિક્ષા માગવા નીકળી છું."

સાધ્વી તરંગવતીએ પોતાની આત્મકથા પુરી કરી ત્યારે શેઠાણીને થયું કે આમણે આટલી નાની વયમાં જો કઠણ તપસ્યા આદરી છે, તો મારાથીબને તેટલું મારે પણ કેમ ન કરવું? સંસારમાં રહીનેએ સાધુ જીવન ક્યાં નથી ગાળી શકાતું? [સાધ્વી તરંગવતીએ શેઠાણીને આચારમાં મુકાય તેટલો બોધ કર્યો; અને પછી ભિક્ષા લઇને ઉપાશ્રયમાં પાછી આવી.

---

## ફોટોગ્રાફીની હરીફાઇ

અમે જાહેર કરેલી ફોટોગ્રાફીની હરીફાઇમાં અમારી પાસે ૫૫ ફોટોઝ આવ્યા હતા. તેમાંથી ઉત્તમ ફોટો શ્રી. જમનાદાસ રતનસીનો જાહેર કરવામાં આવે છે. તે અન્યત્ર આ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. ત્યાર પછી શ્રી. ઠાકર ચીમનલાલ સોમેશ્વર અને શ્રી. જમનાદાસ સુબેદારના ફોટોઝને પસંદગી મળે છે. એ ફોટોજ અમારા આવતા અંકમાં પ્રસિદ્ધ કરવા ઉમેદ રાખીએ છીએ.—ઉપતંત્રી.

## નવું સાહિત્ય

[અનુસંધાન પૃષ્ઠ ૧૫૩ થી]

રા. 'ધૂમકેતુ' જણાવે છે તેમ એમાંની 'એક ભુલ' સીવાયની બધીજ વાર્તાઓ તદ્દન સ્વતંત્ર છે. છતાં પણ એમણે રશીઅન સાહિત્યમાંથી વાર્તાઓનો આત્મા લઇ કલેવર રચ્યું છે, ટાગોરની વાર્તાઓની છાયા એમના પર સબળ રીતે પડી છે એવાં બીનજવાબદાર કથનો પણ કોઇક સ્થળેથી કરવામાં આવે છે. અમુક સાહિત્યકારની છાયા પોતાના પર પડે, કે પ્રસંગ અથવા બીજ કોઇક સ્થળેથી લઇ પોતે સ્વતંત્ર રીતે કૃતિનું નિર્માણ કરે તો તેની સ્વતંત્રતા જતી રહેતી નથી. વિશ્વસાહિત્યના સારામાં સારા સાહિત્યકારોએ બીજ, પ્રસગ કે ભાવ અન્ય લેખકની કૃતિઓમાંથી ગ્રહણ કર્યાના દાખલા જાણીતા છે. પુરોગામીઓની કૃતિઓમાંથી આવા બીજાદિગ્રહણને આપણે ચૌર્ય ગણીએ તો આપણા પ્રેમાનંદને પણ 'કવિશિરોમણિ' મટીને 'ચોરશિરોમણિ' થવાનો વારો આવે.

રા. 'ધૂમકેતુ' ભાવનાપ્રધાન લેખક છે. એ પોતે કહે છેઃ 'કરુણ અંતથી કલાનુ સ્વરુપ સચવાય છે એ માન્યતા પણ અર્ધ સત્ય કે અસત્યજ રજુ કરે છે. કરુણ અંતજ હોવો જોઇએ એવો અનિવાર્ય નિયમ નથી, અને કરુણ અંત કે સુખી અંત સાથે ટુંકી વાર્તાની કલાને અગત્યનો સંબંધ પણ નથી.' છતાં પણ કરુણ રસ તરફ એમને ઘણો પક્ષપાત હોય એમ લાગ્યા વગર રહેતું નથી. જીવનના પ્રશ્નોને એમણે કોઇ પણ વખત ગંભીરેતર દૃષ્ટિથી અવલોકયા હશે કે નહીં એવી શંકા સહજ ઉદ્‌ભવે છે.

શૃંગારના આલેખન સીવાય પણ રસનિષ્પત્તિ સારી રીતે થઇ શકે છે એ એમણે બહુ સચોટ રીતે દર્શાવ્યું છે. એમની વાર્તાનાં સ્થળ, સમય ને વર્ણનનું વૈવિધ્ય આપણને આશ્ચર્ય પમાડે એટલું વિપુલ છે. હિમાલય, આગ્રા, કાઠીઆવાડ ને ગુજરાત એ એમની વાર્તાઓનાં સ્થળ છે; ઇર્ષ્યા ઉત્પન્ન પણ નહોતી થઇ તે કાલ્પનિક કાળ, વૈશાલીના ગણસત્તાક રાજ્યનો સમય, તથા ચાલુ જમાનો એ એમની વાર્તાઓનો સમય છે. 'પાછલી રાત્રિનું ભુરું આકાશ,' 'ગ્રામ્ય સૌંદર્ય,' 'જલધિજલનાં તરંગ જેવા ડુંગરાઓ' ઇત્યાદિ એમના વર્ણનના વિષયો છે.

ગ્રામ્યજીવન, આડંબર હીનતા અને આપણા હલકા વર્ગના ગણાતા મનુષ્યો તરફનો એમનો પ્રેમ સ્થળે સ્થળે જણાઇ આવે છે. માનવહૃદય એનું એજ છે. પછી ભલે મનુષ્ય વિદ્વાન હોય કે અજ્ઞ; ધનાઢ્ય હોય કે નિર્ધન. જે ભાવ આપણા હૃદયને હચમચાવી મુકે છે તેજ ભાવો હીનવર્ગના મનુષ્યોના હૃદયમાં ઉછળે છે એ એમનું વક્તવ્ય હોય એમ લાગે છે. આપણા નીચલા વર્ગના મનુષ્યોનું માનસ એમણે બહુ સુંદર રીતે વ્યક્ત કર્યું છે; જો કે ડીકન્સની પેઠે ઉતમ અને અધમ ગણાતા વર્ગોની મનોભાવનાની વિશિષ્ટતા કે વૈષમ્ય દર્શાવવાનો એમણે પ્રયત્ન કર્યો નથી. એમણે તો એટલુંજ પુરવાર કર્યું છે કે હલકા વર્ગના મનુષ્યો પણ આપણા જેટલાજ સુંદર ને કોમલ ભાવના અધિકારી છે.

એમનાં સર્વ પાત્રો જીવંત ને વ્યક્તિત્વવાળાં છે, સદ્‌ગુણ અને દુર્ગુણનાં પુતળાં માત્ર નથી. મુખ્યત્વે એમનાં પાત્રો ભાવના પરાયણ છે; અને ઘણુંખરું ભાવનાઘેલાં (sentimental) પણ થઇ જાય છે. વ્યવહારુ જગતની તેમને જરા પણ પરવા નથી હોતી. તેઓ ભાવનાશાળી

નું ખેતર' આવી હેતુપ્રધાન વાર્તા છે. શહેરમાં રહેવા કરતાં ગામડામાં રહેવું એ ઘણું સારું છે એ લેખકનું વક્તવ્ય છે.

ગ્રામ્યજીવન તરફ પ્રેમ હોવો અને તે દર્શાવવો એમ કોઇ પણ રીતે ખોટું નથી. પરંતુ જ્યારે એ પક્ષપાતને લીધે શહેરને છેક અન્યાય કરવામાં આવે ત્યારે લેખક વાચક પર ધારેલી અસર કરવામાં નિષ્ફલ નીવડે છે એટલુંજ નહીં, પરંતુ કેટલીક વખત તેથી ઉંધીજ અસર પણ થાય છે. ગામડાની મીજબાની વીશે લખતાં રા. ધુમકેતુ કહે છે, 'શાક ભીંડાનુ હતુ, અથાણું ચીભડાનું, ને મુબાઇનાં 'સંતરાં મોસંબી 'ની ગંધાતી બદબોને બદલે મગની તાજી શીંગો ને તાજગીભર્યા શેરડીના સાંઠા હતા.' આમાં 'ગંધાતી બદબો' માં રહેલા પુનરુક્તિ દોષનો વિચાર નહીં કરીએ; પરંતુ મુંબઇના 'સંતરા મોસંબી' ગંધાતાં હોય છે એ કથન સાથે, એક આનાની ૭ મોસંબી લઇને અડવાડીઆ સુધી તેને ચલાવનાર સીવાય બીજો કોઇ પણ મનુષ્ય સંમત થાય એમ લાગતું નથી. એજ વાર્તામાં લેખક આગળ કહે છે. 'પરેવાસ્યે રબારી ઢોરને 'પહર'માં લઇ જવાની બુમ પાડે ત્યારે, પોતે નવ વાગે પથારીમાંથી બેઠો થઇ મહારાજને દાતણની બુમ પાડતો તે હોસ્ટેલના દિવસો ગોવિંદને યાદ આવે!' ગામડાનાં લોકો ઘણાં વહેલાં ઉઠતાં હશે એ ખરું, પરંતુ હોસ્ટેલમાં નવ વાગે ઉઠી મહારાજને દાતણની બુમ પાડનારા વિદ્યાર્થીઓ

હશે તોએ બહુજ ઓછા હશે મોટે ભાગે તે ગામડાનાજ વિદ્યાર્થીઓ હશે એમ તો ગામડામા પણુ મોડા ઉઠનારા મનુષ્યો હોય છે, અને હોસ્ટેલ તથા ગામડાના મોડા ઉઠનારાઓનુ પ્રમાણ કાઢીએ તો બનેમા બહુ ફેર પડે એવો સભવ નથી ગામડાના રહેવાસી મારા એક મિત્રે મને કહ્યુ હતુ કે એ પોતે ગામમા રહેતો હતો ત્યારે દશ વાગને ઉઠતો તોએ કોઇ કૈં બોલતુ નહીં, પણુ મુબઇમા તો એને ૭ વાગ્યે ઉઠવુજ પડતુ

આવોજ બીજો દાખલો ‘મદભર નેના’મા માલમ પડે છે ડોકટરની કોઇ વિરુદ્ધ હોય એ સમજાય એવુ છે પરતુ એ જ્યારે જરૂર ડૉકટર વિરુદ્ધ લખવા બેસી જાય ત્યારે ડૉકટર ન હોય એવા વાચકના હૃદયને પણુ આઘાત થાય છે રા ‘ધૂમકેતુ’ લખે છે ‘શહેરનો ડોક્ટર એટલે જગતનો લુટારુ સામાન્ય રીતે ડોકટર લાગણી વિનાનો પ્રાણુ છે અને પ્રાણુ વિનાનુ શરીર છે! એનામા ચેતન નથી છતા ચૈતન્ય દેખાય છે એનુ શરીર જડ હોય ત્યારે ધારવુ કે એને હાથે ઘણા મનુષ્યો મર્યા છે, ને પાતળુ હોય ત્યારે સમજવુ કે માણુસો ન મર્યાની એને પીડા છે! એને રોગી પર જેટલો પ્યાર છે તે કરતા રોગ પર વધારે પ્યાર છે! ને તેથી રોગ મટાડવા કરતા રોગીનેજ મીટાડે છે!’ આ વચનો કોઇક ‘ફાર્સ’માં આવતા હોય તો ઘણા દીપી નીકળે એવા છે પરતુ એ ઉપહાસવચન હોય તો અહીં અસ્થાને છે, ને વસ્તુસ્થિતિના કથનરુપ હોય તો એ ડોકટરો પર મિથ્યા આરોપ છે

‘કેસરી વાઘાની’ વાતા, ‘વાસના જે રહી તે તે, પૂરી સૌ કરવી પડે’ એ સિદ્ધાતનુ સમર્થન કરવા લખાએલી છે પરતુ એમા નાગાનન્દની પેઠે સળગ એકતા રહેતી નથી બે જુદાજુદા કટકાઓને સાધ્યા હોય એવો ભાસ થાય છે જરાક જુદી રીતે એ વાર્તા મુકી હોત તો કદાચ વાર્તાની એકતા અખડિત રહેત

રા ‘ધૂમકેતુ’ની શૈલી સરળ ભાવવાહી અને હૃદયગમ છે વર્ણુનની સ્વાભાવિકતા, ઉપમાદિની ઉચિતતા અને યોગ્ય વાતાવરણુ ઉત્પન્ન કરવાની શક્તિમત્તા એમનામા સ્થળે સ્થળે જણાઇ આવે છે સુકોમળ ભાવ જેટલી સહેલાઇથી એ પ્રદર્શિત કરે છે તેટલીજ સહેલાઇથી તીક્ષ્ણુ કટાક્ષ પણુ એ કરી શકે છે ક્લિષ્ટતા અવિશદતા કે ‘સાક્ષરી’ ભાર એમની શૈલીમા જરા પણુ જોવામા આવતા નથી ‘ગધાતી મદમો’ કે ‘ઘનશ્યામ વાદળાઓ’ જેવા પુનરુક્તિ દોષવાળા શબ્દપ્રયોગ ક્વચિતજ જોવામા આવે છે

‘ભૈયાદાદા,’ ‘સોનેરી પખી’ ‘હૃદય પલટો,’ ‘મશહુર ગવૈયો’ અને ‘મદભર નેના એ સગ્રહની સારામા સારી વાર્તાઓ કહી શકાય

રા ‘ધૂમકેતુ’ની વાર્તાઓમા સમગ્ર રીતે જોતા દોષ કરતા ગુણુ ઘણા વધારે છે, અને દોષો છે તે વધારે અભ્યાસથી દૂર થઇ શકે એવા છે ભવિષ્યમા એ તણખામાથી એ સ્થાયી તેજવાળી જ્યોતિ પ્રકટાવી આપણા સાહિત્યના માગને ઉજાળે એટલી આશા સાથે વિરમીશુ

## શશિકલા અને ચૌરપંચાશિકા

અનુવાદક રા નાગરદાસ ઇ પટેલ પ્રકાશકઃ વર્ધમાન એન્ડ સન્સ મુબાઇ મૂલ્ય રુ ૨-૦-૦

સસ્કૃત સાહિત્યમા કવિ બિલ્હણુનુ નામ ઘણુ જાણીતુ છે અને એની ચૌરપચાશિકા કાવ્ય ઘણુ પ્રખ્યાત છે બહુજ અદ્ભુત સજોગોમા એ કાવ્ય રચાયુ હતુ બિલ્હણુને પોતાની શિષ્યા રાજપુત્રી સાથે સ્નેહ સબધ થયો રાજાને એ વાતની ખબર પડતા એણે તેને દેહાતની શિક્ષા

ફરમાવી વ્યવસ્થાન પર જતા પહેલા ઇષ્ટદેવનું સ્મરણ કરવાનું રાજાએ તેને સૂચવ્યું અને 'રાજાજી, મારા ઇષ્ટદેવ ? મારા ઇષ્ટદેવ શશિકલા સિવાય બીજો કોઇ નથી!' એમ કહીને પંડિતપ્રવર બિલ્હણે લલકાર્યું

'अद्यापि तां कनकचम्पकदामगौरीं
फुल्लारविन्दवदनां तनुरोमराजिम् ।
सुप्तोत्थितां मदनविव्हलसालसाङ्गीं
विद्यां प्रमादगलितामिव चिन्तयामि ॥'

આ પ્રમાણે દરેક પગથીએ ચઢી અદ્યાપિ તાં થી શરૂ થતો એકેક શ્લોક લલકાર્યો કુલ એવા પચાસ પગથીઆ હતા, અને એ સર્વ પગથીઆ ચઢી રહ્યા ને પચાસ શ્લોક પુરા થયા ત્યારે રાજાએ ખુશ થઇને પોતાની પુત્રી એમની સાથે પરણાવી

મુળ શ્લોકની રસિકતા આ વાર્તાની અદ્ભુતતા લીધે ઘણી વધી ગઇ છે બિલ્હણની જીવનકથા સાથે પચાશિકા જુની ગુજરાતી ભાષામાં છેક સોળમી સદીમાં લખાએલ માલમ પડે છે

રા. નાગરદાસ પટેલે એ વાર્તા, મુળ સંસ્કૃત શ્લોક તેના સમશ્લોકી ભાષાન્તર તેની ગદ્યમાં સમજુતી તથા સર એડવીન આર્નોલ્ડનો અંગ્રેજી ભાષાનુવાદ, આ પુસ્તકમાં આપી સંસ્કૃત સાહિત્યના એક જાણીતા કાવ્યની પ્રસાદી આપવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે

એમનું ગુજરાતી પદ્યાત્મક ભાષાંતર ઘણા વખત પર 'સાહિત્ય'માં આખું પ્રગટ થઇ ગયું હતું મુળની ખુબી લાવવામાં એ ઘણે અંશે સફળ થયા છે એમ કહી શકાય, અને એમનું ભાષાંતર એટલું સરળ છે કે નીચે ગદ્યમાં સમજુતી આપી છે, તે પુસ્તકના કદમાં વધારો કરવા પુરતીજ હોય એમ લાગે છે

ઉપર કહ્યું તેમ મુળ કાવ્યની રસિકતા વાર્તાની અદ્ભુતતાને લીધે વધી ગઇ છે બાકી ઘણીવાર એમાં એકની એક વાતો, કેટલીકવાર તો એના એજ શબ્દોમાં, માલમ પડે છે कमलायताक्षी, लज्जावनत नयना જેવા વચનો કે વિચારોનું પિષ્ટપેષણ પણ કરાએલું જોવામાં આવે છે

'हचीर' જેવી છાપભુલો એક કરતાં વધારે છે, તે બીજી આવૃત્તિમાં દૂર કરવામાં આવશે એવી આશા રાખીએ છીએ

રા. પટેલને એક પ્રખ્યાત સંસ્કૃત કાવ્યને ગુજરાતમાં પરિચિત કરાવવા બદલ ધન્યવાદ આપી વિરમીશું

# ગુજરાત



સ્વ. સર લલ્લુભાઈ આશારામ શાહ અને તેમનાં ધર્મપત્ની.

શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.




પુસ્તક ૧૦ ] માર્ગશીર્ષ ૧૯૮૩ [ અંક ૩

## ગુજરાત અને યુગધર્મ

# ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન



ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;
અજ્ઞ તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી

પ્રથમ શબ્દ મેં એ વાણીમા શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મે એ વાણીમા ઉચ્ચાર્યો કાલો કોઢે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી સહાલે,
એ વાણીનાં અમૃતઝરણા અતરમાં નિશદિન ચાલે,
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જર ગીરનો જય ગાઓ !
જય ગાઓ, જય ગાઓ !

વિશ્વવદિત સર્જનજુની મહાવાણી માત છે,
બગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ !
ગુર્જર ગીરનો જય ગાઓ !
જય ગાઓ, જય ગાઓ !

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રત્વનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાધી સમ રત્નો રાજે,
તેની વાકનો વિજય દુદુભિ સતત અખિલ જગમાં ગાજે

જય ગાઓ, જય ગાઓ.





સ્વ. સર લલ્લુભાઈ આશારામ શાહ,

જજ, મુંબાઈ હાઈ કોર્ટ



# સર લલ્લુભાઇ શાહ

લેખક:

રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

મારે ને "ભાઇનો"* સંબંધ લગભગ એકત્રીશ વરસનો; ઇ. સન ૧૮૯૫ થી: જ્યારથી એઓએ એપેલેટસાઇડ પર વકીલ તરીકે ધંધો શરુ કર્યો ત્યારથી. મારા કરતાં સ્વ. માર્કંડરાવ–સર મનુભાઈ મહેતાના મોટાભાઇ–ધંધામાં સહેજ જુના: મેં ૧૮૯૩ માં સનંદ લીધી ત્યારે એઓએ ધંધો શરુ કરી દીધેલો. આ ધંધામાં એક બે વરસનો ફેર તે કંઈ ફેર કહેવાય નહીં. એટલે ૧૯૦૫ માં મેં હાઇ કોર્ટ છોડી ત્યાં સુધી, માર્કંડરાય, હું અને સર લલ્લુભાઇ ગુજરાતી જુનીઅર (નવા) વકીલ તરીકે ગણાતા.

ધંધાને અંગે ગુજરાતની કોઇ અપીલમાં સામ સામા તો કોઇમાં એક બાજુ પર, એમ અમે ગોઠવાઇ જતા. માર્કંડરાવ બહુ તેજ ઝહનના હતા એટલે કાગળીઆં બહુ ન વાંચે તોપણ કોરટ સમક્ષ મુકવા પુરતો કેસ તઆર કરી શકતા; ફેંસલા જોઇ કાઢવા માટે બહુ શ્રમ લેતા નહીં; પરંતુ કોરટ પાસે તકરાર બહુ મઝાની રીતે મુકતા. લલ્લુભાઇ બહુજ મહેનતુ હતા, બહારગામથી અપીલ સાથે આવેલા કાગળ પૈકી એકેએક તો વાચી જતા તેમાં નવાઇ નહી, પરંતુ અપીલ દાખલ થયા બાદ નીચલી કોરટમાંથી જે રેકર્ડ આવતો તે આખો રેકર્ડ પોતાની ગાંઠની ફી આપી વાંચી જતા અને તેને અંગે મળતી વિશેષ માહીતીનો લાભ પોતાના સમોવડીઆ ઉપર લઇ જતા.

અમે તો હાઇકોર્ટ લાઇબ્રેરીના મેમ્બર મોડા થયા, પરંતુ પોતે તો ધંધાની શરુઆતથીજ એ લાઇબ્રેરીનો લાભ લેવા માંડયો, અને તેને લીધે ફેંસલા અને કાયદાની શહાદતની તૈઆરી પણ ઘણી સારી કરતા. આ ઉપરાંત કોરટની સમક્ષની તકરારમાં અતિ ઘણી ચીવટાઇ બતાવતા. સાંભળનાર જજને અમુક પોઇંટ ગમશે કે નહીં ગમે, તેનો વિચાર સરખો કરતા નહી. જજ ગમે તેટલું મોઢું કટાણું કરે યા બગાડે તોપણ પોતાને જે કહેવું હોય તે કહેતાં અચકાતા નહી. આને લીધે જજની વલણ જોઇ કેટલીક તકરારો છોડી દેતા અથવા ટુંકાવતા વકીલ જજોને જેટલા પ્રિય લાગના તેટલા એઓ લાગતા નહીં: સહેજ સહેજ ખુંચતા.

અમે સૌ સરખા પણા એટલે અમુક અપીલનો ચુકાદો થઈ ગયા બાદ વકીલોના

* હું અને મારા ને એમના કેટલાક મિત્રો એમને એ વહાલસોયા નામથી સંબોધતા.



વિદ્યાર્થી લ'લ્લુભાઇ શાહ

પોતાની ફરજનો આ ખ્યાલ એમણે ઠેઠ સુધી જાળવી રાખ્યાં ને અમલ માં મુકયો.

જેમ વકીલ તરીકે ન્યાયાધીશને રાજી રાખવા તેને રુચતીજ તકરારો આગળ કરી બીજી એમણે છોડી નથી તેમ ન્યાયાધીશ તરીકે પોતાના સોબતીને અનુકુળ થઇ પડવા એમણે પોતાનો ચુકાદો કદી ફેરવ્યો નથી. જયાં જયાં એમને લાગતુ કે ખરો ચુકાદો આજ હોઇ શકે ત્યા ત્યાં પહેલાં તો પોતાના જોડીઆ જજને સમજાવી લેવા કોશેશ કરતા, અને ઘણી વખત તેમાં ફત્તેહ પામતા. જો ન સમજાવી શકે તો પછી તેના મતથી જુદા પડી પોતાનો સ્વતંત્ર ફેસલો આપતા. ફુલ બેચ જેવા મોટા સમુદ-માં બેસતા ત્યારે પણ જમવાના ઓરડા (ડાઇનીંગ રૂમ)માં કુદરતી રીતે તે બાબતની માહોમાહે ચર્ચા કરતા, અને તેમાં અમે ગમે એમને વખતને માન આપવાનુ કહેતા, પણ તેનો એમની પાસે એકજ જવાબ હતો કે જજોને મારી તકરાર ગમે કે ન ગમે પણ મારે તો મારી સમજ પ્રમાણે મારા અસીલ પ્રત્યેની મારી ફરજ બજાવવીજ જોઇએ, માટે હું કોઇ પણ પોઇન્ટ કે તકરાર રજુ કર્યા શીવાય રહેવાનો નહી.

એજ સ્વતંત્રતાથી કામ કરતા આને લીધે એમ-ના જોડીઆ જજો એમના અભિપ્રાય અને ચુકાદાઓની વિરુદ્ધ પડતાં બહુ વિચાર કરતા અને એમની શક્તિ બહુમાનની નજરે જોતા

જુદી જુદી જાતના કાયદા અને ફેંસલા ઓનુ અધ્યયન કરવામાંજ એઓ પોતાનો ફુરસતનો વખત ગાળતા. આપણા હીંદુ-ઓને લગતો કાયદો બરાબર સમજવા માટે એમણે ચાળીસ વરસની ઉમરે સંસ્કૃત

જેવી કઠિન ભાષાનો અભ્યાસ શરૂ કર્યો અને તેમા પણ એટલા આગ્રહથી મડ્યા રહ્યા કે આખા દેશમા હી , લોના એક નમુનેદાર જજ તરીકે એમને સૌ માન આપવા લાગ્યા સવારે સસ્કૃતનો અભ્યાસ ત્યાર બાદ પાચ છ કલાક કોરટનુ કામ પછી સાજરે જે અગણિત સસ્થાઓ જોડે પોતે જોડાએલા હતા તેને લગતા કાગળીઆ જોવાનુ કામ, રાત્રે ફરી પાછુ બીજે દિવસે નીકળનારા કેસના કાગળીઆ વાચવાનુ કામ, તે મોડી રાત સુધી, આ એમનો કાર્યક્રમ

છેલ્લી લડાઇ દરમીઆન ને પછીથી કોરટનુ કામ ઘણુ વધી જવાથી પોતે નિયમિત કસરત વગેરે કરતા હતા તેમા શિથિલતા આવવા માડી અને છેવટ કસરત લગભગ છેકજ છુટી ગઇ આનુ પરિણામ એ આવ્યુ કે હાર્ટ (હૃદય) સહેજ નબળુ હતુ તેને શરીરમા વધતી ચરબીએ વધારે બગાડયુ, અને પરિણામે નસ ભાઇ વળી જવાથી એકાએક પાચ મીનીટમા એમનુ અવસાન થયુ આ પ્રમાણે અક્ષરશ પોતાની ફરજ બજાવતા બજાવતા, શુદ્ધ ન્યાય તોળવાનો ધર્મ આચરતા પોતે પ્રભુને શરણે પહોચી ગયા

એમના પિતાશ્રી રા આર રામભાઇએ સ્વામીનારાયણ ધર્મના મૂળતત્વો એમની નાની ઉંમરમા એમના મગજમાં એટલી બધી મજબુત રીતે ઠસાવી દીધેલાં કે માજુભાઇ (માર્કંડરાવનુ લાડનું નામ એ હતુ)ની શુદ્ધ નિર્લેપ સુરતી વાણી, 'શિક્ષાપત્રી'થી ઓતપ્રોત થએના અત કરણને બહુ ખુચતી કોઇ કોઇ વખત "સુરતી લાલા સહેલાણી ઓની વાતો—અને તે પણ ખાસ મજુભાઇની રીતે કહેવાતી—સાભળી એમને મોઢે શેરડા પડી જતા પરતુ ઘણા વરસના ગાઢીઆવાડીઓના સહવાસને લીધે મન એટલુ માણુમા રાખતા કે



લલ્લુભાઈ શાહ એમ એ

જાણે પોતે કશું સાંભળતાજ 'નથી એમ ગણી હસીને તે પ્રસંગ ઉડાવી દેતા.

એમનામાં ઋજુતા ઘણે મોટે ભાગે જોવામાં આવતી. ઉમદા ચારિત્ર્ય અને ખાનદાની સ્વભાવનાં એકેએક લક્ષણો નાનપણથીજ એમનામાં જણાઇ આવતાં. દરેક પ્રશ્ન—નાના કે મોટા ને લગતી વાતો ઘણી ચોકસાઇથી છણતા. કેટલીક વખત તો તેમાં પ્રમાણ ન રહેતું હોવાથી "ત્રાંબીઆની ડોસી ને ઢબ્બુ મુંડામણ" જેવું થઇ જતું, અને તે બાબત-પર એમનુ લક્ષ પણ ખેંચવામાં આવતું, પરંતુ સ્વભાવ તે સ્વભાવ, બદલી શકાયો નહીં.

પોતે જજને ઓહ્દે પહોંચ્યા પહેલાં સૌને મળવા મુકવામાં અતિશય સુલભતા રાખતા. જજ થયા પછી પોતાની આસપાસ એકદમ એક જાત-ની એકાકીપણાની-isolationની—વાડ બાંધી દીધી, કારણ એમનો અભિપ્રાય એવો હતો કે આવા મોટા ઓહ્દેદારે ગમે તેને મળવુ મુકવુ ન જોઇએ, પરંતુ એક પ્રકારની સીમા રાખવી જોઇએ જજ થયા બાદ એમનું સદાનું હસતું મોઢું અને હંમેશ સૌને આવકાર આપનો ચહેરો તો તેવાંજ રહ્યાં, પણ અબાધિત મળવા મુકવાની બાબતમા થોડી રોધક શલાકાઓ મુકાઇ. આને લીધે એમના મિત્રવર્ગમાં બનતા કેટલાક સાધારણ બનાવોથી પણ એઓ વખતો વખત અજ્ઞાત રહેતા અને તેથી તેમના પ્રત્યેની કોઇ કોઇ ફરજ ચુકી જતા. પોતાના વર્તનની આ ત્રુટિની એમને ખબર હતી, પણ સાથે સાથે એમને એમ પણ લાગતુ કે જે વાડ મેં બાંધી લીધી છે તે યોગ્યજ છે, તે તોડવી નહીં.

.સાર્વજનિક કાર્યપ્રદેશ માટે પણ એ મુજબજ પોતે એક ચીલો નક્કી કરી રાખ્યો હતો, તે ચીલાની બહાર કદી તેઓ નીકળતા નહીં. સંસાર સુધારો અને કેળવણી, એ બે વિષયો એમણે પોતાના કર્તવ્યને યોગ્ય લેખી, તેની જોડે સંબંધ રાખતી સંસ્થાઓને તન, મન અને ધનથી મદદ કરવાનો નિશ્ચય કરેલો, અને તે નિશ્ચય કેવી રીતે અમલમાં મુકાયો, તે આપણી યુનીવર્સીટી, મુબાઇ તથા પુનાના લો કલાસ, ફોર્બસ સભા, પ્રો. કર્વેની સ્ત્રી શિક્ષણ આપતી યુનીવર્સીટી, ચંદા રામજીની હીંદુ ગર્લ્સ હાઇ સ્કુલ, સાયંટીફીક ને લીટરરી સોસાયટીની તેવીજ સ્કુલ, મુબાઇની સંસાર સુધારા સમાજ, એવી એવી સંસ્થાઓના ચાલકો ઘણી સારી રીતે જાણે છે. અત્રેની રોયલ એશીઆટીક સોસાયટીના કામમાં તો એઓ એટલો બધો આગળ પડતો ભાગ લેતા અને ત્યાં ઉપસ્થિત થતા પ્રશ્નોનો એવી ધીરજ, ખંત અને બાહોશીથી નીકાલ કરતા કે આજ કેટલાંક વરસ થયાં દર વરસે નવો પ્રમુખ પસંદ કરવાની પ્રથા હોવા છતાં, ત્યાંના મેંબરો એમનેજ પ્રમુખ તરીકે ચુંટી કાઢતા. આ સીવાય જાહેર સભાઓ વગેરે માટે જે એમની પાસ કોઇ જતુ તો તેને કોઇપણ રીતે મદદ કરવા તેઓ ના કહેતા નહી. રાજકીય વિષયો સંબંધે કોઇ કામમાં ભાગ લેવાનું એમનાથી બની શકે એમ હતું નહી, પરંતુ એ કૂટ વિષયનો એમનો ખાનગી અભ્યાસ જેવો તેવો નહતો.

કેટલીક ન્યાયને લગની બાબતોથી રાજકીય પ્રશ્ન વેગળા રખાતા નથી, દાખલા તરીકે, જ્યુરી મારફતે થતી તપાસ. એ જ્યુરીના બંધારણમા ફેરફાર કરાવવા બાબત સરકાર તરફથી જે કમીટી નીમાઇ હતી તેના પોતે એક મેંબર હતા. તે વખતે જે ચીવટાઇ, બાહોશી અને ફોજદારી કાયદાના પોતાના



સર લલ્લુભાઇ શાહ તથા શ્રી કૃષ્ણલાલ ઝવેરી અને કુટુંબીજનો

તલસ્પર્શી જ્ઞાનથી એ વિષય તેમણે છણ્યો હતો, તે જોઇ સર વીલીઅમ વીંસેંટ જેવા પાકા સીવીલીઅન અને બીજા અંગ્રેજ મેંબરો પણ છક થઇ ગયા હતા. અને એમણે કેવી બાંધછોડ કરી એ બંધારણમાં ફેરફાર કરાવ્યો, વિરુદ્ધ અભિપ્રાયવાળા મેંબરોને કેમ સમજાવી લીધા વગેરે બાબતો ખાનગી હોવાથી તે વીશે અત્રે વિશેષ લખાય એમ નથી, પરંતુ ન્યાયાસન પર જેમણે એમને પોતાના સીવીલીઅન યા અન્ય સહકારીને-ખાસ કરીને-ફોજદારી કામમાં સમજાવતા જોયા હશે તેઓ તેનો કંઇક ખ્યાલ આણી શકશે.

મર્હુમ સર લલ્લુભાઇના ઉમદા, વિશુદ્ધ ચારિત્ર્ય વીશે ઘણું લખાય. ઉપલી રૂપરેખા અપૂર્ણ છે તે હું સમજું છું. પરંતુ એક માસિકના સ્મારક અંક માટે લાંબો લેખ ન જોઇએ, તે પણ ધ્યાન બહાર જવું ન જોઇએ. ટુંકામાં આજે એમના જેવા દરેક રીતે નમુનેદાર, જેના કવચમાં કોઇ રીતની ખામી કઢાઇ શકાય નહીં, જેના વર્ત્તન બાબત કોઇ રીતે આંગળી ચીંધી શકાય નહીં, જેની પાસથી શીખવાનું ઘણું હતું, જેને શીખવવાનું થોડું હતું, એવા, એક અગ્રેસરને, એવી એક વિશિષ્ટ વ્યક્તિને ગુજરાતે ગુમાવી છે.

ઇશ્વર એમના આત્માને શાંતિ આપો !






**દેવદીવાળી**ની સવારે-સ્વર્ગદ્વાર ઉઘડતાં વારજ—એક મહાન સમકાલીન ગુજરાતી દેવલોક પામ્યા. મુંબાઇ ઉંચે શ્વાસે શોકકથા સાંભળી રહ્યું: સર લલ્લુભાઇ શાહ સોમવારે સવારે પાંચ વાગે ઉઠ્યા—અસ્વસ્થ બન્યા—ને જોતજોતામાં ચાલ્યા ગયા. જેમ તે જીવ્યા, તેમ તે ચાલી ગયા—ગૌરવભર્યા: કૃષ્ણલાલ ઝવેરી, ગીરધરલાલ, પકવાસા ને છોટુભાઇ વકીલ જેવા પ્રતિષ્ઠિત ગુજરાતી ધારાશાસ્ત્રીઓની ખાંધે ચઢીને; કોઇ મહાન પંડિત વિજયપ્રયાણે ચઢ્યા હોય તેમ જમશેદ કાંગા ને ભુલાભાઇ દેસાઇ આદિ બાહોશ ધારાશાસ્ત્રીઓથી પરિવૃત; વળાવવા આવેલી હાઇ કોર્ટની ન્યાયમૂર્તિઓના શોકગ્રસ્ત ગાંભીર્યથી વંદિત. અદ્ભુત દર્શનઃ મુંબાઇનું ધારાશાસ્ત્ર અદાલતોનું ગંભીર વાતાવરણ ત્યાગી, પોતાની સહસ્રમુખી ભવ્યતામાં ખરા બપોરે પેડર રોડથી ઉતરી આવતું, સર્વમાન્ય ન્યાયમૂર્તિ તરફ છેલીવાર પૂજ્યભાવ દાખવવા...

...અને 'ન્યાયલક્ષ્મી'—ન્યાયમૂર્તિઓના સમગ્ર ગૌરવથી શોભતી—નમીનમી દૂર જતી—પલ વાર ઉંઘી ગયા હોય એવા લાગતા સદ્ગતને સબહુમાન નજરમાં ઘાલી લેતી!...પ્રશંસામુગ્ધ, માનવિહ્વલ વિદ્વાનોની અંજલિએ લલ્લુભાઇને જીવનમાં હતી તેનાથીએ મોટી મહત્તાના અધિકારી બનાવ્યા.

× × ×

એમના જીવનની હકીકતો ઘણા થોડા શબ્દોમાં કહી શકાય. સર લલ્લુભાઇ શાહ તા. ૪ થી ફેબ્રુઆરી ૧૮૭૩ (મહા સુદ ૭, સં. ૧૯૨૯) ને દિને અમદાવાદ પાસે આવેલા વીસલપુર ગામમાં મોસાળમાં જન્મ્યા હતા. આશારામભાઇ તે વખતે મોરબી સ્ટેટ-માં નીશાળના હેડમાસ્તર હતા. લલ્લુભાઇએ ગુજરાતી અભ્યાસ ત્રણેક વર્ષ મોરબીની નીશાળમાં કર્યો; અને પાંચમા ધોરણમાં પસાર થઇ મોરબી એંગ્લો-વર્નાક્યુલર સ્કુલમાં પહેલા અને બીજા ધોરણમાં સાથે સાથે ભણવા લાગ્યા ત્રીજા ધોરણ માટે અમદાવાદમાં બ્રાન્ચ સ્કુલમાં તે બેઠા. અને અંગ્રેજી ૬ ઠું અને ૭ મું ધોરણ બંને સાથે કરી ૧૪ વર્ષની વયે મેટ્રીક પસાર કરી.

એમનું કોલેજ જીવન અમદાવાદની ગુજરાત કોલેજમાં ગયું. એમની બીજી ભાષા પર્શીઅન હતી. ગણિત લઇને તે ઈ. સ. ૧૮૯૦ માં બી. એ. થયા; ધીરજલાલ મથુરાદાસ સ્કોલર-શીપ મેળવી; અને ગુજરાત કોલેજમાં દક્ષિણા

ફેલો તરીકે કામ કર્યું.

ઇ. સ. ૧૮૯૨ માં તે એમ. એ. ની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પહેલા આવ્યા. ૧૮૯૪ માં તે એલએલ. બી. થયા, અને ૧૮૯૫ માં મુંબાઇ હાઇકોર્ટમાં વકીલાત તેમણે શરૂ કરી.

૧૯ વર્ષે એમ. એ. થયા ત્યારે એમના પિતાએ એમને વીલાયત આઇ. સી. એસ. થવા મોકલવાનો વિચાર રાખેલો, પણ માના આગ્રહથી એ વિચાર છોડી દેવો પડ્યો. તેજ વર્ષે પ્રોવીન્શીઅલ સીવીલ સર્વીસમાં બેસવાની એમણે તૈયારી કરી, પણ એ વર્ષે એમના ભાઇ મુળચંદભાઇ માંદા પડ્યા હોવાથી એ આકાંક્ષા પણ સિદ્ધ થઇ નહીં. વકાલત શરૂ કરી મુનસફ થવા માટે તેમણે અરજી કરી. બાહોશ ને મહત્ત્વાકાંક્ષી જુવાન હીંદી માટે કેવું સદ્ભાગ્ય! ત્રણ વર્ષ પછી જ્યારે એ અરજીને પરિણામે નિમંત્રણ આવ્યું ત્યારે મુંબાઇમાં ધંધો કૈંક જામ્યો હોવાથી તેમણે ના પાડી. જો બેચાર અપીલે એમના દાદર ચઢવાનું માંડી વાળ્યું હોત તો શું થાત, એ કલ્પવું સહેલ થઇ પડે છે.

ઇ. સ. ૧૮૯૮ માં આશારામભાઇએ પેન્શન લીધું, અને તે એમની સાથે મુંબાઇમાં રહેવા લાગ્યા. ૧૯૦૧ માં એ એલએલ. બી. ની પરીક્ષામાં પરીક્ષક નીમાયા—પ્રભુ જાણે ક્યા અજ્ઞાત મહાપુરુષની મહેરબાનીથી.

ઇ. સ. ૧૯૦૧ માં એમનાં માતુશ્રી મંછાબાઇ ગુજરી ગયાં. ઇ. સ. ૧૯૧૧ માં મુંબાઇ હાઇકોર્ટની સદર સાઇડ ઉપર સરકારી વકીલ તરીકે નીમાયા.

× × ×

૧૯૦૭ થી મુંબાઇ આવીને મેં કાયદાનો અભ્યાસ શરૂ કર્યો તે વખતે વીલ્સન હાઇ સ્કૂલની સામે ગીરગામમાં હું અને કેટલાક સહાધ્યાયીઓ રહેતા; અને એમના ઘર આગળથી પસાર થતાં એ કેવી સ્થિતિમાં મુંબાઇ આવ્યા હતા, અને કેવો ધંધો કરતા હતા, એની વાતો કરી મુશ્કેલીમાં ડુબું ડુબું કરતાં અમારાં હૃદયને અમે આશાતંતુનો આધાર આપતા હતા.

એક વખત થોડાક મહીના રહીને ફીઝી અને ન્યુઝીલેન્ડમાં વિખ્યાત થએલા ડૉ. મણિલાલ, જે મારા મિત્ર હતા, તેને મળવા એમને ત્યાં હું ગએલો. પહેલીવાર મેં લલ્લુભાઇને જોયા. ધોતીયું ને પહેરણ પહેરી ખુરસી પર પલાંઠી મારી તે બેઠા હતા—પાછળથી હતું તેવું નહીં, છતાં સ્થૂલપુષ્ટ શરીરથી શોભતા. મને જરા ક્ષોભનો કંપ થયો. આ લલ્લુભાઇ શાહ! ભરુચ અને સુરતના મહાપુરુષોની રહેવાની કુક્કડાઇથી - પરિચિત, બીનઅનુભવી વિદ્યાર્થીએ ઘરની સામગ્રી અને ઘરના માલીકને જોઇ કૈંક નાસીપાસી અનુભવી હોય તો તે અક્ષમ્ય નહીંજ ગણાય. નાસીપાસી અનુભવનારને ખબર નહોતી કે એ બધાં લક્ષણો અમદાવાદી સાદાઇને નામે ઓળખાય છે.

લલ્લુભાઇએ કાગળોમાંથી મોં ઉચું કરીને પુછ્યું: "ભાઇ કોનું કામ છે?"

"ડૉ. મણિલાલનું" મેં કહ્યું; "ઘરમાં છે?"

"બેસો. હમણાંજ આવશે. તમારું નામ શું?"

"કનૈયાલાલ મુનશી."

લલ્લુભાઇના માયાળુ મુખ પર જરાક હાસ્ય આવ્યું. "ભરુચના મુનશી કે સુરતના?" એમણે પુછ્યું.

સુરત અને ડુમસમાં રહ્યા છતાં પણ સુરતના બાહોશ મુનશીઓની ખ્યાતિથી હું અજાણ હતો. મને આ ભેદ સમજાયો નહીં. મેં કહ્યું: "હું ભરુચનો છું."

"ત્યારે તો અધુભાઇ મુનશીના સગા હશો?" મે જોરથી ડોકુ ધુણાવ્યુ હશે એમ હુ આજે માનુ છુ તે સમયની મારી દશામા મુબાઇ હાઇ કોર્ટના સરકારી વકીલ જોડે પુરાણી ઓળખાણનો પાયો હાથ લાગે તો તેથી ભાગ્યેજ મને આનદ થયા વગર રહ્યો હશે।

× × ×

સર નારાયણ ચદાવરકરના ખાલી પડેના હાઇ કોર્ટના ન્યાયાસને તા ૧ લી એપ્રીલ ૧૯૧૩ ને દિવસે તે બેસ, તે વખતે હુ અને સદ્દગત ભાઇ દિભાકર હાઇ કોર્ટમા થોડા દિવસ થયાજ જોડાયા હતા ગુજરાતી ગૃહસ્થ હાઇ કોર્ટને ન્યાયાસને બેસે એ ગર્વ પદ બનાવ જોવા અમે બને ગયા હતા, એમ મને યાદ છે

છેના થોડા વર્ષોમા સર નોરમન મેક્નાઉડની ગેરહાજરીમાં સર લલ્લુભાઇએ ત્રણેક વખત મુખ્ય ન્યાયાધીશનુ કામ કર્યુ હતુ, અને જે દિવસો મે એમના સમયમા અપીલ કોર્ટમા ગાળ્યા છે, એ મારા ધધાના અનુભવમા ચિરસ્મરણીય રહી ગયા છે, ઇ સ ૧૯૨૦ મા તેમને સરકારે નાઇટ કર્યા ઇ સ ૧૯૨૨ મા લલ્લુભાઇ "રેશીઅલ ડીસ્ક્રીમીનેશન્સ કમીટી" પર નીમાયા હતા આજ વ તે બેરીસ્ટર નહોતા, તે કારણસર સર્વ રીતે સુયોગ્ય હતા છતા તેમને મુખ્ય ન્યાયાધીશની પદવી મળી નહીં

પ્રીવી કાઉન્સીલમા ટુકા વખતમા તે નીમાશે એમ બધાને લાગતુ હતુ આ તેજસ્વી કારકીર્દી આ પ્રમાણે ઉત્તરોત્તર વધતી જતી દશામાજ એકદમ પુરી થઇ ગઇ પાછળ લેડી રુક્ષ્મણી અને અમદાવાદના વિખ્યાત વકીલ—હવે એડવોકેટ—ભાઇ મુળચદભાઇને તે મુકી ગયા છે



સર લલ્લુભાઇ શાહના માતુશ્રી મછાબાઇ

× ×

ધારાશાસ્ત્રી તરીકે લલ્લુભાઇ ચાલાકી કરતા ખતીલા વધારે હતા, સચોટતા કરતા સમજાવટ વધારે પસદ કરતા એમની વકીલાત શાંત ને ગૌરવભરી, મહેનતને પરિણામે સમૃદ્ધ, અને પોતાના અસીલને અન્યાય કર્યા વિના બની શકે એટલી નિષ્પક્ષપાત હતી

હાઇકોર્ટની સદર દીવાની કોરટોમા દીવાન બહાદુર રાવ અને રા કોયાજીની વકાલત વિશિષ્ટ લેખાય તેમા માતાને શોભે એવી શાંતિ, રીઝવવાની યુકિત અને દરેક પ્રકારની સામગ્રી હાજર રાખવાની ઉત્સુકતા છે સ્નેહાળ

સમજાવટ એ તેનુ આગળ તરી આવતું લક્ષણ છે એનુ વ્યક્તિત્વ એની મીઠાશમા છુપાઇ રહે છે કરગરી પડતા પણ તે કટાળતી નથી અને માનો મમતાભર્યો આદેશ હોય તેમ ન્યાયાસન તેને હસતે મોઢે સ્વીકારે છે

સર ચીમનલાલ સેતલવાડની મુત્સદ્દી ને પ્રતાપી વકાલત સામ્રાજ્ઞી સમી સદાએ ગૌરવ શીલ ને તેજસ્વી શોભે છે સ્વમાનમા મસ્ત, એ તોફાન કરતી નથી, કોઇનુ તોફાન કદી સહેતી નથી, ધારાશાસ્ત્રના ધોરણોની બહાર તે પોતે કદી જતી નથી, તેમ કોઇને જવા દેતી નથી ન્યાયના ગૌરવનુ વાતાવરણ ચારે દિશામા તે પ્રસરાવે છે, ન્યાયાસનોને સચોટતાથી ડોલાવે છે, કે શાસનોથી કપાવે છે

ભુલાભાઇ દેસાઇની પૂર્વાશ્રમની વકાલત હસતી ને હસાવતી, લાડ કરતી ને લડાવતી, કામ કાઢી લેનારી જેની મધુર સ્મિતથી, રુચિકર રીતે ન્યાયાસનને ભુરકી નાખતી પરવશ બનેલુ ન્યાયાસન જવાબમા હસી અજાણે સ્વીકારેલી ગુલામગીરીને સ્વતત્રતા માની તેની આજ્ઞા ઉઠાવતુ હાલની એમની વકાલત વિદ્યુત્ વર્ષાવતી, વજ્રની ગર્જના કરતી ઇન્દ્રાણી સમી દિશાઓ કપાવે છે, પોતાની મહત્તાના ભાર નીચે બધાને તિરસ્કારથી કચરવા ઉત્સુક બને છે, અને કોઇ વખત વશ ન કરે તોપણ પ્રશસામુગ્ધ મુકી જાય છે

આ અને આવી દેવીઓને સાધવાનુ સામર્થ્ય લલ્લુભાઇમા નહોતુ લક્ષ્મણની માફક નૂપુરેણૈવ જાનામિ–એવો તેમની તરફ પૂજ્યભાવ કેળવવાની પણ તેમણે મહત્ત્વાકાક્ષા રાખી નહોતી ધીમે ધીમે આ દુષ્પ્રાપ્ય દેવીઓમા કૈંક કામણ કરવાની શક્તિ છે એમ માની તેમને અધમ ગણવાની વૃત્તિ પણ એમનામા આવી

લલ્લુભાઇ ન્યાયાસન પર બેઠા પછી આ વૃત્તિ દિવસેદિવસે વધતી ગઇ હતી તેમણે અડગ ન્યાયવૃત્તિની મૂર્તિ બનવાનો આદર્શ સેવ્યો હતો; અને તેજસ્વિતા, શબ્દ સામર્થ્ય, ચપલ બુદ્ધિવાદ, સચોટ ઉલટ તપાસ, સુરેખ વ્યક્તિત્વદર્શન જેવા જાદુગરી વકાલતના કામણોથી અસ્પૃષ્ટ રહેવાનોજ પ્રયત્ન કર્યા કરતા પરિણામે જરીની ઝમક કે ઘુઘરીના ઘમકથી જે સદાએ સાવચેત રહેતા, તે વલ્કલ અને રુદ્રાક્ષ પહેર્યે વશ થઇ જતા

× × ×

કોઇ મજબુત ટીકા કરે કે ભાર દઇ વિવાદ કરે તો તેમને ન્યાયની તુલા હાલી ઉઠવાનો ડર લાગતો, અને તરત એમનુ પ્રિય વાક્ય બોલતા "you may say so,–but (ભલે તમે કહો–પણ) પરિણામે ભાર દઇ બોલનારનો અડધો ભાર વેરાઇ જતો

ગમે તેવો જુઠ્ઠો સાક્ષી હોય પણ તેને બને ત્યા સુધી તે જુઠ્ઠો કહેતા નહીં, અને કોઇ તેને જુઠ્ઠો કહે તો તે કચવાતા મને એક પ્રસગ યાદ આવે છે હુ એમની આગળ એક અપીલ ચલાવતો હતો પ્રતિપક્ષી નીચલી કોર્ટમા એટલુ જુઠ્ઠુ બોલ્યો હતો કે નીચલી કોર્ટના જજે તેને માટે ઘણાજ સખત શબ્દો વાપર્યા હત મે જુબાની ઉપરથી પ્રતિપક્ષી કેવો જુઠ્ઠો હતો એ બતાવ્યા પછી કહ્યુ. "My Lord! the mildest word that can be used for this man is the one used by the trial court—'Master-craftsman of the art of mendacity' (નામદાર! આ માણસને માટે જો નરમમા નરમ શબ્દ વપરાય તો નીચલી કોર્ટે વાપરેલો શબ્દ હતો—'અસત્ય કથનની કલાનો સ્વામી')" સર લલ્લુભાઇએ ગભરાઇને ઉચુ જોયુ અને પુછવા લાગ્યા "Mr Munshi! do you mean

to say that there can be a stronger term than that? (મી. મુનશી! તમે એમ ધારો છો કે આના કરતાં પણ વધારે કડક વિશેષણ હોઇ શકે?)" મેં કહ્યું: "My Lord! the English language is not so poor as not to find a stronger word if necessary. (નામદાર! અંગ્રેજી ભાષા, જો જરૂર પડે તો આનાથીએ વધારે કડક શબ્દ શોધી ન શકે એટલી ગરીબ નથી)"

લલ્લુભાઇએ નીરાશામાં હાથ ઉંચા કર્યા: "Oh no—no! I don't want to hear that. This is quite enough. (અરે ના—ના, મારે એ સાંભળવો નથી. આજ બસ છે.)"



શ્રી. મુળચંદ આશારામ શાહ, એડવોકેટ.

ન્યાયાસન માટે કેળવેલો મિતવાદિતાનો આદર્શ એમણે જીવનમાં એવો ઉતાર્યો હતો કે ભુલેચુકે પણ જો વ્યાપક કથન થઇ જાય તો તેમને આઘાત થતો. એ સદ્દગત થયા તેના પંદર દિવસજ પહેલાં વડોદરા યુનીવર્સીટી કમીશનમાં જુબાની આપવા આવ્યા હતા ત્યારે તેમના આ સ્વભાવનો અનુભવ થયો. રાતના અમે ભારે જમણ ખાધું, બે કલાક રોળટપ્પા કર્યા અને ગરબા સાંભળવા ગયા.

જમણ, બીનજવાબદાર વાતો, દીવા, મેદની ને ગરબાની સામગ્રીમાં અમે નિરંકુશપણે વાત કરતા હતા.

વાત કરતાં એક વસ્તુ માટે 'Infinitely better (ઘણા વધારે સારા)' એવો મેં અભિપ્રાય આપ્યો.

લલ્લુભાઇની ન્યાયવૃત્તિને આઘાત થયો. ભારે જમણ, બીનજવાબદાર વાતો, દીવા, મેદની કે ગીત એ ન્યાયવૃત્તિની તીક્ષ્ણ ધાર બુઠ્ઠી કરી શકે એમ નહોતાં. "Infinitely better! (ઘણા વધારે સારા!)" આશ્ચર્ય તેમણે કહ્યું: "what a strong word! (કેવો સખત શબ્દ!)"

"લલ્લુભાઇ સાહેબ" મેં કહ્યું: "તમે તો પેડર રોડની નીચે ઉતરતા નથી; એટલે તમે કેમ કહી શકો?" વાત બદલાઇ પણ પેલા બીચારા infinitely better શબ્દોએ તેમને છોડ્યા નહીં! રાતના પોણાબાર વાગે તેમણે કહ્યું: "મુનશી! બધું તો ખરું, પણ પેલા infinitely

better તો ઘણા સખત શબ્દો." મેં કહ્યું: "મુંબાઈ આવો ત્યારે હું તમારી ખાત્રી કરાવીશ."

"હા, એ જો well-considered વિચારપુર:સર-અભિપ્રાય હોય તો તો ખરું..."

મારે નસીબે એ અભિપ્રાય વિચારપુર:સર હતો એ પુરવાર કરવાનો અવસર મને આવ્યોજ નહીં!

× × ×

આ મિતવાદિતા માત્ર આડંબર નહોતી; અડગતાથી સેવેલી ન્યાયવૃત્તિનું પરિણામ હતું, અને એ ન્યાયવૃત્તિ પોષવા માટે એમણે સમાજ જોડે લગભગ બધો વ્યવહાર બંધ કર્યો હતો. મિત્રોને તે ભાગ્યેજ મળતા; સગાંવહાલાંના સબંધમાં ભાગ્યેજ તે આવતા; અને ન્યાય કરતાં કોઈપણ દૃષ્ટિબિંદુ-વાસ્તવિક કે કાલ્પનિક-રખેને આડે આવે તેનો નિરંતર વિચાર કરતા.

આ પ્રકારની તટસ્થતાથી એમની ન્યાયવૃત્તિ આદર્શરૂપ થઈ હતી. ધારાશાસ્ત્રીની વિદ્વતા કે શક્તિ, સાક્ષીની શક્તિ કે ક્ષોભ-કશાથી પણ એમની દૃષ્ટિ ચળતી નહીં. કોઈકવાર આ તટસ્થતાને લીધે ખોટા માણસને તે ખરો માનતા; પણ પોતાની ન્યાયવૃત્તિની સ્વતંત્રતા તે હંમેશાં સાચવતા.

અનુભવી ધારાશાસ્ત્રી સહેલાઈથી ઘણી વાત સમજી શકે છે. વર્ષોની ટેવથી ખરું ખોટું પારખી શકે છે; અને પોતે ખરાજ છે એ પ્રકારની મનોદશા અનુભવી શકે છે. એવા પુરુષોને પોતે કરેલું ન્યાયપૂર્વક છે એમ હંમેશ લાગે છે, અને તેમ તે પુરવાર કરી શકે છે. પણ એવા પુરુષો અભિપ્રાય બાંધતાં પહેલાં ન્યાયવૃત્તિને બધું સાંભળી રહે ત્યાં સુધી અનિશ્ચિત દશામાં રાખી શકતા નથી; માનવ જાતની નિર્બલતા સહી શકતા નથી; પોતાનો મત ખોટો હોઈ શકે એ કલ્પી શકતા નથી. પણ જ્યાં સુધી આ ત્રણ લક્ષણ પુરેપુરાં કેળવાય નહીં, ત્યાં સુધી ન્યાયવૃત્તિ સંપૂર્ણ દશામાં પ્રગટતી નથી. સર લલ્લુભાઈ શાહે આ ન્યાયવૃત્તિ કેળવી; સદાએ સતેજ રાખી; અને તે ઉપરાંત તેને આદર્શ સ્વતંત્રતાથી શોભાવી. હીંદ અને ઇંગ્લંડની અનેક અદાલતોમાં વકીલાત કરેલા એક અંગ્રેજ ધારાશાસ્ત્રીએ મને એકવાર કહ્યું હતું કે એણે હીંદ અને ઇંગ્લંડના ઘણા ન્યાયાધીશો જોયા છે પણ લલ્લુભાઈ શાહ જેવા સ્વતંત્ર અને શુદ્ધ ન્યાયવૃત્તિવાળા ન્યાયાધીશ એણે કદી જોયા નથી.

એમની ન્યાયવૃત્તિનું મુળ આ સહાનુભૂતિભરી સત્ય શોધવાની ઉત્કંઠા હતી. સર નોરમન જેવા ઉતાવળીઆ જજોને ટાઢા પાડતી; ધારાશાસ્ત્રીઓમાં વિશ્વાસ પેદા કરતી; અસીલોમાં સત્યના જયમાં શ્રદ્ધા ઉપજાવતી;-અને ગુજરાતના મહાજનોના મંદિરમાં સર લલ્લુભાઈને સ્થાન અપાવી ગઈ છે.

સત્ય તેમને હંમેશાં પ્રિય હતું; અને રખેને અસત્ય થઈ જાય તેનાથી તે ચોકતા રહેતા.

જુના જમાનાની એક વાત છે. આશારામભાઈ મોરબીથી આવનાહતા. અસલના જમાનાની રૂઢિ પ્રમાણે પોતે સેકંડ કલાસમાં હતા; છોકરાંઓ થર્ડમાં હતાં. બાપે થોડો વખત વગર ટીકીટે છોકરાંઓને સેકંડ કલાસમાં બેસાડ્યાં. લલ્લુભાઈનો સત્ય પ્રેમ ઘવાયો: થર્ડની ટીકીટે સેકંડની મુસાફરી થાય! તેમણે બાપથી અજાણ્યા રેલ્વે કંપની પર સેકંડનું ભાડું મોકલાવી આપ્યું!

પિતાની મનોદશા શી થઈ હશે તે જોવાની જરુર નથી. આ વાત ખરી હોય તો આ વાત લલ્લુભાઈના ચારિત્ર્યનું મધ્યબિંદુ દર્શાવે છે.

સત્ય માટે પ્રેમ જેવો જબરો હતો તેવીજ જબરી દરેકના દૃષ્ટિબિંદુથી સત્ય શું હોઈ શકે તે શોધવાની સહાનુભૂતિભરી ઉત્કંઠા હતી. પરિણામે તે દરેકની મુશ્કેલીઓ જોઈ શકતા; ઔદાર્યથી ભુલો વીસરી શકતા; અને છતાં બધામાં ખરું શું છે તે શોધવાની ધીરજ રાખી શકતા.

—અને અર્વાચીન ધારાશાસ્ત્રમાં આ ગુજરાતી આદર્શ ન્યાયમૂર્તિ જીવનચિત્રપટ પરથી જોતજોતામાં ભુંસાઈ ગઈ.




# સર લલ્લુભાઈ શાહ

—એક રેખા ચિત્ર—

લેખક :

ગ. હરસિદ્ધભાઈ વજુભાઈ દીવેટીઆ

સર લલ્લુભાઈ એટલે ગુજરાતના આદર્શમય ગુણોનુ પ્રતિબિંબ. અર્થાત ગુજરાતનું ગૌરવ તેજ તેમનું ગૌરવ. પરિપક્વ વ્યવહારશીલતા, જીવનની અનેક પ્રવૃત્તિઓમાં પણ માનસિક સમતોલન રાખવાની શક્તિ, ગંભીર ડહાપણ, ઠરેલ બુદ્ધિ અને વિચારયુક્ત વર્તન–આ ગુણો ગુજરાતી પ્રજાના લાક્ષણિક ગુણો ગણી શકાય તો લલ્લુભાઇને એક આદર્શરૂપ ગુજરાતી તરીકે સ્વીકારી શકાય.

પ્રથમથીજ ઉંમરના પ્રમાણમા એમની બુદ્ધિનો વિકાસ વધારે હતો; જે બુદ્ધિ વડે ચૌદ વર્ષની વયે તેઓ અંગ્રેજી છઠ્ઠા તથા સાતમા ધોરણનો એકજ વર્ષમાં સાથે અભ્યાસ કરી મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી શકયા; અઢાર વર્ષે બી. એ. ની પરીક્ષામાં ગણિતશાસ્ત્રના વિષયમાં પ્રથમ વર્ગમાં પાસ થઇ સર્વે ગુજરાતીઓમાં પહેલા આવ્યા; એમ. એ. માં તેજ વિષયમાં પ્રથમ નંબરે પાસ થયા અને સત્તરેક વર્ષ સુધી વકીલાત કરીને એકતાળીસ વર્ષની નાની ઉંમરે હાઇકોર્ટના ન્યાયાધીશ થઇ શકયા, તે બુદ્ધિ અસાધારણ ઉચ્ચતાવાળી તો ખરીજ. એમની બુદ્ધિના પ્રકાશમાં આંખને આંજી નાખે એવી અસહ્ય ઝમક નહોતી, પરંતુ સંમવ્યાપ્ત અને સ્થિર તેજ હતું. એમનામાં ભાષાની સરલતા કરતાં વિચારોની સંગીનતા વિશેષ હતી; એમના જ્ઞાનમાં વિશાલતા કરતાં સંપૂર્ણતા વધારે હતી. અને એમની બુદ્ધિમાં ચંચલતા કરતા પ્રૌઢતા આગળ પડતી હતી.

પરંતુ લલ્લુભાઇની આવી અસાધારણ અને સબળ વ્યવહારશીલ બુદ્ધિમાં પણ એમનું ગૌરવ નહોતું. બધું કહ્યા પછી બુદ્ધિ તો એક દૈવની બક્ષીસ છે. બુદ્ધિની ઉચ્ચતા આગળ આશ્ચર્યની ભાવના સાથે મેં તેની સામુ જોઇ રહે છે, પરંતુ આત્મબળથી પ્રાપ્ત થએલા ચારિત્ર્ય બળની ઉચ્ચતા આગળ સન્માનની

# મેઘલી રાત

લેખક: રા. અમીદાસ

ઘોર ઘુમે ઘન વ્યોમમાં
મારે આઘેરાં જાવાં;
કાળાં કાળાં પથરાય ત્યાં
હવે શાં રે થાવાં. ૧

રોલે તુફાની સાગરે
બાપુ ! નાવડી મારી;
સઢ સુકાન તુટી ગયાં
રહી કો નહીં બારી. ૨

ઓછામાં પુરી આંખડી,
થઇ અંધ અકાળે;
દૂર દીવા તેં દીપવ્યા,
રે તેય ન ભાળે. ૩

એકલો જોઇ સાગરે
મને ચાંચીયા લુંટે;
માયાના બંધન કારમા
તારા વિના ન તુટે. ૪

ભુલો પડયો ભવસાગરે
મને પ્રુજ વછુટે;
ઢીલ થતાં તુજ સાથની
મારી ધીરજ ખુટે. ૫

બાંપુ ! આધાર બીજો નથી, ઘોર મેઘલી ઘુમે;
પ્રેમળ-જ્યોતિ "દોરજો પ્રભુ આપને દ્વારે ! ૬

# મેઘલી રાત

લેખક: રા. અમીદાસ

ઘોર ઘુમે ઘન વ્યોમમાં
  મારે આઘેરાં જાવાં;
કાળાં કાળાં પથરાય ત્યાં
  હવે શાં રે થાવાં. ૧

ડોલે તુફાની સાગરે
  બાપુ ! નાવડી મારી;
સઢ સુકાન તુટી ગયાં
  રહી કો નહીં બારી. ૨

ઓછામાં પુરી આંખડી,
  થઇ અંધ અકાળે;
દૂર દીવા તેં દીપવ્યા,
  રે તેય ન ભાળે. ૩

એકલો જોઇ સાગરે
  મને ચાંચીયા લુંટે;
માયાના બંધન કારમા
  તારા વિના ન તુટે. ૪

ભુલો પડ્યો ભવસાગરે
  મને ધ્રુજ વછુટે;
ઢીલ થતાં તુજ સાથની
  મારી ધીરજ ખુટે. ૫

બાપુ ! આધાર બીજો નથી, ઘોર મેઘલી ઘુમે;
પ્રેમળ-જ્યોતિ 'દ્વારજો પ્રભુ આપને દ્વારે ! ૬



લેડી રૂકમણી લલ્લુભાઈ શાહ.

યોગ્ય હતાં, અને એ પદ પ્રાપ્ત કર્યા પછી એમનું વ્યક્તિત્વ વધારે સ્ફુટ થયું, દીપી નીકળ્યું. એમની સૂક્ષ્મ નૈતિક બુદ્ધિને અને નિરભિમાન આત્માવલોકનને લગતાં ખાનગી અને જાહેર એવાં બે ત્રણ ઉદાહરણો આપું.

આરંભમાં એકવાર મિત્રો સાથેના સાચા સ્નેહમાં જરા પણ ન્યૂનતા આણ્યા વિના વકીલ મિત્રો સાથે હળવામળવાના પ્રસંગો ઓછા કરવા એ સારું કે કેમ?—એવો સૂક્ષ્મ નૈતિક આચારનો પ્રશ્ન ઉઠાવી એ સંબંધી એમણે મારી સાથે ચર્ચા કરી. એ પ્રશ્ને એમના હૃદયને ઘણા દિવસ સુધી મથ્યું, અને અભિમાની ગણાવાનો ભય રાખ્યા વિના દૃઢતાથી એમણે એ પ્રસંગો વિરલ કરવાનો નિશ્ચય કર્યો.

બીજું પોતે તેલંગ રાનડે અને ચંદાવરકરની પરંપરામાં ન્યાયાધીશ પદે આવ્યા છે એ ભાનથી ફુલાઇ ન જતાં, ઉલટું એમની જવાબદારી એથી કેવી ભારે થઇ છે એ એમણે વિચાર્યું: "મારા પૂર્વગામી પુરુષોને વિશાલ બુદ્ધિ સંસ્કૃતિરુપ સંચિતનો જે લાભ હતો એ મને નથી, એની ખોટ મારે શ્રમ અભ્યાસ અને એકાગ્રતાથી પુરી નાખવી જોઇએ" આવા સ્પષ્ટ શબ્દોથી એમણે પોતાના કર્તવ્યની દિશા મને જણાવી. અને અનેક વિષયની વિદ્વત્તાનો ખાલી ડોળ ન કરતાં પોતાને માથે જે કર્તવ્ય આવી પડયું હતું એનું સંપૂર્ણપણે પરિપાલન કરવામાંજ એમણે પોતાની સઘળી શક્તિ વાપરી. આવડી ઉંમરે એક બાળ વિદ્યાર્થી જેટલા ઉત્સાહથી સંસ્કૃત ભણવા માંડયું (એમણે શાળામાં લીધેલી ભાષા ફારસી હતી), અને સ્મૃતિઓનો મૂલ સંસ્કૃતમાં સારો અભ્યાસ કર્યો. પરિણામે, એમણે એ અભ્યાસના બળથી હીંદુ ધર્મશાસ્ત્રના વિષયમાં નિષ્ણાત ન્યાયાધીશની કીર્તિ મેળવી. હમણાં થોડાકજ માસ ઉપર હીંદુ ધર્મશાસ્ત્રના એક વિષયને લગતાં સ્મૃતિઓનાં વચન મારી આગળ મુકી એના અર્થ પરત્વે મારી સાથે એમણે જે મીમાંસા કરી હતી તે હું વીસરી શકીશ નહીં.

એમની શાંત ન્યાયબુદ્ધિની કદર કરી સરકારે એમને ત્રણ વાર એકટીંગ ચીફ જસ્ટીસનું પદ આપ્યું હતું એટલુંજ નહીં, પણ યુરોપીઅન અને દેશી વચ્ચે કાયદામાં કેટલાક ભેદ છે એનો વિચાર કરવા માટે એક કમીટી નીમી તેમાં એમને મુકયા, અને એ કમીટીમાં કરેલા એમના કાર્ય માટે આજ પણ બીજા પ્રાંતના એમના સહાધિકારીઓ માનની લાગણી દર્શાવે છે.

એમના જેવી નિર્દોષ સ્વતંત્રતા હાઇકોર્ટના કોઇપણ ન્યાયાધીશમાં આજ સુધી ભાગ્યેજ જોવામાં આવી હશે. જેની દૃષ્ટિ સદા ન્યાયની દાંડી ઉપર લાગેલી રહેતી, તેને લોક વકીલ કે સરકારનાં નિંદાસ્તુતિ માન—અપમાન લાભ—અલાભ તરફ જોવાનુંજ શેનું હોય? ન્યાયાધીશ તરીકે પોતાની 'ધીમાશ' 'મીઠાશ' અને 'વહેમ' વકીલ મંડળમાં ટીકાનો વિષય થાય છે એ સર લલ્લુભાઇ સારી પેઠે જાણતા, અને હસતા: એમ કહીને કે "વકીલનો સ્વાર્થ જલદી તડ અને ફડ ચુકાદો કરાવી નાખવામાં રહેલો છે, પણ ન્યાયાધીશે તો ન્યાય કરવાનો છે." આ કારણથી કોઇપણ હકીકતની કે કાયદાની પુરેપુરી ખાતરી કર્યા સીવાય એ નિર્ણય કરતા નહીં. 'કોન્સ્ટીટયુશનલ લૉ' યાને કાયદાના બંધારણમાં ન્યાયનું તત્ત્વ રહેલું છે એ ભાનથી કાયદાના બાહ્ય આકારને પણ એ ન્યાયનુંજ અંગ ગણતા, અને એને વાસ્તવિક ન્યાય જેટલુંજ માન આપતા. હાઇ કોર્ટના ન્યાયાધીશને સ્થાનેથી એમણે જે યશ સંપાદન કર્યો છે, અને જેના ઉદ્ગાર હાઈ કોર્ટના

મુખ્ય ન્યાયાધીશ સર એમ્બર્સન માર્ટીનથી માંડી સામાન્ય વકીલને મુખે આજ સંભળાય છે, એણે એક વાત આ તારવી આપી છે કે ન્યાયાધીશનો મહિમા એની ન્યાયવૃત્તિમાં રહેલો છે.

સર લલ્લુભાઈનું સ્વરૂપ પુરેપુરું ન્યાયાધીશ તરીકે દીપ્યું. પરંતુ એક મનુજ-વ્યક્તિ તરીકે અને એક હીંદમાતાના પુત્ર તરીકે પણ એમના આચાર વિચાર ઘણા સ્તુતિપાત્ર હતા. કુટુંબજન પ્રત્યે–માતા, પિતા, બ્હેન, ભાઇ, પત્ની, બલ્કે ગરીબ સગાં પ્રત્યે પણ એમનો ભાવ સુંદર હતો. ઘણા વિદ્યાર્થીઓને એ નિયમસર આર્થિક સહાય આપતા. પણ જગત એ થોડુંજ જાણતું. કારણ કે જે નિઃશબ્દ કર્તવ્યનિષ્ઠા એમના અન્ય વ્યવહારમાં હતી તે એમના દાનમાં પણ હતી.

એમના રાજકીય વિચાર વીશે બોલવાની અત્યારે જરુર નથી. પણ એટલું કહેવું અનુચિત નહીં ગણાય કે એ વિષયમાં એ ખરા શાન્ત, વિચારશીલ દેશભક્તને શોભે એવા વિચાર ધરાવતા હતા. થોડબોલા હોઇ એમણે કોંગ્રેસમાં વક્તા તરીકે ભાગ લીધો ન હતો, પણ પ્રેસીડેન્સી એસોસીએશનમાં સર ફીરોઝશાહ મહેતા પાસે એમણે ઘણું કામ કર્યું હતું. હાઇકોર્ટના ન્યાયાધીશ થયા પછી, રાજકીય વિષયની વાતચીત કરવામાં બીજા સાથે ન લઇ શકાય તેવી છુટ એ મારી સાથે લઇ શકતા; અને અમારું મળવું એટલે ઘણા દિવસથી મનમાં ભરાઇ રહેલા વિચારો પ્રકટ કરવાનો પ્રસંગ. સર લલ્લુભાઇ, મહાન રાનાડે અને ફીરોઝશાહના ભક્ત હોઇને પણ ગાંધીજી માટે માન ધરાવતા. પરંતુ ગાંધીજીએ રાજકીય કાર્યક્રમમાં સીમલા અને કલકત્તાના સમાધાનના અવસર ગુમાવ્યા એ બે મોટી ભુલ માટે એ વારંવાર ખેદ બતાવ્યા વિના રહેતા નહીં, અને એમાંના પહેલા પ્રસંગ માટે વિનોદ ખાતર ગાંધીજીના એક મિત્ર ઉપર પણ



ચારિત્રની મૂર્તિ: લલ્લુભાઈ શાહ.

કેટલીક જવાબદારી નાખતા. દેશી અને પરદેશી-ના ગુણદોષ જોવામાં એમની દૃષ્ટિ સદા ન્યાયી હતી. આપણી નૈતિક નિર્બલતાથી ઉલટી અંગ્રેજોની ચારિત્ર દૃઢતા માટે એ માન દર્શાવતા, અને અંગ્રેજો એમના નિત્ય વ્યવહાર-માં વૃત્તિ અને વાણી ઉપર જે અત્યંત સંયમ રાખી શકે છે એની એ બહુજ પ્રશંસા કરતા. તથા રાજ્યકર્તા તરીકે એમના વિજયનું એ મોટું રહસ્ય છે એમ કહેતા.

આપણા પ્રાચીન ઋષિમુનિઓના આચાર-વિચાર અને એમની સ્મૃતિઓને માટે એમને માન વૃત્તિ હતી. અને જે માનસિક બંધારણના કારણથી એ કાયદાના બાહ્ય આકારને પણ માન આપતા તેજ બંધારણને લીધે એમને નાતજાતનાં બંધનો પણ માનપાત્ર જણાતાં, અને તેથી બંડ કરતાં શાંત બેઠો સુધારો એમને વધારે પસંદ હતો.

ગુજરાતમાં અનેક નરરત્નો ઉત્પન્ન થશે. પણ તેમાં આવી ન્યાય અને ચારિત્રની મૂર્તિ તો ઘણા કાળ પર્યંત મળવી કઠણ છે. આ મહાન ન્યાયાધીશ અને સજ્જનને પરમાત્મા એમના સુખધામમાં સદા રાખો એટલીજ એમના ભાઈઓની પ્રાર્થના છે !



# સર લલ્લુભાઈ શાહનો મ્હારો પરિચય

લેખકઃ
રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટીઆ

સર લલ્લુભાઈ આશારામ શાહ જોડે મ્હારે પ્રસંગ થોડાં વર્ષથી પડેલો, છતાં તે અરસામાં એટલી બધી વખત અંગત પરિચય થયેલો કે હેમના સદ્‌ભાવ, સદ્‌ગુણ ઇત્યાદિની છાપ મ્હારા મન ઉપર દૃઢ પડી ગઈ હતી. ફૉર્બ્સસભાના એ પ્રમુખ થયા તે વખતથી દરેક કમિટીની બેઠકમાં (હું મણુતર વખત ગેરહાજર રહ્યો હઈશ તે બાદ કરતાં દરેક વખતે) એ ન્યાયાધીશનો સ્વભાવસંપર્ક મ્હને થયો હતો. ન્યાયાધીશ શબ્દ સપ્રયોજન વાપરુંછું: ન્યાયાસન ઉપરથી ઊઠ્યા પછી, આ પ્રકારની બેઠકોમાં પણ, પોતે ન્યાયાધીશની પદ્વીનું અભિમાન કદી રાખેલું નહિં તેથી ન્યાયાધીશપણું ભૂલી જતા હતા, છતાં પ્રશ્નોનો નિર્ણય કરવામાં ન્યાયાધીશનાં લક્ષણોનો ઉપયોગ તીક્ષ્ણ કર્તવ્યબુદ્ધિથી એઓ કરતા હતા. આ ગુણ હેમનામાં એઓ ગણિતશાસ્ત્રમાં કુશળ હતા તેથી તીક્ષ્ણતા વિશેષ પામ્યો હશે એમ લાગેછે. એ ગુણ કદી કદી દૂરને છેડે જઈને સ્વલ્પાંશે દોષરૂપ થઈ જતો. "હું કોઇ પક્ષને અન્યાય તો નહિં આપું?" એ ભયને લીધે નિર્ણય—કેટલીક વાર તાત્કાલિક કે શીઘ્ર નિર્ણયનો પ્રસંગ હોય ત્હેવે પ્રસગે પણ નિર્ણય—છેવટનો ના કરતાં વિષયના વિચારને મુલતવી રાખવાની ટેવ આ ન્યાયાધીશનામાં જોઈને મ્હને કોઇકવાર માનવૃત્તિ સાથે કંટાળો પણ આવતો.

રૉયલ એશિયાટિક સોસાઇટીની મુંબાઈની શાખાના પ્રમુખના સ્થાનની જગા, ચંદાવરકરના મરણથી, ખાલી પડી તે સ્થાને લલ્લુભાઈ નીમાયા પછી કેટલાક મિત્રોને હેમની ગ્રેગ્યતા વિશે ભયસંશય થતા હતા; સભાની પ્રથમ બેઠકમાં જ લલ્લુભાઇએ દક્ષતા, સમતોલપણું, દૃઢતા ધૃત્યાદિ ગુણો પ્રગટ કર્યા તે જોઈને મ્હારો એક મિત્ર કહેછે: "ખરેખર, હું મ્હારો અભિપ્રાય બદલુંછું. સાચ્ચો, યોગ્ય, કુશળ, પ્રમુખ આપણને મળ્યોછે."

લલ્લુભાઈ શાહનામાં રમૂજની સમઝ (sense of humour) ગૂઢરૂપે રહેલી હતી. હેમના એક મિત્ર જોડે હમે બે ત્રણ જણા હેમને ઘેર ગયેલા; ચ્હા આવ્યો; હમે પીવા લાગ્યા; મ્હારા મિત્રને ચ્હામાં દૂધ વધારે ઉમેરવું હતું; શીધી રીતે ના માગતાં ખાંડ માગીને કહ્યું: "ચ્હા strong નો weak કરવો હોય તો ખાંડ ઉમેરવી કે દૂધ ઉમેરવું?" લલ્લુભાઈ, મુખ ઉપર રમૂજના સ્મિતની મન્દ રેખા રમાડીને, બોલ્યા: "તો એમ શીધી રીતે જ કહોને કે દૂધ જોઇયે છિયે! હશે તો લાવશે, નહિં હોય તો ના કહેશે! ત્હમારી હમેશની આડકતરી રીતે બોલવાની ટેવ હામાં પણ?" આ ખાંડ દૂધના વિકલ્પવાળા મિત્ર જોડે લલ્લુભાઈને અનેક વર્ષની ગાઢ મૈત્રી હતી તેથી હેમનાં લક્ષણ જાણતા હતા.

લલ્લુભાઈ બાહ્યદર્શને દૃઢ કર્કશતાનો ભાસ કેટલાકને આપતા હોય તો ભલે; કટુતાનો દોષ તો હેમના વર્તનમાં, વાણીમાં, કે કોઇ રીત્યે નહોતો. પરંતુ હેમના અનાર્દ્ર ભાસતા દેખાવની પછાડી ખરી સ્નેહવૃત્તિ સંતાયલી હતી. મ્હારા મિત્ર આણંદશંકર, ને લલ્લુભાઈના લાંબા કાળના ગાઢ મિત્ર તે, ભયંકર માંદગીમાં મુંબાઈમાં ખેતવાડીમાં હેમના બાળમિત્ર ઉત્તમલાલને ઘેર જીવન અને મરણની વચ્ચે પડ્યા હતા, તે વખતે હું રોજ એ જૂના મિત્રની સ્નેહાળ મુલાકાતો જોઈ ને આર્દ્ર હૃદય થતો હતો. એ માંદગીમાંથી જીવનમાં પુનઃપ્રવેશ આણંદશંકરે કર્યો કે તરત લલ્લુભાઈ હેમને પોતાના પેડરરોડના બંગલામાં હવાફેર માટે લઈ ગયા અને કુટુમ્બજનની માફક હેમણે રાખ્યા, તે પ્રસંગની પણ હેમના હૃદયની સ્નેહના પાસાની પરીક્ષા મ્હને થઈ.

આ ખરા સંગીન ગુણોથી ભરેલા સજ્જનના અકાલ મરણથી ગુજરાતને, મુંબાઈની હાઈ કોર્ટના ન્યાયાસનને, અને સર્વ ઇલાકાને અણપૂર ખોટ પડીછે. ઇશ્વર એ સત્પુરુષના આત્માને શાન્તિ આપો!

---

નોંધ:—

આ અંક સ્વ. સર લલ્લુભાઇ સ્મારક અંક તરીકે અમે આપતા હોવાથી; અને સ્થળ સંકોચને લેઇ 'કસોટી'નુ છેલ્લું પ્રકરણ આવતા અંકમાં આપવામાં આવશે. એ પ્રકરણ રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી લખશે.

—ઉપતંત્રી.



# સદ્ગત શ્રી લલ્લુભાઈ શાહ

## એક લાક્ષણિક ગુજરાતી હીંદુ ગૃહસ્થ

લેખક
રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા
સભ્ય, સાહિત્ય સંસદ

સદ્ગત માનનીય ન્યાયમૂર્તિ સર લલ્લુભાઇ આશારામ શાહને "ગુજરાત" દ્વારા જે નિવાપાંજલિઓ અપાય તેમા મારી એક હોવી જોઇએ એ ભાઇ મુનશીની સ્નેહેચ્છા આ નમ્ર નિવાપાંજલિની પ્રેરણા છે લલ્લુભાઇના અનેક-દેશીય જીવનને જુદી જુદી નજરે જોનાર લેખો લખાવા જોઇએ અને લખાશે એવી આશા છે આ લઘુ લેખને માટે માત્ર એકજ દૃષ્ટિ સ્વીકારી છે અને તે એ કે લલ્લુભાઇ એટલે એક લાક્ષણિક ગુજરાતી હીંદુ ગૃહસ્થ "ગુજરાત મા એ દૃષ્ટિ વધારે સ્થાને છે એ સુચવવા માટે પણ ક્ષમા યાચવી પડે તો સ્પષ્ટીકરણ તો અક્ષતવ્યજ ગણાય

લલ્લુભાઇના સંબંધમા ઉક્ત દૃષ્ટિએ જોતા પહેલા એક ખુલાસાની જરુર રહે છે લલ્લુભાઇ મહર્ષિ રાનડે, સર ફીરોજશાહ વગેરે વિશાલ ભાવનાઓથી પ્રેરાએલા રાષ્ટ્રભક્તોએ જમાવેલા વાતાવરણમા જન્મેલા અને ઉછરેલા હતા પ્રાન્તિકતા (Provincialism) અને જાતિયતા (Racialism) અથવા એવા કોઇ પણ પ્રકારના ભેદોપભેદથી પર થનાર રાષ્ટ્રીયતા (Nationalism) એ એ વાતાવરણનુ સત્ત્વ હતુ ધર્મ (Religion) જાતિ (Race) પ્રાન્ત (Province) એ નજરે જોવુ એટલે દેશની મોટામા મોટી જરુરીઆત-પ્રજાકીય એકતા (National Unity) એ પરમ સાધ્યની સિદ્ધિમા અંતરાય ઉભા કરવા, એવી એ યુગના અગ્રેસરોની સમજણ હતી લલ્લુભાઇની સમજણમા અને એમના સ્વભાવમા એ સિદ્ધાંત ઓતપ્રોત થઇ ગયો હતો એવા સર્વદેશીય સદ્ગૃહસ્થને "લાક્ષણિક ગુજરાતી હીંદુ ગૃહસ્થ કહેવા એ ઉપર ઉપરથીજ જોનારને દૃષ્ટિસંકોચ લાગે એટલુજ નહીં, સદ્ગતની સર્વદેશીય વ્યક્તિને અન્યાય ભાસે એટલુજ નહીં, પરંતુ એમ પણ થાય કે સદ્ગતના આત્માને પોતાને એથી સંતોષ નહીં પણ અસંતોષ થશે ખુલાસા ખાતર બે બાબત બસ થવી જોઇએ કે દૃષ્ટિસંકોચ એ મારે માટે અશક્ય છે અને બીજુ કે લલ્લુભાઇને "ગુજરાતી હીંદુ ગૃહસ્થ" કહેવામા આવ્યા છે તેમા

વિશાલમાં વિશાલ નજરનો ઉપયોગ થયો છે. સદ્દગતને મારો ગાંઢ પરિચય હતો એટલે એમના આત્માને તો અસંતોષ નજ થાય એ ખાત્રી છે.

હવે મુખ્ય વક્તવ્યનું વિશેષ વિવરણ. આંગ્લ કવિ ટેનીસન એ કૈં શેકસપીઅર કે મીલ્ટન કે શેલીની માફક અંગ્રેજ કવિઓની પ્રથમ પંક્તિમાં ન આવી શકે અને છતાં અંગ્રેજી કવિઓમાં વધારેમાં વધારે લોકપ્રિય ગણાનાર કવિઓમાંના એક તેઓ હતા. એ હકીકતના ખુલાસા તરીકે એમ કહેવામાં આવે છે કે તેઓ અંગ્રેજી પ્રજાના સામાન્યતઃ અને એમના જમાનાના અંગ્રેજોના વિશેષતઃ પ્રતિનિધિરૂપ હતા. સંક્ષેપમાં, ટેનીસન એટલે એક લાક્ષણિક અંગ્રેજ ગૃહસ્થ. લલ્લુભાઇને માટે પણ એવીજ રીતે કહી શકાય એમ છે કે "લલ્લુભાઇ એટલે એક લાક્ષણિક ગુજરાતી ગૃહસ્થ." લલ્લુભાઇમાં એવું લાક્ષણિક ગુજરાતીપણું શું હતું?

હીંદ દેશના બીજા પ્રાંતોના માણસોને તપાસો અને ગુજરાતના માણસોને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૫]




મહાપુરુષો અને કવિઓની પેઠે મુરબ્બીઓ પણ જન્મે છે. અમુક વય આવ્યા પછીજ મુરબ્બીપણું આવે છે એમ નથી. કેટલાક મનુષ્યો પૂર્વજન્મના સંસ્કારે જગતમાં પ્રવેશ કરતાંની સાથેજ મુરબ્બીપદ લેતા આવે છે. તેઓ રડે છે, હસે છે, રમે છે તે પણ મુરબ્બીપણાની ભાવનાથીજ.

આવા પુરુષો આખા જગતના પિતૃપદે વિરાજે છે. તે તેમના પિતાના પુત્રો હોતા નથી, પત્નીના પતિ હોતા નથી, ભગિનીના બંધુ હોતા નથી, સુહૃદના મિત્રો હોતા નથી; પરંતુ પોતાના પિતાના, પત્નીના, ભગિનીના, સુહૃદના –સર્વના પિતા થાય છે.

તમે એમને ઓળખતા હો કે નહીં, મુરબ્બી તરીકે સ્વીકારતા હો કે નહીં; પરંતુ એ તો તમને દરેક કાર્યમાં સલાહ આપવાનાજ. 'હું ન હોઉં તો જગતનું શું થાય?' એવી ચિંતા અહોનિશ એમના મુખ પર, એમના વાર્તાલાપમાં, એમના એકેએક હાવભાવમાં સ્પષ્ટ રીતે જણાઇ આવતી હોય. બાળક જેવું બીચારું જગત ઠોકર ખાઇને પડી જાય ત્યારે એનો હાથ ઝાલી ઉભું કરવા તથા તેને ચાલતાં શીખવવા તેના જેવો મુરબ્બી ન હોય તો એ બાળજગત ચાલતાં શીખે પણ શી રીતે?

પહેલા પુરુષ સર્વનામનું બહુવચન (માનાર્થે)–અમે; ને બીજા પુરુષ સર્વનામનું એકવચન (તિરસ્કારાર્થે)–તું: એ બે એમના પાળેલા શબ્દો હોય છે; અને તે બીજાના પાળેલા કુતરાની પેઠે અન્યને ખીજવી પાલકને રીઝવે છે.

આ મુરબ્બીઓ સર્વ વિષયના જ્ઞાતા હોય છે. દાળમાં મીઠું વધારે પડે તો શું કરવું–દાળ ખાવી કે નહીં–એ વિષયથી માંડી ઇંગ્લંડના પ્રાઇમ મીનીસ્ટરથી બીડી પીવાય કે નહીં ત્યાં સુધીના સર્વ વિષયો પર એ ગંભીર વિવેચન કરી શકે છે, એટલુંજ નહીં, પરંતુ મુરબ્બીની છટાથી, અનુભવીની જવાબદારીથી સલાહ પણ આપી શકે છે. 'સહેજ મીઠું વધારે હોય તો ફીકર નહીં. દાળ ખાવી, એમાં નુકશાન નથી. પણ બહુજ વધારે હોય–ખવાયજ એમ ન હોય તો ન ખાવી. તબીઅત બગડે.' અથવા 'ઇંગ્લંડનો પ્રાઇમ મીનીસ્ટર બીડી પીએ ને પાર્લામેંટમાં ધુમાડા કાઢે તો પછી ક્રોમવેલની આબરૂ પર પાણી ફરી વળે. ખરું પુછો તો ઘેર છાનીમાની એકાદ બે કે પછી બહુ તો ત્રણ ચાર બીડી પીએ તો ખાસ ખોટું નહીં' આવા

પ્રકારની વાતો કરવાનો તેમનો સ્વભાવજ પડી ગયો હોય છે.

સાહિત્યના ક્ષેત્રમાં આવા પુરુષો પડે છે ત્યારે સદેવંતસાવળીંગાના કર્તાથી માંડી સરસ્વતીચન્દ્રના લેખક સુધીના સર્વ સાહિત્યકારોએ એની સલાહ લીધી નહીં તેમાંજ ગુજરાતી સાહિત્ય નિર્ધન અવસ્થામાં પડી રહ્યું છે એમ એઓ જગતને પ્રતીતિ કરાવી શકે છે. 'હવે તો કૈં તમે જોડણીનો નીકાલ કરો તો સારું.–આ લોકો લખે છે, પણ—પણ, ઉંહું,–કૈં નહીં !–તું કવિતા લખે છે પણ પિંગળશાસ્ત્ર ભણ્યો છે? અલંકાર કેવા હોય તે જાણે છે? પ્રાસ એટલે શુ તે ખબર છે?—તમે બધા કટાક્ષ કરવા જાઓ છો પણ આનાતોલ ફ્રાંસનું નામ સાંભળ્યું છે?—તારે સાહિત્યમાં ઝંપલાવવુંજ હોય તો પહેલાં અમે કહીએ તેમ કર.' ઇત્યાદિ વાક્યોદ્વારા આપણા સાહિત્ય-કુટુંબના એ મુરબ્બીઓ ઉપદેશ આપવાનો તેમનો જન્મસિદ્ધ હક સાબીત કરે છે.

દરેકને સદ્‌ભાગ્યે આવો એકાદ મુરબ્બી તો મળીજ આવે છે. અમને અમારા ઘેલાકાકા મળ્યા હતા. જન્મ્યા ત્યારથી ઉપદેશ આપીને પામર જીવોનું કલ્યાણ કરવા સીવાય એમણે બીજો ધંધો કર્યો નહોતો. ન કરે નારાયણ ને એ સ્વર્ગમાં જાય, તો ત્યાં પણ માણસનાં નાક કેવાં બનાવવાં એ વીશે ઇશ્વરને સલાહ આપ્યા વગર રહે નહીં. બધાના પિતા થઇને મહાલતા ઇશ્વરને પણ સંતાનવાત્સલ્ય ને પિતાના ઉપદેશનો લહાવો મળે. જગતમાં જેટલા મનુષ્યો સુખી છે તે એમની સલાહ માન્યાને લીધેજ, ને જેટલા દુઃખી છે તે એમના ઉપદેશની અવગણનાને પ્રતાપેજ એવો એમનો દૃઢ સિદ્ધાંત છે;–જો કે અમે જરા જુદું માનીએ છીએ. એમની સલાહ પ્રમાણે ચાલવાથી અત્યારે એક પ્રતિષ્ઠિત પુરુષ જેલમાં સબડે છે, એક મોટો વેપારી ભીખ માંગતો બની ગયો છે, ને એક કુતરાનું બચ્ચું સ્વર્ગવાસી થઇ ગયું છે.

મુંબાઇ જેવા શહેરમાં રહીને આરોગ્ય શી રીતે જાળવવું, ઉજાગરો કરીને શરીર કદી પણ ન બગાડવું એ વીશે પ્રવચન કરતાં રાતના ૩–૩૦ સુધી જગાડીને એણે અમને બધાને માંદા પાડ્યા હતા. બીજી એક વખત રસ્તામાં મને ઉભો રાખીને જમણી બાજુએ ટ્રામ, ડાબી બાજુ પર મોટર, પાછળથી ગાડી, ને સામેથી સાઇકલ આવે ત્યારે શું કરવું એ વીશે એ સલાહ આપતા હતા ત્યારે સાત વખત મોટર હેઠળ આવી જતા એ બચી ગયા હતા, ને ત્રણ વાર હું સાઇકલની હડફટમાં આવી ગયો હતો!

મારા શરીર વીશે બોલવાની એમને બહુ ફાવટ આવતી હોય એમ લાગે છે. 'અમે તારી ઉંમરના હતા ત્યારે કસરત કરતા, આવા 'માઇકાંગલા' નહોતા. મહેનત કરવાની ટેવ રાખ. મફતનું ખાધેલું પચેજ નહીં. હાડકાં આખાં હોય તો તબીઅત એની મેળે સારી રહે.' એવાં એવાં વાક્યો મને જોતાં સ્વાભાવિક રીતેજ એમના મુખ બહાર નીકળી આવતાં.

મારું શરીર ગમે તેવું હશે, નાનું, નિર્બલ કે નિસ્તેજ; પરંતુ એ મને ઘણું પ્રિય છે. મને એને માટે જેટલી મમતા છે તેટલી બીજા કશા માટે પણ નથી, ને હું ધારું છું ત્યાં સુધી થશે પણ નહીં. આ વિનશ્વર જગતમાં, મૃત્યુ સુધીનું એજ મારું સાથી છે એની મને દૃઢ ખાતરી છે. ગમે તેવા દુઃખને વખતે પણ એણે મારો ત્યાગ નથી કર્યો; મારા સુખદુઃખમાં એ હંમેશ સમભાગી રહ્યું છે. મને એ નાનપણ-થીજ ફાવી ગયું છે. હું એના વગર હજુ સુધી રહ્યો નથી, ને એ નહીં હોય ત્યારે હું પણ

નહીં હોઉં. આત્મૈક્ય અમે સાધ્યું છે. એની ને મારી વચ્ચે એકજ આત્મા છે. એને સારું કોઇ કટુવચન કહે તે મારાથી સાંખી શકાતું નથી, એનો કોઇ તુચ્છકાર કરે તે હું ખમી શકતો નથી. ઘેલાકાકા મારા શરીર વીશે બોલતા, ત્યારે મારા નિર્બલ શરીરમાં કોઇ અજબ બળ આવતુ ને તેની પ્રતીતિ ઘેલાકાકાને કરાવતાં હું એને મહા મહેનતે રોકી શકતો.

દુર્ભાગ્યવશાત્ એક દિવસ એ મારે ત્યાં મહેમાન બનીને ઉતર્યા. ખાસો એક મહીનો રહે એમ હતું. મે મારો વીમો ઉતરાવીને 'વીલ' બનાવી મુકયું. એમણે તો આવ્યા તે દિવસથીજ મારી સંભાળ રાખવા માંડી. મારે કઇ કઇ બાબતમાં શુ શુ કરવું તે દર્શાવવા માંડયું. 'જો દાતણ આમ ન ઝાલીએ. કોગળા કરવા તે પાણી ઠેઠ ગળા સુધી લઇ જવું. દાળનો ફડકો ન મારીએ, અંતરાસે જાય ને ઉધરસ આવે. ટોપી જરા આમ નીચી પહેર. મોટા માણસ સાથે બોલીએ ત્યારે લગાર વિનય રાખીએ. દીવો હોલવીએ ત્યારે ફુંક ન મારીએ, ધુમાડો મોમાં જાય. ઉધરસ આમ ન ખાવી, છાતીમાં દુ:ખાવો થાય. છીંક આમ ખાવી કે બરાબર ખુલાસો થાય.'



સર્વ વિષયજ્ઞાત અમારા ઘેલાકાકા

પુષ્કળ ઘામ પડતો હોય, હું મજુરની પેઠે કામ કરતો હોઉં ને શરીરે પરસેવાના રેલ ચાલતા હોય તે વેળા આરામ ખુરસી પ પડ્યા પડ્યા મારા દરેક કામની ખોડ કાઢવામ એને બહુ આનંદ આવતો. 'અરે! એમ નહીં તું શીખવાનો કયારે? ચાકરી કરે તો ભાખર પામે. એવો તે કેટલે પરસેવો થઇ ગયો કે લુછવા ઉભા રહેવું પડે છે? તારાં હાડકાંજ આખા છે! અમે તારા જેવડા હતા ત્યારે આમ પડી રહેતા નહીં.' કોઇક વખત અર્ધ મીચી આંખે ઉંઘના ઘેનમાં કહેતા, 'પરિશ્રમ કરવાથીજ ખરો આનંદ મળે છે. કામ કર્યું તેણે કામણ કર્યું. આળસુનું જીવન એળે જાય છે'

કોઇક વખત દયાવૃત્તિથી હૃદય ઉભરાઇ જતુ ત્યારે એ મને અમુક કાર્ય શી રીતે કરવુ તે જાતે કરી બતાવતા; પરંતુ એમની રીત પ્રમાણે મારાથી તે કાર્ય કદી પણ થઇ શકયું નથી; અને નથી થયું તે સારુંજ થયું છે એમ એમણે કરેલા કાર્યોનું પરિણામ જોતાં કોઇ પણ કહી શકે એમ છે.

એક વખત હું પાનની પેટીને 'બ્રાસો' લગાવતો હતો ને મુ. ઘેલાકાકા પાસે આરામ ખુરસી પર પડ્યા પડ્યા મને નીહાળતા હતા. 'બ્રાસો'ની શીશી મેં ઉઘાડી. ઘેલાકાકાએ તે

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની શ્વાનવૃત્તિ જોઈ તેનું સ્વમાન હણાય છે. તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે.

તે કૉલેજમાં આવે છે; વાંચે છે ને વિચારે છે. હીંદુ સમાજ તેને હમાભાઇનું પ્રભવસ્થાન જણાય છે. બ્રાહ્મણત્વની નીરાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે. નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે. અમદાવાદની કૉંગ્રેસ અને હાદના મેળની સુરેંદ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરે છે.

લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રીટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનું તેને તીવ્ર ભાન થાય છે. અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરુ કરે છે.

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઈ જાય છે. તે નામદારને ત્યાં ન ઉતરતાં તેના મિત્ર અંબાલાલ દેસાઈને ત્યાં ઉતરે છે. અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે. અને સ્વતંત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે. પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે. નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે. અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે. એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે. હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે. સુદર્શન ને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે; નામદાર દેશદ્રોહી લાગે છે. અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં ચાલ્યો જાય છે. ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે.

રાવબહાદુર સુદરાનને નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લઢે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નહી કરી શકે તેવી મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે.

ફરીથી કૉલેજમાં વર્ગો શરુ થાય છે અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઈમાં અંબાલાલને ત્યાં પૈસા આપવાનું નક્કી કરી રહે છે. અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે. 'માની' સ્વતંત્રતાના વિચારો કરતાં તેને વારંવાર કાપડીઆ-ની સુચનાઓ યાદ આવે છે. તે એક દિવસ કાપડીઆને મળવા ગયો. ત્યાં હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહીં થઇ શકે તે વીશે ચર્ચા ચાલી અને પ્રો. કાપડીઆએ રાજકીય લડતમાં ધર્મને નહીં સંડોવવા ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વકઉચ્ચાર્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે. સુદર્શન ત્યાંથી ઉઠી ચાલતો થયો. અનેક તરંગો તેના મનમાં ઉઠયા. અશ્રદ્ધાળુ બન્યો ને હીંમત હાર્યો તે સ્વસ્થતા ખોતો હતો ત્યાં ધની આવી. તેણે તેને પડતો બચાવ્યો. 'માનો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી.

૧૯૦૭ માં કોંગ્રેસ નાગપુરમાં ભરાવાની હતી પરંતુ 'મવાલો' 'ઝહાલ' પક્ષથી કૈંક ડરતા હતા એટલે 'મવાલ' પક્ષના સર્વાધિકારી ફીરોજશાહે હુકમ કાઢયો કે કોંગ્રેસે સુરત જવુ. ડૉ. રાસબિહારી ઘોષને પ્રમુખપદનું નિમંત્રણ કર્યું. ૧૯૦૭ ના ડીસેમ્બરમાં સુરત ખાતે કોંગ્રેસ ભરાવા માંડી. સુદર્શન અને તેની ટોળી પણ ત્યાં ગઇ. 'મવાલ'પક્ષે 'ઝહાલ'પક્ષના ફુરચા ઉરાડી દેવાનો નિશ્ચય કર્યો હતો સુદર્શન અને તેની ટોળીના સભ્યો સયંસેવક થઇ ગયા ને 'મવાલો' અને 'ઝહાલો'ની થતી સંધિમાં વિક્ષેપ પાડવા લાગ્યા.

સુલોચનાના રક્ષક તરીકે પ્રો. કાપડીઆને મુકી જગમોહનલાલ તેમનાં પત્ની સાથે સુરત કોંગ્રેસમાં ગયા. બીજે દિવસે સુલોચનાના મિત્રો આવ્યા એટલે તે સૌ વરસોવા ગયાં. ત્યાંથી રાત્રે પાછાં ફર્યાં અને કેકીને ઘેર જમવામાં રોકાયાં. ત્યાં 'શેંપેન'નો છુટથી ઉપયોગ થવા માંડયો અને સૌ પોતપોતાના તાનમાં ગુલતાન બનવા લાગ્યાં. કેકીએ બેભાન અવસ્થામાં સુલોચનાને કહ્યુ કે તે તેને ચાહે છે. સુલોચનાએ હિંમતથી ઉત્તર આપ્યો. તેજ અરસામાં બહુજ મોડું થવાથી સુલોચનાની શોધ કરવા ગર્જન દલાલ અને પ્રો. કાપડીઆ ત્યાં આવી પહોંચ્યા અને મીજલસમાં ભંગાણ પડયું.

બીજે દિવસે સુલોચનાએ શરમથી લેવાતે મોઢે પ્રો. કાપડીઆને કહ્યું કે તે કેકીને ચાહે છે તેજ અરસામા કેકીની ચીટ્ઠી આવી તેમાં આગલી રાત્રે બેસાન અવસ્થામા તે જે બોલ્યો હતો તેને માટે દીલગીરી દર્શાવી હતી. અને સુલોચનાને એક મિત્ર તરીકે ચહાવા તે ઇચ્છતો હતો.

સુલોચના આ ચીટ્ઠી વાચી ભગ્નહૃદય બની ગઇ પ્રો કાપડીઆએ તેનું સાન્ત્વન કરવા માડયું

સુરતની કોંગ્રેસમાં 'જહાલ' ને 'મવાલ' પક્ષનુ ભારે તોફાન થયુ 'જહાલ' પક્ષના કેટલાક યુવકોએ સુરેન્દ્રનાથને બોલતા બેસાડી દીધા અને ફીરોજશાહ ને ગોખલેને પ્રથમ વાર 'જીવન'ના પાઠ શીખ્યા. બીજે દિવસે સભા મળી. પ્રમુખની દરખાસ્ત આવી. 'જહાલ' પક્ષનો બોયકોટનો ઠરાવ આવવા ન દેવો એવો 'મવાલ' પક્ષે ઠરાવ કરેલો એટલે એ દરખાસ્ત સામે બોલવા તિલક ઉભા થયા અને બોલવા માંડયું.

પ્રમુખે—હજુ દરખાસ્તથીજ સુચવાએલા-'ક્રમ વિરુદ્ધ' જણાવવા માંડયુ ત્યા હોહા થઈ, ને મારામારી થઇ ને આખરે સભાનો કબજો પોલીસે લીધો એટલે સૌ ઘર તરફ વળ્યા

કોંગ્રેસ પુરી થઈ તેજ દિવસે રાતના સુદર્શન ને તેના મિત્રોએ મળી ૩૧ મીએ વડોદરા દરેક જણે પોતપોતાની દેશોદ્ધારક યોજનાઓ લેઇ હાજર થવું એમ નક્કી કર્યું. ને સૌ વીખરાયા

મંડલની સભાનો દિવસ પાસે આવતો ગયો. શિવલાલ શ્રોફને અચાનક શ્રીનાથજીની જાત્રાએ જવુ પડયું ને પાઠક મદ્રાસ નોકરીએ વળગી ગયો. અંબેલાલ અને સુદર્શને બનેએ થઇને 'મા'નો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા લીધી. અંબેલાલનો પ્રયોગ સફળ થયો હતો સાજના સુદર્શન વડોદરાની તૈઆરી કરવામા રોકાયો. ગાડીનો વખત થવા આવ્યો પરતુ અંબેલાલ આવ્યો નહીં. એટલામાં તે ધવાએલા હાથે ઘરમા દાખલ થયો તેણે જણાવ્યું કે તે મીસ વકીલ સાથે પ્રેમમાં હતો–અને તે બને પરણવાના છે તે વડોદરા નહીં આવી શકે સુદર્શન નીરાશ થઈ ભગ્ને હૃદયે સ્ટેશને ચાલી નીકળ્યો ત્યા પુનાથી આવેલા નારણભાઇ મળ્યા

(હવે આગળ વાચો)

# પ્રકરણ ૧૪ મું—(ચાલુ)

—०—

## મંડલની સભા માટે તૈઆરી

૫

સુદર્શન ભુખ્યો, થાકેલો ને નિસ્તેજ ચર્નીરોડ આવી પહોંચ્યો. એના અંતરમાં નીરાશા વસી હતી. તેને વડોદરે જવામાં ઉત્સાહ રહ્યો નહોતો; માત્ર એક નિષ્ફલતા જાણે પ્રાપ્ત કરી હતી એવુ શુષ્ક કર્તવ્ય તેને લઇ જતુ હતું.

તે સ્ટેશન પર આવ્યો ને થોડા વખતમાં નારણભાઇ અંદર આવ્યા. તેના એક હાથમાં ડબો હતો, ને એક હાથમાં પોટલું હતુ. તેમનું મોઢું વિશાલ હાસ્યથી ફાટી રહ્યુ હતુ. ને તેમની આંખો બે અંગારાની માફક ચમકતી. તેની ટોપી ખસતી ખસતી છેક માથાના પાછલા ભાગ પર જઇ બેઠી હતી.

"કેમ મેરે સદુભાઇ! આવ્યા કે?" સુદર્શનને જોઇ તે તેના તરફ આવ્યા "દોસ્ત! આપણો વિજયજ છે" તેણે નીચા વળી કાનમાં કહ્યું.

સુદર્શન પોતાની નીરાશાની વેદનાથી અસ્વસ્થ હતો તેને લહેરથી આવતા નારણભાઇને એક તમાચો મારવાનું મન થયું. પણ નારણભાઇનું દર્શન ને તેમનો ઉલ્લાસ–એ બેની તેના પર અસર થઇ, તે હશ્યો.

"કેમ મજાહમાં! મારા મનમાં કે તમે આવી નહીં પહોંચો."

"અરે કે વાત છે? મારું તો શુરવીરનું વચન. મારા લાફાયત!"

•

"કેમ લાફાયત?" જરાક ચકિત થઇ સુદર્શને પુછ્યું.

"કહું છું, પણ બીજા બધા ક્યાં?"

"તે પણ કહું છું" કટુતાથી સુદર્શને કહ્યું. "આ ગાડી આવી." આગગાડી આવી ને તેઓ બેઠા.

"બોલો ભાઇ! હું લાફાયત કેમ બની ગયો?"

"જુઓની આપણે વિપ્લવ આરંભીએ ત્યારે શું ભાગ ભજવવાના છીએ તે જાણવું તો જોઇએ. તમે લાફાયત થવા લાયક છો, પણ પેલા કેમ નથી આવ્યા?"

"ટુંકમાં એટલુંજ કે આપણે બધા ગધેડા છીએ. શિવલાલ શ્રીનાથજી ભાગ્યો, પાઠક એકસો પચીસના પગારમાં ફસાયો, કેરશાસ્પ મારવાડીના હાથમાં ફસાયો, અંબેલાલ બૈરીના લોભમાં ફસાયો ને હું મારી મુર્ખાઇમાં, મારાં સ્વપ્નાંમાં ફસાયો."

"ગભરાઓ નહીં સદુભાઇ" નારણભાઇએ તેનો વાંસો થાબડી કહ્યું: "હું છું ત્યાં સુધી પોચકાં શુ મુકો છો? હું એક છું પણ એકવીસને પુરો છું. મેં શું કહ્યું કે આપણે આપણી પોઝીશન નક્કી કરવી જોઇએ. આપણી બુદ્ધિ, શક્તિ, મેધાથી મધ્યસ્થ જગ્યા લેવાને સરજાયો છું. હું ને તમે બે——"

આ શબ્દો સુદર્શને સવારેજ સાંભળ્યા હતા; અત્યારે તેને ફરી સાંભળતાં તેને કમકમાં આવ્યાં.

"લાફાયત–તમે કોણ?" કડવાશથી સુદર્શને પુછ્યું.

"શુ ધારો છો?" ગર્વથી છાતી ફુલાવી નારણભાઇએ કહ્યું.

"મેં ચરોત્તર પ્રેર્યું. મેં સુરત કોંગ્રેસ તોડી. મેં આજે એક નવો શિષ્ય કર્યો.. હુંજ મંડલ ચલાવીશ. એ જોતાં હું તો ક્યાં તો મીરાબો કે નેપોલીઅન. તમે લાફાયત. આપણે બે મળી——"

સુદર્શન અનિર્વાચ્ય ધિક્કારથી નારણભાઇ તરફ જોઇ રહ્યો.

"નારણભાઇ! આ શું બોલો છો? તમે અત્યારે છેક આમ કેમ થઇ ગયા છો?"

"છેક શું છે? શું નેપોલીન થાઉં તે અદેખાઇ આવે છે? આજે મેં જોતજોતામાં નામદાર જગમોહનલાલને શિષ્ય—"

"શું?" એકદમ આંખો ફાડી સુદર્શને પુછ્યું.

"નામદાર સાથે ગાડીમાં હતા—પુનેથી, Fine man (ફક્કડ માણસ); ખરો દેશભક્ત, મેં એને આપણા મંડલની વાત–કરી—"

"અરે પણ એતો મવાલ, ફીરોજશાહનો સાથી, સરકારનો મળતીઓ."

"બદનક્ષી! બદનક્ષી! એવી ખોટી અફવાથી ખંચાઉં નહીં. સદુભાઇ, મેં આજે જાતે વાત કરી. મારામાં રાષ્ટ્ર નેતાઓની સચોટ દૃષ્ટિ છે. મેં પારખ્યો, તરત કે આ માણસ આપણો થવા સરજાયો છે. હું તરત પહોંચ્યો. ને સીઝરની માફક Veni–Vidi–Vic (હું ગયો–મેં જોયું–હું જીત્યો). મારા કામમાં વાર હોય નહીં હા–હા–હા–," ઉપરાછાપરી હર્ષભેર શબ્દો મુખમાંથી કાઢતાં નારણભાઇએ કહ્યું.

"એ મારો શિષ્ય થયો. મંડલમાં જોડાવાનું કબુલ કર્યું. કામ નહીં હોત તો વડોદરે આવત. તમારાથી કોઇથી ન થયું તે મેં એક ઘડી વારમાં કરી બતાવ્યું." ગભરાએલો સુદર્શન ત્રાસથી ફાટેલી આંખોએ જોઇ રહ્યો. આ વાગ્ધારાથી તેનો શ્વાસ રુંધાઇ રહ્યો હતો.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૦૯]

નજરે ચઢે છે—તેની કથનશક્તિનો વિશાલ ને વેગભર્યો પ્રવાહ; કૈલાસ પરનો 'અપ્રતિહત ગંગાવતરણ જેવો પ્રપાત' નહીં; કલકત્તા આગળ તરવરતા, ધસતા તરંગો મર્યાદાની વિડંબના કરતો મહાનદ. એક વસ્તુ રહી જતી નથી; એક ભાવ વીસરાતો નથી; એક પ્રસંગ ઉપયોગ વિનાનો થઇ રહેતો નથી. કોઇક વાર કથનશક્તિએ પ્રલય માંડયો હોય એમ લાગે છે.

આ પ્રલયપ્રવાહના જોશમાં તે સમયના સાહિત્યનું એક મોટામાં મોટું દૂષણ ઢંકાઇ જાય છે. તે સમયમાં વર્ણન એટલે લક્ષણોની સવિસ્તર યાદી–નહીં તો ઉપમાવલિની પરંપરા. ચોક્સ ને વીગતવાર યાદીઓ વાંચનારની કલ્પનાને ગુંગળાવે છે; અને ચિત્ર ઉભું કરવાની ઇચ્છાને કચરી નાખે છે. નળાખ્યાનમાં વનનું વર્ણન લગભગ જંગલખાતાની ટીપ છે; અને નળદમયંતીની પ્રશંસા ઉપમાના કોષ જેવી છે. 'રણયજ્ઞ'માં રાવણના સરદારો જાણે 'પરેડ'માં 'એક બે' બોલતા હોય એવો ભાસ થાય છે

પ્રણાલિકાને વશ થઇ વર્ણનકલાને ગણિતશાસ્ત્રના ધોરણોથી રચતાં કવિનો આત્મા કકળતો દેખાય છે; અને શબ્દનો કીમીયાગર રસ ઝમાવવાનો એક અદ્‌ભુત પ્રયોગ કરે છે. તે વર્ણનને–લક્ષણો કે ઉપમાની ટીપને–નાદ-સૌંદર્યથી સરસ કરે છે. આ પ્રયોગ ખુરશી પર બેસી મુગે મોઢે વાચતા જમાનાને સમજવો કઠણ પડે; પણ રસ્તા વચ્ચે બેસી કાન વડે માણના રણકાથી ગાજતુ આખ્યાન સાભળનારનો જમાનો વધાવી લે એમાં નવાઇ નથી. નેત્રવડે વાંચી, ચિત્ર ખડું કરવા જતાં વર્ણનની વિપુલતા સાલે ખરી. પણ કર્ણેન્દ્રિયથી વર્ણન સાંભળતા, નાદની મોહિની ચિત્ર સહેલાઇથી રચી શકે છે; અને જો રસવૈવિધ્ય સાથે નાદવૈવિધ્ય આવે તો સાંભળનાર રસિકને સરસતાની ઝાંખી થયા વિના રહે નહીં. છાપેલાં પાનાપર આપેલા દમયંતીના વર્ણનમાં સચોટતા, ચિત્રમયતા, કે સરસતા લાગતી નથી; યાદીને છેડે જતાં જતાં દમયંતીને પણ વીસરી જવાય છે. પણ એને મોટેથી ગાતાં–અને તો સાથે તાલ આપતાં—

'નૃપ ભિમક તનયા, રુપ બનયા, રસીલી રંગપૂરણા
નર અંગના, દેવાંગના, ગાનિની મદચૂરણા.'

એ પંક્તિઓનું નાદસૌંદર્ય ધીમે ધીમે કલ્પનાને મુગ્ધ કરે છે, રસિકતાની સૂક્ષ્મતા જડ કરે છે, ને આનંદની લહેરો પ્રગટાવે છે. તેજ પ્રમાણે વાંચતાં બાલિશ લાગતું કુંભકર્ણનું વર્ણન તાલ સાથે ગાતાં અદ્‌ભુત ચિત્ર ઉભું કરે છે:—

સો પચાસને કરમાં સાહે, કુંભકરણ મુકે મુખ માંહે
કરડે મરડે મચરડે ભૂર, શત સહસ્ર વાનર કીધા ચૂર
તાડે પછાડે ઉડાડે ગ્રહી, કરમાં આવ્યો તે છુટે નહીં
રુએ વાનરા પાડે રીંગ, કાળજું કાઢી પીએ રુધિર.

જ્યાં સુધી ગાતા જાઓ નહીં, ત્યાં સુધી પ્રેમાનંદનો પુરો રસ ચખાય નહીં.

પ્રેમાનંદના કથનના પ્રવાહમાં અદ્‌ભુત ગતિ છે. વર્ણન, અલંકાર, ઊર્મિકથન, વિનોદભર ધરગથ્થુ રંગોની ચમક એકધારાં વહ્યાં આવે છે; ઘણી વખત જોઇએ તેના કરતાં વધારે પ્રમાણમાં–કોઇક વખત સપ્રમાણ સુગ્રથિતતાથી. 'ચંદ્રહાસ આખ્યાન' જેવા આખ્યાનની સુગ્રથિત ગતિનો મોહ કોને નથી લાગ્યો?

## ૪

નરસિંહ મહેતા પછી શુદ્ધ ભક્તિ ગઇ અને માત્ર ભક્તિમાહાત્મ્યનો યુગ આવ્યો. પ્રેમાનંદની પૂર્વે વિશ્વનાથ જાની (સં. ૧૭૦૮)

જેને ભક્તિમાહાત્મ્ય કહી શકાય એવું સાહિત્ય સર્જવું શરુ કરે છે. જેમ ભાલણ અને પ્રેમાનંદ વચ્ચે નાકર ને વિષ્ણુદાસ છે, તેમ નરસિંહ ને પ્રેમાનંદ વચ્ચે વિશ્વનાથ કહી શકાય. વિશ્વનાથના નરસિંહ મહેતાના ચરિત્રમાં શુદ્ધ ભક્તિનો સ્વાનુભાવક તલસાટ નથી; પણ નરસિંહ મહેતાનું અનુકરણ કરવાની આછી કલા દેખાય છે.

તેજ પ્રમાણે ઘણા કવિઓએ નરસિંહના ચરિત્ર પરથી પોતાની કૃતિઓ લખી લાગે છે. એક કોઇ અજ્ઞાત કવિનું નરસૈં મહેતાનું આખ્યાન મળી આવ્યું છે.[૧]

પ્રેમાનંદને આ બાબતમાં વિશ્વનાથની પ્રેરણા મળી હોય એમ સંભવે છે; પણ જે પ્રસંગો જાનીમાં ભક્તિભાવ અને પૂજ્યના પ્રેરે છે તેને અનુગામી, અઠંગ કલાકાર માત્ર કલાની વસ્તુ બનાવી મુકે છે. એની કલામાં શેક્સપીઅર, અને ગેટી જેવા સર્વોપરિ કલાકારની સર્વગ્રાહી સર્જકતાના કેટલાક અંશો છે. શુદ્ધ ભક્તિ, ભક્તિ અને વૈરાગ્યથી કે જ્ઞાનથી મિશ્રિત થયેલી ભક્તિના જુદાજુદા ભાવોમાં પોતે તેને અનુભવ્યા વિના પેસી શકે છે; અને જાત જાતનું ઉંચા પ્રકારનું સાહિત્ય રચી શકે છે.

ભાગવતમાં શુદ્ધ ભક્તિ, ઉપાસના, પૌરાણિક બળ અને કલા એમ ચારે અંગ મળ્યાં હતાં. મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય મન્વંતરના મનુ સમાન ભાલણની કૃતિઓમાં ઉપાસના સામાન્ય હતી; પૌરાણિક બળ સંસ્કૃત પુરાણોના આદર્શોથી ઘડાયું હતું; કલા સંસ્કૃત સાહિત્યની છાયા ને સ્થાનિક જીવનના રંગોથી રંગાઇ હતી.

પ્રેમાનંદની ઉપાસનાવૃત્તિ ભાલણથી પણ ઓછી પ્રેરણાવાળી હતી; નાકર ને વિષ્ણુદાસની ઘરડીયા ઉપાસનાથી સારી, પણ મહિમાગાનથી ઉંચા પ્રકારની નહીંજ. નરસિંહ મહેતાના મુખમાં મુકેલું નીરસ ને પ્રેરણાવિહોણું સ્તોત્ર આનું દૃષ્ટાંત આપશે:

મહેતે કરમાં તે લીધી તાલ,
સ્તુતિ કરે ને સમરે ગોપાલ;
ખરેખરાં નેત્રે આંસુ ઝરે,
નરસૈંયો હરિને વીનતી કરે.
રખે નિરથવાસી પાછા કરે,
તે દુઃખે છરદો નીસરે;
તાલ વાગે ને હરિગુણ ગાય,
સામલીયાજી કરજો સહાય.
પ્રભુ પ્રહ્લાદની વારે ધસ્યા,
લક્ષ્મીવર તમો લોહમાં વસ્યા;
અપરમાનો હતાર્યો મદ,
ધ્રુવને આપ્યું તે અવિચલ પદ.
ચંદ્રહાસને રાખ્યો તેં હરિ,
વીખ ટાળીને વીખયા તેં કરી;
અમરીખનો હતાર્યો ભાર,
પ્રભુ લીધા તેં દશ અવતાર.
અજામેલ નામે ઓધાર્યો,
તેલ કઢામાંથી સુધનવા તાર્યો;
ગજેન્દ્ર રાખ્યો મગરે ગ્રહ્યો,
મેં મહિમા તમારો લહ્યો.
ગુણકા તારી કરમે અઘોર,
પ્રભુ ભીલડીનાં ચાખ્યાં બોર;
બળતા રાખ્યા તેં પાંડવ વીર,
પાંચાલીનાં પુર્યાં ચીર.[૨]

પ્રેમાનંદે રચેલા ભક્તિસાહિત્યમાં કલાકારનાંજ તત્ત્વો છે; સ્વાનુભવના તલસાટ વિના પ્રણયઘેલછા દર્શાવી શકે છે. નરસિંહ મહેતાની કૃતિઓ કરતાં એની કૃતિઓમાં વૈવિધ્ય વધારે છે; ભાવોને સમૃદ્ધ કરવાનો પ્રયત્ન સર્વગ્રાહી છે; પણ તેમાં શુદ્ધ ભક્તિની પ્રચંડ ઊર્મિ નથી, તેમ સરસતાનો ઉંચો આદર્શ નથી. ભ્રમરપચીસીમાં ગોપીનું વિરહગાન કે રાધાની ફરીયાદ

૧ ગુ. વ. સોસાઇટી. ૨ 'હુંડી.'

નરસિંહના દાઝતા અંગારા સમાન કવન આગળ નિશ્ચેતન લાગે છે

માવજી મથુરા જઈ વસીઆ પ્રીત ઉદ્ધવજી દીઠી રે
પરવેરલાલીલખીનવશકે એકચાર આગળની ચીઠીરે
× × ×
ગોવિંદ વિના ગોપીઆમા, ગોઠ ન લાગે મીઠીરે'

આમા કવિતા છે, પ્રણયોર્મિ નથી

બ્રાહ્મણે અનેક બળો પ્રગટાવ્યા છે તેમાનુ એક પુરાણુ છે થોડેક અંશે ઐતિહાસિક, થોડેક અંશે ભાવનાત્મક, ઘણે અંશે રસિક —એના આ પાચમા વેદના સાહિત્યે ઇતિહાસ, જીવન, ધર્મ ને સંસ્કાર ચારેને સજીવન રાખ્યા, એટલુજ નહીં, પણ પરસંસ્કાર અને પરરાજ્ય બંનેને વીસરવાનુ મુખ્ય સાધન પુરુ પાડયુ આ સાહિત્યે રચેલી પારદર્શકતાથી વેદકાલ ને ભારતકાલનુજ અંગ ચાલુ જીવન હોય એવો ભાસ પેદા થયો

"જ્યારે રાજ્યવિપ્લવોને લીધે સંસ્કૃત રાજ્યભાષાને સિંહાસનેથી પદભ્રષ્ટ થઇ ત્યારે આ સાહિત્યે ધાર્મિક વ્યાસપીઠ પર પોતાનો કાબુ મજબુત કર્યો એટલુજ નહી પણ પોતાની પ્રેરણા વડે પ્રાતિક ભાષાઓને નવુ જીવન આપ્યુ આ પરાક્રમ શ્રી કૃષ્ણના નામથી, અને ભાગવતની પ્રેરણાથી થયુ

'ગુજરાતમા ભાલણે (વિ સ ૧૪૯૫–૧૫૮૫) એ પ્રેરણાથી નવો સાહિત્યયુગ શરુ કર્યો મીરા અને નરસિંહના કાવ્યો પણ આ નવા બળની પ્રેરણાથી રચાયા, ને સ્વીકારાયાં કવિ અને કથાકારોની પરંપરા મારફતે આર્ય ભાષા ને સંસ્કારનો આત્મા ગુજરાતી સાહિત્ય અને તે દ્વારા સંસ્કારમા ઉતર્યો પ્રેમાનંદે નાનકડી રંગભૂમિ પર ભગવાન વેદવ્યાસનો પાઠ ભજવવાનો કૈંક પ્રયત્ન કર્યો, અને દયારામ સુધી—મુસલમાની યુગ પુરો થયો ત્યા સુધી—એ નવા બળની પ્રેરણા કાયમ રહી

"આ બળની ભવ્યતાનુ ભાન આણવા એક કોઇ પ્રેમાનંદ જેવી આદર્શ વ્યક્તિની મનોદશા પારખવાનો પ્રયત્ન કરીએ ભૂતકાલની આર્ય સંસ્કૃતિ–પરાક્રમી કારકીર્દી, અપૂર્વ સાહિત્ય ને વિશુદ્ધ ભાવનાની જાજ્વલ્યમાન એની પવિત્ર ને શ્રેષ્ઠ સંસ્કૃતિનો તે વારસ હતો —પ્રતિનિધિ હતો યુગો થયા તેની સનાતન મહત્તા સદાચારી પિતા ને સતી માતાઓએ જાળવી હતી તેને મન ભૂત મહત્તા ગયા જમાનાની ન હતી, પણ સદા સર્વદા વિજયી રહેતી મહત્તા હતી એ પરસંસ્કારને ખાળવા તત્પર હતો તેના કાન ભૂતકાલની પ્રેરણાનુ સંગીત સાભળી રહ્યા હતા તેની આખ ભાવિ વિજય પર ઠરેલી હતી તેણે અંતરના બાર ખોલી પોતાના આત્માનુ સંસ્કારી સંગીત રેલાવ્યુ તેણે પાઠશાલાઓ પ્રેરી, ગામેગામ કીર્તન કર્યું, ગલીગલીએ કથા કરી, અને ઘેરઘેર શ્લોકગીત ગવડાવ્યા એણે ધર્મ સાચવ્યો, ઐતિહાસિક સાતત્ય સાચવ્યા, ભાષા ને સાહિત્ય સાચવ્યા, પ્રેરણા ને આદર્શ સાચવ્યા, અને સંસ્કૃતિનો અમર આત્મા એને પ્રયાસે ગુલામગીરીની બેડી તોડી દેશમા વિજયી થઇ વિચરી રહ્યો"[1]

પ્રેમાનંદના હાથમા પૌરાણિક સાહિત્ય માત્ર સંસ્કૃતનો અનુવાદ નહોતો ગર્વથી કવિ કહે છે

"આ પાસા વ્યાસ વાચે સંસ્કૃત
આ પાસા મારુ પ્રાકૃત,
કવિઓ કહેશે આ શો ગર્વ ?
નથી ગર્વ સાભળજો સર્વ.

[1] મુનશીકૃત કેટલાક લેખો ભાગ બીજો 'ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ'

થયા પુરાણી મોંઘાદાટ,
તેથી થયો ઘણો ઉચાટ
હવે કોણ દેખાડે વસમી વાટ,
થયા બંધ સ્વર્ગ નર્કના ઘાટ.
ત્યારે કર્યું પ્રાકૃત વિમાન."[1]

એનાં આખ્યાનો ખરેખરાં વિમાન છે; પૌરાણિક કથાઓમાંથી તમને ઉપાડી લઇ પ્રાંતીય જીવન, સાહિત્ય અને આદર્શોના વ્યોમમાં વિહરાવે છે. ભાલણની કલાદષ્ટિ સંસ્કૃતની પ્રેરણા ઝીલનાર પંડિતની હતી, પ્રેમાનંદની કલાદષ્ટિ—ગમે તેવી ઉતરતી પણ સજીવ કલાદષ્ટિ—સંસ્કૃત વસ્તુને સજીવન કરનાર ગુજરાતી કલાકારની હતી. એને મન ગુજરાતી સાહિત્ય ને જીવન દૈવી મનાતી પૌરાણિકની દૃષ્ટિથી ઘડવાની માટી ન હતી. પણ પૌરાણિક કથાઓ—સંસ્કૃત સાહિત્ય માત્ર—ગુજરાતી સાહિત્યની ભવ્યતાનું મંદિર ચણવાના ઈંટ-મરોડાં હતાં.

ભૂત સાહિત્યની પ્રેરણામાંથી ત્રણે દૃષ્ટિબિંદુ પ્રગટે છે. પહેલું ઐતિહાસિક કલ્પનાનું; બીજું કાલ્પનિક ઇતિહાસનું; અને ત્રીજું પ્રણાલિકાસર્જિત ઇતિહાસકાલનું.

ત્રણેમાંથી એકે દૃષ્ટિબિંદુ સત્ય ને વાસ્તવિક ભૂતકાલ કલ્પી કે સરજી શકતું નથી. જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન રૂપે જોઇ શકે તે પહેલાં પોતાની ચિત્તવૃત્તિથી તેને લપેટી લે છે; તેના રંગ અને વિકારનું જ્ઞેય પર આરોપણ કરે છે. તેજ પ્રમાણે કલાકાર—પછી મોટો કે નાનો—ભૂતકાલ કલ્પતાં કે સર્જાવતાં સમકાલીન જીવનલીલામાંથી છુટી શકતો નથી; અને તેની વૃત્તિઓનું આરોપણ રોકી શકતો નથી. સ્કોટ ને ગોતીએરે વર્ષોનાં વર્ષો ભૂત સમય અને જીવન સર્જાવતાં ગાળ્યાં; તેમની બીજી પેઢીના વાચકો તેમણે રચેલા ભૂતકાળ ખોટું ઠેરવે છે; અને અત્યારે કીમત છે તો એ કૃત્રિમ ભૂતકાલમાં રહેલી સરસતાનીજ.

ઐતિહાસિક કલ્પનાની દૃષ્ટિ ઐતિહાસિક સાધનોની મદદવડે ભૂતકાલ જેવું હતું તેવું રચવા પ્રયત્ન કરે છે. કાલ્પનિક ઇતિહાસની દૃષ્ટિ ઐતિહાસિક સામગ્રી વડે વર્તમાન રચે છે. એક: ઉંધુ રાખેલું દૂરબીન છે. એનાથી સમીપ રહેલી માનવતા ઘણી દૂર ઉભેલી, અપરિચિત સ્વાંગ ધારતી સુરેખ વ્યક્તિમાં દૈવી દેખાય છે; ને પૂજ્યભાવ પ્રેરે છે. બીજી, બરોબર રાખેલું દૂરબીન છે; તેનાથી માનવતા છે તેનાથી સમીપ દેખાય છે; રેખાઓ મળી જાય છે; દૂષણો ને નિર્બળતા તરી આવે છે; અપૂર્ણતાના ભાઇચારામાં આપણે તેને આલિંગીએ છીએ. બંનેમાં માનવતા તો ઘણે અંશે સમકાલીનજ હોય છે. માત્ર એકમાં વચ્ચે કલ્પનાનું perspective આવે છે. બીજામાં કલ્પના સામાન્ય ચીજોને પાસે લઇ આવે છે.

ત્રીજું દૃષ્ટિબિંદુ પ્રણાલિકાસર્જિત ઇતિહાસકાલનું છે. તે પ્રમાણે કેટલાંક બીબાં ગોઠવ્યાં કે ભૂતકાલ બની જાય છે. તેમાં ઇતિહાસ પણ નથી હોતો ને કલ્પના પણ નથી હોતી. ધીરોદાત્ત નાયક, વ્રતધારી બ્રાહ્મણ, સતી સ્ત્રીઓ, હરિભક્ત રાજા આ દૃષ્ટિબિંદુને ઉપયોગી બીબાં છે; અને એમાં રેખાઓ નથી ખરા ઇતિહાસની ને નથી શુદ્ધ કલ્પનાની.

ઐતિહાસિક કલ્પના પ્રાચીન અને અર્વાચીન ઘણા શિષ્ટોએ સેવી છે. કાલિદાસ કણ્વને અને ઉર્વશીને; ભાગવતકાર કૃષ્ણને; હોમર ગ્રીક વીરોને; સ્કોટ ને ગાતીએર તેમના પાત્રોને; શેક્સપીઅર કેટલાંક પાત્રોને આ દૃષ્ટિએ સરજે છે. મધ્યકાલના સાહિત્યમાં

[1] માર્કંડેય પુરાણ.

પ્રણાલિકાસર્જિત ભૂતકાલ ગાવાની પ્રથા ચાલતી હતી; અને તે આજે પણ એક પ્રકારની લોકપ્રિયતા ભોગવે છે. આ પ્રથાએ રચેલાં બીબાંએ કેટલુંય સાહિત્ય નિશ્ચેતન કરી મુક્યું છે.

પ્રેમાનંદની કૃતિમાં માત્ર કોઇકજ વાર આ પ્રથાનાં દર્શન થાય છે. રાવણને હરિભક્ત કરવાને તે તેની પાસે આ ઔચિત્યહીણું વાક્ય ઉચ્ચરાવે છે.

> એ છે રામ પરિબ્રહ્મ આનંદકારી
> મુને મારવા મનુષ્ય દેહ ધારી,
> જાણી જોઈને જાનકી હર્ણ કીધું,
> વેલી નાર મેં મર્ણ માગી લીધું.

એજ રાવણ આગળના કડવામાં બોલે છે.

> ઇંદ્ર સમુદ્ર મહારુદ્ર વશ કીધા, ત્રિભુવન મારું નામ;
> કુંભકરણ સરખો બાંધવ માહરે, રણ માત્ર લક્ષ્મણરામ[1]

પણ સાધારણ રીતે આ પ્રથા પ્રેમાનંદને રુચતી નથી. તેણે પુરાણની સામગ્રીથી નવી પણ સમકાલીન સૃષ્ટિ રચી છે; પૈરાણિક ભક્તિના સ્વાંગ નીચે ગુજરાતનું જીવન ચીતર્યું છે. સામાન્ય રીતે તેના પૈરાણિક પાત્રોમાં બીલકુલ વ્યક્તિત્વ નથી; પણ જ્યાં આ ક્ષમીઓ થાય છે, ત્યાં સર્જકતા અવધિ કરે છે.

એની કલાને પ્રતાપે દેવ ને દેવીઓ ગુજરાતી અલ્પતા પામી, હાસ્યજનક કે હેતને પાત્ર બને છે. નળાખ્યાનમાં દેવો મૂર્ખ શિરોમણિ ગરાશીયા થઇ જાય છે.

> ઇંદ્રે મનમાં શાપ્યો તાશન,
> વાંદરના જેવું થયું વદન;
> અગ્નિએ જાણ્યું એ ઇંદ્રનું કાજ,
> રીંછમુખ થાજો મહારાજ.
> વરણે શાપ મનમાંહે દીધો,
> જમને માંજરમુખ કીધો;
> ધર્મે અંતર ઇચ્છયું એવું,
> વરુણનું મુખ થાજો શ્વાનના જેવું.
> રીંછ, વાનર, શ્વાન, માંજાર,
> કન્યા કહે વરસડા ચાર;
> ઇંદ્રરાયત્રાણી એમ ભણે,
> ખાધાલેધ માંડયો આપણે.[2]

સુભદ્રાહરણમાં દ્રૌપદી સાધુને જોઇ પૌરાણિક મહામાયાનું પ્રતાપી પદ છોડી તે સમયની સામાન્ય અજ્ઞાન સ્ત્રી બને છે.

> મારું મન તો સર્વથા બાવાજી! તમ ચરણે વસ્યું;
> પંચકંથને પરહરી તમારી સેવામાં ધસ્યું,
>
> × × ×
>
> દ્રૌપદી કહે કંથ પાંચે પરહર્યા મેં જાણજો;
> પાપ પુણ્ય બ્રહ્મ જાણે, વિશ્વાસ મનમાં આણજો;
> સર્વથા મારે આવવું જ્યાં તમારું રહેઠાણ છે,
> જો મુને મુકી જશો આ તજું મારા પ્રાણ છે.'

અને સુદામા, સરખા સરળ ને શુદ્ધ તપસ્વી સામાન્ય વિનોદભર્યું સ્વરૂપ લે છે. નવું સ્વરૂપ પામેલી તેની સ્ત્રીએ—

> 'પુજા કરીને પાલવ ગ્રહ્યો તવ ઋષિજી નાઠા જાય,
> થરથર ધ્રુજે ને કૈં ન સુજે, છુટી જટા ઉઘાડે શીશ;
> હસ્ત ગ્રહેવા જાય સુંદરી, તવ ઋષિજી પાડે ચીશ,
> હું તો સેજે જોઉં છું ઘર નવા, મને નથી કપટ વિચાર;
> હું તો વૃદ્ધ ને તમો જોબન નારી, છે કઠણ લોકાચાર.
> ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
> જાવા દો મને ક્યાં દમો છો, તમને હજો કલ્યાણ.
> આંગણામાં કોઈ નર નથી, આ દીસે સ્ત્રીનું રાજ્ય;
> તમને પાપણીઓ પરમેશ્વર પુછશે,
> હુંને કાં આણો છે લાજ."

પોતાની સ્ત્રીને પારખવાને અશક્ત આ ભોળો મૂર્ખદત્ત આખા મધ્યકાળના સાહિત્યમાં આકર્ષકમાં આકર્ષક વ્યક્તિ છે. તેજ પ્રમાણે રોષદર્શિકા સત્યભામાખ્યાનના છઠ્ઠા અંકમાં બે વાઘણ જેવી સ્ત્રી વચ્ચે નિરાધાર કૃષ્ણ

૧ રણયજ્ઞ. ૨ નળાખ્યાન.

પ્રેમાનંદ સાદાને સરળ ભાવોમાં રાચે છે; અને તેને વર્ણવતાં એક બે ઘરગથ્થુ શબ્દોથી તેને જીવંત કરે છે. એ બધા ભાવો દર્શાવી શકે છે; પણ કૌટુંબિક ભાવો, સાદા કે અસંસ્કારી હૃદયના ભાવોનું કથન અદ્દભુત રીતે કરી શકે છે. એ સામાન્ય ગુજરાતી જીવનનો કવનાર છે; સામાન્ય જીવનના દરેક અંગને હલકા આછા સ્પર્શથી સરસ કરી મુકે છે.

પકડાયલો હંસ વિચારે છે "ટળવળી મરશે મ્હારી નાર"

નળને હંસની મૈત્રી થતાં બંને વાત કરે છે. "પરણ્યા કે કુંવારા ન જુઓ અમો, ઘરમાં ભાભી દીઠી હશે તમો; હંસ બળિને કર ઘસે. મેં જાણ્યું ભાભી પીયર હશે"

દમયંતી વનમાં જતાં કહે છેઃ—

"મોસાળ પધારો બાહુઆં રે,
મારા લાડવાયાં બે બાળ;
નમાયાં થઈ વરતજો,
સહેજો મામીની ગાળ.

મા મરતાં નિરાધાર થયેલા ચંદ્રહાસને પડોશણો રીઝવે છે.

"કો બાળકને પહુઆ આપે, ઘણાં વર્ષની ડોશી,
કો કુંવરને કેડે ચઢાવી, લાગી આસનાવાસના કરવા
એ આવી જનેતા તારી, એ ગઇ છે પાણી ભરવા

રાવણને યુદ્ધ કરતો અટકાવતાં મંદોદરી કહે છેઃ—

"દિશા ચારેરે હો, દીસે ધુમસ ધુંધળી,
કાંઈ શુકન માઠેરા થાય, હો રાણાજી,
કાંઇ કાલુ બોલે રે હો, બોલ બીહામણાં.
ઉંચે વાયસ શ્વાનને ગાય, હો રાણાજી,
× × ×
લાખ લાખ રાણીરે હો, સર્વ રાણા તમતણી;
બીજો વહુ બેઠીનો સાથ, હો રાણાજી,
કેશ વિનાની રે હો દીઠી મસ્તક બોડલાં:
દીઠા ચુડલા વિહોણા હાથ, હો, રાણાજી."

આ અને આવા સેંકડો ભાવો અને તેનાં કથન કેવા સરળ ને કેવાં ગુજરાતી! આખું જુનું ગુજરાત આમ થોડાક શબ્દોમાં ખડું થાય છે; અને પ્રેમાનંદની કૃતિઓને જુના ગુજરાતના જીવનના શબ્દદેહ બનાવે છે. સન્નારીઓ ને સદ્દગૃહસ્થો! ધાર્યા કરતાં ઘણું લખાણ થયું; અને ઘણું કહેવાનુ રહી ગયું. મને જે સરસ લાગ્યાં તેમાનાં કેટલાંક દૃષ્ટિ-બિંદુ રજુ કર્યાં છે.

મેં પહેલાં કહ્યું તેમ પ્રેમાનંદ જયંતીનો પ્રસંગ લો કે શરદુત્સવના પ્રસંગ લો—આપણે કવિની કીંમત આંકવાની નથી, આપણે તો એટલુંજ સ્મરવાનું છે કે અઢીસો વર્ષ પહેલાં આ શહેરમાં, આ દેશમાં એક સરસ્વતીનો ઉપાસક થઇ ગયો જેણે જીવ્યું ને જોયુ—જોયું તે શબ્દમાં સર્જ્યું—અને જે સર્જ્યું તે વડે ગુજરાત સમૃદ્ધ કર્યું; અને જ્યારે ગુજરાત પ્રાંતિક નિર્બળતાનો ખ્યાલ વીસારી 'ગુજરાતીતા'ના વૈભવમા—પ્રતાપી સાહિત્ય અને જીવનના ગર્વમાં—વિશિષ્ટ સંસ્કૃતિને સ્વસ્થ રાજ્યતંત્રના ઉલ્લાસમાં—રાષ્ટ્રરૂપે બહાર પડશે ત્યારે ગુજરાતીઓ વડોદરાના બ્રાહ્મણને રાષ્ટ્રવિધાતાઓના મંદિરમાં સ્થાપી, તેની મૂર્તિ નીચે લખશે કે પરાધીનતાને આધાધુંધી, અંધકાર ને અજ્ઞાનના વિષમ કાલમાં એક માનો જાયો થઇ ગયો કે જે ગુજરાત કાજે જીવ્યો; જેણે ગુજરાત કાજે કવ્યું; અને વર્તમાને બાંધી રાખેલી આંખો વડે આશાનું કિરણ જોયુ ને ગાયુંઃ—

"ભાષા ગુર્જરી, આર્યાવર્ત અખિલે, ફેલાય ફાલી ઘણી,
સર્વે દેશ વિદેશ ગુર્જરગિરા, સોહાય સોહામણી,
વાણી સંસ્કૃત મૃત્યુમાય થઇ છે, આ થાય શિરોમણિ,
અર્પી તો પ્રભુ એજ અર્પણ કરો, એ આશ પ્રેમી તણી.




લેખક :
રા. પ્રાણલાલ કીરપારામ દેસાઈ

—ɔɔɔɔɔɔ—

[હીંદુ પદ પાદશાહી અનુસંધાન માસ અશ્વિન પૃષ્ઠ ૮૪ થી ચાલુ]

મરાઠી સામ્રાજ્યની સ્થાપના એ માત્ર મરાઠાઓનું નહીં પણ આખી હીંદુ કોમનું રાજકીય અને ધાર્મિક પુનર્જીવન હતું. મરાઠી રાજ્ય એ માત્ર પ્રાંતિક હીલચાલ નહોતી પરંતુ તે સમસ્ત હીંદુ કોમના સ્વધર્મ અને સ્વસંસ્કૃતિના રક્ષણ માટે હીંદુ ધર્મ અને હીંદુ સંસ્કૃતિના તે વખતના કટ્ટા શત્રુઓ—મુસલમાનો સામેનું ધર્મયુદ્ધ હતુ એ સમજવાને માટે તે સમયના હીંદુઓની સ્થિતિ સમજવાની ખાસ આવશ્યકતા છે. ઇ. સ ૭૧૦ માં મહમદ કાસમે સિંધ ઉપર સ્વારી કરી. અને ત્યાંના હીંદુ રાજા દાહીરને હરાવી હીંદુસ્તાનમા પહેલી વાર મુસલમાની રાજ્યની સ્થાપના કરી ત્યારથી તે ઇ. સ. ૧૬૨૭ માં શીવાજીનો જન્મ થયો ત્યાં સુધી મુસલમાનોની સામેની લડાઇઓમાં હીંદુઓનો હમેશાં પરાજય થયો છે. દાહીર રાજાની હાર, જયપાળ તથા તેના પરાક્રમી પુત્ર અનંગપાળના પરાજયો, પૃથ્વીરાજનો વિનાશ, કનોજરની કતલ, સીકરી આગળ રાણા સંગની હાર, દેવગીરી અને તાલીકોટાના પરાજયો, હલદીઘાટના યુદ્ધમાં રાણા પ્રતાપનું પાછા હઠવું તથા હીંદુઓના અનેક તીર્થ સ્થળોનો મુસલમાનોને હાથે થએલો વિનાશ એ સઘળા બનાવો મુસલમાનોના પરાક્રમો તથા હીંદુઓની નિર્બળતાના પ્રત્યક્ષ પુરાવા છે. પાટણનો વીર રાજા ભીમ બાણાવળી, દીલ્હીનો પરાક્રમી પૃથ્વીરાજ અને મેવાડના પ્રતાપી રાણાઓ સંગ અને પ્રતાપ જેવા શુરવીર અને સમર્થ રજપુતો પણ મુસલમાનોના હુમલાઓની સામે હીંદુ રાજ્ય, હીંદુ ધર્મ તથા હીંદુ સંસ્કૃતિનું રક્ષણ કરી શક્યા નહીં એજ બનાવો આપે છે કે હીંદુઓ કરતાં મુસલમાનો વધારે શુરવીર અને વધારે પરાક્રમી

હતા લગભગ એક હજાર વર્ષ સુધી લાગનાગટ પરાજયો પામ્યાથી હીંદુ પ્રજાની પોતાના શૌર્ય ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઇ તેઓ એમ માનવા લાગ્યા કે આપણે નિર્માલ્ય અને શૌર્યહીન પ્રજા છીએ, મુસલમાનો તો અજીત છે અને પરમેશ્વરે જ તેમને હીંદુસ્તાન ઉપર રાજ્ય કરવાને સરજેલા છે આવી જાતની માન્યતાને વશ થઇ રાજા માનસિંહ, રાજા જયસિંહ તથા રાજા જસવંતસિંહ જેવા વીર રજપુત રાજાઓએ પોતાની રાજીખુશીથી મુસલમાનોનુ દાસત્વ સ્વીકારી મુગલ સામ્રાજ્યના ગૌરવમા વધારો કર્યો હતો તેઓ મુગલ સામ્રાજ્યના ઉદયમા આનંદ અને રસ લેતા હતા એટલુજ નહીં પણ મુગલ સામ્રાજ્યના હિતની ખાતર તેઓએ પોતાના ધર્મબંધુઓ–હીંદુઓ સામે લડી મુગલ સામ્રાજ્યની વફાદારીથી સેવા બજાવી હતી અને તે સામ્રાજ્યનો વિસ્તાર કરવામા કીંમતી ફાળો આપી તેમા સાધનભૂત થયા હતા તે સમયના હીંદુઓની સ્થિતિનો કૈંક ખ્યાલ આપણને ભૂખણ કવિના નીચેના કાવ્યથી આવશે

काशीजीकी कला जाती,  
मथुरा मशीद होती  
शिवाजी न होत  
तो सुनत होत सबकी

આ માત્ર કાવ્ય નથી તેમ શીવાજીની ખોટી પ્રશંસા પણ નથી પરંતુ તે સમયની ઐતિહાસિક પરિસ્થિતિનુ આબેહુબ સત્ય દર્શન છે હીંદુ પ્રજાને અધમતા, અશ્રદ્ધા, તથા નિર્બલતા અને નિર્માલ્યપણાની ભ્રાંતિમાથી દૂર કરી તેમનામા આત્મશ્રદ્ધા ઉત્સાહ, તથા વીરત્વ ઉત્પન્ન કરી સ્વધર્મ અને સ્વરાજ્યની ખાતર મુસલમાનો સામે યુદ્ધ કરવાની તેમને પ્રેરણા કરવાનુ ભગીરથ કાર્ય શ્રી રામદાસ સ્વામીએ કર્યું આખા હીંદમા પર્યટન કર્યાથી શ્રી રામદાસ સ્વામીને તે વખતના હીંદુઓની નિર્બલતા તથા હીંદુ ધર્મની અધોગતિનો સંપૂર્ણ ખ્યાલ આવ્યો હતો ઘણા હીંદુઓ રાજીખુશીથી મુસલમાન ધર્મ અંગીકાર કરતા હતા ઘણાઓને બળાત્કારથી મુસલમાન બનાવવામા આવતા હતા પોતાની જાતને ભ્રષ્ટ થતી અટકાવવાને માટે ઘણા હીંદુઓને ધર્મની ખાતર મરવુ પણ પડતુ હતુ કેટલાકોને અનેક પ્રકારની વિટંબણાઓ વેઠવી પડતી હતી તે સઘળુ તેમણે જોયુ ઉત્તર હીંદુસ્તાનના હીંદુઓમા હીંદુ રાજ્ય તથા હીંદુ ધર્મને પુનર્જીવન આપવાની શક્તિ રહી નહોતી તે પણ સ્વામી રામદાસે જોયુ આખા હીંદુસ્તાનમા આ મહાન્ કાર્ય કરવાની શક્તિ કોઇનામા હોય તો તે મહારાષ્ટ્રના હીંદુઓમા હતી તે સ્વામી રામદાસ સ્પષ્ટ જોઇ શક્યા તેથી તેમણે આખા મહારાષ્ટ્રમા ગર્જના કરી કે આપણા હીંદુ ધર્મનો વિનાશ થવા બેઠો છે આપણા પવિત્ર તીર્થ ક્ષેત્રોને મુસલમાનો ભ્રષ્ટ કરી રહ્યા છે હીંદુઓમાથી સ્વધર્મ માટે શ્રદ્ધા જતી રહેવા માંડી છે અસંખ્ય હીંદુઓ મુસલમાન થઇ ગયા છે અને દિન પરદિન તેઓની સંખ્યા વધતી જાય છે ઘણા શ્રદ્ધાળુ હીંદુઓને સ્વધર્મની ખાતર મરવુ પડે છે માટે હે હીંદુઓ! તમે ઉઠો જાગ્રત થાઓ, હીંદુ પ્રજાનુ સંગઠન કરી હીંદુ ધર્મનુ રક્ષણ કરો ધર્મને માટે મરવુ પડે તો મરવાને પણ તૈઆર રહેવુ પરંતુ માત્ર મરવુ બસ નથી મરતા મરતા પણ હીંદુ ધર્મ તથા હીંદુ રાજ્યના શત્રુઓને મારો, તેમને મારી સ્વધર્મનુ રક્ષણ કરો અને સ્વરાજ્ય પ્રાપ્ત કરો

રામદાસ સ્વામીના આ પોકારની આખા મહારાષ્ટ્રમા જાદુઇ અસર થઇ હીંદુઓ પોતાની

અશ્રદ્ધા, નિર્બળતા તથા નિર્માલ્યતા ભુલી ગયા. તેમનામાં અપૂર્વ ઉત્સાહ પ્રગટી નીકળ્યો. શીવાજી તથા તેના કેટલાક જુવાન સાથીઓએ સહ્યાદ્રિ પર્વત ઉપર પ્રતિજ્ઞા લીધી કે મુસલમાનો સામે યુદ્ધ કરી હીંદુ ધર્મનું રક્ષણ કરવું અને એકવાર ફરીથી હીંદુ રાજ્યની સ્થાપના કરવી. આવી જાતની સ્વધર્મના સંરક્ષણ તથા સ્વરાજ્યની સ્થાપના કરવાની પ્રતિજ્ઞા મહારાષ્ટ્રના અનેક પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ યુવકોએ લીધી હશે અનેક જાતના ભોગ આપી—પોતાના પ્રાણનું પણ સમર્પણ કરીને તેઓએ આ પ્રતિજ્ઞા પાળી પણ હશે.

અહીથી હીંદુ પુનર્જીવનની શરુઆત થાય છે. આ પુનર્જીવન માત્ર આકસ્મિક કે ક્ષણિક નહોતુ. શીવાજીએ તો માત્ર નાનુ સરખું રાજ્ય પ્રાપ્ત કર્યું હતુ. શંભાજીને પકડી તેને ઘાતકી રીતે મારી નાખી ઔરંગઝેબે તે નાનકડા રાજ્યને છિન્નભિન્ન કરી નાખ્યુ હતુ. પરંતુ સ્વામી રામદાસના શિક્ષણ તથા શીવાજીના કર્મયોગે મહારાષ્ટ્રના હીંદુઓમાં જે ચેતન આણ્યુ હતુ, જે ઉત્સાહ રેડયો હતો, જે જીવન—જ્યોત પ્રગટાવ્યો હતો તેનો ઔરંગઝેબ નાશ કરી શકયો નહી. શંભાજીના મરણ પછી છિન્નભિન્ન થઇ ગએલાં રાજ્યને સંતાજી તથા ધનાજીના પરાક્રમ અને શ્રદ્ધાએ ટકાવી રાખ્યું, બાલાજી વિશ્વનાથે એ હોલવાઇ જતી જ્યોતને પુનઃ સચેત કરી બાજીરાવ, સદાશીવભાઉ, માધવરાવ, અને મહાદજી સિંધીઆના પરાક્રમોએ એ જ્યોતના તેજથી આખા ભરતખંડને આંજી નાંખ્યો. તેના ધગધગતા અગ્નિ આગળ મુસલમાની રાજ્ય ટકી શકયું નહીં. હીદુ ધર્મનું સંરક્ષણ થયું, મુસલમાની રાજ્યનો વિનાશ થયો. છેક અટકથી તે રામેશ્વર સુધી વિજયી મરાઠા સૈન્યે પોતાની વીર હાક વગાડી, મુલકો તાબે કર્યા, ચોથ ઉઘરાવી, અને આખા હીંદુસ્તાનમાં દરેક સ્થળેથી મુસલમાન રાજાઓને કાંતો ગાદી ઉપરથી ઉઠાડી મુકયા અને તેમની ગાદી મરાઠાઓએ પોતાને હસ્તક લઇ લીધી અથવા તો તેમની પાસેથી ચોથ લઇ તેમને પોતાના ખંડીઆ રાજા બનાવી દીધા અને હીંદુસ્તાનમાં મુસલમાની સામ્રાજ્ય એ એક ભૂતકાલનો બનાવ થઇ રહ્યો.

હજાર વર્ષથી ઉપરાછાપરી પરાજયો પામી નિર્માલ્ય અને નિર્બલ થઇ ગએલી હીંદુ પ્રજાનું આ રીતે પુનર્જીવન થયું. મુસલમાનોને હાથે કર્ણીજર, સીક્રી, હલદીઘાટ અને છેવટે પાણીપતની લઢાઇમાં ખાધેલી હારનો મુસલમાનોને આગ્રા, ભોપાળ, કાદરગંજ, ફરુકાબાદ, ઉદગીર, ખર્ડા વગેરે અનેક સ્થળોએ હરાવી બદલો લીધો. આ બધી હકીકત વાચક વર્ગ આગળ સ્પષ્ટ રજુ કરવી એ વિનાયક સાવરકરના આ પુસ્તકનો વિષય છે. શીવાજીના જન્મ પછીથી તે નાના ફડનવીશના મૃત્યુ સુધી હરિભક્તો (મરાઠા)એ પાણીપત બાદ કરતાં પરાજય શુ છે તે જાણ્યું નથી. પોતાના ડગલાના બંને ગજવામાં રુપીઆ ખીચોખીચ ભરીને દોડતે ઘોડે મુસાફરી કરવા નીકળેલો ઘોડેસ્વાર રસ્તામાં ઉભેલા પોતાના આશ્રિતો તરફ મુઠે મુઠા ભરીને રુપીઆ ફેંકે તેવીરીતે વિજયી પેશ્વાઓએ પોતાના સામંતો અને સુભટોને નાગપુર, તાંજોર, મીરજ, સાંગલી, ગુંતી, વડોદરા, ધાર, ઇંદોર, ઝાંસી, ગ્વાલીઅરજેવા મોટાં મોટાં રાજ્યો તેમ અનેક નાના નાના રાજ્યો બક્ષીસ તરીકે આપી દીધાં. હરદ્વાર અને રામેશ્વર, કાશી અને પ્રયાગ, આબુ, અવંતી અને ડાકોર, પરશરામ અને પ્રભાસ, નાશક અને ત્ર્યબક, દ્વારકા અને જગન્નાથ, ગોકુળ અને મથુરા જેવાં અગણિત પવિત્ર હીંદુ તીર્થસ્થળોને પરધર્મીઓના ઝનુની હુમલાઓમાંથી હમેશને માટે મુક્ત કર્યાં. આ પવિત્ર તીર્થસ્થળોના

મંદિરોના શીખરો ઉપર હીંદુ ઝુંડો હવે નિર્ભયતાથી ફરકવા લાગ્યો. આ તીર્થસ્થળોના પુજારીઓને ખાત્રી થઇ ગઇ કે હવે કોઇ મહમદ ગીઝની, અલાઉદીન ખીલજી કે ઔરંગઝેબ જેવાની મગદુર નથી કે તેઓ આ તીર્થસ્થળોના મંદિરોને ભ્રષ્ટ કરી શકે; કારણ કે હીંદુ ધર્મનું રક્ષણ કરનાર મરાઠા સૈન્ય તેમને શાસન આપવા જાગતું જ્યોત જેવુ બેઠેલું છે. ચંદ્રગુપ્ત, વિક્રમાદિત્ય, શાલિવાહન અને શ્રી હર્ષે જેવી રીતે પરદેશીઓને મારી હઠાવી હીંદુ ધર્મ તથા હીંદુ સંસ્કૃતિનું રક્ષણ કર્યું હતું તેવી રીતે તેમના કરતાં ઘણા પ્રતિકૂલ સંજોગોમાં મરાઠાઓએ મુસલમાનોનો પરાજય કરી હીંદુ ધર્મ તથા હીંદુ સંસ્કૃતિનું રક્ષણ કર્યું છે તેથી મરાઠાઓ પણ તેમના જેટલા બલકે તેમનાથી વધારે આદરમાન તથા પ્રેમને પાત્ર છે.

મરાઠી પદ પાદશાહી તે હીંદુ પદ પાદશાહી, હીંદુ સામ્રાજ્ય, હીંદુ પુનર્જીવન હતું. તેને કોઇ પણ રીતે સ્વાર્થી, પ્રાંતિક કે સંકુચિત હીલચાલ કહી શકાય નહીં. તેમ કહેવું તે ખરા ઇતિહાસની અવગણના કરવા જેવું છે. આથી મરાઠાઓનો વિજય એ સમસ્ત હીંદુ કોમનો વિજય છે એમ સમજીને પ્રત્યેક હીંદુએ તેને માટે અભિમાન લેવા જેવું છે. તે જોઇને રાચવાનું છે. મરાઠી સામ્રાજ્યનો વિનાશ તે હીંદુ સામ્રાજ્યનો વિનાશ છે એમ માની પ્રત્યેક હીંદુએ તેને માટે આંસુ પાડવા જોઇએ. મહારાષ્ટ્રની બહારના હીંદુઓને આ ઐતિહાસિક સત્ય સમજાવવું તે વિનાયક સાવરકરના આ પુસ્તકનો મુખ્ય ઉદ્દેશ છે. અને ઉદ્દેશ તેમણે ઘણી સફળતાથી પાર પાડ્યો છે. આપણે હીંદુઓ નિર્બળ અને નિર્માલ્ય છીએ, આપણે માટે ગુલામગીરી અને પરાધીનતા હંમેશને માટે સરજાએલા છે એવી આપણામાંના કેટલાક દોઢડાહ્યાઓની માન્યતા છે. આવી માન્યતા તે ખોટો ભ્રમ છે એ મરાઠી સામ્રાજ્યનો ઇતિહાસ આપણને સારી રીતે સમજાવે છે. એ હકીકત સ્પષ્ટ અને સચોટ રીતે હીંદુઓને સમજાવવી એ મી. સાવરકરના પુસ્તકનો બીજો ઉદ્દેશ છે અને તે પણ તેમણે સફળતાથી પાર પાડ્યો છે.

છેવટે પ્રત્યેક હીંદુમાં ઉત્સાહ પ્રેરે, તેને પ્રોત્સાહન આપે અને પોતાની કોમના ગૌરવ માટે તેનામાં અભિમાન ઉત્પન્ન કરે એવું રસિક અને જુસ્સાદાર ઇતિહાસનું પુસ્તક લખવા માટે અમે મી. સાવરકરને ખાસ અભિનંદન આપીએ છીએ. આપણી કોલેજોમાં પરદેશીઓને હાથે લખાએલા શુષ્ક અને નિર્જીવ ઇતિહાસના પુસ્તકોને બદલે આવી જાતના સજીવ, ઉત્સાહપ્રેરક અને રસિક ઇતિહાસનાં પુસ્તકો પાઠ્ય પુસ્તકો તરીકે વપરાશે ત્યારેજ આપણા યુવકો તથા યુવતીઓને આપણા દેશના ઇતિહાસમાં રસ પડશે, તેમનામાં નવીન જીવન આવશે અને તેમનામાં સ્વદેશભક્તિ અને સ્વદેશાભિમાનના અંકુરો ફુટી નીકળશે.






લેખક.
રા. ફીરોજશાહ રુસ્તમજી મહેતા

**વિજય**

કેમ રમણ! 'ગુજરાત'[1] જોયું? "હૃદય પલટો" વાંચી? નવલિકાનુ પ્રભાત તો ઉગીજ ચુકયું-હોં!

**રમણ**

હા, ઉગ્યું હોય એમ લાગે છે તો ખરું! પણ એ પ્રભાત પછી એનો સૂર્ય પ્રકટશે અને મધ્યાકાશે પહોંચશે એની ખાત્રી રહેતી નથી.

**વિજય**

કાં? આ નીરાશાવાદ શા માટે?

**રમણ**

ના, ના. હું નીરાશાની વાત કરતોજ નથી. નવલિકાઓ કલાની દૃષ્ટિથી વીચારાતી અને લખાતી થઇ, એ કે ઓછું આશાજનક નથી પણ એ ઉગતી આશા છે. એ આશાને પુખ્ત બનાવવા કાજે લાગતા વળગતાઓએ એને વખતસર પગ અને પાંખ બાંધવાં જોઇએ છે.

**વિજય**

આ પગ અને પાંખની શી વાત છે? કે સ્પષ્ટ કહેશે?

**રમણ**

જો સાંભળ. આપણે ત્યાં કલામય નવલિકા લેખકો હમણાંજ પ્રકટેલા "ઇન-મીન અને સાડે તીન" છે. છેલ્લી આંગળીને વેઢેથી આગળ વધી શકાય, એટલી સખ્યા નથી. એ બાપડાં પણ કેટલુંએ લોહી બાળીને એકેકી નવલિકા લખતાં હશે! હરિ જાણે કે શાબ્દિક ઉત્તેજનથી વિશેષ લગારેએ રુપેરી તેલ એ "જલતા ચીરાગો"માં આપણા કોઇ તંત્રીશ્રી પુરતા હશે કે કેમ? આ નવલિકા લેખકો થોડે આગળ વધી ન જાય-"સુકાતા પ્રવાહ" ન બને-એમની પાછળ નવા લાયક નવલિકા લેખકો પણ બહાર પડતા રહે, એ સારુ તેમને નક્કર અને રોકડ ઉત્તેજન મળવુંજ જોઇએ. પંકાઇ ચુકેલ લેખકોનાંજ અને તેએ મફત મળતા લેખોજ છપવા, એ પુરાણી પદ્ધતિમાં ફેર પડવોજ જોઇએ. જો લેખકોને મહેનતાણું (રીન્યુમરેશન) આપવાની ચોક્કસ

[1] સંવત ૧૯૮૧ના શ્રાવણનો અંક.

યોજના કોઇ માસિક પહેલ કરે, તો "ટંકશાળના સીક્કા પેઠે" અહીં પણ ઉચ્ચ પ્રતિની નવલિકાઓ બહાર પડવા માંડે. વળી ૧૯૨૪ જુલાઇના "સાહિત્ય"માં નવલિકા સાહિત્યની ઉન્નતિ માટે જે એક યોજના રજુ થઇ છે, તેમાંની બધી નહીં, તો થોડીક સુચનાઓનોએ અમલ થવો તો જોઇએ.

વિજય

હા, તું કહે છે તેવું તો કૈંક થવુ તો જોઇએજ. પણ રમણ, આજે હું તારી પાસે નવલિકા વીશે થોડીક સમજ મેળવવા આવ્યો છું. સૌથી પહેલું તો મારે એજ જાણવુ છે કે "ટુંકી વાર્તા" એટલે શુ ?

રમણ

(ઠાવકું મોં કરી, એકાદ વ્યાખ્યા બોલતો હોય તેવી ઢબમાં) "ટુંકી વાર્તા એટલે કે એક વાર્તા કે જે ટુંકી હોય."

વિજય

હવે રમુજ છોડી સરખું પાધરું બોલવા માંડને ?

રમણ

કેમ, તને આ રમુજવાક્ય જેવું લાગે છે ? વ્યાખ્યા લેખે તને એ હાસ્યાસ્પદ દીસે છે ? પણ વિજય, કૈંક વર્ષો પહેલાં જ્યારે ટુંકી વાર્તા વીશે લોકોની બધી સમજ વાર્તાની ટુંકાશમાંજ આવીને અટકતી એ યુગમાં જો તુ કોઇને નવલિકાની વ્યાખ્યા આપવાનો આગ્રહ કરત તો તે મારી માફક તને આમજ કહેત કે "ટુંકી વાર્તા એટલે કે એક વાર્તા કે જે ટુંકી હોય." હવે આજે ટુંકી વાર્તા વીશે અમુક હદે આપણી સમજ ખીલી છે. ટુંકી વાર્તાને હવે "નવલિકા" એવું શોભીતું નામ મળ્યું છે. એનીએ કલા છે; એવા વિચાર થવા માંડ્યા છે. એટલે આજે નવલિકાની વ્યાખ્યા કે સુધારા વધારા સાથેજ રજુ થાય, અને આજે જે વ્યાખ્યા રજુ થાય, તે વર્ષો પછી કદાચ એના એજ સ્વરુપમાં રહેશે; એ પણ ખાત્રીથી ન કહેવાય.

વિજય

કારણ ?

રમણ

કારણ એજ કે વ્યાખ્યા વખતને બદલાવતી નથી, પણ વખત વ્યાખ્યાને બદલાવે છે.

વિજય

જરા વધારે ખુલ્લું કરીને એ સમજાવશે ?

રમણ

ખુશીથી. જો સાંભળ, એક વખત એવો પણ હતો, જ્યારે દુનિયાના લોકોને ટુંકી વાર્તાની સમજ કે વ્યાખ્યા જાણવાની ઇચ્છા કે વિચાર સરખાંએ નહોતાં, તે વેળાએ પૂર્વમાં કે પશ્ચિમમાં બધે, લાંબી કે ટુંકી વાર્તા વીશે લોકોમાં પોતાની મેળે સરજાએલી એવી સર્જનાત્મક એકતા (Creative Unity) હતી. "મને એક વાર્તા કહેશો ?" એવો પ્રશ્ન પુછતાંજ પ્રશ્નકાર અને કથાકાર એ બંનેના મનમાં "વાર્તા" વીશે એક અમુક જાતનું સ્વરૂપ ઝટ ખડું થઈ જતુ. વાર્તા ટુંકી હોય કે લાંબી હોય–મોઢેથી બોલાતી હોય, કે પછી લખાઇને વચાતી હોય, એનો એક સામાન્ય પ્રકારનો ખ્યાલ. દરેક વાર્તા શોખીનને વિના કહેવે–વિના સમજાવે પ્રાપ્તજ થએલો હતો.

વિજય

એમ હોવાનું કૈં કારણ ?

રમણ

આમ હોવાનું કારણ એ કે તે વેળાએ જેમ આ વિશાલ જગત તેમ વાર્તાનું જગત એટલું આગળ વધેલું નહોતું. તે વેળાએ વાર્તાની દુનીઆં તેની બાલ્યાવસ્થામાંજ હતી. બાલ્યાવસ્થા

કહુ છુ એ પરથી એમ ન સમજીશ, કે વાર્તા ઓ તેની વરતુમા નબળી હતી મારુ કહેવુ આજ કે તેમા કલાના બીજ હજી પડ્યા નહોતા —અને જો કૈ પુરાણી કલા તેમા હતી, તો તેમા વૈવિધ્ય જેવુ કશુ નહોતુ વળી લાબી કે ટુકી વાર્તા જે રીતે મોઢેથી બોલાતી તેનાજ પ્રકારમા તે લગભગ લખાતી આવી સાદી સ્થિતિમા વાર્તાની સમજ વીશે લોકો મા એકતાજ સભવે હા, જુદા જુદા લેખકો પણ્યા, એટલે વાર્તાની લેખનશૈલી તદ્દન એકસરખી તો હોયજ નહીં એ કૈ કૈ તો જુદી પડેજ પણ જે રીતે વાર્તા રજુ થતી, તેનુ વાતાવરણ છાયા, રગઢગ બધા લગભગ એકજ સ્વરૂપ અને ઘાટના ભાષા પ્રકાર પણ એકજ ધરેડમા ચાલે યુગ પ્રમાણે વાર્તાના સ્વરૂપનો જથ્થો એકજ જાતનો બધાય "સદેવત સાવળીગા,' "હોથલ પદમણી ' અને ' છેલ જરાર તથા સુમના રાણી" વસ્તુએ એકેકથી સદ્દતર જુદા છતા એકજ રગઢગ અને મળતી આવતી લખાવટના જમાનાનુ ભાન કરાવે

• પણ ગમે એવો ધીમે હીંડતો યુગે મે ગતિ ધરાવે છે એટલે તે આગળ વધેજ જેમ જેમ જગત–સસારમા અને લોકસમાજમા બીજી બહારની અસરોને લીધે વૈવિધ્ય આવતુ જાય, તેમ તેમ જમાનાની સાદાઇમા ભેળશેળ ગુચવણ અને તરેહદારી પણ પ્રકટેજ તેમ થવે વાર્તાની કથની કે લેખિનીની સાદાઇમા પણ તરેહદારી અને મિશ્રતા પણ પ્રવેશ કરેજ

વિજય

હાં, ઠીક, પછી ?

રમણ

જો, આજે વધુ કહી નાખવા જેટલો અવકાશ આપણને મળશે, તો નવલકથા કે નવલિકાના સ્વરૂપ બદલાવાના બીજા એ કારણ છે, તે પાછળથી હુ કહીશ હાલમાં તો એટલુ જ કહેવુ કે આપણી ગુજરાતી વાર્તાઓને પણ જમાનાના રગ લાગ્યા છે એ લાગતે લાગતે એનાં રગરૂપ ફેરવાયા છે છેવટ પશ્ચિમની અસરે–મુખ્યત્વે કરીને અગ્રેજી વાર્તાઓની રચના અને લખાવટે તેને જબરદસ્ત પલટો આપ્યો છે એના પ્રતાપે આપણી નવલકથાઓ અને નવલિકાઓ પલટાતી પલટાતી આજે આપણને એની કલા અને વિધાનો વિચાર કરાવતી થઇ છે આપણે આ ટુકી વાર્તાનો નવો યુગ શરુ થયો છે એનુ કારણજ એ કે એનો વિચાર આપણે હવે કલા સ્વરૂપે કરતા થયા છીએ તુ મને નવલિકાની વ્યાખ્યા પુછવાને પ્રેરાયો, તે પણ એજ નવા યુગની નવા વિચારદૃષ્ટિના પ્રતાપે

વિજય

એટલે આ બધુ નવીનતાના પ્રતાપથીજ થાય છે એમ તમારુ કહેવુ છે ને ?

રમણ

હા અને નવીનતાને લીધે, વિજય નવલિકા ની આગની સાદાઇ ગઇ અને તેમા વિવિધતા આવી એ પ્રમાણે આજે એની વ્યાખ્યા શબ્દોના અર્હીતહીં થોડાક વધારા ઘટાડા સાથે એ મહીં કલાનો સબધ દાખવી જુદા જુદા લેખકો પોતપોતાની રીતે ભલે રજુ કરે પણ નવલિકાનુ મૂળ સ્થાયી સ્વરૂપ જે એનુ ટુકાપણુ છે, તે તો ગમે એવી લગાર આમ તેમ ફેરફારવાળી દરેક વ્યાખ્યામા મૂળ સૂત્ર હા, લેખે દર્શાવવામા આવશેજ અને એ સૂત્ર મે તને હમણાજ આ રમુજ વાકયમા જણા યુ છે, કે "ટુકી વાર્તા એટલે કે એક વાર્તા કે જે ટુકી હોય '

વિજય

ઠીક કહ્યુ હવે મારે જાણવુ છે, કે નવલિકા-ની કલાના નિયમો કેટલા છે અને તે કયા કયા ?

રમણ

( સ્મિત કરતે ) આવી કોઇ સાવ નક્કી કે જડ ગણત્રી વાર્તાકલા કે કોઇ પણ કલાના સંબંધમાં સંભવી ન શકે. દરેક અભ્યાસી પોતાની સમજ પ્રમાણે નિયમ જેવું કૈં કાઢયા કરે અને તેના જથ્થા બાંધ્યા કરે, પણ એમાં સર્વમાન્ય નિયમો હોય, તેજ દર્શાવાય. એક વેળાએ એક ટીકાકારે જણાવ્યું કે નવલિકામાં 'જીવન સંબંધે ટીકા' 'બીજ વસ્તુ' અને 'આકાર' હોવાં જોઇએ. હવે નવલિકા સારુ આ ત્રણજ નિયમો હોવા જોઇએ, અને તે કેવળ નવલિકાનેજ લાગુ પડે એવું કશુંએ નથી. આ નિયમો તો એક નવલકથાને પણ એક સરખાં લાગુ પડે છે.

પણ જો નવલિકાનાં ખાસ લક્ષણ પીછાણવાં હોય, અને તેના કોઇ નિયમોનો ખ્યાલ મેળવવો હોય, તો તે 'નવલકથા' અને 'નવલિકા' એ બંનેની કલાની સરખામણી કરવે ઝટ મળી શકે છે. એથી ટુંકી વાર્તાની સમજ સ્પષ્ટ થઇ જાય છે.

એક નવલકથા મુખ્યત્વે 'વસ્તુ' 'ચારિત્ર દર્શન' અને 'વાતાવરણ'નો વિકાસ છે. નવલિકામાં આ વિકાસ દર્શન હોતું નથી. તેમાં દરેક પ્રકારની સંક્ષિપ્તતા સાથે ઘણું કરીને હંમેશાં પરાકાષ્ટા ( Culurination ) હોય છે. આ પરાકાષ્ટામાં તો નવલિકાનો જીવ વસે છે. વિજય ! એક નવલિકા લેખક પોતાની ટુંકી કૃતિમાં ગમે એવા સુંદર ભાત ભાતના રંગ પુરે, જાત જાતની લખાવટ દાખવી વાંચકને છક કરી મેલે, સાનંદાશ્ચર્ય પમાડે એવું વસ્તુદર્શન કરાવે; બીજી હજાર ખુબીઓ દર્શાવે; પણ નવલિકાની જીવ સમી આ પરાકાષ્ટાને જો એ સફળતાપૂર્વક ખીલવી કે પ્રકટાવી ન શકે, તો એ બધી લાખ શોભા છતાં તેની એ નવલિકા નિષ્ફળજ ગએલી સમજજે.

વિજય

તે કેમ ?

રમણ

એ હું તને સમજાવું, પણ તે આગમજ મારે તને આ પરાકાષ્ટાની સમજ આપવી જોઇશે.

એક નવલિકાની વસ્તુ વહી વહીને અંતે એક એવા પ્રસંગના શિખરે જઇ ચઢે છે, કે જે ખાસ પ્રસંગને દર્શાવવા અર્થે તો આખી નવલિકા યોજાએલી હોય છે. આ ટોચે ગએલો તસતસતો પ્રસંગ કે બનાવ એજ નવલિકાની પરાકાષ્ટા. એને લઇને અને એને ખાતર તો વાર્તાના બીજા બનાવો અને પ્રસગો રચાએલા હોય છે. એ એક બનાવ યા પ્રસંગને નવલિકા મહીંથી કાઢી નાખો તો પછી એ નવલિકાનું કશું પ્રયોજન રહેતું નથી, તો પછી એ નવલિકા નિષ્પ્રાણ કિંવા આત્મહીન બની પોતાનું રૂપ અને તેજ ગુમાવી બેસે છે.

દૃષ્ટાંત લેખે "ધૂમકેતુ'ની "હૃદય પલટો"જ લઇએ. એમાં જ્યારે પતિત થએલી માતા અને તેના પુત્રનું પુનઃ મિલન વેશ્યાવાડામાં થાય છે, ત્યારે એ નવલિકા તેની ખરી પરાકાષ્ટાએ પહોંચે છે. આ પ્રસંગ લાવ્યા વિના એ વાર્તા જીવ વનાનાં ખોખાં જેવી લાગત. પણ ધારો કે એને બદલે મિલાપની તૃષામાંજ છેવટ એકલવાઇ અને એકાંત મરતી બતાવી તેનો અંત આણ્યો હોત, તો તે બનાવ વાર્તાનો અંત કહેવાત; પણ તે "વાર્તાની પરાકાષ્ટા" તો નજ ગણાત. ઉપરાંતમાં મારે કહેવું જોઇએ કે એક વાર્તાની પરાકાષ્ટા મુળે તેની વસ્તુમાંજ તસતસતી અને હૃદયંગમ હોય તોએ તે પુરતું નથી. એની લખાવટ પણ તેવીજ લાયક અને સચોટ હોવી જોઇએ.

### વિજય

ખરું કહ્યું, પણ મને અત્રે એક શંકા ઉપજે છે. શું આ સીવાય કોઈ અન્ય પ્રકારે કોઈ બીજી વસ્તુ દાખવીને "હૃદય પલટા"ની પરાકાષ્ટા લાવી ન શકાત? શું એ નવલિકાને કોઇ બીજી પરાકાષ્ટા લાગુ પાડી શકાતજ નહીં?

### રમણ

( કંઈક હસીને ) વિજય! હા, એ વાર્તાને અનુકુળ થતી અને બરાબર લાગુ પડી છે એમ સુજ્ઞ વાંચકને લાગે તેવી બીજી કોઇ પરાકાષ્ટા જો તસતસતી અને રસબસતી રજુ કરવામાં આવે, તો તે પણ ચાલી શકે.

ટુંકમાં ત્યારે, વિજય, હું ફરીથી કહીશ; કે વાર્તાનો અંત એ કંઈ તેની પરાકાષ્ટા નથી. વાર્તાને તેની ખરી પરાકાષ્ટાએ પહોંચાડી તેનો અંત લાવવો એજ ખરી ખુબી છે. અને તે પ્રકટાવનારા લેખકો પણ થોડાકજ હોય છે.

### વિજય

વારુ ત્યારે, એક નવલિકા તેની ખરી પરાકાષ્ટાએ પહોંચી છે, એ કેમ પરખાય?

### રમણ

તે જાણવા સારુ પરાકાષ્ટા દર્શક પ્રસંગમાં આ બે મુખ્ય તત્ત્વ હોવાંજ જોઇએ. એક "યથાર્થતા" બીજું "હૃદય દ્રાવકતા." કોઇ નવલિકાની પરાકાષ્ટા માત્ર યથાર્થતા સૂચકજ હોય તેમાં હૃદયદ્રાવકતા ન હોય—કદાચ હોય, તોએ તે મંદ અને ગુપ્ત રીતે વહેતી હોય. આમ હોવાનાએ વળી બે કારણ હોય છે. કદાચ પરાકાષ્ટા બતાવતી વસ્તુ ( Plot )માંજ હૃદયદ્રાવકતાને સ્વાભાવિક સ્થાનજ ન હોય—અને જો સ્થાન હોય, તો નવલિકાનો કર્ત્તા કંઈ કુશળ હોઇ, તે પરાકાષ્ટામાં હૃદયદ્રાવકતાને લાવવા કે ખીલવવા અશક્ત થયો હોય. બેમાંથી ગમે એ કારણ હોય, પણ એક સારી કે સબળ પરાકાષ્ટા કાજે તેમાં દરેક વેળાએ "યથાર્થતા"ની તો ખાસ આવશ્યકતા હોય છે. જો એક નવલિકાની પરાકાષ્ટામાં યથાર્થતા ભેગી હૃદયદ્રાવકતા આવી જાય છે, તો તેની સફળતા બેવડી થવા પામે છે.—પણ જો પરાકાષ્ટા જાતે યથાર્થ હોતી નથી અથવા એ યથાર્થતા કંઈક નબળી કે ખામીવાળી પ્રકટે છે, તો તે આખી નવલિકા નિષ્ફલજ ઉતરે છે.

### વિજય

આપણે 'હૃદય પલટા'નું દષ્ટાંત લીધું હતું નહી?

### રમણ

હા. હું એજ કહું છું. "હૃદય પલટા"ની નવલિકામાં યથાર્થતાએ છે અને હૃદયદ્રાવકતાએ છે. વેશ્યાવાડામાં માતા પુત્રનું પુનઃ મિલન, એવો પ્રસંગ લાવનારી' પરાકાષ્ટા ઉભી કરી કર્તાએ ખરેજ તેમાં યથાર્થતા દાખવી છે, અને એટલા ભાગની લખાવટમાં મનુષ્ય હૃદયના ઉંડામાં ઉંડા ભાવ પર પ્રબળ અસર કરે એવી સબળ રસજ્ઞતા અને સુંદરતા પ્રકટાવી કર્તાએ ખરેજ હૃદયદ્રાવકતા ઉપસ્થિત કીધાં છે. આમ એ નવલિકાની પરાકાષ્ટા બંને રીતે શોભે છે.

વિજય! જેમ નવલિકાનો જીવ તેની પરાકાષ્ટા છે, તેમ વળી એ પરાકાષ્ટાએ પોતાનું એક હૃદય ધરાવે છે. જો આપણે પરાકાષ્ટાને એક ઉંચે અને ઉંચે જતો પહાડ ગણીએ, તો તેનું હૃદય એ તેની સૌથી ઉંચી ટોચ છે. અહીં પરાકાષ્ટાની રસજ્ઞતાની હદ આવી જાય છે. —અહીં રસજ્ઞતા તેના સર્વોત્તમ સ્વરૂપમાં જાહેર થાય છે. એ એક સૌથી પ્રબળ પ્રકાશવંત અસર છે. એ અસરને ઓળખાવનારો કલા વિષયક અંગ્રેજી શબ્દ "High Light"

છે. સર્વે લલિતકલા—ખાસ કરીને ચિત્રકલાના અભ્યાસીઓ તેનાથી પરિચિત હોય છે. વિજય ! નવલિકા મહીં આ "High Light" દર્શાવતી સ્થિતિ અને સમયને આપણે એક વક્તાના ભાષણ પૂર્ણ થવા ટાણે ગર્જતા સર્વોત્કૃષ્ટ વકતૃત્વ (Peroration) સાથે કક સરખાવી શકીએ. પણ વિજય, આ પરાકાષ્ટનું હૃદય સુચવતો સમય તો ઘડી બે ઘડીનોજ હોવો જોઇએ. એ સમયને વિશેષ લંબાવવાથી એની મજા ખોરવાઇ જાય છે. એ એક એવી ઘડી છે, જેને જો તેના કર્તાએ બરોબર ઘડી, તો તેની નવલિકા બસ તરી પાર છે. અને એ મહાન ઘડી ઘડવા કાજે વર્ણન દર્શાવતી એક બે લીટીઓ અથવા પાત્ર મુખ વચન દર્શાવતાં એક કે બે વાકયો પુરતાં છે.

વિજય

આનું કૈં દૃષ્ટાંત આપશો ?

રમણ

અલબત, જો, એનું દૃષ્ટાંત જોઇતું હોય, તો લે આ તને "હૃદય પલટા" માંથીજ એ વાંચી સંભળાવું છું.

(વાંચે છે.):—"અત્યંત પ્યારથી તેણે (દોલતે) કુંતીના હાથપર, પાનીપર, પગપર, ચુંબન કર્યાં. 'તું દુસરે કુછ નાઇ. તુમ મેરો મૌતારી ! તુમ મેરો મૌ......'ને ગાંડાની પેઠે— ચિત્તભ્રમની પેઠે લવતો હતો. 'ઓ મૌતારી ! તુમ સબન હૈ સુંદર છા. તુમ સબન હૈ કોમલ છા. તુમ સબન હૈ પવિત્ર છા.' અને કુંતીના ખોળામાં માથું નાખી, તે આંખો મીચીને શાંત પડી રહ્યો."

(વાંચી રહીને)—ભાવનાનું કેવું પ્રખર પ્રકાશવંત દર્શન ! ખચિત એ એક "ઇમોશનલ હાઇલાઇટ" છે, પણ વિજય ! દરેક પરાકાષ્ટાનું હૃદય આવું હૃદયંગમ હોઇ શકે નહીં. એ તો પરાકાષ્ટાનું જે વસ્તુ સ્વરૂપ હોય, તેનેજ આધારે તે તેવું ઘડાય કોઇ પ્રખર પ્રકાશવંત દર્શન (હાઇ લાઇટ) કેવું હોય—અને કોઇ કેવું હોય. કોઇ ઠેકાણે એ ખુલ્લી રીતે છલાછલ ઉરપુર ઉભરાતું હૃદયંગમ પ્રકટે; કોઇ જગ્યાએ એ "હાઇલાઇટ" વાકયોની અંદર દબાઇને ઝીણી ઝીણી ગર્ભિત રહી વહે. એની હૃદયદ્રાવકતા આપણને પોતાની મેળે દેખાય કે લાગે, તેના કરતાં આપણે તેને સમજીને આપણને લાગવા દઇએ એવી હોય છે, એ જાતની "હાઇ લાઇટ" યથાર્થતામાં સબળ હોય છે. પણ એના પ્રકાર પ્રમાણે એમાં લાગણીનાં પુર પ્રકટપણે જબરદસ્ત રહે, એવી બનાવટને સ્થાન હોતું નથી; છતાં તેની અસરમાં એવી "હાઇ લાઇટ" કૈં નબળી કે ઉતરતી હોતી નથી. એનું દૃષ્ટાંત સૌ. લીલાવતીની "પૈસા છે ?" વાળી આકર્ષક નવલિકામાંથી હું તારી સમક્ષ ધરું છું જો સાંભળ. (વાંચે છે.):—

"કૈં અકલિત ભયથી મધુકરનું માથું ભમી ગયું. એક પલમાં તેના મગજમાં હજારો વિચાર પસાર થઇ ગયા. "તમારી પાસે પૈસા છે ?" *કોઇ અંતરીક્ષમાંથી બોલ્યું ને બેંડ વાજામાંથી—* એ એના એજ સુરો સંગીતરૂપે આવતા તેને સંભળાયા. બેભાન હોય, તેમ લોકોની મેદની કે ધક્કા ગણકાર્યા વગર તે બંગલાના ઓટલા પર ચઢ્યો. શણગારાએલી માધવીને ભપકાબંધ વિધુકાંત સ્નેહીઓના ઉપકારને સ્મિતમય મુખે ગ્રહી રહ્યાં હતાં.....:"

(વાંચી રહીને) વિજય ! પૈસાની પ્રબળતા દર્શાવનારી આ "હાઇ લાઇટ" યથાર્થ તેમજ માર્મિકપણે ઘણીજ અસરકારક છે, એની કોણ ના કહેશે ?

**વિજય**

એક નાવલિકાનું જીવન તેની પરાકાષ્ટામાંજ કામ કરી રહે છે, એ હું બરાબર સમજ્યો. પણ તું શું આમ કહેવા માગે છે, કે નવલકથાને પરાકાષ્ટા હોતી નથી?

**રમણ**

હા, કાં નહીં? પણ એ ખુલાસો તારી આગળ આપણો વાર્તાલાપ આગળ વધતાં પોતાની મેળે જાહેર થશે, એટલે એનો જવાબ હું હમણા આપીશ નહીં.

**વિજય**

હવે નવલિકાનાં કોઇ બીજાં ખાસ લક્ષણ જે નવલકથાથી જુદાં પડતા હોય, તે મારે જાણવાં છે.

**રમણ**

વિજય! નવલિકા અને નવલકથા એ બંનેની જો આપણે જો તુલના કરીએ, તો નવલિકા એક નાની વાડી છે અને નવલકથા એક મોટા બાગ છે એમ સમજી લે. આપણે સર્વે જાણીએ છીએ કે આપણી કુદરતી વાડી અને બાગ એ બંનેમાં કળી, પુષ્પ અને ફળનું ઉગવું વધવું તથા છેવટ સ્થિતિએ પહોંચવું એકજ રીતિએ થાય છે, પણ સાહિત્યને ગમતી આ વાડી (નવલિકા) અને આ બાગ (નવલકથા) માં કળી, પુષ્પ અને ફળનાં ખીલવા વધવાની પદ્ધતિમાં ફેર પડી જાય છે. એક નવલિકા વાડીમાં તો નવું બીજ નખાય કે ઝટ કળી ફુટે અને કળી ફુટી કે તેમાંથી પુષ્પ

બને, અને પુષ્પ થયું કે ફળ આવતાં ઘણીવાર ન લાગે. એક નવલિકા વાડીનું દર્શન આમજ થાય. પણ નવલકથાના વાંચકને તો બીજ રોપાયું, ત્યાંથી તે કળી ફુલ અને આખું ફળ બને, ત્યાં સુધીની બધી ધીરીધીરી લાંબી વિકાસ ક્રિયા એક પછી એક અવલોકવી રહે છે એક નવલકથા બીજમાંથી કળી કેમ ઉગી, કળીમાંથી ફુલ કેમ થયું, ફુલ મટી ફળ કેમ લાગ્યું, એ સર્વ વિગતવાર પ્રત્યક્ષ બતાવી આપે; પણ એક નવલિકા કળી, ફુલ અને ફળ એ લગભગ તાત્કાલિક બતાવી દઇ તેની વચ્ચે જે લાંબો ઘસડાતો વિકાસ હોઇ શકે, તે આપણને સુચવે છે, પણ દાખવે નહીં. નવલિકા અને નવલકથા વચ્ચેનો ખરો ભેદ આજ છે.

એક બીજી તુલના લઇને સમજવા માગીએ તો નવલકથા એ જાણે આખું મોટું જીવનચરિત્ર છે અને નવલિકા એ વિશાલ ચારિત્રની એક, બે કે ત્રણ મહાન ઘડીઓજ દર્શાવતું એક નાનકડું નાટ્ય સ્વરૂપ છે. જેમકે નાટકમાં જે વસ્તુ બતાવવા ધાર્યું હોય, તેની બધીજ વિગત કૈં રંગભૂમિ પર બતાવવામાં આવતી નથી. કેવળ મુખ્ય મુખ્ય બનાવો અને પ્રસંગોને ચુંટી કાઢી તેને પ્રવેશવાર દર્શાવવામાં આવે છે, તેમ એક નવલિકા પણ નાના નાના બે ચાર સૌથી અગત્યના પ્રસગો સાથે વાંચક સમક્ષ પ્રવેશ કરે છે.

વિજય ! એક એક નવલિકામાં આપણે શુ જોઇએ છે ? બે ત્રણ અગત્યનાં જીવન (Lives) એકાદ બે ટુંકા ટચ નાટ્યરૂપ બનાવ (Dramatic episodes) અને એકાદ બે સંગઠ્ઠાએલા તસતસતા અસરકારક ઘડી પ્રસંગ (Tense concentric moments) ની એક નવલિકા બનેલી હોય છે.

"હૃદય પલટા"માં મુખ્ય જીવન બેજ છે. કુંતી અને તેનો પુત્ર દોલત. (બીરપાલ અને તીલકુ માત્ર સહાયક પાત્રો છે.) કુંતીની વિલાસ વૈભવ પ્રિય ઉગ્રતા અને દોલતનો માતા પ્રત્યેનો અસાધારણ પ્રેમભાવ એ "હૃદય પલટા"નાં બે પ્રખર પ્રકૃતિ દર્શન છે.

નવલિકાના પ્રથમ ભાગમાં કુંતી અને બીરપાલનો પ્રેમસંકેત અને તેના અંતિમ ભાગમાં કુંતી અને દોલતનું પુનઃમિલન એ બે "હૃદય પલટા"ના નાટ્યરુપ બનાવ છે.

અને "હૃદય પલટા"ના અસરકારક ઘડી પ્રસંગ ત્રણ છે. પહેલો જ્યાં કુંતી બીરપાલ પાસેથી પ્રેમ નીભાવવા અને બીજાજ જાળવવા વચન માગે છે. બીજો જ્યાં દોલતને એની માતા હંમેશને માટે તજી જાય છે અને દોલત પોતાના પ્યારા મજનું વૃક્ષની નીચે માતાનું અનેક રીતે સ્મરણ કરતો એ અધમ માતાના પવિત્ર રૂપને સંભારી સંભારી રડે છે. ત્રીજો જ્યાં પોતાની માતાને વેસ્યા લેખે જોવા જાણવા છતાં તેને 'સર્વથી સુંદર,' 'સર્વથી કોમળ' અને 'સર્વથી પવિત્ર' એવાં ઉત્તમ વિશેષણો વાપરી હૃદય ચીગતાં વચને સંબોધી દોલત તેના ખોળામાં બાળ ભાવે માથું મુકી દે છે.

### વિજય

ઠીક ખ્યાલ આપ્યો. પણ રમણ, તેં હમણાં કહ્યાં તે લક્ષણો અને ખુબીઓ તો એક નવલકથામાં પણ લાવી શકાય.

### રમણ

હા, એક નવલકથામાં પાત્રપ્રકૃતિ દર્શનો વિસ્તાર પૂર્વક આપવાને લીધે વધારે સચોટ અને લાંબા સમય સુધી મન પર છાપ પડી રહે એવાં બને ખરાં. વળી લાંબો પટ મળવાને લીધે એક નવલકથામાં નાટ્યરૂપ બનાવો વિશેષ સંખ્યામાં આવી શકે ખરાં, પણ ઘણી વાર એવુએ બને છે કે એ જાતે લાંબા હોવાને લીધે

અથવા તો ક્રમ કુશળતાથી લંબાણુ કરવાને લીધે તેઓ પોતાનો ચટકો (Sting) ત્યાં ગુમાવી બેસે છે. વળી પરાકાષ્ટાના સંબંધમાં નવલકથામાં કેટલીક વાર આમ પણ બને છે, કે લેખક પગથીએ પગથીએ ધીમુ ધીમું વિકટ ચઢાણુ ચઢીને પરાકાષ્ટા આગળ જઇ પહોંચે, તેટલામાં તો એ પરાકાષ્ટા લાંબા વિશાળ માર્ગમાં ઓગળી જાય છે; અથવા તેની અસરમાં વધતી ઓછી ન્યૂનતા આવી જવાનો સંભવ રહે છે. પણ નવલિકાનો પટ નાનો તથા મર્યાદિત હોવાને લીધે અને એ મહીં દરેક કૈં સંગઠ્ઠીનેજ રજુ થતું હોવાને લીધે (જો લેખક ખરેજ કુશળ હોય છે,) તો એવા પરાકાષ્ટાવાળા તસતસતા પ્રસંગો કૈં અનેરીજ ખુબીથી એક પ્રકારની ખાસ ચટકદાર રીતિમાં ખીલી નીકળેલા પ્રકટે છે. વિજય! તેં મને આગળ પુછેલું કે "નવલકથાને શુ પરાકાષ્ટ નથી?" તેનો ખુલાસો અહીં તને મળી ગયો છે.

નવલકથા વાંચકને થોભાવી થોભાવી તેની જિજ્ઞાસાને રફ્તે રફ્તે ઉશ્કેરી પછીજ તેને વાર્તાના અમુક સૌંદર્ય સ્થળો (Beauty Spots) પર લાવી મુકે છે એવી ધીમી અસર વાંચક સારુ તેની ચોકસ મોજ ધરાવે છે. પણ નવલિકાની ખાસ મોજ તો વાંચકોને અસરોનું તાત્કાલિક પાન કરાવવામાં છે.

વળી નવલકથા વિગતોનો થોડો થોડો મળીને એક મોટો આખો સંગ્રહ બનેલો હોવાથી વાંચકો આગળ બધુંજ ખુલ્લું અને પ્રત્યક્ષ થઇ જઇ તેમની તર્કવૃત્તિને માટે ભાગ્યેજ કૈં ફાલતુ પડે છે. નવલિકામાં અમુક અમુક વસ્તુ દર્શાવી લેખક બાકીનું બધું વાચકોની તર્કવૃતિ સારુ રહેવા દે છે. અને વિજય! એ સારી રીતે કરી બતાવવું એ પણ એક કલાજ છે. એ નવલિકાની એક વિશેષતા છે. અને તેનીએ મોજ છે, એની કોણુ ના પાડી શકશે?

નવલકથા એક ધીમું અને વિશાલ દર્શન હોવાને લીધે તેમાંથી ઝડફાઇ તથા એકાએક લાગતી અજાએબીની મોજનાં તત્વો નીકળી જાય છે. નવલકથા સંક્ષિપ્તાનુંજ સ્વરૂપ હોવાને લીધે જો લેખક કુશળ હોય છે, તો એ માંહે અનેક ચીજો અને વાતોને તે ઝડપી સુંદરતામાં તથા ચટકાદાર ટુંકાણમાં વાંચક સમક્ષ ધરી શકે છે.

ટુંકમાં નવલકથામાં વિશેષ પૂર્ણતા છે. નવલિકામાં પ્રખર સંક્ષિપ્તતા. આમ બંને પોતપોતાની જાતમાં સુંદર અને ખુબીદાર છે. બંને કૈંક મળતી આવતી રીતે, તો કૈંક જુદી પડતી રીતે ખુબીદાર અને રસદાર છે.

વિજય

ઠીક ખ્યાલ આપ્યો. પણ રમણુ તેં મને નવલિકાનું સ્વરૂપ બદલાવાનાં કારણો દર્શાવતાં એક કારણ પાછળથી જણાવવા કહ્યું હતું, તે શુ છે?

રમણ

હા, તે એજ કે હમણાં હમણાં જગતમાં સર્વે સ્થળે મનુષ્યો એક વસ્તુઓને, બનાવોને, પ્રસગોને અને ખાસ કરી મનુષ્યના અંતર જગતને જોવા જાણવાની તથા સમજવાની સૂક્ષ્મદર્શિતાને આપણામાં હવે વિશેષ ખીલવી છે. "માઇક્રોસ્કોપ"ની શોધ પછીથી માણસો પોતે પણ સૂક્ષ્મદર્શક યંત્ર જેવી ખુબી પોતાની અંદર ધરાવતાં થયાં છે! એ નવા ખીલેલાં સૂક્ષ્મદર્શક ભાનને લીધે ચાલુ જમાનો દર દિવસે પૃથ્થકરણીઓ થતો જાય છે. એમાંએ વળી માનસશાસ્ત્ર (Psychology) પ્રમાણે જોવા તપાસવાની વૃતિનું મિલન થયું છે. નવા યુગના આ સંયોગની અસર આપણા વાર્તા-

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૨૧]

# દીવાળીને ટાંકણે

લેખક :
રા. દ.

આપણાં બધાં પર્વોમાં દીવાળીનું પર્વ મોટું મનાય છે. અને બાળકથી માંડી વૃદ્ધ સુધી બધા એ દિવસોમાં અપૂર્વ ઉત્સાહવાળા બને છે. ખાસ કરીને દીવાળીનું મુખ્ય આકર્ષક અંગ તે બાળકોને માટે ફટાકડા ને બાલકેતરોને માટે ભિન્ન ભિન્ન પ્રકારની રસસામગ્રીઓ—પછી તે ભોજનના ષડ્રસની હોય કે સાહિત્યના નવરસની હોય.

એ સર્વ રસસામગ્રાનું આસ્વાદન કરવાનુ સૌભાગ્ય કોઇ વિરલ પુરુષનેજ હોય છે. એમાંની ઘણીખરી વાનગીઓ ઇચ્છા હોય તોપણ શક્તિ ને સમયને અભાવે મારા જેવા ઘણા માટે તો અણચાખીજ રહી જાય છે. છતાં એ થોડી વસ્તુના આસ્વાદન પરથી સમગ્ર રીતે અભિપ્રાય આપવાની ધૃષ્ટતા કરવાની પ્રથા નવીન નથી.

સૌથી ભારે ખોરાક આપવામાં 'ગુજરાતી' પહેલું આવે એમ છે. એનાં ચિત્રો, એનાં લખાણ સર્વ પુરાણપ્રિયતાનાં સાક્ષી છે છતાં માત્ર ભારે પડે એવીજ વાનગીઓ એમા નથી. જુદા જુદા રસાસ્વાદનો અનુભવ કરાવે, ને ભારે વાનગી પણ હલકી બનાવે, એવુ હળવું સાહિત્ય (Light Literature) પણ એમાં છે.

ગુજરાતી સાહિત્યમાં નીતિધર્મથી માંડી તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન સુધીના પ્રશ્નો ઉપરના લેખો આમાં આવે. ઐતિહાસિક વાર્તા એકાદ મુકવીજ જોઇએ એ 'ગુજરાતી'ની પ્રણાલિકા પૂજા પણ આપણે સારી રીતે જોઇ શકીએ

ચિત્રકલાની દૃષ્ટિએ આ અંકના 'ગેટઅપ'માં બહુ આકર્ષણ નથી એમ અમારે સખેદ કહેવું પડે; પરંતુ જે પ્રાચીન ભારતની કલાના અને બીજાં થોડાં ચિત્રો પણ આપ્યા છે તેમાં 'દેવદાસીનું નૃત્ય'નું ચિત્ર કલાની દૃષ્ટિએ—નૃત્યની દૃષ્ટિએ અમને બહુજ ગમી ગયું છે

શામળની 'સાદી ભાષા ને માદી કડી' જેવું આ બધા અંકોમાં સાદાઇથીજ બહાર તરી આવતું; બધા મિત્રોની ઉજાણીમાં 'મારે અપવાસ છે' કહીને પ્રખ્યાતિ પામનાર મનુષ્યના જેવું 'પ્રસ્થાન' આ બધા અંકોમાં ભાન પાડે છે. ભારે વાનગી પીરસવામાં 'ગુજરાતી' પછી 'પ્રસ્થાન'ને સ્થાન આપી શકાય; અને કદાચ થોડા વખતમાં એ પ્રથમ સ્થાન પણ લે તો આશ્ચર્ય જેવું નહીં. ચિત્રોના શોખીનોએ તો 'પ્રસ્થાન'નું નામ સાંભળી ત્યાંથી પ્રસ્થાનજ કરવુ જોઇએ; કારણ કે કલાની ઔપપાત્તક ચર્ચા કરવામાં એનું એટલું બધું ધ્યાન રોકાએલું રહે છે કે તેનું વ્યાવહારિક દર્શન એનાથી કરાવી શકાતુ નથી.

'પ્રસ્થાન'ના આ અંકમાં 'પહેલું ઇનામ'

નામની વાર્તા, 'દ્વિજેન્દ્રના હાસ્યરસનો પરિચય,' 'રુદા' નામક લોકગીત, 'સ્વૈર વિહાર'નો સાહિત્યના પ્રદેશમાં પ્રગટ વિહાર, અને રા. બ. ઠાકોરનું 'ગમે તો સ્વીકારો' નામનું કાવ્ય, અને સંગીન લેખોમાં 'તમે જાણો છો?' આટલી વાનગીઓ ખાસ ધ્યાન ખેંચે એવી છે.

જાતજાતનાં ચિત્રો, સંતાડીને અંક લઇ જવો હોય તો ન લઇ જવાય એવું કદ, અંગ્રેજી તેમજ ગુજરાતી ભાષામાં લખાએલા લેખો–આદિ વડે વિશિષ્ટતા સાધતો 'હિંદુસ્થાન'નો અંક કેટલુંક ઘણું સુંદર ને વાંચવાલાયક સાહિત્ય પુરું પાડે છે.

અંગ્રેજી લખાણોમાં Sexual Abstinence, The Outrage, Mr. God, Confessions of a Prostitute, અને ચોરના પ્રતિનિધિમંડળના પ્રમુખ માર્ફત સમાજ પર કરેલા કટાક્ષો ખાસ ધ્યાન ખેંચે એવા છે.

ગુજરાતી વિભાગમાં રા. ઇંદુલાલ યાજ્ઞિક, રા. મસ્ત ફકીર, રા. હરગોવિંદદાસ કાંટાવાળા, બ્હેન જ્યોત્સના શુકલ વગેરે જાણીતા લેખકોની વાનગી નિરાશ કરે એવી નથી. કેટલીકવાર જાણીતો દુકાનદાર આપણને બહુ છેતરે છે તેમ અહીં થતું નથી એ સંતોષકારક છે.

બંગાળીને આધારે લેવાએલી 'ધર્મનિષ્ઠા' નામક વાર્તા આપણી સમાજની મનોદશા બહુ સુંદર રીતે વ્યક્ત કરે છે. 'સ્ટાર કોમનવેલ્થ'નો લેખ અહીં સ્થપાવા જોઇએ છતાં ન સ્થપાતા એવા એક બાલાશ્રમનો સુંદર હેવાલ છે.

દલપતરામ ખખ્ખરે એમની હંમેશની શૈલી મુજબ ઐતિહાસિક વાર્તા તરફ પક્ષપાત બતાવ્યો છે. વાર્તા આ જમાનાની નથી, ઐતિહાસિક–ભૂતકાલીન–છે એમ એના નામ –'ખાપરો ને કોડીઓ'–પરથી તરતજ સમજાય છે.

રા. રમણિક મહેતાનો હીંદની નૃત્યકલાનો સુપરિચય કરાવતો નૃત્ય–નાચ સંબધીનો લેખ એ આ અંકની ખાસ વિશિષ્ટતારૂપ છે.

એકંદરે ચિત્રો સારાં છે. તેમાં પણ પૂર્વની 'શિલ્પકળા,' 'કુતુહલ કે નકલ,' નાચગાનનો જલસો,' ખાસ આકર્ષક છે. પરંતુ 'સખી! જોને મધુકર પજવે–' બોલતી સ્ત્રીને મધુકર પજવે છે કે નહીં એ નક્કી કરતાં મગજ એટલું કંટાળી જાય છે કે ચિત્રકાર આપણને પજવે છે એમ લાગ્યા વગર રહેતું નથી!

'ઉર્વશી કે રંભા'–જેવી વર્ણવવામાં આવેલી સ્ત્રી ઉર્વશી ને રંભા વીશેની આપણી કાવ્યોચિત કલ્પનાઓને ખોટી ઠેરવે છે. અપ્સરાઓ પણ આવીજ હોય છે એવો ભાવ કંઇક અંશે ખેદ ને કંઇક અંશે સંતોષ આપે છે.

ભારે જમ્યા પછી બેઠાં બેઠાં થોડી હળવી કસરત લેવી હોય તો 'મુંબાઇ સમાચાર'નો અંક લેઇ તમારે બેસવું. ઝોલાં ખુરશીમાં જરા પગ ઉપર પગ ચઢાવી ખોળામાં અંક લઇ બેસો અને પછી ઝોલતા જાઓ ને વાંચતા જાઓ.

જરા રસિકતા માણવી હોય ને સહેજમાં વખત ગાળી નાખવો હોય તો સૌ. હંસા મહેતાનું 'સાવિત્રી' નાટક, સૌ. લીલાવતી મુનશીનું 'આત્મભોગ' રા. બટુભાઇની 'મુંબાઇની મુસાફરી' રા. મસ્ત ફકીરનાં વિચિત્ર મનુષ્ય પ્રાણીઓ અને રા. વર્માનું હરિદાસકાકાનું વીલ વાંચવાં.

જરા ગંભીર ને મનનશીલ વાંચવાનો શોખ થઇ આવે (શોખજ–કારણ કે અભ્યાસ વૃત્તિ જમ્યા પછી જડ થાય છે એમ અમારા એક વૈદ્યમિત્રનો અનુભવસિદ્ધ મત છે) તો 'સમાજની નવીન ઘટના ને શિક્ષકો' 'પ્રાથમિક કેળવણીની સ્થિતિ'' 'બ્રીટીશ યુનીવર્સીટીઓ વીશે કેટલુંક' વગેરે વાંચવા માંડવું.

અમને તો હજુએ નથી સમજાતું કે ગુજરાતી સામયિકોમાં અશ્રેષ્ઠ લેખો આપવાથી ખાસ ફાયદો શો થતો હશે? તંત્રીઓની અનહદ ઓળખાણુ પીછાણુનો વાચકોના ઉપર પો પાડવાનો કે બીજો કૈં?

આ અંકના મુખ પૃષ્ઠ ઉપરનું રા. ફૈઝી રહીમાનનું ચિત્ર 'ગુજરાતણ': અમને નથી એ લાગતી 'હરિણી શી ચંચળવાન, નાજુક ને નમણી' સુરતી રમણી; નથી એ લાગતી 'છબી છટાભરી સોહાગ તમે મુખ મુગ્ધા ઉરા, શુભ વેલ સરખી' વડોદરાની ચતુરા; નથી એ લાગતી અમદાવાદની 'ઠરેલ બુદ્ધિ ધર રખુ ગૃહિણી'; નથી એ લાગતી 'ભીનલાવાન'વાળી સૌરાષ્ટ્રણ; કે નથી એ લાગતી મુંબાઇની 'અલબેલી' મદલોલા.

અને આટ આટલું શોધ્યા છતાંએ પશ્ન એકજ રહે છે ત્યારે એ છે કોણુ? ખુબખુબ મગજને થકવ્યા પછી શિથિલ ગાત્રવાળી–ઉલ્લાસહીણી અને જરાક વધારે પડતી સ્થૂલ દેહી એ પ્રમાદી ગંભીરાની મુખરેખાઓમાંથી કોઇ મુસલમાન કે વહોરા પ્રૌઢા 'ગુજરાતણુ'ના વેષમાં છબી પડાવા ઉભી હોય એમ લાગે છે.

ડી. રામરાવનું 'દમયંતી'નું વનમાં વલવલાટ કરતું ચિત્ર આપણી અનુકમ્પા સહેજમાં જીતી જાય છે. આ અંકનુ બધુંએ મૂલ્ય આ ચિત્રમાં વસુલ થઇ જાય છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

•

બાકી 'મુબાઇ સમાચારે' પણુ 'સાંજ વર્તમાન' પેઠે તારાપોર ફોટોગ્રાફરના નહીં પરતુ ડાવરે એન્ડ કાં. ના ફોટોઝ આપ્યા છે.

હીંદના અને જગતમાં વિખ્યાત સ્ત્રીપુરુષોના ફોટોઝ આપી તંત્રીઓએ અંકને સુશોભિત બનાવવામાં ખુબ શ્રમ લીધો છે તે માટે એમને અભિનંદન.

•

રંગીન પુંઠા સાથે અને ડી. રામરાવનાં સુંદર ચિત્રો સાથે 'કુમાર' બેસતા વર્ષને દિવસે પોસ્ટમાં આવ્યું ત્યારે એમ લાગેલું કે જાણે ભેટનું પુસ્તક. પણુ થોડી વારમાં એ ભ્રમ ભાગ્યો ને સત્ય સમજાયું કે એ તો 'કુમાર'નો દીપોત્સવી અંક છે.

સુંદર અને આકર્ષક ચિત્રો કુમારોને નવીન વર્ષે નવા આદર્શો આપવા ખાસ પ્રગટ થએલું સાહિત્ય 'કુમાર'ની કારકીર્દીને શોભે તેવાંજ છે.

આ અંકનાં પાન થોડાં વધાર્યાં હોત અને એક બે પ્રાણુવાન વાર્તાઓ આપી હોત કે કોઇ 'કુમાર'ના વર્ષના વિચારો, તરંગો કે અનુભવો આપ્યા હોત એમ ઇચ્છીએ તો આશા રાખશું કે અમદાવાદ રાયપુરના ઘર નં. ૪૪૦૮ નો ગુન્હો નહીં ગણાય.

'નવચેતન'નું પુઠું આકર્ષક છે તેટલાંજ અંદરનાં કેટલાંક ચિત્રો ને લેખો પણ આકર્ષક છે. આથી A round mind in a round body નુ એ સ્મરણુ કરાવે છે. કાવ્યોમાં 'એકલજાની મોરલો' સારું કહી શકાય. 'ફીલ્મ ફોટોગ્રાફી' જાણુવાજોગ માહીતી પુરી પાડે છે. પ્રસિદ્ધ કલાકાર રાવલના કલા વીશેના વિચારો એની કલાકૃતિ જેટલા તો નહીં પણુ ઘણે અંશે આપણુને વિચાર પ્રેરે એવા છે.

ધુમકેતુની 'અનાથ બંધુ'ની વાર્તા એમની હંમેશની લાક્ષણિક શૈલીમાં લખાએલી વાર્તા છે.

અનેક વર્ષનાં મૌનવ્રત પાળ્યા પછી રા. ઓલીઆ જોશીની કલમ પાછી નવચેતનમાં પોતાની હાસ્યરસની શક્તિનો પરિચય કરાવે છે એમના 'ગાંડાના ગવારા'નો છેલ્લો ભાગ, અને ચિત્ર, ખાસ રમુજ પ્રેરે એવાં છે.

આ સીવાય આ અંકમાં તંત્રીએ કરાવેલો આપણુા ચિત્રકારોનો પરિચય, તેમજ રા. મજમુદાર પરનો લેખ હળવી શૈલીમાં આપણુ-

ને એ કલાભક્તોના માનસ ને હૃદયનું દર્શન કરાવે છે.

ફારસી સાહિત્યના ઉતારાની મીઠાશ પણ ચાખવા જેવી છે.

બર્નાર મેકફેડનના 'Physical Culture' ની ઢબનું અને એના નમુના પરથી નીકળતા 'અગબળ અને આરોગ્ય' નામના માસિકે પણ પોતાનો દીપોત્સવીનો ખાસ અંક પ્રગટ કર્યો છે.

આ જાતનાં સામયિકો અમેરીકા ને યુરોપ-માં અનેકાનેક નીકળે છે, આપણે ત્યાં તો એનો અભાવજ છે. આવા માસિકોથી આપણું આરોગ્ય એકદમ સુધરી જશે અને આપણા નિર્બલ પુરુષો, મલ્લ જેવા બની જશે એમ કોઇ પણ કહી શકે નહીં: છતાં એ વિષય માટે લોકોમાં રસ ઉત્પન્ન થાય, શારીરિક બળ સંપાદન કરવા-ની ઇચ્છા તેઓમાં ઉદ્ભવ પામે, ને શરીરરક્ષણના નિયમોની ચર્ચા થાય એટલા માટે આવાં સામયિકો ઘણાં જરુરનાં છે. અને એ રીતે એનું મૂલ્ય જેટલું આંકીએ તેટલું ઓછું છે.

આમાં એક ચાર પાનાનો અંગ્રેજી લેખ નજરે પડે છે, તેને બદલે તેનું ગુજરાતી ભાષાંતર કોઇક પાસે કરાવીને મુક્યો હોત તો વધારે યોગ્ય થાત. સામાન્ય રીતે લેખો સારા છે. અને અહીંની જુદી જુદી સંસ્થાઓ વીશે માહીતી પણ ઠીક આપી છે. એ વીશે લગાર વધારે વિસ્તૃત લખાણ આવે એ ઇચ્છવાજોગ છે.

'વીસમી સદી' જોતાં જાણે જુનું 'વીસમી સદી' (ભૂત થઇને?) પાછું આવ્યું કે શું? એવો વહેમ પડે છે. પણ એ માસિક હતું, આ અઠવાડિક છે. બાકી કેટલાક બ્લોકસ ને એમાંનું

કેટલુંક લખાણુ બંનેને સામાન્ય છે એમ લાગે છે.

રા. રજિતલાલ પંડ્યાએ લખેલી 'અમીના'-ની વાર્તા એમની લાક્ષણિક શૈલીના નમુનારુપ હોઇ આકર્ષક છે.

'બર્મા વર્તમાન'નો દીપોત્સવી અંક પોતાના કદ વડે તેમજ અંગ્રેજી ને ગુજરાતી એ બે ભાષાના લખાણોથી 'હીંદુસ્થાન'નુ સ્મરણ કરાવે એવો છે. લખાણોમા વૈવિધ્ય અને આકર્ષકતા જણાય છે રંગુનના પ્રતિષ્ઠિત પુરુષોના ફોટાઓ આપી તેમનો પરિચય કરાવવાનો પ્રયત્ન પણ એ અંકમાં થએલો છે. આ સીવાય શ્રી જ્યોત્સ્ના બહેનનું 'આમંત્રણ' નામક કાવ્ય, રા. અતિસુખશંકર, રા ચન્દ્રશંકરના લેખો તેમજ કેટલીક વર્તાઓ વાચવા લાયક છે. Who's Who in Burma નો લેખ તેમજ પ્રો જયેન્દ્રરાય દૂરકાળનો 'છાદણુ કળા' પરનો લેખ માર્મિક હાસ્યરસના સારા નમુનારૂપ કહી શકાય

'બે ઘડી મોજ'નો દીપોત્સવીનો અંક બે ઘડી કરતા વધારે સમય સારુ મોજ આપે એવો છે સૌ. લીલાવતી મુનશીના 'ભગવાન બુદ્ધ' પરના લેખમા, એ મહાત્માના વ્યક્તિત્વ ને એણે પ્રસરાવેલા ધર્મની આકર્ષક શૈલીમા સુદર મીમાસા કરવામા આવી છે રા બટુભાઇનુ 'સરસ્વતિ'(તી ?) નામનુ નાટક એમની લાક્ષણિક શૈલીમાં લખાએલુ હોઇ, વહેમી પુરુષોએ ખાસ વાચવા લાયક છે રા કનૈયાલાલ મુનશીના વ્યક્તિત્વ ને અભિલાષાનો પરિચય કરાવતો રા. હરિપ્રસાદ ગૌરીશકર ભટનો લેખ રા મુનશીના પ્રશંસકો તેમજ એમને માટે પ્રશંસા કરતા ભિન્ન પ્રકારની વૃત્તિ ધારનારાઓને પણ વાચવા જેવો છે.

રા મસ્ત ફકીરનો 'મહેમાન કે મુસીબત ?,' રા. છગનલાલ હ પંડ્યાનો 'ચીદાનદ ચૌબાની જુબાની,' રા. સીતારામ શર્માનો 'બિસ્તર પુરાણુ' પરના લેખો 'બે ઘડી મોજ'નુ નામ સાર્થક કરે એવા છે. રા છગનલાલ પંડ્યાનો 'ચીદાનંદ ચૌબાની જુબાની' નામનો લેખ 'બંકિમ નિબંધ માળામા' 'કમલાકાંતની જુબાની' નામે ઘણા વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થઇ ગયો હતો એ વાત કદાચ એઓ ભુલી ગયા હશે, એટલે એ વાનગી જરા વાસી લાગે છે, પણુ મુળની મિષ્ટતા હોવાથી એનુ ફરીથી આસ્વાદન કરતા કંટાળો આવતો નથી રા. દયાશકર ભટ ત્રણ પત્રો વડે આપણા સમાજબંધનો તોડી નાખવાની તત્પરતા દર્શાવે છે તે જોઇ छेत्त वज्रलवा शिरीषकुसुमप्रान्तेषु सनह्यते। યાદ આવે પણ યૌવનનો ઉત્સાહ-ખાસ કરીને વિનાશક વૃત્તિનો ઉત્સાહ-'અકથ્ય મહારાજ ! અકથ્ય' જેવોજ હોય છે

પુઠાને લીધે બધા અંકોમા ભાત પાડતો 'સુવર્ણમાલા'નો અંક દીવાળી તો શું દેવદીવાળી પછીના પારણા કરતા પણ મોડો આવ્યો છે સુવર્ણમાલા સારુ એ અનુભવ નવો ન કહેવાય. દીવાળીને પ્રસગે પહેરવાને અર્થે કરાવવા આપેલી સુવર્ણમાળા સુવર્ણકાર છેક સક્રાન્તિ ગયા પછીજ આપે છે તેનો અનુભવ આપણી સ્ત્રીઓને-અને તેને અંગે તેના પતિઓને-ઘણી વાર થયો હશેજ.

'સુવર્ણમાલા'નુ પુઠા પરનુ 'એમર્સૉમ' ચિત્ર રમ્ય કહી શકાય એવુ છે આખાએ પુઠાને મીનેરી બનાવીને 'સુવર્ણમાલા'ને બદલે સુવર્ણ સમુદ્ર બનાવવાનો વ્યામોહ ન ગમ્યો હોત તો એ વધારે આકર્ષક થાત એ નિઃસદેહ છે.

અંદરના કેટલાક ચિત્રો, મોગલ કલમનો પરિચય કરાવનારા ચિત્રો તથા લેખ આકર્ષક છે.

ઑસ્કર વાઇલ્ડનો પરિચય, તેમજ એના નાટકનો અનુવાદ 'પ્રતિજ્ઞા બંધન,' રા ધૂમકેતુની વાર્તા 'સરયૂ નદીને કિનારે,' ગ ત્રિભુવન ગૌરીશંકર વ્યાસનું કાવ્ય 'કોયલડીને' તથા પ્રો બલવંતરાય ઠાકોરનું માસિક 'મનન'

આટલી આ અંકની આકર્ષક વાનગીઓ છે.

તેમજ રા. છેલશંકર વ્યાસનો બેનીટો મુસોલીની પરનો લેખ, શેઠ પુ. વિ. માવજીનો 'બ્રીટીશ સામ્રાજ્ય અને હીંદનો વ્યાપાર ઉદ્યોગ' નામનો લેખ તથા રા. શાન્તિસિંધુનો હીંદુ કલાના આદર્શ પરનો લેખ ઉપયુક્ત માહીતી પુરી પાડે છે.

'બાલ જીવન'નો અંક બાલકોનેજ નહીં પરંતુ વડીલોને પણ ગમે એવો છે. એમાંનાં કેટલાંક ચિત્રો ઘણાં રમ્ય છે, અને તેમાં પણ રંગની પસંદગી બહુ ઉત્તમ રીતે કરાએલી છે. એટલા બદલ આ અંકના સંપાદક રા. જગમોહન શાસ્ત્રીને અભિનંદન ઘટે છે.

વાર્તાઓ પણ બાળકોને ઘણી ગમે છે. પરંતુ આપણા દૈનિક જીવનમાં કેટલીક વાર જોવામાં આવે છે તે બાલકો માટે ઘેર બનાવવાની તસ્દી લીધા વગર બજારની વસ્તુઓ લાવવામાં આવે છે. તેમ આમાં પણ મોટે ભાગે પરભાષા પરથી વાર્તાઓ લેવામાં આવી છે. પરંતુ તેથી એની મિષ્ટતા ઓછી થઇ નથી એ સંતોષકારક છે.

'બાલમિત્ર'નો અંક બાલકોનોજ મિત્ર બની રહે છે. જાડા, મોટા ટાઇપે અને છુટાછુટા અક્ષરે છપાએલી નાનીનાની બચુકલી વાર્તાઓ બાળકોને અતિ પ્રિય થઇ પડે એ તદ્દન સ્વાભાવિક છે.

આ માસિકના તંત્રીઓમાંથી એક બાલમાનસના ઘણાજ નિકટના પરિચિત હોઇ તે બાલકોને શું જોઇએ છે ને શું આપવું જોઇએ એ સમજી શકે છે–સમજ્યા છે. બાલકોને પ્રિય થઇ પડે તેવી શૈલીમાં આ અંક પ્રસિદ્ધ કરવા માટે–એજ શૈલીએ લેખો લખી આપવા માટે તંત્રીઓ અને લેખકોને અભિનંદન ઘટે છે.

સુરતના 'પ્રતાપ' અઠવાડિકના દીપોત્સવી અંકમાં મહારાણા પ્રતાપનું ચિત્ર જોઇ અમને 'પ્રતાપ'ની સાર્થકતા સમજાય છે. આ આખાએ અંકમાં પ્રો. વિષ્ણુપ્રસાદનો પત્રઃ 'પુના ખેતીવાડી પ્રદર્શન' અને રા. મસ્તફકીરનું 'અપ ટુ ડેટ મંદિર' સુંદરમાં સુંદર લેખો છે.

સ્પષ્ટ રીતે કહીએ તો દીવાળીના ટાંકણે રા. મસ્તફકીરની કલમમાંથી આજ સર્વોતમ લેખ ઝર્યો છે. અમે તેમની સુંદર કલ્પનાશક્તિ માટે અભિનંદન આપ્યા વિના રહી શકતા નથી.

આ સિવાય અમુક પક્ષ કે જ્ઞાતિના પત્રોએ પણ પોતાના દીવાળીના અંકો કાઢ્યા છે. 'શ્રી દશા શ્રીમાળી (બેતાલીસ) જ્ઞાતિના હિતાર્થે પ્રગટ' થતા 'ક્રાન્તિ'એ આપણા સંસારના કેટલાંક દશ્યો દર્શાવ્યાં છે તે વિચારપ્રેરક છે. આજ પ્રકારનો 'મોઢ મહોદય'નો અંક પણ છે. એમાં રા. અડાલજાના ગુણસુંદરીમાં આવેલી 'ખાનદાનીને ખાતર' નામની વાર્તા ઉતારી છે.

ટુંકામાં સર્વ સામગ્રી રસમય બને એને માટે બધા તંત્રીઓએ લીધેલો શ્રમ, દાખવેલો ઉત્સાહ અપૂર્વ છે. તૈયાર થએલી વાનગીઓનો આસ્વાદ અનુભવતાં એ સર્વ તૈયાર કરનાર 'રસૌયા' (ધંધા તરીકે નહી પણ એમેચ્યોર, ને તેટલા માટે જનતાને ઉપકારક એવા રસૌયા) ને કેટલી જહેમત ઉઠાવવી પડી હશે, કેટલી ન્યાયબુદ્ધિ વાપરવી પડી હશે, કેવા શસ્ત્રાસ્ત્રનો પ્રયોગ કરવો પડ્યો હશે, કેટલા સ્નિગ્ધ બનવું પડ્યું હશે એનો ખ્યાલ ન રહે તો આપણે બેદરકારજ કહેવાઇએ.

સર્વ તંત્રીઓને અમારાં અંતઃકરણપૂર્વક અભિનંદન.

## સદ્‌ગત શ્રી લલ્લુભાઇ શાહ

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૨૬૪ થી]

તપાસો તો ગુજરાતીઓની એક વિશિષ્ટતા બહાર તરી આવતી મોટે ભાગે જણાશે મોટે ભાગે "ગુજરાત એટલે હૂફાળુ હૃદય (Warm heart) અને ઠંડુ મગજ (Cool head) એ બન્નેનો સમન્વય" બીજા પ્રાન્તોમા તપાસ કરતા કોઇમા લાગણી વધારે પડતી દેખાશે, જેમ બંગાળા, કોઇમા ઠંડુ મગજ અને તેના અંગની સાધ્યનિષ્ઠ ગણત્રી વધારે પડતી જણાશે, જેમ મહારાષ્ટ્ર પરંતુ એકંદરે હૃદયની લાગણી અને વ્યવહારિક ગણત્રીની જેવી મીનાવટ ગુજરાતીઓમા જણાશે તેવી બીજા પ્રાન્તના વતનીઓમા ભાગ્યે જણાશે લલ્લુભાઇનામા એક બાજુએ ભાવના મયતા, ભાવમયતા વગેરે હતા, બીજી બાજુએ વ્યવહારિકતા અને સમજુપણુ હતા હૃદયની અને મગજની એ મીનાવટમા એમનુ લાક્ષણિક ગુજરાતીપણુ હતુ આમ કહેવામા બીજા પ્રાતોના વતનીઓને અન્યાય કરવાનો કે એમના ગુણોની કદર ન કરવાનો બીનકુન ઇરાદો નથી અને નજ હોઇ શકે, માત્ર એકજ ઇરાદો છે કે ગુજરાત શુ છે તે ધ્યાન ખેચે તેવી વિશદતાથી રજુ કરવુ બાકી તો બીજા કેઇ પણ પ્રાતના વાસીના જેવાજ ગુજરાતીઓ હીંદી છે, અને હીંદીએની સામાન્ય ગુણદોષ સંપત્તિના ભાગીદાર છે

હવે "હીંદુ" શબ્દની સાર્થકતા વીશે પ્રથમ તો એ એક સ્વીકારાએલી માન્યતા છે કે હીંદુ ધર્મ એટલે મુખ્યત્વે દયા ધર્મ "દયા ધર્મ કા મૂલ હય, પાપ મુલ અભિમાન" એ કથનમા હીંદુ ધર્મનું સત્ત્વ સમાયુ છે 'અહિંસા પરમો ધર્મ" એ વચન હીંદુ ધર્મનો નિષ્કર્ષ મનાય છે, અને ગાંધીજીએ જે હીંદુસ્તાનનું હૃદય ઝીલ્યુ હતુ તેમા એ પરિચિત તત્ત્વનું પુનરાવર્તન એક કારણરૂપ હતુ લલ્લુભાઇના સ્વભાવની સૌમ્યતા, સભ્યતા, સહૃદયતા, દયાળુતા એ સર્વની પાછળ એમનું હીંદુપણુ સમાએલુ હતુ ગોવર્ધનરામભાઇના અવસાન પ્રસંગે મી મલબારીએ લખ્યુ હતુ કે "ગોવર્ધનરામ ત્રિપાઠી જતા અર્વાચીન હીંદુત્વે પોતાનુ ઉત્તમમા ઉત્તમ ચેતન ગુમાવ્યું છે—In Goverdhanram Tripathi modern Hinduism has lost its finest spirit" તેવુજ કેટલેક અંશે લલ્લુભાઇને માટે કહી શકાય લલ્લુભાઇએ જાણીબુઝીને ભાગ્યેજ કોઇનું દીલ દુભવ્યુ હશે અને એ અજાતશત્રુ તથા સર્વમિત્ર જેવા હતા તેમા તેઓશ્રીને હીંદુ ધર્મ તરફથી જેવી તેવી પ્રેરણા મળેલી નહતી સક્ષેપમા, લલ્લુભાઇ જેમ લાક્ષણિક ગુજરાતી હતા તેમ તેઓ લાક્ષણિક હીંદુ હતા

હવે એક વધુ બાબત, અંગ્રેજી શબ્દ "Gentleman–" જેનો ગુજરાતી પર્યાય "ગૃહસ્થ" છે તેમા પુષ્કળ ગુણસંપત્તિ ભરાએલી છે "તેઓ પુરેપુરા ગૃહસ્થ છે (He is a perfect gentleman) એમ જ્યારે એક અંગ્રેજ કહે છે ત્યારે તે ઉચામા ઉચી પ્રશંસા કરે છે અંગ્રેજી મરદાનગીના પરિચયથી લલ્લુભાઇ એ 'ગૃહસ્થતા'ની ગુણસંપત્તિ પણ પોતાના સ્વભાવમા સમાવી હતી, અને માત્ર આપણા ભાઇઓનેજ નહીં, પરંતુ અંગ્રેજોને પણ એમ લાગતું કે "લલ્લુભાઇ એટલે ગૃહસ્થ"

સક્ષેપમા, લલ્લુભાઇ એટલે જગતની જનતાને ગુજરાતીપણુ, હીંદુપણુ અને ગૃહસ્થપણુ એ ત્રણેનુ સમન્વય સમર્પનુ એ ત્રિવેણી સંગમને–એ લાક્ષણિક ગુજરાતી હીંદુ ગૃહસ્થને –કયુ કૃતજ્ઞ હૃદય અંજલિ આપી કૃતાર્થ ન થાય?

We shall send it by Post to any address Per V. P P for Rs 199-8-0 NETT



It will be yours for Rs 195/- delivered at OUR OFFICE Rs 4/8/ Extra to deliver at Your door per V P P.

# CORONA FOUR

## The only Typewriter Possessing Qualities Both of an Office Machine and A Portable one.

Things of Quality are distinctive They stand out sharp and clear against the flat level of mediocrity In them are reflected always the genius, vision and artistic handwork of a master Craftsman Such things live and endure They set each in its own sphere, the standards of excellence at which imitators aim But leadership in excellence is never attained through imitation As the shadow but imperfectly reflects the image of substance, so the imitator copies only the form not the essence of Quality Real Quality does not hold the lure of cheapness Though necessarily of higher price it costs less in the end It is by the policy of "not how cheap but how good" that Quality lives

*For 20 years this policy has dominated every step in the progressive development of the Corona Portable Typewriter From the beginning it has been, is now and will continue to be, a Quality machine And when a better machine is built it will still bear the trademark–*

CORONA

## RESHAMWALA & CO.,

POST BOX No. 1018
BOMBAY

RAOPURA ROAD,
BARODA

## મુ ર બ્બી



[અનુસંધાન પૃ ૨૯૮ થી]

"ખરેખર!" મારાથી બોલી દેવાયું.

"બબડે છે શું? જા, એક વાડકી લઇ આવ."

મેં વાડકી લઇ આવીને એમને આપી, પણ તે એમની નજરમાં ન આવી. બીજી લઇ આવ્યો. તે પણ એમને ન ગમી. ત્રીજી લાવીને આપી, પરંતુ તે એને ન રુચી. આખરે મને બાર ફેરા થયા ત્યારે એમને કૈં સંતોષ થયો.

વાડકીમાં એમણે થોડો બાસો રેડયો ને ઉઘાડી ને ઉઘાડી શીશી પોતાના ખોળામાં મુકી! થોડી વારે એમને ભીનું લાગ્યું ત્યારે માલમ પડયુ કે એમનું ધોતીઉં બાસોમય બન્યું હતુ.

"કેવો ભાન વગરનો છે? શીશી ઉઘાડી હતી તે મને કહ્યું પણ નહીં?"

અંતે એ અઢી કલાક પછી એ પેટીને સાફ કરી રહ્યા. પિત્તળને કોઢ નીકળે તો કેવુ લાગે તેનો ખ્યાલ પેટીને જોઇને બહુ સારી રીતે આવતો. મારા નવા ધોતીઆના ફાટીને કકડા થઇ ગયા હતા. સાત વાડકી અને ચાર ડબ્બીઓ-ની અંદર બાસો રહી ગયો હતો આસપાસની જમીન 'જો દુનીઆમાં બાસો હોય તો તે અહીંઆં છે, અહીંઆં છે, અહીંઆં છે!' નો પોકાર કરતી હોય એમ લાગતું હતું. એમનું ધોતીઉં ને મારું એક ગરમ ગંજીફ્રાક ફરીથી કદી પણ વપરાય એવાં રહ્યાં નહોતાં. છતાં પણ પોતાના કાર્ય તરફ ગર્વભરી નજર નાખી ઘેલાકાકા બોલ્યાઃ 'જોયું? કામ આનું નામ કહેવાય. આ તો પીત્તળ તદ્દન હલકી જાતનું છે, એટલે ચળકાટ બરાબર આવ્યો નથી.'

ઘેલાકાકા ઘણુંખરું કૈં કામ કરતા જ નહીં, પરંતુ કરતા ત્યારે આવુંજ પરિણામ આવતું. આટલેથીજ પત્યું હોત તોએ ઠીક. પણ મારા મિત્રો મને મળવા આવતા ત્યારે પણ એ ત્યાં આવીને બરાબર વચ્ચોવચ બેસી જતા, ને વણમાગ્યે દરેકને સલાહ આપતા. પોતે કેવી રીતે ચાર રુપીઆના પગાર પરથી ચૌદ રૂપીઆ સુધી ચઢ્યા, તે વાત કહીને દરેકને એ ચાર રુપીઆની નોકરી શોધવાનું ફરમાવતા. ધીરેધીરે મારા મિત્રો મને મળવા આવતા બંધ થઇ ગયા.

દિવસે દિવસે મારું શરીર ક્ષીણ થતુ ચાલ્યું. ડોકટરે કહ્યું કે 'ક્ષય લાગુ પડયો છે, તમે હવાફેર કરો તો સારું.' મેં એ વાત ઘેલાકાકાને કહી ત્યારે એમણે કહ્યું: 'ક્ષય કેવો? મહેનત કર મહેનત. ને હવાફેરનું નામ પણ બોલતો નહીં. હવાફેરથી માંદા માણસની તબીઅત કદી પણ સુધરી નથી. હવાફેર જઇને આપણે માંદા માણસનું શરીર લાશ જેવુ બનાવીને તથા આપણે—આસપાસના મનુષ્યો—ઘોડા જેવા થઇને પાછા આવીએ છીએ!'

મને ક્ષય નહોતો લાગુ પડયો પરંતુ યમરાજા સમા ઘેલાકાકા ધીરેધીરે મારા જીવનનું સત્વ હરી રહ્યા હતા. એ પાછા ચાલ્યા ન જાય ત્યાં સુધી મારી તબીઅત સુધરે એમ હતુંજ નહીં. પણ એ કારણ કહેવું કોને? આખરે મિત્રોને ન છુટકે મેં એ વાત કહી. અનેક યોજનાઓ તેમણે સુચવી તેમાંની ઘણી મેં અજમાવી જોઇ. પરંતુ વસ્તુસ્થિતિ ઉલટી વધારે ખરાબ થતી ગઇ. છેવટે અમે એક નવી યોજના ઘડી ને તેને અમલમાં મુકવાનો વિચાર કર્યો.

પાછા મારા મિત્રોએ મારે ત્યાં આવવા માંડયું. ઘેલાકાકા પણ હંમેશ મારા મિત્રમંડળના મુરબ્બીપદે વિરાજતા. પરંતુ તેની જરા પણ પરવા કર્યા વગર મારા મિત્રો ફાવે તેમ તોફાન કરતા, એકેકને બનાવતા. કવચિત્ ઘેલાકાકાની

પણ મજાક કરતા. કોઇ કોઇ વખત તો પીધેલાનો પણ ઢોગ કરતા ને ઘેલાકાકાને સતાવતા.

છતાં ધારેલી અસર ન થઇ. ઘેલાકાકાએ ઘેર જવાની મારી રજા માંગી નહીં, પરંતુ મને કહ્યું: 'તુ આ લોકોને અહીં આવતા બંધ કર, બધા છીછરા છે. લગાર તારી આબરુનો વિચાર રાખ !' મેં જવાબ દીધો: 'હું મારા દુશ્મનને પણ ઘરમાથી કાઢી મુકી શકું એમ નથી તો મારા મિત્રોને તો કેમજ કઢાય ? આબરની મને પરવા નથી.'

એક દિવસ હમેશના રીવાજ મુજબ મિત્રમંડળ ભરાયું હતું. ઘેલાકાકા પણ બેઠા હતા. તોફાન શરુ થવાની વાટ જોતો હું બેઠો હતો. પરંતુ કોણ જાણે કેમ તે દિવસે બધાજ ડાહ્યા થઇને બેઠા હતા. બધાની મુખમુદ્રા એવી ગંભીર હતી કે કોઇએ જીંદગીમાં જરા પણ તોફાન કર્યું હોય એમ લાગતુ નહોતુ.

"કેમ આજે કે બધા ડાહ્યા ડમરા થઇને બેઠા છો ?" મેં પુછ્યું.

"શુ તુ અમને ગાંડા થવાની સલાહ આપે છે ? લગાર ગંભીર થા–ઘેલાકાકા જેવો" રસિકલાલે જવાબ દીધો.

ઘેલાકાકાએ આશ્ચર્યથી રસિકલાલ સામુ જોયુ. છગરામે ઘેલાકાકા સામે જોઇ કહ્યું: "કોઇ આપણું નામ દે ત્યારે આમ જનાવરની માફક તેની સામે ના જોઇ રહીએ !"

ઘેલાકાકા દિઙ્મૂઢ થઇગયા આકાશ ફાટીને માહીથી વજ્રકાછ એમના માથા પર પડ્યાં હોત તોએ આથી વધારે આશ્ચર્ય એ પામત નહીં

"કોઇ આપણુને શીખામણના બે શબ્દ કહે ત્યારે આમ બાવરા બનીને જોયા ન કરીએ."

મારા ત્રીજા મિત્રે ઘેલાકાકાને એમનેજ ઉપદેશ સંભળાવ્યો.

"કોઇ આપણુને બોલાવે ત્યારે વિનયપૂર્વક તેની સાથે વાતચીત કરીએ. બાઘાની માફક આમ બેસી ના રહીએ. હવે કે તમે નાના નથી કે તમને આ બધુ શીખવવું પડે" ચોથાએ ઘેલાકાકાને અમૂલ્ય બોધ આપ્યો.

ઘેલાકાકાએ હોઠ ઉઘાડ્યા, કે બોલવાનો પ્રયત્ન કર્યો; પણ પછી મુગા મુગા બહાર ચાલ્યા ગયા.

ત્યાર પછી એમણે અમારા મિત્રમંડળમાં આવવાનુ છોડી દીધું. પરંતુ એ ભલે અમને છોડે, અમે એમને છોડીએ એમ નહોતુ. અમે એમની પાસે જઇને બેસવા માંડ્યું. એ બહાર ફરવા જતા તો અમે પણ એમની સાથેજ જતા ને રસ્તામા કેવી રીતે ચાલવુ, કોઇ ઓળખીતો મનુષ્ય સામે મળે તો તેની સાથે કેવી રીતે વર્તવુ, લપસી પડાય ત્યારે જોડેના આદમીને ગળચીમાથી પકડી તેની સાથેજ સરી પડવું, ઇત્યાદિ ઇત્યાદિ વસ્તુઓ એમને સમજાવતા–જો કે એ સર્વમા હું જરા પણ ભાગ લેતો નહોતો

અંતે 'મારે ખાસ કાર્ય પ્રસગે ઘેર જવાનું છે' કહીને એમણે મારી રજા લીધી અમે બધા સ્ટેશન પર એમને વળાવવા ગયા. આગગાડીમાં કેમ વર્તવુ તે વીશે દરેક જણે એમને સલાહ આપી ડબ્બામા બેઠેલા બીજા આદમીઓને એમની સોપણુ કરીને હરખાતે હૈયે ઘેર આવ્યા.

બે દિવસ રહીને વજ્રકાકીનો મારા પર પત્ર આવ્યો. તેમા ઘેનાકાકાની સારી મહેમાનગીરી કર્યા બદલ મારો ઉપકાર માન્યો હતો, ને હવે મારા મગજની સ્થિતિ સારી હશે એવી આશા દર્શાવી હતી.

## સ્વપ્નદ્રષ્ટા

[અનુસંધાન પૃષ્ઠ ૨૭૨ થી]

"મારા બાપ!" ફીક્કે એઠે સુદર્શન બોલી શક્યો.

"ઘણો ફક્કડ માણસ. મને ચહા પણ પાઈ–પાર્લરકારમાં. એ તો તમે ના કહો છો. હું હોઉં તો એને તરત સસરો બનાવી દઉં. તમારે માટે લાગણી બહુ છે. શું ધારો છો?

સુદર્શન વધારે સહી ન શક્યો. તેના ગુસ્સાનો પાર ન રહ્યો. ઉઠીને આ હસતા, જાડા નારણભાઇની ડોકી મરડી નાખવાનો તેને તલસાટ થયો. તે હોઠ દાબી મુંગો રહ્યો.

"મારે માટે શું ધાર્યું?" આત્મસંતોષના આનંદમાં નારણભાઇએ પુછ્યું.

"મેં ધાર્યું" હોઠ પીસીને ધીમેધીમે સુદર્શને ગુસ્સાનું વિષ બહાર પાડ્યુ; "કે તમે પ્રજાપતિના આખા ને અણીસુદ્ધ અશ્વ છો"

"એટલે?" એકદમ ચમકીને નારણભાઇએ કહ્યું.

"એટલે શું ચોખ્ખા ગ–ધે–ડા!" સુદર્શને કહ્યું.

"નામદાર જગમોહનલાલ જેવા પાકા ઉસ્તાદને આપણી બધી યોજના કહી આવ્યા; આપણી બધાની મોકાણ માંડી. કાલે બધા પકડાઇશું. ભાન છે? જરા•તો અક્કલ રાખવી હતી!"

"કેમ સદુભાઇ! બહુ ચગ્યા કે? મને એવુ નહીં કહેવાનું સમજ્યા! દેશની સેવા તો ખરી હું કરું છું તમે નહીં. તમારે મંડલ એકલું પચાવી પાડવું છે?"

"મારે તો તમારા મંડલનું ને તમારું કોઇનું કામ નથી. ક્યારનાં શું બોલો છો તેનું તમને ભાન છે?"

"હા, છે, છે. આ તો માત્ર અદેખાઇ તમને—"

"મારે તમારી જોડે લાંબી વાત નથી કરવી. મારે તમારા મંડળ જોડે કે લેવાદેવા નથી." ધીરજનો અંત આવવાથી સુદર્શન બોલ્યો. "આપણા જેવા મુરખા શુ કરવાના હતા?"

"તમે મુરખ, હું નથી." ગર્વથી નારણભાઇએ કહ્યું; "મારે ને તમારે આજથી દોસ્તી તુટી. તમારા મંડળમાં હું નહીં. હું એકલે હાથે દેશનો ઉદ્ધાર કરીશ. જુઓ છ મહીનામાં તમને હું નીચા નમાવીશ." કહી તેણે આકાશ સામે જોઇ કહ્યું; "લોકો અદેખા કેટલા છે? દેખીજ નથી ખમાતું."

એટલામાં સ્ટેશન આવ્યું. નારણભાઇના ડોળા ફાટી ગયા હતા. ગુસ્સામાં તેમનાં નસ્કોરાં ધમણની માફક અવાજ કરતાં. તેણે બારણું ઉઘાડી પોટલું લીધું. "અદેખા માણસનું હું મોં જોવા નથી માગતો" તે બબડ્યા.

નારણભાઇ ડબ્બો છોડી બીજો શોધવા ગયા તે સુદર્શને તિરસ્કારથી જોયા કર્યું.

૬

ટ્રેન ચાલી ને સુદર્શન ખડખડ હસવા લાગ્યો –તિરસ્કારથી ને ભગ્નહૃદયની વ્યથામાં. આ એનું મંડલ! આ એણે યોજેલા સંઘના કાર્ય-કર્તાઓ! આ દેશના ઉદ્ધારકો, આ સ્વાતંત્ર્યના સાધકો, 'મા'ના પ્રાણ પાછા લાવી આપનાર નર-વીરો! તેની નજરે સ્પષ્ટતાથી દરેક દેખાયું! બધા –પોતા સાથે–કેવા બાલિશ, કેવા મુરખ, કેવા નિર્વીર્ય? એમાં એક વીર નહીં. એક માણસ નહીં–એક અક્કલવાળો નહીં ને! ને આ મીરાંઓ ને નેપોલીઅન! "ઓ ભગવાન!" કહી તે આત્મતિરસ્કારમાં ફરી હસ્યો.

ધમધમતા માથાને શાંત કરવા બારી બહાર તે જોઇ રહ્યો. આ બધા મૂર્ખ હતા–પોતે મૂર્ખનો

શિરોમણી હતો. તેનામાં સ્વપ્નાં સેવવાની શક્તિ હતી–એક વખત; આ બધા મિત્રો પણ એક જાતનાં સ્વપ્નાં સેવતા હતા. પણ સ્વપ્નાંજ! એમની આખી સૃષ્ટિ સ્વપ્નાંની બનેલી હતી. જેને તે 'મા' કહેતા તેને તે 'મા' ગણતા નહીં. જે ઉદ્ધાર તેમને સાધવો હતો તે ઉદ્ધાર નહોતો પણ ચાલુ જમાનાની ધુંસરીથી પેદા થએલો ભ્રમ હતો; જેને તેઓ દેવસમાન નેતાઓ માનતા હતા તે માત્ર મહાત્વાકાંક્ષી, ટુંક દૃષ્ટિના સામાન્ય માનવો હતા; જેઓ પોતાને નરવીરો માનતા હતા તે માત્ર ચંચળ બુદ્ધિના અણઘડ ને માનવતા વિનાના નીશાળીઆઓ હતા; ને પોતે બુદ્ધિ વિનાનો, જાતને છેતરનાર મૂર્ખ હતો.–મૂર્ખ નહીં પણ ગાંડો હતો! ગાંડપણુની ધુનમાં તેણે કેરશાસ્પમાં વિપ્લવ વિધાતા જોયો; શિવલાલને નિઃસ્વાર્થી મુત્સદ્દી માન્યો; અંબેલાલને વિનાશકતાની મૂર્તિ લેખ્યો; નારણભાઇને અસંતોષી ને તોફાન વિધાયક ધાર્યો, પોતાને 'મા'નો લાડીલો રાષ્ટ્રવિધાયક મંત્રદ્રષ્ટા માન્યો! અને ખરુ જોતાં બધા નિર્માલ્ય, હીચકારા, કર્તવ્યભ્રષ્ટ છોકરા હતા. બીજા દેશના છોકરાઓમાં જેટલી માનવતા હતી તેટલી પણ તેમનામાં નહોતી. કાપડીઆ ખરા હતા. હા, તદ્દન ખરા હતા–હતા. આ દેશની માનવતાની માટીજ પોચી, કસ વગરની, અને ચીકાશ વગરની હતી. ને–ને–તેમનામાં આખા દેશમાં, દેશના અગ્રગણ્ય મહાત્માઓમાં વ્યવસ્થાવૃત્તિનો છાંટો નહોતો. આ દેશમાં દરેકજણ પોતાના વર્તુળમાં ફરતું, પાતળાં પતરાનું, પારકાની કુંચીએ ચાલતું, એક બીજાથી વીખુટું રમકડું હતું, ને બ્રીટીશ સામ્રાજ્ય જીવતી, જાગતી, ધમધમતી આગળ ધપતી–એક પ્રાણુ હોય એવી એકતાન–આગગાડી ભયાનક બળથી, દુર્ધર્ષ સચોટતાથી આગળ ને આગળ વધી આખી દુનીઆને પોતાની કરી રહી હતી!

જેવી તેના મિત્રોની દશા હતી તેવીજ નેતાઓની દશા તેને લાગી.

ફીરોજશાહ ને તિલક, ગોખલે ને અરવિંદ બાણુ ધારતા હતા કે તે દેશનો ઉદ્ધાર કરતા હતા; પ્રજા માટે સ્વાતંત્ર્ય મેળવવા મથતા હતા. પણ બધા થોડાં વધતાં સ્વપ્નાંજ સેવતા હતા. દશ હઝાર માણુસ જે કોંગ્રેસમાં આવતા હતા તેતો માત્ર મજાહ જોવા, ભાષણ સાંભળવા, પોતે દેશનો ઉદ્ધાર કરે છે એ સંતોષ મેળવવા આવતા હતા. તેમનામાં સતત ઉત્સાહ નહોતો–ભગીરથ નિશ્ચય–વ્યવસ્થા શક્તિ–સમગ્ર આત્મા નહોતો. જે આખો ઇંગ્લાંડ દેશ કરી શકે–વ્યવસ્થા શક્તિથી એક વ્યક્તિની માફક કામ કરી શકે, તે એક સો માણુસ નહોતા કરી શકતા! એનાં પહેલાંનાં સ્વપ્નાં ખરાં હતાં, આ બધાં પાષાણુની છાયામાં રહેતાં જીવડાં હતાં. એ શું કરે?

તેની આંખમાંથી આંસુ દડદડ પડવા માંડ્યા, પોતાની–પોતાના બંધુઓની અધમતા ને નિર્જીવતા ને પરાધીનતાનું ભાન તેના હૃદયને ચીરી નાખતું હતું.

શું એ અત્યારસુધી ખોટાં મીઠાં સ્વપ્નાંજ જોયા કરતો? ધુમાડાના બાચકાજ ભરતો હતો? ધુમાડાના બાચકા! તે ભરવાનું પણ તેનામાં જોમ નહોતું. વીરો સ્વપ્નામાંથી જાગવા કરતાં સ્વપ્નાં સેવી મરવામાં માનવતા સમજતા; તેનામાં તે પણ નહોતું. સ્વપ્નાંમાંથી જાગતાં, તે વ્યવહારુ બની ક્ષુદ્રતાને મોટાઇ માનતા! અને પોતાની જાતને આધ્યાત્મિક, વેદાંતી, કર્મયોગી માનતા! કેવી! તિરસ્કારભરી જાત–છેતરામણુ! નિર્માલ્યતા, નિર્બલતા, દુઃખ-ને આડંબર ને ઢાંકવાનાં નામો ખોળવાની શક્તિ! આ બધા મિત્રો પોતાને કર્મયોગી માનતા! કેરશાસ્પ, અંબેલાલ, નારણભાઇનો કેવો કર્મયોગ!

ને પોતે–અધમમાં અધમ–અંધમાં અંધ–માત્ર તરંગોને અને સ્વપ્નાં ને બાલિશ ઉત્સાહ ને કર્મયોગ માનતો ક્ષુદ્રમાં ક્ષુદ્ર જંતુ! તેને ફરીથી રડવું આવ્યું. એને હવે સ્વપ્નાં પણ આવતાં નહીં. એટલી પણ લાયકાત તેણે ખોઈ; એ દૈવી કૃપા પણ તેના પર હવે થતી નહીં. શા માટે 'મા' હવે દર્શન દેતાં નહીં......?

"મા! મા!" તે કોને મા કહેતો હતો! આ વિશાલ પ્રદેશ જ્યાં તેના જેવાં નિર્માલ્ય જંતુઓ ખદબદતાં તેને......

આ અકલ્પ્ય શંકા ઉદ્ભવતાં તે કલ્પાંત કરી ઉઠ્યો. તેણે કપાલ ઠોક્યું. તેનું પુણ્ય પરવારી ગયું. રોઈ રોઈ તેની આંખ રાતી થવા માંડી—ને થાકને ઉજાગરાના જોરથી તેને ઘેન આવવા લાગ્યું......

એકદમ તે જાગ્યો. "ધનીબહેનનો અવાજ! અહીંઆં ક્યાંથી!" તેણે ગભરાઈ ચારે તરફ જોયું. પાસેના ભૈરાંના ડબામાંથી કોઈનો અવાજ આવતો હતો તેથી તેને ભ્રમણા થઈ.

છેલીવારે આવતાં કેવી હીંમતથી ધનીબહેને તેનામાં શ્રદ્ધા બતાવી હતી? એ શ્રદ્ધાને લાયક તે હતો? તેના મગજ પર જરાક હુંફાળું વાતાવરણ પ્રસર્યું. અડધાં ઉંઘનાં તેણે ધનીનું હસતું મોં જોયું......તે નિંદ્રાવશ થયો.

---

# પ્રકરણ ૧૫ મું

## ૩૨ મી જાનેવારીના સમારંભનો અહેવાલ

### ૧

મીયાંગામ પર નારણભાઈને ટ્રેનમાંથી ઉતરી જતા સુદર્શને જોયા. મધ્યકાલીન રજપુતની માફક તે મહારથીએ મનાવાનું મરણ સુધી મોકુફ રાખ્યું.

અગીઆર વાગે સુદર્શન વડોદરે ઉતર્યો. બ્રીટીશ સામ્રાજ્ય પર વિજય આરંભવા માટે સ્થપાવાના મંડલનો તંત્રી નિસ્તેજ આંખે, વીખરાએલા બાલે ને ખિન્ન હૃદયે હાથમાં નાની ટ્રંક ને ખભા પર ઓઢવાનો ઘોંસો લઈ બોર્ડીંગમાં ગયો.

સનત્કુમાર જોષીની ખોલીમાં બધા મળવાના હતા. સ્કેવર બ્લોકની ૧૯ મી રુમમાં જોષી ને ધીરા શાસ્ત્રી તેની વાટજ જોતા હતા.

જોષી સવારે ત્રણસેં દંડ કાઢેલા હોવાથી જેમ ખાધેલા પર કોઈ પાન ચાવે તેમ તે મુદ્ગરની થોડીક કસરત કરતો હતો. ખાટલા પર ધીરુ પડ્યો હતો.

"ઓહો! સદુભાઈ આવો! આવો! તમારીજ વાટ જોઈએ છે."

"હા ભાઈ આવ્યો" ટ્રંક રુમમાં મુકતાં સુદર્શને નીસાસો મુક્યો.

"બીજા ક્યાં?" જોષીએ પુછ્યું.

"પરવારી ગયા."

"એટલે?" ધીરુ બેઠો થઈ ગયો.

સુદર્શને કપડાં કાઢતાં મુંબાઈના મિત્રોની હકીકત સંભળાવી.

"પણ અહીંઆંનું શું?"

"શું શું?" ધીરુએ કહ્યું; "જોષી કસરત કરે છે. હું આ પડ્યો છું.

"પારેખ?"

"પારેખનું પેલું પ્રેસ હતુંને તેના પર પોલીસની ધાડ આવી છે."

"પછી?"

"પારેખ ક્યાંય સંતાયો છે."

"—ને પંજા કાકા!"

"પંડ્યા કાકાની ખબર નથી ?"

"ના."

"એને અમેરીકા જવાની સ્કોલરશીપ ગાયકવાડે આપી છે. એ તો જવાની તૈઆરી કરે છે. હમણાં આવવાનો છે."

"ચાલો એ અમેરીકામાં કૈં કરશે" સુદર્શને કહ્યું.

"શું કપાલ ! એને સ્કોલરશીપ મળી છે ત્યારથી એણે સ્પષ્ટ કહી દીધું છે કે એ મંડળમાં જોડાવાનો નથી."

"બરોબર છે. એ પણ બધાને રંગેજ ઉતર્યો છે" તિરસ્કારથી સુદર્શને કહ્યું; "ગીરજો શુકલ ? એતો છેલ્લો પારેવડી સંસ્થાનના ઠાકોરને ત્યાં હતો. કારભારી કે શું ?"

"પછી એની કૈં ખબર નથી."

"મેં પણ બે ત્રણ પત્રો લખ્યા પણ જવાબ નથી" સુદર્શને કહ્યું; "હવે—"

"હવે શું ! ચાલો મારી સાથે" જોષીએ કહ્યું. "મેં હનુમાનની આરાધના પણ શરુ કરી છે."

"શું લાલ શાહીએ એક લાખ ને આઠ વખત શ્રી રામ લખવાનું ?" કડવાશથી સુદર્શને પુછ્યું.

"ધાર્મિક બાબતમાં મશ્કરી નહીં" જોષીએ એક ઉંડો શ્વાસ લઇ, જાણે નળમાંથી પાણી છુટતું હોય એવા ગંભીર સ્વરે શ્વાસ બહાર કાઢતાં કહ્યું.

"મને તો પહેલેથીજ ખાત્રી હતી," ધીરુએ કહ્યું.

"શી ?"

"ધાર્મિક બળ વિના કૈં સીઝવાનું નથી."

"એ તો તમારો જુનો સિદ્ધાંત."

"જુનો પણ સદાએ નવો. આપણે ધાર્મિક પ્રજા, આપણા સંસ્કારો ધાર્મિક. જે બ્રાહ્મણો કરી ગયા—જે મહર્ષિ દયાનંદ કહી ગયા તેજ કરવા જેવું છે."

સુદર્શને ખભાં ઉંચકી તિરસ્કાર બતાવ્યો.

"એક સમાજ કરો. ધર્મને રાષ્ટ્ર કરો" જાણે આર્યસમાજની વ્યાસપીઠ પરથી તે બોલતો હોય એવા અવાજ ને ઉચ્ચારણથી ધીરુએ કહ્યું.

"પણ આપણું શુ હવે ?" કંટાળીને સુદર્શને કહ્યું.

"ચાલો મારી જોડે ગુરુકુળમાં" ધીરુએ કહ્યું.

"મારે ગળે એ ઉતરતું નથી" નીરાશાથી ડોકું ધુણાવી સુદર્શને કહ્યું.

"હ—હજુ?" ધીરુએ કહ્યું.

"હા. ધર્મ આવ્યો કે આપણે કયાં તો અંધશ્રદ્ધાના કીચડમાં કે ધાર્મિક ઝઘડામાં. ધર્મે તો આપણને ઝેર દીધું છે."

"ધર્મ વગર તે કેમ ચાલે?" જોષીએ કહ્યું.

"રાષ્ટ્રધર્મ વિના બીજો ધર્મ હીંદમાં તો પાપ છે" સુદર્શને કહ્યું.

"પણ ત્યારે આપણું મંડલ નહીંજ થવાનું" ધીરુએ કહ્યું.

"કેમ કરીએ? કોનું થાય? આપણી બાલિશતા વહેલી સમજીએ તેમ સારું. કાર્યનિષ્ટ મંડલ કાઢવાની આપણામાં એકતાનતા નથી; ને તેના કાર્યને પાર ઉતારવાની આપણામાં તાકાત નથી."

"પણ થયું હોત તો સારું" જોષીએ કહ્યું.

"હા—" ધીરુએ નીસાસો નાખતાં કહ્યું.

"આપણે એક બીજા જોડે કંઈક તો સંબંધ રાખી રહેત" જોષીએ કહ્યું.

"કંઈ નહીં." તેણે પાછું મન વાળ્યું. "માના આપણે પુત્રો. તેનો ઉદ્ધાર કર્યા વિના રહેવાના—"

સુદર્શન તિરસ્કારથી હસ્યો.

"હા ઉદ્ધાર કરીશું. જરુર" તેણે દાંત પીસી કડવાશથી કહ્યું; "વીંછીઓનો નાશ તેનાં બચ્ચાં કરે છે તેમ. તેને ખોતરીએ છીએ ને આખરે ખાઇ જઇશું."

તે ઉઠયો ને ચાલ્યો ગયો.

સાંઝના નવો બનાવેલો અંગ્રેજી પોષાક પહેરી પંડ્યા કાકા આવ્યા. તેને ટાઇ બાંધતાં નહીં આવડવાથી દેશી રીતે ગાંઠ મારી હતી; અને બુટ મોજાની ટેવ નહીં હોવાથી—ગામડીયણ મુંબાઇ આવી—વરની બીકથી ઉંચી એડીનાં બુટ પહેરે ને ચાલે તેમ તે ચાલતા હતા.

"સદ્ભાઇ! ધીરુ! સનત્! કેમ છો? બીજા કયાં?"

ધીરુએ મંડલના સભ્યોની કારકીર્દી ફરીથી કહી સંભળાવી.



"સારું થયું. હજુ આપણે દેશોદ્ધાર કરતાં વાર છે."

"એ કયારે સુઝયું?"

"પહેલો સ્વ—ઉદ્ધાર પછી પર—ઉદ્ધાર. સદ્ભાઇ, હવે તમે પણ આ છંદ છોડી દો."

"—ને પછી?"

"નામદારની છોકરી પરણી બારીસ્ટર થઇ આવો. પછી પૈસા ભેગા કરો. પછી દેશનું આપણે બધા કરીશું. શું વિચાર કરો છો!"

"તમે કહ્યું તે" ઠંડે પેટે સુદર્શને કહ્યું.

૨

ગીરજાશંકર શુકલ પારેવડી સંસ્થાનના ઠાકોરના રૂ. ૫૦)ને પગારે કામચલાઉ કારભારી હતા.

પારેવડીની ઠકરાત વડોદરા તાબે હતી. તેનો ઠાકોર અજ્જુ-બાપા પચાસ વર્ષનો, અસલી જમાનાનો, અફીણી, લહેરી ને ભલો હતો. વરસ દહાડે પાંચ હજારની આવક ખરચી, સાથે સારું જેવુ કરજ હંમેશાં માથે રાખતા.

અજ્જુ બાપા શુકલને ભણાવવાનો ખર્ચ આપતા. 'બેમણનો દીકરો છે'—આ એમનો પહેલો હેતુ; 'ઘરનો છે-કોઇ દિ ટીચુ માગશે'—આ બીજો હેતુ. ગીરજો શુકલ ૧૯૦૭ માં બી. એ. માં નપાસ થયો. હવે આખું વર્ષ કેમ ગાળવું તે સવાલનો નિર્ણય 'અજ્જુ બાપા' એ કર્યો. તેણે શુકલને કામચલાઉ કારભારી નીમ્યો.

આખો દિવસ લશ્કરનાં થોથાં ને રાષ્ટ્રીય છાપાં વાંચવામાં; સયાજીરાવ ગાયકવાડના સદ્‌ગુણોમાં મુગ્ધ રહેવામાં; અને લશ્કરી તરંગોમાં મશગુલ બનવામાં તેણે વખત વીતાવ્યો હતો. ઇટાલીનો વિપ્લવ તેને હૃદયે વસી રહ્યો હતો. ગેરી બાલ્ડીની માફક લશ્કર લઇ આવી, હીંદને સ્વતંત્ર કરવું; ગાયકવાડ સરકારને વીકટર ઇમેન્યુઅલની માફક ગાદી પર બેસાડવા; ને પોતે સમસ્ત હીંદના સર્વાધિકારી થવુ-એ વીશે તેણે એટલા વિચાર કર્યા હતા ને એટલી યોજના ઘડી હતી કે તેમાં હવે કંઈપણ ખોડ કે ખાંપણ રહીતનહોતી.

આ ખાત્રી સાથે તે અજ્જુ બાપાના કારભારી થયા. અજ્જુબાપાને ત્યાં એકવીશ આદમીનું નાનું/ર્ચખું સૈન્ય હતુ. તેમાં સુધારો કરવાનું કામ તેણે માથે લીધું; ને પારેવડીની પલટણના પટાઓ ચમકવા માંડ્યા.

કારભારી તરીકે સવારે અજ્જુબાપા જોડે બેસી વાતો કરવી; બપોરે સાથે બેસી જમવું, સાંજના એમના ભયાતો બેસી કુસુંબો પાણી લે ત્યારે હાજર રહેવું; રાતે સાથે જમવું, ને પછી બારોટ અજ્જુબાપાના ગુણગાન કરે તેમાં રસ લેવો—આટલાં કામ તેમના કારભારનો પહેલો ક્રમ હતો.

અજ્જુબાપા 'શકલ' પર—બાપાને હ્રસ્વાવડું હંમેશાં બીન જરુરી લાગતું-રીઝ્યા હતા. એનાં સ્વચ્છ કપડાં પર તે વારી જતા—'જાણે છેલ છટાકડો'; એની અક્કડ રીતભાત તેમને ગમતી 'જાણે મારો બેટો શપઇડો'; તે એના અંગ્રેજી પરના કાબુ પર ઘેલા ઘેલા થતા: 'મારો દીકરો ગોડડેમ.'

આ ઉભરાતા હેતને પરિણામે બાપા શુકલને 'હોક્કાના બે દમ મારા દીકરા' ને 'કહુંબાના બે છાંટા મારા દીકરા'—દરરોજ આપ્યા વિના રહેતા નહીં. અને આ બધી મહત્તા ને આ બધી પ્રીતિના પાત્ર બનેલા શુકલજી કારભારું કરતા અને પોતાની છાતી દરરોજ દસ ગજ ઉંચી થતી જોતા.

પણ શુકલજી રાષ્ટ્રધર્મને પળવાર વીસરતા નહીં. 'મા'ને સ્વતંત્ર કરવી, ગાયકવાડને ગાદીનશીન બનાવવા એ બે વસ્તુ જાગતાં કે ઉંઘતાં ને કુસુંબાથી ઝોકાં ખાતાં કે બારોટના કવિતમાં મસ્ત થતાં વીસરતા નહીં એટલુંજ નહીં, પણ દહાડે દહાડે એ વસ્તુ તેમની નજર આગળ તરવા માંડી. સવારમાં ઉઠી, સંધ્યા, સ્નાન કરી તેના લશ્કરમાંથી નવરા રહેલા સાત આઠની પલટન તપાસવા જતાં પહેલાં તો એમને અસંતોષ થતો. પણ ધીમે ધીમે એમને એમ પણ થયું કે આતો માત્ર

તેના સરદારો હતા. દરેકજણ પાસે નાનું, નાનું લશ્કર હતું. કેટલાએ સરદારો જુદેજુદે ઠેકાણે કામમાં રોકાયા હતા. આવા આવા ખ્યાલો કરી તે ઘેર જઈ, લશ્કરી પુસ્તકો લઈ ખાટલા પર બેસતા; નહીં તો ઝપાઝપ ઓશરીમાં ફરતા. અને ટુકડીઓ કેમ વહેંચવી, કેમ જુદે ઠેકાણે એકાગ્ર કરવી તેના વિચારો કરતા.

એટલામાં સુદર્શનનો પત્ર આવ્યો. ૩૧ મી જાનેવારીએ વડોદરામાં ભેગા થવું જરૂર; પણ પોતે તો કૈં તૈયારી કરી નહોતી. તે તરત જઈ નીશાળના મહેતાજી પાસેથી મોટો હીંદુસ્થાનનો નકશો લઈ આવ્યા. અને રાતના, અજાુબાપાની તહેનાતમાંથી પાછા આવી, નકશો ભોંય પર પાથરી હીંદુસ્થાનના સ્વાતંત્ર્ય યુદ્ધ માટે વિચાર કરવા બેઠા.

ગેરીબાલ્ડીનાં પરાક્રમો તો મગજના પડમાં ઘર કરી રહ્યાં હતાં. બારોટજીના કવિતે તેમની રગોમાં શુરાતન પ્રસાર્યું હતું. અને તેમાં આજે કુસંબા પાણી પછી તેમને મગજ ચોખ્ખું, ને વ્યવસ્થાવૃત્તિ સતેજ લાગ્યાં હતાં. ઘેરાએલાં ભવાં નીચે તેમની આંખમાં મહા સમર્થ યોદ્ધાની નિશ્ચલ ચમક હતી.

"શું કરો છો?" તેમની સ્ત્રીએ પુછ્યું.

"કામમાં છું" ટુંકામાં તેમણે જવાબ વાળ્યો. "તું ઉંઘી જા." તેમનાં ધર્મપત્ની તે આજ્ઞાપાલન કરવામાં રોકાયાં એટલે તેમણે તેમની છોકરીના ઘસેલા નાના રુપાળા કુકા એક ભંડારીઆમાં પડ્યા હતા તે આણ્યા. નકશા પાસે દીવો મુકી દરેક કુકાને પોતાના એક મિત્રના લશ્કરનું નામ આપી, તેમણે વ્યૂહ રચવા માંડ્યો.

પારેવડીનું લશ્કર અમદાવાદ પર; વડોદરાની ટુકડી ધીરુ મુંબાઈ લઈ જશે; કેરશાસ્પ મુંબાઈમાં ટુકડીઓ એકાગ્ર કરશે; નારણ પુના રોકી રાખશે. સનત્ જોષી પંચમહાલમાં આવતું લશ્કર અટકાવશે. મોહન પારેખ પોતાની ટુકડી સાથે મધ્યપ્રાંત સાચવશે; સદુ મુંબાઈમાં રહી એકગમ કેરશાસ્પને મદદ કરશે ને તાજપોશીની તૈયારી કરશે. પોતે પારેવડી મેસાણા–મેસાણાથી અમદાવાદ–અમદાવાદથી વડોદરે; વડોદરેથી મુંબાઈ—વૃદ્ધિ પામતાં વિજયઘેલા સૈન્યને સાથે લાવતો–ધૂમકેતુ સમ ભયંકર–ગાયકવાડની બોલ અહીં–મુંબાઈમાં...... આમ મુછમાં બોલતાં–કુકાઓ ખસેડતાં–વ્યૂહો રચતાં હીંદની સ્વાતંત્ર્ય સેનાના નાયકે અડધી રાત ગાળી. સવારે નકશા પર પડ્યા પડ્યા તે ઉંઘતા હતા.

તે ઉઠ્યા; આંખો ચોળી; ચારેગમ જોયું; ક્યાં પડ્યા હતા તેનો વિચાર કર્યો. પહેલાં કૈંક યાદ આવ્યું, પછી બધું યાદ આવ્યું. ખરી વાત છે. દૈવી પ્રેરણા! ખરેખર તેના વ્યૂહોમાં અપૂર્વતાજ હતી.

સવારે બીજાજના તોરમાં તેમણે......નું લશ્કર તપાસ્યું; અજાુબાપા પાસે ગયા તો પણ તે ને તેજ બીજાજ રહ્યો. તેમણે અજાુબાપાને લશ્કર વધારવાની સુચના કરી ને બીજાં ત્રણ માણસો વધારે રાખવાની તેમને રજા મળી.

શુક્લજીને સંતોષ થયો. તેમણે આખો દહાડો વ્યૂહોનો વિચાર કર્યો. નવાં કેંદ્રો, નવી રચના, નવા ધસારા તેમને સુઝયાંજ ગયાં. સાંજના તેમનો જીવ પ્રફુલ્લ હતો. કસુંબો પણ આજે તેમને રોજથી વધારે સરસ લાગ્યો. બારોટના કવિતોમાં સમરાંગણના ગીતોનો ધ્વનિ સંભળાયો.

રાતના ઘેર ગયા ત્યારે તેમને સ્પષ્ટ જણાયું કે તેમણે રચેલા વ્યૂહો દુર્જય હતા. તેમણે પત્નીને આગલી રાતની માફક ઉંઘવાની આજ્ઞા કરી. ધીમે રહીને તેમણે નકશો પાથર્યો,

દીવો મુકયો, ને કુકા લીધા. "કેરશાસ્પ પાસે મોટું કેંદ્ર છે. એને બે ટુકડીઓ આપવી જોઇએ. પંજાબમાં લશ્કર વધારે છે. શિવલાલની ટુકડી આણુ આગળ રહેવી જોઇએ." તેમણે એક કુકો ત્યાં મુકયો. "ને નારણની મદદે અંબાલાલ જવો જોઇએ." એક કુકો ભાર દઇ ખંડાલા આગળ મુકયો.

આખરે સૈન્યની રચના થઇ રહેવાથી શુકલ નકશા પરથી ઉઠયા. ને બીજા અગત્સના વિષય પર ધ્યાન દોડાવ્યું. ગાયકવાડ ગાદીપર બેસશે—પણ તાજ—વિજેતા તરીકે તેનેજ પહેરાવવો પડશે. એક ભાંગેલી ખુરશી હતી તેને સિંહાસન ગણી તે કેડે હાથ દઇ ઉભા રહ્યા.

"સરકાર! આમ ઉભા રહો" તેણે સિંહાસન સ્રષ્ટાના દમામથી કહ્યું. "આમ માથુ રાખો. લોકોને તમારું મુખ જોવા દો." તેણે હાથમાં સમસ્ત હીંદનો તાજ લીધો ને 'ઝહેરી સાપ'માં નારસીંહ ડાકુ જે છટાથી ખોપરી રાખતો તેનું અનુકરણ કરતાં સામે દીનવદને ઉભેલા નરેશને કહ્યું: "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ! આજથી ધર્મરાજાના પરમ પુનિત સિંહાસને આપ ચઢો છો. આ તાજ ચંદ્રગુપ્ત મૌર્યને શિરે બ્રાહ્મણ ચાણાકયે ધર્યો હતો તેમ હું ધરું છું. હિંદના સ્વાતંત્ર્યનું સંરક્ષણ એજ આજથી તમારું કર્તવ્ય. તેની મહત્તાની વૃદ્ધિ તેજ તમારું આજથી સ્વપ્ન. ગૌબ્રાહ્મણ પ્રતિપાલનો જય!"

તેણે તાજ ગાયકવાડને શિરે મુકયો—ને ચારે તરફ જોયું. ત્યાં ભરાએલી મેદનીએ વિજય ઘોષ કર્યા.

શુકલ તે તરફ ફર્યો. "મારું કર્તવ્ય પુરુ થયું. હું હવે—" પણ ના! લોકો યાચતા હતા, નરેશ પ્રાર્થતા હતા. "તમે! તમે—જાઓ તો અમારું શું થાય?" "ઠીક. સંન્યસ્ત લઉં ત્યાં સુધી કર્તવ્ય બજાવીશ......"

બીજે દહાડે સવારે શુકલજી ખુરશીના પાયા આગળથી ઉઠયા. પહેલાં તો ચમકયા; પછી બધું—આછું થોડું—યાદ આવ્યું; નકશા તરફ ગર્વથી નજર નાખી.

પોતાના કામ પર જતાં પહેલાં ધીરુ શાસ્ત્રીનો તેને કાગળ મળ્યો. તેમાં ૩૧ મી એ વડોદરે આવવાનું જરૂર લખ્યું. "મારા જનરલો શું બાહોશ છે!" તે બબડ્યા ને પલવાર કંઇ થયું હોય એમ આંખો સ્થિર કરી જોઇ રહ્યા, ને એકદમ છોકરીના ઘોડીઆ સામે જઇ ઉભા રહ્યા. "કારભારી! બધી કેંદ્ર પર ખબર મોકલ—ખાનગી કે ૩૦ મી ને સવારે બધાએ કુચ કરવી. ૩૧ મી એ બધાએ મુંબાઇ મળવાનું છે. તાજપોશી છે."

બોલતાં ને બોલ્યા ને એકદમ જાગ્યા હોય તેમ આંખો ચોળવા બેઠા. તેણે પલવાર પોતાના ખંડ તરફ, પેલા ઘોડીઆ તરફ જોયું. પછી જરાક અર્થ વગરનું હસ્યા ને દરબાર પાસે ગયા.

અજ્જુ બાપા પર વડોદરાની દીવાન ઓફીસનો અંગ્રેજી પત્ર આવ્યો હતો તે તેણે શુકલને વાંચવા આપ્યો. તેમાં કંઇક હતું તેનો તેણે અર્થ કર્યો.

"ઠીક! મારા દીકરા. એક ફાંકડો કાગળ લખી કાઢ."

"બાપુ! ૩૧ મી એ મારે વડોદરે જવુંજ પડશે."

"કેમ?" વડોદરા જવું એ અજ્જુ બાપાને મન મોટી વાત હતી.

"જરુરી કામ છે. સાથે સાથે દીવાન સાહેબને મળતો આવીશ."

"અરે વાહરે મારો દીકરો! દીવાન શાહ્બને મારા રામ રામ કહેજે."

"જરુર બાપુ!"

એ કાગળ શુકલે ગજવામાં મુકયો; એ

કાગળને પ્રતાપે શુકલજીને નવું શુર ચઢયું. સાંજના હોક્કાના બે દમ લીધા પછી એ કાગળે ગજવામાં બેઠા બેઠા રૂપ પ્રકાશ્યું. એ કાગળ ગાયકવાડનો; એમાં મોટાં રાજ્ય રહસ્યો; ને ૩૧ મીનો સંકેત! એ પત્ર એનેજ માટે મોકલ્યો હતો. એમાં કૈં કૈં મોટા સવાલો હતા.

કસુંબો લીધા પછી એનું રહસ્ય તેને વધારે સમજાયું. આખું વડોદરા યુધ્ધે ચઢવા તૈયાર હતું–માત્ર તેની આજ્ઞાનીજ વાટ જોતુ હતું.

રાતના શુકલજી ઘેર ગયા ત્યારે વ્યૂહ રચના કરી, ખાનગી કારભારી મારફતે બધે આજ્ઞાઓ મોકલાવી, સેનાપતિઓને સુચનાઓ આપી, નેપોલીઅન જેમ ગમે ત્યાં સુઇ જાય તેમ ભોંય પર નિદ્રાદેવીને આધીન થયા.

૩

શુકલજી ૨૯ મીને દિવસે બધા પાઠ ભજવી ગયા. અજ્જુબાપા જોડે હોકકો ગગડાવ્યો. કસુંબો તાણ્યો; ને રાતના વ્યૂહો છેલ્લીવાર રચ્યા. તે આખી રાત તેમણે કોણ જાણે કેટલાએ કારભારીઓને આજ્ઞાપત્રો લખાવી થકવ્યા ને કેટલાએ સેનાપતિઓને લેખીત, મોઢે, ટેલીગ્રાફથી ને હેલીઓરકોપથી હુકમો મોકલાવ્યા.

૩૦ મીએ સવારે આખી રાતનો ઉજાગરો છતાં મનમાં નવી યુક્તિઓ ને નવા વ્યૂહો રચતા તે જાગ્યા; અજ્જુબાપાને સલામ ભરી આવ્યા; ને એક નાનું પોટલું ને સો રુપીઆ લઇ દમણીમાં બેઠા.

દમણીના બળદ ચાલ્યા જતા હતા; છતાં જાણે પોતે ઘોડા પર સ્વાર થએલાજ લાગતા. હજારો ઘોડેસ્વારો સાથે ચાલતા હતા; અને તેનાંજ પગલાના પડઘા બળદના પમલાંરૂપે સંભળાતા હતા. ગાડીનો ગગડાટ તો તોપખાનાનોજ અવાજ હતો; અને ડંકા નીશાનના ધ્વનિ બળની ઘુઘરીમાં સંભળાતો.

તેમણે મેસાણેથી અમદાવાદની ટીકીટ લીધી; અને સાંજના અમદાવાદ ઉતર્યા.

અમદાવાદ જોઇ તેમના મીજાજનો પાર ન રહ્યો. અહીંઆં અગ્રેજો રાજ્ય કરતા હતા. આ પોલીસ તેનો માણસ હતો. એને ખબર નથી કે કાલે હીંદ સ્વતંત્ર થવાનું હતું. જરાક મુછમાં તે હસ્યા.

તે પેલા પોલીસના સીપાઇ પાછળ ચાલ્યા. એકદમ તેમના માથામાં કૈંક ફટકયું. તેની આંખે પળવાર અંધારાં આવ્યાં. તેણે પોટલી છોડી આંખે હાથ દીધા.

. તેણે જ્યારે જોવા માંડયું ત્યારે તેનો જીવ ઉકળી આવ્યો. પેલો પોલીસનો સીપાઇ નહોતો; દુશ્મનોના ભયંકર સેનાપતિ તરીકે તેણે તેને ઓળખ્યો. એ બધાં કાવત્રાંનો રચનાર હતો; બધા જુલ્મનુ મુળ હતો. એની પાસે લશ્કરી છુપી યોજના હતી. અત્યારે એની પાછળ જઇ એનાં કાગળીઆં લીધા વગર છુટકો નહોતો. સખત દષ્ટિ કરી શુકલજી પેલા પોલીસવેશે ફરતા કાવત્રાબાજ પાછળ ઝપાટાબંધ ચાલ્યા.

પોલીસ અટકયો–એક બોર વેચનારની જોડે વાત કરવા. બોર વેચનારી કોઇ તેની ઓળખીતી હતી; અને નખરાં કરી કાંઇં બોલતી હતી. પોલીસે તેને બેચાર મંભળાવી– ને હસીને તેના ટોપલામાં હાથ નાખ્યો. પેલીએ હસીને ચીસ પાડી ને ટોપલો પાછો ખેંચી લીધો. થોડીવાર બંનેએ હસતાં, હસતાં ટોપલાની ખેંચાખેંચી કરી ને પોલીસે મુઠ્ઠો ભરી બોર લીધા. શુકલે પોલીસનો હાથ પકડયો.

તેને દુઃખાર્ત હીંદીઓની કમનસીબ સ્થિતિ-

નું તીવ્ર ભાન હતું. ઘણીએ વખત ગરીબી ને પરાધીનતામાં કચડાએલા હીંદીઓની દશાનો વિચાર કરી આંસુ સાર્યાં હતાં. સત્તાની કઠોરતા તેને ખુંચ્યા કરતી; જુલ્મનાં જંજીરો તેના કાનમાં ખખણ્યા કરતાં; અન્યાયના આઘાતો તેનું અંતર સહેતું—અને હવે સત્તા, જુલ્મ ને અન્યાયની મૂર્તિ સમો આ કાળમુખો પોલીસ હીંદ દેવીના અવતાર સરખી આ ગરીબ નિરાધાર બોરવાળીનાં બોર લઇ લેતો હતો! અને તે—અગણિત સૈન્યોનો નાયક—વિજય પ્રયાણે ચઢેલા નરવીર—હીંદના સ્વાતંત્ર્યનો વિધાયક પાસે ઉભો હતો છતાં! તે કેમ બને?

પોલીસ એક વિપલ ગભરાયો. ચોરના પકડનારને કોણે પકડયો? જમાદાર, ફોજદાર, ઇન્સ્પેક્ટર, સુપ્રીન્ટેડંટ! તે ફર્યો. તેણે દારુ પીધેલા ગામડીઆ જેવો કોઇ છોકરો જોયો; તેના હૈયામાં હામ આવી.

શુકલે જોયું કે આ દુષ્ટ જુલ્મગારે તેને ઓળખ્યો નહીં. છુપે વેષે ફરતા એના જેવા મહારથીને તે કયાંથી ઓળખે?

"ખબરદાર દુષ્ટ!" તેણે બેસી ગએલે અવાજે કહ્યું: "તું ન્યાયનો પ્રતિનિધિ થઇ આ રાંકડી પર જુલ્મ કરે છે."

પોલીસે એક ઝપાટે હાથ છોડવ્યો ને એક મજબુત ધબ્બો શુકલને વાંસે લગાવ્યો. "કોણ છે હેવાન! મારો હાથ પકડે છે! ચાલ્યો જા તારે રસ્તે, મરવાનો થયો છે?"

શુકલ હસ્યો. હજુ આ મુરખે તેને

ઓળખ્યો નહીં.

"કોણ છે? ખબર પડશે. મુકી દે આ બૈરીનાં બોર."

"ચુપ! નહીં તો હમણાં જેલમાં પુરીશ."

ગોલમાંથી વિજય કરી પાછા ફરેલો જુલીયસ સીઝર રોમની તીજોરી કબજે કરવા ગયો. ત્યાંના રખેવાલે બારણાં ઉઘાડી આપવા ના કહી. હજારો વિજય પ્રમત્ત વીરો પાછળ ઉભેલા હતા તે તે વીસરી ગયો. શાંતિથી દૈવી જુલીયસે કહ્યું: "યુવક કહેવા કરતાં મને કરવું સહેલ છે" સીઝરનો એ અમર સત્તાશીલ સ્વાબનો સ્વાંગ શુકલે પલવાર સજ્યો; "નરાધમ!" તેણે પોતાની પાછળ કેટલુંએ સૈન્ય છે તેની ખાત્રીથી કહ્યું: "બોર મુક-નહીં તો મુકાવી દઇશ."

"મુકાવી દેશે, તું...કોનો...મુવો છે?"

પોલીસદાદાએ ધુધરીવાળી ભાષાથી સંબોધતાં "તું ચાલ ગેટ પર. તને કેદ કરું છું" કહી તેણે બાંહ્ય પકડી શુકલજીને ધસડ્યા.

તેણે છુટવા ફાંફાં માર્યાં. પણ પોલીસ તેનાથી ત્રમણો જબરો હતો. તેણે ફાંફાં છોડી દીધાં.

"ઠીક છે. લઇ જા! જોઉં છું."

"જોને તારુ કપાળ. તું......"

"કાલ સવારે ખબર પડશે."

"પડી-પડી—"

ગેટ આવી. પોલીસે શુકલજીને જોરજુલમથી બોર લેવાના તહોમત પર જમાદાર આગળ ખડા કર્યા. બોર પોલીસના હાથમાં હતાં. બોરવાળીનાં નામ ને પત્તો તેને મોઢે હતાં.

જમાદાર સાહેબે કાગળ કાઢયો ને તે ટેબલ પર બેઠા.

"નામ?"

"શુકલ"

"આખું નામ ને બાપનું નામ શું?"

શુકલજી હસ્યા. કાલ સવાર પછી આખી સૃષ્ટિ માત્ર 'શુકલ'-'ધી શુકલ' 'એક અને અદ્વિતીય શુકલ' થી ઓળખશે. નેપોલીઅનની કોઇ અટક પુછે! ગેરીબાલ્ડીનું કોઇ નામ પુછે? ચાણાક્યના બાપનું નામ કોઇ પુછે? તે ખડખડ હસ્યા. આ મૂર્ખ જમાદારને કૈં અક્કલ છે?

પેલા પોલીસે શુકલજીની કમ્મરમાં એક યાદદાસ્ત તાજી થાય એવો ઉપાય અજમાવ્યો.

"ઓરે!" શુકલજીએ કહ્યું ને ચુપ રહ્યા.

"નામ શું?" જમાદારે બરાડો માર્યો.

"શું મોઢું લઇને પુછે છે?" તિરસ્કારથી શુકલે કહ્યું; "કાલે સવારે ખબર પડશે."

"શી ખબર"

"મારું નામ ને ઠેકાણું"

"અત્યારેજ કહી મરની"

"જાણવું છે?"

"હા."

"તો મૂર્ખ!" એક મહા પ્રસંગે કોઇએ કહેલું કૈં યાદ આવવાથી વિજેતાને સ્વાભાવિક એવું ગૌરવથી તેણે કહ્યું; "લખી લે. શક્તિ ને હીંમત હોય તો. મારું નામ શુકલ. મારું સ્થાન રાષ્ટ્રસ્રષ્ટાના મંદિરમાં. મારો પત્તો અનંત કાલના ઇતિહાસમાં."

"........ગંડુ છે. ઓરડીમાં પુર." જમાદારે કંટાળી હુકમ કર્યો.

પોલીસે તેને પકડી ઓરડીમાં પુર્યો.

"કાલે સવારે ખબર પડશે." શુકલજીએ અંધારી ઓરડીમાંથી વાણી ઉચ્ચારી.

બહાર જમાદાર ને પોલીસ મસલત કરવા બેઠા. કાલે શી ખબર પડશે! કોઇ મોટો માણસ તો ન હોય? કોણ હશે? પોલીસ પણ જરાક ગભરાયો.

"જમાદાર સાહેબ, જવાદોને."

"એ પણ ઠીક છે" કરી જમાદાર ચાલ્યો ગયો.

પોલીસે શુકલજીને છોડયો.

"કયાં જવુ છે?

"મુંબાઇ."

"સ્ટેશન પર મુકી આવું?"

"હવે ઠેકાણે પડયો" શુકલજીએ કહ્યું. તેને લાગ્યું કે અત્યારે દેશની આવી કટોકટીને પ્રસંગે બહુ માથાકુટ કર્યા કરતાં લશ્કર લઇ મુંબાઇ જવુંજ વધારે સારું છે.

પોલીસ તેને સ્ટેશન પર મુકી ગયો; અને જ્યારે શુકલજીએ ફર્સ્ટ્ક્લાસની મુંબાઇની ટીકીટ લીધી ત્યારે તેનાં હાંઝાં ગગડી ગયાં. ફુજતે પગે તે ગેટ પર પાછો વળ્યો.

(આ વાર્તાનો વધુ રસમય ભાગ આવતા અંકમાં.)

## ટૂંકી વાર્તા

—=—

[અનુસંધાન પૃષ્ઠ ૨૯૮ થી ]

લેખકોને સ્વાભાવિક લાગુ પડી છે. પરિણામે આપણી નવલિકા, અને નવલકથાનાં સ્વરૂપ બદલાયાં છે-બદલાય છે-બદલાશેજ.

એકજ દ્રષ્ટાંત લઇએ. અગાઉ જનતાની બુદ્ધિ મોટે ભાગે એવી હતી, કે જે સારું ગણાય, તેને બસ સારુંજ સમજે અને જે માઠું તેને કેવળ માઠુંજ લેખે. એ પ્રમાણે તદ્દન સારા પાત્રો અને તદ્દન નઠારા પાત્રો-તમામ સારી વૃત્તિઓ અને તમામ નઠારી વૃત્તિઓ-કેવળ સારાં કાર્યો અને કેવળ નઠારાં કાર્યો એ બધાનો સામસામે રજુ થતો એકરંગી જમેલો તે આપણી આગલી નવલકથાઓ અને નવલિકાઓ હતી. આપણી આગલી બધી વાર્તાઓ ચીવટાઇથી એજ ધોરણે રચાતી. પણ આજે મનુષ્ય, મનુષ્યની આંખે આ કે પેલે પાર એકરંગી જણાતો નથી. આજે તો મનુષ્ય ભેલસેલ પ્રકૃતિનો વિવિધ રંગી અને એકી વેળાએ ભલો કિંવા ભુંડો દેખાઇ આવે છે. આજના માઇક્રોસ્કોપિક જમાનામાં ગમે એવાં ઉત્તમમાં ઉતમ મિષ્ટાન ભેગાં તેના કોઇ દ્રષ્ય કે અદ્રષ્ય કીડાનીએ ગણત્રી થાય છે. વળી એ એકેકા કીડાનું પૃથ્થકરણેએ થાય છે. આગળ "સારાં કાર્યો" અને "માઠાં કાર્યો"-એજ એક ત્રાજવે મનુષ્યનું તોલ થતું. આજે 'કાર્યો' અને "પ્રતિકાર્યો"ની સમજ વડે મનુષ્યોનાં હૃદયની પરીક્ષા કરવામાં આવે છે.

**વિજય**

હા, ઠીક. પછી !

**રમણ**

વિજય, આજે વાર્તામાં પાત્ર આલેખન મેં જણાવ્યું તે દ્રષ્ટિએ થવા માંડ્યું છે. પણ આગળ એમ નહોતું. દ્રષ્ટાંત લેખે જો "હૃદય પલટો" આજથી પચીસ પચાસ વર્ષની વાત પર લખાઇ હોત, તો તેનું મુખ્ય પાત્ર કુંતી વાંચકો સમક્ષ કંઇક જુદીજ રીતે રજુ થાત.

આજે કુંતી તેના કર્તાને હાથે સંસારનું એક દુર્ભાગી રમકડું રજુ થઇ છે-પણ તે વેળાએ તે સંસારની એક ધિક્કારપાત્ર રાક્ષસિણી ચિત્રાઇ હોત. આજે કુંતી સમયનું લાચાર બાળકડું દેખાય છે તે વેળાએ તે નક્કર પાપનું પુતળુંજ અકાત. આજે કુંતી ભભક જોઇ ચળનારી બેવકૂફ ચંચલા રજુ થઇ છે-તે વેળાએ તે પતિના પ્રાણ હરનારી નિર્દય ડાકણજ દેખાત. આજે કુંતીની માતાપણાની મહત્તા ગમે એમ પણ જળવાએલી દર્શાવી છે, તે વેળાએ, તે પુત્ર તજી ગઇ, વેશ્યા એટલે કદાચ એના હૃદયમાં પુત્ર માટે પ્રેમનો એક છાંટો સરીખો પણ રહેલો બતાવવામાં આવત નહીં. આજે કુંતી ઉગ્રતા, કોમળતા, રમણિયતા સાથે કંઇક સુજનતાની વિધવિધ ચઢ ઉતર છાયાથી રંગાઇ છે-તે વેળાએ તે બસ તદ્દન હાથથી ગએલ, છટેલ, ઉખડેલ, વંઠેલ છેવટ વેશ્યા તે વેશ્યાજ રહી હોત.

વિજય, આપણી નવલકથા તથા નવલિકાનું સ્વરૂપ બદલાવાનું એક બીજુંએ કારણ છે. અને તે એ કે વાર્તા લખવા માટેની આપણી ધારણામાં પણ ફેરફાર થએલો છે. આગલા કાળમાં વાર્તાઓ વાંચકને સુનૈતિક બનાવવાની ધારણાથીજ ખાસ કરી લખાતી-આજે વાંચકોને સુનૈતિક નહીં, પણ સુરસિક બનાવવા અર્થે વાર્તા લખાય છે અને વિજય, સુરસિકતા એ કંઇ સુનીતિથી ભિન્ન નથી. સમયના વધવા સાથે વાર્તા લખવાની આગલી ધારણા બદલાવી જોઇતી હતી; અને તે બદલાઇ છે. એ વાર્તાની કલા માટે તથા ખુદ મનુષ્ય જીવોની વૃદ્ધિ અર્થે પણ વાસ્તવિકજ થયું છે.

મારા આ કહેવા પરથી વિજય, તું ગેર-સમજુતી ન કરે, તે ખાતર ખાસ જણાવી દઉં છું કે વાર્તામાં નીતિ તત્ત્વ આવે, તેની હું સામે છું, એમ તું જરાએ ધારીશ નહીં. સારું કહેવું એટલુંજ છે કે વાર્તામાં ભલે નીતિનું દર્શન થતું હોય તેમ થવા પામે, પણ નીતિ પાઠ શીખવવા અર્થેજ વાર્તાઓ લખાવી ઘટે એ વાતમાં હું માનનારો નથી. લુખ્ખી નીતિ રસદાર લાગે તે માટેજ વાર્તાઓ લખાવી જોઇએ. એવી એકલી આવશ્યકતા અને અગત્યનાના એ દિવસો ગયા. આજના યુગમાં મનુષ્યો વૃદ્ધિ માર્ગમાં જે સ્થિતિએ આવી પહોંચ્યાં છે, તે તરફ જોતાં વાર્તા લખવાની આ એક પુરી ધારણા આપણુને બસ થઇ પડેજ નહીં. આજે તો જમાનો રસ અને કલાનો છે. આજે જો એક ચિત્રકાર આમ ઇચ્છે, કે મારું ચિત્ર એક વાર્તા કહી આપે તેવુંજ બને, તો એક વાર્તાકારે એમજ ઇચ્છવું રહ્યું, કે મારી વાર્તા એક સુંદર ચિત્ર જેવીજ પ્રકટે. અને તેટલા માટે આજની એક નવલિકામાં કલા અને રસનુંજ પ્રાધાન્ય રહેવું જોઇએ.

વિજય

રમણ! શું વાર્તાકારે નીતિ જાણવા–પામવાની આજે લોકોને અગત્ય રહી નથી?

રમણ

આગળ જેટલી તો નહીંજ. નીતિ સૂત્રો જે આગલા કાળમાં માત્ર ધર્મશાસ્ત્રો કે કોઇ છુટા-છવાયા ગ્રંથોમાંજ દટાઇને રહેતાં તેમ આજે નથી. આજે તો મનુષ્યના બધા વર્ગને સમજ પડે, એ પ્રકારે વધુ સહેલી કે ઓછી સહેલી ભાષામાં, વધુ રસ પડે, કે ઓછો રસ પડે એવી ઢબમાં નૈતિક વિચારોને લગતાં તરેહવાર અને અસંખ્ય પુસ્તકરુપી સાધનો બહાર પડ્યાં છે

અને પડયેજ જાય છે, તો પછી વાર્તાઓ જે ખાસ કરી તેની કલાએ કરીનેજ ઉત્તમ ગણવી ગણાવવી જોઇએ; તેને નીતિની નીશાળો બનાવી દેવામાં શી મોટાઇ કે સાર સમાયો છે?

વિજય! નીતિના નિયમો, કર્મની ફીલસુફી, પરલોકના વિચારો, પુનર્જન્મની અસરો, સારાંનો સારોજ અંજામ; અને માઠાંનું માઠુંજ પરિણામ; એ સઘળાં તત્વોને પોતાનાં અંગત જીવનમાં એક વાર્તાકાર કે આપણે કામે લઇએ એ વાત જુદી છે; પણ એક કલાભિજ્ઞ કથાકાર પોતાની વાર્તાકૃતિઓમાં પણ બસ એજ નિયમે વાર્તાને ઘડે અને ચલાવે એવી આપણી ઇચ્છા તો એક દુરાગ્રહજ કહેવાય—એ તે કલાકાર પર વાપરેલું એક દબાણુજ ગણાય-એ તો તેના કલારસિક કાર્યમાં વગર સમજે આડે મુકી દીધેલા પહાડજ મનાય. જો એક કલાકાર વાર્તા લેખક આમ માનતો હોય કે—સંસારમાં જે ઘટના બને છે, તેને વાર્તામાં વાસ્તવવાદ (Realism) ના સિદ્ધાંત અનુસાર કે પછી કિસ્મતવાદ પ્રમાણેજ મારે દર્શાવવી; અને તેમ કરવેજ મારી વાર્તાની કલા તથા રસતતામાં વિશેષતા આવી શકે એમ છે તો પછી તે વાર્તાકાર શા માટે તેમ ન કરે? જગતનાં શિષ્ટ વાર્તા સાહિત્યને આજે જે કેટલીક કળાવંતમાં કળાવંત અને સુંદરમાં સુંદર વાર્તાઓની ભેટ થઇ છે, તે આવી દૃષ્ટિથીજ તે વાર્તાઓ લખાવાને લીધેજ. અમુક મનાતી આવેલી ધાર્મિક, નૈતિક કે પારલૌકિક માન્યતા કે ચોક્કસ લૌકિક પ્રણાલિકાઓનેજ સમાવનારી અને તેનેજ ટેકો આપનારી વાર્તાઓજ જો લખાય, તો પછી વાર્તામાં વૈવિધ્યને અને રસતતાને પ્રવેશવાનો માર્ગજ ક્યાં રહ્યો! વિજય આપણા પૂર્વજ કથાકારોએ જે ધ્યેય અને જે દૃષ્ટિકોણથી વાર્તાઓ બનાવી હતી, તેમજ આપણે પણ કરતુ; એજ

એક નિયમને આપણી વાર્તા વીશે જો આપણે અચળ અને સર્વમાન્ય બનાવી દઇએ, તો તે કથાકાર પૂર્વજોના આપણને મળેલા વારસાના આપણે સાચા વારસદાર નજ કહેવાઇએ. જો આપણે તેઓના ખરા વારસગાર ગણાવુ હોય, તો યુગ પ્રમાણે વાર્તાનુ ધ્યેય, અને તેની કલાને ફેરવી ફેરવીનેજ આપણે વાર્તાની ઘડતર અને લખાવટ રાખવા જોઇએ છે.

આવી ખરી સમજને લીધેજ સાંપ્રત સમયના વાર્તાકારોએ હવે નવા નવા ઉદ્દેશો અને આશયોને પકડીને નવલકથા તેમજ નવલિકાઓ લખવા માડી છે નવા યુગમા દાખલ થયા પછી વાર્તાઓને નવીન સ્વરૂપ આપ્યા વિના તેઓથી રહેવાયજ કેમ? લોકો એ ઘડી આનંદ મેળવે, નીતિ પાઠ ભણે, તે સારુજ નહીં, પણ કલાને ખાતર વાર્તા, એજ મૂલ સિદ્ધાંતને માર્ગ આપવા આજે હવે વાર્તાઓ લખાવા માડી છે રસકલા પીરસી, વાર્તાઓ વાચક વ્યક્તિઓને સુરસિક બનાવે —કુરીવાજો તોડી વાર્તાઓ સમાજને સુસંસ્કારી કરે—દેશદાઝની આંચ આવી દીલ પ્રજળાવી વાર્તાઓ સ્વદેશીઓની સ્વદેશ ભક્તિ ખીલવે એવા એવા નક્કર અને ઉચ્ચ આશયોના રંગથી આપણી નવલકથાઓ અને નવલિકાઓ રંગાતી લખાતી થઇ છે. એ બધો ફેરફાર ખરેજ પ્રચ્છવા યોગ્યજ થયો છે.

ટુંકમાં, વિજય! કાળના અનંત પ્રવાહમાં તણાઇ એક પક્ષે સમાજ અને જનતા વાર્તામાં પોતાની અસરો નાંખ્યેજ જાય છે, તેમ વળી બીજે પક્ષે વાર્તાઓ પોતાની અસરોમાં સમાજ તથા જનતાને લપેટતીજ રહે છે આમ એ બન્ને એકેકને સહાયરૂપ નીવડી એકેકના આધારે ધીરેધીરે પોતાના સ્વરૂપ બદલતા જાય છે—નવો યુગ લાવતાંજ રહે છે. યુગ પલટાવવાની આ ધીમી પવિત્ર મહાન ક્રિયામા સમર્થ નવલકારો અને નવલિકાકારો પ્રભુના કાસદ જેવા બની પોતાના ધ્યેયને નજર સમક્ષ રાખી એક હાથે કલમ અને બીજા હાથે કલાનુ પાત્ર ધરી પોતાની કૂચમાં આગળ ધપતાંજ જાય છે

વિજય! આજ તો એટલુંજ: વળી કોઇ બીજી વેળાએ નવલિકા વીશે કંઇક વધુ કહીશ

# ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ



ઠે. સાહિત્ય પ્રેસ,
૧૦–૧૪, એકહાઉસ લેન, કોટ,
મુંબાઇ, તા. ૧૫ મી નવેંબર, ૧૯૨૬.

સુજ્ઞ મહાશય,

આ મંડળની જુદી જુદી સમિતિઓની તથા મધ્યસ્થ સભાની છેલ્લી બેઠકનો અહેવાલ આ સાથે આપના પર રવાના કરવામાં આવ્યો છે, તે વિદિત થાય.

લી. સેવક,
મનહરરામ હરિહરરામ મહેતા
મં. ગુ. સા. પ. મંડળ.

## કાર્યવાહક સમિતિ

પરિષદ મંડળની કાર્યવાહક સમિતિની એક સભા તા. ૩૧–૧૦–૨૬ ને રવિવારે, બપોરે ૧–૩૦ વાગે વડોદરામાં શ્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળાના હોલમાં મળી હતી તે વખતે નીચેના સભ્યો હાજર હતાઃ—

રા. કનૈયાલાલ મુનશી, રા. મનહરરામ મહેતા, રા. ચંદ્રશંકર પંડ્યા, રા. હીરાલાલ પારેખ, રા. ભરતરામ મહેતા, રા. મોતીચંદ કાપડીઆ અને રા. વ્યોમેશચંદ્ર પાઠકજી.

પ્રમુખની ગેરહાજરીમાં ઉપપ્રમુખ રા. મુનશીએ પ્રમુખસ્થાન લીધું હતું.

પ્રથમ ગઇ સભાનો અહેવાલ રા. મનહરરામ મહેતાએ વાંચી સંભળાવ્યો જે મંજુર રાખવામાં આવ્યો હતો.

સાર પછી નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતાઃ—

૧. જુની ગુજરાતી હસ્તલિખિત પ્રતોની યાદી તૈયાર કરવાનું કામ રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળને સોંપવામાં આવે છે અને તેના મહેનતાણા તરીકે રૂ. ૩૦૦) ત્રણસો તથા આ કામને અંગે મુસાફરી વગેરેનો બીજો જે ખર્ચ થાય તે મંડળે તેમને આપવો એમ ઠરાવવામાં આવે છે. આ યાદી તા. ૩૧ મી જાનેવારી ૧૯૨૭ પહેલાં તેમણે તૈયાર કરી આપવી.

૨. કાર્યવાહક સમિતિની ગઇ સભાના ઠરાવ નં. ૧૨ ને સુધારીને ઠરાવવામાં આવે છે કે "સિદ્ધહેમ" ના ૮ માં અધ્યાયના સૂત્રોનો આધાર રાખીને જુની ગુજરાતીનું વ્યાકરણ અને શબ્દકોષ તૈયાર કરવાનું કામ રા. બ. કેશવલાલ ધ્રુવને સોંપવામાં આવે છે.

૩. સંપૂર્ણ સાક્ષરમાળા તૈયાર કરવાની યોજના રજુ કરવાનું રા. ભરતરામને સોંપવામાં આવે છે.

૪. જીવનચરિત્રો અને બીજાં પુસ્તકો પ્રગટ કરવાની યોજના રા. હીરાલાલે રજુ કરવી.

૫. ક્રમિક શિષ્ટ સાહિત્યના પ્રકાશનને લગતાં સાંકળીયાં વગેરેનો ખરડો રા. પ્રાણલાલ દેસાઇ અને રા. જનુભાઇ સૈયદે રજુ કર્યો છે તે છપાવીને મંત્રીઓએ કાર્યવાહક સમિતિના સભ્યોને તથા નીચેના ગૃહસ્થોને તેમની સુચનાઓ માટે મોકલી આપવો:—

રા. કે. એસ. વકીલ, રા. નરસિંહરાવ દીવેટીઆ, રા. આનંદશંકર ધ્રુવ, રા. કૃષ્ણલાલ ઝવેરી, રા. કેશવલાલ ધ્રુવ, રા. નંદનાથ દીક્ષિત, રા. એમ. એસ. દ્વિવેદી, રા. મંજુલાલ મજમુદાર અને રા. ગજેન્દ્રશંકર પંડ્યા.

૬. (અ) પરિષદ મંડળનાં પુસ્તકો પ્રગટ કરવાની યોજના સંબંધી રા. એમ. સી. કોઠારીએ તા. ૩૧ મી અકટોબર, ૧૯૨૬ના રોજ જે પત્ર મંડળને લખ્યો છે, તે વિચારીને એમ ઠરાવવામાં આવે છે કે "પુસ્તકોની કીંમત મંડળ સાથે નક્કી કરીને ઠરાવવી"—એ શરત રા. કોઠારી કબુલ કરે તો તેમની માગણી મંડળે સ્વીકારવી.

(આ) પ્રાચીન કાવ્યમાળાની નવી આવૃત્તિ પ્રકટ કરવા સંબંધી રા. કોઠારીએ તા. ૩૧ મી અકટોબર, ૧૯૨૬ ના રોજ પત્ર લખ્યો છે તે ઉપરથી ઠરાવવામાં આવે છે કે રા. કોઠારી મંડળને પાંચ ટકા રોયલ્ટી આપવાનું જણાવે છે તે ઘણી ઓછી લાગે છે, તેથી તે વધારી આપવા વીશે તેમની સાથે મંત્રીઓએ પત્રવ્યવહાર કરવો.

(ઇ) ઉપરની કલમો ૬ (અ) અને ૬ (આ) માં જણાવેલી બાબતો વીશે છેવટનો નીકાલ કરી રા કોઠારી સાથે કબાલાઓ કરવાનું તથા પુસ્તકો પ્રગટ કરવાની યોજના પાર પાડવાનું કામ રા. મુનશી, રા. હીરાલાલ તથા રા. ભરતરામ—એ ત્રણ જણની કમીટીને સોંપવામાં આવે છે.

૭ પરિષદ મંડળની પહેલી પત્રિકા તા. ૧ લી જાનેવારી ૧૯૨૭ના રોજ બહાર પાડવી; અને તેમાં તથા તે પછીની પત્રિકાઓમાં વખતો વખત પ્રસિદ્ધ થતાં ગુજરાતી પુસ્તકોની યાદી પ્રગટ કરવાની વ્યવસ્થા મંત્રીઓએ કરવી.

૮ મંડળની મીલકતના ટ્રસ્ટીઓ તરીકે નીચેના પાંચ ગૃહસ્થોને નીમવા એવો ઠરાવ રા. મોતીચંદે મધ્યસ્થ સભામાં રજુ કરવો:—

સર લલ્લુભાઇ સામળદાસ
રા. બ. રમણભાઇ નીલકંઠ
રા. કૃષ્ણલાલ ઝવેરી
રા. કનૈયાલાલ મુનશી
રા. મટુભાઇ કાંટાવાળા

૯ ત્રીજોરર રા. મોતીચંદ કાપડીઆએ મંડળનો હીસાબ રજુ કર્યો તેની નોંધ લેવામાં આવે છે.

ત્યાર પછી પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

## સમન્વય સમિતિ

આ સમિતિની એક બેઠક તા. ૩૧-૧૦-૨૬ ને રવિવારે બપોરે ૨ વાગે વડોદરામાં સ્ત્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળાના હોલમાં મળી હતી. તે વખતે નીચેના સભ્યો હાજર હતા :—

| | |
|---|---|
| રા. કનૈયાલાલ મુનશી | રા. ભરતરામ મહેતા |
| ,, મનહરરામ મહેતા | ,, મોતીચંદ કાપડીઆ |
| ,, ચંદ્રશંકર પંડ્યા | ,, વ્યોમેશચંદ્ર પાઠકજી |
| ,, હીરાલાલ પારેખ | ડૉ. હરિપ્રસાદ દેસાઇ |

રા. હીરાલાલ પારેખના આ બાબતમાં આવેલા રિપોર્ટ પર ચર્ચા કર્યા પછી એ સંબંધી વધુ પગલાં લેવા સમિતિએ રા. હીરાલાલ પારેખ તથા રા. ભરતરામને કેટલીએક માર્ગદર્શક સુચનાઓ કરી હતી.

## પરિષદની કાર્યવાહક સમિતિ.

ગુ. સા. પરિષદની કાર્યવાહક સમિતિની એક બેઠક તા. ૩૧-૧૦-૨૬ ને રવિવારે બપોરે ૨-૩૦ વાગે, વડોદરામાં સ્ત્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળાના હોલમાં મળી હતી, તે વખતે નીચેના સભ્યોએ હાજરી આપી હતીઃ—

| | |
|---|---|
| રા. કનૈયાલાલ મુનશી | રા. ભરતરામ મહેતા |
| ,, મનહરરામ મહેતા | ,, મોતીચંદ કાપડીયા |
| ,, ચંદ્રશંકર પંડ્યા | ,, વ્યોમેશચંદ્ર પાઠકજી |
| ,, હીરાલાલ પારેખ | ,, સાદીક |

પ્રમુખસ્થાન રા. મુનશીએ લીધું હતું.

નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતોઃ—

"પરિષદની બેઠકમાં કરવી પડતી ચુંટણીને લગતા પેટા નિયમો ઘડીને સમિતિ આગળ રજુ કરવા માટે રા. કનૈયાલાલ મુનશી, રા. હીરાલાલ પારેખ તથા રા. વ્યોમેશચંદ્ર પાઠકજી—એ ત્રણની પેટા કમિટી નીમવામાં આવે છે."

# મધ્યસ્થ સભા

ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળની મધ્યસ્થ સભાની બીજી બેઠક તા. ૩૧-૧૦-૨૧ ને રવિવારે બપોરે ત્રણ વાગે વડોદરામાં સ્ત્રી શિક્ષણ પદ્ધતિ પાઠશાળાના હોલમાં મળી હતી. તે વખતે નીચેના સભ્યો હાજર હતા:—

| | |
|---|---|
| ૧ રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ | ૧૦ રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા |
| ૨ ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી | ૧૧ ,, પ્રલ્હાદ ચન્દ્રશેખર દીવાનજી |
| ૩ ,, મટુભાઇ હરગોવિંદદાસ કાંટાવાળા | ૧૨ ,, હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ |
| ૪ ,, વ્યોમેશચન્દ્ર જનાર્દન પાઠકજી | ૧૩ ,, મોતીચંદ ગીરધર કાપડીઆ |
| ૫ ,, પ્રાણલાલ કીરપારામ દેશાઇ | ૧૪ ,, મંજુલાલ રણછોડલાલ મજમુદાર |
| ૬ ,, હરિપ્રસાદ વ્રજરાય દેશાઇ | ૧૫ ,, શંકરપ્રસાદ છગનલાલ રાવળ |
| ૭ ,, ભરતરામ ભાનુસુખરામ મહેતા | ૧૬ સૌ. શારદા મહેતા |
| ૮ ,, જનુભાઇ અચરતલાલ સૈયદ | ૧૭ રા. સાદીક |
| ૯ ,, રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક | ૧૮ ,, મનહરરામ હરિહરરામ મહેતા |

મંડળના પ્રમુખ રા. બ. રમણભાઇ નીલકંઠ હાજર ન હોવાથી ઉપપ્રમુખ રા. કનૈયાલાલ મુનશીએ પ્રમુખસ્થાન લીધું હતુ.

રા. મુનશીએ આવેલા સભ્યોને અભિનંદન આપ્યા બાદ રા. મનહરરામે ગઇ સભાનો અહેવાલ વાંચી સભળાવ્યો હતો અને તે મંજુર રાખવામાં આવ્યો હતો.

તે પછી સભાનુ કામ હાથ ધરવામાં આવતાં, કાર્યક્રમમાં પાંચમા નંબરવાળી રા. વિજયરાયની કૌમુદી સેવકગણની યોજના સૌથી પ્રથમ હાથ પર લેવી એવો ઠરાવ રા વ્યોમેશચંદ્ર પાઠકજીએ રા. મટુભાઇ કાંટાવાળાના ટેકાથી રજુ કર્યો. મત લેવાતાં ૭ જણે ટેકો આપ્યો, પણ કોઇનો વિરોધ ન હોવાથી ઠરાવ પસાર થયો.

આ યોજના ઉપર ચર્ચા શરૂ થતાં રા. મટુભાઇ કાંટાવાળાએ રા. વિજયરાયને સભા સમક્ષ પોતાની હકીકત રજુ કરવા દેવાની રજા આપવા પ્રમુખને સૂચના કરી. પણ મધ્યસ્થ સભાના સભાસદ ન હોય એવા ગૃહસ્થને બોલવા દેવાની રજા આપવાની પ્રમુખે પોતાની અશક્તિ જણવતાં રા. પ્રાણલાલ દેસાઇએ રા. પ્રલ્હાદ દીવાનજીના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યો:—

**ઠરાવ નં. ૧:** "કૌમુદી સેવકગણની યોજના વીશે બધા સભાસદોને માહીતી ન હોવાથી એ યોજનાનો વિચાર આવતી મધ્યસ્થ સભા. ઉપર મુલતવી રાખવો; તે દરમ્યાન બધા સભ્યોને તે યોજના છાપીને મંત્રીએ મોકલી આપવી."

કેટલીએક ચર્ચા બાદ મત લેવાતાં ૮ વિરુદ્ધ ૪ મતે ઉપરનો ઠરાવ પસાર થયો હતો.

તે પછી કાર્યવાહક સમિતિએ અત્યાર સુધીમાં જે કાર્ય કર્યું છે તેનો અહેવાલ (પરિશિષ્ટ અ) રા. મનહરરામ મહેતાએ વાંચી સંભળાવ્યો. તે ઉપરથી રા. મટુભાઇએ રા. ભરતરામના ટેકાથી નીચેનો ઠરાવ મુક્યો:—

**ઠરાવ નં. ૨:** "પ્રો. બલવંતરાય ઠાકોરે પરિષદ મંડળના પ્રમુખને રૂ. ૨૦૦૦) નાં ભંડોળ કમીટીનાં ડીબેન્ચર મોકલી આપ્યાં, તે બદલ આ સભા તેમને અભિનંદન આપે છે."

રા. હીરાલાલ પારેખે રા. રમણલાલ યાજ્ઞિકના ટેકાથી સુધારો મુકયો કે:—

"પ્રો. ઠાકોર તરફથી ભંડોળ કમીટીનો તમામ હીસાબ આવી ગયા પછી તેમનો ઉપકાર માનવો."

મત લેવાતાં ૯ વિરુદ્ધ ૪ મતે રા. હીરાલાલનો સુધારો પસાર થયો હતો.

આ પછી રા. રમણલાલ યાજ્ઞિકે ડૉ. હરિપ્રસાદ દેસાઇના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યો:—

**ઠરાવ નં. ૩:** "પ્રો ઠાકોરે ભંડોળ કમીટીનાં પુસ્તકો તથા નાણાંનો પુરેપુરો હીસાબ અત્યાર સુધી મોકલી આપ્યો નથી, તેથી ૧ લી જાન્યુઆરી ૧૯૨૭ પહેલાં તે હીસાબ તેમણે કૃપા કરીને મોકલી આપવો, એવી તેમને વિનંતિ કરવી.'

રા. મટુભાઇએ 'કૃપા' શબ્દની સામે વાંધો લીધો હતો તેમના આ વિરોધ સાથે ઠરાવ પસાર થયો હતો.

સાહિત્ય પ્રકાશક સંસ્થાઓના સમન્વયની યોજના સંબંધી રા. રમણલાલે વિગતો જાણવાની માગણી કરવાથી રા. હીરાલાલે ખુલાસો કર્યો હતો, અને એ યોજના પાર પાડવા માટે તજવીજ ચાલે છે એમ જણાવ્યું હતું.

રા. હીરાલાલ પારેખે રા. પ્રાણલાલ દેસાઇના ટેકાથી નીચેનો ઠરાવ મુકયો:

**ઠરાવ નં. ૪:** "પરિષદ મંડળનુ સ્થાનક અમદાવાદમાં રાખવું."

રા. ચંદ્રશંકરે 'સ્થાનક'ની જગ્યાએ 'કાર્યાલય' શબ્દ મુકવાની સુચના કરી, અને રા. મટુભાઇએ 'ઑફીસ' શબ્દ સુચવ્યો. તે ઉપરથી રા. મનહરરામે ખુલાસો કર્યો કે 'સ્થાનક' શબ્દ ઇરાદાપૂર્વકજ યોજવામાં આવ્યો છે, કારણ તે તો મંડળનું કાયમનું સ્થાન ગણાશે, જ્યારે 'કાર્યાલય' અથવા 'ઑફીસ' એ તો કાર્યવાહક સમિતિ વખતો વખત નક્કી કરે ત્યાં રાખવામાં આવે એવી બંધારણની કલમ છે. 'સ્થાનક' એટલે 'કાયમના હેડકવાર્ટર્સ' એવો અર્થ છે.

રા. મુનશીએ સુચના કરતાં જણાવ્યું કે થોડા વખતમાં વડોદરામાં યુનીવર્સીટી સ્થપાવાનો સંભવ છે, તો તે વખતે મંડળનું સ્થાનક વડોદરે રાખવાનું આપણને કદાચ અનુકુળ થઇ પડે, માટે હાલ 'સ્થાનક' વીશેનો વિચાર મુલતવી રાખવો.

આ સુચના ઉપરથી રા. હીરાલાલે જણાવ્યું કે એવી જરુર પડશે ત્યારે સ્થાનક નવો ઠરાવ કરીને ફેરવી શકાશે.

આખરે મત લેવાતાં ઉપરનો મુળ ઠરાવ પસાર થયો હતો.

તે પછી રા. મોતીચંદ કાપડીઆએ રા. વ્યોમેશચન્દ્ર પાઠકજીના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યો:—

**ઠરાવ નં. ૫:** "પરિષદ મંડળના ફંડના જુમ્મેદારો (ટ્રસ્ટીઓ) તરીકે નીચેના પાંચ ગૃહસ્થોને નીમવામાં આવે છેઃ—

૧ સર લલ્લુભાઇ શામળદાસ મહેતા
૨ રા. બ. રમણભાઇ નીલકંઠ
૩ રા. કૃષ્ણલાલ ઝવેરી
૪ ,, કનૈયાલાલ મુનશી
૫ ,, મટુભાઇ કાંટાવાળા

મંડળની જામીનગીરી સદર પાંચ નામો પર રાખવી અને તે પૈકીના કોઇ પણ બેની સહીથી અથવા સરવાઇવરને તે મળે તેવો નિયમ રાખવો."

રા. મટુભાઇએ ટ્રસ્ટી થવાની નામરજી બતાવવાથી તેમની જગ્યાએ રા. આનંદશંકર ધ્રુવનું નામ ઠરાવમાં મુકવામાં આવ્યું હતું, અને આમ સુધારેલો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

રા. રમણલાલ યાજ્ઞિકે રા. પાઠકજીના ટેકાથી નીચેનો ઠરાવ રજુ કર્યોઃ—

**ઠરાવ નં. ૬:** "પરિષદ મંડળના બંધારણમાંની પરિષદને લગતી ૪૫ થી ૫૮ સુધીની કલમોમાં ગઇ પરિષદે જે સુધારા સુચવ્યા છે, તે મધ્યસ્થ સભા સ્વીકારે છે, પણ ૫૭ મી કલમમાં એક વધુ પેટા કલમ "નં. (૮) મધ્યસ્થ સભાના સભ્યો" ઉમેરવી કે જેથી એવા સભ્યો પોતના હોદ્દાની રુએ વિષયવિચારિણી સમિતિના સભ્યો ગણાય—એમ આ સભા આવતી પરિષદને માનપૂર્વક સુચના કરે છે."

ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

ત્યાર પછી મંડળના ટ્રીઝેરર રા. મોતીચંદ કાપડીયાએ મંડળની નાણાં સંબંધી હકીકત કહી સંભળાવી હતી.

આખરે રા. વ્યોમેશચંદ્ર પાઠકજીના ઠરાવથી પ્રમુખનો ઉપકાર માની સભા બરખાસ્ત થઇ હતી.

**અનહરરામ હરિહરરામ મહેતા**
મં. ગુ. સા. પ. મંડળ.

## પરિશિષ્ટ (અ)

ગઇ તા. ૫ મી એપ્રીલે મધ્યસ્થ સભાએ હાલની કાર્યવાહક સમિતિ ચુંટી કાઢી ત્યાર પછી અત્યાર સુધીમાં એ સમિતિની જે બેઠકો થયેલી અને તેમાં જે ઠરાવો થયેલા તેનો વિગતવાર અહેવાલ આપના ઉપર મોકલવામાં આવેલો એટલે આ સમિતિએ કરેલા કાર્યની હકીકત વધુ વિગતમાં ન ઉતરતાં આપને ટુંકમાં જણાવીશ,

ચાલુ સમિતિએ મંડળનું તંત્ર હાથમાં લીધું ત્યાર બાદ મંડળને લગતા કામકાજના સંબંધમાં રા. મુનશીએ આપણા પ્રમુખ સાહેબ ઉપર એક પત્ર લખેલો, એ ઉપર વિચાર કરી સમિતિએ તેમાં જણાવેલી તેમજ જે બીજી બાબતો હાથમાં લીધી છે તેની હકીકત નીચે પ્રમાણે છે:—

૧. ભંડોળ કમિટીના મંત્રી રા. બળવંતરાય ઠાકોર તરફથી રૂ. ૨૦૦૦નાં ધી બોમ્બે સેન્ટ્રલ કો–ઓપરેટીવ બેંકનાં બે ડીબેન્ચરો મળી ગયાં છે અને ભંડોળ કમિટિનાં પુસ્તકોનો તેમજ બીજો હીસાબ ગયા જુનની આખર સુધીમાં આપવા તેમણે જણાવ્યું હતું. પણ તેનો અમલ ન થવાથી તે બાબત પત્રવ્યવહાર ચાલે છે.

૨. તા. ૫ મી એપ્રીલ ૧૯૨૬ ને રોજ મળેલી મધ્યસ્થ સભાએ ગુજરાતમાં આવેલી જુદી જુદી સાહિત્ય સંસ્થાઓના કાર્યના સમન્વય માટે કાર્યવાહક સમિતિ ઉપરાંત રા. હરસિદ્ધભાઇ દીવેટીઆ અને ડોકટર હરિપ્રસાદ દેશાઇની–વધુ સભાસદો ઉમેરવાની સત્તા સાથે–એક ઉપસમિતિ નીમી હતી. સમન્વય કેવી રીતે સાધવો તેને લગતો રિપોર્ટ કરવાનું કામ રા. હીરાલાલને સોંપવામાં આવ્યું હતું. એમના તરફથી રિપોર્ટ આવી ગયો છે અને એ બાબત સમિતિએ ચર્ચા કરેલી. એ ચર્ચાની હકીકત આજે સમન્વય સમિતિ આગળ રજુ કરવામાં આવી હતી અને તેને લગતી વિગતવાર સૂચનાઓ કરવાનું કામ રા. હીરાલાલ તથા રા ભરતરામને સોંપવામાં આવ્યું છે.

૩. પ્રાચીન ગુજરાતી શિષ્ટ સાહિત્યના પ્રકાશનના સંબંધમાં આ સમિતિએ એક ઉપસમિતિ નીમી હતી અને તેની ભલામણ અનુસાર ભાલણનાં બધાં કાવ્યોનું સંશોધન કરવાનું કામ રા. બ. કેશવલાલ ધ્રુવ અને રા. રામલાલ મોદીને સોંપવામાં આવ્યું છે અને પ્રેમાનંદનાં બધાં કાવ્યોનું સંશોધન કરવાનું કામ રા. કનૈયાલાલ મુનશી અને રા. ભાનુસુખરામ મહેતાને સોંપવામાં આવ્યું છે.

૪. ક્રમિક શિષ્ટ સાહિત્યમાળાની યોજના કરવાનું કામ રા. જનુભાઇ સૈયદ તથા રા. પ્રાણલાલ દેસાઇને સોંપવામાં આવ્યું હતું. તેઓએ યોજના તૈઆર કરી છે અને હાલ આ સમિતિ તેઓ તરફથી રજુ કરવામાં આવેલું વિગતવાર સાંકળિયું અને વર્ગીકરણ તપાસવામાં રોકાયલી છે. તે કાર્ય પુરું થતાં પુસ્તકો તૈઆર કરવાનું કાર્ય હાથમાં લેવામાં આવશે.

૫. ગુજરાતી હસ્તલિખિત પુસ્તકોની યાદી તૈઆર કરવાનું કામ રા. શંકરપ્રસાદ રાવળ કરી રહ્યા છે અને સમિતિ આશા રાખે છે કે થોડા વખતમાં તે કાર્ય પૂર્ણ કરવામાં આવશે.

૬. ગુજરાત યુનીવર્સીટી કમિટિને બનતી મદદ કરવાનું કામ રા. મુનશી તથા રા. પાઠકજીને સોંપ્યું હતું પણ હાલ વડોદરા સરકાર તરફથી એક યુનિવર્સીટી

કમિશન નીમાએલું હોવાથી સદરહુ કમિટીએ પોતાનું કામ મુલતવી રાખ્યું છે તેથી એ દિશામાં કાર્યવાહક સમિતિને હાલ કંઈ કરવાનું રહ્યું નથી. છતાં તમને જાણીને સંતોષ થશે કે આપણા સન્માન્ય સભાસદ રા. આનંદશંકર ધ્રુવ, ગઈ સાહિત્ય પરિષદના ઉપપ્રમુખ ડૉ. નાયક અને આપણા મંડળના ઉપપ્રમુખ રા. મુનશીને વડોદરા સરકારે કમિશનમાં નીમ્યા છે.

૭. આ ઉપરાંત આપને જાણીને આનંદ થશે કે સિદ્ધહેમના ૮ મા અધ્યાયનાં સૂત્રો પર આધાર રાખી જુની ગુજરાતીનું વ્યાકરણ તથા શબ્દકોષ રા. બ. કેશવલાલ ધ્રુવ પાસે તૈયાર કરાવવાનું નક્કી થયું છે.

૮. પ્રાચીન કાવ્યમાળાનું સંપાદન કરવાનું કામ સમિતિએ ઉપાડી લીધું છે.

૯. છેવટે સમિતિએ એક ત્રિમાસિક "પરિષદ મંડળ પત્રિકા" કાઢવાનું ઠરાવ્યું છે. એમાં

(૧) પરિષદ મંડળને અંગે થતી બધી પ્રવૃત્તિનો હેવાલ;

(૨) પરિષદની બેઠકનો સંપૂર્ણ અહેવાલ તથા બેઠકમાં રજુ થએલા અને નિબંધ સમિતિએ મંજુર કરેલા નિબંધો; અને

(૩) કાર્યવાહક સમિતિને યોગ્ય લાગે તેવું બીજું સાહિત્ય પ્રગટ કરવામાં આવશે

સદરહુ ત્રિમાસિક પત્રિકાનો ૧ લો અંક જાન્યુઆરીમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૧૦. છેવટે મંડળ તરફથી પ્રકટ કરવાનાં દરેક પ્રકારનાં પુસ્તકોના પ્રકાશનની ગોઠવણ કરવાનું કામ રા મુનશી અને રા. ભરતરામને સોંપવામાં આવ્યું હતું અને તમને જાણીને સંતોષ થશે કે વડોદરાવાળા બુકસેલર રા. મોહનલાલ ચુનીલાલ કોઠારીની સાથે ભાલણ તથા પ્રેમાનંદનાં કાવ્યો, ક્રમિક શિષ્ટ સાહિત્યમાળાનાં પુસ્તકો તથા સંપાદિત કરેલી પ્રાચીન કાવ્યમાળાનાં પુસ્તકોના સંબંધમાં એઓએ ગોઠવણ કરી છે.



પમર્નાં સ્વ. પત્નિશ્રીના સ્મરણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઈ આર. દેસાઈ
તરફથી સવિનય સપ્રેમ ભેટ





પુસ્તક ૧૦ ] પૌષ ૧૯૮૩ [ અંક ૪


## ગુજરાત અને યુગધર્મ

## ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સવ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાનાનો,
અન્ય તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી

પ્રથમ શબ્દ મે એ વાણીમાં શ્રવણ કર્યો માતા મોઢે,
પ્રથમ શબ્દ મે એ વાણીમા ઉચ્ચાર્યો કાલો કોડે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમા એ વાણી મહાલે.
એ વાણીના અમૃતઝરણાં અંતરમા નિશદિન ચાલે,
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમા પ્રસરી રહ્યા એ બૃહત વાક્‌ના ભણકારા

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવંદિત મર્જનજુની મહાવાણી માત છે
બંગવા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુન્દર રૂપની રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની જીવનારી,
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ ગાણ્ડીવ કરમા લીધો,
જે ભૂમિપર પરશુરામે બ્રહ્મત્વનો વિજય કીધો,
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો ગાજે,
તેની વાક્‌ના વિજય દુંદુભિ સતત અખિલ જગમા ગાજે!

જય ગાઓ, જય ગાઓ!





લેખકો:

રા. બટુભાઇ ઉમરવાડિયા — રા. ધૂમકેતુ

સૌ. લીલાવતી મુનશી — રા. જયંતકુમાર ભટ્ટ

રા. મુનિકુમાર ભટ્ટ — રા. કનૈયાલાલ મુનશી

ચિત્રકાર:
સૌ. જડાવબ્હેન વીણ


---

## આગલાં પ્રકરણનો સાર

અમદાવાદમાં રહેતા ઝીણુભાઇને ત્યાં ગામડાથી એમના ભાઈ પોતાના દીકરા સુરેશને મુકવા આવે છે. તેના પીતરાઈ ભાઈ વિનોદ અને રવિ ગામડીઓ ગણી પજવે છે. સુરેશ શરૂઆતમાં મુંઝાય છે. આખરે પીત્તો ખસી જાય છે અને રવિને કાનથી તેને પકડે છે. વિનોદ ફુલનું કુંડુ તેને મારવા ઉગામે છે ત્યાં તેમની સમવયસ્ક બહેન ઉષા સુરેશની વહારે ધાય છે. ઉષા સુરેશ તરફ દયાથી જોઈ રહે છે અને તેને ચાંલ્લો કરી 'ભાઈ' બનાવે છે.

બીજે દિવસે સુરેશના પિતા ગામ જવા નીકળે છે. સુરેશ રડી પડે છે. ઉષા તેને સાન્તવન આપે છે. સુરેશને નવાં સંબંધીઓમાં બહુ ફાવતું નથી. કાકાના છોકરા સુરેશને ગામડીઓ ગણી ચીઢવે છે ને અટકચાળાં કરે છે. એક દિવસ રવિ ને વિનોદ પૈસાની ચોરી કરી સુરેશને માથે આળ ચઢાવે છે., કાકી સુરેશને ઘરમાં ન રાખવો એ નિશ્ચય ઉપર આવે છે. સુરેશ ખોટા આળથી ગભરાઈ આખરે નીરાશ બની એક રાત્રે ઘર છોડી ચાલી નીકળે છે. કાંકરીઆમાં જઇ આત્મહત્યા કરવા તે તૈયાર થાય છે ત્યાં એક બાવો એને બચાવી લેઈ જાય છે. જે બાવાઓએ એને બચાવ્યો હતો તે શાક્તમાર્ગી હતા. તેને તેઓ પંઢરપુર પાસેના એમના મઠમાં લેઇ ગયા. ત્યાં બીજી એક બાલા પણ હતી. સુરેશ અને બાલાની મૈત્રી બંધાઇ. બાવાઓ સુરેશનો ભોગ માતાને ધરાવવાના હતા. તે બાલાને ખબર પડી. તેણે યુક્તિ રચી: એક વૃદ્ધ બાવા પાસેથી 'આકાશ-વાણી'ની વાત જાણી લેઈ સુરેશને તૈયાર કર્યો તે વખતે તેણે ભોંયરામાંથી 'વાણી' નાખી. અને સુરેશને બચાવ્યો. પછી બીજે દિવસે સુરેશને તેણે તેને કેમ બચાવ્યો તે કહ્યું. રાધેદાસે બારણામાંથી આ સાંભળ્યું અને ત્રાડી ઉઠયો.

એટલામાં રવિદાસના સાથીએ આવી કૈંક ગંભીર સમાચાર આપ્યા એટલે બઉ જણને ભોંયરામાં પુરી રાખવાની આજ્ઞા આપી; તે ત્યાંથી ચાલી ગયો. સુરેશ અને બાલા ત્યાંથી નાસી છુટયાં ને કલકત્તામાં આવી રહેવા લાગ્યાં. સુરેશે ડાકટરનો અભ્યાસ કરવાનો વિચાર કર્યો ને તેની પેરવીમાં પડયો. અમદાવાદમાં ઉષાના વરદ્વારા સમાચાર મળ્યા કે સુરેશ જીવતો છે ને કોઈ છોકરી સાથે કલકત્તામાં રહે છે. દેવભાઇ અને ઉષા તેઓને મળવા કલકત્તા ગયાં. બાલા એકાએક ખોવાઇ ગઈ. સુરેશ માંદો હતો. તેને ઘરમાં રહેવું ગોઠતું નહીં. એક દિવસ એનો એક મિત્ર તેને બહાર ફરવા લેઇ ગયો. તેઓ ગુણિકાને ત્યાં જઇ ચઢયા. ત્યાં બાલાને તેણે જોઇ. તે ગાંડા જેવો થઈ બાલાને લેઇ બહાર નીકળ્યો. ત્યાં સામેથી જ તેના બાપ અને ઉષા મળ્યાં. તે શ્રમ, અશક્તિ અને હર્ષને લેઇ બેભાન થઇ નીચે પડયો.

(હવે આગળ વાંચો)

# પ્રકરણ ૬ ઠું

લેખક:
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ.

૧

સુરેશને ઉંચકીને ઘેર લઇ ગયા. ઘરમાં પગ મુકતાં ઉષા બાલા તરફ ક્રોધથી ફરી "તું અહીંઆં રહે છે?"

"હા." બાલાએ કહ્યું અને પરિચિત હોવાથી સુરેશ માટે સગવડ કરવામાં ગુંથાઇ.

ઉષાના અંતરમાં ઝનુનનો ઝંઝાવાત વાયો. આ દુષ્ટા, સામાન્યાએ તેના સ્મરણોનું સામ્રાજ્ય ભોગવતા ભાઇને વશ કર્યો, બગાડયો, રઝળાવ્યો! તેનું પવિત્ર અંતઃકરણ કમકમી ઉઠયું. આના સ્પર્શે સુરેશની શી દશા થઇ! પતિના જુલમથી જુસ્સા વગરની બનેલી ઉષાને બાલાની ગળચી દાબી દેહાંત શિક્ષા કરવાનો પુણ્યપ્રકોપ થઇ આવ્યો; બેભાન સુરેશની સારવાર કરતી બાલાની દાવાનળ જેવી વિનાશકતામાંથી તેના ભાઇને બચાવવાની ઉત્કંઠા થઇ. પાપિણીના સ્પર્શની દુઃસહ વેદના વેઠીને પણ તે સુરેશની પથારીને એક છેડે બેઠી; અને બીજે છેડે બેઠેલી બાલા તરફ દ્વેષથી જોઇ રહી.

પુત્રના અચાનક મેળાપથી દેવભાઇ તેની અધમતા વીસરી ગયા. તેનો તાવ વધ્યો તે સાથે તેની અસ્વસ્થતા પણ વધી હતી. દેવભાઇ પથારીમાં પડેલા, તરફડતા પુત્ર તરફ જોઇ આંસુ સારવા લાગ્યા. આ તેની આશાનો અંત, તેની વૃદ્ધાવસ્થાની લાકડી, નર્કમાંથી તરવાની તેની નાવ! અત્યાર સુધી છોકરાની શોધ પાછળ તે ઘેલા થયા હતા; અત્યારે સફળ થએલી શોધ નિષ્ફલતામાં પરિણમતી લાગતી હતી. પુત્રવિરહથી તેમનું હૃદય માતા સમું સુકુમાર બન્યું હતું; અને સુરેશ જીવતો રહે તો તે કોઇ પણ ભોગ આપવા તૈયાર થયા. તે બાળાને સારવાર કરતી જોતા હતા; માના ઔદાર્યથી પુત્રની પરિચારિકાને દરેક પ્રકારની માફી

આપવા પણ તૈયાર હતા; અનીતિ, અધમતા, —દુષ્ટતા પણ પુત્ર જીવે તો ચલાવી લેવા તે તત્પર થયા હતા.

દેવભાઈએ દીકરાની થોડી વધતી હકીકત સાંભળી ને પોતાની ભાંગીતુટી તેને કહી. સુરેશને બાલસ્વપ્નાની 'દેવી'–બહેનને મળતાં હર્ષનો પાર ન રહ્યો. નાનપણનો ભાઈ મળતાં ઉષાના ઉત્સાહને સીમા નહોતી.

જોરથી સારવાર કરવા ને સારવાર બાલાના હાથમાંથી ઝુંટવી લેવા મથતી હતી. બાળાને લાગ્યું કે પોતાના ઘરમાં પણ પોતે પારકી હતી. આ સુરેશના બાપ–આ તેની બહેન: અને પોતે અધિકાર વિનાની, નિરાધાર, નબાપી આશ્રિત. આ વિચારે તેને આઘાત થયો; અને સારવાર કરવાનો તેનો ઉત્સાહ ભાંગી ગયો. ઓરડી કોની? આ સુરેશ કોનો?



ઉષાએ સુરેશની સારવાર કબજે કરી.

બાલાના મગજમાં અત્યારે બીજો વિચાર આવે એમ હતું નહીં. તેનો વર્ષોનો સાથી તરફડતો હતો—એટલુંજ તે જોઈ શકતી; અને તેનો તરફડાટ શમાવવા સીવાય તેને બીજી પરવા રહી નહોતી.

પણ બીજે દહાડે ઝઝુમવાતી ઉષાને જોઈ તે વિચારમાં પડી. ઉષા માલીકીના

પોતે કોની? તેના અંતરમાં ભયંકર નિર્જનતા વ્યાપી રહી.

સવારે સુરેશ જરા સ્વસ્થ થયો. દેવભાઈ થોડી વાત કરી શિવકવચનો પાઠ કરી રહ્યા. ઉષાએ સુરેશની સારવાર કબજે કરી. બાલાએ દયામણે ચહેરે પોતાનો અધિકાર હાથમાંથી સરવા દીધો.

સુરેશે બાપની સાથે થોડીક વાત કરી, ને ઉષાનો હાથ પકડી પોતાને માથે તે લગાડતો ગયો. તેના હૃદયમાં ઉષાએ એક નિર્મળ ભાવનાનું સ્વરૂપ પકડ્યું હતું. તેની કલ્પનામાં તે એક અપ્રાપ્ય પણ સૌમ્ય શક્તિની મૂર્તિ હતી. અત્યારે તે ભાવના સિદ્ધ થઇ. એ શક્તિનો એણે સાક્ષાત્કાર કર્યો. ફીક્કા મુખ પર દયાજનક હાસ્ય લાવી તે ઉષાની સ્નેહભીની આંખોની ચમક જોઇ રહ્યો. દુઃખી ઉષાના શુદ્ધ અંતરમાં સુરેશનાં સ્મરણોએ લતામંડપ રચ્યો હતો. અત્યારે તેના હૈયામાં લીલોતરી ઉગવા માંડી હતી.

બાલા ધીમેધીમે પથારીથી દૂર બેઠી; ધીમેધીમે માથું દાબવાનું, દવા પાવાનું, ખસી જાય તો હોડણ સમુ કરવાનું કામ છોડતી ગઇ. તેના અંતરમાં પળે પળે અંધકાર વધતો હતો, અને તેનો સાથી–જીવનની સાંકળ તુટી હોય તેમ ઝપાટાબંધ દૂર ને દૂર તણાતો હતો. રાધેદાસજીનાં જુલમ ને ઘાતકીપણું અત્યારે તેને મમતાભર્યાં લાગ્યાં. તેની સૃષ્ટિ સરતી હતી–પલમાં તેનો વિનાશ થવાનો હતો.

૨

વિનોદ ને અનિલ સતીશને લઇ આવ્યા. સતીશ ઉગ્ર, અધીરો, ને અડધા ગાંડા જેવો હતો. ઈંદુમતિના જુલમથી કંટાળી તેણે સ્ત્રીને વર્ષો થયાં ત્યાગી હતી; નાની બહેન ખોવાઇ જવાથી તેના હૃદયમાં કડવાશ પેઠી હતી. કાંતિમતીએ તેને ખોવાએલી સુભદ્રાની ભાળ મળી છે એમ લખ્યું હતું; અને તેથી તેને મળવા તે કલકત્તે આવ્યો હતો. ફરીથી મળેલી બહેન ન જડવાથી તેની અધીરાઇનો પાર રહ્યો નહોતો; અને આ નવા પડેલા દુઃખની પણ વિધાતા પોતાની સ્ત્રી ઈંદુમતીજ છે એ ખ્યાલથી તે ક્રોધે બળતો હતો. અનિલ જઇને બાળાને બહાર બોલાવી આવ્યો.

"સુભદ્રા!" સતીશે કહ્યું.

બાલાના મગજમાં સુતેલો તાર ઝણઝણ્યો "મોટાભાઇ!" તેનાથી બોલાઇ ગયું. પણ તરત ભાન આવતાં પુછ્યું: "તમે કોણ છો?"

"મારી બહેન તુંજ સુભદ્રા! સુભદ્રા" સતીશનું ગળું રુંધાયું; "હું તારો ભાઇ. નથી ઓળખતી?"

સ્વસ્થતાથી બાલા જોઇ રહી. તેના જીવનમાંથી પૂર્વાશ્રમ ચાલ્યો ગયો હતો. દુનીઆના કડવા અનુભવને લીધે તેની મૃદુતામાં સહાનુભૂતિના અંશો ઝાઝા રહ્યા નહોતા. આટલાં વર્ષો જેમ આવ્યાં તેમ તેણે લીધાં હતાં.

"બહેન! મારી લાડકડી! નથી ઓળખતી?" સતીશે નીસાસો મુક્યો. "આટલે વર્ષે ક્યાંથી ઓળખે! તારા પણ શા ભોગ મળ્યા કે પેલી કર્કશા ભાભીને હાથે ચઢી? તારાએ શા અવતાર!" તે વિનોદકાંત તરફ ફર્યો: "મારી બહેનને આમ રખડવું પડે–આમ જાત વેચવી પડે—" કહી તેણે તિરસ્કારથી સુરેશની ઓરડી તરફ હાથ કર્યો.

બાલા જોઇ રહી. સુરેશની સાથે તેણે આખું જીવન કાઢ્યું હતું. તે સાથે નાઠાં હતાં, સાથે રઝળ્યાં હતાં, ભીખ માગી હતી, ભુખે મર્યાં હતાં, ને જંગલમાં જાનવરની ધાકથી હાથમાં હાથ રાખી તેમણે રાતો વીતાવી હતી. તે સુખમય જીવન જાણે નર્ક હોય; અને પોતાને પાંજરામાં પુરવાની તૈઆરી કરતો હતો હોય એવું આ માણસ બોલતો હતો. તેમના ભટકતા નિરાધાર જીવનના સ્વાતંત્ર્યમય સહજીવનનો વિનાશ કરવા આ આવ્યો હતો.

"ભાઇ! તમે શા માટે આમ બોલો છો? હું તમારી બહેન નથી."

"તું સુભદ્રા નહીં?"

"ના."

સતીશ ડોળા કાઢી જોઈ રહ્યો. બાળાએ લુગડું સંકોર્યું.

"તું મારી બ્હેન છે. ખોટું શા માટે બોલે છે?"

"હું તમને ઓળખતી નથી."

"સુભદ્રા! તુંજ મારી બ્હેન છે. હું કેટલાંએ વર્ષો તારે વિયોગે ઝુરી મર્યો. ચાલ બ્હેન! મારા દુઃખી સંસારમાં—"

"ભાઈ!" પલવાર બાલાનું મન પીગળ્યું; "શી ખાત્રી?"

"ખાત્રી! ખાત્રી! કાંતિમતીને તેં તારાં સ્મરણાં નહોતાં કહ્યાં? તારી આંખમાં, તારી વાણીમાં, તારી રેખામાં મારી મા હું નથી ઓળખી શકતો?"

બાલા મુંઝાઈ. આ હેતાળ ભાઈ, પોતાનું ઘર, નીરાંત, કેળવણી, સુખ—

"બાલુડી ક્યાં મરી ગઈ?" અંદરથી સુરેશનો નિર્બલ અવાજ આવ્યો. તેના હૃદયના તાર ઝણઝણ્યા. તેને કમકમાં આવ્યાં. તેણે ચમકતી આંખે સતીશ સામે જોયું.

"તમે ગાંડા થયા છો? મને ભાઈ કેવો?" કહી અંદર જવા ફરી.

ડોળા ફાડી સતીશ કુદ્યો ને બાલાનો હાથ પકડ્યો ને ગુસ્સામાં કહ્યુંઃ "બ્હેન! પેલા પાસે નથી જવું! બહુ વખત બાપનું નામ બોળ્યું."

"બાલુડી" અંદરથી જવાબ આવ્યો.

બાલાએ જોરથી સતીશનો હાથ ઝુંટાવ્યો "ભલા માણસ! તારે રસ્તે ચાલ્યો જા!" કહી બાલા અંદર ચાલી ગઈ ને બારણાં બંધ કર્યાં.

૩

તે દોડતી સુરેશ પાસે ગઈ. સુરેશ ક્રોધાવેશમાં લાલ આંખે જોઈ રહ્યો હતો.

"બાલુડી! ક્યાં મરી ગઈ હતી?"

"આ રહી ભાઈ!" કહી તેણે પાણીનું જામ આપ્યું.

ગુસ્સામાં સુરેશે જામ તેના તરફ ફેંક્યું. તેનો અવાજ સાંભળી અંદરથી ઉષા ને દેવભાઈ બહાર આવ્યાં.

સુરેશે ઉષા તરફ જોઈ કહ્યુંઃ "દેવી! મારી બ્હેન! મારા પણ ભોગને. ક્યાં તું–ને ક્યાં આ."

ઉષા દોડતી પાણી આપવા બેઠી.

"ભાઈ! ભાઈ! નીરાંતે સુવો" ઉષાએ સાંત્વના કરી.

"બ્હેન! હું કોણ–ને મારી શી દશા?"

"ભાઈ! હરકત નહીં, કાલે આપણે પાછા જઈશું; સુઈ રહો" ઉષાએ સુરેશને માથે હાથ મુકી કહ્યું.

દેવભાઈ પાસે આવ્યા. પથ્થરની મૂર્તિ સમી બાલા જોઈ રહી.

"ક્યાં મારી ઉષાબ્હેન તું–ને ક્યાં આ" તેણે ફરીથી કહ્યું, ને રુંધેલે શ્વાસે આંખો મીંચી.

બાલા ફાટે ડોળે જોઈ રહી. ઉષાએ તેના તરફ નજર નાખી; દૃષ્ટિથી તે કહી રહી "જો દુષ્ટા! મારા ભાઈને મેં તારા પાપી પંજામાંથી બચાવ્યો."

બાલાના જંગલી અસંસ્કારી અંતરમાં સનાતન સ્ત્રી ભાવનાનાં બીજ ફુટ્યાં. પોતાના કરતાં બીજી સ્ત્રીને પસંદ કરતો સુરેશને તેણે જોયો; અને તેની સુકાએલી વૃત્તિઓમાં આગ લાગી. સ્ત્રીત્વ–ભયાનક પ્રભાવમાં–જાગ્રત થવા લાગ્યું. પલવાર સતીશની ઉગ્ર સ્નેહાળતા તેને યાદ આવી. સતીશ હજુ તો શેરીની બહાર પણ નહીં ગયો હોય. તેની સાથે સુખ ને સ્નેહ બંને હતાં; તે છોડી અહીંઆં રહેવું?

તેની નજર સુરેશનાં થાકેલાં ગાત્ર ને રુંધાતા શ્વાસ પર પડી. વર્ષોની મૈત્રીનું આ પરિણામ! તેણે ગળું ખંખારી અવાજ કાઢ્યો. "સુરેશ! તું સારો થા. પછી એક ઘડી નહીં ટકું"

ઉષાથી ન રહેવાયું. "જાની બા—અત્યારથી-જ; તારા વિના શું અટકી રહેવાનું છે?"

બાલા ઘવાએલી, મરણની અણી પર આવી પડેલી સિંહણની માફક ફરી. "મારે જે કરવું હશે તે કરીશ. તને પુછીને કરવાની છું?"

તે ત્યાંથી ખસીને બારીએથી બહાર જોઇ રહી. દુનીઆ ખરેખાર અત્યારે ખાલી હતી. રાધેદાસજીના ઝુંડના પંઝામાંથી નાસી છુટતી વેળાએ પણ તેની નિર્જનતા આવી ભયંકર નહોતી.

કલાક પર કલાક ચાલ્યા, પણ તે ઉભીજ રહી. સુરેશને આમ મુકી ચાલી જવુ? તેનો સંબંધ માત્ર બેચાર દિવસનો હતો. તે સારો થશે કે બાપ ને બહેન સાથે ઘેર જશે. એ દહાડાની મેવા માટે આમ હડધુત થઇને પણ રહેવું? શા માટે? કોને માટે?

સુરેશને તાવ વધારે ચઢતો હતો. તે પથારી-માં પડ્યો પડ્યો ફફડતો હતો. તેની વાત બાલાના હૈયામાં કારી ઘા કરતી હતી.

"બહેન દેવી! દેવભાઇ! મને લઇ જાઓ. આપણે ઘેર. હું બહુ રખડ્યો. મારે અમદાવાદ જવું છે. મને ઘર વગર નહી ચેન પડે બહેન"......થોડી વારે તેણે પુછ્યું: "બારી આગળ કોણ ઉભું છે?"

"એ તો પેલી છોકરી" ઉષાએ જવાબ વાળ્યો.

સુરેશે ક્રોધમાં મોઢું બીડ્યું.

બાલાની છાતી ચીરાઇ રહી. ત્યાંથી નાસી જવાનું મન થયું. પણ સુરેશની આ હાલતમાં તેને કેમ છોડ્ય? 'ઓ પ્રભુ! એ સારો ક્યારે થાય કે હું જાઉં—જોઇએ તો જહાનમમાં.'

૪

તે નાનકડી ઓરડીમાં મધરાતનો અંધકાર પ્રસરી રહ્યો. દેવભાઇ એક ખુણે સુતા હતા. અંદર ઉષા સુતી હતી.

બારી આગળ એક કોઇ ઉભેલાંનો ઓળો હતોઃ—બાલા હતી તેમ ઉભી હતી.

સુરેશનો તાવ થોડોક ઉતર્યો હતો; તે અસ્વસ્થ રીતે ઉંઘતો હતો.

થોડી વારે તે સળવળ્યોઃ "ઉં ઉં પાણી!" બાલા ફરી, થોડી વાર જોઇ રહી; ને પછી જીવ નહીં રહ્યો. તે પાસે આવી ને પાણી લઇ સુરેશને પાવા બેઠી.

"દેવી! તું સુતી નથી? અરે બહેન! મારાં શાં દુર્ભાગ્ય! તારા જેવી સ્નેહાળ બહેન પણ મારે ભાગ્યે નહીં રહી" સુરેશે બાલાને ઉષા ધારી તેનો હાથ પંપાળવા માંડ્યો. "બહેન! મને તારી સાથે આવવાનું એવું મન છે. હું થાકી ગયો છું. ને આ બાલા દુષ્ટા નીકળી! મને છોડી અધમ નાયકણનો ધંધો સ્વીકાર્યો! તું દેવી સમાન નિર્મલ—ને એ......" સુરેશ બાલાનો હાથ પંપાળતો ગયો ને હોઠ પર હોઠ બીડી બાલા આ કારમા શબ્દો સાંભળી રહી. "પણ દેવી! મારું નસીબ ફુટેલું છે. હું બપોરનો વિચાર કરું છું. ગુજરાત આવું તો મને પ્રતિષ્ઠા મળે, દેવભાઇ, તું ને બધાં સ્વજન મળે. પણ તમે તો મારા ગયા અવતારનાં. આ છોકરી ગમે તેવી છે પણ મારી જોડે રઝળી છે. અમે ભાઇબહેન નથી—અમે સ્ત્રીપુરુષ નથી—અમે વરવહુ નથી. પણ અમે...તો ક્રૂર દુનીઆ-નાં બે નમાયાં છીએ. અમે તો સંસાર અરણ્યનાં બે ભટકતાં જાનવર છીએ. એ અનીતિવાન, માટે એને છોડી, હું નીતિ, પ્રતિષ્ઠા ને સુખના લહાવા લેવા ચાલ્યો જાઉં?...બહેન! દેવી! તું ને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૫૧]




# બુદ્ધિશાળીઓનો અખાડો

લેખક:
સૌ. લીલાવતી કનૈયાલાલ મુનશી
સભ્ય, સાહિત્ય સંસદ.

---

ચિત્રકાર
રા. દત્તાત્રેય

---

નિરંજના સુરત શહેરની એક નવાઇ હતી. અને એને નવાઇ ગણાવવા-ને ઘણી વસ્તુઓ એકઠી થએલી હતી. સૌથી પહેલુ તો એ સ્ત્રી હતી; બીજું કારણ એ આકર્ષક હતી; ત્રીજુ કારણ એ યુવાન હતી; ચોથું કારણ એ પૈસાદાર હતી; પાંચમુ કારણ એ વિધવા અને સ્વતંત્ર હતી. આવા કારણો ઉપરાંત પણ બીજાં ઘણાં કારણો હતાં. એ સાધારણ રીતે સ્ત્રીઓ કરતાં પુરુષોમાં વધારે ભળતી, અને તેમાંએ ખાસ કરીને બુદ્ધિમાન પુરુષોનું પાણી જોવાનોજ એને શોખ હતો. એ કળાને પોષવાનો દાવો કરતી. સુરત શહેર અને એના સંયોગોમાં બની શકે તેટલી બધી રમતોમાં એ રસ લેતી. એણે સ્ત્રીઓની પુરાણ પુનિત પ્રણાલિકાથી જુદીજ રીતે ચાલવાનો નિશ્ચય કર્યો હોય એવું દેખાતુ હતુ.

નિરંજનાનું ઘર એ જાત જાતનાં મનુષ્ય પ્રાણીઓને મળવાના સંગ્રહસ્થાન રૂપ હતું. એમાં નવા અને જુના બધી જાતના નમુનાઓ જોવાના મળી શકતા. એની દુનીઆમાં મુર્ખા અને બુદ્ધિમાન, ગરીબ અને તવંગર સૌને માટે સ્થ ન હતું. અને શોખીન માણુસ વિવિધ પ્રકારની વસ્તુઓને નીરખે તેમ આ બધાઓને નીરખવા-માં તેને મજાહ પડતી જણાતી.

એને કૈં ઉપાધિ નહતી; છોકરાંઓની જંજાળ નહતી; ઘરની તાબેદારી ઉઠાવવાની ન હતી. પૈસાદાર હતી એટલે એની બેદરકારી જણાય ત્યારે સગાંઓ ખોટું નહોતાં લગાડતાં અને એની બધી વિચિત્રતાઓ છતાં ગામમાં પણ એ થોડી ઘણી લોકપ્રિય હતી.

તાપી નદીને કીનારે મોટા કમ્પાઉંડવાળો અને આરસનાં પગથીઆંથી શોભતો એનો વિશાલ પ્રાસાદ આવી રહેલો હતો. એના બગલાના ખંડ ખંડ કરતાં અખંડ લાગે એવા મોટા



આવા વિચિત્ર વાંદરા બીજા કોઇ છાપરે આવી રીતે—

હતા. અને એમાં ફરતી પરિચારિકાઓ પરિચારિકાઓ કરતાં ગામની ગૃહસ્થ કન્યાઓ જેવી વધારે લાગતી. દરેક ઠેકાણે વૈભવ દેખાતો; દરેક ખુણે ખુણે વિસ્તાર જણાતો અને આ બધી સંપત્તિની એકલી–એકલી માલીક નિરંજના હતી.

આજે નિરંજનાનો જન્મ દિવસ હતો. આજે એને એકવીસ વર્ષ પુરાં થતાં હોવાથી કાયદા પ્રમાણે એ પોતાની સંપત્તિની પુરેપુરી હક્કદાર બની હતી અને તેના નિમિત્તે એણે થોડાં ઓળખીતાંઓને જમવા નોતર્યાં હતાં.

.સગાંવહાલાં તો બધાં સવારે જમી ગયાં હતાં. અત્યારે તો માત્ર જુદી જુદી રીતે સુરત શહેરમાં સત્તા પ્રસારવા મથતા કે સત્તાદાર ગણાતા, ભિન્ન ભિન્ન પ્રકૃતિના, ભિન્ન ભિન્ન રુચિના, જનતાના નવનીતરુપ ગણાતા મહાજનોનો શંભુમેળો હતો. મહાકવિ અનિલ, નાટ્યકાર હેમરાજ, વાર્તા લેખક પંકજ, વિવેચક સહસ્ત્રમુખ, દેશભક્ત કૈલાસનાથ, આચાર્ય અવનીંદ્રનાથ, વક્તાઓમાં મોર ચંદ્ર મોહન, ઉદ્યોગ પારંગત પ્રવીણચંદ્ર, કોટીપતિ વ્રજમોહન, આઇ.સી.એસ. પદ્મ, શાસ્ત્રીજી રંગનાથ, પુરોહિત.વિજયશંકર અને જ્યોતિર્વિદ જગન્નાથ જેવા અપૂર્વ જનોનું એ સંમેલન હતું. અને એમાંના એક મહાપુરુષે ગર્વભેર કહ્યું કે "આવા વિચિત્ર વાંદરા બીજા કોઇ છાપરે આવી રીતે ભાગ્યેજ એકઠા થયા હશે." તે અક્ષરશઃ સત્ય હતું.

સાધારણ રીતે આવા મહાપુરુષો બહુ માથે મળતા નથી અને મળે ત્યારે એમની સમગ્ર મહત્તા, કાંતો અનેક ગણી વધી પડે છે કે એક

મહાજ્યોતિમાં સમાઇ પરસ્પરમાં વિલિન થાય છે. તેઓ બનતાં સુધી કોઇ કોઇની પરવા કરતા નથી કે કોઇની સાથે એક મત થતા નથી. પણ કોઇ અજાયબ કારણને લીધે કોઇવાર 'સો શાણાઓ એક મત' થાય તેમ આજે સૌ એક વાતમાં એકમત થએલા દેખાતા અને તે નિરંજનાને પ્રસન્ન કરવાની, સૌ એમની મહત્તાની અને બુદ્ધિની અસ્મિતા ભુલી ગયા હતા. માત્ર એ બુદ્ધિ અને મહત્તાના સતત ભાને જે ગર્વભરી રીતે વર્તવાની એમની રીત હતી તે માત્ર ટેવરૂપેજ રહેલી હતી.

વિશાલ અગ્ર ખંડમાં સૌ નિરંજનાની વાટ જોતા બેઠેલા હતા. એમનો સત્કાર કરવાને એ કોઇકને યોજી ટ્રસ્ટીઓની સાથે કૈં અગત્યની વાતચીતમાં રોકાએલી હતી. પણ આવનારાઓમાં માત્ર પદ્મ સીવાય બીજા કોઇ આ સ્થળથી અપરિચિત હોય એવા દેખાતા નહતા.

સંકોચ કેટલો રાખવો તેનું ખાસ ધોરણ ન હોવાથી સૌએ પોતપોતાના સ્વભાવ પ્રમાણે પોતપોતાનું ધોરણ બનાવ્યું હતું અને એનું માપ એમની બેસવાની ઢબમાં જણાઇ આવતુ હતું. મહાકવિ અનિલ આખી દુનીઆને એમના કવિતાના આધાર પર અધ્ધર રાખતા હોય તેમ એક સોફા પર પગ લંબાવી હવામાં દુનીઆને ચકિત કરે એવી કવિતા લખતા હતા. હેમરાજ ટુંકા પગને પગ પર ચઢાવી પંકજ સાથે એમના છેલ્લામાં છેલ્લા નાટકની પ્રસ્તાવના વીશે રસભેર વાત કરતા હતા. સહસ્રમુખ, કૈલાસનાથ અને અવનીન્દ્રનાથ એક ખુણામાં ચૌરીચોરાના હત્યાકાંડ વખતની ગાંધીજીની વર્તણુંક યોગ્ય હતી કે નહીં તેના તીખા વાદવિવાદમાં સૌથી વધારે ઘાંટા પાડી પોતપોતાના પક્ષનુ સમર્થન કરવા મથી રહ્યા હતા. ચંદ્રમોહન છટાદાર બાનીમાં વ્રજમોહન, પ્રવીણચંદ્ર અને પદ્મના આગળ એમણે છેલ્લી કોંગ્રેસની વ્યાસપીઠ કેમ ગજાવી હતી તેનો હેવાલ કહી જતા હતા અને વ્રજમોહન અને પ્રવીણચંદ્ર જરાક રસથી તેમને બનાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. વીલાયતથી તાજેજ આવેલો આઇ. સી. એસ. પદ્મ આ બધા મનુષ્યો, અને રીતથી અપરિચિત હોવાથી અધીરાઇ અને તિરસ્કારથી એનાં ટોરટોઇઝ શેલનાં ચશ્માંમાંથી વારંવાર આમતેમ જોતો. શાસ્ત્રીજી લાલ કોરના દુપટ્ટાને ઉભડક પગ અને શરીર પર વીંટાળી, પાઘડી ગાદી પર મુકી શરીરને હીંચતા હતા. પુરોહિત જગન્નાથ શાસ્ત્રની કોઇ ઉંડી ચર્ચામાં ગુંથાઇ ગયા હતા.



—આગ્યેજ એકઠા થયા હશે

સૌ ધીરે ધીરે અધીરા થવા માંડ્યા હતા. નિરંજનાને ધાર્યા કરતાં ઘણું વધારે રોકાણ થયું હતું. અને સૂર્ય વગર અંધારી પૃથ્વીની જેમ દીવાનખાનું તેના વિના નિસ્તેજ લાગતું હતું.

"શું આપણા બધાને આમ બેસાડી મુકી પ્રદર્શન કરવાને નીરુબહેને બોલાવ્યા છે?" મહાકવિની ગર્જના સંભળાઇ અને સૌ ચમક્યાં.

"બહેનને ઘણું મોડું થયું" પુરોહિત બોલ્યા.

"કવિરાજ! થોડી કવિતા લખી નાખો એટલે વખત નહીં જણાય." અટકચાળા હેમરાજથી બોલ્યા વિના રહેવાયું નહીં.

મહાકવિએ ડોળા કાઢયા અને આ ક્ષુદ્ર માનવજંતુ તરફ જોઇ રહ્યા.

"ચંદ્રિકા વગરની રાત્રિ જેવું અત્રે સર્વે નિસ્તેજ નથી જણાતું?" પંકજના ડોળા થોડા તોફાનમાં ચમક્યા.

પદ્મ આ બધા તરફ અણગમાથી જોઇ રહ્યો. નિરંજનાના ઘરનો આ પહેલો અનુભવ તેને ઘણો આકર્ષક લાગ્યો નહીં.

સહસ્રમુખના કર્ણો ચૌરીચોરાના હત્યાકાંડ તરફથી આ તરફ વળ્યા. એમનાં નયનો જરા પંકજ તરફ જોઇ માયાળુ રીતે હસ્યાં, અને એમની વાતમાં પણ રસ લે છે એમ દેખાડવા તે વાતમાં પુરાયા. "ગી પંકજ! નીરુબહેન તમને આપણી સાધારણ સ્ત્રીઓ કરતાં કૈં જુદીજ જાતનાં નથી લાગતાં!" કેવીએક મોટી શોધ કરી હોય એમ તેમણે વાક્ય ઉચ્ચાર્યું.

પંકજને બદલે અવનીન્દ્રનાથે જવાબ દીધો: "You are right. She is a rare speciman among our woman kind. And she is so intellectual I should not be surprised if she becomes another Sarogini Naidu some day. Perhaps she will surpass her."

ચંદ્રમોહનથી રહેવાયું નહીં. "She is not intellectual as you think her to be, but her other qualities will make her surpass her predecessors."

અને જગનાથે અડધું સમજ્યે અણસમજ્યે ડોકું ધુણાવ્યું: "બહેનની કુંડલિ પણ એમજ કહે છે."

"તમારી કુંડલિમાં બહેનના કપાળે દેશભક્તિ લખી છે કે નહીં? વીલાયતની માફક બહેનના જેવી સેવિકાઓ પાકે ત્યારેજ કૈં આ દેશનો ઉદ્ધાર થાય" કૈલાસનાથનો દેશપ્રેમ એકદમ ઉછળી આવ્યો.

પ્રવીણચંદ્રનો મીજાજ જરા ગયો જણાયો. "એઇ મીસ્ટર કૈલાસનાથ! તમે ઝોળી લઇ ભીખારીવેડા કરી પરવાર્યા તે હવે નિરંજના બહેનને રખડાવવા કાઢવાનો વિચાર છે કેમ?

"ભીખારીઓના દેશમાં ભીખારીવેડા કરવા સીવાય બીજો ધંધો શો હોય?" કૈલાસનાથે બેદરકારીથી તેના સામું જોવાની તસ્દી લીધા વિના જવાબ આપ્યો અને જોરથી સીગાર પીતાં પીતાં ખુરશી હલાવી હીંચકા ખાવા માંડ્યાં.

આ બધામાં મુંગા રહેવાનો નિશ્ચય કર્યો હોય એવા ત્રણજ જણ હતા. વ્રજમોહન, પદ્મ અને વિજયશંકર. પહેલાને આ બધા ઘણા તુચ્છ જણાતા; બીજાને તિરસ્કાર સીવાય બીજી વૃત્તિ નહોતી થતી. ત્રીજાને શું બોલવું તે સુઝતું નહીં.

આ ક્ષણેજ નિરંજના ખંડમાં દાખલ થઇ; એણે ઝીણાં શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. સૌભાગ્યસૂચક અલંકારો સીવાયના ઝીણા નાજુક હીરાના અલંકારોથી એની ગ્રીવા, હસ્ત અને કર્ણો ચમકતાં હતાં. દાખલ થતાંજ બધી દિશામાં ફરી વળે એવું એક સ્મિત તેણે કર્યું. "માફ કરજો હોં. જરા વધારે વાર થઇ ગઇ" સૌની સાથે સામટી વાત કરતી હોય તેમ તેણે ખુલાસો આપ્યો. અને પહેલી નજર

જાણે પદ્મ પર પડી હોય તેમ તેણે તેની સાથે વાત કરવા માંડી: "પદ્મભાઇ! આવી પહોંચ્યા? તમે તો ઘણા ફેરવાઇ ગયા લાગો છો."

ઉત્તરમાં પદ્મે અંગ્રેજી રીતે નમન કર્યું. "તમે મને ઘણા વર્ષે જોયો એટલે એમ લાગે છે." એને આ જુદી જાતના વાતાવરણમાં શું બોલવું તે કંઈ સુઝયું નહીં.

"કેમ! કાકા, ભાઇઓ સૌ આનંદમાં છે?" નિરંજનાએ વધારે વાત કરવાનો પ્રયત્ન કર્યો. પદ્મે માત્ર ડોકું ધુણાવ્યું. એને વધારે વાત કરવાની વૃત્તિ કંઈ જણાઇ નહીં. નિરંજના મહાકવિ તરફ ફરી. "ઓહો! કવિશ્રી! આ વખતે ઘણે લાંબે સમયે દેખાયા હોં."

આમ પહેલું ધ્યાન ખેંચવા માટે ગર્વ પામતા કવિરાજ આસન પરથી ઉઠ્યા. "દેવી! આજના શુભ પ્રસંગ નિમિત્તે અભિનંદ! જીવનમાં આવો અપૂર્વ અવસર એકજ વાર આવે છે. વધારે તો શું કહું પણ!

આ વિશ્વના વિષમ માર્ગ મહીં તમારું,
થાજો પ્રયાણ સુખરૂપ અતિશ સારું.
ને ગીતસેર મીઠી દિવ્ય સુકંઠમાંથી,
ગાઇ પ્રફુલ્લ કરજો હૃદયો જનોનાં.

ને હસીને એમણે ઉમેર્યું: "અથવા સ્વજનોનાં"



નીરૂબહેન! મારી આ નિર્જીવ ભેટ સ્વીકારશો

નિરંજના આ કવિત્વમય પ્રસાદીને ધ્યાનમાં ઉતારતી હોય તેમ જરીવાર મુંગી રહી. પછી ગંભીરતાથી ઉમેર્યું: "આવા સુંદર કાવ્ય માટે ઉપકાર કવિરાજ!"

"તમ સમી દેવીઓની પ્રેરણા આવાં કાવ્યોને સ્વયંભૂજ સ્ફુરાવે છે" મહાકવિએ જરા ગર્વભેર કહ્યું. અને આગળ ઘણું કવિત્વમય કંઈ ઉમેરે તે પહેલાં ચંદ્રમોહનનું વકતૃત્વ ઉભરાઇ રહ્યું હતું તે આગળ આવ્યા."

"નિરંજના બ્હેન! તમારી એકવીસમી સંવત્સરી પ્રસંગે અભિનંદન! આજે તમે એક વીશી પુરી કરી બીજી વીશીમાં પ્રવેશ કરો છો માણસના જીવનમાં આ કાલ જેવો તેવો નથી એટલું યાદ રાખજો. તમારે હવે નવી જોખમદારીઓ અદા કરવાની છે. હજી ગહા-

પચ્ચીસીનો કાળ વટાવવા..."

તે વાક્ય પુરું કરે તે પહેલાં નિરંજનાએ તેને અટકાવ્યો. "ચંદ્રમોહન! આવી સુંદર સુચનાઓ કરવા માટે તમારી હું ઋણી છું." એણે નજર ફેરવી. સહસ્રમુખ જરા ખોંખારો કરી કોટનાં બટન સમા કરતા આગળ આવ્યા.

"નીરુબ્હેન! અભિનંદન."

એમને જવાબ મળે તે પહેલાં પ્રવીણચંદ્ર એમના હાથમાંનું બંડલ છોડતાં છોડતાં બોલી ઉઠ્યાઃ "સાલ મુબારક, નીરુબ્હેન! તમારે માટે અમારા કારખાનામાં બનેલા ચામડાની સ્લીપર લાવ્યો છું તે સ્વીકારશો."

નિરંજનાએ જરા હસીને સ્લીપરો હાથમાં લીધી.

"સુંદર છે હોં."

"તમારે માટેજ ખાસ બનાવડાવી છે."

અત્યાર સુધી તદ્દન મુગા રહેલા વ્રજમોહનની ધીરજ હવે ખુટવા માંડી હતી. એમણે એક ઉધરસ ખાધી. એકવાર હાથ કોટના ખીસ્સામાં નાખ્યો, પાછો બહાર કાઢ્યો અને પાછો નાખ્યો અને આટલા પ્રયાસને પરિણામે એક સુંદર ડબી એમણે ખીસ્સામાંથી ખેંચી કાઢી. પ્રવીણચંદ્રની સામે તિરસ્કારની એક નજર નાખતાં નાખતાં એમણે જોઇએ તે કરતાં વધારે વાર ડબ્બી ઉઘાડતાં કરી, આસપાસનાની આતુરતાને સહેજ તાણી અને "નીરુબ્હેન! મારી આ નિર્જીવ ભેટ સ્વીકારશો" એમ કહેતાં કહેતાં પાનાની સુંદર બ્રેસલેટની જોડી એમણે નિરંજના આગળ ધરી.

સૌ આશ્ચર્ય પામેલાં દેખાયાં અને નિરંજનાનું આશ્ચર્ય પણ કંઈ ઓછું નહોતું. "વ્રજમોહનભાઇ! આ પ્રસંગે આવી મોટી ભેટ હોય નહીં" તેણે અચકાતાં, કચવાતાં, કહ્યું.

"ના મારા મમ બહેન! તમારે એ રાખવીજ પડશે" નિરંજના ગુંચવાઇ.

"પણ ભાઇ—"

"એક અક્ષર વધારે બોલશો નહીં. હું કંઈ સાંભળવાનો નથી."

નિરંજનાએ કચવાટ સંતાડ્યો અને ડબી લઇ બાજુ પર મુકી. આ અસાધારણ પ્રસંગને લઇને સૌ જરા મુંગાં થઇ ગયાં હતાં એટલે એણે જાદુ ભાગવા કૈલાસનાથ સામે જરા હસીને જોયું. "કેમ કૈલાસનાથ! શું ખબર?"

આ અચીંત્યા પ્રશ્નથી કૈલાસનાથ એક ક્ષણ ભર અવાક્ થયો પણ પછી ઉતાવળમાં તેણે ઉમેર્યું; "Congratulations નિરંજના બહેન! હું તો આપવાને બદલે લેવા આવ્યો છું. મારી ઝોળીમાં શું નાખશો?"

નિરંજનાએ મોં મલકાવ્યું: "જે માંગો તે. તમને કંઈ ના પડાશે?"

"આજે તો તમે વયમાં આવ્યાં એટલે ઓછામાં ઓછા દસ હજાર રુપીઆ તમારે અમારા ફંડમાં આપવા પડશે."

આમ માગવામાં અવિનય થયો હોય તેમ સૌએ તેના તરફ કટાક્ષથી જોયું. પણ નિરંજનાએ તેટલીજ પ્રસન્નતાથી જવાબ આપ્યો: "માંગી માંગીને આટલાજ માગ્યા?" અને તે પંકજ અને હેમરાજ તરફ ફરી. "કેમ પંકજ? શું વિચાર કરો છો?

"હું વિચાર કરતો હતો કે મારી વાર્તાની તપસ્વિની સદેહે તો નથી ઉતરી આવી?"

નિરંજના ખડખડાટ હસી પડી. "તપસ્વિનીઓ ઘરેણાં નથી પહેરતી."

પંકજ જરા છોભીલો પડેલો દેખાયો. પણ હીંમતભેર ઉમેર્યું: "નવાયુગની કેની? અને કલ્પનાને બીજું શું જોઇએ? શુભ્ર વસનો, રમ્ય આકૃતિ......" ફરી એણે જીભ કચરી અને ફરી હીંમત આણી આંખો ફાડી એણે

સૂચક હાસ્ય કર્યું.

નિરંજનાને આ પ્રકાર કૈં ગમ્યો નહીં પણ હસી કાઢતાં તેણે કહ્યું: "યોગિનીઓએ તો ઉપવાસ કરી અને ટાઢ તડકો વેઠી કઠણ અને કાળાં બનવું જોઇએ." પોતે એવી નથી એવું સુચવતુ આ બોલાઇ ગએલું વાકય તેને પોતાને પણ બોલાઇ ગયા પછી યોગ્ય લાગ્યું નહીં. તેણે વાકય અધુરું મુકયું અને હેમરાજને પ્રશ્ન કર્યો. "ઓહો...હો, હેમરાજ? તમે કયારે આવી પહોંચ્યા? મેં તમને ગઇ કાલેજ સંભાર્યા હતા."

હેમરાજ આ અસાધારણ સંભારણાથી ફુલાઇ ગએલા દેખાયા. "ગઇ કાલેજ મને પણ એમ થયું કે નીરુબ્હેન જરુર સંભારતાં હશે. व्यतिषजति पदार्थानू नान्तरः कोऽपि हेतुः। " એ શ્લોક યાદ છે? તમે મને અહીં સંભાર્યો અને મને એમ થયું કે નીરુબ્હેન મને સંભારતાં હશે. મનોમન સાક્ષી છે એ સિદ્ધાંત કૈં ખોટો નથી."



નિરંજના ને પણ કૈં હશી વાતમાં ગુંથાયાં હોય એવાં દેખાતાં હતાં

નિરંજનાને આજે કચવાવાનોજ દિવસ હતો. તેનો અવાજ જરા શુષ્ક થયો. "ના, ના એમ નહીં. મેંતો સહેજે શાસ્ત્રીજીને પુછ્યું હતું કે તમે બહારગામથી આવ્યા કે નહીં?"

"એમ સહજ પુછ્યું તેથીજ મારો સિદ્ધાંત ખરો ઠરે છે."

વાદમાં ઉતરવું અપ્રાસંગિક હતું. એટલે શાસ્ત્રીજી અને ચંદ્રમોહન માંહોમાહ્ય વાત કરતા હતા તેમની તરફ જોઇ તેણે કહ્યું: "ચંદ્રમોહન! તમે આ હેમરાજને તો ઓળખતાજ હશો. 'ચંદ્ર-રજની' વ. પ્રસિદ્ધ નાટકોના એ લેખક."

"નાટયકાર હેમરાજને ન ઓળખે એવું આ સુરત શહેરમાં કોઇ હોય ખરું? એમને મળવાને હું ઘણા વખતથી આતુર હતો. આજે અનાયાસે એ શુભ પ્રસંગ સાંપડયો."

હેમરાજે આ પ્રશંસાથી અપૂર્વ આત્મ-સંતોષ અનુભવ્યો અને મહેરબાનીથી ચંદ્રમોહન સામે જોયું. "મેં પણ તમારું નામ સાંભળ્યું હતું."

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૬૯ ]

# ઝુલો



લેખક:
રા. મોહિનીચંદ્ર

રસના રસિકરાજ! રસઆંગણે–
ઝુલોજી ઝુલોઃ

(૧)

ઝુલે છે ચંદ્રમા ને ઝુલે છે ચંદ્રિકા,
ઝુલે છે નવલખ તારલાજીઃ
જગનો ને વ્યોમનો હીંડોળો ઝુલતો,
લેતી ત્યાં બ્રહ્મ–દેવી રાસડાજીઃ
રસના રસિકરાજ! રસઆંગણે–
ઝુલોજી ઝુલો.

(૨)

ઝુલે છે રાજ રવિ, ઝુલે છે ઉષા,
ઝુલે છે ચેતન ને જડ સૌજી;
અનંત આકાશથી અનંત દોર નાંખીને,
ઝુલાવે કોક મારું પારણુંજીઃ
રસના રસિકરાજ! રસઆંગણે–
ઝુલોજી ઝુલો.

(૩)

રસના સાગર ભર્યા આખા બ્રહ્માંડમાં,
વાતી સમીરની લે'હેરીઓજી;
અવનીનું નાવ તેમાં ઝોલા ખાતું ને,
પડતી ત્યાં રસની હેલીઓજીઃ
રસના રસિકરાજ! રસઆંગણે–
ઝુલોજી ઝુલો.

(૪)

આઘે આઘે વહાલા! દૃષ્ટિ પડે નહીં,
પાછળ જોવા ચિત્ત દોડતુંજી;
ઉંચે આકાશમાં અનંતતા બોલતીઃ
"કેવું રુપાળું મારું આંગણુંજી!"
રસના રસિકરાજ! રસઆંગણે–
ઝુલોજી ઝુલો.

(૫)

હું તમારી ચાંદની ને નાથ તમે ચંદ્રમા,
પાંખો શું પાંખ મીલાવીએજી;
જગને નહવરાવું હું અંકે લઇને,
પ્રાણું! તમે વ્યોમમાં ઝુલીએજીઃ
રસના રસિકરાજ! રસઆંગણે–
ઝુલોજી ઝુલો.



# સ્ત્રીઓનાં બંધન

એક ટૂંકું નાટક


લેખક:

રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

સભ્ય, સાહિત્ય સંસદ.


## પાત્રો

મેનાકુમારી....કોલેજની એક વિદ્યાર્થિની

સુમતિ........મેનાકુમારીની બ્હેન.

કાંતા માશી...આ બ્હેનોની માશી અને રખેવાળ.

માલતી........મેનાની દોસ્ત.

મહેરાં } ......તેમની બીજી દોસ્ત.
કુલસન }

કંદર્પકુમાર.....મેનાનો ટેનીસ ટુર્નામેંટનો પાર્ટનર.

પ્રેમરાય.......મેનાનો મિત્ર થવા ઇચ્છનાર.

ગણપતિશંકર..પ્રેમરાયનો દોસ્ત.

## પ્રવેશ પહેલો

[સ્થળ: મેનાકુમારીના ઘરમાં ડ્રોઇંગ રૂમની બાજુ પર અભ્યાસનો ઓરડો. મેનાકુમારી પ્રવેશ કરે છે ]

**મેનાકુમારી**

(બપોરની ચહા માટે બધી તૈઆરી કર્યા પછી એક આરામ ખુરશી ઉપર બેસીને સ્વગત] ગઇ કાલે મીક્સ્ડ ડબલ ટુર્નામેન્ટમાં કેવી મઝા પડી! કંદર્પે તો કમાલજ કરી! તેના વિના તો માલતી અને ગણપતિને કદાપિ હરાવી શકાતજ નહીં! ને વળી (જરા શરમના શેરડા મેનાના ગાલ પર પડે છે) કેવો અચ્છો જુવાન! ને કેવી beautiful manners (કેવી સુંદર રીતભાત)! ને છતાં પ્રેમરાય તો મને તેને બદલે ગણપતિનેજ પસંદ કરવા કહેતો હતો તે તો મારા છેવટના નિર્ણયથી

ફાંસજ પડયો ! ને અમે જ્યારે જીત્યાં અને જ્યારે બધાં-ભલભલા પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ અમને સાથે અભિનંદન આપવા આવ્યા ત્યારે તો તે બીચારો એટલો વીલો પડી ગયો કે (જરા હસી પડીને) તે છેક દૂરજ સંતાઇ ગયો !

કેટલાક ડાહ્યાએ તો અમારી આબેહુબ અને જુગતી જોડીનાં પણ બહુ વખાણ કર્યાં. જરા introspection (વિચાર) કરીને પણ હું તો તેને કે એવી રીતે થોડીજ ચહાઉં છું. ને તે......

...તે પણ પ્રેમરાયની માફક મારી સાથે પ્રેમમાં પડી જાય એવો બાયલો કયાં છે ? પણ આપણા જંગલી છોકરાઓ અને છોકરીઓ તો ક્યારનાં વાતો કર્યાંજ કરે છે..... (વિજયવત હાસ્યથી) પણ તેથી હું કે થોડીજ ડરવાની હતી ! મે તો બેધડક રીતે આજે કંદર્પને ચહા પીવા બોલાવ્યો છે. કેટલા વાગ્યા હશે ? (રીસ્ટ વોચ સામુ જોઇને) અહો ! ચાર તો વાગ્યા ! હવે તો આવવાજ જોઇએ !

[ મેના પાછી ઉઠીને ચહાની છેલ્લી તૈયારીઓ માટે સુચના કરવાને અંદર જાય છે અરીસામા મોં પણ જુએ છે, જરા મલકાય છે, અને પછી ચારે પાસ સંતોષની નજર નાખે છે. ]

સુમતિ

(જરા છોકરવાદથી હસતી અંદર પ્રવેશ કરીને) એ તારા પ્રેમરાય આવ્યા. કાંતામાશીના ઓરડામાં વાત કરે છે તેની ખબર કરવા મને તેમણે મોકલી છે.

મેના

તે એમને મારા તરફથી રોકડું પરખાવી દે કે હું હમણાં જરા (કામમાં) છું એટલે તેમને હું મળી શકીશ નહીં.

સુમતિ

પણ આમ કહીશ તો માશીબાને ખોટું લાગશે

મેના

તેમને ખોટું લાગે તે માટે હું શુ તેમના ધાર્યા પ્રમાણે કરવા બંધાએલી છું ? તેઓ બન્ને જાણે છે કે પ્રેમરાયને મળવુ કે તેમની સાથે ફરવુ મને જરાએ ગમતું નથી ! છતાં વિનયની ખાતર કોઇવાર જાઉં છું એટલે આ બાઇ તો જાણે મારા પર હક્ક કરતાજ થઇ ગયા છે તે ક્યાં સુધી સંખાય ?

સુમતિ

પણ આજે તો તેઓ કંદર્પની ને તારી દોસ્તીની ખુબ ચર્ચા કરે છે માટે જરા તેમને ઠંડા પાડવા એક મીનીટ તો આવી જા !

મેના

(એકદમ ઉકળાને મોટે સાદે) બસ ! ત્યારે તો દશ દિવસ સુધી તેનુ મોં નહીંજ જોઉં ! એ બાયલામાં......

સુમતિ

(નાક પર આંગળી દઇને) અરે ! જરા ધીમે બોલ. તેઓ સાંભળશે !

મેના

એ સાંભળે તેની મને શી દરકાર ? માશીબા તો લવારા કરે તે ઠીક ! તે તો જુના જમાનાનાં ! પણ પ્રેમરાયે તો આવા લવારા કરતાં પાણીમાં મોં ઘાલીને.. ...

સુમતિ

બસ ! બસ હવે વધારે excite (ગરમ) ન થા ! (જરા બારી તરફ જોઇને) અરે ! આતો કંદર્પજ આવ્યા !

મેના

હેં ? (ઉભી થઇને) હાસ્તો, ત્યારે તુ તો અહીંઆંજ રહેજે: અમે એકલાં વાત કરીશ તો તો વળી અમારે માથે કંઇક છાપ્યું થાપશે.

## પ્રવેશ બીજો

મેના

આવો કંદર્પકુમાર! (નમસ્કાર કરીને પછી હસતે હસતે) તમે વાટ ઠીક જોવડાવી!

કંદર્પ

I am sorry (દીલગીર છું.) આવતાં જરા મોડો થઇ ગયો. Please excuse me! (માફ કરશો.)

મેના

ચાલો, ગઇ કાર્યે અને જીતાડી તેથી આ વખતે તો તમને માફી આપીશું. કેમ ખુશીમાં?

કંદર્પ

(જરા માથું નમાવીને) Thanks. (ઉપકાર)! કેમ સુમતિ બ્હેન, મઝામાં છો ને?

સુમતિ

અહો! આટલે વખતે કે ઓળખાણુ પડી ખરી?

કંદર્પ

મારા જેવા ગરીબને......



મેના : ઓહો, ચાર વાગવા આવ્યા ને!

સુમતિ

તમે ગરીબ? ને વળી કંદર્પ તો સારી દુનીઆમાં સર્વના વિજયી ગણાય......

મેના

સુમતિ! હવે ટાલલાં બંધ કરીને ચહા લઇ આવ!

સુમતિ

(ઉઠતે ઉઠતે કંદર્પ તરફ જોઇને) જુઓ વાનમાં પણ હારીને? મારે ચાલી જવું પડે છે!

કંદર્પ

પણ તમે આજે કેમ ઘણાં excited (ગરમ) લાગો છો?

મેના

શું હું એવી excited લાગુ છું? (અરીમા સામે જોઇને) તમારા જેવા અતિથી ઘેરે પધારે ત્યારે સારું સ્વાગત કરવાનું excitement (ગભરામણ) તો હોયજને?

કંદર્પ

એમ વાત ઉડાવશો તે નહીં ચાલે! ઉપરના મીઠા પણ ખોટા હાસ્યથી તમારા હૃદયની વેદના પુરેપુરી છુપાતી નથી.

મેના

(ફરી વાર હસીને) અહો! ત્યારે તમે તો મોટા ચિકિત્સક લાગો છો!) (ફરી જરા ચહેરો ગંભીર કરીને) પણ ખરું કહેજો કંદર્પભાઇ! આપણાં સુધરેલા છોકરાઓ અને છોકરીઓ ઉપર ઉપરથી આપણને ઘણાં અભિનંદન આપે ને અંદરથી આપણી સામે બુઢ્ઢી ડોસીઓના જેવી વાંયડી ટીકાઓ કરે એ સાંભળીને ગુસ્સો ન આવે?

કંદર્પ

(જરા હસીને) ચાલો! ત્યારે તમારે કાને પણ બધું વાજતું ગાજતું આવ્યુ ખરું! પણ એને તમે આટલું બધું મન પર કેમ લાવો છો?

મેના

પણ આવી વાતો આયા અજેલા દોરનો ચલાવે ને વળી ઘરમાં પણ...

કંદર્પ

કોના? તમારા ઘરમાં? પણ અહીંઆં તો કોણ ચલાવે? તમારા પિતા તો રાજા માણસ છે ને તમારાં બહેન તો...

સુમતિ

(ચહા આગળ મોકલાવીને દાખલ થતાં) કેમ વળી મારું નામ તમારે કેમ લેવું પડ્યું!

મેના

(સુમતિને) હમણાં ચુપ રહે! (પછી કંદર્પ તરફ ફરીને) પણ તમે જાણતા નથી મારાં Mother (મા) ગુજરી ગયા પછી મારાં માશી ઘર ચલાવે છે અને આપણા પ્રેમરાય તેમના સગામાં ને વળી પૈસાવાળા હોવાથી તેમની બધી વાત માશીબાને વસે છે. તે એમાં મળે ગણપતિશંકર એટલે તો પછી અમારા ઘરનું પુછવુંજ શું?

કંદર્પ

તે એ સાળાઓ તમારા ઘરમાં આવીને કેમ નકામા ટકટક કરે છે? ને છતાં તમે તો તેમની સાથે ફરવા પણ જાઓ છો એ શું?

મેના

અરે રે! તમે જાણતા નથી. પ્રેમરાયના તો અમારા ઘરમાં ઘણાં માન છે! તે માશીનો માનીતો ને ખુશામતીઓ અને હું હવે તેમના ધારવા મુજબ પરણવા જેવી થઇ! સમજ્યાને? ને રહીને મુરતીઓ સુમતિને પુજવાનો!

સુમતિ

જો તમે એવું બોલશો તો હવે તમારી સાથે બહાર આવવાનુંજ બંધ કરીશ. મને એ કોઇ એવા એ ગમતાજ નથી.

મેના

તે તો ઘણુંજ સારું. તું નહીં આવે એટલે હું પણ બહાનું કાઢીશ. (કંદર્પ તરફ

ફરીને) પણ ખરેખર ગઇ કાલના પ્રેમરાયના વર્તન પછી મેં તો નક્કીજ કર્યું છે કે તેની સાથે બધોજ સંબંધ હવે કાપીજ નાખવો !

સુમતિ

(મેનાના કાનમાં) અરે પણ મેના ! એ

મેના

(કંદર્પ) હ્યો આ વળી નવી વાત. તમને આજે યહા પર બોલાવ્યા તે પણ મોટો ગુનહો ! પણ હવે એમના લવારાની તો પરવા પણ કોણ કરવાનું છે ?



મેના : કેમ બસ ! અમારા ઘરના પુરાણથી તો નથી નાસતાને !

તો રહીજ ગયું કે કંદર્પ આવ્યાની ખબર મેં રસોડામાં આપી તેથી તો એ બને ઘણાંજ excite (ગરમ) થઇ ગયાં છે; ને ડોસી તો એકદમ અહીઆં આવવા કુદી પડતાં હતાં તમને પ્રેમરાયે જેમ તેમ રોકી રાખ્યાં !

કંદર્પ

સારૂં મેં તો તમને ઘણીજ અગવડમાં મુકયાં. (પછી રીસ્ટ વોચ તરફ જોઇને) અહો ! પોણા પાંચ ! મને માફ કરશો. મારે એક *appointment* છે તેથી. હવે તો

જવુંજ જોઇએ!

[બધાં ઉભાં થાય છે. એવામાં બીજે બારણે-થી પ્રેમરાય અને કાંતામાશી આવે છે ને બીજે બારણે થતી વીદાય જોતાં અટકી જાય છે.]

મેના

કેમ બસ! અમારા ઘરના પુરાણથી તે નથી નાસતાને?

[કાંતામાશી ને પ્રેમરાય આ સાંભળી-સામસામું જુએ છે ને ગુસ્સે થાય છે.]

કંદર્પ

જરાએ નહીં! આપણા જમાનામાં આવી ધરમાળ તો ચાલ્યાંજ કરશે. ઠીક હવે તમારાં lady friends (સ્ત્રીમિત્રો) આપણને ૭ વાગે પાર્ટી આપે છે ત્યાં મળીશું.

[આ સાંભળીને કાંતામાશી ખુંખારો કરે છે તેથી મેનાનુ ધ્યાન ખેંચાય છે.]

મેના

(એકદમ મશ્કરીમાં મોં હસતું કરીને) લ્યો કંદર્પભાઇ, આ મારાં માશી–જેમની આપણે હમણાંજ વાત કરતાં હતાં તે, ને માશી બા! આ કંદર્પકુમાર જેમની હુશીઆરીથીજ અમે ગણપતિશંકર ને માલતીને ગઇ કાલે હરાવી શક્યાં. (પ્રેમરાય તરફ ફરીને) તમે તો તેમને ઓળખો છો. (કંદર્પ તરફ ફરીને) પણ તમે કદાચ નહીં જાણતા હો કે પ્રેમરાય મારી માશીબાના ભત્રીજા થાય છે ને તે મને મળવાને ઘણીવાર અહીંઆં આવે છે.

[આ સાંભળીને પ્રેમરાય ને કાંતામાશી ગુસ્સે થઇ ચાળા કરે છે, કંદર્પ મનમાં હસે છે ને સુમતિ જરા જોરથી હસી પડે છે. પછી કંદર્પ સર્વેને નમસ્કાર કરીને જાય છે.]

## પ્રવેશ ત્રીજો

કાંતામાશી

સુમતિ! તું આમ પારકાના દેખતાં હસી શું! તું કે હવે નાની છે!

મેના

માશીબા, તમે ભુલ્યાં, એમને તો હવે આપણા ઘરના જેવાજ ગણવાના છે!

કાંતામાશી

તારા કહ્યાથી કેમ? ખબરદાર જો હવે આ ગમે તેવા છોકરાઓને મારી રજા શીવાય ઘરમાં બોલાવ્યા તો!

મેના

એટલે શું અમે કોલેજમાં અમારા મિત્રો સાથે વાતો કરીએ ને રમીએ તેનું કે નહીં અને ઘેર બોલાવીએ તેમાંજ પાપ!

કાંતામાશી

બસ! હવે બહુ ન બોલ. આની...સાથે તું ઉઘાડે છોક રમે છે.......

સુમતિ

ત્યારે શું જનાનામાં રમે!

કાંતામાશી

ચુપ! તેવાની–કે તારી કેટલી વાતો કોલેજમાંજ થાય છે તેનું કે તને ભાન છે!

મેના

અહોહો! હવે હું સમજી. ત્યારે તો પ્રેમરાયે કોલેજનો બધો ક્યાટ તમને ઠીક સંભળાવ્યો લાગે છે......

પ્રેમરાય

ના...પણ...મને તો કંદર્પ વીશે કાકીજીએ ...પુછ્યું...તેથી......

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૩૮૧]



# સ્વપ્નદ્રષ્ટા

લેખકઃ
રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકાર
શ્રીમાન્ પુરુષોત્તમ,
સભ્ય, સાહિત્યસંસદ
અને
સૌ. જડાવબહેન ચીમનલાલ વીણ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે. રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાની કૉલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાંજ સ્વપ્ન જુએ છે.

ના. જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબાઈની કૉલેજમાં ભણે છે.

તે બંનેની મુલાકાત વડોદરામાં રા. બ.ના ત્યાં પ્રથમ થાય છે. પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શન આઠ વર્ષે બ્રહ્મચારી-આજન્મ બનાવે છે. ઇતિહાસ ને નાટકો જેવા તાકાલના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

બીજે દિવસે સુલોચનાએ શરમથી લેવાતે મોઢે પ્રો કાપડીઆને કહ્યુ કે તે કેશીને ચાહે છે તેજ અરસામા કેશીની ચીઠ્ઠી આવી તેમા આગલી રાત્રે બેભાન અવસ્થામા તે જે બોલ્યો હતો તેને માટે દીલગીરી દર્શાવી હતી. અને સુલોચનાને એક મિત્ર તરીકે ચહાવા તે ઇચ્છતો હતો

સુલોચના આ ચીઠ્ઠી વાચી ભગ્નહૃદય બની ગઇ પ્રો કાપડીઆએ તેનુ સાન્ત્વન કરવા માડ્યું

સુરતની કોંગ્રેસમા 'જહાલ' ને 'મવાલ' પક્ષના ભારે તોફાન થયુ જહાલ' પક્ષના કેટલાક યુવકોએ સુરેન્દ્રનાથને બોલતા બેસાડી દીધા અને ફીરોજશાહ ને ગોખલેને પ્રથમ વાર જીવન'ના પાઠ શીખવ્યા બીજે દિવસે સભા મળી પ્રમુખની દરખાસ્ત આવી 'જહાલ પક્ષના બોયકોટનો ઠરાવ આવવા ન દેવો એવો 'મવાલ' પક્ષે ઠરાવ કરેલો એટલે એ દરખાસ્ત સામે બોલવા તિલક ઉભા થયા અને બોલવા માડ્યુ

પ્રમુખે—હજુ દરખાસ્તથીજ સુચવાએલા–'ક્રમ વિરુદ્ધ' જણાવવા માડ્યુ ત્યા હોહા થઈ, ને મારામારી થઇ ને આખરે સભાનો કબજો પોલીસે લીધો એટલે સૌ ઘર તરફ વળ્યા

કોંગ્રેસ પુરી થઈ તેજ દિવસે રાતના સુદર્શન ને તેના મિત્રોએ મળી ૩૧ મીએ વડોદરા દરેક જણે પોત પોતાની દેશોદ્ધારક યોજનાઓ લેઇ હાજર થવુ એમ નક્કી કર્યું ને સૌ વીખરાયા

મડળની સભાનો દિવસ પાસે આવતો ગયો વિલાલ શ્રાફને અચાનક શ્રીનાથજીની જાત્રાએ જવુ પડ્યુ ને પાઠક મદ્રાસ નોકરીએ વળગી ગયો અમૃતલાલ અને સુદરાને બનેએ થઇને 'મા'નો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા લીધી અમૃતલાલનો પ્રયોગ સફળ થયો હતો સાજના સુદર્શન વડોદરાની તૈયારી કરવામા રોકાયો ગાડીનો વખત થવા આવ્યો પરતુ અમૃતલાલ આવ્યો નહીં એટલામાં તે ઘવાએલા હાથે ઘરમા દાખલ થયો તેણે જણાવ્યુ કે તે મીસ વકીલ સાથે પ્રેમમા હતો અને તે બને પરણવાના છે તે વડોદરા નહીં આવી શકે સુદર્શન નીરાશ થઈ બળતે હૃદયે સ્ટેશને ચાલી નીકળ્યા ત્યા પુનાથી આવેલા નારણભાઇ મળ્યા

નારણભાઇએ ગાડીમા નામદાર જગમોહનલાલ સાથે થએલી વાતચીત રીક સુદર્શન ને એમા ભયકર આપત્તિની આગાહી કરી નારણભાઇ છ છેડાયા અને બને મિત્રો છુટા પડ્યા

ગિરજાશકર શુકલ પારેવડી સસ્થાનની દરબાર ઓફીસમા હતા તેઓ લશ્કરથી હીંદને સ્વતત્ર કરવા કલ્પનાઓ દોડાવતા, વ્યૂહો રચતા અને તૈયારીઓ કરતા તેઓ ૩૧ મી જાનેવારીની સભા માટે ધુનમાને ધુનમા વડોદરા માટે ઉપડ્યા

(હવે આગળ વાચો)

## પ્રકરણ ૧૫ મું—(ચાલુ)

—०—

### ૩૧ મી જાનેવારીના સમારભનો અહેવાલ

૪

આખા ફર્સ્ટ ક્લાસના કપાર્ટમેટમા શુકલજી એકલા બેઠા ટ્રેન ઉપડી ત્યારે તે કપાર્ટમેટ વચ્ચે ઉભા રહ્યા તેમનો જમણો હાથ કેડ પર હતો, ડાબો બાજુ પર લટકાવેલી તરવારની મુઠ પર હતો ડાબો પગ આગળ કરી, કારભારીઓ અને સેનાનાયકો-ની વચ્ચે ઉભા રહી તે કાલના આખા ક્રમ નીશે હુકમ આપતા હતા

આજે પહેલીજ વખત શુકલ થર્ડ ક્લાસ સીવાય બીજા ક્લાસમા બેઠા હતા, એટલે તેમની ખાસ આગગાડીના સભામડપમા પોતે ઉભા હતા ચારેગમ ચાલી રહેલો ખળભળાટ એમની ચતુરગ નહીં પણ સર્વાંગ સેનાની કુચનો અવાજ હતો ઉપર એક હેટ મુકવાનુ પાજરુ કચમચ થતુ તે વાટે દરેક કેદમાથી એમને તાગ-ના મદેશા મળતા જ્યારે પણ કોઇક ગામના દીવા બારીમાથી દોડી જતા ત્યારે તેમને તેના

પંચલ પ્રકાશમાં જુદી જુદી ટુકડીના સૂર્યકીરણ-થી પાઠવેલા સંદેશા વંચાતા.

આખરે બધું પુરું થયું અને શુકલજીએ જરા આંખ મીંચી. ટ્રેન અટકી. નડીઆદ આવ્યું અને એક અંગ્રેજ ડબ્બામાં આવ્યો. ટ્રેન ઉપડી અને અંગ્રેજ કપડાં કાઢી સુતો.

ગોરાને જોઇ શુકલજીની દેશભક્તિ સતેજ થઇ. આ માણસ દેશને પૈસે ખાતો પીતો, મજાહ કરતો ને આવાં ફક્કડ કપડાં પહેરી ફરતો. એને શો અધિકાર? એ કપડાં એનાં શાનાં ?

ઝપાટાબંધ ચાલતી ટ્રેનના ફર્સ્ટ ક્લાસમાં માત્ર નામનાજ બળતા દીવાના ઉજાસમાં અંગ્રેજનાં કપડાં ખીટી પર હાલ્યા કરતાં; અને શુકલનાં ચમકતાં નયનો તેના પર ઠરી રહ્યાં.

સખત ન્યાયવૃત્તિ તેના દીલમાં સળગી રહી. આ કપડાં આ અંગ્રેજે ખરીદ્યાં; એના પૈસા એણે એના પગારમાંથી આપ્યા; એનો પગાર સરકારી તીજોરીમાંથી આવ્યો; તીજોરી ગરીબ હીંદીવાનોના પૈસાથી ભરાઇ. તેથી એ કપડાં હીંદીવાનનાં હતાં... દરેક હીંદીનાં હતાં.

શુકલજીએ ખીંટી પરથી અંગ્રેજની પાટ-લુન લઇ પહેરવા માંડી.

અંગ્રેજ જાગ્યો—છલંગ મારી તેણે દીવો મોટો કર્યો. ગોરો બોલી ન શક્યો. પોતાનો પહેરવેશ નીરાંતે આ કોઇ કાળો મજુર જેવો પહેરે ! એક પલવાર પોતે ઉંઘતો હતો કે કેમ તેની તેણે ખાતરી કરી.

શુકલજી નીરાંતે હસતા હતા. અંગ્રેજે જઇ તેના હાથમાંથી પાટલુન ખુંચવી લીધી ને એક તમાચો ચોઢી કાઢયો. "યુ સુવર !"

શુકલજી ખડખડ હસ્યા ને અંગ્રેજીમાં બોલ્યાઃ "કોના પૈસા, કોનાં કપડાં; અમારો દેશ, અમારો પૈસો ને અમારાં કપડાં..."

એક પલવાર અંગ્રેજ ગુસ્સામાં જોઇ રહ્યો; ને પછી શુકલજીની આંખો ને હાસ્ય તરફ તેની નજર ગઇ.

ટ્રેન વડોદરાના સ્ટેશનમાં આવી. અંગ્રેજે તરત ઉતરી સ્ટેશન માસ્તરને બોલાવ્યા. સ્ટેશન માસ્તરે શુકલને ઓળખ્યા.

"શુકલ! તમે કયાંથી ? આ સાહેબ શું કહે છે ?"

"એનેઆ કપડાંનો અધિકાર નથી. અમારા દેશનાં... દેશનો માલીક એ કે હું ?"

"નીચે ઉતરો નીચે. ઉભા રહો. પોટલું નથી ?"

"શા માટે ઉતરું ?"

"કયા જવું છે ?"

"મુંબાઇ."

"કેમ ?"

"ગાયકવાડ સરકારની કાલે મુંબાઇમાં તાજપોશી છે." તેણે ધીમેથી સ્ટેશન માસ્તરના કાનમાં કહ્યું.

"ચાલો. ઉતરો શુકલ ! હું તમને બીજા સારા ડબ્બામાં બેસાડું."

"Alright!" કહી તાપમાં શુકલજી ટ્રેનમાંથી ઉતર્યા. માસ્તરે શુકલજીની જોડે વાતો કર્યા કરી, અને ટ્રેન ઉપડી ગઇ.

## ૫

રકવેર બ્લોકની ઓગણીસમી રુમના છજા-માં સુદર્શન, ધીરુ શાસ્ત્રી ને સનત્ જોષી ઉંઘતા હતા.

આશરે ત્રણેકને સુમારે ધીરુ શાસ્ત્રી પાણી પીવા ઉઠયો અને છજાના કઠેરા આગળ જઇ છજામાંથી નીચે વધેલું પાણી નાંખ્યું...

એની નજરે એક વિચિત્ર પ્રયોગ દેખાયો.

કોલેજના કંપાઉંડમાં એક મહોત્સવને નિમિત્તે ફીટસન લાઇટની બત્તીઓ માટે થાંભલા દાટવા-માં આવ્યા હતા. એક છોકરો પાસે આવેલા

થાંભલાને જોરથી હલાવવાનો મહાપ્રયત્ન કરી રહ્યો હતો; અને તેના બળથી દીવો હાલતો હતો.

આ વિચિત્ર પ્રયોગ જોઇ ધીરુ પળવાર ગભરાયો. ' આ શુ ? '

તેણે ધારીને જોયું ને આ પ્રયોગ કરનારને ઓળખ્યો.

" શુકલ ! શુકલ ! આ શુ કરે છે ? "

શુકલજી બત્તીનો થાભલો હલાવ્યેજ ગયા.

" શુકલ ? ગીરજા ! આ શું કરે છે ? બત્તી પડશે."

" શુ છે ? શુ છે ? " કરતા સુદર્શન ને જોષી ઉઠયા.

" આ પેલો શુકલ પેલો બત્તીનો થાભલો પાડવા બેઠો છે " ધીરુએ કહ્યુ.

" શુકલ ! શુકલ ! " જોષીએ બુલંદ અવાજે બુમ મારી.

" બોલો નહી. ધીરુ ! અહીંઆ આવ જોષી ! તારી ટુકડી તૈઆર કર. કેરશાસ્પને હેલીઓસ્કોપ કરું છુ " સત્તાથી શુકલજીએ કહ્યુ ને તે થાભલો હલાવ્યેજ ગયો.

જોષી, ધીરુ ને સુદર્શન દોડીને નીચે આવ્યા ને જોષીએ જઇ શુકલનો હાથ પકડયો.

" અલ્યા શુ કરે છે ? "

" જોષી " શુકલે સત્તાથી ઉચુ જોતા કહ્યું.

" શું કરુ છુ ? મારો અદેશો અધુરો છે. ખબર નથી હીંદ સ્વતંત્ર થયુ ? "

" બહુ સારું, ઉપર ચાલ " ધીરુએ સમજાવતા કહ્યું.

" પણ કેરશાસ્પ કરશે શુ ? કાલ સવારે ગાયકવાડને મુબાઇમા મો મુકુટ પહેરાવવાનો છે. સુદર્શન ! અહીંઆ કેમ ? મારા..."



એક છોકરો પાસે આવેલા થાભલાને જોરથી હલાવવાનો મહાપ્રયત્ન કરી રહેલો હતો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૧૨]



# સ્વામી શ્રદ્ધાનંદજી[1]

લેખકઃ


રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,
પ્રમુખ, સાહિત્ય સંસદ.


મહેરબાન પ્રમુખ સાહેબ ને સદ્‌ગૃહસ્થો! પ્રમુખ સાહેબની આજ્ઞાને તાબે થઇ આ ઠરાવને અનુમોદન આપવા હું ઉભો થયો છું.

ગઇ કાલે આપણે વીખરાયા ત્યારે આમ વિપત્તિના વાદળથી છવાએલા વાતાવરણમાં આપણે મળીશું તેની મને ખબર નહોતી. આ પ્રસંગે સ્વામીજી વીશે બોલવું અઘરું થઇ પડે છે; કારણ મારું હૃદય શોકની પીડા પામી રહ્યું છે. મારી પહેલાં બોલનારાઓએ સ્વામીજીની કીર્તિ ગાઇઃ કોઇએ વિદ્વાન તરીકે; કોઇએ આર્ય સમાજના સ્તંભ તરીકે; કોઇએ ગુરુકુલના આદ્ય સ્થાપક તરીકે; કોઇએ સંગઠન ને શુદ્ધિના પ્રણેતા તરીકે; પણ સ્વામીજીની ખરી કીંમત આજના માપથી થવાની નથી.

એમની કીંમત આંકવા વેદકાલમાં વીર્યવાન ને જ્વલંત આર્યત્વને સર્જનાર વસિષ્ઠ ને વિશ્વામિત્રની ભાવના ખ્યાલમાં લેવી જોઇએ; અને વિજયી આર્યત્વની તેજસ્વી મૂર્તિસમા જે પરશુરામે ચારે તરફ એ ભાવનાનો પ્રચાર કર્યો તેના જીવનમંત્રનો ખ્યાલ રાખવો જોઇએ. એટલુંજ નહીં પણ સમસ્ત આર્યાવર્તને એકચક્ર નીચે આણનાર ભગવાન કૌટિલ્યની મહત્ત્વાકાંક્ષા અને સદીઓ પછી નિર્બલ થતા હીંદુત્વને ફરીથી વીર્યવાન કરનાર શિવાજી મહારાજની મહત્ત્વાકાંક્ષાને પણ વીસરવી જોઇએ નહીં. અંગ્રેજો આવ્યા પછી તેમણે રચેલી નિઃશસ્ત્ર શાંતિમાં હીંદુતાને રાષ્ટ્રવિધાનના મંત્રરુપે ઉચ્ચારનાર મહર્ષિ દયાનંદને તો યાદ રાખ્યા વિના ચાલે એમજ નથી. આ અને આવા બીજા મહાત્માઓની પરંપરાને પ્રેરી રહેલી ભાવના ધ્યાનમાં રાખીએ તોજ સ્વામી શ્રદ્ધાનંદનું સ્થાન આપણને સમજાય. એ સ્થાન તે વીર્યવાન ને જ્વલંત–તેજસ્વી ને વિજયોત્સુક આર્યત્વ–જે આપણા રાષ્ટ્રવિધાનમાં અત્યારે મહાનમાં મહાન બળ છે—તેની મૂર્તિનું છે.

મારી પહેલાં બોલનાર ગૃહસ્થોએ હીંદુ મને

---

1 ભરુચમાં તા. ૨૬-૧૨-૨૬ ના રોજ દીવાન બહાદુર અંબાશંકર ઉત્તમરામ મલજીના પ્રમુખપણા નીચે શોકદર્શન કરવા મળેલી સભામાં આપેલું ભાષણ.

મુસ્લમાન વચ્ચે રહેલા ઐક્ય વીશે ઉલ્લેખ કર્યો છે એ ઐક્ય ગાંધીજીએ ખીલાફત કમીટીને મત્તા અર્પી તે પહેલા હતુ,—અત્યારે દેશદાઝે બળતા કેટલાક સરકારી હીંદુ ને મુસલમાનના હૃદયમા સ્વપ્નરુપે, આશારુપે હશે, પણ અત્યારે એ ઐક્ય છે એમ કહેવુ એ સત્યથી વિરુદ્ધ છે અત્યારે આપણા ભરુચ જેવા નાના શહેરમા પણ હીંદુ અને મુસલમાન વચ્ચે જે એકતાનતા હતી તે ક્યા છે? આજે ભરુચમા ભાગ્યેજ નજરે ચઢતી એવી આ મોટી સભામા—જ્યારે એક દુષ્ટ મુસલમાને હીંદુશ્રેષ્ઠનુ ખુન કરવાનુ ઘોર કૃત્ય કર્યું ત્યારે—એકે મુસલમાન કેમ નજરે ચઢતો નથી? હીંદુ મુસલમાન વચ્ચે ઐક્ય નથીજ, અને જ્યાં સુધી એ બને જાતિ પુરેપુરી સશક્ત થશે નહી, બરોબર રીતે વ્યવસ્થિત થશે નહી, અને એ બને જાતિના સમતોલપણા ઉપર જાહેરજીવન રચાશે નહીં, ત્યા સુધી જાહેર જીવનમા એકતાનતા આવવાની નથી.

આ બાબતમા જાતછેતરામણ કરવાની જરુર નથી. સ્વામીજીને શા માટે મારી નાખ્યા? શુ તે સ્વામી હતા તેથી? શું તે ગુરુકુળના સ્થાપક હતા તેથી? શુ તે આર્યસમાજના નેતા હતા તેથી? ના એમનુ ખુન કરવામા આવ્યુ કારણ કે વ્યવસ્થિત હીંદુ સંગઠનના તે હીમાયતી હતા, વિજયી આર્યત્વ—એ તેમના જીવનનો મંત્ર હતો અબદુલ રશીદનો ઇરાદો સ્વામીજીનો સ્થૂળ દેહ મારવાનો નહોતો પણ તેમા મૂર્તિમાન થએલી ભાવનાનો વિનાશ કરવાનો હતો મહાત્માઓના ખુનથી ભાવનાઓ મરતી નથી તેમના લોહીના



સ્વામી શ્રદ્ધાનંદ

પીપેપીપામાથી તે ભાવનાની મૂર્તિઓ બહાર પડે છે શ્રદ્ધાનંદ ગુજરી ગયા એમના લોહીમાથી અનેક વજ્રાગી શ્રદ્ધાનંદો પ્રગટશે.

અબદુલ રશીદે કરેલુ ખુન—એ એક

ઘેલાનું અસંબદ્ધ કૃત્ય ભલે ભલા માણસો માનતા હોય; હું એને જાહેરજીવનમાં રહેલી મોટામાં મોટી ઘેલછાનું પ્રદર્શન જોઉં છું. જ્યારે આખી દુનીઆમાં 'ધર્માંધતાને જાહેર જીવનમાંથી, રાજકીય જીવનમાંથી પાણીચું 'મળ્યુ છે–જ્યારે તુર્કી જેવા મુસલમાન દેશમાં પણ ગાઝી કમાલ પાશા જેવા દૂરંદેશી મુત્સદ્દીને પ્રતાપે ધાર્મિકતા રાજકીય જીવનમાંથી અદ્રષ્ટ થઇ છે–ત્યારે આ હીણભાગી દેશમાં ધર્માંધતા દરેક ક્ષેત્રને કલંકિત કરે છે. જ્યારે હીંદી રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઇ ત્યારે દાદાભાઇ નવરોજીએ સૂત્ર ઉચ્ચાર્યું હતુ કે આપણા રાજકીય જીવનમાંથી ધાર્મિકતા વીસરી જવી જોઇએ. એ સૂત્રને આધારે અનેક વર્ષો સુધી જ્યારે જ્યારે પણ હીંદુ કે મુસલમાન રાજકીય જીવનમાં ભળતા ત્યારે તે 'હું હીંદુ છું' કે 'હું મુસલમાન છું' તે વીસરી માત્ર 'હું હીંદી છું' એટલું યાદ રાખતા. આ દેશને દુર્ભાગ્યે ધાર્મિકતાના હીમાયતીઓના હાથમાં રાજકીય જીવનનું તંત્ર કેટલોક વખત ગયું. હીંદુ ધર્મની દૃષ્ટિ, ઇસ્લામી ઝનુન, આધ્યાત્મિક દૃષ્ટિ વગેરે ધાર્મિકતાના આડંબરી ખ્યાલો રાજકીય જીવનમાં આવ્યા, અને આ વસ્તુસ્થિતિના સ્રષ્ટા દરેક ગલીઓમાં હીંદુ મુસલમાનની થર્મોપોલી થશે એની આગાહી કરી જાહેર જીવનમાંથી વાનપ્રસ્થ થયા. જાહેર જીવનમાં હીંદે કરેલા આ મહાન પાપની શિક્ષા આજે આપણને થઇ છે; સ્વામી શ્રદ્ધાનંદ જેવા મહાત્માને આપણે ખોયા છે. એમના રુધિરથી પણ આ પાપ ધોવાય, ધર્માંધતા રાજકીય ક્ષેત્રમાંથી અદ્રષ્ટ થાય તોજ સ્વામીનું બલિદાન સકારણ અપાયું એમ કહેવાય.

આજના ઠરાવમાં એક શબ્દ આવ્યો છે જે મને રુચતો નથી. સ્વામીજીના ખુનના બનાવને આ ઠરાવમાં 'ત્રાસદાયક' વર્ણવ્યો છે. ત્રાસદાયક! સ્વામીજીના ખુનથી હીંદુ સમાજ શું નિરાધાર બન્યો છે, શું તે થરથર કાંપે છે? અબ્દુલ રશીદના ઘાતકીપણાથી બીહી ગયો છે કે જેથી આ બનાવ ત્રાસદાયક કહી શકાય? જો આ બનાવે કંઈ પણ કર્યું હોય તો હીંદુઓને વધારે મક્કમ બનાવ્યા છે; 'હીંદુઓની ખાત્રી કરી છે કે આર્યત્વની સિદ્ધિ અને વિજયમાંજ હીંદુઓનો તેમજ આખા હીંદનો જયવારો છે. હીંદુઓના હીંદુ સંસ્કારો, મુસલમાનોના ઇસ્લામી સંસ્કારો જ્યારે ધર્માંધતાવીહોણા થઇ રાષ્ટ્રવિધાનમાં પોતાનો ફાળો આપશે ત્યારેજ આ દેશની એકતાનતા સધાશે.

સ્વામીજીનું ખુન એ હીંદુઓની વ્યવસ્થિત પ્રગતિમાં એક સીમાચિન્હ છે. હવે હીંદુતા સશક્ત ને મક્કમ થશે. આ બનાવને હું 'ત્રાસદાયક' કહી શકતો નથી. આ નિર્બલતા દર્શક શબ્દને આ ઠરાવમાંથી કાઢી નાખો એવી આ સભાને અને પ્રમુખ મહાશયને મારી નમ્ર સુચના છે.

આ સુચના સાથે ઠરાવને હું અંતઃકરણપૂર્વક અનુમોદન આપું છું અને આશા રાખું છું કે આ ભવ્ય બલિદાનના પરિણામરૂપે જ્વલંત આર્યત્વ પૃથ્વીપર નિર્ભયપણે વીચરશે.





# ભુલ્યો

લેખક :

સૌ. જયમનગૌરી વ્યો. પાઠકજી

---

ભુલ્યો પૂજ્ય અમૂલ્ય સ્નેહ ધરતા દૈવી પિતાને ભુલ્યો !
ભુલ્યો માત યશોમતી સમ ભલી વાત્સલ્યમૂર્તિ ભુલ્યો !
ભુલ્યો તું તરુ ને લતા વનતણાં, ભુલ્યો યમુના તીર ?
ભુલ્યો તું મટુકી અને મહી? અરે! ભુલી ગયો માખણ ? ૧

ભુલ્યો ગોપસખા સમાન વયના, ગોષ્ઠીય ભુલી ગયો ?
ભુલ્યો ધેનુ ચરાવવી? વળી સખા, શુ વાંસળીએ ભુલ્યો?
ભુલ્યો શું પ્રિય ગોપિકા પણુ? ભુલ્યો મીઠો નિશો સ્નેહનો?
ભુલ્યો રાસ રમેલ રાત્રિ પણ ને શું દાણલીલા ભુલ્યો ? ૨

ભુલ્યો એ સઘળુંજ તોય તુજથી રાધા ભુલાશે નહીં,
ધાર્યું એમ હ્રદે છતાં મુજ પરે, સંદેશ આવ્યો નહીં;
તારું કાળજું હો કઠોર પણ તે લોખંડ માન્યું નહીં,
રંગે શ્યામ છતાંય તું હ્રદયથી છે શ્યામ-જાણ્યું નહીં. ૩

હાવાં પત્ર લખું નહીં તુજ પરે સંકલ્પ એવો કર્યો,
છોડીને પ્રિયને ધરું પ્રભુ હ્રદે સંકલ્પ એવો કર્યો,
જોતું ના કદી કા'નના વદનને સંકલ્પ એવો કર્યો,
રોતું ના વિષપાન મિષ્ટ ગણું સંકલ્પ એવો કર્યો. ૪

સંકલ્પો મેં કીધા તોએ હૈયું છોડે નહીં તને;
આશા છે મૃત્યુ વેળાએ-જોઉં હું મુજ કા'નને. ૫



---

# મુંબાઈમાં એમ. સી. સી.




લેખક :

રા. ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા,

સભ્ય, સાહિત્ય સંસદ




૧

એક સંસ્કૃત વિવેચકે કહ્યું છે કે "કાવ્યોમાં નાટક રમ્ય, નાટકોમાં શકુન્તલા રમ્ય, શકુન્તલામાં ચોથો અંક રમ્ય, ચોથા અંકમાંએ ચાર શ્લોકો રમ્ય." એમ કોઈ રમતગમતનો શોખીન કહી શકે કે "રમતગમતમાં ક્રીકેટ શ્રેષ્ઠ, ક્રીકેટમાં ઇંગ્લંડ શ્રેષ્ઠ અને ઇંગ્લંડની ક્રીકેટમાં એ એમ. સી. સી. શ્રેષ્ઠ." એમ. સી. સી. એ "મેરીલ બોન ક્રીકેટ કલબ" ના પ્રથમાક્ષર. "મેરીલ બોન ક્રીકેટ કલબ" ના મેમ્બર થવું એ કોઇ પણ ક્રીકેટર માટે મોટામાં મોટું માન, અને એટલેથીજ ન અટકતાં એમ મનાય છે કે એમ. સી. સી. ટીમ કોઇ પણ ટીમ સાથે રમવા હા પાડે એટલે એમ. સી. સી. નો એ ટીમ ઉપર મોટો ઉપકાર. એ તે એમ. સી. સી.



મી. નાઇડુ.

ની પ્રતિષ્ઠા.

ઇંગ્લંડ વ્યાપારઉદ્યોગમા એક અગ્રેસર દેશ છે એ કોઇથી ના પડાય તેમ નથી. અને અંગ્રેજો દુકાનદારોની પ્રજા A nati n f sho, keepers–છે એનીએ કોઇથી ના પડાય તેમ નથી. પરંતુ દુકાનદારો તો દુનીઆમા બધેએ હોય છે. તેમનામા અને અગ્રેજોમા ભેદ છે. અંગ્રેજો દુકાનદારો છે ખરા પણ ફક્ત દુકાનદારો નથી દુકાનદારીમા અગ્રેજોની દુનીઆ ખલાસ થઇ જતી નથી અંગ્રેજો એટલે રાજ્યકાર્યના–politics ના રસીઆને રમતગમત–sport –ના રંગીઆ. પોતાના વ્યાપારઉદ્યોગો જગતમા જમાવવા જેમ અગ્રેજો તત્પર રહે છે તેમ રાજ્યકાર્યમા અને રમતગમતમા પણ જગતની પ્રજાઓની પક્તિમા પ્રથમ પદે રહેવા તેઓ સર્વસ્વ સમર્પે છે. અગ્રેજોમાં રાજ્યપુરૂષ––Politician થવું અને ખેલાડી––sportsman––થવું એટલે લોકપ્રિય થવું. અનેક મહત્વાકાક્ષી પુરુષો રાજ્યકાર્યમા તથા રમતગમતમા પ્રથમ આવવું એને જીવનનુ મોટામા મોટુ માન અને સાફલ્ય માને છે. અગ્રેજોના જીવનમા રાજ્યકાર્યનું અને રમતગમતનુ સ્થાન જેઓ સમજતા નથી તેઓ અગ્રેજોને ખરેખરા સમજતા નથી.

એક વધુ બાબત. બ્રીટીશ સામ્રાજ્ય એ એક અજબ ચીજ છે. એનું ખરું રહસ્ય 'સમજવુ અને આશ્ચર્યચકિત ન થવું એ એકસરેનાનની હદ છે. એ બ્રીટીશ સામ્રાજ્યને એકત્રિત રાખવા જે સાધનો યોજાય છે તેમા સામ્રાજ્યના જુદા જુદા અગો વચ્ચે રમતગમતનો સંબંધ બાધવો એ પણ મુખ્ય સાધન ગણાય છે એમ. સી. સી. ના કેપ્ટન મી. ગીલીગને મુંબાઇની મુલાકાતના સ્મારક ગ્રન્થ માટે મોકલેલો સદેશ રમતગમતનુ એ સામ્રાજ્યકાર્ય ( imperial



એમ. સી સી. ના કેપ્ટન મી. ગીલીગન.

function ) સ્પષ્ટ કરે છે. સામ્રાજ્યના ભિન્ન ભિન્ન અગો વચ્ચે રમાતી ટેસ્ટ મેચો એ સ્તુત્ય સ્પર્ધાનીજ નહીં, પરતુ સામ્રાજ્યની એકતાની પોષક છે.

૨

એમ કહેવાય છે કે राजा कालस्य कारणम्। રાજા કાલનુ કારણ છે અગ્રેજો રાજા બન્યા એટલે હીંદના લોકો તેમનુ અનુકરણ કરે એ સ્વાભાવિક છે જે જે દિશાઓ રાજ્ય કરનારી પ્રજા સ્વીકારેતે તે દિશાઓ જેમના ઉપર રાજ્ય થાય છે તે પ્રજાઓ અનુસરે એ સમજી શકાય એવી બાબત છે તે નિયમે અગ્રેજોનુ જોઇને હીંદીઓ પણ ક્રીકેટ રમતા થયા છે રમતગમતનુ સામાન્યત અને ક્રીકેટનુ વિશેષત જે સ્થાન ઇગ્લાંડમા છે તે તો અત્ર કયાથી હોય ? પરતુ હીંદમાએ ક્રીકેટ અગત્યનુ સ્થાન ભોગવે છે અને તેમાએ અગ્રેજોના જીવનને વધારેમા વધારે ઝીલનાર મુબાઇમ તો ક્રીકેટ એ પ્રજાના આવેશનુ નહી તો અનુરાગનુ પાત્ર તો છેજ ક્રીકેટની રમતમા મુબાઇનુ નામ મશહુર છે, અને સદ્‌ભાગ્યની વાત છે કે મુંબાઇએ એમ સી સી સાથેની મેચોમા સાબીત કરી બતાવ્યું છે કે મુબાઇ પોતાની પ્રતિષ્ઠાનું' માચુ અધિકારી છે

મુબઇમા એમ સી સી એ દરે કુલ પાચ મેચો રમી. પહેલી મેચ છેલ્લી ક્વૉડ્રૅગ્યુલર મેચની જીતનારી હીંદુ ટીમ સાથે તે રમી તેમા હીંદુઓની જે ખ્યાતિ એમ સી સી એ સાભળી હતી તે ખ્યાતિને પુષ્ટિ મળે એવી રમત હીંદુઓએ બતાવી એ મેચ જેમણે જોઇ હશે તેઓ હીંદુ બેટ્સમેન નાઇડુની આશ્ચર્યકારક રમતથી સાનન્દાશ્ચર્ય પામ્યા વિના ભાગ્યેજ રહ્યા હશે. એમ સી સી ના કેપ્ટન મી ગીલીગને સ્વીકાર્યું હતુ કે નાઇડુ દુનીઆના ઉત્તમ બેટ્સમેન માના એક છે બેટીગ, બોલીંગ અને ફીલ્ડીંગ ત્રણેમા હીંદુઓએ બતાવ્યુ કે તેઓ એમ સી. સી થી છેક ઉતરે એવા નથી વિગતો માટે તો દૈનિક પત્રોમાના સવિસ્તર વૃત્તાત વાચવા જોઇએ, પરતુ એકદરે એમ કહી શકાય કે હીંદુઓએ પ્રથમ મેચમાજ પોતાનો હાથ એમ સી સી. ને દેખાડી પોતાની ખ્યાતિ ખરી પાડી. બીજી મેચ અગ્રેજો તથા પારસીઓની મયુક્ત ટીમ સાથે અને ત્રીજી મેચ હીંદુઓ તથા મુસલમાનોની મયુક્ત ટીમ સાથે રમાઈ તેબને મેચોમા એમ સી સી વધારે ફાવી પહેલી ત્રણ મેચો બબ્બે દિવસની હતી ચોથી મેચ આખા મુબાઇ ઇલાકાની–પ્રેસીડન્સી ટીમની–સાથે રમાઇ હતી તેમા તો એમ. સી સી ટીમે ભારે ઝપાટો માર્યો અને મુબાઇ ઇલાકાની ટીમને સખત હાર આપી પાચમી અને છેલ્લી મેચ ઓલ ઇંડીઆ ટીમ સાથે રમાઇ તે મેચ



મી વઝીર્ અલી

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૮૭ ]





ગુજરાત કળા પ્રદર્શન: શિક્ષણ વિભાગના કેટલાક નમુના.




# ગુજરાત કળા પ્રદર્શન

લેખક:
બહેન જ્યોત્સ્ના શુક્લ

મનુષ્યજીવનને કળા સાથે ઘણો નિકટનો સંબંધ છે. કળા અને જીવન એ બેઉને એકએકથી છૂટાં પાડી શકાય એમ નથી. 'જીવનમાં કળાને ક્યાં સ્થાન છે?' એમ કોઈ પુછે તો તેનો એકજ ઉત્તર આપી શકાય કે "જીવનમાં કળા નથી તો બીજું છે પણ શું?" આપણે સમજી શકીએ કે ન સમજી શકીએ પણ આપણા જીવન સાથે કળા એવી ગુથાઇ ગએલી છે. એને સમજવાનો પ્રયત્ન કરવો, એના પર પથરાયલો કચરો દૂર કરવો અને એના રમ્ય દર્શનથી જીવનને સોહામણું બનાવવું એ આવાં પ્રદર્શનોનો મુખ્ય હેતુ હોય છે.

આ હેતુ લક્ષમાં લઇનેજ સુરત પ્રદર્શનના કાર્યવાહકોએ ગુજરાતની ઓજસભરી પ્રાચીન-કળાને પ્રદર્શનમાં અગત્યનું સ્થાન આપ્યું હતું. પ્રદર્શનના મકાન આગળના નાનકડા ચોગાનમાં પ્રદર્શનને અંગે એક રળીઆમણો બાગ બનાવ્યો હતો. એમાં થઇને પ્રાચીન વિભાગના માળ ઉપર જઇએ એટલે એક વિશાલ ખંડમાં અનેક નાની મોટી વસ્તુઓનો સંગ્રહ નજરે પડતો હતો. ખંડમાં દાખલ થઇએ એટલે પહેલી નજર એક લાકડાના અતિ બારીક કોતરકામ-વાળા પડદા તરફ જતી. કહે છે કે એ પડદો સુરતના એક ગરીબ કારીગરે બનાવ્યો છે. એ પડદાની સામેજ લાકડાનો ઝીણા ચિત્રકામવાળો હીંડોળો હતો. તેની આસપાસની ભીંત ઉપર જુના વખતના ચિત્રકામવાળી પીછવઇઓ હતી. અસલના લોકો જબરા હતા. એમ લાગે છે કે એ લોકો વાતો થોડી કરતા, ને વાતો કરતા તે કોઇને બતાવવા માટે નહીં પણ અંતરની પ્રેરણાથી–કુદરતી શોખને સંતોષવાને માટેજ કરતા; તેથીજ એ લોકો જે કરતા તે આજની આપણી દૃષ્ટિને જુનું લાગે પણ એમના અંતરના ભાવ એમના કાર્યમાં એ લોકો ઉતારી શકતા.

એક જગ્યાએ પીત્તળના અને બીજી ધાતુના કળશીઆ અને મૂર્તિઓ તથા બીદરી કામના ચંબુ, શીરોઇ વગેરે હતું. કળશીઆ પર જાણે તાજાં ખીલેલાં કમળફુલમાંથી નીકળી આવ્યો હોય એવું નકશીકામ હતું. એજ જગ્યાએ જરાક ઉંચે નજર કરતાંજ પેલાં ભાતભાતનાં વેલબુટ્ટાવાળાં અંબરો, કસબી સાડીઓ, કીન-ખાબ, કીનખાબના કબજા ને ચોળીઓ, કારચોબી ભરતના રુમાલ, કંઠા ને કોર, મોર, પોપટ ને ફુલપાતરાંની તરેહવાળાં કસબનાં મોળીઆં ને સાડીની કોરો એ બધા આપણા કળા વૈભવની ઝાંખી કરાવતા અણમુલા

નમુનાઓ દષ્ટિએ પડતા હતા. એમાં મીસીસ ઝીણાને ત્યાંનો પણ સુંદર સંગ્રહ હતો.

બીજી તરફ વિવિધ ભાતનાં પટોળાંનાં લુગડાં અને ટેબલ પર પાથરવાના રુમાલો, હાથ ભરતનાં સુતરાઉ લુગડાં અને ખીરોદક હતાં. ખીરોદક એ બહુ સુંદર વસ્તુ છે. ઘટ્ટ રેશમી કપડા પર રંગીન રેશમથી વેલ, બુટ્ટા અને જુદી જુદી મનગમતી તરેહનું ભરતકામ કર્યું હોય તેને ખીરોદક કહે છે. લગભગ પચાસ વર્ષ પર ગુંજરાતમાં એ કામ બહુ સુંદર થતું અને લોકો એ કપડાંનો સારો સત્કાર કરતા. આપણી સ્ત્રીઓ પણ એવા નમુના જાતે તૈઆર કરતી. હજી કોઇ કોઇકના ઘરમાંથી પોતાની મા કે દાદીએ ભરેલા એવા સુંદર નમુના નીકળે છે. પણ આપણી દષ્ટિ બદલાઇ અને એ બધું આંખે જોતાં પણ કમકમાં આવવા લાગ્યાં એટલે એ આપણા જીવનમાંથી પણ એ દૂર થયાં.

એક બહેન પ્રદર્શન જોવા આવ્યાં હશે. એઓ ખાદી ભકત છે. પણ શરીરે ખાદી ધારણ કરે એટલાં બધાં માણસો દેશી કળાનું કે સંસ્કૃતિનું મહત્વ સમજી શકે એવી આશા ન રાખી શકાય. સુસંસ્કૃત ઘરોમાં અને રાજારજવાડાઓમાં શોભે એવાં પેલાં અમ્બરો અને કીનખાબ એમને બતાવ્યાં ત્યારે કટાણું મોં કરીને એમણે કહ્યું: "આવું હવે તો ઘાંચી ગોલાં પહેરે છે, સારા લોક તો કોઇ ન પહેરે." આવું સાંભળું છું ત્યારે મને હસવું આવે છે. દેશની કળા ને સંસ્કૃતિ ઘાંચી ગોલાઓ સાચવી શકતા હોય તો એમને સમાજમાં ખરેખર સાથી ઉંચુ સ્થાન મળવું જોઇએ. આજ નિયમ આપણાં કપડાંની પસંદગી, આપણા રોજના જીવનમાં ઉપયોગી થતી વસ્તુઓની પસંદગી ઇત્યાદિ દરેક વિષયને લાગુ પડે છે, પણ અહીં એ બધું લાંબું વિવેચન નકામું છે.

આજ વિભાગમાં કસબનો ગાલીચો, લાકડા પર મીનાકામ વાળું મેજરું, નકશીદાર હાથાની કટારીઓ, ચાંદીના અને લાકડાંના રથ, જુનાં વાજીંત્રો, હસ્તલિખિત તાડપત્રો અને હાથીદાંતનાં પાનાં વગેરે હતું.

એક પાસ વડોદરા મ્યુઝીયમમાંથી પ્રદર્શન માટે આવેલી વસ્તુઓ હતી. એમાં હાથીદાંતનો હાથી, વીસનગરનાં રમકડાં, સંખેડાનાં રમકડાં, લાકડાપરની તેલ પેઇન્ટીંગની છબીઓ, ચામડા પર મીનાકામવાળી રૂપી, કીનખાબ, ગાલીચા વગેરે ઘણા સારા નમુના હતા.

ચિત્રોના મુખ્યત્વે ત્રણ વિભાગ પાડી શકાય: જુનાં ચિત્રો, નવાં ચિત્રો, અને સ્થાપત્યનાં ચિત્રો. એ બધાનું અહીં સામટુંજ વિવેચન કરવું ઠીક પડશે. જુનાં ચિત્રોમાં વડોદરા મ્યુઝીયમનાં ચાર પાંચ સુંદર ચિત્રો, રા. કલ્યાણજી મહેતાના સગ્રહમાંનાં ચિત્રો તથા રા. ઝાંબેકરનાં શિવ લીલામૃતનાં ચિત્રો સારું ધ્યાન ખેંચતાં હતાં. વડોદરાનાં ચિત્રોમાં જે રેખાની કોમળતા, આકૃતિની મનોહરતા તથા રંગની સુંદર મીલાવટ જણાતી તે રા. કલ્યાણજી કે રા. ઝાંબેકરનાં ચિત્રોમાં ઓછી જણાતી. પણ તેમ રા. ઝાંબેકરનાં ચિત્રોમાં પાશ્ચાત્ય કળાની અસરને લઇને અંતરપ્રમાણ (Perspective) સારું જળવાયું હતું. વળી કપડાં પર કરેલી અજન્ટાનાં ચિત્રોની અનુકૃતિઓ તેમાંની રેખાઓની સરળતાને લીધે, તથા જયપુરની પીછવઇઓ રંગની સુંદર મીલાવટ તથા ભાવનાની ઉત્તમતાને લીધે જોનારના મનને મુગ્ધ કરતાં હતાં.

નવીન ચિત્રોમાં કેટલાંક સારાં હતાં, કેટલાંક ઉગતા ચિત્રકારોનાં હતાં, કેટલાંક છેક નીરાશા ઉત્પન્ન કરે એવાં હતાં. એમાં રા. ગગનેન્દ્રનાથ ટાગોરના પુત્રનું ચિત્ર રંગની



અજન્ટાનાં ચિત્રોની અનુકૃતિઓ

ખરી સુંદરતા સમજવાની આપણે ગુમાવેલી શક્તિને જાગ્રત કરતુ હતુ, ને તેની જોડેજ મુકેલું રા. અહિવાસીનું 'ગંધર્વ'નુ ચિત્ર સુંદર કલ્પનાને કુમળી રેખાઓ તથા અનુરૂપ રંગોમાં ઉતારવાના સફળ પ્રયત્નનો નમુનો હતુ. રા. રાવનું 'લાઇફસ્ટડી' તથા રા રાવળનો 'પોલ રીશાર'નો 'કલર સ્કેચ' પણ પ્રશસનીય હતાં. રા. રાવળની અજન્ટાની અનુકૃતિઓને પુરાતન વિભાગમાં મુકેલી કોઇ અજ્ઞાત ચિત્રકારની એજ ચિત્રોની અનુકૃતિઓ સાથે સરખાવતાં આપણા ચિત્રકારોનો રેખાપરનો કાબુ વખતના વહેવા સાથે કેટલો ઓછો થયો છે તેનુ ભાન થતું હતુ. બીજાં પણ કેટલાંક સારા ચિત્રો હતાં જે બધાનું અહીં વિવેચન કરવુ અશક્ય છે

સ્થાપત્યનાં ચિત્રો તથા નકશાઓ અર્ધ હીંદી તથા અર્ધ પરદેશી ઘાટઘુટના મકાનોના નમુના રજુ કરતાં હતાં. કેટલાક પુરાણાં મકાનોના 'Scale Drawings' (માપ પ્રમાણે દોરેલાં ચિત્રો) મનોહર હતા.

આજના ચિત્રકારો અને સચિત્ર માસિકોના સંચાલકો જુનાં ચિત્રોમાં અને આજના ચિત્રોમાં શો ફેર છે એ પારખતાં શીખે તો ચિત્રકળાની દેવી એમના પર જરુર પ્રસન્ન થાય.

ગેલેરીમાં કળાને લગતાં કેટલાંક પુસ્તકો; શેતરંજી, ગાલીચા વગેરેના નમુનાના છાપેલાં ચિત્રો, કસબી જામાઓ અને ઝીક કમખના કેટલાક બીજા નમુના હતા નીચે ઓટલા પર સુરતના 'અનાથ બાળાશ્રમ'ની ગાલીચા વણવાની સાળ હતી, કોઇ કોઇ વાર એ સાળ પર છોકરાઓ કામ પણ કરી બતાવતા હતા.

ત્યાથી પાછા બાગમાં ઉતરીને એક સુંદર કોતરકામવાળા મીનાકારી મકાનમા થઇને અર્વાચીન વિભાગમા જવાનો રસ્તો હતો ત્યા ઓટલા પર મી. મટાટોના યુવાન પુત્રે બનાવેલું 'પનીહારી'નુ પેલું સુંદર પુતળુ ઉભું હતુ એ પુતળા પર કૈંકૈં ટીકાઓ થઇ છે, પણ એ બધી નિરર્થક છે એ વાત ધ્યાનથી અને પ્રમાણિકપણે જોનાર દરેક માણસ સમજી શકે છે. અમુક એક કૃતિ આપણે બનાવી હોય તો સારી અને તેવીજ—કદાચ તેથી ચડતા પ્રકારની પણ બીજા કોઇ બનાવે તો ખોટી, એ ટુંકી દૃષ્ટિને લીધેજ આપણે ખાબોચીઆમાથી બહાર નીકળી શકતા નથી અને સારું શોધી શકતા નથી

ઉપલા માળ પર જાતજાતના ઘણા નમુના હતા. તેમાં ધરમપુરના અને ગોંડળનાં પ્લાસ્ટર

ઑફ પેરીસનાં રમકડાં, સંખેડાનાં રંગીન ચિત્રામણવાળા લાકડાના જુદાજુદા આકારનાં વાસણો, પીત્તળનાં અને માટીનાં રમકડાં અને વાસણો, ચાંદીનો-ફુવારો, ચાંદીના મહાદેવ, સુખડની પેટીઓ, સીપની રકાબીઓ, હાથી-દાંત પર કોતરેલું આખું રામાયણ, રંગીન નાના મોટા ગાલીચા, મીનાકામનો ખાટલો અને ઘોડીઉં, કુંજા, ધુપદાન, ગુલાબદાની વગેરે નમુનાઓ ઘર શોભાવે એવા સુંદર હતા. જેમણે આ બધી સુંદર વસ્તુઓ ધ્યાનથી જોઇ હોય તેઓ હવે પછી પોતાના ઘર-ના ઉપયોગને માટે કે શણગારને માટે કોઇ વસ્તુ ખરીદ કરવા જાય ત્યારે ગુજરાતની કળાના આ સુંદર નમુનાઓને ભુલી નહીં જાય એ આશા અસ્થાને નથી.

એ પછીના ખંડમાં સ્ત્રી વિભાગ હતો. ગુજરાતનાં ઘરોમાં ગુજરાતીપણું સાધારણ રીતે સ્ત્રીઓમાં વધારે જળવાઇ રહ્યું છે. છતાં પણ ચુંદડી, પટોળાં, અમ્મર ને કીનખાબ છોડીને હોજરીનાં, જ્યોર્જેટ ને વાયલ તરફ જેવો મોહ એમને થયો છે, તેવોજ મોહ એમની કળાકૃતિઓ-ના નમુનાઓમાં પણ જણાય છે. ભરતકામ એમણે લગભગ છોડયુંજ છે. કેનવાસ પર ઉનનું ભરતકામ કરતાં એમને કંટાળો આવે છે, પણ નેટના કપડાં પર સફેત દોરાથી કે રેશમથી આછી આછી તરેહ કાઢવી એમને બહુ ગમે છે. 'ટેબલ કલોથ'ને નામે ઓળખાતા દોરાના નાના મોટા રુમાલ ગુંથીને ખુરશી ટેબલ પર બીછાવી દીધા એટલે ગૃહશણગાર પુરો થાય છે. કવચિત રેશમની કે ઝીકની દોર, ઉનનાં ઝભલાં કે મોજાં, એવું એવું કોઇ કરે છે પણ તેમાંએ તરેહ અને રંગની મીલાવટમાં ગુજરાતીપણું ઓછું હોય છે. ડાકટર નાયક પ્રદર્શન જોવા આવ્યા હશે. એક બહેને એમને સંજેલી દરબારમાંથી આવેલો સુંદર ભરતકામવાળો રેશમી ચણીઓ બતાવ્યો. એમણે એ જોયો, વખાણ્યો અને પછી કહે છેઃ "આ તો બહુ સુંદર વસ્તુ છે, પણ હમણાના નમુનાઓમાં આવું કેટલું છે તે બતાવો; આવું ભરતકામ હવે કરે કોણ અને પહેરે કોણ?" એમની વાત સાચી હતી. આખા સ્ત્રી વિભાગમાં એવા નમુના માત્ર ત્રણ કે ચાર હતા, અને તે પણ નમુના તરીકેજ. એ સીવાય કપડા પર પેન પેઇન્ટીંગના, કપડાંના તાર કાઢીને પાડેલી જાળીવાળા રુમાલ, ક્રીડીઆંના નમુના વગેરે સારા નમુના હતા. બાકી તો કન્યાશાળાઓમાં પણ ગુજરાતની દૃષ્ટિએ લલિતકળાનું શિક્ષણ આપવાનો પ્રયત્ન પણ થતો નથી એમ સખેદ લખવું પડે છે.

ચિત્રોમાં કંઇક પ્રયત્ન થાય છે પણ તે પણ નકલ કરવા પુરતોજ. એકાદ સુંદર દૃષ્ય જોઇ તેને આપમેળે ચિત્રમાં ઉતારવાનો કે કલ્પનાજનિત ચિત્રો દોરવાનો યત્ન ભાગ્યેજ કોઇ કરે છે.

પ્રદર્શનને અંગે સ્ત્રીઓના સાથીઆની હરીફાઇ રાખી હતી. લલિતકળામાં સાથીઆનું સ્થાન બહુ ઉંચું છે, અને રસિક સુરતની બહેનો બીજા સ્થળો કરતાં એ કળામાં વધારે પ્રવીણ છે. સુરતના સાથીઆ જેવા સાથીઆ હું ધારું છું ત્યાં સુધી બીજે કયાંય હોતા નથી. સુરત બહારના લોકોએ એ કળા જોવી હોય તો દીવાળીના દિવસોમાં સુરતની મુલાકાત લઇ એની શેરીઓમાં ફરવું જોઇએ. પણ હરીફાઇ વખતે સારી જગ્યાના અને વખતના અભાવે બહુ સારા સાથીઆ પુરાયા નહોતા. સાથીઆના રંગોની પસંદગીમાં કેટલીક બહેનો ઇંગ્લીશ રંગ તરફ દોરતી જાય છે એને લીધે સાથીઆની તરેહ સ્પષ્ટ ખીલી નથી આવતી. સાથીઆ એ પણ કળા છે, માત્ર શુકન નથી. એટલે દીવાળીના દિવસો સીવાય પણ નવરાશના

વખતે એ કળા વધારે ખીલવવાનો પ્રયાસ ચાલુ રહે તો અનુભવે નવુ શીખાય, ઘર દીપી રહે, અને એવી પ્રવૃત્તિથી ચિત્ત પણ પ્રફુલ્લ થાય

સ્ત્રી વિભાગ પછીના બે ખંડમાં શિક્ષણ વિભાગ હતો એ વિભાગમા કાર્ડબોર્ડના જુદા જુદા નમુના અને તેના પરનુ વિવિધ તરેહનુ કોતરકામ ખાસ વખાણવા લાયક હતું એ વિદ્યાર્થીઓ કાર્ડબોર્ડ કોતરીને અને તેના નમુનાઓ બનાવીને બેસી ન રહેતાં એવી કળાઓમા વિશેષ ધ્યાન આપી પ્રવીણ થાય અને એ કળાને વધારે ખીલવે તો આવા પ્રયાસનું સુદર પરિણામ આણી શકાય.

ગુજરાતના ઘરોમા થોડા વર્ષ પૂર્વે કેવી બેઠકો હોતી, ગૃહશણગારમા ક્યા સાધનોનો ઉપયોગ થતો, એ સાધનોમાં કેવી કારીગીરીઓ થતી એ બધાનો કૈંક ખરો પણ ખ્યાલ આપી શકાય એ હેતુથી એક નાનકડા ખંડને ગુજરાતી ઢબ પ્રમાણે ગોઠવ્યો હતો. એમા લાકડાનુ કોતરેલુ સિહાસન, રંગીન હીંચકો અને તેની રમકડાંવાળી સાકળ, ચદરવો, અમદાવાદના વિદ્યાપીઠમાથી આવેલો કસબના ભરતવાળો ચામડાનો ગાલીચો અને પીત્તળના વરણો મૂર્તિઓ ને દીવીઓ બહુ સુદર હતા ગુજરાતની કળાનો સુંદર નમુનો રજુ કરતુ અહીં બીજુ એક લુગડુ હતુ કાળા કોર પાથરવાળા



લાકડાનો કોતરેલો પડદો

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૮૯]




લેખક:
અધ્યાપક મંજુલાલ જમનારામ દવે
સભ્ય, સાહિત્ય સંસદ.

---

૧

આરે મિત્ર! મારો શોક નિરવધિ છે. તોફાની આકાશ ગર્જે છે, પૃથ્વી પર રેલમ છેલ થઇ રહેલ છે,-પણ તે દૂર-અતિદૂર છે, ને અંતર મારું અતિ વ્યથિત છે.

મયૂરો નર્તે છે, ને કલા કરે છે.

અંધારઘેરી રાત્રિમા ટૂંક ટૂંક વિદ્યુત-ચમકાર ચમકે છે.

હાય, તેના વિના દિવસ ને રાત્રિ શેં પસાર થાય ?

૨

પ્રભાત મારું પાધરું ઉગ્યું, કે તેનાં પરમ દર્શન લાધ્યાં. આકાશ આનંદનિર્ઝર હતું, ને મારું જીવન એ બરછક ભરાઇ રહ્યું.

આજ મારું ઘર સાચે સાચું ઘર બન્યું. ને મારું અંગ તથા મારા આત્મન્ સાચે સાચાં મારાં થયાં.

ભાગ્ય આજ મારો મિત્ર નીવડ્યું ને શંકા મારી સમુળી ભાગી ગઇ.

પંખીડાં, રુડલાં અંધારતમ ગીત ગાઇ રહો! ચંદ્રરાજ, સારી એ તમારી રસસુંદર કૌમુદી વર્ષી રહો!

હું તો હવાં તેજ ક્ષણની પ્રતીક્ષા કરી રહેલ છું, જે કાળે તેના સ્પર્શ વડે મારું અંગાંગ સમસ્ત સુવર્ણ બની રહે.

કવિ કહે છે ધન્ય છે તારી પ્રીતિને કે અતીવ સદ્ભાગ્ય આમ તને સહેજે પ્રાપ્ત થયું.

૩

તે જે ધુળ પર ચાલે છે તેમાં મારું અંગ મને વિલીનતું અનુભવાય છે.

તે જે સરવરીઆમાં સ્નાન કરે છે તે જલ સંગે હું એક થઇ રહું છું.

ઓ મિત્ર, મારો પ્રેમ મૃત્યુની મર્યાદા ઓળંગે છે, ને તેને ભેટે છે.

---

* આ બાઉલ કવિઓ અને તેમનાં ગીતો વીશે રવિબાબુની Creative Unity જુઓ: પા. ૭૩-૯૦

અંતર મુજ પ્રકાશ ભરપુર છે, જ્યાં તેનુંજ રસમુખ પ્રતિબિંબિત થઇ રહેલ છે.

શીતલ વાયુની લહરી સંગે જ્યારે તે સુમધુર નિજ યોગની આમંત્રણા પાઠવી રહે છે, ત્યારે તે મંગલમધુર મૂર્તિનાં પ્રગટ દર્શનની વાંચ્છના ધરતો વાતાવરણુ સંધુંએ હું ખુંધી વળું છું. ને જ્યાં જ્યાં તે પ્રવર્તે છે ત્યાં ત્યાં આકાશ સમો હું એ તેની સંગે ઘુમી રહું છું.

મારો-એનો યોગ કવિ કહે છે કે નંગકુંદનવત છે.

૪

પ્રિયતમે, નિત્ય હું તને મરાં નેત્રમાં સંગુપ્ત રાખીશ; મારી આનંદદોરી પર તારી પુણ્ય પ્રતિમા એક અનુત્તમ રત્ન સમી સદૈવ ગુંથી રાખીશ, ને મારે વક્ષસ્થલે તેને ઉંડરું હુલાવી રહીશ.

છેક નાનપણથી મારે હૈડે તારો પુનિતપ્રેમલ આવાસ સ્થપાઇ રહેલ છે—સમસ્ત યુવા ને સમસ્ત આયુષ્ય સુધી. જાગ્રત વા સ્વપ્નસ્થ ઉભયે મારી અવસ્થામાં જીવનપરજીવન તુ તો મારે અમુલખ આત્મ નિત્યની જડાએલજ છું.

હું તો એક પામર પૃથ્વીવાસી પ્રાણી છુ. ને અસંખ્ય મુજ ત્રુટિ માટ તને નીભાવી લેવા વીનવું છું. કારણ અનેકધા વિચારપરંપરાને અંતે મને ખાત્રી થઇ છે કે આ જગતમાં મારે માટ જે કૈં અવશિષ્ટ છે તે તારા પ્રત્યેનો મારો એક અનન્ય પ્રેમ છે. ને તારા સ્મૃતિવિસારની નાનકડી એક ક્ષણુ પણુ મારે માટ મૃત્યુ છે.

કવિ કહે છે આલોક-પરલોક જે તારી જ છે તેના પ્રત્યે મૃદુલ મંજુલ વર્તી રહે.

૫

"ફળ લ્યો, ફળ,"—બારણે એક બાઇની ધુમ મંભળાઇ; ને બાળક ઘર બહાર દોડી આવ્યું.

ટોપલીમાં મુઠી ચોખા નાખી તેણે કહ્યું: "ફળ મને દે."

ફળ વેચનારી તો તેનું મુખજ નીરખી રહી! ને આનંદ-અ વડે તેનાં નેત્ર છવાઇ ગયાં!

તેણે કહ્યું: "એવી તે કઇ માડીનો જાયો આ અજબ આકર્ષણવન્તો સુકુમાર બાળક છે?"

કવિ કહે છે: "હે, હે, તેને ફળ દઇ રહે, ને સાથે તારું જીવન-સર્વસ્વ પણ."

# ઉદ્યોગ કલા અને કેળવણી

લેખક: રા. રવિશંકર મહાશંકર રાવળ



અમદાવાદની કારીગરી

ઉદ્યોગ અને કલાને નિકટનો સંબંધ છે. કારીગર મહેનતને સંસ્કારે ત્યારે કલાની કૃતિ નીપજે છે. માત્ર લાકડાં ફાડવાથી કે ખાણમાંથી લોઢું કાઢવાથી કલા નથી થતી. તે પદાર્થને ઘડીઘડીને કે છોલીછોલીને કોઇ કાલ્પનિક ઘાટમાં લાવવામાં આવે છે ત્યારે ઉપયોગી અને સુંદર બને છે.

બુદ્ધિમાનોનેજ? ( ખાસ ભણેલાઓનેજ ) ઉંચા દરો આપવાથી કારીગરીનો નાશ થયો છે–થતો જાય છે. *તે અટકાવવાનો એકજ માર્ગ છે કે બુદ્ધિમાનોએ સારી કારીગરી શીખી જગતના કારીગરોની હરીફાઇમાં ઉતરવું. કોઇ વિચારને, કોઇ કૃતિને સંપૂર્ણ મૂર્ત સ્વરૂપ આપનારાઓજ પ્રજાના નેતા છે વિચારને તેની સૂક્ષ્મ સ્થિતિમાંજ રહેવા ન દેતાં આંખ સામે અગર હાથમાં પકડી શકાય તેવા રૂપમાં લાવનારને અનેક શક્તિઓ ખીલવવી પડે છે. તે માટે તાલીમ લેવાને હાલના શિક્ષણમાં કોઇજ સ્થળે અવકાશ નથી. ભણેલા ગણેલા થઇ નવી ચીજોનો વપરાશ કરનાર થનારા કરતાં નવીન સ્થિતિ અનુસાર સામાન પુરો પાડનાર કારીગર દેશની વિશેષ સેવા કરી શકે છે. તે ન હોય તો ભણેલા ભાઇસાહેબો દેશના હુન્નર પર કંટાળી પરદેશને ખટાવવા એક પગે તૈયાર થઇ રહ્યા હોય છે.

સુંદર મકાનનું કે સુંદર બગીચાનું વર્ણન કરવાની કોઇ રસિકને ઊર્મિ થઇ આવે તો મુળ તે ઊર્મિ ઉભી કરવાને માલી કે સ્થપતિની મહેનતે ઉત્પન્ન કરેલી કલા કારણભૂત છે. સ્ત્રીપુરુષો જો સુંદર પોશાકથી વિશેષ દીપી ઉઠતાં હોય તો રંગારા અને ભરનારા સીવનારાની મહેનતને આભારી છે. આગ્રા, દીલ્હી કે કાશીનાં સ્વરૂપો મુસાફરને આકર્ષક બન્યાં હોય તો હજારો કારીગરોના હથોડા ટાંકણાંથી તે પરિણામ નીપજ્યું છે.

અશુદ્ધ રચનાવાળી કર્કશ વાણી કરતાંએ

કધાટા, કદરૂપા પદાર્થો, વસ્ત્રો, ઘરો, પુસ્તકો, ફર્નીચરોનું નિસદર્શન જીવનને વધારે કલેશકર થાય છે જીવનની જરુરની–ઉપયોગની સર્વ વસ્તુઓ સુદર અને ટકાઉ થાય, વાપરનારના ચિત્તમા ઉત્સાહ અને આનદ ભરે એવી ક્યારે થાય કે જ્યારે મુળ કારીગરમા પ્રથમ તે ગુણ પ્રગટ થાય તે માટે કારીગરના હાથ, આખ અને મનને કેળવવા જોઈએ મતનમ કે કારીગર બુદ્ધિમાન થવો જોઈએ પહેલાના સમયમા કારીગરને એક દિશામા તેની શક્તિઓ પૂર્ણાશે ખીલવવાને અવકાશ હતો બાલ્યાવસ્થાથીજ તેના પિતાને તે કામ કરતા નીરખતો વિવિધ ઓજારોના સ્વરૂપભેદ અને ઉપયોગ દૃષ્ટિથી જ શીખી લેતો અને તેને સહજ અનુકરણ કરવા વૃત્તિ થતી પરિણામે સહજ યત્ને તે કારીગર બની જતો સરકારે નોકરીની લાલચે કેંક બાપીકા ધધા અને હુન્નરોથી મુક્ત કર્યા અને માસ્તરો બનાવી દીધા અને ઘરમાના ઓજારો કાટથી ખવાઇ ગયા



કલાગેરાલનો નમુનો

અહીંના કારીગરો એક વખત અટક્યા એટલે પરપગની રીતભાતનો સદતર નાશ થયો અને ફરી તેમાથી પુનરુદ્ધારનો વિચાર થાય તે પહેલાં પરદેશે તેમના બધા સ્થાન ઘણી ઝડપે લઇ લીધા હવે તો કારીગરના દીકરાને પણ હાથમા હથોડી પકડતા શરમ આવે છે તેને પણ નેક–ટાઇ, કોલર, પાટલુન પહેરી ફરવા ઇચ્છા થાય છે માસ્તરો તો પહેલેથીજ મહેનત કરનાર વર્ગ તરફ કટાળાથી જોતા હતા ફળ એ આવ્યુ છે કે તેઓને પોતાના પગારો માથી મોટો ભાગ જીવનના સુખસગવડ મેળવવાને પરદેશને ભરવો પડે છે અને એનુ દ્રવ્ય આ દેશના કારીગરને ન મળતા દેશ ધનહીન થતો જાય છે

આ નવા ગયુમા શાળાઓ જાતિભેદ વિના સૌને એકસરખી કેળવણી આપનાથી પ્રથા ચાલે છે અને તેમા વ્યાકરણ, ગણિત એટલે કે ભાષા અને ગણિત તથા નહીં જેવા ઇતિહાસ સીવાય એક પણ વસ્તુ વિશેષ શીખવાતી નથી

ડ્રોઇંગ થોડાં વર્ષોથી વધ્યું છે પણ તેનો ઉપયોગ માત્ર કંટાળાભરી આકૃતિઓ પરાણે કાઢવા સીવાય વિદ્યાર્થીઓને કદી કરતાં આવડયો નથી. આમાં આલેખનના શિક્ષકો પણ દોષપાત્ર છે. કોરણી કરનારા, માપનારા, કાપનારા, ભરત ભરનારા ઘાટો ઘડનારા દરેકને પ્રથમ તેનું ચિત્ર મનમાં ઉભું કરવું પડે છે પણ કાગળ પરની રેખાને ધાતુ માટી કે લાકડાના ઘાટો જોડે શો સંબંધ છે, શી સાંકળ છે તે સ્પષ્ટ રીતે સમજાવવાની રીત આપણી શાળાઓમાં ભાગ્યેજ કોઇ શિક્ષકો જાણતા હોય છે. બલ્કે આપણે એવું તો જોઇએ છીએ કે ઘણા વિદ્યાર્થીઓની નોટબુકોમાં આડાં ખાનાં પાડેલાં હોય, નામો બરાબર મધ્યમાં સુશોભિત રીતે લખેલાં ન હોય, પોતે પોતાની ચોપડી સહજ ફાટે તો પણ સરખી રીતે ચોડતાં ન આવડે, ગુંદરનો થપેડો લગાવી દે, ડાઘા પાડે, પેનસીલ પણ સરખી છોલી ન શકે કે ટેબલો પર સારી ગોઠવણ ન રાખે, ચિત્રો લટકાવવામાં પ્રમાણ ન સમજે, ઘરમાં ફર્નીચર ગોઠવી ન શકે, અભરાઇઓ પણ જડી ન શકે, એક ખીલી પણ સીધી ન ઠોકી શકે, છાપખાનાની ચોપડીઓની ટાઇટલ બેદરકારી રીતે ભરી દે, જગ્યાનાં માપો સાચવતાં ન આવડે, બારણા પર સારા અક્ષરે નામ પણ લખી ન શકે—આ તો બધી હરદમ વ્યવહારની સામાન્ય રીતો છે અને તેમાં પણ આપણા જુવાનો કેટલા કાચા અને અણઘડ જણાય છે તો પછી મહાલયોના કલ્પિત નકશા કરનાર, બગીચાની રચના કરનાર કે છાપાકલાની સર્વોત્તમ કૃતિ નીપજાવનાર કે કોરણીના નવા નમુનાઓ કરનાર માટે આપણે સ્વપ્નાંજ રહ્યાં.

હજારો ને લાખો બાળકોનાં જીવન દાસના શિક્ષણના સંચાપર પીલાઇ રહ્યાં છે પણ ભાગ્યેજ કોઇ વિચાર કરે છે કે આ દેશને હવે કયાં સુધી ગુમાસ્તાઓ, કારકુનો કે માસ્તરોની જરૂર છે. નામો ઘુંટનારા, ટાઇપ પટપટાવનારા અને નકલો લખનારા એટલા વધી પડ્યા છે કે હવે તેવા માણસો બનાવવાનું કારખાનું થોડો વખત બંધ રહે તો સારું; કારણ કે જેઓ એક વાર તેમાં પડી ચુકયા છે તેમનોજ સમાસ થતો નથી તો નવા બનાવીને નાખશો કયાં? હજુ આપણને સારા પ્રીન્ટરો, સારા બાઇન્ડરો, સારા ધાતુગાળનારાઓ, સારા વણાટકરનારાઓ, સારા રંગારાઓ, સારા કોરનારાઓની મોટી ખોટ છે. આપણા ઇજનેરો હજુ મકાન માટે યુરોપના શીખવેલા સંચાઓજ રહ્યા છે; અને એ દેશને યોગ્ય મકાનો, ઘાટો કે રચનાઓ કરવા શક્તિમાન થયા નથી. આ બધાનું મુળ કારણ ઘણી બાલ્ય અવસ્થામાંથી તેમના હાથ આંખ અને મન જોઇએ તે રીતે કેળવાયાં નથી અને તેઓ કોઇપણ ઔદ્યોગિક જીવનમાં પડવા તૈયાર નથી; અને પડ્યા પછી આખી જીંદગી સુધી અપકવ અને અણઘડ નકલીઓજ રહે છે. મતલબ કે તેઓની મહેનત પૂર્ણ સંસ્કાર પામીને કલાની કક્ષાએ પહોંચતી નથી. અને કલા વિના કલ્પના, સર્જન શક્તિ અથવા પ્રતિભાવાળાં કામો બનતાં નથી. દરેક બાળક વિશ્વકર્મા થવા સરજાએલો નથી હોતો પણ તેને જીવનમાં જે કાર્ય પ્રાપ્ત થાય તેને વધારે સારું, સુદ્દઢ અને વિશેષ ઉપયોગી કરવામાં કલા અને ઉદ્યોગનું શિક્ષણ ઘણુંજ જરુરનું છે. જીવનની પ્રભાતનો બાલકનો સમય બધો રોજના પાંચ કલાક ઘેર લેસન કરતાં, માત્ર આંકડા અને અક્ષરોની પાછળ વ્યતિત થાય તે કરતાં સૃષ્ટિરચનાના નિયમો જાણવામાં અગર

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૩૯૦ ]



# અરવિંદનાં આંસુ

લેખક :
રા. કુસુમાકર

[ અનુસંધાનઃ ગતાંક આશ્વિન પૃષ્ઠ ૭૦ થી ]

"કેવા વિરોધી તરંગ!" જ્યોતીને કહ્યું. "માત્ર વિરોધાભાસ" મેં સુધાર્યું; "અસાધ્ય રોગને તો આપણે વિનાશક ગણીએ છીએ ને? પ્રકૃતિ તદ્દન લથડે, તાકાત સર્વાંસે કમી થાય, શરીર નીચોવાઇ જાય ત્યારે તે પ્રમાણે ઘાતક રોગ ખરો ને?"

હવે પ્યારા! આ બધા ખ્યાલ માનસ વીશે કર્યા. હૃદયસ્થ ઉંડી ગમગીની; કટુતા, નિર્વેદ, ખેદ; વિષાદમય કલા કાન્તિમાં એકાંતવાસ; આ વિષમ સ્થિતિમાં મગજ ભમાવતા તર્કોના ચટકા; આ બધું કટક દળ એક અનિવાર્ય આવેશમાં પરિણામે, શાંત વિચાર શક્તિ ખોવરાવે, અને વિનાશની કાળ કરાલ ગુહામાં ભુસ્કો મરાવે જ સ્તો."

પ્યારા અરુ! મારો પ્રિય કલાપીનું દીલ એજ રંગે રંગાયું હતું. પ્રભુએ મને એવું વહેતું હૃદય અર્પ્યું હોત તો! પણ હાલ તો એ અશ્રુકવિની વાણી સુણાવું:—

"ના છે કાંઈ વિચાર, હેતુ નહીં કૈં ભેરી બની લાગણી,
ઇચ્છે છે મન આપઘાત કરવા, સુનું હસે છે વળી;
સ્વપ્નાં મેં કંઈ ગોઠવ્યાં પણ થઈ મૂર્તિ ન એકે ખડી,
રોવાનું મન થાય છે પણ ખરે આંસુય એકે નહીં."

પ્યારા! માગ્યાં આંસુએય મળે નહીં! અને તેએ કોને?

'આ હૈયું, આ શરીર પ્રભુએ આંસુડાનું ઘડયું છે' એ દર્દભર્યું ગાન ગાનારને! તમારું જગત તો જાણે છે ને 'બધાંએ બુલબુલોને તો પડી છે ટેવ રોવાની.' એ દરદીમારને આંસુએ ન મળે! એવા અશ્રુ-કવિનાં હૃદય તેં કદી ઉકેલ્યાં છે? સર્વ વિનાશને તે સુખે ભેટી શકે છે, માત્ર હૃદય મરુ ભૂમિ થાય એ એનાથી સહેવાતું નથી. સાંભળ,

પંડી વીજળી તે પડી સુખથી છો, બળું છું સુખે,
અનન્ત ભભુકા દહે, બહુ દહો, બળું છું સુખે;
ન દાઉ વસમો કદી, જીગર ખુમ ના પાડતું,
કઠિન બનજો નહીં હૃદય એજ ઇચ્છું, પ્રભુ![1]

તમો-સુજ્ઞ પુરુષો અમ સરખાંની આવી મનોદશા સમજો એ આશા આકાશકુસુમવત્; અને તમારા ઉપદેશ ઘુંટડા અમારે ગળે ઉતરે એ તમારી આશાએ એટલીજ આકાશકુસુમવત. તંદુરસ્ત પુરુષ બીમારને પોતાની તંદુરસ્તી અપી શકે? બાબરના હૃદય-સ્પર્શી અપવાદને હું ભુલતો નથી. ત્યારે, તમે પ્રજ્ઞો તમારી પ્રજ્ઞાનું દાન અમે બુલબુલો-રુદન પ્રેમી બુલબુલો, માનસના દર્દીઓ-ને શી રીતે દઇ શકો?"

જ્યોતીનને આમાં અતિવ્યાપ્તિનો દોષ ભાસ્યો. થોડાજ સમય ઉપર એક સુકોમળ બાળાએ જળ-શય્યા કરી હતી તેની મેં તેને યાદ આપી.

આ રહ્યો તેનો હુબહુ અહેવાલ. કથા કરુણ છે. એક હતી સુકોમળ સુંદરી; ગૃહ-જંજાળમાં તેનો આખો દહાડો ને અર્ધી રાત જતી; રોજને રોજ એનીએ એકજ ઘટમાળ. એજ દૈનિક ગરેડી—ચરઘટ્ટઘટિકા; પહો ફાટતાં ઉઠવું; દરાવું દળવું, પાણી ભરવું; કાંતવું ને પીંજવું, ગૃહકાર્યમાંથી પરવારી એકાદ આમતેમ લટાર મારવાનોએ વિનોદ એના નશીબમાં ક્યાંથી? વાર તહેવારે, સપરમે દહાડે, નવી સાડી ને નવું પોલકું પહેરી બહાર નીકળે તેએ દેવ-દર્શનાર્થેજસ્તો? તેના નાના હૃદયને ગામનાં નાનાંસુનાં ગપ્પાસપ્પાં રોકી રાખે; બીજા માટે એના હૃદયમાં સ્થાન હોયજ ક્યાંથી? આખરે રસોઇ બની; કોણ જાણે કેમ રસોર્મિઓ હૃદય-માં રમી રહી.

પ્યારા! એ ઘુંઘટવાળી હો! ઘુંઘટથી મેઘાચ્છાદિત કયે મુખડે કલ્પનાને ગલીપચી નથી કરી? એ ઘુંઘટ પાછળ તે પ્રભાતના પુનિત જ્યોતિહરો કે અમાવાસ્યાનો સનાતન અન્ધાર? એ ઘુંઘટ પાછળ આહ્લાદજનક ઉષા મલકતી હશે? તેએ કેવી વદન ઉષા?

સન્ત તન યૌવને રાતી હસુ આનંદ હું ન્હાતી;-
આનંદ કુસુમ વીણુતી દિવ્ય ઉપવનની માંહી,
ને કુસુમોએ વેરતી મર્ત્ય લોકમાં કાંઇ;
કુસુમ વેરું મનુજ લોકે સુખ સુગન્ધો ભરું થોકે,
કૃતિ એ ઉદારને યોગે મધુર ગાન હું રહું ગાતી.[2]

વા, એ ઘુંઘટપટ ખોલતાં સ્વાભાવિક ઉદ્દગાર નીકળી જાય:—

સલુણી સન્ધ્યા! રુડા રંગ તુજ કોમળ શોભે,
ઝીણી વિધવિધ છાય ધરતાં મનડું લોભે;[2]

વા, મિતાક્ષરીમાંજ કહું તો એ ઘુંઘટ પાછળ 'કૌમુદી મુદપ્રદા' હશે, આવી કલ્પનાની ગલીપચી કયા રસિકને નહીં થઇ હોય? ને પ્યારા! કદાચ કહેને એ ઘુંઘટ અનિલને અડપલે ખોલાયો તો તે પાછળ ગેબના ગુંબજ જેવો 'આત્માનો ઘુંઘટ' ખરોજને?!

પ્યારા! એકાદ યુવક અત્યારે માર્ગે ચઢ્યો. તે યુવકના નયન સમીપ આમ સૌંદર્યનો ફુવારો ઉડતો હોય! અને પેલી કીકી તો 'પોયણાંની પાંદડીશું પ્રફુલ્લતી હોય;' ને તેનાં 'કોક કોક કિરણ તો ખડ્ગને ઝબકારે ઝબકાતાં હોય;' ત્યારે તો અનાદિ કાળથી દુનીઆમાં જે બનતું આવ્યું છે તેજ બને ને?

પ્યારા! આપણા કવિ નાનાલાલ બહુના શબ્દમાં કહું તો 'ભયંકર'જ દીસે છે. તેના 'ભયંકર' શબ્દમાંજ હું વસ્તુસ્થિતિનું આલેખન કરીશ.

૧ કલાપી. ૨ નરસિંહરાવ.

"'સૌંદર્ય' આભૂષણોમાં નથી; હીરા મોતીમાં નથી; પણ શબ્દોમાંથી ઉછળતા અર્થની પેઠે, અંગોમાંના અર્થના ઉછળતા રસ–ફુવારામાં સૌંદર્ય છે એ પરમ સત્યની તે ઋચા અને પ્રતીતિ હતી."[1] બધું આમ હોય ત્યાં એ સર્જન –જુની કથા બનેજને ? બાપડીને પોતાનું નિત્ય –જીવન વિરસ બન્યું.. 'હૃદય–સમર્પણ' એ શું કહેવાય તે પુરું સમજ્યા વિના બાપડીએ હૈયું ખોઇ નાખ્યું, તેની આંખ આગળ મોહક ઇંદ્રજાળ ગોઠવાઇ ગઇ હતી ને તે વગર વિચાર્યે તેના ભુજ–દુર્ગમાં સપડાઇ ગઇ. કૈંક અનિર્વાચ્ય ઝંખનાએ તેનું હૃદય તલસતું હતુ; તેના નિરંતરના મધુકોશો તેના આત્માને આલંબન આપી રહ્યા. મીઠાં ચુંબનો, પરિરંભણો, ને પ્રણય–દર્શનોએ તેના આત્મામાં નિગૂઢ રહેલી રસૌત્સુક્યની વૃત્તિને સળવળાવી અને તેના હૃદયની માલેકી ખુંચવી લીધી. કલ્પનાના મોહક ઝાંખા વાતાવરણમાં તે બાપડી વિહરવા માંડી. તેની લાગણી અજબ માધુરીથી રંગાઇ ગઇ. એ રમેષણાના સ્વામીની ગોદમાં લપાતાં આખરે તેણે પોતાના રમ્યોજ્જ્વલ દેહનુંએ દાન દઈ દીધું.

પ્યારા ! એ 'પાપનિષ્પાપ', 'મલિન નિર્મલ' સુંદરીના હૃદય–મુકુરમાં એક દૃષ્ટિપાત ફેંક.

"શીદ ન રહી હું માધવીની વેલીની વેલી રે ?
શીદ દેહ ફરી માનવીની લઇ બની ઘેલી રે.
ભૃંગે લઇને માનવ દેહ પુંઠ મુજ લીધી રે;
તેણે પાઇ મેં તો સ્નેહ વિષ સુધા પીધી રે.
રહી હોત હું વેલી રૂપ, તો હસત કુસુમથી રે,
નવ પડત કલુષ ને કુપ રમતી રમતી રે.
ભંગ દેત કરી લે દંશ કુસુમ કળીમાં રે,
તોય થાત ન મારો ધ્વંસ ખીલત ઘડીમાં રે."[2]

પ્યારા ! આ કરણ ચીતાર તારી આંખ આગળ ધરી લાવ. તે માનવ–રાક્ષસે છેવટની ઘડીએ તેનો ત્યાગ કર્યો. મૂર્છા ખાતી, તમ્મર ખાતી તે વિનાશક શૃંગે ઉભે છે; તેના ચક્ષુને તિમિર ઘેરી રહે છે; તેને આશ્વાસ–અમીનાં સવ દ્વારો બંધ ભાસે છે. જેનામાં તેના જીવનો જીવ પરોવાય છે તેજ તેને તરછોડે છે! આસપાસ–ની વિશાલ દુનીઆમાં તેને કશું દેખાતું નથી. તેના હૃદય સુનકારને પુરે તેવું કૈં પણ તેને ભાસતું નથી. તેની પરિચ્છિન્ન દૃષ્ટિનો નિર્વેદ ગમે તેવા કઠિન હૃદયને વલોવી નાખે. આખી પૃથ્વીએ તેનો ત્યાગ કર્યો હોય તેમ તેને ભાસે છે. આ હૃદય–વિદારણ દશા તેને આંધળીભીંત કરી મુકે છે.

અને જ્યાં 'અંધાર ઉદધિ નૃત્ય કરી રહ્યો છે' ત્યાં તેના ઉદ્ગાર સાંભળ.

"મેઘ! ઓ તુજ પાડ માનું, વ્યોમ તેં ઢાંકી દીધું;
મુજ હૃદય જેવાં શ્યામ ઘનદળ પાથરી શુભ તે કીધું;
કોટિ નયની વેલી રજની જુવત આ મુજ કર્મને,
તો નયન એ બની કોટિ શર વીંધત ઉંડા મર્મને
તારલા! ઓ! એકલો તું ડોકીયું શીદને કરે?
ઘનપટલમાં કરી છિદ્ર તું મુજ હૃદય પણ વીંધે ખરે,
ઓ પિપા તુજ તેજથી શીકર ઉછાળી તરફના,
આ શ્યામ સિન્ધુ કરાલ હસતો કર્મને મુજ નિન્દતા."

અને તેના પાપની નિષ્પાપ મૂર્તિની તે જનેતાએ થઇ ચુકી હતી. એટલે ઉપરોક્ત ઉદ્ગારની મર્મવેધકતા તને હૃદયંગમ થતી હશેજ. ઘોર નૈરાશ્યથી ઉશ્કેરાઇ તેને સાગરમાં ઝંપલાવવાનુંજ રહ્યું. મૃત્યુની ભુજામાં તે તેના બાળક સાથે અંતિમ આશા ખોળે છે.

જ્યોતીન્, આ મનોદશાનો ખ્યાલ કર.

"હવે શો વિનાશ બાકી રહ્યો ?
વિમલ મણિ, આત્મ, કાળો થયો.
આત્મ કાળો, જલધિ કાળો,
ઉભય કરું એક સ્વામી ભળો.

---

૧. કવિ નાનાલાલ. ૨. નરસિંહરાવ

વળગીયાં શ્યામ ઉતર કરથી,
લીધ્યાં કજ્જલે હૃદય ધરતી
જલધિ ઉંડા જળે ઘોઉં,
મલિનતા મૂલની ખોઉં.
જગતમાં ભાવિ જે બુઢું-
જલધિમાં તેથી છે રુડું;
ભૂત વર્તમાન ભયંકરલે,
ડરું ભાવિ થકી કેમ તો?"[1]

જ્યોતીન્, આના જેવા કીસ્સાનો ખ્યાલ કર. આ માનસિક નિર્બલતાનો કીસ્સો છે? પ્રકૃતિને આ જાળમાંથી મુક્ત થવા એકે માર્ગ નથી; તેની બધી શક્તિઓ ખુટી જાય છે; વધુ વખત તે આ વિષમતા સામે ટક્કર ઝીલી શકતી નથી; અને તે બાપડો આત્મા મરણ શરણ થાય છે.

જે ઇન્સાન આ બાપડીનાં કરણ ભાગ્ય પર આશ્વાસનનાં આંસુઓ ન ઢાળી શકે તેને હજારો ધિક્કાર છે. તે ઇન્સાન નથી હેવાન છે. શું જગત ડાહ્યલાનું ડહાપણ! તેને વિધવા બાલાશ્રમ દેખાડનારને અબલાશ્રુની કીંમતજ નથી. સમય કારી ઘા ભુલાવે છે; પ્રણયી બીજો મળી રહેતે; લગ્નગ્રંથિ બંધાઇ શકતે, સંસાર માંડી શકતે અને બીજી અનેક દલીલ પરંપરા તમે ડાહ્યા લોક આપી શકો છો. જ્વરના પંજામાં ઝડપાનારને મૂર્ખ કહીએ તો આને મૂર્ખ કહેવાય. શું આપણે તાવમાં પટકાનારને કહી શકીએ કે શા માટે તાકાત આવે ત્યાં સુધી તેણે રાહ જોઇ નહીં, કે લોહી ઠંડું થાય ત્યાં સુધી થોભ્યો નહીં? ખરેજ તેણે રાહ જોઇ હોત તો બધાં રુડાં વાનાં થતે, ને જીવતોએ રહતે."

પ્યારા! જ્યોતીનને આ મુકાબલો અન્યાય્ય લાગ્યો. તેણે કેટલાક વાંધા દર્શાવ્યા. તેને મન આ તો એક અજ્ઞાન નાદાન છોકરીનો કીસ્સો હતો. તેની માન્યતા પ્રમાણે વિશાલ જ્ઞાનવાળો પુરુષ આવા સંજોગમાં આમ ઝંપલાવે તે ક્ષંતવ્ય ન ભાસ્યું. મેં કહ્યું: "જ્યોતિન્! ગમે તેટલી બુદ્ધિવાળો, ગમે તેટલો ચકોર પણ આખરે માનવી તે માનવીજને? જ્યારે પ્રબળ આવેશને શરણ માનવહૃદય થાય છે ત્યારે આ બધી બુદ્ધિમત્તા શું કામની? પ્રકૃતિના નાના ગોળ-પરિધિથી તેની પામર જાત ઘેરાયલી છે." મારું હૃદય ભરાઇ ગયું હતું; અમે એકબીજાના મતમાં મક્કમજ રહ્યા. આટલા ઉભરાથી ઉલટો મારો મત મારા મનમાં દૃઢીભૂત થયો. આ દુનીઆમાં એક-બીજાને આપણે ભાગ્યેજ સમજીએ છીએ.

અષાડી બીજ.

પ્રણય જેવી બીજી આવશ્યક વસ્તુ આ દુનીઆમાં કૈં સંભવે? હું જોઇ રહ્યો છું કે લતા સહજ કટુતા, વૈષમ્ય વિના મારાથી વીખુટી પડી શકી નહીં. બાળકો તો મને મળવા તલસી રહે છે લતાની વીણાના તાર બરાબર કરવા આજ હું ત્યાં ગયો હતો. મારાથી એ કાર્ય આટોપી શકાયું નહીં; કારણ કે વાર્તા સંભળાવવાની બચ્ચાંઓએ હઠ લીધી. તેમને સંતોષવા લતાએ મને ઇસારો કર્યો. મેં તેમને રાજકુમારી ને બટુકોની વાત કહી. બાળકો સંતોષાયાં; આવા મનોયત્નથી મારી ભાષામાંએ સુધારો થાય છે. મારી નાની વાતોની તેના કુમળાં મગજ પર જે અસર થાય છે તેથી હું અજાયબ થાઉં છું. કોઇકવાર એકાદ બે બનાવો હું કલ્પનાથી ઉમેરું છું. હૃદથી બચ્ચાંઓ પુનરાવર્તન કરાવે ત્યારે તે કીસ્સો ભુલી જાઉં છું, ને બચ્ચાંઓ મને યાદ

૧ નરસિંહરાવ.

આપે છે કે પહેલીવાર વાત જરા જુદી હતી; એટલે હવે મારે તેની તે વાત, તેના તે અભિનયે, તેના તેજ સ્વરે, જરાએ ભાત પાડ્યા વિના, રજુ કરવી પડે છે.

આથી એક વસ્તુ શીખાય છે. ગ્રંથકાર દરેક પુનરાવર્તને પરિવર્તન કરતાં કેટલું બધું ગુમાવે છે? કવિત્વના દૃષ્ટિબિંદુએ કૃતિમાં ભલે સુધારો થતો હોય તો પણ વારંવારના લીસોટાથી કૃતિ કેટલી બેડોળ ને કઢંગી બની જાય છે? પહેલી અસર-પ્રથમ મુદ્રાજ પ્રબળ છે. આપણાં માનસનું પ્રકૃતિ બંધારણજ એવુ છે કે આપણે તદ્દન અશક્ય અને અસંભવિત વાત માની શકીએ છીએ; પરંતુ એક વાર આપણાં મન ઉપર તેની છાપ પડી કે એ સ્મરણ-મુદ્રા ભુંસાવીજ અશક્ય; ને એ છાપ ભુંસવા ઇચ્છનાર તરફ, આપણને ઘૃણા છુટે છે.

[આ વાર્તાનો વધુ ભાગ આવતા અંકે]

---

# કૈં !

---

લેખક :

રા. રમણિક કીશનલાલ મહેતા

કૈં થાય છે અંતર મહીં, પણ ના કથું સમજાય તે;
એ જાણું કે કૈં થાય છે, પણ શું ? નહીં સમજાય તે.

કૈં દૂર દૂરના સુર આવી કાનમાં અથડાય છે;
પણ એ મધુરા સુરના અર્થો નહીં સમજાય છે.

કોઇ નથી, કૈં નથી, છે અર્થહીનજ શબ્દ એ;
ખાલી જણાએ છે, છતાં મહીં ગહન કૈં કૈં છે.

નવ સાંભળી એ કાનથી, આંખે ન દીઠી કો દિને;
તો પણ પ્રતિમા અવનવી એ ગેબમાંથી ઉતરે.

નથી દુન્યવી કો ચાહના, ચક્ષુ કર્યાં છે બંધ મેં;
તો પણ હૃદયમંદિરમાં ગૂઢ મૂર્તિ કો દેખાય છે.



આવતી
કાલનો મહાજન



 સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ 




<u>સર રમણભાઇ</u>

'ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ'ના અને ગઇ સાહિત્ય પરિષદના પ્રમુખ રા. બ. રમણભાઇ સાહેબની સેવાઓની કદર કરી સરકારે તેમને 'સર'નો ઇલ્કાબ નવાજેશ કર્યો છે. સર રમણભાઇને અમારાં અભિનંદન !

<u>સ્વ. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ</u>

આણંદથી પ્રસિદ્ધ થતા 'બાલમિત્ર'ના એક વખતના તંત્રી પક્ષાઘાતના સખત ફટકાથી તા. ૨૭મી ડીસેમ્બરના રોજ સ્વર્ગસ્થ થયા છે.

ડાહ્યાભાઇએ સાહિત્ય સેવામાંજ પોતાનું સર્વસ્વ જીવન ગાળ્યું હતું; અને તેમનું અવસાન પણ સરસ્વતીના ખોળામાંજ થયું. તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં આસી. સેક્રેટરી તરીકે, 'પ્રજાબંધુ' ને 'ગુજરાતી પંચ' મા ઉપતંત્રી તરીકે અને 'કચ્છ મિત્ર' માં તંત્રી તરીકે જીવનનો ઘણો ભાગ વીતાવ્યો હતો. ૧૯૦૩-૪ માં જ્યારે આપણા સાહિત્યની વાડી નવપલ્લવિત થતી હતી ત્યારે એને પોષવામાં બહુજ ઉત્સાહ ભર્યો ભાગ એમણે લીધો હતો. એમના બધાએ પુસ્તકોમાં 'સામાજિક સેવાના સન્માર્ગો' અને 'આગળ ધસો' એ ભાવાંનગે ચિરકાલ સુધી સાહિત્ય સૃષ્ટિમાં એમનાં સ્મરણો સાચવી રાખશે. સદ્ગતના આત્માને શાંતિ હો !



સ્વ ડાહ્યાભાઇ લ. પટેલ



# નવું સાહિત્ય



લેખક:
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ
ઉપ-મંત્રી, સાહિત્ય સંસદ.

['કલિકા': અનુસંધાન શ્રાવણ ૧૯૮૨; ]

આખું ખંડકાવ્ય વાચતાં વાંચતાં અહીંતહીં રમ્ય રસભર અને કલ્પનામય શાબ્દિક ચિત્રો સંખ્યાબંધ આવી જાય છે તેઓ હૃદયમાંથી કે આંખેથી ખસી શકતાં નથી. વિસ્તાર ભયને લીધે વાચકને કડી ૧૦૦, ૧૩૦, ૧૩૭, ૧૪૧, ૧૪૩, ૧૫૬, ૧૬૪, ૧૬૯, ૧૭૩, ૧૭૬, ૧૭૮, ૧૮૩, ૨૨૮, ૨૩૩, ૨૪૨, વગેરે વાંચી જવાથી કવિની કલ્પના સૃષ્ટિનો રમ્ય ખ્યાલ આવ્યા વગર નહીં રહે.

ખબરદારે ગુજરાતી મ સારની રહેણીકરણીનો એની કવિતાની જેમ રસિક રીતે ,અભ્યાસ કર્યો લાગે છે. એમની પ્રિયાને એમણે આ કાવ્યમાં પારસી કરતાં હીંદુ વિશેષ આલેખી છે. તહેવારો રીવાજો સૌ હીંદુનાજ છે. પારસી સંસારની આવી કોઇ પ્રિયતમા કવિએ ચીતરી હોત તે પણ આવીજ સફલતાથી રીતભાત અને શુદ્ધ ગુજરાતીમાંજ પારસી સંસારનું ચિત્ર ખબરદારને હાથે ચીતરાએલું જોવા ઘણા ગુજરાતી રસિકો ચહાશે એમ અમારી તો ખાતરી છે.

આ કાવ્યમાં વર્ષના દિવસો જેટલી કવિએ કડીઓની કૃત્રિમ સંખ્યા રાખી છે. તે તથા જુજ સ્થલે અગુજરાતી ભાષાદોષ સીવાય આખું કાવ્ય અમે કોઇ હીંદુ કવિનું રસભેર વાંચી લેઇએ તેના કરતાં વિશેષ રસથીજ પ્રેમથી વાચી જઇ સતોષ પામ્યા છીએ. કવિએ એના કાવ્યને ઇચ્છેલી અમરતા એ પામે એવું છે

આવા સફળ કાવ્ય માટે પ્રિયતમાના આ પ્રૌઢ કવિવરને અમે પુનઃ અભિનંદન આપીએ છીએ અને એમની કાવ્ય કૃતિઓની હજએ મોટી સંખ્યામાં ઇચ્છા રાખીએ છીએ.

નવીન નામધારી મુક્તધારા છંદમાં આખું કાવ્ય આલેખ્યું છે તે ઇષ્ટ વિવિધતાનો અભાવ આણે છે. સૌ એક સુરંગ લાગે છે. મનહરના આ નવીન નામ માટે અમને મોહ નથી તેમ સંસ્કૃતની દીકરીના સંસ્કારી સંસ્કૃત ઉચ્ચારો માટે અમને અનાદર નથી. છંદ અને આવા કાવ્યપોષક અન્ય પ્રશ્નો ચર્ચવા જેવા છે પણ આ સ્થલે તેમને માટે સ્થાન નથી. આપણા લોકગીતોથી માંડી આજ સુધીમાં કાવ્ય રચનાના પ્રકારો ક્યાં બદલાયા વગર રહ્યા છે?

કવિની સૌંદર્યદેવી અંગે અંગે, ઉપાંગે ઉપાંગે નરી સુંદરતાથીજ સભર ભરી છે. એ અમોઘ સૌંદર્યને આલેખતાં આલેખતાં કવિ તમને કેટલી કેટલી પ્રશ્નપરંપરાઓ પુછે છે? કેટલાં આશ્ચર્યોમાં એ ડુબી જાય છે?

× × ×

અગણિત તારલાને ઢોળી ખાલી કરી કરી
વિધિએ ખીલાવ્યાં એના આત્મા તણાં આભ;
સંધ્યા ને ઉષામાં શ્વેત ચંદ્રિકા ઉમેરી ગુણી
ઈંદ્રધનુ-ચમકાર, ઘડયો એનો દેહઃ
પૃથ્વી પછી પર એવાં ગણિત હું કેમ કરું,
કોણ કહેશે કેટલી રે ધારા વેરે મેહ?
(કડી ૩૦)

દીઠા છે કે રાજહંસ માનસસરે કદાપિ?
જોયાં છે અરબ્બી મોતી? લક્ષ્યો હિમપાત?
ગુગળના પાન કેરી મૃદુતા નિરીક્ષી કદી?
પોપટીની પાંખની કે માણી નરમાશ?
આખ્યું દિવ્ય કવિતાનું અમૃત અવાન્ય કદી?
અમલ, કમલ, મુખમલ જેવી પ્રિયા મારી—
એવી ગોરી, એવી મૃદુ, એવી મીઠી એહ।
(કડી ૩૧)

અમૃતના કુંભ એવા છલોછલ ભર્યા દેખી,
તૂટી જાય મુનિનાંયે તપ અને ટેક;
રે એ કુંભ પામું હું તો અમીં એનું છંટું એવું
પડવા ન દેઉં નીચે બિંદુ પણ એક।
(કડી ૩૨)

લુંટારો કવિ આમ સૌંદર્યલુબ્ધ થઈ રહ્યો છે. કેળને પત્રપત્રે જેમ પાનાંજ પડ નીકળે જાય છે તેમ કવિની આ સૌન્દર્યની પ્રભુતામાં સૌંદર્યનાં પડો એ ઉકેલતોજ જાય છે. એથી પણ વિશેષ બધી સૃષ્ટિઓ, એના સૌંદર્યોનું ઉત્પત્તિસ્થાન આ પ્રિયતમાનેજ એ જણાવશે. એની પ્રિયાના કેશ ભાળી સૂર્યનાં કિરણ બન્યાં છે. એની પગલીની રજો વડે મધ્યાના પ્રકાશ વેરવામાં આવ્યા છે. એ પ્રિયાની શક્તિઓ મોહબાણ જેવી કેવી ઘાતક તેમ રક્ષક પણ છે?

કેળના નવાંકુરના ગાભા જેવા સૌમ્ય, પણ
દેખતા કે અડતાં એ કરી દે ઘાયલ,
મારે છે કટારી તેના ઘા છે અતિ કારી, પણ
રુઝાવીએ રાકે પમરાવી ફરી સહુ

કવિ પોતાની પ્રિયાની સર્વાંગીણ સુંદરતાના ખૂણે ખૂણે સૌંદર્યપાના કરતો જાય છે. એની પ્રિયાની ગાગો બાલ ઓળી સેંથી પાડી ત્યાં કવિએ ચંદનીના મણિઘોષ જોવા-એટલુંજ નહીં પણ—

કાળા કાળા કેશ વચ્ચે મણિ-ન્ય સેંથી એની
પ્રિયા શિરે શોભે જાણે દેવો કેરી વાટ।

પ્રિયતમાના મીઠા મહીઅરના, સ્નેહાળ શ્વસુરવાસીના અનેક ઉલ્લાસી પ્રસંગો કવિ એક પછી એક ચીતરતો જાય છે. અંધારી રાત્રિએ છુટા કેશ મુકી એ પ્રિયા જ્યારે હાજર થાય છે ત્યારે

આગીઆ ત્યાં આવીને ભરાઈ જાય લટ્ટઃ
તારા ગુંથી રજની શી લાગે ત્યારે પ્રિયા મોરી,
કે કો વનદેવી આવી હોય ત્યાં સમક્ષ।

પણ આપણે અવકાશને અભાવે આ સૌંદર્યની પાંદડીને બહુ વાર નહીં અવલોકીએ. ત્યાર પછીની ત્રીજી પાંદડીમાં—વિલાસમાં—આપણે વીહરીએ. કવિ અહીં પ્રિયાની સભર વિલાસ-

શોભા વર્ણવવામાં ગુંથાઇ ગયો છે. બાલ ઓળાવતી ને વેણી છોડાવતી વખતનાં ચિત્રો મનોરમ લાગ્યા વગર નથી રહેતાં. વસ્ત્ર પરિધાનકળામાં (જુઓ કડી ૧૧૫) કવિ–પ્રિયા કેવી દિસે છે? બારીએ ઉભી ઉભી કેવી દર્શન દે છે? સહીઅરસંઘમાં જલક્રીડા ખેલતી,

પ્રિયા સાળુ દાંચકતી બોળે જળે પાય

એ કેવું સુંદર ચિત્ર રજુ કરે છે? કડી ૧૩૦ મીમાં છુટા કેશ રાખી પવનને લુબ્ધ કરતી, કવિપ્રિયા, તેના કેશના તારેતારમાં ભરાઇ રહી સુગંધમાં મદઘેલો થએલો પવન અને પછી વેણી છોડી એ હઠીલા છુપા ચોરને ખંખેરે છે–એ ચિત્ર પણ ભવ્ય લાગે છે. પણ આ વિલાસની શોભા આપણે કવિ સંગે બહુવાર નહીં જોઇએ. કડી ૧૭૨ માં કવિ વિલાસને સમેટી લે છે. એક ફાગણુ પ્રભાતમાં કવિ પુલવૃક્ષ તળે એક પુલને દૂરથી જુએ છે. કવિ એવા સ્થલનો ભારે રસીઓ છે. ત્યાં એ જઇ ચઢે છે અને વાંકો વળી એ પુલ લેવાની આશા કરે છે એટલામાં તો એ લટકી જાય છે; કારણકે એ પુલ બીજું કોઇ નહીં પણ એની પ્રિયાજ હતી અને એ

પ્રિયા ત્યાં તો ઉઠી મને જોતી જોતી જાય!

આમ પ્રિયતમા છટકતાં કવિને ઘડીએકનાં સ્નેહતપ તપવાં પડે છે.

ચોથી પાંદડી અર્પણનું પ્રતિનિધિત્વ કરે છે. આરંભમાંજ વસંતનું સરસ વર્ણન આવે છે. એ ઉતારવાનો લોભ જતો નથી કરતો:

આવી છે વસંત પત્રપુષ્પ કેરા થાળ ભરી,
લીલી ધરા ખીલી રહી મંજરીને હ્રાસ;
આભ અને આભલાંમાં અચિંતાં સૌંદર્ય ઉગે,
નવલ સુગંધ ભરે સૃષ્ટિ કેરા શ્વાસ
પ્રકૃતિમાં બધે એવો ફાગણનો પ્રાણ ફુટે.
હૈયું જ્યારે મોજાં જેવું કુદે ધરા સાથ,
અને નવું નવું કૈં ઉગ્યું લાગે, ત્યારે કહો,
વ્હાલું કે ન વ્હાલું એ શું આપણે છે હાથ?

આ પ્રશ્ન મુકી કવિ વસંત ઘેલો બને છે.

કડીઓ ૧૭૮–૧૭૯–૧૮૦ માં કવિનું અર્પણ સુંદર કાવ્યતરંગોમાં ભર્યાભર્યા સરોવર સમું નાચી રહ્યું છે. પ્રિયાનો જુગજુગોનો –જન્મજન્મનો–સંબંધ અહીં ગાવામાં આવે છે. પ્રેમસ્વરૂપનાં પૃથક્કરણો થાય છે. બધા દેવોમાં એક પ્રિયાજ મોટો દેવ છે; કારણ કવિ કહે છે:

બધા દેવો છોડી હું તો પ્રિયાનેજ પુજું ભાવે:
દેવ સર્વે મળે, ત્યાં–ન દેવની જંજાળ.

પ્રિયાહૃદયમાં કાવ્યની દેવીઓ ફસાઇ પડી છે. એ દેવીની વહારે ધાનારો કવિ પણ એજ દશા પામે છે (જુઓ કડી ૨૧૨) પોતે સ્વર્ગવાસ પામે પછી પોતાના સ્થાન વીશે કવિ પ્રિયાને ભાળ આપતો જાય છે.

× × ×

આ પછીનાં કેટલાંક શબ્દચિત્રો પણ અતીવ રમ્ય છે. આખા કાવ્યપ્રવાહના ઉભરાતા તરંગિત જલભાર ઉપર નૌકાવિહાર કરતા કરતા આપણે સડસડ ચાલ્યાજ જઇએ છીએ. બંધનની પાંચમી પાંદડી પણ કાવ્યરસને આહ્લાદક કરતી જાય છે. કડી ૨૮૯–૨૯૦ માં કવિજીવનની મીમાંસા કરવામાં આવી છે. અને છેવટે કવિ કહે છે કે

સ્વર્ગે હશે સુખ પણ ગુરુજી, આ જગે વધુ
મધુરાં છે સૌંદર્ય ને કવિતાનાં દુઃખ!

આ પછી છઠ્ઠી પ્રબોધની પાંદડી આવે છે. આમાં કવિનો પ્રિયા માટેનો ગંભીર પ્રેમ પ્રૌઢ પાંખો ધારણ કરે છે.

કડી ૩૧૯ અને ૩૨૩ માં પ્રેમજીવનની અનંતતાનું તીવ્ર, ઘાટેરું અને કરુણ ચિત્ર છે. હૃદયની કોમળતાને એ ઠુસકે ચઢાવે એટલું કરુણ છે. છેલ્લે કવિ કહે છે:

મુખથી બોલાય નહીં, આંખથી જોવાય નહીં;
ગગન ને હું ત્યાં અંતે રોયાં બને સાથ!

આરંભમાં છેલ્લી અને સાતમી કાવ્યપાંદડી—વિજયપાંદડી—કરુણ દશામાં કપાતાં હૈયાંને વસમી લાગે છે. સૌ—આશાઓ—સ્વર્ગો—સરતાં—તણાતાં લાગે છે. અને કવિ ઉદ્દગાર કાઢે છે તેમ

દિન પણ ગયો, અને સ્વર્ગ પણ ચાલ્યું વહેતુ—
રહ્યું છે જે બાકી, પ્રિયા, તેટલુંએ રાખ!

વળી પોતાની સ્થિતિને કવિ વિશેષ સ્પષ્ટ કરે છેઃ

એક દિન આવશે એ સાગરે જુઆળ એવા,
કે આ હુંયી જશે ઉંડાં કીનારાનાં અંગ;
પ્રિયા, એવા હૈયે મારે આવશે જુઆળ ત્યારે
જશે હું સમાઇ મારા પ્રેમને તરંગ.

× × ×

વિજયના મધુર પણ આશાસુરો આમ ગુંજવા માંડે છે. નાયક નાયિકાનો સુંદર સંવાદ થાય છે. કવિ કહે છેઃ

કુણું તો તે તારે માટે, જીવું તો તે તારે માટે,
બોલ, થશે મારી?—પ્રિયા કહે, "હું તો હુંજ!"

આ રસિક ચિત્ર મુકીને જલ્દી દૂર નથી ખસી જવાતું. કવિને આશાનાં પ્રભાત ઉગ્યાં. વહી જતા એ પ્રભાતને એ વીનવે છેઃ

થોભજે પ્રભાત! જરી થોભજે દિગંતમાંહી,
સ્વપ્ન કે અનંત રહેશે મીઠીનાં લંબાઈ!

પ્રિયા પ્રિયતમના આ અમર યુગલને મંગળ પ્રભાત પ્રેમ પાંખે ઉડાડે છે.

વિસ્તાર ભયમાં પડીને પણ આ વખતનાં પ્રિયતમ—પ્રિયાનાં જીવનસંગીત અહીં ઉતારવાનું મન મરાતું નથી. પ્રેમની આ અનંત ઘડી વખતની કાવ્યની ભવ્ય અસર નીચે થોભી ગયા વગર પણ રહેવાતું નથી. પ્રિયાના પ્રિયતમના તલસતા આત્માઓ આ ધન્ય ઘડીમાં એકમેકમાં કેવા સમાય છે!

પ્રિયા આજે આપણા આ પ્રેમની અનંત ઘડી
પ્રભુપળ જેવી રહો અનંત લંબાઈ;
કોટિ કોટિ જ્યોતિ તારે અંતરે છવાઈ ઉડી,
તેને જોતાં શુધું બાહ્ય વિશ્વની વડાઇ.

× × ×

અને પ્રેમલીન પ્રેમી કહે છે કેઃ

પ્રેમમાં સમાય તેજ પ્રભુમાં સમાય પ્રિયા,
પ્રભુમાં સમાય તેજ ખરી વિશ્વરાટ.

અંતે કવિ સંબોધન કરે છે કેઃ

પ્રભુ તણી મહેર હજો, જગે લીલાલ્હેર થજો...
(આશ મારી પ્રિયા, મારી કલિકા.) પ્રણામ!...

આમ જગતને આશીષ અર્પી આ કવિનું ઉન્નત હૃદય પ્રણામ કરી નમી રહે છે. અંતે આ ગીતોને એ આશાભેર વીદાય દે છેઃ

જાઓ, મારાં ગીત! વિશ્વવ્હાલી ગુજરાતે રાચો,
પામો જગે રસીઆથી અટલ પિછાન!

અને આપણે પણ ગુજરાતવત્સલ આ કવિવરની રસકૃતિની આટલી પીછાન કરી અટકી જઈશું? જરા થોભીએ.

સુંદર કાવ્યનું અમીપાન કરતાં કરતાં શ્રમ લાગતોજ નથી. ખબરદારે આવુ લાણુ અને અખડ રસભર્યું કાવ્ય ગુજરાતને અર્પણ કરી તેની રસવૃત્તિની ભારે સેવા કરી છે. આ ખંડકાવ્યમાં લાગણી, કલ્પના વિચાર અને શૈલીનો ઇષ્ટ યોગ સફલતાથી સધાયો છે. કવિનો ઉભરાતો પ્રાણ એમાં સંપૂર્ણતાથી ઠલવાયો છે. પ્રિયતમાના કવિવરોમાં આ કવિનું સ્થાન આજ તો મોટું અને મુખ્ય થયું લાગે છે. દુનીઆની કાવ્ય સમૃદ્ધિના એ રસિક અભ્યાસક છે. એ અભ્યાસને એમણે કાવ્યકલામાં મઢી ગુજરાતીઓને અર્પણ કર્યો છે. એ માટે ગુજરાત સદા આ કાવ્યાત્માના રસઋણ નીચે રહેશે એમાં સંશય નથી.

"પારસી ગુજરાતી"નો પ્રશ્ન ખબરદારની કૃતિના અવલોકનકાળે યાદ કરવા જેવો છે!

નહીંજ. એમની ભાષાને માટે નાનાલાલ જેમને 'ચોખલીઆ' કહે છે તેવા કોઇ હજી હોય તો તેમને પણ કંઇજ કહેવા જેવું નથી. એવાઓને આ કૃતિમાંથી બે ત્રણ પારસી પ્રયોગો કદાચ મળશે. પણ શી તેની ગણના? બાકી કવિ તરીકે તો એમની કાવ્યકલાદ્વારા ખબરદાર એમના નોંખા અને સ્વતંત્ર ઉચ્ચ સ્થાનને સદા સાચવી રાખશેજ. ગુજરાતી હીંદુ જેટલોજ એ સ્થાન માટે એમનો દાવો એમણે સિદ્ધ કરી દીધો છે. એ સાચુજ કહે છે કે

> પ્રેમ અને સ્વર્ગ નથી કાયરનાં સ્વપ્ન માટે—
> મરું કે હું જીતું એ તો વીરની છે રીત.

અને કોણ નહીં કહે કે એમણે આવી વીરતાથી ગુજરાતનાં (કડી ૨૦૧) પ્રેમ અને સ્વર્ગની સૃષ્ટિઓ ખડી કરી નથી? એ સૃષ્ટિઓની શોભા તરફ ગુજરાત આકર્ષાયું છે ને આકર્ષાઇ રહેશે.






સ્થળ સંકોચને લેઇ અમે નીચેનાં પુસ્તકોનાં અવલોકન આવતા અંકો ઉપર મુલતવી રાખ્યાં છે.

—ઉપતંત્રી.

**શિક્ષણ વ્યાખ્યાન માળા:** પ્રકાશક ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, મૂલ્ય: રૂ. ૦–૧૦–૦.

**કવિતા ને સાહિત્ય**–(વૉલ્યુમ પહેલું): લેખક: સર રમણભાઇ નીલકંઠ, પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી. અમદાવાદ, મૂલ્ય: રૂ. ૧–૦–૦

**સૌંદર્ય તત્ત્વ:** અનુવાદક: રા. મહાશંકર ઇંદ્રજી દવે, પ્રકાશક: ઉપર મુજબ મૂલ્ય: રૂ. ૦–૧૦–૦.

**મરાઠી રીયાસત** ઉત્તરાર્ધ): અનુવાદક: રા. જીવનલાલ અમરશી મહેતા, પ્રકાશક ઉપર મુજબ. મૂલ્ય: રૂ. ૧–૦–૦.

**ગ્રીક સાહિત્યનાં કરુણરસપ્રધાન નાટકોની કથાઓ** અનુવાદક: સૌ. લવંગિકા મહેતા. પ્રકાશક: ઉપર મુજબ. મૂલ્ય: રૂ. ૦–૧૦–૦

**સિંહાસન બત્રિસી**· ભાગ ૧ લો, કર્તા: રા. કેશવપ્રસાદ દેસાઇ. પ્રકાશક. ઉપર મુજબ. મૂલ્ય: રૂ. ૦–૧૦–૦

**ગુજરાતી ફારસી અરબી શબ્દોનો કોશ;** ખંડ ૧–૨: લેખક: રા. અમીરમીયાં હમદમીયાં ફારૂકી. પ્રકાશક: ઉપર મુજબ. મૂલ્ય: રૂ. ૧–૦–૦

**દીન દયાળ:** અનુવાદક: રા. ચીમનલાલ મોદી. પ્રકાશક શા. માણેકલાલ અંબારામ ડાકટર; વડોદરા મૂલ્ય: રૂ. ૧–૦–૦

**કબીર વાણી:** રચનાર તથા પ્રગટ કરનાર: બેરામજી ફીરોજશા માદન, મુંબઈ.

**થાકેલું હૃદય:** આલેખનાર અને પ્રકાશક: રા. સાગર અમદાવાદ. મૂલ્ય: રૂ. ૧–૪–૦

**સ્વાર્પણનું શાસ્ત્ર:** સંપાદક: રા. ભવાનીદાસ નારણદાસ મોતીવાળા મૂલ્ય લખ્યું નથી.

**લઘુમાહાભારત:** લેખક: રા. રતિપતિરામ પંડ્યા, પ્રકાશક: જીવનલાલ અમરશી મહેતા. અમદાવાદ. મૂલ્ય: રૂ. ૦–૧૨–૦

**મૃચ્છકટિક અને મુદ્રાશક્ષસ:** કર્તા: રા. નાનાલાલ નાથાલાલ શાહ પ્રકાશક ઉપર મુજબ મૂલ્ય: રૂ ૦–૮–૦

**દૃષ્ટાન્ત માલા:** ભા. ૧ લો. લેખક: દીનસેવક મૂલ્ય: રૂ. ૦–૮–૦

**શ્રીપ્રભુ ચરણે:** સંપાદક: રા. જયશંકર પંડિત અને રા. ભોળાશંકર વ્યાસ. પ્રકાશક: વનિતા વિશ્રામ, અમદાવાદ. મૂલ્ય: રૂ. ૦–૬–૦

**કુંજ કોકિલ:** પ્રકાશક: આર્ય ગ્રી રાષ્ટ્રીય શાળા, મુંબાઇ. મૂલ્ય: રૂ. ૦–૧૪–૦

## સ્ત્રીઓનાં બંધન

[અનુસંધાન પૃષ્ઠ ૩૪૪ થી]

મેના

પણ તેમાં ગભરાઓ છો શા માટે ? કંદર્પ ભાઈ તમને નથી ગમતા એ તો અમે કયાં નથી જાણતાં ?

સુમતિ

(ટકોરમાં) ખરેખર પ્રેમરાયનું દીલ તારે માટે તો ભાવથી ખુબજ ઉભરાઇ જાય છે !

કાંતામાશી

ચુપ ચીબાવલી ! પણ મેના ! તને એટલી પણ શરમ ન આવી કે પ્રેમરાયને બીચારાને બહાર બેસાડી રાખ્યા ને એકલી આની સાથેજ ગપ્પા માર્યાં કર્યાં !!

મેના

તમે ભુલો છો માશીબા ! પ્રેમરાય તો તમને મારી ને કંદર્પ સબંધી ગામગપાટા કહેવા આવેલા તે કહેવાની તેમને તક મળી ને મેં કંદર્પ ભાઈને ચહાનું આમંત્રણ આપેલું......

કાંતામાશી

મને પુછ્યા વિના કેમ ? તું જેમ મોટી થતી જાય છે તેમ બહુજ બહેકતી જાય છે !

સુમતિ

પણ માશી ! બહેનને ના હવે વીસ પુરાં થયાં તોએ આટલી સત્તા નહીં ?

કાંતામાશી

નહીંજ ! ને તુ વચમા કેમ બોલી ? તું ભલે એટલી મોટી થશે ત્યારે તને ફાવશે તેમ બહાર પણ જશે, ખરું ને ?

મેના

માશીબા ! ગમે તે લોકો ગમે તેમ કહે તોપણ જમાનો તો તેનું કામ કરશેજ અ... બધી વાતનો નીકાલ આજે નહીં પણ મને કોલેજમાં મોકલતી વખતેજ તમારા મનમા ફરી ફેંસલો થયો હતો !

કાંતામાશી

ત્યારે એનો અર્થ એ કે તને તારા બાપે કોલેજના મોકલી એટલેજ અમારાં નાકાં અમે કાપી આપ્યાં કેમ ?

મેના

એવું વધારે શા માટે બોલો છો ? અને અમે વાહીઆત કર્યું છે પણ શું ?(ભીંતેની ઘડીઆળ તરફ જોઇને) અહો ! ત્યાં પાંચ ! હવે તો મારે તૈયાર થવું જોઇએ !

કાંતામાશી

તૈયાર ? કયાં જવાને !

[એટલે પ્રેમરાય બીને બીને મરતાને ચાળાથી સમજાવે છે તે ચપળતાથી જોઇને સુમતિ મેનાનું ધ્યાન ખેંચે છે. બંને છોકરીઓ હસી પડે છે ને પ્રેમરાય નીચે બેસી પડે છે.]

કાંતામાશી

કેમ તમે બંને જણાં ખુબ તાનમા છો ? ને જવુ છે કયાં ?

સુમતિ

મેનાને એક પાર્ટીમાં જવાનું છે.

[મેટલામા મેના ઉઠીને પહેરવાનાં કપડાં ખોળવા માંડે છે.]

કાંતામાશી

(સખત આંખો ચઢાવીને) પણ તમારે તો આજે પ્રેમરાયને ત્યાં જવાનું છે !

મેના

પ્રેમરાયને ત્યાં ? શું કરવાને ?

સુમતિ

આજે ને આજે તારું નામ નક્કી કરવાનું હશે ?

કાંતામાશી

ચુપ ! વળી બોલી ! હું ગઈ કાલે કહેતી

તેથી તે તારો સત્કાર કરવા માગે છે !

મેના

આહો ! ત્યારે તેમને સીધુ કહેતાં શું થતું હતું !

કાંતામાશી

(જરા આશા પડવાથી નરમ પડીને) તું ક્યાં નથી જાણતી કે પ્રેમરાય તારાથી જરા ગભરાય છે ?

મેના

આહો ! ઠીક, પણ આમંત્રણ મને એકલીનેજ ! કંદર્પભાઇને લીધેજ હું જીતી તેથી તેમને નથી બોલાવવા ?

કાંતામાશી

(મોં બગાડીને) વળી બીજા માણસની વાત કરી ખરી !

સુમતિ

એટલે પ્રેમરાયને પોતાના ગણવાના એમ ?

મેના

એવું તો તમારે મન હશે. માશીબા ! પણ મારી ગતિ તો જુદીજ છે.

કાંતામાશી

(બાજી બગડતી જોઇને મરમ રીતે) કેમ તું આજે આટલી બધી વીફરી છે ? રોજ તો બેલડીએ ફરવા જાઓ છો ને આજે આમ વાયડાઇ કેમ કરે છે ?

સુમતિ

બેલડીની વાત તો જવા દેજો ! કારણ કે મેના મારા વિના તો જતીજ નથી !

મેના

અને હું કેમ વીફરી છું તે તો પ્રેમરાયનેજ પુછી જુઓને !

[કાંતામાશી પ્રેમરાય સામે જુએ છે.]

પ્રેમરાય

મેં...મેં...શું કર્યું છે ?......

મેના

(ખુબજ excite થઇને) શું કર્યું છે ? કંઇજ નહીં ! ફક્ત કંદર્પભાઇ તેમના હરીફ હોય તેમ તેમની સાથે મને ન રમવા દેવાને તેમણે આકાશ ને પાતાળ એક કર્યાં ને છેવટે જ્યારે ન ફાવ્યા ત્યારેજ રીસાઇ પડ્યા; તેથી તમારી આગળ આજે ખુબ વરાળ કાઢી હશે ! (ફરી ઘડીઆળનો કાંટો જોઇને) પણ મારે તો હવે કપડાં બદલવા જવુંજ જોઇએ ! (જાય છે.)

કાંતામાશી

પણ ત્યારે તું ક્યાં જાય છે ?

સુમતિ

(આંખ મચકોડીને) એટલુંએ નથી સમજતાં ? ચાલો, ખરું કહું ? આજે બહેનનાં lady friends તેને અને કંદર્પભાઇને ૭ વાગે લેડી વરજીવનદાસને ત્યાં પાર્ટી આપે છે.

કાંતામાશી

પ્રેમરાય ! તું ત્યાં જવાનો છે !

પ્રેમરાય

(નીરાશ ચિત્તે) હું ટેનીસ ક્યાં રમું છું ?

સુમતિ

પણ અમને escort (રક્ષણ) આપવાને બહાને તમે અમારી સાથે આવી શકશો !

કાંતામાશી

(વળી આશાવંત થઇને) સુમતિ છેવટે ડાહી તો ખરી !

સુમતિ

મારે શું ? બહેનની રજા છે તેથી કહું છું !

કાંતામાશી

(વળી વધારે ખુશ થઇને) ચાલો ત્યારે બધાં તૈઆર થાઓ !

[બધાં જાય છે.]

## પ્રવેશ ત્રીજો

[મેના તૈઆર થઇને બહાર નીકળે છે તેવીજ તે માલતીને મોટરમાંથી ઉતરતી જુએ છે. પગથીઆં ચઢીને તે અંદર દાખલ થાય છે]

માલતી

કેમ તૈઆર થઇનેજ ઉભી છે ! સુમતિ ક્યાં?

મેના

આ તારી પાછળજ આવી !

સુમતિ

પણ અમે તારી સાથે નથી આવતાં !

( તે નાક પર આંગળી મુકી મેનાને નીશાની કરે છે.)

માલતી

ત્યારે ?

સુમતિ

બહેન તો સાસરે જાય છે.

માલતી

કોણ, પ્રેમરાયને ત્યાં ?

[બધાં હસી પડે છે.]

મેના

બહુ બોલતી નહીં ( દિશા બતાવીને ) એ તો આશીઆના ખંડમાં બેઠો છે.

માલતી

ત્યારે તો તમને ખુબ સતાવતો હશે !,

મેના

મેં તો આજે એવી offensive (સામી બાજી) લીધી છે કે બીચારો છેકજ નરમ પડી ગયો છે. પણ તારો ગણપતિ ક્યાં !

માલતી

ગણપતિ મારો ? એ શું ! (જરા મલા-માં) અરે ! મીસરી સુમતિને ખોટું લાગશે

સુમતિ

અરે ! મેના તે [illegible] ગણપતિને નચાવી હજી એવા છું ! [illegible] (આવકાર) પણ [illegible] ?

માલતી

[illegible] છે !

સુમતિ

જરા [illegible] નહીં ! [illegible] તો (મેના તરફ જોઈને) ખુબ [illegible] કરેલ.

[[illegible] જાય છે.]

માલતી

હે મેના ? કેવી ખુશી છે ? ને છતાં વાતોમાં જાણે મીરાંબાઇનીજ અવતાર !

મેના

તું ભુલી ! મીરાં તો મનથી કાનુડાને ચહાતી હતી ત્યારે હું તો......

માલતી

કંદર્પને ! કેમ ?

મેના

( જરા શરમાતી માલતીની કાનપટ્ટી દબાવીને ) ચાલ, મુર્ખી, પેલે પ્રેમરાય પણ આવ્યા.

મેના

(મશ્કરીમાં) પ્રેમરાય આપણને escort (રક્ષા) આપવા આવે છે. તને [illegible] નથીને ?

[પ્રેમરાય [illegible] બધાને નમન કરે છે.]

માલતી

જરાએ નહીં. તારા [illegible] વિના કે [illegible] !

[ આ રસમય નાટકનો વિશેષ ભાગ આવતા અંકમાં ]

ચાલુ વર્ષમાં—

તમે—

# 'ગુજરાત'માં શું શું વાંચશો

ગુજરાતમાં લોકપ્રિય થઈ પડેલ : : : : :

પાટણની પ્રભુતા

ગુજરાતનો નાથ.

ને રાજાધિરાજના

અનુસંધાનમાં ગુજરાતના ઇતિહાસમાંથી ઉપજાવેલી

મહમદગીઝની અને ભીમ બાણાવલીની અદ્ભુત કથા.

# જય સોમનાથ !

લેખક:

શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

તથા

—એજ લેખકની—

'મારા પ્રવાસની—

બીનજવાબદાર કહાણી'

# ગુજરાતી સાહિત્ય પરિષદ્ મંડળ

## સાહિત્ય પરિષદ ગળીઆરા પારિતોષિક

રંગુનવાળા રા. સી. વી. ગળીઆરા તરફથી પરિષદ મંડળ મારફતે નીચે જણાવ્યા પ્રમાણે ઇનામો આપવાની માગણી કરવામા આવી હતી. એ માગણીનો સ્વીકાર મંડળની કાર્યવાહક સમિતિએ કર્યો છે. એ ઇનામો કયારે અને કેવી રીતે આપવામાં આવશે તે હવે પછી જાહેર કરવામા આવશે.

મનહરરામ હરિહરરામ મહેતા.
મંત્રી ગુ. સા. પ. મં.

રૂ. ૧૦૦૦ શ્રી. વાડીલાલ મોતીલાલ શાહને "નગ્ન સત્ય" અને "સમયના પ્રવાહમાં" નામના લેખો માટે.

,, ૫૦૦ સૌ. લીલાવતી મુનશીને "રેખાચિત્રો" માટે.

,, ૫૦૦ શ્રી. ન. ભો. દિવેટિયાને "મહાભિનિષ્ક્રમણ" ના કાવ્ય માટે.

,, ૫૦૦ ,, ક. મા. મુનશીને "સ્વપ્નદ્રષ્ટા" ના ૪ થા પ્રકરણ માટેજ ખાસ.

,, ૫૦૦ ,, મહાદેવ હરિભાઈ દેસાઈને "નવજીવન" ના કેટલાએક લેખો માટે.

,, ૫૦૦ ,, ના. દ. કવિને "ઉષા" ની નવલિકા અથવા વાર્તા માટે.

,, ૫૦૦ ,, ધર્માનંદ કોસાંબીને બુદ્ધધર્મ વિષેના અભ્યાસ અને લેખ માટે.

,, ૫૦૦ ,, આનંદશંકર ધ્રુવને "નીતિ શિક્ષણ" માટે.

,, ૫૦૦ ,, સ્વર્ગસ્થ બોડાકકરની વિધવાને.

## મુંબાઇમાં એમ. સી. સી.

[અનુસંધાન પૃષ્ઠ ૩૫૯ થી]

સૌથી વધારે રસભરી હતી અને જો કે ત્રણ દિવસ છતા તે પુરેપુરી ન રમાઇ શકીને આખરે "ડ્રૉ" થઇ, તથાપિ જેટલી રમત રમાઈ તે ઉપરથી એમ જરુર કહી શકાય કે ઓલ ઇન્ડીઆ ટીમે એમ. સી. સી. ને વસ્તુતઃ હરાવી. હીંદુઓની ટીમ એમ. સી. સી. જેવી જગતમા શ્રેષ્ઠ ગણાતી ટીમને હરાવે એ કૈં જેવો તેવો બનાવ નથી. એકંદરે, એમ. સી સી. ની મેચો રસ પડે તેવી હતી અને તે જોવા રાજા-મહારાજાઓ, શેઠીઆઓ, અધિકારીઓજ માત્ર નહીં, પરંતુ દરરોજ વીસ હજાર માણસની ઠઠ જામતી તે દેખાવ કાયમને માટે યાદ રહી જાય એવો હતો. એ ખરેખર મહા પ્રસંગ હતો.

૩

બે શબ્દ રમનારાઓ વીશે. એમ તો એકંદરે કહેવુંજ જોઇએ કે એમ. સી. સી. ના રમનારાઓની રમત બેટીંગ, બોલીંગ, ફીલ્ડીંગ એ ત્રણે પ્રદેશોમાં હીંદી રમનારાઓની રમત કરતાં ચઢી જાય, અને તેમાં પણ ખાસ કરીને ફીલ્ડીંગમાં. બેશક, વ્યકિતગત અપવાદો હીંદીઓમાં છે, પરંતુ સમુદાયગત વિચાર કરતાં ઉપરનો અભિપ્રાય ભાગ્યેજ ખોટો ગણાય.

બટીંગમાં એમ. સી. સી. તરફથી જોરદાર ફટકા મારવાની બાબતમાં જેમ અર્લે શાબાશી મેળવી હતી તેમ હીંદીઓમાંથી નાઇડુએ અહોબુદ્ધિ ઉત્પન્ન કરી હતી. એમ કહેવાય છે કે એકને એક મેચમાં એક ઇનીંગમાં, લાગલાગટ બન્ને ટીમ તરફથી અર્લ--નાઇડુ જેવી રમત જોવામાં આવે એ ક્રીકેટની તવારીખમાં વિરલ પ્રસંગ છે. બંનેએ ખેલાડીઓએ ઓવર-બાઉન્ડરી અને બાઉન્ડરીના ફટકાઓથી, પ્રેક્ષકોને મોહિત કરી નાખ્યા હતા. જેમ કહેવાય છે કે "દાતા ભવતિ વા ન વા --દાતા થાય કે ન થાય" તેમ કહી શકાય એમ છે કે "અર્લ--નાઇડુ જેવી રમત રમાય કે ન રમાય." જેમણે એ રમત જોઈ હશે તેમણે જીંદગીનો એક લહાવો ભોગવ્યો ગણી શકાય.

સૅન્ધામ, વાયટ, ટેટ, પાર્સન્સ, બ્રાઉન એ પાંચ ખેલાડીઓએ પણ સોસો રન કર્યા હતા એટલુંજ નહીં, પરંતુ ઉંચા પ્રકારનું બેટીંગનું ચાતુર્ય બતાવ્યું હતું, તેમા પણ સેન્ધામનું બેટીંગ જેટલું સલામત અને વિશ્વાસપાત્ર હતું તેટલુંજ રન્સની દષ્ટિથી અસરકારક હતું. હીંદીઓમાં નાઇડુથી બીજે નંબરે કોઇ બેટીંગ માટે માન ખાટી ગયું હોય તો તે દેવધર હતા. છેલ્લી મેચમાં રંગ એમણે રાખ્યો હતો અને તે પણ સલામત અને છટાદાર બેટીંગ સાથે જાઇ, વઝીરઅલી, નવલે, મીસ્ત્રી, ગોડાંબે, કાલાપેશી વગેરેએ પણ ઠીક રમત બતાવી હતી. એમ. સી. સી. તરફથી હીંદીઓમાંથી પતીયાલાના મહારાજ એકંદરે ઠીક રમ્યા હતા

બોલીંગમાં એમ. સી. સી તરફથી ટેટ, ગીઅરી, બોઇસ, મર્સર વગેરે હતા તેમ હીંદીઓ તરફથી રામજી, વઝીરઅલી, જમશેદજી, ગોડાંબે, ચંદારાણા, કાળાપેશી વગેરે હતા હીંદવાસી અંગ્રેજોમાં હાઉસેટ અને મેયર્સ પણ હતા એમ. સી. સી. તરફથી ટેટ એ ફાસ્ટ બોલર, ગીઅરી અને મર્સર મધ્યમ બોલર અને બોઇસ ધીમા બોલર હતા; હીંદના રમનારામાં રામજી, વઝીરઅલી, હાઉસેટ, ચંદારાણા ફાસ્ટ બોલર; ગોડાંબે અને કાલાપેશી મધ્યમ બોલર; અને જમશેદજી ધીમા બોલર હતા.

ફીલ્ડીંગમા એમ. સી. સી. તરફથી બ્રાઉન વીકેટકીપર તરીકે અજબ હતા. એમની ચપલતા એમની પોતાનીજ હતી. હીંદીઓમાં નવલે

વીકેટકીપર તરીકે ધ્યાન ખેંચતા. બીજી ફીલ્ડીંગમાં એમ. સી. સી. તરફથી બોઇસ, ટેટ ને અર્લ ધ્યાન ખેંચતા તેમ હીંદીઓ તરફથી જાઇ ને નાઇડુ ધ્યાન ખેંચતા.

૪

છેવટમાં સારરૂપે ત્રણ મુદ્દાઓ : પ્રથમ અને ગૌણમાં ગૌણ મુદ્દો એ કે મુંબાઇ ક્રીકેટ સારી રમી જાણે છે એ ખ્યાતિ એમ. એમ. સી. સી સાથેની મેચોમાં દઢતર થઇ એ ખરું, છતાં એ બે બાબતો તો જરુર હીંદના ખેલાડીઓએ વિશેષતઃ લક્ષમાં લેવા જેવી. પ્રથમ એ કે જો ક્રીકેટ રમવાની કલામાં ખરેખરી ખ્યાતિ મેળવવી હોય તો ખેલવામાં તલ્લીનતા વધારે થવી જોઇએ. રોજની 'પ્રેકટીસ' પણ નિયમિત થવી જોઇએ. અને પ્રાસંગિક મેચો પણ પુરા જીગરથી રમાવી જોઇએ. તપ વિના સિદ્ધિ નથી. કલાના શોખીનો " એમેચ્યોર " જેમ હોવા જોઇએ, તેમ કલા ઉપરજ જેમની આજીવિકા છે એવા 'પ્રોફેશનલ " પણ થવા જોઇએ. આગળ રાજ્યો ને ધનવાનો તરફથી મલ્લોનો નિર્વાહ થતો તેમ જીમખાનાઓ તરફથી ખેલાડીઓનો થવો જોઇએ. બીજી બાબત એકંદરે એમ. સી. સી ના રમનારાઓ અત્રેના રમનારાઓએ વ્યકિતગત તથા સમુદાયગત બે વસ્તુઓ શીખવા જેવી ખરી; એક તો સ્ફુર્તિ (activity) અને બીજી સંયમન (discipline) આખી રમતમાં-અર્થાત્ બેટીંગ બોલીંગ અને ફીલ્ડીંગ ત્રણેમાં-જે સ્ફુર્તિથી એમ સી. સી. ના રમનારાઓ રમતા અને ફીલ્ડીંગમાં જે એક ખુણેથી બીજે ખુણે દોડીને પહોંચી જતા તે આપણા રમનારાઓના મોટા ભાગ માટે હજી શીખવાનું છે. સંયમન (discipline) અમે સંયોજન (organisation) એમાં હજી આપણે આગળ વધવાનું છે.

બીજો મુદ્દો એ કે હવે અંગ્રેજોની સરસાઇનો ભ્રમ ભાગ્યો. લડાઇ વખતે એ ભ્રમ યુદ્ધ કલાના સંબંધમાં ભાગ્યો હતો. અને આ એમ. સી. સી. ની મુલાકાતે ક્રીકેટના સંબંધમાં ભ્રમ ભાગ્યો. આ જેવો તેવો લાભ નથી. જે કૈં અંગ્રેજો કે બીજી કોઇ પણ સુધરેલી પ્રજા માણસ તરીકે કરી શકે છે તે હીંદીઓ પણ કરી શકે, માત્ર તે દિશામાં પ્રયાસ જોઇએ સ્વરાજ્ય અથવા પ્રજાકીય તંત્ર વીશે પણ એમજ સમજવાનું. અંગ્રેજો કૈં ઇજારો લઇને અવતર્યા છે એમ નથી.

ત્રીજો મુદ્દો એ એ કે ક્રીકેટ રમવાની કલા કરતાંએ વધારે ઉપયોગી જે બાબત છે તે ખેલ દ્રષ્ટિ, જેને અંગ્રેજીમાં Sporting Spirit કહે છે તે છે રમત જીતે છે ને રમત હારે છે; તેમાં રમનારાઓએ પરસ્પર રાગદ્વેષ ન કરવો કે હર્ષશોક ન કરવો. એ ખેલ દ્રષ્ટિ માત્ર ક્રીકેટની બાબતમાંજ નહીં; માત્ર બીજી રમતગમતોની બાબતમાંજ નહીં, પરંતુ સમસ્ત જીવનની બાબતમાં રાખવા જેવી છે. જે સાચું જીવી જાણે છે તેને માટે જીવન એ ખેલ—Sport છે, અને જીવનાર પોતે ખેલાડી-Sportsman છે. એ ખેલ-દ્દષ્ટિ ખીલે તો ક્રીકેટ રમ્યા તે સાર્થક, બાકી તો ખેલવું એ વ્યર્થ ને જીવવું એ વ્યર્થ.

## ગુજરાત કલા પ્રદર્શન

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૩૬૧ થી]

રાતા રેશમી કપડાં પર બાધણીથી હાથી, પોપટ અને ફુલપાંદડાંની તરેહ કાઢેલી હતી. આ લુગડાંને 'કલગેર' કહે છે. અસલની રસિક સ્ત્રીઓ પવિત્ર અને શુભ પ્રસંગોએ લુગડું પહેરતી.

કળા પ્રદર્શનમાં આ સીવાય બીજું ઘણું હતુ. પણ પંદર દિવસના આ કળાયજ્ઞમા સુરતનાં અને સુરત બહારનાં રસતરસ્યાં નરનારીઓનાં ટોળેટોળાં દર્શન માટે ધસ્યાં આવતાં એ ચિત્ર કદી ભુલાય એમ નથી. એમાંનાં કેટલાંક પુછતાં: "માત્ર બે ત્રણ માસની મુદતમાં આ બધું શી રીતે થઇ ગયુ?" પ્રશ્ન પુછનારાંએ થોડાંક માણસોને રાતદિવસ અવિશ્રાંત શ્રમ કરતાં જોયાં હોત, અને જેમની દેખરેખ નીચે એ બધું કામ થતુ હતું અને એ ટુંકી મુદતની પળેપળ જેમણે પ્રદર્શનના કામમાં અને પ્રદર્શનના વિચારોમાંજ ગાળી હતી તે રા. રાજેંદ્રલાલ સુરકાથાને જો તેઓ પીછાનતાં હોત તો આવો સવાલ ન કરત. આ પ્રદર્શનનો બધોજ યશ રા. કનૈયાલાલ વકીલ અને રા. સુરકાથા એ બેને આભારી છે. એ બેમાથી એક પણ ન હોત તો ગુજરાત કળાપ્રદર્શન આવું ભરી ન શકાત. માત્ર કળાના શોખને ખાતર, ગુજરાત પાસે કળાનો કૈંક આદર્શ મુકવા માટેજ, અનેક આક્ષેપો સહીને પણ કેવળ નિસ્પૃહતાથી અને શાંતિથી એમણે જે કરી બતાવ્યું છે એ ગુજરાતમાં બીજે કયાંય હજી સુધી થયું નથી. એમાં ઘણા દોષો હશે, ઘણી અપૂર્ણતા હશે, આ પ્રદર્શને દરેક જોનારને કલાકાર નહી બનાવ્યો હોય, પણ તેમાંના ઘણાને કલા વીશે વિચાર કરતાં શીખવ્યું હશે, તેમનામાં કલાનો રસ ઉત્પન્ન કર્યો હશે; ગુજરાત કળા પ્રદર્શનની એટલી સફળતા સિદ્ધ છે.

## ઉદ્યોગ કલા અને કેળવણી

[અનુસંધાન પૃષ્ઠ ૩૬૬ થી]

તેની શક્તિ અનુસાર ભવિષ્ય પદાર્થસૃષ્ટિ-(Surroundings) રચવાની રમત કરવામાં જાય તો એ રમત તેના જીવનમાં જે સ્ફુરણા, જે નવીન ઉત્સાહ અને શક્તિ પ્રગટાવી શકે તેનું મૂલ્ય શિક્ષણક્રમમાં ઓછું નથીજ. આ લેખનો મુળ ઉદ્દેશ બાલકના અભ્યાસક્રમમાં આવી ક્રિયાત્મક રમત દાખલ કરાવવાનો છે.

# કસોટી

[અનુસંધાન પૃષ્ઠ ૩૩૦ થી]

દેવભાઇ શા માટે આવ્યાં? અણસંસારીઓને સંસારીઓ શા માટે કર્યો?...જાઓ! તમે જાઓ! મેં બહુ વિચાર કર્યો. મને આવવાનું બહુ મન થાય છે. પણ શું કરું? સહજીવનનાં પણ બંધનો...ઘણી વાર એ કીચડમાં ખરડાઇ, ને હું ખરડાયો...પણ સાથે ને સાથે. દેવી! મને લોભાવ નહીં. મને ગુજરાત આવવું ગમે છે—પણ શું કરું?......હું છેક નમાલો બનું? ના—ના—ના—ના. દુઃખી થઇશ—મરીશ—પણ આ જંગલી છોકરીને એકલી..."

માંદા સુરેશે પાસું બદલ્યું ને ઉંઘી ગયો.

બાલાએ તેનું ઉશીકું ગોઠવ્યું, હોડણ સમાર્યું ને બેઠી બેઠી સુરેશના મોં સામુ જોયા કર્યું. તેની આંખમાંથી આંસુ સરવા લાગ્યાં. સુરેશ કાઢી મુકે તે સહેવાય એમ હતું; પણ પોતાનાં સુખ ને સ્નેહાળ સગાં છોડી તેની સાથે માત્ર દયાનો માર્યો, ફરજનો માર્યો તે રહે તે કેમ સહન થાય? તે નિર્ધન હતી, અસંસ્કારી હતી, નિરાધાર હતી. પણ તેનું જંગલીપણું સ્વમાનવિહોણું નહોતું. હવે તે સુરેશ સાથે કેમ રહી શકે? તેની કર્તવ્યપરાયણતા પર પોતાના સુખનો પાયો રચવા? કોઇના ત્યાગ પર, કોઇના દુઃખ પર પોતાનું સુખ કેમ રચાય? ના; ભલે પોતે રઝળે ને સુરેશ ભાંડુ ભેગો થાય.

તે ઉઠી, એક ઓઢવાનું લુગડું લીધું, થોડાક પૈસા લીધા ને બારણા તરફ ચાલી.

દેવભાઇ પથારીમાં જાગતા પડ્યા હતા તે ચમકીને બેઠા થઇ ગયા.

"બાલા! ક્યાં જાય છે?"

બાલા ચમકીને ઉભી રહી. તેની જીભ ચોંટી ગઇ. "અત્યારે?" દેવભાઇએ પુછ્યું.

"ઘરમાં કોલનવોટર નથી તે લઇ આવું."

"અત્યારે ક્યાં જશે?"

"નીચે પડોશીને ત્યાંથી લઇ આવું છું."

કહી બાલા બહાર ચાલી ગઇ.

૫

તે ગઇ એટલે દેવભાઇ એકદમ ઉઠ્યા ને અંદર જઇ ઉષાને ઉઠાડી.

"ઉષા! ચાલ તૈયાર થા."

"અત્યારે કાકા! ક્યાં?" બેબાકળી ઉષા બોલી.

"આપણે ચાલી જઇએ. ધર્મશાળામાં રાત ગાળી જગન્નાથજી ચાલી જઇએ."

"કેમ? કેમ! કાકા છે શું? ભાઇનું શુ છે?"

"બેટા! હું આજે ત્રણચાર દહાડા થયા જોયા કરું છું. આપણે અહીંઆ આવી ભુલ કરી."

"કેમ?"

"આપણે આવી આ બે જણ વચ્ચે વિખવાદ ઉભો કર્યો—ને બંનેને દુઃખી કરીએ છીએ."

"અરે શુ કહો છો? સુરેશભાઇ તો આપણો."

"બહેન! એ આપણો નથી. સાંભળ! આપણે નહોતાં ત્યાં સુધી આ બે ગમે તેવાં હતાં, પણ સુખી હતાં. એમને નીતિની, સગાંની, બાપની—કોઇની પરવા નહોતી. બંને પાસે પાસે ઉગેલાં ઝાડ જેવાં એકબીજામાં લપાતાં. દીકરા! આપણે આવ્યાં ને સુરેશને બાપ, કુટુંબ ને દેશ સાંભર્યાં. તું આવી ને એને સ્નેહાળ બહેનના હેતનો લહાવો લેવાનું મન થયું. મને જોઇ કુટુંબગર્વ આવ્યો."

"કાકા! આપણે તો એમ કરી સુરેશભાઇને બચાવીએ છીએ."

"ના. એને દુઃખી કરીએ છીએ."

"તે કેવી રીતે?"

"તારી નિર્મળતા જોઇ એને પેલી છોકરી પર તિરસ્કાર આવ્યો. એને પોતાનું જીવન કલંકિત લાગ્યું."

"ત્યારે તો એ સુધરશે."

"બહેન! જેને તું સુધારો કહે છે તે તો એનો પ્રાણ લઇ લે છે. એ સુખી હતો, સંતુષ્ટ હતો; આપણે સ્પર્શે એને જીવન અધમ લાગે છે. જો પેલી છોકરી દયામણે ચહેરે સવારની ઉભી છે–તેનું જીવનસર્વસ્વ જતું રહ્યું છે."

"એવી પાપિણીને"—

"બહેન! એ પાપિણી–તો સુરેશ પાપી નહીં? આપણે સુરેશ પાસે આજે કેવી કથા સાંભળી? બાવાઓનાં ઝુંડમાં એમને પાપ ને પુણ્ય શાં? રઝળતાં, ભીખ માગતાં હીણભાગીઓને એ પાપપુણ્ય નક્કી કરવાની ફુરસદ હોય? એ બે તો પંખીડાં જેવાં ઉડતાં હતાં; આપણે સંસારીઓએ આવી ઉચ, નીચ ને વિરોધ ને વ્યથા દાખલ કર્યાં."

"કાકા! પણ બીજું થાય શું?"

"બેટા! અત્યારે હું જાગતો હતો–ને પેલી છોકરીને તું છે એમ ધારી સુરેશ કહેતો હતો કે એ જંગલી છોકરી–એની સાથીને એ નહીં છોડે."

"એમ?"

"હા, ને પેલી છોકરી આંસુ સારતી હતી. મારી વૃદ્ધ આંખોમાં પણ પાણી આવ્યાં. સુરેશ અહીંઆં રહેશે તો ભણશે, આ છોકરી એને સુખી કરશે. આપણી જોડે આવશે તો નીસાસા મુકી અવતાર પુરો કરશે."

"હું મારાથી બનતું કરીશ. આટલે વર્ષે પણ એ મને સંભારે છે."

"તું સ્વમવત્ હતી ત્યારે તારાં સ્મરણો એને સરસ લાગતાં હતાં. પણ તું એની સાથીથી છુટી પાડનાર થશે ત્યારે શું થશે? તું કૈં પેલી છોકરીની ખોટ પુરી પાડવાની હતી?"

"ત્યાં એને પરણાવીશું."

"એ પરણશે તો પણ આને નહીં વીસરે. બીજી કોઇ સ્ત્રીને આની સરખામણી કરી તિરસ્કાર્યા કરશે."

"ત્યારે શું કરીએ?"

"બહેન! તારું પોટલું લઇ લે. પેલી કોલનવોટર લેવા ગઇ છે એટલે આપણે ચાલી જઇએ. પાસે ધર્મશાળા છે. ત્યાં રાત ગાળી સવારે જગન્નાથજી જઇએ."

"કાકા! પણ ભાઇને—" ઉષાથી રડી દેવાયું.

"બેટા બોલ નહીં! આ નિશ્ચય કરતાં મારો પ્રાણ નીકળી ગયો છે. પણ મારો દીકરો તો એક વખત ખોવાઇ ગયો હતો; આજે ફરીથી હાથે રહીને ખોઉં છું. પણ પહેલાં એ દુઃખી હશે એમ ધારી હું દુઃખી થતો; હવે એ સુખી થશે એ આશાએ સુખ માનીશ. મારે હવે કેટલાં કાઢવાં છે? પણ મારી હાજરીથી મારે મારા દીકરાને રહેંસવો નથી. ચાલ."

દેવભાઇ બહાર ગયા ને પોતાનું પોટલું બાંધ્યું. ઉષા પોતાનું પોટલું બાંધી આવી. બને જણ ક્યાં સુધી સુરેશ તરફ જોઇ રહ્યાં...

"કાકા" રડતાં ઉષાએ કહ્યું: "મારાથી નથી ખસાતું."

"ધીરજ ધર બેટા!"

"હું આજે હતું તેટલુંય સુખ પરવારી ગઇ."

"બહેન! ભાઇને સુખી કરવા—"

"કાકા!"

"વધારે વાર ઉભા રહીશું તો મારી પણ

હીંમત જતી રહેશે."

બંને જણે સુરેશ તરફ એક નજર નાંખી ચાલવા માંડ્યું......ખંડમાં નિર્જન અંધકાર પ્રસરી રહ્યો.

૬

બારીમાંથી પ્રભાત આવ્યું; અને સુરેશ જાગ્યો. એને ઉષાને કે બાલાને પથારી પર બેઠેલી અને દૂર બેઠેલા દેવભાઇને પાદપૂજા કરતા જોવાની ટેવ હતી. તેણે પહેલાં કચવાટથી, અને પછી ઇંતેજારીથી ચારે તરફ જોયું. ઘરમાં શુનકાર હતો. અંદર રસોડામાંથી પણ કૈં અવાજ આવતો નહોતો.

સુરેશને આ સ્વપ્નું લાગ્યું એટલે તેણે આંખો મીચી; ને થોડી વારે ઉઘાડી. તેવી ને તેવીજ નિર્જનતા પ્રસરી રહી હતી.

તે ચકિત થયો; ને ધીમે રહીને બેઠો થયો. શાંત ઘર તેની અધીરાઇની વિડંબના કરતું હતું.

"ઉષાબહેન"—

કૈં જવાબ આવ્યો નહીં.

"દેવભાઇ"—

જવાબ ન આવ્યો.

"બાલા"—

શાંતિજ પ્રસરેલી રહી.

તેનો તાવ ઉતર્યો હતો, એટલે તે ટટાર થઇ બેઠો થયો. "બધાં ક્યાં ગયાં?"

તે દાંત પીસીને ઉઠ્યો ને રસોડામાં જોયું; ત્યાં કોઇ ન દીઠું એટલે બારણા બહાર જોયું. કોઇ નહોતું.

અજાયબી પુરી થઇ—ને તેને ક્રોધ ચઢ્યો. આ બધાં સગાંસંબંધીઓ! બધાં સાથે ક્યાં ચાલી ગયાં? તે તિરસ્કારથી હસ્યો; નિર્જનતામાં તે હાસ્યનો પ્રતિશબ્દ આવ્યો.

ક્રોધ કાઢવાના વિષયને અભાવે ક્રોધ ઓસરવા માંડ્યો—ને તેના અંતરમાં બીક પેઠી. શું થયું? ધ્રુજતે અંગે તેણે બારી બહાર જોયું. તેને સોસ પડ્યો.

કલાક થયો. બે કલાક થયા. કોઇ આવ્યું નહીં. તેના ગુંગળામણનો પાર રહ્યો નહીં. અશક્તિથી તે પથારીમાં પડી રહ્યો. બેસવાનું કે ફરવાનું જોર તેને રહ્યું નહોતું. ઘોરમાં તે એકલો પડ્યો હોય એવું તેને લાગ્યું. બહાર દુનીઆ હરતી ફરતી હતી; પણ તેને મન પોતે મરેલો હતો—પોતાને મન તે અસ્પર્શ્ય હતી. નિર્જનતા ને અશક્તિની દીવાલોમાં સચેતન 'મમી'ની માફક તે દટાઇ રહ્યો હતો.

કોઇનાં પગલાં ખખડ્યાં. તેનું હૈયું હરખાયું. જરા ક્રોધ આવ્યો. બારણું ઉઘડ્યું—ને અનિલ, રજની ને સતીશ આવ્યાં. તેનું હૈયું બેસી ગયું.

"બાલા ક્યાં?" તેણે પુછ્યું.

સતીશ ડોળા ફાડી ચારે તરફ જોઇ રહ્યો. "ક્યાં છે મારી બહેન—બાલા?"

"કેમ કોઇ નથી?" અનિલે પુછ્યું.

"સવારનાં કોઇ છેજ નહીં." નિર્ગતિથી સુરેશે કહ્યું.

"ક્યાં ગયાં છે?"

"કોણ જાણે. મેં જાગીને જોયું તો આવી નિર્જનતાજ પ્રસરી રહી છે."

"પણ બાલા ગઇ ક્યાં?" સતીશે ગુસ્સામાં કહ્યું; "છોકરા! મારી બહેન નહીં મળશે તો તારો જીવ લઇશ."

"સતીશભાઇ!" રજનીએ કહ્યું: "જરા ધીરા પડો. માસ્તર! તમે ચહા પીધી?" સુરેશે અશક્તિમાં ડોકું ધુણાવ્યું.

"પણ થયું શું?"

"કોણ જાણે?" જુસ્સાથી બેઠા થઇ જતાં સુરેશે કહ્યું. "રાતે મેં બાલાને કૈં કહી નાખ્યું—ને એને ખોટું લાગ્યું હશે. દેવભાઇ ને ઉષા બહેન તો રાતના અહીંઆ સુતાં હતાં."

"ઓત્તારી !"

"એટલે મારી સુભદ્રા ક્યાં ગઇ ?" સતીશે જોશથી પુછ્યું.

"સુભદ્રા !" નિર્બળતાથી સુરેશે પુછ્યું.

"માસ્તર" રજનીએ કહ્યું "તમારી બાલા એ સતીશભાઇની ખોવાએલી બહેન સુભદ્રા છે."

"તમે તેને લઇ જવા આવ્યાં છો ?"

"હા."

"ના. ના. એને લઇ જશો નહીં." અધીરાઇથી સુરેશે કહ્યું; "પણ એ ગઇ ક્યાં ? જરૂર જતી રહી. એને ખોટું લાગ્યું." સુરેશ આક્રંદ કરવા લાગ્યો. "બાલા! મારું કહેવું મન પર લીધું ? એ દેવભાઇ ને દેવી ક્યાં ગયાં ? એમણે એને દુઃખ દીધું."

"અનિલભાઇ! આ બધી વાત જવા દો. બધાને પછી શોધીશુ. પણ માસ્તરને આપણે ત્યાં લઇ જઇએ. ગાડી લઇ આવો. એમનું દીલ તો જુઓ."

"પણ મારી બહેન ક્યાં ? ઓ સુભદ્રા !" કહી કપાળ કુટી સતીશ ત્યાંથી ચાલ્યો ગયો. અનિલ ને રજની સુરેશને પોતાને ત્યાં લઇ જવાની પેરવીમાં રોકાયાં.

૭

પંદર દહાડા પછી સુરેશ ખાટલામાંથી બેઠો થયો. તેણે લાકડી લીધી ને પોતાની ઓરડીએ ગયો. ભ્હીલે મોઢે ને ભારે હૈયે તે નાની ઓરડીમાં ફર્યો. તેની આંખો નિસ્તેજ થઇ ગઇ હતી; ને તેના મુખ પર વેદનાની રેખાઓ હતી. તે તદ્દન બદલાઇ ગયો હતો. જ્યાં બાલા રાંધતી હતી ત્યાં તે ઉભો રહ્યો—ને તેની આંખમાં એક આંસુનું બિંદુ આવ્યું.

તેણે બહાર નીકળી બારણું બંધ કર્યું—પણ તાળું મારવાની તેની હીંમત થઇ નહીં. તેને દાદર પર કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તે ઉભો રહ્યો. તેનું હૈયું ધબકી ઉઠ્યું. કોઇનાં પગલાં ચાલી ગયાં ને તેણે ઉંડો નિશ્વાસ મુક્યો.

તેનાથી બારણે તાળું મરાયું નહીં. તે થાકીને ઉમરા પર બેસી ગયો. તેનું હૈયું નિર્જનતાથી અકળાઇ રહ્યું હતું.

કોઇ ધબધબ ચઢ્યું ને તેને જોઇ પાસે આવ્યું. સુરેશે ઉંચું જોયું. ઉગ્ર સતીશ ડોળા કાઢી જોતો હતો.

"મારી બહેન આવી?"

"કોણ ?"

"મારી સુભદ્રા! તેં ક્યાં કાઢી મુકી ?"

સુરેશ મુંગો રહ્યો.

"તારા બાપે ને બહેને એને કાઢી મુકી. તેં એને કાઢી મુકી."

સુરેશે માથું નીચું નાખ્યું. તેના હૈયા પર દુઃસહ ભાર પડ્યો. "હા." તેણે થોડી વારે કહ્યું.

"કેમ કાઢી મુકી ?" હાથમાંની લાકડી જોરથી પકડતાં સુરેશે કહ્યું.

"મારી મુર્ખાઇ. મેં એને દેવી જોડે સરખાવી"

"દેવી કોણ ?"

"મારી બહેન !"

"તારી બહેન ! તે ક્યાં ગઇ—તારો બાપ ક્યાં ગયો—તું કેમ તેની જોડે નહીં ગયો ?"

"મારે નથી જવું."

"એટલે ? શું થયું છે ? કેમ નથી જવાતું.?"

"મારા બાપ—બહેન—ભાંડું બધાં મારી વાટ જોતાં હશે—ગુજરાતમાં. પણ ત્યાં જઇ શું કરું ?"

"કેમ નથી જતો?"

"નથી જવાતું"

"કેમ ?"

"આ મારું પાંજરું. મારો સાથી આવશે

ત્યા સુધી સાચવીશ"

"સાથી ! કોણ ?"

"તમારી બ્હેન."

"કોણ સુભદ્રા ?"

"હા. બાલા ! ભોગ લાગ્યા મારા તે દહાડે કે દેવભાઇ ને દેવી મને મળ્યાં."

બંને મુગા રહ્યા. સુરેશની આંખો આંસુભીની બની સતીશની આંખો વધારે ફાટી રહી.

"હવે શું કરશે ?" થોડીવારે સતીશે પુછ્યું

"અહીંઆં આવીશ–બેસીશ–બાલાની વાટ જોઇશ."

"ચાલ મારી જોડે. શોધીએ–ગામે ગામ"

"ના—"

"ત્યારે શું કરશે ?"

"બાલા અહીંઆંજ પાછી આવશે."

"મુર્ખા—" કહી સતીશ ચાલી ગયો.

નિસ્તેજ નયને સુરેશે જોયા કર્યું. થોડીવારે ઉઠી તેણે તાળું માર્યું ને ભારે પગે ચાલ્યો ગયો.

અનિલ તેની વાટ જોતો હતો. "સુરેશ ! કયા ગયો હતો ?"

"મારી ઓરડીએ."

"કેમ ? હજુ જોર તો આવ્યું નથી."

સુરેશ મુગો રહ્યો.

"ચાલ ! આજે રાતે આપણી સભા છે"

"આપણી–સભા—"

"ભુલી ગયો ? દેશોદ્ધાર—"

સુરેશે સખેદ નિશ્વાસ મુકયો. "ના; મારા પગ દુઃખે છે."

અનિલના પિતા પ્રવીણલાલ સાંજના ઘેર આવ્યા. સુરેશ તેમને મળવા ગયો.

"શેઠ સાહેબ ! હવે મને રજા આપો."

"ઓહો માસ્તર ! તમે સારા થયા ?"

"હા."

"હજુ નથી થયા બાપા !" રજનીનો અવાજ આવ્યો; "માસ્તરને સપાડું ચઢે છે."

"રજની ખરું કહે છે. તમારું મોં હજુ ફીક્કું છે. અહીંઆંજ રહોની. ને રજનીને ભણાવજો." પાછળથી શેઠે ઉમેર્યું: "તમારે જોઇએ તો તમને ભણવાનો ખરચ આપું. આગળ ભણોની."

"આગળ ભણવું છે કે કેમ તેનો મેં હજી નિશ્ચય કર્યો નથી."

"ઠીક હાલ તો અહીંઆંજ રહો."

સુરેશ ગયો. બીજે દહાડે તે ઓરડીએ ગયો, ને તેને સાફ કરી તે વાટ જોતો બેઠો...જે પગલાં આવતાં નહોતાં તેને માટે.

બપોરે તે ઓરડી બંધ કરી રજનીને ભણાવી આવ્યો ગયો ત્યારે બારણા પર લખી ગયો: "હું હમણાં આવું છું." રજનીએ તેને પોતાને ઘેર રહેવા ઘણોય પ્રાર્થ્યો–પણ તેણે માન્યું નહીં. તે પાછો આવ્યો.

સાંજે અનિલ આવ્યો. "સુરેશ ! શું કરે છે એકલો એકલો ?"

"કૈં નહીં."

"ચાલ મારે ત્યાં."

"ના."

"મૂર્ખ ! બાપા તો તારા પર ફીદા છે. તને ઘેર રાખી ભણાવવા માંગે છે." અનિલ હસ્યો; "બાપાની દાનત બગડી લાગે છે."

સુરેશ બોલ્યો નહીં.

"રજની મોટી થઇ છે તેની ચિંતા બાપાને ઘણી થઇ છે. એમને રસ્તો સુઝયો લાગે છે. તુ હાથ લાગ્યો છે."

સુરેશે નીચું જોયું. "મને કૈં સુઝતું નથી."

"મૂર્ખા ! હજુ સમજતો નથી ?" સુરેશે ડાકું ધુણાવ્યું. "શું જોઇએ છે ?"

"તમારી ચોપડીઓ વાંચવા આપશો?"

"હા! લઇ જાની."

× × ×

સુરેશ પોતાની ઓરડીમાંજ રહેતો. માત્ર રજનીને તે ભણાવવા જતો. હાથે રાંધી તે ખાતો; અનિલનાં પુસ્તકો વાંચતો; અને વાટ જોતો.

એનું મગજ જડ દશામાં હતું. બીજી પલની પરવા તેને રહી નહોતી. ઘડીયાળ જેમ અટકી જાય તેમ એકજ વાત પર તે અટકી ગયું હતું.

અનિલ, રજની, વિનોદ પહેલાં મિત્રભાવે આવતાં; પછી કંટાળી તેને સડવા દેતાં. તે સડી જવાજ માંગતો હતો.

સતીશ આવતો ત્યારે તે કંઈ બોલતો. તેમની વાતનો વિષય એક અડધી જંગલી, અડધી મરદ એવી અસંસ્કારી છોકરી હતો.

સુરેશ બારીએ ઉભો રહેતો—ને દૂરથી કોઇ આવ્યું જોવાની આશા રાખતો. લોકો આવતા ને જતા; પણ તેની આશા વણપુરી રહેતી. દિવસ ઉગતો ને આથમતો; પણ તે ખોલી સજીવ નરની 'મમી'ની કબર સમાન હતી—ત્યાં ફેર પડતો નહોતો. આ મમીને ખોદી કાઢવાની ઇચ્છા બહારથી કોઇ રાખતું નહીં. રજની એની દયા ખાતી; પણ તેની તેને પરવા છોડી હતી. ખાવું-પીવું-શ્વાસ લેવો-વાટ જોવી-આ ક્રિયામાં તેનું જીવન સમાપ્ત થતુ.

એક દહાડો નિરાશ સતીશ આવી તેની આગળ રડયો ને તેને પોતાની સાથે મુંબાઇ આવવા વીનતી કરી. પણ સુરેશે ના પાડી. આ ઓરડીની મર્યાદા બહાર તેની દુનીઆ નહોતી.

સુરેશને મન સૂર્ય સ્તંભી ગયો હતો.

૮

મથુરામાં રાધારમણના મંદિરમાં ગાયન થતું હતું. કલકત્તાની એક ગાંડા જેવી નર્તકી દેવકીર્તન કરતી હતી. કૃષ્ણવિરહનાં પદ ગાતી તે આંસુ સારતી હતી. શ્રોતાવૃંદ ભક્તિભીનો થઇ આંખો લુછતો હતો.

એક વૃદ્ધ ગુજરાતી ને એક યુવતી મંદિરે દર્શન કરવા આવ્યાં.

નર્તકી ને યુવતીની આંખ મળી.

નર્તકી ગાતી અટકી. તેનો કંઠ રુંધાયો. યુવતીએ ગાંડાની જેમ જોયું.

"સુરેશ કયાં?" નર્તકીએ પુછ્યું. શ્રોતાવૃંદ સ્તબ્ધ થયો.

"તું એને મુકીને કેમ આવી?" ગુજરાતી યુવતીએ ગુસ્સામાં પુછ્યું.

"તમને હું નહોતી જોઇતી માટે."

"તારે ભરોસે તેને મુકીને અમે આવ્યાં."

બે સ્ત્રીઓ જોઇ રહી. બંનેનાં હૈયાં બીકે ફ્ટકી ગયાં. બીકના સમભાવમાં તે એકબીજાને સમજી ગયાં... ગાયન અધુરું રહ્યું.

૯

સંધ્યા હતી. ઓરડીમાં અંધારું પ્રસર્યું હતું. બારી બહાર સુરેશ એકીટશે જોઇ રહ્યો હતો. એકીટશે જોઇ રહેવું એ તેની ટેવ થઇ ગઇ હતી.

નીચે લોકો આવતા ને જતા, પણ હવે તે આશાથી કાંપતો નહીં. વાટ જોનારને જેમ શિલ્પી પથ્થરમાં કોરે તેમ તેની વાટ જોવાની વૃત્તિ પાષાણસ્વરૂપી થઇ નિશ્ચેતન બની ગઇ હતી. એક ગાડીનો ધ્રઘડાટ થયો—પણ તે બેધ્યાન હતો.

જ્યારે અંધકાર થશે ત્યારે તે અનિમિષ ચક્ષુઓ પાછા ખેંચી રાંધવા બેસશે.

ઘર નિર્જન હતું. આ ઓરડીમાં એક

ગાંડો વસે છે એમ પડોશીઓ માનતાં.

નિર્જનતામાં કોઇનાં પગલાં સંભળાયાં. સુરેશે તે સાંભળ્યાં નહીં. જે નહોતું આવતું તેની વાટ તે જોતો હતો.

બારણું ઉઘડ્યું. એ સ્ત્રી ને એક પુરુષ બારણામાં હતાં.

"ભાઇ!"

અવર્ણનીય વેદનાથી સુરેશે ભાન લાવી બોલનારને ઓળખવાનો પ્રયત્ન કર્યો.

"તું પાછી ક્યાંથી આવી દેવી?" કચવાઇને મ્લાન અવાજે ધીમેથી સુરેશે પુછ્યું.

"સુરેશ!" પાછળથી બીજી સ્ત્રીએ કહ્યું. આ બોલનાર સ્ત્રીની પાછળ કોઇ વૃદ્ધ પુરુષ હતો. સુરેશે હાંફલાફાંફલા ચારે તરફ જોયું.

સમાધિસ્થે અંતરનું ધ્યેય મૂર્તિમાન થતું જોયું—દેવી સ્વરૂપે. તેણે બળવાખોર વાળ, જંગલી નયનો, મર્દાની રીત, નફટ અવાજ ઓળખ્યાં. તેની આંખે અંધારી વળી.

"તુ આવી ખરી!—"

સુરેશ બેભાન થઇ ભોંય પર પડ્યો....

---

# બુદ્ધિશાળીઓનો અખાડો

[અનુસંધાન પૃષ્ઠ ૩૩૭ થી]

આ બંનેને વાત કરતા મુકી એક ખુણામાં ઉભેલા આચાર્ય અવનીન્દ્રનાથ, જ્યોતિર્વિંદ, શાસ્ત્રીજી વગેરે તરફ તે ફરી. અત્યાર સુધી મુગા રહેલા આચાર્યે તેમની શાલનો છેડો સમો કરતાં કરતાં અભિનંદનો આપ્યાં. જગન્નાથે સાકર–કોપરાનો પ્રસાદ આપી આ વર્ષે નિરંજનાની કુંડલિમાં સુંદર ગ્રહયોગ પડ્યાની વધામણી આપી. શાસ્ત્રીજીએ એનામાં થએલા શ્રી અને સરસ્વતીના વિરલ યોગને અપૂર્વ પુષ્પો આવવાની શુભેચ્છાઓ દર્શાવી પુરોહિતજીએ પવિત્ર ભસ્મ આપી એનું આયુષ્ય સો શરદનું થવાનો આશીર્વાદ આપી એના ઉદાર અને પરોપકારી સ્વભાવની પ્રશંસા કરી. અને આમ બધાનાં અભિનંદનો સ્વીકારતી નિરંજના સૌને બેસવાનું સુચવી મોડું થઇ ગએલું હોવાથી જમવાની તૈયારી બરોબર થઇ ગઇ હતી કે નહીં તે જોવા તે અંદર ગઇ.

એને જતી જોઇ મહાકવિએ એક નિશ્વાસ નાંખ્યો. અને પાસે પંકજની તરફ જોઇ કોઇ મહા સત્ય ઉચ્ચારતા હોય તેમ ઉચ્ચાર્યું: "પંકજરાય! મારી જીંદગીમાં મેં ઘણી સ્ત્રીઓ જોઇ છે. કોઇ સૂર્ય જેવી જ્વલંત તો કોઇ ચંદ્રા સમી શીળી. કોઇ શુદ્ધી સમી સુંદર તો કોઇ મોગરા સમી સુવાસિત. મેં કાઠીઆવાડની કોકિલકંઠીઓ અને ગુજરાતની ગૃહિણીઓ, વડોદરા-સુરતની મધુરીઓ અને મુંબાઇની અલબેલીઓનો અનુભવ પણ મેળવ્યો છે. પણ એ સૌનો વિરલ યોગ મેં જોવો આ સ્થાનમાં જોયો છે તેવો ક્યાંએ જોયો નથી."

પંકજનો સ્વભાવ જરા ટીખળી હતો. એણે આંખોને ઉધાડમીચ કીધી. "અને કવિરાજ! મેંએ કલ્પનામાં ઘણી સુંદરીઓ કલ્પી છે અને તેથીએ વધારેની સાથે હું ઘાડા પરિચયમાં આવ્યો છું, પણ આ મૂર્તિ આગળ સૌએ પાણી ભરે છે."

પદ્મ આ બંનેની બહુ પાસે હતો. ક્રોધમાં હોય તેમ એની આંખો જરા રાતી થઇ; પણ કંઇ પણ બોલવુ અનાવશ્યક હતુ એટલે મૌનજ સેવ્યું, અને આરંગમ થતી વાતો ધ્યાનથી સાંભળવા માંડી.

એક બાજુ હેમરાજ અને ચંદ્રમોહન ધીમેથી કંઇ વાતચીત કરતા હતા. એમની વાતોના થોડા થોડા શબ્દો પદ્મના કાનમાં જતા. એણે વ્રજમોહનનુ નામ બોલાતું સાંભળ્યું "શું દાનત હશે?" એવા ભાંગ્યાતુટ્યા શબ્દો કાન પર આવ્યા. મહાકવિ તરફ જોઇને બંનેએ આંખ મારી તે પણ તેણે જોઇ. ચંદ્રમોહન માત્ર ટીખળજ કરતો હતો. પણ હેમરાજ જરા અદેખાઇથી બોલતો હતો એવું પણ તેને લાગ્યુ. એણે કાનને બીજી તરફ વાળ્યા.

સહસ્રમુખ, શાસ્ત્રીજી અને પ્રવીણચંદ્ર એક કોચ પર સાથે સાથે બેઠા હતા.

પ્રવીણચંદ્રે સહસ્રમુખ તરફ જોઇ ડહાપણનુ ડોકું ધુણાવ્યું. "તમારી વાત ખરી છે. પણ લોકો નકામા અર્થનો અનર્થ કરે. નિરંજનાબહેને આ વાંદરાઓને આટલા ચઢાવવા નહીં જોઇએ. એ પોતે પણ જરા જોઇએ તે કરતાં વધારે છુટ લે છે." એણે છેલ્લુ વાક્ય અચકાતાં અચકાતાં ઉમેર્યું.

સહસ્રમુખે સીધો જવાબ વાળવાને બદલે સ્મિત કર્યું. "ભાઇ! હવે તો દુનીઆજ નવી ઘડાય છે. 'new woman'નો જમાનો આવે ત્યારે એવુંજ થાય".

પ્રવીણચંદ્રને લાગ્યું કે સહસ્રમુખ એને ઉંધી રીતે સમજ્યા હતા. "સહસ્રમુખ! મારું

કહેવાનું તમે બરાબર સમજ્યા લાગતા નથી. નીરુબ્હેન જેવી સારી સ્ત્રી મેં બીજી કોઇ જોઇ નથી. એમની ભલમનસાઇનો બધા ગેરલાભ લે છે તેથીજ મને અટલું લાગે છે."

"તમે એમ માનતા હશો કે નીરુબ્હેન એવાં કાચાં છે તો તમારી તેમાં ભુલ થાય છે. એમને હું જેટલા ઓળખું છું તેટલું બીજું કોઇ નહીં ઓળખતુ હોય. એ આખી type જ study કરવા જેવી છે. જોકે મારી સાથે તો બહુજ સદ્‌ભાવથી તે વર્તે છે અને મેં કેટલાક સારામાં સારા કલાકો એમની સાથે ગાળ્યા છે."

"તમને મા, બહેન, કે પત્ની કયા સંબંધમાં આવી સ્ત્રી હોય તો ગમે?" શાસ્ત્રીજીએ વચ્ચે કોયડો મુક્યો.

"બહુ ગંભીર અને વીચારવા લાયક પ્રશ્ન પુછ્યો, શાસ્ત્રીજી. પણ એનો જવાબ વિચાર કર્યા વગર તરત દેવાય એવો નથી" સહસ્રમુખે વાત ઉડાવવાનો પ્રયત્ન કર્યો અને ધીરે રહી હસતાં હસતાં પંકજ તરફ જોઇને કહ્યું: "શાસ્ત્રીજીનો પ્રશ્ન સાંભળ્યો?"

પંકજે મોટેથી પુછ્યું: "શું?"

સૌનું ધ્યાન એમની વાતમાં ખેંચાયું. સૌએ એ પ્રશ્ન સાંભળ્યો અને જવાબ દીધા વિના સૌ પાછા પોતપોતાની વાતમાં ભળ્યા.

માત્ર કૈલાસનાથ અને અવનીન્દ્રનાથ બંગાલી કલા, પૈસાદારોનું કર્તવ્ય, ગામડાની સ્થિતિ વિગેરે વિષય પર વાત કરતા હતા અને બીજા કોઇ 'ગ્રુપ'ની સાથે ફાવે તેવું ન હોવાથી વ્રજમોહન એ બંનેની વાત બહુ બોલ્યા વગર સાંભળતો હતો. એક ખુણામાં પુરોહિત અને જગન્નાથ શાસ્ત્ર પુરાણની ચર્ચા કરતા હતા.

સ્વાગત માટે રોકેલા કોઇ એક સગાએ આવીને કહ્યું કે જમવાનું તૈયાર છે અને નિરંજના ભોજનશાળામાં સૌની રાહ જુએ છે. વાતનો વિષય બદલાઇ ગયો. સૌ કપડાં કાઢવાની ખટપટમાં પડ્યા અને ડાહ્યા ડમરા બની માસ્તરની આગળ જતા નીશાળીઆની માફક સૌ ભોજનશાળા તરફ વળ્યા.

૨

ઉપલા બનાવને બે ત્રણ દિવસ વીતી ગયા હતા. નિરંજનાના દીવાનખાનામાં સાંજના ચારેક વાગતાને સમયે નિરંજના ને પદ્મ કૈં ઉંડી વાતમાં ગુંથાયાં હોય એવાં દેખાતાં હતાં. એમના બંનેના દેખાવ પરથી તેઓ પરસ્પરથી તરતનાંજ પરિચિત થયો હોય એવું નહોતું લાગતું. નિરંજના શાંત, ગંભીર, બેદરકાર લાગવાને બદલે આનંદી અને આતુર લાગતી હતી. પદ્મ પરિચિત—અતિ પરિચિત જન જેવો ન દેખાવા માંગતો છતાં દેખાતો હતો.

"પદ્મ! તું તો ઉલટો હતો તેનાથીએ બગડીને આવ્યો. આના કરતાં તો તું ગયો ત્યારે સારો હતો."

થડે પેટે પદ્મે જવાબ વાળ્યો: "તમે મોટાં થયાં કેની તેથી તમને એમજ લાગે."

"અને શું તું મોટો નથી થયો?" નિરંજના ગુસ્સે થઇ. "મોટો કલેક્ટર થયો તેના પર આટલો રોફ મારે છે?"

"હું સુરત શહેરની પ્રખ્યાત શ્રીમંત સ્ત્રી નિરંજનાબહેન તો નથીજ થવાનો"

નિરંજના જરા નરમ થઇ. "તારે મહેણાં મારવા છે, કેમ! હું જાણું કે તું વિલાયત આટલા વર્ષો રહી આવ્યો એટલે સ્ત્રીઓની સ્વતંત્રતામાં માનતો હશે. પણ તું તો હિંદુસ્તાની પુરુષો કરતાં પણ વધારે વહેમી છે."

પદ્મ જરા શરમાયો. "નીરુબહેન! તમે ઉંધો અર્થ કરો છો."

"ઉંધો અર્થ કરું છું, કોણ કું? ના ના, જરાએ નહીં. સ્ત્રી સન્માનની વૃત્તિએ તો

મને નીરુબહેનની પદવી અપાવી.” નિરંજનાના સ્વરમાં કડવાશ સ્પષ્ટ હતી. જાણે સમજ્યોજ ન હોય તેમ પદ્મ તેને નમી ગયો.

“નીરુબહેન! તમને ખબર છે કે અહીંના ને ત્યાંના પુરુષોની સ્ત્રી સન્માનની વૃત્તિમાં ફેર છે!”

“શો?”

“ત્યાંના પુરુષો સ્ત્રીઓને માણસ તરીકે માન આપે છે. અહીંના પુરુષો એને સુંદર પુતળાં તરીકે પુજે છે. પછી એને દેવી કહે કે દાસી કહે એ જુદી વાત.

“એટલે?”

“ત્યાં સ્ત્રીઓ પુરુષોના સંરક્ષણ પર જીવતી નથી. જીવનના દરેક ક્ષેત્રોમાં એ ઝઝુમે છે અને દરેક સ્થળે એ એની લાયકાત અને શક્તિથી પુરુષોને માન આપવાની ફરજ પાડે છે. એ માન મહેરબાનીનું નથી, કે પુરુષોની સ્વામિત્વની વૃત્તિથીએ પ્રેરાએલું નથી.”

તે જરાવાર થોભ્યો. નિરંજના કૈં પણ બોલ્યા વગર તેની સામે જોઇ રહી.

“અહીંઆં સ્ત્રીને સન્માન મળે છે તે જુદી જાતનું છે.” વિચાર કરી પૃથ્થકરણ કરતો હોય તેમ તેણે શરૂ કર્યું. “ઘણું ખરું તો એ કોઇથી રક્ષાએલી હોય એટલે એને માન આપવાની ફરજ પડતી હોય કે કાં તો એ એવી ક્ષુદ્ર હોય એને અપમાન આપવા જેવી કોઇને જરૂર લાગતી નહીં હોય.”

“હું એ બીજા વર્ગની સ્ત્રીમાં આવું છું નહીં?” નિરંજનાએ તીખાશથી પુછ્યું.

“ના. તમે વળી ત્રીજાજ પ્રકારમાં આવો છો. સાધારણ રીતે તમારા જેવી સ્વતંત્રતા, સંપત્તિ અને નિરંકુશના જેમને સાંપડી હોય એવી થોડીજ સ્ત્રીઓ આ દેશમાં વસે છે. ને સંપત્તિ ને સ્ત્રી રક્ષણ વગરનાં હોય ત્યાં રક્ષણ કરવાનો કે માલીકી ભોગવવાનો શોખ દરેક જણને થઇ આવે છે.” નિરંજનાનું મુખ ક્રોધથી રાતુચોળ થઇ ગયું હતું તે ન ગણકારતાં એણે આગળ ચલાવ્યું: “જ્યાં એમ ખુલ્લી રીતે ન થઇ શકે તેમ હોય ત્યાં સ્ત્રીના અભિમાનને સન્માનના શણગારથી સંતોષી ઉંદર ઉપર બીલાડીની માફક કયારે તરાપ મરાય તેની રાહ જોવાયાં કરે છે.

નિરંજનાનો ક્રોધ છેક સાતમે આસ્માને પહોંચી ગયો હતો. “પદ્મ! બહુ થયું. મારે આગળ નથી સાંભળવું.”

“હું જાણતોજ હતો કે તમને આવું સત્ય ગળે ઉતરવાનું નથી.” તેણે ટેબલ પરથી ટોપી ઉપાડી. “કેમ ત્યારે હું હવે રજા લઉં?”

નિરંજના એકદમ નરમ થઇ. એને બાળસ્નેહીની સાથે આમ છુટાં પડવું ગમ્યું નહીં. વળી સત્ય સાંભળવું સ્ત્રીઓને ગમતુ નથી અને તે નિર્બળ અને અસહિષ્ણુ હોય છે એવો આક્ષેપ વહોરવા જેવું પોતાનુ કૃત્ય લાગ્યું. “ના, બેસો. હમણાં ચહા આવે છે”

પદ્મ ટોપી મુકી દઇ ફરી બેઠો. એને પણ જવાનું ખાસ મન નહોતું અને ઘણી વસ્તુઓ જાણવાની એને જીજ્ઞાસા હતી.

થોડીવાર બંને જણ વચ્ચે એક પ્રકારની શાંતિ વ્યાપી રહી. નિરંજનાને એના કહેવામાં સત્ય તો લાગતું હતું પણ એના સ્વતંત્રતાથી તીખા થએલા સ્વભાવને આવી રીતે વાત સાંભળવાની ટેવ નહોતી. પદ્મ સીવાય ભાગ્યેજ કોઇ આ રીતે વાત કરી શક્યું હોત.

થોડી વારે શાંતિમાં ભંગ પાડતાં નિરંજનાએ પુછ્યું: “પણ તેં-તમે ત્યાં શું કર્યું તે તો કહો.”

“ભણ્યો, ખાધું, પીધું, મોજ કીધી.”

“બસ એટલુંજ!”

"હું એટલુંજ કરવા માટે ત્યાં ગયો હતો એટલે બીજું વધારે શું થાય?"

"પણ ત્યાંના કૈં સરસ અનુભવો..."

"ખાસ તમને રસ પડે એવા કૈં નહીં. હા, એક બે છોકરીઓ મળી હતી તેમને કેમ ઝાડુ આપ્યું તે જાણવું હોય તો છે."

નિરંજનાની આંખો તોફાનમાં ચમકી. "મજાહ પડશે, કહો જોઇએ."

"તે પછી. પહેલાં મને બધી અહીંની હકીકત તો કહો."

"તમારે શું જાણવું છે?"

"તમે પરણ્યાં કેવી રીતે, તે પછી આટલાં પ્રખ્યાત કેવી રીતે થયાં તે બધું. મને તમે એટલાં બધાં નવાં લાગો છો કે તે પુછ્યા વિના મારાથી રહેવાતું નથી."

નિરજનાનું મોં ફરી લાલચોળ થયું પણ પદ્મથી ન દબાવું એવો નિશ્ચય કર્યો હોય તેમ તેણે સાધારણ વાતની માફક શરુ કર્યું.

"હું પરણી એમ કે મને પરણાવી. હું વિધવા એમ થઇ કે મારા વર મરી ગયા. પ્રખ્યાત એમ થઇ કે તે થયા સીવાય મારો છુટકો નહોતો."

પદ્મ આંખો વીકસાવી જોઇ રહ્યો. અજાયબ થવાનો હવે તેનો વારો આવ્યો હતો.

"મારે માટે બેજ રસ્તા બાકી હતા. કાં તો ન્યાતની ડોશીઓમાં બેસી ડોશી જેવાં થઇ માળા ફેરવવી અને દેવદેવલાં ને દેહદમન કરી કાયા ગાળવી, કાં તો નવા વિચારની સ્વતંત્ર સ્રી થઇ દુનીઆ જોવી ને પ્રખ્યાત થવું. મેં બીજો રસ્તો સ્વીકાર્યો."

પદ્મને શું બોલવું તે સુઝયું નહીં. તેને મુંગા રહી સાંભળવામાં વધારે રસ પડયો.

"મને લાગે છે કે મારી પસંદગીમાં મેં કૈં ભુલ નથી કરી." વિચાર કરતી હોય તેમ નિરંજનાએ આગળ ચલાવ્યું. "કૈં નહીં તો તેથી મને ઘણા પ્રકારના મનુષ્યોના સંબંધમાં આવવાનું તો મળે છે અને સ્ત્રીઓ ક્વચિત્ જોઇ શકે તેવી બહારની દુનીઆ હું જોઇ શકું છું."

"ને કોઇ દહાડો એ દુનીઆ જોતાં જોતાં તમને થાક નથી લાગતો કે કંટાળો આવતો નથી?"

"શા માટે થાય?" નિરંજનાએ સામો પ્રશ્ન કર્યો.

ઉત્તરમાં નિરંજનાથી અજાણી પણ એના ઘરની એક વખતની મુલાકાતે કલ્પેલી એવી ઘણી વાતો કહેવાનું પદ્મને મન થયું પણ તે ન બોલતાં એણે વાત ફેરવવી યોગ્ય ધારી. થોડી વાર એણે ટેબલ પર પડેલી ટોપી હાથમાં લઇ ગોળ ગોળ ફેરવી અને જાણે નવીજ વાત કરવાની શરુઆત કરતો હોય તેમ એણે કેટલીક વારે પુછ્યું.

"નિરંજનાબહેન! તમારે ત્યાં તે દિવસે આવેલા ઘણા જણમાંથી હું કોઇનેજ ઓળખતો નથી. એમાંના કેટલાક માણસો તો ખાસ મોટા માણસો હોય એવા લાગતા હતા. મને એમનું ઓળખાણ તો કરાવો કે કોઇ દિવસ મળે તો કામ લાગે."

નિરંજના હસી. એણે વાત બદલવાનો આ પ્રયત્ન જોયો. એને થોડું તોફાન કરવાનું પણ મન થયું. નોકર આ વખતે ચહાની 'ટ્રે' મુકી ગયો તેમાં કીટલીની ચા હલાવતાં હલાવતાં એણે પુછયું "તમારે કોને વીશે જાણવુ છે?"

"બધાનેજ વીશે. હું તો કોઇને ઓળખતો નથી."

"એ બધા મારા મિત્રો થાય" તેણે ગંભીર વદને જરા નાક ફુલાવીને કહ્યું.

"તે તો હું જોઇ શકયો હતો."

"ક્યાંથી શરુ કરું! હં. જુઓ જાવે

પહેલા દુપટ્ટો ને લાલ દક્ષિણી પાઘડી પહેરેલા મારા શાસ્ત્રીજી. મને સંસ્કૃત શીખવવા આવે છે અને મારી કુશાગ્ર બુદ્ધિ પર એ ફીદા છે. એમને એક જગદંબા જેવી પત્ની છે. અને તેમનાથી કાંપતા ને ત્રાસતા હોવાથી એમને ઘેર જવાનું બહુ સાંભરતું નથી એટલે શિષ્યોને શીખવવામાં વધારે સારું ધ્યાન આપી શકે છે."

પદ્મે ચહાનો પ્યાલો હાથમાં લેતાં લેતાં ઘણી ગંભીરતાથી માત્ર 'હં' કર્યું.

"બીજા હતા તે જ્યોતિર્વિદ જગન્નાથ. મારી કુંડલિ બહુ ચોકસાઈથી એ દર વખતે કરે છે અને મારા જેવો ગ્રહયોગ લાખે એક સ્ત્રીને હોય એવો વિરલ છે એવું એ ખાસ ખાત્રીથી માને છે."

પદ્મે એક ચમચી ખાંડ પ્યાલામાં ઉમેરી અને ધ્યાનથી સાંભળતો હોય એવો લાગ્યો.

"એમની સાથે બેઠા હતા તે પુરોહિત —અમારા કુલગોર." એમને વીશે ખાસ કં કહેવા જેવું નિરંજનાને લાગ્યું નહીં.

"પેલા બંગાળી પ્રોફેસર સાથે બેઠેલા હતા તે કોણ ?" બધા બીનઅગત્યના માણસો પુરા થઈ ગયા એમ લાગવાથી પદ્મે પુછ્યું.

"કોણ પેલા ભાવનગરી પાઘડીવાળા ? તેમનું નામ વિવેચક સહસ્રમુખ છે. શાક લાવવાથી માંડીને 'લોંગીનસ ઓન સબ્લાઇમ' એ બધા વિષયોમાં નિષ્ણાત હોવાનો એમનો દાવો છે અને દરેક જાતના મનુષ્યો વીશે એ છટાદાર વિવેચનો કરી શકે છે. એમને ગામની ફુલી માલણથી તે કલેકટર સુધી બધા ઓળખે છે, અને એ બધાં એમને ઓળખે તેનાથી વધારે એ દરેકને પીછાને છે અને દરેકની વાત અને વંશાવળી જાણે છે. ઘણા સંસ્કારી જન છે."

એક આછું સ્મિતહાસ્ય પદ્મના મુખ પર પ્રગટ્યું. "મારે એમને ઓળખવા પડશે. મહાજન લાગે છે."

"જરુર." નિરંજનાની મુખમુદ્રા અતિશય ગંભીર હતી. "એમને ઓળખ્યા વિના આ સુરત શહેરમાં કોઈને ચાલેજ નહીં. દરેક બુદ્ધિશાળી પુરુષ એમના અભિપ્રાય પર જીવે છે. દરેક સંસ્કારી સ્ત્રી એમની પ્રેરણા વગર સંપૂર્ણ લાગી શકતી નથી. સમભાવ એમણે સંતોથીએ વધારે કેળવ્યો છે"

પદ્મે નોંધપોથી કાઢી અને ભુલી ન જવાય માટે 'S'ના પાનામાં એણે સહસ્રમુખનું નામ નોંધી લીધું.

"એમની સાથે બેઠેલા અવનીન્દ્રનાથ સરકાર અહીંની સુરત કોલેજના પ્રોફેસર છે." નિરંજનાએ ભોમીઆની રીતથી પદ્મના જવાબની વાટ જોયા વિના આગળ ચલાવ્યું. "ગુજરાતી પ્રોફેસરોની મોટામાં મોટી ખામી —અંગ્રેજી ન બોલવાની—તેનાથી એ મુક્ત છે. રણકતા સ્વરે ફુલ વેરતા હોય તેમ અંગ્રેજી બોલી કૃષ્ણની વાંસળીની માફક એ સૌનાં મન મુગ્ધ કરી—એમનું શરીર જો કે કૃષ્ણ અને સ્થૂલ છે પણ તેલથી ચળકતા એમના વાંકડીઆ વાળ અને શાલ ઓઢવાની ઢબને લીધે એ આકર્ષક લાગે છે. ને એમની વિદ્વત્તાનો તો કં પાર નથી." એમના ગુણાનુવાદમાં બીજું વધારે શું કહી શકાય તેમ છે તે યાદ કરતી હોય તેમ જરા તે થોભી અને જરાવારે ઉમેર્યું: "અહીંની કોલેજની છોકરીઓ અને કાર્યકર્તા સ્ત્રીઓમાં એમના આવ્યા પછી નવોજ ઉત્સાહ પ્રગટ્યો છે. મોહક સ્મિત અને અમાપ દેખાતી વિદ્યાથી એ ઘણું કરી શકે તેમ છે."

"પરણેલા છે કે કુંવારા ?" પદ્મે હસીને પુછ્યું.

નિરંજનાએ પણ તેમજ જવાબ દીધો.

"પરણેલા તો છે પણ બીચારાને કર્મે કજોડું છે."

"તેની સાથે બેઠેલા પેલા ખાદીની ટોપી-વાળા કોણ હતા ?"

"કૈલાસનાથ. એમને વીશે કંઈ ખાસ જાણવા જેવું નથી. ખેડાની લડત વખતે એ જેલમાં જઈ આવેલા અને અબધુતની માફક દરેક સ્થળે જઈ ભિક્ષાન્નદેહી કરી પોતાનુ કાર્ય આગળ ધપાવે છે. અમારી સમાજમાં દરેક જણના એ બહુ લાડકા છે, અને તેથી એમની ચિંતાઓનો ભાર સૌ થોડો થોડો પોતા પર લઈ લેવા હમેશાં તત્પર રહે છે."

"શંકા પડતી વાત લાગે છે" પદ્મે નિરુજનાને ચીઢવવા કહ્યું.

"તમને–પુરુષોને શામાં શંકા નથી પડતી તે કહોને ?" નિરંજનાએ જરા ગુસ્સે થવાનો ડોળ કીધો. "વારુ, પેલા નાટ્યકાર તમને કેવા લાગ્યા ?"

"તમે જેમને કોઈ ચંદ્રમોહન કરીને મને ઓળખાવ્યા તે ?" જવાબ આપવાને બદલે પદ્મે સામો પ્રશ્ન કર્યો.

"અરરરર! હજુ તમારે પુછવું પડે છે! હેમરાજથી કોઈ પલવાર અજાણ્યું રહી શકે તેમ બને ? કોઈ કવિએ 'સૂર્ય છુપે નહીં બાદલ છાયો' કહ્યું છે તે એમને વીશે તદ્દન યથાર્થ છે."

"ત્યારે તો મને એમને વીશે જરુર કહો" પદ્મે જિજ્ઞાસાનો ડોળ કરતાં કહ્યું.

"એ દુબળા શરીરમાં વીજળીના ચમકારા વસે છે અને અસિધાર સમી તીક્ષ્ણ વાણીથી દુશ્મનોને ઘાયલ કરી મિત્રોનાં કાળજાં દર્પથી કંપાવે છે. અમૃત અને ઝેરથી પોષાએલી એમની કલમ દેવોથીએ દુર્ધર્ષ છે એમ એ માને છે અને શ્રી કૃષ્ણની માફક યુવતિજનના હૈયાંને હરવાની અને અરિદળને વિદારવાની એમની શક્તિ અમાપ છે."

"ઓહો, એટલું બધું ?" આ વર્ણનથી તો પદ્મનું ઠંડુ લોહી પણ જરા ગરમ થવા માંડયું. "નિરંજના! માફ કરો તો પુછું. આવા અપૂર્વ જનનું આકર્ષણ તમને ભયંકર નથી લાગતું ?"

ગુસ્સે ન થવાનો નિશ્ચય કર્યો હતો એટલે મીજાજ ઠેકાણે રાખી નિરંજનાએ જવાબ દીધોઃ "એકજ વાંધો છે. એમનો ચમકાર એટલો બધો છે કે મારા જેવી સામાન્ય સ્ત્રીની તો આંખોજ મીંચાઈ જાય અને તેથી એ આકર્ષણ જોવાની શક્તિજ રહે નહીં."

"એમની સાથે બેઠેલા ચંદ્રમોહન છટાદાર રીતે વાત કરતા હતા." નિરંજના વધારે ગરમ ન થાય માટે પદ્મે વાત બદલી.

"સારું થયું કે તમે એક નામએ યાદ રાખ્યું. પ્લેટફોર્મ પર એવા સરસ હાવભાવ અને અભિનયથી એ ભાષણ કરી શકે છે કે એમને જોવા તો ભલભલા એકટરો પણ છાનામાના આવે છે. એમને વીશે એક વાત જાણવા જેવી છે. એમનું કુળ નીચું એટલે કોઈ એમને કન્યા આપતું નહોતું. પણ એમનું ભાષણ સાંભળીને કમળા–આપણી પાડોશની પેલા ઓચ્છવલાલની કમળા–એનેજ પરણવાની હઠ લઈને બેઠી અને ઓચ્છવભાઈએ ના કહી ત્યારે છાનીમાની એક દિવસ નહાસી જઈ એનેજ પરણી ગઈ. હાલ ત્રણ છોકરાંની મા છે. પણ કોણ જાણે શું છે તે હવે કોઈ દિવસ એ ભાષણ સાંભળવા આવતી નથી; બીચારીને ફુરસદે નહીં મળતી હોય." છેલ્લું વાક્ય નિરંજનાએ કમળાની દયા ખાતાં ખાતાં ઘણા લાગણીવાળા સ્વરે ઉમેર્યું.

પદ્મની ધીરજ આ વર્ણનોથી હવે ઓસરવા માંડી હોય કે શું પણ એણે હજુ સુધી એને મન તાજો એવો અશ્રેષ્ઠ શિષ્ટાચાર બાજુએ મુકી જોરથી બગાસું ખાધું. "પેલો કાળો કાળો ચમકતા ડોળા વાળો છોકરો કોણ હતો?" પણ નિરંજનાને ખરાબ ન લાગે માટે તેણે વાતમાં રસ દેખાડ્યો.

"કેમ એની સામે તમને કંઈ વાંધો છે?" એની વાત કરવાની ઢબથી વહેમાઈ નિરંજનાએ પુછ્યું.

"વાંધો? મને વાંધો શો હોય!"

"એ ગુજરાતનો પ્રસિદ્ધ વાર્તાલેખક પંકજ. એ દેખાય છે એટલો નાનો છેક છોકરો નથી. એને ત્રીસેક વર્ષ તો થયાં હશે. સારી વાર્તાઓ લખે છે. એ છોકરો આગળ ઉપર ઉગી આવશે ખરો."

"તમે એનામાથી પ્રેરણા લો છો કે એ તમને પ્રેરણા આપે છે?" પદ્મની આંખમાં ચમકતો વિનોદ સંતાડવા છતાં દેખાયા વિના રહ્યો નહીં.

"એને પ્રેરણા આપવાની એટલી બધી ટેવ છે કે હવે એ લગભગ મસ્તી થઈ ગઈ છે. એવી ધર્માદા જેવી પ્રેરણા મને ખપે નહીં" નિરંજનાનો જવાબ પણ એવો જ નક્ટ હતો.

"સૌથી જુદા તરી આવે એવા તો જેને તમે સૌ મહાકવિ કહી સંબોધતા તે હતા. એમની વિશાળ ગંજેરી જેવી અથવા તમારા સંસ્કૃતમાં જેને 'રક્ત કમલદલ' જેવી કહે, તેવી આંખો જોતાંજ મને એમના મદત્ત વીશે પણો વધારે પદ્મનો અભિપ્રાય બંધાવા માંડયો હતો. શું એ પણ શરમ લખે છે?"

"નહીં ત્યારે? આખા ગુજરાતના એ તો કોઈ હિસાબ થવા નથી અને થશે નહીં એવા કવિ છે. જેટ સારૂંક એમની કથા તો ખરી અદ્ભુત છે."

"તમને તો બધાંજ અદ્ભુત લાગે છે."

"તમારા સ્વભાવ" નિરંજનાએ [illegible] ઉમેર્યું; "પણ હવે તમને [illegible] એમને વીશે [illegible] તો એ [illegible] કે એનના હૃદયને ઠેસ [illegible] નહીં થઈ ગયો હશે."

"અરરરર, કેવો અનુભવ [illegible]. કેમ કરતાં એમ બન્યું?" પદ્મને [illegible] રસ પડ્યો.

"જુઓને ભાઈ, જે મોટી કવિ એટલે ક્યાંએ પણ સુંદરતા દેખાય તો [illegible] વગર તો રહે નહી. અને નજરે પડે એટલે હૃદય આકર્ષાયા વિના પણ રહે નહિ." નિરંજનાની [illegible] કે સ્વરમાં હાસ્યનો [illegible] નહોતો.

"અને હૃદય આકર્ષાય એટલે [illegible] પડ્યા વિના પણ રહેવાય નહીં. હા હા હા!" પદ્મે અત્યાર સુધી રાખેલો બધો સંયમ [illegible] ગયો અને એને ખુબ જોરથી હસવું આવ્યું.

"નિંદા કરો છો કે?" નાના બાળકને ઠપકો આપતાં [illegible] નિરંજનાએ કહ્યું; "આવા મહા પુરુષને માટે તમે એવું ધારી કેમ શકો? પણ એમાં તમારો કંઈ વાંક નથી. સામાન્ય માણસોથી ઉચ્ચ ભૂમિકાપર વસતા જનોની વાત જ સમજાતી નથી. તમને ખબર છે કે મહાકવિનાં બધાંજ આકર્ષણો [illegible] પર જ રચાયેલાં હતાં. એમાં [illegible] કોઈ નહીં." નિરંજનાનો ક્રોધ ખરો હતો કે કૃત્રિમ એ કહેવું મુશ્કેલ હતું.

પદ્મ ગભરાયો. "માફ કરો. એ સજ્જનને અપમાન આપવાનો મારો જરા પણ ઈરાદો ન હતો."

"તમને એમની મહત્તાનો ખ્યાલ નહીં તેથીજ એમ બન્યું. [illegible] પામેલી પોતાની આંખો તો નથી [illegible]

પણ આપણા આદિ પુરુષ કંકુ મુનિની માફક જેનાથી પોતાના ચિત્તમાં જાણે અજાણેએ વિકાર થઈ ગયો હોય એવી દરેક સ્ત્રીને જાહેર-માં અધમમાં અધમ સ્વરૂપે ચીતરવાની સાવચેતી લેવાનું એ ભુલ્યા નથી કે જેથી લોકમતથી પણ પોતાના ચિત્તમા એવી નબળાઈ ઉદ્દભવેજ નહી. અને વેરભાવથીએ ભગવાન મળે તેમ ચિત્તની આવી નિર્મલ થએલી દશામા એ હોય ત્યારે પવિત્ર આર્યસંસ્કૃતિના ઉધ્ધાર અર્થે પયગબરી વાણી એ ઉચ્ચારી શકે છે."

"પણ એમાં બીચારી સ્ત્રીનો શો વાક ?" આ વાગજાળથી ગુંચવાઇ જતા પદ્મે પુછ્યું.

"શાસ્ત્રકારોએ કહ્યું નથી કે નારી નર્કની ખાણ છે ? નહીં તો આવા મહાપુરુષને આટ-આટલી વાર ખત્તા ખાધા છતા જીંદગીમા આટલા બધા દોષો કરવાનો પ્રસંગ આવે ? એ તો એમના ઘરડાઓના મત પુણ્યજ આડે આવ્યા કે પેલી સ્ત્રીઓનેએ આવા મહાપુરુષથી મોહા-વાનું સુઝ્યુ નહીં, નહી તો બીચારાની શી વલે થાત !"

નિરંજનાના બોલવામા વિનોદ હતો કે ગંભીરતા તે વીશે હવે તો પદ્મને પણ સશય થવા માંડયો તેને કેવો જવાબ દેવો તે પણ સુઝયું નહી. નિરંજનાએ તેની સ્થિતિ જોઇ "તમને હવે વાતમાં કંટાળો આવવા માંડયો છે. બધાની વિગતવાર વાત તમને ફરી કરવામા આવશે. હવે તો એક બે જણનાં નામ છે તે કહી દઉં એટલે બસ."

"ના ના, તમારી વાતમાં મને સમજણ નથી પડતી પણ રસ તો ખુબ પડે છે, હું બીલ-કુલ થાકી નથી ગયો." પદ્મની આતુરતા દેખાતી રીતે તો ખરેખરી હતી.

"તે દિવસનામા તો હવે માત્ર વ્રજમોહન અને પ્રવીણચંદ્ર રહ્યા" કોણ જાણે કેમ નિરં-જનાને પોતાનેજ હવે વાત કરવાનો કંટાળો આવવા માંડયો હતો. "વ્રજમોહન તે અત્રેના કોટીપતિ. હીંદુસ્તાનમાં એમની દસ બારેક મીલો ચાલતી હશે. શહેરની ઘણી પ્રવૃત્તિઓમાં આગે-વાની ભર્યો ભાગ લેવા માંડયો છે. હાલ વિધવા વિવાહ ઉત્તેજક મંડળીના પ્રમુખનો હોદ્દો સ્વીકારવાથી સુધારક તરીકે પણ એમની ગણના થાય છે. એમની પત્ની ગયે સાલ બે બાળકોને નમાયાં મુકી ગત થવા પછી સંસાર પર એમને નિર્વેદ આવ્યો અને તેથી મન વેરવા એમની ઉદારતા પણ પ્રસંગોપાત ઠીક ગણાય તેવી છે."

પદ્મને ટીકા કરવાનો વખત ન આપવા તેણે પુછ્યું: "બીજી ચહા લેશો ?".

"ના Thanks (આભાર !)"

"પ્રવીણચંદ્ર હીંદુસ્તાનના ઉદ્યોગ હુન્નરો-ના ખાસ અભ્યાસી છે, અને તે ખીલવવાની રીતોનો અભ્યાસ કરવા માટે એમણે પાંચેક વર્ષ પશ્ચિમમા જુદે જુદે સ્થળે ગાળ્યાં છે, આ હાલ શેઠ લક્ષ્મીદાસના ચામડાના મોટા કાર-ખાનામાં મેનેજર તરીકે રહ્યા છે. ઉદ્યોગોની બાબતમાં એમનો મત ખાસ પ્રમાણભુત ગણાય છે. હજુ કુંવારા છે વખતે આવતી સાલ પરણી જશે" જાણે માથા પરથી મોટો ભાર ઉતર્યો હોય એવું નિરંજનાને આ વાત પુરી કર્યા પછી લાગ્યુ. આ વાતચિતને પરિણામે કે શાથી પણ બંને વચ્ચે અંતર વધી ગયું હોય તેમ લાંબો કાળ સુધી બંને જણુ મૌન રહ્યાં.

પદ્મે હીંમત ધરી મૌન તોડયું; "નિરંજના ! તમે ઘણા મોટા ભયમાં છો."

"શાના ?" ચકિત થઇને તેણે પુછ્યું.

"આ માણસોના વનમાં અટવાઇ જવાના"

"તે સીવાય મને બીજો રસ્તો દેખાતો નથી."

"એક છે"

"કયો ?"

"મારી સાથે પરણી જવાનો."

"શું ?" નિરંજનાથી અજાયબીમાં મોટી ચીસ પડાઇ ગઇ.

"વિચાર કરી જોજો" પદ્મે શાંતિથી કહ્યું; "આ વૈભવ મુકી દેવો પડશે અને પ્રખ્યાત મિત્રો વખતે જતા રહેશે પણ તમારા આત્માનો ઉદ્ધાર થશે."

"અને તમારો !" પદ્મની વાત કરવાની હમે એનો મીજાજ ખુબ ગયો હતો.

"મારે માટે તો એટલો એકજ ઉદ્ધાર છે. પણ મારી જાત કરવા હું નથી માગતો. તમારા મગજને ખોટી અસર કરી ખેંચવાનો મારા પર આરોપ આવે" બારણામાં હેમરાજ દેખાતાં ઉભા થતાં તેણે કહ્યું: "લ્યો ત્યારે હું રજા લઉં ! તમે બોલાવશો તો હું ફરી પાછો આવીશ" ને તે બારણા તરફ ફર્યો.

"ઓહો મી. પદ્મ ! તમે હજુ અહીંઆં છો. તમારી ડયુટી પર જોડાયા નથી ?" એક શંકાશીલ દૃષ્ટિથી તેને તપાસતાં તપાસતાં હેમરાજે મીઠા અવાજે વાત શરુ કરી.

"ના; મારે હજુ આવતા 'વીક' (અઠવાડીઆ)માં જવાનું છે. ચાલો, સાહેબજી. જય જય, મીસીસ મજમુદાર !"

હેમરાજ તેના જતા આકાર તરફ એક બે પળ ધારીધારીને જોઇ રહ્યો. "નિરંજના બહેન ! આ છોકરો બહુ પહોંચેલ બુદ્ધી લાગે છે હો. વિશ્વાસ કરવા જેવો નથી." તેણે થોડીવારે રહીને ઉમેર્યું.

"કોણ જાણે આટલાં વર્ષો પરદેશમાં રહીને શું શું એ કર્યું હશે !" અણબોલે પદ્મના વિરુદ્ધ જેટલું કહેવાય તે બધા ભાવો તેમની આંખમાં આવ્યા અને ગયા. તેમણે પદ્મે ખાલી કરેલી બેઠકપર જગા લીધી.

નિરંજનાના કચવાટનો પાર નહોતો. પદ્મ સાથેની વાતચીત પછી એનું મન જુદા જુદા વિચારોના તરંગમાં એટલું બધું અટવાતું હતું કે એને બીજા કોઇની સાથે અત્યારે વાત કરવાની જરાએ મરજી નહતી. "શાથી એમ કહો છો ?" તેણે કડકાઇથી પુછ્યું.

"અરે તમે આ છોકરાઓની વાત જવા દોને. વીલાયત જઇ એ બધાં શું કરે છે તે મને ખબર છે" અને તેમણે વીલાયત ગએલા છોકરાઓની, તેના પરથી પદ્મની અને તેના પરથી ગામની ઝીણી વિગતો શોધી શોધીને જેટલા ઓળખીના નિરંજનાને ત્યાં આવતા તેમની વાતો કરીને તેના જ્ઞાનમાં ઘણો વધારો કરી દીધો.

નિરંજનાને આ જાતનો અનુભવ કંઇ નવો નહોતો. સાધારણ રીતે એની સાથે પ્રસંગમાં આવતા દરેક મહાપુરુષ બીજાને ઉતારી પાડયા વગર ભાગ્યેજ રહી શકતા. દરેક પોતપોતાના દૃષ્ટિબિંદુથી પોતાના સીવાય બીજા બધાની ચર્ચા કરતા, દરેકની કંઇને કંઇ ખોડ ખાંપણો-સ્વભાવની, શક્તિની કે શરીરની-શોધી કાઢી પોતાની સંપૂર્ણના સાબીત કરતા અને પોતાના આવા નિષ્પક્ષપાત દૃષ્ટિબિંદુઓને કોઇ સમજી શકતા નહોતા માટે સૌની અજ્ઞાનતા પર તે શોક કરતા.

અત્યાર સુધી નિરંજનાને નવા અનુભવ તરીકે એમાં ખુબ મજાહ પડતી. પણ છેલ્લાં છેલ્લાં તો એને રસ ઓછો થવા માંડયો હતો. અને આજે દરેકના ગુણ દોષની ચર્ચા પછી જાણે સૌનું માપ થઇ રહ્યું હોય તેમ તેને કંટાળો આવવા માંડયો હતો પણ આજે એનો બધાને મળવાનો દિવસ હતો અને વારાફરતી જુદીજુદી રીતે બધાની એકની એક વાત સાંભળતાં છેવટે તો તેનો જીવ પર આવા માંડયું હતું. વિધિએ પણ જાણે તેને થકવવાનોજ નિશ્ચય કર્યો હોય તેમ આજે તેને ત્યાં આવેલા સૌ બુદ્ધિશાળીઓ પરસ્પર પ્રસંશા કે નિંદા કરવાના ઉદ્દેશથીજ

એકઠા થએલા લાગતા હતા. છેક સાંજે બધા વેરાયા ત્યાં સુધી તેણે આ કંટાળાનું દુઃખ સહન કર્યું.

૩

ગામની સાર્વજનિક એન્ડ્રુમ લાયબ્રેરી એ સુરત શહેરમાં સૌ બુદ્ધિશાળીઓને સાજના વખતે મળવાનું સ્થળ છે. તેમાં ઘણા પ્રકારના લોકો આવે છે બુદ્ધિશાળીઓ તેમની બુદ્ધિનો ભંડાર ખાલી કરવા, બુદ્ધિહીનો ત્યાંથી થોડી ઘણી બુધ્ધિની ભરતી કરવા વ્યાપારીઓ વ્યાપારના સમાચાર જાણવા અને નવરાઓ ગામગપાટા કહેવા અને સાંભળવા ત્યાં એકઠા થાય છે. સૌ ત્યાં પરસ્પરના મુખ જોઇ પ્રસન્ન થાય છે અને સૌને પરસ્પરને લીધે કૈં લાભ થતો હોય એવું જાણે અજાણે લાગે છે.

આજે લાયબ્રેરીમાં ઘણા લોકો એકઠા થએલા હતા. કૈંક અસાધારણ બન્યું હોય કે બનવાનું હોય તેમ સૌના મુખ પર આતુરતા અને ચિંતા દેખાતા બધા કોઇક એક વસ્તુનો વિચાર કરતા હતા પણ કૈંક સંશય હોય તેમ સૌના મન વાત કરવી કે નહી તે વીશે ઢચુપચુ હતા.

રસ્તા પરથી દોડતો દોડતો ચાલતો હોય તેમ હાંફતો હાફતો એક માણસ ઉતાવળો ઉતાવળો અંદર આવ્યો. એટલે શ્વાસ ખાવાની પણ રાહ જોયા વિના કોઇનીએ સામે જોયા વગર આખી લાયબ્રેરીને સંબોધતો હોય તેમ તેણે કહ્યું: "વાત ખરી છે, ડુમસમાં નવરોજીના બંગલામા ક્રિયા થઇ ગઇ."

એક બોમ્બ પડ્યો હોય તેમ સૌ ચમકયા. નામ ઠામ વગર ઉચ્ચારાએલી આ વાત જાણે સૌ બરોબર સમજ્યા હોય તેમ સૌ એકબીજાની સામે જોઇ રહ્યા અને થોડી પળે ઉંઘમાંથી જાગતા હોય તેમ સૌ એક બીજાની સાથે વાત કરવા મંડી પડ્યા.

આ મંડળમાં નિરંજનાને ત્યાં એકઠું થનાર મંડળ પણ હતું. સહસ્રમુખે ચંદ્ર મોહન સામે જોઇને કહ્યું: "બહુ જબરી નીકળી. આપણે આટલા દિવસ એને ત્યાં જતા હતા પણ આપણને તો કશી ખબરે ન પડી. આવી સારી અને ભલી દેખાતી બાઇ આવું કરશે એવી તો સ્વપ્ને પણ આશા નહોતી"

"સ્ત્રી ચરિત્રનો કોઇ પાર પામ્યું છે? એ તો ઇન્દ્રવરણાના ફળ જેવી વાત હતી. મને તો પહેલેથીજ એના પર કદી વિશ્વાસ હતો નહી. આવી છુટી પડેલી સ્ત્રી કોઇ દિવસ સીધી રહે ખરી! મનુ મહારાજે યોગ્યજ કહ્યું છે કે न स्त्री स्वातंत्र्यमर्हति। કેમ શાસ્ત્રીજી! આપણું આર્યાવર્ત આવા શાસ્ત્ર વચનો પર શ્રદ્ધા ન રાખવાને લીધેજ ધર્મભ્રષ્ટ થઇ ગયું છે એમ તમને નથી લાગતું?"

શાસ્ત્રીજીની આંખમાં અતિશય દુઃખ દેખાતું હતું. એમના ગળામાથી આર્તસ્વર નીકળ્યો: "ખરેખર કળિયુગજ આવ્યો છે નહી તો આવી ઉચાકુળની વૈભવશાળી પ્રતિષ્ઠિત બાઇ આવું કાળી દુબળાની હલકી વર્ણ જેવું કરે! અરે પ્રભુ! આ આપણા લોકનું શું થવા બેઠું છે?"

"પણ એમાં એણે શું ખોટું કર્યું? તમને બધાને ચિતામા જતા સુધી સાત વખત પરણવાનો અને બૈરી બળી રહે તે પહેલાં ચાંલ્લા કરવાનો હક્ક અને એક સ્ત્રી ફરી પરણે તેમાં તમને આટલું ખોટું શું દેખાય છે?" છાપામાંથી મોં ઉંચુ કરતાં કૈલાસનાથે કહ્યું.

"એઇ મીસ્ટર, That is not the point. (પણ મુદ્દોએ નથી.) પંકજ તોફાનમાં ચમકતી આંખોને ખોટી પાડે એવી ગંભીરતા ધારી બોલ્યો: "સ્ત્રી ને પુરુષની સરખામણી આવી બાબતમાં કરી શકાયજ

નહીં. પણ ને તો જાણે ઠીક સુરત શહેરમાં બીજા અટલા બધા હતા. એના મંડળના પણ આપણે કેટલા જણ હતા? દાખલા તરીકે વ્રજમોહન શેઠ કે મહાકવિ કે હું."

ચમક્યા હોય તેમ મહાકવિ એક છલંગ મારી એમની બેઠક પરથી કુદ્યા "પંકજ! તમે–તે મારું નામ દીધું? મો સંભાળીને બોલ આવી અધમ, હલકટ નીચ સ્ત્રીની સાથે મારું નામ જોડતા તને શરમ નથી આવતી! આર્ય સંસ્કૃતિનો કચ્ચરઘાણ કરનાર, પવિત્ર આદર્શોને ભ્રષ્ટ કરનાર આવી કુલટા .." શબ્દો ન જડવાથી એક પળ તે અટક્યા માથે લોહી ચઢી ગયું હોય તેમ તેમના ડોળા લાલ લાલ થઇ ગયા.

"અરરર, મને ખબર નહી કે તમને આટલું બધું લાગશે" પંકજનો મશ્કરી કરતો અવાજ સંભળાયો "બરફ મંગાવું? નહી તો જરા માથા પર થડું પાણી રેડો તો ઠીક પડશે."

"તું ..ભામટા!" મહાકવિનો રાડ પાડતો સ્વર ફાટયો; "તું મને ઓળખે છે હું કોણ છું તે? આ ઘડીએ તારા શબ્દો પાછા ખેંચી લે નહી તો . નહીં તો" એમના નસકોરાં પવારે ફાટયા, એમના શ્વાસની ધમણ ચાલી રહી

'બીચારાને બહુ લાગ્યું લાગે છે" પંકજે દયા ખાતો હોય તેમ મુઠ ફેરવી; 'જ્યારે જ્યારે આવું થાય ત્યારે બીચારાની આવીજ દશા થાય છે પેલી સરસ્વતીની વખતે પણ યાદ છેને?" તેણે સાંભળનારાઓ તરફ હેતુપૂર્વક ડોકું ધુણાવ્યું. અને પાછળ ગાળો દેતા મહાકવિની દરકાર કર્યા વિના પગથીઆ ઉતરી ગાડી કરી ચાલતા માંડ્યું. ગાડપણ આવ્યું હોય તેમ મહાકવિની બુમો વધી પણ એમની દશા જોઇ બે માણસોએ એમને મજબૂત પકડી રાખ્યા. હેમરાજનો સાંત્વન કરતો અવાજ એમને થંડા પાડવાનો પ્રયત્ન કરવા લાગ્યો

"હું તમારી સાથે તદ્દન સંમત થાઉં છું. મને એ સ્ત્રી પર પહેલેથીજ વહેમ હતો એણે આપણને તો શું પણ આખા સુરત શહેરને આ પ્રમાણે ઠગ્યું છે આપણી સાથે મીઠીમીઠી વાત કીધી, નિર્દોષતાનો આડંબર કર્યો અને તે કેવટ આવું કુટિલ કાર્ય કરવા માટે. મને તો લાગે છે કે મુળથીજ એ સાંગ મુકેલી હોવી જોઇએ"

'પણ તમે તમે કેમ ગાજ? પુનર્જન્મમાં નો માનો છો" કનામનાથથી બોલ્યા વિના રહેવાયું નહીં.

બાળીને ભસ્મ કરતો હોય તેવો એક દ્રષ્ટિપાત હેમરાજે તેના તરફ ફેંક્યો. 'તે તમારે કહી બતાવવાની જરૂર નથી હું માનું છું તે આવી વંઠી ગએલી સ્ત્રીઓને માટે નહીં.'

"બીચારા વ્રજમોહન શેઠનું વિધવા વિવાહ પ્રચારક મંડળીના પ્રમુખ થવાનું તદ્દન નકામું ગયું" મદનમુખે હુચકો મુકયો

"અને પેલો ભામટો પ્રવીણચંદ્ર તે નો ત્યાંથી રાત દિવસ ખસતો નહોતો. This serves him right" ચંદ્રમોહને ઉમેર્યું.

હવે નિરંજનાનું નામ ગમે તેની સાથે ગમે તેવી રીતે દેવાની છુટ હોય તેમ આ મશ્કરી મંડળમાં નવા નવા નામો ગોઠવાવા માંડ્યા.

ધીરેધીરે જાણે કોઇ અભૂતપૂર્વ બીના બની હોય તેમ લાયબ્રેરીમાં લોક વધવા માંડ્યું. તેમાં નિરંજનાસામાન્ની મહેમાની ચાખેલી અને તે મેળવવાને નિષ્ફળ થએલા એવા બને પ્રકારના લોક હતા. ઘરડાઓ અને જુવાનો, વિદ્યાર્થીઓ અને શહેરીઓ, વિદ્વાનો અને આગેવાનો એ સૌ એ મેળામાં હાજર હતા, તેમાં કેટલાક જાણવા, કેટલાક જાણેલી વાત કહેવા

અને કેટલાક તમાશો જોવાનો હોય એવું ધારીને આવેલા હતા.

મોટા થોભીઆ ને મુંછોથી ચીમળાઇ ગએલા મુખને ભરાવદાર દેખાડતા હોય એવા એક વૃદ્ધ સજ્જન આગળ આવ્યા. ભાષણ કરવાની આવી અચાનક મળેલી તકનો ઉપયોગ કરવા તેઓ એક છલંગ મારી ખુરશી પર ચઢ્યા. અને ઘોંઘાટ કરતા લોકોને પોતાના બુલંદ ઘોઘારી સ્વરથી વશ કરતા હોય તેમ ઘાંટો પાડી દરેક શબ્દે શબ્દને છુટો પાડતા બોલ્યાઃ "સદ્‌ગૃહસ્થો !

હજુ ઘોંઘાટ ચાલુજ હતો. લગભગ તરડાઇ જાય એવો પહેલાંથી પણ મોટો ઘાંટો પાડી તે ફરી બોલ્યાઃ " સદ્‌ગૃસ્થો ! "

બધાંનું ધ્યાન તેમની તરફ દોરાયું અને એમને શું કહેવાનું હતું તે સાંભળવાની કુતુહલ-વૃત્તિને લીધે સૌએ શાંત પડવા માંડયું.

"તમને ખબર છે કે આપણે બધાં અત્યારે કેમ એકઠાં થયાં છીએ ? આપણા શહેરમાં આજે એક મહા અનાચાર થયો છે. એક ઉતાવળીઓ અને ધાંધલીઓ આજકાલનો સરકારી અમલદાર આપણા શહેરનું નાક લઇ ગયો છે. આ પગલાંની અસર આપણી સ્ત્રીઓ પર ઘણીજ માઠી થશે. આપણી સ્ત્રીઓનું સતીત્વ આજથી હવે ભર બજારે વેચાશે. ધણી નહીં ગમે તો હવે સ્ત્રીઓ તેમને મારી નાખતાં શીખશે અને પોતાના મન ગમનાઓની સાથે પુનર્લગ્નને નામે અનાચાર સેવશે !"

" પણ મીસ્ટર ! તમારી સ્ત્રી મરી ગઇ ત્યારે તમે વિધવાને પરણવાની જાહેર ખબર છપાવી હતી તે ? " કોઇ અવળચંડો માણસ બોલી ઉઠયો.

ભાષણ કર્તાનાં ભવાં આ સાંભળી પડી ગયાં. એમની આંખો ફાટું ફાટું થઇ રહી. "એવું કહેનાર દોખખી કુતરાઓની નિંદક જીભ છે."

" શું મને દોજખી કુતરો કહ્યો ?" પેલા બોલનારે બાંયુ ચઢાવી.

' અરે જવા દેને ચઢેલો છે. જોતો નથી?" બીજા એક જણે તેને વાર્યો.

આ શબ્દોથી ભાષણ કર્તા છેડાઇ પડયા અને ખુરશી પરથી કુદકો મારી બોલનારની સામે ધસ્યા પણ ગુસ્સાની ગરમીને લીધે કે કોણ જાણે શા કારણથી એમના અસ્થિર પગે એમને બરાબર ટેકો નહી આપ્યો અને આંખે અંધારાં આવતાં હોય તેમ ત્યાંને ત્યાંજ એ બેસી ગયા.

" પણ નિર્મલરામભાઇ ! ગએ અઠવાડીએ તો તમે વનિતા વિશ્રામના મેળાવડામાં પ્રમુખ પદેથી નિરંજના બહેનનાં ખુબ વખાણ કર્યાં હતાં અને એમની સાથે વાતમાં તમે એમની સાથે ઘાડો પ્રસંગ પાડવાની ખુબ આતુરતા બતાવી હતી. કોઇ જાણે કે તમને જીંદગીમાં એમની ઓળખાણ પાડવાનું એકજ કર્તવ્ય બાકી રહ્યું છે." કૈલાસનાથે ગુંચવાતા સ્વરે બેસી ગએલા ભાષણ કર્તા તરફ વાંકા વળતાં કહ્યું.

પણ ભાષણકર્તાને જવાબ આપવાની શુદ્ધિ નહોતી. એમના ક્રોધે એમની સાન શુદ્ધિ બધી ખોવરાવી નાખી હતી.

આ નાના બનાવને લીધે લોકોનું મન બીજી તરફ વળ્યું. લાયબ્રેરીના પટાવાળાએ એક માટલામાંથી ઠંડુ પાણી લાવી આપ્યું તે કૈલાસનાથે નિર્મલરામના માથા પર છાંટયું. ધીરે-ધીરે લોક પણ હવે નવું કૈં જાણવાનું નથી એમ ધારી વેરાવા માંડયું.

× × ×

પ્રભુની લીલાનો પાર કોણ પામી શકયું છે! માઠું થાય તે સારાને કાજે. અને અંધકારમાંથી

પ્રકાશ જન્મે છે એ કહેવતો કોઇ રખે ભુલી જાય.

ઉપલા બનાવને લીધે સુરત શહેરમાં ઘણા જણના આત્માના ઉધ્ધાર થઇ ગયા. નવી સંસ્કૃતિના મોહમાં ફસાએલા ઘણા અભાગીઓની આંખની અંધારી ખસી ગઇ અને નવા આવતા પશ્ચિમના પવનની સામે સૌએ પોતાનાં બારી બારણાં બંધ કર્યાં.

અને ખાસ કરીને વધારે ફાયદો તો બુદ્ધિશાળીઓના મંડળ મારફતે થયો.

વાર્તાકાર પંકજ ત્યારથી ભુતકાળમાંથી ખોદી ખોદીને શોધી કાઢેલી આર્ય સંસ્કૃતિના પ્રાણરૂપ વાર્તાઓનો અપૂર્વ લેખક બન્યો.

મહાકવિ અનિલ આર્ય સંસ્કૃતિના પયગંબર બની દેશ દેશ વીચરી અધમ જનોને તિરસ્કારતી કવિત્વમય શ્રાપપ્રદાનથી પોતાના આત્માની પુનિતતાને વધારે અજવાળતી કવિતાઓ ગાઇ રહ્યા.

નાટ્યકાર હેમરાજે પાશ્ચિમાત્ય સંસ્કૃતિનો પોતાનામાં રહેલો થોડો ઘણો કચરો બધો ખંખેરી કાઢી એની રજમાંથી આંખો મીંચી રંગભૂમિની પ્રાચીન મહત્તાનું પુનર્વિધાન કરવા માંડયું.

વક્તા શિરોમણી ચંદ્રમોહને પોતાના વક્તૃત્વથી અગ્નિ સમી જ્વાજ્વલ્યમાન વાણીમાં આર્યધર્મને અભડાવતા કુટિલ જનોથી સાવચેત રહેવાની ઉદ્‌ઘોષણા કરવા માંડી.

વિવેચક સહસ્રમુખ નિષ્પક્ષપાત દૃષ્ટિથી આર્યતાના ઉધ્ધાર વીશે પ્રવચનો કરવા મંડી ગયા.

કોટીપતિ મનમોહન વિધવા વિવાહરૂપ લાલસાના પતિત થવાના માર્ગમાંથી પ્રભુએ વખતસર ઉગાર્યાથી, એક દસ વર્ષની કુલીન કન્યા સાથે આર્યધર્મ અનુસાર વિધિપુરઃસર લગ્નની પુણ્યગ્રંથિથી જોડાયા અને આલોક અને પરલોકને બગાડનાર મહાપાતકમાંથી બચી ગયા.

ઉદ્યોગ પારંગત પ્રબોધચંદ્રે સૌરાષ્ટ્રની કો પંચરંગ કન્યા સાથે જોડાઇ સુગ્રજન શાસ્ત્રનો સરસ નમુનો આ નિર્બલ બાઇ ઢાંગલાઓના દેશમાં બેસાડવાનું મહાપુણ્ય ઉપાર્જન કર્યું.

આચાર્ય અવનીન્દ્રનાથે સરસ ઇતિહાસ લખ્યો.

કૈલાસનાથની દેશભક્તિ વધારે તીવ્ર બની.

અને તે ઉપરાંત દેશભરમાં છાપાઓ આર્ય સંસ્કૃતિના ઉદ્‌ઘોષથી ગાજી રહ્યાં અને નવા ગ્રાહકો મેળવવા શક્તિમાન થયાં. જુના મતવાદીઓ ઉંઘમાંથી જાગી પ્રવૃત્તિ આદરવા લાગ્યા. નવા મતવાદીઓ એમની પ્રગતિનો વિચાર કરવા મંડ્યા. ઉગતા લેખકોને લખવાનું આવડયું. જુના લેખકોનાં કટાએલાં ભેજાંને નવો ખોરાક મળ્યો. કવિઓએ કવિતાઓ રચી જોડકણાંને નવો કાલ આપ્યો. અને આમ બધે આર્યસંસ્કૃતિનો જયજયકાર વર્તી રહ્યો.

પ્રભુ! તારી ગતિ ગહન છે. થોડી નીરાશા આપી તું, નાના બનાવામાંથી કેવાં શુભ પરિણામો આણે છે અને કેટલાં મહાન જનો સર્જાવે છે!

## સ્વપ્નદ્રષ્ટા

—ઃ—

[અનુસંધાન પૃષ્ઠ ૩૪૯ થી]

શુકલનું સ્વરૂપ, શબ્દો ને વાત; રાતના ત્રણનો સુમાર; અડધી છોડેલી ઉંઘ—આ બધાથી જોષીની સહિષ્ણુતાનો અંત આવ્યો. તેનો એક સબળ પંજો શુકલની બોચી પર પડયો; ને તેના સ્નાયુના જોરથી શુકલજી ફીફલાની માફક તરફડવા માંડયા.

"ગાડીઆ! ગદ્ધા! શું બકે છે? ચાલ છાનોમાનો-નહી તો એક બે ચોઢી કાઢીશ. રાતના ત્રણ વાગે શું કરે છે?"

કેરશાસ્પને હેલીઓસ્કોપનો સંદેશો મુકું છું." વિજેતાનાં સત્તા ને ગૌરવને બનતી હીંમતથી સાચવતાં શુકલે કહ્યું.

ગુસ્સામાં જોષીએ એક મુક્કો લગાવ્યો. 'જોષીનો મુક્કો નેપોલીઅન સીઝર કે ગેરીબાલ્ડીની-ત્રણેની બંને આખમાં પાણી આણવાના ગુણ હતા.

"ઓ બાપરે!" શુકલ બોલ્યા.

"આગળ ચાલ" એક ધક્કો મારી જોષીએ કહ્યું. શુકલે ઉંચુ જોયું ને તે ખડખડ હસ્યો. "જોષી ગાડો...સદુ બાડો...ધીરુ લંગડો" તેણે લલકાર્યું.

"તું ઉપર ચાલ," ઉપર" ધીરુએ કહ્યું.

"જોષી ગાડો, સદુ બાડો, ધીરુ લંગડો."

કેમે કરતાં તેને ઉપર લાવ્યા ને જોષીનું જોર ને ધીરની સમેજાવટથી કેમે કરતાં શુકલ સુતો. ધીમે ધીમે તેના મિત્રો ઉંઘી ગયા.

બે કલાકે સુદર્શનની આંખ ઉઘડી ને શુકલના ખાટલા પર પડી. ત્યાં શુકલ નહોતો.

"જોષી! શાસ્ત્રી! પેલો ગાંડો નાસી ગયો. જોષી ને શાસ્ત્રી સફાળા ઉઠયા.

"શુકલ! શુકલ! ગીરજા!" બધાએ બુમ મારી, પણ જવાબ નહોતો. ચારે તરફ છજામાં તેમણે જોયું પણ તેનો પત્તો નહોતો.

"તદ્દન ગાંડો થઇ ગયો" ધીરુએ કહ્યું.

"અરે રામ!" સુદર્શને કહ્યું. તેના હૃદયમાં રડવાનું પણ જોર નહોતું.

"ચાલો લાકડી ફાનસ લઇ શોધવા જઇએ" જોષીએ સુચના કરી.

ત્રણે જણે લાકડીઓ લીધી, હાથમાં ફાનસો લીધાં ને કોલેજના વિશાલ કંપાઉંડના ખુણેખુણા શોધ્યા ને ગજવ્યા; પણ શુકલનો પત્તો ખાધો નહીં.

દરવાજા આગળ ચોકી કરતા પોલીસમેનને પુછતાં, તેમને શુકલની ખબર મળી.

"એક છોકરો કલાકેક પર આ બત્તી હલાવતો હતો તેને મેં કાઢી મુકયો. કમાટીબાગમાં ગયો ઘણું કરીને."

ભળભાંખળું થવા માંડ્યું હતું. ત્રણે મિત્રો કમાટીબાગમાં શુકલને શોધવા ગયા. આખો હાથી હોય તો તે બાગમાં ન જડે તો એક માણસ ક્યાંથી જડે! પણ બત્તીએ બત્તીએ તપાસ કરવાનો નિશ્ચય કરી તેઓ આગળ વધ્યા.

મ્યુઝીઅમ આગળની એક બત્તી હાલતી હતી. તેઓ તેના તરફ દોડયા.

એક ઉત્સાહભર્યો સત્તાભર્યો અવાજ આવતો હતો. "કેરશાસ્પ! હીંદ સ્વતંત્ર થયું. હું મુંબાઇ આવું છું-મોટું લશ્કર લઇને. કાલે મારે ગાયકવાડને.."

શુકલ બત્તી હલાવી હેલીઓસ્કોપના સંદેશા મોકલાવતો હતો. જોષીએ કુદીને તેની બોચી પકડી.

શુકલે નાસવા પ્રયત્ન કર્યો.

"મુરખા! શું કરે છે? 'મા'ના સ્વાતંત્ર્યનું શું થશે?"

જોષીની દેશભક્તિ જાનેવારીની સવારની ટાઢમાં ઠરી ગએલી હતી. "ચાલ હરામખોર!

નાસી આવ્યો ?"

શુકલે ચારે તરફ જોયું ને બબડયો: "જોગી ગાંડો, મદુ બાંડો, ધીરુ લંગડો—"

"જોગી !" ધીરુએ કહ્યું; "તું એને લઇ જા. હું તેના ભાઇને પાયગામાંથી બોલાવી લાવું.



એનું તો છેક ખસી ગયું છે."

"જોગી ગાંડો, સદુ બાંડો, ધીરુ લંગડો" શુકલે ગીત ગાયું.

૬

સાત વાગે શુકલનો ભાઇ તેને જેમ તેમ કરી ગાડીમાં ઘાલી લઇ ગયો. ગાંડાની હોસ્પીટલ સીવાય તેનો બીજો આરો ન હતો.

બધા હસતા. સુદર્શનને જ્યારથી શુકલને જોયો ત્યારથી તેને રડું રડું થઇ રહ્યું હતું. શુકલની ઘેલછાની હાસ્યજનક અસંબદ્ધતામાં દેશભક્તિની કરુણ અગ્નતા તેને સંભળાયા કરી. શુકલનો પ્રશ્ન "માના સ્વાતંત્ર્યનું શું થશે ?" તેના કાનમાં મૃત્યુની કારમી ચીસની માફક સંભળાયા કરતો.

તેણે જેમ તેમ કરતાં ચહા પીધી ને પોતાની યોજનાનો થોકડો લઇ તે ઉભો થયો. "હું કોલેજની અગાશી પર, વાચવા જાઉં છું" તેણે મિત્રોને કહ્યું. તે નીચું જોતો જોતો કોલેજ તરફ જવા નીકળ્યો.

નીચે તેને બોર્ડીંગનો ઘાટી મળ્યો.

"બાબાજી ! દીવાસળીની પેટી છે કે ? મને આપનો," કહી તેણે પેટી લીધી. વૃદ્ધ બાબાજીએ સદુભાઇના ધોતીઆ ધોઇ ધોઇ તેને પાંચ વર્ષ ઉછેર્યો હતો. છોકરો સારો હતો. શું બીડી પીતાં શીખ્યો ?' તેણે વિચાર્યું.

સુદર્શન એરાન તરફના કોલેજના ભાગના દાદરેથી તેની ઉપરના ઘુમ્મટની અગાશીમાં ગયો. અહીં આ બેસી તેણે વાંચ્યું હતું; અહીં આ તેણે સ્વપ્નો રચ્યાં હતાં; અહીંઆ તેને 'મા' અનેક વાર દેખાઇ હતી.

અહીં આ આવી તેણે પોતાની 'યોજના' ઉઘાડી. તેમાં તેના છેલ્લાં ત્રણ વર્ષનાં સ્વપ્નાં ને આદર્શો, વિચારો ને યોજના ભેગા કર્યાં હતાં. તેની ઉછરતી માનવતાનું આ રુપાળું બાળક હતું.



તેણે ધીમેથી સમતાથી, બેને તે ઉઘમાથી ગડી ઉકે એ બીકે અસ્પષ્ટ સ્પર્શથી જાણે એકવાર મોઢું જોવાની છેલ્લી લાલચ શમતી ન હોય તેમ તેણે પાના ફેરવ્યા—તેણે નજર નાખી.

"દીદી પ્રજા એટલે જુદા જુદા આદર્શોથી

આકર્ષાતા જનસમૂહો. જ્યાં સુધી એક સશક્ત સમૂહ એક પ્રબલ આદર્શ બીજા બધા પર ન આરોપે ત્યાં સુધી રાષ્ટ્રીય એકતાનતા અશકય છે.

એક પ્રબળ આદર્શ તે રાષ્ટ્રધર્મ.

રાષ્ટ્રધર્મ એટલે આર્યસમાજનો ધાર્મિક ઉત્સાહ નહી. જુના વિચારના લોકોનો પ્રાચીનકાલ ફરી સરજાવવાનો અશકય આદર્શ નહીં.

રાષ્ટ્રધર્મ એટલે ઇશ્વર ને સંપ્રદાય, આત્મા ને પુનર્જન્મ, સમાજ ને નીતિની પરવા કર્યા વિનાનો નિશ્ચયાત્મક, અર્વાચીનતાથી ઓતપ્રોત, ધાર્મિક ઝનુનથી સંયુક્ત એવો મહાન ધર્મ.

તે ધર્મનો દેવ એકજ: 'મા'.

તેમા મુક્તિ બે પ્રકારની: 'મા'નો ઉદ્ધાર કે વ્યક્તિનું મરણ

તેનાં સાધનો જે ઉપયોગી લાગે તે."

તેણે બે પાના ફેરવ્યાં.

"આ રાષ્ટ્રધર્મ એક સશક્ત સમૂહે સ્વીકારવો જોઇએ.

એ સમૂહ સશક્ત જોઇએ. તેમા સંપૂર્ણ એકતાનતા જોઇએ; અસ્મિતા જોઇએ; વ્યક્તિત્વ જોઇએ.

તેમા બે ચાર-કે પછી એક માણસનીજ સત્તા જોઇએ.

આ સમૂહમાં લોકશાસનનો સ્પર્શ ન જોઇએ.

હઝાર માણસોનો એક પુરુષ જોઇએ.

× × ×

હીંદ નિર્માલ્ય છે; તેમાં વ્યવસ્થાવૃત્તિ નથી.

વ્યવસ્થાવૃત્તિ ઘણીજ ઉંચી કેલવણીથી કે સ્વાતંત્ર્યના ઉત્સાહથી આવતી નથી. તેનાથી પહેલાં તો વ્યવસ્થાવૃત્તિનો નાશ થાય છે.

તે આવે છે રાષ્ટ્રાય પ્રણાલિકાથી કે એક સશક્ત સમૂહના ધાકથી.

રાષ્ટ્રાય પ્રણાલિકા હઝાર વર્ષના સ્વાતંત્ર્યના સેવનથી નાનકડા દેશમાં આવે છે. જુઓ ઇંગ્લાંડ.

મોટા દેશમાં ભિન્નાદર્શી સમૂહોમાં તે એક સશક્ત સમૂહના ધાકથી આવે છે. બ્રાહ્મણોએ ભૂતકાલમાં પાપપુણ્યના ધાકે કૈંક વ્યવસ્થાવૃત્તિ વિકસાવી હતી."

× × ×

સુદર્શન મુગ્ધ બની વાંચી રહ્યો. 'કેવાં રત્નો હતાં!' આ તેનાં હતાં? 'ના! 'મા'ની પ્રેરણાથી મારી કલમે લખ્યાં હતાં? ...' તેની આંખમાં આંસુ ઉભરાયાં. 'આ રત્નોનો વિનાશ કરવો!'

કેવી કરુણ કથા... કેવા હીમતવાન આશાભર્યા કોડભર્યા યુવકો એ 'મા'ના મંદિરને ઉમરે વધાયા.

કેરશાસ્પ-ગર્વિષ્ઠ, ધનાઢ્ય, ઉત્સાહી, બાહોશ-મંડળ માટે પૈસા ભેગા કરતાં ભીખારી, બેઆબરુ થયો!

નારણભાઇ-કાબેલ ગણિતશાસ્ત્રી એમ. એ. ની પરીક્ષા ને કારકીર્દી છોડી-રખડતો થઇ ગયો!

ગીરજો શુકલ-પરીક્ષા ને ભાવિ છોડી,-શાણપણનો ઉપહાર આપી રહ્યો હતો!

ને પોતે વર્ષો ગુમાવી, પિતાનો પ્રેમ ગુમાવી, આકર્ષક વધુ ને ઉજ્જવલ કારકીર્દી છોડી અત્યારે આ દશા અનુભવતો હતો...

શું કરવું?

"મા! મા! મને જવાબ આપ. મારી અંબા! જનેતા! ભારતી! એકવાર દર્શન દે. મને કહે હું શું કરું? તું મને મળતી ને હું પ્રેરાતો! તું આજ્ઞા કરતી ને હું પાળતો! તું હસતી ને હું પ્રફુલ્લ થતો! મા! મા! તારા 'પ્રાણ' પાછા લાવવાનું મારું વચન હું ભુલ્યો નથી. હું નિર્માલ્ય હોઇશ, નકામો હોઇશ. પણ મેં બનતું કર્યું. મા!" તેની આંખોમાંથી ચોધાર આંસુઓ પડતાં હતાં. "મા! એક વખત દર્શન તો દે.

મને એક વખત સ્વપ્ન તો આપ! મને સુઝતું નથી. હું અંધકારમાં છું. તારા વગર આંધળો છું. મને છેક છોડયો. અંબા! જગજ્જનની! એક પલવાર મને દર્શન આપી બચાવ! મા! મા! મા!" તે ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો. ચારે તરફ તેની આંસુભીની આંખો 'મા' ને શોધી રહી.

સૂર્યનો તાપ વધવા માંડયો. એક તરફ ઘુમ્મટ હતો. સામે કાંગરાની પેલી તરફ સ્ટેશન પાસેનાં ઝાડો દેખાતાં. થોડીવાર તેણે મુગે મોઢે રડયા કર્યું.

"મા! હું છેક નાલાયક છું? હા. છુંજ. છુંજ. ખરી વાત. કેરશાસ્પે પૈસા વધાર્યા, શુકલે શાણપણ વધાર્યું, મેં કેંજ કર્યું નથી. મા, તારે બધું જોઇએ છે? લે અંબાભવાની!"

પલવાર તેણે તેની યોજનાને ગાનાની પ્રાણવેધક મમતાથી નીહાળી. તેના હૈયાના બંધ તુટતા હતા. દાંત બીડી તેણે દીવાસળી ચેતાવી ને યોજનાનાં પાનેપાનામાં આગ મુકી.

બળી રહેલાં પાનાં કરચળીઆળી રાખ બની વેરાવા માંડયાં. બળતું આંગળાં પાસે આવ્યું ત્યારે તેણે રાખ ફેંકી દીધી.

"થયું, પુરું થયું." તેણે ક્રૂરતાથી હસીને કહ્યું.

તેનો આત્મા શરીરથી કંટાળી ગયો હતો. તેને 'મા' ને ખોળે જઇ વધેરાવવું હતું. તેણે છેલ્લીવાર 'મા'નું દર્શન કરવાનો પ્રયત્ન ચારે તરફ જોઇ કર્યો. નિશ્ચેતન તડકો ચારે તરફ સ્પષ્ટ અજવાળું પ્રસારી રહ્યો હતો.

"મા! મા!"

તેણે કાંગરા પર હાથ મુકયા.

"સદુભાઇ!" દાદરની ઓરડીમાંથી કોઇનો અવાજ આવ્યો. તે ફર્યો: "કોણ?"

"સદુભાઇ કયાં છે? અગાશીમાં છે?" પ્રમોદરાયનો અવાજ આવ્યો ને બીજી પળે પ્રમોદરાય હાંફના હાંફના આવી સુદર્શનને જોઈ પડયા. "મારા દીકરા! શું કરવા બેઠો છે?" સુદર્શન બોલી શકયો નહીં.

"દીકરા! છુપાં મંડળો શાં, સભાઓ શી, કાવત્રાં શાં? મારા ધોળામાં ધુળ ઘાલવા તું શું લઇ બેઠો છે?" રાવબહાદુર ગુસ્સો કરવાનું નક્કી કરીને આવ્યા હતા પણ અત્યારે તે પણ આક્રંદ કરી રહ્યા હતા. "દીકરા! દીકરા!"

"બાપાજી! હું કં નથી કરતો." શાંત જેવા અવાજે સુદર્શને કહ્યું. રાવબહાદુરે ધ્યાનથી જોયું તો દીકરો અસ્વસ્થ, નિર્બળ ને નિસ્તેજ હતો.

"દીકરા! તને કે ખબર છે?"

"શી?"

"તારા પર વારંટ છે."

"વારંટ!"

"હા. તુ કાવત્રાંખાનોનો શિરોમણિ! ને હું સરકારનું લુણ ખાઉં છું."

"કોણે કહ્યું કે વારંટ છે?" સુદર્શને પુછ્યું.

"જગમોહનભાઇએ કહ્યું. એણે ચેતાવ્યું છે."

"શું કામ?"

"મુરખા! ડહાપણ જવા દે. ચાલ મારી સાથે."

"જી" નિશ્ચેતનતાથી સુદર્શને કહ્યું.

"તારા કાગળો હોય, કે પુરાવા હોય ને બાળી મુક."

"જે હતું તે આ બધું બાળી મુક્યું" સુદર્શને નીરાશાથી યોજનાની રાખ તરફ આંગળી કરી.

"મારું કર્યું. હવે અમારું કહ્યું કરવાનું છે. સમજ્યો?"

"જી" જાણે પોતાને પરવા ન હોય તેમ તેણે કહ્યું.

"મારી જોડે અત્યારે મુંબાઇ આવવાનું છે."

"જી."

"પરમ દહાડે વીલાયત જવાનું છે."

"વારુ" સુદર્શનમા અજાયબ થવાની શકિત રહી ન હતી.

"જગમોહનભાઇએ પેસેજ લઇ મુકયો છે. ને બેરીસ્ટર થઇ આવવાનું છે."

"જી"

"ને સુલોચના જોડે વિવાહ કરવાના છે."

સુદર્શનની આખમા તેજ આવ્યુ તેને ધની યાદ આવી ધની સાથે એકમેક માટે વાટ જોવાની ભીષ્મપ્રતિજ્ઞા કરી હતી તેણે ડોકી ધુણાવી.

"કેમ ના?" પ્રમોદરાયે અકળાઇને પુછ્યુ. સુદર્શનની આખમા પાણી આવ્યા.

"મે ને સુલોચનાએ પ્રતિજ્ઞા લીધી છે કે એક બીજાને પરણવુ નહી."

"જોઇ મોટી પ્રતિજ્ઞાના લેનારાઓની મોઢી" રાવબહાદુરે કહ્યું.

"ખરી વાત છે" તિરસ્કારથી સુદર્શને કહ્યું.

"શી ખરી વાત છે?" બાપે પુછ્યુ.

"પ્રતિજ્ઞા લેનારની મોઢી! કે લીધી ને કે તોડી." કડવાશથી દીકરો હસ્યો.

"ત્યારે આ એક વધારે–"

"બાપાજી!" સુદર્શને એકદમ બાપ તરફ જોયુ. "મારે માથે બહુ વીતી છે. આટલી બાકી છે?"

"બહુ વીત્યાનુ મોઢુ કહે છેને. તું ચાલ હવે જમીને ટ્રેન પકડીએ" કહી પ્રમોદરાય દાદર ઉતરવા લાગ્યા.

સુદર્શન મુગે મોઢે પાછળ ચાલ્યો.

[આ રસિક વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકમા]

આ સ્નેહસંબંધની આડે માત્ર એકજ વિઘ્ન ઉપસ્થિત થવા પામ્યું હતું. સુવર્ણાનો કન્યાકાળ થતાં બંને વડીલોએ એ બન્ને સહચારીઓને લગ્નગાંઠથી જોડવા નિર્ણય કર્યો હતો. લગ્નનો મંગલ દિવસ પણ નકકી કરવામાં આવ્યો હતો. પરંતુ એકાએક વિચિત્ર રીતે સુવર્ણાના પિતાએ પોતાના પુરાણા મિત્રના પુત્રને પોતાની કન્યા નહીં આપે એમ જાહેર કર્યું. આવા નિર્ણય પછી તે બાલા પોતાના બાલસખાને એકાંતમાં વહાલસોયી મુલાકાત દે એ તદ્દન અયુકતજ લેખાય. પરંતુ આજેજ અનેક આજીજીઓના પરિણામે હું ખાસ વાત કરવાની છે એમ બહાનું બતાવી પુરંદર સુવર્ણાને એકાન્તમાં મળવા સમજાવી શકયો હતો. લતામંડપમાં આવતાંજ સુવર્ણાએ એ નવયુવાનને તેનીજ વાટ જોઇ ઉભેલો જોયો. પુરંદરને જોતાંવેંતજ તે બોલીઃ ઉઠી "મને કેમ બોલાવી ? તને બરાબર ખબર છે કે હવે હું એક નાનકડી કન્યા નથી રહી ? આપણે આમ એકાન્તમાં મળીએ તે ખરાબ કહેવાય. ફરીથી કોઇ દિવસ બોલાવીશ તો હુ નહીં આવું."

સોળ વર્ષની આ મધુરી બાલા એક ગંભીર પ્રૌઢાના સ્વાંગ ધરી ઉપરનાં વાકયો ઉચ્ચારે એ દશ્ય ખરેજ. મનોરંજક હતું. પરંતુ એ મનોરંજકતાનો ઉપભોગ કરનાર અત્યારે ત્યાં કોઇજ નહોતું. પુરંદરની વય ને એ વેળાની મનઃસ્થિતિ તેને આનંદતાં અટકાવી રહી હતી.

લતામંડપને વીંટાએલી એક વેલીનું ફૂલ તેણે ચુંટયું. તેના ટુકડા કરી નાખ્યા.

"ફરીથી આવવા તને કદાપિ ફરજ પાડીશ નહીં" તેણે ખિન્ન હૃદયે કહ્યું; "હવે—હું લાંબા પ્રવાસે જનાર છું. ... ત્યાં ... વા- જ આવ્યો હતે ...

"પ્રવાસે!" તે બોલી ઉઠી; "કયાં?"

"જાવા" તેણે જવાબ વાળ્યો.

"જાવા ?" તેણે પુછ્યું; "એટલું બધું દૂર કેમ ? જાવા જવાનું કેમ પસંદ કર્યું ?"

"કેમ પસંદ કર્યું ?" તે કહેવા લાગ્યો; "અમે વેપારી રહ્યા. સમુદ્રોની સફરો કરવી એ તો અમારું રોજનું કાર્ય."

ઉપરોક્ત વાર્તાલાપ વેળા એણે ઘણુંએ કર્યું. પરંતુ તે યુવકનાં નયનો અશ્રુથી ભરાઇ ગયાં. સુવર્ણાએ સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. તે એક શબ્દ પણ બોલી નહીં. એની દષ્ટિ સામેના સૃષ્ટિસૌંદર્ય પર તરવરી રહી. જલધિનાં-ચમકતાં તરંગે રમતાં સૂર્ય કિરણોની ક્રીડા એનાં વિશાલ બાલ નયનો નીહાળી રહ્યાં. હજી દિવસ હમણાંજ ઉગ્યો હતો. વાયુ મંદ મંદ વાઇ રહ્યો હતો. એની આછી લહરીએ ઉડતાં જલશિકરો પર સૂર્ય નાચી રહ્યો હતો. લાંબી લાંબી અનંત તરંગાવલિ કીનારાની સમાંતર દોડી રહેલી દષ્ટિગોચર થતી. આસમાની વસ્ત્રો પર ચમકતા હીરા પેઠે ભુરા પાણીના પટ પર ફીણ દીપી રહ્યું હતું. સમુદ્ર-પંખીઓ તટ પરની રેતીમાં ટોળે વળી રમતાં જણાતાં.

સુવર્ણા આ બધી રમણીયતાથી આહ્લાદતી ભાસી. દૂર ક્ષિતિજમાં દેખતો નીલવર્ણો સમુદ્રતટ, તરંગોની હારમાળાની કીનારીએ કીનારીએ ઝુલતું શ્વેત ફીણ, ઊર્મિના ઉપરીભાગે ઉડતો સર્વ પ્રકાશ—એ સર્વ સુવર્ણામાં આનંદ ભરતાં જણાયાં. જાણે દૂર દૂર તે શઢ ચઢાવેલા આછા વહાણને જોઇ રહી. એક ઉડતા પંખી પર એની આંખ ઠરી. નિર્મલ અંબરપટમાં એક નાનકડા બિંદુશું તે અદશ્ય થયું. અંતે નીચે માર્ગ પર વેરાએલી ફુલપાંદડી પર એની દષ્ટિ પડી. મહાપ્રયત્ને તે બોલીઃ "તમે શાને

જાઓ છો? એવી વ્યાપારી સફરે અત્યાર સુધી તો તમારા પિતાજી જતા"

"મારા પિતાજી હવે વૃદ્ધ થયા" પુરંદરે સમજ પાડી. "મારે પણ હવે કમાતા શીખવું જોઇએ એટલે એમની જગ્યાએ મને જવા દેવા મારા પિતાને સમજાવ્યા" લતા-મંડપના એક સ્થળ પર સુવર્ણાએ પોતાનું મસ્તક નાખી દીધું એનું કપાળ પુરંદરને વિષાદ વાદળીએ ઘેરાતુ લાગ્યું. એના સુંદર અધર કમ્પી ગયા. એની નાસિકા ફુલી રહી જરાવારમા એ મધુરી બાળા રડી પડી

ત્વરાથી પુરંદરે આડું જોયું. આકાશ, સમુદ્રતટ, શહેર ને સિંધુપતિ અવારનવાર ખાલી નજરે તે જોઇ રહ્યો પરંતુ એથી કૈં ન વળ્યું. આંસુ ઉભરાયા વિના ન જ રહ્યાં. એના ગાલ પરથી અશ્રુની ધારા વહી ચાલી રેશથી એણે તે લુછી નાખી: "એટલુંજ કહેવા હું આવ્યો હતો. આપણા લગ્ન સબંધીની મારા પિતાજીએ જે દિવસે ના પાડી તે પળથીજ જાવા ઉપડી જવાનો નિશ્ચય કર્યો હતો હું આશા રાખુ છુ—હું ઇચ્છુ છુ કે હું કદાપિ પાછો વળીજ શકું નહીં આથી વધારે હું કશુએ કહી શકતો નથી. હું વધારે કહુ તો તું મને સમજી શકીશ નહીં. પરંતુ આટલું તો જરૂર ધ્યાન દઇ સાંભળ એક પલ્લામા આખી સૃષ્ટિ ને તેના વિવિધ વૈભવ તોળવા-માં આવે તોએ—વહાલી સુવર્ણા! હું તો તનેજ પસંદ કરું"


વિચાર કરતી સુવર્ણા મૈન આંસુ સારતી હતી

આટલું કહી ધુપન જરા દૂર થયો આમ તેમ ફરવા લાગ્યો બીજુ એક ફુલ લઇ તેજ પીખી નાખ્યુ અપાયેતુ આક્રંદ જરા શમ્યુ એટલે તે નજીક આવ્યો, "તુ મને ચહે છે તે મારી જાણ બહાર નથીજ પરંતુ જ્યારે ત્યારે પણ તારે બીજાની પત્ની થવુજ પડશે માટે તારા હૃદયમાથી મને ભુંસી નાખેજ છુટકો. હું પણ પરમેશ્વરને પ્રાર્થના કરુ છું કે આપણે ભવિષ્યમા ફરી કોઇ પણ દિવસ મળીએજ નહીં"

આટલુ કહી બીચારો પુરંદર ત્યાથી વીદાય થયો સુવર્ણા નીચે બેસી ગઇ મન મુકીને રડાય તેટલુ રડી લીધું. અન્તે શોક દબાવી બોલી' "આજે હુ મરી જાઉં તો પછી પુરંદરને શુ કામ જાવા જવું પડે? આમાની એકાદ વેલ લઇ ગળે ફાંસો ખાઉં તો? આ સમુદ્રમાં કુદી પડું?" પછી ધીમેધીમે ગંભીર બની, "હું મરી જાઉ પછી પુરંદર જાવા જાય કે ન જાય તેમા મારે શુ?"

આમ વિચાર કરતી સુવર્ણા મૈન આસુ સારતી હતી.

## ૨

લક્ષ્મીનંદને પોતાની પુત્રીનાં પુરંદર સાથેના લગ્ન સંબંધને કેમ ઉવેખ્યો હતો તે કોઇ પણ જાણતું નહીં. સહૃદય મિત્રને પણ એ વીશે કશીએ માહીતી ન હોતી. કોઇ એને પુછતું તો જે કરું છું તે હું વીચારીનેજ કરું છું' એમ તે જવાબ વાળતો. વળી વધારે વિચિત્રતા તો એ હતી કે સુવર્ણા માટે ત્યારબાદ અનેક માગાં આવવા માંડયાં પરંતુ એ તમામનો તે અસ્વીકાર કરતો. એ બાબતની ચર્ચા કરવા સંમતજ થતો નહીં. કન્યાકાળ વીતી જતો એ પરત્વે તેનાં પત્નીએ પણ ઘણીજ માથાકુટ કરી પરંતુ તે તો એકનો બે થયોજ નહીં. માત્ર ટુંકો ને ટચ જવાબ વાળતો: "સ્વામીજીને આવવા દે. સ્વામીજી પધારશે ત્યારે આપણે એ પ્રશ્ન છેડીશું."

પુરંદર સિંહલદ્વીપ થઇ જાવા તરફ ઉપડી ગયો. કંઇ પણ જાણવાજોગ બનાવ બન્યા સીવાય બે વર્ષ વીતી ગયાં. પુરંદર પાછો ન ફર્યો. સુવર્ણાના લગનની પણ કશીએ વ્યવસ્થા થઇ નહીં. અરાઢ વર્ષની એ બાલામાં એનું એજ સૌંદર્ય નીતરતું. વસન્તઋતુમાં પૂર્ણ ખીલી રહેલા આમ્રતરુશી હજીએ તે આકર્ષક હતી.

પોતાની કૌમારાવસ્થા આમ લંબાઇ તેનું સુવર્ણાને કશુંએ દુઃખ નહોતું. લગનની લગાર વાત થતી કે એના વિચારો પુરંદર પ્રતિ ઉડતા. વાંકડીઆ શ્યામળા કેશકલાપમાં સુમનશું સુકુમાર વદન સુવર્ણાની કલ્પના સૃષ્ટિમાં ખડું થતું. એના વિશાલ સ્કંધ પરથી ઝુલી રહેલા સુવર્ણ ઝીકથી ભરેલા ભુરા ઝભ્ભામાં એને ઢંકાએલો કલ્પતી. એની અંગુલિ પરની વીંટીઓ પર તે વારી જતી. પોતાના પિતાની ઇચ્છાનુસાર તેને પરણવુંજ પડશે એમ તે જાણતી. આ જીવનમાં તેનું એ પ્રથમ મૃત્યુ. તેમ છતાંએ તેનાથી છુટા પડવાની તેના પિતાની અનિચ્છાથી તે સંતોષ માણતી છતાંએ ગુંચવાતી. એની વયની બાલાઓ કુંવારી રહેતીજ નહીં. લગ્ન ન થઇ શકે તો વિવાહ તો અવશ્ય થતોજ. ત્યારે એના પિતાજી માગાને લગતી વાત કરવા પણ કેમ તૈઆર નહોતા ? આકસ્મિક રીતે એક દિવસે એ પરિસ્થિતિનો સહેજ ઉકેલ તેને હાથ ચઢયો.

લક્ષ્મીનંદન પાસે એક સુંદર ચીનાઇ પેટી હતી. સામાન્ય પેટીઓથી એ સહેજ મોટી હતી. એની પત્ની એમાં ઝવાહીર ભરતી. લક્ષ્મીનંદને પોતાની પત્ની માટે નવા અલંકાર ઘડાવ્યા એટલે તેણે ઝવાહીર સહિત પેલી પેટી પોતાની પુત્રીને આપી. સુવર્ણા એ આભુષણો ગોઠવતી હતી તેવામાં તે પેટીમાંથી એક કાગળનો ટુકડો મળી આવ્યો.

સુવર્ણા ભણેલી ગણેલી હતી. એ કાગળ પર નજર પડતાંજ પોતાનું નામ વાંચી સુવર્ણા અજબ થઇ. આતુરતાથી એ કાગળના કકડાને તપાસવા લાગી; પરંતુ એ લખાણનો અર્થ ઉકેલી શકી નહીં. લખનારને તેમજ જેના પર લખાએલું હતું તે વ્યક્તિને તે પીછાની શકી નહીં. છતાંએ એ–વિચિત્ર શબ્દો વાંચતા તેના શરીરમાં એક ભયકમ્પારી છુટી ગઇ. એ કાગળમાં નીચે પ્રમાણે લખાણ હતું—

ગૃહ પરીક્ષાથી હું
સુવર્ણ પ્રતિમા શી સુવર્ણા
ભયંકર કમનસીબીનો ભોગ થશે
વર્ષો સુધી એક બીજાને જોવા
તેઓ

અજાણતાં આવી પડનાર કમભાગ્યની ભયકમ્પારીએ બાલા કંપી ઉઠી. કોઇને પણ કલા-

સીવાય કાગળના કકડાને તેણે સંભાળથી છુપાવી દીધો.

૩

વળી એક વર્ષ વીત્યું. જાવાથી પુરંદર પાછો ફરે છે એવા ભણકાર પણ નહોતા છતાંએ સુવર્ણા તો હજીએ અંતરથી એનીજ પ્રતિમા પુજી રહી હતી. તે પણ એને ભુલી શકેજ નહીં એમ તે કુમારીને ખાત્રી હતી. ભુલી જઇ શકે તો તે જરુર પાછો આવે.

ત્રીજું વર્ષ પુરું થયું કે તરત લક્ષ્મીનંદને જાહેર કર્યું કે પોતે સહકુટુમ્બ કશી જનાર હતો. એ પુરાણા યાત્રાધામે જવાનો સન્દશો લઇ સ્વામીજી તરફથી એક શિષ્ય આવ્યો હતો. વારાણસીમાંજ અન્તે સુવર્ણાનાં લગ્ન થનાર હતાં. સ્વામીજીએ ત્યાંજ લાયક પતિ શોધી રાખ્યો હતો.

લક્ષ્મીનન્દન તેની પત્ની ને પુત્રી સાથે કાશી ગયા. એ પવિત્ર નગરમાં પ્રવેશતાંજ આનંદસ્વામી પધાર્યા. લગ્નની તિથિ નક્કી કરી. પુણ્ય શાસ્ત્રાનુસાર તમામ તૈયારીઓ કરવાની સુચના અપાઇ. તમામ તૈયારીઓ થઇ ગઇ. માત્ર એક ઉણુપ રહી. જાહેર નિમંત્રણો કઢાયાં નહીં. એ શ્રીમંત કુટુમ્બ સીવાય આમ જલ્દી જલ્દી લગ્ન પતાવી દેવાનું હતું તેમ કોઇ પણ જાણતું નહીં. ન છુટકે કરવાની ધર્મક્રિયાઓને સ્થાન મળ્યું.

લગ્નદિવસની સન્ધ્યા આવી રાત્રે નવ વાગે મુહૂર્ત નક્કી થયું હતું. છેલ્લી ઘડી સુધી ઘરનાં માણસો સીવાય અન્ય કોઇ ફરકતું નહોતું. પાડોશીઓને પણ આમંત્રણ નહોતાં. લક્ષ્મી-નન્દન સીવાય વર કોણ છે તે પણ કોઇ જાણતું નહીં. વરરાજા કયાંથી પધારનાર હતા તેની પણ માહીતી નહોતી. પરંતુ આનંદ-સ્વામીની પસંદગી સારીજ હશે એમ દરેકને ખાત્રી હતી. વરરાજાનું નામ જાહેર કરવા ન દીધું તેમાં પણ કંઇક હેતુ હશે. પવિત્ર સાધુ પુરુષનાં કૃત્યોમાં શંકા કોણ આણી શકે? ગોર વગેરેને સલાહ પ્રમાણે કન્યાદાનની તમામ વિધિ પતી જાય તેવી યોજના કરી તે નીરાંતે બાજુના ખંડમાં વિરાજ્યા હતા. લક્ષ્મીનંદન બહાર વરરાજાની વાટ જોઇ રહ્યા હતા. સુવર્ણા પણ લગ્નના વસ્ત્રાલંકાર સજી પોતાના ખંડમાં એકલી બેઠી હતી. તે વિચારતી 'કેવું અજબ લગ્ન? હું પુરંદરને ન પરણું તો પછી અન્ય કોને પરણું છું તેની પણ શી પંચાત? મારા માનેલા પતિને તો હું પરણીજ શકનાર નથી.' એજ ક્ષણે લક્ષ્મીનંદન પોતાની પુત્રીને તેડવા આવ્યા. પરંતુ લગ્નવેદી આગળ લઇ જતા પહેલાં તેમણે સંભાળથી તેની આંખે પાટા બાંધ્યા. સુવર્ણા પુછવા લાગી: " આ શું! પિતાજી! " પરંતુ શુ થાય છે તે જોવાની તેને સખ્ત મનાઇ હતી.

લક્ષ્મીનંદનને કહ્યું: " સ્વામીજીની એવી આજ્ઞા છે. હું કહું તેમ કર્યા કર. તને કહેવામાં આવે તે મંત્રો મનમાંજ ભણજે."

બાલા બોલીજ નહીં. પિતાજી તેને લગ્નવેદી સમીપ લઇ ગયા.

જો સુવર્ણાની આંખે પાટા બાંધવામાં ન આવ્યા હોત તો તે જોઇ શકત કે તેના ભાવિ પતિની આંખે પણ પાટા બાધવામાં આવ્યા હતા. સ્વામીજી, ગોર અને તેના પિતા સીવાય ત્યાં અન્ય કોઇજ નહોતું.

લગ્નક્રિયા પુરી થતાંજ નવપરણિત વરવધુને ગુરુદેવે નીચે પ્રમાણે કહ્યું: " તમે ઉભય આજ લગ્નગાંઠથી જોડાયાં છો એક બીજાને તમે જોયાં નથી. લગ્નક્રિયા આવી વિચિત્ર રીતે પતાવી દેવાનું કારણ એટલુંજ છે કે કન્યાકાળ વીતી ગયો છે છતાંએ લગ્ન નથી કર્યાં એવી વાતો સાંભળવી ન પડે.

આ જીવનમાં તમે એક-બીજાને

એની પુત્રીના હાથમાં માત્ર તેના અલંકાર, કુટુંબનુ ઘર ને રાચરચીલુંજ રહ્યું હતું. વર્ષો થયાં વ્યાપારમાં લક્ષ્મીનન્દનને ખોટ જતી હતી પોતાની પરિસ્થિતિથી અન્ય કોઇને પણ તેણે વાકેફ કર્યા નહોતા. છુપી રીતે પોતાની સ્થિતિ સુધારવા તે મથી રહ્યા હતા. એમના બધાએ પાસા અવળા પડયા. એની ચિન્તામાં ને ચિન્તામાંજ એમની તબીયત લથડી ને અવસાન થયું.

એ કમનસીબ વ્યાપારીના તુટવાની વાત બહાર આવતાંજ લેણદારો ઉભરાયા. પિતાનુ દેવું વાળવા સુવર્ણા પર દબાણ થવા માંડયું. તપાસ કરતાં સુવર્ણાને માલુમ પડયું કે લેણદારોની માગણી વ્યાજબી હતી સાચા શ્રીમંતની પુત્રી ને ઘટે તેમ તેણે રહ્યુ સહ્યુ તમામ વેચી મારી પોતાના પિતાની ઉજ્જ્વલ કીર્તિ પર લાગતું કલંક ધોઇ નાખવા લેણદારોનુ તમામ લહેણું ચુકવી આપ્યુ.

હવે તેની સ્થિતિ કઢંગી થઇ પડી બીચારીને ખાવાના પણ વાખા પડવા લાગ્યા. ગામને પાદરે એણે એક માટીની ઝુંપડી ભાડે લીધી. ત્યાં તદ્દન ગરીબાઇમાં દોહ્યલા દિવસો તે વીતાવવા લાગી માત્ર ગુરુદેવ આનન્દસ્વામી પર એની તમામ આશાઓ અવલમ્બી રહી હતી કમનસીબે સ્વામીજી પ્રવાસે ગયા હતા. પોતાની કમનસીબીનો એકપુરા એ મિત્રને વાકીને ખ્યાલ આપી શકે એવો સુવર્ણા કને એક પણ ઉપાય નહોતો.

૫

સુવર્ણા સુન્દર યુવાન પ્રમદા હતી ઘરમાં એકલા રહેવુ સલામત નહોતુ એમ કરવામાં જોખમ હતું એટલુજ નહીં પરંતુ લોકો અણછાજતી વતો કરે તેનો પણ ભય હતો પાડોશમાજ એક ગંગા નામની ગોવાલણ રહેતી હતી, તે વિધવા હતી તેને એક નાનો પુત્ર ને કેટલીક પુત્રીઓ હતી યુવાની ને આકર્ષણના તેના દિવસો વીતી ગયા હતા સીધી લીટીના માણસ તરીકે તે આખા ગામમા ઓળખાતી એટલે સુવર્ણાએ તેની સાથે સુવાનુ રાખ્યુ.



એમને કહેજે કે એ હુ નથી સ્વીકારી શકતી

એક દિવસે સુવર્ણા ગંગાને ઘેર આવી ત્યારે ગંગા કહેવા લાગી "આજે તો બેન! એક વધામણી ખાવાની છે લોકો વાતો કરે છે કે પુરંદર આજ આઠે વર્ષે પાછો વળ્યો છે" આવી અણધારી વિગત સાભળતાજ

સુવર્ણાંનાં નયનમાં આંસુ ઉભરાયાં. ગંગાથી એ વાત છુપાવવા તે આડે જોઇ રહી. જીવનનો છેલ્લો તંતુ તુટી ગયો હોય એમ થયું. પુરંદર તેને ભુલી જવા શક્તિમાન થયો હતો ! નહીં તો એ પાછો આવેજ શી રીતે ? પરંતુ પુરંદર તેનું રટન કરે કે ભુલી જાય તેમાં તેને શું ? છતાંએ તેના સમસ્ત જીવનના પ્રેરક તારલીઆ સમી પ્રીતિ હોવાથી પુરંદર સુવર્ણાને ભુલી જાય એ વાતજ મર્મભેદી થઇ પડી. પછી વળી વિચાર આવ્યો: " કદાચ એ મને ભુલી ગયો તો નહીંજ હોય ! એ બીચારો કેટલા દિવસ દેશનીકાલ રહે ? વળી એના પિતાજી પણ ગુજરી ગયા હતા. ઘેર એની હાજરીની ખાસ જરુર હતી. " વળી તેણે વિચાર્યું: " હું એ કોણ છું ? પરણેલી થઇને પુરંદરના વિચાર શા કરવા ? "

આમ શાંત ઉભેલી જોઇ ગંગા કહેવા લાગી: " પેલા યુવાન પરમાનંદશેઠનો પુરંદર ! એ તો જનવા ગયો હતો તે. "

" હા ! હા ! મને યાદ આવે છે ખરું. " સુવર્ણાને કહેવું પડ્યું.

" એનુમાર લક્ષ્મીથી વહાણ ને વહાણ ભરી લાવ્યો છે " ગંગાએ ચલાવ્યું; " આવું ધન તો ભરુચમાં કોઇ લાવ્યું નહોતું. "

સુવર્ણાના દીલમાં ઇર્ષાની ચીનગારી ઉડી હોય એમ થયું. પોતાની ગરીબાઇનો તેને ખ્યાલ આવ્યો. પુરંદરની પત્ની થવાની પુરાણી ઉમેદ પ્રત્યક્ષ થઇ. ગંગા વાત કરતી હતી એ તમામ વૈભવની પોતેજ માલીક હોત ! અત્યારની ગરીબાઇ તેને અસહ્ય રીતે સાલી રહી. વર્તમાન ને ભવિષ્યનો આવો ગજબ ભેદ થોડીકજ વનિતાઓને વરતાયા વિના રહે. ક્ષણભર સુવર્ણા વિચારલીન બની ગઇ પછી તે બીજી વાતે વળી અંતે સુવાની તૈયારી કરતાં તેણે ગંગાને પુછી લીધું: " એ પુરંદર પરણ્યો કે ? "

" ના ! " ગંગાએ જવાબ વાળ્યો.

સુવર્ણાનાં અંગે વિચિત્ર કમ્પારી અનુભવી એક ક્ષણ ભર વધુ જાણવા ઇચ્છા થઇ-પણ ના. તે વધારે નહીંજ પુછે. છાનીમાની તે નિદ્રાને આધીન થઇ.

૬

થોડા દિવસ બાદ ગંગા સુવર્ણાને ઘેર આવી. મોં કટાણું કરી કહેવા લાગી: "ઓહો ? મારાં બાઇ સાહેબ ! તમારી રીતભાત વીશે મારે શું કહેવું ? "

" કેમ બેન ! શું થયું ? " સુવર્ણાએ આશ્ચર્યચકિત થઇ પ્રશ્ન કર્યો.

" પણ આટલી વાર તમે મને કહ્યું કેમ નહીં ? "

" પણ કહેવાનું શું છે ? "

" કે તમે પુરંદરનાં વહાલસોયાં બાલસખી છો. "

અચાનક આવા આક્ષેપથી સુવર્ણાનું મોં પડી ગયું. તેણે જવાબ વાળવા પ્રયત્ન કર્યો: "હું બાલક હતી ત્યારે એ લોકો અમારા પાડોશી હતા-એમાં બીજું કહેવાનું શું હતું ? "

" માત્ર પાડોશીજ ! જુઓ. હું શું લાવી છું ? "

એમ બોલી ગંગાએ એક પેટી આગળ ધરી. તે ઉઘાડતાંજ એક આશ્ચર્યજનક ઘટના રજુ થઇ. તેની અંદર એક અમૂલ્ય મનોરમ હીરાનો હાર હતો. સુવર્ણાને હીરાની પારખ હતી. તે અજબ થઇ ગઇ; "આ તો એક રાજપાટ નભાવે ! આ તને ક્યાંથી મળ્યો ? "

" પુરંદરે આપને માટે મોકલાવ્યો છે. તમે મારા ઘરમાં રહો છો તે જાણી તેમણે મને બોલાવી ને આ તમને આપવા કહ્યું. "

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૭]



# એક અભ્યાસ યાત્રા

લેખક:
રા. નાનાલાલ ચમનલાલ મહેતા,
આઇ. સી. એસ.

—o.—

ભારતવર્ષની મધ્યકાલીન સંસ્કૃતિનો ઇતિહાસ લખવાનું કાર્ય હજી અપૂર્ણ છે. હર્ષવર્ધનના મૃત્યુ પછી હીંદનું રાજ્ય અધોગતિના અંધારપછેડામા વિલીન થતું ગયુ એ માન્યતા ભ્રમપૂર્વક છે; એટલુ જ નહીં પરંતુ મુસલમાનોના આગમનકાલ સુધી ભારતીય સભ્યાતાનો વિકાસ કેટલે સુધી થયો એના જ્વલંત પ્રમાણ હજી પણ મૌજુદ છે; અને એ ઉપરથી એટલું તો સિદ્ધ જરૂર થાય છે કે લગભગ ઇ. સ. દસમા સૈકાના અંતે હીંદુસ્થાન વૈભવ, વિલાસિતાને કદાચ થોડે અંશે સ્વચ્છંદતાની પરાકાષ્ટાએ પહોચ્યું હતું. અને એજ વૈભવોત્પન્ન શિથિલતા ને પ્રમાદને લઇ મધ્યકાલીન રાજ્યો એમનાથી અલ્પસંખ્યક, ઓછા સમૃદ્ધિવાળાં પણ સુસંગઠિત, સાહસી ને ધર્મોત્સાહી મુસલમાનો સામે ટક્કર ઝીલી શક્યા નહી ને બસો વર્ષની અંદર હીંદુ સામ્રાજ્યના વીખરેલા વિભાગોનુ અસ્તિત્વ પણ રહ્યું નહીં.

ગૌરીશંકર હીરાચંદ ઓઝાજીએ લખેલા 'રાજપૂતાને કા ઇતિહાસ'ને સી. વી. વૈદ્યનું પુસ્તક History of Medieval Hindu India (600–1200 A. D.) Volume III વાચવાથી આ સમયની વિદ્યાવિલાસિતાનો, ધાર્મિક ને સામાજિક પ્રવૃત્તિઓનો કંઇક ખ્યાલ આવશે. ઓઝાજીનુ પુસ્તક ઐતિહાસિક સંશોધનની દૃષ્ટિએ દરેક વિદ્યાર્થીએ વાચવા જેવું છે.

ઓઝાજીની વિદ્વતા ને વિનય આપણી પુરાણી સભ્યતાના ભૂષણરૂપ છે. પ્રાચીન હીંદના ઇતિહાસ સાહિત્યમાંથી એમના પુસ્તકને તોલે આવે એવું બીજું પુસ્તક મળવું કઠિન છે. "રાજપૂતાને કા ઇતિહાસ" એક રીતે ઇતિહાસવેત્તાઓ માટે છે. પ્રાચીન પ્રકાશિત ને અપ્રકાશિત લેખોના આધાર ઉપર એ પુસ્તક રચાએલું છે ને આવતા વીસ વર્ષમાં એ કોટિનું બીજું પુસ્તક એ વિષય ઉપર લખાય એમ લાગતું નથી.

એટલું મારું છે કે પંડિતજીએ હીંદીમાંજ એ ગ્રન્થ લખવાનો નિશ્ચય કર્યો. પરભાષામાં લખતી વખતે વસ્તુ વિષય કરતાં શબ્દાડમ્બર ઉપર વધારે ધ્યાન રહે છે ને યત્ન કરતાં છતાં પણ લખાણમાં ઘણી વખત નિર્જીવતા આવી જાય છે. યદુનાથ સરકારના આરંગઝેબ તેમજ શિવાજી ઉપર લખેલ ગ્રન્થો એનાં ઉદાહરણો છે. એમના જેટલી વિદ્વત્તાથી એ ગ્રન્થોની રચના બંગાળી કે કોઈ બીજી દેશી ભાષામાં થઇ હોત તો તે સાહિત્યની તેમજ ઇતિહાસની અમર રચના બનત. ભાષા પરતંત્રતાથી આપણા સમયનો ને માનસિક શક્તિનો તો વ્યય થાય છેજ પણ એના કરતાં પણ વિશેષ નુકશાન આપણા મૌલિક વિચારનાં, ને સર્જનબળના સ્રોત સુકાવાથી થાય છે. મનોરાજ્યમાં ઉદ્‌ભવતા ને ભજવાતાં અનેક નાટકોની ચિત્રવિચિત્ર છાયા તો માંના ધાવણ સાથે શીખેલી ભાષાદ્વારાજ વ્યક્ત થાય. અનુવાદમાં કે સારાંશમાં સજીવન આલેખન થાય નહીં.

મધ્યકાલીન મહારાજ્યોમાં બુન્દેલખંડના ચંદેલ રાજ્યના સ્મારકચિહ્નો હજી પણ વિદ્યમાન છે. સંયુક્ત પ્રાન્તના દોઆબ-ગંગા યમુનાની વચ્ચેની સપાટ ભૂમિ છોડી જરા દક્ષિણ તરફ પ્રયાણ કરવાથી એક નવું દૃશ્ય ઉપસ્થિત થાય છે. જ્યાએ જ્યાએ પર્વતોની હારોમાં અનેક સુંદર જલાશયો સ્વાભાવિક તળાવો, એક તરફ બંધ બાંધી બનાવેલ સ્નિગ્ધ છાંયડાવાળાં વૃક્ષોથી વિરાજમાન સરોવરો, ચંદેલ સમયના વૈભવના સાક્ષીરૂપ પ્રમાણ-ભૂતકાલના જીવનના આછા પડછાયારૂપ પડયાં છે. સૃષ્ટિ સૌંદર્યનો ઉપયોગ કરવા માટે, એવે અંતર્જીવન સાથે ઓતપ્રોત કરવા માટે અવકાશ, આનન્દ ને વિશિષ્ટ સંસ્કાર ને દૃષ્ટિ જોઇએ. આપણા નિર્ધન દેશમાં નૈસર્ગિક લક્ષ્મી અણદેખી પડી છે નહીં તો ઘર આંગણે ઠેર ઠેર પડેલાં ઐતિહાસિક સ્મારકોને આપણે કેમ જીર્ણ થવા દઇએ?

સંસ્કારિતા સર્વદેશીયજ હોઇ શકે. એકદેશીય પ્રવૃત્તિમાં સમગ્ર પ્રજાજીવન લાંબો વખત ચાલી ન શકે. નાનપણમાં શીખેલ ઇતિહાસથી ભારતવર્ષના ભૂતકાલ ઉપર અરુચિ ઉપજે એ સ્વાભાવિક છે. પણ એ અરુચિ ને અજ્ઞાનનો ઉચ્છેદ કરવામાં સરકારી પુરાતત્ત્વવિભાગે અમૂલ્ય સહાય કરી છે. પુરાતત્ત્વ તરફ હજી આપણું વલણ થોડું છે. એ પરિસ્થિતિમાં સરકારે જે કંઈ કર્યું છે તેની પુરી કીંમત તો ભવિષ્યમાં જ્યારે આપણી ઐતિહાસિક દૃષ્ટિ કૈંક વધારે ઉઘડશે ત્યારે જણાશે.

મહોબા અત્યારે હમીરપુર જીલ્લાનો એક તાલુકો [illegible] છે. માત્ર એક ડેપ્યુટીકલેકટર ને એક તહસીલદાર એનો વહીવટ કરે છે. ઇ. ૧૧ મા ને ૧૯ મા સૈકામાં એ ચંદેલ રાજ્યનું પાટનગર હતું ને એની જુના સમૃદ્ધિને ઉપયુક્ત એવું અભિધાન પણ મહોત્સવનગર હતું. પુરાણાં જલાશયો ને મંદિરોનાં ખંડેર સીવાય હવે ત્યાં કંઇજ નથી. મદનસાગરને કીનારે ગીયાસુદ્દીન તુગલકના વખતના શિલાલેખ વાળી ઇ. સ. ૧૩૨૨ ની મસ્જીદ છે.

ચંદેલ રાજાઓએ પોત પોતાનાં તળાવો બંધાવ્યાં. વિજયપાલે (ઇ. સ. ૧૦૩૦-૪૦)

વિજયસાગર, કીર્તિવર્માએ (ઈ. સ. ૧૦૬૦–૧૧૦૦) કીરતસાગર (કીર્તિસાગર), રાહિલે રાહિલ્યસાગર બનાવ્યા. ઇ.સ ૯૦૦ પછી ચંડેલ રાજાઓનુ પાટનગર ખજુરાહોથી મટી મહોબા થયું. કહેવાય છે કે ચંડેલોના કોઈ પૂર્વજ રાજા ચંદ્રવર્માએ, મહોબામા મોટો માડયાગ કર્યો. એ ઉપરથી મહોત્સવનગર નામ પડ્યું. કીર્તિવર્માના વખતમા (ઈ. ૧૦૬૦—૧૧૦૦) ચંડેલોનો ઐશ્વર્યસૂર્ય મધ્યાહ્ને હતો. એના દરબારમા લગભગ ઈ સ ૧૦૬૫ માં પંડિત કૃષ્ણમિશ્ર રચિત પ્રબોધચંદ્રોદય નાટક ભજવાયુ હતું. કૃષ્ણમિશ્ર પ્રસ્તાવનામા સૂત્રધારદ્વારા કહે છે કે-

आदिष्टोऽस्मि सकलसामान्तचक्रचूडामणि मरीचिमंजरी नीराजित चरणकमलेन बलवदरिनिवह वक्षस्तट कपाटपाटनप्रकटित नृसिहरूपेण. .श्रीमता गोपालेन। यथा सत्त्वस्य सहजसुहृदो राज्ञ कीर्तिवर्म देवस्य दिग्विजय व्यापारान्तारित परमानन्द- रसे रसमामि. समुन्मीलित विविध विषयरसास्वाद दूषिता इवातिवाहिता दिवसाः।

ગોપાલ કીર્તિવર્માનો ખાસ સામન્ત હોવો જોઇએ. કારણ કૃષ્ણમિશ્ર કીર્તિવર્મા કરતા પણ એના દુશ્મનનોના વક્ષઃસ્થળ ફાડનાર નૃસિંહરૂપી ગોપાલની પ્રશંસા મુક્તકંઠે કરે છે સૂત્રધારના કહેવાનો ભાવાર્થ તો એ છે કે કીર્તિવર્માના રિપુદલને સંહારનાર ને વરાહાવતાર વિષ્ણુની પેઠે અવનીને વિપક્ષીઓના હાથમાંથી પાછી મેળવનાર ગોપાલજ હતો. કીર્તિવર્માને ગોપાલ પોતાનો મિત્ર કહે છે અને રાજ્ય ડાહ્યા અમાત્યોના હાથમાં હોઇ સુશોભિત છે. रक्षावती क्षितिमूप्रथितै रमात्यः। વળી આવાં મોંફાટ વખાણ ખુદ કીર્તિવર્માની ને એના પુરા દરબારની સામે ભજવાતાં નાટકમાં આવ છે એ ખાસ આશ્ચર્યની વાત છે अयराज्ञः श्री कीर्तिवर्मणः पुरस्तादभिनेतव्यं भवता अस्ति चास्य भूपतेः सपरिषदा तदवनोमने कुतूहलमिति।પુરી પ્રસ્તાવના ગોપાલની મહાપ્રશસ્તિ છે ને એ જો ખરી હોય તો કીર્તિવર્મા કરતાં એનો સચિવ સેનાપતિ વધારે દક્ષ ને પ્રતિભાવાન પુરુષ હોવો જોઇએ કે જેણે કીર્તિવર્માનો સામ્રાજ્યની પીઠિકા ઉપર ફરી અભિષેક કર્યો—विश्वनिश्रना कीर्ति गोपाल. साम्राज्ये कीर्तिवर्मा नरपतितिलको येन भूयोऽभ्यषेचि ચેદિરાજ કર્ણને હરાવ્યાનું માન પણ ગોપાલજ લેછે, येन कर्णसेना सागर निर्मथ्य मधुमथनेनेव क्षीरसमुद्रमागादिता समर विजय लक्ष्मीः।

ઈ. સ. ૧૧ મા ને ૧૨ મા સૈકામા અનેક રસિક રાજાઓ રાજ્ય કરતા એના પ્રલય પહેલા રાજનૈતિક આકાશ રંગબેરંગી રંગોથી સુશોભિત લાગતુ હતુ પણ તપ વગરે વૈભવ નહીં. વૈભવ વૈભવનોજ નાશ કરે છે. હીંદુસ્તાનનાં મહારાજ્યો અન્યોન્ય લડીને મુઆ ન મુસલમાનોના આક્રમણકાળે ફુટનાં છિદ્રો મધાયા નહીં. ચંડેલ રાજ્યનો અંત પૃથ્વીરાજ ચોહાણે આણ્યો. પરમર્દિદેવ (ઇ. સ લગભગ ૧૧૬૫–૧૨૦૩) અથવા પરમલનું નામ હજી બુંદેલખંડમા પ્રચલિત છે ને એના સામન્ત આલ્હા ને ઉદલ તે હીંદુસ્તાનની તવારીખમા અમરપદ પામ્યા છે. વીરરસનાં ગીતો "આલ્હા" ની ઢાળમા ગવાય છે ને એ વેગવતી ઢબમા જુનાગીતો સાભળતા ખાસ કરીને ચંદ બરદાઈના પૃથ્વીરાજ રાસોના મહોબાખંડમાંના આલ્હાઉદલના પરાક્રમવર્ણનો વાચતાં રોમાંચ ઉભા થાય છે.

"આલ્હા" ઢાળમા ઉત્તર હીંદુસ્તાનનાં અમર ગીતો ઉતર્યા છે, એમની તુલના આપણા કાઠીયાવાડી વીરરસથી ઉભરાતાં ચારણમુખ દોહા આ કવિત્ત જોડેજ થઇ શકે. પરમર્દિના

[વધુ માટે જુઓ પૃ ૫૦૨]




# અરવિંદનાં આંસુ


લેખક:
શા. કુસુમાકર


[ અનુસંધાનઃ ગતાંક પૃષ્ઠ ૩૭૧ થી ]

આષાઢ શુદ્ દ પાંચમ,

આપણા પ્યારા! કલાપીની રસપંકિત તને યાદ તો હશેજ.

"આમ એજ છવન, એજ મૃત્યુ એજ અશ્રુ ને અમી
જે પેખતું એ ખારતું એ કેમ નથી કર્યા કુદરતી?"

ખરેજ, આપણા સુખનું મુળજ પરિતાપનું ઝરણ બને છે. જે રસભાવે કદાચ હૃદયને પ્રકૃતિ પ્રેમે છવન્ત, આનંદ ઘેલું કરી મુકયું હતું, જેણે મારા હૃદયને આહ્લાદના મસ્ત ધોધવાઓએ ગુંગળાવી મુકયું હતું, જેણે મારી સન્મુખ સ્વર્ગ ખડું કર્યું હતું, તેજ આવેશ અત્યારે અસહ્ય ત્રાસદાયક થઇ પડયો છે ને મારાં હૃદયને શોકાન્વિત કરે છે. તેજ મધુર ચીનગીરી રાક્ષસરૂપે નિરંતર મારા હૃદયને રંજાડે છે. પૂર્વે જ્યારે સરિતાને પાર પેલી ગિરિમાળ પર નજર નાખતો, કે આ લીલીછમ હરીયાળી કુંજ જેવી ખીણું પર મારી નજર પડતી ત્યારે પ્રકૃતિ સર્વદા ખુશનુમા ને ખીલતી ભાસતી ને મારાં નેત્રોને ઠારતી. ટેકરીઓ તળેટીથી શૃંગ સુધી ઉંચા સ્થુળ વનવૃક્ષોથી વિભૂષિત દીસતી; આમ તેમ વાંકી ચુંકી જતી ખીણો પર રમ્ય વૃક્ષરાજી છાયા ઢાળતી, અભિસારિકાની માફક સરિતા સર્પાકારિણી ગતિએ કુંટાય ગુંજન-વેલા પુષ્પછોડો પાસેથી સરકતી. ભાસ્કરનાં ભર્ગરશ્મિમાં અનેક જંતુઓ અસુધારીઓ-આનંદ નર્તન કરી રહ્યાં દીસતાં. ત્યારે, જે મધુર હુંફ પ્રકૃતિને છવંત કરી રહી હતી, તેનું હું રસપાન કરી રહ્યો હતો; અને તેજ મારા હૃદયમાં અપૂર્વ ચાનંદરૂપ ચમકતી હતી. હા! ત્યારે પ્રકટ પ્રભુ મારાં લોચનોમાં લસી રહ્યો હતો ને મને ઉન્નત આકાશમાં ઉડવવા પાંખ ફુટવી રહ્યો હતો. હું બ્રહ્માંડનાં અગાધ ઉંડાણો, નિઃસીમ વિશાળતા, અને અનંતતા, તથા પ્રભુનાં પ્રકૃતિનાં તેજ

સૌંદર્યથી મુગ્ધ બનતો હતો. રાક્ષસી ગિરિરાજો મને ઘેરી રહ્યા હતા. અગાધ ઉંડી ખીણો મુખ ફાડી રહી હતી; મસ્ત ધોધવાઓ મારી પાસે ધડાધડ ઉછળી રહ્યા હતા. મસ્તખોર સરિતાઓ મેદાનમાં કુદી રહી હતી. દૂર વિદૂર ગિરિમાળમાં ધ્વનિ પ્રતિધ્વનિ સંભળાતા હતા. પૃથ્વીનાં આંતરપટોમાં પારાવાર શક્તિઓ ગતિમાન દીસતી. મારી આંખ આગળ જાણે અનંતતા વિસ્તરી રહી હતી. અંબરના ભવ્ય ઘુમ્મટ તળે જીવંત સૃષ્ટિમાં શું વૈવિધ્યને વિપુલતા ભાસતાં હતાં! ચારે કોર પ્રકૃતિનો મહાપ્રાણ વિલસી રહ્યો હતો.

અદ્રિમાળમાં, અનંત વિશ્વની ભવ્ય ઘટનાથી મારા આત્માની સૂક્ષ્મ રસસૃષ્ટિ રાચતી હતી. હા! ત્યારે ઉંચા ઉંચા અગમ્ય તારાંકિત અંબરમાં ને, અગાધ ઉદધિના અણજાણ નિગૂઢ તળીઆંમાં અનંત પ્રભુ વિલસી રહ્યો દીસતો. અણુ પરમાણુમાં વ્યાપી

'ઘોલકડાંનાં ધરધણી' માનવી ત્યારે પોતાના નાનાશા ઘોળકાંમાં સલામતી શોધવા મથતાં. પોતાની ક્ષુદ્ર કુટિરના આશરા તળે માનવરાજ ત્યારે પોતાને અનંત બ્રહ્માંડનો રાજવી કલ્પતો હતો. ત્યારે ગરીબ બાપડો માનવી કેટલો ક્ષુલ્લક અને પામર ભાસતો! મનુષ્ય ચરણો જ્યાં કદી ન ગયાં હોય તેવા વન્ય પ્રદેશોની પેલી મેર, ન ઓળંગી શકાય તેવી



જે મધુર સુર પ્રકૃતિને જીવંત કરી રહી હતી,
તેનું હું રસપાન કરી રહ્યો હતો.

રહેલા પ્રકટ પ્રભુ શું અપૂર્વ ઓજસ સર્વથા વેરી રહ્યો દીસતો હતો ?

પ્યારા ! આ સમયે કેટલીવાર મારા મસ્તક પર ઉડી રહેલું અતુલ વિહગ શી પ્રેરણા પ્રેરતું હતું ? તેની માફક અગાધ જલધિની પેલીપાર ઉડી જઈ અનંતતાના રીણે ઉભરાતા ભર કટોરામાંથી અખુટ જીવનરસ પીવાની શી વાંચ્છના પ્રેરાતી ? પ્રકટ પ્રભુ જે અનંત સૌંદર્યો રેલી રહ્યો છે તે રસના મારી મર્યાદિત સંકુચિત શક્તિથી પીવાય તેટલા ઘુંટડા પી રહેવા શી મહેચ્છા મારો આત્મા સેવતો ?

પ્યારા અરુણ ! તે મધુમધુરા રસ–પ્રહરોની યાદીમાં શું અમૃત આશ્વાસન ભર્યાં છે ? તે મીઠાં રસભર્યાં સંવેદનોની યાદ તાજી કરવા કે તેમને શબ્દમાં મૂર્ત કરવાનો પ્રયાસ મારા આત્માને ઉન્નત કરે છે. જો કે ખરું છે કે એજ સ્મૃતિદંશો મારી હાલની હૃદય કટુતાને સૂક્ષ્મતર ને વધુ તીવ્ર કરે છે.

આષાઢ સુદ સાતમ

અરણ્યો મારી આંખો આગળ જાણે પડદો પડે છે. અનંત જીવનનાં ભાવિદર્શન ને બદલે ઢીંગળોકવર્ષ્યું ચિતા મારી નજર સમીપ ભડભડી રહી છે. વિશ્વમાં જ્યાં ત્યાં ક્ષણ ભંગુરતા ને વિનાશ દશ્યમાન થાય છે. ત્યાં જીવન અને ચૈતન્યની વાતો કરવી એ મિથ્યા પ્રલાપ નથી ? પ્યારા ! સમયના તુફાની વરોળીઆમાં પ્રાણી, પદાર્થ વસ્તુ માત્ર ઘસડાય છે. આ ક્ષણભંગુર માનવ જીવન મસ્ત ધોધવાના પ્રબળ વેગે ઘસડાય છે કે તરંગમાળમાં અલોપ થાય છે કે ખડક સાથે અથડાઈ પરપોટાની માફક ફુટી જાય છે. ઘણીવાર કવિના ઉદ્‌ગાર મનમાં રમ્યાં કરે છે. રે માનવી !

" જન સમુદાય વિશાલ સિન્ધુ તેમાં બુદ્‌બદતું
શો કરતો ફફડાટ ! મદે ભર્યું શું વળી કુદવું ?
તરંગરાજ અનંત, નાવ મોટાં જે ગળતા,
તે પણ ક્ષણમાં પડે, ત્યાં તુજ તે શી ગણના ? *

વિશ્વની વિનાશક શક્તિઓ પ્રત્યેક પળે મારી તારી ને સૌની તરફ તાકી રહી છે. પ્યારા પ્રત્યેક પળે હું, તું, આપણે સૌ જીવની હિંસા કરી રહ્યા છીએ. અરે એક નિર્દોષ લટારમાં હજારો જીવોનો કચ્ચર ઘાણ વળી જાય છે ! અરે એક નિષ્પાપ પગલું બાપડા પિપિલિકા-કીડીની જીવન-રચના વલ્મિકને પાયમાલ કરે છે. ને એક નાની સરખી આલમમાં ઉલ્કાપાત કરી મુકે છે. આનો વિચાર આવે છે ત્યારે મહામારી, વિશૂચિકા, જળ, પ્રલયો, અગ્નિ-પ્રલયો અને નગરોનાં નગર ગળી જનાર અન્ય અકસ્માત્ ક્ષુલ્લક દીસે છે. પ્યારા ! આપણો કલાપી ગાતો ગયો છે ને ?

'જીવવું જીવ લેઈને એવી આંહીં દીસે ગતિ'

વિશ્વનાં અણુ પરમાણુંએ જે વિનાશક શક્તિ ગુપ્ત રહી છે તે મારા હૃદયને કોરી ખાય છે. પ્રકૃતિ રચના તો જો ! વસ્તુ માત્ર પોતાનોજ ગ્રાસ કરે છે વા સામીપ્યની સર્વ વસ્તુનો કોળીઓ કરે છે. સ્વભક્ષણ કે પર-ભક્ષણ શો કુદરતનો ખેલ ! પૃથ્વી, વાયુ, જલ, આદિ પંચમહાતત્ત્વથી વીંટલાએલો હું ક્ષુભિત ઉરે જીવન પ્રયાસમાં આંગળ ધપું છું. બે ચાર જન્મદિવસો વહી જશે ને એ પંચમહાતત્ત્વ સદાના સાથી છે. આખર સૌને પંચત્વ પામવાનું છે, પછી વળી વહેલું કે મોડું.

આષાઢ સુદ ૧૦

પ્યારા ! નીંદની પાંખમાં મારે માટે વિશ્રાન્તિ નથી. બેચેન, થાકેલો, અધકચરી નિદ્રામાંથી ઉઠતાં તે મધુરી મૂર્તિ મારે મારા

* શ્રી. નરસિંહરાવ

હસ્ત લંબાવું છું.–મિથ્યાસ્તો ! રજનીએ મીઠાં શમણાંમાં નિર્દોષ ઇન્દ્રજાળ ખડી કરી. પોપચાં-નાં સ્મિતમય ક્ષેત્રમાં તેને ઘુમતી કરી હોય, કે એ ભ્રમણામાં તેના સુકોમળ હસ્ત પર મીઠી ચુમ્બનધારા હુ વરસી રહ્યો હોઉં, ત્યારે તે મધુરી માટે ફાંફાં મારું છું, ત્યારે મારી મધુરી મેઘધનુરંગી આકાશમાં સૂર્યાસ્ત થાય ત્યાં સુધી બસ એકજ આશય, એકજ ખ્વાએશ, એકજ મુરાદથી સતત ઉદ્યુક્ત રહેવું. શી પુનિત દશા ! જ્યોતીનને કાગળીઆના ઢગ નીચે દટાએલો જોઇ આજ વાંચ્છના સ્ફુરે છે.

આ વિચારમાળાના મણકા ફેરવતાં



રજનીએ મીઠાં શમણાંમાં નિર્દોષ ઇન્દ્રજાળ ખડી કરી.

મારી ગોદમાં છે એ મીઠા ભાવે મારાં ત્રસ્ત અંતઃકરણમાંથી અશ્રુધારા ફુટે છે ને અમૃત આશ્વાસનરૂપ મારી ભાવિ વ્યથાઓને ડુબવી દે છે.

આષાઢ સુદ ૧૩

પ્યારા અરુણ ! શું હું પ્રમાદપ્રિય થતો જાઉં છું ?

પ્રકૃતિથી હું સુસ્ત નથી અને છતાં મારાથી ઉદ્યુક્ત રહેવાતું નથી. કોઇ પણ પ્રકારના વિચાર મારા મગજમાં ગોઠવાઇ શકતા નથી. પ્રકૃતિ અપૂર્વ લાવણ્યે લસી રહી છે. પ્યારા ! આ માનસ–ધુમ્મસમાં શી વાંચ્છના મને થાય છે? એક ખેડુ હોઉં, એક સાધારણ મજુર હોઉં, મીઠે મળસ્કે ઉઠી કાર્યધુરા શિરે લઇ શકતો હોઉં તો ! ફુટતાં પ્રભાતથી સમીસાંજના મારી બાની મનોવાંચ્છના તૃપ્ત કરવા મન થઇ જાય છે. હું કંઇક સેવા સ્વીકારું. ધારે તો એક કલાકમાં તારો મિત્ર ગળે એ ઝોંસરી નાખી શકે.

અરુણ ! અશ્વરાજની નાની આખ્યાયિકા મને વારંવાર યાદ આવે છે: સ્વાતંત્ર્યથી કંટાળી બાપડો છુટ લગામ વધાવે છે; તેની તકલીફ માટે તેનો સ્વાર તેને રપેટીથી લોથપોથ કરી મોતની ભેટ આપે છે. શા નિશ્ચય પર આવવું તેની મને કશી સુઝ પડતી નથી. માનવી ! તારી સતત પશ્ચિમની મનોવાંચ્છના એ હૃદયના અજંપામાંથી જન્મી નથી ? એ હૃદયનો અજંપો જીંદગીની કોઇ પણ સ્થિતિમાં તારો પીછો નહીં પકડે ?

[ વધુ માટે જુઓ પૃ૦ ૫૦૫ ]

# નિસ્તેજ અર્જુન

લેખક:

સ્વ. બોટાદકર

---

હણી જેણે સેના અમિત રણમાં કૌરવ તણી,
દળી નાખ્યા કોટિ સુભટવરને મચ્છર ગણી;
સભા જીતી સહેજે દ્રુપદ તનયાને કર ધરી,
સુરક્ષા પામેલી હરિભગિનીને નિર્ભય હરી.
નમાવ્યા ભૂપાળો નિજ ભુજબળે કૈં ચરણમાં,
કર્યો સ્વલ્પાયાસે વિજય વધતો નિત્ય રણમાં;
અહો ! તે હું આજે અબળ બનીને અર્જુન અહીં,
કબાડીને હાથે હરિહરિ લુંટાયો પળ મહીં.
ગયું ક્યાં તે મારું સુખદ ધનુ ગાંડીવ કરથી ?
ગયાં ક્યાં તે બાણો ? અસિ ક્યાં કેમ ચાલતી નથી ?
પ્રભા ક્યાં તે પેલી રિપુગણ અનાયાસ હરતી ?
ગઇ ક્યાં તે વાણી થરથર થતી જેથી ધરતી ?
અરે છે સૌ પાછે ઇષુ ધનુ હતાં તેજ હમણાં,
નથી ભુલ્યો વિદ્યા વિદિત વળી મન્ત્રો હજુ ઘણા;
પરંતુ કાબાની નિકટ નવ કાંઇ કરી શકું,
પડે પાછી પાની શર ધનુ પરે ના ધરી શકું.
અમારા હા, જાણ્યું સુખ દિવસ પુરા થઇ ગયા.
હરિથી છૂટેલા જડ શબ સરીખા રહી ગયા,

पत्नी स्व. पतिश्रीना स्मरणार्थे
श्री फार्बस गुजराती सभाने

## શ્રીયુત દાહ્યાભાઇ આણંદજી ચાવડા
## તરફથી સવિનય સપ્રેમ ભેટ.

ભલે છુટો છુટો નગપશુ તમારો સમય આ,
થતા સામે મારૂં ન રહ્યો લેશે અહીંઆં.
ભલે થાજો રાજી નિજ બળ વખાણી જગતમાં,
ભલે નિંદા મારી પ્રકટ કરજો સૌ સુભટમાં.
કુરુક્ષેત્રે જો કીર્તિ પ્રથમ કરી ભેળી રિપુ હણી,
હવે ખોઇ તેને અપહરણ કરે મચિન ધણી
અને તે માટે આ પ્રકટ વિધિએ વૈદ્ય વધતા,
ફરી મુકયા સામે મશ્કરી કરે સઘ લઘુતા
હવે શાને માટે કીરિટધર થઇને વિચરવું ?
હવે શાને માટે અખિલ કર ગાંડીવ ધરવું !
ન ચાલે જે બાણો વહન કરવા તે કેમ વૃથા ?
પ્રતિને સેવી કરવી જગ નિન્દિત ન કથા
હવે મિથ્યા માનુ અપયશ ભર્યું જીવિત અરે,
પરંતુ માગ્યાથી મરણ મનુજોને નહીં મળે
અકીર્તિ મૃત્યુથી અધિકતર મભાવિત ગણે,
હરિની તે વાણી સ્મરણપથમાં છે હજુ મને
હશે જો આ દશ્યુ સુરગણના સૌ સુર હશે,
સુણીને આ કહાણી જન જગતના સર્વ હસશે
હવે ના શા માટે ? વિધિ હિ હમાના મન ચહે,
ફરે તેની વૃત્તિ નરવરપણું લા કયમ રહે ?



     





# સ્નેહ સોણલાં

લેખક

શ૦ નાનાલાલ દલપતરામ પટેલ





સખિ ! સા૦ બાર માસ આજ વીત્યા.
પ્રીતમની ઝાખી નથી
એના મોલડાના પડે પડછદા,
આવે સ્નેહ સોણલા સખિ !

૬ નો નિત્યે ઝરૂખે ચઢી જોતી,
પ્રીતમની ઝાખી નથી
એનો મારગડો પેખી થાકી,
આવે સ્નેહસોણલા સખિ !

સખિ ! વહાણુલા વસતના વાયા,
પ્રીતમની ઝાખી નથી
મારા અતર અધારે છવાયા,
આવે સ્નેહ સોણલા સખિ !

ટહુકે કોયલને કાળજડાં કોરે,
પ્રીતમની ઝાંખી નથી:
પ્રેમ-ફુલડાં ફોરમ બહુ ફોરે,
આવે સ્નેહ માણવા સખિ!



નૈન હેતી પ્રણયનમી છોરે,
પ્રીતમની ઝાંખી નથી:
રગ રગમાં રસની રેલ રેલે,
આવે સ્નેહ માણવા સખિ!

ડુંગરા વાગે ધારે ફર વીલી
પ્રીતમની ઝાંખી નથી
ચંદ્ર વિના ચકોરી અંધારી,
આવે સ્નેહ માણવા સખિ!



# વિકટ પંથ.

લેખક:
રા. બાબુ

તારો કેમ ન પંથ જણાય?
વિભુ! મારે નયને તિમિર છવાય!
તારો કેમ ન પંથ જણાય?

વીણા મારી બની બોખરી,
તુટી એકે એક તાર જાય!
ધીરજ તો હવે ખુટતી ગઇ,
મારું આયુષ્ય પુરું થાય!
છતાં તારી લેશ કૃપા ન જણાય!
રે! દુઃખ કેમ ખમ્યું આ જાય!
તારો કેમ ન પંથ જણાય?

ગાન ગાવા હું મથી રહું,
મારો કંઠ રુંધાઇ જાય!
વ્યાકુળ થઇને રડી પડું,
મારો દેહ ભૂમિ પછડાય!
તોએ દર્શન તારાં ન થાય!
પ્રભુ! તારે હૈયે ન કાંઇ થાય?
તારો કેમ ન પંથ જણાય?

ભુલ્યો ભવાટવીમાં ફરતો,
તારી હુંફાળી છોડી છાંય!
હવે શકું નહીં નીકળી,
હાય! કો ન કરે મારી સાહ્ય!
આજે અંતર મારું મુંઝાય.
હવે મારો આશાનો અગ્નિ બુઝાય!
તારો કેમ ન પંથ જણાય?

મુજ અશ્રુતણી લે તું અંજલિ,
મારો દેહ તું માટે પુષ્પ!
કુંકુમ લે મારા રક્તનું,
મારું અર્ઘ તને એ અનુપ!
મારી ચિતા અગોચિક ધુપ,
અન્ય કહે શું ધરવું, ઓઃ ભુપ!
તારો કેમ ન પંથ જણાય?

તારો કેમ ન પંથ જણાય?
વિભુ! મારે નયને આંસુ છલકાય,
તારો કેમ ન પંથ જણાય?

    



# સ્વપ્નદ્રષ્ટા

લેખકઃ

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

પ્રમુખ, સાહિત્યસંસદ.

ચિત્રકારઃ

શ્રીમાન્ પુરુષોત્તમ,

સભ્ય, સાહિત્યસંસદ.

## આગલાં પ્રકરણોનો સાર

આણંદના સ્ટેશન ઉપર મુંબાઈના બેરીસ્ટર અને ધારાસભાના સભ્ય. ના. જગમોહનલાલને તેમના બાલમિત્રને ભાવિ વહેવાઈ રા. બા. પ્રમોદરાયનો મેળાપ થાય છે, તેઓ સાથે વડોદરા જાય છે રા. બ. પ્રમોદરાયનો પુત્ર સુદર્શન વડોદરાની કૉલેજમાં બી એ. નો અભ્યાસ કરે છે. તેને સ્વદેશભક્તિની ધુન લાગી છે. તે વિપ્લવના વિચારો કરે છે. તે સ્વતંત્ર હીંદનાંજ સ્વપ્ન જુએ છે.

ના જગમોહનલાલની પુત્રી ને સુદર્શનની ભાવિ પત્ની સુલોચના મુંબાઈની કૉલેજમાં ભણે છે.

તે બન્નેની મુલાકાત વડોદરામાં રાજાભાઈને ત્યાં થાય છે પરિચયથી સુદર્શન તેને પરણવા ના પાડે છે. અને સુલોચના પાસેથી તેને નહીં પરણવાનું વચન લે છે.

સુદર્શન આઠ વર્ષે બ્રહ્મચારી-બ્રાહ્મણ બનાવે છે. ઇતિહાસ ને નાટકો જોતાં તત્કાલના નાયકો સાથે તેને મૈત્રી થાય છે ને તે નાનપણથી ઉચ્ચાભિલાષી સ્વપ્નો સેવતો મોટો થતો જાય છે.

તેના પિતાના એક ગોરા અમલદાર મિત્રને ત્યાં એક પ્રસંગે તે જાય છે અને પોતાના દેશીઓની અવગતિ જોઈ તેનું અભિમાન હણાય છે. તેને પૂર્વજો ઉપર ક્રોધ ચઢે છે.

તે કૉલેજમાં આવે છે; વાંચે છે ને વિચારે છે. હીંદુ સમાજ તેને હમાભાઇનું મભવસ્થાન જણાય છે. બ્રાહ્મણત્વની નીશાનીઓ તરફ તેને તિરસ્કાર થાય છે. નેપોલીઅનનું જીવન પ્રેરણા પાય છે. અમદાવાદની કોંગ્રેસ અને હાદના મેઝીની સુરેંદ્રનાથના ભાષણો તેનામાં રાષ્ટ્રીય આસ્મતા જાગ્રત કરે છે.

લોર્ડ કર્ઝનના અપમાનભર્યા શબ્દોથી અને બંગાલના ભાગલા પાડવાના સરકારના ઠરાવથી બ્રાટીશ હકુમત નીચે કચરાતા હીંદની ગુલામી દશાનું તેને તીવ્ર ભાન થાય છે. અને અરવિંદ ઘોષના સહવાસથી તે તેના કેટલાક મિત્રો સાથે મળી વિપ્લવવાદીઓની છુપી મંડળી શરુ કરે છે.

સુદર્શન પરીક્ષા આપવા મુંબાઈ જાય છે. તે નામદારને ત્યાં ન ઉતરતાં તેના મિત્ર અંબાલાલ દેસાઈને ત્યાં ઉતરે છે. અને પરીક્ષા દરમ્યાન તે વાંચે છે અને અંબાલાલની નાની પણ દેશભક્ત બહેન ધની સાથે વાર્તા વિનોદ કરે છે. અને સ્વતંત્ર હીંદના સ્વપ્નો સાથે સેવે છે. પરીક્ષા પછી તે નામદારને મળવા જાય છે. નામદાર તેને પોતાને ત્યાં નહીં ઉતરવા માટે ઠપકો આપે છે અને રાજકીય વિષયો ઉપર વાતચીત ચાલે છે. એક દિવસે નામદાર પોતાના મિત્ર પ્રો. કાપડીઆ સાથે તેનો મેળાપ કરાવે છે. હીંદી વિપ્લવવાદી નહીં થઈ શકે એમ પ્રો. કાપડીઆ તેને કહે છે. સુદર્શન ને પ્રો. કાપડીઆ દેશદ્રોહી લાગે છે; નામદાર દેશદ્રોહી લાગે છે. અને તે બધા દેશદ્રોહી વાતાવરણમાંથી બીજે દિવસે અંબાલાલને ત્યાં ચાલ્યે જાય છે. ધનીના નિર્દોષ હાસ્યે તેની અકળામણ ઓછી થાય છે અને તે વડોદરા જાય છે.

રાવબહાદુર સુદર્શનને નામદારને ત્યાં નહીં ઉતરવા માટે લડે છે અને સુલોચના સાથે તેનું લગ્ન નહી કરી શકે તેની મતલબનો નામદારનો આવેલો પત્ર તેને દેખાડે છે.

ફરીથી કૉલેજમાં વર્ગો શરુ થાય છે. અને સુદર્શન પિતાની અનુમતિથી મુંબાઈમાં અંબાલાલને ત્યાં પૈસા આપવાનું નક્કી કરી રહે છે. અને ધનીના સહવાસમાં અને અંબાલાલની મૈત્રીમાં તે સ્વતંત્ર હીંદના દિવસો બહુ નજીક જોતો સમય વ્યતીત કરે છે. 'માની' સ્વતંત્રતાના વિચારો કરતાં તેને વારંવાર કાપડીઆની સુચનાઓ યાદ આવે છે. તે એક દિવસ કાપડીઆને મળવા ગયો. ત્યાં હીંદીઓ વિપ્લવવાદીઓ કેમ નહીં થઇ શકે તે વીશે ચર્ચા ચાલી અને તે પ્રો. કાપડીઆએ રાજકીય લઢતમાં ધર્મને નહીં સંડોવવા ચેતવણી આપી અને ફરીથી શ્રદ્ધાપૂર્વક સમજાવ્યું કે હીંદીઓ વિપ્લવવાદીઓ નહીં થઈ શકે. સુદર્શન ત્યાંથી ઉઠી ચાલતો થયો અનેક તરંગો તેના મનમાં ઉઠ્યા. અશ્રદ્ધાળુ બન્યો ને હીંમત હાર્યો. તે સ્વરથના ખોનો હતો ત્યા ધની આવી તેણે તેને પડતો બચાવ્યો. 'મા'નો ઉદ્ધાર થશેજ એવી તેણે ખાત્રી આપી.

૧૯૦૭ માં કોંગ્રેસ નાગપુરમાં ભરાવાની હતી પરંતુ 'મવાલ' 'ઝહાલ' પક્ષથી કંઈક ડરતા હતા એટલે મવાલ' પક્ષના સર્વાધિકારી ફીરોજશાહે હુકમ કાઢ્યો કે કોંગ્રેસે સુરત જવું. ડૉ. રાશબિહારી ઘોષને પ્રમુખપદનું નિમંત્રણ કર્યું. ૧૯૦૭ ના ડીસેમ્બરમાં સુરત ખાતે કોંગ્રેસ ભરાવા માંડી. સુદર્શન અને તેની ટોળી પણ ત્યાં ગઇ. 'મવાલ'પક્ષે 'ઝહાલ'પક્ષના ફુરચા ઉડાડી દેવાનો નિશ્ચય કર્યો હતો. સુદર્શન અને તેની ટોળીના સભ્યો સ્વયંસેવક થઇ ગયા ને 'મવાલો' અને 'ઝહાલો'ની થતી સંધિમાં વિક્ષેપ પાડવા લાગ્યા.

સુલોચનાના રક્ષક તરીકે પ્રો. કાપડીઆને મુકી જગમોહનલાલ તેમનાં પત્ની સાથ સુરત કોંગ્રેસમાં ગયા. બીજે દિવસે સુલોચનાના મિત્રો આવ્યા એટલે તે સૌ વરસોવા ગયાં. ત્યાંથી રાત્રે પાછાં ફર્યાં અને કેકીને ઘેર જમવામાં રોકાયાં. ત્યાં 'શેંપેન'નો છુટથી ઉપયોગ થવા માંડયો અને સૌ પોતપોતાના તાનમાં ગુલતાન બનવા લાગ્યાં કેકીએ બેભાન અવસ્થામાં સુલોચનાને કહ્યું કે તે તેને ચાહે છે. સુલોચનાએ સ્મિતથી ઉત્તર આપ્યો. તેજ અરસામાં બહુજ મોડું થવાથી સુલોચનાની શોધ કરવા ગમનલાલ અને પ્રો. કાપડીઆ ત્યાં આવી પહોંચ્યા અને મીજલસમાં ભંગાણ પડ્યું.

બીજે દિવસે સુલોચનાએ શરમથી લેવાતે મોઢે પ્રો. કાપડીઆને કહ્યું કે તે કેકીને ચાહે છે. તેજ અરસામાં કેકીની ચીઠ્ઠી આવી તેમાં આગલી રાત્રે બેભાન અવસ્થામાં તે જે બોલ્યો હતો તેને માટે દીલગીરી દર્શાવી હતી. અને સુલોચનાને એક મિત્ર તરીકે ચહાવા ત ઇચ્છતો હતો.

સુલોચના આ ચીઠ્ઠી વાંચી ભગ્નહૃદય બની ગઇ. પ્રો. કાપડીઆએ તેનું સાન્ત્વન કરવા માંડ્યું.

સુરતની કોંગ્રેસમાં 'જહાલ' ને 'મવાલ' પક્ષનું ભારે તોફાન થયું. 'જહાલ' પક્ષના કેટલાક યુવકોએ સુરેન્દ્રનાથને બોલતા બેસાડી દીધા અને ફીરોજશાહ ને ગોખલેને પ્રથમ વાર 'જીવન'ના પાઠ શીખવ્યા બીજે દિવસે સભા મળી. પ્રમુખની દરખાસ્ત આવી. 'જહાલ' પક્ષનો બોયકોટનો ઠરાવ આવવા ન દેવો એવો 'મવાલ' પક્ષે ઠરાવ કરેલો એટલે એ દરખાસ્ત સામે બોલવા તિલક ઉભા થયા અને બોલવા માંડ્યું.

પ્રમુખે—હજુ દરખાસ્તથીજ સુચવાએલા–'ક્રમ વિરુદ્ધ' જણાવવા માંડ્યું ત્યાં હોહા થઈ, ને મારામારી થઇ ને આખરે સભાનો કબજો પોલીસે લીધો એટલે સૌ ઘર તરફ વળ્યાં.

કોંગ્રેસ પુરી થઈ તેજ દિવસે રાતના સુદર્શન ને તેના મિત્રોએ મળી ૩૧ મીએ વડોદરા દરેક જણે પોતપોતાની દેશોદ્ધારક યોજનાઓ લેઇ હાજર થવું એમ નક્કી કર્યું. ને સૌ વીખરાયા.

મંડલની સભાનો દિવસ પાસે આવતો ગયો. ગિરધરલાલ ક્રોફને અચાનક શ્રીનાથજીની જાત્રાએ જવું પડ્યું ને પાછો મદ્રાસ નોકરીએ વળગી ગયો. અંબેલાલ અને સુદર્શને બન્નેએ થઇને 'મા'નો ઉદ્ધાર કરવાની પ્રતિજ્ઞા લીધી. અંબેલાલનો પ્રયોગ સફળ થયો હતો. સાંજના સુદર્શન વડોદરાની તૈયારી કરવામાં રોકાયો. ગાડીનો વખત થવા આવ્યો પરતુ અંબેલાલ આવ્યો નહીં. એટલામાં તે ધવાએલા હાથે ઘરમાં દાખલ થયો તેણે જણાવ્યું કે તે મીસ વકીલ સાથે પ્રેમમાં હતો–અને તે બને પરણવાનાં છે. તે વડોદરા નહીં આવી શકે સુદર્શન નીરાશ થઈ ભાંગતે હૃદયે સ્ટેશને ચાલી નીકળ્યો ત્યાં પુનાથી આવેલા નારણભાઇ મળ્યા

નારણભાઇએ ગાડીમાં નામદાર જગમોહનલાલ સાથે થએલી વાતચીત રીક. સુદર્શ ને એમાં ભયંકર આપત્તિની આગાહી કરી. નારણભાઇ છંછેડાયા અને બંને મિત્રો છુટા પડ્યા.

ગિરજાશંકર શુકલ પારેવડી સંસ્થાનની દરબાર ઓફીસમાં હતા. તેઓ લશ્કરથી હીંદને સ્વતંત્ર કરવા કલ્પનાઓ દોડાવતા; વ્યૂહો રચતા; અને તૈયારીઓ કરતા. તેઓ ૩૧ મી જાનેવારીની સભા માટે ધુનમાંને ધુનમાં વડોદરા માટે ઉપડ્યા.

(હવે આગળ વાંચો)

## ઉપસંહાર

૧

૧૯મી માર્ચ ૧૯૧૧ને દિને સવારે સદ્‌ગત નામદાર જગમોહનલાલના ઘરમાં આનંદ છવાઇ રહ્યો હોય એવું દેખાતુ.

ગંગા સ્વરૂપ જમના કાકી ઉર્ફે ગૌરીબહેન પલાંઠી મારી બેઠાં હતાં. પાસે લાંઘેલાં જમના ભાભી મલકાતાં હતાં. નવાબપુરાના દીવાન સાહેબ હર્ષમાં ફરતા હતા. ઉચી સુકી સુલોચના ચહા કાઢતી. એની ભમ્મર ને પાંપણોમાં મોહકતા હતી પણ એના મુખ પર ગાંભીર્ય હતું. કોઇકોઇ વાર તે જરાક હસતી.

તેની પાસે ખુરશી પર એક ઠુંકુ પોતીઉં ને ભોડું માથું, કદરૂપુ મુખ ને મોટા ચશ્માથી વિભૂષિત એક નાનકડી બેડોળ મૂર્તિ બીરાજી હતી. પ્રો. કાપડીઆ હસતા હતા, હાથ ઘસતા હતા, તપકીર સુંઘતા હતા; ને ચાહમાં ખાંડ નાખતી સુલોચનાના હાથ પર નજર ઠારી બેઠા હતા.

એક શીક્કો, સુક્કો યુવક મોઢું સખત રીતે બીડી, પગ પર પગ ચઢાવી સામે ખુરશી પર બેઠો હતો. તેના પહેરવેશ પરથી તે વીલાયતથી તરતનોજ આવ્યો હોય એવો દેખાતો હતો. તેના મુખ પરથી લાગતું હતું કે ચારે તરફ પ્રસરી રહેલો હર્ષ તેને સ્પર્શ્યો નહોતો.

તે સુદર્શન હતો. તેણે સવારેજ સ્ટીમર પરથી ઉતરી સ્વદેશ ભૂમિ પર પગ મુક્યો હતો.

"મેં નહોતું કહ્યું" રાવબહાદુરે જમના ભાભીને હસતાં હસતાં કહ્યું, "કે તારો દીકરો બાપથી સવાયો થશે?"

"તમારું કહેવું કોઇ દહાડો ખોટું પડે." જમનાભાભીએ કહ્યું. તે બે વૃદ્ધ પતિપત્ની દીકરાના વિજયમાં બાલપણનો ઉત્સાહ અનુભવવા લાગ્યાં.

બધાંએ ચહા પીધી. તે હસ્યાં, બોલ્યાં, વાતો કરી ને પોતપોતાને કામે વળગ્યાં.

સુદર્શન પણ ઉઠયો, નાહી કપડાં બદલી બહાર નીકળ્યો.

સ્ટીમર પરથી ઉતર્યા પછી તે ન છુટકાના શબ્દો બોલ્યો હતો. હસવાનું તે ભુલી ગયો હતો.

ત્રણ વર્ષમા તેણે બાપ સીવાય કોઇની જોડે પત્રવ્યવહાર કર્યો નહોતો. એકવાર તેણે ધનીને પત્ર લખ્યો હતો તે 'ડેડ લેટર' ઓફીસમાંથી પાછો આવ્યો હતો.

૨

આખી સવાર તેણે એકજ કામ કર્યું. પોતાનું પાપી હૃદય પોતેજ કોઇ દ્વેષથી ખોતરતું હોય તેમ તેણે તેના મિત્રોની હકીકત મેળવવા પ્રયત્ન કર્યો. ટેલીફોનની ચોપડીમાથી કેરશાસ્પનો તેને તરત પત્તો મળ્યો. તે એક નાની ઓરડીમાં ટેલીફોન માંડી સટ્ટો કરી રહ્યો હતો. પેટ પુરતું કમાવું એજ તેનું પરમ ધ્યેય હતું. તેણે ઘણાખરાની હકીકત કહી.

પાઠકે મદ્રાસ છોડી ઈડરમાં માસ્તરગીરી સ્વીકારી હતી.

મગન પંડ્યા અમેરીકામાં હજુ મહાલતા હતા. હીંદથી નવી નવી ચીજો મંગાવી ત્યાંના પ્રોફેસરોને બક્ષીસો આપવાની એમની પ્રવૃત્તિ સીવાય બીજી પ્રવૃત્તિ કોઇની જાણમાં નહોતી.

ધીરુ શાસ્ત્રી આર્યસમાજથી કંટાળી ગુજરાતમાં કોઇક ઠેકાણે નીશાળ કાઢવા મથતો હતો; હજુ સરકારથી સ્વતંત્ર કેળવણી આપવાનો આદર્શ સેવતો હતો.

સનતકુમાર જોષી શારીરિક વિકાસને તિરસ્કારી આબુ ઉપર કોઇ મહાત્માને શરણે પ્રાણાયામ કરી કાલભૈરવની સિદ્ધિ કરી રહ્યો હતો.

નારાયણભાઇ પટેલ ધર્મજને પાદરે પોતાના બાપદાદાની ખેતી કરવામાં પરોવાએલા રહેતા હતા.

મોહન પારેખ ખડો ચઢાવી ગામેગામ ફરતા ને જ્યાં કુવાની તાણ હોય ત્યાં કુવા કરાવવાને લોકોને પ્રેરતા.

ગિરિજાશંકર શુકલ વર્ષ દહાડો વડોદરામાં ગાંડાની હોસ્પીટલમાં રહી એક દહાડો નાસી ગયો તેનો પત્તો નહોતો.

શિવલાલ શ્રોફ મુંબાઇમાં મજાહ કરતો.

અંબેલાલ એક મારવાડીને ત્યાં મેનેજર હતો. તેમની સ્ત્રી મીસ વકીલ ઘરનું કામ કરતી ને છોકરાં ઉછેરતી.

"ટ્રી-ટ્રી-ટ્રી-" કેરશાસ્પનો ટેલીફોન અધીરો થયો.

સુદર્શન ઉઠયો. ટાઢાશથી તેણે "સાહેબજી" કર્યા ને રજા લીધી. તેના મુખ પરની રેખાઓ વધારે સખ્ત થઈ.

૩

તે શિવલાલ શ્રોફને ત્યાં ગયો. શિવલાલ રજોગુણી હતો. મહા ઉસ્તાદ હતો, ખટપટી હતો. તેનામાં લોકોને સમજાવવાની શકિત અદ્ભુત હતી. ઘણીવાર તેની વ્યવસ્થાશકિત પર આફરીન થઇ તેને તે બાલચાણાકય કહેતો.

પરિચિત દાદરે ચઢી તે ઉપર ગયો.

"શિવલાલ છે કે?

એક માણસ ગાતો હતો:



# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

[ રા. ગુપ્તા ગુજરાતના ઉકરડામાંથી અમને મળી આવેલું એક મહામુલું રત્ન છે. અને તેથીએ અધિક મૂલ્યવાન એ ગુપ્ત પણ મહાન વિચારકની નોંધપોથી છે. એ વાંચતાં અમારા મુખમંડળ ઉપર અનેકાનેક આકૃતિ આવી અને ગઇ. અમારી કલ્પના દિશા અને કાળના બંધન વિના વિચરી. આવો અનુપમ લહાવો અમે એકલાજ લઇએ એમાં અમને અમારી હૃદય સંકુચિતતા સાલી. આ મહાનુભાવની નોંધપોથીમાંથી આજના બળતા પ્રશ્નો ઉપર ખુબજ ઠંડું પાણી નખાશે—એમ આશા સાથે અમે દર અંકે આ નોંધપોથીના ઉતારા અમારા વાચકો સમક્ષ મુકવા ઉમેદ ધરાવીએ છીએ: મૃત્યુ સામે મોરચા નાખી પડેલા અમારા આ મગરૂર લડવૈયા રા. ગુપ્તા એકાએક શરણ ન થાય તો.

—ઉપ-તંત્રી ]

---

બોઝવેલે ચહા પીતાં પીતાં ડૉ. જોનસનને પુછ્યું: "સદ્ગુરો! હાસ્યરસેન્દ્રિયનો મારામાંથી લોપ થયો હોય એવા સંશય વડે હું અભિભૂત થયો છું" બીસ્કીટને બદલે પાસે પડેલી ઘડીઆળને ચહાના પ્યાલામાં બોળતા, વખત કેટલો થયો તે જોતા આંખ આગળ બીસ્કીટ રાખી ડૉ. જોનસન ગંભીર સ્વરે બોલ્યા: 'સમય ઘણો થયો છે એટલે એ વીશે હું વિસ્તારથી વદી શકું એમ નથી. (ગજવામાંથી એક નોંધપોથી કાઢી તે બોઝવેલ તરફ ફેંકી) લે, આ વાંચી જો. હસવું ન આવે તો જાણજે તારામાંથી હાસ્યરસેન્દ્રિયનો લોપ થઇ ગયો છે."

બોઝવેલ કૃત 'જોનસનના જીવન ચરિત્રમાં'થી
(પૃષ્ઠ યાદ નથી)

તા. ૨૫-૧-૨૭

આજે અપૂર્વ યુગલ જોયું. સર્વ રીતે એક બીજાને અનુકૂલ એવા જોડાં વિધિને રૂચતાંજ નથી. એને તો હંમેશાં કજોડાં ગમે છે! પુરુષ મોટો તપેલા જેવો હોય ને સ્ત્રી બીચારી નાની નાજુક કડછી જેવી હોય અને પરિણામે બંને ખડખંડાટ કર્યાજ કરે. પુરુષ બોખો થઇ ગયો હોય અને સ્ત્રીને દાંત આવતા હોય, તેથી બંને ચાડીઆં, દાંતીઆં કર્યા કરે, આવાં આવાં

અનેક કજોડાંઓ આપણા સંસારમાં ઠામ ઠામ નજરે પડે છે. પરંતુ આ યુગલ ! બધી રીતે એક બીજાને અનુકુળ. બંનેનો રંગ સરખો-ઘેરો કાળો-બંનેનો આકાર પણ સરખો—ઉપરથી ચપટો ને વચ્ચેથી પહોળો. આટલુંજ નહીં પણ મને કહેવામાં આવ્યું છે ' કે જ્યાં જાય ત્યાં બંને સાથેજ જાય છે. કદી પણ છુટાં પડયાં નથી. બંનેમાં એક સરખી સેવા ભાવના છે. શીઆળાની કડકડતી ઠંડીમાં, ઉનાળાની ધગધગતી લુ ભરી હવામાં કે વર્ષાની ધોધમાર હેલીમાં, બંને મનુષ્યની સેવા કરવામાં જરા પણ પાછી પાની કરતાં નથી. બંને કીર્તિનાં સરખાં નિસ્પૃહી છે. આટઆટલી સેવા ભાવના છતાં ખુણે પડી રહેતાં તેઓ જરા પણ કંટાળતાં નથી. બંનેએ એવો અપૂર્વ સહચાર સાધ્યો છે કે એક ન હોય તો બીજું કેવલ નિરુપયોગી થઈ પડે.

ખરેખર, મોચી ! જોડાં બનાવવાનું કૌશલ્ય વિધિ કરતાં તારામાં વિશેષ છે !

તા ૨૭-૧-૨૭

' બે ઘડી મૌજ ' ના અંકમાં વાંચ્યું:- ' ઘણી સ્ત્રીઓ પોતાનું દુધ વેચવાનો ધંધો કરે છે. અને ડેરીમાં જઇ પોતે દુધ વેચી આવે છે. ડેરીમાં યંત્રની મદદ વડે એકી સાથે બધી સ્ત્રીઓ દોવાઇ જાય છે.' આ વાંચી એક અડધી વિપલ હું દિઙ્મૂઢ થઇ ગયો. પરંતુ યંત્રવાદના આ જમાનામાં જે બને તે ખરું. સાભળ્યુ છે કે પ્રો. જગદીશ ચંદ્ર બોઝ ( અથવા ડૉ. કાંતિ લાલ પંડ્યા )-એ એક એવું યંત્ર શોધી કાઢયું છે કે તેમાં આગળ ઘાસ મુકીએ તો પાછળથી નળ વાટે તરત દુધ નીકળવા માંડે છે. ઘાસની જોડે થોડી વાટીને કૉફીના બુંદ અથવા ચહાની ભુકી નાખીએ એટલે કાફી કે ચહા પણ તૈયાર મળે છે. હોટલવાળાઓએ લાગવગ પહોંચાડીને ડૉ. પંડયા અથવા બોઝને આ યંત્ર, સમાજ આગળ મુકતા અટકાવ્યા છે. અને તે મારા મત પ્રમાણે સારુંજ કર્યું છે. કારણ કે આ યંત્ર સમાજ સમક્ષ મુકવામાં આવ્યું હોત તો મનુષ્યજાતિમાં ઘાસનો ઉઠાવ એટલો ભારી પ્રમાણમાં થાત કે ગાય, ભેંસ, ગોધા, પાડા વગેરે ભુખે મરત; तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् । એ પંકિત ખોટી ઠરત; અને હોટલો બંધ થઇ જાત. હોટલો બંધ થઇ જાત તો વેટરો ધાડ પાડત, તથા ઘી, દુધ વગેરે સોંઘાં થાત. ઘી, દુધ સોંઘાં થાત તો મનુષ્યો પોતના શારીરિક ઘેરાવાને વીશે પાંચ સાત ઇંચની વૃદ્ધિ કરત. અને તેમ થાત તો ગાંધીજીની અહિંસા પીચારી મારી જાત ! તો હીંદુસ્થાનનું નાક જાત, અને હીંદુસ્થાનનું નાક જાત તો-કૈંજ થાત નહીં !

તા. ૩૦-૧-૨૭

**સમય સવારના ૧૧.**

આજે સાંભળ્યું કે રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા બી. એ, એલએલ. બી. વકીલ હાઇકોર્ટ સાડા દશ વાગે ઘેરથી નીકળી કોર્ટમાં જતા હતા એટલામાં એમની પાછળથી એક ગાડી દોડતી આવી. એ ખસવા ગયા; આગળથી ખટારો આવ્યો. એ જમણી બાજુએ ફર્યા, તે તરફથી બે કુતરાંઓ લઢતાં આવ્યાં; ડાબી બાજુ ફર્યા. ત્યાંથી ટ્રામ આવી ને છુંદાઇ જતા એ કંડકટરની હોંશીઆરીથી બચી ગયા.

**સમય બપોરના ૧૨-૩૦.**

રા. ચંદ્રશંકરના એક મિત્રે ખબર આપી કે એ જમણી બાજુએ ફર્યા ત્યારે લઢતાં લઢતાં કુતરાં નહોતાં આવ્યાં; પણ એ તો બે બીલાડીઓ હતી.

પણ,

એ કથા એટલે રહી, અને શેખચલ્લીની શી ગત થઇ

તે જોઇએ. શેખચલ્લી દુધના વહેપારમાંથી સારું દ્રવ્યોપાર્જન કરત. દ્રવ્યોપાર્જન કરીને એ પોતાની થોડી મુંડી શેરમાં રોકત. શેરમાં બહુ નફો થાત. પછી બધીજ મુડી શેરમાં રોકત. રેસમાં જાત અને દેવાળું ફુંકત.

દેવાળું ફુંકતા પછી એ પાછો મજુરી કરવા જાત. પાછો ઘીનો ઘાડવો એને માથે ઉંચકવો પડત અને પાછો સંસાર ચક્રના એના એ ચીલામાં પડત.

પરંતુ એ પરણી જાત તો આમાનું કૈં થાત નહીં, સંતાનોના રૂદનથી એનું ઘર ધાંજી રહેત.

કહેવાનું તાત્પર્ય એટલું કે કોઇએ વૃથા તરંગો કરવા નહીં, હવાઇ કીલ્લા બાંધવા નહીં. છતાં વૃથા તરંગો થઇ જાય, હવાઇ કીલ્લા બંધાઇ જાય તો આંતરમનોદશાસૂચક અભિનય કરવો નહીં. ( શેખચલ્લીનો ઘાડવો તરંગ કર્યાથી નહોતો પડયો, પણ તર્કાનુકુલ અભિનય કરવા જતાં–માથું હલાવવાથી પડયો હતો ) અભિનય પણ થઇ જાય તો શોક કરવો નહીં. શોક થઇ જાય તો આંસુ પાડવાં નહીં. આંસુ પણ પાડી દેવાય તો તે ઝટ લુછી નાખવા. આથીજ જગતની નિંદામાંથી, પાઠય પુસ્તકના પાનામાંથી બચી શકાય એમ છે,





# એકાકિની

લેખક :
રા. પ્રતાપકુમાર પોપટભાઇ વૈદ્ય
ચિત્રકાર :
રા. મીસ્રી

સૂર્ય સમુદ્રમાં ડુબી ગયો. અને નજદીક ભમી રહેલા વાદળોને મળેલી તેની સુવર્ણરંગી જ્યોતિની છાટ ફીકકી થવા માંડી.

કિશોરી સાંતાક્રુઝના મશહુર 'શાંતિ નિવાસ' ની શેઠાણી હતી; છતાં આજે, અસ્વસ્થતાની ગુલામી તેણે જાણ્યે અજાણ્યે સ્વીકારી હતી. તે બેચેન હતી; અને વિચિત્ર તો એ હતું કે એ બેચેની કંઇક નજ સમજી શકાય એવા પ્રકારની હતી એ અસ્વસ્થતાનો પ્રકાર સમજવો એ એના મોટા મોટા તોએ સંકુચિત મનની શકિતની બહારનું કામ હતું.

છેક બપોરના ચાર વાગ્યાથી તે બગીચામા બેસી રહી હતી. બગીચો બંગલાની પાછળ હતો. ઘરના નોકરોનો આ પ્રથમ અને નવીજ જાતનો અનુભવ હતો. તેઓ અજાયબીમાં ગરકાવ હતા. આખો દિવસ તાપ પડ્યો હતો. અને અત્યારે સામે હીલોળા મારતો સમુદ્ર તેની ઠંડી લહેરો કિશોરીના કપોલ સાથે અથડાવી તેને વિના કારણે ચીડવતો હતો; અને છતાં વસંતની શરૂઆત થઇ ચુકી હતી.

કોણ જાણે કેટલીએ પળો પસાર થઇ ગઇ. કિશોરી તેનો હીસાબ ના રાખી શકી. 'શાંતિ નિવાસ' ના રસ્તાના બારણા તરફથી, જોરથી ઉંચકાતા બુટનો અવાજ આવ્યો. એ અવાજે નોકરોને સુચવ્યુ કે શેઠ બંગલામાં દાખલ થઇ ચુકયા હતા.

'શાંતિ નિવાસ' ના શેઠનું નામ સ્વાભાવિક રીતેજ શાંતિલાલ શેઠ હતું. તેમનો મુખ્ય ધંધો શેરનો હતો. અને બીજી લાખો જંજાળો એટલી બધી તેઓએ માથે વહોરી લીધી હતી કે સાંતાક્રુઝના બંગલે નિયમિત આવવુંજ જોઇએ એમ નહોતું. ઘણીયે વાર દિવસોના દિવસો શેઠે મુંબાઇના મકાનમાં કાઢયા હતા.

એ વાતને ઘણાએ વર્ષો, થયાં. કિશોરીનેએ વિચાર થયો. શાંતિ શેઠની વાત બટકે એમનાં પગલાંના અવાજની વાટ–આજે એ ઘણાંએ વર્ષોથી આજ રીતે જોતી હતી. કેટલાંએ વર્ષો ઉપર જ્યારે તેનું હૃદય નવવધૂના ઉમંગભર્યા કોડથી ભરપુર હતું; ત્યારે એ વાટ જોવી એમાંએ કંઇક અપૂર્વ આનંદ હતો. અને પછી તો જતે દહાડે એ એક હમેશ બનતો બનાવ થઇ ગયો. તેની નવીનતા ભાગી ગઇ. અને એ વખતે એ બનાવની ખાત્રીને અંગે, જરા પણ આશા

વગરને હૈયે એ શાંતિશેઠની વાટ જોતી. અને હમણાં ...હમણાં . તો કેમ જાણે પોતે નજર-કેદ હોય અને રક્ષકની મહેરબાનીથી, કેદખાનાની લુખ્ખી શાંતિનો ભંગ કરવા, કોઇ મનુષ્ય ના આવતું હોય...એવાં ભાવ સાથે એ વાટ જોતી બેસી રહેતી.

પણ આજે વાત આગળ વધી હતી. તેનું સ્થિર હૃદય ભયંકર રીતે અસ્થિર બન્યું હતું. ફુલોમા, વૃક્ષો ઉપર રડયાખડયાં આવતાં પક્ષીઓમાં, અને તેની આંખોના સામે ભમી રહેલાં વાદળોમા, તેણે કોઇક નવાજ ચેતનના ફુવારા ઉડતા ભાળ્યા હતા. એ વાતાવરણ શાંત, છતાં એવું તોફાની હતું; રમહીન છતાં એવું પ્રેરક હતું કે તેને કોઇક નવીજ સૃષ્ટિમાં લઇ જતું હતું. નવી !...ના ! ના...! ઘણાંએ વર્ષો પહેલાં એણે એ સૃષ્ટિ ઉપર પર્યટન કર્યું હતું, અને છતાં આજે તેનું મન ચકડોળે ચઢયું હતું. એની અંતરેચ્છા એજ સૃષ્ટિ ઉપર ફરી જવા માટે, ફરી આનંદના એજ રસમય કલાકો પસાર કરવા માટે, અને ફરી સ્વર્ગ, જો સ્વર્ગ જેવી કોઇ ચીજજ હોય તો નીચે ઉતારી, એ સ્વર્ગનું લીઝઝત ભર્યું વાતાવરણ, પોતાની આસપાસ પ્રસરાવવા માટે, જોઇએ એથીએ વધુ દબાણ કરતી હતી.

તેનો પતિ હતો છતા તે એકલી હતી. ગૃહમંદિરના દેવને તેણે યૌવનમાં ઘણાંએ ઉમદા અર્ઘ્યો આપ્યાં હતા. પણ હવે તો એ દેવને એના અર્ઘ્યોની બહુજ ઓછી દરકાર હતી.

દીવાનખાનામા આવતા શાંતિશેઠને જરા વિચાર તો થયો કે જ્યારે પવન સાંજને લીધે આવો ઠંડો ફુંકાતો, ત્યારે કિશોરી બહાર બગીચામાં એકલી બેસીને શું કરતી હશે ? પણ વિચારે શબ્દોને રૂપ ન આપ્યું.

બહુજ થોડા વખતમા શાંતિશેઠ કપડાં બદલીને પોતાનાં શયનગૃહની નજદીકના ખાનગી બેસવાના ઓરડામાં ગયા. ત્યાં તેમણે કિશોરીજ જોવાની આશા રાખી હતી. પણ ત્યાં કોઇ નહોતું. તેમણે નોકરને બોલાવ્યો. શેઠાણી જાણતાં હતાં કે શેઠ ઘરમાં આવી ગયા છે નહી તો પછી બગીચામાં જઇને ખબર આપવી.

એક પળમાં, કોઇ નવાજ ઉત્સાહ સાથે કિશોરી એ ઓરડાનાં બારણાં નજદીક પહોંચી ગઇ. જે શાંતિશેઠને થોડીવાર પહેલાં બહારની ઠંડીનો વિચાર આવ્યો હતો એ અત્યારે કંઈ બોલ્યા નહી. પણ કિશોરી અત્યારે એવાજ શબ્દો માટે ઉત્સુક હતી. તે ઇચ્છતી હતી કે જે રીતે નાનપણમાં જ્યારે તેઓ તરતનાં પરણ્યા હતાં ત્યારે...જરીક પણ ઠંડુ વાતાવરણ નીહાળતાં શાંતિશેઠ નોકરને જલ્દી બોલાવી, એકાદ બે શાલો કે પોતાનોજ આવરકોટ મંગાવી એ પહેરી લેવા આગ્રહભરી આજીજી કરતા એજ રીતે અત્યારે કરે, પણ અત્યારે...

શાંતિશેઠ જાણતા હતા કે કિશોરી હવે કંઈ બાલક નહોતી. એ હવે સ્ત્રી...સમજણી સ્ત્રી...બની હતી. એટલે પોતાની અને પોતાના શરીરની સંભાળ લેતાં તેણે બરોબર શીખવું જોઇએ, છતાં થોડી વાર જતાં તેઓ બોલ્યાઃ "આટલી ઠંડીમાં તું બહાર બેસે છે એ તદ્દન મુર્ખાઇ કરે છે. પછી મારે વધારે કેટલું કહેવું ?"

"ના ! ના ! કંઈ એટલી બધી ઠંડી નહોતી!' કિશોરી બોલી. તેનો ઉત્સાહ કોઇ અન્ય ઠેકાણે ચાલ્યો ગયો.

નાનપણમાં જેવો એ આવતો કે તુરત તેને પોતાના ઓરડામાં ખેંચી જઇ, પટકી, કચડી, પોતાની ગોદમાં લઇ સતાવતો. પણ એ સતામણીમાં કિશોરીને ગમે એવી અનંત મીઠાશ



જુઓ: પૃષ્ઠ ૪૫૦] [કિશોરીએ તેમના સામે જોયું નહીં. તેણે પાનની પટી કરી લવીંગવતી બંધ કરી. [ભાગ ૧૯૮૩

થર રંગની સાડી તેણે કાઢી. પ્રિન્સ ઓનીટમાં માંડીને અંગે સ્વરૂપવાન બનેલી એવી એ નાનું પ્રતિબિંબ કબાટના મોટા આરસામાં તી ઉભી હતી! શો તફાવત!

ફરી તેને નવો વિચાર આવ્યો. જુની ઢબ માણે ગોઠવેલા વાળ તેને સારા ન લાગ્યા. ણે અંબોડો છોડી નાખ્યો પ્રભુએ તેને લાંબા ાળ બક્ષ્યા હતા છુટા વાળમાં તે ઘણી સુંદર ાગતી હતી. ફરી એ વાળને ઓળ્યા અને આ ખને ખાસ કાળજી રાખીને બંને કાનને વાળ તી ઢાકયા. ઢાકતા તેણે સેંથી પણ બદલી. શા માટે આ બધું થતું હતું? કિશોરી એ સમજી ના શકી.

"બસ આ રીતે ઘણુંજ સુંદર લાગે છે" તે બબડી તેણે ચોટલો ગુથવાની તન્દી ના લીધી. તેણે છુટા વાળનોજ અંબોડો બાંધ્યો. અને તેના ઉપર વેણીને બહુજ સારી રીતે ગોઠરી.

વાળની આ ગોઠવણી તેને થોડા વર્ષો પાછળ ખેંચી જતી હતી. યૌવન, જાણે ફરી, તેના મુખ ઉપર ફુટી નીકળવાનો પ્રયત્ન કરતું હતું. હવે તે વધુ સુન્દર લાગતી હતી. વધુ આકર્ષક લાગતી હતી.

તે થાકી ગઇ તેણે બત્તી ધીમી કરી. તે બીછાનામા પડી. વસંતમાં યૌવના, પોતે સૌંદર્યવાન છેજ એમ ખાત્રી થતા, જેવી ઘેલી થઇ જાય છે એમ તે ઘેલી બની. બીછાનામા ઉશીકાં અહીંથી તહીં પછાડયા. તેના મનમાં હસું હસું થઇ જતું હતું. તેના મનમા તોફાન હતું તેના મનમાં આનંદ હતો તેના મનમાં વિષાદની છાંયા પણ હતી.

શયનગ્રહમાં નાયિકા હતી પણ નાયક...

ઘણી વાર સુધી અંધકારમાં દ્રષ્ટિ નાખતી તે પડી રહી.

૪

પાસે ચોકી ઉપર અગીઆરના ટકોરા થયા. પાસેના ઓરડાનું—શાંતિ શેઠના ખાનગી ઓરડાનું બારણું બંધ થયું. બે પળમાં તો શયનગ્રહનુ બારણું ખુલ્યું. શેઠ બહુજ ઓછો અવ જ કરતા દાખલ થયા. તેણે એક દ્રષ્ટિ દરકાર વગરની કિશોરીની સુંદર આકૃતિ તરફ ફેંકી. શાંતિશેઠ એ આકૃતિમાં બહુ જોઇ શકયા નહીં.

કિશોરી શાંતિશેઠને બરોબર જોઇ શકી. એક વિપળમાં શેઠ પલંગની બીજી બાજુએ આવ્યા. કિશોરીના હૃદયનો આતશ વધુ ને વધુ જવલંત બન્યો. ભડભડ બળતો તેનો આત્મા, તેના શરીરની સાથેજ પુકારી ઉઠયો: "નાથ!"

શાંતિ શેઠ જરાક અટકયા. તેમને સાંભળવાની ઇચ્છા નહોતી પણ કિશોરીના અભિલાષ હતા કે શેઠ સાંભળે તેણે ફરી કહ્યું: "નાથ!"

"આહ! કેમ? શું કામ છે?"

"હું...હુ...કહેતી...જરા બત્તી કરોની"

શાંતિશેઠ લેમ્પ નજદીક ગયા. તેણે રોશની વધારી. ત્યાંથીજ કિશોરી સામે જોઇ રહ્યા. કિશોરી પથારીમાં બેઠી થઇ.

તે અત્યારે મનોહર દેખાતી હતી. લાવણ્યના દેવે તેના આખા શરીરમાં સંભાળથી રંગો પુર્યા હતા. કિશોરીનું હૃદય ફરી ફરીને વસ્તુઓ માગતું હતું. તેને પ્રણયી જોઇતો હતો. તેને પ્રણય જોઇતો હતો.

"આવોની! આવોની! મને કંઇક થાય છે!"

તેનું મુખ, તેના હાવભાવ, તેનાં નયનો, શેઠને આમંત્રણ કરતાં હતાં. શેઠ આવ્યા. કંઇક સંભાળથી આવ્યા. એમને આવવાની ઇચ્છા નહોતી. 'શું થાય છે?" એમણે કરડાકીથી પુછ્યુ.

કિશોરિનું દીલ રડી ઉઠયું. ભુતકાળમાં . હા! પણ ભુતકાળના સ્મરણો અત્યારે શા કામનાં?

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૯૫ ]



મેના  માફ કરજો નાગબહેન મોડા થયા તે માટે

## સ્ત્રીઓનાં બંધન

### એક ટુંકું નાટક



લેખક:

રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક

સભ્ય, સાહિત્ય સંસદ.

### પાત્રો

મેનાકુમારી....કોલેજની એક વિદ્યાર્થિની

સુમતિ.......મેનાકુમારીની બ્હેન.

કાંતા માશી...આ બ્હેનોની માશી અને રખેવાળ

માલતી........મેનાની દોસ્ત.

મહેરાં } ......તેમની બીજી દોસ્ત.
ફુલસન }

કંદર્પકુમાર.....મેનાનો ટેનીસ ટુર્નામેંટનો પાર્ટનર.

પ્રેમરાય.......મેનાનો મિત્ર થવા ઇચ્છનાર.

ગણપતિશંકર..પ્રેમરાયનો દોસ્ત.

[અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૩૮૩ થી]

### પ્રવેશ પાંચમો

[પડદો ઉઘડે છે ત્યારે ગાર્ડન પાર્ટીનો સીન દેખાય છે. ત્યાં લેડી વરજીવનદાસ-જેમને સર્વે તાગબ્હેન કહીને બોલાવે છે તેમની સાથે કંદર્પકુમાર, ગણપતિશંકર, મહેરાં ને ફુલસનસ ટેજું વળીને એક ગોળ ટેબલની આસપાસ બેઠાં છે. તેઓ મેના માલતી વગેરેની રાહ જુએ છે.]

**લેડી વરજીવનદાસ**

છ પણ થઇ ગયા છતાં માલતી કે મેના કોઇજ નહી?

[કંદર્પ બોલવા જાય છે પણ શરમથી અટકી જાય છે].

**મહેરાં**

તમે શું બોલવા જતા હતા?

કંદર્પ

(અચકાઇને) ના...કે નહીં પણ મેના બહેન હવે આવવાંજ જોઇએ

ફુલસન

પણ મને તો આજે આપણી દોસ્ત કોકિલા સાભરી આવે છે. તે બીચારીને આવવાનું બહુ મન હતું, પણ બીચારી કોની સાથે આવે?

કંદર્પ

કેમ? તમારી કોઇની પણ સાથે.

મહેરાં

પણ સાંજના મોડું થઇ જાય એમ કરી-ને અમારી સાથે હવે તેમના માયજી પાર્ટી-માં મોકલતાં નથી ને તેનાં ભાઇને બીજું કામ હતું

ફુલસન

આવી સરસ સાંજે પુરાઇ રહેવું કેવું લાગે?

લેડી વરજીવનદાસ

પણ તમારા ઇસ્લામમા તો બધી સ્ત્રીઓ-ને પડદામાજ રહેવાનુ હોય છે.

ફુલસન

પણ વોરા ને ખોજાઓમાં સુન્નીઓના જેવો તો પડદો છેજ નહીં!

કંદર્પ

ને તુર્કીમાં તો પાકા સુન્નીઓએ બુરખા ચીરી નાખ્યા!

ગણપતિ

પણ તમને નથી લાગતું કે આવા સુધારા કમાલપાશાએ જરા વધારે પડતી ઉતાવળથી કર્યા?

કંદર્પ

(જરા હસીને) અરે! વાહરે ગણપતિ-શંકર? પણ સદીઓથીએ દેશની હજારો અને લાખો સ્ત્રીઓ લોઢાનાં કે સોનાનાં પાંજરામાં પુરાઇ રહી હતી તેનું શુ?

મહેરાં

Bravo (સાબાસ)! તદ્દન ખરું છે.

ગણપતિ

ત્યારે તમારું બધાંનું ચાલે તો તો તમે આપણા દેશમાં પણ આવીજ રીતે સુધારા ચલાવો!

કંદર્પ

અલબત્ત—અને આપણા ભણેલા પુરુષો પણ ઘણાખરા છેવટે બાયલા નીવડે છે તેથીજ આપણો સુધારો રંગસીઆં ગાડાને વેગે થાય છે

ગણપતિ

આપણે તો દલપતરામની રીતે "ધીરે ધીરે સુધારાનો સાર" લેવામાં માનીએ છીએ.

લેડી વરજીવનદાસ

પણ અમે સુરતીઓ તો વીર નર્મદને વધારે પુજીએ છીએ

ગણપતિ

(ગર્વથી) પણ છેવટે તમારા નર્મદને પસ્તાઇને ધર્મવિચારનું પુસ્તક લખવું પડયું.

કંદર્પ

એનો અર્થ એટલોજ કે ભલભલા માણસને પણ "સાઠી અક્કલ નાઠી"ની કહેવત લાગુ પડે-

મહેરાં

મીઃ ગણપતિશંકર તમે તો હંમેશાં એવાજ રહેવાના. આએ મી. કંદર્પના વિચાર મને તો બહુજ ગમે છે.

[એવામાં મોટરનો અવાજ સાંભળીને ને પછી તેને જોઇને બધાં ઉભાં થાય છે]

લેડી વરજીવનદાસ

લ્યો, બધાંએ આવ્યાં, તેમની સાથે કોઇ... અહો! પ્રેમરાય પણ આવ્યા.

[મેના વગેરે બધા આવે છે]

## પ્રવેશ છઠ્ઠો

[ બધા ઉભા થાય છે ને લેડી વરજીવનદાસ બધાનું સ્વાગત કરે છે ]

**મેના**

માફ કરજો તારાબહેન મોડાં થયાં તે માટે, પણ માલતીજ ગાડી લઇને મોડી આવી–

**માલતી**

ને પછી તમે બધા ટાહ્યલા કરવા બેઠા તેથી મોડું થયુ.

**મેના**

ને તમે અમારા friend (મિત્ર) મી. પ્રેમરાયને તો ઓળખતાજ હશો.

**લેડી વરજીવનદાસ**

અહો ! એમને તો જોયાજ નહીં. હાસ્તો, એમને કેમ ન ઓળખું ?

[ પ્રેમરાય કંઈ બોલ્યા વિના શરમાઇને ઉભો રહે છે ને પછી ગણપતિની ઓડમા ભરાય છે ].

**મહેરાં**

પણ એવણને તમે કે મી. ગણપતિએ જરાએ ટેનીસ રમતા કેમ ન શીખ્યુ ?

**સુમતિ**

તેમનો સ્વભાવ ઘણો ગંભીર છે. છતા ટુર્નામેન્ટમા interest (રસ) લેતા હતા ખરા !

**લેડી વરજીવનદાસ**

ચાલો ત્યારે હવે બધા ચહાના ટેબલ પર.

[ લેડી વરજીવનદાસ નોકરોને ચહા વીશે હુકમ આપવામા રોકાય છે ને મોટાં રાઉન્ડ ટેબલ આગળ બધા ભેગાં થાય છે ].

**મહેરાં**

આજ તો મી. કંદર્પ ને મેનાને માન આપવાનું છે તેથી તેમણે તો સાથેજ બેસવુ જોઇએ.

**માલતી**

Of course (અલબત) !

**ફુલસન**

અલબત્ત !

**મેના**

પણ એમા તો શિષ્ટાચારનો ભંગ થાય. અમે, બન્ને principal guests તેથી અમારે તો તારાબહેનની બે બાજુએજ બેસવું જોઇએ. કેમ કંદર્પભાઇ બરાબર છે ને ?

**કંદર્પ**

એમજ.

[ એમ વચલી એકજ જગ્યા ખાલી રાખી કંદર્પ ને મેના બે બાજુએ બેસે છે ]

**મેના**

હવે માલતી તુ મારી સાથે બેસ ! ને સુમતિ ! તુ કંદર્પભાઇની બાજુએ બેસશે ?

( પછી ધીમે રહીને ગણપતિ સુમતિની ખુરશી તરફ જવા જાય છે તે જોઇને) ને ગણપતિભાઇ તમારે તો માલતીને company (સાથ) આપવી જોઇએ ને પ્રેમરાય સુમતિની બાજુમા ને મારી બરાબર સામે મહેરાં ને ફુલસન ! બસ આપણે કેવા ગોઠવાઇ ગયા ?

[ એટલામા લેડી વરજીવનદાસ આવે છે તેઓ મેના ને કંદર્પની વચ્ચે પ્રસન્ન ચિત્તે બેસે છે ને બધાને તેઓ ચહા આપવા માંડે છે].

**લેડી વરજીવનદાસ**

મેના બહેન, તમે આવ્યા તે પહેલા અમે ગણપતિરાવની સામે ઘણી ગરમાગરમી ચલાવતા હતા !

**મેના**

ત્યારે મારા આવવાથી વિક્ષેપ પડ્યો ! શું હતું ગણપતિભાઇ ?

ગણુપતિ

(ગભરાઇને) અરે! એ તો અમસ્તું! કંદર્પ કુમાર રજનું ગજ કરે છે!

મહેશાં

વારું મી. ગણુપતિ! તમે એમ ખુલ્લુંજ કહી દોને કે કમાલપાશાએ તુર્ક સ્ત્રીઓના બુરખા એક વરસમાં કઢાવી નાખ્યાં તે તમને નથી ગમતું!

સુમતિ

અહો! ત્યારે તો આપણે બધાં એક વખત બુરખા પહેરીને કોઇ ચાંદની રાતે બુરખા પાર્ટી આપીએ તે ગણુપતિભાઇને બહુજ ગમે ખરું?

[પ્રેમરાય સીવાય બધાં ખુબજ હસીને ગણુપતિ સામે જુએ છે ને તેથી તે બીચારો કે બોલવા જાયછે તે બધાંના કોલાહલમાં સંભળાતું નથી.]

લેડી વરજીવનદાસ

કેમ મી. પ્રેમરાય! તમે કૈં કેમ બોલતા નથી?

પ્રેમરાય

Thanks (આભાર) તારાબ્હેન, પણ મારી પ્રકૃતિ આજે જરા નરમ છે!

-[આ સાંભળી મેના ને કંદર્પ તેના તરફ તાકીને જુએ છે].

ગણુપતિ

આ વાતમાં મારો પણ ટેકો છે!

મહેશાં

કાંય મી. ગણુપતિ! વાત ઉડાવો છો કે? નહીં તારાબ્હેન એવણુની ઘણીજ, રેવડી થઇ ગઇ છે તેથી એમનાં friend પ્રેમરાય વાત ઉડાવે છે!

[ફરીથી જરા હસવાનું ચાલે છે.]

મેના

ખેર; પણ તુર્ક સ્ત્રીઓએ તો બુરખા બાજુ પર મુકયા પણ આપણા દેશની સ્ત્રીઓને તો તેમના હાથ પરની બંગડીઓ અને બેડીઓ હજી જેવીને તેવીજ સાબુત છે.

[આ સાંભળીને કંદર્પ ને માલતી જરા મશ્કરીમાં મોં મલકાવે છે ને એક બીજાના સામું જુએ છે].

ગણુપતિ

(Excite (ગરમ) થઇને) ત્યારે શું મેના- બ્હેન તમે બંગડીઓ પણ તોડવા માગો છો?

મેના

અલબત્ત, મારું ચાલે તો અમારા હાથ પરની બંગડીઓનાં બંધન...

કંદર્પ

અને વળી કેશના કલાપ પણ...

મેના

Thanks (સાબાસ)! કંદર્પભાઇ, હાં એ બને એક સપાટે કાપવા માગું છું.

ગણુપતિ

એટલે શું તમને અડવા હાથ ને bobbed hair (કપાએલા વાળ) પસંદ છે?

પ્રેમરાય

(જરા ધીમેથી) ને ત્યારે તો short skirts અને Tango dances પણ જોઇએજ.

સુમતિ

અહો! છેવટે પ્રેમરાય પણ બોલ્યા!

માલતી

પણ તમે બંને, મેનાની કૈંજ વાત સમજ્યાં નહીં. તે તો સ્ત્રીઓનાં બધાં બંધન તોડવાની વાત કરે છે!

ગણુપતિ

Oh I see (સમજ્યો)! પણ તેની તો કોણ ના પાડે છે?

મેના

કોણ ? તમે ને તમારો સઘળો સારો પુરુષ વર્ગ !

પ્રેમરાય

પણ હવે ધીમે ધીમે છોકરીઓને છુટ તો મળતી જાય છે ને ?

કંદર્પ

હાસ્તો, પણ દરમ્યાનમાં ખીલતી કળી જેવી કુમારિકાઓને કેવાં ભયંકર સંકટ ભોગવવાં પડે છે તેની તમને પુરુષોને શી પરવા ?

ગણપતિ

અહો ! તમે પણ કંદર્પ તમારીજ જાતિની સામે થયા !

કંદર્પ

કેમ ન થાય ? સત્યની ખાતર તો ગમે તેવાં સગપણને પણ તિલાંજલી આપવી પડે !

માલતી

ને તમારા ધીમા સુધારાથી તો કુમારીઓનાં કાળજાં પર કેવું કારમું કરવત ધીમે ધીમે ફરે છે ને તેમાંથી કેવું ગરમ લોહી ધીમે ધીમે ટપકે છે તેની તમને લોકોને શી પરવા ?

મહેરાં

પેલી બીચારી કોકિલાની વાત આપણે હમણાં ન સાંભળી ? તે આંવટી મોડી થઇ તોએ જાણે પરાધીન પશુ હોયને તેમ તેનો ગોવાળ ન આવ્યો તેથી તે અહીંઆ આવી ન શકી ! તે ઘણીજ Sensitive (લાગણીવશ) છે તેથી આજે તેના દીલમાં કેવી કટાર ભોંકાતી હશે તેનો વિચાર કરવાની હું સર્વે પુરુષોને વીનંતી કરું છું.

ગણપતિ

આમ છતાંએ આપણાં જેવી પાર્ટીઓ મળે છે તે પણ એક સુધારો તો ખરોજ ને ?

મેના. ને તમે અમારા મિત્ર મી પ્રેમરાયને ઓળખતાજ હશો.

કુલસન

ખરોજ. પણ તેનો લાભ ક્વચિત મળે તેથી તેની યાદગીરી બંધનને વખતે ઘણીજ સાલે. તેનો કડવા વધારેમાં વધારે જાગતો જોગ દાખલો તો અમારા ખોજાઓમાંજ જોવામાં આવે છે. સુન્નીઓ કરતા અમારામાં પડદો ઓછો છે છતાં મુંબાઇમા હોઇએ ત્યારે અમે અમારા પીંજરામાંજ ભરાઇ રહીએ ને બહાર જઇએ ત્યારે સ્ત્રીવર્ગમાંજ મહાલીએ. ઉઠતા સગામા કોઇ પુરુષને મળીએ તે સીવાય mixed society (સ્ત્રીપુરુષના સમાજ)ની તો વાતજ નહીં. પણ, પણ ઉનાળામાં જે સારી સ્થિતિનાં હોય તે આબુ કે મહાબળેશ્વર જઇએ ત્યારે કંઇક કેળવાએલાં હોય તો સારી છુટ ભોગવે.

કંદર્પ

હેં ! એવું ખરું !

કુલસન

હાજી, જુઓને, ગમાજ ઉનાળામાં અમે

આબુ પર ગએલાં ત્યારે પોલો ગ્રાઉન્ડની પાસે અમારી કોમની ઘણીજ સંસ્કારી સ્ત્રીઓનું એક આખું કુટુંબ રહેતું હતું.— તેમના બધા રખેવાળો તે વખતે મુંબાઇમાં વેપાર કરતા હતા ને અમારીજ મારફત તેઓની બાજુપર રહેતાં એક ક્ષત્રિય ને એક જૈન કુટુંબ સાથે કેટલા બધા હળી ગયાં હતાં ને અમે બધાં મળીને કેટલી મજા ઉડાવતાં હતાં! પણ એ ચાર દિનનું ચાદરણું તો જોતજોતામાં વહી ગયું! અને હાલ એ બીચારી સ્ત્રીઓ સોનેરી પીંજરામા પુરાઇને રહે છે ને તેમના તરંગોની પાખો કોઇ કોઇવાર પીંજરાના સળીઆની સામે ગમે તેટલા જોરથી અથડાય છે તો પણ છેવટે તો હારીને તેમને પાછા પડવું પડે છે. તે બીચારીઓને બીજું બધું જ છે. સારો આહાર વિહાર, વિલાસ ભવન અને વાડી બંગલા; પણ નથી માત્ર એકજ ચીજ ને તે સ્વતંત્રતાની આબોહવા.

**મેના**

સાબાસ કુલસન! ગણપતિભાઇની ઠીક આંખ ઉઘાડી!

**માલતી**

ને છતાં હજી ઉઘાડી ન હોય તો ઉઘાડું. મારી પાડોશમાજ બીચારાં રસિકબ્હેન રહે છે. તેમના જીવનમાં વળી ઓરજ tragedy ( કરુણતા ) છે. તેઓ પણ કોલેજમા ઇન્ટર સુધી ભણેલા છે. ને તેમના પતિ મી૦ શાતિલાલ તો વીલાયત દાકતર થઇને આવ્યા છે ને સારી કમાણી પણ છે. આવાં દંપતિ તો સુખીજ હોવા જોઇએ, એમ તમે સર્વે કહેશો ખરું ને? જેઓ મનુષ્ય સ્વભાવને બહુ વર્તી ન શકે તેઓ તો તેમને ને તેમનો ઘરસંસાર જોઇને પણ સુખી માને. છતા મેં તો પહેલીજ વાર રસિકબ્હેનને જોયાં ત્યારથી તેમનાં નમણાં મુખપર ઉંડી ઉંડી વિષાદની છાયાઓ વર્તી હતી. અને હવે તેમની જીભેથી તેમના અંતરની ઉની વરાળ નીકળી ગઇ છે, તેથી તેમનાં જીવનનું પુરું દુઃખ પીછાનું છું. નાત જાતમાં સર્વે એમ ધારે છે કે આતો love match (પ્રેમી યુગલ) છે. છતાં હવે તો એમજ સમજાય છે કે મી. શાતિલાલને તો વધારે શોભીતી ને સંસ્કારી ગણાય એવી એક નોકરડીજ જોઇતી હતી તેથી જે તેમણે રસિકને પસંદ કરીને આબાદ કળાથી જીતી પણ લીધી.

**સુમતિ**

હાય! હાય! પછી?

**માલતી**

પણ honey moon (મધુચંદ્રિકા) કરવાને તેઓ hill stations (હવા ખાવાનાં સ્થળ) પર ગયાં તેટલામાજ રસિકબ્હેનનું illusion (આવરણ) લગભગ ખલાસ થઇ ગયું અને પછી જ્યારે તેમણે મુંબઇમા અમારી બાજુમાં ઘર માંડયું ત્યારથી તેમના દીલમા ગુલામીનાં સુળ ભોંકાવા લાગ્યાં છે. તેમણે શી આશાઓ રાખેલી ને છેવટે શું નીવડયું? મી. શાતિલાલના સ્નેહમા પણ માલીકીનો સ્થુળ સંતોષ દેખાય ને ઘરના વહીવટની તેમજ રસિક બેનની જીંદગીની એક એક વિગતમાં તેમની વાત પર જરાએ ધ્યાન આપ્યા વિના બહારથી મીહડો છતા કઠોર દોર તેમના પતિ ચલાવે છે. તે કોઇ કોઇ વાર જોતા મને પણ ત્રાસ છુટે છે. બહારના કોઇ માણસને તો તેમનાં બધાં વચન ઘણાજ વિવેકી ને સ્નેહાળ પણ લાગે છતાં આવી આપખુદી જેમ વધારે ખુબીથી ચલાવવામાં આવે તેમ તે મીઠાંના ચાબકા ને મુંગા મારની માફક ઉલટા વધારે સાલે છે. ને તેમના જીવનની વધારે કરુણતા તો તેમનાં એક બુલકાંની સંભાળમાં ને વારતહેવારની ઉજવણીમાંજ હું નીહાળુ છું.

તે દિવસે તો રમિકબેનને તેમનાં બચ્ચાની માફક પથારીમા સુવાડી દઇને પોતે ક્લબ તરફ પોતાના માનીતા દોસ્તોની સોબતમા ગમે તે ખાવાપીવા ઉપડી જાય ને સાંજે તેઓ ગમે તેટલા મોડા ઘેર આવે તે વખતે જો રમિકબહેને ખાવાતું બરાબર તૈયાર ન રાખ્યું હોય તો તેમને એવા વચનબાણ ખાવા પડે કે જેથી આખી રાત રોઇને તેમની આખો સુઝી જાય. આ એક ભણેલી સ્ત્રીની સુધરેલી ગુલામીનો તાદૃશ હૃદયભેદક નમુનો હુ પ્રેમરાય અને ગણપતિ શંકરને ભેટ કરું છું.

### ગણપતિ

મને લાગે છે કે તમે બધા વધારે પડતા serious (ગંભીર) થઇ ગયા છો. બાકી કમળો થયો હોય તેને તો પીળુજ દેખાય ને ઝીણી આખો દુધમાથી પણ પોરા કાઢે છતાં માલતીબહેન પણ કબુલ કરશે કે જુના વખતમા જેવા બાળવિવાહ થતા હતા ને તેથી સંયુક્ત કુટુંબમાં નાની વહુઓ પર જે અમલ ત્રાસ સાસુઓ અને નણદો વરસાવતી હતી તે તો હવે કમી થતો જાય છે. ને તેમણેજ જે દાખલો આપ્યો હતો, તેમા પણ રમિકબહેનુ મી. શાંતિલાલને રાઝીખુશીથી તો પરણ્યાજ હતાને?



મેના: અધબત મારું ચાલે તો અમારા હાથ પરની બંગડીઓના બંધન ..

### સુમતિ

એટલે આવાં લગ્નનો ભેદ હવે મારે ખોલવો જોઇશે.

[ આ સાંભળીને પ્રેમરાય ને ગણપતિ કાન જરા ઉંચા કરેછે ને જરા nervous થવા માડે છે ]

હુ કોઇનાં નામ આપવા માગતી નથી પણ અમદાવાદની મારી બે દોસ્તને હુ સારી પેઠે ઓળખુ છું ને તેમના ખાસ કાગળો પણ મારા પર આવે છે તે પરથી તેમની આસપાસ ગુંથવામા આવતી જાળનુ રહસ્ય મને સમજાયું છે. તેમના માતાપિતાએ મળીને તે બે બહેનો માટે બે મુરતીઆ—ને તેઓ સગાભાઇઓજ છે—તેમને ખોળી કાઢયા છે. કારણ કે જો કે આ બન્ને છોકરીઓ કોલેજમા ભણે છે છતા તેમના પતિની પસંદગીનું કામ તેમને સોંપવાનું ઉચિત ધરાતુ નથી. હવે આ યુવાનોની લાયકાત તેમના ધન ને કુળમાંજ છે. બાકી તેઓ છેક સાધારણ ભણ્યા છે ને ઘણીજ જડ બુદ્ધિના માણસની માફક છેકજ દરેજ ને હાવરા છે. તેમની સાથે સંતલસ કરીને આ છોકરીઓના માબાપ તેમને ખુબજ ગીને ઉત્તેજન આપે છે. તેમનેજ વારંવાર ઘેર જમવા બોલાવે છે ને તેમનીજ ગાડીમા બેસી-

ને તેમનીજ સાથે ફરવા રમવાની છુટ આપે છે ને બીજો કોઇપણ તેજસ્વી ને ચાલાક યુવાન તેમને કોઇક વાર મળવા ઘેર આવે તો તેમને લગભગ ચોખ્ખા શબ્દોમાં પાછા રવાના કરવામાં આવે છે. તમે અલબત, આ છોકરીઓનો દોષ કાઢશો કે તેમને આ યુવાનો નથી ગમતા તો તેમની સાથે જાય છેજ કેમ ?

**પ્રેમરાય**

ના.. ના...તેમાં કૈં નહી.

**સુમતિ**

એમ નહીં. પણ આ બીચારીઓ પણ મોટી થઇ તેથી તેમને કૈંજ life (જીવન)તો જોઇએજ ને ? આ એકજ અવકાશ તેમને મળતો હોવાથી તેમના સોબતીઓ એમ ધારે છે કે હવે તેઓ તેમના સંવનનમા સફળ થવાની અણી પર છે ! ને કદાચ થશે પણ ખરા. ને છતા આ ખરેખરી રાજી ખુશીના લગ્ન છે એમ કોણ કહી શકશે ?

**માલતી**

સાબાન સુમતિ ! તેં પણ ઠીક દાખલો આપ્યો.

**મેના**

ને હવે છેલ્લો વારો...

**કંદર્પ**

હજી મારો રહ્યો છે હો...

**મેના**

ભુલી. પણ છોકરીઓમા તો મારોજ છેલ્લો !

**કંદર્પ**

( હસીને )–તમે જીત્યા.

**મેના**

સુમતિએ આપ્યા એવા દાખલા તો ઘેર ઘેર મળી આવશે.

**ગણપતિ**

પણ ત્યારે તેવું તો આખી દુનીઆમાં ચાલતુંજ હશે ને......

**મેના**

પણ તે અમે બીજા દેશની સ્ત્રીઓની સ્થિતિને સંતોષકારક તો કયાં ગણીએ છીએ ? તમને ખબર નથી કે આખી દુનીઆની સ્ત્રીઓની મોટી પરિષદો અમારી આખી જાતિના હક્ક સિધ્ધ કરવાને માટે વખતો વખત ભરાય છે ! વારુ, પણ હાલ ઘર આંગણાનીજ સ્થિતિ પર આવીએ તો મારી ને માલતીની માફક જે છોકરીઓ દેખીતી રીતે ઘણીજ સ્વતંત્રતા ભોગવે છે તેઓ પણ તેમના પિતા કે ભાઇની અનહદ ઉદારતા ઉપરજ આધીન નથી હોતી ? ઘણેએ ઠેકાણે એમ નથી બનતું કે ઉદાર પિતાના અવસાન પછી માતાઓ કે બીજા દૂરના વાલીઓ છોકરીઓના જીવનને રુંધી નાખે છે ? પણ હું તો એક ડગલું આગળ વધવા માંગું છું. મારે દુઃખ સાથે કબુલ કરવું જોઇએ કે જે ભલભલા ઉદાર પુરુષો મેં જોયા છે તેમની પણ ભાવનાઓ મર્યાદિત હોય છે. અથવા જેમ તેઓ વૃદ્ધ થાય છે ને તેમની છોકરીઓ યુવાન થાય છે તેમ તેમની જુવાનીનું જોર નરમ પડતાં તેઓ આધેડ સ્ત્રીવર્ગના નબળા વિચારોને અજાણ્યે આધીન થઇને તેમની છોકરીઓના સ્વતંત્ર વિકાસ પર અંકુશ મુકતા જાય છે. પણ આ કરુણતા આટલેથીજ અટકતી નથી, હદ તો ત્યારે વળે છે કે માતા પિતાને પુજનાર છોકરીઓનાં મન તેમની ભરજુવાનીમાં પણ મોટેરાઓના વિચારોથી રંગાવા માડે છે ને તેથી તેઓ થોડા જ વરસમાં જે સંતતિને જન્મ આપે છે તેના વિકાસ પર પણ નાનપણથી ઘેરી છાયાઓ નાંખવા માડે છે. કોણ જાણે કયારેએ સ્ત્રીઓની પરાધીનતાની આ ઘટમાળનો અંત આવશે ! પરમાત્મા જાણે ?

[ વધુ માટે જુઓ પૃષ્ ૪૯૫ ]

-મૂર્દિજ્ થતી ગઈ અને હજી આજે જ્યારે હું એમ. એ. થયો છું ને એલ્એલ. બી. નો અભ્યાસ કરું છું એમ માનવામાં આવે છે ત્યારે પણ હું એનો દાવો ઠીક પ્રમાણમાં કરી શકું છું. કદાચ ઘણાને એ માન્ય નહીં હોય. પરંતુ તેમનામાં હાસ્યરસ છેજ નહીં એટલુંજ કહેવું બસ-થશે. આમજ કોઈક વખત હું હાસ્યરસપૂર્ણ માર્મિક સ્કેચ લખું છું ત્યારે કોઈજ તેને સમજી શકતું નથી. એમાં હાસ્ય રસ ક્યાં છુપાયો છે એ પણ કોઈને જડતું નથી. એનું કારણ એમ નહીં કે એમાં હાસ્યરસ હોતો નથી, પરતુ મારા અનુભવે જે કડવુ સત્ય મને શીખવાડ્યુ છે તે એ છે કે આપણામાં હાસ્યદૃષ્ટિજ નથી—અર્થાત્ જેટલી મારામાં છે તેટલી અને તેવા પ્રકારની હાસ્યરસથી ભરપુર કોઈ વાર્તા, કોઈ ટુચકો કે કોઈ પ્રસગ હું મિત્રમંડળ સમક્ષ કહી સંભળાવતો હોઉં છુ ત્યારે કેટલાક ઈશ્વરની સહાય માગતા હોય તેમ બારી બહાર આકાશ તરફ નજર નાખે છે, એકાદ બે બગાસાં ખાય છે, થોડા ઉંઘે છે—ઘણી ઘોરે પણ છે. કોઈક (તેમના) કમનસીબે સાંભળના હોય તેમ ગંભીર ચહેરે મારી સામે ટીકી ટીકીને જુએ છે (આને લીધે ઘણી વખત તો મારી વાત હું અડધેથી મુકી પણ જાઉં છું.) કેટલાક કંટાળાને લગભગ મળતી આવતી લાગણી મોઢા પર ચીતરે છે કોઈક મારી દયા ખાતા હોય એમ પણ લાગે છે. મારા નિકટ પરિચયમાં આવનાર કેટલાક હું જે કંઈ કહું તે 'હાસ્યજનક'જ હોવાનું એમ ગણી લઈ પ્રથમથીજ હસવા માંડે છે. કેટલાક મારી વાર્તાનું શિરોબિંદુ (એટલે સાદી ભાષામાં કહેતાં તમે સમજ્યા છો એમ જો તમારે બનાવવું હોય તો જે ચોક્કસ જગ્યાએ તમારે હસવું જોઈએ તે ભાગ) ક્યારે આવી ગયું તે ન સમજ્યાથી બાઘા જેવા જાણે દુનીઆની શરુઆતથી તે અત્યાર સુધી કંઈ બન્યુંજ ન હોય એમ શૂન્ય નજરે મને જોઈ રહે છે. પહેલેથીજ ન સાંભળનારા છતાં સાંભળવાનો ડોળ કરનારા વાત ક્યારનીએ પુરી થઈ ગઈ છે એમ અચાનકજ ખબર પડતાં એક સામટાં હસવા મંડે છે. પરંતુ કોઈક કોઈ વખત, દુકાળમાં ભૂદેવોના અધિક માસ પેઠે, હાસ્યરસના સાચા કદરદાનો પણ મને મળી આવે છે ખરા. હાસ્યરસ શું છે, કયા છે, શાને માટે પ્રખ્યાત છે, ઉત્તમ હાસ્યરસ કોને કહેવો વગેરે બાબત તેઓ બરાબર સમજે છે. આથી જ્યારે જ્યારે મારી માનીતી કોઈ વાર્તા કે ટુચકો કહેવા હું તત્પર થાઉં છું કે તરતજ આગ્રહપૂર્વક તેઓ મારી વાત શરુ કરતાં મને વારે છે. આમ અનેક યુક્તિપ્રયુક્તિ કરી તેઓ મારો હાસ્યરસ સાંભળવાનો પ્રસંગ ચુકવે છે.—હદ ઉપરાંતનુ હસવું તેમનાથી સહન થઈ શકતું નથી.

આટલું લખ્યા પછી આગળ શું લખવું તે ન સુઝવાથી માથું ખજવાળતાં લેખનાં લખાએલાં પાનાં ઉથલાવી જોઉં છું તો મથાળું "લીકોકનું અર્થશાસ્ત્ર!" વંચાય છે. લેખ શરુ કર્યા પછી "મારો હાસ્યરસ", અથવા "હાસ્યરસ અને ગુજરાતીઓ" કે એને કોઈક મળતા વિષય પર મારે લખવાનું છે એ માન્યતાને હું એવો તો હોંસભેર વળગી પડ્યો હતો કે મારું પ્રિય મથાળું કોણે, ક્યારે અને કેમ ફેરવી નાખ્યું તે પણ હું જાણી શક્યો નહીં. ટુંકી સ્મરણશક્તિને લીધે પણ કદાચ આવા ભ્રમ ઘણીવાર પેદા થતા હશે

એક વખત એક મિત્રે, પોતે હાસ્યરસ સમજી-પીછાની શકે છે એવો પોતા પ્રત્યે પોતાને સહજ પક્ષપાત હોવાથી, અને મારા-

માં પણ હાસ્યરસની થોડીક ઝાંખી છાંટ છે એવો કૈંક એને સહેજ વહેમ જવાથી, આધુનિક હાસ્યરસિક લેખકોના શિરોમણિ તરીકે મજકુર સ્ટીફન લીકોકનું નામ મને સુચવ્યું હતુ. તે દિવસથી મિત્રો પાસેથી-તેમણે ઉછીનાં કે ચોરીનાં એકઠા કરેલાં-એનાં લખેલાં બની શકે તેટલાં બધાં પુસ્તકો લાવી હું વાંચી ગયો. (તેમાનાં કેટલાંક તો મેં તેમને પાછાં સુપરત પણ કર્યાં છે!)

એ પુસ્તકોમાંથી બે શોધ હું કરી શક્યો: એક તો એ કે (અને એ તો એનું વાચન શરુ કરતાં પહેલાંજ હું જાણતો હોવાથી બહુ મુશ્કેલ નહોતુ) કે મી. લીકોક હાસ્યરસના ચુનંદા લેખક છે. અને બીજી એ કે એઓ કેનેડા નામના દેશમાં ક્યાંક આવેલી મેકગીલ (કેટલાક એનો ઉચ્ચાર મેકગીલ પણ કરે છે) નામની યુનીવર્સીટીના માનવંત પ્રમુખ અને અર્થશાસ્ત્રના બાહોશ અધ્યાપક છે. હવે હાસ્યરસના લેખક હોવું એ એક વાત છે, અને અર્થશાસ્ત્રનુ પ્રોફેસરપણું કરવું અને હાસ્યરસના લેખો લખવા એ બે વાત છે. એ ઉભયનો યોગ સંભવેજ કેમ? તદ્દન અશક્ય!

હાસ્યરસના કેટલાક લેખકોને હું ઓળખું છું. અર્થશાસ્ત્રના એકાદ બે પ્રોફેસરોની પણ મને પીછાન છે. વળી હાસ્યરસના લેખકે અર્થશાસ્ત્રના અધ્યાપક થવાના તેમજ અર્થશાસ્ત્રના અધ્યાપકે હાસ્યરસના લેખો લખવાના કરેલા પ્રયત્નોથી પણ હું છેક અજાણ નથી -અને તેથીજ મને અતિ આશ્ચર્ય થાય છે કે સફળ હાસ્યરસિક લેખક અને સફળ અર્થશાસ્ત્રી બંને એકજ વ્યક્તિ! મી. લીકોક દુનીઆની આંખમાં ધુળ તો નથી નાખવા માગતા?

ભરોંસાદાર બાતમી મેળવવા આખું વરસ મેં અનેક સ્થળોએ તપાસ ચલાવી પરંતુ બધાએજ જાણે કે કાવતરું રચ્યુ હોય તેમ એકની એક માહીતી મને આપ્યા કીધી કે મેકગીલ યુનીવર્સીટીના પ્રમુખ મી. સ્ટીફન લીકોક અર્થશાસ્ત્રના નિષ્ણાત અધ્યાપક અને દુનીઆભરના હાસ્યરસના સર્વોત્તમ લેખક છે... હશે! ઇશ્વરની ગતિ પણ લીકોક જેટલીજ અકળ લાગે છે!

એક દિવસ આમ અર્થશાસ્ત્ર અને હાસ્યરસના સાહજીક સંબંધ (અથવા સાહજીક વિરોધ, છેવટ જે નિર્ણય પર અવાય તે) વીશે હું એટલા બધા ઉંચા વિચારમાં પડી ગયો કે તેમાથી બહાર નીકળવુ અશક્ય થઇ પડયું. આખરે મારી દયા જાણી નિદ્રાએ આવી મને એ વિચારમાથી જગાડ્યો. તે રાત્રે મને નીચેનુ સ્વપ્ન આવ્યુ:—

એક દિવસ સાંજે ચોપાટી પર ફરતાં ફરતાં હું કેનેડા જઇ ચઢ્યો. (મુંબાઇ અને કેનેડાને-સ્વપ્નમાં-ઝાઝું છેટું નથી) ત્યાંથી, કેવી રીતે તે મને હવે યાદ નથી પરંતુ, એકાદ મીનીટમાં તો મેકગીલ યુનીવર્સીટીના આલીશાન મકાન આગળ હું આવી પહોંચ્યો —અર્થાત મજકુર ભવ્ય ઇમારત મારી સમક્ષ ખડી થઇ. વિદ્યાર્થીઓના ટોળેટોળાં પ્રો. લીકોકના વર્ગમા જતાં હતાં. હું પણ ચુપચુપ તેમની સાથે સામેલ થઇ ગયો.

વખત થતાં મોઢામાં ચુંગી સાથે પ્રોફેસર સાહેબ આવ્યા. જાણે ચાર્લી ચેપ્લીન કે હેરોલ્ડ લોઇડનો પ્રથમ પ્રવેશ! વિદ્યાર્થીઓએ તાલીથી તેમને વધાવ્યા. પાટલુનનાં ગજવામાં હાથ નાખી તેમણે બોલવા માંડ્યું—ને અહીં મારાથી એક બીજી શોધ પણ થઇ ગઇ. પ્રોફેસર ગુજરાતી ઘણું સારું બોલી શકે છે અને વિદ્યાર્થીઓ પણ તે ઠીક સમજતા લાગે.

છે. ક્યાંક ક્યાંક અર્થ વધુ સ્પષ્ટ કરવા માટે એમને અંગ્રેજી પર્યાય વાપરવા પડે છેઃ

"વિદ્યાર્થીગણુ હો! (હસાહસ).

આજનો વિષય અર્થશાસ્ત્ર-Political Economy છે. નામ હસવા જેવું લાગે છે, નહીં? (હસાહસ) પરંતુ Politics-અર્થાત્ બેકારોના વ્યવસાય રાજકરણુ સાથે કે Economy-અર્થાત્ જેને સ્વપક્ષે કરકસર ને અન્યપક્ષે કંજુસાઇ કહી શકાય તેની સાથે એને કશીજ સંબંધ નથી. શબ્દાર્થશાસ્ત્ર સાથે પણુ એને કૈં સંબંધ નથી. જરાક ઉંડો વિચાર કરી જોઇશું તો એને શાની સાથે સંબંધ છે એજ નક્કી કરવું મુશ્કેલ જણાશે (હસાહસ) અને એથીજ એનું ખરું સ્વરૂપ એકાએક સમજી શકાતું નથી. વળી આજ કારણુને લીધે આટલા બધા લેખકોએ એ વિષયમાં પોતાનાં માથાં માર્યાં છે-અને બીજાનાં દુખવ્યાં છે. મેં પણુ એના પર એકાદ બે પુસ્તકો લખ્યાં છે. મારી તમને ભલામણુ છે કે માત્ર તેજ ખરીદીને તમારે વાંચવાં-ખરીદીને કારણુ કે તે -ખાસ કરીને મને-વધુ લાભકારક છે. (તાલીઓ, સીસોટીઓ અને અનેક પશુપક્ષીના અવાજો) મિત્રો! તમારે જાણુવું જોઇએ કે આ નાટકશાળા નથી પણુ સરસ્વતીમંદિર છે. (હસાહસ).

ગૃહસ્થો! તમને આત્મજ્ઞાન પણુ હોવું જોઇએઃ તમે 'ગૃહસ્થો' છો. (હસાહસ).

(હવે પછી પ્રોફેસરના વાક્યે વાક્યે એટલી બધી હસાહસ થતી હતી કે એમનું આખાનું ભાષણુ હું અત્યંત મુશ્કેલીએ અટકળ કરી કરીનેજ સાંભળી શક્યો.)

"અર્થશાસ્ત્રની વ્યાખ્યા આપવી હોય તો અનેક આપી શકાય. મારેજ અત્રે હું એકે આપવા પ્રયત્ન કરતો નથી. અને એજ વધુ યોગ્ય છે; કારણુ કે કોઇપણુ વ્યાખ્યા કદી સંપૂર્ણ સંતોષ આપી શકતી નથી. વિષયનું સામાન્ય સ્વરૂપ આટલા વિસ્તારથી યથાર્થ સમજાવ્યા પછી હવે અર્થશાસ્ત્રનાં ત્રણ મૂળ-તત્ત્વો-દ્રવ્ય, મુડી અને મજુરી હું હાથમાં લઇશ.

"જેની પ્રાપ્તિ બધાજ ઇચ્છે છે પણુ જે કોઇનીજ પાસે હોતું નથી-અલબત્ત પુરતા પ્રમાણુમાં-તેનું નામ દ્રવ્ય-Wealth-જેમની પાસે એ સૌથી વધુ હોય છે તેઓ કરોડાધિપતિ કહેવાય છે. (એમને લક્ષાધિપતિ કહેવા કે કરોડાધિપતિ તે વીશે અમે અર્થશાસ્ત્રીઓ હજી એકમત થઇ શક્યા નથી) Arcadian Adventures with the Idle Rich નામના મારા એક ગ્રંથમાં મેં એ વર્ગનું સૂક્ષ્મ અન્વેષણુ-અર્થાત્ છિદ્રાન્વેષણુ-કર્યું છે. આ વિષયનો જેમને સંપૂર્ણ અભ્યાસ કરવો હોય તેમણે તે મહેરબાની કરી વાંચી લેવું. ધનવાન થવાનો સૌથી સરળ માર્ગ લોટરીમાં પહેલું ઇનામ મેળવવાનો છે. રેસીસમાં પ્રથમ આવનાર ઘોડાની પસંદગી કરવી એ પણુ લગભગ એવોજ બીજો માર્ગ છે. અન્ય તો અનેક માર્ગો છે, જેમ કે તેલના કુવાઓ ખોદવા, વિધવાઓને પૈસે કંપનીઓ કાઢવી, દેવાળું ફૂંકવું વગેરે. પૈસાદાર થવાની ગલીકુંચીઓ પણુ અસંખ્ય છે. ઉ. દ. હુન્નર ઉદ્યોગ કરવો. પરંતુ એ સાંકડી શેરીમાં પેસવાની હું તમને સલાહ આપતો નથી. ધનવાન જે કોઇને થવું હોય તે થઇ શકે છે. પરંતુ કરોડાધિપતિ થવાની તો હું કોઇને પણુ ભલામણુ કરીશ નહીં; કારણુ કે તેમનું મગજ આ મારી સામે ટેબલ પર પડેલી વેક્યુમ ટ્યુબના જેવું હોય છે. વીજળીનું બટન દાબતાંજ તમને જણાશે કે એ પારદર્શક છે, ધારે એટલી છે અને

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૭૧]




સભ્ય, સાહિત્ય સંસદ.

ભવિષ્યમાં મહાપુરૂષ થનારને કોઇક વખત એવા પ્રશ્નો સ્ફુરી આવે છે કે જેથી તેમના આખા જીવનનું પરિવર્તન થઇ જાય. ' જીવન શા માટે ? ' આ પ્રશ્ને ટોલ્સ્ટોયનું જીવન ફેરવી નાખ્યુ. આ અને આવા અનેક ગંભીર પ્રશ્નો માનવ જીવનમાં સ્થળે સ્થળે પડેલા છે. પરંતુ ટુંકી માનવ દૃષ્ટિ આવા પ્રશ્નો જોઇ શકતી નથી; જોઇ શકે છે તો તેની ગંભીરતા સમજી શકતી નથી; ગંભીરતા સમજી શકે છે તો એવા પ્રશ્નોનો નિર્ણય-ખોટો નિર્ણય પણ કરી શકતી નથી. આથીજ જગતની વાડીએ મહાપુરૂષોનો પાક ઓછો ઉતરે છે.

જીવનનો પ્રભાતકાલેજ મને એક આવો પ્રશ્ન થયો. 'મુછ શા માટે ? આ પ્રશ્નની ગંભીરતાએ મને ગુંચવ્યો; સહિષ્ણુતાએ શરમાવ્યો અને અનુત્તરતાએ અકળાવ્યો. અતિ ગહન વિચારને અંતે પણ એ પ્રશ્ન અનુત્તરજ રહ્યો. મુછાળા મરદો ને મુછ વગરના મરદો (?) તથા સ્ત્રીઓને જોતા પૂર્ણ જોરથી એ પ્રશ્ન મારા મગજમાં ગાજી ઉઠતો, અને પરિણામે બીજા કોઇ પણ પ્રકારના વિચાર સારુ અવકાશ રહેવા દેતો નહીં. મારાથી આ પ્રશ્નનો નિર્ણય થઇ શકતો નથી. બહુમુચ્છાઓ એનો ઉત્તર આપવાને અયોગ્ય છે તો મુછાળા મરદોનેજ એ પ્રશ્ન પુછી જોવો એવો મેં નિશ્ચય કર્યો.

પરંતુ જેને જેને હું આ પ્રશ્ન પુછતો તે સર્વે તિરસ્કારથી જનાવર સામું જોતા હોય તેમ મારી સામું જોઇ રહેતા કોઇ કોઇ વખત તો આથી પણ ગંભીર પરિણામો મારી સમય-સૂચકતાને લીધેજ અટકી જતા. એક અસહકારી ભાઇ (જેમને મુછને બદલે ઘાસજ ઉગે છે તેમ) ને મેં આ પ્રશ્ન પુછ્યો ત્યારે તેઓ અહિંસાનું વ્રત ચુકી ગયા હોત-હું ઉતાવળથી જવાબની રાહ જોયા વગર ઘેર જતો ન રહ્યો હોત તો !

આખરે ઇશ્વરને આ પ્રશ્ન પુછવાથી જવાબ મળી શકશે એમ મને લાગ્યું. પણ ઇશ્વરને આ પ્રશ્ન પુછવો શી રીતે ? એવો એક બીજો પ્રશ્ન ઉપસ્થિત થયો. ઘણા સમય પર એક વિષય પર મારે ને એને મતભેદ પડેલો તે દિવસથી અમે એક બીજા સાથે બોલતા નહીં. આખરે ગોર-મહારાજ માર્ફતે મારે આ પ્રશ્ન ઇશ્વરને પુછાવવો એમ મેં નક્કી કર્યું. ગોર મહારાજને મેં બધી વાત કહી.

' પ્રશ્ન બહુ ભયંકર છે,' મંકોડાની હાર જેવી પોતાની નાની પાતળી મુછને વળ ચડાવતાં ગોર મહારાજ બોલ્યાઃ ' એક કામ કરો. એક



'નહીં જોઇએ રે! નહીં જોઇએ,—

યજ્ઞ કરાવો. પછી આપણે ઇશ્વરનેચાલાકીથી એ પ્રશ્ન પુછીશું. નહી તો હ! એ ખીજવાઇ જાય કેની તો કોઇના હાથમા રહે . નહીં.' 'ઠીક છે કાલે જવાબ દઇશ' કહી મેં પતાવ્યું ને બીજે દિવસે મેં પ્રશ્ન પુછાવવાનો વિચાર માંડી વાળ્યો છે એમ એમને જણાવી દીધું.

'આ કથા આટલેથીજ અટકી જાત; પણ ગોર મહારાજને પોતાનેજ એક કડવો અનુભવ થયો એક દિવસ મોડી રાતે એઓ દુધ પીને ઉંઘી ગયા એમને ખબર ન હતી કે જ્યારે એમણે દુધ પીધું તેજ વખતે એમની મુછે પણ દુધ પીધુ હતુ. એમની મુછ સ્વાર્થી—એકલપેટી નહોતી એટલે તેણે પોતાને મળેલા દુધનો ઉપયોગ કરવાને અનેક કીડી મકોડાને નહોતર્યાં. આખી રાત અસંખ્ય કીડી મકોડાએ એમના મુખ પર આવજા કર્યા કીધી. બીજે દિવસે પ્રાતઃકાળે જ્યારે એ ઉઠ્યા ત્યારે એમની મુછ પર 'ફાટે પણ ફીટે નહીં', 'તુટે પણ છુટે નહીં' એવી રીતે અનેક કીડી મકોડાઓ ચોટી ગયાં હતાં. બહુ બહુ પ્રયત્ન કર્યા, પણ એ મુછ ને મકોડાનો ભેદ ન કરી શકયા. આખરે એમને લાગ્યું, 'હવે તો મારે મુછ મુંડાવ્યેજ છુટકો!' જુના વિચારના હોવાથી એ મુછ ન રાખનાર પર બહુ ખાર રાખતા હતા. એટલે મુછ મુંડાવતાં એમની આખમાં આંસુ પણ આવી ગયાં. કીડીને, મકોડાને, દુધને, હજામને એમ અનેકને ગાળ દીધી, પણ ગએલી મુછ પાછી ન આવી. એટલે લાચારીએ એમણે મૌન ધર્યું. મિત્રમંડળમાં મારો ઉપહાસ થશે એમ ધારીને એમણે મુછને ઠેકાણે કાળી શાહી ચોપડીને ફરવા માંડ્યું! પણ આથી તો એમનો ઉપહાસ ઘણો વધારે થયો, અને એ ઉપહાસ કરવામા એમના મિત્રમંડળેજ નહીં પણ બીજા ઘણા મનુષ્યોએ પણ ભાગ લીધો હતો. એમના મત પ્રમાણે તો એમના મહોલ્લાંના કુતરા બીલાડાં પણ એમના મુછવીહોણા શાહીવાળા મુખ સામું જોઇને હસતા!

આ કડવા અનુભવનું ફળ મીઠું આવ્યું. યજ્ઞ કરાવ્યા વગરજ એમણે ઇશ્વરને 'મુછ શા માટે?' એવો પ્રશ્ન પુછવાની હીંમત કરી. થોડા દિવસ રહીને ઇશ્વરે જવાબ મોકલ્યો, 'હું શું જાણું? જેને મુછ હોય તેને પુછી જો. અથવા વૈજ્ઞાનિક કે તત્વવેત્તાને પુછ. એ બધા સર્વજ્ઞ છે. હું થોડો સર્વજ્ઞ છું!' આવા કટાક્ષમય જવાબની મેં આશા રાખી નહોતી. બીજીવાર પણ એનો એજ પ્રશ્ન એને પુછ્યો ત્યારે જવાબ મોકલ્યો.' 'મનુષ્યમા વિચારશકિત તો છે કેની? તે વડે જવાબ શોધી કાઢો., તમારી વિચારશકિત તો બધા પ્રશ્નો ઉકેલવાને સમર્થ છે. મારી મદદની જરુર તમને કયાં કોઇ પણ દિવસ પડી છે કે હવે પડે?' બહુ મનાવ્યા પછી એણે સાચો ઉત્તર મોકલ્યો. 'મુછ કે કામની નથી. ઉલટી અનર્થકારક છે. તો મુછ ઉગવીજ શા માટે જોઇએ? એવો પ્રશ્ન થશે. પણ કેટલીક અનર્થકારક વસ્તુ ઉત્પન્ન તો થાય છે, પરંતુ તેનો નાશ કરવામા સાચો પુરુષાર્થ સમાએલો છે. ને જેને એ અનર્થકારક વસ્તુથી દૂર રહેવું હશે તે જો હંમેશ પ્રયત્નશીલ રહેશે

( અર્થાત્ મુછ પર અસ્ત્રો ફેરવશે ) તો પુરુષ પ્રયત્ન ને ઇશ્વરકૃપા એ ન્યાયે હુ તેને મુછ ઉગવા ન દેવામા મદદ કરીશ '

ઇશ્વરપ્રેરિત આ સદેશ જગતને આપવો એમ મને થયુ. પણ અશ્રદ્ધાના આ જમાનામા મારી વાત મારા સીવાય બીજુ કોઈ માને એમ નથી એમ ધારીને એ વિચાર મે માંડી વાળ્યો છે કે કકાળ પછી કોઇક પ્રી સુફ કે વૈજ્ઞાનિક ઉત્પન્ન થશે તે શોધી કાઢશે કે મુછ જેવી બીજી અનર્થકારક એકે વસ્તુ નથી ત્યારે જગત તેને માનશે અને પુજશે! અધશ્રદ્ધાની હુ મહુ વિરુદ્ધ છુ, પરતુ આવે સમયે અધશ્રદ્ધા પણ જરુરની છે એમ મારે કહી દેવુ જોઇએ એક અશ્રદ્ધાને લીધેજ મારી પેગમ્બરની પદવી જતી રહેવાની! પણ તેનો મને શોક નથી.

મુછ નકામી છે-અનર્થકારક છે એને આ સદેશને ઇશ્વરપ્રેરિત ન માનો છતા કોઈ પણ દૃષ્ટિથી જુઓ. અર્થશાસ્ત્રજ્ઞની દ્રવ્યલુબ્ધ દૃષ્ટિથી નીહાળો, પ્રી સુફની ઝાણી અને ઉડી નજરે નીરખો, સામાન્ય જનસમૂહની પશુનિર્વિશેષ દૃષ્ટિથી જુઓ, વૈજ્ઞાનિકના પૃથક્કરણપટુ ચક્ષુથી જુઓ કે સ્ત્રી વર્ગની અશ્રુકુશળ આખ વડે નીહાળો-મુછ કેવળ અનર્થાવહ છે એમજ તમને લાગશે

નહાવામા, ખાવામા, બોલવામા, ચાવવામા, ઉઘવામા, જાગવામા કોઇ પણ કાર્યમા મુછનો ઉપયોગ થયો હોય એમ જાણ્યામા નથી એનાથી પશુના પુછડાની પેઠે મચ્છર કે માખી પણ ઉરાડી શકાતા નથી એવી મુછ શા માટે જોઇએ?

' નહી જોઇએ રે! નહી જોઇએ



—આ મુછ જાલીમ નહી જોઇએ!'—

આ મુછ જાલીમ નહી જોઇએ!'—

નુ ગીત લલકારતા હજામ પાસે જઇને મુછને તો મુડાવવીજ રહી

ચહા પીતા, દુધ પીતા કે મનાઇ ચાખતા મુછ આડે આવવાનીજ, ને થોડો ચહાનો, દુધનો, ને મનાઇનો દુરુપયોગ થવાનો આખા હીંદુસ્તાનમા આ પ્રમાણે દરરોજ મુછને લીધે આશરે અધો શેર ચહા, દુધ ને મનાઇ બગડતા હશે આ હીસાબે એક વર્ષે ૨૨૬૬૬ શેર ચહા, દુધને મનાઇ નકામા મુછને લીધેજ બગડે, હીદુસ્તાન જેવા ગરીબ

દેશને આવા ખોટા ખરચ ન પરવડે. દેશની જેને જરા જેટલી પણ દાઝ હોય તે તો મુછ મુંડાવેજ.

આ તો અર્થશાસ્ત્રની દૃષ્ટિથી વાત થઇ. ફીલસુફની દૃષ્ટિથી નીહાળતાં પણ મુછ એવીજ અનર્થકારક લાગશે. જગત માયા છે. તેમાં પાછી મુછની માયા વધારે. એનો નાશ કરવાથી આ માયામય જગતમાંથી માયાનું એક કારણ ઓછું થશે. आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा । જે આદિ ને અંતમાં નથી તે વર્તમાનમાં પણ નથી. ફીલસુફીના આ સર્વમાન્ય સૂત્ર પ્રમાણે પણ મુછ એ જુઠી વસ્તુ છે. વળી મુછ વૈવિધ્યનો ખોટો ખ્યાલ માનવ હૃદયમાં ઉત્પન્ન કરીને તેને એક સત્ય વસ્તુ તરફથી પરાઙ્મુખ કરે છે. કોઇક ઠેકાણે ઘાસની પુળી જેવી, કોઇક ઠેકાણે મંકોડાની હાર જેવી, કોઇ ઠેકાણે દીવેટ જેવી, કોઇક ઠેકાણે ઉંદરની પુંછડી જેવી, કોઇક ઠેકાણે કાળી, કોઇક ઠેકાણે ભુખરી, ને કોઇક ઠેકાણે ધોળી એમ અનેકરૂપે રહીને મુછ મનુષ્યને માયામાં મુગ્ધ બનાવે છે. એવી મુછનો નાશ કર્યા વગર મોક્ષનો સંભવજ નથી.

આમ કોઇ પણ દૃષ્ટિબિંદુથી જોતાં મુછની ઉપયોગિતા સિદ્ધ થઇ શકતી નથી. વળી મુછાળા મરદોને મુછ જોડે ન છાજે-બીજાને અકળાવે એવી રમત રમવાની ટેવ પડી જવાનો બહુ સંભવ હોય છે. કેટલાકને મુછ આમળવાની ટેવ પડી જાય છે. આથી અજાણ્યે સામા મનુષ્યનું અપમાન થવાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. મુછને પ્રત્યેક આમળે સામા મનુષ્યના હૃદયના તારેતાર આમળાય છે એની મુછના આમળનારને ક્યાં ખબર હોય છે? તેમાં સામો મનુષ્ય જો બડમુચ્છો હોય તો 'મને મુછ નથી તે કરણ સ્થિતિનું ભાન કરાવવાનેજ આ મુછ આમળે છે' એમ તેને લાગે અને કદાચિત અણધાર્યો સુલેહનો ભંગ પણ થઇ જાય. કેટલાકને મુછ ચાવવાની ટેવ હોય છે. કેટલાકને મુછ તોડવાની ટેવ હોય છે. આનાં પરિણામ પણ ભયંકર હોય છે એમ જેમને એવી ટેવ હોય છે તેમને પુછવાથી માલમ પડશે.

આ સીવાયના બીજા ઘણા અનર્થો મુછને લીધે થાય છે. આમાંના ઘણાખરા તો જગતની જાણબહાર રહે છે. આવો એક પ્રસંગ રસિકભાઇના સંબંધમાં થયો હતો. એ ભાઇને કનકવા ચગાવવાનો બહુ શોખ. એક વખત એમના કનકવાને બીજા કનકવા સાથે પેચ થયા. દોરી બહુ મુકી. પણ પરિણામ કંઇ ન આવ્યું. એટલામાં એમની ઘાસની ગંજી જેવી મુછમાં દોરી ગુંચવાઇ ગઇ. ક્યાં તો કનકવો કપાય કે ક્યાં તો મુછના ઘણાખરા વાળ તુટે તે સીવાય એમનો છુટકો થાય એમ નહોતું. શું કરવું તે ન સમજાયાથી થોડીવાર સુધી તો એ મૂઢ પેઠે ઉભા રહ્યા. આખરે હાથમાં દોરી ઢીલી થઇ ગઇ ત્યારે સમજ્યા કે કનકવો કપાઇ ગયો. ને છતાં પણ મુછમાંથી દોરીની ગુંચ તો નજ છુટી. બહુ જોર કર્યું ત્યારે મુછના કેટલાક વાળ સાથે દોરી છુટી, ને પરિણામે એમના મુખની યુદ્ધભૂમિપર વાળતોડનો વિજયસ્થંભ રોપાયો. હવે એ ભાઇ મુછ રાખતા નથી.

કેટલાક માને છે કે મુછ પ્રતાપશાળી દેખાવવાને અર્થે છે. પણ, 'આ માન્યતા ખોટી છે, સૂર્યને મુછ ક્યાં છે? છતાં પણ એ અનેક મુછાળા મરદો કરતાં ઘણો વધારે પ્રતાપશાળી દેખાય છે. તેમજ સૌંદર્યને અર્થે પણ મુછ નથી. એમ હોત તો ચંદ્રને મુછ ઉગતી હોત. વળી સ્ત્રી પુરુષોનો ભેદ બતાવવાને માટે પણ મુછ ઉગતી નથી. એમ જો હોત તો બીલાડીને

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૪૯૪ ]

પુસ્તક સ્વ. પરિશીલન કારણાર્થે
શ્રી ફાર્બસ ગુજરાતી સભાને
શ્રીયુત દાદાભાઇ આણંદજી ચાવડા
તરફથી સવિનય સપ્રેમ ભેટ.

# ભગવાન કૌટિલ્ય

## એક ઐતિહાસિક નવલકથા

---

[ આવતા ચૈત્રથી પ્રગટ થશે ]

---

**મારી વાતોના વાંચનારને**

'સ્વપ્નદ્રષ્ટા' પુરી થએ હું 'જય સોમનાથ!' લખવાનો છું એમ બે મહીના થયાં જાહેર થાય છે; આ જાહેરાત વાચનારને નાસીપાસ કરવા હું આ પત્ર લખું છું.

હું 'જય સોમનાથ!' નથી લખવાનો કારણ શું? એ એક સ્વાભાવિક પ્રશ્ન. 'પાટણની પ્રભુતા'ની માલા હું શા માટે પુરી કરતો નથી?

કારણ એકજ: મારી કલ્પનાના સર્જન મંદિરનાં બારણાં કોઇ બીજું ઠોકી રહ્યું છે. 'મંગળ મંદિર ખોલો' એવે દયાજનક સ્વરે નહીં;–પણ 'ઉઘાડ બારણાં' એવી આજ્ઞાથી.

હું પાત્રો ધારીને સર્જતો નથી; પાત્રો પોતેજ બળજોરીથી સર્જાવા માગે છે. હું માત્ર તેમના સર્જનનો નિમિત્ત બનું છું. ક્યારે હું નિમિત્ત થાઉં તેનો આધાર તેમના પર છે; મારા પર નથી.

'સિનમન' કેટલાંએ વર્ષ સુધી બારણાં ઠોકતી ઉભી રહી. મુંજાલ મહેતા ને કાક, જયદેવ ને રા'ખેંગાર કોલેજમાં હતો ત્યારના બારણાં ઠોકતા હતા તે છેક હમણાં સરજાયા; મુંજ છેક ૧૯૧૬ થી આવવા મથતો હતો તે ૧૯૨૮ માં આવી શક્યો.

પછી સુદર્શન અધીરો થઈ રહ્યો હતો. બધું દૂર મૂકી મારે એને આવવા દેવો પડ્યો. અને ૧૯૧૮ મા આવું આવું કરતા હતા તે ૧૯૨૬ મા આવ્યા.

હવે મુશ્કેલી ઉભી થઈ. કાક બીચારો વૈરાગ્યમાં પણ પોતાના પરાક્રમો કરવા તત્પર થઈ બેઠો. કુમારપાલ ને હેમચંદ્રાચાર્ય તેમને આવવા ન દેવા માટે ઠપકો આપવા લાગ્યા. શું કરું? કોને આવવા દઉં? એ વીમાસણમા હું પડ્યો હતો.

પછી ભીમદેવ ને વિમલમંત્રી અધીરા બની બારણું ઠોકવા લાગ્યા. "અમે શું ગુનેહગારી કરી?" બાણાવળી ભીમે ગર્જના કરી. "મારા છોકરાને મર ત્યો—છોકરાના છોકરાને પરબુ-ઓ—ને હ—"

"મુંજાલ મારો ભાણેજ વૃદ્ધ થયો ને મારો ઠેકાણું નથી!" વિમલમંત્રીએ જરાક ગુસ્સામા કહ્યું.

મેં કહ્યું "હું બહુ કામમા છું; બધા ઉતાવળ શું કામ કરો છો?"

એટલામા એક મુરબ્બી મિત્રે કહ્યું. "મુનશી, જે આર્યાવર્તને આપવું જોઈએ તે તમે માત્ર ગુજરાતને આપો છો!"

"અરે તમે પણ!" એટલે બીજાઓનું ચઢી વાગ્યું.

પરશુરામ તો બારણે પરશુ ઠોકી રહ્યા. "ખરી વાત છે. મને આમ વાગ્યો તેમ વાગ્યો. મારો ક્રોધ સર્જ્યો, મારું બ્રહ્મદગ્ન્યાસ્ત્ર સર્જ્યું—પણ મને તો બહાર ને બહાર—"

પણ વિશ્વામિત્ર બોલી ઉઠ્યા. "હું કેમ નહીં? મારા લગ્ન કર્યાં અને હું બહાર!"

"અરે પણ મુરબ્બીઓ!" મેં કહ્યું, "જરા ખામોશ તો પકડો. હું કેમ કરું?"

"જરા મારું સાંભળશો?" એક અવાજ આવ્યો. "મારો અધિકાર બધાથી વધારે છે."

"અરે મારા પ્રભુ!" નિરાશાથી મેં ઉચ્ચાર્યું.

"જો તારા નાનપણથી હું બારણું ઠોકું છું."

"કોણ ભગવાન કૌટિલ્ય !"

"હા! તેં કેટલીયેવાર મને આવવા દેવાનું વચન આપ્યું."

"પણ-પણ—"

"પણ ને બણ નહીં ચાલે તેં કેટલીયવાર સંકલ્પ કર્યો કે મને આવવા દેવો."

"ખરી વાત છે. શસ્ત્ર ને શાસ્ત્રને નંદપીડિત પૃથ્વીના ઉદ્ધારનાર પ્રભો! તમે મીકંદરને પણ કાઢ્યો. તમે મૌર્યને મહારાજ પદે સ્થાપ્યો" ને અણજાણતાં હું કામંદકનાં વાક્યો બોલી રહ્યો:—

वंशे विशालवंश्यानामृषीणामिव भूयसाम् ।
अप्रतिग्राहकाणां यो बभूव भुवि विश्रुतः ॥
जातवेदा इवार्चिष्मान् वेदान् वेदविदां वरः ।
योऽधीतवान् सुचतुरः चतुरोऽप्येकवेदवत् ॥
यस्याभिचारवज्रेण वज्रज्वलनतेजसः ।
पपात मूलतः श्रीमान् सुपर्वा नन्दपर्वतः ॥
एकाकी मंत्रशक्त्या यः शक्त्या शक्तिधरोपमः ।
आजहार नृचन्द्राय चन्द्रगुप्ताय मेदिनीम् ॥
नीतिशास्त्रामृतं धीमान् अर्थशास्त्रमहोदधेः ।
समुद्दध्रे नमस्तस्मै विष्णुगुप्ताय वेधसे ॥
दर्शनात्तस्य सुदृशो विद्यानां पारदृश्वनः ।
राजविद्याप्रियतया संक्षिप्तग्रन्थमर्थवत् ॥ *

* અપ્રતિગ્રહ (અયાચક વૃત્તિ) ધરનાર ઋષિ જેવા મહાનુભાવોના કુળમાં જન્મેલા, જે જગતમાં પ્રખ્યાત થયા, અગ્નિ સમા ઝળકયા; વેદવિદોમાં શ્રેષ્ઠ, અને ચારે વેદોમાં, જાણે એકજ વેદ હોય એમ પારંગત થયા; જેણે નન્દરૂપી પર્વતને પોતાની માયાના વજ્રવડે મૂળથી ઉખેડી નાખ્યો; શક્તિમાં કાર્તિકેયસમા જેણે મંત્રશક્તિ વડે નરચન્દ્ર ચન્દ્રગુપ્તને પૃથ્વી મેળવી આપી; અને જેણે અર્થશાસ્ત્રના સમુદ્રમાંથી નીતિશાસ્ત્રના અમૃતનું મંથન કર્યું. એવા ભગવાન વિષ્ણુગુપ્તને પ્રણામ! રાજવિદ્યાની પ્રીતિને લીધે એ સકલવિદ્યાપારંગત ઋષિના ગ્રંથમાંથી આ ગ્રંથનું દોહન કર્યું છે.

“ઘણું થયું” ચાણાક્યે આજ્ઞા કરી; “ મારે ખુશામત નથી જોઇતી; મને સરજાવ. ”

“પણ ભગવાન” હાથ જોડી મેં કહ્યું: “ ભીમ ને વિમલ ને કુમારપાલ ને હેમાચાર્ય—”

“તો હું કેમ નહીં ? હવે હું વધારે વાટ જોવાનો નથી.”

હું બહુ કરગર્યો–પણ કૈં વળ્યું નહીં. ઉંઘનાં ને જાગતા કૌટિલ્યની અધીરાઇ મને ઘેલો બનાવી રહી.

મારા કાનમાં ભયંકર અવાજ ગણગણ્યો.

शिखां मोक्तुं बद्धामपि पुनरयं धावति करः ।
प्रतिज्ञामारोढुं पुनरपि चलत्येष चरण —

प्रणाशन्नन्दाना प्रसमुपयातं त्वमधुना
परीतः कालेन ज्वलयसि मम क्रोधदहनम् ॥

મારા હૈયામાં ધ્રાસકો પેઠો. નંદ ને સિકંદરની સત્તા તોડનાર મને છોડવાના હતા ! નિરાધારીમા મેં આજ્ઞા સ્વીકારી ને આ પત્ર લખી નાખ્યો.

કનૈયાલાલ મા. મુનશી.

---

* બાંધેલી શિખાને છોડવાને મારો હાથ ફરી સળવળી રહ્યો છે. પ્રતિજ્ઞા લેવાને ફરી પણ આ ચરણ ચાલવા માંડે છે. નંદોના વિનાશથી શાંત થએલો મારો ક્રોધાગ્નિ કાલથી ઘેરાયલો તું ફરીથી પ્રજ્વાળે છે




લેખકઃ
રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ,
ઉપ-મંત્રી, સાહિત્ય સંસદ.

— o —

વૈષ્ણવી ષોડશ ગ્રંથો—મૂળ સંસ્કૃતના લેખકઃ શ્રીમદ્ વલ્લભાચાર્યજી–ભાષાંતરકારઃ રા. નાનાલાલ દલપતરામ કવિ, અમદાવાદ, મૂલ્યઃ રુ. ૦–૧૦–૦.

ગુજરાતના સાહિત્ય ક્ષેત્રમાં રા. નાનાલાલ કવિ અખંડ અને અવિરત સ્નેહ અને ઉત્સાહથી ઘુમ્યા કરી એકવાર કૈં અવનવું વ્યાખ્યાન તો બીજીવાર કોઇ અવનવીન અપીલ કે ભાષાંતરકૃતિ પ્રસિદ્ધ કરી એમની પ્રેમભક્તિ ગ્રંથમાલાની સંખ્યા વધારતા જાય છે એમની છેલ્લી બે કૃતિઓ આ અને 'શંકુતલાનું સંભારણું' એ ભાષાંતર કૃતિઓ છે. રા. કવિએ એક ઉપનિષદ્ ભગવદ્ગીતા, મેઘદૂત, આ વૈષ્ણવી ગ્રંથ અને અભિજ્ઞાન શાકુંતલ એ જગતપ્રસિદ્ધ સંસ્કૃત કૃતિઓનું એમની લ ક્ષણિક કાવ્યશૈલીમાં નિયમ-વશ કાવ્યસૈલીમાં—એવુ તો સફલ સમર્થ અને સરળ ભાષાંતર કર્યું છે કે એક ભાષાંતરકાર તરીકે પણ રા. કવિ ગુજરાતના સાહિત્યના ઇતિહાસમાં સ્વતંત્ર કૃતિના સાહિત્યકાર જેટલીજ યોગ્યતાથી સ્થાન પામે એ નિઃશંક છે.

'શકુંતલાનું સંભારણું'—એ નાટ્યકૃતિ અમે હવે પછી અવકાશે વિસ્તારથી અવલોકવા ધારીએ છીએ. હાલ તો આ ભાષાંતર કૃતિ માટે બે બોલ કહીશું. ગુજરાતની સાંસ્કારિક એકતામાં શૈવો, વૈષ્ણવો, જૈન, ઇસ્લામીઓ, પારસીઓ, ક્રીશ્ચીઅન વગેરે વિવિધ સાંપ્રદાયિકોનો સમાવેશ અને સમન્વય છે. એ સર્વની વિવિધતાઓમાં ગુજરાતી પ્રજાની એકતા છે. ગુજરાતીઓની લોકમાન્ય વિશિષ્ટ સંસ્કૃતિ આ વિવિધતાઓમાં જીવનવિધાનો અને ધાર્મિક આદર્શોને સાંગોપાંગ જાણ્યા વગર એનું અખંડ અને અવિભાજ્ય સ્વરૂપ પુરેપુરું દાખવી શકે એ શક્ય નથી.

રા. કવિની દૃષ્ટિ આ સત્ય જોયા વગર રહી શકે

નહીં આ કૃતિની લાંબી પ્રસ્તાવનામાં એમણે એ ચર્ચા એમની વેધક ઐતિહાસિક દષ્ટિથી કરી છે. વૈષ્ણવો હીંદના અન્ય વિભાગોની માફક ગુજરાતમાએ મોટી સખ્યામા છે એમના ભક્તિધર્મના આદર્શોએ ગુજરાતનુ સાહિત્ય આદિ. કવિ નરસિંહથી માડી આપણા નવીન સાહિત્યકારોને અનેક સાહિત્ય કૃતિઓ આલેખવા પ્રેર્યા છે નરસિંહ મહેતાના અવસાન પછી બે વર્ષે વૈષ્ણવોના આચાર્યશ્રી વલ્લભાચાર્યનો જન્મ થાય છે અને એમના પુત્રના ગુજરાતમા આગમન પછી તો ગુજરાતમા વૈષ્ણવ સપ્રદાય એની નિર્મલ ભક્તિ અને રસિકતાથી જ્યા ત્યા પ્રસાર અને પ્રચાર કરે જાય છે સસ્કૃત, પ્રાકૃત, વ્રજ અને ગુજરાતી (જુનું અને નવું) એ ભાષાઓમા એક પછી એકમા એ સપ્રદાય ગુજરાતને પુષ્કળ રસભર સાહિત્ય અર્પણ કર્યું છે એ સપ્રદાયે દયારામ જેવા મહા કવિ આપણને આ'પ્યા છે

આજે ગુજરાતી સાહિત્ય આ સપ્રદાયની ઉપર કહેલી બીજી ભાષાઓમાથી ભાષાતર કરી શકે તોએ તે રીતે અભિવૃદ્ધિ થયા વગર રહે નહી. આ સત્ય આ સપ્રદાય ઉપરાત બીજાઓને પણ આવીજ વાસ્તવિકતાથી લાગુ પડે છે. ૨૯ થઇ ગએના જુના દ્વેષભાવને લીધે આપણે સપ્રદાયને હજી સપ્રદાય તરીકેજ જોઇએ છીએ. તેને આપણા ગુજરાતના એક સળંગ અને અવિભાજ્ય ઉપાગ તરીકે જોઇ શકતા નથી. સપ્રદાયોના સત્યો કે અર્ધસત્યો, એના સાહિત્યો અને આદર્શો આપણા ગુજરાતીઓનાજ છે એ દષ્ટિએ આપણે જોઇ શકીએ તો આપણા સાહિત્યના અને, તેના ઈતિહાસના મદિર માટે ઘણીએક નવીન સામગ્રી આપણને મળી આવશેજ.

રા. કવિ હમણા આ નિગૂઢ સત્યને જોઇ શક્યા અને આ આરભકૃતિથી આપણી એક ખોટ પુરી શક્યા તે માટે તેમને અભિનંદન આપી એક પછી એક બીજા સપ્રદાયના આવા ધાર્મિક આદર્શો રજુ કરવા એમને અને અન્ય સાહિત્યકારોને અમે વીનવીશુ

રા કવિની વિદ્વતાપૂર્ણ આ પ્રસ્તાવના સપ્રદાયોનો તેમ તેમની માનનીયતાઓની અનેકવિધ માહીતીઓ પુરી પાડે છે. વૈષ્ણવસપ્રદાયે ગુજરાતને અર્પેલી રસિકતાઓની એ નોધ લે છે. કોઇ કોઇ વ્યક્તિઓના દાખલાથી એ સંપ્રદાયની નાહક થતી વગોવણી કેમ અટકે તે માટે પણ એ કેટલીક સુચનાઓ કરે છે. રા કવિએ આ ઉપરની સાહિત્યકૃતિથી વૈષ્ણવ ગુજરાતને અને સમગ્ર ગુજરાતીને મારુ શુદ્ધ અને શિષ્ટ વાચન આપ્યુ છે અશુદ્ધિઓથી ઉભરાતી ઘણીએ કૃતિઓને બદલે શ્રીમત વૈષ્ણવો આવા શુદ્ધ પુસ્તકો એમના દીન સાપ્રદાયકોના હાથમા મુકે એ કેવુ ઇચ્છવા જોગ છે ?

કવિવર પોતાની ભાષાંતર શૈલીને અને તેટલી ઘડી ઘડીને "એની સરલતા અને ભાષાની સુગમતા" સાધી શક્યા છે ગેયતા સિદ્ધ એમની કવિતા માટે તો—તેની ક્ષમયતા માટે તો "બે મત થાય તેમ નથીજ.

સર્વ માર્ગો નાશ પામેકાળીમા ખળ-ધર્મીલા,
પાખડ પ્રસરે લોક, કૃષ્ણ એજ ગતિમય

આવી એકધારી રા કવિની ભાષાતરશૈલી છે અને ગુજરાતને એ આ અને બીજી કૃતિઓદ્વારા પ્રિય થઇ પડી છે ગુજરાતના સર્વ સંપ્રદાયોને સામાન્ય થઇ પડે એમ એક આવા ભાષાતરનો કે સ્વતંત્રકૃતિનો પ્રયાસ રા કવિ કરે તો ગુજરાત એના મહાકવિ તરફથી એક અમરકૃતિ મેળવશે એ નિર્વિવાદ છે.

**દશ પહોરની વાતો:**—ભાગ ૧ લો લેખક: રા. છગનલાલ વિદ્યારામ રાવળ, વાડા, પ્રકાશક: રા. પુરુષોતમ વિશ્રામ માવજી, મુંબાઇ, મૂલ્ય: રુપીઆ ૨–૦–૦.

રા. છગનલાલ રાવળ . આપણા જુના ગુજરાતી મહેતાજીઓમાંના એક વિદ્વાન મહેતાજી છે. મહેતાજીની સરળ કારકીર્દી ઉપરાંત આપણા સાહિત્યમાં પણ એ અખંડ રસ લેતા રહ્યા છે. અને પ્રાચીન સાહિત્યના તો એ એટલા બધા રસિક અને શ્રમશીલ અભ્યાસી ને શોધક છે કે ગુજરાતના સાહિત્યપ્રિયો એમને ભુલી શકે એમ નથી. એમનાં પ્રાચીન ગુજરાતી સાહિત્યનાં શોધનફલો અને તેમના અહીં તહીંનાં પ્રકાશનો એટલાં બધાં છે કે એવો સંગ્રહ કરવામા આવે તો આપણા સાહિત્યના ઇતિહાસની ઘણી એક ખુટતી કડીઓ આપણને મળે. આપણા પ્રાચીન સાહિત્યની કેટલીક કૃતિઓ વીશે એમની પાસે જે જે માહીતી છે તે એટલી બધી છે કે તેનો ઉપયોગ આપણા સાહિત્યના ઉદ્ધારકોએ કરવા જેવો છે. એમની સચિત્ર પ્રાચીન કાવ્યસુધાના ચાર ભાગ ઉપરાંત એ હજુ ઘણું ઘણું આપણા અપ્રસિદ્ધ જુના સાહિત્યભંડારના પ્રકાશનમાં ઉમેરી શકે એમ છે.

આ પુસ્તક એક વર્તા સાહિત્યનું છે. એમાં ૫૬ વાર્તાઓ છે. સરલ, સુંદર અને સંસ્કારી ગદ્યશૈલીમાં આ વાર્તાઓ એટલી બધી આકર્ષક લાગે છે કે આપણાં બાળકો એ ઉત્સાહ પૂર્વક વાંચવા મંડી પડે છે વૃદ્ધ મહેતાજીએ એમના અનેક પ્રકારના અનુભવોનો અને કુશાગ્ર વ્યવહારદક્ષતાનો એમા એટલો બધો કુશલતાથી સમાવેશ કર્યો છે કે પ્રત્યેક ગુજરાતી બાલકે સંગ્રહમાની એકેએક વાત વાંચી જવા જેવી છે. જુના છતાં મહેતાજી આજ સવાર સુધીના નવીન વિચારોને ગળે ઉતરે એવા સુધારક છે. અંગ્રેજી ગદ્યશૈલીના સંસ્કારોથી અસ્પૃષ્ટ રહેલી એમની નિર્મલ ગુજરાતી શૈલી કેટલી બધી સરળ છે? એમની ગદ્યશૈલીનું એકજ અવતરણ આપી આ સરળ અને સફળ વાર્તા સાહિત્ય પુસ્તકની અમે નાના મોટા ગુજરાતી વાચકોને એક વખત વાંચી જવા ખાસ ભલામણ કરીશું.

“ ગુલામોનો વ્યાપાર બંધ પડ્યો, પણ તેને મળતો આવતો આ દીકરીઓ વેચવાનો રીવાજ છડે ચોક ( ઉઘાડો ) ચાલે છે. તેના માટે સુધારાવાલા, કે સનાતનીઓ સરકાર પમે કાયદો કરાવતા નથી. ને ઉઘાડે છોગે છોકરીઓ આમ નિર્દય રીતે વેચાય છે. જે દીકરીઓની આવી અધમ દશા થતી હોય તે દેશમા તેમના શ્રાપો ( શાપ શબ્દ શુદ્ધ છે ) લોકોની અધોગતિ થાય તો તેમાં નવાઇ નથી.

જે ખેતરમાં ગાયને ચરવા મુકવાની છે તે ખેતરમાંનું તમામ ઘાસ કાપી લાવ્યા પછી તેમાં ગાયને ચરવા મુકવાથી તે શું ચરવાની હતી? ( પૃષ્ઠ ૧૬૨ ). ”

**બકુલ:**—પ્રકાશક રા. નટવરલાલ વીમાવાલા, સુરત, મૂલ્ય રુ. ૦–૬–૦

સુરતના ગાંડીવ સાહિત્ય મંદિરે હમણાં હમણાંની ઘણી એક વિવિધ સાહિત્યકૃતિઓ ગુજરાતને ચરણે ધરવા માંડી છે. બકુલ એ બાલકો માટે વાર્તાઓનો એક નાનકડો સંગ્રહ છે. એમાંની વાર્તાઓ આપણા કેટલાક પ્રસિદ્ધ લેખકોની છે. તેમાં બાલકોને જોઇએ તેવા સુધારા વધારા કરી પ્રકાશકે આપણા ખીલવવા જેવા બાલ સાહિત્ય ભંડારને વધારવા માંડ્યો છે. એમના આ અતીવ ઉપયોગી

સાહસ માટે અમારી સંપૂર્ણ સહાનુભૂતિ છે. અને સુંદર વાર્તાઓ આપણા પ્રત્યેક ગુજરાતી બાલકના હાથમાં વાંચવા મળે એવુ અમે ઇચ્છીએ છીએ.

**અનુભવ તરંગ**:—લેખિકા: ગં. સ્વ. તાપીગૌરી માણેકલાલ મુનશી, પ્રકાશક રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, મુંબાઇ, મૂલ્ય રૂ. ૧-૦-૦

રા. મુનશી ગુજરાતના એક લોકપ્રિય સાહિત્યકાર થયા તે પહેલાંએ એમના કુટુંબમાં સાહિત્યના સંસ્કારનાં બીજ એમનાં માતા તરફથી વાવવામાં આવતાં. આ સત્યના પુરાવા તરીકે જ્ઞાનભક્તિ અને સ્નેહસંસારનાં કેટલાંક કાવ્યોનો આ 'અનુભવ તરંગ' નામનો સંગ્રહ હમણાંજ પ્રસિદ્ધ થયો છે.

ગં. સ્વ. તાપીબહેને એમની નમ્રતામાં કવિ તરીકે ખપવાનો દાવો કર્યો નથી. છતાં એટલું તો કહેવા જેવુ છે કે જે કે શક્તિ એમણે આ સંગ્રહમાં બતાવી છે તે એમને આપણી સુધીભર સ્ત્રી લેખકોમાં એક સ્થાન આપવા પુરતી તો છેજ. સંગ્રહના અંતિમ કાવ્યમાં એ વ્યાજબીજ કહે છે—

"જ્ઞાન ભાન શક્તિ નથી ચતુર આ મુજ મહીં;
જાણું નહી છંદ પણ રાગ કે ન રાગણી.
ઉરના તરંગ મારા લખી જાણું હું તો કૈં;
ખરું ખોટું જાણતી ન, રસિક હું કવિ નહીં.
વહાલાંના વિયોગ થાતાં આમાં ચીત્ત ધાલતી;
સત્ય શાંતિ, પ્રેમ, પુરે ચિત્ત મરું વાળતી."
—(પૃ ૧૧૯)

આ સ્ત્રી કવિએ આ સત્યજ ભાખ્યું છે. અને કવિ તરીકેની કે સાહિત્યકાર તરીકેની એમની કચાશને એમણે ખુલ્લા દીને કબુલી દીધી છે એમના વહાલાં સ્વજને, માટે એમને અથાગ અભિમાન અને પ્રેમ છે. એ સ્વજનોમાં એમના કુટુંબની દેવપૂજાના નાયક ચંદ્રશેખર મહાદેવ આવી જાય છે. એમ એ પ્રભુકૃપાએ પરમાત્માનાં અને સુખીઆં દુઃખીઆં એમનાં સ્નેહીજનનાં કાવ્યસ્તોત્રો એમણે વખતો વખત ગાયાં છે.

તાપીબહેન જુના વખતોમાં થઇ ગયાં હોત અને રા. કનૈયાલાલ મુનશી છે તેવા પુત્ર એમનાં કાવ્યોના સંગ્રાહક કે પ્રકાશક હોત તો જરુર આપણી જુની કવિયત્રીઓમાં એ એમનું નામ મુકી જાત. આટલા સંગ્રહથીએ એમને જુની કવિતાના એક ભક્ત કે સંસારના કવિ તરીકે યાદ રાખવા જેવાં છે એમ અમે માનીએ છીએ.

સંગ્રહમાં કુલ ૮૦ કાવ્યો છે અને એમને જ્ઞાન અને ભક્તિના તરંગો અને સ્નેહ સંસારનાં તરંગો એમ બે વિભાગમાં વહેચી નાખવામાં આવ્યાં છે. લેખિકા જબરાં સ્નેહીએ અને જેઓ એમના કુટુંબજીવનના જાણનારા છે તેમને જાત માહીતી છે કે છેક વૃદ્ધાવસ્થાની કંપતી અંતિમ ભૂમિકા ઉપર પણ એ એમની વંશવેલીના છેલ્લામાં છેલ્લાં પુલની આટલાં લાગી કે પ્રભુપરાયણ છે છતાં ઉત્સાહથી જતન કરે છે. એમના જેવી માતાઓ જોતાં મને મણિભાઇ દ્વિવેદીની,

" ગાડી ! પહેલાં નમન તમને સર્વથી,
ફેડી જાત ને ક્ષીધાં જતન રે,
અર્પ્યા અનુભાવ પ્રેમ સૂકતનો,
સાથે આવો તો સગપણ કરીએ હોંજી."

એ સુંદર પંક્તિઓ યાદ આવ્યા વગર રહેતી નથી. તાપી બહેન ભક્ત લેખક કે જાહેર વ્યક્તિ કરતાં એક અપ્રસિદ્ધ માનવી વ્યક્તિ છે અને એક ગૃહિણી માતા કે કુટુંબ સેવિકા તરીકે ઉચ્ચ ભૂમિકાનાં સ્ત્રી હોઇ

મસારના ભૂષણ જેવા છે.

બીજા વિભાગના ૬૯ થી ૮૦ કાવ્યો એમના કુટુમ્બીઓના સમ્બધના સ્નેહમય કાવ્યસુરો છે ૬૯મુ કાવ્ય તો એમના કુટુમ્બની એકેકે એક વ્યક્તિની ગણના કરાવે છે અને એ કાવ્યે એની કુટુમ્બવત્સલતાથી અમારા મન પર ઉડી અસર કરી છે બાકીના કાવ્યો એમના પુત્રને કે પ્રપૌત્રને અભિનદન ને આશીષમય એમણે આલેખ્યા છે પચગણીના સમ્બધમા એ લેખકે સાદુ અને સરલ ચિત્ર દેયુ છે તે પચગણીના યાત્રાળુઓને ઘણુ રમ્ય લાગ્યા વગર રહેશે નહી એ કાવ્યની થોડીક પાક્તઓ ઉતારવા મન થાય છે —

પચગનીના ડુગરીઆમા ટહુકે નહી નહી મોર,
પોપટ ન બોલે પપૈયા ન બોલે કોયલ કરે નહી શોર,
જાત જાતનુ વાડી ન દેખુ બાગ દીસે ઠોર ઠોર,
પચગની

× × × ×

ભેસ બળદ ને ગર્દભ દેખુ ચરતા અહીતહી ઢોર,
વધણ્માઈએ ની અહી આવે શીઆલબાઈનો ગોર,
પચગની .

+ × × ×

મેઘનુ કઈ આરકા ખેચે પવન કરે શુ જોર !
ઝુખીમુ શી સુદર શોભે ટેબલનેડની ઓર,
પચગની

ગત વયના આ કાવ્યની વાસ્તવિકતા જેટલી સરલ તેમ મનોહર છે!

પહેલા વિભાગના બધા ૬૮એ કાવ્યો એમના જ્ઞાનભક્તિના તરગો છે બાઇને સસાર નો ને જ્ઞાનનો અનેક રીતે પાકો અનુભવ થયો , જે તે પ્રસગ પડતા કાવ્યરૂપમા ગુથી દેવામા આવ્યો છે લખાણ કરવાનો અવકાશ નથી ૭।।--

(૧) મનડા મહારાજા! અમને સત્ય ભણી લઇ ચાલોરે,
(૨) હુ તો વાત કહુ છુ તારા મમનારે,
(૩) કેવુ છે દેહરૂપ દેવળીયુ રે,
(૪) રે મન મુરખ તુ કેમ થયુ ?
(૫) ચિતડા ચોટ હવે તુ બ્રહ્મપુરીના ધામમારે!

આ અને બીજા ઘણાએક કાવ્યો ઉગ્ર અનુભવ અને ભક્તિજ્ઞાનથી તપેલા ઉરના સાચા તરગો છે એ તરગો એમની મનોહરતા અને ભવ્ય સાદાઇમા ઉછળ્યા કરે છે અને વાચકના મન ઉપર સ્થાયી સસ્કાર મુકયા વગર રહેતા નથી

રા ભાઇ ચદ્રશકર પડ્યાએ એમની વિદ્વત્તાભરી રીતિમા સંગ્રહની પ્રસ્તાવના લખી છે, તેમા વૃદ્ધ લેખિકા વીશે ઘણી એક હકીકત આપી છે એ વર્ષોભર હસ્તલિખિત પ્રત એના કાચા સ્વરૂપમા મારી પાસે આળસમાં પડી રહી છેવટે ભાઇ ચદ્રશકરના હાથે પહેલા આઠ કાવ્યોનો અને બાકીના કાવ્યોનો મારે હાથે કોઇ કોઇ સ્થલે સંસ્કાર થયો છે અને લેખકે તે સ્વીકાર્યો છે લેખકને ગાવાની કે તાનસુરની બક્ષીસ નથી માત્ર કાનરસ છે એમના પુત્રી સૌ જડાવમહેને એમાના કાવ્યોના રાહો ગાઇ બતલાવ્યા ને તુટતી ખુટતી માત્રાઓ મે મુકી એટલે અશે આ વૃદ્ધ સ્ત્રી લેખકને એક લાકડી સમો ટેકો મે આપ્યો છે તેની નોધ આપવા યોગ્ય ધારુ છુ બાકી આખી કૃતિની કીંમત તો અમૂલ્ય અને એના અનુભવપાવન થએના લેખકના કાવ્યચિત્રોમા ઢાકી રહે એમ નથીજ ગુજરાતની સ્ત્રીઆલમ આ નાનકડા સગ્રહમાથી કુટુમ્બસ્નેહના અને જ્ઞાનભક્તિના સાચા તરગો ઝીલશે અને તે સાથે એકરૂપ થશે એમ ઇચ્છવાની હુ હીંમત ધરુ છુ

### ૫

સુદર્શન અંબાલાલને ત્યાં પરેલ ગયો. તેનું મોટું સખ્તાઇથી ખીડાએલુંજ હતું.

અંધારું થવા લાગ્યું હતું.

થોડીવારે તેને એક મોટા શેઠના બંગલાના કંપાઉંડમાં નાની બંગલીના બારણા પર અંબેલાલનું પાટીયુ મળ્યું. તેણે બારણું ઠોક્યું.

એક ઘાટીએ બારણું ઉઘાડ્યું.

"શેઠ છે?"

"બાહેર ગેલે."

"બાઇ છે?"

"બાહેર ગેલે."

પલવાર સુદર્શન મુંગે મોઢે ઉભો. પાછા જવાનો તેણે વિચાર કર્યો. પણ પગ ઉપડયો નહીં. તેણે ગળુ ખંખારી ધીમેથી પુછયું: "ધની બહેન આહે?"

"આહે" ઘાટીએ કહ્યું.

"જરા બોલાવની. કહે કે એક શેઠ મળવા આવ્યા છે." સુદર્શન બારણામાથી અંદર પેઠો. તેના અવાજમાથી લગભગ સ્વાભાવિક જેવી સખ્તાઇ હતી તે જતી રહી હતી ને એક ત્રુટકો સંભળાયો. તે અંદર આવી દીવાનખાનામાં ઉભો. ધ્યાનથી જોવાની તેને શક્તિ રહી નહોતી.

ઘાટી આવી ટેબલ પર ડીટમારનો દીવો મુકી ગયો. પલવાર સુદર્શનને કાદાવાડીની ઓરડી સાંભરી. ત્યાંના દીવાના પ્રકાશ જેવોજ આ મોહક હોય એવું કે દેખાયું. એ પ્રકાશમાં અજબ ઉલ્લાસનું પ્રોત્સાહન જણાયું. ત્રણ વર્ષની અશક્તિ જતી રહી, સ્વપ્નદ્રષ્ટાની નજરે એક છોકરો ને છોકરી બીજમ પ્રતિજ્ઞા લેતા દેખાયા! સુદર્શનના લોહીમાં અપરિચિત, પ્રફુલ્લતા...

"કોણ છો ભાઇ! કોનું કામ છે?" એક સુકા અસંસ્કારી અવાજે પુછયું.

સુદર્શને ઉંચું જોયું.

એક છોકરી—એક સ્ત્રી બારણામાં ઉભી હતી.

તેના વાળ વીખરાએલા હતા. નિર્બલતાના કાળા ડાઘ તેની મોટી આંખોની આસપાસ હતા. તેનું મોં જીર્ણ ને નિસ્તેજ હતું. તે કૈ તરતનું ખાધેલું ચાવતી હતી. એક આછી વાસ મોમાથી આવતી. તેના છેડા નીચે એક છોકરું હતું. તે દહાડાવાળી દેખાતી.

તે સુદર્શનને ઓળખતી લાગતી નહોતી.

સુદર્શને જોયું;—તે ઉઠયો; "દેસાઇને કહેજો હું કાલે આવીશ." તેણે કહ્યું.

બે ફલંગે તે બારણા બહાર નીકળ્યો.

× × ×

એક જંગલી, ક્રૂર, વિડંબના કરતા હાસ્યે ઓટલા પરનું વાતાવરણ અમાનુષી કરી મુકયું.

સમાપ્ત.

---

# સુદ્રાપ્રતાપ

[અનુસંધાન પૃષ્ઠ ૪૨૪ થી]

સુવર્ણાએ ઘડીક વિચાર કર્યો આ રાજ-સિક ઉપહાર સ્વીકારે તો તેનું તમામ ઈજ્જત ફીટી જાય. એ શ્રીમંતની પુત્રી હતી. વૈભવ એના રોમરોમ પાગર્યો હતો. અત્યારે કૃપણતા-ની કારી કટારી ઝઝુમી રહી હતી. પલવાર તે ડગમગી પછી એક ઉંડો નિશ્વાસ નાખી. તે બોલી· "ગંગા ! એ મહાશય પાસે આ પેટી પાછી લઈ જા એમને કહેજે કે એ હું નથી સ્વીકારી શકતી"

ગંગા અજબ થઈ. "આ શું?" તેણે રાડ નાખી, "ભાન જતું રહ્યું છે કે શું? હું કહું છું તે તારા માન્યામાં નથી આવતું?"

"આવે છે બહેન !" સુવર્ણાએ મૃદુતાથી જણાવ્યું; "ત્હારો શબ્દે શબ્દ હું સમજી શકું છુ તેમજ હું તદ્દન સાવધાન છું. પરંતુ હું આ ઉપહાર સ્વીકારી શકું તેમ નથી."

ગંગાએ વૃથાજ પ્રશ્નોત્તરી જારી રાખી. સુવર્ણા એકની બે નજ થઇ છેવટે ગંગા એ પેટી લઇ લાટનરેશ પાસે ગઇ. એને દંડવત પ્રણામ • કરી તે બોલી "કૃપાનિધાન ! આ અમૂલ્ય હીરાના હારને ધારણ કરવા આપ એકનાજ લાયક છો •આ કીમતી ચીજનો સ્વીકાર કરો" રાજાએ તે હાર રાખ્યો. ગંગાને એ નજરાણાનો સારો બદલો મળ્યો સુવર્ણાને આ વાતની જરાએ ખબર પડી નહી.

થોડાક દિવસ વીત્યા બાદ પુરંદરની દાસી સુવર્ણા પાસે આવી "મારા શેઠે મને આપની પાસે મોકલી છે ને કહેવરાવ્યું છે કે આપ આવા માટીના ઝુંપડાઆશ્રી રહો તે એમનાથી જોયુ જતુ નથી ગમે તેવા તોએ તમે તેમનાં બાલસખી છો. તમારા પિતાજી એમના શિરછત્ર સમાન હતા તમારા કુટુંબને એમણે પોતાનુંજ કુટુંબ ગણ્યુ હતુ પોતાને ઘેર આવીને રહો એમ કહેવું તો એમને ઉચિત લાગતું નથી પરંતુ લેણદારો પાસેથી એમણે આપનુ ઘર ખરીદી લીધુ છે. આપ એને એક નજીવી ભેટ તરીકે સ્વીકારો એમ આશા રાખે છે એમના તરફથી આપના પુરાણા મહાલયને ઉપહાર તરીકે સ્વીકારશો તો એમના ઉપર મોટી કૃપા આપે કરી એમ તે ગણશે

ગરીબાઇના બધાએ શ્રમમાં પોતાનું બાલ્ય જે સ્થાનમાં કલ્લોલમા વીતેલુ તે સ્થાન છોડવુ સુવર્ણાને અત્યંત સાલ્યું હતું. જે આગણે તે નિર્દોષ રમતો રમી હતી, જે આગણે તેઓ અંતિમ નિદ્રામાં પોઢ્યા હતાં, તે વહાલસોયા આંગણે પોતે જીવનનો અંત નહીં આણી શકે એ વિચાર સુવર્ણાને ખુબજ સતાવતો એ પુરાણા ભુવનના નામ માત્રેજ તેનાં નયનમા અ નુ પુર ઉભરાઇ આવ્યું.

પેલી દાસીનો એણે બહુ બહુ આભાર માન્યો "આ ઉપહાર પણ મારે નજ સ્વીકારવો જોઈએ એ હું સારી રીતે સમજુ છું. પરંતુ હુ મારા મનની અભિલાષા રોકી શકતી નથી તારા શેઠનુ ભગવાન ભલું કરો એમના એકના અનેક થાઓ !"

દાસી વંદન કરી વીદાય થઇ ગંગા આ મુલાકાત દર્મીઆન હાજર હતી સુવર્ણાએ દાસીના ગયા પછી તેને કહ્યુઃ "માગથી એ વિશાલ નિવાસમા એકલાં નહીં રહેવાય. ગંગા બહેન ! તમારે પણ મારી સાથે રહેવા આવવુ પડશે"

ગંગાએ એ વાત માન્ય રાખી પોતાની નાનકડી શેઠાણી સાથે લક્ષ્મીનંદનના જુના આવાસે સંચરી.

પરંતુ પુરંદરને ત્યાં જવાની સુવર્ણાએ ગંગાને સાફ મનાઇ કરી. ગંગાએ પણ તે આજ્ઞા લોપી હોય તેમ જણાયું નહીં.

એક વાત સુવર્ણાને ખુબ મુંઝવતી. જુના ઘરમાં રહેવા આવ્યા પછી એક દિવસે ગંગાએ તેને કહ્યું: " બેન ! હવે પૈસાની આપણને બહુ તંગી નહી પડે. આપણે મજુરી કરવા પણ નહીં જવું પડે. મને રાજાના મહેલમાં નોકરી મળી છે. હવે પૈસા માટે જરાએ ચિંતા કરવાની રહેશે નહીં. ઘરની બધીએ સંભાળ હું રાખીશ પરંતુ તમને તો હું શેઠાણી તરીકેજ ગણીશ."

તપાસ કરતાં ગંગા પુષ્કળ દ્રવ્ય ખર્ચતી જણાઇ. સુવર્ણાના દીલમાં કૈં કૈં શંકાઓ થવા લાગી.

૭

અંતે પાછો પાંચમા વર્ષની આષાઢની કૃષ્ણ પંચમીનો દિવસ આવી લાગ્યો. સુવર્ણાના લગનની એ પાંચમી સંવત્સરી. સંધ્યાકાળ થવા આવ્યો તેમ તેમ એ પ્રસંગ યાદ લાવી સુવર્ણા વધુ ને વધુ વિચારમૂઢ બનતી ગઇ. " ગુરુજીની આજ્ઞાનુસાર હું કાલે પ્રભાતે મારી મુદ્રા પહેરી શકીશ. પરંતુ હું પહેરું કે ન પહેરું ? કેમ કરવું ?-એ વડે કદાચ મારા પતિનાં દર્શન કરી શકું. પરંતુ એમને મળવા મારું દીલ તલસે છે ? મારા હૃદયમાં બીજીજ મૂર્તિ કેમ હંમેશાં આલેખાઇ રહે છે ? મારો ધર્મ છે કે મારે સંયમ પાળવો—મારા દુષ્ટ હૃદયને દંડ દેવો. નહીં તો કેવા પાપપુંજ-માં પડતી જાઉં છું ? "

એજ ક્ષણે ગંગા વિસ્મયકારક રીતે ઉલ્લાસ-ભરી આવી.

" કેવું સરસ !" તે, ગાજી ઉઠી. " એનો અર્થજ મને તો નથી કળાતો. હવે શું થશે ?"

" પણ છે શું ?" સુવર્ણાએ પુછ્યું.

" દાસ દાસીઓનું એક લશ્કર મ્યાનો લઇ આપણને રાજમહેલે તેડી જવા આવ્યું છે. "

" ગાંડી થઇ ગાંડી. નાદાન બૈરી ! મને તે શું કામ રાજમંદિરે લઇ જાય ! "

પરંતુ તે વાત સત્યજ હતી. ઉપરોક્ત વાક્ય પુરું પણ ન થયું ત્યાં એક રાજાની દાસી આવી હાજર થઈ; નમસ્કાર કરી બોલી: " મારા દીર્ઘાયુષી મહારાજાનો આદેશ છે કે સુવર્ણાબાઇએ એકદમ અમારી સાથે રાજમંદિરે પધારવું."

સુવર્ણા તો છકજ થઇ ગઇ. ના કહેવાની હીંમતજ ન ચાલી. રાજાની આજ્ઞા ઉથાપાય ? વળી ધર્મસેન જેવા મહારાજા સમક્ષ જવામાં કોઇ પણ પ્રકારનો ભય નહતો. સદ્ગુણ ને મમતાના એ ભંડાર હતા. જાતે પવિત્ર હતા એટલુંજ નહીં પરંતુ એમના રાજ્યમાં કોઇ પણ સ્ત્રીનું અપમાન થવા સંભવ નહતો.

સુવર્ણાએ ગંગાને જણાવ્યું: " બહેન ! રાજાજી પાસે જવામાં શો વાંધો છે ? તમે ચાલો મારી સાથે. "

ગંગાએ કબુલ કર્યું. એની શેઠાણી મ્યાનામાં આરુઢ થઇ. ભભકાભેર તેમને રાજદરબારમાં લઇ જવામાં આવ્યાં. એક દાસીએ અંદર જઇ સુવર્ણાના આગમનની ખબર કરી. તુરતજ સુવર્ણાને અંદર લઇ જવા પાછી વળી.

ગંગા બહારજ ઉભી રહી. એની અધીરાઇ ને આતુરતાનો પાર નહોતો,

૮

રાજાના દર્શને સુવર્ણાપર સારી છાપ પાડી. કુલિન છાયાવાળો તે ઉંચો મનોહર પુરુષ હતો. એનું વક્ષઃસ્થલ કેસરીસમું વિશાલ હતું. એનું વદન લશ્કરી ભભકે દીપી રહ્યું હતું. લલાટ ભવ્ય હતું. નેત્રો સચોટ ને વિશાલ હતાં. એકંદરે પ્રભાવશાળી મનુષ્ય પરખાઇ આવતો. આવી આકર્ષક ને ગૌરવ-પૂર્ણ વ્યક્તિ ભાગ્યેજ કુલિન કુટુંબની સ્ત્રીની નજરે ચઢે છે. રાજાને પણ એમ થયું કે રાજમહાલયમાં પણ સુવર્ણા જેવી સ્ત્રીઓ વિરલજ જડે છે.

રાજાએ પ્રશ્ન કર્યોઃ "આજ સુવર્ણા કે ?"

સુવર્ણાએ જવાબ વાળ્યો "હાજી ! હુંજ"

"મેં આપને કેમ તસ્દી આપીને સાંભળો !" રાજાએ કહેવા માંડ્યું; "આપના લગ્નની રાત્રિ આપને બરાબર યાદ છે ?"

"જી, જરુર."

"એ રાત્રે આનંદસ્વામીએ આપેલી વીંટી હજીએ આપની પાસે છે ?"

"છે મહારાજ ! પરંતુ આ બધી ખાનગી વાતો છે. આપ મહારાજને એ સર્વ કયાંથી વિદિત થયું ?"

સુવર્ણાના પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાને બદલે રાજાએ આગળ ચલાવ્યું. આપની મુદ્રા કયાં છે ? મને બતાવો જોઇએ."

"મહારાજ ! હું ઘેર મુકી આવી છું" સુવર્ણાએ જણાવ્યું; "પાંચ વર્ષની મુદત પુરી થવાને હજી એકાદ પ્રહારની વાર છે. મુદ્રા ન પહેરવાનો સ્વામીજીનો આદેશ છે તેને મારે હજીએ વળગાજ રહેવું જોઇએ."

"ભલે પરંતુ આનન્દસ્વામીએ આપના પતિને આપેલી મુદ્રા આપ ઓળખી શકો ખરાં ?"

બંનેએ મુદ્રિકાઓ એક સરખીજ હતી. મારી વીંટીને મળતી આવે તો બીજી વીંટી હું જરુર પીછાની શકું."

રાજાએ સુચના કરતાં એક દાસી એક નાની પેટી લઇ ત્યાં હાજર થઇ. એમાંથી મુદ્રા લઇ રાજાએ સુવર્ણાને આપી.

"જુઓ, આ એજ મુદ્રિકા હોય ?"

સુવર્ણાએ દીપક પ્રકાશમાં એને સંભાળથી તપાસી જોઇ.

"મહારાજ ! આજ મારા પતિની મુદ્રિકા. પરંતુ આપની પાસે એ કઇ રીતે આવી ?" વળી સહજ વિચારી તે બોલીઃ "મહારાજ ! આ મુદ્રાનાં દર્શને મને સંશય પડે છે કે હુ વિધવા થઇ હોઇશ મારા પતિના અવસાન પછી તે આપના હાથમાં આવી હશે. એવું ઘણીવાર બને છે. નહીં તો મારા પતિ એથી અળગા થાતજ નહીં."

રાજાએ હસીને કહ્યુઃ "તમે વિધવા નથી."

"તો મારાથી પણ વધારે દરિદ્ર સ્થિતિમાં તે આવી પડ્યા હશે; ના છુટકે તેમને આ મુદ્રા વેચવી પડી હશે."

"ઉલટુ તારા પતિ એક શ્રીમંત છે."

"ત્યારે આપે મારા પતિ પાસેથી તે મુદ્રિકા જોર જુલમથી પડાવી લીધી હશે."

"આવા હીંમતભર્યા જવાબોથી રાજા ઘડીભર દિંગ થઇ ગયો. "તું ઉદ્ધત જણાય છે. રાજા ધર્મસેનને આજ સુધી કોઇએ પણ લુટારો કે લુચ્ચો કહ્યોજ નથી."

"તો પછી આપના હાથમાં એ મુદ્રા આવેજ કેમ ?"

" મારા લગ્નની રાત્રિએ આનન્દ સ્વામીએ મને પહેરાવી હતી."

આ વચનો સાંભળતાંજ સુવર્ણા લજ્જા-ભારે દબાઇ ગઇ. " મારા કુમાર ! તમારી દાસીનો અપરાધ ક્ષમા કરો. સ્ત્રીઓમાં ઝાઝી અક્કલ ન હોય. મારી અજ્ઞાનતામાં ગમે તેમ બોલી હું પાપના પુંજમાં ઢળી પડી છું."

૯

આવું અત્યુત્તમ પદ શોભાવનાર વ્યક્તિની પોતે પત્ની છે એ સાંભળતાં સુવર્ણા આશ્ચર્ય-ચકિત થઈ ગઈ. પરંતુ એનામાં આનંદ કે અભિમાનની છાયા સરખી પણ દેખાઇ નહીં. એનો સઘળો ઉત્સાહ મંદ પડી ગયો. તેણે વિચાર્યું: "આટલો સમય પુરંદરથી હું દૂર રહી છું. પરંતુ એ વેળા એમ નહોતું કે હું અન્યને પરણેલી છું. આજથી પ્રેમવીહોણાં લગ્નનાં કાતીલ દુઃખો મારે અનુભવવાં પડશે. મારા હૃદયથી તો હું પુરંદરનેજ વરી ચુકેલી છું. આમ બીજાને ચાહી હું આ મહાન પુરુષનું ઘર શી રીતે શોભાવી શકીશ ?"

આવા આવા અનેક તરંગોમાં એનું મન મુંઝાઇ રહ્યું.

" સુવર્ણા ! આ પ્રમાણે તું મારી પત્ની ગણાઉં. પરંતુ તારો સ્વીકાર કરતાં પહેલાં મારે તને કેટલાક પ્રશ્નો પુછવાના છે. પ્રથમ પુછું કે "પુરંદરના મકાનનું ભાડું આપ્યા વિના તમે કેવી રીતે રહો છો ?"

સુવર્ણા નીચી નજરે શરમાઇ ઉભી રહી.

વળી રાજાએ પુછ્યું: " અને તમારી દાસી ગંગા વારંવાર પુરંદરને ત્યાં આવજા કેમ કરે છે ?"

સુવર્ણા વધારે લજવાઇ–દુઃખી થઇ. તેણે મનમાં વિચાર્યું: " રાજા સર્વજ્ઞ હશે ?"

રાજાએ આગળ ચલાવ્યું: " એથીએ વધારે મહત્વની બીજી એક વાત છે. તમે પરિણીત સ્ત્રી હોવા છતાં પુરંદર પાસેથી અમૂલ્ય હીરાનો હાર કેમ સ્વીકાર્યો હતો ?"

આ વેળા સુવર્ણામાં જવાબ આપવાની હીંમત આવી. " મહારાજ ! આપ સર્વજ્ઞ નથીજ એ હવે સમજાયું. મેં એ હારનો અસ્વીકાર કર્યો હતો."

" નહીંજ. એ હાર તમે મને વેચ્યો હતો. જુઓ, આ રહ્યો."

એમ કહી રાજાએ એક પેટી ઉઘાડી એ હાર સુવર્ણાને બતાવ્યો. હારને તે એકદમ ઓળખી શકી. મૂઢ બની ગઇ છતાંએ ગણગણી: " મહારાજ ! હું જાતે આ હાર વેચવા આવી હતી ?"

" ના, પરંતુ તારું કામ કરનાર ગંગા તે મારી પાસે લાવી હતી. એને બોલાવું ?"

સુવર્ણાને આથી ઘણુંજ દુઃખ થયું; પરંતુ અચાનક એક વિચાર સ્ફુર્યો. તેનાથી સ્મિત કર્યા વિના ન રહેવાયું. ત્વરાથી એ બોલી: " મહારાજ ! હું મારો ગુનો કબુલ કરું છું. ગંગાને બોલાવવાની બીલકુલ જરુર નથી. મેંજ આપને એ હાર વેચ્યો હતો તે મારે કબુલ મંજુર છે."

આ વેળા રાજાને વિસ્મિત થવા વારો આવ્યો. તે બોલ્યો: "સ્ત્રીઓની વર્તણુંકજ અકલિત હોય છે. તમે પરણેલાં હતાં છતાંએ આવો ઉપહાર પુરંદર પાસેથી કેમ સ્વીકાર્યો ?"

"એની ગાઢ પ્રીતિના સ્મરણચિહ્ન તરીકે–"

રાજા વળી વધારે અજબ થયો.

"એટલે ?" તેણે પુછ્યું: "કેવી પ્રીતિ ?"

"મહારાજ !" તે બોલી ઉઠી; " હું એક દુષ્ટ સ્ત્રી છું. તમારી પત્ની થવાને હું બીલકુલ

લાયક નથી. આપને કરગરીને વીનંતી કરું છું કે મને એકલીજ રહેવા દો. આપ મને પરણ્યા હતા એ વાતજ વીસારી મુકો."

સુવર્ણાએ નીચા નમી પ્રણામ કર્યા. તે જવા જતી હતી ત્યાં રાજાનું મુઝાએલું મુખારવિંદ આનંદી સ્મિતથી ઝળકી ઉઠ્યું ને ખડખડાટ હસી પડયા.

સુવર્ણા એમના તરફ વળી.

"સુવર્ણા!" તે બોલ્યા; "તેં મને હરાવ્યો છે. પરિહાસયુદ્ધે હું પરાજીત થયો છું. જો તું દુષ્ટ નથી, હું તારો પતિ પણ નથી. માટે ઉભી રહે."

"મહારાજ!" તે બોલી; "આ બધું કરવાનું કારણ આપની દાસીને સમજાવશો? હું એક ગરીબ સ્ત્રી છું. આ દાસીના ભોગે આપના જેવા મહાપુરુષ આનંદે એ મનાય ખરું?"

રાજા હજી પણ હસતાજ ઉભા હતા. "ભલી બાઇ! મારા જેવા મહાપુરુષો આવી બેહૂદી રીતભાતનાજ શોખીન હોય છે. હવે ઝવાહીરની પેટીમાંથી તમને એક ફાટેલો કાગળ મળ્યો હતો નહીં વારુ? હજી એ તમારી પાસે છે?"

"મહારાજ! આપ સર્વજ્ઞ છો. હજી એ પત્ર મારી પાસેજ છે."

"ઠીક" રાજાએ કહેવા માંડ્યું; "મ્યાનામાં બેસી ઘેર જાઓ ને એ પત્ર લઈ આવો. ત્યારબાદ આપણે બાકીની વાત કરીશું."

૧૭

મહારાજાના આદેશ અનુસાર સુવર્ણા મ્યાનામાં બેસી ઘેર ગઇ, પેલો ફાટી ગએલો પત્ર રાજાજીને લાવી આપ્યો. રાજાએ તેને ધ્યાનપૂર્વક તપાસી એક એવોજ બીજો ટુકડો પોતાની પાસેથી બહાર કાઢ્યો. બન્ને કકડા ભેગા કરવા સુવર્ણાને આજ્ઞા કરી. બન્ને કકડા એક બીજાને મળી રહ્યા.

"હવે વાંચો" રાજાએ કહ્યું.

સુવર્ણાએ વાંચ્યું–

"ગ્રહપરીક્ષાથી હું એવા નિર્ણય પર આવ્યો છું કે તમારી જન્મોત્રી પ્રમાણે ભવિષ્ય અશુભ છે. સુવર્ણ પ્રતિમાશી સુવર્ણાનો વૈધવ્યયોગ નીવારવોજ જોઇએ. લગ્નથી તે ભયંકર કમનસીબનો ભોગ થશે. જ્યોતિષની ગણત્રીથી મેં શોધી કાઢ્યું છે કે તે નાની ઉમ્મરે વિધવા થશે. પરંતુ એ પતિપત્ની પાંચ વર્ષો સુધી એકબીજાને જોવા ન પામે તો હું સરળ કાર્યક્રમ ઘડી આપું. એ પ્રમાણે વર્તવાથી તેઓ ભયદાયક ગ્રહદશાને નીવારી શકશે.'

સુવર્ણા વાંચી રહી એટલે રાજાએ કહ્યું; "આ કાગળ અનદરબમીએ તમારા પિતાજીને આપ્યો હતો."

"હવે હું સમજી" સુવર્ણા બોલી; "લગ્નવેળાએ મારી આંખે પાટા બાંધવામાં આવ્યા હતા. સઘળી ક્રિયા એવી અસાધારણ છુપી રીતે પતાવી દેવામાં આવી હતી. પાંચ વર્ષ સુધી એ મુદ્રાઓ ધારણ કરવાની અમને મનાઇ કરવામાં આવી હતી. એ સર્વ વિગતોનો અર્થ મને સમજાયો. પરંતુ બીજી બાબતો હજીએ અકલિત રહી છે."

"ખરેજ" રાજાએ અનુમોદન આપ્યું; "આ પત્ર મળતાંજ તમારા પિતાજીએ પુરંદર સાથેના લગ્નની વાતચીત પડતી મુકી; ને પુરંદરે જાતેજ નિરાશામાં જવાનો પ્રવાસ વહોરી લીધો.

" મહારાજ ! " તેણે કહ્યું; " હજી એક વાત સ્પષ્ટ કરી આ દાસી પર ઉપકાર કરો. પુરંદર તો જાત્રા ગયા હતા. કાશીમાં લગ્ન પ્રસંગે ક્યાંથી આવી શક્યા ? વળી એ ત્યાં જઇ શક્યા તો અમે કેવી રીતે અંધારામાં રહ્યાં ? "

" આહ ! " રાજાએ કહ્યું; " એ વાત સહેલાઇથી સમજાય તેવી છે. સ્વામીજી ને પુરંદરના પિતાજીએ પુરંદરને સીધા કાશી મોકલવાની ગોઠવણ કરી હતી. ત્યાં લગ્ન પતી જાય પછી સીધાજ પાછા વળે એમ ઠરાવ્યું હતું. એ વેળા ભૃગુપુર આવવાનુંજ નહોતું. એ રીતે એની હીલચાલ ભૃગુકચ્છની લોક બત્રીસીએ ચઢતી અટકી. "

પુરંદર માનપૂર્વક પ્રણામ કરી બોલ્યોઃ " મહારાજ ! આજે મારા ઉરની અભિલાષા સંપૂર્ણ થઇ. કૃપાળુ વિધાતા આપની પણ સર્વ મનોકામના પુરો. આપના સમસ્ત સામ્રાજ્યમાં પુરંદર સુવર્ણાના યુગલ જેવું સુખી દંપતી અન્ય કોઇજ નથી. " *

* મૂલ લેખક—બંકિમચંદ્ર ચેટરજી



## સ્ત્રીઓનાં બંધન

[અનુસંધાન પૃષ્ઠ ૪૬૦ થી]

### પ્રેમરાય

મને તો આટલું બધું ઝીણું કાંતવાની અને પેટ ચોળીને આવા શૂળ ઉભા કરવાની જરૂર કંઈએ દેખાતી નથી!

### કંદર્પ

પણ મને તો જણાય છે. કારણ કે જે પુરુષજાતિ માટે આ બહેનોએ આની મખાન છતાં વ્યાજબી ટીકાઓ કરી છે તેમાંનો એક હું હોવાથી શરમથી મને મારું માથું નીચું નમાવવાની જરૂર લાગે છે.

### ગણપતિ

(ટીખળ કરીને)-વાહરે! કંદર્પકુમાર, તમે તો ઠીક સ્ત્રી વર્ગની ખુશામત કરવા માંડી

### કંદર્પ

તમે ભૂલ્યા! જો મારે ખુશામત કરવી હોત તો બીજા કોઈ લોકની માફક અણનોતર્યો બીજા કોઇને બારણે ભટકયા કરતો હોત પણ જેમ મને કોઈક ભલી છોકરીઓને મપકાવવાનો કે અંકુશમા રાખવાનો શોખ નથી તેમ દીવાનાની માફક-કોઇની પાછળ પાછળ દોડવાનો ને કોઇની મોહજાળમાં પણ ફસાઇ જવાનો અનુભવ નથી.

### ગણપતિ

અનુભવ નહીં થયો હોય તો હજી ભવિષ્યમા થશે:

[કેટલાક આ વખતે મેના તરફ નજર કરી].

### કંદર્પ

ખેર, ભવિષ્યની વાત બાજુએ રાખીશું પણ આજે રજુ થએલી વાતોમા જે પુરુષોની ભયંકર સત્તાનો અને સ્ત્રીઓની કમકમાટી ઉપજાવે એવી પરાધીનતાનો જે માર મમળાએલો છે તેને તો કોઇ પણ વિચારવંત માણસ કબુલ કર્યા વગર રહેશે નહી મેનાબહેને આના ઉપાયનો જે પ્રશ્ન પુછ્યો છે તે ખરેખર ઘણો ગહન ને કઠિન છે, પણ મને તો એટલું તો ચોક્કસ લાગે છે કે ભવિષ્યની સમાજસૃષ્ટિમા મોડા કે વહેલો એવો કાળ જરૂર આવશે કે જ્યારે સ્ત્રીઓ સર્વ પ્રકારની સ્વતંત્રતા ભોગવશે એટલુંજ નહીં પણ લગ્ન કે સંસારના સર્વે સવાલોમા નવા વિજ્ઞાનશાસ્ત્રના વિધાન મુજબ સ્ત્રીઓ આ વિષયોમાના પુરુષો કરતાં પણ પ્રધાન સત્તા ભોગવશે. આ પરિણામમા મુખ્યત્વે કરીને તો નવા જ્ઞાનની રોશનીજ ખરી સહાય કરશે નવા પૈગામથી પ્રેરાએલા ઘણાએ પુરુષો પણ મદદ કરશે, પણ વહનનો ખરો ભાર તો નવા જમાનાની સ્ત્રીઓનેજ ઉપાડવો પડશે આજે કોઇક મેનાબહેન ને માલતીબહેન છે તેને બદલે સેંકડો મળીને એક અવાજે લડત ચલાવશે ત્યારે ગમે તેટલી સ્થૂલ સત્તા ચલાવનાર રાજપુરુષો ને રૂઢિ રક્ષકોના ભાર નથી કે તેઓ લાખો વખત સામે ટકી શકે?

### મેના-માલતી

(સાથે) સાબાસ, કંદર્પભાઇ સાબાસ!

### લેડી વરજીવનદાસ

(ઉભા થતા થતા) ચાલો હવે તમે બધા તો બહુ serious (ગંભીર) થઇ ગયા! હવે જરા ફરીને હવા ખાઇએ!

[બધા ઉઠે છે ને નાની ટુકડીઓમા વહેંચાઇ જાય છે].

# પ્રવેશ સાતમો

[ પ્રેમરાય હવે મેનાને સમજાવવાને કંઈક અધીરો થઇ જાય છે તેથી તેને ઉડાવવાને તે શેઠી વરજીવનદાસની સાથે જાય છે. કંદર્પ, મહેરાં ને કુસસનની એક જુદી ટુકડી એક બીજી દિશામાં જાય છે ને રંગભૂમિ પર માલતી ને સુમતિ દેખાય છે ને તેમની પાછળ ગણુપતિશંકર આવતો જણાય છે ].

ગણુપતિ

માલતીબહેન તમને એમ નથી લાગતું કે તમે જરા fast (ઝડપે) જાઓ છો ?

માલતી

અમે fast (ઝડપે) ? ઉલટાં અમે તો હજી અઢારમી સદીમાં હોઇએ એમ અમને લાગે છે.

ગણુપતિ

( કચવાઇને ) ઠીક પણ તમે એમ નથી ધારતા કે તમે મોટી છોકરીઓ આવું વધારે પડતું બોનો તેથી નાની છોકરીઓપર જરા માઠી અસર થઇ જાય ?

માલતી

અહોહો ! ત્યારે તો એમ કહોને કે બધી તવાઇ મારા પરજ આવી છે ?

ગણુપતિ

( જરા patronising tone (મુરબ્બી ભાવ)માં ) ના, હું કોઇ કોઇના પર અંગત ટીકા કરવા નથી માગતો. વળી તમારે એમ પણ સમજવું કે અમુક વિચારો દર્શાવવામાં પણ કોઇના કંઇક હેતુ પણ હોય.

[ આ વખતે માલતી ને સુમતિની આંખો મશ્કરીમાં મળી ].

સુમતિ

એટલે શું તમે કંદર્પભાઇના પર કંઈ આક્ષેપ મુકવા માગો છો ?

માલતી

(તેને વારવાનો ડોળ કરતી હોય તેમ) તું-એ વળી નકામું આવું શું ધારી લે છે ?

ગણુપતિ

વાહ માલતી બહેન ! તમે બોલ્યાં તે...

સુમતિ

શું બોલ્યાં કપાળ ? શું તમે એમ ધારો છો કે બધી અક્કલનો ઇજારો પરમેશ્વરે તમને જ આપ્યો છે ?

ગણુપતિ

તે એવું મેં ક્યાં કહ્યું છે ?

(મામલો ચેતેલો જોઇને માલતી "એ આવી" મોટથી બોલીને બાજુ પર સટકી જાય છે, )

સુમતિ

વહેલી આવજે. ઠીક હવે એકલા છો તો તમને મારે સાફ સાફ કહી દેવું જોઇએ કે...

ગણુપતિ

પણ છે શું ?

સુમતિ

બસ હવે તમારે જરા સાંભળવુંજ પડશે. મેં જે દાખલો આપ્યો તેનો અર્થ તમે કંઈ સમજ્યા ખરા. ?

ગણુપતિ

તે તમારા અમદાવાદના દોસ્તોને હું શી રીતે ઓળખું ?

સુમતિ

અરે ! અમદાવાદમાં તો ગમે તે હશે પણ ઘર આંગણે તો નજર કરો !

[ ગણુપતિ કંઈ ન સમજ્યાનો ડોળ કરે છે.]

સુમતિ

આ તમે ને પ્રેમરાયે માશીબાની મહેરબાની મેળવીને મારા ને મેના પર પુરપાટ હુમલો કરવા માંડ્યો છે તે !

ગણુપતિ

પણ તમે તો એમ કહેતાં કે તમારી સખીઓને છેવટે આધીન થવુંજ પડશે.

સુમતિ

પણ એ બીચારી તો અમદાવાદની અને અમે તો મુંબાઇગરી એટલે ફેર તો પડેને.

ગણુપતિ

( ફીકે મોંએ ખોટું હસવાનો ડોળ કરીને અં......હે......એ......મ !

સુમતિ

હાજી, ને તમને હમણાં એટલુંજ કહેવાને આવવાં દીધા છે કે તમારા બંનેના પ્રયાસનું વિપરીત પરિણામ આવી ગયું છે ને તેથી કાલથી તમારે નકામી દોડાદોડ કરવાની જરુર રહેશે નહીં ! મેનાએ પણ આજથીજ પરખાવી દીધું છે !

ગણુપતિ

પણ પિતાજી......ને કાંતામાશીને......

સુમતિ

બસ ! હવે આ વાત આટલેથી અટકરી. પિતાજી તો બેપરવા છે અને માશીબાનાં કાવત્રાં હવે નહીં ચાલી શકે એ વાત છેવટનીજ સમજશો !

[ એટલામાં મહેરાં, માલતી વગેરે બાજુમાંથી આવે છે તેમની સાથે સુમતિ ભળી જાય છે; ગણુપતિ એકલો ઉભો રહે છે એટલામાં એકલાં વાત કરતાં પ્રેમરાય ને મેના બાજુ પરથી આવે છે ]

પ્રેમરાય

પણ આવા impractical હવાઈ વિચારો રાખવામાં તમને કે સાર જણાય છે.

મેના

તેમાંથી સાર તો એ મળે કે જેઓ સ્થુળ વિચારો ધરાવતા હોય તે અનાયાસે દૂર થાય.

પ્રેમરાય

( કંઇજ ન સમજાવાનો ડોળ કરીને ) મેનાબ્હેન તમારા માટે મારા દીલમાં ખરેખર સાચી લાગણી છે તેથી તમારા ભલાને માટે ને વળી તમારા વડીલોની શાંતિને માટેજ જરા શાણા વિચારો કેળવવાની તમને...

મેના

તમે વીનંતી કરો છો ! ઠીક ! પણ મારી એકજ પેઢીનાં દીલ તમારે ઠારવાં છે...એ ત્રણ...સાત......સત્તાવીશ પેઢીનાં નહીં !

પ્રેમરાય

તમે તો વળી મશ્કરી પર ચઢ્યાં !

મેના

તમે ભુલ્યા પ્રેમરાય ! આજે મશ્કરી નથી કરતી. આજે તો તમારી બધી મશ્કરીઓનો અંત લાવવાનો નિશ્ચય કર્યો છે !

પ્રેમરાય

એટલે શું મેં તમારી કૈં મશ્કરી કરી ?

મેના

એક વાર નહીં પણ હઝારવાર. તમારા પૈસાનાજ જોર પર મને વરવા ચાહો છો એ મશ્કરી નંબર વન !

પ્રેમરાય

( ખોટું હસીને ) અહો ?

મેના

તેમાં મારી માશીબાની ખુશામત કરીને પુરી અનુકુળતા મેળવી તે મશ્કરી નંબર ટુ !

પ્રેમરાય

ઠીક......

**મેના**

તે હું જરા તમારું માપ કાઢવાને થોડો વખત તમારી સંગત રહી તેથી તમે છેકજ ચઢી વાગ્યા છો એ મશ્કરી નંબર થ્રી!

**પ્રેમરાય**

(જરા ઉશ્કેરાઇને) હું ચઢી વાગ્યો?

**મેના**

અલબત્ત! નહીં તો કંદર્પભાઇની સાથે મેં રમવાનું નક્કી કર્યું તેમાં વાયડી સલાહ આપનાર તમે કોણ?

**પ્રેમરાય**

પણ મેં તો લોકોની ટીકા......

**મેના**

હાસ્તો, જુવાન દેખાતા ઘરડાઓની ટીકાથી મને બચાવવાને! ખેર! ને તમે વળી ગણપતિના જેવા ચૌદમી સદીના ગુરુદાસને મારી ગરીબડી બહેન ઉપર ઠોકી બેસાડવાનો પ્રયત્ન કર્યો તે મશ્કરી નંબર ફોર!

**પ્રેમરાય**

પણ એમાં...

**મેના**

કંઈ નહીં, ને હવે તમારી ધીરજની વધારે વાર કસોટી નહીં કરું! તમોને કૃષ્ણ શિશુપાળની વાત તો ખબર છે? શિશુપાળ સો વચન બોલ્યો ત્યારે કૃષ્ણે એકજ સપાટે તેને સાફ કર્યો–તમે અત્યાર સુધી બધી બાજી ખેલી છે. અને હમણાં પણ મારી સાત પેઢી તારવાને માટે ઉધુચતું સમજાવતા હતા—એટલે મારે હવે તમને વિનયપૂર્વક એટલુંજ જણાવવાનું રહે છે કે આ ઘડીથી તમારી માની લીધેલી બધી દોસ્તી ને હકનો અંત આવ્યો છે ને હવે તમે કૉલેજના બીજા કોઇ છેક સાધારણ છોકરા જેવાજ ગણાશો.

**પ્રેમરાય**

(જરા ચીઢાઇને) એટલે હવે પેલા કંદર્પને......

**મેના**

હા એ કંદર્પ ગરીબ છે તોએ અક્કલમાં ને હીંમતમાં તો તમારા કરતાં હજારે ઘણો સારો છે તેથી તેની દોસ્તી કરીશ. હવે ધરાયા? પણ જો હવે તેને વીશે એક અક્ષર પણ વધારે બોલશો તો તમે તમારી વાત જાણ્યાં!

[ એટલામાં કંદર્પ માલતી વગેરે બધાં બીજી પાસથી આવે છે ને હારેલો ગણપતિ પ્રેમરાયની સોડમાં ભરાય છે. બધાંને વીખરાવાનો વખત થાય છે એટલામાં મેના ને સુમતિ કંઇક મસલત કરે છે. ]

**માલતી**

મેના, તારી વાત તો કંઇ ખુબજ ચાલી! ઘણું મોડું નથી થયું?

**લેડી વરજીવનદાસ**

નારે, હજી તો ખરેખરી મઝા કરવાનો વખતજ હમણાં થાય છે.

**મેના**

પણ મારી વાતમાંથી કંઇ અદ્દભુત પરિણામ આવ્યું હોય તો?

**માલતી**

તું તો હંમેશાં નવાઇનુંજ કરવાની!

**મેના**

પણ તને ખબર છે કે હમણાંજ ગણપતિભાઇ ને પ્રેમરાય આપણા વિચારથી કેટલા બધા વિરુદ્ધ હતા?

**કંદર્પ**

હાસ્તો વળી.

**મેના**

મેં કંદર્પભાઇ તમે જાણીને બહુજ રાજી થશો કે મેં ને સુમતિએ તેમની સાથે વાત

કરીને તેમના બંનેનાં દીલને એટલાં બધાં પીગળાવી નાખ્યાં છે કે...

મહેશ-કુલશન

(સાથે) અહો !

મેના

હવે તેમના બધા વિચારોમા ઘણુંજ આશ્ચર્યકારક રુપાંતર થઇ ગયું છે...

પ્રેમરાય

ખરેખર !

મેના

ને તેમની બધી ખોટી ધારણાઓને માટે હવે તેમને ઘણુંજ પશ્ચાતાપ થાય છે.

ગણપતિશંકર

ચોક્કસ !

કંદર્પ

અહો ! ત્યારે તો મારે તમને બહુજ warmly congratulate કરવા જોઇએ.*

---

* અમારા છાપખાનાના ફેરફાર પ્રસંગે આ લેખના છેલ્લા ત્રણ સંવાદો ક્યાક ગુમ થઇ ગયા છે તેથી લેખક અને વાચકની ક્ષમાયાચના સાથે આ લેખ અહીંથી સમાપ્ત કરીએ છીએ—ઉપતંત્રી.

# લીકોકનું અર્થશાસ્ત્ર

[અનુસંધાન પૃષ્ઠ ૪૬૪ થી]

એમાંથી આછા લીલા રંગનો ઝાંખો-નહીં જેવો પ્રકાશ બહાર આવે છે. વળી તમે જોઇ શકશો કે એ તદ્દન ખાલી છે. કરોડાધિપતિઓનું મગજ પણ બરાબર એવુંજ હોય છે (અપવાદ તરીકે કોઇક વખત તે ખાલી હોવાને બદલે અંદર ભુલથી કાંઇકે ભુસું ભરેલું માલમ પડે છે) અને એવુંજ મગજ ચોથી હારમાં ત્રીજા બેઠેલા પેલા વિદ્યાર્થીનું પણ છે. મારું ભાષણ સાંભળવા કરતાં ઉંઘવું તેને વધુ પ્રિય છે. એ માનવંત ગૃહસ્થના કોઇક પડોશી કૃપા કરી એમના શિર્ પર ત્વરિત ગતિએ હસ્તપ્રક્ષેપ કરવાની તસ્દી લેશે?...યથાર્થ...એક વિશેષ... બસ, બસ. થયું.

"અર્થશાસ્ત્રનું બીજું મુળતત્ત્વ મુડી -અર્થાત્ બીજાને મુકવાથી જે એકત્ર કરી શકાય તે-Capital છે. પ્રજા પાસેથી જેમ બને તેમ વધુ કઢાવી, કર તરીકે સરકારને જેમ બને તેમ ઓછું અથવા બની શકે તો કૈં પણ ન આપવામાં એનો સમાવેશ થાય છે મુડી ના ત્રણ પ્રકાર છે. (૧) તમારી હુંડીઓ સ્વીકાર્ય જાય એવો કોઇ શરાફ શોધી કાઢવો. આનું નામ શાખ-Credit. (૨) તમે નાણા ક્યારે પાછાં આપો છો તેની જેને દરકાર નથી એવા કોઇ ધીરનાર પાસે પૈસા વ્યાજે મેળવવા; આનું નામ પ્રયત્નહીન પ્રાપ્તિ-Unearned Increment. (૩) તમે નાણાં ભરપાઇ કરી આપો છો કે નહીં તેની જેને પરવા હોતી નથી એવા ધણી પાસેથી તે ઉછીના લેવાં. આનુ નામ ઉઠાઉગીરી-Swindling. આમાંની પ્રથમ સીવાય કોઇ પણ રીત તમે બીનજોખમે અખત્યાર કરી શકશો. પરંતુ ભુલેચુકે પણ બેંકોનો પ્રારંભ કરશો નહીં. સ્વતંત્ર-શોધખોળ કરી વિષયના આ ભાગનો મેં બારીક અભ્યાસ કર્યો છે.

વાત એમ બની કે એક વખત એકાએક એક બેંકમાં હું રુપીઆ મુકવા જઇ ચઢયો. (હવે તો સ્વપ્ને પણ કોઇ દિવસ ફરી જવાનો ખ્યાલ નહીં કરું.) બેંકના મેનેજરે પ્રથમ તો મને ડીટેકટીવ ધાર્યો. પણ પોતાની ભુલ જણાતાંજ તેણે મારી માફી માગી અને મને લુંટી લેવાની પેરવી કરી. પરંતુ હું કૈં એના-થી ઉતરું એમ નહોતુ. પૈસા વ્યાજે મુકી રહ્યો કે તરતજ મેં તે પાછા ઉપાડી લીધા ને મેનેજરને છક્કડ ખવડાવી. એ નાણાં પ્રકરણ સંપૂર્ણ હસ્તગત કર્યું છે એમ તેને આખરે કબુલ કરવું પડ્યું.

બેકીંગનો ખરો ભેદ એમ છે કે શરાફ (Cashier) જેટલી રકમ ઘરાકો-ને ચુકવી આપે છે તેનાથી અનેક ઘણી વધારે મેળવવાનો પ્રયત્ન કરે છે. અને ઘરાક પોતે જેટલાં નાણાં જમે કરાવે છે તેનાથી વિશેષ ઉપાડવાની કોશીષ કરે છે. વિષય જરા ગુંચવણ ભર્યો છે. માટે એ વીશે જેમને વધુ માહીતી જોઇતી હશે તેમને મારા પુસ્તક Literary Lapses ના My Financial Career નામના પ્રકરણમાંથી મળી શકશે.

"અર્થશાસ્ત્રનું ત્રીજું મુળ તત્ત્વ મજુરી -Labour છે. ગદ્ધા વૈતરું, કુશળ કામદારી અને સખત મજુરી એવા એના અનેક પ્રકારો છે. ઉપલા ત્રણમાંથી પહેલા બેમાં દ્રવ્યની ઉત્પાદન-Production of wealth ને અર્થે જોઇએ તેથી ઘણા વધુ માણસો રોકાએલા માલમ પડે છે. જ્યારે ત્રીજા પ્રકારમાં જોઇએ તેની અડધી સંખ્યા પણ જણાતી નથી. મજુરી વિના કોઇ પણ વસ્તુ બનવી-અશક્ય છે. કામદાર મંડળો, હડતાલો, હુન્નર ઉદ્યોગો-

એ સ્ત્રી એને અભાવે અવશ્ય બંધ પડે. મુડી અને મજુરી વચ્ચે ઘણો ભેદ છે. મુડી સૌ કોઈ વાંચ્છે છે; મજુરી કોઈજ ઇચ્છતું નથી, તમારી પાસે જેમ વધુ મુડી હોય તેમ બીજાઓ પાસેથી તે વધુ ને વધુ પડાવી લેવાની તમારી દાનત થાય છે; પરંતુ મજુરી તમારે માથે જેમ વિશેષ હશે તેમ તે વધારે ને વધારે બીજાના પર ધકેલી દેવાનું તમને મન થશે. તમારા પોતાના પરથી મજુરીનો બધો બોજો દૂર કરી બીજાઓ પર તે સફળતાથી તમે લાદી શકશો તો તમારી વ્યવસ્થા શક્તિનાં અસંત વખાણ થશે અને વ્યાપારધંધામાં પણ તમને પુરી ફત્તેહ મળશે. શારીરિક મજુરી કરનાર કામદાર વધુમાં વધુ વખતમાં થોડામાં થોડું કામ કરી ભારેમાં ભારે રોજ માગવાના અર્થશાસ્ત્રના જાણીતા સિદ્ધાંત પર આધાર રાખે છે. કુશળ કામદાર અને માનસિક શ્રમ લેનાર મજુર (આને મજુર કહેવો એ શાસ્ત્રીય પદ્ધત્યનુસાર યોગ્ય છે કે કેમ તે વીશે મતભેદને–અર્થાત્ તકરારને–ઘણું સ્થાન છે) એ બંનેનાં દર ઘણાજ ભારે હોય છે. પાંચજ મીનીટમાં કરેલા કામની કમાણી પર પાચેક વર્ષ સુધી તે હવાખાવાના સ્થળે મોજથી રહી શકે છે. ત્રીજા પ્રકાર–સખત મજુરી—માં નહીં જેવું મળતર હોય છે. જેલ નામનાં સરકારી કારખાનાઓમાંજ તેમની જરુર પડે છે.

"અર્થશાસ્ત્રનું એક 'શાખાતત્ત્વ' મજુરીના દર છે. Starvation Wages અને Luxury Wages એવા એવા બે પ્રકાર છે. દરેક મજુરની નજરે તે હમેશ પહેલા પ્રકારનો અને મુડીવાદીની દૃષ્ટિએ સદા બીજા પ્રકારના હોય છે. વળી પોતાના સીવાય બીજા મજુરોને બીજાજ પ્રકારનો રોજ મળે છે એમ પણ દરેક મજુર માને છે.

જેમને કંઈ પણ રોજ નથી મળતો તેઓ બેકાર–Unemployed કહેવાય છે. જન્મથીજ આ સ્થિતિમાં હોવાને લીધે તેમણે આ પ્રકારનો ઉદ્યમ ગ્રહણ કર્યો હોય છે. દેશની આર્થિક યંત્રણામાં એઓ વિશિષ્ટ અને ઉપયોગી ભાગ ભજવે છે. એમનું કાર્ય મુખ્યત્વે કરી સભામંડપ ગજવવાનું હોય છે, એમાંના કેટલાક સગાંવહાલાંઓ પર જીવે છે ને કેટલોક જાહેર ચળવળોમાંથી પોતાની આજીવિકા મેળવી લે છે. સારા નશીબે એમાંથી જે કોઇ સોનું, ચાંદી કે અનાજનો મોટો ઢગ દુનીઆને કોઇક ખુણે એકઠો કરી અથવા એકના એક ધનાઢ્ય કાકાને સંતાનપ્રાપ્તિ પહેલાંજ કુશળતાથી ઝેર દઇ શકે તે બેકાર મટી દ્રવ્યવાનોના વર્ગમાં ચઢી જાય છે.

"અર્થશાસ્ત્રનું બીજું એક શાખાતત્વ કરભાર–Taxation છે. એને સરકારની મજુરીનો દર કહી શકાય. સાધારણ ડહાપણવાળો માણસ પોતાના ખરચ આવક પ્રમાણે કરે છે. પરંતુ સરકાર એ એક અસાધારણ વ્યક્તિ છે. સાધારણ માર્ગ એને કાજે નથી. કેટલાક ઉડાઉ માણસોની પેઠે તે પ્રથમ ખર્ચ કરે છે ને પછી પોતાનાં ગજવાં તપાસે છે. પરંતુ પેલા ઉડાઉ માણસમાં જે શક્તિ ઘણુંખરું નથી હોતી તે સરકારમાં હમેશાં હોય છે. જરુર અને મરજી પડે ત્યારે પોતાની આવક વધારતાં તેને આવડે છે. હું ઇચ્છું છું કે આપણે બધાજ એમ કરી શકતાં હોત!

"આ વિષય પર ભવિષ્યના મારા કોઇક ભાષણમાં હું તમને વિશેષ કહીશ. અત્યારે તો સામેના મેદાનમાં રમાતી ફુટબોલની મેચ જોવાને તમે સૌ કયારના આતુર થઇ રહ્યા હો એમ જણાય છે, અને મને લાગે છે કે હું પણ—કં નહીં, પીરીયડ (સમય) પણ હવે

પુરો થવા આવ્યો છે તો આવતે અઠવાડીએ આપણે ફરી મળશું. વિષય શુષ્ક હોવાને લીધે આજનું મારું વ્યાખ્યાન તમને કંટાળા-ભર્યું લાગ્યું હોય તો હવે પછીના વારે તાજેતરમાં મે લખેલા હાસ્યરસના એકાદ બે લેખો હું તમને વાંચી સંભળાવી.”

—ફરી એક વખત ચેતવણી આપું છું કે હાસ્યરસના લેખક થવું એ એક વાત છે પરંતુ અર્થશાસ્ત્રી હોવું અને હાસ્યરસ-ના લેખો લખવા એ બે જુદીજ વાતો છે. એકકી વખતે મી. લીકોક એકજ વાતને વળગી રહેતા હોત તો As a Professor of Political Economy the writer ought to have known better–એમ એક સ્થળે એમને પોતાનેજ અને Mr. Leacock is the last (least?) of our great Humorists–એમ એમના એક વિવેચકને કહેવાના પ્રસંગો ના આવત! હજી પણ One thing at a time એ મુદ્રા-લેખ પ્રમાણે મી. લીકોક ભવિષ્યમાં ચાલશે તો દુનીઆમાં એ કૈં નામ કાઢી જાય એવાં અનેક ચિહ્નો હું મારી નજર આગળ ઉભરાતાં જોઇ શકું, છું, : ;. “ ” !!!— ને વાંચક શુ તને પણ એ નથી દેખાતાં ?!!!

---

## મુછ શા માટે?

[અનુસંધાન પૃષ્ઠ ૪૬૮ થી]

મુછ ન ઉગત ને મુછવાળી કેટલીક સન્નારીઓ-એ પોતાનું સ્ત્રીત્વ ગુમાવ્યું હોત.

જગતનાં મહાન યુદ્ધો પણ મુછને લીધેજ થયાં છે. દુર્યોધને દ્રૌપદીની સામે મુછ આમળી ને પરિણામે મહાભારતનું યુદ્ધ થયું. કયસરે આખી દુનીઆ સામે મુછના આંકડા ચઢાવ્યા. પરિણામ શું આવ્યું તે જગત જાણે છે. આ પ્રમાણે મુછ મુંડાવવાથીજ જગતનો અભ્યુદય છે.

હીંદુસ્થાનને સ્વરાજ્ય નથી મળતું તેનું કારણ પણ મુછજ છે. સામાન્યતઃ અંગ્રેજો મુછ રાખતા નથી, તેથીજ આજે તે અર્ધ જગતના સ્વામી છે. સુતરને તાંતણે લટકેલું સ્વરાજ્ય મુછને તાંતણેજ અટકેલું છે. મુછ મુંડાવો ને જુઓ સ્વરાજ્ય--

'કાલે કાલે ભાઇ! કાલે' જ છે.

# એકાકિની

—૦—

[અનુસધાન પૃષ્ઠ ૪૫૨ થી]

" કોણ જાણે, પણ આવોની !" કિશોરી શેઠની સામે તાકીને જોઇ રહી. તેણે ફરી કહ્યુ " આવોની !" ફરી શેઠ કૈ જ ન બોલ્યા.

" આવોની !" કિશોરીનુ મુખ દયામણુ થઇ ગયુ "આપણે કૈક વાતો કરીએ."

" મને તો ઉંઘ આવે છે તારે કૈ જોઇતુ નથીને ?"

શેઠ અટકયા એક વિપલ અટકયા. કિશોરી બહુજ આસ્તેથી બોની " ના . . ના "

" ચાલો ત્યારે " શેઠે બત્તી ધીમી કરી. પલગની બીજી બાજુ જઇ બીછાના ઉપર ગોઠવાઈ બે પળમા તેમણે આખો મીચી દીધી

એક ખુણા ઉપર, ઉશીકા ઉપર, મુખને દબતી અહીથી તહી ધીરે ધીરે પણ અચેત હૃદયે આળોટતી કિશોરી રહી રહી રુદનને અગે વિકારહીન બનેલી એવી એ—એના મુગા રુદનમા મેરુને ડગાવવાની શક્તિ હતી.

૫

કમલાકાત શાહ એક દેખાવડો પુરુષ હતો. કેટલાક પુરુષો કૃત્રિમતા વગર સ્ત્રીઓને જાણ્યે અજાણ્યે આકર્ષી શકે છે. કમલાકાત તેમાનો એક હતો. તેના મુખ ઉપર ગાભીર્ય હતુ, પણ તેની આકાશરગી આખો એ ગાભીર્યને હળવુ કરતી. આછા હાસ્ય ત્યા પ્રથરાઇ રહેતા મનુષ્યની સચોટ છાપ ત્યા ચોંટી રહેતી રમણીયતાની ફાકડી કમાનો ત્યાં રમી રહેતી

કિશોરી તેને જોઇને અજબ થઇ. તેને એટલુ તો ચોક્કસ લાગ્યુ કે કમલાકાત એક સુખી જીવ હતો કદાચ એમ પણ હોય કે જગતમા સુખી થતા તે શીખી ગયા હતો.

કમલાકાતનુ આતિથ્ય કરવામા શાતિ શેઠે કે કિશોરીએ મણા ના રાખી.

જમતી વખતે—તેઓ સૌ સાથેજ જમવા બેઠા હતા. કમલાકાત એટલુ તો જોઇ શકયા કે કિશોરી ઘણીએ વાર તેમની સામે ધારીધારીને જોવાનો પ્રયાસ કરતી હતી જે કિશોરીને તેમણે પ્રથમ દૃષ્ટિએ તદ્દન સામાન્ય સ્ત્રી માની હતી, તેની સાથે વધુ ને વધુ સસર્ગમા આવતા ફક્ત બેજ કલાકમા તેને માટેનો મત બદલાઇ ગયો હતો જે કિશોરીને પ્રથમ દૃષ્ટિએ તેમણે કૈક કદરૂપી માની હતી એજ કિશોરીની સામે ફરી ફરી જોતા એમણે ચોકકસ કર્યુ કે એ મુખમા સૌદર્ય હતુ, એ આખોમા મીઠાશ હતી, એ ઓષ્ઠોમા રસસરિતા વહતી હતી

જમ્યા પછી, લગભગ આખી બપોર સુધી શેઠ અને કમલાકાંત શેઠના ઓરડામા વેપારની બાબતો ચર્ચતા, પોતાની પેઢીનો હીસાબ આપતા. અને પછીનો કાર્યક્રમ નક્કી કરતા બેઠા હતા

જે વખતે કિશોરી રાતના જમવા વીશેનો હુકમ મહારાજને આપીને ઓરડામા આવી ત્યારે શેઠ કપડા પહેરીને તૈઆર ઉભા હતા કિશોરીને જોતાજ તેઓ બોલ્યા "કીસુ ! હુ મુબાઇ જાઉ છું મને લાગે છે કે કદાચ મોડુ થશે કેમ ખબર પડે ? તુ અને કમલાકાત જમી લેજે "

"એમ ! તમે ત્યા સુધી નહી આવો ?"

" હા કદાચ રાત પણ ત્યા ગાળવી પડે સા—આજ સવારે ન ગયો એજ ભુલ કરી નહી તો આ વખત ન આવત.. ચલ ચલ ત્યારે જાઉ છુ " શેઠ બારણા તરફ ગયા પણ બહાર નીકળતા પહેલા કિશોરી તરફ જોઇને કૈક ધીમેથી બોલ્યા "આજે જોજે, કે કમલાકાંતના સ્વાગતમા ઉણપ ન આવે એમણે આપણને સારો નફો અપાવ્યો છે સમજી !"

કિશોરી બીછાનામા અઢેલીને પડી તેને ઘણા વિચારો થતા હતા. બધુ આમ કેમ થતું

હતું? કમલાકાંતનું આગમન અને શેઠનું સાંજેજ મુંબાઇ જવું, એ બધું તેને વિચિત્ર લાગ્યું. ઘણાએ દુખીયારા જીવનને સુખના માર્ગે લઇ જવા પ્રભુ કોઇવાર દેવદૂતો મોકલે છે. કદાચ કમલાકાંતજ એ દેવદૂત હોય તો !

જમતી વખતેજ તેની આંખોમાં તેણે જોમ જોયાં હતાં. પ્રતિભા નીહાળી હતી. કિશોરીના કલ્પના તરંગ વધ્યા. ઓરડાની બારીમાંથીજ સૂર્યને ઝડપી લેવાની કોશેષ કરતાં, ઉછળતાં જલતરંગો તેણે જોયાં. તેનું હૃદય પણ ઉછળતું હતું.

બધું શાંત હતું છતાં તેનું મગજ ન સમજી શકાય તેવી સ્થિતિને પોષી રહ્યું હતું. એ જાતની સ્થિતિ હતી કે જ્યારે કોઇ પણ મનુષ્યનું એકજ કાર્ય સ્વર્ગ કે નર્કનો માર્ગ દેખાડે.

ભવાટવીમા ભુલું પડેલું માનવી, પંથ સુઝનાં સાચો કે ખોટો એ વિચારવા નથી રહેતું. એને તો જે પંથ સુઝે એ પથેજ એ વિચરે છે.

તેનુ મગજ શૂન્ય થઇ ગયું, પણ તેનો સતાપ વધ્યો. પલંગમા પડી પડી તે તડફડતી હતી–કોઇ તૃષિત મૃગલીની જેમ. તેનો ઉન્માદ વધતો હતો. તેનો ઢીલો અંબોડો છુટી ગયો. તેનો લાંબો કેશકલાપ તેના શરીર સાથે મસ્તી કરવા લાગ્યો.

સૂર્યને પોતાના તરફ ખેંચી જતાં સમુદ્રને પલંગ પર પડ્યા પડ્યાં જોવામા કિશોરીને ઘણી મઝા આવતી હતી. પણ તેના ઉછળતાં હૈયામા એક તીવ્ર ઇચ્છા રમતી હતી. એક આંચકા સમેત તે બેઠી થઇ. એટલીજ ઝડપથી તે ઉભી થઇ. અને કબાટ ખોલી તેણે રાત્રે પહેરેલી પથ્થર રંગની સાડી કાઢી આરસા નજીક ખુરશી લઇને તે બેઠી.

કોશીષ, કાળજી અને હૃદયની આરજી એ ત્રણે કિશોરીમાં ભેગાં મળ્યાં. થોડીજ વારમાં જુની કિશોરીએ નવી કિશોરીને સર્જાવી. એ નવી કિશોરીમાં નવું સાહસ ખેડવાની ઇચ્છા હતી, અભિલાષા હતી, શક્તિ હતી.

તારલા આકાશમાં ટમટમવા માંડ્યા. ચંદ્રની ઠંડી રોશનીએ જગતના સૌંદર્યને વધુ ને વધુ પ્રફુલ્લિત બનાવ્યું.

કિશોરી દીવાનખાનામાં દાખલ થઇ. એક કોચ ઉપર કમલાકાંત છાપું વાંચતો બેઠો હતો. કિશોરી કૈંક નજદીક આવી. અને તેણે અત્યંત મીઠાશથી પુછ્યું: "કમલાકાંત! જમવા આવશો ?"

કમલાકાંતે મુખ ફેરવ્યું અને બે પળો સુધી તો કિશોરી સામું જોઇ રહ્યો. તેની આંખોમાં હાસ્ય હતાં, તેના ઓષ્ઠો પર સ્મિત હતું, તેના કપોલો પર મીઠાશ હતી.

જમતાં જમતાં તેઓ વચ્ચે કશી વાતચીત ન થઇ. અજાણ્યે ઠેકાણે, કાળને ક્રમે ભટકાઇ પડેલાં બે અજાણ્યાં મુસાફર જેવાં તેઓ લાગતાં હતા. છતાં કમલાકાંત કિશોરીની આંખોમાં તોફાનના તરવરાટ જોઇ શકયો.

કિશોરીની અસ્વસ્થતા જમતાં જમતાં પણ બહાર દેખાતી હતી. ફક્ત તેના માથા ઉપરથી ફરી ફરી સાડી સરી પડતી હતી. અને તેના સુંદર રીતે ગોઠવેલા વાળ કમલાકાંતને ફરી ફરી તેના તરફ આકર્ષતા હતા. કોઇ પણ દેખીતા કારણ વિના હળવાં હળવાં હાસ્ય કરીને જાણે કેમ શરમાતી હોય એમ કિશોરી આંખો વતી નીચે જોઇ રહેતી. કમલાકાંતની નજર ચાલાકીથી ચુકવીને તેની સામે તે જોયા કરતી. અને એ તો કમલાકાંત પણ જોઇ શકયો.

તેઓ જમી ઉઠ્યાં–બને સાથે; અને દીવાનખાનામાં આવ્યાં.

કિશોરી કોચ ઉપર બેસીને પાન બનાવવા માંડી. તેનામાં નવો ઉમળકો હતો, નવો ઉત્સાહ

હતો; નવો ઉલ્લાસ હતો. તેણે પોતાની આખી કારીગીરી એ પાન બનાવવામાં રોકી હતી. સામે પડેલી એક ખુરશીને અઢેલીને કમલાકાંત તેનું દેખાવડું શરીર દગભર જોઇ રહ્યો. કિશોરીનાં રમ્ય હાસ્ય તેને કયાં લઇ જતાં હતાં ?

કિશોરીએ પાન બનાવી લીધું અને જમણા હાથમાં લેઇ કમલાકાંત પાસે ધર્યું: "લેશોને !" તેણે પુછ્યું.

કમલાકાંત નજદીક આવ્યો; તેણે પાનને પોતાની આંગળીઓ અડકાડી.

ઘનઘોર વાદળોમાં પ્રસાર થતા વિદ્યુતના ચમકારા જોયા છે ? એવુંજ કંઇક થયું; બંને કંઇક કંપ્યાં. પણ એ કંપારી તેઓને ગમી.

"ઓહ !" એક આંચકા સમેત કિશોરી બોલી ને કમલાકાંત સામું તાકીને જોઇ રહી.

પણ નારીની જીત થઇ. નર હાર્યો. નરે આંખો ઢાળી દીધી. અને પાન મુખમાં મુકયું.

એક પળની શાંતિ પણ તેઓને ગહન લાગી.

"કમલાકાંત !" કિશોરી બહુજ ધીમેથી બોલી: "જુઓને, જગત એ કેવી નકામી ચીજ છે ?"

"ના. એમ કહો–એમ પુછો કે જેને જગતમાં મજાહ માણતાં નથી આવડતી તેને માટેજ જગત કેવી નકામી ચીજ છે !"

"ખરેખર !" કિશોરીએ પુછ્યું. તેણે આંખો નચાવી. બંનેની આંખો ફરી મળી. બંને નવીજ સૃષ્ટિમાં રાચતાં હતાં.

"ચલો, આપણે બહાર ચાંદનીમાં બેસશું ?" એકદમ નિશ્ચય કર્યો હોય તેમ કોચ ઉપરથી ઉભી થતી કિશોરી બોલી.

"ચાલો"

૬

તેઓ બહાર બગીચામાં આવ્યાં. જગતને ઠંડક આપતી ચંદ્રમાની શાંત રોશની તેઓના દીલમાં તો ઉષ્ણતા પ્રસરાવતી હતી.

ચાલતાં ચાલતાં તેઓ કંઇ બોલ્યાં નહીં. બગીચાનો છેડો આવી લાગ્યો. લોખંડના 'રેલીંગ' વતી ત્યાં વાડ બાંધી લીધેલી હતી. એકાદ બે આરામ ખુરશીઓ અને એક બાંક ત્યાં પડયાં હતાં. સામે સમુદ્રમાં ચાંદનીના શોખીનો સ્નાન કરતા હતા.

અહીં આવીને તેઓ અટકયાં. કિશોરી કમલાકાંતથી સહજ આગળ રેલીંગ ઉપર હાથ મુકીને ઉભી હતી. તેણે પહેરેલી સાડી પવનને લીધે ઉડતી હતી અને કમલાકાંતને અડકવાનો કંઇક અંશે સફળ પ્રયત્ન કરતી હતી. પાછળ ઉભેલો કમલાકાંત તેનો અંબોડો જોઇ રહ્યો હતો. તેનું હૃદય તેની તારીફ કરતું હતું.

"હું તમને એક વાત કહેવાનો હતો." કમલાકાંત બોલ્યો. કિશોરીએ ડોકું ફેરવ્યું. પણ કમલાકાંતની નજર સમુદ્ર તરફ હતી. તેણે ફરી ડોકું ફેરવ્યું અને સમુદ્ર તરફ જોવા લાગી. "એમ ન સમજશો કે ખોટી ખુશામત કરું છું, પણ અહીંઆં, આ ઉપવનમાં, આ વાતાવરણમાં, તમે ખરેખર ઘણાંજ સુંદર લાગો છો !".

કિશોરી મીઠું હસી, તેને તો સાંજનીજ ખબર હતી કે પોતે સુંદર લાગે છે. એનાં ગાત્રે ગાત્ર તેને એ ખબર આપતાં હતાં.

જીંદગીભર યાદ રહી જાય એવી પળોમાંની કેટલીક પળો નજદીક હતી. ચમકારા કરતો આગીઓ જેમ વધુ ને વધુ ચમકે તેમ કિશોરીનું સૌન્દર્ય વધુ ને વધુ ચમકયું. તેના અવાજમાં નવી નવી મીઠાશ મહેકવા માંડી.

ફરી એ બોલતો હતો. "કેવી સુંદર મનોહર જગ્યા !"

"ચાંદનીમાં અહીંનો સમુદ્ર એટલે જાણે જાદુના ચમકારા !" કિશોરી બોલી. કમલાકાંત કંઇક વધુ નજદીક ગયો. કિશોરીના વાળની લટો ઉડતી ઉડતી તેના મુખ ઉપર અથડાવા લાગી.

તેનું મન વિચાર કરતું હતું. કેવો સુંદર અવાજ !

કિશોરી ફરી. કમલાકાંત તરફ જોતી, મુખ ઉપર સ્મિત રેલવતી એ બોલી: "જુઓને, તમે પોતે પણ કેવા લાગો છો? જાણે કેમ જગતમાં કરવાનાં બધા કાર્યો પુરાં કર્યાં હોય, અને હવે એ બધું, ફરીને ફક્ત મોજને ખાતરજ કરવા ધારતા હો--તેનું જીવન એ જાતનું હોઇ શકે છે. હું તો એવુંજ જીવન કલ્પતી અને કલ્પું છું. એ દિવ્ય લહાવ બહુ ઓછાંને મળે છે. નહીં ? "તે થોડીવાર અટકી પછી બોલી; " એ બધુ પુરષો માટે છે. અમારે માટે નહીં. પુરષો એ બધુ ફરી ફરીને કરી શકે છે. અમે નહીં. " તે કંઇક ગંભીર થઈ. "અમારો સમય ટુંકો છે."

તે ધીમેથી હસ્યો. "તો શા માટે ગુમાવો છો?"

એકજ પળમાં તેણે કિશોરીને પોતાના હાથમાં લીધી. નવપરિણિત યૌવનાના ઉલ્લાસ સાથે એ થોડીવાર સામે તો થઈ. પણ તુરત જ તેની આસપાસ વેલીની જેમ વીંટળાઇ.

"હું પણ એમજ માનું છુ ' કમલાકાત બબડયો; " જો જીવનમાં આવી ક્ષણો હોય તો એક એક ક્ષણ કીંમતી છે"

કમલાકાંત તેને ચુમ્યો. તેની આંખ, તેનું કપાલ, તેનો અંબોડો, એ બધાને કમલાકાત ચુમ્યો. "કેવી મીઠી સ્ત્રી ? ' તે બોલી ઉઠયો.

એક નાના વાદળે ચંદ્રનું તેજ રોકયુ, પણ થોડી પળો માટેજ. અને પછી કમલાકાતે કિશોરી સામે મીંટ માંડી. નાયિકાની આંખો હસતી હતી. તૃષ્ણા અને અનન્ત સુખના સ્વપ્નામાં તે વિહરતી હતી. બંગલો જાણે ઘણાંએ જોજનો દૂર હોય એવું લાગતું હતું. થોડીવાર સુધી તો 'શાંતિ નિવાસ' જેવી કોઇ ચીઝ કિશોરીના ખ્યાલમાં નહોતી. ઊનાં વૃક્ષની ઘટાઓને ભેદીને આવતું બંગલાની એકાદ બત્તીનું કિરણ તેના અસ્તિત્વની યાદ આપતું હતું.

"થોડીજ વારમાં આપણે પાછાં ફરવું પડશે' કિશોરી બોલી.

"હા" એક બીજાની આંખોમાં તેઓ કંઇક શોધતાં હતાં ? અને આવતી કાલે હું પણ જવાનો " કમલાકાંતે કહ્યું

"કાલેજ !"

"હા"

થોડીવાર સુધી બંને મુંગાં રહ્યાં.

"ચલ ! આપણે નાસી છુટસું ? તેણે એકદમ પુછયું

"હેં ! " કિશોરી ચમકી

"હા. તું રહે કે ન રહે એની કોને પડી છે ?"

"હા. ખરું. કોઇને નહી."

"પછી ચાલને !"

કિશોરીના મનમાં ઘણા વિકલ્પો થયા. તેના ઘરના કે શાંતિશેઠના નહીં.પણ ' હા ' કે 'ના 'પાડવી એના. થોડીવાર પછી એ શાંતિથી બોલી; " હા. આપણે જશું. કાલે પંજાબ મેલમાંજ જશું. ,'

બંને બંગલા તરફ પાછાં ફર્યાં અને બંગલામાં આવ્યાં. કમલાકાંતને સુવા વગેરેની ગોઠવણો નોકરે બનાવી દીધી હતી દીવાનખાનામાંથી જ તેઓ છુટાં પડયાં અને કમલાકાત ધેરા આવાજે કિશોરી તરફ જોઇને બોલ્યો. " રખે ભુલતાં. કાલે ત્રણ વાગે જરૂર. હં કે ?"

કિશોરીએ આંખો વતી હા કહી. અને તે પોતાના ઓરડામાં ફરી આવી. બીછાનામાં પડયાં પડયાં તેણે એ પળો ફરી નીવાળી. કેવી મજાહ ! કેવો આનંદ !

"હા. હા આ પ્રેમ નથી' તે ધીમું બબડી "પણ તેની સુંદરમાં સુંદર અને આબાદ

નકલી છે." પણ અહીં કમલાકાંતના છેલ્લા શબ્દો તેના કાન પાસે ગાજી રહ્યા "રખે ભુલતાં!"

તેના અંતરમાં પ્રચંડ યુદ્ધ શરુ થયું. ચોકીમાં વાગતા રાત્રિના એકે એક ડંકા તેણે બીછાનામાં પડયાં પડયાં ઉંચા જીવે સાંભળ્યાં.

પણ અંતે સૂર્ય ઉગ્યો. તિમિરનાં તોફાન પુરાં થયાં. અને અને કિશોરીના હૃદયની અશાંતિ પુરી થઇ. તેણે નિશ્ચય કર્યો કે ... ...

૭

લગભગ બપોરનો દોઢ વાગ્યો હતો. કમલાકાંત અજાયબીમાં ડુબ્યો હતો. તેણે સવારથી કિશોરીને નીહાળી નહોતી. અલબત, કિશોરીએજ તેને કહેવરાવ્યું હતું કે અસ્વસ્થતાને લઇને પોતે જમવાની નહોતી. અને એજ કારણને લઇને એક દોઢ વાગ્યા પહેલાં કિશોરી મળે એ કમલાકાંતને અસંભવિત લાગ્યું. એમ પણ હોય કે નોકરોને એ જાતનું બહાનું બતાવીને કિશોરી મુસાફરીનો સામાન ખાનગી રીતે તૈઆર કરતી હોય.

દીવાનખાનાની પાછળના ઓરડામાં પગરવ સંભળાયો. આ કોણ ? કિશોરી ! કમલાકાંતને પ્રશ્ન થયો ગઇ રાતની અને આજની કિશોરીમાં આ તફાવત ! કિશોરી આવી. તેનું મુખ પડી ગએલું લાગતું હતું. જે આખો કાલે ચમકાર કરતી હતી એ આજે ફીક્કી થઈ ગઇ હતી. મુખની આજુબાજુની જે રેખાઓ રાત્રિની રોશનીમાં ઢંકાઇ ગઈ હતી એ અત્યારે દેખાઇ આવતી હતી. તેના ગાત્રે ગાત્રમાં થાકનાં નીશાન હતાં.

"તું ! ... તમે!" કમલાકાંત કંઇક ઉંચે સ્વરે બોલ્યો. ધીમેધીમે તે તેની નજદીક આવી. અને તેનીજ સામે એક ખુરશી-લઇને બેઠી.

"કેમ ! તમે તૈઆરી કરી ?" તેણે પુછ્યું "નહીં ! હું નહીં કરી શકું "

કમલાકાંત તેની સામું જોઇ રહ્યો. "પણ—"

"નહીં. નહીં. એ મારાથી નહીં બને" કિશોરીએ આંખો જમીન પર ઢાળી, અને બોલી, "મારી ઉપર ગુસ્સે ન થશો."

"નહીં" તે શાંતિથી બોલ્યો, "નહી"

"તમને ગુસ્સે થવાનું મે મારું કારણ આપ્યું છે'

"નહી" કમલાકાન્ત થોડીવાર અટકયો. "કિશોરી ! તમારી મુશ્કેલીઓ માટે હું ઘણો દીલગીર છું. મને તમારી દયા આવે છે" તેના ધીમા અવાજમાં આશ્વાસન હતું.

"દુનીઆના તોફાનમાં હું અટવાઇ ગઇ છું નહીં ?" કિશોરીના શબ્દો સમજતાં કમલાકાંતને વાર ન લાગી. જાણે કેમ કેટલાયે યુગોથી તેનો મિત્ર હોય, તેમ તેણે સા પુછ્યું; "છતાં તમે કયાં છો. કઈ સ્થિતિમાં છો. એ પણ શોધી કાઢયું છે. નહીં ?...બસ તો પછી દુનીઆં જખ મારે છે."

"એમ !" તેની આંખો ભરાઇ .

મુંગાં મુંગાં તેઓ બેસી રહ્યાં-થોડીવાર સુધી.

"મારી સાથે કંઇ વાત તો કરો ! મને કોઇ ઠેકાણે નથી ગમતું."કિશોરીએ નિશ્વાસ નાખ્યો.

"ના. ના. તમેજ. કહોને." કમલાકાન્ત ધીમેધીમે બોલ્યો "જો ધારશો તો હૃદય ખોલી શકશો અને એ ભાર હળવો થશે. હું એ વાતોને એક વહાલી ચીજ માફક સાચવીશ"

અને કિશોરીએ વાતો શરુ કરી.

એ બોલ્યેજ ગઇ. તેણે કમલાકાન્તથી કંઇજ ન છુપાવ્યું. હૃદયના ઉંડા ઉંડા ભાવો કમલાકાંત પાસે તેણે ખુલ્લા કર્યાં.

"અને છતાં પવિત્રતા એ મહાન ચીજ છે એમજ મને લાગ્યા કરે છે," તેણે આગળ

અલાવ્યું; "પવિત્રતામાં હું કૈં જોઇ શકતી નથી. એનો અર્થ પણ શો? અને છતાં એ-એક મહાન ચીજ છે."

"નહીં નહીં. પવિત્રતા હું તો નહીં ચેડવી શકું.

"પતિ પોતાની પત્નીથી કંટાળે, તેને તર છોડે; તેને તેની જરુર પણ નહોય, છતાંએ પત્નીની મોટપ, તેની મહાનતા પતિવ્રતા રહેવામાંજછે.

"અને એવફાઇ કેવી અર્થહીન ચીજ છે?"

"નહીં. નહીં. હું એમ નથી માનતી કે 'એ' એક પત્નીવ્રત પાળતા હોય. તમને એમ લાગે છે? બોલોની!"

"તમે નહીં બોલો? એમ! હા! હા! ખરેખર! તમે પણ છેવટે કું નહીં તોએ પુરપજ રહ્યા ને! તમે એક બીજાની પુરુષોની વાતો ક્યાંથી ખુલ્લી કરો? અને 'એમની' વર્તણુંક એ જાતની હોય તોએ શું થયું? મારે પતિવ્રતા રહેવું છે. એ ભાવના તો મારા હૃદયમાં જડ ઘાલીને બેઠી છે.'

"મને લાગે છે કે ઘણી ખરી સ્ત્રીઓનાં હૃદયમાં, સાચે માર્ગે, ઉંડા ઉતરશો, તો ઠેર ઠેર આવી જાતનીજ લાગણી દેખાશે.

"ગમે એમ! હું પવિત્રતા ફેંકી દઇ શકું એમ નથી; મારામાં એટલું બળ પણ નથી હું નહોતી જાણતી કે પવિત્રતા એટલી બધી જોરદાર છે. ખરેખર! એ મેં આજેજ જાણ્યું.

"મને તો લાગે છે કે સપ્તપદીના સોગનો પાળવામાંજ મારે માટે કૈંક આનંદ છે. મારે એ સોગનો પાળવા છે. મને શાંતિ શેઠની--એમની પરવા નથી. એ ભલે એ મને ગમે એમ કરે, પણ મારે તો સોગનો પાળવાજ છે.

"તમને ખબર છે મને શું થતું હતું એ? મેં આરસામાં જોયું. અને હું ચીસ પાડી ઉઠી. "આહ! મને છત્રીશ થયાં?

સમય કેટલી ઝડપથી પસાર થતો હતો? એ બધું હું જોઇ શકી. અને ઘણું મોડું થાય તે પહેલાં, મારે, પ્રણય ફરી એક વાર જોઇતો હતો

"હું ઇચ્છું કે સ્ત્રીઓના જીવનમાં, પ્રણયને આટલું બધું મોટું સ્થાન ન હોય. એમ હોતને, તો મને આમ ના થાત"

૯

અઢી થયા. એક કલ્લાક તો આમને આમ પસાર થયો હતો. કિશોરી થાકી. મહારાજે દીવાનખાનામાં ચહા આણી.

કિશોરી આવે કે ન આવે, શેઠ મળે કે ન મળે, પણ શેઠની સાથે આગલે દિવસે કરેલી ગોઠવણ મુજબ કમલાકાંતે બપોરના મેલમાં જ જવાનું નક્કી કર્યું હતું. તેમણે શેઠને આપવાનો પત્ર તૈઆર કર્યો અને પોતે જતાં જતાં મળી ન શક્યો તેને માટે દીલગીરી દર્શાવતો, તેમના ગૃહની સુન્દર મહેમાની માટે આભાર માન્યો. ચહા પીને કમલાકાંત જવાને તૈઆર થયા. દીવાનખાનામાં કોઇ નહોતું.

"કિશોરી, હું જાઉં છું' કમલકન્તા ઉભા થયા. કિશોરી કૈંક પાસે આવી. તેણે ફરી તેને પોતાના હાથોમાં લીધી. "કિશોરી! જગત નિષ્ઠુર છે. પણ લાગે છે કે તમે-તું પવિત્ર રહે એજ ઠીક છે"

કિશોરી એને વળગી પડી. કમલાકાંતથી છુટા થવું એ વિચાર તેને માટે અસહ્ય હતો. બન્નેના ઉના ઉના ઓષ્ઠો ભેગા મળ્યા. બનેનાં હૃદય ધડકતાં હતાં અને કિશોરી પુકારી ઉઠી: "હું આવીશ આવીશ. મને સાથે લઇ જાઓ" તેણે રડી દીધું "લઇ જાઓની!" તેણે હઠ માંડી. "લઇ જાઓની!" તેણે ફરી કહ્યું. થોડી મહેનતે તેણે કિશોરીને છુટી કરી. કિશોરી ભાગી ઓરડામાં બહાવરી બનતી આવી બીછાનામાં પછડાઇ. અને રડી ઉઠી. રદનને

અંગે વિકારહીન બનેલી એવી એ–એના રુદનમાં મેરુને ડગાવવાની શક્તિ હતી.

ઓરડાની બારીમાંથી સ્ટેશન તરફ જતા કમલાકાંતને અરે ! તેના પડછાયાને પણ એ આંસુભરી આંખોએ જોઇ રહી.

અને ફરી રાત્રિના અગીઆર વાગ્યા.

કિશોરી બીછાનામાં પડી હતી. તેનો ઉન્માદ હજુએ તેની પાસે હતો. ઓરડાનું–શાંતિશેઠના-ઓરડાનું બારણું ખખડ્યું. શયનગૃહનું બારણું એક વિપળમાંજ ઉઘડ્યું. શેઠ બહુજ ઓછો અવાજ કરતા દાખલ થયા.

તેણે એક દૃષ્ટિ—દરકાર વગરની—કિશોરી તરફ ફેંકી. શાંતિશેઠ એ આકૃતિમાં બહુ જોઇ શક્યા નહીં.

કિશોરી શાંતિશેઠને બરોબર જોઇ શકી. એક પળમાં તો શેઠ પલંગની બીજી બાજુએ આવ્યા. કિશોરીના હૃદયનો આતશ જ્વલંત બન્યો. ભડભડ બળતો તેનો આત્મા તેના શરીર સાથેજ પુકારી ઉઠ્યો: “ નાથ ! ”

શેઠ જરાક અટક્યા. તેમને સાંભળવાની ઇચ્છા નહતી. પણ કિશોરીમાં અભિલાષ હત. કે શેઠ સાંભળે. તેણે ફરી કહ્યું: “ નાથ ! ”

“ આહ ! તું જાગે છે ! કેમ શું કામ છે ?”

“ હું...હું...કહેતી...જરા બત્તી કરોની ! ”

શેઠ લેમ્પ નજદીક ગયા. તેમણે લેમ્પની રોશની વધારી, કિશોરી બીછાનામાં બેઠી થઇ. “ આવોની ! ..આવોની !...મને કેંક થાય છે.”

તેનું મુખ, તેનાં નયન, તેના હાવભાવ, શેઠને આમંત્રણ કરતા હતા. શેઠ આવ્યા. કેંક સંભાળથી આવ્યા. એમને આવવાની ઇચ્છા નહોતી. પણ કિશોરીના અભિલાષ હતા કે તે આવે.

“ શું થાય છે?” તેમણે કરડાઇથી પુછ્યું.

“ કોણ જાણે. પણ, આવોની ” કિશોરી શેઠની સામે તાકીને જોઇ રહી. “આવોની ” ફરી શેઠ ફેંજ ન બોલ્યા. “ આવોની...આપણે કેંક વાતો કરીએ ” તેનું મુખ દયામણું થઇ ગયું.

“ તું થાકી નથી ગઇ ? ” શેઠે પુછ્યું.

“ ના, ના ”

“ એ કેમ બને ? આજે આખો દિવસ મહેમાન માટે સગવડો કરી......પછી વિશ્રાન્તિ તો લેવીજ જોઇએને જો સુઇ જા......તારે કંઇ જોઇતું નથી ને ? ”

શેઠ અટક્યા, એક વિપળ અટક્યા. કિશોરી બહુજ આસ્તેથી બોલી: “ ના...ના ”

“ ચાલો ત્યારે ” શેઠ ફર્યા. તેમણે બત્તી ધીમી કરી. તેમણે કિશોરી તરફ એક તીવ્ર નજર નાંખી. ને પલંગની બીજી બાજુએ ગયા અને બીછાનામાં ઉપર ગોઠવાઇ તેમણે આંખો મીંચી દીધી.

એક ખુણા ઉપર ઉશીકા ઉપર મુખને દાબની અંહીથી નહીં ધીરે ધીરે નગ્નેત હૃદયે બીછાનામાં આળોટતી કિશોરી રડી રડી. રુદનને અંગે વિકારહીન બનેલી એવી એ ..તેના મુંગા રુદનમાં મેરુને ડગાવવાની શક્તિ હતી.

× × ×

સવારે શેઠ ઉઠ્યા. શયનગૃહના એક ટેબલ ઉપર કરમાઇ ગએલી ચમેલીની વેણી હતી. કિશોરી પાસેજ ઉભી હતી,

“ કીસુ !” શેઠ ચહા પીતાં પીતાં બોલ્યા: “ તને ખબર છે ને કે મને કરમાઇ ગએલાં ફુલો જરા પણ નથી ગમતાં ”.

કિશોરીએ વેણી લીધી તે બારી નજદીક ગઇ. તેણે વેણીને બહાર ફેંકી દીધી. તેની આંખો ભરાઇ.

તે જાણતી હતી કે એજ કારણોથી પોતે પણ શેઠને ગમતી નહોતી,

## એક અભ્યાસ યાત્રા

—o—

[અનુસંધાન પૃષ્ઠ ૪૨૭થી]

રાજ્યકાલ વીશે ઇ. સ. ૧૧૯૫ના લેખમાં લખ્યું છે કેઃ—परस्पर विरोधस्य तस्य राज्ये कथैव का। संगतं श्री सरस्वत्योरपि येन प्रवर्तितम्।

પરસ્પર વિરોધની તો વાતજ કયાં ? શ્રી સરસ્વતીનો સંયોગ પણ એ પ્રતાપી રાજાએ કર્યો. મધ્યકાલીન રાજાઓને આ શ્રી સરસ્વતીનો સહચાર સહજ લાગ્યો હોય એમ જણાય છે. ભોજદેવ, લક્ષ્મણસેન, કનૌજના ગોવિન્દચંદ્રદેવ, અણહીલવાડના ચાલુકય રાજાઓ, દક્ષિણાપંથના નરપતિઓ–ઉત્તર ને દક્ષિણ હીંદના મહારાજ્યપાલકો ઐશ્વર્યછંદમાં વિદ્યાવ્યસનને ભુલ્યા ન હતા, એ સમયનો કલાસાહિત્ય ઇતિહાસ જ્યારે લખાશે ત્યારે એ ભૂતકાલની મહાસંસ્કૃતિની ઝાંખી થશે.

એ કાલ અંધકારનો ન હતો. ગુપ્ત ને હર્ષવર્ધનની સામ્રાજ્યલક્ષ્મી અનેક મહારાજ્યમાં વિભક્ત થઇ અધિક [illegible] ને [illegible] શાલી બની હતી. વિવિધતામાં [illegible] ખીલ્યા હતા, રાજાઓની ને પ્રજાની પ્રવૃત્તિ જીવનના અનેક પંથે વિચરની હતી. સ્વાતંત્ર્યની છેલ્લી ઘડીઓ અત્યંત સુખદ બની હતી. વિનિપાતની કલ્પના પણ હુંગે વમે એમ હતું નહીં. પુરાણી સંસ્કૃતિના સ્થંભો અડગ દીસતા હતા. વિદ્યા, ધર્મ ને કામ એ જીવનનાં અનન્ત વ્યસનોમાં મધ્યકાલીન હીંદનો ચિરઃસ્મરણીય વિકાસ થયો હતો. વિનાશ પહેલાંનો વખત નિઃશંક આનન્દમાં વીતતો હતો. ગંધાર અને સિન્ધમાંથી જ્યારે પ્રચંડ વેલા આવી ત્યારે હીંદુસ્તાનની ત્યાગવૃત્તિ તેજ ન હતી ને સંગઠન શકિત નષ્ટપ્રાય થઇ ચુકી હતી. ઐશ્વર્યની પ્રાપ્તિ ને સ્થિતિનાં સાધન તપ ને ત્યાગ છે, એની માત્રા કમ થતાં સદીઓ જુની ઇમારત તુટી પડી ને તુટયાં ફુટયાં ખંડેર સિવાય કંઇ જ રહ્યું નહીં.

છતરપુર રાજ્યમાં ખજ્જાહો નામનું એક ગામડું અંતર્ગત છે. છતપુરથી ૨૭ માઇલ ઉપર આ વસેલ ગામ પહેલાં એક હજાર વર્ષ પૂર્વે ચંડેલાઓનું રાજનગર હતું. સાતમા સૈકામાં હુએન ત્સાંગે કદાચ એને 'જોયું' હશે. અત્યારે તો ખજ્જાહોની વિશેષતા એના જુના અદ્વિતીય મંદિરોમાં છે. ઉત્તર હીંદુસ્તાનમાં ખજ્જાહાનાં મંદિરો કરતાં મધ્યકાલીન સભ્યતાનાં કોઇ બીજા અધિક સુંદર સ્મરણ ચિહ્નો નથી. જૈન, વૈષ્ણવ ને શૈવ મંદિરો—સૌ એકજ રીતિથી બન્યાં છે. બૌદ્ધ પ્રતિમાઓ પણ ખાજ્જાહોમાંથી મળી છે. સંભવ છે કે બૌદ્ધ મંદિરો વધારે પ્રાચીન હોવાથી નષ્ટ પામ્યાં હોય.

બૌદ્ધ સંપ્રદાય ૧૧ મા સૈકા સુધી હીંદુસ્તાનમાં વિદ્યમાન હતો એનાં અનેક પ્રમાણ મળી આવે છે. મહોબામાંથી કીર્તિવર્માના વખતની મળી આવેલી બૌદ્ધ લોકનાથની પ્રતિમાં ( અત્યાર સુધી સિંહનાદ અવલોકીતેશ્વરના નામથી પ્રચલિત હતી ) ઉપર નીચે પ્રમાણે શિલાલેખ છે.

चित्रकार श्री सातनः। तस्य पुनः सकलशिल्प विद्या कुशलः छिन्नकः त येयम् छन संततनें छन्नक પણ ખજ્જાહોની પ્રતિમાઓમાં મળે છે. શિલ્પકારની કુશલતાના અદ્ભુત નમુનાઓ હજી પણ વિદ્યમાન છે. ખજ્જાહોના મંદિરની રચના જુના કાળનાં સ્થાપત્યને અનુસરતી છે. ગર્ભભાગ અંતરાલ, મહામંડપ ને મંડપ–એ સંપૂર્ણ મંદિરના વિભાગ છે. પણ ઘણાખરા મંદિરોમાં આ બધા ભાગોનું સ્પષ્ટીકરણ નથી. મંદિરોની ખાસ વિશિષ્ટતા એમના પ્રતિમાવિધાનમાં છે. મંદિરોની બહાર તેમજ

અંદર સેંકડો પ્રતિમાઓ મુકેલી છે. મૂર્તિ વિધાન તેમજ ચિત્રકલા સ્થાપત્યનાં વિશેષ અંગ છે ને એથીજ સ્થાપત્યનાં અમૂલ્ય આભુષણરૂપે ભારતીય શિલ્પ ને આલેખન ઉન્નત કોટિએ પહોંચ્યાં હતાં.

મૂર્તિ વિધાનમાં દેવતાઓની પ્રતિમાઓ સિવાય અનેક - સાધારણ જીવનની લાક્ષણિક કૃતિઓ ને વ્યક્તિઓ પણ અંકિત છે. એ ઉપરથી એ સમયના જીવનની કંઈ ઝાંખી થાય છે. કમર ઉપરનો ભાગ સ્ત્રી પુરુષ ખુલ્લોજ રાખતાં. સાડી જેવું પરિધાન હજી અસ્તિત્વમાં ન હતું. ઉંચા વર્ગની સ્ત્રીઓ મુકુટ પહેરતી પુરુષોને સ્ત્રીઓની પેઠેજ આભુષણોનો શોખ હતો. કાને કર્ણફુલ હાથે, કંકણ, કંઠમાં માળા, પગમાં નૂપુર—એ સ્ત્રી પુરુષ બન્નેના આમ આભુષણ હતાં ધાર્મિક વલણ વિલાસિતા તરફ હતું. રામપૂજા કરતાં વિષ્ણુપૂજા વધારે પ્રચલિત હતી. મહાવીર પૂજન પણ ચાલતું હતું. મંદિરનાં પુતળાંમાં આકર્ષણ, સુરેખતા, સફાઇ ને અમુક અંશે ભાવ પણ છે. પરંતુ સજીવતા મધ્યકાલીન મૂર્તિઓનો પ્રધાનગુણ જણાતો નથી. ખાસ આશ્ચર્યની વાત તો, એ છે કે મંદિરના ગર્ભાગાર, અંતરાલ ને મહામંડપની બહારની ભીંતો ઉપર એવા અનેક અશ્લીલ ચિત્રો છે કે જેથી આપણને નવાઇ લાગે એમ છે કે ધાર્મિક સ્થાનોમાં આવી અસંગત મૂર્તિઓ કેમ પ્રવેશવા પામી ! ખજુરાહોના વૈષ્ણવ તેમજ શૈવ મંદિરોમાં લગભગ સૌમાં આ અશ્લીલતા નજરે પડે છે. ઓરીસ્સાના મધ્યકાલીન કોનારક મંદિરોમાં પણ આજ સ્થિતિ છે. એ ઉપરથી જણાય છે કે ધર્મને નામે સ્વચ્છંદ એટલી હદ સુધી વધી ગયો હતો કે વિવેકાવિવેકનું ભાન ભુલાઇ ગયું હતું ને પવિત્ર ધર્માગારો પણ વાસના-દષ્ટિના ભોગ સ્થાન બન્યાં હતાં. તપની માત્રા ન્યૂન થઇ ને વિલાસમાંથી વિનાશની જ્વાલા પ્રકટી ને જોતજોતામાં નિર્બલ સત્વહીન બનેલી સભ્યતાને લપટાઇ ગઇ. એ દાવાનળમાં હોમાઈ ગયું.

સ્ત્રીઓની આકૃતિઓ અતિ સુંદર ને ભાવ સૂચક બની છે. ભારતીય કલાના સ્ત્રી આદર્શમાં અંગે અંગે યૌવન ને લાવણ્ય દીપે છે. અંગોનો મરોડ ગોળ હોય છે ને આંખોમાં એક જાતની નિર્દોષ બાલિશતા રમત-ભરી હોય છે. આ નિર્દોષભાવની વિરુદ્ધ હાથ ને પગની મુદ્રા અજબ આકર્ષણવાળી ભાવસૂચક ને રસમય હોય છે. સ્ત્રીઓની રમણીય પ્રતિમાઓ નિહાળતા પુરુષ મૂર્તિઓ વિશેષ નિર્જીવ, શુષ્ક ને ભાવહીન જણાય છે. પુરુષનું ઉત્સુક આલેખન કે શિલ્પવિધાન અજન્ટાકાળ-પછી નથીજ થયું એમ કહીએ તો ચાલે ખજુરાહોના મંદિરોમાં આધુનિક મૂર્તિ પૂજાના મૂળ અંગ છે. પાસેજ આવેલા જૈન મંદિરની રચના પણ સરખીજ છે. પણ એમા અશ્લીલતાનો અંશ નથી. જૈન મંદિરોની ઘણી ખરી મૂર્તિઓ ઉપર કોતરેલ એ વખતના પ્રતિષ્ઠાપન લેખ હજી સુવાચ્ય છે. બહારની ભીંતો ઉપરની મૂર્તિઓની કારીગરી શૈવ ને વૈષ્ણવ મંદિરોના જેવીજ છે. માત્ર ગર્ભગૃહની પ્રધાન મૂર્તિઓ કાળા પથ્થરની છે.

ખજુરાહોનાં અનેક મંદિરોમાં ચંદેલ રાજાઓના કુટિલ લિપિમાં કોતરેલ લેખો હજી પણ છે ને છત્તરપુર દરબાર દ્વારા સુરક્ષિત છે. છુટા છવાયા પુતળાઓનું એક સંગ્રહાલય પણ ત્યાં છે. છત્તરપુર છ લાખની એક નાની રીયાસત છે. પણ એણે દોઢ લાખ રુપીયા ખરચી મધ્યકાલીન હીંદનાં સુંદરતમ સ્મારકચિહ્નો રૂપ ખજુરાહોનાં મંદિરોને મરામત કરાવી જાળવી રાખ્યાં છે. પ્રાચીન વિભૂતિને સાચવવાનું કામ આપણી હાલની પરિસ્થિતિમાં સહેલું નથી.

ઠેર ઠેર ખંડેરો તુટી ફુટી પ્રતિમાઓ પડી છે. ખજ્જુરાહોના જોવાથી પરિસ્થિતિ કેવી બદલાઇ ગઇ છે એનું સહજ ભાન થશે. મધ્યકાલીન સભ્યતા ને સ્થાપત્યના જ્વલંત નમુના ગુજરાતમાં અનેક સ્થળે પડ્યા છે. આબુનાં મંદિરો પણ આજ સંસ્કૃતિની કૃતિઓ છે. મધ્યકાલીન કલાનો અભ્યાસ રસ દૃષ્ટિએ કરવાનો હજી બાકી છે. ×

× છતરપુર વા છત્રપુર જી. આઇ પી. રેલ્વેના હરપાલપુર અથવા મહોબા સ્ટેશનથી અનુક્રમે ૩૫ ને ૩૦ માઇલ છે.

# અરવિંદનાં આંસુ

[અનુસંધાન પૃષ્ઠ ૪૬૮ થી]

આષાઢી પૂર્ણિમા.

મારા દર્દનું કૈં પણ નિવારણ શક્ય હોય તો તે મને અહીંજ લાધવું જોઇએ. આજ મારો જન્મ દિવસ છે. જન્મોત્સવના ઉમંગમાં સવારના પહોરમાં ઉઠ્યો ન ઉઠ્યો ત્યાં જ્યોતીન તરફથી મને ભેટ મળી. ભેટનું પાકીટ ઉઘાડતાં લતાના હાથનો ગુંથેલો રુમાલ અંદરથી સરકી પડ્યો. રુમાલમાં એક પ્રચ્છન્ન ખુણે લતાની એક નાનીશી લટ હતી, અને તેમાં મને અતિપ્રિય કલાપીના કેકારવની એક સચિત્ર આવૃત્તિ હતી લતા પાસે એકાદ અલકલટની માગણી મેં કેટલીક વાર કરી હતી, પરન્તુ એ પરમશીનાએ હાવકાં હાસ્યથી, અત્યાર સુધી એ માગણીનો ઇનકાર કર્યો હતો.

આ તક તેણે ગુપ્ત રીતે સાધી. કલાપીનો હું પૂજક છું. જ્યોતીન તે સારી પેઠે જાણે છે. આ ભેટમાં એ મધુમધુરાં દંપતીનું હૃદય દ્રવતુ દીસતું હતું. મારા હૃદયની નિગૂઢવાસનાની બની શકે તેટલી તૃપ્તિ માટે એ યુગલ મથી રહ્યું છે. મારી ઇચ્છાઓને આગળથી અટકળી આવી નાની દેખાતી બાબતો ઉપર પુરતું લક્ષ આપી એ દંપતી કેવી મીઠી સહૃદયતાનું ભાન કરાવે છે ! શ્રીમન્તોના રત્ન રાશિમાં, આવા મીઠા દ્રવતા પ્રેમનું ઓજસ ન હોય ? તે રુમાલ અને તેના પ્રચ્છન્ન કોણને મધુ ચુમ્બન ધારાએ મેં લાખવાર વધાવ્યો. 'તે હિ નો દિવસા ગતાઃ 'ની મીઠી સ્મરણરણક મારા કાન સોંસરવી હૃદયમાંથી વાગતી હતી. તે રુમાલના લટવાળા ગુપ્ત ખુણાને ચુમતાં સ્મરણોની મીઠી કસ્તુરી હું પ્રત્યેક શ્વાસમાં લેતો હતો. આ સ્મરણોની સુરભિ મને આનંદ ઘેનમાં ડોલાવતી હતી.

પ્યારા અરુ, આ વિધિ નિર્માણ તો જો ! જીવન પુષ્પો સ્વપ્નમય છે ! કેટલાં અકાળે કરમાય છે. પાછળ તેનું નામ નીશાને રહેતું નથી. કેટલાં થોડાં ફાલી ફલે છે ? કેટલાં થોડાંનાં માધુર્ય પરિપાક દર્શન નેત્રને ઠારે છે ? કેટલી રસેન્દ્રિયને પરિતૃપ્ત કરે છે !

પ્યારા અરુ, પરાણે જાણે કલાપીની રસ પંક્તિઓ મારાથી ઉતારી લેવાય છેઃ

અહો હો ! તે કળી કાચી કાલ ના ફુંપડી હતી ।
પકતા ના હતી ત્યારે સુગન્ધિ હતી નહીં.
× × × × ×
ખીલેલી છે, મહેકે છે આજ તો પાંખડી બધી;
હીંચતી વાયુ લહેરીથી ભૃંગને રીઝવી રહી
× × × × ×
મોહની શી કલા મીઠી ગ્રહે છે પકવ ચાકતા
વળી એ કાન્તિના ભોક્તા હોય છે સજ્જ સૂર્દહા
× × × × ×
સ્પર્શતા પકવના કે રે રે ! ધ્વંસ શરુ થનો,
અને ના પકવ ત્યાં સુધી ના ના સ્વાદ મળે કરો.

અને પ્યારા ! બાકી જે થોડી પાકે છે તે કયાં અણચાખી રહી જતી નથી ? જીવન વાટિકાનાં મધુ મધુરાં ફળ પુષ્પ મારાથી લતાને ચરણે ધરાય ? એનો ઉત્તરજ ગર્ભિત રીતે કલાપીની બાનીમાં આવી જતો નથી ?—

સૂક્ષ્મ રીતેજસ્તો.

# ગુજરાતી સાહિત્ય પરિષદ મંડળ



## (કાર્યવાહક સમિતિ.)

પરિષદ મંડળની કાર્યવાહક સમિતિની એક સભા તા. ૨૫ મી ડીસેંબર, ૧૯૨૬ ને શનિવારે ભરૂચમાં રા. કનૈયાલાલ મુનશીના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં રા. મુનશી ઉપરાંત રા ચંદ્રશંકર પંડ્યા, રા. હીરાલાલ પારેખ, રા મોતીચંદ કાપડીઆ, રા. વ્યોમેશચંદ્ર પાઠકજી તથા રા. મનહરરામ મહેતા હાજર હતા, અને નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

૧. ટ્રિઝેરરોએ રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાલા ટ્રસ્ટનું ખાતું ખોલી ટ્રસ્ટીઓ તરફથી તેનો હિસાબ રાખવો.

૨. રા. પ્રાણલાલ દેસાઇ અને રા. જનુભાઇ સૈયદે જાતે આવી રજુ કરેલી ક્રમિક પાઠ્ય પુસ્તકોની યાદી અને તેને લગતા રા. હીરાલાલ પર આવેલા પત્રો અને પાઠ્યપુસ્તક સમિતિએ કરેલો ઠરાવ પર વિચાર કરી એવું ઠરાવવામાં આવે છે કે

( અ ) મજકુર પાઠ્ય પુસ્તકો સારૂ સામગ્રી તૈયાર કરવા રૂ. ૧૦૦) સુધીનો ખર્ચ કરવા મંત્રીઓને અધિકાર આપવામાં આવે છે.

( આ ) શબ્દકોષ, સમજુતી વગેરે ઉપરાંત સદરહુ પુસ્તકોમાં આવતા પ્રત્યેક લેખને લગતી સંક્ષિપ્ત હકીકત તથા તેના લેખકના જીવનની ટુંકી નોંધ આપવી જોઇએ એમ આ સમિતિનો અભિપ્રાય છે. સદરહુ લેખ અને લેખકોને લગતું આ કામ પ્રાચીનના સંબંધમાં રા. ગજેંદ્રશંકર પંડ્યા, એમ. એ. ને અને અર્વાચીનના સંબંધમાં રા. જ્યોતીન્દ્ર દવે, એમ. એ. ને સોંપવામાં આવે છે; અને તેઓ પ્રત્યેકને આ કામો કર્યા બદલ રૂ. ૫) પારિતોષિક તરીકે આપવાની મંત્રીઓને સત્તા આપવામાં આવે છે.

૩. બંધારણની રૂએ પરિષદનો ખર્ચ જતાં બાકીની સીલકના અર્ધ ભાગના રૂ. ૪૯૪-૮-૦ ભાવનગર પરિષદ પાસેથી આ મંડળના લેણા થયા હતા તેમાંથી રૂ. ૧૨૫) અગાઉ મળી ગયા હતા. એટલે રૂ. ૩૬૯-૮-૦ બાકી હતા. તે રકમ મોકલી આપ્યા બદલ ભાવનગર પરિષદના સત્કાર મંડળનો ઉપકાર માનવામાં આવે છે.

૪. પરિષદ મંડળનાં કેટલાંક પુસ્તકો છાપી પસિદ્ધ કરી વેચવાના સંબંધમાં રજુ કરવામાં આવેલા કબાલાના ખરડા મંજુર કરવામાં આવે છે, અને મંડળ તરફથી તેના પર સહી કરવાની રા. મુનશીને સત્તા આપવામાં આવે છે

૫ઃ ભાલણની કૃતિ બાબતના રા. રામલાલ મોદીના પત્રની નોંધ લેવામાં આવે છે. પણ એમણે માગેલી મહેનતાણાની રકમ ઘણી ભારે હોવાથી રા. હીરાલાલ પારેખે એ બાબત એમની સાથે પત્રવ્યવહાર કરવો.

૬. (અ) ભાલણની કૃતિઓ પ્રગટ કરવા બાબત નીચે પ્રમાણે વહેંચણી કરવી:—

| | |
|---|---|
| (૧) પુસ્તક ૧ લુ -કાદંબરી (સંપૂર્ણ) | રા. બ. કેશવલાલ ધ્રુવ |
| (૨) પુસ્તક બીજું—દશમસ્કંધ | " |
| (૩) પુસ્તક ત્રીજું – પરચુરણ કાવ્યો | રા રામલાલ મોદી અથવા<br>પ્રો. બલવંતરાય ઠાકોર અથવા<br>રા. શંકરપ્રસાદ રાવળ, |

આ પ્રત્યેક પુસ્તક તા. ૩૧ મી ડીસેમ્બર, ૧૯૨૭ સુધીમાં તૈયાર થવા જોઇએ, અને તે દરેક બદલ રૂા. ૨૫૦) અઢીસો પારિતોષિક તરીકે આપવાને મંત્રીઓને સત્તા આપવામા આવે છે.

(બ) પ્રેમાનંદની કૃતિઓ પ્રગટ કરવા બાબત રા. ભાનુસુખરામનો પત્ર વિચારવામાં આવ્યો; અને તે માટે બધું મળીને છાપેલા પાના દીઠ આઠ આના આપવા.

**ટીપ**—આ કૃતિઓના ગ્રંથમાં નીચે જણાવેલ બાબતો હોવી જોઇએ.

(૧) હસ્તલિખિત પ્રતોને લગતો ઉપોદ્‌ઘાત.

(૨) કવિનો પરિચય.

(૩) પ્રત્યેક પુસ્તકનું અવલોકન.

(૪) કોષ.

૭. મંડળનું નવું વર્ષ તા. ૧ લી એપ્રીલ ૧૯૨૭ થી શરૂ થશે. ચાલુ રહેવા ઇચ્છતા સામાન્ય તથા સંસ્થા સભાસદોની ફી તે અગાઉ કોઇ પણ મંત્રી પાસે આવી જવી જોઇએ.

૮. "નોબલ પ્રાઇઝ"ની પધ્ધતિ પર ઇનામ આપવાને ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનોની એક સમિતિ નીમી તે દ્વારા એક ફંડ કરવાની યોજનાની સૂચના કરતા રા. કેશવજી રામજીના પત્રોની નોધ લેવામાં આવે છે, એ બાબત હાલ મંડળ કૈં પણ કરી શકે એમ નથી એ પ્રમાણે જણાવવાની રા. મનહરરામને સત્તા આપવામાં આવે છે.

૯. રા. મોતીભાઇ અમીનની વાંચનાલયોનો પ્રચાર કરવાને લગતી યોજનાને છેવટનું સ્વરૂપ આપવા રા. મુનશી, રા. મનહરરામ અને રા. હીરાલાલની એક ઉપ-સમિતિ નીમવામાં આવે છે.

૧૦. અમલદારોની ચુંટણીના પેટા નિયમો સમિતિની આવતી બેઠકમાં રજુ કરવા.

૧૧. મી. ગળીઆરાની માગણી હાલ ખાનગી હોવાથી અને સમિતિએ પત્રથી આપેલી સંમતિ પ્રમાણે રા. મનહરરામે લખેલા પત્રનો ઉત્તર જ્યાં સુધી મળે નહીં ત્યા સુધી એ બાબત મુલતવી રાખવામાં આવે છે.

૧૨. ભંડોળ કમિટિ હસ્તકનાં કેટલાંએક પુસ્તકોનો રા. બળવંતરાય ઠાકોર પાસેથી આવેલા હિસાબની આભાર નોંધ લેવામાં આવે છે. પણ તેના સંબંધમાં કેટલાએક ખુલાસાની જરૂરત છે, તે અર્થે પત્રવ્યવહાર રા. મનહરરામે કરવો.

૧૩, ભંડોળ કમિટિ પાસેથી જે જે પુસ્તકો પરિષદ મંડળ પાસે આવે તે બધાં અને તેનો હિસાબ એકજ ઠેકાણે રહે તે માટે વડોદરાના રા. એમ. સી. કોઠારીને મંડળના 'સેલીંગ એજન્ટ' નીમવામાં આવે છે. તેમનું યોગ્ય મહેનતાણું આવતી સભામાં નક્કી કરવું.

૧૪. ક્રમિક પુસ્તકો છપાવવા તથા વેચવાની કાયમની એજન્સીની માગણી કરતા રા. જીવણલાલ અમરશી મહેતાના પત્રની નોંધ લેવામાં આવે છે. આ સમિતિ એ માગણીનો સ્વીકાર કરી શકતી નથી.

---

# સાહિત્ય સંસદ, મુંબાઈ

નીચેના ગૃહસ્થોની સાહિત્ય સંસદના સભ્યો તરીકે ચુંટણી થઈ છેઃ—

૧. ડો. કુંવરજી ગોસાંઇ નાયક
' ડી. એસસી. ( લંડન )
વગેરે, ગઇ સાહિત્ય પરિષદના ઉપપ્રમુખ.

૨. રા. ગુલાબભાઈ એન. જોષી.
એમ. એ. એલ. એલ. બી.
એડવોકેટ, ' હીંદના ઇતિહાસ ' ના કર્તા.

૩. રા. જ્યોતીન્દ્ર હ દવે. એમ. એ.
ઉપતંત્રી ' ગુજરાતી સાહિત્ય '

૪. રા. દયાશંકર મ. ભટ્ટ. ઉપતંત્રી ' ગુજરાત '

૫. રા. મોતીચંદ ગિરધર કાપડીઆ,
બી. એ., એલએલ. બી., સોલીસીટર
' ઉપમિતિ ભવ પ્રપંચ કથા ' આદિના ભાષાન્તર કર્તા,

# ગુજરાત



પુસ્તક ૧૦ ] ફાલ્ગુન ૧૯૮૩ [ અંક ૬

## ગુજરાત અને યુગધર્મ

### ગુર્જરી ગીર્વાણનું જય કીર્તન

ગાઓ, ગાઓ, વિજય ગાઓ, સર્વ ગુર્જર સંતાનો,
સમય મંગળ ગુર્જરી ગીર્વાણના યશ ગાવાનો;
અન્ય તરછોડે ભલેને દીન ને દુબળી કહી,
જેવી તેવી તોએ વહાલી વાણી એ આપણી સહી.

પ્રથમ શબ્દ મેં એ વાણીમાં શ્રવણ કર્યો માના મોઢે,
પ્રથમ શબ્દ મેં એ વાણીમાં ઉચ્ચાર્યો કાલો કોઢે.

તાત ભ્રાત સહુ સ્વજનતણા પ્રિય મુખમાં એ વાણી મહાલે.
એ વાણીનાં અમૃતઝરણાં અંતરમાં નિશદિન ચાલે;
શત શત સહસ્ર લોકો આજે એ વાણી વાપરનારા,
પંચખંડમાં પ્રસરી રહ્યા એ બૃહત વાકના ભણકારા.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

વિશ્વવંદિત સર્જનજુની મહાવાણી • માત છે,
બંગલા, હીંદી, મહારાષ્ટ્રી ભગિની એની ખ્યાત છે.

નરસૈંયાએ પ્રથમ ઘડી એ સુંદર રૂપવતી રાણી,
પ્રેમાનંદે કીધી કેળવી વિધવિધ રસની ઝીલનારી;
નાનાલાલતણા મૃદુ કરથી લલિત બની શી લટકાળી,
ગોવર્ધન, ગાંધી, ને કનૈયે કીધી સમૃદ્ધિશાળી.

જય ગાઓ, જય ગાઓ!
ગુર્જર ગીરનો જય ગાઓ!
જય ગાઓ, જય ગાઓ!

જે ભૂપર શ્રીકૃષ્ણપ્રભુએ રાજ્યદંડ કરમાં લીધો,
જે ભૂમિપર પરશુરામે ક્ષત્રત્વનો વિજય કીધો;
જેની કુખના દયાનંદ ને ગાંધી સમ રત્નો રાજે,
તેની વાકના વિજય દુંદુભિ સતત અખિલ જગમાં ગાજે.

જય ગાઓ, જય ગાઓ.



સોળ વર્ષનાં રાધિકાજી હસતે મોંઢે આવી ઊભાં.




લેખક
રા૦ કનૈયાલાલ માણેકલાલ મુનશી
પ્રમુખ, સાહિત્ય સંસદ.

વૈકુંઠમાં સૂર્યનારાયણ ખુશ મીજાજથી તપતા હતા.

વૈકુંઠનાથના ઉદ્યાનમાં એક સ્વર્ગીય પીંપળા નીચે રત્નના આસન પર લક્ષ્મીજી બેઠા હતા. સૃષ્ટિના અઢળક ભંડારોના નાથની સ્ત્રીને છાજે એમ તે સોને મઢાયા હતા. એક ઈંડા જેવડી મોતીની વાળી તેમને નાકે ઝુલતી હતી.

સામે સરસ્વતીજી તિરસ્કારથી લાકડીની માફક વીણા ઝાલી ઉભા હતા. પૈસાદાર પડોશણનો ઠાઠ જોવા પુરાણા પ્રતિસ્પર્ધી પધાર્યા હતા એમ લાગતું હતું. હીરલે મઢેલું નાનકડું રમ ઝુનઝુનકું પીપળાની ડાળીએ રસ ટહુકાથી રસ રેલાવતું હતું.

"કેમ?" ગર્વથી લક્ષ્મીજી બોલ્યાં, "તમારે ભક્તો રહ્યા છે કે?"

ભગ્નગૌરવ સરસ્વતીજીએ જવાબ વાળ્યો

"અમને કોણ પુછે છે? આજ તો જેને વરવાળો તે ગૌરવવાળી.'

"'ખબર છે?' લક્ષ્મીજીએ મીજાજથી પુછ્યું, અને ગર્વોન્નિશ્વાસથી નાકનું મોતી હાલી રહ્યું. "ખબર આવ્યા છે કે હિંદની મઢીમાં એક લાખ આડત્રીશ હજાર ત્રણસે નવ, તમારા ભક્તોએ મારી સેવા સ્વીકારી છે.'

"છેલ્લો સંદેશો એ આવ્યો છે' તિરસ્કારથી સરસ્વતીજીએ કહ્યું. "હું તો જોતજોતામાં અપુજ થઈ રહેવાની છું. મારું નામ મુખે રાખનારા પણ, અંતરમાં તો તમારો જ ધખારો રાખે છે. અને સંતોષ એટલો જ છે—"

"શો?"

"મારી પૂજા જશે એટલે પૃથ્વી પર જીવવા જેવું કંઈ રહેશે જ નહીં."

"ઓહો!" નારાયણની પટરાણી બોલ્યાં. "તમે પણ અભિમાન કરતાં શીખ્યાં ખરાં!"

"સરસ્વતીજીએ ગુસ્સામાં હોઠ કરડ્યા. "હવે મારે એજ રહ્યું છે ને?"

ફ ડ ફ ડ-મહાન એરોપ્લેન આવતું હોય તેવો અવાજ થયો. વાદળ ઘેરાયું. ગરુડજી ઉડતા ઉડતા આવ્યા. અગાશી પર ઉભા રહ્યા—ને કનકથી ચમકતા ખભા પરથી ભગવાનને ઉતાર્યા.

વિષ્ણુ ભગવાનનો ભ્રૂભંગ કારમો હતો. જે હાથે તેમણે ગદા ગ્રહી હતી તે કાંપતો હતો. કમળનયનોમા લાલ સેરો ફુટતી હતી. રાધા--તરસ્યા હોઠો ગુસ્સામાં બીડાયા હતા.

લક્ષ્મીજીએ નજર કરી—અને ત્રિલોકાધિપતિની સ્ત્રીને છાજે એવી બેદરકારીથી તે આ ગુસ્સો જોઇ રહ્યાં. ઘરવાળાના ગુસ્સાથી ગભરાવા જેવી અલ્પતા તે અનુભવે એવાં મૂર્ખ નહોતાં.

"ત્રિલોકનાથ!" સરસ્વતીએ જરાક મજાકમાં પુછ્યું: "કેમ આજે ગરમ લાગો છો?"

મુગે મોઢે, એકાગ્ર નયને, વિષ્ણુએ બળીને ચાંપવા મારી હતી એવી ત્રણ ફલંગ ભરી: મોઢે પાંચજન્ય લગાડ્યો, ને શંખનાદ કર્યો

ઃતબેલે જઇ ગરુડી જોડે ગપ્પાં મારવા બેઠેલા ગરુડજી પલકમાં હાથ જોડી આવી ઉભા રહ્યા. વૃદ્ધ વૈનતેયની પાંખો ઢીલી પડી દેખાતી હતી. "કૃપાનાથ!"

"ગરુડા!"

"અન્નદાતા!"

"પેલી રાધાને મોકલ."

લક્ષ્મીજી તિરસ્કારથી હસ્યાં. એ હાસ્યથી ભગવાનની આંખોનાં કમળ લાલ કરેણ થઇ ગયાં સુદર્શન સાહેલો હાથ ગુસ્સામાં કાંપતો હતો. "શુ થવા બેઠું છે?" ત્રિભુવનના નાથ બબડ્યા. "બીજાજી સ્ત્રી સામે કોઇનું ચાલ્યુ છે?"

"શુ છે?" સરસ્વતીજીએ પુછ્યું.

"શું શું? તું તદ્દન નકામી છે.—પેલી રાધા તારાથી નકામી છે. ને આ—" લક્ષ્મીજી તરફ ધુરકીને; "મારી દુનીઆની મોકાણ માંડી નાખવા બેઠી છે."

"અંહ— તેથી આ ગુસ્સો કે?" શ્રીએ મીઠાશથી ટહુકો કર્યો.

"મેં સૃષ્ટિ બનાવી ત્યારે આ પ્રદ્યુમ્નની બાને મેં સ્પષ્ટ કહ્યું હતું કે સહસ્ર માનવે દશ સરસ્વતીનાં ને એક રાધાના. પણ એના લોભનો થોભ નથી."

લક્ષ્મીજીએ ગર્વમાં નાક ચઢાવ્યું: "હું કંઈ તમારા જોર પર નથી કુદતી."

"તેથીજ મારે જોઇ રહેવું પડે છે ને! પણ શું થવા બેઠું છે? હવે તો હઝારે હઝાર એની સેવા કરે છે."

"હું તેજ કહેતી હતીને" સરસ્વતીજીએ લક્ષ્મી તરફ તિરસ્કારથી જોઈ, દ્વેષી પડોશણને સુલભ મીઠાશથી કહ્યું; "થોડા વખતમાં હું અપુજ થઇ રહેવાની."

"કહેતાં શરમ નથી આવતી?" ગુસ્સામાં વૈકુંઠનાથે કહ્યું. "ગરુડો ક્યાં ગયો?" તેમણે પાછો પાંચજન્ય ફુંક્યો ને પાછો ગરુડ પંઝા જોડીને આવી ઉભો; "ક્યાં ગયો હતો?"

"રાધાજી કહે છે કે આવું છું."

"ચાલ આ વૈજયંતી લે. ઠેકાણે મુકજે." ગળામાં જરા ભાર લાગવાથી ભગવાને માલા કાઢી નાખી.

"જી!"

એટલામાં નુપૂરનો ઝંણકાર થયો. ને સોળ વર્ષનાં રાધિકાજી હસતે મોઢે આવી ઉભાં. વૈકુંઠમાં પણ વસંત આવી.

"હવે આ હીસાબ તમે એકલાજ કરો. હું જાઉ છું" લક્ષ્મીએ કહ્યું.

ગુસ્સામાં ભગવાન્ જોઈ રહ્યા; ને તોરમાં જગજ્જનની મચકો કરી ચાલી ગયાં. "કેમ

ક?" હસીને રાધાજીએ પુછ્યું; તે તેમનાં નયણાં નાચ્યાં.

"કેમ શું? રૂપ ળ મારું." વૈજયતી ઉનારી પીતાંબરથી પરસેવો લુછતાં ભગવાને કહ્યું.

"કહો તો ખરા."

"રાધા! હું થાકી ગયો છું. એવું થાય છે કે મહાદેવભાઈને કહી આ પૃથ્વીનો નાશ કરાવું."

"કરાવોને તો પીડા ઓછી" સરસ્વતી એકદમ બોલ્યા

"અરે એમ તે કંઈ હોય?" રાધિકાજીએ કહ્યું; "પછી મારા ભક્તોનું શું થાય?"

"તારે કોઈ રહ્યા છે ખરા કે?" સાશ્ચર્ય સરસ્વતીએ કહ્યું

'મારે તો છે તેટલા છેજ"

"તુ તો મુરખ છે લક્ષ્મી પળે પળે સૃષ્ટિની માલીક થતી જાય છે."

"વૈકુંઠનાથ! ભુલ કરો છો ભુપ" હસતા હસતા કળી જેવા દાત દેખાડી રાધિકાજી બોલ્યા.

"કેમ?"

"જે લક્ષ્મીના લાડકા છે તે મારે માટે તલસે છે. જે સરસ્વતીના ભક્ત છે તે મને ગાય છે—"

"હેં!"

"હા. ને જે મારા પૂજક છે તે તો મારા છેજ."

"ખરેખર! હું માનતો નથી. લક્ષ્મી પૃથ્વી પર વૈકુંઠ વસાવે છે. તે કોણ છોડે?"

"ગોપીજનવલ્લભ! એ ભલે વૈકુંઠ વસાવે. તમે ભુલી ગયા? વૈકુંઠ છોડી તમે વૃંદાવન આવ્યા હતા તે?" હસીને રાધિકાજીએ કહ્યું.

તેનાં નયનો ફરીથી નાચ્યાં. વૈકુંઠનાથનાં નયનો પણ હસ્યા; છતાં તેણે ઉંડો નિ:શ્વાસ મુકયો.

"હા રાધે! વૃંદાવન સમ વન નહીં—ને તારા સમી સખી નહીં."

"ત્યારે જ્યાં વૃંદાવન થઈ શકે ત્યાં વૈકુંઠની કોને પરવા હોય?"

"રાધે! તારા વચનો મારા અંતરમાં આનંદ પ્રસારે છે. સરસ્વતી મૈય! તમે શુ


એક મોટી રેલ્વે સલુનમાં એક આધેડ વયનો પુરુષ બેઠો હતો.

ધાર્યું?"

"એમાં મને શું! પહેલાં રાધાના ભક્તો મારી મદદ લઇ કાવ્ય ને નાટક વડે ઉદ્દગાર કાઢતા. હવે ટેલીફોન થયા છે–ચુપ દઈને એ શબ્દોમાં ઉદ્દગારો કાઢી સિનેમાને સંભળાવે છે. મારું તો કોઈ રહ્યુંજ નહીં."

"જો સરસ્વતી માસી! આવું કહો છો!

પેલો લાકીનો ઠાકોર મારો ભક્ત છતાં તમારી સેવામાં રાખ્યો હતો તે ભુલી ગયા?"

"એવા કેટલાક?"

"એ વાત રહેવા દે" કચવાઇ ભગવાને કહ્યું; "રાધા! તું ખરું કહે છે કે ખોટું તે જોવું છે, ચાલ."

"કયા?"

"નીચે–પૃથ્વી પર" હ્રષિકેશે પાંચજન્ય વગાડ્યો–ગરુડ આવીને ઉભો રહ્યો. એનાં વૃદ્ધ ગાત્ર આટલી કઠણ સેવા કરતાં કાંપતાં હતાં.

"વૈજયંતી લાવ! તૈઆર થા."

"જી હાઝર," ગરડ જઇ વૈજયંતી લઇ આવ્યો. તે ભગવાને પહેરી.

"ચાલ રાધે! ગરુડે ચઢીએ." બને ગરુડે ચઢ્યાં.

"હું આવું?" સરસ્વતીએ પુછ્યું.

"ના" મોંના ચાળા કરી રાધાએ કહ્યું. "હું ને નંદલાલ બેજ જઇશું. તમે આખરે પણ બાળકુંવારાં. અમારાથી આમન્યા રખાય ન રખાય" તે હસી.

ગરુડ ફફડ્યો–ને ઉડવા લાગ્યો.

લક્ષ્મીજી હાફળાં ફાફળા આવ્યાં. "એ ને રાધી ક્યાં ગયાં?"

"પૃથ્વી પર! તમારો પરાજય જોવા."

"એ ચાર આંગળનીને કહીએ ખાંડ ખા ખાંડ." કહી તિરસ્કારથી લક્ષ્મીજી ચાલ્યાં ગયાં.

ગરુડની પીઠે રાધાકૃષ્ણ વિહરવા લાગ્યાં. વ્યોમમાં ગરડજીને અદ્ધર ઉભા રહેવાની વૈકુંઠનાથે આજ્ઞા કરી.

"આ કયો પ્રદેશ વારુ?" ત્રૈલોક્યનાથે આંખો ઝીણી કરી પુછ્યું. "હું ઘણે દહાડે આવ્યો તે યાદ નથી."

"આ તો તમારા યાદવોનું આનર્ત."

"કેટલું ફેરવાઇ ગયું છે? ને આ શું? બધા મહેલોનું નગર હોય એવું."

"એ મોહિનીનગર. મહાઆનર્તનું પાટનગર."

"આ તો લક્ષ્મીનાં મંદિર. અહીંઆં તો લક્ષ્મીભક્તો ઉભરાય છે."

"તમને બધે લક્ષ્મીજીજ દેખાય છે. ચાલો તમને બતાવું. ગરુડજી! આ પેલી તોપો જેવું દેખાય છે ત્યાં અમને ઉતારો."

ગરુડજી ઉભા રહ્યા ને રાધા ને ગોવિંદ ઉતર્યાં.

"તમને વાર લાગશે કે?" ખગેશ્વરે પુછ્યું.

"કેમ?" ભગવાને પુછ્યું.

"મને ભુખ લાગી છે. ને આ પેલા ખડકોમાં એક બે કુમળા સાપ દેખાય છે."

"જા, જા!" હસીને રાધાએ કહ્યું.

"આ જુના નોકરોનો આ જુલમ બહુ."

"હોય, હવે આપણે માનુષી દૃષ્ટિ ન જુએ એવું સ્વરૂપ આપણે લેવું જોઇએ." રાધાજીએ કહ્યું.

"વારું." રસ પડવાથી વિઠ્ઠલવરે કબુલ કર્યું. બંને અદૃશ્ય થઇ આગળ ચાલ્યાં.

એક રેવડીવાળો બેઠો હતો. બીજો ગંડેરીવાળો બેઠો હતો. તેને છોડી દૈવી ડગલાં ભરતાં તે આગળ ચાલ્યાં.

બંને જરા ચાલ્યાં ને એક ગાડી આગળ ઉભાં રહ્યાં. ગાડીમાં એક ઘરેણાં લાદેલી સ્ત્રી બેઠી હતી. તેનો મીજાજ માતો નહોતો. પાસે એક ઇસ્કી પુરુષ ઉભો હતો. એકનું મોઢું દરીઆ તરફ હતું, બીજાનું સામી બાજુએ હતું.

"જુઓ! આ લક્ષ્મીજીના પ્રતાપ" રાધાજીએ કહ્યું; "આ બે જણ દસ વર્ષ એક બીજામાં લીન રહ્યાં."

"અત્યારે તો કૈં એવાં દેખાતાં નથી."

"શાનાં દેખાય ? પહેલાં આ માસ્તર આઠ રુપીઆની ઓરડીમાં રહેતા, ને આ શેઠાણી જાતે વાસણ માંજતી. ચાકર્યાં હાર્યાં, બન્ને રાતે એક બીજાના પ્રેમમાં આનંદ લેતાં. બન્ને સુખી હતાં."

"પછી ?"

"પછી શું ? તમારાં પટરાણી પ્રસન્ન થયાં. આ ભાઇ અઢળક ધન કમાયા. આ બાઇ હીરા મોતીમાં આળોટવા માંડ્યાં. હવે કલબ, ને પાર્ટી, ને જીમખાનામાં એમાંથી કોઇને બીજાને માટે પરવા નથી."

"હું નહોતો કહેતો કે લક્ષ્મી જીતે છે."

"ખોટી વાત, જુઓ."

પેલા પુરુષે શાંત અવાજે સ્ત્રીને કહ્યું: "ડીયર ! હું કલબમાં જાઉં છું."

સ્ત્રીએ તિરસ્કારથી જવાબ વાળ્યો, "Alright (ઠીક) આવો ત્યારે ગરબડ નહીં કરશો. મને ઉજાગરા થાય છે"

"તારી બીજ પાર્ટીથી ઉજાગરા નથી થતા ?" પુરુષે કહ્યું.

"તમારા Dances (નાચ) જેટલા નહીં" સ્ત્રીએ તોરમાં કહ્યું,

## અમારા ગ્રાહકોને-

અમારી છાપખાનાની વ્યવસ્થામાં થએલા ફેરફારને અંગે પોષ અને મહાના અંકો વડોદરાથી સાથે પોસ્ટ કરવામાં આવ્યા હતા; પરંતુ રેપરો પાતળાં પડવાથી પોસ્ટની અથડામણમાં રેપરો ફાટી ગયાં છે, અને અંકો ગેરવલ્લે પડેલા જણાયા છે; તેમજ કેટલાક ડેડ લેટર ઓફીસમાંથી પાછા આવ્યા છે.

આથી અમારા ગ્રાહકોને જે તકલીફ વેઠવી પડી છે તે માટે અમે દીલગીર છીએ.

**વ્યવસ્થાપક.**

ભગવાનનું મોં કચવાયું; "તું કહે છે કે આ પ્રણયી હતાં."

"હતાં ને છે. માત્ર લક્ષ્મીજી આડે આવે છે."

"જા, જા:"

"જોવું છે ?" રાધાજીએ કહ્યું.

"શું ?"

"જુઓ" કહી રાધકાજીએ ભગવાનનું સુદર્શન લઇ ગાડી પાસે નાખ્યું. ઘોડો ચમક્યો; એક દોડતી આવતી મોટર વાંકી વળી; ને બીજી પળે પેલા ફક્કડ મોટરની નીચે ચીસ પાડતા પડ્યા.

"શું કરે છે ?" ગોવર્ધનધારીએ પુછ્યું.

"જુઓ તો ખરા."

પેલી સ્ત્રીએ એકદમ પતિને પૈડાં નીચે જોયો ને તોર ને મોભો છોડી ઉભી થઈ ગઈ. લુગડાંની કોર, ને પાઉડરની ભભક વીસરી તેણે ગાડીમાંથી ભુસકો માર્યો ને લોહી લુહાણ પતિને હાથમાં લીધા.

"અરરર ! આ શું કર્યું ?"

"વિજય મેળવવાની આ રીત છે" હસીને રાધાજીએ કહ્યું.

"કેની રીત ?"

" આ પેલો ફાંકડો હવે કદરૂપો ને મૂર્ખ થશે–પૈસો કમાતો અટકશે ને પેલાં શેઠાણી પટરાણી મટી પ્રણયી થશે. કલબ જીમખાનાં છોડી દિવસ ને રાત તે ચાકરી કરશે ને પેલો નાચ છોડી પેલીની કોટે વળગી સુખ પામશે."

" અરે વાહરે મારી રાધા !"

"ચાલો હવે બીજા કોઇને મળીએ."

થોડેક ચાલ્યા એટલે એક મોટી રોલ્સ-રોયસમાં એક આધેડ વયનો પુરુષ બેઠો હતો. તે એક મોટી સીગાર પીતો હતો.

"આ તો ખરો લક્ષ્મી ભક્ત છે." વિષ્ણુજીએ કહ્યું.

" આખો અવતાર લક્ષ્મી સીવાય કોઇનીએ એણે સેવા કરી નથી."

" આવા આ નગરમાં કેટલાએ હશે !"

" તમે એમ માનો છો કે આ લક્ષ્મીદાસ ખરી રીતે લક્ષ્મીજીને પુજે છે ?"

" ત્યારે બીજું શું ? પૈસા કમાવા ને ખરચવા સીવાય એણે કૈં બીજું કર્યું છે ?"

"ઠીક ! ઉભા રહો એના ગજવામાં એની ડાયરી છે તે વાચીએ"

ગધામાધવે દિવ્ય ચક્ષુઓ ચઢાવ્યાં ને ડાયરીઓ વાંચી રહ્યા.

તા. ૩૧–૧૨–૧૯૨૬.

આજે સડસઠ લાખ પુરા થયા કરોડ કયારે થશે ?...... આજે છોકરીઓ આવી હતી. પૈસા માગવા–તાનુભાઈ પણ મોતીની સેર માગતી હતી. બધાંને મારી પાસે તો પૈસાજ જોઇએ. ઠીક છે કે પૈસા છે, નહીં તો મારી સામું કાળું કુતરું પણ જુએ નહીં... છોકરી, છોકરાં, તાનુભાઈ, નોકરો... પણ બધા પૈસાનાં સગાં:—મારે માટે, નગર ધને મારે માટે તલસતું તો કોઈ મળેજ નહીં... કોઈ એવું નહીં કે મને એક મારા પૈસાના લોભ વગ હેતથી બોલાવે... એવું કોઈ મળશે ? અરે રામ કોઈ ન મળે.

"રાધા !" ભગવાને કહ્યું; "મને ખબર નહીં કે તું આવી જબરી છે."

" હવે આ તરફ જુઓ " દરીઆના ખડકપર એક ખાદીનો પહેરવેષ પહેરી એક જણ બેઠેલો હતો તેને દેખાડી રાધિકાજીએ કહ્યું; " આ કોણ છે તે ઓળખ્યો ?"

"ના."

" આ મહાતત્ત્વજ્ઞાની છે. એણે આખું જીવન સરસ્વતીને ચરણે ધર્યું છે. એણે સુકોમળ સ્ત્રી ત્યાગી અડગ બ્રહ્મચર્ય ધર્યું છે. એણે ધન માલ છોડી અપરિગ્રહનું વ્રત લીધું છે. "

" ત્યારે સરસ્વતીના સેવકો હજુ છે ખરા."

" જરા ઉભા રહો. આ પેલો એનો મિત્ર આવ્યો, સાંભળો !"

મિત્ર આવ્યોઃ " અહો પંડિતજી ! શું કરો છો ?"

" કૈં નહીં " પંડિતજીએ કહ્યું.

" હું એક પુછવા આવ્યો છું."

" શું ?"

" તમારા અભિપ્રાય પ્રમાણે દુનીઆના સાહિત્યમાં સરસમાં સરસ પંક્તિ કઇ?"

" સાંભળજો " રાધિકાજીએ મુરારિના કાનમાં કહ્યું.

" મને તો લાગે છેઃ

सरसिज मनुविद्धं शैवलेनापि रम्यं
मलिनमपि हिमांशोर्लक्ष्म लक्ष्मीं तनोति ।
इयमधिकमनोज्ञा वल्कलेनापि तन्वी
किमिव हि मधुराणां मण्डनं नाकृतीनाम् ॥ *

* સેવાળથી વીંટાળાએલું હોય તોએ કમળ રમ્ય લાગે છે; ચન્દ્રનું કલંક મલિન છે, છતાંએ તેની શોભામાં વૃદ્ધિ કરે છે. આ સુંદરીએ વલ્કલ પહેરેલાં છે છતાં અધિક સુંદર લાગે છે. મધુર આકૃતિના અલંકારરૂપ શું નથી ?

ઓત્તારી!" કહી ભગવાન ફર્યા; "તું તો આને મોટો બ્રહ્મચારી કહેતી હતી."

"તમારા જેવો બાલબ્રહ્મચારી!" રાધિકાજી હસ્યાં. "એનું શરીર ને બુદ્ધિ સરસ્વતીને ચરણે છે! અંતર ને કલ્પના મને ઝંખે છે."

"મને શું ખબર કે તું સર્વવ્યાપી છે!"

આગળ ચાલી એ ઉભાં રહ્યાં. એક યુવક બેઠો હતો. તેનો ચહેરો ચિંતાગ્રસ્ત હતો, તેની આંખ દૂર ક્ષિતિજપર હતી.

"ગોપાલ!" રાધાજીએ કહ્યું: "આને ઓળખ્યો?

"હા!" દિવ્ય ચક્ષુનો ઉપયોગ કરતાં ભગવાને કહ્યું; "આ પેલો—જેના દરેક કાર્યમાંથી પૈસા ઝરે છે તે વેપારી—"

"હા—ને જેનાં દરેક કાવ્યોમાંથી સરસ્વતીના પ્રસાદ ઝરે છે તે..." રાધાજીએ હસીને ઉંચું જોયું; "છોગાળા! આ જોયું કે?"

વિષ્ણુ ભગવાને ઉંચું જોયું. અંતરીક્ષમાં મયુરપર બેસી સરસ્વતીજી ઉતરી આવતાં હતાં.

"અરે પણ આ તો લક્ષ્મી પણ આવી, જોતી એનું કમળાસન ઉતર્યું." વિષ્ણુએ બીજી તરફ દેખાડી કહ્યું.

રાધા ખુબ હસ્યાં. "નિસર્ગભિન્ના શ્રી અને સરસ્વતીએ આ યુવક માટે સંધિ કરી છે."

"કેમ?"

"બે-મળી મને હંફાવવા માગે છે તેથી."

"હવે સમજ્યો" ત્રૈલોક્યનાથે કહ્યું; "રાધા! તારો પત્તો ક્યાં લાગવાનો?"

"ગભરાઓ છો શું? આ પેલી તરફ જુઓ" રાધિકાજીએ આંગળી કરી.

એક ગાડી ઉભી રહી ને એક યુવતી નીકળી પેલા યુવકની પાસે આવી.

"જુઓ! આ પેલા યુવકનું મુખ. જુઓ એની આંખોમાં મારો વિજય દેખાય છે કે નહીં! ઉપર જુઓ, લક્ષ્મીજી ને સરસ્વતીજીના મુખપર પ્રસરેલો ભયંકર નિશ્ચય તો જુઓ! બંને કેવાં કદરુપાં લાગે છે?" રાધાજીએ હસીને કહ્યું;



"ગાંડી!" યુવકે યુવતીને પાસે ખેંચી; "રાધારમણ કે વીસારશે?"

"જુઓ, જુઓ, આ લક્ષ્મીજી પેલી સ્ત્રીના આત્મામાં પેઠાં. સાંભળો!"

પેલી યુવતી પેલા યુવક જોડે વાત કરી રહી હતી.

"વહાલા! તું એ વાત છોડી દે. તું મને સ્વીકારશે તો શું થશે?"

"શું થવાનું છે?"

"તારે તારો ધંધો છોડવો પડશે" યુવતીએ લક્ષ્મીજીની પ્રેરણાથી કહ્યું.

"તે તો મેં ક્યારનું ધારીનેજ મૂક્યું છે."

"પણ તું ધનવાન છે ને ધનાઢ્ય થશે. તારે શાની ખોટ રહેશે?"

"તારી!" હસીને યુવકે કહ્યું.

"પણ ધન છોડી તું કેમ રહેશે? તારા સુંવાળા શરીર ને સુકુમાર ગાત્રોનું શું થશે?"

"તું છે ને."

"ધન વિના પ્રતિષ્ઠા નથી, પ્રતિષ્ઠા વિના આબરુ નથી; આબરુ વિના જીવન નથી—".

"ગાંડી! ધન, પ્રતિષ્ઠા ને આબરુથી કોઇ સુખી થયું છે? તો ધનાઢ્યો ઝેર શા માટે ખાત? પ્રતિષ્ઠાવાળા હાય શા માટે પુકારત—"

લક્ષ્મીજી ગભરાયા, ને સરસ્વતીજીની સહાય માંગી. સરસ્વતીજી પેલી યુવતીના આત્મામાં ઉતર્યાં.

"જુઓ વિઠ્ઠલવર" રાધાજીએ કહ્યું; "પેલાં જુનાં વેરી એક થયાં તે."

"હવે તારું શું થશે?"

"કૈં નહીં, જુઓ!"

પેલી યુવતીએ યુવકને કહ્યું: "પણ ભોળા! મારે લીધે સંસાર છોડશે તો તારા આત્માનું શું? તારી કાવ્યમયતાનું શું? તને બધા અધમ લેખશે તો તું ઉંચે કેમ ઉડશે? તું ઉંચે નહીં ઉડશે તો દૈવી સંદેશ કોણ પાડવશે?"

"પ્રાણ! યુવકે કહ્યું: "હું શા માટે ગાઉ છું—સુખ મેળવવા; હું શા માટે કાવ્યો રચું છું—આનંદ અનુભવવા. તારું સાહચર્ય સુખ ને આનંદ બંને આણશે—તો પછી કાવ્યોની શી પરવા રહેશે.?"

સરસ્વતીજીને લક્ષ્મીજીએ સામ સામુ જોયું; બંનેએ પેલી બાલાને સાથે પ્રેરી;

"પણ વહાલા! દુનીઆ તને ગભરાવશે—ડારશે—ડામશે; ત્યારે—"

"તો તારું નામ જીભપર રાખી હસતે મોઢે ચિતાએ ચઢીશ—"

"જોયુ!" રાધિકાજીએ ભગવાનને કહ્યું.

"પ્રાણ!" પેલી યુવતીએ કહ્યું; "તું અજબ છે. જેવી હું છું તેવી તારી—"

બંને ભેટ્યાં. લક્ષ્મીજી ને સરસ્વતીજીની આંખમાં ઝેર આવ્યું; તેમણે છેલ્લો પ્રયત્ન કર્યો.

"પ્રાણ!" યુવતીએ કહ્યું; "આજથી આપણને લક્ષ્મી ને સરસ્વતી બંનેનું વેર થશે."

"ગાંડી!" યુવકે યુવતીને પાસેં ખેંચી; "રાધારમણ કૈં વીસારશે?"

રાધિકાજી ગર્વમાં જોઇ રહ્યાં. લક્ષ્મી ને સરસ્વતીએ વાહનારુઢ થઇ ચાલવા માંડ્યું.

પેલો યુવક ને યુવતી જાણે સંસારનું બહારવટું લેતાં હોય તેમ ઉઠ્યાં; કાલ સવાર પછી તેમને સૃષ્ટિ નિર્જન થઇ જવાની એ ખાત્રી હતી છતાં તેમના મોં પર તેજ હતુ.

"આ લોકોનું શું થશે?" ભગવાને પુછ્યું.

"કાલે એ રઝળતાં થશે, ભુખે પેટે એ નિર્જન અરણ્યમાં ભટકશે."

"અરરર—"

"માત્ર હુંજ એમની સંભાળ લઇશ. પણ એ બેમાંથી એકે વીફરેલાં શ્રી કે સરસ્વતીને રીઝવવા નહીં મથે."

ત્રૈલોક્યનાથની આંખ ચમકી, હોઠ બીડાયા; માથે વાળ ઉભા થવાથી મુકુટ હાલી ઉઠ્યો. તેણે પાંચજન્ય પકડ્યો, ને એક બે ને ત્રણ નાદ કર્યા દિશાઓ ધ્રુજી, સાગર ગર્જ્યો, હાં, હાં કરતા દિગ્પાલો આવ્યા, ગરુડજી હાથમાં અડધો કરડેલો સર્પ લઇ હાજર થયા.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૭૯]

# સ્વપ્નમાં જન્મદિવસ

લેખક:
રા. ચતુરભાઇ ઉમેદભાઇ પટેલ
બી. એ.

ચિત્રકાર:
રા. દત્તાત્રેય



ચોકમા ઇઝીચેર નાંખી હું પડયો છું.

ચોકમાં નેવાં તળે ઇઝીચેર નાખી હુ પડયો છું. સંધ્યાનો સમય છે. આકાશમાં રમતી ઝીણીઝીણી રાતી વાદળીઓ ભગવાન સવિતા નારાયણ અસ્તાચળ પર્વતથી બે ચારેક ડગલા દૂર હશે એની સાક્ષી પુરી રહી છે વળી અમારી પડોશમા રહેતા મુંજુલાલની મેનકા નામની ગાય ઘરમાથી છુટી ઠણુક ઠણુક ઘુઘરી ઘમકાવતી દમણાજ પાછી વળી છે. મારા ભત્રીજા રમેશનો જીગરજાન દોસ્ત મોતીઓ કુતરો પણ સાંજ પડી જાણી બચકું રોટલાની આશાએ અમારો દ્વારપાળ થઇ પડયો છે—પડયો પડયો હાંફે છે. અવશ્ય એની જન્મધરિણી ઘરડાં કાંપનાં રેવાભાના એક એવ અવશેષ ગૃહ અલંકાર વા સહીઅર સમી 'મુળીમીની'ની સાથે રેસ દોડી હારીને આવ્યો લાગે છે. એના મોં પર પરાજય નો ખેદ કેટલો છે?

પશ્ચિમને બારણેથી મીઠી પવનની લહેર આવે છે. સૌમ્ય વાતાવરણમા વિચારનું ઘેન ચઢે છે, ને હું ઉંઘી જાઉ છું. દશ્ય જગતવિલોપનને થોડો સમય થયો નહીં થયો હોય ને મને સ્વપ્ન આવે છે. કેવું સુદર સ્વપ્ન . ...... ?

પ્રથમ સચરાચરમા નીલ વાતાવરણ પથરાય છે. પછી મંદમંદ સ્વપ્નની જવનિકા ઉપડે છે.

રુખીબા જાડી ખાદીની સાડીમાં દર્શન દે છે, ને બોલતા સંભળાય છે "બેટા જગજીવન; આજે તો તારી વરસગાંઠ. તને ખેવીમમું બેડું." હું સહર્ષ ઝબકીને બોલું છું "હેં, શું ખરી વાત, બા ?"

ત્યાં આ શું ! પોપટ જેવો ઉડતી મારી લલિતાને આવતી દેખું છું, અને રુખીબા ઉભાં છે ને આને આમ લટકાં કરતાં કરતાં આવતા શરમ નથી આવતી એવો વિચાર આવતાં પાછળ જોઉં છું તો રુખીબા અલોપ ..! મારી લલિતામા

ખરેજ આજે નવચેતન સ્ફુર્યું છે. પણ આજે એ આટલી વહેલી કેમ ઉઠી હશે? દરરોજ તો રુખીબા સાડા સાત વાગે 'વહુજી ઉઠોને, વહુજી ઉઠો ને' એવી બે ચાર બુમો પાડે ત્યારેજ રાણી સાહેબ ઉઠે છે ને?...... અરેરે! કેટલો ભુલકણો? હમણાં તો રુખીબા કહી ગયાં કે . આજે મારી વર્ષગાંઠ—છે. અવશ્ય તેથીજ એ આજ પ્રિય પ્રાણનાથનો જન્મદિવસ ઉજવવા વહેલી મળસ્કે ઉઠી લાગે છે. આથી તે વધુ ધનભાગ્ય વીસમી સદીના પતિને શાં જોઇએ, વારુ?

લલિતા મારી સ્વપ્ન સૃષ્ટિમાં "ઘનઘોર આભમાં વીજળી ઝબુકે એવી ઝબૂકી રસોડામાં" અદૃશ્ય થાય છે.

ને અહાહા! ઓ દૂરથી ઉડતી મારી બચુ આવી! એના નાનકડા કરતલમાં જમરુખ છે. દોડતી દોડતી આવી એ મારા ઉછંગમાં લપાય છે. "બાપુ ઇઇ...જાંબુ...ખાઉં...એ." એમ ટહુકે છે. હું એના સોનેરી કેશ પંપાળતો ઉત્તર દઉં છું "ના, એ તો તારું છે. બચુ! તારેજ ખાવાનું" હસતી હસતી એ ખાવા માંડે છે ને વળી કૈં તર્ક સુઝી આવતાં નર કેસરી પ્રતાપના જેવી મારી મુછોના થોભીઆ ખેંચે છે. મને દર્દ થાય છે, તે સાથે વ્હાલજન્ય હસવું પણ આવે છે. હું બચુને કૃત્રિમ રોષથી ધમકાવું છું "છોકરાંડી; જો ત્હારી બા બોલાવે; જા, બઉ આપે. "સસલાની ત્વરાથી બચુ દોડી જાય છે, ને....ઓ....પાછી આવી.

"બાપુ-ઇ...લથીબા બોલાવે એ! ઉથો-ને જંબા" હું ઉઠું છું. સ્ફટિકજડિત ચોકડીમાં હાથ પગ ધોઇ રજતપાટલે બેસું છું. અંદર પ્રવેશું તે પહેલાં તો વાત્સલ્યભીની રુખીબા સામેને બારણેથી અંદરના ઓરડામાં ચાલી ગઇ અને કોઇ દિવસ નહીને આજે આ શું? 'લલી'ને આજે inspiration ઉમળકો આવ્યા લાગે છે. બત્રીસ વાનીની રસોઇ! અને આ શું? એના વદન પર કદીએ ન નીરખેલી આ મેહની તરતી લજ્જા કયાંથી છવાઇ હશે? "બોલો બોલોને અંતરના બેલી નાથ" એવું કૈં હૃદયભીતરમાંથી ગણગણતી હોય એમ લાગે છે. એ મધમાખ?

રુપાની ઘંટડી સમો સુમધુર એનો સ્વર રણકે છેઃ "ભજીઆં વધારે મુકું?'

(સ્વગત) વિચારું છુંઃ મુગે મોંએ પીરસનારમા આ વિનીત વિવેક શો?

"ના, લલી!" હું એ મસ્તીજન્ય વાતાવરણમાં ચગ્યો!

"બળ્યું, તમે તો સદાજ નફફટ રહ્યા! બા સાંભળે તો કેવું દેખાય? તમારે કૈં પાછળનું સાંભળવું છે? તમારે બેશરમ થઇ બોલવું ને અમારે સહેવું!"

હું હસીને જવાબ દઉં છું: "એમાં શું ખોટું બોલ્યા! જેની સાથે જીવનભરનાં બેલાં બાંધ્યાં તેનું નામેએ ન ઉચ્ચારાય! આપણો સમાજ કેવળ ટુંક બુદ્ધિ—કુવાનાં દેડકાં સમો છે. મોટું મન તો એમાં મળેજ નહીં. દુનીઆ સુધરતી જાય ત્યારે એને તો પશુની પેઠે પાછળજ પડી રહેવું. એની મરજી. પણ તું જાણે છે ને હું તો પ્રગતિનો મોભરુપ છું એટલે નામ દઇનેજ બોલાવવાનો!"

"જરા લાજો, જરા લાજો! અંગ્રેજી ભણ્યા ...ને લાજ શરમ છોડી, ઘરડાં તો જાણે સાવ મુવા!"

"લે ત્યારે તને નથીજ ગમતું તો હવે 'લલી' નહીંજ કહું."

"ના કહેતાંએ નામ દીધા વગર ન ચાલ્યું. તમે તો બહુ પકકા છો!"

કૃત્રિમ રોષ દાખવતી છતાં મસ્તીભરી આંખે એ મારા ભણી પળવાર તાકી રહે છે.

ત્યાં આ દશ્ય શું! ધીમેધીમે એનું અંગ ઓગળતું દીસે છે. ઓગળીને એ તો તદ્દન તેજનો ગોળો બની ગયું. અને અહાહા! એ તેજના ગોળાની પાંખાળી અપ્સરા બની ગઈ! "ઓ મારી ઉર્વશી!" એમ બોલી જમવાનું પડતું મુકી રસ્તો ન જડતાં બેબાકળો બની ઓરડાની ચારે ભીંતોએ આટા મારતા ચામચીડીઆ સમી રસોડાની ચારે ભીંતોએ ત્વરિત ગતિથી ઘુમતી મારી પાંખાળી ઉર્વશીને પકડવા હું બે હાથ ઉંચા કરી લાંબે પગે રસોડું માપવા મંડ્યા! ત્યાં તો પાંખાળી ઉર્વશીનું પતંગીઉં બની ગયું ને તે ધુમાડાથી હબસીના વાળ જેવી થઇ ગએલી પીઢીએ જઇ બાઝ્યું. પુરુરવા સમો ઉન્મત્ત થએલો હું "ઓ મારી ઉર્વશી" કરી બુમ પાડવા જાઉં છું ત્યા તો અજબ દશ્ય પલટો!

હું મને દીવાનખાનામાં આરામ ખુરશીમાં પડેલો જોઉં છું. સામેના ટેબલ પર દસબાર congratulations (અભિનંદન)ના પત્રો પડેલા દૃષ્ટિગોચર થાય છે.

આનંદથી ઉભરાતા હૃદયે એક પછી એક પરબીડીઆં ફોડી હું વાચું છુ.

પરબીડીઆંના ઢગ વચ્ચે પડેલા એક પોસ્ટ કાર્ડ પર મારી પ્રથમ નજર પડે છે. એ ઉપાડી હું વાંચું છું. અહોહો! આ ઝીણા કીડીઆંના દાણા જેવા તો દાદાજીનાજ અક્ષર! એ તો અહીં છે ને એમનો કાગળ!

ચિ. જગજીવન પ્રતિ લીં. ખખડધજ જયનારાયણની શુભાશિષ.

બેટા, આજે તો તારો જન્મદિવસ. હર્ષથી ચેકડા મારતો હું તને મારી વૃદ્ધ આંખે જોઇ રહ્યો છું. મહારાણી વીકટોરીઆના સપુત, સમસ્ત જગતને શાન્તિનો જામ પાનાર, અજેય એડવર્ડના રાજ્યાભિષેકનેજ દિને તારા જન્મના શુભ સમાચાર મળ્યા, ત્યારે હું અને તારી દાદી સગડીએ તાપતા બેઠાં હતાં. તારા મામાનો પત્ર વાંચ્યો કે સફાળો પાઘડી પહેરી, ખભે ખેસ નાખી, ચાખીઆ જોડા ચઢાવી હું તારી દાદીને "શું છે! શું છે! બોલ્યું કો તો ખરા!" એમ બબડતી મુકી પાધરો બજારમાં દોડ્યો ને મણેક સાકર કાંધે નાખી લઇ આવ્યો! આખી



દોસ્ત મોતિયો કુતરો ... રોટલાની આશાએ અમારો દ્વારપાળ થઈ પડ્યો છે.

પોળમા એ સાકર વહેંચવાનું તારી દાદીને ફરમાવ્યું ત્યારે મારી છાતી દોઢ વેંત ફુલેલી. તે દશ્ય આટલે વરસે એ મારા સ્મરણમુકુરમાં પ્રતિબિંબિત થયા વિના રહેતું નથી!...બેટા જગજીવન તનેએ એવા સુખના અનુભવ થજો એવા આશીર્વાદ સાથે વિરમીશ. એજ મિતિ શ્રાવણ સુદ પુનમ ને શુક્રવાર

પત્ર ૨. વિધુવદન તરફથીઃ—

નારંગી રંગના કાગળમાં લીલી શાહીથી લખેલા આ પત્રની વિગત નીચે પ્રમાણેઃ—

'મુબારકબાદી દોસ્ત ! દુનીઆ તો માયાવી છે, અને એ ઇંદ્રજાલમાંથી જેમ વહેલા છુટીએ તેમ સારં, ખરં કે નહીં ! નશ્વર જગતથી મુક્ત થવાના શુભ દિવસ પ્રતિ તેં નૂતન વર્ષમાં પ્રવેશ કરીને ઠીક પ્રગતિ કરી છે. તારા આ પ્રશંસનીય પગલા માટે તને 'Cart–loads of' ( ગાડા ભરીને ) અભિનંદન.

એજ લી. તારો જે માને તે,

વિધુવદન.

પત્ર ૩ જો. ઉપેન્દ્ર તરફથીઃ—

કાળી કીનારવાળા કાગળ mourning letter (શોકપત્ર)ની અંદર લાલ શાહીથી ત્રાસું આમ લખ્યું હતું:—

"આજે મારા પિતાશ્રીનુ શ્રાદ્ધ હોવાથી તને અભિનંદન આપવા નહી આવી શકાય, પરંતુ આશા રાખુ છુ કે તું હર હમેશની જેમ ધુવડ જેવું મો ગખીને આ શુભ અવસરે નહી ફરે ! સાભળ્યુ છે કે જીવનની કોઇ ધન્ય પળે સદા ઉદાસ વા શોકમગ્ન રહેતા હૃદયો ખુશમીજાજી અનુભવે છે ! આજનો દિવસ ધન્ય પળોનો સમૂહજ હોવો જોઇએ અને વધુમાં વાયે ઉડતી વાત આવી છે કે લલી ભાભી આવ્યાં છે. તો તો પછી તું ઘુવડ જેવો રહે તો તારા જેવો 'ગાડર' બીજો કોઇ જ નહી.

લી. સ્નેહાધીન ઉપેન્દ્ર.



મારી સુગેના શે ભાઆ ખેચે છે.

અને આ ચટાપટાવાળું ફેશનેબલ કવર કોનું હશે ! ઓહો ! એતો અમારી સહાધ્યાયિની પેલી ચીબાવલી ચંદ્રિકાનું ! જુઓ તો ખરા ! એ આ ઘેલું માથું ફોડેએ ન સમજાય એવું અસંમજસ મગ્જુ શું જલ્પે છે, વારુ !

મી. જગજીવન,

તમારામાં નામ પ્રમાણે ગુણ છે એવી મારી ખાત્રી છે. તમે જગને ધારો તો જીવન અર્પી શકો તેમ છો એમ પ્રોફેસર સાહેબ સાથે અવાર નવાર તમને વાતો કરતા સાંભળેલા તે પરથી હું ભવિષ્ય ભાખી શકું છું. તમે બોલવામાં જેટલી ચોકસાઇ વાપરો છો તેટલીજ તમારી ટાઇ બાંધવામાં વાપરો તો હસી હસીને અમારું પેટ દુઃખતું અટકે, સમજ્યા ! આજના શુભ દિવસથીજ એ ચોકસાઇ શરુ કરો તો તમારો અમે સૌ ખરા અંતઃકરણથી ઉપકાર માનશું !

લી. ચંદ્રિકાના વન્દેમાતરમ્

આ ચાર અને આવાજ પરંતુ special importance ના નહી એવા દસ બાર કાગળ હું ગ્લાનિહાસ્યની મિશ્ર લાગણી વચ્ચે ઝુલતાં ઝુલતાં વાંચું છું. પછી એક અટ્ટહાસ્ય કરી ટેબલ પાસેની ખુરશીમાં ગોઠવાઇ જાઉં છું, ને ટેબલ પર પડેલા કાગળ પર બીલાડાં ચીતરતો

[વધુ માટ જુઓ પૃષ્ઠ ૫૭૧]

# રૂપમંતી

લેખક:

રા. દયાશંકર મ. ભટ્ટ

સભ્ય, સાહિત્ય સંસદ.

—⁂—

[ઇ. બી. હાવેલના 'Aryan Rule In India' નામના પુસ્તકમા ૩૫૪ મા પાને બાઝ બહાદુર અને રૂપમતીનું ચિત્ર અને એજ પાને મંડુના કીલ્લાનો ફકરામાં આ એક સ્નેહીયુગલની કારકીર્દી આલેખી છે. એમાંની માત્ર સારજ લીટી વાચતાં જે કલ્પનાચિત્ર મારી ભાવનાસૃષ્ટિમાં ઉભું થયું છે તે આલેખું છું.—લેખક.]

૧

વદ આઠમની રાત્રિના બે પ્રહર ભાગ્યેજ પુરા થયા હશે. અધકારથી વીંટાએલા જગતની અનેકવિધ પ્રવૃત્તિઓના મધ્ધી માત્ર તારલાઓજ ઝબકારા લેતા હતા.

દૂરની ચાવડીના સીપાઇએ સાડા અગીઆર-નો એક ટકોરો માર્યો -અને દૂરથી કોઈ ઝોકા ખાતા ચોકીદારે ઝબકી 'સબ સલામત, જમાદાર!' ની રોન લલકારી.

એ પળ પાછું શાતિનું સામ્રાજ્ય સત્તા પ્રસારવા મથી રહ્યું.

"કોણ છે?"

"હું શરાઝ! કોણ ફીરોઝ?"

"હા" જરા ધીરેથી પણ ચોકસાઇથી તેણે ઉત્તર વાળ્યો; ને તેણે પાસે પડેલા કોડીઆના દીવાને જરા સંકોર્યો.

"કેમ અત્યારે!" દીવો સંકોરતાં સંકોરતાંજ એણે પુછ્યું.

"સરકાર સુઇ ગયા? એક અગત્યના સમાચાર આપવાના છે."

આ દિવસોમા અરધી રાત્રે અમલદારોને ઉઠવું-ઘરબાર છોડવા એ તદ્દન સામાન્ય બનાવ થઈ ગયા હતા.

"ઠીક, જરા થોભ!" કહી તે અંદર ગયો ને એક બારણાનું કડુ તેણે હલાવ્યું.

અંદરથી અવાજ આવ્યો: "કોણ?"

"જનાબ! હું ફીરોઝ."

અંદર સુનાર નામ સાંભળી એકદમ છલંગ મારી ઉભો થઈ ગયો. અને તરતજ બારણું ખોલ્યું. એક ખુણા ઉપર બળતી મશાલોનું તેજ આખાએ ઓરડામા પ્રસરી ગયું.

"જનાબ! શરાઝ કંઈ અગત્યનો સંદેશો લેઇ આવ્યો છે."

"જલ્દી મોકલ!" તેણે અધીરાઈમાં અને તર્ક વિતર્કની માળા ગુંથતાં કહ્યું.

તે બે ડગલાં ભરી આગળ આવ્યા. સામેજ

ફીરોઝ શરાઝને લેઇ આવતો મળ્યો.

"જનાબ ! આ લીફાફો લેઇ શહેનશાહ તરફથી આદમી આવ્યો છે."

યુવાનમાંથી વિશેષ સાંભળવાની ધીરજ ચાલી ગઇ હતી. તેની બધી શક્તિઓ લીફાફા ઉપર એકાગ્ર થઇ હતી. તેણે લીફાફો લેઇ ઝડપથી ફોડ્યો અને હુકુમ વાંચ્યો.

"મંહુના તમને સરદાર નીમવામાં આવે છે. એકદમ જઇ કબજો લેો."

તેના મુખપર આછું સ્મિત આવ્યું તેવુંજ ચાલ્યું ગયું. જરા ડોક ઉંચી કરી તીક્ષ્ણ આંખે તેણે ફીરોઝ અને શરાઝ સામે જોયું: મોં મલકયું—વળી પાછી કંઇ જાણે શંકા ઉઠતી હોય તેમ તેણે લીફાફો ફરીથી વાંચ્યો.

તેણે જરા તાલ ઠોકયો; ઢાકાની મલમલના પહેરણની બોય સહેજ ઉંચી ચઢાવી; અને આછી ઉગતી મુછને તેણે વળ દીધો.

ને તેની ઉગતી મુછોને તેણે આમળ્યાજ કરી.

તેનું મોઢું સહેજ મલકયું અને કહ્યું: "ફીરોઝ આપણી ટુકડીને તૈયાર થવાનો હુકમ આપ, અને જોધપુરી દરવાજે મારી રાહ જુઓ, હું આવું છું. જુઓ બહુજ ચુપકીથી ચાલ્યા જજો. કોઇનેએ આપણી હીલચાલની જાણ ન થવી જોઇએ. શીરાઝ તું અહીંજ રહેજે. હું બોલાવું ત્યારે તારે આવવું, અને મારો ઘોડો તૈયાર કર."

"જી હજુર !" સલામ કરી બંને ચાલ્યા ગયા.

તે થોડીવાર હાથમાં લીફાફો પકડી દૂર બળતી મશાલોના રાતાં પીળાં તેજમાં સ્થિર દૃષ્ટિએ જોઇ રહ્યો. કૈં કૈં વિચારો તેના મગજમાં આવ્યા ને ગયા. કૈં કૈં ભવ્ય કલ્પનાઓની તરંગાવલિ તેના મગજમાં ઉઠી ને સમી ગઇ. સ્ફુર્તિ તેના અંગે અંગમાં વ્યાપી ગઇ. તેણે આમથી તેમ આંટા મારવા માંડયા. તેની દ્રષ્ટિ તેના પડછાયા તરફ ફરી

તંગ પાયજામો, પાતળું પણ સ્નાયુવાળું શરીર અને તેના ઉપર કરચળીઆળા પહેરણમા તેના સુરેખ શરીરે તેનું દીલ આકર્ષ્યું. તે એકદમ ફર્યો, સામેના આખા અરીસામાં ક્યાંએ સુધી તેના ફુટડા શરીર સામે તે પ્રસન્નચિત્તે નીહાળી રહ્યો.

ને તેની ઉગતી મુછોને તેણે આમળ્યાજ કરી.

૨

પંદર વર્ષની નાની વયમાં તે અફધાનીસ્તાનથી એક લશ્કરના કાફલા સાથે હીંદ આવ્યો હતો, ને એક ચાકરમાંથી નાના સીપાઇ તરીકે તેણે જીંદગીની શરૂઆત કરી હતી.

સ્વભાવનો તે ખુશનુમા અને હીમતબાજ લડવૈયો હોઇ પોતાના ઉપરી અમલદારની પ્રીતિને પાત્ર નીવડયો હતો. શરીર તેણે સુદૃઢ ને સુરેખ બનાવ્યું હતું. સ્નાયુએ સ્નાયુ એના ઉછળતા અને ખીલતા લોહીની પ્રતિભા હતા.

તે દાખલ થયો ત્યારે તેને એકજ આદર્શ હતો: શેહેનશાહના એક સાચા અને નીમકહલાલ સીપાઇ બનવું.

ચાર પાંચ લડાઇએ તેને સામાન્ય સીપાઇમાંથી અમલદાર બનાવ્યો હતો. તોએ તેના મનમાં તે હંમેશ એકજ મહત્વકાંક્ષા પોષતો—ઉંઘતાં ને જાગતાં તેનીજ કલ્પનાઓ સેવતો:—શહેનશાહનો ખાસ અંદનો સીપાઇ બનવુ

પણ કં ઓછી બંધીએ આશાઓ પાર પડે

છે ! વિધિનું નિરંતર ફરતું ચક્ર માણસને કયાં જઈ પટકશે એ કોણ કહી શકે ?

છેલ્લી લડાઈ ઇ. સ. ૧૫૫૦ માં થઇ. મંડુના સુરક્ષિત અને અજેય કીલ્લાને શહેનશાહે સર કરવાનો નિશ્ચય કીધો અને લશ્કરની ટુકડી તે કામે લાગી ગઇ. મંડુનો કીલ્લો પડયો અને શહેનશાહે તાબે કર્યો. આ કીલ્લાને સર કરવામાં એક નાની પણ પ્રતાપી વ્યકિતનાં બુદ્ધિબળ અને બાહુબળનાં ચોમેર ખુબજ વખાણ થતા. એ વ્યકિતને, પેલા નૌજુવાન યોદ્ધાને, સૌ બાઝ બહાદુરના નામથી ઓળખતા.

મંડુનો કીલ્લો સર કરી તે નૌજુવાન યોધ્ધો વીજળીની ત્વરાથી શહેનશાહને વિજય સમાચાર આપવા આજે સાંજેજ દીલ્હી આવ્યો હતો.

દિવસના કાર્યથી પરવારી થાકયા પાકયા નિદ્રાને ખોળે પડતું મુકયું હતું ત્યારે તેને સ્વપ્ને પણ ખ્યાલ નહતો કે આજેજ આમ અડધી રાત્રે આવું મહાન પદ તેને નવાજેશ થશે.

૩

ચાંદની ચોકમાંથી એક ઘોડેસ્વાર પસાર થતો હતો, રાત્રિના હજુ બે પ્રહરજ ગયા હશે.

કોઇ કોઇ બારીઓમાંથી ઝીણા દીવાના કિરણો આવતાં.

ઘોડેસ્વાર એનાજ વિચારોમાં મશગુલ ચાલ્યો જતો હતો.

થોડે દૂરથી અવાજ આવ્યો:

અય દૃષ્ણ તેરે નામપેં કુરબાન હો રહી......

ઘોડેસ્વારના કને એ અવાજ અથડાઇ હવામાં સમાઇ ગયો. વળી પાછી એજ લીટી ઉથલાઇ...કોઇ મધુર સ્વરે—અતિ મધુર સ્વરે ગવાઇ—તેજ વખતે ઘોડાએ ઠેસ ખાધી અને સ્વારના વિચારોમાં ખલેલ પડયું. તેના કાને ઉંડી ધ્વનિરવનામાં મધુર રણકો થંયો.

ઘોડાને તેણે થંભાવ્યો અને કાનને સરવા કરી તે બેઠો.

અને દૂરથી કોઇ માધુર્ય રેડી રહ્યું હોય; સંગીતની સર્વ મીઠાશજ રેલાવી રહ્યું હોય, એમ કોઇ સુકોમળ અવાજ સરતો સરતો આવ્યો.

......અય તેરે નામપેં કુરબાન હો રહી......

તે બે પળ, ત્રણ પળ થંભી ગયો. એ મોહક સ્વરે તેના દીલને ઉન્મત્ત બનાવ્યું. યુવાન યોદ્ધાના હૃદયતાર થનથની ઉઠયા, આખાએ શરીરમાં એક ઝીણી લહરી ઉઠી ને શમી ગઇ. તેને ત્યાંથી એક ડગલું એ ખસવાનું મન થયુંજ નહીં. મન અને શરીર અત્યારે એના ન હતા. ઇચ્છાએ કે ઇચ્છા વિના, ના, કદાચ હૃદયશૂન્ય બની તે ત્યાંજ સ્થિર થઇ રહ્યો. તેની સંગીતની તૃપ્ત કેમે કરી છીપેજ નહીં.



ફુટતાં અંગવાળી સ્ત્રીએ બારણું ખોલ્યું.

આખાએ જીવનમાં સંગીત તેણે બહુવાર ભાગ્યેજ સાંભળ્યું હશે અને સાંભળેલા સંગીતમાં આવી મીઠાશ, તેણે—કદાચ હશે તોએ—ભાગ્યેજ માણી હશે—અનુભવી હશે.

ત્યાંથી ડગલુંએ તે ખસી શકયોજ નહીં. જ્યારે સંગીત બંધ થયું ત્યારેજ તેણે એ સ્વર કયાંથી આવતો હતો તે જોવા નજર ફેરવી.

ત્યાં વળી પાછું ગીત શરુ થયું. તે તેમજ

ચિત્રવત થંભી ગયો.

ને વળી એક પ્રહર ચાલી ગયો.

"સરકાર !" ઘણીજ નમ્રતાથી તેના સાથીદારે કહ્યું,

ઉત્તર ન મળ્યો.

"સરકાર !" તેણે જરા ઉતાવળે કહ્યું. ને એનો ઘોડો જરા પાસે લાવ્યો, ના, સહેજ આગળ લાવ્યો.

"કેમ !" એકાએક ધ્યાનભંગ થતા ઋષિની કુતુહલતાથી તેણે પુછ્યુ. ને ઉત્તરની રાહ જોયા વિના વળી પાછો તે સગીતની સમાધિમા પડવા લાગ્યો.

"સરકાર ! જોધપુરી દરવાજે ટુકડી વાટ જુએ છે." તેણે જરા ભારપૂર્વક અને સહેજ કઠોરતાથી કહ્યુ.

સ્વાર સાવચેત થઇ ગયો "હા, અહીજ મોડું થઇ ગયુ–નહી ! એણે જરા અસબદ્ધતાથી કહ્યું ને ઘોડાને એડી મારી. ઘોડો ચાલ્યો એક ઉડો નિઃશ્વાસ મુકી તેણે લગામ જરા ખેંચી–નજર પાછી નાખી.

એક બે ડગલા જતા જતા તેણે અસ્વસ્થ મને પુછ્યુઃ "શીરાઝ એ કોણ હતુ !"

"કોણ સરકાર" પ્રશ્નનો અર્થ એને થોડો સમજાયો ન સમજાયો અને એણે ચારે તરફ નજર ફેરવી લીધી.

"કોણ કોણ વળી ! આ ગાનારૂજન્તો" ઘોડેસ્વારે આ બુદ્ધાઇ ઉપર ક્રોધ કાઢવા માડયો.

"નામદાર ! ગાનાર ! ગાનાર વળી આ નગરમા બીજું કોણ હોય ! પેલી રૂપાજને !"

"તે શુ રુપા અહી રહે છે ! આવુ સરસ ગાય છે !"

"સરકાર ? એની કીર્તિ–એના ગળાની મીઠાશ સારાએ હીંદમાં પ્રસરી રહી છે."

"હં, એ તો હુંએ જાણું છું. પણ તે અહીંજ રહે છે !"

"જી, હા."

આટલા ટુકા ઉત્તરથી વળી પાછો સ્વાર છછેડાયો "તે હા તે તો જાણ્યું. પણ–પણ" શરમ, ક્રોધ અને કંઇક અકથ્ય ગુગળામણને લેઇ એ વધુ બોલી શકયો નહી.

તેના શરીરે બફારો થઇ ગયો. તે જીન ઉપર ઉચો નીચો થઇ ગયો. લગામને વિના કારણે તેણે ખેંચાખેંચ કરવા માડી.

વળી પાછું પુછાઇ ગયુઃ "ત્યારે તો એ દરબારમા ગાવા જતી હશે !"

"હજુર ! એ કોઇનેએ ત્યા ગાવા જતી–જ નથી. એ પોતા માટેજ ગાય છે."

"હે ! શું કોઇનેએ ત્યા જતી નથી !"

"ના, કોઇનેએ ત્યા નહીં, એ રાજપુતાણી છે." જુમ્મા મસીદના તરફ વળાક લેતા ઘોડાને તેણે થભાવ્યો. છેલ્લી નજર ચાદની ચોકની દિશામા નાખી લેવાના લોભને તે રોકી શકયો નહીં.

"શીરાઝ !" ગુગળામણ અસહ્ય થતા તેણે ગળગળા થઈ કહ્યું; "શીરાઝ ! એને મળી ન શકયા!"

શીરાઝને પાચેક વર્ષ પરના એના છરકના દિવસો યાદ આવ્યા એજ ચાદની ચોકમા પેલી નીલવર્ણી ઓઢણીમા ઢંકાએલી સુરેખ દેહલતાને જોતા 'જરા નયણો સે નયણો મીલાતાં' જે પ્રથમાનુભવ થએલો, જે પ્રમત્ત મનોદશા પ્રાપ્ત થએલી, એ જરા આછુ સ્મિત, જરા લચકાતી ચાલ, અને થોડે થોડે ચાલતા પાછુ વળી જોતા ચાર આખોની ચાર રેખાઓ સહેજ મળી લબાઈ જતી ? એ બધાએ ભૂતકાળના સ્મૃતિચિત્રો તેની મન સૃષ્ટિ સમક્ષ ઉપજવા લાગ્યા.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૮૦]

શ્રીયુત ડાહ્યાભાઇ આણંદજી રાવળ
તરફથી સવિનય સપ્રેમ ભેટ.



ગુજરાત ] [ફાલ્ગુન ૧૯૮૩

ઉગતી ચંદ્રિકાના આછા પ્રકાશમાં ઘોડા ઉપર બે સ્વાર
જોધપુરી દરવાજે વટાવી ચાલી જતા હતા.

—પૃષ્ઠ ૫૮૧

—રૂપમતી



ગુજરાત] બ્રહ્માએ બાંધેલો નહાવાનો ઘાટ—દ્વારકાં. [ફાલ્ગુન ૧૯૮૩

अयोध्या मथुरा माया काशी कांची अवन्तिका ।
पुरी द्वारामती चैव सप्तैता मोक्षदायिकाः ॥

ભગવાન દ્વારકાધીશની દ્વારકાંપુરી ગુજરાત કાઠીઆવાડનું એક મહાન તીર્થ છે. પુરાણોમાં દ્વારકાંની ઉત્પત્તિ નીચે પ્રમાણે કહી છેઃ—

" ભગવાન મનુના પુત્ર યયાતિને એક પુત્રી (સુકન્યા) અને ઉત્તાનબર્હિ, આનર્ત અને ભૂરિષેણ ત્રણ પુત્રો થયા. પતિવ્રતા સુકન્યાનું આખ્યાન જુના કાળથી લોકપ્રિય છે અને હમણાં રા. રા. મુનશીએ એનું નાટક લખીને એને ઠીક ચર્ચાસ્પદ બનાવ્યું છે. આ સુકન્યાના ભાઇ આનર્તના પુત્ર રેવતે સમુદ્રની વચ્ચે નગર સ્થાપીને તેમાં પોતાની રાજધાની કરીને આનર્તદેશ ઉપર રાજ્ય કર્યું. આ રેવતે સ્થાપેલી નગરી કુશસ્થલી તેજ દ્વારકાંપુરી.

આ રેવતને કકુદ્મી વગેરે સો પુત્રો થયા. કકુદ્મી અથવા રૈવતને એક રેવતી નામે કન્યા હતી.આ કન્યા કોને આપવી એ પુછવા રાજા રૈવત બ્રહ્મલોકમાં બ્રહ્મ પાસે ગયા. બ્રહ્મલોકમાં ગાંધર્વનું સંગીત ચાલતું હતું એટલે થોડીવાર રૈવતને ઉભા રહેવુ પડ્યું; પછી અવકાશ મળતાં બ્રહ્માને પુછ્યું, ત્યારે પિતામહે જવાબ આપ્યો કે તમે જે છોકરાઓની વાત કરો છો એની તો પેઢીઓ ચાલી ગઇ અને એ ગોત્રોનાં તો હવે નામ પણ સંભળાતાં નથી. પૃથ્વી ઉપર તો ૨૭ યુગો વહી ગયા. માટે હવે તમે જશો ત્યારે દ્વારકાંમાં પૃથ્વીનો ભાર ઉતારવા અવતરેલા શ્રી કૃષ્ણના ભાઇ દેવાંશી નરરત્ન બલદેવ છે તેને આ કન્યા આપજો. રૈવતે પણ દ્વારકાંમાં આવી બલદેવને પોતાની કન્યા રેવતી આપી. ( ભા. ૯ અ. ૩ શ્લો. ૨૭ થી ૩૬ )

આ કથા વિષ્ણુ પુરાણ (અંશ ૪), મત્સ્ય પુરાણ અને હરિવંશમાં પણ છે. આ પ્રાચીન પૌરાણિક કથાનું રહસ્ય શું હશે ? આધુનિક ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરીએ તો એમ લાગે છે કે આનર્તમાં, આર્યો આવ્યા ત્યારે પહેલાં રૈવત તરફ ગયા. રૈવત એ ગિરનારનું એક નામ છે. કાઠીઆવાડ ગુજરાતમાં ઘણા જુના કાળથી ગિરનાર પ્રસિદ્ધ છે. પહેલી વસ્તી રૈવત–ગિરનારની તળેટીમાં થઇ હશે અને ત્યાંથી વસ્તી–રેવતી દ્વારકાં ગઇ. બીજો અર્થ પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ કર્યો છે કે પહેલાં રૈવતે કોઇક રીતે પોતાનું રાજ્ય ખોયું અને દૂર નીકળી ગયો, પછી એના વંશનો કોઇ પુરુષ-રૈવત વર્ષો પછી પાછો દ્વારકાં આવ્યો; એ વખતે દ્વારકાંમાં યાદવો રાજ્ય કરતા હતા. રૈવતે પોતાની કન્યા યાદવ બલદેવને આપી અને આ રીતે દ્વારકાંના બે રાજવંશો વચ્ચે સંબંધ બંધાયો. ( જુઓઃ બોમ્બે ગેઝીટીઅર પુ. ૧ ભા–૧ )

દ્વારકાં વીશે વધારે પ્રસિદ્ધ પૌરાણિક કથા ભગવાન કૃષ્ણ સાથે યાદવો, મથુરાં ઉપર એક તરફથી દક્ષિણનો કાલયવન અને બીજી તરફથી મથુરાનો રાજા જરાસંધ ચઢી આવવાથી મથુરાથી ભાંગીને કેવી રીતે દ્વારકાં આવ્યા એ છે. ભાગવત દશમસ્કંધમાં ( અ. ૫૦ થી ૫૨ ) આ કથા વિસ્તારથી કરી છે. હરિવંશમાં પણ છે. મહાભારત પણ દ્વારકાંમાં વસતા યાદવોની નોંધ કરે છે. મહાભારતના આદિપર્વમાં અર્જુનની તીર્થયાત્રાનું વર્ણન છે તેમાં બીજાં તીર્થોમાં ફરતા ફરતા અર્જુન અપરાન્ત ( પશ્ચિમ કાંઠા ઉપર ) માં

આવ્યા, ત્યાંથી પ્રભાસ ગયા પ્રભાસમા પોતાના સખા અને ગુરુ શ્રી કૃષ્ણને મળ્યા પ્રભાસથી કૃષ્ણ અને અર્જુન બેએ રૈવત પર્વત (ગિરનાર) ઉપર ગયા ત્યા યથેચ્છ વિહાર કર્યા પછી રથમા બેસીને દ્વારકા ગયા, વગેરે પ્રસગ છે

છેવટ બ્રહ્મશાપથી, પ્રભાસ આગળ ખુબ મદ્ય પીને યાદવો અદર અદર લઢી મુવા અને ભગવાન શ્રી કૃષ્ણનો પ્રભાસ પાસેજ પીપળાના ઝાડ નીચે વધ થયો છેલ્લી ક્ષણે ભગવાન શ્રીકૃષ્ણે પોતાના સારથીને સદેશો કહ્યો કે —

गच्छ द्वारवतीं सूत ज्ञातीना निधन मिथ ।
सकर्षणस्य निर्याण बन्धुभ्यो ब्रूहि मद्गिराम् ॥
द्वारकाय च न स्थेय भवद्भि स्म स्व बन्धुभि ।
मया त्यक्ता यदुपुरीं समुद्र प्लावयिष्यति ॥

भा ११ अ ३० ४६–४७

'તુ દ્વારવતી–દ્વારકાના અને યાદવોનો પરસ્પરનાશ સકર્ષણનુ પરલોકગમન, અને મારી દશા ત્યા બન્ધુઓને કહેજે, વળી તમારે તમારા કુટુબો સાથે દ્વારકામા ન રહેવુ, કારણ કે મારા ગયા પછી સમુદ્ર યદુપુરી–દ્વારકાને ડુબાડી દેશે "

આ શબ્દો સ્પષ્ટ છે સમુદ્રના કાઠા ઉપર હોવાથી અને કદાચ સમુદ્ર માર્ગે આવતા પરદેશીઓને ઉતરવાનુ બદર હોવાથી દ્વારમતી કહેવાતુ આ નગર ઘણુ જુનુ છે, એમા તો કૈં શકા નથી કાઠીઆવાડના પ્રાચીનતમ પ્રભાસ અને ગિરિનગર જેટલુજ આ દ્વારકા પણ પ્રાચીન ખરુ ઘણુ કરી વિક્રમ સવત્ પૂર્વેના કાળમાં કાઠીઆવાડમા પ્રસિદ્ધ સ્થાનો ત્રણજ હશે પ્રભાસ, ગિરિનગર અને દ્વારકા એ તીર્થસ્થાન પણ જુના વખતથી ગણાય છે. મહાભારતેજ દ્વારકાને પુણ્યસ્થળ કહ્યુ છે (पुण्या द्वारवती यत्र. म वन अ. ८८)

પ્રાચીન યવન લેખક એરીઅન જેને બારાકી ( Barake ) કહે છે તે આ દ્વારકાજ હોવાનો સભવ છે પણ પુરાણો કહે છે તેમ જુના કાળમાજ દ્વારકાનો સમુદ્રથી કે બીજા કોઇ કારણથી નાશ થયો હોય એમ લાગે છે ઉપર ભાગવતમાથી ઉતારો કર્યો છે બીજા પુરાણો એજ વાત કહે છે, અને મહાભારત પણ આ પૌરાણિક કથાને ટેકો આપે છે (મ ૧૭ અ ૭) ભાટોની વાર્તાઓ પણ દ્વારકા સમુદ્રમા ડુબી ગયાનુ કહે છે મતલબ કે પ્રાચીન દ્વારવતી જીવતુ રહ્યુ નથી હાલનુ દ્વારકા ક્યારે સ્થપાયુ તેની પણ ચોક્કસ માહીતી મળતી નથી પણ પ્રાચીન દ્વારકા ક્યા હતુ એમ ભુલાઇ ગયા પછી હાલનુ સ્થપાયુ હોવુ જોઇએ કારણ કે હાલમા ઘણા સ્થળો મુળ દ્વારકા હોવાનો દાવો કરે છે કોડીનાર થી ત્રણ મૈલ દક્ષિણે મુળ દ્વારકા નામથી એક પ્રખ્યાત સ્થળ છે અહીં એક વિષ્ણુ મદિરનુ ખંડેર છે એ તરફના લોકોમાં એવી દતકથા પ્રચલિત છે કે મુળ જુનું દ્વારકા એ સ્થળે હતુ વળી પોરબદર અને મીયાણી વચ્ચે શ્રીનગર પાસેની જગા માટે તથા માધવપુર માટે આવી દતકથાઓ પ્રચલિત છે જુનુ દ્વારકા ક્યાં હતુ એ ભુલાઇ ગયા પછીજ જુદા જુદા સ્થળો માટે આવી વાતો ચાલી હોવી જોઇએ વળી શ્રીમદ્ ભાગવતની રચના થઇ ત્યા સુધી તો નવુ દ્વારકા સ્થપાયુ જણાતુ નથી નહીં તો ભાગવતકાર દ્વારકા ડુબી ગયાની વાતથી અટકત નહી

આ રીતે સમુદ્રની હદ આગળ પાછળ થયાના બીજા દાખલાઓ પણ કાઠીઆવાડના ઇતિ

ન્હાસમાં જોવામાં આવે છે. ૪. સ. પાંચમા શતકમાં વલ્લભીનગર બંદર હતું. આજે એ સ્થળ સમુદ્રથી સાત મૈલ છેટે છે. દીવ આજે બેટ છે, બારસો વર્ષ ઉપર એ મુખ્ય જમીન સાથે જોડાએલો દ્વીપ હતો. સમુદ્રના આવા ફેરફારોમાં જુનું દ્વારકાં આવી ગયું હોય તો એ સંભવિત છે.

ઐતિહાસિક પુરાવા તપાસીએ તો સમગ્ર રીતે ગુજરાત કાઠીઆવાડ વીશે અશોકના ગિરિનાર પાસેના શિલાલેખથી જુનો કોઇ લેખ અહી મળ્યો નથી; પણ ગિરિનગર વીશે અશોકના લેખથી આરંભીને આજ સુધી લગભગ ચાલુ ઐતિહાસિક ઉલ્લેખો મળ્યા કરે છે. દ્વારકાં વીશે ઉપર કહેલા પૌરાણિક ઉલ્લેખો સીવાય જુના સાહિત્યમાં વિ. સં. ૧૬૦૦ સુધી બીલકુલ ઉલ્લેખ જોવામાં આવતો નથી. વળી દ્વારકાંને જુના વખતમાં રાજાઓ તરફથી કોઇ પણ જાતના દાનો મળેલાં દેખાતાં નથી. તેમ મુસલમાનોએ પણ એનો નાશ કર્યો નથી. એટલે મહમદ ગીઝનવીના સમય સુધીએ દ્વારકા સોમનાથ જેવું તો પ્રખ્યાત નહીંજ પણ સામાન્ય તીર્થ પણ ગણાતું હોય એમ જણાતું નથી. કદાચ એ સ્થળે ગામ અને મંદિર હશે પણ તીર્થ તરીકે એની પ્રખ્યાતિ નહીં હોય. સાહિત્યના પુરાવા ઉપરથી "વિ૦ સ૦ ૧૨૦૦ પછી દ્વારકાં વૈષ્ણવતીર્થરૂપે સવિશેષ પ્રસિદ્ધિ પામ્યું હોય એમ જણાય છે."

( સદ્દગત તનસુખરામ મ. ત્રિપાઠીનો લેખ: બુદ્ધિપ્રકાશ: ૧૯૧૫. )

વિ. સ. ૧૨૮૮માં સોમેશ્વર દેવે રચેલા 'ઉલ્લાસ રાઘવ'ની પ્રસ્તાવનામાં श्री द्वारकालंकार नीलमणेः श्री कृष्ण देवस्य पुरतः એ રીતે શબ્દો છે એટલે એ વખતે દ્વારકાં અને એમાં શ્રીકૃષ્ણનું મંદિર બંને હોવાં જોઇએ. પંદરમા શતકથી તો વૈષ્ણવ તીર્થ તરીકે દ્વારકાંએ ઘણું મોટું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ચૈતન્યે અને મીરાંબાઇએ દ્વારકાંની યાત્રા કરેલી. એ વખતના વૈષ્ણવો વૃંદાવન પેઠે દ્વારકાંની યાત્રાને આવશ્યક માનતા. ટુંકામાં ગુજરાતના સોલંકી રાજાઓના વખતમાં દ્વારકાંએ તીર્થ તરીકે નવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી અને ધીમે ધીમે સાતમો ક્ષદાપક પુરીઓમાં સ્થાન મેળવ્યું.

દ્વારકાંની—અથવા ઓખામંડળની રાજકીય સ્થિતિએ પણ અનેક વારા ફેરા જોયા છે. અને પૌરાણિક કથા ઉપર કહી છે તે પછી ઐતિહાસિક હકીકતો નથી મળતી; પણ ભાટો વાર્તાઓ કહે છે અને કલ્પનાથી ભગવાન કૃષ્ણથી આજ સુધીના કાળને સાંધી દે છે. આ કથાઓનો ટુંકો સાર નીચે આપ્યો છે. આખા સૌરાષ્ટ્રમાં એક કાળે કાળા વગેરે જંગલી લોકો વસતા હતા. આર્યોએ પ્રભાસ, ગિરિનગર, દ્વારકાં વગેરેમાં વસવાટ કર્યો એટલે આ જંગલી લોકોને વચલા ભાગનાં જંગલોમાં રહેવું પડ્યું અને કૃષ્ણનાં સ્ત્રી બાળકોને લઇ જતા અર્જુનને કાબાઓએ રસ્તાઓમાં લુંટ્યો; એવી કથા છે તે આ જંગલી લોકો માટેજ. પાછળથી કાબાઓ અદૃશ્ય થઇ ગયા છે પણ અત્યારના વાઘેરો આ જુના જંગલી લોકોના વારસોજ હોવા જોઇએ. આ જંગલી ટોળાંઓના નાયક કાલયવનને જીતીને ભગવાન કૃષ્ણે દ્વારકામાં રાજ્ય સ્થાપ્યું. અને એમના સ્વધામ ગયા પછી દ્વારકાંની ગાદી ઉપર કૃષ્ણના પૌત્ર વજ્રનાભ બેઠા. એ વજ્રનાભેજ દ્વારકાંધીશનું મંદિર—ત્રિલોકસુંદર—બાંધ્યું. અને આ વજ્ર-

નાભના પુત્ર શતવીર પાસેથી જંગલી લોકોએ ઓખામંડળ પાછુ કબજે કર્યું એમ ઓખાના ભાટો કહે છે પણ આ દંતકથા વિશ્વસનીય નથી શ્રીમદ્ ભાગવત સ્પષ્ટ કહે છે કે "હરિએ તજેલી દ્વારકાને સમુદ્રે એક ક્ષણમા ડુબાડી દીધી, માત્ર ભગવાનનુ ઘર બાકી રાખ્યુ અને અર્જુને વજ્રનાભનો ઇન્દ્રપ્રસ્થમા અભિષેક કર્યો" (ભા ૧૧ અ ૩૧) ભાગવત રચાયુ

રજપુતોએ વાઘેરોને તાબે કરી ચાવડા પાદર વસાવ્યુ. આ ચાવડા વંશના કનકસેને કનકપુરી વસાવ્યુ અને જૈન મંદિરો બંધાવ્યા અત્યારે આ સ્થળે નાનુ ગામડુ અને મંદિરમા ખંડેરોનો ટીંબો છે આ મધ્યકાળમા પરમારો પણ ઓખામંડળમા આવ્યા જણાય છે પછી સૈકાઓ સુધી ચાવડાઓ અને પરમારો વચ્ચે ટંટાઓ ચાલ્યા કર્યાં ઇ સ ૧૩ મા શતકના



યાત્રાળુઓ ગોમતીજીના ઘાટ ઉપર તર્પણ કરે છે

ત્યારે ગુપ્તોએ બંધાવેલુ મંદિર કદાચ ઉભુ હશે

આ પછી ઓખામંડળનો સફરએશીમ વગેરે પરદેશીઓએ કબજો લીધો પણ એના હાથમાંએ ઓખામંડળ રહ્યુ નહીં, એ લોકો સિંધ તરફ ચાલ્યા અને ઓખામંડળના મુળ વતની જંગલી લોકોજ એ પ્રદેશના સ્વામી રહ્યા. છેવટ ઇ. સ. ૭મા શતકમાં ચાવડા

મધ્યમા રાઠોડો આવ્યા અને ચાવડાઓને તથા પરમારોને ઉખેડી ઓખામંડળના ધણી થયા

રાઠોડોમાથી વેરાવળજીએ આરમડા વસાવી ત્યા પોતાની ગાદી કરી. વેરાવળજીથી ૧૧ મા સાંગણજીએ આરમડાના રાજ્યને ખુબ વધાર્યું. એણે છેક ખભાળીઆ સુધીનો મુલક કબજે કર્યો. આ સાંગણજીના પુત્ર ભીમજીએ મક્કા-જતા મુસલમાન જાત્રાળુઓને લુંટીને એટલો

ધો ત્રાસ વર્તાવ્યો કે અમદાવાદના સુલતાન મહમદ બેગડાને ઓખામંડળ ઉપર ચઢી આવવું પડયું. પરિણામે આરમડાના રાજ્યનો મુસલમાનોને હાથે નાશ થયો.

પણ ઓખામંડળમાં મુસલમાનોની સત્તા લાંબો વખત ન ટકી. આરમડા પાછું ભીમજીના હાથમાં આવ્યું. પણ છેવટે વાઢેલો અને વાઘેરા-એ મળી જઇને ઓખામંડળ પોતાને હાથ કર્યું. આ વાઢેલ રાજા–શિવરાજાએ ઇ. સ. ૧૫૯૨ માં ગુજરાતના સતાતા ફરતા સુલતાન મુઝફ્ફરને આશ્રય આપ્યો. અને પરિણામે અકબરના લશ્કરને હાથે તે માર્યો ગયો. પણ દ્વારકાંના વાઘેરાએ ભેગા થઇને મુસલમાન છાવણીને ઉડાડી મુકી અને આરમડાની ગાદી ઉપર વાઘેલ સાંગણજીને બેસાડયો.

આ સાંગણજીનો દીકરો અખેરાજી જેણે પોતાની પુત્રી જામનગરના જામને આપી હતી તે ઇ. સ. ૧૬૬૪ માં મરી ગયો. અઢારમા શતકમાં વાઘેલ રાજા અને તેના મળતીઆ વાઘેરાએ કાઠીઆવાડમા એવી લુંટફાટ ચલાવી કે નવા-નગર, ગોંડલ અને પોરબંદર ભેગા થઇને વાઘેરાને દબાવ્યા. આ વખતે સં. ૧૭૧૫ થી ૧૭૧૮ સુધી-માં વાઘેરાનો ઘણો મુલક આ રાજ્યોએ ખાસ કરી-ને જામનગરે દબાવ્યો. એટલે વાઘેરાની સત્તાની રણુની પશ્ચિમે હદ બંધાઇ ગઇ. આ પછી વાઘેરા રાજા કરતાં લુંટારા તરીકે રહ્યા. અનેક વખત અંગ્રેજોની મદદથી ગાયકવાડ, જામનગર વગેરેએ દબાવ્યા છતાં આ લોકોએ પોતાનો ધંધો તજ્યો નહીં. છેવટ ઇ. સ. ૧૮૪૫ થી ૧૮૫૯ સુધી આ લોકોએ એવું તોફાન મચાવ્યું અને બરડાનો આશ્રય લઇને જામ-નગર તથા ગાયકવાડને એવા હંફાવ્યા કે છેવટે ઇ. સ. ૧૮૫૯ માં સરકારને લશ્કરી ટુકડી મોકલવી પડી અને એજ વર્ષની આખરમાં વાઘેરા વીખેરાઇ ગયા અને વાઘેરાનો નાયક પ્રખ્યાત જોધો નાયક ગીરમાં ગીરના તાવથી મરણ પામ્યો. વળી ઇ. સ. ૧૮૬૭ માં જોધા માણેકના ભાઇના પૌત્રો મુળુ માણેક અને દેવ માણેકે તોફાન જગાવ્યું. પણ તેઓએ અન્તે માર્યા ગયા. આ જોધા અને મુળુનાં પરાક્રમોની ઘણી વાતો કાઠીઆવાડમાં ચાલે છે.

ઓખામંડળના ઇતિહાસની ઉપર જે ટુંકી રૂપરેખા આપી છે તેમાં છેલ્લાં છસોએક વર્ષની વાતો ઐતિહાસિક લાગે છે તે પહેલાંની મોટે ભાગે દંતકથાઓ છે. ગયા સૈકામાં વાઘેરા-એ વર્તાવેલો ત્રાસ ભુલાઇ ગયો છે પણ એ લોકોનાં અદ્ભુત સાહસોની, એમનાં પરાક્રમોની અને શૂરાતનોની વાતો ખુબ લોકપ્રિય થઈ છે.

દ્વારકાં હાલમાં ગાયકવાડ સરકારને તાબે છે. ઓખાના રણુની દક્ષિણે જામનગરનો મુલક છે ત્યારે બસોપચાસ ચોરસ મૈલ ક્ષેત્રફળનો ઓખામંડળનો પ્રદેશ ગાયકવાડને તાબે છે. આખો પ્રદેશ લુખો લાગે છે. વચ્ચે વચ્ચે થોર અને નાના નાના ટીંબાઓ સીવાય કશું મનોરંજક દેખાતું નથી. ઓખામંડળમાં એક પણ નદી નથી, માત્ર ગોમતીની ખાડી છે, જેને લોકો નદી કહે છે. ગોમતીના જમણા કાંઠા ઉપર દ્વારકાં છે. આખા ઓખામંડળનું ખાસ કરીને દ્વારકાં, આરમડા, પોસીત્રા વગેરેનું કુવાઓનું પાણી ભાંભરું છે. અલબત બર-વાળામાં થોડાક મીઠા પાણીના કુવાઓ છે.

દ્વારકાંની હવા ખુશનુમા રહે છે. શીઆળા-માં ઠંડી સાધારણ હોય છે અને ઉનાળામાં અસહ્ય ગરમી નથી જણાતી. રાતના સમુદ્ર ઉપરથી ઠંડો તંદુરસ્ત પવન વાયા કરે છે. અને શહેરને જો કે જાત્રાળુઓ ગંદુ કરી મુકે છે. પણ હવા ખાવાનું સ્થળ ગણાય એવી સરસ આબોહવા છે.

ઓખામંડળ એક કાલે જંગલી મનુષ્યો પેઠે જંગલી પશુઓનું નિવાસ સ્થાન હતું. ૫૦ વર્ષ પહેલાં એ પ્રદેશમાં દીપડાઓ ફરતા. પણ અત્યારે હરણાં, શીઆલ, સસલાં, અને વરુઓ જોવામાં આવે છે. આ આખા પ્રદેશમાં મુખ્ય અને પ્રસિદ્ધ શહેર દ્વારકાં છે. ઓખામંડળની કુલ વસ્તી વીસ હજારથી વધારે નહીં હોય. એમાંથી માત્ર દ્વારકાંમાં પાંચહજારની વસ્તી છે. વસ્તીમાં વાઘેરો, રજપૂતો (વાઢેલ), સિંધી, મેર, બ્રાહ્મણો, વાણીઆ, લોહાણા, મેમણ, રબારી અને ચારણ વગેરે જાનો મુખ્ય છે. બાકી દ્વારકામાં તો ગુગળી બ્રાહ્મણોનું જોર ઘણું જણાય છે.

ઓખામંડળનો બહારનો વેપાર મુંબાઇ, સુરત, કરાંચી અને ઝાંઝીબાર સાથે મુખ્યત્વે છે. કાઠો ખરાબ હોવાથી સ્ટીમરો નજીક આવી શકતી નથી પણ દૂર ઉભી રહે છે અને યાત્રાળુઓ ઘણીવાર હેરાનગતિ કબુલ કરીને પણ મુંબાઇથી કે પોરબંદરથી સ્ટીમરમાં દ્વારકાં જાય છે. આ રીતે દ્વારકાં જવા માટે સમુદ્ર રસ્તો વપરાય છે. પણ વધારે તો જમીન રસ્તો પહેલા વપરાતો અને હજીએ વપરાય છે. પોરબંદર અથવા સુદામાપુરીનો રસ્તો અને જામનગરનો રસ્તો એ પ્રખ્યાત રસ્તાઓ છે. જામનગરનો રસ્તો પોરબંદર કરતાં લાંબો ખરો પણ વધારે સગવડવાળો હોવાથી એ વધારે વપરાય છે. પહેલાં ગુજરાતમાંથી આવનાર યાત્રાળુઓ વઢવાણથી રાજકોટ રસ્તે જામનગર આવી, જામનગર બને તો વીસામો લઇ ખંભાળીઆ રસ્તે દ્વારકાં જતા. હવે તો જામનગરથી રેલ્વે થઇ ગઇ છે એટલે મુખ્યત્વે જામનગરનોજ રસ્તો વપરાય છે. કોઇ બાવા સાધુઓ જતાં કે વળતાં સુદામાપુરીનો રસ્તો વાપરતા હોય તે જુદી વાત. બીજાં સુદામાપુરીનાં આગ્રહી યાત્રાળુઓ જામનગર પાછાં આવી રેલરસ્તે સુદામાપુરી જાય છે.

**આજની દ્વારકાંપુરી**–* જે બાર યોજનના ઘેરાવાની નગરી સમુદ્રની વચ્ચે ભગવાન્ કૃષ્ણે બાંધી હતી, જેની શિલ્પ કળા અદ્‌ભૂત હતી, જે નગરીમાં અંદર અને બહાર અનેક બગીચાઓ હતા, જેમાં ગગન સ્પર્શી અટારીઓ, સુવર્ણ કલશો, અને સ્વચ્છ અગાશીઓવાળા નવ લાખ પ્રાસાદો હતા, જ્યાં ખીલેલા કમળોવાળાં અનેક સરોવરો હતાં, જેમાં છપ્પન કોટિ યાદવો વસતા હતા તે વ્યાસજીએ વર્ણવેલી દ્વારકાંપુરી ક્યાં અને અજનું પાંચ હજારની વસ્તીનું ગંદુ ભુખડીબારશ દ્વારકાં ગામ ક્યાં ?

અત્યારે દ્વારકાંની જે કૈં સ્થિતિ છે તે તે તીર્થસ્થાન તરીકે છે. ગામની વસ્તીનો

* इति संमन्त्र्य भगवान्दुर्गं द्वादशयोजनम् ।
अन्तःसमुद्रे नगरं कृत्स्नाद्भुतमचीकरत् ॥
दृश्यते यत्र हि त्वाष्ट्रं विज्ञानं शैल्पनिपुणम् ।
रथ्या चत्वर वीथिभिर्यथा वास्तुविनिर्मितम् ॥
सुरद्रुमलतोद्यान विचित्रोपवनान्वितम् ।
हेमशृंगैर्दिविस्पृग्भिः स्फाटिकाट्टालगोपुरैः ॥
राजतारकरैः कोष्ठैर्हैमकुम्भैरलंकृतैः ।
रत्नकूटै गृहैर्हैमै महा मरकतस्थलैः ॥
भा. १० अ० ५० श्लो. ५० थी ५३-

વળી :—
पुष्पितोपवनाराम द्विजालिकुलनादिताम् ।
उत्फुल्लेन्दीवराम्भोज कल्हार कुमुदोत्पलैः ॥
छुरितेषु सरस्सूच्चैः कुजिताहमसारसैः ।
प्रासादलक्षैर्नवभि र्जुष्टांस्फटिक राजतैः ॥
अ० ६९ श्लो. २ थी ४.

કેટલોક ભાગ યાત્રાળુઓ ઉપર જીવે છે. અને દ્વારકાંમા યાત્રાળુઓ માટે જે કંઈ છે તે દ્વારકાંધીશનું મન્દિર છે. બીજાં નાનાં દેવળો છે પણ તે ઘણાં ગૌણ. આ મંદિરો સીવાય તો ગામ અસત ગંદું, દુર્ગંધી અને ભુખાટ લાગે છે. દ્વારકાધીશ અથવા રણછોડરાયનું આ ત્રિલોક સુન્દર મંદિર ભગવાન્ કૃષ્ણના પૌત્ર વજ્રનાભે બંધાવ્યું કહેવાય છે. પણ એ દંતકથામાં કંઈ તત્ત્વ નથી. કેટલાક લોકો ગુપ્ત કાળમાં બંધાએલું માને છે. સ્થાપત્ય-કળાની દૃષ્ટિએ આપણાં ઘણાં ખરાં જુનાં મંદિરો જેવુ આ પણ છે. ગોમતી ઉપરથી પગથીઆં ચઢતાં આ મંદિર ખરેખર ભવ્ય લાગે છે. ઘણી ઉંચી ઉભણી હોવાથી મંદિરમાં જવા માટે ચઢવાં પડતાં લાંબાં પગથીઆં ઉપરથી દેખાવ સરસ લાગે છે. મુખ્ય મન્દિરના ગર્ભગૃહ ઉપર ૧૭૦ ફીટ ઉંચું ૭ માળવાળું શિખર છે. અને સામે વિશાલ પાંચ માળનો મંડપ છે જેનો ઘુમ્મટ ૬૦ થાભલા ઉપર ઉભો છે. આ મંડપની ઉંચાઇ ૧૦૦ ફીટ છે અને ૭ માળના શિખર ઉપર જવા માટે અંદર સીડી પણ છે.

બહારથી આખા મંદિર ઉપર ખુબ કોતરકામ કરેલુ છે અને અંદરથી તદ્દન સાફ કોતરકામ વગરની સાદી રચના છે. જુનાં મંદિરો બીજે પણ આજ પ્રથાના જોવામાં આવે છે. આ મંદિરમા મુખ્યત્વે ચુનાનો પથ્થર વપરાયો છે. અલબત્ત કોતરકામ માટે આ પથ્થર સરસ છે પણ કામ સામે ટકી રહેવા માટે નકામો છે. આ મંદિરમાંથી પથ્થર ખરતો જાય છે. મંદિરને બેવડો કોટ છે, અને ભીંતોની વચ્ચે પરિક્રમા કરવાની જગ્યા છે. કોટને દક્ષિણ બાજુએ સ્વર્ગદ્વાર નામનો અને ઉત્તરે મોક્ષદ્વાર નામનો એમ બે દરવાજા છે. આ દરવાજાઓ બંધ કરીને વાઘેરોએ આ મંદિરનો પણ આશરો લીધેલો. ગોમતીમાં સ્નાન કરીને મંદિરમાં જતાં માર્ગમાં પગથીઆં ઉપર હનુમાનજી વગેરેનાં દર્શન કરવાનાં આવે છે.

મુખ્ય મંદિરના ગર્ભગૃહમાં ચાંદીનાં પત્રાંએ મઢેલ સિંહાસન ઉપર રણછોડરાય અથવા દ્વારકાંધીશની ત્રણ ફુટ ઉંચી શ્યામ ચતુર્ભુજ મૂર્તિ છે. યાત્રાળુઓ મંદિરની અંદર જઈ ચરણસ્પર્શ કરી ચરણો ઉપર પુષ્પો તથા તુલસી ચઢાવે છે. આ મંદિરના ઉપલા માળમાં અંબાજીની મૂર્તિ છે. સભા મંડપના એક ખુણામાં બળદેવજીની મૂર્તિ છે.

રણછોડજીના મંદિરના આંગણામાં મુખ્ય મંદિરથી તદ્દન જુદું ત્રિવિક્રમજીનું શિખરબંધ મંદિર એક બાજુએ છે. અને બીજી બાજુએ પ્રદ્યુમ્નજીનું શિખરબંધ મંદિર છે. ત્રિવિક્રમની મૂર્તિ પાસે બલિરાજાની તથા બ્રહ્મન-સનકાદિ પુત્રોની નાની નાની મૂર્તિઓ છે અને પ્રદ્યુમ્નની પાસે અનિરુદ્ધની નાની મૂર્તિ છે. મંદિરના કોટના ઉત્તર તરફના દરવાજાથી પશ્ચિમ તરફ કુશેશ્વર મહાદેવનું મંદિર છે.

આ મહામંદિરના આંગણામાં કોટની પશ્ચિમની ભીંત પાસે ઉત્તર તરફથી દક્ષિણ તરફ જતાં કુશેશ્વર મહાદેવ, અંબાજી માતા, પુરુષોત્તમજી, ગુરુ દત્તાત્રેય, દેવકીમાતા, લક્ષ્મીનારાયણ, અને માધવજીનાં મંદિરો, ઉત્તર તરફની દીવાલ પાસે મોક્ષદ્વાર, દરવાજાથી પૂર્વે કોલા ભક્તનું મંદિર, અને પૂર્વ તરફની ભીંત પાસે એક બાજુ સત્યભામા, રુક્મણી જાંબુવતી, રાધા અને લક્ષ્મીનારાયણના મંદિરો તથા શંકરાચાર્યની ગાદી છે.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૮૫]



# બોરસળીનો પંખો

—o—

લેખકઃ
રા. અભ્યાસી

મહોરની હું માળા ગુંથતી હતી ... ઉપર વિશાળ વૃક્ષ હતું, ઝીણી પવન લહરીમાં ધીમું ધીમું તે ડોલતુ; નીચે નાચતી—અસ્થિર છાયામાં હું બેઠી હતી.

મને શી ખબર કે બોરસળીનું એ વૃક્ષ હશે ? હું કૈં સંસ્કૃત કાવ્યો ભણી નહોતી; ને સંસ્કૃત કાવ્યો ભણેલાંએ કેટકેટલાંક સંસ્કૃત ફુલઝાડને પીછાને છે ?

બે એક વરસાદ આવી ગયા હતા. ધરતીને ઠારીએ હતી ને સંતાપીએ હતી સંતપ્ત થાળને શિકર છાંટે ને છમ્ છણે, એવી ધરતી છંટાઇને છમ્ છણતી.

હું પહેલેજ આણે આવી હતી, ને આજે બે એક રાત્રીઓ વીતી હતી, એ રાત્રીઓ પુર્ણિમાની નહોતી,, કે બીજની એ નહોતીઃ આઠમની હતી. અડધુંક અંધારીયું ને અડધુંક અજવાળીયુંઃ

ને પછી ?

અજવાળીયાની એ અડધી રાત ગમી; પણ અંધારીયાની અડધી રાત અમને નહોતી ગમી.

ચંદ્ર પૃથ્વીને ચંદ્રિકા ઢોળતો, એમ એ મારા ઉપર અંતરની ચંદ્રિકા ઢોળતા. તોએ મને તો ઉણપજ ભાસતી; કૈંક મહીં ઓછું ભાસતુંઃ નાટકોમાં જોયું હતું, સચિત્ર માસિકોની નવલિકાઓમાં વાંચ્યું હતું એવું ન દેખાતું. કલ્પનાઓ રચેલા હવા મહેલો જેવો સંસાર ન દીઠો; ને મને ઉણું–અધુરું લાગ્યું. એમણે કૈંક એ જોઇ લીધું હોએ ખરું.

ઘરકામથી પરવારી પાછલે પહોરે આંગણામાં બેઠી બેઠી હું આંબા મહોર જેવા મહોર આંગણે ઢળ્યા વીણતી, ને માળા ગુંથતી હતી.

તે દિવસે ધામ વધારે હતો. દેહે પરસેવાનાં બિંદુ ટપકતાંઃ આંખોએ ટપકું ટપકું થતી.

મારી આંખે સંસારની કવિતા જુદી દીઠી. હું ઉછરી'તી નીરાળાં ફુલોની ફુલવાડીમાંઃ સંસારની ફુલવાડીનાં ફુલોનાં રંગે ઉપટેલા ને ફોરમે મને ફીક્કી ભાસી. મળેલી સુગંધનું નહીં, મળેલી સુગંધમાંની ઉણપનું ચિંતવન ચિંતવતી દુઃખીઆરી હું બેઠી હતી.

, મારી દૃષ્ટિને સંસાર કવિતા જેવો નહોતો લાગતો.

એવે ખોળામાં ઓળો પડયો. પાછું વળી નીરખું ન નીરખું ત્યાં તો મારી નેત્રપાંદડીઓ ચંપાઇ. હું બોલી ઉઠીઃ 'નાથ.'

ક્ષણેક મને લાગ્યું કે કવિતાની રસવલ્લિઓ- એ સંસારની ધરતીમાંથીજ ઉગે છે.

મને રડવું આવી ગયું. એમાં આનંદનાં- એ અશ્રુઓ હતાં, ને અંતરના ઓગળી જતા ડુમાનાંએ અશ્રુઓ હતાં.

નાથે કહ્યુંઃ ' ઘેલી ! સંસાર ને કવિતા જુદાં છે, તો એ બંનેમાં વહતી રસસેરો એકજ છેઃ મહોર ને આંબા–શાખની પેઠે. મહોર તુરા લાગે; ને આંબા–શાખનાં અમૃત—'

મેં કહ્યુંઃ ' મહોર ને શાખ બનેએ આંબાના રસો. એ મહોરની માળા અત્યારે ગુંથી રહી છું તમારે કાજે.'

'વસત પંચમી પછી મહોર ન હોય તેનું ભાને હું તો ભુલી ગઇ હતી.'

એમણે કહ્યુંઃ ' આ આંબા મહોરની ઋતુ- એ ન હોય ને આ આંબા મહોરે ન હોય. આંગણામાં આ આંબો નથી, બકુલ છે; ને આ બોરસળીનાં ફુલ છે. માળા નહીં, પંખો ગુંથ એ બોરસળીનાં ફુલનો.'

' એમ શાને કહો છો જે ?'

' તું નથી જાણતી માટે કરમાશે, ત્યારે ત્યારે એ નીર છાંટીશુ તે સંજીવિની જેવાં પાછાં એમને પમરાવશે. કરમાયાં ફુલડાંએ સજીવન થાય એ તો બોરસળીનાં પંખામાં પવન ભરાશે, ને મને ને તનેએ તપ્યાં ઠારશે.

હું ઉછળી ઉઠી, મેં કહ્યુંઃ 'જીવનજ એવું છે, સંસારે એવો છે. આંગણે આંગણે એ ફુલઝાડ રોપોને ? ઘડીએ ઘડીએ, સંસાર કરમાય છે તે સંજીવન પીતાં શીખે.

મારાએ આત્માને સંજીવન છંટાયાં. ને આજ આટલે આટલે વર્ષેએ જ્યારે હવે કરમાય છે ત્યારે ત્યારે હું એ બકુલના વૃક્ષ નીચે જઇ બેસું છું, સંજીવન શોધું છું, ને પામુ છુ.






લેખકઃ
રા. છેલશંકર દયાશંકર વ્યાસ

શરીર વિકાસ અને કુસ્તીના અનેક પ્રકારો હશે ! કહેવાય છે કે કમાલ કુસ્તી એટલી તો અદ્ભુત, દુઃસાધ્ય અને વિકટ છે કે અત્યારે સારા ભારતમાં એનો જાણકાર કોઇજ નથી. એમાં એક સામટા ચોર્યાસી દાવપેચના સરવાળા, ગુણાકાર, ભાગાકાર, સંકલન, વિકલન, થયાજ કરે ! કમાલ કુસ્તી ખેલનાર, સામાની છાતીપર, વાંસાપર, ગર્દનપર, હાથપર, જાંઘપર, કેડપર, આંગળા પર, કાન–નાક–ગાલપર શરીરના દરેક ભાગ ઉપર દાવ ચલાવ્યાજ કરે ! એ બધા દાવ 'સકલ* હોવા જોઇએ.

એથી જુદો કુસ્તીનો પ્રકાર વળી હિંસક પ્રાણીઓ સાથે દ્વન્દ્વ યુદ્ધનો છે. સિંહ સાથે કુસ્તી ખેલનાર સેન્ડો કે વાઘને મુક્કા મારી મારીને ઠાર કરનાર કોઇ જુમ્મા દાદા આપણને સાંપડે છે. પણ હિંસક પ્રાણીઓ સાથે દ્વન્દ્વ યુદ્ધ ખેલનારાએ કદી જળચર રાક્ષસો સાથે આથડ્યા સાંભળ્યા નથી. સ્થળચર હિંસકો સામે તો સ્થળચર માનવીને દાવપેચ અને છટકવાની સગવડો મળે પણ જળગર્ભમાં કે તળાવ–નદીને તળીએ સ્થળચર માનવીને જળચર હિંસ્ર પ્રાણી સાથે બથંબથા કરતાં શ્વાસરુંધનની, જળમાં સમતોલતા ગુમાવવાની, સંચલન અને વેગની અગવડો અને અંધકારની કે એવી બીજી બહુસંખ્ય આપત્તિઓ અવરોધે છે. એટલેજ વીલાયતનો સેન્ડો કે હીંદનો રામમૂર્તિ જો સિંધુ–નર્મદાના મગરોની ઝડપમાં આવે તો સિંહ સાથે કુસ્તી ખેલનારા એ નરમાતંગો જરૂર કૈલાસવાસ પામી જાય ! જળચર હિંસકો સાથે વારિગર્ભમાં કુસ્તી ખેલવી એ તો દુનીઆની આઠમી અજાયબીનાં પણ દર્શન દુનીઆને થવા માંડ્યાં છે.

જળચરો સાથે કુસ્તી ખેલવાની વિદ્યામાં પાવરધા બનેલા એ અજાયબ મલ્લરાજનું નામ હેન્રી કોર્પીજર છે. અમેરીકામાં ફ્લોરીડાનો આ બાવીસ વર્ષનો અયંગ ખેલાડી અનર્ગળ નીરની ઉંડાઇમાં ડુબકી મારી, સોળ સોળ ફીટ લાંબા મગરમચ્છોને પકડી, તેમની ગળચી મરડી નાંખી, સાંઠીના ભારાની જેમ કાંઠે

* Foul ન થાય તેવા, સાચા.

ખેંચી લાવે છે અને પછી એના વજ્ર ઢાલ જેવા કાંટાદાર ચામડાની સુંદર નકશીદાર ચીજો બનાવી, પોતાના દીવાનખાનાને શણગારે છે.

મગરમચ્છો સાથે કુસ્તી કરવાની કળા તે કેવી રીતે શીખ્યો, ત્રણ ત્રણ માથોડાં ઉંડાં પાણીને તળે તે કેઇ અજાયબ પદ્ધતિથી મગરને બાથમાં લઇ ગુંગળાવી નાખે છે અને મૂર્તિમાન મરણ સાથે બથંબથા કરતાં, ડુબતો, સપાટી પર આવતો, મગરના પુછડાંના પ્રચંડ ઝપાટાથી લોહીલોહાણ બનતો તે કઇ પેરે કાંઠે આવ્યો આવે છે, એ જાણી લેવું તે પણ જીવનનો એક લહાવોજ છે. એવો લહાવો માણવા હજારો અમેરીકન નરનારીઓ હેન્રીને ઘેર જઇ, પાસેનાં નદી-તળાવોમા તેના મગર-કુસ્તીના અખતરા નીહાળે છે.

આ વિલક્ષણ તરુણને મગર-કુસ્તીની કળાએ સારા અમેરીકામાં વિખ્યાત બનાવ્યો છે એને ચરણે એકેક કુસ્તી દીઠ હજારો ડૉલરો ના રાશિ ખડા થાય છે. આજે તે અમેરીકાનો ધનકુબેર બનવાને પથે ધપી રહ્યો છે. અમેરીકા તેને 'મકરારિ'–Alligator boy-ને નામેજ ઓળખે છે. મગર સાથે ભીષણ દ્વંદ્વ યુદ્ધ ખેલવુ એ તેને મન અનેરા આનંદનું સાધન છે.

અમેરીકાના ફ્લોરીડા પરગણા પાસે એવરગ્લેડસના જંગલી પ્રદેશમાં મગરોનાં જૂથનાં જૂથ પાણીમાં અને વારિતટે પરિભ્રમણ કર્યા કરે છે. રોજ રોજ કોઇ માણસ, બાળક, બકરું કે ગાય ભેંસ ઉપર આ ભયંકર ત્રાસદાયક રાક્ષસો ત્રાપડ દીધા વિના રહેજ નહીં. એવા બીહામણા મકરસંકુલ દેશમાં હેન્રી કોપીંજરનો આપણા 'મકરારિ'નો જન્મ થયો છે. એનો બાપ જાળથી કે બંદુકથી મગરોને ઠાર કરી, તેનાં ચામડાં- ઉતારી, એ ચામડાનો વેપાર કરતો. બાળક હેન્રી આવા સતત ભયપૂર્ણ વાતાવરણમાં ઉછેરીને ભયનિર્લેપ બન્યો. એવરગ્લેડસનાં ગાઢાં જંગલોમાં તો રાતા હીંદીઓનાં જંગલી બાળકો જોડે ધીંગામસ્તી કરતો અને રોજ રોજ નદી કીનારે બેસી, વિકરાળ મગરોની મસ્ત લીલા નીહાળી, આનંદ માણતો. 'આટલાન્ટા જર્નલ'માં આ આજનો મકરારિ લખે છે કે તે પોતે માત્ર ચાર પાંચ વર્ષનો હતો ત્યારે પ્રથમ પહેલા મગરને જોઇને લેશ પણ ભય અનુભવ્યા વિના ખુબજ નાચ્યો કુદ્યો હતો. પછી તો જેમ જેમ તે મોટો થતો ગયો તેમ તેમ જંગલી લાલ ઇંડીઅનોના છોકરાઓને સંગે મગરનાં બચ્ચાં પકડીને રમત રમવા લાગ્યો. બાલ મગરોને પકડી લેવામાં તો તે જંગલી લોકો કરતા ત્રણગણો પાવરધો બન્યો. આ નિર્ભયતા અને ટેવને પ્રતાપે તે ધીમેધીમે કરતા મોટાં બચ્ચાંને પકડી લેતાં શીખ્યો અને જેમ ઉંમર વધતી ગઇ તેમ તેમ કાંઠે અગર પાણીમાં ઉતરીને વધારે ને વધારે મોટા મગરોને સપડાવતો ઢસડી લાવવા માંડ્યો.

પ્રથમ તો તે લાકડી અગર છરી લઇને કે જાળ નાખીને મગરોને સપડાવતો; પણ મગરનાં બચ્ચાં સાથે બથંબથા કરી તેમને કાંઠે ખેંચી લાવવાની તેની ટેવ કેળવાતાં તે કંઇ પણ હથીઆર વિનાજ, માત્ર ખાલી હાથેજ મગરોને પકડવા લાગ્યો. અને આ ટેવ એણે રફતે રફતે એવી તો વિકસાવી કે આજે તે મોટામાં મોટા મગરો સાથે નદીને તળીએ પદ્ધતિસર કુસ્તી કરી, વિજય મેળવી શકે છે.

મગરને પકડવાની એની રીત વિલક્ષણ છે. જાપાની લોકો જેમ જ્યુ-જ્યુત્સુના દાવ ખેલે તેમ તે મગર સાથે આખડે છે, નાક આગળથી તેનાં બન્ને જડબાંને જોસથી પકડી તેનું મોં

સજ્જડ બંધ કરી દે છે; અને પછી મગરની કાંધ પર માથાની ભીંસ દઇ, બીજે હાથે એની ગરદન પકડી એવી તો મચરકી મારે છે કે વિકરાર મગરનાં ગાત્ર ઢીલાં પડી જાય છે અને આ મકરારિ તેને કોથળાની જેમ ખભે નાખી પાણી બહાર ચાલ્યો આવે છે.

ઉનાળાની સીઝનમાં તે દર મહીને મગર-કુસ્તીનો એકેક કાર્યક્રમ નિયમિત કરે છે. હજારોની સંખ્યામાં; ફ્લોરીડાની જગ-મશહુર હોટલમાંથી પ્રેક્ષકો મકરારિના કુસ્તીસ્થાને મગરોને જાળમાં સપડાવી હેન્રીને આંગણે લાવે છે. કુસ્તીના જલસા કાં તો હેન્રીના હોજમાંજ અગર તો મી. આંમીના જાહેર તળાવમાં કે વેનીશીયન નામના તળાવમાં કરવામાં આવે છે. જે તળાવ કે હોજમાં કુસ્તી થવાની હોય તેને કાંઠે બરાબર કુસ્તીને વખતે મુસ્કેટાટ બાંધેલા મગરને છુટો કરવામાં આવે છે.

ધુંવા ફુંવા બનેલો વકરેલો વીફરેલો મગર શીશોટા નાખતો આમતેમ પુચ્છ અફાળી,



નાંક આગળથી તેનાં બંને જડબાંને જોસથી પકડી ... ... તેને કોથળાની જેમ ખભે નાખી પાણી બહાર ચાલ્યો આવે છે.

ટોળે મળે છે. એ કુસ્તીના નિરીક્ષણ ને પરીક્ષણ માટે તો ભવ્ય તૈયારીઓ અગાઉથી થાય છે.

ફ્લોરીડાના બાજુમાંજ મકરારિ હેન્રીએ એક વિસ્તીર્ણ મકાન, મોટી વાડી, પાણીના જંગી હોજ અને બાગબગીચા રાખેલ છે. કુસ્તીને આગલે દિવસે કેટલાક બાલ ઇન્ડીઅનો એવરગ્લેડની નદીઓમાંથી મોટામાં મોટા વિકરાલ જડબાં ફાડી, આસપાસ આડશની પેલી મેર ઉભેલા માણસોને જાણે ખાઇ જવા કુદકા મારે છે!

એટલામાં તો મકરારિ હેન્રી કોપીંજર કછોટો મારીને હાજર થાય છે અને રેઇલીંગ,–આંડાશ–ઠેકીને મગર સામે જઇને ઉભો રહે છે. એને દેખીને કાળઝ મગર છલંગ મારી પાણીમાં ઝંપલાવે છે, સેંકડો સો હેબક ખાઇને

અનિમિષ નેત્રે જોઇ રહે છે.

વેનીશયન તળાવને કાંઠે બાંધેલી પોતાની નાનકડી હોડી છોડીને મકરારિ તેને તળાવમાં વહેતી મુકે છે. ધીમે ધીમે વાંસડાને ટેકે ટેકે તે હોડીને પાણીમાં ધકેલે છે. થોડે દૂર જઇ તે હોડીને થંભવે છે. પછી વાંસડો લઇ તળાવને તળીએ આમથી તેમ ફેરવી, હોડીની કીનારી પર ખડો થાય છે. એના વાંસડાની અણી સાથે તળાવને તળીએ કંઇક અફળાય છે અને તે કીકીયારી પાડે છે, "બસ, આ રહ્યો મગરો!". જોત જોતામાં તો તે હોડીની કીનારી ઉપર ટટ્ટાર ઉભો રહી, ઉંચા હાથ કરી, આખા શરીરને તોળે છે અને બબ્બે મથોડા ઉંડા પાણીને તળીએ જાણે કોઇ ચીજ પર ટાંપ માંડી, કડડ ભુસ કરતો પાણીમાં ઝંપલાવે છે. એના ઉપર ઘડીભર પાણી ફરી વળે છે. બહાર પ્રેક્ષકો શ્વાસ થંભાવીને ધડકતે હયે હેત્રીની વાટ જોઇ રહે છે.

પાણીમાં પેસન જ હેત્રી આંખો ખોલી નાખે છે. ૨૦–૨૫ ફીટ દૂર તે મૂર્તિમંત કૃતાન્ત સરખા મગરને જુએ છે, એના જડબાં ફાડીને તે હેત્રી ઉપર તરાપ મારવા તૈયારી કરે છે. જો મગર આડો અવળો, આગળપાછળ જઇને પછી વાંકીચુંકી ગતિ કરતો, હેત્રી ઉપર હલ્લો કરવા આવે તો હેત્રી એકદમ પાછો પાણી બહાર આવી હોડી સર કરે છે. એક સામટા દશ હજાર અવાજ એને પુછે છે; 'શું થયું? શું થયું?' ખડખડાટ અટ્ટહાસ્ય કરીને મકરારિ પાછો કાળાં ભમ્મર પાણીમાં ખાબકે છે, જો મગર ડાચું ફાડીને તેના પર સીધું આક્રમણ કરે તોજ તે તળીએ સ્થિર થઇને બેસે છે. નહીંતર વળી પાછો ઉપર આવી, ફરી વાર બરાબર દાવ લેવા પાણીમાં ત્રાટકે છે. પણ છેલ્લી ફેરા તો ક્રોધે ચડેલા મગર, બસ, જડબાં ફાડીને મોટા મોટા વાંકડા દાંત વચ્ચે હેત્રીને પીસીને કોળીઓ કરી જવા તળીએથી દોટ મુકે છે. એના સુસવતા વેગને લીધે પાણીની સપાટી ઉપર સડસડાટ કરતી ઘુમરીઓ વળે છે અને લોકો ગગનભેદી ગર્જના કરે છે કે 'એ જાય, મગર એ જાય.' બીજીજ ક્ષણે એ જલપ્રદેશની નીચે જીવનમરણનું ભીષણ દ્વંદ્વ યુદ્ધ મચે છે. મકરારિ મગરનું ઝડબું એની વજ્ર મુઠ્ઠીમાં પકડી, મગરનું મોઢું બંધ કરી દે છે. પછી બીજે હાથે મગરની ગળચીને ભરડો લઇ, મગરને છાતી વડે પ્રચંડ મચરકી મારે છે. એ ઝપાઝપીને લીધે તળીએ વીંઝાતાં નીર ઠેઠ સપાટી ઉપર પહોંચીને પુછડાની ઝાપટ હેત્રીના શરીર ઉપર ઝીંકે છે બેચાર ઠેકાણે હેત્રાનું ચામડું ઉતરડાય છે, પણ એણે પકડેલા ઝડબા ઉપરનો હાથ તો વજ્રલેપ શો અવિચળ જડાઇ રહે છે. એક સેકન્ડ, ૧૦ સેકન્ડ, ૫૦ સેકન્ડ, એટલી વારમાં તો ૧૦–૧૨ વખત મગર અને મકરારિ ઉંધાચતા થઇ એક બીજા સાથે જોસથી અફળાય છે, અને સપાટી ઉપર પાણીનાં ઝાળાં ઉડે છે. ઉપરથી પ્રેક્ષકોને નીચેનું પાણી વલોવાતું, કપાતું, પછડાતું, ભેદાતું લાગે છે. ક્યારેક ક્યારેક તો પાણીની ખળખળાટી બોલે છે અને લોકોનાં હૈયાં થડક થડક થાય છે. હેત્રી મરશે કે જીવશે એ અંદેશા નીચે સૌ આતુર બનીને, ડોક લંબાવી લંબાવીને, ઉભા થઇને પાણીની સપાટી ઉપર અનિમિષ નજર થંભાવી રહે છે.

પાણીને તળીએ મકરારિ અને મગરનો જીવનમરણનો જંગ અવિરામ ચાલુ રહે છે. મોઢું અને જડબાં સજ્જડ બંધ થવાથી અને બે ચાર પાંચ વાર હેત્રીની મચરકી નીચે ડાબી મરડાવાથી પ્રમત્ત રાક્ષસી મગર થાકે છે. હવે



તે હોડીને ધ મવે છે પછી કડડ ભુસ કરતો પાણીમાં ઝંપલાવે છે.

ક્ષણે એની ગુંગળામણ વધે છે અને સેકંડે સેકંડે હેન્રીની વજગદ એ જળ રાક્ષસના ડાચા ઉપર વધારે ને વધારે સજ્જડ બને છે તેમ તેમ મગર વધારે જોરથી પુછડુ અફાળે છે હવે તો સેકંડે સેકંડે પાણીની સપાટી ઉપર મગરનું પુછડું ઉછળે છે અને પ્રચંડ આઘાત સાથે ખાંડી એક પાણી ઉછાળીને પોંછુ જળ ગર્ભમાં અદશ્ય થાય છે. બીજીજ સેકંડે, હેન્રીનું માથું સપાટી ઉપર દેખાય છે અને વળી પાછુ ડુબી જાય છે પ્રેક્ષકોને ખબર નથી પડતી કે આ તે કેવો ભીષણ સંગ્રામ ખેલાય છે! એક કોર પાણીમા મુઝાતો માનવી અને એની સામે પાણીનોજ નિવાસી અને પાણીમા પુર્ણ ગતિ કરી શકનાર ભયંકર જળ રાક્ષસ? અને છતા મકરારિ એના શીકાર રૂપ મગરને પાણીને તળીએથી ઉંચકે છે. મગર વધારે ને વધારે ઢીલો પડતો જાય છે. છેલીવારનો પ્રચંડ પ્રયત્ન કરી તેના તે પોતાના ભાલાદાર પુંછડાથી મકરારિને શરીરે ભરડો લે છે. તેમ તેમ તો મકરારિ મગરનુ ડાચું દાબીને એની ગરદનને મરડી નાખે છે. આખરે શિથિલ ને બેહોશ બનેલા મગરનુ પુછડુ અને તેનો ભરડો ઉખળી જાય છે તત્ક્ષણ હેન્રી પાણીની સપાટી ઉપર દેખાય છે. એના ખભાની અને પડખાંની ચામડીમા ચીરા દેખાય છે અને એક હાથે જોરથી પકડી–દાબી રાખેલુ મગરનુ ડાચુ અધર કરી તે વિજયનાદની ગગનભેદી ગર્જના કરે છે.

ભીષણ લડાઇ, મગરના ભરડા અને મકરારિના મચરકા એ બધું દોઢ–બે મીનીટમાજ પરિપૂર્ણ થઇ જાય છે. દોઢ બે મીનીટમાંજ આ જળવિહારી જુવાન મગરને ગુગળાવીને બેહોશ કરી નાખે છે અને પાછો એના શીકાર સાથે સપાટી પર ચાગો આવે છે

મગરને લઇને ઢબઢબતા, પાણી કાપતો, તે ૧૦–૧૨ ફીટ દૂર તરતી હોડી આગળ પહોચે છે. પણ ત્યા પહોંચતા પહેલા એ મગર બે ચાર વખત એને પુછડાની ભયંકર ઝપટ મારી, છુટો થવા તરફડીઆ મારી લે છે અને બે ચાર વાર તેને પાણીમા ઘસડી જાય છે વળી પાછો મકરારિ મગરની ગરદન મરડી, એને ગુદી, સપાટી પર આવે છે અને

કોઇવાર ચાંદનીમાં સુધાંશુ મારાપર થોડાં રજત અંશુ વેરતો હોય, ને હું કોઇ જીર્ણ તરુને અઢેલીને શાન્તિમય શિકરોથી અભિસિક્ત થઇ રહ્યો હોઉં, ત્યારે મારા શ્રમિત અવયવોનો થાક એકાન્ત, અટુલ વૃક્ષરાજિમાં ઉતારું છું; આમ ક્લાન્ત, વ્યથિત અને વ્યગ્ર હું ઝાડને અઢેલીને ઢળી પડું છું; મારાં પોપચાંઓ બીડાઇ જાય છે ને પ્રભાતે અંશુનાથનાં સુવર્ણ કિરણો મારાં નયનો શું ખેલ આદરે ત્યારે જાગૃત થાઉં છું. અરુણ, અત્યારે તો જોગીરાજનાં કમંડળ ને મૃગચર્મ વિલાસના પદાર્થ સમ ભાસે છે; એટલે એ પરિગ્રહ શા માટે ? મૃત્યુપર હું મોહી પડ્યો છું ને મૃત્યુ દેવ પાસેજ મારાં દુઃખ નિવારણનો નુસખો છે.

શ્રાવણ સુદ ૩

રજા લઇશ—મારે રજા લેવીજ જોઇએ. મારાં ચંચલ મનમાં સંકલ્પ બળ પુરવા માટે ઉપકૃત છું, ઋણી છું. આખી ગત વીદાય લેવાના વિચાર ગોઠવવામાંજમેં ગાળી છે. હું વીદાય લઇશજ. લતા નગરમાં ગઇ છે. મારી વીદાયનાં—પારે વીદાયનાંજ સ્તો ચોઘડીઆં વગી રહ્યાં છે.

શ્રાવણ સુદ ૫

અરુણ શી કરુણ શર્વરી !- દુઃખથી હું ટેવાઇ ગયો છું, પડવું હોય તેટલું પડે. લોક કહે છે ને પણ 'પણ તો કે સદા વળી'. બીજીવાર મારે તેને મળવું નથી. તેની કોટે બાઝી આનંદ અને અશ્રુની રેલમાં તેને ગુંગળાવી—ડુબવી મારા હૃદયને ચુંથતી પ્રેમજ્વાલાને મારાથી શબ્દમાં મૂર્ત નજ કરી શકાય. પ્યારા, ઘડી તો એમજ થાય છે કે તારેજ ગળે એમ વીંટાઇ જીંદગી રડી રડી વડેરી નાંખું. મારા મુઝાયલાં માનસને શાતા આપવા વ્યર્થ હું મથી રહ્યો છું. સૂર્યોદયે ઘોડો તૈઆર થશે ને આ નંદનવનને ને તેની અધિષ્ઠાત્રી દેવીને છેલ્લી સુંગી સલામી મારાં નયનોએ કરી દીધીએ હશે.

[ આ વાર્તાનો વિશેષ ભાગ આવતા અંકે ]



# અજવિલાપ

લેખક:

'રા. કશ્ચિત્'

(વૈતાલીય વૃત)

થઈ ગદ્ ગદ્ આંસુડે, સજી
સહજા ધીર વિલાપ એ કરે;
મૃદુ થાય તપેલું લોહ ગે,
પછી શું જ્યું શરીરને વીશે. ૧

કુસુમો પણ ગાન સ્પર્શથી,
જીવ લેઈ શકતા કદી ય જો;
ન થતું શું બીજું ય સાધને,
વિધિ લેવા જીવ જ્યાં ઉભો રહ્યો ૨

અથવા મૃદુ વસ્તુ મારના,
મૃદુ શસ્ત્રો રચતો પ્રજાન્તક,
કરમાય હિમેથી પદ્મિની,
પુરવે એજ મને નિદર્શન ૩

સ્રજ આ કદી આણુહારિણી,
હૃદયે નાખી હણે ન કેમ હું,
વિષયે અમૃત કવચિત્ થતું,
પ્રભુથી અમૃત વિષ થૈ જતું ૪

અથવા મુજ ભાગ્ય દોષથી,
સર જે વજ્ર સર્જ સ્વયંભૂથી;
તરૂ આથી પડ્યું નહીં, પડી
પણ ડાળે લટકેલી વેલડી ૫

કરી તેં અવધીરણા નહીં,
અપરાધી હું હતો અતિ કદી;
કયમ આ નિરદોષ માનવી,
ગણવા યોગ્ય ગણે ન આ ક્ષણે. ૬

શઠ પ્રેમી, જુઠો, શુચિસ્મિતે !
મનમાં નક્કી મને ધર્યો હશે;
અહીંથી નહીં પાછી આવવા,
વણ પુછી પરલોક ચાલી જે ૭

દયિતા પછી વિચર્યો યદિ,
કયમ આવ્યો જીવ એ વિના ફરી,
સહજે મુજ જીવ જા ! હવે,
કરી જે પીડ અસહ્ય હાથથી. ૮

સુરતશ્રમથી થયાં દીસે,
તુજ મુખે પરસેવ બિન્દુડાં;
પણ તું વિશ્રુશર્યું થૈ હવે,
શરીરી કેરી અરે અસારતા. ૯

પુરવે ન થયું તને ભુડું,
મનથીયે ત્યજતી મને શું તો;
નયને હું ક્ષિતિપતિ રહ્યા,
રમી રે' મારી રતિ પ્રિયા વીશે. ૧૦

અલિ સ્યામળ કેશ ગુંચળાં,
ફુલગુંથેલ ઉડાડી તાહરા;
કરતો કરભોરુ ! વાયુ આ,
મુજને શંકિત પ્રાણ આવવા. ૧૧

ફરી તેથી જીવી પ્રિયે ! ઘટે,
કરવા દૂર વિષાદ માહરો;
તમ ઔષધિ તેજથી નિશે,
જયમ હિમાદ્રિ ગુફા મહીં ચીરે ૧૨

વીખરાયલી વેણીથી પ્રિયે !
મુખ વાચા વીણ મુજને દહે;
અણખીલી નલિની શું નિશે,
પુરીને ષટપદ શાંત અન્તરે. ૧૩

ચકવા ચકવી ફરી મળે,
શશીને શર્વરી આવીને મળે;
વિરહો સહી આમ એ શકે,
કયમ તું દૂર સદા ન હું દહે. ૧૪

શયને નવ ફુલના થતી,
મુકતાં અંગ મૃદુ પીડા તને;
પણ શું સહશે શરીર આ,
વદ વામોરુ! ચિતાધિરોહણે. ૧૫

અલી ઓ ઉધલી અઘોરી શી !
તુજ એકાન્તની મેખલા સખી;
ગતિલોલ જતાં શું શાન્ત થૈ,
દુ:ખથી તારી પછી દીસે ગઇ. ૧૬

મદથી ગતિ મંદ હંસીમાં,
સ્વર તારો મૃદુ કોકિલા વીશે;
મૃગલી હિલોલ લોચનો,
ઝુલતી વેલી શું વિભ્રમો પ્રિયે. ૧૭

અધીરી સુરલોકમાં જવા,
મુકી ગઇ આ ગુણ મુજ કારણે,
તુજ વિરહ દગ્ધ માહરા,
મનને ધીર દઇ ન એ શકે. ૧૮

મનમાં ધર્યું 'તું મિશુન તેં,
કરવા આમ્ર અને પ્રિયંગુનું;
ન વિવાહ કર્યા વિના ઘટે,
તુજને સામ્પ્રત આમ રે જવું, ૧૯

કુસુમો ધરશે અશોક આ,
પૂરી છે દોહદ ધ્વનિ જેની તેં;
અલકે ગુંથવા સમા ફુલો,
અરપાશે કયમ ઓમ અગ્નિને. ૨૦

સ્મરીને નૂપુરેથી વાગનો,
        ચરણાનુગ્રહ અન્યદ્ દીરશો;
કુસુમો રૂપી અશ્રુ સારીને,
        કરતો શોક અશોક આ રબો. ૨૧

મુજ સાથ ગુંથન્તી મુકીને,
        બકુલો શ્વાસ સમાન સુરભિ;
તજી અર્ધ વિન્યાસ મેખલા,
        કેમ હે કિન્નર કંઠી ! ઉંઘતી ૨૨

સખી તારી સુખે દુઃખે સમી,
        સુત છે કોક ભર્યો નરેન્દ્ર શો;
હૃય એક રમે ભર્યો છતાં,
        ક્રૂર છે આ વ્યવસાય તાહરો. ૨૩

ગઇ ધીરજ, સૌ રતિ ગઇ,
        ગીત સૌ શાન્ત, ઋતુત્સવો ગયા;
સહુ મોજમઝાહ પર્વરી,
        સખિ! શય્યા થઇ શૂન્ય તું વિના. ૨૪

ગૃહિણી તું, પ્રધાન, ને સખી,
        પ્રિયા શિષ્યા લલિત ક્રિયા મહીં;
કરુણાહીન મૃત્યુએ તને,
        હરી મારું વદ શું હયું નથી? ૨૫



# મેના

લેખક:
રા. પૃથુ. હ. શુકલ

ચિત્રકાર:
રા. હરિલાલ પી. ત્રિવેદી

રે નગરવાસીઓ! તમે તમે કદી વનફુલ જોયું છે? ન જોયું હોય તો મેના એ વનનુ ફુલ હતુ તે વનવાસીની દીકરી હતી. પર્વતમાલાના ગિરિ શિખરો પર ગાયો અને ઘેટાં ચરાવવા, એ તેનો ધંધો હતો. રોજગાર હતો. હરણી જેવી ચચળ મેના, તરુડાલો અને વાંસની ઘટામા વાસળી વગાડતાં, સમીરમાં પોતાના ગીતનો આલાપ રેડતી અને વનતરુની કોઇ લતા માફક વક્ષને અઢેલી પોતાની ગાયો ચરાવતી વર્ષામા જેમ વાદળીઓ ઉભરાય છે તેમ મેનાનુ જોબન ઉભરાતું હતું. વનમાં સમીરથી ડોલતી—નાચતી તરુડાલની પેઠે મન્મથ તેનાં અગોને નચાવી રહ્યો હતો અને મેનાને એ વાતની જરીએ ખબર ન હતી. તેના લાંબા ઘેરા વાળની લટો જ્યારે તેની મુખની આજુ બાજુ છવાઇ જતી ત્યારે શ્યામ સરોવરમાં ચળકતી સુંદર દ્વીપ પ્રમાણે તે સુંદર લાગતું. વસંતના આવતા પુર પ્રમાણે તેનું યૌવન ઉભરાઇને કોઇ ગીતના આલાપ પ્રમાણે પર્વતમાલાની ખીણોને ભરી દેતું હતું. ગાયો ઘેટા અને વાછરડાં મેનાનાં મિત્રો હતાં.

સધ્યા સમે જ્યારે વાળમાં ગુંથેલા મોતી પેઠે તારાઓ આકાશમાં પ્રકાશતા અને શિશિરઋતુમાં સુંદરીઓના ગોરા ગાલ પરની શ્યામ લાલાશ જેવી સધ્યાની રતાશ સરિતોના જળમાં પડતી, પ્રેમીના સુકાએલા ખુનથી શ્યામ પડેલા મન્મથના ખંજર જેવો, રાત્રિના મુકુટના લાલ જેવો ઇન્દુ, આસમાનના મેદાનમાં આવતો ત્યારે મેના પોતાના વાછરડાં લઇ ઘેર આવતી, અને ગરીબ આશા જેવી પોતાની નાની ઝુંપડીમા પોતાના પિતાની સાથે રાત્રિ ગાળતી. તેની દેહ કલિકાની પર હજુ કોઇ ભ્રમરે ગુંજારવ કર્યો ન હતો. આ રમણીય વનફુલ પર કોઇની નજર પડી ન હતી.

પણ હમણાં થોડાક વખતથી વનવાસી લોકો એવી વાતો કરે છે કે મેના ગાંડી થઇ

છે. હવે તે પહેલાંની પેઠે ગાતી નથી. પણ સરિતાને સામે કીનારે તે પર્વતમાળા ભણી જોયા કરે છે.

લોકો કહે છે કે અમ્બરવિહારી પ્રેમી જીવન એ ઉન્મત્ત દશા છે. ઉન્મત્ત દશા મૃત્યુ બરોબર છે. શું ત્યારે પ્રેમ એ મૃત્યુ છે? જો એ ઉન્મત્તતા મૃત્યુ હોય તો મેનાને હમણાં હમણાં મૃત્યુ દશા પ્રાપ્ત થઇ છે. પ્રેમનો સોમ એવો છે કે એને ગિરિકંદરા અને શાંત એકાંત નિર્ઝરગાન સીવાય કશુંજ ગમતું નથી. વેદાંતનો અંત પ્રેમમાંજ સમાઇ જાય છે. લોકો તો એમજ કહે છે કે મેના ગાંડી થઇ છે કારણ કે નિર્ઝરને કીનારે બેસી તે સામેના પર્વત માળા તરફજ જોઇ રહે છે. ત્યાં એ કયા ગૂઢ જ્ઞાનના પાઠ વાંચતી હશે. ત્યાં એ કયું અનંત સૌંદર્ય યુક્ત ચિત્રપટ આલેખતી હશે? પ્રભુને માલમ, પરંતુ મેનાને તો ત્યાંજ શાંતિ વળે છે.

કેટલાક સમય પહેલાં જ્યારે મેના પોતાનાં ઘેટાં ચરાવીને પાછી આવતી હતી ત્યારે તેને એક યુવાન સંન્યાસી સામો મળ્યો હતો. તેણે મેના પર જાદુ કીધું હતું. ભભુતવાળો તેનો વિશાલ ભાલપ્રદેશ. મુખમાંથી નીકળતો ૐકારનો જપ એ મેનાનું સર્વસ્વ બની ગયું; સામેની ટેકરીઓ પાછળથી કેમ જાણે ૐકારનો ધ્વનિજ ન આવતો હોય એમ તે સાંભળી રહેતી. પરંતુ તે સંન્યાસીએ મેનાનો સ્વીકાર કર્યો ન હતો.



મેના વનવાસીની દીકરી હતી.

લોકો કહે છે કે જો ફુલ પર ભમર ગુંજારવ ન કરે તો ફુલનું જીવતર શા કામનું? પણ તે છતાં કોઇ ફુલ એવાં છે કે જેના પર ભમર ગુંજતાજ નથી. જગતના મહાવનના કોઇ ખુણેજ એ ઝુલી કરમાઇ જાય છે. મેનાનું ભાવિ તો વિધાતાને ખબર!

૨

એક વર્ષાના દિવસે જ્યારે વ્યોમમાં મેઘ કેસરીને પેઠે ગર્જતો હતો અને સરિતા પણ યૌવનથી ઉભરાતી હતી ત્યારે; કેટલાંક કહે છે કે વર્ષા ઋતુમાં ઉન્માદીઓની ઉન્મત્ત દશામાં

વધારો થાય છે. આજે પણ પ્રકાશિત વાદળમાં શ્યામ રાત્રિના દૂતો સમી શ્યામ વાદળીઓ ઘેરાતી હતી. સમીર અને તરુવરો આ જોવાને માટે સ્તબ્ધ થઇ ઉભાં હતાં. ચાતક અને સર્વે પંખીઓએ પોતાનું ગીત બંધ કરી દીધું હતું. ધી : : : થવા માંડી. અને વનશ્રી કેમ જાણે રુદન કરતી ન હોય તેમ પાંદડાં પરથી ટપટપ આંસુ સમાં જલકણું પડવા લાગ્યાં. ધીમે પગલે મેના એ નિર્ઝરના કીનારે આવી અને શિલા પર બેઠી. તેની નજર સામે કીનારે આવેલી ટેકરીઓ પર ઠરી હતી. મેના આજે જગતને વીસરી ગઇ હતી. સંસાર અને પોતાની હયાતી એના સ્મરણમાંથી વીસારે પડ્યાં હતાં. વર્ષાની ગર્જના, ઝરણનો ભીષણ ધુધવતો નાદ એ સર્વમાં તે ૐકારનો ધ્વનિ સાંભળી રહી હતી.

ઉન્મત્ત ઝરણમાં મેના શું જોતી હશે? દૂર આવેલી ટેકરીઓ પાછળ એની નજર કોને ખોળતી હશે? જેનું બાળક કાલે ગુજરી ગયું છે એવી માતાને રસ્તાની ધુળ પર જ્યાં એ બાળક પ્રથમ રમતું હતું ત્યાં જોઇ રહેવાથી શું મળતું હશે? આ બધા પ્રશ્નો નકામા અને વિચિત્ર છે. છતાં શું દૂર આવેલી વૃક્ષલિપિમાં એ બધું લખ્યું હશે? લોકો તો કહે છે કે ઉન્માદીઓને એવા ભ્રમણા થાય છે ખરી.

પણ જુઓ, સામે કીનારે શું દેખાય છે?' ભીનાવાળવાળી અને પાણીથી લદબદ થએલાં કપડાંવાળી મેના કીનારા પરના ખડકો ઓળગે છે. ઉન્મત મેના ઉન્મત્ત ઝરણને ન ગણકારી પાર ઉતરી છે. ત્યાંથી થોડે દૂર તે યુવાન સંન્યાસીની કૂટિર આવેલી છે.

ત્યાં ભભુતીથી શોભતા ભવ્ય લલાટવાળો યુવાન સંન્યાસી ભગવી કફની પહેરી મૃગચર્મ પર ધ્યાનસ્થ બેઠો છે. મેના ત્યાં આવે છે અને અંગના રોમ રોમ વડે તે સંન્યાસીની ભવ્યતાનું પાન કરી રહી છે.

"સ્વામિન!" મેનાએ કહ્યું.

સંન્યાસીએ પોતાની નિર્મલ આંખો ઉઘાડી તેના સામે જોયું.

"વન અપ્સરા? તું મારા વૃત્ત-ધ્યાનમાં ભંગ કરે છે" તે બોલ્યો. તેના અવાજમાં મૃદુતા, કરુણા, દયા, સૌ ભર્યું હતું.

"સ્વામિન! એક વખત મને તમા ચરણમાં મસ્તક મુકવા દો." મેનાએ કહ્યું.

સંન્યાસી ઉભો થયો અને મેનાએ આગળ આવી ગોરા પગ પર પોતાનું મસ્તક મુક્યું. અને આંસુથી તે પગ ધોયા.

તે દિવસ પછી મેનાને કોઇએ દીઠી નથી.

મેનાનો વૃદ્ધ પિતા કદી કદી તેને સંભારી રડે છે.






લેખક:
રા. પૂર્ણાનંદ છગનભાઇ વ્યાસ

---

ઘણાંએ વર્ષોની વાત છે.

મધુપુરને જ્યોતિએ ઘેલું કર્યું હતું. તેનું સંગીત સાંભળવા સૌ કોઇ તલસ્યાંજ કરતાં. તેના મધુર કંઠમાંથી નીતરતા અમૃતનું પાન લોકો વારંવાર કરતાં છતાં તેઓને તૃપ્તિ ન થતી. આબાલ વૃદ્ધ સ્ત્રી અને પુરુષ બધાનો તે પ્રિય હતો.

મધુપુર એને લીધે ઠીક ખ્યાતિમાં આવ્યું હતું.

× × ×

આજે જ્યોતિ મરણ પથારીએ પડ્યો છે. બધા તેની આશા મુકી બેઠા છે.

છેલ્લા ચાર દિવસથી તે શય્યાવશ છે. અન્ન વિના એકલા પાણી પર રહી તે આખો દિવસ વિચાર સાગરમાં ડુબેલો રહે છે.

આજે તેનું આખુંએ ત્રીસ વર્ષનું જીવન તેની દૃષ્ટિ આગળ તરતું-એક નાનીશી ઝુંપડીમાં તેની વિધવા માતા સાથેની તેની બાલ્યાવસ્થા, જન્મથીજ સૃષ્ટિ સૌંદર્યની ઉપાસના, વનનાં પંખીઓથી પ્રેરાઇ તેનો સંગીતનો નાદ, કંઠનું નૈસર્ગિક માધુર્ય, મધુપુરના ઠાકોરનું શીકાર અર્થે વનમાં આગમન, જ્યોતિ સાથે મિલન, ઠાકોર સાથે મધુપુરમાં આગમન, તેનો સંગીતનો અભ્યાસ, તેની પ્રગતિ અને તેનું હાલનું મધુપુરમાં સ્થાન-આ બધાં દૃશ્યો એક પછી એક તેના સ્મૃતિપટ ઉપર દેખાવા લાગ્યાં. બધાંએ તેને ઘેલો કરી નાંખ્યો. તેની આંખો અશ્રુથી ભીંજાઇ રહી.

એટલામાં કોઇ સ્ત્રીના સંગીતનો ધ્વનિ સંભળાયો. એક અગમ્ય સ્મિત તેના નિસ્તેજ વદન પર સ્ફુર્યું. "કેટલો કર્કશ કંઠ-બંધ કરે તો સારું!" એમ તે ગણગણ્યો. તેને પોતાનો કંઠ તેનાથી-એક સ્ત્રીથી-પણ અતિ કોમળ લાગ્યો. એક ક્ષણ તેને અભિમાન થયું. બીજીજ ઘડીએ તે નષ્ટ થયું. મૃત્યુ તેનાથી દૂર ન હતું એમ તેને ઝાંખી થઇ.

કેટલીક વારે એક ભીખારણ ગાતી સંભળાઇ. જ્યોતિ ઝબકીને જાગ્યો. ધ્યાનથી તે ગીત સાંભળવા લાગ્યો. ઘડી તે પોતાનું દુઃખ ભુલી આનંદમાં ડુબ્યો. કેવો સુંદર કંઠ! અહાહા! શું તેનું માધુર્ય! તેને લાગ્યું કે તે મૃત્યુ પછી સ્વર્ગમાં કોઇ દેવાંગનાનું ગીત સાંભ-

ળતો હતો. એકાએક તે બંધ થયું-ત્યારે જ્યોતિએ જાણ્યું કે તે હજુ સંસાર સાગરમાંજ ઝોલાં ખાતો હતો.

ભીખારણના સંગીતની અસર જ્યોતિ પર ઘણી થઇ. તેનો રોગ અસાધ્ય હોવા છતા તે દિવસાનુદિવસ સુધરવા લાગ્યો. થોડા દિવસમાં તો તે નિરોગી થઇ ગયો. તે પેલી ભીખારણનેજ ઋણી હતો એમ તે સમજતો. ઋણ કેવી રીતે વાળે ? ઘણીએ તપાસ કર્યા છતાં તે કમનસીબ સ્ત્રીની–ભીખારણની–ભાળ ન લાગી.

× × ×

વર્ષો વીત્યાં. જ્યોતિએ લગ્ન કર્યાં હતા. તેની પત્નીમાં ન હતું એવુ કૈં સૌંદર્ય કે ન હતા એવા કે ગુણો કે જેનાથી કોઇ આકર્ષાય. તે પરણ્યો હતો તેના કોમળ કંઠનેજ; તેને પોતાના સગીતપ્રેમની પૂરક આત્મા મળી હતી રોજ તે તેની પાસે ગીતો ગવડાવતો અને તેમાથી ઝરતા રસનુ તે પાન કરતો, એટલુજ ન હતો તેને પેલી પર સ્નેહ કે ભાવ

જ્યોતિ વર્ષો પૂર્વેની ભીખારણ હજુ ભુલ્યો ન હતો કેમ ભુલે ? ભુલે તો તે તેની જીવનદાતા કેમ કહેવાય ? અને ન ભુલાય માટે તો તે પરણ્યો હતો તેની પત્નીનો કંઠ પેલી અજ્ઞાત ભીખારણના કંઠને ઘણે અંશે મળતો હતો તે જાણતો હતો કે તેણે સ્નેહ વિના પરણીને એક અસાધારણ ગુનહો કર્યો હતો. પણ બીજી તરફથી તે એક મોટું ઋણ વાળતો હતો–ભીખારણની સ્મૃતિ સજીવ રાખીને.

તેની પત્ની તેને ચાહતી પણ સમજતી કે પતિનો પ્રેમ મેળવવા જેટલી તે ભાગ્યશાળી ન હતી અને આંસુ સારવામાંજ તે બાપડી આશ્વાસન લેતી.

× × ×

પાછા વર્ષો વીત્યાં.

જ્યોતિ પુનઃ મૃત્યુને બીછાને પડ્યો છે. પાસે તેની પત્ની તથા બીજી સ્ત્રીઓ વાત કરતી બેઠી છે.

"બહેન, કેટલાંએ વર્ષો પર તેઓ આમજ પીડાતા હતા. મારી સ્થિતિ તે વખતે ઘણી બુરી એટલે હું ભીખ માંગતી અને કૈંક ગાતી વિધિયોગે એમણે મારું ગીત સાભળ્યું અને પુનઃ જીવન પામ્યા, એમ મારા સાંભળવામાં આવ્યું. મારી સ્થિતિ સુધરી અને દૈવવશાત્ અમે લગ્નગ્રંથિથી જોડાયાં આ વાતથી મે તેમને અજ્ઞાત જ રાખ્યા છે, નહીં તો આ ભીખારણને કોણ સંઘરે ? '

જ્યોતિએ બધી વાત સાંભળી. તેણે એક ચુબન ભીખારણને–પોતાની પત્નીને કર્યું. એમા તેણે પૂર્વે કદી નહીં ચાખેલું એવુ અમૃત ચાખ્યુ.

—પણ ભીખારણનુ નસીબ ભીખારીજ રહ્યુ બીજીજ ક્ષણે જ્યોતિએ પ્રાણ ત્યાગ્યો.

× × ×

...... અને ત્યાર પછી મધુપુરવાસીઓને કાને કોઇ પણ દિવસ એ ભીખારણનુ સગીત ન પડ્યું





# બાબુ


લેખક :

બહેન જ્યોત્સ્ના શુક્લ

ચિત્રકાર:

રા. તનસુખ


[દુનીઆની મુસાફરીએ નીકળેલા એક પરદેશી ગૃહસ્થની અપ્રગટ નોંધપોથીમાંથી ઉતારો]

જે અજાયબી ભર્યા જાનવર માટે બધું કહેવામાં અને લખવામાં આવ્યું છે, તેના વીશે સૌથી પહેલી વાત મેં કાનપુરમાં સાંભળી હતી. તે વખતે હું મારા એક મિત્રની સાથે કાનપુરમાં રહેતો હતો. એક દહાડો સાંજે એના ઓફીસથી પાછા ફરવાની રાહ જોતો હું બેઠો હતો, એટલામાં એ ધસ્યો ધસ્યો આવ્યો અને એક આરામ ખુરસી પર પડ્યો. મેં એને શું થયું છે એ પુછ્યું ત્યારે કંઈક કંટાળાથી પણ મોટે અવાજે એણે કહ્યું "મારો બાબુ હવે મારો જીવ લેશે એમ લાગે છે." હું કંઈજ સમજ્યો નહીં. 'બાબુ' એ શી વસ્તુ હશે એ વિચારમાં હું પડ્યો. મેં 'બેબુન' નું નામ સાંભળ્યું હતું અને એ જાતના કેટલાક વાંદરાઓને આફ્રીકામાં જોયા પણ હતા; પરંતુ 'બાબુ' વીશે મને કંઈજ ખબર નહોતી. મેં મારા મિત્રને એ વીશે પુછ્યું ત્યારે મારું અજ્ઞાન જોઈ ને એને ખુબ હસવું આવ્યું. બાબુને જોયો નથી ને તેના વીશે કંઈ જાણતો પણ નથી ?" એણે અજાયબીથી પુછ્યું અને ઉમેર્યું ; "અરે ભાઇ ! બાબુ એક હઠીલું, વિચિત્ર અને ભયંકર જાનવર છે." એની આવી અસ્પષ્ટ વાતોથી મને જરા ગુસ્સો ચઢ્યો. એણે ફરી કહ્યું: "બાબુ હંમેશાં કંટાળોજ આપે છે એમ નથી. કોઇક વાર તે ગમ્મત પણ કરાવે છે."

મારે એના બાબુને જોવો હતો. એણે કહ્યું હતું કે તેને રહેવાની જુદી જગ્યા છે અને ત્યાં તે રહે છે. મેં બાબુને તેના રખેવાળ સાથે ઓળખાવવાનું કહ્યું ત્યારે મારી અજાયબી વચ્ચે એણે કહ્યું કે બાબુને કોઇની મદદની જરૂર પડતી નથી, તે એકલો જ્યાં જવું હોય ત્યાં જઇ શકે છે. આવી વાત મેં કોઇ દિવસ સાંભળી નહોતી. મેં ફરી પુછ્યું: "બાબુ એ શું છે." એણે કહ્યું કે એ બંગાળાનું જાનવર છે અને કદી ન ખુટે એવી નિરંતરની પીડા છે. તે ત્રાસ આપે છે, ચીડવે છે અને મગજ ફરી જાય એવાં કામો કરે છે. મને

તે વખતે તે સામો આવીને ઉભો રહે છે, આપણા કામમાં ઘોટાળો કરાવે છે અને અનેક મુશ્કેલીઓ ઉભી કરે છે.

મેં એને બોલતો અટકાવીને પુછ્યું: "ત્યારે બાબુને રાખે છે શા માટે?" એણે કહ્યું કે એમ કર્યા વિના ચાલે એમ નથી. દરેક યુરોપીઅનને ત્યાં બાબુ હોય છે. આ બહુ ઉપયોગી જાનવર છે અને એની મદદથી ઓછા પૈસામાં સુંદર કામ થાય છે."

એણે શું કહ્યું તે હું બરાબર સમજ્યો નહીં. મને એની બધી વાત નવાઇ જેવી લાગી અને મેં ફરી પુછ્યું: "પણ એવા ત્રાસદાયક પ્રાણીને છોડી કેમ નથી મુકતો?"

"છોડી મુકીને શું કરું?" એણે કહ્યું. "એ જાતજ એવી છે, બધાજ ત્રાસ રૂપ છે. એને છોડવાની મારામા હીંમત પણ નથી. એને મોટા મોટા નખ અને દાત હોય છે એટલે તેઓ પણ આપણને કરડી શકે અને આપણી ચામડી ઉઝરડી કાઢે."

"બંગાળી વાઘ કે આફ્રીકાના સિંહ કરતાં પણ બાબુ વધારે ભયાનક છે એમ?" મેં પુછ્યું.

"ના, ના, બાબુ એમ તો બહુ નરમ પ્રાણી છે." એણે કહ્યું.

એની આ રીતથી હું કંટાળ્યો મેં જરા ગુસ્સાથી કહ્યું: "ત્યારે તું બીએ છે શાનો? એની સસ્તી અને ઉપયોગી મજુરીનો લોભ છોડી દઇને પીસ્તોલની એક ગોળીથી એને ઠાર મારી કેમ નથી નાખતો?"

એ બેઠો થઇ ગયો અને બોલ્યો: "પીસ્તોલની ગોળીથી ઠાર મારું? બાબુને? ના ભાઇ, એ કરતાં મારો જમણો હાથ કાપી નાખવાને હું વધારે ખુશી છું. એને ધમકી આપવાની પણ મારામાં હીંમત નથી. અરે એની સાથે કેટલીએ વાર મારે હસીહસીને વાત કરવી પડે છે, મજાક–મશ્કરી કરવી પડે છે અને જાણે આપણો મિત્ર હોય એવું વર્તન રાખવું પડે છે. બાબુને ઠાર મારું! એનું કેવું ભયંકર પરિણામ આવે એ તું નથી જાણતો. પીસ્તોલની એક ગોળીથી બાબુ ઠાર થઇ જાય, પણ પછી દેશના બીજા બાબુઓ હજારોના ટોળામાં એકઠા થશે અને બધા



બાબુ એ બંગાળાનું જાનવર છે અને કદી ન છુટે એવી નિરાંતની પીડા છે.

મળીને એટલો કોલાહલ કરશે, એવાં અમાનુષી કૃત્યો કરશે કે તે જોઈને અને સાંભળીને આપણામાંનો સૌથી બહાદુર પુરુષ પણ ભયભિત થયા વિના નહીં રહે. આ અનર્થકારક ગર્જના કરતા તેઓ શેરીએ શેરીએ, અને ગામેગામ ફરશે; કલકત્તાથી દીલ્હી, દીલ્હીથી મુંબાઇ, મુંબાઈથી મદ્રાસ




ટ્રેનમાં બેઠાં પહેલાં ઇન્જીન પાસે જઇને બાણુ-ની મદદ શા માટે લેવાય છે તેની બારીક તપાસ કરવા લાગ્યો.

જશે અને આખા દેશમાં એ વાત જાહેર કરશે." મને લાગ્યું કે એની વાત હું સમજ્યો હતો. જરાવાર પછી મેં પુછ્યું: "બાણુ એ પેલા અમેરીકન વાંદરાઓ જેવા હશે કેમ!"

તેણે હસીને કહ્યું: "ના છેક વાંદરા જેવા તો નહીં. તેઓ માણસના આકારને વધારે મળતા આવે છે. જો કે કોઇકવાર તેમનામાં હલકી જાતના બાણુઓને વાંદરાં ધારીને ગોળી-બારથી મારી નાખવાનો હુકમ યુરોપીઅનો કરે છે ખરા. પણ તું હવે કલકત્તે જવાનો છે એટલે ત્યાં તને ખુબ બાણુઓ મળશે. રેલ્વે સ્ટેશનો પર પણ તું બાણુઓને જોશે, કારણ કે ટ્રેન ચલાવવામાં બાણુની મદદની અતિશય જરૂર પડે છે, પરંતુ હું તને ખાસ ચેતવણી આપું છું કે બનતા સુધી બાણુથી દૂર રહેજે એનો પરિચય નાશકારક છે."

બીજે દિવસે સવારમાં હું કલકત્તાની ટીકીટ લઇને પ્લેટફોર્મ પર ગયો અને ટ્રેનમાં બેઠા પહેલાં ઇન્જીન પાસે જઇને બાણુની

મદદ શા માટે લેવાય છે. તેની બારીક તપાસ કરવા લાગ્યો. ઇંગ્લંડમાં અને બીજા દેશોમાં જેવાં ઇન્જીનો મેં જોયાં હતાં તેવુંજ આ ઇન્જીન હતું અને એમાં બાણુનો પત્તો મને કોઇ જગ્યાએ મળ્યો નહીં. મેં ઇન્જીન ડ્રાઇવરને એ વીશે પુછ્યું; પણ હું શું કહેવા માગું છું એ સમજ્યા વિના તેણે એક ઓફીસ તરફ આંગળી કરી, પરંતુ તેજ વખતે ટ્રેન ઉપડવાનો ઘંટ થયો એટલે મારે અંદર બેસી જવું પડ્યું.

ડબ્બામા બીજા કેટલાક યુરોપીયનો હતા. હું મારો સામાન બરાબર ગોઠવીને મુકતો હતો એવામા ત્યા બેઠેલા એક ગૃહસ્થે જોરથી ડ ० બારણું બધ કર્યું, અને તે બબડયા: "એક લુચ્ચો બાણુ અંદર ઘુસી આવતો હતો." આ ગૃહસ્થને હું ઓળખતો નહોતો, છતાંએ બાણુ વીશેની ભયસૂચક વાત સાંભળીને બારણું બરાબર બંધ કર્યું છે કે નહી એટલું પુછ્યા વિના હું રહી શકયો નહીં. બારણા વીશે જ્યારે તેણે ખાત્રી આપી ત્યારે મેં બાણુ કયા છે તે વીશે તેને પુછ્યું. બાણુની વાતો સાભળીને મને એનો ૨ લાગવા માડ્યો હતો તો પણ તેને જોવાની ઇચ્છા હજી દૂર થઇ નહોતી, અને મારા જાત ભાઇઓની વચ્ચે બેસીને આવી સલામત જગ્યાએ–દૂરથી એકવાર તેને જોઇ લેવામાં કશો ભય નહોતો એમ પણ મને લાગ્યું. પણ તેણે કહ્યું કે બાણુને અહીથી હાંકી કાઢવામાં આવ્યો હતો. એટલે તે કોઇ બીજા ડબ્બામાં બેઠો હશે.

બાણુઓ ટ્રેન ચલાવવામાં કેવા પ્રકારની મદદ કરે છે એ જાણવાને પણ હું ઘણો ઇંતેજાર હતો, પણ મારું કૈ વળ્યું નહીં. દરેક સ્ટેશને ગાર્ડ "બાણુ, બાણુ" એવી બુમો પાડતો; પણ ટ્રેન સરખી ગતિએ માર્ગ કાપતી હતી એટલે બાણુઓ પોતાનું કામ બરાબર કર્યા કરે માટે તેમને ઉત્સાહ આપવા સારુ ગાર્ડ આ શબ્દ બોલ્યા કરતો હશે એમ મેં ધાર્યું.

અમારા ડબ્બામાં એક સી વી લી ય ન બેઠો હતો. બાણુને જોવાની મારી ઇચ્છા મેં તેને જણાવી ત્યારે તેણે મ્લાન વદનથી ધીરે સ્વરે કહ્યું: "જવા દો. એ પ્રયત્ન ન કરશો. એના સ્પર્શથી પણ દૂષિત થઇએ છીએ. મેં એને દૂર રાખવાના ઘણા પ્રયત્ન કર્યા છે, પણ કમનસીબે હું તેમ કરી શકયો નથી." મેં આશ્ચર્યથી પુછ્યું. "પણ તમારી ઇચ્છા વિરુદ્ધ એને શા માટે તમારી પાસે આવવા દો છો ?"

"એ લોકોને દૂર રાખવા એ મુશ્કેલી ભર્યું કામ છે." ન સમજી શકાય એવી ગમગીનતાથી તણે કહ્યું.

અમારી વાતમાં જ્યારે જ્યારે બાણુનું નામ આવતું ત્યારે ત્યારે ડબ્બામાં બેઠેલો એક પાદરી એ ભયંકર જાનવરના પર અગણિત શાપો વરસાવતો. એ બાણુઓ એને જ્યા ત્યાં કનડગત કરતા હતા. સી વી લી ય ને પણ કહ્યું: "બાણુઓનો નાશ કર્યા વિના છુટકો નથી, કારણ કે તેઓ સીવીલીયનોના કટ્ટા દુશ્મનછે." બીજા બે ગૃહસ્થ –એક ડાકટર અને એક ઇન્જીનીઅર હતા તેમણે પણ બાણુને દઇ શકાય એટલી ગાળો દીધી.

દરેક જણ બાણુને ધીકકારતું હતું, અને દાંત પીસીપીસીને ગાળો દેતું હતું. આ બધું મારે માટે પુરતું હતું. મારી રીવોલ્વર પણ ચાલુ સ્થિતિમાં નહોતી, એટલે બાણુને જોવાનો વિચાર મેં મુલતવી રાખ્યો.

"હાવરાના સ્ટેશન પર તમે અસંખ્ય બાણુઓને જોશો." સી વી લી ય ને કૈંક કઠોરતાથી કહ્યુ અને મારું શરીર ધ્રુજી ઉઠયું.

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૭૧]




લેખક:
રા૦ ચંદ્રવદન મહેતા
બી. એ.

## પાત્રો

રામજી પટેલ...કુ. સરલા દેસાઇ. પ્રેમકોર......કુ. ચતુર દોશી.
ધનો..............,, સુભદ્રા દવે. બાઇ..........,, ફ્રેની શેઠના.
નરેશ............,, શીરીન કરતુર. રુપા.........,, શાંતિલા દેસાઇ.
સોના......સૌ. પ્રમોદ યાજ્ઞિક.

---

[ એક ગામનો ચોતરો. નમતી સાંઝે રામજી પટેલ આરામ લેતો બેઠો છે. એક ખુણામાં રુપા તાપણું કરી તાપે છે ]

રામજી પટેલ

રુપાં ! ઓ રુપા ! આજે તો કૈં નવું ગીત ગાય તો ઠીક આજ તો સુરજ પણ એવો ધુધવાએલો ઉગ્યો હતો ! મારું મન આજે જરી ઠામ લાગતું નથી. આજનો દિવસ પણ ગમગીન ગયો. આ ગામડામાંએ સરખા દિવસ જતા નથી.

રુપા.

રામજી કાકા ! આજ તો ગાવાનુંએ મન થતું નથી. મારુએ મન કોણ જાણે કેમ બળું બળું થુઇ રહ્યું છે. મેં આજે મુઇ બીલાડીનું મો જોયું હતુ, અને સારી સવારના પહોરમાં દૂધ ઢળ્યું હતુ, હં.

રામજી

એમ ! તેથીજ તો કહું છું ને કે કૈં નવું ગીત ગા. કંઇ મન ફેર થાય અને વખત પણ જાય ને રુપાં ! ધનો ને સોના કાં નથી દેખાતાં હજી ?

રુપા

હા, જુઓની કયારનાં કયાં ગયાં છે કોણ જાણે ! આ ટાણે તો પાછા આવી જવાં જોઇએ. આજે તો પ્રેમકોર ફોઇએ નથી આવ્યાં હજી. અને કાકા ! તમે રાબ પીધી વારુ ?

રામજી

ના, ના. બેટા ! તું ખાલી ચિંતા ન કર.

* તા. ૫-૧૨-૨૬ ને રોજ એલ્ફીન્સ્ટન કોલેજના ગુજરાતી મંડળના સ્નેહ સંમેલનમાં ભજવાએલી નાટિકા.

મારે આજે કૈં નહીં જોઇએ. મારું મનજ આજ ઠેકાણે નથી. ખુંટે ઢોર બાંધ્યા હોય એવી આ ચોગરદમથી ઘેરાએલા ગામડામાં આપણી દશા લાગે છે. આ ભુખરી ટેકરીઓ ઓળંગી બહારની દુનીઆનો એકે અવાજ અહીં આવતો નથી. રોજ ને રોજ, રોજ ને રોજ એજ દહાડો ને રાત, ગાડાની ધરેડ જેવી આ ઘટમાળ-( ગળે ખખરી આવે છે ) ઓ ભગવાન !

[ ધનો અને સોના ધીમે ધીમે આવે છે ]

**સોના**

કાકા ! ખબર પડી તમને, આજે આપણે ઉંએ ચોરી થઇ તે. તમે તો બારોબાર અહીં આવીને બેઠા, તે તમને ખબર નહીં હોય; મારા ચાર સાહ્ણા ગયા, અને ધનાભાઇનુંએ કૈં ગયું, ખરૂં ધનાભાઇ !

**રામજી**

હેં, ચોરી થઇ !

**ધનો**

હા, કાકા. મારું પેલું સોનાનું કડું ગયું. કયાંથી અને કેમ ગયું, એ તો કૈં નહીં સમજાયુ.

**રામજી**

એમ ! કયારે ? પણ છોકરાઓ તે તમે કયાં ગયા'તા ?

**ધનો**

કાકા, હું તો ખેતરોમાંજ હતો. અને આપણાં બે ઢોર પણ ગણુતાં ખુટે છે. પેલી મંછી અને જમની.

**રામજી**

પેલી મંછી અને જમની ભેંસો પણ ? ઓ ભગવાન !

[ સોના અને ધનો તાપણી તરફ જાય છે ]

**રુપા**

ઓ, આ પ્રેમકોરફોઇ પણ આવ્યાં, અને હવે કૈં ગમ્મત આવશે ખરી.

**રામજી**

ઓ પ્રેમકુંવરફોઇ પણ આવ્યાં ! લો, સાંભળો આ છોકરાઓ વાત લાવ્યા છે તે, કહે છે કે ઉ'લામાં ચોરી થઇ. આજ પચ્ચાસ દીવાળી ગઇ, ને આ ગામમાં એકે ચોરીનું નામ ન મળે, તે આજ ચોરી થઇ. દીકરી રુપાં ! તું કહેતી'તીને કે તારે બીલાડી આડી ઉતરી. ખરે આજનો દિવસજ વસમો લાગે છે. ઓ પ્રભુ !

**પ્રેમકોર**

મુખી પટેલ ! ભારે થઇ એ તો ગામમાં ચોરી અને તેએ તમારે લાં ! મેંએ આજ પહેલાં એવી ચોરીઓનું નામ સાંભળ્યું નથી. ગામમાં પાપ વધતુ લાગે છે, ને રામ રુઠ્યો લાગે છે. મને તો આ ચિહ્ન માઠાંજ જણાય છે હોં રામજીભાઇ !

**રામજી પટેલ**

હાસ્તો આ તો ન દેખવાનું આવ્યું છે બધું. મને તો કૈં સમઝ પડતી નથી.

**પ્રેમકોર**

આજે ગામમાં કોઇ પરદેશી બાઇ આવી છે, ને કૈં નવું જુનું કહે છે, ને બા-મને તો એના બોલવામાં જરી પણ સમઝ પડતી નથી. રધાને એને અહીં મોકલવાનું કહીને આવી છુ, તે એ હમણાં આવશે. વળી કહે છે કે દેશદેશાવર ફરવાનો એનો ધંધો છે, અને ગામગામની ખબર પુછે છે, બધાંને. અને રામજી-ભાઇ ! કૈં દૈવતવાળી લાગે છે હોં !

**રામજી**

ભલે આવે એ. મારા મનનોએ કૈં ખુલાસો થશે બાકી આજે તો મને બહુ ગભરામણ થાય છે હોં.

[ બાઇ આવે છે ]

[વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૭૩]

# મનોનુભવ

લેખક:
રા. કાશ્મલન

(મંદાક્રાંતા.)

ઝીણી ઝીણી, નવ દુકૂલશી, ઉડતી ચન્દ્ર જ્યોત્સ્ના;
ધોવાયું આ શશિદ્યુતિ મહીં, વ્યોમ રૂપે રસેલું;
ધીરો ધીરો સમીર હલકે પુરતો નેન નિદ્રા;
ને પાદાબ્જે ચુંમી ચુંમી લટી જાય છે આ તરંગ. ૧

સુનો સામે પથ શુચિ પડ્યો ચૂર્ણ મોતી ભર્યો શો;
સુતાં જંપી, તરુવર અને પંખીઓ શાંતિમાં જ્યાં;
ઉઠે છે પાછળ ગિરિતણું શૃંગ તેની, વરે-જ્યાં;
ડોલે ઝોલે, સકલ શશિનો, તેજના કુંડ માંહ્ય. ૨



શી રાત્રી નિઃસ્વન વિજન ! આ શાંતિ શી ભારભારી !
વેળા ઉંચે નભ શું દીસતા ચન્દ્ર ને એક તારા ૯
કો અસ્તાત્મા સમ ઝબુકતા !... ..
ને ચતુ જોઇ સર્વ
જાણે ઉર્મું હૃદય ગભરુ ગૂઢ કો અર્થ તીરે !......

બેઠો શું આ નિધિ તીર અહો ! શું નિહાળું નિશા આ !
એવો યે કો દિન નહીં ચઢે, મત્ત આ આત્મ જ્યારે
ના હોશે કયા વિકલ હસનો જોઇને ચન્દ્ર જ્યોત્સના
ને એ જ્યોત્સના, ઉડુ શશિ હશે, હાસતા વ્યોમ
માશ !



# મનોનુભવ

—

લેખક:
રા. કારમલન



(મંદાક્રાંતા)

ઝીણી ઝીણી, નવ દુકૂલશી, ઉડતી ચન્દ્ર જ્યોત્સ્ના;
ધોવાયું આ શશિદ્યુતિ મહીં, વ્યોમ રૂપે રમેલું;
ધીરે ધીરે સમીર હલકે પુરતો નેન નિદ્રા;
ને પાદાબ્જે ચુંમી ચુમી લટી જાય છે આ તરંગ. ૧

સુનો સામે પથ શુચિ પડ્યો ચૂર્ણ મોતી ભર્યો શો;
સુતાં જંપી, તરુવર અને પંખીઓ શાંતિમાં જ્યાં;
ઉંડે છે પાછળ ગિરિતણું શૃંગ તેની, વરે જ્યાં;
ડોલે ઝોલે, સકલ શશિનો, તેજના કુંડ માંહ્ય. ૨



શી રાત્રી-નિઃસ્વન વિજન ! આ શાંતિ શી ભારભારી !
ધોળા ઉંચે નભ શુ દીમતા ચન્દ્ર ને એક તારા,
કો અસ્તાત્મા સમ ઝણુકતા !......
ને થતું જોઇ સર્વે
જાણે ઉભું હૃદય ગભરુ ગૂઢ કો અર્થ તીરે !......

બેઠો શું આ નિધિતીર અહો ! શું નિહાળું નિશા આ !
એવો યે કો દિન નહીં ચઢે, મસ્ત આ આત્મ જ્યારે
ના હોશે કયા વિકલ હસનો જોઇને ચન્દ્ર જ્યોત્સ્ના
ને એ જ્યોત્સ્ના, ઉડુ શશિ હશે, હાસતાં વ્યોમ
માંહ્ય !



# મારી નોંધપોથી

લેખક:
રા. ગુપ્તા

તા ૨૦–૨–૨૭

આજે ભાવિદર્શન થયું. ઇ. પૂ. ૩૦૦ના એક ઇતિહાસ ગ્રંથમાં વાંચ્યુ :–

"ગુજરાતમાં પાદપૂજાનું માહત્મ્ય પરાપૂર્વથી પ્રાગૈતિહાસિક કાલથી ચાલ્યું આવે છે. મહાપુરુષોનાં ચરણનો સ્પર્શ કરવાથી પાપમાત્રનો નાશ થાય છે એવી માન્યતાનાં મૂળ છેક પ્રાચીન કાળથી જ્યારે રાસભોનું સામ્રાજ્ય પૃથ્વીમાં વ્યાપી રહ્યુ હતુ ત્યારનાં નખાયાં છે. આ નિરવધિ કાળ અને વિશાલ પૃથ્વીમાં એક સમય એવો હતો જ્યારે સૃષ્ટિને સેંથે ગર્દભરાજ બિરાજતો હતો. એની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ શકતું નહીં. છતાં કોઇ પણ અયોગ્ય હીંમત બતાવતું તો તેને ગર્દભરાજ પોતાના શદ વડે શિક્ષા કરતા. આથી ગર્દભરાજનું ઉત્તમોત્તમ અંગ એના પાદદ્વય મનાવા માંડ્યા જગતમાં ધીરે ધીરે પાદપૂજાનો પ્રસાર થયો. મહાત્માઓનાં મસ્તક કરતાં એમના ચરણ વધારે પવિત્ર છે એવી માન્યતા મનુકુલની બંધાઇ. મનુષ્યનું ઉત્તમાંગ તે એનું મસ્તક નહીં પણ એનાં ચરણ એ સૂત્રના સમર્થનમાં બળવાન પુરુષો ચરણ વડે નિર્બલને કેવા ચગદી નાખે છે ને નિર્બલ મનુષ્યો બળવાન પુરુષોના બલિષ્ટ ચરણોના મહાસ્ય વડે પ્રેરિત થઇને શીઘ્ર ગતિ કરવાના કાર્યમાં પોતાના ચરણોનો આશ્રય કેવા શ્રદ્ધાપૂર્વક શોધે છે એ વસ્તુસ્થિતિનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવે છે.

આ પ્રમાણે ગુજરાતમાં ચરણસ્પર્શનો યુગ અવિરત ચાલ્યો. જેના ચરણોના સ્પર્શ કર્યાથી આ ભવાટવિમાંથી મુક્તિ મળે એવા સંતપુરુષોની ગાદી સ્થપાઇ અને તેમનો અવિચ્છિન્ન સંપ્રદાય ચાલ્યો. એ સંપ્રદાયના આચાર્ય અને પ્રવર્તકો લાલ બાવા, ગોસાંઇજી મહારાજ એવે નામે ઓળખાવા લાગ્યા. પરંતુ કેંક કાળ રહીને એ ગાદીએ જે સમર્થ પુરુષ આવ્યો તેણે ધાર્મિક, સીવાયની બીજી અનેક પ્રવૃત્તિઓ ઉપાડી લીધી. સુદર્શન ચક્રને બદલે એમણે ચરખાનું માહાત્મ્ય સ્થાપ્યું. અને જગતમા ચરખાગુરુ, ૧ ને નામે એ મહાત્મા પ્રસિદ્ધ થયા. અનેક સ્ત્રીઓ અને થોડાક પુરુષો એમનો ચરણસ્પર્શ કરીને શ્રી વૈકુંઠ લોકને પ્રાપ્ત થયાં. એ મહદ્‌ગુરુ કૃષ્ણધામમાં વીચર્યા પછી એમની ગાદીએ એમના પટ્ટ શિષ્ય મહાદેવભાઇ

* વધુ હેવાલ માટે જુઓ ઇ. સ. ૧૯૨૭ ના ફેબ્રુઆરી માસની દશમી તારીખના 'બોમ્બે ક્રોનીકલ' માં પ્રગટ થએલો મહાત્મા ગાંધી તથા મી. સકલાતવાળાની મુલાકાતનો હેવાલ.

આવ્યા. અને ચરખાગુરૂ, ૨ની ઉપાધિ એમને ભક્તગણ તરફથી આપવામાં આવી.

પરંતુ કેટલાક નાસ્તિક પુરુષો તેમજ ચરણું કરતાં મસ્તકને પ્રાધાન્ય આપનારા મનુષ્યોની ઉશ્કેરણીને પરિણામે મુંબાઇમાં સાંના ગાદીનશીન લાલાબાના પર કેસ મંડાયો. જે લાયબલ કેસને નામે ઓળખાય છે. એ કેસની હકીકત એવી છે કે— "

તા. ૨૧–૨–૨૭

૬ ઠ્ઠી ફેબ્રુઆરીના 'પ્રગતિ'માં રા. વાડીલાલ શાહના લેખમાં વાંચ્યું: 'ધક્કા ઝીલનાર ને ધક્કો મારનાર એ બેમાં માત્ર ધક્કો મારનારજ આગળ વધી શકે છે.' દરેક મનુષ્યને દરેક બાબત પર અભિપ્રાય રાખવાનો તેમજ આપવાનો અધિકાર છે. છતાં અમુક બાબતમાં અભિપ્રાય આપવાનો હક અમુક પુરુષનોજ સૌથી વધારે હોય છે એ નિર્વિવાદ છે. ધક્કો ઝીલવો તેમજ ધક્કો મારવો એ બંને કાર્ય દેખાય છે તેના કરતાં ઘણા વધારે કઠિન છે. રા. વાડીલાલ શાહ વિદ્વાન છે, ઘણી વસ્તુઓના એ અનુભવી હશે –છે, છતાં આ બાબતમાં એમના કરતાં મારો અનુભવ કંઇક વધારે છે એમ હું ખાનરીથી માનું છુ. મેળામાં, સીનેમાની ટીકીટ ખરીદતાં, અસહકાર ને અહિંસાનાં ભાષણો સાંભળતાં તેમજ બીજા અનેક પ્રસંગે મેં જેટલા ધક્કા ઝીલ્યા છે ને માર્યા છે તેની ગણતરી શરીરના ઘાથી થતી હોત તો મારા ધક્કા ઝીલનાર ને હું બંને સહસ્રાક્ષની પેઠે, મનુષ્ય ટળી જઇને કરોડો ઘાના સંગ્રહસ્થાનરૂપ બનતો કહેવાનું તાત્પર્ય એટલું છે કે રા. વાડીલાલ શાહના કરતાં ધક્કો ઝીલનાર ને ધક્કો મારનાર એ બે રીતે અભિપ્રાય દર્શાવવાનો મારો હક વધારે છે. અને એ અભિપ્રાય દર્શાવતાં હું સહર્ષ કહી શકું છું કે રા. વાડીલાલના કથન સાથે હું સંમત થઇ શકતો નથી–સહર્ષ એટલા માટે કે એક વિષય પર અમારે મતભેદ છે. એ વાત રા. શાહ તેમજ મને વિદ્વાન પુરવાર કરવાને પુરતી છે. રા. શાહ કહેછે કે 'ધક્કો મારનારજ આગળ વધી શકે છે એ અપૂર્ણાંક સત્ય છે. ઘણીવાર ધક્કો મારનાર આગળ વધે છે, કેટલીક વાર એ આગળ વધીને ધક્કો મારે છે; પણ હંમેશાજ તેમ બનતું નથી. કેટલીક વાર ધક્કો ખાનાર, ધક્કો મારનાર કરતાં જબરો હોય છે. તો એ ધક્કો મારે છે અને પરિણામે બંને પાછા હઠે છે. આ સીવાય 'ધક્કો મારનારજ આગળ વધે છે' એમાં 'જ' કાઢ઼ી નાખીને એ કથનમાંથી સત્યને સ્થાનભ્રષ્ટ કરે છે ધક્કો ઝીલનાર પણ આગળ વધે છે; એટલુંજ નહીં પણ ધક્કો મારનાર કરતાં પણ વિશેષ ગતિથી આગળ વધે છે. જો આગળ વધવાનું સ્થળ ન હોય તો ધક્કો મારનારની પ્રગતિ સહેજમાંજ અટકી જાય છે, પરંતુ ધક્કો ઝીલનારને સ્થલ કે કાલનાં બંધન નડતાં નથી. ઇચ્છા હોય કે નહોય તો પણ એનો તો આગળ વધ્યેજ છુટકો. મને ચોક્કસ યાદ છે કે એક રમણીય સંધ્યાકાળે હું ઓટલાની ધાર પર બેઠો હતો એટલામાં પાછળથી ધક્કો આવ્યો. મેં તે ઝીલ્યો ને હું આગળ વધ્યો–આગળ વધવાનું સ્થળ નહોતું, આગળ વધવાને સમય નહોતો કે આગળ વધવાને નહોતી ઇચ્છા, તો પણ હું આગળ વધ્યો જ. આવા અનુભવો મારા સીવાય ઘણાને ઘણી વાર થયા છે અને થાય છે એમ નોંધતાં સ્વાભાવિકજ હર્ષ થાય છે.

તા. ૨૭–૨–૨૭

આજે શાકબજારમાં કેવળરામ મળ્યા. શાકવાળી પાસે એ શાક જોખાવતા હતા અને વચ્ચે 'ટાઇમ્સ' પણ વાંચતા હતા. મેં પુછ્યું 'તમે

આમ કેમ વાંચો છો ?' એણે જવાબ દીધો: 'શું કરૂં વખત મળતો નથી તે !' એમને પુછી જોતાં માલમ પડ્યું કે એક દિવસના ૨૭ દૈનિક પત્રો પહેલેથી તે છેલ્લા સુધી વાચ્યાં વગર એમને ચેન પડતું નથી. આથી એ જેટલાં કાર્યો કરતા તે સર્વની સાથે પત્રો વાંચવાનું કાર્ય પણ ચાલુજ રહેતું. એણે મને સલાહ આપી 'વાંચ, વાંચ, વર્તમાન પત્રો વાંચ. નહીં તો ઉદ્ધાર કયાંથી થશે તારો ને તારા દેશનો ?'

વર્તમાન પત્ર વાંચવાનો મને જરાપણ શોખ નથી. કંઈ કામ કરવાનું ન હોય તો નવરા બેસી રહેવાનું હું પસંદ કરું છું-પણ પત્ર વાંચવાનું કદી નહીં. વર્તમાનપત્ર વાંચવાથી શો ફાયદો થાય છે ? તમે કહેશો કે દેશ પરદેશના સમાચાર જાણવામાં આવે, પણ એમ તો હું કહીશ કે દેશ પરદેશના સમાચાર જાણ્યે શો ફાયદો ? 'જગા કાળુના મણીઆએ પોતાની સ્ત્રીને બારીમાંથી ફેંકી દીધી;' 'પરસોતમ નામનો માણસ બીજાં ૮૦૦ નામ ધરાવે છે;' 'આજે ભાજીવાળીની પોળમાં આગ' લાગી હતી. થોડીક ભાજી બળી ગઈ હતી. પણ બીજી કેટલીકને બંબો આવી પહોંચતાં ઉગારી લેવામાં આવી હતી.' 'દક્ષિણ સમુદ્રમાં આજે ૩ ને ૪૧ મીનીટે ભરતી આવશે ને હીંદી સમુદ્રમાં બરાબર એજ વખતે ઓટ થશે'-આવા ક્ષુદ્ર જિજ્ઞાસાવૃત્તિને સંતોષનારા સમાચારો જાણ્યાથી આપણું કે આપણા દેશનું શું ભલું થવાનું હતુ ? અન્ય વીશે વાત કરવામાંજ રસ લેનાર સ્ત્રી વર્ગને આપણે નિંદીએ છીએ. પરંતુ આપણે તો બીજાની ખબર અંતરો જાણવા માટે વર્તમાન પત્રો કાઢીએ છીએ, ખરીદીએ છીએ ને વાંચીએ છીએ.

આમ છતાં પણ કોઈક જ્યત કોઈક વર્તમાનપત્રનું કોઈક પૃષ્ઠ મારી નજરે ચઢી જાય છે. અને એકાદ વાત તેમાંની વચાઈ જાય તો તે મેં જાણે નવી શોધ કરી હોય તેમ દરેકને કહેતો ફરું છું. હમણા થોડા વખત પર મેં લેનીનની મૃત્યુ સમયની છબી જોઈ. નીચે લખ્યું હતું 'પરમ શાન્તિના ધામમાં.' મેં જાણ્યું લેનીન પરલોકવાસી થયો. સાંઝે મિત્રમંડળ આગળ છટાથી મેં કહ્યું: 'આજે લેનીન મરી ગયો' આ શોકપ્રદ સમાચારથી બધા હસ્યા. શા માટે તે હું કડવી દવા પીતો હોઉં એવી મુખમુદ્રાથી એ વર્તમાનપત્ર વાંચી ગયો ત્યારેજ સમજ્યો. એ તો લેનીનના મૃત્યુની સંવત્સરી પ્રસંગે એ ચિત્ર આપવામાં આવ્યું હતું; બાકી એને મૃત્યુ પામ્યાને તો વર્ષો થઈ ગયાં છે-કેટલાં તે તો હજીએ હું કહી શકું એમ નથી !

# વસંત

લેખક :

ગ. મોહનલાલ મણિલાલ શેઠ

આવી આવી સખીરી ! જો ઋતુરાણી, આવી હસંતી વસંત !

આંબલે ટહુકે કોકિલા ઘેલી, ભાન ભુલી નાચે મોર !
નાચે નાચે મારા ઉરમાએ એવો નણદીનો વીર ચકોર !
આવી આવી સખીરી ! જો ઋતુરાણી—

જલ હિન્ડોળે મધુકર ગુંજે, ખીલે ખીલે અરવિંદ !
ગ્ગીયાની ગુંજે વાતવડી એવી હૈયે, ન આવે નિંદ !
આવી આવી સખીરી !—

મ્હેકતી વૂહે મંદ સમીરણ–લહરી, તેમાં ડોલે પુષ્પવૃંદ !
ઉડતાં એ પ્રેમળ લહરી, પિયુની, ઝણુકે, હો, હૃદયમૃદંગ !
આવી આવી સખીરી !—




લેખક:
રા. જ્યોતીંદ્ર હ. દવે,
સભ્ય, સાહિત્ય સંસદ.

---

**જૈન ગુર્જર કવિઓ: પ્રથમ ભાગ:** પ્રયોજક: રા. મોહનલાલ દલીચંદ દેસાઇ; પ્રકાશક: શ્રી જૈન શ્વેતાંબર કોન્ફરંસ ઓફીસ, મુંબાઇ. મૂલ્ય: રુ પાંચ.

જૈન સાહિત્યના પ્રખર અભ્યાસક તરીકે રા. મોહનલાલનું નામ સુપરિચિત છે. સંસદ પ્રયોજિત 'ગુજરાતી સાહિત્ય'ના પાંચમા ખંડમાં તેમણે મધ્યયુગના જૈન કવિઓનો પરિચય કરાવ્યો છે.

આ પુસ્તકમાં વિક્રમના તેરમા શતકથી તે સત્તરમા શતક સુધીના ગુજરાતી ભાષાના જૈન કવિઓની તેમની કૃતિમાંથી નમુના આપીને ઓળખાણ કરાવી છે.

આપણા આદિ કવિ નરસિંહ મહેતા પહેલાં અનેકાનેક જૈન કવિઓ થઇ ગયા છે, અને ત્યાર પછી પણ ઘણા થઇ ગયા છે. એ સર્વની કૃતિઓનું પરિશીલન કરીને તેમાથી મારદોહન કરવાનુ કાર્ય કેટલું કઠણ છે તે સહજ સમજાય એમ છે. પ્રસ્તુત સંગ્રહ તૈઆર કરતા રા. મોહનલાલને કેટલો પરિશ્રમ કરવો પડ્યો હતો. કેટકેટલી પ્રતોનું અવલોકન કરવુ પડ્યું હતું તેનો ઝાંખો ખ્યાલ 'નિવેદન' વાચ્યાથી આવે એમ છે. આ ગ્રંથને જૈન સાહિત્યની Encyclopidea નું નામ આપીએ તો તેમાં જરા પણ અતિશયોક્તિ નથી.

આ ઉપરાંત ગ્રંથના આરંભમાં 'ગુજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ' આપ્યો છે તે બહુ ઉપયોગી છે. એના સાત વિભાગ પાડ્યા છે. પહેલા વિભાગમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષા સંબંધી વિવેચન છે. બીજા વિભાગમાં દશમો સદીથી માંડી સોળમી સદી સુધી અપભ્રંશ સાહિત્યનો પરિચય કરાવવામાં આવ્યો છે. ત્રીજા

# વસંત

—:o:—

લેખક:
રા. મોહનલાલ મણિલાલ શેઠ

---

આવી આવી સખીરી! જો ઋતુરાણી, આવી હસંતી વસંત!

આંબલે ટહુકે કોકિલા ઘેલી, ભાન ભુલી નાચે મોર!
નાચે નાચે મારા ઉરમાંએ એવો નણદીનો વીર ચકોર!
આવી આવી સખીરી! જો ઋતુરાણી—

જલ હિન્ડોલે મધુકર ગુંજે, ખીલે ખીલે અરવિંદ!
રસીયાની ગુંજે વાતલડી એવી હૈયે, ન આવે નિંદ!
આવી આવી સખીરી!—

મ્હેકતી વૂહે મંદ સમીરણ-લહરી, તેમાં ડોલે પુષ્પવૃંદ!
ઉડતાં એ પ્રેમલ લહરી, પિયુની, ઝણુકે, હો, હૃદયમૃદંગ!
આવી આવી સખીરી!—

'સ્ત્રી ઉપયોગી' શા માટે કહ્યું હશે તે સમજાતું નથી. સ્ત્રીઓ મોટે ભાગે અંગ્રેજી જાણતી નથી એટલે ગ્રીક સાહિત્ય વીશે તેમણે કૈં જ્ઞાન મેળવવું હોય તો આજ પુસ્તકમાં ઉપયોગી થઇ પડે એમ હોવાથી કદાચ 'સ્ત્રી ઉપયોગી' કહ્યું હશે!

છતાં ઇસ્કીલસ, સોફોક્લીસ અને યુરીપીડીસનાં નાટકો વાંચવાની જેને ફુરસદ નહી હોય, છતાં એ નાટકોનું વસ્તુ જાણવાની ઇચ્છા હશે તેવા પુરુષોને પણ આ પુસ્તક ઉપયોગી થઇ પડશે.

**શાહજહાન**—અનુવાદક: રા. ઝવેરચંદ મેધાણી, 'સૌરાષ્ટ્ર', રાણપુર. દ્વિજેંદ્રલાલ રોયનું નામ ગુજરાતમાં હવે તો સુપરિચિત થઇ ગયું છે. એના જુદા જુદા નાટકોનાં ભાષાંતરો પણ થઇ ગયાં છે. રા. મેઘાણીએ 'શાહજહાં'નું ભાષાંતર કરી ઘણો સુંદર ઉમેરો કર્યો છે.

માનવહૃદયના પરસ્પર વિરોધી ભાવોનું દર્શન દ્વિજેંદ્રલાલ બહુ સુંદરતાથી કરાવી શકે છે. સતીત્વ, દુષ્ટતા કે સાધુતાનાં એ માનવ પુતળાંઓ મંત્ર ઘડતા નથી. ઇતિહાસ અને પુરાણુ સાથે આપણા કેટલાક ટીકાકારો છેડાય એવી છુટ પણ, એ તેમાં માનવતાનું આરોપણ કરવાને અર્થે, લે છે. જો કે આ નાટકમાં એમણે ઇતિહાસ જોડે બહુ છુટ લીધી હોય એમ લાગતું નથી.

રા. મેઘાણીએ ઉપોદ્‌ઘાતમાં બહુ સમર્થ રીતે 'શાહજહાં'ના પાત્રોનો પરિચય કરાવ્યો છે. એટલે એ વીશે વિશેષ લખવાની જરુર નથી.

રા. મેઘાણીએ મૂલ પુસ્તકને પુરેપુરો ન્યાય આપ્યો છે એમ કહેવું જોઇએ. મૂલ લેખકનો ભાવ એ પોતાની મોહક અને સચોટ શૈલી વડે ગુજરાતીમાં ઉતારવામાં સફળ નીવડ્યા છે.

ભાષાંતરોથી આપણું સાહિત્ય ચગદાઇ રહ્યું છે એ સત્ય, પરંતુ આવા પ્રકારનાં ભાષાંતરોની જરુર છે.

# સ્વીકાર

**हींदी सरल भगवद्गीता**—हीन्दी पद्यानुवाद कर्ता: कानजी कालिदास जोशी. मूल्य: ॥).

ભગવદ્ગીતા એ આર્યજનનું અમૂલ્ય પુસ્તક છે. ઘણાઓને એનો નિત્યપાઠ કરવાનો નિયમ હોય છે. એવા સર્વજનોપયોગી પુસ્તકનું હીંદી, મરાઠી તથા ગુજરાતી ભાષામાં ભાષાંતર કરી તેનો પ્રચાર કરવા માટે રા. જોશીને અભિનંદન ઘટે છે. પાદરીઓ 'બાઇબલ'ના પ્રચાર માટે કેટકેટલો શ્રમ લે છે તે અજાણ્યું નથી. તો આપણા ધર્મના આવા એક સર્વમાન્ય ગ્રંથનો બને તેટલો પ્રચાર કરવો એ દરેક ધર્મપ્રેમી મનુષ્યની ફરજ છે. ગીતાના ભાષાંતર ઉપરાંત આ પુસ્તકમાં મૂલ શ્લોકો તેમજ જુદાં જુદાં દેવદેવીઓનાં સ્તોત્રાદિ પણ આપ્યાં છે.

# વિરહિણી

લેખક:
રા. પુષ્કરરાવ સાકરલાલ, દેસાઇ

૧

એકાંત શૂન્ય ગૃહની ઉંચી એ અટારી,
ને ભાનુના પ્રખર તેજ શમી જતાં જ્યાં;
સંધ્યા સમે ઉભી રહી નભને નીહાળી,
મુગ્ધા વિવર્ણરૂપ ક્ષીણ ઉદાસ ઘેલી.

૨

આકાશમાં લલિત રંગ સુરમ્ય પૂર્યા,
અસ્તાચળે દીપી રહી કૈં દિવ્ય શોભા;
એવા પ્રશાંત સમયે જગશાંત થાતું,
તેને ઉરે વિરહ ઝાળ પ્રચંડ જાગે.

૩

ને મોતીડાં ગરી રહ્યાં ગુંથી માળ તેની,
હૈયે સ્મરી પ્રિતમ નામ જપી જપીને;
તે પશ્ચિમે ડુબી જતાં રવિદેવ સાથે,
સંદેશ કૈં અમર લોક પ્રતિ કહાવે.

૪

ઓ નાથ! આ જીવન બંધ સમસ્ત તૂટે,
સંધ્યા થઇ દિવસની અમ પૃથ્વી લોકે;
તારા પ્રકાશભર ઉજ્વલ ધામમાંથી,
તું એક વાર પ્રિય! મુખ ન કાં બતાવે!

૫

કાલે પ્રભાત સમયે ઉગતાં દિનેશ,
જ્યોતિ થકી અખિલ વિશ્વ પ્રદીપ્ત થાશે;
ઉલ્લાસમાં જગત મગ્ન સહર્ષ થાશે,
તો એમ ઓ હૃદયનાથ! ન કાં પધારો!

૬

આ મંદિરે ગુંજી રહ્યાં કૈં ઘંટ નાદો,
મારે ઉરે પ્રિતમ! ઘંટ અખંડ વાગે;
તારી કરું ભવવિમોચન આરતી હું,
હૈયે ધરાવી પુજું નાથ! તને સદાયે.

૭

પ્રાણેશ એ ઘુમટનાં કંઇ ગર્ભ ભાગે,
કો દેવની પુનિત મૂર્તિ હશે વિરાજી;
મારા પ્રભુ! હૃદયના રસમંદિરો આ,
તારી પ્રવિત્ર પ્રતિમા વિણુ શૂન્ય ભાસે.

૮

થંભો, અરે! ભુવનસાક્ષિ, તમે દિનેશ!
આ રાત્રિનું ભીષણ રાજ્ય અસહ્ય વ્યાપે;
આ તારલા ગગનમાં કરતાં વિહારો,
ને ચંદ્રના રમણરાસ મને ન રુચે.

એ ચંદ્રના હૃદયથી દ્રવતી સુધા જે,
છીપાવવા રસતૃષા પીધી હર્ષ પામી;
ને તેજ આ કમનસીબ અટારી માંહિ,
કૈં કૈં કર્યા રમણહાસ્ય વિલાસ મીઠાં.

૧૦

એ તારલા મધુર રત્ન સમાન ભાસે,
રત્નો નથી–ખરી રહ્યાં તણખા પ્રકાશે;
ને જ્યોતિરિનકા વિરહ અગ્નિ પ્રચંડ જ્વાળા,
બાળી રહે મુજ સુકોમળ મર્મ–ગાત્રો.

૧૧

ને તેજની ધવલરેખ શી સ્વર્ગગંગા,
કો નાગની વિષફણા સમ ડંશ મારે;
કાળી અઘોર રજની અતિ ત્રાસ આપે,
શૈય્યા પડી રડી રહું નવ નિંદ આવે.

૧૨

ઓ સૂર્ય! તું ડુબી જતાં તુજ શાંતિ ધામે,
મારો એ જ્યાં પ્રિતમ શાંત સમાધિ સાધે;
કહેજે પ્રભાત સમયે પિયુ સાથ આવે,
હમેશ આ રસ ઉભા તુજ વાટ જોતી.

# બાબુ

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૫૫૬ થી]

બાબુને કેમ દૂર રાખવો એ સીવાય બીજો કંઈજ વિચાર મારા મગજમાં આવતા નહોતા. જેમ તેમ ટ્રેન કલકત્તે પહોંચી. મારી સાથેના ગૃહસ્થો જોરથી બારણું ઉઘાડીને પ્લેટફોર્મ પર ઉતર્યા. પરંતુ બાબુ વીશેની ઉપલી વાતચીત સાંભળ્યા પછી હું એટલો ગભરાઈ ગયો હતો કે તે વખતે બાબુની સામે જવાની મારામાં જરા પણ હીંમત નહોતી. એટલે બાબુઓ પ્લેટફોર્મ પર છે કે નહીં, અને તેઓ કેવા છે એ જોવા માટે મેં ધીમેથી બારણા આગળ જઈ પ્લેટફોર્મ પર નજર કરી, પણ મને કંઈ સમજ પડી નહીં. હું આમ જોતો હતો ત્યારે પોર્ટરો બારણા પાસે આવીને મારો સામાન કાઢવો છે કે નહીં એ પુછી પુછીને મને કંટાળો આપવા લાગ્યા. શું કરવું એ મને સુઝયું નહીં. અંતે મેં તેમને અંગ્રેજીમાં પુછ્યું: "આટલામા કયાંએ કોઈ બાબુ ભટકતો નથી?"

આ સાંભળતાંજ પોર્ટર કોઈને હાથ વડે ઇશારત કરતો દોડયો અને તરતજ એક હીંદુ આવ્યો. સાહેબ લોકો તરફ હંમેશાં જેવા માનથી એઓ વર્તે છે તેવા માનથી અને સભ્યતાથી તેણે મારે શું કામ છે એ પુછ્યું. હું બીજું શું કહી શકું!

"મારે અહીં ઉતરવું છે" એમ મેં કહ્યું. એટલે તેણે મારો બધો સામાન કાઢવામાં મદદ કરી. પણ તોએ હું નીચે ઉતરી ન શકયો. હું ભયભિત નજરે પ્લેટફોર્મ તરફ જોયા કરતો હતો. કઈ દિશાએથી બાબુ આવશે એ કેમ કહી શકાય! મારે બીજું શું કામ છે એ વીશે પેલા ભલા ગૃહસ્થે ફરીથી પુછ્યું. "પણ સાહેબ, પેલા...બા-બુ-બધા બાબુઓ...ગયા!

"બધા નથી ગયા" તેણે કહ્યું. મેં ગભરાતાં ગભરાતા પુછ્યું: "ત્યારે તેઓ કયાં છે!"

અજાયબીથી તે મારી સામે જોઇ રહ્યો અને પુછ્યું: "બાબુનું તમારે શું કામ છે!" હું તેને વધારે બોલતો અટકાવીને બોલ્યો: "અરેરે...મારા સાહેબ, મહેરબાની કરીને જરા ધીમે બોલો...હું ફક્ત જાણવા માગુ છું, મારે કામ કંઈ નથી."

તેણે કહ્યું: "ઓહો! સાહેબ! હું પોતે બાબુ છુ." "તમે...... બાબુ?... બાબુ?" હું બબડયો. મારૂં માથું ભમવા લાગ્યુ, પ્લેટફોર્મ પર અંધારાં અંધારા ફરી વળ્યા અને હું બેશુદ્ધ થઈને પડયો.*

---

* શ્રી શિશિર કુમાર ઘોષના એક અંગ્રેજી લેખ ઉપરથી.



# પ્રલયકાળ

[અનુસંધાન પૃષ્ઠ ૫૫૮ થી]

બાઈ

ઓહો ! ગામના મુખી પટેલ તો તમેજ ને?

રામજી

હા, બાઇ હા. તમે ભલે પધાર્યાં અહીં. અમારે સૌ ષ્ટ્રીસૌને સદા આવકારજ છે. કહો શા સમાચાર છે જગતના ? આ ખાડા જેવા ગામમાં પડ્યા પડ્યા અમે તો સાવ એકલવાયા બની ગયા છીએ.

બાઇ

પૃથ્વીની યાત્રાએ નીકળવાનો શોખ થતાં રખડવા નીકળી છું ગામડેથી શરુઆત કરી છે, દુનીઆ જોઉં છું અને અનુભવું છું. અહીંના શા છે ખબર ?

રામજી

બાઇ આજે તો અમારે ગામડે સુરજ વાંકો ઉગ્યો લાગે છે. દુનીઆની ગડમથલથી દૂર આ ખાડા જેવા ગામડાની શાંતિ જોઇને દૈવને પણ અદેખાઇ આવી લાગે છે. અહીં —અહીં તો ભૂત ને ડાકણો આ ગામમાં હવે રમવા ઉતર્યાં છે. મારા ગામમાં નહીં તો ચોરીઓ કેની ? આવા મનના બળાપા કેવા ?

બાઇ

બધેજ સાંભળું છું પાપની વાતો. દુનીઆ ગાંડી થતી લાગે છે. અને તમે કદાચ અંધારામાં હશો, પણ મેં તો બધેથી સાંભળ્યું છે કે આજે તો છે પ્રલયની રાત. આજે પ્રલયકાળ થશે. તમે મને વહેમી ગણશો કદાચ, પણ મારું તો પગલે પગલે માનવું દૃઢ થતુંજ જાય છે. પ્રલયકાળનો સમય આવી પહોંચ્યો છે. હવે જ્યાં જાઉં છું ત્યાં, લોભ, મોહ ને માયા, દંભ, શઠતા ને અસત્યની અવધીજ જોઉં છું. માનવ શરીર આખું અસત્યના રોગે સડી ગયું છે. અને માનવ મનડું માયાના આવરણે ઢંકાઇ ગયું છે. તમે તો સુખી છો. પણ આ ગિરિઓની પાર તો પાપની પરબો મંડાઈ છે. અને એકનાં પાપ તો બધાને નડે. હવે પ્રલયકાળ થશે. પેલો તારો દેખાય છે એ મધરાતે ખરશે અને સૃષ્ટિનું સત્યાનાશ વાળશે.

રામજી

પ્રલયકાળ ! ઓ પ્રભુ ! ઓ પ્રભુ !

બાઇ

હા, પટેલ કળજુગનો અંત આવ્યો છે. હવે મનુષ્ય પ્રકૃતિનાં સુંદર દૃશ્યો જોઇ થાકી ગયો છે. સાચું બોલી બોલી કંટાળી ગયો છે, અને ખરું વીચારી વીચારી આળસી ગયો છે. એને કરવાના બધા હાહમાડ એ કરી પરવાર્યો છે. એને શું બાકી છે કરવાનું ? આનંદની સહેજ લાલસા માત્ર રહી નથી. કુદરતની મદદની જરા પરવા નથી. હવે પ્રલયકાળ ન આવે તો કયારે આવે ? આ તારો —એ પુછડીઓ તારો આજે ખરશે; અને પૃથ્વી રસાતાળ થશે.

પ્રેમકોર

હા, હા. હું એજ કહેતી હતી, પણ બળી મને સમજ ના પડી. પ્રલયકાળ ! પ્રલયકાળ ! બાઇ તું ખરુ કહે છે, કુદરતનો કોપજ ને ?

રામજી

પ્રેમકોર ! હું નહોતો કે'તો કે આજનો દિવસજ વસમો ઉગ્યો છે ? રુપાં ! તું કહેતી ને બેટા ! કે સવારે દુધ દહ્યું અને બીલાડી આડી ઉતરી. મેંએ આજ એવુંજ કોઇનું મોઢું જોયું'તું. હા, હા, સવારે ઉઠયો ત્યારે નરુ વેપારીનો દીકરો દેડકા પકડી ગાલ્લાઓનાં પૈડાં નીચે કુદાવતો હતો, અને એને એમાં મજાહ પડતી હતી. બાઇ ! તું કહે છે ને તેમ આપણીએ એવીજ દશા થશે હવે.

પ્રેમકોર

બરાબર! મુખી પટેલ, ભુલ્યા કેમ ? તે દા'ડે જોષી બાવાની કથામાએ મુખું એવુંજ આવ્યું હતુ કે. દુનીઆનો નાશ. હાય રે મા! પેલા અહીં હવાફેર કરવા આવેલા નરેશભાઇ તો નહોતા માનતા. હમણાં આવશે એ. એને કે'જો આ વાત.

બાઇ

જુઓ આ પુછડીઓ તારો એક ભયંકર વાવાઝોડા સાથે મધરાતે પૃથ્વી સાથે અથડાશે અને ઝેરી હવાના દરીઆમા, કાંકરાની માફક પૃથ્વીને ઝંખોળશે. ધગધગતા લા'વા જેવા ઉના પ્રવાહી રસપદાર્થો વહી રહેશે, અને અગ્નિદેવની લોહી તરસી જીભડીઓ, જે આવે તેનો ભક્ષ કરશે. તમારા ગામમા લોખંડ ટીપાય છેને એમ આ પૃથ્વીના દડાના ગીભાજી ભુકેભુકા થઇ જશે. કોઇ નહી બચીએ આપણે એમાથી.

ધનો

હા, હા, રામજીકાકા, જુઓ ! આજે તો તારો માથે આવી ઉગ્યો છે. જાણે ધગધગતી ચાંદીનો અગારો. એની ભયકર પુંછડી પણ હાલતી ન હોય એમ લાગે છે.

રામજી

ઓ ભગવાન! મારે છેવટે આ જેવા વારો આવ્યો ! આં નરેશભાઇ આવ્યા. ખરે ટાણે આવ્યા નરેશભાઇ ! આજે તો આપણે છેલ્લા રામ રામ !

નરેશ

હા. મેંએ સાંભળ્યું સ્નો થોડું. પ્રલયકાળ ! પ્રલયકાળ ! હા, હા, હા, હા. પ્રલયકાળ ! અરે એમતે આસ્માનમાંથી તારા ખરી પડતા હશે ?

બાઇ

તમે નહી માનો, કારણ તમે વિદ્વાન છો. આ અજ્ઞાન લોક તો માનશે. તમે અહીં ગામડે રહેવા આવ્યા છો, પણ આ ગામડાના હૈયાનો ધબકાર નહી સાંભળી શકો.

નરેશ

અરે એ તો બધા ગપાટા. તમે બધાં એવી અફવાઓમાં માનશો નહીં. એમ તે વળી દુનીઆનો નાશ થતો હશે !

બાઇ

તમે નહીં માનો, પણ એક દિવસ અંત માટે નિર્માયલોજ છે. સૃષ્ટિની રચનામાં આ ઝાડપાન, પશુ પંખી, સર્વેને વિશ્રામ આવશ્યક છે. તેમ આ ચંચળ મનડા જેવી આ ચંચળ પૃથ્વી એક દિવસ તો થંભી અનંત વિશ્રામ લેશે. નામ તેનો નાશ નિર્માએલોજ છે ભાઇ !

નરેશ

હશે. ભાઇ, અમે તો આ ચાલ્યા. જીવ્યા તો મળશુ કાલે, નહીં તો રામજીપટેલ, રામ રામ ! ( જાય છે )

રુપાં

પ્રલયકાળ ! રામજી કાકા ! મારી નજર આગળ તો મારો આખો જીવન કોયડો ઉકલતો લાગે છે.

રામજી પટેલ

હા, હા. હું નહોતો કહેતો કે આ ઘટમાળજ અજબ ઘડાએલી છે. બાઇ, એ તારો તો ખરે કે ન ખરે, પણ એક વાત તો આજે મારા મનમાં ગાડાના પૈડામાં નાખવામાં આવતા કાળા કીલ જેવી ઠસી ગઇ છે. આજ સુધી મેં તો કૈં ઢોર ચરાવ્યાં, કૈં ગાલ્લાંઓ હાંકયા, કૈં ખેતરો ખેડ્યાં, કૈંક ધાન વાવ્યું અને લણ્યું અને આ છેલ્લી બે ત્રણ વીશીમાં કૈંક નવા જુની પણ જોઇ, માથે પળીઆં આવ્યાં, પણ આજ સુધી મારા ગામમાં એકે પાપ દાખલ થયું નહોતું. આજે તો હવે ચોરીઓ થવા બેઠી અને તેએ ખુદ મારે ત્યાં,—ઓ ભલા ભગવાન ! તારું ધાર્યું હશે તે થશે, અરે જુઓ, તો ખરા, આ તારો તો હવે કેવો મંદ પડું થઇ રહ્યો છે. ઓ !

બાઇ

પટેલ ! તમે તો જીવનજોયું છે, અને હવે આ પ્રલયકાળની અંત ઘડીને કદાચ વધારેવાર નહીં પણ હોય ! એ પહેલા ડોળા કાઢતા આ તારાઓ આપણાં ખોળીઆં બાળીને ભસ્મ કરે, અને આ ધુમાડીઆં જેવા દેખાતા આ આછા ધુમસીઆં વાદળાંઓ આપણા સૌના આત્માને વીંટી વળે, અને કરાળ કાળ મનુષ્ય માત્રનો આત્મા ચુસી લે એ પહેલાં મનના હીસાબ ચુકવી દઇએ.

પ્રેમકોર

ઓ રે ! પણે તો એક તારોએ ખર્યો. શું થશે હવે ?

બાઈ

શું થશે શું ! આ આભ તુટી પડશે, ને વીજળીઓના વરસાદ વરસશે, ને ડુંગરો, પહાડ, ને પર્વતો ફાટવા માંડશે, એ ગડગડાટ ને કડાકાથી તો કાન પણ બહેરા થઇ જશે, અને ઢૂં કેં થશે અને છેવટે બારે મેઘ તુટી પડશે, અને સમુદ્રોના સમુદ્રો માઝા મુકી ચોગરદમ ફરી વળશે. અને પ્રલયકાળ પુરો થશે. એમ ( બે ત્રણ ક્ષણ બધા ચુપ રહે છે. ઉંચે જુએ છે )

ધનો

મુને–માફ કરો ! માફ કરો, રામજી કાકા, સોનાના સાલ્લા મેં વેચી દીધા છે.

સોના

અને કાકા, ધમાભાઇનું કડું મેંજ ચોરી લીધું છે. હમણાં લાવી દઉં છું. (જાય છે. )

ધનો

આપણી બે ભેંસો ગોવન પટેલને વેચી આવ્યો છું. ત્તે લઇ આવું છું. મને માફ કરો; કાકા ! ( જાય છે )

રામજી

શું બોલે છે છોકરાઓ ! મારે ઉંબે ચોરી અને મારા ઘરનાજ ચોર ! શો કળજુગ આવ્યો છે આ ! બાપ ! મધરાત્રે તારો ખરે કે ન ખરે પણ મારો દિ તો ફર્યોજ લાગે છે. ઓરે ! ઓરે, રુપા બેટા ! આમ આવ, બેસ મારી પાસે. પેલા બે ક્યાં ગયા ? છો ગયા એ. ઓ પ્રભુ ( સુએ છે )

પ્રેમકોર

મુખી પટેલ ! કેમ બેચેન થાઓ છો ?

[ પટેલ બોલતો નથી ]

રુપાં

રામજી કાકા !

રામજી

બેટા ! આ દેહે દેવાએલા કાળના બંધારા હવે છુટયા લાગે છે. આ છોકરાએ તે શી ચોરી કરી એવી ! મોટો ચોર તો હું છું. અકળ ગતિવાળા પ્રભુને ત્યાંથી મારો આટલો આત્મા ચોરી લાવી આ ખોળીએ સંતાડી મુકયો, એનો હું શો જવાબ આપીશ હવે ? મેં શુ સાર્થક કીધું એવુ. દેહને પાંજરે ગોંધી મુકેલો એ આત્મા કેટલો મુંગળાય છે હવે. ઓ પ્રભુ ! એ છોકરાઓ મને કેં પાછું આણી આપે એ પહેલાં, ઓ ભગવાન ! લે આ તારો ચોર તને તારો આત્મા પાછો આપે છે. દીનદયાળ તારે ચરણે આવું છું, ક્ષમા કરજે. રુપા દીકરી ! પાણી લાવ તો જરી !

રુપા

પ્રેમકોરફોઇ ! જરા જુઓ તો ખરાં ! રામજીકાકાને શું થયું આ !

પ્રેમકોર

શી આંખો ફાટે છે ! હાયરે ! રામજીભાઇ! ઓ રામજીભાઇ !

બાઇ

કાળો કેર થયો ! પ્રભુ !

રુપા તથા બધા

ઉ રામજી કાકા ! ઓ કાકા ! બોલોને. ઓ ભગવાન !

પડદો પડે છે.

## સ્વપ્નમાં જન્મદિવસ

(અનુસંધાન પૃષ્ઠ ૫૨૨ થી)

ચીનરતો જગવિચિત્રનાજન્ય તરંગમાળ અવનત મસ્તકે ગુંથતો હોઉં એમ ભાસે છે...

ત્યાં દૂર દૂરથી ગાઢ તિમિરને નિજ તેજથી વિદારતી દિવ્ય તેજથી અખિલ સ્વપ્ન સૃષ્ટિને સમુજ્જ્વલ કરતી કો મૂર્તિ મીઠું હસતી મારી સામે ધમતી આવે છે ને રસપૂર્ણ સ્વરે ઉચ્ચરે છે

"હલ્લો ! જગજીવન,"

"આજે તારા જન્મ દિવસે અપ્સરા મોતી વેરે
વ્યોમે ઉભા અમર જુથ શાં વર્ષથી પુષ્પ ખેરે !
...અલ્યા આમ અપ્રવૃત્ત શું બેસી રહ્યોછે !
કંઇ શેલીની રમસામગ્રી તો આરોગવી'તી!"

"સુમન કાવ, આવ દોસ્ત ! એ તો તારી ભાભીએ જરા દાબીને ભજીઆં ખવરાવ્યાં તે સહજ ઘેન ચઢ્યું હતું. મને બીક રહેતી'તી કે તું નહીં આવે. કવિને દિવસની દશબાર appointments હોય એટલે મારા જેવો અરસિક જડ મિત્ર સાંભરી નજ આવે ! પણ ખરેખર આજે મારાં ધનભાગ્ય હોં ! લે પાન સોપારી તો ખા !"

સુમન તેનાં સોનેરી ચશ્માં પાસે તાસક લે છે ને કાતરેલી સોપારીમાંથી કલાકારની ઝીણવટ ને ચીવટથી વીણી વીણીને થોડીક સળી ઉપાડે છે. ત્યાં દાદરે ધમકારા કરતું કોઇ આવતું હોય એમ ભાસે છે. પગલાં ભારે પડે છે એટલે અવશ્ય સ્થુલકાય નગીનજ હોવો જોઇએ. એ તો એજ. એને માથે ફર હેટ છે. હાથમાં નાજુક સ્ટીક છે ને નાકે, અરે ! આંખે

ગોગલ્સ દીપી રહ્યાં છે. ફુલેલા રુના ગાભલા જેવા ગાલ સૌંદર્યમાં ઓર વધારો કરે છે !

ગજગમન અરે ! ચૈરન્ત નગ શો નગીન આવી, એનો જાડો પણ સુંવાળો હાથ હસ્તધુનન માટે ધરે છે, અને એના હબસીથી સે'જ પાતળા પરંતુ રંગે પ્રવાળને ટક્કર મારે તેવા ઓષ્ઠના ખુણામાંથી એક ધવળ હાસ્યકિરણ ફેંકી બોલે છેઃ ૦

"Good noon, boob. Congratulations on your birth day." જય જય દોસ્ત ! તારા જન્મદિવસે અભિનંદન !

"Thank you, Nagin. How are you getting on with your engagement, old horse." અરે દોસ્ત ઉપકાર, તારા પ્રણયમાં કેમ ચાલે છે.

"જગજીવન, ત્હારે તો એની એ જ વાત. અરે ! કેટલા વાગ્યા. બે ! મારે પેલા મોતીચંદ ઝવેરીની દુકાને જવું છે. હજુ તો એક વીંટી ખરીદવી છે."

હા, વિવાહઅંગુલિ કે ? હવે સમજ્યો. શકુંતલા માટે કે ? When should we wish you joy ? (ક્યારે ઉઘલવાનો અલ્યા !) અમારાથી છુપાવીશ તે ક્યા સુધી ઢાંક્યું રહેવાનું ?

"અરે યાર, આપણે ક્યાં જુદા છીએ. બસ. પણ let me go. I must hurry up. I have to see her at five at Victoria Gardens. (મને જવા દો. મારે ઉતાવળે જવું જોઇએ. મારે એને પાંચ વાગે રાણીબાગમાં મળવાનુ છે. )"

નગીન હાથમાંની તેજસ્વી સ્ટીક છુટના ટેરવે માણતો ચાલ્યો જાય છે અને અગાધ અંધકારમાં અદશ્ય થતો જણાય છે.

સુમન બોલતો સંભળાય છેઃ "જગજીવન, આ નગીન કેવો ચક્રમ છે ! એમાં તે શું બળ્યું છે? તદ્દન સીસમ જેવી છે ! જોઇએ તો સુગ ચઢે."

હું ઉત્તર આપું છુંઃ "અલ્યા, સનાતન સત્ય ધર્મ ભુલ્યો. પ્રેમ આંધળો છે. હૃદય મળે તો પછી એ રૂપરંગ જોવાનોજ નહીં; અને જુએ કેવી રીતે ? આંખો હોય તોને ?

"આજે કાંકરીએ આવવું છે, જગજીવન ?"

સુમનને પ્રત્યુત્તર આપવા મોં પહોળું કરતો હોઉં છું ત્યાં તો રમાનાથ દેખા દે છે ને બુલંદ સુરે બુમ મારે છે "આવશે સ્તો ! આજે નહીં આવે તો ક્યારે આવશે ? આજે તો એણે સજોડે ફરવા નીકળવુ જ જોઇએ."

હું એનો જવાબ આપું ત્યાં તો સુમનને રમાનાથના કાનમાં કંઇક ગણગણતો સાંભળું છું.

"અલ્યા, જગજીવનને કહીશુ પેલી વાત ? આજે પાંચ વાગે માણેકચોકમા જલસો છે તે."

હું વીજળીક ત્વરાથી બોલી ઉઠ્યો ! મેં સાભળી છે, યાર.ક્ષમા કરજો. આજે તો નહી આવી શકાય. રુખીબા મંદિરમાં એક મહાત્મા આવ્યા છે તેમના દર્શનાર્થે ગયાં છે ને હવીને હજુ વાસણ માંજવાનાં બાકી છે. એ કામમાં હોય ને બચુ રડે તો ? મારાથી નહીજ આવી શકાય.

બંને ખડખડાટ હસી પડે છે. ને કોણ બોલે છે તે કળાતુ નથી. સુર સંભળાય છે. જગજીવન, બીજાઓ પોતાના જન્મ દિવસે સ્વતંત્ર રીતે હરે ફરે, મોજ માણે, ચમન ઉડાવે, ત્યારે હું ઘરમાં ઘુવડ જેમ ભરાઇ બેસે એ ઠીક કહેવાય? જન્મ દિવસ ઉજવવાની આ રીત ? "

"તમે લોકો શું સમજો ? પ્રકાશમા આવવુ હોય, જગજાહેર થવુ હોય તો સૈં ચાલે તેથી

## રૂપમતી

—૦—

[અનુસંધાન પૃષ્ઠ ૫૨૯ થી]

"સરકાર! પાછા વળો." બંને મુંગે મોઢે ને મારતે ઘોડે પાછા ફર્યા. ચાદની ચોકના એક ઘર આગળ આવી તેમણે બારણું ખખડાવ્યું

અંદરથી એક અવાજ આવ્યો: "અત્યારે કોણ હશે એ?"

"જરા બાર ઉઘાડશો? પરદેશી મુસાફરને માર્ગ બતાવશો!"

કોઇ એક ફુટતા અંગવાળી સ્ત્રીએ બારણું ખોલ્યુ. "શું કામ છે?"

"રૂપમતી ક્યા રહે છે?"

"કેમ, તમે કોણ છો? અત્યારે આમ અધી રાત્રે કયાથી આવો છો? રૂપવતીબાનુ શું કામ છે?"

"તો તમે રૂપમતી નહીંજ ને?" ત્યારે જરા અજાયબીમા ને મુગ્ધભાવે પુછ્યુ.

"બા, તો અગાશીમા બેઠા છે. હું તો તેમની દાસી છું."

"ઠીક. બાઇ! જરા રૂપમતીને કહેશો કોઇ પરદેશી મુસાફરને જરા તમારું કામ છે?"

"તે જે કામ હોય તેજ કહોને? લોકોએ શું કહીએ બાઇ!"

"પણ બાઇ! મારે એમનુંજ કામ છે."

"તમારું નામ તો કહેશો કે એને પણ એમ નુંજ કામ છે?"

"મારું નામ—હા મારું નામ— કહો —જાઓ—બાઇ કહેજો કે મારું નામ બાઝ બહાદુર"

"હેં સરદાર બાઝ બહાદુર પોતે? સરકાર! માફ કરજો, અમે સ્ત્રીઓ એકલી કહેવાઇએ; આમ અર્ધી રાતે કંઇ નામ ઠામ પુછ્યા વિના કોઇનેએ ઘરમા પેસાડીએ એ જુવાન સ્ત્રીને માટે કેવું કહેવાય? સરદાર, બેઅદબી થઇ હોય તો માફ કરજો. આવોને, આ પાટ પર બેસો. હું ઉપર જઇ રુપાંબાને કહી આવું."

"હરકત નહી. તમે જઈ માત્ર કહો એટલે બસ."

મંડુના કીલ્લાની લડાઇના વિજયના જે સમાચાર ફેલાયા હતા તેની સાથે સાથે બાઝ બહાદુરના પરાક્રમોની ગાથાઓ અનેકવિધ વધીને પ્રસરી રહી હતી. નાના બાળકો ખેલ ખેલમા પણ પોતે બાઝબહાદુર બનતા. ધણીધણીઆણીની ને આડોસી પાડોશીની લડાઇમા પણ "તું મોટો બાઝ બહાદુર ખરો કેની?" કહી મેહેણા ટુણા રચતા.

એક વખતના લડવૈયા અત્યારે પાછલી વયમાં પોતાની લડાઇઓના સ્મરણો તાજાં કરતાં અને પોતે બાઝ બહાદુર હોય —છે—શું શું કરી નાખતા એમ કલ્પનાઓ કર્યેજ જતા. કેટલાક શુરાઓ વાતે વાતે પોતેજ બાઝ બહાદુર બની જતા અને મંડુના કીલ્લાની લડાઈ દીલ્હીમા ઘરના આગણે થતી કલ્પી કાઢતા.

"રુપાબા! સરદાર બાઝ બહાદુર બહાર પધાર્યા છે."

"ઓહો! સરદાર પોતે છે? કેમ કં આમ અત્યારે?" એક પાતળા વાનની સ્ત્રીએ સીતારને જરા દૂર સુધી લુઘડાંને હેલે ચઢાવી ઉભાં થતાં કર્યું. તેણે ચાલતાં ચાલતાં લુગડાં મઠારી લીધાં ને એક લટકો કરી શરાબના હાવભાવ સહેજજ વારમા પલટી નાખ્યા. એક પળ ઉપર કોઈ મસ્ત નૌયૌવના નિર્બંધ રીતે આડી પડી વિહરતી હતી તે ઘડીભરમાં જરા ઠરેલ થઇ ગઈ. ગૌરવ ભર્યે ડગલે તે નીચે ઉતરી. બે [illegible] ને આંગળી વચ્ચે ડાબી મુખને થાડું ઢાંક

આછું સ્મિત કરી જરા મીઠા ને હૈયું કોરે એવા સ્વરે રણકો કર્યો: "સરદાર બાઝ બહાદુરે આમ કવેળા પધારવાની કેમ કૃપા કરી હશે? "

બારણાને અઢેલી અડધું અંગ ન દેખાય તેમ તે ઉભી રહી.

બાઝ બહાદુર આ અર્ધ વિકસિત કમલદલ સરીખા અંગનું ડોકીઆં કરતું લાવણ્ય જોઈ ભાન ભુલ્યો બની ગયો. 'મોહ વારુણી' પી મુગ્ધ બનેલો માનવી કોને અને શું ઉત્તર આપી શકે?

ચતુરાએ એક અર્ધાજ વિપલમાં એના સૌંદર્યાસ્ત્રે યોદ્ધાને પરાજિત કર્યો હતો એ એણે પારખી લીધું. તેણે આ કીર્તિવંત નૌયુવાન વીશે ઘણુંજ સાંભળ્યું હતું; પ્રથમજ જોયો હતો. રાત્રિનાઝીણા દીપકના તેજમાં મુગ્ધ બનેલા એ નાયુવાનની મુખમુદ્રા જરા એને આકર્ષી રહી.

"સરદાર!" જરા મોહક સ્મિત ને મીઠાશ ભર્યા સ્વરે તેણે સરદારને વિવશ બનાવવા ફરી હથીયાર ઉગામ્યું; "આ એકલી સ્ત્રીને આમ અર્ધી રાત્રે આપને દર્શન દેવાનું કૈં કારણ?"

સરદાર શરમાયો. ને નીચું જોઇ ગયો. આ પરાજ્ય અને આ અપમાન તેનું લડાયક મન સહન કરવા તત્પર નહતું. છતાંએ શિથિલતા તેનાં અંગને વાણીમાં જામી ગઇ હતી. તેણે મહા પ્રયત્ને કહ્યું; "રૂપમતી, માફ કરશો તસ્દી આપવા માટે. અવિનય થયો હોય તો ક્ષમા ચાહું છું. !" ને તે ઉભો થયો.

રૂપમતી માત્ર એક સૌંદર્યનો ખજાનોજ ન હતી. તે માત્ર ગાનાર પણ ન હતી. તે એક મહત્વાકાંક્ષા સેવતી, અનેક આદર્શો રચતી ભવ્ય કલ્પનાઓમાં વિહરતી વીરાંગના હતી. રાજરમતનો તેને શોખ હતો.

દીલ્હીના રાજ્ય પ્રદેશોમાં સા શા બનાવો બનતા, શાં શાં રાજકારસ્થાનો રચાતાં ને સમેટાતાં તેની ઝીણામાં ઝીણી માહીતી તે મેળવતી. દરેકનું ભવિષ્ય પોતે શોધવા મથતી. પોતે આ કારસ્થાનોમાં દરેક કારસ્થાનનાં પરિણામો ઘડવા આતુર બનતી અને અનુકુળ સમય અને તકની તે હંમેશ વાટ જોયાજ કરતી.

સરદાર બાંઝ બહાદુરને જોતાં માત્ર તે તેના સુંદર અંગ મરોડમાં મુગ્ધ નહોતી બની પરંતુ તેની મહત્વકાંક્ષા પોષવામાં અને પાર પાડવામાં આ હથીઆરની સચોટતા તેણે તરતજ પારખી લીધાં ને આ ધન્ય તકને ન ગુમાવવા તેણે નિશ્ચય કર્યો.

"નાજી સરદાર!" જરા શરીરનો લટકો કરી, દેહલતાને થોડી આગળ નાખી એક ચિત્તવશ કરે તેવું નયનબાણ ને આછું સ્મિત નાખી તેણે કહ્યું: "એમાં જરા અવિનય જેવું શું છે? કે આપ ક્ષમા માગી અમને શરમાવો છો? સરદાર! અમ અબળાઓને આમ શરમાવે શો ફાયદો? એસોને, આમ અતિથિ રુસણાં લેઇ જાય એ કેમ ખમાય? અને આપ તો સરદર બહાદુર! ના જી, માફ કરો એમ નહીજ જવાય."

લાવણ્યમુગ્ધ સરદાર ત્યાંજ સ્થિર થઇ ગયો. જમીન અને રૂપાંદેની આંખો વચ્ચે રાસ લેવા માંડ્યા.

એક બે સ્મિતની આપ લે પણ થઈ ગઈ. બંનેજ અવાક બની ઉભાં રહ્યાં. ઉરના ભાવોએ બંનેના હૃદય તારો ગાંઠ્યા. અને મૂક સંદેશાઓ દ્વારા અન્યોન્યનાં હૃદયો પરખાયાં—બંધાઇ ગયાં.

\+ * +

* × *

ઉગતી ચંદ્રિકાના આછા પ્રકાશમાં ઘોડા ઉપર બે સ્વાર જોધપુરી દરવાજે વટાવી ચાલી જતા હતા.

ચક્રવાકનું એક જોડું એમના ઉપર એક ચક્કર લગાવી ફરફરી ઉડી ગયું.

દૂરની ચાવડીના રોનદારે બે ટકોરા વગાડ્યા.

રુપાંએ વીંટીવાળી આંગળી ઉંચી કરી. આંખ મીંચી. અશ્રુ ઉભરાઇ ગયાં. તે નીચી નમી. અતિ ઝીણા સ્વરે રડી ઉઠીઃ "નાથ! મારા પ્રાણ! સ્વર્ગમાં કે નર્કમાં તું જ્યાં હો ત્યાંજ હું આવીશ. હું તારીજ છું ને તારીજ રહીશ."

તે સ્થિર થઇ. આંસુ કપોળે સુકાઇ ગયાં. તેની આંખમાંથી તેજની ધારાઓ ફુટી. આખાએ તંબુમાં દિવ્ય તેજ વ્યાપી ગયું.

તેણે આંગળી ઉંચી કરી. હીરાને હોઠે અડકાડ્યો. "નાથ! મારા પ્રાણ!" અને એકેજ શ્વાસે તેણે ચુસી લીધો.

ને આખાએ તંબુમાં શુનકાર પથરાઇ ગયો.

\+ + +

દીલ્હીના કેદખાનામાં બાઝ જ્વરથી પીડાતો પડ્યો હતો. તેને તેના શરીરનું ભાન ન હતું. કોઇ કોઇ વખત તે શુદ્ધિમાં આવતો ત્યારે તે એકજ નામનો જાપ જપતો : "રુપાં! રુપાંદે! મારી રુપાં!" વળી પાછો તે બેશુદ્ધ થઇ જતો.

આજે તેનું શરીર તાવથી ધીકતું હતું. અકબરશાહે ખાસ હકીમો રોકયા હતા. હકીમોએ બધાજ ઇલાજો અજમાવી જોયા હતા. સૌએ આશા મુકી દીધી હતી.

ગાઢ અંધકાર જગતને વીંટી વળ્યું. ભુરા વ્યોમમા માત્ર તારાઓજ ચમકી રહ્યા.

એક ગાંડા જેવો માણસ પથારીમાંથી ઉઠી ઉભો થયો. કેદખાનાના સળીઆમાંથી દેખાતા આકાશમા છેક ક્ષિતિજમા તે દૃષ્ટિ માંડી ઉભો રહ્યો.

ક્યાંય સુધી સ્થિર દૃષ્ટિએ તે દૂર દૂર અનંતતાનીએ પેલે પાર જોઇ રહ્યો—તે અને તેની દૃષ્ટિ જડાઇ ગયા.

તેણે કંઇક જોયું. આંખ પહોળી કરી ફરીથી જોવા માંડ્યું. માથું હલાવ્યું. સળીઆ જોરથી પકડી માથું વીંઝ્યું. ફરી આખો ફાડી જોયું. થોડીવાર ન માનતો હોય એમ લાગ્યું. આખુંએ શરીર કમ્પી ઉઠ્યું. બે સળીઆ વચ્ચે માથું ઘાલી એ જોઇ રહ્યો. ને અતિ આર્ત સ્વરે પુકારી ઉઠ્યોઃ "રુપાં! મારી રુપાં! મારા, ફુલ! પ્રાણ! એ! હા, તું, આખરે આવી! હું આ આવ્યો. ઉભી રહે! જરા થોભ! આ આવ્યો!" તેણે સળીઆને ખેંચવા માંડ્યા એને લાગ્યું એને કોઇ બોલાવી રહ્યું છે. ખુબ જોર કરી સળીઆને એક આંચકો માર્યો. સળીઆ પહોળા થયા. આખુંએ શરીર તેણે બહાર ઝુકાવ્યું. શરીર છોલાયું—લોહી લુહાણ થયું.

તે દોડ્યો. સામેના કોટ આગળ જઇ તેણે એક અજબ થેકડો માર્યો. કાંગરા ઉપરના ખીલા તેના શરીરમાં હાથે ને પગે ભોકાયા.

દૂર ને દૂર કોઇ બોલાવતું હતું તેમાંજ તેનું ધ્યાન હતું. તેણે એકદમ પાછો ભુસકો માર્યો. થોરની વાડમાં તે પડ્યો. ઉઠ્યો ને એકદમ દોડ્યો. તે દોડેજ ગયો.

ખડકો એનો રસ્તો રોકી શકવા અસમર્થ હતા. અંધારું એની આડે આવતુંજ નહીં. એને તો એકજ લાગતું કે દૂર દૂર એની રુપાં એને બોલાવી રહી હતી. અને તેને મળવા તે ગાંડો બની દોડી રહ્યો હતો.

૭

તેની નજર બળતી ચેહ ઉપર જઇ ઠરી. ચિતામાંથી એક આકૃતિ ઉત્પન્ન થઇ. તેણે હાથ લંબાવ્યા.

બાઝ દોડ્યો. "રુપાં! મારી રુપાં! મારી રુપાંદે! આવ્યો છું હોં!" તેણે દોટ મુકી. લંબાવેલા હાથની આકૃતિમાં સમાઇ જવા તેણે પડતું મુકયું.

× × ×

આજે પર્વતોની હારમાળામાંથી નર્મદાના ઘોધ એક ખુણે ઉભેલા એકદંડીઆ મહેલને હલુએ નિરંતર પખાળ્યાજ કરે છે. પણ એ ઘોધમાં પ્રાણની પ્રફુલ્લતા નથી. એ મહેલ તેજોહીન બની ત્યાંજ ખુણે પાળનો પડ્યો છે, ને એનાં વસનાર પાછળ એ પણ આખું ગુમાવી વિનાશની વાટ જોતો ઉભો છે!



## દ્વારકાંપુરી

(અનુસંધાન પૃષ્ઠ ૫૩૪ થી)

આ કૃષ્ણકુંડની દક્ષિણે શારદામઠના તાબાનો રણછોડજીનો ભંડાર છે. તેમાં ભોગની સામગ્રી તૈયાર કરીને શારદામઠ તરફથી દેવે ને ઠરાવેલે વખતે ભોગ ધરાવવામાં આવે છે. આ ભંડારની દક્ષિણે શંકરાચાર્યનો શારદામઠ છે. આ મઠના અધિપતિ શંકરાચાર્ય જ્યારે દ્વારકાંમાં હોય ત્યારે રણછોડજીની આરતી પણ ઉતારે છે. ભારતવર્ષમાં શંકરાચાર્યના ચાર મઠ ગણાય છે તેમાનો આ એક મઠ છે. દ્વારકામાં મઠ ક્યારે આવ્યો, શી રીતે આવ્યો એ ઇતિહાસનો કંઈ પત્તો લાગતો નથી. વધારે સંભવ તો એવો છે કે આ રણછોડરાયના મંદિરની ગાયકવાડ મારફત નવી વ્યવસ્થા થઇ તે પહેલા કોઇ સમર્થ શાંકરમતવાદી સંન્યાસીએ આ મઠ સ્થાપ્યો હોય. આ મઠપતિઓની તકરારો, ગાયકવાડ સરકારનું વચ્ચે પડવું, બધો ભવાડો જગતને તદ્દન મિથ્યા અને કેવળ બ્રહ્મને સત્ય માનનાર ભગવાન શંકરાચાર્યનો ગાદી દાવો કરનારને શી રીતે શોભે છે!

દ્વારકામાં મુખ્ય તો આ રણછોડરાયનું મંદિર છે. એ પોતેજ દેવોના ગામ જેવું છે. યાત્રાળુઓ અહીંજ લાંબો વખત ગાળે છે. પણ બાકીના વખતમાં બહારનાં મંદિરોનાં દર્શન તથા પરિક્રમા કરે છે. રણછોડરાયના મંદિરના કોટની બહાર લક્ષ્મીનારાયણનું મંદિર છે, જેમા નારાયણની બે હાથ ઉંચી શ્યામ ચતુર્ભુજ મૂર્તિ છે, અને તેની બાજુમાં લક્ષ્મીજીની નાની મૂર્તિ છે. લક્ષ્મીનારાયણના મંદિરની બાજુમાં વાસુદેવનું મંદિર છે; જેમાં વાસુદેવની શ્યામવર્ણ ચતુર્ભુજ મૂર્તિ છે.

ગોમતી સ્નાન અને રણછોડજીના મંદિરનાં દર્શન ઉપરાંત યાત્રાળુઓ નગરની પરિક્રમા કરે છે. તેમાં ગોમતી ઘાટ ઉપરથી સંગમ ઘાટ, ત્યાંથી ચક્રતીર્થ, તેની ઉત્તરે રત્નેશ્વર મહાદેવ, એથી આગળ દ્વારકા શહેરની બહાર સિદ્ધનાથ મહાદેવ, ત્યાંથી જ્ઞાનકુંડ નામની વાવ આવે છે. ત્યાંથી આગળ અક્ષયવડ, અઘોરકુંડ ભદ્રકાળી, આશાપુરી અને કૈલાસકુંડ આવે છે. આ કુંડથી આગળ સૂર્યનારાયણનાં દર્શન કરી શહેરના પૂર્વ તરફના દરવાજા પાસે જયવિજયનાં દર્શન કરી, નિષ્પાપકુંડથી આગળ વચ્ચે આવતા દેવોનાં દર્શન કરી દક્ષિણ દરવાજેથી રણછોડજીના મંદિરમાં પાછા આવે એટલે પરિક્રમા પુરી થાય છે.

દ્વારકાંથી દોઢ ગાઉ રામલક્ષ્મણનું મંદિર છે; ત્યાં મહાપ્રભુજીની બેઠક છે. ત્યાંથી એક ગાઉ ઉપર સીતા વાડી છે તેમાં પાપ પુણ્યની બારી છે. આ પરિક્રમામાં આવતા કુંડોનાં પાણીમાં સ્નાન કરવાથી પુણ્ય થાય એવું મનાય છે પણ પાણી એવુ ગંદુ હોય છે કે પાસે ઉભું ન રહેવાય.

દ્વારકાની યાત્રામાં ત્રાસ પણ ઓછો નથી. બધે તીર્થ સ્થાનોમાં હોય છે તે ગોરોનો, ગંદકીનો વગેરે ન ગણીએ પણ કરનો ત્રાસ ઘણો છે. ગોમતીમાં સ્નાન માટે ગાયકવાડ તરફથી કર લેવાય છે. અને જામનગરથી દ્વારકાંની ટીકીટ લેતાં અંદર કરના પૈસા આવી જતા તે વળી હમણાં નીકળી ગયા એટલું અહો ભાગ્ય! પછી દ્વારકામાં અને બેટમાં દર્શન કરવા માટે સરકારનો કર આપવો પડે છે. પછી પુજારીઓને કર આપે ત્યારે ચરણસ્પર્શ થાય. અને ગૃહસ્થો તો ભાગ્યેજ લેતા હશે પણ બાવાઓ દ્વારકાં તાબે આરંભડામાં

દ્વારકાની તપ્તમુદ્રાની શંખચક્રની છાપ લે છે તે માટે પણ કર આપવો પડે છે. આ બાવાઓના હાથ ઉપરના છાપના ફોડલાં જોઇને એમના ઉપર દયા અને એમની શ્રદ્ધા માટે માન ઉત્પન્ન થાય છે લોકો મશ્કરીમાં ખરું જ કહે છેઃ—"દંડ, મુંડ ને ડાંભ એ ત્રણ રણછોડીઆનાં કામ."

દ્વારકામાં યાત્રાળુઓ માટે અનેક ધર્મશાળાઓ છે. અને ગામ આ તાલુકાનું મુખ્ય ગામ હોવાથી સરકારી કચેરીઓ, દવાખાનું, ઇસ્પીતાલ વગેરે આધુનિક ઠાઠ પણ છે.

દ્વારકાંથી યાત્રાળુઓ બેટ જાય છે. દ્વારકાંથી ૨૦ માઇલ દૂર કચ્છના અખાતમાં જમીનથી બે મૈલ દૂર બેટ દ્વારકાં નામનો એક નાનો બેટ છે.

**બેટ દ્વારકાં:**

બેટ દ્વારકાં બેટ શંખોદ્ધાર પણ કહેવાય છે. દ્વારકાંથી ગાડા રસ્તે બેટ જવાય છે. ખાડીના કાંઠા સુધી સડક છે અને પછી વહાણમાં બેસવું પડે છે. બેટના ટાપુના ઉત્તર કીનારા પાસે બેટ ગામ છે તેમાં સર્વ વસ્તુઓ મળી શકે છે તથા ધર્મશાળાઓ પણ છેઃ આ

નાના બેટમાં રણછોડ સાગર, રત્નતળાવ વગેરે અનેક તળાવો છે અને મોરલીમનોહરનું મંદિર, નીલકંઠ મહાદેવ, પંચેશ્વર વગેરે અનેક મંદિરો છે. રણછોડસાગર સુંદર ઘાટોવાળું બાંધેલું તળાવ છે.

આ બેટમાં મુખ્ય બે સ્થાન છે (૧) રણછોડજીનું મંદિર અને (૨) શંખોદ્ધાર. રણછોડજીનું મંદિર દ્વારકાંના મંદિર જેવું શિખરબંધ મંદિર નથી પણ પુષ્ટિમાર્ગની હવેલીઓ પેઠે સાદા ઘર જેવો પણ વિશાલ મહેલ છે. બેટમાં ફરતા કોટવાળા વિશાલ ચોકમાં બે અને ત્રણ માળના પાંચ મહેલો છે. આ મહેલમાં દાખલ થવા માટે ગાયકવાડ સરકારને કર આપવો પડે છે. દ્વારકાં પેઠે દેવના ચરણસ્પર્શ કરવા માટે તથા દેવને સ્નાન કરાવવા માટે પણ કર આપવો પડે છે. કોટની અંદર, અંદરના દરવાજામાં થઇ સીધા પૂર્વ તરફ જતાં જમણી બાજુએ કૃષ્ણભગવાનનો મહેલ છે. પછી ઉત્તર તરફ પ્રદ્યુમ્નજી, પછી રણછોડજી, પછી ત્રિવિક્રમજી, એથી આગળ પુરુષોત્તમજી, તેની દક્ષિણ બાજુએ દેવકીજી, પછી માધવજીનું મંદિર છે. કોટની દક્ષિણ પાસે પશ્ચિમ તરફ અંબાજીનું મંદિર અને તેની પૂર્વે ગરુડજી બીરાજે છે. વચ્ચે નાનું ચોગાન છે. રણછોડજીના મહેલની બાજુએ સત્યભામા અને જાંબુવતીનો મહેલ છે. પૂર્વ તરફ સાક્ષીગોપાલનું મંદિર છે અને ઉત્તરે રુક્મિણી અને રાધાના મહેલો છે. જાંબુવતીના મહેલમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે. અને રુક્મિણીના મહેલમાં ગોવર્ધનનાથજીનું પણ મંદિર છે. આ મહેલોમાં કૃષ્ણ ભગવાનનો મહેલ સૌથી વિશાલ છે. અહીં ઠાકોરજીની સામગ્રીમાં ઘણુ ખર્ચ થાય છે. રાત દિવસ મળીને ૧૩ વખત ભોગ ધરાવાય છે, સમા સમાનાં દર્શન થાય છે. નવ આરતી ઉતરે છે. રુક્મિણી, જાંબુવતી, સત્યભામા અને રાધા ચારેના ભંડારો જુદા છે. અને ભંડારોના માલીકો બ્રહ્મચારીઓ જુદા છે આ રાણીઓના ભંડારોમાં તૈઆર થએલી સામગ્રી બધા દેવો પામે જાય છે. અને છેવટ એ ધરાવેલી સામગ્રીનો યાત્રાળુઓને પ્રસાદ મળે છે.



શંખોદ્ધાર—બેટ ગામ તો નાનું છે. ગામના કૃષ્ણ મહેલથી દોઢ મૈલ ઉપર શંખતળાવના કાંઠા ઉપર શંખ નારાયણનું જુનું અને નવું મંદિર છે. શંખનારાયણનું મંદિર એ મત્સ્યાવતારનુ મંદિર છે જેકે નારાયણની મૂર્તિ-

ના શરીરમાં દશ અવતારની મૂર્તિઓ છે અને હાથમાં શંખ છે. શંખનારાયણના નવા મંદિરની બાંધણી જુના જેવી છે અને જુનાની બાંધણી દ્વારકાંના રણછોડજીના મંદિર જેવી પણ નાના ઘાટની છે. નવું મંદિર સવાસો વર્ષ પહેલાં કચ્છના રાવે બંધાવ્યું છે. જુનું મધ્યકાળનું હશે. બાકી દંતકથા તો એવી છે કે સત્યયુગમાં બેટના ઋષિઓને પીડતાં શંખાસુર દૈત્ય અને મત્સ્યાવતાર વચ્ચે યુદ્ધ થયું, તેમાં શંખાસુરનો ભગવાને નાશ કર્યો અને એ પ્રસંગના સ્મરણમા શંખનારાયણનું મંદિર બંધાયું.

બેટમાં પણ પરિક્રમા કરવામાં આવે છે. અને બેટ જતાં કે ત્યાથી વળતાં જાત્રાળુઓ ગોપીતળાવ જાય છે. ગોપીતળાવ બેટના રસ્તામાંજ દ્વારકાંથી ૧૩ મૈલ છે. ગોપીતળાવની માટી તેજ ગોપીચંદન; યાત્રાળુઓ ગોપીચંદનના ગોળાઓ તળાવમાંથી હાથે કાઢીને કે દ્વારકામાંથી વેચાતા લઈ જાય છે. અહીં એક નાનું ગામ છે. ત્યાં ધર્મશાળાઓ છે. પાસે ગોપીનાથનું મંદિર, મહાપ્રભુજીની બેઠક અને રાધાકૃષ્ણનાં મંદિરો છે.

આ પ્રમાણે લોકો દ્વારકાંની યાત્રા કરે છે. પશ્ચિમનું એ મહાધામ કહેવાય છે, ઘણા જુના કાળમાં કદાચ કાઠીઆવાડના જંગલો કાપી, છેક છેડે જતાં આ બેટમાં કોઈ શૈવસાધુઓનાં કે શૈવમૂર્તિઓનાં દર્શન થતા હશે. પછી ભારતકાળમાં વૈષ્ણવ યાદવોએ પોતાનું થાણું કાઠીઆવાડના જંગલી લોકોને તથા જંગલી જાનવરોને વશ કરી આ બેટમાં નાખ્યું. પણ યાદવો લાંબો વખત ટક્યા નહીં અને

ફરી એ સ્થાન જંગલી લોકોના હાથમાં જઇ પડયું. ગુપ્તોના સામ્રાજ્યકાળે જે સ્કંદગુપ્તે ગિરિનગર (જુનાગઢ)માં સુદર્શન તળાવને કાંઠે વૈષ્ણવમંદિર બંધાવ્યું તે પરમભાગવત રાજાએ આ જુના તીર્થમાં–દ્વારકાંમાંએ ભગવાન કૃષ્ણની યાદગીરીમાં વૈષ્ણવમંદિર બંધાવ્યું હોય એ સંભવિત છે. સ્કંદગુપ્તના મરણ પછી આ ભૂમિએ કૈંક વારાફેરા જોયા. તેમાં ગિરિનગરના મંદિરની નીશાનીએ નથી મળતી તો દ્વારકાંનું મંદિર જીવતું રહ્યું હોય એમ માનવાનું કારણ નથી. પણ પાછળથી ગુજરાતના સોલંકીઓના સમયમાં ગુજરાતી સ્થાપત્યના એ સુવર્ણયુગમાં દ્વારકાંધીશનું નવું મંદિર બંધાયું અને આ જુના તીર્થે નવી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. અલબત પાછળથી મંદિરમાં સુધારા વધારા–જીર્ણોદ્ધાર વગેરે થયું, હશે પણ મુખ્ય યોજના કાયમ રહી અને ધીમે ધીમે આ તીર્થની કીર્તિ વધતી ગઇ. દ્વારકાંધીશના હાલના મંદિરની બાંધણી સોલંકીઓના કાળનીજ લાગે છે. આ જુના તીર્થનો નવો મહિમા કોણે ચલાવ્યો એ ગહન પ્રશ્ન છે. જવાબ આપવા માટે કશાં સાધનો નથી. હાલનું મંદિર અને એમાંની તથા બેટની મૂર્તિઓ વગેરે જોતાં, એમ તર્ક થાય છે કે કદાચ રામાનુજ મતના કોઇ ભક્તોએ કે સાધુઓએ આ જુના તીર્થમાં ગુજરાતના સોલંકી રાજાઓની સહાયથી પોતાના પૂજ્ય દેવની સ્થાપના કરી–અતિ જુના ગુપ્તકાળના ખંડેરનો જીર્ણોદ્ધાર કર્યો હોય તો એ સંભવિત છે. દેવોનાં નામો વગેરે રામાનુજ મતનાં જણાય છે. ગુજરાતના રાજાઓએ આ રીતે પોતાના રાજ્યને નવી ધાર્મિક પ્રતિષ્ઠા મળતી જોઇ, મદદ પણ કરી હોય. આ તર્ક બરાબર હોય તો બારમા શતકમાંજ દ્વારકાંની નવી રચના થઇ હોવી જોઇએ. પછી તો ગુજરાતમાંથી રામાનુજનું જોર ક્ષીણ થઇ ગયું અને આ મંદિરો સાધારણ પુજારીઓના હાથમાં પડી ગયાં. શંકરાચાર્યે પણ પોતાની ગાદી જમાવી. એમાં દ્વારકાંએ પહેલેથી અનેક વારાફેરા જોયા. પણ એ પશ્ચિમનું મહાધામ રહ્યું અને અત્યારે પણ એક વખત માના કરી આવવા યોગ્ય છે.



